ગુર્જર દેશના ગ્રંથકારો!

મ્હારા સ્વર્ગવાસી પિતા તમારા ઉપર પ્રીતિ
રાખતા, તમારા ગ્રંથોના ગુણ જોવા
ઉત્સાહી હતા, અને તમારે
નામે અને અર્થે આ-
નંદ પામતા,
માટે
આ તેમના પવિત્ર જીવનનો અવશેષ
હું તેમના વિયોગથી શોકલીન
તેમનો પુત્ર
ધીમત નવલરામ પંડિત
તમારે ચરણે
મુકું છું.

૪૭૬૮

# નવલગ્રંથાવલીની.

## અનુક્રમણિકા.

### ભાગ ૧

# અનુક્રમણિકા.

## ભાગ ૨ જો.

# અનુક્રમણિકા.

## ભાગ ૩ જો.





# અનુક્રમણિકા.

## ભાગ ૪ થો.

# પ્રસ્તાવના.

રા. રા. નવલરામ લક્ષ્મીરામના કુટુંબ તરફથી તેમના આશ્રિત રા. હરિલાલ વલ્લભરામે નવલરામભાઇના ગ્રન્થોનો સંગ્રહ છપાવવા વીશે મ્હારો અભિપ્રાય પુછ્યો અને સહાયતા માગી. દ્રવ્યની સહાયતાની તો તેમને જરુર નહતી, કારણ આ કાર્યમાં જેટલું ખરચ થાય એટલું પિતાએ મુકેલા દ્રવ્યથી ખરચવું એ નવલરામભાઇના ચિરંજીવ ધીમતરામ પોતાનો ધર્મ સમજે છે. માત્ર ગ્રંથોની વ્યવસ્થા વગેરેમાંજ સહાયતા જોઇતી હતી. આવા લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી, અને ઉદ્યોગી ગ્રંથકારને તેના મરણ પછી કોઇપણ ગ્રન્થકાર આવી સહાયતા આપે તો એ એક બન્ધુકૃત્ય છે એમ જાણી, અવકાશ કમી હોવા છતાં પણ આ બન્ધુકૃત્ય કરવું મ્હેં સ્વીકાર્યું છે, અને તે વિશેષે કરીને એટલા માટે કે રા. હરિલાલે આવી સહાયતા જ્યાં જ્યાં માગી ત્યાં ત્યાં નિષ્ફળ થયા અને નિરાશ થઇ વધારે સહાયતા માગવી મુકી દેતતો ગુજરાતી સાક્ષર વર્ગને શિર મ્હોટો કૃતઘ્નતા દોષ આરોપાત. બીજા કોઇએ આ સહાયતા આપવાનું માથે લીધું હત તો મ્હારે વધારે આનંદ પામવાનું કારણ એટલા માટે હતું કે મ્હારાથી કેટલીક જાતની સહાયતા આ કાર્યમાં આપી શકાઇ નથી અને તે આપનાર મળત તો વધારે સારું થાત.

રા. નવલરામનો પ્રથમ ગ્રંથ સન ૧૮૬૭માં પ્રસિદ્ધ થયો ત્યારથી તે તેમની આખર સુધીમાં પોતાના નામથી અથવા નામ વિના જે જે છુટક ગ્રન્થો બ્હાર પાડ્યા છે તે શીવાય ગુજરાતશાળાપત્ર તથા બીજાં પત્રોમાં તેમનું પ્રાસંગિક લખાણ છે. શીવાય ૧૮૬૭ પ્હેલાંનું અને પછીનું એમનું ઘણુંક લખાણ છપાવ્યા વિનાનું છે. આ બધુંયે લખાણ આ સંગ્રહમાં મુકવું એ તો નિરર્થક શ્રમ અને ખરચની વાત છે એવું લાગ્યાથી આ સર્વ છાપેલા અને લખેલા લેખને ચાળવાની અગત્ય હતી. લખનારાઓના લેખ માત્રનું કંઇ કંઇપણ પ્રયોજન તો હોય છે, પરંતુ કેટલાંક પ્રયોજન ખાનગી હોય છે, કેટલાંક ક્ષણિક અથવા તત્ક્ષણસંબંધી હોય છે, અને માત્ર થોડાક લેખો ભવિષ્ય ઉદ્દેશે લખાયા હોયછે. જે ગ્રંથો ભવિષ્ય પ્રજાને માટે લખાયલા નથી અથવા તેને ઉપયોગી નથી એવા ગ્રંથો છપાવવા એ માત્ર ઘણા મ્હોટા ગ્રંથકારોના વારસોનેજ યોગ્ય છે, કારણ એવા ગ્રંથકારો

શીવાય બીજાની ન્હાની ન્હાની વાતો સાંભળવા જગત અભિલાષી હોતું નથી. આ અને એવા બીજા વિચારોથી આપણા ગ્રંથકારના લેખોમાંથી નીચેના લેખો આ સંગ્રહમાં રાખ્યા છે અથવા રદ કર્યા છે.

અપ્રસિદ્ધ લેખોમાંથી જેટલા લેખોમાં ગ્રંથકર્તાના મન-સંસારનું અપરોક્ષ પ્રતિબિમ્બ પડી રહેલું છે તેવા લેખો આ સંગ્રહમાં લીધા છે. આમાંના કેટલાક લેખ ઇંગ્રેજી-મિશ્રિત છે. સંગ્રહના બીજા ભાગમાં "મનના વિચાર" નામના જુદે જુદે પ્રસંગે લખાયલા વિષય આનું દૃષ્ટાંત છે.

કેટલાક અપ્રસિદ્ધ લેખો કર્તા હયાત હત તો છપાવત પણ કંઇ કારણથી છપાવવા રહી ગયલા હોવા જોઇએ એવા હતા તેને લીધા છે.

બાકીના અપ્રસિદ્ધ લેખો છપાવવા કર્તાએજ યોગ્ય ધારેલું નહી અથવા જાણી જોઇ છપાવેલા નહી અને હાલની પ્રજાને પણ ઉપયોગી નથી એવું સમજી સંગ્રહમાં લીધા નથી.

કર્તા ઘણાં વરસ સુધી "ગુજરાતશાળાપત્ર"નો તન્ત્રી હતા અને તેમાં તેમનું લખાણ ઘણુંક થયલું છે, પણ તેમાંનો ઘણોક ભાગ વર્તમાનપત્રોના સાધારણ લેખોની પેઠે તત્ક્ષણસંબંધી હતો અને હવે તેમાં કોઇને રસ પડે એમ નથી. કર્તાએ જાતે આ સંગ્રહ છપાવ્યો હત તો તે બાતલ કર્યા વિના રહેત નહી અને અત્રે પણ તે બાતલ કરવામાં આવ્યો છે.

કેટલાક ગ્રંથોનો "કાપી-રાઇટ" પર હસ્તે ગયેલો છે અને કેટલાક લેખ માત્ર વિદ્યાર્થિઓને વાસ્તે હજી જુદા પ્રસિદ્ધ કરવામાં આવે છે તેપણ આ સંગ્રહમાં લીધા નથી.

બાકીના સર્વ પ્રસિદ્ધ લેખ સંગ્રહમાં દાખલ કર્યાછે અને તેના નીચે પ્રમાણે જુદા જુદા ભાગ કરી જુદા જુદા છપાવ્યા છે.

૧ નાટકો, કાવ્યો, વાર્તાઓ, વગેરે અસલ લેખ અને ભાષાંતર.

૨ "ગ્રંથો, ગ્રંથકારો, અને સાક્ષરચર્ચા" એ નામ બીજા ભાગને આપવામાં આવેલું છે. પ્રથમ ભાગ સર્વ વર્ગના વાંચનારાઓને વાસ્તેછે અને આ બીજા ભાગના વિષય માત્ર વિદ્વાન વર્ગને પ્રિય થશે. નવલરામની કીર્તિ ગ્રંથકાર કરતાં ગ્રંથપરીક્ષક રૂપે વધારે છે, અને તેમની વિદ્વત્તા, બુદ્ધિ, અને સુજનતા તેમણે કરેલી ગ્રંથપરીક્ષાઓમાં સ્પષ્ટ ખીલવા પામી છે. તેમના પ્રસિદ્ધ તેમ અપ્રસિદ્ધ લેખોમાં આપણા ન્હાના તથા મ્હોટા, જુના તથા નવા, ગ્રંથકારોને યોગ્યતા પ્રમાણે અભિનંદન આપેલું છે અને એ ગ્રંથકા-

રોની ગ્રંથકારતાનું પૃથક્કરણ કરેલું છે. કેટલાક લેખો અમુક ગ્રંથકારને ઉદ્દેશી લખેલા નથી પરંતુ તે લેખોનો વિષય તેને લગતો હોવાથી તેને "સાક્ષરચર્ચા"નું નામ આપી આ ભાગમાં મુકેલા છે. ગ્રંથકારોને અને ગ્રંથ પરીક્ષકોને આ ભાગમાંથી ઘણુંક જાણવાનું મળી આવશે.

૩ ત્રીજા ભાગમાં શાળોપયોગી લખાણુછે. કેવળ વિદ્યાર્થિયોયેજ નહી પણ તેમના શિક્ષકોયે પણ લેવાની શિક્ષાના શાસ્ત્ર સંબંધી વિષયો આ ભાગમાંછે. નવલરામની નોકરીની રીત કેવળ વેઠિયાવાડની ન હતી, પરંતુ પોતાનું કામ પ્રીતિથી કરતા હતા, અને એ નોકરી યોગ્ય રીતે બજાવવા શિક્ષણ શાસ્ત્રના નિયમોનું મન્થન કરતા હતા. આ અનુભવ અને ઉદ્યોગનું ફળ આ ભાગમાં ઘણી રીતે સમાયલુંછે.

૪ ચોથા ભાગમાં સામાન્ય જ્ઞાનના વિષયોછે. આ વિષયો ઉપર આપણી ભાષામાં એવા ગ્રંથો નથી. સરકારી સાત ચોપડિયોમાં તેમ શાળાપત્રમાં આ વિષયો વેરાયલાછે. ગુજરાતી વાંચનારાઓના મ્હોટા ભાગમાં આવું સામાન્ય જ્ઞાન પણ નથી. તેમને વાસ્તે આવા સંગ્રહની ખોટછે.

આવી રીતે ચાર ભાગમાં રા. નવલરામનાં લખાણનો સંગ્રહ છપાવી પ્રત્યેક ભાગ છુટો વેચાય તેમ બધા ભાગ ભેગા પણ વેચાય એવી વ્યવસ્થા રાખવામાં આવીછે. એકઠા સંગ્રહ સાથે તેમ પ્રત્યેક છુટા ભાગની સાથે રા. નવલરામની જીવનકથા અને છબી પણ મુકવામાં આવીછે.

ગુજરાતી ભાષાની જોડણી સંબંધી જુદા જુદા ગૃહસ્થોના જુદા જુદા વિચારછે અને રા. નવલરામ પણ જુદી જુદી વયે જુદા જુદા વિચાર રાખતા હતા. તેમનાં લખાણને મ્હારા પોતાના અભિપ્રાયની જોડણી આપવી અયોગ્ય લાગ્યાથી તેમ આ ગ્રંથોના મુદ્રાંકન ઉપર દેખરેખ રાખવાને, અવકાશ ન હોવાથી, અસલ જોડણી જેવી હોય તેવી રાખવાની સૂચના આપી આ મુદ્રાંકન છાપનાર તથા હરિલાલ વલ્લભરામ એ બેના હાથમાં રહેવા દીધુંછે. તેમણે પોતપોતાના ગજા પ્રમાણે આ કામ ઉપાડી લીધુંછે, અને તેમનાથી જે ભુલો રહી ગયેલીછે તે સુધારી લેવી એટલો આશ્રય આપવો એટલું મરનાર ગ્રંથકાર પ્રતિ કરવાનું અમારાથી બાકી રહી ગયેલું બંધુ–કૃત્ય સુજ્ઞ વાંચનારે જાતે કરી લેવાનુંછે.

કેટલાક ગ્રંથોમાં ગ્રંથકારે જાતે ફેરફાર કરી રાખેલા તે ફેરફાર આ સંગ્રહમાં સ્વીકાર્યાછે. મેઘદૂતનો ઘણો ભાગ આવી રીતે ગ્રંથકારે સુધારેલો

છે. ભટના ભોપાળાના કેટલાક ભાગ તો નવાજ લખેલાછે, અને તેમાંથી ઘણોક ક્હાડી નાંખવા જેટલો ભાગ તેમણે ક્હાડી નાંખેલોછે. છેલ્લાં આઠ દશેક પાનાં આવી રીતે સુધારવાં રહી ગયાં હતાં, તે ભાગ અસલ "મોલિયર"માં ન હતો, ગુજરાતીમાં અપ્રાસંગિક હતો, અને તેમાં પણ ઘણુંક અશ્લીલ હતું. જો તેમનો હાથ આ ભાગ ઉપર ફરી વળ્યો હત તો ત્યાં આગળ નક્કી કાતર ચલાવત. આ સઉ કારણોથી અને હરિલાલની મારફત ધીમતરામે દર્શાવેલી ઇચ્છાથી આ ભાગ ક્હાડી નાંખવાનું જોખમ મ્હેં વ્હોર્યુંછે, અને તેમ કરવા જતાં છેલ્લી કવિતા અસલ "મોલિયર"ને મળતી કરવા સારુ તેમજ સ્થાનયોગ્ય કરવા સારુ ફેરવવી પડી છે. આટલા જુજ ફેરફાર શીવાય બાકીનાં સર્વ લખાણ અને ફેરફાર અક્ષરશઃ કર્તાનાંછે.

બધા વિષયો જે જે વર્ષમાં છપાયલા અથવા લખાયલા તે તે વર્ષના ક્રમ પ્રમાણે પ્રત્યેક ભાગમાં ગોઠવ્યાછે, જે વિષયો એ પ્રમાણે ગોઠવવાનું બન્યું નથી તેને ભાગને છેડે મુકયાછે. ગો. મા. ત્રિ.



મ્હારા પિતા રા. નવલરામ લક્ષ્મીરામના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ લખાણોને તેમ તેમની જીવનકથાને વાચકવર્ગ સમક્ષ મુકવાનું માન આપણા જાણીતા નાગર ગૃહસ્થ રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી. બી. એ. એલ એલ. બી. નેજ છે. આથી મ્હારા પિતા પ્રતિ મ્હારા શ્રદ્ધાભાવનો અભિલાપ સજીવન રહ્યોછે. એમનાજ શબ્દોમાં બોલીએ તો "અરણ્યમાં રહેલા શિવાલયના અપુજિત પણ પૂજનીય બાણ તરફ શ્રદ્ધા પુર્વક બંધુકૃત્ય" બતાવી, મરનાર સાથે માત્ર અડધા કલાકનીજ મુલાકાત હોવા છતાં, એમના છુટક લખાણો તથા છુટક ટિપ્પણ તથા કાગળિયાંમાંથી, જે જીવન રા. ત્રિપાઠીએ ઘડી ક્હાડયુ છે તેજ એમના મહા શ્રમનું પરિફળ છે. વખતની તંગાસને લીધે જીવન જેને સંપૂર્ણ કહીએ તેવું થયું નથી એવું એઉ સાહેબનુંજ કહેવું છે. મ્હારા પિતાના મિત્રોમાંથી કોઇએ પણ જીવન લખવા બીડુ ઝડપ્યું નહિ અને તેઉ સાહેબોને પત્રદ્વારે પૂછતાં છતાં જવાબ ન મળવાથી અમે રા. ત્રિપાઠી સાહેબને વિશેષ હકીકત આપવા શક્તિમાન થયા નથી. તેને માટે વાચકવૃંદ ક્ષમા કરશે.

ઉપકૃતના ઉમળકાથી હર્ષ પામી ઉદ્ગાર થાયછે કે રા. ગોવર્ધનરામના આ પરોપકારી કૃત્યથી હું હમેશનો એમનો આભારી થયોછું તથા ગૂજરાતી સાક્ષર વર્ગના પદપંકજ આગળ આ ગ્રંથાવલી મુકી શકુછું.

લી॰ ધીમત નવલરામ. પંડિત.

# रा. नवलराम लक्ष्मीरामनी जीवनकथा.



કવિ નર્મદાશંકર મરણ પામ્યે થોડોજ કાળ થયોછે, તેમની જીવનકથાના અક્ષરો હજી લીલાછે, અને એટલામાંજ તે અક્ષરોના લખનારની જીવનકથા લખવાનો પ્રસંગ આવેછે એ ઈશ્વરેચ્છાના અનેક ચમત્કારોમાંનો એકછે, એવા ચમત્કારો હૃદયવેધક હોયછે, અને વિચારશીલ જનને વૈરાગ્યના વિચાર સુઝાડેછે. પરંતુ આ સ્થળ તેવા વિચારો કરવાનું નથી; તેમ મરનારના મૃત્યુનો હૃદયવેધક શોક પણ તેની જીવનકથામાં અપ્રાસંગિક છે.

રા. નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષર વર્ગના ઇતિહાસનું એક પુસ્તક પુરૂં થયુંછે, એમ કહિયે તો ચાલે. ત્રીશેક વર્ષ ઉપર મુંબાઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને ધર્મ સભા સ્થપાઇ, તે ત્રણે સભાઓમાંથી માસિક ચોપાનિયાં તે સભાઓનાં વાજાં પેઠે વાગવા માંડ્યાં, અમદાવાદમાં કવિ દલપતરામના રાગ નીકળવા માંડ્યા અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડ્યા, મુંબાઇમાં કવિ નર્મદાશંકર મુંબાઇના સમુદ્ર પેઠે ઉછળવા લાગ્યા અને તેના રસતરંગમાં મુંબાઇગરી પ્રજા ન્હાવા લાગી, ધીમે ધીમે અમદાવાદ અને મુંબાઇ સાક્ષર પદ્ધતિમાં સંગમ પામ્યાં, એકરસ થયાં, અને અંતે એ અતિવેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો. ઘણાક ગ્રંથકારો ધીમે ધીમે આ રણજંગમાંથી નિવૃત્તિ પામ્યાછે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નીકળી શ્રોતા વર્ગમાં ભળી જઇ નવી પ્રજાના નવા ઉર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાયછે, અને બાકીના ગ્રંથકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાંખી લખતાં લખતાં સર્વભક્ષી યમરાજની અનંત મુખગુફામાં લીન થઇ ગયાછે. આ સર્વ વર્ગમાંથી એક અથવા બીજામાં ગણત્રી કરવા યોગ્ય નામો આંગળી વ્હેડે ગણાઇ રહે એમ નથી, અને તેમના અગ્રેસરોનાં નામ ગણતાં આનંદ અને સ્વાભિમાન થયા વગર રહેનાર નથી. કવિ દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી અને તેમના ભાઇ છોટમલાલ, રાવબહાદુર નંદશંકર તુળજાશંકર, રા. મનસુખરામ સૂર્યરામ અને રા. રણછોડભાઇ ઉદયરામ, કવિ હીરાચંદ કહાનજી, રા. ઝવેરીલાલ ઉમિયાશંકર, રાવસાહેબ

મહીપતરામ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઇ, બુદ્ધિવર્ધકના તંત્રી રા. દલપતરામ ખખ્ખર, ડાંડિયાના તંત્રી, ગીરધરલાલ દયાળદાસ કોઠારી, કરસનદાસ મુળજી, માણેક અને ગુલાબના કર્તા રા. નગીનદાસ તુળસીદાસ, કવિ રણછોડ ગલુરામ, કવિ સવિતાનારાયણ, અને બીજા અનેક ન્હાના મ્હોટા તારાઓનો પ્રકાશ ઘણાં વર્ષથી ગુજરાત ઉપર જુદે જુદે પ્રસંગે જુદે જુદે રૂપે ઝળકી રહ્યો હતો, અને હજી તેમાંના કેટલાક નિવૃત્ત થઇને પણ પ્રસંગે પ્રસંગે બુધના તારા પેઠે કોઇ કોઇ વખત દેખા દેછે. પરંતુ તેમનો પ્રકાશ ઘણું ખરું તો લોકને અદૃશ્ય થયા જેવોછે. માત્ર એકજ તારો એવો હતો કે જે વ્હેલામાં વ્હેલો ઉગ્યો, અનેક તારાઓના નાયક જેવો દેખાયો, આખર સુધી ચળકયો, અને મોડામાં મોડો આથમ્યો—આ તારો કિયો તે સઉને સુઝે એમછે—એ કવિ નર્મદાશંકર. બીજો એક તારો આ તારાઓના સમયમાં, પણ મોડો, ઉગ્યો હતો અને શુક્રની પેઠે સઉથી મોડો આથમ્યો તે નવલરામ. ઘણાં વર્ષ સુધી એકજ રંગનો રહેલો દેખાયલો એનો સ્થિર પ્રકાશ આપણી આંખ આગળ તરેછે અને તરશે. હવે એ વર્ગના ગ્રંથકારો નવી વાણી બોલતા બંધ થઇ ગયાછે, તેઓ બોલી ગયાછે તેટલીજ તેમની વાણીથી આપણે સંતોષ માનવાનોછે, આપણા સાક્ષર વર્ગના ઇતિહાસનું એક પુસ્તક પૂર્ણ થયુંછે, બીજું પુસ્તક તો જે હવે રચાય તે ખરું!

નર્મદની જીવનકથા નવલરામે લખી, પણ એ બે ગૃહસ્થો ન્હાનપણના મિત્રો હતા, એકબીજાના જીવનના પ્રત્યક્ષ જોનાર હતા, અને સમાન સમયરસના અનુભવી હતા. નર્મદનું જીવન નવલરામને પારદર્શક હતું; તેવીજ જાતનો મિત્ર નવલરામની જીવનકથા લખવા નીકળત તો ઉત્તમ થાત. પરંતુ પ્રયત્ન કરવા છતાં તેમ થઇ શક્યું નથી. તેમનું જીવન જાણનાર તેમના પરમ મિત્રોને તે જીવનની કંઇ પણ વીગત આપવા અવકાશ મળી શક્યો નથી. આ જીવનકથાના લેખકને સન ૧૮૮૪માં રાત્રિયે માત્ર અર્ધા કલાક સુધીનોજ પ્રસંગ થયો હતો. તે પ્હેલાં અને તે પછી કોઇપણ રીતે એ બેનો પ્રસંગ થયો નથી. અરણ્યમાંના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણની કોઇ પૂજા કરે તેવીજ જાતની પૂર્ણ શ્રદ્ધાથી આ જીવનકથા લખવાનું માથે લેવામાં આવ્યું છે. છિન્નભિન્ન થઇ

પડેલા જુના *કાગળોમાંથી એ કથા ઘડી કહાડી છે. નવલરામના કુટુંબ ઉપર વત્સલભાવ રાખનાર એમના જુના માણસ હરિલાલ વલ્લભરામનો શ્રમ અને આગ્રહ ન હત તો આ જીવનકથા લખવા વારો ન આવત એ લખવું ઘટે છે.

ઇ. સ. ૧૮૩૬-૧૮૫૩ | નવલરામના પિતા પંડ્યા લક્ષ્મીરામ માણેકચંદ સુરતમાં સુરભાઇ નામના અનાવલા દેશાઇને ત્યાં ગુમાસ્તીકરતાહતા. તે જાતે વીસલનગરા નાગર બ્રાહ્મણ, વૈદિક વર્ગના, હતા. એમનો વેદ ઋગ્વેદ, સાંકૃત્સ્ય ગોત્ર, અને આત્રેયી શાખા હતી. પંડ્યા લક્ષ્મીરામ અને સૌભાગ્યવતી નંદકોરનું એકનું એક સંતાન નવલરામ; તેનો જન્મ સુરતમાંજ સન ૧૮૩૬ ના માર્ચ માસની નવમી તારીખે એટલે સંવત ૧૮૯૨ના ફાગણ વદ ૬ને દિવસે થયો. નંદકોર નવલરામની હયાતીમાં ગુજરી ગયાં, લક્ષ્મીરામ, નવલરામના મરણ પછી, કેટલેક દિવસે ગુજરી ગયા છે. નવલરામ પાછલી અવસ્થામાં ઘણુંખરુ એકાંત રહેતા અને લખવા વાંચવામાં કાળગમન કરતા તે સ્વભાવ બાળપણમાંથીજ પડેલો હતો. નંદકોરને લખતાં વાંચતાં આવડતું નહોતું, છતાં ત્રણ ચાર વર્ષના નવલરામ માની પાસે બેસી એકડેએક લખે, તે મા જુવે ને ભુસી નાખે, અને દીકરો ફરી લખે. સુરતમાં ભાગા તળાવ નામની જગા આગળ ગોવિંદ મ્હેતાની ગામડી નિશાળે અભ્યાસ શરુ કર્યો, એ નિશાળ આઠમે વર્ષે છોડી મ્હેતાજી દુર્ગારામ મંછારામની સરકારી-ગુજરાતી નિશાળે બેઠા, તેજ વર્ષમાં તેમને જનોઇ દીધું, અગિયાર વર્ષની વયે ગુજરાતી નિશાળનો અભ્યાસ પૂરો કર્યો અને પરીક્ષામાં પાઘડી અને પુસ્તકો ઇનામમાં મળ્યાં, તેને લીધે ઇંગ્રેજી હાઇસ્કુલમાં ફ્રીસ્કાલર તરીકે એમને લેવામાં આવ્યા, અને સોળ સત્તર વર્ષની વયે એટલે સુમારે ૧૮૫૩માં એ અભ્યાસ પુરો કરી સંસારશાળાના વિદ્યાર્થી થયા. તે સમયની સ્થિતિ પ્રમાણે સાધારણ માણસોને વધારે અભ્યાસનાં સાધન ન હતાં, અને મુંબાઇ અભ્યાસ સારુ આવવું તે બધાથી બનતુ

---

*થોડીક તારીખો, મરનારની બાલ્યાવસ્થા, અને તેના સ્વભાવ અને અંતકાળનું વર્ણન, વગેરે કંઇક બાબતો એમના સ્નેહી તથા સગા રા. નરભેરામ મનસુખરામ તરફથી મળી છે.

ઋઆ પ્રમાણે લેખ છે પણ તે ભુલ ભરેલો લાગે છે.

ન્હોતું. જેટલો અભ્યાસ કર્યો એટલો ઝડપથી, ન્હાની વયે, અને ઉત્સાહથી કર્યો. બાલ્યાવસ્થાના ઓરી વગેરે મંદવાડોમાં બાળક પુત્ર પોતાને કેડે એ-સાડી નિશાળે લેઇ જવાની માને ફરજ પાડતો. રમતનો રસ કે અનુભવ ન હતો; બીજા છોકરા રમે ત્યારે પોતે જુદા પડી આકાશ, સૂર્ય, ચંદ્ર, અને તારા ભણી જોઇ રહે અને તેના વિચારમાં પડી જાય ને રસ્તે જનાર લોક એમ જાણે કે આ છોકરો કાંઇ મહા દુઃખમાં આવી પડ્યો હશે. પ્રસંગે સ્વભાવ તીવ્ર પણ થતો અને એક જણને ત્યાં અભ્યાસ કરવા જતા તેનું પુસ્તક બગાડ્યા બાબત ઠપકો મળતાં તેની પાસેથી ફરી પુસ્તક ન લેવું એવો એકાંત નિશ્ચય કર્યો. પોતાનો દોષ હોય, લાભકારક ઠપકો આપનાર મળે, તેમાંથી અપમાન લેવું, ઠપકો આપનારનો ઉપકારને સાટે અપકાર માનવો, અને પરિણામમાં ખોટું લગાડીને કાંઇ એવોજ નિશ્ચય કરવો કે જેથી ઠપકો આપનારનો હેતુ નિષ્ફળ જાય અને લેનારને હાનિ આવશ્યક થાય,—આ તામસી પ્રકૃતિ છોકરાંની, તેમજ જુવાનિયાઓની હોયછે અને તેમાં પોતાને સમજુ માનનારા મૂર્ખોની વિશેષે કરીને હોયછે. પોતે ઠપકો આપે તે સફળજ થાય એવો હેતુ રાખનારાઓ ઠપકો લેનારની પ્રકૃતિ ન સમજી નિષ્ફળ ઠપકો આપી તે લેનારને હાનિ કરે એ પણ એક અણસમજ અને ખામી છે, કારણ **गुरोरेव हि तज्जाड्यं यच्छ्रोता न विबुध्यते ॥**

નર્મદજીવનમાં ગ્રંથકર્તાએ લખ્યુંછે તે પ્રમાણે તે પ્રસંગે ગુજરાતી નિશાળોમાં કેટલોક અભ્યાસ આજની ઇંગ્રેજી સ્કુલો કરતાં વધારે થતો. ગુજરાતી અભ્યાસ પુરો થયો તે વખતે એટલે અગિયારની વયે હટ-નકૃત ભૂમિતિ અને ઘન સમીકરણમાં ન્હાના નવલરામ પ્રવીણ હતા. આજ પાઠશાળાઓમાંથી પણ ગણિત દુનિયાદારીમાં નિરુપયોગી ગણી કૂહાડી નંખાવવા પ્રયત્ન થાયછે. પાઠશાળાઓમાં ઘણા વિષયો હોવાથી કિયો વિ-ષય કૂહાડી નાંખવો એ પ્રશ્નને અંગે આ પ્રયત્ન યોગ્ય હોય; પરંતુ દુનિયા-દારીમાં તેમ ઇતર વિદ્યાઓના અભ્યાસમાં સ્પષ્ટ એકાગ્રશક્તિવાળા આગ્રહી અને સૂક્ષ્મ મગજનો ખપ હોય તો ન્હાનાં બાળકોને કેળવણીના ઉમ્મર ઉપર ચ્હડતાંજ ભૂગોળનાં અર્થહીન નામો, ઇતિહાસની તારીખોના આંકડા વગેરે ગોખાવી કાયર અને નિઃસત્વ કરી દેવામાં કાળક્ષેપ થાયછે અને શિ-ક્ષણ લેવા લાયક શિક્ષકો શીખવી શકતા નથી તેને ઠેકાણે તે પ્રસંગે વધારે

ગણિતનો સ્વાદ આપવામાં આવે તો ઉપયોગી થાય એના દૃષ્ટાંતમાં નવલરામ, દુર્ગારામ, અને એમના સમયના બીજા અનેક ગૃહસ્થોની શક્તિ અનેકધા જોવામાં આવીછે અને તેમાં કેટલાક તો એવા છે કે બેકન બર્ક કે શેકસ્પીયર તેમણે સ્વપ્નામાં પણ વાંચ્યાં નથી.

નવલરામનું પ્રથમ લગ્ન તેમની અગિયાર વર્ષની વયે શિવગૌરી નામની કન્યા સાથે થયું. લગ્ન પછી દશેક માસે તે કન્યાનું મરણ થયું. એમની ચૌદ વર્ષની વયે સુરત જીલ્લાના કડોદ ગામના વ્યાસ હરિલાલ બ્હેચરલાલની નવ વર્ષની પુત્રી મણિગૌરી સાથે થયું. મણિગૌરી હાલ હયાત છે અને તેમને પેટ થયેલી પ્રજામાંથી નવલરામની પુત્રી બ્હેન કમળાનું વય આજ વીશેક વર્ષનું છે અને પુત્ર ધીમતરામનું વય ચોવીશેકનું છે. ધીમતરામ વિલ્સન કાલેજમાં અભ્યાસ કરે છે.

જનોઇ દેતા સુધી નવલરામને આખે માથે મ્હોટો ચોટલો હતો. વિદ્યાવસ્થામાં તેમની કાંતિ ગોરી હતી, ધાટ નાજુક અને બેઠો અને સ્વભાવ શાંત અને હસમુખો હતો. એમના શિક્ષકોમાં રા. કેશવરામ અમૃતરામ અને મી. જેમ્સ ગ્રાહામ હતા. ઉભયનો અભિપ્રાય ઉંચો હતો, અને ઉભય આ છોકરાનું ભવિષ્ય સારું કહેતા. શરીર છેક નીરોગી ન હતું, ચૌદપંદર વર્ષની વયથી સ્વામી નારાયણના મંદિરમાં નિત્ય સાયંકાળે જતા, તે આચાર્યને મહાપુરુષ ગણતા, અને કહેતા કે જેનાથી આટલા જંગલી લોક સુધર્યા છે તે સહજાનંદ કોઇ મહાપુરુષજ હતા. મંદિરના સાધુઓને મુખેથી વાતો સાંભળતા. સર્વ વસ્તુઓથી તેમજ જીવોથી ભરેલા આ અનાદિ અને સત્ય જગતમાં ઈશ્વર વ્યાપ્ત છે અને તેની સાથે અખંડ ધામમાં અનંત મુક્તો સહિત સાકાર રૂપે ઈશ્વર અખંડ વિરાજમાન છે એવું એ સાધુઓનું મત ખરું માનતા, અને તે મતને વિશિષ્ટાદ્વૈત કહેતા. નવલરામ વીશ બાવીશ વર્ષના થયા ત્યાંસુધી એમનું આ મત કાયમ રહ્યું. એ વયે એમની પ્રીતિ શંકરમત ભણી વળી.

**ઈ. સ. ૧૮૫૪-૬૪** | સન ૧૮૫૪ ના સપ્ટેંબરમાં એટલે અરાડની વયે સુરત ઇંગ્રેજી હાઇસ્કુલમાં નવલરામને નવમા આસિસ્ટંટ માસ્તરની નોકરી દશ રૂપિયાને પગારે મળી. આ પગાર તે સમયે સારો ગણાતો. આ જગાથી ક્રમે ક્રમે ચ્હડ્યા. સને ૧૮૬૧ માં ચોથા આસિસ્ટંટ થયા. તે વર્ષને આખરે સાઠ રૂપિયાને પગારે ડીસા એંગ્લો વર્નાકયુલર સ્કુલના હેડમાસ્તરની કામ ચ-

લાઇ જગા મળી; ત્યાં થોડાક માસ રહી પાછા સુરત હાઇસ્કુલમાં આવ્યા, અને ત્યાં છેક ૧૮૬૪ સુધી રહ્યા; વચ્ચે થોડાક માસ ગોપીપુરા બ્રૅંચ સ્કુલ-ના હેડમાસ્તરનું કામ કરી આવ્યા હતા.

નર્મજીવનમાં નવલરામ ૧૭ થી ૨૨ વર્ષ વચ્ચેની વયને "આત્મ મંથનકાળ" નામ આપેછે, અને લખેછે કે તે સમયમાં શ્રીવાસના તેમ "ના-માંકિત થવાની" અને એવી બીજી મહુચ્છાઓ આત્માને ડ્હોળી નાંખેછે, અને "જુવાનીના કારમા મગડોળ"પર ચ્હડાવેછે. જો એમ-ણે આ નિયમ બાંધવામાં પોતાના જાત અનુભવને પણ કામે લગાડ્યો હોય તો આપણે કહેવું જોઇએ કે નવલરામ આ અવસ્થા ઘણી મોડી વયે પ્હોચ્યા અથવા વ્હેલા પ્હોચ્યા હોય તો ઘણા વર્ષ સુધી એ તિરોભૂત રહી. જેમ ધરતીના ગર્ભમાં ઘણા કાળ સંતાઇ રહેલો અગ્નિ ધુંધવાઇ રહેલો હોય અને ઓચિંતો પર્વતને ફોડી નાંખી જ્વાળામુખમાંથી એકાંતે ભભુકવા માં-ડેછે અને અંતે પ્રસિદ્ધ રીતે ગર્જવા માંડેછે તેમ નવલરામને થયું દેખાય છે. શાંત ગંભીર અને નિશ્ચેષ્ટ દેખાતા આ જુવાને છેક સત્તાવીશમે વર્ષે એ-ટલે ૧૮૬૩માં ચિત્તની જ્વાળાઓ એકાંતમાં કહાડવા માંડી અને ૧૮૬૭ થી તેને પ્રસિદ્ધ વામવા માંડી. ૧૮૬૨ના અરસામાં મહારાજ લાઇબલ કેસ ચાલતો હતો અને નવા વિદ્યાર્થિઓને નવી જાતના રણજંગમાં ઉ-તરવા દૂર સુધી સંભળાય એવી હાકો મારતો હતો. એ હાક નવલરામના શાંત કાળજામાં પણ વાગી; સુધારાવાળા શેઠિયાઓએ મુંબાઇના "રાસ્તગો-ફતાર અને સત્ય પ્રકાશ"માં ૧૮૬૨ના સપ્ટેંબરમાં જાહેરખબર છપાવી લા-ઇબલ કેસ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ૨૫૦)નું ઇનામ આ-ગળ કર્યું. ખુણે પડેલા માસ્તર નવલરામે ૧૮૬૩માં સુરતથી લખેલાં ૨૫૦ પાનાં ભરી આ કવિતા લખી મોકલી અને ગ્રંથકારોના પરીક્ષક થવા નિ-મેલાએ મુંબાઇમાંના "પૂરા પાત્ર પ્રમાણ" એવા પરીક્ષક સાહેબોને આરંભમાં પ્રણામ કર્યા. તેનીજ સાથે "માઇડિયર" નર્મદાશંકર ઉપર ઇંગ્રેજીમાં કાગળ લખી પોતાનો આ પ્રથમ સરસ્વતી-પ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે રસિક કવિને તે અર્પણ કરવાની માગણી કરી. એક પત્રમાં નવલરામ લખેછે કે I believe ( perhaps fondly ) the Ahmedabad fellow of the old school willnot eclipse one of the new. "જુની સ્કુલનો અસ્ત" અને "નવીનો ઉદય" જગતને જાહેર કરનાર પ્રથમ પરી-

ક્ષક ( critic ) રૂપે આગળ આવવાનો અભિલાષ ઉત્સાહથી કવિને જણાવ્યો. વળી કવિને પુછેછે કે "Masters of such schools" નું ભાષાંતર શું કરવું? કંઇ રૂઢ સંસ્કૃત શબ્દછે? "આપણી વગર ખેડાયલી ભાષામાં મને કંઇ શબ્દ જડતો નથી." નવી વિદ્યા અને નવો ગ્રંથકાર એક સ્થાને અધિષ્ઠિત હોય ત્યાં આવો રમણીય ઉમંગ હોયછે; પણ એ ઉમંગની રમણીયતા ભોગવનાર પરીક્ષક વિના તે ઉમંગ ધરતી બ્હાર ફુટી નીકળતો નથી. પાછલી અવસ્થામાં નવા ગ્રંથકારોનો યોગ્ય ઉમંગ ખીલવવાનું નવલરામ ભુલતા નહી એ પરોપકાર વૃત્તિમાં આ પોતાના ઉમંગનો ભંગ કેમ ન હોય? કવિ નર્મદાશંકરનો ઉત્તર આ ઉમંગ તોડે એવો ન હતો તેમ વધારે તેવો ન હતો. તે લખેછે કે "મને નવાઈ લાગેછે કે તમને આટલુ બધું લખવાને ફુરસદ ક્યાંથી મળી? આવા નીરસ વિષય ઉપર તમને લખવાનું સુઝ્યું ક્યાંથી?" અર્પણની બાબતમાં કવિ લખેછે કે "ગોદરે બેસને ઘેર ઝડકા જેવું તમે કરોછો. પરિણામ જણાવ્યાવિના અર્પણ કેવું? માસ્તર આફ્ આ°પોએટીક સ્કુલ ને માટે નામ આપવાની જરૂર નથી. નામ આપ્યા વગર પણ નિર્વાહ થઇ શકશે," વગેરે. "શુભેચ્છક" નર્મદાશંકરની કાગળ નીચે સહી છે.

પોતાની કવિતા પાસ થઈ કે નપાસ થઇ તે વીશે ઘણા દિવસ સ્વાભાવિક આતુરતા રહી. સાઢાસાત મહીના સુધી પરિણામ ન જણાયું. એટલે અધીરા ઉમેદવારે દફતર આશકારા પ્રેસના મી. બેરામજી ફરદુનજી ઉપર પત્ર* લખ્યો. પરીક્ષકોએ ઘણે દિવસે નવલરામને અર્ધું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. આ ઇનામ નવલરામે કબુલ કર્યું નહી, અને આ ઠરાવથી નારાજ થઈ તેમણે ઇનામ આપનાર ઉપર એક લાંબો પત્ર ગુસ્સે થયેલા જુવાનિઆઓ લખેછે તેવો—લખ્યો, નિબંધ પાછો મંગાવી લીધો, અને પ્રથમ "માઇડીયર" હતા તેને ઠેકાણે કે "સાહેબ" શબ્દે સંબોધી "મી. નર્મદાશંકર લાલશંકર કવિ ઉપર તેમજ પ્રથમ The Ahmedabad Fellow of the old school હતો તેને ઠેકાણે " મી. દલપતરામ

---

* નવલરામે લખેલા પત્રોની નકલો કરી રાખીછે. અસલ પત્રો જેને લખ્યા હશે તેને પ્હોંચ્યા હશે કે નહી એ જાણવું કઠણછે. ટુંકાણને ખાતર નકલો જડી તેના અસલ પત્રો પ્હોંચડાવ્યા હશે એમ સર્વત્ર સ્વીકારી આ જીવનકથામાં એ પત્રોની વીગત લખીછે. નવલરામ ઉપર આવેલા પત્રો હાથ લાગ્યા નથી.

ડાયાભાઇ ગુજરાત પ્રાંતના કવીશ્વર" ઉપર-એમ બે લાંબા પત્ર ૧૮૬૪માં લખ્યા, પ્રશ્નમાળા પુછી તેમને આ કવિતાની પુરીક્ષા કરવા વીનંતી કરી. આ પત્રોને ઉત્તર શો મળ્યો તે જણાતું નથી. કવિતા જાતે છપાવવાનો વિચાર પણ નવલરામે કર્યો જણાયછે, પણ પાછળથી એ વિચાર માંડી વાળ્યો અને તેમ કરવાનું કારણ લેખ ઉપર જણાતું નથી. જો આપણે એવું ધારિયે કે પાછલી અવસ્થામાં પૂર્વ અવસ્થાનો વિદ્યાર્થી-પ્રયત્ન પોતાની પરિપકવ શક્તિથી ઉતરતો લાગ્યો હોવાથી અને વિચારફેર થવાથી આ કવિતા આખર સુધી પેટીમાં રાખી મુકી, તો તે અનુમાન એમની પાછળની ગંભીર અવસ્થાના આત્મપરીક્ષક સ્વભાવને છાજતુંછે. એ કવિતાના અંત ભાગમાં એમની તે સમયની ધર્મદશા સ્પષ્ટ જણાયછે. "વેદાંત ખરેછે બંધુરે," "તે વેદનો ધર્મ વધારીરે," "સંસ્કૃતશાળા બહુ કહાડો," "બ્રહ્મજ્ઞાન વિલાસમાં રાચોરે" ઇત્યાદિ પદો એમના મનનું વેદાંતમાં સંક્રમણ જણવેછે. અને તે ઘણું કરીને અખાજેવાની અસરથી થયું હશે. અખો, વલ્લભ અને એવા બીજા કવિયોની કવિતા આ પ્રસંગે તેમણે વાંચવા માંડેલીછે. ઉભા રહેલા પાણીદાર ઘોડાને સતેજ કરવામાં માત્ર ચાબુક ઉગામ્યાનું જેવું માહાત્મ્યછે તેવુંજ નવલજીવનને આ પ્રસંગનું માહાત્મ્ય થયું કહિયે તો ચાલે. નર્મદાશંકરપર ઇંગ્રેજીમાં પ્રથમ લખેલા પત્રમાં તેમણે નવી "સ્કુલ"ને ઉદ્દેશી લખ્યું હતું કે "I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties." "એની હયાતી અને સુંદરતાને પ્હેલ વ્હેલી પરખનાર પરીક્ષક હોવાનું માન લેવાનો મને ઘણો અભિલાષછે." આ મહેચ્છાને મુંબાઇના પરીક્ષકોએ તિરસ્કાર કરી સવિશેષ ઉશ્કેરી અને ઉછાળી.

મહેચ્છાઓ હોયછે તો ઘણાકને, પણ સાધન વિનાની ઇચ્છાઓ તેલ વગરના સળગેલા ઘાસ પેઠે તરત હોલાઇ જાયછે. અભ્યાસ, અવલોકન, અને અનુભવ એ ગ્રંથકાર થનારનું તેલછે. અને તે વિના એકલી વધવા ઇચ્છતી બુદ્ધિ દીવાશળીની પેઠે સળગી તરત હોલાયછે. ગુજરાતમાં કવિયો, વર્તમાનપત્રલેખકો, અને બીજા ગ્રંથકારો તીડનાં ટોળાં પેઠે ઉભરાયછે અને થોડીક વારમાં સ્વતઃશાંત થઇ જાયછે તેનું કારણ આ જ છે કે ન્હાનાં બાળક સાધન વિના સાધ્ય શોધે તેમ વિદ્યા વગેરે શ્રમસાધ્ય સાધનો વિના ગ્રંથકાર થવા ફોકટ ઉછાળા મારી પાછા પડેછે. નવલજીવનનું

સ્હેજમાં આપણે એ જોઇશું કે ડગલે ડગલે સાધન અને સાધ્ય બે વધ્યાંછે. જે વખત લાઇબલની કવિતા, સંબંધી ક્રોધ ઉછળતો હતો અને પત્રો લખાતાં હતાં તેજ વખતે વીરમતી નાટકનું હાડપિંજર ગોઠવાતું હતું, તર્કસંગ્રહનો અભ્યાસ કરવા બાળપ્રયત્ન થતો હતો, અને બેકનનું "નોવમ ઑર્ગેનન", આર્નોલ્ડનો હિતોપદેશ અને તેવામાં નવી રચાયલી ભાંડારકરની માર્ગોપદેશિકા વગેરે પુસ્તકો ખરીદવામાં આવ્યાં અને પાછળથી ગુરુવિના યથાશક્તિ વાંચ્યાં પણ જણાયછે.

આવામાં નવલરામ સુરત ગોપીપરા બ્રાંચસ્કુલ નામની નવી કહાડેલી સરકારી શાળાના કામ ચલાઉ હેડ્માસ્તર હતા. શાળાનાં ધોરણોમાં તે પ્રસંગે કેટલોક ફેરફાર થયો હતો અને તેથી ગમત ભરેલી ગુંચવણો પડી જણાય છે. જુનાં ધોરણોમાં છોકરાઓ મ્હોટી ઉમર સુધી પરિપક્વ ગુજરાતી અને ગણિત શીખતા અને પછી ઇંગ્રેજી આરંભ કરતા. ૧૮૬૩માં એવું ધોરણ બંધાયું કે થોડુંક ગુજરાતી ભણે એટલે ઇંગ્રેજીનો આરંભ કરાવવો, અને તે ઇંગ્રેજીની સાથે વધારે ગુજરાતી ભણાવવું. આના પરિણામ બાબત નવલરામ પોતાના ઉપરીને રીપોર્ટમાં કડવી ફરિયાદ કરેછે કે ઇંગ્રેજી ભણવાને અમારા જેવીજ નિશાળો હોવાથી જુની રીત પ્રમાણે ગુજરાતી પુરું ભણેલા મ્હેતાજીઓ અમારી સ્કુલમાં આવે છે, ગુજરાતી ત્રીજી ચોથી ચોપડી ભણેલા તેમનાજ વિદ્યાર્થિયોના વર્ગમાં તેમને બેસવું પડે છે, અને આથી બંનેને હરકત પડેછે. આ હરકતો અને તેના ઉપાયોની ચર્ચા ઘણી ચતુરાઇથી કરી છે, અને એમના ઉપરિયોએ એમને વીશે ઉંચો અભિપ્રાય બાંધ્યો હતો તે સકારણ હતો.

મહેચ્છાઓ જુવાનીમાં ઉછાળા મારેછે તે જુદા જુદા મનુષ્યોમાં જુદી જુદી રીતે પરિણામ પામે છે. કેટલાકમાં ઉછાળા એકલાજ હોયછે તે થોડા સમયમાં થાકી શાંત થઇ જાય છે. આ ઉછાળા હોયછે ત્યારે અત્યંત વેગવાળા અને ઉદ્ધત હોય છે. કેટલીક ન્હાની નદિયોમાં પૂર આવે છે અને કલાકમાં નદી સુકાઇ જાયછે એ આમની દશા છે. કેટલીક નદિયોમાં આખું ચોમાસું ધીરે ધીરે પાણી વધ્યાં કરેછે, કેટલાક વખત તો વધે છે કે નહી એ પણ ન સમજાય એટલું ધીરું પૂર હોય છે, ઓછું થતું થતું પણ આ નદિયોનું—પાણી બીજા ચોમાસા સુધી ટકે છે, અને વર્ષોવર્ષ એ નદીનો પટ ધ્યાન ખેંચ્યા વિના વધી કેટલેક વર્ષે લોકોને ચમકાવે છે. કેટલાકની મહે-

ચ્છાઓ આવી રીતે વધે છે. નવલરામની મહેચ્છાઓની પ્રવૃત્તિ આ જાતની હતી. એક વર્ષે તેમાં પૂર, બીજે વર્ષે શાંતિ, ત્રીજે વર્ષે પાછું વેગવાળું પૂર, વળી શાંતિ, અને અંતે ઉત્તરોત્તર વૃદ્ધિ. ૧૮૬૩માં નવો ઉત્સાહ છે, ૧૮૬૪ માં ચિત્ત શાંત છે, અને ૧૮૬૫ માં વળી મન ઉછળેછે. એજ રીતિમાં નવલરામના મરણ સુધીના જીવનનું દિગ્દર્શન છે.

ઈ સ. ૧૮૬૫–૬૬

ભરુચ આગળ કાળામાથાના માનવીની અને ચંડિકા જેવી મહાનદીની ઘણાં વર્ષોથી લ્હડાઇ ચાલી છે. માણસો પુલ બાંધે, નર્મદા તોડે, અને માણસો ફરી બાંધે. આ પુલમાં ઘણાં ઘણાં મગજો રોકાયાં છે અને જુવાન નવલરામનું મગજ પણ થોડો કાળ રોકાયું છે. ૧૮૬૫માં એક વખત એ પુલનાં ભુંગળાંની એ મહાનદીના પાણીનું દબાણ સ્હેવાની શક્તિ વીશે પ્રશ્ન ચાલતો હતો અને તેમાં રોકાયલા મી. રિચ્મંડ નામના ગૃહસ્થે નવલરામને એ પ્રશ્ન પુછવાથી નવલરામની ગણિત બુદ્ધિ અંકાઇ, સાહેબ પ્રસન્ન થયા, નવલરામના ઉપરીને ભલામણ કરવા ઇચ્છા દર્શાવી, પણ નવલરામને ભલામણ કરાવવી હલકી લાગી અને માત્ર સર્ટિફીકેટ લીધું. આ પરીક્ષાએ નવલરામની જાત—પરીક્ષા દૃઢ કરી, અને તેમનો ઉત્સાહ વધાર્યો.

જાન્યુઆરીમાં હાઇસ્કુલમાં એમનો પગાર એંશી રુપિયાનો થયો, તેવામાંજ સુરતમાં ટ્રેનિંગસ્કુલ સ્થપાવાની વાત ચાલતી હતી, અને નવલરામે એ જગા વાસ્તે ઉમેદવારી જણાવી. આ બાબતની અરજીમાં ઉપલા સર્ટિફીકટની બાબત લખવા ઉપરાંત તેઓ લખેછે કે મ્હેં જે નવીન નાટક લખ્યું છે તેની નકલો કે કાપીરાઇટ રાખવા ડીરેક્ટરને લખ્યું છે તેનો જવાબ રીત પ્રમાણે કેટલાક માસ વીત્યા વગર આવવાનો નથી, આ મ્હારો પ્રથમ ગ્રંથ છે, એક જુવાન ગ્રંથકાર તરીકે હું એ વીશે સ્વાભાવિક રીતે ઘણો અધીરો થઇ ગયેલ્છું, અને આપ ચારસો પાંચસો નકલો રાખો તો મને બહુ ઉત્તેજન મળે. વળી લખેછે કે હાલમાં હું મોલ્યરના મૉક ડૉક્ટરનું ગુજરાતી કરવામાં રોકાયલોછું અને તેમાં હાસ્યરસ હોવાથી લોકપ્રિય થશે એવું ધારુછું. આ કાગળ ૧૮૬૫ના એપ્રિલમાં લખેલો છે, કોના ઉપર લખેલો છે તે જણાતું નથી, અને એમાં ક્યા નાટક વીશે લખ્યું છે તે જણાતું નથી. પણ તે વીરમતી નાટક હોવું જોઇએ. જો તેમ હોયતો એ નાટક પ્રથમ લખાયું, ભટનું ભોપાળું પછી લખાયું અને પ્રથમ છપાયું અને ચાર વર્ષ પડી રહી વીરમતી પાછળ છપાયું, અને લાઇબલ કેસની કવિતા સહાકાળને વાસ્તે પડી રહી

અને કર્તાના મનમાંથી પણ ખસી ગઇ ! સ્રિયોને અજ્ઞાતયૌવન અને મુગ્ધ અવસ્થામાં અનેક રમણીય ગુંચવારાઓમાં પડવું પડે છે તેવી દશા ગ્રંથકારે થવા ઇચ્છનારની પણ થોડી ઘણી થાયછે તેનું આ ગમત ભરેલું દ્રષ્ટાંત છે તે જાણી ગ્રંથકાર થવા ઇચ્છનારા જુવાનોને બોધ અને ધીરજ મળે એમ છે. આશાભંગ થયેલા મુગ્ધ ગ્રન્થકારની બીજી આશા પણ નિષ્ફળ થઇ. સુરત ટ્રેનિંગ કાલેજના હેડમાસ્તરની જગા નવલરામને ન મળતાં આપણા પ્રસિદ્ધ અને લોકપ્રિય પ્રથમ નવલકથાકાર રા. નંદશંકર તુળજાશંકરને મળી. નવલરામે પોતાનું મન પાછું વાંચવા લખવામાં પરોવ્યું. એક પાસથી "એડિસન" વંચાવા લાગ્યું, અને બીજી પાસથી કલમ પણ ચાલવા લાગી. ઘણું ખરું નવા લખનારાઓ કવિ થવા પ્રયત્ન કરેછે અને શૃંગારરસથી આરંભ કરેછે. ત્હાડતડકાના અજાણ્યા જુવાનિયાઓને આત્મમંથનકાળ શૃંગારબળમાં નાંખે એમાં કાંઇ નવાઇ નથી. પણ નવલરામનો આ કાળ પ્રમાણમાં મોડી વયે આરંભાયો, અને તેમણે લખવા માંડેલો શૃંગાર અનુભવની ધીમી ધીમી ધોલો ખાતો તેમના હૃદયમાંથી કાગળ ઉપર આવવા લાગ્યો. એમના હૃદયમાં કોમળતા સ્વાભાવિક હતી અને આ વર્ષના કેટલાક બનાવોએ તે કોમળતા વધારી. આત્મારામ ભુખણની દુકાન આ વર્ષમાં ભાગી તેનાથી પણ મનને ખેદ થયો અને પ્રાણનાથ જોશીનાં સ્ત્રી રેવામામી ગુજરી ગયાં તેનાથી પણ મન વિચાર અને ખેદમાં પડ્યું, અને કવિતાના ઉદ્ગાર એકાંતમાં નીકળવા માંડ્યા. આખા ૧૮૯૫માં તેમ ૧૮૯૬માં રેવામામીની કવિતાથી નીકળવા માંડેલી કવિતાનદી પ્રીતિ અને શૃંગારના પ્રદેશમાં વ્હેવા લાગી, "હિંદુસ્થાનની હાલની સ્થિતિ" "અને ગ્રંથકારનો ધંધો" એ વીશે ઉગતો દેશવત્સળ અને ગ્રંથકારપણાનો ઉમેદવાર પોતાના વિચારને ઇંગ્રેજી અને ગુજરાતી નિબંધ રૂપે લખવા લાગ્યો, અને સિંહના ઉપર ઉપકાર કરનાર ગુલામ "એંડ્રોકલીસ" ઉપર પણ કવિતા લખાઇ. આ કવિતાઓમાં વેદાંત પણ ભુલાયું નહી. આ સર્વ કવિતા છિન્ન ભિન્ન છે, અને અપૂર્ણ છે, એટલે સંગ્રહમાં દાખલ નથી કરી. પરંતુ એમાંના કેટલાક કડકા કર્તાની જાતસંબંધી છે, અને કેટલાકમાં તેનું આત્મમંથન સ્પષ્ટ છે. આ આત્મમંથનને યોગે યોગ્ય લાગતી કવિતા અત્રેજ આપીશું. છ સાત માસમાં જુદે જુદે વખતે લખેલા એ જુદા જુદા કડકા છે.

૧૮૬૬ના પાછલા ભાગમાં નવલરામનું મન ઘણી રીતે મંથન પામ્યું. મે માસમાં કવિતા લખાઇ કે

પ્રભુ, પ્રેમ અપૂર્વ મને પીડતો, કરૂં હું કેમ?
પાપ ગણી તું રખે ન્હીડતો; કરૂં હું કેમ? ૧
સ્વધર્મ પ્રમાણે મન આચરે, કરૂં હું કેમ?
પ્રીતિ પાત્ર દેખીને પ્રીતિ પાંગરે, કરૂં હું કેમ? ૨
લીલો રંગ સદાજ લીલો લાગશે, કરૂં હું કેમ?
ન્હાતી ચિત્રિણી ચતુરા ચિત્ત ચોરશે, કરૂં હું કેમ? ૩

પુરુષપ્રયત્ન સબળ કે દૈવ સબળ?

વારી વારી થાકયો હું મન માહરૂં, કરૂં હું કેમ?
પ્યારી પ્યારી છબી ન ક્ષણું વીસરૂં; કરૂં હું કેમ?

આટલે સુધી દૈવ સબળ થયું, પણ

હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરૂં હું કેમ?
પછી પાપ ગણો તો કુટું કર્મને, કરૂં હું કેમ?

માયાની જાળમાં ફસાવાના પ્રસંગ ન જ આવ્યા હોય એવા ભાગ્યશાળી તો હોયછે, પણ એ જાળમાં દૈવવશાત્ પડતાં તેમાંથી છુટવા ઇચ્છનાર યોદ્ધાઓ વિરલ હોયછે. તેવા યોદ્ધાઓના પુરુષપ્રયત્નપર ઈશ્વરની કૃપાજ હોયછે. Heaven helps those who help themselves. આ કવિતા થયા પછી થોડાક વખતને છેટે કોઇ પાડોશણ ગુજરી ગઇ. તેને અને તેના ધણીને સારી પ્રીતિ હતી. આ બનાવથી પ્રીતિની ક્ષણભંગુરતા નવલરામના મન ઉપર ન્હોટી ગઇ, અને તે અવસ્થામાં કવિતા લખી કહાડી અને તેની પ્રસ્તાવનામાં નવલરામ લખેછે કે "It is addressed to my wife with whom I lived but indifferently since somtime past"—અર્થાત્ એ કવિતા સ્વગૃહિણીને લખી છે અને એમાં હૃદય–વેધક સ્નેહ અને ઉપદેશ ઉછળે છે:

કરી કલેશને, પ્યારી, પરેજ, રહિયે આનંદે;
વિયોગ તો અંતે છેજ; વિયોગ છે અંતે. ૧
કોડ આશા ભરી આ નાર જુવાનીમાં ચાલી;
નથી જાવું ગમ્યું, લાચાર! કાળગતિ કાળી. ૨
* * * * * *
નદી નાવનો છેજ સંજોગ, મુસાફર સઉ છઇએ;
છઇએ આપણે સર્વે લોક, સુનું કોને કહિયે?
* * * * * *

જેવો ચપળાનો ચળકાટ, તેવુંજ આવરદા;
શાને કીજે ક્લેશ ઉચાટ? તે તો છેજ સદા;
ભરૂસો ન ભવિષ્યનો, ભાઇ, ભૂત તો ભૂતજરે;
વર્તમાન ખરો સુખદાયી ભાવે તું ભજરે;
જે લ્હાવો લેવાય તે, લાલ, લેઈ લેની લટકે—
ધસી આવે છે કડવો કાળ, પળ પણ નહી અટકે.

છેલી કડી ઉપર ટીકા લખેછે કેઃ— "How strange I am! I have turned an epicurean so late! Most persons are epicurean in their juvenile days, and stoics or at least prudent in manhood. I was a perfect stoic at twenty. લોક ન્હાની ઉમરે વિલાસી હોયછે અને મ્હોટા થતાં ગંભીર થાય છે;—મ્હારે એથી ઉલટું થયું—વીસ વર્ષની વયે મ્હારૂં ચિત્ત પૂર્ણ વિરક્ત હતું—આજ વિલાસી થયું છે;" આ દિવસોમાં પ્રીતિની કેટલીક કવિતાના કડકા છે—અને જેમ કાળ જાયછે અને વર્ષઆખર આવેછે તેમ તેમ ઘડિયાળના લોલક પેઠે લોલ થયેલું ચિત્ત ધીમે ધીમે સ્વસ્થ થવા પામે છે, અને થઇ ગયેલા ચિત્તના ઉછાળારૂપ ઈશ્વરચમત્કાર ઉપર વિચાર તેને ઠેકાણે ઉભરાય છે.

પ્રીતિ દેવીને દેહરે અરે પૂજારી પાપી મનોજ,
તે તો દેશે ક્યમ પૂજવા જેની જોડે જુધ રોજ? ૧
હરિ! આ તે શું ત્હારા રાજ્યમાં અંધારાથી અંધેર?
પ્રીતિ દેવીને મંદિરે પૂજારી પાપી ઘેડ; ૨
તેથીજ હમેશાં નીચ એ ફાવી જાયછે જગમાંય,
પ્રીતિ પૂજવાને કારણે ઉંચ જન એને વશ થાય. ૩

છેલી કડી નીચે ટીકા છે કે "ઘણા ઉંચા મનના માણસો વિષયમાં પડે છે તે કામને લીધે નહી; પણ પ્રીતિને લીધે." ૧૮૬૫-૬૬માં આવાં "ઊંચાં મનવાળાં" પશુ દૃષ્ટિમર્યાદામાં ભમતાં હશે, પણ નવલનું મન એ રીતે નહી પણ જુદી રીતે ઉચું હતું.

ઉંચો ટેકી નવલ ભલો નીચો કદાપિ ન થાય,
ઈશ્વર નીતિ ને ધર્મની નથિ ઉંક પણ નહી ગભરાય. ૧

ટીકાઃ—"પણ હું અત્યાર સુધી ઉંચા મનનો, ટેકી, અને ભલો છ—

"હેવાતા આવ્યોછું અને એ ગુણને માટે આટલું અભિમાન રાખુછું, એવા "જે હું તે શું કદી નીચ કામ કરીશ? નહી, કદી નહી કરનાર; અગર જો "ઈશ્વર એ કામમાં મદદ કરશે એમ હું માનતો નથી, અથવા જગતનો "એવોજ ધર્મ છે કે મુવા પછી (બૌધ પ્રમાણે) પોતાને કર્મ પ્રમાણે સારી "નઠારી ગતિ થશે એમ હું માનતો નથી, અથવા આ જગતમાંજ કંઇ ન. "ઠારાં કામથી નુકશાન નિશ્ચય થાયછે એમ હું માનતો નથી, તોપણ હું એ "નીચ કામ કરવાનો નહી. નવલ તો જાતિસ્વભાવથીજ શુદ્ધ રહેછે;

જા શંકર શત્રુ રે! કોપ તું! દુખ દે તુજથી જે દેવાય;
તાપે ઓપે રસ મીઠડો, આંબો આંબલી નવ થાય!

આ ઉગ્ર સ્વપ્નમાંથી મુક્ત થતાં થતાં ઘણો શ્રમ પડેછે, અને મા. યાના જોર આગળ ઉપદેશકો ખોટા હોય એવી કલ્પના થાયછે. "નવલ" એ બે વચ્ચે ખેંચાય છે;

રંગી નવલ, જ્ઞાની નવલ, નવલ પ્રીતમ તલ્લીન,
દરદી નવલ બેબાકુળો, નવલ ઉદાસીનશીન.
નામ રૂપાંતર બહુ હવાં, હવા બહુ ભવ આ ભવ માંય;
હાર્યો હવે હું તો આળસ્યો, ચાહું અસલમાં નવલ સમાય!

ઘડીકમાં એક ખ્રાસ તણાઇ જાયછે.

"વેદાંતી વર્ણ્યો તમે તે છે કયાં રે આનંદ!
કયાં છે ગોળો તે તેજનો? જૂઠા જૂઠા રે ફંદ!
ફંદે ફસાવ્યો મને વાણિયે, વાહ્યો વાણી વિલાસ"

એ તાણની પરાકાષ્ટા આવે છે.

"વિષવલ્લી વેદાંત છે, સમજી રહેજો દૂર;
રહે દુર પંડિત શૂન્યના, ત્હારી ફુંકે ઝેર જરૂર."

એનું કારણ જણાય છે.

"નવલ પ્રીતમને દુઃખ છે, દુસ્મન પ્રેમ ને જ્ઞાન;
દુસ્મન દૈવ્ય અધીક કે હુંથી થાય ને એકની હાણ"

તાણ ઓછું થાયછે અને પુછવાને અવકાશ મળે છે કે:

"સચ્ચિદઆનંદ! આ શો રે અન્યા?
સાધુ જે સત્સજ શોધે
તેની મુઠળ તમે માયાને મ્હેલો,
જે રાજ આસંગ રોધે."

તાણુ જવું રહેવા આવ્યું પણ થાક ઘણો લાગ્યો અને " દેવા." ને કહેછે.

"હામ હવે નથિ ચાલતિ મ્હારી, કઠણ કસોટી ત્હારી!
આળું થઇ ગયુ આ ઉર મ્હારૂં છોલાઈ છોલાઈ દહાડી."

આત્મમંથનના આ યુદ્ધનો અંત આખરે આવેછે, લોલક સ્વસ્થ થઇ જાયછે, અને ચિત્ત જોવા પામેછે કે,

"માયાના મંડપ માંહે અસુર સુર, સાધુ કે કાં સંસારી,
નાચિ રહ્યા છે નાયિકા સાથે વેશ વિચિત્રજ ધારી.
જોવારે સરખો ખેલ મચ્યોછે, મિજલસ બાધી નાચે,
મિજલસ નાચે ને મંડપ નાચે, નાચે નિજાનંદ આજે.
જોનાર કો નથી, કહેનાર કો નથી, નાચે વિરાટરૂપ બાધું,
જ્ઞાન ધ્યાન કે ધર્મ તપસ્યા, નૃત્યજ છે એ સાધુ.
આ બ્રહ્મદર્શન જે હું કરૂંછું, તે પણ છે ભાઈ માયા,
માયા રે માયા, માયા રે માયા, માયામાં સર્વ સમાયા.
અવકાશવત એ સઘળે વ્યાપક, છોડી છોડાય ન કષ્ટે;
દાસ નવલ નહિ દેખે રે દુજું, માયા વણ કંઈ દ્રષ્ટે."

નરસિંહ મ્હેતાનો "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે". એ વેદાંત જેવો આ વેદાંત, કેટલાક માસના આટલા અનુભવકષ્ટથી આમ ઉત્પન્ન થઇ, આખર સુધી અખંડજ્યોત રહેલો જણાય છે. જાત-અનુભવ જેવું બોલતાં અને કવતાં શીખવે છે એવું કવિ થવાના અભિલાષથી નથી શીખાતું તેનું આ વખતની આ પ્રાસાદિક કવિતાઓ દૃષ્ટાંત છે. આ કડકાઓ જેવી સુંદર કવિતા નવલરામ બીજી વખતે લખી શક્યા નથી તેનું કારણ આ જ. સંસારના અનુભવ સર્વ ઉપર થોડા ઘણા પડે છે, પણ બુદ્ધિશાળી અને શુદ્ધ સદ્ગુણી અંતઃકરણ ઉપર પડેલા અનુભવના ઘા ઉત્તમ દશા ઉપજાવે છે. એનું પણ આ એક દૃષ્ટાંત છે.

જે ગ્રંથકારોનાં અંતઃકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડાં મુકી શકાય, જેમને કંઇ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઇ નાંખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહા પ્રયાસની કીર્તિ ગાતાં અંતે વિજય જ વર્ણવવાનો છે, એવાઓની જીવનકથા સાધુકીર્તન જેવી છે અને તે લખવા વાંચવા પામનારને આનંદનું કારણ છે. આવાંજ કારણોથી નવલરામનું

આત્મ-મંથન અતિશય પ્રીતિકર છે. બુદ્ધિ અને સદ્‌ગુણ ઉભયનો યોગ સોના અને સુગન્ધના યોગ જેવો કોને નહી લાગે ?

ઈ. સ. ૧૮૬૭. | ૧૮૬૬ પુરું થયું તે પ્હેલાં આ સર્વ ક્ષોભ શમી ગયો. પણ માણસનું મન અનેક આમળાના દોરડા જેવુંછે. આત્મમંથનકાળનું લક્ષણ એવુંછે, કે મન ગમે તે ગમે તે પણ પ્રવૃત્તિ શોધીજ ક્હાડે. આ કાળ થઇ રહે છે ત્યારે મંથન પામેલાં ચિત્ત સ્વસ્થ થાયછે એટલે પોતાના રૂપપર જાયછે. પામર ચિત્ત આ મંથનથી ડ્હોળાઇ જઇ બગડી જાયછે; શુદ્ધ પણ નિઃસત્વ ચિત્ત થાકી જઇ અત્યંત નિવૃત્ત એટલે આળસુ બની જઇ આયુષ્ય જેમ તેમ ક્હાડી નાંખેછે; શુદ્ધ અને ઉત્કર્ષનાં અભિલાષી ચિત્ત કોઇ શાંત અને ઉચ્ચ પુરુષાર્થના ચીલામાં પડેછે અને થઈ ગયેલા મહામથનમાંથી નીકળેલી છાશ ક્હાડી નાંખી પોતાને યોગ્ય કંઇક માખણ લેવા માંડેછે. ૧૮૬૭–૧૮૬૮ એ બે વર્ષોમાં નવલરામનો આત્મમંથનકાળ ધીમે ધીમે આ છેલી જાતના સ્વસ્થકાળમાં સંક્રાંત થતો હતો, મહેચ્છાઓ વાસનારૂપે ઉપરા ઉપરી સ્ફુરતી હતી, પુરુષાર્થ અંધકારમાંથી ઉલેચી ક્હડાતો હતો, અને સને ૧૮૬૯ ને અંતે માખણ વલોવાઇ નીકળતાં મંથનચંચળતા શાંત થઇ જાય અને થોડાક માખણ જેવી એકાદ બે વસ્તુઓમાં પ્રવૃત્ત અને લીન થાય તેવું થયું.

"હીંદુસ્થાનની ભૂત અને વર્તમાન દશાની તુલના" નામનો ઇંગ્રેજી નિબંધ એમણે ૧૮૬૨ સને ૧૮૬૬ વચ્ચે કોક પ્રસંગે લખેલો છે. તેમાં "મહારાજ લાઇબલ કેસની" અસરથી પટ બેઠેલો હતો એટલુંજ નહી પણ ધર્મ, રાજ્ય, વ્યાપાર, ગૃહસંસાર, વગેરે સર્વ ન્હાના મ્હોટા વિષયો ઉપર તેમના વિચારછે અને આખા હીંદુસ્થાનની ત્રૈકાલિક દશાને "કર બદર" જેવી કરી દેવાનો પ્રયત્ન છે. આપણા કેટલાક વિદ્યાર્થિયો હાલમાં લખવા માંડેછે તેની સાથેજ બીચારા આખા હીંદુસ્થાનને પોતાના મગજમાં ચોળી નાંખેછે અને એ વિસ્તારવાળા મહાવિષયો સમજવા કંઇ પ્રયાસ કે અભ્યાસની જરુર જોતા નથી. આવા મ્હોટા વિષયને મથાળે ચ્હડેલું મગજ ન્હાના વિષયોપર ચ્હડવાનો તિરસ્કાર કરેછે અને પોતાનો આ મ્હોટો વિષય સમજવાના યત્નમાં એક કુદકે આખો દાદર ચ્હડવાનો રસ્તો પકડતાં જાતે થાકી પાછા પડે છે. જેમ માણસનું શરીર થોડી થોડી કસરત કરવાનું શીખી તેમાં વધતાં મ્હોટાં કામ ઘણાં વર્ષને અંતે કરી શકેછે તે-

વીજ જાતનો નિયમ બુદ્ધિને પણ લાગુછે તે વાત આવા વિદ્યાર્થિયોના લક્ષમાં રહેતી નથી. હીંદુસ્થાનનો ભૂતકાળ કેવો હતો એ વાત ઇતિહાસનું પાનું સરખું ન જાણનાર માણસ કહેવા હીંમત ચલવે છે. આખા હીંદુસ્થાનની વર્તમાન દશા મને માલુમ છે એવું કહેનાર માણસો મુંબાઇના કોટ-બ્હારકોટ વચ્ચે ભાષણ કરનારાઓમાંથી મળી આવશે ! અને એ દેશનું ભવિષ્ય પરખવું એ તો સહુથી સમજાય એવી વાત ગણાય છે. હું સર્વ જાણુંછું એવું માનનાર કંઇ વધારે જાણવા પ્રયત્ન કરતો નથી અને જેટલું આવી રીતે જાણતો હોયછે તેટલું તો ખોટું હોયછે. સદ્‌ભાગ્યે નવલરામનો આત્મમંથનકાળ પુરુષાર્થની સડકપર પડ્યો તે પ્રસંગે આખા હીંદુસ્થાનની ત્રૈકાલિક ચિંતા છોડી તેમની વૃત્તિ શક્તિને અનુસરવા લાગી અને દૃષ્ટિ-મર્યાદાના પ્રમાણમાં સ્વદેશના વિચાર કરવા લાગી. ૧૮૬૬ની સાલે તેમના ચિત્તને ડ્હોળી નાંખ્યું તેમાંથી એમને મુક્ત કરનારા વિષયોમાં પ્રથમ વિષય "ગ્રંથકારનો ધંધો" એ નામનો એમને જડયો. ભોજ વગેરેના પ્રસંગ સંભારી, હાલમાં તો શેઠિયાઓને ભોજ કરવા પડે છે વગેરે વાતો કહેતા આ ટુંકા નિબંધ બોલે છે કે "સુથાર સરખાના ધંધામાં પણ "કેટલાક વરસ કોઇના હાથ નીચે કામ કરતાં શીખવું પડેછે અને પછી પણ "જ્યારે તેમાં દરરોજ મ્હારો કરેછે ત્યારેજ તે પોતાનું કામ મનમાનતી "રીતે સારૂં કરવાને શક્તિમાન થાયછે તો પુસ્તક લખવાનું અઘરામાં અઘરૂં "જે કામ તેની પછાડીજ તનમન લગાડ્યા વગર કેમ થાય ? પણ હાલ "આપણા ઘણાખરા કેળવાયલા જુવાનોને તો પેટને સારૂ વેપારીની અથવા "સરકારની આખો દહાડો નોકરી કરવી પડેછે, અને બાકીના વખતમાં "કેટલોક ભાગ ઘરખટલાની ખટપટમાં જાયછે. હવે એ લોકો પોતાના જુજ "ફુરસદના વખતમાં કેટલું લખી શકે ? અને લખ્યું તો પણ શરીરની અને "મનની શક્તિયો દહાડાની મેહેનતથી થાકી ગયા પછી સારૂં શીરીતે લખી "શકે? જ્યાં લગી ગ્રંથકારનો ધંધો બીજા ધંધાઓથી ઇલાયદો પડ્યો નથી "× × × ત્યાં લગી વિદ્યાનો વધારો થાય એમ અમને લાગતું નથી." આ વિચાર જાત-અનુભવે સુઝાડેલો લાગે છે અને તેથીજ તેની કીમત છે, તેથીજ એ ખરો છે એમ કહિયે તો ચાલે. આ પ્રમાણે ગ્રંથકારનો ધંધો જુદો પડવો જોઇયે છતાં કેમ નથી પડતો તેનાં કારણમાં લખેછે કે "પુ-"સ્તકોનો શોખ હજી પેદા થયો નથી" "હાલ લોકો ચોપડી વાંચવા ચાહેછે

"ખરા પણ પૈસો કહાડતાં પોતાની જુની ટેવ વચમાં આવી હાથને અટ-
"કાવે છે," "અંગ્રેજી બુટ, સ્ટાકીંગ, અને લાલ પાણીનો ખપ વધ્યો,
"પણ હજી સુબોધ કરતા અને રસિક વિચારોનો કોઈ ભાવ પુછતું નથી
"એ ઘણું શરમ ભરેલું છે." વળી આજ પ્રસંગે સંસારસુધારાના વિષયોપર
નવી રીતના વિચાર ગુજરાતમિત્ર વગેરેમાં નવલરામ મોકલાવતા હતા.
તેવામાં પ્રસિદ્ધ થયેલા "કરણઘેલા" ઉપર એક વાર્તિક પણ એજ પત્રમાં
આ અરસામાં લખેલું છે.

હજી સુધી નવલરામ ગ્રંથકાર થયા ન્હોતા–! તેમનું લખાણુ તેમની "નોટબુકો"માં ટપકાઈ ત્યાંનું ત્યાંજ રહ્યું, અને ઘણું તો વર્તમાનપત્રોમાં વગરનામે ક્વચિત છપાયું. પરંતુ હવે એક પાસથી આ ગર્ભશયમાં રહેલાં લખાણુ જગત્સમક્ષ જન્મવા લાગ્યાં, ત્યારે બીજી પાસથી નવાં નવાં લખાણુ તૈયાર કરવાનો પ્રયત્ન અનેકધા સ્ફુરવા લાગ્યો. ઘણું ખરું વ્યવહારિક સંસારમાં ઉદય થાય છે તેનાથી ઉદય પામનારનું મન ઉત્સાહમાં આવી જાયછે અને એ નવા ઉત્સાહથી ઉત્સાહિત થયેલી ચંચળતા માણસને નવા વૈભવભોગને અથવા કીર્તિશોધનને માર્ગે દોરે છે અથવા એથી પણ ચ્હડતી પંક્તિના અભિલાષમાં પ્રેરે છે. ૧૮૬૭માં નવલરામનો નોકરીમાં ઉદય થયો અને ગ્રંથકાર થવાની હોંશ તેમના હૃદયમાં નવો જીવ મુકવા લાગી.

૧૮૬૭ના માર્ચમાં નવલરામે ડીરેકટર આફ પબ્લિક ઈસ્ટ્રક્શન સર અલફ્રઝાંડર ગ્રાંટને અરજી કરી તેમાં લખ્યું કે સુરત ટ્રેનિંગસ્કુલના હેડમાસ્તરની જગા મને મળવાનો સંભવ હતો પરંતુ રા. નંદશંકર તુળજાશંકરે એ જગા સ્વીકારવાથી હું હતો ત્યાંને ત્યાં રહ્યો., અને હું મેટ્રિક્યુલેશનમાં પાસ થયો નથી એટલે હાઇસ્કુલમાં મને વધારે નોકરી મળવાનો સંભવ નથી. આ કારણો બતાવી ખેડા ડેપ્યુટી ઇન્સ્પેકરની જગા નવલરામે માગી, પણ એ જગા તેમને ન મળી. જે ટ્રેનિંગસ્કુલમાં માગ્યું ત્યારે ન જવાયું તેજ સ્કુલમાંથી ત્યાંના હેડમાસ્તર રા. નંદશંકર લાઇસંસ ટેક્સ ખાતામાં ગયા અને તેમની જગા નવલરામને ૧૮૬૭ના મે માસમાં મળી. એ જગાનો પગાર સો રુપયાનો હતો. આ જગા એમને મળવાથી આપણે ખુશી થવાનું એક કારણ એ છે કે આ વર્ષના આરંભમાં એમણે કાયદાનો અભ્યાસ આરંભ્યો હતો, એ આરંભ્યો હતતો "ગ્રંથકારનો ધંધો" જુદો પાડવાની એમની યોજના પાર પડત નહી, અને આ નોકરીમાં સ્વ-

તંત્રતા, અવકાશ, અને પ્રતિષ્ઠા વધારે મળવાથી તથા એમના મનમાં સંતોષ વળવાથી પોતાની યોજના કેટલેક અંશે પાર પાડવાનું એમને સાધન મળ્યું.

આ વર્ષમાં એમણે કાંઇ ફારસી વાંચવા માંડયું, વળી "વ્યાકરણલેશ"ના પાઠ લખવા માંડ્યા, વળી કાયદાની નોટ લખવા માંડી, વળી "નગર ભંડસાર"માંથી ઉતારા કરવા માંડ્યા, વળી સંસ્કૃત શબ્દોના અર્થ કહાડવા માંડ્યા. એમ કરતાં કરતાં એપ્રિલ માસમાં વિચાર કર્યો કે કંઇ પુસ્તક લખવું અને પુસ્તક લખવાની જુદી જુદી યોજનાઓ કરવા માંડી. થોડોક વખત "સંભાષણ ચિત્ર" લખવા ધાર્યું. વળી લખી રાખેલા વીરમતી નાટકના શૃંગારથી સંતોષ વળ્યો નહી અને તેથી વધારે શૃંગાર લખવાની ઇચ્છા કરી "વ્રજવિલાસ નાટક"* લખવા ધારયું અને તેનાથી "Pastoral Poet" ( ગોપ - કાવ્યનો કવિ ) બનવાની હોંસ કરી. વળી "શામકવચ" નામની વાર્તા લખવાનો વિચાર કર્યો, કેટલાક દિવસ તો એને નાટકનું રૂપ આપવું કે વાર્તાનું આપવું તે વીશે દ્વૈધીભાવ થયો, એને કરુણરસાંત કરવાનું ધાર્યું, અને પાત્ર ગોઠવવા માંડ્યાં. વળી બે "ગંભીર નિબંધ" લખવા ધાર્યું અને વિષયમાં "નીતિતત્વ, ભાષા," અને style ના વિષયો સુઝયા. વળી "બ્લેર્સ સર્મન્સ" વાંચવા માંડયાં અને તેમાંથી ટિપ્પણ કહાડવા માંડયું. પિંગળ, રસ, chorus, અને ગુજરાતી કહેવતોનું ઇંગ્રેજી:—એ વિષયો પણ વરુણીમાંથી રહી ન ગયા. મે માસની ૩૧મી તારીખે "લાલિત્યલહરી" નામની વાર્તા લખવા ધારી, અને તેમાં લાલિત્યલહરી, જ્ઞાનાનંદ વગેરે પાત્ર કલ્પવા માંડયાં. વળી એને સારુ નાટક ઠીક પડશે કે વાર્તા તેની તુલના કરવા માંડી અને એ બે આકારના લાભાલાભ સરખાવ્યા. આ કામ આગળ વધતાં પ્હેલાં "પોપટિયો સુધારો" નામની કવિતાનું હાડપંજર ગોઠવવા માંડયું. આ હાડપિંજરની પાંસળિયો આ પ્રમાણેછે:—
"સઘળા સુધારાવાળાના ગુણ પ્રમાણે પોપટ કલ્પવા; કેટલાક મુંબાઇના
"ટાઉન હાલમાં ભાષણ સાંભળી આવીને સુધારો બોલતાં શીખ્યા. એ
"ભાષણનું વર્ણન કરતી વખત હાલના પ્રખ્યાત સુધારાવાળાપર ઠીક
"સપાટા લગાવવા." એમ કરતાં કરતાં પોતાની જાત ઉપર સપાટો લગાવવાનો પ્રસંગ મળેછે, અને પોતે લખેછે કે "ઇર્ષ્યા એ પ્રાણી માત્રનો

---

+ આના મંગળાચરણની એક કડી:
"અખંડ વ્રજ આ વિશ્વ, જડચેતન પ્રમદા;
"રાસરમણ સંસાર, તલ્લિન તે (આત્મા) સદા."

"સ્વભાવ જણાયછે. આટલાં વર્ષ આજેજ મારા મનમાં એ રાક્ષસનાં "અશુભ પગલાં થયાં. M.... એ મારો મિત્રછે તથાપિ એને ઘણો આશ્રય "મળવાનો સંભવછે એવું સાંભળીને હું દીલગીર થયો, અને મ્હારા મનને "મેં બારીકીથી તપાસી જોયુ ત્યારે મને લાગ્યું કે તેને જો આશ્રય ન મળે "તો એ પાપી મન ખુશ થાય ખરૂં. એ મનના કહ્યા પ્રમાણે અલબત્ત 'સાધન મેં એકે કીધું નહી એ વાત તો ખરી તોપણ મનનો એવો સ્વ- "ભાવ નથી એમ તો મારાથી કદી કહી નહી શકાય." આમ અંતઃકરણ જેવા હાથીને થાંભલે બાંધી દેઇ તેને હજી બળહીન કરી દેવા "ઇર્ષા તે શું?" એ પ્રશ્ન પોતાને પુછી તે ઉપર નિબંધ લખવા બેસી જાયછે. અંતે લખેછે કે "મારામાં ઈર્ષ્યા થોડીછે, તેનું કારણ એટલું કે મારામાં ઉત્સા- "હ ઘણો થોડોછે. ઉત્સાહી પુરૂષ હમેશાં ઇર્ષ્યાવંત હોવા જોઇએ. ઉત્સાહને "ન્યાયની સાથે સંબધ નથી ત્યારે ઈર્ષ્યાને શામાટે હોવો જોઇએ?" × × × "ઈર્ષ્યાનું મૂળ આશા" × × × "માણસ જેમ વધારે કેળવાયલો હોયછે "તે પ્રમાણે ન્યાયાન્યાય જોઇને આશા બાંધેછે. માટે અજ્ઞાની લોકોની "ઈર્ષ્યામાં ન્યાયાન્યાયનો વિચાર થોડો, અને વિદ્વાનમાં વધારે." ગ્રંથકા- રોની બુદ્ધિની પરીક્ષક થવા નિર્મેલી બુદ્ધિનો અભ્યાસ આમ આત્મપરીક્ષા- થી આરંભાતો હતો, અને એની પૃથક્કરણશક્તિની કસરત પોતાની જાત ઉપરજ થતી હતી. જ્યારે આવી રીતે કલમ, વિકાર, અને વિચાર અનેક દિશામાં દોડવા તૈયારી કરતાં હતાં અને નવલરામનું ફળદ્રૂપ મગજ અનેક ફળો આપવા તળે ઉપર થતું હતું ત્યારે એ મગજની ભૂમિમાં ખાતર નાંખ- વાનું પણ ભુલાતું નહતું, અને એ વાતના પુરાવામાં આપણને એ હકીકત જડી આવેછે કે આ વર્ષના નવેંબરમાં "ટેટ્સ ફિલૉસૉફી આફ એડયુકેશન" વંચાતી હતી અને તેના વાંચનથી નવલરામના મનમાં વિચાર અને ચર્ચા ચાલતાં હતાં કે બાળક, જુવાન, વૃદ્ધ અને બીજી સર્વ દશાને અનુ- કૂળ પડે અને લોકને કેળવે એવાં પુસ્તક ગુજરાતીમાં શી રીતે રચાય?

આટલી બધી માનસિક પ્રવૃત્તિવાળું વર્ષ દેખીતું ફળ ન આપે તો નવાઇ ગણાય. સ્વાભાવિક રીતે શરમાળ નવલરામને તેમના ચિત્તે આખરે શરમ છોડાવી આગળ ખેંચી આણ્યા અને સાક્ષરમંડળ સમક્ષ એમણે "ભ- ટનું ભોપાળું" મુક્યું. વીરમતી નાટક પોતે જાતે કલ્પેલું અને ઘણા દિવસનું રચી મુકેલું તે એમનું એમ રહેવા દેઇ પાછળથી લખેલું પરકલ્પિત "ભટનું

બોપાળુ" પ્રસિદ્ધ કરેલું તેનું કારણ એજ શરમાળપણું અથવા એવું કાંઇક હોવું જોઇએ. પ્રખ્યાત ફ્રેંચ કવિ મોલ્યરે ફ્રેંચ ભાષામાં નાટક રચેલું, તેનું ઇંગ્રેજીમાં "ડમ્બ લેડી" અથવા "મોક ડૉકટર" નામનું ભાષાંતરછે, તે નાટકની કલ્પનાને ગુજરાતી પ્હેરવેશમાં આણી એ રૂપાંતરને "ભટનું ભોપાળુ" નામ આપ્યું હતું. આમાં હાસ્યરસ પ્રધાનછે, અને मनसा वाचा તેમજ कर्मणा થતી મશ્કરિઓનો સંગ્રહ અસલમાંછે તેમજ આમાં પણ આવેલોછે. સંસારસુધારો એ આ ગ્રંથનું પ્રયોજનછે. એની પાંચસો નકલો છપાવી હતી અને તે થોડાક વખતમાંજ ખપી જણાયછે. તે વખતે આ પુસ્તક લોકને ગમ્યું હતું એનો આ પુરાવોછે તેમજ અન્યત્રથી પણ સાંભળ્યુંછે. હાસ્યરસ નવલરામના ચિત્તનો પ્રધાન રસ નહતો અને પાછલા વખતમાં એમની રુચી બીજે માર્ગે દોરાયલી હતી તેથીજ આની બીજી આવૃત્તિ થવા પામી નહી હોય. છતાં એ પુસ્તક ઉપર છેલે સુધી એમને ભાવ હતો. આ નાટકની પ્રસ્તાવિક કવિતા નર્મદાશંકરે લખેલી હતી; પરંતુ એ કવિને આ ગ્રંથનો હાસ્યરસ અસંભવિત લાગતો હતો અને તે વીશે તેમની અને નવલરામની વચ્ચે ચર્ચા થતાં નવલરામના પોતાના વિચાર નવલગ્રંથાવલિના બીજા ભાગમાં (પાનું ૧૯) "હાસ્યરસ વિશે" એ નામના વિષયમાં મુકે છે. પોતાના ગ્રંથની અવગણના સાંભળી ઉશ્કેરાય નહી એવી શાંત પ્રકૃતિ કોઇકજ ગ્રંથકારમાં જોવામાં આવેછે. નવલરામનો સ્વભાવ કેટલે સુધી ઉશ્કેરાઇ જાય એવો હતો તેનું માપ આ ભાગને ચોવીશમે પાને "કવિ, તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી," ભટનું ભોપાળું "પ્રગટ પણ ન કરવું" એવો કવિનો વિચાર કાંઇ દગાફટકાનો "લાગ્યો" વગેરે વાકયો તથા પ્રસંગોથી સહજ સમજાશે. તેમજ એમની આ પ્રસંગની ઉગતી પૃથક્કરણશક્તિ પણ આ વિષયમાં તેમ એ વિષયના પ્હેલાં "કવિ નર્મદાશંકરની કવિતા," "મન વિચાર" વગેરે વિષયો મુકયાછે તે ઉપરથી મપાઇ શકાશે. ગ્રંથાવલોકન શાસ્ત્રનાં કેટલાંક મૂળતત્વ આ વિષયોમાં શુદ્ધ સ્વરૂપે દેખા દેછે, તેમજ એ મૂળતત્વોને લાગુ કરવાની કઠિનતા પણ આ પ્રસંગે કરેલી ભુલોથીજ સમજાઇ આવશે. નર્મદાશંકરના શુદ્ધ "સુરજ" જેવા "શૃંગાર" આગળ દયારામનો "રમકડા" જેવો આ વખતે લાગેલો શૃંગાર, પ્રેમાનંદનો શૃંગાર ઉત્તમ; "જાતિનોછે" પણ નર્મદાશંકરનો એવાજ ઉંચા પાણીનો અને "ઘણોછે" વગેરે વાકયોથી કરેલી એ બે કવિની તુલના

ગણુના, અને આખરે "પ્રેમાનંદ સુધાં સઘળાં ગૂજરાતી કવિયો કરતાં "નર્મકાવ્ય ઘણી ઉંચી જાતનુંછે, અને અગર જો નિત્યના સહવાસથી આ- "પણે નર્મદાશંકરના કવિત્વની ખુબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમાં "આવી શકતો નથી, પણ આવતા જમાનામાં એ કવીશ્વર ઘણુંજ વધારે "માન પામશે, અને કદાપિ તે વખતના વિદ્વાનોને અચરત સરખું પણ "લાગશે કે આવા જુના કવિયો સાથે આનો મુકાબલો શા માટે કીધો હશે?" આ ઉપસંહાર વગેરે ભાગો આ પ્રસંગનાં સમયસ્વપ્નોની અસર અને સમયમૂર્તિ નર્મદાશંકરની સત્તા નવલરામના મન ઉપર કેટલી હતી તે જ- ણુવેછે તેમજ તે કાળના લોક ઉપર એજ અસર અને સત્તા કેવી હશે તેનું આજ આટલે વર્ષે આપણી પાસે દૃષ્ટાંતભૂત ચિત્ર ખડું કરેછે. આ કાળ વીત્યા પછી આ વિચાર નવલરામેજ બદલ્યા છે તે આપણે પ્રસંગ આ- વ્યે જોઇશું. હાલમાં તો એટલુંજ કહેવું બસછે કે "તર્જુમા"થી પરભાષામાં જાય ત્યારે પણ જે કાવ્ય, ઉંચી પંક્તિ ધારી શકે તે કાવ્યમાં અમરતાનું બીજછે એ મૂળતત્વનું કંઇક ભાન નવલરામને આ વખતે હતું તો તે- જ મૂળતત્વથી પ્રેમાનંદ વગેરેની તેમ નર્મકવિતાની કસોટી કુહાડી હત તો જે વિચાર નવલરામે પાછળથી બાંધ્યો તે કદાચિત ૧૮૬૭ માં પણ બાંધી શકત.

ઇ. સ. ૧૮૬૮ | નવલરામ સુરત ટ્રેનિંગસ્કુલમાં એકસો વીશ રુપિયા ને પગારે કાયમ થયા. એમની કલમ આ વર્ષમાં પણ એમની ખાનગી નોટ બુકમાં ટપકતી હતી અને મન મહેચ્છાઓ ભણી આતુર આંખે જોતું હતું. એક પાસથી પિંગળ, તાલ, ગરબીઓ વગેરેનું મનન થતું હતું અને ગરબીઓમાં કિયા નિયમ પળાય છે તેનું સંશોધન થતું હતું, અને તે સંશોધનમાં કંઇ ઓર જાતની પ્રક્રિયા હતી તેનો નીચેની કલ્પના ઉપરથી કંઇક ખ્યાલ આવશે.

"જો તાલની ચાલ ઉપરથી બીજાં નામ આપિયે તો ચિત્રિણી, "હસ્તિની, વૃદ્ધા, અશ્વિની, એવાં આપી શકાય. ચિત્રિણી સ્ત્રીનું અને એ "ચાલનું મારા મનમાં...સરખું પડે છે. જાણે તેર ચૌદ વર્ષની અજ્ઞાત— "એવના બાળા છમછમ કરતી ચો તરફ જોતી જોતી ચાલતી હોય એ પ્ર- "માણે ત્રિમાત્રિક તાલના છંદની ચાલ જણાય છે" × × × "સમમાત્રિક "તો ખરેખરો ઘોડાનો ઉછાળો gallop જછે. એ ઉત્સાહ બતાવે છે" ઇત્યાદિ, માર્ચ ૧૮૬૮.

વળી જુલાઇમાં વિચાર કરેછે કે સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓ ક્યારે અને ક્યાં બોલાતી હશે અને થોડા દિવસ તેનોજ શોધ કરે છે. પછી સંવત ૧૧૬૮, ૧૪૫૦, ૧૮૬૫ વગેરે સાલોમાં લખાયલાં ગુજરાતી પુસ્તકો શોધે છે, વાંચેછે, અને તેની ભાષાની નોધ કરેછે. વ્યુત્પત્તિ શાસ્ત્રનું પણ મનન કરેછે; સંવત ૧૬૭૨માં ભાલણ કવિની કેટલીક કૃતિઓની નકલ થયલી તે-માંથી પણ ઉતારા કરેછે. પ્રેમપલ્લવી, ત્રૈલોક્યતિલકા, વગેરે પાત્રો કલ્પી એક વાર્તા આરંભે છે, અને પછી વળી તેને નાટકનું રૂપ આપે છે. આવાં સાહિત્ય સ્વપ્નોમાં આ વર્ષ ચાલ્યું જાયછે અને નવા વર્ષમાં સંક્રાંત થાયછે.

૧૮૬૯ના આરંભમાં વીરમતી નાટક છપાવી બ્હાર પાડે છે. આ નાટક ઘણા દિવસથી લખી રાખેલું હતું. એની છસે નકલો છપાવી અને ગાયકવાડી, રાજ્યની શાળાઓમાં ઇનામમાં અપાતી હતી; છતાં આ નકલો છેક ગ્રંથકર્તાના મરણકાળે ખપી રહેવા આવી. આ નાટક નવલરામને પોતાને કેટલું પ્રિય હતું તે નવલગ્રંથાવલિના બીજા ભાગમાં (પાનું ૨૯) વીરમતી નાટક ઉ-પર કર્તાના પોતાના વિચાર છપાવ્યા છે તે ઉપરથી જણાશે—એ વિચાર-માં કેવળ આત્મોત્કર્ષ નથી. એમાં ગ્રંથકાર પોતાની પરીક્ષા કરેછે. ખરી વાતછે કે "વરને વરની મા વિના બીજું કોણ વખાણે?" તથાપિ આટલી મનોવૃત્તિના ટકા બાદ કરિયે તો આ વિચારોનું તાત્પર્ય છેક ભુલ ભરેલું ન-થી, કારણ વીરમતી નાટકની ઘણીક કવિતા વસ્તુતઃ સરલ અને પ્રાસાદિક છે એટલુંજ નહી, પણ દુનિયાદારીના આંતર અનુભવની એમાં સારી છા-યાછે, અને તેવા અનુભવવાળા હૃદયને દ્રવાવે એવી એમાં શક્તિ છે. તોપણ એ કવિતા ઉગતી શક્તિથી લખાયલી છે. આ નાટક ઉપર કેટલાંક પરીક્ષા-વિવેચન લખાયાં છે અને એક વિવેચન તો છેક બે વર્ષ ઉપર અમદાવા-દના "ગુજરાતગેઝેટ"માં ઘણા લંબાણથી કરવામાં આવ્યું હતું. આ સર્વ વિવેચનોમાં તેમ અન્યત્ર પણ વીરમતી નાટકને ન્હડતી પંક્તિમાં મુકવામાં આવ્યું નથી અને તેની છસો નકલો ખપતાં વાર લાગી તે કંઇક પ્રમાણ છે. નવલરામ કવિતા સારી લખતા, વીરમતીમાં કવિતા સારી છે, છતાં આ નાટક સદોષ છે એવું વિવેચકોનું કહેવું છેક ખોટું નથી. રસિક નાટકમાં "જ્ઞાન" અને "જ્ઞાનીઓ" અપ્રસંગે છે, આ નાટકની રચનામાં કુશળ કર્મ-કારની કળા જોવામાં આવતી નથી, વગેરે દોષો છે ખરા; પણ "નાટક" ઠીક કે "વાર્તા" ઠીક એનો વિચાર કરતાં નાટક ગમી ગયું તેને ઠેકાણે વાર્તા

ગ્રમી ગઇ હવતો "વીરમતી વાર્તા" ઉંચી જાતની થાત એવું માનવાને નાટકમાંજ સારો પુરાવો છે. "ગુજરાતગેઝેટ"વાળા વિવેચકને આ ગ્રંથમાંથી ઘણા દોષો જણાછે અને તે કેટલીક રીતે ખરા છે; છતાં પુસ્તકપરીક્ષા ગુણપરીક્ષા વિના અધુરી છે એ દોષ આ વિવેચનમાં છે એટલુંજ નહી પણ "ઇંટે ઇંટની, માટીની, ચુનાની, અને લાકડાંની પરીક્ષા કરતાં કરતાં મ્હેલ આખો જોતાં કેવો દેખાય છે" તે જોવું ભુલી જનારનો દોષ પણ એ વિવેચનમાં છે. વળી એ નાટક છેક ૧૮૬૯માં છપાયું હતું તે પણ યાદ રાખવાનું રહી ગયું છે.

રા. ઝવેરીલાલ ઉમિયાશંકર તથા રા. દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખરે કરેલાં શાકુંતલનાં ભાષાંતર ઉપર વાર્તિક; પ્રેમાનંદની હારમાળા વાંચતાં ઉઠેલા વિચાર, કેકની આત્મા ઉપર અસર, સહજાનંદની શિક્ષાપત્રીની ભાષા, પિંગળ, વેદની ઉત્પત્તિ, વગેરે વિષયો ઉપર છુટક ત્રુટક ન્હાનાં મ્હોટાં લખાણ આ વર્ષની "નોટબુક"માં ઉતારાય છે. હારમાળામાં નવો રસ માલમ પડેછે તેનું પૃથક્કરણ કરવા યત્ન કરેછે. કેકનો વિષય લખતાં લખેછે કે "યોગિયો અને કવિયો કેકની પ્રશંસા કરેછે તે સ્વભાવિકજ છે કેમકે તેને રસાનુભવજ કરવો છે," અને "Philosophers જેઓ એક Idea ની individual તુલનાજ કરેછે અથવા જેઓ logical nicety વડેજ પોતાનું કાર્ય કરેછે તેને પણ એ (કેક) પસંદ પડવી જોઇયે." વેદની ઉત્પત્તિ વીશે ડીસેમ્બરમાં કલ્પના કરેછે કેઃ—

"જગતના આરંભે માણસ ઉત્પન્ન થયા પછી તેઓ પોતાના ઉદ્યોગમાં "લાગ્યા અને કાળાંતરે નાના પ્રકારની વિદ્યાનો ઉદય થયો. કેટલોક ઉદય "થયા પછી Reflective faculty જાગૃત થઇ એટલે આત્મજ્ઞાન થવા "લાગ્યું. તે વખતે માણસોએ જગતને જોયું તો આટલી વાર સુધી પો- "તાની નજરથી ઉદ્યોગની આવરણવડે ઢંકાઇ રહેલો જ્ઞાનનો સમુદ્ર દીઠો "અને તરત તેમને લાગ્યું કે સત્ય અને આપણા અંતરાત્માની વસ્તુ તો એ "જછે, એ પ્રથમ જ્ઞાન દર્શનથી ઉત્પન્ન થયેલા ઉત્સાહમાં તેનું નામ વેદ "પાડ્યું; અને તે અનાદિ ચાલી આવેલું અને કર્તા—રહિત છે એમ તે- "મને લાગ્યું, અને ઉદ્યમવડે ઢંકાઇ રહ્યું હતું તે ઉદ્યમને અસુરરૂપ દીઠો. "જેણે એ દર્શન વધારે પ્રાપ્ત થયેલું, અને પોતાની વાણીદ્વારે બીજાને દે- "ખાડેલું તેનું નામ બ્રહ્મા. × × વેદનું અનાદિપણું કહ્યું તે Eternity

"of Truths બતાવે છે. એ સમયમાં જે જે પુરૂષો એવું જ્ઞાન પ્રગટ "કરવા લાગ્યા તે રૂષિ કહેવાયા, અને હજી તેનાં નામ વેદમાં ચાલ્યાંજ "આવેછે. × × × માટે વેદને તે કાળના આર્યોના જ્ઞાનનો Encyclopœdia "કહીયે તો પણ ચાલે."

આ વર્ષમાં નવલરામે પુસ્તકપરીક્ષા શાસ્ત્રીય રીતે લખવા આરંભી. "શંકુતલા નાટકના ગુજરાતી તરજુમા" એ વાર્તિક ગુજરાતમિત્રમાં છપાયું હતું, પણ જેમાંથી કાંઇ બોધ મળે એવાં વાર્તિક તો ઘણું કરી છપાયા વિના રહી ગયાં હતાં તે નવલગ્રંથાવલિમાં હવે મુક્યાં છે. આમાંનું એક "રઘુવંશકાવ્ય"છે તેમાં ભાષાંતર કરવાના નિયમ સૂચવ્યા છે, અને બીજું "શ્રવણાખ્યાન"છે તે અપૂર્ણ છે પરંતુ તે લખાયું છે તેટલાના છેલા ભાગમાં કાવ્યકારોને જાણવા યોગ્ય એક વિષય "યોજના અને કૃતિ" (Design and Execution) ઠીક ચર્ચેલો છે. આ બે વિષય ૧૮૬૯–૧૮૭૦ માં લખાયલા છે.

પરંતુ આ સર્વ કરતાં એક વધારે મ્હોટું સો સવાસો પાનાનું લખાણ આ વર્ષમાં નવલરામે ઇંગ્રેજીમાં કરેલું છે. આ લખાણનો વિષય Fatalism અથવા પ્રારબ્ધવાદ છે, અને તે ઘણું કરીને મિત્રમંડળ આગળ ભાષણ સારુ ચર્ચેલો છે. ઇંગ્રેજીમાં હોવાથી ગુજરાતી નવલગ્રંથાવલિમાં આ વિષય મુકયો નથી. પરંતુ એમાંથી કેટલાક ઉતારા અત્રેજ મુકયા છે.

"પ્રારબ્ધવાદ આર્યોનું ચેતન છે;" "It is not a passing belief or a result of inferential logic unrecognised (by heart) but a living principle with the inhabitants of India. They are not more certain of their own existence than of the mysterious agency of fate in all the incidents of human life. Everything that happens is invariably referred to it".

પાશ્ચિમાત્ય વિદ્યાના મતમાં માનવી સ્વતંત્ર છે; "Man is asserted to be sole architect of his own fortune. There is nothing to control the happiness or misery of man but the laws of physical world and himself"

સત્ય શું છે? પ્રથમ પ્રશ્ન એ છે કે આપણે ઇશ્વરને શામાટે માનિયે છિયે? "Our belief in God does not rest on the principle of causation simply, but on the design that is so conspicuous in everything". × × "If there is design in creation, everything that occurs must ultimately be the result of that design and not a fortuitous combination of circumstances which was never contemplated or intended by him who determined these". અર્થાત સૃષ્ટિમાં સર્વત્ર યોજના નિર્મેલી દેખિયે છિયે, એ યોજનામાંજ ઇશ્વિરને પ્રત્યક્ષ કરિયે છિયે, તો પછી સર્વને યોજેલું કલ્પી તેને નિર્મેલું ન કહેવું એ તો **वदतो व्याघात** થાય.

જેવી રીતે સર્વ સૃષ્ટિમાં યોજના અને નિર્માણછે તેમજ માનવીની ક્રિયાઓમાં પણ છે અને ઇતિહાસ તેવી સાક્ષી પુરેછે:—

"When we examine the results of human actions on a large scale perfected by ages and reflected in the mirror of history, we find them all verging to a focus. In the moral world, the Providence of God is manifested in the peculiarly divine aspect of drawing good out of evil, the worst passions of human beings being forced against their nature to be conducive to general good."

ઇતિહાસમાં કેવાં દૃષ્ટાંતછે? "Who would have expected to find that the stream of human blood which continued to inundate the fields of Palestine on account of the fierce enthusiasm excited throughout the whole of Europe by the preachings of a religious fanatic was the sacrifice intended to be the instrument of delivering the Western continent from the gross ignorance of the dark ages? × × Can any one fail to perceive the

hand of God in the provision made for the renovation of India in the conquest which a company of private merchants have achieved ?"

માટે સર્વત્ર યોજના અને નિર્માણછે, અને મનુષ્યસૃષ્ટિમાં એ નિયમનો અપવાદ નથી. "The belief of those who will see it (design) in one of its parts only is inconsistent with itself, for the moral and physical worlds are so acted upon and modified by each other that they must both form separate parts of the same government or they must both be acknowledged to be in a state of anarchy".

પ્રારબ્ધવાદથી હીંદુસ્થાનનું સત્યાનાશ વળ્યુંછે અને એ વાદથી ઉદ્યોગવાદને અત્યંત હાનિછે એ આરોપના ઉત્તરમાં ભગવદ્દગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને યુદ્ધ કરવાનો ઉપદેશ આપ્યો હતો તે નવલરામ બતાવેછે. અને કહેછે કે સીકંદર બાદશાહ, નેપોલ્યન, અને એવા ઘણાક યોદ્ધાઓ પ્રારબ્ધવાદ માનતા હતા અને તે છતાં તેમનાં પરાક્રમ નિવૃત્ત થયાં ન્હોતાં.

અંતે લખેછે કે વેદાંતનો પ્રારબ્ધવાદ અર્વાચીન બુદ્ધિશાસ્ત્રના ગુંચવારાને દૂર કરેછે અને એ બુદ્ધિશાસ્ત્રના એક નિયમરૂપજછે, એટલુંજ નહીં પણ પ્રમાણશાસ્ત્રનો કાર્યકારણવાદ અને પુણ્યપાપવાદ એ સર્વને પ્રારબ્ધવાદ અનુકૂળછે." In human consciousness the idea of responsibility is found lying in harmony with that of causation. × × × × We are forced to acknowledge the infinity of time and space, but in attempting to grasp that idea the human mind is bewildered, repulsed, and obliged to fall back in despair. Yet the idea of infinity is no delusion. It is as certain as our incapacity to comprehend it, and what is more it is necessary. In the same light the ideas of cause and accountability must be viewed by an impartial observer of facts. It is a common

aphorism of the Vedantees that the soul is not essentially responsible but as long as it retains the sense of ego (અહંકાર) it is liable to rewards and punishments. For a long time I have looked upon it as a mystifying sophistry introduced by a wily priest-craft to conceal the naked immorality of their system of philosophy; but now when I am forced to study predestination in all its bearings, I discover that the idea, though expressed in the bold dogmatical terminology peculiar to the term, is pregnant with important truths and is in fact, if I mistake not, a cool and impartial statement of psychological facts. As the soul ever retains the sense of ego, the aphorism can be easily construed to mean that the idea of responsibity may seem incompatible with a particular system of philosophy or theology, but its truth as revealed by consciousness cannot be questioned"

સર્વેનો સરવાળો એવી રીતે આવેછે કે જગતમાં જેમ પ્રારબ્ધનાં બંધનછે તેમજ પુણ્યપાપનાં બંધન પણ છે; પ્રારબ્ધ જાતે ખસતું નથી, પુણ્યપાપની બુદ્ધિ ખસતી નથી, એ ઉભયનો સંયોગ ઈશ્વરની અકલિત માયાનું એક દૃષ્ટાંતછે, અને માનવીની બુદ્ધિએ એ બેને ઈશ્વરદત્ત ગણવાં, અને એ વાતમાં ઈશ્વરના મર્મ છોડવા બુદ્ધિ પ્હોચે એમ નથી.

૧૮૬૯ની સાલ આમ પુરી થવા આવેછે તેની સાથે કંઇ ટુંકા ટુંકા વિચાર-વિકાર પણ થાયછે. ડીસેંબર માસમાં ઘરમાં બેઠાં બેઠાં બારણે કોઇ બ્રાહ્મણ "વેલાવર" રાગમાં બાર મહીના ગાતો હતો તેમાં માલિની છંદની ચાલ વચ્ચે વચ્ચે સાંભળી વિચાર થયો કે આપણામાં છંદો કેટલા વપરાયલાછે તેની બારીક શોધ થવી જોઇએ. તેવામાં કર્ટીસ સાહેબ બેંક-દિવસની રજા ઉપર ગયેલા તે પાછા આવ્યા તે દિવસ નવલરામ તેને

મળવા ગયા તે સંબંધમાં લખેછે કે "હું આજ મળવા ગયો ત્યારે હમણાં "બ્હાર જાઉછું એમ કહેવાની સાથે હું પાછો વળ્યો, તોપણ મારા મન- "માં બહુ માઠું લાગ્યુ કે અરે પરદેશીયોની આવી વર્તણુક આપણે સહન "કરવી પડેછે:—

"સાહેબ એક ઉપર વસે સમરથ સરજનહાર,
"કોણ મુરખ તું માનવી સાહેબ આપ થનાર?"

આ અપમાનની અસર તાજી હતી તેવામાં તરત યોજના કરી કે "હીંદુસ્થાન વિશે એક કાવ્ય લખવા ધાર્યુંછે તેમાં પ્રથમ વિક્રમ રાજા અંગ- રેજી રાજ્યનું ચિત્ર જોયછે એમ આણવું અને તેમાં હલકા નાદાન કાચી વયના છરાયેલા છોકરાઓ કુલીન વૃદ્ધ પંડિતો સાથે શી રીતે વર્તેછે, તેઓ ફોજદારી મુકરદમા કેવી સ્વચ્છંદી રીતે ચલવેછે, મોહોટા મોહોટા રાજા- ઓને પોલિટિકાલો શી રીતે નચવેછે-ઇત્યાદિનું ચિત્ર આપવું." વળી કેલ્પના કરેછે કે "અંગરેજોનાં ન્યુસ્પેપરો કોઈ વખત બંડનું મોટું કારણ થઇ પડશે". આમ મગજને ઉશ્કેરી ૧૮૬૯નું વર્ષ પૂર્ણાહુતિ પામ્યું.

ઈ. સ. ૧૮૭૦ | વેદાંતનો એક એવો સંપ્રદાય છે કે મુમુક્ષુ અવસ્થા જેને થઇ તેને શ્રવણ,મનન,વગેરે સાધનોથી જ્ઞાન પ્રાપ્ત થાયછે. આ અવસ્થાઓ- ની નિસરણિ જેવું કાંઇક માનવીના ચિત્તસૃષ્ટિમાં પણ છે. એક માણસના જીવ- નમાં એક એવો કાળ આવેછે કે જ્યારે માણસનું મન તનમનાટ મચાવી મુકે છે અને દહીની પેઠે વલોવાય છે. આ કાળને નવલરામે આત્મમંથનકાળ આપ્યું છે અને જેવી જાતની આતુરતા અને અસ્વસ્થતા મુમુક્ષુ અનુભવેછે તેવીજ આ કાળમાં પણ થાયછે. એ કાળ વિતેછે એટલે કાંઈ શાંતકાળ આવેછે; મુમુક્ષુ માત્ર શ્રવણ-મનન કરવા મંડી જાયછે તેમ આ કાળનું મંથન મટતાં માણસ ધીરો બની જાયછે, શાંત થાયછે, અને જગત જોવા અથવા વધારે વાંચવા મંડી જાયછે, અને અનુભવ કરી સર્વનું મનન કરતાં પોતાના પાકા વિચાર બાંધેછે. વીજળીના ચમકારા જેવા મંથનકાળના પલટાતા વિચાર નદી પેઠે ઘણોક પ્રવાસ કરી કોઇક બીજી નદીમાં અથવા મહાસાગરમાં લીન થઈ જાયછે, તે મહાસાગરનોજ ભાગ બની જઇ નીરાળા દેખાતા નથી, એ મહાસાગરરૂપ દેવનાજ તેજમાં કે જઠરાગ્નિમાં સ્વાહા થઇ જાય છે. અર્થાત: તે માણસના વિચાર કોઇક જનમંડળના સંપ્રદાયમાં ભળીજાય છે, કોઇક પક્ષમાં પડી જાયછે, અને આખરે તેમાંજ મમતાથી—આગ્રહથી— સ્થિર ઠરી રહેછે. આ દશાને આપણે શાંતિકાળ કહિયે તો એવું સૂત્ર બં-

થાય કે આપણા ઇંગ્રેજી ભણનારાઓને ઘણુંખરું આત્મમંથનકાળ તેમ શાંતિકાળ ઉભય દશાઓ ભોગવવીપડે છે અને તે જોતાં A Hindu is a radical at twenty-five and conservative at thirty-five (હીંદુઓ પચીશ વર્ષે નવા મતમાં હોયછે. પાંત્રીશે જુનામાં હોય છે) એ વાક્યમાં કંઇક સત્ય લાગે છે અને ખરેખરું સત્ય કરવું હોય તો આ વાક્ય જરાક બદલીને એવું કહેવું કે હીંદુઓ પચીશ વર્ષની વયે ઉતાવળિયા હોય છે અને પાંત્રીશે કંઇક ઠરેલ થાયછે— પછી એ ઠરેલપણામાં ગમે તો આખરસુધીના સુધારાવાળા થાય અથવા આખર સુધીના જુના મતવાળા થાય. પચીશ ને પાંત્રીશનો કાંઇ મેળ નથી. નિશાળ છોડ્યા પછીના કાળને ઠેકાણે પચીશ વર્ષ કહેવાય છે; પેટની વેઠ કરવા સારું તથા બીજા ઉઘાડા ઢાંક્યા અનુભવોના ખત્તા ખાઇ રહ્યા પછીના કાળને ઠેકાણે પાંત્રીશ વર્ષ કહેવાયછે—કોકને એ કાળ પાંત્રીશને ઠેકાણે પીસ્તાળીશે પણ આવે છે. આપણા મ્હોટા ન્હાના માણસો જેઓ આગળ પડેલા છે તે સર્વેને મોડી વ્હેલી આ સંક્રાંતિ ભોગવવી પડી છે. જેમ જન્મ્યુ તે જવાનું અને જુવાની પાછળ જરા—એ બે નિયમો સર્વત્ર પળાય છે તેમ આપણા દેશમાં આ સંક્રાંતિ પણ સઉ ભણેલાઓને કપાળે લ્હોટી હોય એમ લાગે છે. પછી કોઇ નિયમ એવો નિયમ નથી હોતો કે જેના અપવાદ ન જડી આવે. વળી આ પૂર્વકાળ તે જ આ પાછલા કાળનું કારણ છે તે પણ ભુલવા જેવું નથી.

૧૮૬૯ની સાલ અસ્ત પામતાં એટલે ચોત્રીશમું વર્ષ પુરુ થતાં નવલરામનો આત્મમંથનકાળ પણ અસ્ત પામ્યો. પાંત્રીશમાં વર્ષથી એમનો ઇતિહાસ જુદો રંગ પકડે છે. તનમનાટને ઠેકાણે શાંતિ થાયછે, મનમાં અનેક નવા ઉટંગ કલ્પવાને ઠેકાણે પ્રસિદ્ધ રીતે કંઇપણ કામ હાથમાં લેછે, નવાં નાટક અને વાર્તાઓની યોજના કરવી ધીમે ધીમે પડતી મુકી વ્યવહાર જાળનાં કર્મધર્મમાં પડી જાયછે, અને આરંભેલા વિષયોને પોતાના અંત સુધી વળગી રહેવા યત્ન કરેછે.

૧૮૭૦માં સુરતની ટ્રેનિંગ સ્કુલ બંધ થઇ અને તેના ઉપરી નવલરામ સવાસો રુપિયાને પગારે અમદાવાદ ટ્રેનિંગ કાલેજના વાઇસ પ્રિન્સિપાલ નીમાયા. રાવસાહેબ મહીપતરામ રૂપરામ એ શાળાના પ્રિન્સિપાલ હતા અને તેમના હાથ નીચે કેળુઆરીમાં નવી નોકરીનું કામ આરંભ્યું. આ

જગા ઉપર ૧૮૭૬સુધી નવલરામ રહ્યા.ગુજરાત શાળાપત્રનું તંત્રીપણું અને બાળવિવાહ નિષેધક મંડળીનું મંત્રીપણું એ બે ધર્મ એમણે અમદાવાદમાં માથે લીધા, એ બે વડે "બ્હાર પડયા," એ બે કામ ઉત્સાહથી બજાવ્યાં, અને અમદાવાદ છોડયું ત્યાંસુધી હાથમાં રાખ્યાં. હાલમાં અમદાવાદની એક કમરેખા એવી જણાયછે કે ત્યાં જે જે સુધારાનાં કામો થાયછે તેમાં મંત્રી-તંત્રી કોઇ પણ સુરતી હોયછે. ત્યાંની પ્રાર્થનાસમાજ રાવબહાદુર ભોળાનાથભાઇ ચલાવતા એ વાત ખરી, પણ એ સમાજ તેમ ભોળાનાથભાઇ પોતે એ બેનું ખરું મંત્રીપણું રાવસાહેબ મહીપતરામે કરેલું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ અને બુદ્ધિપ્રકાશમાં પણ મહીપતરામભાઇ કર્તા હર્તાછે, અને ત્યાંના આસિસ્ટંટ જજ મિ. દયારામ શાહાનીએ એક પ્રસંગે આ લખનારના દેખતાં મહીપતરામભાઇને કહ્યું હતું તેમ અમદાવાદમાં એક પણ ન્હાની કે મ્હોટી સભા કે સુધારાની વ્યવસ્થા એવી નહી હોય કે જેમાં એક અથવા બીજે રૂપે મહીપતરામ પ્રત્યક્ષ ન હોય અને કળ ડંખાવતા ન હોય. ખરું જોઇએ તો તેઓએ અમદાવાદનેજ પોતાની સ્વભૂમિ ગણ્યા જેવું કર્યું છે. સુરતનાજ બીજા વતની નવલરામ પણ અમદાવાદમાં રહ્યા ત્યાંસુધી એજ શ્રેણિયે ચાલ્યા. જે કામ અમદાવાદમાં થઇ શકે છે તે સુરતમાં થઇ શકતું નથી અને જેવા કામ કરનાર સુરતમાંથી આવેછે તેવા અમદાવાદમાં નીવડ્યાં નહી માટે એ બેના સંયોગથીજ ગુજરાતના સુધારામાં જીવ આવ્યો હોય એવી ક્ષણિક ઉત્પેક્ષા થાયછે. બાકી દલપતરામ બુદ્ધિપ્રકાશ ચલાવતા, અને વ્રજલાલ શાસ્ત્રી ધર્મપ્રકાશ ચલાવતા, એ સમયનું કંઇ ચિત્ર જયકુમારીવિજય નાટકમાં આવ્યું છે તે કાળ પણ હતો.

અમદાવાદ અને સુરતમાં અને તેના વતનીઓમાં ઘણીક જાતનો ફેરફાર છે, અને એમાંના એક નગરનો વતની બીજામાં પ્હેલવ્હેલો જાય ત્યારે તેને ઘણી નવાઇ લાગે છે અને ઘણુંક જોવા જાણવાનું મળેછે. વડોદરાનું સ્ટેશન આવતાંજ "તુળસી"ને ઠેકાણે "તળસી" શબ્દ સાંભળી નવલરામને નવાઇ લાગી હતી. વળી અમદાવાદ અને અમદાવાદના વતનીઓ વાસ્તે પ્રથમથીજ કનિષ્ટ અભિપ્રાય બાંધી આવનાર આ ગૃહસ્થને ઘણીક કલ્પનાઓ કરવી પડી અને અનુભવે તેમાં ફેરફાર કરાવ્યો. વડોદરાથી તે અમદાવાદ સુધીનાં સ્ટેશનોપર પાણી ન મળે; સેકંડ ક્લાસની ગાડીમાં પોતાના શીવાય બીજો કોઇ ઉતારુ ન મળે; આ તો અમદાવાદિયોની કંજુસા-

ધ પ્રત્યક્ષ થઇ. અમદાવાદ સ્ટેશનપર તેમના અમદાવાદી જાતભાઇઓ અને મિત્રો રા. લાલશંકર ઉમિયાશંકર તથા રા. દોલતરાય આવ્યા હતા, અને આખરે લાલશંકરને ત્યાં ઉતારો રાખ્યો. બીજે દિવસે શનિવારે મહીપતરામને મળવા ગયા અને સુરતમાં એમના સ્વભાવ વીશે લોકોએ ખરુ ખોટું ભરવ્યું હતું તેમાંનું કાંઇ પણ ન જણાતાં "હજુ સુધી તો એમનો સ્વભાવ માયાળુ લાગ્યો." બીજા ઘણાકને મળવાનું થયું. કર્ટિસ સાહેબે માયાળુપણું દેખાડયું તેમાં કંઇક સ્વાભાવિક અને કંઇક ઉપરઉપરનું લાગ્યું. રાવસાહેબ વાસુદેવ જગન્નાથ કીર્તિકરની રીતભાત ઘણીક આકર્ષક લાગી. આ નર્મદના મિત્ર નર્મદના પ્રતિસ્પર્ધી દલપતરામ કવિને પણ મળ્યા, અને એ કવિ કેવા લાગ્યા ? "He seems to be a man devoid of lively imagination or deep reflection. He talks on literature but betrays no marks of a sound education. His physiognomy is of a collected, self-satisfied rogue, with a slight suppressed humour. His intelligence is rather below the common level but it is clear as far as it goes. The only poetic element on his face, is a roguish humour. The education he has received from the world has perhaps dwarfed this natural power of his mind and rendered him a heavy companion and prosy humourist. Some electric shocks would do him good, I believe. He is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth". ઘણાક જુવાનો આમ ઉતાવળા વિચાર કરેછે, અને તે પાછળથી ફેરવે છે. આપણે તે વાંચી હસવાનુંછે—એમાં કોઇએ કાંઇ ખોટું લગાડવાનું નથી પણ સોક્રેટીસના જેવું મન રાખવાનુંછે. સુરત અને અમદાવાદના સ્વભાવોનો ગંગા–જમના જેવો સંગમ થતાં આવા પ્રસંગો સ્વાભાવિકછે. નવલરામ પોતે કબુલ કરેછે કે એમનો પોતાનો સ્વભાવ પણ અમદાવાદની હવાએ બદલવા માંડ્યો હતો. "This travel has taught me to pocket the

delicay of my pride and seek our own comforts from rather unwilling porsons ! I think this is the way to be a man of the world. Then fie upon a man of the world !" વળી વિચાર કરેછે કે આ નગરમાં ઘણાંક ઘરો તો એવાં જુનાં અને પડી જાય એવાંછે અને ગલીયો એવી સાંકડીછે કે જો એકાદ આગ લાગે તો લંડનમાં એક વેળા આગનાં જેવાં સારાં ફળ થયાં હતાં તેવાં અમદાવાદમાં પણ થાયા" "અમદાવાદના લોક મ્હોમાં પાણી ભરી વચ્ચેથી બોલતા હોય એમ બોલેછે અને સુરતીઓ ઓઠના ખુણા આગળથી બોલેછે." અમદાવાદમાં સુરતના "ગિલ્લી, મકું, હજામત, ધણી," વગેરે શબ્દોને ઠેકાણે "મોઇ, વાત કહું, વતાં, ભાયડો," વગેરે શબ્દો બોલાયછે તેની નોંધ કરેછે. આખરે કંઇ રસ્તે પડવાનો વિચાર કરેછે અને અમદાવાદમાં રહેવાનું થાય એટલામાં શું શું કામ કરવું તેનો ઠરાવ કરેછે કે: "૧ કાયદાનો અભ્યાસ કરી આવતી પરીક્ષામાં ગમે તેમ કરી જવું અને ઘરમાં એકલોછું એટલામાં એ વખત જવા દેવો નહી—આ શાળાપત્ર બગી જાય તો ઠીક (કે કંઇ વખત મળે) ૨ જુના કવિયોના અને સ્વામિનારાયણના ગ્રંથો એકઠા કરવા, ૩ પોળના લોક મને Spectator ના જેવો સુમડો ગણેછે માટે એ બધામાં વધારે મળતાવડા થવું, ૪ મ્હોટાં માણસો અને તેમાં વિશેષે ન્યાયખાતાનાં માણસો સાથે મિત્રતા કરવી." આ બધું શી રીતે કરવું તેનો વિચાર થાય છે, મળતાવડાં થવા બાબતનો નિબંધ લખવો હોય તેમ લખેછે, અને પુસ્તકો એકઠાં કરવા દલપતરામની દોસ્તી કરવી પડશે અને તે મદદ આપશે કે નહી તેનો વિચાર કરેછે. કાયદાનો અભ્યાસ શરુ કરેછે. મળતાવડા થતાં વાતો કેવી કેવી બાબતની કરવી તે શોધે છે ને તેમ કરવાનાં સાધનો હાથમાં આવેછે કે ૧ છાપાં વાંચવાં, ૨ સરકારી બાબતોની માહીતી રાખવી, ૩ બજાર ગપો એકઠી કરવી, ૪ આ બધી નવાજુની બીજાઓને કહેવાની ટેવ પાડવી, ૫ "મોહન" ભાષા બોલવી, ૬ આનંદી થવું અને ૭ સામા માણસની સારી નરસી દશા જાણવાને આપણે આતુર હોઇએ એમ બધાં સાથે વાતો કરવી. ડાક્તરો, અદાલતનાં માણસો, સ્ટેશનના નોકરો, બે ત્રણ વકીલો, શેઠિયાઓ, વગેરેમાંથી કોની કોની સાથે ઓળખાણ કરવું તેની યાદી કરેછે. એક પારસી બાબત લખેછે કે–'કેવો બેવકુફ માણસ! એને વળી માસિકપત્ર કહાડવુંછે ને તંત્રી થવુંછે તે મ્હારી

સલાહ પુછેછે! પુસ્તકો છપાવવાની લોકને ઘેલાઇ લાગીછે તે જે તે શક્તિ વગરનો જુવાનિયો લખવા ઉભો થાયછે!!' આ બધા વિચારો કરતાં કરતાં પણ મ્હોટા લોકનાં ઓળખાણ એકદમ થતાં નથી તેથી અસંતોષ થાયછે અને શોધ કરેછે કે આ કામ લાલશંકરના સાધનથી પાર પડે એમ નથી કારણ કે એમને પોતાનેજ ઘણા થોડા મિત્રોછે!—હવે તો ભગવાનદાસને શોધવા જોઇએ. આખરે આ કઠણ કામ પાર પડતું નથી તેમાં પોતાનાજ સ્વભાવનો દોષછે એવું માલમ પડેછે. "આ કામમાં મ્હોટું વિઘ્ન તો એ છે કે હું પોતેજ વાતો કરતાં કરતાં ઘડી ઘડી મ્હારા પોતાના વિચારમાં પડી જાઉંછું. કર્ટિસ સાહેબ કંઇક તિરસ્કારથી પણ શુભેચ્છાથી કહ્યું તે ખરું છે કે વાતો કરતાં કરતાં મને સ્વપ્નાં આવેછે! મ્હારી સાથે સામું માણસ બેઠું છે એ વાત તો હું ઘડી ઘડી ભુલી જાઉંછું અને ઉત્તર આપવો પડેછે ત્યારે મને બહુ વસમું પડેછે—બસ, મ્હારે આ ટેવ ટાળવી જોઇએ કારણ કે જનમંડળ પ્રત્યે મ્હારે મ્હારા ધર્મ બજાવવાનાછે અને આ સારુ ખાસ કરી રોજનીશી રાખવી જોઇએ." રોજનીશી તે રોજનીશી! સઉ વાત આ પછી સુઇ ગઇ જણાયછે. આત્મમંથનકાળ પલટાઇ સંસારસાગરમાં આમ પ્રવાહ–પાત થવા લાગ્યો; છતાં ઉદ્યોગી અને ઉત્સાહી મન સંસારમાં તરતાં પણ પોતાનો વેગ બતાવવો ભુલ્યું નહી.

ગુજરાતશાળાપત્ર નવલરામના હાથમાં આવ્યા પ્હેલાં રા. મહીપતરામના હાથમાં હતું, અને કંઇક કારણોથી તે નવલરામના હાથમાં આવ્યું તેનો ધ્વનિ આ પ્રસંગની નોટબુકોમાંથી નીકળેછે. એ કેવી રીતે ચલવવું એનો વિચાર કરતાં નવલરામને લાગ્યું કે એ પત્રને ઉંચી પંક્તિમાં આણવું હોય અને એને કેળવણીનું વાઘ જોઇએ તેવું કરવું હોય તો તો બધું મ્હારે જાતેજ લખવું જોઇએ. પણ કાયદાના અભ્યાસમાં વિઘ્ન ન આવે તે આવશ્યક હતું; શાળાપત્રથી સાક્ષરમંડળમાં નામ થાય એ વાત ખરી, પણ કાયદાના અભ્યાસથી થવાનો લાભ આટલા સારુ પડતો મુકવો અયોગ્ય લાગ્યો. "જો શાળાપત્રમાં બધી રીતે મન રોકું તો મ્હારા મનનો સ્વભાવ એવોછે કે કાયદો સુઝશેજ નહી," "ત્યારે તો શાળાપત્ર જેવું કંગાળછે તેવું કંગાળ રહેવાને સરજેલુંછે," "તોયે આ વાતનો કંઇક વિચાર તો કરીશ." અંતે મેઘદૂતનું ભાષાંતર એમાં જાતે લખવાનો ઠરાવ કર્યો; મુનશીનું બાગો-બ્હારનું ભાષાંતર જારી રાખવું, લાલશંકર પાસે પદાર્થ—

શાસ્ત્રીય વિષયો લખાવવા, બાકી રહે તે રતનલાલ પાસે લખાવવું, અને કર્ટિસસાહેબે પત્રને સોળપાનાનું કરી નાંખવાની રજા આપીછે તેનો પણ લાભ લેવો-એવો ઠરાવ કર્યો. "સોળપાનાનું ન્હાનું શાળાપત્ર થશે તે જો-ઈ મહીપતરામના "પક્ષ"વાળા અવળો અર્થ કરશે તો કરવા દ્યો"—"એનો કાંઇ ઉપાય નથી"—"કાયદાના અભ્યાસને સારૂ એ આવશ્યકછે." આખ-રે માલમ પડ્યું કે સુરત જવું પડ્યું વગેરે કારણોથી આ અભ્યાસમાં હરકતો પડવા માંડી—સોળપાનાં કરવાંજ એમ ઠરાવ્યું. એ પત્રનું વાર્ષિક ખરચ રૂ. ૭૮૨નું ગણ્યું અને ઉપજ રૂ. ૮૦૦ની ગણી.

આ પ્રસંગે એક જાણવા લાયક હકીકત માલમ પડેછે કેઃ—"અલખ-"બુલાખીનું વર્ણન આજ જાદવરાય મુનસફને મોંહેથી સાંભળ્યું. એ સાઠો-"દરો નાગર હતો અને એના વંશજો હયાતછે. ઇસ્કબાજી, નાચરંગ, અને "લાલપાણીમાં કવિ મગ્ન હતા એવું તેમનાં સગાં પણ કહેછે. સરકારી "નોકરી કરતાં પૈસા ઉચાપત કીધા, મુકરદમો ચાલ્યો, અંતે શિક્ષા થઈ "ત્યાંથી છુટ્યા પછી મનમાં બહુ દ્વેષ આવ્યો અને બહુચરાજીની જાત્રા ગયા "ત્યાં ગુલાબભારતીનો સમાગમ થયો અને બ્રહ્મજ્ઞાન તથા જાદવરાયના "કહેવા પ્રમાણે એને સિદ્ધિ મળી. પછી આવીને અમદાવાદમાં સદાચારથી "રહ્યા. એને પચીશેક શિષ્ય થયા હતા. મરતી વખતે પોતાની બ્હેનને "પોતાનો ચોકો કરવાને કહ્યું, પોતાની મેળે ત્યાં જઇને સુતા અને ઘડી-"એકમાં દેહ ત્યાગ કીધો એનાં કેટલાંએક પદ લલ્લુભાઈ નામના મારાથી "ત્રીજે ઘેર રહેનારની પાસેછે." કવિ અલખબુલાખી પ્રસિદ્ધછે.

ભટના ભોપાળામાંનાં નથુકાકા તથા બીજાં પાત્રોનાં ચિત્ર બંગાળા ઇલાકામાં ભાગલપુરમાંના બાંકાના માજીસ્ટ્રેટ બોસ મારફત તૈયાર કરાવી નવલરામે આ પ્રસંગે મંગાવ્યાં હતાં.

અમદાવાદમાં માણસો, ઇમારતો, ભાષા, વિદ્યાકળા વગેરે અનેક વસ્તુ-ઓની મુદ્રા નવા આવનાર નવલરામના મન ઉપર જેમ જેમ પડી અને તાજી રહી ત્યાં સુધી તેમની કલમ તેનાં વર્ણન કવિ નર્મદાશંકર વગેરે મિ-ત્રોને લખેછે, અને તેમાં ઐતિહાસિક સંસ્કારો સ્ફુરેછે. કવિ નર્મદાશંકરના કાગળમાં લખેછે કે આ નગરમાં "મ્હોટી ઇમારતો ઠેકાણે ઠેકાણે ઘણી જો-"વામાં આવેછે; પણ તેની બાંધણીમાં રસજ્ઞાનને ઠેકાણે, તમારો શબ્દ "વાપરૂં તો, જાડાશ બહુ જણાયછે." જુમામસીદની "ભવ્ય બાંધણીની મધ્ય-

"માં ઉભા રહી તેના અગણિત મ્હોટા સ્તંભો તથા વિશાળ મ્હોટા ઘુમટ "તરફ નજર કરીએ છઇએ ત્યારે કોઈ નવી દુનિયામાંજ ગયા હોઇએ "એમ આપણને લાગેછે. અને વળી એમ વિચાર કરીએ છઇએ કે એક "વખત આ જગામાં હજારો જુસ્સાવાળા અને ઇમાનને સારૂ પ્રાણ આ- "પવાને તત્પર એવા મુસલમાનો એક અવાજે એક સમુદાયમાં એક પર- "મેશ્વરની એક અંતઃકરણથી પ્રાર્થના કરતા હશે ત્યારે એ દેખાવ કેવળ "sublime થઈ જાયછે અને મુસલમાનના બળની આપણા મનમાં મૂર્તિ બંધાયછે." "હઠીસંગનું દેહેરૂં પણ ખરેખરૂં જોવા લાયકછે. એમાં આર- "સની નાની નાની શિલાઓ ગોઠવવામાં શિલ્પજ્ઞાનનું સાફ જ્ઞાન બતાવ્યું "છે અને નાના પ્રકારના રંગનું સામ્ય શુદ્ધ રસિકતાથી કીધુંછે. એ દેહેરાની "સાથે બંગલો અથવા મ્હેલ બાંધ્યોછે તે તો દેશી અને અંગ્રેજી શૈલીનો ખરાબ ખીચડોછે." દેહેરા ઉપરનો અશુદ્ધ સંસ્કૃત લેખ જોઇ નવલરામને તિરસ્કાર અને "અફસોસ" ઉપજે કે ઇમારત ઉપર લાખો રુપિયા ખરચ- નાર ધણીને આટલો લેખ શુદ્ધ રચાવવા જેટલા પઇસા કોઇ વિદ્વાનને આપવાનું સુઝયું નહી. "માંડવીની પોળમાં તો ગંદકીનો પાર નથી".

સુરતના રા. મધુવચરામ બલવચરામ (જેઓ હાલ મુનસફ છે) તેમની સાથે નવલરામને મિત્રતા તથા પત્રવ્યવહાર હતાં. આ વખતે નીકળતા સુરતના "વિદ્યાવિલાસ" ચોપાનિયામાં તેમનો હાથ હતો. તે સંબંધી તેમને લખતાં સર્વ ચોપાનિયાં બાબત નવલરામ "એક સામાન્ય સૂચના" લખેછે કે "જે વિચાર આપો તે વિશે પ્રથમ ખુબ વિચાર કરવો, અને ચાલતી "બાબતો જેમકે, ગ્રંથવિવેચન, સુધારાના પ્રસંગો ઇત્યાદિ વિષે તો બહુજ "સાવચેતી રાખવી અને કોઈના કહેવાથી અથવા પોતાના મનના ઉછાળાથી "સત્યતાનો ત્યાગ અજાણતાં પણ ન થઈ જાય તેને માટે નિરંતર દિલમાં "ખટકો રાખવો. વિદ્યાવિલાસની સતેજ ઉજ્વળતા ઉપર ડાંડિયા જેવી લેશ "માત્ર પણ કાળાશનો અંશ પડવા દેવો નહીં." "ગુજરાત મિત્રની હકીકત "સાંભળી હું બહુજ દીલગીર થયો છું. જો હું બીજા અભ્યાસમાં ન લાગ્યો "હત તો આટલે દૂરથી પણ એ લખવાનું માથે લેત, અને ગુજરાત મિત્રને "મરવા ન દેત. તમે જાણોછો કે મેં પેહેલાં ચલાવ્યુ હતું ત્યારે મને કાંઈ "પણ ફાયદો ન હતો, અથવા દીનશા સાથે ખાનગી દોસ્તી પણ એટલી "ન હતી. ફકત એ પત્રના નામને માટે. હવે તો લાચાર" ગુજરાત-

મિત્ર અને ચંદ્રોદય, મુંબાઇનો ડાંડિયો, અને અમદાવાદનાં વતમાનપત્રોમાં આ વખતે કેટલુંક પક્ષાપક્ષીનું લખાણ ચાલતું હતું, કેટલાક લોકને કંઇ કંઇ રાગદ્વેષથી ગાળો પણ દેવામાં આવતી હતી, અને નવલરામનું મિત્રમંડળ તેમ બીજા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપર આ ગાળો વર્ષતી હતી, તે સર્વ વીશે લખતાં નવલરામ, મધુવચરામને લખેછે કે, "ચંદ્રોદયના ગુજરાતી આર્ટીકલ અંગ્રેજીથી વિરૂદ્ધ છે," "ઉપલા વર્ગોમાં ગુજરાતી લખાણ વંચાતું નથી અને તેની અસર તો કંઇજ થતી નથી," "દીનશાની માંદગીથી એણે જે fiendish joy બતાવી છે તે બહુજ ધિક્કારવા લાયક છે," "દીનશાની ખોટ પૂરી પડતી નથી એમ તમારે સાફ કબુલ કરવું, તેથી તમે દીલગીર છો, ગુજરાત મિત્રને નુકસાન થાય છે ઇત્યાદિ અને પછી તમે તમારી ફરજ યથાશક્તિ બજાવોછો એ વાત વિવેકથી લખવી. એ લખતાં આકળા થતા નહી, નહી તો તમે એના જેવાજ ઠરશો," "જે લખો તે સકારણ, ગંભીર, રસીલું લખજો. પક્ષપાતનો વિચાર મનમાં આવવા દેવો નહી એટલે સકારણ તો સેહેજે લખાશે," "જુસ્સાને હદમાં રાખજો," ખરેખરૂ કહિયે તો ચંદ્રોદય ગણકારવા લાયક નથી," "મારૂં "નામ એમાં કોઈ કારણથી પણ લાવતા નહી—ચંદ્રોદયના સામો મારો "બચાવ કરવો એજ હું મોટું અપમાન સમજુંછું," "જે લખો તે બે ચાર "દિવસ શાંત થઈ પછી તપાસીને છપાવવા આપજો," ઇત્યાદિ. અમદાવાદ, સુરત, મુંબાઇ, અને અન્યત્ર આજ પણ ગુજરાતી પત્રોછે તેના તંત્રિયો તેમ વાંચનારાઓને આ સર્વ વાક્યો હજી પણ ઉપયોગી થશે. વર્તમાનપત્રોના ધર્મ પવિત્રછે, તેમની સ્વતંત્રા આ દેશમાં સારીછે, અને એ સ્વતંત્રતા એ પવિત્ર ધર્મને ઉદ્દેશીજ વપરાવી જોઇએ, અને તેમ ન થાય તો જે તરવાર રક્ષણ અર્થેછે તે ખુન કરવામાં વાપરવા જેવું થાયછે. આ સર્વ બોલવું ઘણું સુલભછે, પણ તે સમજવું કઠણછે, અને તે પ્રમાણે વર્તવું હજી વધારે કઠણછે. કેવળ વિદ્વત્તાથીજ આ ગુણ આવતા નથી, પણ વિદ્વત્તા સાથે અનુભવ અને સાત્વિક વૃત્તિ આ ગુણને આવશ્યકછે અને તે કેમ રાખવી તે જાણવા ઇચ્છનારને નવલરામનાં વાક્યો દિગ્દર્શન કરાવશે. શાળાપત્રના તંત્રીપણાનું રૉવ સાહેબ મહીપતરામે રાજીનામું આપ્યું અને એ પત્ર નવલરામે લીધું તે સંબંધમાં તેમ બીજા મિત્રોના સંબંધમાં ગુજરાતી પત્રોમાં બુરાં કડવાં જે લખાણ થયલાં તે વાંચીને પણ નં ઉશ્કેરાતાં

નવલરામે લખેલાં ઉપરનાં વાક્યોમાં એમની સાત્વિક વૃત્તિનું પ્રતિબિમ્બ પડેલુંછે તે મનહરછે.

ઈ. સ. ૧૮૭૦-૭૧ | આ વર્ષમાં અથવા ૧૮૭૧ માં "ભટનું ભોપાળું" મુંબાઇની કોઇ પારસી નાટકમંડળીએ ભજવેલું જણાય છે. મંડળીવાળાઓ તરફથી નાટકની ભાષા પારસીઓ સમજે એવી સૂચનાઓ કરવામાં આવી હતી અને તે અમલમાં પણ આણી હતી. નાટકનાં પાત્રોના ચિત્ર કોઇ બંગાળી ચિત્રકાર પાસે કઢાવ્યાં જણાયછે. આ ચિત્રોનું ખરચ તથા તે ઉપરાંત પણ કંઇક રકમ નવલરામને મળી હતી. આ સર્વ વાત મુંબાઇના પ્રસિદ્ધ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી મારફત થઇ હતી. વીરમતી નાટક પણ કેટલીક શાળાઓમાં ઇનામમાં અપાતું હતું. આણી પાસથી કાયદાનો અભ્યાસ પણ વધતો હતો અને પાછળથી એક વખત નવલરામ મુનસફની પરીક્ષામાં પણ જઇ આવ્યા જણાયછે, પણ નપાસ થયાથી એ વાત મુકી દીધી અને તેથીજ શાળાપત્રનું ભાગ્ય ઉઘડ્યું જણાયછે.

એક વિદ્વાન મિત્રને આ સમયમાં નવલરામ લખેછે કે "—વાંચી હું "ખુશ થયોછું. તે તમારી લેખનશક્તિ ઉપરથી નહી, પણ તમારા મન ઉ- "પર કુસંગથી નાસ્તિકતાનું આછું આવરણ આવી રહ્યુંછે તેને ભેદીને ઈશ્વ- "રના નિરંજન રૂપની કાંઈ પણ ઝાંખી કરવા લાગ્યાછો. તેથી હજી તમે બધું "સમજીને અથવા માનીને લખ્યુછે એમ તો હું ધારતો નથી, તોપણ બા- "ળક ભણવાની રમત કરે તે પણ સંતોષકારકજ છે. **પ્રસંગરૂપી સાંકળ** "એ વાક્યની સત્યતા નૈયાયિક રીતે જો સમજતા હો અને તેનું પૂરેપૂરૂં "તમારા મનમાં ચિત્ર પડતું હોય, તો બ્રહ્મજ્ઞાનને પહેલે પગથિયે ચઢ્યા "એમ જાણવું. મારો Fatalism (પ્રારબ્ધવાદ) નિબંધ કાંઈ નથી પણ એ "વાક્ય, ઉપર એક ભાષ્યછે."

સંસારસુધારાની વાતોમાં પણ આ કાળે નવલરામ ગુંથાયા હતા. કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર ડાકતર બ્યુલર તરફથી તેમને પુછવામાં આવ્યું "કે વીસનગરની એક સ્ત્રી ટ્રેનિંગ કાલેજમાં ભણવા ઇચ્છેછે તેનો શો બંદોબસ્ત કરી શકશો?" આખરે શો બંદોબસ્ત થયો તે જણાતું નથી. વળી એક સુધારાના સાથી મિત્રને આશ્રયે કોઇ ઉચ્ચ વર્ણની વિધવા પુનર્વિવાહ કરવા ઇચ્છતી હતી તેને વાસ્તે કોઇ પરણનાર તેજ વર્ણનો નવલરામને જડી આવ્યો હતો. પણ આ પરણનારે એક એવી સરત કરવા માગી કે

"એ સ્ત્રીની એક ડાક્તર પાસે તપાસ કરાવવામાં આવશે અને જો એને "કાંઇ ગર્ભ નથી એમ સાબીત થશે તો લગ્ન કરવામાં કોઇ વાતનો "વાંધો લેવામાં નહી આવે." આ સરતની બાબતમાં વળી લખેછે કે "એ સરત તમને વિલક્ષણ લાગશે અને નિર્દોષ અબળાને ગમે તેટલી "અપમાનકારકછે, તોપણ દેશકાળ જોતાં ડહાપણ ભરેલી નથી એમ તો "ન કહેવાય, હાલ કાં પુનર્વિવાહ કે પ્રથમ વિવાહ શુદ્ધ પ્રેમથીજ થવાના "એ તો અશક્યજછે ત્યારે જો એક પુરૂષ સ્ત્રી ઉપર પૂરો ભરોસો ન "રાખતાં કેટલીએક તપાસ કરવા ઇછે તો તેટલાજ માટે તેને તુચ્છકારી કહાડવો ન જોઇએ." આનું પરિણામ જે થયું હોય તે ખરું-કારણ ખાનગી વાતોમાં લોકને કાંઇ સંબંધ નથી—પણ સુધારામાં ધપવાને પ્રસંગે પણ આવો કંઇક શાંત અંકુશ રૂહે તે સુધારાવાળાઓએ અનુકરણ કરવા જેવી વાતછે.

સુરતમાં આત્મમંથનકાળમાં જે જે ચિત્ર વિચિત્ર તર્કો ઉઠતા હતા તે સઉ અમદાવાદ આવ્યા પછી નવલરામ ભુલીજ જાયછે અને તે આપણે જ જોઇએ છિએ એમ નથી પણ નવલરામને પોતાને પણ સુઝેછે. ૧૮૭૩ ના મે માસમાં તેઓ લખેછે કે "ઘણાજ લાંબા વખત પછી આ ચોપડી "હાથમાં લીધીછે. એ વખતમાં ઘણા તરંગ ઉઠ્યા હતા ખરા, પણ નોંધી "રાખવાનો વિચાર મનમાંથી દૂરજ જતો રહ્યો હતો, તોપણ સુરત કરતાં "અહિંયાં થોડા તરંગ ઉઠેછે એ વાત તો ખરી. તેનાં કારણઃ ૧ કેફ "થોડી અને ક્વચિતજ કરવામાં આવેછે"—આ કેફ તે ભાંગની હતી "૨. મિત્ર મંડળમાં રહેવાનું વધારે થવાથી એકાંત વિચાર કરવાનો વખત "થોડો મળેછે. ૩. જે મિત્રો મળેછે તે તરંગને ઉત્તેજન આપે એવા નથી. "૪ વખતે અવકાશ મળ્યે તરંગ ઉઠેછે તેને નોંધી રાખવાનો અવકાશ "મળતો નથી." હવેના તરંગ પ્હેલાના તરંગથી જુદા માલમ પડેછે—હવેનાં તરંગ તો "ખરૂં કહિયે તો તરંગ નથી, પણ Sober બુદ્ધિની નોંધછે" ટુંકામાં આત્મમંથનકાળ વીતી ગયો, કેવળ વિચારની ઋતુ ઉતરી અને આચાર-વિચારની ઋતુ બેઠી. હવે તો "ગૂર્જરગ્રંથભંડાર" એ નામનું ત્રૈમાસિક પુસ્તક ક્હાડવાની તજવીજ ચાલેછે, પ્રેમાનંદ અને સામળની કવિતા મેળવીછે, અને વર્તારો ક્હાડ્યોછે કે સંવત ૧૭૦૦ પછી લખનારા કવિયોમાં, તુળશીદાસ, જગજીવન સંન્યાસી, જીવરામભટ, કાળિદાસ, પ્રીત-

મદાસ, ડીમો, રેવાશંકર, નિષ્કુળાનંદ, મુક્તાનંદ, નરભેરામ, કેશવ, રઘુનાથદાસ, લજ્જારામ, દીપવિજય, અને વીરવિજયછે. તરંગો છેક શાંત થયા નથી—તરંગકાળ સાંભરતાં તરંગ પાછા જરીક ઉઠેછે, લાલિત્યલહરી લખવાનો વિચાર થાયછે, અને તેની વાર્તાની યોજનામાં યોજનાઓ કરેછે, કે એ દેશિયોમાં લખવું; એમાં એક આખો સર્ગ સ્ત્રિયા રાજ્યના કામરૂ દેશનો આણવો અને તેમાં પ્રેમશાસ્ત્રના વિવાદ અને ચૂકાદા થાય તથા લાલિત્યલહરીની પૂજા થાય; વળી બીજા સર્ગોમાં ગોપોત્સવ અને ગાંધર્વ દેશનો વસંતોત્સવ આણવો, Love ને ઠેકાણે Calculating Mind થતું બતાવવું, "ઉપાધિ-વૈદ્ય અને "વ્યાધિવૈદ્ય" એ બે પાત્ર આણવાં, અને ચિત્રકળા, Fancy Ball, ભરતની કળા, વગેરે આણવું,–આખરે કલમ અટકેછે ને તરંગ કેવળ શાંત થાયછે.

ગરબીઓના વર્ગ પાડવાની નવલરામે સુરતમાં યોજના કરી હતી તેનાં કેટલાંક દૃષ્ટાંત ૧૮૭૩માં ગોઠવે છે; પણ તેનાં ધોરણ બતાવ્યાં નથી; જેમકે:—

"રિસાયાં રસિક સંગાથે રાધા"—એ ચારહસ્તિનીબંધ ગણી છે. અને, "મહિયારી મળિ ચાલી મહિ વેચવા"—એ છહસ્તિનીબંધ ગણી છે. આ વિચિત્ર કલ્પના ઉપર વાર્તિકની જેમ જરૂર નથી એ ખરુ છે તેમજ એ કલ્પનાના કર્તાનું મગજ જોવામાં નિરર્થક નથી એ પણ ખરું છે.

નવલરામના મંથનકાળને ઠેકાણે શાંતિ-કાળ થયો તેનાં કારણ એમણે આપ્યાંછે તે આપણે જોયાં. પણ એ સંક્રાંતિનો અર્થ એવો નથી કે ઉદ્યોગ અને ચંચળતાં એમના મગજને ખાલી કરી ગયાં અને પાછળ શૂન્ય આળસ અને જડતાને મુકી ગયાં. એ મગજ તો સુરતમાં મંથનકાળમાં જેટલું કામ કરતું હતું તેટલુંજ અમદાવાદમાં કરતું હતું—એટલુંજ સવેગ અને સતેજ હતું. ફેર માત્ર એટલો થયો કે ઉછાળાને ઠેકાણે ઠરેલપણું દેખાવા લાગ્યું અને નોટબુકોમાં અનેક જન્મના તરંગોના અધુરા ગર્ભપાતને ઠેકાણે શાળાપત્રની કુખથી અનેક સંપૂર્ણ અવયવવાળાં જીવતાં બાળકો જન્મવા લાગ્યાં. તે શીવાય એમનું કેટલુંક લખાણ પુરેપુરું થયેલું છતાં એમણે છપાવ્યું નથી પણ કંઇક ઉપયોગી હોવાને લીધે નવલગ્રંથાવલિના જુદા જુદા ભાગોમાં મુક્યું છે.

મેઘદૂતનું ભાષાંતર, બાળલગ્નબત્રીશીની ગરબીઓ, પુરાણસાર, માલતીમાધવ વગેરે સંસ્કૃત નાટકોનો સાર, નરસિંહ મ્હેતાના મામેરાની સટીક આવૃત્તિ અને તેમાં પ્રેમાનંદ કવિ ઉપર તેમ માલતીમાધવ ઉપર લખેલું વિવેચન, કેટલાંક ન્હાનાં મ્હોટાં ગુજરાતી પુસ્તકો ઉપરનાં વિવેચન, વગેરે કેટલાક વિષયો નવલગ્રંથાવલિના પ્હેલા તથા બે ભાગમાં આવ્યા છે. તે નવલરામની નિસર્ગશક્તિ (originality), રસિકતા અને રસજ્ઞતા, વાંચવાનો તેમ લખવાનો ઉદ્યોગ, ગ્રંથપરીક્ષક શક્તિની બંધાતી જતી પરિપક્વતા, મનની પૃથક્કરણ શક્તિ વગેરે ગુણોના ઊંચા જતા વૃક્ષનું દર્શન કરાવે છે અને નવલરામને દેશકાળના સાક્ષરવર્ગને મોખરે આણી મુકેછે. મ્હેતાજીનો ધંધો, શિક્ષણશાસ્ત્રના નિયમ, જોડણીના નિયમ, નિશાળનો વખત, ભાષાશાસ્ત્ર, વગેરે વિષયો એ ગ્રંથાવલિના ત્રીજા ભાગમાં આવેલા છે. જે શાસ્ત્ર અને કળા ઉપર નવલરામની ઉપજીવિકાનો આધાર હતો તેની તેઓ વેઠિયાવાડથી સેવા કરતા ન હતા પણ તેમાં ચિત્ત અને પ્રીત પરોવી, પોતાના શિષ્યો અને ધંધાભાઇઓને કુટુંબવત્ ગણી, માણસ પોતાના કુટુંબનાં સુખ દુઃખ જાણી તેની વર્તમાન અને ભવિષ્ય દશા સુધારવા મથે તેવી રીતે પ્રેમથી પ્રયત્ન કરી, નવલરામે આ ત્રીજા ભાગના વિષયો લખ્યા છે અને પોતાના ઇંગ્રેજી ન ભણેલા બન્ધુઓને ઇંગ્રેજી ધોરણોના મંદિરમાં ભોમિયા કરવાને ઉલ્લાસથી ખુરો ખેચરે તેઓ ફરી વળ્યાછે. ગુજરાત શાળાપત્રના મુખપૃષ્ઠ ઉપર ઘણાંક વર્ષ થયાં આપણે એકનો એક દોહરો જોયાં કરિયે છિયે કે

"મે'તાજી, બહુ મોટુ તુજ નામ તેમ છે કામ,
કર ખંતે મન ક્ષેત્રની ખરી ખેતિ ધરી હામ"

તે કંઇ લખવું જોઇએ માટેજ લખ્યો છે એમ નથી પણ મ્હેતાજીઓ ઉપર એમના ખરા બન્ધુભાવનો ઉછાળો છે, એમના મ્હેતાજીઓ અને શિષ્યો તે જાણેછે અને તેના બદલામાં તેમના ઉપર એવાજ પ્રેમનો પ્રતિધ્વનિ કરે છે, અને તેમનું અનુકરણ પણ કરેછે. ગુજરાતના કેળવણી ખાતામાં ઘણાક વિદ્વાનો નોકરી કરેછે, તેમાં કેટલાક પોતાની વિદ્વત્તા વધારવાના ખંતી છે, કેટલાક શિષ્યોની વિદ્વતા વધારવાના ખંતી છે, કેટલાક એ બે અથવા એક વાતમાં ઉદ્યોગી પણ છે, અને કેટલાક માત્ર "પ્રોમોશન" મેળવવાનાજ ખંતી છે. પણ ઉદ્યોગમાં રાવસાહેબ મહીપતરામને, વિદ્વત્તામાં મિ.

ગીમીને, અને ઉદ્યોગ તથા વિદ્વત્તામાં તેમજ નિશાળના દરેક વિદ્યાર્થી આગળ પોતે પ્રત્યક્ષ રહેતા હોય તેમ આખી નિશાળના વિદ્યાર્થીમાત્રને શીખવવાની અને વશ રાખવાની કળામાં રા. અંબાલાલ સાકરલાલને, જુદા રાખિયે તો બાકી રહેલા સર્વ શિક્ષકોના કરતાં ઉદ્યોગ તથા ખંત તેમ શિષ્યોની પ્રીતિમાં નવલરામ ચ્હડેછે એમ ઘણે ઠેકાણેથી સંભળાયું છે અને તે સાંભળનાર શિક્ષકોએ તે વાતની ના નથી પાડી. મેદાન તથા અરણ્યો, લાગ્રપટ, ક્રોકેશ્યન જાત, મેઘધનુષ્ય, જળસ્થંભ વગેરે ભાતભાતના અનેક વિષયો નવલગ્રંથાવલિના ચોથા ભાગમાં છે; તે તેમ એમનો વ્યુત્પત્તિપાઠ આ સંગ્રહમાં નથી પણ જુદો છપાય છે તે લખાવનાર દેવી પણ મ્હેતાજીઓ અને વિદ્યાર્થીઓ ઉપરની એમની પ્રીતિજ છે એની, એમને જાણનારામાંથી કોણ ના કહેશે ?

ઉપરના સર્વ વિષયો ૧૮૭૦-૭૬માં અમદાવાદમાં લખેલા છે. કાલેજમાં શીખવવામાં વખત જાય, ઘેર કાયદાના અભ્યાસમાં વખત જાય, અને તે શીવાય કુટુંબજંજાળમાં કાળ જાય—અને વાચનારે ભુલ્યે ચુકયે એમ ન જાણી બેસવું કે નવલરામને આ જંજાલ નહેતી—એ સર્વ વખતમાંથી, કરકસર કરી, વખત કહાડી આ વિષયો અને બીજા પણ કેટલાક લેખ લખાયા છે.

અમદાવાદમાં રહી જે જે પ્રસિદ્ધ લખાણ કર્યું તેનાથી નવલરામની સાક્ષર કીર્તિ બંધાઇ ચુકી અને એમના મનના પ્રવાહની દિશા પણ નક્કી થઇ ચુકી. ગ્રંથકારનો ધંધો જુદો પાડવાની એમને સુરતમાંથી હોંસ હતી તે શાળાપત્રે પુરી પાડ્યા જેવું કર્યું. સુરતમાંના આત્મમંથનકાળનું વલોણું બંધ થતાં તે ઉપર માખણની તર અમદાવાદમાં બંધાઇ. સુરતમાંની અપકવ દશામાં લખાયલાં બે નાટકોને ઠેકાણે હવે આપણા હાથમાં જુદી જાતની વસ્તુ આવે છે. માલતી—માધવ અને ઉત્તર રામચરિત્ર વગેરેના સારમાં માત્ર સંસ્કૃત વિદ્યાર્થીના અભ્યાસ પાઠ છે, તે કર્તાએ છપાવ્યા નથી, અને નવલગ્રંથાવલિમાં છપાવ્યા છે તે માત્ર સંસ્કૃત ન જાણનાર વર્ગના લાભને માટેજ. માલતી—માધવનું વિવેચન એ પણ એક અભ્યાસ—પાઠજ છે. મહા કવિના નામથી અંજાઇ ન જતાં પોતાનો સ્વતંત્ર વિચાર બાંધવાનો સ્તુત્ય પ્રયત્ન આમાં છે, અને તેની સાથે સંસ્કૃત ભાષાનું તેમ આ સમર્થ કવિનું સૂક્ષ્મ તારતમ્ય ઓળખવા જેટલી સમર્થતા આ ઉગતા પરીક્ષકમાં આવી નથી, એ પણ આ નાટકનો સાર તેમ વિવેચન વાંચવાથી

સ્પષ્ટ થાય છે. પણ જે સમર્થતા ભવભૂતિના કાવ્યને સમજતાં જોઇએ છિયે એટલી ગુજરાતી ગ્રંથો પરખતાં જોઇતી નથી, અને તેથીજ અમદાવાદમાં લખી છપાવેલાં વિવેચનો ઉપયોગી છે. એ વિવેચનોમાં નવલરામની વિવેકશક્તિ ઘડાય છે અને કસાય છે. લઘુસિદ્ધાંતકૌમુદીના ભાષાંતરનું વિવેચન અપરિચિત વિષયમાં ડહાપણડાહ્યલાવેડા કર્યા શીવાય તેનું ઉપયોગીપણું બતાવીજ સંતોષ માનવામાં છે અને આથી વિવેચનકાર પોતાનો ધર્મ યોગ્ય રીતે બજાવે છે તે વાત સમજાવ્યા વિના કેટલાકથી સમજાય એવી નથી. ગ્રંથપરીક્ષકના હાથમાં નવો ગ્રંથ આવ્યો અને તે ઉપયોગી હોય છતાં તેની નોંધ ઘટતા વિસ્તારથી ન લેવાય તો એ એક અધર્મ છે, તેમ એવા ગ્રંથનો વિષય અપરિચિત છતાં પરિચિત હોય એવું ડોળ ઘાલવાથી કુપરીક્ષા થાય છે. આથીજ કૌમુદીભાષાંતરનું વિવેચન કૃતકૃત્ય છે. મી. ફાર્બસે સંગ્રહેલી ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તાઓના વિવેચનમાં એક બીજી જાતનો વિવેક છે. એ વાર્તાઓના અસલ ગુણ દોષ તપાસવાથી એ ગ્રંથની પરીક્ષા થતી નથી, કારણ એ ગ્રંથમાં તો પારકા તેજનાં પ્રતિબિમ્બ છે અને અસલ તેજ કરતાં પ્રતિબિમ્બ ઉપરજ વિવેચન ઘટે છે, માટે આ વિવેચન જોઇએ તેટલુંજ છે. હરિશ્ચંદ્ર નાટક અને નર્મકોષનાં વિવેચન અપૂર્ણ છે, તેમાં વિવેચક ભાગ લખાયોજ નથી, પણ કેટલીક ચર્ચવા યોગ્ય ચર્ચા છે, અને એવી ચર્ચાઓ પણ વિવેચનની તૈયારીનું એક અંગ છે. પુસ્તકપરીક્ષકનું ખરેખરું કામ તો એ છે કે એક તો નવીન અપ્રસિદ્ધ ગ્રંથકારમાં યોગ્યતા હોય તો તે દર્શાવી આપી પ્રગટ કરી એ ગ્રંથકારનો હાથ ઝાલી સાક્ષરવર્ગ આગળ એને પ્રસિદ્ધ કરવો, અને બીજું પ્રતિષ્ઠિત ગ્રંથકારના ગુણનું પૃથક્કરણ કરી વાંચનારાઓ આગળ એ ગુણો પારદર્શક કરી મુકવા. આમાંનું પ્રથમ કામ "રામારત્નનિરૂપણના" વિવેચનવડે કર્યુંછે, અને બીજું કામ "પ્રેમાનંદ" અને એના "મામેરાની" પરીક્ષામાં કર્યુંછે. ટુંકામાં ગ્રંથ અને ગ્રંથકારનો વિચાર કરી જે જુદા જુદા વિવેકથી તેની પરીક્ષા કરવી જોઇએ તે વિવેકના પટ અમદાવાદમાં નવલરામ ઉપર સ્પષ્ટ બેઠા દેખાયછે. ડરેલપણા શીવાય આ પરિણામ નથી થતું.

આ વખતનાં જાત લખાણોમાં મુખ્ય મેઘદૂતનું ભાષાંતર અને બાળલગ્નબત્રીશી છે. ઉભય કવિતામાંછે; જેમ પ્હેલી બીજી ચોપડીઓમાં

બાળકોને ઉદ્દેશી ભાષા લખીછે તેમ બત્રીશીની ગરબીઓ પણ દેશકાળને ઉદ્દેશી, ટોળટીખળ્ કરી, મર્મ, નર્મ વાકયો બોલી—ઉપદેશક પ્રયોજનથી લખીછે. ઘણાકને તે ગમીછે; ઘણાકને તેથી કંટાળો પણ આવ્યોછે. આ મતભેદનું કારણ લખાણની યોગ્યતા કરતાં વિષય વધારેછે; જુના નવા આચારવિચારના પક્ષમાં જાણ્યે અજાણ્યે પડેલાં મન પક્ષ પ્રમાણે તૃપ્તિ અતૃપ્તિ માનેછે. વાંચનારનો દોષ કયાં કહાડિયે? આ ગ્રંથનો દેશકાળાનુસાર ક્ષણિક ઉદ્દેશ ભુલી, એ કાવ્યનું પ્રયોજન નૈમિત્તિક નહી પણ નિત્ય હોય એમ ગણી, આવા લેખોમાં અને એક દિવસે લખાયલાં તે બીજે દિવસે ઉચ્છિષ્ઠ થવા નિર્મેલાં વર્તમાનપત્રોમાં બહુ ભેદ નથી તે લક્ષમાં ન લાવી, નવલરામે પોતેજ એ પુસ્તકની પરીક્ષામાં ભુલ કરીછે તે એમણે રાજકોટમાં લખેલા "સુબોધચિંતામણિના વિવેચન" ની વાત કરતાં આપણે જોઇશું. બત્રીશી પોતાના ઉદ્દેશ પ્રમાણે યોગ્યછે, પણ સાક્ષર ગણનાનો ઉદ્દેશ કંઇ એમાં છેજ નહી. સાક્ષર ઉદ્દેશ તો મેઘદૂતના ભાષાંતરમાં છે, ભાષાંતર કરવાની કળા વીશે નવલરામે કેટલેકે ઠેકાણે લખેલુંછે, તે ઘણે અંશે યોગ્યછે, અને મેઘદૂતનું ભાષાંતર પણ જમે ઉધાર કરતાં ચ્હડતી પંક્તિનું નીકળેછે. કાળિદાસની રસજ્ઞતા સમજ્યા શીવાય એનો રસ ગુજરાતીમાં આણવો કઠણછે; કવિનું ભાષાંતર કરનારમાં કવિત્વ જોઇએ છિયે; સંસ્કૃત કપડાં કહાડી ગુજરાતી પ્હેરાવ્યાથી ભાષાંતર થતું નથી, પણ કાળિદાસ પોતે ગુજરાતી હોત અને એમણે પોતેજ મેઘદૂત ગુજરાતીમાં લખ્યું હોત તો કેવું લખ તએનો વિચાર કરી તેવુંજ કોઇ સફળ લખે તો તેજ ભાષાંતરમાં અસલ ગ્રંથની યોગ્યતા આવે અને એનુંજ નામ ભાષાંતર. ભાષાંતર કરો, અથવા ભટના ભોપાળા જેવું રૂપાંતર (adaptation) કરો, અથવા વાલ્મીકિના રામાયણ જેવા મહાપ્રસાદના કંઇક કણ નવા કવિઓનાં રામાયણ જેવાં રામાયણમાં આણી પ્રાકૃત લોકને ચખાડોઃ—તે સર્વેમાં મૂળ લેખોનો આત્મા તો આવવોજ જોઇએ, જુદી વાણીમાં, જુદા દેશમાં, જુદા કાળમાં, જુદા વ્યવહારમાં, અને જુદા રંગોમાં ને પ્રસંગોમાં પડેલું મૂળ બિમ્બનું પ્રતિબિમ્બ સ્વભાવે એજ હોવું જોઇએ. મુક્તિફોજવાળી મડમો ભગવાં લુગડાં પ્હેરવાથી હીંદવાણી નથી થતી, તેમનાં શરીર બદલાતાં નથી અને અંતર્નાં ગુણો પણ એવા ને એવાજ રહે છે. સોથી ભાષાંતરકાર વગેરેનું કામ ઘણું સૂક્ષ્મ અને વિકટ છે. મ્હોટા મ્હોટાઓ

એમાં ગોથાં ખાયછે, તો ન્હાના ન્હાનાની તો વાતજ શી? એક ગુજરાતી ગ્રંથકારે બીજી ભાષામાંથી રામાયણ ઉતાર્યુંછે, ઘણો શ્રમ લીધોછે, ઘણી સંભાળ રાખીછે, લક્ષ્મણવિયોગથી રામચંદ્રને રોવડાવતાં કરુણ-રસની સીમા આણવા પ્રયત્ન કર્યો છે અને રામચંદ્ર પાસે રોતાં રોતાં ગવડાવ્યું છે કે:

"સીતા સરખી સહસ્ત્રજ મળશે નિર્મળ રૂડી નાર,
વીર લાયક વીર દુર્લભ મળવો સદ્દગુણ સિંધુ સાર.
માના જાયા લક્ષ્મણ જાગોરે!"

એ વાંચી, ભાઇ અને સ્ત્રીને એક ત્રાજવે જોખવાં એ એક ચુક, સ્ત્રીની નિન્દાથી ભાઇની સ્તુતિ કરવી એ બીજી ચુક, એનો બજાર ભાવ તપાસવો અને ભાઇ બીજો ન મળે ને સાસુની જાઇ સ્ત્રી મળે માટે "માનો જાયો" ભાઇ વધારે ગણવો એ ચોથી અને વધારે ગ્રામ્ય ચુક, તે કરવાની પ્રકૃતિવાળા આ રામચંદ્ર વાલ્મીકિવાળા નથી પણ એ કાવ્ય લખનાર ગુજરાતી કવિની નાતના છે એવો ખ્યાલ થાય છે. પ્રેમાનંદ સરખો પણ ભુલ કરેછે અને વનવાસ જતી વખત અને બાળકને મોસાળ મોકલતી વખત દુઃખિયારી દમયંતી પાસે એનાં બાળકને કહેવડાવેછે કે "સહેજો મામા મામીની ગાળ!"—જાણે કે ચાતુર્વેદી બ્રાહ્મણોમાં મામા મામી ગાળો દે એટલે દમયંતીના ભાઇ-ભોજાઇ પણ એવાંજ હોય! મેઘદૂતના યક્ષને અથવા કવિને નવલરામે પણ પોતાના મતનો પ્રારબ્ધવાદી વેદાંતી બનાવી દીધો છે, અને મેઘદૂતના છેલ્લા ભાગમાં ઉમેરો કરી લખે છે કે.

"અકળ કળા અવિનાશિનીરે અક્કલથી ન કળાય!
"અણધાર્યું આપોવું થાયે, ધાર્યું અધવચ જાય!
"જય સચ્ચિદાનંદા!"

મેઘદૂતના નાયકને કે કવિને સચ્ચિદાનંદનો ભક્ત સાંભળી આપણે ખુશ થઇશું! આવી ભુલો ન કરવા બાબત નવલરામે પોતેજ કેટલેક પ્રસંગે કહેલુંછે, આ ભાગ સુધારી શકયા નથી, અને કદાચિત જીવ્યા હોત તો સુધારત પણ ભાષાંતરકારને આવી મુસ્કેલિયોછે તે મેઘદૂતના ભાષાંતરમાં પણ પ્રસંગે દેખાય છે અને મુસ્કેલિયો દૂર કરવાની મુસ્કેલી ભાષાંતરકારોજ સમજશે. છતાં નવા યોજેલા "મેઘછંદમાં" લખેલું, બને એટલું સરલ,

અસલનો ઉચ્ચ અને સૂક્ષ્મ રસ જાળવવા સ્પષ્ટ અને યથાશક્તિ પ્રયત્ન કરતું, અને ગુજરાતીને અનુકૂળ થતું, મેઘદૂતનું ભાષાંતર મૂળ ગ્રંથના પરિચિત વાંચનારને મૂળ ગ્રંથનું ભાન કરાવેછે, અને એથીજ કાદમ્બરી-ના ભાષાંતર અને રા. રણછોડભાઇએ કરેલાં ભાષાંતરો પેઠે આ ભાષાંતર પણ આપણા ભાષાંતરકારોને અનુકરણીયછે. આ ભાષાંતરનો ઘણોક ભાગ આનંદથી વાંચી જવાય એવો છે. જેમ જેમ આગળ વધેછે તેમ તેમ ક-લમ કસાતી સ્પષ્ટ માલમ પડેછે અને કાળિદાસની છાયા ભાષાંતરપર કંઇક ઘટ થવા માંડેછે. ભાષાંતરમાં શબ્દાર્થની શુદ્ધતા કરતાં આ છાયાની શુદ્ધ-તા વધારે ઉપયોગીછે.

અમદાવાદમાં આવ્યા પછી સુરતવાળા કેટલાક વિચાર બદલાયા જણાયછે. સુરતમાં પ્રેમાનંદ કરતાં નર્મદ રસમાં ચ્હડિયાતો લાગતો હતો; અમદાવાદમાં લખેલા પ્રેમાનંદપરના વિવેચનમાં નામ દેઇને તુલના નથી કરી, પણ એવું તો લખે છે કે "રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ" પ્રેમાનંદના "પેંગડામાં પગ ઘાલે એવો નથી"—"હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઇ ગૂજરાતી કવિ થયો નથી." એક ખાનગી પત્રમાં તો પ્રેમાનંદને ગુજરાતનો હીરો ગણ્યોછે—નર્મદના વિરુદ્ધ કાંઇ લેખ નથી પણ જેને વાસ્તે સુરતમાં આટલું માન હતું તેનું કવિત્વ—તેનું કોઇ પણ કાવ્ય સરખું—અમદાવાદમાં સાંભરતું પણ નથી. દલપતરામ હજી એવા મ્હોટા કવિ લાગતા નથી, પણ એ Roguish face વાળો લાગેલો પુરુષ વધારે human લાગતો હોય તેમ તેમનું નામ કાળક્રમે કંઇ વધારે પ્રીતિ અને માન સાથે લેવામાં આવેછે. તોપણ એ કવિ ઉપર પ્રસંગોપાત્ત અને યોગ્ય પણ સખત મસ્કરીનો માર નવલરામ તરફથી પ-ડવામાં વાંધો રહેતો નથી. "જુઓ જનાવર જાત" એ કવિતામાંના જના-વર શબ્દની વ્યુત્પત્તિ બતાવતાં કવિયે "जन+अवर=જન નહી તે જના-વર" એવી વ્યુત્પત્તિ બુદ્ધિપ્રકાશમાં આપી, તે ઉપરથી સવાલ જવાબ થયા અને "જનાવરને સંસ્કૃત કર્યું !" નામનો લાંબો લેખ શાળાપત્રમાં નવલરામે લખ્યો અને તેમાં દયાભાવથી લખેછે કે "અમે જોઇને ઘણા દીલગીર થયા છિયે કે એ કવિને ચાટકો લાગ્યો છે"—"અમે એ કવિને વૃદ્ધ જાણી એ-મનું સદા માન રાખિયે છિયે, અને એમની વિરુદ્ધ, આ પત્ર અમારા હા-થમાં આવ્યું ત્યારથી ન લખવા ઠરાવ કર્યો છે"—"તથાપિ"—ઇત્યાદિ.

**ઈ. સ. ૧૮૭૭–૧૮૮૮** | આ પ્રમાણે નવલરામનો અમદાવાદ-નિવાસ પુરો થાયછે અને સુરતથી દિવસે દિવસે વધારે દૂર જવાને અને દૂરના અનુભવીજ થવાને સરજેલા હોય તેમ તેઓને રાજકોટ જવાનું ઠરેછે.

. ૧૮૭૬ના ડીસેંબરમાં એ રાજકોટ ટ્રેનિંગ કાલેજના પ્રિન્સિપાલ નીમાયા. ત્યાં પ્રથમ તો એમનો દરમાયો એકસો ચાળીશ રુપિયાનો હતો અને તે ધીમે ધીમે વધતાં વધતાં બસે રુપિયા સુધી વધ્યો. રાજકોટ અંતકાળ સુધી રહ્યા, અને પેન્શન લેવાનો પ્રયત્ન કર્યો તે સફળ થતા પ્હેલાં અંતકાળ આવી પ્હોચ્યો. રાજકોટમાં બધાં થઇ બારેક વર્ષ ગાળ્યાં. એ સમયમાં કંઇક જુદીજ જાતનો ઇતિહાસ છે. સુરત અને અમદાવાદના અનુભવોનું મિશ્રણ થતાં સ્વભાવ એક પાસથી જેમ વધારે ઠરેલો થાયછે, તેમ વધારે સ્વતંત્રતા ભરેલી કાલેજના ઉપરીની જગામાં પોતાની ઇચ્છા પુરી પાડવાનો ઉત્સાહ સ્વતંત્ર થતાં બીજી પાસથી એમના "કાર્યપ્રકાશ"નો ઉદય થાયછે. આત્મમંથનકાળમાં ઘણાક તરંગો ઉઠી શમી જતા હતા; રાજકોટમાંની ઉત્તરાવસ્થામાં પરિપક્વ ઇચ્છાઓ પુરી પાડવાના પ્રયત્ન થાયછે અથવા પ્રયત્નોનો આરંભ કરવાના માર્ગ શોધાયછે. ગ્રંથો લખવાના માત્ર બુદ્દાજ ઉઠતા નથી, પણ અનેક લખાણ છપાય છે, કેટલાંક લખાણ આરંભાઇ વધેછે પણ માત્ર સમાપ્ત કરવા જેટલું આયુષ્ય રહેતું નથી, અને કેટલાંક લખાણોનો આરંભ કરવાને પણ આયુષ્ય અવકાશ આપતું નથી. સુરતમાં ખાનગી મિત્રોનોજ પરિચય હતો; અમદાવાદમાં મિત્રમંડળ તેમ ઓળખાણ વધ્યું, પણ કાયદાના અભ્યાસે તેમ બીજાં કારણોએ આ વધારો વખત ગુમાવી શકે એમ થવા ન દીધું. કાઠિયાવાડનાં રાજ્યોના મધ્યબિન્દુ રાજકોટનો પવન જુદી રીતે વાયો, ઓળખાણ વધ્યાં, વાતો કરનારા વધ્યા, કાગળ લખનારા અને ઉત્તરની આશા રાખનારાઓ ઘણા થયા, અને નવલરામના ટાઇમ–ટેબલમાં ભીંડાભીંડ થઇ ગઇ. વિદ્યાનો આરંભકાળ સર્વત્ર ઉત્સાહ અને ધામધુમથી ઉભરાય છે; આનો અનુભવ મુંબાઇએ નર્મદાશંકરની તરુણ વયમાં દીઠો છે, અને ઠંડા પાણી જેવા શીતળ અને શાંત ઉત્તર—ગુજરાતમાં પણ એના ગજા પ્રમાણે આ ઉભરો આવી ગયો છે. એ ઉભરો ત્યાં શાંત થયો ત્યારે કાઠિયાવાડનાં રાજ્યોમાં આવવા માંડ્યો. કાઠિયાવાડના રાજકીય બુદ્ધિ–પ્રવાહમાં પાશ્ચાત્ય વિદ્યા–પ્રવાહ ખરેખરો ભળશે ત્યારે એ એક ખાટા અને બીજા ખારા ક્ષારની મેળવણીથી કંઇક નવોજ "ફ્રુટ સોલ્ટ" જેવો

ઉભરો આવશે અને લાંબુ આયુષ્ય ભોગવશે. રાજકોટમાં હાઇસ્કુલ, ટ્રેનિંગ કાલેજ, અને રાજકુમાર કાલેજ થયાં ત્યારપછી એ ઉભરાનાં લક્ષણ દેખાવા લાગ્યાં અને એક રાજપુત્રને પણ "રોબિન્સન ક્રૂઝો"નું અનુકરણ કરવાનું સુઝયું. નવલરામ રાજકોટ ગયા ત્યારે આ ઉભરો ઉત્પન્ન થવા માંડતો હતો. ટ્રેનિંગ કાલેજના મુખ્ય શિક્ષક, અમદાવાદથી સાથે આણેલા ગુજરાતશાળાપત્રના તંત્રી, ગ્રંથકાર, ગ્રંથપરીક્ષક, અને ઉત્સાહી નવલરામને આ ઉભરાના છાંટા ન લાગત તો નવાઇ ગણાત. આ દશકામાંનાં તેમનાં છાપેલાં લખાણની પુરી નોંધ લેતાં આ જીવનકથાની મર્યાદા વધી જાય; તેમનાં ન છપાવેલાં લખાણોનું માત્ર સૂચન કરવા જેટલોજ અવકાશ છે; તેમના પત્રવ્યવહારમાં માત્ર ચંચૂપાતજ થઇ શકશે; અને અત્રે થોડું બોલેલું વાંચનારે વધારે માનવું એવી વિજ્ઞાપના કરવામાં આવેછે.

નવલગ્રંથાવલિના ત્રીજા અને ચોથા ભાગનો ઘણોક ભાગ આ દશકામાં લખાયલો છે. ત્રીજા ભાગના વિષયો વાંચ્યેજ સમજાય એવા છે. વ્યાકરણ, શાળાપદ્ધતિ, શિક્ષણપદ્ધતિ, બહુ ગોખણ, પરસ્પરશિક્ષણ, શારીરકેળવણી, ઇત્યાદિ વિષયોની શાસ્ત્રીય ગ્રથના કરવાનો પ્રયત્ન આ ભાગમાં છે. તેનાં ધોરણ મ્હોટા બાળબોધ અક્ષરમાં છે. જેમ ઇંગ્રેજી પુસ્તકોનો આધાર આમાં લીધોછે તેમજ દેશી રીતભાત પણ ભુલી જવામાં નથી આવી. "કાન કરતાં પણ આંખની માર્ફતે બાળકના મનમાં ઉતારવા તર્ફ વધારે લક્ષ રાખવું જોઇએ," "જે સજા કરિયે તે સફળ થવી જોઇએ," "વાંચવું ભણાવવાના કામમાં ઉપયોગી થઈ શકે એ ઉપર સદા લક્ષ રાખવું," "વર્ગનું સ્થળ બાળકોની ઇંદ્રિયોને બ્હાર આકર્ષે એવું ન જોઇએ," શિક્ષણ "સારુ સરળ અને રસિક કરવાને કેવાં ઉદાહરણોની જરુર છે તેની અગાઉથી યોજના કરી મુકવી;" "શિક્ષકે ભય કરતાં માયાવડે છોકરાંને વશ કરવા વધારે કાળજી રાખવી," "કેળવણીનો હેતુ જ્ઞાન આપવા કરતાં પણ મનની સઘળી શક્તિઓને વિસ્તાર પમાડવી એ વધારે છે," "બધાં છોકરાં બરાબર સમજેછે કે નહી તેની પળેપળ મનમાં ચીવટ રાખવી" આ અને આવાં અનેક સૂત્રો આ ભાગમાં સમાયલાં છે અને તેનાં ભાષ્ય વાંચીને શિક્ષકોને લાભ થશે તેમાં તો કાંઇ નવાઇ નથી પણ સાધારણ વાંચનાર પણ ખુશી થશે, અનુભવી માબાપને અનેક વિચારો સુઝશે, ઘણાંક માબાપને બોધ મળશે, અને અણસમજુ અને અણસમજથી અતિ લાડ

કરનારાં તેમ અજાણે ક્રૂર થનારાં માબાપના હાથમાં પડેલાં સનાથ છતાં અનાથ જેવાં બાળકોનો દુઃખોદ્ધાર કરવામાં સહાયભૂત થશે. ગુજરાતમાં ટ્રેનિંગ કાલેજો છે તેવી મુંબાઇમાં નથી એ નવાઇ છે; જીલ્લામાં જેને દ-શ રુપિયા ન મળે તેવા માણુસો મુંબાઇ આવી એથી બમણા ત્રમણા પ-ગારમાં દાખલ થઇ ગયા છે અને શિક્ષણપદ્ધતિના નામથી પણ અજાણ્યા છે, અને તેમના હાથમાં આ ધાડી વસ્તીનાં બાળકો વર્ષોનાં વર્ષો સુધી ઘ-સડાય છે—તેવા મ્હેતાજી થયેલાઓની પાસે તો નવલગ્રંથાવલિના ત્રીજા ભાગના વિષયોમાં પરીક્ષા અપાવવી જોઇએ. આ વિષયોનો એકત્ર થયલો સમુદાય તેમને અવશ્ય ઉપયોગી થવો જોઇએ, અને તેમને ઉપયોગી કરવા સારુ ભાષા ને વિચારની સરલતા રખાય તેટલી રાખી છે. તેની સાથે નવું એટલું સારુ એ શાસ્ત્રના નવલરામ પાઠક નથી. તેઓ લખેછે કે "હા-"લમાં શીખવવાની રીત એવી થઇ પડીછે કે વર્ગમાં સમજાવવું અથવા "શીખવવું થોડું, અને ઘરમાં લેસનને માટે રાખવું ઘણું. સરકાર તરફથી "શીખવવાનાં તથા પરીક્ષા લેવાનાં ધોરણ બાંધવામાં આવ્યાં છે અને તેમાં "ચોકસ અભ્યાસો ઠરાવવામાં આવ્યા છે તે કોઇપણ રીતે પૂરા કરવા એ આજે "સઘળા શિક્ષકોનો નેમ હોયછે, અને તે જેમ તેમ કરીને છોકરાઓ પાસે "પૂરા કરાવે છે. દરેક બાબતનું લેસન કરાવી તે ઘેર કરવા આપેછે અને તે "કરી લાવ્યાછે કે નહિ તેની તપાસ કરવી અથવા તે જોઇ લેવું, એ વર્ગમાં-"ના કામનો મુખ્ય ભાગ થઇ પડેછે." આથી બાળકોને શું નુકસાન થાયછે તેનો કંઇક હૃદયવેધક ચીતાર આંખ આગળ ખડો કરેછે, અને એ દુઃખ કાપવાના માર્ગ બતાવવા એ આ ભાગના બધા લેખોનો હેતુ છે. બાળકોના આ ઉપાધિ-વ્યાધિઓની ચિકિત્સા અને ઔષધઉપચાર—એ નવલગ્રંથા-વલિના ત્રીજા ભાગનો વિષય છે, અને જેને પોતાનાં બાળકોની ચિંતા છે તેણે આ ભાગ અવશ્ય વાંચવો ઘટે છે. જેટલું નવલરામે લખેલું છે તેટલા સાથે અક્ષરેઅક્ષર એકમત થવું ન થવું એ જુદી વાત છે—આવી રીતે એકમત થવાનું જગતના થોડાજ વ્યવહારોમાં બનેછે—પણ લાંબા અનુ-ભવથી અનાથ ઉપર અનુકંપાથી ઉદ્યોગ અને બુદ્ધિથી પોતે લખેલા આ વિષયો નવલરામને પ્રિય હતા, એ વિષયો લખવામાં પોતાનું સામર્થ્ય વા-પરતાં અથવા કાળક્ષેપ કરતાં રજ પણ સંકોચ રાખ્યો નથી, અને ઉપયો-ગમાં પણ આ ભાગ બીજા ભાગો કરતાં ઉતરતો નથી, કારણ બાળકોને

ખીલવવાનું કામ એ મનુષ્ય-વ્યવહારની સર્વ ઉન્નતિનો પાયો છે. ચોથો ભાગ ત્રીજાની સાથે કેવો સંબંધ રાખેછે તે પૂર્વે કહેલું છે. એ ભાગનું વર્ણન કરવા કરતાં વાંચનારને કહેવું કે એ વાંચી જુવો તેજ વધારે અનુકૂળ છે. અમદાવાદમાં આ ભાગ લખતાં જે ધારા ચાલી હતી તેજ રાજકોટમાં પણ અવિચ્છિન્ન ચાલી છે, અને સામાન્ય વર્ગનાં માણુસોને જાણવા લાયક હકીકતો એમાં વધારે ઉભરાઇ છે.

ઉપર લખેલુંછે તે પ્રમાણે સુરત કરતાં અમદાવાદનું, અને અમદાવાદ કરતાં રાજકોટનું, લખાણ વધારે ઠરેલછે. સુરતમાં વાતો ને નાટકોના તરંગ ઉઠતા હતા ને નાટકો લખાયાં; અમદાવાદમાં કવિતાનો શોખ રહ્યો, શૃંગારપ્રધાન કાવ્યનું ભાષાંતર રચાયું, અને બાળલગ્નમાં સુધારો કરવાની ગરબીઓ લખાઇ તેમાં વલ્લભે કજોડાનો ગરબો લખ્યોછે તેના રસનું અનુકરણ થયું. કાઠિયાવાડનો વા વાયો તેની સાથે આ રસ અને આ કવિતાઓ ગુપ્ત ગંગાના જેવી અદૃશ્ય થઇ ગઇ–તેના પરની પ્રીતિ ન ગઇ પણ તેનો પ્રવાહ બંધ થઇ ગયો. ૧૮૭૭માં–રાજકોટ આવ્યા કે તરત બાળગરબાવળી લખીછે પણ તેનું પ્રયોજન તેમ તેની રચના કેવળ શાળોપયોગીછે—જો કે એમાં કર્તાના મનના ઉછાળા તો ઢાંક્યા રહ્યા નથી. પણ આ પછી કાવ્ય-ગર્જના શાંત થઇ ગઇ, અને વ્યવહારરસિક લોકના દેશમાં માત્ર ગદ્યવાણી નીકળવા લાગી, અને તે ઘણે અંશે ગ્રંથપરીક્ષામાં રોકાઇ. બાકીના ગદ્યમાં પ્રથમ તો ઇંગ્લાંડનો ઇતિહાસ લખ્યો, એમાં ઘણો કાળ ગયો હશે, અને એ પુસ્તક પણ શાળોપયોગીજછે. બીજો ગદ્યલેખ સાક્ષર મંડળને અર્પેછે અને તે નવલરામના સર્વ લેખોમાં ઉત્તમ છે કહિયે તો ખોટું નથી. અકબરશાહ અને બીરબલ એ નામના કાવ્યતરંગ ૧૮૭૮માં આરંભેલા તે નવલગ્રંથાવલિના પ્રથમ ભાગમાંછે. એ ગ્રંથ ઘણી રીતે કવિ દલપતરામનાફાર્બસ વિલાસની યોજનાને મળતોછે. બેમાં કવિ—રસિક રાજપુરુષ પાસે પ્રધાન કવિની છાયા નીચે બીજા કવિયો કવે છે અને તેમની કવિતાની સરસાસરસી થાયછે. બેમાં ફેર એટલો છે કે ફાર્બસ વિલાસમાં પૃથગ્જનના રસને અનુકૂળ કવિતા છે, અને અકબર બીરબલમાં વિદ્વાનોના રસને અનુકૂળ કવિતા અને કાવ્યચર્ચા છે.

આ લખાણ શીવાય રાજકોટમાં બીજું ગદ્ય કે પદ્ય આવી રીતે લખેલું નથી; પણ આટલું જે એકજ લખેલું છે તે નવલરામને ગુજરાતી

ગદ્યલેખકોના પ્રથમ વર્ગમાં મુકાવવા સમર્થ છે. એટલુંજ નહી પણ એમાંનું છુટક પદ્ય—જે આ ગદ્યનો આત્મા છે—ને ભાષાકવિયોની કવિતા સાથે સફળ સ્પર્ધા કરે એવું છે. કાવ્યપરીક્ષાના નિયમો પણ આ ગદ્યપદ્યાત્મક ગ્રંથમાં વિવેચાયા છે, અને નવલરામે જગન્નાથ પંડિતને મ્હોયે કરાવેલી કવિતા અને ચર્ચા જગન્નાથ પોતે પોતાની છે એવું સ્વીકારતાં શરમાય એવી નથી—માત્ર એટલું કે આમ ધારવાને વાસ્તે ભામિનીવિલાસનો કવિ પોતાની પ્રકૃતિ ભુલી ભાષાકવિયોના રૂસમાં પ્રવાહપતિત થયો એટલું વધારે કલ્પવું પડે. નવલરામના જગન્નાથની બુદ્ધિ સતેજ છે, તાર્કિક ચમત્કારોરૂપ **चलत चमक समशेरशत** જેવી છે, અને રસિક પણ છે: પણ જગન્નાથ કવિના ભામિનીવિલાસની—કોમળતા અને લલિતતા, એની ભાષાનો–એના રસનો—અને એના તર્કનો પ્રસાદ, એમાંના અંશ નવલરામના જગન્નાથમાં હોય એવી આશા રાખવાનો પ્રસંગ ભાષાકવિના અનુકરણમાંથી તો ક્યાંથી હોય ? તોપણ ગૂર્જર સાહિત્યમાં નવલરામના અકબર બીરબલથી એક મૂલ્યવાન અને ચિરંજીવ ઉમેરો થયો છે એવી આશા રાખિયે તો તે ખોટી નથી. આ ગ્રંથ એમની પરિપક્વ બુદ્ધિનું પરિણામ છે એટલી એમની જીવનકથા જાણતાં આપણે આનંદ પામીશું કે જે વીરમતી જેવા અપક્વ પણ આશાજનક ઉગતા કોમળ રોપાઓની ભૂમિમાં આખરે અકબર બીરબલ કાવ્ય જેવું સજ્જડ થડવાળું અને સારા ફુલ ફળના ફાલવાળું વૃક્ષ ઉગ્યું. એ વૃક્ષ વગર નવલગ્રંથાવળિનો પ્રથમ ભાગ એવો કીર્તનીય ન થાત, અને નવલરામની સાક્ષરગણના એક તેમની પુસ્તકપરીક્ષક બુદ્ધિ ઉપરજ રહેત.

અર્વાચીન ગુજરાતી ગ્રંથકારોના ગ્રંથોની પરીક્ષા સાથે નવલરામનું નામ વધારે જોડાયલું છે, અને એમની કીર્તિ એ જ નીસરણી ઉપર થઈને વધારે ચ્હડી છે. આ પરીક્ષાની કળા નવલરામે કેમ વધારી, કેવી રીતે યોજી, વગેરે વિષયોની કથા શીવાય એમની જીવનકથા અપૂર્ણ રહે.

ગ્રંથ લખવો એ વધારે કઠણ કામ છે કે ગ્રંથની પરીક્ષા કરવી એ વધારે કઠણ કામ છે એ પ્રશ્નનું નિરાકરણ કરવું હોય, અને ગ્રંથપરીક્ષા એટલે ગ્રંથના દોષ બતાવી આપવા એટલુંજ હોય, તો તો ગ્રંથ પરીક્ષાનું કામ પ્રમાણમાં ઘણું સ્હેલું છે એ ઉત્તરમાં ઘણી સત્યતા છે. કારણ પંચતંત્રમાંની ડ્હાપણડાહીલી ચકલીને વાનરે કહ્યું હતું કે "રાંડ, ઘર બાંધતાં

તો મને નથી આવડતું પણ ભાગતાં તો બહુ સારુ આવડે છે તે તને દેખાડું છું”—એ શાસ્ત્ર ગ્રંથપરીક્ષામાં પણ સુસાધ્ય છે. પણ આ દેશના તેમ પરદેશના સર્વ વિદ્વાનોનો મત એવો છે કે ગ્રંથ—પરીક્ષા એટલે ગ્રંથમાં સારું શું છે તે જાણવું અને જણવવું. ગ્રંથમાં તો શું પણ સર્વત્ર પરીક્ષાનો એજ હેતુ છે કે ફલાણાએ શું કામ કર્યું તે જોવું; શું કામ કર્યું એટલે શું સારુ કામ કર્યું. કોઇએ શું કામ નથી કર્યું તેની પરીક્ષા હોતી નથી. કોઇએ કેટલું નઠારુ કામ કર્યું એટલુંજ માત્ર જોવા જવું એવી પરીક્ષા કોઇ સુપરીક્ષક માથે લેતો નથી. ફુલની સુવાસના જોનાર હોયછે—દુર્ગન્ધ શોધનાર અભાગિયા હોતા નથી. ગ્રંથપરીક્ષક એ ગ્રંથરૂપ પુષ્પોનો ભોગી ભ્રમર છે તે સ્થળે સ્થળેથી પરાગ અને મધુના પરમાણુ શોધી કહાડી તેનો સંચય કરેછે, અને એના રચેલા મધપુડાઓનું મધ તેને પોતાને તેમ અન્ય લોકને કામે લાગે છે. ગ્રંથના ગુણની પરીક્ષા કરવી, એ ગુણનો જાતે ઉપભોગ કરી આનંદ અનુભવવો, અને એ આનંદ પામવા ગ્રંથના વાંચનારાઓને સમર્થ કરવા, પોતે સુરસ અન્ન જમવું અને બીજાને જમાડવા,—આ આનંદની ઉજાણી આપવી; એજ ગ્રંથપરીક્ષકનો અભિલાષ હોયછે, એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષક જ નથી.

આનો અર્થ એવો નથી કે પરીક્ષક દોષ જુવે પણ નહી અને દેખાડે પણ નહી. પણ એ તો ગુણને અંગે દોષ જુવે છે, એને સોનાની થાળીમાં લ્હોડાની મેખ ગમતી નથી, સુગંધ સાથે દુર્ગંધનો અંશ હોય તો જાતે જુવે છે અને જોનારને બતાવી આપેછે કે “ભાઇ, જુવો આ દુર્ગંધ છે, એને આવી રીતે જુદી પાડી નાંખી દ્યો, અને એકલી સુગન્ધ લ્યો.” જ્યાં એકલો દોષ છે તેની પરીક્ષા નથી; જ્યાં ગુણનો અંશ અલ્પ અથવા છુટો પાડી શકાય એમ નથી તેની પરીક્ષા નિષ્ફળ છે.

આ સર્વ શાસ્ત્રનું ઉચ્ચારણ રહેલું છે પણ તે પ્રમાણે વર્તવું ઘણું કઠણ છે. સ્થૂલ રાગદ્વેષથી, મમતથી, અને એવા અનેક વિકારોથી પરીક્ષાઓ દૂષિત થાયછે એ વાત તો રહી; પણ પુષ્પોમાં સામાન્ય દૃષ્ટિને દેખાતું નથી તે મધ શોધવાની શક્તિ ભ્રમરમાં હોય છે તેમ ગ્રંથોના ગુપ્ત ગુણો શોધનાર સૂક્ષ્મ દૃષ્ટિ પરીક્ષકમાં હોવી જોઇએ છિયે, અને જ્યાં સુધી—ગ્રંથકાર ઉપર નહી પણ—ગ્રંથની વસ્તુ ઉપર પ્રીતિ થતી નથી—અનુકંપા થતી નથી—ત્યાં સુધી એ વસ્તુના ગુણ જોવાની દૃષ્ટિ ઉઘડતી જ નથી.

બાળકનું ચિત્ત સમજવા, બાળકની રમતો સમજવા, બાળકનું મગજ પારદર્શક કરવા, જોનાર બાળક–દશાનો રસિક હોવો જોઇએ. એજ દિગ્દર્શન સર્વે વાતમાં કરતાં એમ જણાશે કે સર્વ જાતના ગ્રંથોના પરીક્ષકની બુદ્ધિમાં સર્વ અનુભવનું ગ્રાહકત્વ હોવું જોઇએ અને સર્વ દશાના રસની રસિકતા અથવા રસિકતા નહી તો રસજ્ઞતા તો હોવીજ જોઇએ. એક કવિને એક અનુભવ થયો હોય અને તેના ઉપર મોહ હોય, તો બીજાને બીજા અનુભવથી બીજો મોહ થઇ ગયો હોય—આમ જુદા જુદા અનુભવ પ્રમાણે જુદા જુદા મોહ થાય છે, જુદા જુદા રસ થાયછે, પણ તે સર્વના પરીક્ષકમાં તો તે સર્વ અનુભવનું ગ્રાહકત્વ અને સર્વ રસનું રસજ્ઞત્વ હોવું જોઇએ. જેમ જુદા જુદા રંગ અને આકારોવાળા પદાર્થના પ્રતિબિમ્બોનું શુદ્ધ ગ્રહણ કરનાર નિર્મળ કાચ હોય છે તેમ જુદા જુદા અનુભવ અને રસનો ગ્રાહક પરીક્ષક હોયછે. આ સર્વગ્રાહિત્વ અને સર્વરસિકત્વ અથવા સર્વરસજ્ઞત્વ વિના પરીક્ષકની દૃષ્ટિમાં સૂક્ષ્મતા, શુદ્ધતા, અને શક્તિ આવતાંજ નથી, એ પરીક્ષકની પરીક્ષક—દૃષ્ટિ ઉઘડતીજ નથી.

જ્યારે ગ્રંથપરીક્ષકનાં આ લક્ષણ લક્ષ્ય કરિયે છિયે ત્યારે ગ્રંથકાર કરતાં ગ્રંથપરીક્ષકનું કામ વધારે સ્હેલું નથી એ વાત પણ લક્ષ્ય થાયછે, અને શેક્સપિયર જેવાઓના પરીક્ષકોની સમર્થતા આપણે માપી શકિયે છિયે. નવલરામ ગ્રંથપરીક્ષક હતા કે નહી, તેમની પરીક્ષાશક્તિ કેવી હતી અને કેવી રીતે પોતાનું કામ કરતી હતી, ઇત્યાદિ વાતો જાણિયે નહી ત્યાંસુધી એમની જીવનકથા અધુરી રહેવાની, એ કલ્પનાથી એ પરીક્ષકની પરીક્ષાની કથા અત્ર ઘટેછે.

અમદાવાદમાં ગાળેલા સમયમાં જે ગ્રંથપરીક્ષા કરી હતી તેના કરતાં રાજકોટમાં રહીને કરીછે તેમાં ઘણો ફેર છે. અમદાવાદમાં શાળાપત્રની કીર્તિ નવલરામનાં લખાણથી જન્મ પામી. નવલરામ કાઠિયાવાડ ગયા ત્યારે શાળાપત્રનું તંત્ર પણ કાઠિયાવાડમાં ગયું અને એમનાજ હાથમાં રહ્યું, અને તંત્ર તેમ તંત્રીની કીર્તિ બ્હોળા વર્ગમાં પ્રસરી, શાળાપત્રના તંત્રી ઉપર ગ્રંથકારો વધારે વધારે ગ્રંથો પરીક્ષા સારુ મોકલતાં ગયા, અને એ ગ્રંથોની સંખ્યાએ અને પરીક્ષાએ એકબીજાનું પોષણ કર્યું.

શ્રવણપિતૃભક્તિ નાટક, કાંતા નાટક, અને બુદ્ધિ અને રૂઢિની કથા ઉપરનાં વિવેચનો લંબાણથી થયેલાંછે. શ્રવણનું નાટક ભટ્ટ ભોગીલાલનું

રચેલુંછે, કાંતા રા. મણિલાલ નભુભાઈનું લખેલુંછે, અને બુદ્ધિ રૂઢિ વકીલ કેશવલાલનું લખેલુંછે. એટલે સર્વ લખનારા જુદા જુદા વર્ગના ગૃહસ્થોછે. આ સર્વ વિવેચનો લાંબાંછે, પણ એ સર્વેમાં એક સામાન્ય લક્ષણ એછે કે પ્રત્યેક વિવેચનના આરંભભાગમાં વિદ્વત્તાની ધમક ભભકાથી ઉઠેછે, પછી એકદમ એ ધમક ભાગી પડેછે, અને પરીક્ષક પેટ ઉપર હાથ ફેરવતા ફેરવતા ગ્રંથના કથાભાગનો સાર આપવા બેસેછે. કથાનો સાર આપવાથી ગ્રંથનો ગુણ જણાતો નથી એમ નથી, પણ કથાપ્રપંચ દરેક વાંચનાર સમજી શકે એવી વસ્તુ હોયછે અને એનું અમૃત ચખાડવું એ પરીક્ષકનું કામ નથી, અને એ કામમાં ઘણું લંબાણ થાયછે ત્યારે પરીક્ષા કંઈક ઢીલી પડી જાયછે. તોપણ આ લંબાણની સાથે ગ્રંથના અવયવોની તપસીલના ગુણદોષ બતાવવાના પ્રસંગ શોધેલા માલમ પડેછે. આ સર્વ વિવેચનમાં સ્પષ્ટ જણાઈ આવેછે કે પરીક્ષકને પરીક્ષિત વસ્તુ ગમી ગઈછે, પણ ખાસ શું ગમી ગયુંછે તે વાંચનારને બતાવવું ભુલી જાયછે. આરંભભાગમાં આણેલું શાસ્ત્ર પરીક્ષ્ય પુસ્તકને કેવી રીતે લાગુ પડેછે એ તો લખવાનું રહી જાયછે. લાંબું વિવેચન કરવાની લ્હેમાં આ દોષ આવી ગયો જણાય છે. ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રા. ગણપતરામે "મીઠી મીઠી વાતો" નામનું ભાષાંતર કરેલુંછે તેની પરીક્ષા ૧૮૮૭ માં એટલે પરિપકવ વયે પ્હોચ્યા પછી નવલરામે કરીછે. તેમાં ઉપરના દોષો નથી. આરંભભાગ જોઈએ તેવો અને જોઈએ તેટલો છે; જે વસ્તુની પરીક્ષા કરવાની તેનીજ પરીક્ષા છે; પ્રસ્તુત ભાષાંતરમાં ક્રિયા.ગુણછે અને તે ગુણને શા વાસ્તે ગુણ ક્હેવા જોઈએ તેનું–ન લાંબુ–ન ટુંકું–યથાયોગ્ય વિવેચનછે.

દેશી કારીગરીને ઉત્તેજન, ભરુચ જિલ્લાની કેળવણી ખાતાનો ઇતિહાસ, કરસનદાસ મૂળજી ચરિત્ર, મહેતાજી દુર્ગારામ મંછારામનું ચરિત્ર, જ્યાર્જ વાશિંગ્ટન અને વિલિયમ ટેલનાં ચરિત્ર, મી. મલબારીવાળુ "બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય," અને હિંદ અને બ્રિટાનિયા; એમાંના એક પણ વિવેચનમાં ગ્રંથપરીક્ષા નથી. હિંદ અને બ્રિટાનિયાનો તો માત્ર કથાસાર આપ્યોછે, અને વિવેચનને આરંભે અને અંતે ગ્રંથને અને તેના રસને અભિનંદન કરવા શબ્દો લખ્યાછે. આ વગર ઉપરની યાદીનાં બીજાં વિવેચનોમાં વિવેચનના લંબાણનેજ વિવેચિત ગ્રંથને માન આપવાનો માર્ગ ગણવો એવી નવલરામની યોજના હતી. આ ગ્રંથોના વિષયો મ્હોટા છે,

તેમાં કેટલાકમાં ચાલતી ચર્ચાછે અને તે ચર્ચાના ગુણદોષ બતાવવાનું કામ કરવું એ ગ્રંથકારના સપક્ષી અથવા પ્રતિપક્ષી થવા જેવુંછે. તેમ ન કરતાં એ ચર્ચાને અંગે કામમાં લાગે એવી કેટલી હકીકતજ કહીછે અને ગ્રંથકારને બે સારા શબ્દો કહ્યાછે અને તેનું નામ વિવેચન ગણાય એવું ઇચ્છયુંછે. એ યાદીમાંનાં બીજાં વિવેચનોમાં તો જુના અથવા નવા ઐતિહાસિક વિષયો છે; વાશીંગ્ટનના ઇતિહાસમાં, કરસનદાસ અને તેના સમયના સંબંધમાં, દુર્ગારામ અને તેના સંબંધમાં, ગ્રંથકર્તાએ જણાવેલી હકીકત ઉપરાંત નવલરામ બીજી ઘણીક હકીકત આપવા યત્ન કરેછે. આવા વિષયોની પરીક્ષાના ઉંડા પાણીમાં ન પેંસતાં તે વિષયોની ચર્ચા વધારવાનાં સાધન આપવાં એ પણ પુસ્તકવિવેચનની એક અર્વાચીન રીત છે. પુસ્તકના વિષયની ચર્ચા એ એક તેની જાહેરખબર છે અને આવી જાહેરખબરોથી એ પુસ્તકોના કર્તાઓનો એક હેતુ પાર પડેછે, તેમના વિષયોની ગુણજ્ઞતા લોકમાં પ્રસરેછે, અને પરીક્ષકની પૃથક્કરણશક્તિને શ્રમ લેવો ઉગરેછે.

આ રહેલો માર્ગ મુકી આવા વિષયોની ખરેખરી પરીક્ષા કરવાનો પ્રયત્ન ૧૮૮૬માં એટલે કલમ પરિપક્વ થયા પછી કર્યો છે. મી. હરગોવિંદદાસે રચેલા "નાત સુધારો" નામના ચોપાનિયા ઉપર કરેલા વિવેચનમાં આ પ્રયત્ન છે, પરીક્ષા છે, પ્રસ્તુત ચોપાનિયામાં શા ગુણ છે તે જણાવેછે, દોષ પણ દેખાડે છે, મંદતા નથી, ઉગ્રતા નથી અને પરીક્ષકનું પોતાનું મન પણ સ્પષ્ટ અને શાંત રીતે સૂચક થાયછે.

કરસનદાસના ચરિત્રની નોંધમાં (જુઓ પાનું ૯૫) જીવનકથા કેવી જોઇએ તે વીશે સૂચનાઓ છે અને કરસનદાસના ચરિત્રના, એ સૂચનાને ધોરણે, ગુણદોષ બતાવે છે. પણ આ એક પાના શીવાય વિવેચનનાં બાકીનાં સર્વ પાનાંમાં જીવનકથાકારને લખવું રહી ગયેલું તે લખી ખોટ પુરી પાડી છે. દુર્ગારામના ચરિત્રમાં પણ એજ પદ્ધતિ છે. મલબારીની બાળલગ્ન વગેરે ઉપરની પ્રખ્યાત ટીકામાં પણ એજ માર્ગ છે. પોતાના વિચાર સુધારા તરફ છે એમ જણાવી મુખ્ય ઉદ્દેશમાં પોતે જુદા છે એવું નવલરામ સ્પષ્ટ જણાવે છે— "અમને જાતનેજ સરકારી મદદ પ્રગટ કે પરોક્ષ કોઇપણ રીતે પસંદ નથી.' અમે એને મળી ચુકેલા પ્રજાસ્વાતંત્ર્યનું સંસારી સુધારાની આશાએ બળીદાન આપવું સમજિયે છઇએ" "ફિકર રહેછે કે રખેને બકરી કાઢતાં ઉંટ પેસાડ્યા જેવું થાય'; આ પ્રમાણે પોતાનો સિદ્ધાંત આપે છે, પણ આ-

માં તેમ ઉપર કહેલા બીજા વિષયોમાં સ્પષ્ટ ચર્ચા નથી. માત્ર ચર્ચા ઉઠાવવાની "ભલામણ" છે. ખરેખરી ચર્ચા તો માત્ર બે વિવેચનમાં છે. "નાટકશાળા અને ગોપીચંદ નાટક" અને " વાંચનમાળા કેવી જોઇએ " એ બે વિવેચનોમાં વિવેચક સ્પષ્ટ અને વીગતવાર ચર્ચા કરેછે, પોતાના સિદ્ધાંતો આપેછે, અને એ સિદ્ધાંતોનો પાયો સમજાવે છે. આ સર્વ વિવેચનોમાં માત્ર વિવેચિત વિષય ઉપર પ્રીતિભાવ અને તેના લખનાર ઉપર પોતાની ગુણજ્ઞતા દેખાડે છે; પણ એકેમાં પુસ્તકપરીક્ષા નથી—અને તે જાણીજોઇને મુકી નથી કે મુકવી રહી ગઇ છે તે કહેવાતું નથી. બિસ્માર્કનો એક પ્રખ્યાત અભિલાષ એ હતો કે લખવું પુષ્કળ, બોલવું પુષ્કળ, વાંચનાર અથવા સાંભળનાર જાણે કે " અહો! કેવો ગંભીર અર્થ કહ્યો છે!" અને અર્થ વસ્તુતઃ કાંઇ પણ ન હોય. આપણો દેશકાળ વિચારી આ અભિલાષ રાખવો કેટલાક ગ્રંથપરીક્ષકોને યોગ્ય લાગશે. ગ્રંથ અથવા તેનો વિષય હાલમાં પરિપક્વ ન હોય તો પણ તે પક્વ થવાની આશા જેટલું તેમાં હોય તો તેને ઉત્તેજન આપવું ઘટેછે—તોડી પાડવું ઘટતું નથી. જેમ ખોટી સ્તુતિ કરવી ખોટી છે, તેમ સામો માણસ પોતાની નિન્દા થઇ ગણી મનભંગ થઇ પોતાનું કામ કરવું છોડી દે એવું સત્ય બોલેલું આપણા બાળક ગ્રંથકારોને નુકસામ જ કરવાનું, ગ્રંથકાર બળવાન મનવાળો હોય તોપણ તેના પુસ્તકનો તિરસ્કાર કર્યાથી અણસમજુ વાંચનારને તે પુસ્તકના વિષય ઉપર તિરસ્કાર થાય તો તે પણ ઠીક ન લાગે, ઇત્યાદિ અનેક વિચારો આપણા ઉગતા સાક્ષર વર્ગના પરીક્ષકોએ કરવાના છે. કોઇ પરીક્ષક પુસ્તકમાત્રની પરીક્ષા કરવાને બંધાયલો નથી, પરીક્ષા નથી કરતો કહેવાને પણ બંધાયલો નથી, અને પરીક્ષા ન કરતાં કોઇ પુસ્તકના વિવેચનને નિમિત્તે અથવા પ્રસંગે પ્રસ્તુત વિષય ઉપર કાંઇ નવીન વાતો કહેવા બેસે અને તેથી ગ્રંથકારને ઉત્તેજન મળે એવું હોય તો એ પણ "એક પંથને દો કાજ" કરવાનો સુતર માર્ગ છે, અને એ માર્ગ બીજા દેશોમાં પણ પડેલો છે. કોઇ આ માર્ગને 'ઠગાઇ ગણનાર પણ નીકળશે, તો કોઇ એને એવો ઉત્તર પણ આપશે કે "કાણાને કાણો કહી" જેની તેની સાથે લ્હડવા હું બંધાયો નથી. આ બેમાંથી ખરું ખોટું કોણ તેના નિર્ણયનો અત્રે પ્રસંગ નથી, પણ એટલું તો ખરું કે નવલરામે લીધેલા માર્ગમાં ઉગતા ગ્રંથકારને ઉગતામાંજ કચરાઇ જવાનું ભય નથી.

આ દેશમાં ગ્રંથકારો થતા છે, શરમાળ છે, અજાણ્યા છે, સરળ છે, જાણ્યે અજાણ્યે પણ કોઇ સત્પાત્ર નીવડનારને આરંભમાં ટપલી માર્યાથી તે અક્ષરક્ષેત્રમાંથી ચાલ્યો જાય અને તેનું ભવિષ્ય અયોગ્ય રીતે બગડે એમ છે. આવાં આવાં પરિણામોનો વિચાર કરતાં એમ લાગે છે કે ગુ-જરાતના કાલુ કાલુ બોલનાર ગ્રથકારોનો હાથ ખેંચી તેમને આગળ આ-ણવા નવલરામ પ્રયત્નો કરતા તે ગ્રંથકારો પ્રત્યે એમની ઉદાર અને કોમળ પ્રીતિનું પરિણામ હતું. જેમ નિશાળનો માસ્તર પોતાના વર્ગમાં અનેક બા ળકોમાંથી થોડાંકની પરીક્ષા કરી વીણી ક્હાડી આગળ આણે અને બાકી-નાં બાળકોને ઉત્તેજન આપવા—નિરાશ ન થવા દેવા—સાકર વ્હેંચે, તેમજ બાળકોનાં હૃદયના અનુભવી નવલરામે બાળક દશાના ગ્રંથકારોને કરેલું છે. એમનાં કેટલાંક વિવેચનો ઉપર નજર કરિયે છિયે ત્યારે આ વાત સ્પષ્ટ થાયછે. આથી ઉલટું જ્યાં એમણે પરીક્ષાજ કરવી માથે લીધી છે ત્યાં લીલું સુકુ જોયું નથી, પણ ગુણ દોષબેધડક બતાવ્યા છે.

પ્રિયાપ્રેમદર્શક, સાવિત્રી નાટક, કાદંબરી, સરસ્વતીચંદ્ર, બૃહત કાવ્ય-દોહન, વીરમંડળ, ઇંદ્રજીતવધ, અને પ્રમદા, એ ગ્રંથોને ન્યાય આપવા શાળાપત્ર કરતાં વધારે વિસ્તારવાળું પત્ર જોઇએ એમ કહી, તેને માટે હવે ત્રિમાસિક વિવેચનની જરુર ગણી, પ્રસંગોપાત્ત ટુંકા ટુંકા અને મિતાક્ષર પ-રીક્ષાસિદ્ધાંત આપેછે, અને એ મિતાક્ષરમાં જેટલા સારા બોલ ક્હેવા હોય તે સમાવે છે. નવલગ્રંથાવલિના બીજા ભાગમાં "એકચિત્રદર્શન" નામની કોઇએ કરેલી કવિતા મુકી છે તે પાનાની ચરણટીકામાં જ એક આવું મિતાક્ષર પરીક્ષણ કર્યું છે. આ સર્વ વિવેચનો ન્હાનાં છે; પણ વિવેચિત ગ્રંથોના ગ્રંથકારોને સામા પ્રહાર ખમવા સમર્થ ગણી એ ટુંકાં વિવેચનોમાં જે ટુકું દોષદર્શન આપવું ઠીક લાગ્યું તે બાકી રાખ્યું નથી, અવકાશ મળ્યાથી લાંબાં વિવેચન કર્યાછે અને ગ્રંથકારને બળવાન પ્રહાર ખમવા સમર્થ ગણ્યા છે ત્યાં પ્રહાર જોઇએ એટલા કર્યા છે. રાવસાહેબ મયારામ શંભુનાથકૃત સ્થાનિક રાજકીય સત્તા, રા. છોટાલાલ સેવકરામનો ગુજરાતીશબ્દમૂળ-દર્શક કોષ અને રા. હરગોવિંદદાસ કાંટાવાળાનું "અંધેરી નગરીનો ગર્ધ-વસેન"—એ ગ્રંથોની પરીક્ષા વિસ્તારથી કરી છે અને એ ગ્રંથકારો ઉપર સમર્થ અને સફળ પ્રહાર કર્યા છે તેની યોગ્યતા એટલા વાસ્તેજ છે કે પ-રીક્ષકને એમ લાગ્યું કે એવા સારા અને સમર્થ લખનારાઓએ ખરાબ

ગયેલાં કવચ ન પ્હેરવાં જોઇએ. રા. છોટાલાલના કોષ વીશે લખેછે કે "આ ગ્રંથ માત્ર પ્હોચ કરતાં વધારેને લાયક છે × × × તે રચવામાં જે અસાધારણ શ્રમ લેવો પડ્યો હશે તે જોતાં કંઇક સવિસ્તર વિવેચન કરવું એ તો સઘળા ટીકાકારોનો એવા ગ્રંથ તરફ ધર્મજ છે." મી. કાંટાવાળા "ગુજરાતી ભાષાના એક જાણીતા લખનાર છે" અને એમના આ (ઉપર કહેલા) પુસ્તકે નવલરામને "નાઉમેદ કર્યા છે." ઉમેદ રખાવનાર સમર્થ માણસ નાઉમેદ કરે માટેજ એમના ઉપર પ્રહાર છે. ગ્રંથકારનું દોષદર્શન સારી પેઠે ક્યારે કરવું તેનું આ શુદ્ધ દિગ્દર્શન છે.

હવે બીજાં કેટલાંક ન્હાનાં વિવેચન ઉપર નજર કરિયે. યોગતત્વ અને અલંકારચંદ્રિકા ઉપરનાં ન્હાનાં વિવેચનોમાં માત્ર ઉત્તેજક અને અભિનંદક આશીર્વાદ છે. પરીક્ષા કર્યા વિના માત્ર ઉત્તેજનને વાસ્તે કરેલાં વિવેચનોનાં ઉદાહરણ ઉપર આપ્યાં છે. પણ કેટલેક ઠેકાણે તો અપ્રખ્યાત ગ્રંથકારોને સાક્ષર મંડળ સમક્ષ આણવા અને તેઓ પ્રસિદ્ધિ–યોગ્ય છે એવું સિદ્ધ કરવા ન્હાનાં પરીક્ષક વિવેચન કરેલાં છે. રાણકદેવી અને ચંડીપાઠના ગરબાનાં વિવેચનમાં આ લક્ષણ છે. કેટલાંક ન્હાનાં વિવેચનોમાં આપણા ન્હાના ન્હાના ગ્રંથકારોની ટુંકી ટુંકી પરીક્ષા કરી, તેમને કોઇ વખત ધીમી ધીમી શીખામણ આપે છે, કોઇ વખત જરા ધીમો તમાચો મારે છે, અને હમેશાં તેનો કાંઈ સારો ગુણ શોધી કૂહાડી તેને ખીલવવાનો માર્ગ બતાવવા ચુકતા નથી. "વિધવાના વકીલ"ને વકીલાત કરતાં નાત બ્હાર રહેવું પડ્યું તેને વાસ્તે બે બોલ કહી ડૂહાપણ આપે છે. "દુષ્ટભાર્યા દુઃખદર્શક" નાટકના લખનારને કૂહેછે કે "ભાઇ લલ્લુને અમારી તો ભલામણ એ છે કે હાલ "કેટલાક વખત સુધી નાટક ફાટક લખવાનું ચેટક મુકી દેઈ છુટક કવિતા "બનાવવામાંજ મંડ્યાં રહેવું." સત્યવિજય નાટકમાં "કેટલોક રસ અને સુબોધ છે"—"પણ નાટક નામને એ લાયક નથી":—એના જુગલ કર્તાઓને સૂચના કરેછે કે "વાર્તારૂપેજ એ કલ્પના ઠાઉકાઇથી લખી હતતો એ બે કોડીલા જુવાન એક સરસ ચોપડી લખી શક્ત."

આ પ્રમાણે જેને જેવું ને જેટલું કૂહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઇને મ્હોટપ આપી, કોઇને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઇને શીખામણ આપી, કોઇને સૂચના આપી, કોઇની બાબતમાં ઉપેક્ષા કરી—અબોલા રહી,

નવલરામ સર્વ ન્હાના મ્હોટા ગ્રંથકારોની પરીક્ષા કરતાં વિવેક રાખેછે, "મારવો તો હાથી અને લુટવો તો ભંડાર" એ ન્યાયે વર્તેછે, કોઇ ન્હાના કે મ્હોટાનામાં કંઇક ગુણછે એવું લાગ્યા વગર ગુણદોષની કથાથી માંસલ પરીક્ષા અથવા શુષ્ક વિવેચન સરખું પણ કરવાનું માથે લેતા નથી, જ્યાં ગુણ લાગેછે તેનું કીર્તન કર્યા વિના રહેતા નથી, રાગદ્વેષ રાખતા નથી, અને અંતઃકરણમાંથી ગુજરાતી ભાષાની સંવૃદ્ધિ અને સંપત્તિ ચાહે છે. તેનાં કોઇ વિવેચનમાં વાપરેલો વિવેક આપણને ભુલ ભરેલો લાગશે, કોઇ પરીક્ષામાં આપણો અને તેમને મત એક નહી થાય એમ પણ થશે; પણ સર્વત્ર ગ્રંથો અને ગ્રંથકારોપર તેમની પ્રીતિ અને ઉલટ તેમને બોલાવે છે, દોષ નહી પણ ગુણ શોધવા એમનું ચિત્ત પ્રયત્ન કરેછે, અને ગુણને અંગે દોષ કથતાં તેઓ ડરતા નથી. નવલરામની પુસ્તક-પરીક્ષા બધી રીતે સંપૂર્ણ નથી, પણ એ આપણે આપેલી વ્યાખ્યા પ્રમાણે ગ્રંથપરીક્ષક હતા, એમનામાં પરીક્ષકશક્તિ અને પરીક્ષકવૃત્તિ હતી, અને જેમ જેમ તે પરિપકવ થઇ તેમ તેમ તે સારી રીતે ખીલી એની ના કોણ ક્હેશે ? ગુજરાતી સાક્ષરમંડળની એમના ઉપર નિર્વિવાદ પ્રીતિછે તેનું મૂળજ આ "ગુણપરીક્ષક" પરીક્ષાછે. આ સર્વ પરીક્ષાઓ ગુણમધુના આ મધુકરનો ગુંજારવ છે—પછી તે વ્યક્ત છે કે અવ્યક્ત છે એ જુદી વાતછે. આ મધુર સર્વ રસિક ગુંજારવ છેક અંતકાળ સુધી નવલરામે કર્યોછે.

જે જે ગ્રંથકારોની બાબતમાં નવલરામે પરીક્ષા કરીછે તે સઉની પરીક્ષાના ગુણદોષ તપાસિયે તો પાર ન આવે, એટલુંજ નહી પણ આમ કરવું એ જીવનકથાનો વિષય નથી. છતાં આપણા સાક્ષરમંડળના અગ્રણીઓની પરીક્ષા તેમ આપણા જુના કવિઓની પરીક્ષા જુદે જુદે પ્રસંગે નવલરામે કરેલી છે અને તેમ કરવામાં વખતોવખત એમના પોતાના વિચારોમાં ફેરફાર થયલા છે તેનો ટુંકો ઇતિહાસ આ જીવનકથાનું આવશ્યક અંગ છે; એટલુંજ નહી પણ એ ઇતિહાસથી એમની પરિક્ષક શક્તિનું પણ માપ વગર કર્યું થશે.

એક વખત એવો હતો કે નર્મદાશંકરની મોહજાળ આખા મુંબાઇ અને સુરત ઉપર પથરાઇ હતી, અને તે જાળમાંથી નવલરામ પણ બચ્યા ન હતા તે આગળ બતાવેલું છે. નવલરામ સુરત હતા ત્યારે નર્મદ એમની આંખ આગળ મિત્રરૂપે, કવિરૂપે, સંસારસુધારકરૂપે; જનમંડળના અ-

પ્રણીરૂપે, સુઘડ રસિકજનરૂપે, અને વિદ્વાનરૂપે તરતો હતો. પણ જેમ બાળક જાતે મ્હોટું થાયછે તેમ મ્હોટું લાગતું જગત ક્રમે ક્રમે ન્હાનું થતું જાયછે તેમ નવલરામની આંખમાં નર્મદને પણ થયું છે. સુરતમાં જે નર્મદનો મોહ હતો તે અમદાવાદમાં ધીમે ધીમે ખસ્યો જણાય છે; નર્મદ સ્મરણમાંથી પણ ખસે છે; પ્રથમ પ્રેમાનંદ મ્હોટો ખરો પણ નર્મદ તેથી મ્હોટો લાગ્યો હતો—અમદાવાદમાં એમ લાગ્યું કે પ્રેમાનંદનો જોડિયો કોઇ નથી. રાજકોટ આવ્યા પછી ૧૮૭૯માં "મનવિચાર" ઉઠેછે; "શું નર્મદાશંકર અર્ધા ભણ્યા માણસની પંક્તિનેજ યોગ્યછે?" ×××"શું તે જમાનો એવા અર્ધા ભણ્યાનોજ હતો? ત્યારે તો સિદ્ધ થાયછે કે નર્મદાશંકર જમાનાની લ્હેરમાં પાછળ પડ્યો. એ રીતે પણ એની શક્તિ મધ્યમ વર્ગની જ જણાયછે." "નર્મદાશંકરે લખ્યું તે વેળા કરતાં દેશ "conservatism માં કાંઇ પાછો ઓસરવા લાગ્યો છે" ×× " નર્મદાશંકર તો માત્ર " man of the mass" જ છે." આ વિચાર છેક અંત સુધી કાયમ રહ્યા. છેક ૧૮૮૭ માં નવલરામે કવિ નર્મદાશંકરની જીવનકથા લખી તેની પ્રસ્તાવનામાં આ જ તુલના ફરી લખી છે. એમાં માત્ર શબ્દ છેક આવા ઉઘાડા નથી; નર્મદને "man of the mass"ને ઠેકાણે "સમયમૂર્તિ" કહ્યો અને એના કાવ્યમાં પણ સમયનું ચિહ્ન પડ્યું ગણ્યું. નર્મદના જીવનમાં મિત્રવિયોગના શોકની અને કવિ ઉપરની પ્રેમભક્તિની રમણીય છાયા પડેલી છે. એમાં કવિના દોષને ઠેકાણે ગુણનીજ પરીક્ષા કરી છે, છતાં એ ગુણપરીક્ષામાં અતિશયોક્તિ ન કરતાં પોતાના ઠરેલ વિચારોજ લખ્યાછે. એ પરીક્ષામાં—એ તુલામાં–નર્મદની જે તુલના થઇછે તેને, નવલરામની પ્રીતિના ઉભરાથી ઉભરાતી ભાષાના ટકા બાદ કરતાં, કોઇ છેક યથાર્થ નહી ગણે તો ઘણીખરી યથાર્થ તો ગણશેજ.

હવે દલપતરામની તુલના લઇએ. નર્મદ અને દલપતની જુની સ્પર્ધા ચાલતી આવી છે, અને ગુજરાતના બે જીલ્લાઓમાં એક કાળે સાક્ષરમંડળમાં પણ પોતપોતાના કવિ વીશે મમત હતો. મમતમાં જે વિચાર બંધાય છે તે અતિશયોક્તજ હોયછે. દલપતના સપક્ષીઓને નર્મદ અલ્પ ભાસતો હતો અને નર્મદના ભક્તોને દલપત ગરબીભટ ભાસતો હતો. "દલપત પ્રાસે વ્હાય" એ ઉઘાડી દોષપરીક્ષા નર્મદે કરી હતી, અને નવલરામને પણ મૂળ એજ નહી તો એવોજ વિચાર આવ્યા હતો. તે સુરત-

નિવાસની કથા પ્રસંગે આપણે જોયું છે. મનમાં ભરાયલી વાત એકદમ ખસવી કઠણ છે અને અમદાવાદ આવતાં નવલરામ આ દૂરથી સાંભળેલા દલપતરામને મળવા ગયા અને તેની બુદ્ધિ તથા કવિત્વશક્તિ વીશે વૃત્તિ-અનુસારે જે ક્ષુદ્ર વિચારો થયા તે પણ આપણે જોયાછે. અમદાવાદ છોડયું ત્યારે પાણી વળવા માંડેલું તે પણ આપણે જોયું છે. છતાં છેક રાજકોટ આવતા સુધી દલપતરામ ઉપરનો તિરસ્કાર દૂર થયો ન હતો અને રા. છોટાલાલના શબ્દમૂલકોષના વિવેચનમાં લખેછે કે "દલપતરામનો "ધીરેધીરે સુધારાનો સાર" એ બોધ ધોળ ગાનારી બાઇડીઓનેજ અનુ-સરતો છે." ૧૮૮૩ માં "સંસ્કૃતમય ગુજરાતી" એ નામનો વિષય લખ્યો તે કાળે મનની તુલા ઠેકાણે આવી ગઇ અને તેમાં લખ્યું કે "દલપતરામના "રસ કે ગાંભિર્ય સંબંધી ટુંકા સાક્ષર મંડળમાં ગમે એવા વિવિધ અભિ-"પ્રાય હો, પણ એ વાતતો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં "સર્વોપરી જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગુજરાતપ્રાંત ખાતે "દલપતરામજ છે." નર્મકવિતાની પ્રસ્તાવના લખતી વખત તુલા હજી વધારે સ્થિર થઇ. નર્મદનું પદ છીનવી લીધા વગર દલપતરામની તેમના ન્યાય્યપદે પ્રતિષ્ઠા કરી.

"એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઇ ચુકયું છે કે આ જમાનાના "કવિ તે બેજઃ—નર્મદાશંકર અને દલપતરામ" × × "બંનેની પરસ્પર "ગણનામાં મતભેદછે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષમા-"ત્રજ ઠેરવવા મથતા હશે, તોપણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને "તો એ બંને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિંબરૂપે સમાનજ "પ્રકાશતા માલમ પડેછે." આ પછી ઉભયની શૈલી તથા કવિતાને સર-ખાવતાં, દલપતની શૈલી સભારંજની અને નર્મદની મસ્ત એમ કહી, તેમની કવિતાને સરખાવે છે. દલપતકવિતા "નવે રસમાં પ્રસંગોપાત્ત "વિચરેછે, પણ તે શાંતિ અને વિવેકની સાથે"—"વિવેકની મર્યાદા એજ "આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદાછે." એ "વ્યવહારમાં કુશળ "અને ચતુરાઇની ભરીછે". "ઠાઉકું હાસ્ય, મર્માળાં કટાક્ષ, વાણીની મીઠાશ, "અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય એ વડે દલપત શૈલીનાં શાંત ને "સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાંછે". "શ્રોતાના મનમાં ઉતરી તેને કેમ

"લાગેછે એ જોવાની શક્તિ આ કવિતામાં છે". છેવટ સિદ્ધાંત કરેછે કે "આ બંનેની કવિતાનો કેટલોક ભાગ અપૂર્વ અને લાંબા વખત સુધી "રહે એવોછે." આમ રાગદ્વેષ ઉતરી જતાં, શિવ અને વિષ્ણુનું યુદ્ધ મ-ટાડવા બ્રહ્મા ઉભય દેવના ભણી ફરી ફરી વળીને ઓખાહરણમાં ઉભય દેવને

"હું તો બેઉને લાગું પાય, નમો નમો"

કરેછે, તેમ નવલરામનું મન, નિષ્પક્ષપાત થતાં, ઉભયની ગુણપરીક્ષા કરેછે. ઉભયની શૈલીને એક બીજા સાથે "Incommensurable" ગણે-છે. તેમજ તેમની કવિતાને પણ ગણી હત તો આ તુલના સંપૂર્ણ થાત. રાગદ્વે-ષની તુલના શુદ્ધ થતી નથી તેનું દૃષ્ટાંત જોવું હોયતો "સુબોધ ચિંતામણિનું વિવેચન" જોવું. આ વિવેચન છેક ૧૮૮૨ માં થયલું છે. વિવેચિત કાવ્યની શૈલી વિવેચકની "બાળલગ્ન બત્રીશીને અનુસરતી રાખવા ઉપર શેઠ વલ્લભદાસનું "લક્ષ અખંડ જણાયછે"—"એ શૈલી નવલશાઈ છે" અને તે વલ્લભદાસ આનંદથી સ્વીકારે છે. આત્મસ્તુતિ ઘણુંખરું સર્વને પ્રિય લાગેછે.—સ્તુતિ શબ્દોથી થાય તેમ વર્તણુકથી પણ થાય. કોઇનું અનુકરણ કરવું એ પણ તેની સ્તુતિ કર્યા જેવુંજ છે. આ બે માર્ગે સ્તુતિ પામતાં સ્તુતિ કરનાર ઉપર અનુરાગ થાય અને વ્હાલાનું સઉ વ્હાલું વસે એમ નવલરામને સુ-બોધચિંતામણી અતિ પ્રિય લાગ્યું છે, અને એનું વિવેચન કરતાં—વખાણ કરતાં—ઘણી સંભાળ રાખી છે—સાવચેતી રાખી છે—દોષ પણ કહ્યાછે—છતાં ઊમળકો ઢાંક્યો નથી રહ્યો, વીશ પાનાનું વિવેચન લખ્યું, અને કેટ-લીક અતિસ્તુતિ દેખાય છે. પુસ્તકપરીક્ષામાં સાત્વિક વૃત્તિ રાખ્યાથી અને ન રાખ્યાથી શો લાભ અને શી હાનિ થાયછે તે નર્મદ, દલપતરામ, અને સુબોધચિંતામણી વીશે નવલરામના વિચારોના ઇતિહાસથી સમજાયછે, અને તે ઉપરથી બીજાઓએ દૃષ્ટાંત લેવાનું છે.

ગ્રંથપરીક્ષા સાક્ષર ચર્ચાની એક જાત છે. નવલગ્રંથાવલિના બીજા ભાગમાં રાજકોટ રહી કરેલા "મનના વિચાર" ( પાનું ૧૦૮ ), સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન (પાનાં ૧૦૮-૧૫૪), સંસ્કૃતમય ગુજરાતી (પાનું ૨૪૬), શિવરાત્રિ (પાનું ૨૭૪), નર્મકવિતાની પ્રસ્તાવના ( પાનું ૩૦૮), અને ગુજરાતી ભાષાનું ઐક્ય (પાનું ૩૩૬) અને નવલગ્રંથાવલિ-ના પ્રથમ ભાગમાંનું "અકબર બીરબલ:" એ સર્વ નવલરામે રાજકોટમાં પાકી અવસ્થાએ લખેલા વિચારો છે, એમાં આપણા પ્રાચીન અને અર્વા-

ચીન કવિયોની પરીક્ષાનાં સૂચન છે, ગુજરાતી ભાષા હાલ કેવી લખાય છે અને કેવી લખાવી જોઇએ તેના વિચાર છે, અને હાલના ચાલતા સુધારાના વિષયો અને સાક્ષર વિષયો ઉપર વિદ્વત્તા અને ચતુરાઇ ભરેલી રસિક ચર્ચા ઉત્સાહી ભાષામાં કરેલી છે, અને બીજા બધા વિષયો કરતાં આના ઉપરજ નવલરામનો કીર્તિસ્તંભ ચણાશે અને ટકશે. વર્તમાન અને ભાવી પ્રજાને એ લખાણુ ગમશે અને બોધકારક થશે. જેમ ગુણપરીક્ષા એ ગ્રંથપરીક્ષાનો આત્મા છે તેમ વસ્તુમાત્રની પરીક્ષામાં પણ એજ આત્મા છે, અને નવલરામનાં આ લખાણુમાં તે આત્મા પ્રત્યક્ષ કરવાનો અભિલાષ સ્ફુરે છે, સ્થળે સ્થળે સફળ જેવો થાયછે, અને એજ એની પરીક્ષા છે. જેમ જેમ પાકી અવસ્થા આવતી જાયછે તેમ તેમ સર્વગ્રાહિત્વ, સર્વરસજ્ઞતા, સર્વરસિકતા આદિ ઉદાર ગુણો આ લખાણોમાં ધીમે ધીમે વિકાસ પામે છે; અને એ વિકાસ સંપૂર્ણ થવા પામ્યો નથી, તોપણ વિકસનારી કળીનાં મુગ્ધ પાંદડાં મીંચાયલાં મટી ચારે પાસ ઉઘડવા માંડેછે તે જોનારની આગળ એક અવનવો દેખાવ ખડો કરેછે.

ઇ. સ. ૧૮૭૭–૧૮૮૦. આ તો રાજકોટમાં લખેલા ગ્રથો સંબંધી જીવનકથા થઇ. પણ એ જીવનકથા પાછળની ખાનગી જીવનકથા બાકી રહી. રાજકોટ આવ્યા પછી અકબર–બીરબલનું પદ્ય રચવામાં મન ગુંથાયું હતું. આ જીવનકથા લખનારના મનમાં એક પ્રસંગે કેટલાંક કારણથી એવી ભ્રાંતિ હતી કે ભાષામાંથી પ્રસ્તુત શ્લોકનો સંગ્રહ કરી તેને ગદ્યસૂત્રમાં નવલરામે પરોવ્યા હશે. પણ એમની ખાનગી 'નોટ–બુકો'માં એ શ્લોકોનાં હાડપંજર છે, અને તેમાં રુધિર માંસ ક્રમે ક્રમે પુર્યા છે તે ખાતરી કરેછે કે એ સર્વ ભાષાશ્લોક નવલરામની પોતાની રચના છે. નવલરામ આ વખતે ઘણી જાતનો ઉદ્યોગ કરતા હતા. ગુજરાતી ભાષાના શબ્દોને સંસ્કૃત, પ્રાકૃત, લૅટિન, ગ્રીક, વગેરે ભાષાઓના શબ્દો સાથે સરખાવવા પ્રયત્ન કરતા હતા અને ડાકતર બ્યુહ્લર તેમને આશ્રય આપતા હતા. આ કામ અધુરું રહ્યું છે. ન્યાય, અલંકાર, અને બીજાં શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો પ્રયત્ન પણ સાથે સાથે ચાલતો હતો. નર્મકવિતાની પ્રસ્તાવનામાં શ્રોતાઓના મનમાં પ્રવેશ કરવાની દલપતરામની શક્તિને સ્વીકારે છે તે શક્તિની શિષ્ટતા વીશે ૧૮૭૮માં લખે છે કે "Who reads my works" એ દરેક લખનારે લખતી વખતે કદી ભુલવું જોઇએ નહી. પ્રાકૃત ભાષાનાં કાવ્યોમાં સ્ત્રીઓનો પ્રેમ વધારે કેમ

વર્ણવ્યો અને પુરુષનો પ્રેમ ભુલી કેમ જવાયો તેનો વિચાર કરતાં એમ સુઝે છે કે પુરુષ કવિઓ પોતાના વૈરાગ્યની ધૂનમાં આત્મપરીક્ષા કરવી ભુલી ગયા, પોતાનો પ્રેમ unconscious રહ્યો, અને સ્ત્રિયોનો conscious રહ્યો તેથી આમ થયું. Theosophy વીશે તર્ક કરેછે, તેમાં કાંઇ ચમત્કાર કોઇએ દીઠો એવું સાબીત થતું નથી, અને એમાં તથા યોગમાં logical difficulty દેખે છે. Masons' British Novelists વાંચેછે. ઇંગ્રેજ સ્ત્રીઓ અને આપણી સ્ત્રીઓને કેટલીક વાતમાં સરખાવેછેઃ "The fact generally observed that a Hindu lady when a little advanced in age is a better wife and perhaps a better woman than a European one of a similar age, stands to reason and is atttributable to the different forms of their marriages * * * The Hindu wife's religious impulses gain an ascendency over those relating to the world of helpness, till at last her whole soul fructifies into that sublime state—Sutty-ism which is an offspring of Religion rather than of Love in all its transcendental glories. The European Lady, on the other hand, who marries for love or comforts and not because marriage is a sacrament a—duty—and nothing more, finds herself disappointed and ties of love begin to dissolve".

આ વખતે "વાણીવિચાર" નામનો નિબંધ અને "ભારતોદ્ધાર શ- "કારિ વિક્રમાદિત્ય બીરકાવ્ય" લખવાની કલ્પના અને યોજના કરેછે. આ કાવ્ય હીંદીમાં લખવાનું હતું એમાં "એમ ધારવું કે બધો દેશ શક લોકોને "આધીન થઇ ગયો હતો, લોકો જુલમથી ત્ર્ાહે ત્ર્ાહે કરી રહ્યા હતા, પણ "રાજકર્તાના બળ, વિદ્યા, અને રાજનીતિ આગળ કોઇનું ચાલતું નહતું. "હથિયાર પણ લેઇ લીધાં હતાં" "આ દુઃખમાંથી વિક્રમ પાસે દેશને છોડ- "વવો". કાવ્યનો "રંગ પ્રાચીન વખતનોજ રાખવો," પણ "હાલની સ્થિતિને allegorize અને idealize કરવી." "એ કાવ્યના છેલ્લા સ-

ગમાં સંવત-ગણુનાનું વર્ષ આવશે તે બહુજ અસર કરશે એમ ધાર્યું. આ કલ્પના ૧૮૭૮ની છે. આ સાલમાં લૉર્ડ લીટન વાઇસરાય હતા અને એના એકેકા કામના સમાચાર વાંચી ગરીબડી પ્રજા પણ દરરોજ ઉશ્કેરાતી હતી તે કાળમાં આ કલ્પના ઉઠી છે. આ કલ્પના લાંબી પ્હોચતી નથી, પણ મન અભ્યાસમાં પડે છે. ન્યાય અલંકાર વગેરેનો અભ્યાસ તો ધમધોકાર થાયછેજ. વળી De Quincey વાંચવા માંડ્યો. બંગાળી ભાષાનું "ગોવિંદ સામંત" વાંચ્યું. એક "ગ્રંથોત્તેજક સભા" અને તેમાં સાધનોની કલ્પના કરવા માંડી. બીજી પણ કેટલીક કલ્પનાઓ સુરતની પેઠે ઉભરાવા માંડેછે. આ કલ્પનાઓ ક્યાંથી ઉભરાવા માંડી તેનું કારણ એક પ્રસંગ બતાવી આપેછે. "સન ૧૮૭૮માં હોળીને દિવસે વિજયારૂઢ કલ્પ- "નાએ કવિતાના આ દેદીપ્યમાન અંગનું દર્શન કરાવ્યું. સંપૂર્ણ દર્શન "નથી" સર્વ નીશોમાં ભાંગ નરમ કહેવાય છે. તેની પણ અસર કેવી ભયંકર છે તે મોડી વ્હેલી જણાયછે.

" Now fancy pains me. The intoxication has "gone above the pleasure-point. Is fancy ever "painful ? Is it so in Sobriety ? Must be as it is "in this other state ? Why ? Can't say. but feel it "to be true. What philosophy is this ? બસ ! બસ ! "Thou charming fancy ! Pull on ! I like it. I feel "it is ruin, but ruin at thy hands is sweet. રસ says "die", and બુદ્ધિ says "Fly." I know not what to "do. I will go neither but go to sleep. But I can- "not sleep and that is the cause of this uneasiness. "Go to sleep then, thou—: No. No. "બંધ કર્યું. "જાણીને બંધ કર્યું. ન ખમાયાથી વિચારવું બંધ કર્યું."—પ્રખ્યાત પંડિત કોલરીજને અફીણનુ વ્યસન હતું. કલ્પના સતેજ કરવા આપણા ગ્રંથકાર ભાંગ સેવતા હતા, તે ક્વચિતજ લેતા હતા.-કોઇની આપી લેતા હતા—પણ ભયંકર વસ્તુનો સ્વભાવ કેમ જાય ? વ્યસનમાત્ર ખોટું છે. નવલરામે તે ખોટું જાણ્યું એ વિદ્વત્તા અને વિચારનું ફળ. કોઇ પણ નિમિત્તે, સારા પ્રયોજનથી પણ, સદર્થે પણ, દુષ્કર્મને સાધનભૂત પણ ન કરવું

એ સર્વધર્મનું મહાવાક્યછે. શીવાય ઘણો ઉજાગરો કરવો, અકાળે ઉઠવું અને જાગવું એ પણ નવલરામનાં વ્યસન હતાં અને તે આખો જન્મારો રહ્યાં. તેઓ રાત્રે બાર—એક વાગ્યા સુધી જાગતા, વાંચતા, લખતા કે કલ્પના કરતા, પ્રાતઃકાળે નવેક વાગ્યે ઉઠતા, તે પછી ઘડીક થાય ત્યારે મીજાજ ઠેકાણે આવતો. આ ટેવ કેટલાક સુરતવાસી ગૃહસ્થોને છે. એવી ટેવ એ પણ એક શારીરિક પાપછે, ઈશ્વર તેની શિક્ષા કર્યા વિના નથી રહેતો, એ શિક્ષા એકદમ આવતી નથી અને આવેછે ત્યારે માત્ર "નસીબ"નો દોષ ગણાયછે. નવલરામે સર્વ જાણ્યું, પણ ઘણું મોડું જાણ્યું.

શાળાપત્ર રાજકોટ ગયું તેની સાથે એનું કદ પણ વધારવામાં આવ્યું હતું. નવલરામને આ પ્રસંગે માલમ પડેછે કે સંવત ૧૫૧૨ માં લખાયલા કહાનડે પ્રબંધમાં ગુજરાત શબ્દની જોડણી "ગૂજરાતિ" હતી. રાજકોટ બદલી થઇ તેવામાં જામનગરવાળા પ્રખ્યાત રા. જગન્નાથને લખેછે કે; 'ડાહ્યો દીકરો દેશાવર ભોગવે એ ન્યાયે ડાકતરે બ્યુલરે મ્હારી કદર બુઝીને મને તમારા કાઠિયાવાડમાં કહાડ્યોછે અને અંહિયાં હું "very dull life" ગાળુંછું; હું જાણુંછું કે રાજકોટને "dull" હું કહું તો મ્હારી સાથે તમે એકમત નહી થાવ, પણ અંહિયાં કંઈ જાહેર મંડળી કે સભા કે એમાંનું કાંઈજ નથી, અને જો થોડાક મિત્રોને મળવા હળવાનું ન હત તો એક દિવસ પણ ગાળવો કઠણ થાત." અમદાવાદમાં આવ્યા પછી ચિત્રવિચિત્ર નવા વિચાર થયા હતા તેમાંનું અત્રે કાંઇ થતું નથી, પણ આમ નરમ અને ઉદાસી થઇ જાયછે. બ્હારની પ્રવૃત્તિ મંદ થતાં અંતર્ની પ્રવૃત્તિ જાગેછે; ન જતો વખત કલમની ચંચળતાએ રોકવા માંડ્યો અને તેનું ધમક ભર્યું પરિણામ કેવું થયું તેનો સાક્ષાત્કાર પાછલાં પાનાંમાં આપણે કરી ગયા છિયે. પણ આ સમયની ઉદાસીનાં બીજાં પણ કારણ હતાં. ગૃહસંસારની જાળ નવલરામની આસપાસ વીંટાતી હતી અને એની ચિંતાઓ તેમને આ વખત ઘેરતી હતી. એમની પુત્રી બ્હેન કમળાનો છેક ન્હાની વયે વિવાહ કરવો બંધ રાખી બાળલગ્નનિષેધક મંડળીના નિયમ પ્રમાણે અથવા પોતાના વિચાર પ્રમાણે કન્યાનું વય વધવા દીધું હતું, પણ ધારેલું વય આવી પ્હોચતાં વર ન મળ્યો. વીસનગરા નાગરોમાં કન્યાઓની છત હતી અને છોકરાઓ કુંવારા ન

જડતા. એક છોકરાને કમળા દેવાનું ધાર્યું હતું; તે સગો નીકળ્યો ને તેનાં માબાપે ચોખી ના કહી. દીકરીને પરગામ કહાડવાનો વિચાર કર્યો—ત્યાં પણ કાંઇ છોકરા નહી. અમદાવાદમાં એક છોકરો શોધી કહાડ્યો—શોધતામાં તે ક્યાંક પરણી ચુકયો. બાકી છોકરા જડે તે "બળદિયા જેવા અભણ". કંઇક ભણેલો હોય તો કમળા કરતાં ઓછું ભણેલો મળે. આ બાબતના આ અનુભવથી ખિન્ન થઇ એક મિત્રને લખેછે કે "મારી ખા-
"તરી થઇ કે હાલ આપણા દેશની રીતભાત જોઈ છોકરીનો વિવાહ તો
"પાંચેક વર્ષની હોય ત્યાંથીજ કરી મુકવો"—અને "લગ્ન મોડું કરવું"—"એ
" ડહાપણ ભરેલું છે—આઠ નવ વર્ષની કર્યા પછી યોગ્ય ઉમરનો છોકરો
"મળવો અશકયછે." "જે આંધળિયાંને હું આટલું બધું નીંદતો હતો
"તેજ મારે કરવાનો વખત આવ્યોછે." "પાંચ મહીના થયાં એક દિવસ
"એવો જતો નથી કે જેમાં કમળા સંબંધીની ચિંતા ઘડી પણ વિસારે
"પડે. અહો નિશ મનમાં એક ખૂણે એ વિચાર ચાલ્યાં કરેછે, રસ્તો
"સુઝતો નથી અને દિલ દુખાય છે." આણી પાસથી આ દુ:ખ હતું અને બીજી પાસથી અમદાવાદની બાળલગ્નનિષેધક સભાના મૅમ્બરો સાથે પત્રદ્વારા એ સભાના નિયમોની ચર્ચાઓ ચાલતી હતી. વરકન્યા વચ્ચે પાંચ વર્ષનો ફેર ઉત્તમ, દશબારનો મધ્યમ, અને સભાના કેટલાક મૅમ્બરોએ વધારેમાં વધારે ફેર ત્રીશ વર્ષનો કહ્યો તેતો હસવા લાયક, એમ નવલરામનો અભિપ્રાય થયો. આ સભાના બંધારણ વીશે કેટલીક ચર્ચા ચાલેછે. આણી પાસથી ચિંતાનું અભ્યાસી બનેલું મન ચિંતા કરવી છોડી દેછે, અને દેશ પરદેશ, ગુજરાતમાં, ઉત્તર હીંદુસ્થાનમાં વગેરે સ્થળોએ પોતાની નાતના વરની શોધ ચલાવેછે, પણ કંઇ પત્તો લાગતો નથી. ઈશ્વર નેળનાં ગાડાં નેળમાં રહેવા દેતો નથી એમ આખરે બન્યું. નવલરામના બાળપણના મિત્ર રા. નરભેરામની પત્ની ગુજરી ગયાં, અને તેમને કન્યાદાન કર્યું.

ઇ. સ. ૧૮૮૧-૮૨. જેમ જેમ વખત ચાલ્યો ગયો તેમ તેમ ઉત્તરાવસ્થાની ઋતુ બેસવા માંડી. નવલરામનું પીસ્તાળીશ છેતાળીશ વર્ષનું વય થયું. તેની સાથે શરીરનું બળ નમ્યું, કંઇક આધિ-વ્યાધિ જણાવા લાગ્યા, પણ મનનો વેગ નબળો ન પડ્યો. એક પાસથી ધર્મ ઉપર દૃષ્ટિ વળવા લાગી, અને છાંદોગ્ય અને તૈત્તિરીય ઉપનિષદો તથા બ્રહ્મસૂત્ર તથા સાંખ્યસૂત્ર વગેરે પુસ્તકો

ભણી મન ખેંચાયું અને તેનાં ઇંગ્રેજી ભાષાંતર મંગાવ્યાં. બીજી પાસથી "પેન્શન"નો વિચાર કરવા માંડ્યો, તે એવી રીતનો કે મોડાં વ્હેલાં પેન્શન લેઇ મુંબાઇમાં રહેવું, રાજમંત્રી અથવા આર્યમંત્રી નામનું પત્ર પ્રકટ કરવું, આર્ય નાટક મંડળી ઉભી કરવી, નવી ઢપના હરદાસ ઉભા કરવા, Epics અને National Ballads લખવાં, પુસ્તક વેચનારાઓનો ધંધો દેશની રીતભાતને અનુકૂળ કરવો, અને દેશસુધારાને અર્થે ફ્રીમેસનો જેવી સમર્પણીઓની એક સભા કરવી. આ સંકલ્પવિકલ્પ ચાલેછે એવામાં મુંબાઇમાં નર્મદાશંકરે બાજુ બદલી લખાણ કરવા માંડયાં અને જેવા વેગથી પ્રથમ સુધારાનાં વાજાં વગાડતા હતા તેથી વધારે વેગથી સુધારાની સામે ઝુંડો લેઇ, એક જુદીજ જાતના આર્ય માર્ગપર, જુના પંથોનો રણડંકો વગાડવા લાગ્યા. ગુજરાતીના અધિપતિએ કવિના સામું યુદ્ધ કરનાર કોઇ શોધ્યો, અને નવલરામે એમનું આમંત્રણ સ્વીકાર્યું. ફેર માત્ર એટલો પડ્યો કે કવિને પ્રત્યુત્તર દેવાનું લખાણ નવલરામ જીવતાં પ્રસિદ્ધ ન થઇ શક્યું, અને તેમના મરણ પછી નર્વલગ્રંથાવલિના બીજા ભાગમાં "સુધારાના ઇતિહાસનું વિવેચન" એ નામે એ લખાણ મુકવાનું રહ્યું તે મુક્યું છે. આ લખાણ સંપૂર્ણ નથી, પણ એના સંબંધી કેટલુંક ટિપ્પણ કરી રાખેલું તે સૂચક છે અને એ લખાણની સાથે વાંચવા યોગ્ય છે.

"૧૮૪૫. શિક્ષકશાળા મુંબાઈમાં, બાળગંગાધર. ૧૮૪૯ ભરૂચમાં સ્કુલ. ૧૮૫૫-૬૦ હોપ સાહેબ. ૧૮૫૪ ડીસપાચ.

"૧૮૪૪. માનવધર્મ સભા. (૧૮૪૩ દુર્ગારામ સુધારામાં ચકચૂર હતો).

"૧૮૨૬. ગુજરાતી નિશાળો કાઢી. ૧૮૪૮ વર્નાક્યુલર સોસાઇટી. "૧૮૫૮ અમદાવાદની ધર્મસભા, હોપની ચોપડીઓ. ૧૮૫૫ સત્યપ્રકાશ. "૧૮૫૭ નર્મકવિતા. ૧૮૬૦ જદુનાથજી ને નર્મદાશંકર લઢ્યા. ૧૮૫૦-"૫૧ બુદ્ધિવર્ધક. (૧૮૫૧—૫૯ ગંગાદાસ.) ૧૮૬૦ મહીપતરામ વીલાયત "ગયા. ૧૮૫૮ જુવાનીઆ ટોળું અમદાવાદમાં આવ્યું. ૧૮૬૪-૬૫. ડાંડિયો, "બે પક્ષ. કુસંપ. ૧૮૭૧ અમદાવાદ પ્રાર્થના સમાજ, કૃષ્ણદાસનું મરણ. ૧૮૭૫-"૭૬ મુંબાઈ આર્યસમાજ, દેશી કારીગરીનાં ભાષણો. ૧૮૮૧ ગુજરાતીમાં સુધારાખંડન," ઇત્યાદિ. "ધૂળેટીને દહાડે ઘેરમાં એકઠા થઈ ફરનાર ભાંડ બોલવાનો પક્ષ કરનાર નવા B. A. સુધીના માસ્તરો નીકળ્યા છે"—આ એક રાજકોટના બનાવ સંબંધે છે. ".........સુધારાવાળાઓએ ખોટાં દફતર "રાખ્યાં હતાં." "વિશ્વનાથ મંડળીકે તુલા કરી બ્રાહ્મણો જમાડ્યા."

"સુધારાનો મંદમંદ પણ સતત પ્રવાહ ચાલ્યો જાયછે. પણ તે દે-
"શકાળને પ્રતાપે, સુધારાવાળાનાં જોરથી નહિ."

"દલપતરામ ને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યો-
ગ્ય શૈલીમાં, ખરી દેશ દાઝનો, ને અભિમાન ખાતર નહી. બીજામાં જુ-
વાનીઆ દાખલ થયા અથવા કર્યા—તે દુનિયાથી અજ્ઞાન, દેશી વિદ્યાથી
અજાણ્યા, અભિમાનની મૂર્તિઃ એના બે ફાંટા.

| | |
|---|---|
| અમદાવાદી, ટાહેલ્લાંખોર, નીતિ ખરી પણ ખરી ને ડોળ પણ ખરો. ગુજ-રાતી સારૂ ભણેલા, પણ કુવાના દે-ડકા, stationary, ખંધા. | સુરતી, ભરૂચી, સ્વચ્છંદી, નીતિનો બંધ કે લાજ નહી. સાધારણ ઇંગ્રેજી ભણેલા, રસલીન, પ્રેમાળ, ઇર્ષ્યાખોર, પતરાજી, વ્યભિચાર, છાકટપણું, પો-શાકની વિચિત્રતા. |

"બંનેએ ધર્મખંડન શરૂ કર્યું. મદ્યપાન એ Baptism થયું. સુધારાની
"આબરૂ ખોઈ, દારૂડિયો સુધારો કહેવાયો. જુના લોક કકડાવીને સામા
"થયા અને જાણ્યું કે આ તો દુસ્મનોજ ઉભા થયાછે. આ ખરાબી
"એવી થઈ કે તેનો બદલો વળી શકવાનો નથી—દલપતરામ જેવાને
"હાથ હોત તો આમ થાત નહી. ધર્મોદ્ધારણ ને સંસારસુધારો એ બે ના-
"ખા વિષયછે. નાતવરા ઓછા કરાવવા તેમાં ધર્મપર હુમલો શું કરવા
"જોઇએ?" ઇત્યાદિ. આ જુવાનિયા ન હતા તે પ્હેલાં બે સુધારા હતા તેઃ

| | |
|---|---|
| ૧. "દલપતરામ, બાપણિયા સુધારો, "પરહેજગાર (Negative)ભલો સુ-"ધો, વાણિયાઇ, વ્યવહારશુદ્ધ," ઇત્યાદિ. | ૨. એનોપ્રતિસ્પર્ધી સુધારોઃ "રસિ-"યો,ગધાપચીશી, લાકડિઓ સુધારો, "છકેલો,ઉન્મત્ત, Anti-caste,ઇર્ષ્યા "પ્રપંચ, રસોન્મત્ત, કુસંપ," વગેરે. |

૧૮૮૨માં એક ચતુર્વર્ણશાળા કલ્પેછે. આમાં "સંસ્કારવ્યવસ્થા"
પ્રમાણે ધોરણ બાંધવાં, ઉત્તરોત્તર વર્ણ પ્રમાણે અભ્યાસ કરાવવો, ઇત્યાદિ
કલ્પના કરી, Curriculum નું ઝાડ પાડેછેઃ—




લખેછે કે "ચારે શાળાઓની જરૂરછે." "ચારે વર્ણના બાળકોને "એ પ્રત્યેક શાળામાંથી અનુક્રમેજ પસાર થઈ શકાશે, એટલે પ્રથમ શુ-"દ્રતા, પછી વૈશ્યતા, પછી ક્ષત્રિત્વ અને છેવટ બ્રહ્મત્વ પ્રાપ્ત થાયછે. "એ ઉપરથી જાતિનું અભિમાન લોકોમાંછે તે આપોઆપ જતું રહેશે" ભર્તૃહરીનાટક, લીલાવતી રાસ, વગેરે લખવાના સંકલ્પ પણ આ કાળે કરે છે. સંકલ્પ સ્વપ્ન પેઠે અદૃશ્ય થાયછે. પણ ચતુર્વર્ણશાળાનાં ધોરણ ઉપરથી કેળવણીનાં ચાલતાં ધોરણોમાં કેવો ફેરફાર થઇ શકે એમછે તેનો વિચાર કરેછે. પોતાની ટ્રેનિંગ કાલેજ વગેરેને સુધારવા શાની અગત્યછે તે વિ-ચારેછે. આંક વગેરે બાળકો હાલની કેળવણીની પદ્ધતિથી ભુલાયછે તેના લાભાલાભ તથા ઉપાય વિચારે છે. વાંચન અને હીસાબના વર્ગ જુદા કર-વાના વિચારને વિચારેછે. તે સર્વ વિચાર કેવી રીતે અમલમાં આવ્યા તે

ક્હેવાનું તો સાધન નથી. પણ કેટલેક પ્રસંગે ઉંડા શોકની વરાળ નીકળતી જણાયછે અને એક સ્થળે લખેછે કે "હે પ્રભો, મારો આત્મા આમ કેમ "ખિન્ન થાયછે? મને એમ લાગેછે કે હું failure છું-નોકરીના કામમાં તે-"મજ સર્વ પ્રકારે. ગ્રંથકાર કે પંડિતપણામાં પણ ફ્રેંન્ડ"—બાકીનું લખ્યું નથી, પણ શું લખત તે સ્પષ્ટ છે. આત્મમંથનકાળમાં એક ઊર્મિ શમતાં બીજી ઉઠતી અને ઉલ્લાસ ર્‌હેતો. આ કાળમાં ઉઠેલી ઊર્મિ શમતી ન્હોતી, પણ તે પ્રમાણે આરંભ થાય નહી તેથી શોક થતો.

હીંદુસ્થાનમાં સ્થાનિક રાજ્યસભાઓનાં ધોરણ લૉર્ડ રિપનના વખતથી બંધાયાંછે. ૧૮૮૨માં નવલરામ કલ્પના કરેછે કે ગ્રામ-સભાઓ, તાલુકા-સભાઓ, જીલ્લા-સભાઓ અને પ્રાંતસભાઓ એમ ઉતરોત્તર એક ઉપર બીજી, અને તે સઉના ઉપર એક "મહાસભા" થઇ શકે. એમાં ચતુર્થના લોકને મને પરિષદો નીમાવા જોઇએ, અને તે પરિષદો "વાનપ્રસ્થ" આશ્રમવાળા હોવા જોઇએ. આ વખતે પેન્શન લેવાનો સંકલ્પ-વિકલ્પ ચાલતો હતો અને "વાનપ્રસ્થ" એટલે પેન્શનરજ હશે. પેન્શન લીધા પછી Publisher of Classics એટલે ગ્રંથપ્રકાશકનો ધંધો આરંભ્યો હોય તો તે કેવી રીતે ચાલે, તેને વાસ્તે ખરચ, પુસ્તકનો આકાર, ઘરાકો, વગેરેના હીસાબ ગણેછે. શેતરંજની રમતમાં પણ ઘણા દિવસ મગજ ગુંચવાયછે, અને તેનું ગણિત થાયછે. આવામાં ખાતાના ઉપરીઓ શાળાપત્રનાં દફતર હીસાબ વગેરેની કાંઇ પડપુછ કરેછે તેમને સ્પષ્ટ જણવે છે, કે શાળાપત્રનો વહીવટ ખાનગી જેવો છે અને આવી બાબતમાં હું સ્વતંત્રછું.

**ઈ. સ. ૧૮૮૩–૮૫ |** પેન્શન લેવાનો વિચાર મનમાં ઘોળાયાં કરેછે. એ અવસ્થામાં મનને શો ઉદ્યોગ આપવો તેની જુદી જુદી યોજનાઓ કરેલી તે આપણે જોઇછે. આખરે જે યોજના ઉપર મનથી પ્રથમ મોહ હતો તે પાછી સાંભરી આવેછે અને ગૂર્જરપરીક્ષા, સમયનિરીક્ષા, ત્રિમાસિક-ચર્ચા વગેરે કોઇ નામથી "રીવ્યુ" નીકળી શકે એમ ધારેછે. એમાં લખવાને યોગ્ય દેશમાં કોણ કોણ મળે એમછે તેની એક ટીપ કરેછે. તે ટીપ અધુરીછે. અને પુરી કરવાનો અવકાશ નથી મળ્યો, પણ છેક ૧૮૭૩માં એક ટીપ કરી હતી તે એને એકઠી કરતાં નીચે પ્રમાણે વ્યવસ્થા નીકળેછેઃ ૧ અંબાલાલ સાંકરલાલઃ અર્થશાસ્ત્ર, કાયદો, અને ઉંચી વિદ્યા દેશના સંબંધમાં.

૨. લાલશંકરઃ સંસારસુધારો, કાયદો, અને કેળવણીની ચાલુ પદ્ધતિઓ. ૩ હરગોવનઃ દેશના વ્યાપાર, ઉદ્યોગનો ઇતિહાસ, સૂચનાઓ, વગેરે તથા મુંબાઇ ઇલાકાની કેળવણીખાતાનો ઇતિહાસ. ૪ ઝવેરીલાલ ઉમીયાશંકરઃ સ્થાનિક સ્વરાજ્ય, એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ, અર્થશાસ્ત્રનાં પ્રકરણ, વ્યાપાર. ૫ મલબારીઃ આ દેશનાં વર્તમાનપત્રો. ૬ કવિ નર્મદાશંકરઃ સુધારાના સવાલ, પ્રકટ થતાં પુસ્તકો, દેશની વિદ્યા, ધર્મ, વગેરે. ૭ દલપતરામઃ Humorous poetry. ૮ મનસુખરામ સૂર્યરામઃ દર્શનસાર? ૯ રણછોડભાઇ ઉદયરામઃ............૧૦ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ તથા મણીશંકર જટાશંકરઃ ગુજરાતી ભાષાનો ઇતિહાસ. ૧૧ મહીપતરામઃ સુધારો, રાજકીય ઇતિહાસ, ૧૨ ગીરધરલાલ દયાળદાસ અને નગીનદાસ તુળસીદાસઃ યુનિવર્સિટીના વિષયો. ૧૩ નંદશંકર તુળજાશંકરઃ manners, customs and history.

"પેન્શન લીધા પછી જે કામ કરવા ધાર્યું છે તે હમણાં શા માટે "ન આદરવું ? હાલને વખતે વાંચવાનો શોખ વધેલો છે ને પાછો તે વેળા "પ્રત્યાઘાત પણ થઈ જાય." "એ કરવાને માટે પ્રસિદ્ધિમાં આવવાની જરૂરછે." આમ કરવા ચાલતાં ચોપાનિયાંમાં પ્રસંગોપાત્ત લખવું એમ ઠરાવ કરે છે. ।

નવલરામનો છેલો દસકો ગુજરાતી હીંદુઓ અને પારસીઓના સંબંધના ઇતિહાસમાં નોંધવા જેવોછે. એક વખત એવો હતો કે જ્યારે શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, મી. દાદાભાઇ નવરોઝજી વગેરે પારસી ગૃહસ્થો અને ગુજરાતિયો ભેગા મળી કામ કરતા હતા. આ ઉદાર મનના ગૃહસ્થોમાંથી શેઠ સોરાબજી જાહેર કામકાજમાંથી નિવૃત્ત ( Retired ) થયાછે, અને શેઠ દાદાભાઇ વીલાયતમાં રહી મ્હોટાં કામોમાં પ્રવર્તે છે. એક વખત એવો હતો કે સત્યપ્રકાશ અને રાસ્તગોફતાર એક થઇ ગયાં, અને રાસ્ત ગોફતાર વાંચનાર ગુજરાતીઓ કે પારસીઓ પારસી અને હીંદુનો ભેદ સમજતા ન હતા. આ ભેદ થોડાં વર્ષ ઉપર પ્હેલવ્હેલો પડ્યો અને ત્યારથી વધતો જાયછે. હજી પણ પારસી કોમ અને ગુજરાતી કોમ વચ્ચે કોઇ જાતની પણ ફાટ પડી નથી, અને બે કોમનાં માણસો સાધારણ રીતે ભાઇભાંડુ પેઠે વર્તેછે, પણ ૧૮૭૮–૮૫માં રાસ્તગોફતારના અધિપતિ મી. કેખશરો કાબરાજીના સંબંધમાં કેટલીક ગેર સમજુતીઓ થઇ, લૉર્ડ લિ-

ટનના વખતમાં આખા ભરતખંડમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો અને સરકારનાં કેટલાંક પગલાં એવાં હતાં કે જેથી સરકારને લાભ થાય નહી અને પ્રજાનાં મન ઉશ્કેરાય. સરકારે આ અસંતોષને વિરોધ ગણ્યો અને વિરોધ ડાબી નાંખવાને સખત દેખાતા ઉપાય કર્યાં. મહારાણીને "કેસર"ને નામે બાદશાહી નામ ધારણ કરાવ્યું અને દીલ્હીમાં દરબાર ભર્યો. આટલું બસ ન લાગ્યાથી પાછળથી દરેક દેશી ભાષામાં રાજગીત રચાવ્યું, અને મી. કાબરાજી ગાયનકળામાં પ્રવીણ ગણાવાને લીધે ગુજરાતી રાજગીત રચવાનું તેમને સોંપવામાં આવ્યું. આ રાજગીતના ગુણદોષની બાબતમાં ભારે ચર્ચા ચાલી રહી, કેટલાકે તે પસંદ કર્યું, અને કેટલાકે તેના સામું કઠણ શબ્દોમાં મત આપ્યું. આ સામું મત આપનારાઓમાં નવલરામ, તથા બીજા કેટલાક હતા. કોઇ પણ તકરાર હદ ઉપરાંત વધેછે ત્યારે મમત રહેછે, ખરી વાતની તકરારમાંથી એક બીજાની જાત ઉપર તકરાર ઉતરી પડેછે, અને રાગદ્વેષ થાય છે. આ રાજગીતની તકરારમાં "પારસી-ગુજરાતી" શૈલીની તકરાર નીકળી. વિરોધ આખરે જાતિ-વિરોધ હોય એવા રૂપમાં તકરાર ચાલી. છેવટ આ તકરારમાંથી રાસ્ત અને "ગુજરાતી" પત્ર વચ્ચે પણ તકરાર જાગી. રાસ્ત ગુજરાતીને શત્રુ ગણવા લાગ્યું એટલુંજ નહી, પણ કેટલાક ગૃહસ્થો પણ વરુણીમાં આવી ગયા, અને લોકમાં એ સઉ ગુજરાતી-પારસીનો વિરોધ ગણાયો-જો કે રાસ્ત અને ગુજરાતીની કટારો શીવાય બીજે કોઇ ઠેકાણે આ વિરોધનું નામ ન હતું. જુજ તકરારમાંથી મ્હોટો વિરોધ થયો. નવલરામ એક મિત્રને લખેછે કે એક પારસી ગૃહસ્થે અથવા મનસુખરામની શાળાના કોઇ લેખકે આ ગીત રચેલું ગણાત તો હું વાંધો લેત નહી-કારણ તે જાતેજ ભુલાઇ જાત-પણ એને જ્યારે રાજભક્ત ગુજરાતી પ્રજાનું ગીત કહેવામાં આવેછે ત્યારે મ્હારે સ્પષ્ટ સામું બોલવું જોઇએ. અર્થાત્ ગુજરાતના એક મ્હોટા પક્ષે કાબરાજીનો ગુજરાતી પ્રજા તરફથી આવી ભાષાવાળું ગીત જોડવાનો હક નાકબુલ કર્યો, અને મિ. કાબરાજીએ તેને પોતાના ઉપર અને પારસીઓ ઉપરનો હુમલો ગણ્યો. બે પક્ષની ભુલ થઇ. એક પક્ષે ફુલ કચરવા મુસળ લીધું; બીજાએ રજનું ગજ કર્યું. પણ ફળ એ થયું કે વગર કારણે કડવો વિરોધ થયો. આવા મન-ઉકાળાના વખતમાં શાંતિ રાખનાર ધીર પુરુષ વિરલા હોય છે. આ પછી કેટલેક દિવસે ગુજરાતીના અધિપતિયે "હીન્દ અને

બ્રિટાનિયા" નામનું પુસ્તક રચ્યું. મુસલમાન થયેલા મરનાર ઇંગ્રેજ મીરઝાં મોરાદ અલીનું "Inda on the mountain-top" નામનું સમર્થ લખાણ ભાવનગરમાં પૂર્વે નીકળતા "મનોરંજક રત્ન" નામના ચોપાનિયામાં પ્રસિદ્ધ થતું હતું, અને એ ચોપાનિયાને ઘણુંકરી આજ લેખના દરદથી કાઠિયાવાડની હવા સદી નહી અને પરતંત્ર હવામાં સ્વતંત્ર ચોપાનિયું માંદુ થઇ મરણ પામ્યું. આ લેખને આધારે મી. ઇચ્છારામે હીન્દ અને બ્રિટાનિયા લખ્યું, અને રાસ્તે તેની રચના રાજદ્રોહી ગણી કઠોર હુમલો કર્યો, પુસ્તક ઉપર કલકત્તા સરકાર સુધી ખબર લેવાઇ, અને સરકારે પુસ્તક ઉપર આરોપ સ્વીકાર્યો નહી. મી. કાબરાજીનો સ્વભાવ સાધારણ રીતે વિષમવૃત્તિ વાળો નથી, પણ રાજગીત પછી એ પોતાની શાંતિ જાળવી શકયા નથી. મિ. ઇચ્છારામના પુસ્તકનું આ ફળ થવા છતાં એ પુસ્તકનું વિવેચન શાળાપત્રમાં થયલું તે બાબત રાસ્તે હુમલો કર્યો. આપણે જોયું છે કે આ વિવેચનમાં પુસ્તકની પરીક્ષા તો છેજ નહી, અને એના ઉપર સાધારણ રીતે હુમલો કરવાનું સુઝે એમ નથી. પણ રાસ્તને હુમલો સુઝયો, તેનીજ સૂચનાથી નવલરામના ઉપરીઓએ નવલરામ પાસે ખુલાસો માગ્યો, અને ખુલાસાથી ઉપરીઓ તૃપ્ત થયા. નવલરામે કેટલાક ખાનગી પારસી તથા હીંદુ મિત્રોને પત્ર લખ્યા અને તેમાં રાસ્તની આ વીશે ઘણી કડવી ફરિયાદ કરેછે, રાસ્ત ગોફતાર પાસેથી ઇનસાફ મળવો અશકય છે એમ અંતઃકરણથી ગણેછે, અને એ પત્રની રાજભક્તિ અને ખુશામત વચ્ચે કેટલું થોડું અંતર છે તે માપવા યત્ન કરે છે. કાળની ગતિ ધીમે ધીમે સઉ ઉભરા શાંત કરેછે તેમ આમાં પણ થયું છે એ આનંદની વાત છે. પણ એક જુજ વાતમાંથી રજનું ગજ કેમ થાય છે, મમત અને ગેરસમજુતીથી માણસના સ્વભાવ કેમ બગડેછે અને શાંતિ કેમ ખસેછે તેનો આ પાઠ ભુલવા લાયક નથી. કાબરાજી અને ઇચ્છારામ ઉભય સ્વાભાવિક રીતે સારા અને મીલનસાર સ્વભાવના ગૃહસ્થો છે, અને નવલરામ પણ તેવાજ હતા. પણ મમત અને ક્ષોભનું કામજ જુદું છે.

આ અરસામાં વાંચવાનું તેમ લખવાનું કામ પણ ધમધોકાર ચાલતું હતું. હિતોપદેશ અને દશરૂપકનું ભાષાંતર આરંભ્યું. કાવ્યાદર્શ અને સાહિત્યદર્પણનો અભ્યાસ ચાલતો હતો. બેકન અને બર્ક વંચાતાં હતાં.

ગુજરાતી શબ્દો અને ગુજરાતી વ્યાકરણ ઉપર પુષ્કળ નોધ થતી હતી, Wit ને Humour વીશે તેમ બીજા વિષયો ઉપર છિન્નભિન્ન નિબંધો પેઠે ટીકા ટિપ્પણમાં ટપકતી હતી, હીંદુસ્થાની કવિતા છુટક છુટક લખવાનો યત્ન થતો હતો, હીંદુસ્થાની કાવ્ય પણ કંઇક આરંભ્યું, Rhetoric વાંચવા માંડયું, ભાષાનું નાગરત્વ કોને ક્‌હેવું તેના અનેક વિચાર કરેછે, કલિયુગાદિકાલજ્ઞાનની કલ્પના કરેછે, ભારતેશ્વરીનું નાટક આરંભે છે, બાળકિયોના શિક્ષણ અર્થે ગરબિયો રચેછે, અને ઘણાક મિત્રો સાથે પત્રવ્યવહાર ચલાવે છે. મિ, મલબારીને પત્ર લખેછે, તેમાં એમની મનોવૃત્તિને અને એમના પ્રયત્નને અભિનંદે છે, બોલવાનું છોડી કામ કરવાનો પ્રસંગ આવ્યો છે એમ લખેછે, પણ સરકાર વચ્ચે પડે તેની સ્પષ્ટ ના ક્‌હેછે, અને મલબારીને આર્જવ કરેછે કે ભુલ્યે ચુકયે સરકારની મદદ ન માગશો, અને ભવિષ્ય વર્તેછે કે એ મદદનું નામ દીધાથીજ કેળવાયલા લોકમાં પણ પક્ષ પડશે અને ગમત તથા વિરોધ બાઝશે. વળી ક્‌હેછે કે "અમારા અભણ દેશી બન્ધુઓના કરતાં અમારા સુધરેલા વિચાર વ-
"ધારે શાણાછે, પણ એ શાણા વિચાર એમની પાસે બળાત્કારે પળા-
"વવા અમને કોઇ જાતના હક નથી. જો આપણે બળાત્કાર ન કરતાં
"ન્યાયને માર્ગે ચાલીશું તો ઈશ્વર સહાય થશેજ. સરકારી મદદ માગશો
"તો લોકનો મ્હોટો સમુદાય સામો થશે અને કેટલાકને તો એવી મદદ
"કાળવ્યુત્ક્રમ (anachronism) જેવીજ લાગશે કારણ આ સ્વતંત્ર
"સ્વરાજ્યના સમયમાં ખાનગી કુટુંબમાંજ એ સ્વતંત્રતામાં સરકારને હાથ
"ઘાલવાનું કહિયે તો પોતાનાજ પગ ઉપર કહોવાડે મારવાનું થશે—હું
"જાતે સુધારાવાળો છું તે જણાવવા મ્હારી બાળલગ્ન બત્રીશી તમારા
"ઉપર મોકલુંછું" સમાજો, વર્તમાનપત્રો અને જાતે આચરણ કરવું વગેરે માર્ગે લોકને સુધારવા એ માર્ગ સવળો ગણેછે.

સુબોધચિંતામણિના કર્તા શેઠ વલ્લભદાસને ૧૮૮૪માં એક પત્રમાં લખેછે. "કાદંબરી સાથે કાવ્યકૌસ્તુભનું નામ લેવું એ ઘોડા સાથે ગધેડું
"બાંધવા બરાબર છે. × એને ચાહિયે તેટલું ચુંથી શકાય એમછે. એ બધું
"ખરૂં, તોપણ ગૂર્જરગ્રંથોનો ભંડાળ જોતાં એ કાવ્યકૌસ્તુભ પણ આદરથી
"આવકાર આપવા જોગ વધારો છે." "મ્હેં તો એવો નિયમજ પકડ્યો
"છે કે પુસ્તકો વસ્તુતઃ દૂષિત પણ દેશકાળ જોતાં ઉત્તેજન લાયક હોય

"તો તેની એક સારી નોંધજ થોડાઘણા વિસ્તારથી લેવી, અને તેમાં "તેના દોષ તો માત્ર ચતુરને ચેતાવવા ખાતર જૂજ ઈશારેજ દર્શાવવા. "હજી આપણો વાંચનારો વર્ગ એવોછે કે જો આવા પુસ્તકના દોષને વિ- "સ્તારૂં, તો તેના ગુણ ગમે એટલા પ્રદર્શાવ્યા હોય તોપણ તેની કદરજ "કરે નહી. માટે આવાં પુસ્તકની એક આવૃત્તિ ખપી રહે ત્યાં સુધી તો "વિરૂદ્ધ વિવેચનથી પરહેજ રહેવું એજ ન્યાય ને દેશહિતનો રસ્તો છે."

ઈ.સ. ૧૮૮૬-૮૭ | મહીપતરામ પેન્શન લેવાનાછે એવી વાત સાંભળી નવલરામ એક પાસથી તેમની જગાએ જવાનો લોભ રાખેછે અને બીજી પાસથી પેન્શનનો વિચાર પણ કરેછે. તેમને દૈવની ઇચ્છાની ખબર ન હતી. વળી આ અરસામાં એક બીજો બનાવ બન્યો હતો. પાંત્રીશ ચાળીશ વર્ષથી મુંબાઇમાં ગાજી રહેલો મેઘ આવામાં શાંત થઇ ગયો–જેણે પોતાના અથાક શ્રમથી, પ્રેમભક્તિનાં ગાનથી ભરેલી કવિતા–સતારથી, છટાવાળાં ગદ્યોથી, તીવ્ર ભાષણોથી, ઉત્સાહથી, સ્વતંત્રતાથી, અને આત્માર્પણથી, "ગરવી ગુજરાત"માં અનેક રંગો ભજવ્યા હતા એ તારો અસ્ત થયો–નર્મદાશંકર અનેક વિપત્તિઓ સહી વિપત્તિનીજ ચિતામાં આ સમયમાં પ્રજ્વલિત થયો, તેના કુટુંબને આધાર આપવા મિત્રોએ પઇસાટકાની મદદ કરી, નવલરામ પણ એ મદદમાં શોક–આનંદથી ઉભા, અને એ પુરુષની જીવનકથા કરી શ્રાદ્ધાંજલિ આપવાનું પણ તેનેજ માથે આવ્યું. કવિના મુંબાઇવાસી મિત્રોમાંથી કોઇએ આ જીવનકથા લખવાનું નવલરામને સૂચવ્યું. નવલરામને આ કામ કવિયેજ લગભગ પચીશ વર્ષ ઉપર ભાળવી મુકેલું હતું. ૧૮૬૬-૬૭ સુધીનું વૃત્ત તો કવિયે જાતે લખી છપાવી રાખ્યું હતું. બીજી હકીકત પણ મેળવી, અને પોતાની ઉગતી અવસ્થાના ધ્રુવ–નક્ષત્ર જેવા કવિનું જીવન નવલરામના જીવનનું પણ છેલ્લું લખાણ થયું. પાકી અવસ્થામાં, પ્રેમભાવથી, લખેલા આ જીવનની કીમત તે વાંચી જોઇ સમજવી એજ તેની સંપૂર્ણ કીર્તિ બતાવવાનો માર્ગ છે.

આ સમયે પેન્શન લેઇ શું કરવું તેના પણ વિચાર સુઝેછે. લોકસુધારાનો વિષય લેવો સુઝેછે. પણ તેમાં વખત ઉપર સઘ વાત નાંખવી એ રુચતું નથી. ત્યારે સુધારો કેવી રીતે કરવો, લોકનું મર્મ કેમ કેળવવું, એ વગેરે વિચાર કરેછે અને ઉત્તર સુઝતો નથી, પણ બર્કનું વાકય ઠીક લાગેછે:

"A man full of warm speculative benevolence may wish his society otherwise constituted than what he finds; but a good patriot and a true politician always considers how he shall make the most of the existing materials of his country. A disposition to preserve and an ability to improve taken together would be my standard of a statesman". પાછળ આરંભેલાં કેટલાંક કામ પણ આગળ વધેછે. નવું ઘર બાંધવાની કેટલીક યોજનાઓ કરી, રદ કરેછે, સુધારેછે, અને રાખી મુકેછે.

ઇ. સ. ૧૮૮૮ | આમ કરતાં કરતાં ૧૮૮૮ની સાલ આવેછે. કવિની જીવનકથા લખનારનું જીવન પુરું થવા આવેછે. ઉત્તરાવસ્થા બેઠી હતી તે પણ ચાલી જાયછે, અને ધીમે ધીમે યમરાજનાં ઉગ્ર પગલાંના ધબકારા સંભળાયછે. ઉદ્યોગી મન ઉદ્યોગ મુકતું નથી, પ્રવૃત્તિમાં વળી વળી પડવાના કુદકારા મારેછે, પણ નિવૃત્તિ ઘોળાવાળની પેઠે વણ તેડી માથે ચ્હડી બેસેછે. પેન્શનની અરજ કર્યા છતાં અરજ મંજુર થતા સુધી જીવનની દોરી ટકી નહી. જીવનનો દરવાજો જાતેજ બંધ થવા ઇચ્છતો હોય એમ કલ્પનાના પવનથી ઘડી ઘડી ઉઘાડ વાસ થવા લાગ્યો: "It appears I am living against my nature". "I lead a dreamy life
"× × શું યોગ ખરેખર ખરો હશે? × × × I am a-
"shamed to be awakened from my waking dreams
"on which I lead my 'real' life. × × Is my mind
"getting old or of old unprogressive views? Seems
"to be a fact. No remedy? Is it simply a result of
"physical laws? પ્રવૃત્તિ કહેછે કે મારો ત્યાગ કર્યો એજ કારણછે.
"નિવૃત્તિ કહેછે કે જેને તું oldપણું સમજેછે અથવા Dreamy life
"સમજેછે તેજ Real life છે. My nature is વેદાંતી—ચિન્મયજ
"સત્વસ્તુ દેખેછે. તે તે કેમ વેદાંતી ન હોય? × × × શું યોગ સાચોછે?
"આ એક જાતનો યોગજછે?—× × × કેફ, મોત કે બ્રહ્મદર્શનનું સાધન
"એશકછેજ." કલ્પના વધેછે. આત્મપરીક્ષા સ્ફુરેછે "I am sunk in
"habits. The soul is smothered in the veil of world-

"liness. Music ગમેછે x x Then pantheism is wrong."
આ આઘાતનો પ્રત્યાઘાત થાયછે. આત્મા "દ્રવ્યજાળથી મુક્ત રહેવા-બલ્કે "બધાથીજ મુક્ત રહેવા ઇચ્છેછે x x Am I too worldly? What "a strong contrast to the ચિન્મય સ્વરૂપ? શું ચિન્મય સ્વરૂપ "સાચુંછે અને worldlyપણાનું સ્વરૂપ પણ સાચુંછે? શું એ પણ એક "પડ-આત્માનું આવરણછે? શું ત્રિવિધ કોષ આ થયો? પંચકોષ પણ કાં "ન ખરા હોય? I am getting a real theosophist now. "My feelings are naturally of that order". "Am I "સ્વાર્થી? એ પણ એક પડ હશે અને તે પાર હું જોઉછું. શું એ "self-knowledge આપેછે? ત્યારે મોક્ષવલ્લરી ખરીજ" x x x "My sensual nature has sunk in the intellectual element of soul". પ્રવૃત્તિ અને નિવૃત્તિ, સંસાર અને અસંસાર, વચ્ચે આ પ્રમાણે ઘણા દિવસ મન હીંચકા ખાધાં કરેછે, ઘોળાય છે, અને શરીરના બંધ શિથિળ કરેછે.

શરીરે કહ્યું કર્યું નહી, પેન્શનની અરજ કરી પણ રીત પ્રમાણે વિધિ સહિત મંજુર થતાં વાર લાગે એમ હતી. રજા લેઇ એક બે માસ રાજકોટમાંજ ઘેર કાળ ગાળ્યો. વધારે રજા લેઇ માર્ચ એપ્રિલમાં સુરત આવ્યા. ત્યાંથી ડુમસ ગયા, અને ચોમાસામાં પાછા ડુમસથી સુરત આવ્યા.

નવલરામનું શરીર ન્હાની વયથીજ કંઇક રોગીલું તો હતું. જન્મમાં બે ચાર વાર કંઇ નહી ને કંઇ મહારોગ થયેલા અને તેમાંથી બચેલા. પણ રાજકોટ નોકરી થયા પછી શરીર વધારે કથળ્યું. તેમાં એમની કેટલીક ટેવો એવી હતી કે પ્રકૃતિને બગાડે. રાત્રે જાગવું, સવારે ઉઠવું, નવ વાગે દાતણ કરી લોટો ભરી પાણી પી જવું, ઇત્યાદિ [એમને એવી ટેવો હતી કે જે સાધારણ રીતે શરીરને હાનિકારક ગણાય છે—પછી વૈદ્યો અને ડાક્તરો જુદો અભિપ્રાય આપે તો જુદી વાત. રાજકોટ છોડી સુરત ગયા ત્યારે શરીર અસ્વસ્થ હતું ખરૂં, પણ કોઇને ભય લાગ્યું ન હતું. પણ સુરત ગયા પછી પેટ ફુલ્યું અને જળંધરનો રોગ કહેવાયો. છેલ્લે દિવસે પુષ્કળ લોહી મુખથી પડયું. ડાક્તર વૈદ્યોએ મનુષ્યપ્રયત્ન કરી આખરે હાથ હેઠળ મુકચા. જ્યારે નવલરામના મનમાં લાગ્યું કે હવે આજકાલમાં અંતકાળ નક્કી છે, ત્યારે પોતાના પિતાને પાસે

બોલાવ્યા, અને મ્હારા મરણ પછી મ્હારા પુત્ર તથા સ્ત્રી સાથે અણબનાવ થતાં આ વૃદ્ધ પિતાને પરતંત્રપણું ભોગવવું નપડે એ હેતુથી પાંચ હ- જાર રૂપિયાની સરકારી નોટો રાખી મુકી હતી તે દુઃખી ડોસાના હાથમાં મુકતાં ગદ્‌ગદ કંઠે કહ્યું, "પિતાજી, જે વખતે આપણા લોકમાં હાલના જેવી "કેળવણીની ખુજ હતી નહી તેવે સમયે તમારી ટુંકી રોજીમાંથી કરકસર "કરી મને પુરો વિદ્યાભ્યાસ કરાવવા ખરચ કર્યો તો હું બે અક્ષર ભણ્યો "અને કંઇ વિદ્વાનમાં ખપ્યો તેનો બદલો મ્હારાથી વાળી શકાય એમ નથી, "એમ છતાં ફુલ નહી તો ફુલની પાંખડી આ હું તમને આપુંછું તે સ્વી- "કારી મને આશીર્વાદ દ્યો કે મ્હારા આત્માનું કલ્યાણ થાય" આમ કહે- તાની સાથે નવલરામ હૃદયાફાટ રોઇ પડ્યા, અને એમના પિતાનું પણ હૃદય ભરાઇ આવ્યું, અને એથી સંબંધિયોએ એમને આઘા લીધા.' પછી પુત્રીને બોલાવી કહ્યું કે બ્હેન તું ડાહી છે—ત્હેં કદી વાંક કર્યો નથી— પણ ત્હારી માયે મ્હારા મંદવાડમાં મ્હારી મ્હાવજત કરી છે તે તું સરત રાખજે અને ત્હારા ધણીને કંઇ પણ દુઃખ થાય એવું બોલીશ કે કરીશ નહી. પુત્રને પણ બોલાવી કહ્યું કે ભાઇ, ત્હારે નોકરી ન કરવી પડે એ- ટલો સંચય તો હું કરી જાઉછું માટે તેનો સારો ઉપયોગ કરજે, કમાવાની ઉતાવળ કરીશ નહી પણ પુરું ભણી વિદ્વાન થજે અને સારી સોબતમાં રહેજે. આ પ્રમાણે મરવાની તૈયારી કરી, પણ તે દિવસે કંઇ થયું નહી, રાત ગઇ, બીજો દિવસ ઉગ્યો, શરીર કંઇ સ્વસ્થ દેખાયું અને સઉને કંઇક આશા પડી. બીજો દિનસ પણ ઠીક ગયો. પણ ત્રીજે દિવસે પાછી સુસ્તી લાગવા માંડી, બપોરે પાછું લોહી પડયુ, સઉ ગભરાયાં, ને ડાક્તર પ્રાંતઃકાળે આવ્યો હતો છતાં બીજી વાર બોલાવ્યો. ડાક્ટરે કહ્યું "બીજી વાર કેમ બોલાવ્યો?" નવલરામ કહે "તમારી છેલી મુલાકાત લેવાને વાસ્તે." ડાક્તર, ધીરજ આપી ઔષધ આપી, પાછો ગયો; રાત્રિ પડી, સુવાનો વખત થયો એટલે "મ્હારે શરીરે ઠીકછે" કહી બ્હારનાં સગાંઓને વીદાય કરી દીધાં. પછી એમના મિત્ર અને જમાઇ નરભેરામને એકાંતમાં બોલાવી તેમને કહ્યું કે હવે મ્હારો અંતકાળ નક્કી આવ્યો છે, છેલ્લે સુધી મ્હારું ભાન કાયમ રહેશે, અને દેવાંત્રા થતા સુધી મ્હારે શાંત રહેવાની ઇચ્છાછે—જો કોઇ પણ રોવા કુટવાનો ગરબડાટ મ્હારી પાસે કરશે અથવા જરી પણ બોલશે તો મ્હારા ઇશ્વર સ્મરણમાં ભંગ પડશે અને

મ્હારી આખરની વખતે મ્હારે મ્હારા ઈશ્વર પ્રત્યે જે ધર્મ બજાવી લેવાનો તેમાં હું ચુકી જઇશ—માટે મ્હારા રક્ષણને અર્થે તમારે અહીં ઉભાં રહેવું—એટલું મ્હારૂં છેલ્લું કામ મિત્રભાવે કરવું એ માગી લેઉછું—મ્હારો આત્મા આ દેહ છોડી એને માર્ગે પડ્યો એવી તમારી ખાત્રી થાય ત્યારે મરજી પડે તે પ્રમાણે કરજો. આ વાત નરભેરામે સ્વીકારી અને તે પ્રમાણે કરવા ઘરમાં આજ્ઞા આપી દીધી. તે સાંભળતાં નવલરામનાં પત્ની મણિગૌરીએ તરત રોવા માંડ્યુ, શરીરપરથી અલંકાર દૂર કહાડી નાંખ્યા, અને પતિની શય્યા પાસે જંઇ બેઠાં. બે દિવસ ઉપર વાત કરી હતી તેમ પાછી સઉની પાસે ફરી છેલ વ્હેલી વાતો કરી લીધી, પોતાનો કાંઇ અપરાધ થયો હોય તો તે માટે ક્ષમા માગી, અને સઉને પલંગ આગળ ઉભેલાં જોઇ બોલ્યા કે "કોઇને કાંઇ કહેવું છે"—સર્વની આંખમાં આંસુ આવ્યાં અને કોઇ બોલ્યું નહી એટલે પોતે બોલ્યા "હવે હું પરવારી ચુકયો. "ચાલો હવે ઈશ્વર-સ્મરણ કરિયે;-નરભેરામ, Now be on your guard—સચ્ચિદાનંદ ! દીનબંધુ ! દીનાનાથ ! આ પ્રમાણે બોલતાં બોલતાં રહી જઇ, અંતર્માં પ્રાર્થના કરવા માંડી, અને અંતે બોલી ઉઠયા કે, "આનંદ ! "આનંદ ! આથી તે વળી બીજો કિયો આનંદ ? હે પ્રભુ ! તું જાણેછે કે "કે મ્હેં મ્હારા જન્મપર્યંત કંઇ પણ એવું કામ નથી કર્યુ કે હું ત્હારી "કૃપાને પાત્ર ન થાઉ—માટે, ઓ પ્રભુ, આ મ્હારો હાથ પકડ !" વળી એક બે વાર મનમાં સ્તવન કર્યું. અને પાછા આના આ શબ્દો મ્હોડેથી ઉચ્ચાર્યા. એ સ્તવનમાં ને સ્તવનમાં જમણો હાથ ઊંચો થયો અને પાછો પડ્યો તેની સાથે ત્રણ આચકા આવ્યા, અને દેહના બંધ છોડી છુટનાર અદૃશ્ય થઇ ગયો. વિદેહ પતિની આજ્ઞાને અનુસરનારી મણિગૌરીએ રોવા-કુટવાનું બંધ રાખી એ દશ દિવસ ગીતા વંચાવી. સંબંધી, મિત્રો ઓળખનાર સર્વ, સ્નેહના પ્રમાણમાં દુઃખી થયાં. મરનારના વિદ્યાર્થિયોએ ગુપ્ત અને પ્રસિદ્ધ શોક કર્યો. કવિયોના ગુણ મધુકરની પાછળ કવિયો કવિતામાં રોયા, અને વૃદ્ધ દલપતરામે કવિતા-અંગુલિ શોક-વીણા ઉપર ફેરવી.

ગુજરાતી વર્તમાનપત્રો અને પત્રોએ ખેદ સાથે આ નવો બનાવ નોંધ્યો. નવલરામ આ સંસારમાં કથાશેષ-કીર્તિશેષ-ગ્રંથશેષ-થઇ ગયા; એમનું શરીર હતું ન હતું થઇ ગયું. સંવત ૧૯૪૪ના આષાઢ વદની અમાવાસ્યા એટલે સને ૧૮૮૮ના આગસ્ટની સાતમી તારીખે મંગળવારે મધ્યરાત્રે

આ બનાવ બન્યો. નવલરામ ધર્મકાર્યને અર્થે પોતાના સાધારણ દ્રવ્યનો કંઇ ભાગ મુકી ગયા છે, તેની વીગત આ જીવનકથાને અંતે આપેલા પત્રથી જણાશે.

પ્રિય વાંચનાર! નર્મદની જીવનકથા લખનારની આ જીવનકથા લંબાઇ અને થઇ પણ રહી. નવલરામ કોઇ રાજા ન હતા, એમણે કંઇ રણક્ષેત્રમાં યુદ્ધ નથી કર્યું, શાસ્ત્રના શોધ નથી કર્યા, ગ્રંથકાર રૂપે યુરોપમાં પ્રસિદ્ધિ નથી મેળવી, લક્ષાધિપતિ ન હતા, ઇંગ્રેજ સરકારના રાજ્યના કોઇ મ્હોટા જજ ન હતા, દેશી રાજ્યના દીવાન ન હતા, સી. એસ. આઇ. ન હતા, અને સભાઓ ધ્રુજાવનાર ન હતા. જો આવા આવાઓની જીવનકથા વગર બીજાની કથાને તું કુથલી ગણતો હશે, તો આ વાંચી નિરાશ થશે. તું પુછીશ કે ત્યારે આ જીવનકથા કોનીછે, નવલરામે શું કર્યું, આ કથામાં શો ચમત્કારછે, અને આ કથા શા વાસ્તે લખી? વાંચનાર, જો તુ મ્હોટાં માણસનાં જીવન સાંભળતાંજ તૃપ્ત થતો હોય તો સરત રાખજે કે મ્હોટાને માથે પણ મ્હોટાછે અને ન્હાના હોય તે પોતાનાથી વધારે ન્હાના આગળ તો મ્હોટા છે; આટલો મોટો સૂર્ય પણ જ્યારે આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણા ઘરના દીવા રાત્રે શા ખોટા?

"મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં;
"વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ઘરદીવડાં નહી ખોટાં."

આપણું ગુજરાત જો, આપણા ગુજરાતિયો જો, આપણા ગ્રંથકારો જો, અને તને એમ નથી લાગતું કે આપણે આપણા પ્રમાણમાં નવલરામ પણ ઠીક હતા? નવલરામ જીવ્યા એટલા સમયમાં નવલરામનું કર્યું બીજા કોણે કોણે કર્યું છે? એના જીવન ઉપરથી બોધ અને દૃષ્ટાંત લેનાર નીકળશે તો કેટલો લાભ થશે? એના જીવનના પાનાં ત્હારી પાસે છે તે ઉપરથી વિચારજે કે એમાંથી બોધ અને દૃષ્ટાંત લેવાનું કેટલું જડેછે.

જુના હોલકરો વીશે કહેવાતું કે તેમનું રાજ્ય તેમના ઘોડાના પલાણ ઉપર હતું. તેમજ નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું, અને લખવું: એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઉછળેછે એમ, તેમના જીવનમાં ઉછળતી હતી. વેદાંતના સંપ્રદાય પ્રમાણે વેદાંત તેઓ ભણ્યા ન હતા, પણ તેમના ઈંગજા પ્રમાણે—બુદ્ધિ

પ્રમાણે—જે વેદાંત સમજતા હતા (તેને આપણે વેદાંત કહિયે કે ન કહિયે તો પણ) તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું, એમનું મરણ એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષ કરાવે એવું સુંદર હતું. ઈશ્વર અને બ્રહ્મ ઉભયનું સ્વરૂપ સ્વીકારતા; ઈશ્વરની પ્રાર્થના કરતા; છતાં આત્મા, ઈશ્વર અને બ્રહ્મનું ઐક્ય માનતા. આવું છતાં પ્રવૃત્તિના ઉપાસક હતા, અને એ પ્રવૃત્તિ પરમાર્થે—આ દેશના કલ્યાણને અર્થે—રાખતા. કેટલાક ચતુર્થાશ્રમની નિવૃત્તિને મ્હોટી ગણેછે, પણ ગૃહસ્થાશ્રમ એ આશ્રમનો આધાર છે; જુના વર્ણાશ્રમના પ્રધ્વંસના આ યુગમાં ચાર આશ્રમ નથી પણ પ્રવૃત્તિ એ જ એક આશ્રમછે. બીજા સર્વ આશ્રમોનાં નામરૂપ એમાંથી ઘડી કહાડવાં જોઇએ. ગુજરાતના વિદ્વાનો પેટ ભરવાનો ધંધો કરી સંતોષ માને, શાસ્ત્રને માને નહી અને ઇંગ્રેજી પુસ્તક ખરીદે નહી—તો વાંચે ક્યાંથી?—વાંચે નહી તો લખે કયાંથી?—એ સઉ કરતાં નવલરામના અહોનિશ નિરંતર મરણપર્યંત કરેલો ઉદ્યમ રમ્ય અને સફળ નથી? હાલ તો પ્રવૃત્તિ—ઉદ્યોગ—એજ ધર્મછે એમ આખું યુરોપ માનેછે, તે નહી માનનાર દેશમાં ગૃહસ્થાશ્રમનું સત્વ ઉચ્છેદન પામશે, અને ગૃહસ્થાશ્રમ સાથે સર્વ આશ્રમ નિરાધાર થશે. માટેજ પ્રવૃત્તિ આ યુગનો આશ્રમછે; માનશે તેનો પણ એ, અને નહી માને તેનો પણ એ જ, આશ્રમ છે; સુઇ રહિયે ત્હોયે શરીરમાં લોહી ફરેછે અને અત્યંત બેસી રહિયે ત્હોયે સતતગતિમતી પૃથ્વી અહોનિશ હજારો ગાઉ દોડયાં કરેછે તેની સાથે આપણે મરજી હોય કે ન હોય ત્હોયે ઘસડાઇએ છિયે; તે જ પ્રમાણે એ પ્રવૃત્તિના યુગમાં—પરરાજ્યમાં—પ્રવૃત્તિ જ આશ્રમછે, અને શાણા માણસોએ પ્રવૃત્તિમાં પ્રવાહપાત રાખી તેમાં વેઠિયાવાડ ન કરતાં માત્ર મનને નિવૃત્ત રાખવું.—એ પ્રવૃત્તિ, એ ઉદ્યોગ, આ સમાનો ધર્મછે, અને તે ધર્મથી પણ મોક્ષ કહેનારે કહ્યો છે જ.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ भगवद्गीता ॥

માત્ર બુદ્ધિયોગ હોય તો તે બસછે,

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥

હાલના પ્રવૃત્તિક્ષેત્રમાં તો યુદ્ધ કરવાની ના કહેવી તેજ અહંકારછે,

તેનાથી જ વિનાશ છે, એ યુદ્ધ તે જ કર્મ છે, અને એ યુદ્ધથી જ સર્વ દુર્ગમાંથી ઉદ્ધાર છે:

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥
यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैव व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

આ યુગની તો પ્રકૃતિ જ યુદ્ધ કરાવનારી છે—એને ના કહેશે તે નાશ પામશે. આ યુગ, આ એની પ્રકૃતિ, આ એના વિભ્રમ–સર્વનો કર્તા ઈશ્વર છે અને ઈશ્વરની ઇચ્છા છે કે એમ જ થવું જોઇએ:

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

એ ઈશ્વરની આવી ઇચ્છા—આવી પ્રકૃતિને શરણ થયાથી પણ **परा शांति** અને **शाश्वत स्थान** બતાવ્યું છે;

तमेव शरणं गच्छ सर्वभावने भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥

આ કળિયુગમાં તો કળિયુગનો વા વાતાં નારાયણે નરને દર્શાવેલો ધર્મ આ છે.

ઇંગ્રેજ કાર્લાઇલનાં વાક્ય—આનું ભાષાંતર હોય તેમ–આ જ બોધ આપે છે:

"*Laborare est Orare.* In a thousand senses, from "one end to the other, true Work *is* Worship. He "that works, whatsoever be his work, he bodies forth "the forms of Things Unseen: a small Poet every "Worker is. × × × The Unseen Powers had need "to watch over such a man; he works in and for "the Unseen. Alas, if he look to the Seen Powers "only, he may as well quit the business. His No-"thing will never rightly issue as a Thing, but as a

"Deceptivity, a Sham-thing, —which it had better
"not do! × × × As in battle and the shock of war
"—for is not this a battle ?—thou too shalt fear no
"pain or death, shalt love no ease or life".

Unseen Powers ને અર્થે—ઈશ્વરને શરણ થવા ઈશ્વરની અગમ્ય ઇચ્છા સાધવા તેણે નિર્મેલી પ્રવૃત્તિને સદર્થે નિષ્કામ સાધવી એ ધર્મ જ છે.

નવલરામે આ યુગનો આશ્રમ પાળ્યોછે; તે જ્ઞાની હો કે ન હો, પણ એના નિષ્કલંક જીવનમાં પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ–તપ તપાયુંછે, એ તપનું ફળ પરમાર્થ શીવાય ઇચ્છયું નથી, "सर्व भाव"થી એ કર્મ–તપ "ઈશ્વરશરણે" રહ્યુંછે, અને દીવાની જ્યોત સર્વદા ઉભી ને ઉભી રહી હોલાતી વખત પણ ઉભીજ રહેછે તેમ નવલરામને અવસાન-સમયે પણ ઈશ્વરવાસના સ્ફુરીછે. ઈશ્વર અને બ્રહ્મમાં કયાં ભેદ ગણ્યોછે? સર્વથા પવિત્ર અને સુંદર રાગ ક્હાડતું વાજું બંધ થઇ ગયું તેના ભણકારા પણ પવિત્ર અને સુંદર જ છે, અને વાંચનારને એ ભણકારા એવા લાગે તો તે લાભ પણ ઓછો નથી.

મુંબાઇ, વસંતમાસ ૧૯૪૭. | ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી.

## નવલરામે ધર્માદાના ટ્રસ્ટીઓ કરવા લખેલો પત્ર.

પરમ મિત્ર ભાઈ લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી તથા ભાઈ નરભેરામ મનસુખરામ વ્યાસ. પ્રત્યે લી. પંડ્યા નવલરામ લક્ષ્મીરામના પ્રેમ પૂર્વક યથા યોગ્ય વાંચવા. વિશેષ વિનંતિ કે કેટલાક વખતથી મ્હારો કોઈ ખરેખરી "ચેરીટી" કરવાનો વિચાર હતો પણ તેને માટે મ્હારી નજરમાં કોઈ યોગ્ય સ્થળ ન લાગવાથી અત્યાર સુધી તે બની શકયું નથી. પરંતુ હાલ મ્હારી તબીયત બીમાર હોવાથી એ કામતો કરવું જોઇએ. એમ મેં મ્હારા મનથી નિશ્ચય કર્યોછે. મ્હારા વિચારમાં ઊંચી દેશી કારીગરી વધે એ કામમાં ઉત્તેજન આપવું, એ હાલને સમે મ્હોટામાં મ્હોટો ધર્મછે. અને તેથી હાલ મુંબાઈમાં ટેકનીકલઇન્સ્ટિટયુટ ઉઘડનારછે તેમાં દર માસે રૂ. ૧૦) દ.

શની એક સ્કૉલરશિપ કહાડવી તે એવી શરતે કે જ્યાં સુધી વિસલનગરા નાગર બ્રાહ્મણનો છોકરો ઉમેદવાર મળે ત્યાં સુધી તે તેને આપવી અને તે જો ન મળે તો પછી તે ઇન્સ્ટિટયુટના ઉપરીઓને જે સારામાં સારો ઉમેદવાર લાગે તેને આપે. આ મ્હારો વિચાર પાર પાડવામાં હાલ હરકત એં છે કે ત્યાં ઊંચી કારીગરીનો અભ્યાસ ચાલવાનો કે નહિ તે કંઈ હજી ઠ્હાર પડયું નથી અને તે ઠ્હાર પડે ત્યાં સુધી કદાપી મ્હારો દેહ ટકે પણ નહિ, માટે મેં સધરન મરાઠા સ્પિનિંગ એન્ડ વિવિંગ કંમ્પની લીમીટેડની બે ડીપોઝીટ ટ્રાન્સફરેબલ રીસીટો તેમાંની એક રૂ.૨૫૦૦)ની તથા બીજી રૂ.૧૦૦૦)ની મળી રૂ.૩૫૦૦)ની અંકે ત્રણ હજાર પાંચશેની તમો બંન્યો ભાઇને સામટે નામે ટ્રાન્સફર કરીછે, તેમાંથી રૂ.૩૦૦૦) મજકુર સ્કૉલરશિપને માટે સરકારી ચાર ટકાની વ્યાજની પ્રોમીસરી નોટો લઇ, એ ઇન્સ્ટિટયુટના યોગ્ય અધિકારીને ઉપર કહ્યું તે મુજબ બે ત્રણ ઊંચી કારીગરીની અનુભવી કેળવણી મળશે એમ ખાત્રી થાય ત્યારે ઉપર લખેલી શરતો સાથે સ્વાધીન કરવી. કદાપી ઉપર લખ્યા પ્રમાણે મુંબાઇમાં ટેકનીકલ ઇન્સ્ટિટયુટ ન ઉઘડે અથવા તે ઉઘડ્યા બાદ તેમાં ઊંચી કારીગરીનો અભ્યાસ ચાલતો નથી અથવા ચાલવાનો નથી એમ જો તમો બંન્યો ભાઇઓને માલમ પડે તો એ રકમ મુંબાઇની આર્ટ્સ કોલેજ (એલફીન્સ્ટન) માં ઉપર લખેલી સઘળી સરતોથી તે કોલેજના મુખ્ય અધિકારીને સ્વાધીન કરવી.

ઉપર લખેલી રૂ.૩૫૦૦)ની ટ્રાન્સફરેબલ નોટો ઉપર ચઢેલું વર્ષ એકનું વ્યાજ વસુલ થયે મ્હારા ઘરની બીજી મિલકતની વ્યવસ્થા કરનારને આપવું. એ ચઢેલા વ્યાજની રકમ ઇલાયદીછે અને તે ધર્માદાખાતે વાપરવાની નથી.

બાકી જે રૂ.૫૦૦) રહ્યા તેની વ્યવસ્થા હું નીચે પ્રમાણે કરવાને ઇચ્છુછું. એમાંથી રૂ.૧૦૦) સુરતની વિસનગરા નાગરની ન્યાતના સાજના ખાતે તથા રૂ.૮૦) દવે મકનરામ ઉત્તમરામને, તથા રૂ.૭૦) અમદાવાદવાળા મારી ફોઈના છોકરા મરહુમ હાવજીભાઇના દહાડામાં મદદ દાખલ તેમની વિધવાને, તથા રૂ.૩૦) સુરતની પ્રજાહીત સભાને, તથા રૂ.૩૦) સુરતના નિરાશ્રીત ફંડ ખાતે આપવા તથા બાકી જે રૂ.૨૦૦) રહ્યા તે ભટ હરિલાલ વલ્લભરામ ઘણા વર્ષથી મારી નોકરી નીમકહલાલીથી કરેછે તથા મ્હારા હાલના મંદવાડમાં ખરા પુત્ર ભાવથીજ સેવા બજાવેછે તેના અલ્પ બદલા દાખલ

આપવા. સદરહુ રકમો જે જે સખસોને આપવા લખેલીછે તેમાંથી કોઈ પણ સખસ અથવા સખસો લેવાને ના કહે અને તે ના કહેલી રકમો રૂ. ૨૦૦) સુધી અથવા તેથી વધારેની થાય તો તે રૂપિયાનો ઉપયોગ જે જગોએ ખરી જરૂર હોય તે જગોમાં એક કૂઆળી બંધાવવા માટે કરવો. અને કદાપી લેવાને ના પાડેલી રકમ એ કામને માટે બસ ન હોય તો તે રકમનો ઉપયોગ મારી સ્ત્રી તથા ભાઈ નરભેરામ એ બંનોએ મળીને જેમ તેમને યોગ્ય લાગે તે રીતે ધર્માદા કામ ખાતે કરવો.

જો ઇશ્વર કૃપાથી મને આરામ થાય તો ઉપર લખેલી રૂ.૩૫૦૦)ની ડીપોઝીટ ટ્રાન્સફરેબલ રસીટો મ્હારા નામ ઉપર તમો બંનો ભાઇએ પાછી ટ્રાન્સફર કરી આપવી.

તમો બંન્યો મહારા પરમ એકાંતિક મિત્રોછો અને બલ્કે આ મ્હારી છેલ્લીજ વિનંતિ છે. માટે ખરા પ્રેમથી અને સંપૂર્ણ ધ્યાન રાખી આ કામ કરશો એવો મને પૂરો ભરોસો છે. દા. મહેતા હરિલાલ વલ્લભરામ.

લી. તમારો શુભચિંતક મિત્ર
(સહી.) નવલરામ લક્ષ્મીરામ.





# નવલગ્રંથાવલિ.

## ભાગ ૧.

નાટકો, કાવ્યો, વાર્ત્તાઓ, ભાષાંતરો, વગેરે



આનંદચંદા.

અથવા

# ભટનું ભોપાળું

ને

પ્રેમનું પ્યાલું

( હાસ્યરસપ્રધાન નાટક )

અથવા

ઢોંગી વૈદ ભુવાની ઠગાઇનો તથા કેટલીક

નઠારી રૂઢિયોનાં રમુજી ચિત્ર.

(મોલિયરના નમુના ઉપરથી.)

# नाटकपात्र.

## પુરૂષો.

શેઠ. નથ્થુકાકા..........................ફરીથી પરણવા નીકળેલો એક પૈસાદાર ડોસો.

ઝુમખાશાહ..........................ચંદાનો લોભી બાપ.

વસનજી દેશાઈ..........................ગામનો પટેલ.

છગનલાલ અથવા આનંદલાલ ............ચંદાનો પહેલાં જેની સાથે વિવાહ કીધો હતો તે.

ભોળાભટ ..........................એક ખેડુ બ્રાહ્મણ.

કમાલખાં ..........................નથ્થુ કાકાનો સીપાઇ.

હરિયો ..........................નથ્થુ કાકાનો ચાકર.

## સ્ત્રિયો.

ચંદા ..........................ઝુમખાશાહની કુંવારી જુવાન છોકરી.

કુંવર દેશાણુ ..........................વસનજી દેશાઇની ધણિયાણી.

શિવકેર ..........................ભોળાભટની ધણિયાણી.

સ્થળ—સુરત જીલ્લાનું એક ગામડું.



# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રસોડું.

શિવ૦—સાંભળોછ કે? મકું! સાંભળોછ કે?

ભોળા૦—(આગલી પડસાળમાંથી લ્હેંકો કરી) ના—આ—અં—

શિવ૦—રાંડની પઠે ચાળા કરતાંજ આવડેછ.

ભોળા૦—ત્યારે રાંડ તું. મ્હેં તો ત્હારા ચાળા પાડ્યા.

શિવ૦—બકયા! હું રાંડ કહારે કહેવાઊં વારૂ?

ભોળા૦—ત્હારો બાપ મરે ત્યારે.

શિવ—(ચ્હીડવાઇને,) ખબડદાર! બાપ લગી ન જતા. જુઓ! નોકરી ચાકરી કરવી નહિ ને—

ભોળા૦—રાંડ, મ્હેં તો બહુએ સાહેબી કીધીછ.

શિવ૦—કીધી! ત્રણ દહાડા તો કોઇ ઠેકાણે ટાંટીયો ટકયો નહિ! અંગ્રેજીનું ઉકાળ્યુંછ તોએ કોઇ હવે રૂપિયાની નોકરી ઠોકેછ?

ભોળા૦—છટ! ભોળાભટ શું ગુલામગીરી કરશે? કદી નહિ.

શિવ—પતરાજ ન કરો. આમ લોકોની થોડી ખુશામત કરવી પડેછ.

ભોળા૦—આહ! એતો લોકોને હસાવી રમાડીને પૈસા કહાડી લઊંછ.

શિવ૦—એજ આવડેછ તો. જે મળ્યું તેની સાથે મજાક ઠઠ્ઠાની વાત. નહિ જોવો મ્હેતો કે નહિ જોવો મહેતર કે નહિ જોવી બહેન કે નહિ જોવી વહુ. છોકરાંઓ સાથે પણ ધીંગામસ્તી.

ભોળા૦—જન્મીને શું લઇ જવુંછ? આનંદમાં રહ્યા ને બીજાને એ ઘડી રાખ્યા તે ખરૂં.

શિવ૦—ને બૈરાં છોકરાં મુઆં તો ધુળ લાખી.

ભોળા૦—છાનીરહે, ભજન સાંભળ હું તો પ્રભાતિયાં ગાઉછું.

(ગાયછે.)

પરભાતના પ્હોરમાં, ઉઠવું આળસ તજી;
કદી ન બે પ્હોર દેવાજ થાવા.
ઉઠીને ચોટલી, ઝપટ છુટકારીને;

તાણી સીંગોડું સટ, બેસવું ખાવા.
કામિની કકળી રહી, ત્યાં શી સંધ્યા પૂજા;
નીકર ધંધા બીજા શા છે ભટને?
ભાંગ ને ભસ્મ ભાવે ધરી ભીખવું;
ભીખી ભીખાડવું જગત જડને.

**ભોળા૦**—રંડા, આ ગામમાં ત્હારા જેવું તો બીજા કોઇને ખાવા પીવાનું સુખ નહિ હોય.

**શિવ૦**—ને વખતે કડાકા કરવાનુંએ કોઇને નહિ હોય. મળ્યા તો મીર નહિ તો ફકીર એજ સુખ તમારે ઘેરકની?

**ભોળા૦**—ગાંડી સુખ દુખતો મનનું કારણ છે. મ્હારા જેવો કોઈ સવાદીઓ નથી, પણ વખત પડે ત્રણ દહાડાનો લુખો રોટલોએ ચાલે.

**શિવ૦**—ને તે એ ન મળેતો રઝળતા મુકી કીધું પરદેશમાં કાળું. વરસમાં છ મહીના તો બારણે રખડવું.

**ભોળા૦**—કુંભારજા, બહુ બેહેકી કે? પૂજા કરૂં?

**શિવ૦**—વારૂં હવે તેલ આપવુંછે કે નહિં? હા કે ના કહો. સાંભળો છકે?

**ભોળા૦**—ના. એકવાર ના કહી કે હું નથી સાંભળતો.

**શિવ૦**—ત્યારે બોલે છે કોણ? બળ્યો એ વધાર કરવો, ને મુંઈ હું! (કડછી અફાળે છે)

**ભોળા૦**—બોલેછ કોણ? હું નહિ તો તારો બાપ બોલેછ?

**શિવ૦**—મુઆં મ્હારાં મા બાપ! મ્હને આવા વરને દીધી તે કરતાં પીપળાને કાં ન દીધી?

**ભોળા૦**—ત્યારી માએ તને જણતી વખતે ટુંપો કાં ન દીધો કે મ્હારે કર્મે આવી કુભારજા ચોંટી.

**શિવ૦**—તમારાં ધનભાએગ કે મ્હારા જેવી કન્યા મળી; બાકી કાગડાની કોટે દહીંથરૂં કહાંથી? તમારેતો રોજ રાંડ વિધાત્રીને સ્હો સ્હો દંડવત કરવા જોઇએ કે આ કાળા કપાળમાં મને લખી. વિધાત્રીએ અજુગતું કીધું, એની તો તમારાથી પણ ના નહિ કહેવાય.

ભોળા૦—ના, હું પણ રાંડ વિધાત્રીએ અજુગતું કીધું તેમાં રોજ તેને ગાળો દઊછું.

શિવ૦—હું તે કેવી છઊં ? મ્હારા જેવી કોઈ બીજી બૈરી તો બતાવ. સાંજ સવાર તું પગ ધોઈ ધોઈને પીએ તોપણ એવી બીજી કોણ ત્હારે ત્હાં રહે ?

( ગરબી. )

મ્હારા જેવી રે બૈયર ફુટડી રે, જે પામે તેના ધન ભાગ્ય; મ્હારા૦ ૧
તારા જેવા તો કાળા ભૂતડારે, નહિ જોગ ધોઈ પીવા પાગં; મ્હારા. ૨
મ્હારી એક પલક પાંચ શેંહનીરે, જરી હસ્યાના હેંસી હજાર; મ્હારા. ૩
મ્હારા બોલ તો બબ્બે લાખનારે, મુલ બીજાનું અપરમપાર; મ્હારા. ૪
મ્હારૂં રૂપ દેખીને ભૂખ ભાગતીરે, પછી ગુણ તણી શી દરકાર? મ્હારા. ૫
રહું મ્હેર કરીને ત્હારે ઘેર હુંરે, બાકી જોગ હું રાજદરબાર; મ્હારા. ૬
અલ્યા પાડ નથી તું કેમ માનતોરે, લઈ નિત્ય ચંદન ફુલહાર? મ્હારા. ૭
કર સાંજસવારે મધ રાત્રિયેરે, પૂજા મ્હારી માની ઉપકાર; મ્હારા. ૮

ભોળા૦—કેમ તને ધોઊં? પૂજા કરૂં ?

શિવ૦—કીધી કીધી! ઘરમાં ખાવાને સ્હુકો રોટલોએ મળે નહિ, ને બકરકુદી *સ્હુજે છ, ભુખે ભુખેતો મ્હારા પેટમાં કોયલી પડી ગઈ છે.

ભોળા૦—સારૂં, તેથી તો ત્હારો સ્વર કોયલજેવો થયો છ.

શિવ૦—સુવાને ફાટી તળાઈ પણ ન મળે.

ભોળા—સવારે ઉઠવાનું મન વ્હેલું થશે.

શિવ૦—અફીણના તારમાં ઘરની તો કાળજીજ નહિ.

ભોળા૦—એતો ભાગ્યશાળી રાવણ રાણાનાં કામછે.

શિવ૦—પીટચા, કોઇ દહાડો દુનીઆમાંથી નીકળી જવાનો છ. જો ત્હારી મોહોકણ આ સીસા પડયાછે તે.

ભોળા૦—રાંડ, આજ કાલ એમાંતો સુધારો આવી રહ્યો છ.

શિવ૦—પણ મ્હારા પોર્યાંનું સ્હું કરૂં તે કહેની, અફીણિયા.

ભોળા૦—તારી મરજીમાં આવે તેમ કરની.

---

* 'સ'નો કંઈ એક 'હ' ના સરખો ઉચ્ચાર ગામડિયા લોકો કરેછે તે બતાવવાને આ જોડાક્ષર વાપર્યા છે.

શિવ૦—બચારાં બાણી બાણી કરીને રડયાં કરેરે.

ભોળા૦—માર બે ચાર તમાચા.ચૌદમા રતન વિના પોર્યા રડતાં રહેજ નહિ.

શિવ૦—પીટયા અઘીણિયા, ત્હારે તો બધી હસવાનીજ વાત છે.

ભોળા૦—સમાલજે હો, તુ મ્હારો સ્વભાવતો જાણે છે.

શિવ૦—જાજા, ત્હારા જેવા બહુ જોયાછ. ત્હારા મારથી હું બ્હીતી નથી તો, છાકટા.

ભોળા૦—મ્હારી ગુલેબંકાવલી! ત્હારા ગુલાબ જેવા ગાલ તરફ મ્હારા હાથ લોભાય છે હો.

શિવ૦—અરે જાની બાયલા અડકતો ખરો મને, છાકટા, ત્હારામાં દમ હોયતો. પીટચો અઘીણિયો!

ભોળા૦—રંડા, લે ? ત્યારે, લે ? (મારે છે.)

શિવ૦—મારેછ રે! મારેછ રે! મારેછ રે!

(વસનજી દેશાઈ આવે છે.)

વસ૦—સ્હું છે ? સ્હુંછે રે ? આ તે સ્હારૂં કે ભટ ? દુબળાની પેઠે મારામારી કીધામાં સ્હોભા છે ?

શિવ૦—દેસ્હાઈ, મ્હારે માર ખાવાનું મન છે, પછી !

વસ૦—ઓ ? ભટાણી, તારે તો મ્હારી તરફના બે વધારે.

શિવ૦—એના ચાર દેસ્હાણને મારોની જઇને. અમારા ઘરની તમારે સ્હી પંચાત ?

વસ૦—કાંઈ નહિ. બાઈ મને જવાદે એટલે થિયું.

શિવ૦—આ દોઢ ડાહ્યો જોયો કે ? પોતાના મનખને મારે તેમાં ના કહે છે.

(ઠુમરી.)

જા જારે મુરખા વચમાં ન પડિયે, વર વહુની વ્હડવ્હાડેરે;
પક્ષ ન કીજે ચંચળા કેરો, દોષ સકળ જન કહાડેરે. જા જારે૦ ૧
પક્ષ કરે જે પુરુષ તણો તે, કામિનીને કોપાવે રે;
ઢોલાને ભરમાવી તે કો દી, નિશ્ચય વેર કરાવેરે. જા જારે૦ ૨
મૂળ વ્હડનારી નિલજ નારી, છળ કરનારી બારીરે;
વેદ પુરાણ ને ગાથા ભજન સૌ, સાખ પુરેછે સારીરે. જા જારે૦ ૩

પક્ષ કરે જે સંખિણી કેરો, તેનિ સ્ત્રિ સંખિણી હોજોરે;
વેચજો તેને વેશ્યા થઈ તે, શ્યામવદન મુઢ કરજોરે. જા જારે૰ ૪
હુંને પાણિયે આગ ન લાગે, અડકે તે અમથો દાઝેરે;
બંન્યોને મન અંતે દુશ્મન, જેને જોઈ ચિત લાજેરે. જા જારે૰ ૫

**વસ૰**—ભટ, માફ કરજો. હુંજ સ્હરહરો બેવકુફ કે મુકાવવા આવ્યો. આ ધોકો લઇને બઝોડો એને. "બુધે નાર પાધરી"

**ભોળા૰**—ના, મ્હારે મારવી નથી તો.

**વસ૰**—ઓ! તારે તમારી મરજી.

**ભોળા૰**—દેસ્હાઈ, મ્હારી મરજીમાં આવશ્હે તારે એને મારા, અને નહિં આવે ત્યારે નહિં મારા. એ મ્હારી બૈયરછે, તમારીતો નથી?

**વસ૰**—ના મ્હારા ભોગ નથી લાગ્યા તો.

**શિવ૰**—મ્હારા ફાંકડા, મને લાકડી આપો તો પાછી.

**વસ૰**—ધણી ધણિયાણી વ્હડતાં હોય તેમાં જો હવે હું મુકાવવા જાઊંતો-મ્હારી માને હુંજ પરણું!! (જાય છે.)

**ભોળા૰**—શાબાસરે! મ્હારી ફાંકડી. રંગછે તને. જોઉં! આવ તો.

**શિવ૰**—મ્હારી કંમર બેવડી વાળી નાંખ્યા પછી કે!

**ભોળા૰**—એ એમજ હોય. હુંતો મજાક કરતો તો.

**શિવ૰**—હવેથી મજાક કરવી હોય તો તમારા વાંસાપર કરજો.

**ભોળા૰**—જા જા! ઘેલી. ઓરત તો મરદનું અરધું અંગ કેહેવાય છે. તેથી હું જ્યારે તને મારૂં, ત્યારે મ્હારા અડધા અંગનેજ મારૂં છું એમ સમજવું.

**શિવ૰**—પણ હવેથી તમારી પાસેનાજ અડધા અંગને મારજો.

**ભોળા૰**—ચલ ચલ, એમ ન કરીએ, મ્હારી મીઠડી.

**શિવ૰**—મીઠડી બીઠડી કહેતા નહિ. મીઠડી તો રાંડ ઢેયડીનું નામ હોય.

**ભોળા૰**—મૃગલોચની, ગજગામની, બહુ કામની, કહે તો કહું.

**શિવ૰**—મ્હારે એવાં બૈવાં નામ નથી જોઇતાં. બધા બોલાવતા હોય તેમ બોલાવો, બોલાવવી હોયતો.

**ભોળા૰**—ત્યારે આવો મ્હારાં શિવકેર ભટાણી? એમ કે શિવકેર વહુ કહું?

શિવ૦—બળ્યાં મ્હોં, એમ કરીને મને હસાવો નહિં. હજી લાકડીના સપાટા મ્હારા વાંસાપર સાલેછ.

ભોળા૦—તે વાત સંભારેછ શું કામ ? એતો મ્હારા શરીરમાં ભૂત ભરાયું તું તેનો વાંક. હવે હુંજ પસ્તાઊછું તો, મ્હારા સ્હમ જો હવે એ વાત મનમાં રાખે તો.

શિવ૦—વારૂ આજ તો જવાદઊં છ, પણ ફરીથી.—

ભોળા૦—છટ ! છટ ! રસશાસ્ત્રમાં એમ કહ્યું છે કે થોડી ઘણી લડાઇથી તો પ્રેમ વત્તો વધેછે. મહીને પંદર દહાડે લુગડાંને ધોયાંથી જેમ તેનું આવરદા વધે છે, તેમ બૈરીને તો આંતરે આંતરે ધબોવ્યાથી ધણી ધણિયાણી વચે હેત વધતું જાયછે. ચાલ, હવે તેલ આપું ?

શિવ૦—તેલ તો કહારનું લીધું. અમારા હાથ પગ કંઇ ભાગ્યા નથી તો, પણ ખાશો શું ડૈયાં ! મ્હને મારવાની લાહેમાં આ રોટલા અભડાવ્યા.

ભોળા૦—પાણી છાંટીને ટીચકાવવા માંડિયે. ન્યાતમાં કુતરૂં ફરી જાયછે ત્યારે પાણી છાંટીને શુધ કરેછ કની ? હું સ્હસ્હરો બ્હામણ કુતરાથી ગયો ?

શિવ૦—પેલો દેસ્હાઇડો જોઇ ગયો તે નાતમાં વાત કરે ત્યારે ?

ભોળા૦—તારે તો તને સુઝે તે કર, પણ વ્હેલી થા. ખાઈને ખેતરમાંથી ઘાસ વ્હાંડી મુકયું છે તેના ભારા લઇ આવવા છે. ડોબાં બચારાં ભુખે મરેછ.

શિવ૦—વારૂ દેસ્હાઈએ કી દહાડાની હા કહીછ. ખેતરેથી બળ્યું ઘાસ ઉચકાવી લાવોની. બચારાં ઢોર ભુખે મરેછ.

ભોળા૦—અરે પ્યારી, ત્હારા શુકનના ઉપર માથે મુકીને લાવુંછ.

શિવ૦—તમને કયાં તેનીએ લાજછે ?

ભોળા૦—ગંડુડી, ઘરધંધાની લાજ શી ?

---

## પ્રવેશ ૨ જો.

( સ્થળ શેઠ નથ્થુકાકાનો ઉતારો. )

કમા૦—સાલે હજામ, મીઝે તો તેરી માયા ખોત આગઇ.

હજા૦—અરે શેઠતો ધુધરો બન્યાછ.

કમા૦—જબ બજાનેકી બૌત મઝા.

હજા૦—બચ્ચા, આજે તું પણ જરા શેઠને બનાવવા લાગજે હો.

કમા૦—પણ સાલા, બનાનેમે તું બડા હોંશિયાર હૈ.

હજા૦—અરે આજે તો જો ક્યા મઝા થાયછે.

કમા૦—મેરીબી જીભપર બોલતો આકર ખડા રહેતા હે, મગર અદબસેં બોલા નહિ જાતા હૈ.

હજામ૦—પણ આજે તું ડરતો નહિ. મ્હેં અગાઉથીજં કહ્યુંછે કની, કે કાકા અમને ભાંગ પાસો તો હમે હાથથીજ ગયા જો.

કમા૦—તું તો બડા પક્કા હૈ. તેરી એકબડી ખુબી એ હૈં કે અદબમેં રહેતા હૈં ઔર મર્જી માફક કહેતા હૈ.તેરેપર શેઠ કોઇ દિનબી કફાતો હોતા હી નહિ.

હજામ૦—એ તો બોલીને વાળતાં આવડવું જોઇએ.

(નથુકાકા ઘણાં ઘરેણા અને ન્હાની પોતડી પ્હેરી આવેછે.)

કમા૦—(ઉભો થઇ ઘણીજ અદબથી) નીઘા રખીએ, મ્હેરબાન.

નથુ૦—(હજામ તરફ જોઇને) એને તો ખુબ ચઢી જો.

હજા૦—મને પણ આજે તો સાળી ખબ ચઢીછે. તમને કાંઇ જણાયછે?

નથુ૦—જરા નહિ.

હજા૦—શેઠ, તમો તો ઉનાળામાં લીલાં પાણીનું રોજ સેવન કરતા હશો તો.

નથુ૦—નારે બચ્ચા, મારે તો લગનને ડારે પીવી. આજે ચોથીવાર પરણુછ ને ચોથીવાર ભાંગ પીધી.

કમાળ૦—સચ!! સચ! અક્કલ હોંશીઆરીમાં હેંસી બરસે કોન શાદી કરે?

હજા૦—સેઠ, આજે તો અમને તમે બનાવ્યા છે માટે હમે તમને બનાવીએ તેનો ગુસ્સો નહિ લગાડવો.

નથુ૦—આજે બચ્ચા સદર પરવાનગી. હોળીના ને લગનના ડારા બરાબર છે.

કમા૦—અચ્છા સાબ. ખુદા તુમેરી સફેદી સલામત રખે.

હજા૦—એટલુંજ જોઇતું હતું. હવે જુઓ શેઠ, ક્યા મઝા ઉડાઉછઉં.

નથુ૦—(પોતાના શરીર તરફ જોઇ) સાલા હજામડા, તને પીઠી મેળવતાં કંઈ આવડતી નથી. બરાબર રંગેજ કહાં ચઢયોછે?

હજા૦—કાકા, તમારી તો અક્કલ ગઇછ. નવી પાઘડીપર કસુંબો જેવો ચઢે, તેવો જુના ચીંથરાપર ચઢે કે?

નથુ૦—કેમ કેમ? સાલા બહેંક્યો કે?

હજા૦—બહેકી તો તમે રહ્યાછો. આ અત્તરની સુગંધથી.

નથુ૦—ના, ના! ખરે? અત્તરની સુગંધ લાગે એવીછે કે? જુઠું કહે તો મ્હારા સમ.

હજા૦—સુંગધ તો એટલી આવેછે કે, તેતો શું પણ તમે બહાર નીકળો તો, તમારા શરીરની આસપાસ હજારો ભમરા ગુંઝાર કરી મુકે.

નથુ૦—(ચમકીને) હજાર ભમરા! તે તો સાલા મ્હારો કરડીને કુચો કરી નાંખે. એક ભમરાએ બેઠકમાં મને એક દહાડો દોડાવી દોડાવીને મારી નાખ્યોતો.

હજા૦—વાણિયા કાકા, એટલામાં પોતિયાં કેમ કાઢવા માંડોછ? ડરો નહિ, શેઠ! હું મ્હારી મસાલ તમારા મ્હોડાપર ધરીશ. કે, ભમરા તાપથી નાસી જશે.

નથુ૦—તારે મારાથી ચલાય કેમ? પાસે દીવો હોય છે તોજ આંખે ઝાંપ વળેછને.

હજા૦—બીજી તદબીર શોધી કહાડીસું. સેઠ તમારે ગભરાવું નહિ, તમારું કોઈ કામ અડયું રહેવાનું નથી.

નથુ૦—વારૂ, આરસી લાવ તો બચ્યા,

હજા૦—લો સેઠ, આજે તમને એવા બનાવ્યાછ, કે બે ઘડી સૌ તમારી તરફ જોઇ રહેસે.

નથુ૦—બચ્ચા, આ પળિયાંતો ટુંપી નાંખ્યાહત, તોજ ઠીક થાત. એતો નઠારૂં દેખાય છે.

હજા૦—કાકા, સો બસેં હોય તો ટુંપના પાર પણ આવે, પણ આ તો ખેતરનાં ખેતર છે.

નથુ૦—સાલા, તારા હાડકાંજ આખાંછેતો.

હજા૦—કાકા, ધઉંમાંથી વીણામણુ નીકળે, પણ વીણામણમાંથીજ ધઊં કહાડવા તે કેમ થાય ?

નથુ૦—અરે તેમ પણ મ્હારી પહેલી વારની કરતીતી જો.

હજા૦—ત્યારે આવો આ ચીપિયો, મ્હારે કહાં ના છે? પણ તમારાથી ખમાસે ? કોઇ દહાડો ટુંપાવ્યુંછ ?

નથુ૦—બાપ જનમમાં કદી નહિ, પણ લગનનો ડારો ફ઼ડી ફ઼ડીને આવવાનોછ-(હજામ ટુંપેછે) અરર ! ઊઊં ! લગાર સમાલીને ટુંપ.

હજા૦—આટલામાં ઊઊં કરોછ તો આગળ ટકુ કેમ ચાલશે ? કહો તો નહિ ટુંપું.

નથુ૦—ટુંપ ટુંપ. (દાંત પીસી સેઠ બોલતા તો નથી, પણ બે ચાર નીમાળા લીધા એટલામાં બંને આંખમાંથી પાણી વહેવા માંડયાં.)

હજા૦—સેઠ, મમતે મુસલમાન ન થાઓ. આંખે ઝાંપ તો વળેછ ને પુરું ધબાયનમઃ કરવા બેઠાછ? તમારી નજરમાં એમ હોય, કે જુવાન બૈરીના હેંસી વરસના ઘરડા ધણિયે આંધળા થવું, એમાંજ સુખ છે, તો હું પણ હા કહુંછું.

નથુ૦—સાલ્લા, હું તો પક્કા જુવાનને હઠાવું એવોછું વારું, રાખ. નથી ટુંપવું (આંસુ લુછી નાખેછે.)

હજામ૦—સેઠ, કુલફ઼ લગાવો.

નથુ૦—હા યાર. શાબાસ! ત્હેં અક્કલ ઠીક બતાવી. કમાલખાં ! કમાલખાં! (કોઈ જવાબ દેતું નથી.)

હજા૦—કમાલખાં!! કમાલખાં!!

કમા૦—મ્હેં આતા હું. હાથમેં ચલમ હૈં.

નથુ૦—ચલમકુ જલાદો ! જલદીથી આઓ.

કમા૦—સેઠ, ઇતનીહી ડેર હૈ. ચલમકું જલાકર દેખો મ્હૈં અભી આયા.

નથુ૦—હમણા કે હમણા તુમ આઓ. બહુ જરૂરકા કામ હૈ. યાદ રખો જો વાર લગીતો (કમાલખાં આવે છે.)

કમા૦—સેઠ, તુમેરી નોકરી તો બોત સકત કયા હુકમ ?

નથુ૦—કમાલ, તેરી પાસ—પેલું-પેલું-હજામ તે સ્હુંતો ?

હજા૦—કુલફ઼, બાલ રંગનેકા.

કમાલ૦—મેરીપાસ કુલફ કૈસા? ઓતો કબરસ્તાનકે મુસાફરકી પાસ હોવે.

નથુ૦—હેં! અલ્યા, કબરસ્તાનના મુસાફર તે કયા?

કમા૦—જેસા હિંદુસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાન; તેસા કબરસ્તાનભી બડા મુલુક હૈ. હુંવાં તુમેરે જેસે બડે બડે લોક જાતે હૈ.

નથુ૦—વાવા, ત્યારેતો તું કોઈ એસા મુસાફરકી પાસ આણદે.

કમા૦—કયા સાબ, આપને કુલફ લગાનેકી મરઝી હૈં.

નથુ૦—હાંહાં, મીયાં સાહેબ. તું બડા અચ્છા નોકર હૈ. તુમ બોત સમજુક માણુસ.

કમા૦—મ્હેં સમજા. કુલફકી જરૂરતો તુમકુ સહી.

નથુ૦—અરે ભાઈ, બડી જરૂર. એતની મેહેરબાનીતો કરવી પડેગી.

કમાલ૦—શેહેરમેં જો કહ્યા હોત, તો મ્હેં કયાંસે બી લા દેતાથા.

નથુ૦—વારૂ, તને કરનેકી રીત માલમ હૈ?

કમા૦—અમકું ક્યા માલમ?

હજા૦—નથી માલુમતો ચાલ્યું. કાકા, વાળ કાળા કરવા સાથેજ તમારે કામ છેકની?

નથુ૦—હાજતો. આપણે ગોળ ખાધા સાથે કામ. હજામતો કોઈ કોઈ બડા હોંશિયાર હોયછે. તને કાંઈ માલમ હોયતો કહેની ભાઈ.

હજા૦—સેઠ, તમારાથી થાય નહિંતો.

નથુ૦—નહિ કેમ થાય? વા! કામ મારેછે કે તારે?

હજા૦—ઉંહ! ઉંહ! કહેવાય એવું નથીતો.

નથુ૦—કહે, કહે—મને રીસ નથી મારા સમ કહે.

હજા૦—લો સમ નહીં ખાઓ. મ્હેં એક વાર બકાલચંદ સેઠ પાસે કરાવ્યુંતું તો ખરૂં, કોઈએ જાણ્યું નહિ કે શો ખેલ કીધો છે.

નથુ૦—ત્યારે કહેની, કહેની, કહેની.

હજા૦—સેઠ. જવાદો કોઈ જાણશે તો ગાંડામાં ખપીશું.

નથુ૦—જા, જા. કોણ જાણવા બેઠુંછ.

હજા૦—પણ સેઠ આપણે એ વગર શું બેસી રહ્યાછ.

નથુ૦—વા, મારા સમને પણ નથી ગાંઠતો કે?

હજામ૦—લો ત્યારે કહુંછું. શાહી ચોપડી કે કામ સટલ, હીંમત છે!

કમા૦—(ખડ ખડ હસી પડેછે.)

હજા૦—ગધેડાની પડે દાંત સું કહાડેછ ? કહેવત છે કે—દેખાડિયે, પણ દાંત ન દેખાડિયે. તારા કુલફાથી તે શું વધારે થવાનું હતું ? જ્હાં ત્હાં વાળ કાળા કરવા.

નથુ૦—પણ શાહીથી કુલફાના જેવા ચળકતા નહિ થાય તો.

હજા૦—તેનો ઉપાય બતાવુંછની. માંહે જરા દીવેલ નાંખવું. પછી જુઓ તમાસો; તમારા કુલફને ટક્કર મારે (કમાલખાં તરફ આંખ કરછે.)

કમા૦—નહિ સાહેબ, ઓબી અચ્છી કહેતા હૈ.

નથુ૦—ત્યારે લાવતો પેલી દવાત ને પેલું કોડિયું.

કમા૦—હાંજી શેઠસાહેબ મેં લાતાહું (લાવે છે.) (નથુ કાકા શાહી ચોપડવા માંડે છે.)

હજા૦—શેઠ, તમારા સ્હસ્હરા આવેછે. આપણી કન્યા પણ જોડેછે.

નથુ૦—આ સાલી શાહીતો સુકાઇ નહિ ને હું સ્હું કરું ?

કમા૦—અબી તો સ્હેરા શામ કરકર ફિરનેકાહી વખત હાથસેં આપ લાયાહો.

નથુ૦—સાલા બાંડિયા તું મજાક કરતાહે તે હું સમજતાહું. પણ પનવામાં સાલા લાજ છે કે? કુચ્ચ કસબણુ બસબણુતો મ્હેં નહિ રાખી હૈ.

કમા૦—રખો તો આપકાઉર્દુ ઓર જુવાંમર્દીસેઓગુલતાનહીહોજાવે.

હજા૦—કાકા, તમારા સ્હસ્હરા ઓટલે ચઢ્યા હો !

નથુ૦—અલ્યા હવે સ્હું કરીએ ? આપણો કિસબ પકડાઇ જસે તો ફજેતી થસે !

હજા૦—જાઓ, જાઓ. ઘરમાં જઇને મ્હોં ધોઈ આવો કાકા. (નથુકાકા જાયછે.) ખરેખરો અનાડી છે !

**(ઝુમખાશાહ અને ચંદા આવેછે.)**

કમા૦—આઓ, સેઠજી, બૈઠો.

હજા૦—કેમ ઝુમખાશાહ સારા તો છો ? તમને આવતાં વાર લાગી. તેથી બહુ ફકર થતી હતી.

ઝુમ૦—ભાઈ સાહેબ, વાટમાં શોડીનું શરીર ભરૂચ આગળ બગડી આવ્યું તેથી થોડાશેક દહાડા ભાંજવા પડ્યા.

હજા૦—તમારે ભરોસેં બે દહાડા થયા અમારા સેઠ હિંયા આવીને પડ્યા છે.

ઝુમ૦—કોઇને આ વ્હેવાની જાણબાણતો નથી કીધી ?

હજા૦—જાણ કરવી હોય ત્યારે સુરત મહેલીને આ જંગલ સરખા ગામડામાં આવીએ સું કામ ?

ઝુમ૦—બેશ બેશ. તમે શુરતી કોંય કાચા નહિતો.

હજા૦—સુરતમાં હોત તો તમારી છોકરી લ્હાવો લેત. સેઠ શું મઝેનો વરઘોડો કંહાડત જો.

ઝુમ૦—એવા ઢોંગ શા ? શુરતમાં ઢોંગજ ભારે તો, મારા શાહેબ. આવા મોટા બીજ વરને શોભે પણ ખરો ?

હજા૦—અમારા શેઠ તો બીજવર નથી, પણ ચોથ વર છે. પણ તેની કંઈ ફકર નહિતો. અમારે હિયાં તો મોટા ઘરડા ઘરડા ડોસા બની ઠનીને આમ આંખ અંજાવીને ધામધુમથી પણવા જાય.

ઝુમ૦—હોય, દેશાચાલ છે.

હજા૦—એ ઉપર મ્હારું એક ગીત સાંભળો.

**ધન ધનરે દાદાજીનો ઘોડલો. ટેક.**

ચાર લાખ ચરૂ જળ ઉકળે, અલબેલો કરે અંગોળ;
મોગરેલ માણી મુળશેંહ ને, આણી કસ્તુરિ કળશી સોળ;
અંગે અંબર અતિશય ઓપતાં, જાણે ઉગિ રહ્યો ઉદ્યોત;
પ્હેર્યો લપ્પો સુનેરી સાત લાખનો,સેઠના પટકાના પચીશક્રોડ;
રે ચીરા વગર કેમ ચાલશે, જીયાવરને ઉર આનંદ;
કાને કડક મોતી મહા મૂલનાં, જાણે મોર ઇંડાં પરચંડ;
કડાં સાંકળાં કર મણ સાતનાં, વેડ દશ દશ આંગળિ માંય;
કોટે કંઠી તણા તો ઝુંસરા, બાપડે બુઢે કેમ ઉચલાય;
પાકાં પાંસઠ પાનનાં બીડલાં, બબ્બે ગાલ નિચે દાબી દીધ;
પછે નજર લાગે કો નારની, માટે મેંસનાં ટપકાં કીધ;
નથી જાંનરણીનિ કંઈ ન્યૂનતા, નહિ જોઇયે કોઇનો પાડ;
પુત્રી પૌત્રીને પર પૌત્રિયો, મળિ ગાડી ભરાઈ સાઠ;
હોય આનંદ ઘરનાંને ઘણો, આતો દાદાજીનો વિવાહ;

ઉમંગનું શું પછિ પૂછવું, ગીત ઉપર ગીત ગવાય;
પાકી વયના જીયાવર શોભતા, પાકી વયનો ઘોડો પણ ઠીક;
બંને પ્હોંચે સલામત માંડવે, તરૂણ શાજનને મન બ્હીક;
કોઈ મૂરખ તો નથિ માનતા, કહેછે એ વરઘોડો ન્હોય;
એ તો વાજતે ગાજતે જાયછે, સામે પગલે ગ્નાની કોય.



## પ્રવેશ ૩ જો.

**(સ્થળ—નથ્થુકાકાનો ઉતારો.)**

**નથુ૦**—ઝુમખાશાહ (ચંદા તરફ જોઇને) તમને જોઇને અમે ઘણા આણંદ પામ્યા.

**ઝુમ૦**—અમારા ધન ભાએગ કે તમ શરખા જમાઈ મળ્યા. શારા માણશની શગાઈ કયાં શે? કંઇ તો આજછે ને કાલ નથી. મ્હેં તો શાહેબ તમારુ નોમ શોભળ્યું ત્યારનો શોડી આલવાનો વચાર કીધો.

**નથુ૦**—(જરા નીચું જોઇને) લગાર, ઝુમખાશાહ, તમારી છોકરીનું મ્હોં બતાવો તો.

**ઝુમ૦**—વાવા, શેઠ, આટલો બધો અમ્હારો અણવિશ્વાસ? લ્યો! જુઓ! બીન, ઘુંઘટો કહાડી નાંખ્ય.

**નથુ૦**—કમાલખાં, ગોખલેમેંસે ચસ્મા લાવ તો.

**હજા૦**—કાકાસાહેબ, હુંજ લાવુંછું. મોતી પરખવાંછ કે?

**(હજામ અને કમાલખાં આવેછે.)**

**નથુ૦**—લાવ બચ્ચા, લાવ. (ચસ્મા ઘાલેછે અને ચંદા તરફ વાંકા વળી વળીને જુએછે.) વા! શું રૂપાળી કણ્યાછે!

**હજા૦**—પેલે જનમ પુન કર્યાં હશે ત્યારે આવું રૂપ અને તમારા સરખો સ્વામી પામીછે.

**નથુ૦**—વા! અલ્યા, જોતો ખરો! જોતો ખરો!

**હજા૦**—એમાં મને કહેવુંજ નહિ પડે, શેઠ.

**નથુ૦**—એનું કપાળ તો જાણે પુનેમનો ચંદરમા.

**કમા૦**—શેઠ, બનિયે લોકમેં ઔરતકું મા કહેનેકા દસ્તુર હૈ?

હજા૦—ચંદરમા તો એવા કે આખા જગતને શીતળ કરી ચોખૂંટ ધરતીમાં તમારા નામનો ચંદરવો બાંધશે.

નથુ૦—મ્હેંતો એસા કહેતાહું કે ચાંદ જેવી છે, બાંડિયા.

કમા૦—સચ, સચ, સેઠ રાહુ સામનેહી ખડાહૈં.

નથુ૦—સાલા, રાહુ કોને કહેછ ?

હજા૦—ધગડા, રાહુની શી ચંતા છે.

નથુ૦—(ચંદા તરફ જોઇને) એની આંખ કેવી મરઘાં જેવીછે! વા! વા!

હજા૦—મરઘાં જેવી! મરઘા જેવી હોય, તોતો નઠારી.

નથુ૦—હા બચ્ચા, હા મરઘાં જેવી. તમે નીચ વરણ શું સમજો? આંખ તે મરઘા જેવીજ કહેવાય. ત્હેં કોઈ દહાડો ભજનમાં મરઘાનેણી એવું નથી સાંભળ્યું ?

હજા૦—અરે કાકા, આ! તેતો મરૂગાનેણી!—એટલે હરણીના જેવી.

નથુ૦—હરણી તો. કંઇ સારી નહિ. શીંગડાં મારે ત્યારે ?

હજા૦—હરણીને વળી શીંગડાં હોય એવું તમને કયા કવિયે શીખવ્યું?

નથુ૦—નહિ હોય ત્યારે તો સારું. પણ વાત ન કરાવ, મારી આંખને સ્વર્ગનું સુખ આપવાદે.

હજા૦—સ્વર્ગના સીપાઇઓ રોજ દરવાજા તો તમારા ઠોકી ભાંગે છે જાઓની તેની સાથે.

નથુ૦—એનો ચોટલો તો જાણે કાળી નાગની ફેણ.

કમા૦—સમાલીઓ સેઠ. નાગ રખનેકા કામકુચ તુમ બનિયે લોકં કા નહિ હૈ.

હજા૦—જા સાલા, મંતર મને આવડેછ તો.

નથુ૦—એના ગાલ ઉપર લાલી કેટલી છે.? ચોહોટી ખણી હોય તો લોહી નીકળે.

હજા૦—જાઓ જાઓ, કાકા, અમે એવા અનાડી છઇએ ? "મુળામાં તે મીઠું ને કેળામાં તે ખાંડ"

નથુ૦—ખરે, ગાલ તો જાણે ગાજરજ તો.

હજા૦—એ તે બરાબર. ગાજરે ગળ્યા, ને સોંઘા.

નથુ૦—એની ગર્દન તો તાબુતમાં પરી હોયછ તેવીજ છે.

કમા૦—ઉસકી માફક થોડે દીનમેં ચોતરફ ફિરને લગેગી.

**નથુ૦**—હોઠ તો જાણે હરમાનદુલાની આચકા ચોપડી હોયની તેવાછે.

**હજા૦**—હરમાનના મ્હોંમાં લાડૂ, ને છોકરાં આપે ગાડૂં.

**કમા૦**—કુંઆરા કડક દેવકા ઇતબાર મત રખિયે.

**હજા૦**—અસ્ત્રીના હોઠ તો અમૃતની કુપ્પી કહેવાય છે.

**નથુ૦**—હેં ! હેં ! બચ્ચા, એમકે ! અમૃત હોય તો તો હું ગંગા નહાયો. પછી સાલા વૈદ લોકો દમને સારુ પૈસાના કાંકરા કરાવેછ તેમ નહિ કરવું પડે.

**હજા૦**—વૈદ લોક દમ કહાડે એવા તો ખરા. ( હાથ લાંબો કરતાં સેઠના ચસ્મા પડી જાયછે. )

**નથુ૦**—કમબખત હજામડા, મારા ચસ્મા ભાગ્યા. સાલાએ બે રૂ-પીઆનું જાન કરાવ્યું ને હું એ વિના અટકી બેઠો. હવે કરીશ શું ? સાળા, તારી હજામતમાંથી કાપી લઇશ એની કિંમત. યાદ રાખજે, હું છોડવાનો નથી.

**હજા૦**—(ચસ્મા ઉપાડેછે) કાકા, તમારૂં ભાએગ જબરૂં છે તો ભાગ્યાં નથી, તમે ચસ્માને છોડો, પણ તે તમને છોડે એમ કહ્યાં છે ?

**નથુ૦**—(પાછાં ઘાલેછે.) આવ, મારા ચસ્મા હું તો તને જીવની પઠે જાળવુંછું.

**હજા૦**—તમારો જીવને ચસ્મા બંને જાળવવા જેવાંજ છે. એક ટકોરો વાગે તો ફુટતાં વાર લાગે નહિ.

**નથુ૦**—એના હાથ તો જાણે ગુલાબનાં પાંતરાં.

**હજા૦**—એ પકડયાથી તમને કાંટા વાગવાના છે તેમાં કે ?

**નથુ૦**—એનું નાક તો તેલની ધારજ છે.

**હજા૦**—થોડે દહાડે તરવારની ધાર જેવું થશે. તારે વેગળા રહેજો. તમારૂ નાક જો અડકશે, તો ચપ ચીભડાની પઠે કપાઇ જશે.

**નથુ૦**—હું તો હરખ ઘેલો થયોછું. મનેતો આણંદથી નાચવાનું મન થાયછે. ( નાચેછે. )

**હજા૦**—ટબલા બાંધો, કાકા પરણ્યા પછી તો તેમ કરવું છે.

**કમા૦**—શેઠ, હુમેરી કયા તકશીર ? તુમેરા પાઊ દુખેગા ઓર મેં એકિલા તે કિતની ચંપી કરુંગા ?

**હજા૦**—સાળા, મુક્કિયો મારજેની. હું તો શરીર એમજ ચાંપું.

નથુ૦—બાવડી ચસકી, વચમાં બકબક ન કર. એનું શરીર તો ચાં-પાના છોડ જેવુંછે.

હજા૦—બરાબર, કેમકે તેના પણ નશીબમાં ભમરનું સુખ નહિ લખેલું.

નથુ૦—એનું મ્હોં તો ગોળ લાડવોજ.

હજા૦—તારે બ્રાહ્મણને બહુ ભાવશે.

નથુ૦—અરે ! જુવાની તો વાડીની પઠે ખીલી રહીછે !

કમા૦—માલીકુ શિરપાવ દો. (ચંદા કહારની ગભરાતી હતી તેની આંખમાં પાણી ભરાઇ આવેછે.)

ગુમ૦—બીન, બીન, ગાંડી ન થા. (ચ્હીડવાઈને) નથુશા, આ તમારા ઘરનો ઢંગ શો ? આ નીચ જાત તરકડાને અને ગાયઝાને માથે શિદ ચ્હડાવી મ્હેલ્યાશે. હું કોંય મારી શોડીને ઠેકડી કરાવવા હિંયા નથી લાવ્યો ?

હજા૦—ઠેકડી નહિ ઠઠ્ઠો.

કમા૦—મ્હોં સમાલકર બોલ બે બકાલ ! અમકું નહિ પીછાનતા હૈ ? તેરા સીર તોડ ડાલુંગા.

નથુ૦—કમાલિયા ! કમાલિયા ! મત બોલ.

ગુમ૦—પીંજારડાને મીજાજ કેટલો છ !

કમા૦—તેરા બાવા પીંજારા.

નથુ૦—અરે ! હં ! હં !

ગુમ૦—પીંજારડા, મને શુરતી દીઠો કે ? રૉંડના તારૂં માથુંજ ભાંજી નાખ્યો જો. ઓળખે છે મને,

કમા૦—જા. જા, સાલ્લે, હીંગ તોલ, હીંગ તોલ.

નથુ૦—(ચ્હીડીને) કમાલિયા ? મડવાનો થયોછ કે ?

હજા૦—કાકા, તમે પાછું તમારૂં કામ ચલાવો એટલે બધા ચૂપ રહેશે.

નથુ૦—રંગમાં ભંગ કરી નાખ્યો. (પાછો ચંદા સામું જોવા લાગેછે.) ગુમખાશાહ, એના રૂપમાં તો કંઇ કસર નથી.

કમા૦—(મનમાં) સાલે હીંગ તોલું અમ સિપાઇ બચ્ચે કું ગાલી બોલતા હૈં, જનમમેં કિસીકી ગાલી મ્હેંને નહિ સુની હૈં.

ગુમ૦—મારે મ્હોંડે શેઠ, વખાણ કરું તે શોભે નહિ, બાકી એવી ફુટડી શોડી અમારા આખા ગોમમાં બીજી કોય નથી.

હજા૦—ખરી કહોછો. અમારા આવા સુરતમાં કોઇ રામજણીનું પણ એવું રૂપ મ્હેં દીઠું નથી તો.

નથુ૦—ઝુમખાશા, રૂપમા કંઈ કસર નથી લખ્યા કરતાં બેચંદા સરસ છે. એની કોટ કેવી છે! પાણી પીએ તો તે પણ દેખાય.

ઝુમ૦—એતો શેઠ તમે ભૂલ્યા. તમારા શુરતી જેવા અમારા છોરૂ પોંગળાં નહિતો. એતો ધાબડધીંગા.

નથુ૦—અરે ઝુમખાંશાહ, હુંતો વખાણ કરૂંછું. અમારે ત્યાં કોઈ બૈરી ઘણી રૂપાળી હોય, ત્હારે તેને એમ કહેછે.

કમા૦—સેઠ, એક મ્હેરી બાત સુન લો.

ઝુમ૦—હુંઅ! વખાણ કરોછો ત્યારે તો ઠીક. પાણી પીએ ત્યારે પણ દેખાય છે, એ વાતતો ખરીછે.

કમા૦—સેઠ, તુમ મેરી એક બાત સુનો. કયા દીવાના હોકર એ રંડીકી તારીફ.—

નથુ૦—કમ્બખ્તા એને કંઇ કહુશે, તો તો હું કહાડીજ મુકીશ ને ચઢેલો પગારે નહિ આપું.

કમા૦—સુનોતોસહી મેરી બાત. એ ગૂજરાતી બડા ચોર હૈ. તમકું એ કમજાત ફિરેબ દેકર ફુસલાતાં હૈં. એ લડકી તો મુંગી હૈં.

નથુ૦—હેં!!!

ઝુમ૦—અરેરે! કહી દીધું કે!

કમા૦—મ્હેં એ કમબખત કાફરકે મકાનપર ગયાથા, એ બખત ઈસકી સાથ ગાડીવાળા આયાથા ઇને અમકું કહ્યા. કે એ લડકી બોલ નહિ શક્તી હે. મ્હેંને તઝવીઝ બોત કીયી આખર માલુમ પડા કે એ બાત સચહૈં. ફિર સાલેકી પાસ મ્હેં ગયા, ઓર પીછું બોલા કે તુમ એસેં દગા કરતેહો. એ બખત એ કમજાત બોલા કે "મિયાં શાહેબ, બોલશોમા, બોલશોમા, તમારો ગણ અમે નહિ વેસરિયે". એસા બોલકર અમકુ પચીસ રૂપે દીએ.

હજા૦—કેમરે ભાયા! આ વાત ખરી કે?

નથુ૦—હેં! આ સું? એ બોલશે તોજ એની સાથે હું પહણીસ; નિકર એને નાંખો ઝાનમમાં!

ઝુમ૦—ભાઈ સાહેબ, હું જૂઠું નથી બોલતો એ શોડી જનમની તો

મુંગી નથી જો. મ્હારીઆંખ્યોના સમ! અંબાજીના સમ! જો હું અશત બોલતો હોઊંતો.

**નથુ૦**—જોઊં કહાં બોલેછ? બોલાવોની.

**રૂમ૦**—શેઠ, જરા શૉસતા પડો, હું કહુંશું તે તો કૉય શાંભલો. જનમની મુંગી નથી. હું ગોમ મ્હેલીને નેશર્યો, ત્યારની શોડી કુણ જાણે શું થયું બોલતી નથી. શેઠ, હું શોડી લઇને પાછો જાયો તેમાં તમારીને મારી બેઊની હોંશી થાશે. શોંસતા પડો, ઘંતર મંતર કૉય કરીશું એટલે પરણ્યા પછે બે દનમાં શાજી થાશે.



# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### (સ્થળ ભોળાભટનું આંગણું.)

**શિવ૦**—(વાંસાપર સોળ પડ્યાછે તે વાંકી વળીને જોતાં જોતાં તથા હાથ પંપાળતા પંપાળતા) મુઓ એ ધણી ને બળ્યું એ સંસારમાં રહેવું! (દાંત પીસીને) મને એવું થાય છે કે એ પીટયાનીજ કાંઈ વેતરણ કરૂં?

**(હરિયો અને કમાલખાં આવે છે.)**

**હરિ૦**—અલ્યા કમાલ, હવે શું કરિયે? વૈદનું નાંમજ આપણે ભૂલી ગયા ને.

**કમા૦**—સેઠ બોત કફા હોયગા અપની નોકરી જાનેકા બખત આયાહૈ. તુંભી કેસા બેવકુફ કે નામહી ભૂલ ગયા.

**હરિ૦**—ત્યારે તું કેમ ભૂલી ગયો? યાદ રાખિયેની.

**કમા૦**—બંમનકા બડા અટપટા નામ અમકું કયા યાદ રહેવે?

**હરિ૦**—હવે કરવું સું?

**કમાલ૦**—અભી પીછા સુરતકા રસ્તા પકડના.

**હરિ૦**—પેલી બૈરીને તદબીરથી પૂછી લેની.

**કમા૦**—(શિવકોર તરફ ધાંટો પાડી) એય! તુમકું માલુમહૈ બૈદ—ઉસકા નામ કયા તો—ઓ—ઓ બૈદ કિદર રહેતાહૈ?

**શિવ૦**—**(મનમાં)** એની કાંઈ વેતરણ તો કરવી ખરી.

**હરિ૦**—મુંગાં ને બોલતાં કરે એવો હાં કોઈ વૈદ રહેતો નથી?

બેરી, ઓ બેરી.

શિવ૦—લંબજીભા, તને તો એવા વૈદનો ખપ પડે એવું મને લાગતું નથી.

હરિ૦—બાઈ, તું જાણેછે કે અમે મજાક કરિયેછ, પણ એમ નથી, અમારી સેઠાણી મુંગી થઈ ગઇછે તેથી સેઠે અમને વૈદને તેડવા મોકલ્યાછે, પણ તેનું જોગજોગે અમે નામ ભૂલી ગયા. અને હવે જો અમે તેને તેડ્યા વગર પાછા જઇયેછ, તો અમને પાણિચું મળે એવુંછે.

શિવ૦—હાં, એક એવો વૈદ રહેછે પણ તે તારી સો સેઠાણી મરતી હોય પણ આવે એવો નથી.

હરિ૦—એજ, એનું ઘર બતાવોની. તેડી જવો તો અમારા હાથમાંછે. નહિ આવે તો ટાંગાટોળી કરીને લઈ જઇશું.

શિવ૦—(મનમાં) મારા હૈયાના હારની ખબર લેવડાવાની મ્હાદેવે મને ઠીક બુદ્ધિ સુઝાડી. (ચાકરોને) જો તમે એને તેડી જાઓ, તો એ તમારી સ્હેઠાણીનો રોગ તો બોલતાં બોલતાં કહાડી નાંખે. વૈદકના કામમાં તો એની જોડી નથી, અને તેમાં મુંગાને બોલતાં કરવાની માત્રા તો એના બાપનીજ.

કમા૦—મહેરબાની કર કર ઈસકા મકાન બતાઓ.

શિવ૦—તમારો પિતંદર આવે તો શું થિયું? એ ઘરમાંથી બારણે નિકળે એવો નથી, પણ તમે જો ઘડી એક હાં ફર્યા કરશો, તો તમને મળશે, કેમકે કોઈ કોઈ વખત એ ઘાસના ભારા લેવા ખેતરે જાયછે.

હરિ૦—વૈદ તે ઘાસના ભારા લાવે!

કમા૦—ઓ તો દવાકી જડીબુટી હોયગી.

શિવ૦—ના, ના, એ તો કંઈ નવી તરેહનું મનખ રે બાઈ.

કમા૦—ઈલમી કે સીર કુચબી એબતો હોવે.

શિવ૦—અરે! એતો એવોછે, કે તમે તેને મારશો ત્યાં લગી, એમ નહિ કહે કે હું વૈદછું; અને વળી હું અગાઉથી કહુંછું કે દશવીશ ઝપાટા ચ્હોડી કહાડશો ત્યાં લગી, એ નાની નાજે કથા કરવાનો. એનો ખપ પડેછે ત્યારે અમારે સઘળાને એમ કરવું પડેછે.

હરિ૦—એ ઘણી હસવા જેવી વાત છે.

શિવ૦—એ ઘણી હસવા જેવી-અને આવા મ્હોટા મનખને વળી એવી ગાંડાઈ શી.?

કમા૦—હકીમકા કામ બરાબર આતાહૈ?

શિવ૦—આતાહૈં! એની જોડી તો લાવો. છ મહિના ઉપર એક બેરીની સઘળા વૈદોએ આશા છોડીતી, અને ખરેખર એને બોલાવ્યો ત્યારે તો તે ચોક્કે મુએલીજ પડી હતી. પણ એણે તો જતાં વારનેજ, કંઈ પાતરાં જોડે લાવ્યો હતો તેને વાટીને, પાંચદશ ટીપાં તેના મ્હોંમાં મૂક્યાં અને તે ટીપાં તેના ગળામાં ઉતર્યાં નથી, એટલામાં તો તે બૈરી ચોકેથી ઉઠીને ફરવા લાગી.

કમા૦—અજબ!

શિવ૦—અરે! આ પંદર દહાડાપર એક પોર્યો માળાપરથી પડીગયો તો તેનાં હાથપગ, ને માથું, એ સઘળું ભાગીને લોહીલોહાણ થઈ ગયુંતું. પણ આપણા વૈદની જરા પૂજા કરીને ત્યાં તેડી ગયા એણે કંઈ એવું તેલ તેને શરીરે ચોળાવ્યું, કે દેખદેખતાં તે છોકરો ઉઠીને રમવા દોડી ગયો.

હરિ૦—ઓ! નવાઇ! નવાઇ!

કમા૦—શોભાન અલ્લા! બડા અજબ ઈલમી!

હરિ૦—પણ મુંગાને સારા કરેછે?

શિવ૦—મુંગાના સ્હા ભારછે? અમારા ગામના જોસ્હીની વહુ જન્મની મુંગી હતી, તેની જીભ ઉપર એણે કંઈ એવો લેપ ચોપડાવ્યો, કે જોસ્હી બાર રાસી ગણે તો તે બાવી ગણે એવી થઈ છે.

હરિ૦—એજ વૈદને આપણે તેડવા મોકલ્યા હસે.

શિવ૦—હું કહુંછું તે વૈદ તો ઓ પેલો આવે.

કમા૦—કહા? ઓ!

શિવ૦—એજ. એ આપણને જોઇને ભરાઇ જાય છે.

કમા૦—ચલબે, હરિયા, ઝપટશે, અબી બાત કરનેકા બખત નહિ હૈ. બાઈ, તુમને બોત મ્હેરબાની કીઇ.

શિવ૦—જાઓ. પણ જોજો હો! મારતાં આલસ નહિ કરતા. મ્હાદેવ કરશે તો તમારું કામ પાડ પડશે. (મનમાં) મારુંતો પાર પડશેજ.

હરિ૦—અમે એ વાતમાં કસુર કરીએ એવા નથી તો.

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ—ગામનું ગાંદરૂં.)

ભોળા૦—(મનમાં) એ ! ધગડું ક્યાંથી આવ્યું ? કાંઈ નહિ. હમણાં મિળાવી લઇએછ. (મોટેથી) અંહિ ! મિયાં સાહેબ ! તબીયત અચ્છી હૈ,

કમા૦—મહારાજ, આપકા ગુલામ અચ્છા હૈં.

ભોળા૦—નારે, મિયાં સાહેબ, અમે તમારા ગુલામ.

કમા૦—ઉમેરા બડા નશીબ કે આપકી મુલાકાત હુઇ.

ભોળા૦—નહિરે, મિયાં સાહેબ, અમારા નસીબ. (મનમાં) પૂરા ભોગ ! ભારા છીનવી લઈ જવાનો. કોઇ મ્હસ્હરાની સ્હવારી બવારીની મ્હોંકણ પડી હોસ્હે.

કમા૦—મહારાજ, અમપર મહેરબાની કરનેકા કામ આપકે હાથમ હૈં. મહારાજ, તુમેરી પાસ એક કામમેં મદદ મંગનેકુ અમ આયે હૈં.

ભોળા૦—અચ્છા ચિલમ ચહીતીહૈં.? બના દેતાહું, મેરા ફક્કડ દોસ્ત. જેસ્હી એ દીન બનાઇથી તૈસ્હી. (મનમાં) આ ધગડું તો કંઈ નવી તરેહનું દેખું રે ! આમના સુરજ આમ ઉગે, પણ જાંગલું કે તરકડું નરમાસથી બોલે નહિ.

કમા૦—મહારાજ, ગરીબકું ઉડાનેકી બાત ?

હરિ૦—તમારા સરખા માણસને અમે શોધતા આવિયે એમાં કંઈ નવાઈ જેવું નથી. તમારા જેવા માણુસ કંઈ ઢાંકયા રહેછ ?

ભોળા૦—(મનમાં) ઓહો ! કચેરીને સીધા પાણી જોઇતાં દેખુ ! ભોળાભટ પાસેજ ? દહાડો વળ્યો. (કમાલખાંને) અરે, મિયાંસાહેબ, તમે જાણોંછો હું તો ગરીબ મનખછું. આ વેચીને પૈસા લાવ્યા ત્યારે હું આજે રોટલા પામા.

હરિ૦—વા ! મહારાજ, એમ સું બોલોછ !

ભોળા૦—મિયાં સાહેબ, જૂઠું નથી કહેતો. જાઓ ! બે આના આપજો. આ ભારો તો જુઓ !

કમા૦—સિર મત પકાઓ. સીધી બાત કરો.

ભોળા૦—મિયાં સાહેબ, તમે બધીજ મ્હોબત ભૂલી ગયાકે ? ફિકર નહિ. (પાસે જઇને) લે દોસ્ત પૈસાની તાડી પીજે જા. (પૈસો આપવા માંડે છે) હવે સીધી બાત થઈ.

હરિ૦—મહારાજ, કાંઈ કરતા સમજો. સમજો.

ભોળા૦—(ગુસ્સો બતાવી) હાંડી ધોયા, તું દબાવવા આવ્યોછ કે? બચ્ચા, કાયદો કપરો છે, કપરો છે. કુતરાને મોતે માર્યા જશો. આ મિયાં સાહેબ તો અમારા જુના દોસ્ત છે. કયું ? મિયાં સચ ? ઓ દીન નદીકે કીનારે—

કમા૦—બમન, મેરી સાથ એ બાત નહિ ચલેગી.

ભોળા૦—ત્યારે લઈ જાઓ ભારો. દામ લેવાશે તો લઈશ.

હરિ૦—મહારાજ, તમે શું ને ભારો શું ?

ભોળા૦—(ચ્હીડીને) સીધાંપાણી જોઇતાંતાં તો જઈએની સ્હસ્હરા પટેલને ત્હાં કે વેરાગીનું ઝુંડ લખીને તેરા ધરમ તેરે દુવાર કરત. આ હું તો ચાલ્યો. આગળ લગીની હિંમત હોય તે આવીને અટકાવે. હું મામલતદાર ને કલેકટરના બાપને ઠેઠ પહોંચાડું એવોછું.

હજા૦—વેદરાજ વેદરાજ એ માથાફોડ મુકીદો.

ભોળા૦—આ કોઈ બેવકુફ છે કે સ્હું ?

કમા૦—મહારાજ મ્હેં ઈતની અરજ કરતાહું કે મ્હેરબાની કર કર સબ ઢોંગ છોડદો.

હરિ૦—તમને અમે ઓળખ્યા તો ખરા, ઢોંગ હવે શું કામ કરોછો?

ભોળા૦—ઓળખ્યા હું કોણછું?

હરિ૦—અમે શું નથી જાણતા ? તમે મોટા વૈદછો.

ભોળા૦—લવેછ સ્હુંરે? હું સ્હસ્હરો વૈદ કહાંથી થિયો.

કમા૦—ઓ તો જીદ નહિ છોડેગા. મહારાજ, મ્હેં પગડી ઉતારકર કહેતાહું, કે અબ ઢૌંગ છોડદોજ, નહિતો અમકુ—કયા ઓ તો તુમકું માલમ હૈં—ઓ કરનેકી જરૂર પડેગી.

ભોળા૦—સ્હું તે જો મને માલમ હોય, તો મારા બાપનાજ સ્હમ ! પણ એટલું તો માલમ છે, કે હું વૈદ નથી.

કમા૦—ઓ ઈલાજ બિગર કુચ્ છુટકા નહિ હૈં.

હરિ૦—કરતા હોય તે કરો, ને છાસની દહોંણી ભરો.

કમા૦—કયું તુમ બૈદ નહિ હયા ?

ભોળા૦—ના!

કમા૦—કયું તુમ બૈદ નહિ !

**ભોળા૦**—ના, ને કદાપિ વૈદ હઇશ તોપણ ત્હારું ઓસડ મારાથીનહિ થાય. પલાસ્તર મરાવ જા છોડ.

**કમા૦**—(ચ્હમકીને) હા. કબુલતો જરા હુવા.

**હરિ૦**—વૈદરાજ, ચલો, ચલો. ઓસડ કરો, કરોતો ખરા.

**ભોળા૦**—જા, જા, હું નથી કરવાનો. કરું તો મારી જનોઇના સમ. સમજ્યા સૂઅરના સાળાઓ?

**કમા૦**—(ગુસ્સે થઇને) અચ્છા, અચ્છા. હરિયા દેખતા હૈં કયા?

(બંને ભોળા ભટને મારે છે.)

**ભોળા૦**—આપણ ખાસી. (ભોળાભટના માથાપરનો ભારો પડી જાયછે. મારંમારા ચાલેછે, હરિઆને એક હડસેલો મારી પાડી નાખેછે) આવો બચ્ચા, આવો બચ્ચા. તમારું દીવાનાપણું દોઢ ગાઊ કહાડી નાખું એવો હું છઊં. ઓળખોછો ભોળાભટને?

**કમા૦**—(ભોળાભટનો તોટો પકડી) અબી આતા હૈં કે નહિ? બોલ. (હરિયો આવીને ઉપરથી સપાટા લગાવે છે.)

**ભોળા૦**—ઓરે! મિયાંસાહેબ જાનેદો, જાનેદો. મીયાં કહા કહેતે હો! તે મૈં હું, મિયાંસાહેબ? જાનેદો મરજાતા હું.

**હરિ૦**—ત્યારે, મહારાજ, હાથે કરીને એમ શું કામ કરાવતા હશો?

**કમા૦**—મ્હેં ખચિત કરકર કહેતા હું કે મ્હેં બહુત દિલગીર હું.

**ભોળા૦**—આ તે સ્હસ્હરા ગાંડા કે ડાહ્યા કાંઈ સ્હમજાતું નથી. (મ્હોટેથી) મ્હેં પણ ખચિત કરકર કહેતા હું કે હું પણ બહુ દલગિરછું. પણ મિયાં સાહેબ, મને મારી મચરડીને વૈદ કરવામાં તમને શો લાભછે.

**કમા૦**—કયા! તુમ ફિર હકીમાકા ઈનકાર કરતે હો.?

**ભોળા૦**—હું જો હકીમ હોઊં, તો તારી જુવાનીનાજ સ્હમ. ?

**કમા૦**—કમબખ્ત, મેરી જવાનીકા સોગન કાયકે બાસ્તે ખાતા હૈ? બોલ! તું વૈદ નહિં?

**ભોળા૦**—મુસલમાનના પેટનો હોય કે જૂઠું બોલે. (પાછા મારેછે.) ઓ મારા બાપલારે! અરરર! ઓ મારા દાદા! ખોદાને માટે જવાદોરે! ઓરે! મિયાંસાહેબ, હું વૈદછું,—જોસહીછું—ગાંધીછું—ગવંડરછું—હજામછું—કલેકટરછું—મોચીછું—કહોતે છું.

**હરિ૦**—મ્હોંથી કહો કે હું વૈદછંઊં.

ભોળા૦—હા ભાઈ, હા. હું વૈદછું અશ્વનિકુમારનો અંશને અકલા તુનનો અવતાર.

કમા૦—તુમેરી એસીબાત સુનકર મ્હેં બોત ખુશ હુવા. તસ્દી તો હુઇ, મગર માફ કરિયો.

ભોળા૦—નહિરે, ભાઇ, મને કંઇ તસ્દી નથી પડી; તસ્દી તો તમારા હાથને પડી. પણ હું વૈદછું તેનો તમને પુરો ભરોસોછે ?

કમા૦—મહારાજ, તુમતો દુનિયામાં એકી હો.

ભોળા૦—બીજો અક્કર્મી કહાંથી હોય ?

હરિ૦—મહારાજ, તમે તો ભલભલા રોગ સારા કીધાછે.

ભોળા૦—હોય, ભાઇ. તું જાણે તે ખરૂં.

હરિ૦—મહારાજ, તમેતો એવાછો કે એક બૈરીને બાંધીને બાળવા લઇ ગયેલા તેને સારી કરેલી.

ભોળા૦—ઓતૂ, ત્હારીની.

હરિ૦—તમે તો એક છોકરાની ડોકી ભાગીને આધી પડીતી તેને જતાં વારને સારૂં કીધુંતું.

કમાલ૦—જીભ બિગરકી એક ઓરતકું તુમને બોલતી કીઇ હૈં.

હરિ૦—મહારાજ, તુમારા તો ભાગ્યોગ ઉઘડયાં એમજ જાણો. અમારા શેઠ તમને જે માગશો તે આપશે.—

ભોળા૦—તમારો શેઠ તો કોણ જાણે કેવો હશે ? તેને તો શિંગડા છે ખરા કેમ !

હરિ૦—વૈદરાજ, આખો દહાડોજ મજાક ? શેઠ સુરતથી આજેજ આવ્યાછ. વૈદનું કામ પડયુંછ તેથી તમને તેડવા મોકલ્યાછ.

ભોળા૦—(મનમાં) અરે ત્હારીની. આ તો કાંઇ આંધળે બહેરૂંજ કુટાયછે જો.

કમાલ૦—ઓ તે લખપતિ હૈ. તુંમ મુખસે માગોગે ઓ સબ દેગા.

ભોળા૦—( મનમાં ) ચલો ત્યારે બેઘડી મઝાછે, હેં ? જે માગું તે આપશે. ?

હરિ૦—હા, એમાં તે કંઇ શક ?

ભોળા૦—ત્યારે તો હું વૈદછું એમાં પણ કાંઇ શક. હું ભૂલી ગયો તો, પણ હવે મને સાંભર્યું. વ્હારૂ, શો રોગછે !

**હરિ૦**—શેઠાણીની જીભ બંધ થઇ ગઇ છે.

**ભોળા૦**—ગભરાઓ નહિં,મહારાજ નહરાજ લઇને ઉઘાડે ત્યારેજ ખરા. પણ રાખો હું મારી કોથળી લઇ આવું. કોથળી વિના વૈદને કે હજામને એક ઘડી ચાલે નહિ.

**કમા૦**—મહારાજ અબ જલદી કરો.

**ભોળા૦**—તમારી શેઠાણી કેટલાએક વરસની છે.

**હરિ૦**—જાઓ, જાઓ. કોથળી લઇને આવો, રસ્તામાં જે પૂછશો તે કહીશું.

**ભોળા૦**—જુઓ હું આવું તો છઉં પણ આટલી સરત,—રસ્તામાં હું જે પૂછું તે તમારે કહેવું, પછી બધી હકીગત સાંભળીને મ્હારી નજરમાં આવે તો આવું, ને નહિ તો બારણેથી પાછો ચાલ્યો જાઉં જો.

**કમાલ૦**—અચ્છા અચ્છા જૈસી મરજી.

**હરિ૦**—જલદી લઇ આવો. જલદી લઇ આઓ.

**કમા૦**—જાને તો નહિ દઉંગા. ચલો મૈ સાથ આતા હું.

**ભોળા૦**—ઓ ! કોથળી તો જડી. ચલો ત્યારે હરાહરા મહાદેવ !

## પ્રવેશ ૩ જો.

### (નથ્થુકાકાનો ઉતારો.)

**નથુ૦**—પણ તે વૈદ છે કહાં ?

**હરિ૦**—ઓટલે જરા સુકન જોવા ઉભા રહ્યાછે. શેઠ, કંઈ ગભરાતાં નહિ એ વૈદ એવોછે, કે બીજા વૈદ જેમ માણસને મારવામાં હોંશિયાર હોયછે, તેમ એ મુવાંને જીવતાં કરવામાં છે.

**નથુ૦**—પણ એ બહુ નવાઈ જેવુંછે, કે આવા મોટા વૈદને એવી નઠારી ખાશિયેત પડીછે.

**કમા૦**—મગર ઓ ઇલાજમેં કુચ મ્હેનત નહિ હૈતો. દોચાર લગાઇકે અપની મેલે સાલા ચલા આતી હૈં. ઓ આયા દેખો.

(ભોળાભટ આવેછે.)

**નથુ૦**—પધારિયે, વૈદરાજ.

**ભોળા૦**—અશ્વનીકુમાર વૈદ એમ કહી ગયા છે કે વૈદને પધારિયે એમ કહેવું નહિ.

નથુ૦—એતું વળી શેમાં કહ્યુંછ?

ભોળા૦—પધાર્યે અધ્યાયમાં.

નથુ૦—ત્યારે ફરીથી નહિ કહિયે મહારાજ.

ભોળા૦—બારવરસ લગી ગુરૂને ત્યાં વિદ્યાભ્યાસ કર્યા પછી—સાંભળોછ કે વૈદરાજ ?

નથુ૦—વૈદરાજ કોને કહોછ? હુંતો ઠાકોરની કિરપાથી વેપારી વાણિયો છઊં.

ભોળા૦—શું! તમને વૈદું નથી આવડતું?

નથુ૦—ના, મહારાજ.

ભોળા૦—શું! વૈદ તમે નથી?

નથુ૦—વૈદ! નારે, મહારાજ હું વૈદ કેવો?

ભોળા૦—ત્યારે લો! લો! (નથુ કાકાને મારેછે.)

નથુ૦—ઓરે! લો શું પથ્થર? આ તે કંઈ રીત છે?

ભોળા૦—મેં તમને વૈદું આપ્યું.હું એજ વિદ્યા ભણ્યાથી વૈદ થયોછું.

નથુ૦—આ અડધ પાંસળીને કહાંથી લાવ્યાછ?

હરિ૦—સેઠ, મેં તમને કહ્યુંતું કની, એનો જરા મીજાસ એવોજ છે.

નથુ૦—એવો તે સાળો મીજાસ કેવો? મારી સાથે એવો મીજાસ નહિં ચાલે.

ભોળા૦—સેઠ, માફ કરજો, માફ કરજો હો.

નથુ૦—વારૂ, એકવારની કંઇ ફિકર નહિ.

ભોળા૦—મારા હાથને વા થઈ આવ્યો તેથી હું દિલગિરછું.

નથુ૦—કંઈ ફિકર નહિ, કંઈ ફિકર નહિ.

ભોળા૦—મ્હેં આ પાંચ દશ તમાચા, સેઠ, તમને મ્હોડી કહાડ્યા તે બહુ ખોટું—

નથુ૦—હવે એ વાતજ જવાદો. હોય, ફિકર નહિ. મહારાજ એને બહુ કપરો રોગ—

ભોળા૦—બહુસારૂં, બહુસારૂં. હુંતો મહાદેવની પૂજા કરીને રોજ એમજ માગુંછું કે, તમને તથા તમારા ઘરના સઘળાને કપરો રોગ થાય—કે તમારી નોકરી બજાવવાનું મ્હારૂં કેટલું મન છે તે તમને માલમ પડે.

નથુ૦—મહારાજ, તમારી તો કિરપાજ છે કની.

ભોળા૦—સેઠ, હું જુઠું નથી કહેતો, મ્હારા ખરા દીલથી કહુંછું.

નથુ૦—હું પણ મારા ખરા દીલથી માનુંછઉં. હવે ચલો તે ઘરમાં.

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ—ઝુમખાશાહનો ઉતારો.)

ભોળા૦—કેમછે ઠુમકાશાહ?

ઝુમ૦—મહારાજ, મ્હારૂ નામતો ઝુમખો છે.

ભોળા૦—ભુલ્યો માફ કરજો. કનકવાને ઠુમકા મારેછ કની, તે બોલ મ્હોડે રહી ગએલો તેથી એમ બોલાઈ ગયું. હવે નહિ ભૂલું. વારૂ જુંમાખાં—

હજા૦—મહારાજ જુંમાખાં તો મુસલમાનનું નામ.

ભોળા૦—બેસમુંડા! વચમાં મુંડી ઘાલવાનું તને કોણે કહ્યું? બચારા પરદેશીની મજાક કરેછ કે?

હજા૦—એનું નામ કહાં જુંમાખાં છે, કે મેં મજાક કરી એમ કહેવાય.

ભોળા૦—એણે પોતે મને કહ્યું તે કરતાં તું વધારે જાણે કે?

નથુ૦—મહારાજ, એમનું નામતો ઝુમખાંશાહ.

ભોળા૦—સેઠ,એ ઝાંજના જેવુ ઝુમઝુમિયું નામ મને.તો નહિ આવડે.

નથુ૦—વારૂ, મહારાજ, હવે એની નાડ જુઓ.

ભોળા૦—સેઠ, તમારે તમારી પોરીની ચંતા નહિ રાખવી.

હજા૦—મહારાજ, એ સેઠની પોરી કહાં છે?

ભોળા૦—પોર્યાની પોરી હોસ્હે. પણ તે પોરીજ કહેવાય.

નથુ૦—મહારાજ, એતો હું પનવાનોછ તે કણ્યા,

ભોળા૦—અરર! મ્હેંતો મુરતમાંજ પંચમાસીનું છમાસી કીધું. પણ સેઠ અજાણ્યોને આંધળો બરાબર.

નથુ૦—હોય, તમે સું જાનો?

ભોળા૦—આ બૈરી—અરે—નાની છોકરીના મ્હોં ઉપર રોગતો કાંઈ જણાતો નથી. એનેતો ગોકુળિયો રોગ થયો છે.

નથુ૦—વૈદરાજ, એતો હસે છે.

ભોળા૦—એતો સારૂં. માંદું માણુસ હસે ત્યારે એમ જાણવું કે રોગ જવાનો. વારૂ, (મનમાં) એને શું કહું? બહેન કહેવી પડશે. હોય, બધા

વૈદ કહેછ કની. કહી તેમાં કંઈ થઈ ગઈ. (મ્હોટેથી) વારૂ, બહેન, તને શું થયુંછે? શો રોગ છે?

**ચંદા૦**—ઊંઊં! ઊંઊં! ઊંઊં!

**ભોળા૦**—શું કહેછ, બહેન?

**ચંદા૦**—ઊંઊં! ઊંઊં! ઊંઊં!

**ભોળા૦**—શું? શું? શું?

**ચંદા૦**—ઊંઊં! ઊંઊં! ઊંઊં!

**ભોળા૦**—ઊંઊંઊંઊં તે શું? એમાં મને એક અક્ષર સમજણ પડતી નથી. આ તે સ્હરહરી કઈ જાતની બોલી!

**ગુમ૦**—વૈદરાજ, એજ રોગછે તો. એ મુંગી થઇછે અને તેનું કારણ કંઈ માલમ પડતું નથી.અને એ રોગને લીધે તો એના લગન અટકી રહ્યાંછે.

**ભોળા૦**—હેં! જીભ બંધ થઈ તેમાં શું બગડયું?

**ગુમ૦**—શેઠ મુંગીને પરણવાની ના કહેછ.

**ભોળા૦**—વા! એવો તેં મૂરખ કોણ, કે જેને મુંગી બૈરી નહિ ગમે? વારૂ. આ ઊંઊંઊં રોગથી કંઈ દરદ થાયછે?

**ગુમ૦**—ના, દરદ તો કંઇ નથી થતું.

**ભોળા૦**—એ નઠારૂં. રોગ માંહેનોમાંહે ધુમરાયા કરેછ. વારૂ, ખાવાપર રૂચી થાયછ?

**ગુમ૦**—ખાયછે તો ખરી.

**ભોળા૦**—સેઠ, મને એજ ડર હતો. આવા રોગમાં ખાધાપર રૂચી થાય તે બહુ ખોટું. એતો પેટનો દાહ, સેઠ, પેટનો દાહ. (મનમાં) કોઈને ત્યાં ઓસડ કરવા જઇએ ત્યારે પેહેલાં તો સારૂં હોય તોપણ બધું નઠારૂં નઠારૂંજ કહેવું, કે ધરનાં ડરે, ને પછી સારૂં થાય તો આપણને જશ વત્તો મળે, ને મરે તો કાસળ જાય.

**નથુ૦**—વારૂ મહારાજ, હવે નાડ જુઓની.

**ભોળા૦**—જોઊંછું. શેઠ જોઉછું આવતાં વારને તરત નાડ જોવાની ધૂર્તશાસ્ત્રમાં ના કહીછે.

**હજા૦**—હા મારે પણ કોઇક દહાડો વૈદને ત્હાં જવું પડેછે, ત્યારે કોઈ નહિ તોપણ ઘડી એક વાત કર્યા પછીજ નાડ હાથમાં પકડેછે.

**ભોળા૦**—(મનમાં) વાત કરાવે નહિ તો પછી રોગ જાણે કહાંથી?

(મ્હોટેથી) તેનું કારણ એમછે કે. ચાલવાના શ્રમથી નાડમાં ફેર પડી જાયછે. ઘડીએક બેસે ત્યારે નાડ પાછી ઠેકાણે આવે.

**નથુ૦**—પણ એને કહાં ચાલવું પડયુછ?

**ભોળા૦**—(મનમાં) આતો શેઠે પકડયા હો. (મોટેથી) પણ હું ચાહીને આવ્યોછકની, સેઠ, જોનાર હું કે બીજો. સેઠ, નાડિજ્ઞાન બહુ દુર્લભછે સહેજ વાત નથી. સેઠ, સહેજ વાત નથી. એના ઊંડા ભેદછે. કાંઈ વિદ્યા પણ જોઈએ, ને કાંઈ તરક પણ જોઇએ.

**ઝુમ૦**—સેઠ, શાસ્ત્રરની વાતમાં આપણે શું સમજીએ?.

**ભોળા૦**—વારૂ, બહેન, ત્હારો હાથ લાવતો (ચંદા હાથ આગળ ધરે છે) ઓહો!! આ નાડી મુંગી થાય તેમાં નવાઈ શી? નાડજ મુંગી થઈ ગઈ છે તો, (મનમાં) હું નાડ કયાંછ તેજ નથી જાણતો એટલે મ્હારે મન તો મુંગીજ છે તો.

**ઝુમ૦**—પરિક્ષા તો બરાબર કીધી.

**ભોળા૦**—અરે, સેઠ, નાડ તો મુડદાના જેવી મુંગી થઇ ગઇછે. રોગ બહુ ફેલી ગયોછ. જો એક ઘડી મોડો મને બોલાવ્યો હોત, તો આ કામ હાથમાં રહેત નહિ. સેઠ રોગ બહુ કપરોછે, બહુ કપરો છે. પુછવાનીજ વાત નહિ.

**નથુ૦**—વૈદરાજ, તમારી ખબડદારીની આગળ એ રોગના સા ભારછે? તમારાં પગલાં થયાં એટલે બધાં સારાં વાનાં થસે.

**ભોળા૦**—તે તો ખરૂં, સેઠ, પણ અમે વૈદલોક કંઇ પરમેશ્વરના દીકરા નથી. અમારા લાખ્યા પહોંચે ત્યાં લગી તો અમે કરવામાં કંઈ કસર નહિ રાખિયે, પણ એની નાડ તો જુવો. આવી નાડ તો મેં મારા જનમમાં કોઈની જોઈ નથી.

**ઝુમ૦**—વૈદરાજ, તમારે ખોળે માથું મુકયુંછે.

**નથુ૦**—મહારાજ, તમારે સરણે આવ્યા છઇએ; મારો કે ઉગારો.

**ભોળા૦**—સેઠ, હું કઈ મારૂ ચાલશે ત્યાં લગી આળસ કરવાનોછ? કંકુનો ચાંલ્લો સૌને વહાલોછે. પણ શાસ્ત્રમાં કહ્યું છેઃ—

**गद्धा चलंती पितरोग जाण्यं, कुत्तेषु वायु गरमी त्रिलाडाः**
**मुगीश्च नाडे सकळं रोगाणी, आशा न तस्यं नच नारि सत्सं.**

એટલે "ગદ્ધા ચલંતી પિતરોગ જાણ્યુ" કહેતાં ગદ્ધા ચલંતી એટલે ગધેડાની પેઠે ચાલે છે એવી જે નાડ તે ઉપરથી પીત એવો જે રોગ તે જાણવો. (એ પ્રમાણે શ્લોક દરેક વાર ઉથલાવી ઉથલાવીને) કુતરાની પેઠે ચાલે તો વાયુ, અને ગરમી ક્યારે જાણવી કે બિલાડાની પેઠે ચાલતી હોય ત્યારે; પણ, **मुंगीश्चनाडे** એટલે જો મુંગી નાડ હોય તો સો રોગ વ્યાપી રહ્યા છે એમ જાણવું. **आशा न तस्यं** કહેતાં તેની આશા ન રાખવી, જેમકે;– **नवनारि सत्यं** એટલે નારિ કહેતાં સ્ત્રી તેનામાં સત્ય કહેતાં સાચું બોલવાની જ્ઞાની પુરૂષો આશા રાખતા નથી.

**ઝુમ૦**—અરર! મહારાજ એમશું બોલોછો ? મ્હારે તો આંધળાની આંખ્યછે. (આંખમાં આંસુ ભરાઈ આવેછે.)

**ભોળા૦**—આપણા હિંદુલોકો રડવામાંજ તૈયાર. અંગ્રેજ લોકો હઇયાના કેવા કઠણ હોય છે.

**નથુ૦**—અરે! અરે! શીજી મહારાજ, ઘડપનમાં કેમ કેમ કરતાં આ રતણ મને મળતું તું તે હાથમાંથી જતું રહેવાનું કે ?

**ઝુમ૦**—અરે ભગવાન! આશોડીને પરણ્યા પછી આ રોગ લાગ્યો હોતતો આટલું નહિ લાગત.

**ભોળા૦**—જાઓ, જાઓ, સેઠ એમ શું બોલોછો ? તમે પૈસાના સગા દેખાઓ છો, માણુસના નથી.

**ઝુમ૦**—મહારાજ, મ્હોડેજ કહેવાયછ. શોડી પરણાવતાં જેને ખરચ લાગેછે, તે પરણ્યા પહેલા કે પરણ્યા પછી મુઈ વાંછેછ ?

**નથુ૦**—વૈદરાજ, તમે જો એને સારૂં કરો તો સો રૂપીઆની મ્હારે તમને કંઠી પહેરાવવી.

**ભોળા૦**—(મનમાં) આટલા ડરાવ્યા તો સો રૂપીયા આપવા તૈયાર થયાછ. હવે જરા હિંમત આપીએ. (મોટેથી) રૂપિયાનું તો કંઈ નહિ. હું તો જશનો ભુખ્યોછું. જગતમાં કહેવત છે કે ઉંઉંનું ઓશડ નહિ, પણ મહાદેવજી કરે તો હું એને બોલતી કરૂં ત્યારેજ મ્હારૂં નામ ખરૂં.

**ઝુમ૦**—વૈદરાજ, હું પણ તમારો ગણુ વેસરવાનો નથી, ફુલ નહિ, તો ફુલની પાંખડી પણ હું તમારી શેવા કર્યો.

**નથુ૦**—વારૂ વૈદરાજ, એ રોગનું નામ શું ?

**ભોળા૦**—એના શાસ્ત્રમાં, સેઠ, ઘણા પ્રકાર લખ્યા છે. એકનું નામ ક્ષુદ્રઘંટિકા, બીજાનું નામ અશ્વસ્થામા, ત્રીજાનું નામ ત્રીપુરસુંદરી, ચોથાનું નામ અનુષ્ટુપછંદ, પાંચમાનું નામ યજુર્વેદો, અને છઠાનું નામ જામદગ્નિ,

**ઝુમ૦**—ઓહો! કેવાં કેવાં નામ એમને આવડેછ.

**ભોળા૦**—સેઠ, એવા છ પ્રકારનો એ રોગ થાયછે. એ અક્કેક પ્રકારના પાછા વીસ વીસ પ્રકારછે. પણ તમને સમજણ નહિ પડે તેથી કહેતો નથી. ભેંસની આગળ ભાગવત! તમારા આગળ ખરૂં ને ખોટું બધું સરખું!

**નથુ૦**—પણ મહારાજ, કંઈ વિદ્યા ઢાંકી રહેછ? તમારી બોલવાની છટા ઉપરથીજ જણાય છે.

**ભોળા૦**—અરે અમારા વૈદ લોકની સભા મળી હોય, ત્યારે મને બોલતો સાંભળો, તો તમે તો દીંગજ થઈ જાઓ.

**ઝુમ૦**—વારૂ, મહારાજ, આ રોગ શાથી થયો હશે?

**ભોળા૦**—એમાં શું પુછોછો? એ મુંગી થઈ છે તેનું કારણ એ કે એની જીભ બંધાઈ ગઇછ.

**નથુ૦**—પણ મહારાજ, જીભ સાથી બંધાઈ ગઈ હસે?

**ભોળા૦**—સર્વત્ર વૈદકશાસ્ત્રમાં એમ કહેલુંછ કે જીવ્હાની ચલન શક્તિમાં વિઘ્ન આવ્યાથી જીભ બંધાઇ જાય છે.

**ઝુમ૦**—પણ તે વિઘન શાથી આવતું હશે?

**ભોળા૦**—એ વિશે ધનવંત્રી વૈદ કેવું સરસ લખી ગયાછ જો—અરે! શું મઝેનું લખ્યુંજ જો!

**નથુ૦**—હોશે, વૈદરાજ.

**ભોળા૦**—વા! ધનવંત્રી વૈદ કેવા સમર્થ પુરૂષ હતા! શું વિદ્યા ને શું ડહાપણ જો તેમનું! અંશીજન, સેઠ, અંશીજન. હાલના વૈદો સાળા સેખી કરેછ પણ તેમને શું આવડેછ? આ રોગ વિશે ધનવંત્રી વૈદે એવું લખ્યુંજ કે જાણે–જાણે–પણ આ તો આડી વાત ચાલી. આ વિઘ્નનુ કારણ એ છે, કે જઠરાગ્નિમાંથી ગળે આવીને ધુમાડો અટકી રહ્યોછ. એ ધુમાડાનું નામ શાસ્ત્રમાં-ધુમાડો-ધુમાડોજછે. એ ઉપર એક સ્લોક સાંભળો.

**भवंती जीव्हायां गबडगंड गड्डो घट घटे,**
**रमि चैत्रौरैवौ राणिकरांणि कैत्रो रद् रदः**

**लता लस्सं कस्सं प्रणिक घनशामो अभिमनौ,**
**भलंभल्लां भल्लं रमल मल मल्लं वलवर्लीं.**

**કમા૦**—બિસ્મલ્લા! કયા કાબેલ આદમી હૈ!

**નથુ૦**—ઓહો! કેવો અઘરો અશ્લોક છે. બોલતાં જીભના કકડે કકડ થઇ જાય. પણ એ તો પાણીના રેલાની કાણી બોલ્યા જાયછ.

**ગુમ૦**—શેઠ, તમારા શુરત તરફના વૈદ તો વૈદજ દેખું.

**ભોળા૦**—આ અશ્વનિકુમાર વૈદનો જાતનો કરેલો શ્લોક છે, એમાં એમ કહ્યું, કે પેટમાં દોઢ આંગળ ઊંચો, સાડાચાર આંગળ લાંબો. અને પોણાત્રણ આંગળ પહોળો ચુલો છે. તેમાં સૂક્ષ્મ રૂપે અગ્નિ પુરણ પુરષોતમ ભગવાને જાતે પ્રગટાવી મુકયો છે. એ અગ્નિ નિરંતર બળ્યા કરે છે. એમાં જે લાકડાં હોય છે તેને ફારસીમાં હેમકે હઝૂર કહે છે. એ લાકડામાંથી ધુમાડો નિકળે છે તે બહુજ વ્યથા ઉપજાવનારો છે. એ ધુમાડો પેટ સાફ આવે ત્યાં લગી તે દ્વારે નિકળી જાય છે, અને તેથી સુખાકારી શરીરમાં રહે છે.

**નથુ૦**—ખરૂં કહોછ, વૈદરાજ. એક દહાડો જો મને વા સરતો નથી તો મારો જીવ ગભરાઈ જાય છે.

**ભોળા૦**—એ ધુમાડો જો ઉપર ચઢે તો ગળાં આગળ એક સ્નાયુ (જેને આરબીમાં અબ્લે અબ્લા કરીને કહે છે) તેમાં ભરાય. હવે પ્રાણાત્માએ સ્નાયું કહેતા ભુંગલીને નીચલે છેડે હોય છે. તેની ઉપર જ્યારે ધુમાડો ચઢી જાય, ત્યારે જીવ્હા અને પ્રાણાત્મા વચેનો સંબંધ તુટી જાય છે, અને તે કારણને લીધે બોલવામાં વિઘ્ન આવીને પડે છે. કેમ શેઠ સમજ્યા?

**નથુ૦**—વા! વા! વૈદરાજ, તમે તો છેક એકડેએકથીજ વાત કહી સંભળાવી, ને પછી સમજ્યામાં શું પુછોછો?

**ગુમ૦**—તમે કહ્યું તે તો બરાબર છે, પણ મને એક જરા શક એ છે, કે આટલા દહાડા હુંતો એમ જાણતો હતો, કે પ્રાણાત્મા તો રૂદયમાં છે; અને તમે તો ગળા આગળ કહોછ.

**ભોળા૦**—એમ ઘણા હજામ વૈદો કહેછ, પણ જે પ્રાચિન વૈદકશાસ્ત્રનાં પુસ્તક ભણ્યા છે, તે સમજેછ કે એ વાત જુઠી છે. એનું તમને એક પ્રમાણ આપું. તમારી છાતીમાં અથવા પેટમાં મુક્કો મારૂં, તો તમને

ઘણું દરદ નહિ થાય; પણ ગળા ઉપર જો તાકીને જોરથી લગાવું કની, તો તમારો પ્રાણ ટપ નિકળી જાય. હવે બોલો, પ્રાણાત્મા ખરો કહાં જાણુવો? કહો તો, તેમ કરી બતાવું.

ઝુમ૦—વૈદરાજ, અપરાધ ખમા કરો.

ભોળા૦—હોય કંઇ ફિકર નહિ. વૈદકશાસ્ત્રમાં તમે શું સમજો? તમે કાંઇ શિખ્યાછો? કે તમારો કંઇ ધંધો છે? હવે સેઠ સાંભળજો. આ ધુમાડાથી પ્રથમ તો જીભ બંધ થઇ જાય છે, અને ઘણી મુદત સુધી જો એ ધુમાડો એ ભુંગળીમાં પ્રવેશ કર્યા કરે તો પ્રાણાત્મા ગુંગળાઇ જાય, અને તેથી માણસ મૃત્યુ પામે.

નથુ૦—એ ધુમાડો એના શરીરમાંથી નિકળી જાય એવો કંઈ ઉપાય કરવો જોઇએ, મહારાજ.

ભોળા૦—એનો ધુમાડો હું કહાડું ત્યારેજ ખરો.

**॥ सुव्रणश्चहिरामोती ॥ माणेक्यंकरिमिश्रितं ॥**

**॥ पर्वाळाचि भस्मेभ्यां ॥ मुगो रोगश्च मुच्यते ॥**

એટલે **सुवर्ण** કહેતાં સોનું તથા હીરા, તથા મોતી તથા **माणेक्यं.** કહેતાં માણેક. એ ચાર વસ્તુની ભસ્મ તથા પર્વાળાની ભસ્મ. એની ગોળી એક આપી હોય તો રોગ જતો રહે.

નથુ૦—વૈદરાજ, ગમે તેમ કરીને સારૂં કરો.

ભોળા૦—સેઠ, સોનાં રૂપાં કંઈ અમારા ઘરમાં પાકતાં નથી. તમે સો રૂપિયા કહ્યાછ તે અમે તો આપજો નિકર નહિ, પણ એ ગોળી તો એકેકી પાંચ પાંચ રૂપિયે પડેછે તેથી તેનો ખરચ તો અગાડીથી આપવો પડશે.

નથુ૦—પાંચ પાંચ રૂપિયા તે કંઇ અપાય, મહારાજ?

ભોળા૦—ત્યારે તમારી મરજી. અમારી પાસે કંઇ ભાવ કરવાની વાત નથી. આપણા લોકોથી પૈસા ખરચાય નહિ. ને પછી વૈદનો વાંક કહાડે. જેવા બે પૈસા, તેવાં ઓસડ! બાકી જો કોઇ પૈસા ખરચનાર હોય, તો આપણાં શાસ્ત્ર તો એવાં છે, કે બે ઘડી મુએલાંને બોલાવિયે, સેઠ, મુએલાંને બોલાવિયે, (જવા તૈયાર થાય છે.)

ઝુમ૦—જાઓ, મહારાજ, ઓસડના કંઇ મારે આપવા. ગોળિયો કહાડો.

ભોળા૦—તમે તો વેશ કરોછો. મારી પાસે ગોળીજ નથી તો આપું

ક્યાંથી ? સેઠ બેસો. હું તો જાઉછું (જવા માંડે છે.)

**નથુ૦**—(ભોળાભટનો હાથ પકડી બેસાડે છે.) બેસો, બેસો, વૈદરાજ. ગોળી કહાડો, ગોળી કહાડો.

**ભોળા૦**—(કોથળી છોડીને) આ ત્રણ ગોળી એકવાર ખવડાવવાની. હું આવું એટલીવારમાં કલાક કલાકને આંતરે ત્રણવાર ત્રણ ત્રણ ગોળી ખવડાવવી–એટલે તમારે ત્રણત્રી નવ ગોળી જોઈશું, પણ એકી ગોળી આપવાની શાસ્ત્રમાં ના કહીછ, માટે દશ આપુંછું. (મનમાં) પચાશનો મેળ કરની. (મોટેથી) દશના પચાશ રૂપિયા લાવો. એટલી ગોળી ખાધા પછી જો એ બોલે નહિ, તો મને કહેજો. એને કંઇ થાય તો, સેઠ, મ્હારે એની જગોપર સુવું. એ ગોળી વાઘનું બચ્ચું છો જ્યાં મુકિયે ત્યાંથી પાર કરીને આવે. સાલું સોનું રૂપું પડ્યું તે તેનો ગુણ ભજવ્યા વગર કેમ રહે ?

**ઝુમ૦**—શેઠ, હમણાં તમે રૂપૈયા આલો પછી હું આલ્યો.

**નથુ૦**—લો મહારાજ. અમે તમારે ભરોસે છઇએ હો.

**ભોળા૦**—( રૂપિયા તંબાકુની કોથળીમાં ભરતાં ભરતાં ) સેઠ, તમારે લેશમાત્ર ચિંતા રાખવી નહિ. "અશ્વનિકુમાર ત્હારું ઓસડ" એમ કહીને ગોળી ખવડાવોની. પછી જુઓ શું બનેછ.

**ઝુમ૦**—વૈદરાજ, ગોળી પોંણી સાથે ખવડાવવી ?

**ભોળા૦**—ના, ના. સો પાન મંગાવજો. કેવાં પાન જો, કેવડા જેવાં પાકાં.

**નથુ૦**—પાનતો સુરતથી અમે લગન સારૂ પાંચ હજાર લાવ્યા છઈએ.

**ભોળા૦**—ઠીકછે, બાકી અહિંયાં પણ મ્હારું નામ દો, તો નઠારો માલ કોઇ આપે નહી–જાણે કે એના ઓસડમાં નઠારૂં નહિ નીભે. એ પાનના રસમાં ગોળી ખવડાવવી.

**નથુ૦**—કંઇ ખાધા પીધાનું.

**ભોળા૦**—લુખી બાજરીની ખાખરી, ને મેથીની ભાજી. જો કરીમાં કસર રાખી, તો બધા પૈસા છુટી પડશે, અને એ બાઇ ઝાંહે જશે–ઝાંહે જશે ! હું આગળથી કહુંછું. અમારી માત્રા કંઇ બીજાના જેવી નહિ, એતો વાઘનાં બચ્ચાં ! ધાર્યું કામ ટપ કરે, પણ જો વીફરે તો જીવ લીધા વગર પણ રહે નહિ. (મનમાં) નાઠાબારી હમેશા રાખવી જો (મોટેથી) હું શું કહુંછું તે યાદ રાખજો હો. ( જાયછે. )

નથુ૦—એ વૈદની હોંશિયારીને વિદ્યામાં તો કંઇ કસર નથી, પણ લગાર જાતે સ્વાદાતન ડેખું.

ભોળા૦—(જતો જતો સાંભળીને મનમાં) સ્વાદાત્રણ થઇને કામ કહાડી લેવું એજ ખેલ છે તો.

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ—ઉતારાનો ઓટલો. )

હરિ૦—કેમ મહારાજ, એને સારૂં થસે કે ?

ભોળા૦—ભાઈ, રોગ તો મહા કપરો લગ્યો છે, સેઠને મ્હોંડે શું કહિયે, પણ હું તમને ચેતાવી જાણુંછ. હું તો આગળથી જાણુંછ કે એ રોગ સારો થવાનો નથી. ટાકો ટીકો કર્યા કરશું, તો બીજો બગાડ નહિ થાય, પણ બોલતી તો જન્માંતરે પણ થવાની નથી. બીજા વૈદને બોલાવશે, તો તે પૈસા ખાઇ જશે; પણ પૃથ્વીની પીઠમાં એ રોગ કહાડે એવો તો કોઇ મળવાનો નથી વારૂ, લાવ, તારી નાડ જોઉં.

હરિ૦—ના, મહારાજ. તમ સરખાના પુનથી મ્હારા તો નખમાં પણ રોગ નથી.

ભોળા૦—એતો બહુ નઠારૂં, ભાઇ, બહુ નઠારૂં. નખમાં રોગ નહિ હોય તે સારૂં નહિ. જ્યારે શરીરમાં કાંઈ રોગ હોતો નથી, ત્યારે લોહીનું જોર બહુ વધી ગયાથી મગજે ગરમી થઈ જાયછે.

**नहीं रोगो नहीं अच्छा, चढे लोहिश्च मस्तके**
**भवंती ते दिवानायां, अतिरुपे सिता हारि**

ભાઈ, કહેવત છે કે, "અતિશય સર્વં વર્જિતં." તેમ અતિશય કંઇ સારૂ નહિ. સીતામાં અતિશય રૂપ હતું તો રાવણ હરી ગયો. તેમ અતિશય શરીર સારૂં હોય તે કંઇ ઠીક નહિ.-લેઃ આ ઓસડ.

હરિ૦—વા! વા! વૈદરાજ, આતો પીવાની બીડી છે. લાવો, હું એની તો ના નહિ કહું. એકની ગમે તો દશ આપોની.

ભોળા૦—લોહીની ગરમીને એ તો બાળી નાંખે છે. એનો મહા ગુણછે.

હરિ૦—એજ જાતે ગરમ તે વળી ગરમીને શું બાળે ? એ વાત તો વૈદરાજ મનાય એવી નથી.

ભોળા૦—અચ્ચા, તુ શું સમજે. ગરમી ગરમીને મારે.

કમા૦—હકીમજી, તુમ તો બડા રમુજી આદમી હો. એ સાલાતો દેઢસેર ખાતા હૈં, ઈસકું દવા કૈસી ?

ભોળા૦—મિયાં, તુમબી કુચ ઓસડ લો તો બોત અચ્છા, તુમકું જુલાબ ચહિયે. મ્હેં દઊં તુમકું?

કમા૦—તુમેરા જુલાબ તુમેરી પાસહી રખો. મ્હેં તો હકીમકુંબી જુલાબ દઊં ઐસા હું. તુમકું અબી રસ્તે મ્હેં દિયાથા સો ભૂલ ગયે?

ભોળા૦—એમજ? ચાલો, હવે હિંયાં ઘરાક મળતાં નથી ત્યારે શું કરિયે? પરમેશ્વર અમ વૈદલોકની ફીકર તને છે, માટે કોઇને પણ માંદુ પાડતો રહેજે, કે હમારો રોજી ચાલે!



## પ્રવેશ ૨ જો.

### (સ્થળ-રસ્તો.)

આનંદ—(મ્હીડવાએલો હાથ અફાળતો.) ધિક્કાર છે આ દુનિયાને કે જેનો પરમેશ્વર એક ફક્ત પૈસોજ છે. પૈસાને સૌ પૂજે અને સાંચાને લાત મારે છે. પૈસો પરમેશ્વરછે એમાં મ્હેં શું ખોટું કહ્યુ? એનેજ જગતે લક્ષ્મીદેવી ઠેરવી છે ? ધિક્કાર છે જગતની બુદ્ધિને હું કદી તને દેવી કહેનાર નથી. ધિક્કાર છે લક્ષ્મીને, ધિક્કાર!

(કાવ્યછંદ લાવણીની રાહે.)

અરે! લક્ષ્મિ! ધિક્કાર! ધિક! રાક્ષસિ દુખકરણી!
તને દેવી કહેનાર કોણ મૂરખ ઉચરની!
અગણિત પાપો, માત! રમે તું તેને રમાડી!
ખૂન, કતલ, લુટફાટ, ચોરિ, જારી, છળ, ચાડી,
છહર; મૂર્ખઈ, પતરાજ, મનસ્વી નિર્દય ચાળા,
ગર્વ, ધર્મ નીતિતાજ:-બાળ કાળાં વિકરાળાં!
હોય સમિપ કે દૂર ભીર દુર્મતિ ઉપજાવે!
પુનઃ સમદ્દર પૂર સૂર કોણ નાંખી આવે?

(તું) સતી સ્વૈરિણી કરે, કરે નિર્મળને ખળ તું,
ટેક ટેકિના હરે–ખરે નિપજી નિચ કુળ તું!
નીચ કુળનિ એ નાર! નીચસું યારી ત્હારે!
ગુણિ પંડિતપર ખાર–કેમકે તે ઉચ્ચારે.
મનાઈ મ્હોટા ઝટ શૂર, જ્ઞાની, સાધુથી
કાયર મુરખા શઠઃ– પુજાયે તે તો તુંથી.
કિધા ભાટ, કવિ ભટ્ટ; ભિખારૂ, બ્રાહ્મણ સાધૂ;
સમ સ્વારથ, ધરવટ્ટ; પ્રિતી, તનધનનું સાટું;
અસત્ય તે, વિવેક; પુજન તે, વૈત્રું પરનું—
તુંથી તોબા છેક! કિધું રણ વન મનહરનું!
ધિઃક! દધીજા! ધિઃક! ધિઃક ડુબીજા પાછી!
વિષ્ણું વલ્લભા ધિઃક! ચૌદમાં વિખ તું સાચી!
નિચ કુળમાં પણ નીચ! ચંચળા! ત્હેં કુળ લજવ્યું
(ખરી) માયા પતિની સ્ત્રીજ! ઠગી ઠિક નાટક ભજવ્યું!

બકે શું વળ્યુ? (આસપાસ જોઇને) અહીંયા બેસું કે વૈદ જે તરફથી આવે તે જણાય અરે! પણ મ્હારે તો ઘડીએ ઘૂંટ ભરાયછે! આજનો સુરજ આથમ્યો કે મ્હારૂં નશીબ આથમ્યું! અરે! ભગવાન! આ શો જુલમ? સૌ પૈસાનુંજ સગુ. મ્હારી દાદ કોઈ સાંભળતું નથી. શાબાસ, શાબાસ, ચંદા તને. તું એકલી ભરદરીએ મને વળગી રહીછે. પણ તેના વિકરાળ મોજાંમાંથી શી રીતે છોડાઉ? મથીમથીને થાકયો! અરે! હું શું કરૂં? શુ કરૂં.

### રાગ જોગી.

શુંરે કરૂં ને હું કયાં હવે જાઉં, જ્યાં જ્યાં જાઉં ત્યાં હું હારજ ખાઉં;
સાચો છતાં હું જુઠાથી જિતાઉં, હરિ હું અતિશય મનમાં મુંઝાઉં.
હાય! બિચારી મારી રાંકડી ગાય, ખાટકી હાટે આજે વેચાય;
ચિતડું તેનું તો ચીરાઈ જાય! હાય! હુંથી કંઈ સ્હાય ન થાય!
કોટિ પ્રયત્ને ન કાંઈ વળેરે, યુક્તિ પ્રયુક્તિ ન એકે ફળેરે;
દુષ્ટ દગાને ફતેહજ મળેરે, દુનિયા દગામાં સઘળી ભળેરે.
જગતછે જુદ્ધ જુઠાને સાચાનું, જેમાં જણાયજ જોર જુઠાનું,
શુંરે આમ હમેશાં થવાનું, ઇશ્વર ત્હારૂં શું રાજ કહેવાનું.

મુરખ મનુષ હું બકું છું પિડાતો, પુરષ પ્રયત્નનિ મૂકીરે વાતો;
દીન દયાળુ રખે તું રિસાતો, જિતુછું જઈ કે મરૂછું કાંતો,

ભોળા૦—(મનમાં બોલતો બોલતો આવે છે) બચ્યા, આ ધંધો તો બહુજ સારોછે. હવે તો આપણે એજ કરવાના. બધા વૈદને કેટલું આવડેછ તે તો હું જાણુંછું: ઢોંગ કરતાં આવડચો જોઇએ.

આનંદ૦—વૈદરાજ, તમારીજ હું કયારનો વાટ જોયા કરૂંછ. એક તમારૂં કામ પડયુંછ તે જો કૃપા કરીને—

ભોળા૦—મ્હારૂં કામ પડયુંછ ? (હાથ ખેંચીને નાડ પકડે છે) ઓહો! કેવી નાડ ચાલે છે. ભાઇ તું આવે શરીરે બહાર કેમ નિકળ્યો. રોગ ભરપુર ફેલી ગયોછ.

આનંદ૦—મહારાજ, તમે ઊંધું સમજ્યા. હું કંઇ માંદો નથી.

ભોળા૦—શું ! તું માંદો નથી ? તું મ્હારા કરતાં વધારે સમજેછ કે? હું એવોછું, કે માણસ જાતે નહિ જાણે કે હું માંદોછું, પણ હું જાણું તો.

આનંદ૦—તમારે જ્યારે રોગીજ ઠેરવવો છે તો ઠીક, પણ તેનું ઓસડ તો તમે જ્યાંથી આવોછો તેજ કમળમુખી છે.

ભોળા૦—કેમરે કમ્બખત ? તું મને ભાખુ બાખુ જાણેછ કે શું !

આનંદ૦—વૈદરાજ, કૃપા કરીને બુમ નહિ પાડો.

ભોળા૦—તારા મનમાં તું મને શું જાણેછ? બુમ તો એવી પાડવાનો, કે આખું ગામ સાંભળશે.

આનંદ૦—મહારાજ, ધીમે બોલો, ધીમે બોલો.

ભોળા૦—વૈદને તું ભાખુ જેવો ગણેછ ? હમણા હું તને બતાવી આપુંછું કે તું કોણ, કમ્બખત, સ્હરહરા હરામખોર,—(આણંદલાલ રૂપિયા આપે છે.) મહેરબાન, હું તમને નથી કહેતો, પણ દુનિયામાં કેટલાએક એવા માણસ હોય છે, કે બીજાની આબરૂનો વિચારજ કરતા નથી.

આનંદ૦—મહારાજ, મ્હેં કંઇ અપરાધ કીધો હોય તો ક્ષમા કરો.

ભોળા૦—નારે સાહેબ, કંઇ નહિ, કંઇ નહિ. અપરાધ કેવો ? વારૂ, સેઠ શો હુકમ છે ?

આનંદ૦—મહારાજ, મ્હારે ને એને પૂરી મ્હોબત છે. મ્હારે સારૂ તો એ મુગી થઇને બેઠીછે. બચારી રાંક બહુ દુખ–એને ગમે તે ઓસડ કરશો, પણ બોલવાની નથી.

ભોળા૦—કહેવતજ છે કની કે, "ઊંઘતો બોલે, પણ કંઇ જાગ તો બોલવાનો છે." મ્હેં તો નાડ જોઇ ત્યાંથીજ ઢોંગ પકડી કહાડ્યોતો, પણ કોણ કહે? વૈદનો ને વેશ્યાનો ધંધો બરાબર, સઘળાનાં મન જુઠું સાચુ કરીને રાખવાં પડે.

આનંદ૦—વૈદરાજ, તમે તો અશ્વિનિકુમાર જેવા સર્વજ્ઞ છો, પણ મારા દુખ તરફ કૃપા દૃષ્ટિ કરો.

ભોળા૦—ફીધી. માગ માગ જે માગે તે આપું; હું તુષ્ટમાન થયોછઉં.

આનંદ૦—ત્યારે, મહારાજ, ચંદા સાથે એક પાંચ મિનિટ મ્હારે વાત થાય એવું કરો.

ભોળા૦—બોલ તારી મતલબ શી છે કહે. શાસ્ત્રમાં કહ્યું છે કે વૈદ્ય, ગુરૂ, ને રાજા આગળ પડદો રાખવો નહિ.

આનંદ૦—મહારાજ, મ્હારે એટલું કહેવું છે કે સરકારમાં જાઉં તો ત્યાં તું ખુલ્લું કહેજે કે મ્હારો બાપ મને પરાણે પરણાવે છે ત્યાં આ અરજી બરજી સઘળું તૈયાર છે, અને માજીસ્ટ્રેટની સ્વારી પણ આ ગામની પાસેજ પડી છે.

ભોળા૦—એવા કામમાં તે સરકાર વચમાં પડે ?

આનંદ૦—શા માટે નહિ ? પીનાલકોડની કલમ બરાબર લાગુ પડે છે. પુખ્ત ઉમરની છોકરીને મરજી ઉપરાંત પરણાવવી એમાં ને ગુલામ વેચવામાં શો ફેર ?

ભોળા૦—અરે ઓ કામાંધ મનુષ્ય અહીંયા તો ગાયકવાડ સરકારનું ધર્મ રાજ છે.

આનંદ૦—પણ એ તમારા અધર્મ રાજથી અંગ્રેજી રૈયતપર અધર્મ નહિં થાય તો.

ભોળા૦—ભલું ત્હારૂં અંગરેજી રાજ કે ત્યાં અરજી નોધાતાં નોધાતાં તો નથ્થુકાકા પરણી પણ બેસશે અને અઘરણી પણ આવશે.

આનંદ૦—(માથું અફાળી) ત્યારે હું શું કરૂં ? બધે ઠેકાણેથી હું હારીને આવ્યોછઉં તમે મળ્યા તે પણ દુઃખ મટાડવાને બદલે વધારો છો.

ભોળા૦—(હસીને) વૈદ્ય તો એમજ કરે. ( વિચાર કરીને ) વારૂ, હું તારા અંગરેજ કે રંગરેજ વગર તને પરણાવીજ આપું તો.

**આનંદ૦**—ત્યારે તો હું તમને પરમેશ્વર પ્રમાણે પૂજું કહો, તે આપું. પાંચશે પહોળીયાં રોકડા ખુશબક્ષી જૂદી.

**ભોળા૦**—પણ હું જેમ કહું તે પ્રમાણે કરવું પડશે હો.

**આનંદ૦**—કહેશો, તે કરીશ. હું જીવ જવાથી પણ ડરતો નથી. ગમે તેમ પણ ચંદા મળેછ.

**ભોળા૦**—ઘેલા, જીવગયા પછી ચંદાને શું કરવાનો હતો. પણ વારૂ, પેલો ઠુમગશાહ તને ઓળખે છે?

**આનંદ૦**—હા, ચંડાળ ઓળખે છે તો ખરો.

**ભોળા૦**—ફિકર નહિ, ફિકર નહિ. એમજ જાણ કે ત્હારું કામ થયું ચાલ, ચાલમારી જોડે અને હું કહું તેમ કર.

**આનંદ૦**—તમારો આજ્ઞાંકિત, સેવક તમારી પછાડી યમદ્વાર સુધી આવવાને તૈયારછે.

**ભોળા૦**—ખરેખર ત્યાં સુધીજ જવુંછે, પણ અંદર પેસવું નથી. વારૂ, તું પછાડી છેટે છેટે ચાલ્યો આવ કે કોઇને વહેમ નહિ આવે.

**આનંદ૦**—ચાલો આગળ ચાલતા થાઓ. (મનમાં) આ કોઈ વિચિત્ર માણસ મળ્યુંછે, પણ મારા મનમાં એમ લાગેછે કે એનાથીજ મ્હારું કાર્ય સિદ્ધ થશે, અગર જો કેમ તેનો તો મને એણે એક શબ્દ પણ કહ્યો નથી. પણ ઇશ્વરનો હાથ સદાજ અદૃશ્યછે.

**ભોળા૦**—(મનમાં ખડખડ હસી પડીને) હવે હું પૂરો વૈદ્ય થયો, કે ભાખુ પણાનું કામ પણ મળ્યું. હા! હા! હા! (હસેછે).

---

## પ્રવેશ ૩ જો.

### (સ્થળ—ઠુમખાશાહનો ઉતારો.)

**કમા૦**—સેઠ, ઓ હકીમ આયા.

**નથુ૦**—મુવો, સાળો. મોતીની ગોળી કહીને પચાસ રૂપિયા લઈ ગયો, પણ કંઈ ગુણ તો જણાયો નહિ. મારોજ વાંક કે મ્હેં આપ્યા; લેનાર તો જુગતી કરેજ તો. હુંડીનો ભાવ વત્તો લેવા સારૂ ઠાકોરજીનાએ સમ ખાઇયેછ; પણ સામો ધણી પક્કો હોય છે, તો તે એક પઈ પણ કંઈ વત્તી આપેછ કે? અરર! હુંજ સાળો કાચો. વરસું કુતરાને નાંખ્યાં! (ભોળાભટ આવેછે.)

ભોળા૦—કેમ, સેઠ, તમારૂં મ્હોડું ઉતરેલું દેખાયછે? જોઊં તમારી નાડ, હાથ લાવો તો.

નથુ૦—મ્હારે નાડ નથી દેખડાવી. આ પચાશ રૂપિયા મ્હેં એને આપ્યા તે કરતાં કોઈ ગોરા દાક્તરને બોલાવ્યો હોત તોએ સારૂં. પચાશ રૂપિયા તે કંઈ કહેતાં થાયછ? કેટલાનો સર થયો?

ભોળા૦—સેઠ, ગોરો દાક્તર ગોરો દાકતર સું કરોછ? તેને એક બે વૈદકશાસ્ત્રના પ્રશ્ન પુછું, તો મારી સામો ફરીથી નહિ આવે. એકવાર હું સ્હુરતમાં એક પારસીને ત્યાં ઓસડ કરવા ગએલો, ત્યાં તેને ધીરજ નહિ રહી તેથી જાંગલાને બોલાવ્યો. હું ત્યાં બેઠેલો ને પેલો ગોરો દાક્તર આવ્યો. પેલા પારસીએ કહ્યું કે આ અમારા ગુજરાતી વૈદ છે. તે સાંભળીને તરત તેણે ટોપી ઉતારી મ્હેં મારા જોડા હાથમાં લઇને સલામ કીધી. (તમને માલમ છે? અંગ્રેજ લોકોને ખાસડાંનું માન બહુ ગમેછ.) પછી મ્હેં તે દાક્તરને એક સવાલ પુછ્યો. સેઠ, તમને અંગ્રેજી આવડેછ?

નથુ૦—ના. અમારા સા ભોગ લાગ્યાછ કે અંગ્રેજી ભંણિયે?

ભોળા૦—સેઠ, તમે શહેરમાં રહોછ, ને અંગ્રેજી નથી શિખ્યા-એ તો નવાઈ છે.

નથુ૦—અમે સેહિયા લોક અંગ્રેજી શિખતાજ નથી. કાંગડાનું પીછું કાનમાં ખોશી અમારે નોકરી કરવા તો કંઇ જવું નથી? અમારૂં અંગ્રેજીને અમારૂં શાસ્તર તે સ્હાડાસાતનો પા.

ભોળા૦—ઝુમખાશાહ, તમને તો એનો અભ્યાસ નહિ હોય?

ઝુમ૦—ના, મહારાજ. મને તો લખતાંએ નથી આવડતું. ધારણું તોળતાં આવડી એટલે અમે બધું શિખ્યા.

ભોળા૦—અરે! ત્યારે તમને કોઇને અંગ્રેજી નથી આવડતું?

ઝુમ૦—ના.

ભોળા૦—ત્યારે સાંભળો. મ્હેં તેને અંગ્રેજીમાં આ પ્રશ્ન પુછ્યો.

ટિવંકલી ટિવંકલી લિટલી ઇસ્ટાર્,
હાઊ આઈ વૉંડેર્ વ્હાટ્ યૂ આર્;
અપ્ એબોવ્ ધી વરલડ્ સો હાય,
લાઇક્ એ ડાયમોંડ્ ઇન્ ધી ઈસ્કાય.

આ પ્રશ્ન પુછ્યો કે દાક્તર તો મારા સામુંજ જોઈ રહ્યોની. મને કહે કે "તમે તો અમ લોક જેવું શુધ અંગ્રેજી બોલોછો! એ કોની પાસે શિખ્યા?" મ્હેં કહ્યું, કે સાહેબ અમે કાળા લોકને તમારા જેવું અંગ્રેજી તો કહાંથી બોલતાં આવડે? પણ ઠીક છે, કામ ચલાઊં, હવે, સેઠ, એની મા- એની તમે સમજ્યા? એમાં એમ પુછ્યું કે વાલની કેવી ખાશિયત છે? ચટણી ગરમી કરે કે સરદી? માંદાને કયું શાક ખવડાવ્યું હોય તો અવગુણ નહિં કરે? વાયુ કેટલા પ્રકારના છે? એ ચાર સવાલ સાંભળતાંજ, સાહેબે તો પહોંચ્યા કરજ્યા! પછી મને કહે કે "બેડરાજ. ટુમતો–બડા–ખબડદાર હો. ટુમેરા જેસા–મેને–ડુસરા–બે–બૈડ–કબુ–ડેખા નહિ હૈ. અમકુ–ટુમ લોકકા—ખાનપાનકી-ખાશીએટકી-કયા ખબર ?

ઝુમ૦—ત્યારે ગધેડીનો ઓશડ કરવા શેનો આવ્યો તો?

ભોળા૦—એજ પુછવાનું છે તો દાક્તરલોક હોંશિયાર હોય છે તેની હું ના નથી કહેતો, પણ આપણ લોકને તેની દવા માફક નહિ આવે. દા- ક્તર નહિ આપણા ખાનપાનમાં સમજે, કે નહિ આપણા શરીરની ખા- શિયત જાણે. દાક્તરને એટલુંજ પુછજોની, દુધી ચણાદાળનું શાક કેમ થાયછે? તરત કહેશે કે મને નથી માલમ. તારે સાળો ઓસડ સ્હું કરવાનો? બાપનું તોરકું! પણ આપણા લોક એવા બેવકુફ છે કે હાથે કરીને તેની પાસે મરવાને જાયછે.

નથુ૦—એ તો ખરૂં. દાકતર લોકો તો એવા નિર્દે હોયછે, કે પાંચ દશ દહાડા દવા કરે, ને સારૂં નહિ થાય, તો પલાષ્ટર મારીને ટપ મારી નાંખે.

ભોળા૦—પછી મ્હેં દાક્તરને કહ્યું, કે તમે અમારા ખાનપાનમાં નથી સમજતા તો ચાલ્યું, પણ પેટમાં દુખતું હોય ત્યારે નાડ કેમ ચાલે તે તો કહો. ત્યારે શો જવાબ દીધો તે જાણોછ કે? કહેકે "અમલોકકું– નારીકી–સમજ–નહિ"

નથુ૦—હા, રે. પેટમાં ગોદા મારે "જીભ બટો જીભ બટો" કરે, ને પછી હકીગત પુછે. પણ આપણા વૈદની પઠે નાડી પકડીને તમને આમ થયું છે, તેમ થયું છે—એવુંતો કદી કહે નહિ.

ઝુમ૦—મહારાજ, વાતજ કર્યાં કરશો કે? રાત થોડી ને વેષ ઘણા.

ભોળા૦—ટુમકાશાહ, ધધણવાનમાંડો. આજ સાંજે તમારા લ- ગનની વેળા એને ઘોડા જેવી કરી આપવી. અમારેતો સૌની ફિકર, હે

જો તમારી પેઠે રડતા ફરીએતો મરી ન જઇએ ?

ઝુમ૦—ચંદા, આમ આવ. (આવે છે)

ભોળા૦—(નાડ જોઇને) નાડમાં કાંઈ રોગ નથી. સારૂં થઈ ગયું.

નથુ૦—શું ધૂળ સારૂં થયું? બોલેછે ક્યાં ?

ભોળા૦—હજી નથી બોલતી ? (વિચાર કરીને) ઝુમખાશાહ, તમને કાંઈ બીજો વહેમ નથી! અંગરોગ તો હવે બાકી કાંઈ નથી જો.

ઝુમ૦—હુંતો ઘરથી કહુંછું કે વૈદનું કામ નથી.

ભોળા૦—ના. હતુંતો ખરૂં, પણ હવે વૈદનું કામ થઈ રહ્યું વારૂ, હવે થોડા ચોખા લાવો.

નથુ૦—મહારાજ, તમને દાણા જોતાં આવડેછ ?

ભોળા૦—થોડું ઘણું વૈદલોકને એ વગર ચાલે નહિતો. પણ અહીં-યા એક બ્રહ્મચારી બાવા આવ્યા છે તેતો મંત્ર શાસ્ત્રમાં કીટ છે.

ઝુમ૦—ક્યાં ઉતર્યા છે ?

ભોળા૦—તમારે ગમે તો તેને બોલાવો. મને કાંઈ રીસ નથી.

નથુ૦—ના ના, વૈદરાજ. એકથી ભલા બે. તમારૂં પરઠેલું તો તમને આપીશું. તમે પેલા ને પછી તે. કહોની ક્યાં ઉતર્યા છે, જરા તેનું પાણી તો જોઇએ.

ભોળા૦—ના, ના. શેઠ, હુંતો ખુશજ એ વાતે બોલાવો મહાદેવના દહેરામાં ઉતર્યા છે.

નથુ૦—હરિયા, હરિયા. (આવે છે) મહાદેવના દેહેરામાં નવા બંમ-ચારી બાવા આવ્યાછે તેને દોડતો તેડી લાવતો.

હરિ૦—આ દોડ્યો ! (દોડે છે)

ભોળા૦—હવે મંડળનો સામાન લાવો કે માંડતા થઇએ.

નથુ૦—કહો તે કમાલ આણી આપે. બોલો.

ભોળા૦—એક મોટો પાટલો લાવ. ચાર શેરેક ચોખા લાવ. પાંચ નાળિએર, વીસ સોપારી, પઇનું કંકુ, પઈનું સિંદૂર, ને એક કોરૂ ધોતીઉ લાવ. સેઠ, તમે વીસ પૈસા કહાડો ને પંચાયત દેવની આગળ મૂકવાને એકેકો રૂપીઓ.

નથુ૦—મહારાજ, રૂપિઆની જગોપર બે આની મેલીશં તો ચાલશેકની.

ભોળા૦—નારે! એતો રાંડ થઈ. રૂપિઓ એતો મરદનું નામ.

નથુ૦—ત્યારે અડધો અડધો.

ભોળા૦—અરે! એ શું શુકનમાં બોલ્યા? અડધે તો અડધું કામ થાય.

નથુ૦—સો એતો કમાલ લાવ્યો. હવે કાંઈ બીજું બીજું.

ભોળા૦—ના, હમણાતો કાંઈ નહિ. તેતો ઉપચાર વેળા. (પાટલાપર ચોખાની ઢગલીઓ હારબંધ કરીને મૂકે છે તે ઉપર પૈસો ને સોપારી મૂકે છે, અને ચારે ખૂણે મોટી ઢગલીપર નાળીયેર મૂકે છે) વચમાં કળસ તો ભૂલીજ ગયા. એક અજવાળીને ચોખું પાણી ભરી કળસિયો લાવ, તો. ઉપર લોટી પણ લેતો આવજે. (લાવે છે તેને વચમાં મૂકી ઉપર ધોતીઊ હોરાડે છે) એક આરતી ને અગરબત્તી થોડું કપૂર. પરસાદને સારૂ કંઈ ફૂળ ફળાદ્રી, ને શેઠ, દક્ષણા.

નથુ૦—શું આપું?

ભોળા૦—યથાશક્તિ પણ રૂપાનાણું જોઇએ (પૂજન કરીને મોટો ઘાંટો કહાડી આરતી ઊતારે છે) ચંદા, તું આમ સામી બેસ, એનું જનમ નામ ચંદાજછે કે બીજું.

ઝુમ૦—મહારાજ, એજ.

ભોળા૦—ચંદા, આ ચપટી ચોખા તારા હાથમાં લે, ને આ વચલા કલશ સામું જોયા કર. (મંડળની આસપાસ એક પ્રદક્ષિણા કરી મંત્ર ભણતો હોય તેમ ચંદાના કાનમાં) હું તારા ભલામાં છઊઃ તારો બાપ ઝખ મારેછ. (મોટેથી) છૂ! (બીજી પ્રદક્ષિણા કરી) ગભરાતી નહિ, ચમકતી નહિ. હું તને આજે આનંદરાય સાથે મેળવુંછું. મોટેથી છૂ! છૂ! (ત્રીજી પ્રદક્ષિણા કરી) આજે હમણા બ્રહ્મચારીને વેષે આવે છે. તું છાની રહેજે, ને હું કહું તેમ કરજે. (મોટેથી છૂ! છૂ! છૂ!)

હવે એ ચોખા આ પાટલાપર મેલ. શેઠ, હવે બ્રહ્મચારીબાવા આવે એટલી વાર.

ઝુમ૦—વૈદરાજ, એ હોંશિયારછે ખરા.

ભોળા૦—જેછે તે તમે જોશો. તમારી મરજી થઈ તો તેમઃ, મારેતો એની સાથે બે ઘડીનું ઓળખાણ છે, પણ એટલામાં મારી નજરમાં ઉતર્યાં. સ્વભાવ શું ગંભીરછે જો. હું જેમ લવારા કર્યો જાઉછું તેમ તે કરે

એવા નથી. કોઈ મહા તપસ્વી છે. ઝાઝુ તમારે એને પૂછ પૂછ નહિ કરવું. પૈસાનેતો એ અડકતાજ નથી. પછી એમને કોઇની શી નિશબત.

**હરિયો૦**—આવ્યા વૈદરાજ, તમારૂં નામ દીધું ત્યારે કેમ કેમ કરતા આવ્યા.

( આનંદરાય બ્રહ્મચારીને વેષે આવેછે )

**નથુ૦**—પધારો, મહારાજ (પગે લાગે છે)

**ભોળા૦**—બ્રહ્મચારી બાવા, બહુ કૃપા કીધી. જરા તમારૂં અહીંયા કામ પડયું છે.

**આનંદ૦**—અચ્છા !

**ભોળા૦**—(આનંદરાયના કાનમાં) બધો પાઠ બરાબર ગોખી મુકયોછે કે ?

**આનંદ૦**—બોલે બોલ.

**ભોળા૦**—તે એ ઝાઝું બોલવું નહિ, (મોટેથી) મહારાજ તે આ બાઈ.

**આનંદ૦**—( ચંદા તરફ જોઇને ) અબલા, સબ અચ્છા હોયગા. ફિકર મત રખ.

**ભોળા૦**—મહારાજ, આ ચોખાછે તે તમે જુઓ.

**આનંદ૦**—વૈદરાજ, તુમ દેખો. મ્હેં બેઠા હું.

**ભોળા૦**—ના, ના, મહારાજ તમેજ જુઓ.

**આનંદ૦**—ના હા કી બાત ઉમેરી પાસ નહિ. તુમ દેખો. કુચ ચૂક હોઇગી તો મ્હેં કહુંગા.

**ભોળા૦**—મહારાજ, તમારા પ્રતાપથી ચૂક તો નહિ પડે. જુઓ. (પેલા ચોખાને હાથમાં ન્યાળી ન્યાળીને જોયછે) અહો ! આતો પિશાચ ને પિશાચણી વળગ્યા છે ! કેમ, મહારાજ ?

**આનંદ૦**—(ડોકું ધુણાવી) સચ.

**ભોળા૦**—ચંદા, તું પંદર વીસ દહાડા ઉપર આમલીના ઝાડ તળે બેઠીતી.

**ચંદા૦**—(ઇશારતથી હા કહેછે.)

**ઝુમ૦**—હમારા વાડાંમાંજ છેની.

**ભોળો૦**—સુરજ ઉગવાની તૈયારી હતી કેમ ?

**ચંદા૦**—(ઇશારતથી હા કહેછે.)

**ભોળો૦**—તે ઝાડ ઉપર એક કાગડોને કાગડી હતાં ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે.)

ભોળો૦—તારો ચોટલો છૂટો હતો.

ચંદા૦—(ઇશારતથી ના કહેછે)

ભોળો૦—તને તે યાદ નથી. એક લટ તારી છૂટી હતી. એ કાગડો ને કાગડી તે પિશાચને પિશાચણી હતાં. તેને ત્હેં કાંકરો મારી ઉરાડી મૂકયાંતાં ?

ચંદા૦—(ઇશારતથી હા કહેછે.)

ભોળો૦—શેઠ, તે દહાડાનું એ વળગણ છે. તે બનેની ક્રીડા કરતા હતાં તેમાં એણે ભંગ પડાવ્યો તેથી કોપાયમાન થઇને વળગ્યાં છે. ઝુમખાશાહ, તમે આ લગનની વાત કહાડી તે દહાડાથીજ એ મૂગી થઇછે કની ?

ઝુમ૦—હા, મહારાજ,

ભોળા૦—તેની ક્રિડામાં ભંગ પડાવ્યો તે કેમ એને ક્રિડા કરવા દે. બ્રહ્મચારી બાવા, હવે શિવ પ્રયોગ ચલાવીએ કેમ ? બે ત્રણ દહાડાનું કામછે.

નથુ૦—હમાણા ને હમણાં બોલતી કરો ત્યારે ખરી વાત.

ઝુમ૦—અરે આજ સાંજનું મુરત જાય તે.

આનંદ૦—શિવપ્રયોગ કયા કામ હે ? એક રાગ સુનાયા કે હોરહી ?

ભોળા૦—હાં. રાગપ્રયોગ તાત્કાલિક તો ખરા પણ હાલ તે કાને આવડેછ. તેમ સતયુગમાં થતું.

આનંદ૦—વૈધરાજ, ભલાભલી પૃથ્વી હૈ !

ઝુમ૦—હા, હા, તેજ કરો.

નથુ૦—બ્રહ્મચારી બાવા તેજ કરો.

ભોળા૦—ચલો, ત્યારે આજે એક નવી વિધા શિખીશું. મહારાજ, એ પ્રયોગ અહીંયાજ થશે કે.

આનંદ૦—હુઆતો સિરપર છપરા હૈ.

ભોળા૦—ત્યારે આ પછાડી મોટો બાગછે.

આનંદ૦—અચ્છા.

ભોળા૦—ત્યારે પધારો ત્યાં મહારાજ. ચંદા તુ એમની પછાડી ચાલી જા. જોકે તારો બેડો પારછે. હરિયા, દોડતો. બાગના ખુણામાં બે ખુરસી મૂકી આવ.

ગુમ૦—ચલો ને આપણે પણ જોઇએ તો ખરા.

ભોળા૦—ખબડદાર ! એનો એક અક્ષર જેના કાનમાં પડ્યો તે હાથથીજ ગયો એમ જાણજો. અહીયાં ઉભા ઉભા જોવું હોય તો જોયા કરો.

(ચંદા ને આનંદરાવ બાગમાં જાયછે.)

નથુ૦—રાગથીતે, મહારાજ, ભૂતડાં જાય ખરાં ?

ભોળા૦—શેઠ, મંત્ર તે શુંછે ? રાગ, રાગ. બીજું કાંઈ નહિ. પણ હાલના સમામાં ફક્ત રાગથી કામ કરવું એ અઘરી વાત છે.

ગુમ૦—આ બ્રમચારી બોલતી કરશે ?

ભોળા૦—ભાઇ, તેતો પરમેશ્વર જાણે. તમે બોલાવ્યા છે તે હવે જે કરે તે જુઓ.

નથુ૦—એમ, ન બોલો, એની સાથે અમે કાંઈ બોલ ચાલ કીધી છે ? પરઠયું છે તેને બીજું જે અમારે આપવું હશે તે અમે તમને આપીશું કે એને ?

ભોળા૦—તેતો ઠીકજ છે તો. વૈદના પૈસા ભગાય ભૂવાના ભગાય નહિતો. નહિ આપો તો અમે પાછું તમારૂં ભૂત તમારે ત્યાં ન૰ મોકલીએ?

નથુ૦—ત્યારે કહો કે મારે બોલતી કરવી.

ભોળા૦—તે કાંઈ હું ચુકવાનો છ ? આતો જોઈએ છઇએ કે નવા આવેલા છે તેમાં કેટલું પાણી છે. જુઓ તો ખરા એમના મ્હોં તરફ ? શું રાગમાં લે લીન થઈ ગયાછ ?

(ગઝલ.)

ખરી ટેકી તું તો પ્રેમદા, પ્યારી ચંદા! પ્યારી તું સદા,
ભમું પૂઠે ચકોરો હું, પલક એકે નહીં ખોઉં;
કિધો ખુબ ખેલ ! તને શાબાસ ! ઈશક જંગે થયો હું દાસ,
પણ સુંદરી ! સ્હેવાં શિદ દૂખ? ધરી હિંમત કહી દે મૂખ.
લિધું દર્દ તેં પ્રિતી પેચે, ટળે તેતો ત્રિયા સ્હેજે,
મને દર્દ જે પિડે આઠ જામ, તેને ટાળે એવો કોણ ? રામ;
નથી કો તબીબ નથી ઇલમી, હૂંદી થાકયો! વસી દિલ્લ ગમી,

મ.રી તું તગીજ રે તું લક્ષ્મી, દવા દે પરી! કહુંછું નમી.

ઝુમ૦—હમણાં તો શાંત બ્રહ્મ જેવા દેખાતાતાને આમ કેમ ?

ચંદા૦—(એકદમ બેઠી હતી ત્યાંથી ઉઠીને) ગભરાશો નહિ. હું હવે એ પાપી બાપના માથામાં મારીને તમારી સાથે પરણુંછું.

નથુ૦—ઓ! એના હોઠ હાલતા દેખાયછે.

આનંદ૦—હમણા છાની રહે. ઘરની બહાર નીકળ્યા પછી.

ચંદા૦—શા માટે દગો રાખીએ? ચલો ચાહન ચાલ્યાં જઇએ.

ભોળા૦—મોંકણુ મંડાઈ!

ચંદા૦—(બધા બેઠાંછે ત્યાં આવીને) હુંતો એની સાથે જાઉછું. શું કરોછો ?

આનંદ૦—( જુસ્સાથી ) આવો, જેની તાગદ હોય તે મારી સામાં (ચંદાનો હાથ પકડી) ચાલ, પ્યારી, મારી જોડે. મારી સ્ત્રીને મારી પાસેથી દૂર કરવાને કોણ સમર્થ છે.

ઝુમ૦—રાંડ, શું લવેછે ? કોની સાથે જાયછે ? ( પછાડી મારવા દોડેછે.)

આનંદ૦—ઉભો રહે ગધેડીના ? એમ કહી ઝુમખાશાહને મારેછે. )

ભોળા૦—( મનમાં ) બાજી ગઈ હાથથી! મુરખને ભરોસે હું ફજેત થયોને માર્યો જવાનો. જરા ધીરજ નરખાઇએ. કંઈ ઉપાય!

નથુ૦—વૈદરાજ આ શું! કમાલિયા, પકડતો એ ભંમચારીને.

ભોળા૦—(હાથમાંથી એક લીંબુ આનંદરાય તરફ ફેંકેછે,) પાણીની એક અંજલી છાંટી હનુમાન વીરની આણ કે તું બોલે તો છુ! છુ! છુ! (કાનમાં જઇને) કેમ અધીરો થઈ ગયો? રહે છાનો, નહિતો માર્યો જઇશ, અને કન્યા બળાત્કારે ડોસાને પરણાવી દેશે એનો બાપ. (મોટેથી) છુ! છુ! છુ! (ચંદાના કાનમાં) રહેછાંની, નહિ તો પેલા મડા સાથે હમણા પકડીને સીપાઇઓ પરણાવીજ દેશે. હું હમણા રસ્તો કહાડુંછું?

નથુ૦—ઝુમખા ( સાથે) આ શું ? આ શું ?

ભોળા૦—શું શું તમારા બ્રહ્મચારી બાવાએ મોંકણુ માંડી. પિશાચ-

ણી ચંદામાં રહીને, પિશાચ આવીને એનેજ વળગ્યો. સ્ત્રી પુરૂષના બંને ભાવ કરેછે તે જોયાકની?

આનંદ૦—(ભોળાભટને પગે લાગી) મહારાજ, અબકુચ ઉપાય? મ્હેંતો હેવાન હો ગયા!

ભોળા૦—સાંસતા પડો, મહારાજ, સાંસતા પડો. મ્હેં ના નહોતી કહી કે એ ત્રયોગ નહિ ચાલે?

નથુ૦—કાંઈ કરો, મહારાજ, કાંઈ કરો.

ભોળા૦—હાજરા હજૂર અંબીકા માત સેવકની લાજ, રખેતું આજ, જયજય બિરદાલી, પાવાગ્રડવાલી, સહાય કર મ્હારી, હુંરૂછે તારી બેઠિ તું, જાયછે નાક, આવ આવ બે ચંડી ઝટ! (એમ કહીને મ્હોંમાંથી રાળના ભડકા કરેછે) લાવ, બે લીંબું. જરા સિંદૂર, એક કાજળનુ કોડીયું. એક નાડાછડી? (લીંબુંમાં સિંદૂર ભરીને તથા ઉપર કાજળ ચોપડી મંત્રેછે) જુઓ આ લીંબું કેવું ઉછળે છે? જમણાની પછાડી, બ્રહ્મચારી, તું ચાલ્યો જા, અને ડાબાની પછાડી ચંદા તું. એ જ્યાં લગી જાય ત્યાં લગી એની પછાડી ચાલ્યા જાઓ. પાછું ફરીને જોતાં નહિ, મ્હોંહે બોલતા નહિ. આ નાડાછડી હાથમાંની હાથમાં રહેવા દેજો. છોડી કે માર્યાજ ગયા જાણજો. મસાણુકાંઠે એ બંને લીંબું અટકશે. ત્યારે બ્રહ્મચારી બાવા તમે સાવચેત થશો, સાવચેત થયા કે તુરત પલાયન મંત્ર ભણીને માંગલ્ય કર્યા આરંભ જો અધરામૃતનું પાણી પીજો, અને ભોળાભટનું ભજન કરજો. જાઓ, જાઓ! વાર લાગેછે. આપણામાંથી રખે કોઈ એમની તરફ જોતા (મેસના ચાંલ્લા નથુ કાકાને તથા ઝુમખાશાહને કરેછે) આવો હું રક્ષા કરૂં. જાઓ બ્રહ્મચારી બાવા, તમને જશછે, અને તમારા શત્રુના મ્હોં કાળાંછે.

(ચંદાને આનંદરાય જાયછે)

ઝુમ૦—ક્યારે પાછાં આવશે?

ભોળા૦—અડધા કલાકમાં, જાઓ, તમે તમારે હવે લગનનો આરંભ કરવા માંડો. પાછલો પહોર તો થવા આવ્યો છ ને સાંજે મુરતછે?

નથુ૦—હવે, એ બોલશે ખરી?

ભોળા૦—સાંભળ્યું કે નહિ? એતો જરા પેલા મૂર્ખાએ ઓડને ઠેકાણે

તોડ વેતર્યું તેને લીધે આટલી પંચાત પડી. હવે મ્હારૂં પરઠ્યું આપશો કે નહિ ?

**નથુ૦**—ઇનામ સાથે ચલો મ્હારે ઉતારે.

---

## પ્રવેશ ૪ થો.

**(સ્થળ—વસનજીનું ઘર.)**

**વસ૦**—તમારામાં આટલી વદ્યા છે, તેતો અમે જાણતાજ નહોતા જો. વારૂ તમે દેસ્હાણુને જુવોની એને સ્હું થિયુંછ.

**ભોળા૦**—દેસ્હાણુ તમારો હાથ મને ઝાલવા દોતો. હાથ એક ધણી ઝાલે, કે વૈદ ઝાલે.

**કુંવ૦**—વૈદની શી ફકર ? વૈદ તો બાપ બરાબર.

**ભોળા૦**—હોવે, તમારાં પોર્યાના પણ બાપ. (નાડ જુએ છે) નાડમાં મને કંઈ સમજ પડતી નથી.

**વસ૦**—લો, આ દક્ષણા મહારાજ.

**ભોળા૦**—હવે મને નાડમાં સુઝવા માંડ્યું ખરૂં. ( નાડ જુએ છે) દેસ્હાઈ નાડમાં તો કંઈ રોગ જણાતો નથી. (મનમાં) રાંડે મને માર ખવડાવ્યો તેની હવે કંઈ વેતરણ કરૂં.

**વસ૦**—અમને પણ એમજ લાગેછે. કોઈ દહાડો ખાતીજ નથી, ને કોઈ દહાડો ખાય ત્યારે સામટુંજ.

**ભોળા૦**—કાંઈ નહિ, આપણે એની તદબીર કરિયેછ. એક સગડી લાવો, ને થોડોક મને ગુગળ આપો. (લાવેછે) એ સગડી સળગેછ એટલામાં મને પરીક્ષા કરવાદો. દેસ્હાઈ, જેમ રોગ નાડ પકડ્યાથી પરખાય છે તેમ આડાની પરિક્ષા શરીરનો બીજો ભાગ પકડ્યાથી થાય છે. તે કહોતો પકડું

**વસ૦**—તે કયો ભાગ હોસ્હે સ્હસ્હરો ?

**ભોળા૦**—ગભરાતા નહિ, માત્ર ગાલજ, બીજું કંઈ નહિ.

**વસ૦**—ગાલની તો કંઈ ફકર નહિ. તેતો પકડો.

**ભોળા૦**—(દેસ્હણુના ગાલ પકડેછે) સ્હસ્હરા હાથમાંએ આવતા નથી ને બરાબર.

**વસ૦**—રોગે રોગે સુકાઈ ગયા.

**ભોળા૦**—ગાલ તો હાથમાં આવે એવા હોય તેજ સારા. ઓહો!

એને તો જીવતી ડાકણુની આડી નજર લાગી છે. જો સીધી નજર લાગી હોત, તો તો આટલા દહાડા કહાડતજ નહિ.

વસ૦—તેનો કાંઈ ઉપાય બતાવો, મહારાજ.

ભોળા૦—તદબીર કરિયેછની. આજથી તમે ચાર પાંચ મહિના ઉપર કાંઈ ધોળી જણુસ ખાધીતી.

કુંવ૦—હા, સમછરીને દહાડે દુધપાક કર્યોતો ખરો.

ભોળા૦—ઠીક, તે દહાડે તમે એકલાં ખાવા બેઠાંત્તાં?

કુંવ૦—હા! ઓહો! મહારાજ કેવા કેવા દાખલા આપેછ!

ભોળા૦—તે વખત તમારા ઘરમાં કોઈ રાતો સાલ્લો પહેરીને બઇરી દીવો કરવા કે દેવતા લેવા આવી હતી?

શિવ૦—દીવો કરવા! ત્યારે તો તે રાંડ ડાકણ આપણી પડોસમાં રહે કે સ્હું? સાંભળોછ કે? તે રાંડના નાક કાન કાપીને ગામ બહાર કાહાડી મેલાવો, નહિ તો આપણે પણ નડશ્હે.

ભોળા૦—થાયછ, હું તેનીજ તદબીરમાં છઊં. (મનમાં) રાંડ, તારી વેતરણ તો એવી કરૂંછ, કે જનમ લગી તું મને યાદ કર.

શિવ૦—તદબીર કરતા હો, તો વહેલી કરો.

ભોળા૦—દેસ્હાણ, મને તેનું નામ કહો.

કુંવ૦—(વસનજીના કાનમાં) તે તો શિવકેર ભટાણી આવી હતી, પણ તેનું નામ કેમ દેવાય?

વસ૦—(કુંવર દેશાણના કાનમાં) પણ વાત ખરી! આજે સવારે મને આડા આડા જબાપ આપ્યા ત્હાંથીજ મ્હેં જાણ્યું કે એનામાં કંઇ વિકાર છે. (મોટેથી) ભોળાભટ, નામ દેવું એ વાત સહેલ નથી. અમથી દુશમનાઈ થાય. તમે નામ પકડી આપો, ત્યારે ખરા.

ભોળા૦—તેમ ત્યારે. મારો વિશ્વાસ નથી આવતો તેથી પરિક્ષા જોવી છે કેમ! ભાઈ, કહેવતજ છેકની "ઘરકા જમાઈ બેલ બરાબર." વારૂ ઠીક છે. આ સગડી સળગી તો. (મ્હોંથી ખોટું ખોટું બબડીને "છૂ છૂ" કરીને સગડીમાં ગુગળ નાંખેછે) આવો, દેસ્હાણ, આ ધૂપ લો. હવે નામને ઠામે બધું જણાઇ જશે. હું કોઇની શરમ રાખું એવો નથી.

શિવ૦—(ભોળાભટના કાનમાં) કોઇ મોટાના ઘરનું નામ આવે, તો કહેતા નહિ હો! ઉલટું આપણે વેર બંધાશે,

વસ૦—(કુંવર દેશાણના કાનમાં) જોયું? રાંડ ડાકણ હવે કેવી ગભરાયછે.

ભોળા૦—જુઓ દેસ્હાઈ, દેસ્હાણનું મ્હોં કેવું લાલચોળ થઇ ગયું? એની આંખ કેવી તરેછે? એમાં પ્રવેશ થવા માંડયોછ. એમાં તમે જોયા કરજો, જે હશે તેની છાયા પડશે. જુઓ, જુઓ! પગતો દેખાવા માંડયા! (મંત્ર ભણવા માંડેછે.)

વસ૦—ધ્રુજતો ધ્રુજતો દેસ્હાણના કાનમાં) એ રાંડની છાયા બરાબર ઓળખાય છે.

ભોળા૦—( દેશાણ પોતાના મનમાં ) અરે! ભગવાન! આ શું દેખાયછે! (માથે હાથ મુકે છે).

વસ૦—કેમ, મહારાજ કોનું નામ આવેછ?

શિવ૦—હેં! શું આવેછે? તે રાંડનું નામ મને કહો તો.

વસ૦—(મનમાં) જોઇ! રાંડ કેવો ઢોંગ કરેછ!

ભોળા૦—મને નહિ પુછો. એમાં જે દેખાય તે ખરૂં. જુવો.

શિવ૦—(જુએછે) હુંતો જોઊં તે રાંડ કોણ છે. દેખાય છે ખરૂં! આટલાં વરસ હું પાસે રહી, પણ એનોમાં આટલો ઇલમ છે એ હું જાણતી નહોતી. મ્હોં બરાબર દેખાયછે વારૂ એ કોણ હશે? અરે! આતો મ્હારૂં મ્હોં દેખાય છે. હાય! મ્હારા પીટયા જાદુગરા, મ્હારૂં મ્હોં કેમ દેખાયછે? હેં મને ખાસડાનો મારબાર ખવડાવવો ધાર્યો તો કે? પીટયો લુચ્ચો, ઢોંગી, કપટી, દગાખોર, અધીણિયો. (જતી રહેછે).

વસ૦—મહારાજ, હવે કંઈ એનો ઉપાય બતાવો.

ભોળા૦—દેસ્હાઈ હુંતો મહા ચંતામાં પડ્યોછ. આગળથી આમ જાણતો હોતે, તો ધૂપજ નહિ કરત. હવે હું સ્હું બતાવું? ઘરની રાંડની ફજેતી કેમ કરાય? આપણી જાંગ ઉઘાડીયે તો આપણે નાગા દેખાઇયે.

વસ૦—પણ અમે કોઇને કહીએં એવા કંઈ ગાંડા છઇએ? ને બીજું તમારા ઘરમાં જીવતી ડાકણ હોસ્હે, તો પછી તમારા સ્હા હાલ? માટે એમાં તો તમારો અને અમારો બંનેનો ફાયદો છે. કાંઈ સહેલો ઉપાય બતાવો કે એ જીવતી ડાકણ છે તે મરે.

**ભોળા૦**—ત્યારે સાંભળો દેસ્હાઈ, તમારા ઘરમાં માણસ તો ઘણાછે. તેની પાસે પકડીને એને બંધાવો, મ્હારી રજા છે. પછી એને મેસની પીચળ કરો, માથામાં દીવેલ ઘાલો, તે પછી મરચાંની ધુણી દો. એને ખાળકુંડીનું પાણી પીવડાવીને દશ દશ ખાસડાંના ઝપેટા બધાં માણસ પાસે મરાવજો. પછી તો એનો ચોટલો બોડાવવો પડે, એતો કંઈ ઠીક નહિ. હં! તેનું આમ કરજો. માથા પછાડીનાં ફરતા બબે આંગળ વાળ કતરાવી નાંખવા એટલે ભાવટ ગઈ. (મનમાં) એ સ્હસ્હરો દેસ્હાઈ મ્હારી વઢવાડમાં માથું ઘાલવા આવ્યો તો માટે એને પણ જરા શિક્ષા પહોંચાડવી. (મોટેથી) પછી તમારે સ્હું કરવું દેસ્હાઇ? દાઢી મુછ મુડાવી નાંખવા (તમારા ઘરમાં નજર લાગીછે એટલે તમારે જાતેજ કરવું પડશે) ને પછી એને શેર બરફી ખવડાવી—હં! હં!—ખવડાવીને રૂપિયો આપવો. એમ એક આઠ દહાડાલગી કરશો એટલે પછી દેસ્હાણ પણ સારાં થશે ને મ્હારાં બટાણી પણ ઠેકાણે આવશે. તમારે કરવું હોય તો એમ કરજો, મ્હારી તરફથી રજા છે. હુંતો જાઊંછું. (જાયછે.)



## પ્રવેશ ૫ મો.

### (સ્થળ—ઝુમખાંશાહનો ઉતારો.)

**ઝુમ૦**—વારૂ, વૈદરાજ્ય, ઇનું મન પાછું ઠેકાણે આવશે ખરૂં?

**ભોળા૦**—એ વિદ્યાર્થી બહુ હોશિયાર છે. જુવો કલાક અડધા કલાકમાં એ એવું કામ કરશે કે તમારે બોલવુંજ નહિ રહે.

**ઝુમ૦**—જોયું કની કેવી રાંડ હઠીલી છે?

**ભોળા૦**—હોય. છોકરીઓનાં કામ એવાંજ હોયછ.

**ઝુમ૦**—અરે રેંડ છગનિયાની પછાડી ઘેલી થઇ ગઇછ!.

**ભોળા૦**—હોય, જુવાનીનો જુસ્સો છે. પણ ગાંડી કે આવા પૈસાદારને પરણવાની ના કહેછ. આનંદ પછી કહાં જતો રહેવાનોછ? એટલી એનામાં બીજાં બૈરાં જેટલી સમજ નહિ.

**ઝુમ૦**—મ્હેં જે દહાડાનું જાણ્યું કે છગનિયાને પરણવાનું મનછે ત્યારની એને તાળામાંજ રાખી હતી.

**ભોળા૦**—બહુ ડાહ્યું કામ કીધું. તાળામાં મહા ગુણછે, દેવાયતો.

ઝુમ૦—મ્હેં એમને જરી મળવા નથી દીધાં. લઇનેહરામખોર નાશી જાય તો પછી આપણે શું કરીયે?

ભોળા૦—પછી આપણે તો શું કરિયે ?

ઝુમ૦—શોડીઓને કાયદામાં રાખવામાં તો હું હુંશિયારછું બધાને માલમછે કે બૈરાંને દાબમાં રાખવાની કળા તો મ્હારી પાસેછે. ને વૈદરાજ, એ કળા કંઈ સહેલી નથી, બહુ બુદ્ધિનું કામછે. હંકારતો રાજા રાવણના નથી રહ્યા, પણ હંકાર કરૂં તોએ ચાલે એવું છે. બીજો કોઈ બાપ હોય કની, તો તેનાં હાથમાંથી કયારની નજર ચુકાવીને રાંડ છગનીયા સાથે પરણી બેઠી હોત.

(શિવકેર આવે છે)

શિવ૦—પેલો લુચ્ચો, જુઠો, પાપી, ઢોંગી, વૈદ કહાંછ ?

ઝુમ૦—અરે ! આ કુણ આવ્યું ?

શિવ૦—કેમ કેમ! પીટચા મને મારી નાંખવી ધારીતી કે ?

ભોળા૦—અરે! આ ગાંડી બૈરી કોણ છે? કહાંથી આવી?

ઝુમ૦—વૈદરાજ, ગરીબ જાણીને બચારીને કંઈ ઓશડ કરો.

ભોળા૦—દક્ષણા વગર ઓસડ થાય નહિ તો. તમે દક્ષણા આપતા હો, તો હમણાની હમણા એને સારી કરૂં.

શિવ૦—પીટચા મને ઓસડ કરવા નિકળ્યોછ કે? આવતો ખરો.

ગરબી.

તુંતો જાણે ભાંજું ભવની ભાવટ સ્હેજમાં જો
મુરખ તું પુરો; શું આવું હું તુંજ પેચમાં જો ?
ત્હારિ ગોળિ ખાધે હોળિ નહીં દેખિયે જો
હમે ચતુર વિચિક્ષણ તનેજ વેચિયે જો
ઓસડ ઘણિતણાં જોવામા ખાતિ હોય કદા જો
જગતમાં બધા કરેજ વૈદું સદા જો.

ભોળા૦—(શિવકેરના કાનમાં) રાંડ, રોજ બરફી બરફી કરતી તે તને બરફી ખવડાવી. બૂમ શેની પાડેછ ? રૂપિયો મને આપ.

શિવ૦—ઉભો રહે, પીટચા, તુંને રૂપીયો આપુંછ.

થાયછે. ત્હારા જેવી સાચી દાઝથી કોણ દાન કરે છે? મને ફરીદ મૂળ કામ દે. ( ભેટેછે ) દયાળ ભાટ, આજથી હું તમને બાપ પ્રમાણે ગણીશ:

**દયા૦**—કુંવર, હવે હું સાચું કહું છું કે તમે મને પસાયતે આ તે આપ્યું હોય તેથી પણ વધારે મારા જીવમાં ટાઢેક વળી.

**( જ્ઞાનવિજયના માણસ આવેછે. )**

**જગ૦**—વારૂ, મ્હેં તમારો શુકન રાખ્યો, તેમ તમે પણ રાખજો. આ હું પાછા આપું. (કોઇ દહાડો આપવાનો સમય આવશેજ) ત્યારે ના પાડતા નહિ.

**દયા૦**—નારે, મારા કુંવરજી, ના શું કામ પાડું? તમારૂંજ આપ્યું એ છે, અને આપશો તે લઇશું. આ કઈ મૂરતો આવેછે. કેમ, ઓ! કયાં રહેવું ?

**માણસ૦**—શ્રીપુજ જ્ઞાનવિજયજી મહારાજ સુરી આ જગા ઉપર શ્રી પાટણથી ઘડી એકમાં પધારવાના છે, તેમના અમે સેવકો છઇયે. હિંયા માંડવો બાંધવાની આગળથી આજ્ઞા આપી છે.

**દયા૦**—ઓ! ઠીક ભાઈ. તે મહાનુભાવને આણી તરફ કાં પધારવું પડેછે?

**જગ૦**—( ધીનેથી ) આટલું જૈન મુડિયાને માન શિદ આપો છો?

**માણસ૦**—મહારાજ રાજાધિરાજ સિદ્ધરાજજી જેસિંઘજીએ સિદ્ધ-પુરમાં પોતાની સાથે પધારવાની વિંનંતિ કરી છે.

**દયા૦**—( જગદેવને ) છાના રહો, છાના રહો. આ રાજમાં એવું બોલશો મા. ( **માણસને** ) મહારાજ આણી તરફ તો રૂદ્રમાળાની સ્થા-પનાને દિવસે આવવાના હતાને?

**જગ૦**—રજપૂતના રાજમાં નાસ્તિકોનો એટલો ભય શો ?

**માણ૦**—સ્થાપનાનું મુહુર્ત ક્યું છે. કાલે પ્રાતઃકાળે સાત ઘડી એ ઉત્તમ મુહુર્ત છે. **( બધાં માણસો વૃક્ષની ડાળીએ ચંદરવા બાંધેછે. )**

**દયા૦**—( જગદેવને ) ભાઈ, સિદ્ધરાજ એ ધર્મમાં નથી, પણ તેમજ વેદ, ધર્મનો એને ઝાઝો પક્ષ નથી. અને બીજા વાણિયા મંત્રિયો હડહડતા જૈન માર્ગી છે. હાલ એ માર્ગનું જોર વધુ છે—માટે કાંઈ પણ એવું બોલશોમાં.

**જગ૦**—આ જ્ઞાનવિજય કોણ છે?

**દયા૦**—એતો મહા વિદ્વાન જૈનાચાર્ય છે. એણે હજારો સભામાં

ાં મ્હોં બંધ કીધાંછે, અને મહારાજની પણ પ્રીતિ એના ઉપર છે. બીજું મંત્રશાસ્ત્રમાં બહુ પ્રવીણ છે, માટે જરા પણ બોલશોમાં. ોઇછે, કે તમે એનું નામ સાંભળ્યું નથી,

**જગ૦**—ના, હું તો એ વાતથી કેવળ અણજાણ છું.

**દયા૦**—એનું નામ તો દેશેદેશ પ્રસિદ્ધ છે—દિગ્વિજય કીધો છે. એનું નામ સાંભળતાંજ લોકો થરથર કંપે છે.

**જગ૦**—ઠીક, આપણે કોઇની નિંદા કરવાનું શું કામ છે? નહિ બોલીશું. વારૂ, હવે પાટણ જવાનો વિચાર બંધ રાખવો પડશે. સિદ્ધરાજ પોતેજ કાલે શ્રીસ્થળ પધારવાના છે એમ પેલો કહેતો હતો.

**દયા૦**—સુંનાથી પીળું શું?—ફેરો મટચો. ચાલો આપણે રસોઈ પાણીથી પરવારીને સિદ્ધપુર ભણી પાછા વળિયે, વળી એક કહેવાનું, કે તમે આ ગામને શ્રીસ્થળ નહિ કહેતા, મહારાજે સિદ્ધપુર પાડયું છે તે કહેવું; એથી આપણું મ્હોં સારૂં દેખાય, તેમના મનમાં તો ઘણું નહિ આવે તો પણ.

**જગ૦**—ખરૂંજ તો. આવી ઇંદ્રપુરી સરખી રચના જેણે કરી, તેનાજ નામ ઉપરથી ગામનું નામ પાડવું જોઇએ તો. ચાલો. ત્યારે જઇએ.

**( જગદેવ અને દયાળભાટ જાયછે. )**

---

## પ્રવેશ ૨ જો.

( **સ્થળ**—તેજ. માંડવો બંધાઈ રહ્યો છ. )

**૧ લો માણસ**—ચલો, ચલો, ઝટપટ જગ્યા ચોખી કરી નાખો. કેટલી વાર?

**૨ જો માણસ**—હમણાં આવશે; ઓ! શંખનાદ સંભળાયો.

**૩ જો માણસ**—લાડવો ખાવાનો નથી તો. ચપટી બજાવતાં બધાને આવડે.

**૧ લો માણસ**—મરવાનો થયોછે કે? યાદ રાખજે. હું કહ્યા વગર રહેવાનો નથી.

**૨ જો માણસ**—અરે ભાઇ,. આપણુનેજ મોડું થશે. રાત્રે ટાંટિયા ઘસડતાં આપણા પગમાંજ કાંટા ભાકાઈ જશે. એમને શું? સુખાસનમાં પડ્યા પડયા આવશે.

૧ લો માણુસ—આ ઝાડની કેટલી બધી ડાળિયો કાપી મૂળ કામ

૩ જો માણુસ—સાળાં ઝાડનાં પાતરાંનો પણ હિસાબ લો ગા તે નાગરવેલનાં તો નથી ?

૧ લો માણુસ—મૂર્ખ કાંઈ સમજતો નથી. જો શ્રીપુજ મહારાજ દેખશે. તો તરતની તારી ખબર લેશે. એ ધર્મમા ઝાડ કાપવાનું પણ બહુ પાપ છે.

૩ જો માણુસ—પોતે રોજ દોઢ શેર અડાવેછે તે ઝાડ કાપ્યા વગર.

૧ લો માણુસ—નાદાન, અભાગ્યા, છાનો રહે. જેની સેવા કરવી તેની મરજી રાખવી જોઇયે. તું નવો છે, માટે પહેલાં બે ચાર વાર સમજાવીને કહું છું; પછી તું તારૂં ભોગવજે.

૪ થો માણુસ—(દોડતો દોડતો આવેછે) આવ્યા હો! આવ્યા!

૧ લો માણુસ—ચલો, ગાદી તકિયા પાથરી દો (બધાકામે વળગે છે.)

૩ જો માણુસ—જુઓ, આ વેરાગીની રીત!

૨ જો માણુસ—કંઈ ગાંડો થયોછે કે શું? તું એમને ઓળખતો નથી?

૧ લો માણુસ—આ ડાળી પાનડાં, ગધેડા, તું ફેકી આવ કંઈ આડપાસે, કે દેખે નહિ.

૩ જો માણુસ—હોવે, ચાલ્યો.

૧ લો માણુસ—ઠીક પાથરો, આ બધી કરોચળી કેવી વળી છે? જા તું, પાણી ભરી લાવ; તું, લાવે કે, તપાસીને ગળજે. ઉપર ભીનો અંચળો નાંખી મુકજે, કે હુતું નહિ થઈ જાય. જલદી, જલદી, ઓ! પેલા આવ્યા.

( સુખાસનમાં બેસો હેમચંદ્રજી સાથે આવેછે. )

હેમ૦—કેમ, ભાઇ, મુકામ તૈયાર થયો છે કે?

માણુસો—( નમસ્કાર કરી ) હાજી મહારાજ, હાજી મહારાજ, હાજી, હાજી.

હેમ૦—અનાડી જેવા ઉભા શિદ રહ્યા છો? ઉતરવાની જગા જોઇને વાળી નાંખો. જીવ જંતુ, ભાઈ, ધીમે રહીને સંભાળજો.

માણુસો—હા મહારાજ. ત્યાં સઘળું તૈયાર છે ( કામે વળગે છે. )

હેમ૦—મહારાજ, આપ કૃપા કરી પધારો ( બંને ઉતરે છે. )

૦—સેવકો, અમારે ગુહ્ય જ્ઞાનવાર્ત્તા કરવી છે.

(આઘા જતા રહેછે.)

**હેમ૦**—( **બંને બેસીને** ) મહારાજ, આપની શી આજ્ઞા છે?

**જ્ઞાન૦**—ભાઈ, તું તરૂણ અવસ્થામાં છે, તથાપિ તારી બુદ્ધિ દીર્ઘ અને વૃદ્ધના જેવી સ્થિર છે, તે જોઇને મ્હેં આનંદ પામી જે ઉત્તમ કાર્ય તને સોપ્યું છે, તેની કાંઈ સિદ્ધિ થાય એવું ફળ તારા ઉદ્યોગથી ઉત્પન્ન થવાનો સંભવ છે?

**હેમ૦**—આપના ચરણ પ્રતાપથી મ્હેં શ્રમમાં કંઈ કસર રાખી નથી; તેનું ફળ કેટલું થશે, તે તો મારી અલ્પ બુદ્ધિથી કળાતું નથી, પણ હું તેનું યથાર્થ વર્ણન કરીશ, એટલે આપની દીર્ઘ દૃષ્ટિ સહજ તેનું તાત્પર્ય ગ્રહણ કરશે.

**જ્ઞાન૦**—તું જેવો વિદ્યાવાન છે, તેવોજ નમ્ર છે. જતે દહાડે જૈન ધર્મનું તું ભૂષણ થનાર છે. વારૂ, હવે રાજમંડળનો શો વિચાર છે?

**હેમ૦**—મહારાજ, એ મનસુબો એકદમ પ્રકાશ કરવો, એ મોટું સાહસ; તેથી પ્રથમ તો મ્હેં તેઓની મનોવૃત્તિ જાણવાના હેતુએ આપણા ધર્મનો ઘણોક બોધ કીધો; અને વિધવિધનાં દૃષ્ટાંત અલંકારથી તેમનાં મનમાં એવું ઠસી બેસાડયું. કે ધર્મને અર્થે ગમે તેવાં દુખ પડે, પણ તે સહેવામાંજ લાભ અને યશ છે. પછી અન્ય ધર્મના દોષને ચિત્ર સરખા સ્પષ્ટ કરીને તેઓની આંખ આગળ મુકયા.

**જ્ઞાન૦**—તારા ચાતુર્યનો મને પૂરો ભરોસો છે—જે ત્હેં કીધું હશે, તે ઠીકજ કીધું હશે, આપણા વિચારને કેટલા અનુકુળ છે, તેજ માત્ર જાણવાની મારી ઇચ્છા છે.

**હેમ૦**—તે કહુંછું, મહારાજ. અંતે ઘણા સાવધપણે તેઓને મ્હેં કહ્યું, કે રાજ તરફથી આપણા ધર્મને મ્હોટી હાનિ પહોંચનાર છે. તે શું તમારા સરખા સુભટ સાંખી રહેશે? પ્રથમ આ સાંભળી તેઓ ગળગળી ગયા અને ઉત્તર આપ્યો નહિ, પણ પછી પૌરાણિક ઇતિહાસો સંભળાવ્યા ત્યારે હિમત પકડી, મંડળેશ્વર અને બીજા બધા મંત્રિયો ધર્મનો પક્ષ લઈ કોઈ સાંભળતું તો નથી? ( **ચારે તરફ જુએછે** ) સિદ્ધરાજની સામા થશે ખરા. મંડળેશ્વરોમાં તો ચાર પાંચેકજ આણી તરફ થાય એવું ભાસેછે.

**જ્ઞાન૦**—મંડળેશ્વરનું આપણે કંઈ ઘણું કામ પણ નથી. મૂળ કામ મંત્રી મંડળનું છે.

**હેમ૦**—મહારાજ, કહોછો તે ખરૂં, પણ સેનાનું કામ કેવળ તે લોકો પાસે રહ્યું—

**જ્ઞાન૦**—વણિકમંત્રિઓ યુદ્ધમાં કંઈ કાચા નથી; અને સેના તો બીજા સાધનથી આપણે વશ થઈ ચુકયા જેવીજ છે. માટે હવે વિલંબનું કામ નથી.

**હેમ૦**—હે મહારાજ, આ ઉતાવળ શી ? આવા કામમાં ડગલું ભરતાં પહેલાં કોટિધા વિચાર કરવા જોઇયે.

**જ્ઞાન૦**—કયાં સુધી વ્યંડળની પેઠે બેસી રહેવું ? વિચારમાં ને વિચારમાં બાર માસ તો વહી ગયા.

**હેમ૦**—બાર માસ તો શું, પણ બારવર્ષે પણ વહી જાય. સિંહના મ્હોંમાંનો ભક્ષ લેવો કાંઈ હાંસી ખેલ છે !

**જ્ઞાન૦**—આપણા સાધન સર્વે તૈયાર છે; હવે શા માટે આલસ્ય કરવું જોઇયે ? એ દુષ્ટ રાક્ષસ આપણા કૈવલ્ય માર્ગનું અપમાન કર્યા કરે, તે કયાં લગી જોયા કરવું ?

**હેમ૦**—બીજા રાજાઓ કરતાં તો, મહારાજ, આપણા ધર્મને સિદ્ધ રાજ સારી છુટ આપેછે.

**જ્ઞાન૦**—હેમચંદ્ર, એ શું બોલેછે? છુટ એવી, કે આપણાં દહેરાંને ધજા ચઢાવવાનો એકવાર હુકમ આપી શ્રી નગરમાં ગયા, કે બચારા ગોરજીને પકડી મંગાવી ધજા ઉતારવાની તાકીદ આપી.

**હેમ૦**—પણ મહારાજ, લેખપત્ર જોયા પછી પાછી આજ્ઞા આપીહતી.

**જ્ઞાન૦**—(ક્રોધથી) નાક વહાડીને ચોંહોડયું! હેમચંદ્ર ત્હેં બીજાને સમજાવ્યા ખરા, પણ તારા આત્માને સમજાવ્યો હોય, એમ મને ભાસતું નથી.

**હેમ૦**—અરે અરે ગુરૂદેવ, અકૃપાનાં એવાં વચન શાં બોલોછે ? હું રંક તમારો શિષ્ય, રણ સંગ્રામની વચે મુકો, તો ઉલ્લાસથી ઉભો રહું. પ્રતિજ્ઞા લઇને કહુંછું, કે આપણા ધર્મની વૃદ્ધિ કરવી, એજ મ્હારા મનની નિરંતર ઉમેદ છે, અને એ કામ સિદ્ધ થશે, ત્યારેજ મ્હારો જન્મ સફળ થયો એમ સમજીશ, પણ મહારાજ, હું ગમે તેવો, પણ જાતનો વણિક; માટે સાહસમાં પડતાં સંકલ્પ વિકલ્પ કરૂંછું.

**જ્ઞાન૦**—સંકલ્પ વિકલ્પનું સમાધાન વાદ વિવાદથીજ થાયછે. માટે તારા મનમાં જે જે શંકા હોય તે કહે—**આચકો** ખાતો નહિ.

**હેમ૦**—ઘણી કૃપા થઈ. મનના મનોરથ પૂર્ણ કરવાના એજ ઉપાયછે; એક તો એકે જાતે રાજ સંપાદન કરવું, અથવા બીજો એકે રાજાની સેવા કરી પ્રીતિપાત્ર થવું. હવે આપણાથી તો રાજ થવાનું નથી, ત્યારે સહજ વાતમાં બીજાની આશાએ એક સાથે વિરોધ કરવો એ નિરર્થક છે. બીજો પણ એની પેઠે પ્રતિકુળ નહિ થશે એનો શો વિશ્વાસ?

**જ્ઞાન૦**—કુમારપાળ આપણા ધર્મને માટે આટલાં દુખ વેઠેછે, તેથી શું આગળનો ભરોસો નથી પડતો? જેમ નકુળ સર્પની પછવાડી સદા શત્રુભાવે ફર્યા કરેછે, તેમ સિદ્ધરાજ કુમારપાળનો જીવ લેવા આતુર થઈ રહ્યો છે. એ બાપડા કુમારપાળને કેટલાંક વર્ષ એને ધાકે પગ ગસડતાં પરદેશમાં ગામેગામ રખડવું પડયુ; પાછો આવ્યો, ત્યારે જીવ બચાવવા સંસાર ત્યાગ કરી શ્રી આદિનાથજીના દેહરામાં ભરાયો. ત્યાં પણ સુખે રહેવા પામ્યો નહિજ. થોડા દહાડામાં ત્યાંથી પણ નાશી જવું પડયું. સસલાની પછવાડે જેમ કુતરાં, તેમ સિદ્ધરાજના સેવકો એની પાછળ ચારે ગમથી દોડ્યા; અને તેમની ચપેટીમાં એ આવીજ ગયો હતો, પણ એક દયાળું કુંભકારે ભઠ્ઠીમાં સંતાડી દીધો તેથી બચી ગયો. વળી બીજી વાર એ બ્રહ્મરાક્ષસોના વિક્રાળ મુખમાં આવતો હતો. પણ એક ખેડુતે કાંટાના ઢગલા નીચે ઘાલીને એને બચાવી લીધો. વિચાર કર. કાંટા દીલ ઉપર પથરાવી સુવું. અને પેલા ભાલા ઘોંચે તેથી શરીર બેવડું ચાળણી જેવું થઈ જવા દેવું, એ દુખમાં શું બાકી?

**હેમ૦**—અરર ! એ પાપમાં શું બાકી? રાજને એ માટેજ નિંદિત ગણ્યું છે.

**જ્ઞાન૦**—એ દુખ ખમવાનું કારણ શું, તે વિચાર, અને પછી કહે, કે એનો આગળનો ભરોસો રાખિયે છઇયે તે ખોટો છે.

**હેમ૦**—મહારાજ, એને કંઈ આપણા ધર્મ માટે સિદ્ધરાજ દુખ દેતો નથી. એને તો હલકા કુળનો ગાદી ઉપર ન બેસે, એવો અહંકારછે તેથી એને મારવા ફરે છે.

**જ્ઞાન૦**—એતો જુદું નિમિત્ત બતાવવાનું, અને કદાપિ એમ હો,

તોએ આપણુનેજ એમાં લાભ છે. સિદ્ધરાજ એકવાર વચન બેવચની થયો, તેનો તો વિશ્વાસ કરાયજ નહિ.

**હેમ૦**—તેમજ રાજના લોભે જે હાલ બોલે છે, તેનો પણ વિશ્વાસ થોડોજ કરવો જોઇયે. કામાતુર પુરૂષનું ઔદાર્ય, મંદવાડમાં ઉપજેલો વૈરાગ્ય, ચોમાસાનો વરસાદ, વિદ્યાર્થીની સેવા, અને ગરજાઉ માણસનું હેત—એટલાં વાનાં તે સમયે ફળ્યાં તો અત્યંત, પણ તેનો પછી ભરોંસો રાખે તે મૂર્ખ જાણવો. કુમારપાળની આસ્થા, મહારાજ, ધારોછો તેટલી આપણા ધર્મ ઉપર નથી; હમણાં જે વધારે દેખાડેછે તેનું કારણ એકજ છે, કે પોતાનું રક્ષણ કરવું અને વળી રાજની આશા.

**જ્ઞાન૦**—તને ઘણો પરિચય નથી તેથી એવો સંદેહ ઉપજે છે. પણ મારી સંપૂર્ણ ખાત્રી છે. અને વળી તે રાજની ઉથલપાથલમાં એના હાથમાંથી સત્તા આપણે એટલી ઓછી કરી નાખીશું, કે એ ફરવા ચહાય તો પણ ફરી શકે નહિ.

**હેમ૦**—મહારાજ, રાજાને આપણે ગાદી અપાવી, માટે તે કોઈ દહાડો પછી આપણુને દુખ નહિ દે, એમ ધારવું નહિ. તે ઉપર કહ્યું છે કેઃ—

**આર્યા.**

"મ્હેં પ્રગટયો દિપ માટે; હાથે ટપલી હણું નહીં બાળે;
એમ વિચારી વર્તે, નર તે તુરતે બળે ઝાળે"

જેમાં આપણુને લાભનો સંભવ થોડો, અને જકતની હાનિ ઘણી, તેવું કામ આપણે જૈન ધર્મના ગુરુ થઇને આદરિયે એમાં શોભા નહિ.

**જ્ઞાન૦**—અયે! આ શંકા તો નવીજ સાંભળી શું આપણા ધર્મમાં એનો નિષેધ કીધોછે, એવું ત્હેં આટલી બધી વિદ્યા ભણીને શોધી કહાડયું કે!

**હેમ૦**—મહારાજ, રણસંગ્રામ સરખું દુખકારક અને ત્રાસદાયક વિશ્વમાં બીજું સ્થળ કયું છે? જુવાન મદમાતા રંગડ, માબાપ સ્ત્રીના પ્રાણ, બની ઠની તેજી ઘોડા પલાણીને ઉમંગે જાયછે તે શું વિવાહે? અરે! વિવાહે નથી જતા, પણ તે વહાલાંને રોજનાં રડતાં કરવાને જાયછે. યશ અને ધનની જુઠી ભુરકીમાં ભુલાઈ, તપસ્વીને ધ્યાન કરવા જોગ રમણીક અને અને એકાંત સ્થળમાં તેઓ ઉન્મત્તપણે પ્રવેશ કરીને, મનુષ્યનો દરિયો રેલંરેલ કરી મુકેછે. સુભટોની લલકાર, વાજીંત્રોના નાદ, ઘોડાના ખુંખારા,

અને એ સઘળાનો આકાશમાં એકરૂપ થઇને જે પ્રત્યાઘાત પડેછે તેની ગંભીર ગર્જનાથી સઘળું વન એવું જાગી રહેછે, કે સઘળા માણસોનો બુદ્ધિવ્યાપાર બંધ થઈ જાયછે. અને "મ્હારૂં મ્હારૂં" જઇને "મારૂં મારૂં" એવીજ માત્ર મનોવૃત્તિ થઈ રહેછે. પછી એવા લાખો મદાંધ પુરૂષો હડકાયલાં કુતરાંની પેઠે એક બીજાના પ્રાણ લેવા મંડી જાયછે. પ્રલય કાળની ન્હાની સરખી, પણ ખરી મૂર્તિ, રણક્ષેત્રછે. જે માથા ઉપર રત્નજડિત શિરપેચ શોભતા હતા, તે હજારો બંધ માથાઓ ધૂળમાં પગતળે ચગદાયછે, જે આંખો પ્રેમદાને અમીરસ પાતી હતી, તે હાલ ફાટી બિહામણી દેખાયછે, જે પુરૂષોના શબ્દથી મ્હોટી મ્હોટી સેનાઓ કાંપતી હતી, તે પુરૂષો સદાનું મુનિવ્રત્ત લઇને શત્રુના ઠુંકારા ખમતા પડ્યાછે, જેના પગના ધમકારે પૃથ્વિ ધ્રુજતી હતી, તે કેવળ નિર્બળ થઇને યમપુરીમાં કૃત કર્મોનો ઉત્તરે આપવા ગયાછે. અરે! ચોતરફથી આખા મેદાનમાં દુખની કારમી ચીસો કાને પડેછે. નજર નાખતાં લોહી લોહી અને માંસ માંસ શિવાય બીજું કાંઈ દેખાતું નથી. અરે! આતો મ્હોટી ચાર કોશની કસાઈની દુકાન છે—તેમાં વેચનારો તે લોભી રાજા, ઘરાક કાગડાને ગીધ, અને હલાલ કરનાર પેલી અભાગણી સેના.

**જ્ઞાન૦**—તું તરૂણછે, તેથી તારામાં આટલું માયાનુ જોર દેખી, હું ક્રોધ આણતો નથી. આ શબ્દ બાકી વૈરાગીને શોભતા નથી.

**હેમ૦**—લાખો માણસોને અતિ વેદનાએ તરફડતાં, અને અંતે પ્રાણ ત્યાગ કરતાં, જોઇને આનંદ પામવો, એવું નામ જો વૈરાગ્ય હોય, તો એવા વૈરાગ્યથી પરમેશ્વર મને વેગળોજ રાખો!

**જ્ઞાન૦**—વાવા! આ વચન વળી તેથી સારાં! શાંતચિત્ત વિના સારાસારનો વિચાર થતો નથી, માટે તું તારો જુસ્સો સમાવ, અને હું પુછું તેનો વાસ્તવિક ઉત્તર આપ. આ સિદ્ધરાજની કીર્ત્તિ લોકો શામાટે કરે છે, અને તારી પણ અંતરમાં પ્રીતિછે (છે એનો મને નિશ્ચય તો) તે શા માટેછે? શું ત્હેં જે યુદ્ધનાં દુઃખો વર્ણવ્યાં તે શિવાય બીજે માર્ગે એણે યશ સંપાદન કીધો છે?

**હેમ૦**—ના, મહારાજ. પણ એવા રાજાઓ સત્યે લડેછે; ખરા કારણ વિના કંઈ કુદી પડતા નથી.

જ્ઞાન—ખરાં કારણ! ભાઈ, રાજના લોભ વિના, તું વિચાર કરીશ. તો હાલ નહિ, પણ મ્હોટપણે સમજીશ, કે સઘળાં યુદ્ધોનું બીજું કારણ નથી. વારૂ, તેમ પણ હું વાદાર્થે પ્રમાણ કરૂંછું, તથાપિ એથી કાંઈ સંહાર ઓછો થાયછે?

હેમ૦—સંહાર તો સરખોજ થતો હશે. પરંતુ તે એકજ વાર. બીજા દુષ્ટ રાજાઓની શક્તિ ક્ષિણ થયાથી કોટિ કોટિ માણુસો તેના ધર્મ-રાજમાં સુખી થાયછે, અને તે સમયના એટલુંજ નહિ. પણ વંશ પરંપરાના લોકો એવું રાજ ટકે છે ત્યાં લગી સુખમાં આનંદે રમણ કરેછે.

જ્ઞાન૦—ઠીક, આગળનાં ફળ ઉપરથી, કોઈ કામ સારૂ નરતું કહેવાય છે, એતો ત્હેં કબુલ કીધું. હવે ખોટાં ખરાં કારણોનો વિચાર શા માટે કરવો જોઇયે? હવે, આપણા મનસુબાથી હાલનાં, અને ત્હેં કહ્યું તેમ વંશ પરંપરાનાં અસંખ્યાત માણુસના નાશવંત શરીરને નહિ. પણ અમર આત્માને પરમ સુખ થશે; ત્યારે થોડાં માણુસો આ દુખરૂપ સંસાર-માંથી પ્રાણ ત્યાગ કરીને જાય. તે માટે આપણે શા વાસ્તે અચકાવું જોઇયે.

હેમ૦—મહારાજ, તમારી સાથે વાદ કરવાનું મારામાં સામર્થ્ય નથી. અહિંસા એ પરમધર્મ કહેવાય છે, અને એથી વિરૂદ્ધ આ અનુમાન તો નિકળી આવ્યું. માટે પ્રથમ મ્હેં કહ્યું તે ખોટું જાણવું. પરાક્રમથી મોહિત થઇને ઘેલું જકત વીર પુરૂષનાં વખાણ કરેછે. પણ ધર્મ દૃષ્ટિયે જોતાં એવા રાજાદુષ્ટ રાક્ષસો સરખા જણાય છે. આગળ ફળ સારાં થાઓ કે નઠારાં પણ હિંસા તો નિશ્ચય નરક પહોંચાડનારી છે, અને હું તેમાં બાધ નથી એમ મારી જીભ્હાએ કહીને કદી દોષિત થવાનો નહિ.

જ્ઞાન૦—(**તિરસ્કારથી**) ભણ્યા પણ ગણ્યા નહિ! ચારવાક મતનો ગ્રંથતો બે મહીના પર ભણ્યો હતો, ને આ શું બોલે છે? વળી નરક ક્યાં છે? દોષ કોને લાગે છે?

હેમ૦—હે ગુરૂદેવ, તમારા સરખા મ્હોટા આચાર્યના મુખમાંથી આવાં નાસ્તિક વચન કેમ નીકળે છે? સૃષ્ટી કેમ ટકશે?

જ્ઞાન૦—ખરેખરો તું મૂર્ખજ છે. નાસ્તિકતાના ભયેં તું અજ્ઞાન રૂપી પ્રત્યક્ષ નરકમાં ધસીને પડેછે.

હેમ૦—મહારાજ, આપણા ધર્મમાં નરક સ્વર્ગ છે એવું સ્પષ્ટ લખેલું તે હું માનું, તેથી શું હું અજ્ઞાન ઠર્યો કે?

**જ્ઞાન૦**—લખેલાંની વાત નથી, બુદ્ધિની છે. આપણો ધર્મ બૌદ્ધની શાખાછે, એટલે ન્યાયથી તુલના કરતાં જે ખરૂં ખોટું લાગે તે માનવું એ આપણો ધર્મ, અને બીજુ માનવું તે નાસ્તિકતા.

**હેમ૦**—(**આશ્ચર્ય પામીને**) આ તો નવો સિદ્ધાંત સાંભળ્યો તમારી તરફનો!

**જ્ઞાન૦**—આપણા ધર્મનો શો સિદ્ધાંત છે, તે તું લખેલાં ઉપરથીજ કહે. આ જક્ત અનાદિ છે અને તે માટે અનંત છે. એનો કોઈ કર્ત્તા નથી, એટલે પાળક પણ નથી અને સંહારક પણ નથી. હવે સ્વર્ગ નરકનો સંભવ ક્યાં રહ્યો? ઉત્પન્ન કરવાની, પાળવાની. અને સંહારવાની શક્તિ નથી, એવો કોઈ નનામો શું દરબાર મેળવી ન્યાય કરવા બેસશે કેમ? એતો બ્રાહ્મણનાં પૌરાણિક ગપ્પાં માનવા કરતાં પણ વધારે બેવકુફી ભરેલું છે.

**હેમ૦**—ન્યાય કરવા બેસશે એવું કોણ કહેછે? જેમ અગ્નિથી ઘ્રત ગળી જાયછે, અને ટાઢથી ઠરી જાયછે; જેમ પોષિક વસ્તુએ શરીરનું રક્ષણ થાયછે, અને વિષથી નાશ પામેછે; તેમ સ્વભાવિક રીતેજ આત્મા પોતપોતાના પ્રકૃતિ ગુણવડે પુન્ય કરેથી સુખને, અને પાપ કરેથી દુખને જઈ મળે છે.

**જ્ઞાન૦**—તે સુખ દુખ ક્યાં? રાજાના તરફની શિક્ષા, લોકોની અપ્રીતિ, અને પોતાના મનનો પશ્ચાતાપ—એ ત્રણ શિવાય બીજાં જે દુખ તું પાપની સાથે લાગેલાં સમજતો હોય,તો એમજ જાણજે કે હું ઘોર અંધારામાં કુટાઊં છું. એ ત્રણે ભય ટાળવાના ઉપાય છે. સાવધપણે એકાદું કામ કીધું તો રાજા શિક્ષા કરી શક્તો નથી. કાંકે પંડિતની ગતિ મૂર્ખ સત્તાધારીની સમજથી દુરછે; લોકોની પ્રીતિ અપ્રીતિની તો ચિંતા રાખવીજ નહિ કેમકે તેને ક્યા પ્રીતિ કરવી અને ન કરવી તેની સમજ નથી; અને પોતાના મનનો પશ્ચાતાપ તો કૈવલ્ય જ્ઞાનવડે નાશ પામે છે.

**હેમ૦**—એ ત્રણ રીતે તમે કાટ કહાડી નાંખોછો, તે ઉપરથીજ માલમ પડેછે, કે એ ત્રણ પ્રકારે પાપની શિક્ષા બરાબર થતી નથી, અને તે માટેજ આપણા પુસ્તકોમાં વિવરણ કીધું છે તેમ સ્વર્ગ અને નરક એવાં આ જક્તથી જૂદાં સ્થળ હોવાં જોઇયે.

**જ્ઞાન૦**—તારે તે કેટલીક શિક્ષા જોઇયે છે?

હેમ૦—મહારાજ, પાપ એ એવી નઠારી વસ્તુ છે. કે જેટલી શિક્ષા કરે તેટલી ઓછી; ન્હાના સરખા પાપથી પણ જક્તમાં કેટલી હાનિ ઉત્પન્ન થાય છે!

જ્ઞાન૦—શિક્ષા સ્વભાવિક છે તેટલી તો થાયછે, પણ બીજી શા માટે થવી જોઇયે? આત્મા તે કોણ છે? આ હું કહેનારો કોણ છે? કરનારો કોણછે?

હેમ૦—શું મહારાજ! ચાર્વાક મત પ્રમાણે આત્મા છેજ નહિ એવો આપનો સિદ્ધાંત છે?

જ્ઞાન૦—ના એમ તો નહિ, પણ તું સમજે છે તેમ તે અનેક નથી. આખી સૃષ્ટીનું ચૈતન્ય, તે આત્મા, પરમાત્મા, પરમેશ્વર, બ્રહ્મ, જે કહો તે તે એકજ.તે પોતાની મેળે રમણ કરેછે—દુખ દેનાર અને ખમનાર તે વિના બીજો કોઈ નથી. હવે શા માટે શિક્ષા હોવી જોઇયે? તે જે કરેછે તેથી જક્તનું કલ્યાણજ છે; આપણી અલ્પ બુદ્ધિયે તે દુખ અને પાપ દેખાય છે.

હેમ૦—જો આપણો આત્મા, મહારાજ, સર્વજ્ઞ છે, તો વિસ્મય સરખું કે પોતે પોતાનુંજ રૂપ જાણતો નથી. હું બોલુંછું અને તમે સાંભળો છો, એવો દ્વૈત ભાવ પ્રાણી માત્રમાં છે તે હોવો જોઇયે નહિ.

જ્ઞાન૦—તે અજ્ઞાનના યોગે.

હેમ૦—એ અજ્ઞાન ટળે કેમ? મ્હેં આટલી વિદ્યાનો અભ્યાસ કીધો, પણ મારામાંથી તો ક્ષણભર પણ તે ટળતું નથી.

જ્ઞાન૦—વિદ્યા વિદ્યા શું કરેછે? (અનુષ્ટુપ.)

વેશ્યા તોલ સદા વિદ્યા, અભ્યાસીને મન ગમે;
તેવી વાત મુખે ભાખે, દાખે ભિન્ન ભિન્ન સમે.

હેમ૦—વિદ્યાપર એ મોટો અપવાદ મુકો છો. વિદ્યાવિના માત્ર બુદ્ધિથી જ્ઞાન કેમ પ્રાપ્ત થાય?

જ્ઞાન૦—બુદ્ધિથી પણ એ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. જે સર્વ પ્રેરક છે, તે જ્યારે પ્રેરણા કરે ત્યારે થાય છે. એ જ્ઞાન થયું કે અહંભાવનો ત્યાગ કરીને તે પ્રમાણે વર્તવું, અને પછી તેમાં અને પરમેશ્વરમાં જરાપણ ભેદ રહેતો નથી. એમ કરીને ઘણાએ પરમેશ્વર થઈ ગયાછે. જોઃ—

(गिति आर्या.)

**ऋषभश्चा जितसंभवनाथावभिनंदनश्च सुमतिश्च,**
**पद्म प्रभुस्सुपार्श्वश्चंद्रप्रभु सुविर्धि शितल श्रेयांशाः**

वासवपूज्ये विमलानंतौ धर्मश्च शांति कुंथूच,
अरमाल्लि मुनि सुव्रतनमिनेमाःपार्श्वोमहावीरः[१].

એ પ્રમાણે અગણિત તેની પ્રેરણાથી પરમેશ્વર થઈ ગયા છે, થાયછે. અને થશે.[૨] મૂર્ખ વિમુખ લોકોને ભાન નથી; તેનો જક્તના સરખો વ્યવહાર દેખી ભ્રાંતિમાં પડેછે. જો આત્મા અને પરમેશ્વરમાં ભેદ હોય તો એમ કેમ બને? હે, હેમચંદ્રસુરી તું જ્ઞાતા છે, વિદ્વાન છે—તું મારે ચરણ મસ્તક મુકી પોતાનો જન્મ સફળ કરીલે. (હેમચંદ્ર પગે લાગેછે) વિદ્યા બુદ્ધિની ભ્રમણા છોડ, અને અંતરમાં જે નિશદિન તેની પ્રેરણા થયા કરેછે, તે તું લક્ષ દઇને સાંભળ—એટલે તને પણ મારી પેઠે પરમેશ્વર રૂપ થતાં વાર નથી. હું મ્હારૂં રૂપ સમજુંછું, તેથી જુદા સંકલ્પવિકલ્પથી વિરક્ત થઇને સદા આનંદમાં રહુંછું. મારામાં એક અંશ પરમેશ્વરપણું બાકી છે, તે આ કાર્ય ધાર્યું છે તે થશે કે આવશે. અને પછી અષ્ટસિદ્ધિ સેવા કરવા સ્વભાવિકપણે દોડતી આવીને મારી આગળ નકામી ઉભી રહેશે.

હેમ૦—(સાષ્ટાંગ ડંડવત્ પ્રણામ કરી) હે મહારાજ, હે ગુરૂદેવ, હે પરમેશ્વર, આપ અલૌકિક મૂર્ત્તિ છો—મારા ઉપર કરૂણા દૃષ્ટિયે જુઓ.

જ્ઞાન૦—મારી કરૂણા પરિપૂર્ણ છે. જા, આ ગુર્જરરાષ્ટ્રમાં જૈન માર્ગ પુષ્કળ પ્રવર્તશે, અને તું તેનો આચાર્ય થઈ ઘણા સારાં સારાં કામો કરી પોતે પરમેશ્વર રૂપ થઈ જઈશ, એ મારી આશિષ છે. એમ થએલું હું નજરે દેખુંછું—મારે ત્યાં લગી રહેવું નથી.



## પ્રવેશ ૩ જો.

(સ્થળ—એજ.)

હેમ૦—એમના વાદમાં મારાથી કંઈ પૂર્વ પક્ષ થઈ શક્તો નથી મ્હારે મ્હોંઢે બંધાઈ જાઉંછું તોએ મ્હારૂં મન કેમ માનતું નથી. એમની

---

૧ એ ચોવીશ તીર્થંકરનાં નામ છે. ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન—સુમતિનાથ, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શિતલનાથ, શ્રેયાંશજી, વાસવપૂજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ મુનિસુવ્રત, નમિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ, અને મહાવીરસ્વામી. ૨ જૈનધર્મનો એવો વિચાર છે.

વિદ્વત્તા અને તર્કશક્તિ જક્તમાં પ્રસિદ્ધ છે. માટે એ કહેતા હશે તે ખરૂંજ હશે. આવા સમર્થ આચાર્યનાં વચન ખોટાં નહિ હોય. પણ અષ્ટદિક્ષામાંની મુખ્ય અહિંસા તો ખોટી પડેછે. મ્હારૂં મન ભ્રમણામાં પડયું છે. કાંઈ સમજાતું નથી.

(જ્ઞાનવિજય આવે છે.)

જ્ઞાન૦—કેમ શા વિચારમાં પડ્યો છે ?

હેમ૦—મહારાજની જેમ આજ્ઞા હોય તેમ અનુસરવાની સામગ્રી તૈયાર કરવાનો વિચાર કરૂંછું.

જ્ઞાન૦—ઠીક. હું જાણતોજ હતો કે તારા સંકલ્પ વિકલ્પ સમશે.

હેમ૦—મહારાજ, સેના વિશેની આપે શી વ્યવસ્થા કીધી છે ?

જ્ઞાન૦—હા, તે કહુંછું સાંભળ, ડુંગરશી સેનાપતિનો પુત્ર લાલરાજ. મારો શિષ્ય છે, તે તો તું જાણેછે. મ્હેં એને પાંચ વર્ષનો હતો ત્યાંથી વિદ્યાભ્યાસ કરાવવાની માથાકુટ કરવી કબુલ કરી હતી, તે આવા સમયને માટેજ. તે છોકરાની મારા ઉપર ઘણી પ્રીતિ છે, અને આપણા ધર્મમાં આવ્યો છે એમ તો મારાથી કહેવાતું નથી, પણ તેમ તેને વેદ ધર્મ ઉપર લેશ માત્ર આસ્થા નથી. વળી એ છોકરો એના બાપને ઘણોજ લાડકડો છે તેથી એ કહે છે તેમ તે ડગલું ભરેછે. સારાંશ એ કે લાલરાજે સેના આપણને હસ્તગત કરવાનું પ્રતિજ્ઞા પૂર્વક વચન આપ્યું છે, અને તેમ કરવાનું એના બાપના અતિ હેતને લીધે એનામાં સામર્થ્ય છે,

હેમ૦—મહારાજ, પ્રતિજ્ઞા કરતાં એનો સ્વાર્થ એમાં લાગેલો હોય તો એ ચિત્ત દઈ સહાય થશે એનો વધારે વિશ્વાસ પડે.

જ્ઞાન૦—ખરી વાત. પહેલાંથી એ વિચાર મ્હેં કરી મુકેલો છે. લાલરાજની સાવકી મા છે, તેના આગળ સેનાપતિનું કંઈ ચાલતું નથી; અને એક વખત એ લોભી સ્ત્રીએ એને સમજાવી સિદ્ધરાજ પાસે મોકલી એવી વિનંતી કરાવી, કે મારી પછી સેનાનો અધિકાર મારા નાના છોકરાને આપવો. એનો ઘણો આગ્રહ જોઈ સિદ્ધરાજે કબુલ કીધું. હમણાં ડુંગરશી ઘણો પસ્તાય છે, પણ સ્ત્રીને ધાકે ફેરવાવી શકતો નથી. માટે નાચાર થયાથી પુત્ર ઉપર પહેલાં કરતાં પણ વધારે પ્રેમ રાખે છે, અને એ શિવાય બીજી સઘળી બાબતમાં એ કહેછે તેમજ તે કરેછે.

હેમ૦—પણ મહારાજ. સેનાપતિનું કહ્યું બધા સુભટો માનશે, એનો પ્રથમ વિચાર કરવાનો છે.

જ્ઞાન૦—તેતો કરી મુક્યો છે. એના હાથ નીચેના જુના અધિકારીઓને ખસેડીને બીજા આપણા ધર્મવાળાને વરસ દહાડો થયાં ધીમે ધીમે રાખવા માંડયાં છે.

હેમ૦—તમારા કામમાં અપૂર્ણતા હોયજ નહિ.

જ્ઞાન૦--હવે તારે આટલું કામ કરવું. પેલા મંત્રિયોને જેમ ત્હેં સુબોધ કીધો, તેમ આ અધિકારિયોને સમજાવીને સમય આવે ત્યાં સુધી જાગૃત રાખવા. કેમ વિચારમાં પડ્યો ? શું પેલા તીવ્ર બુદ્ધિવાળા શસ્ત્રધારીથી તું બીહે છે ?

હેમ૦—ભયતો, મહારાજ હું આપ વિના કોઇનો રાખતો નથી. પણ એમ વિચાર કરતો હતો કે વિદ્યાશ્રયના પુસ્તકની સમાપ્તિ થવા આવીછે તેનું શું કરવું ?

જ્ઞાન૦—અહ! એમ છે કે? ત્યારે તો તું એ પુસ્તક પરિપૂર્ણ કરે, ત્યાં સુધી આપણો મનસુબો બંધ રાખિયે તો ઠીક.

હેમ૦—હા, હા મહારાજ. હું એજ વિનંતિ કરવાનો હતો, હું કરવા બેસીશ તો બે દિવસમાં પૂરો કરીશ—કંઈ વિશેષ બાકી નથી. તો—ને સિદ્ધરાજ સરખો દેશો દેશમાં પરાક્રમ કરી વિખ્યાત થએલો રાજા વિધિ પૂર્વક આદરથી તેને પ્રમાણ કરે, તો પછી—મહારાજ—આપણા ધર્મની વિદ્વત્તા કેટલી વખણાય ?

જ્ઞાન૦—આહા! આહા! મનુષ્ય માયામાં કેવો લુબ્ધ છે! નિરૂદયોગીએ કોટચાનુબંધ કાગળો ચીતરી મુકયા છે, તેમાં સો બસેનો વધારો કરવાના મહાપરાક્રમને અર્થે હેમચંદ્ર સરખો તત્વદર્શી બ્રહ્માંડ સ્તુલ્ય કામમાં વિલંબ કરવા ઇછેછે! શાબાસ! શાબાસ! હેમચંદ્ર સુરી! આસ્તિક વેશે આવડો મોટો વાદ ઉઠાવ્યો હતો તેનું પ્રયોજન જણાયું.

હેમ૦—(હાથ જોડી) ક્ષમા કરો, ક્ષમા કરો, મહારાજ. મ્હેં જાણી જોઇને એવા હેતુથી વાદ કીધો નથી, તેનો તો પરમેશ્વર સાક્ષી છે, પણ તમે કહોછો ત્યારે એવી શંકા ઉપજે છે ખરી કે પૂર્વ કર્મથી આચ્છાદન પામેલા પામર આત્માને ખબર ન પાડતાં એમ કદાપિ થયું પણ હોય.

માટે ક્ષમા કરો મને; મુનિવ્રતથી વધારે કઠણ ન પળાય એવો નિયમ ગ્રહણ કરૂંછું:—ત્રણ માસ લગી મારે લેખણ હાથમાં ન પકડવી અને પુસ્તકો ન વાંચવાં.

**જ્ઞાન૦**—કોઈ સમય ઉપર હું પણ વિદ્યામાં અને વિદ્યાના માનમાં મગ્ન હતો.

**હેમ૦**—મહારાજ, મને આજ્ઞા આપો તે હું કરૂં–વિલંબ કરવાનો નથી.

**જ્ઞાન૦**—હું કહીજ ચુકયો છું. કાર્ય સિદ્ધિમાં માત્ર લાલરાજ તરફથી જે વિઘ્ન આવ્યું છે તે શિવાય આપણી—

**હેમ૦**—અરે શું? મહારાજ, તે ના પાડેછે?

**જ્ઞાન૦**—નાતો નથી પાડતો, પણ તેનું ચિત્ત વ્યગ્ર છે. ગંભીર રાજ-ની બ્હેન વીરમતિ કુંવરી ઉપર તેનો જીવ એટલો લાગ્યોછે, કે જેને કેવળ કામાંધ કહેછે તેવો તે થઈ ગયોછે; અને આપણે શું કરવું તે મારાથી કળાતું નથી. એતો નિશ્ચય કે એ કન્યા એને નહિ મળે, તો એ કાંઈ ઉત્પાત કરી મુકશે, અને આપણા અથવા બીજા હરકોઈ દરબારી કામમાં પડનાર નથી.

**હેમ૦**—એને વૈરાગ્યનું ઔષધ આપવું જોઇએ.

**જ્ઞાન૦**—બહુ આપ્યા, પણ કોઈ અંગે લાગતું નથી. કોઈ કોઈ સમયે એવો ગાંડો અને વિક્રાળ થઈ જાયછે, કે તે જોયો હોય તો તું જાણે.

**હેમ૦**—તમારા જેવા મહા તપસ્વી ગુરૂની આગળ નિર્લજ્જ થઇને એવી વાત કરે છે?

**જ્ઞાન૦**—મારેજ એની પાસે એ વાત કરાવવી પડી, અને શું પુછેછે? એ સંસારી કામમાં શિખામણ આપવી પડી.

**હેમ૦**—એ કન્યા એને મળે તો સારૂં. ઓ! પેલો આવેછે.

**જ્ઞાન૦**—આપણાથી બને તેટલી મદદ કરવી જોઇએ.

**( ઘોડો દોડાવતો લાલરાજ આવેછે. )**

**લાલ૦**—( **બંનેને પગે લાગીને** ) કયારના મહારાજ હિંયા પધાર્યા છો?

**જ્ઞાન૦**—ઘડીએક થઈ. તું આણી તરફ કયાં નીકળ્યો છે?

**લાલ૦**—પતંગિયો ઉડાઉડ કયાં કરે છે તે શિદ પૂછવું? એમ જાણ-તુંજ કે તેના આત્મામાં અજવાળું કરનાર જે દીપક તે પાસેજ હશે: ગામ બહાર બે ત્રણ ગાઉ ઉપર અંબિકાજીનું દેવાલય છે, ત્યાં પૂજા કરવા આવી

છે તેથી હું એટલી વાર કાળક્ષેપ કરવા નીકળી આવ્યો. આજે મને ઉત્તર આપનાર છે.

હેમ૦—ત્યારે તો આનંદનો સમય છે. આટલા આકળા કાં દેખાઓછો?

લાલ૦—સંગ્રામનો સમય પાસે આવે પરાક્રમી રાજા પણ શું વ્યાકુળ થતો નથી? વ્યાપારી ઘણા લાભે માલ વેચી નાણા લેવાની વખતે વ્યાકુળ થતો નથી? તો જે સમયના ઉપર મારા જન્મનું સુખ દુખ આધાર રાખેછે તે પાસે આવતો જોઇ હું આતુર અને અધિર થાઉ એમાં શું આશ્ચર્ય?

હેમ૦—સરદાર, તમે આવા ગુરૂના ચતુર વિદ્યાર્થી થઇ એક સ્ત્રીને અર્થે ગાભરા પડો, ત્યારે આટલી બધી વિદ્યા ભણેલી શા કામની?

લાલ૦—એક સ્ત્રીને અર્થે! ખરૂં કહ્યું! આટલા વર્ષ સુધી ઘણીક સ્ત્રિયો જોઇ, પણ હું મોહિત થયો નથી, અને સંગસુખ સ્વપ્નમાં પણ ઇચ્છયું નથી—તે ઉપરથીજ સમજવું કે આ સ્ત્રી કાંઈ જેવી તેવી નહિ હોય. રૂપ એનું કેવું સુંદર! વાણી કેવી મીઠી! અને ગુણ ચાતુર્ય કેવાં મનોહર! પૃથ્વિની પીઠમાં શોધી વળશો પણ એવી સ્ત્રી મળનાર નથી એ હું તમને આગળથી કહુંછું.

હેમ૦—એમ જો નહિ તમને લાગે, તો પછી મોહિત કેમ કહેવાઓ? વિદ્વાનછો, કાર્ય, કારણનો વિચાર કરીને કંઇ શાંતિ ગ્રહણ કરો.

લાલ૦—કારણ! એના કારણ ચૌદ વિદ્યાથો પરછે.

(સૃગ્ધરાછંદ)

પૂછું હું પ્રશ્ન પ્રેમે પુજિ તુજ પદ હે! પંડિતા શાસ્ત્રી શાણા;
ધારા સારા તું તારા ચલન ચળનના, ને બધાં કાર્ય શાંનાં.
થાએછે તે તું જાણે સકળ અકલથી, જેમ ગાંધી વસાણાં;
હાંકોટી કોટિ[1] કોટિ[2] ગણી મુકમુકની, ખોટિરે! સર્વ સાણા!
હે હે હે પંડિતા હે ઝટ જટ જિદ તું, છોડ કે આ ઘડી રે;
કહે કહે કહેની કયારે નિયમ થકિ ફરે, આ પ્રિયા આંખડી રે?
કે તેથી મંન મધ્યે રૂદય કમળની, તો ધ્રુમે પાંખડીરે;
ચિંતા હર્ષાદિ કાંટા ધમર ફરિ ખુંચે, ભંગને હરઘડીરે.
હાલ્યો વાયૂ નું આવી કુમળ નયનથી, કે ત્રઠે જોર ધ્હોતું?
હાલે એવી હળૂવે સખિ શક ન ધરે, છંડને બ્હાનું ખોટું.

---

૧ ખોટા આગ્રહ, માથાફોડ. ૨ કરોડ.

કેનો કબ્જો વળી તો મન સરવરને, જાણિને તો રખો તું;
ચોબાજૂ નગને તો પણ દશ દિશ ત્યાં, તંનનો કોટ જો તું.
લાંબી વાટે ફરે તો ન અવર કમળો કાં નડે છેક કાંઇ?
તેનો ખાસો ખુલાશો તુંથિ નથિજ થતો, જ્હાંનુ હું માનું નહિ.
રે રે રે પંડિતા એ સરવ સબબ તો, ઠીક છે કાંઈ ભાઈ;
છે ચંમત્કાર બીજો અદભુત અતિશે, ના પડે સૂજ જાંહી.
એવી ચેતન્ય યાંત્રીક ગણિત કિ* ભણી, વેગદે કે કળે જે;
ચાહે તે પાંખડીરે (કદિ સુખ કદિરે, દુઃખની) આ કલે જે.
સ્વચ્છંદે તે હલાવે, જડનિયમ નથી, એહ વિદ્યા કળે જે;
પોથાં થોથાંજ ગોથાં સહુ સમજણનું, તાન તો ટાળિ દેજે.
જો તું દેતો નથીરે ઉતર ચતુરતો, કહે મળું મંત્ર શાસ્ત્રી;
જેના યોગે પ્રયોગે સુર, વિર, પિર કે જીન કો જાગિ રાત્રી.
સાંધ્યો બાંધ્યો, શું લાધ્યો વર? નહિં નહિ હું, મંત્ર મૂળે ન માનું;
ત્યારેતો ભ્રંગ તારૂં કમળ નવલથી, તો શું પડયું છેય પાનું.
તું શું જાણે બિચારો? પુછ પુછ તું જઇ, વંનમાળી મળે જો;
વિદ્યાપાખંડિ ખંડિ સરવ ગરવ રે, એનિ તાલીમ લેજો.
હે વ્હાલા વંનમાળી અરજિ મરજિથી, સાંભળો નામ* લ્હે† જો;
તે હાલે હર્વ કાંટે, નિકર ઠિક રમા મારૂં ના નામ લેજો.
હેમ૦—કાળાં વિક્રાળ પાણી, દવ દશ દિશ કે, સિંહ ક્ષુધાર્ત્તિ ઘેલા;
કે જુલમી રાય હાથે પડવું ઠિક કંઈ, ઉગરે કો સુવેળા.
નારી યારી નઠારી બહુજ સહુ જહાં, દુઃખ દાટી મચેલાં;
છોડે તોએ છુટાએ કયમ કરિ નરથી? ચર્ણ ચ્હોંટી ગએલા.
એવું કાને સુણ્યુંતું, પ્રથમ ત્યમ ખરે, દીઠું દ્રષ્ટેજ આજ;
સ્ત્રીપ્રીતી જન્ય સ્થીતી વિતિ દિઠિ ન કદી, તો જુઓ લાલરાજ.
સ્થાપે ને તે ઉથાપે, લહરિવત લવે, રે સનેપાત જાણે;
બંધાયો મોહ પાશે પરવશ થઇને, કલેશના કોષ માણે.
દેખી આ બાપડાને મન ખિન ઘણું હું, થાઉંછું દાઝિ છેક;
પ્હેલાં એ શાંત ડાહ્યો ચતુર નર હતો, રે હતો શો વિવેક!

---

* કઈ. * જરા, લગાર. † ક્ષણ.

આજે બેભાન થૈ તે દુખકર પ્રિતથી, દુઃખ વેઠેછ ભારી:
શું કહેવું એ ન માને, હરિજી સરજી કાં દુઃખ દેનારિ નારી.

**( જગદેવ અને દયાળ ભાટ પાછા આવે છે. )**

**લાલ૦**— **( માલિનિછંદ. )**

ભલુ થયું નવ નિંદો, દુઃખછે તો ખમીશું;
પ્રિતઝરણનયણાંની જોગિ, જાણે અમી શું?
વિરહ દુખડું ભુંડું—પ્રેમ અજ્ઞાન તેથી;
તલિત જગત લાગે માત્ર રામા વસેથી.

**જ્ઞાન૦**—પ્રેમ અજ્ઞાનનાં અતિ મોહાં દુખમાંથી તું ઉગરયો છે, વિરહ દુખનો લ્હાવો તો હજી ખરેખરો લીધો નથી—

**લાલ૦**—હા, વિરહ દુખ પણ લ્હાવોજ છે. વિયોગથી જે અંતઃકરણમાં વ્યથા ઉપજે છે, અને આંખમાંથી આંસુનું ઝરણ વહે છે, તેમાં પણ કંઈ એવા જુદા પ્રકારની મીઠાસ રહેલી છે કે વિના પ્રેમનું ખડખડ હસવું મહેલી તે દુખ છે તથાપિ માથે ચઢાવીશ.

**જ્ઞાન૦**—ના કોણ કહે છે? હું એમ કહેતો હતો કે આ લહાવો લેવાનો પ્રસંગ આવે, ત્યારે હમણાં કહેછે તેનું સ્મરણ રાખી રહેજે. પ્રેમી કમળાક્ષનું અમૃત તેં કેટલું પીધું? એ નિરંતર મળશે કે નહિ તેની તને શી આશા છે?

**લાલ૦**—મળશેજ. તે વરવાની ના કહેનાર નથી એનો પુરો ભરોસો છે. ઘણી ખરી તો હા પાડી ચુકીછે, હાવ ભાવે લખેલી પ્રેમપત્રીને વાણીવડે મુદ્રાંકિત કરવાનું માત્ર આજે બાકીછે. મારા આટલા બધા પ્રેમની તે અવગણના કરે એવી કઠોર નથી. ના, ના. એનું રૂદય કેવું કોમળ છે?

**જ્ઞાન૦**—વારૂ, પણ હું એક પૂછું—ત્હેં તારી જાત એને કહી?

**લાલ૦**—નાઃ તેતો પૂછ્યુંએ નથી, અને મને કહેવાનું સાંભર્યું નથી

**જ્ઞાન૦**—ત્યારે પૂછે તો બરાબર કહેતો નહિ એ મારી સુચના છે.

**લાલ૦**—ગુરૂ થઇને અસત્ય ભાષણ કરવાનું શિખવોછો?

**હેમ૦**—અરે! એવું અમર્યાદાનું વચન માં બોલો. એવા સંત થઇને તમને આવી સુચના આપે છે તે ઉપરથીજ જાણવું કે તમારા સુખને માટે એમનો નિર્દોષ જીવ કેટલો બળે છે.

**જ્ઞાન૦**—ભલ્યો ભાઈ, તું સત્યવાદી છે. જેમ સારૂં લાગે તેમ વર્તજે.

લાલ૦—હું સત્યવાદી તો નથી. તમારા ચરણ પ્રતાપે પાપ પુન્યનો ભેદ હું અત્યાર લગી સમજતો નહોતો, પણ હમણા હમણા મારા મનપર કંઈ નવી તરેહનો પ્રકાશ પડવા માંડ્યો છે.

હેમ૦—થોડા સારૂ બાજી કાં ધૂળ કરોછો? એ પતરાજી રજપૂતો ગોલક જાતિ જાણશે તો કદી કન્યા આપનાર નથી.

લાલ૦—ગાંડા છો, એ છાનું પણ રહે ખરૂં?

હેમ૦—શા માટે નહિ? પરણ્યા પછી ફરતા આવો. હમણાં એકને ઘરનો વહીવંચો કરીને લઈ ગયા, એટલે તેના અને તારા કહ્યા પ્રમાણે સર્વ માનશે.

લાલ૦—પ્યારી આગળ છળભેદ કેમ કરાય?

જ્ઞાન૦—માયિક કામ માયાથીજ થાય.

હેમ૦—સ્ત્રી સાથે તો સ્નેહમાં તેજ હોય.

લાલ— ( માલીનીછંદ ).

અરર પ્રિતડિ બાંધી, પ્રાણ જ્યાં એક કીધા;
તન મન ધન જ્યાં એકેકને અર્પિ દીધાં.
છળ કયમ કરિ થાએ? જૂઠ કોનેજ કહેવું?
શું નિજ જીવ છળેથી છેતરી સૂખ લેવું?*
મધુર મુખ પ્રિયાનું, પેખતાં મગ્ન પ્રીતે;
જીભડિ વચન જૂઠાં બોલશે શીજ રીતે?
કદિ છળથિ મળી તો પ્રીતિ તે આપણી શું?
નહિજ! નહિજ! તે કલ્પિત, બીજા ધણીસું*
રસિક પ્રિતડિ સાચી, હોય જ્યાં પાત્ર સંગ;
કપટ ઝપટ નાસી જાય થૈ મંનભંગ.
સદગુણ સઘળાં ત્યાં, નિત્ય હર્ષે ભરાએ;

---

* પ્રીતમાં બંને એકરૂપ થઈ જાય છે ત્યારે પછી છળ કોની સાથે કરવાનો રહ્યો? પોતાનાજ જીવને છળથી છેતરીએ, તો શું સુખ મળે ખરૂં?

*આપણાંમાં જે ગુણ નહિ હોય, તે ગુણનો વેષ ધારણ કરીને આપણે કોઈની પ્રીતિ મેળવિયે તો તે આપણી સાથે પ્રીતિ છે એમ નહિ જાણવું પણ એવા ગણ ખરેખરા જેનામાં છે એવા કોઈ કલ્પિત ધણી સાથેછે.

સ્વરગ સરખિ સૂખી સંતુ આ પૃથ્વિ થાએ.

જ્ઞાન૦—સુખડું સુખડું કહેતાં, તો વર્ષોનું અગાડી;
અધિર અનંગ આગે સંતતા શી અનાડી ?
નથિ સુખી નથિ ધર્મી કો વિના તત્વ જ્ઞાની;
નિજ રૂપ નિરખે જે, જો કૃપા પ્રેરણાની.

દયા૦—મ્હારૂં કોઈ આત્મજ્ઞાન વિશે એક કવિત સાંભળશો ?

લાલ૦—હજી એવું શું બાકી છે ?

હેમ૦— ( મોં મચડીને )

દયા૦— કવિત!

કોણરે આતમ જ્ઞાની ? તો જે નિજ રૂપ જાણી;
દેહને અહમ્ હાણી, તત્પદમાં ગળે.
મુક્તિ રાજ દામ કાજ, કે વિનાશે જોગીરાજ;
દમે દેહ તેને કેમ, કહોની નામ એ મળે ?
એથી તો સુભટ' ઝટ સત્યને પરાયા માટ;
બાઝે છે મરણ સાથ, તેને ખરે એ ઘટે.
અધિક અધિક ઘટે, અધિક કવિ શું કથે ?
ત્રિયૂ તદલીન થઇ, પિયુ પિયુ જે રટે.

લાલ૦—રંગછે! રંગછે! શાબાસ! બરાબરછે.

જગ૦—શાબાસ!!

જ્ઞાન૦—રાખો, આ બુમાટો ક્યાં થાય છે ?

હેમ૦—બહારવટીઆએ કોઈ ગાડાં ઘેર્યાં હશે.

(માણસો દોડતા દોડતા આવે છે.)

૧ લો માણસ—મહારાજ, કાળિયો વાઘ આવેછે.

હેમ૦—ગાંડો છે ? વાઘ કાળો કઈ સૃષ્ટીમાંથી આવ્યો ?

૨ જો માણસ—હસવાનું કામ નથી.

૩ જો માણસ—મહારાજ, દરબારમાં બેસીને અશ્લોક ભણી બતાવાનું આ ન હોય.

૨ જો માણસ—એ વાઘ કાળો નથી, પણ બધાનો કાળની પેઠે જીવ લીધા વગર રહેતો નથી માટે કાળિયો કહેવાય છે.

૩ જો માણસ—મહારાજ, લાખો વરસની વાતોના તડાકા મારોછો,

ને આ અમારા સરખા જાણેછે તે વાઘનું નામ તો સાંભળ્યુ હોય એમ જણાતું નથી.

**( જામોતી અને સુભગા આવે છે. )**

**જામો૦**—( **શ્વાસભરી** ) હે મહારાજ, અબળાનું રક્ષણ કરો. ( **પાછું જોતી જાયછે**) ઓ! કાળિયો આવ્યો! તમે મોટા વીરપુરૂષ છો—અમને બચાવી લો.

**સુભ૦**—અરે! હિંયા લાલ ક્યાંથી!

**જગ૦**—વાઘ ક્યાં છે? તે બોલ. ધ્રુજે છે શાને!

**જામો૦**—હાય હાય! મહારાજ, અમે તો મરતાં હતાં. વાઘ આ બાજુ તરફ વળ્યો.

**લાલ૦**—હેં! અરે! એ તો અંબીકાના દહેરા તરફ જવાનો રસ્તો—ત્યાં તો વીરમતી પૂજા કરવા—

**જગ૦**—લાવ ઘોડી દયાળભાટ!—હું પછાડી જાઊંછું.

**લાલ૦**—( **ઘોડા ઉપર ચઢતાં ચઢતાં** ) ઉભો રહે! ઉભો રહે! ચંડાળ કુતરા!

**સુભ૦**—અરે! તમે ના જાઓ-કાળ જીતાવાનો નથી.

**( તરછોડીને લાલરાજ જાય છે. )**

**જામો૦**—કેમ એ તને ઓળખે છે? બહુ સારૂં એમ હોય તો.

**સુભ૦**—હાય! હાય! મારો પ્રાણ જિવન ચાલ્યો જો અરેરે! કોઈ પકડો! ઓ! એ તો ચાલ્યો.

**( પછવાડી દોડતાં મૂર્છા ખાઈને હેઠે પડેછે. )**

---

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

**( સ્થળ—અંબાજીનું દેહેરૂં. )**

**વીર૦**—હે, સખી શું કરવું એ મને સુઝતું નથી! લાલરાજ તો આજે હિંયા આવીને ઉભો રહેશે, અને હું શો ઉત્તર આપીશ?

**સુલ૦**—એમ આખો દહાડો શો ઉત્તર આપીશ એમ કહ્યા કરતાં

એક નિશ્ચય કરવો એ ઠીક. પછી નિફર સામસામી નજર મળશે એટલે તું ગભરાઈ જઇશ કે, એને ગમે તેમ કહી બેસીશ.

**વીર૦**—એજ કારણ માટે, હે ચતુર સખી, હું તારો અભિપ્રાયપૂછુંછું.

**સુલ૦**—પ્રેમની વાતમાં બીજાનો અભિપ્રાય કાંઈ કામનો નથી.

**સુભાષ૦**—પણ મારા જાણ્યા પ્રમાણે તો તમે વચન આપી ચુકયા છો કે હું તમને વરીશ.

**વીર૦**—તે દહાડે બહારવટિયા ઘેરી વળી આપણને પકડી લઈ જતા હતા, એટલામાં લાલરાજ એનાં માણસો સાથે આવીને આપણું રક્ષણ કીધું, તે દહાડાંથી એ સમય શોધી મારી સાથે વાતચીત કરવા આવેછે; ને ખરૂં પૂછે, તો આ ચાર પાંચ દીવસ પહેલાં તો મારો પણ એના ઉપર પ્રેમ હતો.

**સુભ૦**—પણ હમણાં એક બીજા રડવડતા પરદેશીને દેખી ચિત ચળ્યું છે.

**વીર૦**—રડવડતા ! એ શું બોલે છે ! તે કોઈ મોટો રાજવંશી છે. એની આંખમાંજ વીરપુરૂષના ચિન્હ ઝળકી રહ્યાંછે. અને વળી એજ આંખમાં કોમળતા કેટલી વસી છે !

**સુભાષ૦**—સારાંશ માત્ર કહેની, કે તું તેના મોહપાશમાં પડીછે.

**વીર૦**—છેક એમ નથી; પણ હું કબુલ કરૂંછું કે લાલરાજ કરતાં જગદેવ ઉપરૂ હાલ મ્હારૂં મન વધારે લાગ્યું છે.

**સુભાષ૦**—નામ સુદ્ધાં જાણતી દેખુંને.

**વીર૦**—નામ તુંજ શોધી લાવીતી કે બીજી ? હે અતિભાષણી તું હાસ્યની વાત છોડી દઈ પાંસરો જવાબ દે—મારા મનમાં હાલ અતિશય ચિંતા છે.

**સુભાષ૦**—ત્યારે તો માત્ર વચનની તકરાર રહી.

**વીર૦**—વચન છેક સ્પષ્ટ મ્હોઢે આપ્યું નથી. પણ મારા મનમાં હું એમ ધારૂંછું કે વચને બંધાઇ ચુકીછું.

**સુલ૦**—વચનની વાત કોરે મૂકી ત્હારા અંતરમાં સાચો પ્રેમ કોના ઉપર છે, અને તે આખર લગી ટકશે કે નહિં એનો પ્રથમ નિશ્ચય કર; નહિંતો જન્મ પર્યંત પસ્તાવાનું થશે, અને તે પસ્તાવાથી પેદા થતી વેલીઓમાં તું એકવાર ગુંથાઇ ગઈ, તો જન્માંતરે પણ છૂટી થવાની નથી.

**વીર૦**—અગૃહણી સ્ત્રી પ્રસુતના ચિન્હ ઓળખતી નથી, તેમ હું પૂરૂં પ્રેમમાં સમજતી નથી. મને જેમ જણાય છે તેમ હું માનુંછું.

સુભાષ૦—વચન આપ્યા પછી પ્રેમનું નહિ પૂછવું.

સુલ૦—લગ્ન થયા નથી ત્યાં લગી કાંઈ ચિંતા નહિ.

સુભાષ૦—કાંઇ નહિ, માત્ર વચન બેવચની થવું.

સુલ૦—આવી ભારે વાતમાં વચન તોડવાનો બાધ નથી.

સુભાષ૦—હે પંડિત સખી, એ કયા શાસ્ત્રનો સિદ્ધાંત કહાઓ ?

સુલ૦—નીતિશાસ્ત્રનો. જો એકાદા કામથી મોટું પાપ થતું હોય, તો તે ન કરવું; પછી તે ન કરવામાં કિંચિત બાધ હોય તોપણ તેની ચિંતા નહિ.

સુભાષ૦—વેદ વચન પ્રમાણે માન્ય કરૂંછું. પણ ત્યારે કોઇની પાસેથી નાણાં લઈ પાછાં ભરવાનું વચન આપ્યા પછી આપવાની શક્તિ ન રહે, અને આપે તો ઘરનાં છોકરાં ભૂખે મરે એવું હોય તો કાં વચન તોડવું?

સુલ૦—એમ નહિ. એ વાત ન્યાયની છે, અને આતો પોતાની રાજી ખુશીની છે.

સુભાષ૦—વારૂ એમ. કોઈ રાજાએ વિદ્યાપાત્ર જોઈ કોઈ બ્રાહ્મણને ગ્રાસ આપ્યો, અને તે આશાએ તેણે જઇને ઘેર ઇષ્ટપૂજા ભક્તિભાવે કરી મ્હોટા ઉત્સવમાં ઘરની પુંજી ખરચી નાખી, અને નાનું ઝુંપડું જામાત્રને દાનમાં આપી દીધું. હવે બીજે દિવસે રાજાને માલમ પડયું કે એ ગ્રાસ આપ્યાથી પેદાશ કરતાં ખરચ વધી જાયછે. ત્યારે શું તેણે ગ્રાસ છિનવી લઈ પેલા બ્રાહ્મણને દુખી કરવો?

સુલ૦—ત્યારે શું કોઈ પુરૂષે ચોરના સાથી થવાનું, કોઈ સાધવી સ્ત્રિયે કામાવેશમાં પરપુરૂષને મળવાનું, કોઈ રાજાએ મદિરાની ધુનમાં ચાંડાળને પ્રધાનવટું આપવાનું મુખે વચન આપ્યું હોય—રે એવાં હજારો અધમ કામ કરવાને ભૂલથી કોઈ બંધાય, તો શું પોતાની ભૂલ માલમ પડે, ત્યારે તે વચન પાળવાં જોઇયે?

સુભાષ૦—વચન આપતાં પહેલાં એ બધો વિચાર કરવો જોઇતો હતો. પણ તે ન કરતાં વચન આપ્યું, ત્યારનોજ માનસિક વાચિક દોષ તો ચોંટી ચુકયોજ છે. હવે તો અસત્યનો વળી તેમાં વધારો થાય, જો તું કહેછે તેમ-

સુલ૦—બેહેન, તું કહેછે તે ખરૂં, પણ એ કેવળ અશકયતાનો આગ્રહ છે. માણસ બિચારૂં ડગલે ડગલે ભૂલેછે, અને નિર્બળ બુદ્ધિ ષડ્રિપુની ચપેટીમાં આવ્યા વગર રહેતી નથી માટે માણસે એવો પરિપકવ વિચાર કરવો, કે પછી ફેરવવો ન પડે એવો દહાડો કદી આ યુગમાં તો આવનાર નથી.

ભૂલ તો થવાનીજ—બ્રહ્મા સરખાએ, ભૂલે છે, પણ ધારો કે તે ન ભૂલે, તો તેને એવો આગ્રહ યોગ્ય છે. માણસના વિચાર તો પ્રતિદિન બદલાયછે, અને તેમ નહિ હોય, તો અનુભવ તે શું અને તે શા કામનો? અરે, માણસના જ્ઞાનની વૃદ્ધિ એ ફેરફારથીજ થાયછે.

**સુભાષ૦**—ત્યારે રોજ રોજ જેમ વિચાર ફરે તેમ ધર્મની સઘળી આડ ઓળંગીને સ્વૈચ્છિકપણે વર્તવું કાં?

**સુલ૦**—ના, નવો પુન્ય માર્ગ સુઝે, તો તેમ ચાલવું. અને ખરૂં પૂછે, તો સારા કિંવા નઠારા વિચાર જેવા બદલાઇને થાયછે. તેનેજ અનુસરીને પ્રાણી માત્ર સર્વદા ચાલે છે. આ વચન વિશે તું વાદ કરેછે, તે વિચારનું પરિબળ હશે તોજ વીરમતિ તે પાળશે, એ તારે નિશ્ચય સમજવું. એમ ન જાણતી કે પૂર્વ વિચારના બળે એમ એ વર્તશે.

**સુભાષ૦**—આ લવારામાં હું એક અક્ષર સમજતી નથી, પણ—

**વીર૦**—તમે બંને જણિયો તો વાદ વિવાદની મઝામાં પડી છે, અને મારો જીવ તો મુઝાઇ જાયછે. મારે ક્યાં ડગલું મુકવું તે સુઝતું નથી—એક દિશાએ અગ્નિ અને બીજી દિશાએ ઊંડો કૂવો છે. હું કંઇ વિચાર કરવાની નહિ. વચન પ્રમાણે હા કહીશ.

**સુલ૦**—એમ કરીશમા, પરણ્યા પછી જો જગદેવનો પ્રેમ સાંભરશે, તો કાંઈ વિપરીત થશે.

**વીર૦**—હું એ સર્વે સમજુંછું. પણ પ્રેમનો શો વિશ્વાસ? હાલ જેમ લાલરાજ ઉપરથી ચંચળ પક્ષીની પેઠે ઉડીને જગદેવ ઉપર બેઠો છે, તેમજ કદાપિ હું પરણી, તોએ જગદેવ ઉપરથી ઉડીને બીજે ઠેકાણે નહિ બેસે એનો શો ભરોસો? ત્યારે શું કરવું તે કહે. માત્ર એજ કે વચન અને ધર્મ સંભાળી બેસવું.

**સુલ૦**—લાલરાજ ઉપર તારો પ્રેમ હતોજ નહિ. તને સંકટમાંથી ઉગારી તેનો ઉપકાર તને પ્રેમરૂપ દેખાયો.

**વીર૦**—પ્રેમ પ્રેમ, હું કહુંછું, કે તું સમજ્યા વગર કર્યા ન કર. પ્રેમ અથવા તું કહેછે તેમ વિચાર બદલાયા કરેછે. માટે પતિવ્રત પ્રેમપાત્ર સ્વામી શોધ્યાથીજ પળાતુંજ નથી:—એ સિદ્ધાંત. તેતો મનની ટેક અને હું ભુંડું કેમ કરૂં એવા આગ્રહવડે પળાય છે. એના બ્હાનામાં પહેલું હમણા વચન આપ્યું છે, તે પ્રમાણે હું કરીશ એ બસછ. હવે એ સંબંધી,

સુલક્ષા, એક અક્ષર બોલીશમા. સુભાપણી, તને ધન્ય છે, પડતાને હાથ આપવો જોઇએ એતો ઢોળી પાડવાની વાત કરેછે.

સુલ૦—કુંવરીજી, તમે કોપાયમાન થયાં છો, અને વધારે થશો એ હું જાણુંછું, પણ કહ્યા વગર નથી ચાલતું કે વિચાર કરો :—જુવાબ મુલતવી રાખો:—પણ એકદમ કુદી પગ ભાગો નહિ.

વીર૦—અરે પ્રિય સખી, હું કોપાયમાન થઈ નથી; પણ રોગીને મિષ્ટાન્નનું ઔષધ ના આપ. મ્હારૂં મન કેટલું ખિન્ન થાય છે, તે તું શું જાણે? પણ ધર્મની લગામ સૌને માથે છે, માટે બોલ મા, માતાની પૂજા કરૂંછું તે બુદ્ધિ સુઝાડે તે ખરી. બાકી વચન બેવચની હું થનાર નથી—સુખ દુખ તો દેહ ધર્યો ત્યાંથી સરજીજ મૂકયાં છે.

( દેહેરાનું બારણું ઉઘાડી વીરમતિ પૂજા કરેછે. )

સુલ૦—હે સુભાપણી, તું કુંવરીને આવા સમયપર વાર્યાને બદલે ઉલટી ઉંધી શિખામણ આપે છે?

સુભાષ૦—હું જાણુંછું કે એનું મન હમણાં જગદેવ ઉપર લાગ્યુંછે, પણ એવા ભિખારીના પાલવે બંધાઇ, કે રાજ સુખ પામેલી તરૂણ સ્ત્રી, ની આંખમાંથી પ્રેમની ટેક ઉડી જશે, અને પછી પસ્તાયા વગર રહેશે નહિ.

સુલ૦—એક માત્ર વચનને માટે, આટલી ટેક રાખે છે, તે શું પરણ્યા પછી પતિનો નિરસ્કાર કરશે ? હું નહાનપણથી વીરમતિ સાથે મોટી થઈછું, તેથી એનાં ગુણ હું સંપૂર્ણ રીતે જાણુંછું. એ જેવી તેવી નથી—પરણ્યા પછી પતિસંગે ગમે તેવાં દુખ પડશે, પણ ઉત્સાહે સહન કરેએવીછે.

સુભાષ૦—પેલા માણસો કેમ ગાભરા ગાભરા આવે છે? તમને વાડીમાં આવવાની કોણે રજા આપી? જાણતા નથી હિંયા અમે સ્ત્રિયોજ છઇએ !

**૧ લો માણસ**—અરે ! કાળિયો આવેછે!

**૨ જો માણસ**—આવતાં હો તો આવો—હુંતો જાઊછું.

**૩ જો માણસ**—રથ જોડી મુકયો છે, ચલો, કુંવરી કયાં છે ?

**સુલ૦**—પૂજા કરી રહે કે, આપણે ચાલ્યાં.

**સુભાષ૦**—પૂજા ગઇ ઘેર, હું હમણાં ઘસડી લાવુંછું.

( જાયછે. )

**૪ થો માણસ**—પૂજા કરતાં આપણી પૂજા થઈ જશે.

**૧ લો માણસ**—વાત કરવાની વેળા નથી.

**સુલ૦**—વાઘ આવે તો ખરો.

**૪ થો માણસ**—આવશે ત્યારે પૂછવાને કોણ રહેવાનું છે?

**૫ મો માણસ**—હવે તો તીરવાએક આઘો દેખાય છે. હું જોઇને આવ્યો. બૂમ જુઠી નથી.

**સુભાષ૦**—એ તો આવતી નથી.

**બધા માણસો૦**—ત્યારે અમે કંઇ જીવ ખોવા રહેતા નથી. બીજો વાઘ હોય, તો કંઇ ઉપાય પણ થાય. અમે જઇયે છિયે. **(બધા નાસી જાયછે.)**

**સુભાષ૦**—હાય, હાય, આપણાં મોત આવ્યાં. શું કરિયે? આવી મૂર્ખની સેવામાં કાં રહ્યાં? હજુ હું પરણિયે નથી. **(નાસવા માંડે છે.)**

**સુલ૦**—ઉભી રહે. આ પૂરૂષો સ્ત્રીના જેવા બીકણ થયા, તો થવાદે, આપણે પુરૂષ થવું ઘટારત છે.

**(સુભાષણીને પકડી રાખે છે.)**

**સુભાષ૦**—મુકી દે. તું તારે ઉભી રહે, ને મર, ના કોણ તને કહે છે? તું મારી મુખ્તિયાર નથી.

**સુલ૦**—મુકીને તો જવાય નહિજ, પણ આપણે એ શું કરવાનાં! વીરમતિ ખરેખર દુરાગ્રહી છે. આજ જો ઉગરી, તો હું કાલથી સેવા છોડી બીજે ઠેકાણે જઇશ. વારૂ ચલ, આપણે સમજાવિયે.

**સુભાષ૦**—ઓ મૂર્ખ, તું કાંઇ સમજ. મરણ માથે ભમે છે!

**સુલ૦**—ઓ વીરમતિ, પૂજા તો તું રોજ કરેછે, આજનો સમય માતાજી ઓળખે છે. માટે ઉઠ!

**સુભાષ૦**—તેને પોતાનો પ્રાણ નહિ વ્હાલો હોય તો ચાલ્યું, પણ, હે નિર્દયા અમારા એનો તો, કાંઈ વિચાર કર.

**સુલ૦**—બહેની ચાલ, ચાલ—કાંઈ સમજ—કાંઈ કહ્યું માન.

**સુભાષ૦**—એતો બહેરીને આંધળી થઇને બેઠી છે. વર સારો મળવાનો છે, તેના સુકન તો જણાયા. જા, પરણજે પેલા ભીખારીને.

**સુલ૦**—એમ મા બોલ. હમણાં સમજી જશે.

**સુભાષ૦**—સમજી ચુકી। મ્હેં કાંઈ મારો પ્રાણ વેચ્યો નથી, કે આવે સમે ન બોલું. હે શાણી સખી, હે રાજકુંવરી, હે બાપ ભાઇની વ્હાલી, ઉઠ ઉઠ! **(પગે લાગેછે)** આટલું માન—અરે માન!

સુલ૦—હજી ના કહેછે. અરે કરમ ! આ શી જીદ? આટલું માથું ફોડયું, ત્યારે ડોકું ધુણાવ્યું.

સુભાષ૦—ઓ! વાડની પેલી કોરે દેખાયછે! અરર! મુવાં!

સુલ૦—ચાલ, નાચાર છઇયે. દહેરાની અગાસી ઉપર ચઢિયે.

સુભાષ૦—હવે ડોકું હલાવેછે. અમે મરીશું, તો તારે માથે બે સ્ત્રી હત્યા! સમજી પાપણી! (બંને ઉપર ચઢેછે.)

સુલ૦—(માથું કુટીને) ઓ! પેલો આવેછે! આ વાઘ કે રાક્ષસ? કેવડો મોટો છે!

સુભાષ૦—(રડેછે) આ રાંડ કયા જન્મની મારી દુશ્મન, કે મને પકડી રાખી. હવે જીવવાની શી આશા! હે! અંબીકાજી! જો આજ મને ઉગારશો, તો હું વધામણું દઇશ—સો બ્રાહ્મણ જમાડી થાળ કરીશ.

સુલ૦—સેવકોનો શો વાંક? સધળા છત્રધારીને પથરધારી એનાથી કંપેછે એમાં નવાઈ નથી, (વાઘ ખરાડેછે) ઓ! ભગવાન! ઓ મહાદેવ! ઓ માતાજી! કોઈ સહાય થાઓ.

સુભાષ૦—એની પછવાડી પેલા કોઈ માણસો આવેછે.

સુલ૦—તેનાંએ કર્મ ફુટયાં હશે. બહેન, મ્હેં તને રોકી રાખી, તે અપરાધ ક્ષમા કર.

સુભાષ૦—એતો જગદેવ છે.' તીર કહાડેછે. હે શ્રીકૃષ્ણ ભગવાન, તું તારા સુદર્શન ચક્રનું બળ એમાં મુકજે, કે અમે ઉગરિયે.

સુલ૦—હા, લાલરાજ પણ છેટે ઊભોછે. પણ ભયથી આગળ આવવાની હિમત ચાલતી નથી. ઓ! પાછો ખસેછે.

સુભાષ૦—એ હીજડાનું નામ બાળ! શાબાસ જગદેવ. શાબાસ! આજે જો અમને ઉગારશે. તો કાલે વીરમતિને સમજાવી તારી સાથે પરણાવીશ.

સુલ૦—ઘેલી, એનાથી શું થવાનું! ભલા ભલા રજપૂતો એ કાળિયાથી હારી માર્યા ગયાછે તો. હાય, હાયરે, મુવાં જો. (રડેછે.)

વીર૦—હે જગદંબે, હે કુળદેવ્યા, હે અંબિકે, હે માવડી, મ્હેં જાણતાં અજાણતાં ગાંડી ઘેલી પૂજા કરી તે તું માની લે, હે માવડી મારા દુખમાં સહાય થા. મારા મનના મનોરથ પૂર્ણ કર—અને કેમ કરવું તેની મને સૂઝ પાડ મા, મને નિરંતર ભક્તિ અને ધર્મ આપજે કે રજપૂતાણી નામને લાંછન લાગે નહિ.

(સાષ્ટાંગ નમસ્કાર કરેછે)

**સુભાષ૦**—ઓ તીરં ફેંક્યું !

**(તીરથી વાઘ ઉછળીને દહેરા આગળ મુવેલો પડેછે, અને બંને દાસિયો ભયથી મોટી ચીસ પાડેછે.)**

**વીર૦**—ઓ કાળિયો આવ્યો કે! **(ઉપર દોડી આવેછે.)**

**સુભાષ૦**—**(ધ્રુજતી ધ્રુજતી)** અમારી જોડે મરવા આવી કે?

**સુલ૦**—રાખો? એ કાળિયાથી ઉઠાતું નથી—ઘાયલ થયોછે કે શું ? ધન્ય છે જગદેવને.

**સુભાષ૦**—ઘાયલ શું! પુરો થઈ ચુક્યો. જેની ડોળા ફાટી ગયાછે.

**વીર૦**—કેમ જગદેવને ?

**સુભાષ૦**—જાણતી નથી ? એણે એક તીરમાં એને ઉડાવી દીધો.

**સુલ૦**—અને પેલો લાલરાજ બીહીતો બીહીતો દોઢ ગાઉ ઉભો રહ્યો હતો. ઓ! આ શૂરવીર તો આવ્યો.

**(જગદેવ આવેછે.)**

**જગ૦**—**(વાઘ સામું જોઇને)** જરા જીવ છે– હમણાં પુરો થઈ રહેશે. ઓ, દાસિયો, તમારી રાજકુંવરીને કહો, કે મંદિર સિધાવવું હોય તો સિધાવો, ભય નથી.

**વીર૦**—સુલક્ષા, એને કંઈ યુક્તિએ ઉભો રાખ.

**સુભાષ૦**—તમે અમને પ્રાણદાન આપ્યું.—કુંવરી કાંઈ ઇનામ આપેછે તે લેતા જાઓ. **(બધીઓ હેઠે ઉતરેછે.)**

**જગ૦**—સ્ત્રી બ્રાહ્મણનું રક્ષણ કરવું, એતો મારો ધર્મજ છે, ઇનામ કેમ લઉં?

**વીર૦**—વારૂ, તમારૂં નામ ઠામ તો કહો.

**જગ૦**—મારૂં નામ જગદેવ, પરમાર વંશના ઉદયાદિત રાજાનો દીકરો.

**સુલ૦**—નામ પ્રમાણેજ પાલન કર્તા છે?

**સુભાષ૦**—**(કાનમાં)** વીરમતિ, જીભ ક્યાં ગઈ તારી?

**જગ૦**—કંઈ બીજી આજ્ઞા? હું રજા માગુછું.

**વીર૦**—અમને દેખી એટલો કંટાળો ઉપજેછે, કે ઘડીભર પણ ચોભાતું નથી.

**જગ૦**—અરે સ્ત્રી, તારા દર્શનની મને કેટલી અભિલાષ છે, અને તેથી મનમાં કેટલો આનંદ થાયછે, તે મારો આત્માજ જાણે. પણ તું કોણ?

મારી અવસ્થા શી ? અઘટિત લોભ કેમ છાજે ?

**સુભાષ૦**—સહજ વાત ચિત્તમાં અઘટિત શું ?

**જગ૦**—આ ઝળકતું મુખડું દેખી અંતરમાં દાબી રાખેલા ઊભરા બાહાર નીકળી આવેછે, અને તું **સહજ** વાત કરવાનું કહેછે. મન ગમતી **સહજ** વાત કરનારો **આ** આવેછે.

**(લાલરાજને દેખી વિરમતિ મુર્છા પામેછે.)**

**લાલ૦**—**( દોડતો આવી )** જુઓ ! જુઓ ! આ શું થયું ? કાંઇ વાગ્યુંતો નથી.

**સુભાષ૦**—**(વીરમતિને ઉઠાડતાં ઉઠાડતાં)** આવી કોમળ રાજ કુંવરીને આવા ભયથી મુર્છા આવ્યા વગર રહે ?

**જગ૦**—હું જાણુંછું. (મનમાં) આ મૂર્ખ મુર્છાનું કારણ જાતેજ સમજતો નથી.

**લાલ૦**—જગદેવ, તું છે કે ? આજે તેં મને સારી મદદ આપીછે—જા મ્હેં કહ્યું છે, તેમ, કાલ સો ઘોડાનો અધિકાર આપીશ.—

**વીર૦**—હેં ! હેં !

**લાલ૦**—અરે પ્રાણ પ્રિયા, એતો હું છું.

**જગ૦**—અરે! મદદ કેવી! તું ક્યાં હતો ? મ્હેં પ્રથમથીજ ના નહોતી કહી, કે મારે તારો અધિકાર નથી જોઇતો?—હું એ કામ તારે સારૂ લેશમાત્ર કરતો નથી—એતો મારા મનના ઊમળકાનું છે—

**લાલ૦**—પ્રભુ કરેને તારે એવા ઉમળકાના પ્રસંગ રોજ આવે, મૂર્ખ, એટલું પણ સમજતો—

**જગ૦**—**(ધનુષ ખેંચી)** ફરીથી બોલ જોઉં, પછી તારી શી—

**લાલ૦**—**(હસીને)** જા, જા. ભાઇ, દરબારમાં ક્યાં અધિકાર વર્ત્તાછે? સારૂં કહેતાં માઠું લાગ્યું તો આવરે બોલ પાછો. મ્હારૂં શરીર હજી સિદ્ધરાજ મહારાજની સેવા કરી પરવાર્યું નથી કે વગર કારણે તારી સાથે લડીને ખપાવી નાખું.

**જગ૦**—દુષ્ટ, મેહેણું ના માર. તું કેટલી લડાઇ લડયો હશે, તેતો પ્રભુ જાણે, પણ મને જો એકવાર સેવા મળે, તો શું કર્યું તે પુછવા આવજે, જીવતો રહેતો.

**લાલ૦**—હું તેજ અપાવવાનું કહુંછું ત્યારે ના પાડેછે.

**જગ૦**—એક વાર કહ્યું કે મ્હારે આ કારણ માટે, અનેતુજવડે, રાજ મળે તોએ શિવનિર્માળ છે.

**લાલ૦**—જેમ રાજેશ્રીની ઇચ્છા, આપ ખોટી શિદ થાઓછો ? કામ ચુકશો. રસ્તામાં હવે ભો નથી. માણસ મોકલ્યાં છે તે રથ લઇ આવશે. એટલે મારા સરખો નિર્બળ પણ આ રાજકુંવરીને ઘેર પહોંચાડી શકશે—ત્યાં તમ સરખા પરાક્રમીને વ્યર્થ શ્રમ કાં આપિયે?

**વીર૦**—લાલરાજ, એવા તિરસ્કારના બોલ તમને ઘટતા નથી, અને ખરૂં પૂછો તો મારા બાપના રાજમાં રજપૂતનું આવું અપમાન હું ફરીથી સાંખી રહેનાર નથી. જગદેવ, કહેતાં જીભ ઊપડતી નથી અને મન માનતું નથી, પણ અત્યંત દુખ પામી (જ્ઞાતા હશો તો સમજશો) કહેવું પડેછે. કે હમણા કંઇ વાતચિત્ત કરવી છે માટે—પંધારો. ક્ષમા કરજો **અપરાધ.** પ્રભુ તમારી સદા રક્ષા કરો.

**જગ૦**—તે જાણીનેજ હું જતો હતો **(જાયછે.)**

**વીર૦**—અરે? **અપરાધ** ક્ષમા કીધો એમ કહો, ત્યાં લગી જાવા નહિ દઊં **(જગદેવ પાછો ફરેછે.)**

**જગ૦**—**(જરા વિચાર કરી)** હે મધુરા, તું **અપરાધ** કરેજ નહિં. ને હજારો કીધા હોય તો પણ ક્ષમા કીધેલાજ છે (મહાદેવ એનું સદા ભલું કરો.) **(જાયછે)**

**લાલ૦**—આ શાં ગાંડાં કહાડવાં માંડ્યાં છે? એની પાસે માફ શી માગવી? તું કોણ અને એ કોણ?

**સુલ૦**—પરણ્યાં પેહેલાંજ હુકમ બજાવા માંડ્યો ? જેણે આવે સમયે અમારૂં રક્ષણ કીધું તેનો કુંવરીથી તિરસ્કાર ન થાય.

**લાલ૦**—બળી તે વાત પ્રીયા, તું આ ગંભિરાઇ અને ઉદાસી છોડી પ્રેમથી ભાષણ કર.

**વીર૦**—ખરી વાત કહી. આજે આ વિઘ્ન નડ્યાથી તમને આવતાં મોડું થયું અને જવાની વેળા વટી ગઈ—

**લાલ૦**—તો શી ફિકર છે? એક અક્ષર બોલવાનું કામછે તેમાં શી વાર લાગવાની છે? હે, મર્યાદશીળ સુંદરી ત્હેં આ અમત વરસાવતી જીભે સ્પષ્ટ હા કહી નથી, પણ આ રસિક મનમાં પૂર્ણ પ્રેમ છે, એની હજાર પ્રકારે ખાતરી કરી આપીછે. બોલીજા સો બોલનો એક બોલ.

**વીર૦—(મનમાં)** હે અંબિકા! હિંમત આપ! મારી જીભ ઉપડતી નથી. **(મોટેથી)** વારૂ, ના કહું તો શું થાય?

**લાલ૦**—શું થાય? હે પ્રાણપ્રિયા, તારે નિશ્ચય જાણવું કે તારા વિના મારે ઠરવાનું ઠેકાણું નથી ના કહો ના કહે તો મને કાળ જેવું લાગે, દુનીઆ અને આ જીવતર અને મારો જીવ ક્ષણભર પણ આ ખોળિયામાં રહે એ-મ તું માનેછે? પણ, ના! ના! તું એવી નથી. એકવાર આશા આપી તું કદી નિરાશ કરશે નહિ. કેમ, પ્યારી. (તું કરે એવીછે).

**વીર૦**—હું હા કહી ચુકી એવો તમને નિશ્ચય છે?

**લાલ૦**—શું બાકી છે? કોઇ વખત તું ઠેરવેલા વખતે મળવામાં ચુકી નથી, અને કેવી હસતી આંખે તું પ્રેમથી મળતી હતી!

**વીર૦**—હંહં! ઠીક. જા. હું અંબાજીની સાનિધ્ય આજે કબુલ કરૂં છું, કે જો મારા ભાઇ બાપ હા કહેશે, તો હું ના પાડીશ નહિ.

**લાલ૦**—શાબાસ, મારી પ્યારી, શાબાસ. હું એમજ ધારતો હતો.

**વીર૦**—હવે રાત પડવા આવી, રથ આવ્યો કે નહિ? મારા લુણ-હરામી માણસો મને વગડામાં મૂકી ભયથી નાશી ગયા.

**લાલ૦**—આ પેલો આવ્યો. પણ એટલામાં મારે એક કહેવાનું છે, કે અંબાજી બંબાજી કરવાનું છોડી દે. એમાં કોઇ દહાડો જીવનું જોખમ થશે. એવાં પૂતળાંની પછાડી ભટકાં મારે શું વધારે છે?

**વીર૦**—અરેરે! લાજો! લાજો! કંઇ બોલતાં. રજપૂત તો કુળદેવ્યાની કદી નિંદા કરે નહિ, તમે કોણ જાણે ખરેખર શી જાતના હશો?

**લાલ૦**—સહજ વાતમાં એટલો બધો દોષ મારે માથે ન મુક. હું જાતનો ગોલક તો છું, પણ મારા બાપે અને મ્હેં જે પરાક્રમ કીધાં છે તે—

**વીર૦—(અત્યંત ગુસ્સાથી)** ગોલો! ગોલો! મારા બાપનો ખવાસ! તેનાં જોડા ઊંચકનાર! સંકર! મારી આગળ દોડનાર! આવો બે મર્જાદ કોઈ હશે?

**લાલ૦**—એ વિષય હાસ્યનો નથી—

**વીર૦—(વધારે ગુસ્સાથી)** મૂર્ખ, બે મર્જાદ, નીચ કુળના. મારા સામી નજર માંડી વાત કરવાની હિંમત ધરતાં લાજ્યો નહિ? સિદ્ધરાજે મોટો અધિકાર આપ્યો તેમાં છાકી ના જા. શું કરૂં જે મહારાજ સિદ્ધરાજ છે; બાકી જો કોઈ જરા પણ ધર્મ પક્ષી બીજો હત, તો જકતને જણાવત

કે રજપૂતની દિકરી સામા નજર કર્યાથી ગોલાની શી વલે થાયછે.

**લાલ૦**—અરે, ઓ ચતુર શાણી પ્રેમદા, જરા સાંસતી પડ. વિચાર કર.

**વીર૦**—ગોલા, એક શબ્દ વધારે બોલ્યા વગર પાધરો ચાલ્યો જા, અને સ્વપ્ને પણ જો મને પરણવાની આશા રાખીશ, તો હું ખબર લઇશ.

**લાલ૦**—આ કોમળ હસ્તવાળી મારી ખબર લે તે સુખમાં શું મણા?

**વીર૦**—આડા અર્થ કરતો, અમર્યાદ મૂર્ખા, ચૂપ રહે. હવે જો વધારે વાર ઉભો રહ્યો, તો અંબાજીની આજ્ઞા જો રાજપિતાને કહ્યાવગર રહું તો.

**લાલ૦**—હમણાંજ અંબાજીની સાનિધ્ય વચન આપ્યુંતું.

**વીર૦**—વચન પાળવા જેવાં હોય તે પળાય.

**લાલ૦**—હમણાં તને ક્રોધને વશ થયેલી દેખી હું જાઉંછું. કાલે મળીશ અને હું વિનવી વિનવીને કહુંછું, કે નિરાંતે એ વાતનો વિચાર કરજે;—એટલે મને નિશ્ચય છે કે જુદા જાતિ ભેદને માટે પ્રેમનું પ્યાલું તું ઢોળી નાંખવાની નથી. તને તારા સુખની ફિકર નહિ હોય, તોપણ મારા ઉપર કરૂણા કરી એટલું ધ્યાનમાં રાખજે, કે (કેટલીવાર કહું?) તારા વિના હું જીવનાર નથી. મારા પ્રેમની પ્રતિત હું શી રીતે કરી આપું? એમ ન થાય કે પ્રતિત થતી વખતે પશ્ચાતાપ અને નિરાશીનાં દુખ વિના બીજો ઉપાય તારી પાસે રહે નહિ. (**જાયછે અને પાછો આવેછે**) વારૂ, હવે જો હું ખપતો હોઉં તો, ચલ, ઘેર વદાય કરવા આવું.

**વીર૦**—બીજા મર્યાદશીળ ગોલા બહુ મળેછે. (**લાલરાજ જાયછે.**)

**સુલ૦**—અંબાજી, સખી, તને ખરેખરાં સહાય થયાં.

**સુભાષ૦**—હા કહ્યા પછી બાજીનો રંગ ફરી ગયો.

**વીર૦**—અરે, પણ જોતો ખરી, ગોલો થઇને આ ભાંજગડ કરતાં લાજ્યોએ નહિ. હવે મ્હેં ના કહી એમાં કંઈ મારો વાંક છે?

**સુલ૦—સુભાષ૦**—ના, ના, લેશમાત્ર નહિ. એ બને પણ ખરૂં?

(**જગદેવ પાછો આવેછે.**)

**જગ૦**—લાલરાજને બડબડતો ગુસ્સે થએલો જતો દેખી, મ્હેં ધાર્યું કે તે ઘેર પહોંચાડવા અવશે નહિ; અને તેથી રજા વગર આવ્યોછું તે માફ કરવું. આજ્ઞા હોય તો હું તે સેવામાં તૈયાર છું.

**વીર૦**—રાજપુત્ર, એવાં રંક વચન બોલો નહિ. તમારી સેવા કરવા અમે યોગ્ય છઇયે—કારણ કે આજે તમે પ્રાણદાન આપ્યું છે.

**સુલ૦**—હા કહોની, શી હરકત છે? આપણે હિંયાં રાતબાત રહેવું છે?

**વીર૦**—અજાણ્યા પુરૂષ સાથે કેમ જવાય? લોક શું કહેશે?

**સુભાષ૦**—એમને અજાણ્યા કેમ કહેવાય? સૌ જાણેછે કે જેમણે પ્રાણ ઉગાર્યો તે દયા કરી ઘેર વદાય કરવા આવેજ.

**જગ૦**—હે રાજકુંવરી તારી તરફ મારી કેવી મનોવૃત્તિ છે તે કેટલાંક કારણથી હું કહી શકતો નથી, પણ મારા બાપદાદાનું આ વચન આપુંછું. કે ઘેર પહોંચાડતાં લગી ઘટિત મર્યાદાથીજ ભાષણ જરૂર પડશે તો કરીશ. રાત અંધારી છે; આ ભયાનક જગાએ કયાં લગી બેશી રહેશો.

**વીર૦**—તમારો મને પૂર્ણ ભરોસો છે, પણ લૌકિક વાર્તાથી જરા ડરતી હતી. કાંઈ ફિકર નહિ, ચાલો રથમાં બેસિયે. તમારા સરખા રજપૂત મારી ચોકીમાં કયે દહાડે મળવાના છે? **(સઘળાં જાયછે.)**

---

## પ્રવેશ ૨ જો.

### (સ્થળ—રાજમંદિર)

**કુલ૦**—હાય! હાય! મારી લાડકી કુંવરી શી વલે? એ જમડો જીવ લેવાનો. કાળિયા, તું કયા જન્મનું વેર વાટેછે?

**રાજા૦**—તું જરા સાંસતી પડ. પેલાને ખબર કહાડવા મોકલ્યો છે તે આવે, તો હમણાં સો માણસ મોકલુંછું.

**કુલ૦**—તે કાળિયો સાંસતો નથી પડવાનો તો. એટલામાં મારી સુકુમાર કુંવરીનો—હાય! હાય!—ચુરો કરી નાંખશે.

**સુબેદાર૦**—મહારાજ, ગપ ખરી છે. આપણી કુંવરીના સેવકો નાસીને આવ્યા તેના કહેવા ઉપરથીજ વાત ચાલી છે.

**બી૦**—લાવો સુળી! એ લુણહરામીને પ્રથમ ચઢાવી દઇયે.

**રાજા૦**—તે પછી. હાલ આ સમયનો દૈવકોપ કેમ સમશે? વીરમતિને આવા કમોતને સારૂ શિતલામાતાએ બચાવી લીધી કે શું?

**બી૦**—ધીરજ રાખો, હમણાં હું માણસોને લઇને જાઉછું. સુબેદાર, તમારી પાયગા તૈયાર કરો, જાઓ.

**રાજા૦**—તૈયારજ હોશે. આજે સિદ્ધરાજ મહારાજની સામા જવાને આપણી બધી સેનાને સાયંકાળે તૈયાર થવાની આજ્ઞા આપીછે.

વીર૦—ત્યારે જાઓ, જાઓ. હમણાંના હમણાં તેડી લાવો.

(સુબેદાર જાયછે)

રાજા૦—હે પ્રભુ! હે સદાશિવ ભોળા! તું સંકટ સમયનો બેલી છે. આજનો દાહાડો આ બાપડી છોડીને ઉગારી લે.

કુલ૦—હાય! હાય! હજી કુવારી છે. તમારીજ જીદને લીધે પરણાવાઈ નહિ તો. નાની છે? સોળ વર્ષ થઈ ગયાં! સંસારનો લહાવો કાંઈ ન લીધો.

રાજા૦—વગર સમજ્યુંજ લવેછે. એના જેવો વર મળ્યા વગર કંઈ પરણાવાય? આજે હરિ કરે તે ખરૂં.

કુલ૦—બાપની છોકરાં ઉપર શી માયા? ઓ! મારી વીરમતિ!

( સુબેદાર આવેછે. )

સુબે૦—મહરાજ, તે સઘળાં આવ્યાં તો ખરાં—

બી૦—પણ શું? બોલતો બંધ કેમ પડી ગયો?

સુબે૦—મહારાજ, મારેઃ અપરાધ ક્ષમા કરજો? પણ તે આવવાની ના કહેછે. કહેછે કે રણસંગ્રામમાં આજ્ઞા કરો તો તૈયાર છઇયે, પણ હજારો સેનાનો નાશ કરનાર જે આ કાળિયો તેની સામે તો અમે ડગલું ભરનાર નથી. સામે પગલે મરવા કોણ જાય?

બી૦—ધિઃકાર છે બધાના અવતારને! આવા કામ સારૂ પૈસા ખવડાવી અમે પાળ્યા છે કે? વારૂ તે કયાં છે?

કુલ૦—છુંદી છુંદીને મારો એ વીર્યહીન પાપીઓને. કોમળ વીરમતિથી દુષ્ટ કાળિયાના દાંત કેમ ખમાશે!

સુબે૦—ઓ પેલા નીચે ઉભા. હુંતો આવવાને તૈયાર છુંજી.

બી૦—(બૂમ પાડીને) આ શસ્ત્રના ભારાને લાજ લગાડોછો! રણસંગ્રામમાં પાછી પાની કરી નથી. ને આ એક પશુથી બીહોછો? તમારા પાળકનું વચન આવે સમે ઉલ્લંઘન કરોછો, તો પછી કોણ રાખશે? જેની આવવાની મરજી હોય તે આઘા ખસી ઉભા રહો.

કુલ૦—ત્યારે, ભાઈ, આ સુબેદારને એકલો મોકલની વાત કરતાં વહાણું વાયછે.

બી૦—શું બેજજણ? સવાસો આદમીમાં બેજ પુરૂષ છે? ધિઃકાર ! ધિઃકાર ! તમારા અવતારને ! બધા તમે એકદમ હથીઆર મૂકો—મ્હારે તમારા જેવા હીજડાની સેવા નથી જોઇતી.

**સુબે૦**—મહારાજ! મહારાજ!

**રાજા૦**—ભાઈ, જવાદે આ કાળિયાનો ત્રાશ એવોજ છે.

**બી૦**—શું રાજપિતા તમે પણ એનો પક્ષ લોછો? તમારૂં વચન હ૰મણા પાળું છું, પણ જો પાછો જીવતો આવ્યો, તો એ લોકોને આપણી સેનામાં રહેવા દેનાર નથી. ત્યારે તમારે નહિ બોલવું. હું એકલોજ જાઉં છું–બધા કહેછે તેમ શું કાળિયો બે માથાં ધરાવે છે; તમારૂં પણ કામ નથી.

**(જવા માંડેછે.)**

**કુલ૦**—**(છેડો પકડી)** ના! ના! મારા પાટવી કુંવર તને નહી જવા દઉં. મને નિર્વંશ કરવી છે. તો કુંવરી, ગઈ અને આંધળાનું એકનું એક આ રત્ન પણ જવા માંડેછે.

**રાજા૦**—**(ચમકીને ચીસ પાડી)** આંધળાનું! અરે પ્રભુ, મને જીવતો મુઓ કાં કરી મુકયોછે. અંધાપાએ મને સ્ત્રીના સરખો નિર્બળ કરીને ઘરમાં ગોંધી રાખ્યો છે!

**બીર૦**—માજી, મહેલો—મને જવાદો. ગાંડાં થયાંછો? રજપૂતના છોકરાને એકવાર મરવુંજ છે તો! મ્હારી બહેનને વાઘ ફીદી ખાય. ને બ્યંડલની પેઠે હું ઘરમાં ધ્રુજતો બેશી રહું ? વીરમતિને શી શી વેદના થતી હશે હમણાં?

**કુલ૦**—હાયા મારી લાડકી એ ખરી વાત. પણ છેડો માં ખેંચ, તને જવા દેનાર નથી—એકનું તો થનાર હતું તે થયું. (રડે છે.)

**બીર૦**—આ કેમ ખમાય? અબળા હમેશાં બીજાને અબળા કરવા ઇછે છે. યુદ્ધની સામગ્રીની વેળાએ પાસે ઉભાં રાખવાજ નહિ.

**કુલ૦**—મદાંધ બાળકા, જે હાથ તને રોકી રાખેછે, તેજ હાથે તારા પિતાને ફુલે વધાવી હસતે મ્હોડે રણમાં હજારોવાર મોકલ્યા છે, પણ આ કાળિયો તો પશુ રૂપે કાળજ છે. **(જગદેવ આવે છે.)**

**જગ૦**—મહારાજ, હું વધામણી લાવ્યો છું. વીરમતિ કુશળ છે.

**કુલ૦**—કયાં છે? ક્યાંછે? **(ઉઠીને દોડવા માંડે છે.)**

**રાજા૦**—કયાં છે? લાવો એને વધામણી આપો તો.

**બીર૦**—કયાં છે? એ હું કેમ માનું ? વાડીનો દરવાજો તો કાળિયે ઘેરી લીધો હતો. કહ્યું કોણે? જોઈ આવે એવો કોણ છે?

**જગ૦**—હેઠે રથમાં છે તે સઘળું તમને કહેશે. એ, આવ્યા.

**(વીરમતિ આવેછે, અને મા, બાપ, ભાઇને ભેટેછે.)**

**વીર૦**—આ પરાક્રમી રાજપુત્રનો જેટલો સત્કાર કરશો તેટલો ઓછો છે, કેમકે કાળિયાને મારી એ પરાક્રમી મને જીવાડી લાવ્યો છે.

**હેઠેના માણસો**—શાબાસ, એ રજપૂતને, શાબાસ.

**બીર૦**—હો

**રાજા૦**—ભાઈ, તમારૂં નામ શું? કોના કુંવર છો?

**જગ૦**—જાતે રજપૂત થઈ આશ્ચર્ય શું પામોછો? તમારા સરખા રાજા રણસંગ્રામમાં શૂરાતન બતાવે, અને મારા જેવા ગરીબને બીજો પ્રસંગ ન મળે, ત્યારે પશુ ઉપર તો બળ અજમાવે.

**બીર૦**—એમ ના બોલો, તમે કંઈ નાનું સુનું પરાક્રમ કીધું નથી. આ ગામથી અજાણ્યા હશો તેથી જાણુતા નહિ હો, બાકી જાણત કે એ વાઘે તો હજારો સંગ્રામમાં જીતી આવેલાને એક પંજે ફાડી ખાધા છે.

**રાજા૦**—બેસો હવે નિરાંત કરીને વાતચિત્ત કરિયે. તમારૂંનામ શું?

**જગ૦**—મહારાજ, મારૂં નામ જગદેવ. પરમાર વંશના ઉદયાદિત રાજા અમારા પિતા લાગે.

**રાજા૦**—પરમાર વંશના રજપૂતના પરાક્રમ શા પુછવા?

**જગ૦**—મહારાજ, હવે આજ્ઞા હોય, તો ઉતારે જાઉં.

**બીર૦**—બીજે ઠેકાણે અમે તમને ઉતરવા પણ દઇયે—એ શી ઘેલી વાત કરોછો? તમે કયાંથી અમારે બારણે? અમારૂં ઘર પાવન કીધું.

**કુલ૦**—જાઓ ક્યાં હવે? કુંવરીએ કહ્યું તેમ તમારી જેટલી સેવા ન કરીએ તેટલી ઓછી.

---

## પ્રવેશ ૩ જો.

**૧ લો દુકાનદાર૦**—અરે ઓ ભાઈ, કાળીઆની કંઈ બૂમ સાંભળીકે?

**૨ જો દુકાન૦**—હું તો દુકાન બંધ કરી ઘર ભણી નાસતો હતો, એટલામાં એમ સાંભળ્યું કે કોઈ નવો રજપૂત આવ્યોછે તેણે માર્યો.

**૩ જો દુકાન૦**—ગાંડો છે? એ કાળિયો મરે પણ ખરો?

**કણબી**—સુઓ એ વાત તો ખરી, મારો ભાઈ ખેતરે ગયોતો તે આંખે જોઇને આવ્યો.

**બ્રાહ્મણ**—ગાઉથી દેખતાંજ' મુઠીઓ વાળીને નાઠો હશે, તો મુઓ ત્યાં લગી જોવા ઉભો રહેવાનો હતો.

**૨ જો કણબી**—શાબાસ છે તે રજપૂતને. પહોર મ્હારા બે ગોધાને ખેતરમાંથી એ પાતરનો જણ્યો તાણી ગયો હતો.

**એક ડોસી**—હાય! હાય! એ કાળિયો તો કાળજ હતો મ્હારી છોડીને જમાઈ સાથે વદાય કરીને તે દહાડે તે બંનેના પીટયાએ જીવ લઈ નાંખ્યા.

**૧ લો દુકાન૦**—પણ આટલા દહાડા ગામની પાસે નહોતો આવતો. પાંચ દશ ગઉ આઘો ફર્યાં કરતો તો, પણ આજે પાપનો ઘડો ભરાઈ રહ્યો, તેથી આગળ આવવાની મતિ સુઝી.

**૨ જો દુકાન૦**—આ રજપૂત આવો નહિ, ને એ મરો નહિ. બાકી આગળ આવી બધા ગામને ખાઈ જાત,.તોએ કોણ હાથ ઝલવા જવાનું હતું.

**૩ જો દુકાન૦**—ઘણાએ મોટા મોટા રજપૂતો સો સો આદમી લઇને મારવા ગયા છે, પણ તેમાંનું એકે પાછું આવ્યું નથી.

**૩ જો કણબી૦**—ખરી વાત, પંદર પંદર વરસ થયાં એ વાટ ઉજડ પડી છે. આ સિદ્ધરાજ મહારાજ પણ એ દુઃખે વીશ ગાઉનો ફેરો ખાઇને આડ રસ્તે આવે છે.

**બ્રાહ્મણ**—એ વાઘજ નહતો! કોઈ કારમું સ્વરૂપ હતું!

**ગરાસીઓ૦**—ઓ! પણ એને મારનારો કેવો શૂરવીર હશે?

**૨ જો ગરા૦**—તેના શૂરાતનમાં શું પુછવું? એના મોઢા આગળ બધાં રાજમંડળ પાણી ભરે.

**૨ જો બ્રાહ્મણ૦**—આ જક્તનું દુઃખ નિવારણ કરવાને અવતરેલો એમાં શો સંદેહ? આપણે જાણીએછ, કે મનુષ્યની તો એમ કરવાની તાગદ નથી.

**૩ જો બ્રાહ્મણ૦**—અરે ભાઈ, અંબાજી માતાની મર્જાદા ન રાખી દહેરામાં આવ્યો માટે આપોઆપ જગદંબાએ એ પુરૂષ રૂપ ધારણ કરી એ અસુરનો વધ કીધો. મા એવા કામ કરતીજ આવી છે.

**૨ જો દુકાન૦**—વારૂ, ચાલો આપણા ગામનું પાપ ગયું.

**૩ જો દુકાન૦**—હારે ભાઈ, બાકી રાત્રે ઊંઘ પણ પુરી નહોતી આવતી.

**કણબી૦**—એ રજપૂતનું સોનું બસેં વરસનું આવરદા થાઓ!

૨ જો બ્રાહ્મણ૦—એવા પુરૂષને મણુંજ નથી.
૧ લો દુકાન૦—એ હતો તો આપણે જીવ્યા. ધન્ય છે, એની માને!



## પ્રવેશ ૪ થો.

( સ્થળ સરસ્વતીનો ઘાટ. )

**સુભગા૦—** શિખરિણીવૃત્ત.

ભરેલો સંકોચે ગુપત,[1] ગિરિ મધ્યે જળઝરો;
કલેજુ તે કોરે, દુખકર દબાવો અતિ ઘણો.
અને તોએ અંત્યે ચિરિ, નિકળનારો કદી ખરો;
ભલો ગંગાસિંધૂ અતિ ગતિથિ ઘૂમી ઘુઘવતો.
અરે! તો આ હૈડે બ્હિતિ,પ્રિતિનિ ભઠ્ઠી સળગિ તે;
દબાવે રીબાતી તરૂણ,[*] અબળા ક્યાંજ લગિરે.
મુખેથી ધુમાડો નિકળિ, ગુંગળાવેછ હમણાં;
હજી જ્વાળા બાકી રહીછ નથિ ઉત્પાતનિ મણા.
અરે! ભુંડી! રંડા! જીભડિ! તું સિવાઈ ક્યમ ગઇ?
હતો પાસે જ્યારે પ્રિતમ પ્રિય, કાં તુ ભસિ નહિ?
જુઠી પ્રીતે પ્હેલાં લવતિ,[*] હતિ તુંજે અતિ ઘણી;
અણીની વેળાએ ખરિ પ્રિત, સમે બ્હીકણ બણી.
દુખી થાઊં:-જાઊં કંહિ? મનમુઝાઊં-કરૂં શું રે?
[2]કુમારી મારી મા! સરણ મુજને રાખનિ તું એ;
પુરાં પાપે આપે કઠણ, પિતુ શ્રાપે નથિ વરી.
પ્રિતી પીડા વેઠે—અમરતનુ તાતે વળિ કરી!

**(આસપાસ જોઇને)** **(સ્રગ્ધરા વૃત્ત.)**

સાયંકાળેય લીલા લલિત, સલિતને તીર લોકો કહેછે;
રાત્રીની પૂર્વજાને[3] રમણિ કુણ કહે? વીરલો કોક એછે.

---

૧ ગુપ્ત છાનો. ૨ સરસ્વતી માતા મને તમારે શરણે રાખો! અરે પણ તું એ નિર્દય બાપના શાપને લીધે અને મ્હોટા પાપને લીધે કુંવારી રહીછે. અને વળીતહારૂં દુઃખનો વિશેષ છે. કેમકે તને બાપે અમર શરીરવાળી કીધી છે.
૩ પ્રથમ જન્મેલી, મ્હોટી બહેન. સાંજ એ રાતની મ્હોટી બેહનછે.

લાગે લીલા તું લ્હાળાવત ધગધગતી, માન પાગી નકામી.
પીડે પ્રેમાગ્નિ પીડે, ભડ ભડ બળતી જ્વાળ વામી નકામી.

( લાલરાજ આવેછે. )

**લાલ૦**—આ કોઈ મ્હારા જેવું દુખિયું રડેછે.

**સુભ૦**—(**ચમકીને**) **અરે એજ!** લાલરાજ પોતેજ.

**લાલ૦**—એકાંતે રડવું એજ આ દુખનો ઉભરો કહાડવાનું બારૂં છે. પ્યારી તિરસ્કાર ગમે તેટલો કરે, પણ ઘડી પછી ક્રોધ સમીને માત્ર ઉદાસીજ રહે છે. (**પાસે આવે છે**) સુભગા !! ગુણિકા !

**સુભ૦**—સરદાર, એમાં એટલું બધું આશ્ચર્ય કેમ પામોછો? ગુણિકા માટે શું તેની અબળા જાતિ ફીટી ગઇ?

**લાલ૦**—જારના સમક્ષતો ગુણિકા ના રડે તેમાં નવાઈ, પણ આવે સમયે એકાંત સ્થળે ગુણિકા પ્રીતમના વિયોગે રડે, એતો મ્હેં આટલા દહાડા સાંભળ્યું નથી.

**સુભ૦**—અરે! તમે જો મ્હારા અંતરની વેદના જાણતા હો, તો કદી ફરીથી એમ ન બોલો. જેમ બીજી સ્ત્રીઓનાં, તેમજ અમારા રૂદય પ્રેમ બાણથી વિંધાઇ જાયછે, અને લોભી ગુણિકા ટળીને ઘેલી પ્રેમદા થઈ રહીએછિયે. પણ અમારા દુખનો કાંઠો નથી,—અમારા કપાળમાં તો ખરી પ્રીત ભોગવવાનું લખ્યુંજ નથી,—અમે ગમે તેટલું સાચું કહિયે, પણ કોઈ પ્રીતમ માને નહિ, અને ખરેખરો પ્રેમ કદી અમારા ઉપર રાખે નહિ, અરે! સાચી પ્રીતિની વેદનાથી એકાંતે રડવું, અને—હાય! હાય! પેટને અર્થે આંસુ સંતાડી બીજા સાથે હસવું એ દુખ કેમ સહન થાય? મ્હારાથી થનાર પણ નથી અને એમ હું કરનાર પણ નથી. તમે છેક નિર્દય થઈ અમને ગુણિકા જાણી તુચ્છ ન ગણો!

**લાલ૦**—મારી તો આજે ખાત્રી થઈ. હવેથી હું તુચ્છ ગણનાર નથી.

**સુભ૦**—આવા મીઠા દયાના શબ્દને માટે પરમેશ્વર તમારા મનોરથ પૂર્ણ કરો. ચાતકના ફાડી મુકેલા મ્હોંઢામાં જેમ વરસાદનું એક બુંદ, તેમ આ શબ્દ મ્હારી બળતી છાતીને ઠારે છે.

**લાલ૦**—અમાન્ય પ્રીતિથી દુખનો સમુદ્ર જે રેલેછે તેનો મને અનભવછે, અને તેથી મને તારી દયા આવેછે. જા, જો તારો પ્રીતમ એવો

હડીશો હોય, તો નામ દે; હું મ્હારૂં આજે નજરે જોએલું કહીને તેની ખાત્રી કરી આપીશ. બોલ, મ્હારા સામું આવી અનુરાગીઓએ શું કામ જોયછે?

**સુભ૦**—(પગે લાગી છેડો પકડી) હે પ્રાણનાથ, હે સરદાર, હે મ્હારા મન માન્યા પ્રીતમ, મ્હારા મનમાં સદા રમણ કરનારી આ તમારીજ મનોહર મૂર્તિ છે. એક વરસ થયાં હું કમળની પેઠે દૂર પડી આ પ્રભાકર સરખું મુખડું દેખી મોહિત થઇને એવા વિચારથી બળ્યા કરૂંછું કે, એના મનમાં આપણા શા હિસાબ. હજારો વેળા તમારી આગળ મ્હારૂં દુઃખ પ્રગટ કરવાનું ધાર્યું,—અને તે સમય આવે ડર પામી ચૂપ રહી. પણ આજે મ્હારા ભાગ્ય ખુલ્યાં, અણચિંતવે મારા દયાળુ પ્રાણનાથને મ્હારો રોગ માલમ પડ્યો. હવે તે ઔષધ આપ્યા વગર રહેશે નહિ એનો મને આ કોમળ વાતચિત ઉપરથી પક્કો ભરોસો પડેછે. મહારાજ, છેડો માં તાણોઃ હા કહેશો ત્યાં લગી છોડનાર નથી.

**લાલ૦**—અરે આ શું? પૂછતાંમાં તો વાત વિપરીત નિકળી. એક દુખમાં વળી બીજી પીડા ઉપની. હું કેવો બેવકુફ કે નકામી પડપૂછ કરવા ઉભો રહ્યો. (**સુભગાને**) છેડો મેહેલ, લોકને ફજેતી નહિ બતાવ. હું તારા કામનો માણસ નથી. સિદ્ધરાજ સરખાએ જારકર્મમાં રાજચિન્હ જાણી મગન રહેછે, પણ હું એ કામમાં વાકેફ નથી.

**સુભ૦**—પ્રાણનાથ, હું એમ કહેતી નથી. મને પરણીને આપના મંદિરમાં સુકો રોટલો આપી દાસી કરી રાખો. હું એ પાતક કર્મમાં તમને નાખવા ઇચ્છતી નથી.

**લાલ૦**—વા! પરણું! ગુણિકાની સાથે? મારી શોભા તો જબરી!

**સુભ૦**—હાય! હાય! જે દહાડેથી તે હું ગુણિકાને પેટે જન્મી તે દહાડાથી મ્હારા ભોગ લાગ્યા. એમાં હું શું કરૂં? મ્હારો શો ઉપાય? અલ્યા! દુષ્ટ બ્રહ્મા, મ્હેં તને કયાં કહ્યુંતું કે મ્હારો દુશ્મન થઇ લાગ્યો? હે પ્રાણનાથ, તમને કંઇ દયા નથી?

**લાલ૦**—છાની રહે બકતી. તારે પ્રીતમની શી ખોટ છે?

**સુભ૦**—અરે! અરે! પાછું એવું એ. હમણા એણે કબુલ કીધું હતું, કે ગુણિકાને પણ પ્રેમબાણ વાગેછે, અને તે પ્રીતિ જો મનમાન્યો અંગિકાર ન કરે, તો તેના દુખનો કાંહો નહિ; ને હવે મને પાપની પેઠે તરછોડી નાસવા માગે છે.

**લાલ૦**—લાજ, લાજ કંઈ પોતાની આેખાદ કરતાં વત્તી વાત કરતાં. પેલું કોઇ આવેછે. ખબરદાર જો હવેથી મારા આગળ એવી નાદાનીની વાત કરવાની હિંમત ધારી તો. **( દયાળ ભાટ આવેછે. )**

**દયા૦**—નોબત નગારાંનો અવાજ અને માણસોનો હોકાર સંભળાતો નથી ? પુણ્યસ્લોક સિદ્ધરાજ મહારાજ પધાર્યાથી આખું ગામ જાગી રહ્યુંછે તે માલમ નથી કે અહિંયા ફરોછો ?

**લાલ૦**—તું જોવાની એવી રચના મુકીને આવેછે, અને પછી બીજાને પુછેછે શા માટે ?

**દયા૦**—હુંતો સરસ્વતી માતાને દુધ ચઢાવવા આવ્યોછું. એ, પેલા દૂધના તાંબડા આવ્યા.

**લાલ૦**—હમણાંને હમણાં એ કયાંથી સાંભર્યું ?

**દયા૦**—મ્હેં માનતા માની હતી, કે જો જગદેવને મહારાજનું માન થશે, તો તેજ ઘડીએ સાક્ષાત સરસ્વતી માતાને ત્રણમણ દૂધ ચઢાવીશ.

**લાલ૦**—ત્યારે હજી માન ક્યાં થયું છે કે—

**દયા૦**—તમને ખબર શીછે? આજે રાજાધિરાજે પોતે હાથીપર બેસાડી શેહેરમાં સાથે પ્રવેશ કીધો. અને કાલે રૂદ્રમાળાની સ્થાપનાની વખતે ભરી સભામાં આવવાની આજ્ઞા કરીછે. ત્યારે મોટો અધિકાર આપશે એમાં શક નથીં. સઘળાના મ્હોંની એજ વાણી છે.

**લાલ૦**—એટલી બધી કૃપાનું કારણ શું ?

**દયા૦**—કારણ તમેજ વિચારોને. કાં ભૂલી જાઓછો બે ઘડી પરની વાત ? તમે પાછાં પગલાં કરતા હતા, તે વખતે એણે આગળ ધસી આ કાળરૂપ વિકાળ વાઘને એક ચોટે સોગજ આખો ઉડાવી મુકયો એમાં કંઈ પરાક્રમ નહિ કે? એથી દેશ પાળકની પ્રીતિ ન થાય કે ?

**લાલ૦**—ના કોણ કહેછે? કે એટલું બધું બોલેછે. વારૂ, આજ શોભા તો સારી થઈ હશે?

**દયા૦**—આજની શોભામાં શું પૂછવું? એ શોભાની છાયા જાણવી હોય, તો ગામમાંથી જે આ મોટો નાદ આવેછે તે સાંભળો. આટલા આપણે ગામથી દૂર છઇયે, તોએ છેક પાસે આવ્યા વગર એક બીજાનું બોલ્યું કાને પડતું નથી. એ ! કેટલા હાથી, કેટલા રથ, કેટલા ઘોડા! માણસોનું

તો લેખુંજ નહિ. છત્રધારી અને નોબતધારી કેટલા હતા!—તે એકેકનો રસાલો બીજા રાજાઓના લશ્કરથી મોટો. વસ્ત્રાભુષણનું તો મૂલ્ય કોણ કરશે? એક આ જગદેવના હાથી ઉપર જે ઝૂલ હતી, તે જાતનાં તો મોટા રાજાઓને ઘેર સેલાંએ નથી. આખા ગામની બારીએ બારીએ અને ઓટલે ઓટલે તલ મુકવા જેટલી જગા ન મળે, તો રાજમાર્ગનું શું પૂછવું? ઊંચી અગાસીઓ ઉપર ચઢી સ્ત્રીઓનાં ટોળેટોળાં ટમટમી રહ્યાં હતાં. એ પુણ્યશ્લોકને એટલાં મનુષ્યોએ ઘરમાંથી ફુલે વધાવ્યા કે વાટે ફુલના ગલીચા પથરાઈ રહ્યા છે. આજે ચોરે ચોરે, ચકલે, ચકલે, ઘેર ઘેર અને પાંચથી સાઠ વરસનાને મ્હોંઢે એ સિવાય બીજી વાત નથી. બાધું ગામ ઘેલું ગોકુળિયું થઈ ગયુંછે.

**લાલ૦**—થોડીવાર ઉપર તો જગદેવની કીર્ત્તિ થતી હતી.

**દયા૦**—અલબત્ત થાયજ તો—તમને શું નડી? પણ હમણાં તો તે વાત જાણે બનીજ નહિ હોય તેમ ભૂલી ગયા છે, અને સિદ્ધરાજની લેહે લાગી છે. નવાઇ શી? એ મહારાજ તે કંઈ જેવા તેવા છે? એના દર્શનથીજ પાવન થઈએ. આપણા ગુજરાષ્ટ્રનું ભૂષણ છે.

**લાલ૦**—વારૂ, સરસ્વતી માતા મ્હોં ફાડીને ઉભી રહીછે, રેડ. ગાંડા, એ કોઈ બીચારા માણસને પાત તો.તે આશિષ દેત. ઉલટાં, આથી તો આ નિર્મળ પાણી બગડશે.

**દયા૦**—તમારા જેવા જૈન ગુરૂ મળ્યા હત, તોએટલીઅક્કલ આવત.

**લાલ૦**—લાંજ જાણૌં છું. તેની અક્કલ માની હોત, તો આજે પસતાવું નહિ પડત.

---

## પ્રવેશ ૫ મો.

### (સ્થળ—રાજમંદિર)

**વીર૦**—હે સખી મને મોટું આશ્ચર્ય લાગેછે, કે એ ગોલાની હિમત કેમ ચાલી? મનમાં કાંઈપણ ડર્યો નહિ.

**સુલ૦**—હમણા એવા નીચ લોકોને કારભાર મળવા માંડયો છે તેથી કોઈ કોઈ ઠેકાણે રજપૂતોની કન્યા એમને ઘેર જવા લાગીછે.

**સુભાષ૦**—તે કયા રજપૂત? રાજપાટ વગરના ભુખે મરતા.

સુલ૦—એ તો ખરૂંજ તો. એવા વગર બીજા કોણ ઠોકે?

વીર૦—બળ્યા અવતાર તેના પણ. ગરીબ હોઇએ તોએ શું થયું! કુળને કાળાશ લગાડવી પૈસા માટે?

સુભાષ૦—આજે આપણે માથે મ્હોટું વિઘ્ન ગયું.

વીર૦—ને હું તો એ વિઘ્નમાંથી ઉગરી. માતાની પૂજા કરતી વેળા જાણે તેમનું મ્હોં હસતું હોય એમ મને લાગ્યું. આરતી કરીને મ્હેં ડંડવત કીધાં તે વખતે તો મારા કાને આવા શબ્દ પડ્યા. "પુત્રી ગભરા નહિ. તું આજે યોગ્ય વર સાથે પરણીશ, પણ સમાલજો કાલે તને મ્હારૂં પ્રત્યક્ષ દર્શન થશે." એ શું હું કંઇ સમજતી નથી.

સુભાષ૦—વર મળવાને બદલે આજે ખોયો તો ખરો.

વીર૦—એ ગોલાની તો મારા આગળ વાતજ ન કહાડ. તોપણ હું કેવી અજ્ઞાન કે આટલા દિવસ સુધી મ્હેં ન્યાત જાત પૂછીજ નહિ? એમાં મ્હારો પણ કંઇ વાંક છે. આજે મ્હેં ક્રોધથી જેવાં કઠણ વચન કહ્યાં તેવાં કહેવાં નહોતાં જોઇતાં; સમજાવીને ના કહીહોત, તો ઠીક.

સુલ૦—હા, એ બરાબર છે. વારૂ, ચલો આજે ઉચ્છવનો દહાડોછે.

વીર૦—પરણ્યા કરતાં કોની સાથે પરણીશ એની મને ફિકર છે!

સુભાષ૦—એ પણ ફિકર ન રાખવી. માતાજીનું વચન છે કે યોગ્ય વર મળશે. તારી શી મરજી છે?

વીર૦—હવે તું મરજીનું શું પૂછેછે! મનમાં સમજતી નથી!

સુભાષ૦—હજી પેલાનીજ રઢ લાગી રહી છે કે?

વીર૦—હજી નહિ પણ હમણાં લાગી એમ કહે, કેમકે આ સમય ઉપર મ્હારા મનમાં જે પ્રેમ રમી રહ્યો છે, તેનો વિચાર કરતાં પહેલાં મારો પ્રેમ હતોજ નહિ એમ કહેવામાં કાંઈ હરકત નથી.

સુભાષ૦—એ ગમે તેવો પણ અજાણ્યો પરદેશી છે.

સુલ૦—રાજાની કુંવરી પરદેશ વગર તો ક્યાં વરે?

વીર૦—એના જેવો ખરો પરાક્રમી રજપૂત કોણ છે? એની વાણિ કેવી નમ્ર અને મીઠી! કામ કેવાં પ્રતાપી અને દુષ્ટને ત્રાસદાયક.

સુભાષ૦—આજે કોણ મળનાર છે તે જાણ્યા વિના આગળથી વિચાર ના કરો.

**વીર૦**—છ માસ થયા એક ભાવે માતાજીની ઓળગ કર્યા કરૂંછું, ને શું આજે તુષ્ટમાન થયાં તે દહાડેજ મ્હારૂં માગ્યું નહિ આપે?

**સુભાષ૦**—માત પિતાની ઇચ્છા કોણ જાણે શી હશે?

વીર૦—ગમે તે હો, પણ આ વાતમાં હું આજ્ઞા માનવાની નથી. એ પરમારવંશી રાજીઓ મળે તોજ વરૂં, નહિતર કુંવારી મરૂં. પણ તો માતાજી મારા ભાઇના મનમાં વસ્યા વિના રહેશે નહિ. અને મારા બાંધવાએ ધાર્યું કે થયું!

**સુલ૦**—ઓ! બોલતાં માતાજી તો આવ્યાં.

(**ફુલમતી આવેછે**)

**ફુલ૦**—આવ, મારી લાડકી આજ તું નવે અવતાર આવી. કેમ, શા ઝડાકા ચાલેછે? થાકી હારી સુતી નથી?

**વીર૦**—મા, તમારૂં મ્હોં હજી કેમ ઉદાસ છે?

**સુભાષ૦**—પરમેશ્વરે કુંવરીને ઉગાર્યા, હવે તો આનંદ પામવો જોઇયે.

**ફુલ૦**—બ્હેન, હું તારી પાસે એક માગવા આવી છું.

**વીર૦**—વા! તેમાં આટલી બધી દીનતા શું કામ રાખોછો? તમારે માગવું ઘટે? ઇચ્છા હોય તેમ આજ્ઞા કરી દેવી.

**ફુલ૦**—પ્રથમ તું એવો ઉત્તર આપશે એ તો મ્હેં અગાઉથીજ કહ્યું હતું, પણ જાણશે ત્યારે આડિ થયા વિના રહેવાની નથી. મારો જીવ ઘણોએ બળેછે, પણ મ્હારૂં કંઇ ચાલ્યું નહિ.

**વીર૦**—એવું મોટું શું છે તે કહો તો ખરાં.

**ફુલ૦**—બ્હેન, ત્હારે સારૂ ત્હારા બાપ ભાઇએ વર જોયો છે—

**સુલ૦**—સુંનાથી પીળું શું? લાવ, કુંવરી, વધાઈ.

**વીર૦**—તેનું નામ ઠામ કહો—પછી—હા ના કહું. એમ તમારી આગળ બોલતાં લજ્જા આવે છે, પણ ક્ષત્રિની બેટીમાં એવી જીદ ચાલીજ આવીછે.

**સુભાષ૦**—તે જોઇએજ, નહિતો ક્ષત્રિ વીર્યથી ઉત્પન્ન થએલી કેમ કહેવાય? અને ક્ષત્રિને જન્મ શી રીતે આપી શકે.

**ફુલ૦**—વચમાં ટકટક કરતી છાની રહે. બ્હેન વીરમતિ, તું મ્હારૂં

આટલું કહ્યું માન. ત્હારો ભાઈ કોઇનું માને એવો નથી તે તો તું જાણેછે.

વીર૦—નામ કહોની. મ્હેં કયાં ના કહી કે દબાવો છો.

કુસ૦—અરે મારી બ્હેન, હું તને દબાવતી નથી. મ્હેં એક પહોર સુધી કુંવર સાથે માથું ફોડયું, પણ તે એકના બે થયો નહિ. તું જાણે છે કે ત્હારા બાપના મનમાં તો કુંવર બોલ્યા તે પરમેશ્વર બોલ્યા, ને વાત પણ ખરી. આ પાંચ વરસ થયાં એણે રાજનો ભાર ઉઠાવી લીધોછે, ત્યારથી એના કામમાં કંઈ કસર નથી. બીજી બધી વાતે ડાહ્યોછે. આ કામમાં તો કહેછે કે એ હા કહે કે ના કહે પણ હું પરણાવીશ.

વીર૦—ઢીંગલા ઢીંગલી પરણાવવાં નથી તો.

કુસ૦—ત્હારૂં શું ચાલશે?

વીર૦—તમને એ વાત ગમતી નથી, ત્યારે મારો પક્ષ નહિ લો?

કુસ૦—મ્હારાથી લેવાય તેટલો તો લીધો, પણ તારા બાપની સામા થઇને આગ્રહ કરવાનો મ્હારો સ્વભાવ નથી.

વીર૦—જેમ તમારી ઇચ્છા. મ્હારૂં લાગ્યું હું ભોગવી લઇશ.

કુસ૦—બહેન, મા બાપનું કહ્યું માનવામાંજ લાભછે. હું ત્હારા બાપ સાથે પરણી, ત્યારે મારો અભિપ્રાય કોઇએ પૂછ્યો નહોતો; પણ પરણ્યા પછી મહાદેવજીની કૃપાથી બીજી સ્વયંવર રચીને પરણાવી છે તે કરતાં હું સુખીછું, અને મારે કદી માબાપનું વચન પાળ્યાનો પસ્તાવો કરવો પડ્યો નથી.

વીર૦—એમજ તમારો વિચાર છે ત્યારે લાંબી પંચાત શિદ કરોછો? આજ્ઞા આપવાની કહી હોય તે આપો, પછી—

કુસ૦—બહેન, તે સારા કુળનો રજપૂત છે. પણ ગાદી મળવાની નથી. બીજા મોટા મોટા રાજ્યાસન વાળા રજપૂતોના માગાં આવ્યાંછે, પણ તે તારો ભાઈ કાંઈ કાંઈ મિશ કહાડી પાછાં મોકલેછે.

વીર૦—ઓ! તેની કંઈ ફિકર નહિ. મને એટલો બધો રાજનો લોભ નથી.

કુસ૦—અરે પણ આ તો દુહાગણનો દિકરોછે. એને બાપે તો ગામ બહાર કહાડી મુકયો છે—પેટ ભરવાનાએ સાંસા પડેછે. કોઈ રાજાની સેવા ભાગ્ય હોય ને મળે, ત્યારે પેટ ભરી રોટલા પામશે.

**વીર૦**—માજી, એવા સ્વામિને વરવા તો હું જગદંબાની નિરંતર ઉપાસના કરૂછું. સુખી સ્વામિની સેવા તો સૌ કરે, પણ જ્યારે—

**કુલ૦**—બહેન, એ મ્હોંઢે કહેવાય છે. આવું રાજસુખ પામેલીને એ દુખ વેઠવું પડશે ત્યારે તેનાથી તે કેમ વેઠાશે?

**વીર૦**—કર્મમાં લખેલું હશે તેમાં કંઈ ઓછું થવાનું છે! પિતાનું વચન ઉલ્લંઘન કરીને કયે ભવે ઠરિયે?

**કુલ૦**—હા, મારી ડાહી દિકરી. તું એ ખરી વાત કહેછે. ત્યારે હું જઇને તારા બાપને હા કહી આવુંછું. એ રજપૂત પેલો પરમારવંશનો જગદેવ ઉદયાદિતરાજાનો કુંવર જે આજે—

**વીર૦**—જાઓ, જાઓ, મા. સુખે હા કહો.

**કુલ૦**—(ભેટેછે) ઓ મ્હારી વ્હાલી, તું સદા આજ્ઞાંકિત છે. આવડી મોટી થઇ પણ કોઈ દિવસ મ્હારો બોલ રમતમાં પણ ઉથાપ્યો નથી. પણ બહેન, હું બળાત્કારથી હા કહેવરાવતી નથી. વિચારવું હોય તો હજી વિચાર; પછી મને ગાળો દઇશમાં. અમે બધાં તો કહેવાને તત્પર છઇએ પણ સહેવું તો તારેછે. જો ના કહેવી હોય તો ના કહે—કુંવર કરી કરીને શું કરશે? મારી સાથે લડશે, તો છો લડતો.

**વીર૦**—મારી પૂર્ણ ખુશી છે. હું એજ વિનંતિ કરવાની હતી. મા, છઠીના લેખ કોઇથી ટળવાના છે? માથાફોડ કરવી તે વૃથા.

**( કુલમતી જાયછે. )**

**(ભુજંગી છંદ.)**

સખી આજ આનંદ આનંદ રેલ્યો, રહી બેસિશું? હાર આ લોનિ વ્હેલો;
રમો રંગમાં ઉચ્છવો માંડિ ભારી, ત્રુઠી અંબિકા મારિ માડી કૃપાળી.
મળ્યો મૂજને મનમાન્યોજ સ્વામી, ગુણેને રૂપે એક જેમાં ન ખામી.
હુંતો અંગ ઉમંગ આનંદ પામી, કયા ભાગ્યથી મ્હેં બધી પીડ વામી.

**સુભાષ૦**—સિદ્ધરાજ મહારાજની એકજ દિવસમાં અત્યંત પ્રીતિ થઇછે, એ મોટો અધિકારી થશે.

**વીર૦**—એનામાં રાજા ધિરાજનાં ચિન્હ છે. આજની સ્વારીમાં કેવો એ સૂર્ય સરખો દીપી નોખો પડતો હતો.

**( રાજારાજ, બીરજરાજ, અને કુલમતી આવેછે. )**

**રાજા૦**—કેમ પુત્રી, તું પ્રસન્ન છે કની?

**બી૦**—પિતાજીની આજ્ઞા સદા માથે ચઢાવુંછું.

**કુલ૦**—એ કુંવરી બહુ ભલીછે. વચન ઉથાપનાર નહિ.

**રાજા૦**—ભાઈ, લગનનું કેમ બનશે? કાલથી તો ત્રુપારતુ બેસેછે.

**બી૦**—ગોરને બોલાવ્યા તો છે. મુહુર્ત મળે, તો આજ રાત્રિએ જતો. હજી પેલો મંદ માણસ જગદેવને કેમ તેડી લાવ્યો નહિ બીજા ઓરડામાંજ છે ને.

**કુલ૦**—ઓ! આવ્યા.

(જગદેવ આવેછે.)

**જગ૦**—મહારાજ, શી આજ્ઞા છે?

**રાજા૦**—રાજપુત્ર, તમારી ચાલ ચલગત જોઈ અમે ઘણા ખુશી થયા છઇએ. આ કુંવરીનો કન્યાકાળ જાયછે, તેને અમે તમારા જેવા સારા કુલીન રજપૂતને આપવાની મરજી કરીએ છઇએ.

**જગ૦**—મહારાજ, આપ અતિ કૃપાની વાત કરોછો, પણ એવી અવિવેકી ઉદારતાનો લાભ લઊં એવો હું હીણો નથી. મારી સ્થીતિ તમને યથાયોગ્ય માલમ નથી, માટે એમ બોલોછો, અને તેથી મ્હારો એજ ધર્મ છે કે તેનું પરિપૂર્ણ વર્ણન કરી તમારેં મોઢેજ ઉદારતાનાં આવેશમાં નિકળેલા શબ્દની ના કહેવડાવવી.

**બી૦**—તમારે કંઈ કલહને લીધે હાલ પરદેશ નિકળવું પડ્યું છે તે અમે જાણિયે છિયે, અને તેને જરી પણ ગણકારતા નથી.

**જગ૦**—એટલુજ નથી. મ્હારે બીજી ઓરમાન મા છે તે રાજપિતાની માનીતી છે. એ માજીનું મ્હારા ઉપર એવું હેતછે, કે મ્હારો પ્રાણ લેતાં પણ ફાવે તો વિચાર કરે નહિ.

**રાજા૦**—એ સઘળાની અમને ખબર છે—

**જગ૦**—ત્યારે વિચારો મારાથી કેમ હા કહેવાય? મને તો હમણાં ખાવાનાએ સાંસા પડેછે. એવા દુખમાં આવી સકુમાર રાજપુત્રિને હાથેવતી હું કેમ નાખું? હિંયાં હજારો દાસી ઉપર હુકમ બજાવતી કુંવરીને મારે ત્યાં નીચો ઘરધંધો કરતી દેખી, મ્હારૂં હૈયું ફાટી ન જાય? મારી સાથે એ શુ સુખ દેખવાની છે?

**કુલ૦**—મારી દિકરી તો કહેછે કે, સુખી સ્વામીની સેવા કરતાં, તો ખરી પ્રીતિ કે લુચ્ચાઈ છે તે ઓળખાય નહિ, પણ—

**બી૦**—એને મોટા રાજદરબારમાં હજારો રાણીમાં દાસીની પેરે દુઃખ પામવા હું આપવાનો નથી. એ બધાં કારણો અમે લેશમાત્ર માનતા નથી. તમારી એ કુંવરી ઉપર એટલી અપ્રીતિજ હોય કે નજ પરણવી, તો અમારી કુંવરી કંઈ વત્તી નથી.

**રાજા૦**—ભાઈ, એમ મા બોલ. રાજપુત્ર, એટલું માન.

**જગ૦**—પણ એ કુંવરીની શી ઇચ્છા છે તે મારે પ્રથમ જાણવું જોઇએ—અમર્યાદા ક્ષમા કરજો.

**સુભાષ૦**—તીર **મારીજ** જાણોછો કે શું? ઘાયલની ગતિ કંઈ સમજતા નથી. સ્ત્રીને બોલવાની શી જરૂર છે? તેની આંખ અને મ્હોં ઉપર પ્રેમનાં પુસ્તકો દીપી રહ્યાં હોય છે, તે અનભિજ્ઞ શિવાય સર્વેથી ઝટ વંચાયછે.

**( વીરમતિ નીચું જોઇ લાજ કહાડેછે. )**

**બી૦**—તૈયાર રહેજો. હમણા મુહૂર્ત બ્રાહ્મણ પાસે કઢાવિયે છઇયે. સિંહ કંઈ ચંદ્રની ગતિ તપાસવા બેસી રહેતો નથી. તલપમારી કાર્યની સિદ્ધિ કરી લેછે. સારા કામમાં ત્વરા એજ સુભ મુહૂર્ત છે.

**કુલ૦**—હવે કુંવરીને જે પૂછવું હોય તે પૂછજો.

**(રાજા, રાણી, અને બીરજસિંગ જાયછે. )**

**સુભાષ૦**—મારો પડદો પડતો હોય, તો હું પણ જાઊ.

**જગ૦**— **( હરિગીતછંદ. )**

કુળ ઉજ્વળા, મતિ[1] નિર્મળા, ગતિ ચંચળા પ્રબળારતી;[2]
હે કનકવર્ણી કન્યકા, સૌંદર્ય વનની પોપટી.
ત્રૈલોક્ય[3] તીલક તારૂણી, તુજ રૂપ રૂપી વારૂણી;
પીતાં હું ધર્મા ધર્મનો ભુલિ, ભેદ યાચક રહું બણી.

**વીર૦**—

પણ નથી હુંય જમાન તો થનાર, શો છે જુલુમ આ?
કરવાં પડેછે પુત્રિના, માબાપને માગાં હિંયાં!

---

૧ જેનું કુળ ઉજ્વળ અથવા મ્હોટું છે એવી સ્ત્રી. ૨ જેના ભાગ્યની રેખા ઘણી પ્રબળ છે તે. ૩ ત્રણ લોકને શોભાવનારી.

ઠહાની તમારૂં ચિત્ત ચોર્યું, છે કાંઈ મદિરાક્ષિયે?
નથિ સ્વાર્થ મુજને નથી તમને, શિદ જુઠું તવ ભાખિયે?

જગ૦— (અનુષ્ટપ શ્લોક.)

'તુંજ તેતો અલી વ્હાલી! વાત શું કહું દીલની?
ભૂલથીરે દિઠી તીરે, ધિરે ધીરે ઠમકતી.
દિવ્ય કાંતી-ટળી શાંતી, પડી ભ્રાંતિ 'શું અપ્સરા?'
દશ દાહ્ડા દુખે કાઢ્યા, ખાંડા ધાવ કંઈ ભલા.
થાકિ અંતે વળ્યો પંથે, આવ્યો ખંતે વળી પછે;
હરિ ધાસ્તી ધરી જાસ્તી, ગુંજાસથીજ આશ મેં.
ચિત્ત ચોંકયો ચતુરા હું, અન્ન વિના મરી ભુખે.*—
"ફટ્ટ પાપી! ઇછે લાવ્વા, રાજપુત્રિ કયે સુખે!"
મ્હેં વિચારી સ્થિતી મારી, ધર્મ ધારી, વિસારિ રે.
મુકી પ્યારી પિડા ભારી, મંન મારી વધારિ રે;
વેદના તે ખરે જાતે, વેઠવી છે કઠણ રે.
તોય વ્હાલી દુખે રોતી જોવી—એ દુખતો વધે;
અરે તેતો પ્રિત શાની? સ્વાર્થ જાણ્યા ધિકારિયે.

વીર૦—પ્રેમિ સાચા પ્રિયા પ્રાણ! રૂદે આવની ચાંપિયે

(બંને વહાલથી ભેટે છે.)

---

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ—એક ઘર.)

લાલ૦—અલ્યા! જા. ગુરૂજીને તેડી લાવ તો, પાસેના ઓરડામાંજ હશે. અરે! તેં કહ્યું હ્તેં ખોટું તો નથી?

માણસ૦—ના, રાજ, લગન કાલ રાત્રે થઈ ચુક્યાં ખરેખર.

લાલ૦—જા જા. દોડ! ઝપટથી બોલાવી લાવ. (માણસ જાયછે.)

---

*જ્યારે મને ખાવાના પણ સાંસાં પડ્યા ત્યારે કામની કેફ ઉડી ઉડી ગઈ. અને સમજ પડી કે આવા દરિદ્રીને તે આવી રાજકન્યા હોય?

એ કેમ મનાય? રાતમાં ને રાતમાં એને પરણાવી દીધી! આટલી બધી પ્રીતિ રાખતી હતી. તેણે સહજમાં મારો ત્યાગ કીધો હોય એમ સંભવે? મારી ઘણી મૂર્ખાઇ થઈ, કાલે મારે કંઈ વધારે તકરાર કરવી જોઇતી હતી અરે! દુષ્ટ દૈવ! કાંઈ બોલાયુંજ નહિ!

(જ્ઞાનવિજય આવેછે.)

જ્ઞાન૦—પરમેશ્વર તારામાં શાંતિની પ્રેરણા કરો!

લાલ૦—ત્યારે એ વાત ખરી?

જ્ઞાન૦—નિઃસંશય ખરી. કાલે રાત્રે પેલા ભૂખડુ રજપૂત સાથે પરણાવી. પણ કુંવરીએ કેમ માન્ય કીધું એ સમજાતું નથી.

લાલ૦—મહારાજ, તમારી શીખામણ ન માની તેની મ્હોંકણ મંડાઇ. કાલે હું તમારી કનેથી એની પાસે ગયો, ત્યારે એણે સ્પષ્ટ પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું કે હું તને પરણીશ. એટલામાં ન્યાત જાતની વાત નીકળી, અને મ્હેં મૂર્ખાએ ખરેખરૂં કહી દીધું, કે જેમ તોપમાંથી એકાએક ગોળો નીકળે, તેમ એ ગર્વિષ્ટ દુષ્ટ રજપૂતાણીએ એવો તિરસ્કાર અને ક્રોધ કીધો, કે કોઇ પુરૂષે અથવા બીજી સ્ત્રીએ પણ એને સોમેહીસે કહ્યું હોય, તો ઊભો ને ઉભો તે ઘડી હું તેને માર્યા વગર રહું નહિ.

જ્ઞાન૦—હું પ્રથમથીજ જાણતો હતો. એ રજપૂત લોકોને કુળનો અભિમાન એટલો છે કે બીજા કોટયાધિપતિ મંડળેશ્વરોને પશુના જેવા તુચ્છ ગણેછે.

લાલ૦—અરે! પણ નીચ કુળમાં શું ગુણ રૂપ નથી હતાં?

જ્ઞાન૦—તેમાં સોગણા હોય. તોએ શું થયું?

લાલ૦—પણ મહારાજ, એ કેવો અન્યાય! કેવો જુલમ!

જ્ઞાન૦—તેમાં એ ધર્માંધનો શો વાંક? જેણે જ્ઞાતિબંધની વિકરાળ જાળ પાથરી છે. તેને કહેવાનું છે. પણ હું વધારે બોલવા ઇચ્છતો નથી. કાં કેતું તેનો પક્ષ કરતો નથી, તથાપિ તેની વિરૂદ્ધ સાંભળવું તને ગમતું નથી.

લાલ૦—તે સમય વહી ગયા. હવે તો મારી આંખો ઉઘડી. ઊંચ નીચ કયાંથી થયા? એમાં શો ફેરછે? બધાને બે હાથને એક માથું છે. બ્રાહ્મણ ક્ષત્રિ કેટલાએક ઊંચાછે? પરમેશ્વરે જો બધા કરતાં બે ચાર હાથ પગ, કે માથાં વત્તાં આપ્યાં હોત તો મનાત. પશુમાં જાતિભેદ કેવો પ્રત્યક્ષ જણાઈ આવેછે! કોઈ ગાયને ભેંસ કહેછે? મનુષ્યમાં જો એવો રાખવો હત; તો જગતકર્તાને તે પ્રમાણે દેખાડી આપતાં નહોતું આવડતું?

**જ્ઞાન૦**—એમ નથી કીધું, તો ભ્યાલ્યું. પણ વિવેકબુદ્ધિવાળા પ્રાણિ-યોમાં નાનાં મોટાં અંશ ઓળખવાની કસોટી જે જ્ઞાન, તે શું એ ફાવી ગએલા બ્રાહ્મણ ક્ષત્રિમાં વધારે છે? અરે! તેટલુંજ છે?

**લાલ૦**—સારી માઠી વર્ત્તણુક ઉપરથી પ્રભુતા ગણાય છે. એવું કોણ કહેવાને સમર્થ છે, કે બધા શુદ્રની ચાલ અધમ છે? અથવા એ ઊંચ વર્ણ-વાળાની સારીછે? ત્યારે પ્રભુતા ક્યાંથી આવી ?

**જ્ઞાન૦**—સારા આચરણમાં એ, કે ભોળા લોકોમાં પોતાના સુખ અને મહાત્મને અર્થે આવી કહાણીઓ જોડી કહાડી બીજાને દમવું.

**લાલ૦**—હા! એ ધુતારાઓએ ગળ્યાં ગળ્યાં જમવાને, અને પરાયા ધનનું (આલસ્યમાં રહી) હરણ કરવાને વેદ પુરાણો રચી મુક્યાં છે. વાત શું? બ્રહ્માના મુખમાંથી નિકલ્યા!! તેના પેટમાં એ કાળી શાહી ભરેલી હશે, અને જીભ કાગળ હશે. લાવ, તેનાં ચિંથરા કરી નાખું! એણે જગતમાં માણસ જાતનાં સુખનો કેટલો નાશ કીધો છે! અરે! બ્રહ્મા એ ક્યાંછે? શિવ એ ક્યાં છે? એ બગઠગો "માયા માયા" કહેછે'તે ખરીજ. એઓના છળમય મનમાંથી ઉત્પન્ન થએલી.

**જ્ઞાન૦**—બ્રાહ્મણોએ કહ્યું, કે અમે ભૂદેવ, અને પશુવત જગતે કહ્યું કે હા. એમાં વાંક કોનો વધારે કહાડવો?

**લાલ૦**—વાંક પેલા ઠગ, કપટી, સ્વાર્થી, દુષ્ટ, અધમ બ્રાહ્મણોઓનો. જરા પોતામાં વધારે સમજ આવી, કે બીજા બધાને પોતાની સત્તાની બે-ડીમાં નિરંતર રાખવાનો અક્ષય પાયોજ રચ્યોને.

**જ્ઞાન૦**—સત્તાથી છાકી ગએલા એવા દુષ્ટ ધુતારાની સામા, જે પડે તે વેઠવાનું કબુલ કરી, ઉભા થાય તેને કેવા કહેવા ?

**લાલ૦**—તેને જે ઉપમા આપિયે તે ઓછી. જેમ બ્યંડળના મંડળમાં વિક્રમ, તેમ વિક્રમ જે લાખોમાં તેને સૂર્ય સરખાં કીર્તિવંત પરાક્રમી જાણવા પૃથ્વી નક્ષત્રિ કરવાની એક ભીખ માગનારાએ હિંમત ચલાવી, પણ કોઈ એવો ક્ષત્રિ કે શુદ્ર નિકળ્યો કે—

**જ્ઞાન૦**—એજ મહાભારત કામ કરવાને અમારા અને બુદ્ધમાર્ગના આ-ચાર્યોએ—ચોવીશેં તીર્થંકરોએ—હામ ચલાવી છે, અને એવાં સાહસ કર્મમાં સિદ્ધિ પામ્યા છે. એ તીખા મરદોના મનમાં એ નિર્દય હરામ ઠગોનો કંટાળો અને પોતાની વાતની સત્યતાનો વિશ્વાસ એટલો ઊંડો ઠસી બેઠો હતો, કે

ધન માલ લુંટી પાયમાલ કીધા, કેદમાં નાંખ્યા, દેશ પાર કીધા, પહાડ જંગલ સેવડાવ્યાં,—તલવારે માર્યા, અગ્નિયે બાળ્યા,—અરે! લાખો બુદ્ધ અને જૈન. ધર્મવાળાના એ રાક્ષસોના કૃત્રિમથી પ્રાણ ગયા, પણ એમણે પોતાનો આગ્રહ છોડ્યો નહિ. અને હું આપણા મનસુબામાં આઠે પહોર લાગ્યો રહુંછું, અને પુરૂ એ ચિંતામાં ઊંઘતોએ નથી તે શા માટે? સંસારી સુખ જો મારે જોઇતાં હોય તો કંઈ હમણા તેની મને ન્યુનતા નથી. અરે! એવા વીર પુરૂષો તો સંસારી સુખને પગતળે ચગદી, સત્યની શોધમાં આગળ ઊત્સાહથી ડગલું ભરેછે. તેમ તું પણ, હે ચતુર, વિદ્વાન, લાલરાજ, તું પણ કર. અલબ્ધ વસ્તુની લલુપતા અને નિરૂપાય વાતનો મિથ્યા ઉચાટ—એ બે શાણા પુરૂષને શોભતાં નથી, કાં કે તે માત્ર માયાવશ જીવની મૂર્ખાઈનાં નગારાં છે. આ વાતનું મનનકર, તોલનકર, અને પછી બ્રહ્મપાખંડનો ત્યાગ કરી સત્યધર્મમાં આવ, અને તેની વૃદ્ધિને અર્થે અતિશ્રમ કરી કીર્ત્તિત થા.

**(જ્ઞાનવીજય જાય છે.)**

લાલ૦—કીર્ત્તિત થા! કીર્ત્તિત થઇને શું કરવુંછે? કીર્ત્તિવડે જે પ્રિયાનો પ્રેમ પ્રાપ્ત કરવાનો હતો, તે તો આડી થઈને બેઠીછે. મને આ ચંદ્રમુખીની લલુતા છોડવાનું કહેછે! મૂર્ખ એ, કે હું? એ કેમ બને? અરે! પણ તે તો પરણી બેઠી છે, હવે મ્હારૂં માનનાર નહિ. હું શું કરૂં?. આ દુઃખ કેમ સમે? નીચને ઘેર જન્મ્યો, તેમાં મ્હેં સો અપરાધ કર્યો? એ દોષ મારાથી ટળતો હોય, તો હમણાં ટાળું. ગુરૂજી કહેછેતે ખરૂંજ—એ શાસ્ત્ર બાંધનારા પરમઠગ જો એમાં એ પંચાત ન ઘાલી હોત તો ગુરૂજી ગમે તેટલું કહેત તથાપિ હું માન્ય ન કરત. પણ આ જોતાં તો એ કહે છે તે ખરૂંજ. ત્રણ મહીનાની પ્રીત આટલાં માટે તોડતાં એકદમ એને કંઈ દયા પણ આવી? કૃષ્ન પરમાત્મા એ શો જુલમ છે.

**( ભુજંગી છંદ. )**

કઠિનકૃષ્ન! કહાવે તું જાણું કૃપાળુ, તું કહેની હું તો સભ્યતા કેમ પાળું;
ફુટે આંખ ત્યારેજ તો ગૂણ ગાઉં ? દયાહીણ આવી ત્રિયા! રૂપ આવું!
વપૂ રૂપ રૂપી બડું શસ્ત્ર પૂરૂં, શું સોંપો તમે નિર્દયા હાથ પૂરૂં ?
પટા પેચ ચાતુર્યના તો શિખાવી, મરાવાછ શું રંકને રે રિબાવી?
શુરે દુષ્ટને શસ્ત્ર વિદ્યા શિખાવો ? (નથી ક્ષત્રિ એ શુદ્ર છે મંન લાવો)
અરે... દુષ્ટને રાજ ઓપ્યો શું દેવો, શુંરે દુષ્ટને મંત્ર મારણ કહેવો.

ખુની હાથ ના ખડગ નાપો હરીરે, કસાઈ કરે કાં છરી તો ધરી રે;
અરે સર્પને પાંખ કાં દો વરીરે, ન દો વ્યાઘ્રને વૃક્ષ ચડવા ગતી રે.
કૃપાનાથ! વા! વા! તમે બહુ દયાળુ, ખરે ખાત આ નામનું બિર્દ પાળ્યું!
કહું કેમ કહોની હવે હું કૃપાળુ, તમોથી નથી છાનું કંઈ પ્રેમ પ્યાલું.
બિજો જો કદી હોય તો મંન વાળું, તમે તો થઈ ગોકુળે રે ગુવાળુ;
કિધી કામ ક્રીડા અલ્યા! આ! બિહારી! હજી તેં ન વૈકુંઠમાં તે વિસારી.
તું તો નેણના બાણનું જોર જાણે, પ્રિતી પાશથી ના છુટે તે પ્રમાણે;
અમાન્ય પ્રિતી શી રિતે અંત્ર સાલે, તથાપી ન કાંઈ તું તો દુઃખ ટાળે.
મદ રાધિ રાણી કદી રોષ આણી, વદે ક્રૂર વાણી પ્રિતી ઉર હાંણી;
રૂદે હાય કેવી ઉદે થાય કહોની, પછે પ્રેમિની પીડ પેખી હરોની,
ગિરીધારિ! તેં પ્યારિને છેહ દીધો, તજી પ્રેમદા રાજનો પંથ+ લીધો;
ન કલ્પાંત તેં કામનીનાં કળ્યાં રે, જુઠી વાણ પોલાણ જ્યાં નીકળ્યાં રે.
સજ્યા સૂતસું સ્નેહ શાધંતિ શક્તિ* મધૂ માંસ મૈથુન્યમાં માનિ ભક્તિ;
નમું પાય થા સહાય ત્રૈલોક્ય માય, નથો હાય શું કાંય! તુજ સાક્ષિ જાય.
નથી કામ ત્હારૂં સુરાતૂર ગાત્ર, પુજા પ્રાર્થનામાં પડે અર્ધ માત્ર;
કદી તો તું સંહાર તે સાટ વાળે, જરા ભક્તિ સાચી જુઠી મંન ના લે†.
ભજ્યું શું સુતાસું સુતા જેય દેવા, કરી આપણે પાપ શા આપ દેવા!
અહો! ભસ્મધારી! ભિલી[1] ભોગિ ભોળા! વને જ્યાં વસંતો રૂપીપત્ની ટોળાં.
રમ્યા નગ્ન થૈ લાજ મર્જાદ ત્યાગી, જુઓ સામું મારી કહું ચર્ણ લાગી;
દિસે દીલમાં દેવ સર્વે સ્ત્રિ દાસ, કહાં ચંદ્ર કાં ઇંદ્ર કાં શ્રી મુરાર.
બિજા માટ મુખ વાત વૈરાટ ત્યાગી, જુઠી કહાણિ જોની જરા જીવ જાગી;
જુઠી! હાય! ત્યારે હવે રક્ષ મારી, કરે કોણ? પૂરાઈ શું દુઃખ[2] બારી.

---

+ મથુરાં ગયા. * એવું કહેવાય છે કે શક્તિયે પ્રથમ ત્રણ દેવને વારા ફરતી પ્રગટ કીધા અને જેમણે પરણવાની તેની સાથે ના પાડી તેને બાળીને રાખના ઢગલા કરી નાંખ્યા. † બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતીની પછાડી કામાવેશમાં દોડયા હતા, અને પછી જ્ઞાન થયું ત્યારે તું સદા કુંવારી રહેજે એવો તે બચારીને શાપ દીધો હતો.

૧ પાર્વતીએ ભીલડીનો વેષ લઈ મહાદેવને છળ્યા હતા. ૨ દુખમાં-બચવાનો સાંકડો રસ્તો.

અરે! ના! અરે! ના! નહીં હોય એમ, હશે દેવ કો જે ધરે દીલ રહેમ;
ભુંડો પાપિ અજ્ઞાનિ નિંદા લાવ્યો હું! રખે રાખતા રોષ! ગાંડો બન્યોછું.
લજી માનતા સર્વથી આકરી રે, કરૂં રક્તનું* વારિ વૃત્તો કરી રે;
કહો તે કરૂં ભાવથી ચાકરી રે;—કહો તો જીનાચાર્ય[1] આવું હણી રે!
મળે માનિની એટલું માગ્યું આપ; રમું માસ તેસું પછી માથું કાપ—
અરે! કાપતું હાથ મારે પુજામાં.[2] મહા મગ્ન મરવે મળે માસ શામા.



## પ્રવેશ ૨ જો.

( સ્થળ—રાજમંદિર. )

**( વેદનીધ્વનિ ચાલી રહી છે, હજારો બ્રાહ્મણો ભરાયા છે, બધા મંડળેશ્વરો અને મંત્રિયો બિરાજ્યા છે, શાસ્ત્રી પુરાણી જોશી વૈદ્યની સભા મળેલીછે, બારણે સેના પડેલી છે, નોબત અને બત્રીશ વાજાં વાજે છે, ઠેકાણે ઠેકાણે નૃત્ય અને હાસ્ય વિનોદ થઈ રહ્યો છે. પૂર્ણાહુતી અપાય છે, ધુમાડાથી સિદ્ધરાજ મહારાજની આંખ લાલ અને મોઢું તેજસ્વી થઈ રહ્યુંછે, હાથમાં નાળિયેર લઈ હોમવાને ઉભા થયાછે, હોમતીવેળા જય જયકાર શબ્દ ગાજી રહ્યોછે.**

**૧ લો મંત્રિ**—મૂર્તિકાર, આ શું કીધું? મહારાજની અને બીજા સેનાપતિયોની મૂર્તિયો કાં પાડી? પાડી તો ઠીક, પણ આ નમેછે કોને? એ અમંગળ કામ કોને કહે કીધું.

**મૂર્તિકાર**—મહારાજની આજ્ઞા છે.

**૧ લો મંત્રિ**—જુઠું બોલ મા. ત્હારૂં અને મ્હારૂં માથું જવાનું. અરે! ભગવાન, મારા ક્યાં ભોગ લાગ્યા, કે આ કામ મ્હેં માથે લીધું? કોઈ બીજા અદેખા મંત્રિયે, મૂર્ખ, તને દ્રવ્યના મોહમાં નાખી મારો પ્રાણ લેવાની યુક્તિ કીધી છે.

---

* તપશ્ચર્યા કરીને લોહીનું પાણી કરી નાંખીશ. ૧ જ્ઞાનવિજય, જેના બોધથી લાલરાજની શ્રદ્ધા વેદ ધર્મ ઉપરથી ઉઠી ગઈ હતી.

૨ કમળ પુજા. શિવની આગળ પોતાનું માથું કાપીને અર્પણ કર્યાથી તે સંહારક દેવ બહુજ પ્રસન્ન થાય છે.

**૨ જો મંત્રિ**—થનાર થયું. હે મિત્ર, મહારાજને જાહેર કરો. એની દિવ્યદ્રષ્ટિથી કાંઈ દૂર રહેવાનું નથી. આગળથી આપણે કહિયે તેજ સારૂં.

**૧ લો મંત્રિ**—હા, ભાઈ, મને પણ એમજ લાગે છે. પણ ક્રોધ ન કરતો—તું મારા બાળપણનો મિત્રછે ખરો, તથાપિ આ સમયે મને વિશ્વાસ પડતો નથી.

**૨ જો મંત્રિ**—રાજદરબારમાં બહુધા મિત્રાઈ કેવી હોયછે, તે જાણી હું ત્હારૂં ગભરાટનું બોલવું મનમાં આણતો નથી. મ્હારૂં કહ્યું માન, અને પછી એનું ફળ સારૂ નિપજે તો વિશ્વાસ રાખજે.

**૧ લો મંત્રિ**—અત્યારે હું ભયભિત થયોછું. જેમ તેમ બોલાઈ જાય છે. અરે તું તો નહિ, પણ બીજા કોઇએ મારો ઘાટ ઘડી મૂકયો છે. મહારાજે કામ મને સોંપ્યું અને પછી આવા હલકા મનુષ્યને આજ્ઞા આપે એ કેમ મનાય?

**૨ જો મંત્રિ**—એમ હોય પણ ખરૂં. અને નહિ હોય, તોએ બીજો ઉપાય નથી.

**૧ લો મંત્રિ**—ખરી વાત.

**( જાયછે અને સિદ્ધરાજને પગે લાગે છે. )**

**સિદ્ધ૦**—અમે પ્રસંન છઇએ. ત્હેં કામ સારૂં કીધું. ઉઠ.

**( વાંસો થાબડે છે. )**

**૧ લો મંત્રિ**—( **રડતો રડતો.** ) હે મહારાજ, હે પૃથ્વિપતિ, મ્હારો અપરાધ થયો છે. તે અપરાધમાં કાંઈ બાકી નથી. તમે જીવાડો, તોજ જીવું મને અભય વચન આપો, ત્યાં લગી ઉઠનાર નથી. મ્હારૂં માથું તમારે ખોળે છે! છેદવું હોય તો છેદો.

**સિદ્ધ૦**—અમારી રીત તું જાણેછેઃ અપરાધ જાણ્યા વિના અમે ક્ષમા કરતા નથી. તોપણ આ ઉત્સવને સમે અમે ક્રૂર થવા ઇચ્છતા નથી. જા, આ કામમાં ત્હેં એક કોટિ રૂપીઆ લગી ખાધા હશે તો માફ છે, પણ જો મારી પ્રજામાંના કોઈ એકને કાંઈ પણ દુખ દીધું હશે, તો તો સૂળી તૈયાર છે. હું આવા ઢોંગ માનનાર નથી.

**૧ લો મંત્રી**—મહારાજ મ્હેં ખાધું તો કાંઈ નથી. અને તમારા રામ રાજમાં પ્રજાને દુખ દે એવો કોણ છે? પણ તમારી આજ્ઞાથી કંઈ

વધારે મૂર્તિકારે કીધું છે તે જોશો ત્યારે આપ કોપાયમાન થયા વગર રહેશો નહિ.

**સિદ્ધ૦**—(હસિને) મૂર્તિકારને બોલાવો.

**(છડીદાર બોલાવેછે)**

**૧લો મંત્રી**—મહારાજ પેલા હનુમાનજીની પૂજા કરવા પધારોછો ત્યાંજ છે. મહારાજ, મ્હારો કંઇ વાંક નથી. મ્હેં અત્યારેજ જોયું. પેલા મૂર્ખે પોતાની મેળે, મહારાજ, મને પૂછ્યા વગર કરી મુકયું છે.

**(તે બાજુએ જાયછે)**

**મુર્તી૦**—**(ધ્રુજતો ધ્રુજતો)** મહારાજ!

**સિદ્ધ૦**—આ કોની આજ્ઞાએ કીધું.

**મુર્તી**—અરે! ઓ! દયાળુ પૃથ્વિપતિ! અરે! મને કોઈ દુષ્ટ આપનું નામ દઈ ભોળવી ગયો. **(ગજવામાંથી વીટી કહાડેછે)** આપની મુદ્રીકા તે આપી ગયો છે. કોણ જાણે ક્યાંથી ચોરી લાવ્યો હશે? મહારાજ, અરે મ્હારો અપરાધ ક્ષમા કરો.

**સિદ્ધ૦**—ગભરામાં. એ અમારીજ આજ્ઞા હતી. અમે તારાપર પ્રસંન છઇએ, પણ **(૧ લા મંત્રીને)** તારી ભૂલ છે કે તપાસ રાખી નહિ. આતો અમારી આજ્ઞા હતી, પણ બીજું કાંઈ કરત તોએ તુંતો નહિજ જાણત કેની? આ **(વીટી પાછી લેછે)** જોયા પછી તારે કરવા દેવું હતું.

**મંત્રેશ્વર૦**—મહારાજ, એવી આજ્ઞા આપે કયારે આપી?

**સિદ્ધ૦**—પછી કહુંછું, પૂજાનો સમય જાયછે. **(આરતી ઉતારી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી)** હે વાયુપુત્ર! બળનિધાન!! દુખિયાના બેલી! હું તને આ રૂદ્રમાળાનો રક્ષક કરૂંછું. જકતે મને સિંહનું ઉપનામ આપ્યું છે, પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ માત્ર? ચાળીશ પચાશ વર્ષનું ઘણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે! જ્યારે શત્રુનાં વાજાં આવી હિંયાં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હોશે નહિ, અને હું (કોણ જાણે!) ક્યાં રખડતો હોઇશ! ત્યારે રક્ષા કોણ કરશે? હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય, તો થાય. હે દેવ, તું ત્યારે આલસ્ય કરતો નહિ-અરે! મ્હારૂં એટલું નામ રાખજે. આ હું દીનભાવે પ્રાર્થના કરૂછું—અરે! અત્યાર સુધી

મ્હેં મારી પ્રજાની રક્ષા બીજા કોઇને, દેવ કે દૈસને, સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂછું—એથી દીનભાવ બીજો કેવો ?

(ઉઠેછે).

**મંત્રે૦**—મહારાજ, જોશીના કહેવા ઉપર આટલો શક કાં કરોછો? સાચુંએ પડે અને જુઠુંએ પડે. એનો કાંઈ નિર્ધાર નથી.

**સિદ્ધ૦—(ગંભીરાઇથી)** અરે મંત્રેશ્વર, એમાં જોશી શું કહેવાનો હતો ? આ જકત અનિસ છે એમાં શો સંદેહ? સૂર્ય ઉગેછે, તેજ આથમેછે; પૂર્ણિમાને દિવસે વિશ્વને આનંદ પમાડેછે, તેજ કળાહિન થાયછે; માણસ જન્મેછે, તેજ મરેછે; જ્યાં મોટાં નગર વસેલાં હોય છે ત્યાં પાણી ફરી વળેછે; આ શ્રષ્ટિ નિસ ભાસેછે, તેનોજ પ્રલય થાયછે; અરે! બ્રહ્મા વિષ્નુ ને શિવ સરખા કાળને વશ થઈ નાશ પામેછે: તો અરે! આપણા પામરના રાજપાટ અને આવાં દેવાલયના શા હિસાબ ?—**સ્વર્ગ સરખી જગ્યા પણ નિત્ય નથી તો.**

**મંત્રે**—મહારાજ, કહોછો તે ખરી જ્ઞાનવાર્તા છે; પણ એમ છેક આખરનો વિચાર શિદ કરીયે ? પ્રલય કાળની વાત આઘી મુકિયે, તો આ સ્વર્ગસરખા ધામથી આપનું નામ "યાવત ચંદ્રો દિવા કરો" રહેવાનું છે.

**સીદ્ધ૦**—મૂર્ખ! એવી ગાંડી વાતમાં કર. દૈવનું કારમું ચક્ર નિરંતર ફર્યાં કરેછે, અને તેને વીંટાએલા વિશ્વની સર્વે વસ્તુઓ ઊંચી નીચી થયા કરેછે. શીલાદિસનું વલ્લભીપુર કયાં છે? બીજા એવાં કેટલાં નગર ઉદય પામી શુન્યમાં ભળ્યાં હશે, કે જેના નામ પણ આપણે આ સમયે સાંભળ્યાં નથી? અરે! મંત્રેશ્વર, એક એવો દિવસ પણ આવશે, કે જયારે આ પાટણ શહેરને શત્રુના લશ્કરો પાયમાલ કરશે; સોળંકીવંશ નિર્મૂળજશે;—એક એવો સમય પણ આવશે, કે જ્યારે રજપૂતો શોધ્યા જડશે નહિ, અને જડશે તો મ્લેચ્છની સેવા કરતા; અરે! જ્યાં રાજમંદીરો શોભે છે, ત્યાં હળ ફરશે, અને મૂર્ખ વતનીઓ વલભીપુરની પેઠે આજે આપણે બેઠાં છઇએ એવા દેવાલયનાં ખઇ ગએલા પથરા ખોદી કહાડી (**આંખમાં આંસુ ભરાઈ આવેછે.**) પેટને માટે વેચવા નિકળશે—અને પુછશો તો પાટણ કે રૂદ્રમાળાનું નામ સાંભળી તમારા સામું ટકટક જોયા કરશે! તો હું કોણ માત્ર માટે હે મૂર્ત્તિકારો તું એટલું લખ કે "પાટણનો સોળંકી સિદ્ધરાજ, જે

જીવતાં કોઇને નમ્યો નથી, તે પગે લાગી માગી લે છે કે, હે કાળ જેને અનુકુળ છે એવા શત્રુ, આમાંથી કાંઇપણ રાખજે. આજ મ્હારે ને કાલ ત્હારે" (મૂર્તિકારને) તું ત્હારૂં પણ નામ લખ, રહેનાર તો પ્રભુ કરે ત્યારે. ચલો, હવે કાલવાળા રજપૂતને બોલાવો.

(છડીદાર જગદેવને બોલાવેછે.)

જગ૦—(આવી પગે લાગેછે.)

સિદ્ધ૦—કેમ, તું અમારી સેવા કરશે ?

જગ૦—પૃથ્વિ પતિ, એજ આશાએ હું આપણા દેશમાં આવ્યોછું.

સિદ્ધ૦—પણ ઘરનું રાજ છોડી કેમ આવવું પડયું ?

જગ૦—મહારાજ, આપણી હલકી પણ સેવાને અર્થે તો મ્હારા કરતાં મોટા મોટા રાજાના કુંવર હજારો નિત્ય આવેછે. ક્ષત્રિવીર્ય બતાવાનું હાલ આપણી પરાક્રમી સેના સિવાય બીજું સ્થળ કયું છે? હુંતો આવુંછું દુખનો માર્યો. પણ તેમાંથી સુખ નીકળ્યું, જેમ દહીંમાંથી ઘી ઉત્પન્ન થાએછે.

હેમ૦—હે પૃથ્વિપતે, પ્રવાસ સદા એવા છે. કહ્યું છે કે—

(આર્યા)

ચતુર પુરૂષને આરસ, ભાર પ્રમાણે નતોળિ વેચાએ;
અધિક અધિક મુલ પામે, દુર પરગામે જયમજ જાએ.

૧ લો શાસ્ત્રી—

શાસ્ત્રાભ્યાસ અતીશય પંડિત, પ્રીતી પ્રવાશ બહુ ગ્રામ;
રાજ સભા ગણિકા ગૃહ, પાંચે ચતુરાઇનાં ધામ.

૨ જો શાસ્ત્રી—

સંપત્તી તણિ પ્રાપ્તી, જો નવ કીધી પ્રવાસથી ભાવે;
ધીઃક યુવા ત્રતુ મૂર્ખનિ, અફળ ગઈ ફરિ નહિ આવે.

૩ જો શાસ્ત્રી—

ત્રણ અલાભજ જામે, જો નર ઊંબર ગ્રહી રહે ગામે;
ફાટે વસ્ત્ર વધે રૂણ, ને નહિ કીર્ત્તિ કદા પામે.

સિદ્ધ૦—સેવાને પેટે તને ગામ આપિયે તે પસંદ છે કે છૂટક પગાર?

જગ૦—મહારાજ, પગાર આપો તો ઘણી કૃપા થાય.

સિદ્ધ૦—શું ત્રાંબા પત્રે લખી આપિયે, કે વંશ પરંપરા તું તેનો ઉપભોગ કર્યા કરે તેથી છૂટક પગાર વધ્યો? આતો આજેજ સાંભળ્યું! તું

આવો પરાક્રમી છે. તથાપિ વ્યવહારમાં બાળક તે બાળકજ દીસેછે.

જગ૦—બાળક તો મહારાજ, પૃથ્વિપતિના સઘળાજ છે. પરંતુ આ વાતમાં તો મારી એટલી વિનંતિ છે કે મને ના કહી મારો જીવ ખેદમાં નાંખતા નહિ.

સિદ્ધ૦—શું તારા મનમાં એવો સંદેહ છે, કે અમે ગામ આપી પાછું લઇશું ?

જગ૦—અરે ! ના ! ના! કૃપાનિધાન.

સિદ્ધ૦—ત્યારે કારણ શું તે કહે, કે પછી બાળક છે કે નહિ તેનો અમે પૂરો નિશ્ચય કરિયે.

જગ૦—મહારાજ, ન પૂછ્યું હોત તો સારૂં. હશે મ્હારૂં દૈવ. હે પૃથ્વિપતી—અપરાધ ક્ષમા કરજો વિજય યાત્રા કરવી એ ક્ષત્રિનો પરમ ધર્મછે, અને તે તમ સરખા કોઈ વિરલા ભાગ્યશાળીના કર્મમાં લખેલો હોયછે; આપ વિજય યાત્રા કરી વિક્રમ સરખા વિખ્યાત થયાછો; અને હજી ઘણીએ કરશો;—હે કૃપાનિધાન ! અપરાધ ક્ષમા કરજો–આપ કોઈ દીવસ મારા પિતાના ગામ ઉપર પણ ચઢશો, ત્યારે તેના દુખે મ્હેં દેશવટો લીધોછે એ ખરૂં, તથાપિ હું તેના સામાં તમારી સેનામાં આવું એતો કેમ થાય? અને ગામ લીધું હોય ત્યારે ન આવું, તો તમારો ચોર થાઉં: એ પણ અધર્મ.

સિદ્ધ૦—ધન્ય છે ! ધન્ય છે ! રજપૂત, આટલી ઉમરમાં તારી આવી સમજણને. ભંડારી, કાલથી એને રોજ બે હજાર મહોર રોકડી ગણી આપવી. આ સઘળા સુભટો બેઠા છે તેના દેખતાં કહુંછું કે, જેમ જેમ વધારે આ રજપૂતની વાતો સાંભળતો જાઉંછું, તેમ તેમ હું વધારે એના ઉપર પ્રસંન થાઉંછું.

મંત્રેશ્વ૦—મહારાજ, આપે તો કાળિયો જોયો નહિ હોય, પણ—

સિદ્ધ૦—મ્હેં જોયો છે. એ હું સઘળું માંડીને કહુંછું. એક સમે રાત્રે વીરચર્ય કરતાં રૂદ્રમાળા કેમ બંધાય છે તે જોવાની ઇચ્છા થઈ. નગર ચર્ચા જોવી મુકી દઈ. શ્રીસ્થળ તરફ઼ ઘોડો ઠોકી મુક્યો. અર્ધ રાત્રિને સમે હું ઝાડી તરફ઼ આવી પહોંચ્યો અને પેલા કાળિયાને જતો દીઠો. તમે જાણો છો કે હું યુદ્ધમાં પાછો ફર્યો નથી, પણ આ વિકરાળ રૂપ જોઇ હું પાછો હઠયો, અને આડે રસ્તે આજ ઠેકાણે આવી પહોંચ્યો.

જોઉછું, તો દીપમાળ કરી લાખો માણસો કામે લાગ્યાંછે. હું કામ જોઈ અત્યંત પ્રસંન થયો, અને મનમાં કહ્યું કે હવે મ્હારા મનના મનોરથ પૂર્ણ થયા. પણ વધારે વિચાર કરતાં એનું અનિત્ય પણું મારા જીવ સાથે પકકું સમજાયું, અને તે વિચારમાં એટલો ગરક થયો, કે હું બાળકની પેઠે ચોધારે આંસુએ રોયો. પછી હાલ તમે જોયું તેવો ઠરાવ કીધો, અને આ મૂર્તિકારને ઇધાણીમાં મારી વીંટી આપીને તેમ કરવાનું ફરમાવ્યું. પાછા-વળતી વેળા સરસ્વતીના ઘાટપર આ રજપૂતને શોક કરતો દીઠો. પાછળ ઉભા રહી સાંભળ્યું ત્યારે મને માલમ પડયું કે આ ગામના રાજારાજની કુંવરીને જોઈ એ મોહિત થયોછે. (**જગદેવ નીચું જુએછે.**) શરમા નહિ, એમાં પણ તારી તો સાબાસીજ છે. પોતે ગરીબ માટે કુંવરીને પરણાવે તોએ ન વરવી એવો નિશ્ચય કરી મારી જોડે ગામ ત્યાગ કરી બહારનીકળ્યો.

**જગ૦**—અરે! અરે! મ્હેં ભુંડાએ અણજાણપણે તમે પૂછવા માંડયું ત્યારે તિરસ્કાર કીધો. એવાં વચન તમે કેમ ક્ષમા કરશો!

**સિદ્ધ૦**—જા જા, મૂર્ખા, ક્ષમા ન કરવાં હોય તે એકલો નીકળે પણ શું કરવા? આ જુવાન કોઈ દહાડો, યાદ રાખજો, રજપૂત નામને દીપાવી આપશે. હવે જા, અમે તારાપર અત્યંત પ્રસંન છઇએ.

(**જગદેવ પગે લાગી આઘો જઈ બેસેછે.**)

**મંત્ર૦**—મહારાજ, હવે શી આજ્ઞા છે?

**સિદ્ધ૦**—આજે તમે દ્રવ્યના હિસાબની વાત કહેશો, તો હું સાભળનાર નથી. આજે શિર્પાવ મ્હોં માગ્યો આપજો. તેમાં મૂર્તિકારને અને પેલા મંત્રીને તો સારૂં જોઈ એકાદું ગામ આપજો. જો એક પૈસાની કસર કરશો, તો જે દ્રવ્ય ખરચ્યું હશે તે મિથ્યા જશે, અને તેથી બમણું પાછું હું તેને અપાવીશ. આપણા સાથના રસાલાને પણ ભૂલતા નહિ.

**મંત્રે૦**—મહારાજ, આપની આજ્ઞા હશે તે સર્વે રીતિસર હું બજાવીશ.

**સિદ્ધ૦**—રીતિ કે નીતિ આજે નથી રાખવી. એટલું દ્રવ્ય ઊછાળવું કે સઘળા જીવે ત્યાંસુધી રૂદ્રમાળાની સ્થાપનાનું સ્મરણ કર્યાં કરે.

(**શર્પાવ વ્હેંચાયછે, અને પછી સઘળા મહારાજને પગે લાગી વેરાઈ જાયછે.**)



## પ્રવેશ ૩ જો.

( સ્થળ—અંબાજીનું દેહેરૂં )

**સુભાષ૦**—હે કુંવરી–અરે ભૂલી–રાણીજી—

**વીર૦**—કેમ ભૂલી? શું મને ઓળખતી નથી?

**સુભાષ૦**—હવે નવું નવું દેખાય છે એટલે ઓળખાઓ પણ નહિ. હવેથી આપણે, સુલક્ષા, એમને કુવરી નહિ કહેવાં પણ રાણીજી, હવે આપણા જેવી કંઈ એ બાળા નથી—વાઘ મારનારો સ્વામી મળ્યો છે.

**વીર૦**—ભોમ ત્હારા! તને સ્વપ્નમાં મળતો હશે?

**સુભાષ૦**—એમ થતું હશે તેમાંજ હમણાં થોડા દહાડા થયા સ્હવારે મુખ કરમાઈ ગએલું હોએછે તો.

**વીર૦**—મ્હારૂં મ્હોં કરમાઈ ગયું છે? આવ તળાવમાં જોઇએ.

**સુલ૦**—આજે શેનું હોય? પ્રભુનું જેને પરોક્ષ દર્શન થાયછે તે વનમાં ઉદાસી ફરેછે, અને પ્રગટ થાયછે તેતો આનંદ સિંધુમાં મગ્ન રહેછે.

**સુભાષ૦**—કરમાયું તો નથી, પણ કાંઈ મચ્છર કરડ્યાછે ખરા.

**વીર૦**—( **વહાલથી તમાચો મારી** ) બસ, બસ. બકતી છાની રહે.

**સુલ૦**—તમે હવે અમને સંભારવાના નથી.

**સુભાષ૦**—હું પણ એજ કહેતી હતી વળી તમે હવે શિવ ઉપર અભિષેક કરવા માંડ્યો છે એટલે અંબાજીના દર્શન કરવાનો એ અવકાશ મળવાનો નથી.

**વીર૦**—જા જા, ગાંડી છે. આરાસુરીની સેવા તે ભૂલાય.

**સુલ૦**—સ્વામીજીની સાથે સાસરે મહાલશો કે હિંયાં—

**સુભાષ૦**—એને તો એ વાતનું પણ સુખ છે. સુખમાં સ્વશુર પક્ષનું કોઈ ઘડીએ ખાળો પાડે એવું નથી. પેલી સાવકી સાસુ શ્રીફળ લઈ વધાવવા ઉભી રહી હશે. તેને પગે લાગશોકની?

**વીર૦**—પગે તો લાગ્યા વગર કાંઈ ચાલે. વારૂ મારી યોગ્યતા પ્રમાણે તે સત્કાર કરશે ખરી?

**સુલ૦**—બહુંજ! રોજ પૂલે વધાવશે!

**સુભાષ૦**—અપમાન થાય તો બાપને ત્યાં ચાલ્યા આવવું.

**વીર૦**—ઘેલી છે? માન કે અપમાન જે હોય તે સ્વામીની સાથેજ ભોગવવાં તો. હવે તો ઘડી પણ વિયોગ કેમ ખમાય?

**સુભાષ૦**—વારૂ, પણ પહેલાં તમે મને કાંઇ વચન આપ્યું હતું તે યાદ છે?

**વીર૦**—જે આપ્યું હોય તે ખરૂં. હું કાંઇ ના કહેવાની છું.

**સુભાષ૦**—તમે એક દિવસ પ્રસંન થઇ એમ કહ્યું હતું કે હું તને ઘડી પણ અળગી કરીશ નહિ.

**સુલ૦**—તેમાં એ શું કરે? હમણાં પણ કયાં નથી થતી?

**વીર૦**—તે હું કયાં કરવાની છું. હું તમને બંનેને મારી જોડે લઇ જઇશ.

**સુભાષ૦**—તે તો ઠીકજછે તો. પણ યાદ રાખજો હું ઘડીભર પણ દૂર જવાની નથી.

**સુલ૦**—અરે અરે પેલું કોણ આવે છે?

**સુભાષ૦**—પાઘડી પણ કોણ જાણે કયાં વેચી આવ્યો છે.

**સુલ૦**—અરે એતો લાલરાજ!

**વીર૦**—એ ગોલાને શું ઘેલું લાગ્યું છે? મ્હારો કેડોજ છોડતો નથી.

**સુલ૦**—અરે ઓ વીરમતિ તપાસજે એની નજર ફાટેલી જણાય છે. વિકરાળ સરખો દેખાય છે.

**સુભાષ૦**—અત્યારે એની અક્કલ ઠેકાણે નથી કોણ જાણે શું કરી મૂકશે? પરમેશ્વરને વાસ્તે એને ઘણો કોપાયમાન કરતી નહિ.

**(લાલરાજ વ્યાકુળ થએલો આવે છે.)**

**લાલ૦**—**(વીરમતિ બાજુ તરફથી જતી રહેવા માંડે છે તેના સામો આવી)** વીરમતિ!

**વીર૦**—શું છે ? વાઘ તો કાલે હતો. ત્યારે આવે વેશે દોડયા હોત તો શોભત, પણ આજે શિદ આબરૂનાં કાંકરા કરોછો?

**સુભાષ૦**—વિરમતી, તું તો ગાંડી છે. એમણે પાઘડી વગર માતાજીનાં દર્શન કરવાની બાધા લીધી હશે તે નહિ આવે ?

**લાલ૦**—**(વીરમતિ સામુ તાકીને જોઇ રહી)** તું મર્મમાં કહે છે, તે હું સમજ્યો. વાઘ મારવો એમાં ઘણુ પરાક્રમ નથી. વાઘરીઓ દરરોજ મારે છે. તો પણ ત્હારા મનમાં એ પરાક્રમ છે. તો **(દાંત પીસીને)** એ

પરાક્રમ કરનારનેજ મારવાનું ધારૂં છું. એટલે તો મારૂં પરાક્રમ તેથી વધારે તારી નજરમાં આવશે.

વીર૦—એ વાત મારી સાથે કરવાની શી જરૂર છે? તેની સાથે લડવાની હિંમત હોય, તો બેલાશક જાઓ. સિદ્ધરાજ મહારાજની સભામાં હશે.

લાલ૦—પૃથ્વિને છેડે હશે, તોએ હું શોધવા નીકળ્યો કે શોધવાને અસમર્થ નથી બાકી કાલે ભીખ માગતો હતો તેને ગંડુ રાજાએ જરા આજે માન આપ્યું. તેમાં શું ફૂલાઇ જાય છે? એટલી સેવા મળી તેમાં શું મ્હારા કરતાં વધ્યો?

વીર૦—એ ભાષણ મારી આગળ કરવું હવે તમને ઘટતું નથી. **(કંકણુ દોરા બતાવી)** આ જોતા નથી?

લાલ૦—જોઊછું અને જાણુંછું. કે ત્હારા ડાહ્યાભાઇ બાપે રત્ન ખોળી કહાડયું, અને તેને તેં પરખી લીધું. ના ! તને બળાત્કારે પરણાવી હશે. તું તેને પસંદ કરેજ નહિ એ મ્હારો નિશ્ચય છે. અરે ! ભુંડી, કાંઇ તો હિંમત રાખવી હતી! મ્હારા દુખનો કાંઇ તો વિચાર કરી મ્હોંઢે ના કહેવી હતી.

વીર૦—હું તમને કેટલીવાર કહું? કાલે તમને મ્હેં સ્પષ્ટ ના કહી હતી, તોપણુ મ્હારે મ્હોંઢે વારે ઘડીએ ના કહેવડાવવામાં શો સ્વાદ લાગેછે?

લાલ૦—બધી વાત આઘી રહી, પણુ એક પૂછુંછું કે ન્યાત જાતનો વિચાર ન કરતાં અમારા બેમાં તને કોણુ વાહાલું લાગે છે?

વીર૦—પણુ તે કર્યા વગર ચાલેજ કેમ? તમે ડાહ્યા છો વિચાર કરો. દેહની સાથે, જેમ જુદી વસ્તુ છે, તોપણુ તેથી આત્મા લાગેલો છે તેમ—

લાલ૦—એ સઘળી કેવળ ભ્રમણા છે, તો પણુ હું પૂછુંછું તેનો ઉત્તર આપ.

વીર૦—ઉત્તર સાંભળવોજ છે, તો શાંત થઇ સાંભળો. જેમ સૂર્યના મ્હોઢાગળ આગીઓ, રત્નની આગળ કાચ, સિંહની આગળ અજા, સુનાની આગળ કથીર, તેમ તે કામ રૂપ પરાક્રમી પરમાર રજપૂતની આગળ લાલરાજ તું છે. તેના માથાના એક વાળના જેટલી ત્હારી, ત્હારા આભુષણુની, અને તારી આખી સેનાની હું ગણુના કરતી નથી.

લાલ૦—એવું દશ પંદર દહાડા ઉપર ત્હારા મનમાં હતું નહિ.

વીર૦—તે વાત મિથ્યા સંભારવી શું કામ?

લાલ૦—તને નહિ સાંભરે; પણ તેવડે જેના રૂદયમાં અગ્નિ તપ્રમાન થયોછે અને તે હજી હોલાયો નથી, તેનાથી તે વાત શી રીતે વિસરાય? હું મારો જન્મારો ધૂળ કીધો! હવે કોઇની સાથે વાત કરવી મને રૂચતી નથી; ગાંડા સરખો ઘરમાં અને ગામમાં બક્તો ખુણો શોધતો ફર્યા કરૂંછું; રાજકાજમાં મન લાગતું નથી; મોટા મોટા મનસુબા ધાર્યા હતા, તે થતા નથી, અને તેથી મ્હારા વડીલ મિત્રોના જોંસા સાંખવા પડે છે; હજી મ્હારી શી અવસ્થા થશે તે હું જાણુતો નથી. અરે! એવું છતાં, નિર્દય સ્ત્રી! મને તે વાત વિસારી મુકવાનું કહેતાં તારી જીભ કેમ ઉપડે છે? આ બધું દુઃખ કોને લીધે ખમુંછું, તેનો તને વિચાર કાંઈ નથી? તને દયા નથી આવતી?

વીર૦—હવે ત્હારો એક શબ્દ સાંભળવો મને યોગ્ય નથી.

(જવા માંડેછે.)

લાલ૦—(પકડીને ઉભી રાખી) જરા! મ્હારૂં સાંભળ જરા.

વીર૦—હવે એક અક્ષર મારે કાને પડેતો મ્હારૂં વૃત્ત ભાગે. સ્ત્રી ધર્મનું કાંઈ પણ તને જ્ઞાન નથી. કે નિર્લજ થઈ આવાં વચન બોલે છે?

લાલ૦—પતિવ્રત ભાગ્યા કરતાં મ્હારૂં અંતઃકરણ કામાગ્નિથી નું બાળે છે તેનું પાપ કેટલું છે તેતું સમજે છે? તારા કઠોર રૂદયમાં કામદેવની કોમળ મૂર્ત્તિ કેમ વસે કે તું સમજે? તો પણ.

(ભુજંગી છંદ.)

ત્રિયા વજ્ર હૈડા તણી હેય! સૂણુ! લિધું રૂપતો તેનું છોડવ્ય રૂણ.
મળે રાજ્ય કે રૂપ કે દ્રવ્ય જ્યારે, ચઢે ન્યાય પ્રીતી દયા રૂણ ત્યારે.
મળ્યું હોય તેનો સદા હેતુ ધારી, કિજે કાર્જ તો રાજી રહે મુરારી;
કદી રૂણ એ છોડવે જે નહી રે! ખુએ મૂળની વસ્તુ તેતો સહીરે.
બધું રામજીએ કિધું કામ સારૂં, દિધું મોંહતું મોહ હસતુંજ સારૂં;
ચઢાવી કદી હાસ્ય જો તેં વિસાર્યું, હરી લે ઝુંટીઃ ના કૃતિ કાર્યં સાર્યું.
વીર૦—ઝુંટી લેનિ છોને અરે! કામ શું છે? વિના ગુણ રૂપાળિ સ્ત્રીતો પશૂછે;
*સુવર્ણે જડયું જો જવાહેર ગૂણ, નહી, તો પડી ધૂળ! સર્વેજ ઉણ.

---

*એ અર્થ—સારો રંગ, સૌંદર્ય, અને સોનું. જો ખુબસુરતી રૂપી સુન્નામાં ગુણ નામનું જવાહેર નહિ જડયું હોય તો તે ધૂળ છે. એમાં કંઈ દમ નહિ.

"સતી સાચિ આ સુંદરી છેક છેરે, ગુણે તેવિ રૂપે ભલી એ દિપેરે,"
"ગુણી વીર ડાહ્યો ભણ્યો પૂર્ણ એરે" પુઠે એમ લોકો નહીં જો કહેરે.
અરે! ધિઃક તેને! ગયો જન્મ વ્યર્થ! ઊંડી વાટ રૂપે! જીવે શેજ અર્થ?
અરે! રૂપ લજ્જામણું બહુજ સારૂં, કુળે રૂપ લજ્જાવતું તે નઠારૂં.
અરે! રૂપ શી વસ્તુ છે એવિ ભારે? મળ્યો માત્ર આ મૃત્તિકા મૂર્તિમાંરે;
રૂડો રંગ આકાર, તેમાં થયું શું? ક્ષણિક કાષ્ટ મૂર્તિથિ એમાં વધ્યું શું?
વધે જેથિ,[1] તે તો નહીં જ્યાં રૂપાળો, કહે કોણ સૌંદર્ય? કહે તોય બાળો;
થઈ જ્ઞાનિ અન્યાય કાં મૂર્ખ આણો, તમે રૂપનું રૂણ શીલે[2] પ્રમાણો.

**લાલ૦**—અરે શીલ હૈડા વિશે શીલ સૂઝે, મુકે મારિ તુ—ઘા રૂઝે કે ન રૂઝે;
કરૂં કેમ ખાત્રી નહીં શબ્દ સૂઝે? ચિરી છાતિ મારી જરા જો સહુ જે.
હતો છેલ દેવોજ, તો મૂળ શાણે, કિધો કેદિ હુંને જીતી પ્રેમ બાણે?
અરે! એજ ચિત્તે મને ઠેઠ સાલે! કહે, આજ મોઢે કહ્યું તું શું કાલે?

**વીર૦**—તું કાં વાત એ એક બેઠોછ ઝાલી? પછી શું કહ્યું તે તણું નામ ટાળી;
ઘડીએ ઘડીએ નહીં કહેવું એમ, ભુલી એક વેળા કરો તેનિ રેહેમ.

**લાલ૦**—અરે! રહેમ તો હાથ તારેછ પ્યારી! સ્થિતી વ્યાકુળી આજુવેછે તું મારી;
ન થા નિર્દયા! આ મુખે તે ન શોભે, અરે! મૂર્ખ કેવું! નહીં કોણ લોભે?

**વીર૦**—મને કહેછ તેથી સરે અર્થ શો રે? કરે પરણીસું પ્રીત વાતો ન ક્યો રે;
પ્રિતે તું દુખી દેખિ હું થાઊં દૂખી, ધરો જ્ઞાનથી શાંતિ જે થાવ સૂખી.

**લાલ૦**—બળ્યું જ્ઞાન જે પ્રીત તારી ભુલાવે! અલી! પ્રેમદા! જો દયા મંન લાવે;
ફળ્યું ભાગ્ય મારૂં—રહ્યું શુંજ બાકી? અરે છોનિ પરણી, રહું તે હું સાંખી.

**વીર૦**—કહેછે શું? શો અર્થ છે ચિત્ત તારે? નહીં હોય એવો ન એ હામ ધારે!
કદી હોય, તો ક્ષત્રિ પુત્રીસુ વાણુ, પ્રકાશી રહ્યાં પહેલાં ખોય પ્રાણુ.

**લાલ૦**—તજી માનતું માનિની! માન મારી, કહું સત્ય હું હીતતો તારૂં પ્યારી.

---

૧ આપણાં શરીર માટીનાં બનેલાં છે. ત્યારે એ માટીની મૂર્તિમાં સુંદર રંગ અને આકાર મળ્યો તેથી શું થયું? એક લાકડાની પૂતળીથી એમાં શું વધારેછે? ચૈતન્ય અથવા આત્મા જે વડે તેનાથી મનુષ્ય ઊંચા ગણાય છે, તે આત્મા તો જ્યાં રૂપાળો એટલે ગુણવાન નથી, ત્યાં પછી માટીના રંગ રૂપ ઉપરથી સૌંદર્ય છે એમ કોણ કહી શકશે? પૂતળામાં અને તેમાં શો ફેરછે? ૨ શિયળ, પતિવ્રતાપણું.

ન કહે ના કહે તો મરૂં સઘ હુંભો, પછે જાણિ હત્યા કિધે દુઃખિ તું તો;
કદી શાંતિ ના પામશે-પ્રેમ પાની, છુપી બાંધ પ્રીતી રિતી એ દયાની.
વીર૦-સુણી શબ્દ આ હું શકું કેમ સાંખી? ખુંની પંડિતાઈ હિણે જ્યાં હિદાંખી?
નથી રીશ રહેતી રૂદે મારિ રાખી, સખી શ્વાન છંછેડતી હું ન બાકી.
અલ્યા! શીખ આ પાપિ અજ્ઞાનિ તારી, જઈ આપ મા બ્હેનને ધર્મ ધારી;
ખરે શોભશે એ રિતી તુજ કૂળે, ઉંચ નીચના ધર્મ જૂદાછ મૂળે.
લાલ૦—નહીં ક્રોધથી હું ડરૂં રાચું હર્ષે, બહૂ અભ્ર ગર્જે પછી તેજ વર્ષે;
રિશે તેજ લાડે ખિલે તે ખરેછે, પરંતૂ ઉંચી તેથિ હત્યા કરે છે!
વીર૦—નથી વાદનું કામ મિથ્યા ન બોલો, પ્રીતી ટેક જો હોય તો તેસું તોળો.
કહું વાત સો વાતની એક હું રે, વિના સ્વામિ સર્વે પિતા વત્ લહું રે;
વધારે હવે અંત જો લેશ મારો, નહીં લાભ પામે તું તો લેશ સારો;
હુંતો બૂમ પાડી બુલાવીશ લોક, થઈ આપ ડાહ્યા ખુઓ વેણ ફોક.
લાલ૦—નથી પ્રેમ ઉત્સાહ જાણ્યો જરા તેં, મળે એક કે લક્ષ તો એ નિરાંતે;
કદી હા તું ભાખે પ્રીતી આજી માડું, કરે ન્હાયતે—શું થયું? હું ન છાડું.
ખરી પ્રીત કાજેજ હું કર્મરૂંછું, નહીં તો ગજું તારૂં શું ડરૂંછું?
હું એ અંત્યની વાત પૂછુંછું એક, પ્રતિજ્ઞા ધરી કહે નથી પ્રેમ છેક.
વીર૦—કહું કેટલું? બાકિ શું છે? વધૂ શું? તું તો જેમ બોલે રિશે હું બળું છું;
ટળે દ્રષ્ટિથી દૂર જન્મે હું ઝાંખું, ન ચાંડાળ! તને-પ્રિતી એવિ રાખું.
લાલ૦—હું આવો અકારોજ તો તું અકારી! બળો રૂપ સદાવડું દુઃખ કારી!
હજો ચંદ્ર લેલાટમાં પ્હાડ કાળા! જરા! રાહુ તું ઘેરજે વ્હેલ બ્હાલા!
અરે! ઓષ્ટ પર્વાળિ દર્યાવ ડૂબો! ફુટો પાતળાં પાવળાં નિત્ય ફૂબો!
અરે! શાનમાં વાંકમાં વામ બાજુ, જરા ઝાકતું લ્હેંકતું આય માથું
દિપે ચિત્રિણી ચાલમાં ચિત્ત ચોરી, હજો વાથિ વાંકું વળેલું! નઠોરી!
અણીયાળિ આંખો વિના કેફ તેવી, ઝિણી કામિ પામી રતી દેવિ સેવી;
દશો દીશ વેગે ફરેવીજ જેવી, ઘટે ના ઘટે વીજરે પ્રગટિ દેવી!
ઘટે જો કદી વીજના ચંમકારા, પછી પ્રીતિ પર્જન્યની રેડ ધારા;
ન ઉલગ સૃષ્ટી તણા સૂત્રધારા, ઉલંગે સદા હાણિ—જાણેછ ધારા.
(અરે મારિ છાતી વિશે ઉછળ્યું શું?) દયા કાંઈ તો આણ (વળિ આથયું શું?)
મુઓ જીવતાં હું થયો તુજ લીધે-છુટે પાપ એવું શું પ્રાશ્ચિત્ત કીધે?
વીર૦—અરે ક્યાં મરેછે? મરે તો તો સારૂં તું "પાપ્ પાપ" શું રે લવે? શું ન હારૂં

જશે જક્તનું પાપ મહા પુણ્ય લાગે, હણાશે મનુષ્યારિ હુંથી સુભાગ્યે!

**લાલ૦—( ગાભરી ધ્રુજતી આંખે )**

**( દુહા )**

અરર! કઠણ શાં વચન આ! ન વદ! ન વદ! કર બસ!

**થરથર ધ્રુજિ ધરણી ઢળ્યો, લાલરાજ પરવશ.**

**( ચમકી ભયભિત સ્તંભવત, સકળ અબળ થઈ ત્યાંય;**

**નજર નજર મળે પણ નહીં, સૂઝે ધ્રુજે ગભરાય. )**

**સુલ૦—( એક બે મિનિટ પછી પાસે જઇને )** અરે આ શું થયું? હજી ઉઠતો નથી!

**સુભાષ૦**—સતીના શ્રાપનું સામર્થ્ય સાંભળતા હતા, પણ આજે આપણે નજરે જોયું.

**વીર૦**—એમ હોય નહિ, જો! જો! તપાસીને.

**સુલ૦—( હાથમુકી )** જીવે છે! જીવે છે! પણ આ માથું કેટલું ધમી જાય છે! લમણે હાથ મુકું છું, તે પણ ઉછળે છે! લાલરાજ! લાલરાજ! લાલરાજ!

**સુભાષ૦**—બેશુદ્ધ થઈ ગયો છે. ચલો આપણે એટલામાં રસ્તો પકડી જઈએ, મુર્છા હમણાં વળશે.

**વીર૦**—ના, જા! દોડ! પાણી લાવીને છાંટ, હોશિયાર થાય ત્યાં સુધી તમે રહેજો એટલામાં કોઇને એના બાપની પાસે દોડાવ, કે તે આવીને એને ઘેર લઈ જાય.

**સુભાષ૦**—આજના એના આવા શબ્દ સાંળળ્યા પછી એની જરી પણ દાઝ રાખવી જોઇએ નહિ. ચાલો, આપણે ઘેર જઇએ.

**વીર૦**—હું મારો ધર્મ શું છે, તે સમજુંછું રજપૂતાણીને દાસીની શિખામણની જરૂર નથી. એને મરતો મુકી મારાથી ન જવાય—એક વખત એની સાથેજ મ્હેં આ મ્હોંઢે હસીને વાત કીધી છે. તે વેળા વગર વિચારે માબાપની આજ્ઞા શિવાય એમ કીધું તે મારી મોટી ભૂલ.

**(લલિત છંદ.)**

પરપુરૂષ સું જે વધૂ વદે, રૂપ બતાવતી સત્યને મદે.
દુખિ કરી દુખી થાય કેચળે, જરૂર રોગતો ડામવો મુળે.

પણ થનાર થઈ એણે મ્હારૂં પતિવ્રત ભંગાવવાનું ભાષણ કીધું

ખઈ, અને તે વખત મ્હેં જુસ્સામાં જેટલું કહ્યું તે પણ ઠીકજ કીધું, પરંતુ હમણાં બેશુદ્ધ પડેલો છે તે સમયે મરતો મુકતાં મ્હારૂં મન માનતું નથી. તેમ ઉભી રહું તો એની મુર્છા વળી, કે પાછો જીવ લેવા માંડશે, અને પાછાં મારે કઠણ વચન કહેવાં પડશે. મ્હેં કહ્યું તેજ ઠીકછે. એને શુદ્ધિ આવે, અને એના માણસો લઈ જાય, ત્યાં સુધી બ્હીલો મુકી આવતી નહિ હોં ! તમે બંને હું તો જાઊંછું.

( દોડતી દોડતી જાયછે. )

## પ્રવેશ ૪ થો.

( સ્થળ—એક મોટું મકાન )

સુભ૦—કોઈ સંસ્કૃત નાટકનો ગુટકો હેઠે પટકી )

( વસંત તિલકાવૃત. )

શૃંગાર કાવ્ય, કડવુંજ તું આજ લાગે;
વાંચી બળું હું વધતી અતિ બ્રેહ આગે.
‡સંયોગ ફુલ સુળ ! રે ! ભય ભેદિ સાલે;
શ્રીમંત વૈભવ સુણે શિદ ભિક્ષુ ન્હાલે.

આટલે લગી વાંચ્યું—વિયોગ ટળવાનો સમય આવ્યો તે વાંચીને મ્હારે શું કરવું છે ? મારાથી વંચાયજ કેમ ! વિયોગનું વર્ણન વાંચી તેની સાથે હું મ્હારૂં દુઃખ વિચારી વિલાપ કરવા લાગતી હતી. અને રડવાથી પણ મને કંઈ સુખ થતું હતું, એ વિલાપ સઘળા ખોટા—સૌ જાણેછે કે કાવ્યને અંતે સંયોગ થવાનોજ છે. દુઃખ તે મ્હારૂં; વિલાપ તે મારા, ખરો કરૂણા રસ તે મારી સ્થિતિમાં, કે સંયોગ થવાનો નિશ્ચય નથી એટલુંજ નહિ, પણ સંભવ પણ નથી.

( જામોતી આવે છે. )

**જામો૦**—મારી પદ્મનિ પુત્રી, હજુ રડવું છોડયું નથી. આ કમળ સરખી આંખોને કાં દુઃખ દેછે ? ત્હારા મુંખ ચંદ્રને ઝંખવી ન નાંખ ?

---

‡સંયોગ શૃંગાર ફુલના સરખો રમણીક છે ખરો પણ મુજ સરખી વિરહિણીને તો તે કાંટા જેવો લાગેછે જેમ રંક માણસને બીજા શ્રીમંતના વૈભવનું વર્ણન સાંભળીને માત્ર બળાપોજ થાયછે.

સુભ૦—એક વાર મ્હેં ના કહી કે મારા રૂપની વાત મારા આગળ ન કરવી. ચકોરનાં મન જો લોભ્યાં નહિ તો તે ચંદ્ર શેનો? ભમર જો પાસે આવી મીઠો ગુંઝાર ન કીધો, તો તે કમળ નહિ પણ શ્રાપિત ચંપાનું ફૂલ જાણવું.

જામો૦—તું ચતુર થઇ કાં ભૂલે છે? મૂર્ખ ઘૂઅડ આંખ ઉઘાડી દર્શન કરતું નથી, માટે શું સૂર્યનારાયણનો પ્રતાપ ઓછો થઇ ગયો? કુતરૂં ચંદ્રમાનું રૂપ નહિ ઓળખી સામું ભસે છે, પણ તેનો શું તે ખેદ ધરે છે? કમળ જોઇ ભમર હોય, તો ગુંઝાર કરેજ. અરે! તેમ બીજા રસિક પુરૂષો તારો કેટલો સત્કાર કરે છે તે ભૂલી, એક અનાડીની પ્રીતિની આશા રાખી શિદ દુખી થાય છે?

સુભ૦—મેં તમને સોવાર કહ્યું, કે એમાં એનો વાંક નથી; મારૂં માથું કાં આખો દહાડો ફોડાવ્યાં કરો છો? એ તો ચતુરજ છે—જે પ્રીતિનો ભરોસો ન પડે (અજાણ્યા તો ઉપલી ચર્ચા ઉપરથીજ વર્ત્તતો) તે ચતુર થઇ કેમ બાંધે? વાંક મ્હારો અને મારા નશીબનો.

જામો૦—વારૂ. ચલ. હવે સ્નાન કરી, અત્તર લગાવી સણગાર સજવા માંડ. નૃત્યનો વખત થઇ ગયો જો. મ્હેં તો જાણ્યું કે તૈયાર થઇને બેઠી હશે. !

સુભ૦—હું આવનાર નથી, ગમે તે કરશો તો એ.

જામો૦—ઘેલી છે? આજે શું સુંદર રચના થએલી છે! દેશદેશના લોકો જોવાને માટેજ આવ્યા છે, અને આપણે તો આદર પૂર્વક પ્રાપ્તિ થવાની તેજ નહિ જઇએ?

સુભ૦—મા, તારા લોભનો પાર નથી. હજી તારે શી વાતની ઊણ છે કે "પ્રાપ્તિ પ્રાપ્તિ" ઝંખ્યા કરે છે? દેશદેશ ફરી એટલી સમૃદ્ધિ સંગ્રહ કીધી છે, કે તેટલી તો મોટમોટા શ્રીમંતોને ઘેર પણ નથી. પાટણ શહેરમાં પાંચસેં ગણિકાઓનાં ઘર છે તો પણ તે સઘળીનો સરદાર તું ગણાય છે. હજી શું બાકી છે? હવે તો કાળાં કામની લલુતા છોડી દે.

જામો૦—કાળાં કર્મ શેનાં? એતો આપણો કુળ ધર્મ છે. કોઇને ઠગી જુઠા પેસા મેળવ્યા હોય, તો ફિકર.

સુભ૦—(સામુ જોઇ રહીને) કેમ કહી રહી? તું કુળ ધર્મની વાત કરે છે, ને મને નખથી શિખા પર્યંત જ્વાળા ઉઠે છે. તુંજ મારી મા થઇને

એમ કહેછે કે એ આપણો કુળ ધર્મ, તો પેલાનો શો વાંક? એવો વિચાર કરી તે મારો તિરસ્કાર કાં ન કરે? મારી સાથે પ્રીતિ કેમ બાંધે?

**જામો૦**—વળી એનીને એની વાત.

**સુભ૦**—નવાઈ શી? મારે વાત બીજી શી કરવાની છે.

( સાખી. )

ચોંટી એકજ એ છબી, બીડી નયનસું બાથ;
દેખું નિશ દિન એકજ તો, હોય દૂર કે સાથ.

**જામો૦**—ગાંડી તેથી તો અરે, કાંઈ નહિ દેખાય;*
દેખે તો પછિ ઉમળકો, આ આવે ન જરાય.

**સુભ૦**—જાગે ઊંઘે કે અરે! સુપને આઠે પ્હોર;
અલબેલા આગળ રહું, નાસે તે ચિતચોર.
નયણે એકજ મૂખડું, શ્રવણે એકજ સાદ;
આ નાગણી જીભલડિને, એકજ અધર× સવાદ.
આ ધ્રુંજંતા +ઘ્રાણુને, એકજ અમૃત સ્વેદ;
તનખે તનડું ટમ ટમે, એકજ કેરિ ઉમેદ.
ચિતડું ચિતવન એકનું, ચરચરિ કરતું નિત્ય;
બ્હાલા છેક નમેરડા, થંઇએ નહિ જ્યાં પ્રીત.

( એક દાસી આવે છે. )

**દાસી૦**—સાહેબ, મહારાજનું બીજું માણસ તેડવા આવ્યું છે.

**સુભ૦**—ક્યાંથી ભૂંડી પાપિણી, તું આવી આવેળ;
પડાવ્યો પ્રિતમ વિજોગ ત્હેં ક્યાં છે? લવું શુ ઘેલ!

**જામો૦**—હવે વેષ કરતી છાની રહે, કહે છે તે સાંભળતી નથી? (જરા રહીને.) મારી વ્હાલી ડાહી છે તો, હમણાં સમજીને તૈયાર થશે.

**સુભ૦**—હવે હું બાળક નથી કે—

**જામો૦**—બાળક કેમ કહેવાય? મોટા મોટા પૃથ્વીપતિનાં આયુદ્ધ છોડાવી પગે લગડાવે એવી મોહિનિ રૂપ બાળા, મારી વ્હાલી (**ચુંબન કરવા જાયછે.**)

---

*આંખની બહુ પાસે કોઈ પદાર્થ આવે તો તે પદાર્થ પણ નહિ દેખાય અને બીજું પણ નહિ દેખાય. ×નીચલો હોઠ. +નાક.

**સુભ૦**—( તરછોડી નાખી ) એવાં એવાં જુઠાં લાડ કરી ભમાવીને મ્હારો અવતાર ધૂલ કરી નાંખ્યો, તે દહાડા ગયા. હવે મને વ્હાલી કહો, કે અળખામણી કહો, પણ હું ગણકારવાની નથી.

**જામો૦**—એવી બેરડી થવું તને ઘટેછે? મ્હારૂં કહ્યું માન.

**સુભ૦**—કહ્યું માનવાનું એકે મારી જાત અને મ્હારૂં સુખ વેચી તમને દ્રવ્ય મેળવી આપું ઘટમાં પ્રાણ છે, ત્યાં લગી તો હવે હું એમ કરનાર નથી.

**જામો૦**—તેમ તને હું કયાં કહુંછું ? છ માસ થયાં એ વાતનો મ્હેં આગ્રહ કીધો છે?

**સુભ૦**—કીધો તો ઘણોએ, પણ ચાલ્યું નહિ ત્યારે થાકીને બેઠાં.

**જામો૦**—વારૂ તેમ, તોએ ત્હારી જુઠી જીદને માટે મ્હેં મોટા મોટા મંડળેશ્વરોને પાછા વાળ્યા, તો હવે તું આજે મારો બોલ રાખ, માત્ર નૃત્ય કરવું છે. એમાં શું ?

**સુભ૦**—હું કોઈ પ્રકારે પણ ગણિકાનો ધંધો કરવાની નથી.

**જામો૦**—જોજે. ત્યાં તો લાલરાજ આવ્યો હશે, તારો વિયોગ—

**સુભ૦**—ટળશે કેમ? એવો ટળશે કે મને નૃત્ય કરતી દેખી હું આ અધમ કુળનીછું તેનું સ્મરણ વધારે થશે, અને મ્હારો ધિક્કાર કરે તો છે, પણ તે હવે પૂરો. કરશે.

**જામો૦**—તું એના પર શિદ મોહી રહીછે? બીજા સુંદર પુરૂષો મરી ગયા છે? બીજો કોઈ સુંદર નથી? ચતુર નથી? શ્રીમંત નથી? જા! તું બીજા કોઇને શોધી કહાડી તે સાથે તું સુખી થતી હોય, તો પ્રીતિ બાંધ. હું દ્રવ્ય માગીશ નહિ—અરે! જા જોઇએ તેટલું દ્રવ્ય તું આપણા ભંડારમાંથી લઇને તેને આપી દેજે હું હાથ પકડવાની નથી. કહેતો હુંજ એવો ચતુર શોધી આપું, કે તું એને ભૂલી જાય.

**સુભ૦**—મને તમારાં વચન સાંભળી વત્તી વત્તી ચીઢ ચઢતી જાય છે. માબાપની આંખવડે જો પ્રીતિ બંધાતી હોત, તે આટલું ભુંડું દ્રવ્ય મેળવ્યું છે તેનો લંક્ષાંશ પણ તમે ગમે તેવા પ્રપંચી છો, તોપણ મળત એવું સ્વપનામાં પણ ધારોછો ?

**જામો૦**—વાતમાંને વાતમાં વહાણું વાંશે. તું બીજો તારી જાતે શોધ; હું ના કહેતી નથી. પણ હમણા ઉઠ, વહેલી થા.

**સુભ૦**—ગણિકાનો ધંધો કરતાં તમારા મનમાંથી પ્રીતિનું ભાન ખસી ગયું છે. ખરી પ્રીતિ લાગી હોય ત્યાં લગી બીજાનું મ્હોં જોવું પણ કેમ ગમે ?

**જામો૦**—હુંજ રાંડ ભૂલી કે મ્હેં તને આટલાં બધાં નાટક અને કાવ્ય વસાવી આપ્યાં. તે વાંચતાં તું છેક ચળી ગઈ. રસશાસ્ત્ર શિખીછે તો સામાન્યાના ધર્મ તું સમજતી નહિ હઇશ ?

**સુભ૦**—તેમાંજ રસના ગ્રંથમાં સામાન્યાનું વર્ણન ટુંકું અને નીરસ હોયછે, શૃંગારમાં સામાન્યાને ગણી એજ મોટી ભૂલ—એ નાયકાજ નથી. રસશાસ્ત્રીઓએ, બીજા શાસ્ત્રીઓની પેઠે એક બાબતમાં બધી બાબત આણવાની લાહેને લીધે નાયકામાં એ એક વર્ગ ઉભો કાધોછે. એ લોકોને તપાસ કર્યા શિવાય અને ખરા ખોટાનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં શાસ્ત્ર—પૂર્ણશાસ્ત્ર—રચવાનું વ્યસન પડી ગયુંછે.

**જામો૦**—યાદ રાખજે, આજે જો મ્હારૂં કહ્યું નહિ માને, તો કાલે બધાં બાળી મુકયા વગર રહેવાની નથી. પકકું સમજી મહેલજો હો!

**સુભ૦**—હવે તેની કંઈ મારે જરૂર નથી; રસની પ્રત્યક્ષ મૂર્તિજ મારા હૃદયમાં રમી રહીછે, તો એવાં ઝાંખાં ચિત્ર મારે શા કામના છે? પહેલાંની પેઠે તે વાંચી મારી તૃપ્તિ થતી નથી. બાળી મુકવા હોય, તો બેલાશક બાળી મૂકજો. પણ પેલો પેટારો જોયો ?—એના કેટલા પૈસાના ઢગલા બેઠાછે, તે ન ગણકારવાની આ લોભી છાતીમાં હમણાં બુદ્ધિ આવી હોય તો સારૂં.

**જામો૦**—તું મ્હારૂં માન જરા રાખતી નથી. તું મને પશુની પેઠે ગણેછે. તે હું સમજુછું, પણ આજે આ અણીની વખતે હું કંઈ કહેતી નથી. મ્હારૂં કહ્યું માન. **( એક માણસ આવેછે અને પછાડી દાસીઓ દોડતી દોડતી )**

**દાસીઓ—( સાથેજ )** ઉપર આવવાની ના કહી પણ એ વાર્યો રહ્યો નાહ.

**માણ૦**—ગણિકા, તું આ બધો વૈભવ ખોવાની થઇછે કે શું? મહારાજ ઘણા કોપાયમાન થયા છે ! મને છેલ્લીવાર કહેવા મોકલ્યો છે, કે જો આવે પ્રસંગે નૃત્ય કરવા નહિ આવે, તો અમે તારી ખબર લીધા વગર રહેવાંના નથી.

**જામો૦**—ઉઠ ! બ્હેન. મરતાં તરફડતાંએ જવુંજતો. ( **માણસને** ) આજે એનુ શરીર એવું બગડ્યું, છે કે ચલાતુંએ નથી.

**માણસ**—મહારાજ કહેછે, કે અમે બહાનાં માનનાર નથી ( **સુભગાને** ) હે સુંદરી ! રાજા સાથે મોઘાં સોઘાં થઇએ નહિ, એ બીજા સાથે ચાલે. કોપાયમાન થશો, તો આ દેવાંગના સરખા સ્વરૂપની જરા ખાતર તે રાખવાના નથી. અમારા સરખા ગરીબનું તે કેમ સાંભળે ? પણ હું ત્હારા હિતને અર્થે કહુંછું. કંઈ કોઈ સમજ્જો. નહિતર પછી મારા બોલ સંભારવા પડશે. કહ્યું તે ભૂલતા નહિ હો !

( જાયછે. )

**દાસીઓ૦**—હે સુભગા ! પરમેશ્વરને વાસ્તે હવે સમજ.

**જામો૦**—કેમ હવે કાન ઉઘડ્યા ? વાર્યું ન કરે તે હાર્યું કરે. ઉઠ, ઉઠ.

**સુભ૦**—હું ના કહેતાં પણ થાકી. મ્હારા મ્હોંઢા આગળથી સઘળાં તમે કાળું કરો.

**જામો૦**—એ ચાળા હવે હું સાંખવાની નથી. કોણ બોલે, કોણ બોલે. એમ જાણી હું આટલીવાર ભાઈ બાપા કર્યા કરતી હતી, પણ હવે—

**સુભ૦**—હવે શું ? બાકી શિદ કહેવાનું રહેવાદોછો ? જે કરવું હોય તે કરજ્જો, પણ હમણાં મને બે ઘડી એકલી રહેવાદો, જે કરશો તે હું માન્ય કરીશ.

**જામો૦**—બધી ચતુરાઈ કુતરાને નાંખી ! રાંડ મ્હારે પેટ પથ્થર પડી ! સમજાવી સમજાવીને કહીએ છિએ, પણ સમજતી નથી. એવી ગાંડી તો મ્હેં કોઈ દીઠી નથી. પોતાની હઠે અમારા બધાના પ્રાણ લેવડાવવા બેઠી છે. એ જાણે છે કે સિદ્ધરાજ સાથે જેમ લાડીશ તેમ લડાશે, કેમકે—

**સુભ૦**—ખબરદાર, જો એ વાત મને સંભારીતો. જે કામો મારી પાસે કરાવ્યાંછે તેનો વિચાર કરતાં મને કંપારી છૂટે છે. હું તમને કોઇને બાંધી રાખતીતો નથી. જાઓ તમે બધાં. મનેજ કૃત્ય કરતાં આવડે છે એમતો નથી.

**જામો૦**—આવડેછેતો બધાંનેજતો. પણ મારી રત્નપુત્રી, ચિતમાં ખટકે એવી અદા અને મનોહર મુખડું બીજાં ક્યાંથી લાવે ? વળી મહારાજનો તારે માટે કેટલો આગ્રહછે તે તો તું જાણેછે.

**સુભ૦**—ત્યારે થનાર હોય તે થાય ! કેમ કરિયે ? હુંતો આવનાર નથી.

**જામો૦**—આજે ચાલ. પછી જો કાલે હું લાલરાજનેજ તને મેળવી નહિ આપું, તો મ્હારૂં નામ ગુણિકા નહિ.

**સુભ૦**—હેં ! હેં ! ખરે. મારા સમ સાચું કહો.

**જામો૦**—નિશ્ચય હું તને મેળવી આપીશ.હવે ત્હારૂં મન માન્યું? ચાલ,ઉઠ.

**સુભ૦**—હા, ત્યારે તો ઠીક છે. પણ વચન પાળજો હો !

(ઉઠે છે.)

**જામો૦**—એટલો મારો વિશ્વાસ નથી, મારી ચતુર ડાહી દિકરી ! છળ તે હું તારી સાથે કરૂં પણ ખરી ? કાં ભૂલે છે ?

**સુભ૦**—અરે ! અરે ! પણ તોએ શું થયું ?

(સાખી)

મંન મળ્યું નહિ ત્યાં લગી, તંન મળે શું થાય?
મંન મળે તન નહિ મળે, તોએ કંઈ સ્હેવાય-

**જામો**—રાગડા કહાતી છાની રહે. ચાલ, ઉઠ, વહેલી થા. મન મન શું કરેછે ? તને લાવીને પગે લગાડું ત્યારે તો થયું ?

**સુભ૦**—હવેતો મને જુઠાં જુઠાં વચન આપોછો તેની પૂરી ખાત્રી થઈ. તેના મનમાં પ્રેમ નથી તે ક્યાંથી તમે લાવશો ? મને "ગણિકા! ફુ" એમ કહીને તિરસ્કાર પ્રદર્શક આંખે મારા સામું જોયું તે જો તમે દીઠું હોય તો જાણો. ત્યારથી તે દૃષ્ટિ મારા હૃદયમાં ઝેરી બાણુની પઠે ભરાઇને ચોંટી બેઠી છે, અને હરઘડી સાલ્યા કરેછે.

**જામો૦**—મુઓ તે ત્યારે મારી આગળ એનું નામ ફરીથી દેતીનહિ.

**સુભ૦**—નામ દેવા હું ઉભીજ રહેતી નથી. હું આવનાર નથી મારી નાંખશો તોએ—એ તમારા મનમાં નિશ્ચય કરી જાણજો. મારી પછવાડી આવતાં નહિ—તમારે જવું હોય, તો જાઓ.

**(પાસેના ઓરડામાં જઈ ઝટ બારણું દઇને ભરાઈ જાય છે.)**

---

# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ—એક મોટું મકાન )

( લાલરાજ બેશુદ્ધ સરખો પલંગ ઉપર પડ્યો છે અને આગળ એક વૈદ બેઠેલો છે ).

**વૈદ્ય૦**—મારો સઘળો શ્રમ વ્યર્થ જવાનો. માત્રા ઉપરા ઉપરી મુકીને થાક્યો. પણ કાંઈ વળ્યું નહિ. મ્હેં એટલું સારૂં કીધું કે સઘળા વૈદ્યનો પંચ કરી સેનાપતિને ખરેખરૂં કહી દેવડાવ્યું. બાકી મારા ભોગ હતા. હવેતો સારો થશે. તો મારી વાઃ વા વધારે થશે; અને મરશે તો કહેશેકે "એ શું કરે? એણે તો આગળથીજ છેડા છોડવી નાખ્યાતાકની, એણેતો બિચારાએ બિજા વૈદ્યોને પણ તેડાવ્યાતા; જ્યાં કોઈ મનુષ્યનો ઉપાય નહિ ચાલે ત્યાં એ શું કરે?" પણ મારી બધી આશાતો ગઈજ તો. હવે કાંઈ મળવાનું છે? કસ્તુરીની આ પાંચ સીસી વધી છે તે કંઈ કામ આવશે. (ગજવામાં ઘાલે છે) નશીબમાં હતું તે મળ્યું શું કરીએ. ( જ્ઞાનવિજય આવેછે ).

**જ્ઞાન૦**—કેમ શું કીધું?

**વૈદ્ય૦**—(ગભરાઈને) મહારાજા! તમે જોયું હું શું કરતો હતો તે! ગજવામાં માત્રા જોતોતો. બધી માત્રાઓ ખાલી થઈ ગઈ પણ—

**જ્ઞાન૦**—બધા મળીને તમે શું ઉકાળ્યું? હમણાં મ્હેંતો સાંભળ્યું એના શરીરમાં કાંઈ રોગ નથી. નકામા શેણે ડર્યા? આ ઔષધ શું ચોપડયું છે?

**વૈદ્ય૦**—કસ્તુરી ચોળી ચોળીને અમે મુઆ.

**જ્ઞાન૦**—ખરેખરા બધા ગધેડાછોતો! કસ્તુરી કેવી? આ પ્રમાણે વૈદું કરોછો?

**વૈદ્ય૦**—મહારાજ તમે પણ વિદ્વાનછો. જાણતા હોતો કહો. તમારો બીજો કંઈજંત્રમંત્રનોઉપાય હોય તો તે કહાડો; ઔષધ તો અંગેલાગતું નથી.

**જ્ઞાન૦**—અરે! એનું રૂધિર ગરમીથી તપી ગયું છે. આ માથું ધખી જાયછે! તે દેખતા નથી? થંડક કરો થંડક કરો. લાવરે! (માણસને બોલાવી) અલ્યા અત્તરમાં આ ઘસીને લાવ, મળીઆગરાનું ચંદન ઉતારી.

**વૈદ્ય૦**—શુદ્ધિતો છે નહિ, ને થંડક કેમ થાય? જેનું કામ તે જે કરે, મહારાજ!

**જ્ઞાન૦**—ક્રીધાં! મારવાના ઉપાય તે કરી મુક્યા છે. આ નાડિ તો જોવીતી—ઘોડાની પેઠે દોડેછે. અને તે ઉપર ગરમી ક્રીધી! (**લેપ લાવેછે**)

**વૈદ્ય૦**—એનું જોખમ તમારે શિર હો! હું નહિ જાણું. (**ચાકરને**) તું સાહેદી છે.

**જ્ઞાન૦**—જોખમ કેટલું માથે રાખ્યુંછે? અગાઉથી તો હાથ ધોવડાવી મુક્યા છે. (**માથે ચોપડેછે**) સાંભળે છે કે, અલ્યા માણસ, જાઓ પચીશ પચાશ તમે આ લેપ તૈયાર કરવા મંડી જાઓ, અને ઉપરા ઉપરી લગાવતા જાઓ. હમણાં ઘડીમાં જવાબ નહિ દેતો થઈ ચુક્યું,

**વૈદ્ય૦**—એક વાર આ ચોપડયું છે, તેનો ગુણ જુવો તો ખરા.

**જ્ઞાન૦**—કે જોતાંજ જોતાંજ રૂંધાઇને પ્રાણ નીકળી જાય! એને લાગ્યા ત્યારે હું બોલતો કરીને ગયો તો કેની. આ તો તમે મૂર્ખાઇથી વિફરાવી નાખ્યું. એના શરીરમાં જરા સુસ્તી નથી—એની છાતી ગરમીએ રૂંધાઈ ગઈ છે તેથી બોલાતું નથી. બીજા બધા વૈદ્યોએ એજ અભિપ્રાય આપ્યો.

**વૈદ્ય૦**—એ તે કંઈ કોઇના ઘરની વાત છે? ચેષ્ટા ઉપરથી જણાય તે ખરૂં.

**જ્ઞાન૦**—સેનાપતિએ પણ મને એમજ કહ્યું. એમ કેમ? બધા આંધળા થયા, કે મારા ધાર્યામાંજ કંઈ ભૂલ છે?

**વૈદ્ય૦**—મહારાજ, એજ વિચારની વાતછે તો.

**જ્ઞાન૦**—નાના, મારા ધાર્યામાં ભૂલ હોયજ નહિ. એ શું સમજે મૂર્ખાઓ? પોપટની પેઠે પાને પાના ગોખી ગયા, તેમાં શું થયું?

**વૈદ્ય૦**—એ બોલવું તમને ઘટતું નથી. એવડો મોટો અપવાદ અમારા ઉપર મૂકોછો તે જુઠો છે. સિદ્ધરાજ મહારાજનેજ પુછો. એક પડીકામાં કોણે સારૂં કીધું હતું? મંત્રેશ્વરની તે દહાડે બધાએ આશા મૂકીતી તે વેળા કોણે—

**જ્ઞાન૦**—બહુ થયું. માંદાના માથાપર ટકટક થોડી કર. એ કરવું કયા વૈદકના પુસ્તકમાં લખ્યું છે?

**વૈદ્ય૦**—મહારાજ, પ્રકરણ ચાલતું હોય તે મુકી એકાદો અશુદ્ધ શબ્દ સામાવાળો ભોગજોગે બોલ્યો, કે શાસ્ત્રીઓ ટપ નિરર્થક ભાંજગડ કરવા મંડી જાય છે, તેમ ન કરો. તમે તો બધા શાસ્ત્રમાં કુશળ છો, પણ એમ

બોલીને અમારા ગરીબના પેટ ઉપર પગ નહિ મૂકો.

**જ્ઞાન૦**—ત્યારે હું જે ઉપચાર કરૂં, તે કરવા દે; મને અટકાવ કર નહિ. ( **ડુંગરશી આવેછે** ).

**ડુંગર૦**—કેમ વૈદ્યરાજ, કંઈ ફેર જણાય છે? જે માગશો તે આપીશ—એકવાર મારા લાલરાજને સારો કરો.

**વૈદ્ય૦**—સરદાર, ઔષધ તો બદલ્યું છે. કર્ત્તા હર્તા તે પરિબ્રહ્મ, પણ હમણા તમારી સાથે વાત કરશે એવી મને આશા છે.

**ડુંગ૦**—વાહ વૈદ્યરાજ! મહાદેવ તમારૂં ભલું કરશે. જે રાજાની સેવામાં ઘરડો થયો તેણે તો મારા દુઃખ સામું ન જોયું, પણ તમે મારાપર ઉપકાર કીધા.

**વૈદ્ય૦**—આ ગુરૂજી મહારાજે મને સારી સારી યુક્તિયો બતાવી છે. સારૂં થાય, તો તે બધા એમનો પ્રતાપ જાણજો. મારા જેવા રંકથી શું થાય?

**ડુંગ૦**—એમનો આશરો અમારે માથે છેજ. તમે તમારે મ્હોંડે કંઈ પોતાના વખાણ કરવાના છો. પણ અમે ગુણ ભૂલવાના નથી. હે લાલરાજ! હે લાલ! હે લાડકા! હાય! હાય! એ હજી કયાં બોલે છે?

**જ્ઞાન૦**—વૈદ્યરાજ, જરા પેલા ઓરડામાં જાઓ, તો અમારે કંઈ વાત કરવી છે.

**વૈદ્ય૦**—જેમ મહારાજની આજ્ઞા. પણ મ્હેં કહ્યું છે તે ભૂલતા નહિ. એટલી મારા ગરીબ ઉપર કૃપા કરજો. લાલરાજને તપાસજો, તમારે ભરોસે છે. ( **બારણે જાયછે.** )

**જ્ઞાન૦**—કેમ સેનાપતિ, મ્હેં કહ્યું તેનું શું કરી આવ્યા? એનું શરીર કામાગ્નિથી ધખી જાયછે, અને માત્ર તેની ઇંધણની આ બે શુદ્ધિ છે. એ કન્યા ગમે તેમ પણ એને મળે, ત્યારે એને શાંતિ વળશેઃ—બીજા હજારો ઉપચાર કરશો તે ખોટા.

**ડુંગ૦**—અરે! મહારાજ! એમ ના કહો! વૈદકના ઉપચારજ આપણા હાથમાં રહ્યા છે. એ કન્યા મળવાની નથી. સિદ્ધરાજની આગળ હું રડયો. પગે લાગ્યો, ખોળા પાથર્યા, પણ તે એકનો બે થયો નહિ. આટલા વર્ષની મારી સેવા ધૂળમાં ગઈ. મ્હેં એના કેવાં કેવાં કામો કીધાં છે! તેનો પણ એણે કંઈ ગુણ ન જાણ્યો. ખરેખરો નિર્દય છે. આટલી સહેજ વાતમાં મ્હારૂં માન રાખ્યું નહિં આ ઘડપણમાં મારો આવો ચતુર દિકરો જવા

બેઠો છે ત્યારે મારે જીવીને શું કરવું છે? હું પણ મારો દેહ એની જોડે ત્યાગ કરવાનો. મ્હારૂં જીવતર ધૂળમાં ગયું.

જ્ઞાન૦—વારૂ. પણ એણે શો જવાબ દીધો?

ડુંગ૦—કહ્યું કે એ કામમાં મારાથી નહિ પડાય, મ્હેં ઘણું કહ્યું ત્યારે આખરે કહ્યું, કે તે પરણી ન હોતતો વળી વચમાં પડી પરણાવત, અથવા તે સ્ત્રીને માથે ધણી ન હોત, તોપણ કાંઈ યુક્તિયે અપાવત.

જ્ઞાન૦—તમે કહ્યું હશે, કે તે પરણેલી છે?

ડુંગ૦—એ કહ્યા વગર કેમ ચાલે? તજવીજ થાય ત્યારે કંઈ છાનું રહે?

જ્ઞાન૦—ના, એતો ઠીકજ કીધું. પણ પોતે શું કરે છે? તે વિચારીને તો હા કહેવી હતી. (લાલરાજ પાસું ફેરવે છે.)

ડુંગ૦—કેમ ભાઈ! તારા શરીરને કેમ છે!

લાલ૦—મારે પાણી જોઇએ છઇએ.

ડુંગ૦—લાવરે! પાણી લાવ! પાણી લાવરે! ભાઈ માગે છે.

જ્ઞાન૦—અલ્યા! પીવાનું પાણી ભરી આપતો.

(માણસ આવી આપેછે)

લાલ૦—હમણા હિંયા વાત કોણ કરતું હતું?

ડુંગ૦—ભાઈ, હુંને ગુરૂજી. તારાથી કલકલાટ નહિ ખમાતો હોય, તો અમે વાત નહિ કરીએ. આટલી વાર તું બોલતો નહોતો તે મારો જીવ તો ઊડી ગયો હતો. હવે કેમ અંદરથી સાવચેતી તો છે?

લાલ૦—મારા શરીરમાં નબળાઈ જેવું, તે લાગે છે, બીજું તો કાંઈ નથી. મને શું થયું હતું તે પણ હું પૂરૂં જાણતો નથી. હા! યાદ આવ્યું.

જ્ઞાન૦—આવે શરીરે ઝાઝી વાત તું ન કર. મટ મારીને સુઈ જા.

લાલ૦—ઘડી થયા મારા મનમાં શુદ્ધિ આવીછે. પણ બોલાયું નહિ તેથી મારો જીવ બહુ રૂંધાયો હવે તો મને વાતચિત કરવા દો.

ડુંગ૦—ભલે ભાઈ, કરની. એ દહાડો કયાં હતો!

જ્ઞાન૦—ના! ના! આવે શરીરે વાત કરવી ઠીક નહિ.

ડુંગ૦—ત્યારે ગુરૂજી કહેછે તેમ કર. એ કહેછે, તે ખરૂંજ હશે.

લાલ૦—ગુરૂજી, તમે જે ફિકર રાખોછો. તે હું સમજ્યો. પણ હવે તેની ચિંતા નથી. મારા મનનો બધો જુસ્સો આ બે કલાકમાં નીકળી ગયો,

અને હવે તો હું શાંત થયોછું. અને હું શાંત થયોછું તેની નિશાની એ, કે આ પિતાજી ઉભા છે તેની લાજ રાખી મારે વાત કરવી છે તે કરતો નથી. પહેલાં મારો જુસ્સો કએ એવો હતો?

ડુંગ૦—ભાઈ, આવે વખતે તું મારી શરમ રાખતો નહિ. તું સારો થાય એટલું મારે જોઇએ છેએ. તું કહે, તે હું કરૂં.

લાલ૦—(બેઠો થાય છે) હવે મારા શરીરમાં કાંઈ નથી. (ઉભો થાય છે) ઉભા પણ થવાયછે હો! માત્ર ઊંઘમાંથી ઉઠયો હોઊં એટલી સુસ્તી છે.

ડુંગ૦—આજ મારે આનંદનો દહાડો. વૈદરાજ! વૈદરાજ!

વૈદ્ય૦—(આવીને) શી આગ્ના છે! (લાલરાજ સામું જોઇને) હું ધારતોજ હતો, કે કલાકમાં ઉઠશે. એવી માત્રા મુકી હતી. એ સહુ ગુરૂજીને પ્રતાપે.

ડુંગ૦—(કોટમાંથી મોતીની માળા કહાડી) લો, મહારાજ, હમણાં આતો. પછી તમને ખુશ કરીશું. આતો બાના દાખલ સમજજો.

વૈદ્ય૦—સરદાર, તમે તો રાજેશ્રીજ છોકની. તમારી ચાકરી કીધી કયાં જવાની છે? (ડુંગરસી અને વૈદ જાયછે.)

લાલ૦—મહારાજ, તમારૂં અને હેમચંદ્રજીનું કહ્યું ન માન્યું, તેથી આટલો પસ્તાયો. પ્રીતમાં છળ વગર ચાલતું નથી.

જ્ઞાન૦—એક બે દહાડા તો એ વાત બંધ રાખ.

લાલ૦—એક બે દહાડા શું? અત્તર ઘડી એનો ઉપાય કરૂંછું. હવે હું આકળો પડવાનો નથી, એ નિશ્ચય રાખજો. પણ એ રજપૂતાણીનો અહંકાર ઉતારૂં ત્યારે ખરો. એની પ્રીતિની હવે હું દરકાર રાખતો નથી; મારા બોલ ઉપલા થાય ત્યારે ખરી વાત. પિતા એમ કહેતા હતા ખરા કેની કે સિદ્ધરાજે કબુલ કીધું છે, કે જો એનો સ્વામી જીવતો ન હોય, તો એ કન્યા—અરે રંડા—મને અપાવે.

જ્ઞાન૦—કહ્યું છે ખરૂં, પણ એ બને એવું નથી. મારે મને ભરોસો પડતો નથી.

લાલ૦—એ વાત ખરી, પણ આપણે કહેવાતો કામ લાગશે. અને બીજું ખરૂં પૂછો, તો એ જીવતો છે, ત્યાં લગી એની સ્ત્રીને છળવાની મારી

હિંમત ચાલતી નથી. કાલે હોત, તો એની સાથે હું આયુદ્ધ બાંધી તૈયાર થાત, પણ હવે તો ગાંડાઈ મારા મનની ગઈ, અને પૂરૂં સમજાુંછું કે એની સાથે લડવામાં હું ફાવવાનો નથી. નકામી ઉઝતાઈ કરી જીવ ખોવો, એને હવે હું મૂર્ખાઈ સમજાુંછું.

જ્ઞાન૦—હું તો તને આગળથીજ એવી શિખામણ આપતો હતો.

લાલ૦—પણ તે વખતે તો મારામાં ભૂત ભરાએલું હતું. હવે હું મારી મેળેજ એ વાત કહુંછું, તે ઉપરથી સમજવું કે હું શાંત થયોછું કે નહિ.

જ્ઞાન૦—એનો તો કંઈ બરાબર નિશ્ચય નહિ થાય. તોપણ હવે તું કરવા શું ધારે છે?

લાલ૦—એજ, કે ગમે તેમ કરી એ મરે એમ કરવું.

જ્ઞાન૦—એ કેમ થાય! તુંજ કહેછે, કે એના સામું લડતાં કોઇનું ચાલે એવું નથી.

લાલ૦—બીજા ઘણા ઉપાય છે. તમે ચાહો તો હમણાં કરી શકો.

જ્ઞાન૦—ગાંડો છે, મારા સરખા વૃદ્ધનું શું બળ ચાલે.

લાલ૦—મહારાજ બાહુબળ તો વિદ્યા અને બુદ્ધિની આગળ. રંક સરખું છે.

જ્ઞાન૦—એમાં કંઈ કોઇનું સામર્થ્ય ચાલે એવું નથી.

લાલ૦—આજે હું રોકડે રોકડી વાત કહેવાનો. તમારે મારી ગરજ છે, મારા વગર તમારો મનસુબો કદી પાર પડવાનો નથી, એ હું પકકું સમજાુંછું, અને તમે પણ મનમાં સમજોછો. તેથીજ મારા ઉપર એટલું હેત રાખોછો, અમથું રાખો એવા તમે ભોળા નથી.

જ્ઞાન૦—એવાં ઓછાં વચન તારે બોલવા યોગ્ય નથી.

લાલ૦—હું એમાં કંઈ તમારો વાંક કહાડતો નથી; શિદને ગભરાઓ છો ? જગતનો વ્યવહારજ એવો છે, હું પણ કયાં ના કહુંછું ? સ્વાર્થ વિના શું તમારી સાથે હું સામેલ થાઉંછું?

જ્ઞાન૦—એવો સ્વાર્થી તને મ્હેં આગળ નહોતો જાણ્યો. એ કોણે શિખવ્યું ?

લાલ૦—પોતેજ મહારાજ હું નાનો હતો ત્યારથી તમે મને "અહં ઉત્તમ પુરૂષઃ અહં ઉત્તમ પુરૂષઃ" કરી શિખવવા માંડયું હતું તે કેમ ભૂલી જવાય.

**જ્ઞાન૦**—**અહું ઉત્તમ પુરૂષઃ** એ ખરૂં, પણ ક્યારે **સઃ તે પ્રથમ પુરૂષઃ** એમ ગણે ત્યારે જતો. એ સ્વાર્થ છે કે નીતિ શાસ્ત્રના સારનો સાર છે? વિચાર.

**લાલ૦**—વળી વેદનુંજ મહા વાક્ય મને **"તત્ત્વમસિ"** એમ પોકારીને કહેછે, અથવા **'અહંબ્રહ્મ'** કહેતાં શિખવે છે.

**જ્ઞાન૦**—તેની વાતતો તું જાણે. બાકી એનો અર્થ એમ કરવાનો નથી. એ તો જ્ઞાનનો ગુહ્ય મર્મ છે.

**લાલ૦**—ગમે તેમ અર્થ કરો, પણ હું બ્રહ્મ, એટલે સૌથી મોટો એમ થયા વગર રહેનાર નથી. હશે, હું હવે એવા સ્વાર્થ વગરના વાદ કરવા ઇચ્છતો નથી. સારાંશ એ, કે તમારે મારી જરુર હોય, આ સેનાનું કામ પડવાનું હોય, તો જગદેવ મરે એમ કરો; નહિતો મારે તમારે લેવાદેવા નહિ. ગરજ હોય તો હા કહેજો. હું પરાણે હા કહેવડાવતો નથી.

**જ્ઞાન૦**—(**વિચારીને**) ઘેલો છે? મારાથી થતું હોય, તો હું તને ના કહું. ?

**લાલ૦**—જકત જાણે છે કે તમે મંત્રશાસ્ત્રમાં પ્રવીણછો. પ્રયોગ માંડો.

**જ્ઞાન૦**—જક્તતો મૂર્ખ છે. મ્હેં કેટલીકવાર તને શાસ્ત્રના સિદ્ધાંત બતાવી સમજાવ્યું છે, કે મંત્ર એ કેવળ ભ્રમણા છે.

**લાલ૦**—સમજાવ્યું ગમે તેટલું, પણ તમારા ગુરૂ પાસે તમે ભણ્યા-છો, તે હું જાણુંછું. તમે અજમાવ્યું નથી ખરૂં; પણ તેમાં કોઇએ સાચો પડશે. આ હુંતો જાણુંછું. મારા બોલ યાદ રાખજો. આ કામ મ્હારૂં થશે તોજ હું તમારૂં કરીશ. (**જાયછે.**)

**જ્ઞાન૦**—આતો હું મહા સંકટમાં આવી પડ્યો હેમચંદ્રે કહ્યું હતું, તેમ આતો ખરેખરો સ્વાર્થી નીકળ્યો. એનું કાંઈ કળાતું નથી. ઘડીપર મરવા જેવો હતો, અને હમણાં તો પાછો વાઘની પેઠે દોડે છે. વિના કારણ બીજાનો જીવ લેવાનું કહેછે, તે મારાથી કેમ થાય? અને જીવ લેવાય પણ શી રીતે? મનેતો મારણ મંત્ર એકે આવડતો નથી. માત્ર મૂર્ખને કંપાવવા માટે જાણુંછું એમ યુક્તિથી મ્હેં જુઠું પ્રકાશ કીધું છે. અને આવડતા હોય, તો એ ફળે એવી મને આસ્થા નથી. ફક્ત એક પેલો સાધન મંત્ર આવડે છે, પણ તેથી કંઈ આ કામ થાય નહિ. મ્હારૂં કંઈ જગદેવે બગાડયું નથી, કે મારા હાથમાં હોય, તો પણ હું એમ કરૂં. આજે લાલે એ કામ બતાવ્યું,

અને થાયતો વળી કાલે બીજું બતાવશે; મૂળથીજ ના કહેવી તે સારી પણ એ સમજે એવું ભાસતું નથી. થનાર હોય તે થાઓ ત્યારે. એના વગર ચલાવી લેવાની તદબીર શોધી કહાડવી જોઇએ. એ મનસુબો પાર ન પડ્યો, તો તો મારો જન્મજ અફળ ગયોતો. ( **એક માણુસ આવેછે.**)

**માણુસ૦**—મહારાજ, હેમચંદ્રજીએ આ કમળ તમારી સેવામાં મોકલ્યુંછે.

**જ્ઞાન૦**—(**લઈને**) એ મૂર્ખ થઈ ગયો છે કે શું? ઓહો! ઉપર અક્ષર કોતર્યા છે! લેખણ લેવાની પ્રતિજ્ઞા લીધી, ત્યારે ખીલો લીધો! તોબા એનાથી. એને લખવાનું વ્યસનજ પડી ગયુંછે. જોઉં શું લખ્યું છે.(**વાંચેછે.**)

( **કમળબંધ ઇંદ્રિવીજય છંદ** )

"જ્ઞાન નિધાન, ગ્રહો ગુણ દાન, નમું હું ધરો ઉર પંકજ ચારૂં;
જો મળ્યું તે, મન જેથી પ્રસન્ન, નથી ફળ મૂળ ખણે હું વિચારૂં.
લોભ થકી વિદવાનનું જ્ઞાન, નકી ખશનાર થૅાકીજ બિચારૂં;
પંક[1] પડે કુણ સાથી જડે ? ન નડે કદિ વ્યાઘ્ર જર્ાં હું પુકારૂં."

એ શું લવે છે? કમળ ઉપર આ ડહાપણ કીધું છે તેનું મારે શું કામ છે? કંઈ બીજો અર્થ તો નહિ હોય ? હા! હા! મને ગુણનું દાન આપેછે! મ્હારૂં દિલ કમળ જેવું કરાવે છે. હું લોભી કે? સાથી કોઈ નહિ મળે—એટસે એ સામેલ નહિ થવાનો. અરે! સિદ્ધરાજ નહિ જાણે તોએ હું કહી આવીશ એમ કહેછે. ધિક્કાર તને, કુપાત્ર શિલ્ય!. ધિક્કાર! કુપાત્ર શિલ્ય! ધિક્કાર તારી વિદ્વત્તાને! અરે! પણ હવે મારે કરવું શું ? એતો હવે આપણા પક્ષમાંથી ગયોજ. મ્હારો જમણો હાથ કપાઈ ગયો! લાલ-રાજે ચોખું કહી દીધું છે. જ્ઞાનવિજય સુરી, હવે વિલંબનું કામ નથી. હવે વિલંબનું કામ નથી. હવે તુંજ હિમત ચલાવશે, ત્યારે ધર્મનો દહાડો ફરશે. આવ, બાબરા! હવે તારામાં કેટલું પાણી છે તે જોઉંખું.



## પ્રવેશ ૨ જો.

( **સ્થળ**—જામોતીનું મકાન. )

**દાસી**—( **જામોતીને પગે લાગી** ) તમે એટલો ક્રોધ ન કરો. મારા ઉપર કૃપા કરી એને જવા દો. એ બાળક ઉપર તમારે રીશ રાખવી લાયક નથી.

---

૧ હિતોપદેશની એક વાર્તાની અહિંયા વ્યંજના કરે છે.

જામો૦—દાસી, તારામાં કાંઈ સમજ નથી. એ બાળક નથી, મારી શત્રુ થઇને અવતરી છે. હું હવે એને મારી સાથે રાખનાર નહિ, તું કહી ચૂકી. એણે મને ગાળો દેવામાં કંઈ કસર રાખી નથી, અને કહેછે કે મારે ગણિકાનો અધમ ધંધો તારી પેઠે નથી કરવો; ત્યારે મ્હારૂં દ્રવ્ય કાંઈ વધું નથી. એ એને સુઝતું કરે.

દાસી—એના બોલ્યા સામું તમે દશ મહિના પેટમાં રાખી, તેણે જોવું નહિ જોઇએ. તમારી આવી રાજા સરખી સમૃદ્ધિ પેટની દિકરી વિના કોણ ભોગવશે?

જામો૦—મ્હારે બીજી ચાર દિકરી અને પાંચ દિકરા છે કે નહિ. એક વખત એ મને બધાં કરતાં આંખની કીકી જેવી વહાલી હતી, પણ હવે આંખના પાટા સરખી થઈ ગઈ છે. એ પાણી માંગતી, તો હું દૂધ લાવીને આપતી,—બીજાં છોકરાં ઉપર મ્હારૂં હેત સોમે હિસ્સે નહોતું,—એનાં લાડ સઘળાં હું પૂરાં પાડતી; પણ તે સઘળાનો એ પાપણિએ જરા પણ ગુણ ન માની અણીની વેળાએ મ્હારૂં નાક કપાવ્યું.

દાસી—હું તેજ માટે કહુંછું. તમારી પાસેથી એને તમે કહાઢી મૂકશો, તો પછી તમને ઘડી ગમવાનું નથી. એ હું તમારા હેત ઉપરથી આગળથીજ કહુંછું.

જામો૦—બહેન, તે સઘળી ખરી વાત. હવે હું કદી સુખી થવાની નથી. મ્હારો જન્મારો હવે હૈયાશોકમાં જવાનો એ તો નિશ્ચય. અરે! મ્હેં દૂધ પાઇને સાપ ઉછેર્યો.

દાસી—ત્યારે સમજીને હમણાથીજ માફ કરોની. તમારાં સઘળાં પુત્ર પુત્રી અને અમે સર્વ દાસ દાસીઓ તમારો એવો શક્ત હુકમ સાંભળી શોકાતુર થયા છઇએ. અને ખરૂં કહેવડાવો તો સુભગાવિના બધાં તમારી સાથે રહેવાનાં પણ નથી.

જામો૦—અરે, હા. હું જાણુંછું. એ મારી સુભગા એવી ચતુર છે, કે જેની પાસે બેસે તેનાં મનહરણ કર્યાં વગર રહેતી નથી, એવી ચતુર અને રૂપનિધિ નાયકા વગર મ્હારૂં ઘર પણ ધૂળજ છે. હવે મ્હારૂં કાંઈ પહેલાં જેવું માન રહેવાનું નથી.

દાસી—તમે સઘળું સમજો તો છો. ત્યારે એને જવાદો. એની ઊંમર કેટલી? હજી પૂરાં પંદર તો—

**જામો૦**—પંદર કેમ ? સત્તરમું બેસી ગયું અરે ! એનું બોલ્યું તો હું મનમાં નહિ આણું, પણ એના આગ્રહને લીધે આ સિદ્ધરાજે શિક્ષા કીધી તે કેમ ભૂલાય ? આ ઇંદ્રપુરી સરખા પાટણ શહેરમાંથી કાઢી મુકયાં, હવે કયાં રહીશું ? હું માળવા, કાશ્મીર, અજમેર, કન્યાકુબ્જ, કોલાપુર, અને બીજા બધા દેશમાં ફરીછું; પણ હાલને સમે પાટણની આગળ તે રાન સરખાંછે. હવે સુખનું સ્વપ્નું વહી ગયું.

**દાસી**—ત્યારે એવા દુ:ખમાં એ સકુમાર લાડકીને એકલી રખડતી મુકશો, તો એની શી વલે ? એને જવાદો, જાણે મને જીવતદાન આપ્યું.

**જામો૦**—વારૂ આ વખત જવા દઉંછું, પણ એવી શરતે, કે હવેથી હું કહું તે પ્રમાણે ચાલે. અરે મારી સાથે બોલેછે પણ કયાં ? અપરાધ પોતાનો, ને ઉલટી મારા ઉપર રોષ રાખે છે. આ પાપ ક્યાંથી આવ્યું. (લાલરાજ આવેછે.)

**લાલ૦**—( **વગર બોલાવે બેસીને** ) હે, ગણિકા, તારો વિવેક ક્યાં ગયો ? હું તારા મનમાં પણ એવો નીચછું કે આવકાર કરતી નથી.

**જામો૦**—કસાઈ છરી લઈ ગળું તો કાપી ચૂકયો પછી બિચારૂં બકરૂં આવકાર અને કાલાવાલા કેમ કરે ? કાળને આવકાર કોણ આપે ?

**લાલ૦**—એ બધું કોને કહેછે ? તારી ચતુરાઈ કયાં ડુબી ગઈ ?

**જામો૦**—જે પાપી દૈત્યે મ્હારૂં ઘર ધૂળ કરી નાંખ્યું તેને. કોને ? લાલરાજ, તનેજ. તું મનમાં એમ જાણતો હઈશ કે સેનાપતિનો દિકરોછું માટે એ ગણિકા હું જે કરૂં તે સાંખી રહીને માન આપશે, પણ હું તને કાળ પ્રમાણે દેખુંછું.

**દાસી**—( **જામોતીના કાનમાં** ) એને પણ શત્રુ ન કરો. માટે મીઠાસ રાખો.

**જામો૦**—હવે એ શું કરવાનો છે ? લુટાયા ત્યાં ભો શો ? પડનાર તો પડી ચુકી હવે દુષ્ટ વિધાતાથી પણ વધારે દુ:ખ દેવાય એવું બાકી રહ્યું નથી.

**લાલ૦**—તું આકળી પડી બોલેછે તે હું કાંઈ મનમાં આણુતો નથી. મ્હેંતો ત્હારૂં કંઈ બગાડયું નથી; તોપણ કહે તો ખરી કે તેનો ઉપાય થાય.

**જામો૦**—કાંઈ બગાડયું નથી ? દેશવટો દેવડાવ્યો, એતો હું જાણુંછું,

કે તારા મનમાં તીર્થયાત્રા સરખો અમને આનંદ થશે એમ ધારી કરાવ્યું હશે?

લાલ૦—દેશવટો શો! હું તો કાંઈ જાણતો નથી, મિથ્યા દોષ કાં મૂકે છે?

જામો૦—અરે, ચોર, તે કોણ જાણે શું કરી મારી સુભગાને (જેની તું સેવા કરે તોપણ શોભે નહિ) તેને માંડી કરી મુકીછે. કોઈ દહાડે મ્હારૂં વચન લોપે નહિ, તે તારી મોહિનિના બળે કાલે આ સુશોભિત સભામાં નૃત્ય કરવા આવીજ નહિ. અને તેથી મહારાજે અમને ગુજરાષ્ટ્રની બહાર કહાડી મૂકયા.

લાલ૦—એની તો મને ખબરજ નથી. પણ એ હુકમ હું ફેરવાવી આપું, ત્યારે તો તું પ્રસંન થાય, અને મારો વાંક નહિ કહાડે.

જામો૦—ત્યારે તો, મહારાજ, હું તમારી રોજ પરમેશ્વરની પેઠે પૂજા કરૂં. મ્હેં ગભરાટમાં જે કહ્યું હોય તે ક્ષમા કરજો. એટલી કૃપા તો કરો તમે રાજેશ્વરી છો.

લાલ૦—રાજેશ્વરી કહે કે કાળ કહે તેથી હું કાંઈ ડગવાનો નથી. મ્હારૂં એક કામ કરે તો ત્હારૂં કરૂં, એ વ્યવહાર.

જામો૦—ના કેમ કહેવાય? ખરો વ્યવહાર. આપની શી આજ્ઞાછે?

લાલ૦—એક સ્ત્રી છે તેની સાથે જો મને મેળવી આપે, તો—

જામો૦—એમાં મોટું શું કામ બતાવ્યું? એતો થઈ ચૂકયુંજ જાણજો. જાઓ, તમારી પાસે એક પૈસો માગવો નહિ. જેટલું દ્રવ્ય બેસે તે મ્હારૂં.

લાલ૦—દ્રવ્ય ખરચે એ કામ થાય એવું નથી.

જામો૦—તોએ શી ફિકર છે? ઠામ ઠેકાણું ને તેનું નામ બતાવો, પછી મારી કળા કેટલી છે તે આપને માલમ પડશે.

લાલ૦—આ ગામના બીરજરાજાની બહેન વીરમતિ.

જામો૦—(ચમકીને) જાઓ, જાઓ, વાત કરતાં તો લાજો! રજપૂતાણી તે તમારા હાથમાં આવે પણ ખરી. કાંઈ બોલીએ તે વિચારીને તમારૂં ને મ્હારૂં માથું જાય, તોપણ એમાંનું કંઈ જન્માંતરે પણ બને નહિ.

લાલ૦—જા, જા, તું આવી ચતુર થઇને નાહિંમત કેમ થઈ જાયછે!

જામો૦—એમાં હિંમત ચલાવાય એવું નથી. રજપૂત લોકોને છેડીને ક્યાં રહીએ?

લાલ૦—સિંહના મોઢામાંનો ભક્ષ લઇએ ત્યારેજ વડાઈ તો.

જામો૦—એમાં મ્હારૂં કહ્યું માનો તમે સાર કહાડવાના નથી, માથું જો ન જાય, તો મને કહેજો. તે વખતે સિદ્ધરાજ મહારાજથી પણ સહાય થવાની નથી.

લાલ૦—જેટલું દ્રવ્ય જોઇએ તે લે, પણ ગુણિકા નામને બટો ન લગાડ.

જામો૦—બીજું કામ ફરમાવો અને પછી નહિ થાય, તે મારી ચતુરાઇનો વાંક કહાડજો. રજપૂતતો આધા રહ્યા પણ રજપૂતાણીના પરાક્રમજ તમને માલમ છે? જાતે એકલી વીશવીશ માણુસોને મારી આવેલીઓછે.

લાલ૦—સિંહ સરખા શૂર, વ્યઘ્ર સરખા બળવાન, અને હસ્તી સરખા મોટા, એઓને બુદ્ધિ બળથી તેના એક કોળિયાનું માણુસદાસ કરી રાખે છે, તો અહંકારે મસ્ત, પણ કેવળ પશુ સરખાંજ મૂર્ખ, રજપૂત અને રજપૂતાણીના, ગુણિકા, તારાં ચાતુર્યનાં બાણ આગળ શા ભાર છે? તુંજ ત્હારૂં પરાક્રમ કાં ભુલે છે?

જામો૦—ગમે તે કહો. પણ અશક્ય વસ્તુ કરવાની મારાથી હા કહેવાય નહિ.

લાલ૦—પાંચસો આવા ચતુર પાટણ શહેરની ચતુર ગણિકાની તું અધિપતિ કહેવાય છે તે વ્યર્થ. મ્હેં ત્હારૂં પાણી જોયું. તારી મરજી ત્યારે દેશવટો લો.

જામો૦—બીજી સેવા બતાવો અને પછી મારી ભક્તિની પરિક્ષા કરો. હે મહારાજ કૃપા કરી એટલું કામ તો કરાવી આપો. સિદ્ધરાજ મહારાજની કુંચી તમારા હાથમાં છે.

લાલ૦—પુરી મૂર્ખ દેખું, કે મને એવો મૂર્ખ જાણેછે કે હું અમથું કામ કરીશ. ( જવા માંડે છે. )

જામો૦—જાઓછો કાં, પાન સોપારી તો ખાતા જાઓ.

( સુભગા આવે છે )

સુભ૦— ( સાખી )

નથિ આ નથિ આ ઝંખના, છે સાચું દર્શન;
સાચે ચિતપતિ છેલડે, *સદન કીધું પાવંન.
ધન મારૂં ધન ભાગ્યરે, રેખ પ્રબળ તપિ આજ;
વિધાતા વેરણ ટળિ થઈ, સખિ જોતાં જોતાંજ.

---

* ઘર.

કૂળિયાં સુકરરૂત પૂર્વનાં, વરસી પયધન ધાર;
. જીવ દેહ જૂદાં તે ટળ્યાં, હરખ અપાર અપાર.
આવો ધસિને હસિ તમે, શિદ ઉભાછો દૂર;
જીવ દેહ હોય ન વેગળાં, [1]સંબંધ અટળ જરૂર.
લાલ૦—ચતુરા ચિંતા ચૂરણી, ચંદ્રમુખા ચિતઠાર;
લજ્જા રાખો બોલતાં, ઉભા સૌ આ ઠાર.
સુભ૦—આ દિનકર[2] મુખ દર્શને, ઉપની વન્હી અંગ;
ઉકળ્યું અંતર દ્રગ વહ્યું, લજ્જા વહિ ગઈ સંગ.
લાલ૦—તું આગળ હું કોણુરે, કરની નાર વિચાર;
હું તો રૂપહિન છેક ને, તું તો રૂપ ભંડાર.
સુભ૦—ભુલી હું તો મૂળથી, અબળ અભાગણુ નાર;
ક્યાં છે પ્રીતમ? એહતોરે, છે જીવડો લેનાર.
લેની ત્યારે સામટો, પલ પલકાં રીએછ?
જોની મારી છાતડી, આ કેવી ધીકેછ.
નાસે છે તું કાં અલ્યા, નહિ કરડે ભૂજંગ;
ધિકરે જીવતર માહેરૂં, ધિક ધિક ભુંડું અંગ.
રહેની છાની જીભ તું, કાં તોડેછ ઠરાવ;
બકવું શાને વ્યર્થરે, આપણુ રંક એ રાવ.
વારી રાખી નવ રહે, જીભમાં આવે જીવ;
તોએ નવ રહે નાવલો, અરરર! હે શિવ! શીવ.
લાલ૦—સાચી કહિ ત્હેં તો ત્રિયા, જબરો છેક અનંગ;
દુખ દેવે બળવાન બહુ, શું થયું જો વણુ અંગ.
સુભ૦—લુચ્ચે[3] ભોળાનાથને, છેતર્યા થવા અજીત;

---

૧ પ્રિય પ્રિયાનો જીવ દેહ જેવો સંબંધ છે માટે તે કદિ ટળવો ન જોઇએ.

૨ સૂર્ય સરખું મુખ જોયાથી મારા શરીરમાં અગ્ની પેદા થઈ, મ્હારૂં અંતઃકરણુ ઉકલીને નેત્ર વાટે વહી જવા લાગ્યું. અને તે રેલમાં મારી લજ્જા ઘસડાઈ ગઈ.

૩ લુચ્ચા કામદેવે શિવજીનો જાણી જોઈને શાપ લીધો કે મ્હારૂં શરીર બાળી નાખશો તો બાલી નાખો. પણ મને પ્રાણીમાત્રના રૂદયમાં વાસતો આપસે.

ખોયું અંગ તો જાણિને, વીર પુરૂષની રીત.

લાલ૦—પોંચ્યાં ધનુષે ફૂલડાં, જે દેખી મન મોહે;
પણ રે ઝેરી તીર છે, વજ્રથી દુખકર સોય.

સુભ૦—નિશ્ચે નિર્દય તે હશે, સાચું હું માનુંછ;
તેની તું જે મૂર્ત્તિ છે, તેપરથી વરતુંછ.
પતિઆરતિ[1] શી ગતિ થતી, હશે અનિશય નિતપીડ;
દુખિતો દુખિની સહાય કર. છાં દેવી હામ બીડ.
પણ તેને વશ છેક તું, તે બણુ ત્રુટે ન ફૂશ;
અબળા માથે નીરમ્યો, શત્રૂ દુષ્ટ પુરૂષ.

લાલ૦—દોષ ન દે તું પુરૂષને, સ્ત્રી જાતીજ કઠોર;
પાછું ઝાંખે નહિં જરી, કરિને નરને ઠોર.

સુભ૦—અર! ઓ મિથ્યા હું લવું, એ સમરે બિજીનાર;
કરૂણા કેમ કૃતાંતને, આવે મનમોઝાર.

દાસી૦—( જામોતીના કાનમાં. ) લાલરાજ કહેછે તે માનો. વિચાર કરો, ઠીક છે.

જામો૦—ગાંડી, મરવાની થઇછે? આતો દેશવટો લેવો પડ્યો, પણ એમ કરીએ તો જીવતાં પણ છુટીએ કે ત્હારા મનમાં?

સુભ૦—પ્યારા કંઈ તો માનરે, છેક શું નિર્દય થાય?
દાસી કરિને રાખજે, હું નહિ બોલીશ કાંય.
ખાવા પણ નહિ આપતો, મુખ અમૃતથી જીવીશ;
સઘળું દ્રવ્ય આ તારૂં છે, જ્યાં હું પણ બક્ષીશ.
રેરે! એ ધન તોજ છે, મુજ દુખડાનું મૂળ;
ગુણિકા જાણિ એ ગણે, મારા ગુણ તો ધૂળ.

દાસી૦—તેતો જણાય આરેકની. દેશવટામાં તે શું દુખ બાકી છે કે મરવાથી ડરો છો.

---

૧ કામદેવની સ્ત્રી. હે રતિ, કામદેવ સરખો કઠિણ સ્વામિ તને મળ્યો છે તેથી તારી શી અવસ્થા થતી હશે. ખરે હમેશાં દુખ ભોગવતી હશે. તું દુઃખી છે તો હું દુઃખીને મદદ કર. તું દેવી છે એટલે તારાથી કંઈ પણ થઈ શકશે.

બાલ૦—મુગ્ધિકાને મુગ્ધ હિણુ તો, ગોરી કેમ કહેવાય?
 · એવો શું હું મૂઢપણું, ચતુરા તુજ મનમાય!

જામો૦—એ પણ ખરૂં કહ્યું. આ ઇંદ્રપૂરીમાંથી નિકળવા કરતાં દેહમાંથી નિકળવું તે સારૂં. તોપણ જીવીએ તો સઘળું ફરી આવી મળે. મારી રાંડ વેરણો કેવી હરખાશે, જ્યારે સાંભળશે કે જામોતીને દેશવટો આપ્યો! મને કંઈ સૂઝતું નથી કે શું કરવું. તેમાં આ રાંડ એની માથાફોડ લઇને બેઠી છે. હું જ્યારે શિખવી શિખવીને મરતી હતી, ત્યારે એનાથી કાંઈ પુરૂં બરાબર બોલાતું નહોતું, અને આજે કોણ જાણે ક્યાંથી આવું મીઠું મીઠું બોલતાં શિખી. હવે જંગલમાં બોલ્યા કરજે—પાટણનું તો મ્હોં જોવું નથી.

દાસી૦—મ્હારૂં કહ્યું માનો! તો એને હા કહો, નહિ તો પછી પરતાવું પડશે. કાલનું વહાણું વાયું કે થઈ ચૂક્યું જો—કુચ કરવા માંડવી પડશે જો રવિ ઉગતાં

સુભ૦—જૂઠાં મીઠાં વચન આ, ખટકે બહુ મુજ મન;
 એથી કઠણ તથાપિ ત્હેં, સારાં કર્યાં તે દિન.[1]
 સમ ખાઈ સાચું કહું, અવર પિતર[2] પરમાણ;
 એ શું! કડવા બોલિયા, અવર તે અવરજ[3] જાણ.
 ભુંડાં હજી વિશ્વાસ શું, નથિ બેસંતો કાંય!
 લોહ પાસે જડિ નાંખજે! જા, કારાગૃહમાંય.
 માગું માત્રજ એટલું, રવિરૂપ મુખ ઝળકાવ;
 તો થાશે અજવાળું ત્યાં, ને મુજ ચિતમાં રાવ.

બાલ૦—પ્રિત જા બાંધિશ તુજથી, જો કરશે મુજ કામ;
સુભ૦—કહોનિ પ્યારા તે શું છે? કરૂં ઝટ દઇ આ ઠામ.

જામો૦—હવે તો નશીબપર હાથ મૂકી હિંમત બીડું છું. આ પાર કે પેલે પાર.

બાલ૦—હઠિલી છે એક પ્રેમદા, કરતી મુજ ધિક્કાર;
 તેને હરવી મેળવે, તો ગણું હું ગૂણ અપાર.

---

૧ સરસ્વતીને કાંઠે મળ્યા હતા તે દિવસે. ૨ બાપ. ૩ વરવા અથવા પસંદ કરવા લાયક નહિ તે.

સુભ૦—જા જા પહોંતી પ્રીતડી, નહિં જોઇયે એ વિષ;
એથી શાને હું ચિતા, સળગાવી ન બળીશ.

લાલ૦—કેમ જામોતી, હજી તારો વિચાર નથિ પહોંચતો? નાજ કહેછે.

જામો૦—મહારાજ, યાહોમ કરીને તમારી શરમે હામ ચલાવુંછું, પણ સરત ભૂલતા નહિં હોય.

લાલ૦—એનો હુકમ તો કાલે સવારે અપાવી દીધોજ જાણવો આગળથી હું તને શું કહું, પણ પછી તું જોઇશ કે બીજું તને કેટલું મળેછે. ભૂલતી નહિ હો હું જાણેછું, પણ એટલામાં જે જે સમાચાર બને તે મને કહાવતી રહેજે. ને જે બીજું તારે કંઈ જોઇએ તે મંગાવજે, જરા વિચાર કરતી નહિ. એટલું કામ કર, પછી હું ત્હારે માટે શું શું કરૂંછું તે જોજે. ( જાયછે. )

---

## પ્રવેશ ૩ જો.

### ( સ્થળ—સિદ્ધરાજનો મ્હેલ. )

સિદ્ધ૦—મહારાજ, આજે કૃપા કીધી. કેમ પધારવું પડ્યું કાંઈ?

જ્ઞાન૦—હે પૃથ્વિપતે, અમારે સન્યાશીને બીજું શું કામ? જ્ઞાનમાં પોતાના આત્માને આનંદ પમાડવો, કે બીજો કોઈ માયિક પુરૂષ માને, તો તેને કંઈ બોધ કરવો. આજે હું એજ ઉમંગે, રાજા, તમારી પાસે આવ્યો છું.

સિદ્ધ૦—મહારાજ, હું સદા તમ સરખાના ચરણ સેવી જ્ઞાનના શોધ કર્યાંજ કરૂંછું, પણ મારા મનની તૃપ્તી થતી નથી.

જ્ઞાન૦—પૃથ્વિપતે, હું તે માટેજ આજે તમારા મનનું સમાધાન કરવા આવ્યોછું. તમારા મનની તૃપ્તી કેમ વારૂ થઈ નથી?

સિદ્ધ૦—મહારાજ, જે આવે છે તે પોત પોતાનો નવો સિદ્ધાંત લઇને આવે છે. વેદાંતી આવે છે, તો તે કહેછે, કે, આ સઘળું જે આપણે જોઇએ છીએ તે જુઠું છે—માયા છે; નૈયાયિક આવે છે, તો તે આત્મા અને પરમાત્માનાં જૂદાં રૂપ છે એમ કહેછે; સાંખ્ય શાસ્ત્રવાળા આવે છે, તે તો ચોવીશ તત્વ છે એટલુંજ નથી કહેતા, પણ પ્રકૃતિના અનાદીપણાનુંજ સ્થાપન કરેછે; જૈનધર્મ વાળો આવે છે તો તે આ વિશ્વ-

નેજ અનાદ્યંત કરી બેસાડે છે; એવા જૂદા જૂદા સિદ્ધાંત હું રોજ સાંભળુંછું—પુરાણની જૂદી જૂદી કથાની તો વાત કરતોજનથી—હવે મ્હારૂં ચિત્ત ભ્રમણામાં પડે તેમાં શી નવાઇ?

જ્ઞાન૦—ત્યારે, પૃથ્વિપતે, પુરાણ પુસ્તકોની વાત આઘી મૂકી કેવળ જ્ઞાન કહુંછું તેનું તમે મનન કરો. પછી ભ્રાંતિ રહે, તો મને કહેજો.

સિદ્ધ૦—પણ, મહારાજ, તેને કેમ કોરે મૂકાય? તર્કશાસ્ત્રમાંજ કહેલું છે, કે જ્ઞાનના ચાર માર્ગ છે—પ્રત્યક્ષ,[1] અનુમાન, ઉપમાન, અને શબ્દ.

જ્ઞાન૦—પણ સાંખ્યમાં કેટલા ગણાય છે તે માલમ છે?

સિદ્ધ૦—હા, તેતો ઉપમાન ને શબ્દ વર્ગમાં ગણે છે. તે તો ઠીક છે.

જ્ઞાન૦—તેમજ શબ્દ જ્ઞાનને અનુમિતના પેટામાં ગણવું જોઇયે. એમતો હોયજ નહિ, કે જે કહે તેનું માનવું. ન્યાયમાંજ શું કહ્યું છે? **આપ્ત વાક્યશબ્દ;** એટલે યથાર્થ બોલનારનું વાક્ય તે શબ્દ. યથાર્થ છે કે નહિ એ કેમ જણાય? અનુમાન કર્યા સિવાય જણાનાર નહિ. તમનેજ, મહારાજ, તમે કહોછો તેમ જૂદા જૂદા સિદ્ધાંત સાંભળીને ભ્રાંતિ કેમ પડે છે? એજ માટે કે એમાં **આપ્ત વાક્ય** કોનું, તે તમારાથી સમજાતું નથી.

સિદ્ધ૦—મહારાજ, તમારો વાદ યથાર્થ છે. પ્રમાણ કીધા વગર કેમ ચાલે?

જ્ઞાન૦—અરે પૃથ્વિપતે, તેમજ અનુમતિ પણ પ્રત્યક્ષનો ભેદ છે.

સિદ્ધ૦—મહારાજ, એમતો હોય નહિ. ત્યારે તો આંખે દીઠું તેજ ખરૂં એમ—

જ્ઞાન૦—રાજા, મ્હારૂં સાંભળો અને શી અનુમિતિ ઉત્પન્ન થશે, તેનો ભય મૂળથી રાખશો, તો ન્યાય કદાપિ થવાનો નથી. તમે જાણતા હશો કે વ્યાપ્તી અને પક્ષધર્મતા—એ બેનું જ્ઞાન થયા વગર અનુમાન ક્રિયા ચાલતી નથી.

સિદ્ધ૦—હા. જ્યાં જ્યાં ધુમાડો છે, ત્યાં ત્યાં અગ્નિ હોય છે, અને આ પર્વતમાંથી ધુમાડો નીકળે છેઃ—એવું પરામર્શજ્ઞાન થાય, ત્યાર પછીજ આ પર્વત જ્વાળામુખી છે એવી અનુમિતિ ઉત્પન્ન થાય.

---

૧ આ સંવાદમાં ન્યાયશાસ્ત્રના ઘણા પરિભાષિક શબ્દ આવેલા છે તેની પૂરેપૂરી સમજુતી ટુંકી ટીપમાં આપી શકાતી નથી.

**જ્ઞાન૦**—ઠીક, (તમે પણ વિદ્વાન છો ખરા,) પણ એ પરામર્શજ્ઞાનના બંને અંગ પ્રત્યક્ષ શિવાય જણાય ખરાં તમે કહો.

**સિદ્ધ૦**—ના. પ્રથમ તો ધુમાડાનો અને અગ્નિનો સાહચર્ય નિયમ ઘડિયે ઘડિયે જોઇને શોધી કહાડવા જોઇયે, અને પછી પણ તે વ્યાપ્ય વસ્તુ આ પર્વતમાં છે કે નહિ તે દૃષ્ટે જોવું જોઇયે.

**જ્ઞાન૦**—અને એ બે જ્ઞાન ઉત્પન્ન થવાંજ દુર્લભ અને શ્રમ ભરેલાં છે. પરમાર્શજ્ઞાન થયું કે અનુમિતિ સ્વભાવિકપણેજ આપણા મનમાં ઉઠે છે. માટે પ્રત્યક્ષ જ્ઞાન એજ ખરૂં જ્ઞાન—એ સિદ્ધ.

**સિદ્ધ૦**—એમ લાગે છે ખરૂં. સામો વાદ થાય એવું નથી.

**જ્ઞાન૦**—લાગે શું ? અહો! પૃથ્વિપતે! એમજ છે. બીજા ભમાવે છે તેમ ભમો નહિ પ્રત્યક્ષ જ્ઞાન થયા વિના કોઇનું કહ્યું માનોતો નહિ.

**સિદ્ધ૦**—પણ, મહારાજ, વાયુ કોઈ દેખતું નથી. પણ આખું વિશ્વ માને છે, કે એવી કોઈ વસ્તુ છે ખરી. એ ઠેકાણે પ્રત્યક્ષજ્ઞાન ક્યાં ગયું ?

**જ્ઞાન૦**—રાજા તમે આવો વાદ ઉઠાવોછો, ને મને શરમ લાગે છે. વાયુને જોતા નથી તો ચાલ્યું, પણ શ્રવણ અને સ્પર્શેંદ્રિયથી માલમ પડે પડેછે કે નહિ ? એ પ્રત્યક્ષ જ્ઞાન ખરૂં કે નહિ.

**સિદ્ધ૦**—હા, એ વાત ખરી. હવે કંઈ શાસ્ત્રના મર્મની વાત કહો.

**જ્ઞાન**—હવે હું તેજ કહુંછું. પણ એ સમજવાને માટે સમવાયિ, અસમવાયિ, અને નિમિત્ત, એ ત્રણ પ્રકારનાં કારણછે, તે નજરમાં રાખવાં જોઇયે. જે વસ્તુમાંથી બીજી વસ્તુ ઉત્પન્ન થાયછે તે વસ્તુ પેલી બીજી વસ્તુનું સમવાયિ કારણ; જેમકે તંતુએ પટનું સમવાયિ કારણ છે. હવે કારણ વિના કાર્ય થતું નથી. માટે હરકોઈ કાર્યને ઉપર કહેલાં ત્રણે કારણ હોવાં જોઇયે. ત્યારે સમવાયિ કારણ શિવાય કાર્ય થાય નહિ. હવે સઘળાં શાસ્ત્ર આત્મા, પરમાત્મા, અને સૃષ્ટિની ઉત્પત્તિનું જ્ઞાન મેળવવાને સદા બને તેટલો પ્રયત્ન કરેછે. હવે પ્રથમ વેદાંતનો વિચાર કરિયે. વેદાંતવાળો વેદ અથવા એવા કોઈ કેવળ શબ્દ સાધન ઉપરથી, ઇશ્વર સર્વેશક અને તેજ અનાદિ છે, એવું તો મૂળથી માન્ય કરી સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કરવા બેઠો, તેનો આજે દેખિયેછિયે તે સઘળું ખોટું છે એમ કહ્યા વગર છુટકોજ નથી. "વિશ્વ જો ખરીજ વસ્તુ હોય" (તે એમ વિચાર કરે કે) તો એનું સમવાયિ કારણ હોવું જોઇયે, ઇશ્વર શિવાય બીજું કંઈ અનાદિ નથી

માટે આખા વિશ્વનું સમવાયિ કારણ તેજ હશે, પણ તેતો હું જાણુંછું કે નિરાકાર છે. સમવાયિ કારણ જણાતું નથી, ત્યારે એ વસ્તુજ જુદી હશે. ઇશ્વર સર્વજ્ઞ છે તેથી આ ભૂલાવો નાંખ્યો હશે.

સિદ્ધ૦—હા, મહારાજ. વેદાંતનો મર્મ તો કંઈ કંઈ સમજાયછે ખરો.

જ્ઞાન૦—માટે એ સિદ્ધાંત ખરો નહિં સમજતો. મૂળ એણે કેવળ શબ્દ જ્ઞાન કબુલ રાખ્યું, તેથી અંતે છે, તેનીજ ના કહેવાની મૂર્ખાઈ કરવી પડી.

સિદ્ધ૦—વારૂ, મહારાજ, સાંખ્ય શાસ્ત્રનું પણ કંઈ એવું કારણ હશે ખરૂં ?

જ્ઞાન૦—સઘળા માણસનો પ્રેરક એક છે, અને તેથી તે તર્ક કરે તેમાં થોડું તો કાંઈ સાચું કારણ હોયજ. સાંખ્ય શાસ્ત્ર વાળાએ જૂદોજ વિચાર કીધો. તેણે માત્ર આટલુંજ શબ્દજ્ઞાન માન્ય કીધું, કે વિશ્વ એ કાર્ય છે. એ કાર્ય છે તો પણ તેનું સમવાયિ કારણ તા અનાદિ હોવું જોઇયે—એટલે પંચતત્વ અનાદિ કાળથી ચાલ્યાં આવ્યાં છે, તે ઉપરથી વિશ્વ રચાયું, એવો તેણે સિદ્ધાંત કીધો.

સિદ્ધ૦—એ સિદ્ધાંતમાં તો કંઈ બાધ લાગે એવું જણાતું નથી.

જ્ઞાન૦—એમાં દોષ એટલો, કે પ્રથમ પ્રત્યક્ષ અને અનુમાન વગર, વિશ્વ કાર્ય છે, એવું માન્યું તેથી વૈશેષિક મત ઉભું કરવું પડયું.

સિદ્ધ૦—પણ મહારાજ, તત્વ સિદ્ધાંત તો યથાર્થ ભાસે છે. પટનું કારણ તંતુ તેમજ તંતુનું કારણ સુતર, સુતરનું કારણ કપાસ, કપાસનું કારણ વૃક્ષ, વૃક્ષનું કારણ બીજ, અને બીજનું કારણ પૃથ્વી. એ પ્રમાણે સઘળી વસ્તુઓ થોડા તત્વ ઉપરથી ઉપની હશે એ તો અનુભવ સિદ્ધ છે.

જ્ઞાન૦—કેટલીએક રીતે એમ છે; પણ કારણ માળાનું મૂળ આ—એ કહેવું અશક્ય છે. તમે, મહારાજ, બીજનું કારણ પૃથ્વી એમ કહ્યું તે ખોટું—બીજનું કારણ પાછું વૃક્ષ. એ પ્રમાણે વિશ્વમાંની સઘળી વસ્તુઓ પરસ્પર કારણ કાર્યના સંબંધે રહેલી છે. વિશ્વથી પર કારણ શોધવાની જરૂર નથી. અરે, પૃથ્વિપતે, હું એક સહજ વાત કહું. પંચતત્વવાદી શાસ્ત્રી તમારી પાસે આવે ત્યારે તેને દક્ષણામાં માટીના દશ વીશ ટોપલા આપજો, અને કહેજો કે સુવર્ણનું એજ તત્વ છે, તો એમાંથી તમને તે પ્રાપ્ત થશે.

સિદ્ધ૦—એમ તો કાંઈ થાય નહિ; બિચારો તે નિરાશ થઇને પાછો જાય તમે બીજાના સિદ્ધાંતનું છેદન કરોછો, ત્યારે તમારા ધર્મનો સિદ્ધાંત શોછે. ?

જ્ઞાન૦—એ, કે આ વિશ્વ છે, તેમજ અનાદિ કાળથી ચાલ્યું આવ્યુંછે

સિદ્ધ૦—એ કંઈ સિદ્ધાંત કહેવાય નહિં. એ તો હારી બેસવાની વાત.

જ્ઞાન૦—જ્યાં કારણ ન સૂઝે, ત્યાં જુઠાં કારણ ગોઠવી બેસાડવાં તેનાં કરતાં જે નજરે દેખિયે તેજ માનવું. એ હારી બેસવાની વાત નથી, પણ સમજુની રીત છે. પણ એ સિદ્ધાંતનાં કારણ જૂદાંજ છે. પૃથ્વિપતે, હું એક તમને પ્રશ્ન પૂછું. તમારામાં આટલું શૂરાતન અને પરાક્રમ છે, તો પણ જો આખો જન્મારો મહેલમાં સુઈ રહો, અને એકજ વાર પ્રગટ કરો; તો તમે કેવા કહેવાઓ?

સિદ્ધ૦—હું મારો પંડેજ ધિક્કાર કરૂં, તો બીજા શું કહે તેની શી વાત ?

જ્ઞાન૦—યથાર્થ. વારૂ, તમે નિરંતર પરાક્રમ અને સારાં કર્મ કર્યાં કરોછો તે શા માટે? તમે ન કરો તો નહિ ચાલે?

સિદ્ધ૦—ચાલે તો ખરૂં, પણ મારાથી કર્યાં વિના રહેવાયજ નહિ. શુરાં કામ કરવાને જો મારા શરીરને તે ખેંચી નહિ લઈ જાય. તો આત્મામાં સૂરાતન છેજ નહિ એમ જાણવું. હોય તો તે તેનો ગુણ જણાવ્યા વગર રહેજ નહિં.

જ્ઞાન૦—શાબાસ, રાજા, ત્હેં સારો જવાબ આપ્યો. હવે પરમેશ્વર સર્વશક્ત અને કૃપાનિધાન છે, તેનાથી પોતાની શક્તિ અને કૃપા નિરંતર પ્રગટ કર્યાં વિના કેમ રહેવાય?

સિદ્ધ૦—તે એમ કરેજ છે. ના કોણ કહે છે ? અનંત કલ્પ થયા તે શ્રષ્ટિ ઉપન્ન કર્યાં કરે છે અને કર્યાં કરશે. એમજ અમારા શાસ્ત્રમાં કહેલું છે.

જ્ઞાન૦—પ્રપંચીની નાંખેલી શબ્દજાળમાં લુબ્ધ ન થાઓ. અનંત કલ્પનો કાંઇજ અર્થ નથી; અને અર્થ કરીએ તો એટલોજ નીકળે, કે શ્રષ્ટિ ઉત્પન્ન થઈ નથી.

સિદ્ધ૦—એમ કેમ? એ મારાથી સમજાતું નથી.

જ્ઞાન૦—આ વિશ્વ ઉત્પન્ન થયું, એટલે તેનો પ્રારંભ કોઈ દહાડો તો થયલો ખરોજ. ગમે તેટલા અને ગમે તેવડા લાંબા કલ્પ, તમારા તરંગી શાસ્ત્રિયો પોતાના પ્રૌઢ તર્કમાંથી કહાડે; તથાપિ વિશ્વનો પ્રારંભ દિવસ ઠર્યો, એટલે કોઈથી ઉત્પન્ન થએલું છે, એમ કહ્યું ત્યાર પછી કલ્પ અનંત હોયજ નહિં પરાર્ધ વર્ષનો એક કલ્પ મારી તરફનો, અને અદ્યાપિ એવા પરાર્ધ કલ્પ થઈ ગયા છે, એમ ધારો તોએ શું થયું? આ વિશ્વ ઉત્પન્ન થયાને એ પ્રમાણે પરાર્ધ વર્ષ થયાં. પણ ઇશ્વર તો *અનાદિકાળથી છે અનાદિકાળમાંથી એ પરાર્ધ પરાર્ધ વર્ષ અથવા કોટિ પરાર્ધ પરાર્ધ વર્ષ બાદ કીધાં તોએ શું થયું? સમુદ્રમાંથી એક દર્ભની અણી બોળ્યાથી જેટલું પાણી ઓછું થાય છે તેટલો કાળ પણ તેમાંથી ઓછો થતો નથી—અરે, કાંઈજ ઓછું થતું નથી; અનંતકાળ એમનો એમ બાકી રહે છે. એ અનંતકાળ લગી સર્વશક્ અને કૃપા નિધાન ઇશ્વરે શું કીધું? કાંઇજ નહિં ત્યાર પછી આટલા અલ્પકાળને માટે શ્રષ્ટિ કરવાનું સાંભર્યું, એમ જે લોકો માને છે, તે વાસ્તવિક રીતે જોતાં ઇશ્વરનું અપમાન કરે છે.

સિદ્ધ૦—પણ એમ કહેવાય છે કે, ઇશ્વરની ત્યારે શ્રષ્ટિ કરવાની ઇચ્છા થઈ.

જ્ઞાન૦—જેમ તમને આજે લીલાં વસ્ત્ર પહેરવાની અંને કાલે રાતાં પહેરવાની ઇચ્છા થાય છે તેમ કેમ? પોતામાં અપાર શક્તિ અને અપાર કરૂણાળુ સ્વભાવ છતાં, ઇશ્વરના મનમાં આ રમત સરખું છે કેમ?—કીધું તોએ ઠીક, નહિં કીધું તોએ ઠીક. અરે પૃથ્વિપતે, હમણાંજ તમે શું કહ્યું હતું! જો ઇશ્વરમાં ઉપર કહેલા ગુણ છે, તો અવસ્યપણે તે પ્રગટ થવા જોઇયે—ઈચ્છા થકી નહિં—પણ તેનાથી તેમ કર્યા વગર ચાલેજ નહિં તે માટે.

સિદ્ધ૦—મહારાજ, હું કંઈ વિદ્વાન નથી, અને વાદ કરવાનો અભ્યાસ નથી, તેથી હું તમને ઊત્તર આપી શકતો નથી. બીજા શાસ્ત્રવાળા પણ મારી સાથે વાદ કરે છે, ત્યારે મારે ઘણે પ્રસંગે તેનું કહ્યું પ્રમાણ કરવું પડે છે; તેમજ તમે જે તમારા ધર્મનો સિદ્ધાંત પ્રતિપાદન કરવાને વાદ કીધો, તેમાં મારાથી પૂર્વપક્ષ થઈ શકતો નથી.

જ્ઞાન૦—ખરૂ ખોટું સમજવાની શક્તિ મનુષ્યમાત્રમાં છે. રાજા, છેક નાચારીનો ઉત્તર ન આપો.

સિદ્ધ૦—તમારા જેવા વિદ્વાનોની આગળ બીજો ઉપાય અમારો ચાલે એવું નથી. તમારા જેટલો કંઈ સર્વેથી વિદ્યાભ્યાસ થાય નહિ, અને પછી તે વિના વાદ કરવાની આશા રાખવી તે ફોકટ. જો મારે રાજ નહોત, અને તેમાંથી વધારે કીર્તિ મેળવવાનો સંભવ નહોત, તો હું નિશ્ચય કહુંછું કે અતિશય શ્રમ કરીને પણ વિદ્યાનો દિગ્વિજય કરવા મંડત.

જ્ઞાન૦—મહારાજ, કૈવલ્ય જ્ઞાન વિદ્વાનનેજ નહિ પણ સર્વેને ઉપયોગી છે. મોક્ષની ઇચ્છા કોને નથી?

સિદ્ધ૦—ઉપયોગી પ્રાણી માત્રને, પણ એ જ્ઞાન સર્વને મળી શકતું નથી ત્યારે કરવું શું?

જ્ઞાન૦—હે પૃથ્વિપતે, એ તમારો કેવળ જુઠો આગ્રહ છે; તમારા મનમાં વાત ઉતરેછે; સત્યતા માલમ પડે છે; તેમાં શંકા કરવા જેવું રહેતું નથી; તો પણ જાણી જોઇને નથી કરતા, તો પછી તમારા આત્મામાં જ્ઞાનનો પ્રવેશ કઈ રીતે કરાવાની તમારી ઇચ્છા છે તે મારાથી સમજાતું નથી. શું જ્ઞાન તમને આવીને પગે લાગે?—પૃથ્વિપતિ છો, તેથી તમે એવી પણ કદી આશા રાખતા હશો.

સિદ્ધ૦—મર્યાદાની બહાર ન જાઓ.

જ્ઞાન૦—સાચું કહેનાર ઉપર ક્રોધ ચઢતો હોય, તો મારો અપરાધ ક્ષમા કરો.

સિદ્ધ૦—જ્ઞાન મેળવવાની મારા મનમાં કેટલી હોંસ છે તેની સાબીતીમાં હું તમને ક્ષમા કરૂંછું, અને બીજી વિનંતિ કરૂંછું, કે આપણે કાલે શાસ્ત્રિયોની સભા મેળવીશું તેમાં તમારે પધારવું; અને પછી જે નિર્ણય થાય તે માન્ય કરવાનું વચન આપુંછું.

જ્ઞાન૦—તેઓને કયાં જ્ઞાન જોઇયે છે, કે તેમનો અભિપ્રાય પૂછોછો.

સિદ્ધ૦—મહારાજ, હું તમને કેટલી વાર કહું, કે તમે શાસ્ત્રી લોકો બીજા અજાણ્યા સાથે વાદ કરવા બેસોછો, ત્યારે તમારી એવી કળા છે કે, તે ક્ષણે તમારી ઇચ્છામાં આવે તે કબુલ કરાવોછો.

જ્ઞાન૦—તે શબ્દ પ્રમાણ ઉપરથી વાદ ચલાવે ત્યારે થાય; પણ હું તો પ્રત્યક્ષ અનુમાનની વાત કરૂંછું.

સિદ્ધ૦—પણ મહારાજ, હું એટલો છેતરાયલોછું, કે તમે સત્યવાતો કરતા હશો, પરંતુ માનતાં મને ભય લાગે છે.

**જ્ઞાન૦**—રાજા, એ વાદનું પ્રયોજન કેટલુંછે તે જાણોછો?

**સિદ્ધ૦**—હા. હું નિરંતર એ શોધમાં લાગ્યો રહુંછું તેથીજ તો.

**જ્ઞાન૦**—તો એ શું થયું? બરાબર તમને માલમ નથી. મ્હેં વાદની પૂર્વે પ્રયોજન સંપ્રદાય પ્રમાણે બતાવી નહિ આપ્યું—એ મોટી ભૂલ ખાધી. સર્વેને માલમ હોય, તો પણ તેજ સમયે ફરીથી તેનું પ્રયોજન બતાવ્યાથી તે મનમાં વધારે ઠસી બેસેછે.

**સિદ્ધ૦**—ત્યારે મહારાજ કહો. સાંભળવા હું તૈયારછું.

**જ્ઞાન૦**—અરે! રાજા, તું કાલ કાલ કરેછે પણ કાલનો કોને ભરોસો છે. આપણા માથા ઉપર કાળ ભમ્યા કરે છે, તે આપણને ક્યારે ગ્રાસશે તે કોઇને માલમ નથી. વૃદ્ધજ તેની ચપેટીમાં આવે છે એમ નથી; બાળક પણ મરે છે અને જુવાન પણ મરે છે. એકથી તે સો વર્ષના વયમાં એવું કોઈ વર્ષ નથી, એવો કોઈ દિવસ નથી, અરે! એવી કોઈ ઘડી નથી, કે તે વખતે તો મરણ આપણને નહિ છોડે એમ કહેવાઈ શકે. લગ્નાદિ કામનાં મુહર્ત છે—મરણને મુહર્ત નથી. આજનો આ સૂર્ય કાલે પાછો પૂર્વમાં ઉગશે, એટલામાંજ આખી પૃથ્વિમાંનાં કેટલાં જુવાન, કેટલાં બાળક, કેટલાં વૃદ્ધનાં રોગી અથવા કેળ સરખા કોમળ શરીરો અગ્નિ ભેગાં થશે તેનો તેં વિચાર કિધો છે? અરે! રાજા! ત્હેં રણક્ષેત્રમાં ઘણા મનુષ્યોનાં પ્રાણ ખોવડાવ્યા હશે, પણ તેથી વધારેના પ્રાણ અજીત યમ રાજ નિશ દિન લયાંજ કરેછે. જન્મ ધરીને એક ક્ષણ પણ આલસ્ય કરવાનું કામ નથી. આયુષ્યમાંનું એક ક્ષણ તારા જેવાં કોટિ રાજ્ય કરતાં વધારે મૂલ્યવાન છે. પરમેશ્વર ન કરે, પણ કદાપિ તમારો દેહ કાલે પડ્યો, તો. મહારાજ, આજે મોક્ષ રૂપી અમૃતનો પ્યાલો ઢોળી નાંખ્યોછો તેનો પશ્ચાતાપ થશે, પણ પછી કાંઈ વળવાનું નથી. મહારાજ, કોઈ દહાડો નહિ, ને આજેજ હું કહેવા આવ્યોછું તેથી વિચાર કરો કે કંઈ કારણ હશે. મને વધારે નહિ પૂછો, પણ કાલની વાત ન કરો—અત્યારે ને અત્યારેજ જૈન ધર્મની દિક્ષા ગ્રહણ કરો. હું પરમાર્થે રીતે કહુંછું.

**સિદ્ધ૦**—મહારાજ, એવડું બધું કારણ શું છે, તે કહો. મને તે વાતની રીશ નથી.

**જ્ઞાન૦**—રાજા! શું પૂછે છે? કાલે આખા વિશ્વને મહા શોકનો

દિવસ છે. તું આજે આનંદમાં બેઠો છે તે કોણ જાણે ક્યાં હશે! અરે! શું કહું રાજા! જીભ ઉપડતી નથી. આજે જેની સાથે વાત કરૂંછું, તે આ લોકમાં શોધ્યો જડવાનો નથી માત્ર ચૈતન્યહીન ખોળીયું પડી રહેશે.

**સિદ્ધ૦**—(**નરમ થઇને**) હે! મહારાજા! હું શું કરૂં!. મને કંઈ સુઝતું નથી. કાંઈ ચમત્કાર બતાવો, કે મારા મનની ભ્રાંતિ ભાગે, એટલી મારા રંક ઉપર કરૂણા કરો. મહારાજ હું પગે લાગુંછું. (**પગે લાગેછે**)

**જ્ઞાન૦**—આખરે તેં પણ પ્રત્યક્ષ જ્ઞાનજ કબુલ કીધું. કાલે તારૂં મરણ છે એ આગળથી કહ્યુંછું, એથી બીજો ચમત્કાર કેવો!

**સિદ્ધ૦**—પણ મહારાજ, જે વખતે મારી ભ્રાંતિ ભાગશે, તે વખતે તો મારે દેહ છોડવો પડશે. એમ ભાગી, તે પણ શા કામની? તે પહેલાં કંઈ ચમત્કાર બતાવો કે, અગાઉથી મોક્ષનાં સાધન થાય.

**જ્ઞાન૦**—(**વિચારીને**) રાજા, સાયંકાળને સમયે તારા મહેલમાં એકાંતે લક્ષ દઇને બેસજે, એટલે સ્મશાન તરફ કેટલાએકને રડતાં, અને કેટલાએકને ગીત ગાતાં તું સાંભળીશ, ત્યારે કોઈ શૂરવીરને ચર્ચા જોવા મોકલજે. ત્યાં તારા પૂર્વજો રડતા માલમ પડશે, અને તેને પૂછયાથી તારી ખાતરી થશે. પણ કોઈ ભયથી ન જાય એવાને મોકલતોનહિ. તું જાતે તે પ્રેત સાથે ભાષણ જઇને કરશી, તોએ ઠીક છે, પણ ત્યારે ત્હારૂં મરણ નિશ્ચય આવશે. હમણા હજી એવો પણ કંઈ યોગ છે, કે તું ઉગરે.



## પ્રવેશ ૪ થો.

### (રાજારાજનો મહેલ.)

**સુભાષ૦**—રાજમાતા, ઉઠો ઉઠો—રાણીજી પધાર્યા.

**કુલ૦**—ક્યાં રાણીજી?

**સુભાષ૦**—સિદ્ધરાજ મહારાજની પટરાણી. ઉઠો, ઉઠો, વહેલાં થાઓ.

**કુલ૦**—હેં! હે! એ શું? તે તે આવે? એ કેમ મનાય!

**સુભાષ૦**—બારણે જુવોની રથ છુટયો છે. પૂછપાછ પછી કરજો.

(**ગાભરી ગાભરી કુલમતિ સામી જાય છે, અને જામોતી રાણીજીને વેષે દશ વિશ દાસિયો લઇને આવી છે તેને તેડી લાવે છે.**)

**કુલ૦**—ગાદી ઉપર બિરાજો. તમે રંક ઉપર ઘણી કૃપા કીધી.

જામોં૦—( ગાદી ઉપર બેસે છે ) આવો બેસો તમે, ઉભા શિદ રહ્યાંછો.

કુલ૦—અમારે તમારી જોડે બેસવું એ યોગ્ય નહિ. ઉભાં ઉભાં સેવા કરીશું.

જામોં૦—જાઓ, જાઓ, આપણે હવે લો કાંઈ નથી, કે એટલું સન્માન આપો તે શોભે અને હું ગૂર્જર સિંહને પરણી તેમાં શું થયું ! સઘળી રજપૂતાણિયો આપણે સરખી.

( હાથ પકડીને બેસાડે છે. )

કુલ૦—તમારો સ્વભાવ ઘણો દયાળુ છે.

જામોં૦—આવ, વીરમતિ, તુ મને પગે લાગ. અને ખોળામાં બેસ.

કુલ૦—આવ બહેન. વિવેક કેમ ભૂલે છે ઠકરાણી થઇને?

જામોં૦—વિવેકની વાત કોણ કરે છે? જાણે છે ! તું તો મારી વહુ થઈ. હવે—

વીર૦—( પગે લાગે છે ) અપરાધ ક્ષમા કરવો બાળક જાણી.

જામોં૦—( કિંમતી વસ્ત્રાભૂષણ સામાં ઉભેલી દાસિયો પાસેથી લઈને આપેછે ) સુખ સૌભાગ્ય અસ્તુ જોડું તો પરમેશ્વરે સારૂ મેળવ્યું છે પરમેશ્વર તમને કુશળ રાખે.

કુલ૦—( આશ્ચર્ય પામી ) તમે મોટાંછો, પણ એટલું બધું અમારાથી લેવાય નહિ. આજે ઉલટી ગંગા વહેછે. અમારે તમારી સેવા કરવી એતો રીત છે, પણ તમે કૃપા કરોછો, ત્યારે વચન નહિ લોપવું એમ ધારી આ એક રાખુંછું.

જામોં૦—એટલું રાખો, ત્યારે અમારી શોભા શી? કેટલું આપવું એ તો અમારી શોભાની વાત છે; તમારે બોલવું નહિ જોઇયે.

કુલ૦—ક્ષમા કરો, પણ એટલો ભાર અમારાથી નહિ ઉચકાય. ( દાસીને ) લાવ.પૂજન સાહિત્ય.

જામોં૦—તમને આપે છે કોણ? અમારા માણસને અમે ગમે તે કરીશું. હાં! હાં! હું સમજી; તમે મને હજી ઓળખી નથી.

કુલ૦—વા! રે રાણીજી. તમને નહિ ઓળખિયે ?

જામોં૦—તે તો ખરૂંજ તો, પણ આપણે તો હવે સંબંધી થયાં છઇયે. જગદેવ તો મારો ભત્રીજો થાય. એ હજી ઘેર આવ્યો નથી? આ-

જનાં છોકરાં કેવાં છે જે મોટાને તો ગણકારેજ નહિ. એ લુચ્ચો હજી મને મળ્યો એ નથી.

**કુલ૦**—વા! અમારા શાં ભાગ્ય કે તમારા સંબંધી થયાં. ખરેખર અમને એ વાત તો માલમજ નહોતી.

**જામો૦**—એવા કુળનો વર ક્યાંથી તમારે બારણે? પરમારવંશ તે જે તે છે. તમને રત્ન મળ્યું છે. હે વહુ, તારા ભાગ્યનો પાર નથી. શરમાઇને નીચું શેણે ઘાલે છે? જગદેવ બાળક છે હજી, પણ ખરો રજપૂત છે—એનાં પરાક્રમ સાંભળ્યાં છે કે નહિં ?

**કુલ૦**—અમે એ ઉપરથીંજ કુંવરી એને તરતની તરત દીધી તો.

**જામો૦**—ડાહ્યું કામ કીધું. એવા વર કાંઈ બારે દહાડા રસ્તામાં પડ્યા નથી.

**કુલ૦**—સિદ્ધરાજ મહારાજની પણ એક દહાડામાં સારી પ્રીતિ થઈ ગઈ છે.

**જામો૦**—કરે નહિ તો જાય ક્યાં ? એણે જગત જીત્યું, પણ મારી આગળ કાંઈ ચાલે છે—કોઈ પુરૂષ તો સાંભળતો નથી? એ વાત તો આપણે બાયડી બાયડીઓનેજ કરવાની, ને તેજ સમજે. આપણે સેવામાં કાંઈ કસર રાખવી છે, પણ આપણું કહ્યું નહિં માને. ત્યારે આપણે પાલવ ઝાલ્યો તે એ શા કામનો?—વારૂ હું શું કહેતી હતી? આજ હું હરખ ઘેલી થઈ ગઈછું. હે! મને ખબર થઇ કે જગદેવ આવ્યો છે, એટલે મ્હેં કહાવી મોકલ્યું કે એની બરદાશ રાખજો, મારો ભત્રીજો છે,

**કુલ૦**--અમારી કુંવરી સઠેકાણે પડી. હવે અમારે કંઈ ચિંતા કરવાનું નથી. તમે તમારી મેળે સંભાળ લેનારા ક્યાં ઓછા છો?

**જામો૦**—વારૂ વહુ, ત્હારૂં મ્હોં જોઉં આવ હજી મ્હેં વાતમાં પૂરૂં જોયું નથી.

**કુલ૦**—જુઓની. અમારા રંકનાં છોરૂ તમારી નજરમાં આવવાનાં છે:

**જામો૦—(માથા ઉપર હાથ મૂકી)** વા ! રૂપમાં કંઈ ખામી નથી. ઓરડો દિપાવી મૂકે એવી છેને. હીરામાં કુંદન જડયું. જગદેવ પણ તમારે પુટડો સારો છે.

**જામોતોની એક દાસી**—રાણીજી, જરા કાળા તો ખરાજ તો.

**જામો૦**—તને કોણે પૂછ્યું? ખબરદાર? જો મોટે મોટા વાત કરતાં

હોઇયે ત્યાં બોલીતો. કાળો કંઈ નથી, ઘઊં વરણો છે, કેમ વહુ, કાળોછે?

કુલ૦—એને શું પુછોછો? એના મનમાં તો ઇશ્વર સરખો છે—સ્વેચ્છાએજ પરણી છેકને પણ મર્યાદાને ભયે મ્હોંઢે કહેવાની હતી?

જામો૦—એના મ્હોંપરથીજ જણાય છે કે એના મનમાં શું છે? શરમા નહિ. અમારા છોકરા ઉપર તારો આવો પ્રેમ જોઇને અમે પ્રસંન છઇયે. અને ફુલમતી,—

કુલ૦—હા! રાણીજી. આજ્ઞા?

જામો૦—અમારા બાપના કુળનાં બધાં ગોરાંતો નહિ, લગાર ઘઊં વરણાં ખરા. પણ રૂપના ભંડાર. એ નાનો ચાર વરશનો હતો ત્યારે હું મારા ભાઇને ત્યાં હતી. હું એને મશકરીમાં કાળીઓ કહી ખીજવતી હતી. એક દહાડો મને ઉત્તર શો આપ્યો તે જાણોછ? મને કહે કે તમે પણ કાળાંજ છો તો મારી માના જેવાં ગોરાં ક્યાંછો ? એની માએ જાણ્યું કે મને રીશ ચઢશે તેથી ધમકાવ્યો ત્યારે શું બોલ્યો? કહે કે મને કહે છે તે હું કેમ ખમી રહું? રાજ પિતાની સામા કોઈ લડવા આવે છે ત્યારે સામા લડવા જાયછે કે નહિ ?

કુલ૦—પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય.

જામો૦—હજી એ કેમ આવ્યો નહિ? એક ઘડી પણ પૂરો મને મ. ળ્યો નથી. મારે બધા સમાચાર પૂછવા છે. એની મા ઘણું ભલું માણસ છે અને હેતાળું છે. પેલી રાંડ ઝાલારાણીના નસકોરામાં ઊંટ જાય છે ભોગજોગે હાલ તેનું ચલણ છે.

કુલ૦—તેજ દુઃખે તમારા ભત્રીજાને પરદેશ નીકળવું પડયું તો.

જામો૦—એ સાંખી રહે એવો છે? એ માટે તો મને પહેલાં મળવા નહિ આવ્યો. એના મનમાં એમ, કે કોઇની શિફારશે કામે લાગતું એમાં આપણું પરાક્રમ શું.

કુલ૦—અરે ! ટેકીતો જબરો છે. કુંવરે અને રાજાજીએ આ કન્યા આપવા માંડી, ત્યારે કેટલી ના કહિં. કહે કે હું હમણા ગરીબ અવસ્થામાં છું માટે તમારી રાજકન્યા પરણવી એ મારો ધર્મ નહિ.

જામો૦—આનાં લગન ક્યારે કીધાં?

કુલ૦—રાણીજી, કાલેજ છેક પાછલી રાત્રે.

જામો૦—અરે ? રે! કાલેતો હું તમારા ગામમાં હતીને મને તેડી નહિ.

કુસ૦—રાણીજી, અમારો વાંક નથી. અમને શી ખબર કે આપ એની ફોઈ લાગોછો!

જામો૦—હાયા હાયા બધું અંધારામાંજ ગયું. હું ગામમાં, ને મ્હેં મારા ભત્રીજાને આગળ રહીને પરણાવ્યો નહિ ! મારા કર્મમાંજ એ લ્હાવો નહિ. એનો બીજો ભાઇ પરણ્યો ત્યારે મહારાજે આજ્ઞા નહોતી આપી, તેથી નહોતું જવાયું અને આતો આંગણે ગંગાજી આવ્યાં, પણ હું ભુંડી સમજી નહિ. મારો ભાઈ ઉદયાદિત હવે મ્હારૂં મ્હોં જોવાનો નહિ. એને રીસ ચઢયા વગર કેમ રહેશે, જાણશે ત્યારે.

કુસ૦—તમે તો નહોતા જાણતાં, પણ તમારા ભત્રીજાને તો ખબર હતી કે ફોઇ ગામમાં છે, તેણે તો તમને કહાવવું હતું.

જામો૦—એજ મને દુઃખ લાગે છે તો. હું મૂળની સગી, પણ જરા એણે સંભારી નહિ. આજે મને મળે તો ખરો પછી એની વાત.

કુસ૦—તમારે ને એને કંઇ અણબનાવતો નથી.

જામો૦—નારે ! ફુલમતિ છોકરાં સાથે અણબનાવ કેવો! ચાર વરસનો હતો ત્યારે જોયોતો તે પછી એનું મ્હોં પણ કોણે જોયું છે! મારા સમ ખરેખર મને આ તો દુઃખ લાગે એવું છે. મ્હેં રાંડ ભોળિયે એની મહારાજને ભલામણ કીધી. આજે હું જાણીંછું તેવી કહુંછું કે મારે વાસ્તે જગદેવને રાખતા હો, તો ન રાખતા.

કુસ૦—હોય. આપણે મોટાં થઇને એના કર્યાં સામું જોવું છે.

જામો૦—તે તો ખરૂં, આપણાથી એનાપર કંઇ હાથ થવાનો છે! પણ એ મારે બારણે કામનો નહિ. માણુસ સાથે આદરમાનથી પાછો એના બાપને ઘેર નહિ મોકલાવું તો હું પરમાર રજપૂતની કુંવરી નહિ.

વીર૦—એટલે એમજ કહોની, કે પહેરામાં રાખીને.

જામો૦—કેમ અલી તને દુઃખ લાગ્યું કે? મારો ભત્રીજો ત્યાર પછી તારો વર હો.

વીર૦—એમ ગણતાં હો, તો આવું બોલો નહિ.

કુસ૦—હેં ! હે ! એ શું બોલે છે ! કંઇ મર્યાદા તો રાખ, મૂર્ખી.

જામો૦—હું જે કરીશ, તે એના સારાને માટેજ. અત્યારમાંથી બાપની સાથે લડીને બહાર નીકળ્યો તેની શિક્ષા પહોંચાડવી જોઇયે.

**વીર૦**—આપ સાથે તો લડીને નીકળ્યા નથી; સાવકી માના દુઃખે દેશવટો લેવો પડ્યો છે.

**જામો૦**—આનું બોલવું સાંભળી રીશ ઉતરી જઇને મને હસવું આવે છે. ને વાત પણ ઠીક સંભારી. બિચારાને દુઃખ બહુ છે તો. ઝાલા રાણી મને કયાં અંજાણી છે?

**વીર૦**—અમે તો તમારાં છોકરાં, અમારાપર રીશ શી?

**કુલ૦**—ખરૂં કહેછે. તમારે એ બાળકનું કહ્યું મનમાં આણવું નહિ.

**જામો૦**—વારૂ જા, વીરમતિ, તારે લીધે જગદેવનું કીધું મનમાં આણતી નથી. પણ તને એક શિખામણ દઊંછું, સાંભળ. સાસરામાં આમ બટક બટક સામું બોલવું નહિ. હું તો મારા ભત્રીજાની દાઝ જોઈ પ્રસંન થઈ, પણ બીજાને તો દુઃખ લાગશે, અને સાંખી નહિ રહે.

**કુલ૦**—ખરી શિખામણની વાતછે. લાગ પગે, ને કહે કે ફરીથી નહિ બોલું.

**વીર૦**—(**પગે લાગેછે**) ખરૂં બોલ્યા વગર રહેવાયું નહિ, પણ તે ક્ષમા કરો.

**જામો૦**—**સુખં સોભાગ્ય મસ્તુ.** અને વહેલાં વહેલાં રતન જેવા દિકરા જણીને બાર મહીનામાં પાછી પગે લાગવા આવજે. ચલો હવે તો જઇયે. હું કેવી ઘેલી છું? જે વાસ્તે આવી તે તો વાતમાં કહેવાનુંજ રહી ગયું.

**કુલ૦**—જે આજ્ઞા હોય તે કહી દો.

**જામો૦**—આજ્ઞા આજ્ઞા નહિ કહો. હવે તો બરાબરી દાવે હાસ્યવિનોદથી બોલવું જોઇએ. સગાઈ કરીએ છે શું કામ? હવે અમારા માણસનું તમારે ત્યાં શું કામ છે?

**કુલ૦**—હાજી, મહૂર્ત જોઇને ઉલટથી વદાય કરી શું. અમારાં ભાગ્ય કયાંથી કે તમારે ત્યાં અમારી કુંવરી મોકલિએ.

**જામો૦**—પોતાને ઘેર જવું તેમાં મહૂર્ત કેવાં? હું છતી ફોઈ બેઠેલી, ને ભત્રીજો ઘર જમાઈ થઇને તમારે ત્યાં રાતે રહે તેમાં મારી શોભા શી?

**કુલ૦**—ત્યારે ઠીક છે. ઘડી એક દહાડો રહેશે એટલે મોકલી દઇશું.

**જામો૦**—એમ કરવું હોત, તો જાતે હું આવત શું કામ? ઉઠરે, વહુ. એટલો તો મારો હુકમ છે. રસોઈ ટહાડી થવા માંડી હોશે.

**કુલ૦**—ચલ ઊઠ, બહેન. જા. શણગાર સજીને તૈયાર થા.

---

# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ—જામોતીનું મકાન. )

**જામો૦**—કેમ ભૂખ લાગી છેકની? વેળા થવા આવીછે, વાર નથી. ભૂખ નહિ હોય તો મોડું, આપણે કંઈ ઉતાવળ નથી.

**વીર૦**—આજે તો સોમ પ્રદોષ છે એટલે સવારની ઉપવાસી છું.

**જામો૦**—ત્યારે જા તો, અલી, ઉતાવળ કરાવ. અને તું જઇને મહારાજને ખબર કરતો, કે પરમાર રાણીએ કહાવ્યું છે કે જગદેવ તમારી પાસે આવે કે તુરત મોકલી દેજો. અને વળી કહેવું કે એની સ્ત્રીને રાણી પોતાના મહેલમાં તેડી લાવ્યાં છે તેણે સોમવાર કીધોછે તેથી સવારની ભૂખીછે. અને તું ફૂલમતિ રાણીને ત્યાં કહી આવ તો, કે તમારા જમાઇને આવે તેવા મોકલી દેજો.

( દાસિયો જાયછે. )

**વીર૦**—સિદ્ધરાજ મહારાજને શ્રમ શું કામ આપોછો? બે ઘડી મોડાં.

**જામો૦**—ગાંડી, મહારાજ તો લોકના. મારા ધણી,ને તારા ફુઆજી થાય તેને શ્રમ કેવો? શ્રમ લેશે તેમાં કોને સપાડું કરશે? વારૂ, તને હિંયાં રહેવું ગમે છે, કે તારા બાપને ત્યાં?

**વીર૦**—જ્યાં તમારા ભત્રીજા હોય, ત્યાં બધે ગમે.

**જામો૦**—તું પાટણમાં આવશે, ત્યારે મારો મહેલ જોશે. શુ રળિયામણો છે જો?

**વીર૦**—તમાંરા મહેલમાં શું પૂછવું? તમારો નહિ હોય, તો હોય પણ કોનો?

**જામો૦**—તેમાંથી હું તને શું મઝેના ઓરડા કહાડી આપીશ, કે તને તેમાંથી બહાર પણ નીકળવું નહિ ગમે. પણ મારા ભત્રીજાને આખો દહાડો બાંધી ન રાખતી; દહાડામાં એક બે વાર પણ મને મળવા દેજે.

**વીર૦**—તમે મોટાં થઇને એવું કહોછો ત્યાં હું શો ઉત્તર આપું?

**જામો૦**—મોટાં પણ કોઈ દહાડો નાનાં હતાં કે નહિ? એ કામજ એવુંછે.

**દાસી૦**—( **આવીને** )મહારાજ પાસે જગદેવ બેઠેલા છે; અને મહારાજે કહ્યું, કે આજે તો અમારી જોડેજ જમશે.

**જામોં૦**—એ શી વાત? ફોઈ ભત્રીજાને આટલે વરસે એકઠા બેસી જમવા તો દો, કે નિરાંતે સુખ દુઃખની વાતો કરિયે. પછી તમારે ગમે, તો આખો દહાડો રાખી મૂકજો, હું નહિ ના કહું ( એની સ્ત્રી હા કહે તો) જા, પાછી દોડ અને તેઆ વગર આવતી નહિ (**દાસી જાયછે**) મારા ભત્રીજા વિના મારાથી એ કેમ જમાય?

**વીર૦**—તે નહિ આવે, તો હુંતો જમવાનીજ નથી.

**જામોં૦**—હું ક્યાં નથા સમજતી? આપણે રજપૂતાણીમાં તો પતિવૃતાની એ રીતજ છે કની. વારૂ, તારી ઉમર વીશબાવીશ વરશની હોશે ખરી?

**સુભાષ૦**—નારે, રાણીજી. કુંવરીની ઉમર તો સત્તરમાંએ કંઇ ઓછીછે.

**જામોં૦**—પણ જોતાં તો મોટી દેખાય છે—જાણે સ્વામીનું સુખ બહુ જોયું હોય.

**સુભાષ૦**—એમ અમારી નાની આંખે તો દેખાતું નથી. એનો બાંધો મજબુત અને ઉઠાવ વત્તો છે ખરો, પણ મ્હોં હજી બાળક દેખાય છે.

**વીર૦**—હે મારી સખી, તું શું કામ બોલે છે? આપણે સાંભળ્યા કરવાનોજ વખત છે.

**જામોં૦**—નારે, મારા વહુજી. તમને બોલાવવા માટે તો ગાંડુ ઘેલું બોલુંછું. પણ તને આવડી મોટી થવા દઇને તારા ભાઇએ કેમ પરણાવી?

**વીર૦**—એમાં એટલું આશ્ચર્ય શું પામોછો? આપણામાં એ વાતની કાંઇ નવાઇ છે?

**જામોં૦**—ના, જરાએ નહિ. પણ ઉમરે આવ્યા પછી તારા મનમાં તું મુંઝાઇ તો હશે. સાચું બોલ; એ તો હોય. મારા કાળા ભત્રીજાને ભૂલી જાય એવું તો કાંઇ પહેલાં નથી થયું? હવે આપણે એકલાં છઇએ, ફિકર નહિ. કહે. પછી હું મ્હારૂં પણ બધું તને કહી દઇશ—અંતર રાખવાની નથી.

**વીર૦**—(**ગુસ્સેથી**)તમારી વાત તમે જાણો, હું કાંઇ જાણવા ઇચ્છતી નથી. પણ તમે મને વધારે કહેશો, તો હું તમારી મર્જાદા રાખવાની નથી. મ્હેં તમને આવાં નઠારાં જાણ્યા.

**જામોં૦**—(**હસે છે**) આહા આહા હુંતો તારી પરીક્ષા જોઊંછું. તારા જેવું રત્ન અમારા ઘરમાં આવ્યું, તે પરીક્ષા વગર લેતાં કેમ વિશ્વાસ પડે? હવે મારી સંપૂર્ણ ખાતરજમા થઇ. કે તું જેવી રૂપનો ભંડાર છે તેવીજ ગુણનો પણ છે.

**દાસી૦—(આવીને)** મહારાજે તો કહ્યું, કે જગદેવ તો જમ્યા, અને અમે વાતમાં બેઠા છઇયે તેમાંથી એવા છોડ મને ગમતા નથી. રાત્રે સુતી વેળા આવશે.

**જામો૦—(ઘણા ગુસ્સાથી)** રાંડ! મ્હેં તને શું કહ્યું હતું? મહારાજ કોણ થાય છે? હા કહે, કે ના કહે, પણ સાથે પકડીને લાવવો હતો. આ બાપડીનું કુમળું કાળજું બળે છે.

**દાસી૦**—રાણીજી, દાસી માણસથી કેટલું બોલાય? અને વળી મ્હેં વિચાર્યું કે તમારા ભત્રીજા ઉપર મહારાજનું આટલું હેત થાય છે, તે કામનુંજ છે.

**જામો૦**—હા, એ વાત ખરી. હું ગમે તેટલું કહું, પણ મહારાજની પ્રીતિ જોઇયે. ઉઠ, ત્યારે વહુ. એ જમ્યો હવે જમવામાં કંઈ ચિંત્તા નહિ.

**વીર૦**—તે ખરૂં, પણ હું તો જમવાની નહિ. તમે તમારે જમો.

**જામો૦**—તારા કરતાં બે વરસે મોટીછું તેથી કાંઇ તો વત્તું સમજતી હોઇશ.

**વીર૦**—તે ના કેમ કહેવાય? પણ કુળ કુળની રીત જૂદી હોયછે.

**જામો૦**—એટલે? તારા મનમાં શું તારા બાપનું કુળ અમારા કરતાં વધ્યું કે? જગદેવ જો સાંભળશે, તો તને ચીરી નાંખશે. સ્વામીના જમ્યા પછી જમવાની કયા શાસ્ત્રમાં ના પાડી છે? બાળપણમાંથી ભૂખે મરવું છે? અમને આવી રૂડી કન્યા ફરીથી મળવાની નથી.

**વીર૦**—આગ્રહ અમથો કરશો મા. મ્હેં તો જોડે જમાડીને જમવાનો નીમ લીધો છે.

**જામો૦**—ત્યારે તેના દિલમાં દાઝ નહિ હોય? ખાઈ પીને તડાકા મારવા બેઠો, પણ તું ભૂખી છે કે તરશી છે તેનો ભાવ પૂછે છે? અરે! પુરૂષ ઉપર આપણે જેટલું હેત રાખિયે તે પાણીના રેલાની પેઠે ધસડાઈ જાય છે. થાય તેવાં થઇયે. તેનું હેત નહિ દેખિયે, તો નીમ કેવાં અને પતિવૃત્ત કેવાં? આપણી મરજીમાં આવે તેમ કરિયે.

**વીર૦**—વૃત્તતો કેમ તૂટે? એક વારે તે ચૂકે માટે આપણે પતિત થવું, કે આપણું વૃત્ત પાળીને તેને શરમાવી ઠેકાણે લાવવો? તમે મારા સમ જમો.

**જામો૦**—તું ખરેખરી સાધવી છે. ફોઇજી થઇને હવે મારાથી આગ્રહ વધારે કેમ થાય? વ્રત તોડ એમ કહું તો જીભ નહિ કાપવી પડે? પણ કાંઇ

નહિ. ધીરજ રાખ. હમણા પત્ર લખી જગદેવને સમજાવી તેડાવું છું. મહારાજ તો શું જાણે, પણ ગાંડો ચોટી રહ્યો છે, તેણે તો પોતાની સ્ત્રીની ફિકર રાખવી. નિરાંતે હવે તમે બંને આ પેલા બધા ઓરડામાં ફરો ને જૂઓ. પેલા તાળાવાળા ઓરડાને છેડતા નહિ. એમાં કંઈ કપટનો વહેમ છે તેથી તાળું દઈ મૂકયું છે. ગભરાશો બભરાશો નહિ.

(જામોતી જાય છે.)

**વીર૦**—હે સખી, આપણે મહાપીડામાં પડયાં. શું કરવું તે સૂઝતું નથી.

**સુભાષ૦**—ખરેખર, સવારનાં ભૂખે મરિયે છિયે, ને કોણ જાણે કયારે અંન ભેગાં થઇશું?

**વીર૦**—હું તે વાત નથી કરતી. એક દહાડો ભૂખ્યા રહેવું એમાં કંઈ દમ નથી. પણ આ રાણીજી મને કાંઇ સારૂં માણસ લાગતાં નથી. એની વાતો સાંભળી કેની? એની સાથે મારે બનવાનું નથી. એની સોબતમાં રહેવું એ મને સારૂં લાગતું નથી.

**સુભાષ૦**—કુંવરી, એ તો મહારાજની રાણી જે. છાકેલાં તો હોય.

**વીર૦**—અહંકાર રાખે, થોડું બોલે, હસે નહિ, આપણને તુચ્છ ગણે—એમ કદાપિ કરે, તો ઠીક છે. એમ કહેવાય કે પૃથ્વીપતિની રાણી અહંકાર રાખેજતો; રાખવા તો બાકી ન જોઇયે. ખરૂં પૂછે, તો એ કોણ છે તેની પણ મને ભ્રાંતિ પડે છે.

**સુભાષ૦**—એમાં ભ્રાંતિ શેની? રાણીજી શિવાય બીજું કોણ હોવાનું હતું?

**વીર૦**—બીજું તે કોણ હોય? પણ એની વાતો સાંભળીને મને કંટાળો ઉપજે છે. તે કોઇ ખરી રજપૂતાણી હોય, તો કરે નહિ. કાંઈ સમજાતું નથી.

**સુભાષ૦**—સમજવાનું શું છે? આવા મોટા મહારાજની માનીતી રાણી, એટલે તેના લાડથી છાકી ગયલી. મને કોણ કહેનાર છે, એના મનમાં એવું, ને વાત પણ ખરીજ તો. એના ઉપર ઘણું હેત, તેથી જો કોઇ એની ચાડી કરવા જાય તો તેનુંજ માથું જાય. ત્યારે એવું કહેવા કોણ બેશી રહ્યું છે? વળી મહારાજતો દિગ્વિજય કરવા દેશોદેશ ફરતા. તેથી એ એની મરજીમાં આવે તેમ કરે.

**વીર૦**—(**ઉદાસીથી**) એમ સિંહના ઘરમાં હોય તો નહિ—પછી પરમેશ્વર જાણે.

**સુભાષ૦**—આ પેલા ઓરડામાં કોણ ઠોકે છે? કૌતક છે ખરૂં.

**(મના કરેલા ઓરડામાં ઠોકાઠોક સંભળાય છે.)**

**વીર૦**—કાંઈ બિલાડું બિલડું ભરાયું હશે. ભૂત પ્રેત હોય, તો બધાં રહે પણ ખરાં ?

**સુભાષ૦**—રાણીજીજ કહેતાં હતાં કેની ? ત્યારે જાતે રહે છે કેમ, એ વાત પણ ખરી. અરે ! કાળીને ભોગ બોગ આપવા તો આપણને પકડી નહિ લાવ્યાં હોય ? એવું ઘણે ઠેકાણે થયેલું છે.

**વીર૦**—ના ના. અંબા તો આપણી ઇષ્ટદેવ્યા છે.

**સુભાષ૦**—અરે ! પણ આ અંબા કયાં છે? આ તો પાપણી રાક્ષસી કાળા-અરે-કાળી !

**વીર૦**—દેવીને એમ ન કહિયે. અંબાને કાળીમાં કંઇ ફેર નથી એક રૂપ જૂદાં એટલુંજ. ને સ્ત્રીનો ભોગ કાળીને કયાં અપાય છે ? કોઈ આપેછે, તે તો પુરૂષનો.

**સુભાષ૦**—ત્યારે કાળિકા દયાળું ખરી. પુરૂષ તો યુદ્ધમાં ઘણાએ મરે છે તેમાં એક વત્તો.

**વીર૦**—સાંભળ, સાંભળ ! પેલા ઓરડામાં કોઈ બોલે છે.

**(ઓરડામાંથી નીચે પ્રમાણે સંભળાય છે.)**

**(સાખી)**

પ્રીતી દુખ છે દોહ્યલું, અબળે કેમ ખમાય?
છુટી જમવત જીવડા ! જા ! જાગે તું કાંય ?
પહેલાં સ્ત્રી સ્નેહ દવ વિશે, બળતી વિનતી કરેય?
સુણિ નહિં પ્રિત નિર નર સિંચે, ક્રોધે શાપતિ તેહ.
*અષ્ટાવક્રાદિ રૂપી, કૃષ્ન+ સખાદી ભૂપ;
તપમાં પણ કરિ અવગણા, તેથી પડયા દુખ કૂપ.
પ્રિત પીડિત પાસે ખરે, જોઇએ એવો‡ ઉપાય;
નથિ માટે મને ગો દમે; જઈ કહેવાય ન રાય.

**સુભાષ૦**—હવે કંઇ ભૂતમાં શકછે. કોઈ ઘણી ઘણી કરતી ચંડેલ થઈ હશે.

---

*આ ઠેકાણેથી વાંકો. એ નામનો ઋષિ એક વિરહણી અપ્સરાના શાપથી એવો કદરૂપો થઈ ગયોહતો. +અર્જુન એ પણ એવાજ કારણથી નપુંશક થઈ ગયો હતો. ‡ન માને, તો શિક્ષા કરવાનો ઉપાય.

વીર૦—ધણી ધણી કરતી મરે તે તો સદ્ગતિને પ્હોંચે, ? ડેલ થતી નહિ હોય તો.

(પાછો અવાજ સંભળાય છે.)

હાતે શક્તિ શાપની, તોપણ કરત હું શુંજ?
દુખિ જે જરિ, તો હું ધણી, તેને ક્યમ શાપુંજ?

સુભાષ૦—જુઓ ! એ ખાવાની શાપવાની વાત કહે છે. હવે તો નાશો ! મરીશું !

વીર૦—ખાવાની વાત તો નથી. પ્રીતિ વિલાપ છે. મોટા રાજાના ઘરની વાત જાણે છે? કોણ જાણે રાણીજીએ કોઈ બીજી રૂપવંતી રાણીને ભયથી કેદ કરી રાખી હશે.

(પાછો અવાજ સંભળાયછે.)

જાણી જોર જો એ કદી, બીહે તો તો ઠીક;
બાકી થાય શું મૂજથી? નહિ દેવાયજ શીખ.
વેરી જ્યારે નાવલો*, વેરી રતિપતિ+ લાંઠ,
વેરી સઘળાં, વેરિ જીવ, વેરી જણુતી રાંડ.
રાંડે બળતાં માંહિં ઘી, હોમ્યું—હિતકર માત!
લાવી કે સોક લાવશે, ધિક ધિક ગણિકા જાત?

સુભાષ૦—તમે કહોછો તેમજ છે. કેઇ બિચારીને વિયોગ પડાવી હિંસા ઘાલી મૂકી છે.

વીર૦—એમાં કાંઈ મહા છળભેદ થઈ ચૂકયો છે; શક નહિ આપણે એની ખબર તો કહાડવી જોઇયે. એ કોઈ મહાદુઃખિણી છે; અને મને વધારે ભ્રાંતિ પડેછે, કે આપણને તેડી લાવનારી ખરી રાણીજી નથી.

સુભાષ૦—મારી પાસે આપણો કુંચીનો ઝુમખો રહી ગયો છે તે બહુ સારૂં થયું ઊઘાડી જોઇયે અરે ! પણ રાખો ! કોણ જાણે કોઈ ભૂતનો છળ કરીને આપણને પોતાની પાસે તેડતું તો નથી ?

**(એ કહ્યું ન ગણુકારતાં વીરમતિ તાળું ઉઘાડી માંહે જુએછે, તો સુભગા સાંકળે બાંધેલી પડી પડી રડ્યા કરેછે.)**

સુભ૦—તું કોણ છે ! તારા પ્રીતમની સાથે રંગભોગ કરવા આવી છે તે ટર. મને તારૂં મ્હોં શું કામ બતાવે છે ?

---

* પ્રીતમ, ધણી. + કામદેવ.

મંદાક્રાંતા વૃત.

સંયોગીણી ! હસિકર મજા, રોઊ વિયોગિણી રે,
ચોળે ભાળે[1] નિત અરગજા,[2] ભસ્મ હુંતો ધણીરે.
નાહે સ્નેહે પરિમળ જળે, હું ઊન્હાં આંસુ નીરે;
જાગે રાત્રે સરસ રસમાં, હુંય સૈયા[3] સુનીરે !
"મ્હેલો મ્હેલો પિયુજી" વદતી (કાલિવ્હાલે બનીતું)
"મેળો મેળો[4]"ભણુતિ રડતી વજ્ર જીવું હજી હું !
ચાલે મ્હાલે લથડિથડતી, હું ઢળુ રેય ! તેમઃ—
જાણે શોછે ફરક સરવે, તો ન તું ધર્મ[5] કેમ ?

**વીર૦**—બાઈ. તું કોણ છે! કહે તો ખરી. માણુસ છે, કે શંખિનિ છે, કે ઇંદ્રની અપ્સરાછે? રૂપે તો તેવી દેખાય છે.

**સુભ—** **(સાખી)**

રૂપે લાગ્ન લગાડની, મા કર રૂપની વાત
રૂપે પ્રિતિમ ન રાચિયો, તો કુબડી સાક્ષાત
મુખડા નિરખી ઝળકતી, કીકલિયો કિકલાય
તેથી અમિ જે ચિત ઠરે, તે નહિ પામિ હું કાંય

**વીર૦**—હું બીરજરાજની બહેન લાગું, વગર પૂછે કહુંછું: હવે તારૂં નામ કહે.

**સુભ૦**—હે ! તું રાજારાજની કુંવરી છે? ત્યારે તું હિંયા કયાંથી ? વારૂ તારા સ્વામિનું નામ શું ?

**વીર૦**—ઊદયાદિત રાજાના કુંવર સાથે પરણીછું. ઘેલી તેનું નામ પૂછે છે તે કહેવાય ?

**સુભ૦**—લેવું તો પતિનુંજ જે પૂજ્ય રૂદયરમનાર કે બીજું ભગવંતનું, અન્યથા ઊચ્ચાર.

**વીર૦**—**(શરમાતી શરમાતી)** જગદેવ.

**સુભ૦**—જગદેવ ! ત્યારે તું લાલરાજ સાથે પરણવાની હતી તે? તુંજ તે ! જોઊં કેટલી રૂપાળીછે ? આજનો આજ તારો ઘાટ ઘડયો કે ! હે રજપૂતાણી ! તને આ મકાનમાં ડગલું મૂકતાં શરમ નહિ આવી? જાણુતી નથી કે આમાં કોણુ ઊતર્યું છે ?

---

૧. કપાળે. ૨. એક જાતના સુગંધીમાન ભુકો ૩. બીછાનું. ૪. મેલાપ. ૫. ધર્મ રાજા, જમ મોતનો દેવ.

**વીર૦—(કેવળ ભયભિત થઇને)** હે ! હે ! આ કોનું ઘર છે ? હે ! હે !! કોનું છે ? કહેની.

**સુભ૦**—શું આ ચાડું જોઇને, મોહિ થયો તદલીન?
શું આ ફુટડી કારણે, તરછોડી મુકિ મીન?
સાચે મદનતો અંધ છે, વાવ્યું તેવુ લણેછ;
ઝેરી [1]પરદુખ કર ગરમ, ચંપો કર ધારેછ.
ચંપેલી શિર મ્હેલિ હું, ઘેલી હરખતિ મંન;
[2]તેણે પોતા જેવિરે ! કરિ મુકિ મને તદંન.

**વીર૦—(ધસીને હાથ પકડી)** બોલ ! આ કોનુ ઘરછે? કહેછે કે નહિ?

**સુભ૦**—જાણી જોઇને આવી છે. ને મને પૂછેછે શું? ઘેર પાછી જાય, સારે સ્વામિ સાથે એવો ઢોંગ કરજે, કે તે દબી જાય, અને ફરીથી પાછી આવવા દે. મારા આગળથી તારૂં મ્હોં બાળ.

**વીર૦**—બહેન, હું તને પગે લાગું. મને સાચું કહે. હુંતો રાણીજીનું ઘર જાણી આવીછું.

**સુભ૦**—ઓ ! એટલે લગી કપટ ચલાવ્યું છે કે ! પૂછેછે શું? આ ગણિકાનું ઘર છે.

**વીર૦—(ઘણુજ આશ્ચર્ય પામી)** ગણિકાનું ઘર ! ગણિકાનું ઘર ! **(માથું કુટેછે)** હાય ! હાય મને છેતરીને તે લાવી. હવે મ્હારૂં શું થશે ? એ લાવી શું કામ હશે?

**સુભ૦**—અરે ખરી અજ્ઞાન દેખું. પોતના જેવી તને કરવા લાવીછે! બીજાું શું કામ!

**વીર૦**—હું હિંયાં રહેનાર નથી—જોઊં મને કોણ અટકાવે છે—ગમે તેટલા વચમાં આવશે તો પણ હું ડરવાની નથી.

**સુભ૦**—ક્યાં જવાની હતી? મારી પેઠે તને પણ કેદ કીધી હશે. આગળ બારણાં લોઢાનાં છે. ને બૂમ પાડશે, તો કોણ સાંભળવાનું હતું? આ ઘર કેવું મોટું છે તેતો તું આવી તે વખતે જોયું હશે, આ ઓરડાની

---

૧ કામદેવ બીજાને દુખ દેવાને માટે ગરમ ચંપાના ફુલનુ તીર હાથમાં રાખે છે તેની ગરમીથી પોતેજ આંધળો થયો છે. વાવે તેવું લણે.
૨ એમ કહેવાય છે. કે એ ફુલને ભમરો જે તેનો પ્રીતમ તે કદી સુંઘતો નથી.

આસપાસ ફરતા પાંચ ઓરડા છે ત્યાર પછી તો એ ઘરની વાડીછે. ઘરના માણસ તો બધાં એને વશ હોય એમાં શી નવાઈ?

**વીર૦**—(**રડતી રડતી**) અરે! ભગવાન! ત્યારે મારી શી વલે? હો પ્રભુ! તું મારી વહારે ધાજે. હાય! હાય! મારા બીરજ ભાઈ, તને ખબર છે, કે તારી બ્હેન આજે ગણિકાના હાથમાં પડી છે. અરે! મારા સ્વામીજી! દોડતા આવજો, તમારી સ્ત્રીની દુષ્ટ આબરૂ લેવા બેઠા છે—અરે! તમે મને વાઘના મ્હોમાંથી શું કામ મૂકાવી? આ દહાડાને સારૂ! અરે! પૂર્વજો! ઉપર રહ્યા મ્હો શું સંતાડો છો? આવો! તમારી દિકરીની લજ્જા રાખવા, નહિ તો તમારા કુળને કાળાશ લાગી. હે! સૂર્ય! તું આજે શું પ્રકાશે છે? હે ધરતી માતા! તું કાં રસાતળ બેસતી નથી? કે મરીને પણ છુટું અરે! શિવ! શિવ! મારી કોઈ સહાય કરે એવું નથી. શિવ શિવ! શો કાળ આવ્યો છે! હાય! હાય! (**એમ કહીને છાતીફાટ રોતી મુર્છા પામી નીચે પડે છે.**)

---

## પ્રવેશ ૨ જો.

(**સ્થળ**—સિદ્ધરાજ મહારાજનો મહેલ.)

**સિદ્ધ૦**—સાંજનાં ચોઘડિયાં વાગ્યાં! જોઈ હવે એ કહી ગયો છે તેનું કેમ છે. મને નથી ભરોસો કે એમ થાય. ભવિષ્યની વાત કોને ખબર છે! એતો મને ઠગવાની યુક્તિ. તોપણ એટલી હિંમત કેમ ચાલી? રાખ! રાખ! (**કહ્યા પ્રમાણે અવાજ સાંભળી આશ્ચર્ય પામેછે**) અરે! એતો વિસ્મય સરખી વાતછે! કહ્યું તે પ્રમાણેજ થયુંને! પણ આ તો રૂદનમાત્ર સંભળાય છે. ગીતો કહ્યાં છે, તે નહિ સાંભળું, ત્યાંલગી અરધી એંધાણી હું કાંઈ માનવાનો નથી. ઘણાએ ધર્મ ગુરૂને ફીકા મ્હો કરી પાછા મોકલ્યા છે. અલ્યા! સંભળાય છે ખરૂ. (**કાન દઈ સાંભળેછે**) હવે કંઈ શક આણવા જેવું નથી. ત્યારે મ્હારૂં આયુષ્ય આવી પહોંચ્યું! એક જો માળવદેશ જીતી લીધો હોત, તો મારો દિગ્વિજય પૂરો થાત, અને પછી હું શોક કરત નહિ. અરે! પરમેશ્વર! મ્હારૂં નામ વધારે- અરે રાખે-એવો પણ પુત્ર નથી. પેલો કુમારપાળ મ્હારૂં સિંહાસન અપવિત્ર કરશે એ દુઃખે હું સ્વર્ગમાં પણ સુખી થવાનો નથી. શું દૈવયોગ છે કે પેલા પરાક્રમહિન

વિલાસીભોજને કાળીદાસ સરખો કવિ મળ્યો છે, અને મ્હારૂં નામ અમર રાખે એવો હું ગમે તેટલું કરૂછું, પણ મને મળતો નથી. ધિઃક! સિદ્ધરાજ તું શોક કેમ કરેછે? તને તે શોભતો નથી. કોણે કહ્યું કે એમ થશે? કાગ બેસનાર અને ઝાડ પડનાર એમ હોય. આ મોટું શહેર છે તેમાં કોઈ રડે પણ ખરૂં, અને કોઈ હશે પણ ખરૂં. એમાં શું આશ્ચર્ય સરખું છે? જોઊં આગળ તપાસ તો કરૂં એ શુંછે! અરે! હેઠે દેવડીપર કોણ છે! (બુમ પાડીને કેહેછે એટલે જગદેવ હાજર થાયછે)

જગ૦—હું છું. મહારાજની કંઈ આજ્ઞાછે?

સિદ્ધ૦—(વેશ બદલેલો છે તેથી જગદેવ ઓળખતો નથી) ભાઈ, તમારૂં નામ શું?

જગ૦—મારૂં નામ જગદેવ પરમાર.

સિદ્ધ૦—આજે મહારાજે સેવામાં રાખ્યા તેજ કે બીજા?

જગ૦—હા, હું તેજ.

સિદ્ધ૦—ત્યારે સિદ્ધરાજ મહારાજે તમારાપર એવો હુકમ મોકલ્યો છે, કે આ રૂદન ક્યાં થાયછે અને આ ગીતો ક્યાં ગવાય છે, તેની ખબર કહાડી લાવવી.

જગ૦—મહારાજને કહેવું કે હમણા ઘડીમાં ખબર લઈને આવ્યો. (જાયછે)

સિદ્ધ૦—હેઠે જે બેઠા હોય તે સઘળાને મોકલજો. (જગદેવ ચાર પાંચ સુબેદારને મોકલે છે.)

૧ લો સુબે૦—કેમ અત્યા કોણ બોલાવે છે? રંગમાં બેઠાતા ત્યાંથી ઊઠાડ્યા.

સિદ્ધ૦—આ પેલા કોઈ રડેછે તે તમે સાંભળો છો?

૨ જો સુબે૦—અમે રડવાની વાત સાંભળવા નથી આવ્યા.

૩ જો સુબે૦—તું એવો મોટો કોણછે કે અમને વાત કરવા ઉપર બોલાવ્યા.

૪ થો સુબે૦—આપણે જાણ્યું, કે મહારાજ બોલાવતા હશે ચલો પાછા.

સિદ્ધ૦—અરે સુભટો, મારા જેવા ગરીબ સેવક ઉપર રીસ કાં કરોછે! મારે શું હુંતો ચિઠ્ઠીનો ચાકર.

**૨ જો સુબે૦**—ત્યારે કાવ્યું હોય, તે કહેને. વાત કરવાને તારી બરાબરીના બીજા મરી ગયા છે કે શું ?

**સિદ્ધ૦**—ભૂલ્યો હું. પરાક્રમી પુરૂષો, તમારેવડે તો મહારાજનું રાજ છે

**૩ જો સુબે૦**—અલબત્તજ તો. રણને મોખરે તો અમને કહાડેછે, ને જશ પોતે લે છે.

**સિદ્ધ૦**—મારી પૂરી ખાત્રી છે, કે તમે રણને મોખરે પોતાની મેળેજ આનંદે જતા હશો. પરાક્રમી પુરૂષના મ્હો કંઈ છાના રહેછે ?

**૪ થો સુબે૦**—અલ્યા, તુંતો બહુ વાતુડો દેખું. તારા બોલવાનો અંતજ નથી આવતો.

**સિદ્ધ૦**—અપરાધ ક્ષમા કરજો. મહારાજને એમ કહેતા નહિ હો, તો હું માર્યો જઇશ.

**૧ લો સુબે૦**—નકામી માથાકૂટ કર્યા કરશે, તો કહેવુંએ પડશે, પણ જા, નહિ કહિયે.

**સિદ્ધ૦**—મહારાજે તમને એવી આજ્ઞા કીધી છે, કે આ કોણ રડેછે અને આ કોણ ગીતો ગાયછે, તેની તપાસ કરી ખબર લાવવી.

**૩ જો સુબે૦**—અને પેલા આજકાલના રજપૂતને શું કામ સોંપ્યું ?

**સિદ્ધ૦**—તેને પણ કંઈ વાત કહેવા બોલાવ્યોતો હતો.

**૧ લો સુબે૦**—ભાઇઓ, એ સાદ કયાં સંભળાય છે તે જાણ્યું ? શ્મશાન તરફ જણાય છે.

**સિદ્ધ૦**—હા, મને એમજ લાગેછે.

**૧ લો સુબે૦**—તને શેણે નહિ લાગે ? આવી ભયંકાર રાત્રે ઘરમાં સુઈ રહેવાનું મળેછે તે.

**૨ જો સુબે૦**—જગદેવને વાત કહેવા બોલાવ્યો, ને આપણને મરવા મોકલે છે.

**૩ જો સુબે૦**—સુરજ ઉગે ને આપણે બે હજાર મહોર મળતી નથી. એતો પેલાના કપાળમાં ઠોકે છે. મોકલવો હોય, તો તેને મોકલે. અમે કાંઈ મરવા જતા નથી.

**બધા સુબે૦**—મરવાને માટે અમે કે ? મોકલે એના જગદેવને.

**સિદ્ધ૦**—ત્યારે હું જઇને એમ કહું ? મ્હોડે ના નહિ કહિયે.

**૧ લો સુબે૦**—ઉભો રહે, ઊભો રહે. પણ અલ્યા તું પક્કો દેખું.

બધા સુબે૦—જા કહે કે અમે બધા જઇયે છઇયે.

૪ થો સુબે૦—કેમ અલ્યા, એકાદ પ્યાલો મદિરા લેશે.

( પ્યાલો ભરીને આપેછે. )

૧ લો સુબે૦—હા, લેતો ખરો. એની મઝા જૂદીજ છે. અમે ના કહી, તે કહેતો નહિ હો. લે, લે, જોતો ખરો.

સિદ્ધ૦—મારે બીજાને કહેવાનું શું કામ છે? લેવાની સઘળી રીત સમજાુછું. કહેનારની તો જીભ. અને કરનારના તો પગ. એ બંનેને ક્યાં લગી બને?

૨ જો સુબે૦—અલ્યા તુંતો સમજાુક જણાય છે. વારૂ, આટલી મદિરા લે. ચઢવાની નથી. ડરેછે શું કામ?

સિદ્ધ૦—તમારી ઘણી કૃપા થઈ, પણ મારે એ કેમ બોજે? હમણાં મારે બીજે કામે જવુંછે, તેમાં ચૂક પડે તો મહારાજ જીવમાં ક્રોધે નહિ ભરાય! ( ઉપર જાય છે. )

૧ લો સુબે૦—એ નીચ જાતનાની મદિરા પચાવવાની શી ગતી! ને સમજે પણ શું.

૨ જો સુબે૦—કેમ વારૂ, આપણે કોઇને જવુંતો નથી કની?

બીજા બધા૦—(હસીને) તો! જયા વગર કેમ ચાલવાનું?.તું તું આગળ ચાલતો થા.

૨ જો સુબે૦—ચાલો ત્યારે હેઠે, મદિરા આપણી વાટ જુએછે.

૧ લો સુબે૦—ચલો. પણ આપણે એવી યુક્તિ કરવી કે ઉપરથી મહારાજ જાણે કે ગયા. (બૂમ પાડેછે ) હે! સરદાર! હે સરદાર! ઘોડો તેયાર છે, પગે શિદ જાઓ છો.

૨ જો સુબે૦—રહેવા દે, રહેવા દે. હમણાં તાકીદનું કામ છે.

૪ થો સુબે૦—અરે! સરદાર કટાર રહી ગઈ તેતો લેતા જાઓ.

૩ જો સુબે૦—અરે! ઓ! અરે! ઓ! અરે! સરદાર! એકલા નહિ જાઓ. હું હથિયાર લઇને પછાડી આવુંછું.

૧ લો સુબે૦—તું શું કરવાનો હતો? અમને ભય શો છે! (બધા હેઠે જાયછે.)

સિદ્ધ૦—(પાછો આવીને) એ લોકની મૂખાઈ સાંભળવામાં મ્હેં મારે અમૂલ્ય વખત ગુમાવ્યો. પણ એની ચર્ચા જોવાનું મન થયું તે રહ્યું નહિ

એમ ગુપ્ત રીતે વાત શોધી કહાડી કેવાં કેવાં મ્હેં મોટાં કામ કીધાં છે. એમ કર્યા વગર રાજ નીભે નહિ. રાજ કેવું! કાલે સઘળું મૂકીને જવું છે. હું ત્યાં જોઊં પછી બધી ખાતરી થાય. એ કામમાં કોઇના જોયાથી મ્હારૂં મન માનનાર નથી. ભ્રાંતિમાં સદા રહેવું તેનાં કરતાં મરીને પણ નિશ્ચય કરવો સારો. જગદેવતો ગયો હશે. આ બાયલાઓ જગદેવની ઇર્ષા કરતા હતા. એવા માણસોને એક બદામ આપવી ઘટતી નથી.

---

## પ્રવેશ ૩ જો.

(સ્થલ—જામોતીનું મકાન.)

**સુભાષ૦**—અરે! મારી વહાલી સખી, તું આટલો શોક ન કર. હિંમત પકડ.

**વીર૦**—અરે! દુષ્ટ! તું આવા સંકટમાં શોક ન કરવાનું કહેછે, તેથી મારી છાતી વધારે ભરાઈ આવી છે. ને હિંમત તો શી આશાપર પકડું! ચારે તરફથી આપણે ઘેરાઈ ગયાં છઇયે. રાંડે પોતાની દિકરીને કેદ કીધી છે, તેમ આપણે પણ આ ઓરડામાં વાત કરવા રહ્યાં કે હરી ગઈ.

**સુભાષ૦**—આપણો કંઈ પણ ઈલાજ ચાલે એવું નથી, તેથીજ હું કહુંછું કે જેટલો શોક કરશો તે નકામો. સુમારે બે પહોર થયા તમારી આંખમાંથી આંસુની ધારા ખાંડી થઈ નથી, તે જોઇને મારો જીવ બળી જાય છે. નશીબ ઉપર હાથ મુકી બેસી રહો હવે તો—તેની આગળ કોઈ ડાહ્યું નથી.

**વીર૦**—એમ કેમ થાય? ઘડી એકમાં મારો શત્રુ આવશે, તે વખતે મારી અબળાની શી અવસ્થા! હાય! હાય! એ વિચાર કરૂંછું ત્યારે મારા મનમાં અને શરીરમાં જે વેદના ઉઠે છે તે તું શી રીતે સમજે? મારો જીવ એકદમ ડહોવાઈ જાય છે.

**સુભાષ૦**—હવે મારે તમને સાચે સાચો મારો અભિપ્રાય કહેવો જોઇયે. આ સમય "હા કુંવરી હા કુંવરી" કરવાનો નથી. તમે નથી સમજતાં કે જગતમાં તમારી આબરૂના કાંકરા થવાનો પ્રસંગ આવ્યો છે? તમારા ભાઈ બાપને અને સ્વામિને પછી મ્હોં બતાવવાનું કાંઇ રહેવાનું કે? સંસાર છોડી વનમાં ગયા શિવાય બીજો તેમનો છૂટકો છે?

**વીર૦**—એ સઘળું મને સંભારીને વધારે દુઃખી કાં કરોછો? એ દુઃખેજ હું ગાભરી થઈ ગઈછું, ને પરમેશ્વર પાસે મરણ માગુંછું, કે આ સંકટમાંથી છૂટું.

**સુભાષ૦**—મરણ તો કંઈ પરમેશ્વર માગ્યું આપવાનો નથી. અને તમે આ હો હા કરોછો તેથી શું તમારી આબરૂ રહેવાની કે? ઉલટા લોક નહિ જાણતા હશે, તે પણ જાણશે. હો હા કરીને (એમ થવાનું તો નથીજ તોપણ) શુદ્ધ નિકળ્યા, તો એ લોક માનવાના કે? જાઓ! જાઓ! એવી નાદાની છોડી દો.

**વીર૦**—પણ હો હા કર્યાં વગર હું છુટું કેમ તે મને બતાવ.

**સુભાષ૦**—ધીરજ રાખી કર્મને તાબે થાઓ. જે થાય તે સહન કરો, અને તમારો આગ્રહ છોડી દો. આબરૂ રાખવી હોય તો એ ગોલાને અટકાવો નહિ.

**વીર૦**—( ગુસ્સાથી ) આવી શિખામણ આપવા સારૂ પાપિણી મારી સાથે (સુલક્ષાને ન લીધી તોપણ) રડીને આવી કે? શું કરૂં જે આજ પરવશ પડી છું, બાકી તારી જીભ કાપીને ઘરમાંથી કહાડી મૂક્યા વગર રહું નહિ. અજ્ઞાન! મારી આબરૂ તો ખરેખરી હાથે કરીને ખોઊં, પછી જગત સાધવી કહે તેથી શું વળ્યું? ઉલટું એવા જૂઠા વખાણ સાંભળીને મારે લાજીને તત્ક્ષણ મરવું પડે. તારો ધર્મ તો લોક લજ્જાનોજ દેખું.

( લલિત છંદ )

જગત લાજનો માત્ર ભે ધરે, મન વિશેષ વેશ્યાજ તે ખરે!
તુજ પેઠે કદી તે ચળે અરે! સતિ કહાવતી કાં ન તે મરે?
થયું શું જક્તમાં લાજ જાય તો? થયું શું શૂરકામી* રિસાય તો?
થયું શું દેહ પાડવો પડે? થયું શું નર્ક ભે મસ્તકે ચઢે?
થયું શું કોટિધા હોય આપદા? થયું શું નિંદે બ્રહ્માંડ જો કદા?
અરર! હું શું રે! હું ભુંડું કરૂં? નહિજ;—એ વિના કોથિ નાડરૂં.

**સુભાષ૦**—એ વાત બધી યથાર્થ છે, પણ તમારા એકલાંનું શું ચાલવાનું હતું?

**વીર૦**—પેલી સુભગાની પાસેથી સમજાવીને આ કટાર કઢાવી લાવીછું તે શે કામ આવવાની છે?

**સુભાષ૦**—પણ તેણે તમને વિનવી વિનવીને શું કહ્યું છે તે ખબર

---

*દમયંતી સતીને કામીદેવને દુભાવવા પડ્યા હતા.

છે? તે જો એમ જાણત, કે લાલરાજને મારવાને માગો છો. તો કદી પણ આપત કે?

વીર૦—પણ તેણે બીજું શું કહ્યું તું, તે સાંભળી ત્હારૂં મ્હોં નીચું ઘાલ. જાતે ગણિકા છતાં, પણ મને વ્રતભંગ ન કરવાનો કેવો સરસ બોધ કીધો!

સુભાષ૦—તમારી પાસે તરવાર આવી. તો એ શું થયું? પુરૂષ આગળ તમારા શા ભાર છે? એતો જરા વિચારો. છેક નાદાની ના કરો.

વીર૦—તેના આગળ કેટલું ચાલશે, તે તો તે સમે કહેવાય. સત્યનો બેલી પરમેશ્વર છે. નહિ ચાલ્યું, તો પોતાના પેટમાં ઘોચતાં વાર છે?

સુભાષ૦—વિચાર કરો એ હાથ કેમ ઉપડે? પેટમાં મારવું કંઈ સહેલ છે?

વીર૦—આબરૂ જાય તે કરતાં બધું સહેલું અને થોડું દુઃખકારક છે. પછી જીવીને એ શું કરવું છે? ત્યારે આબરૂ ભેર મરિયે તેજ સારૂંની

સુભાષ૦—તમારા હાથમાંથી કટાર છીનવી લેતા વાર છે? તે મરવા કેમ દેશે?

વીર૦—તું મને હિંમત આપ્યાને બદલે બીવડાવવાનીજ શંકા શોધી કહાડ્યાં કરેછે. ધિક્કાર તારી બુદ્ધિને!

સુભાષ૦—કોઈ પોતાની મેળે આત્મઘાત કરતું હોય, તેને ન મરવા દેવું એનું નામજ હિંમત આપવી. આત્મઘાતનો કેટલો દોષ છે તે જાણોછો?

વીર૦—હું દોષને નથી ઓળખતી, મારી સાત પેઢીનું અને મ્હારૂં માન જાયછે તેજ મારા અંતઃકરણમાં હરઘડી સાલ્યા કરેછે! અરે! એમ થાય, તો મારા પરાક્રમી સ્વામિનું મ્હોં કેવું દુઃખી થાય, અને તેના પેટમાં શી વેદના મરતા સુધી થયા કરે તે તું જાણે છે!

સુભાષ૦—એ સઘળું તમે હો હો કરીને જાણુ કરશો તો થશે, બાકી કંઈ હરકત નથી.

વીર૦—હું મારા ધર્મથી રહીશ, તોપણ બીજાને વિશ્વાસ નહિ પડે, તો તેની વધારે હું ફિકર રાખતી નથી,—પછી તે મારો સ્વામિ હો—ભાઈ હો—બાપ હો—કે ગમે તે હો! શોક કંઈ તો થશે, પણ ત્યારે દૈવ્યને દોષ દેવાનો આવકાશ છે. પણ હું જાણી જોઇને મારા પ્રાણથી વાહાલા જે સ્વામિ અને ભાઇ બાપ તેના મ્હોં ઉપર મેશ ચોપડવાની નથી.

**સુભાષ૦**—એ બધા જૂઠા માનની વાત છે. જક્તમાં જન્મીને શું લઈ જાવુંછે? જેટલા દહાડા વિધાતાએ સુખ નિર્માણ કર્યું હોય, તેટલા દહાડા ભોગવીને મરવું તો છેજ તો. અરે! તું જાણે છે, કે આયુષ્ય ચપળ કહેવાય છે. વીજળીના ચમકારાની પેઠે વહી જતાં વાર લાગતી નથી, અરે આ અમૂલ્ય ટાણે જે રંગભોગ કરી લીધો તે આપણા. મુઆ પછી શું સુખ મળશે એ કેમ જણાય? વિશ્વાસ કેમ રખાય? આ સંસારનું સુખ છોડીને જવું છે એનો નિશ્ચય. ત્યારે હાથમાં આવેલું સુખ ભવિષ્યના સુખ પર ભરોસો રાખી જવા દેવું એ મૂર્ખાઈ છે. અરે! સખી, આપણે તરૂણીઓ છઇયે માટે હમણા મરીશું નહિંજ એનો નિશ્ચય નથી. માટે વિલાસમાંથી એક ઘડી પણ ગઈ તે મોટી હાનિ એમ સમજ. અને જુવાની સદાકાળ બેસી રહેવાની નથી. ગઈ કે ઓ! જશે! પછી સુખ મળવાનું નથી. આ ટુંકા આયુષ્યમાં સુખનું પર્વ તો માત્ર આ અતિ ટુંકી જુવાની છે. માટે તારાથી એનો જેટલો લાભ લેવાય તેટલો લે. મ્હારૂં કહ્યું માન. અરે!

( દુમિલા છંદ )

સખિ સ્હેલ કરો ક્ષણું એક વર્યો, ન મુકો ન વરો રસ રંગ ઝરો;
મુકિ રોપ છરો સુખમાંહિજ રહો, પ્રિત પાન ચરો અમિ આંખ. ઝરો,
સખિ સ્હેલ કરો સખિ સ્હેલ કરો! અર આ નખરો ત્રણ દીન ખરો;
પછિ આંખ ભરો ઘસિ હાથ ફરો, ન સમે ઉભરો રોઈ રોઈ મરો.

**વીર૦**—( કટાર કહાડી ) જો એક અક્ષર વધારે એવો બોલી, તો પહેલાં તારોજ જીવ લઇશ. તે દહાડે વચન પાળવાનું ડહાપણ કરતી હતી તેજ તું આજે ખરીવખતે મને આ પ્રમાણે શિખામણ આપવા નીકળી છે!

**સુભાષ૦**—તમે મરવા તત્પર હોશો, પણ મને તો હમણા મરવું ગમતું નથી.

**વીર૦**—તને કોણ કહેછે કે તું મર? આવે સમયે તારા નસીબમાં મરવાનું કયાંથી હોય? અને એ માટે દાસી મરવા યોગ્ય પણ નહિ

**સુભાષ૦**—તારી જોડે મને કેદ કીધી છે એટલે મરવાનીજ તો.

**વીર૦**—જા, સુભગાવાળા ઓરડામાં ભરાઇને ત્હારૂં કાળું કર. તારા સરખી ચળેલ સખી પાસે હોવાથી મને નુકસાન છે. તે ઓરડે સાંકળ છે

તે ફઇને ત્હારૂં રક્ષણ કર. તું મારી સાથે .મરે તો મૃત્યુ પણ અપવિત્ર થાય. હું એકલી ડરતી નથી.

**સુભાષ૦**—કાંઈ સમજજો ! જીદ ન કરો! જીવ શું કામ ખૂઓછો ?

(લાલરાજ આવે છે.)

**વીર૦**—અરે! પરમેશ્વર! પેલો દૈત્ય આવ્યો! હે પ્રભુ તું મ્હારૂં રક્ષણ કરજે.

**સુભાષ૦**—ત્હારૂં લાગ્યું તું ભોગવ. મારામારીપર આવશો, તો માંહેથી તાળું દીધા વગર હું રહેવાની નથી. પણ કંઈ સમજજે કાળ જોઇને વર્ત્તવું. (જાયછે)

**લાલ૦**—હું તારાપર આટલો પ્રેમ રાખુંછું, ને મને દૈત્ય કહેછે તે ઠીક નહિ.

**વીર૦**—દૈત્ય શું પણ હું તને બ્રહ્મરાક્ષસ સરખો દુષ્ટ ગણુંછું. કાંઈ તને શરમ નહિ આવી? આટલું, આટલું મ્હેં તને સમજાવીને કહ્યું, તે છતાં છેક આમ કીધું! મારે તારી સાથે ભાષણ ન કરવું જોઇયે તોએ મ્હેં દેહેરામાં કીધું તેનો બદલો તું આવો આપે છે! અરે! પાપી! મને ગણિકાના ઘરમાં છળથી લાવતાં કાંઈ પણ તને વિચાર નહિ પહોંચ્યો? હુંજ રાંડ પાપણી કે તે વખતે હું તારી સાથે બોલી, અને તારા અપમાન ભરેલા શબ્દ સહન કરી રહી. જો મ્હેં મારા પરાક્રમી રાજાને કહ્યું હોત. તો તેણે તને ક્યારનો જમપુરીમાં વદાય કર્યો હોત. હું કોની સ્ત્રી અને કોની કુંવરી?

**લાલ૦**—હે પ્રેમદા, તમે નહિ કહ્યું તે ઉપરથીજ હું માની લઉંછું, કે તમે લાજથી મ્હોંઢે ના કહોછો, પણ અંતરમાં કંઈ પ્રીતિ છે.

**વીર૦**—એમ ન સમજ, કે મારા સ્વામિથી મ્હેં કંઈ છાનું રાખ્યું છે. પહેલાં તારી સાથે મારા દુર્ભાગ્યને યોગે જેટલી વાતચિત્ત થઈ હતી તેટલી પરણ્યા પહેલાં મ્હેં તેને કહી દીધી છે. અને જ્યારે મારા સત્યનો તેને વિશ્વાસ બેઠો ત્યાર પછીજ, મ્હેં મારા મનના માન્યા સ્વામિનો સ્વિકાર કીધો. મારે છાનું રાખવાનું શું હતું?

**લાલ૦**—વાહ, હવે તમારો ક્રોધ સમાવો. મ્હેં આટલો છળ કીધો તે શા માટે? તારાપર જો મારો પ્રેમ ન હોત તો શું કામ કરત? હું તારાપર આટલો પ્રેમ રાખું, ને તું મારો તિરસ્કાર કરે, એ તને ઘટતું નથી.

વીર૦—લાલરાજ! તમને આવા મોટા સેનાપતિના દિકરા થઇને આમ કરવું ઘટતું નથી, તમે પ્રતિષ્ટિછો, વિદ્વાનછો, અરે હાલને સમે કુલીનછો, અત્યાર સુધી શીલ કહેવાઓછો—એ બધાપર પાણી ફેરવી બાપને લાજ નહિ લગાડો.

લાલ૦—એટલું બધું છતાં પણ આજે આમ કરવા નીકળ્યો છે તે ઉપરથી મારા જીવમાં કેટલો કામાવેશ હશે તેનો વિચાર કર.

વીર૦—સમજીને પાછા જાઓ. અરે! કહો તો હું તમને પગે લાગું. એટલી દયા કરો. તમો મોટા શૂરા થઇને અબળાને દમો નહિ.

લાલ૦—અરે પ્યારી હું તને દમતો નથી. તું મને પગે શા માટે લાગે? હું તને લાગુંછું. અરે! જા, આજે મારા દિલની વાત તને કહુંછું જીવ જાએ એવી છે તોપણ. અમે કેટલાકે મળી એક મોટો મનસુબો ધાર્યો છે. ઘણા ખરા મંત્રિઓ અને સુભટો અમારા પક્ષમાં આવ્યા છે, અને જોજે, કે સિદ્ધરાજ આવો મોટો છે, તોપણ એક બે મહીનામાં અમે તેને રાજ ભ્રષ્ટ કરિયે છઇયે, ગુરૂજી કુમારપાળને સજા કરવાને મથે છે, પણ નિશ્ચય રાખજે, કે આજે તને પગે લાગે છે, તેને માથેજ છત્ર ધારણ થવાનું છે. તે વખતે હું તને રાણી કરીશ. અરે! પટરાણી કરીશ તું કહેશે તેમ ચાલીશ. પણ આજે તું મને સુખી કર, કે હું અમૃત પીને અમર થઈ સાહસ કર્મમાં નિર્ભયપણે કૂદી પડું.

વીર૦—તારા રાજપર પૂળો મૂક. આજે ત્હેં સ્રીની સાથે છળ કીધો, અને હવે તારા આનંદાતાને મારવાનો તું વિચાર કરેછે! ધિઃક્કાર તારા જીવતરને! ત્હારૂં બોલવું જેમ જેમ હું વધારે સાંભળુંછું તેમ તેમ મને વધારે કંટાળો આવતો જાય છે. અરે! બ્રહ્મ! ત્હેં આવો દુષ્ટ પૃથ્વિપર શા સારૂ સરજ્યો હશે? અરે! યમરાય, તું એને કેમ લઈ લેતો નથી.

લાલ૦—(ચિઢવાઇને) મૂર્ખની આગળ વાત શી કરવી! આ સમયે તું મારે વશ છે—

વીર૦—અરે તું મારી નાંખ! પણ મારી આબરૂ લેતો નહિ.

લાલ૦—તું સમજે તો તારી આબરૂ જાય એમાં હું ખુશી નથી. બીજા ઓરડાની સાંકળ દેતો આવ્યોછું એટલે જામોતી પણ શું થાયછે તે જાણવાની નથી. હું પછી ના કહીશ કે—

વીર૦—લાલરાજ! તું એમાં સાર કહાડવાનો નથી ઉભો રહે ત્યારે.

(જોડેના ઓરડામાં જાયછે.)

લાલ૦—ક્યાં જવાની હતી? જામોતીએ કંઈ કામ કાચું રાખ્યું નથી. ભલમનસાઇથી સમજે તો ઠીકછે, નહિ તો હું એને છોડવાનો તો નથીજ. (વીરમતિ કાછડો મારી, ચોટલો છૂટો મૂકી, કોપાયમાન થઈ કટાર લઈને આવે છે.)

વીર૦—યાદ રાખ, સાર કહાડવાનો નથી. બેમાંથી હું નહિ કે તું નહિ.

લાલ૦—(હાથ પકડી) એ જોર મારી આગળ ચાલવાનું નથી.

વીર૦—(હાથ તરછોડી નાંખી ઓરડાના એક ખૂણામા ઉભી રહી) હે! અંબિકાજી! મારી લાજ તમારે હાથ છે. તમે ચેતવી હતી, તે પ્રસંગ આવી પહોંચ્યો, હવે દર્શન દેવામાં કંઈ વિલંબ કરો નહિ—ઘડીમાં કંઈ નવું જૂનું થઈ રહેશે. હે! મા! મ્હારૂં રક્ષણ કરનાર તું છે.

લાલ૦—(પાસે જઈને) ગાંડાઈ છોડી દે. આજે દેવના દેવે પણ સહાય થવાની નથી.

વીર૦—હે જગતંબે! ત્હેં હજારો દૈત્યનો વધ કીધો છે તેમાંનું કાંઈ પણ બળ મારામાં પ્રેર. અરે! હું જીવું એમ તો માગવા જોગ મ્હેં શી સેવા કીધી છે, પણ મરીને પણ આબરૂસર છૂટું, એટલું તો બળ મને આપજેજ.

લાલ૦—(પાછો હાથ પકડીને) હું સાંખી રહુંછું. ત્યાં લગી કે!

વીર૦—(ત્રાડી) આવ! ત્યારે. જો હવે તારી શી અવસ્થા થાયછે!

(એમ કહીને એવા જુસ્સાથી લાલરાજના ઉપર તૂટી પડેછે તે ગબડી હેઠે પડેછે. વીરમતી છાતી ઉપર ઘુંટણ મૂકી માથા ઉપર કટાર ઉગામી ઉભી રહેછે.)

લાલ૦—નાના! તારામાં સામર્થ્ય તો ઘણુંછે ખરૂં.

વીર૦—અરે! પાપી તારૂં મરણ માથે ભમે છે, ને તને હાસ્ય કેમ સૂઝે છે! બોલ, હવે ત્યારૂં વાલી કોણ છે? (બુમ પાડવા જાયછે ત્યારે મોં દાબેછે) હવે તને મારતાં કંઈ વાર નથી.

લાલ૦—જરા મને બોલવા દે પછી મારવો હોય તો મારજે. હું મુર્છા વશ થયો હતો તે વેળા ત્હેં શું કહ્યું હતું, અને કેવી બરદાસ રાખવાની ગોઠવણ કરી હતી, તેના બધા સમાચાર મારી પાસે આવ્યા છે;—અને ઉપરથી મારી ખાતરી થઈ, કે તારા દિલમાં મારી દાઝ છે—

વીર૦—તે વાત મને સંભાર નહિં અરે! અવગુણિયા મારા મનમાં તો હજી પણ છે, કે તને ન મારવો પડે તો સારૂં. પણ તું સમજે તો છોડી દઊં.

લાલ૦—તારો પ્રેમ નથીજ, ત્યારે હું બળાત્કાર કરવાનો નથી. જા, હવેથી હું તારા ઉપર એવી નજર નહિ રાખું, પણ—બહેન પ્રમાણે ગણીશ

વીર૦—(છોડીદઇને ઉઠી) સમજ્યો, તો બહુ સારૂં થયું. હવે મને આ નરકમાંથી છોડાવ, આટલું કીધું તે સઘળું ભૂલી જઈ હું તારા ઉપર ભાઈ પ્રમાણે હેત રાખીશ.

લાલ૦—(ખડખડ હસીને) આનો ઓચિંતો તેં ધસારો કીધો તેમાં હું દબાઈ ગયો. હું તને છોડીશ એવી આશા રાખેછે કે?

વીર૦—ફટ! વિશ્વાસઘાતી. જીવતો મુકયો તેનું ફળ આજ કે!

લાલ૦—(કમર બાંધી) ફળ તો કેટલાક માસ પછી જણાશે. હ-મણા તો—

વીર૦—તું તો ત્હારૂં મોતજ સોધેછે એમાં શક નહિં!

(ખેંચાખેંચીમાં વીરમતિ પડી જાયછે અને લાલરાજ કટાર છીનવેછે.)

લાલ૦—જો, હવે કેમ બનેછે.

વીર૦—(ચીસ પાડેછે) હાય! હાય! મારી કટાર લઈ લીધી! હવે શું થશે અરે!

લાલ૦—હવે બકબકાટ કરતી છાની રહે. ત્હારૂં તે મારી આગળ કેટલું જોર! ત્હેં મને બેવકુફાઈથી છોડી દીધો, પણ હું છોડવાનો નથી, હા કહેશે તોપણ.

વીર૦—અલ્યા! તું પ્રેમ પ્રેમ કર્યા કરેછે તે જો જરાપણ હોય, તો મને છોડતો નહિ—લે મ્હારૂં મસ્તક છેદી નાંખઃ—હું મરતી મરતી પણ તને આશિષ દેતી જઇશ.

લાલ૦—ત્હેં મારી સાથે માન થોડું રાખ્યું'તું? હવે ત્હારૂં પતિવ્રત્ત કેમ પળેછે; તે જોઊં.

વીર૦—હાય! હાય! જે દેવીની ઊંઘ હતી તેજ કેમ નિર્દય થઇ-ને બેઠી છે!

લાલ૦—હવે દેવદેવલાં જેટલાં હોય તેને બોલાવની. જોઊં શું કરેછ?

વીર૦—અરે! આવાં નિંદક વચન કેમ માજી સાંખી રહોછો? અ-

રેરે! ઉપર કોઈ મારી સહાય કરે એવું નથી કે? અરે! દ્રૌપદીના ચીર પૂરનારો ક્યાં ગયો? હાય! હાય! અરે ભગવાન! મ્હારૂં કોઈ સાંભળતું નથી! દેવતા બહેરા થઈને બેઠા છે. અલ્યા! લાલરાજ! તને પણ કંઈ દયા નથી? દેવતા દયા નથી કરતા, તો તું તો કર.

**લાલ૦**—તેં મારી જો અસલથી દયા જાણી હોત, તો આ પ્રસંગજ નહિ આવત. મારો પ્રેમ—

**વીર૦**—પ્રેમ પ્રેમ કરતો છાનો રહે! પ્રેમ હોય, તો મારો દુશ્મન થઇને લાગે? પ્રેમ હોય તો વ્હાલામાં વ્હાલી વસ્તુનું હરણ કરે? અરે, મારો પૈસો લઇલે! વનમાં મૂક! જીવ લે! રીબીરીબીને માર!—પણ અલ્યા પરમેશ્વરને વાસ્તે મ્હારૂં પતિવ્રત્ત ભંગ ન કર.

**લાલ૦**—હવે ગમે તેટલું બોલ, હું સાંભળનાર નથી. તારી સાથે વાત કરવી એ મિથ્યા. આ દોરડું જોયું? એણેવતી તારા હાથ પગ બાંધું છું. પછી તું શું કરનાર છે. **(એમ કરવા માંડેછે.)**

**વીર૦**—**(નિરાશ થઇને રડી પડી)** અરે! દૈવ! મ્હેં પૂર્વ જન્મે શાં પાપ કીધાં હશે, કે આ દહાડો આવ્યો! **(છાતીફાટ રોતી લાલરાજને પગે લાગી)** અરે સરદાર! મને જવાદે. કંઈ દયા આણ! અલ્યા લાલરાજ, તને આ ઘટેછે! અરે! દુષ્ટને શું કહેવું? શિવ! શિવ! શિવ! શિવ! સઘળા દેવતા દુષ્ટને સહાય થયાછે! અરે! મારા પરાક્રમી રાજા! તમે પણ મારો સાદ સાંભળતા નથી! બીરજ! તું આજે હાસ્યવિનોદમાં બેઠોછે, પણ જાણેછે કે તારી બહેનની શી અવસ્થા થાયછે? અલ્યા પાપી સિદ્ધરાજ! તારા રાજમાં રજપૂતાણીની લાજ લુટાયછે, તે કાં જાણતો નથી?

**લાલ૦**—કેમ બુમ પાડીને થાકી. જોર હોય, તો હજી બરાડ.

**વીર૦**—**(જુસ્સાથી)** હા! મને સાંભરી આવ્યું. કટાર લઈ લીધી તો શું થયું? દાંતવડે જીભ કરડીને મરવાનું મારા હાથમાં છે. અલ્યા દુષ્ટ, હું હવે તારાથી ડરતી નથી. માતાજીએ મને સવેળાએ બુદ્ધિ સુઝાડી, અલ્યા પર્વતો ડગે અને સમુદ્ર મર્જાદ મૂકે, તો શું થયું? સૂર્ય ચૂકીને પૃથ્વીપર પડે, અથવા ધ્રુવ સ્થાનભ્રષ્ટ થાય, તોપણ શું થયું? હું મારૂં પતિવ્રત્ત છોડનાર નથી.

**લાલ૦**—**(અમર્યાદાથી અડકીને)** જોઉં, દાંત કરડીને કેમ મરાયછે.
**(એક હાથે મોં પકડેછે.)**

સોરઠા.

સળકે *મણીધર જેમ, સોય અણી ઉર અડકતાં;
ઉછળે વાઘણુ જેમ, નિજ અર્ભક×પર કર જતાં;
ચમકી છટકી ઝટ્ટ, તુટયા બંધન તડતડી;
લોચન લોહિ ઝરંત, જાણે ચંડી રણ ચ્હડી.
ઝુંટવિ લીધુ ઝપ ખડ્ગ, ટક્ક ટક્ક દુષ્ટજ જુએ;
ભચ્ચ ઘોંચ્યું પિસિ દંત, સત્ય પ્રગટયું રૂએં રૂએં
દૈત્ય દળ્યો જોતાંજ, ચાંચડવત ઉર ક્રોધથી;
વાજાં ચોઘડિયાંજ, વાગ્યાં ધન સતિ વિરમતી.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—શ્મશાન.

જગ૦—અરે! હું હિંયા અચકાઇને કેમ ઉભોછું? ઉભા રહ્યાથી મહારાજે જે કામ સોંપ્યું છે તે કંઈ થવાનું નથી, આ સ્થાનક વિકરાળ છે ખરૂં, પણ મારે ડરવું શું કામ જોઇએ? ચારે દિશાએ એકે ઝાડ દ્રષ્ટે પડતું નથી, માણસનું જણ્યું કોઈ દેખાતું નથી. નગરનો ઘોંઘાટ હિંયા સંભળાતો નથી, હું બુમ પાડું તો કોઇ સાંભળે એવું નથી.—ભડકા થાયછે, હોલિવાઇ જાયછે, અને પાછા થાયછે, પૃથ્વિથી અધર તાડ જેવાં કોઈ ફરેછે, અને પાછા અલોપ થઈ જાયછે. એ સર્વે કાયરના ગાત્ર ધ્રુજાવવાને સમર્થછે એ ખરાં, પણ હું રજપૂત બચ્ચો થઇને જો ડરૂં તો મારિ જનનિ નહિં લાજે! અરે! વીરમતિ, તું મારી હિંમત મુકાવે છે. પરણ્યાને એક પણ દહાડો થયો નથી! મને કાંઈ થાય, તો એ કેટલી શોકાતુર થાય, એનો હું જ્યારે વિચાર કરૂંછું ત્યારે મારા પગ આગળ ચાલતા નથી. મનુષ્યનું ભૂત પ્રેતાદિક આગળ શું ગજું? પણ એવું કહેવાયછે, કે કેટલાકે શુરપણાથી ભૂતને પરાજય કરી વશ કીધાછે. ત્યારે તે પણ માણસ હતા, ને હું પણ માણસછું. વીરમતિ! તારે મને અટકાવી રાખવો નહિ જોઇએ. રજપૂતની સ્ત્રિયે તો સ્વામિ રણમાં ચઢે ત્યારે ઉત્સવ કરવો. ચલ, હવે ઉભા રહેવાનું કામ નથી. (**આગળ જઈને ભૂતના સામો ઉભી રહી**) તમો કોણછે?

---

* નાગ. × બચ્ચાં.

ભૂત૦—ચાલ્યો જા તારે રસ્તે !

જગ૦—હું પૂછુંછું તેટલું તમે મને કહેશો નહિં ત્યાંલગી હું જનાર નથી. તમે કોણ માણસ છો, પ્રેતછો, ભૂતછો, પિશાચછો, ચૂડેલછો, કે કોણ છો ? તે મને કહો.

ભૂત૦—માટીના પૂતળા ! તું સમજીને ચાલ્યો જા. હાથે કરીને મોત શિદ માગે છે ?

જગ૦—એટલું બધું સામર્થ્ય છે, તો એકઠાં મળી રડવા શું કામ બેઠાછો?

ભૂત૦—વનું મા બોલ ! વનું મા બોલ ! અમને મ્હેણું મારેછે? શું કરિયે જે અમે શોકમાં છઇયે, બાકી તને પાછું પૂછવાનો સમય આવત નહિ. અલ્યા ! દુઃખને શોક સર્વેને માથેછે ! દૈવ અજીત છે. તેના આગળ માણસ, દૈત્ય, પિશાચ, નાગ, દેવ, અને બ્રહ્મા, વિષ્ણુ ને શિવ પણ તરણાં સરખાં છે. દૈવ કોઇને છોડતું નથી. કોઈ ને કોઈ સમયે બધા એના સપાટામાં આવી નાશ પામે છે !

જગ૦—દૈવ જો સર્વને માથેછે, અને તેના સિવાય કોઇથી કાંઈ થતું નથી, તો તમે મારો આટલો માનવી જાણી તિરકાર કરોછો તે ન કરો. હું તમારાથી ડરતો નથી. હું તમને મિત્રાઇથી પૂછુંછું, કે કોણછો, તેનો ઉત્તર આપો.

ભૂત૦—અલ્યા શું પૂછેછે? અમે આ સઘળા રોઇયે છઇયે તે સિદ્ધરાજના પિતર છઇએ. હવે તું જા.

જગ૦—હું જે કામે આવ્યોછું, તે થશે ત્યારે જઇશ. વારૂ, હવે રડોછો શું કામ ? જો સિદ્ધરાજ મહારાજના પિતર હો, તો આજે એમણે આ જે અક્ષય કામ કીધું તેથી આનંદ પામવું જોઇએ.

ભૂત૦—મનુષ્યની આંધળી આંખે એમ દેખાયછે, માટે તેનાથી આનંદ પમાય. અમને વર્ત્તમાન અને ભવિષ્ય સરખું સુઝેછે, તેથી શોક ન કરિયે તો શું કરિયે ?

જગ૦—ત્યારે મને તે કહો.

ભૂત૦—ગાંડા, પરમ શક્તિયે કરૂણા કરી તમારી દૃષ્ટિથી ભવિષ્ય અળગું રાખ્યુંછે, અમારે તેમ નથી. ભાવી દુઃખના શોકથી છતું સુખ હોય તેનો પણ એકે ઘડી અમારાથી ઉપભોગ થતો નથી. ભવિષ્ય જ્ઞાન કોને સુખ કરેછે, કે જેના ભવિષ્યમાં હમેશાં સુખજ છે. અમને પ્રેતયોનિમાં ભ-

વિષ્ય જ્ઞાન આપ્યુંછે તે માત્ર દુઃખ દેવાને માટેજ.

જગ૦—પણ કહો, તો તેનો અગાઉથી કંઈ ઉપાય થાય.

ભૂત૦—(જરા હસીને) ઉપાય! ભવિષ્ય ટાળવાના ઉપાય? વારૂ સાંભળ. કાલે સવારે દશ વાગતે સિદ્ધરાજનું આયુષ્ય પૂરૂં થાયછે. હવે અમારૂ શ્રાદ્ધ કોણ કરશે? યજ્ઞાદિ ક્રિયા કરી હવે અમારો ઉદ્ધાર કોણ કરશે? અમારા કુળનો દીવો છે, તે અસ્ત થવાની તૈયારીમાં આવ્યો—હજી એના પછી ઘડી બેઘડી પ્રકાશશે, પણ પછી થઈ ચૂકયું.

જગ૦—એનો કંઈ ઉપાય છે? હોય તો કહો. પેલા ગાયછે કોણ?

ભૂત૦—ઉપાય અમારા જાણ્યામાંનથી. ગાનારને તું જાતે જઇનેજ પૂછ (જગદેવ તે તરફ જાયછે.)

જગ૦—(ત્યાં જઇને) તમે કોણછો? શામાટે હસો રમોછો?

ભૂત૦—અલ્યા! અમારે મહા ઉત્સવનો દહાડો છે. તું માનવી જાતછે, તોપણ ખાઈ પીને મઝા કરવી હોય, તો આવ અમારી સાથે. (એક મુડદું અને લોહી ભરેલી ખોપરી આપવા માંડેછે) લે આ, જોઇતું હોય તો.

જગ૦—(પાછો હઠી) મારે નહિ જોઇએ. એટલા હરખનું કારણજ કહો એટલે થયું.

ભૂત૦—આજે અમારા મંડળમાં એક મોટો પૃથ્વિપતિ આવવાનોછે. સિદ્ધરાજને અમે કેટલા દહાડા થયા લેવાનું ધારતા હતા. તે કાલે અમારા હાથમાં આવવાનો છે. એને સારૂં અમે આ રથ લાવ્યા છઇયે, તે જોયો. કાલે સવારે દશ વાગતે સ્નાન કરી પીતાંબર પહેરીને દેવસેવામાં જતો હશે, કે અમે પકડી લઇશું.

જગ૦—તમે એવું કામ કાં કરોછો? આ સમયે સિદ્ધરાજ જેવો બીજો કોઈ ક્ષત્રિ આખી પૃથ્વી ઉપર નથી. એના જેવો શૂરો, ઉદાર, અને તેજસ્વી રાજા કોણ છે? વારૂ એનો કંઈ ઉપાય નથી. એવું કોઈ વૃત્ત, યજ્ઞ, દાન નથી, કે તેથી એ ઉગરે?

ભૂત૦—છે, પણ તે બને એવું નથી, માટે કહેવાથી શો ફાયદો? સિદ્ધરાજના સરખાજ ઊંચા કુળનો કોઈ રજપૂત પોતાની મેળે તેના મસ્તકનું અમને બળિદાન આપે, તો અમે એને જવા દઇએ. પણ એવું કોણ મળનાર છે?

**જગ૦**—મ્હારૂં મસ્તક ચાલશે? હું પરમાર વંશનો છું એ વંશ કંઈ—

**ભૂત૦**—ઉતરે એવો નથી. પણ તું શું કામ મરેછે?

**જગ૦**—ત્યારે તમે કોઈ જતાં નહિ. હું હમણા મારી સ્ત્રીને પૂછી આવુંછું.

**ભૂત૦**—( ખડ ખડ હસીને ) સ્ત્રીને પુછીને! હા! હા! સ્ત્રીને પૂછીને પરાક્રમ થતાં હશે? સ્ત્રી તે મરવા જવાની હા કહે? અને હા કહે એવી સ્ત્રી પ્રેમહીન હોય, તો તેને પૂછવુંજ લાયક નથી. પણ હા! હા! હિંમત કેમ ચાલે?

**જગ૦**—હું નહિ આવું ત્યાર પછી, મારી હાંસી કરવી હોય તેટલી કરજો. હું એ ઘડિમાં આવ્યો; જતાં નહિ. (જાયછે.)



## પ્રવેશ ૫ મો.

### (સ્થળ—સિદ્ધરાજનો મ્હેલ)

**સિદ્ધ૦**—(**વિચારમાં ગરક**) જેટલું કહ્યું હતું તે સઘળું થઇ ચૂક્યું હવે કાલે મ્હારૂં મરણ છે એતો નિશ્ચય; એમાં શક નથી. હવે મરણના ભયથી શોકાતુર થવું ન જોઇએ. હવે તો એટલી ટુંકી મુદ્દતમાં મારા આત્માના કલ્યાણનું કંઈ સાધન કરવું, કે તે કામ આવે. હજી શ્રીપૂજ્ય આવ્યા નહિ કેમ? તેડું મોકલ્યાને તો બહુવાર થઈ ગઈ. પણ રાખ! એમાં કંઈ કપટતો નહિ હોય? કપટ શેનું હોય? હુંજ પાપીછું, કે હજી શંકા આણ્યા કરૂંછું. પિતરમાંના જેટલાં મ્હેં જીવતા જોયાં હતાં તેમને મ્હેં મારી આંખે બરાબર તેમાંથી ઓળખ્યાં. નિશ્ચય એ શ્રીપૂજ્ય સિદ્ધ પુરૂષ છે. એ કહે તેમજ ચાલવું. જે ખરો હોય તે આપણો ધર્મ—એમાં અભિમાન રાખવો તે ખોટો. (**જ્ઞાનવિજય આવેછે.**)

**જ્ઞાન૦**—કેમ રાજા શું વિચાર કરેછે? મ્હે કહ્યુંતું તેની પરીક્ષા જોઈ?

**સિદ્ધ૦**—(**પગે લાગી**) હા, મહારાજ, તમે જે કહ્યું હતું તે પ્રમાણે સઘળું મ્હેં મારી નજરે જોયું. તમે કોઇ અલૌકિક મૂર્ત્તિછો. હું તમારો હવે દાસછું; મારા ઉપર કરૂણા કરી ઉદ્ધાર થાય એવું સાધન બતાવો.

**જ્ઞાન૦**—તું મ્હારૂં નહોતુંજ માનતો, માટે આટલો ચમત્કાર દેખાડવો પડ્યો. તારી ખાતરી તો થઈ. હવે તારી મરજીમાં આવે ત્યારે સુધર્મનું

જ્ઞાન મેળવવાની મેહેનત કરજે. ધર્મનું જ્ઞાન કેવું છે કે અંતરની ભક્તિ વિના આપ્યું તો તે નકામું જાય છે. મારે કંઈ ઉતાવળ નથી.

**સિદ્ધ૦**—મહારાજ, તમારે ઉતાવળ નથી, પણ મારે છે. મારા જીવતરમાં ત્રણ,ચાર પહોર બાકી રહ્યા છે, તે તો હમણા જતા રહેશે. રે! મારી મુઆ પછી શી અવસ્થા થશે? મ્હેં ઘણા ઘણા પાપ કીધાં છે! તે ભોગવતો હું કયારે છુટીશ!

**જ્ઞાન૦**—તારામાં આત્મજ્ઞાન આવશે, અને તું દીક્ષા ધારણ કરીશ એટલે તું મુક્ત થઈ રહ્યો.

**સિદ્ધ૦**—મહારાજ, ત્યારે મને દિક્ષા ઉતાવળથી આપો, હવે મારે કંઈ રાજનું કામ નથી.

**જ્ઞાન૦**—રાજ ત્યાગ કરવાની કાંઈ જરૂર નથી. રાજા પ્રગટ રીતે કોઈ ધર્મને માની તેને આશ્રય આપે, તો તેને વૈરાગ્યાદિક કાંઈ કરવાનું બાકી નથી.

**સિદ્ધ૦**—પણ સવારે જેને મરવું છે, તેને રાજનું શું કામ છે?

**જ્ઞાન૦**—એ વાતનો હજી કંઈ નિશ્ચય નથી. તું ઊગરે પણ ખરો.

**સિદ્ધ૦**—તે પણ તમે જાણ્યું કે, પણ એવી શરતે ઉગરવું મને પસદ નથી. થોડા આયુષ્ય સારૂ આટલા પાપમાં વળી હત્યાનો વધારો કરી કયારે છુટું? અરે? મને અઘરામાં અઘરી તપશ્ચર્યા હોય, તે બતાવો.

**જ્ઞાન૦**—વારૂ, જૈનધર્મ પાળવો તારે કબુલ છે? કેમકે એ ધર્મ સિવાય મુક્તિનું અને આનંદનું સાધન બ્રહ્માંડમાં બીજે ઠેકાણે નથી.

**સિદ્ધ૦**—હા, મહારાજ, તમે જે કહો, તે મને બધું કબુલ છે. તમે કરૂણા કરી ભ્રાંતિના ત્રાશદાયક સમુદ્રમાંની ચમત્કાર રૂપી નૌકાવડે બહાર કહાડ્યો છે.

**જ્ઞાન૦**—તને પેલા શાસ્ત્રી પુરાણિયો પાછા છળવા આવશે, અને કહેશે, કે મહારાજ આપણા વડીલોના ધર્મનો ત્યાગ કરવો નહિ. તેઓનું માનવું હોય, તો અગાઉથીજ મારી સાથે વાત ન કર. તારા દૈવમાં હશે તે થશે. કોઈ શું કરે?

**સિદ્ધ૦**—( પાછો પગે લાગી ) અરે! મહારાજ! કૃપાનિધાના હું કોઇનું માનનાર નથી. તમે જે કહેશો. તેજ સત્ય. હવે હું તમને પૂછ્યા શિવાય ડગલું ભરનાર નથી.

**જ્ઞાન૦**—આરે તુ નિશ્ચિંત રહે, કે ત્હારૂં કલ્યાણ થઈ ચુકયું. રાત્રિયે દિક્ષા અપાતી નથી. કાલે હું તને તારા પાપથી વિરક્ત કરીશ.

(**કેટલાક માણસ આવેછે.**)

**સિદ્ધ૦**—હે! તમે કેમ આવ્યા? મ્હેં આજે ના નહોતી કહી. મને એકાંત બેસવાદો; જાઓ.

**માણસો૦**—અપરાધ ક્ષમા કરો, મહારાજ. નગરમાં કોઈ ગુણિકાને ઘેર ખૂન થયું છે. કોઈ રજપૂતાણી સાથે તેણે કપટ કીધું એવું જણાય છે. સેનાપતિનો દિકરો માર્યો ગયો. અને તેથી તે માણસો લઇને ચઢયો છે.

**સિદ્ધ૦**—(**ગર્જના કરીને**) જાઓ! તમે ડુંગરશીને કહો, કે હું આવુંછું. ત્યાં લગી કોઇને છેડતો નહિ. જાઓ! ઘોડા મારી મૂકો, વાર નહિ લાગે. (**માણસ જાયછે**) હમણાં તો મહારાજ, આજ્ઞા હોય તો જાઉં.

**જ્ઞાન૦**—બેલાશક જાઓ, એ સેનાપતિના દિકરાને હું સારી પેઠે જાણુંછું; એ વિષયી બહુજ હતો. એ મુવો તે એના પાપેજ. એણે કોણ જાણે જુઠી જુઠી કેવી વાતો કરી હસે? એ બિચારી રજપૂતાણીને છળવાને.

**સિદ્ધ૦**—પણ નિશ્ચય રાખજો; કે રજપૂતાણી હશે, તો છેતરાઈ નહિ હોય. (જાયછે.)

**જ્ઞાન૦**—આ પણ ઠીક થયું. આ મારો મનસુબો જાણનારો ગયો. સિદ્ધરાજ કાલે ઉગરશે, તોપણ ઠીક છે. આપણા ધર્મમાં આવીજ ચૂકયોછે. અને નહિતો એ ઠીકછે—પછી કુમારપાળને ગાદી અપાવતાં કંઈ હરકત પડવાની નથી. મ્હારૂં રૂપ હુંજ સમજ્યો નહિ, કે અગાઉથી અચકાતો હતો. પરમેશ્વરના કામને વિઘ્ન નડેજ નહિ.



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—જામોતીનું મકાન.

(**લાલરાજને માર્યાની વાત સાંભળી જામોતીના ઘરમાં અને બારણા આગળ હજારો આદમી ભેળાં થઈ ગયા છે**)

**જામો૦**—હે કુવરી, તું કહે કે લાલરાજ જીવેછે. આ લોકો અમથા એકઠા થાયછે. એ ખોટી બૂમ કોણે ઉરાડી?

**વીર૦**—(**ઉંચી બારીમાંથી ગુસ્સે થઇને**) રાંડ! ચંડાળ વેશ્યા!

તારો બાપ મારી પાસે આવ્યો, તે વખતનો તેને મારી આ પોટલું બાંધ્યું છે. લે! (ફૂંકેછે) રાંડ! તું ચાવડા રજપૂતની કુંવરી સાથે કપટ કરવા આવી હતી! પાપણી! મારો સ્વામિ એ જાણશે, ત્યારે તારી શી અવસ્થા થાયછે તે જોજે. રાંડ! તારો નિર્વંશ જજો. બીજી સ્ત્રીઓ એમ કરે, અને તેની સાથે છળ ચાલે, પણ હું કોણ? મારા, અરે! મારા મ્હોં આગળ ત્હેં ગોલાને મોકલ્યો! ગોલો! મારે બારણે ખાસડા પકડીને બેસે તેને! મારા ઉપર ત્હેં બદનજર કરાવી! (**નીચેથી લોકો શાબાસ શાબાસ કરેછે.**)

(**ડુંગરસી સેવકો સાથે આવેછે અને જામોતી ઘરના બીજા ભાગમાં નાસી જાયછે.**)

**ડુંગર૦**—અરે! જામોતી! જામોતી! રાંડ ક્યાં ગઈ? મારો દિકરો ક્યાં છે? (**પોટલું છોડેછે**) હાય! હાય! રે! મારા દિકરા! અરે આ શું થયું? (**મો સામું જોઇને આક્રંદ કરે છે**)

**૧ લો માણસ૦**—ગમે તેટલું રડ, પણ કરે તેવું ભોગવે. ઇશ્વરને ત્યાં ઈનસાફ છે તો.

**૨ જો માણસ૦**—અરે! પરસ્ત્રીની આબરૂ લેવી એ તે કઈ રીત.

**૩ જો માણસ૦**—અરે! એ તે કંઈ જેવી તેવી દીઠી? રજપૂતાણી છે જો!

**૪ થો માણસ૦**—ધન્ય છે રજપૂતાણીની હિંમતને.

(**બીજા બધા ધન્ય છે ધન્ય છે એમ બૂમ પાડે છે.**)

**૫ મો માણસ૦**—ધીમે ધીમે બોલ. સેનાપતિ સાંભળશે.

**૬ ઠો માણસ૦**—કોણ જાણે શી તકરાર થઈ હશે તેમાં મારી નાંખ્યો?

**૪ થો માણસ૦**—આબરૂપર વાત આવે, ત્યારે શું કરે?

**૫ મો માણસ૦**—ત્યારે ગુણિકાના ઘરમાં આવી શું કામ? વાંક બંનેનો.

**૩ જો માણસ૦**—કોણ જાણે શું કપટ કરીને લાવી હશે? રજપૂતાણી જાણી જોઇને, તો આવેજ નહિ.

**ડુંગર૦**—(**નિસાસો મૂકી**) હવે થનાર થયું. શોક કરવાનો, તો આખો જન્મારો છે. આજે તો મારૂ ઘર ધૂળ કીધું તેની ખબર લઊં. આ બારણું ખોલો! (**સેવકોને**) એ રાંડ હત્યારી ક્યાં ભરાઈ છે?

**સેવક૦**—સરદાર, બારણાં લોઢાનાં છે, તે કેમ ઊઘડશે?

**ડુંગર૦**—સુથારને બોલાવો! લુહારને બોલાવો! ગમે તેને બોલાવો!

ગમે તેમ કરી ઉઘડાવવાં જોઇએ. ઓ! પેલી ઉપર બારી ઉઘાડી છે, દાદર લાવો. (દાદર લાવેછે અને એક તે ઉપર ચેઢેછે.)

**વીર૦**—( **બારીએથી** ) ખબરદાર જો અંદર ઉતર્યા તો.

**ડુંગર૦**—જા, બેવકુફ! શું ડરેછે? હમણા એની ખબર લઇએછ.

**(તે બારીમાં ડોકું ઘાલે છે એટલે વીરમતિ ગુસ્સાથી કાપી નાંખેછે.)**

**વીર૦**—જેટલાને આવવું હોય તે આવો. હું ડરતી નથી. બધાની એજ અવસ્થા.

**ડુંગર૦**—જા, તું અલ્યા બીજો. (**એમ પાંચ છ ચઢયા તેનાં માથાં કાપી નાંખ્યાં**) હવે કેમ કોઇની હિંમત ચાલતી નથી. ( **કોઈ જવાબ દેતું નથી.** )

**૧ લો માણસ૦**—ઓ! ઘોડાના પડઘા સંભળાયછે! સિદ્ધરાજ મહારાજ પધાર્યા, હવે ગરીબની વહાર થશે.

**૨ જો માણસ૦**—હવે બિચારી રજપૂતાણીને દમેછે, તે નહિ દમાય.

**( એમ બધા બૂમા બૂમ કરે છે )**

**૩ જો માણસ૦**—ઉલટો ચોર કોટવાળને ડંડે. (**સિદ્ધરાજ આવેછે.**)

**સિદ્ધ૦**—બધા ખસો! નકામું ધાંધળ કરી મુકયું છે. હે પુત્રી, તું કોણ છે, કયા રાજાની કુંવરી, અને કોને ત્યાં પરણી છે?

**વીર૦**—મહારાજ, હું આજ ગામના બીરજની બહેન, અને ઉદયાદિત રાજાના નાના કુંવર સાથે પરણીછું.

**સિદ્ધ૦**—પણ ત્હેં આટલાં બધાં મારાં માણસ કેમ મારી નાંખ્યા?

**વીર૦**—( **ગુસ્સાથી** ) મહારાજ, આ વેશ્યા કપટ કરીને મને હિંયા લાવી, અને પછી એક ગોલો બળાત્કાર કરવા આવ્યો! તે માટે, મહારાજ! મ્હેં તેને માર્યો. હું રજપૂતની દિકરીછું, હું કેટલાને મારીશ, ત્યાર પછી પડીશ મ્હેં ના કહી, તોપણ આ મૂર્ખાએ માણસોને ઉપર ચઢાવ્યા. તેને મ્હેં માર્યા. પરમેશ્વર કરશે તે ખરૂં, પણ હું મરીશ તે પહેલાં ઘણાને તો જમપુરી ભણી વદાય કરીશ. (**જગદેવ આવેછે.**)

**જગ૦**—(**ગાભરો ગાભરો**) ચાવડી રાણી! બારણાં ઉઘાડો.

**વીર૦**—(**બારણા ઉઘાડી**) ઓ! મારા સ્વામિજી **ગદગદ કંઠે ભેટી પડે છે.)**

**જગ૦**—તને બહુ દુઃખ પડ્યું. અને હજી કોણ જાણે કેટલું પડનાર છે?

**વીર૦**—તમે મળ્યા, હવે મને કંઈ દુખ થનાર નથી.

**ડુંગર૦**—હે મહારાજ, હે પૃથ્વિપતિ, મારા દુખ સામું કંઈ નજર કરો. મારૂ ઘર ઉખેડી નાખનારને સારૂ આપ શી શિક્ષા ઠેરવોછો?

**સિદ્ધ૦**—આ કુંવરીએ માત્ર પોતાના પત્તિવૃત્તનું રક્ષણ કીધું. જ્યારે કોઈ ગોલો રજપૂતની સ્ત્રી કિંવા પુત્રિને વેસ્યા કરવાનું મનમાં ઇછેછે, ત્યારે નિશ્ચય જાણવું કે કોઇ પ્રકારે તેનું મોત આવી ચૂક્યું. એ રાંડ ગણિકા ક્યાં ગઈ? (**માણસો દોડેછે**) હે કુંવરી! તને શું સમજાવીએ રાંડ હિંયા લાવી?

**વીર૦**—એ આપની રાણીજીનો વેશ લઇને મારે ત્યાં આવી, અને રાજમાતાને સમજાવીને તેડી લાવી. આપની હજુરનાં માણસો, અને રથ પણ કોણ જાણે શી રીતે લાવી હતી? મને કહ્યું કે હું તારી ફોઇજી લાગું, અને સિદ્ધરાજ મહારાજની માનીતી રાણી. અરે! એવી એવી કીધી, કે અમને જરા પણ શક પડ્યો નહિ.

**સિદ્ધ૦**—એને એવી શિક્ષા કરીશું, કે ફરીથી કોઈ એમ કરે નહિ.

(**જામોતી આવેછે.**)

**જામો૦**—(**ધ્રુજતી ધ્રુજતી**) હે મહારાજ! અપરાધ ક્ષમા કરે. હું તમારી ચોર છું. (**પગે લાગે છે.**)

**સિદ્ધ૦**--(**એક લાત મારી**) હવે માફ માગવા આવી છે! આઘી ઉભી રહે! ખબરદાર, જો મારી પાસે આવી તો! તું અમારા માણસ અને રથ ક્યાંથી લાવી? બોલ સાચુ!

**જામો૦**—મહારાજ, એક અક્ષર જુઠો કહેવાની નથી. પરમેશ્વર સાક્ષી છે (તમે તો નહિ માનો તોપણ) કે મ્હેં લાલરાજને કેટલી ના કહીતી, કે મારાથી રજપૂતાણી સાથે છળ નહિ થાય. મહારાજ, તમે દેશવટો દીધો છે, તે હુકમ ફેરવાવી આપીશ એવી લાલચ આપી, તોએ મ્હેં ના કહી. એણેજ મને આ છળની રીત બતાવી.

**સિદ્ધ૦**—કાળાં કર્મની કરવાવળી, તારી બધી વાત મારે નથી સાંભળવી. આ માણસ અને રથ કોણે આ ગોલાએ આણી આપ્યાં હતાં, કની?

**જામો૦**—હા, મહારાજ, જુઠું શું કામ બોલું? (**બીરજરાજ દોડતો આવેછે.**)

**બીર૦**—હે પૃથ્વિપતિ, મારી બેહેન ક્યાં છે તે મને બતાવ, નહિ તો હું તમારી—

**વીર૦**—ઓ! ભાઈ. આ રહી.

**બીર૦**—(ગદગદ કંઠે) જીવતી તો છે, પણ હે નહિ તો—

**જગ૦**—કાંઈ ચિંતા નહિ રાખો. નહિ તો, એ અને આ બધામાંનું કોઈ પણ તમે હમણા જિવતું દેખત?

**સિદ્ધ૦**—બીરજરાજ, ગાભરા નહિ પડો. તમારા કુળને—અરે! રજપૂત નામ જે ધરાવતા હશે તેના કુળને—આ તમારી શૂરી બહેને લાંછન લાગવા દીધું નથી. શાબાસછે એની હિંમતને, કે આટલા માણસથી પણ ડરી નહિ!

**બીર૦**—પણ મહારાજ, હું સાચે સાચું કહ્યા વગર રહેવાનો નથી. તમે નીચને અધિકાર આપી છકાવી મુકો છો. તમારા રાજમાં એ શો જુલુમ કે ગોલો રજપૂતની બહેન ઉપર બદનજર કરવાની હિંમત ધરાવે છે? અમને અમારા ચોર સ્વાધીન કરી દો, મહારાજ.

**સિદ્ધ૦**—આ રહી ગણિકા અને આ સેનાપતિ. અમે શિક્ષા કરિયે છિયે.

**બીર૦**—મહારાજ અત્યાર લગી તેનાં ધડ ઉપર માથું સલામત છે, તે ઉપરથી તમે શિક્ષા કરશો એનો ભરોસો પડતો નથી. તમે પૃથ્વીપતિ છો, પણ આ ગામ તો મ્હારૂં છે, માટે મારા ચોરને મને જે ગમશે તે શિક્ષા હું કરીશ.

**સિદ્ધ૦**—અમે નહિ હોઇએ, તે વખતે તમને કરવાનો અધિકાર છે, પણ અમારી સ્વારી હિંયા છે, ત્યાં સુધી તમારે એમ બોલવું ઘટતું નથી.

**બીર૦**—મહારાજ, આ તો પ્રાણ જવાની વાત છે. એમાં તમારૂં અપમાન થાયછે કે નહિ તેનો વિચાર કરવાનું નથી. વારૂ, જોઉં શી શિક્ષા કરો છો.

**સિદ્ધ૦**—ડુંગરશી! તને પ્રજાને દુઃખ દેવાનું નહિ, પણ રક્ષણ કરવાનું કામ સોપ્યું હતું. તે કામ તારી પાસેથી લઈ લઇયે છિયે. તેમજ સેનાપતિના અધિકાર ઉપરથી પણ તને રજા આપિયે છિયે. વળી, મારી પ્રજાને આ પ્રમાણે દમીનેજ દ્રવ્ય મેળવ્યું હશે માટે તે સઘળું લૂટી લઇશું

અને ઘરબાર પાટણ શહેરમાંથી કાલે તારી સેનાનાજ માણસો જઈને ખોદી નાંખશે. હવે—

જામોં૦—અરે! મહારાજ. મારા ઉપર તો કંઈ કરૂણા કરજો. મારા દુઃખનો કંઈ પાર નથી.

સિદ્ધ૦—એની માલમતા સઘળી લુટી લઇ નાક કાન કાપી ગધેડા પર બેસાડી દેશ બહાર મૂકી આવો. (સુભગા આવેછે.)

જામોં૦—અરે! લૂટી લોછો, ત્યારે મને જીવતી શિદ મૂકોછો?

સિદ્ધ૦—સ્ત્રીહત્યા ન કરવી માટેજ જીવતી મુકિયે છિયે, તારી કૃતિ સામું જોઇને નહિ.

સુભ૦—હું એની દિકરી છું. મારે માટે શી સજા ઠરાવી છે.

વીર૦—હે પૃથ્વીપતિ, એ કપટ કરવામાં હતી નહિ. એ બિચારીને તો ઉલટી એની દુષ્ટ માએ બેડીમાં નાંખી મૂકી હતી.

સુભ૦—તું મારી શત્રુ થઇને હશાજ કેમ લાગીછે? હું મરવાનું માગુંછું, તેમાં પણ તું વચમાં શિદ પડે છે? તારૂ મ્હોં જોવું મને ગમતું નથી?

સિદ્ધ૦—અરે! રંડા, આ હું શું સાંભળું છું! તું આવાં પણ કામ કરેછે!

જામોં૦—(રડતી રડતી) એ પિટયો લાલરાજ,

સુભ૦—મુવેલાને ગાળ નહિ દે; કર્યું તેવું પામ્યો.

જામોં૦—મારા સઘળાં દુખનું મૂળ એજ.

સિદ્ધ૦—તારી વાત સાંભળવી નથી. સુભગા તારો વાંક નથી માટે જવા દઇયે છઇયે.

સુભ૦—પણ હું શિક્ષા પામવાજ આવી છું. મારે હવે જીવીને શું કરવું છે? પણ મારાથી એની જોડે બળી મરાતું નથી, કેમકે હું પણિયત—કે અરે! રાખ પણ—નથી. મારા ઉપર કરૂણા કરી તમે મને દુખમાંથી છોડાવો.

સિદ્ધ૦—અમે વિના અપરાધ શિક્ષા કરતા નથી અને અપરાધીને છોડતા નથી.

સુભ૦—શું! બધા અપરાધીને તમારાથી કાંઈ થવાનું નથી! અરે! મહારાજ! તું તારા મનમાં જાણે છે કે હું પૃથ્વિપતિ છું, અને

ન્યાયથીજ રાજ ચલાવુંછું; પણ એમ નથી, તારા પાટણ શહેરમાં પાંચસો ગણિકાના ઘરછે કે નહિ? તે શું ધંધો કરેછે તે તને ખબર નથી? આજે જાણ્યું કે ગણિકા વેશ્યાનો ધંધો કરેછે! અરે! ગણિકાઓના છળથી કેટલી સ્ત્રિયોની આબરૂ ગઈ હશે, કેટલાક શ્રીમંતો નિર્ધનાવસ્થાને પહોચ્યા હશે! એમ કરવાની હિંમત ગણિકાની કેમ ચાલેછે? એજ કારણ માટે, કે તું અને તારા જેવા બીજા રાજાઓ તેને સહજમાં પુષ્કળ દ્રવ્ય આપે છે, અને મહેરબાની રાખે છે. એટલો જો અસત્ય કર્મનો ધિઃક્કાર તારા મનમાં છે, તો તેનાં નૃત્ય જોવાં કેમ ગમેછે? અરે! તારા જેવા રાજાના પૈસા જગતમાં પાપ ઉત્પન્ન કરેછે, અને મારા જેવી ધણીઓને વેશ્યા કરેછે.

**સિદ્ધ૦**—કંઇક ખરૂં કહે છે. જામોતીનાં નાક કાન કાપશો નહિ. હવે આપણે ગણિકાને ઉત્તેજન આપતાં વિચાર કરીશું.

**જગ૦**—મહારાજ, આજ્ઞા હોય, તો હમે જઇયે.

**સિદ્ધ૦**—જાઓ. પણ પેલી ખબર મને કહી નહિ.

**જગ૦**—મહારાજ, પ્રાંતઃકાળે સર્વે સમાચાર જાહેર થશે. હમણા તો હવે મારે જવું જોઇયે. (**જગદેવ, વીરમતી, અને બીરજરાજ જાયછે.**)

**સિદ્ધ૦**—બીજા કયા માણસોને ખબર કહાડવા મોકલ્યા હતા?

**ચારે સરદારો**—(**આગળ આવી**) મહારાજ! મને, મહારાજ! મને.

**સિદ્ધ૦**—તમે કંઈ ખબર લાવ્યા છો?

**ચાર૦**—હા, મહારાજ, અમે કેમ ચૂકિયે. મહારાજ, મઉના બે ગાડાં જતાં હતાં. એકમાં કોઇને છોકરો અવતર્યો હતો માટે ગાતાં હતાં, અને બીજામાં શિતળાથી એક છોકરૂં મરી ગયું હતું તેથી રડતા હતા.

**સિદ્ધ૦**—હે સરદારો તમે રાજસ્તંભ છો. તમારૂં મૂલ્ય થાય એવું નથી. તમે ખબર નહિ લાવો તો કોણ લાવે? જગદેવથી ખબર લવાઇ? કાલે જક્તને રજપૂત કેવા ખરા દીલથી સેવા કરેછે તે માલમ પડશે, અને તમને ઘટતું ઇનામ મળશે.

---

## પ્રવેશ ૭ મો.

**( સ્થળ—સ્મશાન. )**

**જગ૦**—હે સ્રી! હે પ્રિય! તારા પગ ચાલતા નથી. અરે! થરથર ધ્રુજેછે! એક શબ્દ મોઢેથી બોલાતો નથી! તું દુખીછે એમાં શક નહિ.

મારી સાથે ન આવ! આગૃહ મા કર. પાછી વળે,તો પાછો હું મૂકવા આવું.

વીર૦—( રડીને ભેટી પડી ) હાય! હાય! મારા પ્રાણનાથ! આપણે સદાય દુખિયાં! પરણ્યાને એક દહાડો થયો નથી એટલામાં તો આપણાપર શું શું દુખ આવી પડ્યાં! અરે એક દુખમાંથી છુટયાં નથી એટલામાં, આ ભૂતને હાથે મરવાનું આવ્યું!

જગ૦—(ગદગદ કંઠ ચુંબન કરીને) પ્યારી! અરે મારી પ્યારી! ( એક બીજાને બાઝી થોડી એકવાર ઉપરા ઉપરી ચુંબન કીધા પછી) તેથીજ હું તને ના કહેતો હતો, અને હજી કહુંછું કે શિદ મરે છે.

વીર૦—અરે! હું મરવાથી પાછી નથી હઠતી, પણ મને એમ વિચાર થાયછે, કે આપણે શાં પાપ કીધાં હશે, કે આપણા નશીબમાં એક પણ સુખનો છાંટો લખાવી લાવ્યા નથી. અરે! જો પરણ્યા પછી વરસ બે વરસે આમ મરવું પડત, તો મારો જીવ આટલો નહિ બળત. અરે! અંબાજીમાતાએ દુખ કહ્યુંતું, તેતો જણાયું, પણ સહાયતો કાંઈ કરતાં નથી. દર્શન આપવાનાં હતાં તેનું એ કોણ જાણે શું થયું? અરે! મારી સઘળી ભક્તિ અને સેવા છૂટી પડી.

જગ૦—દર્શન હવે થવાનાંજ છે–આ દેહના પિંજરામાંથી છૂટીશું. એટલે સદાકાળ તેનાં દર્શન પામ્યાજ કરીશું એવી આપણી ગતિ થશે એમાં શક નહિ.

વીર૦—અરે! તમે મ્હારૂં એટલું કહ્યું માનો. તમે જીવતાછો, તો હજારો રાણીઓ તમને મળી આવશે. મને માત્ર મારા દેહનો બળિ આપવાદો. જેમ તેમ કરતાં પણ તમે જો ઉગરો, તો મને મરવું કઠણ નહિ લાગે. એકની જરૂર છે ત્યાં બે જણે શામાટે મરવું જોઇએ?

જગ૦—અરે! પ્યારી હું એમજ કહુંછું. હું તો મહારાજની સેવા કરૂછું, માટે તેને અર્થે જો આવે સમયે મારો દેહ અર્પણ નહિ કરૂં, તો રજપૂતાણીની કુખને લાંછન ન લાગે? મારોતો ધર્મજ છે.

વીર૦—અરે તેમ મારો પણ એજ ધર્મછે, કે તમારી પાછળ મારે જીવવું નહિ, અને સાથે બળી મરવું. ત્યારે બે ત્રણ પહોરનો વિયોગ શા માટે ભોગવું! તમારી જોડેજ મરની, કે છેટું નહિ પડે. ચલો, હવે હું શોક કરવાની નથી. મારે સ્વામિ સાથે મરવાનો દિવસ આવ્યો, માટે હર-

ખાવું જોઇએ; અને વળી આપણા શાં ભાગ્ય કે જેની તમે સેવા કરોછો તેને અર્થે મરવાનો પ્રસંગ આવ્યો!

જગ૦—શાબાશ, રાણી, તારા વચનને! તું એવું બોલેછે, ત્યારે મને હિમત આવેછે, પણ જ્યારે હું તને દુખમાં ડુબેલી દેખુંછું ત્યારે મ્હારૂં મન પાછું હઠી જાયછે. ( બંને ભૂતનાં ટોળાં આગળ જાયછે. )

ભૂતનો સરદાર૦—ઓ! અલ્યા તું પાછો આવ્યો ખરો, પણ સાથે કોને લઈ આવ્યોછે? શાબાસ, અબળા તને, કે અમારી આગળ આવતાં ડરી નહિ.

વીર૦—મરવાને માટેજ જે આવે છે, તેને કોઇનો કંઈ ભય નથી.

જગ૦—વારૂ, મારા દેહનો બળિ હું આપું, તો મહારાજને કેટલાં વર્ષ તમે વધારે જીવતા રહેવાદો.

ભૂત૦—વીશ વર્ષ. એમાં એક દહાડો વધારે પણ નહિ, અને ઓછો પણ નહિ.

જગ૦—ત્યારે અમારી રાણી પણ સિદ્ધરાજ અથવા મારા સરખીજ કુલીન છે. એ જો પોતાનો બળિ આપે, તો માહારાજનું આયુષ્ય કેટલું વધે?

ભૂત૦—વીશ વર્ષ બીજાં, એટલે આજથી ચાળીશ વર્ષે મરે.

જગ૦—ત્યારે અમે તૈયાર છિયે, તમે તમારૂં કામ કરો.

ભૂત૦—અમે કોઇની ઇચ્છા વગર બળિ કબૂલ કરતા નથી. તારી સ્રીને બળાત્કારે પકડી લાવ્યો છે, તેને જવાદે.

વીર૦—હું મારી ઇચ્છાથીજ આવીછું.

ભૂત૦—અરે! માનવી, તમે નકામાં મોત કાં લોછો. જાઓ પાછાં.

જગ૦—તેનું તમારે શું કામ છે? અમે આવ્યાં તે સમજીનેજ આવ્યાં હઇશું.

ભૂત૦—(બધાં ભૂતને ઉભાં કરીને તેના વીકરાળ દાંત, આંખો, અને શરીર બતાવી.) આ ફાડી ખાનારા દાંત જોયા? એ મરવું સહેલ નથી. હજી હમણા સમજો. એના હાથમાં આવ્યા પછી છૂટવાની આશા રાખતાં નહિ. તમે શું કામ મરોછો? અમને અમારૂં ભક્ષ છે, તે લેવા દો. એટલું બધું સિદ્ધરાજનું તમને શું દાઝે છે? (ભૂતો કૂદકારા મારે છે.)

જગ૦—આ સમયે હમે તેને કામ નહિ આવિયે, તો ક્યારે આવવાનાં હતાં? તેનું અમે અન્ન નહિ, પણ કોયલા ખાધા જાણુવા.

ભૂત૦—ફેર અન્નને માટે પ્રાણ અપાતા હશે? બીજું કોઈ અન્ન આપનાર નથી?

જગ૦—અલ્યા ભૂત! તું પેલે અવતાર રજપૂત હોશે નહિ, માટે એમ બોલે છે.

ભૂત૦—કેમ તું અમારો પણ તિરસ્કાર કરેછે કે? તું કયાં જૂનો સેવક છે? આજે તો હજી તને સેવા આપી, ને આજ તું મરવા નીકળ્યો છે બોલાવ તેના જૂના સેવકને.

વીર૦—તું કેવી જાતનો નિર્દય ભૂત છે, કે અમને આવું કહીને રિ-ખાવી રિખાવીને મારવા બેઠોછે?

ભૂત૦—હે સ્ત્રી, તને શું દુઃખ છે, કે મરવું આદરે છે? જે દુઃખ હોય તે કહે, હું તારૂં ફેડીશ. પણ અમથી મર નહિ.

વીર૦—સિદ્ધરાજ મહારાજને ઉગારો, તો અમારે મરવાની કંઈ જરૂર નથી.

ભૂત૦—તેતો બનનાર નથી. ત્યારે તો મરો તમે. તૈયાર થાઓ.

જગ૦—વીર૦—અમે તૈયારજ છઇયે.

ભૂત૦—ડોકું કાપીને મારી આગળ મૂકો. જગદેવ! શું જોયાં કરે છે? તારી સ્ત્રીનું ડોકું કાપીને મને આપ. પછી ત્હારૂં કાપ..

જગ૦—ફૂટ! પાપી! મારી પ્રાણથી વહાલી સ્ત્રીનું ડોકું તું મારે હાથે કપાવે છે? મારો હાથ કેમ ઉપડે! હાથ ધ્રુજશે અને ઉલટી વધારે રિખાશે, એ તો મારાથી નહિ થાય.

ભૂત૦—ત્યારે આવ્યો છે શું કામ? જા, સમજીને પાછો. જીવ આ-પવો સહેલ નથી.

જગ૦—અરે! છેક નિર્દય કેમ થાયછે? કોઈ બીજો ઊપાય બતાવ.

વીર૦—સ્વામી, જીવ કઠણ કરીને મારોને. થોડા સારૂ કાં કામ બગાડોછો?

જગ૦—અરે! મારી વહાલી! જે હાથે ત્હારૂં રક્ષણ કરવું જોઇયે, તેજ હાથે ત્હારૂં ડોકું કેમ કપાય? હું આગળથીજ કહેતો હતો, કે હું કેવળ ભાગ્યહીનછું, અને મારી જોડે પરણીશ, તો તને દુઃખ ભોગવવું પડશે, પણ આજ પાપી હાથે ત્હારૂં મસ્તક કપાશે એમ જાણ્યું નહોતું. અરે! રાણી! પાછાં વળો.

વીર૦—પ્રાણનાથ, પોતાનો જીવ અપાતાં જરાએ પણ શોક ધરતા નથી, અને મારે સારૂ આટલો ખોટો ઉદ્વેગ શિદ કરોછો? તમારા હાથનું મરણ તો બહુ સારૂ—આ દુષ્ટ મને જીવતાં અડકી ફાડી ખાશે, તે તમારાથી કેમ સહન થશે?

ભૂત૦—જગદેવ! અમે તારે સારૂ ખોટી થતાં નથી. વધ કર, અથવા જા.

જગ૦—(મનમાં) હે! પરમેશ્વર! તને ગમે તે ખરૂં (વીરમતિને) રાણીજી, મારૂંછું હો! (તરવાર ઉગામી મારવા જાયછે. એટલે સિદ્ધરાજ સંતાઈ રહીને ચર્ચા જોયાં કરતો હતો તે પ્રગટ થઇને હાથ ઝાલી લેછે.)

સિદ્ધ૦—રાખ! રાખ! ખબરદાર, મારી આણ છે.

જગ૦—(ચમકીને) મહારાજ, તમે હિંયા ક્યાંથી આવ્યા? જાઓ મહારાજ પાછા.

સિદ્ધ૦—વાહવા! જગદેવ, તને ધન્ય છે: રજપૂતાણી તને પણ. શાબાસ છે, તમારા શૂરાતનને અને રાજભક્તિને! તમે મને પણ હરાવ્યો. આટલા ગુણ મારામાં પણ નથી. તમે રજપૂત નામને દીપાવનારાંછો. હું તમારી પરીક્ષા ક્યારનો પછાડી ઉભો ઉભો જોયાં કરૂંછું. તમારી કીર્ત્તિને તો મારાથી નહિ પ્હોંચાય, તોપણ હું છેક એવો ગુણહીન નથી, કે તમે મારે સારૂ જીવ આપો, અને હું ઉભા ઉભો જોયા કરૂં. અલ્યા ભૂત! સુખે તું મારૂ ભક્ષ કરી જા. મારે સારૂ એને છોડતો નહિ.

જગ૦—મહારાજ, અમને અમારા કામમાં અટકાવા નહિ. અમે મરિયે છિયે તેની તમારે ફિકર ન રાખવી. તમે છો, તો મહારાજ પૃથ્વી છે. તમારા પછી તો, મહારાજ, પૃથ્વી રંડાઇને બેસશે. લાખો માણસના તમે અંનદાતાછો. અમે બે મરીશું, તો જક્તમાં કાંઈ માણસની ઊણ પડવાની નથી, અથવા જણાવવાતું નથી, પણ મહારાજ તમને જો કંઈ થાય, તો પ્રાણી માત્ર દુઃખ પામે.

સિદ્ધ૦—હું એકે અક્ષર તારો માનવાનો નથી. હું કહુંછું કે તમે તમારે ઘેર જાઓ. અમારે માટે બીજા કેઇને અમે મરવા દેવાના નથી, એમ બોલી ચૂક્યા. તે શું તું જાણે છે કે અમે ફેરવીશું? કહુંછું, ને તમે જતાં કેમ નથી?

**જગ૦**—મહારાજ, તમે આ વખતે આવ્યા એ બહુજ ખોટું કામ કીધું. તમે.તમારૂં વચન નથીજ ફેરવતા તેથી અમે ઘણાંજ દિલગીર છઇયે, અને તમને પગે લાગી, મહારાજ, એટલું માગી લઇયે છઈયે કે, આટલું અમારૂં માગ્યું આપો, અને પાછા મહેલમાં પધારો.

**સિદ્ધ૦**—દુનિયામાં મને ગુણહીન કહેવડાવવાની તારી મરજી છે કે શું? વારૂ, કેમ તમે પાછાં વળતાં નથી? અમારી આજ્ઞા ભંગ કરોછો?

**જગ૦**—મહારાજ, કંઈ કરતાં અમારા ગરીબનું કહ્યું માનો. નથી માનતા, ત્યારે અમે નાચાર છઇયે, પણ એ આજ્ઞા તો અમે માનવાનાં નથી. સેવકનો ધર્મ છે, કે રાજાનું રક્ષણ કરવું, અને તેમ દૈવ્યયોગે નહિજ બને, તો તેની સાથે જીવ આપવો. પણ પાછાં પગલાં! એ તો આમનો સૂર્ય આમ ઉગે, તો એ શું થયું? હું કરનાર નથી. (**ભૂતને**) તું તો મારો વધ કર!

**વીર૦**—સ્વામી, મારો વધ તમે પહેલાં કરો, કે (**ભૂતને**) તુંજ કરને.

**સિદ્ધ૦**—ત્યારે લે, મારો ભક્ષ હમણાથીજ કર.

**ભૂત૦**—(**હરખથી નાચેછે**) વા! વા! આજે તો ત્રણ ભક્ષ મળ્યાં.

(**બધાં કુદા કૂદ કરી મૂકેછે**) આપણે તો એક ધાર્યું હતું, પણ આ તો ત્રણ થયાં. હવે તમે ના કહેશો, તોએ હું છોડનાર નથી. થઇ ચૂક્યું (**કુદેછે અને દાંત પીસેછે.**) જેની રાહ જોતાં હતાં, તેપણ આવી પહોંચ્યો. ચલો, તમે ત્રણે જણ હારબંધ આ જગોપર બેસી જાઓ.

**સિદ્ધ૦—જગ૦—વીર૦**—આ બેઠાં! (**સઘળાં બેસેછે**)

**ભૂત૦**—(**બીજા ભૂતને.**) તમને પણ ભાગ આપીશ પણ મને સ્વાદ કહાડવા દો (**બીજા ભૂતો તૈયાર થાયછે**) આજે આપણે આનંદનો દિવસ છેઃ સાધક સારો મળ્યો. (**પિતરનો વેશ લઇને રડતાં હતાં તે ભૂત પણ પાસે આવેછે.**) આવો, તમને પણ આપીશું.

**સિદ્ધ૦**—(**ચમકીને**) અરે! મારાં પિતર, તમે પણ મારો ભક્ષ લેવા આવ્યાછો!

**ભૂત૦**—ખબરદાર, હવે ઉઠયો તો મારી આડમાં આવી ચૂકયો છે. હવે ત્રણમાંના એકને પણ હું છોડવાનો નથી. આ તારાં પિતર કે

(**બધાં ભૂત ખડખડહસેછે.**)

**જગ૦**—મહારાજ! આ શું! રડતાં હતાં તે પણ આ સમયેજ

કૂદવા લાગ્યાં. (જે પિતરની સાથે એણે વાત કીધી હતી તેના સામી આંગળી કરી.)

કેમ તું રડતો હતો તેજ! તારા કુળના સિદ્ધરાજ મહારાજનો ભોગ લેવા આવ્યોછે? એનું કારણ શું?

તે ભૂત૦—(ખડખડ હસીને) મૂર્ખા, પિતર કોનારે? મ્હારૂં નામ તો બાબરો ભૂત. (એમ કહી પર્વત સરખું અંગ વધારી બિહામણું રૂપ ધારણ કરેછે.) મારી એક લક્ષ ભૂતની સેનાછે. તેમાંના આટલા તો મારા પ્રધાન છે. (મોટા મોટા કૂદકારા મારે છે.)

વીર૦—(ધ્રુજતી ધ્રુજતી) હું જ્યાં જાણીછું, આં સઘળાં મારી સાથે છળજ કરે છે.

સિદ્ધ૦—જગદેવ! કાંઈ ઉપાય હવે, તમે તો બચો તમારી મેળે, કાંઈ ઉપાય હોય તો; મારે તો કાલે સવારે મરવુંજ છે.

જગ૦—મહારાજ, તે વાતનો હવે કંઈ ભરોસો નથી. ઉપાય તો શો કરિયે? કાંઈ નથી!

બાબરો૦—(ભૂતનો સરદાર થયો હતો તેને) લાવ, મારો અધિકાર પાછો. તું મારા પહેલાં સ્વાદ ચાખવા જતો કે? એ મસ્તને પકડી લઇ જાઓ રે! (બીજા ભૂત તેને પકડે છે) એટલી એની ધીરજ નહિં રહી! અધિકારે સોંપ્યો તેથી છાકી ગયો.

સિદ્ધ૦—આપણે ઉઠો તો ખરા, થનાર હશે, તે થશે.

વીર૦—એ વાયુ સ્વરૂપ સાથે તમારૂં શું ચાલશે!

જગ૦—ત્યારે છાનામાના બેસી રહીને મરવું તે પણ શા કામનું?

(ત્રણે ઉઠવા જાય છે.)

બાબરો૦—(એક હાથે ત્રણેને પકડી) હા હા! કયાં જવાના હતાં! બધાનાં મસ્તક તો હું લઇશ. (એટલામાં ચમકીને) અરે! આ શું થાય છે? મારૂં શરીર કેમ ખેંચાય છે? અરે! રે! (એ અને બીજા બધાં ભુત ઉભાનાં ઉભાં સ્તબ્ધ થઈ જાયછે) અરે! મારા કરતાં એવું વધારે જોરાવર કોણ આવેછે! મારા શરીરને તેની તરફ આકર્ષે છે! આ તો કોઈ ખૂબજ જોરાવર છે અરે! મ્હારૂં ચિત્ત ત્રુટી જાયછે! એ કોઈ સુરવર્ગમાંનું છે. આટલા ગુસ્સાંમાં કેમ આવે છે? અરે! આ જોર તો કોઈ દહાડો મ્હેં જોયું નથી! મારી જીભ ખેંચાય છે. અરે! અરે!

( ચારે બાજુએથી અંધારૂં જતું રહે છે, અને કોઈ અલૌકિક રીતનો ચળકાટ થાય છે. બધા જુએછે એટલે અંબાજીની તેજોમય મૂર્તિનું પ્રગટ દર્શન પામતાં સઘળાં ભૂત અને સિદ્ધ રાજાદિક અણચિંતવ્યો દંડવત્ પ્રણામ કરે છે. )

વીર૦—(ઉમંગથી) મારી સાચી દયાળી માવડી આવી. મારા સ્વામિને પ્રથમ મૂકાવો.

સિદ્ધ૦—(પગે લાગી) હે ! પરમ શક્તિ ! હું એક પૂછુંછું તેથી ક્રોધ ધરતા નહિ, મ્હારૂં મરણ કાલે છે કે નહિ, એટલું મને કૃપા કરીને કહો, કે હું તૈયાર થઈ રહું

અંબાજી૦—ના. (બાબરા ઉપર છડી અડકાડી આંગળી કરેછે એટલે તે દોડે છે. )

સિદ્ધ૦—ત્યારે, માજી, આ રાત્રે અમે સાંભળ્યું અને જોયું તે શું ? મને કંઈ સૂઝતું નથી.

અંબાજી—ધીરજ રાખ. ( જ્ઞાનવિજયને બાબરો ઘસડી લાવેછે. )

બાબ૦—જ્ઞાનવિજય, આ પરમ શક્તિને પગે લાગ.

જ્ઞાન૦—મારે કોને પગે લાગવું છે ? એવી દેવિયો તો બહુ જોઈછે.

અંબાજી—( ગુસ્સાથી આંગળી ઉભી કરી ) બોલ હવે !

( જ્ઞાનવિજય બોલવાને મથે છે, પણ એક શબ્દ મોંમાંથી નીકળતો નથી. )

અંબાજી—( વિરમતીને આંગળી કરી ) મારી પાસે આવ. એ દુષ્ટ સાથે મારે ભાષણ કરવું નથી. ( છડી અડકાડી ) મારીવતી તું બોલ.

વીર૦—( સઘળું રૂપ બદલાઈ જાયછે ) બોલ ! ચાંડાલ ! તું કેમ બોલતો નથી ?

જ્ઞાન૦—( ફરીથી મથેછે, પણ બોલાતું નથી. )

વીર૦—મૂર્ખ ! તારૂં જોર કેટલું ! આંગળી કરતાં તો તું મૂન્ય થઈ ગયો. પણ માતાજીની એવી ઇચ્છા છે, કે તને બોલવા દેવો. જા, બોલ, હવે રજાછે.

જ્ઞાન૦—શું બોલાવે છે ? મને બળાત્કારે શું કામ પકડી આણ્યો ?

વીર૦—પાપી, તારો વધ કરવા.

જ્ઞાન૦—મારો વધ થાય નહિ. શા માટે વધ કરેછે ?

**વીર૦**—(**બાબરાને આંગળી કરી**) એને ઉત્તર આપ.

**બાબ૦**—એ જતિયે મને કહ્યું હતું, કે તારા ભૂતમાંના થોડાએકને સિદ્ધરાજનાં પિતરનું રૂપ ધારણ કરાવી રોતાં બેસાડજે, અને બીજાને ગીત ગાવાનું કહેજે. મને એણે મનુષ્યનો ભોગ આપવાની લાલચ આપી હતી. તે પ્રમાણે અમે કીધું, અને જે જે બોલવાનું શીખવ્યું હતું તેમ બોલ્યા. અને મારી હોંશિયારીથી ત્રણે ભક્ષ મળ્યાંજ હતાં, પણ મારા દૈવ્યમાં નહિ, તેથી આપ પરમ શક્તિ આવીને છિનવી લોછો.

**વીર૦**—(**જ્ઞાનવિજયને**) ચાંડાળ, સાંભળ્યું. (**બાબરાને**) જા, એનો ભક્ષ કર.

**જ્ઞાન૦**—ઉભો રહે! હું તારાથી ડરતો નથી. મ્હેં જે કીધું છે, તે ધર્મવૃદ્ધિને માટે કીધું છે.

**વીર૦**—મૂઢ, હજી તને તારા પાપકર્મનો પશ્ચાત્તાપ થતો નથી?

**જ્ઞાન૦**—પશ્ચાત્તાપ કોને કરાવે છે? શિક્ષા કરે છે, તેજ અન્યાય છે. મ્હેં જન્મ માગ્યો નહોતો, જન્મ પહેલાં હું હતો નહિ, એટલે હું કોણ અને મ્હારૂં શું એવી વસ્તુ છેજ નહિ. હું જે છઊં અને મારામાં જે વર્ત્તનાર, તેતો મારી પ્રથમોત્પત્તિ પહેલાં જે વસ્તુ તેજ. તેમજ સ્રષ્ટિના બીજા સઘળા પ્રાણિયોનું મૂળ અને ચૈતન્ય તે તેજ. તેને હું અત્યાર સુધી પુરૂષ રૂપે માનતો હતો, હવે સ્ત્રી રૂપે દેખું છું તો એમ હશે. પણ શિક્ષા કોને કરે? અપાર બળને લીધે જુલમ કરે તો ખમવો, પણ પશ્ચાત્તાપ તો કેવો?

**વીર૦**—એ ચાંડાળ દેહમાં છે, ત્યાં લગી સમજવાનો નથી. ઉઠાવ.

(**બાબરો ડાચામાં ઘાલેછે.**)

**જ્ઞાન૦**—શિક્ષા તારી જાતનેજ કર, કે ફરીથી જગતમાં તારી પ્રેરણાવડે અનર્થ ન થાય. શિક્ષા કોને કરેછે? તારાજ અંશને? તારા સરખું, હે દેવી, (તું સર્વશક્ છે તોપણ) બીજું કોઈ દુખિયું નથી! જાતનેજ શિક્ષા કરવી પડેછે! તુંજ સ્વતંત્ર છે એમ ભાસતું નથી. અરે! પોતાનોજ વધ કરી એ મહા દુઃખમાંથી છૂટ! (**બાબરો લઇને ઉડેછે**) રાખ! બાબરા. મારવો હોય તો મને મારજે; આ જ્ઞાન થયા પછી મનેજ જીવવાનું મન નથી. પણ કહે, ત્હેં શા માટે મારી સાથે જૂઠાણું ચલાવ્યું. મનુષ્યની ઇચ્છા શિવાય તેનો ભક્ષ કરવાની તારામાં, તું કહેતો તો, કે શક્તિ નથી, અને મારો વધ કરવા કેમ તૈયાર થયો છે?

બાબ૦—તેતો મારા સ્વભાવિક ગુણુ વાત. આ શક્તિ આજ્ઞા આપે, ત્યારે તો હું.સઘળું કરવાને સદાકાળ સમર્થછું.

**બાબરો જ્ઞાનવિજયનું ગળું દાબી લઇને ઉંચે ઉડી જાયછે અને અંબીકાજી અલોપ થાયછે.)**

વીર૦—ચલો, આપણે માજીની સ્તુતિ કરિયે. આજે આપણી બહુજ સહાય કીધી છે. (**પાછી પોતાને રૂપે**)

**શાર્દુલવિક્રીડિત છંદ.**

**( બધાં જોડે ગાય છે )**

હે! અંબે! મુળ શક્તિ! પ્રકૃતિ, રૂપે બ્રહ્માંડ વ્યાપી સદા;
બ્રહ્મા વિશ્નુ, ઉમેશ શેષ, ઉપન્યા, તેં કીધિ ઇચ્છા જદા.
તુંતો આદ્યજ શક્તિ ભક્તિ કરવા, છે યોગ્યપૂરે પુરી;
રક્ષા તેં અમ રંકની કિધિ ઘણી, હે! ધન્ય! આરાસુરી!
સ્થાને સ્થાન, સમે સમે, રૂપ જુદે સર્વત્ર ત્રેલોકમાં;
કલ્યાણી કરૂણાક્ષિ રક્ષતિ કરી, અપ્રાધ સર્વે ક્ષમા.
પાળે વ્હાલથિ જક્ત બાળ સરખું, અંબા[1] ભિધાની ખરી;
રક્ષા તેં અમ રંકની કિધિ ઘણી, હે! ધન્ય! આરાસુરી!
દૈત્યારી સુરમાવડી ગુણ[2] નિધી, માર્કંડ થાકયો મથી;
માર્યા દુષ્ટ મહીષ તેં રિશ ધરી, તેજસ્વિ ત્રીશૂલથી.
[3]જ્ઞાનસૂર હણ્યોજ માત હમણાં, તું સાચિ છે ઇશ્વરી;
રક્ષા તેં અમ રંકની કિધિ ઘણી, હે! ધન્ય આરાસુરી!

**( મંત્રેશ્વર સ્વાર સાથે ત્યાં આવેછે. )**

મંત્રે૦—મહારાજ! હું આવ્યોછું! અમને બહુ ચિંતા સાંભળીને થતી હતી,

સિદ્ધ૦—આજે અમને સાક્ષાત અંબિકાજિયે ઉગાર્યા છે. હવે મંદિરે જઇને માજીનું મહાત્મ સઘળું કહી સંભળાવીશું. (**વીરમતિ તરફ જોઇને**) (પ્રગટ) અંબિકા, ચલો—અરે, પેલી ગણિકાને ઘરબાર લૂટી કહાડી મૂકી છે?

---

૧ અંબા એટલે મા, અને અભિધાની એટલે નામવાળી, તારૂં અંબા નામ છે તે ખરૂંજ છે, કેમકે તું માનીજ પેઠે રક્ષણ કરે છે.

૨ તારા ગુણનો દરિયા માર્કંડ મથીમથીને થાકયો. ૩ જ્ઞાનવિજય.

મં૦—હા, મહારાજ. પણ તેની પુત્રી સુભગા.

સિદ્ધ૦—કેમ! મારો હુકમ બજાવ્યો નથી કે શું? તેને પણ દેશ પાર કરવી હતી.

મં૦—પણ તે તો, મહારાજ, તેના હૈયાશોકે જૈનધર્મની સાધવી થઇ.

સિદ્ધ૦—જૈનધર્મની!!

મં૦—મહારાજ, એમાં કોઈ ભૂંડો નીકળ્યો તેમાં શું થયું? હું શિવભક્તછું, તોપણ મારે કહેવું પડે છે, કે હાલ તો એ માર્ગમાં ધર્મ અને નીત વધારે પળાય છે.

જગ૦—મહારાજ, એનો કંઈ મેળ નથી. પાળે તેનો ધર્મ, અને મારે તેની તરવાર.

સિદ્ધ૦—જે બન્ને દુર્લભ કામ તમે સ્ત્રીપુરૂષે આજે કરી બતાવી અખંડ કીર્ત્તિને પાત્ર થયાંછો. તમારા યશ રૂપી સૂર્ય આગળ મ્હારૂં નામ ચંદ્રની પેઠે ઝાંખું પડી જાયછે.

મં૦—મહારાજ, આપ ત્રણ્યેની કીર્ત્તિ ત્રીવેણીની પેઠે ત્રૈલોકને પાવન કરનારી છે.

જગ૦—મહારાજ તો રાજગુણની પ્રતિમા છે.

સિ૦—તું રાજ ભક્તિનો સ્તંભ છે.

મં૦—અને આ ગુણવંત સ્ત્રીનું નામજ પતિવ્રતાધર્મ ઉપર એ મોટું ભાવ્ય છે.



# बाळलग्नबत्रीशी.

## મંગળાચરણ.

### ગરબી ૧લી.

"સુણો શામળા હું તુજ માટે ઘેલી થઈ જો." એ રાગે.

સ્મરૂં શૃષ્ટિનું હું આદિ કારણ શ્રીહરી જો,
માગું માગું હું મનવેધિ વાણિ કરગરી જો; સ્મરૂં. ૧
મોટિ આશે હું પરમાર્થ અર્થે નીકળ્યોજો,
પ્રભુ તું વિના તે શું કરૂં હું એકલોજો? સ્મરૂં. ૨
અરે તું વિના તે ન્યારો હુંતે ક્યાં રહ્યો જો?
મેં તો કર્તા હર્તા તને ત્રિવિધે લહ્યોજો. સ્મરૂં. ૩
પ્રભૂ તું વિના ન હાલે એકે પાનડુંજો,
પ્રભૂ તું વિના મંડાણ આ બધું મિંડુંજો. સ્મરૂં. ૪
તારે આસરે સંસાર આ થંભી રહ્યોજો,
તારા આસરાનિ આશે હું ઉભો થયો જો. સ્મરૂ. ૫
નહિજ શાહેરેહીર ઉતાવળ હું આ લવુંજો,
આ તો ઊંડિ અંતરે ખીરતેજ હું સ્તવું જો. સ્મરૂં. ૬
અંતર્જામિને અજાણ્યું તે શું છે અરેજો?
મારૂં ભિતર આ ભડકે બળે નિરંતરેજો. સ્મરૂં. ૭
મારા દેશનાં દુખ દેખિ હું દુખ્યો દુખેજો,
નથી લાગેછે તેવું કહેવાતુ મુખેજો. સ્મરૂં. ૮
માટે વાણિ સબળ આપ એવિ ઓ ધણીજો,
દેશિ બંધુ મારા જાગિ જોય ઘરભણીજો. સ્મરૂં. ૯
લાગિ લાહ્યને ઘરબાર બળે આપણાંજો,
જાગો! જાગોને! ઓ દેશિ મારા દામણાંજો! સ્મરૂં. ૧૦
નથી જાગતાજ એતો જરા કંઈ કરેજો!
કોણ જાણે શા સુખે ઊંઘેછે એ અરેજો? સ્વરૂં. ૧૧
પણ ઓ જગતનારે જિવન તું તારૂં કંઈજો,
નવલ વાણિમાં બળપ્રેરે, સૌ થાએ સહીજો. સ્મરૂં. ૧૨

## વાંચનારને વિનંતિ.

### ગરબી ૨૭.

'ગોકુળિયે લઈ ચાલોરે ઓધવરાજ અમને' એ રાગે.

મારી અરજ આ ઉરમાં ઉતારોરે, દેશી જન ડાહ્યા !
ખૂબ ખરાબિ કરીને કરેછે બાળ લગનનો ધારોરે.—દેશી.
દુઃખ સકળનું મેં મૂળજ ખોળ્યું, કરિ કરિ કોટિ વિચારોરે,
દેશી. ૧

એથિ કજોડાં, ને એથિ વગોણું, એથિજ મારને ગાળોરે.—દે.
એથિજ સાસુ નણંદની શુળી, એથિજ સોકના સાલોરે.—દે. ૨
એથિજ વિધા વિદેશ વસીને, આવ્યું અભણપણું ધારોરે—દે.
એથિજ આપણુ નિર્બળ બ્હીકણુ, જિવતા મુઆ થયા યારો રે.
—દેશી. ૩

એથિજ હોંસ ઉમંગ ગયાંને, ગયા ઉધમ વેપારોરે—દેશી.
એથિજ નિર્ધન થઇને બેઠા, એકે રહ્યો નહિ આરોરે—દે. ૪
એથિજ પ્રીતિ નીતિ ગઈ નાશી, એથિ ડુબ્યો દેશ સારોરે—દે.
જ્યાં જોઉ ત્યાં દુઃખનું કારણુ દેખું એ ધારો નઠારોરે. દેશી. ૫
નિશ્ચય મેંતો કર્યો મનસાથે, જ્યાંસુ [illegible] નિવારોરે—દે.
'ત્યાંસુધિ એકે થવાનો નથી કદિ,નિ' સારો સુધારોરે—દે. ૬
વિગતે વિપત એ વર્ણિ શકાય ન, હાય જો જીભ હજારોરે દે.
તોપણુ તેનો વિવેક હું આજે, વર્ણવું કાંઈ વિસ્તારોરે.—દે. ૭
શાંત થઈ સાંભળજો સર્વે, સાંભળિ સાર વિચારોરે.—દેશી.
તોલ તમે કરજો બોલે બોલનો, એનો ન હોય ઉધારોરે. દે. ૮
એટલું એજ હું માગુંછું આપે, વાંચિ વિચારો વિચારોરે. દે.
વાંચિ વિચારે વિચારી વર્તે, નર તે તો બહુ સારોરે. દેશી. ૯
પણુ જે જાણિ બુઝીને મમતે મૂસલમાને થનારોરે—દેશી.
તેને તો શું નવલરે કરવું ? નમિ નવગજના જુહારોરે ! દે. ૧૦

## લગનનું કામ કેવું મોટું છે?

### ગરબી ૩૭.

"ઓધવજીછે અળગીરે કે વાત એક પ્રેમતણી" એ રાગે

જેને બાળ પોતાનાંરે વ્હાલાં કાંઇ પણુ હોએ,

તે ચિત ચોંટાડીરે આ શુણજો સહૂ કોએ— ૧
મૂળ શાસ્ત્રને મળતુંરે, અકલને અનુસરતું,
શુદ્ધ ધર્મને ધરતુંરે, સુધારો બધો કરતું.—૨—
હિત બાળનું થાએરે, એવું હું ભાખુંછું;
દુખ દેશનું જાએરે તેવું હું દાખુંછું.—૩
બાળ લગન બત્રીશીરે હું ગાઊંછું ગુણ ભરી;
ગુણિ જન ગુણ ગ્રહજોરે વિવેક અનેક કરી.—૪
છે કેવીજ વસ્તુરે લગન તે વિચ્યારો;
સંબંધ લગનનોરે કેવો છે તે ધારો.—૫.
એકવાર કણકમાંરે પડયું તે પડયુંજ પાણી;
પછી એકે ઉપાયજરે નથી હણવા હાણી.—૬
સંસારમાં સૌથીરે મહા ભારત ભારે,
છે લગનનું કારજરે જોખમ બહુ જેમાંરે—૭
એ સામટો સટ–ટોરે બાધા ભવના સુખનો,
સુખતો સુખ નહિ તો રે શુમાર નહિજ દુખનો.—૮
આવું કાર્ય કરંતાંરે ઉતાવળ કયમ કરિયે?
વારવાર વિચ્યારીરે ઓ વીરા ડગ ભરિયે—૯
જન જનમ સુધીનાંરે ન દુખ દરિયે ધરિયે;
જન્મ આપી જણ્યાંનાંરે ન શત્રુ પુરાં ઠરિયે.—૧૦
આગગાડીમાં જોડેરે ઘડી બે ઘડિ રહેવું;
તોય બેસો તપાસીરે પાસેનું જન કેવું.—૧૧
જન્મારો સારોરે લેવો જખ મારિ જોડું;
તે જોડું તો જોડતાંરે કરો આંધળિયાં કોડે—૧૨
અરે લોક લવેછેરે આપ્યાં ધર્મે તમને;
હવે કર્મે ખાજોરે, ન દોષ દેશો અમને.—૧૩
બ્રહ્મજ્ઞાન આ ભારેરે ભણ્યા કયાં કહો ભાઇ?
સંભારશું સવળાજરે મરે બાળક જયાંઇ!—૧૪
કર્તાપણું કયારનુંરે મુકી બેઠાછો તમો? •
શેર શાકતો શોધવારે દુકાને દુકાને ભમો!—૧૫
પાન પાઇનાં લેતાંરે પાકાં કાચાં બહુજ કરો!

દમડીનો દોરોરે લેતાં બહુ તાણિ મરો—૧૬
એમ જૂજ જણુસ પણરે જંઇની લો જ્યારે,
ખોળી ખોળિ તપાસીરે તોળી તોળી લો સારે.—૧૭
ને બાળનો બગડેરે બધો ભવ જે કરતાં,
સાંતો બ્રહ્મજ્ઞાનીરે બાઇ થઇને ફરતા!—૧૮
શિદ દૈવ ને ફૈવનારે બતાવોછો બહાનાં?
અરે ચોખુંજ કહોનેરે લ્હાવો અમે લેવાના.—૧૯
પછી પુત્ર કે પુત્રીરે મરે તો છો મરતાં;
છો લાગે તો લાગેરે કલંકે નથી ડરતા:—૨૦
અમે ધર્મ અધર્મજરે નથી મનમાં ધરતા;
અમે શાસ્ત્ર ને બાસ્ત્રનીરે નથી પરવાહ કરતા;—૨૧
અમે બાળ લગનનોરે લ્હાવો તો લેવાના!
તો કવિજન કોપીરે કહેછે તમે મરવાના!—૨૨

---

## બાળદ્રોહનું મહા પાપ.

### ગરબો ૪ થી.

"હાંરે કોઈ માધવ લો, માધવ લો" એ રાગે.

હાંરે બાળહત્યારા, હત્યારા,
જરૂર જઇશ જમદ્વારારે.—હાંરે બાળ૦—૧
પ્રાણી માત્રનો ધર્મ આ ભારે;
નિજ બાળક પાળવા પ્યારોરે—હાંરે બાળ૦—૨
પશુ પંખી પણ જો પ્રીતે,
બાળ પાળેછે કેવીજ રીતેરે.—હાંરે બાળ૦—૩
જો જો એનુંજ હિત એ ધારે;—
જિવ આપીને એ ઉગારેરે—હાંરે બાળ૦—૪
ખરેખાત માબાપ ન પાળે,
તોતો કોણુજ તેને સંભાળેરે—હાંરે બાળ૦—૫
જેણે બાળનો દ્રોહજ કીધો,
જમપુરિનો લીધો પંથ સીધોરે.—હાંરે બાળ૦—૬
માબાપ કર્યાછે ફિરતારે,

બાળક પાળક સંસારેરે—હાંરે બાળ૦—૭
બાળદ્રોહનું ઘોરજ કર્મ,
એવો અવર ન એકે અધર્મ.—હાંરે બાળ૦—૮
સ્ત્રીહત્યા બ્રહ્મહત્યા એ,
એ આગળ અલ્પ ગણાએરે—હાંરે બાળ૦—૯
એમાં જાૂઠું જરા નથિ લેશે,
પૂછો જીવને જરૂર તેજ કહેશેરે—હાંરે બાળ૦—૧૦
સૌ શાસ્ત્ર તો સ્પષ્ટ ભણેછે;
બાળ દ્રોહિને દૈત્ય ગણેછેરે—હાંરે બાળ૦ ૧૧
શરણાગતને જે મારે,
તેનું પાપ અમાપજ ભારેરે—હાંરે બાળ૦—૧૨
એહું બાળક હસતું ખોળે,
તેનો દ્રોહીતે કોનીજ તોલેરે—હાંરે બાળ૦—૧૩
ચેતો ચેતો ચતુર નર નારો!
લ્હાવા લ્હાવાનો મ્હેલો લવારોરો—હાંરે બાળ૦—૧૪
નથી કહેતો માનો કહ્યું મારૂં;
સારૂં લાગે તે છેજ તમારૂંરે—હાંરે બાળ૦—૧૫
પણ નવલ આંધળિયાં ન કરવાં,
ડરી દેવથી ડગલાંજ ભરવાંરે—હાંરે બાળ૦—૧૬

---

# કજોડું.

## કજોડાનું મુખ્ય દુઃખ.

### ગરબી ૫ મી.

"મારારે સમ બોલોની વ્હાલા" એ રાગે

સખિ, ઓ, હુંતે, શું રે કરૂં કહેની?
મારોરે પિયુ બહુ નાનો બ્હેની! સખિ૦ ૧
હુંતોરે થઈ નવજોબન નારી,
રસેરે રસે રજની રમનારી. સખિ૦ ૨
અરેરે હાલા ક્યાંછે રમાડનારો!

બળોરે બળો જન્મારો મારો ! સખિ૦ ૩
હજિરે મેં ન સ્વામિનું સુખ ચાખ્યું,
કહોનીરે કેમ હૈડું રહે રાખ્યું? સખિ૦ ૪
મારૂંરે તન તપ્ત રહે નિત્યે,
મારૂંરે મન વ્યાકુળ છે પ્રીતે, સખિ૦ ૫
મારૂંરે ચિત ચોગમ પિયુ ખોળે,
ચઢીરે ચઢી હુંતો જોબન ઝોળે ! સખિ૦ ૬
રોમેરે રોમે કામ રહ્યો વ્યાપી !
મરોરે મારાં માબાપજ પાપી ! સખિ૦ ૭
પાપિરે પાપી પાપિજ મા બાપો,
જાણીરે જોઈ પાપ પ્રસંગ આપ્યો, સખિ૦ ૮
હુંતોરે હજી શુદ્ધ રહિશું શાને,
રહિશ તે તો ઇશ્વરરે જાણે ! સખિ૦ ૯
બીજિરે મુજ સરખિ અભાગણિયો,
કરેછે છકી કર્મ કુડાં ધણિયો. સખિ૦ ૧૦
તેનાંરે પાપ માબાપને માથે,
છુટેરે નહિ છોડ્યાં કો વાતે ! સખિ૦ ૧૧
સાચેરે સાચું શાસ્ત્ર શૃતિનિ સાખે,
નવલરામ ગાજિ વજાડિ ભાખે. સખિ૦ ૧૨

---

## કજોડાનાં સમસ્ત દુઃખ.

### ગરબી ૬ ઠી.

"રઘૂપતિ રામ રૂદેમાં રહેજોરે" એ રાગે

(હેલી) ઉર ભરજોબન જ્યારેરે,
નહિ સુખ સંસારનું ત્યારેરે;
પડે ભાગિ બ્રહ્માંડ એ ભારે.—
અરે દુખ હિણુવરનાં ઘણાં હેલીરે ! ટેક. ૧
(હેલી) એ દુખ કોને કહિયે રે ?
બીજું હોયતો દોડતાં જઇએરે,
રડી કનડિ માડી કને લઇએ—અરે દુખ. ૨

(હેલી) આ તે કોને જઈ કહિયેરે ?
•મનમાંહિ મુઆઇજ રહિયેરે,
અમે જિવતાં મુએલાંજ છઇએ—અરે દુખ. ૩
(હેલી) થઇએ સહિયો જ્યાં ભેળીરે,
સહુ વાત કરે મન મ્હેલીરે;
બગ જેવી બેશી રહું પેલી.—અરે દુખ. ૪
(હેલી) મન મારીને રહેવુંરે,
નહિ કોઇને કાંઇજ કહેવુંરે,
મોટું મહેણું જગતનું સહેવું—અરે દુખ. ૫
(હેલી) છલવા મને છેલાણીરે,
બહુ આવે બકતા કુવાણી રે,
ધન નીધણિયાતુંજ જાણી—અરે દુખ. ૬
(હેલી) ધીર ધરી રહું ધર્મેરે,
તોય લોક લાવે વ્હેમ ભર્મેરે,
મારે મેહેણાં મોઢે પણ મર્મે—અરે દુખ. ૭
(હેલી) બળવું લોહી તે મારૂં રે,
મારૂં કોઈ ન બોલે સારૂં રે;
મારૂં બંધુંજ મનાય નઠારૂં,—અરે દુખ. ૮
(હેલી) સર્વ સહેવાનો આ વારોરે,
પડે કોને ભરોંસો ન મારોરે;
હુંતો કહેવાઊં સાપનો ભારો—અરે દુખ. ૯
(હેલી) મા પણ રહે ચોંકી ચોંકીરે,
રાખે ઘરમાં મને રોજ રોકીરે;
કરે ચોર હોઊં તેમ ચોકી.—અરે દુખ. ૧૦
(હેલી) હીંડુ હું શોને નમતીરે,
તોય હું ન કોઇને ગમતીરે;
સદા સૌના જોસાં હુંતો ખમતી.—અરે દુઃ ૧૧
(હેલી) સાસરે તો સુખ શાનુંરે,
મને દેખિ બધાને બળવાનુંરે,
પડઝું ક્યાંથી કજોડાથી પાનું?—અરે દુખ. ૧૨

(હેલી) સાસુ નણંદનું શું કહેવુંરે ?
સાપણનું મુખ સુખ લેવુંરે;
મુગે મોઢે કરે તે સહેવું.—અરે દુખ. ૧૩
(હેલી) ભવમાં ભવાઈ મારીરે,
કરે આંગળિયો નર નારીરે,
વાત મારિ બધાનેજ પ્યારી.—અરે દુખ. ૧૪
(હેલી) વાટે જતી મને ભાળીરે,
હસે લોક લઇ લઇ તાળીરે;
"પેલી પેલી કજોડાવાળી"—અરે દુખ. ૧૫
(હેલી) શુંશું કહું ને શું છોડુંરે ?
મોટું ભારત કેવડું જોડુંરે,
ભુંડું ભુંડું નવલ કજોડું.—અરે દુખ. ૧૬



## કજોડાવાળી સ્ત્રીની અકળામણ.

### ગરબો ૭ મો.

" કયાંહ ગયોરે પેલો મુરલીવાળો અમારા ઘૂંઘટ ખોલીરે" એ રાગે.

શુંજ કરૂં રે હું સાસડે જઇ ? માત તું શિદ સંતાપેરે ?
જોઈ કજોડું ભુંડું ભડભડ હુંતો બળી રહીછુંજ આપેરે.—૧
મરી રહીછું હુંતો મારા દુખમાં, મને ન છેડશો કોઇરે;
મને તમારે કંઈ કહેવું ન પૂછવું, જાણો જણી તેવી મોઇરે—૨
ડાહ્યાં થઇ શિદ શિખ દેવાને, હવે તમે સૌ આવોરે?
દીઠાં ડહાપણ ને શાણપણ સૌનાં, બળતીને ન બોલાવોરે.—૪
મારો બધો ભવ બાળી મૂકયો, જીવતિ મને મુકી બાળીરે;
કાંઈ ન જોયું, કાંઈ ન વિચાર્યું, કલકલ ન કરો ખાલીરે.—૫
એમ પટાવ્યો કેમ આ પ્રેમજ, સમજે ઓ મા મારાંરે?
શુંરે કરૂં સણગાર સજી ? સણગાર લાગે અંગારારે!—૬
નવિ કંચૂકી ફુંકીજ મુકને, ચીરના તો કર ચીરારે;
બાળ ઘરેણાં તારાં, નામ ન દે તું, બાળ મોતીને હીરારે.—૭
હા હું વેરાગણ, વેરાગણ હું, હા હું ખાખ લગાવીરે,

થઇ અલમસ્ત ફરીશ ખલકમાં, ઇશ્ક અલેક જગાવીરે.—૮
રંડા તો.મને કર્મે કરીછે, વણ્ રાંડે આ ટાણેરે;
માડિ મને નહિ ભાંડો મારી, મૂઝણ્ તો મન જાણેરે.
વસ્ત્ર તજ્યાં ને ભૂપણ્ તજિયાં, તજ્યું ગાવું ને ન્હાવુંરે;
ખાવા પીવાંનો સ્વાદ તજ્યો ને, તજ્યુંજ બાહર જાવુંરે.—૧૦
એક જોબન આ નથીજ તજાતું, નવલ હવે શું કરવુંરે ?
માત પિતાને દઈ આશિષ મોટી, અંતે રહ્યું એક મરવું રે!—૧૧



## અકળામણમાં માબાપને ઠપકો.

### ગરબી ૮ મી (રાગ એજ.)

માત પિતારે તમે જોઈ કજોડું, જિવતિ મને તો મારીરે!
લાજ શરમ મુકી આજ હું કહુંછું, ઉર અકળામણ ભારીરે! ૧
બળું બળું રે હું અબળા બાળા, ચોગમ ફરતા દવમાંરે;
કયા જનમનાંજ વેરરે વાળ્યાં, થઈ માબાપ આ ભવમાંરે. ૨
વાંક કરમનો હું કેમજ કાઢું, બોલશો માજ નકામાંરે,
હાથે કરી તમે દીવે નરખી, નાંખિ મને કૂવામાંરે. ૩
કહોને તમે શું જોઈ વિચારી, દિધ્ધી મને આ વરનેરે ?
શુંજ કરૂંરે હું વર વીનાના, ખાલી ખંડેર ઘરનેરે ? ૪
પૈસાતે પર શું પૂળો મૂકું ? કુળને કહો શું કુટુંરે ?
છાકિ નથી પણ્ થાકિ એ માડી, શું કહું ભાગ્યજ ફુટયુંરે. ૫
ડહાપણ્ બધું મન જાણું પણ્ આ, જોબન નહિ કંઈ જાણેરે;
વ્હાલ વણ્ સ્વપ્ને પણ્ તેતો, બીજિ ન વાત પ્રમાણેરે. ૬
પળે પળે પિયુ પિયુ પોકારે, નિશ દિન તન મન મારૂં રે.
શુંજ કરૂં ને અરે કયાં હું જાઊં ? ધીરજ કઈ પેર ધારૂંરે ? ૭
અમથિ હવે તું શિદ આંખ ભરે મા ? પહેલું ન કાંઈ વિચાર્યુંરે!
સ્ત્રિને સ્વામિના સુખ સરિખું, કહેને કયું બિજું પ્યારૂંરે? ૮
બાપ કદિ ન સમજે સ્ત્રી ગુણ્ પણ, તુંતો હતી સ્ત્રી જાતીરે;
શું જોઇતું દોડિરે પુંખવા ગાતિ વ્હાતિ ને હરખાતીરે? ૯
સાપજ આડો શે નહિ ઉતર્યો, માંડવો શે નહિ લાગ્યોરે ?
ધરતિ ધ્રુજિન કયમ બેઠિ પાતાળે ? ગગન ઘુમટ કાં ન ભાગ્યોરે! ૧૦

સાંખિ રહ્યોરે કયમ ઉપરવાળો, અશરણશરણજ આપેરે?
ઘોર અધર્મનું કર્મજ કર્યુંરે, નિર્દે નિડર માબાપેરે! ૧૧
ડર્યાં ન દીનબંધુને ધાકે! ડર્યાં ન દારૂણ દુખથીરે!
ડર્યાં ન કુળને કલંકજ લાગે! ડર્યાં ન માણસ મુખથીરે! ૧૨
ડર્યાં ન દિલમાં દેવથિ તેને, દાઝ શિ દિકરિનિ હોએરે!
મરે કરે છો કર્મે સર્જ્યું, મૂરખ તે નહિ જોએરે. ૧૩
માત પિતારે મને માફ કરો પણ, મૂરખ તો સો ફેરીરે;
લાભ અરથ લવ લેશ ન તોએ, પુત્રી પાપમાં પ્રેરીરે! ૧૪
ધર્મ અરથ કે કામ ન જોવો, લોક કરે તે કરવુંરે;
આથિ મૂરખતા બીજી કેવી? આથિ શું બીજું વરવું રે? ૧૫
ઓખાહરણ તમે હરખે હરખે, સાંભળિને શું કીધુંરે?
બાણે બાહુ તો શાણે માબાપે નાક કપાવ્યુંજ સીધુંરે? ૧૬
કહાવે વિધાત્રી વેરણ તે પણ, રહી રમાનિ મદતમાંરે;
કરી મદત માનવિને જણવ્યું, જોડુંજ સરજું જગતમાંરે. ૧૭
હરણ હરિણાને મેના પોપટ, સારસ રસના જ્ઞાતારે,
પશુ પંખી માનવ દાનવ કે, દેવનું જોડુંજ જ્યાં ત્યાંરે. ૧૮
જોડુંજ સરજ્યું જગતમાં તો, કયમ? કોથિ કજોડું કરાએરે,
કોઇ કરે કમ અકલ નવલતો સહજ સજોડું જોડાએરે. ૧૯

## કજોડાની ફજેતી.

### ગરબી ૯ મી.

"માળવડેથી જોગી આવ્યો, હાથ કમળની ડાંડીરે" હારેહા. એ રાગે.
રડી રડીને થાકયાં હાવે, આવો હસિયે થોડુંરે—હારેહા.
સઘળિ કજોડાવાળી સહિયો, મળિને ગાય કજોડુંરે—હારેહા.
પેહેલો તો પરણ્યાને ગાજો, જેહ જનમનો સાથીરે.—હારેહા.
સાથી તો નાસેછે ભડકી, દોઢ ગાઉ મારાથીરે.—હારેહા.
નાસે પણ નણદીનો વીરો, નાનો પણ નાવલિયોરે.—હારેહા.
સાસૂ કહે મારો મ્હો જોયો, તુંતો વધી બાવળિયોરે.—હારેહા.
બાવળિયે તો કાંટા ઉગ્યા, વાગ્યા કોને કોનેરે?—હારેહા.
છતિ આંખેજે અંધાપો લે, તેનેજ વાગે જોનેરે.—હારેહા૦

વાગ્યા માને, વાગ્યા ભાને, વાગ્યા સાસુ સસરાનેરે.—હારેહા૦
હું તો થઈ અલમસ્ત ફરૂંછું, ગાતી હીણુવરાનેરે.—હારેહા૦
હીણુવરૂં વહુ કાલે જાશે, એજ અધરરસ પાશેરે.—હારેહા૦
પાશે તો પીશું થઇ ડોશી, પણ જોબન તો જાશેરે.—હારેહા૦
છેક એમ ઓછું શું બોલો, હીમત ઉરમાં ધારોરે.—હારેહા૦
મોટો થાવા મ્હેલ્યો અમે વહુ, તાલમમાં પિયુતારોરે.—હારેહા૦
તાલમ તો બાલમ બાંકાની, બાઇજી બાળક બ્હીશેરે.—હારેહા૦
ઘી સાકર ને દૂધ મલાઈ, આપું હું હેતે અતીશેરે.—હારેહા૦
કાગળનીછે કોથળિ એતો, ભરજો ભાર વિચારીરે.—હારેહા૦
ભાર બોજ નથિ રાખતિ તું તો,નિર્લજ નફટ નારીરે.—હારેહા૦
નિર્લજ તોહું નાથ વિનાની, નફ્ટ હુંતો ફટ તમનેરે.—હારેહા૦
રહો આઘાં પરણ્યાને પ્રેમે, ગાવાદો તમે અમનેરે.—હારેહા૦
પરણ્યાના સમ પરણ્યો જેનહિ,પોત પોતાનોગાયરે.—હારેહા૦
ગાવું વખાણી જૂઠન આણી,ચાતુરિ તેજ કહેવાયરે.—હારેહા૦
મારો પરણ્યો તો પાતળિયો! શું સરકટની ભારીરે?—હારેહા૦
મારો પરણ્યો તો નાજુકડો! તું નરને તે નારીરે.—હારેહા૦
મારો પરણ્યો તો રૂપાળો! લઇ કેડે કર બોકીરે.—હારેહા૦
મારો પરણ્યો રસનો સાગર! ભરગાગર નથિરોકીરે.—હારેહા૦
મારો પરણ્યો પારણે પોઢે! હાલરડાં તું ગાજેરે.—હારેહા૦
મારો પરણ્યો જાય નિશાળે! જોડે મુકવા જાજેરે.—હારેહા૦
મારો પરણ્યો રંગે રમેછે! શું અલકી કે દલકીરે!—હારેહા૦
મારો પરણ્યો જાય ન વર્ણ્યો,તેથીજ તું ગઇ છલકીરે.—હારેહા૦
મારો પરણ્યો પૂરણ પ્યારો, સારો સઘળી રીતેરે!—હારેહા૦
એકજ ખોડ કે નાનો બાળક, પુરી પ્રવીણતું પ્રીતેરે.—હારેહા૦
મારો પરણ્યો મોટી પાઘડી, નાને માથે ઘાલેરે.—હારેહા૦
ઊંચી એડીના જોડા પેહેરી, છાતી કાહાડી ચાલેરે.—હારેહા૦
જોજે પગ અમળાઇ ન જાએ, હાથ પકડજા દોડીરે.—હારેહા૦
મારો પરણ્યો અક્કડ ફક્કડ, કામનિઓનો કોડીરે.—હારેહા૦
વાટે જાતી વનિતાઓના, રોજ ઓળંભા લાવેરે.—હારેહા૦
નાગી રાંડો શિદ નહિ એને, ખોળે લઇ ધવરાવેરે.—હારેહા૦
પરણ્યો તો બહુ ગાયો હવે સૌ, ગાઓ માતપિતાનેરે.—હારેહા૦

રહ્યા ગવાઇ એતો જગમાં, ભૂલ્યાં ભવનું ભાનેરે.—હારેહાં૦
ભૂલ્યાં ભૂલ્યાં એતો ભૂલ્યાં, મૂળથીજ એતો ભૂલ્યાંરે.—હારેહાં૦
રે નહિ ભૂલ્યાં પણ ડહાપણમાં, ડૂલ્યાં એતો ડૂલ્યાંરે.—હારેહાં૦
જાલમ જોર જોબનનું જાતે, જાણ્યું માણ્યું તોએરે.—હારેહાં૦
જરા નહીંજ વિચાર્યું જિવમાં, હિણવરને શું રોએરે.—હારેહાં૦
મારી માએ કાંઇ ન જોયું, જોયો પોતાનો લ્હાવોરે,—હારેહાં૦
પાંચનિ થઈ હું ત્યારથી કહેવા, માંડ્યું કે પરણાવોરે.—હારેહાં૦
લિધાં લગન કે મગનં મગન થઇ ગગન લગણ ગઇફાલીરે.—હારેહાં૦
ઘાલિ ઘરેણાં લુમખે જુમખે, ઠમઠમ ઠમકે ચાલીરે.—હારેહાં૦
ગાતાં ગાતાં ઘાંટા બેઠા, ફરિફરિ આવે ન ટાણાંરે.—હારેહાં૦
માટે ગાયાં વાટે ઘાટે, વાંકા વળીજ ફટાણારે.—હારેહાં૦
ઘાલ્યું ફટાણું ઘરમાં મોટું, જોઇ જગધું જમાઇરે.—હારેહાં૦
તે હમણાં બધું નાતને જાત કે, ગામમાં રહ્યું ગવાઇરે —હારેહાં૦
બાપાજી તો ડાહ્યા ડમરા, પાંચમાં મોટા કહાવેરે.—હારેહાં૦
તેતો વળિ કયમ બાળપણામાં, પુત્રી નહિ પરણાવેરે—હારેહાં૦
રાંડે પડે કજોડું તેતો, કર્મે પુત્રિનું કહિયેરે. —હારેહાં૦
,છતીકસાઇએકાં નહિ આપણે,નાતમાં ઉજળાંથઇએરે—હારેહાં૦
માંડવ કહાડ્યો જાન તેડાવી,પહેરામણિ ઘણિ દીધીરે—હારેહાં૦
કર્યા વરાને ફર્યા ન્યાતમાં, વાવા સોના લીધીરે.—હારેહાં૦
વાબ્વા જે આજે થાએ છે, ચોરે ચૌટે ચકલેરે.—હારેહાં૦
તેની તો લાહ્ય બાપાજી, હવે બ્હાર નહિ નિકળેરે.—હારેહાં૦
સસરાજી છે શોકિ ભવાઇના, વેષ કજોડા કેરોરે.—હારેહાં૦
સારો જાણી ઘરમાં આણી, આંખજ હેઠે મ્હેલ્યોરે.—હારેહાં૦
ભવાઇથી પણ ભારે ભવાઇ, જોય જગતના લોકોરે.—હારેહાં૦
માતપિતા સાસુ સસરાને નામે મ્હેલો પોકારે.—હારેહાં૦

## વિદ્યાભ્યાસમાં થતી હરકતો.

### ગરબી ૧૦ મી.

"સાંભળને ઓ સજની મારી, રજની ક્યાં રમિ આવીજી" એ રાગ.

માફ કરો, ઓ, માસ્તર મારા, લેસન નથીજ કરાયુંજી!

કાલે રાત્રે હરકત આવી, નહિ વંચાયું લખાયું!—સાચુ કહુંછુંજી ૧
આજ સુધી હું કહોને કદિએ પાઠ કરી નથી લાવ્યોજી?
આજ સુધી મેં કહો કદિ, માસ્તર, મિથ્યા કાળ ગુમાવ્યો—સાચું ૨
પહેલેથી, કદિ બીજે નંબર ગયો નથી હું કયારેજી;
માસ્તર સરવે રાજી રાજી બીજા બળે બહુ ખારે—સાચું ૩
પરીક્ષામાં પાસ પડીને ઈનામ વર્ષોવર્ષેજી,
ભરી સભામાં સાહેબ હાથે લેવુંજ મારે હર્ષે.—સાચું. ૪
મારી પાસે લેશન લેવા ઘેર ઘણા જણ આવેજી;
વિદ્યાનું તો વ્યસનજ વળગ્યું, ભણવુંજ મુજને ભાવે.—સાચું ૫
કાગળ ખડિયો ને ચોપડીઓ, વળિ સિલેટ ને પેનજી;
એતો મારાં પ્યારાં રમકડાં, એ વણ નહિ મને ચેન.—સાચું ૬
રમ્યા જમ્યાની મઝા ન જાણું, મેળા ઠેળા તો વર્જ્યાજી;
બાઇડિઓ કહે "બાઈ આવા, છોકરા પણ છે સર્જ્યા"—સાચું ૭
ભણવું ભણવું ને ભણવુંજ ઝંખુ, વાત ને ચિત નહિ વ્હાલીજી;
ખરેખરી કહિ શાસ્ત્રમાં તેવી, બ્રહ્મચારીની રિત પાળી.—સાચું ૮
ઓ મારા બાળા બ્રહ્મચારી, કેમ તું આવડું કાંપ્યોજી?
મહેતાજી કહે મેં નથિ તુંને હજિ ઠપકો પણ આપ્યો.—સાચું ૯
ગાભરૂં ગાભરૂં કેમ તું ભાળે? કારણ છે કાંઈ ભાઈજી;
કારણનું પુછતામાં પેલો છેક ગયો લજવાઈ!—સાચું. ૧૦
કારણ તો ઘરઘાલણ મોટું! વીસ નખી આવી વળગીજી!
નવલ ભણે હિણભાગી, ભણ્યાની આશા હવે ઘર અળગી! સાચું ૧૧

**દોહરો.**

બોલ્યો બીજો બાળકો તે ટાણે તે ઠાર;
હસવામાં હુશિયાર ને ટિખળીનો સરદાર.

**ગરબી ૧૧ મી.**

( રાગ ઉપલો. )

વિદ્યાર્થીને વિઘ્નજ આવ્યું, કાલે અવનવું એકજી;
પંડિત છો માટે પૂછુંછું, કાંઇ કરોને વિવેક.—એ શું હોશેજી. ૧
કાલે રોજની રીત પ્રમાણે વાળુ કરી હું રાતેજી;
મારે મેડે જઈ ભણવા બેઠો એકાંતેજ નિરાંતે.—એ શું. ૨

ચોપડિઓ પડિ ચોગમ ફરતી, એમાં ન એકે નકામીજી;
દીવા કેરી જોત બળેછે, ઝગ ઝગ ઝગ જ્યાં સામી.—એ શું. ૩
થિર ચિતથી હું બેઠો બેઠો, વાંચુ પોથી મોટીજી;
એણે સમેસાં છમછમ કરતી, ચઢી છબીલી કો છોટી !—એ શું. ૪
ધ્યાનથી જાણે જોગીજ જાગ્યો, એમ હું ચોંકયો ઓચીંતોજી;
ચમકની સાથે હાથેથી પડિ, ધબ હેઠે પોથીતો.—એ શું. ૫
તોય હુંતો હેતે થઈ ઉભો, તેડવા સામો દોડ્યોજી;
ઉતાવળમાં પાગ પંડ્યાથી પાટીનો પથ્થર ફોડ્યો.—એ શું. ૬
ખડિયાને કંઈ ઠેશજ વાગી શાહીની નદી ચાલીજી;
શારદસેવની સામગ્રી સૌ સહેજે થઈ ગઇ કાળી.—એ શું. ૭
માનશુકન આ શું સુચવે ? શું વિદ્યાવસ્થાજ છુટીજી ?
ચોપડિ પડિ, ખડિયો ઢળિયો, વળિ, સ્લેટતો સામટી ફુટી—એ શું. ૮
તોપણ તાતજિ તમ પ્રતાપે નથિજ વિવેક વિસાર્યોજી;
સ્નેહ ઝરણ મન નયણ વયણથી બોલ્યો "પધારો પધારો" એ શું. ૯
તેડી હું લાવ્યો લાવણ્યતાથી હાથ બગલમાં ઘાલીજી;
સાહેબ લોકની રીત મને સહુ લાગેછે બહુ વ્હાલી.—એ શું. ૧૦
નહિ ખુરશી નહિ બાજઠ મેડે ક્યાં બેસાડું હું નારીજી;
આવો ઉછંગે બેસો બાળા, મેં કહ્યું ધર્મ વિચારી.—એ શું. ૧૧
ગોરીનો ઘુંઘટપટ ફટ દઈ, ખોલ્યો મેં કળ બળથીજો;
ઝળળળ કરિ ઝળકયું મુખ જાણે ચંદ્ર નિકળ્યો વાદળથી ! એ શું. ૧૨
ચકિત થયો હું ચિતમાં જોતાં, ઉચર્યો અચરજ વાણીજી;
કોણ તું રંભા, રતિ ઉર્વશી, કે ઉમા, રમા, ઇંદ્રાણી?—એ શું. ૧૩
એ સર્વે સુંદર પણ પ્રૌઢાં, આતો બાળા કુમારીજી;
સરસ્વતિજ શું પોતે પધાર્યા સાધના મારિ સ્વિકારી?—એ૦ ૧૪
સરસ્વતિ સાક્ષાતજ આવ્યાં, એનેજ સેવું હું હાવાંજી !
પાનાંને પોથાં પડતાં મહેલી, ગોરીના ગુણ ગાવા !—એ શું૦ ૧૫
મેવા મિઠાઇની થાળ ભરી મેં મોઢા આગળ મેહેલીજી,
અમરજ પેરે આરોગે નહિ, બેસિજ રહિ અલબેલી.—એ૦ ૧૬
ત્યારે તેનો તોડજ કહાડ્યો મેં મારા મન સાથેજી;
નાના નાના કોળિયા કરીને ઘાલ્યા મોંમાં મેં હાથે.—એ૦ ૧૭

પછી કર્યા મુખવાસ સુવાસિત પાકાં પાન રસાળજી;
મુખડાં લાલમ લાલ થયાં ને તન મન ત્યાં તત્કાળ.—એ૦—૧૮
જોઉં, તારૂં મુખ કેવું મ્હેકે, જોવા દે અલબેલીજી!
શશીવદન શિદ સંતાડે તું, કોમળ કરમાં ઓ ઘેલી?—એ૦—૧૯
ગુલાબના ગજરા પહેરાવ્યા, અત્તર અતિ ઉર ચોળ્યુંજી;
આદરના ઉપચાર કર્યા, ને પ્રેમનું મંદિર ખોલ્યું!—એ૦—૨૦
વિધિ કીધી તે બધિ લીધી પણ, બોલ્યાની તો બાધાજી!
અજબ અતીથી એતો ગુરૂજી, અજબ મુનીવ્રત સાધ્યાં!—એ૦—૨૧
નહિ બોલે નહિ ચાલે એતો, તેમ ન થાય વિદાયજી;
મેં જાણ્યું એ પરમહંસ છે, છો સૂતા સજ્જાય. —એ૦—૨૨
પાછી બાળાવસ્થા પેખી જાણ્યું એકલી બ્હીશેજી;
તેથિ હું ભેગો ભેટી એને સૂતો સ્નેહે અતીશે. —એ૦—૨૩
કેટલું હું હજું વર્ણું જીભે વિદ્યાર્થીનું વિઘ્નજી;
થોડું લખે ઘણું માની લેજો, છો ગુરૂજી ગુણિજંન. —એ૦—૨૪
એ વિઘ્નને તો ઘાણજ ઘાલ્યો, મનની મતિ બદલાવીજી;
વિદ્યાને વિસરાવી મહેલી, નવલ લીલાજ બતાવી.—એ શું૦—૨૫

---

## ગરબી ૧૨ મી.

"હરિ ભજન વિના ભવ દરિયા સંસારનો પાર ન આવે." એ રાગ.'

આવી ઘેર પ્રિયા, હવે અમેતો ભણશું ભવ પેલે ખરે;
ઓ તાત તમે, જાણિ બુઝી મર્જાદા મુકાવો કાં અરે?
ઘડિ ઘડિ ભણ ભણ શિદને કહોછો, તમે સઘળુંજ મનમાં સમજોછો;
કાંટા વાવિ વાગે શિદ ચમકોછો?—આવી૦— ૧
તમે બાળપણે પરણાવ્યો મને, કરિ ઓરડો મોકલિ કામા કને;
હવે ભણવું ગણવું તે કેમ બને?—આવી૦— ૨
તમે પ્રેમનિ પોથી પ્રગટ આપી, મેં તે ભાવથિ ભેટ રૂદે ચાંપી,
નાંખિ આધિ પેલી નિર્જિવ છાપી.—આવી૦— ૩
મેહેલિ મહિલાનું મુખડું સાચે, જે જોઈ મુનીવર પણ રાચે,
આંખફાડ એ અક્ષર કુણ વાંચે?—આવી૦— ૪

એનાં લોચન તો રસકુંડ ખરાં, ભાત ભાતના ભાવ જે માંહિ ભર્યા,
ભવ જાય તોએ ન ભણાય પુરા!—આવી૦— ૫
રસ બુદ્ધિ વિસારિ થઈ ડાહ્યા, કદિ તજિયે તરૂણિનિ બધિ માયા;
તોય અળગિ કેમ હોયજ છાયા?—આવી૦— ૬
જાણી મુંબઈ ભણવા કદિ કોડે, તમે જાતેજ મોકલશો જોડે,
કે એ આપો આપ પુઠે દોડે!—આવી૦— ૭
કદિ તોયજ તેને ન સંઘરિયે, નહિ સાસુ કે સ્વજન વચને ડરિયે,
તોતો અંતે વધાઇ કંઈ સાંભળિયે!—આવી૦— ૮
જો જોડે કોડીલી હોએ, ભણે વીર વિરસ વિરલા કોએ!
રહે મૂર્ખ ઘણા જણ તો મોહે.—આવી૦— ૯
આવી પાસે પ્રેમ ભરી ભારી, પરી પટકે પાટિ પરિ પ્યારી,
એને કોણ ત્રિલોકે શકે વારી?—આવી૦— ૧૦
માગે મેવા મિઠાઈ તે મોઢે, ભરી લુગડાં ઘરેણાંને કોડે;
જોઈ ગ્રંથે ગુંથાયો મુખ મચકોડે!—આવી૦ ૧૧
એમ કરતાં આવ્યું અઘરણી, થઈ બાળકની ટપ ટપ ભરણી;
ચોપડિયોના ચુંથાકરણી!—આવી૦ ૧૨
હવે ભણવું તો ભામા ભાઈ! શું હવે અમે સ્લેટજ સાહી;
જઈએ નિશાળમાં ભણવા કાંઈ?—આવી૦ ૧૩
બળ્યું! કયાં સુધી ભણભણરે કરશો! નથિ ભણતરનો કંઇ પાર કશો?
ક્યારે મારા મનોરથરે પુરશો?—આવી૦ ૧૪
તમે ભણો ભણો કહોછો પ્રીતે, તેતો રળો રળો લવતી નિત્યે;
બધું બળો બળો બોલું હું ચિતે!—આવી૦ ૧૫
નથિ હુંથિ ભણાતું લેશ કંઇ! રળવું તો શા સમર્થે સહી?
મારી શુદ્ધ ને બુદ્ધ બધીજ ગઈ!—આવી૦ ૧૬
મારી શીજ વલ્હે થાશે અંતે! માબાપે મને મારયો ખંતે!
ચેતો ચેતો ચતુર સર્વે ચંતે!—આવી૦ ૧૭
માનો માનો માનવિ મુજ કથની, કવિ કવિતા કર પરમારથની;
છે આ વાત નવલ નિજ સ્વારથની—આવી૦ ૧૮

---

# બાળલગ્નથી સ્ત્રીઓ શુદ્રતાને પામીછે.

## સ્ત્રી સ્વરૂપ.

### ગરબી ૧૩ મી.

"મારે મોહોલે પધારો માહારાજ, માણીગર માહોલે" એ રાગ

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર.
સ્ત્રી સુધરે સકળ સુખસાર,
સજન સ્ત્રી સુધરે સકળ સુખસાર. ટેક.
ધૂળધાણિ બધુંજ નિર્ધાર,
એ વણ ધુળધાણિ બધુંજ નિર્ધાર,
સુંદર સ્ત્રીનું મૂખડું, સુંદર સ્ત્રીનું તન,

સુંદર સ્ત્રીના બોલડા સુંદર સુદર સ્ત્રીનું મન—સજન સં. ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં ભરનારી નારિજ છેય!—સજન સં. ૨
આપે જન્મજ જક્તને, પાળે પૂરણ પ્રીત;
એનાજ નામ આધારથી, કહાવે ઇશ્વરી અંબા ખચીત! સજન. ૩
જોબનમાં રંભા રૂપે, જુવતી રસની ખાણ;
સ્ત્રી વણ સુખ સૂનાં સહૂ, સ્ત્રી જગત રણે જળ જાણ! સજન. ૪
મીઠુ બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ. સજન. ૫
ઘરૂણી ઘરનો થંભછે, ઘરનું ઘરૂણિજ માન,
ઘરૂણી ઘરનું ઘરેણુંછે, ઘર ઘરૂણિ વિનાનું સ્મશાન!—સજન. ૬
ઘડપણમાં ઘરૂણી સમી સેવા કોથિ ન હોય,
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારિજ નર નહિ કોય?—સજન. ૭
ધન ધન નારી નામને! પ્રેમી પરમ અપાર!
પાળે બાળે સર્વેને, એતો આદ્યશક્તિ અવતાર!—સજન. ૮
નિંદા એની જે કરે, તે પાપી ગુણ ચોર!
દુર્ગુણને દરિયે ડુબી, તોએ દિલમાં દયાનુંજ જોર.—સજન. ૯
ગોરી ફૂલ ગુલાબનું, શૂકે કે કરમાય;
કે કોહે વણ કાળજી, તો એ જાતિ સુગંધિ ન જાય.—સજન. ૧૦

શાસ્ત્રી પૂરાણિ પંડિતો, શાણા સજ્જન સર્વ,
સાચે સાચુજ હું કહું, તમે માનો મુકી મન ગર્વ.—સજ્જન. ૧૧
દિસે દુર્ગુણિ આજ બહુ, નથિ એની કાંઈ નાજ;
પણ એ દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે તમારાંજ કાજ—સજ્જન. ૧૨
આદે દમયંતી, સિતા, દ્રૌપદિ, આદિ અપાર,
થઈ ગઈ ગુણવંતિયો, તે હતિજ નારિઓ યારા—સ. ૧૩
ધર્મે કર્મે ન કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન,
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન?—સ. ૧૪
હા, અબળાઓ હાયરે! હાલ છેજ હેવાન!
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન.—સ. ૧૫
જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદરિ સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના ઓ નાથ! સ. ૧૬

---

## ગુણનું કજોડું—સ્ત્રીઓની મૂર્ખતા.

### ગરબી ૧૪ મો.

"શામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી, શામરંગ" એ રાગે.

કેવું આ કજોડું તે કહેવાય! દેશિ કહોનિ તમે, કેવું આ. ટેક.
પુરૂષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાનિ આ, સ્ત્રી થિના સ્વભાષા શુધ બોલાય. દેશિ.
બાઇ તો ભુગોળને ખગોળમાં ઘુમેછે, બાઇનું તો ચિત્ત ચુલા માંહ્ય. દેશિ.
પુરૂષ આ પ્રવીણ પૂરો પુસ્તકો રચેછે, પેલિથી ન પત્ર એ વંચાય. દેશિ.
ભાઈ તો સ્વદેશને સુધારવા મથેછે, બાઈ કહે હું જોઉ શિ રિત થાય? દેશિ.
પુરૂષ ધૂર્ત ઢોંગિનાજ ધાટમાં ફરેછે, તે તો ઘેર પેલીથી પુજાય. દેશિ.
ભાઈ તો સભામાં જૈ સુભાષણોજ આપે, બાઇ જઈ રાજવિયો ગાય. દેશિ.
પુરૂષ તો પધારે સુધારાનિ મંડળીમાં, પેલિ રસ મંડળીમાં જાય. દેશિ.
બાઇ તો નશીબનો નકાર કરે મૂળથી, બાઇ તો ગરોડા પુઠે ધાય. દેશિ.
પુરૂષ તો પવિત્ર પરમ ઇશને પુજેછે, ગોવાળના છિનાળાં પેલિ ગાહ્ય. દેશિ.
ભાઇડો ન ભૂલથિએ ભૂંડું કદી ભાખે, ભૂંડણી વિવાહે વિષ્ઠા ખાય. દેશિ.
દેશિઓ ન દોષ દેશો જો કદી એ બાપડો, હારિને કરે પિડા વિદાય. દેશિ.
છેકજ જ્યાં આવિ રીત ભાત મતિ જૂદિછે, પ્રીત તે શિ રીતરે બંધાય. દેશિ.
વાત શું કરે ને અરે ચિત્તને શુંએ કરે, એક એકને ન જ્યાં સુહાય. દેશિ.

ચાલતા વેહેવારની તો વાતજ તજવી, એણેજ રણ સ્તંભરે રોપાય. દેશિ.
વિદ્યાના વિનોદ કેરિ વાત કદી કહાડે, વ્હીલું વ્હીલું પેલિ જોમ લાંચ્છ. દેશિ.
વર્તમાનની એ વાત એને નહિ ગોઠે, એનિતો જુદીજછે દુનિયાય. દેશિ.
એને ઝોડ ઝપટની કે કામણ ટુંમણનીજ વાત, કે દહાડા રહ્યાનિ રે સદાય. દેશિ.
એતો જાણે ખાવું પીવું પ્હેરવું ને ઓઢવુંજ, કે નજર ઉતારના ઉપાય. દેશિ.
ઝાઝું શું કહેવુંરે થોડું લખે ઘણું માનજો, અભણ વ્હેમિ મુરખની એરાય. દેશિ.
વયનુંરે કજોડું કદી હોય જૂવતીને, ભૂંડું ભૂંડું ભૂંડું તે ભણાય. દેશિ.
રૂપનું કજોડું પણ વિરૂપરે મનાયછે, ગૂણનું કજોડું ના ગણાય! દેશિ.
કેમરે લગારના વિચાર કરો યાર કાંય? કેમ આ કજોડું તે વેઠાય? દેશિ.
ગુણનું કજોડું ભૂંડું સર્વથી સંસારમાં, લાહ્ય જેનિ ના કદી હોલાય. દેશિ.
લાહ્ય એ લાગી રહીછે ઠામઠામ નવલરામ, આંખ જો ઉઘાડો તો દેખાય. દેશિ.

## અબળાનો ઉત્તર.

### ગરબી ૧૫ મી.

"અચકો મચકો કારેલી" એ રાગ પણ ચાલ મોટી.

હા અમે અભણ, અમે વ્હેમિ, અમેતો
મૂરખ, કે જે કહો તે.—નાથ, સાચે સાચું છે સઘળું.
પણ એજ અભણું વ્હેમી મૂરખના, આપ અધિપછો પોતે!—નાથ. સાચે.-૧
હા અમે અભણ પરિપૂરણ પણ શો, એમાં વાંક અમારો?—નાથ. સાચે.
રે કોણે ભણાવ્યાં નેઅમે ભણ્યા નહિ, એતો આપ વિચારો—નાથ. સાચે.-૨
હા વ્હેમિ મૂરખ અમે રહ્યાં રોકડાં,પણ કહો કોણેજ રાખ્યાં?—નાથ. સાચે.
કહો કોણે અમારી આગે જરા પણ,સારસુધારાના ભાખ્યા?—નાથ. સાચે.-૩
રે ખંત ધરી અમને અંધારે, રોજ તમેજ રખડાવ્યાં!—નાથ. સાચે.
રે જ્ઞાન વિચાર આચાર અયોગ્યજ, અમને આપે ઠરાવ્યાં!—નાથ. સાચે.-૪
રે શુદ્ર થકી પણ અર્ધાંગનાને, ઉતરતાં પદ આપ્યાં! —નાથ. સાચે.
અમે આજ થયાં તમે જેવાં ઇછ્યાં, તેમાં તે શું રિસાવ્યાં?—નાથ. સાચે.-૫
અમે ઘર ધંધો કરતાં નથિ ડરતાં; શો અધિકારછે બીજો?—નાથ. સાચે.
પટરાણીપણું નહિ થાય લુંડીથી; તેમાં તે શિદ ખીજો?—નાથ. સાચે.-૬
ગણિ વનિતાઓને વિષયનિ વસ્તુજ,તો તે તેવિજ થઈછે.—નાથ. સાચે.
કહો ખાવા પિવાને ખેલ્યાની કદિ, ના અમે આ મુખે કહિછે.—નાથ. સાચે.-૭

કદિ અબળાને અગિયારે ઓરડે ઘાલી, તો તે ગઇછે?—નાથ. સાચે.
પછિ ભણ્યા ગણ્યાની તો આ ભવમાં, કહો આશા ક્યાં રહિછે?—નાથ. સાચે.–૮
તમે બાળપણામાં પરણો અમને; બાળપણે ઘર માંડો!—નાથ. સાચે.
હવે કહોને અમે ભણિયે કે જણિયે?અમથિજ અબળા ન ભાંડો-નાથ. સાચે.–૯
હોય ભણિ ભામિનિનો ભાવ તો તે શિદ ભણુતી રહેવા રાખે?—નાથ. સાચે.
છે આ ઉત્તર અબળાનો યથારથ, ન્યાયિ નવલ ક્યમ ના કહે?—નાથ. સાચે.–૧૦

---

## સાસરાની શૂળી.

### ગરબી ૧૬ મી.

"આઠ કુવાને નવ વાવડીરે લોલ" એ રાગે.

ઓ મારિ! મારિ! માડિ મ્હારિ! બહુ મનેરે લોલ
હારિ હારિ આવિછું હું આજ, મારિ નાંખોજી તોય,
હુંતો નહિ જાઉં હવે સાસરેરે લોલ.— ટેક.
જો! જો! આ સોળ શરીરે પડ્યારે લોલ,
દૈત્યને એ આવે કંઈ દયાજ; મારિ નાંખોજી તોય—હુંતો ૧
જો! જો! આ વાંસો રતાળુ થયોરે લોલ,
જો! જો! થયા ગાલ લાલગોળ; મારિ નાંખોજી તોય—હુંતો
રાંડોએ ભાંડિ સાત પેહેડિનેરે લોલ,
સાચે મા હું બોલી નથી બોલ; મારિ નાંખોજી તોય—હુંતો ૨
પાણી તે કહાડતાં ઘડો પડ્યોરે લોલ,
એટલોજ માડિ મારો વાંક; મારિ નાંખોજી તોય—હુંતો
રાંડો નકામિ બેસિ રહે બધીરે લોલ;
કામ કરૂં એકલી હું રાંક, મારિ નાંખોજી તોય—હુંતો ૩
ઉઠુંરે ત્યાંથિ તે સુતા સુધીરે લોલ,
ના મળે ઘડી મને વિરામ, મારિ નાંખોજી તોય—હુંતો.
તોએ બહુ ગાળ દે ઝોંસા કરેરે લોલ,
સઉને કહે કે વહુ ન કરે કામ; મારિ નાંખોજી તોય—હુંતો. ૪
હોએ કંઇ કોહ્યું ટાઢું જે વધ્યુંરે લોલ,
તેતો મ્હેલે મારા ભાણામાંય; મારિ નાંખોજી તોય—હુંતો.
રે તેટલું એ પેટ ભરી ના મુકેરે લોલ,

તોય કહેછે વહુતો બહુજ ખાય; મારિ નાંખોજી તોય—હુંતો. ૫
મારે માબાપને તો વાતમારે લોલ,
નાનાભાઇને એ દેય ગાળ; મારિ નાંખોજી તોય—હુંતો.
આવું તે શી રિતે સાંખી રહુંરે લોલ,
કહેનિ મા ન કેમ ઉઠે ઝાળ; મારિ નાંખોજી તોય—હુંતો. ૬
સાસૂછે સાચે સાચિ સંખણીરે લોલ,
નણદીઓ કાળી નાગેણ; મારિ નાંખોજી તોય—હુંતો.
રોજે સંતાપે આપે બહુ પિડારે લોલ,
આંસુ વહે અખંડ મારે નેણ; મારિ નાંખોજી તોય—હુંતો. ૭
પેલો ભમાવ્યો ભમે ભોળિયોરે લોલ,
મારે પાટુ ને પિટચો લાત; મારિ નાંખોજી તોય—હુંતો.
બળો સંસાર બધો સામટોરે લોલ,
બાળનીજ વાત તું એ માત; મારિ નાંખોજી તોય—હુંતો. ૮
આથી રંડાપો ભલો સો ગણોરે લોલ,
જેનું જાણીતું એક દૂખ; મારિ નાંખોજી તોય—હુંતો.
રે ન્હાના પરાધીન પતીની પિડારે લોલ,
કેમે ન જાય કહી મૂખ; મારિ નાંખોજી તોય—હુંતો. ૯
થાઓ થનાર જે કાંઈ હોય તેરે લોલ,
છે બે હાથ વચ્ચે એક પેટ; મારિ નાંખોજી તોય—હુંતો.
મોઢું ન જોવું મારે રાંડોનુંરે લોલ,
નિશ્ચે મેં નવલ કર્યો નેટ; મારિ નાંખોજી તોય—હુંતો. ૧૦

## નાના વરની વિટંબણા.

### ગરબી ૧૭ મી.

"મારગડો મેહેલોરે મોહન લાલજી" એ રાગે.

મા મારી, જોજેરે વર મોટોજ તૂં!
મોટા વરની માનિનિ માણે મહા મોજજો;
વર ન્હાને, ન્હાનમ નાના પ્રકારની,
ન્ડાના વરની નારિ રોતિ રહે રોજજો.—મા મારી૦ ૧
વર મ્હોટે, મોટમ પદ પામે ત્રિયા,
છોટિ છતાં બધે મોટી મોટિ મનાયજો;

ઘરમાં તો, ઘરની ઘણિયાણીજ છે,
મ્હોને પૂછી હાથે લઇને ખાયજો. —મા મારી૦ ૨
મઝિયારો, રે ઘરમાં હોએ કદા,
તો પણ તેનો કોઈ ન તોડે ભારજો;
સાસૂ તો, સમજીને રહે શાનમાં,
નણદી નિત નમતી આવે નવ વારજો.—મા મારી૦ ૩
નામ નહી, લઈ શકે લવલેશ કો,
નારનિ બ્હાર લેનાર સમર્થ જ્યાં શીશજો;
ધણિ ટૅ ટૅ, કદિ તેથી તેઓ કરે,
ઝટ જૂદો પડિ સુખણિ કરે જસદીશજો.—મા મારી૦ ૪
બલિહારી! બલિહારિજ પિયુ પુષ્પની!
લાડ લડાવે કરાવે કલોલ સદાયજો;
"લે પ્યારી, પાનનિ બિડિ આ પ્રેમની"
એટલું પણ ન્હાના વરથી નવ થાયજો.—મા મારી૦ ૫
છોકરડો, શું સમજે રસ રંગમાં?
સમજે તો પણ શો એનો અધિકારજો?
બોલ્યાનો, પણ હક નહિ. નિજ નારથી;
નજર ભરી નિર્ખાય એ નહિ નિર્ધારજો.—મા મારી૦ ૬
ખાવૂં કે, પીવું ન ભેગાં બેસિને,
રાત્રે પણ શું? ચોર તણો અવતારજો!
પ્રીતીની, એકે રીતિ ન રાખવી,
બળો બળો પશું સરખો એ સંસારજો!—મા મારી૦ ૭
જ્યારે ગે, જોબન બ્હાર ઊગી રહ્યો,
જ્યારે રમ્યા જમ્યા પ્હેર્યાં ઓઢયાનો વખ્તજો;
ત્યારે તો, તરૂણી તરણાં તોલ છે,
પેટને સાટે કરતિ મજૂરી સખ્તજો!—મા મારી૦ ૮
સૌ ધંધો, કરવો ધાઈ ધાઇને;
જે મૂકે, તે જમવું મૂગે મૂખજો;
જે કહે તે, સાંભળિ શીસ નમાવવું,
સાસુ નણંદનિ ગાળનું ધરવું ન દૂખજો.—મા મારી૦ ૯.

સારીરે, સાસુ તથાપિજ સાસુડી;
નણુદીનું તો છેરે નણુંદજ નામજો;
શપ્રજરે! શપ્રજ સહેવી સાસરી!
જોગિ જતિનિ નહિ ચાલે જરા જ્યાં હામજો—મા મારી૦ ૧૦
એ'દુખતો, સહેરે એક સ્ત્રિ હિંદુની,
નિંદા કરો છો નમુણા નર નાદાનજો!
હો કદિ કો, નદી તળાવે જઈ પડે,
કો વિખ ખાય, કો નિકળી જાય અજાણજો.—મા મારી૦ ૧૧
પણ એવી, એક હશેજ હજારમાં,
બીજી બધિતો બાંધી મૂખ દુખ સેહયજો;
ઓ હિંદૂ, લોક તમારી નારિયો,
ખરે ભલી બહુ રાંકડિ ગાયજ છેયજો-—મા મારી૦ ૧૨
કદિ વિફરે, કોનો વાંક? વિચારજો!
શિદ કહો છો કે "શું કરિયે નાચારજો?"
"સાસરે તો, હોયને હોયજ દુઃખડાં,"
એમ તમે મા બોલશો બોલ લગારજો.—મા મારી૦ ૧૩
ભૂંડીરે, ભૂંડિજ રૂઢી છે બહૂ,
વર પરતુંત્રતણી પીડા એ સર્વજો;
બાળકને, પાળક કાં કર્યો પુત્રિનો?
ક્યાં ગઈ અક્કલ, ડહાપણ, ટેક, ને ગર્વજો?—મા મારી૦ ૧૪
દોષ ન દો, દિકરિ બિચારિના દૈવને,
તજી તમે શિદ શાણી શાસ્ત્રનિ રીતજો?
દશ વરશે, વર મોટો જો જો, પછી,
સાસરૂં તો સુખસ્થાન નવલ થશે નિત્યજો.—મા મારી૦ ૧૫

---

## બાળપણમાં છોકરાં થવાથી બાળબાળાની ખરાબી.

### ગરબી ૧૮ મી.

"હાહારે કે ચોરા છોબનના" એ રાગે.

આવ્યો આવ્યોરે, કળજુગ આજ ખરે; બારે બારેરે, બાળા ગાભ ધરે.—૧
તેરે તેરેરે, એનાં ત્રણ થાએ; ત્રણે ત્રણેના, ભોગ મળે ત્યાંએ. —૨

જાણે જાણે ન, જાત જે સંભાળી; જાણે જાણે શું, બાળક તે પાળી? —૩
જાણે જાણે ન, જે ઓઢી પ્હેરી; તેને તેને કાં, પીડામાં ઘેરી? —૪
પૂરૂં પૂરૂં રે, બાળ ન ઉચલાએ; તેથી તેથીરે, પાલન શું થાએ? —૫
એને એને ન, આવડે ધવડાવતાં; એને એને ન, આવડે ન્હવડાવતાં. —૬
એને એને ન, આવડે ખવડાવતાં; એને એને તો, આવડે એક રમતાં!—૭
ખાઈ ખાઇને, માંદો બાળ પાડે; રોગો રોગો પીડ્યો કહિ રોજ ભાંડે.—૮
સેહેજે સેહેજે એ ધીકો ધબ મારે; એને એને નવલ બહુ ધિક્કારે. —૯

---

## એ સમેની પ્રજેતી.

### ગરબી ૧૯ મી.

(રાગ એજ)

કોનું કોનું રે, છૈયું આ, છોડી? મારૂં મારૂં રે, કહિ તે ટપ દોડી.—૧
દોડી દોડી રે, જે રમવા પેલી, મ્હેલી મ્હેલી રે, બાળકને ઘેલી.—૨
રોએ રોએ રે, બાપડું એ અહિયાં; રમે રમે રે, પેલી તો તહિયાં.—૩
આવી આવીરે, એની મા ધાતી, ગાળો ગાળોરે, મુખથી બહુ ગાતી.—૪
અલી અલીઓ, રંડા કયાં ગઈ તું? કુદે કુદે છે કયાં હોલ્લો થઈ તું?—૫
દીધી દીધીરે, કુખમાં જઈ ચોંટી; એવા એવા રે, ખેલ હોય નિત કોટી!—૬
હજી હજીએ, હરણી છે રમતી, હજી હજી ન, ઠામ બેશી જમતી.—૭
હજી હજીએ, સમજે ન કંઈ વાતે, એતો એતો છે, હજિ બાળક જાતે!—૮
એને એને તે, વળિ બાળક કેવાં? ગાંડા ગાંડા તે, કોણ હિંદૂ જેવાં?—૯

## એતે કેવું વિપરીત!

### ગરબી ૨૦ મી.

"ઉભો રહેની ગોવાળિયા તું શાનું માગે દાણ" એ રાગે.

અરે આશો, ઓ, દેશિ મારા, માંડ્યોરે ઉત્પાત ?
બાળ વરસની બાળકીઓ, થઈ બાળકની માત!—અરે૦ ૧
બાળકીને બાળ બાઝયું લે કોણ કોનિ સંભાળ?
થાય બન્યો બેહાલ તેનો, કાં ન કરો કંઈ ખ્યાલ?—અરે૦ ૨
દૂધિયા હજી દાંત જેનાં, દૂધ પિવા હજી જોગ;

તે બિજાને દૂધ પાઓ! જોવા જેવો જોગ!—અરે ૩
એતો બહુ અજૂગતુંને, જગતના નીમ બ્હાર;
સાચું કહુંછું શાસ્ત્ર શોધિ, નહિજ કાઢો સાર!—અરે. ૪
બાંધો તો બંધાયો નથી, છે હજી બહુ વાર;
તેને તો તમે તોડિ પાડો, શી આવીછે ધાડ?—અરે૦ ૫
એ રિતે તમે બાળ બાળા, કરો બધાં પાયમાલ;
કહો પછી શિ રિત તેના, દેહમાં રહે કાંઈ માલ!—અરે૦ ૬
શાસ્ત્રમાં તો સ્પષ્ટ કહ્યુંછે, ત્રતુ પ્રાપ્તજ હોય;
તે પહેલાં જો સંગ કરે તો, પ્રાણ પાપમાં પ્રોય.—અરે૦ ૭
ત્યાર પછી પણ બે ત્રણ વર્ષે, પુરણ પ્રફુલે અંગ;
તે પ્રસંગે સંગનો છે, ન્યારો નવલ રંગ.—અરે૦ ૮
કાચ્ચાં શાને ફળ તોડો છો? એમાં શો છે સ્વાદ?
સ્વાદતો મદમાતિ જોડિ, જ્યારે માંડે વાદ!—અરે૦ ૯
એ મઝાતો તમે ન જાણી, જાણી વાનર રીત!
નવલ કહે વિનાશ કાળે, બુદ્ધિરે વિપરીત!—અરે૦ ૧૦



## ઘણી ધાડે ખાવા ટળે.

### ગરબી ૨૧ મી.

"મારી અંબાજીનો હાર હીરે જડ્યોજો અથવા "રોકયો
તે ધાટ ગોવાળિયેજો." (એ રાગે.)

કાયર કાયર થયોરે હુંતો છોકરેજો!
પ્રભુ શાને મને આપોછો સંતાનજો?—કાયર૦—ટેક. ૧
હુંતો ધાડથી ધરાઈ ગયો સામટાજો;
થયો તન મન ધનથી હેરાનજો;—કાયર૦—૨
નથી ઊંઘ પણ નિરાંતે રાતે આવતીજો;
એક ઊંઘ્યું કે ઝટ ઉઠ્યું બીજું જાણજો.—કાયર૦—૩
કોઈ ભૂભુ ને કોઈ ફૂફુ કરી ઊઠતુંજો;
કોઈ માંડે આખિ રાતનુંજ ગાનજો—કાયર૦—૪
કોઈ કહે ઓરાઢો, બાપા, મને ગોદડુંજો;
કોઈ જાગિ માગે બાઉજ નાદાનજો.—કાયર૦—૫

ક્યાંથિ લાવું બાઉ? ઘેંસ પણ ઘટી અઇજો!
ઘટ્યું ગોળિમાંનું પાણિ એ નિદાનજો—કાયર૦—૬
બાશ્વા બાઇનાજ ખર્ચમાં ખુવાર છું જો;
વ્હાણું વાહાયે વરે અદ્ધમણ ધાનજો.—કાયર૦—૭
લાવું પોતિયાં, તો થાય મોટું પોટલુંજો;
જોઇએ કેડિયાને કાજે આખું થાનજો—કાયર૦—૮
રમો રાંડના તમોતો નાગા નોળિયાજો!
શાને લાજો છો? હજીતો છો નાદાનજો!—કાયર૦—૯
ચાલે શા વિના આ રાંડોની લંધારનેજો?
એના ખર્ચમાંતો ખાલિ થાય ખાણજો—કાયર—૧૦
અરે ખર્ચની શિ ખોટ બચ્ચરવાળને જો;
આજે મંગળતો કાલે મોકાણજો—કાયર૦—૧૧
મારે મનતો મોકણ છે ટાણાં બધાંજો;
એ ટાણાંએજ તાણિ લિધા પ્રાણજો—કાયર૦—૧૨
મારિ રોળ તો રેલાઇ ગઈ બોલતાંજો,
થયું દાટચું સાટચું દાદાનું મેદાનજો—કાયર૦—૧૩
ઘરબાર તો પડ્યા રે ઘેર મારકેજો,
જુના દાગિનાનિ ના દિસે નિશાનજો—કાયર૦—૧૪
મારે જાતે મેંજ વગે વગે વેચિયાંજો,
વ્હાલા વસ્ત્ર વાસણકુશણ ને સામાનજો.—કાયર૦—૧૫
તોય કરજનાંતો વધી વધી ડુંગરાજો,
વળ્યા મારે માથે મેરૂને સમાનજો—કાયર૦—૧૬
નથિ એ ભાર ઉતરનાર ખરે આ ભવેજો,
ઉતરશેજ જ્યારે સુઇશ હું સ્મશાનજો.—કાયર૦—૧૭
માગનારા તોડિ પાડે મારાં બારણાંજો,
ગાળો દેને કરે રોજરે તોફાનજો.—કાયર૦—૧૮
મળે બારણે લોકો બહુ જોવા કારણેજો,
મારૂં થાય ફીટ ફીટ, અપમાનજો—કાયર૦—૧૯
મારિ શાખતો સમૂળિ ગઈ ગામમાંજો,

કોઇ નાપે જંઇનું ઝેર જવા જાનજો.—કાયર૦—૨૦
અરે ભૂખતુંજ દુઃખ જયાં આવી પડયુંજો,
ત્યાં શિ રીત રહે માન કે ગુમાનજો.—કાયર૦—૨૧
હજી આ કુંવારા રે રહ્યા બે કાતરાજો,
એને કયાં નાખીશ હુંતે ઓ ભગવાનજો?—કાયર૦—૨૨
ભગવાન તેઃ રૂઠી રહ્યોજ રંકથીજો,
એક છોકરાં આપ્યામાં તુષ્ટમાનજો. —કાયર૦—૨૩
બિજા વળખિ મરેછે તેને નથી આપતોજો,
કહું હું નાના નાના તે ન સુણે કાનજો.—કાયર૦—૨૪
કાયર કાયર કર્યોરે મનેછોકરેજો,
પાપિ પડયો કહે છો કરે પ્રાણજો.—કાયર૦—૨૫.
ભૂંડું ભિતરનું આ દુખ મુખે હું કયાં કહુંજો
સુંતાં માત તાત તો છુટી મસાણજો.—કાયર૦—૨૬
મુઆં માબાપેજ મૂળથી આ સૂળનેજો.
ઉપજાવ્યું હૈયા ફૂટે થઇ અજ્ઞાનજો—કાયર૦—૨૭
રખે છોકરો રહિ જાય ને થાએ પ્રલેજો,
કર્યા આધળિયાંજ નવલ ભૂલ ભાનજો—કાયર૦—૨૮



## બાળલગ્નનાં સામાન્ય નુકસાન.

### ગરબી ૨૨ મી.

"કયાં ગયોરે પેલો મુરલીવાળો, અમારા ઘુંઘટ ખોલીરે" એ રાગે.
બાળપણાથિજ પરણાવી શિદ, બાળકનો ભવ બાળોરે?
વ્હાલેશ્રી થઈ વ્હાલને વ્હાલમાં, વિખનો પ્યાલો આલોરે—બાળ ૧
બાળપણે પરણે જે બાળક તેનાં દુખનો ન આરોરે;
તન મન ને ધન એ ત્રણેની હોય ખરાબીઓ યારોરે.—બાળ. ૨
નિર્બળ, કાયર, નિરૂત્સાહી, લોકની લાત ખાનારોરે;
હિંદુ જગતમાં જેહ ગણાયો, તેનું કારણ આ ધારોરે.—બાળ. ૩
જયારે બાર વરસ બ્રહ્મચર્યજ, પાળિ ભણી ગણિ લાલોરે;
પ્રેમે પરણતાં ત્યારે કેવો, દેશ હતો આ યશાળોરે? બાળ. ૪

સારાં ફળ તે શાનાં નિપજે? કાચો પાકજ વાઢોરે!
હાલ બન્યા બળબિજહિણુ આપણુ રોગે પાડતા રાઢોરે.-બાળ ૫
ત્રીશ ચાળીશે ઘરડાં થઇએ, કુડે કાળનો વારોરે;
મરવાની આળસથી જિવિયે, એકે અર્થ ન સાર્યોરે.—બાળ. ૬
આંખ ઉઘાડી દેશી ભાઇઓ, જરા તમે કાંઈ ભાળોરે:
એડી ઘાલી બાળકની શિદ, સઘળી વૃદ્ધિજ ખાળોરે?—બાળ. ૭
પાલવડે જ્યાં પડિ પંદરની, દાઠ પાઠનો ઠાલોરે;
નિશાળમાંથી બાળ ઉઠાડી, જનાનખાને ઘાલોરે.—બાળ. ૮
અરધું ભણ્યો એ ભવમાં ભટકે, માબાપને દે ગાળોરે;
નાનપણેથી ઝોડ બઝાડી, સુખનો સંભવ ટાળ્યોરે!—બાળ. ૯
તન મન તુટયો વિદ્યા વછૂટયો, ભાગ્યજ ફૂટયો બાળરે;
શીરિત ધંધો કરિ ધન લાવે જીવતર જયમત્યમ ગાળોરે.-બાળ ૧૦
નહિ ધન, નહિ તન, ને નહિ મનનો, એને આનંદ ઉછાળોરે;
સઘળું જિવતર વેઠજ જાણે, માને મનને છુટકારોરે.—બાળ. ૧૧
માત પિતા થઈ કયા જનમનાં, વેર તમે આમ વાળોરે;
હોય હેત તો જઈ સભામાં, લઈ પ્રતિજ્ઞા પાળોરે!—બાળ. ૧૨
મોટપણે પરણે મનમાન્યાં, એ મારગ બહુ સારોરે;
શાસ્ત્ર સુજન મન સાખ પુરેછે, નથી નવલએ ધારોરે.-બાળ. ૧૩



## બાળલગ્ને બાઇલા કર્યા.

### ગરબી ૨૩ મી.

(રાગ પ્રભાત.)

"ઉઠિ પ્રભાત સમરિયેજી શ્રી ગણેશ દેવા" એ રાગે.

ઇંગ્રેજો રાજ કરે, દેશિ રહે દબાઈ!
એમાં શી નવાઇ? જોને એનાં શરીર ભાઈ!—૧—ઇં૦
પેલો પાંચ હાથ પુરો, પુરો પાંચસેંને;
પડે એવો હૃષ્ટ પુષ્ટ નજર ન્યાળિ લેને.—૨—ઇં૦
રગે રગે રાતું લોહિ ઘૂમિ રહ્યુંજ રોજે;
મોટાં મોટાં કામ કરે એતો સહજ મોજે.—૩—ઇં૦
ચાલ એનિ ઉછળતી, જો, શા કરે ધમકારા;

થર થર થર એ ધ્રુજાવેછેજ સકળ ધારા!—૪—ઇ૦
આંખ તો ફાટેલિને મિજાજ કડક દહાડી,
સંધે હોય તો છેડિ જોજો વાંક કાંક કહાડી!—૫—ઇ૦
સ્વરાજથી કંઈ થાતું હશે, તોય કહું હું સાચું,
મગજ તો મિજાજિ એનું એમાં કંઈ ન કાચું.—૬—ઇ૦
એતોછે અલમસ્તને મદમસ્ત સમસ્ત અંગે,
પાહાડને પણ પાટુ મારે, જબરદસ્ત જંગે—૭—ઇ૦
હાડકાંજ એનાં બહુ લાંબાં પોહોળાં દીસે, .
રીશે જો ભરાયો, તો તો વાઘે એથિ બ્હીશે!—૮—ઇ૦
બે હાથે પણ એનો પંજો તમથિ નહિ ઝલાએ,
બાળલગ્ને બાળિ મૂકયા તેથિ તેથી શું થાએ?—૯—ઇ૦
વિર્ય બાલ્યું બાલ્યું બળજ બાળિ દેહ બાધી,
વણઅકિણિ અહિણ જેવા હાલ લીધા સાધી.—૧૦—ઇં૦
મુખ થકી ન માખિ ઉડે દૂબળા દેદારો,
જુદ્ધનું તો નામ સુણી છુટેછે કંપારો.—૧૧—ઇં૦
ચાલ્યા હાલ્યાનોજ બહુ દીલથી કંટાળો,
કીર્તિનો તો કોડ મૂળે કાસળ જાણિ ટાળ્યો.—૧૨—ઇ૦
પરાધિનપણાનો કાળો ચાંદલો કપાળે,
છે હજાર વર્ષ થયાં ચોંટયો તે કુણ ટાળે?—૧૩—ઈં૦
ચેતો ચેતો, દેશિ મારા, દુઃખનું મૂળ વાહાડો,
બાળલગ્ન બંધ કરો, મચાવો અખાડો.—૧૪—ઈં૦
કેળવી તન મંન બનો બાવનવીર વીરા,
શુરાનીજ શૃષ્ટિછે આ, સુણો સજન ધીરા—૧૫—ઇં૦
શૌર્ય તો બ્રહ્મચર્ય વર્ણન વિશ્વમાં કંઇ જાણ્યું,
ઇંગ્રેજે પાળ્યું તો ફળ જો તેણેજ માણ્યું!—૧૬—ઈં૦
આર્યનો સંસ્કાર સારો છોડિ તમે દીધો,
ત્યાં થકીજ સેહેજે શુદ્ર ભાવ માગિ લીધો.—૧૭—ઇં૦
બાળલગ્ન રીતિછે વિપરીત જુઓ વિચારી,
લગનિ તો લાગ્યા વિના શાં લગ્ન આ નરનારી?—૧૮—ઇ૦
લગનિ તો લાગેરે જ્યારે જાગે જોબન અંગે,

જોબન અંગે જાગે, ત્યારે લગન કરોને રંગે. —૧૯—ઈ૦
શાણા શાણા શે ન સમજો? પુછે નવલરામ,
રામા રસીલીનું શુંછે બાળકને કહો કામ? —૨૦—ઈ૦

---

## બાળપણનો આનંદ તથા ઉદ્દેશ એથી નાશ પામેછે.

### ગરબી ૨૪ મી.

રાગ વહાલાજીના મહિનાનો.

સ્ત્રીનું શું છે બાળકને કહો કામરે?—ઓ ભાઈ.
અણુસરજી પીડા શિદ આણો આમરે?—ખરે ઓ ભાઈ. ૧
એતો નથિ ઇછતો હજિ સ્વપ્નામાંજરે;—ઓ ભાઈ;
ખાય પિયેને ખેલે બાળારાજરે.—ખરે ઓ ભાઇ. ૨
ભણે ગણે એ ભાવે સહજ સ્વભાવેરે;—ઓ ભાઈ.
તન મનની કસરત સર્વે ઉર ભાવેરે.—ખરે ઓ ભાઈ. ૩
એ કસરતથી તન મન પ્રફુલિત થાયરે;—ઓ ભાઇ.
ઉગતા અંગે આનંદ અતિ ઉભરાયરે.—ખરે ઓ ભાઈ. ૪
બાળપણાનો એ આનંદ કહેવાયરે;—ઓ ભાઈ,
જેની જોડી જડે નહી જગમાંયરે.—ખરે ઓ ભાઈ. ૫
એ નિર્મળ દુર્લભ અમૂલ્ય આનંદરે;—ઓ ભાઇ,
જેના ગુણ ગાયે ગુણિજનના વંદરે.—ખરે ઓ ભાઈ. ૬
એ આનંદ મળવાનો નથિ ફરિ કયારે રે;—ઓ ભાઇ,
એ આનંદ જિવ જનમ સુધી સંભારેરે.—ખરે ઓ ભાઈ. ૭
એ આનંદ તમે શિદ લોછો તાણીરે?—ઓ ભાઈ,
શિદ જોડો અત્યારથિ એને ધાણીરે.—ખરે ઓ ભાઈ. ૮
સંસારનિ ધાણિ તો શિર સરજી છેજરે?—ઓ ભાઈ,
પણ વણુવય શિદ તેડો તેને તમેજરે?—ખરે ઓ ભાઈ. ૯
આ વયમાં વિષયારસ વિષજ સમાણોરે;—ઓ ભાઈ,
આ વયનો આનંદ તો ન્યારો જાણોરે.—ખરે ઓ ભાઈ. ૧૦
આ વયમાં તન મન તો ખુબ કેળવવાંરે;—ઓ ભાઇ,
કેળવિને પુરૂષાતન પુરણ મેળવવાંરે.—ખરે ઓ ભાઇ. ૧૧

પુરૂષપણું ઘડનારજ બાળાપણુછેરે!—એ ભાઈ,
નવલ ભણે મુળ પાળે તરૂપાલણુ છેરે!—ખરે એ ભાઈ. ૧૨

---

## બ્રહ્મચર્ય મહીમા.

### ગરબી ૨૫ મી.

(રાગ એજ.)

ભણ્યો ગણ્યો, કુળદીપક, પુત્ર પ્રતાપીરે,—એ ભાઇ,
વાંચ્છો, તો બાળ વિવાહ ન કરશો કદાપીરે.—ખરે એ ભાઈ. ૧
ભણી ગણી વિદ્વાન થવું નથિ રહેલુંરે;—એ ભાઇ,
તેજ ભણે જેણે સત્રળુ સુખ મહેલ્યુંરે!—ખરે એ ભાઈ. ૨
વિદ્યાને સુખ એ બંનેને વેરરે;—એ ભાઈ,
એમાંથી જે ગમે તેનિ કરો પેરરે.—ખરે એ ભાઈ. ૩
બંને તો નહિ સાથે કદિજ સધાયરે;—એ ભાઇ,
એકને લેતાં બીજાું સેહેજે જાયરે.—ખરે એ ભાઈ. ૪
એક વાત સો વાતની બાંધો આ છેડેરે;—એ ભાઈ,
નથિજ ભણાતું સ્ત્રીસુખ દીઠા કેડેરે!—ખરે એ ભાઇ. ૫
એજ વિચારીને બ્રહ્મચારી થાવુંરે;—એ ભાઈ,
બ્રાહ્મણના બાળકને છે ફરમાવ્યુંરે.—ખરે એ ભાઇ. ૬
બ્રહ્મચર્ય છે સૌ સાધનનો સારરે;—એ ભાઇ,
વેદ પુરાણુ વખાણે વારંવારરે.—ખરે એ ભાઈ. ૭
સકળ શાસ્ત્ર એનો મહિમા નિત ગાયરે!—એ ભાઇ,
બ્રહ્મચર્યછે ચારે પદારથદાયરે.—ખરે એ ભાઈ. ૮
બ્રહ્મચર્ય બળ બીજ બહુજ વધારેરે;—એ ભાઈ,
બ્રહ્મચર્ય જન પહાડને પાટુએ મારેરે.—ખરે એ ભાઈ. ૯
બ્રહ્મચર્યથી તેજ પરાક્રમ વાધેરે;—એ ભાઇ,
સરસ્વતી સાક્ષાતજ સહેજે લાધેરે.—ખરે એ ભાઇ. ૧૦
બ્રહ્મચર્યના બળથી દેવે બ્હીએરે;—એ ભાઈ,
બ્રહ્મચર્યને નથિજ અશકય કંઇએરે.—ખરે એ ભાઇ. ૧૧
એજ બળે અંગેરેજે રાજ આ લીધુરે;—એ ભાઈ,
એજ વિના બધું આપણે ખોઈ દીધુંરે!—ખરે એ ભાઈ. ૧૨

ધન, ધરતી; કિરતી ગઇ! રહ્યું નહિ કાંઇરે!—ઓ ભાઇ,
ઉચી નજરથી શું જોઇએ જગ માંહીરે?—ખરે ઓ ભાઇ. ૧૩
જંગલિ! જંગલિ! જાંગલાં કહેછે મોઢેરે!—ઓ ભાઈ,
આર્ય પિતૃ અકળાઈ ઊંચે શિર ફોડેરે!—ખરે ઓ ભાઈ. ૧૪
હાય! હાય! આશી હાલત આપણુનીરે?—ઓ ભાઈ,
ચૂપ! ચૂપ! નથિ જગા જુઠા ડાહાપણુનીરે!—ખરે ઓ ભાઇ. ૧૫
ખરેખાત આપણે લજવ્યું કુળ આર્યરે—ઓ ભાઈ,
ખરેખાત થયા આપણ સર્વે અનાર્યરે!—ખરે ઓ ભાઈ. ૧૬
ગઇ વિદ્યા, ને ગયો પ્રતાપ સમસ્તરે;—ઓ ભાઇ,
આર્ય કીર્ત્તિનો અર્ક થયો અતિ અસ્તરે.—ખરે ઓ ભાઇ. ૧૭
એ સઘળાનું કારણ મોટું આ એકરે,—ઓ ભાઇ,
જુઠું જાણો તો જુએ કરીને વિવેકરે.—ખરે ઓ ભાઇ. ૧૮
વિદ્યા થકી વછોડી છોટાં બાળરે,—ઓ ભાઈ,
હોમોછો હોળીમાં કાં તત્કાળરે?—ખરે ઓ ભાઇ. ૧૯
હા! હા! હોળિજ! હોળી બાળ વિવાહયરે!—ઓ ભાઇ,
નવલ નિશ્ચે તન મન પ્રલ્લે થઈ જાયરે!—ખરે ઓ ભાઇ ૨૦

## બાળલગ્નથીં શરીરની ખરાબી.

### ગરબી ૨૬ મી.

"સજજન સાંભળોરે હરિની બાળલિલા કંઇ ગાશુ" એ રાગે.

કદિ કાચી વયેરે કોઇજ માંડશો મા સંસાર!
ટોકી ટોકિનેરે કહુંછું સકળ અનુભવ સાર. ૧
તન તૂટી જશેરે, ખૂટી પડશે સુખની ખાણ,
દુખ દુખ દેખશોરે, ખોશો વણુ ખૂટે નિજ પ્રાણ. ૨
નથિ જૂઠું જરારે, એછે જાત વિતેલી વાત;
હતિ હું બારનીરે ત્યારથી રાખી રહેવા રાત. ૩
પ્રકૃતિ ના કહેરે, તન મન નાના કહે નિર્ધાર;
થર થર હું ધ્રુજુંરે, ખળ ખળ આંસુ વહે ચોધાર. ૪
પણ મારિએરે મારી મોકલિ ખાટકિવાડ;
ઘાતકી સૌ મળ્યારે, કોઇ ન કહે શી આવી ધાડ. ૫

પાપિ પાડોશિઓ ને ડોશીઓ તો થઇ દુશ્મંન;
હજી શું ન્હાનિછેરે, એમજ ઉચરે સૌજ વચન. ૬
એકલી હું શું કરૂંરે? હોયજ હસવું ને વળિ હાણ!
ચાલ્યું ન મારૂં કંઇરે મારી મચડી માંડિ મોકાણ! ૭
પણ ધીમે ધિમેરે પછી હું ટેવઇ ગઇ તે માંહ્ય;
લાગ્યો ઘણો મનેરે ગળકો ગલબંધનનો સદાય. ૮
રાત રહેવું પડેરે, કદિ પીયર તો જાયજ પ્રાણ;
સખિ સર્વે હસેરે "અલિઓ રોતું હતું તે કોણ?" ૯
જોતાં અફીણનેરે આદે આવે ઉલાળો છેક;
પણ અભ્યાસથીરે થઇ રહે જીવનું જીવન એ એક. ૧૦
તેમજ થયું મનેરે, મેં નહિ ભાળ્યું ભાવી દુઃખ!
દુઃખનું શું પુછોરે? શું નથી જોતા તમે મુજ મૂખ? ૧૧
મુખ લૂખું ફિકુંરે ધોળું પૂણિજ જેવું જણાય;
ગાલ ગળ્યા મળ્યારે; માથેવાળ રહ્યા ન પળાય. ૧૨
કટિ ટૂટી લુટીરે, ઘડિએ બેઠું નહિ રહેવાય;
પગ લટકે લુલારે પગલાં રાંટા રાંટા મ્હેલાય; ૧૩
છાતિ ઝંરી ગઇરે, રહિ બે કોથળિઓ કરમાઇ;
રસ કસ ના રહ્યારે;—મ્હોને મનનિજ રહિ રસિકાઇ! ૧૪
અલિઓ શું હસોરે? આપણ સૌએ એવિજ છઇએ!
કરિ શીખા ટિકારે, મિથ્યા મનનેજ મનવી રહિયે! ૧૫
જગ સૌ જોયછેરે, લટકો મટકો મ્હેલોનિ ઠાલો;
ઘરડી ઘોડિનેરે લાલ લગામ નકામિ ન ઘાલો. ૧૬
આપણે ત્રીસમાંરે તરૂણપણું તો તનથી ખોયું;
ઘડપણ આવ્યુંનેરે, રોગે લાયક ઘર અહિં જોયું! ૧૭
બંધ બધો ગયોરે; ગર્ભ ન રહેકે અધુરે જાય;
તાણે તણાતું તોરે તરૂણિનો ધર્મજ આજે ગણાય. ૧૮
તમે પણ પૂરૂષોરે ફુલશોમા અમથાં નિજ મનથી;
તમે તો પુરે પુરૂંરે ખોયું પુરૂષાતંનજ તનથી! ૧૯

કયાંછે પૂર્વનુંરે એકે ચિન્હ તમારી પાસ?
ક્યાં કદ કૌતિ કે રે? કયાંછે મર્દનો ઉજમ ઉલ્લાસ? ૨૦
કયાંછે ખંતીપણુંરે? કયાંછે મનથી માન, કે ટેક?
કાંઇ એ કર્યા તણોરે નથિ નથિ દિસતો ઉત્સાહ એક! ૨૧
હિંમત મર્દનીરે કહાવે તેનું તો ન મળે મૂળ;
દેશ ખોઈ બેઠારો મુછના ભારાપર પડિ ધૂળ! ૨૨
પુરૂષ નથી કોઈરો સાચે પુરૂષ નથી કો આજ!
અબળાઓ બધીરો અધિક હું શું કહું? આવે લાજ! ૨૩
મૂળ બધી પિડાનુંરે મેં તો ખોળી કહાડયું છેજ;
વીર્યવિનાશથીરે વણસ્યું વીર્ય, પરાક્રમ, તેજ! ૨૪
શરીરનું સત્વ જેરે, તનનું તત્વ ત્રિલોકનિ માંહ્ય,
જેથિ જિવે મરેરે, જેથી પ્રાણીનો પિંડ બંધાય, ૨૫
અલભ્ય અમૂલ્ય જે રે, જે સો પુરૂષારથનું મૂળ,
મૂળથિ તેતો તમેરે બાળો બાળલગનને બિલકૂલ! ૨૬
મૂળ બળ્યાથિ તોરે આખુંજ વૃક્ષ પ્રલય થઈ જાય!
આશ્ચર્ય શું એમાંરે આજે આ દુખ જે દેખાય? ૨૭
મૂળ બળનું બળ્યુંરે, વળ્યું સાહસનું સત્યાનાસ;
રોમે રોમે પુર્યોરે વિધ વિધ રોગે વપુમાં વાસ. ૨૮
જિવતર તો થયુંરે જરૂરજ વેઠ સરિખું વિકરાળ;
મહાસુખ માનિનેરે માગે મુખ થકિ મૃત્યું આકાળ! ૨૯
શું સુખ આ સારૂરે સજ્જન માંડો છો સંસાર?
શું સુખ આ સારૂરે વ્હાલાં વાંચ્છોછો વસ્તાર? ૩૦
શું સુખ આ સારૂરે પાળી પોષિ ઉછેરો બાળ?
વ્હાલાં કે વેરિ છોરે? આણો હાથે મૃત્યુ અકાળ! ૩૧
લ્હાવો લેવા તમેરે, મૂરખમાં મેળવવા માન,
હાથ વતે હણોરે પોતે પોતાના સંતાન! ૩૨
માનો કે માનો નારે ઈશ્વરછે ઉપર પુછનાર!
ચેતો ચેતાય તોરે! કરેછે નિત્ય નવલ પોકાર? ૩૩

---

# બાળલગ્નથી મહા અધર્મ થાયછે.

## ગરબી ૨૭ મી.

"સારૂં સારૂંરે સૂરત શેહેર, મુંબાઈ અલબેલી' એ રાગે.

છાંડ્યા છાંડ્યારે આર્ય આચાર, હિંદૂએ આજે
માંડ્યા માંડ્યારે અધર્મ અપાર, રૂઢીને રાજે
લોપી લોપીરે લોકેતો લાજ, શાસ્ત્ર શ્રુતિનિ લોપી
કોપી કોપીરે કળજુગ આજ, કેરકરેછે કોપી. છાડ્યાં. } ટેક.

કળી હળાહળ આજેરે સાચે, કેર કરેછે કોપીરે.
લાજ લોપીરે લાજજ લોપી લોકે લાજતો લોપી.—હિંદૂએ૦
આરજના આચાર વિચારો, આજ દિસે નહિ એકરે,
આર્યપણું પણ દિસે ન એમાં, શેનું આગ્રજ છેક?—હિંદૂએ૦
આર્યજનો આચાર વિચારે, પામ્યા ઉત્તમ પદ ભદ્રરે,
આજ તનુજ તેનાં તે તજતાં, સહેજે થયાં સૌ શુદ્ર.—હિંદૂએ૦
વેદ વિહિત સઘળી રિત મધ્યે ઉત્તમ આ હતિ એકરે.
દ્વિજપણું રહ્યું જેમાં જેથી જનપદ ઝળકયો વિશેક.—હિંદૂએ૦
જનોઈ દઈ દ્વિજ બાળક ભણવા મોકલવો ગુરૂઘેર રે,
બાર વરસ ઓછામાં ઓછાં રાખવો ત્યાં રૂડિપેર.—હિંદૂએ૦
ભણીગણી બાહેર થઈ આવે, ત્યારે વર્યાંની વાતરે,
આજે તો તમે એ રીતીની, માંડિ ભવાઈ શાક્ષાત.—હિંદૂએ૦
વેદ વિચારનિ વાત વિસારી, ધર્મને કર્મ વિસાર્યારે,
કળિજુગને શિર ભાર મુકીકર્યા, મૂરખ મનનાં ધાર્યા.—હિંદૂએ૦
કયા શાસ્ત્રમાં એવું લખ્યું છે, કે કળજુગની માંહ્યરે,
બાળપણે પરણાવવો પુત્રજ, જેથિ જનમ દુખિ જાય?—હિંદૂએ૦
બાળલગનનું કારણ નથિ કળિ, કળિનું કારણ એયરે,
બાળલગન બળ કરિ આણેછે, કળજુગને જાતેય.—હિંદૂએ૦
કળજુગ પૂરૂં પાપનું પૂતળું, મોટું મુરખતાનું મૂળરે,
આવરદા અતિ અલ્પ કરેને, હરે બળતો બિલકુલ.—હિંદૂએ૦
એ સઘળા ગુણ એમાં દિસેછે, એ દારૂણ દુખકૂપરેઃ—
હૂંતો જાણુંછું બાળલગન છે, પ્રગટજ કળિનું રૂપ.—હિંદૂએ૦

બાળલગ્ન તો જાતે અધર્મને, કોટિ અધર્મનો કુંડરે,
ભલા ભલાનો ભવજ બગાડે, કરી મુકી રૂઢમૂઢ.—હિંદૂએ૦
એક બદામનો બાળપણે નહિ, બાળે કરાર કરાયરે,
તો તન મન તે અર્પણ તેણે કેમ જનમનાંજ થાય?—હિંદૂએ૦
ગોર તમે શા બાળક પાસે, બોલ બકાવોછો આપરે?
એ શું સમજે? એમાં એનો, નથિજ સમજતો બાપ—હિંદૂએ૦
જો સમજેતો ઘોર અધર્મનું, કેમ કરે આ કામરે?
પ્રીતિ વિનાનું જોડું જગતમાં, જાણો જરૂર જમધામ.—હિંદૂએ૦
પરણ્યાં પરસ્પર પ્રીત ન પાળે એ, વિપરિત રીત સદાયરે;
પગલે પગલે પાતક પ્રગટે, પૃથ્વી પ્રલ્લેજ થાય!—હિંદૂએ૦
પારકિ આંખે જ્યાં પરણ્યાં ત્યાં પ્રીતિ તે શી રિત હોયરે?
પ્રીત વિના દુખ દુખ પામી બે દુરાચારમાં રોય.—હિંદૂએ૦
ધર્મ અર્થને કામનિ હાનિજ હોએ સર્વ પ્રકારેરે,
"આર્ય ટળી તમે હિંદુ થશો" એમ, પૂર્વજ પેલા પોકારે!—હિંદૂએ૦
તોપણ કોઈ ન સાંભળે દેખે! આશો અંધાર પિછોડોરે!
નાથ નવલના છેકજ કેમ તેં તારો ભરતખંડ છોડ્યો?—હિંદૂએ૦



## બાળલગ્નથી નીતિની ખરાબી.

### ગરબી ૨૮ મી.

"વાંસલડી, વાગીને હુંતો જાગી." એ રાગે.

માબાપો, રહોને તમેરે વિરામી;
પ્રીતીમાંતો, પારકિ પરખ નકામી—માબાપો૦ ટેક.

તમે તો દાઝ જણ્યાની જાણી, જોબનનું જાલમ ઝેર પ્રમાણી,
અગાઉથિ મ્હોરો મુકોછો આણી.—માબાપો૦ ૧
અરો તમે વ્યાધિ થાએ તે પ્હેલાં, ઓસડ તો આપોછો વ્હેલાં વ્હેલાં,
ઘાલો અજ કાઢતાં ઊંટ એ ઘેલાં!—માબાપો૦ ૨
તમે ઊંટવૈદુ તમારૂં છાંડો, વધ્યો રોગ, રોગિ પાડેછે રાડો;
(પતીનો પંથ અગમ ઘણો ગાઢો—માબાપો૦ ૩

પ્રિતીની રીતિ અલૌકિક ન્યારી, પ્રિતી નહિ પારકિ આંખે થનારી;
જુઓને આપેજ ભિર વિચારી—માબાપો૦ ૪

પ્રિતીના નીમ ન કોએ કળાએ, પ્રિતી નહિ પંડેજ બાંધિ બંધાએ;
પ્રિતીતો સહજ સ્વભાવેજ થાયા—માબાપો૦ ૫

થઈકે કોઈનિ રહે નહિ ખાળી, જાણે કો ખળખળવ્હેતિ વેગાળી;
મહાનદિ મળવા સમુદ્રને ચાલી—માબાપો૦ ૬

વાટે અંતરાય હજારો આવે, હજારો મનુજ દનુજ અટકાવે;
તો પણ તે અંતે પોતેજ ફાવે—માબાપો૦ ૭

પ્રિતી નથી પંડેજ રોકિ રખાતી, પ્રિતી નથિ નીતિકે નીમમાં સમાતી;
એથિજ જુવાનિ દિવાની કહેવાતી.—માબાપો૦ ૮

ખરોતો વાંકછે રાંડ રૂઢીનો, મોટો વાંક માત પિતાની મતીનો;
પ્રવાહ શિદ ખાળ્યો પવિત્ર પ્રિતીનો?—માબાપો૦ ૯

પ્રિતી બાળલગ્ને ન હોય કદાપી, રિતી બાળ લગ્નનિ તો બહુ પાપી;
નિતીનાંતો મૂળજ નાંખે કાપી—માબાપો૦ ૧૦

પ્રિતીવણ નીતિ તે કેમ પળાએ! પ્રિતીવણ સ્થિર ચિત શિરિત રખાએ?
પ્રિતી વણ કેમ જગતમાં જિવાએ?—માબાપો૦ ૧૧

પ્રિતીને નીતિનું જુદ્ધ જ્યાં જામે, પરાભવ નીતિજ નિત્ય પામે;
જિતે તોય, ઘાયલ રહે આઠ જામો—માબાપો૦ ૧૨

ઘાયલ જન તન મન રહે ઘુમરાયા, રહે નહિ હોસ ઉમંગ કંઈ કાયા;
જિવે તોય, જગથિ જુદાજ લખાયા—માબાપો૦ ૧૩

પ્રિતી વણ પરણવું તે ખરે પીડા, જેવી રણુરેતિ રૂપી જળે કીડા;
સિઝાઈ મરિયે બાંધ્યાં ને બીડયાં!—માબાપો૦ ૧૪

પ્રિતી સંસારનો સારછે સાચો, તે તો માબાપે મુળે કર્યો કાચોઃ—
રસિક શું જોઇ સંસારે રાચો?—માબાપો૦ ૧૫

સ્વયંવર લગ્નનો લ્હાવો મોટો, દેશીજન તદન થયો તે ખોટો;
નવલ નથિ ન્હાનો સુનો એ ટોટો!—માબાપો૦ ૧૬

---

# સ્વભાવિક લગ્નનો લ્હાવો.

## ગરબી ૨૯ મી.

"કાનૂડો કામણગાળોરે સાહેલિ આતો" એ રાગે

લગનનો લ્હાવો લહ્યોરે ઓ સજન ના લગનનો૦
લગનનો લ્હાવો કેવો? જનમીને લેવા જેવો!
અજાણ્યાને શું જ કહેવોરે?—ઓ સજન ના૦ ૧
લગનનો લ્હાવો કેવો? સ્વર્ગથી સરસ લહેવો,
એને તો ઈછે છે દેવોરે!—ઓ સજન ના૦ ૨
સૂરથી પશુજ સુધી, પ્રાણિ માત્રની એ બુદ્ધિ;
એક આ હિંદુની ઊંધી!—ઓ સજન ના૦ ૩
જોડી નહિ જગતીમાં, એવિ મઝા જે પ્રિતીમાં;
તેનિતો આ પરિ સીમારે!—ઓ સજન ના૦ ૪
તમે ન એ લ્હાવો લહ્યો! પ્રેમનો પ્રવાહ ન વહ્યો!
અવતાર એળે ગયોરે!—ઓ સજન ના૦ ૫
નેહ ભર્યા નેણાં ચારે, સામ સામાં મળે જ્યારે;
ઝરે અમીરસ ધારેરે!—ઓ સજન ના૦ ૬
એ મઝા અજબ ન્યારી! એ પર હું નાંખું વારી!
ત્રિલોકની લીલા સારીરે!—ઓ સજન ના૦ ૭
એવી અણુ માત્ર પ્રીતી, અમુલ લાગે જો વીતી;
પૂરણની કેવિ રીતીરે?—ઓ સજન ના૦ ૮
પ્રીતિ પૂર્ણ જ્યારે વ્યાપે, અનંત આનંદ આપે;
બેનાં એક કરી થાપેરે!—ઓ સજન ના૦ ૯
પ્રેમની પ્રેરેલિ જોડી, શાણી ને સુઘડ કોડી;
સામ સામી જાય દોડીરે!—ઓ સજન ના૦ ૧૦
આપે હાથ હાથ માંહ્ય, તન મન ભેગાં થાય;
દ્વૈત ભાવ બધો જાયરે!—ઓ સજન ના૦ ૧૧
પ્રીત આ પાવનકારી, ઉભે લોક તારનારી;
પામે કોક સંસ્કારીરે!—ઓ સજન ના૦ ૧૨
ક્ષણએ રહેવું આ સુખે, જનમી જનની કુખે;

મોટા મોટા માગે મુખેરે!—એ સજન ના૦ ૧૩
નથી એ લખેલું આજ! હિંદુના નશીબમાંજ!
જૂલમી રૂઢીનું રાજરે!—એ સજન ના૦ ૧૪
નવલે નિશ્ચેજ કર્યો, બાળના વિવાહે ખરો;
સંસારનો સાર હર્યોરે.—એ સજન ના૦ ૧૫



## બાળલગ્ન કરવામાં માબાપને શો ફાયદો છે.

### ગરબી ૩૦ મી.

"મા પાવાતેગઢથી ઉતર્યા, મહાકાળીરે"—એ રાગે.

સંસારનો સાર બધો હર્યો, બાળલગ્નેરે.
શો અર્થ અનર્થ કરે સર્યો? બાળલગ્નેરે.—૧
શો લાભ દિઠો દેશી તમે? બાળલગ્નેરે,
ભાઈ દાવે પૂછું હું આ સમે! બાળલગ્નરે.—૨
જન રૂડું કે ભૂડું જે કરે, બાળલગ્નેરે,
કંઈ પણ મતલબ મનમાં ખરે. બાળલગ્નેરે.—૩
નહિ ધર્મ અરથ કામ કંઈ દિસે, બાળલગ્નેરે,
સુખ શાંજ તમે ધાર્યા હશે? બાળલગ્નેરે.—૪
નહિ સંભવે ધર્મનિ ધારણા, બાળલગ્નેરે,
હોય છેક અધર્મ અતિઘણા! બાળલગ્નેરે.—૫
હોય આર્ય આચારથિ ઉલટું, બાળલગ્નેરે,
સદા શાસ્ત્રતો શિખવેજ સૂલટું. બાળલગ્નેરે.—૬
કદિ કહેશો કે કળિજૂગમાં, બાળલગ્નેરે,
કંઈ બંધ બાંધ્યો છે શાસ્ત્રમાં. બાળલગ્નેરે,—૭
બહુ ઊંડોછે અર્થ એ બંધમાં, બાળલગ્નેરે,
બધો ભેદ ભાગીશ નિબંધમાં. બાળલગ્નેરે.—૮
પણ એતો કન્યાની કથા, બાળલગ્નેરે,
શિદ સુત સંતાપો છો વૃથા? બાળલગ્નેરે.—૯

કદિ સંતતિનાં સુખ જો ઈછો, બાળલગ્નેરે,
તો તો દુખનો માર્ગ નથી બિજો. બાળલગ્નેરે.—૧૦
શો સ્વાર્થ તમારો એવો સરે? બાળલગ્નેરે,
કે કહોછો "છોકરાં છો મરે" બાળલગ્નેરે.—૧૧
"પણ અમે ન ડગવાના જરા," બાળલગ્નેરે,
હીંડે ઢોરનિ હાર પરંપરા બાળલગ્નેરે.—૧૨
જો વંશનિ વૃદ્ધિ તમે ચહો, બાળલગ્નેરે,
શિદ બોયાં પહેલા બિજને દહો? બાળલગ્નેરે.—૧૩
ચહો કદિ કુળ કીર્ત્તિ વધારવા, બાળલગ્નેરે,
તો તો જાણો બેઠાછો બુરાડવા બાળલગ્નેરે.—૧૪
રહે બાળક અભણ અભાગિયો, બાળલગ્નેરે,
પછે કીર્ત્તિનો લાગ તે કયાં રહ્યો? બાળલગ્નેરે.—૧૫
હોય કીર્ત્તિ જોડાની ખરી, બાળલગ્નેરે
રહે દુખ દારિદ્રતો વિસ્તરી; બાસલગ્નેરે.—૧૬
સાસુ વહુની લડાઈ રોકડી, બાળલગ્નેરે,
વર વહુને બને ન અરધીઘડી; બાળલગ્નેરે.—૧૭
ગઈ પ્રીતિ તે નીતિ લેતી ગઈ; બાળલગ્નેરે.
થયું સ્વપ્ના સમ સુખ તો સહી. બાળલગ્નેરે.—૧૮
શું આ સુખ જોઈ રિઝયા તમો? બાળલગ્નેરે.
શિદ પેટે પજ્યાંને પોતે દમો? બાળલગ્નેરે.—૧૯
નહિ સ્વાર્થ તમારો જરા સરે; બાળલગ્નેરે,
ને અર્ભક અમથાં પિલાઈ મરે. બાળલગ્નેરે.—૨૦
હોય લાભ એક પણ જો કદા, બાળલગ્નેરે.
રીત રાખો તમારિ સુખે સદા. બાળલગ્નેરે.—૨૧
પણ લાભ અરથ લવ લેશવણ, બાળલગ્નેરે.
શિદ માંડ્યો વિનાશ ઓ દેશિજન બાળલગ્નેરે.—૨૨
લાભ જોઈ પશુએ હરે ફરે, બાળલગ્નેરે.
વણ લાભ કશું ન કોઈ કરે. બાળલગ્નેરે.—૨૩
શું પશુથિએ આપણે ઉતર્યાં? બાળલગ્નેરે.
શું સર્વે વિચાર પરા કર્યા? બાળલગ્નેરે.—૨૪

શું ચેતન ગુણ બધા તજ્યા? બાળલગ્નેરે,
શું જડના ધર્મ જિવે સજ્યા? બાળલગ્નેરે.—૨૫
હશે ચેતન તે ચિત ચેતશે, બાળલગ્નેરે.
એને હત્યાથી અધિક જ લેખશે, બાળલગ્નેરે.—૨૬
નિજ ધર્મજ તે ઉર ધારશે, બાળલગ્નેરે.
સંતતિનો સ્વાર્થ વિચારશે, બાળલગ્નેરે.—૨૭
બાળલગ્ન નિષેધજ શોધશે, બાળલગ્નેરે.
બધે એજ બિજાને બોધશે બાળલગ્નેરે.—૨૮
મૂરખ મુખનો ડર નહિં ધરે, બાળલગ્નેરે,
ગાડર છોને બેં બેં કરો બાળલગ્નેરે.—૨૯
ધર્યા નીમ નવલ નિત પાળશે, બાળલગ્નેરે.
બાળલગ્નનું નામજ બાળશે? મનમગ્નેરે.—૩૦



## બાળલગ્નના તમામ નુકસાનનો ઉપસંહાર.

### ગરબી ૩૧ મી.

"હારે લાલા તમે પુરૂષ અમે નારી" એ રાગે.

હારે નામ•બાળલગનનું તો બાળો!
બાળો કે ખાડમાં ઘાલોરે!—નામ બાળ૦— } ટેક.

બાળલગનનું નામજ સુણતાં, આવે મને કંટાળોરે. —નામ૦—
બાળલગનનાં દુખ દેખીને, દેશ થઈ ગયો કાળોરે! —નામ૦—
લગનિ લાગ્યા વણુ લગનજ કેવું? એ શો મુરખનો ચાળોરે?—ના૦
લાગિ લગનિ કે જાગિજ અગની બાલિ જરિ ન રહે બાળોરે!—ના૦
બાળ બિચારૂં શું સમજે એમાં? હાઠ શો માંઝો ઠાલોરે?—ના૦
દૈવ ઉપર શિદ દોષ મુકોછો? પ્રકૃતિ વિરૂદ્ધજ ચાલોરે!— ના૦
બાળલગ્નની ભૂંડી રૂઢી, આંખ ઉઘાડી ભાળોરે.— ના૦
ભૂંડિ રંડાએ સુકવી નાંખ્યો, સુંદર દેશ રસાળોરે.— ના૦
બાળલગને તો બાળક બળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યોરે.— ના૦
ઉદ્યમ હોંસ પરાક્રમ આદિક, સહેજે બળી ગયે ડાળોરે.— ના૦
બાળલગને તો વિદ્યાવૃદ્ધિનો, મારગ મૂળથિ ખાળ્યોરે — ના૦
ભટટ ભણ્યા તો કે પરણ્યા છઇએ, ધનમાં આ કળિ ધાડોરે.—ના૦

બાળલગને બળ બુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યોરે.— ના૦
હુનર કળામાં પાછળ પાડી, પૈસો વિલાતે વાળ્યોરે.— ના૦
બાળલગને તો પ્રેમ પુનિતને, દીધો દેશનિકાલોરે.— ના૦
પ્રેમિજને નાચાર થઇને, પાપપુરે પુર્યો ઢાળોરે.— ના૦
બાળલગનથી હોય કજોડાં, દુખ દુખ જેમાં હજારોરે.— ના૦
બાળરાંડ બહુ એથિજ થાએ, હોય એથિજ વ્યભિચારોરે.— ના૦
બાળલગને હડહડતો આણ્યો, કળિજુગ કાળ કરાળોરે!— ના૦
બાળકનાં માબાપ બને છે, બાર વરસનાં બાળોરે — ના૦
બાળલગને તો ઢીંગલા ઢીંગલી, સરખાં બન્યાં નરનારોરે.— ના૦
ભરજોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણનો વારોરે.— ના૦
બાળલગને બન્યો બળહિણુ, બ્હીકણુ, આપણો સઘળો રસાલોરે.—ના૦
બાળલગને અરે બાયલો કીધો ભરતનો ખંડ યશાલોરે!— ના૦
બાળલગને પરદેશી દ્વેષી, પેસાઓ ને પાળ્યોરે!— ના૦
બાળલગને ધૂળધાણિ કર્યાંને, સામટો ઘાણુજ ઘાલ્યોરે.— ના૦
બાળલગ્ન દુખ સકળનું મૂળજા! કળિજુગ એજ વિચારોરે.— ના૦
બાળલગન તજિ નવલ સ્વજન સૌ દેશને ડુબતો તારોરે!— ના૦

---

## વાંચનારને છેલ્લી વિનંતિ.

### ગરબી ૩૨ મી.

(રાગ પ્રભાત)

"ઉઠિ પ્રભાત સમરિયેજી શ્રી ગણેશ દેવા" એ રાગે.
છેલ્લિછે વિનંતિ મારિ, એક આ નરનારી;
બોલ્યું ચાલ્યું માફ કરો? સાર લો સુધારી!—છેલ્લિ૦—૧
હિત તમારૂં, હીત મારૂં; હીત સૌનું ધારી;
સારૂં જે જણાયું તે, જણાવ્યું છે વિચારી.—છેલ્લિ૦—૨
વાર વાર મેં વિચારી સાર સર્વ ધારી;
બાળલગ્નબત્રિશી છે, આજ આ ઉચ્ચારી.—છેલ્લિ૦—૩
સાચા વિના શબ્દ એકે સ્વજન હું નથિ બોલ્યો;
તોય જો કંઈ ચુક્યો હોઊં, હાર્દહિયનું તોલો.—છેલ્લિ૦—૪.

બોલતાં બોલાઇ હશે કાંઇક કઠણુ વાણી;
તોય ના દુભાશો દેશિ, દુઃખ દિલે આણી !—છેલ્લિ૦—૫
દેશનું હું દુઃખ દેખિ, દિલડામાં દાઝી;
દેશના હિત સારૂ આજે બોલ્યોછું કંઇ ગાજી !—છેલ્લિ૦—૬
બાળકો બેહાલ થાએ, દેશ ડૂબિ જાએ;
ધર્મ તો ધોવાઇ ગયો, એતે કયમ સંખાએ?—છેલ્લિ—૭
વિશ્વમાં છે વ્હાલાં સૌને બાળ એમ કહેવાએ;
પણુ આપણુનિ ચાલ જાતાં જુઠું એ જણુાએ!—છેલ્લિ—૮
બાળકનો ભવ બાળલગ્ને બાળેછે માબાપો;
વળિ વિચારેછે કે આપણે એવિ અધર્મ કાપ્યો.-છેલ્લિ૦—૯
દૂર કરાવ્વા દેશિની આ દુર્મતિજ નઠારી;
ધર્મ કેરિ ધોરિ રાહ દાખવવાજ સારી.—છેલ્લિ૦—૧૦
આર્યના આચારને વિચાર પાછા આણી;
આર્યતા વધારવાને, અર્થે ઉચર્યો વાણી.—છેલ્લિ—૧૧
ઉચર્યો અધિક કદી તો ક્ષમાજ કીજે ?
રામ રામ નવલરામના સહુ જણુ લીજે !—છેલ્લિ૦—૧૨



# (अकबर बीरबल निमित्ते हिंदीकाव्य तरंग.)

## अकबरशाह ने बीरबल.

અકબર બાદશાહ જેવો લડાઇમાં શૂરો અને રાજનીતિમાં નિપુણ હતો તેવોજ તે વિદ્યાવિલાસમાં રસિઓ હતો. મોટા મોટા મુલ્લાં અને શાસ્ત્રીઓને બોલાવી તેમના વાદ વિવાદમાં આનંદ માણુતો હતો. મુલ્લાં ફૈજી અને અબુલફઝલ તો અકબરના આશ્રયવડે અકબરના જેટલાજ પ્રસિદ્ધ થઇ ગયાછે. એના વખતના મિયાંતાનસેને સંગીતકળામાં જે કિર્તિ મેળવીછે તેવી હજી કોઈએ મેળવીજ નથી. જગન્નાથ પંડિત દક્ષિણમાંથી આવી એના આશ્રયવડે રાજ્યઋદ્ધિ પામ્યા હતા, અને પોતાનું ફક્કડ કવિત્વ તથા કઠિણ પાંડિત્ય દર્શાવી સંસ્કૃત વિદ્યાના ગુમ થતા દીવાને ઘડીભર ખૂબ તેજસ્વી કર્યો હતો. ગંગ કવિ સાહિત્યના અનેક કવિત વખતે વખત અકબરશાહની મોહોર મારા દેશમાં ફેંકયાજ કરતો હતો. બીરબલે આવી પોતાનું ચાતુર્ય તથા કવિત્વ એવું બતાવ્યું કે એના જેવી બાદશાહની કોઈ ઉપર પણ પ્રીતિ નહોતી. બીરબલ જાતે (કોઇકના કહેવા પ્રમાણે) નાગર બ્રાહ્મણ હતો. એ એવો હાજર જવાબી તથા ખબરદાર હતો કે સર્વેનાં મન હરણ કરવાની એનામાં એ પૂર્ણ શક્તિ હતી. તે કવિતા પણ સારી કરતો હતો. એને અર્વાચીન કાળનો કાળીદાસ કહીએ તો ખોટું નથી. એને અકબરબાદશાહ હમેશાં કબિરાયજ કહેતો હતો. હાલ લોકમાં એના ચાતુર્યની કહાણીઓ ઘણી ફેલાઈ ગઇ છે અને તેથી એની કવિરીતની કીર્તિ કાંઇક અંધારામાં પડીછે ખરી, તોપણ ફારસી ગ્રંથોમાં એના ટુચકાઓ માલમ પડેછે. સંસ્કૃત અને વ્રજ ભાષામાં પણ એજ રીતે તે પ્રસંગોપાત કવિતા બોલતો તેથી અમે અત્રે બીરબલને નામે કેટલાક તરંગ દાખલ કરીએ છઇએ.

બીરબલનું મૂળ નામ તો શિવદાસ હતું, તે કુળવાન, પણ ગરીબ ઘરનો હતો. તે સમયમાં મુત્સદ્દીને લાયકની જે કેળવણી ગણાતી હતી તે બધી તેણે લીધી હતી. ભૂલશો નહિ કે તે વેળા પણ મુત્સદ્દીની કેળવણી હાલના જેવી તુચ્છ અને ધિક્કારવા જોગજ હશે. તે વેળા જેવો આપણો દેશ હતો, જેવા કારભારીઓ હતા, તેવી કેળવણી હતી. હાલ પણ જૂના કારભારીઓમાં કોઇ કોઈ ઠેકાણે આવી ઉંચી કેળવણીની છાયા દીઠામાં

આવેછે. પણ ત્રણસે ચારસે વર્ષ ઉપર તો કોઇપણ માણસ રાજદરબારમાં પેસવાની હિંમત રાખે તે પેહેલાં હિંદી, ફારસી, સંસ્કૃત ભાષાઓ સારી પેઠે ભણવાની જરૂર સમજતો હતો. થોડું ઘણું કવન પણ સઘળા કરી જાણતા. જુનાગઢના રણછોડજી દિવાનનો દાખલો તો હજી આપણા ગૂજરાતમાં તાજો છે.

એ પ્રમાણે અભ્યાસ કરી નોકરીની આશાએ બીરબલ દિલ્લીમાં આવ્યો. અકબરશાહ કવિઓનો ઘણો પોશિંદો છે એવું એણે ચારે તર્ફથી સાંભળ્યું હતું અને તેથી એણે એ બાબત ઉપર વિશેષ લક્ષ આપ્યું હતું. જાતનું વળણ તથા શોખ પણ તે તર્ફજ હતો. તેથી દિલ્લીના દરવાજામાં પેઠો કે એના મનમાં તો એમ થવા લાગ્યું કે કયારે હું કચેરીમાં જાઊં, અને કવિરાજ કહેવાઉં. તોપણ એ પહોંચેલો હતો. શેહેરોના આતુર સ્વભાવ પ્રમાણે બારોબર ધૂળ ભર્યાંજ દેદારે ત્યાં જવાનું મનતો થયું, પણ તેને દાબી રાખી રાતવાસો એક મુસાફરખાનામાં જઇને ઉતર્યો. સવારમાં ઉઠી દિલ્લીવાનોના ફક્કડ પોશાક જોઈ એના મનમાં લાગ્યું કે જો હું મારા આ ગામડીએ લૂગડે દરબારમાં જઇશ તો મને ધક્કા મારીને કાઢી મૂકશે એમાં કાંઈ શક નહિ. તેથી પાસે ખર્ચીમાં પાંચ રૂપીઆ બાકી રહ્યા હતા તેમાંથી એક રૂપિઓ ધોબીને આપી તેની સાથે એવી બોલી કરી કે તારે મને ત્રણ દહાડા સુધી તાજાં કડકડતાં લૂગડાં આપવાં, અને કચેરીમાં જઈ આવ્યા પછી હું તને પાછાં આપીશ. પછી ખાઈપીને શેહેર જોવાને તથા બાતમી કાઢવાને નીકળ્યો.

ફરતાં ફરતાં એ થાકી ગયો, પણ શહેરનો પાર આવ્યો નહિ. લોકો એવા બેદરકાર અને ટિખળી માલમ પડ્યા કે કોઈ રસ્તોજ બતાવે નહિ, ને કોઈ કદાપિ બતાવે તો એવો આડો કે ક્યાંનો ક્યાં એ બિચારો પરદેશી કૂટાયાંજ કરે. કોઇ મોટું મકાન જોયકે એના મનમાં એમ લાગે કે આ પાદશાહનો મહેલ આવ્યો, પણ તપાસ કરતાં જણાય કે એતો કોઈ સાધારણ વેપારી કે મુત્સદ્દીનું ઘરછે. કોઈ ઠાઠ ભર્યો રસાલો જતો દેખે કે ધારે કે એ પાદશાહની સ્વારી હશે, પણ પૂછતાં એનું નામ કોઈ દિલ્હીમાં જાણતું નથી એવો તે અપ્રસિદ્ધ નીકળે. એમ રખડતાં રખડતાં અને ભમતાં ભમતાં સાંજ પડવા આવી, પણ પાદશાહની કચેરીનો તો કાંઈ પણ પત્તો લાગ્યો નહિ. તેથી પાછો વળ્યો અને ઉતારો જડતાં એટલી મુશીબત પડી

કે થાકીને લોથ થઇ જઈ વગર ખાધે ને પીધે એક સાદડી ઉપરજ સૂઈ ગયો. ત્યાં કોઈ ભઠીઆરો ભાતભાતના મુસલમાની ખાનાં વેચવાને આવ્યો હતો તેણે તો કાંઈ ખરીદ કરી પોતાની ભૂખશાંત કરવાને એને ઘણોએ સમજાવ્યો, કહ્યું કે દિલ્હીમાં ઘણાએ હિંદુ મારી પાસે આવીને છાનામાનાં મઝા મારી જાયછે, અને અલ્લાના કસમખાઇને જાહેર કર્યું કે "નાનમેં તો કુચ બિટાલ નહિ હૈ" તોપણ એ બીરબલે માન્યું નહિ, ત્યારે તે પરમાર્થું ભઠીઆરો ચીડવાઇને ચાલ્યો ગયો અને બબડતો ગયો કે આવા ગંવાર કાફરોને રસુલ અલ્લાના ફરમાન મુજબ મારીનેજં દીન બોલાવ્યા વિના કદી પણ સમજવાના નથી.

બીજે દહાડે તો બીરબલે ગમે તેમ કરીને પાદશાહી મહેલનો પત્તો મેળવ્યો; જાતે તે જઇને બહારથી જોઈ આવ્યો; ત્યાં જવાની ગલીએગલી ઓળખી રાખી; રાત્રે દરરોજ વિદ્વાન મંડળ કયારે ભેળું થાય છે તેની ખુદ દરવાન પાસેથીજ બાતમી મેળવી; અને ખૂશી થતો મધ્યાન્હ પહેલાં ધર્મશાળામાં પાછો આવ્યો. હરખમાં કંસારનાં મિષ્ટાન્ન ઉડાવ્યાં અને નિરાંતે બે ઘડી નિદ્રા પણ લીધી. પાછલે પહોરે ઉઠી મોં ધોયું, મૂછને વળદીધા, શીખા ટીકા સમારી, કસબીફેંટો બાંધી લીધો, કડકડતાં નવરંગી કોકા પટકાવ્યા અને આઇનો હાજર ન હોવાથી કંકુની દાબડીના ચાટલામાં હરખથી પોતાનું મોં નિરખી ધર્મશાળાની બહાર નીકળી પડ્યો. બારણે ઉભા ઉભા અર્ધીક ઘડી તો શુકન જોવામાં કાઢી. પણ પછીથી સમજ્યો કે દિલ્હી જેવું ઘીચવસ્તીવાળું શહેર જ્યાં સો સારા અને સો માઠાં શુકન એક પલકમાં આવી જાય, ત્યાં શુકન જોવા ઉભા રહેવું એ કાંઇજ કામનું નથી. નગરવાસથી જે વિચારમાં સુધારો થાયછે તેના આ પ્રમાણે ગણપતિ બેઠા; અને બીરબલ વગર શુકને આગળ ચાલ્યો. આ રીતે નિર્ભ્રાંત પગલું મૂકયું કે તુર્તજ સામી એક સવચ્છી ગાય મળી અને પાછળથી બંદુકના ભડાકા જેવી ત્રણ છીંકો થઇ. આથી એ જરા ખંચાયોતો ખરો પણ ફિકર નહિ એમ કહી પોતાને રસ્તે પડ્યો. વાટે અત્તરીઆની દુકાનેથી ભાત ભાતના અત્તર લઈ રૂમાલમાં નાંખ્યા, અને કોથળીમાં કેટલા દામ શિલક રહ્યાછે. તેનો જરા પણ વિચાર કર્યો નહિ. એના મનમાં નિશ્ચય હતો કે પાદશાહની મુલાકાત થઈ કે તેની પ્રીતિ થતાં વાર નથી અને તેમ થયું તો પછી પૈસો એ શી ચીજ છે. પણ રાજ મહેલ આગળ પહોંચતાં એને એક અણધાર્યું

વિઘ્ન નડયું. દરવાને એને બાતમી આપી હતી ખરી, અને બીરબલની વા-ણીથી મોહિત પણ થઈ ગયો હતો ખરો, તોપણ તે પોતાની દસ્તુરી વિના નવા ઉમેદવારને દાખલ કરે એવો કાંઇ કાચો નહતો. દસ્તુરી કહો, પાનસો-પારી કહો, કે ચેરી મેરી કહો, પણ અમીરોના દિવાનખાનામાં પેસવાનો ખરો પરવાનો એજ છે. બધાને મળવાને માટે મોટો કામદાર ગમે એટલો આતુર હોય, તોપણ દરવાનના હાથ પૂજ્યા વિના કોઈ પણ તેની રૂબરૂ પહોંચી શકતો નથી. બીરબલની વ્યવહાર બુદ્ધિ જન્મથીજ અસાધારણ હતી તેથી તે પોતાની ગણત્રીમાં આ વાત ભૂલી ગયો નહોતો, પણ પાદ-શાહના દ્વારપાળ જોગું એની પાસે કાંઇ આપવાનું હતું નહિ, અને તેથી એણે તેને કહ્યું કે મને આજની મુલાકાતે જે મળશે તે બધું હું તને આપીશ. આ સાંભળી બુઢ્ઢો દરવાન ખડખડ હસી પડ્યો. અને બોલ્યો કે બીરબલ તું બડો બેવકુફ દેખાયછે, કે મને તું બડો બેવકુફ ધારેછે. હજારો દરબાર-માં ધક્કા ખાઈ પાયમાલ થઈ પાછા ચાલ્યા જાય છે અને તેમની ઉમેદ જરાપણ પાર પડતી નથી. તું કહેછે એવા જો કરાર કરવા હું બેસું તો મારાં છોકરાં ભૂખે મરે, ભાઈ અમે તો રોકડીઆ, અમને અમારી દસ્તુરી આપો અને પછી તમારા કિસ્મતમાં હોય તે તમે પામો. અમારે એ વાતની કાંઇ પણ લલુતા નથી. બીરબલે બહુએ જુક્તિ કરી, કાલાવાલા કર્યા, અને બ-હુએ આડાઅવળા પાસા નાંખ્યા, પણ તેથી કાંઈ પેલો ડગ્યો નહિ. આખરે બીરબલે કહ્યું કે મને અંદર જવા નહિ દેતો ફિકર નહિ, પણ આ કાગળ ઉપર હું દૂહો લખી આપુછું તે પાદશાહને પોહોચાડી આવ; આ સાંભળી દરવાન તો છેક રાતો પીળોજ થઇ ગયો, ને તે કાગળ હાથમાંથી ઝુંટી ચાર કકડા કરી પાસે હોજ હતો તેમાં ફેંકી દીધા, અને એને એક ધક્કો મારી દૂર હાંકી મૂકયો. બીરબલે બહુએ પોકાર કર્યો, પણ કોણ સાંભળે? આ ઉપરથી એ જગા ઉજડ હતી એમ સમજશો નહિ. હજારો ગાડીઘોડાની ત્યાં ઠઠ મચી રહી હતી અને પહેરેગીરો પહેરો ફરી રહ્યા હતા. પણ કોની તાગાદ કે પાદશાહી દરવાનને કાંઇ કહી શકે? પહેરેગીરોએ સાંભળ્યું તેનું ફળ તો એ થયું કે એનો હાથ પકડી મહેલથી અધગાઉ દૂર તેમાંનો એક એને પહોંચાડી આવ્યો અને કહ્યું કે જો આવું ધાંધલ ફરીથી મચાવીશ તો તને પકડીને તુરંગમાંજ ઘાલીશું રજા વિના હજુરમાં જવાય?

આ બનાવથી બીરબલની સઘળી આશાઓ પડી ભાગી. જ્યાં શાહની

સન્મુખજ જઇ શકાતું નથી ત્યાં પછી એની બધી કવિત્વ શક્તિ શા કામમાં આવે? પાસે ખર્ચી સઘળી ખૂટી પડી હતી. વાંસળી છોડીને જોયું તો કાલનું મોદીખાનું વસાવવા જેટલા પણ પૂરા દામ રહ્યા નથી. હવે કરવું શું? દિલ્હી જેવા, મોંઘા શહેરમાં શી રીતે રહી શકાય? રહીને કરવું શું? કયાં સુધી રહેવું? દિલ્હીમાં સો વરસ કાઢે તોપણ દરવાન તો એની દસ્તુરીવિના દાખલ કરવાનો નથીજ. એનું મોં કેવડું? સો સો ને હજારો મોહોરો તો એના એક દાંત નીચે દબાઇ જતી અને એ પ્રસન્ન થતો નહિ. બીરબલના ઉપર ખાસ મહેરબાની કરીને સો મોહોરે કબુલ થયો હતો, પણ બીરબલ તે લાવે ક્યાંથી? પાછો પોતાને ગામ પગ ઘસડતો અને ભીખ માગતો જાય, તોપણ ઘરમાં સો રૂપિઆ નહોતા તો સો મોહોરો કયે ઝાડથી તોડી લાવવી? શું રાજ દરબારમાં જવાનો લાભજ છોડી દેવો? શું બીજાઓની પેઠે પ્રથમ કોઈ હલકા મુત્સદ્દીનો આશ્રય પકડવો અને પછી નશીબ ઉપર હાથ મૂકી બેસવું? એમ કરેથી ધારેલી મોટી ઉમેદો શી રીતે પાર પડે? વખતે જિંદગી પૂરી થાય તોપણ બાદશાહની હજુરમાં જવુંજ બની શકે નહિ? આમ કરેથી મુત્સદ્દીપણાના કાંઈ કોડ કદાપિ પૂરા પડે, પણ કવિરાજ થવાની આશા તો નિર્મૂળજ થાય. સામાન્ય બુદ્ધિવાળાની નોકરી ઉઠાવવી એના જેવું ભૂંડું શું? એમાં શો માલ? શું હું બીરબલ એથીજ સંતોષ પામું? આ પ્રમાણે નાના પ્રકારના ખ્યાલ એના મનમાં ઉછાળા મારે અને એને કાંઇ સૂઝ પડે નહિ. ઉદાસીમાં છેક ગરક થઇ ગયો, છાતી ભરાઈ આવી અને આંખમાંથી દડદડ આંસુ ચાલવા લાગ્યાં. તોપણ જાતે ધીરજવાળો હતો. તેથી જિવ કઠણ કરીને ઉતારે પાછો આવ્યો, અને સુતો સુતો હજારો અંદેશા કરવા લાગ્યો. એના મનમાં એવોજ આગ્રહ ભરાયો કે એ દરવાનના મોંમાં તમાચો મારી, કાંઈ પણ આપ્યા વિના હું સરે તોરે કચેરીમાં જાઉં, પાદશાહને રંજન કરૂં, અને તેજ ક્ષણે હું માનીતો થાઉં, તોજ મારૂં નામ ખરૂં. પણ તે થાય કેમ? એક તજવીજનો વિચાર કરે અને પાછી પડતી મૂકે. એમ હજારો યુક્તિનું ચિંતવન કર્યું, પણ રસ્તો સૂઝે નહિ. આખરે પાછલી રાત્રે એને એક એવો સરસ બુટ્ટો સૂઝયો કે એને રૂંએ રૂંએ હરખ વ્યાપી ગયો અને હું ફતેહ પામીશ એવો નિશ્ચય કરી નિરાંતે ઉંઘ્યો.

# अकबरशाह अने बीरबल, भाग २ जो.

અકબરશાહ જેવા શાણા પાદશાહના દરબારમાં પણ દરવાનનું આટલું બધું ચલણ જોઇને બીરબલને ઘણું આશ્ચર્ય તથા માઠું લાગ્યું. એણે કહ્યું કે "શું રાજ્યશ્રીની તૃષ્ણા રાખનારાઓના નશીબના દરવાજા પણ પાદશાહોએ આવા નીચ દરવાનનેજ સ્વાધીન કરી દીધા છે ? આ હિસાબે તો પાદશાહ કરતાં પણ પોળીઆનો અખ્તિયાર પરોપકાર કરવાના કામમાં વધ્યો. શું અકબરપાદશાહ પણ સમજતો નહિ હોય કે દરવાનના હાથમાં આટલો બધો અખ્તિયાર આપવાથી પોતાના સઘળા સદ્ગુણ રાજ્યને નિરૂપયોગી થઇ પડે છે અને દેશમાં જુલમ અને અંધેર ચાલતાં હોય તેને અટકાવવાના એના હાથમાં કાંઈ પણ સાધન રહેતા નથી.

નાહિમ્મતીના પ્રથમ ઉભરામાં આ પ્રમાણે બીરબલે અકબરની બુદ્ધિનો ફિટકાર કર્યો ખરો, પણ જ્યારે જરા શાંત પડી વિચાર કર્યો ત્યારે એણે જોયું કે એમાં કાંઈ એનો વાંક નથી. રાજ દરબારમાં એમ થયા વિના રહેજ નહિ. મોટા માણસો પાસે પોતાનો સ્વાર્થ સાધવાને એટલા બધા લોકો આવવાને ઇચ્છેછે કે તેમાં કોની અર્જ સાંભળવા જોગછે એ પ્રથમ મુકરર કરવાની ઘણીજ જરૂરછે. ઘણો ભાગ ન્યાયને માટે નહિ પણ દયા ઉપજાવી પોતાનું કામ કાઢી લેવાનેજ આવેછે. એથી પણ ઘણા તો મોટાનું ઓળખાણ 'કો કાળે ફળદાયકા' છે. એમ જાણીનેજ તેની આસપાસ મધમાખીની પેઠે ગણગણ કરવાને સદા ઇંતેજાર હોયછે. કેટલાક તો ખુદ અન્યાય અને જુલમ કરવાની શક્તિ મેળવવાને અર્થેજ રાજદરબારની તૃષ્ણા રાખેછે. કેટલાક તો રાજમૂર્તિના કીરણોમાંજ બેસવું એ પરમ પદાર્થ માનેછે, અને જેમ વાંદરાઓ ચણોઠીના તાપથી મગ્ન રહેછે તેમ તેઓને થાયછે. કેટલાક માત્ર તમાશગીર અને ચુગલીખોરજ હોયછે. માણસમાં અનેક પ્રકારના જે સ્વભાવ રહેલાછે તે પ્રત્યેક તેને રાજદરબારમાં જવાને ઉશ્કેરેછે અને એમ ઉશ્કેરાઇને ઉલટી આવેલી ખલકને પાદશાહો એકેકીજ પળ બક્ષે તો બાવા આદમની જીંદગી પણ તે કામને સારૂ બસ થાય નહિ. કાંઈ પણ હદ કરવાની તો જરૂરછેજ. શા કામને માટે આવેછે તે પ્રથમ જાણવું જોઇએ. યોગ્ય કામ વિના આવનારને અટકાવી પાછા વાળવાજ જોઇએ. એ અટકાવનારો સઘળા દેશમાં અને સઘળા કાળમાં દરવાનજછે. યોગ્ય કામે આવનારને પણ અટકાવે તો એ દરવાન ગુનેગાર થાયછે, અને સારા પાદશાહો એ બાબતની વખતે

વખતે ઘટતી દેખરેખ સખ્ખાજ કરેછે. તે છતાં પણ એ અપ્તિયાર એવડો મોટોછે કે દરવાનો ઘણું કરીને તેનો ખોટો ઉપયોગ કરી પોતાનું ઘર ભર્યા વિના રહેતા નથી. રાજદરબારમાંથી વહી જતી રાજ્યલક્ષ્મીને અટકાવવાને એને બારણે બેસાડ્યોછે પણ તેની એક શેર તે પોતાના ઘરમાંજ વાળેછે, અને ત્યાં રેલછેલ થઈ રહેછે. પણ એ શેર એવડી નાની છે અને રાજદરબારમાં એની મહેરથી જે જવા પામેછે તેના ભાગ્ય એટલાં બધાં ઉઘડી જાયછે કે તેઓએ જે દરવાનને દસ્તુરી આપી હોયછે તેની ફરીઆદ પાદશાહને કાને ક્વચિતજ જવા પામેછે. એથી અર્જદાર, દરવાન, અને પાદશાહ એ ત્રણેની સુગમતા સચવાય છે, અને જ્યાં સુધી ઈનસાફનાં બારણાં ઉઘાડાં રહેછે ત્યાં સુધી કોઇને પણ કાંઈ પોકાર ઉઠાવવાનું અસકારક કારણ મળતું નથી. જ્યારે અદાલતને દરવાજે પણ રૂસ્વતખોર દરવાનનો હાથ અડકે છે ત્યારે ઘણીજ ખરાબી થાયછે, અને તેથી હિંદુસ્તાનમાં જે મોટા રાજાઓ તથા પાદશાહો થઈ ગયાછે તે આ બાબત તો ઘણીજ કાળજી રાખતા હતા. લોકોપર પડતા જુલમ જાણવા અને રંકમાં રંકની ફરિઆદ પણ પોતાને કાને આવે તેને માટે તરેહ તરેહની યુક્તિઓ તથા ગોઠવણ કરતા હતા. કોઈ વેશ બદલી નગરચર્ચા જોવા નીકળતા, કોઈ ખાનગી અનુચર રાખતા, કોઇ મહેલની નીચે રાહદારીઓને સારૂ ઘંટજ ટંકાવી રાખતા, અને કોઈ અદાલતના બારણાં રાતને દહાડો વગર દરવાને ઉઘાડાંજ રાખતા હતા.

અકબર બાદશાહનો એવો ધારો હતો કે રોજ સવારમાં ઉઠીને કલાક બે કલાક મહેલને ઝરૂખે બેસવું, અને ત્યાં જે કોઈ પોકાર કરતું આવે તેની ફરિઆદ સાંભળવી. એ ઝરૂખાની નીચે ધોરી રાજમાર્ગ હતો. ગાડી ઘોડાને એ રસ્તે જવા દેતા નહિ; પણ સઘળા રાહાદારીઓને જવાની સંપૂર્ણ છૂટ હતી એટલુંજ નહિ પણ વચગાળે સોનાની છડી લઇને નેકીદાર ઉભા હતા તે સૌકોને પોકારીને કહેતા કે **"अकबरशाह धर्मासन पर बिराजमान हुवेहै ! जिस्को कुच्छ फरियाद होवे ऊस्को वहां बुलाते है. शाह व शाहुकार, वजीर वा दिवान, नवाब वा सुबा, अमीर वा ऊमराव, किसीकाही जुल्म होवे, तौ निडर होके आओ और कहो. अदलके कांटेमे सभी समाने है.** એ રસ્તાને બંને છેડે ચોકીઓ હતી ત્યાં વાજીંત્રોમાં એવાજ અર્થના બોલ ગવાતા અને તે સાં-

બજી શહેરમાં ચોકીએ ચોકીએ એવો નાદ ઉઠી રહ્યાથી પ્રાણી માત્રને ખબર પડતી હતી કે અકબરશાહ ઇન્સાફની ગાદીએ બિરાજમાન થયા છે. જે લોકોને કાંઈ પણ ફરીઆદ કરવાનું હોય તે સવારમાં તૈયાર થઇને એ રાજ મહેલના ઝરૂખા નીચે આવીને અગાઉથી બેસી રહેતા. અને જ્યારે પાદશાહ ત્યાં પધારતા ત્યારે નમસ્કાર કરી ફરિઆદ ફરિઆદ એમ પોકારતા કે તુર્ત પાદશાહ તેમને પોતાની રૂબરૂ બોલાવતો. કોઈની પણ તાગાદ નહિ કે એ માર્ગે આવનારને અટકાવી શકે, કેમકે ઝરૂખામાંથી પાદશાહની નજર અધ અધ ગાઉ સુધી બે તરફ પહોંચે એવો તે માર્ગ સીધો હતો, અને પાદશાહની એ બાબત એવી સખ્તી હતી કે રાહદારીને અટકાવવાનો વિચાર સ્વપ્નામાં પણ કોઈને થતો નહિ. આ વેળા સૌકોને મોટામાં મોટા અધિકારી ઉપર પણ ફરિઆદ કરવાને છૂટ હતી. પોતાથી પણ જાણે અજાણે કાંઈ અન્યાય થઈ ગયો હોય તો તે બાબતની પણ ફરીઆદ ઔર વધારે ખુશીની સાથે સાંભળતો. ઇનસાફ કરવામાં પોતાના સગા છોકરાની પણ ખાતર રાખતો નહિ સઘળી હકીકત પોતેજ સાંભળતો, પોતેજ તપાસ કરતો, અને પોતેજ એક ઘડીમાં ઇનસાફ આપતો. એ વેળા કોઈ પણ મહેતા મુત્સદ્દીને પાસે રાખતો નહિ. કોઈ પણ કામદાર ઉપર ફરીઆદ આવી કે તેને તુર્તજ ત્યાં પકડી મંગાવતો અને ગુનેહગાર જણાયો કે તેને ત્યાંને ત્યાંજ ઘટતી સજાએ પહોંચાડતો. એમ કહીએ તો પણ ચાલે કે અકબર બાદશાહની એ ઊંચામાં ઊંચી એપેલેટ કોર્ટ હતી પણ ફેર એટલો કે ત્યાં અપીલ કરવામાં કોડીનો ખરચ થતો નહિ, જુલમ કરનાર નીચલા અધિકારીની માર્ફતે ફરીઆદ લાવવી પડતી નહિ, અને ઇનસાફ તાત્કાળિક અને અસરકારક મળતો. ટુંકામાં એ હાલના જેવું સુધરેલું નહિ પણ સાદું અને સ્વભાવિક ઈનસાફનું સ્થળ હતું, અને તેનું નામ સાંભળીજ સઘળા કામદારો પાંસરા દોર થઈ ગયા હતા.

ખાનબાબા પાસેથી રાજની લગામ પોતાના હાથમાં લીધી તેને બીજે દિવસથીજ અકબરે રૂબરૂ ઇનસાફની આવી રીત કહાડી હતી, અને ત્યાં એવા નિષ્પક્ષપાત પણે ન્યાય કરતો હતો કે સઘળા અધિકારીઓ પોતાની દુષ્ટતા ભૂલી ગયા હતા. અને દેશમાં તેમના ઇનસાફ પણ વખણાવવા લાગ્યા હતા. કેટલેક વર્ષે અકબરશાહનું ઝરૂખે બેસવું માત્ર નામનુંજ થઈ રહ્યું. એના કામદારોની માર્ફતે ગેરઇનસાફ મળે ત્યારેજ કોઈ દરબારમાં ફરીઆદ કરવા આવે કેની? તો પણ બાદશાહ કદી પણ એ પદ્ધતિમાં ફેર

પડવા દેતો નહિ, અને કહેતો કે દરરોજ સવારે વાજીત્રોમાં ઇનસાફની બાંગ પોકારાય છે તે નિમાજની બાંગ કરતાં પણ અલ્લાને વધારે પ્યારીછે,

આ રિવાજ મુજબ એક દાહાડો અકબર બાદશાહ નાહી ધોઇ નિર્મળ પણ સાદાં વસ્ત્ર પહેરી તથા હજારો પાદશાહી ઉભી કરે એવા હીરાનો એકજ હાર કોટમાં ઘાલી ઝરૂખે સવારમાં બેઠો હતો. સૂર્યોદય તુર્તજ થયો હતો અને એ તે તર્ફ સાનંદાશ્ચાર્યથી જોઇ રહ્યો હતો. ઝરૂખામાં બંને બાજુએ બાદશાહની આસપાસ સો સો સિપાઇઓ ઉભા છે તેમની ઉઘાડી તરવારો ઉપર સૂર્યનાકિરણ પડવાથી એવો તો તેજનો અંબાર છવાઇ રહ્યો છે કે તેમાં બાદશાહનું પ્રતાપી મુખ સૂર્યના જેવુંજ પ્રકાસી રહ્યું છે. નીચે મેહેલના નવરંગો ઝળકારા મારી રહ્યાછે, અને સામેના બાગમાંથી ઘણીજ સુંદર સુગંધ બહેકી રહીછે. દૂરથી વાજીત્રોના મધુર સ્વર આવી કાનને અમૃતપાન કરાવે છે. ફરસ બંધી કરેલા રાજમાર્ગ ઉપર પાછલી રાતના ગુલાબના છંટકાવ કરી મૂકયા છે તેની જે લહેર આવેછે તેથી રાહદારીઓ સ્વર્ગનું સુખ અનુભવેછે, મહેલ આગળથી હજારો માણસ જા આવ કરેછે પણ પગરવ સરખો પણ સંભળાતો નથી—જાણે પોતાનો નિર્મળ પ્રતાપ સૂર્યની સાથે સરખાવવામાં ગુંથાએલા ઈનસાફી પાદશાહને હરકત ન કરવી એવો સઘળી પ્રજાએ સંપજ કર્યો હોય. એવી રીતે લીલા જામી રહીછે તેવામાં ત્યાં એક જોગી આવી પહોંચ્યો. તેણે સર્વંગે ભસ્મ લગાવી છે, એક લંગોટીજ વાળીજ, ખાંધે એક ફુટેલું તૂબડું અને સો થીગડાની એક ગોદડી લટકાવી છે, હાથમાં એક ત્રિશૂળ પકડયું છે, કપાળે સિંદૂરનું તિલક કર્યુંછે, અને આંખો ફાટેલી ભયંકર દેખાયછે. જેવો તે ઝરૂખાની સામે ફર્યાદીને ઓટલે ચડીને ઉભો કે ત્યાં બે સિપાઈ ઉભા હતા તેણે કહ્યું કે જો ફરિયાદ હોય તો "ફિરયાદહૈ, ફિરયાદ હૈ" એમ પોકાર કરો કે પાદશાહ તમને તર્ત ઉપર બોલાવશે. તે સાંભળી ફકીરીરાગે તે નીચે પ્રમાણે લલકારીને બોલ્યો.

## फिरयादहै, फिरयादहै, फिरयादहै, फिरयाद है,

એના મોંમાંથી "ફિર્યાદ" શબ્દ પૂરો નીકળી નહોતો રહ્યો એટલાંમાં તો અકબરે શાન કરી તે ઉપરથી ચાર હજુરીઆઓ એને ઉપર બોલાવવાને દોડ્યા. પણ એટલામાં એ ફકીરે તો પાદશાહની સામી નજર મળી કે સલામ કરી ચાલવા માંડયુ અને ચાલતાં ચાલતાં નીચે પ્રમાણે પોકારતો ગયો.

## यहदादहै, यहदादहै, यहदादहै, यहदादहै,

અકબર બાદશાહને આ ચાલ ઘણી નવાઇ જેવી લાગી. તેથી એને તેડી લાવવાને બીજા ચાર જણને દોડાવ્યા. તેઓ એને આદર સત્કાર અને કાંઇ બળાત્કારથી એક ક્ષણમાં ઉપર લઈ આવ્યા. એ જોગી• રડતો કકળતો અને આક્રંદ કરતો હજુરમાં આવ્યો, અને પોકારીને વિનવવા લાગ્યો કે પાદશાહ માફ કર અને મને મારે માર્ગે જવા દે. હું ભૂલ્યો. હવે હું ફરીથી ફર્યાદ કરવા આવીશ નહિ. પાદશાહએ કહ્યું કે એમ શા માટે? મારામાં શું દીઠું કે તું ફરિયાદ કરવા આવેલો તે પાછો જતો રહે છે. એણે જવાબ વાળ્યો, કે મહારાજ શા વાસ્તે ચતુરાઇ કરોછો? હું તમારી સઘળી ચતુરાઈ સમજી ગયોછું. તમે "फिरयादहै फिरयादहै" એમ જે બોલાવોછો તેનો શું હું અર્થ નથી સમજતો? એનો અર્થ ખુલ્લોજ છે કે મૂર્ખા તું ફરિયાદ કરવા તો મોટાની ઉપર નીકળ્યો છે, પણ તારૂં પછીથી શું થશે તે તને યાદ છે. પાદશાહ આ સાંભળી હસ્યો અને વિચાર કરવા લાગ્યો કે આ માણસ કોઇ છેક ગમારજ છે કે બહુ ચતુરછે, પણ જોઉં બીજી સતરની માઇની શી કરેછે. બાદશાહે કહ્યું, એતો ઠીક પણ ત્યારે. "यहदादहै यहदादहै" એમ શા માટે તુ પોકારતો ગયો. જો તારી સમજ પ્રમાણે હું ફરીયાદ સાંભળતો નથી તો તો તારે "नाहिदादहै नाहिदादहै" એમ કહેવું જોયતું હતું. મહારાજ મેં વિચાર કર્યો કે પાદશાહ ફરીયાદી પાસે "फर्यादहै फर्यादहै" એમ શા માટે બોલાવતો હશે. ફરિયાદ તો દુનીયામાં હજારો છેજ તો, પણ જો તે સાંભળી ન્યાય કરવાની એની ઇચ્છા હોય તો એણે ફરીયાદી પાસે કાંઇ પણ બોલાવવાને બદલે પોતેજ "यहदादहै यहदादहै" એમ પોકારવું જોઇએ. આ સાંભળી પાદશાહ પ્રસન્ન થયો અને જાણ્યું કે આ કોઇ વિલક્ષણ પુરૂષ જણાયછે. એ ફકીર કે વેરાગીનું બોલવું ન હોય. તેથી પૂછ્યું કે તમે જાતે કોણછો અને તમારા ઉપર શો જુલમ ગુજર્યો કે આ પ્રમાણે ફકીરી લેવી પડી. જવાબમાં એણે નીચલો દુહો કહ્યો.

पाया हीरा लाखका आया बेचन काज
छिना लिया छकड लगा झौरी दगाहिबाज.

પાદશાહે ગુસ્સે થઈ કેહ્યું કે કોની તાગાદછે કે મારા રાજમાં આ પ્રમાણે જુલમ કરી શકે. તે ઝવેરીનું નામ દે. હમણાં હું તેને સજાએ પ-

હોયાડુંછું. એણે પગે લાગી કરગરીને કહ્યું કે મહારાજ, એ વાત જવાદો. નામ દીધાથી હું માર્યો જઇશ. તમે ગમે એટલું કહોછો પણ નામ સાંભળશો કે મને તુર્ત સૂળીએ ચડાવશો. આખરે આગ્રહ કર્યો, કાંઇ પણ ન ગુસ્સે થવાની પ્રતિજ્ઞા લીધી, અને તે છતાં જો તું નામ નહિ દે તો તને ગુનોહ છુપાવનાર જાણી તુર્તજ મારી નાંખીશ. જેવા જુસ્સાથી પાદશાહે પૂછ્યું તેવા જુસ્સાથી એણે પણ કહ્યું.

**जो पूछो सच बाततो साचेमे कहा शोर**
**सुनिये शाहसुलतान तुम आपहि मेरा चोर.**

આવું સાંભળતાંજ સ્વભાવિક રીતે અકબરની આંખમાં અગ્નિએ પ્રવેશ કર્યો, હાથ તરવાર તરફ ગયો, અને પાસે સો સો સિપાઇઓ નાગી તરવારે ઉભા હતા તે એક અવાજે હોકારો કરી આગળ ધસ્યા અને પાદશાહે હું હું કરીને વાર્યા નહિ હોતતો તેઓએ એના ચૂરેચૂરા કરી નાંખ્યા હોત. પણ અકબર ન્યાયી, વિચારવંત, અને વળી વચને બંધાએલો હતો તેથી તેણે ક્રોધ થયો તેવોજ સમાવી નાંખ્યો. તોપણ મારા ઉપર આવો જૂઠો આરોપ મૂકવાની એની હિંમત કેમ ચાલી તે એનાથી સમજાય નહિ. એનું બોલવું એવું હતું કે એ દિવાનો હોય એમ સંભવતું નહોતું અને દિવાના વિના આવી ગાંડાઇ કોણ કરે? માટે એને પોતાની જે હકીકત હોય તે કાંઇ પણ ડર રાખ્યા વિના કહેવાનું ગંભીરાઇથી ફરમાવ્યું.



# अकबरशाह अने बीरबल. भाग ३ जो.

"તું લાખ રૂપિઆનો હિરો ક્યાંથી લાવ્યો મારે ત્યાં ક્યારે વેચવા આવ્યો હતો, અને તે કોણે છિનવી લીધો" તે બોલ, અકબરશાહનાં આવાં વચન શાંભળી બીરબલે વિચાર્યું કે હવે મારી સઘળી ચતુરાઈ વાપરવાનો સમય આવ્યો છે, કેમકે ચતુર વાંચનારે ક્યારનું જોયું તો હશે કે આ જોગી વિષે બિરબલ બાદશાહની હજુરમાં બીઓ હતો. ખરી મુસલમાનોની શાનથી ધૂંટણીએ પડી સફાઈ ભરેલી અદબ અને નમ્રતાની સાથે એ નીચે પ્રમાણે બોલવા લાગ્યોઃ—

ખલકના માબાપ, તારા જબરસ્ત પાદશાહી મિજાજને જરાવાર સબુરીનું ધ્યાન કરી તારા ગુલામના ગુલામની હકીકત સાંભળ. આદમની

બોલાદનો એવો કોણછે કે તારી આગળ જરા જૂઠું બોલવાની હિંમત ચલાવી શકે? મેં જે કહ્યું તેમાં એક હર્ફ ખોટો નથી. પણ તે સમજવામાં ભેદ છે. પૃથ્વીપતે, તારાથી અજાણ્યું નથી કે જગતમાં હીરા ઘણી જાતના થાયછે.

**झौरीका हीरा हीरा कविका हीरों कवंन**
**तरुनी हीरा तन अरु पद्मनि मन पावंन.**

એટલે, ઝવેરીનો ધંધો કરનારને ઘણી કમાઈ કરાવનાર હીરોછે, તેમ કવિનો હીરો તે તેની કવિતાછે, તરૂણીનો હીરો તેનું તન, અને પદ્મિનિ સ્ત્રીનો હીરો તેનું પવિત્ર મન એજછે. એ જુદી જુદી વસ્તુ વડે તે પ્રત્યેકની મોટાઈ ટકી રહેલીછે અને તે જવાથી તે છેક નિર્માલ્ય અને તુચ્છ થઈ જાયછે. કદાપિ કોઈ કહેશે કે એમછે તો પણ હીરા સિવાય બીજી કોઇ ઉપલી વસ્તુની લાખો રૂપિઆ કિંમત કાંઈ ઉપજતી નથી. તો તેણે જાણવું કે એ તેની એક મોટી ભૂલછે. જે વસ્તુનો જે ગ્રાહકછે તેની આગળ તે વસ્તુજ પોષાયછે, અને બીજીની કોડી પણ ઉપજતી નથી. બધાજ રત્નના ગ્રાહક હોયછે એમ કાંઈ નથી.

**गोरी ग्राहक रत्नकी, गुनग्राहक राजान**
**कविता ग्राहक को रसिक भूपति भोंजसमान.**

જરીઆનને જવાહિર ગમે તે લે, પણ તેની ખરેખરી ગ્રાહક સ્ત્રીજ છે. પુરૂષ લેછે તોપણ તે સ્ત્રીઓને માટેજ. જો જગતમાં સ્ત્રીઓ ન હોય, તો કાલે જરીઆન જવાહિરનો કોઈ પણ ભાવ પૂછે નહિ. તેમજ વિદ્યાકળા વગેરે જે કાંઇ ગુણછે તેના ગ્રાહક રાજા લોકછે, કેમકે તેના રાજના રક્ષણને અર્થે એ વિદ્યાકળાની જરૂરછે. હાલ અમારી હિંદુ વિદ્યાકળાઓ નાશ થઈ જવા આવીછે કેમકે અમારા હિંદુ રાજયો થોડાંજ રહ્યાંછે. આપ રાજનીતિના જાણવા વાળાછો તો તેનો ખંતથી સંગ્રહ કરોછોજ, અને તેના રૂડાં ફળ આપ જૂઓછો તથા હવે પછી જોશો. ગુણીઓનો સંગ્રહ કરવો એમાં રાજાનોજ સ્વાર્થછે. જે રાજા પોતાના જાતભાઈ જાણી તેના ગુણ સામું ન જોતાં તેનાજ હાથમાં સત્તા સ્વાધીન કરેછે તે વાંદરના હાથમાં સુકાન સોંપે છે. એ વાહાણ ડૂબવાનેજ સર્જ્યુંછે. અર્થાત્ સ્વાભાવિક રીતેજ "ગુણગ્રાહક રાજાન"છે. પણ કવિતા રૂપી જે અમૂલ્ય હીરો અને

ગુણુનો ગુણ તેના ગ્રાહક તે ભોજ રાજાના જેવા રસિક ભૂપતિઓજ કોઈ સમે નીકળી આવે છે. આપની ખ્યાતિ તેવીછે અને તેથીજ હું અહિંયા ધાઇને આવ્યો હતો. પણ મહારાજ, હું ધરાયો અને આપ પણ મારા લવારાથી ધરાઇ. ગયા હશો કેમકે મારી હકીકત તો કહેવી હજી બાકીજ રહી ગઇછે અને તે કહેતાં મારાથી મિજલસી રીતનું મીઠું બોલવું પણ થઈ શકે એમ ભાસતું નથી. માટે મારો ગુનોહ માફ કરો અને મને મારે માર્ગે જવાની રજા આપો તો મોટી મહેરબાની થાય.

ઉપલી વાણીથી બાદશાહને રસ લાગ્યો હતો અને તેથી તે એને હવે રજા આપે એમ હતું નહિ. આ બધું તૂત ઉભું કીધુંછે અને મારી હજુરમાં આવવાની કોઈ કવિ તજવીજ કરેછે એમ તો અકબરને કયારની સમજ પડી ગઈ હતી, પણ જોઇએ કેવી તજવીજથી એના બોલ એ સાચા પાડેછે એમ વિચારી ક્રોધનો ડોળ કરી એણે કહ્યું કે "જાય કયાં? કહ્યુંછે તે બધું પૂરવાર કરી આપ" તે ઉપરથી જેવી જનાહપનાહની ઇચ્છા એમ કહી બીરબલે પોતાનું બોલવું જારી રાખ્યું, કેમકે એ તુર્ત ચેતી ગયો કે રાજા એના અંતઃકરણમાં રીઝયોછે.

સાહેબ. હું જાતે ગરીબ બ્રાહ્મણછું. મેં મારી નિર્ધનતા ટાળવાને સારૂ એક મને અગીઆર વરસ સુધી સરસ્વતીની રાત દહાડો સેવના કરી, અને બારમું વરસ બેઠું ત્યારે મને સ્વપ્નમાં તેના દર્શન થવાં લાગ્યાં. પણ તેથી હું ધરાયો નહિ, અને બારે વર્ષ તપશ્ચર્યામાંજ ગાળ્યાં. ત્યારે તેણે પ્રસન્ન થઈ મને શાક્ષાત્ દર્શન દીધાં અને પોતાના સ્વહસ્તે લખેલું એક ભોજપત્ર આપી કહ્યું કે "આ લે અને સુખી થા. એમાંના દરેક દોહાની લાખ લાખ રૂપિયા કિંમતછે. પણ તું રાજદરબારમાં જવાનો હોય ત્યારેજ એ વાંચજે અને એક દરબારમાં ગમે તે કરે તોપણ એક કરતાં વધારે દોહરો પ્રગટ કરતો નહિ." આ આજ્ઞા હું માથે ચડાવી હરખાતો હરખાતો રાજયાત્રાએ નીકળ્યો, કેમકે જેનો જ્યાં બજાર હોય ત્યાં તે ચીજ ખપે. ગામડામાં બેસી રહે હીરા મોતી ખપતા નથી. કોઈ શાણા અનુભવી કવિએ પોતાના છોકરાને શીખામણ દીધીછે કે.

**"हीरा गिराकी गंठडी गंवारमे मत खोल**
**कौरी बिन कौरी न मिले कौस्तुभकाभी मोल.**

હિરા રૂપી ગિરા નામ શબ્દની ગાંઠડી ગામડીઆ લોકમાં તું કદી પણુ ખોલતો નહિ, કૌસ્તુભ સરખો અમૂલ્ય મણિ હોય તો પણુ ઝવેરીવિના તેની કિંમત એક કોડી પણુ મળતી નથી. વળી કોઇએ એમ પણુ કહ્યુંછે કે.

**हथ्थी हीरा काव्य हैं ? दे जाके दरबार**
**मा कर मूल अमूलका, मूल नामिले बझार.**

પૂછે છે કે તારી પાસે હાથીછે? તારી પાસે હીરા છે? કાવ્ય છે? જો એ ત્રણુમાંની કોઈ પણુ વસ્તુ હોય, તો દરબારમાં જઇને આપી આવ. પેલો પૂછે છે કે શું કિંમત ઠેરવ્યા વિના? આવી અમૂલ્ય વસ્તુઓ એમને એમ કેમ આપી અવાય? પેલો અનુભવી કવિ કહેછે કે ગાંડા, જો અમૂલ્ય છે તો તેનું મૂલ કરવાનો શા માટે વિચાર કરેછે? એમ કર્યાથી તેનું માન ઘટેછે, માટે એતો દરબારમાં જઇને અણુબોલ્યો આપીજ આવ. એ અમૂલ્ય વસ્તુઓ ત્યાંજ શોભે અને તેજ તેની કિંમત જાણે. એને તું બજારમાં દુકાન માંડીને હિંગની પેઠે વેચવા બેસીશ? તો કાંઈ પણુ કિંમત ઉપજનાર નથી એ વાત પણુ યાદ રાખજે.

એ પ્રમાણે વિચાર કરી રાજસ્થાન તર્ફ જવા હું મારે ગામથી નીકળ્યો. પણુ મેં વિચાર્યું કે હાલને સમે અકબરશાહ ચક્રવર્તિ કહેવાયછે તેથી પ્રથમ ત્યાં જવુંજ લાભછે. એમ વિચારી હું દિલ્હી તર્ફ વળ્યો અને વાટમાં આપની તારીફ સાંભળી કે હું મારા મનમાં ત્યાંથીજ પોતાને લક્ષાધિપતિ થઈ ગએલો ગણુવા લાગ્યો. પણુ અહિંયા આવ્યા પછી તો સમજવા લાગ્યો. દૂરથી ડુંગર રળીઆમણા જેવું થયું. આપનો દરવાન દરબારમાં પેસવા દે નહિ અને આપને ભંડારમાંથી લાખ રૂપિઆ કાઢવા પડે નહિ. યુક્તિ તો બહુ સારી. હુંજ મૂર્ખ કે રાજસ્તાન મૂકી આણી તર્ફ આવ્યો. આપ ગમે એવા ચતુર અને વિદ્યાના પોશિંદા હો, તથાપિ અન્ય ધર્મી અને અન્ય ભાષાના બોલનાર. તમારીથી તે બે લીટીના લાખ રૂપિઆ એક કાફર હિંદુને અપાય? એતો દાનવીર ક્ષત્રીઓના કામ! તે છતાં આટલેથીજ હું સમજીને પાછો ગયો હોત તો કાંઈ હરકત નહોતી. પણુ મેં મૂર્ખાએ સરસ્વતીની આજ્ઞા ઉલ્લંઘન કરી વગર આહકે તેમાંનો એક દૂહો, દરવાનને આપ્યો. કહ્યું કે જા પાદશાહને આપી આવ. પણુ અગાઉથી ચેતવી મૂકેલો આપનો દ્વારપાળ તે કેમ ચૂકે? તેણે ફાડીને તેના કડકા કરી

નાંખ્યા અને હું રડતો રહ્યો. તે દૂહો મેં બરાબર ગોખી રાખ્યો હોત, તો પણ ઠીક.

અકબર બાદશાહ ક્રોધ કરીને બોલ્યા કે એવા ઠગારા તો મેં બહુ દીઠાછે. એવા ફેલથી હું ઠગાવાનો નથી. તારૂં એક કાગળનું ચીંથરૂં ફાડી નાંખ્યું તેને માટે તું મારી પાસેથી લાખ રૂપિઆ કઢાવવાની તજવીજ લાવ્યો છે કે શું? એમાં જે દૂહો હતો તે જાણ્યા પછી યોગ્ય હોત તો લાખના બે લાખ આપત. બીરબલે ધીટપણે ઉત્તર વાળ્યો કે, "જહાંપનાહ, એ સબબને લીધેજ હું મારા નશીબને રોઉંછું કની! જો તે દૂહો બધો યાદ હોત તો અહિંયાં નહિ તો બીજે કોઈ ઠેકાણે પણ એના દામ ઉપજતજ. પણ આ તો મેં મારો લાખ રૂપિઆનો હીરો ગમાવ્યો! છકડ મારાને છિનવી લીધો! ઝવેરી ખરેખરો ઠગાબાજ મળ્યો! હવે જોગ નહિ લઉં તો બીજું શું કરૂં? માટે મહારાજ રામ રામ, તસ્દી માફ કરજો." એમ કહી જવાની તૈયારી કરેછે અને એટલામાં જાણે કાંઇ સાંભરી આવ્યું હોય તેમ બોલી ઉઠયો કે તે છતાં મને તેનાં ત્રણ ચરણ તો યાદછે. ત્યારે તો, અકબર બાદશાહે કહ્યું, કે એનું ચોથું ચરણ મારા કવિ મંડળમાંથી કોઈ પણ પૂર્ણ કરી આપશે અને પછી અમે જા તારૂં મનરંજન કરીશું, બોલ લ, તે ત્રણ ચરણ તો કહે. હસીને બીરબલે કહ્યું કે સરસ્વતીના શ્લોકનું પાદપૂરણ કરવાને કોણ સમર્થ છે? તે છતાં જોઇએ માંનો પૂત એવો કોઇ તમારા દરબારમાં વસેછે, કેમકે ચોથું ચરણ હું ભૂલી ગયોછું; તે છતાં કોઈ કહેશે ત્યારે તો મને યાદ આવશે ખરૂં. માટે લો, ભલે, તમારા કવિઓની ચતુરાઇ તો જોઉં. એના ત્રણ ચરણ આ પ્રમાણેછે.

**अहोरात्र जागृत रहे, मम रक्षक महा शक्त.**
**यौं कह सुखे सौवे सदा,——**

# अकबरशाह अने बीरबल भाग ४ थो.

અકબર બાદશાહનો સ્વભાવ આતુર હતો અને તેથી તે જે કામ કરવું ત્યારે તે કરવામાં ક્ષણનો પણ વિલંબ કરતો નહિ. એણે તુર્ત જાસુસો દોડાવ્યા અને કહાવ્યું કે આજ બપોરે કોઈ પરદેશી કવિની સમસ્યા પૂરવાને મોટું દરબાર મળનારછે. બપોર થયા નથી એટલામાં પોતે ખાતું ખાઈ

તૈયાર થયો; અને કચેરીમાં આવી જુએછે તો લોકોથી તે ખિચોખિચ ભરાઈ ગઇછે. મોટા મોટા મુલ્લાંઓ, મુનશીઓ, પંડિતો, કવિઓ, અમીરો, કારભારીઓ અને જેનાથી આવી શકાય તે સઘળા ત્યાં આવીને બેઠા હતા. આ જોઈ પાદશાહ પ્રસન્ન થયા અને બોલ્યા કે થોડા વખતમાં કચેરી સારી ભરાઇ ગઈ. એ સાંભળી મુલ્લાં ફૈઝીએ સાત સલામ મુગલાઇ અદબથી કરીને કહ્યું કે.

**चलत चमक शमशेर शत, जलजा जड ह्वो जात,**

**एसी जिस्की सैन इक कहा बैनकी वात.**

ચાર પાંચ જે આગેવાન ગણાતા હતા તેઓ માથું નમાવી બોલી ઉઠયા કે **'खुबकही! जनाहपनाह, सचबातहै'** અને બાકીના બધા એનો અર્થ સમજ્યા કે નહિ તે શપથપૂર્વક કહી શકાતું નથી પણ તેઓએ પણ અમારો એજ મતછે એમ જણાવવા હસતું મોં રાખી ખૂબ [illegible]થી ખુશ્નસ બજાવી. બીરબલ મનમાં ગભરાયો કે જ્યાં એક મુસલમાન જુવાન આવું ઉત્તમ કાવ્ય કરેછે ત્યાં બીજા કવિઓ તે કેવા હશે, અને મારૂં તે અહિંયા શું ચાલશે. તોપણ દરબારીઓમાં અવશ્યનો ગુણ જે ધીટપણું તે એનામાં પુષ્કળ હતું, અને તેથી એનો અર્થ સમજાવીને પણ આગળ પડવાના હેતુથી તે અદબની સાથે બોલ્યો કે આફ્રિન! ખુબ મઝેની વાત કહી! જેની માત્ર એક નજરથી હજારો તરવારો ચમકીને ચાલવા લાગેછે, અને (જો કૃપાની હોય તો) લક્ષ્મી ત્યાંજ સ્થિર થઇને વાસો વસેછે, તે પાદશાહના મોમાંથી એક બોલ નીકળે અને તે પ્રમાણે તેના દરબારીઓ અમલ કરે એમાં શું આશ્ચર્ય?

ફૈઝીની કીર્તિ સાંભળી જગન્નાથ પંડિતને હમેશા ક્રોધ ચડતો અને તેથી આ પ્રસંગે પણ બોલી ઉઠયા કે રસ કયાંછે. પાદશાહે જાણ્યું કે રસ કયા શબ્દોમાં છે એમ પૂછે છે તેથી તે શબ્દો બતાવવાનું ફરમાવ્યું, હવે, ફૈઝી એ ઉત્કૃષ્ટ કવિ તથા પંડિત હતો ખરો પણ કાવ્યનું શાસ્ત્ર સારી રીતે જાણતો નહોતો, અને તેમાં કાંઇ નવાઈ નથી કેમકે સંસ્કૃત સિવાય કોઇ પણ ભાષામાં કાવ્યશાસ્ત્ર સંપૂર્ણ નથી. એ સંસ્કૃત સારૂં ભણ્યો હતો, પણ જગન્નાથ પંડિત આગળ ન્યાય કે કાવ્યમાં ટકાય નહિ, તેથી જાણ્યું કે હવે એ મને ચુંથશે અને તે કારણથી કાંઇક જવાબ દેવાની તૈયારી કરેછે એટલામાં એના મોં ઉપર ફિકાશ પથરાઈ ગઈ. આ જોઈ બીરબલ તુર્ત

એની મદદે તૈયાર થયો કેમકે રાજાના માનીતાનો પક્ષ લેવો અને પોતાની હોશીઆરી બતાવવી એને તો એ રાજ દરબારનું આન્હિકજ સમજતો હતો.

બીરબલે કહ્યું રજા હોયતો એનો જવાબ હુંજ દઉં. આ દૂહામાં ચમત્કાર શોછે કે આપના હુકમથી લોઢા જેવા જડ અને કઠણ પદાર્થ ચાલે છે, અને લક્ષ્મી જેવી ચંચળ વસ્તુ સ્થિર થઈ જાયછે એમ કહ્યું. એ ઉપરથી આપનો હુકમ સર્વમાન્ય સ્થાપન કર્યો અને તેની સાથે આપના પ્રતાપ તથા ઔદાર્યનું વર્ણન પણ થયું. આ વ્યંગ્યાર્થ **चलन** અને **जड** એ બે શબ્દ ઉપરથી સમજાયછે માટે એમાં વિશેષ રસ રહેલો છે એમ કહેવાય. બાકી એમાંના પદેપદ રસમય અને સાભિપ્રાયછે.

અકબરની સભામાં સૈયદ જનુનુદ્દીન કરીને એક મોટા ઓલ્મા હતા. પણ નામ પ્રમાણે એનું ઝનૂન એની દાઢીના જેટલુંજ લાંબુ હતું. જેમ હાલ આપણામાં કેટલાકને ફારસી આરબી શબ્દો સાથે વેરછે તેમ એને સંસ્કૃત શબ્દો સાથે હતું. અકબરે દરબારી ભાષા ઉર્દુ કરી હતી તેને માટે તે બહુજ નારાજી હતો, અને પોતે તો ફારસીજ ને વખતે આરબી પણ બોલતો અકબરને વખતે કડવા બોલ સંભળાવનારો આખી સભામાં એજ હતો, પણ સારો વિદ્વાન જાણી તેનું એ માન રાખતો. તોપણ વખતે એની મશ્કરી થાય તો તે જોઇને સૌ રાજી થતા, અને તેનું વિશેષ કારણ એકે એ મુલ્લાં પોતાને સૈયદ કહેવડાવતો હતો તોપણ ઘણાને એવો વહેમ હતો કે એ લાહોરના એક ખાટકીનો છોકરો હતો. આ તમામ હકીકત બીરબલને માલમ હતી કેમકે દરબારમાં ગયા પહેલાં તેના સઘળા અંદરખાનેના ગિલ્લાઓને તો રાજનીતિના અલેફ બે જાણી એણે ખાસ અભ્યાસજ કર્યો હતો, અને તેથી સૈયદ ઝનુનુદ્દીને બોલવા માટે પોતાની ડહાપણ ભરેલી દાઢી ઉપર હાથ મૂકયો કે બીરબલે હરખાઇને જાણ્યું કે હવે મારી ખટક બોલી જીભને કાંઈ છૂટ લેવાનો વખત મળશે ખરો.

ઝનૂનુદ્દીને ચીડવાઇને કહ્યું કે "ફૈઝી જેવો આરબી ભાષાનો કાબેલ મોલવી કાફરોની જુબાનમાં સાહેરી કરેછે એ જોવુંજ કેવું ગુનાહ ભરેલું કામછે? તેમાં વળી પેલી સેતાની સંસ્કૃતનું શું કામછે? **जल ! जा !** એ બોલ લખવાની શી ફરજ હતી? એ બોલમાંજ ફૈઝીની સાહેરી ઉપર બદદુવા ખુદાએ મૂકીછે! આ મિજલસમાંના પણ કેટલા જણ એ બોલ સમજ્યા છે

તે તો તપાસી જુઓ. આ સાંભળી ઘણા મિજલસીઓએ બેશક પોતાની નજર ફેરવી નાંખી અને બીધા કે રખેને આપણુનેજ પૂછે. બીરબલે ટપ જવાબ આપ્યો કે લક્ષ્મી ચપળાછે એ વાત **जलजा** એટલે પાણીથી ઉત્પન્ન થએલી એમ કહેવાથીજ બરાબર સમજાય છે કેમકે સૈયદ સાહેબને આ કહેવત તો યાદ હશે કે "સોબતે અસર અને તુખમે તાસીર." આ સાંભળી બધા ખડખડ હસી પડ્યા કેમકે બીરબલે સૈયદ સાહેબની સૈયદીનું જડમૂળ પકડીનેજ ટાણો માર્યો હતો. પાદશાહ તો ખૂબ પ્રસંન્ન થયો પણ વિવેકથી હસતું થંભાવ્યું અને ચોપદાર તરફ શાન કરી એટલે તેણે ગર્જના કરી કે "અદબ!"

આ ઉપરંગથી બધાના મુખ કમળ પ્રફુલ્લિત થયાં, પણ જગન્નાથ પંડિત તો ધુમરાએલાજ બેસી રહ્યા હતા, અને એની હમેશનીજ રતાશ પડતી આંખમાં તેજનો લખલખાટ એવો ગતિમાન થઈ રહ્યો હતો કે બધાએ જાણ્યું કે હમણાં કાંઇ નવિનજ કલ્પના જન્મ પામેછે. પાદશાહે હસીને પૂછ્યું કે શું વિચાર કરોછો? મુલ્લાં ફૈઝીની સાહેરીથી સૈયદ સાહેબ તો નારાજી છે, પણ પંડિત રાજ પ્રસન્ન થયા કે નહિ? જગન્નાથે જવાબ દીધો, અમે બ્રાહ્મણ લોક ઉચ્છિષ્ટ અન્નનો અંગીકારજ કરતા નથી. આ સાંભળી બધા આશ્ચર્ય પામ્યા. મુલ્લાં ફૈઝીએ જે કવિતા શિઘ્ર અને પ્રસંગોપાત બનાવી તે ઉચ્છિષ્ટ શી રીતે થઇ? ત્યારે શૃંગારી જગન્નાથ પંડિત સ્વાભિમાનના હાસ્યની સાથે બોલ્યા, પાદશાહ, આ દુહો મિયાં ફૈઝીએ કોઇ દિવસ પોતાની બીબીને સારૂ બનાવ્યો જણાયછે, અને તેનું ઉચ્છિષ્ટ આણીને આજ આપને ભેટ કરેછે. બધાએ જાણ્યું કે જગન્નાથે એનો અર્થ કાંઇ ચતુરાઇથી બીજો લગાવ્યોછે અને તેથી પ્રસન્ન થઇ તે સાંભળવાને તલપવા લાગ્યા. એણે કહ્યું કેઃ—

એનો મૂળ અર્થ આ પ્રમાણેછેઃ—કહેછે કે આ સ્ત્રીની એક કટાક્ષ એવી છે કે તેમાંથી હજારો ચકચકતી તલવારો નીકળે છે અને ચાલી જાય છે, એટલે ચોતર્ફ ઉભેલા સઘળાની કતલ કરી નાંખેછે! એ કટાક્ષનું મનોહરત્વ જોતાંજ લક્ષ્મી જે રૂપનો ભંડાર છે તે પોતાને કદરૂપી સમજી જડ થઇનેજ ઉભી રહેછે. એવી જેની એક કટાક્ષ છે તે જો બોલે તો તો પછી તેની ખુબીજ શી! એ રીતે ફૈઝી મિયાંની શ્રૃંગાર વૃત્તિ ઉત્તરોત્તર ઉછળતી જાય છે.

આ અર્થ સાંભળી બધી સભા છક થઈ ગઈ અને સર્વે જગન્નાથની અપૂર્વ બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યા, પણ રસના વિષયમાં ફેઝી કાંઈ ગભરાય એવો નહોતો. એણે કહ્યું, પંડિતરાજ તમે મારા કવિતનો ગૂઢ શૃંગાર ભાવ પ્રગટ કર્યો તેને માટે હું તમારો એહશાનમંદ થયોછું. તમને માલમ નહિ હોય, પણ અમે મુસલમાન લોકો ખુદાને માશુક રૂપેજ ભજીએ છઇએ. આ જવાબથી અકબર પાદશાહ ઘણોજ પ્રસન્ન થયો, કેમકે એમાંથી જગન્નાથના પૂર્વપક્ષનું ખંડન થયું અને તેની સાથે પોતાને ખુદાઈ ઉપમા મળી. તોપણ વિવેકને સારૂ જગન્નાથની શિઘ્ર કલ્પના બહુ વખાણી, અને બીરબલના સામું જોઈ કહ્યું કે જોઇએ કોઈ એનો ત્રીજો અર્થ કરી શકેછે. બીરબલ ગભરાયો, પણ અગ્નિથી જેમ અગ્નિ ઉત્પન્ન થાયછે તેમ જગન્નાથની શિઘ્રતા જોઈ એનામાં જે અસાધારણ શિઘ્ર શક્તિ હતી તે ઉશ્કેરાઇતો રહીજ હતી, અને પાદશાહની માગણી સાંભળતાં એકદમ કામે લાગી ગઈ. એકક્ષણ આંખ મીચી કપાળપર હાથ મૂકી વિચાર કર્યો અને પછી બોલી ઉઠયો કે "પૃથ્વીના પાળનાર અને પંડિતોના કદરદાન પાદશાહે જગન્નાથ કવિની પ્રશંસા કરી તે યથાર્થજ છે. આ દૂહામાં પણ એમની બુદ્ધિનુંજ રૂપ વર્ણવ્યું છે. એ કેવીછે? "चलत चमक समशेरसत" સત નામ સાચું, સાચું નામ શાસ્ત્ર, એવા જે કઠિણ વિષયો તેમાં તરવારની માફક ચળકતી ચાલેછે–એટલે કોઇપણ વિષયનું કાઠિન્ય એને નડતું નથી. પણ શું એ માત્ર કઠિણજ છે? કોમળતા, રસિકતા નથી? તો કહેછે "जलजाजर होजात" એટલે સંધિ તોડતાં, જલજ કહેતાં કમળ, અજર થઈ જાયછે, એટલે તેની કોમળતા કદી પણ જતી નથી. ऐसीजिस्की सैन इक એવી જે બુદ્ધિરૂપી સરસ્વતીની એક નજર છે તે સરસ્વતિ "कहा वैनकी बात" બૈન એટલે વીણા લઇને જ્યારે સંગીતજ કરવા બેસે ત્યારે તો તેની કોમળતા કેટલી જાણવી?

શાબાસીના અવાજ ચારે તર્ફથી ઉઠયા. પાદશાહ રાજી રાજી થઈ ગયો અને જાણ્યું કે દરબારમાં ખરૂં રત્ન કોઈ આવ્યું છે. જગન્નાથ પંડિતે પોતેજ કબુલ કર્યું કે મારા કરતાં આ કલ્પના વધારે સારી છે. બધાએ જોયું કે બીરબલે જે અર્થ કર્યો તે જગન્નાથની શાસ્ત્રબુદ્ધિ અને કાવ્ય શક્તિને બરાબર લાગુ પડેછે. એ દિવસથીજ અકબ્બરની એના ઉપર પ્રીતિ થઈ અને સભામાં ફેઝીને જગન્નાથની હારનો બધા એને ગણવા લાગ્યા. તેજ

વેળા એને ભારે શિરપાવ અ.પવામાં આવ્યો અને પોતાની પાસે જ્યારે મરજીમાં આવે ત્યારે આવવાની છૂટ આપી.

આ આડા પ્રસંગમાંજ ઘણો વખત થઇ ગયો તેથી પાદશાહ સભામાંથી ઉભા થયા અને કહ્યું કે આજ સાંજે સમશ્યા પૂર્ત્તિનો વિચાર ચાલશે. એટલે રત્નજડિત છડીવાળાઓએ નેકી પોકારી, બધાએ ઉભા થઇ જમીનને હાથ લગાવી સલામો કરી, ખમા ખમાના અવાજની સાથે પાદશાહ જનાનામાં પધાર્યા, અને સઘળા સભાસદો નવા કવિ બીરબલના ચાતુર્યની ઉલટભેર વાહવા બોલતા પોતપોતાને ઘેર ગયા.

---

# अकबरशाह अने बीरबल भाग ५ मो.

દરબારમાંથી ઉઠી બાદશાહ જનાનખાનામાં જોધપૂર વાળી બેગમના મોહોલ તરફ વળ્યા. વરદી પહોંચતાંજ રાણી ધાઇને સામી આવી; અને લળીલળી મીઠાં મીઠાં વચનો રૂપી મનોહર ફુલ વધાવતી પોતાના ઓરડામાં તેડી ગઇ. ઘણા સત્કારની સાથે મખમલ જડેલા મિનાકારી સોનાના તખ્ત ઉપર બેસાડ્યા. દિવાલની વચમાં ઠેઠ ઉપરથી વાયુ આવવાની કરામત કરી હતી તે માર્ગે ફરફર પવન આવી રહ્યો છે, દિવાનખાનાના મધ્ય ભાગે ફૂંવારો છૂટી રહ્યો છે, તેમાંથી ગુલાબ જળના બૂંદો આખા ઓરડાને શિતળ તથા સુંગધીમાન કરેછે. સુકડના સ્તંભો ઉપર પાંણી પડવાથી તે અજબ રીતે બહેક બહેક થઇ રહ્યા છે, મેના પોપટ વગેરે પાળેલાં પક્ષીઓના કલ્લોલથી કલરવ થઇ રહ્યો છે. આઘેથી કોમળ સંગીતની ધ્વની મંદ મંદ આવે છે, અને મોરનું સુંદર એક જોડું પાદશાહના તખ્તની સામાંજ આવીને કળા કરી થન થન નાચી રહ્યું છે, વગેરે અનેક સુખ સામગ્રીઓ વડે પ્રેમપુર્વક સત્કાર થવાથી બાદશાહને તે દિવસ ખરા ઉન્હાળાના હતા તો પણ ચોમાસાના જેવા લાગ્યા. ચંદ્ર જેવા મુખવાળી દશ દશ દાસીઓ દરેક બાજુ ઉપર કુંડાળે વળી છેટેથી વાયુ ઢોળવા લાગી, અને રાણી હાથમાં રત્ન જડિત એક નાનો વીંજણો લઇને તખ્તને ડાબે પગથીએ બેઠી. રાણીના એક ઇશારાની સાથે સોનાના થાળમાં સ્ફાટિકના ખૂમચાઓ પાદશાહની સામે આરસના મેજ ઉપર રજુ થયા. તેમાં દેશ દેશના ન્યામત મેવાઓ, ભાત ભાતની મિઠાઇ, અને બિલોરી કાચની સીસીઓમાં રંગ બેરંગી, ઘણાજ ખૂશબોદાર. અને બર્ફના જેવા ઠંડાં શર્બતો ભર્યા હતાં રા-

ણી પોતાના કોમળ હાથવડે તેમાંથી લઇ લઇને આગળ ધરે, તથા લીલા પાનાની નાની નાની ચલાણીઓમાં એક એક જાતના શર્બતો ભરી "મારા સમ જરા આતો ચાખો" એમ આધરો કરી રાજાને મોહ પમાડતી જાય. આ સરભરાથી બાદશાહ ઘણોજ પ્રસંન્ન થઈ બોલ્યો, હે પ્રિયે, જેવો આજે દરબારમાં વિદ્યાનંદ જામી રહ્યો હતો, તેવોજ તારા મહેલમાં તેં વિલાસાનંદ જમાવી મૂકયોછે. એમ બોલી સભાની સઘળી હકીકત કહી, બીરબલની ચતુરાઇના બહુ વખાણ કર્યા, અને રાણીને કહ્યું, તું પણ કાવ્યકળાની વિનોદી છે. તેથી જો ! તારાથી એ સમસ્યા પૂર્ણ થાય છે? રાણીએ તે સમસ્યા સાંભળી હસીને કહ્યું કે મહારાજની ઇચ્છાછે તો હું પણ મારી શક્તિ પ્રમાણે પાદપૂરણ કરીશ, પણ એક બે ઘડી થઈ મેં આપણા બાળ શાહજાદાને સંભાળ્યો નથી તેથી ત્યાં જો આપ પણ પધારશો તો બાળલીલા જોઇને બેશક આનંદ થયા વિના રહેશે નહિ. એ માત્ર છ માસનું બાળકજ હતું અને તેના ઉપર પાદશાહની ઘણીજ પ્રીતિ હતી. તેથી તેઓ બંને ત્યાં ખૂશીથી ગયાં. જઇને જુએ છે તો તે પારણામાં લાંબા હાથ કરી ભર ઉંઘમાં પડ્યો છે, અને તેનું હસતું મ્હોં પુનેમના ચંદ્ર જેવું ખીલી રહ્યું છે. પુત્રપ્રેમથી બંનેએ તેના મ્હોં તરફ કેટલીકવાર જોયાંજ કર્યું. થોડીવારમાં વાદળું આવતું હોય તેમ તેની ભમર સંકોડાઈ, તેણે પાસું ફેરવ્યું, અને જરા ઉંકારો મ્હોં બહાર નીકળ્યોજ નથી એટલામાં તો રાણીએ ટપ પાદશાહની સોડમાંથી ખસી તેની આશ્વાસના કરી, પપપાન કરાવ્યું, અને તેનું મુખ કમળ પાછું પ્રફુલ્લિત થયું. પાદશાહ પાએક કલાક ત્યાં ઉભા રહ્યા તેવામાં તેણે જોયું કે રાણીએ કરોડવાર તે બાળકની સંભાળ લીધી, અને તે તો મારી સંભાળ લેનાર સદાકાળ હાજરજ છે એવા દઢ વિશ્વાસથી નિશ્ચિંતપણે ઉંઘયાંજ કરતો હતો. તેથી તેણે રસમય કંઠે કહ્યું કે, ખરે જગતમાં માનો બાળક ઉપર પ્રેમ, અને બાળકનો મા ઉપર દઢ વિશ્વાસ એ બંને અપૂર્વ વસ્તુ છે. રાણીએ કહ્યું, કે મહારાજ બીરબલની સમસ્યા પૂર્ત્તિ હવે આપના આગળ સાક્ષાત્કાર થઇ? એમ કહી નીચે પ્રમાણે તે દુહો પૂરો કરીને બોલી.

**अहो रात्र जागृत रखडे ममरक्षक महाशक्त**
**यौं कह सुखे सुवे सदा बाळक मातासक्त.**

બેશક, બાળક જે માની પ્રીતિમાં આસક્તછે તે હમેશાં એમજ જાણે

છે કે રાત દહાડો મારી સંભાળમાં એ જાગૃતજ છે. વળી મારી મા મહાશક્તિમાન છે એમજ તે સમજેછે. એને જે દુઃખ થાય તે માથી ટળે એવું હોય કે નહિ, તોપણ બાળક તો એમજ જાણે છે કે મારી મા તે દૂર કરશે. એવા દૃઢ વિશ્વાસથી તે નિરાંતે સદા સુખમાં સુએ છે. એ તો આપે પ્રત્યક્ષ જોયું, અને તેથી મારી અબળા બુદ્ધિ પ્રમાણે તો એ સમસ્યા આ રીતે પૂરાઇ.

અકબ્બર તો આ સમસ્યા પૂર્તિ તથા તે સાક્ષાત્કાર કરવાની રાણીની ચતુરાઈ જોઇને ખુશજ થઈ ગયો. એ હર્ષથી બોલી ઉઠયો કે, ધન્ય છે રાણી તારી રસિકતાને! તમે રજપૂતાણીઓ તમારી ચતુરાઇને માટે વખણાવોછો એમાં કાંઇ આશ્ચર્ય નથી. મને નિશ્ચયછે કે મારી સભામાંનો કોઇ પણ પંડીત આવી રસભરી રીતે સમસ્યા પૂર્તિ કરવાનો નથી. મને લાગેછે કે સરસ્વતિનું ચરણ એજ હશે, અને કદાપિ નહિ હોય તો હું કહુંછું કે સરસ્વતિ કરતાં પણ રસવતિ ચડે.

પાદશાહને આ સમસ્યાપૂર્તિ એવી મનમાનતી લાગી, કે હવે સભા વાળાઓ એથી શું વધારે કહી શકશે, તે જાણવાનીજ જિજ્ઞાસા એના મનમાં પળેપળ ફૂદકારા મારવા લાગી; અને તેથી તેણે સાંજનું દરબાર રોજ કરતાં વ્હેલુંજ ભર્યું. દરબારમાં આવતાંજ પોતે બીજી કાંઇ વાત ન કાઢતાં પેલી સમસ્યા આગળ કરી, અને કહ્યું કે જોઉં હવે એ કોણ પૂરી કરેછે. યાદ રાખજો કે, એ સરસ્વતિકૃત છે અને તેથી તમે જો આળસમાં રહેશો તો તમારી અને આ સભાની શોભા રહેનાર નથી.

હવે, અકબરની આ સભામાં જે જે લોકો આવતા હતા તે સઘળા થોડાઘણા તો વિદ્વાન હતાજ. એના દરબારમાં છાલકામાં છાલકા મીજલસીઆઓ પણ કાંઈ કવન કરવાની તો શક્તિ ધરાવતાજ હતા. અક્ષરશત્રુની તો અકબરના દરબાર તરફ ડોકીઉં કરવાની પણ હિંમત ચાલતી નહિ. તેથી આ સમસ્યા સાંભળી સૌ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યા અને સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે કોઈ રીતે ચોથું ચરણ તૈયાર તો કર્યું. પણ અકબરે એના ઉપર આટલો બધો ભાર મૂકયો હતો તેથી સઘળા રખેને આપણું ખોટું પડે એમ જાણી બોલવાને અચકાતા હતા. પરંતુ એ સભામાં મિયાંલબ્બ કરીને એક બહુ બોલો, પતરાજી, અને ખૂશામતીઓ અમીર બચ્ચો હતો તે તુર્ત બોલી ઉઠયો, કે જનાહપનાહ, એમાં શો ભાર

છે? આપનો પ્રતાપ એવો છે કે સરસ્વતિની તો શું પણ તેના બાપની એ સમસ્યા મારા જેવો એક નાદાન અને કમઅક્કલ માણસ સાંભળતાની સાથે પૂરવાની તાગાદ ધરાવેછે. લો, એનું ચોથું ચરણ હુંજ કહું.

## अकबरशाह, अन्न जक्त.

હમણાં બેશક આખું જક્ત નિરાંતે ઊંઘેછે કેમકે આપ જેવા મહા શક્તિમાન અને જાગૃત પાદશાહ તેમને માથે હાલ બિરાજેછે. બોલ બીરબલ, તારૂં ચોથું ચરણ આજ કે બીજું? મારૂં ચરણ નહિ લાગુ પડતું હોય, તો તેનો સબબ બતાવો. શું એ પ્રમાણે અકબરશાહનો પ્રતાપ નથી?

અકબર પાદશાહને આ ખુશામતીઉં ચરણ બિલકુલ પસંદ પડયુંજ નહોતું, કેમકે એના મનમાં તો જેપુરવાળી બેગમનો રસમય અર્થજ રમ્યા કરતો હતો. તો પણ મિયાં લબ્બેની તજવીજ જોઇને એના મનમાં હસવું આવ્યું. એ ખંધા મિજલસીએ એવો પેચ નાંખ્યો હતો કે એનું કહેવું બધાએ માન્યજ કરવું પડે. પાદશાહનો એવો પ્રતાપ નથી એમ કોની તાકાદ હતી કે કહે? તેથી બાદશાહે સભાનો ગભરાટ જોઈ રમુજને સારૂ કહ્યું કે બોલ બીરબલ; આ તારૂં ચરણ હોય કે નહિ. તારી શારદા પણ મિયાં લબ્બેની પેઠે મારી તરફ કરવામાંજ હોંશિયાર હોય એમ જણાયછે. "विदुन बेशक, आपकी खुशीहि ऐसीहै" એમ પેલા ધીટ ખુશામતીઆએ ઉપલા મર્મવચનથી જરા પણ ખંચાયા વિના લાગલોજ ઉથલો વાળ્યો. બીરબલે જોયું કે મિયાંએ તો મોકાણ માંડી! પાદશાહના પ્રતાપની ના કેમ કહેવાય? અને તે વિના એ અર્થ કેમ રદ કરવો તે સૂઝે નહિ. તોપણ એણે ધીરજથી જવાબ દીધો કે, મહારાજ, શારદાકૃત ચરણ તો એ ન હોય. એ અહિંયા લાગે છે કે નહિ તે જ્યાં આપ જેવા કદરદાન પાદશાહ અને જગન્નાથ જેવા પંડિત બીરાજ્યા છે ત્યાં મારે બોલવું, એ મોટી બેઅદબી કહેવાય. એમ કહી જગન્નાથ તરફ નજર કરી જાણે એમ કહેતો હોય કે હવે તો મહારાજ તમે રંગ રાખો તો રહે. જગન્નાથ પંડિતને હમેશાં તો સભામાં ખંડનવાક્ય સિવાય બીજું બોલવાનીજ બાધા હતી, પણ આ વેળા બીરબલને રક્ષણે આવ્યા ખરા. એનું કારણ એ હતું કે એક તો બપોરે એણે સભામાં પોતાની પ્રશંસા કરી હતી તેથી ખુશ થયા હતા, અને બીજું ત્યાંથી ઉઠયાપછી ચક્રાંકને પ્રથમ પૂજવાનો વિધિ બરાબર પા-

ળનાર જે બીરબલ, તે જગન્નાથ પંડિત તથા મુલ્લાં ફૈઝીને ઘેર જઇને એવો તો નરમાસથી મશકો લગાડી આવ્યો હતો, કે તેઓએ ખરા દિલથી એને સહાય થવાનું કબુલ કર્યું હતું. વળી અભિમાની પુરૂષોને માથું નમાવીએ, તો તેઓ પોતાનું માથું આપતાં પણ આચકો ખાય નહિ. તેથી બીરબલની આ દીનતા જોઈ ફક્કડ જગન્નાથે પોતાના કાન ફફડાવ્યા અને કહ્યું કે "પાદશાહ, બીરબલ ખરૂં કહે છે. આવું છેક અર્થ રહીતજ જે બોલે તેના દોષ બતાવવા એમાંજ શરમ છે." આ સાંભળી બધા ચમકયા. શું એ એમ કહેવાની તાકાદ ધરાવેછે કે પાદશાહનો એવો પ્રતાપ નથી. મિયાં લબ્બે તો છલકાઇને પૂછવા લાગ્યા કે ત્યારે મારો અર્થ શો ખોટો છે તે કહો. એણે જવાબ વાળ્યો, "મિયાં, પાદશાહની રજા હોય તો તૈયારછું." પાદશાહે કહ્યું, કહો, રજા છે. જગન્નાથ પંડિત બોલ્યા, "પૃથ્વિપતે, મિયાં લબ્બે શું કહેવાના હતા, પણ ત્રણ ભુવનના લોકો જાણેછે કે આપના અપૂર્વક પ્રતાપને બળે આપની પ્રજા સુખી છે અને હમેશાં નિરાંતે ઉંઘેછે. પણ અફશોસ! એ અર્થ આ દુહાની સાથે લાગતોજ નથી. જો એને પ્રજાની ઉક્તિ ગણીએ, તો **ममरक्षक** ને બદલે **हमरक्षक** કહેવું જોઇએ. આનો ઉત્તર વાળવાનો વિચાર તો કર્યો પણ મિયાં લબ્બેના બોલ મ્હોંમાંજ પાછા ગેબ થઈ ગયા; કેમકે એણે ધાર્યું હતું કે એ પાદશાહનો પ્રતાપ ના પાડસે, પણ જગન્નાથે તો વ્યાકરણ દોષથીજ એનું ચરણ ઉડાવી દીધું. બીરબલે હસીને કહ્યું, "**मियां लब्बे, पंडितराजने तौ आपका चरनसें मूलहि काटके उडा दिया.**" એણે જવાબ આપ્યો "**बनचर, तेरे चार चरन तिझेहि मुबारक हो. आदमीको तौ तो दोहि बस हे." सचबात, मेरेप्यारे, लैकिन, हे तिन चरनोंवाले, तुं तौ नहि आदमी और हैवान किसीमें रहा! इस्का करना कहा?**

આટલી જરા ટપાટપી થઈ રહ્યા પછી પાદશાહે માનસિંગના સામું જોઇ કહ્યું, રાજાસાહેબ, આપ એ સમસ્યા શી રીતે પૂરોછો. રાજા માનસિંગે તો સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું.

## बादशाह [1]बडबख्त.

આ સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે "હે મહા ભાગ્યવાન પાદશા-

૧. મોટા નશીબવાળો, ભાગ્યશાળી.

હુ” એમ કહી રાજા અકબરશાહ સાથે કાંઈ બોલવા જાયછે, પણ જ્યારે એટલું બોલી તે ચૂપ રહ્યા ત્યારે બધાએ જાણ્યું કે એ તો સમસ્યાનું ચોથું ચરણ થયું એનો અર્થ બધાએ એ પ્રમાણે કર્યો:—મારા સુભટ સરદારો મહા બળવાન્ અને મારી રક્ષા કરવામાં રાત્ર દિવસ જાગૃત ઉભા છે એમ જાણી નશીબવાળા રાજાઓ સદા નિરાંતે સૂએછે. પણ આત્મબળ ઉપર આધાર રાખનારા શૂરા અકબરને આ અર્થ કેમ રૂચે? એણે કહ્યું, રાજા સાહેબ આપના જેવા સરદારોની તો એમાં ખૂબી છે, પણ પાદશાહોને માટે એ કાંઈ સારી રાજનીતિ કહેવાય નહિ. એમ કહી અબુલફ્ઝલના સામું જોયું કે તુર્ત તે ચતુર કારભારી બોલ્યો, બંદેનવાજ, દાલડાલનો ફરક મોટા મોટા મુનશી પણ ગણતા નથી. માટે આપે પણ નજ ગણવો જોઇએ. એમ કહી એણે રાજા માનસિંગના ચરણનો અર્થ આ નીચે પ્રમાણે ઉથલાવી નખ્યો.

## बादशाह [1]बदबख्त.

અબુલફ્ઝલના આ શબ્દ ચાતુર્યથી પાદશાહ વગેરે સઘળાનાં મન પ્રસન્ન થયાં, પણ રાજા માનસિંગને તો બહુજ માઠું લાગ્યું. એ રાજા કાંઈ હાલના જેવો અફીણી કે ગંડુ ન હતો. તે ખબરદાર, વિચારવંત, થોડાબોલો, અને જે બોલે તે પ્રતિપાદન કરી શકે એવો હતો. તેથી આ પ્રમાણે પોતાના બોલનું ખંડન થવાથી તેને ગુસ્સો લાગ્યો અને બોલી ઉઠયો કે મારી સમસ્યાપૂર્ત્તિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે અને જો તે આ સભામાં કોઇથી નહિ સમજાતી હોય તો તે સમજાવવા તૈયાર છું. અકબરે જોયું કે માનસિંગને ખોટું લાગ્યું અને તેથી કહ્યું કે રાજા સાહેબને તસ્દી લેવી પડે એતો ઠીક નહિ. આ સભામાં કોઈ એમના વાક્યનો ગૂઢાર્થ સમજાવો. બધા એક બીજાનાં મોં તરફ જોવા લાગ્યા. પાદશાહે જગન્નાથ પંડિત ભણી નજર કરી એટલામાં બીરબલે હિંમતથી બોલવું શરૂ કર્યું. “સાહેબ, એ દુહાનો પ્રસંગ સમજ્યા વિના એની ખૂબી નહિ સમજાય. આપના જેવા એક પ્રતાપી પાદશાહ વિક્રમાજિત એક સમે નગરચર્ચા જોવા નિકળ્યા અંધાર પિછોડો ઓઢી શયનગ્રહમાંથી નીકળે છે તેવાજ બારણા આગળના રખવાળોએ “કોણ એ” કરી ગર્જના કરી. તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં નાગી તરવારો લેઈને પહેરો ફરતા હતા તે પણ તેવાજ જાગૃત

૧. ખરાબ નશીબવાળો.

માલમ પડ્યા. તેથી પોતે અદૃશ્ય થઇને નગરચર્ચાએ ચાલ્યા. જ્યાં જુએ ત્યાં ચોકીદારો ખડા ને ખડા. બારે દરવાજે ફરી વળ્યા પણ કોઈ રખવાળને ઉઘતો કે બેઠેલો જોયો નહિ. તેથી તેમણે પ્રસન્ન થઈ બારમા દરવાજા આગળ પહોંચતાં પહોંચતાં આ પ્રમાણે કહ્યું.

### अहो ! रात्र जाग्रत खडे, मम रक्षक महा शक्त !

શબ્દ સાંભળતાંજ ત્યાંના ચોકીદારો તે શબ્દને અનુસારે તેના ઉપર વાઘની પેઠે કુદી પડ્યા, અને કાંડું ઝાલી બંધન કરવાની તૈયારી કરવા લાગ્યા. હું પાદશાહછું એમ સૂચવવાને માટે ઉપલી લીટી પોતે ફરીથી બોલ્યા. ચોકીદાર સમજ્યા તો ખરા પણ સ્પષ્ટ બોલાવવાને સારૂ તેણે જવાબ આપ્યો કે.

### यौं कह सुखे सुत्रे सदा बादशाह बडबखत.

મતલબ અમારો પાદશાહ એમ સમજે છે તેથી તો તે નિરાંતે આ સમે સૂતો હશે અને તમે તો કાંઈ ચોરજ છો. અમારા પાદશાહને પોતાના સરદારોનો આટલો અણવિશ્વાસ ન હોય એમ વ્યંજના કરી પોતાની જાગતી બતાવી. વિક્રમ રાજા ખૂશ થઈ ગયા અને તેને સભામાં બોલાવી સવારે ઘણો શિરપાવ આપ્યો. માટે, મહારાજ, બીરબલે કહ્યું કે, આ રીતે પ્રસંગ સમજતા આ દૂહામાં રાજનીતિનો કાંઈ દોષ આવતો નથી. એમાં સરદારોની ભક્તિ તથા પાદશાહની કદરદાનીજ વર્ણવી છે.

પાદશાહે કહ્યું, શાબાસ ! રાજાસાહેબ, તમારૂં બોલવું બહુ ગૂઢ છે. ઘણાને તો બીરબલ જેવાની સહાયતા વિના ભાગ્યેજ સમજાય. વારૂ, હવે કોઈ બીજાને આ સમસ્યા પૂરવાનું મન છે? એ ઉપરથી વિષ્ણુસ્વામી કરીને એક ગોસાંઈ ત્યાં બેઠો હતો તેણે કહ્યું.

### आस्थारूढ हरिभक्त.

'હરિ' નું નામ સાંભળી પેલા જનુનુદ્દીન મુલ્લાં ચીડવાયા. કોઈ ભલા મુસલમાને કહ્યું કે હરિ કહો કે રામ કહો, પણ અર્થ તો અલ્લાજ થાયછે. વસ્તુ એકછે તો નામને માટે શું કામ લડવું જોઇએ. આ સાંભળતાંજ મુલ્લાજી હાથથી ગયા. **मुझी—ई ! तूं क्या समजताहै ? दीनमें बस्तु हैहिकिधर ? नामकीहि सब तकरार है.** આ બોલવાથી જનુનુદ્દીનમાં જનુન સિવાય ખરા દીનની કાંઈ સમજ નહોતી એ સાફ જણાઈ ગયું

અને તેથી શાણા લોકો કાંઇક કંટાળાની સાથે હસી એને તુચ્છ ગણવા લાગ્યા. પણ એના મનમાં તો એ મહા ડહાપણની વાત હતી અને દીનને નામે બાદશાહનું અપમાન કરવું તેને તો એ ગાઝીપણું સમજતો હતો. તેથી બોલ્યો, **पादशाह, तुं मुसलमीन है कि काफिर ? अफसोस ! अफसोस ! में अब मेरे जैफ *चस्मोंसें क्या देखता हौं,** બીરબલે ધીમે રહીને જાણે જવાબ દેતો હોય તેમ કહ્યું, કે "**कुच नाहि देखते हो, अल्लाको नहितो फिर दुसरा क्या देखोगे ?**" બીરબલનું આ હુંસકુ સાંભળીને તથા મુલ્લા ચશ્મા ચડાવેલી આંખે ડોળથી આસપાસ ગોહોલું રોહોલું જોતા હતા તે જોઇને સભામાં ચોપદારથી તે બાદશાહ સુધી સર્વેને ખડ ખડ હસવું આવ્યું.

એવામાં રાજા તોડરમલ્લ સભામાં આવી પહોંચ્યા. એ હિંદુદિવાન બીજા સભાસદોનાજેવોજ ચતુર અને વિદ્વાન હતો પણ પોતાના મહેનત ભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગુંથાએલો રહેતો હતો કે એને આવી વિદ્યા વિનોદની મંડળીઓમાં આવવાનો કવચિત્‌જ અવકાશ મળતો હતો તેથી બાદશાહે એને વિશેષ આવકાર દીધો અને અત્યારસુધી જેટલી સમસ્યા પૂર્ત્તિ થઈ હતી તે કહી સંભળાવીને પૂછ્યું કે રાજા, તમે શું કહોછો. તોડરમલ્લે પ્રથમ તો પોતાની દીનતા બતાવી આનાકાનીજ કર્યા કીધી, પણ એમ કરતાં જ્યારે વિચારનો પૂરતો વખત મળી રહ્યો ત્યારે નીચે પ્રમાણે ચોથું ચરણ ઉભું કર્યું.

## बालक, भूप, सुभक्त.

અકબરે હસીને કહ્યું કે, દિવાન સાહેબ વિના સવાંળો કોણ બાંધી આપે? રાજા તોડરમલ્લ, તેં ખૂબ કરી ! સઘળાની વાત તારામાં આવી ગઈ, અને કોઇની તકરાર રહી નહિ. જોઈએ, હવે બીરબલ શું કહેછે. બોલ, તારૂં શારદાકૃત ચરણ શું છે ?

બીરબલે નમ્રતાથી ઘણી ઘણી કુર્નિસો બજાવી ઉત્તર આપ્યો કે જનાહપનાહ, જ્યાં આવા આવા વિદ્વાનો ભેળા થાયછે ત્યાં તેમના તેજથી, શારદાદેવી અહોનિશ હાઝરજ હોયછે અને તેથી ત્યાં જે નિર્ણય થાય

* આંખો.

કેમ ખોટો હોય ? તથાપિ મારૂં ચરણ કાંઇક એથી જૂદું છે, પણ ઝાઝો ફેર નથી. રાજા તોડરમલ્લ સાહેબ "બાલક" કહેછે તેને ઠેકાણે મારા પાઠમાં બાલકુ છે. બાદશાહે પૂછ્યું, એ બે શબ્દોના અર્થમાં કાંઈ ભેદછે. તોડરમલ્લે જવાબ આપ્યો, નાજી પણ બાલકુ એ જૂનું અને કાંઇક વધારે રસિક રૂપછે તેથી મારા કરતાં એ સમસ્યા પૂર્તિ સારીછે એમ હું કબુલ કરૂંછું.

બીરબલે રાજા તોડરમલ્લને સલામ કરી કહ્યું, આપ લાયક આદમી છો એટલે વિવેક કરો એમાં કાંઈ નવાઈ નથી. પછી બાદશાહ તર્ફ નજર કરી બોલ્યો કે, પૃથ્વીપતિ રાજા સાહેબની સમસ્યાપૂર્તિ યથાર્થ છે. મારા અને એમના શબ્દાર્થમાં કાંઈ ભેદ નથી. પણ મારો શારદાકૃત દુહોછે તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. બાદશાહે ચોતર્ફ જોયું કે કોઈ બીજી ચમત્કૃતિ એમાંથી કાઢી આપેછે, મિયાં ફૈઝીએ કહ્યું, હાજી આ દુહાની ખૂબી એ છે કે રાજા માનસિંગ અને મુલ્લા અબલ ફૃઝલની સમસ્યાપૂર્તિમાં જે વિરૂદ્ધતાઓ આવી હતી તે બંનેનો સમાવેશ એમાં થઈ જાયછે. જો,

**बाल, कुभूप, सुभक्त.**

એમ શબ્દ તોડીને વાંચીએ તો જૂદો અર્થ નીકળે અને નહિતો સાધારણ રાજા લોકોને પસંદ પડતોજ અર્થ દેખાય.

**बालकु, भूप, सुभक्त.**

બાદશાહ આ સાંભળી ઘણો પ્રસન્ન થયો અને સર્વેના વખાણ કરવા લાગ્યો. એણે કહ્યું કે મારી સભામાં આવાં રત્નો પરમેશ્વરે આપ્યાં છે તેથી હું તેનો ઉપકાર માનુંછું. વારૂ પંડિતરાજ, તમે કાવ્ય શાસ્ત્રીછો, તેથી નિર્ણય કરો કે આ સઘળાં ચરણોમાં સૌથી સારૂં કોને ગણવું. મારી નજરમાં તો એ સઘળાં સારાં લાગેછે. જગન્નાથ પંડિતે ધીમેથી ઉતર આપ્યો કે બધાંએ ચરણ રસિક છે ખરાં તોપણ કવિકૃતતો બીરબલનુંજ કહેવાય.

ફૈઝીએ પૂર્વપક્ષ કર્યો કે રસછે તો કવિતા છે અને કવિતા કહીતો પછી તે કવિકૃતિ થઇજ ચૂકી. જગન્નાથે હસીને કહ્યું મિયાં ફૈઝી, આજે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે. **वाक्यंरसात्मकंका व्यं** એ આધાર ઉપર મે, ફૃદતા હશો પણ રસ શબ્દનો અર્થ તમે સ. ારણ લોકની પેઠે સમજેવો નથી, અથવા રસનો અર્થ તેમજ તમારે કરવો હોય, તો હું કાવ્યમાં રસ કરતાં પણ કાંઈ બીજી વસ્તુની જરૂર છે.

તું અધમને અભાગીઓજ ગણ. મતલબ કે એવા ટીકાકાર ઉપર ચીડાવું કે ખીજાવું નહિ પણ ઉલટું તેનું રસમાં પામરપણું જોઇને તેના ઉપર દયા કરવી જોઇએ. એવા મૂર્ખ ટીકાકાર કોના જેવાછે તો કે કોઈ મૂર્ખ એમ સાંભળ્યું હશે કે ચંદ્રમામાં સસલાનો આકાર દેખાયછે, તે ઉપરથી શરદ ઋતુમાં પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યોછે તે વેળા ચાંદનીની મઝા લેવાને બદલે તેમાં સસલું ક્યાંછે તેજ શોધવા લાગ્યો. તેવીજ રીતે મૂર્ખ ટીકાકાર પણ વર્તેછે-રસ છોડીને સસલારૂપી અલ્પદોષજ શોધવાને દોડેછે, કેમકે એની આંખે રસ તો દેખાતોજ નથી.

## अकबरशाह अने बीरबल भाग ७ मो.

બીરબલ ઉપર બાદશાહની પ્રીતિ દિનપરદિન વધતીજ ચાલી. જેમ જેમ સહવાસ વધારે થવા લાગ્યો તેમ તેમ એ કવિતા તરંગની સાથે વ્યવહારી કામમાં પણ કુશળ, તર્કબાજ, અને ચતુર માલમ પડ્યો. કોઇપણ વાતનો તોડ કાઢી આપતાં એને વાર લાગે નહિ. અકબરે પ્રસન્ન થઈ એને સુબાગીરી બક્ષી. આ સાંભળી અદેખા દરબારીઓ રાજી થયા અને જાણ્યું કે ટાઢે પાણીએ ખસ ગઈ. પણ આટલેથીજ તેઓ ન ધરાતાં સાચી જુઠી બાતમીઓ મેળવી હજુરમાં હજારો ખટપટ કરવા લાગ્યા.

પણ બીરબલ સો ખટપટીને પૂરો પડે એવો હતો. તેમના કાવત્રાની એને રજેરજ ખબર પડતી. લાંચ ખાયછે, ઉચાપત કરેછે, જુલમ કરેછે એવા ગાંડા ગાંડા અપવાદ સાંભળી એને હસવું આવતું, કેમકે એ જાતે ચોખો હતો. તેઓ એ વાતની ચુગલી કર્યા વિનાપણ રહ્યા નહિ કે બીરબલ પોતાના જાતભાઈ નાગરોનેજ બધે વર્તાવેછે. આ આરોપ કેટલેક દરજ્જે ખરો હતો, અને તેથી એ બાબત તેઓ બાદશાહના દરરોજ કાન ભરવા લાગ્યા. બીરબલને આ આરોપની ખબર પડતાં બહુજ ખુશી થયો અને પહેલાં કરતાં પણ પોતાના નાતીલા ઉપર વધારે છચોક મહેરબાની રાખવા લાગ્યો. એક દહાડો પ્રદોષની પૂજામાં બેઠો હતો તે વેળા કોઈ બ્રાહ્મણ નીચે પ્રમાણે ટેલ નાંખતો આવ્યો તેને માન સન્માન આપી કચેરી એકઠી કરીને જાહેર રીતે ન્યાલજ કરી નાંખ્યો.

**सागरको जल सोस धर ॥ जा घरमें ज्यों तोष***
**नागरके भर कोषरु ॥ गागर गरीब प्रदोष.**

---

* સંતોષ, મન ધરાય ત્યાં સુધી.

**અર્થ:**—દરબારરૂપી સમુદ્રનાં પાણી તું સોપી લઇને જા, તારા ઘરમાં ભરાય તેટલાં ભર (કેમકે તે કાંઈ ખુટવાનાં નથી.) નાગર લોકના ભંડાર ભર, અને હું ગરીબની આ એક ગાગર તું પ્રદોષની વેળા ભરી આપ.

આ વાતની બાદશાહ આગળ ફર્યાદ જતાં તેને પણ લાગ્યું કે એનો હવે છેક ફાટયો, અને તેથી એને હજુરમાં એકદમ બોલાવવાનો હુકમ કર્યો. શત્રુઓ હરખાવા લાગ્યા. બીરબલતો ધારતોજ હતો કે મને બોલાવશે. તેથી તે દોડમાર કરતો જાણે લગનમાં જતો હોય તેમ ખૂશીની સાથે દિલ્હી આવી પહોંચ્યો, અને આવ્યો તેવોજ દરબારમાં ગયો. ત્યાં આટલો વહેલો આવેલો જોઈ બધા આશ્ચર્ય પામ્યા. એ તુર્ત તખ્ત આગળ જઇને નમ્યો. અકબરતો એના મોં સામુજ જોઈ રહ્યો અને વિચારમાં પડ્યો કે ગુનેગાર હોય તો આ પ્રમાણે હસતું નિર્દોષ મોં રહે નહિ. બીરબલ પણ કાંઈ બોલ્યા ચાલ્યા વિના ધૂંટણીએ પડ્યો હતો તે પ્રમાણેજ બાદશાહની સામું જોઇને ઉભો રહ્યો. આખરે અકબરે કહ્યું કે આટલો તાપ છતાં તારૂં મ્હોં કેમ સુકાયું નથી. તે વેળા ખરો ઉનાળો ચાલતો હતો, અને તેથી આ પૂછવું યોગ્યજ હતું, પણ બીરબલ તેનો મર્મ સમજી ગયો, અને બોલ્યો કે મારા ગુરૂ જનોની આ પ્રમાણેજ શીખામણ છે.

**दुख मेसे सुख होत हैं ॥ डरमत देखहि दुःख**
**जितनो दुःखहि तापको ॥ तितनो वृष्टि सुख.**

એક ડોસો ચાલુ મામલાથી અજાણ્યો હતો તેણે આ દુહો સાંભળી કહ્યું કે ખરી વાત છે કે જેમ તાપ વધારે તેમ વરસાદ પણ વધારે. પણ બીજા બધાનું ચિત્તતો બીરબલનું શું થાયછે તે તર્ફ લાગેલું હતું તેથી એ સાહિત્ય વિષે કાંઈ પણ ચર્ચા ચાલી નહિ. એની આ બેપરવાહી જોઈ દુશ્મનોના હોશને કોશજ ઉડી ગયા, અને મનમાંતો ખાત્રી થઈ કે આપણે એને પહોંચવાના નથી. તોપણ હિંમતનો હરાવી નહિ એમ ધારી એક જણે કળે કળે પેલી ટેહેલની વાત કાહાડી. બીરબલે ધીમે રહીને ભોળો હોય તેમ બધી વાત કબુલ કરી એણે કહ્યું કે "તે બિચારો બ્રાહ્મણ છોકરી પરણાવવાને માટે ગાગર લઇને બપોરનો ગામમાં રખડતો હતો, અને મને એ વાતની ખબર થતાં મારાથી બન્યું તેટલું આપ્યું. એ ટહેલની ખુબી એવી હતી કે હું જો શ્રીમંત હોતતો મોહોરને ઠેકાણે હીરાથી એ ગાગર ભરી આપત." કોઇએ અજાણ્યા થઈ તે ટહેલ શી હતી એમ પૂછ્યું ત્યારે એણે ખુશીની સાથે તે દુહો ભણી બતાવ્યો.

सागरके जल सोस धर ॥ जा घरमे ज्यौं तोष
नागरके भर कोषरु ॥ गागर गरीब प्रदोष.

કાવત્રાખોરોએ ધાર્યું કે હવે એ ઝખ મારેછે. તેઓ બોલી ઉઠયા કે "જનાહપનાહ,, બીરબલના મ્હોંનીજ કબુલાત આવી ચૂકી. હવે આપ ધણી છો. ચાહો તે કરો." અકબરનો ગુસ્સો પણ આ દેખીતું બેહ્યાપણું જોઇને જાગૃત થયો. તે છતાં તેણે તે ન બતાવતાં ગંભીરાઇથી એટલુંજ કહ્યું કે બીરબલ, તને આ ટે'લમાં શો ચમત્કાર લાગ્યો કે તું તે પર આટલો બધો ફિદા થઈ ગયો છે.

બીરબલ બોલ્યો, મારી કમ સમજ પ્રમાણે જે મને સુઝેછે તે કહુંછું. આપ જાણો છો કે ઉન્હાળામાં તાપ પડેછે તેના જોરથી સાગરના પાણીની વરાળ થઇને ઊંચે ચડેછે અને તેનાં વાદળાં થાયછે. એ પાછાં પૃથ્વી ઉપર પડેછે ત્યારે વરસાદ કહેવાય છે. એ ઉપર આ સાહિત્યછે. બપોરે બહુ તાપ પડતો હશે તે વેળા કોઈ કવિએ સૂર્યને આ પ્રમાણે કહ્યું. તું તપેછે તેથી વધારે તપ. જા; તારી મર્જીમાં આવે તેટલું સમુદ્રનું પાણી સોસી લઇને તારા ઘરમાં ( વાદળમાં ) ભર, પણ સાંજને સમે નાગર નામ નગરવાસીઓનાં કોષ કહેતાં કે ટાંકાંઓ ભરી નાંખજે, અને હું ગરીબતો બારણે એક આ ગાગર મૂકી છાંડીશ તે ભરી આપજે એટલે થયું પ્રદોશ કહેવાનું કારણ એકે વરસાદ આવવાનો વખત ઘણું કરીને સાંજજ છે.

આ સાંભળી બધા દિંગ થઇ ગયા. ખટપટીઆનાં મ્હોંતો કાળાંમેશ જેવાં દેખાયાં, અને નીચેથી ઊંચું જોઈ શકયા નહિ. અકબરશાહ પણ સાનંદાશ્ચર્યથી બીરબલની સામુ જોઈ રહ્યા અને આંખમાં અપૂર્વ વાહાલ ઝળકી ઉઠયું.

પછી બીરબલે કહ્યું કે " હુંતો એનો અર્થ આ પ્રમાણે સમજુછું. કોઇએ બીજો અર્થ આપને કહી બતાવ્યો હોયતો તે બોલે" પણ કોણ જવાબ દે ? કોઇના મ્હોંમાંથી એકે અક્ષર નીકળ્યો નહિ. ત્યારે બીરબલે બાદશાહને પગે પડી કાંઇક માઠું લાગ્યું હોય તેવી રીતે કહ્યું કે સાહેબ, આ બેવકુફ ચુગલી ખોરોએ મારે વાસ્તે જે જે વાતો ભરાવી છે તે હું જાણુંછું. આ દોહરાનો અર્થ એ મૂર્ખાઓ શું કરેછે તે મેં સાંભળ્યો છે, પણ એ અર્થમાં શી ભલીવાર છે? મને નવાઈ લાગેછેકે આપે પણ એ બેવકુફોનું કહ્યું કેમ ખરૂં માન્યું. બંદે નવાજ, વિચાર કરો, હું જો એવો

ઘર ભરનારો અને વગવસીલાજ ચલાવનારો હોઊં, તો એવો આરોપ મૂકનારને હું જાહેર રીતે ઈનામ પણ આપું ? ચોર હોય, તેતો વધારે સતો થાય.

બાદશાહે કહ્યું કે, બસ બીરબલ, હવે તું એ વિષે વધારે બોલજ નહિ. મારી ખાત્રી થઇ કે તું બેગુનાહ છે. પણ તું આવ્યો તો સારૂં થયું, કેમકે મને તારા વિના ગમતું નહોતું. બીરબલે કહ્યું કે સાહેબની તો મારા ઉપર સદા મહેરબાનીજ છે, પણ આ ખટપટીયાઓએ મારા ઉપર બીજાં પણ આળ મૂકયાં છે તેની તપાસ થવી જોઇએ. તેઓએ સાહેદી પૂરાવા ભેગા કર્યાછે તે હાલના હાલ જોવા જોઇએ.

બાદશાહેતો કહ્યું કે તેની હવે કાંઇ જરૂર નથી, પણ બીરબલનો આગ્રહ જોઈ તેઓને કહ્યું કે તમે સાહેદી પૂરાવાનું કહેતા હતા તે બતાવો. તેમનાં તો હાંજાજ નરમ થઇ ગયા હતા. તેઓએ ઘણાંએ ગલ્લાં તલ્લાં માર્યા, અને બાનાં કાઢયાં કે લોકને કહે અમે ભમાયા હતા પણ બીરબલે તેમને છટકવા દીધા નહિ. પોતાની રૈયતમાંનો એક વાણીયો ત્યાં બેઠો હતો તેની તર્ફ આંગળી કરીને કહ્યું કે આ લુચ્યાને અહિયાં કેમ આણ્યો છે ? એને શી ફરીયાદ છે ? તેતો હાથમાં કાછડી લઇને ધ્રૂજતો ધ્રૂજતે બોલ્યો કે બાપજી કાંઈ નહિ, બાપજી કાંઈ નહિ, તમેતો માબાપ. માબાપછો, મારા માબાપ, મારી સાત પેઢીના માબાપ. આ દેખાવથી આખી કચેરીને ઠીક રમુજ થઇ. પણ જે કારભારીએ તેને ચડાવી રજુ કર્યો હતો તેનું નામ દઇને બીરબલે કહ્યું કે, મિયાં સાહેબ, એ હેમકનેતો બોલવાનું કાંઇ ભાન નથી પણ આપે હજુરને ખાનગીમાં કહ્યું હતું તેમ જાહેરમાં કહી સંભળાવો કે મારી તર્ફનો કાંઇ ખુલાસો હોય તે આપું. એ મિયાંએ ઉડાવવાનું તો બહુ કર્યું, પણ ચાલ્યું નહિ. બાદશાહે જાતેજ પૂછયું કે એને કેદમાં નાંખી બીરબલ કેટલા રૂપિયા ખાઇ ગયોછે ? જવાબ દીધો કે દશેક હજાર રૂપિયા કાંઇ કહેતો હતો ખરો. બીરબલે કહ્યું એમ નહિ. બરાબર આંકડો જોઇએ. વાણીયા, ગભરાઇશમાં. તને બરાબર યાદ હશે તેથી તુંજ બોલ. તેણે કહ્યું કે અગીયાર હજાર રૂપિયા ૯ આના ને ૫ દોકડા. બીરબલે કહ્યું બરાબર, પણ મિયાં સાહેબ એ રૂપિયા હું ખાઇ ગયો તેનો શો પૂરાવો ? એમ કહી પોતાનાં બધાં દફતર જોડે આણ્યાં હતાં તેમાંથી દિલ્હીનું ખાતું મંગાવી પાદશાહને કહ્યું કે સાહેબ જુઓ, એ રકમ રેશેરેશ મ્હેં જમે આપીછે ખ-

રી ? રાજા તોડરમલ્લ તર્ફ જોઇ કહ્યું કે દિવાનજી હજુરના દફતર મંગાવી તપાસો કે તેમાં એ રકમ જમે આવી છે કે નહિ તેમાન્નમ પડશે. તેમ કરતાં બીરબલ કેવળ નિર્દોષ ઠર્યો અને પેલા ચાડીયાને લાખ દ્રામ દંડ તથા વાણીયાને ગધેડાની સ્વારી મળી.

એ રીતે બીરબલની સામાં જે તર્કટ ઉભું થયું હતું તે તદન તૂટી પડયું, અને પાદશાહની મહેરબાની હતી તેથી પણ વિશેષ થઈ. બધા દરબારીઓ બીરબલની ભલાઇના વખાણ કરવા લાગ્યા, અને બોલ્યા કે અમ તો અગાઉથીજ જાણુતા હતા કે બીરબલ એવું કામ કરે નહિ. ખટપટમાં જેનાં નામ ખુલ્લાં પડયાં હતાં તેમણે તો ધીમે ધીમે ઉઠીને કાળુંજ કરવા માંડયું. એમ કરતાં કરતાં છેક રાજા તોડરમલ્લ, ફૈઝી, અબુલ ફઝલ, જગન્નાથ પંડિત વગેરે ખાસ વિદ્વાન મંડળજ રહ્યું, અને તેતો સર્વે બીરબલના મિત્રજ હતા. ત્યારે પાદશાહે હસીને કહ્યું કે, બીરબલ, તેં બધાનો વહેમ દૂર કર્યો, પણ મને તો એમાં બધું તારૂં તર્કટ ભાસે છે. જગન્નાથરાય, આ દુહો તમે કોનો બનાવેલો ધારોછો ? જગન્નાથે જવાબ આપ્યો કે જગતમાં એવી કવિતા કરે એવો કાળીદાસ કે બીરબલ વિના બીજો કોણછે? પરંતુ કબિરાયનેજ, મહારાજ, પૂછશો તો આપની સમક્ષ એ યથાર્થ કહેશે, કેમકે એ સમજે છે કે.—

वात बढाके बोलमत ॥ जुठे बढे जन मोत
नागंरकोंही नागगर ॥ एक हर्फ में होत,

અર્થઃ—વાત વધારીને કહેવી નહિ, કેમકે જૂઠું બોલ્યાથી માણસનું મોત વધારે થાય છે. નાગર શબ્દ આવો ઉત્તમછે તો પણ તેમાં એક અક્ષર (ગ) વધવાથી નાગગર કહેતાં સાપનું ઝેર થઈ જાયછે.

બીરબલે નમ્રતાથી જાહેર કર્યું કે શાહની સન્મુખ સાચ સિવાય બીજું હું બોલનાર નથી. એ દૂહો મારોજ બનાવેલો છે, અને એ ટેહેલીઓ પણ મારે કહેથીજ આવ્યો હતો. એ લુચ્ચાઓ કેવાં નજીવાં તહોમત પણ મૂકતાં કાંઇ વિચાર કરતા નથી, અને તેમાં મરી મસાલો ભભરાવીને આપની આગળ કેવી ચાડીઓ ખાયછે તે ઉઘાડું પાડવાને માટે આ ખેલ કર્યો હતો તેને માટે હું માફી માગુંછું, અને શપથ ખાઇને કહુંછું કે મેં એક દમડી પણ હરામની ખાધી નથી.

બાદશાહે કહ્યું કે એ વાતની તો પૂરાવાની સાથેજ ખાત્રી થઇ છે માટે બોલ નહિ, પણ જરા કહેવું પડે છે કે લોકોની સાથે મીઠાશથી ચાલ્યો હોત

તો ઠીક. તોડરમલ્લ રાજા બોલ્યા કે, જનાહપનાહ, ઉઘરાતદારનું કામજ એવુંછે. માગે તે કોઇને મીઠો લાગે નહિ. બાદશાહ કહે, એમ તો કેમ કહેવાય? અમારા રાજમાં કરોડોની ઉપજછે, પણ કોઇએ અમારૂં વાંકું બોલતું નથી. તોડરમલ્લે હસીને કહ્યું કે એ કરોડો રૂપિયા આવા ઉઘરાતદારજ પેદા કરે છે, અને તેને તો લોકો ગાળો દેછે. આપનું કામ તો એ પૈસા ખરચવાનું રહ્યું એટલે આપની ઉદારતા વખણાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. આપજ વિચાર કરોની કે તોડરમલે જે પૈસા ઉઘરાવ્યા તે કોને સારૂ?

**तरनी भरनी करत सो ॥ बिन घन किस्के काज**

**मे'सूली सूली लगे ॥ राजा राजा धिराज.**

અર્થઃ—તરણી કહેતાં સૂર્ય જે તપી તપીને ઉન્હાળામાં પાણીની ભરણી કરે છે તે વરસાદ સિવાય બીજા કોને વાસ્તે? તોપણ એ જગતનો ધારોછે કે મહેસૂલ ઉઘરાવનારા માણસ સૌને શૂળી જેવા લાગે, અને તેજ પૈસા ખરચનાર રાજા તે મહા ઉદારને રાજાધિરાજ કહેવાય.

કોઇએ કહ્યું કે મેહેસૂલનું કામ તો એવું ખરૂં, તોપણ મીઠાશ રાખી હોય તો કાંઈ ફેર પડે ખરો. મુલ્લાં ફેઝીએ કહ્યું કે કાંઈ નહિ સૂરજના દૃષ્ટાંત ઉપરથીજ વિચાર કરો.

**हसहस जल चूसे रवि ॥ घन बरसे हो घोर**

**तदपि मेघ महाराजरु ॥ दिनकर कठिन कठोर.**

અર્થઃ—સૂરજ હસી હસીને જળ ચુસી લેછે, અને વરસાદ કાળું ભયાનક રૂપ ધારણ કરીને વરસે છે તોપણ વરસાદ તે મેઘરાજાજ કહેવાયછે, અને સૂરજ દિનકર કહેતાં દિવસનો કરનાર છે તે છતાં પણ તે તપે છે ત્યારે તેને કઠિણ કઠોર એવાંજ વિશેષણો અપાય છે. કહેવત છે કે લૂખાં લાડ શા કામનાં, અને દૂઝતી ભેંસની પાટુ પણ સારી.

અકબરશાહ પ્રસન્ન વદને બોલ્યા કે આજ તો પાછો કવિતાવિલાસ ઠીક ચાલ્યો. ફોજદારી કામ તપાસાયું અને તેની જોડે ઉન્હાળાના સૂરજની કવિતા થઈ. જગન્નથરાય, હવે એ વિષે તમે પણ કાંઈ કવન કરો કે સભા બરખાસ્ત કરીએ.

જગન્નાથ પંડિત કવિતા રચેછે એટલામાં તે દિવસની હકીકત પૂરી કરવાની અબુલ ફઝલે પોતાના મુનશીના તાકીદ કરી, અને ધમકાવ્યો કે હું

લખાવુંછું તે લખતાં આજ કેમ આટલી વાર લગાડેછે. તેણે કહ્યું કે અઝરત, દુઆતમાં પાણી નાખી નાખીને થાકયો પણ આ તાપને લીધે સાહી સૂકાઈજ જાય છે. આ રકઝકને અવાજ બાદશાહને કાને ગયો તેથી પૂછ્યું કે મુલ્લાંજી સાહેબ શું છે ? જગન્નાથ બોલી ઉઠયા કે મહારાજ એ વાતનો ખુલાસો મારી કવિતામાં આવશે એમ કહી નીચે પ્રમાણે કહ્યું.

हर्ख अर्घदे अर्कको ॥ नरधार्मिष्ट प्रभात
तपे दुपो'रे तबसबी ॥ दारिया अरु दुआत.

જે ધર્મબુદ્ધિવાળા માણસો છે તેતો પ્રભાતમાંજ હરખથી સૂર્યને અર્ઘદાન દેછે, પણ એવા થોડા હોય છે. ઘણાખરા તો બપોરે સૂરજ તપીને બળાત્કારે તેમની પાસે પાણી ઝરાવેછે ત્યારેજ આપેછે—પછી તે દરિયો હોય કે દુઆત. મતલબ કે ધનવાન માણસને આપવું ગમતું નથી અને તેની પાસે લેવાને માટે બળાત્કાર કરવો પડેછે. માટે દશ વર્ષની ચઢેલી મહેસુલ વસુલ કરવાને અર્થે આ શ્રીમંત શેઠીયાને કેદમાં મોકલવો પડ્યો હોય તો એમાં કાંઈ નવાઇ નથી.

આ સાંભળી બધી સભાનાં દિલરંજન થયાં અને બાદશાહે કહ્યું કે આ શાસ્ત્રી મહારાજે તો તારા પક્ષનો શાસ્ત્રાર્થ પણ કહાડી આપ્યો. બીરબલ કહે, મહારાજ, નઠોરને માટે તો ચોદમું રત્ન આ પ્રમાણે દેવતાઓથી પણ ચાલતું આવે છે.

કવિઓનો બીજો મેળાવડો પંદરેક દહાડા પછી થયો, કેમકે એ દરમ્યાન બાદશાહ ભારી ધર્મચર્ચામાં ગુંથાયો હતો. એ ધર્મસભામાં પણ બીરબલ બાદશાહની હજુરમાંને હજુરમાંજ રહેતો, અને વખતે લાગ જોઈ બધાને હસાવતો, તોપણ કવિતાતરંગ ઉડાવવાની હિંમત ચાલતી નહિ. જગન્નાથ, ફૈઝી વગેરે જે સઘળા વિષયમાં કુશળ હતા તેતો ધર્મચર્ચાનાજ રંગે ચડ્યા હતા. તેથી બાદશાહને આજે કવિતાવિનોદનું મન થઈ આવ્યું હતું.

સભા મળ્યા પછી બાદશાહે કહ્યું કે તે દિવસે જગન્નાથે બહુ સારો દૂહો કહ્યો હતો. ફૈઝી ઉમળકાથી બોલી ઉઠયો કે એમાંનું "हर्बअर्घदेअर्कको" એ ચરણ તો મારા કાનમાં રમ્યાજ કરે છે અને કોણ જાણે એમાં શો ચમત્કાર છે તે કહી શકાતું નથી. બાદશાહે કહ્યું કે ત્યારે તમે સઘળા રસશાસ્ત્રીઓ મળી એનો વિચાર કરો.

પેલા જોષી—કવિએ કહ્યું કે મારી નજરમાં એમ આવેછે કે એમાં ત્રણ પ્રાસનો થડકારો આવ્યોછે તે કારણથી એ ચરણ મનોહર લાગેછે.

ફૈઝીએ કહ્યું કે એમતો નથી. શબ્દના જોડાવાડાથી કાંઈ આટલો રસ જામે નહિ. એતો બાળખેલ કહેવાય. જોષીએ કહ્યું કે એમ શા માટે? શબ્દાલંકારની પણ મઝા ઔર છે. ફૈઝી કહે, એ બધું ખરૂં, તો પણ ઝડ-ઝમકના ઝમકારાથી તો બાળક હોય તેજ રીઝે. જોષીએ ચીડવાઇને જવાબ દીધો કે એમ હોય તો વિદ્વાનો એને અલંકારમાં શા માટે ગણેછે.

આ રીતે તકરાર વધી જવા આવતી હતી, પણ એટલામાં જગન્નાથ પંડિત બોલ્યા કે એકેકાના મુદ્દા સમજ્યા શિવાય નકામા શું કામ વઢો છો? ફૈઝી કહે છે તે પણ ખરૂંછે અને જોષીબાવા કહેછે તે પણ ખરૂં છે. ખરૂં વિવાદસ્થળજ એછે કે અર્થ વિના રસની ઉત્પત્તિ હોયજ નહિ અને તે છતાં શબ્દાલંકાર શા માટે કાવ્યને શોભાવે છે? એ પ્રશ્નનું વિવેચન કરવું જોઇએ. આ સાંભળી બધાએ. જોયું કે વિવાદસ્થળ તો ખરેખરૂં એજ છે, પણ તેનું સમાધાન શું તે કોઇને સૂઝે નહિ. જગન્નાથ પંડિતતો આટલું કહી જાણી જોઇનેજ ચુપ બેઠા હતા. બાદશાહે બીરબલને કહ્યું કે તું કેમ કાંઈ આ વિષે બોલતો નથી.

બીરબલ બોલ્યોઃ—મહારાજ, હું શાસ્ત્રબાસ્ત્રમાંતો કાંઈ ઝાઝું સમજતો નથી. પણ એ ચરણ મને સારૂં લાગેછે તેનું કારણ મારાં મનમાં તો એ છે કે "**हर्खअर्कदेअर्कको**" એવી ત્રિપુટપ્રાસ સાંભળતાંજ બ્રાહ્મણો ત્રણ અર્ઘ આપેછે તે મારી આંખે દેખાઈ જાયછે.

જગન્નાથે કહ્યુ, શાબાસ સંસ્કારી બીરબલ, તુંતો હસવામાં અને સહજ જાણીને બોલેછે પણ એજ શબ્દાલંકારના શાસ્ત્રનું હાર્દછે. પૃથ્વીપતે, રસિક ફૈઝી કહેછે તેમજ ઝડઝમકના ઝમકારા જાતે કાંઈ કામના નથી, અને તેથી બાળક શિવાય કોઈ પણ રીઝે નહિ. પરંતુ જ્યારે તે શબ્દની ધ્વનિ ઉપરથી કાંઈ અર્થની વ્યંજના નીકળે ત્યારે તે રસનું કારણ થઈ પડે. ઘણા માણસ એવી વ્યંજના સ્પષ્ટ સમજી શકતા નથી, તોપણ તેના અંતરમાં કાંઇ એનો આભાસ પડેછે અને તેથી એને આનંદ થાયછે. જે શબ્દની ધ્વનિમાં કાંઈ વ્યંજના રહેલી નથી તે માત્ર બાળખેલજ છે. એજ કારણથી એક કવિની ઝડઝમકોથી વિદ્વાનો રીઝેછે અને બીજાની ઝડઝમકો એવી હોયછે તે સાંભળી હસુંજ આવેછે. શબ્દાલંકાર સારો કર્યો ને નઠારો

કર્યો એ ઓળખવામાં બહુ બારીક બુદ્ધિનું કામ પડેછે, અને તેથી ગામડીયાઓ.તો સાર ચમ્મા મમ્મા વધારે મેળવેલા હોય તો તે જોઇનેજ વધારે રાજી થાયછે.

આ પ્રમાણે જગન્નાથ પંડિત વ્યાખ્યાન કરેછે એટલામાં આકાશમાં વાદળ ચડી આવ્યું અને ચોમેર ઘનઘોર થઈ રહ્યું. આ જોઈ સઘળાના મન રાજી થયાં, કેમકે ઉનાળો જઈને ચોમાસું બેઠું હતું અને લોકો કયારના વરસાદની ફિકર કરતા હતા. સઘળા હરખથી આકાશભણી જોવા લાગ્યા. બાદશાહે કહ્યું કે ફૈઝી તું કાંઈ આ પ્રસંગને અનુસરતી કવિતા કર. ફૈઝીનું અંતઃકરણ આ ઇશ્વરલીલા જોઇને ઉભરાઈ રહ્યું હતું અને તેથી તે નીચે પ્રમાણે બોલ્યો.

तृषित धराके शिर धरा अधर उठाके आन
सागर खारा कर मिठा धन्य धनीं भगवान.

ભાવાર્થઃ—આખી પૃથ્વી તૃષાતુર થઇને પાણી પાણી કરી રહી હતી તેથી પરમેશ્વરે અધર ઉઠાવીને તેના માથા ઉપર દરિયાનેજ લાવીને મૂકયો અને વળી તે ખારો હતો તેને મીઠો કર્યો. ધન્ય છે સોના મહાદયાળુ ધણી ઇશ્વરને !

બાદશાહ બોલ્યા કે ફૈઝીએ બહુ મઝેની વાત કહી. બીરબલ કહે મહારાજ એ સાહિત્યના જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાંછે. એમાં જે કહ્યું તે બોલેબોલ ખરૂંછે અને તે બોલેબોલમાં રસ છે. દરિયામાંથી પાણી મીઠું થઇને ઉંચે ચડેછે અને અધરનું અધર આપણે માથે આવીને ઉભું રહે છે એમાં કાંઈ ખોટું નથી. ખરી કવિતાવાળી ઇશ્વરસ્તુતિ તે આનુંજ નામ.

એવામાં મંદ મંદ પવન આવવા લાગ્યો અને મેઘરાજા લાવલશ્કરની સાથે પધાર્યા. એ મઝા લેવાને બાદશાહ ઝરૂખામાં જઈ બેઠા, અને બીજાઓ ફરતા ફરતા ત્યાં ઉભા રહ્યા. સઘળાના જિવમાં આનંદ આનંદ થઈ રહ્યો અને થોડા વખત સુધી કોઇને કાંઈ પણ વાત કરવાનું સુઝયું નહિ, પછીથી રાજા તોડરમલ બોલ્યા કે વાહવા ! દુનિયા આબાદ થઈ ગઈ ! અકબરશાહે કહ્યું કે "રાજા સો મેઘરાજા, ઔર રાજા કાયકા" એમા જે કહેવાયછે તે ખરૂંજ છે બીજા કોની મગદૂર છે કે એક પલકમાં દુનિયાને આ પ્રમાણે આબાદ કરી શકે?

જગન્નાથે કહ્યું કે, મહારાજ ખરૂં કહોછો. રાજનીતિમાં પણ મેઘરાજાનેજ વખાણ્યો છે.

केसो राज चलावनो, मे'सों शीख सुजात;
ले सो लगे न लोगकों, दे सो सुख साक्षात.

અર્થઃ—હે, ઉંચા કુળના રાજપુત્ર, રાજ કેમ ચલાવવું તે તું મેઘ રાજાની પાસેથી શીખ. તે લોકો પાસેથી લેછે તે કોઇને કાંઈ પણ જણાતું નથી અને .આપે છે તે તો બધાને સાક્ષાત સુખરૂપ માલમ પડે છે.

તોડરમલ્લે કહ્યું, એ બરાબર વાત છે. મેઘરાજા વરાળરૂપે બધા પાસેથી પાણી ખેંચી લેછે તે કોઇને કાંઇજ જણાતું નથી, પરંતુ જ્યારે વૃષ્ટિ રૂપે તેનું તે પાણી જગતને પાછું આપેછે ત્યારે વાહવા થઈ રહે છે. વજેવેરા ઉઘરાવવાની ખરી રીત એજ છે. એનો પહેલો નિયમ એવો છે કે તે સઘળા પાસેથી લેવા અને પક્ષાપક્ષીથી કોઇને બાતલ રાખવા નહિ. એ બાબતતો પંડિતરાજે પ્રથમજ કહ્યું હતું કે "दरियाअरदुआत" સૌની પાસેથી મેઘરાજાની મહેસૂલ લેવાય છે. બીજો નિયમ એ છે કે બધા પાસે લેવું ખરૂં પણ જેવી જેની શક્તિ. આ નિયમ પ્રમાણે બરાબર કોઈ રાજાથી વર્ત્તિ શકાતું નથી. પણ સૂર્યનારાયણના હાથમાં તો અદલ કાંટો છે. સાગરમાંથી સાગર પ્રમાણે, ને ગાગરમાંથી ગાગરના પ્રમાણમાંજ વરાળ ઊંચે જાયછે. ત્રીજું ને ખરૂં કહીએ તો મુખ્ય વાત એ છે કે સઘળા વજેવેરા લેવા તે લોકના લાભને માટેજ લેવા. એ વાતમાં પણ મેઘના જેવું પરમાર્થપણું ક્યા રાજાનું નીકળવાનું હતું? ચોથો નિયમ એ છે કે શક્તિ પ્રમાણે મહેસૂલ લેવું એટલુંજ નહિ, પણ કડકે કડકે એવું લેવું કે કોઇને જરાએ ભારે પડે નહિ. એ વાતમાં પણ મેઘરાજાની બરાબરી કોઇ કરી શકે એમ નથી. એ એટલું થોડું લે છે કે કોઇથી દેખાતું નથી. મતલબ કે જેમ જેમ વિચાર કરીએ છઇએ તેમ તેમ મેઘરાજાની નીતિ સર્વોપરી માલમ પડે છે. એ બાબત કોઇ કવિ કહેછે કે

सागर गागर सर्वकी, शक्ति वत सुख मूल;
अल्प अल्प अदृश्य रुप, मेघ लेत मे'सूल.

# अकबरशाह अने बीरबल भाग ८ मो.

વર્ષાઋતુ વિષે બીજા બધાએ કવિતા બનાવી પણ બીરબલ કાંઈ બોલ્યો નહિ તેથી પાદશાહને આશ્ચર્ય લાગ્યું. એણે કહ્યું કે, બીરબલ, તું કેટલાક દિવસથી કેમ સભામાં મન મૂકીને બોલતો ચાલતો નથી. કાંઈ જવાબ ન દેતાં બીરબલ દિલગીરી ભરેલે ચેહેરે નીચું જોઈ રહ્યો. પ્રેમાળ ફૈજીએ કહ્યું કે, સાહેબ, જે દિવસથી એના ઉપર પેલું આળ આવ્યું હતું ત્યારથી એ પહેલાના જેવો હસમુખો દેખાતો નથી.

બાદશાહ બોલ્યા કે જો તે વાતનો ખર્ખરો હજી એ એના મનમાં રેહેવા દેતો હોય, તો એને ગાંડો જાણવો. એ અમારી તપાસમાં કેવળ નિર્દોષ ઠર્યો છે અને અમારી પ્રીતિ એના ઉપર હતી તેથી પણ હાલ અધિક છે. બીરબલે નમ્રતાથી ઘણી ઘણી તાજીમની સાથે કહ્યું કે ખુદાવંદ સાહેબે તો આપના હમેશના કૃપાળુ સ્વભાવ પ્રમાણે મને પાછો પ્રીતિમાં સંપૂર્ણ રીતે દાખલ કર્યોછે, તોપણ મારી જે ફજેતી થઇ તે મારા મનમાંથી હું બહુ કરૂંછું તોપણ દૂર થતી નથી.

પેલા જોષીએ કહ્યું, સાહેબ, બીરબલ ખરૂં કહે છે. બદનામી બહુ બુરી ચીજ છે અને તે સારા માણસના અંતઃકરણમાં રાત દહાડો સાલ્યાજ કરે.

**बदनामी बूरी बहुत जगमे जान निशंक**
**एक कलंक कारने क्षण क्षण क्षिणहिमयंक.**

અર્થઃ—નિશ્ચય જાણો કે જગતમાં બદનામી બહુજ ખરાબ છે. ચંદ્ર આવો રૂડો અને સર્વ પ્રિયછે તોપણ એક જુજ કલંક લાગ્યું છે તે કારણથી તે પળપળ (પોતાના દિલમાં બળીને) ક્ષિણ થઈ જાયછે.

બાદશાહે કહ્યું કે તમારો તર્ક તો ઠીક છે, પણ ચંદ્ર ને બીરબલ બંને મને તો ઘેલા જણાયછે જગન્નાથ, તમે કાંઇ બંનેને શીખામણ રૂપ બોલો કે તેઓ પોતાની ગાંડાઈ મૂકી દે. જગન્નાથ કહે, ચંદ્રને તો આરંભમાંજ બોધ મળ્યોછે તેથી ક્ષિણ થાયછે તો ખરો, પણ પાછો પોતાની મેળેજ સમજીને વૃદ્ધિ પામે છે, અને મને આશા છે કે બીરબલ પણ તેમજ કરશે. તે છતાં આપની આજ્ઞા છે, તો પહેલાં એક દૂહો મારે પોતાને માટેજ કર્યો હતો તે બોલુંછું.

**क्यौंहि किई क्षिण सब कला ? सुन शठके कटुबैन ?**
**रसदर्शीकी नजरमें अमृत पैं तूं एन.**

ભાવાર્થઃ—તેં તારી સઘળી કળા ક્ષિણ કેમ કરી નાંખી? શું શઠ માણસના કડવા બોલ સાંભળીને? એમ તારે કદી પણ કરવું નહિ, કેમકે રસના સમજવા વાળાની નજરમાં તો તું સદા અમૃતથી પણ સરસ છે.

આ દૂહો ચંદ્ર અને કવિ એ બંનેને સરખીજ રીતે લાગુ પડેછે. શરદ પૂનેમની રાત્રિએ કેટલાંક માણસો ભેળા થઇને ચાંદની ખાતા હતા. બધા આનંદમાં તલ્લિન થઈ ગયા છે તે વેળા તેમાંથી કોઈ નીરસ માણસ બોલી ઉઠયો કે ચંદ્ર ગમે એવો ખીલે પણ એમાં પેલું કલંક છે તે કાંઈ ઢાંકયું રહેતું નથી. આ પ્રસંગે આવું વચન બધાને વસમું લાગ્યું પણ કોઈ બોલ્યું નહિ, પંદર દહાડા પછી તેઓ પાછા દીવાળીને દિવસે રાતને સમે મળ્યા. તે વેળા જુએછે તો ચંદ્રની સઘળી કળા નાશ પામી ગએલી અને આકાશમાં અંધારૂં ઘોર તે ઉપરથી તેમાંના કોઈ રસિક માણસે કાંઈક રીસ તથા ઉદાસીની સાથે ઉપલો દૂહો કહ્યો.

કવિ પક્ષે તો એનો અર્થ સ્પષ્ટજ છે. શઠ લોકનો અનાદર જોઈ મનમાં મૂઝાઈને કોઈ કવિ પોતાની કાવ્યકળા પ્રકાશનો બંધ પડ્યો હશે તેને કોઈ રસના સમજનારે ઉત્તેજન આપવા ઉપર પ્રમાણે કહ્યું.

બીરબલ અત્યાર લગી તો ચુપ બેસી રહ્યો હતો, પણ આ પ્રસંગે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. એણે કહ્યું પંડિત રાજે બે અર્થ તો બરાબર લગાવ્યા પણ હું ધારૂંછું કે જે અર્થે એમણે એ દૂહો મૂળ રચેલો તે તો કાંઈ જૂદોજ હશે, જગન્નાથે હસીને કહ્યું કે બીરબલે પરીક્ષા તો સારી કરી. એનો અર્થ શૃંગાર પક્ષે પણ થઈ શકેછે. એમાં ખંડિતા પ્રતિ દક્ષનાયકની ઉક્તિ છે.

પછીથી સભામાં ચર્ચા ચાલી કે લોકમાં નિંદા થાય તેથી ડરી રહેવું એ સારૂં કે પોતાની નજરમાં જે યોગ્ય લાગે તે કર્યાજ જવું. કોઈ કહે કે જગતનો સ્વભાવ તો છિદ્ર શોધવાનોજ છે અને તેના બોલવા ઉપર કાંઈ લક્ષ આપવું જોઇએ નહિ. કોઈ કહે કે પંચ ત્યાં પરમેશ્વર, ને પાંચ માણસ કાંઈ ખોડ કાઢે તો તે ખરીજ જાણવી. બીરબલના સામાવાળીયામાંથી કોઈ તજવીજથી એમ પણ બોલ્યો કે ચંદ્રમાં કલંક છે તોજ કોઇની પણ તે કહેવાની હિંમત ચાલેછે કેની? આ ઉપરથી બીરબલને ગુસ્સો ચડ્યો ને તે નીચે પ્રમાણે બોલી ઉઠયો.

**मृदुमयंक कलंक जन ताकत भाखत मुख;**
**दुष्ट दृष्टि नहि करशके शूर क्रूर सन्मुख.**

અર્થઃ—ચંદ્ર કોમળ સ્વભાવનો છે તેથી તેનું કલંક માણસ તાકી તાકીને જુએછે અને મોઢે પણ કહેછે, પણ શૂરા સૂર્યની સામા જરા નજર કરવાની પણ તે દુષ્ટની હિંમત ચાલતી નથી.

બાદશાહ આ સાંભળીને રાજી થયો પણ એક બીજાને મહેણાં ટોણાં મારતા બંધ થાય એમ ધારી વાત ફેરવી, અને કહ્યું કે આ સુંદર વર્ષા ઋતુ ચાલેછે તે મૂકીને તમે બીજા વિષય ઉપર શા માટે કવન કરોછો. કોઈ બોલ્યું કે દરિયામાં આ વખતે જોવા લાયક તમાશો થઈ રહેછે. ઉપરથી મૂશળ ધાર વર્ષાદ પડે અને નીચેથી દરિયાના મોજાં ઉછાળા મારી વાદળને જઈ અડકે તેથી આખુ જગત જળમય દેખાય છે. જોષી—કવિએ કહ્યું કે એ વિષે મેં કાંઇક કવિતા કરી છે તે સાંભળો.

**जाबादलको सिंधुजल उछलाहि भेटत आप**
**वर्खाऋत मे हर्खसे, देख स्वसूत प्रताप.**

અર્થઃ—વર્ષા ઋતુમાં દરિયાનું પાણી ઉછળીને વાદળને જઈ ભેટે છે, કેમકે મેઘ જે પોતાનો પુત્ર છે તેનો આ વેળા આવો મોટો પ્રતાપ જોઇને ઘણો હરખ થાયછે. મેઘને દરિયાનો પુત્ર કહેવાનું કારણ એ કે તેના પાણીની વરાળ થવાથીજ તે ઉત્પન્ન થાયછે.

જગન્નાથે કહ્યું કે જોષીએ કવિતા ઠીક કહી સંભળાવી કેમકે એમાં વર્ષાઋતુના વર્ણનની સાથે વત્સરસ પણ આવ્યો.

વરસાદના ઝીણાં ઝીણાં ટપકાં પડતાં જોઈ કોઈએ કહ્યું કે આકાશમાં આટલું બધું પાણી ભર્યું છે તે છતાં વરસાદ કેવો કૃપણ છે કે ટીપુંટીપુંજ આપે છે. રાજા તોડરમલ્લે કહ્યું કે આ પ્રમાણેજ મૂર્ખ લોકો ડાહ્યા રાજાઓની નિંદા કરે છે, પણ તેમણે મેઘ રાજાની કૃતિ જોઇને દિલાસો લેવો જોઇએ.

**बूंद बूंद घन देत जल जदापि सिंधु समकोष;**
**अखंड अवनीपाल क्यौं करे अनीति दोष.**

અર્થઃ—મેઘરાજાની પાસે દરિયા જેવડો મોટો ભંડાર છે તો પણ તે ટીપે ટીપેજ પાણી આપેછે જેને આખી પૃથ્વી પાળવીછે તે તે અનીતિનો દોષ કેમ કરે?

એ સાંભળી જગન્નાથ પંડિત નીચે પ્રમાણે બોલ્યા.—

**नदी नआ जल पायके फूली किया सब ख्वार;**
**फिर ग्रीष्म के खपबखत धूल हुइ निर्धार.**

એનો અર્થ એવો છે કે વરસાદનું નવું પાણી એક નાની નદીમાં આવ્યું કે તે એકદમ ફૂલી ગઈ એટલે મોટું પૂર આવ્યું અને ચોતર્ફ રેલાઇ ગઈ તેથી આસપાસ ખેતરો બાગબગીચા, ને ગામો હતા તે પણ સઘળા ખરાબ થઈ ગયા. એ રીતે પોતાની આબાદીની વખતમાં એ નદીએ પોતાનું કે પારકું કાંઈ ભલું કર્યું નહિ, પણ ઉલટી બધાને દુઃખ રૂપ થઈ પડી. પછી જ્યારે ઉન્હાળામાં પાણીના ખપનો વખત આવ્યો, ત્યારે તો પોતેજ સૂકાઈ ગઈ, ને ત્યાં ધૂળ ઉડવા લાગી તો બીજાને તે વેળા તે શો ફાયદો કરી શકે? મતલબ અણુસમજું ઉડાઉ માણસો બીજાને કાંઇ પણ ફાયદો કરતા નથી. પણ પરિણામે પંડને અને બીજાને તેઓ દુઃખ રૂપજ થઈ પડેછે.

આ કવિતા સાંભળી સઘળાનાં દિલ બહુજ રંજન થયા. બાદશાહે પ્રસન્ન થઈ કહ્યું કે જગન્નાથ કવિની વાણીમાંજ મીઠાશ રહેલીછે. હવે તો બીરબલ એનો ખેદ મૂકી દે અને પ્રફુલ્લિત ચિત્તે વર્ષા ઋતુ વિષે કાંઈ કવિતા કરે તો પછી આપણા આનંદમાં કાંઈ ન્યૂન રહે નહિ.

બીરબલે કહ્યું કે આપના હુકમ આગળ ખેદ કે દિલગીરીની શી તાગાદ છે કે તે ટકી શકે. એમ કહી કવિતા કરવા સારૂ આકાશ ભણી એણે સહજ નજર કરી જોયછે તો આકાશમાં મનોહર લીલા થઈ રહી હતી. સૂર્ય આથમવાનો વખત હતો, પશ્ચિમ દિશા અવનવા રંગોથી દીપી રહી હતી, માથા ઉપર મેઘ ધનુષ્ય ઝળકી રહ્યું હતું, અને પૂનેમ હતી તેથી પૂર્વ ભણી ચંદ્ર પણ ઉગ્યો હતો. મહેલના બાગમાં માંડવા નીચે એ દહાડે બેઠક હતી તેથી વનસ્પતિની શોભાનો પણ કાંઈ પાર નહોતો. બીરબલ તો આ સૌંદર્યસિંધુમાં ગરકજ થઇ ગયો, અને શું કરૂં ને શું મૂકી દઉ તેની એને કાંઈ સૂઝ પડે નહિ.

એવામાં ઘોડો ફેંકતા મિયાં અબુલ ફઝલ ત્યાં આવી પહોંચ્યા અને તેના દેખાવ ઉપરથી જણાયું કે કાંઇ અગત્યની ખબર લાવ્યા છે. એણે તુર્ત આવીને બાદશાહના હાથમાં કાંઈ કાગળ આપ્યો, બાદશાહ ઝપાટામાં તે કાગળ ઉપર નજર ફેરવી ગયા, ક્ષણેક વિચાર કર્યો, તે પછીથી જાહેર-

માંજ કહ્યું કે અબુલફ્ઝલ, એમાં કાંઈ ગભરાવા જેવું નથી. કાલે અમે પંડેજ ફક્ત બે હજાર સવાર લઇને એ રાજા ઉપર ચડીશું. પણ મને આશ્ચર્ય લાગેછે કે ચંદ રાજાની ઉપર હું આટલી બધી પ્રીતિ રાખતો હતો તે છતાં એણે બંડ શા માટે કર્યું હશે.

આ સાંભળી બધા નીચું જોઈ રહ્યા, કેમકે બધાના જાણવામાં હતું કે કેટલાક વખતથી સઘળા રજપૂતો ધુંધવાઈ રહ્યા હતા, અને તેનું કારણ એ હતું કે કેટલાક વખતથી અકબરશાહના જનાનામાં દર શુક્રવારે મોટી મોટી રજપૂતાણીઓને બોલાવવામાં આવતી, ત્યાં બજાર ભરાતો અને વખતે પાદશાહ પંડે તે જોવાને નિમિત્તે ત્યાં જતો. એમાં બગાડો તો કાંઈ નહોતો, પરંતુ રજપૂતોના જીવ એથી બહુ કચવાતા હતા. પણ આ વાત પાદશાહને મોઢે કોણ કહે ? રાજા તોડરમલે બીરબલને ઇશારત કરી કે તું બટક બોલો છે તેથી તારાથી કહેવાય તો મરકરીમાં કહે એણે માથું ધુણાવી કહ્યું કે ઠીક છે.

બાદશાહ તો બીજા દિવસની કૂચને માટે અબુલફ્ઝલને સૂચના આપી રહ્યા કે જાણે કાંઈ નવિન બન્યુંજ ન હોય તેમ હસતે મ્હોંઢે બીરબલ તર્ફ જોઇને કહ્યું કે કેમ હજી તારી મમતા તૈયાર થઈ કે નહિ. હાજી, એમ કહી બીરબલ નીચે પ્રમાણે બોલ્યો.

**रंग बिरंगे मनो हरी पतरि 'पयोधरी वृंद**
**'मित्र ठरा थिर रक्तहो चाप चढाया चंद.**



## अकबरशाह अने बीरबल भाग ९ मो.

બીરબલનો આ ઝડાકો સાંભળતાંજ સભામાં સઘળાએ નીચુ જોયું અને થોડાક ક્ષણ સુધી કોઈ કાંઈપણ બોલી શક્યું નહિ. બધા વિચારમાં પડ્યા કે હવે બાદશાહ કોણ જાણે શું કરશે. પણ અકબરશાહ મોટા મનનો હતો અને તે સમજી ગયો કે પરોક્ષે મને બોધ કરવાને સારૂજ બીરબલે આવાં કઠણ વચન કહ્યાંછે. તેથી તે એટલુંજ બોલ્યો કે બીરબલ મ્હેં તને વર્ષાઋતુની કવિતા કરવાનું કહ્યું હતું. તેને ઠેકાણે તું આ શું બકયો !

બીરબલે પોતાનું માથું જમીનની સાથે લગાડી ઘણી નમ્રતાથી કહ્યું કે જનાહ પનાહ, એ વર્ષાઋતુની સાયંકાળનુંજ વર્ણન છે. એમાં એમ કહ્યું કે"

જાતજાતના રંગથી મનને હરવાવાળી પાતળી વાદળીઓના ટોળામાં મિત્ર નામ સૂર્ય રાતો ચોળ થઇને થીર ઉભોછે, મેઘ ધનુષ્ય ચઢયુંછે, અને ચંદ્રમા સામો આવ્યોછે."

બાદશાહે કહ્યું કે એ અર્થ બરાબર બંધ બેસતો નથી, કેમકે સૂર્ય થીર ઉભો રહે એ વાત ખોટીછે. બીરબલે જવાબ આપ્યો કે સાહેબ, ખરેખરતો સૂર્ય ઉભો રહેતો નથીજ, પણ જો આથમતી વેળા ન્યાળીને જોઇએ છઇએ તો તે ઉભો રહેતો હોય એમુજ દેખાયછે. જગન્નાથ પંડિત વગેરે બીજા સૃષ્ટી સૌંદર્યતાના અભ્યાસીઓએ સાક્ષી પૂરી કે સાંજે એ પ્રમાણે દેખાયછે ખરૂં તેથી એ વાતતો સાબીત થઇ, ત્યારે બાદશાહે બીજી શંકા કાઢી, કે વાદળીઓને પાતળી કહેવાનું પ્રયોજન શું ?

આ સવાલનો જવાબ શી રીતે દેવો તેનો બીરબલ વિચાર કરતો હતો એટલામાં જોષી કવિ (જે પાછળથી બીરબલનો પરમ મિત્ર થયો હતો તે) બોલી ઉઠયો કે સાહેબ, આખા દુહામાં એજ વિશેષણ જ્યોતિષ્ય પક્ષે ખરેખરૂં સાભિપ્રાયછે. વાદળીઓ જાડી ઘટ્ટ હોય, તો તો તે ઘનઘોર દેખાય અને વરસાદ આવે. જ્યારે વાદળીઓ પાતળી હોય ત્યારેજ તેને ભેદીને સૂર્યના કિરણ આપણી તર્ફ આવી શકે, અને આકાશમાં રંગાબેરંગી લીલા જામી રહે.

પાદશાહ પંડેજ ભૂલ કાઢવાને ચાહેછે એમ જાણી મિયાં લબ્બે ત્યાં ખુણામાં બેઠા હતા તેણે ઘણીઘણી લબાસની સાથે ભારે ટાહેલું ચલાવ્યું, પણ તેનો સાર એ હતો કે એક કાળેજ સૂર્યને ચંદ્રનું વર્ણન કર્યુંછે તે અશકયછે. બીરબલે હસીને એટલુંજ કહ્યું કે, મિયા, તમારી અકલમાં હમેશાં અમાસજ રહેછે એટલે તમે પુનેમનું વર્ણન કયાંથી સમજી શકો ?

કોઇએ કહ્યું કે " ચડા " ને " આયા " એ બે શબ્દની સંધિ કરી નાંખાછે તેમ પ્રાકૃતમાં થતું નથી. જગન્નાથ પંડિતે જવાબ આપ્યો કે આ દુહામાં શ્લેષ છે તેથી એ દોષ ગણાય નહિ, પણ એટલું બોલીનેજ તે અચકાઈ ગયા કેમકે વિચાર આવ્યો કે બાદશાહ જો શો શ્લેષછે એમ પૂછશે તો મારે એમની વિરૂદ્ધનો અર્થ કરી બતાવવો પડશે. પણ પાદશાહતો મૂળથીજ એ અર્થ સમજી ગયો હતો. તે છતાં પોતે કાંઇક ગુસ્સાનું ડોળ કરીને કહ્યું કે બોલ, બીરબલ, એ દુહો ફરીથી અને એમાં બીજો શો અર્થ રાખ્યો છે તે કહે.

હુકમ થયો એટલે કાંઈ ચાલે નહિ તેથી બીરબલે તે દૂહો ફરીથી નીચે પ્રમાણે ભણ્યો.

रंगे बिरंगे मनोहरी पतरी पयोधरी वृंद;
मित्र ठरा थिर रक्तहो चापचडाया चंद.

અને પછી એનો અર્થ કરતી વેળા ડર ખાઇને ઉભો રહ્યો. બાદશાહે કહ્યું, બીહી નહિ, ને બરાબર અર્થ કર, કેમકે અહિયાં ખાસમંડળજ બેઠુંછે. આ ઉપરથી બીરબલને હિમત આવી અને તે ઘણી દીનતા આજીજી એનો અર્થ "ભાતભાતના રંગથી મનને હરણ કરવાવાળી પાતળી સ્ત્રીઓના સમુદાયમાં મારો મિત્ર આસક્ત થઇને સ્થિર ઉભોછે, અને તેના સામો ચંદરાજા ધનુષ્ય ચડાવીને ધસી આવ્યોછે." એ રીતનો થાયછે એમ કહીને એણે ઘણી ઘણી આજીજી, દીનતા, તથા તજવીજથી પોતાની બેઅદબીને માટે માફ માગી, અને કહ્યું કે આ આખુ મંડળ આપને એ બાબત કહેવાને ઇચ્છતું હતું તેથી મ્હેં આપનું ભલું ચાહી મેં મારૂ માથું આપની તરવારની ધારપર મૂક્યુંછે. તે ચાહોતો કાપી નાંખો કે મહેરથી શિરપેચ બંધાવી સુશોભિત કરો. બીજા સભાસદો પણ પોતાની તર્કના બે શબ્દ આ પ્રસંગે લાગ જોઇ બોલ્યા, અને સમજાવ્યું કે રાજના હિતને માટે આટલી ચેતવણી આપવી આપને જરૂરજ હતી.

અકબર તો મૂળથીજ સઘળો ભાવ સમજી ગયો હતો. તેતો બીરબલની હિમત, હિતબુદ્ધિ, તથા ચતુરાઇથી ઘણોજ પ્રસન્ન થયો હતો. તેથી તેણે સઘળા મિત્રોના તથા તેમાં વિશેષે કરીને બીરબલનાં બહુજ વખાણ કર્યાં, અને તેમનો અંતઃકરણથી પાડ માન્યો. એણે કહ્યું કે મારાં ધનભાગ્ય સમજાુંછું કે મને તમારા જેવા મંત્રીઓ મળ્યાછે. બધાએ જવાબ આપ્યો કે એ આપની લાયકીછે. કે તમે અમારો ગુણ માની લોછો, અને કદાપિ અમારામાં કાંઈ ગુણ છે તો પણ તેની કદર કરનાર આપના જેવા આ જગતમાં કોણ મળનાર છે.

આ પ્રમાણે વાત ચાલેછે એટલામાં ઝવેરીઓને બોલાવ્યા હશે તે ત્યાં આવી પહોંચ્યા, અને એકેકથી ચડીઆતો માલ દેખાડવા લાગ્યા. એ ઝવેરાત જોઈ સઘળાનાં દિલ રાજી થયા અને બાદશાહે કેટલીક ખરીદી કરવી હતી તે કરી. એવામાં કોઇએ પૂછ્યું કે હીરાથી અંધારે અજવાળું

થાય એમ કહેવાય છે તે ખરૂં હશે? ઝવેરીઓ કહે કે સારો હીરો હોયતો થાય, અને કેટલાક શાસ્ત્રીઓએ કહ્યું કે ન થાય, કેમકે રત્નમાં કાંઇ જાતનું તેજ નથી. એ વાતનું પારખું જોવાને સારૂ ભંડારમાંથી બાદશાહે કોહેનૂર હીરો મંગાવ્યો, ને પાસેની એક ઓરડીમાં મૂકી જોયો તો ઝળકતો માલમ પડ્યો. શાસ્ત્રીઓએ કહ્યું કે એમ નહિ, છેક અંધારામાં મૂકવો જોઇએ. તે ઉપરથી તેને ભાંયરામાં ભાંયરૂં હતું ત્યાં મૂકયો. ત્યારે તો કાંઇ પણ તેજ માલમ પડયું નહિ. તે ઉપરથી બધાની ખાત્રી થઈ કે હીરામં જાતનું તેજ તો કાંઈ નથી, પણ તેના ઉપર થોડુંએ અજવાળું પડે તો તે પરાવર્તન પમાડી ઘણું દેખાડે. મિયાં લબ્બેએ કહ્યું કે ત્યારે હીરામાં કાંઇ ખૂબી રહી નહિ.

બીરબલે જવાબ આપ્યો, કે મોટી ખૂબી કે કોઇનો જરા ગુણ જોતાંજ તેને સો ગણો વધારીને બતાવેછે. તે ઉપરથી રાજા તોડરમલ્લ નીચે પ્રમાણે બોલ્યા.

**गुन दिनकरके किरनको कीर्त्ति परावर्तन.**

**सो जाकी च्यौं पात्रता त्यौंहि होत उत्पन्न.**

અર્થ:—ગુણરૂપી સૂર્યછે તેનાં કિરણનું જે પરાવર્તન પામવું તેને કીર્તિ કહીએ. તે (કીર્તિ) જે પદાર્થ ઉપર પડેછે તેની પાત્રતા પ્રમાણે ઉત્પન્ન થાય છે, એટલે કીર્તિ સારી નઠારી થવી એ મૂળ ધણીના ગુણ ઉપર આધાર રાખતી નથી, પણ સામા માણસના સ્વભાવ ઉપર આધાર રાખેછે. જેમકે જગન્નાથ પંડિત, મુલ્લાં ફૈઝી વગેરેની અકબરશાહ ખૂબી ગણેછે અને મુલ્લાં જનુનુદ્દીન જેવા નિંદા કરેછે તે બધાનું કારણ એજ કે એ પંડિતો તો એના એજછે પણ એની કદર જાણનારની પાત્રતા જુદી જુદીછે. તે ઉપરથી બીરબલ બોલ્યો કે

**पूरन परावर्तन करत किरन मनीमानीक**

**झले झरान अलेयदा पत्थर जो अरसिक.**

અર્થ:—મણીમાણેક જે છે તે પોતાની ઉપર પડેલા કિરણોને સંપૂર્ણ રીતે પરાવર્તન પમાડેછે, અને પત્થર જે અરસિક છે તે કદી બળી જાયતો પણ જરાએ ઝળે મારતો નથી.

જગન્નાથે કહ્યું કે રાજા તોડરમલ્લે બહુ ડાહી વાત કહી. કીર્તિ એ ગુણનું ખરેખરૂં પરાવર્તનજછે. ગુણ હોય નહિતો પરાવર્તન પડેજ નહિ, અને હોય તો પડ્યાવિના પણ રહે નહિ. તેમ કેટલું ને કેવું પડે તે પાત્રના ઉપર આધાર રાખેછે, ગુણની ઉપર નહિ.

**शुद्ध सुगुन रूप सुरजइक बिबिध कीर्त्ति प्रतिबिंब**
**लाललीलम मिट्टीस्फटिक अंबुआदि आलंब.**

અર્થ—સુગુણ રૂપી સૂરજ તો નિર્મળો એકજ છે, પણ તેનાં કીર્ત્તિરૂપી પ્રતિબિંબ લાલ, લીલમ, સ્ફાટિક, માટી, પાણી વગેરે જૂદા જૂદા પદાર્થનું આલંબન પામેછે તે પ્રમાણે જૂદાં જૂદાં પડેછે.

ફૈઝીએ કહ્યું કે ખૂબ કહી. જેમ સૂરજનાં કિરણો નિર્મળ છે, તો પણ લાલમાંથી જોતાં લાલ, લીલમમાંથી જોતાં લીલાં, સ્ફાટિકમાંથી ચળકતાં ધોળાં, માટીમાંથી શુન્ય અને પાણીમાંથી કેવળ નિર્મળાં દેખાય છે, તેમજ ગુણીજન તો એકનો એક હોય છે, પણ તેને જૂદા જૂદા માણસો જૂદે જૂદે ભાવે જોયછે.

પ્રસંગ જોઈ બીરબલે અટકચાળું કર્યું કે, મિયાં લબ્બે, "લાલલીલમ મિટ્ટી સ્ફાટિક" એમાંથી તમને શેમાં ગણવા, અને એમ બોલતા "મિટ્ટી" શબ્દ ઉપર એવો ભાર મૂકયો કે એના પ્રશ્નનો જવાબ તેમાંજ આવી રહ્યો. મિયાં સાહેબ તો બિચારા અમાસ પુનેમની બાબતમાં પોતાની ભૂલ થઈ હતી તેના હૈયા શોહમાંજ ગિરફતાર હતા, અને તેમાં આ બીજો સપાટો સાંભળી છેકજ ગભરાઈ ગયા. તેથી જવાબ દેવા માંડ્યો પણ કાંઈ બોલાઈ શકયું નહિ અને પેલી અમાસ પુનેમની વાત મનમાં ધોળાયા કરતી હતી તેથી ગભરાટમાં " કાળી પુનમનીરાત " એમજ બોલાઈ ગયુ. આ સાંભળી આખી સભા ખડખડ હસી પડી, અને મિયાં લબ્બે છેક રડવા જેવો થઇ ગયો.

એ વેળા ઉદાર બીરબલ પોતેજ એની મદદે આવ્યો. એણે કહ્યું કે સાહેબ, મિયાં લબ્બે તો સમસ્યા પૂછેછે અને કહેછે કે છેલ્લું ચરણ "કાળીપૂર્નિમા રાત્ર" આવે એવી એક આ પ્રસંગને અનુસરી કવિતા બનાવો.

બાદશાહે કહ્યું કે ત્યારે તે તુંજ બનાવ. જેવો હુકમ એમ કહી તેણે નીચેનો દુહો બોલી બતાવ્યો.

**नरमसुखद संजोगिको; गरम बिजोगी गात्र;**
**कर्म मर्म भरी रोगिको;-काली पूर्णिमा रात्र.**

અર્થ—શરદ પુનમની રાત સંજોગીને નરમ ને સુખદાયક લાગેછે તેજ વિજોગીના શરીરને ગરમ લાગેછે. અને રોગીને કાળી ભયંકર જણાયછે કેમકે તે રાતમાં એના કર્મનો સઘળો મર્મ ભરેલો છે,

જોષીએ કહ્યું કે વૈદ્યકશાસ્ત્રમાં અમાસ પૂનેમ રોગીને ભારે ગણીછે અને વળતાં પાણી થવાના હોયછે તો તે દિવસથીજ થવા લાગેછે, કે નહિતો તે ચાલતો થાયછે. માટે એ રાતને કર્મ મર્મ ભરી કહ્યું એ ખરેખરૂં યથાર્થ છે.



# मेघदूतकाव्य.

આ કાવ્ય મહાકવિ કાળીદાસનું રચેલું છે. કાળીદાસનો સમય નિર્માણ થયો નથી, અને એ નામના બે કવિ થઈ ગયા છે એવું ધારવામાં આવે છે. તો પણ આ કાવ્ય તો શકુંતલાનાટકના કર્તાએજ કીધું છે એમ બધા વિદ્વાનો માનેછે. આ કાવ્ય અગર જો નાનું છે, તોપણ એના સરસ ગુણને લીધે મહાકાવ્ય કહેવાય છે. એનું બંધારણ આ પ્રમાણે છેઃ—યક્ષલોકોનો અધિપતિ જે કુબેર તેણે પોતાની વાડીનું રક્ષણ કરવાનું કામ એક યક્ષને સોપ્યું હતું. એ યક્ષ એક દિવસ પોતાના કામમાં ચૂક્યો, અને તેથી કુબેરે ક્રોધે ભરાઇને શાપ દીધો, કે તું બાર માસ સુધી તારી સ્ત્રીના વિયોગમાં રહેજે, તે પૃથ્વી ઉપર આવીને આશ્રમ કરી રહેછે, અને વિરહ દુઃખમાં બળ્યા કરેછે. વર્ષા ઋતુના આરંભમાં એક વાદળું એની નજરે પડે છે. અને તે જોતાંજ વિયોગની પીડાથી ઉન્માદ અવસ્થા આવી રહીછે તેમાં પોતાની પ્રિયાને એ વાદળા જોડે સંદેશો કહાવવાનો તરંગ ઉઠે છે. એ પ્રમાણે તરતજ તેને કહેવા માંડે છે. પ્રથમ ચિત્રકોટ પર્વત જ્યાં એણે આશ્રમ કીધો હતો ત્યાંથી કૈલાસ જવાનો માર્ગ બતાવે છે. એ માર્ગ ખરેખર સ્વચ્છંદે કલ્પ્યો નથી, પણ સૃષ્ટિના અચળ નિયમ પ્રમાણે વાદળાંને જવું પડેછે તેજછે. આ માર્ગ દર્શાવતાં વચ્ચમાં જે જે પવિત્ર અને પ્રસિદ્ધ સ્થળો આવેછે તેનું વર્ણન સંક્ષેપમાં ઉત્તમ કવિને શોભે એવી રસીક રીતે કીધુંછે. વળી પોતાની સ્ત્રીની ત્યાં કેવી અવસ્થા હશે તેનું ચિત્ર આપતાંતો હદજ વાળી છે. એ ચિત્ર સાક્ષાતવત્ સાચું અને રસથી ભરપૂર છે. અંતે જે સંદેશાને માટે આ કાવ્ય રચાએલું છે તે સંદેશો આવેછે, મેઘદૂતનો અર્થ એ, કે જે કાવ્યમાં મેઘ કહેતાં વાદળાંને પોતાની પ્રિયા તરફ દૂત કરીને મોકલ્યો છે તે. આ મહાકાવ્ય આ દેશમાં એવું તો ઉત્કૃષ્ટ ગણાએલુંછે કે કેટલા કવિઓએ સંસ્કૃતમાં હંસદૂત, ઉદ્ધવદૂત, પદાંકદૂત ઈત્યાદિ કાવ્યો એના જેવા બંધારણ ઉપર રચ્યાં છે, અને તેઓ જાતે સારાં છે તોપણ કોઇનું એની સાથે સરખાવાય એવું નીકળ્યું નથી એમ કહેવાની જરૂર નથી. યૂરોપીઅન વિદ્વાનોમાં પણ એ કાવ્ય એટલુંજ વખણાય છે.

સંસ્કૃતમાં એ કાવ્ય મંદાક્રાંતા વૃત્તમાંજ બધું લખેલું છે. એ વૃત્તની તારીફ હારેસ વિલ્સન આ પ્રમાણે કરેછે—"એ વૃત્તમાં માધુર્ય અને

પ્રૌઢી અજાએબ રીતે ભરેલાં છે. અને એ બંને બાબતમાં પ્રાચીન કે અર્વાચીન ગમે તે ભાષાના સારામાં સારા આખા કાવ્યમાં વપરાએલા છંદો સાથે સરખાવતાં આ વૃત્ત સરસ માલમ પડશે” આ બે ગુણ પ્રાકૃત કવિતામાં આણવા એ કામ કંઈ સેહેલું નથી. અક્ષર છંદોમાં પ્રૌઢી આવેછે ખરી, પણ ગુજરાતીમાં તે ક્લિષ્ટ થઈ જાયછે એ સૌને જાણીતુંજછે. અક્ષર છંદોમાં બીજો દોષ એછે કે ગુજરાતમાં શાસ્ત્રીઓ શિવાય (જેમને ગુજરાતી પદ્ય વાંચવાનોજ અભાવ છે) જૂના લોકો બિલકુલ એથી અજાણ્યાછે, અને નવામાંના પણ થોડાજ બરાબર વાંચી શકે છે. દોહરા, ચોપાઈ, છપ્પા, સવૈયા, કવિત અને બીજા એવા વ્રજભાષામાંથી આવીને ગુજરાતીમાં હાલ સાધારણ થઈ ગએલા છંદોમાં અત્યંત સરળતા છે, ત્યારે પ્રૌઢી નથી— હિંદુસ્થાની બાનીમાં ફક્કડાઈ છે ખરી. ગુજરાતની દેશી પદ્યરીતિઓમાં કોમળતા બહુજ છે, પણ તેમાં ગાભીર્ય ક્વચિતજ આવી શકેછે, અને શાસ્ત્રીય શૈલીથી તો લખવું અશક્યજ છે. પ્રેમાનંદ સરખા કવિની ચતુરાઈ જેટલી રસ મૂકવામાં છે તેટલીજ પ્રસંગને અનુસરતી દેશીઓ ચૂંટી કહાડવામાં રહેલી છે. જો પ્રેમાનંદે નળાખ્યાન અક્ષર વૃત્તમાં લખ્યું હોત તો કદી પણ તે પ્રસિદ્ધ ન થાત, અને એકજ છંદમાં આખું કાવ્ય સંસ્કૃત, ગ્રીક, લાતિન, અને બીજી ઉત્તમ ભાષાઓની કવિતામાં થાયછે તેમ જો લખ્યું હોત, તો અમને નિશ્ચય છે કે તેમાં આવો રસ આવત નહિ અને વાંચનાર બેશક કંટાળી જાત, આ ગુંચવણ મટાડવાને અમે આ કાવ્યને અનુકૂળ જાણી મેઘછંદની યોજના કીધી છે. એમાં માધુર્ય અને પ્રૌઢી એ બંન્ને ગુણ મનમાનતા આવેલા છે. એ નામ અજાણ્યું છે, પણ એ ઢપની કવિતાઓ ગુજરાતમાં બહુજ પ્રસિદ્ધ છે. “તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાના વાસી” “પ્રેમચંદાની બલિહારિરે રસીકજન જોએ” જે રીતે ગવાય છે તે રીતેજ આ ગવાઈ શકશે. અને એનું બંધારણ બિલકુલ સરખુંજ છે. તેમાં એક ટેક અને ઉપલી બે કડીઓ વારે વારે બેવડાયા કરે છે તેમ આ છંદમાં થતું નથી, કેમકે વાર્તિક કાવ્યમાં એ શોભે પણ નહિ અને અર્થને હમેશાં નડ્યા કરે. તેની જગો ઉપર જૂદા ત્રણ ચરણો આવે છે. એનું માપ નીચે બતાવ્યુંછે.

૨૧ ૧| ૨ ૧ ૧| ૨ ૧ ૧| ૨ ૧ ૧| ૨ ૧ ૧૧ ૧ ૧| ૨ ૧
એક કુ|બેર ત|ણો ગણુ| રક્ષણ |રોજ ક|રે ફૂલ| બાગ =૨૭

૧ ૧ ૧|૧ ૧ ૧| ૨ ૧ ૧|૧ ૧ ૧ ૧|૧ ૨|૧૧ ૧| ૨ ૧
જે ગુણ|વંત સુ|જાણ ચ|તુર રસ|રંગી|પ્રેમી અ|થાગ . =૨૭

૧ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૨
સંગીત | રૂપ સ | લૂણો =૧૨

૧ ૧ | ૨ ૧ | ૨ ૧ ૧ | ૩ ૧ | ૨ ૧ | ૨ ૧ ૧ | ૧ ૨
નિજ | પત્ની | પદ્મિનિ | નાર | નું પા | ળે વ્રત | પ્રેમે =૨૬

૧ | ૧ ૭ ૧ ૧ | ૧ ૧ ૧ | ૭ ૧ | ૧ ૧ | ૨ ૧ | ૧ ૨
છે | સહજ સુ | ગમ રહે | વું સ | દા પ્રી | તિના | નેમે =૨૬

પહેલા અને બીજા ચરણમાં કુલ માત્રા સત્તાવીશ, ચતુષ્કળ તાળ સાત, અને સોળમી માત્રા પછી યતિ છે. ત્રીજા ચરણમાં ૧૨ માત્રા અને ત્રણ તાળ છે. એ ચરણ ઉપલા ચરણની જોડેજ લાગલગટ બોલવામાં આવે છે. ચોથા અને પાંચમાં ચરણ સરખાંજ છે. એમાં ત્રીજી માત્રાથી તાળ શરૂ થાય છે, કુલ માત્રા ૨૬ છે. અને તાલ ૭ છે. ત્રીજા તાલની પછી કિંચિત વિરામ આવે છે. પહેલા, બીજા, ચોથા અને પાંચમા ચરણમાં ત્રીજા તાલમાં એક માત્રાનું તાન થઈ શકે છે (જેમકે આ છંદમાં "ના" તથા "વું" અક્ષરો આગળ થયું છે) અને છેલ્લા તાલમાં તો હમેશાંજ થાય છે માટે તેને ગણવામાં લીધું નથી. સંગીત કવિતામાં એ શિવાય ઘણે ઠેકાણે તાન કરાય છે અને તેથી બેશક માધુર્ય વધે છે, પણ લાંબા કાવ્યમાં તે ઉચિત લાગતું નથી. મંદાક્રાંતાના પ્રત્યેક પદમાં ૨૭ માત્રા આવે છે તેથી તેનું અને મેઘછંદનું માપ ઘણુંખરૂં પાસે પાસેજ આવી રહે છે. આવા સરખા માપના છંદમાં સંસ્કૃત સરખી અતિ સંક્ષિપ્ત વાણીમાંથી શ્લોકેશ્લોક ઉતારવા એ કેટલું અઘરૂં છે તે અનુભવીઓજ જાણે છે, પણ ભાષાંતર કરતી વખતે એ ધોરણ નજરમાંથી જવા દીધું નથી.

આ છંદને મેઘ નામ લાયકજ છે કેમકે એ ગવાતી વખત મેઘના જેવીજ સુરની ઘટા જામી રહેછે.

**મેઘ છંદ.**[1]

હે! [2]પાણિનિપૂજિ વાણીશ્વરી[3], શ્રી વીણાપાણી[4].

---

૧ એનું માપ બતાવ્યા પ્રમાણેજ બધે રાખ્યું છે. પણ ફક્ત પહેલો છંદજ સાતચરણનો છે. એનાં પહેલાં બે પદ બાદ કરીએતો બરાબર મેઘછંદ થઈ રહે, અને એ બે વધારાના ચરણોનું માપ ચોથા પાંચમાના જેટલું છે.

૨ વ્યાકરણ શાસ્ત્રના આચાર્ય પાણિનિએ પૂજેલી એવી જે સરસ્વતિ તે. મંગળાચરણમાં ગ્રંથનો સૂક્ષ્મદેહ સૂચવવાનો જૂનો સંપ્રદાય છે તે પ્રમાણે આ વિશેષણ સંસ્કૃતજ્ઞાનની જરૂર બતાવે છે.

૩ વાણી અથવા કવિતાની અધિષ્ટાતા. વ્યાકરણજ્ઞાન પ્રથમ માગીને અહીંયાં કાવ્ય શક્તિની યાચના કીધી છે.

૪ શારદાના હાથમાં વીણા નામનું વાદિત્ર હમેશા હોયછે, એ શબ્દ માધુર્યની વ્યંજના કરેછે.

હંસવાહની[1] દેવી સેવી [2]સુર અસુરેય સમાણી

આપ પ્રસાદ, તું ઈશ્વરી, કે ઈચ્છા પૂરણ હોય;—
કવિકુળભૂષણ કાળિદાસકૃત શ્રી મેઘદૂત સ્હોય
ગૂર્જરી પ્રાકૃત ભાષા!

હું અલ્પમતિ તું અવિનાશિની વીણ નહિં કદી ફાવું!
રે સ્વર્ગથી ભૂતળ શી રીતે [3]મંદાકિની હું લાવું? 1

[4]એક [5]કુબેરતણો ગણ રક્ષણ રોજ કરે [6]ફુલબાગ,

૧ હંસનો રંગ જેવો નિર્મળ તથા મનોહર છે તેવોજ આ કાવ્યનો રસ છે. મોરનું વાહન કહ્યું હોત તો તે વિચિત્રતા સૂચવત, અત્રે સ્વકિયાનોજ વિપ્રલંભ શૃંગાર છે અને તે ઉત્તમ વર્ગનો છે.

૨ એટલે સરસ્વતિની સેવામાં સુર અસુર કે કોઇનો મતભેદ નથી, જેમ બીજા દેવની ઉપાસનામાં છે તેમ.

૩ ભગીરથ રાજાગંગાને સ્વર્ગમાંથી ઘણી તપશ્ચર્યા કરીને લાવ્યા હતા એવી કથા છે.

૪ મૂળપાઠમાં યક્ષને શાપ શા કારણથી થયો તે બાબત એટલુંજ લખ્યું છે કે **स्वाधिकारात्प्रमत्तः** એટલે પોતાના કામમાં ગફલત કીધી. તેથી આ ત્રણ છંદ ટીકાકારોનો આધાર લઇને રચવા પડ્યા છે, કેમકે એક તો એ વાત રસીક છે, અને બીજું એકદમ વચમાંથી કાવ્ય શરૂ કરવું એ ગુજરાતી રીતિથી ઉલટું છે.

૫ ધનનો દેવ અને નવનિધિનો સ્વામી એ માટે એનાં ધનપતિ. ભંડારી ઇત્યાદિ નામ પડયાં છે. કુવેરનો અર્થ કદરૂપા શરીરવાળો એમ થાયછે. કેમકે એ ત્રણ પગ તથા આઠજ દાંતવાળો અને વળી કાણો છે. વિરહનો શાપ દેનારો દેવ આવોજ જોઇએ. એનું રાજ કૈલાસ પર્વત ઉપર છે, અને રાજધાની અલકાપુરીના નામથી ઓળખાય છે, જેમાં યક્ષ, કિન્નર ઇત્યાદિ રહેછે. કુબેર શિવનો મિત્ર છે અને એને ત્યાં એ યોગીરાજ ઘણીવાર આવેછે.

૬ કુબેરની વાડીનું નામ કોઈ ચૈત્રરથ આપે છે.

જે ગુણવંત, સુજાણ, ચતુર, રસરંગી, પ્રેમિ અથાગ,
[1]સંગિતરૂપ સુલૂણો;
નિજ પત્ની પદ્મિનિ નારનું પાળે વ્રત પ્રેમે—
છે સહજ સુગમ રહેવું સદા પ્રીતિના નેમે 2

---

એક સમે નિજ ધામ ગયો ત્યાં, લાગિ સમાધીપ્રેમ,
ભાન રહ્યું ન શરીરનું, તોઁ મન [2]ધનપતિ સાંભરેઁ કેમ?
કે તેની વાટિકા?
એવે [3]ઐરાવત ત્યાં આવિને ફરિ વળિયો વાડી,
ફુલછોડ છુંદી ચૂરા કર્યા, કોપ્યો ભંડારી. ૩

---

'[4]યક્ષ! અલક્ષ થયો સેવામાં તું જે જુવતી કાજ,
તે જુવતીથી દ્વાદશ માસ તું રહેજે વિયોગમાંજ!
જા મદમસ્ત હરામી!'
સુણિ શાપ અસહ્યજ વજ્રથી તે ચિત્તે પ્રજળી
નિસ્તેજ થયો પડ્યો પૃથ્વીપર બેશુદ્ધ થઈ. ૪

---

ઠેઠ [5]ચિત્રકૂટ ઘાટ ઉપર તે જઈ પડિયો જ્યાં ઘટ્ટ

---

૧ જેનું ગાયનના જેવું સુંદર સ્વરૂપ છે.
૨. કુબેર.
૩. ઇંદ્રનો સાત સુંઢવાળો હાથી.
૪ યક્ષ એ માણસથી ચઢતા અને દેવથી ઉતરતા પ્રાણીઓ છે. અમર કોષમાં એની ગણના દેવયોનિમાં કીધી છે. **विद्याधराप्सरोयक्ष रक्षो गंधर्व किन्नराः॥ पिशाचोगुह्यकः सिद्धोभुतोमी देवयोनयः** એઓ કુબેર ભંડારીની સેવામાં રહેછે, એમને સ્ત્રીઓ હોય છે, અને ઘણું કરીને દયાળું સ્વભાવના હોય છે. સાધારણ ભાષામાં હાલ એ ક્રૂર ગણાય છે, અને કોઈ ગ્રંથકાર તેઓ બાળકનું ભક્ષણ કરી જાયછે એમ માની એ શબ્દની વ્યુત્પત્તિજ **जक्ष** એટલે ખાવું એ ધાતુ ઉપરથી કરેછે, પણ અમર કોષના એક ટીકાકારે એ વ્યુત્પત્તિ હસી કહાડી છે, અને ખરેખર તેઓ ક્રૂર નથી. કોઈ પ્રસંગે ફક્ત એવું વર્ણન આવેછે. એમના બીજા વિશેષ ગુણ કાંઇ પ્રસિદ્ધ નથી.

૫ ચિત્રકૂટ પર્વત. પ્રથમ રામે વનવાસ લીધા પછી અહીયાં આશ્રમ કીધો હતો માટે એને રામગિરિ કહેછે. હજી એ ઠેકાણું પવિત્ર ગણાયછે

વૃક્ષ ઘટા ઘટ છાહિ રહી, ને છે ગોદાવરી પટ્ટ
પુનિત જ સીતાસ્નાને
ત્યાં આશ્રમ કરિ *દિન દોહ્યલા એ જ્યમ ત્યમ કાપે
પડ્યું નિકળી કનક કડું હાથથી ઝૂરી ઝૂરી બળાપે. ૫

---

એમ કરતાં માસ અષાઢે સાંજે [1]મેઘપ્રચંડ,
સૂર્ય કિરણથી સુવર્ણ[2]વર્ણો જાણે વૃકજતુંડ
[2]ગજ ટીંબાસંગ ક્રીડે,
એ અદ્રિને આલિંગતો દીઠો [3]વિરહીએ—
દિલડામાં દાઝી દુઃખણી[4] આતુર દૃષ્ટિએ. ૬

---

ઉભરાયું હૈડું, પણ રાખ્યાં યત્નથી [5]થંભી નીર;

---

અને કેટલાએક તેની યાત્રાએ જાયછે. મલ્લિનાથ નામનો પ્રસિદ્ધ ટીકાકાર કહેછે, કે આ શ્લોકમાં એવી વ્યંજના કીધી છે કે રામે સીતા તરફ હનુમાનને દૂત કરીને મોકલ્યા હતા એ વાત આશ્રમ જોઇને યક્ષને સાંભરી આવી, અને તેથી મેઘને સંદેશો સોંપવાનો વિચાર ઉઠ્યો.

* એજ ટીકાકાર આઠ માસ વહી ગયા હતા એમ સિદ્ધ કરેછે.

૧ વર્ષાઋતુના આરંભમાં વાદળાં કોઈ વખત હાથી જેવાં, કોઈ વખત ઉંટ જેવાં, કોઈ વખત વહાણ જેવાં ઈત્યાદિ દેખાય છે એ સઘળાએ જોયું હશે. હાથીની ઉપમા સૌથી ગંભીર જાણી આપવાનો ધારો આપણા કવિઓમાં સાધારણ થઈ ગયો છે, પણ આ ઠેકાણે જે વિશેષ વર્ણન કીધુંછે એ કાળીદાસની ખૂબી.

૨ આ શ્લોકનો અન્વય આ પ્રમાણે થઈ શકે; અષાડ માસના એક દિવસે સાંજને સમે સૂર્યના કિરણવડે સોનાના જેવા રંગવાળો, જાણે ડુંગર સાથે દંતુશળ વાંકા રાખીને હાથી ક્રિડા કરતો હોય એવો, અને પર્વતના શિખરને ભેટવા જતો ઘન (એટલે વાદળું) કામાતુર નજરેપેલા વિજોગી યક્ષે જોયો.

૩ વિયોગી હતો તેથી તેને પર્વતને આલિંગન કરેછે એમ ભાસ્યું.

૪ આ વિશેષણમાં એવો વ્યંગ અર્થ રહેલો છે કે એ પ્રમાણે જોતાં અને કલ્પના કરતાં તે યક્ષ કામાતુર થઈ ગયો.

૫ નાયક ધીરોદાર કલ્પ્યો છે તેથી આ પ્રમાણે તેનું ધૈર્ય વર્ણવ્યું.

કામપ્રદીપન ઘન સન્મુખ તે ઉભો નયન કરિ થીર;-
કોટિક કલ્પના કરતો
"[1]થઈ જાય વિહ્વળ સંજોગી પણ ઘનદર્શન એવું!
[2]ઉત્કંઠિત [3]કંઠાલિંગને વિરહીનું શુ કહેવું!" ૭

---

સમાચાર શુભ માહ્યરારે તરૂણી પ્રાણાધાર
એ લઈ જાશે, એમ વિચારી, ઘનપૂજન ઉપચાર,
ચૂંટ્યાં [4]કુટજ ફુલ ચારૂ;
કીધી પૂજા યથાવિધિ મેઘની પછિ મસ્તક નામી;
નિજ નારીને સંદેશડો કહાવેછે કામી. ૮

---

[5]ધૂમ જ્યોતિ જળવાયુથી ઉપજ્યું વાદળું તે શી પેર,
[6]વાણિ વિદગ્ધસુ પ્રાણી સંગ પણ મોકલવો મુસ્કેલ
સંદેશા લઈ જાએ?
એ અંદેશો એ તો તજી જાચે [7]જીમૂતને

---

દુઃખમાં વલવલાટ કરતાં ધીરજ અંતરની વ્યાકુળતાને દીપાવી આપે છે.

૧ પ્રીતિ સુખ પામેલો.

૨ આતુર.

૩ કોટે વળગવાને આતુર.

૪ ટીકાકારો એવો અર્થ કરેછે કે પર્વતના ઉપર ઉગતું મલ્લિકાના જેવું એક ફુલ. એને કડાનું ફુલ કહે છે.

૫ ધૂમ, તેજ, પાણી, અને વાયુથી ઉત્પન્ન થએલું જે વાદળું, તે તે સાધારણ માણસને પણ ન સોંપાય એવો પ્રીતિનો સંદેશો શી રીતે લઈ જાય. એ વાતનો એને કંઈ અંદેશો આવતો નથી.

૬ આ ઠેકાણે વિષમાલંકાર થયો. કેમકે મેઘ જે વિજોગીને દુઃખ પમાડનાર છે તેને દૂતત્વ આપવાની કલ્પના કરીને સુખનું સાધન કરી નાખ્યો.

૭ વાદળાને જી=જીવાડનાર. પાણી+મૂત=ગાંઠડી. આ ઠેકાણે જીમૂત શબ્દ સાભિપ્રાય વાપર્યો છે એટલે એનો મૂળ અર્થ રસની વૃદ્ધિ કરે છે.

[1]નિર્જીવ સજીવ છે સરીખડાં [2]સહજે [3]મોહિતને. ૯

જન્મ [4]પુષ્કરાવર્તકકેરે, ત્રિભુવનચાહન કૂળ,
રૂપ વિચિત્ર ચહો તે ધર્તા, ઈંદ્રપ્રધાન અતૂલ્ય,
છોજી તમે તે જાણી[5]
દુર્ભાગ્યે બંધુવખૂટડો હું જાચુંછું તમને !
ભલું અફળ સુજનને જાચવું, ભુંડું સફળ અધમને. ૧૦

બળતાંનો વિશ્રામ તું સાચો, તેથિ [6]પયોદ સુવેણ
કુબેર ક્રોધે વછોડિ છેટે નાંખેલાનાં કહેણ
જા તું પ્રિયાપ્રતિ લઇને
યક્ષેશ્વરની અલકાપુરી, જ્યાં ભવન રૂપાળાં
પુર બા'ર વિરાજિત બાગ શિવ શિર ચંદ્રે ઉજાળ્યાં[7]. ૧૧

---

૧ જેણે અખાડ મહિનામાં વાદળાં કેવાં મહાલતાં મહાલતાં જાય છે એ લક્ષપૂર્વક જોયું હશે, તે તરત કબુલ કરશે કે આ સજીવનારો પણ કેવું અકિલષ્ટ એટલે મરડી મચડીને આણ્યા વિના સ્વભાવિક રીતેજ સૂઝે એવું છે.

૨ સ્વભાવિક રીતેજ.

૩ એ શબ્દ પણ સાભિપ્રાય છે.

૪ પુરાણમાં મેધના ત્રણ વર્ગ પાડેલા છે; અગ્નિવડે ઉત્પન્ન થાય છે તે, બ્રહ્માના શ્વાશથી નીકળે છે તે, અને પર્વતની પાંખો ઇંદ્રે કાપી નાખી હતી તેમાંથી થએલા તે. છેલ્લા વર્ગનાને પુષ્કરાવર્તક કહેછે, કેમકે તે પાણીથી કદી ધરાતા નથી. એ મેઘ બહુ જબરા છે, અને યુગ કે કલ્પને અંતે જ્યારે જળપ્રલય થાય છે ત્યારે એજ મેઘ વરસે છે.

૫ તમે કુળવાન, ગુણીજન, અને મોટા અધિકારી છો એમ જાણુંછું તેથીજ દુર્ભાગ્યે પ્રિયાથી દૂર પડેલો જે હું તે તમને જાચવા તૈયાર થયોછું, કેમકે સારા માણસ પાસે માગ્યું ને ન મળ્યું તો તે એ સારૂં, પણ નઠારા માણસ પાસે સિદ્ધિ થાય તોએ જાચવું એ બહુ નઠારૂં છે. આ અમીરાઇનો વિચાર કાળીદાસ કવિયે ઊંચ પદવી ભોગવીહશે એમ સિદ્ધ કરી આપેછે.

૬ પય કહેતાં પાણી અથવા અમૃતનો આપનાર.

૭ ભવનનું વિશેષણ, ધોળાં ને ઝાકઝમાટ કરી મૂકેલાં

સ્વાર પવનપર થઈ તું સંચરિશ ત્યારે પથિકપિયુનાર
કેશ[1] ખસેડી કપાળથી તુંને [2]વિરહ વિડારણ હાર
ધારી નિરખશે હરખે
વરસાદની સાથે કોણ ઘર પાછો નથી વળતો
રે! માત્ર પરાધિન હું સમો કોકજ જન બળતો! ૧૨

---

કર મંગળ, શુભ શકુન થાય છે! મંદ મંદ અનુકૂળ
પવન વહન કરવા આ આવ્યો;—ચાતકે ચિત્ત પ્રફુલ્લ
[3]વામ અલાપ ઉચાર્યો—
બગલાંની હારો આવશે સલુણા તુજ સામી
સુખ લેવા [4]ગર્ભાધાનનું મન આનંદ પામી ૧૩

---

૧. સ્વામી પરદેશ છતાં સાધ્વી સ્ત્રીએ સઘળા શૃંગારનો ત્યાગ કરવો એવી, શાસ્ત્રવિધિ છે, તે પ્રમાણે તેણે કીધું છે એમ સૂચવે છે. ૨. આનંદથી તારી ભણી જોશે કે હવે આપણો પિયુ આવવાનો. મલ્લિનાથ કહેછે કે આ શ્લોકમાં એવી વ્યંજના રહેલી છે કે, "હે, મેઘ, મારૂં દૂતત્વ એવું સારૂંછે, કે તે કરવા જતાં તું બીજાનું પણ ભલું કરી શકીશ. ૩. મૂળ પાઠમાં પણ એજ શબ્દ છે. એનો અર્થ ડાબી બાજુ અને સુંદર એ બંને થાયછે. એક ટીકાકાર ડાબી બાજુએ તો અપશકૂન થાએ એમ કહીને સુંદર એવોજ અર્થ કરેછે. પણ તેનો જબાબ બીજા ટીકાકારે જ્યોતિષ શાસ્ત્રના આધારેજ આપ્યો છે "**वर्हिणश्चातकाश्चाषायेचपुंसंगिताःखगाः ॥ मृगावावामगाहृष्टाःसैन्यसंपद्बलप्रदाः** એટલે મોર, ચાતક, ચાશ, અને બીજા પુરૂષાકાર ગાનારા પક્ષિયો, તથા કોઈ વખત હરણો, પણ સંતુષ્ટ થઈને ડાબી બાજુએ જાય, તો સૈન્યને અત્યંત બળ આપનારા છે. મલ્લિનાથ પણ એજ અર્થ કરેછે તેથી વાદ જેવું તો કાંઈ રહ્યું નથી, તો પણ એ શબ્દજ વાપરવો એ વધારે ઠીક લાગ્યું. ૪. ગર્ભ ધારણ કરવાનો સમય આ ઋતુમાં હોવાથી બગલાંની લીલા જોવા લાયક થઈ રહે છે. એ ઉપરથી કવીઓએ એવી કલ્પના કીધી છે કે વરસાદના બુંદથી ગર્ભ રહેછે, અને તે ગ્રહણ કરવાને માટે બગલીઓ આકાશમાં મેઘની સામા ઉડીને હરખથી જાયછે. આ શ્લોકમાં જે શકુનોનું વર્ણન કીધું છે, તે વ-

સુચિન્હ[1] છે, અવિછિન્ન જઇશ જો તો જિવતી, ઓ ભાઈ
દેખિશ તું હજી નિશ્ચય તારી પતિવ્રતા ભોજાઈ,
ગણુતિ દિવસ અવધીના,
છે પ્રેમી, પુષ્પ સરીખડાં[2], અબળાનાં હૈડાં
ઝટ ફાટિ વિજોગે જાય પણ રહે આશાબંધાં. ૧૪

---

છત્રવતી ફળવતી કરવા આ ક્ષિતિને શક્તિમંત
[3]ગર્જન તારૂં સુખદ સાંભળતાં થઈ તત્પર નભપંથ
આવિ સુહંસો મળશે,
જે માનસરોવર જાય લઈ કુળું ભાથું કમળનું
[4]કૈલાસ સુધીજ સુખ છે તને સાથી નિર્મળનું. ૧૫

---

આજ્ઞા લે હવે આ ઊચ્ચગિરિની આલિંગીએ મીત્ર,
રઘુપતિના પગલાંનો જેણે પહેર્યો પરમ પવિત્ર
[5]કંદોરો સુંદર શો ?

---

ષાંઋતુનાં સ્વાભાવિક ચિન્હ છે. એજ ચિન્હ પસંદ કરવામાં, અને તેમાં મુખ્યત્વે મંદ મંદ અનુકૂળ એટલે જે દિશામાં જવું હોય તેજ દિશાભણીનો પવન આવે તેને શુભ શકુન ગણવામાં, ઘણી સરસ કાવ્યશક્તિ દર્શાવીછે. ૧. આ શ્લોક આ ઠેકાણે સંબંધરહિત છે એમ કહીને, અને આપણા કવિયો સંબંધ યુક્ત લખવા ઉપર ઝાઝું ધ્યાન નથી આપતા એવો મોટો અપવાદ ચઢાવીને, પ્રોફેસર વિલસને પોતાના ભાષાંતરમાં એને પાછળ અલકાપુરિનું વર્ણન ગયું તેની જોડે મૂકયો છે. આ ભાષાંતર વાંચનારને એ અપવાદ કેવો ભૂલ ભરેલોછે તે ઝટ જણાઈ આવશે એવી આશાછે. ૨. કોમળતા બતાવેછે. એ તથા પ્રેમી, હૈડાંનાં વિશેષણ છે. ૩. તારી ગર્જના સાંભળીને રાજહંસ માનસરોવર જવા આતુર થયા છે. વર્ષા ઋતુમાં ખરેખર ઘણા રાજહંસ માનસરોવર આગળના કોતરોમાં જોવામાં આવેછે. મલ્લિનાથ કહેછે, કેબરફથી રોગ થાય એમ જાણીને શિયાળામાં જે માનસરોવર આગળથી જતા રહેછે, તે ચોમાસામાં ત્યાં પાછા આવેછે. રાજહંસનું શરીર શ્વેત અને પગ તથા ચાંચ રાતી હોયછે એમ અમરકોષમાં કહ્યુંછે.

૪. છત્રાકાર એક નાનો કંદ ઉગેછે તે. ૫. ટેકરી ઉપર ઘણું કરીને મધ્ય ભાગમાંજ આશ્રમ થાય અને તે ફરતા ચક્કરમાંજ હરવા ફરવાનું પણ હમેશાં થાય. એ મધ્ય ભાગમાં રામનાં હમેશા ફરવાથી જે પગલાં પડી રહેલાં તેને કટિમેખલા અથવા કંદોરાની ઉપમા આપી છે.

પ્રિત તૂંપર પ્રગટ જણાવતે પ્રતિવર્ષે મળતાં
ચિર વિરહજ એ [1]જળ હર્ષથી ઝરતો ઉકળતાં. ૧૬

---

[2]શ્રવણ પાન કરવાને યોગ્યજ સંદેશો સુખમૂળ
કહેવા અગાઉ તને હું તારા પ્રયાણને અનુકૂળ
વાટ વતાડું છું સેં'લી
[3]જ્યાં થાકિશ, તો પગ થોભવા ગિરિ શિખરવિસામા;
તન થાય કદી ક્ષિણ, તો નદી નિર છે ગુણધામા. ૧૭

---

[4]ઉત્તર મુખ કરિ ઉડ અહિંયાંથી, જ્યાં નેતરના વંન
પ્રૌઢ શૂંઢવંતા [5]દિગ્ગજના દર્પનું કરી મર્દન
કે ચતુરા ચિત ચમકી,
એમ ઉચરી ઉઠે [6]સિદ્ધાંગનાઓ ઉંચીજ નયને,
"[7]શું શિખર ઉડયું આ જાયછે પર્વતનું પવને !" ૧૮

---

૧. તાપથી તપી રહેલા પહાડ ઉપર વરશાદ પડવાથી ઉનું પાણી નીતરવા માંડે છે તેનું ઉત્પ્રેક્ષાથી એવું કારણ કલ્પ્યું કે એ તો મેઘરૂપી મિત્ર મળ્યાથી જે હર્ષ થયો તેનો સાત્વિકભાવ પ્રગટ કરેછે. ૨. ઘણુંજ ધ્યાન આપી હેતે હેતે સાંભળવા લાયક સંદેશો. ૩. જે માર્ગમાં. ૪. અહીંયાંથી ભૂગોળ વર્ણન શરૂ થાયછે, પણ વાંચનાર જોશે કે તે કેવું મનોહર છે. ૫. પૃથ્વીની આઠે દિશા ઉપર અક્કેક હાથી પુરાણમાં કહ્યો છે તે. તેઓના નામ આ પ્રમાણે છે.—ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ, અને સુપ્રતીક. ૬ સિદ્ધ દેવયોનિમાં ગણાય છે અને તેમની સ્ત્રિયો તે સિદ્ધાંગના તેઓ પહાડ ઉપર રહેછે.

૭. આ કેવળપ્રયોગી વાકય જેમ મેઘનું પ્રબળ જણાવેછે તેમજ તે સ્થાનનું ચિત્ર વ્યંગ રૂપે આપેછે, અને તે સ્ત્રિયોના મુગ્ધાપણાથી આપણું મન હરી લેછે. તે જગોએ પવન કેવો ધુમી રહેતો હશે કે આવી શંકા ક્ષણભર પણ મનમાં આવી શકે? પહાડોના શિખર ઉપર જે ગયા હશે તેને આ ચિત્ર સહજ સમજાશે. મૂળ પાઠમાં સિદ્ધાંગનાનું વિશેષણ મુગ્ધ સ્પષ્ટ લખ્યું છે. એનો અર્થ મલ્લિનાથ પણ અજ્ઞાન એમજ કરેછે. ધાતુ પ્રમાણે એ અર્થ તો ખરો, પણ સ્ત્રીનું મુગ્ધાપણું જગતને એવું મનોહર લાગ્યું છે કે તે શબ્દ સુંદરતા વાચક થઈ ગયો છે. વિલસન એવો અર્થ કરેછે અને મેં પણ એજ સમજી સુનયન શબ્દ રાખ્યોછે,

સુંદર [1]ઇંદ્ર ધનુષ તુજ આગળ હોશે, જાણે કોય
રત્નખાણુમાંથી ઝળકારા વિધવિધ રંગના હોય,
સુંદર સંમીલનથી;
તુજ શામ શરીર સુશોભિતું તેથી બહુ દીસે,
જ્યમ [2]વિષ્ણુ સ્વરૂપશ્રીકૃષ્ણનું [3]મનહર મોરપીંછે. ૧૯

[4]માલ પ્રદેશે દેશિ[5] સ્ત્રિયો યદિ નયણરમણઅજ્ઞાન,[6]
જાણી હેલિ ફળદાતા તારા રૂપનું કરેછે પાન,
કેવી[7] પ્રેમી નજરથી;
ત્યાં ખેડ્યાં ખેતર મ્હેકતાં કરવા તું ઉતરજે,
થઈ હળવો ઠરિ જરિ તું ફરી ઉત્તરેજ સંચરજે. ૨૦

આમ્રકૂટ પર જા દોડ્યો તું થાકિશ તો તુજ તંન
[8]તે ધારણ કરશે મસ્તકપર, જેનાં બળતાં[9] વંન
તેં ઝટ ઝડિથિ ઉગાર્યાં—
ઉપકારક કારણ નીચ પણ નીચું નવ ધાલે.
તો કેમજ એમ કરે અરે ઉંચ તે કો કાળે ? ૨૧

તેલ ભરી વેણીવર્ણો[10], તું, શિખર ઉપર બેશીશ,
ત્યારે [11]પાકી પીળી કેરીમય આંબે ચારે દીશ
ડુંગર છેક છવાયો

---

૧. ઇંદ્રધનુષ જેવા સુંદર ચમત્કારને ઉપમા આપી વધારે સુંદર કરવો એ. કાળિદાસ સરખા કવિથીજ થઈ શકે. ૨. જગતનું પાલન કરવાને માટે આ લલિત રૂપ મેઘે ધારણ કીધું એમ કહેવાનો અર્થ છે, એ પાલનકર્તા દેવનું નામ વાપરયાથી જણાયછે. ૩. આ શબ્દ વિષ્ણુનો સૌથી લલિત અવતાર દરશાવેછે. ૪. સપાટ દેશ. ૫. ખેડુતની સ્ત્રીઓ—કોળી ભીલ વગેરેની. ૬. ચક્ષનું વિષેશણ. ૭. ખેતીનું ફળ જેના હાથમાં છે તે. ૮ પર્વતના શિખર ઉપર અથવા તેની ડોકપર વાદળાં આવી અટકે છે એ વાત સઉ જાણેછે. ૯ આ ઠેકાણે ગ્રીષ્મ તથા વર્ષા બને ઋતુનું જોડે વર્ણનકીધું છે. ૧૦. તેલ ધાલેલા વાળનાં જેવો રંગ છે એવો જે તુંતે—૧૧. આંબાના પાકા ફળ–પાકી કેરી. એનો રંગ કંચનના જેવો થાયછે એ સૌ જાણેછે અને શરીરનો ઉત્તમ રંગ એજછે એમ આપણા કવિઓ કહેતા આવ્યાછે. આ વર્ણન આમ્રકૂટ પર્વતનું છે–આંબા ધણા થવાને લીધેજ એનું એ નામ પડ્યું છે.

[1]સુરજોડલું ગગનથી ન્યાળિને [2]કહેશે રસભીનું:—
જોજો ગોરૂં બધુ બિચ કાળું કંઈ આ સ્તન [3]જગતીનું! ૨૨

ક્રીડા કરેછે કુંજમાંરે ભીલડિયો, ત્યાં, ભાઈ,
ક્ષણજ? ઉભો રહિ ચાલ અંગે આવીછે ચપળાઈ
અધિકજ [4]અંબુ ઉલેચે.
શતખંડ [5]નર્મદા નિરખિશ તૂં [6]વિંધ્યાચળ ચરણે,
રંગ્યા ગજ અંગે પટા દિપે જયમ ઉજ્વળ વર્ણે; ૨૩

[7]વૃષ્ટિ વમન કરનાર, ગમન કર, કરિ પ્રાશન [8]ત્યાં, વીર,
ગજમદ તિકત[9] ઝરણુથી સુવાસિત, ને રોકેલાં નીર
જાંબુડાને ઝૂંડે;
પછિ પેટે તરતું થએલાને નહિ પવન [10]ઉરાડે—
હલકા રે ગણાયજ ખાલિ, ને ભર્યાપૂર્યા ભારે. ૨૪

નિરખી લીલાં કદંબ, રતુમડાં કેશરથી અધવચ્ચ;

૧. શ્રી સહવર્તમાન દેવ=દેવતાનું જુગલ સ્વરૂપ લેવાનું કારણ એછે કે એમાં જે ઉત્પ્રેક્ષા કીધીછે તે કામીનેજ સૂઝે.—૨. મૂળમાં એ શબ્દ નથી લખ્યા, કારણ કે દેવતા ત્યાંજ રહેછે. પણ ભાષાંતરમાં એવા હેતુથી મૂકયા છે, કે આ શ્લોકમાં પૃથ્વીનો જેવો દેખાવ વર્ણવ્યો છે તેવો દેખાવ ઉપરથી અને ઘણે છેટેથી જોયતોજ જણાય, એ જે મૂળ કવિનો ભાવ છે તે સ્પષ્ટ સમજાય.—૩. પૃથ્વીનું.—૪. પાણી વૃષ્ટિ કરી પાણી ઓછું કરી નાંખ્યુંછે તેથી તારા શરીરમાં વધારે ચપળતા આવીછે.—

૫ સેંકડો કકડા થઈ ગએલાંછે એવી નર્મદા નદીના તું દર્શન પામીશ, અને તેના યોગે (રાજાઓની સ્વારીમાં) હાથીઓ રંગ્યા હોયછે તેના જેવો તે પર્વત સુશોભિત દેખાશે—૬. અમર કોષનો એક ટીકાકાર કહેછે કે સૂર્યના માર્ગને રોધેછે માટે એનું નામ વિંધ્ય પડયું છે.

૭. વૃષ્ટિરૂપી વમન કીધુંછે એવો, એટલે વૃષ્ટિ કીધાથી જેનું પેટ ખાલી પડી ગયું. છે એવો તું મેઘ.—૮. નર્મદા નદી ઉપર—૯ તીખું અને સુગંધિમાન એવા એના બે અર્થ શ્લેષાલંકારે કેટલા કરેછે માટે એ અપ્રસિદ્ધ શબ્દ ગુજરાતીમાં રાખવો પડયોછે. ૧૦. હે ભાઈ, વૃષ્ટિ કીધાથી

ભક્ષણ કરિ [1]કદલી ફળ, જેની કળિયો [2]રેવાકચ્છ
ખૂબ ખિલીછે હમણાં;
સુંધિ ભૂમિ અરણ્યે બ્હેકતી, હરણાં ઉર જાણે
તૂં [3]વારિવર્ષણહારનો મારગ અનુમાને. ૨૫

ચતુર [4]અંબુબિંદૂ ઝિલવામાં ચાતકને ન્યાળછે,[5]
હારબંધ જાતાં બગલાંને "એક બેય" ગણેછ

તું ખાલી થઈ ગયો છે માટે નર્મદા નદીનું પાણી—જાંબુડાઓના વન જે કિનારા ઉપર ઉગ્યા છે તેમાં રોકાઈ ગયુંછે, અને જે પાણીમાં હાથીઓના કુંભસ્થળથી ઝરતું સુગંધિ માન મદ પડયાથી તે બહેક બહેક થઈ રહ્યુંછે તે પાણી પીને તું તારે પંથે પડ. પછી તારૂં પેટ તર થવાને લીધે પવન તને ઓડો અવળો ઘસડી શકશે નહિ, કેમકે દુનિયામાં જે ખાલી છે તે હલકા અને જે ભર્યા પૂર્યા છે તે મોટા આબરૂદાર ગણાયછે. છેલ્લા ચરણમાં જે ધ્વનિ છે તેતો સ્પષ્ટ અને સરસ છે. જગત પૈસાવાળાનેજ મોટા ગણેછે એમ કહેવાનો આશય છે. પણ બીજા સઘળા ચરણમાંથી મલ્લિનાથ સુદ્ધાં કેટલાએક ટીકાકાર એક બીજો ધ્વનિ કહાડેછે. તેઓ એવો અર્થ કરેછે કે "તેં વાંતિ કીધીછે તેથી તને કફ થવાનો માટે નર્મદાનું તીખું અને જાંબુથી કાંઈક ખટાશવાળું થએલું પાણી ઔષધ દાખલ પી. તે પીધાથી તને વાયુની પીડા થશે નહીં" આ ધ્વની ખરીછે એમ બતાવવાને માટે વાગ ભટ નામના પ્રસિદ્ધ વૈદ્યનું વચન બતાવેછે. મને તો આ ધ્વની બિલકુલ પસંદ નથી, અને આવો બિભત્સ અર્થ સુઘડ કાળિદાસના મનમાં આવ્યો હોય એમ લાગતું નથી. તે છતાં કેટલાએક શબ્દોને લીધે એવો અર્થ કહાડી શકાય છે તેથી ભાષાંતરમાં તે ભાવ પણ કાયમ રાખ્યો છે.

૧. કેળ.

૨. રેવાના કિનારાપર. એ નદીના ચાર નામ અમરકોશમાં આપ્યા છે;—રેવા, નર્મદા, સોમોદભવા, અને મેકલકન્યકા. એનો અર્થ વહેનારી, આનંદ આપનારી, ચંદ્રથી ઉત્પન્ન થએલી અને મેકલની પુત્રી એ પ્રમાણે થાયછે.

૩. પાણીને વરસાવનાર, મેઘ, પાણીથી ઉપર કહેલી લીલા જામી રહીછે એ જણાવવાને માટે આ વિશેષણ મૂકયું છે.

૪. વરસાદના પાણીના બુંદ ઝીલવામાં ચતુર. ચાતકનું વિશેષણ.

૫. જે સિદ્ધ પુરૂશ ચાતકને ન્યાળેછે અને બગળાને ગણેછે તે ધન્ય.

આંગળિયે બતલાવી,
તે સિદ્ધ પુરૂષ ગુણ માનશે તુજ ગર્જન કાળે,
કે ભેટી પડી તેને બ્હીને[1] પ્રિય સહચરી[2] વ્હાલે. ૨૬

---

ઝપટ જનાર તું મુજ માટે, પણ વાટે બહુ અંતરાય:[3]
કુટ્જના ફુલ બેહેકતા બહૂ પર્વતે પર્વતે થાય,
મોર મધુર વાણીએ
આનંદ આંશુમય આંખથી [4]લલકારે તુજને.
લોભાઇશ ત્યાં તું, ભાઈ, પણ નહિ ભુલતો મુજને! ૨૭

---

[5]પ્રફુલ્લ કેતકી કાંટાની પીળી વાડ વાડિને સ્હોય
એવો [6]દેશ દશાર્ણ તું જો જઈ, [7]વનાંતથી મન મોહય,
જ્યાં બહુ જાંબુ બિછાવ્યાં;
પુરતરૂપર તરવરિ જ્યાં રહ્યાં પંખી [8]ઘર કરતાં;
જ્યાં જઈ ઠરશે જરિ હંસજે તુજ સંગ વિચરતા. ૨૮

---

૧. તારી ગર્જનાથી બીહીને સિદ્ધને તેની સ્ત્રી ભેટી પડશે તે સારૂ તારો ઉપકાર માનશે.

૨. સાથે ફરનારી સ્ત્રી.

૩. વચમાં અડચણ કરનાર.

૪. તને દેખી મોરને હરખના આંસુ આવે છે અને મધુર સ્વરે તને બુમ પાડેછે, ત્યાં તારાથી જરા ઉભા રહ્યા વિના કેમ જવાશે?

૫. ઉપલે ઠેકાણે લોભાઇને જાણે ન રહી જાય માટે દશાર્ણ દેશનું અતિ સુંદર ચિત્ર અત્રે આપ્યુંછે. એ દેશ વિંધ્યાચળની પાસેછે પણ તેના અમુક સ્થળને માટે વિદ્વાનો જૂદા જૂદા વિચાર આપેછે.

૬. કેવડો. જ્યાં કેવડાના પીળા કાંટા એટલા બધા ખીલી રહ્યા છે કે જાણે વાડીને વાડજ કેવડાની કીધી હોય. ૭ વનના છેડા, સીમા. નાના પ્રકારના રંગથી વિચિત્રવન, છેડાઓ જાંબુથી ઢંકાઇને ચકચકતા રાતાશ પડતા કાળાશાહરંગના, અને આસપાસ કેવડાની પીળી દોરી—એ ચિત્ર ખરેખર ઘણુંજ મનોહર છે. જાણે મેઘના સત્કારને સારૂ સાથીઆ-જ નહીં પૂર્યાં હોય?

૮. માંળા.

રાજધાનિ ત્યાંની [1]વિદિશા દશ દિશામાં વિખ્યાત,
[2]વેત્રનદી જ્યાંગળ વહે સુંદર, સુંદર જેનો [3]ધાટ
સુંદરિ જાણે કોઈ
રૂપેરી પટકુળ પ્હેરિને સુતિ હોય ઓસીસે;
ઉપડતાં [4]ગળસ્થલ નાસિકા મનહર બહુ દીસે. ૨૯

---

ત્યાં તું જઈ જળ મીઠડાં ને ચુંબન કરિશ જે વાર;
તિરપર નિર ખળખળતાં શોભે, કામિની જેમ નકાર
કરતી હોયજ લટકે,
ઝબકારા જાણે નાચતાં નેણના થાએ,
ન્હાની ન્હાની અનેકજ [5]લ્હેરિયો રમતી જળમાંહે. ૩૦

---

તેનિ સમિપ [6]નીચા પર્વતપર ઉતરી કર વિશ્રામ.

---

૧. માળવામાં ભિલસા નામનું ગામછે તેજ વિદિશાનગરી હશે એમ પ્રોફેસર વિલસન ધારેછે, એ ગામમાં તંબાકુ ઘણોજ સારો થાએછે.

૨. એને હાલ બેતવાહ કહેછે એ નદી વિંધ્યાદ્રિની ઉત્તર બાજુથી નીકળી ઇશાન દિશા તરફ વહી માળવા તથા અલાહાબાદના નૈરૃત્ય ભાગમાં થઇને કાલ્પીથી કંઇક છેટે જમનાને મળેછે. એની લંબાઈ ૩૪૦ મૈલછે.

૩. બાંધેલો આરો.

૪. કોટ.

૫. વેત્રવતી નદીનો વિદિશા નગરી તરફનો ધાટ સામે કાંઠેથી જોયો હોય, તો કેવો જણાય છે,કે જાણે કોઇ મદભરી સ્ત્રી રૂપેરી વસ્ત્ર પેહેરીને ઓસીકે ઊંચુ માથું રાખીને સુતી હોય અને તેથી તેનુ ગળું તથા નાક ઊંચા ખૂબસુરત દેખાતા હોય. આ ત્રણ ચરણનો આટલો બધો ભાવ મૂળમાં વ્યંગ રૂપેજ રાખેલો છે. એ ગુજરાતી વાંચનારને નહીંજ સમજાય એમ જાણી અહીંયા સ્પષ્ટ કીધોછે અને તેથી એમ કરવા જતાં એકના બે શ્લોક કરવા પડ્યાછે. પાણીમાં પવનથી ન્હાના ન્હાના મોજા થાયછે તે.

૬. નીચો અથવા નીચ નામનો એ બે અર્થ થઇ શકેછે. બંને ઠીકજ છે.

પુષ્પ કદંબ ટટાર થશેરે જાણે [1]રોમાંચિત [2]અભિરામ
હોય થયો ગિરિ તુંથી
જ્યાં રમ્ય ગુફામાં જાયછે રમવા એકાંતે
લઈ પ્રીતમ [3]પ્રેમી પૂરની ગણિકાઓ રાતે. ૩૧

---

[4]થઈ તાજો, પંથે પડ; સિંચતો ધૂમર વન નદી તટ
મોગરાંની કળિયો ઉપર; ને [5]ક્ષણ માલણ મ્હોબત
કરતો છાયાદાને,
પરિસ્વદ ગુલાબી ગાલથી લુછતાં લુછતાં જે[6]
થઈ તોબા, ને કરમાયું કમળ જે [7]કર્ણે વિરાજે. ૩૨

---

શું થયું ઉત્તર જાવુંછે, ને આડુ [8]ઉજ્જન પૂર?
ત્યાંના મહેલ અટારિયો તો જોવા જોગ જરૂર;—
જીવ્યું ન જીવ્યા સરખું,
લોચનિયાં સંગે રંગે તેં જો કીધું રમણ ના[9]

---

૧. જેના શરીરની રૂંવાટી ઉભી થઈ હોય તે. તું તે પર્વત ઉપર વરસશે ત્યારે નમી રહેલાં ફુલો એકદમ ટટાર થશે—જાણે તને દેખી પ્રર્વતની રૂંવાટી તો હરખથી ઉભી નહીં થઈ હોય.

૨. સુંદર.

૩ ગણિકાનું વિશેષણ દ્રવ્યની લોભી પોતાની માના ધાકથી મતલબ કે તે પણ ખરા પ્રેમમાં સમજેછે. આ શ્લોકમાં કાંઇક બિભત્સ વર્ણન છે તે લીધું નથી.

૪. વિસામો ખાઇને વન નદીને કિનારે મોગરાની જે કળિયો ઉગીછે તેના ઉપર ધૂમર વરસાવતો, અને છાયા આપીને માલણની ક્ષણ મોહોબત કરતો કરતો, તું તારે પંથે લાગ—

૫. યક્ષનું કામ બગડે માટે થોડીવાર.

૬. જે માલણ.

૭. અસલ કાને કમળનું ફૂલ ઘાલવાનો ધારો હતો.

૮. કાળિદાસ કવિ એ શહેરમાં રહેતો હતો અને એને આશ્રય આપનાર જે વિક્રમ રાજા તેની એ રાજધાની હતી.

૯. નહીં.

[1]ચપળાનિ ચમકથી ચમક્યાં ત્યાં [2]ચંચળ ચિત્રિણિનાં ૩૩

મારગમાં મળશે નિર્વિંધ્યા નદિ [3]લડથડતી ચાલ,
વમળ નાભિવત શોભે ને કટિબંધ [4]મરાળનિમાળ
લહરીએ વિખરાણી
તેનું [5]પાણિગ્રહણ તૂં કરજે છે આતુર અતિ આશે
હાવ ભાવજ સ્ત્રીની ભાષાછે [6]પ્રિત પ્રથમ પ્રકાશે. ૩૪

તારે વિયોગે સુકાઈ જઇને, થઇછે વેણિ સમાન;
તીર ઉપરના તરૂથી ખરતાં પડિ પડિ પાકા પાન,
પીળિ પડી ગઈ છે એ.[7]
ધન્ય ધન્ય તને! તુજ કારણે સ્ત્રી આવિ ઝુરે છે!
જે રીતે દુર્બળતા તજે[8], તે કરવું ઘટે છે. ૩૫

[9]ગૂઢ જ્ઞાન, ને [10]વત્સરાજની રસિક કથાના જાણ

---

૧. વીજળી.
૨. એ બંને લોચનનાં વિશેષણ.
૩. કામાતુર સ્ત્રીના સઘળા હાવ ભાવની નદીમાં ઉત્પ્રેક્ષા કીધીછે.
૪. હંસની હાર.
૫. એના બંને અર્થનો સ્વિકાર કરી શકાય, સ્ત્રી પક્ષે તેનું પાણી ગ્રહણ કર એટલે લગ્ન કર, અને નદી પક્ષે તેનું પાણી તું લે—
૬. પ્રીતિ પહેલ વેહેલી પ્રગટ થાયછે તે વેળા હાવભાવ એજ સ્ત્રીની ભાષાછે એટલે બોલતી નથી પણ તે વડેજ પોતાની પ્રીત પ્રગટ કરેછે.
૭. નિર્વિંધ્યા નદી આ ઠેકાણે વિરહાવસ્થાની ઉત્પ્રેક્ષા કીધી છે.
૮. એનો કર્તા નિર્વિંધ્યા.
૯. પહેલું ચરણ જે અવંતી દેશનું વિશેષણ છે તેનો કેટલા આવો પણ અર્થ કરેછે કે, "વસ્તરાજની કથાના જ્ઞાનમાં ઘણા ખબરદાર" પણ મુક્તિ સ્થળ શબ્દના અર્થને અનુસરી આ પ્રમાણે મેં અર્થ કીધોછે. વિલસન પણ કાંઇક એમજ કરેછે.
૧૦. ઉજ્જનમાં પહેલાં કોઈ પ્રદ્યોત નામે રાજા રાજ કરતો હતો. તેને વાસવદત્તા નામે કુંવરી હતી તેને સંજય નામના કોઈ રાજા સાથે પરણાવવાનો વિચાર રાખતો હતો એટલામાં તે કુંવરીને કુષદ્વીપના ઉદયન અથવા વસ્તરાજનું સ્વપ્ન દર્શન થાયછે, કુંવરીને તેનો મોહ લાગેછે, અને

દેશ અવંતી પહોંચ્યો, કે ઝટ ઉજ્જન લક્ષ્મિનિધાન
જા, જે [1]પ્રથમ વખાણ્યું—
સુખ સ્વર્ગનું જાણે ખુટી પડે, ન ખુટયાં તપે તાણી
અતિ સુંદર ટુકડી[2] તેહની મુક્તિસ્થળ,[3] આણી[4]. ૩૬

[5]શિપ્રાતીરથિ જ્યાં સવારે ફરફર શિતળ [6]સમીર,
ખૂલ્યાં કમળનિ ખુશબો વાળો, સુંદરિયોનાં શરીર;
શ્રમિત શિથિળને પરસે;
સર શુદ્ધ [7]સરસ સારસનાં રે લાવે [8]કલરવ તો;
હોય [9]કંતજ કામ જગાડતો જાણે [10]જાગ્યો વિનવતો[11]। ૩૭

---

એ વાતની તેને ખબર પડેછે. એ ખબર સાંભળી તરતજ તે ત્યાં આવી મોટું યુદ્ધ કરી પોતાની સાથે લઈ જાયછે. મતલબ કે પ્રેમશૌર્યની વાત જાણનારા ત્યાંના લોકછે. જ્ઞાનનું તો ઉપર કહ્યુંછે. એ દેશની અત્યંત ઉત્કૃષ્ટતા બતાવેછે.

૧. અગાઉ. ૨. સ્વર્ગની.

૩. મુક્તિનું ઠેકાણું. એ ઉજ્જનનું વિશેષણ. કાશીખંડમાં કહેછે કે

"अयोध्या मथुरा माया काशीकांची अवंतिका ॥
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायिका ॥"

એટલે અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચી, ઉજ્જન. અને દ્વારકા એ સાતે મોક્ષપુરીઓછે.

૪. ઉજ્જન કેવુંછે કે જાણે મોટા તપસ્વીઓ સ્વર્ગમાં ગએલા પણ સ્વર્ગનું સુખ તો સહેજ ખુટી પડયુ અને પુણ્ય તો ઘણું બાકી રહી ગયું, ત્યારે તેઓ મુક્તિની આશાએ પોતાના તપને બળે સ્વર્ગનો સારામાં સારો એ ખંડ સાથે લઇને આ ઠેકાણે આવીને વસ્યા હોય. ભૂલોક અને મનુષ્યા દેહ વિના તો મોક્ષ થતો નથી એ પ્રસિદ્ધ વિચાર છે.

૫. ઉજ્જન આગળ જે નદીછે તે. ૬. પવન. ૭. રસયુક્ત.

૮. પક્ષીઓના ગાયનને માટે આપણામાં એ શબ્દ બહુ વપરાએલોછે.

૯. સવારના મંદમંદ પવનનો શરીરે સ્પર્શ થયાથી કામ જાગેછે તે ઉપરથી કવિકંતની ઉત્પ્રેક્ષા કરેછે, અને સારસના કલરવને તેના સુખની રતિયાચના સમજેછે. ૧૦. કામાતુર થએલો.

૧૧. આ શ્લોકમાં ઉજ્જનનું સ્વભાવિક સૌંદર્યવર્ણવ્યુંછે અને નીચલા બે શ્લોકમાં ઉદ્યોગ જન્ય એટલે માણસના સુધારાથી ઉત્પન્ન થએલી શોભાનું બહુજ સુંદર ચિત્ર આપ્યું છે.

અટારિયે [1]અલબેલિયો ચઢિ કોડે સમારે કેશ,
ગોટેગોટ સુગંધિના જ્યાં[2] જાળિયાં માંહિ પ્રવેશ;
કરિને નિકળી ભભકે,
ઉડિ આવે તારી પાસ રે તન[3] પ્રફુલિત કરતા,
ઘેર ઘેર [4]સમર્પે જાણેરે તને ધૂપ નગર ત્યાં[5]! ૩૮

---

[6]લીલા લ્હેર [7]નિહાળીં ઘર ઘર [8]પંથ પિડા તજ જોઇ,
પુષ્પ સુગંધ ભર્યાં, ને પડયાં જ્યાં [9]કોમળ પગલાં છેય;
[10]લાલ લલિત વનિતાનાં,

---

૧. સ્ત્રીઓને અંગરાગ કરવાના ઓરડાનું આ વર્ણનછે પણ તે એવું છે કે તેથી સ્ત્રીઓની સુઘડ રસિકતા, તેઓનો વૈભવ, અને આખી નગરીની સમૃદ્ધિનો સહેજ સંપૂર્ણ વિચાર આવી જાયછે. ૨. જે નગરીમાં.

૩. તારૂ શરીર. ધૂમાડાથી અથવા હાલની વિદ્યાની પરિભાષામાં બોલીએ તો વરાળથી વાદળાનું શરીર પ્રફુલિત થાયછે એટલે તેમાં વધારો થાયછે એ સ્પષ્ટજછે. ૪. અર્પણ કરેછે.

૫. " એ નગરીમાં ઊંચી અટારિયે ચઢીને અલબેલીઓ સવારના પહોરમાં અંગરાગ કરેછે ત્યાંથી તેલ ફુલેલ જે તેઓ પોતાના માથામાં ઘાલેછે તેની સુગંધીના ગોટે ગોટા જાળિયામાંથી ભભકાબંધ નીકળેછે, અને ઉડીને તારી પાસે આકાશમાં તારૂં શરીર પ્રફુલિત કરવાને આવેછે. તે વખત એવું દેખાયછે કે જાણે એ આખું શહેર ઘેર ઘેર તને જોઇને ધૂપ દાન અર્પણ કરતું ન હોય"? ગોટે ગોટા કહેવાથી અત્તર પાણીની માફક વપરાય છે, એ, અને વાંદળાને પહોંચેછે એમ સુચવ્યાથી હવેલિયો બહુજ ઊંચીછે એ વાતની વ્યંજના થાયછે. પ્રભાતની સાથે આ વર્ણન કીધું છે તેથી તે સ્ત્રીઓ સુઘડ અને રસીક છે એ તો ખુલ્લુંજ સમજાય છે.

૬. આ શબ્દનો મૂળ અર્થ આનંદના મોજાં અને લાક્ષણિક અર્થ સમૃદ્ધિ એ બંને અહીંયા લાગુ પડેછે.

૭. ઉપર ઘરનું બાહ્ય વર્ણન કીધું. હવે કહેછે કે પેલા જાળિયામાંથી તું અંદર જો કે ત્યાં એવો વૈભવ જોઇશ કે પ્રવાસની સઘળી પીડા તું ભૂલી જઇશ.

૮. જે ઘરો. ૯. પદ્મિનિયોના નાનાં પગલાં.

૧૦. લાલ રંગ પગે અલતો (મેંદી) લગાવેલો તેથી ઘરમાં તેનાં નાનાં નાનાં લાલ ચોલ પગલાં પડી રહ્યાંછે એમ કવિ કહેછે.

જે [1]નજર કરેછે તેહથી તને નૃત્ય સુસ્વરનું;
[2]આનંદે ઊંચિ [3]અગાશિયે ઉભેલા [4]મયુરનું. ૩૯[5]

---

નાથ મહાં[6]કાળેશ્વરજિને જાજે પુણ્યસ્થાન,
પ્રભુ[7]ની કંઠપ્રભાને ભ્રાંતે શિવગણ ભક્તિમાન;
ભાવે ભાળશે તૂંને[8],

---

૧. ભેટ કરેછે. ધૂપદાન કીધું ને હવે રીત પ્રમાણે ભેટ કરવી જોઇયે તે કરેછે. ભેટ તે સારા સ્વરવાળા મોરના નૃત્ય કહેતાં નાચનું.

૨. મોર વરશાદને જોઈ બહુ હરખાય છે, નાચેછે અને કળા કરેછે એ સહુ જાણેછે.

૩. અગાશી ઉપર ઉભાછે એમ કહેવાની મતલબ એકે ત્યાંના લોકો એવા રસિકછે ઘેર ઘેર મોર પાળેછે. ૪. મોર.

૫. અન્વય—ઘેર ઘેરની લીલા લહેર જોઇને તું તારી પ્રવાસ પીડા ભૂલી જા. તે ઘરો કેવાંછે તો કે ફૂલની સુગંધથી ભરેલા છે, માંહે લલિત વનિતાઓના નાનાં લાલચોળ કોમળ પગલા પડેલાછે, અને આનંદથી અગાશી ઉપર ઉભેલા મોરનું સુસ્વરવાળુ જે નૃત્ય તે તને પ્રેમથી અર્પણ કરેછે. એટલે તારો સત્કાર કરવાને તે સર્વ પ્રકારે સિદ્ધછે.

૬. **ઉજ્જનમાં** એ નામના **મહાદેવનું** દેહેરૂં છે. **વિક્રમના** ઉપર જે તુષ્ટમાન હતા, અને જેનું **સામળભટે** સિંહાસન બત્રીશીમાં ઠેકાણે ઠેકાણે વર્ણન કીધું છે તે એજ. મૃત્યુલોકમાં એ લિંગ સર્વથી ઉત્તમ માન્યુંછે સ્કંદ પુરાણમાં લખેછે:—**"आकाशे तारका लिंगं पाताले हाटकेश्वर मर्त्य लोके महाकालं दृष्ट्वाकामित मामुयात."**

૭. પ્રભુ કહેતાં મહાદેવના કંઠની શોભાની ભ્રાંતે. મહાદેવે સમુદ્ર મંથનમાં નીકળેલુ વિષ પીધું ત્યારથી તેના ગળાનો નીલવર્ણ થઈ ગયોછે, અને તે ઉપરથી **નીલકંઠ** નામ પડ્યુંછે. એની સાથે મેઘનો રંગ મળતો આવેછે તેથી કવિ કલ્પના કરેછે કે શિવજીના ગણ તને જોઇને એમજ જાણશે કે એ મહાદેવનું ગળું છે. કહેવાનો ભાવ એ કે પ્રિય વસ્તુના જેવી બીજી વસ્તુ હોય તો તે પણ પ્રિય લાગેછે.

૮. આ બે ચરણ મૂકવાની મતલબ એ છે કે એ મુક્તિસ્થાન છે તેમ વિલાસસ્થાન પણ છે.

જ્યાં કમળપરાગ ભર્યો પવન ઉપવન ડોલાવે,
ગંધવતિમાં જુવતિજુથ ક્રીડતું પરિમળ ફેલાવે. ૪૦

---

સંધ્યાસમયનિ પૂર્વેજો તું જઈ પહોંચે તે ધામ,
દિનકર નયન[1] વિષય ઓળંગે ત્યાં સુધિ ત્યાં તું મુકામ.
કરજે આતુર ચિત્ત;
પછિ કડકડ નોબત ડંકા કર પૂજન વેળાએ,
ગાજવીજ ગગડતિ ચમકતીરે તારી સફળજ થાએ! ૪૧

---

ત્યાં થનથન નાચંતિ ઉડાવતિ નાયિકા[2] તાન[3]તરંગ,
કોમળ [4]કરમાં રમાડિ રહિ છે રત્ન જડીત સુરંગ;
ચંમર મોર પિછાનું.
પામિ [5]બુંદ [6]સુખદ [7]નખક્ષત વત તે ઊંચું હેતે જોશે,
શું [8]ભ્રમરનિ કમળથિ લાંબિરે લિટિ નિકળી હોશે! ૪૨

---

૧. દૃષ્ટીમર્યાદા, ક્ષિતિજ. આ ઠેકાણે કાળીદાસે વાપરેલો શબ્દ સેહેલો જાણી તેજ રાખ્યો છે. મતલબ કે સૂર્ય આથમે ત્યાં સુધી તું ત્યાં ઠર.

૨. વેશ્યા રામજણી, કંચની આરતી વખત મોટા મોટા દેવસ્થાનમાં આજ પણ કેટલે ઠેકાણે વતન ખાનારી નાયિકાઓ હોય છે.

૩. એ "ઉડાવતી" કૃદંત વિશેષણનું કર્મ છે. **મલ્લિનાથ** કહેછે કે આ નાયિકાનું રૂપ જોવાને મળ્યું એ, ઉપર શિવની ઉપાસના કીધી તેનું ફળ એવી આ શ્લોકમાં ધ્વનિ છે.

૪. હાથમાં કાંઇ રમાંડીને નાચવું તેને દેશીનૃત્યછે. એ વિષે નૃત્ય સર્વસ્વ નામના ગ્રંથમાં કહ્યુંછે કે "खङ्ग कंदुक वस्त्रादि दंडिका चामर मृजः ॥ वीणां घृत्वाच यत्कुर्युर्नृत्यंतद्देशिकं भवेत् ॥

૫. વર્ષાદના છાંટા. ૬. સુખ આપનાર, સુખકારી.

૭. નખે વતી ખણાવું.

૮. કંચની પ્રસંન થઇને ઊંચું વાદળા તરફ જોશે તે વખત કવિ ઉત્પ્રેક્ષા કરેછે કે ભમરાની લાંબીને લાંબી હાર આંખરૂપી કમળમાંથી નીકળી હશે કે કેમ? પ્રોફેસર વિલસન કહેછે કે આ ચિત્ર યુરોપિયનને નવું લાગશે પણ તે વાજબી અને સુંદર છે. દ્રષ્ટિનો પરિણામ ભમરના ડંશથી બરાબર સમજાય છે, અને તરંગથી તે દ્રષ્ટિના વહેતા કિરણ જે દેખાય છે તેને ભમરની પંક્તિના ખૂબ ઉડવા સાથે બરાબર મુકાબલો કરી શકાય.

[1]પછિ ઊંચે [2]ભવભુજ તરૂવનપર જા લપટાઈ, લાલ.
લાલચોળ રૂપ જુઈ ફુલ સરખું તારૂં તે સંધ્યાકાળ
સરસ શોભતું જોઈ,
શિવ [3]તાંડવ નૃત આરંભશે ગજચર્મજ જાણી;
ભયમુક્ત [4]ભવાની ભાળશે તુજ ભક્તિ વખાણી. ૪૩

---

[5]રમણધામ રાત્રે સંચરતી [6]કનકલતાને સુઝાડ
[7]રાજમાર્ગમાં [8]ભૂમિ ચાલ્યાની, કરિ વિજનો ચમકાટ

---

૧. આ શ્લોકમાં શિવનું સાક્ષાત્ દર્શન વર્ણવ્યું છે. કવિ એમ ધારેછે કે શિવજી શીપ્રાતીરે પોતાના પ્રચંડ સ્વરૂપે ઊંચા હાથ કરીને સંધ્યા વંદન કરવા ઉભા છે.

૨. શિવ. શિવના હાથ રૂપી વૃક્ષના વનમાં તું લપટાઇ જા, એમ મેઘને કહેછે.

૩. શિવ સંધ્યાકાળે હમેશાં તાંડવ નૃત્ય કરેછે એ વાત જગપ્રસિદ્ધ છે. પહેલાં હાથીનું રૂપ ધરી આવેલા એક રાક્ષસને માર્યો હતો તેનું લોહીએ નીતરતું ચામડું હમેશાં એ તાંડવ નૃત્યની વખતે શિવ ઓઢેછે. તેનો ને સંધ્યાકાળે લાલચોળ થએલા વાદળાનો મુકાબલો કરીને યક્ષ કલ્પના કરેછે કે "હે મેઘ, તું ગજ ચર્મજ છે એમ જાણી શિવ તાંડવ નૃત્યનો આરંભ કરશે, અને પાર્વતી જે પેલા ગજ ચર્મથી બીહીતાં હતાં તે તારી ભક્તિના વખાણ કરીને તારી તરફ હેતે જોશે." કહેવાની મતલબ એ કે પાર્વતીને તું ભય મુક્ત કરીશ તેથી તારી એ ભક્તિ જોઇને તે ઘણાં તારા ઉપર પ્રસન્ન થશે. ૪. ભવાની, ભવની સ્ત્રી, પાર્વતી.

૫. રમાડનાર—પિયુ—ધણીનું ઘર, સાસરૂં. એ નાયિકાને પરકિયા ગણી શકાય, પણ જ્યાં સારો અને આપણી રૂઢીને અનુસરતો અર્થ નીકળી શકે ત્યાં તેજ લેવો એ વધારે સારૂં છે. ૬ સોનાની વેલી, ચંપકવર્ણી સ્ત્રી.

૭. અહીઆં મેઘને ઉજ્જન શહેરમાં જવાનું કહે છે, અને તેની સાથે સાંભરી આવેછે કે બિચારી પ્રેમભરી તરૂણીઓ સાસરે જતી હશે તેનું એ વરસાદના અંધારામાં શું થશે? રાજમાર્ગ કહ્યાથી તે સ્ત્રીઓની શુદ્ધ વૃત્તિ અને અંધારાનું અતિશયપણું જણાય છે. ઘણો વર્ષાદ ઘેરાય ત્યારે વીજળીના ચમકારા સ્વભાવિકજછે, અને તેથી કવિ ઉત્પ્રેક્ષા કરીને તેને માર્ગ બતાવવાને તું એમ કર એવું કારણ કલ્પેછે. ૮. "સુઝાડ" નું કર્મ.

જાણે કીધિ [1]કસોટી.

[2]શું અંધારૂં આ! [3]સોય તો ખરે ખુંચિ રહે રે!

રખે વરશિ કે ગર્જિ બ્હિવાડતો તે વ્યાકુલ છે રે! ૪૪

---

વાસો રહેજે વિશાળજ નગરે ઉચ્યાં છજાંપર રાત,

જ્યાંહ કપોતાં છેય સુતાં ત્યાં; તારી વિદ્યુત સાથ

થાકિ જે ખૂબ ખેલંતાં.

પણ દિનકર દીઠો, કે ઉઠી કરજે કુચ બ્હાણે;—

લે મિત્રનું માથે કામ તે કયમ આળસ આણે? ૪૫

---

ખેદ ઉછેદન [4]ખંડિતાનો કરવાનો આ કાળ;

---

૧. તે સ્ત્રીઓને કનકલતાની ઉપમા તો ઉપર આ ભાષાંતરમાં આપીજછે. ચંપકવર્ણી સ્ત્રીના મુખ ઉપર વીજળીનો પ્રકાશ પડશે, ત્યારે તે કેવું દેખાશે કે જાણે કોઈ સોનાની કસોટી કરતું નહિ હોય, કેમકે તે વખતે સોનાનો ઝળકાટ વળી વધારે દેખાય છે.

૨. આ ઠેકાણે યક્ષ જાણે તે જાતે જોતોજ હોય એમ બોલેછે.

૩. કહે છે કે આ અંધારૂં એટલું છે કે જો એમાં સોય ઘોંચી હોય તો તે પણ ખુંચી રહે. એ અતિશયોકત્યલંકાર થયો. એના જેવોજ કાંઇ એક અલંકાર મિલ્ટન કવિએ એક ઠેકાણે લખ્યો છે તે ઉપર ઇંગ્રેજી ટીકાકારો બહુ રીદા થઈ જાયછે, પણ **સુચિભેદ્ય** એ વાકય તો હીતોપદેશ સરખા પુસ્તકમાં પણ અહિંયા તો સાધારણ છે.

૪. જેનો પિયુ બીજી સ્ત્રી ઉપર આસકત થઇને રાત્રે બહાર પડી રહે છે તેને રસશાસ્ત્રમાં ખંડિતાનાયિકા કહેછે. તે પુરૂષમાં જો દક્ષતા હોય છે, તો સવારે આવીને તેનું સમાધાન કરે છે. તેથી યક્ષ કહેછે કે "આ વખત (એટલે સવાર) ખંડિતાનુ દુઃખ નિવારણુ કરવાનો છે; તેથી તું આ કાશમાં ઘેરાઇ રહીને સુરજને ન રોક, કેમકે હજી રાતછે એમ સમજીને પેલો ધણી ત્યાં પડી રહેશે અને બિચારી ખંડિતાને વધારે વાર રોયાં કરવું પડશે".

ન રોક રવિને:—[1]તે પણ, રોતી જાણિ [2]નલિનિ પ્રેમાળ,
રે! કર[3] કોટિ પ્રસારી
મુખકમળથિ દવરૂપ અશ્રુ હરવાને ધાએ!
અવરોધ તણો અપરાધ તો નહિ નાનો થાએ! ૪૬

સહજ [4]સુભાગી સ્નેહમાં, તુજ સહજ સલૂણી મૂર્ત
[5]ગંભીરા [6]નિર્મળ અંતરમાં ધારે, ત્યારે ધૂર્ત
થઈ ન નિરાશ તું કરતો:
ઉછળતા ચપળ [7]સફરતો જાણે નયન [8]નિઝારા!
છે કુમુદ સરીખાં ઊજળાં પ્રેમીને પ્યારાં! ૪૭

---

૧. તે સૂર્ય. ભાવાર્થ:—"બીજા ધણીઓતો શું? પણ એ સુરજ પોતેજ પોતાની પ્રેમ રાખનારી નલિનિ વિયોગથી રોય છે એમ જાણીને કરોડો હાથ લાંબા કરીને તેનું મુખ જે કમળ તેના ઉપરથી ઝાકળરૂપી આંસુને લૂછી નાખવાને દોડે છે! એ વખતે એને અટકાવવાથી જે અપરાધ થશે તે કાંઈ નાનોશૂનો ન જાણતો." મતલબ કે તારે હમણાં ઉજ્જનમાંથી જવુંજ જોઇએ.

૨. કમળનું ઝાડ. કમળ સાથે સૂર્ય પ્રીતિ રાખેછે એ કવિ દર્શિત વાત સૌને જાણીતી છે.

૩. એનો અર્થ હાથ તેમજ કિરણ એમ પણ થાયછે, અને એ બંને અર્થ અત્રે ચાલશે.

૪. મુળમાં प्रकृतिसुभग એવું સંબોધન મૂકયું છે. હવે "સુભગ" ના સુંદર અને ભાગ્યશાળી એવા બે અર્થ થાયછે તે બંનેનો ભાવ આ ચરણમાં રાખ્યો છે.

૫. એ નદી માળવામાં હશે. આ ઠેકાણે એ નદીને ઉદાત્તનાયિકા કલ્પી છે. જેમ કોઈ કુમારિકા પોતાના શુદ્ધ અંતઃકરણમાં પોતાના પ્રીતમની છબી ધારણ કરે છે તેમ મેઘને જોઇને ગંભીરા નદી પોતાના નિર્મળ અંતરમાં તેની મૂર્તિ ધારણ કરશે, એટલે તેમાં તેનું પ્રતિબંબ પડશે.

૬. એનો મૂળ અર્થ નદીને, અને લાક્ષણિક અર્થ નાયિકાને લાગુ પડેછે.

૭. એક જાતની નાની ચંચળ ધોળી માછલીઓ, એનું આમ તેમ કુદવું તેને કવિ આંખના પલકારા કલ્પે છે. પ્રેમાસકતપણાનું ચિત્ર સંપૂર્ણ કરવાને આ ઉત્પ્રેક્ષા કીધી છે. ૮. કટાક્ષ.

[1]તીરરૂપી જંઘાથી ખસિયું કાળું જળપટકૂળ;
નેતરજાળરૂપી કર ઝાલી જાવાદે ન સમૂળ,
તેમ તને ન જવાદે;
કટિખિંડ ઉધાડી ઓ! થઈ! શી આશા હાવાં!
રસજાણ કોણ સમર્થ છે રે આ વેળા જાવા! ૪૮

---

[2]દેવગિરિ જવું હોય, તો જો આ હાજર શિતળ પવન,
[3]ગંધ્રાલોભિગજઘ્રાણઅગ્રધ્વનિ કરવતો મનમોહન,
ઊંબર ફળને પકવતો.
નથિ પાડજ [4]એમાં, તૃપ્તરે થઈ તુંથી ધરતી.
કહે હાસ, સુવાસિત શ્વાસરે રોમે રોમે ઝરતી. ૪૯

---

૧. નદીના ઉપર વાદળની છાયા પડ્યાથી તેનો રંગ એવો દેખાય છે કે જાણે તેણે કાળું પટકૂળ પહેર્યું હોય. પછી તુરતજ વાદળું પોતાના સ્વભાવ પ્રમાણે ખસવા માંડે ત્યારે કિનારા તરફથી તે પાણી પાછું ઉજળું દેખાવા લાગેજ. તે ઉપર કલ્પના કરીને કવિ પાછલું ચિત્ર કાયમ રાખીને આ શ્લોકમાં બોલેછે. નેતરની જાળ જાણે હાથ હોય અને પેલું લૂગડું પકડી રાખ્યું હોય એવી બીજી ઉત્પ્રેક્ષા કીધી છે.

૨. માળવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણે કોઈ જગ્યા છે તેજ એ હશે. મેઘનો માર્ગ જે ઉજ્જનથી ઘણું કરીને બરાબર ઉત્તર દિશામાંજ રાખ્યો છે તે માર્ગમાંજ એ આવે છે. આ પર્વત ઉપર કાર્ત્તિકેય સ્વામીનું દહેરૂં હશે અને અસલના વખતમાં ઘણું પ્રખ્યાત હશે, કેમકે નહિતો કાળીદાસ તેનું વર્ણન કરે નહિ.

૩. સુગંધનો લોભ રાખનારા જે હાથીઓ તેના નસકોરામાં ઘણો સુંદર અવાજ કરાવનારો અને ઉંબરફળને પકવનારો શિતળ પવન હાજર છે; તારે દેવગીરી જવું હોય તો તૈયાર થા. વરસાદ પેહેલ વેહેલો પડે છે ત્યારે પૃથ્વીમાંથી સુગંધ છુટે છે એ સૌ જાણે છે, અને હાથીને સુગંધ ઘણી પસંદ હોવાથી તે નસકોરાએ વાસ બહુ લેવાને ફુંફાટા મારે છે.

૪. એ પવનમાં સુગંધ છે તે લેવામાં કાંઈ કોઇનો પાડ ચડવાનો નથી, કેમકે તારાથી સંતૃપ્ત થએલી ધરતી હાસ કહેતાં રોમ રોમ સુવાસિત શ્વાસ ઝરે છે તેજ એ સુગંધ છે.

નિત્ય વસે ત્યાં [1]સ્કંદ સ્વામી–[2]શશિશેખરનું [3]તેજ
સોંપ્યું સુરગણ રક્ષણ અર્થે [4]હુતવહમુખ તે એજ !
સૂર્યથિ અધિક [5]પ્રતાપી !
[6]તેમાટે, મેઘ, તું પુષ્પમય આકાશ બનીજા !
પડ ધારે ધારા પુષ્પની ગંગાજળ ભિંજ્યા !

---

પડઘા પડતા પ્હાડ ઉપર પછિ ગગડી [7]મૃદંગ વગાડ.
[8]વાહન થનથન નાચશે, [9]જેનું પીછું પાર્વતિ માત
જ્યોતિ કુંડાળે ઝળકતું

---

૧. કાર્તિક સ્વામી ઇંદ્રનો સેનાપતિ. ૨. શિવ.

૩. વીર્ય. ૪. હોમેલું ગ્રહણ કરનાર અગ્ની.

૫. તેજનું વિશેષણ, દેવની સેનાનું રક્ષણ કરવા સારૂ સૂર્યથી પણ વધારે તેજસ્વી જે પોતાનું વીર્ય તે મહાદેવે અગ્નીના મોહોડામાં મૂક્યું હતું તેજ એ કાર્તિક સ્વામી. મુખ અને તે વળી હુતવહનું એ શબ્દો શુદ્ધોત્પતિ સૂચવે છે. તેજ કહેવાનું કારણ એ કે મહાદેવ અને એમાં જૂજવા દેહ સિવાય વસ્તુતઃ કાંઈ ફેર નથી.

૬. "કાર્તિક સ્વામી એવા છે માટે, હે મેઘ, તું તારૂં સ્વરૂપ ફેરવીને ફુલનું વાદળુ થઈજા, અને પછી (આકાશની) ગંગાના પાણીમાં ભીંજેલાં એવાં જે તે ફુલ તેની તું ધારા થઇને એ દેવના મસ્તક ઉપર અર્પણથા" પોતાનાજ દેહને અર્પણ કરવો એ શિવ પૂજનની વિધિમાં ઉત્તમ મનાય છે. એમાં પુષ્પમય આકાશ, અને ગંગાજળમાં ભીંજેલાં ફુલની ધારા એ બે ચિત્ર ઘણાંજ મનોહર છે. મેઘને સઘળા રૂપ ધારણ કરનારો માન્યો છે એટલે આ કલ્પના ક્લિષ્ટ પણ લાગતી નથી.

૭. પહાડમાં ઘનગર્જના ખરે મૃદંગની પેઠેજ વાગ્યા કરેછે તેથી ગર્જના કરી મૃદંગોપાસના કરવાનું કહે છે.

૮. કાર્તિક સ્વામીનું વાહન, મોર. ગર્જના સાંભળીને પોતાના સ્વભાવ પ્રમાણે મોર નાચશે. ઉપર પુષ્પનો વરસાદ વરસાવ્યો અને અહીંયાં કવિ મોરના ટોળાને મૃદંગના અવાજ સાથે નાચતા આપણી આંખ આગળ ઉભા કરેછે એ લલિત ચિત્રમાં શી મણા ?

૯. જે મોરનું પીછું જ્યોતિ કુંડળે ઝળકતું પાર્વતી, પુત્રના વાહનનુંછે છે એમ જાણી, ઉચકીને કમળદળને ઠેકાણે કાંનમાં ઘાલે છે, અને જે મોરના ડોળાંને શિવે પોતાના કપાળમાંના ચંદ્રને અજવાળે પ્રકાશિત કીધાછે તે.

દળ કમળનું કહાડી ધાલેરે ઉચકીને કાને,
શિરશશિથિ શિવે અજવાળ્યારે જેના ડોળાને ૫૧

એમ ઉપાસી [1]શરવણભવને ઉતર તું મારગ આન[2].
ઓથે ઉભાં ખસિ [3]અપ્સરાને ગાંધ્રવ કરતાં ગાન
[4]વીણા ભિંજ્યાના ભયથી.
જા, રંતિ[5]દેવ ગોમેધ બહુ કરનાર તણીરે
[6]સાક્ષાત કીર્તિ સરિતા રૂપી ચંબલને તીરે. ૫૨

[7]તસ્કર ત્રીકમ રંગના તું નીચો [8]નમિશ જળકાજ,

---

૧. શરના વનમાં થએલો, કાર્તિકસ્વામી. એની ઉત્પત્તિની કથા આ પ્રમાણે છે. તારકાસુર નામનો દૈત્ય અત્યંત તપશ્ચર્યા કરીને એવો બળવાન થયો હતો કે દેવતાઓનું લશ્કર તેની આગળ ટકવા ન લાગ્યું. અંતે થાકીને મહાદેવ પાસે દેવતાઓ ગયા અને કાલાવાલા કીધા કે અમને કાંઈ ઉગારો. મહાદેવે પ્રસંન થઇને કહ્યું કે હું તમને યોગ્ય સરદાર આપીશ, અને બીજા કોઇ યોગે પોતાનું વીર્ય જે ખલિત થયું હતું તે અગ્નિના મોંમાં આપ્યું. અગ્નિથી તેનો પ્રતાપ સહન ન થયાથી તેણે ગંગાને સ્વાધીન કીધું. ગંગાએ શર કહેતાં બરૂના વનમાં પુત્રને જન્મ આપ્યો અને કૃત્તિકા નામની રાજ પુત્રીઓએ તેનું પાલણ કીધું. કોઇ કહેછે કે સાત રૂષિપુત્રીઓ પાલન કરનારી હતી. તે ઉપરથી એનું નામ કાર્તિકેય પડ્યું, અને કૃત્તિકા નક્ષત્ર થઇને આકાશમાં રહી. ૨. બીજે. ૩. કીર્તિક સ્વામીની પૂજાને અર્થે આવેલા એમ વ્યંજના કીધીછે. ૪. વીણાની તાંત ભીજાઈ જાય એવી દહેશતે. ૫. ભરત રાજાથી છઠો પુરૂષ. એણે એટલા બધા ગોમેધ એટલે ગાય. હોમવાના યજ્ઞ કીધા હતા કે તેમાંથી જે લોહી નીકળ્યું તેની નદી થઇ ગઈ. એ નદીનું નામ કાળીદાસે આપ્યું નથી, પણ ટીકાકાર કહેછે કે તે ચર્મણ્વતી, જેને હાલ ચંબલ કહેછે. ૬. બહુ ગોમેધ કરનારા રંતિ દેવની જાણે નદી રૂપે સાક્ષાત કીર્ત્તિજ હોય એવી જે ચંબલ તેને કિનારે તું જા. ૭. કૃષ્ણના રંગનો ચોર, એટલે શામ રંગી. ૮. એ નદીમાં પાણી પીવાને તું નીચો નમીશ ત્યારે.

ત્યારે તે નદિનો પટ પહોળો, પણ પામ્યો [1]લઘુતાજ

[2]અતિ અંતરને યોગે

[3]જોઈ સ્વર્ગે ઉભા સુર ધારશે વસુધાએ [4]વિશાળા,

[5]સ્થૂળ [6]ઇંદ્રનીલ મણિ લળકતિરે ધરિ મોતિનિ માળા.૫૩

---

[7]તે ઉતરી [8]દશપુરની સ્રીને આનંદ આપતો જા,

ભ્રકુટિ ભ્રમણ ભરપૂર ભણેલાં [9]ત્રિરંગિલોચન ત્યાં

થનથન [10]નાચી રહેશે.

[11]શી સુંદર શોભા! જાણે રે આ લોચનિયાં તે,

ફુલ કુંદનાં ડોલતાં હોયરે મધુકર સંઘાતે. ૫૪

---

૧. નાહાનાપણું, સાંકડાપણું, લઘુતા પામેલો એટલે સાંકડો.

૨. જોનારા જે દેવ લોકો તે બહુ દૂર છે તેથી એ નદીનો પટ પોહોળો છતાં તેમને બહુજ સાંકડો જણાય છે. ૩ એવો સાંકડો પટ અને તું કાળા રંગવાળો તેના ઉપર વાંકો વળેલો જોઇને દેવતાઓ એમ ધારશે કે શું પૃથ્વી એ વચમાં મોટો ઇંદ્રનીલ મણિછે એવી લાંબી મોતિનિ માળા પહેરી છે? નદીનો પટ તે મોતિની માળા, અને વાદળું તે નીલમણિ.

૪. માળાનું વિશેષણ. ૫. મોટો. ૬. એક જાતનું કાળું જવાહેર. ૭. ચંબલ નદી. ૮. મૂલ અર્થ તો દશ શહેર, પણ ટીકાકાર કહેછે કે એ રંતિ દેવની નગરીનું નામ છે. ચંબલ નદીની લગારેક ઉત્તરે રંતમપુર કરીને એક ગામ છે તેજ એ હશે. ૯. કાળો, ધોળો, ને રાતો. ૧૦.તને જોઇને.૧૧. મેઘને જોઇને દશપુરની સ્રીઓ હરખભરી આંખે ઊચુ જોતી જાય ને સ્વભાવ પ્રમાણે ચારે તરફ રમાડતી જાય, એ શોભા તે કેવી સુંદર! "જાણે એ આંખો તે કુંદના ફુલજ હોય, તે ડોલતાં હોય અને તેની પછવાડી ભમરાઓ અચૂક દોડીને ઉપર બેસી જતા હોય એવું દેખાયછે." કુંદનું ફૂલ તે ડોળો અને ભમર તે કાળી કીકી. આ ઉત્પેક્ષાથી કાળીદાસે દશપુરને કુંદનો એક બાગજ બનાવી મુકયો, કેમકે એ કાંઈ એક સ્રીનું વર્ણન કરતો નથી.

કર [1]કુરૂક્ષેત્રે [2]કાળું આવરણુ પેસતાં [3]બ્રહ્માવર્ત,
[4]ક્ષત્રિજ નક્ષત્રી ક્ષિતિ કરવા ધાયા ધરિને સર્ત;
તે સુચવેછે હજી જે.
જ્યાં [5]ગાંડિવધર [6]શર વરસ્યાં રે મુખ્ય નરપતિઓને,
જ્યમ મૂશલધારે મારિ તું નાંખે કમળોને. ૫૫

---

[7]વ્હાલા વિરોધ વિલોકી હળધર આણી [8]યુદ્ધઅરાગ,
[9]રેવતિના લોચન પ્રતિબીંબે ચકચકતા કરિ ત્યાગ

---

૧. કૌરવપાંડવનું યુદ્ધ થયું હતું તે જગા, પાણીપતનું મેદાન.

૨. વાદળાં ચઢે ત્યારે કાળું આવરણુ થાયજ, પણુ આ ઠેકાણે તે સંભારવામાં બહુ મર્મ રહેલો છે. એ કુરૂક્ષેત્રની લડાઇએ ભરતખંડનું સત્યાનાશ વાળ્યુંછે. બધા ક્ષત્રિયો લડીને નિરવંશ થઇ ગયા અથવા જે થોડા રહ્યા તે એવા નિર્બળ અને પરસ્પર વૈર ભાવવાળા થઇ રહ્યા કે એ લડાઇની સાથેજ દેશની પડતી આવવા લાગી એમ કહીએ તો કાંઈ ખોટું નથી. પાછળથી જ્યારે પરદેશીઓના હુમલા થવા લાગ્યા ત્યારે એ લોકોથી પોતાનું રક્ષણુ થઇ શક્યું નહિ અને ભરતખંડ પરતંત્રપણામાં પડ્યો. એ વખતે જહારેલા ક્ષત્રિયો ઇરાન, ગ્રીસ વગેરે બીજા પરદેશમાં જઇને વસ્યા, અને તે દેશના ઉત્કર્ષના કારણુ ભૂત થઇ પડયા. એવી નાશ કારક લડાઇની ભૂમિ ઉપર દેશાભિમાની કવિ કાળું આવરણુ કરવાનું કહે એના જેવું બીજું કાંઇ સ્વાભાવિક નથી. ફક્ત માંહોમાંહે કુસંપની લડાઇને એટલો તિરસ્કાર ધરેછે તો પાણીપત જેવા આર્યશત્રુ રણુક્ષેત્રની શી વાત? ૩. હાલ એ નામનું ગામડું છે તે નહિ, પણુ અસલ દેશ ગણાતો તે. સરસ્વતિ અને દૃષદ્વતી વચેનો જે મુલક તે બ્રહ્માવર્ત એમ મનુ કહેછે. ૪. પૃથ્વી નક્ષત્રી કરવા સારૂ ક્ષત્રીઓજ સરત બાંધીને ધાયા હતા તેની જે હજી સૂચના કરે છે તે. આ બીજુ ચરણુ ભાષાંતર કરનારની તરફનુંજ બહુધા છે. મૂળમાં તો ક્ષત્રીના યુદ્ધને સૂચવનાર એટલુંજ છે. ૫. ગાંડીવ નામના ધનુષ્યનો ધરનાર, અર્જુન. ૬. બાણુ. ૭. સગાવાહાલાની લડાઇ કૌરવપાંડવ હળધરના સગા હતા, અને તે માંહો માંહે લડવા લાગ્યા તે જોઇને. ૮. યુદ્ધપર અપ્રીતિ આણીને, કુરૂક્ષેત્રના યુદ્ધમાં ન જતાં. ૯. હળધરની સ્ત્રી.

વ્હાલા [1]મદ્યના પ્યાલા,

જઈ સેવિ [2]સરસ્વતિ, સેવ તું જઈ, તું પણ [3]તેથી

[4]ચિત શુદ્ધ થઇશ રહિ કૃષ્ણરે માત્રજ રંગેથી. ૫૬

---

ત્યાંથી જા [5]કનખળ સ્થળ જ્યાં ગળ, [6]જાન્હવિજી ઉતરેય,

[7]શૈલરાજના ઢાળ ઉપરથી—સ્વર્ગ નિસરણી જાણેય;

[8]સગર તનુજની સાચી,

---

૧. "રેવતીના લોચનનું પ્રતિબિંબ પડવાથી ચકચકિત થએલા એવા જે પોતાને ભાવતા મદ્યના પ્યાલા તેનો ત્યાગ કરીને." પ્રતિબિંબ કહેવાનું કારણ કે પ્રથમ પોતાની સ્ત્રીને થોડોએક પાઇને પછી પુરૂષો તે સમયે મદ્યપાન કરતા હતા. હળધરને દારૂ ઉપર બહુજ પ્રીતિ હતી એ પુરાણુ પ્રસિદ્ધ વાતછે. ૨. હળધરે કુરૂક્ષેત્રનું યુદ્ધ થવા માંડયું તે પેહેલાં કંટાળીને સરસ્વતિને કાંઠે એકાંત વાસ કીધો હતો. ૩. તે નદીના પ્રતાપથી. ૪. તું પણ તેથી ચિત્તમાં શુદ્ધ થઇશ અને ફક્ત ઉપરના રંગથીજ તું કૃષ્ણ કહેતાં કાળો રહીશ. આ જગો ઉપર મૂળનો સંસ્કૃત શબ્દ જાણી જોઇનેજ રાખ્યોછે, કેમકે એવો અર્થ પણ તેનો થઇ શકે કે તું કૃષ્ણના જેવો માત્ર રંગમાંજ રહીશ. અને તેની પેઠે તું ગુણે પણ કાળો થઇશ નહિ, કેમકે તેતો ભારતનો મોટો ભડકો સંકોરવામાં આગેવાન હતો. મૂળનો અર્થ એમછે એવું કહી શકાતું નથી, પણ માત્ર કલ્પના બાહેર મૂકીછે. ૫. હિંદુસ્તાનની ઉત્તરે હાલ હરિદ્વાર કરીને મોટું યાત્રાનું તીર્થ છે તેનાથી બે માઇલ ઉપર કનખળ નામનું ગામડું છે તેજ એ. હાલ ત્યાં ગંગાનદી પર્વત ઉપરથી ઉતરતી નથી અને તેમ તેની કીર્ત્તિ પણ હાલ બાકી નથી. હાલ હરિદ્વાર મોટું તીર્થ ગણાય છે. એમ લાગે છે કે ૧૯૦૦ વર્ષની દરમ્યાનમાં ગંગાનદીનો પટ બે માઇલ આઘો જતો રહ્યો. ૬. ગંગા, જન્હુ ઋષિની પુત્રી કેમકે એ ઋષિ એનું આચમન કરી ગયા હતા અને પછી ઘણા કાલાવાલાએ પોતાની જાંગમાંથી કહાડી હતી. ૭. પર્વતોનો રાજા, હીમાલય. ૮. સગર નામનો અસલ એક મોટો પ્રતાપી રાજા થઈ ગયો છે, અને તેના રથના ચક્રથી સાત સાગર થયા છે એમ કહેવાય છે. એ રાજાએ ઘણા અશ્વમેધ કીધા હતા, અને છેલ્લા અશ્વમેધની વેળાએ એનો ઘોડો છૂટો મૂક્યો હતો તેને ઇંદ્ર પોતાની ગાદી જવાની દહેશતે પાતાળમાં કપિલ

અડે [1]ઉર્મી ઊંચે ઇંદુને, ફિણ ખુબ ઉછળે છે!
શું ગૌરિભ્રકુટિ ભણિ હસતી તે શિવ કેશ ઝાલે છે? ૫૭

---

જો જળપ્રાશન કરવાનું મન થાય તને તે ઠામ,
પાછલું અંગ ગગનમાં ટેકી કરને તું શુભ કામ; '
[2]દિગ્ગજ પેર નમીને,
પડિ છાયા તારી [3]શુભ્રરે સ્ફટિક સમ જળમાં!
શું સુંદર સંગમ યમુનાનો થયો [4]અન્યજ સ્થળમાં? ૫૮

---

મુનિના આશ્રમમાં મૂકી આવ્યો હતો. એ ઘોડાને શોધતા શોધતા સગરના ૬૦૦૦૦ છોકરા ત્યાં બૂમો પાડતા આવી પહોંચ્યા. કપિલ મુનિએ ક્રોધ ભરી આંખે ઊંચું જોયું કે તે બળીને ભસ્મ થઇ ગયા. એ અકાલમૃત્યું પામેલા રાજપુત્રોના કલ્યાણને અર્થે ગંગાજીની જરૂર પડી અને તેથી તેને સ્વર્ગમાંથી ભૂલોકમાં આણવાને સગર અને તેના વંશજોએ ઘણી તપશ્ચર્યા કીધી, પણ તેના પ્રપૌત્ર ભગીરથે એ કામની સિદ્ધિ કરી. પ્રથમ પૃથ્વી ઉપર પડી અને શિવજીએ પોતાના માથા ઉપર ધારણ કરી તે આજ જગાએ. એ કથાને અનુસરી તથા ઢોળાવ ઉપરથી પડતી ગંગાનો દેખાવ જોઇને કાળીદાસ કલ્પન કરેછે કે શું આ ખરેખરીજ સ્વર્ગ જવાની નીસરણી તો નહીં હોય?

૧. છોળ, મોજાં, લેહેરો. ગંગાની લહેરો ઊંચે ચંદ્રને અડકતી જોઇને કવિ કલ્પના કરેછે કે શું ચંદ્રમૌલિ જે પોતાના પતિ શંભુ તેની જટા લાડમાં ઝાલવા જાય છે? અને ઉછળતા ફીણની સફેદી જે કે હમેશાં હાસ્યરસની મૂર્ત્તિ મનાએલીછે તે જોઇને કહેછે કે એતો ચીઢાવતી પાર્વતીના સામું પ્રેમગર્વથી હસે છે. આ ઠેકાણે ગંગા અને પાર્વતીનો સપત્નીભાવ એટલે શોકપણું વર્ણવ્યું છે. ગંગા શિવની સાથે લડેછે, અને પાર્વતીથી એ શોકની પ્રેમલીલા સહન થતી નથી તેના સામું જોઇને પોતે અભિમાનથી હસતી જાયછે અને પોતાનું વહાલ વધારે બતાવતી જાયછે. મલ્લિનાથ કહેછે કે ચંદ્ર શબ્દ વાપર્યો છે તે ઉપરથી એમ સમજવું કે મણિમય કેશવાળા પ્રીતમની સાથે શિવનો મુકાબલો કીધો છે.

૨. દરેક દિશાઓમાં રક્ષણ કરવાને જે કલ્પિત હાથી મૂકેલાછે તે.

૩. ધોળાં. જળનું વિશેષણ. ૪. પ્રયાગ સિવાય બીજી જગાએ શું ગંગા યમુનાનો સંગમ થયો? યમુનાના પાણીનો રંગ કાળો છે, એને તેમજ તે ઠેકાણે ગંગાના જે ભાગમાં વાદળાની છાયા પડવાની એટલે તેટલે પટ પણ કાળોજ જણાવવાનો.

પ્હોંચ જઈ તું હીમાચળ પર્વત, [1]હીમ ઉજળો જેય,
જેનિ શિલાએ બેઠિ સુગંધી કસ્તુરિ મૃગ બેઠેય,
જયાંથિજ જાન્હવિ નિકળે.
શ્રમ હરૂા શૃંગે બેસ! શી શોભા તે કાળે!
શું પાર્વતિપતિનો પોઠિયો [2]અંગપંક ઉછાળે ? ૫૯

[3]પવન ઉઠયે, દવ, દેવદારૂ તરૂ સ્કંધ યુદ્ધે ઉત્પન્ન,
જંગલિ ગાયના પુચ્છ ગુચ્છથી ઠામ ઠામ પ્રજલન
કરિ પર્વતને પીડે,
તો ધારા તારિ હજારોએ હોલવવો ઘટેછે:—
આતુરની આરત હરવારે સજ્જન સંચે છે ! ૬૦

તલપ તુંપર મારે છે ટપ દઈ [4]શરભ હસ્તિની ભ્રાંત,
અંગ ભંગ થાવાજ રીશે; તૂં તો ચંચળ જાત
વાત ગગનસું કરેછે.

---

૧. બર્ફ. ૨. કાદવ. હીમાલય પર્વતના શિખર ઉપર વાદળા આવ્યાથી તે પોઠિયો દિલ ઉપર કાદવ ઉછાળતો હોય તેવો દેખાશે. કાદવ તે વાદળાં, અને પોઠિયો તે પર્વત, કેમકે બરફથી તે ધોળો થઇ રહ્યોછે. પર્વતની સુગંધી તે શિવ સંબંધની પવિત્રતા.

૩. ભાવાર્થ:—જો પવન ઉઠવાથી દેવદારના ઝાડની ડાળીઓનાં યુદ્ધને લીધે ઉત્પન્ન થએલો દવ જંગલી ગાયોના પૂછડાંના ગુચ્છાવડે ઠામ ઠામ આગ લગાડીને પર્વતને પીડા કરતો હોય તો, એ મેઘ, તારી હજારો ધારાવડે તે દવને હોલવી નાંખવો એ તને લાજમ છે, કેમકે સાધુ પુરૂષો ધનનો સંગૃહ કરે છે તે માત્ર બીજા ગરીબોના દુ:ખ હરવાને માટેજ. છેલ્લા ચરણમાં કાળીદાસે ઘણોજ ઊંચો વિચાર જણાવ્યો છે.—સ્કંધના ખાંધ અને ડાળીઓ એવા બે અર્થ થાય છે તે અત્રે બને કામના છે.—એ જંગલી ગાયના પૂછડાંના ચંમર થાય છે. જ્યારે દવ લાગે છે ત્યારે એ પૂછડાં સળગે છે અને પછી તો ગાયો વનમાં ગભરાઈનેં દોડેછે તેથી ઠામ ઠામ આગ લાગેછે.

૪. શરભ એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે, અને તે હાથીનો કટ્ટો દુશમન છે. એને માટે એમ કહેવાય છે કે જ્યારે હીમાલય પર્વતના ઊંચ્ચ પ્રદેશ ઉપર વાદળાં અથડાતાં અથડાતાં ચાલ્યા જાયછે ત્યારે હાથી

કર તડ તડ માર કરા તણો—[1]હસ ખડખડ સામું,
[2]અણસમજ્યું આરંભે નથી કોણ પરિભવ પામ્યું ! ૬૧

કોક શિલાપર શિવનું હશે ત્યાં પગલું પડેલું [3]પુનીત,
[4]જોગિશ્વરોએ ચઢાવેલાં ફુલ ચંદને ઢાકયું નિત્ય,
તેનિ પ્રદક્ષિણા કરજે;
[5]જેનાં દર્શનથી જન ભાવિકના [6]પાતિક ધોવાએ,
[7]મરણાંતે સ્થિર શિવ સેવારે કૈલાસે પમાએ. ૬૨

પવન ભરાઈ [8]વેણુઓમાં નાદ મધુર ત્યાં થાય,
સુંદર [9]કિન્નરિઓ તે સંગે કોકિલ કંઠે ગાય

---

છે એમ જાણીને શરભ તેની પછવાડે દોડેછે, અને જ્યારે તે વાદળું ઉંચું ચઢી જાય છે ત્યારે તે ચીઢવાઇને તેના ઉપર ઊંચો કૂદકારો મારે છે. એ કૂદકારાનું ફળ એટલુંજ થાયછે કે તેના હાડકાં મફતમાં ભાગે છે, કેમકે વાદળું તો કયાંનું કયાં ઊંચું ચાલ્યું જાયછે.

૧. કરાનો વરસાદ વરસાવી તેને માર મારવો એજ અહીંયા હસવું કલ્પ્યું છે.

૨. અવિચાર્યું કામ આરંભ કર્યાથી કયા માણસની અંતે હાસી થઇ નથી? સૌનીજ થાયછે. અણસમજ્યું કામ તે વાદળાને પકડવાની આશા રાખવી. જેમ ઉપલા શ્લોકને અંતે ધર્મપક્ષનો ઊંચો વિચાર આપ્યો હતો, તેમ અહીંયા નીતિનો ઘણો બારીક વિચાર આપેછે. ઠેકાણે ઠેકાણે કાલીદાસમાં આવાં બોધક કવિતાનાં પણ ઉત્તમ વચનો આવે છે. ૩. પવિત્ર.

૪. જોગી લોકોએ ચઢાવેલાં ચંદન પુષ્પથી જે પગલું હમેશાં ઢંકાયું રહે છે તેની તું પ્રદક્ષિણા કરજે. ૫. જે પગલાના દર્શનથી. ૬. પાપ.

૭. મુવાં પછી કૈલાસમાં હમેશાં શિવની સેવા જેના દર્શનથી પમાયછે.

૮. વાંસ અને વાંસળી એવા એનાં બે અર્થ થાય છે. આ જગો ઉપર કવિના કહેવાની એવી મતલબ છે કે તે જંગલમાં સૂકા વાંસમાં ભમરાથી જે કાણાં પડેલાં તેમાં પવન ભરાયાથી જાણે વાંસળી વાગતી હોય એવો મધુર અવાજ થાય છે.

૯. કિન્નરની સ્ત્રીઓ, સ્વર્ગની ગાનારીઓ. તે જંગલમાં વસનારીઓ ફરતાં ફરતાં ત્રિપુરવિજયના પદ ગાતી જાયછે.

[1]ત્રિપુરવિજય ઉત્સાહે.

તે સમય ગુફામાં ગાજે જો[2] તું મૃદંગ અવાજે,
[3]શિવવલ્લભ સંગિત થાય રે સંપૂર્ણજ સાજે. ૬૩

---

હોય હિમાચળ ઉપતટ ઉપર જે જે [1]વિશેષ તે જોઈ,
[2]બળિનિયમન તત્પર વામનના શામપાદ સમ હોઈ,

---

૧ ત્રિપુરાસુર નામના દૈત્યને મહાદેવે માર્યો હતો તે પરાક્રમ વિષેની કવિતા તે ત્રિપુરવિજય. ટીએટની પાસેના ભાગમાંજ એ રાજા હતો અને તેથી તેના જુલમથી છૂટનારા મુલકમાં તે પરાક્રમના ગીત ગામડાંઓમાં પણ ફેલાઇ ગયાં હોય એ સ્વભાવિકજ છે. ૨ તું એટલે મેઘ. વરસાદની ગર્જના ગુફામાં પ્રત્યાઘાત પામ્યાથી મૃદંગના જેવી સંભળાય છે એવો અલંકાર આ કાવ્યમાં ઘણે ઠેકાણે આવી ગયો છે. ૩ વેણુઓ વાગે, કિન્નરિયો ગાય, અને તું મૃદંગ વગાડે તો શિવનું વાહાલું જે સંગીત તે સઘળા સાજ સાથે સંપૂર્ણ થાય કહેવાની મતલબ એ કે નૃત્ય જે બાકી રહ્યું તે શિવ પોતેજ પ્રસંન થઇને કરશે. શિવને સંગીત વહાલું છે અને પોતે નૃત્યમાં ઘણા કુશળ તેમ તત્પર છે એ તો પુરાણ પ્રસિદ્ધ વાત છે.

૬૪.૧ જોવા લાયક. ૨ બળીરાજાને બંધન કરવા તત્પર થએલા વામણજીના કાળા પગ જેવો તું થઇને ઇત્યાદિ. બળીરાજાએ દેવતાઓને જીતીને સ્વર્ગમાંથી કાહાડી મૂક્યા હતા, અને પોતાનો અમલ નિશ્ચળ કરવાને સો અશ્વમેધ કરવા મંડ્યો હતો. તેથી એનું પ્રબળ તોડવાને તથા સોમા અશ્વમેધમાં ભંગ પાડવાને વિષ્ણુએ વામનાવતાર ધારણ કીધો હતો, કસ્યપને ઘેર દેવતાઓની મા અદિતિને પેટે જન્મ લીધો. એનો બાંધો ઘણોજ ઠીંગણો અને નાનો હતો તેથી એનું નામ વામન પડ્યું. પાંચ વર્ષની ઉમરે વેદશાસ્ત્રમાં પારંગત થઇને બળીરાજા જે કે સોમ યજ્ઞની પૂર્ણાહુતિ કરવાની તૈયારીમાં હતો તેની પાસે યાચના કરવા ગયા. બળીરાજાના ગુરૂ શુક્રાચાર્યે તો એને ન આવવા દેવાની ઘણીએ તજવીજ કીધી, પણ એ દાનશીળ રાજાએ ન માન્યું, અને ત્રણ ડગલા પૃથ્વી એણે માગી હતી તે આપવાને જળ

પેસ તું [3]ક્રૌંચનિ બારિ;
[4]પ્રતિ વર્ષે આવે જાય જ્યાંથી હંસનિ સ્વારી;
જે [5]ભૃગુકુળદીપક દેવના યશની ખરિ [6]બારી! ૬૪

---

મૂકવા સારૂ ઝારી હાથમાં લીધી. એ વખતે પણ શુક્રાચાર્ય ભમરો થઇને ઝારીમાં ભરાયા અને વામને દર્ભની શેરવડે કચરો કાહાડવાના નિમિત્તે તેની આંખ ફોડી નાંખી તેથી કાણા થયા. બળીએ વામનના હાથમાં જળ મૂક્યું કે તુર્તજ પોતે વૈરાટ રૂપ ધારણ કીધું. એક પગે પૃથ્વી અને બીજે પગે આકાશ રોકીને "ત્રીજા પગની જગા આપ" એમ ક્રોધથી પોકારવા લાગ્યા. ત્રીજો પગ બળીની છાતી ઉપર મૂકવાને ઊંચો કીધો છે તે સમયનું આ ચિત્ર છે. મેઘને કહેછે કે તું આ બારીમાં પેસીશ ત્યારે તારો આકાર પણ આવોજ થશે. ૩ ક્રૌંચ ક્યાં છે તે જણાતું નથી, પણ હીમાળય પર્વતમાંથી ટીબેટમાં જવાની કોઈ ખિંડ અથવા લાંબી નેળ જણાય છે. ૪ જ્યાંથી એટલે જે ક્રૌંચ નામની ખિંડમાંથી દર વરસે હંસના ટોળા જાય છે અને આવેછે. માન સરોવરથી ચોમાસું વીતે હિંદુસ્તાન તરફ આવે અને ચોમાસા આવવા માંડે કે માન સરોવર તરફ પાછા જાય.

૫ પરશુરામ. એ ભ્રગુકુળમાં જમદગ્નીના પુત્ર એ પણ વિષ્નુનો અવતાર ગણાય છે, અને એણે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરીને બ્રાહ્મણને દાનમાં આપી દીધી હતી. એ ઉપરથી એને કવિ ભ્રગુકુળનો દીવો કહેછે.

૬ એવું કહેછે કે પરશુરામ શિવજી પાસે કૈલાસમાં ધનુર્વિદ્યા ભણવા ગયા હતા. ત્યાંથી ભણીને પાછા આવે છે એટલામાં એને કાર્ત્તિકેય સ્વામી સાથે પોત પોતાના સામર્થ્ય વિષે કાંઈ વાદ વિવાદ થયો અને તે ઉપરથી સામો ક્રૌંચ પર્વત હતો તેમાં પરશુરામે મંત્ર ભણીને એક બાણ એવું માર્યું કે તેમાં એક મોટી ખિંડ પડી રહી ક્રૌંચ ખિંડની ઉત્પત્તિની આ કથા ઉપર નજર રાખીને કવિ કહે છે કે એતો પરશુરામની કીર્તિની ખરેખરી સાક્ષાત બારી છે. કહેવાની મતલબ એ કે પરશુરામ પૃથ્વી નક્ષત્રી કરવાને પ્રથમ એ બારીમાં પોતે નહોતા આવ્યા પણ તેનો યશજ એ પર્વત ફાડીને ભરતખંડમાં આવ્યો હતો.

ત્યાંથિ નિકળિ કર [1]ઉંચે ઉંચે ઉત્તર દેશ પ્રવાસ;
થાતું પરોણોપ્રિય તું પ્રીતે જઇને શ્રી [2]કૈલાસઃ—
[3]જો તેડેછે તને તે!
ડગમગ ડોલતાં શૃંગની જો શી શોભા છે!
[4]વીસભુજના બળથી સાંધારે જેના ખખલ્યાછે. ૬૫

---

ચકચકતી ઉજ્વળ બાજૂઓ [1]જેની બર્ફે રોજ,
[2]દર્પણ જે દેવાંગનાનું, ઝબકે વદન [3]સરોજ;

---

૬૫ ૧ ટીબેટની સપાટી દુનીયામાં સૌથી ઊંચી છે તેથી અહીંયાં કવિ ઉંચે ઉંચે જવાનું કહેછે તે વાજબીજ છે. ૨ હીમાળયની ઉત્તરે થોડે એક દૂર એ નામનો પર્વત છે.

૩ એમ કહેવાય છે કે કૈલાસનું શિખર હમેશાં ડોલ્યાં કરેછે અને તે ઉપરથી અત્રે ઉત્પ્રેક્ષા કીધી છે કે "જો જો, તને ડોકું ધુણાવીને બોલાવેછે." બાકી એ વાત તો ખરી છે કે દુનિયામાં કેટલાએક ખડકો એવા થાય છે કે તે જરા જોર કીધાથી ચક્કર ચક્કર ફરે છે અને ગમે તેટલા માણસ મળે તોપણ તે ઉચકી તો નજ શકાય. એવી તરેહનો એક નાનો ખડક ઇંગ્લાંડના કાર્નવાલ પ્રગણામાં પેનઝાન્સની પાસે છે. તેમજ મહાબળીપુર આગળ પણ એવો ચમત્કાર જોવામાં આવે છે. કૈલાસના શિખરને એમ છે કે નહિ તેનો હજી કોઇએ શોધ કીધો નથી. ૪ વીસભુજવાળો તે રાવણ ઉપર જે ફરતા ખડકનો ગુણ કહ્યો તે વિષે કૈલાસ સંબંધી પુરાણમાં એવી કલ્પના કરી છે કે એક સમે રાવણ મહાદેવના દર્શન સારૂ કૈલાસમાં ગયો ત્યારે તેને નંદીકેશ્વર પોળીયાએ અટકાવ્યો અને તે ઉપરથી રકઝક છતાં એ ક્રોધમાં કૈલાસ પર્વતને ઉપાડી ડોલાવવા લાગ્યો એટલામાં મહાદેવ જાગ્યા અને એવા જોરથી પગ ઠોક્યો કે એ પર્વત પાછો પૃથ્વીમાં સજડ થઇ ગયો અને તેની તળે પેલો ઉન્મત્ત રાવણ પણ દબાયો. હજાર વર્ષ પ્રાર્થના કરી ત્યારે તેને છોડ્યો. પણ તે વખતથી એ પર્વતના સાંધા એવા ખખગી ગયા છે કે તેના શિખર ડગમગ ડોલ્યાજ કરે છે.

૬૬ ૧. કૈલાસ પર્વતની—૨ પેલા પર્વતની બાજુઓ બર્ફથી ચકચકતી થઇ ગએલી છે તેથી દેવાંગનાઓને તે દર્પણનું કામ સારે છે.—

૩ કમળ જે પર્વતરૂપી દર્પણમાં દેવાંગનાઓનાં મુખ કમળ ઝબકેછે

લીલા લખાએ જેમાં.

જો છાયું ગગન બહુ શૃંગે રે! જો શો ઉજળો છે!
શકે શંકરના [4]અટ્ટહાસનો એ ઢગ્ગ વળ્યો છે! ૬૬
ખુબ પરતેલા સુરમા સરખો સુંદર તું ધરિ હેત,
કાપેલા ગજ દંત કેરા કટકા સરખા શ્વેત
પર્વત તટપર જાએ,
તવ શોભા એકી આંખે રે જોવા જોગ હું ન્યાળું:—
[1]બળભદ્રજિ શોભે ખાંધપર મુકિ સેલું કાળું! ૬૭
[1]એ ક્રીડાશૈલે કદિ જોય તું ચાલતાં ગૌરિજિ ચર્ણ,
[2]સર્પના ભૂષણ સર્વ ઉતારી હેતે અશરણશર્ણ
હાથ જેને આપ્યો છે;
તો [3]આગળ આવી થંભિ જળ દૃઢ કરિ કાયાને,

---

અને તેઓ જે સઘળી લીલા કરેછે તે ત્યાં ચીતરાય છે. આટલું વર્ણન મૂળ કરતાં વધારે છે. મૂળમાં ૬૫ ને ૬૬ મળીને એકજ સ્લોક છે. ૪ ખડખડ હસવું. આકાશને પહોંચેલા અનંત શિખરો આધેથી બરફવડે ઢંકાયલા જોઇને ઉત્પ્રેક્ષા કરે છે કે એ મહાદેવ જે કૈલાસમાં વસે છે તેના રોજ તાંડવનૃત્યકીધા પછીના ખડખડ હસવાનો આ ઢગ વળીગયો છે કે શું?

૬૭ ૧ બળભદ્રના મોટા ભાઇ કૃષ્ણ. એ જાતે બહુ ગોરા હતા તેથી કૈલાસને એની ઉપમા આપે છે. બળભદ્ર તે બરફથી ધોળો થઇ ગએલો કૈલાસ પર્વત અને કાળું સેલું તે વરસાદનુ વાદળું. ખાંધે લટકતું રહેવાથી એ પર્વતનું અતિ ઊંચાણ સૂચવે છે.

૬૮ ૧ ક્રીડા કરવાનો પર્વત, કૈલાસ. શંભુ રહસ્યમાં કહેછે કે **कैलासः कनकाद्रिश्च मंदरो गंधमादनः ॥ क्रीडार्थं निर्मिताः शंभोर्देवैःक्रीडाद्रयोऽभवन्.** એટલે કૈલાસ, કનકાદ્રિ, મંદર, અને ગંધમાદન એ મહાદેવને ક્રીડા કરવાને સારૂ દેવતાઓએ પર્વત નિર્માણ કીધેલાછે. ૨ મહાદેવને સર્પના ભૂષણ બહુ પ્રિય છે, પણ પાર્વતી બીહે તેથી આ પ્રસંગે તે ઉતારીને પોતાનો હાથ હેતથી આપ્યો છે. ક્રીડા સારૂ જાય છે એ વ્યંજના—૩ જેને કોઇનો આશરો નથી તેને આસરો આપનાર, પરમેશ્વર, મહાદેવ, આ જગો ઉપર એ શબ્દ ત્રીજી વિભક્તિમાં છે—

કર વાટનિ વચમાં પગથિયાં રે ⁴મણિતટ ચડવાને. ૬૮
તું પિચકારી ભલી મળી રે સુરવધુને સુખકારઃ—
કંકણની કોરણ મારે કે છરર છુટે જળધાર,
નિશ્ચય તુજ તનુથી ત્યાં.
તને ધામ વખત જો રમતમાં તે કદિ નહિજ જવાદે,
તો કર્ણકટુ કરિ ગર્જના તું કાં ન બ્હિવાડે? ૬૯
માનસરોવરમાં નવ બ્હીતાં પાન તું કર ધરિ પ્રીત;
કંચન કમળ બગડતાં છો ને, મિત્ર ¹નગેંદ્રને ચિત્ત,
મિત્રનું મ્હાલવું મોઘું,
ઉર ઇચ્છે તો સુરતરૂના પણ પલ્લવને ધુણવજે;
²ઐરાવતમુખ ક્ષણ છાયા તેં કિધિ શું સુત સમજે? ૭૦

---

૪ જો ઉપર કહ્યું તે પ્રમાણે પાર્વતીને પગે ચાલતાં દેખે તો તું આગળ વહેલો વહેલો આવીને તારા જળને અટકાવ, તારા શરીરને દૃઢ કર (એટલે સંકોચીને પ્રવાહી કે જળરૂપ હોય તે કાહાડીને નક્કર રૂપ ધારણ કર.) અને શિવ પાર્વતી મણિતટના શિખર ઉપર ચઢવાને જાય છે તેમને સારૂ વચમાં તારા દૃઢ કરેલા શરીરના પગથિયાં કર. મતલબ કે તું બરફ રૂપ વચમાં જઇને પગથિયાના આકારમાં પડ કે તેમને ચઢતાં અઘરૂં નહિપડે. આટલા ઊંચા પર્વત પર એમ થવાનુંજ એમાં એ કાંઈ સંદેહ નથી તેથી કવિની કલ્પના કેવળ અકલીષ્ટ છે. આ ઠેકાણે પાર્વતીને ચાલતાં જોઇને આ પ્રમાણે કરવાનું કહ્યું તેનું કારણ કે તે સ્ત્રીજાતિ છે, અને તેની સ્વાભાવિક કોમળતાને લીધે તેને તો ચઢવું બહુજ કઠિણ—મણિતટ એ કૈલાસનું ઊંચામાં ઊંચું શિખર છે, અને તે બહુ પવિત્ર ગણાય છે, કેમકે એ શિવને બહુજ પ્રિય છે.

૭૦. ૧. પર્વતનો ઇંદ્ર, પર્વતનો રાજા, કૈલાસ. હીમાળયને ગિરિરાજ કહ્યો ત્યારે કૈલાસને ઇંદ્ર કહે, તોજ શોભે. ૨. ઇદ્રનો હાથી. ઇંદ્ર ત્યાં મહાદેવના દર્શન કરવા આવ્યો હતો એમ આ શબ્દ સૂચવે છે. ઐરાવત ત્યાં પાણી પીતો હોય તે વખત તું જરા તેના મોં ઉપર તારા વાદળા વડે છાયા કરેછે. એમ જે તું કરેછે તે શું તેના કદના અને રંગના સરખાપણા ઉપરથી તેં તારૂં બચ્ચુંછે એમ ધારીને?

[1]અલબેલી અલકાપુરી, ઓ! પેલી ગિરિ ઓછંગ,
ગંગા રૂપિ પટકુળ કટિ તટથી લટકે રૂપેરી રંગ,
[2]એ કયમ દીઠિ ભુલાએ?
જળ બિંદુનિ ધારા તારી તો જાણે[3] મોતીની.
હોય શેરો લબડતિ શીરથી સુંદર રસભીની. ૭૧

## उत्तरमेघ.

હે ઘન! ગગન ઘુમે ઘર ત્યાંનાં શકે બકે તુંથિ હોડ!
તારા ધનુષ સમ ચિતર્યાં ચળકે; તૂં ગર્જે ધરિ કોડ,
તો ત્યાં મૃદંગ બજે છે;
તુજ અંગે જળકણ ઝળકે, તો રંગ ભૂમિએ મણિ ત્યાં;
તુજ સંગે ચપળા ચમકે, તો ત્યાં લલિતજ વનિતા. ૧

---

૭૧. ૧. અહિંયા અલકાપુરીને રસભરી સ્વાધીનપતિકા નાયકાની ઉપમા આપી સુંદર છબી ચીતરી છે. ૨. એકવાર દીઠી કે આ નગરી અથવા નગરી રૂપી સ્ત્રી તે કેમ ભૂલાય? સાધારણ સૌંદર્ય હોય તો કદાપિ ભૂલાય પણ ખરી એમ કહેવાની મતલબ છે. ૩. વાદળાં તે અલકાપુરી નગરીનો કાળો ચોટલો, અને વરસાદની ધારા તે મોતીની શેરો એવો અહીંયા સુંદર તરંગ ઉઠાવ્યોછે. આ બે લીટી વડે સ્ત્રીની ઉપમા અહીંયા સંપૂર્ણ કીધી.

૧. અહિંયા મેઘનો અને ત્યાંનાં ઘરનો મુકાબલો કરીને તેઓને એક રૂપજ ઠેરાવ્યાં છે. પ્રથમતો તેઓની ઊંચાઈ સરખી છે એમ કહી, વર્ષાદના ધનુષની સાથે તે ઘર ઉપરના નવરંગી ચિત્ર, ગર્જનાની સાથે મૃદંગનો અવાજ, જળકણની સાથે મણિઓ, અને વીજળીની સાથે ત્યાંની સ્ત્રીઓનું સરખાપણું અનુક્રમે બતાવ્યું છે. એક મોટા રાજમેહેલમાં નાચ રંગ જામી રહ્યો છે અને ત્યાંથી સુંદર નાયકાઓના ઝળકારા કોઈ કોઈ વખત બહારના તટસ્થ જોનારાની ચકિત દૃષ્ટિ ઉપર પડેછે એ જેણે જોયું હશે તે આ અનુપમ ચિત્રની ખુબી જાણી શકશે. હવેથી અલકાપુરીનું વર્ણન શરૂ થાયછે અને તે એવા રસમાં લખ્યુંછે કે પાછલા બધા વર્ણનોને ભૂલાવી દેછે અને દેવભૂમિ તે દેવભૂમિજ એમ આપણી પાસે આનંદની સાથે કહેવડાવે છે.

જ્યાં અલએલડિઓને હાથે, કમળ રમણને કાજ;
કુંદ કળીએ, કેશ ગુંથ્યા છે; પામ્યું પાંડૂતાજ
મુખડું લોધર ફુલ રજથી;
નવું કુરબક છે, અંબોડલે; સરસવ ફુલ કર્ણે;
છે સેંથે કદમ ફુલ સુંદર જે ઉગે તુજ [1]ચરણે. ૨
નિત્ય કુસુમ જ્યાં હોય તરૂને, સંગે ભ્રંગ ગુંઝાર;
નિત્ય કમળ આપે [1]નલિનીઓ, [2]જેને હંસનિ હાર;
ચોગમ વીટી વળીછે;
નિત્ય પિચ્છ પ્રકાશિત [3]મોરને મુખ મધુરી વાણી;
નિત્ય અજવાળી જ્યાં રાતલડી રમણિક [4]તમહાણી. ૩
આંસુ તો આનંદનાં જ્યાં, અન્ય નિમિત્તે નહીંજ;
રોગ તો જ્યાં કામજ્વર માત્રજ, જે પ્રિય મળવેથીજ,
સહજ સુખે સમિ જાએ.
નહિ પ્રેમના માન વિના બિજો વિજોગ તો જ્યાંહી;
જ્યાં જોબન વણ વય બીજુંરે જન જાણે નહીં. ૪

---

૨. ૧. તારાં પગલાંથી, તું આવ્યાથી, વર્ષાઋતુમાં. આ શ્લોકમાં કવિ ત્યાંની સ્ત્રીઓનો સાદો સણગાર વર્ણવે છે, પણ તેમાં જે ફૂલ વર્ણવ્યાં છે. તે જૂદી જૂદી ઋતુનાં છે. કમળ શરદઋતુમાં, કુંદની કળી હેમંતઋતુમાં, લોધ્ર શિશિરઋતુમાં કુરબક વસંતઋતુમાં, સરસવ ગ્રીષ્મઋતુમાં, અને કદમનાં ફૂલ વર્ષાઋતુમાં થાયછે. એ રીતે વર્ણન કરીને એમ સૂચવે છે કે આ દેવભૂમિમાં સઘળી ઋતુનાં ફૂલ પ્રત્યેક ઋતુમાં થાયછે.

૩. આ છંદમાં ત્યાંનું અદ્દભૂત સૃષ્ટિસૌંદર્ય વર્ણવ્યું છે. ૧. કમળનું ઝાડ. ૨. જે કમળના ઝાડને ચોગમ હંસની હાર વીટી વળીછે. ૩. વર્ષાઋતુમાંજ મોરના પીછાં પ્રકાશિત થાય અને તે મધુરીવાણી બોલે એમ ત્યાં નથી. ૪. અંધારાની નાશ કરનારી. ત્યાં શુકલપક્ષને કૃષ્ણપક્ષ એવો ભેદ નથી, પણ હમેશાંજ અજવાળી રાત છે.

૪. આ ઠેકાણે ત્યાંના લોકનાં સુખ વર્ણવે છે. જ્યાં એટલે જે નગરીમાં આંશુ તો ફક્ત હર્ષનાંજ હોય છે, પણ બીજા કારણનાં હતાં નથીજ, જ્યાં રોગ તો ફક્ત કામજવર છે જે રોગ કે પ્રિય પુરૂષ કે સ્ત્રીના મળવા થકીજ ઝટવારમાં સમી જાયછે, અને ઉલટું સુખ થાયછે, જ્યાં પ્રેમમાં

આરસ કેરિ અગાસિયોમાં તારાનું પડે તેજ—
જાણે રત્ન જડીત અમૂલ્ય કો ગલિચો ઝળકેજ—
ત્યાં પિઉ પ્યારિ બેસેછે.
[1]રસવર્ધનહાર મંદારનું મ્હસ મદ્ય ઉડેછે
મંદ મંદ મૃદંગે થાપ ત્યાં ખુબ રંગે પડેછે. ૫
[1]મંદાકિનિને તિર મંદારનિ છાયા હેઠે જ્યાંય,
શિતળ પવનમાં બેસે બાળા,[2]ગૂઢમણિ ખેલ ખેલાય
સોનાની રેતીમાં.
કો મુઠ્ઠિ મણિનિ સંતાડતી કો ખોળતિ ખંતે,
[3]સુરસાથ કરે સ્નેહ યાચના તે ધરતિન [4]ચંતે. ૬
નીવી બંધન તોડિ તાણે જ્યાં પિયુ થઈ હેતે અધીર,
બિંબ સરીખા હોઠવાળીનું ઢીલું પડેલું ચીર,
તે થઈ લજ્જા ઘેલી;
દીપ રત્નરૂપી હોલવવારે ભરિ મુઠ્ઠિ ગુલાલે,
તે તરફ ફૂંકે પણ જ્યોતતો બળે અધિક ઝગારે. ૭

---

એક બીજા સાથે જરાવાર રિસાય તે વિના બીજી જાતનો વિજોગજ નથી, અને જ્યાં જુવાની શિવાય બીજી ઉમરતો લોકો જાણતાજ નથી. સારાંશ કે ત્યાં દુ:ખ નથી, રોગ નથી, પ્રિયમરણ કે બેવફાઇ નથી, અને સઘળાં સદાકાળ યુવાવસ્થામાંજ રહેછે.

૫—૧. રસને વધારનાર. મદ્યનું વિશેષણ.

૬. ૧. આકાશ ગંગાને કિનારે. ૨. એ નામની કોઈ જૂની રમત જણાય છે. મલ્લિનાથ કહેછે કે એ દેશી રમત છે. એ રમતનું સ્વરૂપ તો આ કવિતામાંથીજ સમજાય છે. સોનાની રેતી, ને સંતાડવાનાં મણિ, એ કવિની આપેલી એ બાળાઓની સમૃદ્ધિ બતાવે છે. ૩. દેવતાઓની ટોળી, તે બાળાઓનો પ્રેમ મેળવવાને કાલાવાલ કરનારા દેવતા.—૪. ચિત્તમાં પણ બાળાઓ તેઓના બોલવાને ન ગણકારતાં રમતમાંજ લાગુ રહે છે. આ અજ્ઞાતયૌવનાનું વર્ણન થયું.

૭. તે બાળાનું અહિંયા મુગ્ધાપણું વર્ણવ્યું છે. મુગ્ધામાં અત્યંત શરમ, અને ઘણી વાહાલી લાગે તેવી પણ એક જાતની નાદાની હોય છે. મુગ્ધાનો અર્થજ મૂર્ખ થાય છે. ગુલાલની મુઠ્ઠી નાંખીને સુરત સમયે દીવો હોલવવા જવું એ મુગ્ધાનું શરમાળપણું અને લલિત ચાતુર્ય, પણ રત્નનો દીવો એ રીતે ન હોલવાય એમ ન સમજવું એ નાદાની.

જ્યાં તુજ સરખો [1]પયોદ કોઈ [2]પવનથિ પામ્યો પ્રવેશ;
મુંહે બગાડી સાતમા માળનિ સુંદર છબિઓ બેશ,
[3]ઝટ જાળીયામાંથી;
સંકોચાઈ ધૂમ્રરૂપે પળે [4]બહુરૂપિ પાછો રે,
ભયભીત થયો હોય જાણે રે નિજ કૃત્ય [5]અઘોરે. ૮
છપ્પર ખાટનિ ઉપ્પર ઝીણી જાળે [1]ગૂંથ્યા જ્યાંય,
[2]ચંદ્રકાંત મણિ, ચંદ્ર પ્રતાપે, [3]તૂં નહિ હોયે ત્યાંય,
ત્યારે, [4]માઝમ રાત્રે,
જળ બુંદ ઝરપિને રામાનિ રતિ [5]ગ્લાનિ ઉતારે,
તન જેનું જુલમિ ભુજબાથેરે થકવ્યું [6]પ્રાણપ્યારે ૯
સાંજસમે જ્યાંશે'રનિ બાહર [1]વિભ્રાજ્ય બાગે રોજ
અક્ષય લક્ષ્મીવંત રસીકનર સંચરે કરવા મોજ,
[2]ગાંધ્રવ ગણ લઈ જોડે,
સ્વર ઊંચે સુંદર ગાન જે કરતા બહુ[3] વાટે,
પણ મન ને શ્રવણ તો લીન છે પ્રિય [4]સહચરિવાતે. ૧૦

---

૮. ૧. વાદળું.—૨. પવનને આ ઠેકાણે દૂતની ઉપમા આપી છે, અને મેઘને પરમંદીરમાં પેસનારો વ્યભિચારી કલ્પ્યો છે.—૩. મલ્લિનાથ કહેછે કે એવાં કામ કરનારને જાળી બારીઓ વગેરેમાંથી નાસી જવું પડેજ. ૪. મેઘ તો બહુ રૂપ ધારણ કરનારો છેજ, અને એવા પુરૂષને પણ એમ કરવુંજ પડે.—૫. બહુ ભયંકર, જોખમ ભરેલા પોતાના કામથી જાણે બીધો હોય તેમ નાશી જાય છે.

૯. ૧. ચંદ્રકાત મણિનું વિશેષણ.—૨. એ મણિને માટે એમ કહે છે કે એના ઉપર ચંદ્રના કિરણ પડ્યાથી તેમાંથી પાણી ઝરપેછે.—૩. વરસાદ. વાદળાં વગરની નિર્મળ રાત્રે.—૪. મધ્યનો અપભ્રંશ શબ્દ. મધરાત્રે. ૫. થાક.—૬. પ્રાણના જેવો જે પ્યારો તેણે, કંથે.

૧૦—૧. રાજ બાગ, કુબેરનો જે મોટો બાગ છે તેનું નામ.—૨. ગવૈયાનું ટોળુ. ૩. રસ્તામાં આગળ ગવૈયાઓ ગાન કરતા જાય, અને પેલા રસીક શ્રીમંતો મોજ કરતા કરતા ચાલ્યા જાયછે. ૪. સહ કેહેતા સાથે, અને ચરી એટલે ચાલનારી, પોતાની જોડે જે સુંદરીને લઇને ફરવા નીકળ્યાછે તે. એ પ્યારી સુંદરીની વાતમાં તેનું મન અને કાન તો લીન થઈ

ઠામઠામ વાટે વેરાણાં વેણિથિ ફુલમંદાર;
કર્ણથિ કમળ કનકનાં, કહિં કહિં શિરથી શેરો અપાર,
મુક્તાફળ મોઘાંની;
ને સ્તનસ્થળ ત્રૂટયા હાર;—[1]એ સૌ સુચવે પ્રભાતે,
આ મારગ માનુનિઓ મઝામાં મા'લી રાતે. ૧૧
[1]ધનેશ સ્નેહથિ શંભુ વસેછે એ સ્થાનક સાક્ષાત,
[2]માટે[3]મન્મથ મધુપપણછયુત ધનુષ ધરે નહિ હાથ
ધાક થકી જે ધામે;
પણ કામિનું કાળજ કોરવાનું [4]કાર્ય તો થાયે
અતિ અચૂક ચતુર વનિતાનાંરે કટાક્ષનિ સહાયે. ૧૨

---

ગયાછે. કહેવાની મતલબ એ કે આગળ ગાયન ચાલેછે પણ પ્રિય સંભાષણના માધુર્ય આગળ તે ઉપર તેઓ ધ્યાન આપતા નથી.

૧૧. ૧. એ એટલે વેરાએલાં મંદારનાં ફુલ, સોનાનાં કમળ, મોતીની સેરો, અને ત્રૂટેલા હાર જે રસ્તામાં ઠેકાણે ઠેકાણે પડેલાં છે તે સવારમાં બીજા જોનારને સૂચવેછે કે આ રસ્તે રાત્રિ સ્ત્રીઓ મઝામાં માહાલી હતી.

૧૨. ૧. ધનેશ કહેતાં કુબેરની સાથે મત્રીછે તેથી શિવજી સાક્ષાત્ એ સ્થાનકે વસેછે. સાક્ષાત્ કહેવાનું કારણ એ કે મૂર્તિરૂપે નહિ તે તો બધે હોયજ.—૨. એ માટે એટલે અહિંયા સાક્ષાત્ શિવજી વસેછે તેથી. ૩. કામદેવ. ભમરાની પણછ છે એવું જે પોતાનું ધનુષ તે કામદેવ એ ઠેકાણે શિવજીના ધાકથી પોતાના હાથમાં ધારણ કરતો નથી. મહાદેવે એક વખત કામને બાળી મૂકયો હતો તે દિવસથી એ બીહીતોજ ફરેછે. ભમરાનું ધનુષ પુરાણમાં કામદેવને સારૂં કલ્પ્યુંછે તે તેના તીવ્ર ડંખના કારણથી. ૪. કામ, હેતુ. ભમરાનું ધનુષ્ય કામદેવ ધારણ કરે તેનો હેતુ તો એજ કે કામીનાં અંતઃકરણ કોરવા, અને તે હેતુ તો અચૂકજ ચતુર વનિતાના કટાક્ષની મદદવડે અહીંયા પૂરો પડેછે. મતલબ કે સ્ત્રીઓની કટાક્ષ તે અહીંયા કામદેવનું ધનુષ્ય. ભમર ને ધનુષ્યની ઉપમા તો તેના આકાર ઉપરથી સાધારણ રીતે અપાયજ છે, પણ કામદેવના ભ્રમર યુક્ત ધનુષ્યની ઉપમા તેના શામવર્ણ ઉપરથી વધારે સંભવેછે, અને રસમાં બેહદ વધારો થાયછે.

સુંદરિઓને સુરતરૂ એકલું આપે સૌ સણગાર:—
ચારૂ ચીર વિચિત્ર, વળી બહુ કુસુમ કળી દળસાર,
ભૂષણ વિવિધ વિધીનાં,
વળિ ચરણ કમળ ચીતરવાને અલતો, વળિ, વીરા,
[1]લાલિત્ય અલૌકિક લોચને લાવનારિ મદીરા. ૧૩
ધનપતિ ધામથિ ઉત્તરે ત્યાં, ઓ! દીસે મુજ વાસ!
બારણે [1]તોરણ રત્નજડીતજ ઓપે ઊંચું આકાશ—
[2]ઇંદ્રિ ધનુષ હોય જાણે—
છે [3]બાળમંદારજ, [4]બાળાએ [5]બાળકવત પાળ્યો,
ઉભો આંગણે, હસ્તે [6]અડાતો રે ફુલલુમખે વાળ્યો. ૧૪

પાળે પાનાં જડેલું ત્યાં છે એક તળાવ રસાળ,
કનકનાં પત્ર ને વિદ્રૂર મણિની ચળકતિ કાળી નાળ,
એવાં કમળે ઢંકાયું,
નીર નિર્મળ જેનાં જોઇને બહુ હંસ વશ્યાછે,
ચોમાસે પણ નહિ પાસેનું માન સરવર વાંછે. ૧૫

---

૧૩. આ શ્લોકમાં કહેવાની મતલબ એછે કે સ્ત્રીઓનો ઘણો શણગાર ફક્ત કલ્પ વૃક્ષ ઉપરથીજ મળેછે.—૧. લોચનમાં અલૌકિક લાલિત્ય લાવનારી જે મદીરા તે.

૧૪. ૧. દરવાજાનીકમાન. ૨. એ કમાનના ઊંચાપણા ઉપરથી અને તેના ઉપર રંગાબે રંગી રત્ન જડ્યાછે તે ઉપરથી એને ઇંદ્રધનુષ અથવા મેઘધનુષની ઉપમા આપેછે. ૩. મંદારનું નાનું ઝાડ.—૪. એની સ્ત્રી. બાળા કહેવાનું કારણ કે ઝાડ ફુલનો શોક બાળાને વધારે હોયછે.—૫. જાણે પોતાનું છોકરૂં હોય તેમજ તેણે એ ઝાડ પાળીને મોટું કીધુંછે. એ અતિ સ્નેહ દર્શાવેછે. ૬. હેઠે ઉભેલા માણસથી હાથવડે અડકી શકાય એવો ભાવાર્થ:—મારી સ્ત્રીએ પોતાના બાળક પ્રમાણે પાળેલો બાળમંદાર ફુલના ભારથી હાથે અડકી શકાય એટલો વળી ગએલો ત્યાં આંગણા આગળ ઉભો છે.

૧૫. પાળે પાનાં જડેલાં છે એવું, અને સોનાનાં પાંતરાંવાળાં તથા વિદ્રૂર મણિની ચળકતી કાળી નાળવાળા કમળોથી ઢંકાએલું એક ત્યાં રસાળ સરોવર છે, જેના નિર્મળ પાણી જોઇને બહુ હંસ ત્યાં વાસો કરીને

[1]મારિ પ્રિયાનિ પ્રિયા રંગ ટેકરી ત્યાં છે તળાવને તીર,
[2]કનક કદલિવન ચોગમ ચળકે, નીલમણીમય, વીર,
[3]શિખર સરસ શોભે છે.
તે સાંભરિ આવે છે હવાં ચિત ચમકિત હોઈ,
ચોબાજુ ઝબુકતી વિજળીઓમાં તુજને જોઈ. ૧૬

---

માધવિ વેલનો માંડવો ત્યાં; ફરતા કુરૂબક છોડ;
પાસે લાલ અશોક પ્રણમતું પલ્લવે ધરિને કોડ,
ને ચિતચોર બકુલ છે.
એક ઈચ્છે ચારૂ ચરણ, બીજું મુખની મદિરાને,
મુજ પેઠે તુજ ભાભીનારે દોહદને બા'ને. ૧૭

---

રહ્યાછે, અને ચોમાસું આવેછે તો પણ પાસેજ માનસરોવર છે તે છતાં ત્યાં જવાની ઇચ્છા પણ કરતા નથી. ચોમાસે હંસ માનસરોવરે જાયજ, પણ આ તળાવ એવું સુંદર છે કે તેઓને તે સાંભરતું પણ નથી.

૧૬. ૧. મારી પ્રિયા કહેતાં પ્રિય સ્ત્રીને વાહાલી એવી એક રંગટેકરી ત્યાં તે તળાવને કાંઠેછે. રંગટેકરી એટલે જે ટેકરી ઉપર અમે રંગભોગ કરીએ છઇએ તે.—૨. સોનાનાં કેળનાં વન.—૩. તે ટેકરીનું નીલ મણિમય શિખર, ઓ ભાઈ, સરસ શોભેછે, તે ચોગમ ઝબુકતિ વીજળીઓની વચમાં તને જોઇને હમણાં મને સાંભરી આવેછે, અને ચિતમાં ચમક પેદા થાયછે. વીજળીઓ સોનાનાં કદળી વનનું, અને કાળું વાદળું નીલમણિમય શિખરનું સ્મરણ કરાવેછે. રમણ સ્થાન સાંભર્યાથી ચિતમાં ચમક થાય એ સ્વભાવિકજ છે, અને વીજળીઓના ઝબકારાનો વખત સહજ પણ ચિતને ચમકાવી શકેછે.

૧૭. ત્યાં માધવીવેલનો માંડવો; ફરતા કુરૂ બકના છોડ; અને પાસે પાંતરા વડે કોડથી પ્રણામ કરતું લાલ અશોકનું ઝાડ તથા ચિતને ચોરી લે એવું એક બકુલનું ઝાડ છે. તેમાંથી એક એક (લાલ અશોક) તારી ભાભીના કહેતાં મારી પ્રિયાના ચરણની અને બીજુ તેના મુખની મદિરાની દોહદને બા'ને મારી પેઠે ઈચ્છા કરેછે. કહેછે કે સ્ત્રીના ચરણ સ્પર્શથી અશોક અને તેના મુખના કોગળાથી બકુલનું ઝાડ ન ફળતું હોય તો પણ ફળેછે. એને દોહદ કહેછે. અશોકને પ્રણમતું કહેવાની મતલબ એકે પવનથી તેનાં પાંતરાં હાલેછે તેથી પ્રણામ કરતું હોય એમજ જણાયછે.

લીલા વાંસ સમાન પ્રકાશિત, લીલા રત્ન જડીત,
સ્ફટિકના પાયાપર શોભે સ્તંભ સુવર્ણનો નિત્ય,
એ વૃક્ષોની વચમાં;
[1]નીલકંઠને થન થન નચવે [2]જ્યાં સાંજે શામા રે,
કર કોમળે તાલ બજાવતી, કંકણુ [3]ઝણુકારે. ૧૮

એ [1]લક્ષણુ રક્ષણુ કરિ ઉરમાં, [2]દક્ષ દયાળું મિત્ર,
[3]શંખ પદ્મ વળિ ચિતર્યા દ્વારે, દેખી પરમ પવિત્ર,
મંદીર મારૂં ઉલખજે.
[4]નિસ્તેજ થયું નિશ્ચે હશે હમણાં મુજ પાખે!
રવિ આથમે તો અંભોજ નહિ નિજ આભા રાખે! ૧૯

---

૧૮.—૧. મોર. એનું ગળું નીલું છે તે ઉપરથી એને નીલકંઠ કહેછે. ૨. જે સ્તંભ ઉપર. ઉપર વર્ણવેલા સ્તંભ ઉપર મોર ઉભો રહે અને નીચેથી મારી પ્રિયા ગાતી ગાતી કોમળ કરવડે તાલ બજાવે તે પ્રમાણે તે નાચતો જાય.—૩. તાલ બજાવતાં પ્રિયાના હાથના કંકણુનો જે નિયમિત અવાજ થાય તે. એ ધ્વનિ ઉપલા સંગીત વર્ણુનના લાલિત્યમાં વધારો કરેછે.

૧૯.—૧. ઉપલા પાંચ શ્લોકમાં કહેલી ઘરની નિશાનીઓ.—૨. દક્ષ. ડાહ્યો, ચતુર.—૩. કુબેરના નવ નિધિ આ પ્રમાણે ગણાય છે. **"पद्म ऽ स्त्रियां महापद्म शंखो मकर कच्छपौ ॥ मुकुंदनंद नीलाश्च खर्वश्च निधयो नव."** પદ્મ, મહાપદ્મ, શંખ. મકર, કચ્છપ, મુકુંદ, નંદ, નીલ, અને ખર્વ એ નવાનિધિ છે. એમાંના બે શંખને પદ્મ એને બારણે ચિતર્યા હતાં એમ કહેછે. ૪. આ પ્રમાણે ભભકદાર વર્ણુન પોતાના મકાનનું હતું તેમ કરીને પાછો પોતાના તે સમયના રસમાં ઉતરીને યક્ષ કહે છે કે 'પણ તેતો હમણાં નિશ્ચય મારા વિના નિસ્તેજ થઈ રહ્યું હશે, જેમ રવિ આથમ્યો કે અંભોજ કહેતાં કમળ પોતાની શોભા રાખી રહેતું નથી. આ કહેવું પણ ખરૂંજ છે. એકતું એક ઘર ધણીની ગેરહાજરીમાં બધી શોભા છતાં સૂનું દેખાય છે, અને તેના ઉપર ઉદાસીની છાંયા પડે છે. એમ દેખાવાના બે કારણુ છે. એકતો ઘરનો સ્તંભ દૂર હોવાથી તે ધામધૂમ રહીત

તુર્ત તું તુર્ત ઉતરવાને ધર લઘુકરિ કેરૂં રૂપ;
પ્રથમ કહીજે રમણુ ટેકરી તેના રમ્ય અનુપ,
શિખર ઉપર જઈ એસી,
વીજરૂપિ નજર તું ઘરમાં રે ફેરવ ચોપાસે,
હોય આગિયાની ઓળ એવારે અતિ અલ્પ આભાસે. ૨૦

ત્યાં નિરખિશ તું પદ્મિણીરે [1]સ્ત્રીમણિ, રૂપનિધાન,
નાજુકડી જોબનભરિ, જેનાં પાકાં બિંબ સમાન,
અધર સરસ શોભે છે;
જિણિ દંતુડિયો અણિયાળ છે—કળિ કુંદનિ જાણે;
છે લોચન રમણિક રાંકડાં ચોંકિ [1]હરણિ પ્રમાણે; ૨૧

કટિ પાતળિ મુઠ્ઠીમાં માતી; નાભિકમળ ગંભીર;

---

થઈ જાય છે, અને બીજું જોનારના મનની ઉદાસ વૃત્તિનું તેના પર પ્રતિબિંબ પડે છે, અને તે પાછો પોતે જોય છે તેથી તે ઘર નિસ્તેજ થઈ ગયું એમ સમજે છે. આ ઠેકાણે ઉપલું કારણ બરાબર લાગુ પડેછે, કેમકે એ દૂર ગયો, અને પતિવ્રતા સ્ત્રી વિયોગની વ્યથામાં રીબાતી પડી એટલે સેવક વર્ગનું ચાપલ્ય, રાગતાન, નોબત, નગારાં વગેરે ઉત્સવનું તેજ ક્યાંથીજ રહ્યું હોય?

૨૦ ભાવાર્થઃ—પેહેલાં જે રમણટેકરીનું વર્ણન કર્યું તેના રમણ કરવા યોગ્ય શિખર ઉપર તુરત તું જઇને બેસ અને તુરત ઉતરવાને સારૂ નાના કરી કહેતાં હાથીનું રૂપ ધારણ કર (મોટા હાથીની ગતિ મંદ હોય.) પછી જાણે આગિયાનીજ ઓળ કહેતાં હાર હોય એવા અતિ નાના અજવાળા વડે તું મારા ઘરમાં તારી વીજળીરૂપી નજર ચોપાસ ફેરવ. "એટલા થોડા અજવાળાવાળી વીજળી એટલા માટે કહી કે પેલી નાજુક અબળા બીકથી ચમકે નહિ.

૨૧. હવે એ પ્રિયાનું સ્વરૂપ વર્ણવે છે. આ ઠેકાણેથી આ રસમય કાવ્યનો અતિ સરસ ભાગ શરૂ થાય છે. ૧. સ્ત્રી વર્ગમાં મણિની પેઠે શોભી રહેલી. ૨ આ પદ્મિણીનું અચુક ચિન્હ છે. મૂળમાં નીચલો શ્લોક આમાંજ સમાએલો છે, પણ ગૂજરાતીમાં માઈ શક્યો નહિ.

પીન પયોધર મદભર પૂરાં, જેને ભારે શરીર,
કાંઇક નીચું નમ્યું છે,
ધીમે ધીમે ચરણ ચલાવતી નિતંબને ભારે,
શું વર્ણવું? વિધિએ પ્હેલિરે રચિ પૂર્ણ પ્રકારે! ૨૨
તે જ [1]ગૂમ થઈ ગયલી ગોરી જાણ [2]બિજો મુજ પ્રાણ,
રોજનો સાથિ હું દૂર પડેથી જાણે ચકવી સુજાણ
હોય એકલડિ પડેલી.
ઝૂરિ ઝૂરિ અરે વિજોગમાં આ લાંબે દહાડે,
રૂપ વર્ણ્યું બધું વણસ્યું હશે, જ્યમ પંકજ ટાઢે! ૨૩

---

૨૨. આમાં કેટલુંએક કામાતુર પુરૂષને પ્રિય લાગતું વર્ણન કીધુંછે. છેલ્લી લીટીનો ભાવાર્થ—અરે એનું રૂપ તે શું શું વર્ણવું ? વિધિ કહેતાં બ્રહ્માએ પેહેલ વેહેલીજ એને પૂર્ણ પ્રકારે રચી છે. મતલબ કે સૌંદર્યનો સાર બધો એને ઘડતાં ગયો. અને પછી જે શેષ વધ્યું તેમાથી બીજી રંભાદિ સ્ત્રીઓ ઘડાઇ. એ રૂપ વિયોગની પૂર્વે કેવું હતું તે વર્ણવાયું એમ સમજવું.

૨૩ ૧. બોલવા ચાલવાની શુદ્ધ જતી રહી હોય તે. ૨ મારો બીજો પ્રાણ એટલે પ્રાણપ્રિયા. કહેવાની મતલબ એકે મારા દેહને બે પ્રાણ છે:—એક તો મારા દેહમાં છે તે, અને બીજો પેલી પ્રાણપ્રિયા. એ બેમાંના એકે પ્રાણ વિના મારો દેહ ટકી શકે નહી. ભાવાર્થ:—એજ (ઉપર જે વર્ણવી તેજ) ગૂમ થઇ ગએલી ગોરીને મારી પ્રાણપ્રિયા જાણજે, જે કે રોજનો સાથી હું તે દૂર પડ્યાથી જાણે પ્રેમ જાણનારી ચકવીજ હોયની તેમ બિચારી એકલી પડી છે. અરે! આ (ઉન્હાળાના) લાંબા દહાડામાં વિજોગથી ઝૂરીઝૂરીને એનું રૂપ ઉપર જે વર્ણવ્યું તે બધું બગડી ગયું હશે, જેમ કમળ ટાઢથી મરવા જેવું થઈ જાય છે." કવિએ વિયોગ જન્ય રૂપ વર્ણવાની આ ઠેકાણે ઠીક યુક્તિ કરી છે. યક્ષેતો પૂર્વ રૂપ જોએલું અને વળી આશક એટલે તેનું ભભકતુંજ રૂપ વર્ણન કરે એમાં કાંઈ નવાઈ નથી, કેમકે તેને તો પેલા રસભર્યા રૂપનીજ ઝંખના ચાલ્યા કરે છે. તે પ્રમાણે પ્રથમતો કવિએ તેની પાસે વર્ણન કરાવ્યું. પછી વિજોગમાં પડી છે એમ કહેતાં એને સાંભરી આવ્યું કે "હાય એ રૂપ તો ઝૂરી ઝૂરીને વણશી ગયું

જળ ભર્યું, ઝાંખું, [1]અર્ધ છવાયું, જાણે ચંદ્રનું બિંબ;—
તેમજ છૂટિ લટોમાં લપાયું, વ્હાલિનું વદન [2]આલંબ
કોમળ કરપર કરતું;
[3]હાયહાયનિ હુંની ઝાળમાં હોઠ સુકા પડીને,
રૂપ રંગ રહીત થયા; સુઝયાં [4]બહુ નેત્ર રડીને. ૨૪

---

નજરે પડશે નેહથી તે કરતી નિત્ય પૂજન,
આરત ભરિ આતુર અતરથી; કે મુજ વિરહિ વદન;
ચિતરતિ ચિત્ત વિચારી;
કે પુછતિ મધુર મુખિ મેનાને જે પાંજરે પાળીઃ—
"અલિ રસિલિ તને પતિ સાંભરે, તું પણ હતિ વ્હાલી"૨૫
કે [1]ખોળે ધોળે ધોતીએ મ્હેલિ વીણા ઓયાર,

---

હશે." એ સાભળતાંજ એની ઉશકેરાએલી કલ્પના તેના દુઃખી સ્વરૂપનું ચિત્ર ઝટ ચિતરીને એની આંખ આગળ ઉભું કરે છે, અને તે પ્રમાણે એ વર્ણન કરવા નીચે પ્રમાણે મંડી જાય છે.

૨૪ ૧. વાદળાંથી અરધું ઢંકાઈ ગએલું—૨. એક કોમળ હાથના ઉપર અવલંબન કરતું એટલે હાથ ઉપર ટકી રહેલું—૩. હાય! હાય! કરીને જે નીસાસા મૂકે છે તેની હુંની ઝાળમાં હોઠ સુકા પડીને રૂપ ને રંગ વિનાના થઈ ગયા છે. મતલબ કે "પાકાં બિંબ સમાન" જે ઉપર લાલ કહ્યા તેવા હાલ નથી.—૪. અને આંખો રડી રડીને બહુ સૂઝી છે. એમાં મુખને જે આ ઠેકાણે ઉપમા આપી છે તે તો હૂબેહૂબ અને અજબજ છે. બીંબ જેમ અર્ધું છવાએલું કહ્યું તેમ વદન છૂટી લટોમાં અરધું ઢંકાઈ ગયું છે, જેમ ચંદ્ર બીંબ ફીકું દેખાયછે તેમ એ પણ પડી ગયું છે, અને આખરે જેમ તે જળ ભર્યું જણાયછે તેમ અહીયાં આંસુના અને પરિસ્વેદના અંશથી જળ ભર્યું છેજ. આ ઉપમાની વધારે ખૂબી એછે કે આવી દુઃખદાયક સ્થિતિમાં પણ ચંદ્રનું ભાનતો એ મુખ કરાવે છે ખરૂંજ અને ઉપમા પણ ચંદ્રનીજ અપાઈ શકે છે. એ બે ચિત્રો ચિતારાને ચિતરવા જોગછે. નીચલા ત્રણ શ્લોકમાં તે શું કરતી હશે તેનું વર્ણન કરેછે.

૨૬. ૧ વિયોગમાં વિધવા વેશ ધારણ કરવાનું કહ્યુંછે તે પ્રમાણે એણે ધોળું ધોતીઊં પહેર્યું હતું. હાલતો વિધવાઓજ નામનું વૈધવ્ય પાળેછે તો વિજોગણી સ્ત્રીનો આ આચાર અપ્રસિદ્ધ હોય એમાં શી નવાઇ?—

મારે વિષે પદ પોતે રચિને ધારતિ મનમોઝાર
ગાવા ઊંચે સ્વરે તે;
આંશુપાતે પલળતા તંતુને જયમ તેમ સુધારી
વારેવારે વિસરતી ઉઠાવિને નિજ [૨]અલાપદારી. ૨૬

અથવા મારિ [૧]મુદતમાં મહિના કેટલા છે બાકીય,
તે [૨]ઉમરાપર ફૂલ મુકેલાં તે લઇને [૩]ગણુતીય
ભૂમિ ઉપર મ્હેલીને;
કે અનુભવતી સુખ સ્વાદ મુજ [૪]કલ્પિત સંભોગે.
રે એવિજ રમત ગમત છે રે સ્ત્રીઓનિ વિજોગે! ૨૭

એવિ ગમતથી વિજોગડોરે દાહે દમે નહિ તેમ
ગમત ને રમત રહી તજ રાત્રે તજિ સઘળી દિલ રહેમ
તારિ સખિને દમે છે.

---

૨ ગવૈયા ચીજ ગાવા માંડ્યાની અગાઉ સુરાવટ કરીને રાગનું સ્વરૂપ બાંધેછે તે, જેમ કે આ–આ–આ–આ–આ.—ભાવાર્થ. ઓ યારે ખોળામાં ધોળા ધોતીઆ ઉપર વીણા મૂકીને મારે વિષે પોતે પદ રચીને ઉંચેસ્વરે ગાવાનો મનમા વિચાર કરતી, અને તે વિચારથી જે આંશુપાત થાયછે તેથી વીણાના તંતુ પલળી જાયછે તેને સુધારી વારેવારે પોતાની ઉઠાવેલી અલાપદારીજ ભૂલી જતી તે તારી નજરે પડશે. ઉપલા, આ, અને નીચલા શ્લોકમાં નજરે પડશે એ શબ્દ સામાન્ય છે, અને ત્રણે શ્લોક મળીનેજ એક વાકય થાયછે. એ વાકય વડે વિજોગી સ્ત્રીઓ શી રીતે કામ કરેછે તેનાં રસમય સુંદર ચિત્ર આપ્યાંછે.

૨૭—૧ શિક્ષાની મુદત, મને જે વર્ષ દહાડો દેશ નિકાલ કીધોછે તે–૨–ઉમરાની ફુલ વગેરેથી પૂજા કરવાનો ધારો પ્રાચીનછે.–૩. તે ઉમરા ઉપર ચઢાવેલા ફુલમાંથી લઇને જમીન ઊપર મૂકી એક બે એ પ્રમાણે ગણીને જોયછે કે મારા ધણીને પાછા આવવામાં કેટલા મહીના બાકી રહ્યા. કાળીદાસ કવિને આવું સ્ત્રીનું મુગ્ધાપણું પસંદ જણાય છે, અને જે ઊદ્દીપન કરનારા સાહિત્ય વડે વર્ણવ્યુંછે તે રસવર્ધક ઘણુંજ છે. તે છતાં બાર લગી પણ ન ગણી શકવું એ બેશક મારા વિચારમાં તો સ્ત્રીનું ભૂષણ નથી. ૪ ખરેખરો સંભોગ નહિ, પણ મનની કલ્પનામાં થએલો.

મુજ કહેણથિ સુખણી કરવા તું જઈ ઝાંખ બારીએ,
અર્ધજામિનિયે જો જાગતી સતિ સુતિ અવનીયે  ૨૮

[1]પલ્લવ કેરિ પથારિમાંરે એક પાસે એક કોર
શોકે સળી સરખી થઈ ગયલી જાણે ચંદ્રનિ કોર ·
ઉગિ પુરવમૂળ બીજે;
હુંના આંસુમાં કાઢતિ રાતડી, જુગ જેવિ જણાતી,
[2]જે મુજસું સ્વચ્છંદ વિલાસમાં ક્ષણવત ઝટ જાતી. ૨૯

અમૃતવત શિતળ ચાંદરણું આવતું મારગજાળ,
તે ભણિ પ્રથમ સુખદપણું સમરી ધસતિ ખસતિ તત્કાળ
આ અંબુજ આંખડિને

---

૨૮. ભાવાર્થઃ—એવી ગમતને લીધે વિજોગડો દાઢે દમે નહિ તેટલો રમત ને ગમત વિના રાત્રીએ દિલમાંથી સઘળી રહેમ છોડી દઇને તારી સખીને એટલે મારી પ્રિયાને દમેછે. માટે તું મારા સંદેશાથી તેને સુખણી કરવા સારૂ જઇને તું મારા ઘરની બારીમાં નજર કરી પેલી સતી પૃથ્વી ઉપર આ મધરાત્રે જાગતી પડી છે તેને જો—ખરેખરૂં જોતાં આ વાકય આ શ્લોકમાં અધુરૂં છે. નીચલા ચાર શ્લોકમાં સતીનાં વિશેષણો આવેછે, અને એ પાંચ શ્લોક મળીને એક વાકય થાય છે. એ બધામાં તે કેવી રીતે વિજોગના દુઃખમાં પડી છે તેનું રૂદયભેદક વર્ણન કર્યું છે.

૨૯. ૧. વિજોગણી સ્ત્રી રૂની તળાઇમાં સૂએ નહિ તેથી પાંતરા વગેરે પાથરીને સૂતી છે પલ્લવની પથારીમાં એક કોરે શોકથી સૂકાઇને સળી સરખા થઈ ગએલીએ એક પાસે સૂતીછે, જાણે પૂર્વ ભણી જેનું મૂળછે એવી ચંદ્રની એકજ કળા હોયની. પલ્લવની પથારી એ નીલ આકાશની, અને તેમાં એક કોરે એ ગૌર વર્ણીનું એક પાસે વાંકું પડેલું સૂકાઈ ગએલું અંગ શુદ્ધબીજના ચંદ્રના ધોળા તાંતણાની ઉત્પ્રેક્ષા આબેહૂબ સૂઝાડે છે. પૂર્વ ભણી મૂળછે એમ કહેવાથી શુકલપક્ષ સમજાય છે, અને તેથી પૂર્ણોદયની શુભેચ્છા બાંધી શકાયછે. નહીંતો એ ઉપમા અશુભ સૂચક થઈ પડત.—૨ જે રાત્રી મારી સાથે મન માન્યા વિલાસમાં ક્ષણ પ્રમાણે જતી રહેતી હતી તે રાત્રી હમણા જુગ જેવી જણાય છે તેને અતિ રૂદન કરતાં કરતાં કાહાડતી તે સૂતી છે તેને ૪૦

જો ઢાંકતિ જળભરિ ભારે રે પાંપણથી પોતેઃ—
સ્થળકમળ વાદળિએ દોઢે છે ઉઘડયું બિડયું કહો તે! ૩૦
તેલ તજી કઠ્ઠણ થઈ ખુંચતા આવિ ગાલપર વાળ,
તેને ખસેડતિ મ્હેલિ નિસાસા, જેની ફફળતિ ઝાળ
અધર કુંપળિને સેકે,
સ્વપ્ન પણ દર્શન માહરૂં મેળવવા માટે
ઊંઘ ઇચ્છતિ, પણ આંખડલિ તો રૂંધિ આંસુપાતે. ૩૧
તોડિ ફેંકિ દઇ ફુલ ગજરાને, પ્રથમ વિરહની વેળ
બાંધિ શિખા, જે શાપ સમાપ્તિએ છોડિશ હું થઈ ઘેલ
શોકથિ મુક્ત થએલો,
તે કઠણ વિષમ ખુંચતી શિખાને ગાલ ઉપરથી
ક્ષણે ક્ષણે ખસેડતિ લાંબારે નખયુકતજ કરથી ૩૨

---

૩૦. ભાવાર્થ. અમૃતના જેવું શિતળ ચાંદરણું જાળીયાને માર્ગે આવેછે તે ભણી એની કમળ જેવી આંખ પ્રથમ તે સુખ આપનારૂં હતું એ સંભારીને ધસેછે અને (દુઃખ આપેછે તેથી) તરતજ ત્યાંથી પાછી ખસેછે, તેને (તે આંખોને) પાણીથી ભરેલી પાંપણવડે પોતે ઢાંકતી સૂતી છે તેને તું જો. એ દેખાવ કેવો દેખાયછે કે જાણે વાદળાને દહાડે સ્થળ કમળ ઉઘડેલું કે બીડેલું જે કહો તે હોયછે તેવો છે.—વાદળાને દહાડે જ્યારે સૂર્યના દર્શન જરા થાય કે કમળ ઉઘડે, વાંદળું આવે કે બીડાઈ જાય, અને વળી સૂર્ય નીકળે કે પાછું ઉઘડે તેમ આ આંખો વારેવારે બંધ થાયછે અને મીંચાઈ જાયછે એમ કહેવાનો ભાવાર્થ છે. એ વર્ણન નાયકાનું અતિવ્યગ્ર ચિત્ત બતાવે છે.

૩૧. ભાવાર્થ—તેલ નહીં અડકયાથી કઠણ થઈ ગએલા નિમાળા ગાલપર આપીને ખૂંચે છે તેને નિસાસા મૂકી ખસેડતી સૂતી છે ઈ૦, જે નિસાસાની ફફળતી ઝાળ એના ઓઠરૂપી કુંપળને સેકી નાંખે છે. સ્વપ્નમાં પણ કાંઈ કરતાં સ્વામીનું દર્શન થાયછે એમ વિચારીને ઊંઘવાની ઇચ્છા કરતી સૂતીછે પણ આંખ તો આંશુપાતે રૂંધિ લીધીછે તેથી ઊંઘ આવી શકતી નથી તેને તું જો.

૩૨. અમે છૂટાં પડ્યાં તે વેળાએ તેની વેણીઓમાં જે નાના પ્રકરના ફૂલં ગજરા ગુંથ્યા હતા તે તોડીને ફેંકી દઈ જે તણે એક (યોગીના

આભ્રણ સર્વેજ વર્જે કરેલું ઉજ્વલ કોમળ અંગ
વારંવાર મથી મથિ મ્હેલતિ સય્યાને ઓછંગ
¹આ અબળાને જોતાં,
રે નિશ્ચય તૂં પણ કરશેરે નવજળની ધારાઃ—
કોમળ મનના જન બહુધા તો હોયછે કરૂણાળા ૩૩
તારિ સખિનું મન પ્રેમે પુરણ મારે વિષેછે તેહ,
જાણિજ આ પરમાણે માનુંછું તેનિ પિડિત દુખિ દેહ
પ્રથમ વિયોગે થએલી.
નથિ રે! નથિ હું કરતો કંઇ નિજ બળનિ બડાઇ!
કહ્યું તે બધું તુર્ત થશે તને પ્રત્યક્ષજ, ભાઇ! ૩૪
ત્યાં પગલાં તારાં થશે કે, લટકતિ લટમાં લપેલ,
મુજ માટે મધુપાન મુકેથી ભ્રગુટિ વિલાસ ભુલેલ,
લોચન મૃગલોચનિનું,
વામ અંગે ઉચુ ફરકશે રે લુખું અંજન નાંહીંઃ—
શું કમળજ કંપ્યું મચ્છના કુદકાયે કાંઈ! ૩૫

---

જેવી ) શિખા બાંધી છે, અને જે શિખા આશાપ સમાપ્ત થશે ત્યારે હું શોકથી મુક્ત થએલો આનંદ ઘેલો થઇને છોડનાર છું, તે કઠણ અને વિષમ ખૂંચતી શિખાને લાંબા વધેલાછે નખ જેના એવા હાથવડે ગાલ ઉપરથી ઘડી ઘડીએ ખસેડતી સૂતી છે તેને ૯૦

૩૩. ૧. ઉપર જે વર્ણનથી દર્શાવી તે—૨ ભાવાર્થ. સઘળાં ઘરેણાનો જેણે ત્યાગ કર્યોછે એવા પોતાના કોમળ ઉજ્વળ અંગને વારેવારે મથીને પથારીમાં મૂકતી આ અબળાને જોતાંજ તું પણ નિશ્ચય નવાં જળની ધારા કરશે, કેમકે કોમળ મનના માણસો ઘણું કરીને દયાળુજ હોયછે. મલ્લિનાથ કહેછે કે આભરણ ત્યાગ કરવાનું કારણ એ કે શરીર બહુ સૂકાઈ જવાથી તે નીકળી પડ્યાં હતાં. મથી મથી કહેવાથી એના શરીરની અત્યંત અશક્તિ જણાય છે, અને વારેવારે એનું શરીર શય્યાની બહાર જતું રહેતું એ એનો વિરહ આક્રંદ દર્શાવેછે, નવા પાણીની ધારા કરશે એના બે અર્થઃ—એક તો દયાથી આંશુપાત, અને બીજો વરસાદની ધારા તો છેજ. આ ઠેકાણે તું દયાળું એ॰વગેરે કહેવાનો સંદર્ભ અભિપ્રાય એવો કે તું જલદીથી ત્યાં જા, અને વિલંબ કરીશ મા.

થરથર ધ્રૂજશે જંઘા તેની, ગોરી ગોરિ અપાર,
રસભર કદલી થંભ સરીખી, [1]જ્યાં મુજ નખના પ્રહાર,
હાલ નથી કંઈ દિસતા,
[1]જ્યાં મોતિનિ માળ હમેશની નથિ હાલ જણાતી,
[2]સુરતાંતે [1]જ્યાં મુજ હસ્તથી મર્દન વિધિ થાતી. ૩૬
નિદ્રાસુખ જો પામિ હોય તે, તો તું, [1]જલદ દયાળ,
ધીર ધરી ઘડિ પ્હોર તું ઠરજે તે સ્થાનક તે કાળ,
કેવળ [2]મુન્ય ગ્રહીને.'

---

૩૫. ભાવાર્થઃ—ત્યાં તારા પગલા થશે તે સમયે લટકતી લટોમાં લપાઇ ગએલું, એટલે દબાઇ ગએલું, મારા વિયોગના કારણથી (પતિવ્રતા ધર્મ પ્રમાણે) મધુપાન છોડી દીધાથી ભ્રગુટી વિલાસ ભૂલી ગએલું, અને અંજન વિના લૂખું પડી ગએલું એ મૃગલોચનીનું લોચન ડાબા અંગ તરફ ઉંચું ફરકશે, અને જાણે માછલીના કુદકારાથી કમળ કંપાયમાન થયું હોય એવી શોભા થઈ રહેશે. એમાં આંખ તે માછલી, અને શરીર તે કમળનો વેલો. આંખને તેની ચપળતાને માટે, અને શરીરને તેની કોમળતાને માટે કમળની ઉપમા આપવામાં આવેછે. આંખ ફરકવાનું કહ્યું તેનો આશય એકે સ્વામીનો શુભ સંદેશો લઇને આવેછે તેના શુકનમાં તેમ થશે. એ આંખના ફરકવાના યોગથી એનું આખું વામ ફરકશે એ એના શરીરની અતિ નાજુકાઈ બતાવેછે, સ્ત્રીના સઘળાં વામઅંગનું એ શુભ ગણાય છે.

૩૬. અંગનું કંપાયમાન થવું કહેતાંજ તેને એની અતિ કોમળતા સાંભરી આવેછે, અને તુર્તજ તે તેની ધ્રુજતી જંઘા સાક્ષાત દેખેછે અને તેનુ વર્ણન કરેછે-૧ જે જંઘા ઉપર. ૨ સંભોગને અંતે.

૩૭. ભાવાર્થઃ—જો કદાપી તેને તે સમયે જરા ઊંઘનું સુખ ગળ્યું હોય, તો હે દયાળુ મેઘ, ધીરજ રાખીને ઘડી પહોર તે ઠેકાણે કેવળ મુન્ય ગ્રહીને બેસજે. કેમ કેમ કરતાં આજે સ્વપ્નમાં ભુજ રૂપી વેલીની મારે કંઠે મજબુત ગાંઠ પડીછે તેને તુર્તની તુર્ત રખે તું ભાગી નાખતો!-૧ એમાં જલદ સબ્દ સાભિપ્રાય જાણી રહેવા દીધોછે. એનો મૂળ અર્થ પાણી આપનાર અને વ્યંગ અર્થ બળતાને ઠારનાર—૨ મુન્ય ગ્રહીને ઉભો રહેજે એટલે

[3]ભુજવેલિનિ મુજ કંઠે પડી દૃઢ ગ્રંથી આજે
કેમ કેમ કરતાં સ્વપ્નેરે રખે તુર્ત તું ભાંજે! 37
તુજ જળકણુથી શિતળ થએલા [1]અનિલવડે, ઓ [2]ધીર,
માનિનિ ને તું જગાડ, જેનું થયું જોને તાજું શરીર
જાઇનિ નવલ કળીએ,
વીજ વારિ, તયારિ ઉચ્ચરવાની કર વિનય વાણીએ;
સ્થિર ચકિત નજરથી ન્યાળશે તુજ ભણિ જાળીએ. ૩૮

---

ગર્જના બર્જના કાંઇપણ કરતો નહિ, કેમકે નહિતો તેનું નિંદ્રાસુખ જતું રહેશે. નિંદ્રા સુખમાંથી નહી જગાડવાનું વિશેષ કારણ છેલ્લા બે ચરણમાં કહેછે.—૩ ભુજ રૂપી વેલી. સ્ત્રીના કોમળ ભુજ તે વેલી, અને પુરૂશની સુદૃઢડોક તે ઝાડનું થડ. ભુજને વેલીની ઉપમા આપવાની સાધારણ રીતછે પણ આ ઠેકાણે તો ભેટવાના પ્રસંગથી બહુજ ઉચિતછે. એ ઉપમા હાથની કોમળતા, અબળા કેવળ પતિનેજ આધારે રહેલીછે તે, અને કેવા જોરથી ભેટીછે તે સઘળું બરાબર દર્શાવેછે.

૩૮. ૧ પવન. ૨ ધીરજવાળો એમ કહેવાનું કારણ એ કે ધીર નહિ હોયતો ઉતાવળ કરીને ગરબડાટ કરી મૂકે અને તેને સ્વપ્ન સુખમાંથી જગાડે, અને ઉતાવળથી સંદેશો કહે તે પણ બરાબર કહી શકે નહિ. ભાવાર્થ-તારા જળ બિંદુથી શિતળ થએલા પવન વડે, ઓ ધીર, તું તે માનિનિને જગાડ, તારી જાઇની નવી કળીવડે તું તેનું શરીર તાજું કર અને તારી વીજળીને રોકી રાખીને વિનય વાણીથી બોલવાની તૈયારી કર. તે સમયે તે તારી ભણી જાળીમાંથી સ્થિર ચકિત નજરથી ન્યાળશે. ભોજ રાજા કહેછે કે **मृदुभिर्मर्दनैः पादौ शीतलैर्व्यजनैस्तनौ। श्रुतौ च मधुरैर्गीतैर्निद्रातो बोधयेत्प्रभुं.** એટલે પગને વિશે પોચું પોચું મર્દન કરીને, છાતીએ થંડો પવન નાંખીને, તથા કાનમાં મધુર ગીત ગાઇને મોટા માણસને જગાડવા. મતલબ કે મોટા માણસને બૂમ પાડીને ઉઠાડવા નહિ. માટે આ ઠેકાણે શિતળ પવનથી જગાડવાનું કહ્યું તે પોતાની પ્રિયાનું પ્રભુત્વ જણાવે છે.—વીજળી રોકી રાખજે એમ કહેવાની મતલબ એકે તેનું તેજ તેની કોમળ ઊંઘમાંથી તુરતજ જાગેલી આંખ સહન કરી શકશે નહિ, અને તારી સામું જોયા વિના તો તારી વાત સાંભળવામાં રસ નહિ પડે.

હે સધવા, તુજ સ્વામિનો રે મિત્ર મને પ્રિય જાણ,
તેનો સંદેશો મન મધ્યે સંચીને, ઓ સુજાણ,
તારિ સમીપ આવેલો.
હું મેઘછું મિત્રજ મોટો રે વિરહિણિ વનિતાનો
કરિ ગર્જન શ્રમિત પ્રવાસિને ઝપ ચલાવવાનો. ૩૯
ઉત્કંઠાથિ ઉછળતે હૈડે, ઝટ ઊંચિ નજરે તેય,
પુજન કરી, કરશે તન મનથી વચન શ્રવણઃ—જાણેય
પવન તનુજનાં સીતા.
મળ્યો મિત્ર મુખે નિજ ભર્તાનો સંદેશો, ભાઈ,
છે સંગથિ સ્વલ્પજ સ્ત્રીઓને ઓછો સુખદાઈ. ૪૦

---

૩૯. હવેથી મેઘે શું કહેવું તે યક્ષ બતાવેછે. ભાવાર્થઃ—હે સધવા, હું તારા સ્વામીનો પ્રિય મિત્ર, અને તેનો સંદેસો પોતાના મનમાં ભરીને, ઓ સુજાણ, તારી પાસે આવનારો છું એમ જાણ. હું મેઘ છું, જે કે વિજોગણી સ્ત્રીઓનો મોટો મિત્ર. અને થાકી ગએલા મુસાફરોને ગર્જના કરીને ઉતાવળો (પોતાના ઘરભણી) ચલાવનારો છે તે પણ તું જાણ.—એમાં સધવા એટલે સોહાસણ એવું જે સંબોધન મૂક્યું છે તે ઉપરથી વ્યંજના થાય છે કે "ગભરાતી નહિ, તારો સ્વામી કુશળછે."—એમાં પ્રથમ તો સ્વામીનો મિત્ર અને સંદેશો લાવનાર છું એમ કહ્યું કેમકે વિરહિણી વિરહિણી સ્ત્રીને તેજ જોઇએ છીએ, અને પછી વિશેષ એ કહ્યું કે મને સાધારણ કાસદ જેવો ન જાણતી. હું તો વિરહીનો સંયોગ કરાવવામાં સદા તત્પર એવો પરોપકારી મેઘ છું.

૪૦ ભાવાર્થઃ—"(ઉપર બતાવેલા મેઘના બોલ સાંભળતાંજ) તે ઝટ આશાથી ઉછળતે હૈડે ઊંચી નજરે તારૂં પૂજન કરીને તારાં વચન તન મનથી શ્રવણ કરવા મંડી જશે, જાણે પવન પુત્ર જે હનુમાન તેનાં વચન સીતાજી સાંભળતાં હોય! હે ભાઈ, મિત્રના મુખથી મળેલો સ્વામી તરફનો સંદેશો સ્ત્રીઓને સ્વામીના મેળાપ કરતાં થોડોજ ઓછો સુખદાઈ છે, એટલે ઘણું કરીને તેના જેટલુંજ સુખ આપે છે" આ ઠેકાણે સીતા તથા હનુમાનની ઉત્પ્રેક્ષાથી બે વ્યંજના થાયછે. એક તો એ સ્ત્રીનું પતિવ્રતાપણું વધારે ઉજળું દેખાય છે, અને બીજું મેઘમાં દૂતના સઘળા ગુણ હતા તે સ્પષ્ટ થાયછે. રસાકર નામના ગ્રંથમાં એ ગુણો આ પ્રમાણે વર્ણ-

[1]આયુષ્યમન મમ વચનને કારણ, વાળે થાવા [2]કૃતકૃત્ય
કહેજો;—કે હે અબળા તારો કંથ કુશળ છે સત્ય.
રામગિરિ આશ્રમમાં;
તુજ કુશળ પુછેછે કાંપતો તે વિરહ વિપતમાં—;
રે એજ પ્રથમ પુછવું ઘટે આ ક્ષણિક જગતમાં! ૪૧
આલિંગન મનનું આપે એ દૂર પડ્યો દૂર્ભાગ્ય,
વાટ રૂંધી લિધિ, વેરી વિધિએ, તન નાનો નહિ લાગ.
તન અન્યોનાં બન્યાં રે
સરખાંજ સજલ, સૂકાયલાં, વિરહાનળે બળતાં,

---

વ્યાઢે:—"ब्रह्मचारी बली धीरो मायावी मान वर्जितः ॥ धीमानुदारो निःशंको वक्तादुतःस्त्रियां भवेत्" ॥ એટલે બ્રહ્મચારી કહેતાં સ્ત્રી સંગની જેણે ધર્મ બુદ્ધિથી પ્રતિજ્ઞા કીધી છે તે, બળવાન, ધીર, માયાવી કહેતાં નાના પ્રકારના રૂપ ધારણ કરી શકનારો, માનરહિત, બુદ્ધિમાન, ઉદાર, દૃઢમનનો, અને બોલવામાં કુશળ એવો દુત સ્ત્રીઓને જોઇએ. એ સઘળા ગુણ હનુમાનમાં હતા એ તો સહુ જાણે છે અને મેઘમાં પણ છેજ એમ પછાડી છુટક છુટક કહ્યું છે તે બધું અત્રે સમગ્ર સૂચવ્યું.

૪૧ ૧. મોટા આયુષ્યવાળો. રાજા વગેરેને બોલાવતાં આ આશિર્વચનથી માન આપવાનો સંસ્કૃતમાં એક સાધારણ સંપ્રદાય છે. ૨. કરવાનું જે બધું છે તે જેણે કીધું છે તે, કૃતાર્થ, પરોપકારી, એ ઉપરથી એમ સૂચવ્યું કે વિરહીનાં દુઃખ ભાગવાં એ પરમ પુરૂપાર્થ છે.—ભાવાર્થ:—હે આયુષ્યમન, મારા વચનને માટે એટલે હું અરજ કરૂં છું તે કારણથી તથા જાતે કૃતાર્થ થવાના ઉદ્દેશથી તેને કહેજો કે "હે અબળા, તારો કંથ રામગિરિ આશ્રમમાં નિશ્ચય આરોગ્યછે, અને વિરહપીડા ભોગવતો થકો ધ્રુજતો ધ્રુજતો તારી આરોગ્યતાનું પૂછે છે, કેમકે આ ક્ષણિક જગતમાં પ્રથમ એજ પૂછવું જરૂર છે." યક્ષલોક દેવયોનિમાં ગણાય છે, તોપણ તે અંતે નાશવંતજ છે, કેમકે દેવનો પણ કલ્પાંતે તો નાશ થાય છેજ. જ્યારે નાશવંત દેહ છે ત્યારે મિત્રના સંદેશામાં પ્રથમ પૂછવાનું એજ રહ્યું કે જાતે આરોગ્ય છો.

અતિ આતુર, અધિરાં, નાંખતાં નિશ્વાસ ફફળતા! ૪૨
સહુ સખિયો સાંભળતાં સ્પષ્ટજ કહેવા સરખી વાત,
તુજ મુખડાના સ્પર્શને કોડે, કાનમાં ધરિને ખાંત,
કહેતો હતો જે હમેશાં,
તે આંજ હવો હદપાર તુજ લોચનને શ્રવણની,
મુજ વદને વાણિ વદેછે આ ઉર અતિ અમુઝણની! ૪૩
પ્રિયંગુલતામાં કોમળતા તુજ નિરખું હરખી મંન,
[1]ચકિત મૃગલિના લોચનિયામાં[2]મંજુ લ. મન મોહંન

૪૨ **ભાવાર્થ**:—દૂર પડેલો એ દુર્ભાગ્ય મનનું આલિંગન આપેછે. જ્યાં બધો આવવાનો માર્ગ વેરી વિધાતાએ રૂંધી લીધો છે ત્યાં તનના આલિંગનનો કાંઈ સંભવ નથી. અરે? બંનેના તનતો સરખાંજ સજળ એટલે આંસુથી ભીનાં, સૂકાયલાં, વિરહરૂપી અગ્નીમાં બળતાં, અતિ આતુર, અધિરાં, અને હુનાં હુનાં નિસાસા નાંખતાં બની રહ્યાંછે.—પ્રિય પ્રિયાના સંદેશામાં આલિંગન કહાવવું એ ઉચિતજ છે, અને તેની સાથે તનનું આલિંગન અશક્યછે એમ મનમાં આવે એ પણ સ્વાભાવિકજ છે. તન સાંભરતાં બનેના કેવા સરખા હાલ થયાછે તેનું વર્ણન પણ સ્વાભાવિકજ છે.

૪૩. **ભાવાર્થ**:—તારી પાસે ઉભેલી તારી સઘળી સખીઓ સાંભળતાંજ ખુલ્લી રીતે કહેવા જેવી વાત હોય, તે પણ તારા મુખનો એ નિમિત્તે સ્પર્શ થશે એમ જાણી, જે હમેશાં ખંત રાખીને તારા કાનમાં કહેતો હતો, તે આજે તારાં આંખ કાનની હદ બહાર પડ્યાથી આ પોતાના અંતઃકરણની અતિ ગભરામણીની વાત મારા મુખને દ્વારેજ બોલેછે!

૪૪—૪૫. હવેથી નાયકનું બોલવું શરૂ થાયછે. એ કહેછે કે તારૂં પ્રત્યેક સૌંદર્ય આ વનના જૂદા જૂદા પદાર્થમાં દેખાયછે ખરૂં, જેમકે પ્રિયંગુવેલીમાં તારી કોમળતા, ચકિત હરણીઓની આંખમાં તારૂં જોવું, ચંદ્રના બિંબમાં તારા મુખનું તેજ, મોરપીછના ગુચ્છામાં તારા ચોટલાની શોભા, નાની નદીમાં જે લેહેરીઓ થાયછે તેમાં તારો ભ્રકુટીવિલાસ વગેરે. આટલું કહ્યા પછી વિચાર આવેછે કે રખેને પ્રિયા એના અંગના જેવુંજ સૌંદર્ય બીજા પદાર્થોમાં છે એમ કહ્યાથી રીસાય, અને તેથી તેને શાંત પાડવા બોલેછે કે હે અલબેલી, તું અનુપમ એટલે ઉપમા રહીતજ છે; ઓ ડાહી, તું ચીઢવાતી નહીં. તારા જેવું સૌંદર્ય એમ છૂટક છૂટક મળેછે, પણ કોઈ એક ઠેકાણેતારી અખંડિત મૂર્તિ જોવામાં આવતી નથી.

૧. ચકિત કહ્યાથી પદ્મિણિના લોચનનું સંપૂર્ણ ભાન કરાવેછે.—૨ ખૂબ

તવ ³અવલોકન ન્યાળું,

તુજ મુખડા કેરો લખલખાટો લખલુટ ઉઠતો
શું ⁴ચંદ્રના બિંબવિષે વસ્યો પિયુ પુઠે ભટકતો! ૪૪
તારો કેશકલાપ ⁵કલાપિના પિચ્છગુચ્છમાં સોય,
ભ્રુગુટિ ભ્રમણુની ભ્રમણા પડે છે ન્હાનાં ન્હાનાં જ્યાં હોય
લ્હેરિયાં ન્હાનિ નદીમાંઃ—
છાં અનુપજ તું, અલબેલડી, ચિહડવા નહિ, ડાહી,
રે હાય! અખાંડિત તાહરી નથિ મૂર્તિજ કયાંહી! ૪૫
માન ભરી તુજ મુર્તિ ગિરિપર ચિતરિ વિચિત્ર સુરંગ,
ચરણુ નમ્યો હું હોઊં મનાવ્વા એમ ચિતરવા અંગ,
મારૂં હું ચિત ચિતવું કે,
જળ એકઠું થઈ મુજ દૃષ્ટિપર પડદો ઝટ બાંધેઃ—
દુષ્ટ દૈવ એમાં પણ આપણો ન મેળાપ થવા દે! ૪૬
કયમ કયમ કરતાં સાંપડેલી સ્વપ્નમાં સુંદરિ તૂં,

---

સુરત, સુંદર.—૩ જોવું, દૃષ્ટિ—૪ તારા મુખનું તેજ ચંદ્રમાંછે એમ કહેવાથી મતલબ છે, પણ તે ઠેકાણે કલ્પના કરીને કહેછે કે તારા મુખડાનો લખલખાટો જે પહેલાં લખલૂટ ઉઠતો હતો તે શું પોતાના પિયુની (મારી) પૂઠે ફરતો ફરતો આ ચંદ્રના બિંબ વિષે આવીને વસ્યોછે? એ રીતે કહેવાથી ચાર વ્યંજના થઈ. એકતો તારા મુખનું તેજ આ ચંદ્રના જેવું હતું, બીજું હાલ વિયોગને લીધે તેવું રહ્યું નહિ હોય, ત્રીજું એ તેજ પિયુ પરદેશ ગયાથી તેની પછાડી પછાડી ચાલીને અહિંયા ચંદ્રના બિંબમાં આવીને વસ્યું, અને ચોથું ચંદ્રનું તેજ પણ તારૂં તેજ તેમાં વસ્યાથી આવું થયુંછે. આ કલ્પના ઘણી ઉત્તમ, તથાપિ સ્વાભવિક છે. વનમાં એકલો ઉભો ઉભો નાયક ચંદ્રસામું જોયછે, પ્રિયાનું વદન તેને સાંભરી આવેછે, અને તેથી બોલી ઉઠેછે કે એ મારી પ્રિયાની મુખ શોભા અહિયા કયાંથી આવી? મારા વિયોગે તે મારી પછાડીજ ચાલી આવે છે કે શું?—૫ મોર. માથાની વેણીઓ નવરંગી નાડે ગૂંથી હોય ત્યારે તેની શોભા એવીજ થાયછે.

૪૬. ભાવાર્થઃ—આ પર્વતની શિલા ઉપર માનસમયની તારી મૂર્ત્તિ નાના પ્રકારના સુશોભિત રંગવડે ચીતરીને હું તને મનાવવા સારૂ પગે લાગતો હોઊં એમ મારૂં શરીર ત્યાં ચીતરવાનો મનમાં વિચાર કરૂંછું કે ઝટ મારી આંખમાં પાણી એકઠું થઈ આવેછે અને આંખે પડદો બંધાય છે. અરે દુષ્ટ દૈવ ચિત્રમાં પણ આપણો મેળાપ થવા દેતું નથી.

તેને દઢ આલિંગન દેવા હાથ પસારી હું;
બાથ આકાશને ભીડું,
જે જોઈને વન દેવીના પણ લોચનથિ હજારો,
મોટા મોતિડાં જેવડાં આંસુડાં પડે તરૂપર યારો! ૪૭
દેવદારના પલ્લવ પુટને ભેદી, દક્ષિણ દીશ
આવે પવન તે, વૃક્ષના રસનિ સુગંધિ ભરેલો અતીશ
હીમાલય ઉપરથી,
હું એને આલિંગન હેતથી આપુંછું. ઓ! પ્યારી,
તુજ અંગે અડ્યો કદિ હોયરે એમ ઉરમાં ધારી. ૪૮
લાંબા લાંબા પ્હોરની આ દુખરૂપ લાંબી રાત્ર
સંકોચઇ ક્ષણવત થઈજાઓ! થાઓ આ બાળનો ગાત્ર
દિવસ શિતળ સૌ ઋતુમાં!
એમ અર્થ અલભ્યનિ પ્રાર્થના હું નકામિ કરૂંછું,

---

૪૭. **ભાવાર્થઃ**—કેમ કેમ કરતાં, હે સુંદરી, તારૂં દર્શન સ્વપ્નમાં પ્રાપ્ત થાયછે, ત્યારે તેને દઢ આલિંગન દેવાને સારૂ ઊંઘમાં ને ઊંઘમાં હું હાથ પસારૂંછું, અને ખાલી અવકાશને બાથ ભીડુંછું-જે જોઇને વન દેવીઓના પણ લોચનમાંથી મોટાં મોતીના દાણા જેવડાં હજારો આંસુઓ, હે યારો, ઝાડ ઉપર પડેછે.—ઝાડ ઉપર જે મોતીના જેવા ઝાકળના બિંદુ બંધાય છે તે જોઈને યક્ષ ઉત્પ્રેક્ષા કરેછે. આ ઠેકાણે વનદેવીઓનાં આંસુ વૃક્ષ ઉપર પડેછે એમ કહેવડાવવામાં કવિનું ચાતુર્યછે. **महात्म गुरुदेवाना मश्रुपातः क्षितौयदि ॥ देशभ्रंशो महा दुखं मरणंच भवेत्ध्रुवं ॥** એટલે મોટા પુરૂષના, ગુરૂના, અથવા દેવના આંસુ પૃથ્વી ઉપર પડે તો દેશનો નાશ, મહાદુઃખ,કે મરણ થાય એ વૃદ્ધ વાકયને અનુસરી અશુભની વ્યંજના થાય માટે વૃક્ષ ઉપર વન દેવીઓના આંસું પડશે એમ યક્ષે કહ્યું.

૪૮. **ભાવાર્થઃ**—હીમાલય પર્વત ઉપરથી ત્યાંના દેવદારના પલ્લવપુટને ફોડી તેમાં થઇને તે વૃક્ષની સુગંધીથી ઘણોજ ભરપૂર પવન દક્ષિણ દિશા તરફ આવેછે તેને, ઓ પ્યારી, તારા અંગને કદાપિ અટકીને આવ્યો હોય એમ ધારી, હું હેતથી આલિંગન આપુંછું.—પ્રિયના સ્પર્ષમાં આવેલી સઘળી વસ્તુઓ પ્રિય લાગે એ એક પ્રેમનો સૂક્ષ્મ પણ સ્વાભાવિક ધર્મ છે.

અતિ તિવ્ર વિયોગનિ વેદનામાં મૂર્ખ ઠરૂંછું. ૪૯
વારંવાર વિચારિ હું મારો મનવી રાખુંછું પ્રાણ;
તેમ, સુહાગણ, તું પણ તારો પ્રાણ ટકવ નિર્વાણ
જીવને જીવ ગુરૂ કરિને.
સુખ કોનું ટકી રહ્યું સર્વદા ? દુખિ કુણ રહ્યું દાહાડી ?
જવું નીચે ઊંચે નિત ચક્રવત એ ક્રમ છે અનાદી ! ૫૦
ચાતુર્માસું તું કાઢને જયમ ત્યમ આંખ મિંચીને આપ.
સર્પનિ સેજથિ 'સારંગપાણી' ઉઠશે, કે આ શ્રાપ

---

૪૯. **ભાવાર્થઃ**—"લાંબા લાંબા પોહોરની આ દુઃખરૂપ રાત્રી સંકોચાઇને ક્ષણ જેવડી થઇ જાઓ, અને શરીરને બાળતો આ દહાડો સઘળી ઋતુમાં શિતળ થઈ જાઓ." એવી રીતે હું ન મળી શકે એવી વાતની પ્રાર્થના કરૂંછું, અને વિયોગની ઘણી તિવ્ર વેદનામાં મૂર્ખ ઠરૂછું.—મુર્ખ ઠરવાનું કારણ એ કે ન મળી શકે એ વાતની પ્રાર્થના કરવી, અને એમ જાણ્યા છતાં પ્રાર્થના કરાવનાર તે વિયોગની તિવ્ર વેદના.

૫૦. **ભાવાર્થ**—મારો પ્રાણ જે જતો રહેવા તૈયાર થઈ રહ્યોછે તેને હું વારે વારે વિચારના જોરથી મનવી રાખુંછું, તેમ, ઓ સુવાસિની સ્ત્રી, તું પણ તારા જીવનેજ તારા જીવનો ગુરૂ કરીને તારો પ્રાણ નિશ્ચય ટકવી રાખ. (વિચાર કરવાનો એકે ) હમેશાં સુખ કોનું ટકી રહ્યું છે, અથવા હમેશાં દુઃખમાંજ કોણ રહ્યું છે? રેંટની પેઠે ઘડીમાં નીચે જવું, અને ઘડીમાં નીચે આવવું એ નિયમ અનાદિકાલથીજ ચાલ્યો આવ્યો છે. મતલબ એ કે ચડતી ને પડતી પ્રાણી માત્રને લાગેલીજ છે, અને તેથી પડતી હોય ત્યારે એમ જાણવું કે એ નિયમ પ્રમાણે ચઢતી પણ કોઈ વખત થશેજ.—કોઈ એમ ધારશે કે ઉપર તો એ દુઃખમાં ડુબી ગએલો જણાતો હતો, અને હમણાં આટલું બધું ડહાપણ ક્યાંથી લાવ્યો, પણ તેણે જાણવું જોઈએ કે બીજાનું દુઃખ મૂકાવતી વખતે માણસ સ્વાભાવિક રીતેજ શાંત અને ડાહ્યો થઈ જાયછે—નશીબની વાત ઘણા માણસો દુઃખ મૂકાવતી વખતે કરેજ છે, પણ આ ઠેકાણે જે એ સિદ્ધાંત ને પાછાં સુખી થઇશુંજ એવી આશાનું મૂળ કર્યું એ આ કવિનું ચાતુર્ય.—જીવનો ગુરૂ જીવને કરવો એટલે પોતે પોતાની મેળે વિચાર કરવો. આપણા પંડિતોએ આત્મગુરૂ તેજ ઉત્તમ ગુરૂ માન્યો છે, અને એ વાત ખરી છે. પોતાની મેળે વિચાર કર્યા વિના કોઇનો બોધ લાગતો નથી,' અને વિચાર કરેતો બીજાના બોધની થોડીજ જરૂર રહેછે.

ઝટ સમાપ્તજ થાશે !

પછિ આપણે ઉતરતિ શર્દૠતુના ચાંદરણામાં

બધી વિરહે વધેલી હોંસને બર લાવિશું વામા. ૫૧

એંધાણીમાં એક કહ્યું વળિ, "પહેલાં કોઈક દિન

બાથમાં બાંધિ મને તું સૂતી, તોપણ કરતિ રૂદન"

ચોંકિ ઉઠી ઓચિંતી.;

મેં ફરિ ફરિ પૂછ્યું, ત્યારે તેં કહ્યું મંદ હસીને,

"ઠગ, મેં તને દીઠો રમાડતો સ્વપ્ને કો સ્ત્રીને" ૫૨

એ છાની એંધાણિ તું જાણી, જાણ કુશળછે નાથ.

કંપિતનયણી, લોક લવારા સાચા લહિ મન સાથ

વ્હેમ ન આણિશ લેશે.

ઘટે વ્હાલ વિજોગથી એ જુઠૂં ! જૂઠા છે લોકો !

તેતો વધિ વધિ વ્હાલી વસ્તુ વણ બને પ્રેમનિ થોકો! ૫૩

---

૫૧. **ભાવાર્થઃ**—તું પોતે આંખ મીચીને ગમે તેમ આ ચોમાસું કાઢની ? સર્પની સય્યા ઉપરથી સારંગપાણી કહેતા વિષ્ણુ ઉઠશે કે આ શ્રાપ ઝટ સમાપ્ત થશે. પછી આપણે ઉતરતી શરદૠતુના ચાંદરણામાં, હે સુંદર સ્ત્રી, વિરહ થકી વધી પડેલી આપણી બધી હોંસને બર લાવીશું. —ચોમાસામાં વિષ્ણુ સર્પની સય્યા ઉપર સૂએ છે એ પુરાણોક્ત કથા અહિંયાં સંભારવાનું વિશેષ કારણ એ છેકે વિષ્ણુ સરખા ને પણ એ વખતે આવું દુઃખ છે તો આપણા શા હિસાબ?— ઉતરતી શરદૠતુ એટલે કાર્તિક મહીનાનો શુક્લ પક્ષ-આશો મહીનાનો નહિ.

૫૨. **ભાવાર્થઃ**—નિશાની દાખલ એમ કહાવ્યું છેકે પહેલાં એક દિવસ તું મને બાથમાં બાંધી ને સૂતી છતાં એકદમ રૂદન કરતી ચોંકી ઉઠી, અને મેં વારે વારે તેનું કારણે પૂછ્યું ત્યારે તેં જરા હસીને કહ્યું કે "હે ઠગ, મેં તને મારા સ્વપ્નામાં કોઈ બીજી સ્ત્રીને રમાડતો દીઠો."

૫૩. **ભાવાર્થઃ**—આ છાની નિશાની ઓળખીને તું જાણ કે તારો ધણી કુશળ છે, અને ઓ કંપિત લોચનવાળી પ્રિયા, લોકોના લવારા મન સાથે સાચા જાણીને ( મારી પ્રીતિનો ) લેશ માત્ર પણ વહેમ આણીશ નહિ. વિજોગથી પ્યાર ઘટે છે એ જાૂઠુ છે, અને એમ કહેનારા લોકો પણ જુઠા છે, પ્યાર તો વહાલી વસ્તુ ન હોવાથી વધી વધીને પ્રેમનો ઢગલોજ થઈ રહે છે.

એમ કરી આશ્વાસન અબળા વિરહાનળ બળતીય,
શિખર ખળેછે શંભુ વૃષભ તે ગિરિથી પાછો વળીય.
આવ તું સત્વર અહિંયાં.
આવિ લાવી શુભ સંદેશો, ઓ બંધવા, તું ઉગારે
જીવ મારો શિથિળજ કુંદના ફુલ તુલ્ય સવારે. ૫૪
તૂં નથિ બોલતો તે પરથી કંઇ, હોશે અભાવજ એમ
લેશ નથી અનુમાન હું કરતો, નિશ્ચય તેં ધરિ રહેમ
'મિત્રનું કાર્ય સ્વિકાર્યું.
વણુ બોલે યાચક ચાતકને જળ તૂં આપેછે;—
ઇચ્છું આપવું એજ જવાબરે સજ્જન જાણેછે. ૫૫
યદ્યપિ અનુકુળ હોય ન તોપણ, હે જગજીવન રાજ,
મૈત્રિ પ્રમાણિ, કે જાણિ વિજોગિજ, કે દિલ આણિ દયાજ

૫૪. **ભાવાર્થઃ**—વિરહાગ્નિમાં બળતી એ અબળાની એ પ્રમાણે આશનાવાશના કરીને શિવનો પોઠિયો જેના શિખરને (શિંગડાવતી) ખોદે છે એવા એ કૈલાસ પર્વત આગળથી પાછો વળીને તું અહિંયા ઝપટથી પાછો આવ, અને આવીને, ઓ ભાઇ, તેની કુશળતાનો સંદેશો લાવી સવારના કુંદના ફુલ સરખા મારા શિથિલ થઈ ગએલા પ્રાણને તું ઉગાર.

૫૫. યક્ષનું કહેવાનું તો સઘળું થઈ ચૂક્યું. હવે મેઘને જવાબ દેવાનો સમય આવ્યો. મેઘ જેવો નિર્જીવ પદાર્થ બોલે એતો બહુજ અસંભવિત, અને તે પ્રમાણે આ વિવેકી કવિથી થાય. પણ કેમ? એ હરકત દૂર કરવાને કાળીદાસે ખૂબ સરસ ચતુરાઈ કરીને આ શ્લોક યક્ષના મોંમાંજ મૂક્યો. ઉશ્કેરાએલા યક્ષને મુખે એ વચન સ્વભાવિકજછે. **ભાવાર્થઃ** તું બોલતો નથી તે ઉપરથી તારો આ મારી વાતમાં અભાવ હશે એમ હું કાંઈ લેશમાત્ર પણ અનુમાન કરતો નથી. તેં દયા આણીને તારા મિત્રનું (મારૂં) કામ નિશ્ચય સ્વિકાર્યુંજ છે. ચાતક જે પાણી પાણી તારી પાસે માગી રહેછે તેને તું વગર બોલેજ પાણી આપે છે, અને ખરેખર સજ્જન માણસો તો યાચક જે ઇચ્છતો હોય તે તેને આપવું એજ ખરો જવાબ છે એમ સમજે છેઃ—ચાતકનું ઉદાહરણ યથા યોગ્ય, ચાતુર્ય ભરેલું, તથા બહુજ સુંદર છે., એ ઉપરથી યક્ષની આતુરતા, અને મેઘનું કલ્પતરૂ સ્વરૂપ બરાબર મૂર્તિમાન થાયછે.

આટલું કીધા કેડે

મન માને મુલુક વર્ષાતણા વૈભવથિ વિચરજો.
આમ આપને વિજળિ વિજોગ નહિ કદિ ક્ષણ પણ નડજો।૫૬
એમ સંદેશો સોંપ્યો યક્ષે હેતે આપિ વિદાય.
કવિમુખં કથતાં કાળ ગયો બહુ, પણ ત્યાંતો ક્ષણમાંય

સઘળિ લિલા થઈ ચૂકી.

કોટિ કલ્પ નિપાજાવે સમાવેરે મન એક મુરતમાં
તે પ્રેમ વંટોળે જ્યાં ચઢયું ગતિ કોનિ ગણિતમાં. ૫૭
પ્રેમનિ એક પલકમાં આવી કોટિક કલ્પના હોય,
તો તે પ્રેમ પિડામાં દાઢા દોહ્યલા કેમજ ન્હોય?

કહોનિ કઢાયજ કેમ?

એક રહેમજ હરિહર જો કરે, એ દુખડાં વામે!
અરે રહેમ ખરેખરિરે કરી હરિહરે તે ઠામે! ૫૮

---

૫૬. હે જગતને જીવાડનારા મેઘરાજા આ રીતે જવું તમને અનુકુળ ન હોય, તોપણ મને પોતાનો મિત્ર જાણીને અથવા હું વિજોગી છું એમજ જાણીને, અથવા માત્ર દયા ભાવથી પણ આટલું કામતો કર્યા પછી મન મને તે મુલખમાં વર્ષા રૂતુનો સઘળો વૈભવ (શોભા) લઇને પધારજો. મારી પેઠે આ પ્રમાણે આપને પોતાની પ્યારી જે વીજળી તેનો એક ક્ષણ પણ વિયોગ કદી નડશો નહિ (એવો મારો આશિર્વાદ છે):—આ ઠેકાણેથી કાળીદાસે કાવ્ય એકદમ સમાપ્ત કીધુંછે. પણ જે કારણથી આરંભમાં મેં કાંઈ પ્રસ્તાવના રૂપ વધાર્યું હતું તેજ કારણથી અત્રે સમાપ્તી રૂપ કાંઈ લખવું મને પ્રાકૃતમાં ઉચિત લાગ્યું છે.

૫૭.—**ભાવાર્થ.** એ પ્રમાણે યક્ષે મેઘને સંદેશો સોંપ્યો તથા હેતથી વિદાય કીધો. કવિને તો વાણિદ્વારે એ બધું કથતાં બહુ વાર લાગીછે પણ ત્યાંતો એ સઘળી લીલા (પેહેલું વાદળું દીઠું ત્યાંથી તે આશિર્વાદ દઇને વદાય કીધું ત્યાં સુધીની) એક ક્ષણમાંજ થઈ ચૂકી. મન જે એક મુહુર્તમાં કરોડો કલ્પ નિપજાવી શકેછે અને પાછા વિસર્જન કરી શકે છે, તે મન જ્યારે પ્રેમના વંટોળ પર ચઢે ત્યારે તે તેની ગતિ કોનાથી ગણી શકાય?

૫૮. પ્રેમની જો એક પલકમાં આવી આવી કરોડો કલ્પના થઈ જાયછે, તો તે પ્રેમની પીડામાં દાહાડાને દાહાડા કહાડવા એ તે કેમ અઘરા ન હોય? અને કહોની તે દહાડા કઢાયજ કેમ? એક હરિકે હર જો કૃપા કરે તોજ એ દુઃખનો છેડો આવે. અરે ખરેખર પરમેશ્વરેજ તે ઠેકાણે (યક્ષની બાબતમાં) રહેમ કરી:—શી રહેમ કરી તે નીચલા શ્લોકના પાછલા ભાગમાં આવે છે.

અકળ કળા અવિનાશિનીરે! અક્કલથી ન કળાય!
અણધાર્યું આપોપું થાએ! ધાર્યું અધવચ જાય!
જય સચ્ચિદાનંદા!
થયું જાણ બધું અલકેશને; અનુગ્રહ ઝટ કીધો;
એક વેગિ વિમાને તેડવા પંથ વેગે લીધો. ૫૯
સહજ સ્વભાવે ચંચળ વાદળું ચાલતું જોઈ જક્ષ,
આશા બંધો જ્યાં ઉભોછે લગાડિ લોચન લક્ષ
તે ભણિ ભરપુર ભાવે,
ત્યાં આવ્યું વિમાન બેસાડિને જઈ મેલ્યો ગેહે,
શું સિદ્ધ સમાધીનિષ્ટ કો ગયો સ્વર્ગે સદેહે? ૬૦

---

૫૯. **ભાવાર્થ.** અવિનાસી જે ઇશ્વર તેની કળા અકળ છે અને માણસની અક્કલથી કળી શકાતી નથી. જે વસ્તુ આપણે ધારતા નથી હોતા તે પોતાની મેળે થઈ જાય છે, અને જેને આપણે ધાર્યા કરીએ છઇએ તે અધવચ્ચ એમને એમ ઉડી જાય છે. (એ પ્રમાણે કરનારા) સત, ચિત, અને આનંદસ્વરૂપ જે પરિબ્રહ્મ તેને ધન્ય છે. આ બધી યક્ષની હકીગત અલકાપુરીનો ઈશ જે કુબેર તેને થઈ.) તેણે ઝટ એનો શાપ નિવારણ કીધો. અને એક ઉતાવળથી ચાલનારૂં વિમાન તેને તેડવા સાંરૂ ઝપટથી રસ્તે પડચું.

૬૦ તે વિમાન રામગિરિ પર આવ્યું તે વખતે યક્ષ કેવી સ્થિતિમાં હતો અને તેને શી રીતે લઈ ગયું તેનું વર્ણન આ શ્લોકમાં કર્યું છે. **ભાવાર્થઃ**—(સંદેશો કહી રહ્યા પછી) પેલું વાદળું જે સ્વભાવિક રીતેજ ચંચળ એટલે ચાલ્યું જાય એવું છે તેને ચાલતું જોઇને પેલો યક્ષ તે ભણી પોતાનું ધ્યાન તથા આંખ સંપૂર્ણ ભાવથી લગાડીને આશા બંધો ઉભોછે, ત્યાં પેલું વિમાન આવ્યું, અને તેમાં બેસાડીને તેને લઈ જઈને પોતાના ગેહ એટલે ઘરમાં મૂકયો. (એ દેખાવ કેવો દેખાયો કે) જાણે કોઈ સમાધીવાળો સિદ્ધ પુરૂષ સ્વદેહેજ વિમાનમાં બેસીને સ્વર્ગે જતો હોયઃ—એની આંખ તથા ચિત્ર વાદળા તરફજ લાગેલા હતાં તેથી એને સમાધાનિષ્ટ કહ્યો, એની પ્રેમી તપશ્ચર્યા ફળી માટે સિદ્ધ, અને પ્રેમીને પોતાનુ (પ્રિયા જ્યાં છે એવું) ઘર સ્વર્ગ સમાન લાગે અને તેનો ઉદ્દેશ હોય એતો સ્વાભાવિકજ છે, સ્વદેહે કહ્યાથી એમ વ્યંજના થાય છે કે જો હવે વધારે દિવસ એનો વિયોગ રહ્યો હોતતો જીવી શકત નહિ, અને તેથી ખરા પ્રેમી મળ્યા વિનાતો રહેતાજ નથી પણ આ દેહ મળત નહિં. આ દેહે મળ્યા એ ઇશ્વિરની અને તેની પ્રેરણાએ કુબેરની કૃપા એમ સમજવું.

# પુરાણસાર.

## બ્રહ્મપુરાણ.

અરાઢ પુરાણમાં બ્રહ્મપુરાણ પહેલુંછે, અને તેથી મિતાક્ષરાપર ટીકા કરનાર બાલમભટ્ટ કહેછે કે એનું નામ આદિપુરાણ પણ પ્રસિદ્ધ છે. બધા એનું આદિપદ કબુલ કરેછે, અને માત્ર પદ્મપુરાણ એક ઠેકાણે પોતેજ આદિ કહેવડાવવા માગેછે, પણ તે વચન માન્ય શી રીતે થઈ શકે? એને કોઈ વખત સૌરપુરાણ પણ કહેછે, કેમકે કેટલેએક સ્થળે. એમાં સૂર્યપૂજાનું વર્ણન આવેછે. એ પુરાણનું પુર ૧૦૦૦૦ નું કહેવાયછે. જો એનો ઉત્તરકાંડ જે કે ત્રણેક હજાર શ્લોકનો છે તેને એનોજ ભાગ ગણીએ તો એટલું પુર થાય ખરૂં.

એનું મંગળાચરણ હરિ અને પુરૂષોત્તમના નામનું કર્યુંછે તે ઉપરથી એ વૈષ્ણવમાર્ગનું પુરાણ જણાયછે. પણ પદ્મપુરાણમા જ્યાં વૈષ્ણવ પુરાણોની ગણના કરીછે ત્યાં એને ગણ્યું નથી, પણ શા[illegible] રાણના વર્ગમાં એને મૂક્યુંછે. શાક્તપુરાણમાં રાજસ ગુણનું પ્રાધા[illegible]

એ પુરાણમાં નૈમિષારણ્યની ઋષિએ [illegible] લહર્ષણ સૂતનો સંવાદ છે. મૂળ એ પુરાણ બ્રહ્માએ દક્ષને અ[illegible] પુરાણને મતે મરીચિને કહ્યું હતું. એમાં પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિ સાંખ્યશાસ્ત્ર પ્રમાણે આપીછે. પ્રધાન અથવા પ્રકૃતિમાંથી મહત અથવા ચૈતન્ય ઉત્પન્ન થયું, તેમાંથી અહંકાર, તે અહંકારમાંથી મહાભૂત, અને મહાભૂતમાંથી પંચતત્વ ઉત્પન્ન થયું. પંચતત્વમાં પ્રથમ પાણી પ્રગટ થયું. પછીથી પાણી ઉપર બ્રહ્મા પ્રગટ્યા વગેરે સઘળી હકીગત મનુસ્મૃતિમાં આપીછે તે પ્રમાણેજ અહીંયાં પણ આપેછે, અને ઘણે ઠેકાણે શબ્દ પણ એના એજછે. બીજાં કેટલાએક પુરાણ પણ એવી રીતેજ શબ્દશઃ એ વિષયપર મળતા આવેછે.

પછી સ્વાયંભુવ મનુ અને તેની સ્ત્રી શતરૂપાથી ઉત્પત્તિ તથા તેના વંશનું દક્ષની પુત્રિઓ પર્યંત વર્ણન આવેછે. ત્યાર પછી મૈથુન્ય સૃષ્ટિ ચાલી. કાશ્યપને જે પુત્રિઓ પરણી તેને પેટે દેવ, ગાંધર્વ, દૈત્ય, મનુષ્ય, પશુપક્ષી, અને વનસ્પતિ પેદા થઈ. પછી પૃથુરાજાનો ઇતિહાસ આવેછે. ચૌદમન્વંતરનું વર્ણન કરતાં વૈવસ્વત મનુ તથા તેના સઘળા સૂર્યવંશ તેનું સવિસ્તર વર્ણન કર્યુંછે. પછી ચંદ્રવંશની ઉત્પત્તિ આવેછે, કૃષ્ણના

ઉપર મણિ ચોરવાનું આળ આવ્યું હતું તે કથા વર્ણવી હતી. બધી કથાઓ બીજા પુરાણોની સાથે મળતી આવેછે, પણ માત્ર સંક્ષેપથી કહીછે.

પછી પૌરાણિક ભૂગોળ ખગોળ આવેછે. પૃથ્વીના ખંડ, દ્વીપ, પાતાળ વગેરે સઘળા લોકોનું તથા ગ્રહોનું વર્ણન એ ઠેકાણે કર્યુંછે. પછી તીર્થ મહાત્મ્ય આવેછે પણ તેમાં ઘણાં તીર્થ ગણાવ્યાં નથી. એ પ્રસંગે ભારતવર્ષ અથવા ભરતખંડનું વર્ણન તથા પ્રશંસા કરીછે.

ત્યાર પછી એ પુરાણનો વિશેષ ઉદ્દેશ જે ઉત્કલ અથવા અઉડિયાનું મહાત્મ્ય ગાયુ તેનો પ્રારંભ થાયછે, અને ઘણું ખરૂં એથીજ એ પુરાણ ભરેલુંછે. એ દેશમાં પ્રથમ સૂર્યની ભક્તિ તેના બારે રૂપે થતી હતી તેની કથાઓ આવેછે શિવદક્ષને શિક્ષા કરી અહીંયા એક આંબાના ઝાડ તળે વસ્યા હતા તે ઉપરથી તે જંગલ એકામ્ર કહેવાયછે તે સંબંધી આખ્યાયિકાઓ લખીછે. પછી પુરૂષોત્તમ ક્ષેત્ર અથવા જગન્નાથજીના મંદીરનું માહાત્મ્ય પુષ્કળ વિસ્તારની સાથે આવેછે. એ દહેરૂં પહેલ વહેલું અવંતિના રાજા ઈંદ્રદ્યુમ્ને [illegible] અને વિશ્વકર્માએ જાતે જગન્નાથજીની મૂર્ત્તિ કરી આપી તે ત્યાં [illegible] એ મૂર્ત્તિ સંબંધી આગળ એમ પણ આવેછે કે એતો મૂળ [illegible] હતી, પણ તેની પાસેથી રાવણ હરી લાવ્યો, અને [illegible] માર્યો ગયો ત્યારે તે વિભીષણના હાથમાં આવવાથી તેણે સમુદ્રમાં પધરાવી દીધી, અને તરતાં તરતાં ઓઢિયાને કિનારે આવવાથી તે ત્યાં સ્થાપન કરવામાં આવી.

આ પુરાણ તેરમા ચૌદમા સૈકડામાં લખાયું હોય એમ લાગેછે. તેનાં કારણ એમાં સૂર્યભક્તિ, શિવભક્તિ, અને જગન્નાથજીની ભક્તિના સરખી રીતે વર્ણન કર્યાંછે, અને તેના ક્ષેત્ર ઘણી સારી સ્થિતિમાં હતાં એમ કહ્યુંછે. બ્લેક પાગોડા એ નામે ઈંગરેજી ખારવાઓને જાણીતું સૂર્યનું મંદીર કનાર્કમાં છે તે ઈ. ૧૨૪૧ માં બાંધવામાં આવ્યું હતું. એના પહેલાં ત્રીશવર્ષ ઉપર જગન્નાથજીનું દહેરૂં બંધાયું હતું. કેટલાએક વખત સુધી એ બંનેનાં મહાત્મ દેશમાં ચાલ્યા પણ આગળ જતાં સૂર્ય મંદીરનું પ્રબળ પડી ભાગ્યું, અને હાલ તે તથા શિવનું મંદીર છેક ઉજડ અને ખાખાવીખી થઈ ગયાં. પણ આ પુરાણ લખાયું ત્યારે તે બધાં આબાદ હશેજ, નહિ તો એ આવું ભભકદાર વર્ણન કરે નહિ. એ પુરાણ જગન્નાથનું પ્રબળ વધેલું, પણ પેલા બેનું છેક પડી ન ભાગેલું, તે સમયે લખાયું હોય એમ આ

ઉપરથી અનુમાન કરી શકાયછે. આ પુરાણનો કેટલો આદિ ભાગ જૂનો હશે, અને એમ લાગે પણ છે કે આ તથા બીજા પુરાણો કોઈ જૂના ગ્રંથોને આધારે રચવામાં આવ્યાંછે, પણ તે જૂના ગ્રંથો અથવા જૂના પુરાણો હાથ લાગતા નથી. હાલતો જે રૂપે આ પુરાણ છે તેને માત્ર ઉત્કલ માહાત્મ્ય કહીએ તોપણ ચાલે.

એનો ઉત્તરકાંડ જે કહેવાય છે તેને અને આ બ્રહ્મપુરાણને તો કાંઈ પણ સંબંધ દિસતો નથી. એમાં શૌનક ને શતાનિકનો સંવાદ છે. પ્રથમ અગસ્તે સુપ્રતિકને કહ્યું હતું તે પ્રમાણે શૌનક કહેછે. એને બ્રહ્મપુરાણ કહેવાનું કારણ તો એટલુંજ જણાયછે કે એમાં બ્રહ્મા સંબંધી બહુ કથાછે. સરસ્વતી ઉપર બ્રહ્મા મોહિત થયા, તેથી સુમૃદિક નામનો પુત્ર ઉત્પન્ન થયો, તેણે કોપીને અસુર ઉત્પન્ન કર્યા, અસુરોએ દેવને હરાવ્યા અને બ્રહ્માને સ્વર્ગમાંથી કહાડી મૂક્યો, બ્રહ્માએ શિવને પ્રસન્ન કરી પાછી સત્તા મેળવી, અને વિશ્વકર્માએ બલજા નદીને તીરે દસ્યપુર નામનું શહેર બાંધી આપ્યું તેમાં તે જઈને વસ્યો વગેરે વર્ણનથીજ એ ઉત્તરકાંડ ભરેલોછે. એમાં બલજા નદીનું મહાત્મ્ય બહુ ગાયુંછે. એને કોઈ ઠેકાણે બાણનાશા, કોઈ બ્રહ્મહૃદ, અને કોઈ ઠેકાણે રજપૂતોની ઈષ્ટદેવી જે નંદિની અથવા શાકંબરી દેવી તેનું નામ પણ રૂપકમાં આપ્યુંછે. કદાપિ એ હાલની બનાશ નદી હશે, પણ તે હાલતો બેશક કદી પણ મહાનદીમાં ગણાય એવી નથી, અને દસ્યપુર ક્યાં હતું તે પણ ખબર પડતી નથી. કચ્છનું રણ થયું તે પહેલા શું એ નદી મોટી હશે ? એમ હોય તો તો એ ગ્રંથ જૂનો હોવો જોઇએ.

જે બ્રહ્મોત્તરખંડ કહેવાય છે તે અને બ્રહ્મપુરાણનો આ ઉત્તરખંડ એ બંને એક નથી. બ્રહ્મોત્તરખંડ તો સ્કંદપુરાણનો ભાગછે.

## પદ્મપુરાણ.

બીજાં પુરાણો એની બીજી પદવી આપેછે, અને પોતે પહેલી ધારણ કરેછે. એમાં ૫૫ હજાર શ્લોકનું પુરછે. એના પાંચ ખંડછે. સૃષ્ટિખંડ, ભૂમિ અથવા તીર્થખંડ, સ્વર્ગખંડ, પાતાળખંડ, અને ઉત્તરખંડ, પાતાળખંડમાં પાતાળનું વર્ણન આવેછે, પણ ઘણો ભાગ વંશાવળીથી રોકાએલો છે, ઉત્તરખંડ અથવા મોક્ષખંડમાં મોક્ષનીજ બધી વાતો હોય એમ

નથી. પહેલાખંડને પોષ્કરખંડ પણ કહેછે. એમાં લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા અને નૈમિષારણ્યના રૂષિઓનો સંવાદછે. કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયાનું એમાં વર્ણન કર્યુંછે તેથી એનું નામ પદ્મપુરાણ પડયું એમ કહેછે.

એમાં કહેછે કે પુરાણોનું પુર મૂળ તો ૧૦૦ કોટિ હતું પણ તેમાંથી ચાર લક્ષ મનુષ્યલોકને આપ્યા. બ્રહ્માએ પોતાના ઈચ્છા પુત્ર પુલસ્તને આ પુરાણ કહ્યું, તેણે ગંગાદ્વારમાં ભીષ્મને કહ્યું.

બીજા પુરાણમાં બ્રહ્મને શિવ કે વિષ્ણુની સાથે એકરૂપ ગણેછે તેમ ન ગણતાં બ્રહ્માની સાથે એકરૂપ ગણ્યાછે. તે છતાં પોતે પોતાની ગણના વૈષ્ણવ પુરાણમાંજ કરેછે, અને બીજે બધે સ્થળે વિષ્ણુની જે પ્રશંસા કરેછે તે ઉપરથી એ વૈષ્ણવ પુરાણ છે એમાં કાંઈ શક રહેતો નથી.

દૈત્યો જીત્યા અને દેવ હાર્યા. ઇંદ્રે દૈત્યગુરૂ શુક્રને છળવા એક અપ્સરા મોકલી તેના ફંદમાં તે પડયોછે તે સમયે બૃહસ્પતિ શુક્રનો વેષ લઈ દૈત્યને અધર્મનો બોધ કરી ભમાવેછે. એ મત અને કર્મનું નામ જૈન. રાજિના કુંવરોએ જિનધર્મ સ્વીકાર્યો.

બ્રહ્માનું પાંચમું માથું શિવે કાપી નાંખ્યું અને પુષ્કર ક્ષેત્રમાં જઈને પ્રાયાશ્ચિત્ત કર્યું. બ્રહ્માના પરિસ્વેદથી એક દૈત્ય ઉત્પન્ન થયો તેણે શિવને નસાડ્યો. તે આગળ જતાં કરણરાજા થયો. શિવ નાસીને વિષ્ણુ પાસે ભિક્ષા માગવા જાયછે, અને વિષ્ણુપાત્રમાં મૂકવા જાયછે ત્યારે શિવ વિષ્ણુના હાથમા જખમ કરેછે. તેમાંથી લોહી વહ્યું તેનો પુરૂષ થયો તે નર અથવા બીજે અવતારે અર્જુન.

પ્રહ્લાદનું નામ મહાભારતમાં આવેછે, પણ વૈષ્ણવ હતો એમ તો વિષ્ણુપુરાણ અને ભાગવત કહેછે.

કામદેવની પુત્રિનું નામ અસુવિંદુમતી.

એક ઠેકાણે નર્મદાનો મહીમા સૌથી વધારી દીધોછે. માબાપ ગુરૂ વગેરેને જંગમતીર્થ અને બીજાને સ્થાવર તીર્થ કહેછે, પુષ્કર, મહાકાળ, નર્મદા, ચર્મનવતી, અર્બુદા એટલે આબુ, પ્રભાસ, સરસ્વતી સંગમ, દ્વારાવતી, સીંધુના મુખ, વિતસ્તનદી, દેવિકાનું મૂળ, કામાખ્યા (આસામમાં), અને કુરૂક્ષેત્ર.

ભરતરાજની ઉત્પત્તિ બતાવતાં શકુંતલા અને દુષ્યંતનું આખ્યાન આવેછે. તે શકુંતલા નાટકના આધારે રચ્યું હોય એમ જણાયછે.

મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક. તે બધાની ઉપર વૈકુંઠને મૂકેછે.

યોગ બે પ્રકારના, કર્મયોગ ને જ્ઞાનયોગ.

આમાં વિષ્ણુને શાલગ્રામ રૂપેજ પૂજવાની પ્રશંસા કીધીછે.

માંધાતા પૂછેછે નારદને કે કોઈ સો વરસ જીવ્યું હશે? પુરાણના યુગમાં અજાયબ જેવો સવાલ!

યમનું એવું વર્ણન કર્યુંછે કે એ સીધો ને સીધો અને માપેલે ડગલેજ ચાલ્યો જાયછે. તેથી તેને વિશ્વકેતુએ સહેજ વચ્ચમા જઇને કાશીમાં દર્શન કરવા આવ્યો હતો ત્યાં અટકાવ્યો, અને સો વરસનું આવરદા માગી લીધું.

અતલ માહામાયાને, વિતલ હાટકેશ્વરને; સુતલ બળિને તલાતલ માયા (જેનાં ત્રણપુર શિવે બાળી નાખ્યા હતાં તે) ને, મહાતલ સર્પને, રસાતલ દૈત્યદાનવને તાબેછે, અને પાતાળ નાગનાથ વાસુકીને તાબેછે.

દિલિપ, નંદિની, રઘુ, અજ વગેરેનું વર્ણન રઘુવંશને મળતુંજ છે, અને કેટલે એક ઠેકાણે તો શબ્દ પણ તેના તેજ રાખ્યાછે.

એમાં ભાગવતને અરાઢ પુરાણમાં ગણ્યુંછે એટલુંજ નહિ પણ તેનાં વખાણ કર્યાછે, અને તેનું વર્ણન એવી રીતે કર્યુંછે કે તે ભગવતી ભાગવત હોઈ શકેજ નહિ.

ભાગવતમાં રાધાનું નામ નથી, પણ આ પુરાણમાં આપ્યુંછે—વૈષ્ણવનાં સોળ લક્ષણઃ—૧. શંખચક્રની છાપ, ૨. ઉર્ધ્વપુંડ્રતિલક. ૩. ઓમ લક્ષ્મીનારાયણ એ મંત્રની દીક્ષા. ૪. Ceremonial worship પૂજા. ૫. જપ. ૬ ધ્યાન. (સાકારમૂર્તિનું) ૭. નામસ્મરણ ૮ નામોચ્ચાર. ૯ નામશ્રવણ. ૧૦ કિર્તન. ૧૧. ચરણસ્પર્શ. (મૂર્તિનું) ૧૨. ચરણામૃત. ૧૩. પ્રસાદ લેવો. ૧૪. વૈષ્ણવની ભક્તિ. ૧૫. દ્વાદશીનું વ્રત. ૧૬. તુલસીમાળા—"ઓમ્‌નારાયણાય નમઃ" એ મંત્ર આપે તે આચાર્ય. પછી ગમે તે જાતનો હોય.

વૈકુંઠ, વૈષ્ણવલોક (કલ્પિતદ્વારકા), શ્વેતદ્વીપ, અને ક્ષીર સમુદ્ર એ વિષ્ણુનાં ચાર ધામ.

એમાં સૃષ્ટિખંડ જૂનો લાગેછે. તેનું વલણ બ્રહ્માની ભક્તિ તરફ છે. એ ભાગમાં રામેશ્વરના દહેરાની વાત આવેછે, અને તેથી એ બંધાયા પહેલાં તો એ લખાયું નહિજ હોય. તેમજ જગન્નાથના દહેરાનું વર્ણન બીજા

ખંડમાં આવેછે, અને તે બંધાયાનું વર્ષ તો મુકરરછે. તેમજ એમાં કૃષ્ણ કરતાં રામભક્તિ વધારે બતાવીછે તેથી એ રામાનુજ કે માધવાચાર્યોના માર્ગીઓએ બનાવ્યું હશે.

ટુંકામાં એના જૂદા જૂદા ભાગ જૂદા જૂદા માણસોએ જૂદે જૂદે વખતે અને જૂદે જૂદે ઠેકાણે લખ્યા હોય એમ સિદ્ધ થાયછે.

## અગ્નિ અથવા આગ્નેય પુરાણ.

અગ્નિએ કહેલું માટે એનું નામ અગ્નિપુરાણઃ—પુરાણના વિષય પાંચઃ—મૂળ સૃષ્ટિ, પ્રયાસીની સૃષ્ટિ, દેવદૈતોની વંશાવળી, મન્વંતર, અને રાજવંશનો ઇતિહાસ. એનું પુર ૧૪૦૦૦ શ્લોકનુંછે.

એ વૈષ્ણવી પુરાણછે. તેથી સાથે લિંગપૂજા તરફ પણ વળેછે. તાંત્રિક ક્રિયાઓ પણ એમાં બહુછે. શૈવ, વૈષ્ણવો સામ સામા છેક આવી ગયા તે પહેલાં એ લખાયું હશે, અને ગોપાળ અને બાળગોપાળની ભક્તિ નીકળી તે પહેલાંનું તો બેશક છેજ. એમાં એક ઠેકાણે પણ રાધાનું નામ નથી.

એમાં તીર્થ ઉત્તર તરફનાં નથી ગણાવ્યા. નર્મદા અને શ્રી શૈલનું માહાત્મ્ય બહુછે. ગયાનું માહાત્મ તો એટલું બધુંછે કે પાછળથી કોઇએ ઘોંચી ઘાલ્યું હોય એમ વહેમ જાયછે.

રાજનીતિનું પ્રકરણ આવેછે. ચાણાક્યે જે કરેલો ગ્રંથ કહેવાયછે તેને આધારે આ રચેલું જણાયછે. રાજાએ શી રીતે વર્તવું તેનું સંપૂર્ણ વર્ણન અહિંયા કરેલુંછે અને તે પરદેશી વિચારથી એવું નિરાળુછે કે એ પુરાણ મુસલમાનના વખત પહેલાનું હોય.

ધનુર્વિદ્યાનું પ્રકરણ પણ એવુંજ અગત્યનુંછે. અને ખરેખર હિંદુરાજનીતિ અને યુદ્ધકળા જાણવાના એ સારામાં સારાં સાધનોછે.

સ્મૃતિ ભાગમાં જાણવા લાયક એ છે કે મિતાક્ષરાની સાથે શબ્દે શબ્દ મળતો આવેછે. દશમા અગિયારમાં સૈકડોના લેખોમાં હિંદુસ્તાનના સઘળા ભાગમાં મિતાક્ષરામાંના ઉતારા માલમ પડેછે. તેથી એ ગ્રંથ એ વખત કરતાં બહુજ જુનો હોવો જોઇએ.

સૂત, લોમહર્ષણ, સુમતિ, મૈત્રેય, અંશંશ પાયન, અને સાવર્ણી એ ૬ વ્યાસના શિષ્ય હતા તેને પુરાણ ભણાવ્યાં હતાં.

એ શિવ પુરાણને તો પુરાણમાંજ ગણતું નથી.

પછી રસાલંકારનો વિષય લીધોછે. પિંગળનું નામ આપ્યુંછે. પછી વ્યાકરણ આવેછે. એમાં પાણિનિ અને કાત્યાયનનાં નામ આવેછે.

૮ મા ૯ મા સૈકડાની પહેલાં લખાયું હશે. માંહે ગરબડ તો બહુ થએલી છે.

## બ્રહ્મવૈવર્ત

એ સાંપ્રદાયિક ગ્રંથજ જણાયછે. એમાં રાધાકૃષ્ણની ભક્તિ વર્ણવીછે. કૃષ્ણનો જન્મ પણ ગોલોકમાંથી એક ગોપના શાપે રાધા પૃથ્વિપર પડી તેનો સંગ રાખવાને સારૂજ લીધો હતો. એ પુરાણું પુરાણનું પુરાણ અને વેદની પણ ભ્રમણા દૂર કરવાનો ફાંકો રાખેછે.

એના ચાર ભાગછેઃ—બ્રહ્મખંડ, પ્રકૃતિખંડ, ગણેશખંડ, અને કૃષ્ણજન્મ

એમ. કહેછે કે બ્રહ્મ અથવા કૃષ્ણના જમણા અંગમાંથી વિષ્ણુ, ડાબા-માંથી શિવ, અને નાભિમાંથી બ્રહ્મા નીકળેછે, એ રીતે દેવતાઓને ઉત્પન્ન કરી રાસમંડળમાં જાયછે, અને ત્યાં તેના હૃદયમાંથી રાધા નીકળેછે.

ગોલોકની કલ્પના આ પુરાણેજ કરેલી જણાયછે, અને તેને એ વિ-ષય એટલું થોડું ભાન હતું કે એક ઠેકાણે ગોળ અને એક ઠેકાણે ચોરસ કહેછે. તેમ એક ઠેકાણે ૩૦ જોજન વિસ્તાર કહેછે અને બીજે ઠેકાણે હજારો.

મહાભારતમાં તો એક ઠેકાણે કહ્યુંછે કે વિષ્ણુના મસ્તક ઉપરથી ઉ-ખેડીને નિમાળો ફેંકયો તેનો કૃષ્ણ થયો.

આ પુરાણમાં ઠેકાણે ઠેકાણે વિરૂદ્ધતાછે.

ગણેશખંડમાં પણ બીજે ઠેકાણે નથી એવી ઘણી કથાઓછે. શનિએ ના કહી છતાં પાર્વતીએ નજર કરાવી તેથી ગણપતિનું માથું ઉડીને કૃષ્ણમાં મળી ગયું વિષ્ણુએ હાથીનું માથું ચોહોડયું ગણેશને કૃષ્ણનોજ અવતાર ગણેછે. પાર્વતીએ શનિને શાપ દઈ લંગડો કર્યો. પરશુરામની સાથે લડતાં ગણપતિનો એક દાંત પડી ગયો. પરશુરામ કૈલાસમાં શિવનાં દર્શન કરવા ગયા હતા ત્યાં સૂતા હતા તેથી ગણપતિએ જવા ન દીધા, અને તેથી જુદ્ધ જામ્યું તેમાં દાંત પડી ગયો.

**એમાં રાધા સાથે લગ્ન કીધાં હતાં એમ કહેછે.**

શંકર રાધાથી પણ વધારે પ્રિયછે. માટીના શિવલિંગનું પૂજન બહુજ વખાણ્યુંછે. શૈવ માર્ગનું અને ગણેશ માર્ગીઓનું કેટલુંએક જોર રહ્યું હશે. તેમને ફોસલાવીને વૈષ્ણવ કરવા આ પુરાણ રચેલું જણાયછે.

રૂક્મણીનું હરણ નહોતું કર્યું પણ તે શહેરમાંજ જાહેર લગ્ન થયું હતું. માત્ર એના ભાઇએ પુરમાં પેસવા ન દીધા અને તેથી લડાઈ થઈ.

એ પુરાણમાં મ્લેચ્છનું રાજ્ય થશે એમ સાફ લખ્યુંછે.

મહાભારત ને ઇતિહાસ કહેછે, અને રામાયણને કાવ્ય કહેછે.

આ પુરાણ સૌથી નવામાં નવું જણાયછે. વલ્લભ માર્ગીઓએ કર્યું હશે એમ વિલસન ધારેછે.

## વિષ્ણુપુરાણ.

એ પુરાણ વૈષ્ણવી છેજ, પણ ડાહ્યું છે, અને પુરાણના લક્ષણને વધારે મળતું આવેછે.

એનો કર્તા પારાશર લખ્યોછે, તોપણ એને તથા વ્યાસને એકરૂપ ગણેછે. એમાં ૨૦૦૦૦ શ્લોક કહેવાયછે. એના ૭ અંશ, અને દરેકને અધ્યાય છે.

એમા વંશાવળી ઠીક આપીછે, અને સૌથી વધારે ભરોસેદાર જણાયછે.—માગધરાજાઓનું વર્ણન કરતાં કહેછે કે પરિક્ષિતના જન્મ પછી ૧૦૧૫ વર્ષે નંદરાજા ગાદીએ બેઠો. નંદ ચંદ્રગુપ્તની પહેલાં સો વરસ પર થઈ ગયો, અને ચંદ્રગુપ્ત ઈ. પૂ. ૩૧૫ વરસે ગાદીએ બેઠો તેથી **મહાભારતનું યુદ્ધ ઈ પૂ. ૧૪૩૦ વર્ષપર થવું જોઈએ.**

૯૫૪ માં આ પુરાણ લખાયું હોય એમ ધારેછે.

એ સમે ક્ષત્રિયોના રાજ જતાં રહ્યાં હતાં, અને ભાતભાતના વર્ણના લોકોના હાથમાં હિંદુસ્તાનનાં જૂદાં જૂદાં રાજ આવ્યાં હતાં

કૃષ્ણચરિત્ર પાછળથી ઉમેરેલું જણાયછે. તોપણ એમાં કૃષ્ણાને અંશાવભૂતજ ગણેલો છે.

## વાયુપુરાણ.

વિલસન સાહેબનો તર્કઃ ક્ષત્રી બાપ અને બ્રાહ્મણીમાંથી જે ઉત્પન્ન થાય તે સૂતજાતિ. એ સારથી વગેરેનું કામ કરે અને તેમ રાજાઓના વખાણ પણ કરે. ટુંકામાં એ આર્ય વખતના ભાટ હતા. તેમણે રાજાઓની વંશાવળીઓ જોડી રાખી હતી અને તેમાં અદભુત વાતો પણ દાખલ કરેલી. એ ધર્મગુરૂઓના હાથમાં આવવાથી તેનાં પુરાણ કર્યાં. અદભુત ભાગ વધ્યો, ઇતિહાસ ભાગ સંક્ષિપ્ત થઈ ગયો, અને સૃષ્ટિની ઉત્પત્તિ તથા ભૂ-

ગોળ ખગોળ વધારીને પંચાંગ પુરાણ સંપૂર્ણ થયા. પછી જૂદા જૂદા સંપ્રદાયવાળા નીકળ્યા, અને તેણે તેમાં ખૂબ ફેરફાર કરીને પોતાના ઇષ્ટદેવના માહાત્મ્ય ગાયાં. સાતમા અથવા આઠમા સૈકડામાં પ્રથમ યોગીઓએ આ પ્રમાણે કરવા માંડ્યું. શીવલોકોએ ૭ માથી દશમા સૈકડામા હાથ ઘાલ્યો, અને ૧૧ મા બારમા સૈકડામાં રામાનુજ અને મધ્વાચાર્યના શિષ્યોએ પુરાણો નવાંજ બતાવ્યાં કે હતાં તેને નવાંજ કરી નાંખ્યાં. ઇતિહાસ ભાગ અંતે બહુજ થોડો અને કાંઈ કામ ન આવે એવો રહ્યો.

આ પુરાણ જૂનું જણાયછે, અને નિશ્ચયયોગીઓનું છે. એમાં શિવભક્તિ બતાવીછે. પૌરાણિક ભૂગોળ અને ખગોળ આ પુરાણમાં સારામાં સારી રીતે સમજાવ્યાં છે. પાંચ વર્ષના એક યુગ કહ્યોછે.

કેટલાએક વાયુ પુરાણને અરાઢ પુરાણમાં ગણતા નથી, પણ તે ઠેકાણે શિવપુરાણને ગણેછે.

## વાર્તાઓ—વૃહત્કથા.

પંચતંત્ર, સિંહાસન બત્રીશી, વૈતાળ પચીશી, વિક્રમચરિત્ર, વીરચરિત્ર અથવા શાલિવાહન ચરિત્ર, શુકસપ્તતિ, બાણભટની કાંદંબરી ડંડીનો દશકુમાર, કથાર્ણવ ( એમાં સિંહાસન બત્રીશી અને વૈતાલ પચીશ આવી જાયછે), કથા સરિતા સાગર અથવા વૃહતકથા.

વૃહતકથાનો સંગ્રહ કરનાર સોમદેવ કહેછે કે હર્ષદેવરાજાના માતા મહના વિનોદને અર્થે એ રચવામાં આવીછે. હર્ષરાજા કાસ્મીરની ગાદીએ ૧૦૫૯ માં બેઠો હતો અને બાર વર્ષ રાજ કર્યું તેથી એ અરસામાં આ ગ્રંથ લખાયો હશે. સોમદેવતે પોતાની કલ્પિત વાર્તાછે એમ કહેતો નથી, પણ મૂળના બીજા ગ્રંથ ઉપરથી સંક્ષેપ લખી એમ કહેછે. એનું મૂળ તો છેક શિવ સુધી લઈ જાયછે.

કૈલાસમા પાર્વતીની સેવાથી શિવજી પ્રસન્ન થઈ ગયા અને જે ઈચ્છા હોય તે માગવાનું કહ્યું. ત્યારે પાર્વતીએ માત્ર જગતમાં કોઈ જાણતું ન હોય એવી કથા સાંભળવાની ઈચ્છા બતાવી. વેદપુરાણની ઘણી વાત કહી પણ તે તેને નવી લાગી, ત્યારે આ વાર્તાઓ કહેવા માંડી, પણ કોઈ સાંભળે નહિ તે સારૂ પોતે એકાંતમાં જઈને બેઠા અને કોઈને પણ અંદર આવવા દેવાની સખત મનાઈ કરી, પુષ્પદંત નામનો શિવનો ગણ ઘણો માનીતો હતો અને તેને હમેશાં હજુરમાં જવાની રજા

હતી પણ આ સમે જવા ન દીધો તેથી તેની જિજ્ઞાશા ઉશ્કેરાઈ, અને તેથી અદૃશ્ય થઇને માંહે ભરાયો અને બધી વાતો સાંભળી, એણે આવીને સઘળું પોતાની સ્ત્રી જયાને કહ્યું, અને તેણી સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે પોતાની સખીઓને કહ્યું, અને એ પ્રમાણે એ હકીકત શિવ પાર્વતીને કાને પડી. શિવે કોપાયમાન થઈ પુષ્પદંતને તથા તેનો મિત્ર માલ્યવાન જે વચમાં એનો પક્ષ તાણવા ગયો તેને મનુષ્ય લોકમાં પડવાની શિક્ષા કીધી. જયાનું દુઃખ જોઈ અનુગ્રહ કર્યો કે કુબેરનો એક ગણ વિંધ્યાચળમાં યક્ષરૂપે ફરતો ફરતો એને મળશે અને તેને તું આ સઘળી કથા સંભળાવીશ ત્યારે તારો છૂટકો થશે.

પછી પ્રતિષ્ઠા અથવા શાલિવાહનના પેઠણમાં માલ્યવાન અને કૌસંબીમાં પુષ્પદંત જન્મ્યો. માલ્યવાનનું નામ ગુણાઢય અને પુષ્પદંતનું નામ વરરૂચિ પડ્યું.

વરરૂચિનો બાપ એને નાનો મૂકી મરી ગયો. એક સમે બે બ્રાહ્મણ એને ઘેર આવીને ઉતર્યા હતા તે સમે નાટકવાળાનું વાદ્ય સાંભળી એની મા ઉદાસીથી બોલી કે, ભાઈ, તારા બાપનો મિત્ર નવનંદ નાટક કરેછે. તે ઉપરથી વરરૂચિએ કહ્યું, કે માતા શોક માંકરો, હું જોઇ આવીને અક્ષરે અક્ષર તમને કહી સંભળાવીશ. આ સાંભળી પેલા બ્રાહ્મણ એની સ્મરણ શક્તિની પરીક્ષા કરવા સારૂ એક પ્રતિશાખ્ય ભણી ગયા, વરરૂચિ સાંભળતા વારનેજ તે પ્રમાણે પાછો પાઠ આપી ગયો. પ્રસન્ન થઈ મને નાટક જોવા તેડી ગયા, અને મેં આવીને બધું મારી માને કહી સંભળાવ્યું. તે ઉપરથી તેમાંના વ્યાદિ નામના બ્રાહ્મણે કહ્યું કે અમને સ્વપ્નામાં વર્ષ નામનો બ્રાહ્મણ પાટલી પુત્રમાં છે તેની પાસે જઇને ભણો એવી આજ્ઞા થઈ, પણ આવીને જોયું તો તે ગાંડો હતો. તે છતાં કુમાર સ્વામીના વરદાનથી એને બધી વિદ્યા આવેડે તો છે, પણ તેની એવી શરતછે કે જે બ્રાહ્મણ એક વાર સાંભળીને ભણી લે તેનેજ ભણાવવું. તેથી તેઓ એવા કોઈ માણસને શોધતા હતા, અને ઇશ્વરકૃપાએ આ મળ્યો માટે અમને આપો એવી તેઓએ વરરૂચિની માની વિનંતિ કરી. તે ઉપરથી માએ વરરૂચિને તેમની જોડે મોકલ્યો. ત્યાં વરરૂચિ સઘળા વેદવેદાંગ ભણ્યો, અને બીજી વાર પુનરાવર્તન કરાવ્યું એટલે વ્યાદિ પણ શીખી ગયો. વ્યાદિએ ત્રીજી વારે પોતાના સાથી ઇંદ્રદત્તને સંભળાવ્યું ત્યારે તેને પણ

એ સઘળી વિદ્યાઓ આવડી ગઈ. આ વાતની ખ્યાતિ સાંભળીને પાટલી પુત્રના રાજા નંદે વરરૂચિને બોલાવ્યો અને તેના ઉપર અત્યંત પ્રીતિ બતાવી પોતાની પાસે મોજમજામાં રાખ્યો. ત્યાં પોતાના ગુરૂને ત્યાં રહ્યો, અને તેની ભત્રીજી ઉપકોશાની સાથે ઇંદ્ર ઉત્સવને દિવસે મુલાકાત થતાં પરસ્પર પ્રીતિ થઈ અને સંબંધીઓની રજા લઈ તેઓ પરણ્યાં.

વર્ષના વિદ્યાર્થીઓમાં પાણિનિ નામનો એક મૂર્ખ બ્રાહ્મણ હતો તેનાથી કાંઇજ ન ભણાયું તેથી તેને કહાડી મૂક્યો. ખેદ પામી હીમાચળ ઉપર જઈ એણે એવી ભારી તપશ્ચર્યા આરંભી કે શિવજીએ પ્રસન્ન થઇ વ્યાકરણશાસ્ત્ર આપ્યું. ઉમંગભેર પાછો આવી એણે જાહેર સભામાં વરરૂચિને વાદ કરવા બોલાવ્યો. સાત દિવસ સુધી વાદવિવાદ ચાલ્યા, પણ આઠમે દિવસે કાંઈ ભયંકર અવાજ થયો તેથી વરરૂચિ અને તેના સાથીઓ નરમ પડી ગયા, અને પાણિનિના સામો ઉત્તર આપી શકાયો નહિ. તે સમયથી પાણિનિનું વ્યાકરણ ચાલ્યું, અને વરરૂચિનું તથા ઇંદ્રાદિનું રદ થયું. આ રીતે માનભંગ થયાથી વરરૂચિને મહાદુઃખ લાગ્યું, અને ઉપકોશાને મૂકી તપશ્ચર્યા કરી પાછું નામ કરવાને સારૂ કૈલાસમાં ગયો. શિવને પ્રસન્ન કરી પાણિનિય વ્યાકરણ પામ્યો. આવીને પોતાના ગુરૂ વર્ષને તે આપ્યું, અને સ્વામી કુમારનું પણ તેને ભણાવ્યું. વ્યાડિ અને ઇંદ્રદત્તની મરજી તે ભણવાની થઈ, પણ વર્ષે જે ગુરૂ દક્ષિણા માગી તે તેમનાથી અપાઈ શકે એટલી નહોતી, તેથી વરરૂચિને તેડી નંદરાજાનો અયોધ્યામાં પડાવ હતો ત્યાં ધન જાચવાને ગયા. ત્યાં જઇને જોયછે તો તે તુર્તજ મરણ પામેલછે. ઇંદ્રદત્તે કહ્યું, આ કારણથી ગભરાવું નહિ. હું એના મડદામાં પ્રવેશ કરીશ, અને વરરૂચિનું આવીને દાન માગજે. એ પ્રમાણે કર્યું. રાજા સજીવન થયો જાણી સઘળા રાજી રાજી થઈ ગયા, પણ તેના પ્રધાન શકટાલને વહેમ આવ્યો તેથી બધાં મુડદાંઓને શોધી બાળી મૂકાવ્યા. આમ થવાથી ઇંદ્રદત્તને રાજાના ખોળિયામાંજ રહેવું પડયું, અને યોગનંદ નામથી ઓળખાયો. વ્યાડિ જોઇતું ધન લઇને ગયો, અને શીખામણ આપતો ગયો કે તારો ભેદ શકટલ જાણેછે તેથી તેનો ભરોસો કરવો એ ઠીક નહિ. વરરૂચિને પ્રધાન કર. તે પ્રમાણે યોગનંદે શકટાલને તથા તેના પુત્રોને સૂકા કૂવામાં નાંખ્યો અને ત્યાં દરરોજ એક માણસનું પૂરૂં થાય એટલા ચણાને પાણી ફાંસે. ત્યાં શકટાલે કહ્યું કે આપણામાંથી

વેરવાળે એવો હોય તે જીવે તે સારૂ તેનેજ ખાવા દેવું. છોકરાઓ બાપનેજ એ કામને યોગ્ય ધારી આગ્રહથી કાંઈ ન ખાતાં ભૂખે મરી ગયા. યોગનંદને રાજનો મદ ચઢવા લાગ્યો અને તેથી પોતાને કામ લાગે એમ ધારી શકટાલને તજવીજથી છોડાવી પાછો પ્રધાન કરાવ્યો. તેની મદદની તુર્તજ ગરજ પડી. સહેજ કારણમાં ગુસ્સે થઇને યોગનંદે વરરૂચિને મારી નાંખવાનો ઠરાવ કર્યો. તે સમયે શકટાલે એને પોતાના ઘરમાં સંતાડી રાખ્યો. કેટલેક કાળે રાજાનો છોકરો ગાંડો થઈ ગયો ત્યારે વરરૂચિનો ખપ પડ્યો. તે સમયે શકટાલે સઘળું જાહેર કરી એને રજુ કર્યો. રાજાની પાછી એના ઉપર મહેરબાની થઈ, અને સઘળો અધિકાર સોંપ્યો. પણ એને ખબર મળી કે મારા મરણની ખબર સાંભળી મારી મા હૈયાશોકથી અને સ્ત્રી સતી થઇને મરણ પામીછે. આથી એનું દિલ સંસાર ઉપરથી ઉઠી ગયું, અને યોગાભ્યાસ ધારણ કરી વનમાં ચાલ્યો ગયો. વિંધ્યવાસિનીમાં ફરતાં ફરતાં એને પેલો યક્ષ મળ્યો, અને તેને જોતાંજ એને પોતાના પૂર્વભવનું સ્મરણ થયું. એણે તે યક્ષને શિવની કહેલી બધી વાર્તાઓ કહી, અને ગુણાઢય નામનો બ્રાહ્મણ આવશે તેને તું કહીશ ત્યારે તારો શાપ નિવારણ થશે એમ કહી પોતે પાછું પોતાનું રૂપ ધારણ કરી કૈલાસમાં જતો હવો.

ગુણાઢય શાળિવાહન રાજાનો પ્રધાન હતો. એ રાજાના પ્રધાન સર્વવર્યની ભક્તિથી પ્રસંન થઇને કાર્તિકેય સ્વામીએ કાલાપ અથવા કાતંત્ર નામનું વ્યાકરણ એ રાજાને આપ્યું, અને તેથી એનો ખપ ન રહેવાથી ગુણાઢય વિંધ્યવાસિની અરણ્યમાં ગયો. ત્યાં ઘણાં ભૂત મળ્યા તેના સંસર્ગથી એ ભાષા શીખ્યો, અને ચાર ભાષાનો મેળ થયો. સંસ્કૃત, પ્રાકૃત, વૈશ્ય અને પૈશાચી એ ચાર ભાષા કહેવાયછે પછી એને પેલો યક્ષ મળ્યો તેણે પૈશાચી ભાષામાં આ વાર્તાઓ કહી. ગુણાઢયે પોતાના લોહીવડે તેજ ભાષામાં લખી લીધી. એ લખતાં સાત વર્ષ વહી ગયાં, અને સાત લાખ શ્લોક હતા. એ કથાઓ કહી રહ્યા પછી કાણાભૂતિ યક્ષ પોતાના લોકમાં ગયો. ગુણાઢયને હવે એટલુંજ કામ બાકી રહ્યું કે જગતના જાણને સારૂ એ વાર્તાઓ શાલિવાહન રાજાને આપવી. એ માટે તે પ્રતિષ્ટાન ગયો, અને પોતાના બે શિષ્ય જોડે રાજાની હજુરમાં તે પુસ્તક મોકલ્યું. રાજાએ તેનો તિરસ્કાર કરી કહ્યું કે પિશાચી ભાષાનું અને પિશાચના સ્વભાવ

પ્રમાણેજ લોહીથી લખેલા પુસ્તકને હું શું કરૂં. ગુણાઢ્ય ક્રોધાયમાન થઈ વનમાં ગયો, અને ત્યાં પોતાના શિષ્યો તથા પશુપક્ષીઓની આગળ વાંચીને એકેકું પાનું અગ્નિમાં હોમવા લાગ્યો. આ વાતની ભારે હોહા થઈ, અને શાલીવાહન નમ્રતાથી ત્યાં આવ્યો, અને તે પુસ્તક માગવા લાગ્યો. સાત લાખમાંથી ફક્ત એક લાખ રહ્યા હતા તે એને આવ્યા. માત્ર નરવાહન દત્તનું આખ્યાન બાકી રહ્યું હતું. ગુણદેવ અને નંદીદેવ જે ગુણાઢ્યના શિષ્ય હતા તેમણે બધી વાતો મોઢેથી રાજાને સંભળાવી. શતવાહને આ ઉપોદ્ઘાત તથા તે કથાઓ સંસ્કૃતમાં લખાવી.

## દશકુમાર.

એને કાવ્ય કહેછે, પણ એ ગદ્યમાં છે. એ ગદ્ય ઘણું સુભાષિત છે. એનો બનાવનાર દંડીછે. એમ કહેવાય છે કે એ ધારાના ભોજરાજાના વખતમાં એ થઈ ગયોછે. મુસલમાનનું રાજ થયા પહેલાની રીતભાતોનું વર્ણન છે. મુસલમાનનું નામ આવે છે તો તે માત્ર વેપારી કે નાવિક અથવા ખરૂં કહીએ તો ચાંચિયા દાખલજછે. કાવ્યાદર્શનો ગ્રંથ પણ દંડીકૃતછે.

એ ગ્રંથ દંડીએ અપૂર્ણ મૂક્યો હતો અને અની પૂર્વ પીઠિકા પણ કોઈ બીજાએ લખી હોય એમ લાગેછે. ચક્રપાણિ દીક્ષિતે એનો શેષ ભાગ પૂરો કર્યોછે. એમ તેમાં સ્પષ્ટ લખ્યુંછે. એમાં પાંડિત્ય બહુ ડોહોળ્યુંછે. તે છતાં તે મૂળ કરતાં રસમાં અને ભાષામાં બહુજ ઉતરતોછે. ક્લિષ્ટતા એજ એનું મુખ્ય લક્ષણછે. એની મૂળ પીઠિકાનો સારાંશ બે જણે પદ્યમાં લખ્યો છે. એક તો કુવલયાનંદના કર્તા અપ્યાદીક્ષિતે કર્યો છે. એ સોળમા સૈકડામાં વિજયનગરના રાજા કૃષ્ણરાયના આશ્રય નીચે થઈ ગયો છે. બીજો સાર કાંઈ વિનાયકે કર્યોછે. એ બંને મૂળથી ઉતરતાછે. મહારાજાધિરાજ ગોપિનાથે તો એને સંશોધન કરવાનો એટલે સુધારવાનોજ ફાંકો રાખ્યો છે. પણ સુધારાને ઠેકાણે બગાડોજ કરેછે. એના ઉપર શિવરામ ત્રવાડીની ટીકાછે.

મગધનો રાજા રાજહંસ અને માળવાનો રાજા માનસાર એ બે વચ્ચે લડાઈ ઉઠી તેમાં પ્રથમ રાજહંસ જીત્યો, પણ પાછળથી હાર્યો અને વિંધ્યાચળના જંગલોમાં નાસી જવું પડયું. ત્યાં એની રાણીને એક કુંવર જન્મ્યો તેનું નામ રાજવાહન પાડયું. એ રાજાને ત્રણ કુળામાત્ય એટલે વંશપરંપરાના પ્રધાનો હતા ધર્મપાળ, પદ્મોદ્ભવ, અને સીતાવર્મ એમાંના પહેલાને

સુમંત્ર, સુમિત્ર, અને કામપાળ, બીજાને સુશ્રુત અને રત્નોદ્ભવ, અને ત્રીજાને સુમતિ અને સત્યવર્મા એમાંથી કામપાળ ધ્રશકી, રત્નોદ્ભવ મુસાફરીનો શોકી, અને સત્યવર્મા વૈરાગી સ્વભાવનો હતો તેથી એ ત્રણે દરબાર છોડીને દેશાંતરમાં ફરવા નીકળ્યા, બાકીના ચાર રાજાના દરબારમાં રહ્યા, અને પોતાના પિતાઓના મરણ પછી તેનો અધિકાર પામ્યા. તેઓ રાજાની જોડે વિંધ્યાચળના જંગલોમાં નાસીને આવ્યા, અને જ્યારે રાજાને પુત્ર જન્મ્યો ત્યારે તેઓને પણ અકેકો છોકરો હતો. સુમંત્રને મિત્રગુપ્ત, સુમિત્રને મંત્રગુપ્ત, સુશ્રુતને વિશ્રુતં, અને સુમતિને પ્રમતિ એ વનવાસમાં જૂદે જુદે પ્રસંગે એ રાજાને અથવા રાણીને બીજા બાળક પાંચ બાળકો હાથ લાગ્યા. એ રીતે બધા મળીને દશ કુમાર થયા. એ જે અજાણ્યા પાંચ બાળકો આવ્યા તેમાં અર્થપાળ, પુષ્પોદ્ભવ, અને સોમદત્ત તો વિદેશવાસી પ્રધાનો કામપાળ, રત્નોદ્ભવ, અને સત્યવર્માના અનુક્રમે છોકરાઓ હતા. બાકી જે બે રહ્યા અપહારવર્મા અને ઉપહારવર્મા તે મિથિલાનો રાજા અને રાજહંસનો મિત્ર જે પ્રહારવર્મા તેના પુત્ર હતા. એ રાજા પણ રાજહંસને સહાય કરવા જતાં દુર્દશામાં આવી પડ્યો હતો. એ હાર્યો અને પોતાના મુલખમાં પાછો જતાં સદર નામના જંગલીઓ એના ઉપર ટૂટી પડ્યા, અને એના બે છોકરા પણ તેમના હાથમાં ગયા. ત્યાંથી મહા મહા વિટંબણા વેઠતાં તેઓ રાજવાહન પાસે આવી પહોંચેછે.

એ દશે કુમારોને ભેગી કેળવણી આપી, અને યોગ્ય વયના થયા એટલે એક ઋષિની આજ્ઞા પ્રમાણે જગદર્શન કરવાને મોકલ્યા. એમાંથી પ્રથમ રાજવાહન છૂટો પડ્યો તેને એક બ્રાહ્મણ પાતાળનું રાજ લેવામાં મદદ કરવાને લઈ ગયો. ત્યાંથી એ ફતેહ પામી પાછો આવીને જોયછે તો પોતાના સાથીઓ જતા રહેલા માલમ પડેછે. એ એકાએક જતો રહ્યો તેથી તેઓ જુદે જુદે રસ્તે એને ખોળવા ગયા એ દશે જણ જ્યારે પાછા મળેછે. ત્યારે પોત પોતાનો વીતક કહી સંભળાવેછે.

એમાં સોમદત્ત રાજવાહનને સૌથી પહેલો પાછો આવીને મળે છે. સોમદત્ત એ દરમ્યાનમાં ઉજ્જનના રાજાની કુંવરી બળાત્કારે લાટના રાજને આપવી પડી હતી તેને મારીને પાછી આણી આપેછે, અને તેથી પ્રસંન થઈ તે એની સાથેજ પરણાવેછે. અને એને પોતાનો યુવરાજ કરેછે. તે પોતાની સ્ત્રી સાથે મહાકાળેશ્વરના દર્શન કરવા જાયછે ત્યાં એને રાજવાહનનો મેળાપ થાયછે.

પછી પુષ્પોદ્ભવ આવી મળેછે. એનું વૃતાંત એમ જણાયછે કે હું ફરતો ફરતો એક ટેકરી આગળ આવી તે પહોંચ્યો એટલે ઉપરથી એક માણસ તેના ઉપર પડ્યો, અને જોયછે તો એ પોતાનો *બાપજછે. એનો બાપ અથવા પુષ્પોદ્ભવ પ્રધાનનો પુત્ર રત્નોદ્ભવ સોબદસસ ઉપર વેપાર કરવાને વાહાણું ભરીને જતો હતો તેવામાં કાળયવનના ટાપુને કિનારે તે ભાગ્યું અને તેમાં તેની સ્ત્રીથી છૂટો પડવાના કારણથી તે હમેશાં ઉદાસ રહેતો હતો. વિરહ વ્યથા અંતે સહન નથયાથી તેણે આપઘાત કરવાનું ધારી પર્વત ઉપરથી પડતું મેહેલ્યું, પણ ઉપર કહ્યું તે પ્રમાણે પોતાનો છોકરો વચમાં આવ્યાથી તે બચ્યો.



# मालतीमाधव.

એ નાટકની કથા આ પ્રમાણેછે. ભૂરિવસુ અને દેવરાત કરીને બે બ્રાહ્મણ હતા. તેઓ વચે ગાઢી મૈત્રી હતી અને ઉજ્જનમાં કામન્દકી નામની આર્જાની શાળામાં અભ્યાસ કરતા હતા. ભણી રહ્યા પછી બંનેએ તે શાળામાંજ એક બીજા સાથે બોલી કરી કે ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી આપણને સંતતિ થાય તો તેનો વિવાહ કરવો. પછી તેઓ જુદા પડ્યા. પ્રારબ્ધ યોગે ભૂરિવસુને ઉજ્જનનું અને દેવરાતને કુંદિનપૂરનું પ્રધાનવટું મળ્યું. ભૂરિવસુને માલતી નામે કન્યા અને દેવરાતને માધવ નામે પુત્ર થયો. જ્યારે માધવ જુવાન પરણવા જોગ થયો ત્યારે એના બાપે ભણવાને મિષે કામન્દકીને ત્યાં મોકલી દીધો. ભૂરિવસુ આ વેળા એ બાબતનીજ ગુંચવણમાં હતો કેમકે રાજા પોતાના માનીતા નંદનને સારૂ માલતીનું માગું કરતો હતો. તેથી એ માધવને તો મળ્યો પણ નહિ હોય અને જુનું ઓળખાણ છેક ભૂલીજ ગયો હોય એમ વર્તવા લાગ્યો. પણ ખાનગી રીતે કામંદકીને બોલાવી કહ્યું "મારી બોલી પ્રમાણેજ માધવ સાથે માલતીને પરણાવવાનો મારો વિચારછે. પણ રાજાની મરજી વિરૂદ્ધ મારાથી ચલાય નહિ તેથી તું કાંઈ એવી જુક્તિ કર કે મારી મર્જીછે એમ જાણ્યાવિના એ તરૂણ જોડું એક બીજાંના પ્રેમપાશમાં પડે અને બારોબારથી પરણી બેસે." જૈન જોગણે એ કામ ખૂશીની સાથે પોતાના હાથમાં લીધું, હાથ નીચેની

* પુષ્પોદ્ભવ પ્રધાનનો પુત્ર રત્નોદ્ભવ.

બીજી આર્જાઓને મસલતમાં લીધી અને એ કહે તે ઠેકાણે માધવને જા આવ કરવાનું તેઓ ફરમાવે માલતીની દૂધબહેન લવંગિકા જે શાળામાં ભણવા આવતી હતી તેને પણ એ દૂતીઓએ પોતાના પક્ષમાં લીધી હોય એમ જણાય છે. એ બધાની તજવીજથી માધવ હવેલી આગળથી જતો હતો તેવે માલતીના દીઠામાં આવ્યો અને તેને કામબાણ વાગ્યું.

આ પવિત્ર અપાસરામાં માલતી માધવ સિવાય બીજાની પણ પ્રીતિ-નીજ ખટપટ ચાલી રહી હતી. માધવનો મકરંદ કરીને મિત્ર હતો તે રાજાના માનીતા નંદનની બહેન મદયંતિકાને જોઈ મોહિત થઈ ગયો હતો, અને તેથી તેનો પણ પ્રેમ ફલીભૂત કરાવવાને અર્થે આ પરમાર્થી ગરણીએ એક ચેલીને નંદનની હવેલીમાં લગાવી દીધી હતી. માધવનો ચાકર કલહંસ ને અપાસરાની ચાકરડી મંદારિકા તો પોતાની મેળેજ એક બીજાને ચાહાવા લાગ્યાં હતાં, કોઇની પણ સહાયતાની જરૂર પડે એવાં તે કાંઈ અણસમર્થ નહોતાં. ઉલટી તેઓની પ્રીતિ તો કામંદકીના દૂતત્વમાં ઉપયોગી થઇ પડે એમ હતું, અને તે પ્રમાણેજ તેનો લાભ લેવામાં ભૂલે એવી કાંઈ આ શુણી શાળા ગુરૂણી નહોતી.

પહેલા અંકમાં બે પ્રવેશછે. તેમાંનો પહેલો તો ઉપર કહી તે આદિકથા અને મુખ્ય મુખ્ય પાત્રને ઓળખાવવામાંજ ભરાઈ ગયોછે. તેથી એમાં દૃશ્ય કે શ્રાવ્ય કોઈ જાતનો રસ નથી એમ દોષ કાઢી શકાય, તોપણ યાદ રાખવું એ પ્રવેશની લુખી પણ ઉપયોગી હકીકતો આખું નાટક સમજવામાં અવશ્યની છે.

બીજા પ્રવેશમાં માધવ દેખા દેછે, અને તેની મુખ ચર્ચા જોઈ મકરંદ અનુમાન કરેછે કે કોઇના કટાક્ષ એના હ્રદયમાં ભેદાઈ સાંસરા નીકળી ગયાછે. માધવ પોતાની હકીકત કહેછે. તે ઉપરથી માલમ પડેછે કે અપાસરામાંની એક આર્જા અવલોકિતાના કહેવાથી તે કામનાથના મંદીરમાં ગયો અને ત્યાં એક તળાવને કાંઠે સુંદર વૃક્ષની ઘટા નીચે આરામ લેવાને બેઠો બેઠો હાર ગુંથવા લાગ્યો. એવામાં માલતી રસાલા સાથે ત્યાં દર્શન કરવા આવી. તેનું સખીમંડળ માધવને જાણે અગાઉથી ઓળખતુ હોય તેમ માંહોમાંહે ચેષ્ટા કરવા લાગ્યું, અને માલતી કોઇના પ્રેમથી ઘાયલ થએલી જણાઈ. માધવ તો તેનું સ્વરૂપ જોઈ છક થઇ ગયો, પણ તેતો પુજા કરી ઠાઠની સાથે હાથી ઉપર બેસી પાછી ચાલી. જતાં જતાં પોતાની

દૃષ્ટિ પાછી ફેરવી એની તરફ જોતી હતી તેથી એના કામાગ્નિમાં માત્ર વધારોજ થયો. પછી તુર્તજ લવંગિકા ફુલ વીણવાને મિષે પાછળ રહી હતી તે માધવ પાસે આવી અને "આ સૌંદર્યનો હાર માલતીના કંઠને પામો" વગેરે એવું દ્વી અર્થી બોલી કે તેનો એમ અર્થ થાયછે "માધવ, તું ગભરાઇશ નહિ, તને માલતી મળશે" અને બીજો અર્થ એવો પણ "થાય કે તું આ ફૂલનો હાર ગુંથેછે તે માલતીને સારૂ મને આપ" માધવે તુર્ત તે હાર લવંગિકાને આપ્યો. અને લક્ષ પૂર્વક દૂરથી આ બધું માલતી જોયા કરતી હતી તે ઉપરથી આ દૂતત્વ તેનાથી અજાણ્યું હોય એમ લાગ્યું નહિ. આ બધું વૃત્તાંત સાંભળી મકરંદે કહ્યું કે, "માધવ તું શા માટે નિરાશ થઇ શોકાતુર થાયછે. તારો પ્રેમ સફળ જણાયછે." પછી ત્યાં કલહંસ માધવની છબી લઇને આવી ઉભો. એ માલતીએ કાઢી હતી, અને લવંગિકાએ તેને કહ્યાવિના લાવીને મંદારિકાને આપી હતી. મંદારિકા પોતાના કલહંસને આપે અને તે પોતાના ધણીની પાસે હરખાતો બતાવવા આવે એમાં તો આશ્ચર્યજ શું? આ પરથી બધાની ખાત્રી થઈ કે માલતીનો પ્રેમ તો છેજ. પછી મકરંદે માધવ પાસે માલતીની છબી કઢાવીને તે ઉપર પ્રીતિદર્શક કવિતા બનાવીને લખી તેવામાં મંદારિકા માલતીએ કાઢેલી છબી પાછી લેવા આવી હતી તેને આ છબીજ આપી. એનો ટપાલ બરાબર ચાલ્યો એ છબી માલતીને પહોંચી અને તે જોઇ દિલાસો વળ્યો કે મારો પ્રેમ એક તર્ફી નથી.

આ રીતે પહેલા અંકમાં તો action કાંઇજ નથી, પણ માત્ર કથન છે. એમાં પૂર્વાનુરાગ સારી રીતે વર્ણવ્યો છે, અને બલ્કે સંપૂર્ણ રીતે વર્ણવાને માટેજ તેને કથન રૂપ આપ્યું છે. તો પણ એ બધું કથન ભજવવામાં આવ્યું હેત તો બેશક વધારે અસરકારક થાત એમાં કાંઈ સંદેહ નથી. બીજો અંક જે એકજ પ્રવેશનો છે તે પણ ઘણું કરીને આવોજ છે. એમાં લવંગિકા પેલો હાર લઈ જઇને માલતીને આપેછે, અને પોતાની છાતી સાથે ચાંપી વધારે ઉદાશ થાયછે, કેમકે તેજ દહાડે પ્રધાને નંદનને કન્યા આપવાનું રાજાના મોંઢાગળ કબુલ કર્યું હતું. એ પ્રમાણે વાત ચાલી રહીછે. તેવામાં કામંદકી ત્યાં આવી પોતે કાંઈ જાણતી ન હોય તે પ્રમાણે પ્રથમ તો વાતમાં ને વાતમાં નંદન સાથના વિવાહને માટે પ્રધાનનો તિરસ્કાર કરેછે, માલતીની દયા ખાયછે, તજવીજથી શકુંતલા વગેરેના

દાખલા બનાવેછે, મ્હોંદેથી માબાપની આજ્ઞા માનવાની સલાહ આપેછે, માધવના કુળની પ્રસંસા કરેછે, અને પછી ચાલતી થાયછે. આગળથી માલતી કામંદકીને વશ થઈ ગઈ. હવેથી સઘળો પડદો દૂર થયો અને તે કામંદકીની આગળ ડગલે ડગલે દુઃખ રોવા તથા સલાહ પૂછવા લાગી.

બીજે દિવસે મહાદેવને આરાધવાને મિષે કામંદકી તેને શંકરના દહેરામાં લઈ ગઈ, બુદ્ધરક્ષિતા મદયંતિકાને ત્યાં તેડી લાવવાની હતી. માધવને ત્યાં આવવાનું કહ્યું હતું તેતો ક્યારનો આવી પછાડીની કુંજમાં બેઠો હતો. મહાદેવનું પુજન પૂજન કરી તેઓ જરા બેઠાં માલતી લવંગિકાની જોડે ફૂલ વીણવા જતી હતી પણ તેણે વારી અને કહ્યું કે તું બહુ થાકી ગઇછે. એમ કહી તેને પોતાના ખોળામાં લીધી અને વાહાલથી તેનું મ્હોં ફેરવીને એવી રીતે રાખ્યું કે માધવ જ્યાં ઉભો હતો ત્યાંથી તે બરાબર દેખી શકે. પછી માધવની વિરહથી કેવી ખરાબી થઈ ગઈ હતી તેનું વર્ણન કરવા લાગી અને છેવટે નિસાસો મૂકી બોલી કે એ બિચારો હવે ઘણા દિવસ કાઢવાનો નથી. આ સાંભળી માલતીનું હૈયું થરથર કાંપવા લાગ્યું.

"માલતીનું દુઃખ પણ કાંઈ ઓછું નથી." એમ કહી લવંગિકાએ તેનો વિરહ વર્ણવ્યો અને છેવટે કહ્યું કે તેમજ માલતીનો પ્યાર પણ ઓછો નથી. એમ કહી છેડો કાઢી નાખી માલતી પોતાની છાતી ઉપર માધવની છબી તથા તેનો મોકલેલો હાર સદા રાખતી હતી તે બતાવ્યો. એવામાં વાઘની બૂમ પડી અને" મદયંતિકાને બચાવો, મદયંતિકાને બચાવો, એમ પોકારતી બુદ્ધ રક્ષિતા આવી. એ બાને માધવ કૂદી નીકળ્યો, અને બંને પ્રિય પ્રિયાને એક બીજાનું દર્શન સુખ પ્રાપ્ત થયું. દૂરથી જુએછે તો મકરંદ મદદે દોડતો દેખાયો અને વાઘની વચમાં આવી મદયંતિકાને બચાવી. વાઘે મકરંદ ઉપર તલપ મારી પણ ફાવ્યો નહિ. મકરંદે એવો ઘા કર્યો કે તેના પ્રાણ નીકળી ગયા. પણ એમ કરતાં તેને પોતાને કાંઇક લોહી નીકળ્યું હતું. અને તેથી તમર આવ્યાં એ જોઈ માધવ તેની મદદે દોડતો હતો તે પણ ચકરી ખાઇને પડ્યો. બધું સ્ત્રી મંડળ તે બંનેની આસ્વાસના કરવા મંડી ગયું. તેમાં માલતી માધવનાં અને મદયંતિકા મકરંદના માથા આગળ બેસી કમંડળમાંથી ધ્રુજતે હાથે પાણી છાંટવા લાગી. કામંદકીએ કહ્યું. "ગભરાઓછો શું? તમારા લૂગડાંનો છેડો કાઢી

ધીમે ધીમે પવન નાખો કે બંને હમણાં જાગૃત થઈ જશે." અને તેમ કર્યું એટલે થોડી વારમાં બને મિત્રોએ આંખ ઉઘાડી અને પ્રેમથી એક બીજાને ભેટી પડ્યા.

ઉપલા બનાવથી મદયંતિકાનો પ્રેમ મકરંદ ઉપર મજબુત બંધાયો. માલતી માધવનોં બંધાઇ તો ક્યારનો ચૂક્યો હતો, પણ કામંદકીએ વિચાર્યું કે હવે એ બંનને કોલકરારથી બાંધી લીધાં હોય તો ઠીક. તેથી તે બોલી, બેટા માધવ, તારો મિત્ર ઉગર્યાના આ હર્ષના વખતમાં તારે કાંઈ માલતીને ભેટ કરવી જોઇએ. માધવ ઘણી-ગંભીર અને પ્રેમમય વાણીએ બોલી ઉઠયો કે હું મારૂ -હૃદય અને જિવ એને અર્પણ કરૂંછું. ચતુર લવંગિકાએ કહ્યું કે મારી સખી લજ્જાની મારી બોલી શકતી નથી, પણ તે મારા મુખદ્વારે એ અમુલ્ય ભેટ કબુલ કરેછે. એવામાં નંદનનો માણસ મદયંતિકાને દોડતો તેડવા આવ્યો અને બોલ્યો કે ભૂરિવસુને આજે રાજા સાહેબે પંડે કહ્યું કે દિવાન સાહેબનું માગું ભૂરિવસુએ કબુલ રાખ્યું છે." આંધળીને હૈયાફૂટી મદયંતિકા હરખાઇને માલતીને ભાભી ભાભી કહી ભેટી, અને પછી ચાલતી થઈ અહિંયા તો માલતીને માધવ દુઃખમાં છેકજ ડૂબી ગયાં. કામંદકી તેમને ધીરજ આપવા લાગી, પણ તેઓનું દુઃખ ઓછું થાય નહિ. જ્યાં બાપે કન્યાને આપવાનું કબુલ કર્યું ત્યાં પછી શું કરવું? માબાપની વિરૂદ્ધ થઈ લગ્ન કરવાં એમ હજી માલતી કે માધવના મનમાં આવ્યું નહોતું ત્યારે પેલી બંધી આર્જાએ શાસ્ત્રાર્થ બતાવ્યો કે ભૂરિવસુના શબ્દ તો એમછે કે "મહારાજ, આપની પૂત્રીને આપની મર્જીમાં આવે ત્યાં આપવા સમર્થ છો." પણ માલતી ક્યાં રાજાની પુત્રિ છે કે તેનો એના ઉપર અમલ ચાલી શકે. તેથી ભૂરીવસુના વચનથી તમને કાંઈ પણ બંધન થતું નથી. આ રીતે ત્રીજો ને ચોથો અંક પૂરો થાયછે.

માધવને બીજો કોઈ રસ્તો ન સૂઝયાથી મેલી સાધના કરવા મનુષ્યનું માંસ લઈ સમશાનમાં ગયો. માંસનો મંત્ર ભણતો ભણતો ચાલ્યો જાયછે, અને તાડ જેવા હજારો બિહામણા ભૂતો નાચી રહ્યાં છે તેમાં લ્યો, માણસનું મસાં, લ્યો, માણસનું માંસ,, એમ બુમ પાડેછે. ભૂત એને જોઈ વેગળા ખસી જાયછે. એવામાં પાસે ચામુંડાનું દહેર હતું તેમાંથી એક કારમી ચીસ સાંભળી. તુર્ત તે ભણી ગયો કેમકે એણે ધાર્યું કે એશ-

કે કોઈ અઘોરી બાવો માણસનું બળીદાન આપતો હશે. ત્યાં જઇને જુએછે તો માલતીને યજ્ઞપશુના વસ્ત્ર પહેરાવેલાં, અને એક અઘોરી મંત્ર ભણી પ્રદક્ષિણા ફરી તેનો વધ કરવાનીજ તૈયારીમાં હતો. પ્રદક્ષિણા પૂરી થયા પછી અઘોર ઘંટ જોગીએ કહ્યું, "સુંદર કુમારિકા, તને જે સૌથી વાહાલું હોય તેને સંભારી લે, કેમકે હવે જાણ કે તારૂ મૃત્યું આઘું નથી." રાંકડી નાચાર માલતીએ માધવનું નામ લીધું. માધવ કયારનો આવીને તમાસો જોયા કરતો હતો તેને આ સાંભળી શૂર ભરાઈ આવ્યું, અને ધસી આવી માલતીને પોતાની બાથમાં ઘાલી લીધી. અઘોરઘંટ અને તેની ચેલી કપાલકુંડલા બૂમ પાડી ઉઠયાં કે, પાપી, તું અમારા બળીદાનમાં ભંગ કેમ પાડેછે. માધવે પૂછ્યું કે તુ અહિંયા કયાંથી ત્યારે માલતીએ જવાબ દીધો કે "મને કાંઈ ખબર નથી. હુ સાંજે અગાસીમાં સૂતી હતી અને જાગી ત્યારે જોઉછું તો આ દહેરામાં આ અવસ્થામાં પણ તમે અહિંયા કયાંથી" એણે લજવાઇને કબુલ કર્યું કે તને પામવાની આશાએ હું ભૂતની સાધના કરવા આવ્યો હતો તેમાં તારી ચીસ સાંભળી અને તેથી આણી તર્ફ દોડ્યો. આવું ભયાનક કામ કરવા નીકળ્યો હતો તેને માટે માલતીએ ઠપકો આપ્યો, પણ માધવ કહે મારાં ધનભાગ્ય કે આ દુષ્ટની ઉગામેલી તરવારમાંથી હું તને બચાવવાને શકિતમાન થયો. એ દરમ્યાન અઘોરઘંટ અને કપાળકુંડળા પણ વાતે વળગ્યા હતા. ગુરૂએ પુછયું કે આ કોણછે? હવે માલતીને મંત્રના જોરથી વિમાનમાં બેસાડી પકડી લાવનારી કપાળકુંડળાજ હતી અને તે જયારે તે દુષ્ટ કામે ગઈ હતી ત્યારે તેણે માધવને મસાણમાં ફરતો દીઠો હતો. એના નામ ઠામ તથા પ્યારની વાતથી તો અપાસરાની આર્જાઓની માર્ફતે વાકેફગાર થએલીજ હતી. તેથી તેણીએ પોતાના ગુરૂને સઘળો ખુલાસો કર્યો. એ પ્રમાણે બંને પક્ષવાળા વાર્તાચિતથી પરવાર્યા પછી બોલાચાલીને ગાળાગાળીપર આવ્યા. માલતી કહે જવાદો અને કપાળકુંડલા કહે મારો. એવામાં માલતીના બાપે કામંદકીની સલાહથી જે માણસોને ત્યાં શોધવા મોકલ્યાં હતાં. તે ત્યાં આવી પહોંચ્યા તેને માધવ જઈ માલતીને આપી આવ્યો અને પછી નિરાંત કરી બંને જણ લગ્ના. તેમાં અઘોરઘંટ મૂઓ અને તેનું વેર લેવાનો તેની ચેલીએ મનમાં નિશ્ચય કર્યો.

નંદન સાથે લગનનો દિવસ ઠર્યો હતો તે આવી ચુક્યો અને મુહુર્તમાં એક બે પહોરજ બાકી રહ્યા. એ સમયે કામંદકી કેવી સફાઈની સાથે પોતાનું ધાર્યું પાર પાડેછે તે ખરેખરૂં જોવા લાયકછે. હાથેવાળો મેળવ્યા પહેલાં કન્યાને દેવીના દર્શન કરાવવા લઈ જવાનો ધારો હતો તે પ્રમાણે માલતીનો વરઘોડો ચઢ્યો અને ગાજતો વાજતો ઠાઠથી દહેરા સુધી આવી પહોંચ્યો. જોડે કામંદકી અને લવંગિકા હતાં. અગાઉથી બેત કરી રાખ્યો હતો તે પ્રમાણે માધવને મકરંદ મૂર્ત્તિની પછાડી ભરાઇને બેઠા હતા. માધવ એટલો આતુર થઈ રહ્યો હતો કે તેને એક પળ કલ્પ જેવી લાગતી હતી. તેણે કલહંસને જોવા મોકલ્યો. તે આવીને ખબર કરેછે એટલામાં તો વરઘોડો દહેરા સુધી આવી પહોચ્યો. કલહંસને મકરંદ વરઘોડાની રચનાનું વર્ણન કરી સંભળાવેછે. માલતી હાથી ઉપરથી ઉતરી કામંદકી તથા લવંગિકાજ સાથે દહેરામાં પેસતી દીઠી કે ત્રણે બેત પ્રમાણે પાછા ભરાઈ બેઠા. માલતી આ તર્કટ રચ્યું હતું તે કાંઈ પણ જાણતી નહોતી. તે શોક સમુદ્રમાં ડૂબી ગએલી અને આ ભૂંડા લગ્નરૂપી મહા સંકટમાંથી બચવાનો ઉપાય આપત સિવાય બીજો કાંઈ નથી એવો વિચાર કરતી દહેરામાં પેઠી. એવામાં ત્યાં લગનના વસ્ત્રાભૂષણ લઇને એક દાસી આવી અને કહ્યું કે પ્રધાન સાહેબે દેવીની સમક્ષજ આ પહેરાવવાનું કહાવ્યું છે. કામંદકીએ તે લીધાં અને તે જોવાને મિષે પોતે બહાર ઉભી રહી અને લવંગિકાની માલતીને રંગમંડપમાં પૂજન કરવાને મોકલી. લવંગિકાએ પૂજાની સામગ્રી આપી માલતીને પૂજા કરવાનું કહ્યું, પણ તેમ ન કરતાં માલતીએ તો કરૂણામય વાણીથી મરવાની રજા માગી. બિચ્યારીએ મરવાનો નિશ્ચયજ કર્યો હતો અને તેથી તેની અનુજ્ઞાત લેવાને સારૂ તેને પગે પડી. આ પ્રસંગે સાન કરી કે માધવ લવંગિકાને ઠેકાણે આવી ઉભો અને તે ચાલી ગઈ. માલતી કહે 'હે સખી' તું હા ભણ. માધવે સાદ બદલીને કહ્યું એ વાત છોડી દે, તારા વિના હું જીવનાર નથી. માલતી બોલી સખી, તું હા નહિ કહે ત્યાં સુધી હું ઉઠનાર નથી. ત્યારે માધવે કહ્યું, એમજ છે ત્યારે હું તને શું કહું? પણ આવ પ્રથમ આપણે ભેટી લઇએ "હરખથી ઉઠી માલતી માધવને લવંગિકાધારી ભેટી, અને આંખ આંસુથી ભરાઈ ગઈ હતી તેથી હજી પણ કોણ છે તે દીઠું નહિ. રડતાં રડતાં માધવને પ્રેમ ભર્યા નમસ્કાર વારંવાર કહાવ્યા. અને તેનો ગુંથેલો હાર પોતાની છાતી

સાથે રાખતી હતી તે કહાડીને આપ્યો અને બોલી કે લવંગિકા તું આ મારી યાદગીરી દાખલ તારી પાસે રાખજે એમ કહી ગળામાં પહેરાવવા ગઈ ત્યારે જાણ્યું કે આતો માધવ છે. "અરે મને લવંગિકાએ ફસાવી" એમ કહી નાસવા જાયછે અને માધવ કાલાવાલા કરેછે. એટલે તો લવંગિકા, મકરંદ વગેરે સૌ ત્યાં આવી ઉભાં રહેછે. તોપણ હજી એના મનમાં માધવ સાથે નાસી જવાનો વિચાર ઉઠતો નથી. એટલુંજ નહિ, પણ તે મતલબને સારૂજ આ બધો ઘાટ રચાયો છે. એમ પણ સૂઝતુ નથી. કુલવાન કંન્યાને આ રીતભાંત યોગ્ય નથી એમ તેને લાગેછે. પણ કામંદકી આવી પ્રીતિથી પણ હુકમ ભરેલી રીતે તેને કહેછે કે હવે તારે પુત્રીધર્મ છોડી પ્રીતિધર્મ પાળવો જોઇએ. માધવે કેવું જોખમ ખમીને એનો જિવ બચાવ્યો હતો તે લવંગિકાએ તજવીજથી સંભાર્યું. એ રીતે ઘણા પાશ દીધા ત્યારે માબાપની આજ્ઞા એજ પોતાનો ધર્મ સમજનારી માલતી માધવ સાથે નાસી જવા કબુલ થઈ. તોપણ તે કબુલાત સ્પષ્ટ રીતે તેણે જાહેર કરી નહિ પણ, હાય, મારાં માબાપ, એટલાજ બોલ બોલી રડી. પછી માધવને માલતી સ્વાધીન કરવાનો વખત આવ્યો અને કામંદકી ગળગળી થઈ ગઈ તે ઉપરથી તેનો શુદ્ધ પ્રેમાળ સ્વભાવ જણાયો. આંસુ ગળતી આંખે તેણીએ માધવને પાસે બોલાવ્યો, માલતી કેવા ઊંચા કુળનું અમૂલ્ય રત્ન છે તે કહ્યું, અને કદી પણ તેને દુભીશ નહિ એવી વારેવારે ટોકણી કર્યા પછીજ માલતીનો હાથ તેના હાથમાં આપ્યો અને રડી પડી. બનેને લથડતી વાણીએ સમજાવ્યું કે સંસારમાં સ્ત્રીને પુરૂષ અને પુરૂષને સ્ત્રી એ તનમનને ધનછે. અને ધણીધણીઆણીનું સગપણ સઘળા સગપણથી મોટુંછે. માટે બેટાં, સમજીને સદાચરણે સંપથી ચાલજો. જાઓ સુખી થાઓ.

"પાછલી કુંજને માર્ગે થઈ અપાસરામાં જજો. ત્યાં અવલોકિતાએ લગ્નવિધિની સઘળી તૈયારી કરી રાખીછે" ત્યાર પછી મકરંદને પેલા વસ્ત્રાભૂષણ પહેરાવ્યાં. માધવ પોતાના મિત્રનું શું થશે એમ વિચારી બીવા લાગ્યો પણ કામંદકીએ કહ્યું તારે તેની શી કનવાર છે. તું તારૂંજ સમાલ એટલે બસછે. તે સાંભળી માલતીનો હાથ પકડી ચાલ્યો અને પેલી લવંગિકા તું નહિ આવે એમ છેલ્લાં બોલ બોલી ધ્રધડતી હોય તેમ ચાલીનીકળી.

હવે મકરંદનું શું થયું તે જોઇએ. એને *સ્ત્રીવેષ સારો દીપવા લાગ્યો અને માલતીને• ઠેકાણે નિભી ગયો. સઘળી લગનની ક્રિયા થઈ પણ કોઇએ કાંઈ જાણ્યું નહિં. ટાંક સંચો એવો રાખ્યો હતો કે આખા દાહાડાની દોડ પછાડથી સાંજે થાકીને માણસો સૂઈ જાયકે એણે મદયંતિકાને લઈ નાસી જવું. પણ નંદન માલતી ઉપર એટલો મોહિત થઈ ગયો હતો કે તે વહેલો વહેલો જનાનખાનામાં આવી હેત બતાવવા લાગ્યો. મકરંદે થોડી વારતો બાળાવેષને શોભે તેવી લાજ બતાવી તેને દૂર રાખ્યો, પણ જ્યારે જોયું કે હવે ચોરી બધી પકડાઇ જશે. ત્યારે ચીડવાઈ એવા જોરથી આઘો ફેંક્યો કે તેની આખમાં આંશું ભરાઈ આવ્યાં, અને આને કુંમારીકા કે અલમસ્ત હીજડો એમ બોલી ક્રોધાયમાન થઈ ચાલ્યો ગયો. આ વાત મહેલમાં બધે ચર્ચાઈ અને તેથી મદયંતિકા માલતીને મનાવવા આવી, કેમકે તેને પણ આ પ્રપંચની કાંઈ ખબર નહોતી લવંગિકા તે વેળા પાસે બેઠી હતી તેણે મકરંદનું મોં ઢાંકી દીધું અને બોલી કે થાકીને હમણાંજ ઉંઘી ગઈ. પ્રથમ તો નંદનની બહેને કાંઇક નરમાસથી નંણદવેડા બતાવવા માંડ્યા ખરા, પણ લવંગિકાએ તજવીજથી પેલા દહાડાની વાત કરાવી અને મકરંદ ઉપર તે ફિદા ફિદા થઈ ફરેછે એમ તેને મોંઢેજ કબુલ કરાવ્યું. "તે મળે, તો તેની જોડે જાઉં" એમ પણ તેની પાસે સ્પષ્ટ તો નહિ પણ ઈશારામાં કબુલ કરાવ્યું. પછીથી તેને કહ્યું કે માલતીને ઉઠાડો. ઉઠાડવા જાયછે કે મકરંદે ચપ લઇને તેનો હાથ પકડી લીધો પછી સઘળો ખુલાસો થઈ ગયો અને કામંદકીના ધાર્યા પ્રમાણે તે મકરંદની જોડે ગઈ. મદયંતિકા માલતીના જેટલી બીકણ કે અતિ લજ્જાળુ નહોતી.

પણે અપાસરામાં લગ્નવિધિથી પરવારી માધવને માલતી તળાવની પાળે આ ટોળીની રાહ જોતાં હતાં. હજુ પેલી લાજુ લાડી માધવ સાથે કાંઈ પણ બોલતી નહોતી. અને તેને બોલાવવા સારૂ માધવ વીનવતો હતો અને અવલોકિતા નાની નાની તજવીજો ચલાવી રહી હતી. એવામાં મદયંતિકા, લવંગિકા, અને કલહંસ દોડતાં આવી પહોંચ્યાં અને કહ્યું કે અમને ચોકીદાર વાટમાં રોકતા હતા પણ મકરંદે લડવા ઉભા રહી અમ-

---

* મૂંછ મૂંડાવી કે હજી ઉગીજ નહોતી એ વિષે નાટકમાં કાંઈ ખુલાસો નથી.

ને નાસવાનો લાગ આપ્યો. પણ સિપાઇઓ ઘણા ભેગા થવા લાગ્યા છે. માટે દોડો તેની મદદે દોડો. પણ ધીમો માધવ તેમનો સત્કાર કરવા તથા ધીરજ આપવાને સારૂ એક મોટું ભાષણ આપ્યા પછીજ મદદે ગયો. ખરે, માધવમાં શૂરાતન તો કોઈ ઠેકાણે કાંઇપણ જણાતું નથી. અને જ્યાં કાંઈ વર્ણવ્યુંછે તે મિથ્યા લાગેછે. અવલોકિતા પછી આ બનાવની ખબર કામંદકીને કરવા ગઈ. પોતાના સ્વામીની બહુ ફિકર થવા લાગી તેથી "વગર વિચાર્યું ઝંપલાવી પડશો નહિ" એવું કહેણુ કહેવાને લવંગિકાને માલતીએ માધવની પછાડી દોડાવી. તોએ થોડી વાર રાહ જોયા પછી માલતીની ધીરજ ન રહી. અને પોતેજ બહાર ખબર કાઢવા નીકળી. પેલી દુષ્ટ કપાળ કુંડળા ક્યારની પોતાનું વેર લેવાને લાગ શોધ્યાજ કરતી હતી તે રાંડે એને દીઠી, અને ઉપાડી તુર્ત ચાલતી થઈ. માલતી "સ્વામી સ્વામી" કરીને ચીસો ચીસ પાડે પણ તે દુષ્ટા ઉલટી તેને વજ્ર બાણ જેવી ગાળો ભાંડતી જાય. પોતાના મંત્ર બળે એ જોગટી તેને લઈ ઝટ ક્યાંની ક્યાં નીકળી ગઈ. સખીઓ પાછી આવી જોયછે તો માલતી કેથે મળે નહિ.

માધવને મકરંદને માટે લોકોથી સાંભળ્યું કે તેઓએ એટલું બધું ધમસાણ મચાવી મૂકયું કે તે વાત રાજા સુધી ગઈ અને તેણે બંનેને પકડી મંગાવ્યા મદયંતિકા તો ધ્રુજવા અને રડવા લાગી. બધાં ગભરાઈ ગયાં. પણ એવામાં કલહંસ વધામણી લાવ્યો કે રાજા તે બંનેના રૂપ, લાવણ્યતા, અને કુલીનતા જોઈ એટલો બધો પ્રસન્ન થઈ ગયો કે પોતાનો સઘળો કોપ ભૂલી જઈ તેમનાં ગાંધર્વ લગ્ન પણ ખૂશીની સાથે કબુલ રાખ્યાંછે. એવામાં તે બંને જણ પણ ત્યાં હરખાતા હરખાતા આવી પહોંચ્યા. પણ માલતી નથી એ સાંભળી માધવ શોક સમુદ્રમાંજ ડૂબી ગયો. બધાંને ઘણી ફીકર થઈ અને ભેગાં મળી કામંદકીની સલાહ લેવા દોડ્યાં એ રીતે આઠમો અંક પૂરો થાયછે.

નવમા અંકમાં માલતીના વિયોગથી દુઃખી માધવ વિંધ્યાચળ પર્વતોમાં રવડતો માલમ પડેછે. મકરંદ તેની સંભાળ રાખવા જોડે જોડે ફરેછે. આ ઠેકાણે માધવની ઘેલછાનું વર્ણન વિક્રમાર્વશી નાટકમાં કાળીદાસે પુરૂષના વિરહનું કર્યુંછે. તેવુંજ છે અને એ અંક ઘણું કરીને એથીજ ભરાયોછે. પાછલા ભાગમાં સૌદામિની (કામંદકીની શિષ્યણ પણ પાછળથી યોગકળા શીખવા શ્રી પર્વતપર ગએલી) તે માધવને ધીરજ આપવા પેસો બકુલનો ઉપરથી હાર ફેંકેછે અને પછી તેને લઇને અલોપ થઈ જાયછે.

દશમા અંકમાં મદયંતિકા લવંગિકા, અને કામંદકી કલ્પાંત કરતાં માલૂમ પડેછે, અને આખરે થાકી વિંધ્યાચળની ટેકરી ઉપરથી પડી મરવાનો વિચાર કરેછે એવામાં મકરંદ ત્યાં આવી મળેછે, અને પેલી તર્ફ માલતીનો બાપ પણ રાજા અને નંદનનું કહ્યું ન માનતાં બળી મરવા તૈયાર થયોછે એવો પડદામાંથી પોકાર ઉઠેછે. એકાએક એ સમે આકાશમાંથી ચંદનનો વરસાદ અને તેની સાથે તરવારના કડકા પડેછે. "ઓ મારા બાપ, ઓ બાપ, તમે મારે માટે શિદ મરોછો" એવો માલતીનો પોકાર સંભળાય છે, અને તેની સાથે મૂર્છા પામેલી માલતીને હાથમાં લઈ માધવ આવેછે. સઘળાં માલતીને બોલાવેછે, પણ તે બોલતી નથી. માત્ર શબજ નજરે પડેછે. એટલામાં અમૃત વૃષ્ટિ થઈ તેણીએ આંખ ઉઘાડી. અને સૌ હરખથી એક બીજાને મળ્યાં પછી તુર્તજ સૌદામિનીએ દૂરથી કહ્યું "હું ભૂરિવસુને ઉગારવા ગઈ હતી. રાજાએ તમને આ માશી પત્ર આપ્યુંછે" પાસે આવી ગુરૂણી જાણી પગે લાગવા જાયછે, પણ કામન્દકી તેને ભેટી પડી અને બધાના તર્ફથી ઘણો ઘણો ઉપકાર માન્યો. એ રીતે એ નાટક પરિપૂર્ણ થાયછે.

# रत्नावळी.

સંસ્કૃત વાર્તાઓમાં વત્સ રાજાનું નામ ઘણીવાર આવેછે. કોઈ કહે છે કે એનો મુલખ મગધની પાસે હતો અને કોઈ કહેછે કે હસ્તિનાપુર આગળ હતો. એની રાજધાની કૌશાંબી નામથી પ્રસિદ્ધછે. એ રાજા ગિર્વાણ ભણેલો, બુદ્ધિમાન, ઉદાર, અને શૃંગારરસિક હતો.

સિંહલદ્વીપના રાજાની ભત્રીજી વાસવદત્તા જોડે એ પરણ્યો હતો. એ રાણી ખરેખરી સભ્ય, પ્રેમી, અને પતિવ્રતા હતી. એની ઉપર રાજાનો સંપૂર્ણ પ્રેમ હતો, અને સદા કાળજીથી એનું માન રાખતો.

એનો પ્રધાન યોગંધરાયણ સઘળા શાસ્ત્રોમાં કુશળ અને રાજનીતિમાં તો એક્કોજ હતો. એ, રાજનો સઘળો ભાર પોતાને માથે ખૂશીની સાથે વહતો હતો, અને રાજાને મોજ મઝા સિવાય કોઈ બાબતની ખટપટમાં પડવાની જરૂર રહેવા દેતો નહિ. રાત દહાડો રાજની વૃદ્ધિના વિચારમાંજ એ મગ્ન. એણે સાંભળ્યું કે સિંહલદ્વીપના રાજાની કુંવરી રત્નાવળી જેની સાથે વરે તે રાજા ચક્રવર્ત્તિ થાય એવો તેનો ગ્રહયોગછે. એ ઉપરથી એણે પોતાના રાજાને પૂછ્યાવિના ખાનગી માગું મોકલ્યુ

પણ પોતાની ભત્રીજી ઉપર આપવાની સિંહલરાજે ના પાડી. ત્યારે થોડોક વખત જવા દેઈ એણે વાસવદત્તાને આગળથી ખસેડી લઈ તેના મહેલને આગ લગાડી અને લોકમાં વાત ચલાવી કે રાણી આગમાં બળી ગઈ. હવે સિંહલદ્વીપના રાજાને ના કહેવાનું કાંઈ કારણ રહ્યું નહિ, અને તેના દરબારીઓને યોગંધરાયણે પેટપુર પૈસા ખવડાવ્યા હતા. એટલે તેઓ પણ એ વાતને પુષ્ટિ કરવા લાગ્યા. આખરે તે રાજાએ ખુશી થઈ ભારે પહેરામણીની સાથે પોતાના એક મંત્રી તથા રસાલા જોડે કુંવરીને વત્સરાજ તર્ફ વદાય કરી.

વાટે રત્નાવળીના વહાણને તોફાન લાગવાથી તે ભાગી ગયુ અને ઘણાખરા માણસો ડૂબી મૂઆં. પણ સારા નશીબથી એ કુંવરીના હાથમાં વાહાણનું એક પાટીઊં આવ્યું અને તેને આધારે એ ઉગરી. કૌશાંબીના વેપારીઓ કાંઠે હતા તેઓએ દીઠી, અને એના કોટમાં મોતીનો અમૂલક હાર હતો તે જોઈ તેઓએ જાણ્યુ કે એ કોઈ રાજકુંવરીછે. તેથી માન સન્માનની સાથે ખાનગી રીતે તેઓ એને કૌશાંબી લઈ ગયા અને ત્યાં જઇને પ્રધાનને સ્વાધીન કરી. કુંવરીએ પોતાનો ભેદ ભાગ્યો નહિ. યોગંધરાયણે જાણ્યુ તો ખરૂં કે એ કોણછે, તોપણ વિચાર્યું કે આપણો એલચી તથા સિંહલરાજાનો મંત્રી ઉગર્યાછે તે આવશે એટલે સઘળુ આપોઆપ પ્રકટ થશે. તેથી એણે એ કુંવરીને ભેટ દાખલ વાસવદત્તાને મોહોલે મોકલી દીધી. આ પ્રમાણે ત્યાં મોકલવામાં ઘણા પેચ હતા. મુખ્ય તો એ કે એને નિશ્ચય નહોતો કે રાજા વાસવદત્તા ઉપર બીજી પરણવા હા કહેશે અને તેથી જો બારોબાર પ્રીતિ બંધાઈ જાય તો એની બધી માથાફોડ મટી જાય.

વાસવદત્તા જાણતી નથી એ કોણછે. સાગરમાંથી નીકળી માટે સાગરિકા એવું નામ પાડીને તેણીએ એને પોતાની પાસે દાસી તરીકે ખૂશીની સાથે રાખી, એને કશી વાતનું ત્યાં દુ:ખ નહોતું.

એમ કરતાં વસંતોત્સવના દિવસ આવ્યા. શહેરમાં સઘળે ઠેકાણે રંગરોળ થઈ રહ્યોછે. સ્ત્રી પુરૂષો ગુલાલ અબીલ તથા પિચકારીથી ખેલી રહ્યાછે, અને કુમારિકાઓ હરખથી નાચી રહીછે રાજા પોતાના મિત્ર વસંતકની સાથે તમાસો જોવા નીકળ્યાછે. તે આ આનંદ જોઇને હરખાયછે. એવામાં વાસવદત્તાની દાસી આવીને કહેછે કે "રાણીસાહેબ બાગમાં કામ-

દેવની પૂજા કરવા પધારેછે, અને ત્યાં મહારાજને પધારવાની વિનંતી કરીછે" એ ઉપરથી. રાજાને વસંતક બાગમાં જાયછે. પેલી તર્ફથી રાણી દાસીઓની સાથે રૂમઝુમ કરતી ચાલી આવેછે. સાગરિકાના હાથમાં પૂજાપાની થાળ રહી ગઇછે અને તેનું રૂપ ઝળા ઝળાં થઈ રહ્યુંછે. તે જોઈ રાણીએ મનમાં કહ્યું કે "આ કેવી ગફલત! રોજ હું એને રાજાની દૃષ્ટિથી દૂર રાખુંછું અને આજે હું એને જોડે લઇનેજ સામી જાઊંછું" એમ વિચારી તેણે સાગરિકાને કહ્યું કે "તું મારી મેનાને વીહીલી મૂકીને અહિંયા કેમ આવી. જા, દોડ, તું તો તેનીજ સંભાળ રાખ." આ સાંભળી સાગરિકા પૂજાપાની થાળ બીજી દાસીને આપી પાછી વળી, પણ જતાં જતાં વિચાર થયો કે મેના તો હું મારી સખી સુસંગતાને સોંપી આવીછું તેથી તે ખોવાઈ જવાનો તો કાંઈ પણ ભય નથી, માટે લાવને હું આ ઝાડને ઓથે ઉભી રહી જોઉ કે આ દેશમાં કેવી રીતે પૂજા કરેછે, અને હું પણ અનંગદેવને વધાવું. એમ કહી કેટલાંક ફુલ વીણવા ગઈ. એટલામાં રાજાને વસંતક બાગની લીલા જોતા જોતા અશોકના ઝાડ આગળ આવી પહોંચ્યા. ત્યાં માટીની કામદેવની મૂર્ત્તિ કરી હતી તેની રાણીએ વિધિ પ્રમાણે પૂજા કરી. પછી તેવીજ વિધિથી પોતાના સ્વામીની કરેછે એવામાં સાગરિકા ફૂલ ચૂંટીને આવી, અને દૂરથી જોતાંજ છક થઈ ગઈ. અહો! શું આ દેશમાં તો અનંગદેવ સાક્ષાત્ આવીનેજ પૂજાનો સ્વીકાર કરેછે? એમ કહી શુદ્ધ અંતઃકરણે નમસ્કાર કરી ફૂલ વધાવ્યાં, અને બોલી કે મહારાજ, મારૂ ભલુ કરજો." પછીથી તે ટક ટક ઉભી ઉભી ન્યાળ્યા કરેછે એટલામાં ભાટે પોકાર કર્યો કે સાંજ પડવા આવી અને મહારાજ પધારીએ. રાજા રાણી તથા વસંતક સર્વે મહેલ તર્ફ વળ્યા. આમ થવાથી સાગરિકાની ભૂલ ભાગી, પણ તેની સાથેજ તેના અંતઃકરણમાં કામદેવનો ઉદય થયો. તે પોતાના દૈવને નિંદવા લાગી કે મારા બાપે આજ મુર્ત્તિમાન અનંગ દેવને મને અર્પણ કરવા મોકલી હતી, પણ હે દુષ્ટ દૈવ, તેં મારૂ એ સઘળું સુખ હરી લઇને દાસી પણું પ્રાપ્ત કરાવ્યુંછે.

એ પ્રમાણે શોચ કરતી સાગરિકા ચાલી ચાલી કેળના મંડપમાં જઈ નીચું માથુ ઘાલીને બેઠી. પણ એના જિવને કળ વળે નહિ. પાસેથી કાગળ ખડીઓ કહાડી જે મૂર્ત્તિ એના હૃદયમાં રમી રહી હતી તે ચીતરવા માંડી. ચીતરતી જાય, નિસાસો મૂકતી જાય, આંખ આંસુથી ભરાઈ

જાય ત્યારે તેને લૂછતી જાય, અને પાછી તે છબી ચીતરે. એવામાં એની બહેનપણી સુસંગતા એને ઘૂંડતી ઘૂંડતી ત્યાં આવી પહોંચી, અને શું બન્યુ છે તે તુર્ત સમજી ગઈ. વાતમાં ને વાતમાં તે કાગળ પોતે લઇને તેમાં રાજાની જોડે તેણીએ સાંગરિકાની છબી કાહાડી. જ્યારે તે ચીડવાવા લાગી ત્યારે સુસંગતાએ કહ્યું કે "તું કહેછે કની કે તેંતો માત્ર અનંગ દેવની છબી ચીતરી છે, તો મેં તેની જોડે રતિ ચીતરી એ ચિત્ર સંપૂર્ણ કર્યું." એ પ્રમાણે એ બે સખીઓ પ્રેમ કથનમાં ગુંથાઈ છે એવામાં બૂમ પડી કે રાણીનો વાંદરો સાંકળ તોડીને નાઠો અને લોકોને હેરાન કરેછે, બંને જણી ગભરાઈને થોડેજ છેટે તમામ વૃક્ષની ઘટા હતી ત્યાં નાસી ગઈ અને ત્યાં ગયા પછી સાંભર્યું કે ગભરાટમાં છબીને મેનાનું પાંજરૂં તો ત્યાંજ રહી ગયુંછે. સાગરિકા છબીની ફિકર કરેછે ત્યારે સુસંગતા કહેછે કે છબીની તો કાંઈ ફિકર નથી, પણ જો જો વાંદરાએ દહીંભાત લેવાને સારૂ પાંજરૂ ભાગી નાંખ્યું, અને મેના ઉડી ગઈ! ચાલો, ચાલો, એને પકડીએ નહિતો તારા બોલ એણે સાંભળ્યાછે તે કોઈ આગળ બકી બેસશે. મેના આ ઝાડ ઉપરથી પેલા ઝાડ ઉપર ઉડેછે. અને તેની પછાડી એ બે તરૂણ સખીઓ ઊંચે મોડે અને લાંબે હાથે હોંસ ભરી દોડેછે પણ તે પકડાતી નથી અને તેઓ નિરાશ થાયછે.

એવામાં એવું બન્યું કે વસંતક અને રાજા વત્સ બાગમાં પાછા આવ્યા. તેનું કારણ એકે દરબારમાં શ્રી પર્વત ઉપરથી કોઈ શ્રીખંડદાસ કરીને સાધુ આવ્યો હતો, તેણે જાઇને ફૂલ આવે એવી જુક્તિ બતાવી હતી અને તે પ્રયોગનું ફળ જાતે જોવાને રાજા ત્યાં પધાર્યા હતા કેમકે એ વેલી એને પ્રાણથી પણ પ્યારી હતી. ચાલતા ચાલતા જે ઝાડ ઉપર મેના બેઠી હતી ત્યાં આવી પહોંચ્યા, અને મનુષ્યના જેવો ઝાડ ઉપરથી શબ્દ સાંભળી વસંતકતો "બાપરે ભૂત!" કરી ભડકયો પણ રાજાએ જાણ્યું કે એ મેનાછે. તેઓ મેનાનું મીઠું મીઠું બોલવું સાંભળવા ઉભા રહ્યા. સુસંગતા બીહીતી હતી તે પ્રમાણેજ એ નિર્દોષ પક્ષીએ તો પોતાના લવારામાં બધું ભરડી દીધું, અને રાજા ઉપર કોઈ સ્ત્રી મોહિત થઇછે એ વાત જાહેર થઈ. વસંતક તાળી પાડી હશી પડ્યો અને મેના ઉડી ગઈ. પછી તેઓ પેલા કેળના મંડપ હેઠે જઇને જરા બેઠા. ત્યાં પેલી છબી હાથ લાગી. રાજાતો સાગરિકાનું રૂપ જોઇને તત્ક્ષણજ મોહિત થઈ ગયો,

અને ન્યાળી ન્યાળી વખાણ કરવા લાગ્યો. સાગરિકા અને સુસંગતા પણ થાકીને પાછી ત્યાં આવી પણ રાજાને જોઈ ખંચાઈ ને ઉભી રહી. એ રીતે અનાયાસે સાગરિકાના જાણવામાં આવ્યું કે મારો પ્રેમ એક તર્ફી નથી, અને આનંદમય રોમાંચ સ્થિતિમાં ત્યાંજ ઠરી રહી. છબી પાછી લાવવાને મિષે સુસંગતા રાજા પાસે જઈ તેને ત્યાં તેડી લાવેછે. પ્રત્યક્ષ સાગરિકાને જોઈ રાજા છક થઈ જાયછે અને તેના સ્વરૂપના કોમળ શબ્દમાં ગુણ ગાયછે. સાગરિકાનું અંતઃકરણ હર્ષથી ઉભરાઈ જાયછે પણ તેનાથી કાંઈ પ્રત્યુત્તર દેવાતો નથી. મારા ઉપર ગુસ્સે થઇછે માટે એને સમજાવો એમ કહી ચતુર સખી રાજા પાસે સાગરિકાનો હાથ પણ પકડાવેછે. એવામાં પેલો વિદૂષક "રાણી આવ્યાં" એવી બૂમ પાડી બધાંને ભડકાવેછે. રાજા ભયથી હાથ છોડી દેછે, સાગરિકા પોતાની બહેનપણી સાથે પાસેની કુંજમાં દોડી જાયછે, અને ત્યારે એ રંગમાં ભંગ કરનારો વસંતક હસીને કહેછે કે મેંતો ફક્ત મશ્કરી કરીછે. પણ એટલામાં ખરેખરજ વાસવદત્તા પોતાની દાસી કાંચનમાળાની સાથે વાતચિત્ત કરતી ત્યાં આવી પહોંચી અને રાજાએ પેલી છબી વસંતકને સંતાડી મૂકવા આપી. જાઇની વેલી ફૂલી કે નહિ તે જોવાને રાણીને બોલાવી હતી તે પ્રમાણે તેતો ત્યાં આવી હતી. તેના મનમાં હજી સુધી કશી વાતનો વહેમ નહોતો. વસંતકે ખબર કરીકે રાજાની વેલી ફૂલી તમારી માધવીવેલ કરતાં ઘણીજ સુંદર થઈ રહીછે. પછી "તમે હાર્યા, તમે હાર્યા" એમ કહીને નાચવા લાગ્યો. અને તેમ કરતાં અંગરખામાં છબી સંતાડી હતી તે પડી ગઈ. આ પ્રમાણે સઘળું પકડાઈ ગયું. બંને મિત્રો બાહાંનાં તો કાંઇક બતાવવા ગયા, પણ ખબરદાર રાણી સઘળું સમજી ગઈ, તો પણ કાંઈ પણ ગુસ્સો બતાવ્યાવિના. "આ છબી જોઈ મારૂં માથું દુખવા આવ્યુંછે" એટલુંજ મર્મ વચન કહી સજળ આંખે ચાલી ગઈ અને રાજાએ મનાવવા માંડી તે ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહિ.

એ રીતે એ દાહાડો તો ગયો, પણ કાંઈ કાર્યસિદ્ધિ થઈ નહિ બીજે દિવસે વસંતક ટાક સંચો શોધીને સુસંગતાને એકાંતમાં મળ્યો અને તેઓ એ બંને મળી રાજા સાથે સાગરિકાને મેળવવાની જુક્તિ રચી. એવું બન્યું કે તેજ દિવસે રાણીએ સાગરિકાની ઉપર દેખરેખ રાખવાનું સુસંગતાને ફરમાવ્યું હતું અને તે વધારે દિલથી સોંપેલું કામ બજાવે એવી આ-

શાએ પોતાના વસ્ત્રાભૂષણ તેને ભેટ કર્યાં હતાં. પણ આ ખંધી સુસંગતા-એ તેનો લાભ લઈ સાગરિકાને રાણીને વેષેજ માધવી મંડપમાં લઈ જઈ રાજા સાથે મેળવવાનો બેત રચ્યો. તેથી સાંજને સમે રાજાતો ત્યાં તેની રાહ જોઇને ઉભોછે. ઘડીમાં રાણીનો પ્રેમ સાંભરે ત્યારે, આ હું શું કરવા નીકળ્યોછું એમ લાગે, અને ઘડીમાં એમ લાગે કે સાગરિકા જેવું રત્ન મારા નશીબમાં કયાંથી. એવામાં કંચનમાળાને ખબર થઇ હતી તેથી તેપણ રાજાના ઢંગ જોવા બાગમાં આવી. રાજા આ પ્રમાણે વર્ત્તે એ તે-નાથી મનાતું નથી, અને તોપણ તે સાચુંજ હોવું જોઇએ એમ વિચારી ઘણો હૈયા શોક કરેછે. સાગરિકા રાણીને વેષેજ આવવાની હતી તેથી વસંતક તેને જોઈ ઠગાયો અને સાગરિકા આવી એવીજ રાજાને વધાઈ કહી. રાજા ઉઠીને સામો ધાયો અને રાણીએ ઘૂંઘટ વાળેલો હોવાથી એ પણ તેને સાગરિકા જાણી પ્યાર ભર્યાં બોલથી સત્કાર કરેછે. તે સાંભળતાંજ રાણીના આંખમાં આંસુ ભરાઈ આવેછે. પેલો કઠોર બ્રાહ્મણ વચમાં પો-તાનું ડાહાપણ ચલાવી કહેછે "ગભરા નહિ, ગભરા નહિ, સાગરિકા, ક્રોધા-યમાન રાણીના કઠોર શબ્દથી અમારા કાન દુઃખી રહ્યાછે. તેને તું તારા અમૃત વચનથી સુખી કર "આ બોલ રાણીને વજ્રબાણ જેવો લાગેછે અને દયામણે સાદે પોતાની દાસીને કહેછે શું "કઠોરપણે બોલવાની મને કદી પણ ટેવછે?" આ દરમ્યાન રાજા તો પ્રેમ ભર્યાં શબ્દ સાગરિકા જાણી બોલ્યોજ જાયછે. આખરે ઘૂંઘટ કાહાડી નાંખી વાસવદત્તા પ્રગટ થઈ બો-લેછે, મારા સ્વામીનાથ, હજુ પણ મને સાગરિકાજ ગણો. તમારૂં મન તેના ઉપર એટલું બધું મોહિત થઈ ગયુંછે કે તમે સઘળે ઠેકાણે તેનેજ દેખોછો. રાજા તો ભયભીતજ થઈ ગયો અને "માફકર, માફકર, હે પ્રિયે એમ બોલવા જતો એટલામાં રાણીએ એને ટપ અટકાવ્યો અને કહ્યું કે "મને પ્રિયા કહેશોમાં. એ શબ્દ ઉપર હાલ બીજીનો હકછે." રાજા પગે પડી અપરાધ કબુલ કરેછે, પણ તેને ન ઉઠાડતાં રીશમાં ને રીશમાં રાણી ચાલી નીકળેછે.

પછી વસંતકે રાજાને ઉઠાડ્યો અને એની દિલગીરી ઉરાડવાને માટે કાંઈ ઠોળીયાપણું કરવા માંડયું. પણ આ પ્રસંગે રાજાને તે રૂચ્યું નહિ, કેમકે રાણીને માઠું લાગ્યું તેથી એનું મન ઘણું કચવાતું હતું. ત્યારે દૂત-ત્વમાં કુશળ એવા પેલા બ્રાહ્મણાએ "સાગરિકા જીવતી હશે કે નહિ." એમ પૂછ્યું અને તેની સાથેજ ભ્રમરના જેવા ચપળ ચિત્તવાળા વત્સનું

મન પાછું તે તરફ દોરાયુ. તોપણ વળી રાજાએ રાણીને મનાવવા જવાને વિચાર કર્યો એટલામાં પાછળ પગલાં સંભળાયાં અને તે રાણી હશે એમ ધારી વસંતકને સામો મોકલ્યો એ જઇને જુવેછે તો કોઈ સ્ત્રીએ એક ઝાડે ગળેફાંસો ઘાલ્યોછે. એણે તુર્તજ બૂમ પાડી "રાજા, ધા, ધા, નહિતો વાસવદત્તાનો આપઘાત થઈ રહેશે" રાજા ત્યાં દોડ્યો આવ્યો, અને ફાંસો તોડી નાંખી પ્રેમથી ગળગળો થઇને ઠપકો દેવા લાગ્યો. પણ ન્યાળીને મોં જૂએછે ત્યારે તો એ સાગરિકાજ નીકળી. એ બિચારી પરદેશી રાજ-કુંવરી એત પ્રમાણે વેષ બદલીને નજર ચૂકાવી નીકળી તો ખરી, પણ વાટે આવતાં બહુજ ગભરાવા લાગી, અને એનું મન ચકડોળે ચડયું. અરે હું કોણ અને મારી આ શી અવસ્થા! આ હું શું કરવા નીકળીછું? ખરેખર કામે મને ઘેલી કરી મૂકીછે. હજારો પ્રણિપતથી પણ ન વરે એ-વી હું રાજકુંવરી ને પ્રીતમનો પૂરો પ્યાર નથી! ચોરની પેઠે મારા પ્રી-તમને મળવા નીકળીછું. તે તો રાણીના તેજમાં અસ્ત થઈ જાયછે. અરે મારાપર કેટલી ચોકી. જો પકડાઈ, તો મારા શા હાલ મારે લીધે બિચા-રી સુસંગતા પણ ખરાબ થશે. આથી તો મરવુંજ ભલું." એ પ્રમાણે એના મનમાં હજારો વિચાર ઉપરાચાપરી થયા અને ગભરાઇને આખરે ગળોફાંસો ઘાલ્યો, પણ એટલામાં વસંતક ત્યાં આવી પહોંચ્યાથી બચી, રાજાનો સ્વર સાંભળતાં પ્રીતિએ જોર કર્યું, અને આપઘાતની ઇચ્છા જતી રહી. રાજાના હર્ષનો તો કાંઈ પારજ ન રહ્યો. તેને હેતથી ભેટી પડ્યો. સાગરિકાએ કહ્યું "મને છળોમાં. રાણી તમને પ્રાણથી પ્યારાંછે, તેને માઠું લાગે એવું શા માટે મિથ્યા આચરોછો?" "આ સાંભળી રાજા કાંઈ સંકોચાયો ખરો, પણ તુર્ત બોલ્યો કે રાણીની પદવીને જોઇએ તેટલો હું તેનો ભાર રાખુંછું ખરો, પણ પ્યાર તો તારાજ ઉપરછે. આ બોલ એના મોંમાંથી નીકળી રહ્યો નથી એટલામાં પાછળથી રાણી આગળ ધસી આવી અને બોલી, સ્વામીનાથ, આપ કહોછો તે હું બધું માનુંછું." આ બનાવથી સઘળાં ઠેં થઈ ગયાં. નફ્ટ રાજા હજી પણ કાંઈ બાના કાઢવા જાયછે, પણ કોણ માને? "બાંધ વસંતકને અને ચલાવ ગુલામડી આગળ" એમ વાસવદત્તાએ દોરથી ફરમાવ્યું કાંચનમાળાએ તે હુકમ બજાવ્યો, સર્વે બાગમાંથી ચાલ્યાં ગયાં, અને રાજા વીલેલે માહોડે એકલોજ ત્યાં રહ્યો. પાછળથી ધીમે ધીમે ઓસંગાતો ઓસંગાતો રાણીને મહોલે ગયો

અને બહુ કાલાવાલા કર્યા. આખરે રાણી છાતીફાટ રોઈ પડી અને ત્યારે તેનો ક્રોધાગ્નિ સમ્યો. રાજાએ જાણ્યું કે ચાલો એક સંતાપ તો ટળ્યો. વસંતક અને સાગરિકાને છોડાવવાનું મન તો બહુ થતું હતું. પણ રાણી આગળ કેમ બોલાય. તેથી તેમને દૈવને સ્વાધીન કરી વિલાસી વત્સ તે રાતે તો સૂતો.

અર્ધી મનાએલી રાણીએ વાહાણામાં ઉઠી પોતાની મેળેજ બ્રાહ્મણને તો છોડ્યો, રાતનો ભૂખે મરી ગયો હતો તેથી પેટ ભરીને લાડુ ખવડાવ્યા, અને દાનસન્માનની સાથે વિદાય કર્યો. રસ્તે જતાં સુસંગતા મળી, તેને એણે સાગરિકાની ખબર પૂછી ત્યારે તે રડી પડી અને બોલી કે કેદ કરી ઉજ્જન મોકલી દીધી એમ સંભળાયછે. વસંતકે ઉદાસીથી જોયું અને નિસાસો મૂકી કહ્યું કે હવે એ બિચારીને બચવાની આશા થોડીજ જણાયછે. સુંસંગતા કહે, એ બાપડીએ પણ જતાં જતાં જીવ્યાની આશા છોડીજ હતી અને તેથી મને આ હાર આપી ગઇછે કે મારી પાછળ વસંતકને આપજો. એ સુઘડ બ્રાહ્મણ કાને હાથ દઈ બોલ્યો, "રામ રામ, એવું દાન તો હું નહિ લઉં. આખરે બિચારીના આજ હાલ થયા. સુસંગતા બોલી મહારાજ, તેની ખાતર લો વસંતકે કહ્યું, ઠીકછે. જો, હું લઉછું તો ખરો પણ રાજાને જઇને આપીશ કે તેનું વિરહ દુઃખ એ જોઇને કાંઈ સમે અહો! આ હાર તો અમૂલ્ય જણાયછે. દાસીજન પાસે એવો હાર ન હોય સુસંગતાએ કહ્યું મને જોતાંજ એમ લાગ્યુ હતું અને તેથી મેં મારી સખીને તે વેળા પૂછ્યુ પણ ખઈ, પરંતુ ત્યારે તેને બહુજ રોવું આવ્યુ અને બોલી કે હવે એ જાણવામાં તને શો લાભછે. વસંતક કહે નિશ્ચય એ કોઈ રાજપુત્રી જણાયછે અને રાણીએ એની ઉપર જુલમ ગૂજાર્યો હોય તો તે બહુ ખોટું-હવે હું તો મારા રાંકડા રાજા પાસે જાઉં—તે બિચારો હાથ પગ જોડીને રોતો બેઠો હશે.

એણે ધાર્યું તેમજ રાજા આરસમહેલમાં ઉદાસ થઇને બેઠો હતો. રાજા એને હરખથી મળ્યો. પછી સાગરિકાના સમાચાર પૂછ્યા. વસંતક ખંચાયો અને કહ્યું માઠા સમાચાર કહેતાં મારી જીભ ઉપડતી નથી. તે મરી ગઈ હશે એમ જાણી રાજાને મૂર્છા થઈ. મિત્રે સાવચેત કીધો અને પછી સઘળા સમાચાર કહ્યા તથા હાર આપ્યો. પછી કોશળદેશ જીતીને પોતાનો સેનાપતિ આવ્યો હતો તેની મુલાકાત લીધી અને હકીકત સાંભ-

ળી રણમાં પડેલા શત્રુનાં વખાણ કર્યાં. તેને ઇનામ આપવાનો હુકમ કરી બેઠોછે એટલે ત્યાં કંચનમાળાએ આવીને કહ્યું કે, મહારાજ, રાણીસાહેબે કહાવ્યુછે કે ઉજ્જનથી જાદુગર આવ્યોછે તેના ખેલ જોવાની જો આપની મર્જી હોય તો ફરમાવીએ. રાજાએ હરખાઇને કહ્યું કે, અલબત્ત અલબત્ત, લાવો અહિંયા; મને એના ખેલ જોવાનો ઘણો શોખછે. એટલે કંચનમાળા તેને તેડી લાવી, અને પૃથ્વી ઉપર ચંદ્રઆણું, આકાશમાં પાહાડ દેખાડું, દરિયામાં આગ લગાડું, ખરે બપોરે તારા બતાવું જેનું ચિંતવન કરોછો તેને સામું આણી ખડું કરૂં, કહો તે કરૂં વગેરે તડાકા મારવા લાગ્યો. રાણી પણ ત્યાં આવી પહોંચી તેને ગાદીએ બેસાડી રાજા પાસે બેઠા અને પછી જાદુગરે ખેલ શરૂ કર્યા. કમળનાભબ્રહ્મા, શંખ ચક્ર ધારણ કરેલાછે એવા વિષ્ણું, ચંદ્રમૌલી મહાદેવ, ઐરાવત ઉપર બિરાજમાન થએલો ઇંદ્ર, હજારો અપ્સરા અને ગાંધર્વો વગેરે આકાશમાં દેખાયાં. રાજા હરખથી જોતો જાય અને રાણીને વર્ણવી વર્ણવી બતાવતો જાય. એવામાં પ્રધાનજીની તર્ફનું કહેણ આવેછે કે વિક્રમબાહુ રાજાની તર્ફથી વસુભૂતિ પ્રધાન આવ્યોછે તેને મળવાનું આ રૂડું મુહુર્તછે માટે આપ મળો અને હું પણ કામથી પરવાર્યો કે આવી પહોંચુંછું. રાજાએ ખેલ બંધ કરાવી એકદમ તેને હજુરમાં બોલાવ્યો. વસંતક સામો તેડવા ગયો ત્યારે તેના કોટમાં પેલો હાર જોઇનેજ સિંહલદ્વીપના ડાહ્યા મંત્રીએ ઓળખ્યો પણ બોલ્યો નહિ. હજુરમાં આવી યોગંધરાયણ તર્ફના માગાની બધી વિગતવાર હકીકત એણે પ્રગટ કરી અને જ્યારે વાહાણ ભાગ્યાની વાતપર આવ્યો ત્યારે તો રત્નાવળીને સંભારી એનો કંઠ છેકજ ગદગદિત થઈ ગયો. પોતાની બહેન ડુબી એમ સાંભળતાંજ વાસવદત્તા તો ચોધાર આંસુએ રડવા લાગી. રાજાએ દિલાસો આપ્યો. એટલામાં બૂમ પડી કે ધાઓ, ધાઓ, જનાનખાનામાં આગ લાગીછે. છાપરૂં સળગ્યુંછે! ધુમાડાના ગોટેગોટ થઈ રહ્યાછે. અરે ધાઓ, ધાઓ, નહિ તો રાણી બળી મૂઆની પહેલા બૂમ પડી હતી. તે આજ ખરી પડશે. રાજા ચમકીને ઉઠ્યો: શું મહારી રાણી વાસવદત્તા? રાણીએ કહ્યું, હું તો આ રહી, શીદ આટલા બધા ગભરાઓછો. પણ ધાઓ, ધાઓ? ઓ સાગરિકા બળી મરશે! મેં પાપણીએ તેને બેડી જડીછે. રાજા એ સાંભળતાંજ "સાગરિકા" એમ કહિને જે વારવા લાગ્યા તેને તરછોડી આગ ભણી દોડ્યો. અને તેમાં ઝપંલાવ્યું. રાજાને આગમાં

પડતો જોઈ રાણીએ પણ તેની પાછળ ઝંપલાવ્યું. આપણે પણ જીવીને શું કરવુંછે એમ કહી વસુભુતિ અને બાભ્રવ્ય પણ આગમાં ધસ્યા. રાજા જઇને જુએછે તો સાગરિકા સલામત છે. છાતીનો છેડો બળવા લાગ્યો હતો. તે ઝટ લઇને ઓલવી નાંખ્યો અને બગલમાં ઘાલી બહાર નીકળવા જાયછે. એટલામાં જોયછે. તો આગબાગ કાંઇએ મળે નહિ. અને મહેલ હતો તેવોને તેવો દેખાયો. એવે રાણી આવી પહોંચેછે અને બંને એક બીજાને ભેટી પડેછે. બધાં આશ્ચર્ય પામેછે કે આ શું થયુ. વસંતક બોલ્યો, એ પેલા રાંડના જાદુગરીઆનાં કામ જણાયછે. સાગરિકાને જોઈ વસુભૂતિ વિચારમાં પડ્યો. "કોણ, રત્નાવળી" "વસુભૂતિ" એમ પરસ્પર બોલી મૂર્છિત થઈ ગયાં. રાણીએ પૂછ્યું "શું મારી બહેન!" બાભ્રવ્યે જવાબ વાળ્યો હા. એ રીતે સઘળાના દિલમાં હરખ હરખ થઈ રહ્યો. રાણીએ પોતાને હાથે સાગરિકાને પોતાનાજ રાજ્યાલંકાર પહેરાવી રાજાને અર્પણ કરી. એટલે યોગંધરાયણ આ બધું નાટક દૂર બેશીને રચનારો ત્યાં આવી પહોંચેછે, બધો ખુલાસો કરેછે, કબુલ કરેછે. સાગરિકાને છોડાવવા સારૂ જાદુગર પાસે આગ પણ મેંજ લગાડાવી હતી, અને બધાના આનંદની સાથે એ રત્નાવળી નાટક પૂરૂં થાયછે.

---

# मुद्राराक्षस.

પૃથુ મહારાજના પુત્ર વિશાખદત્તે આ નાટક બનાવ્યું એમ પ્રસ્તાવનામાં લખેછે. પણ એ વિશાખદત્ત કયાં અને કયારે થઈ ગયો એ કાંઈ સૂચવ્યું નથી. છેવટની આશિસ ઉપરથી એમ લાગેછે કે ઘોરીવંશના હુમલા શરૂ થવા માંડ્યા તે વખતનું હોય.

આ રાજકિય નાટક છે. ખટપટ એજ એનું business છે. નાયક ચાણાખ્યછે. ચાણાખ્યનું નંદરાજાએ એકવાર અપમાન કર્યું તે ઉપરથી ત્યાંજ એણે ચીડવાઇને પ્રતિજ્ઞા કરીકે ત્હારૂં હું નિકંદન કાહાડુ ત્યારેજ મારે મારી શિખા બાંધવી. એમ કહી છૂટી જટાએ બહાર નીકળી પડ્યો. અને એનું રાજ તોડી પાડવાની જુક્તિમાં મંડ્યો. નંદના દાસીપૂત્ર ચંદ્રગુપ્તને પોતાના આશ્રયતળે લઈ બંડ ઉઠાવ્યું, નવે નંદને માર્યા, અને ચંદ્રગુપ્તને પાટલીપુરની ગાદીએ બેસાડ્યો. નંદનો પ્રધાન રાક્ષસ નામે હતો, એ બ્રાહ્મણ ઘણો ખબરદાર પ્રમાણિક, અને ઘણી સત્તાવાળો હતો. તે પોતાના સ્વામીનું

વેર લેવાને હજારો પ્રયત્ન કરી રહ્યો હતો. ચાણાખ્યનેલાગ્યું કે જો રાક્ષસ ચંદ્રગુપ્તના પક્ષમાં આવે તો આ બધી દહેશતો દૂર થાય. પણ રાક્ષસ ફૂટે એવો નહતો. તેથી એણે જાદીજ તરેહનાજ દાવપેચ ચલાવ્યા અને તેનો પરિણામ એ થયો કે શત્રુ સરદારોએ પોતાની મેળેજ એનો ત્યાગ કર્યો, રાક્ષસ પોતાની મેળે ચાલીને શરણ થયો, અને એવી આંટીનો વખત આણી મૂકયો કે નંદનો એ પરમભક્ત પોતાની સઘળી દૃઢતા મૂકીને ચંદ્રગુપ્તનો પ્રધાન થયો. એ પ્રમાણે પોતાનું ધાર્યું પાર પાડી ખારીલો પણ નિઃસ્વાર્થી ચાણાખ્ય શિખા બાંધી વનમાં જઈ પાછો તપશ્ચર્યા કરવા લાગ્યો. એ બધું શી રીતે પાર પાડયું તે નાટકના સારમાંથી સમજાશે.

સુત્રધાર સભાને નાટક કરવાનું કહી પોતાની નટીને બોલાવવા જાયછે તો માલમ પડેછે કે ત્યાં મિજબાનીની તૈયારી ચાલી રહીછે. કારણ પૂછતાં માલમ પડેછે કે તે દાહાડે ગૃહણ છે એમ જાણી તેની સ્ત્રી બ્રહ્મભોજ કરાવવાની છે. એણે કહ્યું કે આજે ગૃહણ નથી, અને તેનાપૂરાવામાં "કે તુ જ્યારે ચંદ્રને સ્થાનભ્રષ્ટ કરવાને પ્રયત્ન કરે છે" એમ બોલવા જાયછે કે "કોણ રાજાને પદભ્રષ્ટ કરનાર છે" એમ બૂમ પાડતો પડદામાંથી ચાણાખ્યનો વેષ આવેછે. પાછલી હકીકત કાંઇક અહિંયા જણાવી જાયછે.

પર્વતેશ્વર નામના કોઈ પાડોશી રાજાનો આશ્રય લીધો હતો પણ તેને ભાગ આપવો પડે તેથી, ચંદ્રગુપ્તને મારવા સારૂ શહેરના દરવાજાની કમાન તોડી પાડવાની રાક્ષસે તજવીજ રચી રાખી હતી તે જાણ્યાથી તેનો લાભ લઈ, પર્વતેશ્વરને મરવા દીધો, જગતમાં રાક્ષસને નામે ઢોળ્યુ, અને પર્વતેશ્વરના છોકરાને ખાનગી ખબર જાણવા દીધી કે તે પોતાની મેળે નાશી જાય. તેમજ થયું. અને તે પુત્ર મલયકેતું પરદેશી રાજાઓની મદદ લઈ રાક્ષસની સાથે નગર ઉપર આવવાની તૈયારીમાં હતો. મલયકેતુનું સેન શી રીતે વિખરાઈ પાયમાલ થઈ જાય એવો વિચાર કરેછે એટલામાં નિપૂણક નામનો એક એનો ચર ત્યાં આવી પહોંચ્યો. તે વેષ બદલી ચમપટ બતાવતો ફરતો અને બાતમી કાંઢતો. ચાણાક્યની એવી તજવીજ હતી કે એનો એકચર બીજાને ઓળખે નહિ, તો એના શિષ્યતો ઓળખેજ ક્યાંથી. તેથી બારણે બેઠેલા શિષ્યેએ પેસવા જાયછે તેવો ધતકારી કાઢયો. પણ રકઝકમાં એ કાંઈ મર્મ વચન બોલ્યો તે સમજી ચાણ્યખ્યે એકાંતમાં

બોલાવી લીધો. ચરે જાહેર કર્યું કે જિવસિદ્ધિ કરીને એક બૌદ્ધગુરૂ રાક્ષસનો પક્ષછે. એ સાંભળી ચાણાખ્ય મનમાં હસ્યો કેમકે તેતો એનોજ ચર તે વેષે શત્રુ સાથે મળીને રહેતો. બીજું શકટદાસ કાયસ્થનું નામ સાંભળી એણે મનમાં કહ્યું કે અહો! લહીઓજ. તે છતાં તેની દેખરેખપર દોસ્તદાર તરીકે સિદ્ધાર્થકને મૂકીજ છાંડ્યો છે. તેને પછી નિપૂણકે કહ્યું કે રાક્ષસની સ્ત્રી મહાજનના શેઠ ચદનદાસના ઘરમાં છે અને તેની સાબીતીમાં રાક્ષસની મુદ્રિકા લાવ્યો હતો. તે આપી. આ જોઈ ખૂશ ખૂશ થઈ ગયો. ચરને શાબાસી આપી તુર્ત વિદાય કર્યો અને કાગળ ખડીઓ મંગાવી તેમાં કાંઈ લખી સારંગરવ શિષ્યને કહ્યું જા સિદ્ધાર્થકને કહેકે આ શકટદાસની પાસે લખાવી મારી પાસે દોડતો આવે. હરખાઈને બોલ્યો બસ, હવે, મલયકેતુનું સેન નારાજ થયું એવામાં ચંદ્રગુપ્તની દાસીએ આવી નિવેદન કર્યું કે, મહારાજ, રાજા સાહેબે પૂછાવ્યું છે કે પર્વતેશ્વરના વસ્ત્રાભૂષણનું દાન કરી દેવાનું ઠેરવ્યુંછે તે કયા કયા બ્રાહ્મણોને આપવાં તે ફરમાવશો. ચાણાખ્યે કહ્યું ધર્મના કામમાં ઢીલ કરવી નહિ. માટે મર્જીમાં આવે તેને આપીદો. રત્નાલંકાર તો મૂલ્યવાનછે તેથી સત્યપાત્ર શોધીનેજ આપવાં જોઇએ. તેવા બ્રાહ્મણને હું તપાસ કરી મોકલીશ. તે ગઈ કે સારંગરવને કહ્યું કે જા વિશ્વવસુને કહીએ કે રાજા પાસે જાઓ અને કહો કે રત્નાલંકારનું દાન લેવાને અમને મોકલ્યાછે, દાન લઇને પાધરા મારી પાસે આવજો. પછી સિદ્ધાર્થક પેલો કાગળીઓ લઇને આવ્યો તેને કહ્યું કે લે આ કાગળ અને હું કહું તેમ કર (કાનમાં કંઈ કહ્યું) જોજે મ્હે તમને મ્હોટું કામ સોંપ્યુંછે. તે ઉપકાર માની ચાલ્યો ગયો. કાળપાશિકને હુકમ કાહાવ્યો કે જિવસિદ્ધિને પકડો, ઢંઢેરો પીટાવો કે એણે પર્વતકને મારી નંખાવ્યોછે, અને પછી ગામ બહાર કાઢી મૂકો શકટદાસના કુટુંબને કેદ કરો અને એને શૂળીએ ચઢાવો. પછી એણે ચંદનદાસને તેડવા મોકલ્યુ. પણ તે વાંણીઓ કાંઈ કાચો નહોતો. તેડું આવ્યુ તેની સાથે ચેતી રાક્ષસનાં બૈરાં છોકરાંને કોઈ બીજાના ઘરમાં મોકલી દીધાં અને પોતે કાંઈ જાણતો નહિ હોય એવે વેષે આવી ઉભો. ચાણાખ્યે બહુએ ભય બતાવ્યો, પણ એકનો બે થયો નહિ. માલમિલ્કત જપ્ત કરાવી અને બૈરાં છોકરાં સાથે કેદમાં નાંખ્યો અને શૂળીની હરઘડી દેહેશત બતાવ્યા કરીં પણ તેનો છેવટ સુધી પોતાના મિત્ર ધર્મમાં

મરવું એને તો મહાભાગ્ય સમજતો હોય એમ સિદ્ધ થયુ. એ રીતે પહેલા અંકનું કાર્ય પૂરૂં થાયછે અને તે પૂરૂં કરી ચાણાખ્ય હરખની સાથે વિચાર કરેછે કે ચાલો, હવે, રાક્ષસ આપણા પક્ષમાં આવી ચૂકયો, અને બેશક આખરે એમજ માલમ પડેછે કે આ ઠેકાણે ચાણાખ્યે જે પ્રપંચરૂપી બી વાવ્યાં તેનું ફળ એના ધાર્યા પ્રમાણે થયા વિના રહેજ નહિ.

બીજા અંકમાં રાક્ષસનો ચર નામે વિરાધગુપ્ત બાજીગરને વેષે પોતાનો દેખાવ આપેછે. મલયકેતુની રાજધાનીમાં રાક્ષસ રહેતો હતો. ત્યાં તેને આગણે સાપ રમાડવા લાગ્યો. અને તોપણ કંઇ પત્તો ન લાગ્યો ત્યારે દ્વિઅર્થી કવિતા લખીને મોકલી તે વાંચી રાક્ષસે તુર્ત બોલાવ્યો અને એણે પાટલીપુરના સઘળા મૈયતના સમાચાર કહ્યા. શકટદાસ માર્યા જવાની ખબર સાંભળી એ બહુજ દિલગીર થયો તથા પોતાનું કુટુંબ બચાવવા સારૂં પોતાના મિત્ર ચંદનદાસે મરણની ઘાંટી પણ કબુલ કરીછે એ જાણ્યું ત્યારે એને બહુજ માઠું લાગ્યું એવામાં શકટદાસને સિદ્ધાર્થક ત્યાં આવી પહોંચ્યા. રાક્ષસ બોલ્યો આ શું ? શકટદાસે સમજ પાડી કે મને શૂળી દેવા લઈ ગયા હતા. પણ ત્યાં મારા આ મિત્ર સિદ્ધાર્થકે પરાક્રમ કરી મને છોડાવ્યો. રાક્ષસ નંદના શોકને લીધે ઘરેણાં પહેરતો નહોતો, પણ ઘડીપરજ મલયકેતુએ આજીજી સાથે પહેરવાને મોકલ્યાં હતાં. તે પહેરીને હાલ બેઠો હતો. તેથી આ વાત સાંભળતાંજ તે ઉતારી સિદ્ધાર્થકને આપ્યાં. તેણે કહ્યું, હું મારી પાસે કયાં રાખીશ? માટે તમેજ રાખો અને હું એ ઉપર મારી પાસે મોહોરછે. તે મારૂંછું. એ મોહર તો રાક્ષસની પેલી મુદ્રિકા હતી. અને તે જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા એણે કહ્યું મને તો ચંદનદાસના ઘર આગળથી જડી હતી, પણ આપની નીકળી ત્યારે તો બહુ સારૂ થયુ, લો, રાક્ષસે મુદ્રિકા લીધી અને પછી પોતાના કામમાં વાપરવા માંડી. સિદ્ધાર્થકને સંપૂર્ણ ખૂશીની સાથે પોતાની સેવામાં રાખ્યો. જિવસિદ્ધિ પણ ત્યાં આવી પહોંચ્યો. કેટલાક સરદારો તો મલયકેતુની પાસે એ પહેલાજ ચાણાખ્યના મોકલ્યા આવી વસ્યા હતા. એ પ્રમાણે શત્રુના ઘરમાં એ ચંડાળ ચોકડીનો ખુબજ જમાવડો થયો, પણ કાઇને જરા પણ વહેમ આવ્યો નહિ. પછીથી કાઈ ઝવેર વેચવા આવ્યા તેની પાસે ભોળા રાક્ષસે ખરીદ કર્યાં, કેમકે રાજાની આજ્ઞા થઈ હતી એટલે પહેરવાં તો જોઈએજ, પણ એણે જાણ્યું નહિ કે એ હીરા તો મલયકેતુ-

ના બાપ પર્વતેશ્વરના અંગનાજ હતા. અને કપટી ચાણાખ્યે એના ઉપર વહેમ અણાવવા સારૂ દાન લેનારા પેલા બ્રાહ્મણોને જાણી જોઇનેજ વેચવા મોકલ્યા હતા.

ત્રીજા અંકમાં પાછી પાટલીપુરની કથા ચીતરીછે. ચાણ્યાખ્યે ચંદ્રગુપ્તને સમજાવ્યુ કે થોડા વખત સુધી મારા ઉપર તમારી ઇતરાજી થઈ હોય અને પ્રધાનવટું છીનવી લીધું એમ લોકને જણાવવું જોઇએ. તેથી ચંદ્રગુપ્તે ગામમાં રાત્રે ઘેર ઘેર દીવા તથા ઓચ્છવ કરવાનો હુકમ ફેરવ્યો, અને ચાણાખ્યે બંધી કરાવી. સાંજે અટારીપર ચઢી રાજાએ જોયું તો ગામમાં છેક અંધારૂંજ અને તેથી ચીડવાઇને ચાણાખ્યને બોલાવી મંગાવ્યો. જ્યાં નાટક ગોઠવીજ મૂક્યું હતું ત્યાં તે બરાબર ભજવાય એમાં શી નવાઈ? બોલાચાલી ખૂબ થઈ, ચાણાખ્યે Ministerial dagger ફેંકી દીધી, રાજાએ કહ્યું કે બહુ સારૂ, રાક્ષસનાં વખાણ કર્યાં, અને ગામમાં દાંડી પીટાવી કે ચાણાખ્ય ભટ ઘેર બેઠાછે. રાક્ષસે આવી ફૂટ પડાવવાને સારૂં ચંદ્રગુપ્તના વૈતાલિકને ફોડ્યો હતો તેણે આ પ્રસંગે કોઈ રાજાને સ્વતંત્ર થવાનું મન થાય એવી કાંઈ આર્ઇ સંભળાવી હતી તેથી તેણે તો એમજ જાણ્યું કે આ મારી કળાથી થયુંછે અને તેથી સાંઢણી મોકલી રાક્ષસને એ સાંજના સઘળા વર્તમાન હરખની સાથે કહેવડાવ્યા. સાંઢણી સવાર થતાં પહેલાં રાક્ષસની હવેલી આગળ જઈ પહોંચી. ઘણા ઘણા દિવસના પરિશ્રમથી એનું કાંઈક શરીર કચળ્યુ હતું તેથી દ્વારપાળે છેક પાછલી રાતે તો જગાડવાની ના પાડી. પણ બિચારો રાક્ષસ કાંઈ ઊંઘતો નહોતો. એને તો ફિકરમાં ને ફિકરમાં કેટલા દિવસથી ઉજાગરાજ થતા હતા અને એ રાત્રે તો જરા પણ આંખ મળી નહોતી. વાહાણું વાહાતાંજ એતો ઉઠ્યો અને પેલા જાસુસે આવી સઘળી ખબર કહેવા માંડી. એ વેળા મલયકેતુને ભાગુરાયણ નામનો પરપક્ષી સામદ ત્યાં તેડી લાવ્યો. વાટે આવતાં રાજાએ પૂછ્યું કે ચાણાખ્યથી કંટાળીને ભાગી આવેલા બીજા સુભટો રાક્ષસની હામી કબુલ કરતાં નથી તેનું કારણ શું. ત્યારે એણે કહ્યું કે રાક્ષસતો બહુજ પ્રમાણિક છે, પણ બીજાને કાંઈ વહેમ આવે એમાં નવાઇ નથી. રાક્ષસને ચાણાખ્ય સાથે વેરછે. ચંદ્રગુપ્ત સાથે નથી, કેમકે એતો નંદનાજ કુળનો છે. ચંદ્રગુપ્તને ચાણાખ્ય વચ્ચે ઝપાઝપી ચાલેછે તે જો વધી ગઈ અને એ ચંડાળ બ્રાહ્મ-

ણને કાહાડી મૂકયો તો ચંદ્રગુપ્ત રાક્ષસને બોલાવશે કેમકે પરંપરાથી પ્રધાનવટું એનુંજછે, અને એમ થયું તો ઘણા એમ ધારેછે કે એ જાય પણ ખરો. એ કયાં આપના કુળનો સેવક છે. જો એમ એ ફૂટયો તો પછી એની હામી ઉપર રહેલા બીજા બધા ઉપર પણ તમને વહેમ આવે, અને તેથી તેઓ બીહીતા હશે એમ હું ધારૂંછું. આ રીતે નિસ્પૃહિદાવે એના કાન ભંભેરતો ભંભેરતો જ્યાં જાસુસને રાક્ષસની વાત ચાલેછે ત્યાં લઈ આવ્યો. ચાણાખ્યની બરતર્ફીથી રાક્ષસને ખૂશ થતો જોઈ, અને ચંદ્રગુપ્તે રાક્ષસનાં વખાણ કર્યાં તે સાંભળી મલયકેતુના મનનો વહેમ વધતો ગયો. પેલો રાક્ષસ જ્યારે ભોળાભાવે એ ખૂશીથી એમ બોલ્યો કે ચાલો, હવે ચંદ્રગુપ્ત મારા હાથમાં આવ્યો, ત્યારે તો રાજાને નિશ્ચય થયો કે એ ફુટેલછે તોપણ જ્યારે અંદર જઈ મળ્યો ત્યારે એની વાતચિત્ત અને નિખાલસ મોંડું જોતાં એને એમ લાગ્યું કે આ બધો મારો વહેમ ખોટો હશે. પછી સેનાને કૂચ કરવાનો ઠરાવ કર્યો અને પેલા જિવસિદ્ધિએ મુરત આપવામાં પોતાનું કૂટેલપણું વાપરવામાં કાંઈ કસર રાખી નહિ. લશ્કર ચાલ્યું અને પાટલીપુર દશવીશ કોષ રહ્યું ત્યારે પેલી ચંડાળ ચોકડીએ પોતાને સોંપેલો હુકમ ખૂબ બજાવ્યો.

અત્યાર સુધી લશ્કરમાં રાક્ષસનો સર્વોપરી હુકમ ચાલતો હતો પણ હવે મલયકેતુએ એવો હુકમ કર્યો હતો કે મારી રજા ચીઠી વિના કોઈને લશ્કરમાં આવજા કરવા દેવું નહિ. એક તંબુમાં ભાગુરાયણ રાજાની મુદ્રિકા લઈને બેઠો બેઠો જે આવે તેને જવા આવવાની રજા આપતો હતો. ત્યાં જિવસિદ્ધ રજા લેવા આવ્યો. ભાગુરાયણે કહ્યું કોણ રાક્ષસનો મિત્ર! તેને કામે જાયછે? એ વેળા રાજા પણ ત્યાં આવી પહોંચ્યો. તે બારણે ઉભો ઉભો સાંભળવા લાગ્યો. જિવસિદ્ધિએ કાંઇક આવેશમાં આવી કહ્યું "હું રાક્ષસને કામે જતો નથી અને હવેથી હું તેનું મોંપણ જોવા ચાહતો નથી." શું તમારૂં કાંઈ અપમાન કર્યું? "ના, ના, અપમાન તો કાંઈ કર્યું નથી, પણ એણે મારી પાસે પાપકર્મ કરાવ્યાં છે તેનો પસ્તાવો થાયછે" ઘણી આનાકાની અને ધમકી આપ્યા પછી એણે સવિસ્તર હકીકત કહી તે ઉપરથી એમ જણાયું કે પર્વતેશ્વરને વિષકન્યાવડે જિવ સિદ્ધિની માર્ફતે મરાવનારો ચાણાખ્ય નહિ, પણ રાક્ષસજ હતો. આ સાંભળી રાજા ક્રોધાંધ થઈ ગયો અને કાંઈ નવું જુનું કરી મૂકયુંજ હોત, પણ ભાગુરાયણે સમ-

જાવી શાંત પાડયા, કેમકે ચાણાખ્યનો સખ્ત હુકમ હતો કે રાક્ષસનો વાંકો વાળ ન થાય એવી રીતે બધું કામ કરજો. કોઈને એમ લાગશે કે બાપના મરણનુ વેર લેવાને તલપી રહેલો મલયકેતુ સમજાવ્યો શી રીતે સમજ્યો હશે, પણ ચાણાખ્યના દૂતને તો સાપના અને વિછુના બંને મંત્ર આવડે. એણે કહ્યું, મહારાજ, રાજ પ્રકરણમાં ખાનગી પ્યાર કે વેરનો વિચાર રાખવો જોઇએ નહિ. રાજનીતિનોજ વિચાર કરવો રાજનીતિના વિચારથી શત્રુ મિત્ર થાયછે અને મિત્ર શત્રુ થાયછે. તે વેળા ચંદ્રગુપ્ત કરતાં પણ આપના પિતા વધારે બળવાન માટે રાક્ષસનું તેની ઉપર દાઢ હોયજ. હાલ એ આપણો મિત્ર થયોછે તો તેનો લાભ લેવો. પૂર્વભવની વાત જેમ વી· સારે નાખીએ છઇએ તેમ રાજ પ્રકરણમાં પાછલું વેર કે દોસ્તી વિસારેજ નાંખવી. હાલ આપણે જીતીએ, ગાદી મેળવીએ, અને પછીની વાત પછીછે.

આ પ્રમાણે મલયકેતુ શાંત પડ્યો એટલે ચાણ્યખ્યના રચેલા છળભેદ રૂપ નાટકનો બીજો પ્રવેશ દાખલ થયો. એક સિપાઈ બૂમ પાડતો આવ્યો કે મેં આ માણસને લશ્કરમાંથી નાસી જતાં પકડ્યો છે અને એની પાસેથી આ કાગળ નીકળ્યોછે. એમ કહી સિદ્ધાર્થને, ધક્કો મારી આગળ ખડો કર્યો. પહેલાં અંકમાં શકટદાસ કાગળ લખાવી લાવ્યો હતો, જેને ચાણ્ય· ખ્યે કહ્યું હતું કે જો આ મહાભારત કામ સોંપ્યું હતું, અને જે આજસુધી રાક્ષસની પાસે રહેતો હતો તેજ આ સિદ્ધાર્થ ચાણાખ્યે શકટદાસને હાથે જ શું કામ લખાવ્યું, તેમાં શું લખ્યું, અને સિદ્ધાર્થકને શું સૂચના આપી હશે તે સઘળું વાંચનારને હવે આપો આપ સમજાશે. એ કાગળ નામ ઠામ વિનાનો હતો પણ તે ઉપર મોહોર રાક્ષસની હતી. માંહે પણ બધુ ભરમમાંજ લખેલું હતું "મારા શત્રુને કાઢી મૂકયો તેથી મને ભરોસો પડેછે. હવે ધારેલુ કામ કરવાનો વખત આવ્યોછે. મારે કાંઈ જોઇતું નથી કોઈ મુલક માગેછે, કોઈ હાથી, ઘોડા, અને કોઈ નાણાં. ત્રણ અમૂલ્ય રત્ન પહોંચ્યાંછે બદલામાં કાંઈ નથી પણ મોકલ્યું· છે તે કબુલ કરશો. પણ સિદ્ધાર્થક બધું રૂબરૂ કહેશે તેથી તમારો આત્મા પ્રસન્ન થશે" આ કોણે અને કોના ઉપર લખ્યો એમ પૂછ્યું પણ પેલો પૂરો વેષ ભજવે એવો હતો તેથી કેમ કબુલ કરે એને મારવા લઈ ગયા ત્યારે પાસેથી પોટલું નીકળી પડયું અને તે ખોલીને જોયછે તો મલયકેતુએ રાક્ષસને જે હીરા

ભેટ કર્યા હતા. તેજ નીકળ્યા. એણે માન્યું કે રાક્ષસે ચંદ્ર ઉપર એ કાગળ લખ્યોછે અને આ હીરા તેને આપવાને સારૂ મારી સાથે મોકલ્યા હતા. તોપણ રૂબરૂમાં કહેવાનું કાગળમાં લખેછે તે શું એ જવાબનો ઉત્તર આપતાં બહુ ગલ્લાંતલ્લાં કર્યા અને ફરીથી જોર બંધના સપાટા પડ્યા ત્યારેજ કહ્યું. પછીથી બધો ખુલાસો કર્યો અને તે ઉપરથી સાફ જણાયું કે પરદેશી રાજાઓને રાક્ષસે ચંદ્રગુપ્તની તર્ફ ફોડ્યા હતા. અને તેઓએ વાટમાં મલયકેતુનો ઘાટ ઘડવાનો વિચાર કરી રાખ્યો હતો.

રાજાએ તુર્ત રાક્ષસને બોલાવી મંગાવ્યો. પ્રથમ આડી વાતચિત્ત કરી. વ્યૂહ રચના શી રીતની રાક્ષસે રાખીછે તેની તપાસ કરી. ત્યારે જણાયું કે પરદેશી રાજાઓને મલયકેતુના અંગરક્ષકો તરીખે રાખ્યા હતા. આ સાંભળી ઉપલી વાતને ટેકો મળ્યો. પછી તો સિદ્ધાર્થને ને એને રૂબરૂ કરી દીધા; કાગળ બતાવ્યો, હીરા બતાવ્યા, અને પૂછ્યું કે આ શું? બિચારો નિરપરાધી જવાબ આપી શકે? એવામાં પેલા ખરીદ કરેલા હીરા પહેરીને રાક્ષસ આવ્યો હતો તે ઉપર મલયકેતુની નજર પડી અને જોયછે તો પોતાના બાપનાજ અંગના અક્ષર મેળવી જોયા તો શકટદાસનાજ નીકળ્યા. એ રીતે ચોતર્ફથી છળભેદના મોજાંએ રાક્ષસને ઘેરી લીધો અને પોતે પણ સમજ્યો કે આ તર્કટ એવી સફાઈથી રચાએલુંછે કે હું ગમે એટલો સાચોછું, પણ કોઈ પણ માણસથી મનાવાય એવું નથી. તેથી એણે ઉંડો નિસાસો મૂક્યો અને ચૂપ ઉભો રહ્યો. મલયકેતુએ એકદમ હુકમ કર્યો. કે પરદેશી રાજા ફૂટ્યા છે. માટે તેને દેખો ત્યાંથી મારી નાંખો, અને ચંડાળ રાક્ષસ, જા તારૂં કાળું કર, જા તારા ચંદ્રગુપ્ત પાસે તેને તારી સહાયતા છતાં પણ હુંજ તેને પદભ્રષ્ટ કરીશ.

આ રીતે ચાણાક્યનું ધાર્યું ઘણું ખરૂં તો પાર પડ્યું. શત્રુમાં સજડ ફૂટ પેઠી, માંહોમાંહે વઢી મૂઆ, અને અનુભવી, બુદ્ધિમાન, તથા ભક્તિ દૃઢ રાક્ષસની સહાયતા ગઈ. તોપણ ચાણાક્યનો એત તો રાક્ષસને ચંદ્રગુપ્તનો પ્રધાન કરવાનો હતો. તે શી રીતે થયું તે હવે જોઇએ. રાક્ષસ કદી પણ ફુટે એવો નોહોતો—મલયકેતુએ કાઢી મૂક્યો તો શું થયું? ચંદ્રગુપ્ત અને ચાણાક્યનો તો કટ્ટોજ શત્રુ હતો. એ રાજી ખૂશીથી આવીને શી રીતે પ્રધાન થાય? એ થવું અઘરૂં હતું. પણ ચાણાક્યની

યુક્તિ પણ તેવીજ ઊંડી હતી. રાક્ષસને તીરસ્કારથી કાઢી મૂકયો ત્યારે પ્રથમ તો એને આપઘાત કરવાનું કે સન્યસ્ત લેવાનું મન થયું, કેમકે જગતથી છેક કંટાળી ગયો અને સમજ્યો હતો કે નંદકુળને તારવાની અથવા તેનું વેર લેવાની એની સઘળી આશાઓ તદન નિર્મૂળ થઈ ગઈ પણ એ શૂર પુરૂષને એ માર્ગ ગમ્યો નહિ. એણે કહ્યું કે સુખ દુઃખ આવે, પણ માણસે ધીરજ મૂકવી નહિ અને પોતાનો ધર્મ સંભાળવો. ધર્મ વિચારતાં ચંદનદાસ સાંભર્યો, અને તેની મદદે તે ધાયો.

રાક્ષસ પાટલીપુર જઈ પહોંચ્યો. ગામની વાડીઓ સુધી આવ્યો ત્યારે ત્યાં એણે એક માણસને ગળાફાંસો ઘાલી મરવાની તજવીજ કરતો દીઠો. ઝટ જઈ તેનો હાથ ઝાલ્યો, અને તેમ કરવાનું કારણ પૂછ્યું. તે માણસે કહ્યું જિષ્ણુદાસ કરીને મારો મિત્ર અગ્નિ પ્રવેશ કરેછે. તેથી હું અહિંયા મરવા આવ્યોછું. જિષ્ણુદાસ શા માટે અગ્નિ પ્રવેશ કરેછે. તેની તપાસ કરતાં જણાયું કે તેણે અને ચંદનદાસે કરોડો રૂપિઆ આપવા માંડ્યા પણ ચંદ્રગુપ્તે માન્યું નહિ અને રાક્ષસનું કુટુંબજ સ્વાધીન કરવાનું કહ્યું. તેમ ચંદનદાસે કર્યું નહિ. અને તેથી તેને શૂળી દેવા લઈ જાયછે. આ સાંભળી રાક્ષસ બોલી ઉઠયો કે તું મરતો નહિ, કહે કે જિષ્ણુદાસ મરે નહિ, અને હું જઇને હમણાં ચંદનદાસને છોડાવી લાવુંછું. તે માણસે કહ્યું કે તમેજ રાક્ષસ હો એમ લાગેછે. એમ કહી પગે લાગ્યો. રાક્ષસે કહ્યું, દોડની વાર ન લગાડ. જતાં જતાં તેણે કહ્યું કે "તમે તો મહા પ્રતાપીછો !, પણ મારા બે બોલ સાંભળો શકટદાસને 'સૂળીથી પહેલાં કોઈ છોડવી લઈ ગયું હતું. તેથી શૂળી દેનારાઓને ફાંસી દીધા હતા. તે દિવસથી શૂળી દેનારાઓ હવે કોઈ પણ હથીઆર બંધ માણસને આઘેથી આવતો દેખેછે કે જ્યાં હોય ત્યાંજ તુર્ત શૂળી દઈ દેછે. તેથી કહેવાનું એટલું કે સમાલજો. નહિ તો એમ ન થાય કે તમારી મહેનતનું ફળ એજ નીપજે કે ચંદનદાસને અધવચજ મારી નાંખે અને તે બિચારો પોતાનાં બૈરાં છોકરાંની છેલ્લી મુલાકાત પણ લેવા પામે નહિ. "આમ બોલી તે માણસ ચાલતો થયો." આ સાંભળી રાક્ષસ તટસ્થ થઈ ગયો. શું કરવું તેની કાંઈ સૂઝ પડે નહિ. પછી પોતે ઠરાવ કર્યો કે શિરજોરી-થી છોડાવવાની વાત મુકી દેવી અને પોતે ત્યાં પ્રગટ થઈ ચંદનદાસને મરતો બચાવવો.

એવો વિચાર કરી ફાંસી દેવાને ઠેકાણે તે ગયો. ચંદનદાસ બાઇડી છોકરાંની મુલાકાત લેતો હતો. બાઇડી સતી થવા તૈયાર થઈછે. વારી રહેતી નથી. એકનો એક છોકરો રોયછે આણી તર્ફથી ચંડાળો બુમ પાડેછે "છૂટા પડો, છૂટા પડો, વાર લાગેછે" એવામાં રાક્ષસ ધસ્યો ધસ્યો ત્યાં આવ્યો અને બધાને આઘા ખસેડી બોલ્યો "લો હું આવ્યો. મને શૂળી દો, અને એને છોડો" ચંદને નિસાસો મૂકી કહ્યું "રાક્ષસ, તેં આ ભૂડું કામ કર્યું." ચંડાળો રાક્ષસને તુર્ત ચાણાખ્યની પાસે લઈ ગયા. તેણે ઘણા આદર-સત્કારથી એને નમસ્કાર કર્યા! રાક્ષસે કહ્યું, જો જો મને અડશો નહિ, કેમકે મને ચંડાળનો સ્પર્શ થયોછે. ચાણાખ્યે કહ્યું ગભરાશો નહિ, તે ચંડાળ નહોતા, પણ બ્રાહ્મણનેજ મેં તેવે મોકલ્યા હતા. તેમાંના એકને તમે ઓ-ળખો પણ છો-પેલા સિદ્ધાર્થકે પછી પોતે રચેલા બધા તર્કટનો મૂળથી ખૂલાસો કર્યો. શકટદાસ નિર્દોષ હતો એમ સાંભળી રાક્ષસ ખૂશી થયો, એવામાં ચંદ્રગુપ્ત રાજા લાગલો ત્યાં આવી પહોંચ્યો. ચાણાખ્યને પગે પડ્યો ત્યારે ચાણાખ્યે કહ્યું "આ તમારા પરંપરાના મંત્રી, મહા ગુણવાન પ્રધા-ન" તુર્તજ રાજા તેને પણ જઇને વિનયની સાથે પગે પડ્યો, અને રાક્ષસે "જય થાઓ" એમ કહ્યાવિના રહેવાયું નહિ. તે સાંભળી ચંદ્રગુપ્તે તુર્ત ઉથલો વાળ્યો કે જય નિશ્ચયછે. કેમકે મારા ગુરૂની સાથે તમારૂ મંત્રીપણું પણ મને મળ્યું. રાક્ષસ તો વિચારમાં પડ્યો કે આ બધા મળી મારી મશ્કરી કરેછે કે શું. તેનો ભાવ સમજી જઈ ચાણાખ્યે કહ્યું તમારી ઈચ્છા ચંદનદાસને ઉગારવાનીછે કે કેમ? રાક્ષસ બોલ્યો એ મને પૂછવુંજ નિર-ર્થકછે. પણ ચાણાખ્યે કહ્યું જ્યાં સુધી તમે શત્રુવટ રાખી રહ્યાછો ત્યાં સુધી રાજા શી રીતે એટલી કૃપા કરી શકે તે તમેજ વિચારો. જો તમે એને ઉગારવા ચાહાતા હો, તો. તરવાર મૂકી દો અને આ કટાર (Minister-dagger) હાથમાં પકડો. "એમ કહી પોતાની પ્રધાનવટાની કટાર એની આગળ ધરી" ના. ના, હું એને યોગ્ય નથી. તમેજ એને યોગ્યછો "ચા-ણાખ્યે કહ્યું" યોગ્ય નથી? ત્યારે આ બધી સેના અને આ બધી માથાફોડ રાત દહાડો કોના ભયથી કરવી પડેછે." એમ કહી એણે રાક્ષસની ઘટતી પ્રશંસા કરી અને છેલ્લે ચોખું કહ્યું કે તમે પ્રધાન થાઓ તોજ ચંદનદા-સનો જિવ•ઉગરશે એ નિશ્ચય જાણજો.

ભલો રાક્ષસ સાંકડે સપડાયો, એણે બહુ બહુ વિચાર કર્યા. સ્વામિભક્તિમાં અચળ રાક્ષસને ફુટી પરપક્ષમાં જવાનો દિવસ આવ્યો? જેના ઉપર એવું હાડવેર તેનેજ આશ્રય આપવો? જે પક્ષને ઉછેરીને એણે મોટો કર્યો હતો તેને પોતાનેજ હાથે નિર્મૂળ કરવો? પણ નહિ તો ખરા ખેરખાહ મિત્રનો જિવ જાયછે! તેમ મૂર્ખ મલયકેતુએ તો એનો ત્યાગજ કર્યો હતો એટલે તે પક્ષને શી રીતે સહાય કરી શકે? વળી પરંપરાનો ચંદ્રગુપ્તના કુળનો પ્રધાન એ બોલે પણ એનું મન કેટલુંક ડગાવ્યું હતું. વળી રાજાનો ભવ્ય દેખાવ જોઇને પણ એના આગલા વિચાર દૂર થયા હતા. તેથી થોડી વાર વિચાર કરી કબુલ થયો અને ચાણાખ્યને નમસ્કાર કર્યા કે ધન્યછે તારી કળાને. એવે એક માણસે આવી ખબર કરી કે ભાગુરાયણ અને બીજા સરદારો મલયકેતુને પકડી દરવાજા સુધી આવી પહોંચ્યાછે અને આપની આજ્ઞાની રાહ જુએછે. ચાણાખ્યે કહ્યું, હવે પ્રધાન રાક્ષસ છે, એમની આજ્ઞા લો. રાક્ષસે બીહીતા બીહીતા તેનો જિવ બચાવવાની મહેરબાની માગી. ચંદ્રગુપ્તે ચાણાખ્ય સામું જોયું. ને તે તુર્ત બોલ્યો કે પ્રધાનજીની પહેલ વહેલી માગણી ગમે એવી હોય તોપણ બહાલજ રાખવી જોઇએ એમ કહી પેલા માણસ તર્ફ નજર કરી ફરમાવ્યું કે "જા જઇને કહે કે રાક્ષસની ભલામણ ઉપરથી એ રાજપુત્રને સઘળા અપરાધ ક્ષમા કરેછે. અને એની ઝાગીર પણ પાછી આપેછે તેથી મલયકેતુને સહીસલામત અને મર્તબાની સાથે એને એના મુલકમાં તમે પાછો પહોંચાડી આવો" તુર્તજ તેને પાછો બોલાવી બીજી આજ્ઞા કરી કે શહેરકોટવાલને કહેતો જા કે રાક્ષસ મંત્રી થવાથી ચંદનદાસને વેપારીઓનો શેઠ કર્યોછે. તેમજ સેનાપતિને કહે કે આવા સમર્થ મંત્રી મળવાના ઉત્સવમાં રાજા સાહેબ ફરમાવેછે કે સઘળા કેદીઓને છોડી મૂકવા અને જેની જે જેની માલમત્તા હોય તે હાથી ઘોડા સિવાય સૌ સૌને પાછી આપવી. રે હાથી ઘોડા પણ આપી દો. આવી સબળ સંધિ પ્રાપ્ત થયા પછી હવે એની પણ કાંઈ ફિકર નથી. હવે કોઇને બંધન જોઇએ નહિ. હવે બંધન માત્ર મારી જટાને. એમ કહી પોતાની જટા કેટલે મહીને પાછી બાંધી કેમકે એની પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઈ.



# उत्तर रामचरित्र.

ભવભૂતિએ ત્રણ રસના ત્રણ નાટક બનાવ્યાંછે. માલતી માધવ જેમ શૃંગારરસ પ્રધાન નાટકછે તેમ મહાવીર ચરિત્ર વીરરસનુંછે. એમાં રામના લગ્ન સમયથી તે રાવણને મારી પાછા અયોધ્યામાં પધારેછે ત્યાં સુધીનું વર્ણન આવી જાયછે. રામચરિત્રનો શેષ ભાગ આ નાટકમાં ચીતર્યોછે. એ વિપ્રલંભ શૃંગારનું અથવા ખરૂં કહીએ તો કરૂણારસનું નાટકછે. સઘળા સંસ્કૃત નાટકોમાં એને Tragedy કહીએ તો સારી રીતે કહી શકાય છે. દુઃખજનક અને ગંભીર મનોભાવથી એ નાટક ઉભરાઈ જાયછે. સંસ્કૃત નાટક શાસ્ત્રના નિયમ પ્રમાણે એનું છેવટ તો શુભછે, પણ અંતર્ગત સઘળો રસ બહુધા કરૂણામયજછે.

નાંધંતે સૂત્રધાર નાટક તથા તેના કર્તા તેનું નામ દઈ તુર્તજ કહેછે કે મેં અયોધ્યાવાસીનો વેષ ધારણ કર્યોછે, અને પેલો કોઈ પરદેશી આવે છે. માલતી માધવમાં પણ માત્ર ઓળખાવવાનો આવોજ સીધો માર્ગ ભવભૂતિએ પકડ્યોછે. એ પ્રસ્તાવનામાં તે અયોધ્યાવાસીને પરદેશી વચ્ચે જે વાતચિત્ત ચાલેછે અને તેને ઉપરથી માલમ પડેછે કે સીતાને પાછાં અંગીકાર કર્યાં એ લોકોને ગમ્યું નહોતું, જનકાદિ સઘળા રાજાઓ તથા મિત્રો પોતપોતાને વતન ગયા હતા, અને સીતાનો શોક સમાવવાને અર્થે તે વેળા રામ મહેલમાં પધાર્યા હતા. એ સંબંધે પહેલો અંક શરૂ થાયછે. સંસાર દુઃખરૂપજછે અને તેમાં સર્વે પોતપોતાના ધર્મ સંભાળવા એજ કર્તવ્યછે એમ રામ પ્રેમથી પોતાની પત્નીને બોધ કરતા હતા. એટલામાં અષ્ટાવક્રઋષિ ત્યાં આવી પહોંચ્યા. રામની બહેન શાંતા સાથે પરણેલા ઋષિ શૃંગે તે વેળા બાર વર્ષનો યજ્ઞ આરંભ્યો હતો અને તેથી રામને સીતા સિવાય રઘુકુળના સઘળાં ગુરૂજનો ત્યાં ગયાં હતાં. ત્યાંથી વશિષ્ટઋષિનો આશિર્વાદ કહેવાને અષ્ટાવક્ર આવ્યા હતા. "સીતાને પુત્ર થાઓ" એવો આશિર્વાદ હતો. તે સાંભળી રામે કહ્યું કે ગુરૂના મનમાં ઈચ્છા થઇ ત્યારથીજ તેની સિદ્ધિ થઈ ચૂકીછે. અર્થાત્ સીતા તે વેળા સગર્ભા હતીજ. વિશેષ શીખામણ એ કહાવી હતી કે હે રામ તમે હજી ઉમરે અને રાજના અનુભવમાં કાચાછો, તેથી યાદ રાખજો કે રાજાનું સુખ કે કીર્તિ લોકના કલ્યાણ અને પ્રીતિમાંજ રહેલીછે. રામે કહ્યું, ગુરૂજી મને મૂળથીજ

એવો રૂડો બોધ કરતા આવ્યાછે, અને હું લોકના કલ્યાણને અર્થે મોજ, મઝા, દયા, પ્રેમ, અને સીતાનો પણ ત્યાગ કરવાને તત્પરછું. આવાં વચન સાંભળી સીતાએ સ્વામીની ધર્મબુદ્ધિ વખાણી અષ્ટાવક્ર પ્રસન્ન થઈ ઉઠયા, અને લક્ષ્મણ આવી રામસીતાને મહેલની દિવાલપર ચિત્રો ચીતરાતાં હતાં તે જોવાને તેડી ગયા. રાવણને માર્યા પછી અગ્નિકુંડમાંથી શુદ્ધ થઈ સીતાજી પાછાં નીકળ્યાં ત્યાં સુધીની રામકથા ત્યાં ચીતરાઇ હતી.

ઘણું કરીને બીજો પ્રવેશ આખો આ ચિત્રના વર્ણનથી ભર્યોછે. એ વિષે રામનું પૂર્વ ચરિત્ર જોનારને સ્મરણ થાયછે, અને રામ સીતાનો પ્રેમ ગદગદિત થઈ રહેછે. તેઓ મુખ્ય મુખ્ય ચિત્ર જોતાં જાયછે. અને પોતાની લીલા સંભારતાં જાયછે. ભાગીરથી ને જોઈ રામ નમસ્કાર કરી સીતાનું સંરક્ષણ કરવાની વિનંતિ કરેછે, અને સીતાને ત્યાં ફરીથી સ્નાન કરવા જવાની ઇચ્છા થાયછે. રામ લક્ષ્મણને તુર્તજ રથ તૈયાર કરવા મોકલેછે અને જ્યારે સીતા સહજ શંકિત થઈ "આપ ભેળા આવશો કે નહિ" એમ પૂછેછે ત્યારે રામ કહેછે હે નિર્દયા, એ પૂછવાની શી જરૂરછે? રામને દૈવીશસ્ત્ર આવી શરણ થયા તે પ્રસંગનું ચિત્ર જોઈ રામે કહ્યું કે "સીતા એને પગે લાગ. જા, તારા પુત્રને પણ એજ શસ્ત્ર સહાય થશે" સીતા હાથ જોડી દીનતાથી તે શસ્ત્રને તથા પોતાના સ્વામીને પગે લાગેછે. પંચવટીની લીલા સંભારતાં રામ ગરગળા થઇ જાયછે. રાક્ષસનાં ચિત્ર જોઇ તે ખરાંજ હોય એવી રીતે સીતા ભયભીત થઈ જાયછે. રામે આશ્વાસના કરી કહ્યું "હે પ્રિયે, હજી પણ શું તને વિયોગનો ભય લાગેછે" અશુભ ચિત્રોમાં રાવણનું મરણ એટલે રામનો જય. એ સિવાય બીજું કોઈ પણ જોયું નહિ. તોપણ જોતાં જોતાં થાક ચઢ્યો અને સીતા રામના ખોળામાંજ સૂઈ ગયાં. રામે કહ્યું તારામાં એવો જાદુ રહ્યોછે કે મને આટલાં વર્ષ તારો સહવાસ થયોછે તોપણ પરિસ્વેદમય તારા શરીરનો જરા સ્પર્શ થતાં મારે રૂએ રૂએ એવો પ્રેમ વ્યાપી રહેછે કે તે સુખછે કે દુઃખ તે હું કાંઈ પણ જાણી શકતો નથી. સીતાએ કહ્યું, મહારાજ, એ તો તમારા અચળ પ્રેમનો મહીમાછે, મારા શરીરનો નથી.

પછી સીતા નિદ્રાવશ થયાં અને સ્વપ્નમાં બે ત્રણવાર "રામ ક્યાં ગયા, મને કેમ તજી ગયા" એવો કરૂણા મય પોકાર કર્યો. એ જોઈ રામે

કહ્યું "અહો, પ્રેમ એવીજ વસ્તુછે. નિરંતર વિયોગની ભીતિ રહેછે. એવું ભાગ્યશાળી કોણ હશે કે જેના પ્રેમને વિયોગ નડતોજ નહિ હોય? આ લોકમાં કોઇથી પણ એવા ભાગ્યની તો ક્યાંથી આશા રાખી શકાય" એ રીતે પ્રેમજનિત વિચારોથી ગદગદિત અંતઃકરણ થઈ ગયુંછે. એવામાં બારણેથી એક દૂતે કહાવ્યું કે હું કાંઈ ખબર કહેવા આવ્યોછું. તે વેળાજ ધીરવીર રામચંદ્રે પોતાના કોમળ મનોભાવને સમાવી દઈ તેને અંદર બોલાવ્યો અને રાજધર્મ પ્રમાણે શાંતપણે નગરની ખબર અંતર સાંભળવા લાગ્યા. એ દુર્મુખ નામના દૂતની વાણી તથા રીતભાત ઉપરથી રામે તુર્ત પારખી લીધું કે એના મનમાં કાંઈ અસાધારણ વાતછે પણ કહેતાં અચકાયછે. આગ્રહ કર્યો ત્યારે તે બિચારાએ દિલગીરીની સાથે ધ્રૂજતા ધ્રૂજતા લોકમાં સીતાજી સંબંધી વાતો ચાલતી હતી તે કાનમાં કહી. એ સાંભળતાંજ રામ ચીડી ઉઠ્યા અને બોલ્યા કે "ધિક્કારછે લોકને કે સીતા જેવી સતીના ઉપર આવું કૂડું આળ ચઢાવેછે. અગ્નિકુંડની પરીક્ષા આપી શુદ્ધ નીકળ્યાં તોપણ મૂર્ખોની ખાત્રી થતી નથી" પણ તુર્તજ પાછા શાંત થઈ બોલ્યા "એ બિચારાઓનો શો વાંક? એવો ચમત્કાર જોયાવિના તેમનાથી કેમ મનાય? તેમનો ભાવ તો શુદ્ધજછે. મારા કુળ ઉપર પ્રીતિછે તેથીજ તેઓ આ પ્રમાણે દુભાયછે. ત્યારે કરવું શું? કરવું શું? મારા પિતાએ પોતાના પુત્રનો, પોતાના પ્રાણનો, લોક પ્રીતિને સારૂ ત્યાગ કર્યો, અને મારે મારો ધર્મ બજાવવોજ જોઇએ? ગુરૂ વશિષ્ઠે આગળથી કહ્યું હતું તે દહાડો આવી પહોંચ્યો! આજ પર્યંત રઘુકુળનું નામ નિષ્કલંક ચાલ્યું આવ્યુંછે અને મારે પણ તેમજ રાખવું જોઇએ."

આ ઠરાવ કરતાં રામના અંતઃકરણમાં જે દુઃખ થયું તે બેહદ હતું. પ્રથમ તો રામના શરીરપર સીતાએ હાથ મૂકયા હતા તે આત્મ ધિક્કારની સાથે ખસેડ્યા. પછી સીતા બિચારી ઉંઘેછે તેને પગે પડી "હે સતિ, આ મારૂં છેલ્લું, છેલ્લું નમન" એમ કહી શોક સમુદ્રમાં ગરક થયા રામને લાગ્યું કે સીતા વિના જીવવું એ વેઠજછે. "અરે, આ હું સીતાનો ત્યાગ કરતો નથી, પણ મારા સુખનોજ ત્યાગ કરૂંછું" રામને એ પણ લાગ્યુંછે કે આ મોટો અધર્મ થાયછે, પણ નાચાર રાજાએ રાજધર્મ વિશેષે પાળવા જોઇએ એમ વિચારી પોતાના હૃદયનો કડકો કાપીને કોઈ ફેંકી દે તેમ સીતાને ત્યાગ કરવાનો ઠરાવ કાયમ રાખ્યો, અને હુકમ કર્યો કે લક્ષ્મણ જે રથ

લેવા ગયોછે તેમાંજ એને વનમાં જઈ મૂકી આવે. પછી ત્યાં ઉભા રહેવા-ની હિંમત ચાલી નહિ. પ્રેમમય આંખે સીતાનું છેલ્લું દર્શન કરી ગભરાએલા દુઃખી અંતઃકરણે બહાર ગયા. સીતાના દુઃખનું તો પૂછવુંજ શું? જાગીને જુએછે તો રામ મળે નહિ અને દૂત રથમાં બેસવાને તાકીદ કરેછે. સીતાને છેલ્લા દહાડા જતા હતા તેથી બરાબર ચલાતુ નથી તોપણ જેમ જેમ રથમાં બેસવા જાયછે, પણ જોયછે તો રામ ત્યાં નથી અને સઘળાના મોં ઉપર ઉદાસી પથરાઇ રહીછે. ત્યાંથીજ સીતાનું અંતઃકરણ ધ્રુજવા લાગ્યુ અને આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો, પણ ચતુર કવિ આ સ-ઘળુ વ્યંગ રાખી સીતાના અકથ્ય દુઃખ ઉપર પડદો ઢાંકી પહેલો અં-ક પૂરો કરેછે.

એ વાતને બાર વરસ વહી ગયાં. એ દરમ્યાન શું શું બન્યું તેનો સાર બીજા અંકમાં આવ્યોછે અને તેથી તેમાં વાતચિતજછે. કાર્ય સિદ્ધિ નથી. વાસંતી નામની વનદેવી અને આત્રેયી (અત્રિરૂષિની પત્ની) એ બનેની વાતચિત્ત ઉપરથી માલમ પડેછે કે વાલ્મીકના આશ્રમમાં લવને કુશ નામના કોઈ રાજપૂત્રો ઉછરતા હતા, અને સીતાનો ત્યાગ કર્યો એ સઘળાં ગુરૂજનોને ઠીક લાગ્યું નહોતું. અરૂન્ધતી તથા કૌશલ્યાદિકતો સીતાવિના અયોધ્યામાં નહિજ આવીએ એમ કહી વાલ્મીકના આશ્રમમાં જઈ રહ્યાં હતાં રામે સોનાની સીતા કરી અશ્વમેધનો આરંભ કર્યો હતો અને તે અ-ર્થે ઘોડો ફરતો હતો. એવામાં રામ એ જનસ્થાન નામના વનમાં કોઈ શુદ્ર તપ કરતો હતો. તેને મારવાને ત્યાં આવી પહોંચ્યા. તે શુદ્રને સ્વર્ગ પહોંચાડ્યા પછી એ વન જોઈ રામને સીતા બહુજ સાંભરી આવ્યા અને જણાયું કે એનો પ્રેમ હતો તેવોને તેવોજ અખંડછે. પછી એ અગસ્ત્ય-ઋષિના આમંત્રણ ઉપરથી તે વનમાં તેમનો આશ્રમ હતો ત્યાં રામ ગયા.

ત્રીજો અંક બધો પ્રૌઢ કલ્પના જન્યજછે. પ્રથમ તમસા અને મુરલા નદીઓ પ્રત્યક્ષ દેવી રૂપે વાતો કરતી માલમ પડેછે. તે ઉપરથી જણાયછે. કે લક્ષ્મણ સીતાને વનમાં મૂકી ગયા ત્યારે તે રોતી અને પોકારતી હતી. તેવામાં પ્રસવસમો આવી પહોંચ્યો અને તેની વેદનામાં તે બિચારીએ ગં-ગામાં ઝંપલાવ્યું. પણ ગંગામાતાએ તેને પુત્રી સમાન પાળી અને લવને કુશ જે બે છોકરા અવતર્યા તેને લઈ જઇ વાલ્મીકઋષિને સ્વાધિન કર્યા.

શુદ્ર તપસ્વીને માર્યો પછી રામ થોડો વખત એ વનમાં રહ્યા તેટલા વખતમાં તેનો વિરહાગ્નિ બહુજ વધી ગયો અને સઘળાને ફિકર થઈ કે સીતા વિના રામનું કલેજુ ઠેકાણે રહેશે નહિ. તેથી ઋષિઓની પ્રાર્થના માનીને ગંગાએ કાંઈ નિમિતે રામની સમક્ષ સીતાને મોકલવાનો વિચાર કર્યો. હતો. તે પ્રમાણે ત્યાં સીતા વિરહિણીનાં વસ્ત્ર પહેરી સૂકાઈ ગએલા શરીરે પ્રવેશ કરેછે, એટલામાં સીતાએ પ્રથમ જે હાથીનું બચ્ચું પાળ્યું હતું તેને કોઈ મદોન્મત્ત હાથી મારેછે એવી બૂમ પડી, તે સાંભળી સીતાએ પોકાર કર્યો કે "ધાઓ, ધાઓ, સ્વામી, ધાઓ, મારા વહાલા, પાલકપુત્રને ઉગારો રામ હે રામ," પણ પછી તુર્તજ તેને સાંભરી આવ્યું કે આ હું કોને બોલાવુંછું. રામે તો મારો ત્યાગ કર્યોછે. આ વિચારની સાથેજ સીતાજીને મૂર્છા થઈ. તમસાએ પાસે આવી આશ્વાસના કરી. એટલામાં રામ ત્યાં આવી પહોંચ્યા અને માવધને આજ્ઞા કરી કે હાથીને ઉભો રાખ. દૂરથી રામનો શબ્દ સાંભળીજ સીતા રોમાચ્ચિંત થઈ ગઈ, અને પાસે આવતાં તેનું મુખકમળ વિરહદુઃખે છેક કરમાઈ ગએલું જોઈ એના અંતઃકરણમાં એવું લાગ્યુ કે મૂર્છા ખાઇને પાછી પૃથ્વી ઉપર પડત પણ તમસાએ ઝીલી લીધી. સીતા ગંગાની આજ્ઞાએ અદૃશ્ય હતાં, તોપણ તેના બધા બોલ રામને કાને પડ્યા અને તેથી એ ધીરવીર પણ મહા કોમળમનના નાયકને એકદમ ભારે મૂર્છા થઈ. બધા ગભરાઇ ગયાં, અને સીતા તો રોવા લાગી. તમસાએ કહ્યું, સીતા તારા હાથનો સ્પર્શ કર કે એ મૂર્છા ઝટ વળશે. ખરે તે પ્રમાણે કરતાં તેમજ થયુ. પછી સીતાએ પોતાનો હાથ ખસેડી લીધો. રામ આશ્ચર્ય પામી સીતાને ખોળવા લાગ્યા કેમકે એ સીતાનો સ્પર્શ હતો. એ તો નિશ્ચય થયુ અને તે છતાં આંખ ઉઘાડી જોયછે તો કોઇ ઠેકાણે સીતા મળે નહિ. એ પ્રમાણે રામ વિચારમાં પડ્યાછે એટલામાં સીતાના હાથીને ઉગારવા વાસંતી તેડવા આવી તેની પાછળ રામ ગયા. સીતા ને તમસા પણ પાછળ પાછળ ચાલ્યાં. ત્યાં જઇને જોયું તો સીતાનો હાથી પોતાના બળેજ ફતેહ પામ્યો હતો. તે સ્થાન જોઇને અસલ સીતા સાથે રહેતા હતા તે સમયની વાત સહેજ નીકળી. વાસંતી જાણી જોઈ એના વિરહાગ્નિને ઉશ્કેરવા લાગીછે. એક વખત તો ખુલ્લી રીતે રામને ઠપકોજ દીધો અને કહ્યુ કે એકલી સીતાને વનમાં કાઢી મૂકવાથી આ દેલોના વનમાં તેની શી અવસ્થા થઈ હશે તેનો કાંઈ વિચાર કર્યોછે? આ બોલ સાંભળી

સીતાને પણ લાગ્યું કે વાસંતી બહુ ક્રૂરછે. રામનું તો હૈયુ ઉથલપાથલ થવા લાગ્યું, અને ઘણા વખતથી દબાઈ રહેલો શોક ખળખળાટ બહાર પડયો. આ જોઇ વાસંતીએ ધીરજ આપવા માંડી પણ તે વનમાં જે જે વસ્તુ તર્ફ તેનું ચિત્ત લગાડવા માંડે તે વસ્તુ જોઇને રામના વિરહમાં વધારોજ થાય. રામનું ચિત્ત છેક ચલિત થઈ ગયુ, અને જ્યાં જુએ ત્યાં સીતાની સીતાજ દેખે. અંતઃકરણ જોરથી ધબકવા લાગ્યું, રૂએ રૂએ અગ્નિ વ્યાપી રહ્યો, આંખે અંધારાં આવ્યાં, અને આખરે મૂર્છા ખાઈ પૃથ્વી ઉપર ઢળ્યા સીતાના સ્પર્શથી પાછું કાંઇક ભાન આવ્યુ, પણ આંખે અંધારાં આવ્યાં હતાં તે જલદીથી દુર થયાં નહિ. તોપણ ટપ દઇને સીતાનો હાથ પકડી "સીતા જડી, સીતા જડી" એમ હર્ષથી પોકારવા લાગ્યા. વાસંતી જુએ તો કાંઇ દેખે નહિ, અને તેથી તેને ભાવ્યુ કે નિશ્ચય રામને ઉન્માદ અવસ્થા પ્રાપ્ત થઇછે. અને ખરેખર રામને પણ એમ ધારવાનું કારણ મળ્યું, કેમકે હાથ પોચો મૂકયો એટલે સીતાએ જોરથી ખસેડી લીધો અને પછી રામ જોવા જાયછે તો કાંઇ મળે નહિ. આ તે માયા કે મારૂ મનજ ઠેકાણે નથી એમ રામને ભ્રાંતિ પડવા લાગી. આ દુઃખ જોઇ વાસંતી ગભરાઇ જઇ ચોધાર આંસુએ રૂદન કરવા લાગી. સીતાનું અંતઃકરણ તો છેક કપાઈ ગયું, અને બોલી કે હે દુષ્ટ દૈવ, મારાપર તારો શો કોપછે કે આવે પ્રસંગે પણ મારાથી પ્રગટ થઈ સ્વામીની આશ્વાસના કરાતી નથી. પછી વાસંતીનું દુઃખ જોઇ રામે પોતાની મેળેજ પોતાનું મન ઠેકાણે આણ્યું, અને કહ્યું કે મારા સ્નેહીને હું જ્યાં જાઉછું ત્યાં દુઃખનુંજ કારણ થઈ પડુંછું તેથી મારે અહિંયાં રહેવું જોઇએ નહિ. એમ કહી પોતે અયોધ્યા તર્ફ વળ્યા, અને સીતાએ સાચું કે સમણું એમ જાણી પોતાના સ્વામીનુ દર્શન ન્યાળી ન્યાળીને કરી લીધું.

ચોથા અંકમાં નાટકનું સ્થળ વાલ્મીકનો આશ્રમછે. સીતાના વનવાસની ખબર સાંભળી જનકરાજા યોગ ધારણ કરી વનમાં ફરતા હતા. તે એ વેળા વાલ્મીકઋષિના દર્શને આવ્યા હતા. કૌશલ્યા વગેરે પણ વશિષ્ટની જોડે ત્યાં આવ્યાં હતાં. જનકને કૌશલ્યાની અણચિંતવી મુલાકાત થતાં બંનેને સીતા સંબંધીનું દુઃખ બહુ સાંભરી આવ્યુ. કૌશલ્યા તો છેક જિવતરથી કંટાળી ગએલીજ માલમ પડેછે. જનક પોતાના જ્ઞાનબળે ધૈર્ય રાખી શકેછે, પણ અંતરમાં દુઃખ ઘણુંજ ઉંડું પેસી ગયુછે. એવામાં

ત્યાં તેઓએ લવને રમતો જોઇ આનંદની સાથે આશ્ચર્ય પામ્યા, અંતઃકરરંગે ને રૂપે બિલકુલ તે રામ જેવોજ હતો. જનક કહે, ખરે રામ જાણે પાછા બાલ્યાવસ્થામાં આવ્યા હોય એમ દેખાયછે. કૌશલ્યા કહે, જુઓ જુઓ શરીર બધું રામના જેવુંજછે પણ મોંનો ઘાટ સીતા જેવોછે. તેથી એ કોણછે તે પૂછવા એક સેવકને વાલ્મીકઋષિ પાસે મોકલ્યો અને લવને પોતાની હજુરમાં બોલાવ્યો. અજાણ્યાછે તેથી એમની સાથે કઈ વિધિએ સંભાષણ કરવું એ વાતનો વિચાર કરતો તે ત્યાં તુર્ત આવ્યો, અને વૃદ્ધ જાણી તેમને વિનયપૂર્વક નમસ્કાર કર્યા. એ બિચ્ચારાને પોતાના માબાપ સંબંધી કાંઈ જ્ઞાન નહોતું તેથી તેની તર્ફથી કાંઈ બાતમી મળી નહિ. પેલો સેવક પણ એવો જવાબ લઇને આવ્યો કે પ્રસંગે બધું વિદિત કરીશ. એવામાં અશ્વમેધનો ઘોડો લક્ષ્મણના છોકરા ચંદ્રકેતુના અધિપતિપણા હેઠે તે આશ્રમમાં આવી પહોચ્યવાની બૂમ પડી, અને એક ઋષિકુમાર "ચાલ, ઘોડો જોવા" એમ કહી લવને ધપડવા લાગ્યો. લવ આજ્ઞા લઇ ગયો, પણ તેનાથી એટલી વાત ખબર પડી કે એને બીજો જોડીયો ભાઇ કુષ કરીને છે અને એ બંનેને વાલ્મીકે સીતાના વનવાસ પર્યંત સઘળુ રામાયણ ભણાવ્યું હતું. અને બાકીનું તો ભરત મુનિનેજ અપ્સરાઓ પાસે નાટક કરાવવાને અર્થે પોતાને હાથે લખી આપ્યું હતું.

ઋષિ કુમારો સાથે દોડતો દોડતો લવ ઘોડો હતો. ત્યાં ગયો. "કોઈ ક્ષત્રિય હોય તો બાંધે" એવાં વચન સાંભળી લવને ક્રોધ ચડ્યો અને છોકરાંઓને હુકમ કર્યો કે એને હાંકી લઈ જાઓ. છોકરાંને તેમ કરતાં વાર શી ? અશ્વરક્ષકે એ બહુએ વાર્યાં, બહુએ સમજાવ્યા, બહુએ ધમકાવ્યા, પણ કોણ સાંભળે ? એ તો ટક ટક કર્યા કરેછે એટલામાં તેઓએ એને ક્યાંનો ક્યાં દોડાવી સંતાડી દીધો. નાચારીએ તેણે બાળકો ઉપર ઘા કરવા માંડ્યો. બધાં છોકરાં તો ભૂરરર દઇને નાસી ગયાં. પણ લવ ટકી રહ્યો એટલુંજ નહિ, પણ સઘળા જોદ્ધાઓ ઉપર એવી બાણવૃષ્ટિ ચલાવી કે કેટલા મરી ગયા, કેટલા ગબડી પડ્યા, અને થોડાજ ચંદ્રકેતુ પાસે દુઃખ રોવાને જઈ શકયા.

પાંચમા અંકમાં ચંદ્રકેતુ ચડેછે, પણ બધો અંક વાતચિત્તથીજ ભર્યોછે. લવના પરાક્રમ જોઇ ચંદ્રકેતુ આશ્ચર્ય પામ્યો અને એની પાસે દૈવી શસ્ત્ર હોવાં જોઇએ એમ અનુમાન કર્યું. એણે જોયુ કે એની સામા બી-

શી...ખા ટકાય એમ નથી, અને તેથી પોતે બધાને ખસેડી તેની સામે ગયો. લવનું રૂપ તથા સભ્યતા જોઇ એને પ્રીતિ થઈ અને તેથી એને માન સન્માનની સાથે સમજાવવા માંડ્યો. લવનું પણ અંતઃકરણ એની તર્ફ આકર્ષાવા લાગ્યુ હતું, પણ સેનાના હોકારાથી એનો જુસ્સો કાંઇક નરમ પડવા આવ્યો હતો. તે પાછો પ્રજ્વળિત થયો. ત્યારે ચંદ્રકેતુએ વિચાર કર્યો કે લડવુંજછે ત્યારે તો એ પગવાળાની સાથે હું રથમાં બેસી લડું એ ક્ષત્રિયનો ધર્મ નહિ. તેથી તે રથમાંથી ઉતર્યો અને લવને યોદ્ધાઓની રીત પ્રમાણે નમસ્કાર કરી કહ્યું કે જો તારી ઇચ્છા હોય તો તને રથ આપું અને આવ આપણે બંને રથમાં બેસીને લડીએ, અને નહિ તો હું પણ પગવાળો થઇ લડવાને આ તૈયારછું. ચંદ્રકેતુની આ ધર્મયુદ્ધની રીત જોઈ લવને હેત આવ્યુ, અને પરસ્પર વિનયથી વાત કરવા લાગ્યા. સમાધાની ઉપર આવશે એમ દેખાવા લાગ્યું. લવે કહ્યું અશ્વરક્ષકના અવિનયને લીધે મને બાણ પકડવાની જરૂર પડીછે. ચંદ્રકેતુએ કહ્યું રામ જેવા પ્રતાપીને રાજાધિરાજ માનવામાં કોઈ ક્ષત્રિયને કલંક નથી. રામના પરાક્રમની વાત નીકળતાં ચંદ્રકેતુએ કહ્યું કે પરશુરામ સરખાને હરાવ્યા તેના આગળ બીજા કોનું ગજુંછે. લવે કહ્યું, બ્રાહ્મણને જીત્યો એમાં તે શું મોટું પરાક્રમ કર્યું. આ સાંભળી ચંદ્રકેતુને બહુ માઠું લાગ્યું, અને એ પણ કાંઇક તપીને બોલવા લાગ્યો. લવે વક્રોક્તિમાં કહ્યું કે રામના પરાક્રમની શી વાત કે સીતા જેવી એક અબળાને આટલાં આટલાં દુઃખ દીધાં. આ ઉપરથી બંનેનો મિજાજ હાથમાં રહ્યો નહિ, અને "આવ સામો, આવ સામો" એમ બંને એકજ ક્ષણે પોકારી ઉઠ્યા.

ચંદ્રકેતુ અને લવના યુદ્ધનું વર્ણન વિમાનમાં બેઠેલાં વિદ્યાધર અને વિદ્યાધરી છઠા અંકના આરંભમાં આપેછે. મોહાસ્ત્ર બાણ મારીને ચંદ્રકેતુના તમામ લશ્કરને મૂર્છિત કરી નાંખ્યુંછે. એવામાં રામચંદ્ર પોતે ત્યાં આવી બંને યોદ્ધાઓને વારી યુદ્ધ બંધ પડાવ્યું. લવને જોઈ રામના દિલમાં નાનાપ્રકારના વિચાર ઉઠ્યા અને લવ પણ તેને જોઈ પ્રેમપૂર્વક પ્રણિપતન કરવાનીજ વાત થઈ. એણે પોતાની ઉદ્ધતાઇને માટે માફ માગી, પણ રામે કહ્યું કે તું ક્ષત્રિયકુળને શોભે એવી રીતેજ વર્ત્યોછે. ચંદ્રકેતુએ એના પરાક્રમના બહુ બહુ વખાણ કર્યા. એવામાં લવની વાહારે દોડતો કૃષ ત્યાં આવી પહોંચ્યો. લવે તેના ક્રોધને સમાવ્યો અને કહ્યું કે આ રામચંદ્ર

સાક્ષાત્ પધાર્યાંછે તેને પગે લાગ. એ બે બાળકોને જોઈ રામનું અંતઃકરણ ઉભરાઈ જવા લાગ્યુ. તેમને વારે વારે ભેટે અને તેમની સામું જોય. તેમના મુખકમળના પ્રત્યેક અંગ તપાસી તપાસી જોયાં, અને ખાત્રી થઈ કે એ મારા–મારી સીતાનાજ–પુત્ર હોવા જોઇએ. રામની આંખમાં આંશુ ભરાઈ આવ્યાં, અને અંતઃકરણમાં હર્ષ અને શોક બંનેએ એક સમે વાસ કર્યો. રામનો આ શોક જોઈ બાળકો પણ ઉદાસ થઈ ગયા અને વિચાર્યું કે આ વનને જોયાથી એમને સીતાજી સાંભરી આવ્યાં હશે. તેમને ગૂપચૂપ આ રીતે દયા ખાતા જોઇ રામે પોતાનું ધૈર્ય સંભાળ્યુ, અને વાત ફેવડાવવાને માટે કહ્યું કે બાળકો તમે રામાયણ ભણ્યાછો તો તેમાંથી મને કાંઈ કહી સંભળાવો. તેઓએ બેચાર શ્લોક ગાયા, પણ તેમાં સીતાની મુગ્ધાવસ્થા સમેની રામ સાથેની પ્રીતિનું વર્ણન હતું, અને તેથી તેણે રામના શોકમાં ઉલટો વધારો કર્યો. થંભી રાખેલો અશ્રુનો પ્રવાહ ખળખળ વહેવા લાગ્યો, પ્રકાશપણે પોતાના દુઃખ ને સીતાના ગુણનું કથન કરવા લાગ્યા, અને પછી વિચારમાં ને વિચારમાં ચિત્રામણ સરખા થઈ રહ્યા. એવામાં જનક, કૌશલ્યા, અને વશિષ્ટ અરૂંધતી તે તર્ફ આવ્યાં. પોતાને કન્યાદાન આપનાર, તે વખતના ગોર વસિષ્ટ, અને પોતાની મા વગેરેને દૂરથી આવતાં જોઈ રામના અંતઃકરણમાં વજ્રના જેવો ઘા લાગ્યો અને પોતાના જિવતરને ધિક્કારવા લાગ્યા. કૌશલ્યા અને જનક તો ઘણે વર્ષે રામનું મોં જોઈ દૂરથી મૂર્છા ખાઇનેજ હેઠે પડ્યાં. એ જોઈ રામ શ્વાસ ભર્યા દોડ્યા. અને ગદગદિતકંઠે બોલ્યા કે "સ્વસ્થ થાઓ! સ્વસ્થ થાઓ! હું નિર્દયની ઉપર તમે આટલી બધી શું કામ મમતા રાખોછો"!

સાતમા અંકનું સ્થળ ગંગાકિનારે એક રચેલી નાટકશાળાછે. નાટકમાં નાટક એ સંસ્કૃત ભવભૂતિએજ મૂક્યુંછે અને એમ કરવાથી શો લાભછે તે શેક્સપિયરની પેઠે એ બરાબર સમજતો હોય એમ જણાયછે. એ નાટકશાળામાં સઘળા દેવ, દેવીઓ, ઋષિ, અને ત્રૈલોક્ય પ્રાણી માત્રને વાલ્મીકે બોલાવ્યાં હતા. લવ કુશ ને લક્ષ્મણના છોકરાની જોડે બેસાડયા હતા. રામ આવીને બેઠા પછી નાટક શરૂ થાયછે. સીતાને વનવાસ આપ્યા પછી તેનું શું થયું તે જણાવવું અને બંને પાછાં મેળવવાં એ આ ગર્ભાંકનો હેતુ જણાયછે. સીતા પંડેજ પોતાનો વેષ લઇને આવેછે. વનમાં પોકેપોક મૂકતી

સીતાએ ગભરાઈ ગંગામાં પડતું મૂક્યું, તેવીજ તેને ગંગાએ ઝીલી લીધી હતી. પણ એ આક્રંદમાં તેને બે બાળક પ્રસવ્યાં, અને તે બેભાન થઈ ગઈ. ગંગાએ અને પૃથ્વીમાતાએ બંને મળી એની આશ્વાસના કરી. તે સમયનું ચિત્ત દર્શાવવા સારૂ ગંગા તથા પૃથ્વી હાથમાં એકેકું છોકરૂં લઈ સીતાનો હાથ પકડી તેને દિલાસો આપતાં રંગભૂમિ ઉપર દેખાવ આપેછે. સીતાને એ છોકરાંની ખાતર જિવવાનું ગંગા કહેછે. તેને જોઈ સીતાને કાંઈ ધીરજ વળેછે, પણ એને યોગ્ય સંસ્કાર કોણ આપશે એવી ફિકર થઇ. તે ઉપરથી ગંગાએ કહ્યું કે હું એ બંનેને વાલ્મીકઋષિને ભળાવી આવીશ. પછી દૈવીશસ્ત્ર આવી સીતાને તથા બાળકને નમસ્કાર કરેછે, અને અમે રઘુકુળના દાસજ છઇએ એમ કહી વિદાય થાયછે. આથી સીતાને આનંદ થયો, તોપણ સ્વામી વિયોગ તેનાથી સહન થઈ શકે એમ હતું નહિ. તેથી પૃથ્વીએ કહ્યું, આવ બહેન મારા ખોળામાં, અને તેની સાથે પૃથ્વીએ એકદમ માર્ગ દીધો અને સીતાજી તેમાં સમાઈ ગયાં.

રંગભૂમિ ઉપર સીતાનું દર્શન થયું ત્યારથીજ રામનું ચિત્ત વ્યાકુળ થઈ રહ્યું, અને વારંવાર એ ખરૂંજ હોય એમ માની વચમાં ચમકીને બોલી ઉઠતા હતા, તે આ જોતાં તો એકદમ હાયરે કરી મૂર્છા ખાઇને હેઠે પડ્યા. લક્ષ્મણે ગભરાઇને બૂમ પાડી કે "ધાઓ, ધાઓ, વાલ્મીકઋષિ, ઉગારો, ઉગારો" પડદામાંથી શબ્દ થયો કે કોઈ ગભરાશો નહિ, અને વાલ્મીકઋષિના યોગબળે શા શા ચમત્કાર થાયછે. તે જુઓ, એની સાથેજ ગંગા નદીનાં પાણી ઉછળવા લાગ્યાં, દેવતાઓનાં વિમાનથી સઘળું આકાશ છવાઈ ગયુ, અને પછી નદીમાંથી ગંગા અને પૃથ્વી સાક્ષાતકારી થઈ સીતાને લઈ અરૂંધતીની પાસે આવ્યાં, અને કહ્યું કે લો તમારી શુદ્ધ અને પવિત્ર સીતાને પાછી. અરૂંધતી સીતાનો હાથ પકડી રામ પાસે લઇ ગયાં, પણ સીતાના પગ થરથર ધ્રૂજે, ને ચલાય નહિ. અરૂંધતીએ કહ્યું, બેટા શરમા નહિ, ઝપટથી ચાલ, તારા સ્પર્શવિના રઘુનાથની મૂર્છા વળવાની નથી. સીતાએ આવી પ્રેમથી પોતાનો હાથ રામના ચરણકમળ ઉપર મૂક્યો અને તેની સાથેજ રામને ભાન આવ્યુ. આંખ ઉઘાડી જોયછે. તો પાસે સીતા, પોતાની મા, પોતાની ગુરૂપત્નિ, ઋષિશૃંગ્ય, શાંતા વગેરે સઘળા પોતાનાજ સંબંધી સાક્ષાત બેઠેલાં, અને બધાના મનમાં આનંદ

આનંદ વ્યાપી રહેલો. એવામાં પાછળથી ગંગાજીએ અને પૃથ્વીએ કહ્યું કે "હે ત્રિલોકના નાથ, તારી આજ્ઞા પ્રમાણે અમે સીતાને સંભાળી રાખીછે, અને લે તને તે પાછી આપીએ છઇએ" રામે સાષ્ટાંગદંડવત પ્રણામ કરી ગદગદ કંઠે કહ્યું. કે અહો, હું પાપીના ઉપર દેવ વર્ગની કેટલી બધી કૃપા છે. પછી અરૂંદ્ધતીએ સઘળા અયોધ્યાવાસીને કહ્યું કે લો આ તમારી રાણી પાછી, દેવવર્ગે પણ તેને પવિત્ર અને શુદ્ધ ગણીછે એના જેવી સતી પૃથ્વી ઉપર કોઈ થઈ પણ નથી અને થનાર પણ નથી. લોકો તો આ ઠપકાથી શરમાઇને મરવા જેવા થઈ ગયા, પણ તેઓએ બનનાર વસ્તુનો કાંઈ ઉપાય નથી એમ સમજી સઘળા દીનતાથી લાંબા થઇ સીતાને પગે લાગી એક અવાજે તેની જે બોલ્યા. એજ વેળા આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઈ.

પછી અરૂંધતીએ હસીને કહ્યું કે રામભદ્ર, યજ્ઞમાં સોનાની સીતા બેસાડીછે. તેને કાઢી નાખી આ સાક્ષાત સીતાને લઈ તમારો યજ્ઞ ઉત્તમ પ્રકારે પૂર્ણ કરો. લક્ષ્મણ સીતાને પગે લાગી માફ માગી, અને તેણીએ એને આશિર્વાદ દીધો. પછી વાલ્મીકઋષિએ આવી બંને બાળક સ્વાધીન કર્યા. જનક પણ તે વેળા ત્યાં આવી પહોંચ્યા. સઘળાનાં મન પ્રફુલ્લિત થયાં, અને પૃથ્વીપર બધે આનંદ આનંદ થઇ રહ્યો.

એ રીતે સાતમા અંકની સાથે એ નાટક પૂરૂં થાયછે, અને પ્રશસ્તિમાં એજ માગ્યુંછે કે વાલ્મીકકૃત રામાયણ અમર રહો, અને કુશળ નાટકકારોને અખુટ ગુણભંડાર થઇ પડો.

---

# મૃચ્છકટિક.

આ નાટકની પ્રસ્તાવનામાંજ સૂત્રધાર નાટચ વસ્તુ શુંછે તે પણ સૂચવી જાયછે. અવંતીપુરીમાં ચારૂદત્ત નામનો એક ગર્ભશ્રીમંત બ્રાહ્મણ રહેતો હતો. તેનું ઘર તો ગામમાં શેઠનું કહેવાતું હતું, પણ હાલ પાસે કાંઈ પૈસો રહ્યો નહોતો. ઘણું કરીને ચારૂદત્તના ઉડાઉપણાથી એમ થયું હશે, કેમકે હજી પણ તેની ઉદારતા પાદશાહીજ હતી. એ જુવાન શેઠીઆનું રૂપ પણ અપૂર્વજ હતું. તે જોઇને વસંતસેના નામની ગુણકા એની ઉપર મોહિત થઈ ગઈ. એ બેની મોહોબત વિષે એ નાટકછે, અને તેના પેટામાં પાળક

રાજાના અંધેરથી કંટાળેલી પ્રજાને આર્યનામના ગોવાળીઆએ શી રીતે છૂટી કરી તે ઉથલપાથલનું પણ એમાં વર્ણનછે.

સૂત્રધાર વિષય સૂચવ્યા પછી પાત્રને બોલાવવા જાયછે. એટલે એને ઘેર ઓચ્છવની તૈયારીઓ થતી માલમ પડેછે. અભિરૂપપૃતિ નામનું વ્રત એની સ્ત્રીએ કર્યુંછે. અને તેથી એ કોઈ બ્રાહ્મણને જમાડવા સારૂ ખોળવા જાયછે. એટલે ચારૂદત્તનો મિત્ર મૈત્રેય મળેછે તેને તેડી જવા માગેછે. મૈત્રેય જતો નથી અને અફ્શોસ કરેછે કે હે દૈવ, ચારૂદત્તની પડતી થઈ ત્યારેજ મને વટેમાર્ગુ બ્રાહ્મણ જાણી લોકો આ રીતે નોતરવા આવેછે. પછીથી ખરેખર નાટક શરૂ થાયછે.

ચારૂદત્ત પોતાની દરિદ્રતાનો શોક કરતો માલમ પડેછે. એને ઘણું તો એટલા માટે લાગેછે કે પૈસાની સાથે મિત્રો પણ જતા રહ્યા અને લોકોમાંથી માન પ્રતિષ્ઠા ઘટી સાંજનો સમય થવા આવ્યો હતો તેથી એણે પોતાનું નિત્યકર્મ કર્યું, અને મૈત્રેયને સમજાવા બારણે વિશ્વદેવનું શેષ ફેંકી દેવાને મોકલ્યો, મૈત્રેય જતાં અચકાતો હતો તેનું કારણ એ કે એ અંધેર રાજમાં દીવા થયા કે તુર્તજ ખૂદ નાણાવટમાંજ લુચ્ચા લફંગાઓ એવું તોફાન મચાવી રહેતા કે ભલા માણસથી રસ્તે આવજાવ કરી શકાય નહિ. તે પ્રમાણેજ તે દિવસે પણ બારણે ચાલી રહ્યું હતું. વસંતસેના ગુણકા જિંવ લઇને તે માર્ગે દોડતી હતી અને તેને ઝાલવા રાજાનો સાળો સંસ્થાનક, તેનો વિટ, અને એક ચાકર પોકાર કરતા દોડી રહ્યા હતા. એ રાજાનો સાળો મૂર્ખ, દુષ્ટ, અને છેક છાકી ગએલો હતો. વસંતસેનાને સમજાવવા જે એ ત્રણે જણો પ્રેમનું ભાષાણ કરેછે તે ઘણુંજ હસવા જેવુંછે. તેમાં સંસ્થાનક તો છેક ગધેડા જેવોજ જણાયછે, પુરાણના દૃષ્ટાંતોમાં એક નામને ઠેકાણે બીજુ નામ એવી રીતે ભરડી મારેછે કે પોતાનું અભણપણું અને તેની સાથે પતરાજી માલમ પડેછે, એના સહાયકો સંસ્થાનકને એવી હિનોપમા આપેછે કે જો એનામાં જરા પણ રસિકતા હોય તો ચીડવાયાવિના રહેજ નહિ. વસંતસેના જાતે ગુણકા છતાં સુઘડ અને પ્રેમી હતી. તેમાં ચારૂદત્તને જોયો હતો ત્યારથી તો એનું ચિત્ત તેના ઉપરજ ચોંટયુ હતું, અને તેથી સંસ્થાનકથી નાસતી ફરતી હતી. તે પકડાવાની તૈયારીમાં હતી, પણ એટલામાં વિટેજ તજવીજથી સૂચવી કીધું કે ચારૂદત્તનું ઘર પાસેછે અને તેથી તે તઈં નાઠી. અંધારૂં થઈ ગયુ હતુ તેથી પેલા દુષ્ટને

ત્યાં આવી પહોંચતાં વાર લાગી એટલામાં મૈત્રેય અને રદનિકા નામની એક ચારૂદત્તની દાસીએ પિંડ નાંખી આવવાને સારૂ બારણું ઉઘાડયું. તેવી ચપ દઇને એ માંહે પેસી ગઈ અને લૂગડાની ઝપટ લાગ્યાથી રદનિકાના હાથમાંનો દીવો ઘેર જતો રહ્યો. મૈત્રેય ઘરમાં પાછો કરવા ગયો એટલામાં પેલા ત્રણ ખોળતા ખોળતા ત્યાં આવી પહોંચ્યેછે. ગાંડો સંસ્થાનક ઘડીમાં વિટ અને ઘડીમાં પોતાના ચાકરનેજ બાઝી પકડાઈ પકડાઈ એમ બૂમ પાડેછે. પછી રદનિકાનો તો ચોટલોજ પકડી વસંતસેના જાણી ફૂલાવા લાગ્યો. એવામાં મૈત્રેય પાછો આવ્યો, અને લાકડી લઇને હરામખોરોને ધમકાવી કાઢયા. "ભિખારી ચારૂદત્તને કહેજે કે વસંતસેના રાંડને મ્હારે મોહોલે નહિં મોકલી દેતો હું રાજાનો સાળો ખબર લીધાવિના નહિ રહું" એમ બરાડતો બાવલો સંસ્થાનક ચાલ્યો ગયો. ચારૂદત્તને જ્યારે આ ખબર કહી ત્યારે માત્ર તિરસ્કારથી હસ્યો. વસંતસેનાએ ઓળખાણ વધારવાની મતલબથી કહ્યું કે પેલા દુષ્ટો મારા ઘરેણા લૂટી લેશે માટે તે તમારા ઘરમાં આજની રાત રહેવાદો તો બહુ મહેરબાની ચારૂદત્તે પ્રથમ ના કહી, પણ ઘણો આગ્રહ જોઈ કબુલ કર્યું અને પછી એને મૈત્રેય બંને વસંતસેનાની જોડે જઇને તેને ઘેર પહોંચાડી આવ્યા.

બીજા અંકમાં જુગારીઓનો ઝગડો જોવામાં આવે છે. સંવાહક નામનો કોઈ માણસ દશ મોહોર હારી ગયો પણ પાસે કાંઈ આપવાનું ન હોવાથી નજર ચૂકાવી નાઠો. નાસતાં નાસતાં વાટે અવડ દહેરૂં આવ્યું તેમાં પેઠો અને મૂર્ત્તિને ઠેકાણે પોતે મૂર્ત્તિજ હોય એમ ઢોંગ કરીને બેઠો. જુગારખાનાનો ધણી માથુર અને સામો જુગારી "પકડો, પકડો" એમ બૂમ પાડતા એની પછાડી લાગ્યા, પગલું કાઢતા કાઢતા દહેરા સુધી આવી પહોંચ્યા. દહેરામાં પેલો ઠગ પાછલે પગલે પેઠો હતો પણ આ માથુર સો ઠગનો એક ઠગ હતો. એણે તુર્ત પગલું ઓળખ્યું અને માંહે ગયા. જોયછે તો ભાઈ મૂર્ત્તિ થઇનેજ બેઠેલા. બંને જણ રમુજી હતા તેથી ઓળખ્યો તો ખરો, પણ જાણે નહિ સમજતા હોય, તેમ તેની પાસે જઈ આ મૂર્ત્તિ પાષાણની છે કે કાષ્ટની એમ ચર્ચા કરવા લાગ્યા અને તેની પરીક્ષા કરતા હોય એમ ખૂબ ચોંટીઓ, ટકોરા, અને મૂકીઓ મારી. પછી એની સમક્ષ જુગાર રમવા બેઠા. રમતાં રમતાં એક કહે મારો વારો ને બીજા કહે મારો. એ સાંભળી પેલો હડહડતો જુગારી મૂર્ત્તિ થઇને બેઠો હતો.

તે પોતાનો ઢંગ ભૂલી ગયો, અને કૂદી પડી બોલ્યો કે "ના ના મારો વારો." એટલે પેલા બેજણ એને પકડી ઝટ પૂજાપાત્રી કરવા મંડી ગયા. પેલા કહે કે લાવ મારી દશ મોહોર, અને પેલો કહે કે મારી પાસે તો કોડીએ નથી તો આપું ક્યાંથી. આખરે મારથી થાકી એણે કહ્યું કે લો મને વેચો, અને જે ઉપજે તે લો. તે પ્રમાણે રાજમાર્ગ ઉપર જઈ કરવા માંડ્યું, પણ કોઈ લેનાર મળ્યું નહિ. ત્યારે પાછો એને મારવા માંડ્યો. બિચારા સંવાહકની નશકોરી ફુટી માંહેથી લોહી ધરધર વહેવા માંડ્યું. એવામાં દર્દુરક નામનો કોઈ માણસ જે જાતે જુગારમાં ખરાબ થઈ ગયો હશે તે ત્યાંથી જતો હતો. તે વચમાં પડ્યો અને માથુરની સાથે બોલાચાલી ઉપર આવી ગયો. માથુરને કહે કે "તું શું કરવાનો હતો? જોઉં તારૂં મ્હોં," અને જેવું માથુરે મિજાજથી પોતાનું મ્હોં આગળ ધર્યું કે ધૂળની મૂઠી તેમાં એવી આબાદ નાંખી કે તે ચીસો પાડવા લાગ્યો અને બે ઘડી થઈ ત્યારે એનાથી કાંઈ પણ આંખ ઉઘડી. એ દરમ્યાન સંવાહકને શાન કરી પોતે રવંડા કાપી ગયો. ત્યાંથી ચાલ્યો એ તો પેલા આર્યક ગોવાળને ત્યાંજ ગયો, કેમકે જે બળવો ઉઠવાનો હતો તેમાં સારૂ એના જેવા માણસોને ત્યાં સારો આશ્રય મળતો હતો.

સંવાહક નાસીને રસ્તામાં વસંતસેનાનું ઘર આવ્યું તેમાં પેસી ગયો. તે દયાળુ ગુણકાએ આશ્રય આપ્યો અને બારણા બંધ કરાવ્યા. હકીકત પૂછતાં જણાઇ આવ્યું કે એતો પ્રથમ ચારૂદત્તનો નોકર હતો. પણ શેઠની પડતીને લીધે રજા મળી હતી. એ સાંભળતાંજ વસંતસેનાએ એને પુષ્કળ માન સન્માન આપ્યું. પણ પેલો માથુર કાંઈ એનો કેડો મૂકે એવો નહતો. સંવાહકનું નાક લોહીચુતું હતું તેથી રસ્તામાં જ્યાં જ્યાં લોહી પડ્યું હતું. તેને આધારે તે બંનેજણા ગુણકાના ઘર સુધી ચાલ્યા આવ્યા. બારણા ઉઘડાવવાના હેતુથી એ ઠગે "માર્યોરે માર્યોરે, લૂટેછે! લૂટેછે!" એવી બૂમો પાડી પણ સંવાહકે ઘાંટો ઓળખ્યો. વસંતસેનાએ તુર્ત પોતાના હાથનું એક કડું કાહાડી મદનિકા દાસીને આપ્યું અને કહ્યું કે જા સંવાહકને નામે એ જુગારીઓને આપી આવ. આ રીતે ત્રણ મુક્ત થયા પછી સંવાહક શાક્યશર્મન થવાનો વિચાર કરી વસંતસેનાનો ઘણો ઘણો ઉપકાર માની ત્યાંથી ગયો.

હવે, વસંતસેનાના ઘરેણા દહાડે વર્ધમાન નામના ચાકરે અને રાત્રે

મૈત્રેયે પોતાની પાસે રાખવા એવી ગોઠવણ કરી હતી. તેથી મધરાત પછી જ્યારે બંને મિત્રો કોઈ ગવૈયાનું ગાયન સાંભળવા ગયા હતા ત્યાંથી તેના વખાણ કરતા પાછા આવ્યા ત્યારે વર્ધમાન જે જાગતોજ બેસી રહ્યો હતો તેણે તે મૈત્રેયને સ્વાધીન કર્યા. પછી બધા સૂઇ ગયાં. પાસે જોખમ હોવાથી મૈત્રેયને ઘણી દહેશત રહેતી હતી. અને રખે કોઇ ચોરી જાય એવા ભેમાં ને ભેમાં તે ઉંઘી ગયો. પછી ખરેખરજ ત્યાં એક ચોર ખાતર પાડીને આવ્યો એ ચોર જાતે કોઇ ભણેલો બ્રાહ્મણ હતો. વસંતસેનાની દાસી મદનિકા ઉપર મોહિત થઇ ગયો હતો. પણ તેને દાસત્વમાંથી છોડવી વરવા જેટલા એની પાસે પૈસા નહોતા. તેથી તે આ નીચ કર્મ કરવા નીકળ્યો હતો. સંસ્કૃતશ્લોક બોલતો જાયછે, ચોરીના કામને વખતે નીંદતો જાયછે, વખતે વખાણતો જાયછે, ચોરશાસ્ત્રના નિયમો ભણતો જાયછે, જનોઈ કાઢી તે વડે જાણે યજ્ઞકુંડ કાઢવો હોય તેમ કુંભાકાર ખાતર પાડેછે, ચોરના ઇષ્ટદેવ કાર્ત્તિકય સ્વામીને વિધિપૂર્વક નમસ્કાર કરી પેસેછે, નાસી જવાની જુક્તિ અગાઉથી રચતો જાયછે, ઘરના માણસો ખરેખરાં ઉંઘી ગયાછે કે નહિ તે તપાસી જોયછે, વગેરે ઘણું રમુજી વર્ણનછે. બધું ઘર ઢૂંડી વળેછે પણ ચોરવા જેવું કાંઈ હાથ લાગતું નથી. ભોંયમાં કાંઈ દાટ્યું તો નથી એવા વહેમથી મંત્રેલાદાણા જમીન ઉપર નાંખેછે. એવામાં મૈત્રેય ઉંઘમાં બકેછે કે "ઓ ચોર આવ્યા, ચોર આવ્યા, શેઠ, તમારા દાગીના લો તમે સંભાળો" પેલો ચોર મંત્રથી અદૃશ્ય તો થયોજ હતો, તોપણ એ વિચારવા લાગ્યો કે શું એણે મને દીઠો અને એ ભીખારી મારી આ પ્રમાણે મશ્કરી કરેછે. પાસે જઇને જોયું ત્યારે તો તેને ઉંઘતો દીઠો, પણ હાથમાં કાંઈ પોટલું દીઠું. તે છતાં દયા આવી કે બિચારા આવા કંગાલની આવી રીતે સંચી રાખેલી પૂંજી લેવી એ કાંઈ ઠીક નહિ. પણ ત્યારે પેલો ભડભડીઓ બ્રાહ્મણ પાછો ઉંઘમાં બોલ્યો કે મારા મિત્ર, જો તું આ પોટલું નહિ લે તો તને બ્રહ્મહત્યાનું પાપ હવે તે ચોરનું મન ઝાલ્યું કેમ રહે? એણે પોટલું લીધું અને રદનિકા કાંઈ ખડખડાટ સાંભળી ત્યાં આવી પહોંચી તેને અથડાઇને નાસી ગયો. રદનિકાએ બૂમાબૂમ પાડી અને બધાને જગાડ્યા. મૈત્રેય બોલ્યો કે મિત્ર, સારૂ થયું કે ઘરેણાનું પોટલું મેં તમને આપ્યું હતું. ચારૂદત્ત ચીડવાઇને બોલ્યો "આ મશ્કરીની વાત નથી." વધારે ખુલાસો કરતાં જણાયું કે એ મૂર્ખાએ ઉંઘમાં પોતે ચોરનેજ આપેલું. ચારૂ-

દત્તે કહ્યું, "ચાલો ઠીક થયું. બિચારો ઠાલે હાથે તો ન ગયો." "તે તો ઠીકજ તોપણ કાલે વસંતસેનાને શો જવાબ દેશો" એવું મૈત્રેયનું બોલવું સાંભળી એકદમ મૂર્છાખાઇને હેઠે પડ્યો. મૈત્રેયે આશનાવાસના કરી ના મુકરર જવાની સલાહ આપી, પણ ચારૂદત્તે તે ધિક્કારી કાઢી ભીખ માગીને તે પૂરૂ કરવાનો ઠરાવ કર્યો. એવામાં ચારૂદત્તની સ્ત્રીને આ ચોરીની ખબર થતાંજ "હાય, 'હાય' મારા ભલા ધર્મધુરંધર પ્રમાણીક ધણીને માથે પારકો માલ ઓળવ્યાનું આળ આવવાનું" એમ કહી તે પતિવૃતા સ્ત્રી રડી પડી. પછી વિચાર કરી. પોતાના એક પિયરનો હાર હતો તે કાઢી દાસી સાથે મોકલ્યો અને મૈત્રેયને કાહાવ્યું કે ગમે તેમ કરી મારા સ્વામીને સમજાવ કે આટલી મારી સેવા અંગીકાર કરે. સ્ત્રીની ભક્તિ અને પોતાની દુર્દશા જોઇ ચારૂદત્તની આંખમાં આંશુ ભરાઈ આવ્યાં. એ રીતે ત્રીજો અંક પૂરો થાયછે.

ચોથા અંકમાં કાર્ય થોડુંજછે અને વર્ણન ભાગ ઘણોછે. પ્રથમ તો વસંતસેનાને તેડવા સંસ્થાનકે રથ મોકલ્યો હતો તેને પાછો વાળ્યો અને પોતાની માને સાફ કહ્યું કે જો તું હવે પછી એવી વાત કાઢીશ તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. પછી પેલો સાર્વલિક ચોર પોતાના કૃત્યથી લજવાતો લજવાતો અને છુપાતો છુપાતો વસંતસેનાને ઘેર આવી પહોંચેછે. એ કર્મને માટે એનો આત્મા બહુ બળેછે. પણ એણે એ સઘળુ મદનિકાને મેળવવા કર્યું હતું તેથી તેને શોધી સઘળી હકીકત કહેછે. ભલી વસંતસેનાની ભલી દાસી એને ભલી શીખામણ આપેછે. અને તેથી તેણે સમજી ચારૂદત્તે મોકલ્યાછે એમ કહી વસંતસેનાના ઘરેણા તેને પાછાં આપવાનો ઠરાવ કર્યો. આ બધું વસંતસેનાએ પછાડીથી સાંભળ્યું હતું તેથી તેણીએ કહ્યું કે "ચારૂદત્તને હું કબુલ થઇછું કે આ ઘરેણા જે પાછાં આવશે તેને હું એક દાસી તેની ખાતર દાનમાં આપીશ માટે બ્રાહ્મણ, તને હું આ મદનિકા દાનમાં આપુંછું" મદનિકા પોતાની શેઠાણીની ચતુરાઇ અને ઉદારતા સમજી ગઇ. સાર્વલિક તો ખૂશ ખૂશ થઈ ગયો. ગુણકાએ તુર્ત પોતાની ગાડી મંગાવી અને કહ્યું કે તેમાં મદનિકાને બેસાડી આ બ્રાહ્મણને ઘેર પહોંચાડી આવ પણ ગાડી આગળ ચાલેછે એટલામાં પડો વાગતો સાંભળ્યો કે બળવો કરવા ધારનારા આર્યક પકડાયોછે અને રાજાએ તેને કેદ કર્યોછે માટે કોઇએ કાંઇ ગભરાવું નહિ. સાર્વલિક આ પક્ષનો હતો તેથી

એ સાંભળતાંજ ગાડીવાનને પોતાના ઘરની એંધાણી બતાવી આર્યકને છો-ડાવવાની તજવીજ કરવા પોતાના મિત્રોને ભેળા કરવા દોડ્યો.

વસંતસેનાને પોતાના ઘરેણાં આ રીતે મળ્યા ત્યાર પછી થોડી વારે મૈત્રેય ત્યાં ચારૂદત્તની સ્ત્રીએ આપેલો હાર આપવા આવ્યો. તે વસંતસે-નાના ઘરનો વૈભવ જોઇ છક થઇ ગયો. આઠ દિવાનખાના, વાડી, દાસી-ઓની ખુબસુરતી વગેરેનું વર્ણન કરતો કરતો અને હરખાતો ગુણકાની હજુરમાં આવી પહોંચ્યો. માનસન્માન કરી. એક બીજાની કુશળતા પૂછયા પછી મૈત્રેયે કહ્યું કે "મારા મિત્રે તમારાં ઘરેણાં જુગાર રમતાં આડમાં મૂકયાં અને તે જુગારી રાતોરાત ક્યાંહી જતો રહ્યોછે તેથી માફ કરશો અને તેના બદલામાં આ અલ્પ વસ્તુ અંગીકાર કરશો. "વસંતસેના આ સાંભળી બહુ આશ્ચર્ય પામી અને ચારૂદત્તના પ્રમાણિકપણાના મન સાથે બહુજ વખાણ કરવા લાગી. તોપણ મોઢે કાંઈ ન બોલતાં તે હાર લીધો અને કહ્યું કે સાંજે હું એ ઉદાસીમાં પડેલા જુગારીને મ-ળવા આવીશ.

પાંચમા અંકનું સ્થળ ચારૂદત્તનો બાગછે. હવે એનો પ્યાર પણ વધી ગયોછે અને મનમાં વસંતસેનાનું સ્મરણ કર્યા કરેછે. એવામાં તે આવ્યાની ખબર કહેવા તેનો સારંગીવાળો આવેછે. એ મૈત્રેયના જેવોજ મશ્કરો જ-ણાયછે અને તેથી એ બંનેની ટપાટપીમાં કાર્ય સિદ્ધિવિના કેટલોક કાળ જા-યછે, પણ રસ ઠીક પડેછે વસંતસેનાની જોડે એક વિટ, એક દાસી, અને એક છત્રી ધરનાર હતો. વરસાદ મૂશળધાર પડતો હતો તેની લીલાનું વ-ર્ણન કરતાં તેઓ ચારૂદત્તની પાસે આવ્યાં. એક બીજાના હેતથી ખબર અંતર પૂછ્યા પછી વસંતસેનાની દાસી કહેછે કે "તમારો હાર અમારી શેઠાણીએ અનામત રાખ્યો હતો. તે કાલે જુગારીને આડમાં આપવો પડયો છે અને તેથી તેની કિંમત શું હશે તે કહેશો, કેમકે તે જુગારી રાજસેવક હોવાથી તેને એકાએક પરગામ જવું પડયુંછે" આ મર્મવાકય સાંભળી ચા-રૂદત્તને મૈત્રેય સમજ્યા કે આપણી સઘળી તજવીજ પકડાઈ ગઈ જ-ણાયછે. પછી દાસીએ કહ્યું "તેના બદલામાં આ ઘરેણા રાખો" જોયછે તો એ પેલાં ચારૂદત્તના ઘરમાંથી ચોરાએલાંજ ઘરેણાં હતાં. પછી વસંતસેનાએ સઘળી વાતનો ખુલાસો કર્યો. અને પ્રેમભરી આંખે ઠ-પકો દીધો કે આટલી બધી લોકાઈ બતાવવી તમને ઘટતી નહોતી. પછી

ગર્જના ને વીજળી વધી પડી પણ તેથી પ્રેમી જોડાના હર્ષમાં વધારોજ માત્ર થયો.

છઠા અંકથી એ પ્રેમી જોડાની આફતો શરૂ થાયછે. વસંતસેના તે રાત્રે ચારૂદત્તના જનાનામાંજ રહી, અને બધાં એના ઉપર ખૂશ થયાં; વાહાણામાં ઉઠી પોતાની પાસે ચારૂદત્તે મોકલાવેલો હાર હતો તે કાઢીને તેની સ્ત્રી ઉપર મોકલ્યો અને મારી મોટી બહેનને કહીએ કે હું તમારી તથા ચારૂદત્તની દાસીછું અને આ હાર તમારેજ પાછો અંગીકાર કરવો ઘટેછે. તે પતિવ્રતા સ્ત્રીએ તે રાખ્યો નહિ, પણ સપત્નીભાવ નથી એમ બતાવવા પોતાના છોકરાને જોવા મોકલ્યો. વસંતસેનાએ તેને હેતથી રમાડ્યો અને તે પાડોશીની સોનાની ગાડી જોઇને પોતાની માટીની ગાડી ફેંકી દઈ રડતો હતો તેને તેવું રમકડું કરાવવા એક પોતાનું કડું આપ્યું છોકરાનું કાલું કાલું બોલવું અને વસંતસેનાનો માન ભર્યો ઉમળકો એ આ ઠેકાણે બહુ સરસ ચીતર્યોછે. આ નાટકનું નામ પણ આજ માટીની ગાડી (मृद=माटी+शकटी=ગાડી) ઉપરથી પડયુંછે. એ સવારે વસંતસેના કાંઇ મોડી ઉઠી હતી અને તેથી ચારૂદત્ત તો વહેલો ઉઠી નિત્યકર્મથી પરવારી બાગમાં ગયો હતો અને વસંતસેના ઉઠે ત્યારે તેને ત્યાં તેડી લાવવાની ગાડીવાળાને વરદી આપતો ગયો હતો. તે ગાડી જોડી વસંતસેનાને તેડવા આવ્યો. એણે કહ્યું, "મને ઝાઝીવાર નથી. લૂગડાં પહેરી હમણાં તૈયાર થઇ" ગાડીવાન તકીઆ ભૂલી ગયો હતો. તેથી તે પાછી ગાડી ફેરવી તે લેવા ગયો. એટલામાં બનનારછે તેથી પેલા દુષ્ટ રાજાના સાળાએ બાગમાં પોતાની ગાડી મંગાવી હશે તે તેનો ગાડીવાન ત્યાં લઈ જતો હતો. ચારૂદત્તના ઘર આગળ ગાડાની ભીડ હોવાથી તેને ત્યાં અટકવું પડયું અને કોઈ ગામડીઆ ગાડું કાદવમાં કળી ગયું હતું તેને મદદ કરવાને ગાડીવાન ગયો. એટલામાં વસંતસેના અને તેની દાસી સજ થઈ બાહાર આવ્યાં અને એ પોતાનીજ ગાડીછે તો એમ જાણી માંહે ચડી બેઠાં. સંસ્થાપકનો ગાડીવાન પાછો આવ્યો ત્યારે તેને પોતાની ગાડી કાંઇક ભારે તો લાગી પણ તેણે વિચાર્યું કે આ ગામડીઆની અણસરજી વેઠ ઉઠાવતાં થાકીને આવ્યોછું તેથી મને ભાર લાગતો હશે. હવે, ચારૂદત્તની ગાડીનું શું થયું જોઇએ તે જ્યારે પાછો આવી વસંતસેનાને બૂમ પાડેછે ત્યારે બેડી સહિત આર્યક છૂટીને નાસતો નાસતો ત્યાં આવી ભરાયો હતો. તેણે એના બોલ

સાંભળ્યા અને પોતે માંહે છાનોમાનો ભરાઇને બેઠો. એની બેડી ખખડી તે સાંભળી ગાડીવાને જાણ્યું કે વસંતસેનાના ઘૂઘરા ખખડ્યા, અને તેથી બળદને દોડાવતો આગળ ચાલ્યો. એટલામાં ચોકીદારો આર્યકને પકડવાને ધૂસ્યા હતા તેમાંના બેજણે એ તર્ફથી ગાડી દીઠી અને બુમ પાડી ઉભી રખાવી. આર્યક પાસે કાંઈ હથિયાર નહોતાં તોપણ ગડદાપાટુ કરી મરવું કે મારવું પણ પકડાવું તો નહિ એવો નિશ્ચય કરી માંહે છાનોમાનો બેસી રહ્યો. એ બે ચોકીદારના નામ વીરક અને ચંદન હતાં. ગાડીવાને બહુએ કહ્યું પણ ચંદને આવી પડદો ઉઘાડ્યો તેવોજ આર્યક ધીમેથી બોલ્યો કે હું તારે શરણેછું. એણે કહ્યું ઠીક પણ પછી મેં જોયું ત્યારે તો આર્યકનેજ દીઠો. હવે ચંદન વિચારમાં પડ્યો કે કરવું શું કેમકે એ આર્યકનો મિત્ર હતો તોપણ પંડે ફૂટેલો નહોતો. તેમ એણે જોયું વગર લેવેદેવે બિચારો ભલો ચારૂદત્ત માર્યો જશે, કેમકે એની ગાડીમાં નાસતો હતો એમ માલમ પડે તો રાજા તેને કદી પણ છોડે નહિ. વળી અજાણમાં તો અજાણમાં પણ પોતાના મોંમાંથી અભયદાનના બોલ નીકળી ચૂક્યા હતા. તેથી એ બધી વાતનો વિચાર કરી એણે તત્કાળ પડદો ઢાંક્યો અને ગાડીવાળાને કહ્યું કે હાંકી જા. વીરકે પૂછ્યું કે કોણછે ત્યારે કાંઇક ગભરાઇને જવાબ દીધો કે વસંતસેના, પણ તે લાવે કાંઈક શક પડ્યો તેથી તે પંડે જોવાને દોડી આવ્યો. ચંદને કહ્યું નહિ જોવાય, અને બંને બોલાચાલી ઉપરથી ગાળાગાળીપર ગને ગાળાગાળી ઉપરથી મારામારીપર આવ્યા. વીરક લોહી ચૂતો દરબારમાં ફરીઆદ ગયો અને ચંદને એટલામાં ગાડીવાનને કહ્યું કે "તું તારા બળદને હાંકી મૂક અને કોઈ રોકે તો કહેજે કે વીરક અને ચંદને ગાડી તપાસીછે "લો, વસંતસેના, આ રજાચીઠી" એમ કહી આર્યકના હાથમાં પોતાની તરવાર આપી પોતે ચાલતો થયો. એટલામાં સાર્વલિક અને બીજા કેટલાકને ગાડીનું રક્ષણ કરવા છેટે છેટે ચાલતા દીઠા, અને તેથી ચંદનને શાંતિ વળી, અને બોલ્યો "ચાલ, હું પણ મારી ટોળીને એકઠી કરી એ પક્ષમાં જાઉં, કેમકે નહિ તો વીરક મને ખરાબ કર્યા વિના નહિ રહે."

સાતમો અંક નાનોજછે. ચારૂદત્ત તો પોતાના મિત્ર મૈત્રેયની સાથે વસંતસેનાની રાહ જોઇને બેઠો હતો. એનો જિવ તલપાપડ થાય અને વિચાર કરે કે હજી ગાડી કેમ ન આવી એવામાં ગાડી તો આવી પહોંચી

પણ માંહે જઇને જુએછે તો વસંતસેનાને બદલે વસંતસેનો ચારૂદત્તે પૂછયું કે તું કોણછે? આર્યકે બધું વૃત્તાંત કહી સંભળાવ્યું. ચારૂદત્ત બોલ્યો, ઠીક થયું અને આ ગાડી લઇનેજ તમે પાળકની હદ બહાર ત્વરાથી નાસી જાઓ, કેમકે નહિ તો શત્રુના માણસો તમને પકડ્યાવિના નહિ રહે. પછી ચારૂદત્તને મૈત્રેય ચાલતાજ ઘેર તર્ફ વળ્યા.

આઠમા અંકમાં બિચારી વસંતસેનાની શી વલે થઈ તેનું વર્ણનછે. પેલો સંવાહક જે શ્રમણક થયો હતો તે ફરતો ફરતો બાગમાં આવ્યો, અને ત્યાં તળાવમાં પોતાનાં નવરજ ભગવાં લૂગડાને ધોવા માંડેછે એટલામાં રાજાના સાળાને વિટ અને દાસની સાથે તે તર્ફ આવતો દીઠો એને જોઈ તે થર થર ધ્રુજવા લાગ્યો કેમકે કોઈ બૌધ ગોરજી એનું પહેલાં એક દહાડા અપમાન કર્યું હતું તેથી જે બૌધગુરૂને જોય તેનું એ નાકજ કાપી નાંખતો હતો. એ પાપીએ ગુસ્સો કરી આ બિચારાને તો મારી નાંખવાજ તૈયાર થતો હતો, પણ વિટ જે સારા લાગણીનો માણસ જણાયછે તેણે એ ગાંડાને પટાવી જેમ તેમ કરતાં એ શ્રમણકને બચાવ્યો. વિટે એને વસંતસેનાની લહેરમાં નાંખ્યો, અને તેથી તે ગધેડાના જેવું ગાયન કરવા મંડી જાયછે. એવામાં એની ગાડી આવી પહોંચી, અને માંહે જઇને જોયછે તો વિટે દીઠું કે દૈવે આ તો વાઘના મોંમાંજ બકરીને મોકલી દીધીછે. એ બોલ્યો કે એમાં તો ભૂતછે અને તેથી પગે ચાલતાજ જઇએ તો ઠીક સંસ્થાનકે કબુલ કર્યું, પણ એટલામાં એ મદે ભરાએલા મૂર્ખનો વિચાર ફરી ગયો, અને બોલ્યો કે હું રાજાનો સાળો તેનાથી તે ચાલતા જવાય. વિટે જોયું કે હવે કાંઈ તજવીજ ચાલવાની નથી, અને તેથી કહ્યું કે હું તો મશ્કરી કરતો હતો. આ તો વસંતસેના પંડે તમને મળવા આવીછે. આ સાંભળી એ તો ગાંડોઘેલો થઈ ગયો. ધાઇને સામો જઈ પગે પડ્યો અને મૂર્ખાઈ ભરેલા શબ્દોમાં તેને વીનવવા લાગ્યો. કુલીન વસંતસેનાએ તેને એક લાત મારી. હવે તે રાજાના સાળાનો મિજાજ હાથમાં કેમ રહે? વિટને હુકમ કર્યો કે તું આ રાંડને મારી નાંખ તેમ કરવાની એણે નમ્રતાથી પણ ચોખી ના પાડી. પછી સ્થાવરક ચાકરને ઘણી ઘણી લાલચ બતાવી, ધમકાવ્યો, માર્યો, પણ તેણે એ એવું દુષ્ટકર્મ કરવાનું કબુલ કર્યું નહિ ત્યારે પોતેજ મારવા તૈયાર થયો, પણ એટલામાં વિટે એક આસકો મારી તેને જમીનપર ઢાળી પાડ્યો. એની આંખે અં-

ધારાં આવ્યાં અને વિટને ગાળાગાળ દેવા લાગ્યો. પણ શું કરે? એનામાં એની સાથે લડવાના કાંઈ રામ નહોતા, અને તે પોતાની રૂબરૂ ખૂન થવ દેનાર નથી એ તો સાફ જણાયું. ત્યારે એ નીચ પાપી બાયલાએ દગો કર્યો એણે કહ્યું કે હું તો અમથો એને બીવડાવાને માટે એમ કરતો હતો. મારો હેતું તો માત્ર એને સમજાવવાનોજછે. માટે તમે જરા આઘા જાઓ અને પછી જુઓ કે હું એને કેવી સમજાવુંછું. એ તમારા દેખતાં શરમાયછે. ભોળવાઇને વિટ જવા લાગ્યો ત્યારે વસંતસેના રડતીને ટળવળતી તેને પગે વળગી પડી. એણે તેને ધીરજ આપી અને સંસ્થાનકનું વચન લેતો ગયો કે એનો વાંકો વાળ પણ નહિ થાય. પ્રથમ તો એ લુચ્ચાએ પ્રીતિનોજ ડોળ ચલાવ્યો. તે ઉપરથી વિટ સંતાઇને જોતો હતો. તેને ભરોસો પડ્યો, અને પેલો દાસ નાસી ગયો હતો તેને તેડવા ગયો. તે ગયો કે ચંડાળે પોતાનું ધાર્યું કર્યું, એકવાર તેને પૂછ્યું કે તું મને વશ થાયછે કે નહિ, અને જ્યારે તેણે તે વાતના તિરસ્કારથી ના કહી અને ચારૂદત્તના વખાણ કરવા લાગી કે તુર્ત એણે તેનો ટોટો પકડ્યો, અને એવા જોરથી દાબ્યો કે તે પૃથ્વી ઉપર મરણતોલ થઇને પડી. પેલો પાપી તેને ઉચકી ખાડામાં નાંખી આવ્યો અને પછી મોટું પરાક્રમ કર્યું હોય એમ પોતાના મન સાથે હરખાવા લાગ્યો એટલામાં વિટને સ્થાવરક પાછા આવ્યા વિટે પૂછ્યું કે વસંતસેના ક્યાંછે? એણે પ્રથમ બાનાં તો કાઢવા માંડ્યાં પણ પકડાઈ ગયો, અને બહુ બહુ લાલચ બતાવી પણ વિટે માની નહિ. ત્યારે એ હરામખોર બિચારા વિટનેજ ગળે પડ્યો કે તું આ ગુણકાને મારી નાંખી ક્યાં નાસી જાયછે? એમ કહી તેને પકડવા ગયો. પણ એટલામાં પેલે તરવાર કાઢી કે ધ્રૂજતો ધ્રૂજતો દોઢ ગાઉ નાસી ગયો. વિટે વિચાર્યું કે આ અંધેર રાજમાં ફરિયાદ ચાલવાની નથી અને તેથી તે પણ આર્યકના બંડમાંજ જઇને મળ્યો. પછી સંસ્થાનકે ચાકરને પોતાના સઘળાં ઘરેણાં આપ્યાં અને કહ્યું કે તું કોઈ આગળ આ વાત કરીશ માં. ચાકર ભોળવાયો. ઘેર પહોતા કે એ દુષ્ટે તેને ભોંયરામાં કેદ કર્યો, અને પછી પોતે જઇને ફરિયાદ કરી કે ચારૂદત્તે વસંતસેનાને મારા બાગમાં મારી નાંખીછે.

નવમા અંકમાં આ મુકરદમાની વાત આવેછે. તે વેળા જણાયછે કે Judge, શ્રેષ્ઠી (નગરશેઠ) અને એક કાયસ્થની, આ-

ગળ કોરટનું કામ ચાલતું; એક સિપાઈ તેમની સેવામાં રહેતો. તેણે જેવો પોકાર કર્યો કે જેને ફરિયાદ કરવી હોય તે આવો કે સંસ્થાનક આગળ ધસ્યો. તેણે કહ્યું કે ઉભા રહો સાહેબ, હું અંદર જઇને રજા લઈ આવું. રાજાના સાળાનું નામ ઈનસાફદારને ઠીક લાગ્યું નહિ તેથી તેણે કહ્યું કે એ ફરિયાદ આજે નહિ. આ સાંભળી પેલો તો ધૂંઆપૂંઆં થઈ ગયો અને ધમકી આપવા લાગ્યો હું હજુરમાં જઇને ફરિઆદ કરૂંછું અને હમણા એને બરતર્ફ કરાવુંછું. એને જતો અટકાવી સિપાઈએ જડજને સમજાવ્યો. તેણે પણ જાણ્યું કે હાલ એનું આ અંધેર રાજમાં બહુ ચલણછે તેથી એને રીસાવ્યો પરવડશે નહિ. તેથી કાહાવ્યું કે અંદર આવો. આ જોઈ પેલો છાકી ગયો અને બહુજ પતરાજીથી અંદર આવી જડજની પાઘડી ઉપરજ હાથ ટેકીને ન્યાયની ગાદી ઉપરજ બેઠો. પછી એણે મોટા ડોળથી ફરિયાદ કહેવી શરૂ કરી. હું રાજાનો સાળો અને મારો બાપ તેનો સસરો ને એવા એવા બોલ એક વાકયમાં સોવાર આવ્યાવિના રહેજ નહિ. બોલતાં બોલતાં બોલાઈ ગયું કે તેણે એ મારી ગઈ મે નહિ. જડજે કાયસ્થને કહ્યું કે મેં નહિ એ બોલ પણ લખી લેજો. ત્યારે એણે જોયું કે આ તો હું બંધાઈ ગયો. તેથી તપીને બોલ્યો કે આમ શું ગડબડાટ કરી રહ્યાછો અને એમ બોલતાં તુર્ત પગેવતી પેલો જુબાની લખતો હતો તેમાંથી એટલા અક્ષર ભૂંશી નાંખ્યા પછીથી જુક્તિ ગોઠવી કે હું તો એમ કહેવા જતો હતો કે તે મેં તે બનાવ જાતે જોયો નથી. જડજે પૂછયું ત્યારે તમે કેમ જાણ્યું કે કોઇએ ઘરેણાને સારૂ એને ટુંપો દઇને મારી નાંખીછે. એણે જવાબ આપ્યો કે મુડદું દીઠું તે ઉપરથી.

પછી વસંતસેનાની માને બોલાવી પૂછ્યું કે તારી છોકરી કયાં ગઇછે? કેટલીક વાર ગલ્લાતલ્લા મારી તેણીએ કહ્યું કે ચારૂદત્તને ત્યાં. સંસ્થાનકનું આ ઉપરથી ચડીવાગ્યું અને બોલ્યો કે એજ ખૂનીછે અને એના ઉપર હું તહોમત મૂકુંછું. કાયદા પ્રમાણે ઈલાજ નહિ માટે જડજે ચારૂદત્તને વિવેકની સાથે તેડું મોકલ્યું. તેણે ધાર્યું કે આર્યક મારી ગાડીમાં નાસી ગયોછે એ વાત જણાઈ હશે. તેથી તે ધ્રૂજતો ધ્રૂજતો હાજર થયો, પણ મનમાં નિશ્ચય કર્યો કે આર્યકને ફસાવવો તો નહિજ નહિ. કોરટમાં આવતાં એને ઘણા ઘણા માનશુકન થાયછે-કોરટમાં પેસતાંજ તો માથુંજ બારસાખ

સાથે અફળાયું. જડજે આસન આપી માન પૂર્વક બેસાડ્યો અને પુછયું કે તમે ગુણકાની છોકરીને ઓળખોછો? કુલીન ચારૂદત્ત ફજેતીથી લજવાયો, પણ નીચું જોઈ હા કહી. સઘળાને લાગ્યું કે એ ખૂન કરે એવો નથી. વસંતસેનાની માએ તો સાફ કહ્યું કે એ ગુણવંત બ્રાહ્મણને છોડી દો અને પછી ચારૂદત્તની પેલા ઘરેણા સંબંધી પ્રમાણિક વર્તણુક કહી સંભળાવી.

એવામાં પેલો વીરક ત્યાં પોતાની ફરીઆદ કરવા આવ્યો. તેની હકીકતમાંથી જણાયું કે ચારૂદત્તની ગાડી વસંતસેનાને લઈ બાગમાં જતી હતી. સંસ્થાનકે કહ્યું કે જુઓ આ બીજો પૂરાવો. જડજે બાગમાં મુડદાની તપાસ કરવા વીરકને મોકલ્યો. તેણે આવી જાહેર કર્યું કે મુડદું તો બાગમાં નથી, પણ સ્રીના કેશ અને પગલાં ત્યાં પડેલાંછે તે ઉપરથી હું ધારૂંછું કે મડદાને તો ગીધ ખાઈ ગયા હશે. હવે ચારૂદત્તને વધારે શખ્તીથી સાચું બોલવાની તાકીદ થવા લાગી. પેલો દુષ્ટ સંસ્થાનક તો એની પાસે જઇને બેઠો અને તેને બહુ પજવવા લાગ્યો. એવામાં મૈત્રેય ત્યાં આવી પહોંચ્યો. ચારૂદત્તના છોકરાને વસંતસેનાએ જે ઘરેણું આપ્યું હતું તે પાછું આપવાને તેની સ્રીએ એને મોકલ્યો હતો, પણ રસ્તામાં ચારૂદત્તને પકડી ગયાની ખબર સાંભળી ધસ્યો ધસ્યો કોરટમાં આવ્યો. જુએછે તો ચારૂદત્ત ઉપર પેલા પાપીએ ખૂનનુંજ તહોમત મૂકેલું. આ જોઈ એનો મિજાજ હાથમાં રહ્યો નહિ, અને ધસીને રાજાના સાળાને પાંચ દશ ઝપાટા ચોંડી કાહાડ્યા. પણ એટલામાં પેલું ઘરેણું પડી ગયું. સંસ્થાનકે ટપ ઉચકી જડજના હાથમાં આપ્યું અને કહ્યું કે લો આ ખુનનો મુદ્દો. જડજે જોયું કે સાચી વાત તો પરમેશ્વર જાણે, પણ શકના કારણ વધતાં જાય છે. વસંતસેનાની માને પૂછયું કે આ તારી છોકરીનું ઘરેણું હોય? એ બુઢ્ઢી પણ કોમળ ગુણકાએ જવાબ આપ્યો કે મારા જેવું જણાયછે ખરૂં, પણ મારૂંજછે એમ હું કહી શકતી નથી. બે ત્રણવાર ઉથલાવીને પ્રશ્ન પૂછયા પણ એ તો ડગી નહિ. ત્યારે ચારૂદત્તને પૂછયું કે આ કોનો માલછે? એ પ્રમાણિક સાચા બ્રાહ્મણે કહ્યું કે વસંતસેનાનો ઈનસાફ તો આંધળોજ કહેવાયછે, એટલે આ કબુલાત પછી એણે જે કહ્યું તે કોણ માને? જડજે પણ ધમકી આપી કે કબુલ કર, નહિ તો જેરબંધના માર પડશે. સંસ્થાનક તો એને સતાવવાજ લાગ્યો કે "માન, માન." વસંતસેનાનું મરણ સાંભળી એને વૈરાગ્ય ઉત્પન્ન થઈ રહ્યોજ હતો. અને તેથી આટલી બધી

સતાવણીથી કંટાળી કહ્યું કે "હા, તમે કહોછો તેમજછે." કબુલાત થઈ ચૂકી અને જડજે "ખૂનીને બાંધો" એમ હુકમ કર્યો. વસંતસેનાની મા રડવા અને કરગરવા લાગી. તે બોલી કે "આ બધું જૂઠુંછે. મુઈ તો મારી છોકરી મૂઈ! એ મને છોકરા બરાબરછે. ફરિયાદી કોણછે? હું કાંઈ ફરિયાદ કરતી નથી. હું તો કહુંછું કે એ નિરપરાધીછે. માટે છોડો, છોડો, એ બિચારા ગુણવંત બ્રાહ્મણને છોડો" પણ હવે એનું કોણ સાંભળે. જડજે કહ્યું આ બાઇને બારણે લઈ જાઓ, અને તે સાંભળતાંજ સિપાઇઓ એનો હાથ પકડી બહાર ખેંચી ગયા. "મારા પુત્ર, ઓ મારા પુત્ર" એમ પોકારતી તે બારણે નીકળી. પાપી સંસ્થાનક હરખાતો હરખાતો ઉઠીને દરબારમાં ગયો. પછી જડજે રાજાને કહાવ્યું કે ચારૂદત્ત ઉપર ખૂન સાબીત થયું છે, પણ એ બ્રાહ્મણછે માટે એને પોતાની માલમતા લઈ દેશપાર જવાનો હુકમ કરવો જોઇએ. પણ રાજાએ કહાવ્યું કે એના કોટમાં એ ઘરેણું ઘાલી ગામમાં ફેરવો અને પછી મસાણમાં લઈ જઈ એને ફાંસી દો કે એવો અપરાધ ફરીથી કોઈ કરે નહિ.

દશમો અંક કરૂણારસથી ભરપૂરછે—વાંચતાં નિર્દયની આંખમાં પણ આંશુ આવ્યાવિના રહે નહિ. જે ચંડાળો ચારૂદત્તને ફાંસી દેવા લઈ જાય છે તે પણ મહા શોકાતુર થઈ ગયાછે અને એના સદ્‌ગુણના વખાણ કરતા જાયછે. દરેક ઘરમાં બારીએ ઉભેલા લોકો નિસાસા મૂકેછે અને અશ્રુપાત કરેછે. આકાશ પણ શોક કરતું હોય તેમ ઘેરાઈ આવ્યુછે. લોકોની થટ ભરાઇછે અને સઘળા રાજાના અન્યાય ઉપર ફિટકાર નાંખેછે. ચકલે ચકલે ચંડાળો ઉભા રહેતા જાયછે, અને ડાંડી પીટતા જાયછે. આ ફજેતીથી ચારૂદત્તનું હૈયું બળી જાયછે અને કહેછે કે "અરે અરે, મારા નિષ્કલંક કુળને આ કેવો મોટો ડાઘ લાગેછે" તોપણ તે ધીરજ રાખી ચાલ્યો જાય છે. એવામાં મૈત્રેય એના છોકરાને છેલ્લીવારની ભેટ લેવાને સારૂ તેડી લાવ્યો તેને જોઈ ચારૂદત્ત ગળગળો થઈ ગયો. એણે કહ્યું "કે બેટા, મારી પાસે બીજું કાંઈ આપવાનું નથી, પણ આ મારૂં જનોઈ તું લે અને તેને તું સદા યોગ્ય રહેવાને પ્રયત્ન કરજે" એમ કહી કોટમાંથી કાઢીને સજળ આંખે પોતાનું જનોઈ તેને પહેરાવ્યું. એ બચ્ચું હજી જાણતું નથી કે મારા બાપને શૂળી દેવા લઈ જાયછે, અને તેથી તે વાતની ખબર થઈ ત્યારે નિખાલસપણે બોલી ઉઠયું કે એમ છે તો એને ઠેકાણે મને

શૂળી દો. આ સાંભળી સઘળાની આંખમાં આંશુ ભરાઈ આવ્યાં, અને ચંડાળ પણ પોતાનાં ધંધાને તથા રાજાના જુલમને બહુજ નિંદવા લાગ્યો. મૈત્રેયને સમજાવી છોકરા સાથે વિદાય કર્યો. એ બ્રાહ્મણના પગ ચાલે નહિ, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે ચારૂદત્તના ગયા પછી મારે જીવીને શું કરવુંછે.

એ પ્રમાણે ડાંડી પીટાતી પીટાતી સંસ્થાનકના મહેલ તર્ફ આવી. ત્યાં ત્રીજે માળે ઓરડામાં બેડી જડીને એ ખૂનીએ પોતાના ચાકરને કેદ કરી રાખ્યો હતો. તે ત્યાંથી છૂટવાને કયારનો પ્રયત્ન કર્યા કરતો હતો, પણ ફાવી શકયો નહોતો. તેને આ ડાંડી સાંભળી બહુજ જુસ્સો ચડી આવ્યો અને ધાર્યું કે મરૂં તો મરૂં તો પણ આ નિરપરાધી બ્રાહ્મણને તો મારે ગમે તેમ કરી બચાવવો જોઇએ. એવું ધારી અગાસી ઉપરથી ભૂસકો માર્યો. ઈશ્વરના કરવાથી એને કાંઈ ઈજા થઈ નહિ, પણ ઉલટી એની બેડી પણ તે આચકાથી તૂટી ગઈ. "રાખો રાખો," એમ પોકારતો ડાંડી પીટાતી હતી ત્યાં ગયો અને સઘળી હકીકત કહી દીધી. ચંડાળ ચારૂદત્તને છોડવાનો વિચાર કરતા હતા એટલામાં સંસ્થાનક ત્યાં દોડતો આવ્યો. બધા લોકોએ પોકાર કર્યો કે "ખૂની આવ્યો, ખૂની આવ્યો પકડો" પણ એણે તેઓને સમજાવ્યા કે એ તો મારો દાસછે, અને ચોરીને માટે એને મેં કેદ કર્યો હતો તેનું વેર રાખી આ પ્રમાણે બોલેછે. હજી પણ જુઓ એના પગમાં બેડીછે "પછી છાનુંમાનું સોનાનુ કડુ. તેના હાથમાં આપી બોલવા લાગ્યો, કે ચાલ ચાલ પાછો, હવે હું તને નહિ મારૂં. સાચો સ્થાવરક પેલું કડું લોકોને દેખાડી બોલ્યો કે જુઓ, જુઓ, મને આ લાંચ આપેછે. પણ પેલા પાપીએ તુર્ત એ વાતનું સ્વરૂપ ફેરવી નાંખ્યું અને કહ્યું કે "એજ ધરેણું એણે ચોર્યું હતું, અને એને માટેજ મેં બેડી જડી હતી." લોકોને લાગ્યું તો ખરૂં કે એમાં કાંઈ દગોછે, પણ શું કરે? દાસનું કહ્યું કેમ મનાય? અને વળી આ રાજાનો સાળો પડેલો. પછી તાકીદ કરાવતો સંસ્થાનક પણ તે ટોળાની સાથે ચાલ્યો અને વિચાર કરવા લાગ્યો કે ચારૂદત્તનો ઘડો લાડવો જેમ જલદી થઈ જાય તેમ ઠીક. એમ કરતાં તેઓ મસાણકાંઠે જઈ પહોંચ્યા. ચંડાળોને આ કામ કરવું બહુજ અણગમતું હતું, અને તેથી તેઓ હરેક મિષે વાર લગાડ્યા કરતા હતા. એક કહે, કે તારો વારો અને બીજો કહે કે તારો. સંસ્થાનક ઉતાવળ કરાવે પણ

તેઓ ગાંઠે નહિ. ચંડાળે કહ્યું કે મારો બાપ કહી ગયોછે કે કોઇને શૂળી દેતાં ઉતાવળ કરવી નહિ, કેમકે વચમાં કોઈ ડંડ ભરી છોડવે, કદાપિ રાજાને છોકરો અવતરે, કદાપિ હાથી છૂટે ને કેદી નાસી જાય, કે કદાપિ રાજ્યનોજ ફેરફાર થઈ જાય અને બધા કેદીઓને છોડી મૂકે. રાજ્યનો ફેરફાર એ બોલ સાંભળી રાજાનો સાળો ચમક્યો અને વધારે ઉતાવળ કરાવવા લાગ્યો. ચંડાળોએ પણ જોયું કે આખરે રાજ આજ્ઞા પ્રમાણે વર્ત્યા વિના કાંઈ છૂટકો નથી. તેથી તેઓ ચારૂદત્તને પગે લાગ્યા, માફ માગી, અને કહ્યું કે આ કર્મનો દોષ રાજાને માથેછે, અમારે માથે નથી. પછી ચારૂદત્તનું માથું સીધું રખાવી ઘા કર્યો, પણ તે ન વાગતાં તરવાર હેઠે પડી ગઈ. ચંડાળે વિચાર કર્યો કે શું આ શુકનનું ફળ એમ તો નહિ થાય કે કોઈ એને ઉગારવાને આવી પહોંચશે. એમ થાય તો બહુ સારૂ એથી અમે અને આખી અમારી ન્યાત ખૂશી થશે. એ મતલબથી થોડીવાર જોઈ, અને પછી કહ્યું કે, હવે તો હું બીજો ઘા કરૂંછું. મહારાજ, સાવધ રહો. ચારૂદત્તે એ સાંભળી પોતાના ઇષ્ટનું સ્મરણ કર્યું અને મનમાં કહ્યું કે વસંતસેના તું મારા ઉપર ખરો પ્રેમ રાખતી હોય, તો જે લોકમાં હોય ત્યાંથી એકવાર આવીને આ જગતમાં મારા નામ ઉપર કલંક ચડ્યુંછે તે નિવારણ કરી જજે. પછી સાવધ થઈ ચંડાળને કહ્યું કે તું તારૂં કર્ત્તવ્ય કર. ચંડાળે ફરીથી માફ માગી તરવાર ઉચકી, અને જેવો ઘા કરવા જાયછે કે દૂરથી પોકાર ઉઠ્યો કે "રાખો, રાખો, ચારૂદત્તને મારશોમાં, મારશોમાં." જોયછે તો એક બૈરીને એક ગોરજી સાસ ભર્યા દોડતાં આવેછે, અને પોકારતાં જાયછે કે "મારશોમાં, મારશોમાં" ચારૂદત્તે હર્ષની સાથે કહ્યું કોણ વસંતસેના? વસંતસેના ઝટ જઈ ચારૂદત્તને ભેટી પડી. લોકોમાં હર્ષનો પોકાર ઉઠ્યો કે વસંતસેના જિવતી આવી અને ચારૂદત્તનું કલંક દૂર થયું. "શતંજિવો, શતંજિવો ચારૂદત્ત" એમ સૌ બોલવા લાગ્યા. ચંડાળોએ કહ્યું અમે ઘણા ખૂશી થયા, પણ રાજાની આજ્ઞાવિના છોડાય નહિ. એમ કહી પોતામાંના એકને આ શુભ ખબર રાજાને કહેવા મોકલ્યો.

સંસ્થાનક તો વસંતસેનાને જિવતી દીઠી ત્યાંથીજ જિવ લઇને નાઠો હતો. પણ લોકો તેને પકડવા દોડ્યા. ચારૂદત્તને સમજ નહિ પડે કે આ તે સાચું કે સપનું? એ પરલોકમાંથી મને બચાવવાજ આવી કે આ શું થયું? પેલી કાંઈ પણ બોલે નહિ અને છાતીફાટ રોય. "અરે હું પાપી

અભાગણીને ખાતર આટલું બધું તમને દુઃખ” એટલુંજ તે બોલે અને રોય. પેલા ગોસ્જીને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે સંવાહક નામનો આપને ત્યાં નોકર હતો તેજ હું. આપને ત્યાંથી નીકળ્યા પછી સંસારમાં મેં કાંઈ સુખ દીઠું નહિ અને તેથી આ વેષ ધારણ કર્યોછે. પછી એણે સઘળો ખુલાસો કર્યો. એણે કહ્યું કે ચંડાળ સંસ્થાનક એને મારીને ગયો ત્યાર પછી દૈવયોગે હું તે બાગમાં જઈ પહોંચ્યો અને મેં જોયું કે એનામાં હજી જિવછે. તેથી મેં પાણી લાવી એને જાગૃત કરી, અને પછી ધીમે ધીમે ચાલવાની શક્તિ આવી કે હું એને પાસેના અપાસરામાં લઈ ગયો. ત્યાં એની આશનાવાશના અને કાંઈ ઓસડવેસડ કરતાં તે કાંઈક સારી થઈ ત્યારે એણે કહ્યું કે મને હવે ચારૂદત્તને ત્યાં લઈ જાવ. હું ત્યાં એનો હાથ પકડીને લઈ તેડી જતો હતો એટલામાં આ બધી હકીકત રસ્તામાં સાંભળી, અને તેથી અહિંયા દોડી આવ્યાં. આ સાંભળી બધા પ્રસન્ન થયા.

એવામાં “જે જે આર્યક રાજા” એવી પછાડીથી બૂમ પડી, અને ખરેખરજ એ જુલમી પાળકને મારી ગાદીએ બેઠો હતો તેની ખૂશીમાં એ શહેરમાં પોકાર ઉઠી રહ્યો હતો. તેણે ગાદી ઉપર પગ મૂકતાંજ ચારૂદત્તને છોડવવા માણસો દોડાવ્યાં હતા. તેમાંનો સાર્વલિક દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. ચારૂદત્તના ઘરમાં ચોરી કરવા પેઠો હતો અને પાછળથી આર્યક પકડાયાની ખબર સાંભળી તેની મદદે દોડ્યો હતો તેજ આ. એણે પોતાનેજ હાથે પેલા જુલમગાર રાજાનો વધ કર્યો હતો. એ ચારૂદત્ત તરફ ઘણાજ માન તથા પ્રીતિથી જોતો હતો, અને તેથી એ હરખભેર તેને છોડવવા ધાયો. એણે આવી ચારૂદત્તના રાજાની તર્ફથી ઘણો ઘણો ઉપકાર માન્યો અને કહ્યું કે તે ઉપકારના બદલામાં તમને કુશાવતી ઉપરની સઘળી જહાગીર બક્ષીસમાં આપીછે. એ રીતે અહિંયા આનંદની વાતો ચાલી રહીછે. એવામાં સંસ્થાનકને જે પેલા લોકો પકડવા ગયા તે એને બાંધી તતડાવીને મારતા મારતા લઈ આવ્યા. એ ચારૂદત્તને પગે બાઝી પડ્યો અને જીંદગીને માટે ટળવળવા લાગ્યો. લોકો કહે, ચારૂદત્ત, તમારે વચમાં કાંઈ બોલવું નહિ અમે તો એને પૂરોજ કરવાના. સાર્વલિકે લાત મારી કહ્યું કે કૂતરા આ પવિત્ર પુરૂષને કેમ બાઝેછે, અને પછી હુકમ કર્યો કે એને છૂંદી છૂંદીને મારી નાંખો. ચારૂદત્તે કહ્યું, જરા મારૂં કાંઈ

સાંભળશે. લોકો તો મારૂં મારૂંજ કરી રહ્યા હતા. વસંતસેનાએ ચારૂદત્તની કોટમાં કરેણાનો હાર કાઢી સંસ્થાનકની કોટમાં ઘાલ્યો, અને તે ઉપરથી સાફ જણાયું કે એની ઇચ્છા તો એને સૂળીએ દેવાનીજ હતી. તોપણ આ ઉદાર બ્રાહ્મણે પોતાના ખરેખરા શત્રુની ઉપર પણ દયાજ કરી. સાર્વલિકે બહુએ સમજાવ્યો, પણ જ્યારે એણે અંતનો જવાબ દીધો કે જો રાજાએ મને ઉજ્જન અને કુશાવતીમાં અધિકાર આપ્યો હોય તો તે અધિકારની રૂએ કહુંછું કે એને જવાદો. એ સાંભળી સઘળા લાચાર થયા અને એને જવા દીધો.

પછી સઘળા ચારૂદત્તના ઘર તરફ વળ્યા. ત્યાં જુએછે તો એની સ્ત્રી અગ્નિ પ્રવેશ કરવાને તૈયાર થએલીછે. મૈત્રેય વારેછે, પણ તે માનતી નથી. છોકરો માનો છેડો પકડીને ઉભોછે, અને તેને તે સમજાવેછે. એ રીતે ત્યાં રડારોળ થઈ રહીછે એવામાં ચારૂદત્ત ત્યાં આવી પહોંચેછે. પોતાની સ્ત્રીની આવી પ્રીતિ જોઈ એને મૂર્છા આવી અને બધા ગભરાઈ ગયા. પણ એ હર્ષની મુર્છા હતી. થોડા વખતમાં સૌ એક બીજાને હેત પ્રીતથી મળ્યા અને આનંદ આનંદ એના ઘરમાં તથા નગરમાં વર્તી રહ્યો.



# विद्यारण—एक स्वप्नु.

હું પરમેશ્વરની વિચિત્ર રચના જોવાને માટે કેટલાંક વર્ષોથી દેશ વિદેશમાં ફરતો ફરૂંછું, ઘણાક સ્થાનપર ફરતો ફરતો મથુરામાં એક દિવસે હું આવ્યો. ત્યાં તે વેળાએ સખ્ત ઉનાળો હતો તેથી થાકીને સાંઝની વેળાએ જમના નદીના કિનારા ઉપર બેશીને પાણીની લહેર અને તરંગોની મઝા જોતો બેઠો હતો, ચારે બાજુ ઉપરની મંદ મંદ સુગંધવાળી શીતળ હવા શરીર ઉપર આવ્યાથી શરીર ઠંડું થઈ ગયું હતું, આકાશની તરફ નજર કરી જોઊંછું તો હીરાના કટકાની પેઠે એકના પછી એક તારા નિકળતા હતા, એમાં ઘણો શોભાયમાન પૂર્ણ ચંદ્રમા પણ પ્રકાશતો હતો તે કોઈ વખત મેઘની અંદર આવીને પોતાની પ્રિયા પૌર્ણમાસીની રાતના મુખને મલીન કરતો અને કોઇ કોઈ વખતે પોતાનાં કિરણો પ્રકાશિત કરીને તેને આલ્હાદિત કરતો હતો. ઝાડો ઉપર પક્ષિયો જાત જાતના શબ્દ કરતાં હતાં

તે પણ ધીરે ધીરે ચુપ થયાં, અને મનુષ્યોના ઘરમાંના ચિત્રવિચિત્ર જે શબ્દો સંભળાતા હતા તે પણ બંધ થઈ ગયા. એટલામાં સર્વ કષ્ટોને દૂર કરનારી અને સંતાપને મટાડવાવાળી નિદ્રાદેવી સઘળાં પ્રાણીઓની આં-ખ્યમાં આવીને ઘણા કલેશોને શાંતિ આપવા લાગી. એવા અપૂર્વ સમયમાં હું એક પથરની લાદી ઉપર બેશીને આકાશની તરફ નજર કરીને જગ-તનું કાર્ય, કારણ, સુખ, દુઃખ, ધર્મ, અધર્મ એવા બીજા કેટલીક જાતના વિચારો કરતો હતો. પાણીનો કળકળ અવાજ, ઝાડના પાંદડાંનો શર શર શબ્દ અને થંડા પવનની મંદ મંદ સુગંધ આવવાથી મારી મનની સઘળી વૃતિયો ધીરે ધીરે અવસન્ન થઈ ગઈ, અને મારા ઉપર આવો લાગ જોઈને નિદ્રાદેવી છુપી રીતે મારી આંખ્યમાં પ્રવેશ થઇ અને આંખ્યના દરવાજા બંધ કરી લીધા. એ વખતે મને માલમ પડયું કે હું કોઈ મોટા જંગલમાં ફરૂંછું. કોઈ કોઈ જગાપર નવું ઘાસ લીલુંછમ જેવું મખમલના જેવુ શોભા આપે છે, કોઈ કોઈ જગાપર મોટાં મોટાં જુનાં ઝાડો જોઊંછું, કોઈ કોઈ જગાપર મોટી મોટી નદીયો અને ઝરાના કિનારા ઉપર ફુલના બગીચા ખીલી રહેલા છે. આવી અપૂર્વ શોભા જોયાથી મારા હૃદયમાં અજાયબની આગ સળગ્યાથી હું ચારે બાજુએ જેટલો જેટલો વધારે ફરવા લાગ્યો તે-ટલો તેટલો સુખ અને ઉત્સાહ વધવા લાગ્યો.

ફરતો ફરતો એક સરોવરના કિનારાના નિર્જન, અને નિસ્તબ્ધ વનમાં જઈને જોઊંછું તો એક અતિ સુંદર કન્યાને ત્યાં બેઠેલી જોઈ, તેને જોઈને મને ઘણો આનંદ થયો તેનું ઘણું ઉજવલ પ્રસન્ન મ્હોડું અને અપૂર્વ શાંત સ્વભાવ જોઈને મેં તેને વનદેવી સમઝીને ઘણા સનમાનની સાથે દંડવત્ કર્યાં, તેના દર્શનથી આંખ્યને તૃપ્તિ થતી નહોતી તેથી તેની સામે હાથ જોડીને વારંવાર તેનું રૂપ જોવા લાગ્યો. તે વખતે તે કપાળ ઉપર પોતા-નો હાથ મૂકીને ગગન મંડળને જોતી હતી. એ વખતે મેં વિચાર કર્યો કે તેની પાસે જઇને કંઇ પૂછું, પરંતુ મારા મ્હોમાંથી વાત નિકળવાની પહેલાં તે વનદેવીએ મને કહ્યું "મેં તમારા મનની વાત જાણી લીધી છે, મારૂં નામ વિદ્યાદેવી છે, જ્યાં તમે જવા ઈચ્છો ત્યાં જવાને આ રસ્તો સર્વ-થી સીધો રસ્તોછે, જે માણસ આ સુંદર વનમાં ફરવા આવેછે તેને હું રસ્તા દેખાડુંછું. ચાલો તમારી સાથે હું આવુંછું.

તેના બોલવા ઉપર ભરોંસો રાખીને તે વેળાએ હું તેની પછવાડે

પછવાડે જવા લાગ્યો. બન્ને તરફનાં ઝાડોની વચમાંથી જતાં જતાં તે અરણ્યની શોભા, પવિત્રતા જોયાથી ઘણો આનંદ થયો, તેથી તે દેવીને પૂછ્યું "દેવી આ જગાનું નામ શુંછે અને અહિં ક્યા ક્યા અપૂર્વ વ્યાપાર થાય છે?" આ સાંભળીને વિદ્યાદેવીએ તરત જવાબ આપ્યો "આ વિદ્યારણ્ય છે, આ અરણ્યમાં મોટાં મોટાં સુંદર ઝાડો છે, આને જોવાને માટે ભાગ્યવાન પુરૂષોજ આવે છે પરંતુ આનું ફળ મેળવવું એ ઘણું મુશ્કેલીનું કામછે સર્વના ભાગ્યમાં મળતું નથી કોઇ કોઈતો ઝાડની ઊંચાઇ જોઇનેજ ડરી જાયછે, કોઇ ફળની આશાથી ઘણે દૂરથી ચઢેછે પરંતુ ત્યાંથી પડીને પાડ ચઢવાની ઉત્સાહ પણ કરતાં નથી. જેઓએ આ ઝાડના ફળનો સ્વાદ મેળવ્યોછે તેઓ કદી આને ભૂલતા નથી અને પીછો છોડતા નથી. ચાલો! ધીરે ધીરે સર્વ દેખાડુંછું. પેલું સામે એક મનોહર ઝાડ જુઓછો, જેની ડાળિયો પાકા ફળોના ભારથી લચી રહેલીછે, અને જેના થડમાંથી મધની ધાર નિરંતર વહેછે, અને સૂક્ષ્મમતિ યુવા પુરૂષ જેના ઉપર સુખેથી ચઢેલાછે એનું નામ વાક્યતરૂ છે. પેલી જુઓ અલંકાર વેલ તેના ઉપર વીંટાઈને કેવી શોભા આપેછે? પેલા ઝાડની પાસે ઓ પેલું તેજસ્વી ઝાડ જોવામાં આવેછે જેની નીચે મોટા મોટા પ્રવીણ અને સુધીર પુરૂષ બેઠાછે તેનું નામ જ્યોતિષ છે." આટલું કહીને વિદ્યાદેવી જ્યોતિષના ગુણની વ્યાખ્યા કરવા લાગી,

વિદ્યાદેવીની વાત સાંભળતાં સાંભળતાં જ્યોતિષ તરૂની પાસે આવી પહોંચ્યો અને જોઊંછું તો બધા પંડિતો ધ્યાન લગાડીને બેઠાછે અને કોઈ કોઈ વખતે ધ્યાનથી રહિત થાયછે ત્યારે હસેછે અને આનંદ જાહેર કરે છે. તે ઝાડનો એક આશ્ચર્યકારક બનાવ એ જોયો કે ઝાડના મૂળીયામાં માટી નહોતી તથા મેલ કંઇજ નહોતો, અને એક જૂના ઝાડના સ્કંધમાંથી ઉત્પન્ન થયેલું દીઠું તે ઘણે સારવાન હતું. જેમાં કોઈ પણ કાણું તથા ડાઘ નહોતો, હું એનાથી આશ્ચર્ય પામી વિદ્યાદેવીને પૂછવા લાગ્યો "દેવિ! આ ઝાડનું નામ શું? અને આ જૂના ઝાડમાંથી કેમ ઉત્પન્ન થયુંછે? ત્યારે વિદ્યાદેવીએ કહ્યું "આ ઝાડનું નામ ગણિત છે. તમે કેવળ આ જ્યોતિષને નીકળેલું જુઓછો પણ તેમ નથી આની આસપાસ ફરીને જોશોતો તમે ઘણા આશ્ચર્યકારક વૃક્ષ અને અપૂર્વ લતા આમાંથી નીકળેલી જોશો." ત્યાર પછી હું ફરીને જોવા લાગ્યો ત્યારે હું સમઝયો કે વિદ્યાદેવી જે

બોલી હતી તે ખરૂં હતું, ગણિત ઝાડની પોતાની શાખા પ્રશાખાઓથી અડધું વન ઘેરાયલું હતું.

પછી ત્યાંથી જ્યારે આગળ ચાલવા લાગ્યો ત્યારે માર્ગ દેખાડનારી વિદ્યાદેવીએ મને કહ્યું "બેટા ! આ જુઓ ! દેશાંતરનાં ઝાડ, તથા તેની કલમ અથવા બીજ લાવીને આ અરણ્યમાં લગાડ્યાં છે, પેલું ગણિતનું ઝાડ જુઓછો એની કલમતો તમારા દેશથી લાવીને અહિં લગાડીછે પરંતુ બીજા દેશના ધીર અને વિચક્ષણ પુરૂષો ઘણી સાવચેતીથી રક્ષા, અને ઉન્નતિ કરીને તેનાં ફળ ભોગવીને આનંદ મેળવે છે. ધિક્કારછે કે તમને જે ઝાડની રક્ષા કરવાને સોંપી હતી, તે તમે સર્વ ભાગીને અને સુકું કરીને વગર કામનું કરી નાખ્યું છે. પેલા ઝાડની ડાબી બાજુએ ઝાડોની હાર જુઓછો, એનું નામ સ્મૃતિ છે અને તેની પાસે તેના જેવાં બીજાં ઝાડો જુઓછો તેનું નામ દર્શનછે." એ બન્ને જાતનાં ઝાડો જોઇને મને ઘણો ખેદ થયો કારણ કે એ ઝાડોની ઘણી ખરાબ અવસ્થા થઇ રહી હતી, એનો કોઈ રક્ષણ કરનારો નહોતો, તેના ઉપર ફળ પણ જોવામાં આવતાં નહોતાં, ડાળિયો સર્વ ભાગી ગઈ હતી, એ ઝાડમાં એટલાં બધાં છિદ્ર પડી ગયાં હતાં કે આજકાલ તે પડી જશે એવું ભાસતું હતું. થડ ઉપર નજર નાંખતાં એ શૂન્ય ગર્ભવાળાં જણાતાં હતાં. ત્યાર પછી થોડે છેટે એક પ્રકારના જૂનાં ઝાડો ભાગેલાં ઉભાં હતાં તેના ઉપર ફુલ કે ફળ કંઈ પણ નહોતાં, પાંદડાં પણ નહોતાં, પરંતુ ઝાડ આખું લીલું દેખાયું તેથી ભયભીત થઇને વિદ્યાદેવીને પૂછ્યું દેવિ ! આનું નામ શુંછે?" ને તેણે તરત જવાબ આપ્યો "સુત ! તમે જાણતા નથી એતો તમારા દેશના ઝાડો છે, એનું નામ ધનુર્વેદ છે, અને શિલ્પવેદ છે જો હજી પણ કોઈ તમારામાંથી એના ઉપર ધ્યાન લગાડેતો તે પાછું ફળ ફુલ આપવાને સમર્થ થાય, પેલી તરફ થોડે દુર જુઓ ત્યાં એક જાતનાં મોટાં મોટાં ઝાડો ખાલી પડેલી જગામાં ઉભાં છે અને તેના ઉપર થોડાં થોડાં ફળ પણ લાગેલાં છે. અને જેની કોઈ કોઈ મહાભિમાની ક્રુર ઉદ્ધત શસ્ત્ર પંડિત પણ બેઠેલા જોવામાં આવે છે ત્યાં કોઈને જવા દેતા નથી કારણ કે તેઓ સમજેછે કે બીજા કોઈ આવશે તો ફળનો ભાગ માગશે એ પણ તમારા દેશનાં ઝાડોછે અને એ તમારા દેશના રહેવાસીઓ તેની રક્ષા કરેછે. એ ચિકિત્સા અને રસાયણનાં ઝાડોછે." આવી રીતે ચારે બાજુએ આપણા દેશના ઝાડોની ખરાબ હાલત

અને ભાગેલા ઝાડો અને બીજા દેશના ઝાડોની પરમ શોભા જોતો જોતો કોઈ વખતે મનમાં સુખ થતું હતું. અને કોઈ વખતે દુ:ખ અનુભવ કરતો ચાલતો હતો. એવામાં દેવીએ મને પૂછ્યું બેટા ! શા વાસ્તે વિસ્મિત થાઓછો?" મેં ઉત્તર આપ્યો "માતા આજ તમારી કૃપાથી મેં અતુલ આનંદ ભોગવ્યો, અને જાણી લીધું કે ભૂમંડળમાં આવું નિર્મળ સુખધામ બીજે ક્યાંએ નથી. જણાયછે કે અહિંયાં મોટા મોટા પુણ્યાત્મા, સરળ ચિત્તવાળા પુરૂષો આવતા હશે, બીજાઓને અહિં આવવાનો અધિકાર તો ક્યાંથી હોય?" ઉપલી વાત સાંભળીને વિદ્યાદેવી જરા ખેદ કરીને કહેવા લાગી "બેટા ! તેં ઠીક અંદાજ કર્યોછે આ જગા ધાર્મિક અને સાધુ પુરૂષોના યોગ્યછે, અને એઓજ અહિં વસતા હતા, પરંતુ હમણાં તો આ વનમાં ઘણો ભય ઉત્પન્ન થયોછે. પાપરૂપી પિશાચ આમાં આવીને વસેલોછે, તેથી આનંદનું નિકેતન તો હમણાં નથી હાલ તો દુ:ખાલય બન્યુંછે, પેલી તરફ જુઓ એક પુરૂષ પરાયા મુલકનો વેશ ધારણ કરીને અભિમાનથી માથું ઊંચું ડોકને ઊંચી કરીને હાથમાંની લાકડી ઠોકતો ઠોકતો કઠોર ભાવથી પોતાના વૃદ્ધ માણસોપર ક્રૂર દૃષ્ટિ કરીને પોતાની સ્તુતિ અને મોટાની નિન્દા કરતો ચાલેછે, જેની ચાલ ચલન અને આવભાવ જોયાથી તમને જણાશે કે એ આખી દુનિયાને પોતાની નજરમાં તુચ્છ સમઝી રહ્યાછે, મદદ આપવી અને ઉત્સાહ વધારવો એતો એક બાજુએ રહ્યો; તે ચાહેછેજ કે ક્યારે હું આનાથી નિરકુંશ થાઊં. પેલા પિશાચની પાસે જુઓ ક્રોધની પ્રિયા અદેખાઇને સાથે લઇને કેવા આનંદથી અહિંથી તહિં દોડતો ફરેછે. એ અભિમાનનો પોતે સેવક છે. જો કોઈ અભિમાનને કોઈ આડી નજરથી જુએ તો તે તરત વેર લેવાને ઉભો રહેછે, પેલી તરફ જુઓ, પેલા રાક્ષસે જોતા જોતામાં પોતાના શરીરને એવું ફુલાવ્યુંછે કે હમણાં જાણે સંસારને ગળી જવાની તૈયારી કરતો હોયને ! આનું નામ શું તે જાણોછો? એ લોભ છે. પેલા વાડય ઝાડની નીચે બીજા બે પિશાચ ઉભા છે, આનાથી પણ આ વનનો ઘણો અપયશ થઈ રહ્યોછે એનું નામ કામ અને દારૂછે. પ્રાચીન સમયમાં આ આનંદ વનમાં નિષ્કલંક દંપતિ પ્રેમનો પ્રાદુર્ભાવ હતો પરંતુ હમણાં તો તેનાથી ઉલટુંછે. આ સર્વ કામની ચાતુરીછે. પેલો જુઓ ! દારૂ પોતાનું શરીર લઇને કેવી ખરાબી કરેછે. કેવું ભયાનક તેનું રૂપ છે. જુઓ એના ભયથી ધર્મ નાસતો ફરેછે. પ્રિય ! આવા પવિત્ર,

ગુણધામ વિદ્યારણ્યને આવું દુઃખસ્થાન જોઈ મારૂં હૃદય તો ફાટી જાયછે. જે માણસ આ સર્વ રાક્ષસોને આશ્રય આપેછે એનાથી મારો વધ કરેછે. હું આ અરણ્યની અધિષ્ઠાત્રી થઇને આવી આવી ખરાબીઓ ક્યાં સુધી દેખાડું? પેલી તરફ જુઓ! આ ઘન પલ્લવાવૃત નિવિડ વૃક્ષની અંદર પેલી એક પરમ સુંદરી રમણી જોવામાં આવેછે તેના જેવી કુપાત્ર બીજે ક્યાંઈ પણ જોવામાં આવશે નહિ. એના શરીરમાં જે ગુમડાં છે અને કલંકછે તેની ગણતરી થઈ શકનાર નથી કેવળ પોશાક ભૂષણ સજીને પોતાના શરીરની સુંદરતા દેખાડેછે."

આ બધી વાતો સાંભળતો અને જોતો જોતો હું ખેદના સાગરમાં ડુબ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ અસારસંસાર શોક દુઃખથી પરિપૂર્ણ છે. ગમે તેમ હો પોતાનું કર્તવ્ય બજાવવામાં વિમુખ થવું ઉચિત નથી આવી રીતનો વિચાર કરતો કરતો સર્વ સંતાપને નાશ કરનાર વિદ્યાદેવીની પછવાડે પછવાડે જવા લાગ્યો. થોડેક છેટે ગયો એટલામાં પેલા પિશાચ અને રાક્ષસો મારી પાસે આવી પહોંચ્યા, વિશેષ કરીને કામ અને દારૂ એ બન્ને નાના પ્રકારનાં મીઠાં મીઠાં વચન કહીને મને તે રસ્તેથી હઠાડવાને માટે કોશેશ કરતા આવતા હતા. જેનો પહેલો ઘણો કુત્સિત રંગ હતો તેનું પણ ઘણું મનોહર રૂપ ધારણ કરેલું દીઠું, કોણ જાણે તે કંઈ કુમંત્રણ આપે એવા ભયથી હું દોડતો વિદ્યાદેવીની પાસે જઇને શરણ થયો. દેવીએ મને અભયદાન આપીને ધૈર્ય અને તિતિક્ષા નામના બે મોટા બળવાન સિપાઇયોને બોલાવીને હુકમ આપ્યો કે તમે બન્ને હમેશાં આ મુસાફરની સાથે રહો કે જેથી કોઈ પિશાચ પાસે આવી નહિ શકે.

એવી રીતે હું એ વનની બીજી તરફ પહોંચ્યો ત્યારે વિદ્યાદેવી પ્રસન્ન થઈ અને હસીને કહેવા લાગી "પેલો સામે જે એક નાનો પર્વત જોવામાં આવેછે એ તમારૂં લક્ષસ્થાન છે. ત્યાં પહોંચ્યાથી તમે નિર્ભય અને કૃતકૃતાર્થ થઈ જશો" આ વાત સાંભળીને હું ખુશી થયો અને વનમાંથી નીકળીને પર્વતની તરફ જઈ પહોચ્યો પર્વત ઉપર ચઢવાનો એક માર્ગ જોયો. ત્યાં એક બાજુએ એક સુશીલા, દૃઢવ્રતા સ્ત્રી અને બીજી બાજુએ એક બહુ પરિશ્રમી દૃઢ પ્રતિજ્ઞ પુરૂષ ઉભા હતા. એ બન્ને મુસાફરોને

સાથે ઉપર લઈ જાયછે, જ્યારે મેં એનાં નામ પૂછ્યાં તો સ્ત્રીનું નામ શ્રદ્ધા અને પુરૂષનું નામ યત્ન જાણ્યું.

એ પર્વતના શિખર ઉપર ચઢવું તો મને ઘણું ભારી જણાવા લાગ્યું, મનમાં આવ્યું કે વચમાં ક્યાં રહીને થોભીને ધીરે ધીરે જઇશ. પરંતુ વિદ્યાદેવીએ પોતાની શક્તિથી જાણી લીધું તેથી બોલી "પ્રીય તન! જો જો આ પર્વતની વચમાં બેસવાની ઇચ્છા કરતા નહિ જો બેસશો તો પડી જશો. ઉભા રહેવાની ક્યાંય પણ જગા નથી સાવચેતથી ચાલજો" હું વિદ્યાદેવીનાં મીઠાં વચન સાંભળીને ઉત્સાહની સાથે જેમ જેમ ઉપર ચઢતો ગયો તેમ તેમ દુ:ખ ઓછું થવા લાગ્યું અને સુખની વૃદ્ધિ થવા લાગી.

છેલ્લીવારે હું જ્યારે પર્વતના શિખર ઉપર જઈ પહોચ્યો તો ત્યાંની થંડી હવાથી મારૂં શરીર સ્ફુર્તિવાળું થયું, અને જાણવામાં આવ્યું કે અહિ ક્રોધ, દ્વેષ, અદેખાઇ, મત્સર્ય, ચોરી અને બીજી કોઇ જાતના જુલમ નથી. કેવળ આરોગ્ય અને પરમાનંદનું અહિં રાજ્ય છે. એ જોઇને મ્હારૂં અંતઃકરણ અપાર આનંદ સમુદ્રમાં મગ્ન થયું, માલમ પડ્યું કે આ વિશ્વમાં આ સ્થાનના જેવું બીજું કોઇ સ્થાન નથી. થોડી વાર સુધી અહિં તહિં ફરતો હતો ત્યાર પછી છેટે એક સરોવર જોવામાં આવ્યું, જ્યારે હું ત્યાં પહોચ્યો તો શું જોઊં છું કે ત્યાં કેટલીક પરમ સુંદર કન્યા કિનારા ઉપર રમતી હતી. એનું અસામાન્ય રૂપ, પ્રફુલ્લ મુખની શોભા અરળ અને વત્સળ સ્વભાવ જોઇને મનમાં ઘણો આનંદ થયો. બીજું એક આશ્ચર્યકારક એ હતું કે એઓના શરીર ઉપર કંઈ પણ ઘરેણાં નહોતાં, પણ તેઓનું શરીરજ અલંકારરૂપ હતું મેં મનમાં વિચાર કર્યો કે સર્વ દેવ કન્યા હશે. એટલામાં વિદ્યાદેવી હસીને મને કહેવા લાગી "આ સર્વ ધર્માચલમાં રહેનારી કન્યા છે, પોતપોતાના ગુણના અનુસારે કોઇનું નામ દયા, કોઇનું નામ ભક્તિ, કોઇનું નામ કરૂણા, અને કોઇનું નામ શ્રદ્ધા છે, તમે પણ આ સરોવરમાં સ્નાન કરીને સ્નિગ્ધ અને જીવનને પવિત્ર કરો.

આવી રીતે વિદ્યાદેવીના ઉપદેશથી મેં પેલા શાંતિ સરોવરમાં સ્નાન કરીને અતિ નિર્મળ આનંદ નીર જે પીધું તો મારી નિદ્રા ઉઘડી ગઇ, જોઉં છું તો તે જમુનાનો કિનારો છે અને તે પથ્થરની લાદી છે જેના ઉપર મારી આંખ લાગી હતી.





# નવલગ્રંથાવલિ.

## ભાગ ૨.

ગ્રંથો, ગ્રંથકારો, અને સાક્ષર ચર્ચા :—



# કવિ નર્મદાશંકરની કવિતા.

ઈ. સ. ૧૮૬૭.

અગિયાર વરસ થયાં નર્મદાશંકરે કવિતા લખવા માંડી છે તે બધી એકઠી કરી હોય તો સુમારે દયારામકૃત કાવ્ય સંગ્રહના બે ચોપડા જેવડું પુસ્તક થાય ખરૂં. ઘણા ગુજરાતી કવિયોના આખા જન્મારાના લખાણ જેટલું આ તરૂણ કવિની કલમમાંથી આટલી મુદતમાં નિકળ્યું એ વાત એના ઉદ્યોગ અને ચપળ બુદ્ધિની અચૂક નિશાની છે. એ લખાણની છટાએ મુંબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, કાઠિયાવાડ આદિ ઘણી જગોએ એના નામને પ્રસિદ્ધ કરી મુક્યુ છે. એ લખાણથી દેશમાં ઊંચું રસ જ્ઞાન પસરવા માંડ્યું છે, અને કાવ્યને પદ્યમાં શો ફેર છે તેની હમણાજ ગુજરાતી ભાઇઓને કંઈ કંઈ સમજ પડવા લાગી છે. ઘણાખરા અંગ્રેજી ભણેલા તો ગૂજરાતી કવિતામાં નર્મદાશંકરનુંજ ઉડું કાવ્ય ભાવથી વાંચેછે; શાસ્ત્રીયો જે કે સંસ્કૃતમાંજ કવિતા હોય એમ માની બેઠા છે, અને સઘળા પ્રાકૃત પુસ્તકો તરફ ધિક્કારની નજરથી જુએછે તે પણ નર્મ કવિતા વિશે કહેછે કે પ્રાકૃત પ્રમાણે ઠીકછે; સાધારણ લોકોમાંના સાચા દરદીયો ટીકા સાથે એમાંના રસિક પદ સાંભળે છે. ત્યારે ઘેલે મોહે "ખુબ" એમ કહી રસલીન થવાનું પ્રગટ ચિત્ર દરશાવે છે; અને એ કવિના થોડાક મિત્ર તો દુનિયાના ઉત્તમ કવિયો સાથે પણ એનો મુકાબલો કરતાં આંચકો ખાતા નથી. પણ તેમજ ઘણાખરા સાધારણ લોકોને એની કવિતાનો કેવળ અનાદર છે, અને તે કરતાં હલકામાં હલકી ગરબી કે લાવણી વધારે પસંદ કરેછે. બીજા ગૂજરાતી કવિયો વિશે બધાનો વિચાર ઘણું કરીને એકસરખો છે, પણ નર્મ કવિતાની ખુબી પીછાનવામાં તો જાણે દેશમાં બે થડાં બંધાઈ ગયાં હોય એમ જણાય છે, અને તે થડાં હમેશાં એક બીજા સાથે આગૃહ અને જુસ્સાથી આથડતા માલમ પડેછે. પણ જ્યાં સુધી સઘળા પોતાની લાગણી ઉપરથી પોતાનોજ કક્કો ખરો કર્યા કરશે, અને જ્યાં સુધી કાવ્ય વિવેચનના અચળ નિયમ બાંધી તે પ્રમાણે નર્મ કવિતાની વાદ સાથે તોલના કરનારા રસજ્ઞાનીઓની નિષ્પક્ષપાત ડાહી, અને પોતાના નિષ્પક્ષપાત પણાથી અને ડહાપણથી સર્વેને માન્ય એવી સભા ઉભી થઈ નથી ત્યાંસુધી

ચાલતી તકરારનો નિવેડો આવે એમ લાગતું નથી. પ્રેમાનંદ અને સામળ સંબંધી થોડા વખત ઉપર જાહેરમાં ચરચા ચાલી રહી હતી તે ઉપરથી હજી, આપણા વિદ્વાનોમાં પણ કવિતા તોલવાનું કેવું નાનું અને અશાસ્ત્રીય માપ છે તે જણાઈ આવ્યું.

તો પછી બીજા લોકોના તો કવિતા સંબંધી વિચારનું પૂછવુંજ શું? ઘણા તો સારા રાગમાં વૈદક શાસ્ત્રનું પણ માપવાળું લખાણ હોય તો તેને કવિતા સમજે, અને તેમાં ઝડઝમકના તડાકા ભડાકા તથા સસ્સા મમ્મા વાળા પાંચ સાત શબ્દ જોડે ગુંથેલા જોય તો તેને ઉત્તમ કવિતા કહી પોતાના મનમાં નિશ્ચય કરે કે અમારા જેવા કવિતાના પરખુ કોઈ નથી. તેઓના વિચારમાં શબ્દની ધ્વનિ એજ કવિતા છે, અર્થની ઝાઝી પરવાહ રાખતા નથી. એમ નથી વિચારતા કે ભાષાના શબ્દની ધ્વનિ અને તેને રોડાંની પેઠે મનસ્વી આકારમાં ગોઠવવું એજ કવિતા હોત તો કાળીદાસ-ને યુરોપખંડમાં વખાણાવાનો દહાડો ક્યાંથી આવત? અને હોમરના તર્જુ-મામાંથી તેનું નામ દેશોદેશ અવિચળ કીર્તિ કેમ પામત? તર્જુમામાં તો ઝડઝમક અને સઘળું શબ્દ ચાતુર્ય ઉડી જઈ માત્ર અર્થનીજ ખુબી રહેછે, અને તે અર્થની ખુબીને માટેજ કાળીદાસ, હોમર, શેકસપિયર, અને બીજા મોટા કવિયો દુનીયામાં વખણાયછે. કેટલાક લોકો ભાષાની શુદ્ધતા, સરળતા અને મીઠાશનેજ કવિતાનું માપ ગણે છે. કેટલાક હસાવવું એજ કવિતાનો મૂખ્ય હેતુ સમજે છે. એ હિસાબે તો ભાટ અને તર્કડીગો એ બેજ મોટા કવિરાજ તો. કેટલાક દહોડ ડાહ્યા પદ્યમાં નીતિનાં ભાષણો હોય તેનેજ કવિતા કહેછે. ઉત્તમ કવિતામાં નીતિ તો અલબત્ત હોયજ, પણ તે વ્યંગ રૂપે ઇસ-પની રૂપકોમાં છે તેમ રહેલી હોયછે. નિબંધરૂપ હોતી નથી. વળી કેટલાક રસિક, પણ કાવ્ય શાસ્ત્રના ઊંડા વિચારે રંક પૂરૂષો રડાવે તેનેજ ઉત્તમ કવિતા કહેછે. એમ હોય તો મિલ્ટનનું અમર કીર્તિપાત્ર "પેરેડાઇસ લોસ્ટ" નિ-રસજ ગણવું જોઇએ, કેમકે એ ગંભિર કાવ્યમાં કરૂણારસ નથી એમ કહીએ તોપણ ચાલે. ફક્ત લાગણિયોજ કવિતાનું માપ હોય તો વીરરસ કવિતાને માથે શૃંગારરસ કવિતાનેજ ચઢાવી દેવી પડે, પણ એમ કયો વિદ્વાન કરેછે?

આ પ્રમાણે તરેહતરેહવાર કવિતા સંબંધી એક દેશી વિચારો ચાલેછે. શબ્દની ધ્વની એ કવિતા નથી, પણ રાગ છે—કવિતાતો અર્થમાં રહેલી છે જે અર્થ આપણા મનમાં ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીયો ઉપર અસર કરેછે તે કવિતા અને એ ચિત્રની સાચાઈ અને સંપૂર્ણતા ઉપરથી કવિતાના ક્રમ બંધાયછે. કુદરત અથવા માયાના સ્વરૂપનું ખરેખરૂં પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા. કુદરતના એકાંગી ચિત્ર પણ થાયછે, ને વખતે એવાં અપૂર્ણ ચિત્ર મન ઉપર વધારે અસર કરેછે, તોપણ તે કદી ઉત્તમ કવિતાના નામને યોગ્ય થતાં નથી. આ વિષય વિસ્તારથી લખવાનું આ ઠેકાણું નથી, પણ જો "માયાનું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા એ વ્યાખ્યા લક્ષમાં રાખી મુકી હોય તો કવિતાની જાતિ કેટલી, તેમાં ઊંચી કઈ, અને એવી બીજી સઘળી કાવ્ય શાસ્ત્રની ગુચવણો દુર થઇ ધોરી રસ્તો નજરે પડશે.

આ માપથી તપાસી જોતાં નર્મદાશંકરના લખાણમાં ઊંચી જાતની કવિતા જણાયછે. પ્રેમાનંદ ભટ, સામળભટ, દયારામ, અને નરસિંહ મહેતા જે ગુજરાતિ કવિયોમાં પહેલા વર્ગના ગણાયછે તેમાંથી માત્ર પ્રેમાનંદજ નર્મદાશંકરની જોડે બેસવાનો કંઈ દાવો કરી શકે એવો છે. નરસિંહ મહેતાના પદમાં અત્યંત ભક્તિ, તે ભક્તિમાં સમી ગએલું થોડું પણ ઉંડું બ્રહ્મજ્ઞાન, અને બીજા વર્ગનો શૃંગારરસ જોવામાં આવેછે. એના શાંત રસમાં જ્ઞાન અને નીતિબોધ છે—વૈરાગ્ય નથી. એટલે જેમ બીજા ઘણાખરા કવિયો માયાનું જુઠું ચલિતરૂપ ઓળખાવી ગાંભિર્યની સાથે સંસાર ઉપર કેટલોક કંટાળો ઉત્પન્ન કરે છે તેમ એના શાંત રસથી થતું નથી, પણ આખા હિંદુસ્થાનમાં સંત દાવે પ્રખ્યાત થએલા આપણા નરસિંહ મહેતાની ભક્તિ અને હરિ વિશ્વાસ ઉપરથી ધારી શકાય તેમજ એમાં આનંદયુક્ત જ્ઞાન છે. એની ભાષા ઘણી શુદ્ધ અને કોમળ છે, પહેલા વર્ગના બીજા ભક્ત કવિ દયારામને ભોળા લોકો નરસિંહ મહેતાનો અવતાર ગણે છે, તેમ આપણે પણ બન્નેનાક વિત્વના સરખાપણાનો વિચાર કરીએ તો કહી શકીએ. માત્ર એ કળિયુગમાં મોડો જન્મ્યો તેથી એના મન ઉપર માયાનું આવરણ વધારે હતું. બંનેની કવિતા એકજ જાતની, પણ દયારામની વધારે સારી. આત્મ પરિતાપ સંબંધી જે દયારામનાં પદ છે તે તેની સાચાઇ અને ઉભરાતા જુસ્સાથી વલ્લભ શિવાય બીજા બધા ગૂજરાતી કવિયોના એવા લખાણથી ઝટ ઓળખાઇ આવેછે. આત્મા પરિતાપથી જોડેજ કરૂણાસિંધુ

પરમેશ્વર સાચી ભક્તિ જોઇ સઘળું ક્ષમા કરશે એવો પણ દૃઢ નિશ્ચય બહાર પડતો જોવામાં આવેછે. પણ દયારામ તેના શૃંગારને માટે ઘણો વખણાય છે. એ શૃંગારનો નર્મ કવિતા સાથે મુકાબલો કરી શકાય ખરો. દયારામના "ભજનમાં" વિયોગનું દરદ કેટલીક જગોએ સારી રીતે કહેલું છે; અને ઘણા ગૂજરાતી ભક્ત કવિયોની ચાલુ રીત છોડી કૃષ્ણનું દક્ષનાયક પ્રમાણે વર્ણન કરવાને પ્રયત્ન કીધું છે, તોપણ તેમાં વિલાસ વર્ણન વધારે છે અને શઠ નાયકના પણ ચિત્રો આવી ગયાં છે. નર્મ શૃંગાર દરદથીજ ભરેલો છે, અને તેમાં ઠેકાણે ઠેકાણે અનુકુળ નાયકના પૂર્ણ ચિત્રો, અને કોઇ ઠેકાણે દક્ષ નાયકની છાયા જોવામાં આવેછે. એમાં નાયકનું, અને દયારામમાં નાયકાનું બોલવું વધારે છે. નવે નાયકા, પરકિયાના ઘણાખરા ભેદ, અને માનાદિ શૃંગારનો સઘળો વિસ્તાર દયા સખીના કાવ્યમાં ઘણો જોવામાં આવેછે. નર્મ શૃંગારમાં ઘણું કરીને પ્રૌઢા પ્રોષ્ટિતપતિકાજ પોતાના પ્રૌઢ પ્રોષ્ટિતપતિકાજ પોતાના પ્રેમથી મહાલીને રસિક જનોના મન હરણ કરેછે. એમાં ધીરાધીરા નાયકાનું પ્રધ્યાન્ય રાખ્યો તેથી રંગ વધારે જામેછે. એમાં ઘણે ઠેકાણે સ્વકિયા વર્ણનછે અથવા પરકિયા વર્ણન હોય એવું જણાતું નથી. જાર પ્રીતના જુસ્સામાં વેદ અને લોકની લજ્જા તોડી આગળ ધસતી સાહસ ધીટ, અધીરા પરકિયાનુંજ વર્ણન દયારામે તો ઉઘાડે છોગે કીધું છે—દયારામભાઈના શૃંગારરૂપી રત્ન, ખરાં પાણીએ ચમકતું, નાયકાદિભેદે વિસ્તીર્ણ, સુંવર્ણ સરખા શબ્દોમાં જડિત, અને તાલ સુરાના તેજોમય સિંધુમાં તરતું છે, તોપણ ભાપાના વાદળાથી અડધા વીટાયલા નર્મ શૃંગારરૂપી સદા બળતા અને બીજાને બાળતા શુદ્ધ સુરજની આગળ તે રત્ન મને તુચ્છ અને રમત સરખું લાગેછે.

કવિ પંક્તિમાં સામળને દયારામની ઉપર મુકવામાં આવેછે તે તેના રસને માટે નહિ, પણ તર્કને માટે, સંસાર સંબંધી વાર્તા પોતાની અક્કલથી યોજીને લખવાનો સંપ્રદાય આપણા કવિમંડળમાં હતોજ નહિ. તેથી એમ પ્રથમ કરવાનું માન સામળને ઘટેછે, અને એ કારણને લીધેજ અગર જો એને કેટલીક વારતાનો આધાર મળેલો ખરો, અને તે આધાર ઉપરથી વિસ્તાર કરવામાં એણે કંઈ ઊંચી જાતનો તર્ક બતાવ્યો નથી, તોપણ પ્રેમાનંદથી ઉતરતું આસન એને આપવામાં આવેછે. બાકી એની વારતા યોજવાની શક્તિને તર્ક નહિ, પણ ઉડતા તરંગનું નામ શોભે. તર્ક તે વ્યાસ

અને વાલ્મિકનો કે જેમાંથી ગર્જના કરતા પ્રૌઢ "ઈતિહાસો" નીકળ્યા. શામળની બુદ્ધિ ( Arabian nights )ના બનાવનારને વધારે મળતી આવેછે. શામળને કવિ નહિ પણ એક ( novelist ) કહીયે તો ચાલે, અને એ જાતના અંગ્રેજીમાં ગદ્ય લખનારા આ બુલ્વર, સ્કાટ, આદિ બીજા કુંડી બંધછે તેની આગળ એના કંઇજ હિસાબ નહિ લાગે. એનામાં ઘણુંજ સંસાર જ્ઞાન અને કેટલુંક ચાતુર્ય છે. એની કવિતા વ્રજ ભાષાના કવિયોની છટાને મળતી છે, પણ તે ખેલાડીયો તો છટાની સાથે રસ સારો મુકી જાણતા હતા, તેમ શામળથી કંઈ ઘણું બની શક્યું નથી. એનો કોઇ રીતે પણ નર્મ કવિતા સાથે મુકાબલો થઇ શક્તોજ નથી—કદાપિ એણે પણ નીતિબોધ ઘણો અને ઠીક લખ્યોછે એમ કોઈ કહેશે, પણ તેનો જવાબ એટલોજ છે કે—નર્મ નીતિબોધના ઊંડાણની સામા કોઇપણ જુના કવિનો નીતિબોધ ક્ષણભર પણ ઉભો રહેવાને લાએક નથી.

હા, પ્રેમાનંદતો એને અંઝાવે એવો ખરો—શુદ્ધ અને ઊંડા પ્રેમનો પ્રૌઢ લખનારો પેલો વડોદરાવાળો પ્રેમાનંદ (જેનું નામ કે સઘળા રસિક જનોને પ્રેમ અને આનંદ આપી વહાલુ થઈ પડયુંછે), તે જુના કવિયોમાં રાજપદ્વિ ભોગવે એમાં કાંઈજ નવાઇ નથી, અને મારા વિચાર પ્રમાણે તો એના તખ્તના પગથીયાં આગળ પણ પહેલા વર્ગના બીજા ત્રણ કવિયોને બેસવા દેછે. તે એક એની મોટી મહેરબાની. ખરેખર પ્રેમાનંદને માટે તો ગુજરાતીયોએ અભિમાન ધરવું જોઈએ. એને રસની બાબતમાં છેક મારી જાય એવો બીજી કોઈ પણ પ્રાકૃત ભાષામાં તો કવિ નથી. મોરો પંથ, વામન, અને બીજા મરાઠી પંડિત કવિયો વિદ્યામાં બેશક બહુ ચઢે, પણ તેમના કાવ્યમાં એના જેટલો રસ નથી. વ્રજ ભાષાના કેશવદાસ, બિહારીદાસ, અને બીજા થોડાક રશીક કવિયો, અર્થગૌરવમાં ચાતુર્યમાં, અને મસ્ત શૃંગારમાં એને ક્યાંનો ક્યાં પછાડી મુકીદે, પણ તેમ તેમનાથી એના કરૂણારસને પણ ન પહોંચાય. કરૂણારસ તો પ્રેમાનંદના બાપનોજ. એની કવિતા રસ, અલંકાર, અને ચિત્રથી ભરપુરછે. એના પુસ્તકો ઉપર કેટલાક ભાષાંતરનો દોષ મુકેછે. પણ તે વાજબી નથી. કેટલોક તર્ક અને રંગ તો બિલકુલ એનોજ.

નર્મ કવિતા અને પ્રેમાનંદના પુસ્તકોની તોલના આપણે સમદ્રષ્ટિયે

કરી શકીયે તેની પહેલાં એ બે કવીશ્વરની વાણીમાં શો ફેર છે. તેનો આપણે અવશ્ય નિર્ણય કરવો જોઇએ, કેમકે ભાષાની મોહિની એવી છે કે ભલભલાને ગુલતાન કરી નાખેછે, અને ઘણાખરાને તો તેજ રસછે એમ સમજાવી ખરા કવિત્વને ઓળખાવાનો (પરખવાનો તો ક્યાંથીજ) દહાડો આવવા દેતી નથી. પ્રેમાનંદની ભાષા ઉત્તમ પ્રતિનીછે. કવિ ચરિત્રના કરતા કવિપંડિતે એક જગોએ એને દયારામ કરતાં ઉતરતી ગણીછે, પણ મને લાગેછે કે એ અભિપ્રાય ભૂલ ભરેલોછે. એક કુલિન વિદ્વાન અને સંસારમાં બહુ ફરેલો પુરૂષ જેવી વાતચીત કરે તેવી દયારામની વાણીછે, અને કુલિન અનુભવિ શાસ્ત્રીના લખાણ જેવી પ્રેમાનંદની ભાષા છે. મારા વિચાર પ્રમાણે તો પહેલા વર્ગના ચારે કવિની ભાષા તેમ વિષયને યોગ્યછે—કોઇમાં કંઈ દોષ કહાડવા સરખુ નથી. પ્રેમાનંદની વાણીમાં જે કંઇ એક જાતની પ્રૌઢ મીઠાશછે. તે તેના પુસ્તકોને લાગેકછે, વ્યવહારમાં અને સંસ્કૃત કાવ્યોમાં ઘણીવાર, વપરાયાથી પ્રસિદ્ધિ અને અધિકાર પામેલા શબ્દોથીજ પ્રેમાનંદે પોતાની કવિતા સણગારીછે. એવા શબ્દોને જોતાંજ જાણે તે જુના મિત્ર હોય તેમ આપણે આનંદથી માન આપીએ છઇએ. તે કાન ઉપર પડતાંજ આપણા મનમાં તેવા પ્રસંગનું ચિત્ર પડી રહેછે, અને તે રસમાં મગ્ન થઈ જઇએ છઈએ. એક શબ્દથી શ્રોતાઓને જીતવાનું બળ તે આવા કવિયોનું. વળી એવી ભાષાની સાથે ઉચી જાતનું થોડું ઘણું કવિત્વ, અને પ્રસંગને અનુસરતા રાગની સાહાયતા હોય તો પછી તેની અસરમાં શું પૂછવું? વડોદરાને પ્રખ્યાતી આપતા ભટ પ્રેમાનંદનું નામ ગૂજરાતના આ છેડાથી પેલા છેડા લગી ગાજી રહે તેમાં શી નવાઈ? જૂના કવિમંડળમાં તે સૂર્યની માફક પ્રકાશી લોકોમાં આનંદ આનંદ વરસાવી રહે એમાં શું આશ્ચર્ય.?

એથી ઉલટી નર્મકવિતાની ભાષા જુની ગૂજરાતીના અભ્યાશીને તથા સાધારણ લોકોને લાગેછે. સાધારણ લોકો તો બરાબર સમજતા નથી, કેમકે એમાં કેટલા અપ્રસિદ્ધ અને અપૂર્ણાર્થસૂચક શબ્દો આપેલા છે, અને વાક્ય રચના ક્લિષ્ટ થઈ ગએલી જણાયછે. એમાં ફારસી અને સંસ્કૃત શબ્દો સામ સામા ધુરકતા ઉભેલા માલમ પડેછે. વિષયને નહિ શોભે એવા બોલ પણ વચમાં વચમાં કોઈ ઠેકાણે આવીને રસ ભંગ કરેછે. આટલી શકત ટીકા એ કવિના શિરૂયાતના લખાણને લાગુ પડેછે. ચાર પાંચ

વરસ થયાં તો એની ભાષા ઘણી સુધરી ગઇછે, અને "હિંદુસ્તાનની પડતી" તથા આસરે તે વખત પછીની લખાએલી સઘળી કવિતાની ભાષા ક્લિષ્ટ નથી પણ પાણીના રેલાની પેરે વહેતીછે. તોપણ જૂના સારા કવિયોથી તો ઉતરીજ, અથવા વાસ્તવિક રીતે બોલીએ તો નર્મ કવિતાની બાનીજ જૂદીછે, કેમકે જરા એ પણ વિચાર કરવાની વાતછે કે નર્મદાશંકરના પદ્યની ભાષા શામાટે ઉતરતી હોવી જોઇએ. એનું ગદ્ય શુદ્ધ, રસિક, ફાંકડું, અને ભાષામાં સર્વોપરીછે એ તો સહુકોને માલમજછે. ગદ્યનો લખનાર તો એ એક્કો ગણાયજછે, ને એની બોલવાની ભાષા વિશે મારો તો એજ અભિપ્રાયછે કે આ સમયના કુલિન વિદ્વાન ગૂજરાતીએ કેમ બોલવું જોઇએ તેનો ( ideal ) નમુનોછે, અથવા એટલું તો ખરૂંજ કે એના જેવો બોલનાર ગૂજરાતમાં હાલ તો નથીજ. હું વાચાળતાની વાત નથી કરતો પણ શુદ્ધ, રસિક, મર્માળી, અને તેની સાથે સરળ ભાષાની ત્યારે જે માણસનું ગદ્ય સર્વોપરી, સંભાષણ ઉત્કૃષ્ટ, અને જે માણસ ગૂજરાતી કોષ અને વ્યાકરણ વિદ્વતાથી લખેછે, તે માણસના કાવ્યની ભાષા કેમ નઠારી લાગેછે? હા, તે માણસમાં કવિત્વ નહિ હોય તો તેમ કદાપિ થાય ખરૂં, પણ રસિક નર્મદને વિશે તો એમ કોઇથી કહેવાતુંજ નથી—એના કટ્ટામાં કટ્ટા દુશ્મનો પણ માત્ર મોટામાં મોટો દોષ ભાષાનોજ કહાડી શકેછે. ત્યારે એનું કારણ શું? ઘણો વિચાર કરી ઊંડું જોતાં મને તો આમ લાગેછે:—ગૂજરાતી અને તેમજ બીજી બધી હિંદુસ્તાનમાં બોલાતી ભાષાઓ હાલ મોટા વમળમાં પડીછે. દલપતરામ કવિ કહેછે કે નરસિંહ મહેતાના સમયથી તે દયારામ ભાઇના વખત સુધીની પાંચશે વરસની મુદત માં ગૂજરાતી ભાષામાં ફેર પડ્યો નથી. એ કેટલેક દરજ્જે ખરૂંછે, તોપણ એ પાંચશે વરસમાં જેટલો ફેરફાર થયોછે. તેથી સોગણો ફેર આવતા પચાશ વરસમાં પડનારછે. એ નિશ્ચય જાણવું. સમય બદલાયો, તેમ ભાષા પણ બદલાયછે. આજ કાલ ભણેલા જુવાનીયાની ભાષા શું જુના લોકો કરતાં જૂદી નથી? જુના જમાનામાંના કેટલા થોડા ન્યુસપેપર વાંચી બરાબર સમજી શકેછે? ઘણા મહાવરાથી તેમાંના થોડાએક સમજવાને શક્તિમાન થયેલા જોવામાં આવેછે. મુંબાઇમાં વધારે સમજેછે તેનું કારણ એજ કે તેઓને મહાવરો વધારેછે. અને મુંબાઇના સઘળા લોકોની કેવી ભાષા થઈ ગઇછે તેજ જૂવોની. સભાઓમાં ભાષણ વંચાયછે અને પછી જે

ચર્ચા ચાલેછે તેમાં શું જુના લોકોને બરાબર સમજણ પડેછે? હાલના ગદ્યની અને મણિરત્નમાળાની ટીકા, વચનામૃત, આદિ જુના ગદ્યની ભાષામાં શું અશમાનને જમીનનો ફેર નથી માલમ પડતો? વચનામૃત લખાયાને તો ઘણી મુદત પણ નથી થઈ. એ ફેરફાર નિરંતર આપણી નજર તળે થયા કરેછે તે આપણા લક્ષમાં નથી રહેતો, પણ ભાષા બદલાઈ અને બદલાયછે એમાં તો કંઈ શક નહિ. ત્યારે એ બદલાએલી ભાષા નર્મદાશંકરના હાથથી કેટલોક સંસ્કાર પામી એની કવિતામાં દર્શન આપેછે તેથી આપણે આશ્ચર્ય શા માટે પામવું જોઇએ? જો એ વિકૃતિ આપણી ભાષાનું દૂષણછે, તો એ દૂષણ લગાડ્યાનો ચાંલ્લો કોઈ એકને શિરને નથી, પણ આ સમયને એટલે આ સમયે સઘળા વિદ્વાન લખનારા અને બોલનારાને શિરછે. હમણાં આપણી ભાષા શા કારણથી અને શી રીતે વિકૃતિ પામેછે તેનો જો વિચાર કરીશું, તો એ દૂષણછે એમ કહેવાનું આપણે સ્વપ્ને પણ નહિ સૂઝે. જ્યારે મુસલમાનોનું પ્રબળ હિંદુસ્તાનમાં ઘણું વધ્યું અને તેઓની સાથે રોજ સહવાસ થવા લાગ્યો, ત્યારે આ દેશની સઘળી બોલીઓમાં દેખાદેખી ફારસી ભાષાના શબ્દોનો પ્રવેશ થવા લાગ્યો તેમાંના ઘણાખરા શબ્દોનો કાંઈ ખપ તે બોલીઓમાં હતો નહિ તેથી તે સમયની વિકૃતીને દૂષણ કરીએ તો ચાલે. પણ હાલની તો રીતજ જૂદીછે. અંગ્રેજીમાંના થોડાજ શબ્દો આપણી ભાષામાં આવ્યા હશે. વાક્ય રચનામાં તે ભાષાની રૂઢીનો કંઇક બે માલુમ અંશ કોઈ વખત આવી જાયછે ખરો, પણ જે ભાષામાં મૂળ સારૂં ગદ્યજ નહિ ત્યાં બીજો ઈલાજ શો. ત્યારે. આપણી ભાષા વિદ્વાનોને હાથેજ વિકૃતિ હમણાં શા માટે પામેછે? કારણ ખુલ્લુંજછે. અંગ્રેજી વિદ્યાના પ્રતાપે આપણા દેશમાં હજારો નવા વિચારોને તથા નવી લાગણીયોને જન્મ આપ્યોછે. તેનો શમાવેશ સાંકડી ગુજરાતીમાં થઈ શકતો નથી. તેથી તે નિરૂપાય થઇ સંસ્કૃત અને ફારસી ભાષાના અણહદ મેદાનમાં જઇ વિશ્રામ ઠામની યાચના કરે છે. વખતે એમ બનેછે ખરૂં કે પોતાના બાળાવસ્થાની ઉદ્ધતાઈ અધિર ચપળતાથી સાંકડી પણ થોડી ઘણી વસ્તી વાળી ગુજરાતીમાં અને વસ્તીથી તરવરી રહેલા સંસ્કૃતમાં તેમને અનુંકુળ આવે એવા વાસ હોયછે તોપણ તેની બોળ ન કરતાં નવા બેડોળ મકાન બાંધી તેમાં સાંકડે મોકળે નિવાસ કરેછે; પણ એક તો જાતે તે મુલકના વતની નહિ,

બીજું તે ભાષા જ્ઞાનરૂપી ભોમીયો તેઓને પુરો સ્વાધીન નહિ, અને ત્રીજું જેઓને એ ભોમીયો સ્વાધિન છે તેમની સાથે ગમે તે કરતાં પણ દીલોજાન દોસ્તી થતીજ નથી, તેથી એ બિચારાનો કાંઈ ઝાઝો વાંક નથી. જેમ જેમ સમજણ આવતી જાયછે અને આસપાસનો ખરો અનુભવ થતો જાયછે, તેમ તેમ ઉતાવળમાં પસંદ કરેલા ઘરની ખોડખાંપણ સુઝતી જાયછે, અને વખતે ઉચાળો ભરી જુના મકાનોમાંથી એક અનુકુળ જોઈ તેમાં ઠરી ઠામ રહેછે–વખતે નવું ઘર અયોગ્ય છતાં જોઇએ તેવું સહ્યું તો ત્યાંજ અઠેદુવારકા કરેછે. આ બે વીધિયે આપણી ભાષા હમણા વિકૃતિ પામેછે. તેમાં બીજી વીધિયે એને સુધારવાને નર્મદાશંકરે જે પરિશ્રમ કીધોછે તેને માટે આપણે એનો ઘણોજ આભાર માનવો જોઇએ. એનું ગદ્ય વખાણાયછે તે આ કારણને માટેજ; હાલની નવી બાનીએથી પદભ્રષ્ટ કરેલા ઘણા ગુજરાતી શબ્દોને પાછો એણે અધિકાર અપાવ્યોછે, સંસ્કૃતમાં વપરાતા ઘણા પૂર્ણાર્થ સૂચક શબ્દોને શોધી નવા વિચારોની સેવા કીધીછે, અને કેટલાક નવા શબ્દો પોતાની મેળે જોડી કહાડયાછે તેમાં પણ રસિક પંડિતાઈ બતાવીછે, કોઈ વખત એનાથી પહેલી વીધિયે વરતાઈ ગયું હશે, પણ એક માણસથી જેટલું ગુજરાતી ભાષાના લાભમાં બને તેટલું એણે કરવામાં કસર રાખી નથી. નવા પ્રૌઢ વિચારોનું ઓળખાણ અને તે વિચારોને શું શું અવઘડ પડેછે તેની પૂરી કદર ન હોવાથી જે લોકોને આ ભાષાની વિકૃતિ જોઈ ખેદ ઉત્પન્ન થાયછે તે લોકો તો અલબત દોષજ કહાડશે, પણ ભાષામાં જે ફેરફાર ચાલી રહ્યો છે તે કોઇના હાથમાં નથી, અને એજ ફેરફાર થતી ભાષા આગળ પ્રસાર પામવાનીછે, પછી એને મીઠી ગણો કે કડવી ગણો, શુદ્ધ ગણો કે અશુદ્ધ ગણો. જેમ જેમ દેશમાં નવા વિચારો દાખલ થતા જવાના તેમ તેમ નવા શબ્દો ભાષામાં પ્રવેશ કરતા જવાના, અને જુના શબ્દોનું જોર વત્તુંઓછું થઇ જવાનું. વ્યાકરણ યુક્ત અન્વય થઈ શકે એવાં અને અર્થ ગૌરવ ચાતુર્ય વાદ અને રસનો સંક્ષેપમાં સમાવેશ થઈ શકે એવાં યુક્તિથી રચેલાં વાક્યો હવેના વિદ્વાનોના લખાણમાં માલમ પડવાના–પછી "તે ગયો, તું આવ્યો, હું ખુશી થયો," એવી તુટક દેશીયોના વાંચનારથી તે ન સમજાઓ તો ન સમજાઓ અને કિલષ્ટ કહો તો કહો, આ રીતે વિચાર કરતાં તો નર્મ પદ્યની ભાષાના કેટલાંક દૂષણો ભૂષણ રૂપ થઈ જાયછે, અને એમ મનમાં સહજ ખ્યાલ

ઉઠેછે કે તે જે વાતને માટે હમણાં એ બહુ નિંદાયછે તેને માટેજ આવતા જમાનામાં કદી એની ઘણી તારીફ થાય. માટે એની બાનીજ જૂદી છે. એમ ગણી એની કવિતાની તોલના કરવામાં તેનો વિચાર દૂર રાખવાની, હું જૂજ ભલામણ કરૂંછું તે કોઈ પણ રીતે ખોટીછે એવું તો દુરાગૃહી શિવાય કોઇ કહી શકનાર નથી.

જ્યારે બાનીજ જૂદી અને તે બાની પણ છેક દોષ રહિત નહિ, ત્યારે તે બાની જુની બાનીના શોકીનને અપ્રિય લાગે એમાં કાંઇ અચરત સરખું નથી, પરંતું તેઓનો એ ધર્મછે કે એ વિષયપર તેઓએ શાંત રીતે ખરા કવિત્વનો વિચાર કરવો. નર્મદાશંકરની ભાષા વિશે મેં મારો તો અભિપ્રાય ઉપર જણાવ્યોજ છે, પણ વાદને અર્થે તેઓ ધારેછે તેથી પણ ઘણીજ નઠારીછે એમ ગણીયે, તો એ માત્ર ભાષા ઉતરતી હોવાથી શું થઈ ગયું? ગુણીજનો ઠીકરાના વાસણમાંથી પણ અમૃતનોજ સ્વીકાર કરે, અને રત્નજડિત કંચનના પાત્રમાં દૂધ હોય તે તરફ લોભાઇ જાય નહિ. માટે ભાષાનો વિચાર દૂર કરી એ બે કવિયોને સરખાવી જોઇએ. કરૂણારસમાં પ્રેમાનંદ બેશક ચઢે, અને હાસ્ય રસ પણ એણે લખ્યોછે તે સારો અને એ કવિને શોભે તેવોછે. નર્મદાશંકરે કવિતામાં હાસ્યરસ લખવાનું હજી માથે લીધુંજ નથી, અને ગદ્યમાં હસાવવાનું જોર એનું જબરૂ જણાયછે. તેથી એ પ્રેમાનંદથી એ રસમાં ઉતરે એમ કહેવું એ ખરો ન્યાય તો નહિ, તોપણ કવિતામાં નથી એટલાજ કારણથી એક બેઆની ઓછી આપીયે તો ચાલે. પ્રેમાનંદનો શૃંગાર નિશ્ચય ઉત્તમ જાતિનોછે, પણ નર્મદાશંકરનો એવાજ ઊંચા પાણીનો અને ઘણોછે. પ્રેમાનંદે છૂટક ગીત કવિતા પણ ઘણી લખી છે, એમ એકનું કહેવુંછે તે ખરૂં પડે તો બહુ સારૂં, અને તે ખરૂં પાડવાની ખોળમાં ઉદ્યોગી વિદ્વાનોએ રહેવું જોઇએ, કેમકે તેમાં બેશક શૃંગાર બહુ હશે, અને તેથી આ બાબત ખરો ન્યાય કરવાના સાધન આપણે હાથ લાગશે. તોપણ જ્યાં લગી એમ નથી થયું ત્યાં લગી તો નર્મદાશંકર કરતાં એનો શૃંગાર ઓછો એમ કહેવાની ફરજ પડે છે. વળી પ્રેમાનંદના શૃંગારથી ચિત્ર પડેછે, પણ નર્મ શૃંગારમાં ઘણાં, ઊંચી જાતના, અને પૂર્ણ ચિત્રછે. અફ્શોસછે કે આપણામાં ચિત્રકળાની કળી સુધારાના સુરજને ન ગણકારતાં હજી બીડાયલીજ ઉભીછે; બાકી કોઈ ચતુર ચિતારો નર્મ કવિતામાંના તાર્કિક ચિત્રોને રસિક સ્ત્રી પુરૂષોની દ્રષ્ટી આગળ

મૂર્ત્તિમાન મૂકી તેના મનોહર રૂપથી સાનંદાશ્ચર્યમાં સ્તબ્ધ કરી મુકત. પ્રેમાનંદમાં વીરરસ ઘણોછે, પણ કલ્પિત શસ્ત્રો વડે કીધેલા અસંભવિત પરાક્રમોના વર્ણનથી હાલના અગ્નિરથ અને વિજળીયંત્રના કુદરતી ચમત્કારથી ચમકી રહેલા ઓગણીશમા શૈકાના વિદ્વાનો રસમગ્ન થઈ જાય એ તો મુસ્કેલજ તો. અદ્દભુત સાથે વીરરસ ઉડી ગયો—એ બન્યો વચ્ચે આત્મા ને શ્વાશનો સંબંધછે. નર્મ કવિતામાં શિક્ષારૂપ જે વીરરસ લખ્યોછે તે ઘણો જુસ્સાવાળો અને અસર કરતોછે. પ્રેમાનંદે શાંત રસ્તો લખ્યોજ નથી, અને નર્મદાશંકરે લખ્યોછે તે ઘણોજ સરસછે. નીતિબોધ કવિતા તો ગૂજરાતીમાં નર્મદાશંકરનીજ, એનો લખેલો વૈરાગ્ય ઊંડો અને ઉત્તમ પંક્તિનોછે—એટલો ઊંડો કે વિદ્વાન નહિ હોય તો દુખીયારાથી પણ નહિ સમજાય, અને દુખી વિદ્વાનને એવો વૈરાગ્ય ગુજરાતીભાષામાં તો શું પણ બીજી ખેડાયલી ભાષામાં પણ મળવો મુસ્કેલ; સૃષ્ટિ સૌંદર્ય સમજવાની શક્તિ તો સંસ્કૃત ભાષાના લયની સાથે અથવા તેની પણ પૂર્વે આપણામાં કરમાઇ ગઇ હતી તે જાણે પાછી નર્મ કવિના મનમાં પ્રફુલ્લિત થઇ હોય એમ જણાયછે. પ્રાતઃકાળના, સાયંકાળના, મધ્યરાત્રિના, રૂતુઓના,—કાળવર્ણન પાછળ કવિયો થોડું ઘણું કરી જાણતા હતા, પણ વન વર્ણન કરવામાં તો કેવળ અજ્ઞાન હતા એમ કહીએ તો તે કંઈ ખોટું નહિ કહેવાય—એલચીને જોડે આમલીને એરંડાના નામ મુકી અયા મેળવ્યા એટલે વન વર્ણન કીધું એમ કંઇ નહિ કહેવાય.

બીજું જુના કવિયોની કવિતા સ્વાભાવિક અને નર્મદાશંકરની શાસ્ત્રીય છે. જુની ઉત્તમ કવિતા છેક શાસ્ત્ર રહીતછે એમ હું નથી કહેતો. કાંઇ પણ શાસ્ત્ર વગર તો સારી કવિતા થાયજ નહિં. શામળનું કવિપ્રિયા, દયારામનું રસમંજરી, અને પ્રેમાનંદનું સઘળા સંસ્કૃત રસ શાસ્ત્રનું સ્વબુદ્ધિએ શોધેલું સત્વ તે શાસ્ત્ર એમ તેઓના પુસ્તકો ઉપરથી જણાઈ આવેછે, તોપણ તેમાના કોઇની બાની શાસ્ત્રીય નથી. તેઓના પુસ્તકો પાઠશાળામાં શિખવવા લાએક નથી, પણ માત્ર રાગમાં ગવાતા સાંભળી આનંદ પામવાનાંછે. શામળની કંઇ એક હિંદુસ્તાની ઢબની શાસ્ત્રીય બાનીછે ખરી, અને હું ધારૂંછુ કે દલપતરામ એજ કારણને માટે એને વખાણતા હશે. વાકયનો બોલે બોલ પ્રયોજનવાળા, તેમાંથી એક પણ કહાડી નાખીએ અથવા બદલીએ તો અર્થના ચિત્રનું અંગ ખંડિત થાય, તે શબ્દના ક્રમમાં

દૂર કરીએ તો રસમાં ઘટાડો થાય, ઝડઝમકના ભૂષણ ધરેલા તથાપી તે અંગનાજ અવયવ હોય એમ જણાય, નિરર્થક વિસ્તાર નહી કીધેલો પણ ચતુરને માત્ર ચેતવણી હોય સંક્ષેપમાં લખેલું પણ વિદ્વાનને એક શબ્દ પણ ઉમેરવો ન ગમે, જેમાં પિંગળ શાસ્ત્રનો પણ એક નિયમ ખસેલો નહિ–એવી અર્થ ગૌરવ અને વ્યંજના યુક્ત કવિતા આપણી ભાષામાં નથીજ. એ ખુબી તો સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યમાંજ રહેલી છે. એવી જાતની શાસ્ત્રીય કવિતાનો નર્મદાશંકરે આપણી ભાષામાં પ્રારંભ કીધોછે.

આ બધી વાતનો જ્યારે આપણે વિચાર કરીએ છઇએ ત્યારે એમજ લાગેછે કે પ્રેમાનંદ સુધાં સઘળા ગૂજરાતી કવિયો કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનુંછે, અને અગર જો નિત્યના સહવાસથી આપણે નર્મદાશંકરના કવિત્વનું ખુબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી, પણ આવતા જમાનામાં એ કવીશ્વર હમણાં કરતાં ઘણુંજ વધારે માન પામશે, અને કદાપી તે વખતના વિદ્વાનોને અમરત સરખું પણ લાગશે કે આવા જૂના કવિયો સાથે એનો મુકાબલોજ શા માટે કીધો હશે.



# *काव्य शास्त्र संबंधी विचारो.

તા. ૧૫–૪–૬૭

(કવિતા.)

માયા અથવા કુદરતના સ્વરૂપનું ખરેખરૂં ચિત્ર તે કવિતા. તત્વજ્ઞાનીને આ વ્યાખ્યા ઉપરથી કવિતાનોજ સહજ વિચાર આવી શકશે પણ જે લોકો માયા શબ્દનો સંપૂર્ણ અર્થ સમજતા નથી તેને કવિતા વિશે વિશેષ જ્ઞાન થવાનું નથી. એ સિદ્ધાંતનું બરાબર સ્પષ્ટીકરણ તો આ જગોએ થવું એ અશક્યજછે તથાપી કંઈક સમજુતી નીચે આપીછે.

નાના પ્રકારની વનસ્પતી પ્રાણીયો, અને વિચિત્ર પદાર્થો જોઇએ છઇએ તેજ માયા અથવા કુદરત નથી–તેઓ માયામાં અથવા માયા વડે

---

* આ વિષયને મથાળે કર્ત્તાની નીચે પ્રમાણે નોધ છે.

આ વિચારો નિબંધ રૂપ નથી અથવા એ લખવાનો ઉદ્દેશ પ્રગટ કરવાનો લેશ માત્ર નથી. પણ ઘણી વખત ઘણાએક વિષય ઉપર અને મુખ્યત્વે કરીને કાવ્યશાસ્ત્ર સંબંધી સારા વિચારો સૂઝેછે તેને નોંધી રાખવાને અર્થે અહિંયા લખી રાખવાનો વિચાર કીધોછે. ગો. મા.

રહેલીછે એ વાત ખરી. જે એક વસ્તુ વડે આ સંસાર ચાલ્યો જાયછે, જે એક વસ્તુજ ખોખરી કર્તા હર્તાછે, અને જે એક વસ્તુના નચાવ્યા આપણે નાચીએ છઈએ, તે એક વસ્તુ તે માયા અથવા કુદરત. કુદરતનો મૂળ અર્થ યુક્તિ, કળા, તદબીર એવો ફારસીમાં થાયછે. એ અર્થ હમેશાં નજરમાં રાખવો. શૃષ્ટિને આરંભે શૃષ્ટિ ચલાવવાને માટે જે ધોરણ, જે ગોઠવણ, જે યુક્તિ કરી મૂકીછે, અને જે ગોઠવણ પ્રમાણે આ સંસાર ચાલ્યો જાય છે તે ગોઠવણનું નામ તે કુદરત (Scheme of Providence) એવો અર્થ કરીએ તો થાય, અને એ અર્થથી (nature) કરતા વધારે સ્પષ્ટ જ્ઞાન થાયછે. માયાનો અર્થ એવોજછે, પરંતુ તેમાં વેદાંત શાસ્ત્રના મતને અનુસરતા કેટલાક વિશેષણો (જુઠી, ઠગનારી) નો એમાં સમાવેશ થયલો છે, એ વિશેષાર્થ લેવાની કાવ્યશાસ્ત્રમાં કાંઇ જરૂર નથી—કદાપિ વૈરાગાદિક વિષયની કવિતાનો વિચાર કરતી વખત જરૂર પડે તો પડે. ધર્મની ફિલસુફીના સિદ્ધાંતો સાથે કાવ્યશાસ્ત્ર ઘણો સંબંધ રાખતું નથી, તોપણ કેટલોક તો તેઓનો પાયો સામાન્યજછે. શૃષ્ટિ અસંખ્યાત વસ્તુઓથી તરવરી રહેલીછે, અને કાર્ય કારણની અનંત સાંકળો અણહદ મેદાનમાં નાના પ્રકારે પથરાએલી માલમ પડેછે, તોપણ તે સઘળા બનાવોમાં કુદરતના નિયમ અચળછે—એટલે એકના એકજછે. એમ માનવુંજ જોઇએ. Laws of nature are immutable એ hypothesis—સઘળા શાસ્ત્રનોજ પાયોછે એટલે કાવ્યશાસ્ત્ર પણ એ વિના કેમ રચી શકાય? બીજું એ સઘળા બનાવોમાં એકત્ર એક એકને અનુંસરતાછે. એ નિયમોમાં જાણે જીવ હોય તે એકેકની સલાહ લઇને એક મતે કામ કરતા હોય એમ માનવું પણ કંઇક જરૂરનું છે. અથવા જરૂરનું નહિ તો પણ એમ માન્યાથી કવિતા એટલે શું એનો વિચાર આપણા મનમાં વધારે સ્પષ્ટ રીતે આવેછે.

આપણામાં પુરાણિક કથા એવી ચાલે છે કે એક સમયે સૃષ્ટિ ભગવાનને મહાદેવજીએ કહ્યું કે "મહારાજ જગતમાં તમારી માયા અજીત કહેવાય છે તે તે કેવી હશે; તેનું મને દરશન કરાવો." ભગવાને કહ્યું એના દર્શનથી તમે કંઇ સાર કહાડવાના નથી. માટે એ વાત જવાદો. તે છતાં જ્યારે ઘણો આગ્રહ કર્યા કીધો ત્યારે પોતાનું મોહની સ્વરૂપ ધારણ કરી તે જોગીરાજને મોહિત કરી નાખીને પોતાની પછાડી વાડીમાં નિર્લજ રીતે

દોડાવ્યા અને પછી પોતાનું વિષ્ણુ રૂપ પ્રગટ કરી શરમીંદા પાડી નાખ્યા. એ માયાનું એક ઘણું સામાન્ય રૂપ છે. જે માયા વડે સંસાર અહોનિશ ઉદ્યમમાં મચી રહ્યોછે, અને હજારો ઠોકર ખાધા છતાં પણ આશાપે પકડવાને આગળ કહ્યાજ કહેછે. તે માયાને મોહિની સ્વરૂપનું ઉપનામ નહિ આપીએ પછી આ જગતમાં કોને આપવાના હતા? આ 'ઉપમામાં તો ઉપમેય કરતાં ઉપમાન ઉતરતું છે. કંઇ સ્ત્રી એટલો બધો અને એટલી વાર ટકે એવો મોહ ઉત્પન્ન થાયછે. હું તો માયાની મૂર્તિ સ્ત્રીને માનુંછું પણ સ્ત્રીની મૂર્ત્તિ કંઇ માયા નથી.

જેણે માયાનું મોહીની સ્વરૂપ પ્રથમ કહ્યું તેની રસિક પંડિતાઇને ધન્ય છે કયા પશ્ચિમ તરફના કવિયે આવું સુંદર રૂપક પ્રગટ કીધુંછે?

પણ માયાના તો અનેક રૂપ છે. પાર્વતીની શાંત અને નિર્મળ કાંતીના જેવું પણ માયાનું એક તરફથી દર્શન થાયછે તેમજ બીજી બાજુથી વિકાળ કાળિકાનું રૂપ પણ આપણી નજરે પડેછે. મંમાયાનું સ્વરૂપ એ બંનેને મળતું અને એ બંનેથી કાંઈક જુદુ છે. એ જૂદાં જૂદાં સ્વરૂપોને કાવ્ય શાસ્ત્રમાં રસ કહેછે. મોહિનિ સ્વરૂપ તે શૃંગાર રસ અથવા કૈશિકી વૃત (the Beautiful), મંમાયા તે (Sublime) અને મહાકાળીને (Horrible). નવે રસની ઉત્પત્તિ અને વીગત આગળ કોઈ દહાડો લખવામાં આવશે. મનમાં એ સંબંધી વિચાર છે પણ હાલ વિષયમાં તુંટક પડે માટે બંધ રાખુંછું.

સાધારણ વાંચનારને માયા એટલે શું, અને તેનું સ્વરૂપ એટલે શું એ ઉપલા લખાણથી સમજાશે એમ હું આશા રાખુછું. હવે એ સ્વરૂપનું ચિત્ર તે કવિતા એમ મેં ઉપર કહ્યું છે તે જગો ઉપર ચિત્રનો અર્થ એટલોજ કે તે સ્વરૂપનું બીજાને માન કરાવવાનું સાધન—પછી તે સાધન ગમે તે પ્રકારથી હો. રાગથી ઘણીવાર એવા એકાદા સ્વદપનું જ્ઞાન થાય છે. અને ચિતારાની કલમ પણ એમ કરવાને શક્તિમાન છે, તેમજ દુનિયા જેને કવિ કહેછે તેની વાણીથી પણ એમ થાયછે. માટે ત્રણે કળાથી કવિતા ઉત્પન્ન થાયછે. એ જગો ઉપર રસ શબ્દ વાપર્યો હોત તો સારૂ થાત. હું જાણુંછું કે (Poetry)નો ભાવાર્થ રસથી વધારે સારો સમજાય છે.

હવે વિચાર કરતાં ઉપલી વ્યાખ્યામાં ઘણા દોષ માલમ પડેછે. એ રસની વ્યાખ્યા તો છે એમ કહેવાજ નહિ. એ વ્યાખ્યામાં કવિતાનો અર્થ

(Poem) એમ કહીએ તોજ અર્થ બેસે. હું જાણુંછું કે સ્વરૂપ તેજ કવિતા અથવા રસ. "આ પુસ્તકમાં રસ નથી" એટલે કુદરતનું સ્વરૂપ દેખાતું નથી. પણ ત્યારે (Imitation)નો ભાસ જતો રહેછે. એ બાબત ફરી વિચાર કોઈ વખત કરવો જોઇએ. હું ધારૂંછું કે કુદરતનું સ્વરૂપ કવિતા, સ્વરૂપનું ચિત્ર તે કાવ્ય, અને ચિતરનાર તે કવિ. આ અર્થમાં ચિતારો અને ગવૈયો પણ કવિ.

એ માયા કોણ છે, કોની સ્ત્રી અથવા કોની પુત્રી છે. એ બાબતની પડપુછ કરવાનું કામ કવિનું અથવા કાવ્ય શાસ્ત્રીનું નથી. એ તત્વ વેત્તાનો વિષય છે. એ સંબંધ જાણ્યાથી જો માયાના સ્વરૂપમાં કંઈ ફેર માલમ પડે તો તે ફેર બતાવવાનું કામ કવિનું છે ખરૂં. એ ફેર સાથે ચિત્ર પાડયું એટલે ઊંચામાં ઊંચુ કાવ્ય થઈ ચુકયું, અને એ સમયે સૌંદર્ય દર્શી (કવિ) અને તત્વ દર્શી એક રૂપ થઈ ગયા.



# મન વિચાર.

તા. ૨૭ મે-૧૮૯૭

જ્યારે આનંદ, શોક, ભય, આશ્ચર્ય ઇત્યાદીથી મન છલાછલ ભરાઇ જાયછે, અને આત્મા કેટલાક ક્ષણ લગી તેમાં ડુબી જઇને કેવળ રસનો જે અનુભવ કરેછે, ત્યારે કાલ્પનિક અને તોલન શક્તિઓ અલોપ થઇ જાયછે અને માત્ર રસેંદ્રિ તેના વિષય સાથે એક રૂપ થઇ ગયલી રહેછે. એટલે ભોજ્ય અને ભોક્તાના જૂદા ભાવ પણ જણાતા નથી, પણ કેવળ રસ મગ્ન અવસ્થા આત્માની થાયછે. એવે પ્રસંગે મોહોડામાંથી માત્ર "હાસ! રે! હેં ઓ, હેં, વા!" ઇત્યાદી કેવળપ્રયોગી શબ્દોજ નિકળેછે, અને જ્યારે ભોક્તાપણાનું કંઇક ભાન થવા માંડેછે ત્યારે તે વિષય અને તેથી થયલી અસર સંબંધી વિચાર ટુંકા સાદા વાકયરૂપે પ્રગટ થાયછે. "હે! મોહિની, હું તારા રૂપમાં ડુબી ગયોછું! ઓ! જગતના નાથ, તારી કળા અકળછે!" ઇત્યાદી. આવા સમયનો પૂર્ણરસ એવો નિર્મળ અને સ્વસંબંધકછે કે કવિતાથી ચિતરી શકાતો નથી, કેમકે કવિતામાં રસનું ચિત્ર આપવાનું સામર્થ નથી, પણ તે રસ માણસના રૂદયમાં જામીને વિચાર, વાણી, અને કર્મને દ્વારે નિસરેછે તેનું વર્ણન કરીને મૂળ રસનું ભાન કરાવેછે-પણ ઉપર કહ્યું તે પ્રમાણે પૂર્ણ રસના અનુભવિમાં તો વિચાર, વાણી, અને કર્મ એ

ત્રણે નાશ પામેછે, અને ત્રીપુટીથી જીવ મુક્ત થાયછે, ત્યારે કવિયો અથવા કોઇ માણસથી પણ એ રસનું જ્ઞાન બીજાને શી રીતે આપી શકાય? જે કામ કવિતાથી થતું નથી તે કરાવવાને માટે કુદરતે એક અગમ્ય નિયમ રાખી મુકયોછે. રૂપ, રાગ, અને વિચાર એ ત્રણે જૂદી જૂદી વસ્તુ છે. તોપણ તે ઘણે પ્રસંગે માણસના મન ઉપર સરખી અસર કરેછે. માણસનું મન, અને કાળા રંગ વચ્ચે સંબંધ તો કાંઇ નથી, પણ તે એક બીજાનું ભાન કરાવેછે. પ્યારીનો પ્રેમ એ નિરાકાર લાગણીછે અને ગુલાબનું ફુલ એ રૂપ ધારી વસ્તુછે, તોપણ તે બંને મનના ઉપર સરખી અસર કરેછે. અને તે જોયાથી આનંદ થાયછે એ એકજ પ્રકારનોછે. રંગ એ દ્રષ્ટીનો વિષયછે અને સૂર એ શ્રવણેંદ્રીનો વિષયછે. નાના પ્રકારના સૂર પણ રૂપ અને વિચારની સરખીજ મન ઉપર અસર કરેછે. હવે દરેક રસની પૂર્ણ અવસ્થાને અનુકુળ જૂદા જૂદા રાગ અથવા સૂરના સમૂદાય હોયછે. એવો રાગ સાંભળ્યાથી તે રસનું ભાન થાયછે. કાર્ય ઉપરથી કારણનું મરણ થવું એ એક આપણા આત્માની ચલન શક્તિનો નિયમછે; અને અગર જો રસરૂપી કાર્ય, બાહ્ય વસ્તુના આકાર, બીજા આત્માની આપણા સંબંધી ગતિથી, અને આપણા જિવના વિચાર એ ત્રણ જૂદા પ્રકારના કારણથી ઉત્પન્ન થાયછે, તોપણ તેમાંના એકાદા કારણથી જામેલો સ્મરસ પેલા બીજા બેકારણનું સ્મરણ કરાવેછે (કેમકે તેની અસર પણ ઘણું કરીને સરખીજ હોયછે) અને તે કારણનું સ્મરણ થયાથી તેના કાર્યની છાયા પણ આપણા મન ઉપર પડેછે. ઉંચામાં ઊંચી કવિતાનો એ ત્રણે કારણોની એક બીજાથી વ્યંજના કરીને કવિશ્વરો કરાવેછે, અને સામાન્ય કવિ એમાંનું જે એક કારણનું વર્ણન કરતો હોયછે તેનુંજ ચિત્ર આપ્યા કરેછે અને તેથી તે પૂર્ણ રસ જમાવી શકતો નથી. હવે રાગથી પૂર્ણ રસ જામેછે, અને જેનો જિવ બીજા કારણથી ઉત્પન્ન થએલા રસમાં મગ્ન થઈ ગયો હોયછે તેની આગળ જો તે રસને અનુકુળ રાગ ગાયો હોય તો તેની તે સમયની વૃતિ અને પેલો રાગ એક રૂપ થઈ જાયછે, અને રસનું પાત્ર કંઈ પણ અધુરૂં રહી ગયું હોયછે તો તે છલાછલ ઉભરાઈ જાયછે. મૂળ રાગ ઉત્પન્ન થએલા તે પણ એજ રીતે. રસના અનુભવથી મસ્ત થયલો આત્મા બીજા પ્રકારના રસનું સામ્ય શોધી પૂર્ણ રસ જમાવવાને માટે સ્વભાવિક રીતે કોશીસ કરેછે અથવા એકાંતમાં સ્વચ્છંદ રીતે પ્રાપ્ત થએલા

રસનો પૂર્ણ ઉપભોગ કરતો થકો સમરૂપ રાગને પોતાના મુખદ્વારે સ્વભાવિક રીતે માર્ગ .આપેછે, અને સ્વભાવિક રીતે એ રાગ નિકળી ગયાથી તે કેવળ રસમય થઈ જાયછે.

ઉપર કહ્યા પ્રમાણે અનુભવ બીજાને રાગની મારફતે આપી શકાય છે. રાગમાં રડાવવાનું, હસાવવાનું, કુદાવવાનું, ઈત્યાદી સામર્થ્ય કહેવાયછે. તેમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ નથી. હાલ આપણે રાગને એવા પરાક્રમ કરતો જોતા નથી તેનું કારણ એ છે કે સુધરેલા દેશોમાં વિવેક બુદ્ધિ ઘણી પ્રફુલિત થયાથી તેની છાયા નીચેની આપણી સઘળી લાગણીયો ઘણી કરમાઈ ગઇછે, અને તેમાં કેવળ ઇંદ્રીદ્વારે નિર્મળ રસ ચાખવાની શક્તિયો તો ચિદાકાશમાં ઘણીવાર રમણ કીધાથી કટાઈજ ગઇછે, અને બીજુ કારણ એ કે રાગ જે મૂળ સ્વભાવિક આવેશ અવસ્થાના હતા તે મૂળ આવેશની ક્ષિણતાની સાથે થંડા પડી ગયાછે, અને તેમાં તાલમેલિયું ઘણું વધી ગયુંછે. તોપણ હાલ રાગનું પ્રબળ છેક લય પામ્યું હોય એમ કંઈ નથી. હાલ પણ રાગથી દાબી રાખેલું પ્રીતી દરદ નેત્રદ્વારે ઉભરાઈ જાયછે, શૃંગારની મસ્તીને પુષ્ટી મળેછે, ભક્તિના દટાઈ ગયલા બીજ પાંગરવા માંડેછે, અને પ્રસંગે પ્રસંગે દેશાભિમાનનું શૌર્ય આળસ મરડી આસપાસ બ્હાવરૂ બ્હાવરૂ જોવા જેટલું તો જાગૃત થાયછે. પણ આવી અસર હાલ કેવળ રાગથી (એટલે કવિતાની સહાયતા શિવાય) થવી ઘણી અસાધારણછે. હાલ ઘણી બારિક લાગણીવાળાજ રાગનો પૂર્ણ રસાનુભવ કરી શકેછે—ઘણાખરાને માત્ર મીઠાશજ લાગે છે. અને કેટલાને તો તેમ પણ થતું નથી.

જે પૂર્ણ રસ કવિથી ચિતરાતો નથી તેનો અનુભવ ગવૈયાથી આપણે કરી શકીયે છીએ એમ આપણે ઉપર બતાવ્યું. પણ કેવળ રાગનું જોર જગતમાં સ્થાયી નથી, અને જ્યારે એનું પ્રબળ જગતમાં સંપૂર્ણ હશે ત્યારે પણ એ બીજા રસનું સ્મરણજ કરાવી શકેછે તેથી બીજા રસનો જેને અનુભવજ નહિ થયો હોય તેના ઉપર એની કંઈ ઝાઝી અસર નહિજ થતી હોય. ત્યારે હવે શું કરવું ? એવે પ્રસંગે રાગ કવિતાની સહાયતા માગેછે. અર્થાત. ( Lyrical poetry) ગાયન કવિતા ઉત્પન્ન થાયછે. એમાં પ્રાધાન્ય રાગનુંજ હોયછે. આપણે પછાડી કહ્યું છે કે જ્યારે ભોકતાપણાનું ભાન થવા 'માંડેછે ત્યારે તે વિષય અને થતી અસર સંબંધી વિચાર ટુંકા

વાક્ય રૂપે મનમાં પ્રગટ થાયછે. એવાં વાક્ય તે ગાયનની કવિતા. એ કવિતાનું સઘળું જોર તો રાગના ઉપરજ આધાર રાખેછે. કવિ એવા પ્રસંગને અનુકુળ રાગ શોધી કહાડે છે (પોતાના અનુભવના ભંડારમાંથીજ તો) અને તે રાગમાં પેલા સાદા વિચારને સ્વાભાવિક નિયમે ગોઠવે છે. રાગથી મનની વ્યાકુળતા તો શ્રોતાના મનમા ઉતરીજ રહેલી હોયછે પણ લાગણી બારીક ન હોવાથી અને તે રસનો અનુભવ ન હોવાથી જે કારણની સૂચના તે રાગ કરેછે તે સમજાતું નહોતું તે હમણાં એમાની કવિતાથી સમજાય છે. અને એ કારણ જાણ્યા પછી તેનું કાર્ય ઓળખવાની શકિત તો આત્મામાં થોડી ઘણી અનુભવ વિના પણ હોયછે. કિશોરાવસ્થામાં બાળક પ્રેમમાં જાતે ન પડયું હોય પણ Arabian nights ની લહેજત સમજી શકેછે.

જે લોકોને ગાતાં નથી આવડતું તે ગાયન કવિતાના સાદા દશ વીશ શબ્દ વાંચીને કંટાળી જાયછે અને પૂછેછે કે એમાં કવિતા કહાંછે ? પણ રાગ જે મૂળ તે કવિતાનો જિવ તેને જુદો પાડ્યા પછી તેઓને રસ ન માલમ પડે એમાં શી નવાઈ ? એમાંનો શબ્દ તો માત્ર તે અવસ્થાનું સ્મરણ કરવાને માટેજ કવિયે મુકયા છે, અને એ અવસ્થાનો રસ્તો રાગથીજ બતાવ્યો છે. એ જાતની કવિતાની ખુબી તે માહેલા વિચારની સાદાઈ અને શબ્દ રચનાની સરલતા ઉપર આધાર રાખેછે. શુદ્ધ ગાયન કવિતામાં વિચાર આટલોજ હોવો જોઇયે—વિષય અને તેથી થતી અસર. એ અસરનું લાંબુ ચિત્ર નહિ, પણ એક બે શબ્દથી તે અસર સ્પષ્ટ રીતે ઓળખાય એટલુંજ. શબ્દોની ગોઠવણ પણ (logical) નહિજ જોઇયે. એમાં મામિક શબ્દની ચાર પાંચ વાર પુનરૂક્તિ કરવી, બે માત્રાના શબ્દને લંબાવીને છમાત્રાનો કરવો, વાક્યને અપૂર્ણ રાખવું; એકજ અર્થના ઘણા વિશેષણો વારા ફરતી વાપરવા, એકજ વિચારને નચાવ્યા કરવો—એ ગાયન કવિતાનાં દૂષણ નથી પણ ઘણા ઉપયોગી ભૂષણ રૂપ અંગ છે. એમાં સંબોધન પ્લુત, રસમય શબ્દ તાલની જગો ઉપર, અને મૂળ વિચાર બતાવનાર શબ્દને ઘણોજ લંબાવવો—એ ગાયન કવિતામાં તો આવશ્યક છે. પંડિતાઇથી કસીકસીને ભરેલા વાક્ય વાપરવા એના જેવી ગાયન કવિતામાં બીજી મૂખાઈ નથી.

વિચારમાં કેટલી સાદાઈ જોઇયે એ નિર્માણ કરવું અશક્ય છે પણ

એટલું ખરૂં કે રાગની સમજ કવિમાં અથવા શ્રોતામાં જેમ જેમ ઓછી થતી જાયછે તેમ તેમ તેની ખોટ પૂરી પાડવાને ગાયન કવિતામાં વિચારનું જોર વધારતા જાયછે. પણ એમાં ગાયનનું પ્રાધાન્ય તો રહેવુંજ જોઇયે.

ગાયન કવિતા તેના પ્રકૃતિ નિયમેજ તુટક છે—એટલે માયાના ક્ષણે ક્ષણે અને સ્થાને સ્થાને બદલાતા અનંત રૂપમાનું એકજ કોઈ ક્ષણના અને સ્થાનના રૂપનું દર્શન કરાવે છે. તેના સ્થાયી રૂપનું દર્શન થતું નથી. તે દર્શન વીરરસ કાવ્ય અને નાટકોથી થાયછે.

ગાયન કવિતામાં શૃંગાર રસ બહુધા દીઠામાં આવેછે, પણ એજ રસ આવવો જોઇએ એમ કંઈ નથી. સઘળા રસની ગાયન કવિતા થઈ શકેછે.

# હાસ્ય રસ વિશે.

ભટનું ભોપાળું.

(મ્હારા ભટના ભોપાળામાં અસંભવિતપણાનો દોષ મૂકી એમાં હાસ્યરસ છેજ નહિ એમ નર્મદાશંકરે અભિપ્રાય આપ્યો હતો તે વેળા મેં પૂર્વ પક્ષ કીધો હતો તેનો સાર.)

( Don Quixote )-બધી વાર્તાજ અસંભવિત-લશ્કર જાણીને ગેટાના ટોળાને મારવા જાય અને માર્યા કરે એવો આંધળો? એના ચાકરની ચાલ કેવી? Swift's Travels of Gulliver બને એવી ખરી? She stoops to conquer: જે સ્રીનેકુરૂપ ગણે તે સ્રી એને દાસીને વેશે મોહ પમાડી સ્વાધિન કરી લેછે. એમ બને કે તે સ્રી આટલી ખટપટ કરતાં છતાં ઓળખાઈ નહિ આવે? એ વાત ઉપર તો એનાટકનું મૂખ્ય બંધારણછે.

The good natured man:પ્રીતિના દુખનું કેટલુંક તેને અગ્નિકલ્પીને કીધું હોય (છેક allegorical એમ પણ નહિ. સાધારણ માણસ પણ કહી શકે એ પ્રેમ પત્રિકાછે) તો શું એવો કોઈ વાંચનાર નિકળે કે તેને એમ લાગે કે એમાં તો મારૂં ઘર બાળી મુકવાની ધમકીછે, અને તેમ ધારી પોલીસને બોલાવી ગડબડાટ કરી મૂકે ત્યાંલગી કોઈ એનો સંદેહ નિવારણ કરનાર મળીજ નહિ આવે? તોપણ ગોલ્ડસ્મીથે એવુંજ બંધારણ રાખ્યુછે.

Shakespeare: શું જોળીયા ભાઈ એવાંજ સરખા રૂપનાં નિકળે કે તેની પરણી બાયડી ન ઓળખી બીજા સાથે ઘણા વખત સુધી ઘરબાર

માંડે? ઓળખાઈ આવે એટલો ભેદ રાખવો એ તો કુદરતનો નિયમજ જણાયછે. ઘણા ફિલસુફોએ એ નિયમ કબુલ રાખી એને "Design"ની સાબીતીમાં દાખલ કીધોછે.

કરજદારનું શેર માંસ લેવાની શરત કરનાર, અને કદાપી કીધી તોપણ શું તે અમલમાં આણવાઇ છે, અને તે પણ કાયદાની મદદથી, એવો નિર્દય મૂર્ખ કોઈ હોય? તોપણ એ અસંભવિત વર્ણન વડે યાહુદીની લોભી નિર્દયતાની છબી મન ઉપર બરાબર પડેછે.

Merry wives of from Windsor Shakespeare અને બીજા ઘણા શેકસપિયરના હાસ્યરસ નાટકનું બંધારણ એવુંજ જણાય છે.

Dickens નું સઘળું લખાણ અતિશયોક્તિ ભરેલું છે. Pickwicks માં જે વેદિયા ઢોરનું વર્ણન કીધુંછે તેવા જગતમાં હોય પણ ખરા કે? આપણામાં પણ જે વેદીયાઢોરની વાત ચાલેછે તે ખરીછે? શું વૈદકશાસ્ત્રી લીમડાનું શાક ખાયછે, અને "ઘૃતને આધારે પાત્ર કે પાત્રને આધારે ઘૃત" એ શંકા ટાળવાને ઘી ઢોળી નાંખે એવો મૂર્ખ શાસ્ત્રી હોય કે? તોપણ એ અતિશયોક્તિમાંજ હાસ્યરસ રહ્યોછે.

Jest-book—રોમ શેહેરના બાદશાહે એક ગામડીયાનું મોં પોતાના જેવું જોઇને પૂછ્યું કે "અલ્યા તારી મા કોઈ વખત શહેરમાં આવીતી?" પેલો ગામડીયો આ મર્મ વાકય સમજી જંઇને મર્મમાંજ બોલ્યો કે ના, મહારાજ, પણ મ્હારો બાપ આવ્યો તો ખરો. રૂમી બાદશાહના સ્વચ્છંદી જુલમના વખતમાં કોઈ આટલું અમર્યાદાનું—અરે પગથી તે માથા લગી ઝાળ ચડે એવું—વચન બોલવાની કોઈ ગામડીયાની તાગાદ પણ ખરી કે? અને બાદશાહ પણ નીચ સાથે એવું ભાષણ કરે?

"એક મસીદમાં નીમાજને વખતે એક ઘરડા દાહાડીવાળા મુસલમાનને ઝોકું આવ્યું તે જોઇને સામો એક બકરો બેઠો હતો. તેણે જાણ્યું કે મને ટક્કર મારવા આવેછે તેથી તે બકરાએ તે બચારા મુસલમાનના માથા સામી ખૂબ જોરથી ટક્કર લગાવી."

"એક પાદરીએ કોઈ ઘરડા માણસને ઠપકો દઇને કહ્યું કે આ છોકરો પણ તેના પેદા કરનારને જાણેછે. પણ તું જાણતો નથી. ત્યારે તે ડોસો બોલ્યો કે, મહારાજ, એને આવ્યાને પાંચ સાત વરસ થયાંછે તેથી તેના

પેદા કરનારને ઓળખે તો, પણ હું સસરો અહિંયા સાઠ સાઠ વરસનો આવેલો તેને સાળી અસલની વાત કેમ યાદ રહે." આમ પાદરીની સામા અને પોતાના છોકરાની સમક્ષ કોઈ બોલે?

એક પુરાણી કથા વાંચતો હતો તે સાંભળતાં કોઈ ડોસીની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તે જોઇને ભટજી ફુલાયો કે મ્હારી વાણીમાં રસતો ખરો કે શ્રોતાના રૂદય પીંગળીને આંસુધારા વહેછે. કથા પુરી થઈ રહ્યા પછી તે ડોસીને સાતમે આકાસે પહોંચેલા ભટજીએ પાસે બોલાવીને કહ્યું કે 'માજી તમે કથામાં બહુ સમજો છો, અને ભાવિક પણ બહુછો,' તમારૂ મન કેટલું કોમળ કે આંસુ ભરાઈ આવ્યાં? ત્યારે માજી બોલ્યાં કે ના ભાઈ, મેં કથા તો આજે પુરી સાંભળીજ નથી. મને રડવું આવ્યું તેનું કારણુ તો એકે તું અસ્લોકના રાગડા કહાડતો હતો તે શાંભળીને મ્હારી બાપડી પાડીનું બરાડવું સાંભરી આવ્યું, અને મને એવી ફકર લાગી કે તને પણ તેની પઠમ (માફક) મરવાની તો આકરણુ નહિ થતી હોય?" આમ કોઈ પણ ભાવિક ડોસી ભૂદેવનું અપમાન કરે ? અને તે પણ કયારે ? જ્યારે પોતાની ભક્તિનાં વખાણુજ થાયછે ત્યારેજ ?

આ વાત પતરાજી અને કવિઓ પોતાની વાણીનો મિથ્યા અભિમાન રાખેછે તેમની હાંસી કરવાને કહાડેલી જણાયછે; અને ખરેખર એવા મૂર્ખો-નું એમાં યોગ્યજ ઉપહાસ્ય કીધું છે. તોપણ એમ બને તો કદી નહિ.

"એક દેશાઇને કોઈ બાદશાહે કહ્યું કે તમે તમારા હકના દસ્તાવેજ કહાડો, નહિ તો તમારી જાગીર જપત કરવામાં આવશે, ત્યારે તે બહાદૂર ભાટેલો બોલ્યો "બંદેનવાજ, દિલ્હીની ગાદી તમને જે તાંબા પત્ર ઉપર હીંદુરાજાઓએ આપીછે તે મંગાવશો તો તેની બીજી બાજુ ઉપર માહારા દસ્તાવેજ માલમ પડશે." એમ કોઈ બોલે કે ?

અંગ્રેજીમાંથી એવા અનેક દાખલા મળી આવશે.

ગૂજરાતી ગ્રંથોમાંથી દાખલા.

રમુજે દિલ પસંદની સઘળી વાતો અસંભવિતજ છે. વાંચતાં નહિ આવડતું હોય તેથી કદાપી રડવું આવે, પણ સાંભળનાર સ્ત્રી સમજે કે મ્હારો ધણી મરી ગયો, તે ભૂલથી તેને ઘેર હાય પીટ થઈ રહે, અને છેક ગામ-ની બહાર નહાવા જાય ત્યાંજ કાગળ વાંચતી વખતે એ બધી ભૂલ જણાઈ જાય—એ તે બને ? તે અભણુ તો હોશે, પણ પોતાની ફજેતીનો આટલો

ચંદરવો બાંધવાનો વખત આવે ત્યાં લગી બોલેજ નહિ, એવો મૂર્ખ કોઈ હોય નહિ—કદાપી એમ ધારો કે અજાણ્યો રસ્તે જનાર તે હોશે, અને તે એવું ધારીને ચાલ્યો ગયો હશે કે એનું લાગ્યું એ ભોગવો, હું તો મ્હારો ભરમ રાખું. પણ તે સ્ત્રી અજાણ્યા ઉપર આટલો ભરોસો રાખે, અને પોતાનો ધણી કેમ અને ક્યારે મુવો એ વાતનો ખુલાસો કોઈની પાસે પણ કરી લીધા વગર તે મુવો એમજ નિશ્ચય કરી લૌકિક કામનો આરંભ કરે એ (human hnature) થીજ ઉલટુંજ. અસંભવિત એટલું નહિ, પણ અશકય.

લાલ બુજરંગ સંબંધી વાતો નહિ બને એવીજ છે. ઊંટ સાથે ઘરમાં પેસવાને માટે છાપરૂં તોડી પડાવે, અને લોકો પાડવા દે એવું મુર્ખ ગામ કયા દેશમાં હશે તે કદાપી આપ કવિરાજને માલમ હોશે ? માટલામાંથી ભેંસનું મ્હો કહાડવાને માટે પહેલું ડોકુ કપાવે, અને પછી માટલાને ભાગવાને હુકમ આપે એવી મૂર્ખાઈ તે કોણ કરે? એમાં રસ નથી એમ તમે સમજો છો તે તો ખોટું. એ વાતોમાં મૂર્ખ સત્તા ધારીના છહર અને વ્હેમી પરાધિન થઇ પડેલા મૂર્ખોની મૂર્ખાઇનું ચિત્ર ખુબ છટાથી પાડ્યુંછે. એમ થતું નથી, પણ એ ગુણો મનમાં જે શકિતથી રહેલાછે તે શકિતને પૂરે પૂરી ખીલવા દીધી હોય તો એવા રાક્ષસી રૂપજ પ્રગટ થાય. ઊંચા રસનું પણ એમજ છે. ગમેતે મનોવિકારના પૂર્ણ બળનું પ્રગટ થવું તે રસ સંસારમાં તેમનો વિકાર વિવેકથી રીતભાતથી, પ્રસંગની ખામીથી, અથવા બીજા મનોવિકારથી બરાબર પુષ્ટી પામતો નથી, Poetic world તે એજ. દરેક મનોવિકારનું ખરેખરૂં કેટલું જોરછે. તે માણસ પોતાના મનમાંજ જાણેછે—બારણે પ્રગટ કરવાને ચાહતો નથી. અને તેથી તે સંસારમાં જોવામાં આવતુ નથી, પણ પ્રકૃતિમાં છે. તેથી જ્યારે કોઈ માણુસ તેના પરાક્રમ કવિ કલ્પિત વર્ણનોમાં વાચેછે ત્યારે તેનું અંતઃકરણ અંદરથી સાક્ષી આપેછે અને એ વર્ણનજ ખરૂંછે તથા સંસાર જુદો છે એવો ભાસ થાયછે.

બીરબલ વિશે ચાલતી વાતો પણ એવીજ છે, "સેવ, તો કે તાજખાને કાદવ" એવું મહેણું મારવાનો પ્રસંગ કોઈ પણ રાજા આગળ આવે ખરો? બીરબલે જે જે તોછડા વચન બાદશાહને કહ્યાંછે. તેનો સોમો હીસો પણ કોઈ બાદશાહ સાંખી રહે ?

અમદાવાદના લૌવાની મજાકો પણ એવીજ અસંભવિત અને હુજત ભરેલી છે. જો બાદશાહ એવી મજાકો સાંખી રહેતા એમ માનીએ તો

એક ભાજીખાઉ બકાલ કેમ નહિ સાંખી રહે ? મશ્કરાને મ્હોટા લોકો પોતાના વિનોદને માટે મ્હોડે ચ્હડાવી મુકેછે એ વાત ખરી, પણ તેમ હજામની અટકચાળી જાત ખુશમીજાસી સાંખી રહેતા શેઠની સાથે ઘણા અભ્યાસથી એવી છુટ લે એમાં શી નવાઈ? તેમાં વળી જ્યારે તે જરા એવા ઓલીયા હોય કે મજાક થાયછે કે નહિ એ પણ પુરૂં હમેશાં સમજતા નહિ હોય, ત્યારે તેની ઘણી મજાક મ્હોડે ચહડાવેલુ માણસ કરે એમાં શી નવાઈ. ?

દમયંતીને વરવાને માટે કોડીલા રાજાઓ કેવી ઘેલાઈ ભરેલી સામગ્રી કરતા હતા તેનું વર્ણન પ્રેમાનંદ કવિયે હાસ્યરસમાં ઠીક કીધુંછે. તેમાં અતિશયોક્તિ નથી? અને એ અતિશયોક્તિ નહત, તો હાસ્યરસ આવત પણ ખરો. ?

સુદામાચરિત્રમાં પણ ઘણી અતિશયોક્તિ છે. સણુગાર સજીને મોટા મ્હેલમાંથી નિકળી માટે શું પોતાની સ્ત્રી ઓળખાયજ નહિ? અને તે બોલાવે કે, "હે સ્વામી, હું તમારી સ્ત્રીછું" તોપણ તે ઓળખેજ નહિ, અને ઘણી ચ્હીડવાઈ જઇને કહે, કે હે પાપણીયો, સાધુને શિદ દમવા આવિયોછો! એ સંભવિત છે કે? એ બને એવુંછે કે?

રિતુપાણુની જોડે નળે બાહુકરૂપે જેટલું ભાષણ કીધુંછે, અને જે રીતે વર્ત્યોછે તેમ કદી દાસત્વમાં બનેજ નહિ.

હુંડીમાં અને મ્હામેરામાં પણ ઘણોખરો હાસ્યરસ એજ પ્રકારનોછે.

દલપતરામનો હાસ્યરસ શુદ્ધ જાતિનોછે. પણ તે out of Character થવાથીજ ઉત્પન્ન થાયછે. કોઈ ગરીબને શ્રીમંત કહે કે "ગધેડાના, પેલા કુતરાને વાડીમાંથી હાંકતો" તો તે હરખાતો હરખાતો માને કહેવા જાય નહિ, અથવા ફુલાશથી કદી તેજ શબ્દ પાછા કોઇની આગળ વાપરે નહિ, તોપણ ખુશામતીયાની મજાક કીધીછે તે ખરીછે, અને પ્રાસાદિક શક્તિ બતાવેછે. કેરીની બૈરીના મ્હોમાં જે શબ્દો એણે મુકયાછે તે પ્રમાણે કોઈ સ્ત્રી મજાક કરતી નથી. તેને તો દુખને લીધે મજાક કરવાનું નહિ પણ કરૂણા અથવા તિરસ્કાર યુક્ત બોલવાનું સુઝે.

કયું સાહેબ અચ્છે હો, તો કે સાલા તેરા ચલે તો મારડાલીયો. ઇત્યાદી જે મુસલમાનનું બોલવુંછે તે કેવળ અતિશયોક્તિજછે. એવો કોઈ

savage હોયજ નહિ, તોપણ એ અવિવેકી સ્વભાવનું આબેહુબ ચીત્રછે એમ એના દુશ્મનને પણ કહેવું પડશે.

ભવાઇમાં હાસ્યરસ હોય છે. અડવાનો અને કજોડાનો વેશ Improbabilities થી ભરેલોછે. એ ત્હારી અસ્ત્રી, તો કે, "હું એનો અસ્ત્રો" "એ પાણી ભરવા જશે," તો "હું દોરડું લઇને જઇશ." "એ દળશે" તો, "હું ઓરણા નાંખવા લાગીશ" ઇત્યાદી વાક્યો વ્યાપારમાં કુશળ, અને સંસાર વ્યવહારમાં ખબડદાર એવાં અડવાના મ્હોમાંથી નિકળેજ નહિ. કજોડો સ્ત્રીને ચુબન કરવાને માટે નિસરણી માગે એથી તે બીજુ શું અસંભવિત? પણ એ અસંભવના પ્રમાણમાંજ હાસ્યરસની ખુબીછે "ફેજબે, ફેજ" એમ કહીને કેટલાક વિષયની વસ્તુઓ ફકીર ઇશ્વરની પાસે માગે? અને તે પણ બજારમાંજ? એ વાત કેવળ અસંભવિત છે, તોપણ એમાં દંભી ધર્માધિકારીયોની સજ્જડ મજાક નથી કીધી એમ કોણ કહી શકશે. ઇત્યાદી–ઇત્યાદી–ઇત્યાદી.

કવિ, તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી. હું તો એમ કહુંછું કે કુદરતના ચિત્રથી હાસ્યરસ ઉત્પન્ન થતોજ નથી. એજ કારણને લીધે સૃષ્ટી સૌંદર્ય જોવાથી અથવા તેના ખરા વર્ણન વાંચવાથી હસવું આવતું નથી. બીજા સઘળા રસમાં કુદરતની નકલ હોયછે, અને હાસ્યરસમાં કુદરતની distorted નકલ અથવા સાધારણ ભાષામાં જે જે નકલ કહેછે તેજ હોયછે.

(તે વખતે આવીને કાગળપર લખી લીધું હતું તે પ્રમાણેજ આ લખ્યુંછે. તે વખતે કવિનો વિચાર તો એ પ્રગટ પણ ન કરવું એવો હતો. મને એ વિચાર કેવળ ભૂલ ભરેલો અને કાંઈ દગા ફટકાનો લાગ્યો તેથી ઉપલો વાદ ઉઠાવી એને બંધ કરવાની જરૂર પડી હતી. છેલ્લા વાક્યમાંના વિચાર હું હાલ બરાબર પસંદ કરતો નથી.)

બાળકના મ્હોડા આગળ પુરૂષ બેચાર ટોપી પહેરીને અથવા સ્ત્રી પાઘડી પહેરીને આવે તો તે હસી પડેછે. પોપચાં ચઢાવી ચોટલીના લાંબા વાળ મોં ઉપર લટકતા રાખે ત્યારે સમજણું છોકરૂં હસેછે અને અજ્ઞાન ચીસ પાડી ઉઠેછે. ત્યારે અનુપદ્રવ કર્તા અદભૂત બનાવથી હાસ્ય ઉત્પન્ન થાયછે. તેજ ઉપદ્રવ કર્તા થાય ત્યારે ભયાનક રસ. ત્યારે અદભૂત રસનો સ્થાયી ભાવ શો?—તેના અદભૂતપણામાં પણ નિરૂપદ્રવતા હોવીજ જોઇએ–નહિ

તો તે ભયાનક થઈ જાય. જ્યારે કર્મનો ઉદ્દેશ નહિ, અથવા એવો હલકો હોય કે જોનારની નજરમાં નહિ જેવો લાગે તે અદ્ભૂત કર્મથી હાસ્ય થાયછે. અદ્ભૂત રસનો ઉદ્દેશ ભારે. કબીરવડ જોઇને કયો રસ લાગે? લાગે તો અદ્ભૂતજ. કોઈ પણ પશુ પક્ષિ અથવા વનસ્પતિ જોઇને હાસ્ય ઉત્પન્ન થતું નથી. એ શા માટે? એ પ્રાકૃતિક વસ્તુઓના વ્યવહારમાં ઉ-દ્દેશ હોઈ શકેજ નહિ, તેથી ઉદ્દેશ છે કે નહિ એ કહિ શકાતું નથી. તે કારણને લીધે હશે? ત્યારે સૃષ્ટી સૌંદર્યમાં હાસ્યરસ હોયજ નહિ એવો એક નિયમજ રશશાસ્ત્રમાં બાંધવો જોઇએ. ઈશ્વરની અપાર શક્તિનો ઉ-દ્દેશ જ્ઞાનીઓના દીઠામાં કંઈ આવતો નથી, પણ અદ્ભૂત રસજ પેદા થાયછે. હાસ્યરસ ઉત્પન્ન થવાને ઉદ્દેશ unintelligible જોઇએ એમ નથી, પણ ઉદ્દેશ છેજ નહિ એવો નિશ્ચય થવો જોઇએ Unintelligible હોવાથી ઉલટો અદ્ભૂત રસ ઘણો ઘાડો જામેછે. (એ વિષય ઉપર ઘણા સવાલ ઉઠેછે તે સ્થીર વિચાર કરવા લાયક છે) આ જાતનો હાસ્યરસ છેક નિર્મળ નથી લાગતો. આનંદમાં કંઈ પણ તિરસ્કારનો ભેળ જણાય છે. ઉદ્દેશ રહિત કર્મ એટલે મૂર્ખાઇથી તિરસ્કાર તો થવોજ જોઇએ તો. ત્યારે બીજાની નિરૂપદ્રવ મૂર્ખાઈમાંથી આ હાસ્યરસ નિકળેછે એમાં આનંદનો અંશ શા માટે હોયછે? એથી જોનારને નહિ પણ તે કરનાર-ને, અથવા તેના કોઈ સંબંધીને પણ ભારે ઉપદ્રવ પરિણામે થવો જોઇએ નહિ. હાસ્યજનક ક્રીયાનો ઉદ્દેશ નહિ તેથી કુદરતના નિયમે તેનો કંઈ પરિણામજ થાય નહિ, એમ તો હોયજ નહિ. ત્યારે તે પ્રસંગે ભારે પણ થાય. હલકો હોય તો હાસ્યરસ ઉપજે. પરિણામ ભારે કે હલકો થશે એ વિચારવાનું કામ વિવેક બુદ્ધનું છે. તેથી અજ્ઞાનને અથવા નિર્દયને જેમાં હાસ્યરસ લાગે તે કોમળ અથવા ઊંડી લાગણીવાળાને ભયરૂપ દેખાય. આ ભેદ ઉપરથી હાસ્યરસ વત્તી ઓછી ( Delicacy) ગણાય. આ રીતે જોતાં ક્રીયાના કારણ અને પરિણામ એ બંને ઉપર હાસ્યરસ આધાર રાખેછે. એ બંનેનું પ્રમાણ કેટલું જોઇએ એ વિચાર કરવા લાયક વાતછે. ગાંડાઇથી કયારે અને કેટલું હાસ્ય ઉપજેછે?

કુકડાની પેઠે અથવા બલાડાની પેઠે કોઇને બોલતો જોઇને માણસ હસેછે. સમજણા બાળકના હાસ્યમાં કંઈ તિરસ્કાર જોવામાં આવેછે, અને નાનો નાનો રસ કેવળ નિર્મળજ હોયછે. એ નિર્મળતાનું અને તિરસ્કારનું કારણ શું? એ હાસ્ય કયા ભાવથી ઉત્પન્ન થાયછે? એકમાં કુદરતની સાચાઇ અ-

સાધારણ જગાએ જોવામાં આવેછે, અને બીજામાં ઉદ્દેશની નાસ્તી છે. કુદરતની ખરી નકલથી હાસ્યરસ થાય કે શૃંગાર? અરે કુદરતની નકલ તો (અદ્દભૂત શિવાય) સઘળા રસનું મૂળ છે. અદ્દભૂતને માટે પણ મને તો સકછે કે એ નકલ શા માટે નહિ કહેવી જોઇયે? નકલના કામમાં (કાવ્ય એ પેટામાં આવી રહ્યાં) એ વાતથી રસ પેદાં થાયછે. કર્તાની કુશળતાનું પ્રબળ આપણા મનમાં વધારે હોય ત્યારે હલકો શૃંગાર અથવા હાસ્યજ ઉત્પન્ન થાય. એ ખરી વાત ? કેટલા ગ્રંથમાં તેના કર્તાની મૂર્ખાઈથીજ હાસ્યરસ જામે. બીભત્સ લાગવા જેવાં પરીણામ નઠારા નહિ થતાં હોય તો ગ્રથ કરતાની કુશળતાના વિચારથી બીજા રસ નહિ જામે ? ફકત કંઇક આનંદજ થાય, કે સાનંદાશ્ચર્યની વૃત્તિ પણ ખરી ? રસિક પુસ્તકમાંથી અસલ અને નકલની ખુબી તો વિચાર કયા પ્રમાણમાં ઉત્પન્ન થવો જોઈએ. કુશળતાના વિચારથી કોઈ કાવ્ય ઘણું સરસ ન લાગે ? અને તે ઉત્તમ પ્રતિનું નગણાય ?

શત્રુના છિદ્ર ઉઘાડા કરી અન્યોકતીથી વખાણ કરતાં પણ હાસ્યરસ થાયછે. એમાં દ્વેષનો ભાવ ઘણો રહેલો હોયછે.

હલકા ઉદ્દેશને માટે મોટી મોટી સામગ્રી થતી જોઇને હસવું આવેછે. Mock epics સઘળાં એ જાતનાં, એ રસનું મૂળ મૂર્ખાઈ.

શકિત વગરનો શત્રુ પોતાનો દ્વેષ ભાવ મિથ્યા પ્રગટ કરે તે જોઇને સામા ધણીને અભિમાન તિરસ્કાર યુકત હસવું આવેછે—(contemptuous smile). એ સમયે માણસ ફુલેલા નશકોરાં અને વાંકી આંખ રાખીને હસેછે. શકિત વગરનો રૌદ્ર ભાવ હસવા જોગજ છે, કેમકે તે મૂર્ખાઇ છે. પણ એ નિયમમાં એક બાધ નડેછે. શકિત રહિત સૂળી દેવા કહાડેલો દેશાભિમાની અથવા ધર્માભિમાની પોતાની સાચાઇના આવેશમાં શિક્ષાને ન ગણકારી ધિઃકારનાં વચન બોલેછે તે સાંભળીને સાનંદાશ્ચર્ય પેદા થાયછે. શું રૌદ્ર રસનું કારણ નિંદિત હોય ત્યારે હાસ્ય ઉત્પન્ન થાય ? મ્હોટા ખુનીઓના બહાદુર બોલથી પણ વીરરસજ લાગેછે ? ત્યારે કારણના નિંદિતપણા ઉપર કંઈ આધાર નથી. આ વાતનો ખુલાસો મારી નજરમાં આ પ્રમાણે આવેછે.—જ્યારે સમર્થ્ય રહિત દ્વેષ ભાવ પોતાની તૃપ્તીની અર્થે નકામા તરફડીયાં મારેછે ત્યારે શકિત ન હોવાના સબબથી સાધન હલકાંજ થવાના અને ત્યારે બીજા હસે એમાં પણ શી નવાઈ ? હારેલો દેશાભિમાની મરતી વખતે પોતાનો રૌદ્ર અથવા બિભત્સ ભાવ બહાર પાડેછે.

ત્યારે એ ખરેખરૂં જોતાં પોતાની દ્વેષની તૃપ્તિને અર્થે કંઈ શ્રમ કરતો નથી, પણ પોતાનું અજીતપણુંજ માત્ર પ્રગટ કરેછે, કેમકે જ્યાં લગી દૈવ્યના અથવા શત્રુના પ્રાબલ્યથી માણસ દુખ પામતો નથી, અથવા દુખથી પોતાનો મૂળ ઉદ્દેશ (આગ્રહ) શત્રુને સ્વાધિન કરતો નથી ત્યાં લગી તે અજીત પણુંજ છે. અને અજીતપણાથી વીરરસજ ઉત્પન્ન થાય ?

માણસને પોતાના નિષ્ફળ શ્રમોનો વિચાર કરતાં હસવું આવે છે, અને કોઈ વખત ફળીભૂત થએલા શ્રમોના સ્મરણથી હસવું આવેછે. બાળકનો ઉદ્યોગ જુવાનને, અને જુવાનનો ઉદ્યોગ વૃદ્ધને હમેશાં હસવા જેવો લાગેછે. દેશ કાલના સંબંધે જુદા જુદા કામનું માણસોને જુદુ જુદુ લાગેછે. જે ક્રીયાથી હીંદુ ભક્તિમાં લીન થઈ જાયછે તે જોઇને મુસલમાન હસેછે. અને તેથી ઉલટું પણ તેમજ સમજવું (આ વિચાર આ પેટાને લગતો નથી પણ હાસ્ય રસના સામાન્ય વિવેચનમાં લખવો જોઇતો હતો). નહિ આરંભેલા તરંગોના સ્મરણથી પણ હસવું આવેછે, અને વખતે દલગીરી થાયછે.

માણસ નિરાશ થયાથી એટલે પોતાની કેવળ અશક્તિ જોઇને હસેછે. એ ગાંડાના હાસ્ય જેવો ભયંકર રસછે. એ જગો ઉપર માણસ પોતાની મૂર્ખાઇ જોઇને હસેછે. મનમાં છુપા ભાવ રૂપે રહેલા ઉદ્દેશ ઘણા મ્હોટા, અને સાધન ઘણાં હલકાં અથવા નહિજ,—એથી બીજી મૂર્ખાઇ કેવી ? એ હાસ્ય ઘણું (Sympathetic) નથી, કેમકે ભાવ રૂપે રહેલા ઉદ્દેશનું સ્વરૂપ બીજાથી પૂરેપૂરૂં ઓળખાતું નથી (જોનાર તો કાર્ય રૂપે તે પ્રગટ થાય ત્યારેજ તેનું બળ માપી શકે છે), અને તેથી તે ઉદ્દેશ અને સાધન વચ્ચેનું અસાધારણ પ્રમાણ લક્ષમા આવતું નથી, અને તેથી તે પુરૂષ પોતાની મૂર્ખાઈ પોતે જોયછે તથાપી બીજા બરાબર જોઈ શકતા પણ નથી, અને તે કારણને લીધે હસતા પણ નથી.

( એવેજ પ્રસંગે લખાયલા કાગળનો ઉતારો. )

### અદભૂત રસ.

જે બનાવ આપણા જોવામાં આવ્યો નથી; અથવા (શાસ્ત્રીય રીતે બોલીયે તો) જે બનવાનું કારણ ઇંદ્રિય જ્ઞાનથી ઉત્પન્ન થએલા સિદ્ધાંતો ઉપરથી સમજાતું નથી, તેવા બનાવોનો પ્રત્યક્ષ અનુભવ થયાથી અથવા તે બનાવોનું વર્ણન વાંચ્યા સાંભળ્યાથી આપણને આનંદ યુક્ત આશ્ચર્ય લાગે છે. તે બનાવોના જે ગુણને લીધે આનંદ યુક્ત આશ્ચર્ય ઉત્પન્ન થાયછે તે **અદ્ભુત રસ. એ રસ તે બનાવોમાંજ રહેલોછે.—( sublimity ).**

બીજી રીતે પણ અદભૂતરસ થાયછે. તે બનાવમાં જાતે તો અદભૂતપણું કંઈજ નહિ હોય, પણ જ્યારે યુક્તિથી વર્ણન શૈલી એવી રાખી હોય કે તે બનાવો જગતના સાધારણ નિયમને અનુસરતાં છતાં તેના કારણો વાંચતી વખતે જણાય નહિ, ત્યારે તે બનાવના પ્રથમ દર્શને આપણે નવાઈ જેવું લાગેછે, અને કેટલેક દરજ્જે ખરા અદભૂતરસની મઝા આપણે અનુભવિએ છઇએ. ઉદાહરણ—કરણઘેલાનો કર્તા (જેણે માત્ર કૃત્રિમરસ લખ્યોછે) તે હરપાળ સાધના કરવા ગયો તેનું વર્ણન કરતી વખતે તે સ્મશાનમાં અંધારી રાતે શીરીતે જઈ પહોંચ્યો, આસન કરવાને માટે કેટલી મુશીબતે એક મુડદું પેદા કીધું, ઈત્યાદી ભયાનક વર્ણન કીધા પછી કહેછે કે હરપાળ જાણતો હતો કે સાધનામાં ભંગ પડાવવાને ભૂતાવળ ઘણા વિઘ્ન વચમાં આણશે, અને તેથી તેણે ચોકસાઇથી નદીમાં ધોઇને તે મુડદું કીનારાપર નાંખ્યું. પણ એટલામાં કોઈ આવીને તે મુડદું ખેંચી જવા લાગ્યું, અને એણે આશ્ચર્ય તથા બ્હીકથી ટક ટક જોયા કીધું. પણ પછી કહેછે કે તરતજ વાદળામાંથી ચંદ્રમા બારણે નિકળ્યો, અને તેના અજવાળાની મદદે જોયછે તો માલમ પડયું કે એક શિયાળવું તે મુડદું ખેંચી જાયછે. એ વર્ણનમાં શિયાળવાએ ખેંચ્યું એમ અગાઉથી કહ્યું હોત તો આપણને કંઈ અદભૂત લાગત નહિ, અને તેથી એ અદભૂતપણું એ બનાવમાં રહેતું નથી. વર્ણન શૈલી ઉપર આધાર રાખેછે. એને હું કૃત્રિમ અદભૂતરસ કહુંછું. કૃત્રીમ એટલે જુગતીથી ઉભો કીધેલો—ખરો નહિ તે. તાંબાનો રૂપિયો જેટલો રૂપાના રૂપિયા સાથે સંબંધ રાખેછે તેટલોજ આ કૃત્રિમરસ અદભૂતરસ સાથે સંબંધ રાખેછે. એ બનેનું ચલણ તેમના જાતિ ગુણ ઉપર નહિ, પણ પ્રત્યેક માણસના અજ્ઞાન ઉપર આધાર રાખેછે. તાંબાનો રૂપિયો લીધો એવું જણાયા પછી જેમ માણસને પોતાની ભોળાઇનો વિચાર કરતાં શરમ, અને સામા ધણી ઉપર કંઇક કોપ ચઢેછે, તેમજ કૃત્રિમ રસના પુસ્તક વાંચનારને કારણ જાણ્યા પછી નાઉમેદી, કંઇક તિરસ્કાર, અને કંઈક હસવું આવેછે, અને પછી નહિ ઠગાવવાની સાવચેતી રાખી આગળ વાંચે છે. એથી ખરા અદભૂત રસને પણ માન્ય કરતાં આચકો ખાય છે.

જે કુદરતી બનાવો જોવાનો સહવાસ પંડિતો શિવાય બીજાને નહિ હોય તેવા બનાવને સંસાર વ્યવહારના વર્ણનમાં અદભૂતને ઠેકાણે દાખલ

કરવા, અને વર્ણનથી શ્રોતાને આશ્ચર્યમાં તલ્લિન કીધા પછી તેના કુદરતી કારણો સંક્ષેપમાં સમજાવવા એને પણ હું કૃત્રિમરસ કહુંછું. જે દેશમાં આગગાડી, વીજળીયંત્ર ઇત્યાદી નહિ હોય ત્યાંના લોકોની આગળ કોઈ જાદુગરનું ચિત્ર સ્ણગારવામાં વરાળ વીજળીના પરાક્રમ વર્ણવા, અને પછી તેના કુદરતી કારણ સમજાવવા, અથવા નહિ સમજાવવા એ પણ કૃત્રિમરસનો ઉપયોગ કીધા બરાબરછે. જો યંત્ર શાસ્ત્ર પ્રમાણેજ વર્ણન કીધું હોય, અને અદભૂત ભેળવાનો ગાંડો યત્ન નહિ કીધો હોય તો તેને આ દોષ લાગુ પડતો નથી. કુદરતના પ્રૌઢ ચિત્રો આપ્યાથી તો એટલું ગાંભિર્ય જામેછે કે તેને તો અદભૂત નામ આપીયે તોપણ આપી શકાય—એથી તો રોજના સહવાસથી સાધારણ થઈ ગએલી કુદરત જાતે જેવી ખરે-ખરી અદભૂત છે તેવીજ થઈ પડે છે; અને તેથી ઊંચામાં ઊંચી કવિતા ઉત્પન્ન થાય છે.

ઉપર કહેલા બંને બનાવોમાં અદભૂતરસ નથી, પણ માત્ર વર્ણન શૈલીજ આશ્ચર્ય લાગેછે તેથી એ બંનેને કૃત્રિમ અદભૂતરસનું નામ ઘટેછે.

અદભૂતરસનું એક બીજું પેટુંછે. જેને Interest—કહેછે તેને ભવિષ્યાદભૂત કહીયે તો ચાલે. સાધારણ અદભૂતથી કેમ બન્યુંતે સમજાતું નથી, અને આથી શું બનશે તે જણાતું નથી.

---

## જાનેવારી સને ૧૮૬૯ સોમવાર.

મારૂ વીરમતિનાટક થોડાજ દહાડા થયા છપાઇને આવેલુંછે તેમાંનો "ભરેલો સંકોચ" એ અક્ષરોથી શરૂ થતો શિખરિણી છંદ નર્મદાશંકરે વાંચ્યો હશે તેની ખુબી કહેવાને માટેજ પોતે આજ સાંજે આવ્યા હતા. તેમની અતિ પ્રસંનતા તથા મારી કવિત્વ શક્તિની તારીફ સાંભળીને મને તે સમયે તરંગની લહેરમાં) એ નાટકમાંની મારી બીજી કવિતાઓ ફરીથી પરખી જોવાનું મન થયું. તે પ્રમાણે જોતાં મને એમાંની પહેલી સાખીઓ ઘણીજ રસ ભરેલી લાગી. એમાં સંપૂર્ણ કરૂણારસછે. માણસનું મૃત્યુ થાયછે અને તે વખતે જે લાગેછે તે ખરેખરો કરૂણારસ છે. અને એ સમયે જેવી મનોવૃત્તિ માણસની થાય તેવીજ આ સાખી ગાતાં જગદેવની હતી એમ મારી આંખે મૂર્તિમાન દેખાવા લાગ્યું. તે નીચે પ્રમાણે.

જગદેવ પોતાનું વતન દુખથી છોડીને પરદેશમાં નીકળ્યો હતો, અને તેની એટલી બધી દુર્દશા થઈ ગઈ હતી કે એ રાજપુત્રે તે દહાડે કટાર ગીરો મુકીને સીધુસામાન આણ્યું હતું. તે કટાર આપતી વખતે એના રૂદયમાં ઘણુંજ દુઃખ થયું હશે. પણ એવું દુખ નહિ કે તેથીજ લોહીનું ફરવું ધીમું પડી જાય. ઉલટું તે વખતે લોહી ઉછાળા મારતું હશે. અને શરીરમાં બેમાલુમ કંપારી હશે. એ કંપારી કેવી કે જાણે કોઈ પચીશ ત્રીશ વરસનાં ધણી ધણીયાણી હોય અને ધણીયાણી કોઈ કપરા રાજરોગમાં પડી હોય. આખરને દહાડે તે સ્ત્રી દીપવા માંડીછે અને તેની ચાકરી કરતી વખતે જેવું તે ધણીને લાગેછે તેવું જગદેવને કટાર વેચતી વખત લાગ્યું હશે. થાકીને તે મરદ રાતે જરા પોતાના ધાવણા છોકરાને પાસે લઇને સુતો હોય, દહાડામાં તેની બરદાસ બરાબર થઈ નથી એમ વિચારીને તેના શરીરપર હાથ ફેરવતો હોય, તે વખતની મનની સ્થિતિયે જગદેવ આ નાટકમાં પહેલો દેખાવ આપેછે.

"કાં તૂ ખાતીરે નથી ઘોડલી રંક સુજાત,
કીધા ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ;"

એ કડી બરાબર ઉપર કહેલા વખતને અનુકુળછે. પછી તે મરદના મનમાં સ્ત્રી મરી જશે એવો વિચાર આવેછે. અને ત્યારે આ છોકરાંની શી અવસ્થા થશે એમ વિચારેછે. એ રસને અનુકુળ નીચલી કડીછે.

રોજે રૂપા થાળમાં, ખટરસ ભોજન જેહ,
જમતી તે આજે ઉભી, ભૂખી રણ વગડેય.

એમાં રણવગડેય એ શબ્દ અને જ્યારે બપોર થયા હતા. એ વાતનું ગ્નાન એ બે તે સમયના દુઃખને મૂર્તિમાન કરેછે. પછી એટલામાં જાણે પેલા જોડના ઓરડામાંથી દાક્તર જે પોતાનો અભિપ્રાય આપવા ત્યાં રહ્યો હતો તે બૂમ પાડે અને તેને જેવું લાગે તેવું જગદેવને ત્રીજી કડી બોલતાં લાગેછે.

કાં તૂ ખાતીરે નથી, શૂં આવ્યો કંઈ વ્હેમ;
શું તે જાણ્યું હે પશૂ, આવ્યું અનાજ આ કેમ.

કડીના પાછલા ભાગમાં જાણે તે ધણી પૂછતો હોય કે કેમ કેમ? તેવો રસછે. તે સમયે દાક્તર ધીમે સાદે કહેછે. બધું થઈ ચુક્યું અને જેવું તે જેવીપોકથીકે તેવો રસ નીચેની કડીમાંછે.

જો તું જો જો જન સહુ, જો જો પિતૃ પરમાર,
માળવના મહારાજને, બેટે વેચિ કટાર.

આ વખતે દુઃખ દુઃખ વરસી રહે છે. અને જાણે તેની મનોવૃત્તિ સઘળી મૂર્છા ખાઈ જાયછે. કરૂણારસમાં આત્મા ડુબી જાય એમ જે મેં સંગીત કવિતામાં કહ્યુંછે તે આવા વખતના ચિત્રને માટે. એ વખતે ત્રીપુટી જતી રહી એમ પણ ઘણે દરજે કહી શકાય. પછી મુડદું કહાડતી વખતે જે ઉછળતું દુખ (ઉપર કહ્યું તેથી જૂદીજ તરેહનું) થાયછે. તેટલું દરદ પાંચમી કડીમાંછે.

મુકી કટારી આડમાં, ખાવા આણ્યું અન,
મુકવા પડશે ઓ પૂર્વજો, બાણુ ધનુપ કો દન.

પણ આ બંનેમાં ભોક્તાપણાનું ભાન હોતું નથી—ચોથી કડીમાં ત્રીપુટીજ નથી અને પાંચમીમાં ભોજયનું ભાનજ હોયછે. અથવા ભોક્તાપણું ભોજ્યમાં પેસી જાયછે. છઠી કડીમાં ભોક્તાપણું બરાબર ખુલ્લુ બહાર પડેછે

દૂહાગણનો દીકરો, દુહા દુખના ગાય,
દુખમાં ડુબ્યો દુઃખનો, આરો ન દેખે કયાંય.

ભોક્તાપણું ચોખું બહાર પડેછે તે છતાં એજ કડીના ચોથા ચરણમાં પાછું જતું રહેવા માંડેછે, જેમકે કોઈ ધણી પાછલી રાતે ઉઠતો હોય ને જાગૃત થઇને દાતણ કરવા બેઠા પછી કોઈ વખત એકદમ ઝોકું ખાઈ જાયછે. પેલા ધણીનોજ દાખલો લઇએ તો તે ધણી બાળી આવીને રાતે જ્યારે સુએ તે વખતે જેવું લાગે તેવું જગદેવને લાગેછે. પછો પછો જીવને ધીરજ આપતાં આપતાં આખરે જેવી મનની સ્થિતિયે ઊંઘી જાય તેવા રસની નીચલી કડીછે.

વાણી શૂરા વાણીયા, રણ શૂરા રજપૂત;
સુખ શૂરા જનકાદિકો, પણ દુખ શૂરા અદભૂત.

દહાડોપાણી કર્યા પછી જેવું મન થાય તેવા મનનું ચીત્ર છેલી કડીઓમાંછે. એ પૂરૂપ જાતે રજપૂતછે એમ જાણવું જોઇએ.

---

# रघुवंश काव्य.

૧૮૭૦

આ નામ કોઇને અજાણ્યું નહિ હોય. સંસ્કૃત ભાષાના અખુટ ભંડારમાંથી પંડિતોએ પાંચ રત્ન શોધી કહાડીને જેનું નામ "પંચકાવ્ય" પાડયુંછે

તેમાંનું આ એક છે, અને તે કવિ કાળીદાસનું રચેલુંછે. સંસ્કૃત વિદ્યાર્થિઓ કાવ્ય-નો અભ્યાસ કરેછે ત્યારે પ્રથમ એ શીખેછે. એ કાવ્ય એની સરળતા તથા રસીકતાને માટે સઘળાને પ્રિયછે. એમાં રઘુના વંશનું વર્ણનછે, જેમાં કે રામનો અવતાર થયો હતો. એ રસાલંકારથી ભરપૂર અને પ્રૌઢ કાવ્યછે—કાવ્ય શબ્દ ઉપરથીજ આપણે એટલું તો અટકળી શકીએ, કેમકે સંસ્કૃતમાં આપણી પેઠે પદ્યના સઘળા પુસ્તકોને કાવ્ય કહેતા નથી, પણ જેમાં કાવ્યના સઘળા ગુણ કસોટીથી માલમ પડે છે તેનેજ કહે છે. આવા પુસ્તકનું ભાષાંતર કરવાનું સુરતની માજી ટ્રેનિંગ સ્કૂલના શાસ્ત્રી રેવાધર મયાધર ભટને સૂઝયું એ જોઇને અમને આનંદ થાય છે. તેમાં વળી આજકાલ જ્યારે 'નાનકડા' કવિઓ કવિતાને નામે પિંગળ રહીત, રસ શૂન્ય, અર્થ વિનાના અશુદ્ધ ભાષામાં ભાગા ટૂટાં વાક્યો ચારે તરફ ફેંકી કવિનું નામ પૈસે શેર કરી મૂકયું છે, તે વખતે આ શાસ્ત્રીએ તે તાણમાં ન તણાતાં રઘુવંશનું પદ્યમાં ભાષાંતર કરવા માંડયું એ ખરેખર સંતોષકારક છે. હાલ બે સર્ગ પ્રગટ કીધાછે અને હવે પછી બીજા ધીમે ધીમે પ્રગટ કરવાનો વિચારછે.

સંસ્કૃતનું ગુજરાતીમાં ભાષાંતર કરવું એ સ્વભાવિક છે, પણ અમે દલગીર છઇએ કે હજી કાવ્યનું એકે થયું નથી. આપણા જૂના કવિઓનું ઘણું કરીને બધું લખાણ સંસ્કૃત ઉપર આધાર રાખેછે ખરૂં, પણ તેઓએ ભાષાંતર તો એકે કીધું નથી. નાનું શરખું આખ્યાન લઈને પોતાની તરફથી મોટી ઇમારત ઉભી કરવી એ તો સ્વતંત્ર કાવ્ય લખવા સરખુંજછે. નૈષધકાવ્ય, ભાગવત, રામાયણ, મહાભારત, કેટલાએક પુરાણના અમુક ભાગો, વગેરેની કથા આપણી ભાષામાં સંસ્કૃત ઉપરથી કવિઓએ આણીછે, પણ તે ઉપરથી મૂળ ગ્રંથ વિષે જરાએ આપણાથી વિચાર બાંધી શકાય એમ નથી, કેમકે તેઓએ કોઇ કોઈ ઠેકાણે પણ ભાષાંતર કરીએ છઇએ એમ જાણીને લખ્યું હોય એમ જણાતું નથી તેઓ તો જાણે મૂળ કવિની સાથે હોડ બકીને લખવા બેઠા હોય કે તમે જે વિષય ઉપર જે રીતે લખ્યુંછે તેજ વિષય ઉપર અમે તેજ રીતે લખીએ છઇએ, અને જુઓ હવે કાંનું સરસ પડેછે. આ સ્પર્દ્ધામાં સિદ્ધિ ઘણું કરીને અશક્યજ છે. નળાખ્યાનનું આ પ્રકારે અગર જો વિવેચન થયું નથી, તોપણ નૈષધ કાવ્ય છતાં તેની આટલી કીર્ત્તિ એ આપણા ગૂજર કવીશ્વરના અસાધારણ કવિત્વનું મોટું પ્રમાણ છે. પણ એ રીતના ઉતારાને ભાષાંતર કહેવાય નહીં. ભાષાંતર કરનારનું કામ મૂળ કવિના

પ્રતિસ્પર્દ્ધિ થવાને ઠેકાણે તેના ભકત, તેના આજ્ઞાંકિત સેવક, તેના એકાંતિક મીત્ર થવાનું છે. જે ગ્રંથ ઉપર આપણી ભક્તિ નથી એટલે જે તરફ આપણે સાનંદાશ્ચર્યથી જોતા નથી, તે ગ્રંથનું ભાષાંતર આપણે કદી પણ સારૂં કરી શકવાના નહીં; અને તે ગ્રંથ જો કાવ્યનો હશે, તો તો આપણો સઘળો શ્રમ પાણીમાં જશે એમ અગાઉથીજ જાણવું. ભાષાંતર કરનારે કયારે પણ પોતાની તરફનો વધારો ઘટારો કરવો ન જોઇએ કેમકે આપણે તેના વિચાર જાણવા નથી બેઠા, પણ મૂળ ગ્રંથકર્ત્તા જેની કીર્તિથી આપણે મોહિત થઈ ગયા છઇએ તે શું કહેછે તે આપણે જાણવું છે. એવે ઠેકાણે ભાષાંતર કર્ત્તાએ પોતાનું દોઢ ડાહ્યું કરવું એ એક જાતની ઠગાઈ છે. જે ગુણ, જે દોષ, જે છટા, જે ભાષાની મીઠાશ મૂળમાં છે તે સઘળી ભાષાંતરમાં આવવી જોઇએ. જાણે તેજ કવિ આપણી ભાષામાં લખવા બેઠો હોય તો તે કેમ લખે. ભાષાંતરનું આતો સંપૂર્ણ લક્ષણ છે. માણસના કોઈ કામમાં સંપૂર્ણતા આવતી નથી, આ કામમાં તો આવેજ કયાંથી. સંપૂર્ણ ગુણવાળું તો કયાંથી પણ સારૂં કહેવાય એવુંજ ભાષાંતર કરવું બહુ અઘરૂં છે. દુનિઆમાં થોડાજ કાવ્યના ભાષાતરો દેશપ્રિય થયાં છે. નવો ગ્રંથ લખવા કરતાં પણ ભાષાંતર કરવું એ અનુભવી વિદ્વાનો વધારે વિકટ ગણેછે. એ કામ એટલું બધું વીકટ છે કે ભાષાંતર શી રીતે કરવું તે બાબત બે પક્ષ પડી ગયા છે. કેટલા એક કહેછે કે શબ્દે શબ્દ હોય તેમજ ઉતારવું, અને કેટલાએક કહેછે કે ગમે તેટલો ફેરફાર કરવો પણ મૂળનો રસ કાયમજ રાખવો. રસ જેકે કાવ્યનો જીવ છે તેતો બેશક કાયમ રેહવોજ જોઇએ, કેમકે નહીં તો તે ફેંકી દેવાનું ખોખું છે. પણ તેમજ તેમાં જે વિચારો ઉપરથી રસ ઉત્પન્ન થયો હોય તે વિચારોને પડતા મૂકી આપણે નવાજ વિચાર દાખલ કરીને કદાપિ તેવોજ રસ જમાવી શકીએ, તોપણ તે કોઈ રીતે ભાષાંતર કહેવાવું નજ જોઇએ. ભાષા ભાષાની વાકય રચનામાં ફેરછે માટે તે બાબત ગમે તેટલો ફેરફાર કરવો, પણ ભાવાર્થ તો એક રહેવો જોઇએ એમ અમારો પક્કો વિચાર છે. સંસ્કૃત સરખી શાસ્ત્રીય ભાષામાંથી તો તર્જુમો કરતી વખતે આ પ્રમાણે કરવાની વધારે જરૂર છે, કેમકે તેમાં દરેક શબ્દ સાર્થક, અને અનેક વાતની વ્યંજના કરનાર હોયછે. એમાંનો એકાદ શબ્દ અથવા ભાવાર્થ છોડી દીધો, તો તે એક સર્વાંગ સુંદર મૂર્તિનું અવયવ ખંડન કરવા સરખું તે થઈ પડેછે. ઉમેરીને વધારે રસીક કરવાની આશા રાખ-

વા કરતાં તો મોરને ચીતરવા, અને ગુલાબને કસ્તુરીના પટ દેવા જવું એ વધારે સારૂંછે. ધારેલો અર્થ નખશીખ બરાબર પ્રગટ કરવામાંતો સંસ્કૃત કવિઓ એટલે જેને કાવ્ય કહેછે તેના કર્ત્તાઓ અમને સર્વોપરી લાગેછે. અ. ર્થાત સંસ્કૃત કાવ્યના ભાષાંતરમાં વધઘટ કરવા જવું એ રસની હાનિજ કરવા બરાબર છે. વાકય રચનામાં ગમે તેટલો ફેરફાર કરો, એક શબ્દનો અર્થ સમજાવવાને માટે ગમે તો એક વાકય વાપરો, તેમાં જે વાતની વ્યંજના કીધી હોય તેનું કદાપિ સ્પષ્ટીકરણ કરો, ઇત્યાદિ પણ તેના અર્થમાં પોતાનું પદ ન બેસે માટે ફેરફાર કરવો એ ખોટુંજ.

આ પ્રમાણે હોય તેને અમે ભાષાંતર કહીએ છઇએ. સંસ્કૃતમાંથી આ રીતના ભાષાંતર થોડાંજ વરસ થયાં ગુજરાતીમાં થવાં લાગ્યાંછે. ગીતા સરખા એક બે પુસ્તકના પુરાણી ઢબના તર્જુમાં થયાછે પણ તે કાંઇ ગણવા લાયક નથી. એની પહેલ ઝવેરીલાલે કહાડી છે અને ભાષાની કલીષ્ટતા છતાં એ વિદ્યાનનુંજ શાકુંતલ નાટક થયલાં સંસ્કૃત ભાષાંતરોમાં સારૂંછે, આ રીતે જોતાં, વાંચનાર સહજ ધારી શકશે, કે શાસ્ત્રી રેવાધરકૃત રઘુવંશના બે સર્ગ સઘળી રીતે તો મન માનતાં કયાંથી હોય? મૂળનો રસ ભાષાંતર કર્તાથી બરાબર ઝીલી શકાયો નથી, કેટલા એક વાકય તોડી નાંખતાં ચિત્ર તુટી ગયાં છે, કવિતામાં કાંઇ ઘણી તેજી નથી, તે છતાં સઘળે ઠેકાણે અર્થ ઘણું કરીને બરાબર કીધોછે, વધઘટ થોડીછે, અને ભાશા સાદી રાખી છે તેથી કાળીદાસનો રસ આ ભાંશાતરદ્વારાએ ચાખવાની અમે અમારા રસીક વાંચનારને ભલામણ કરીએ છઇએ. કવિતાનું બંધારણ પ્રેમાનંદના જેવી જૂદી જૂદી દેશીઓમાં રાખ્યુંછે એ અમારા વિચાર પ્રમાણે તો બહુ સારૂં કીધું છે. એમાં નિયમ પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે પણ બધે ઠેકાણે હોત તો વધારે સારૂં. એ કાવ્યનો સાર અમે આપી શકતા નથી, તેથી તેમાંથીજ વાંચવાની સૂચના કરીએ છઇએ.

---

## શ્રવણાખ્યાન.

આપણા પ્રસિદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઇની તરફથી તેમનું હિંદુસ્તાની ભાષામાં બનાવેલું શ્રવણાખ્યાન નામનું નવું કાવ્ય અમને મળ્યુંછે તેથી ઉપકાર અને ખુશી સાથે પહોંચ આપીએ છઇએ. આ કાવ્ય એ ગૂજરાતના કવિશ્વરનું બીજું મોટું પુસ્તક છે તેથી તથા હિંદુસ્તાની ભાષા

જેમાં કે કાવ્ય કળા ઘણી ખેડાએલી છે તેમાં એમણે એ કાવ્ય રચ્યું છે. તેથી, અમે કંઇક વિસ્તારથી શ્રવણાખ્યાનનું વિવેચન કરવાનો વિચાર રાખીએ છઇએ. બીજુ એ કવિનું નામ તથા એમની કવિતા આખા ગૂજરાતમાં બધે પ્રસિદ્ધ છે એ વાત ખરી, પણ અમારા જાણવા પ્રમાણે હજી કોઈ વર્તમાન પત્રે કે માસિક ગ્રંથે એ કવિની કોઈ કવિતાનું શાસ્ત્રીય રીતે વિવેચન કીધું નથી. ફક્ત આ ગ્રંથમાં એમના વેન ચરિત્ર વિષે ગયા વરસમાં કેટલાએક અંકો સુધી લખવામાં આવ્યુંછે. દલપતરામને કવિતા કરતાં એટલાં વર્ષ થયાંછે કે એમની કીર્તિ અને કલમ ઠરી ગઇ છે, એને માટે અમારા વિચાર પ્રમાણે તો હવે એમના અમુક કાવ્યનું વિવેચન તો શું, પણ એમની સામાન્ય કાવ્ય શક્તિ કઈ જાતની છે અને એમની ગણના હવે પછી કયા કવિ વર્ગમાં કરવી, એ બાબત કવન પરીક્ષકોને નિષ્પક્ષપાત તુલના કરવાનો સમય આવ્યો છે. એ વિષે લોકોમાં કેટલુંએક અજ્ઞાન બહુ ચાલેછે. કેટલાએક એમને છેક હિમાલયના શિખર ઉપર ચઢાવી દે છે તેમ કેટલાએક પાસિફિક મહાસાગરને તળીએ નાંખવા પણ તત્પર છે. કાવ્ય શાસ્ત્રના અજ્ઞાનને લીધે કોઈ પક્ષ સકારણ વાદ કરી શકતું નથી, અને જે કામ વિદ્વાન વર્ગે કરવાનું છે તે તેમનાથી થાય એમ આશા રાખવી એજ ખોટું છે. અમે આ મોટો વિષય ગ્રહણ કરવાનો હમણાં વિચાર રાખતા નથી, પણ અમારી મતલબ એ છે કે એની જાહેરમાં સૂચના કરવી અને બને તો આ મથાળે લખેલા કાવ્યના વિશેષ વિવેચનમાં કોઈ કોઈ ઠેકાણે સામાન્ય દિકપ્રદર્શન કરતા જવું.

જ્યારે આપણો એકાંતિક મિત્ર તથા બીજો કોઈ માથા ફોડીઓ ઓળખીતો એ બંને એક વેળાએજ આપણને મળવા આવેછે ત્યારે જેમ પેલા મિત્રના સંભાષણનો નિરાંતે રસ લેવાને માટે પ્રથમ પેલા માણસની સાથે આપણે વાત કરી લઈ શ્રીફળ આપીએ છઇએ, તેમ અમે એ ગ્રંથનો બહારનો દેખાવ એટલે છપાઇ, કદ, કિમત, ઉત્પત્તિ, ઇત્યાદિ કેટલી બાબતોને અત્રે પહેલ વહેલા હસ્તને પતાવી નાખવાનું ધારીએ છઇએ. કવિ દલપતરામના સાંભળ્યામાં આવ્યું કે અયોધ્યા પ્રાંતમાંના બલપુર નામના કોઈ પહેલા નંબરના રાજયના મહારાજ હાનરબલસર, દિગ્વિજયસિંહ કે. સી. એસ. ને કવિતાનો શોખ છે અને તેથી આપણા દેશના કવિ કુળના ધર્મ પ્રમાણે તેમને પ્રસંન કરી સારી ભેટ મેળવવાને મનસુબે એક કાવ્ય

રચ્યું અને જાતે તો જઇને આપવું એ અઘરી વાત તેથી તેમની તરફ રવાને કર્યું. તે રાજાએ કાશીના કવિ ગોકુળ પ્રસાદનો અભિપ્રાય માગ્યો. એ ગોકુળપ્રસાદે કેટલાંએક પુસ્તકો બનાવ્યાં છે અને તેની નકલો ગૂજરાતમાં પણ કેટલેએક ઠેકાણે જોવામાં આવેછે. કવિના સાધારણ સ્વભાવ પ્રમાણે આ વખતે કંઈ ઇર્ષા અને નિંદા ઉત્પન્ન થઇ કે નહિ એ જાણવાના પુરતાં સાધન નથી, પણ શ્રવણાખ્યાનની વીશેક પાનાની પદ્યાત્મક પ્રસ્તાવના ગોકુળ પ્રસાદે લખીછે. તેમાંના નીચલા ઉલ્લેખ ઉપરથી તો એમ જણાયછે કે તે દલપતરામ ભાઇના ઉપર મોહિત થઈ ગયા છે.

नृप अघजुन गुण निकर ज्योहरी यश मुकुता गहि
कवि तारथ आरुढ पंथ देशांतर को लहि
ढौर अनेकन गयो मान परशंसा पायो
देश वेश गूजरात अहमदावादहि आयो
तह दलपतिराम प्रबीन कवि रतन पारखि लखि लिए
वृज कीन्हे करना भरनको श्रवन कथाकी मातिदिए

* * *

पढे वेद वेदांग व्याकर्ण पूरे
पढे काव्य कोशादि औ मंत्र रूरे
सदा संत संगी सभा सिच्छकारी
गुनी है गुनीके मुनीके विचारी

એ પ્રસ્તાવનામાંથી હવે વધારે ઉતારો કરતાં હમારી હિંમત ચાલતી નથી, કેમકે આગળ એ ગોકુળ પ્રસાદે એટલી અતિશયોક્તિથી દલપતરામની અને તેના કાવ્યની પ્રશંસા કીધીછે કે તે વાંચતા નકામા બિચારા દલપતરામ કવિ હાસ્યને પાત્ર થઈ જાય. સારાંશ કે દલપતરામનો દેશ, દલપતરામનું ગામ, દલપતરામનું રૂપ, દલપતરામની બુદ્ધિ, દલપતરામનો સ્વભાવ ઇત્યાદિ, ઈત્યાદિ ઈત્યાદિનું એ કાશીના કવિયે ટીપના સૂરમાંજ હમેશાં ગાયન કીધું છે. શ્રવણાખ્યાનને વસંત રૂતુનું, તીર્થનું, તરેહ તરેહનું રૂપક આપ્યું છે. એ ભટાઈ એટલી બધીછે કે કેવળ જુઠાણુ જેવું લાગેછે. અને તેથીજ અમારે ઉપર જરા શક ભરેલું કહેવું પડયું હતું કે ઇર્ષા ઉ-

પેમ થઇ કે નહિ તે જાણવાનાં પૂરતાં સાધન નથી. દલપતરામે પણ એ કાવ્યની આખરે, ગોકુળ પ્રસાદની અને બીજા રાજ કવિઓની અગાઉથીજ પ્રશંસા કીધી છે, પણ તે લખવામાં અગર જો તજવીજ છે તથાપિ તે છેક હદ બહાર જતી નથી. તે આ પ્રમાણે.

कवित्त.

सागरके समिपमे छील्लर सरोवर ज्यों
सविताके समीप खद्योतको उद्योत ज्यों
कौस्तुभके आगे कहौ काचकी किमत कहा
गरुडके आगे कहा कहिये कपोत ज्यौं
शारदाके आगे शुक सारिका समान कहा
दिवाकर आगे कहा दिपककी ज्योत ज्यौं
बडे बडे कविराज रविसे विराजे जिहां
तिहां मेरे जैसे कवि खेचर खद्योत ज्यौं.

આ કવિતને મથાળે દલપતરામ 'નમ્રતા' એમ લખેછે તેમ એ નમ્રતાજ છે એમ સ્પષ્ટ જણાય છે, તોપણ એમાં અમુક ગુણની તારીફ કીધી નથી. તેથી સાહેબ લોકની સુધારા વાડીનું માળીપણું સાર્થક થયું કહેવાય. ગોકુળ પ્રસાદની મોહોડાની ગાડેગાડા મુગલાઇમાં સત્ય કયે ઠેકાણે દબાયું રહ્યુંછે અને તે કેટલું છે તે જાણવું તો અશક્ય છે, પરંતું એટલી વાત તો નિશ્ચય છે કે રાજાએ એ શ્રવણાખ્યાન છપાવી દલપતરામને ૧૦૦ નકલ તથા ૫૦૦ રૂપિયા ઇનામ આપ્યા. હિંદુસ્તાન તરફ છપાએલી બીજી સાધારણ ચોપડીઓમાં જેમ કંટાળા ભરેલી છપાઈ અને કંટાળી ભૂલો જોવામાં આવેછે તેમ આ ગ્રંથમાં પણ છે. દલપતરામ કવિના હાથમાં એ વાત નહોતી એટલે તેને અમે કંઈ ઠપકો આપી શકતા નથી, પણ અમે ભલામણ કરીએ છઇએ કે એની બીજી આવૃત્તિ તો એ કંગાલ હિંદુસ્તાનમાં નહીં પણ મુંબાઈ ઈલાકામાં છપાય તો સારૂ. એમાં બળપુરના દિગવિજયસિંહજીનું તથા ગુજરાતીના કવિશ્વરજીનાં ચિત્ર છે તેતો ખરેખરાં જોવા લાયકજ છે. શું સમજીને વિવેકી દલપતરામે એમ કરવા દીધું હશે તે અમારાથી સમજી શકાતું નથી. એ ચિત્ર મનના કોડ પૂરા પાડે એવા નથી,

પણ ઉલટાં તેને તોડે એવાં છે. એનું કદ કાવ્યદોહનના પહેલા ભાગ જેવડું છે અને પૃષ્ટ ૧૩૪ છે. એની કિંમત દર સાદી પ્રતની ૨) રૂપિઆ અને પુઠાવાળીના ૨।) રૂપિયા રાખીછે.

એ કાવ્ય વિષે હવે આપણે ગંભીરાઇથી વિચાર કરીએ. દરેક પુસ્તકની તુલના કરવામાં તેની યોજના અને કૃતિનો વિચાર કરવો જોઇએ. પરિભાષિક અર્થમાં આ બે શબ્દ અમેજ પ્રથમ વાપરીએ છઇએ. તેથી તેનું કાંઈ વ્યાખ્યાન અમારે કરવું જોઇએ. કાંઈ જુગતી ગોઠવણ કરવી તે યોજના એ અર્થ તો જન પ્રસિદ્ધજ છે. પણ વિવેચન શાસ્ત્રમાં એનો અર્થ એમ કરવો કે ગ્રંથકાર પોતાના ગ્રંથમાં જે વસ્તુ જે રીતે જે ઉદ્દેશથી લખવાનો પ્રથમ નિર્ણય કરેછે. તે વસ્તુ તે રીત અને તે ઉદ્દેશ એ સઘળાનું નામ યોજના ઉદ્દેશ પ્રસંગને ગણ્યો હોય, તોએ ચાલે (s Design). તે માટે એ શબ્દ અમે કામમાં લીધો છે. એ યોજનાને પાર પાડવી તે કૃતિ. જેમ આ જગતમાં માણસે યોજેલાં સઘળાં કામમાં થાયછે તેમ પુસ્તક રચવામાં પણ છે. યોજના ઘણી ઉત્કૃષ્ટ હોય કૃતિ બહુજ નઠારી રીતે થાય, અથવા યોજના નઠારી હોય ને કૃતિ સારી થઈ જાય. તોપણ એ બંનેનો પરસ્પર કેટલોએક સંબંધ છેજ. ઇતિહાસ કર્તા પોતાના વિષયનું ઘણી બારીકીથી પ્રથક્કરણ કરી સુંદર કલમે લખવા માંડે, ને લખતાં લખતાં વર્ણન એવું કિલષ્ટ થઇ જાય કે વાંચનારને તે વૃત્તાંતનું ચોખું જ્ઞાન કાંઇજ મળે નહિ; અથવા રસમય પ્રસંગોને યોગ્ય રંગમાં ચિતરવાનો નિશ્ચય કરે, પણ તેમ કરવાની શક્તિ ન હોવાથી વર્ણન કેવળ ફીકુ થઈ જાયછે. તેમજ યોજના કરવામાં કાંઈ વિચાર ન કીધો હોય અથવા નઠારા પાયા ઉપર કીધી હોય, પણ સ્વભાવિક બળે ક્રમ રહિત તથાપી સુંદર કૃતિ થઇ જાયછે. તોપણ યોજના સંબંધી જે દોષ રહી ગયોછે તે નિપુણ પરીક્ષકને હમેશાં જણાઈ આવ્યા વગર રહે નહિ, અને તે પુસ્તકના પ્રથક પ્રથક અંક વાંચનારને ગમે તેટલાં સારાં લાગે, પણ જ્યારે કોઇ આખી મૂર્ત્તિનો વિચાર કરે ત્યારે તેની કુરૂપતા પ્રત્યક્ષ નજરે પડે. એટલે યોજના સારી હોય તો ગ્રંથ સારોજ થાય એમ નથી, પણ નઠારી યોજનાથી ગ્રંથ ઉત્તમતો કદાપિ થઇ શકે નહિ.

યોજના કરવામાં બે વાત ઉપર લક્ષ આપવું પડેછે–વસ્તુ અને સંકળના. વસ્તુ એ ગ્રંથનો સુક્ષ્મ દેહ છે. જે નાની ટુંકી વાત જે રસ, જે બોધને માટે એ ગ્રંથ લખવાનો છે, અને જે ઉપર નિરંતર કર્તાએ પો-

તાની, દ્રષ્ટી રાખવી જોઇએ, તેનું નામ વસ્તુ, શકુંતલા નાટકની વસ્તુ શકુંતલા આખ્યાન અને સંપૂર્ણ લાલિત્ય. વિપ્રલંભ શૃંગાર અને શ્રષ્ટિ સાૈંદર્ય એ ઉત્તરરામચરિત્રની પ્રાધાન્ય વસ્તુ છે, અને રામ કથા એ વસ્તુનું પાત્ર છે. પણ પાત્ર તો હમેશાં રસ રહેવાને માટે જોઇએજ માટે એવા આખ્યાનો વસ્તુના અંગજ ગણાય છે, અને અમે પણ અત્રે તેજ પ્રમાણે ગણીશું. મોહન જાતિના પુસ્તકોનું દૃષ્ટાંત આપ્યું માટે એમ નહિ સમજવું કે એ વર્ગમાંજ વસ્તુ અને સંકળના હોયછે, પણ તેમાં એ સંપૂર્ણ સ્થિતિમાં હોવાને લીધે ઝટ ઓળખાઈ આવેછે, અને ઘણું કરીને એવા ગ્રંથનાજ વિવેચનમાં એ પરિભાષાની ઘણી જરૂર પડેછે. બાકી સઘળામાં, પછી તે મોહન, બોધન, કે શોધન વર્ગના હો—યોજના તથા કૃતિ હોવીજ જોઇએ. ગીબન નામના રોમના ઇતિહાસ કરનારની યોજના અને કૃતિ એટલી વખણાય છે કે તેનાં પુસ્તકો એ ઉત્તમ ઇતિહાસના સંપૂર્ણ નમુના ગણાયછે. એરિસ્ટોટલ નામના જગ પ્રસિદ્ધ નૈયાયિક અને તત્વ વેત્તાની યોજના અને કૃતિ એવી અનુપમ છે કે એનો શિષ્ય શિકંદર બાદશાહ તો માત્ર માણસોના શરીર ઉપર થોડા વરસ લગી રાજ કરી ગયો, પણ એ સમર્થ યવનાચાર્યે તો આસરે બે હજાર વરસ સુધી આખા યુરોપના વિદ્વાનોના મન ઉપર એક ચક્રે રાજ્ય ચલાવ્યું છે અને હજી પણ શોધન (Philoopher) શૈલી.



# શકુંતલા નાટકના ગૂજરાતી તરજુમા.

સને. ૧૮૬૯-૭૦.

અમારા પાછલા* એક અંકમાં આ સુંદર નાટકનો કંઈ ટુંકો સાર આપ્યો હતો, અને તે વખતે મી. ઝવેરીલાલના ભાષાંતર વિશે અમે જોઇને અમારો વિચાર આપ્યોજ હતો, કેમકે અમને ખબર મળી હતી કે એજ નાટકનો મુંબઇમાં બીજો તર્જુમો થતો હતો, અને જ્યારે એમ હતું ત્યારે બે તરજુમાનું જોડે વિવેચન કરવું વધારે સરલ અને ફાયદાકારક થશે એમ અમે ધારતા હતા. હાલ એ બીજો તર્જુમો મી. દલપતરામ

* આ "પાછલો અંક" ગુજરાત મિત્રનો હોવો જોઇયે પણ તેની ભાળ લાગતી નથી. ગો. મા.

પ્રાણજીવન ખખર તરફથી બહાર પડ્યોછે. એ બે ગ્રંથો જોઈને એક વિ-ચારથી અમને ઘણોજ સંતોષ ઉપજેછે. આખા હિંદુસ્થાનમાં સઊથી જૂની અને ઘણુજ માન પામેલી ભાષા સંસ્કૃત છે. એ ભાષામાં આ દેશના સઘળાં ધર્મ પુસ્તકોછે, એ ભાષામાં ઘણી ઉમદા કવિતાછે, એ ભાષામાં ફીલસુફીના ઘણા ગ્રંથો લખાયાછે. એ ભાષામાં સઘળા વિષય ઉપર લખા-ઈ ચુક્યુંછે, એ ભાષાના લખાણ ઉપરથી હિંદુ વર્ગના સઘળા સંસાર વ્યવ-હારના વિચાર પેદા થાયછે, તથા પછીથી પાકૃત ભાષાઓમાં જેટલું લખાયું છે તે સઘળાનો આધાર એજ સંસ્કૃત ભાષાના પુસ્તકોછે. જેવી યૂરોપમાં લાટીન અને ગ્રીક તેવી ભરતખંડમાં એ ભાષાછે. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવો અને તેમાંથી ગૂજરાતીમાં તરજુમા કરવા એ અમે ઘણું જરૂરનું સમજીએ છઇએ, અને હિંદુ વિદ્વાનોની તો એ ફરરજ છે. આ કારણથી અમે કેટલેક વખત થયા અચરતી પામતા હતા કે અંગ્રેજી ગ્રંથોમાંથી સરખી ચોપડીઓના પણ ગૂજરાતી ભાઇયો તરજુમા કરાવા મંડી જાયછે, અને સંસ્કૃત તરફ પોતાનું મન કેમ દોડાવતા નથી. એ અમારી અચરતી દુર કરી આ બે ગૃહસ્થોએ અમને આનંદ પમાડ્યોછે.

આ બે તર્જુમામાં મી. ઝવેરીલાલવાળો મૂળને વધારે મળતો આવે છે. એમાં ફેરફાર ઘણોજ થોડોછે, અને વાક્ય યોજના પણ બને તેટલી મૂળને અનુસરતી રાખીછે. ઘણું કરીને છંદ પણ તેમાં છે તે પ્રમાણેજ રા-ખ્યાછે. મી. દલપતરામના તરજુમામાં વધઘટ વધારે કીધેલી જણાય છે અને કવિતાના માપ જુદાં છે. આ ગુણથી જે ગુણ દોષ જોવાની આપણે સ્વભાવિક રીતે આશા રાખીએ તે પ્રમાણેજ જોવામાં આવેછે. મી. ઝવે-રીલાલનું લખાણ ક્લિષ્ટ થઈ ગયુંછે. એનો અર્થ વાંચનારથી સહેજ સમ-જાઈ શકતો નથી. અને તેથી તે નિરસ લાગેછે. તોપણ અમારે કહેવું જોઇએ કે એ માંહેલું ગદ્ય અથવા સાદુ લખાણ ઘણી સારી રીતે લખા-એલું અને તેને એ કઠિણતાનો દોષ લાગુ પડતો નથી એટલુંજ નહિ પણ તે મી. દલપતરામના ગદ્ય કરતાં વધારે સરળ, રૂઢ, અને રસ ભરેલું છે. મી. ઝવેરીલાલના ભાષાંતરને ચઢીયાતું ગણવામાં મોટી હરકત એ છે કે એ શકુંતળા નાટકમાં કવિતાનો ભાગ ઘણોછે અને ઘણો ભાગ જેમાં સમજાય નહિ એવો નહિં હોય તે ગ્રંથને સારો કેમ કહી શકાય. મી. દલપતરામ ની કવિતા ઘણી સરલ અને રસ ઉપજાવે એવી છે. એમાં સવિતા નારાય-

બુની તરફથી કેટલી મદદ મળી હશે તે બરાબર કહી શકાતુ નથી, પણ અમને એમ લાગેછે કે જો અમારી કલ્પના ખરી હોય તો મી. દલપતરામ પોતાના તરજુમાની કૃતેહને માટે એ ઉગતા કવિના વધારે આભારી છે.

ઘણા એક લોક એ તરજુમા વાંચ્યા પછી ઘણીવાર એવો પોકાર કરતા સંભળાય છે કે એમાં રસ લાગતો નથી. એ પોકાર કેટલેક દરજે ખરો છે. કાળીદાસનું નામ, અને તેના નાટકની દુનીયામાં વખણાએલી જે ખુબી, તે એવાં છે કે. દરેક માણસનું મન એ તરજુમાઓ વાચવાને ઉશકેરાય છે, પણ કાળીદાસના નામ ઉપરથી જે રસની આશા રાખી શકાય તેનો થોડો ભાગજ આ તરજુમા વાંચતા જોવામાં આવેછે. અંગ્રેજી ભાષામાં કાળીદાસના નામને છાજે એવો તરજુમો થયોછે, તેમ આપણી ભાષામાં એકે થયો નથી એમ કહેવું પડેછે. ગૂજરાતી ભાષાનોજ એ વાંકછે એમ તો કહી શકાય નહિ, કેમકે સંસ્કૃતમાંથી એમાં તરજુમો કરવો વધારે સહેલો, અને નૈષધ કાવ્ય દશમસ્કંધ સરખાં કેટલાંક સંસ્કૃત કાવ્યના એવા તરજુમા થયા છે કે તેની ખુબી ગૂજરાતના આ છેડાથી પેલા છેડા લગી ગવાય છે. પણ કવિતાનું ભાષાંતર બીજા કવિથીજ મન માનતી રીતે થઈ શકેછે. તેથી સઘળા તરજુમા કરનાર પાસેથી તેટલા રસની આશા રાખી શકાતી નથી. ગુજરાતી ભાષામાં કાળીદાસ સરખા મહા કવિના એક નામીચા ગ્રંથને આ બે વિદ્વાન ગૃહસ્થોએ દાખલ કીધો માટે સઘળા એ ભાષા બોલનારાઓએ એમનો ઉપકાર માનવો જોઇએ, અને એવાં પુસ્તકોનો વધારો થાય એવી હમેશાં ઇચ્છા રાખવી જોઇએ.

---

# जूनी गूजराती भाषाना थोडाएक नमुना.

સને ૧૮૭૩

અક્ષર જોડણીના નિયમોનું વિવેચન કરતી વખતે અમે કહ્યું હતું કે ઘણા શબ્દોમાંથી એ વાંચનમાળા હ કહાડી નાંખે છે ત્યાં ખરેખરો બોલાય છે, અને એ પ્રમાણે એવા શબ્દમાં હ પ્રાચીનકાળથી બોલાતો તથા લખાતો આવ્યો છે. એ વાતની સાબીતી દાખલ ગૂજરાતી ભાષાના જૂના ગ્રંથોમાંથી પૂરાવા આપવાનું તે વખતે અમે કબુલ કર્યું હતું, અને તે વચન બનતી તાકીદે પૂરૂં કરવાના હેતુથી અમે આ અંકમાં તે વિષય દાખલ કરીએ છીએ. એ ગૂજરાતી ભાષાના નમુના જોયાથી બધાની

ખાત્રી થશે કે ઘણા શબ્દમાં જે હકાર બોલાયછે તે કાંઈ આજ કાલ નવો પેસી ગયો હોય એમ નથી.

એ મતલબે આ નમુના જોતાં જૂના વખતની ભાષાની ખાસીએત પણ વાંચનારના જાણવામાં આવે એ માટે અમે તેમાં છે તે પ્રમાણેજ કાંઇપણ ફેરફાર કર્યા સિવાયજ છાપીએ છઇએ. છેક કઠિણ શબ્દના હાલમાં ચાલતાં રૂપજ હેઠે સમજાવ્યા છે.

એમાની એક પ્રત નંદાવર્તીમાં (નંદર બાર?) સંવત ૧૬૮૫ માં લખાએલી છે. એમાં ત્રણ ગ્રંથ છેઃ—ભીમકવિકૃત હરિલીલા સોળકળા, કૃષ્ણદાસકૃત મોટો સુદામો, અને શકુનાવળી. એ ત્રણે કોઈ ખબરદાર લહીઆએ સારા બાળબોધ અક્ષરે લખ્યા છે, અને વર્ણશુદ્ધિ બધે એણે એકજ રાખી છે.

સંવત ૧૬૪૦ માં લખાએલું એક વૈષ્ણવોનું આન્હિક છે. એ ગદ્યનું પુસ્તક છે અને એનો લખનાર પણ કોઈ ખબરદાર લહીઓ છે. એ પ્રત કયે ઠેકાણે લખાઈ તે તેમાં લખ્યું નથી.

આપણા વિદ્વાન ઈન્સ્પેક્ટર દાક્તર બુલર સાહેબે ઘણા એક જૂના ગૂજરાતી ગ્રંથોનો સંગ્રહ કીધો છે તેમાંથી વિમળસૂરીકૃત સારરાસ અમને જોવા આપ્યો છે તે. એ ગ્રંથ સંવત ૧૬૦૩ માં બનેલો અને ૧૬૧૩ માં લખાએલો છે. લહીઓ કોઈ વિદ્વાન અને ધ્યાન આપીને લખનારો જણાય છે. કદાપિ કોઇને શંકા આવશે કે ગોરજીઓની ભાષા કાંઈ શુદ્ધ ગૂજરાતીનો નમુનો ગણાય નહીં, અને તેથી તેના ઉદાહરણ આ વાદમાં આપવા એ પ્રસંગાનુકુળ કહેવાય નહિ, પણ એ બાબત અમારો એવો વિચાર છે કે જૂની ગૂજરાતીમાં જૈન કે વેદમાર્ગીનો કાંઈ ભેદ ગણવાનો નથી, પણ એથી ઉલટું હાલ ગોરજીઓ જે ભાષામાં ગ્રંથ લખેછે તેજ ભાષા આખા ગૂજરાત પ્રાંતની જન ભાષા હતી. એ વિચાર વ્રજલાલ શાસ્ત્રીએ પોતાના એક ગ્રંથમાં સાફ જાહેર કીધો છે, અને જે જે વિદ્વાનો જૂની ગૂજરાતીનું અવલોકન કરેછે તેનો પણ એવોજ વિચાર થયા વિના રહેતો નથી. તે છતાં વાદાર્થે અમે એમાંના ઘણા ઉદાહરણ લીધા નથી.

## सोळ कळामांथी.

वरश सहस्त्र अग्यार श्रीराम
राज्य करी पुहुता निज ठाम.

सिंहासन [1]बिठुछि कुरराइ
मोटु तेह तणो माहिमायि.
तेहनां पुत्र पौत्र अनेक
तेह तणु किम कहुं विवेक.(१० भी કળા ૬૦મી કડી.)
शब्द एक [2]हौउ आकाश
कंस [3]ताहारो करासि नाश
सम्यक वैरी जाणो तेह
[4]एहनु गरभ आठमु जेह.     १५
आव्यु तेहां कंस भुपाल
क्रोध [5]करीनिं लीधुं बाल
पागि साहीनिं कारि विनाश
तेटालि कन्या गइ आकाश.     ७०
मुख जोई मासी तणुं वदानि अंगुठ चरंण
सिंहतणी घिरि [6]परहुणु, जाणे आव्युं हरण.  ८६
मूंकि मूंकि केशव तवदास
वली नही आवूं ताहारी पास.   ८८
गोकुल वरत्यु जय जयकार
गायि गोप तेहां मंगलाचार. १०३ (११ मी કળા.)
नाहाना बालक साथि [7]रमि
कारि वात जे जेहनिं गमि,  ९
खेद यशोदा पामी सही

---

१. બેઠો છે. જ્યાં 'इ' આવે ત્યાં 'એ,' અને "ઉ" આવે ત્યાં 'ઓ' વાંચ્યાથી હાલનું ગૂજરાતી ઉચ્ચારણ થશે.

२. હૂવો, હવો, થયો.—૩. તારો, ત્હારો, "તું"ની છઠી વિભક્તિ.—૪. એનો.—૫. કરીને.—૬. પરોણો. પ્રાહુણો.—૭. રમે.

काहानड तूं बंधायि नही. ८
ब्रह्मांड कोटि व्यापी रह्युं,किहांताहारुं महिमाइ.१८
जे [1]तह्म पद पल्लव [2]अणसारि
ते भवसागर हेला तारि. २१
दीठुं कृष्ण तणूंत करंम
गोप भणि अह्मो जाण्युं मरंम. ३२
मन अह्मारां लीधां हरी
धूरत कृष्ण गयो नीसरी. ૪૨ (૧૨ મી કળા.)
खुरासाण केरु राजान
कालयवन तेहनुं अभिधान. ૩૦ (૧૩ મી કળા.)

મોટા સુદામાનાં વાક્ય:—

एकछि अंनत तूं, अछेदनि अभेद.
मानवी तूह्मनि किम कलि, जेहनिं न जाणे वेद.
सुदामु सूखी नही, दोहिलिते दीहाडा जायि. (કડવું ૧ લું.)
एक ब्राह्मण त्यांहां वसि, सुदामानि पासि
वढतांरे तेहनी कामिनी, विकट कीधुं हास्य.
प्रीऊ प्राति एम वादि, सांभिल माहारा कंथ. (કડવું ૨ જું)
दीधारे विण किंम पामियि, तृष्णा ते सघली मेहल्य.
विप्रनिं तरप्या नही, सुख पामियि किम आंहां.(કડવું ૩જું)
तह्मो जाउ गोव्यंद भणी
सारकारि प्रभू आपणी
सात जनमिंदत न दीधुं, तु कृष्ण किहां थकी आपि.
दत होयितु बिठा पामायि, तेहनु श्यो महिमाय;

---

૧. તમ, તમારો, ૨. અનુસરે.

पुन्य होयितु त्यांहांसिद जैइयि, एम बादि [1]शिवताय.(કડવું ૪થું)
अधिक पंथ तह्मो चाली आव्या, थया हासु अश्रांत.
सदामानी सेवा मांडी, चरण चांपि भगवंत.
प्रेम धरी हरी पाग पखालि, ऊष्णोदक अणावि
जोवा मित्र माहावजी करु, सोळ सहस्त्र त्यांहांआवी.(કડવું ૫મું)

વૈષ્ણુવાન્હિકમાંથીઃ—

पछी पूर्वाभिमुख बिशी माथूं [2]उहोलीनि हाथ पखालीए । शरीर नवाछिद्र सदाहवि । निद्रा माहि विशेषि सदाश्रावि । ते माटे प्रातःस्नान वश्य करवुं अशक्त पुरुषे जलस्नान न करवुं ×× + एहवूं मानसस्नान कीजि.

प्रातःकाले प्रथम दिवसनूं धोयूं वस्त्र [3]धरीइ । मध्यान स्नाने प्रथम दिवसनूं धोयूं न धरीइ । काछडी [4]पिहिली दीजि । पाटली पाछि वालीए.

पाछि आचमन करी देवपूजा कीजि। तिहां प्रथम पूजोपहार योग्य करी स्थापीइ ॥

સાર રાસમાંથીઃ—

મુરિખ અક્ષરજં કવઈ ॥ તે સવિ સુગુર પસાય
વર્ણ માત્ર જિણિ શીખવિઉ ॥ તેહનો પ્રણમું પાય. ૧ લુ પૃષ્ટ.
શ્રી પ્રશેન જિતિ તિહાં ભુપાળ ॥ અરિયણ કોડિ તણુ તે કાળ
કરઈ રાજ ન્યાઈ અભિરામ ॥ કહઈ લોક અવતરિઉ રામ. ૨ પૃષ્ટ.
એક દિવસ નિસિ પઉઢિઉ રાય ॥ મનિચ્યિંતઈ એહવુ ઉપાય. ૨ પૃષ્ટ.
પુત્ર સાઠ છઇ ઉછાંછલા ॥ માહોમાહિં ધરઈ આમલા
પુત્ર પરીખ્યા કરિવા કાજિ ॥ ખાંજાં કરંડાં ભરાવ્યા રાજિ
નિમળ નીર ભરાવ્યા કુંભ ॥ જેહવું સુજન ચ્યિત નિર્દંભ

---

૧. સુદામાની સ્ત્રીનું નામ એમાં શિવતા આપ્યું છે.

૨. હોળીને, ઓળીને. ૩. ધરીએ. ૪. પેહેલી.

સકલ પુત્ર તેડ્યા તિણિ ઠામિ ॥ બોલાવઈ ભુપતિ તે નામિ
કરૂ પુત્ર બુદ્ધિઈ અમ્હ કાજ ॥ જિમનિજ કુલનઈ નાવઈ લાજ
શ્રીમતિ ભગવતિ સરસતિ દેવિ ॥ પ્રણમી સંહિ ગુરૂ પયવંદેવિ ૧૧ મું પૃષ્ટ
બીજુ ખંડ રચું હું વલી ॥ જે સુણતા પુહચઈ મન રૂલી
કુમર સેઠિ બે વ્યવસા કરઈ ॥ ઇકદિન ચુહટા માંહિ સંચરઈ
પડહ સાદ સુણીઉં નિજ કાનિ ॥ ઉભા રહનિ સુણઈ ઇક ધ્યાનિ.

ઉપરના દાખલા ઉપરથી માલમ પડે છે કે અમે, તમે, મારૂં જ્યાં ત્યાં વગેરે ઘણા શબ્દો જેમાંથી હાલહકાર આપણી વાંચનમાળાથી કાહાડીજ નાંખ્યો છે અને બીજા કેટલાએક શબ્દ જેને વિષે જૂદા જૂદા મત ચાલે છે, તેમાં અસલ હ લખાતો હતો અને એનું ઉચ્ચારણ શી રીતે થાય છે તે બાબત અમે પાછલા અંકોમાં પ્રસંગાનુંસાર બહુ બોલી ચુકયા છઇએ તેથી અમે અત્રે કાંઇજ વધારે બોલવાની જરૂર જોતા નથી.



# પ્રેમાનંદ.

સને ૧૮૭૩

ગૂજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ પ્રેમાનંદ છે, અને જે સૈકડામાં એ થઈ ગયો તે ગૂજરાતના વિદ્યા પ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા બધા મોટા કવિઓ ઘણું કરીને એજ સૈકડામાં થઈ ગયાછે. આણી તરફ શામળભટ વાર્તારૂપે પોતાના સમયના સંસારચિત્ર આપવાનો સંપ્રદાય પેહેલ વેહેલોજ પ્રાકૃત ભાષાઓમાં દાખલ કરતો હતો, તો પેલી તરફ અખોભગત, લોકોના મનને સોના સરખા વાહાલા જે પરાપૂર્વના વહેમ, તેને હથોડો લેઇને તોડવા મંડી ગયો હતો. વલ્લભ પોતાના મર્દાની સૂરથી તાળી પાડીને વીરરસને લાયકની ભાષા બહુચરાજીની ભક્તિમાં ગજવી રહ્યો હતો, તે વખત ખેડાનું એક નાનું *રત્ન કોમળ શૃંગારના ઝળકારા મારી રહ્યું હતું. એ પાંચે કવિઓ વિક્રમના અરાઢમા સૈકડામાં થઇ ગયાછે.

પ્રેમાનંદની કવિત્વ શક્તિ અસાધારણ હતી. એ જે વિષય ઉપર લખેછે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઉભું કરવામાં એ કદી ચુકતો નથી. રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ એના પેંગડા-

* રત્નો ભાવસાર—પેલાસુંદર મહીનાનો લખનાર.

માં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનારો તો પ્રેમાનંદજ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારેછે ત્યારે હસાવે છે, અને ધારેછે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઈ જઇને બેસાડેછે. એની વધારે મોટી ખુબી એ છે, કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વભાવિક રીતે કરેછે કે લેશ માત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરેછે. તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુજ ઉંડું જ્ઞાનછે. એના સઘળાં પાત્ર સંપૂર્ણ યથાયોગ્ય તો નથી, પણ હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઈ ગૂજરાતી કવિ થયો નથી. ગ્રંથસંકળના પણ એની સર્વોપરી છે. કયાં કેટલો, અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજતો હતો. એણે ગ્રંથ સંકળનામાં કદાપિ નાના પ્રકારની પાત્રતા અને પોતાની તરફનાંજ ઘણાં નવાં ચિત્રો દાખલ કીધાં નથી, તોપણ જે એની સંકળનામાં આવ્યું તે યથાયોગ્ય લખી શકયોછે. એની ભાષા શુદ્ધ, પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત; અને પદબંધન સરળ, ઘટ, તથા કોમળછે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણોજ જનપ્રિય છે. એના ઘણાં ખરાં કાવ્ય તો એક રીતે ગૂજરાતમાં પૂજાય છે એમ કહીએ તોપણ ચાલે. હજારોને સુદામા ચરિત્ર શનિવારે, અને હુંડી રવિવારે ગાઈ જવાનો નીમજ છે. ગામે ગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઉછળીજ રહે છે, જુવાન કે વૃદ્ધના અંતઃકરણ બિહવળ કરી નાંખેછે, અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલેછે. શ્રાદ્ધના દાહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાયછે, અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડેછે. સુરત, જ્યાંના લોકોએ કે એ કવિનો રસ વિશેષ ઝીલ્યો હોય એમ માલમ પડેછે, ત્યાં દરેક સ્ત્રીના અઘરણીની વખતે સાસરે ને પિયર મોસાળુ ગવડાવવું એતો એક આચારનોજ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ ગામડું એવું નહિ માલમ પડે, કે જ્યાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ વંચાતો નહિ હોય. ત્યાં ભાગવત વાંચે ભણવું સાર્થક થયું એમ ગણાય છે. ધન્યછે પ્રેમાનંદને કે જેનાં કાવ્ય સમુદ્રમાં પર્વેપર્વ સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઇને આવેછે; અને શુદ્ધ, કોમળ, તથા ભક્તિમાન થઇને સંસારમાં પાછા વળેછે.

# મામેરૂં.

**મામેરૂં** એ ભક્તિમાર્ગનું કાવ્ય છે. એનો ઉદ્દેશ નરસિંહ મેહેતાનો દૃઢ વિશ્વાસ અને ભગવાનનું ભક્તાધીનપણું દર્શાવવાનો છે. કાવ્યવસ્તુ ઘણી નાની છે. મેહેતાજીની પુત્રી કુંવરબાઇનું અઘરણી આવ્યું તે વેળા આ દેશની રીત પ્રમાણે મામેરૂં તો કરવુંજ જોઇએ, અને મેહેતાજી પાસે તો ફૂટી બદામ પણ સંઘરામાં કયાંથી હોય? એ સમયે ભગવાન વાણીઆને રૂપે ભર સભામાં આવી મોસાળું કરી ગયા અને ભક્તની લાજ રાખી. જનવાર્તામાંથી આટલો પાયો લઇને તે ઉપર પ્રેમાનંદ કવિએ આ રસિક કાવ્ય રચ્યું છે.

ભક્તચરિત્ર ઘણું કરીને નીરસ, અને કવિતાના શોખીને કંટાળા ભરેલા લાગે છે, પણ પ્રેમાનંદના પ્રતાપે આ વિષય તેટલોજ સરસ અને મનોહર થઈ રહ્યો છે. એ કથામાં એક **રસબીજ** રહેલું છે તે આ કવીશ્વરની દૃષ્ટિએ પડયું, અને તેનું સિંચન કરી એણે તુરત એક સુંદર વૃક્ષ બનાવી દીધું. જગત ભગતની રીત એક બીજાથી કેવળ ઉલટીછે; અને એ ઉલટાપણુંજ કુશળ કવિના હાથમાં એક નવિન રસનું સાધન છે. જો મામેરાનું આ છેડાથી પેલા છેડા સુધી આપણે બારીક વિવેચન કરીશું, તો આપણને માલમ પડશે, કે આ ઉલટાપણાનેજ મ્હલાવી મ્હલાવીને પ્રેમાનંદે આ કાવ્યમાં પ્રેમાનંદ વરસાવી મૂકયો છે. ગ્રંથની સઘળી સંકળનાનું લક્ષ આ બીજને પ્રફુલ્લિત કરવા તરફ છે.

એ કાવ્યનો નાયક નરસિંહ મેહેતા છે. એની પાત્રતા એવી સંપૂર્ણ રીતે ચીતરી છે કે એ ભક્તરાજની નખશિખ મૂર્તિ કાવ્યમાં બંધાય છે. કુંવરબાઇનું રાંકડાપણું, તેની માત્ર રૂપરેષાજ પાડીછે તેમાંથી પણ જણાઈ આવેછે. બીજાં જે એમાં ચાર પાંચ ગુણચિત્રછે તે વિશેષ નથી, પણ અમુક વર્ગના છે. શ્રીરંગ મેહેતો, જે કે ઘર સંસારી કામમાં સ્ત્રીનોજ દોરાયો દોરાયછે, તે હિંદુ કુટુંબ અને વિશેષે કરીને નાગર કુટુંબના ઉપરીનો ખરેખરો નમુનોછે. કુંવરબાઇની વડસાસુ તે ખરેખરી વડસાસુજ છે. સાસરામાં વહુને સાસુનણંદ શી રીતે હમેશાં મેહેણાં ઓઢાં માર્યા કરેછે તેનું આમાં બરાબર ચિત્ર આપ્યું છે. નાગરી ન્યાતે ગમે તેવી સાસુ હોય પણ તે વહુને માને બોલાવે છે એ વાત પણ આ ચતુર કવિના ધ્યાનમાંથી જતી રહી હોય એમ જણાતું નથી. નાગરીઓની વાગ્વિદગ્ધતા અને નાગરોનો મજાકી સ્વભાવ આ કાવ્યમાં બરાબર વર્ણવ્યો છે.

કવિએ આ કાવ્ય ઘણા ઉમંગથી લખ્યું હોય એમ જણાય છે. એમાં સઘળે ઠેકાણે આનંદ ઉછળી રહ્યોછે, અને કવિની કલમના ઉછાળા પ્રત્યક્ષ માલમ પડે છે. એની કલમ ઘણીજ ઉતાવળથી ચાલી જાયછે; ડગલે ડગલે કાર્યપ્રકાશ થતો જાય છે; કોઈ ઠેકાણે તે નકામુ ટાહેલું કરવાને અટકતી નથી; જ્યાં જેટલું ને જેવું જોઇએ, ત્યાં તેટલું ને તેવુંજ ચીતરે છે; રસપ્રદેશ આવે છે ત્યાં ઉતરી પડીને યથેચ્છ રમણ કરે છે; પછી તુરતજ ત્યાંથી ઉડી પાછો પોતાનો માર્ગ પકડે છે; અને એ રીતે ઘણાજ થોડા વખતમાં પોતાનું સઘળુ કાર્ય પૂરૂં કરેછે. ખરે દીર્ઘસૂત્રતા જે ગુજરાતી કવિઓનો એક સાધારણ દોષ છે તે આ કાવ્યમાં બિલકુલ નથી.

કાર્યપ્રકાશ આટલી ઉતાવળથી થવાને લીધે સઘળી કથા વાંચનારની આગળ આવીને મૂર્તિમાન ઉભી રહેછે. આપણે વાંચતા નથી પણ જાણે જોઇએ છઇએ એમ થાયછે, અને એક દેખાવની ઉપર બીજો દેખાવ ઝપાટાબંધ આવતો જાયછે તેથી એ કાવ્યના અંત સુધી આપણે એકચિત્ત થઈ રહીએ છઈએ. આ કાવ્યનો ઘણો ભાગ દેખાવથીજ ભરેલો છે. એમાનાં કેટલાંએક કેવળ હાસ્યરસના અને કેટલાંએક લાલિત્યના છે. જો કોઈ યૂરોપના જેવો ચિતારો હોય તો એ ઉપરથી ઘણા સરસ ચિત્ર કહાડી શકે. નરસિંહ મેહેતાની વેહેલનું વર્ણન, બધી ન્યાત ભરાએલી છે ત્યાં નરસિંહ મેહેતા દશ વીશ વેરાગીઓની સાથે થાળ ગાવા મંડી જાય છે તે, પેહેરામણીની વખતે વડસાસુ રિસાઇ જાય છે અને તેને ખીરોદક આપી મનાવી લાવેછે તે, વગેરે કેટલાએક તો એવાં હસામણાં ચિત્ર થાય કે જોતાં વારનેજ ખડખડ હસવું આવે. મોસાળાની વખતે ભેગી થએલી સ્ત્રીઓનું જે વર્ણન આપ્યું છે તે એક ખરેખરૂં લાલિત્યનું આનંદમય ચિત્ર છે. એ વર્ગના એવાં સરસ ચિત્ર ગુજરાતી કવિતામાંથી થોડાંજ મળી આવશે.

એમાં હાસ્ય, શાંત, કરૂણા, અને અદ્દભુત એ રસ અનુક્રમે ઓછા વત્તા આવેલાછે. ઘણો ભાગ હાસ્ય અથવા મસ્ત આનંદનો છે. નરસિંહ મેહેતાને એક રીતે કવિએ ભુંડજ બનાવ્યાછે તોપણ એની યુક્તિ એવીછે, કે એ ભક્તનું માન કોઈ રીતે પણ આપણા વિચારમાં ઓછું થતું નથી. નરસિંહ મેહેતાનું મન સદા શાંત રસનું અવલંબન છે. અદ્દભુત વર્ણન કેટલુંએક છે પણ આસપાસના આનંદમાં તે દબાઇ જાયછે. કરૂણા રસ

થોડોંજછે, પણ છે ત્યાં બહુજ સરસ છે. તે છતાં કાવ્યનું સાધારણ અંગ આનંદનુંજછે; અને સીમંતના હર્ષના દિવસમાં એને ગાવાનો જે સંપ્રદાય પડ્યોછે તે ખરેખર એક ઉંચી રસિકતાનુંજ ચિન્હછે.



# શું સંસ્કૃત ભાષા કોઇ સમે બોલાતી હશે?

આ મથાળું વાંચીને ઘણા વાંચનાર ચમકશે અને પૂછશે કે વળી એ વાતમાં સંદેહ શોછે? અમે એમ ચમકાવાને માટેજ એ પ્રમાણે મથાળું કીધુંછે, કેમકે આશ્ચર્ય એજ કોઈ વિષય ઉપર ધ્યાન ખેંચવાનો પ્રથમ માર્ગ છે.

યૂરોપના સંસ્કૃત પંડીતો એ ભાષાના વૈદિક (Vedic) અને સંસ્કાર પામેલી (Classical) એવા બે ભાગ પાડેછે. આપણા શાસ્ત્રીઓમાં એ બે ભાગના મહાસંસ્કૃત અને સંસ્કૃત એવાં નામ પ્રસિદ્ધ છે. મહાસંસ્કૃત તે વેદની ભાષા. હવે મહાસંસ્કૃત જેના ઉપરથી અથવા જેની પણ મૂળ માતા ઉપરથી આર્ય વર્ગની સઘળી ભાષાઓ નીકળી છે, તે બોલાતી હતી એ વાતતો નિઃસંશય ખરીજ છે, પણ સંસ્કૃત એટલે નવું સંસ્કૃત બોલાતું હશે એ વાત ઉપર શક લઇ જવા ચાહીએ તો તેમ બની શકે એવુંછે. નહીંજ બોલાતું હોય એમ અમે કહેતા નથી, પણ તેમ બોલાતું હતું એ પણ છાતી ઠોકીને કહી શકાતું નથી. માટે એ સંદેહમાં નાંખનારા કારણો અમે નીચે અનુક્રમે આપીએ છઇએ કે એ વિષે વિદ્વાન વર્ગમાં ચર્ચા ચાલે અને ઉંચા પ્રકારનો વિનોદ મળે.

૧. સંસ્કૃત ભાષાનાં જૂનામાં જૂના વ્યાકરણકારો પોતાના ગ્રંથનું એવું પ્રયોજન બતાવેછે કે તે વખતે વેદની ભાષા બગડવા માંડી હતી અને તે સમજવાને તથા અચળ કરવાને વ્યાકરણ શાસ્ત્રની ઘણી જરૂર હતી. તેમણે વ્યાકરણ રચ્યાં તોપણ વેદની શાખાઓમાં ઊચ્ચારનો તથા બીજી બાબાતેનો જે ભેદ પડી ગયો હતો તે તેમનાથી સુધારી શકાયો નહિં એમ પણ આપણને માલમ પડેછે. જો વેદની જૂદી જૂદી શાખાવાળા વિદ્વાનો એ પણ વૈયાકરણીના સુધારાનો પૂરો અંગિકાર કીધો નહિં, તો તેઓ અભણ લોકોની ભાષા ઉપર કંઈ પણ અસર કરી શકયા હોય એ કેમ મનાય? સરળમાં સરળ ભાષાઓના વૈયાકરણીઓના પણ એટલી સત્તા ચાલતી

નથી, તો પાણિનિના હાથથી સંસ્કાર પામીને સૂત્રજાળ સરખી જે ભાષા ઉત્પન્ન થઈ, અને જે ભાષાની અતિ કઠિણતા જોઇને સઘળા વિદ્યાર્થી વિમાસણ કરેછે કે એ ભાષા તે કેમ બોલાતી હશે, તે ભાષા વિદ્વાનના મુખથી સાંભળીને બધા લોક બોલતા શીખ્યા હોય એમ કેમ સંભવે ! અમને તો એમ લાગે છે કે વેદના મહા સંસ્કૃતમાં જે સળો પેઠો તે પેઠો, અને લોકમાં તો પ્રાકૃત ભાષાજ ચાલી. વેદની એક શાખામાં "ષ" ને ઠેકાણે "ખ" "ય" ને ઠેકાણે જ બોલાય છે. એ નિયમો સંસ્કૃતના નહિ પણ પ્રાકૃત ભાષાના છે. પ્રાકૃતમાં ચાલતો 'ળ' સંસ્કૃતમાં નથી, પણ વેદમાંજછે એ ઉપરથી એમ અનુમાન થઈ શકેછે કે મહા સંસ્કૃત બગડીનેજ પ્રાકૃત ભાષા થઇ છે. વિદ્વાનો સંસ્કૃત બોલતા અને લખતા હશે, અને બીજા લોકોમાં પ્રાકૃત વપરાતું હશે. જેમ હાલ ઇગ્લાંડમાં છે, તેમ વિદ્વાન અને અભણ લોકોની બોલીમાં અશમાન જમીનનો અંતર પડી ગએલો.

૨. ઇગ્લાંડમાં તો ઉપલા વર્ગના સ્ત્રી પુરૂષો સરખીજ ભાષા બોલે છે પણ તેમ ભરતખંડમાં થયું હોય એ ઘણું શક ભરેલું છે. શકુંતલામાં રૂષિપત્નીઓ અને રાણીઓ પ્રાકૃત બોલેછે. એ વાત ખરી કે કાળીદાસ કંઈ પ્રાચીનકાળનો નથી, તો પણ ઋષિઓના સમયમાં સ્ત્રી વર્ગ સંસ્કૃતથી અજાણ હતો એવો એ વિદ્વાન કવિનો વિચાર હશે એમ અટકળ કરવામાં કંઈ ઘણી હરકત નથી, અને એ વખતના સઘળા નાટકકારો એ વિષયપર એક મતે જે સાક્ષી આપે તે માન્ય કરવા યોગ્ય છે. જો અવિદ્વાન પુરૂષો અને સઘળી સ્ત્રીઓ રૂષિઓના વખતમાં પણ પ્રાકૃત બોલતાં હતાં એમ માનીએ, તો પછી સંસ્કૃત ભાષા બોલાતી હશે એ કલ્પના કેવળ ખોટી ઠરે છે.

૩. વિદ્વાન લોકોએ શુદ્ધ સંસ્કૃત બોલવામાં અપૂર્વ ઉત્સાહ બતાવ્યો એ વાત ના કહેવાય એવી નથી. તેઓએ અશુદ્ધ બોલનારને પાતકી ગણી તેને માટે શિક્ષા ઠેરવી હતી. એ ઉપરથી તેમનો જેમ અપૂર્વ ઉત્સાહ માલમ પડેછે, તેમ એવું પણ સિદ્ધ થાયછે કે તે વખતે તેમને ભય ઉપજાવે એટલો પ્રાકૃતનો પ્રસાર થયો હશે. કોઇ પણ અપરાધના કરનારાઓ ઘણા થાય ત્યાં લગી તે અપરાધને માટે ઘણી શકત શિક્ષા ઠરાવવાની જરૂર પડતી નથી. બ્રાહ્મણોને યજ્ઞાદિક ક્રિયામાં સંસ્કૃતનો ઉપયોગ પડતો

હતો, તેથી તે શુદ્ધ બોલવાને માટે વ્યાકરણનો અભ્યાસ કરતા હશેજ, અને તે વખતનું પ્રાકૃત મૂળ ભાષાથી તરતજ જુદું પડયું હતું તેથી તેમને સંસ્કૃત શીખવું અઘરૂં પડતું નહીં હોય. તેમના સહવાસથી સ્ત્રીઓના ભાષણમાં શુદ્ધ શબ્દો વધારે આવતા હશે, તથાપિ તેમની ભાષા તો અપભ્રંશજ હોવી જોઇએ એમ અમને લાગેછે.

૪. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો પણ અમારી શંકાને ટેકો આપતા હોય એમ દેખાયછે. સંસ્કૃતનો અર્થ સંસ્કાર પામેલી એવો થાયછે. એ સંસ્કાર તે વ્યાકરણ બનાવનારની તરફનોજ, અને જ્યારે ભાષાને અનુસરતું વ્યાકરણ કરવાને બદલે વ્યાકરણના નિયમને માટે ભાષામાં ખેંચતાણ કરવામાં આવે, ત્યારે તે ભાષા સ્વભવિક અથવા લોકોમાં બોલાતી શી રીતે કહી શકાય? સંસ્કૃત કોષ અને વ્યાકરણ કર્તા પ્રોફેસર વિલસન એનો અર્થ "યુક્તિથી બનાવેલી" એવોજ કરેછે. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો ઉલટા છે, અને પ્રાકૃત એટલે પ્રકૃતિ અથવા માણસના સ્વભાવિક વલણથી ઉત્પન્ન થએલી ભાષા એમ ગણીએ, તો સંસ્કૃતનો અર્થ સ્પષ્ટ એમ નીકળેછે કે તે વિદ્વાનની યુક્તિથી બનાવેલી ઘણા એમ કહેછે ખરા, કે પ્રકૃતિ એટલે સંસ્કૃત એમાંથી જે નીપજેલી ભાષા તે પ્રાકૃત, પણ એમ અર્થ કરવાની શી જરૂર છે? વળી બધી ભાષાઓનાં નામ તે દેશના અથવા ત્યાંના લોકના નામ ઉપરથી પડેછે અને આ બે ભાષાના નામ તો આવી વિલક્ષણ રીતે પ્રથક્કરણ શક્તિ વાપરીને પાડ્યા છે તે શું અમારા વિચારને વધારે પુષ્ટી આપનાર નથી?

૫. જો પાંચે પ્રાકૃત ભાષાઓ જુના પ્રાકૃતમાંથી નીકળી એ વાત ખરીછે, તો ભરતખંડના ઘણા ભાગોની એક વખત લોક ભાષા જૂની પ્રાકૃત હોવીજ જોઇયે. હવે કાળ ગણનાનાં સંપૂર્ણ સાધન આપણી પાસે નથી, તો પણ જરા અટકળ કરીએ કે ભરતખંડમાં જૂનું પ્રાકૃત કયારે બોલાતું હશે. એમ કહેવાય છે કે જૂનું પ્રાકૃત પણ કાળાંતરે બગડીને તેમાંથી સુરસેની, અને સુરસેનીમાંથી માગધી ભાષા નીકળી. માગધી એ મગધદેશની ભાષા હતી, અને બૌદ્ધ ધર્મવાળાઓએ પ્રથમ તે ભાષામાં લખવાનું શરૂ કર્યું. એ અને બીજા કારણો ઉપરથી બુદ્ધના વખતમાં માગધી ભાષા ચાલતી હશે એમ કહી શકાય. હવે જો એક ભાષાનું રૂપાંતર થતાં ઓછામાં ઓછાં પાંચસે વર્ષ તો લાગેજ એમ ધારીએ તો બુદ્ધની

પૂર્વે પાંચસે વર્ષ ઉપર માગધી અને હજાર વર્ષ ઉપર સુરસેની નીકળેલી એમ અટકળ કરી શકાય. એ રીતે જોતાં તો બુદ્ધની પૂર્વે હજાર વર્ષ ઉપર જૂનું પ્રાકૃત બોલાતું હોવું જોઇએ. એ સમય ઘણું કરીને પાણિનિના સમયની લગભગ આવી જાય છે. ત્યારે પાણિનિના વખતમાં પ્રાકૃત કાં ન ચાલતું હોય? તોપણ આપણામાં કાળગણના હજી એટલી અનિશ્ચિતછે કે આ તકરાર ઉપર અમે ઘણું વજન મૂકવા ચાહાતા નથી.

૭. ઝંદ, ગ્રીક વગેરે આર્ય વર્ગની ભાષાઓની વ્યુત્પત્તિ વરરૂચિના પ્રાકૃત ઉત્સર્ગ વડે ઘણી ખરી થઈ શકેછે, અથવા બીજા શબ્દમાં બોલીએ તો તે ભાષાના શબ્દો સંસ્કૃત કરતાં જૂના પ્રાકૃતને વધારે મળતા આવે છે. હવે એ ભાષાઓ અને તે લોકોની ઉત્પત્તિ સંબંધી જન વિચાર જૂદો છે, તોપણ થોડાએક યૂરોપના વિદ્વાન એમ પણ માનેછે ખરા કે હિંદુસ્તાનમાંથી જઇને આર્યોએ ઇરાન, ઇજીપ્ત, ગ્રીસ વગેરે દેશો વસાવ્યા, અને તેમાંના ઘણા ખરા પ્રાકૃત ભાષા બોલનારા હતા. એ વિચાર જો કબુલ કરીએ તો પ્રાકૃત ભાષાનું પ્રાચીનત્વ ઘણું નિર્માણ થાય છે, અને અમારા પૂર્વ પક્ષને ટેકો મળે છે.

## "गूजरात तथा काठियावाड देशनी वार्ता."

સને ૧૮૭૫

એ નામનો ગ્રંથ એક વિદ્વાન ગૃહસ્થની તરફથી છૂટા છૂટા ભાગમાં પ્રગટ થાયછે. આજ પર્યંત એની ત્રણ કથામાળા તો પ્રગટ થઈ ચૂકી છે. એમાંના બે ભાગ ખાનગી રીતે અમારા ઉપર સારા અભિપ્રાયને સારૂ ગ્રંથકર્તાએ મોકલ્યા છે, અને અમે તેને વિષે અમારો સારો અભિપ્રાય આપવાને શક્તિમાન છઇએ, તેથી અમને સંતોષ વળે છે. ગ્રંથકારનું નામ લોકોમાં અજાણ્યું તો રહ્યું નથી, પણ તેણે પોતે એ પુસ્તકમાં પ્રગટ કર્યું નથી તેથી તે આપવું અમે દુરસ્ત ધારતા નથી. તે છતાં એટલું તો કહીએ છઇએ કે એ લખનાર એક મુંબઇનો ઉત્કૃષ્ટ પારસી વિદ્વાન છે અને એણે ઇંગ્રેજી ભાષામાં બે ત્રણ નાના ગ્રંથો લખી પોતાનું નામ બધાને જાહેર કીધું છે. આ વાત જણાવવાનું વિશેષ કારણ એ છે કે આ ગ્રંથોની ગૂજરાતી એવી તો શુદ્ધ છે કે કોઇપણ અજાણ્યું માણુસ એમ ધારી શકે નહિ કે એનો લખનાર પારસી હશે. આજ કાલ પારસીઓ

શુદ્ધ ગૂજરાતી લખતા થયા છે ખરા, તથાપિ આવું શુદ્ધ આજ પર્યંત કોઇ પણ પારસીએ લખેલું અમે જોયું નથી. ભાષા એજ આ ગ્રંથોની ખુબી હોય એમ નથી, લખનારની વિદ્વત્તા તથા રસીકતા ડગલે ડગલે જણાઈ આવેછે. એ લખનાર ફક્ત વાર્તાઓનો સંગ્રહ કરનારજ હોય એમ નથી. જનવાર્તાઓ જે રૂપે ચાલતી હોય તેજ રૂપે પ્રગટ થાય તો સારૂં, કે તેમાં તેના સંગ્રહ કરનારે પોતાના વિવેક પ્રમાણે ફેરફાર કરી તેને બીજો આકાર આપવો એ સારૂં, એ સવાલ જૂદો છે, પણ આ ગ્રંથકારે તો બીજો માર્ગ પસંદ કીધોછે અને તેથી તેણે પોતાનું રસજ્ઞાન તથા પાંડિત્ય જાણવાનો વાંચનારને યથાસ્થિત અવકાશ આપ્યોછે. એ કાવ્યશાસ્ત્રનો જાણ, દેશ દેશની વાર્તાઓનો સારો અભ્યાસી, તથા જાતે રસનો ઘણો અનુભવી જણાય છે. એણે જે જે વાર્તાઓ સાંભળી તેના રંગમાં બરાબર ઉતરીનેજ તેને પાછો પોતાની વિધાનવાણીમાં જન્મ આપ્યો છે. ઠેકાણે ઠેકાણે ગ્રંથકારનો ઉલ્લટ તથા મસ્તી પ્રત્યક્ષ જણાઈ આવે છે.

કેળવણી ખાતાના નિયમને અનુસરી અનીતિને તથા ધર્મભેદને લગતા વિચારોથી એ વાર્તાઓને મુક્ત કરવાની યથા શક્તિ સારી મહેનત કીધીછે, પણ તેમજ એમ કરતાં તેનો રસ ઉડી ન જાય તે ઉપર પૂરતું લક્ષ રાખ્યું છે.

આવી વાર્તાઓનો સંગ્રહ કરવો એ મહા મહેનતનું તથા ભારે ખરચનું કામછે. એને માટે દેશના જૂદા જૂદા ભાગમાં રખડવું પડેછે, ભાટ ચારણોનાં મન મનાવવાં પડેછે, અને તેમ કરતાં કેટલી મહેનતે એક વાર્તા પૂરે પાંસરી હાથ લાગેછે. આવી વાર્તાઓને સંઘરી રાખવાનો ખરેખરો હાલ વખત આવ્યો છે. હાલ લોકોની એ ઉપરથી રૂચિ ઉઠી જવા લાગીછે, ભાટ ચારણો ભૂખે મરેછે, અને કેટલીએક વાર્તાઓતો અત્યારથી ગૂજરાતના કેટલાએક ભાગમાંથી તદન ગૂમજ થઈ ગઇ છે. થોડાં વર્ષ બીજાં જશે તો એ જનવાર્તાઓ દેશમાંથી બિલકુલ જતી રહેશે એવી દહેશત લાગેછે. માટે હાલ એને સાચવી રાખવાનું કામ જે આ વિદ્વાને માથે લીધું છે તે જોઇને અમે ઘણાજ ખુશી થઇએ છઇએ. મૂળ રૂપે નથી સચવાતી એથી કાંઇક દલગીરી ઉપજેછે ખરી, તોપણ કોઈ રૂપે પણ એનો સંગ્રહ થાય છે, એ આખા ગૂજરાતને હરખાવાનું

કારણ છે, અને આ શુભ કામમાં એ વિદ્વાનને બનતું ઉત્તેજન આપવું એ અમે પ્રત્યેક ગુજરાતીનો ધર્મ સમજીએ છઇએ, કેમકે જનવાર્તાઓનો સંગ્રહ એ મહા ઉપયોગી અને નાના પ્રકારનું જ્ઞાન આપનાર છે. એની ખોટ પુંડીતાઇના ગ્રંથોથી પણ પૂરી પડતી નથી. પાછલા સમયનું જ્ઞાન મેળવવામાં એ એક મહા અગત્યનું સાધન છે, અને તેથીજ યૂરોપના મોટા મોટા પંડીતો જે વાર્તાઓ બૈરાંને તથા છોકરાંને, ગામડીઆને તથા અભણને, વંશ પરંપરાથી આનંદ આપતી આવે છે તેનો સંગ્રહ કરવો અને તે ઉપર વિચાર કરવો એ કામ પોતાની યોગ્યતાને અનુકુળ સમજેછે.



# देशीकारीगरीने उत्तेजन.

આપણા દેશમાંથી આજ કાલ દેશીકારીગરીનું મૂળ જવા આવ્યું છે. આપણે આપણો માલ પરદેશને પૂરો પાડતા બંધ પડ્યા છઇએ. એટલુંજ નહિ, પણ આપણાજ ઉપયોગમાં હરરોજ આવનારી વસ્તુઓ પરદેશમાંથી બનીને આવેછે. જે દેશ એકવાર આખી દુનિયાને લૂગડાં વણીને પહેરાવતો હતો, તેને હાલ એક સૂતરનો તાંતણો જોઇતો હોયછે તોપણ તે છેક દરિયાપારના ક્યાંને ક્યાં પડેલાં માન્ચેસ્ટર તરફ ડોળા ફાડીને જુએછે. ખરે, જો યૂરોપ સાથનો વ્યવહાર એક બે મહીના બંધ પડે, તો આપણે શું હોડીએ, શું પહેરીએ, અને શું કરીએ તે અમને સૂઝતું નથી. મોટીથી તે છેક નાની વસ્તુ સુધી આપણો સઘળો આધાર યૂરોપના ઉપરજ રહ્યોછે. ખરૂં જોઇએ, તો હાલ દેશમાં ખેતી, નોકરી, અને પરદેશી માલનો વેપાર એ ત્રણજ ધંધા રહ્યાછે. દેશની દોલત વધારનાર જે કારીગરી તે તો હાલ આપણામાં નહિજ જેવી થઈ રહીછે. જે દેશમાંથીજ પ્રથમ મુખ્ય કારીગરીઓ નીકળી તે દેશ હાલ કારીગરી વિનાનોજ થઈ બેઠો છે, અને કેટલા એકલ પેટા પરદેશીઓ તો આપણને એમ પણ સમજાવવા.હાલ આવેછે કે કારીગરી એ હિંદુસ્તાનનું બળજ નથી, પણ ખેતી ઉપરજ તેની સઘળી સમૃદ્ધિ આધાર રાખેછે. પરમેશ્વરની કૃપાથી આ દેશ ખેતીને ઘણોજ અનુકુળછે એમાં કાંઈ શક નથી. તે છતાં અહિંઆના લોકો કારીગરીના કામને યોગ્ય નથી, એમ જે કહેછે તે તો ખાંડ

ખાયછે, અથવા તો તે હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસથી છેક અજાણ્યોછે. પ્રાચીનકાળથી આ દેશ પોતાની કારીગરીને સારૂ વખાણાતો આવ્યોછે, અને અહિંના કારીગરની ધીરજ તથા ચતુરાઈ જગતમાં જાણીતીછે. એટલુંજ માત્રછે, કે યૂરોપના વિદ્યાકળાના વધારા આગળ હિંદુઓની જૂની કારીગરીનું કાંઇ ચાલી શકતું નથી. તે નકામી થઈ પડીછે, અને જ્યાં સુધી નવી કારીગરી દેશમાં દાખલ થાય ત્યાં સુધી ટુંકી નજરના સ્વાર્થીઓને ફલાવાનો સંપૂર્ણ અવકાશછે. હાલ તો દેશીકારીગરી કાંઈ પણ રહી નથી તેની ના કહેવાય એમ નથી.

જે દેશમાં કાંઈ કારીગરી ન રહી, તે દેશના ઘણા લોકોને ધંધો ન મળે અને લક્ષ્મી દહાડે દહાડે દરિયાપાર જતી રહે, એમાં કાંઈ આશ્ચર્ય નથી. શાણા ઘરડાઓ તો જ્યારથી ઇંગ્રેજોના સંચાથી બનેલા માલ જોવા લાગ્યા, ત્યારથી કહેતા આવ્યાછે, કે દેશની પૂરી કમબખ્તીછે, અને તેઓની ધાસ્તી હાલ બરાબર ખરી પડીછે. હાલ દેશ ઘણો નિર્ધનતામાં આવી પડ્યો છે, બધા ધંધા ભાગી પડ્યાછે, અને તેથીજ જે હોયછે તે સરકારી નોકરી તરફ નજર કરેછે. બધા વેપારીઓ જ્યાં જોઇએ ત્યાં રોતા માલમ પડેછે. અને નિર્ધનતાનો પોકાર ચારે તરફથી આપણે કાને પડેછે. લોકો અજ્ઞાનથી જ્યાં જોઇએ ત્યાં ઇંગ્રેજસરકારના માથા ઉપર આ સઘળા દુ:ખનો આરોપ મૂકેછે. એ વાત ખરી, કે યૂરોપની સાથેના સંબંધથી આપણે જે અગણીત લાભ થાયછે, તે ભેળા પૈસાની બાબતમાં આપણને અચાનક ભારે નુકશાન પણ થયુંછે ખરૂં. તથાપિ તે રાજ્યના કારણથી થયુંછે એમ છેક નથી. વ્યાપારી તરીકેજ ઇંગ્રેજો જો આપણા દેશમાં બહુ પેઠ્યા હોત, તોપણ આવુંને આવુંજ પરિણામ થાત. એશિયા ખંડના બીજા દેશમાં કાંઈ ઇંગ્રેજનું રાજ નથી, પણ ત્યાં એ દેશીકારીગરીઓ ઘણી ખરી પડી ભાગીછે. એ પડતીનું કારણ એજછે કે આપણે વિદ્યાકળામાં યૂરોપીઅનોની પાછળ પડી ગયા છઇએ, અને તેથી તેમના મોંઢા આગળ આપણે સઘળી રીતે નિર્બળજ ઠરવાના યુદ્ધમાં, મસલતમાં, વેપારમાં, કારીગરીમાં, અને સઘળી બાબતોમાં આપણાથી તેની આગળ ન ટકાય એ સ્વભાવિકજછે. એ નિર્બળતા દૂર કરવાનો ખરો રસ્તો તો એજછે, કે જે વડે તેઓ બળવાન થયાછે. તે વસ્તુ આપણે સંપાદન કરવી;—અર્થાત્, તે જેટલા સુધર્યા છે તેટલા આપણે સુધરવું. હાથ પગ જોડીને બેશી રહ્યાથી અથવા નકામા

દુખના પોકાર કર્યાથી કાંઈ પણ વળવાનું નથી. જો પૈસા ઘટેછે, તો પૈસો મળે એવા હુન્નર શીખો: જો દેશીકારીગરી પડી ભાગીછે, તો તમે પણ સંચા વાપરો, આળસ છોડી દો, જાગૃત થાઓ અને નકામા દૈવને ન નિંદો, ભરતખંડનું દૈવ નઠારૂં નથી. ઇગ્લેંડ સાથે જે સંબંધ થયોછે તે હાનિકારક નથી. એ સંબંધ તો, જો તમે સમજો અને દૈવની ગતિછે તે પ્રમાણે તેને ચલાવો, તો તમને બહુજ લાભ કારક થાય. ખરે, એ સંબંધવડેજ ભરતખંડનો જીર્ણોદ્ધાર નિર્માણ કર્યોછે. એ સંબંધવડે "આ દેશ પાછો જાગૃત થશે," પાછો વિદ્યાકળામાં વધશે. અને દુનિયામાં પાછું પોતાનું પ્રથમ પદ પ્રાપ્ત કરશે, પણ એ બધું થવું આપણા ઉપર આધાર રાખેછે. આપણે આ સમયને બરાબર ઓળખી તેને અનુસરતું ચાલવું જોઇએ. ભરતખંડનું ભવિષ્ય આપણી વર્તમાન ચાલ ઉપરથી ઘડાવાનું છે. માટે દેશીઓ, જાગો અને સમયને ઓળખો.

દેશીકારીગરીને તાજી કરવાના બેજ રસ્તા છે. પહેલો અને મુખ્ય તો એ કે આપણે યૂરોપના હુન્નર શીખવા અને દેશમાં દાખલ કરવા. બીજો એ કે બને ત્યાં સુધી પરદેશી માલ નહિ લેવો. દરેક માણસે પોતાના મનથી પ્રતિજ્ઞા કરવી કે હું તો બનશે ત્યાં સુધી વિલાયતી માલ નહિ વાપરૂં. આ બંને ઉપાય એક દમ પૂરેપૂરા અમલમાં આવે એમ નથી અને તેથીજ એ બેમાંના એકજ ઉપાયથી આપણું કામ સરે એમ પણ નથી. વિલાયતી માલ નજ લેવો એમ આપણામાંના કોઇથી પણ બની શકે એમ નથી. કેમકે આપણે સોય દોરાથી તે યુદ્ધના શસ્ત્ર સુધી સઘળી વસ્તુને સારૂ છેક પારકા ઉપરજ આધાર રાખીને બેઠા છઇએ. વિદ્યા કળામાં એટલા બધા પાછળ પડી ગયા છઇએ, કે એક દમજ આપણાથી છેલ્લે પગથીએ ચડી જવા એ આશા પણ ફોકટ છે. આપણે બંને ઉપાય કામે લગાડવા જોઇએ. જેટલા સંચા આપણાથી દાખલ થઈ શકે તેટલા કરવા, અને પરદેશી માલ જેમ બને તેમ થોડો વાપરો. એ પ્રમાણે જો આપણે બધા આગ્રથી થોડી મુદત સુધી વર્તીએ, તો બેશક ધીમે ધીમે આપણે સઘળી કારીગરીની બાબતમાં સ્વતંત્ર થતા જઇએ. હાલ સૌથી વધારે અગત્યની તો વાત એ છે કે સઘળાનું લક્ષ આ વિષય તર્ફ દોરાવું જોઇએ. સઘળાએ જાણવું જોઇએ કે દેશી કારીગરી ઉત્તેજન વિના મરવા બેઠીછે, અને તેની જોડેજ સઘળી સમૃદ્ધિ પણ ખાલી થવાનો વખત પાસે આવ્યોછે; સઘળાએ જાણવું જોઇએ કે ક્ષ-

રીગરી પડી ભાગવાથી કારીગરોનોજ મરોછે. એમ નથી, પણ સઘળાને સમાન નુકશાન છે. જો આપણે ચેતીશું નહિ. જો આપણે ચાંપતા ઉપાય કામે લગાડીશુ નહિ, જો આપણે સમો ઓળખીશુ નહિ, અને જો દૈવ્યને કે રાજ્યનેજ નકામો દોષ દેઇને બેશી રહીશું તો થોડીજ મુદતમાં આપણે છેક મામમામને પણ હેરાન થઇશું, અને ખરે અમેરીકાના પેલા જૂના વતનીઓ જે ઇડિયનો તેની પેઠેજ આપણો પણ છેક દુનિયામાંથી નાબુદ થઈ જવાનોજ વખત આવશે, કેમકે સંપત્તિ વિના કોઈ પણ દેશ ટકી શકતો નથી, અને આપણી સંપતીતો અખંડ ધારાએ વહી જવા લાગી છે. દર વર્ષે દેશમાંથી કરોડો રૂપિયા જાયછે, અને આવકનો હજી એકે કારીગરીનો રસ્તો ઉઘડ્યો નથી. આ રીતે તો કુબેરનું ધન પણ ખુટ્યા વિના રહે નહિ. તો આપણો ઘસાઈ ગએલો જુનો ભરતખંડ ક્યાં સુધી ટકી શકશે.

માટે દેશી કારીગરીને ઉત્તેજન આપવાનો વિચાર હાલ બહુજ અવસ્યનો થઈ પડ્યોછે, અને સઘળા દેશ હિતેચ્છુઓનો ધર્મ છે કે પોતાનું ચિત્ત એ વિષયમાં થોડુ ઘણુ જરૂર પરોવવું. આ બાબત જેને વધારે જાણવાની ઈચ્છા હોય તેને એ નામની જે એક અમુલ્ય ચોપડી હાલ છપાઈ છે, અને જેની પહોંચ અમે ગયાજ ડીસેંબર ૧૮૭૫ ના ગુજરાતશાળાપત્રમાં આપી હતી તે ધ્યાન પૂર્વક વાંચવાની ભલામણ કરીએ છઇએ. એ ચોપડીમાં આ વિષય ઘણી સરસ છટાથી લખ્યો છે, અને તેની ભાષા તો બહુજ વખાણવા લાયક છે. લખનારનું દેશાભિમાન ઠેકાણે ઠેકાણે ઉભરાઈ જાયછે, અને તેની તાણમાં વાંચનારનું મન પણ જોડેજ તે ખેંચી જાયછે. અમે ધારીએ છઇએ કે કોઈ પણ દેશી એવો મંદ લોહિનો નહિ હોય, કે તેને આ ચોપડી વાંચ્યા પછી મનમાં એમ નહિ થાય કે મારે વિલાયતી માલ થોડો વાપરવો અને દેશીકારીગરીને બનતુ ઉત્તેજન આપવું. ઈંગ્રેજી ભણેલાઓએ તો આ ચોપડી બેશક વાંચવી જોઇએ, કેમકે પરદેશી માલના મોટા પોશીંદા તો તેઓજ છે. જૂના વિચારના માણસો તો મૂળથી વિલાયતી માલને ધિક્કારતાજ આવે છે. તોપણ તેઓએ એ ચેપથી દૂર નથી. દેખાદેખી તેમના ઉપયોગમાં પણ ઘણો પરદેશી માલ આવવા લાગ્યો છે, અને કેટલો તો સઘળાને અવસ્યનોજ થઈ પડ્યો છે. જૂના વિચારના અને નવા વિચારના એ સર્વેને હાલ જાણવાની જરૂર છે, કે દેશી કારીગરી તરફ ધ્યાન દોડાવવાનો આ બારીક વખત આવ્યો છે, અને એ વાતની અલેક આ ચોપડીમાં બહુજ જુસ્સાથી

ઉઠાવી છે. આ ચોપડી વાંચનારનું મન આ વિષયપર દોરવાને બહુજ અ-
ગત્યની છે, અને ઘણું કરીને એજ એની મૂખ્ય ખૂબી છે.

પ્રથમ એ ચોપડીમાં રસ ભરી રીતે હિંદુસ્તાનની પ્રાચીન સમૃદ્ધિનું વર્ણન કર્યુંછે, અને પછી હાલની નિર્ધનતા ઉપર ઉતરી પડેછે. કદાપિ કોઇને નિર્ધન થતા જોઇએ છઇએ એ વિષે કાંઈ સંદેહ હોય, (અને કેટલાએક એવો સંદેહ લઇ જનારા પણ દેશમાં છે) તેના પ્રતિબોધને અર્થે જૂદી જૂદી વર્ણની અવસ્થા વિસ્તારથી વર્ણવી છે. કોળી વગેરે કેટલાએક ગરીબ ગામડીયાનાં દુઃખનું જે વર્ણન કર્યુંછે તે વાંચતાં આપણી રૂંવાડી ઉભી થાયછે, અને એમજ મોંમાંથી નીકળી જાયછે અરે, પ્રભુ આને માણસ જાતની શી અવસ્થા. પછી યૂરોપના ઇંગ્લાંડ વગેરે દેશોની સમૃદ્ધિ સાથે મુકાબલો વિધ વિધ રીતે કરી બતાવ્યોછે. અને તેના કરતાં તો આપણે ઉતરતા છઇએ તેની કોઈ પણ અર્થ વિદ્યાના જાણનારથી ના કહી શકાતી નથી. એ રીતે એ ચોપડીનો પહેલો ભાગ પૂરો થાયછે. બીજા ભાગમાં આપણી નિર્ધનતાનું મુખ્ય કારણ જે કારીગરીની પડતી તેનું વર્ણન કરેછે. એ વર્ણન વાંચતાં તો એમજ થાયછે કે પરદેશી માલવિના બીજું આપણે વાપરીએ છઇએજ શું? બધુંજ પરદેશી? આ ઠેકાણે પરદેશી માલ ન વોહોરવાની ભલામણ ગ્રંથકર્તા સરસ છટાથી કરેછે, અને કેટલાએક એ કામને અર્થ વિદ્યાના નિયમની વિરૂદ્ધ જવા જેવું ગણેછે. તેનો અર્થ વિદ્યાના નિયમથીજ સારો ખુલાસો કર્યોછે, અર્થ વિદ્યાનોજ નિયમછે કે જો કોઈ દેશમાં કોઈ 'નર બચપણમાં એકાદો હોય, તો તેને ઉછેરવાને માટે થોડા વર્ષ સુધી પરદેશના માલને આવતો અટકાવવો જોઇએ. હાલ આપણા દેશમાં સંચાઓ નવા દાખલ થવા લાગ્યાછે અને તેથી તેને આવા આશ્રયની જરૂરછે. જ્યાં પોતાનું રાજ હોયછે ત્યાં તો રાજ તરફથીજ એવી જકાત પરદેશી માલ ઉપર મૂકવામાં આવેછે, કે તે આવતો બંધ પડેછે, અને એટલામાં દેશી હુન્નરને પુષ્ટિ મળે છે. પણ હાલ હિંદુસ્તાનમાં તો એ કામ લોકોને માથે આવી પડયું છે, અને તેથી એ કેમ બને તેનો વિચાર પડે છે. તેને માટે નિબંધકાર સમજાવેછે કે લોકો સોંઘો જાણી વિલાયતી માલ લેછે, પણ વિચાર કરે તો તેમાં ખોટછે.ત્રીજા ભાગમાં આપણાથી કેટલું બની શકે તે વિષે ચર્ચા ચલાવીછે.

આ નિબંધ એવો સરસછે કે એમાંથી નમુના દાખલ શું આપવું

અને શું રહેવા દેવું તેની કાંઈ અમને સૂઝ પડતી નથી. તેથી અમે એ બધોજ વાંચવાની સઘળા શાણા સજ્જનોને ભલામણ કરીએ છઇએ. અને અમને નિશ્ચય છે કે જે એકવાર એ હાથમાં વાંચવા લેશે તેનાથી તે પૂરો કર્યાવિના હેઠે મૂકાવાનો નથી.

આ વિષય ઉપર લોકોનું મન હાલ લાગ્યું હોય એમ લાગેછે. અને તેથી અમે ઘણો સંતોષ પામીએ છઇએ, કેમકે રોગને ઓળખવો એ તેને મટાડવામાં પહેલું પગથીઉંછે. આપણા દેશમાં દિનપર દિન દરિદ્રતા વધતી જાયછે, અને તેમ થવાનું કારણ દેશીકારીગરીની પડતીજછે. એમાં કાંઈ સંદેહ નથી. આ રાજ્યમાં ઉદ્યોગ વધારનારાં ઘણાં સાધન આપણને ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થાયછે, અને તે સાધનો એવાંછે કે જેથી સેંકડો વર્ષ થયાં આપણો દેશ એ નશીબ હતો. તે છતાં પણ આ વાત તો પ્રત્યક્ષછે. ઉદ્યોગ વધવાને બદલે ઘટવા લાગ્યોછે, અને ભરતખંડ જે એકવાર પોતાની સમૃદ્ધિથી દુનિયામાં દીપી રહ્યો હતો, તે હાલ એક ગરીબ કંગાલ દેશ કહેવાય છે. એ કંગાલિઅત એટલે દરજ્જે આવી પહોંચી છે કે ઘણાને ઉદરનિર્વાહ કરવાનાં પણ સાંસા પડેછે, અને જો જલદીથી કાંઈ ચાંપતા ઉપાય કામે લગાડવામાં નહિ આવે. તો આપણા લોકોની શી સ્થિતિ થશે તેનો વિચાર કરતાં કંપારીજ આવેછે. થોડા વર્ષમાં ઘણા કેવળ ભૂખમરાથીજ મરી જશે એવી દહેશત લાગેછે. જ્યાં જોઇએ છીએ ત્યાં ઉદ્યોગ મળતો નથી એવો એક સાધારણ પોકાર આપણા કાને પડે છે. અને ઉદ્યોગ વિના તે ગરીબ માણસો પોતાનો નિભાવ કયાં સુધી કરી શકશે? આ આફતમાં કારીગર લોકો તો ગુંગળાઈ રહ્યાછે. અને ઘણા ભૂખથી મરે પણ છે, પરંતુ બીજા વર્ગના લોકોને પણ ધંધા મુશ્કેલાઈથીજ મળેછે, અને તે પણ પોતાના દાહાડા દોહેલેજ કહાડેછે. નોકરીઆત લોકો તીડની પેઠે રવડતા માલમ પડેછે, વેપારીઓ દુકાનના ખુણામાં બેઠા બેઠા નિસાસા મૂકેછે, અને સરાફો નામનીજ પહેડીઓ રાખી રહ્યાછે. જો ખરચ જોગું કમાયછે તો પોતાને મહા ભાગ્યશાળી સમજેછે. ખેડુતોની પણ સ્થિસ્તિ સારી હોય એમ લાગતું નથી. માત્ર પરદેશી માલનો વેપાર કરનારજ કાંઈ ઉજળા દેખાયછે. અને તે પણ બૂમ પાડેછે કે હવે અમારા ધંધામાં કાંઈ કસ રહ્યો નથી. ત્યારે હવે આપણો દેશ શા વડે આગળ ટકી શકશે તે અમને સૂઝતું નથી.

આ પ્રમાણે ઘણા લોકો ધંધાવિના થઈ ગયાછે એ વાતનું કારણ શોધી કહાડવું કાંઈ અઘરૂં નથી. આપણે જો આપણા ઘરમાંજ નજર કરીને જોઇશું તો માલમ પડશે કે દેશી ધંધાને ઉત્તેજન મળે એવી એકે વસ્તુ ત્યાં માલમ પડતી નથી, ફક્ત ખાધાખાઈની ચીજો અને ઘંટી સાંબેલા જેવા જુજ કાંઈ લાકડાના રાચ સિવાય જે જોઇએ છઇએ તે પરદેશીજ માલમ પડેછે. સોયના દોરાથી તે માથાની પાઘડી સુધી વસ્તુઓ પરદેશીજ નજરે આવેછે. દેશી માલનો ખપજ જતો રહ્યોછે, અને જ્યાં જોઇએ છઇએ તેની જગો પરદેશી માલજ આવીને પૂરી પાડેછે. આમ થવાથી દેશીકારીગરો બિચારા હાથ પગ જોડીને બેશી રહેછે, અને કામ કરવાની છતી મરજીએ ભૂખે મરેછે. એક વખત આપણે ભિખારીને ઠપકો આપી કહેતા હતા કે "જા મજૂરી કર:" પણ આજ તો તેમ કહેતાં મનને આચકો લાગેછે અને એમ થાયછે કે એ ધંધો કરશે શો?

જ્યાં આવોજ અવસર આવી અડ્યોછે ત્યાં દેશીકારીગરીને ઉત્તેજન આપવા તરફ આપણા મન દોરાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. જ્યાં આગ્યના ભડકા ઘરમાંજ પેસવા લાગ્યા ત્યાં જાગૃત થયા વિના કેમ રહેવાય? આપણે કાંઈ વહેલા જાગી ઉઠ્યા હોઈ એમ નથી. બલ્કે આથી પણ વહેલા આપણે ચેતવું જોઇતું હતું. તે છતાં હજી વખતછે, અને જો આપણે ખંતથી આ મહા સંકટ ટાળવા પછાડી મંડીશું તો ઈશ્વરકૃપાએ આપણે ફતેહ પામીશું એવી અમને આશાછે. પણ એ કામમાં ડાહાપણ, આખા દેશના પડતા ઉદ્યોગને પાછો ઊંચો કરવો એ કામ બહુજ અઘરૂંછે. એ કામ કરવામાં આપણા દેશના વિદ્વાનો, શ્રીમંતો, અને સત્તાવાળાઓ એક સંપથી ભેગા થશે, દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરશે, અને પાકા પાયા ઉપર ઘટિત ઉપચારના પ્રયોગ આરંભશે તોજ ધીમે ધીમે આપણી કારીગરી પાછી સજીવન થશે આ પ્રસંગે સઘળા દેશહિતેચ્છુઓનો ધર્મછે કે બધાને જાગૃત કરવા, અને ઉદ્યોગ વધારવાના ખરા માર્ગ શાંત અને ગંભીર બુદ્ધિથી ખોળવા. ખરે માર્ગે પડવું એ ધારેલે મુકામે અરધા પહોંચ્યા બરાબરછે. ઘણી વખતે તો ખરો માર્ગ જાણવો એજ કોઈ કામ કરવામાં સહુથી વધારે અગત્યનુંછે. ખોટો માર્ગ પકડ્યાથી આપણો સઘળો પરિશ્રમ વ્યર્થ જાયછે. એટલુંજ નહિ, પણ આપણે જ્યાં જવું હોયછે ત્યાંથી ઊલટા દૂર જઇએ. સઘળા નીતિ વેત્તાઓની એજ શિક્ષાછે કોઈ પણ કામનો

આરંભ કરવા પહેલાં પુખ્તપણે વિચાર કરવો, અને ઘણું કરીને સિદ્ધિ આ વિચાર કરવાની ઉપરજ રહેલીછે. જેમ કોઈ કામ મોહોટું તેથી તેમ તેનો આરંભે કરવાના પ્રકાર ઉપર વધારે વિચાર કરવાની જરૂરછે. માટે અમે સઘળા સજ્જનોને ભલામણ કરીએ છઇએ કે આ વેળા દેશી ઉદ્યોગ શી રીતે વધે તેનો દરરોજ વિચાર કરતાં રહેવું, અને જે પોતાને સુઝે તેની ચર્ચા પોતાના જાત ભાઇઓમાં ચલાવવી કે એમ કરતાં ખરો માર્ગ આપણને હાથ લાગે. અમે એ વિચારથીજ અહિંયાં થોડું એ વિશે લખવા માંડીએ છઇએ, અને અમારા ભાઈબંધોને વિનંતિ કરીએ છઇએ કે હાલ એ વિષય ઉપર ખાસ લક્ષ આપવાનો સમયછે.

પ્રથમ તો ગામેગામ અને ઘેરે ઘેર સઘળા લોકોને જાણ થવી જોઇએ કે દેશીકારીગરીને ઉત્તેજન આપવાની બહુ જરૂરછે. આ કામ ભાષણ કરનારાઓનુંછે, અને તે સુરત ભરૂચમાં ધમધોકારે ચાલેછે તે જોઇને અમે ઘણા પ્રસન્ન થયા છઈએ, મી. હરગોવનદાસ જેણે પોતાના રસભર્યા નિબંધથી આ વિષય ઉપર ઘણાનાં મન દોડાવ્યાંછે એમ કહીએ તો ખોટું નથી, તે ભાઇએ પોતાના ભાષણથી ભરૂચમાં ભારે અસર કરી છે એમ સાંભળીને અમે ખુશ થયા છઇએ. બીજા પણ રાજકોટવાળી મંડળીના જુવાનો ઠેકાણે ઠેકાણે લોકોને ઉપદેશ કરતા ફરેછે. સુરતમાં દેશી મિત્ર અને ગૂજરાત મિત્રના એડિટરોએ બધા લોકોના મન હલાવી મૂકયાછે. અમદાવાદમાં દર ગુરૂવારે હીમાભાઈ ઇન્સ્ટિટ્યુટમાં એ વિષય ચર્ચાયછે. બીજા ગામોમાં પણ એ વિષયની ચર્ચા થવા લાગીછે. માટે ચર્ચા ચલાવવા સંબંધી તો એક વરસમાં ઠીક કામ થયુંછે, કેમકે આ બધું કામ આ વરસમાંજ ઊભું થયુંછે. તે છતાં હજી એ બાબત વધારે ચર્ચા ચલાવવાની જગાછે. સુરતની પેઠે ગામે ગામ ભાષણો મોહોલ્લે મોહોલ્લે ગાજી રહેવાં જોઇએ, નવા જમાનાના માણસો એટલે અંગ્રેજી કે ગૂજરાતી સારી કેળવણી પામેલા અને વર્તમાન ચોપાનીયાં વાંચનારા માણસોને કાને તો આ પોકાર પડી ચૂકયોછે પણ હજી બીજા ઘણા એથી અજાણ્યાછે. તે લોકોને મોહોલ્લાના ભાષણો શિવાય ખબર પડ્વાની નથી, કેમકે ભાષણના સાધારણ સ્થળોથી તો જાણે દૂર રહેવાની તેઓ પ્રતિજ્ઞાજ લઇને બેઠાછે. આ લોકો દેશીકારીગરીની પડતીછે એ તો પૂરૂં જાણેછે. પણ તે ટાળવાના ઉપાય કરવા જોઇએ એ બાબત તેમને બોધ કરવાની જરૂર

છે. તેઓ નિરાશ થઈ દૈવના સામુ ટક ટક જોયા કરેછે; તેઓને એકે આરો સૂઝતો નથી; દરિદ્રતાના પૂરને અટકાવવું તેઓ અશકય સમજેછે. એમને હિંમત આપવી, અને એ કામ શકયછે એ બતાવવું હાલ અવસ્યછે. એની શકયતા દર્શાવવાને માટે અલબત્ત હવાઈ ખ્યાલને બદલે પાકા પાયાના રસ્તા તેમને બતાવવા જોઇએ એ વાત ખરીછે, તોપણ જો એ વિષય ઉપર વિચાર કરીશું તો કાંઈ થશે એટલુંજ જો એમના દિલમાં ઉતરે તો હાલ તે બસછે.

બીજું ગામે ગામ દેશીકળાને ઉત્તેજન આપનારી સભાઓ ઉભી થવી જોઇએ અને તે એક બીજા સાથે જોડાઈ જવી જોઇએ. એ બધી સભાઓ છૂટી છૂટી વિચાર કરે અને મધે તેના કરતાં તે સઘળીઓ એક બીજા સાથે મસલત કરે, ઠરાવ કરે, અને પછી પોત પોતાના પ્રયત્નમાં સર્વાનુંમતે મંડે તો બહુ સારૂ. અમે તો ધારીએ છઇએ કે એવી સભાઓમાં એકને મુખ્ય સભા ઠેરવવી જોઇએ, અને તેમાં દરેક સભાના મુખ્ય મુખ્ય માણસો વિચાર કરવાને વરસમાં અમુક વખતે ભેગા થાય. એમ જાતે ભેગા થવું કદાપિ બની શકે એવું ન માલમ પડે, તો કાગળ પત્રથી સંમતિ આપે પણ એક મુખ્ય સભાની જરૂર અમને બહુ લાગેછે. આવી સભા સ્થાપન થવાને લાયક શહેર તો મુંબાઈજછે. પણ અમે જોઇને દલગીર છઇએ. આ વિષય ઉપર તે રાજનગરનું ધ્યાન બરાબર લાગ્યું નથી. આજ પર્યંત જે જે કાંઈ આ બાબત પ્રયત્નો ચાલ્યાછે તે બધા જિલ્લાઓમાંજ ચાલ્યાછે. પણછે પણ એમ, કે આ દુઃખ જિલ્લામાંજ વધારે નજરે પડેછે. અને મુંબાઇની તો આબાદીજ પરદેશી માલના વેપાર ઉપર ઘણીખરી રહેલીછે. તેથી મુંબાઈ આ કામમાં આગેવાની કરવા નીકળે એમ અમને સંભવતુ નથી, પણ તે છતાં એ તેને જગાડવાને માટે ખસુસ કાંઈ પ્રયત્ન થવો જોઇએ. મુંબાઈની પાસે સઘળાં કામ કરવાનાં સાધન અને શક્તિ વધારે છે, અને તેમાં જે કામ પૈસાની ઉપર ઘણો આધાર રાખેછે તે કામમાં તો એના અગ્રેસર પણાવિના સીદ્ધિ પામવું, એ અમને બહુ અઘરૂં લાગેછે. માટે જિલ્લાની સભાઓએ એક તર્ફથી મુંબાઈમાં મુખ્ય સભા ઉભી થાય એવા પ્રયત્ન જારી રાખવા જોઈએ, એ કામમાં વર્તમાનપત્રો બહુ અગત્યની મદદ આપી શકશે, અને બીજી તર્ફથી એક બીજા સાથે પત્ર વ્યવહાર

રાખી જે મહાભારત કામ માથે લીધાછે. તે કયે રસ્તે જઇએ તો પાર પડે, તેનો વિચાર શાંતપણે અને કાળજીથી કરવો જોઇએ.

હાલ ગૂજરાતમાં રાજકોટ, અમદાવાદ, સુરત, અને ભરૂચ એ ચાર ઠેકાણે આવી સભાઓ સ્થાપન થઈછે. એ બહુ સંતોષની વાતછે. બીજા ગામના સદગૃહસ્થો પણ આ દાખલો લેશે એવી અમે આશા રાખીએ છઇએ. આવી સભા બીજું કાંઈ નહિતો વારંવાર ચર્ચા ચલાવી એ વિષયને લોકોનીજ નજર આગળ તાજોને તાજો તો રાખશેજ. એ સભાએ પોતાના સભાસદોની સંખ્યા વધારવાને મહેનત કરવી જોઇએ આ સભામાં જેમ પહેલા વર્ગના માણસો વધારે દાખલ થાય તેમ વધારે સારૂં છે. દેશી રાજાઓ તો એવા અણસમજુ અને બેફિકરા થઈ ગયાછે કે તેમની તર્ફની કાંઈ પણ આશા રાખવી એ ફોકટછે. જો રાજાઓ સમજણા હોય તો ઉદ્યોગ કળાનો ઘણો સુધારો તેઓ એકદમ કરી શકે, અને થોડા વર્ષમાં આખા દેશની સ્થિતિજ જૂદી થઇ રહે પણ જે વાત થઈ શક્તી નથી તે વિષે ખ્યાલ દોડાવવા એ નકામાછે. માટે દેશી રાજાઓને એક કોરે મુકી લોકોએ પોતાના બળ ઉપરજ કૂદવું જોઇએ, અને લોકો જો પોતાનું બળ વિચારે તો શું ન કરી શકે તે અમે કહી શકતા નથી. પણ "યથા રાજા તથા પ્રજા" એ કહેવત પ્રમાણે લોકોમાં પણ કાંઈ સમજ કે હીર નથી, અને એજ આપણી સઘળી ખરાબીઓનું મોટું કારણછે. ઉદ્યમ વર્ધક સભામાં ખરૂં જોઇશું તો ઘણામાં ઘણો લાભ ધંધાદારી અને વેપારી લોકોનોજ છે, પણ તે લોકો હજી એમાં સામેલ થયા નથી એ કેવું ખેદકારક છે; જે કામ તેઓએજ ઉઠાવવું જોઇએ, અને જેમાં તેઓનીજ આગેવાની જોઇએ, તે કામથી પણ તેઓ ઘણું કરીને દૂરજ રહે એ તેઓને ઘણું શરમાવવાનુંછે તે છતાં આવી સભાઓએ મહેનત કરીને શ્રીમંત વેપારી વર્ગને પોતા તરફ ખેંચવો જોઇએ, અને કારીગરોને જાણ કરવી જોઇએ કે આ સભા તમારાજ હિતનો વિચાર કરેછે, કેમકે આ વિષયમાં ખરૂં કામ કરનારા એજ લોકોછે. આવી સભામાં આવ્યાથી કારીગરોને માલમ પડશે કે આપણો ધંધો શા કારણથી ઘટયો અને તે પાછો વધારવાનો ખરો રસ્તો કયોછે. વેપારી લોકો જોશે કે આપણા પડી ભાગેલા ધંધાને આ રીતે તાજા થઈ શકશે. અને જો એ સભાઓ તેમને વ્યવહારિક બુદ્ધિને લાભ કારક લાગે એવા માર્ગ બતાવશે તો તેઓનો બંડોળ તેમાં નાખવાને

આચકો ખાશે નહિ એવી અમારી પક્કી ખાત્રીછે. અર્થાત આવી સભાઓ-માં ખરેખરૂં કામજ શ્રીમંત અને હુનરી લોકોનુંછે અને તેવા સભાસદો વધે તેવો પ્રયત્ન સદા એ સભાઓએ કરવો જોઇએ. ઉદ્યમ વર્ધક મંડળી-ના ઘણા સભાસદો સાહુકારો, અને તેનો પ્રમુખ ગામનો શેઠ હોય એ દેખાવ કેવો સ્વભાવિક અને આશા ઉપજાવનારો છે? હાલ તેમ થવું અઘરૂં છે, પણ એમ થવા તર્ફ લક્ષ રાખવો એવી અમારી ભલામણ છે.

— ❧ —

# भरुच जिल्लानी केळवणीखातानो इतिहास.

મે. સને ૧૮૭૮.

એ નામની કવિતાની ચોપડી આશરે સો પૃષ્ટની તેના બનાવનાર મહેતાજી ગણપતરામ રાજારામની તર્ફથી અમને ભેટ દાખલ મળીછે તેની પહોંચ અમે અત્રે ખુશીથી આપીએ છઇએ. ગયા માસમાં અમે એની પહોંચ આપી શકત, પણ અમને લાગ્યું કે એ ચોપડી ફક્ત પોહોંચ કબુલ કરવા કરતાં વધારેને લાયક છે, અને તેથી આ માસમાં કાંઈક વિવેચનને સારૂ રહેવા દીધી હતી.

આ ચોપડી એક અગત્યના વિષય ઉપર લખાએલીછે. કેળવણીખાતું ઘણાં વર્ષથી આપણા દેશમાં ચાલુછે, અને તેથી તેનો ઇતિહાસ લખાવવાની ઘણ. કારણથી હાલ ખરેખર જરૂર છે. મહેતાજી ગણપતરામે ગૂજરાત પ્રાંતના એકજ કડકાનો ઈતિહાસ નોંધવાની ઇચ્છા રાખી તો તેની કાંઈ હરકત નથી. આખા ગૂજરાતનો ઇતિહાસ રચનારને તે ઉપયોગી પડશે. ઈતિહાસનું નામ ધરાવનારી આ ચોપડી કવિતામાં જોઈને ઘણાને કાંઈક આશ્ચર્ય લાગશે ખરૂં, પણ જે રીતે આ લખાએલીછે તે જોતાં પદ્યરૂપ ગ્રહણ કરવામાં કાંઈ ભૂલ કરેલી જણાતી નથી. કવિતાને યોગ્ય વાતોજ ચૂટી ચૂટીને બહુધા એમાં સમાવવામાં આવ્યાછે, અને લખવાની બાની તે પ્રમાણેજ રસ ભરીછે ઇતિહાસમાં જે વિગત અને અર્થ બુદ્ધિના કારણથી ગદ્યતા પ્રાપ્ત થાયછે તે જ્યાં નહોય ત્યાં ગદ્ય રૂપનું કાંઈ પણ પ્રયોજન નથી. તે છત્તાં "કવિતા રૂપ" ઇતિહાસ નામ રાખ્યું હોત તો વધારે સારૂં એમ અમે કબુલ કરીએછીએ.

આ ગ્રંથમાં કેળવણીનો ઇતિહાસ શરૂ કરવા પહેલાં ભરૂચ જિલ્લાની ભૂગોળ અને બહુ સંક્ષેપમાં ઇતિહાસ આપ્યોછે. એમાં કેટલીક જાણવા લાયક

કહાણીઓછે પછી કેળવણીના છકાળ પાડ્યાછે. આ દયાળુ ઈંગ્રેજ સરકાર તરફથી કેળવણી ખાતું ઉભું થયું તે પહેલાં આપણા દેશમાં કેળવણી કેવી રીતે અપાતી હતી તેનું વર્ણન પ્રથમકાળમાં કર્યુંછે. છેક પ્રાચિનકાળમાં ઊંચી કેળવણી એ કવિ હિંયા કેવી અપાતી હતી તે વિષે લખેછે.

**રૂચિરા છંદ.**

"ઊંચી કેળવણી શીખવતા પ્રાચીનકાળ વિષે ઋષિયો
સંસ્કૃતમાં બ્રાહ્મણ ક્ષત્રીને નાનાવિધ શાસ્ત્રો સ્મૃતિયો
વેદ તણો અભ્યાસ કરાવે જિવ્હાગ્રે સ્મૃતિ સાગર તે
ભેદ બધા ભાગી સમજાવે સર્વ રિતે નર નાગર તે
ખટ શાસ્ત્રો ખુલ્લાં સમજાવે ઝટ સૂત્રો સારસ્વતનાં
કૌમુદિ મુદિત થઈ સમજાવે કાવ્ય તથા કવિ દૈવતનાં
ધર્મ ક્રિયા નાનાવિધની સમ બોધ અનેક બહુ વિધના
કોષ કર્યાવણુ સર્વ શિખાડે, શોધ કરી શબ્દો સિધના
જ્યોતિષને વૈદ્યક શીખવતા ન્યાય તર્ક તર્તિબવંતા
વિદ્યા વ્યૂહતણી શીખવતા ધનુષ તણી ઋષિ મતિમંતા"

એ ઊંચી કેળવણીના ફળમાં મોટા મોટા આર્ય ગ્રંથકારો અને ધર્મ પ્રવર્તકોના નામ આપીને કહેછે.

"પંડિત પ્રૌઢા થયા અકેકા એક્કાની ઉપમાને યોગ્ય
સૈકાં વર્ષ તણા વીત્યાં પણ નામ રહ્યાં જેના આરોગ્ય
ખેપ કરી ખોળીને લખતાં એવાઓનાં શુભ અભિધાન
મે'નત મોટ પડે મુજને સમ ગ્રંથ બને આથી પણ મહાન
જેનાં કૃત્ય થકી જે ચળક્યા ચળકિત તારા સમ ગુણવાન
તેને ચળકાવી કયમ શકું હું ગ્રહ સરખો ગુણનું કરિગાન
પ્રેમી શિષ્ય હવા રણધીરા વીરા દુખચીરા કરનાર
તાલિમ તેજ ગુરૂની પામી સર્વ તણું સંકટ હરનાર"

આ પ્રમાણે છેક પ્રાચીનકાળમાં ઊંચી કેળવણી અપાતી હતી. આ સમયે વ્યવહારી કેળવણી કેવી હશે તે જણાતું નથી. અમે ધારીએ છઈએ કે ઉપલી ઊંચી કેળવણી ઘણા બ્રાહ્મણ, ક્ષત્રી, અને કદાપિ થોડાંક વૈશ્ય લેતા હશે, અને શુદ્રને માટે તો કોઈ જાતની કેળવણીજ નહિ હોય. વૈશ્ય શુદ્રને અનુકુળ પડતી વ્યવહારોપયોગી કેળવણી પ્રાકૃત ભાષાઓના થપ્પામાંજ

નીકળી. એ પ્રાચીન કેળવણી કાળાંતરે દેશની સ્થિતિ ફરતાં નકામી થઈ પડી. અને તેથી વચલા વખતમાં ઘણા લોકને માટે જૂદી જાતની કેળવણી આપવાની રીત નીકળી તેનું વર્ણન આ પ્રમાણે કર્યુંછે.

પંચ વર્ષનો પુત્ર થતાં જન અક્ષર બોધ હતા કરતા
ગામે ગામં નિશાળોમાં ગુરૂ પંડિત નામ હતા ધરતા
પંડિતનો પંઢ્યો અપભ્રંશે વદાયછે જનમાં હજિયે
વર્ણવવા સુભરીત તેમની આળસ અંગ થકી તજિયે
હિસાબ સાધન આંક શીખવી સરવાળાદિક ઝટ ગણતાં
નાનાવિધ લેખા વ્યવહારિક શીખવતા મુખથી ભણતાં
ગણીતમાં લીલાવતિ આદિક શીખવતા ગુરૂ સભ્ય રહી
અક્ષરમાં **વિવેક માતૃકા, લીપિવિવેકાદીક** સહી
**લેખપદ્ધતિ, પત્રપ્રશસ્તિ,** લેખ વિષયમાં શીખવતા
પ્રબંધ **વિક્રમ, ભોજ,** આદિનાં વાંચન વિષયે આવિ જતા
નીતીમાં **ચાણાક્ય, વિદુરનિતિ, પંચોપાખ્યાનાદિ** તથા
**સિધો** વ્યાકરણો શીખવતા કહ્યું મે જાણ્યું જેમ યથા

આ વાત ખરીછે, વચલાકાળમાં આવી નિશાળો ઠામઠામ આપણા દેશમાં ચાલતી હતી. એમાં રાજાથી માંડીને રંક સુધીના છોકરા કેળવણી લેતા હતા. એને વ્યવહારી કેળવણી કહીએ તો ચાલે, પણ એ બાબત આ ઇતિહાસ કર્તા બે વાત નોંધવાની ભૂલી ગયાછે. આ વ્યવહારી કેળવણી ચાલતી હતી તે વેળા ઉપર કહેલી ઊંચી કેળવણી બંધ પડી નહોતી. શાસ્ત્રોના અભ્યાસને માટે જથાબંધ દેશમાં શાળાઓ હતી. બ્રાહ્મણના છોકરા આ વ્યવહારી કેળવણી લેતા હશે, પણ એટલાથી તે સંતુષ્ટ પામતા નહિ. તેઓ તો શાળાઓમાં જઇને ખુબ વિદ્યાભ્યાસ કરતા. રાજ વર્ગમાંથી ઘણું કરીને આ વખતે શાળાની કેળવણી નીકળી ગઈ હતી એમ લાગેછે. બીજું, આવીજ વ્યવહારી કેળવણી ઇંગ્રેજી રાજ આવ્યું ત્યાંસુધી દેશમાં ચાલતી હતી એમ આ ચોપડી વાંચતા જણાયછે, પણ તે ખરૂં નથી. એ વેળા તો એ વ્યવહારી કેળવણી હલકી થતાં થતાં એક ગાંધીના વ્યવહારમાંજ ઉપયોગી પડે એવી થઈ રહી હતી એ આપણે ભૂલવું નહિ જોઇએ, અને ખરેખર એ વેળાએ ગામઠી નિશાળોમાં જે ચાલતું હતું તેને કેળવણી કહેવી એજ વિપરીત સરખું લાગેછે એમ એનું ધોરણ હલકું પડી જવાનું કારણ હતું.

ઉપર જે વ્યવહારી કેળવણી કહીને રજપૂત રાજ્યો તેજી ઉપર હતાં તે વેળાની સમજવી. પણ પાછળથી મુસલમાનો આવ્યા, રજપૂતોનું જોર પડી ભાગ્યું, અને સંસ્કૃત ભાષાના ભાવ ઘટીને ફારસી આરબીના વધ્યા. એ સમયે ધીમે ધીમે સંસ્કૃતનો અભ્યાસ ગામઠી નિશાળોમાંથી નીકળી ગયો. કેમકે રજપૂતો પર ભાષા ભણવા લાગ્યા અથવા બિલકુલ ભણતાજ બંધ પડ્યા, અને વાણીઆઓને પોતાના વેપારમાં સંસ્કૃતનો કાંઈ પણ ખપ નહોતો પડતો, કે તેઓ પોતાના છોકરાને એ ભાષા શીખવવાને ખંતી હોય. આ વેળા સંસ્કૃત લિપિ પણ બદલાઈ ગઈ હતી. તેથી વેપારી તો પોતાના છોકરાને ગૂજરાતીમાં નામું લખતાં આવડે અને મોઢેનાં હિસાબ સારી રીતે ગણે એજ વાતની ખંત રાખતા હતા. મહેતાજીઓએ સમય ઓળખી નિશાળનો અભ્યાસ તદન ફેરવી નાખ્યો. સંસ્કૃત ભાષાની કેળવણીમાં માત્ર આચાર દાખલજ થોડો ભણી જવાને સિદ્ધાનો એક નાનો કડકો રાખ્યો (તે પણ હાલ તો નીકળી ગયોછે), ગૂજરાતી ભાષામાં ફક્ત જોડાક્ષર પણ છોડી દઇને કક્કો ને પદજ શીખવવાના રાખ્યાં, લીલાવતીના હિસાબને કોઈ વખત તડાકા મારવા સારૂ પોતાની પાસેજ રહેવા દીધા, અને ફક્ત આંક ગોખાવી મોઢેના હિસાબ ટપ ગણી શકે તે પછાડીજ કેડ બાંધીને મંડ્યા એનો પરિણામ એ થયો કે વાણીઆઈ ભણતર 'હગમરટપર ને નામે વગોવાવા લાગ્યું, અને ગાંધીના કપરા હિસાબ ટપોટપ મોઢે ગણનારને સવાળા કે ગુણાકારની રીત પણ ન આવડે એમ થઈ ગયું. એ વેળા ગોખણુ શિવાય નિશાળની કેળવણીમાં બીજું કાંઈ રહ્યું નહોતું.

વ્યવહારી કેળવણીમાંથી ઊંચી કેળવણીનો સઘળો અંશ ઉપર કહ્યું તે પ્રમાણે જ્યારે જતો રહેવા લાગ્યો, ત્યારે રાજ વર્ગે છેક તેને પડતી મૂકી અને બ્રાહ્મણો પહેલાં તેનો થોડો ઘણો લાભ લેતા હશે તે બિલકુલ લેવો બંધ કર્યો. જે થોડા બ્રાહ્મણો વેપારમાં પડવાને ઇચ્છતા હતા તે તો અલબત્ત આ ફેરફારથી ખુશીની સાથે ગામઠી નિશાળમાં ભણતા, પણ ઘણા ખરા જેને શાસ્ત્રી પુરાણી વગેરે થવાનીજ ઇચ્છા હતી, તેઓએ ગૂજરાતી નિશાળમાં જવુંજ માંડી વાળ્યું અને એકદમજ શાળાની રીતની ઊંચી કેળવણી લેવી શરૂ કરી. જેને જે શાસ્ત્ર ભણવું હોય તે શાસ્ત્રના પાંના બગલમાં મારી કોઇ ગુરૂને ત્યાં જાય. વાણીઆઇ ભણતર અને બ્રાહ્મણી ભણતર અને એ બે વર્ગના લોકો એક બીજાથી છેક જ્ઞાન અને લાગણીમાં નોખા

પડી ગયા. આમ થવાથી દેશને મહા નુકસાન થયું. વ્યવહારી કેળવણી મૂકી દેવાથી બ્રાહ્મણોની બુદ્ધિ છેક વ્યવહાર શૂન્ય અને વેદીયા ઢોરના જેવીજ થઈ ગઈ. ગુજરાતી કાગળ લખવો કે વાંચવો હોય, તો ઓશિઆળે મોઢે વાણીઆની હાટે જવું પડે. પૈસાનું શાક લેતાં પણ ન આવડે. લગન વિવાહના ખરચનો તો આંકડો કાઢવાને એક રાંડી રાંડને જેટલી પાડોશી વાણીયાની જરૂર પડે તેટલીજ આપણા શાસ્ત્રી બાવા કે પુરાણી બાવાને પડે ખરૂં કહીએ તો વ્યવહારી કામમાં તેઓની કીંમત એક કોડીની પણ રહી નહિ. આ પ્રમાણે વ્યવહારમૂર્ખ થવાથી શાસ્ત્રના અભ્યાસમાં પણ કાંઇ વધારે સાર કાઢી શક્યા એમ ન જાણવું. વ્યવહારી અથવા સામાન્ય કેળવણી વિના ઊંચી કેળવણી જોઇએ તેવી રીતે લઇ શકાયજ નહિ એ એમના અનુભવ ઊપરથી સિદ્ધ થાયછે. પ્રથમ, વ્યવહારી નિશાળમાં સંસ્કૃત વ્યાકરણ કાવ્ય વગેરેની સામાન્ય કેળવણી અપાતી હતી અને તે લીધા પછી જેને જે શાસ્ત્ર ભણવું હોય તેનો તે સારો અભ્યાસ કરી શકતા હતા. પણ હમણા તો સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના વૈદ્ય વૈદ્યકના અને જોષી જ્યોતિષ્યના ગ્રંથો ભણવા લાગ્યા. વ્યાકરણ શાસ્ત્ર જેણે લીધું હોય તેજ વ્યાકરણ જાણે. સઘળા એક દેશી થઇ ગયા, અને એક દેશમાં પણ પહેલાના જેવા સારા નીવડવાની તો આશાજ દૂર થઇ, કેમકે ઘણા દેશ જાણ્યાથીજ એક દેશનું જ્ઞાન વિસ્તીર્ણ, સચોટ, અનુભવ સિદ્ધ, અને ઉપયોગી થઈ શકેછે એક દેશી થવાથી અજ્ઞાન, અભિમાન, અને વહેમીપણું વધ્યું, અને તેઓ જડ, દુરાગ્રહી અને સદા પરંપરાનેજ જોનારા થઈ રહ્યા.

વાણીઆઇ અને બ્રાહ્મણી ભણતર નિરાળા થઈ જવાથી આ રીતે બ્રાહ્મણ વર્ગજ બગડ્યો એમ ન જાણવું. વાણીઆઓને એથી પણ વધારે નુકસાન થયું. બ્રાહ્મણો તો બગડતા બગડતા વિદ્યાના એક દેશમાં પણ રહ્યા, પરંતુ આ લોકો તો કેવળ અજ્ઞાનવાસીજ થઈ રહ્યા. દુકાન ચલાવવા શિવાય એકે વાતની તેમનામાં સમજ રહી નહિ. વેપાર શિવાય બીજી કોઈ પણ વાતમાં જરાએ અકલ ચાલે નહિ. આર્યોએ પ્રાચીનકાળે જે સુધારો ઉભો કર્યો હતો, દુનિયામાં લાભ્યો હતો, અને જેનો સંઘરો હજી સુધી દેશમાં ચાલતો હતો, તે સઘળો તેઓએ આ વખતે ફેંકી દીધો, પાછા જંગલી અવસ્થામાં પેઠા, અને મનુષ્યત્વ ઉપરથીજ હાથ ઉઠાવ્યો. વેપાર અને પૈસો એ શિવાય કોઇ વસ્તુ વાહાલી ગણી નહિ; વિચાર અને વિદ્યા તો બ્રા-

બ્રાહ્મણને સોંપી દીધાં; એનો ખપ પડશે ત્યારે રૂપિઆ અર્ધી દક્ષણા આપીને છૂટ મેળવીશું એમ એ મૂર્ખાઓ સમજવા લાગ્યા. આથીજ દેશની ખરેખરી ખરાબી બાકી હતી તે પૂરી થઇ. બ્રાહ્મણોએ જોયું કે આપણેજ ઉજડ ગામમાં એરંડા પ્રધાન થયા છઇએ, આપણે જુઠું કહીએછઇએ કે સાચું કહીએ તે જાણનાર કે પરવાહ રાખનાર કોઇ નથી, આપણી કીંમત આ મૂર્ખાઓ આગળ આપણા જ્ઞાનથી નહિ પણ ડોળથીજ થાયછે, આપણે જે કહીશું તે એ માનશેજ, વગેરે વગેરે. આવી સ્થિતિમાં બ્રાહ્મણો આળસુ, અજ્ઞાની, સ્વાર્થી, અને ઠગારા થઈ પડે એમાં શું આશ્ચર્ય? વિદ્યા અને ધર્મ તર્ફ જે પૂર્વે બ્રાહ્મણો લક્ષ રાખતા હતા તે છેક બંધ પડયું, અને મૂર્ખ પણ શ્રીમંત જજમાનોને શી રીતે ભોળવીને પૈસો કઢાવવો તેનીજ તેઓ ત્રેવડમાં ફરવા લાગ્યા. શાસ્ત્રને ખુણામાં નાંખ્યા, અને પુરાણો આગળ કાઢયા. ધર્મ જ્ઞાનને પડતાં મૂકયાં અને કર્મકાંડની ફૂટ વધારી. આ રીતે આડંબર વધ્યો ને વિદ્યા ગઇ, અને ટુંકામાં થોડા વખતમાં ગોરને જજમાન એ બંનેમાં અજ્ઞાન, અસત્ય, અને સ્વાર્થ એ એટલાં બધાં વધી ગયાં કે એ બેમાં વધારે નઠારૂં કોણ એ કેવું અશકય થઇ રહ્યું. પુરાણીઓએ કલ્પેલો કળિકાળ આ બંને જણાએ પોતાની મેળેજ આણ્યો.

આ વ્યવહારી કેળવણીની બાબતમાં અમે અત્રે એક નાના વિવેચનમાં શોભે તે કરતાં કાંઇ વધારે વિસ્તાર કર્યોછે ખરો, પણ તેમ કરવાની અમે બહુ જરૂર સમજીએછઇએ. એ વ્યવહારી કેળવણી ઇંગ્રેજી રાજની તર્ફથી પ્રયત્ન શરૂ થયા તે વેળા કેવી અધમ સ્થિતિમાં હતી તે આ ચોપડીમાં જણાવ્યું નથી, અને તે જાણ્યા વિના આ નવા સમારંભથી આપણા દેશને કેટલો ફાયદો થયોછે તેનું બરાબર તોલ થઈ શકે નહિ. બીજું કેળવણીમાં કેવળ વ્યવહાર બુદ્ધિ ઉપરજ લક્ષ રાખવાથી આપણા દેશને કેટલા બધા નુકશાન થયાછે એ વાત જાહેર કરવાની હાલ બહુ જરૂરછે. ઘણે ઠેકાણેથી—કેળવાએલા કહેવાયછે તેઓની તરફથી પણ—હાલ આપણે ઘણીવાર ફર્યાદ સાંભળીએ છઇએ કે નિશાળોમાં કવિતાના રાગડાનું શું કામછે ? ઇતિહાસ ભૂગોળનું શું કામછે? વ્યાકરણનું શું કામછે? માત્ર લખતાં વાંચતાં અને ઉપયોગી હિસાબ ગણતા શીખવો એટલે બસ. આટલુ નાનું ધોરણ કેટલાક તો ઇંગ્રેજી સ્કૂલોમાં પણ પેસાડવાને ચાહેછે. ઊંચી કેળવણી (Liberal Education) ઉપર અભાવ રાખી "ઉપયોગ, ઉપયોગ" એવો જે કેટલાક હાલ પોકાર

ઉઠાવેછે તે બીજું કાંઇ નથી પણ ઉપર જે માઠા પરિણામવાળી અને દેશને જંગલી કરી નાંખનારી વાણીઆઈ બુદ્ધિ કહી તેનુંજ બીજે રૂપે બોલવુંછે. નિશાળના ધોરણોમાં ઉપયોગ ઉપર અલબત નજર રાખવીજ જોઇએ, પણ જ્યારે સામાન્ય જ્ઞાન અને બુદ્ધિની કેળવણીના વિચાર પડતા મૂકી ટુંક અક્કલમાંથી પેદા થએલા જુદા ઉપયોગીપણાના ખ્યાલને આધીન થઇએ, તો કેવા માઠા પરિણામ થાયછે તે ગામઠી નિશાળોથી ઉપર બતાવ્યા પ્રમાણે નીપજેલા ભયાનક ફળ જોતાં સ્પષ્ટ માલમ પડશે, અને એ બતાવવાને માટેજ અમારે આટલી જગા રોકવી પડીછે.

વ્યવહારોપયોગી કેળવણીનો ખર્ચ તો છોકરાના માબાપેજ તમામ આપવો જોઇએ અને તેજ પ્રમાણે આપણા દેશમાં એ વખતે થતું હતું. ગામઠી નિશાળોને રાજ્ય તર્ફનો જરાપણ આશ્રય નહોતો, અને તે છતાં મહેતાજીઓ સારી સ્થિતિમાં હતા એમાં કાંઇ શક નહિ. એ મહેતાજીઓનો શી રીતે નિભાવો ચાલતો હતો તેનું વર્ણન આ કવિ ઠીક રમુજથી કરેછે.

પંડયાના પોષણ માટે પાકાં સીધાં નિત આવી પડે
દાણાની મૂઠી દરરોજે શિષ્યો લાવિ નિશાળ અડે
છૂટીએ પૈસોને સીધું વાંધા વગર હતું મળતું
મોટાનો સુત નિશાળ આવ્યે ભાગ્ય ભલું ગુરૂનું ભળતું
નિજ સુત નિશાળમાં બેસંતા નિશાળ ગરણું મન ગમતું
શક્તિ પ્રમાણે કરાવિને સૌ દમ દઇ ગુરૂને નમતું
ઇંધનની આપત્તિ ન મળે દૂધ દહીં આવી મળતાં
ફૂળે કરી રાયણ સીતાફળ મળતા ઝટઝાડે ફળતાં
અમુક ભણતરે એક રૂપિઓ હસતે મુખ આગળ ધરતા
સાધારણ કેળવણી પાછળ એ રીત ખર્ચ ઘણો કરતા
બાળાઓને પણ કેળવણી માબાપો ગુરૂથી દેતાં
શાળામાં બીજી જગ્યાએ બાળકિ વૃંદ હતાં રહેતાં
વૃદ્ધ સુશિળ ગંભિર દૃઢ વપુના મે'તાજી તે વેળ હતા
કરપ તેમનાથી કંપીને નૃપસુત સરખા સજડ થતા
બાળક રહેતું છાનું રહેતું એ પંજ્યા આવ્યા કે' તાં
આજ્ઞાંકિત અભ્યાસી ઝાઝા ગુરૂના વચન મહી રે'તા

મહેતાજીના ડોળ વિષે ઉપર કહ્યું તે તો ઠીકછે, પણ વળી અમારે સં-

ભારવું જોઇએ કે બાળકીઓની કેળવણી વિષે જે એમાં કહ્યુંછે તે વચલા વખતને માટેજ સમજવું. પાછલા વખતમાં તો બાળકીઓને નિશાળે મોકલી ભણાવવાનો ધારો તદનજ બંધ પડ્યો હતો.

આ રીતે પ્રથમકાળની કેળવણીનું વર્ણન આપ્યુંછે. બીજા કાળથી ખરે ખરો કેળવણીખાતાનો ઇતિહાસ શરૂ થાયછે, કેમકે ઇંગરેજ સરકારે સ્થાપન કર્યુ તે પહેલાં દેશમાં કેળવણીખાતું હતું એમ કહી શકાય નહિ.

આ દેશને જિર્ણોદ્ધાર કરનાર ઇંગ્રેજી રાજનો અમલ અત્રે શરૂ થયા પછી કેળવણી ખાતાનો પાયો તુર્તજ નંખાવા માંડ્યો. મુંબાઈમાં નટિવ એજ્યુકેશન સોસાઇટી સને ૧૮૨૬માં સ્થપાઈ ભરૂચ જિલ્લામાં કયાં કયાં નિશાળો ઉઘડી તેનાં વર્ણ આ પ્રસંગે આપ્યાંછે. એ નિશાળની તપાસ રાખવાને મિ. રણછોડદાસ ગીરધરભાઈ (રાવ સાહેબ મોહનલાલભાઇના પિતા) ઇન્સ્પેકટરના ઈલકાબથી નીમાયા, અને સને ૧૮૩૨માં સુરતના કલેકટરની હાથ નીચે રહી કામ કરવાની સોસાઈટી તરફથી આજ્ઞા મળી. આ વખતમાં કેળવણીખાતું કેવું ચાલતું હતું. તે વિષે મહેતાજી ગણપતરામ બીજા પ્રકરણમાં લખેછે કેઃ—

(હરિગીત છંદ.)

જ્યાં અમલ પેલો ચલાવવો વસુલાત વગરે નેવડો
ત્યાં કલેકટર શી રીતથી કેળવણિનો નિરખે ઘડો
જ્યાં ત્યાં કરી ચલવે અદીઠું કામ કેળવણી તણું
તૂતી તણું કુણ શાંભળે વાજિંત્ર જ્યાં વાગે ઘણું
કેળવણી કારણ ગ્રંથ ઘટતા આપવા ઈચ્છે નહિ
શી રીત સીધે માર્ગ ચાલી જાય કેળવણી તહિ
શા નિયમમાં ચાલેછે તજવીજ કેવિ કયાં કયાં થાયછે
પરિણામ શો પરીક્ષા તણો ઉપરી જ્યાં જ્યાં જાયછે
તેનીજ જેને ખંત તેથી લાભ કહો શો લેખિયે
એકથી સુધરે કાજ બગડે બે થતા એ દેખિયે
નબળા હતા મહેતાજીઓ ઉપરીપણું સબધું તહિ
ક્યમ કામ ચાલે ઝડપથી કેળવણિ વૃદ્ધિનું તહીં.
છોકરા મફત શીખાડવા ઉત્તેજનાર્થે ધારિયું
સાધનો પાટી પેન પોથી આપિ કારજ સારિયું

ઝાઝો સુધારી ના થયો ઉપરનિ મોટી હરકને
આરંભ નામ અપાય જે કંઈ થયું સોસાઇટીવને.

સને ૧૮૪૦ માં પ્રખ્યાત બોર્ડ આફ એજ્યુકેશનના હાથમાં એ બધી નિશાળો ગઈ. બોર્ડની તરફથી કેળવણીને ખરા પાયા ઉપર આણ્વાને ચાંપતા ઉપાયો કરવામાં આવ્યા. ઇંગ્રેજીમાંથી ભાષાંતર કરાવી કેટલીક ઉપયોગી ચોપડીઓ રચાવી, સને ૧૮૪૫ માં મહેતાજીઓને "ટ્રેન" કરવાને સારૂ બાળગંગાધર શાસ્ત્રીના અધ્યાપકપણા નીચે એક શાળા સ્થાપી, ભરૂચમાં ઇંગ્રેજી સ્કૂલ કહાડી, ગૂજરાતી નિશાળમાં આનો અને ઇંગ્રેજીમાં અર્ધો રૂપિયો છોકરાઓ પાસે ફી લેવાનો ઠરાવ કર્યો, વગેરે ઘણી ઘણી જાતના ઉપયોગી અને ડહાપણ ભરેલાં પગલાં ભરવામાં આવ્યાં. લીપીધારા, બોધવચન, ડાડસલીની વાતો, ઈસપનીતિ, બાળમિત્ર વગેરે પુસ્તકો એ વેળા પ્રગટ થયાં. ગૂજરાતની નિશાળોના સુપ્રિન્ટેંડન્ટનું કામ સુરતની સ્કૂલના માસ્તરને આ અરસામાં સોંપવામાં આવ્યું. ત્યારે તે લખ્યું હોત તો ઠીક. એ માસ્તરો વર્ષમાં ત્રણ મહીના ફરવા જતા, છોકરાઓની સંખ્યા જોઈ મહેતાજીનો પગાર વધારતા, અને પરીક્ષા લઇનેજ મહેતાજી કરતા. એ વેળા પરીક્ષાના કાંઈ પણ ધોરણ નહોતા, અને અર્ધું વર્ષ હાજર રહે તેની હાજરી સારી ગણાતી હતી. જો ગામમાં બે હજાર માણસ હોય અને નિશાળને સારૂ મકાન આપવા ખુશી બતાવે, તો ત્યાં નિશાળ કાઢવી એવો બોર્ડનો ઠરાવ હતો. બોર્ડની મહેનતથી ઉપલા વર્ગમાં એટલે બ્રાહ્મણ વાણીઆમાં ભણવાનો કેટલોક શોખ ઉત્પન્ન થયો, પણ બીજા તો બંદુકના ફૂંદા ઉચકાવશે એમ કહીને સરકારી નિશાળની કેળવણી તરફ બીક તથા તિરસ્કારથીજ જોતા હતા. તોપણ જ્યારે ભણેલા છોકરાઓને નોકરી મળતી તેઓએ દીઠી, ત્યારે તેઓના વહેમ ખસવા લાગ્યા અને છોકરાઓને ભણાવવામાં સ્વાર્થછે એમ સમજાવા લાગ્યું. એવામાં રેલવેનું મોટું ખાતું નીકળ્યું અને ગામે ગામના થોડું પણ ઇંગ્રેજી ભણેલાને ભારે પગાર મળવા લાગ્યા. એથી ભણવાનો ફાયદો સઘળાને પ્રત્યક્ષ થયો, અને પ્રથમ પટાવી ફોસલાવી છોકરો ભેગા કરવા પડતા હતા તે હરકતો તો કેળવણી ખાતામાંથી દૂર થઈ. પણ આ પ્રમાણે પાકવા આવેલું કેળવણીનું ખેતર લણવાનો યશ બોર્ડના ભાગ્યમાં નહતો.

ત્રીજા પ્રકરણમાં આ ગ્રંથકર્તા જણાવેછે કે વિલાયતના સને ૧૮૭૪ ના પ્રખ્યાત "ડિસ્પાચ"થી ઉશ્કેરાઇને ૧૮૭૫ માં હિંદુસ્તાનની સરકારે ઈલાકાવાર કેળવણીના ડિરેક્ટર નીમ્યા, મુંબાઇની બોર્ડને રૂખસ્ત આપી, અને ગૂજરાત ખાતે યશસ્વી હોપ સાહેબ ઈન્સ્પેકટર થઇને આવ્યા. એ સાહેબની કારકીર્દીનું બ્યાન આ ગ્રંથકર્તા ઉત્સાહથી આંપેછે. હોપ સાહેબે આવતાંજ ખાતું વધારવા તથા સુધારવા તરફ રાત દહાડો અપૂર્વ પરિશ્રમ કરવા લાગ્યા. અર્ધો ખર્ચ આપે ત્યાં નિશાળ ઉઘાડવી, એવો ઠરાવ બોર્ડના વખતનોજ હતો, પણ અર્ધો ખર્ચ કોઈ આપતું નહોતું અને નિશાળોનો વધારો થતો નહોતો. આ ખંતી સાહેબ "સામદામ ને ભેદ, દંડ ભય આપી" ઘણી નિશાળો ઉઘાડી. શિક્ષણમાં હોપ સાહેબથી કેટલો બધો ફેરફાર થઈ ગયોછે તેતો બધાને જાહેરજ છે. વ્યવહારી કેળવણી નિશાળોમાં નહોતી તે ઉપર ખસૂસ ધ્યાન આપ્યું. ઊંચાં ગણિત શાસ્ત્ર અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાન ભણાવનારા મહેતાજીઓને ધમકાવી કહ્યું કે તમારા છોકરાને પૈસાનું શાક લેતાં પણ નથી આવડતું, ને આ શો આડંબર લઈ બેઠાછો? અમદાવાદમાં કેટલા તાલુકાછે તેતો જાણતા નથી અને તમે ભૂગોળખગોળના આ શા લવારા કરાવોછો? એક વહીવટનો કાગળતો લખતાં આવડતો નથી તેને શું કામ સંસ્કૃતમય પોથાંઓ વંચાડોછો? અર્થાત્, ઊંચી કેળવણીનું પોલાણ જુસ્સાથી ઉઘાડું કરી તેને બંધ પાડી, અને તેને ઠેકાણે વ્યવહારી કેળવણી ઉપર બધાનું લક્ષ ખેંચ્યું. દેશીહિસાબ આ વેળાજ સરકારી નિશાળોમાં પહેલ વહેલા દાખલ થયા. બહુજ સહેલી બાષામાં અને સામાન્ય જ્ઞાનથી ભરપૂર એવી સાત ચોપડીઓ નિશાળોમાં ચાલવાને સારૂ જાતે ઘણીજ મહેનત લઇને પોતાની નજર આગળ રચાવી; વ્યાકરણ પોતે બનાવ્યું, ગૂજરાતની ભૂગોળ રચી, શિક્ષા પદ્ધતિના ઉત્તમ નમુના પ્રમાણે એક અંકગણિત કાઢયું, અને એ સિવાય નિશાળમાં ચાલતી ચોપડીઓમાં ઘણોજ વધારો તથા સુધારો કરી નાંખ્યો. પણ સૌથી મોટું કામ એ કર્યું કે શીખવવાની ખરી પદ્ધતિ મહેતાજીઓને જણાવી અને તે પ્રમાણે વર્તવાની એવી તાકીદ રાખી કે તેવી અમે ધારીએ છઇએ કે કોઈ વખત પણ રખાઈ નહિ હોય. અમદાવાદમાં ટ્રેનિંગકાલેજ (સને ૧૮૫૬ માં) કહાડી; બધા ડેપ્યુટીઓને તથા મુખ્ય મહેતાજીઓને બોલાવી પદ્ધતિ વિષે પંડે બાષણો આપ્યાં, બોધ કીધા, અને તેમની

પાસે પાઠ અપાવી જોયા; પદ્ધતિનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાને માટે મહીપતરામભાઇને વિલાયત મોકલ્યા, વગેરે જે એ સાહેબે ખંત બતાવી શિક્ષણમાં સુધારો કર્યો તે બેશક ઘણોજ હતો, અને તેને માટે આ પ્રાંત તેમનો સદાનો આભારી છે. હોપ સાહેબના આ મનોરંજક અને મહેતાજીને અતિ ઉપયોગી કામની નોંધ લેતાં આ ગ્રંથકર્તાએ જોઇએ તેટલો વિસ્તાર કર્યો નથી તેને માટે અમે દિલગીર છઇએ.

૧૮૬૦ ની આખરે એ સાહેબની બદલી થઈ. ત્યાર પછી ૧૮૭૧ સુધીમાં રીચી, રસલ, અને કર્ટિસ સાહેબ અનુક્રમે ઇંસ્પેકટર થયા. ૬૪ માં લોકલફંડ દાખલ થયો અને તેથી કેળવણી ખાતામાં પહેલાં કોઇ વખત પણ ન થએલો એવો વધારો દિનપરદિન ઘણીજ ઝપટથી થવા લાગ્યો. નિશાળો બહુજ વધી ગઈ. ઇંસ્પેકટરથી અથવા ડેપ્યુટીઓથી પણ વર્ષમાં તે તપાસાય એ અશક્ય થઈ રહ્યું. તેથી ગૂજરાતી નિશાળોની તપાસ ઇંસ્પેકટરે પોતાના હાથમાંથી ઘણું કરીને કાહાડીજ નાંખી, ડેપ્યુટીઓ વધાર્યા, અને તેમને મદદ કરવાને આસિસ્ટંટ ડેપ્યુટીઓ આપવાની જરૂર પડી. એ વખતે ભરૂચ જિલ્લામાં કેળવણીની સ્થિતિ કેવી હતી તે બધું ચોથા પ્રકરણમાં સમાવ્યુંછે, અને દરેક ઇંસ્પેકટર તથા ડેપ્યુટી વિષે પોતાના અભિપ્રાય મર્યાદાથી જણાવ્યા છે. અમે ધારીએ છઇએ કે દરેક ઇંસ્પેકટરનો અમલ પૂરો થતી વેળા આખા ગૂજરાત પ્રાંતમાં કેટલી નિશાળો અને તેની સમાન્ય સ્થિતિ કેવી હતી તે સંક્ષેપમાં જણાવ્યું હોતતો આ ચોપડી બધાને વધારે ઉપયોગી થાત.

પાંચમું પ્રકરણ રાવસાહેબ ગોપાળજી ગુલાબભાઇની કારકીર્દીથી ભરેલું છે. એ ડેપ્યુટીના આવવાથી પ્રથમ મહેતાજીઓ કેવા ભડકયા, તેમને કેવી યુક્તિથી પાંસરા કર્યા, જિલ્લામાં કેવો કેવો સુધારો કર્યો, અને સમજુ મહેતાજીની પ્રીતિ કેવી રીતે મેળવી તેનું યથેચ્છ વર્ણન કર્યું છે. આ ગ્રંથકાર મહેતાજી કબૂલ કરેછે કે હું પણ પોતે પ્રથમ મારા અજ્ઞાનથી ગોપાળજીભાઇથી ડરનાર તથા નિંદનાર હતો, પણ પાછળથી એમની લાયકી જોઇને એવો મોહિત થઈ ગયો જણાયછે કે આ ગ્રંથ પણ તેમનેજ અર્પણ કર્યો છે. આ ગ્રંથની સૂચના પણ એ ચંચળ ડેપ્યુટી તરફથીજ મળેલી હતી. આ મહેતાજી જે હકીકતો આ પ્રકરણમાં લખેછે તે જાતના અનુભવ ઉપરથીજ લખે છે. પોતાના ભૂલ ભરેલા વિચાર-

માંથી જાગીને જ્યારે એણે પોતાના એ ઉપરી ઉપર મારી પત્ર લખ્યો હતો (તે મૂળ ગદ્યરૂપેજ અહિયાં દાખલ કર્યો હોતતો વધારે સારૂં) તેમાં આ પ્રમાણે પસ્તાવો બતાવે છે.

(માલિની છંદ.)

પણ શિર મણિ મારા, કલ્પના સર્વ મારી
અનઘડ ઉપજેલી આપને જોઈ હારી
દુરથકિ દવ ભાળ્યો તે કને જોઈ જોતાં
મણિ પરવશ પેખ્યો દુર્મતી દૂર ખોતાં.
ઉલટિ અધિકકારી વારિનું પાત્ર ભાળ્યું
પણ અનુભવ કરતાં રોગ હારી નિહાળ્યું
પિયુષ પરમ તેને ઝેર જાણ્યું ખરેરે
બળિ મતિ બધિ મારી શું બકું હું અરેરે—વગેરે વગેરે
ઘણિ રિત રિત ચૂકી મેં ઉવેખ્યા પ્રતાપી
પણ નવ વણસાડ્યું ધૈર્યવાને તથાપી
કુલિન પણ તણુંછે સત્ય એ ચિન્હ મોટું
જરૂર નિજ કરે ના તે કરે કૃત્ય ખોટું—વગેરે વગેરે
મુજતણિ મન વૃત્તિની પરીક્ષા કરીને
નિજજન મુજ લેખ્યોછે ક્ષમા સૌ કરીને
ત્યમ નિજ દિન દાસે આપને બાપરથાને
ગુણિમય ગણિયાછે ઉપકારીજ જ્ઞાને—વગેરે વગેરે

આ પ્રમાણે પસ્તાવો કર્યા પછી એ ગ્રંથકાર પોતાના ઉપરીની ખુબી કેવી રીતે પીછાનવા લાગ્યો તે આ પ્રકરણમાં ઠેકાણે ઠેકાણે જણાઈ આવે છે. તેનો થોડોક ઉતારો નીચે આપીએ છઇએ.

(કુંડળિયા છંદ.)

ઘન ગરજે જ્યમ ગગનમાં કરિ વિદ્યુત્ ચમકાર
ખેતરતર ભૂપર કરે વરસાવી જળધાર
વરસાવી જળધાર સાર નવ ધાન્ય ઉગાવે
વનસ્પતિ બાર અઢાર બા'ર તેનો બતલાવે
ત્યમ કેળવણી કામ આવિ અત્રે નિજ ફરજે
કરવા માંડયું આમ ગગનમાં ઘન જ્યમ ગરજે—વગેરે વગેરે

(હરિગીત છંદ.)

જ્યાં હોપ સરખા આગ્રહી ડેપ્યુટિ આ સ્થળ આવિયા
સાધન મળે શ્રમ સહી અતિષય નવિન અંકુર વાવિયા
ત્યાં બાગ કેમ ન બને વિદ્યાનો વખાણ ભર્યો કહો
શ્રમથી બને ના શું કદી દિલ વાત વસમી જો ચહો—વગેરે વગેરે.

છઠ્ઠા પ્રકરણમાં બોધ બત્રીશી એ નામે મહેતાજીના ધંધા વિષે ૩૨ ઝુલણા છંદ લખ્યા છે તે ખરેખરા મહેતાજીને બોધ કરે એવાજ છે, પણ અમારી જગા એટલી બધી આ વિવેચનથી રોકાઈ ગઇછે કે અમે તેમાં-થી એકે અત્રે ઉતારી શકતા નથી. માત્ર આ ગ્રંથની કવિતા વિષે સામાન્ય બે બોલ બોલીને અમે આ વિષય પૂરો કરીએ છઈએ. ભાષા શુદ્ધ, પ્રૌઢ, સરળ છે. પદ્યબંધ અદોષ અને મધુર છે. બાનીમાં કાંઈક દીર્ઘ સૂત્રતા વ-ધારે છે ઇતિહાસના વિષયમાંથી કવિતા લાયક વાત ચુટી કહાડવાનું ચાતુર્ય સારૂંછે, અને તેને કલ્પનાથી અલંકૃત કરતાં પણ ઠીક આવડે છે. એ પુસ્ત-કમાં શાંતરસ પ્રધાનપણે સારો રહ્યોછે, પ્રસંગાનુસાર હાસ્ય રસછે તે મધ્ય-મવર્ગનો છે, અને ગંભીર પણ સાચા દેશાભિમાનથી કવિતાને વખતે વખતે તેજ મળેછે.

છેવટે અમે આ મહેતાજીનેભલામણ કરીએ છઈએ કે એણે કવિતા કરવાનું જારી રાખવું. એનામાં કેટલીક કવિત્વ શક્તિ છે, અને શાંતરસ પ્રાધાન્ય કવન ઠીક કરી શકશે એમ અમને લાગેછે, કોઈ સુધારાનો વિષય લઇ ગંભીરાઈથી લખશે તો વાંચવા લાયક કવિતા થશે.



# हरिश्चंद्र नाटक.

(રણછોડભાઇ ઉદેયરામ કૃત ભાષાંતર.)

હિંદુસ્તાનના આ છેડાથી પેલા છેડા સુધી હરિશ્ચંદ્ર રાજાનું નામ સર્વેને જાણીતુ છે અને જ્યારે જ્યારે સત્યવાદીપણાની વાત નીકળેછે ત્યારે એનો દાખલો આપવામાં આવેછે. હરિશ્ચંદ્ર રાજાની કથા મૂળ રામાયણમાંછે અને કાંઇક પાઠા ફેર વૃતાંત માર્કંડેય પુરાણમાં આપેલું છે. એ ઉપરથી ઘણા પ્રાકૃત કવિઓએ આખ્યાન જોડ્યાંછે. ગુજરાતીમાં વિષ્ણુદાસનું પ્રસિદ્ધ છે. એજ કથા ઉપરથી સંસ્કૃતમાં ચંડકોશિક એટલે (કોશિકકુળના) વિશ્વામિત્રનો

કોપ એ નામનું નાટક એક કવિએ રચ્યુંછે, પણ આ ભાષાંતર તે સંસ્કૃત નાટકનું નથી. મદ્રાસ ઇલાકાના પૂર્વ ભાગમાં ઘણે ઠેકાણે અનાર્ય એટલે સંસ્કૃતમાંથી ઉત્પંન નહી થએલી એવી એક તામિલ નામની ભાષા બોલાય છે જે તેલંગણનો ઉદ્યોગ અને સંસ્કૃત વિદ્યા આટલી બધી વખણાયછે. ત્યાંના વિદ્વાનો પોતાની દેશી ભાષાને ખેડવા ઘણી મહેનત કરે એમાં શી નવાઇ ? તામિલ ભાષા આસરે દોઢ હજાર વર્ષથી ખેડાતી આવીછે, એમાં ભાત ભાતના પુસ્તકો રચાયાછે, તે પુસ્તકો પણ ફક્ત ભાષાંતરજ એમ નહી પણ ઘણા સ્વકલ્પિત અને શાસ્ત્રીય વિષયો ઉપર પણ છે. ટુંકામાં એ ભાષા એટલી ખેડાયલી છે કે વ્યવહારની કોદન તામિલ અને પુસ્તકની શેન તામિલ એવા બે વર્ગ તેના પડી ગયાછે. ગુજરાતી ભાષાને એવો દહાડો કયારે આવશે ! કોઇ પ્રાકૃત ભાષામાં એક પણ નાટક પહેલા લખાયું હોય એમ જણાતું નથી પણ એ તામિલમાં તો તેનો સારો ખજાનો છે. હરિશ્ચંદ્ર નાટક પણ તેમાંજ કોઇ કવિએ મૂળ કથાને આધારે રચ્યુંછે, અને તેનો અંગરેજીમાં એક તરજુમો થયોછે તેનું ભાષાંતર રણછોડભાઈએ કરીને ગુજરાતીઓની સેવામાં મુકયું છે.

આ નાટક બધું રણછોડભાઇએ બાળબોધ અક્ષરે છપાવ્યુંછે. એ બાબત અમે એમના વિચાર સાથે બિલકુલ મળતા છઇએ. દેશના ઐકયમાં ભાષા એ એક મુખ્યતત્વ છે. એક ભાષા બોલનારાઓમાં પરસ્પર પ્રીતિ અને સંપ વધારે રહેછે, અને એક ભાષા વિદ્યાવૃધિનું મોટું સાધનછે એતો ખુલ્લુંજછે. ઘણા વખત સુધી સંસ્કૃત બોલાતી બંધ પડી હતી તોપણ તે દેશ ભાષાનું કામ કરતી હતી, અને મુસલમાન રાજના પાછલા ભાગમાં હિંદુસ્તાની અથવા ઉર્દુ એ માન ભરેલી પદવીએ પહોંચી હતી. આજ પણ ઉર્દુ ભાષા ઘણું કરીને હિંદુસ્તાનના બધા ભાગમાં થોડી ઘણી બોલાયછે અને સમજાયછે. એ કારણને લીધે કેટલાએક દીર્ઘ દ્રષ્ટિવાળા દેશહિતેચ્છુઓનો વિચાર એનેજ દેશ ભાષા ગણી ઉત્તેજન આપવાનો થાયછે, તો તે વખત આખા દેશને માન્ય એવી જે દેવનગરી લિપિ તેમાં ગુજરાતી પુસ્તકો છપાવવાની વાત કોણ નહી કબુલ કરે ? દક્ષણીઓએ તો એ શુભ રીત અસલથીજ પોતાનામાં દાખલ કીધીછે. એનો લાભ એ થયોછે કે મરાઠી પુસ્તકો ગુજરાતમાં ઉપલા વર્ગના લોકોમાં વંચાયછે, અને તેમાંથી આપણામાં ભાષાંતર પણ કેટલાએકના થયાછે. દક્ષણની એક લાઇબ્રેરીમાં એક

ગુજરાતી પુસ્તક નહી હોય, અને એથી ઉલટું આ પ્રાંતમાં મરાઠી ચોપડી-ઓ ઠેકાણે ઠેકાણે જોવામાં આવેછે. આમ થવાનું મુખ્ય કારણ ગુજરાતી લિપિછે. આપણામાં અસલ વિદ્યાના કામમાં બાળબોધ અક્ષર ચાલતા હતા, અને જુની રીતિ પ્રમાણે વર્તનારાઓમાં હજી તેજ ચાલેછે. ઘોડેનાઃ વખત-માં પણ સરકારી પુસ્તકો બાળબોધમાંજ છપાતા હતા પણ ત્યાર પછી એ-કાએક ગુજરાતી લિપિ આગળ પડી અને હમણા તો બાળબોધમાં છપાવવું એટલું અસાધારણ થઇ પડયું છે કે રણછોડભાઇને પોતાનો બચાવ કરવા સારૂ પ્રસ્તાવનાના આશરે બે પાના રોકવા પડ્યાંછે. જે લિપિ હિંદુસ્તાનના બધા ભાગમાં વંચાઈ શકેછે તે ગુજરાતીઓ બરાબર વાંચી શકતા નથી એમ હોય તો ગુજરાતીઓને ભારે શરમછે. ગુજરાતી લિપિને હજી પણ જુના લોકો વાણીયાઈ અક્ષર કહેછે તે ખરૂંજછે. એ વેપારીઓની અથવા વ્યવ-હારમાં વાપરવાનીજ લિપિછે. શાસ્ત્રીય અક્ષર જેને વાંચતા ન આવડે તેને હીંગ તોળવા કરતા બીજું કાંઇ નથી આવડતું એ નિશ્ચય જાણવું. નવી વાંચન માળાએ વાણીયાઈ અક્ષરને બહુ આગળ પાડયાછે ખરા તોપણ તેમાં શાસ્ત્રીય અક્ષર શીખવવાની ઘટતી ગોઠવણો કીધીછે. તેથી એ દેવનગરી લિપિ વાપરવામાં કોઇ જાતની પણ હરકત જણાતી નથી, અને ખરૂં કહીએ તો જે લોકો એ અક્ષર વાંચી શકતા નથી તેઓ ઊંચા ગુજરાતી પુસ્તકોની મતલબ સમજવાને પણ થોડાજ શક્તિમાનછે. સઘળી વાતનો વિચાર કરતાં અમારો તો એ પક્કો નિશ્ચયછે કે લખવામાં ગુજરાતી અને છાપવામાં બા-ળબોધ અક્ષર આપણે વાપરવા જોઇએ. એમાં કશી તરેહનું નુકસાન નથી, ને ફાયદા ઘણાછે.ભાષાનું ઐક્ય તો થવાનું હશે ત્યારે થશે, પણ લિપિનું ઐક્ય તો સહેજ બની શકે એવુંછે માટે આપણે શા માટે ન કરવું જોઇએ?

(અપૂર્ણ).

---

# ગૂજરાતી ભાષાનો મોટો કોષ.

પ્રત્યેક ભાષાના ઈતિહાસમાં કોષ અને વ્યાકરણનો ઉત્પત્તિ સમય એ બહુજ અગંત્યનો સમયછે. એ સમય સદા નોંધી રાખવા જોગ છે. કવિતા ઝરણના સમય જેવો મનોહર અથવા ફિલસુફીના ઉદય જેવો એ તે-જોમય દીસતો નથી, તોપણ એ સમયમાંજ તે બંને સમયનું સાંદર્ય અ-

થવા તેજ ગર્ભિતરૂપે રહેલું છે, અને તે તેજ તથા સૌંદર્ય સૂક્ષ્મદષ્ટિ વાળા પુરૂષો પ્રત્યક્ષ જોઈ શકે છે. ભાષામાં ગમે એવા ઉત્તમ કવિઓ થઈ ગયા હોય કે જેની બરાબરી પાછળ આવનારો કરે એ કદાપિ અશક્ય થઈ રહ્યું હોય, તોપણ જ્યાં સુધી તે ભાષા વ્યાકરણ મર્યાદાથી અલંકૃત થઈ નથી, અને તેના સામર્થ્યનો કોપ જગતમાં બાહાર પડ્યો નથી, ત્યાં સુધી તે ભાષા હજી બાલ્યાવસ્થામાંજછે એમ ગણાય. પ્રૌઢ નાયકાનો વૈભવ કદી પણ તે એ સંસ્કાર વિના ધારણ કરી શકે નહિ. ખરે જેમ દ્વિજ વર્ગને યજ્ઞો પવીતનો સંસ્કાર મહા અગત્યનો છે તેમ ભાષાને એ બે મહા મોટા સંસ્કારજછે. એ સમયથી ભાષા પોતાનું સ્વરૂપ સમજવા લાગેછે અને તે સાર્થક કરવા ઉત્સાહથી આગળ ધસેછે.

રસીક કવિઓને હાથે ખેડાએલી છતાં ગૂજરાતી ભાષા વિક્રમના ૨૦ મા સૈકડા સુધી એ બે સંસ્કાર વિનાની હતી. બીજી પ્રાકૃત ભાષાઓ પણ એવીજ શુદ્ર સ્થિતિમાં હતી. ઇંગ્રેજી રાજની ઉદાર બુદ્ધિએ જે જનકેળવણીનો પાયો રોપ્યો છે તેના પ્રતાપે જેમ દેશ બીજી બધી રીતે જાગૃત થવા લાગ્યો છે તેમ ભાષા પ્રકરણમાં પણ ચાંચલ્ય ધારણ કીધુંછે. જેમ મુગલાઇના વખતમાં પ્રાકૃત ભાષાઓનો ખરેખરો ઉદય થવા લાગ્યો, તેમ આ સમય તેને સંસ્કાર શુદ્ધ કરવાને નિમ્યો હોય એમ ભાસેછે. આ સમયમાં પ્રાકૃત ભાષાઓને અપૂર્વ ગતિ મળીછે. વ્યાકરણો બધી ભાષાના રચાવા લાગ્યા છે, અને તે થોડાં ઘણાં સંપૂર્ણતાના માર્ગપર પણ પડયાછે. સારા ગદ્યનો પ્રારંભ થયો છે, અને દર ત્રણ માસે સરસ્વતી દેવીના મંદીરમાં નાનાપ્રકારના ગ્રંથો મુદ્રાલય વધાવેછે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છઇએ. લોકોમાં બીજા જ્ઞાનની સાથે ભાષા જ્ઞાનનો બોહોળો પ્રસાર થતો જાય છે. કદાપિ પેહેલાં થોડાએક સ્વભાષાનું જેવું ઉંડુંજ્ઞાન ધરાવતા હતા તેટલું જ્ઞાન હાલ વિરલુંજ જોવામાં આવેછે, તો પણ તેવા સ્વભાષાના જાણની સંખ્યા પૂર્વે આંગળી ઉપર ગણાય એટલીજ હતી. ઘણાં માણસો તો જેમ બીજા વિષયમાં અજ્ઞાન હતા તેમ આ વિષયમાં પણ કેવળ અજ્ઞાનજ હતા. હ્રસ્વ દીર્ઘ લખી જાણનારા તો શાસ્ત્રી ભણેલા છે એમ કહેવાતું, અને એ શાસ્ત્રી ભણેલાનું પણ ડિકટેશન હાલના ચોથા ધોરણના છોકરા કરતાં ઉતરતું હતું. પાંચ લીટીનું એક વાક્ય લખવું એ તે વખતે બુદ્ધિની પરમ સીમા સમજાતી. અર્થાત્:—હાલ ભાષાનું સામાન્ય જ્ઞાન

બોકોમાં ઘણું ફેલાયું છે, વાંચનારની સંખ્યા વધીછે, ગ્રંથકારો ઠેર ઠેર નીકળવા લાગ્યાછે, અને અગર જો હજી સારા ગ્રંથ થોડાજ ઉત્પન્ન થાયછે તો વૃદ્ધિના ચિન્હ અચૂક જણાયછે.

આજ પર્યંત, કોષની બાબતમાં ગૂજરાત આ જમાનાની પોતાની ફરજ બજાવવામાં પછાત હતી. બંગાળા, દક્ષિણ, હિંદુસ્તાને પોતાની ફરજ ક્યારની બજાવીછે. મરાઠી ભાષા આપણા કરતાં વધારે ખેડાએલી સ્થિતિમાં આવી તેનું એક મુખ્ય કારણ પંડીતોની સહાયતાથી થએલા પેલા બે મોટા કોષછે. ગૂજરાતી કોષનો પ્રથમ વિચાર અને પ્રારંભ સુરતના રહેનાર સ્વર્ગવાસી માસ્તર દલપતરામ ભગુભાઇએ કીધો હતો. એનો લખેલો કોષ સર જમશેદજી જીજીભાઇએ ખરીદ કરીને મિરજા અહમદ કાજીમ તથા નવરોજજી ફરેદુનજીને સ્વાધીન કીધો, અને તેઓએ એ ઉપરથી જે કોષ રચ્યો તે હાલ તેઓના નામથી પ્રસિદ્ધ છે. એ કોષમાં પંદરહજાર શબ્દછે, તો પણ વિદ્વાનોને ખપમાં આવે એવો થોડોજછે. આપણી હાઇસ્કૂલોનો કોઈ વિદ્યાર્થી જો પોતાને ન આવડતો હોય એવો ગૂજરાતી વાંચનની ચોપડીમાંનો શબ્દ તેમાં શોધવા જાય તો તે કેવળ નિરાશ થયા વિના રહેજ નહિ. ટુંકામાં એ કોષ ગ્રંથસ્થ શબ્દ આપતો નથી, પણ માત્ર વ્યવહારમાં વપરાતા શબ્દજ આપે છે, અને તે પણ બધા નહિ. માસ્તર દલપતરામના પુત્ર રાજેશ્રી મોતીભાઇ એમ કહેછે કે મારા પિતાનો કરેલો મૂળ કોષ વધારે વિસ્તીર્ણ હતો. તે સમયે અને વળી હિંદુ નહિ એવા એ વિદ્વાન ગૃહસ્થો તરફથી વધારે આશા નજ રાખવી જોઇએ એ વાત ખરીછે, અને અમે એ આદિ કોષકારનું માન કોઈ પણ પ્રકારે ઓછું કરવા ઇચ્છતા નથી, તોપણ જ્યાં કોષનો ઇતિહાસ આપવા બેઠા છઇએ ત્યાં તો કહેવું જોઇએ કે એ કોષ થયાથી વિદ્યા પ્રકરણમાં જે કોષની ખોટ હતી તે તો તેવીને તેવીજ રહી. ત્યાર પછી કરસનદાસ મૂળજી અને સાપુરજી એદલજીના શાળોપયોગી નાના કોષ રચાયા. કરસનદાસના કોષની બીજી આવૃત્તિમાં સુધારો વધારો ઠીક થયોછે, તો પણ એ બંને કોષ શાળોપયોગીજ છે. ભાષાનો ઘણો ભંડાર હજી ભાંયરામાં ને ભાંયરામાંજ રહ્યો એમ કહીએ તો ચાલે. બીજું એ ત્રણે કોષ ગૂજરાતીને ઈંગ્રેજી હતા એટલે ગૂજરાતી શબ્દના અર્થ ઇંગ્રેજીમાં સમજાવવામાં આવ્યા હતા. ગૂજરાતી શબ્દના અર્થ ગૂજરાતીમાંજ સમજાવે એવા અતિ ઉપયોગી કોષનો વિચાર તો કવિ નર્મદાશંકરને માટેજ રહ્યો હતો.

સને ૧૮૬૧માં પ્રથમ કવિ નર્મદાશંકરે પોતાના ધારેલા મોટા કોષનો પેહેલો ભાગ પ્રગટ કીધો, કેમકે ભાગમાં પ્રગટ કરવાનો પ્રથમ વિચાર હતો. એ પ્રમાણે ચાર ભાગ બહાર પડ્યા અને પછી એ કામ અટક્યું. આવું મહાભારત કામ એ વિદ્વાને એકલા પોતાને માથે લેવાની હિંમત ચલાવી, પણ આસપાસથી કાંઈ પણ આશ્રય મળ્યો હોય અથવા એ શ્રમની કોઇએ કદર જાણી હોય એમ જણાતું નથી, અને અમે એમ ધારીએ છઇએ કે એ કામ અટકી પડ્યું તેનું એક કારણ એ હશેજ. તોપણ અમે જોઇને ઘણાજ ખુશી થઇએ છઇએ કે એ ખંતી વિદ્વાને પોતાનો ઉદ્યોગ છોડી દીધો નહિ, અને સઘળી મુશકેલીઓને પાર કરી પોતાના દેશને એક મોટો કોષ અર્પણ કીધો છે. ખરે એ ગ્રંથ ગૂજરાત પ્રાંતનેજ અર્પણ કીધોછે. અમે ધાર્યું કે આવો ગ્રંથ કોઇ શ્રીમંતના નામની સાથે જોડાયો હશેજ, પણ અર્પણપત્રને સ્થાનકે જોયું તો "જય જય ગરવી ગૂજરાત" એવા શબ્દ ઝળકી રહેલા જોયા, અને તે જોતાં અમારા મોંમાથી પણ એમજ નિકળ્યું કે "જય જયજ છે તારા, ગરવી ગૂજરાત, કે જ્યાંના વિદ્વાન આવો ગ્રંથ જાતે પ્રસિદ્ધ કરવાની હિંમત આશ્રય વિના ચલાવે છે."

અત્યારે આ ગ્રંથનું વિવેચન આપવાનો અમારો વિચાર નથી તો પણ એટલું તો હમણા કહેવુંજ જોઇએ કે એ ગ્રંથ બાર બાર વરસના પરિશ્રમનું અને ઘણા બુદ્ધિબળનું તથા અનુભવનું ફળછે. એ સંપૂર્ણછે એમ અમે નથી કહેતા, અને કોષ જેવો ગ્રંથ પ્રથમ પ્રયત્ને સંપૂર્ણ થાય એ વાતજ અશક્યજ છે, તો પણ જ્યારે મોટો મરાઠી કોષ રચાયો ત્યારે દામ દામ સરકાર તરફથી કેવી ખોળ ચાલી રહી હતી, પંડીતોની સભા શબ્દ પરખવાને અને તેના અર્થ નિર્માણ કરવાને કેવી બેસીજ રહી હતી, અને પ્રત્યેક શબ્દ કેટલા કેટલા હાથમાંથી ઘડાતો ઘડાતો આવી કોષકારની કલમમાંથી ઉતરતો હતો, એ વાતનો જ્યારે વિચાર કરીએ અને બીજા હાથ તરફ આ કોષકારક એકલોજ કોઈ વિદ્વાનની મદદ વિના, અને કોઈ શ્રીમંતની હુંફ વિના, જાતે કાંઈ શ્રીમંત ન છતાં, આવા મહાભારત કામમાં મંડી રહ્યો અને સિદ્ધિને પામ્યો એ વાતનો જ્યારે વિચાર કરીએ ત્યારે એમતો કબુલ કર્યા વિના નહી ચાલે કે નર્મદાશંકરે ઘણો ઉદ્યોગ, વિદ્વત્તા, અને સૂક્ષ્મ બુદ્ધિ આ ગ્રંથમાં દરશાવી છે, અને આ ગ્રંથ રચી બધા ગૂજરાતીઓને અત્યંત આભારી કીધા છે.



# લઘુ સિદ્ધાંત કૌમુદીનું ભાષાંતર.

જે સમયે નજીવી નાની ચોપડીઓનો વરસાદ દેશમાં નજીવા લખનારાઓ તરફથી વરસી રહ્યોછે, અથવા જે સમયે નાદાન છોકરાઓને ફોસલાવી પાંચ પૈસા પેદા કરવા સારૂ નાદાન જુવાનીઆઓ ચાર ચાર પાનાના સાર અને અર્થોથી અનર્થ કરવા મંડી ગયાછે, તે સમયે એક કસાએલા વિદ્વાન ગ્રંથકર્તા તરફથી એક ઘણાજ ગંભીર વિષય ઉપર ભારે શ્રમથી પરમાર્થ ભાવે લખાએલું મોટું પુસ્તક.જોવું એ ખરેખરૂં બહુજ સંતોષ કારક છે, અને શહરાના રણમાં જેમ એકાએક લીલોતરીના દર્શનથી મન પ્રફુલ્લિત થાયછે તેમ અમને આ પ્રસંગે થયુંછે. આવા પુસ્તકની પહોંચ આપતાં અથવા તેનું વિવેચન કરતાં લખનારના દિલમાં હર્ષ ઉત્પન્ન થાયછે.

આ ભાષાંતર કરનાર મી. રણછોડભાઈ ઉદયરામ ગૂજરાતી પુસ્તકો વાંચનારાને અજાણ્યા નથી, એમણે નાટક, નિબંધ, ઇતિહાસ વગેરે ઘણા વિષય ઉપર સ્વકલ્પિત કે ભાષાંતર રૂપ ઘણા ગ્રંથો પ્રગટ કરીને ગૂજરાતી ભાષાની સેવા બજાવીછે. છેલ્લામાં છેલ્લો એ ગ્રંથ કર્તાએ ત્રણેક વર્ષ ઉપર હરિશ્ચંદ્ર નાટક લઇને પ્રજા આગળ પોતાનો દેખાવ આપ્યો હતો. હાલ એક વળી બીજો નવોજ વિષય પકડ્યોછે, અને એક ઘણાજ અગત્યની ખોટ પૂરી પાડીછે.

આપણા આખા ભરત ખંડની શાસ્ત્રીય ભાષા સંસ્કૃત છે. સઘળા વિદ્યા સંબંધી ગ્રંથો એ ભાષામાંજ લખાતા, અને એ ભાષા ભણ્યા વિના કોઇ પણ વિદ્વાનમાં ગણવાની લલુતા રાખતું નહીં. આજ પર્યંત પણ આપણા સઘળા વિદ્યા સંબંધી ગ્રંથો તો એ ભાષામાંજ છે. પ્રાકૃત વાણીમાં તો ફક્ત કેટલીએક જનપ્રિય કવિતાઓ લખાએલી છે. તે છતાં પરદેશી રાજ્યો થવાથી સંસ્કૃતમાં લખાએલી વિદ્યાઓનો ઉપયોગ ઘટતો ગયો, અને તેથી એ ભાષાનો અભ્યાસ ઓછો થવા લાગ્યો. એ અભ્યાસ ઘટતાં ઘટતાં ઈંગ્રેજોનું રાજ થયું તે સમયે નહીં જેવોજ થઇ રહેવા આવ્યો હતો. એ રાજની સાથે ઇંગ્રેજી ભાષા ભણવાની લોકોને જરૂર પડી. એ વાત ખરી કે મુગલાઇના વખતમાં ફારસીનો અભ્યાસ દાખલ થયો હતો, પણ તે રાજમાં હાલના જેવા વિદ્યાના સાધનો હતા નહિ. એ બધાં કારણથી ઇંગ્રે-

જી રાજ્ય શરૂ થયા પછી થોડા વરસમાં સંસ્કૃતનો અભ્યાસ છેક પડી ભા. ગ્યો, અને શાસ્ત્રીને પુરાણીના છોકરા પોતાના ઘરના પાનાંને પડતાં મૂકી મૂકી ભણવા ગયા. જો એવી સ્થિતિ ઘણા વરસ સુધી ચાલી હોત તો દેશમાંથી સંસ્કૃત વિદ્યા ઘણું કરીને લોપજ થઇ જાત. પણ ઈંગ્રેજ લોકોને અહિંયાં આવ્યા પછી રાજના બંદોબસ્તને સારૂ હિંદુશાસ્ત્રનું જ્ઞાન મેળવવાની જરૂર પડી. પ્રથમતો શાસ્ત્રીઓના વચન ઉપરજ વિશ્વાસ રાખીને વ્યવહાર ચલાવવા લાગ્યા, પણ પાછળથી માલમ પડ્યું કે એમાં તો આપણે ઘણા ઠગાઇએ છઇએ, અને લોભી શાસ્ત્રીઓ આપણી પાસે જૂઠાં જૂઠાં પ્રમાણો બતાવીને ન્યાયને ઠેકાણે અન્યાય કરાવેછે. તે ઉપરથી કેટલાએક મહેનતુ અમલદારોએ પોતાની જાતેજ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરીને શાસ્ત્રનું જ્ઞાન મેળવવાનો વિચાર કર્યો. એ અર્થે સંસ્કૃત ભણતાં તો તેઓને માલમ પડ્યું કે એ ભાષા તો સંસ્કૃત તે સંસ્કૃતજ એટલે બહુ કેળવાએલી છે, એમાં ઘણા રસીક કાવ્ય નાટકો છે, ઘણી ઊંડી ફિલસુફીના ગ્રંથોછે, વ્યાકરણ શાસ્ત્રતો સંપૂર્ણતાને પહોંચેલુંછે, અને સૌથી વિશેષ તો એકે યૂરોપની ઘણીખરી ભાષાની માતા અથવા મોટી બ્હેન એ ભાષાછે. આ વાતોની યૂરોપમાં જાણ-યવાથી સંસ્કૃત ભાષાનું મૂલ યુરોપિઅનોને સમજાવા લાગ્યું, અને ત્યાંના દેશે દેશમાં કેટલાએક વિદ્વાનો એ ભાષા ભણવા લાગ્યા. પાછળથી તો ભાષાશાસ્ત્રીને તો સંસ્કૃત ભણવું એ અવશ્યનું ગણવા લાગ્યું. એ પ્રમાણે જ્યારે યૂરોપમાં એની કિંમત પીછાનાવા લાગી ત્યારે હિંદુસ્થાનના દેશીઓ જેમણે કે એને તો છેક પડતીજ મૂકી હતી તેઓએ પોતાની ભૂલ જોઈ, અને એ પવિત્ર ભાષા તરફ પ્રેમ તથા અભિમાનથી જોવા લાગ્યા. એ સમયપર આપણી કાલેજોમાં એ ભાષા દાખલ થઈ, અને હમણાં તો સઘળી હાઇસ્કૂલોમાં પણ સંસ્કૃતનો અભ્યાસ ચાલેછે. એ બધાં કારણોથી પાછું એ અભ્યાસને ઉત્તેજન મળ્યું છે, અને ઘણા લોકોના મન એ ભણવા તરફ લાગ્યાં છે.

આ પ્રમાણે સંસ્કૃત ભણવા તરફ ઘણા લોકોની રૂચિ થઇછે, તે છતાં ઘણા લોકો ધાર્યા પ્રમાણે પોતાની મરજી અમલમાં આણી શકતા નથી, કેમકે એ ભણવાના સાધનો ઘણાજ અપૂર્ણ અથવા હાલની લોકોની સ્થિતિને બિલકુલ લાગુ પડતાં નથી. ઘણા લોકો એનો અભ્યાસ શરૂ કરેછે, પણ તેમાંના ઘણાખરા કંટાળીને પાછળથી પડતો મૂકેછે. મૂળે તો

એ ભાષા ઘણી કઠિણુછે, અને તેમાં વળી તે ભણુવાના સાધન અપૂર્ણ અને ભણુનારાઓની પદ્ધતિ ઘણીજ કઢંગી. વ્યાકરણવિના કોઇ પણ ભાષા સારી રીતે ભણી શકાતી નથી. હવે આપણા દેશના સઘળા વ્યાકરણો સંસ્કૃત ભાષામાં લખાએલાં છે, અને તેથી તેનો ખરેખરો ઉપયોગ તો જે લોકો સંસ્કૃત ભાષા જાણતા હોય તેને છે. પ્રાકૃત બોલનારાઓને તો પ્રથમ તે વ્યાકરણનો તર્જુમો ભણવો પડેછે, અને એમ કરવામાં એટલો વખત જાયછે કે પછી મૂળ વિષય ઉપર ઘટતું ધ્યાન આપી શકાતું નથી. ભણાવનારાઓ પણ સાધારણ રીતે ઘણા કાચા અને શિક્ષકપણાને કેવળ અયોગ્ય માલમ પડેછે. એ કારણોને લીધે કૌમુદીની ત્રણે વૃત્તિ ભણેલા માણસો શાસ્ત્રી પુરાણી કહેવડાવેછે તેઓમાં પણ બહુજ થોડા માલમ પડેછે, તો મોટી ઉમરે ખાનગી વખતમાંથી એક બે કલાક કહાડીને ભણનારાઓમાંના ઘણાખરા પોતાની ઇચ્છા પાર પાડવામાં નિષ્ફળ થાય એમાં કાંઈ નવાઈ નથી.

એ હરકતો દૂર કરવાને સારૂ ભંડારકરવાળી સંસ્કૃત ચોપડીઓ રચાઈ છે, અને તેના ગૂજરાતીમાં ભાષાંતર પણ થયાં છે. એ ચોપડીઓ સંસ્કૃત વ્યાકરણના સાધારણ જ્ઞાનની સાથે ઘણા મનોયત્ન આપેછે, તેથી શીખાઉને તેઓ બહુ ઉપયોગી થઈ પડીછે, અને નિશાળોમાં જ્યાં સંસ્કૃત ચાલેછે ત્યાં તેજ વપરાય છે. પણ બધાનો વિચાર છે કે એથી વધારે જેને વ્યાકરણ શાસ્ત્ર ભણવું હોય, અને સંસ્કૃતનો શાસ્ત્રીય અભ્યાસ વધારવો હોય તેને સંસ્કૃત ભાષાના મૂળ વ્યાકરણ ગ્રંથો ભણવા અવશ્યછે, અને વળી ખાનગી ભણનારને એ ચોપડીઓ ભણાવનારો સારો શાસ્ત્રી મળવો મુશકેલછે, કેમકે એ ચોપડીઓની પદ્ધતિ અને શાસ્ત્રીઓ જે દેશી વ્યાકરણ ભણેલા છે તેની રચનામાં બહુ ફેર છે. તેથી દેશી વ્યાકરણ ભણવાના સાધન વધારવાની હાલ બધી રીતે જોતાં ઘણી જરૂર હતી, અને અમને આશાછે કે રણછોડભાઇના ભાષાંતરથી એ ખોટ ઘણે દરજ્જે પૂરી પડશે.

સંસ્કૃત ભાષામાં સર્વોપરી વ્યાકરણ શાસ્ત્રનો ગ્રંથ પાણિનિકૃત અષ્ટાધ્યાયી છે. એ ગ્રંથનો જોડો જગતમાં મળે એમ નથી, અને તેથી પાણિનિ વૈયાકરણરાજ કહેવાય છે. તથાપિ એ સૂત્રગ્રંથ છે. અને સૂત્રગ્રંથોમાં પણ એની ગ્રંથી એટલી સૂક્ષ્મ છે કે ટીકા વગર તે સમજાય એમ નથી.

એ કારણને લીધે પાણિનિ ઉપરજ અનેક વ્યાકરણના પુસ્તક રચાયાં છે, અને તે બધાનો જો કોઈ યથાસ્થિત અભ્યાસ કરવા મંડી જાય, તો તેનું આયુષ્ય પણ પૂરૂં પડે નહિ. પણ એ સઘળા ટીકાકારોમાં હાલ ભટ્ટોજી દીક્ષિતની સિદ્ધાંત કૌમુદી બહુજ વખણાયછે, કૌમુદી ભણ્યા વિના હાલ કોઈ વ્યાકરણશાસ્ત્ર જાણેછે એમ કહેવાતું નથી, અને ખરેખર એ ગ્રંથ એટલા માનને લાયકજ છે. એના આધાર પર વરદરાજ નામના એક પંડીતે લઘુ અને મધ્યા એવી બે કૌમુદીઓ રચીછે. એમાંની લઘુનો પ્રચાર હાલ ઘણો ભરતખંડમાં ચાલ્યો છે. પાણિનિ વ્યાકરણનો ટુંકામાં ટુંકો ગ્રંથ તે આ લઘુ કૌમુદી, અને એટલી તો અવશ્ય ભણ્યા વિના સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન કદી થનાર નહિ.

આવા એક અતિ ઉપયોગી ગ્રંથનો તર્જુમો ભાઇ રણછોડભાઈ ઉદયરામે આ પ્રસંગે કર્યોછે, અને તેને સારૂ એમાં મૂળ સૂત્ર તથા અનુવૃતિઓ આપી છે અને પછી તેનું ગૂજરાતી ભાષાંતર કર્યુંછે. કદાપિ મૂળ અનુવૃત્તી આપી ન હોતતો ચાલત પણ અમને તો એ ભાષાંતરમાં અખંડિત સંસ્કૃત કૌમુદી જોવી ગમેછે. કોઇ કોઇ ઠેકાણે જરૂર જણાઇ ત્યાં ભાષાંતર કર્તાએ સિદ્ધાંત કૌમુદીમાંથી પણ કાંઇ લીધું છે, અને પોતાની તરફથી પણ કેટલું એક સ્પષ્ટીકરણ વધાર્યું છે.

એ ગ્રંથ ભણનારને જેમ ઉપયોગી થાય તેમ કરવામાં ભાષાંતર કર્તાએ કાંઇ કસર રાખી નથી, અને અમે આશા રાખીએ છઇએ કે જેવા ભાવથી એ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે તેવાજ ભાવથી ગૂજરાતી ભાઇઓ એ ગ્રંથ ભણશે. આ ભાષાંતરની મદદથી બુદ્ધિમાન અને કેળવાએલો માણસ લઘુ કૌમુદીનો અભ્યાસ પોતાની મેળે કરી શકશે, અને કદાપિ બધાથી એમ નહિ થાય તોપણ ભણનાર અને ભણાવનારની ઘણી મહેનત અને વખત જે નકામાં જતાં હતાં તેમતો હવેથી નહિ થાય. આજ ગૂજરાતીમાં લખનાર થવાનો શોક લોકોમાં ઘણો વધ્યોછે, પણ તેઓએ જાણવું જોઇએ કે સંસ્કૃત ભાષાના સાધારણ પણ જ્ઞાન વિના ગૂજરાતી ભાષા કદી પણ બરાબર આવડી એમ જાણવું નહિ. કેટલાએક એમ સમજે પણ છે. તેઓને તથા આ ખાતાના ઉપલા વર્ગના મહેતાંજીને અમે ભલામણ કરીએ છઇએ કે તમારા ફુરસદના વખતમાં થોડો થોડો આ ગ્રંથનો અભ્યાસ કરશો અને પછી બીજા નાનાં સંસ્કૃત ગ્રંથો વાંચતા જશો

તો તમે ગુજરાતી ભાષાના સારા વિદ્વાન થશો, સંસ્કૃતમાં પ્રવેશ થશે, વિદ્વાનની રીતે તમારો કાળ વિદ્યાવિનોદમાં જશે, અને તમે તમારી જાતને તથા બીજાને ઘણો લાભ કરી શકવાને સમર્થ થશો.

એ ભાષાંતરની કિમત રૂપિઆ પાંચછે, પણ એનાં મોટાં ચારસે પૃષ્ટ તથા બનાવવાની મંહેનત તરફ જોતાં બહુજ સોંઘીછે.

---

# रामा रत्ननिरुपण.

સુંદર પૂઠાવાળી, સુંદર રીતે છાપેલી, સુંદર ભાષામાં લખેલી, સુંદર કવિતાની એક નાજુકડી ચોપડી અમને હમણાં મળી તે વાંચી અમે પ્રસન્ન થયા છઇએ. એ કેવળ નિર્દોષ નથી તે છતાં અમે ફરીથી કહીએ છઈએ કે અમે પ્રસન્ન થયા છઇએ, અને અમારા વાંચનાર જાણેછે કે આવા બોલ અમારા મુખમાંથી ગ્રંથવિવેચન વેળા નીકળવા સાધારણ નથી. કાવ્ય પરીક્ષામાં તો તેમાં અમારૂં માપ ઊંચુજ રહેછે. એ કદાપિ કેટલાએકને પસંદ નહિ પડતું હોય, પણ કવિતા એવો ઉંચો વિષયછે કે તેમાં નાદાન છોકરાં કલકલાણ કરવા આવે તો તેને ધમકાવી કહાડવાં એજ ઉત્તમ માર્ગછે. કવિતા કરવી એ સાક્ષરતાની પરિસીમા છે, પણ હાલ તો કાંઇ ન આવડે તે કવિતા કરવાને તો હું લાયકછું એમ પોતાના મનથી સમજેછે. ઇંગ્રેજી, સંસ્કૃત, વૃજ, કે પોતાનીજ ભાષા બરાબર ભણતા નથી, દુનિઆનો અનુભવ મેળવતા નથી, અને કવિતા શું તે સ્વપ્નામાં પણ જાણતા નથી એવા નાદાનો નિશાળ છોડી કવિ થવાજ દોડેછે. એક પદ પૂરેપાંસરૂં જોડી શકતા નથી, એક પદમાં ભરવા જેટલો પણ જેના મનમાં વિચાર નથી, જેનામાં પારકાના વિચાર પણ પરખીને લેવાની શકિત નથી, અંધારામાં મૂઠી ભરી જો ચોરી લાવેછે તો તેને પોતાની ભાષામાં મૂકતાં પણ આવડતું નથી, અને પ્રાસ તથા તાલતો જેને કાળ સરીખાં લાગેછે, તે છોકરાં કવિતા કરવાને વળખાં મારે એ બહુજ હસામણુંછે, અને જો તેના દુરાભિમાનથી કંટાળો ન આવતો હોત તો બેશક તે બિચારાં ઉપર બહુજ દયા આવત. જો કોઇ નર્મદાશંકરમાંથી અરેરેને હાયહાય શીખી લાવ્યો હોયછે તો તો તે એમજ જાણેછે કે મેં રસનો દરિયોજ ઉથલાવી નાંખ્યો, અને દલપતરામની વર્ણસગાઇ આણી શકેછે તે તો તેનો સગો થઇનેજ ફરેછે. આવી

કવિતાને તે તિરસ્કાર શિવાય બીજું શું કરી શકાય ? આવી કવિતાથી બધા લોકો હાલ કંટાળી ગયાછે, અને કવિતા શબ્દજ કેવળ અપમાન પામેછે. આ પ્રસંગે બેશક શાસ્ત્ર ટીકાકારની જરૂર છે, પણ ટીકાએ આ ચોપાનિઆનો મુખ્ય વિષય નથી તેથી તે ઘણીવાર જતી કરેછે, અને ફકત પહોંચ કબુલ કરીનેજ બેશી રહેછે. પણ અમારી ગૂજરાતના બીજા વિદ્વાનોને ભલામણછે કે હવે પુસ્તક પરીક્ષાનાંજ એક ત્રૈમાસિક ગ્રંથનો સમય આપણા દેશમાં આવ્યોછે. ભાષા બગડી જાયછે અને નઠારી ચોપડીઓ બહુ વધવા લાગીછે. તેનો સૌથી વધારે નઠારો પરિણામ એ થાય છે કે લોકોમાં ખોટું રસજ્ઞાન વધે છે, અને ખરી વિદ્વત્તાનો શોક ઘટેછે. મુંબાઈ ઇલાકામાં ચોપડીઓ છપાયછે તેનો રીપોર્ટ જે સરકાર તરફથી પ્રગટ થાય છે તે ઉપર નજર ફેરવી જઈશું, તો સહજ માલમ પડશે કે ગૂજરાતી ભાષામાં ઘણી ચોપડીઓ નવી નવી થાય છે, પણ તે સઘળીજ નકામી હોય છે. ભૂગોળ ઇતિહાસના સાર, શબ્દોના અર્થ, અને છોકરાઓની બનાવેલી કવિતા શિવાય બીજી જાતની ચોપડીઓ બહુજ થોડી દીઠામાં આવેછે. એ ચોપડીઓ ખપેછે તે ઉપરથી માલમ પડે છે કે વાંચવાનો શોક તો વધ્યો છે, અને જો એમ છે તો તેમને વાંચવાને સારી ચોપડીઓ મળે એ વાતની પુસ્તક પરીક્ષકોએ દેખરેખ રાખવી એ જરૂરનું કામ છે. જે સમયે કોઇ લખતું નહોતું ત્યારે જેવી રહેમીઅત રાખતા હતા તેવી હવે રાખવાની જરૂર નથી, એવી રહેમીઅત રાખવાથી સારૂં ને નઠારૂં લખાણ અંધેરી નગરીની પેઠે એકજ ભાવે વેચાય છે. સારા ગ્રંથને વખાણવા અને નઠારાને તોડી પાડવા એ ગ્રંથ પરીક્ષકોનો દુનિયામાં સઘળે ઠેકાણે ધર્મ ગણાય છે. માબાપજ છોકરૂં નાનું હોયછે ત્યાં સુધી કાલું કાલું બોલેછે તો તે સાંભળી રાજી થાયછે, પણ જરા મોટું થયા પછી જો તેમ કરવા જાયછે, તો ટપ તેને ટોકે છે. તે પ્રમાણે હવે પુસ્તક બનાવનારાઓને ટોકવાનો વખત આવ્યોછે. તેથી કેટલેએક ઠેકાણે સારા કે નઠારા ગ્રંથની પહોચ કબુલ કરતાં ઠીકછે, સારો છે, વાંચવા લાયકછે, એમ લખવાની ટેવ પડી ગઇછે તે કહાડી નાંખવી જોઇએ, અને એમ બારે રાશિકા ભલા કહેવાને બદલે ગ્રંથ સારો હોય તો ખખડાવીને કહેવું કે સારો છે, અને નઠારો હોય તો શરમ રાખ્યા વિના બેલાશક થોડા ચાબખા લગાવવા.

જે કવિતાની ચોપડી જોતાં અમને આટવું બધું ઉપર લખવું પડયું

છે તે ચોપડીનો બનાવનાર ગૂજરાતી ભાષામાં પ્રવીણ, તેને રમાડી જાણના-રો, કવિતાનો અભ્યાસી, ભાષાના ગ્રંથ ભણેલો, અને રસ સમજાવવાવાળો જણાય છે. જણાય છે એમ કહીએ છીએ તેનું કારણ એ કે એ નનામી ચોપડી છે, અને કોણ લખનાર હશે તે વિષે અમારી બરાબર અટકળ પહો-ચી શકતી નથી. કોઇ અનુભવી લખનાર છે, પણ આપણા બે પ્રખ્યાત કવિ નર્મદાશંકર અને દલપતરામમાંથી કોઇનો હાથ એમાં જણાતો નથી. નર્મ-દાશંકરની તો એ બાનીજ ન હોય, અને દલપતરામના જેવી ભાષાની ઘણી ખરી સફાઇ છે તોપણ એ શૈલી દલપતરામથી જૂદી પડેછે. પણ જ્યાં ગ્રંથના ગુણ દોષજ જોવાછે, ત્યાં નામની કાંઈ પણ જરૂર નથી. નિષ્પક્ષ-પાત પરીક્ષકને તો નનામો ગ્રંથ વિવેચન કરવો વધારે ફાવેછે, અને જેને પોતાના ગ્રંથની નિષ્પક્ષપાત પરીક્ષા કરાવવી છે તેને તો આજ ઉત્તમ મા-ર્ગછે. એનો બનાવનાર ગમે તે હો, પણ અમે તો કહીએ છઇએ કે આ ગ્રંથ સારો છે, અને તેના ગુણ દોષ કાંઇ વિસ્તારથી નીચે આપીએ છીએ.

એ ગ્રંથનું નામ તો અમને બિલકુલ ગમતું નથી. વાંચનાર આશ્ચર્ય પામશે કે રામારત્ન નિરૂપણ એ નામ શું ખોટું છે. એ નામ પણ રામારત્ન એટલુંજ રાખ્યું હોત તો વધારે કાનને સરસ લાગત; પણ એ બનાવનારે તો ચોપડીના પૂઠા ઉપર એ નામ પણ ન રાખતાં કાંઇ બહુજ કઢંગું નામ રાખ્યું છે. ચોપડીની અંદર તો સઘળા પાના ઉપર રામારત્ન નિરૂપણ એ-મજ લખ્યું છે, પણ પૂઠા ઉપર તો એનું નામ "ગાયકવાડ મલ્હારરાવ, અ-ને લક્ષ્મીબાઈ વચ્ચે પડેલો વિયોગ" એમ મોટા કાળાને રાતા અક્ષરે છાપ્યુંછે.

આ કવિજ (આ ગ્રંથકાર કવિ નામને યોગ્યછે એમાં તો કાંઇજ શક નથી) પ્રસ્તાવનામાં કહેછે કે "મ્હલારરાવમાં નીતિ કે ખરો પ્રેમ નહોતો એ તો શ્વાનવૃત્તિએ ચાલ્યા અને નીતિને ખરો પ્રેમ શું તે ન સમજ્યાં" વગેરે. અરે ભાઈ, મલ્હારરાવને ચાલ્યા ને સમજ્યા પણ શું કામ કહોછો? આ કવિતામાં જે શુદ્ધ ઉંચો પ્રેમ તમે વર્ણવ્યોછે તે કયાં અને મલ્હારરાવ કયાં? એ વિષયાસક્ત પશુનું નામ એકજ સમે મુખમાંથી કહાડીને શા માટે પ્રેમના પવિત્ર શબ્દને અભડાવોછો? રાજકીય બનાવમાં મલ્હારરાવ વિષે અમારો ગમે તે અભિપ્રાય હો, પણ એ મહા અનીતિમાન, અને પ્રેમ સ-મજવાને કેવળ નાલાયક હતો એમાં તો કાંઈ સંદેહ નથી. ખરેખર જ્યારે અમે આ ચોપડીને મથાળે એનું નામ વાંચ્યું ત્યારે અમને કંટાળો આવ્યો,

અને એમ લાગ્યું કે વિષયાસક્તિનું બિભત્સ વર્ણન શિવાય આ ચોપડીમાં બીજું કાંઈ હોવાનું નથી. પણ વાંચતાં કવિતામાં કાંઇ જુદુંજ દેખાયું. જોયું કે એમાં તો શુદ્ધ નિર્મળ પ્રેમનું, અને પદ્મિનિ સ્ત્રીનું વર્ણન કર્યુંછે. મલ્હારરાવનું કે તેના દુશ્ચરિત્રનું તો કોઇ ઠેકાણે જરા નામે આવતું નથી. અમને લાગેછે કે એ કવિએ બલકે મલ્હારરાવ લખમીબાઇથી જૂદો પડયો તે પહેલાંનીજ આ કવિતા તો બનાવી હશે, અને એ ચર્ચાએલા નામથી મોહ પામી બધાએ વાંચશે એમ ધારીજ પાછળથી એનું નામ પોતાની ચોપડીને આપ્યું છે. ગમે તેમ હો, પણ એ નામ નથી શોભતું, એથી લોભાવાને બદલે ખરા રસિક જનોતો પાછા હઠશે, અને તેથી અમે તો ભલામણ કરીએ છઇએ કે એ પૂંઠું ફાડી નાંખીને બીજું નામ આ આવૃત્તિમાંજ દાખલ કર્યું હોય તો ઠીક.

આ કવિતામાં શુદ્ધ પ્રેમી જોડાનું વર્ણનછે. રસ વિપ્રલંભ શૃંગારછે, અને તે સ્વકીયાનોજછે. એમા સારી સ્ત્રીની ઘણી પ્રસંશા કીધીછે, અને તે વિના સંસાર સુનો લાગેછે તેનો સારો ચિતાર આપ્યોછે. છંદ મનહર બધે વાપર્યોછે. માત્ર આખરે બે પદછે, અને તે કાંઈ સારાં નથી. કવિને હાથ કવિત ઠીક ચઢેલું જણાયછે.

આ કવિતામાં રસ ઠીકછે. રસ કરતાં ચાતુર્યનું જોર વધારેછે. હિંદુસ્તાની કવિતાની ઢપ છપ ઉપર ઉત્પ્રેક્ષાઓ ઠીક યોજીછે, પણ તેમાં નવિનતા ઘણી નથી. ભાષા શુદ્ધ, મધુર અને ઝડ ઝમકવાળીછે. શૈલી સોનાના સાંકળા જેવી નથી, પણ ટીપીને લાંબુ પતરૂં કર્યું હોય તેના જેવી છે. કવિનું ઘણું રસજ્ઞાન ગ્રંથપ્રાપ્ત જણાયછે.

બધું જોતાં સાધારણ જે હાલ કવિતાઓ લખાયછે તેના કરતાં એ બહુજ જૂદા અને ઉંચા પ્રકારનીછે. એ કવિતા ઠરેલ, રસિક, અને નીતિમાનછે. કદાપિ નર્મદાશંકર જેટલો એમાં દર્દનો ઉછાળો નથી, અથવા દલપતરામ જેવી કલ્પના નથી, તોપણ એ બંનેની હારમાં બેસવા લાયક આ કવિ જણાયછે. આ કવિતા સર્વેને વાંચવા લાયકછે એમાં તો કાંઈજ શક નથી.

અમે જે ઉપર ગુણદોષ બતાવ્યા તે કેટલા વાજબીછે તેની જાતેજ વાંચનાર ખાત્રી કરે એમ ધારી અમે નીચે થોડાએક સારાં કવિત ઉતારી લઇએ છઈએ.

રાજ પાટ જાય કદી તેનું દુઃખ ગણું કેમ,
પણ તારા વિયોગથી ઘણો બળી જાઊં છું;
મનહર છબી તારી મૂખ આગે ફરે પણ,
ચૂપ ને અદર્શ તેથી અતી અકળાઊં છું;
ભર ઉંઘે ભૂલી ભાન, ભેટવાને જાઊં પણ,
રામારત્ન તું ના મળ્યે આશા ભંગ થાઉં છું;
સંયોગમાં તારી ખૂબી પૂરી ન પ્રમાણી પણ,
આજ આ દશામાં જાણી તેથી ગુણ.ગાઉં છું.
પ્રિયા તને ઘડવાને પરિપૂર્ણ અવકાશ,
પ્રભુને મળેલ એવું નક્કી સિદ્ધ થાયછે;
કારીગરી, ચતુરાઈ તુજમાં મૂકેલી જોઈ,
નમુનો તું ઇશવરી કૃત્યનો મનાયછે;
તારા રૂપ, રંગમાંહી હદ તેણે વાળી તેથી,
દેશો દેશમાંહી કવિ તારા ગુણ ગાયછે;
ગમે તેવો ગ્રંથ, કાવ્ય, નાટક કો[1] વાંચે પણ,
રામારત્ન ગુણ વિના કોણ હરખાયછે.
મૃગનેણી તારાં નેત્ર કોની સાથે સરખાવું,
તેની તુલ્ય જગતમાં મને કોઈ ના મળે;
સૂર્યમાં પ્રકાશ જોઈ ઉપમા હું આપું પણ,
નયન શિતળ તારાં, ઊષ્ણતાથી એ બળે;
ચંદ્રમાંહી શિતળતા જોઈ નેત્ર તુલ્ય ગણું,
પણ ક્ષય વૃદ્ધિ થાય નિત્ય તેહની કળે[2];
હીરાતણું રૂપ જોઈ નેત્ર તુલ્ય ધારૂં પણ,
નયન કોમળ, હીરો કઠણ, ત્યાં શું વળે.
મુગધા વરસ સોળ, મૂખ ચંદ્રતુલ્ય ગોળ,
સુકુમાર અંગ જાણે જાઇની કળી ખરે;
નમ્ર ને સ્વભાવ સારો, વિકારનો નહી ચાળો,
સ્વધરમ જાણીતી ને, ડરી ડગલું ભરે;
ઉદાર ને પતિવ્રત આભૂષણ અંગ ધરી,

---

૧ કોઈ માણસ. ૨ કળામાં.

સદ્‌ગુણ રત્નથી શોભાવી કાય તે કરે;
પ્રભુ કૃપાથકી એવું રામારત્ન મળે જ્યારે,
ઇંદ્રપૂરી તણી આશા કોણ મનમાં કરે.
રત્નાકર[1] તારી પાસ રત્ન તો અપાર પણ,
રાખી મૂક, રામા રત્ન આગળ તે શું કરે;
ગુલાબની કળી કેમ નિજરંગ જોઈ હસે,
અધર કળીની આગે ગરવ તું શું ધરે;
ચંપા તારો રંગ જોઈ શીદ ફુલી ફાટી જાય,
ચંપક[2] વરણી આગે પાણી નિત્ય તું ભરે;
મીન[3] શિદ નેત્ર તું બતાવા પાણી બ્હાર આવે,
પ્રિયા નેત્ર એવાં છે કે જોઈ તું રડી મરે.
રામા તારૂં અંગ અતિ સુકુમાર કર્યું પણ,
અલૌકીક બળ એમાં મૂકેલું જણાયછે;
તારૂં રૂપ જોઈ મારૂં ચિત્ત તો ભ્રમિત થાય,
કારણ કે મનમથ[4] મહા અકળાય છે;
વીર ધીર કવિ મહા પંડીત ભણેલ પણ,
રમકડાં બની તારાં, અતિ કાલા[5] થાયછે;
શાસ્ત્રના સુબોધ નિંદા પરોક્ષે કરેછે તારી,
પણ તને જોઈ ટેક તજી ગુણ ગાયછે.
મોટામોટા વીર ધીર રણમાંહી જીતે પણ,
દુનિયાના દુખથકી કાયર તે થાયછે;
કવિ ને પંડિત "ધરોધીર" એમ બોધ કરે,
તોયપણ દુઃખ પડ્યે મહા ગભરાય છે;
પણ પ્રિયા તને ભલે અબલા જગત કહે,
સબલા તું ખરેખરી મુજને જણાયછે;
કેમકે તું ગમે તેવું કષ્ટ શિર પડે પણ,
દુઃખ ધીર[6] ડગું નહીં, શાંત તું સદાય છે.
એકમેક તણો પ્રેમ મીન જળવત તેથી,

---

૧ સમુદ્ર. ૨ ચંપાના જેવા રંગવાળી સ્ત્રી. ૩ માંછલું. ૪ કામદેવ.
૫ ગાંડા ઘેલા. ૬ દુખ સહન કરનાર.

પળના વિયોગ માટ ધીરજ હું ના ધરૂં;
નિત્યના નિયમ પેઠ બ્હાર જવું પડે ત્યારે,
કર ગ્રહી મૂખ જોઈ ઢીલ હું ઘણી કરૂં;
માટે આ વિયોગ તારો ઓચીંતો ખમાય કેમ,
કલપાંત કરી કરી મુંઝાઇ રડી મરૂં;
ગાનતાન ગમે નહી, પેટ ભરી જમું નહી,
ભર્યા ઘરમાંહી ભયભીત થઇને ફરૂં.
ભરસિંધુમાંહી જાણે ઝાઝ[1] સહુ ડુબી ગયાં,
એકે આરો રહ્યો નહી એમ મને થાયછે;
દિવસને રાત અને રાતને દિવસ જાણું,
આજ સૃષ્ટિ બધી મને ફરેલી જણાયછે;
અંગ મુજ પાસ પણ જીવ મારો તુજપાસ,
તેથી કાંઈ સુઝે નહી જીવ અકળાય છે;
અહોનિશ[2] જપું મનમાંહી હુંતો તારૂં નામ.
વિરહની[3] અગનીથી કાય કરમાય છે.

---

# करसनदास मूळजी चरित्र.

સને ૧૮૭૯.

આ ગ્રંથની પહોંચ અમે ગયે મહીને આપી હતી, અને આ વેળા તેનું યથાશક્તિ વિવેચન કરવાનો ઉમંગ રાખીએ છઇએ; કેમકે એ ગ્રંથનો વિષય, વાણી અને વિવેક એ ત્રણે વિવેચકના ચિત્તને આકર્ષણ કરે એવાંછે.

આ ગ્રંથના ગુણ દોષનું કાંઈ પણ મનન કરવા પહેલાં અમારે આટલું કહેવું જોઇએ; કે રા. સા. મહીપતરામે આ ગ્રંથ પ્રગટ કરીને પોતાના ગૂજરાતી ભાઇઓને એ મોટા કલંકમાંથી મુક્ત કર્યાછે. આજ પર્યંત આપણી ભાષામાં ચરિત્ર નિરૂપણનો સારો કે નઠારો એકે ગ્રંથ નહોતો. આ ગૂજરાતી ભાષાને તથા વિદ્વાનોને મોટી હિણપત હતી. બીજું ભાઈ કરસનદાસ સરખા સુધારાના શૂર પુરૂષને પરણ્યાને સાત સાત વર્ષ થયાં તોપણ તેનાં પરાક્રમ સ્મરણ યોગ્ય સમજી કોઇએ સંગ્રહ ન કર્યાં એ

---

૧ વહાણ. ૨ રાતદિવસ. ૩ વિયોગની.

વાત સમસ્ત સુધારા સાથને બહુજ નીચું જોવડાવી તેનું પણ ઢમઢોલ-પણું પ્રગટ કરતી હતી. ખરે આશ્ચર્ય છે કે મુંબાઈના કોઈ પારસીને પણ કરસનદાસનું ચરિત્ર લખવાનો તરંગ ન ઉઠયો. તોપણ જે થાયછે તે સારાને માટેજ. એ ચરિત્ર જેવા માણસથી લખાવું જોઇએ તેવાજ માણ-સના હાથમાં હાલ આવ્યું એ ઘણુંજ સંતોષકારક છે. જેની જે વિષયમાં મસ્તી નથી તેનાથી તે વિષય સારો લખાતો નથી. મહીપતરામભાઈ સુ-ધારાના વિષયમાં અનુભવી, ખંતી, અને ખરી દાઝવાળા છે, અને તેની સાથે જે બનાવોનું આ ચરિત્રમાં વર્ણન કરવાનું છે તેમાં થોડો ઘણો જાતે ભાગ લીધો હતો. વળી મરનાર સાથે કેટલાક વર્ષ સુધી મિત્ર ભાવનો સહવાસ પણ હતો. તેથી અમે ધારીએ છઇએ કે કરસનદાસને પોતાના સાથી અને સમઉદ્દેશી રા. સા. મહીપતરામના જેવો બીજો યોગ્ય ચરિત્ર નિરૂપક મળવો મુશ્કેલ હતો.

આ ચરિત્રનિરૂપકની કસાએલી કલમ અને આ વિષયને સારૂ વિશેષ યોગ્યતા ઉપરથી જે જે આશાઓ બંધાય તેમાંની ઘણી ખરી ફળી ભૂત થઇછે. અમે આ ગ્રંથ જોઇને પ્રસન્ન થયા છઇએ. ભાષા શુદ્ધ, સરળ, અને રસભરી છે. એક સુધારકના આવેશની નિર્મળ અને વિવેક યુક્ત ધારા આખા પુસ્તકમાં અખંડ ચાલી જાયછે, અને પ્રસંગોપાત "સાસુ વહુની લડાઈ" ના લખનારનો હાસ્યરસ મર્યાદામાં રહીને ઠીક રમુજ આપેછે. જુ-સ્સાની તાણમાં ખેંચાઈ જઈ કોઈ સ્થળે પણ સત્યતા કે નિસ્પક્ષપાત પણાનો ભંગ થવા દીધો નથી. જ્યાં જ્યાં પોતાના વિચાર જૂદા હતા ત્યાં ત્યાં તે જણાવતાં આચકો ખાધો નથી, અને તે વળી ખરી નમ્રતાની સાથે દરશાવ્યા છે. આ ગ્રંથમાં મહીપતરામભાઈની નમ્રતા ખરેખર સ્તુત્ય છે. તેનો એક દાખલો "ઈંગ્લાંડમાં પ્રવાસ"નું વિવેચન કરતી વેળા સ્પષ્ટ લખ્યું છે કે એ વિષય ઉપર ગૂજરાતી ભાષામાં બીજો કોઈ પણ ગ્રંથ એવો નથી, અને એ લખતી વેળા પોતે "ઇંગ્લાંડની મુસાફરી" લખી છે તે સંબંધી ગ્રંથકારના સ્વાભાવિક અભિમાને કાંઇ પણ કલમને અચકાવી હોય એમ જણાતું નથી. તેમજ ગ્રંથમાં વિવેક અને ક્ષમા ભાવ પણ બહુ રાખ્યા છે પોતાને કુધારા ઉપર ખરો અને પ્રસિદ્ધ ધિક્કાર છે, અને પંડે તે પક્ષ પક્ષ તરફથી બહુ ખમ્યું છે, તોપણ આ ચરિત્ર લખતી વેળા બહુ-જ મોટું મન રાખ્યુંછે, અને કેટલેક પ્રસંગે નામ દઇને ઠોક પાંસ્યા હોત તો-

પણ અનુચિત ન કહેવાત એવું હતું, તોપણ સુધારાવાળાને જરાએ ભાંડ્યા નથી અને તેમની તરફ દયા તથા પ્રીતિજ બતાવી છે. આ ઠેકાણે આપણા જુના જુસ્સાવાળા સુધારક ઉપર પ્રાર્થના સમાજ જેવા રૂડા સમારંભે કેવી રૂડી અસર કરી છે તે સ્પષ્ટ માલમ પડે છે. સત્ય, ક્ષમા અને પરમાર્થ ઉપર અચળ દૃષ્ટિ રાખી આ ગ્રંથ મહીપતરામભાઇએ લખ્યો છે એમ સાફ જણાય છે, અને તેથી ઠેકાણે સુબોધકારક તથા દેશ કલ્યાણની મતિ ઉત્પન્ન કરનારો ગ્રંથ થયોછે.

ચરિત્ર નિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક, અને વર્ણન શક્તિ એ ચાર ગુણ અવશ્યે જોઇએ. વાંચનારે જોઇ લીધું હશે કે એમાંના છેલ્લા ત્રણ ગુણ તો આ ગ્રંથકારે ઉત્તમ રીતે પ્રગટ કર્યા છે. શોધ પણ થોડી મુદતમાં બની શક્યો તે પ્રમાણે ઠીક કર્યો છે, પણ અમૃત પીતાં કોઇ ધરાતું નથી એ કહેવત પ્રમાણે આ ગ્રંથમાં જે હકીકતો રસભરી રીતે વર્ણવી છે તે વાંચતાં વધારે જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ થાયછે, અને તેથી વધારે હકીકતો હાથ લાગી હોત તો સારૂં એમ સુજ્ઞ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. મહત્કર્મનુંજ વર્ણન ચરિત્ર નિરૂપકે કરવું જોઈએ એમ મહીપતરામભાઇનો વિચાર હોય એમ વખતે અમને લાગે છે. ઘણું કરીને આ ચરિત્ર કરસનદાસના જાહેર કામથીજ ભર્યુંછે એનો ખાનગી સ્વભાવ તથા રીતભાત કેવી હતી, એટલે એ મિત્ર વર્ગમાં, સ્ત્રી પુત્રાદિકના સંબંધમાં, રમત ગમતમાં, એકાંતમાં કેવી રીતે વર્તતા હતા, તેનું ઉદાહરણો સહિત આખા ચરિત્રમાં કાંઇ પણ વર્ણન નથી. સર્વ સ્થળે કરસનદાસ સુધારકનેજ જોઇએ છઇએ. પણ કરસનદાસ માણસરૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી હેઠે મૂકી કરસનદાસ કેવા દેખાય છે તે જોવાનો અવસરજ આવતો નથી. મહારાજનો મોટો હુમલો થયો, શેરની પડતીમાં દબાયા, નાત બહાર મૂકાયા, વગેરે પ્રસંગો ઉપર એમને એકાંતમાં કેમ લાગતું, કયા મિત્રો આગળ પેટ ખોલીને પોતાની મૂઝવણ જણાવી હતી, વગેરે ઘણી ઘણી બાબતો જાણવાની ઈચ્છા થાયછે, પણ આ ચરિત્ર ઉપરથી તૃપ્ત થતી નથી. એ પ્રસંગો ઉપર અને તેમજ ખુશી ખુશાલીના વખતમાં પોતાના એકાંતિક સ્નેહી ઉપર કાંઈ કાગળો લખ્યા હશે પણ તેમાંનો એકે આ ચરિત્રમાં દાખલ કરવાને મળી શક્યો નથી. ધર્મ અને નીતિ સંબંધી, રાજ સંબંધી, દેશની ભૂત અને ભવિષ્ય સ્થિતિ સંબંધી કરસનદાસ ખાનગીમાં કેવા વિચાર ધરાવતા હતા

એ પણ જણાવવાની જરૂર હતી. એનો પોતાના બાપ તથા સ્ત્રી સાથેનો સંબંધ વધારે ખુલાસાથી વર્ણવાયો હોત તો સારૂં એમ લાગે છે.

ઉપર જે અમે અપૂર્ણતા સૂચવી તે આ ગ્રંથનો દોષ બતાવવાના હેતુથી નહિ. પણ બીજી આવૃત્તિમાં તે બને તેટલી દૂર થાય એવા વિચારથી છે, અને તેથી અમે આ ચરિત્રનો સાર આગળ આપીશું ત્યાં જે જે સ્થળે શોધ કરી વધારે હકીકત મેળવવાની જરૂર જણાશે ત્યાં અમે તેની સૂચના કરવાનો વિચાર રાખીએ છીએ. અપૂર્ણતાના દોષની સામા તો મોટામાં મોટો એજ જવાબ છે કે ગૂજરાતી ભાષામાં એ બાબતનો એ પહેલ વહેલોજ ગ્રંથ છે. એ રીતે જોતાં તો આ ચરિત્ર નિરૂપકે જે જે હકીકતો મેળવી તે થોડી નથી. બીજું એ પણ યાદ રાખવું કે આપણા લોકમાં પ્રખ્યાત પુરૂષની હયાતીમાં તેના ચરિત્રોની નોંધ રાખવાનો બિલકુલ રિવાજ નથી, અને કોઇની ખાનગી રીતભાત તથા ગુણ તેનાં સગા વાહાલાં સિવાય બીજા થોડાજ જાણી શકે છે. ન્યાતિ ભેદનો એક એવો ઘટ્ટ પડદો આવીને વચમાં નડે છે કે જાહેર કામોમાં એક બાજુની સાથે ફરનારા પણ પરસ્પરના ખાનગી અને ઘર સંસારી રીતભાતથી ઘણીવાર છેક અજાણ્યા હોયછે. આથી જે જે ઝીણી ઝીણી હકીકતો જન્મ ચરિત્રમાં બહુજ ઉપયોગી ગણાય છે (કેમકે ખરા સ્વભાવની અટકળ તે વડેજ થઈ શકે) તે આપણા લોકમાં જાણવી બહુજ અઘરી છે, અને જે કોઇના જાણવામાં હોય તે નોંધી રાખતા નથી અથવા સંભારીને પ્રસંગે ચરિત્ર લખનાર ઉપર મોકલતા નથી. અમને લાગેછે કે મહીપતરામ ઉપર ભાગ્યે એક જણે પણ વગર પૂછે કરસનદાસ સંબંધી કાંઈ હકીકત એ ચરિત્ર લખેછે એમ સાંભળી લખી મોકલી હશે. માટે અમે કરસનદાસના સઘળા મિત્રો, ઓળખીતા, નાતભાઇઓ, નિશાળભાઇઓ, વગેરેને ભલામણ કરીએ છીએ કે, તેમણે આ યોગ્ય ચરિત્ર નિરૂપક ઉપર જે જે હકીકતો પોતાના જાણવામાં હોય તે લખી મોકલવી જોઇએ. એવા નાના નાના બનાવો અને વચનોથી જિવણચરિત્ર રસિક, સજિવ, અને ખરેખરૂં ઉપયોગી થઈ પડેછે.

હવે, એ ચરિત્રનો થોડો સાર અમે અત્રે આપીએ છીએ. આ પ્રતાપી સુધારકનો જન્મ સને ૧૮૩૨ ના જુલાઈની ૨૫મી તારીખે થયો હતો. ક્યાં એ વાત છેક નિશ્ચય નથી. મહીપતરામના જાણવામાં મુંબાઈ છે. પણ

ફ્રીયર સાહેબ કહેછે તેમ કાઠીયાવાડનું વડાળ ગામ હોય એમ પોતે કબુલ કરેછે. બચપણમાં મા મરી ગઈ, બાપ બીજી પરણ્યો, અને નાના કરસનદાસને એની માની કાકીએ ઉછેરી મોટો કર્યો. એ બાળપણની કાંઈપણ બીજી હકીકત હાથ લાગી નથી. નિશાળમાં અભ્યાસ તથા વર્તણુક કહેવાં હતાં તેની પણ કોઈ સાક્ષી આપતું નથી. ૨૧ વર્ષની ઉમરે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનમાં ભણતો હતો એટલું માલમ છે. ત્યાં કેટલો અને કેવો અભ્યાસ કર્યો વગેરેની તો બેશક ખબર મળી શકે ખરી. આ વખતથીજ કરસનદાસનું સુધારાની ખાતર મથવું અને ખમવું શરૂ થાયછે. જ્ઞાન પ્રસારક સભાની જાહેર ખબર ઉપરથી એણે પુનર્વિવાહ પ્રબંધ લખવા માંડ્યો. કાકીને જાણ થયું, અને તેણે ઘરમાંથી કહાડી મૂકયો. પણ આ પ્રબંધનું શું થયું? કાકીએ લઈ લીધો? એમ હોય તો કાઢી મૂકવાની જરૂર જણાતી નથી. કરસનદાસે બોહોસ કરી ન આપ્યો એમ હોય. તો તેનું શું થયું? નાપાસ થયો હોય, તોપણ કરસનદાસનો સ્વભાવ જોતાં તે કોઈ પ્રસંગે છપાવે નહિ એ સંભવતું નથી.

આ પ્રમાણે આશ્રય જવાથી થોડો વખત સ્કાલરશિપના આધારે નિભાવ્યું પણ જલદીથી કાલેજ છોડવાની જરૂર પડી. નોકરી ખોળવાને માટે કે મળી તેથી અભ્યાસ છોડ્યો એઆ ચરિત્ર ઉપરથી અમને જણાતું નથી. ક્યારે છોડી તેની તારીખ આપી હોત તો સારૂં. તારીખની બાબતમાં સામાન્ય આ ઠેકાણેજ કહીએ છઇએ કે જિવન ચરિત્રમાં એ જેમ બને તેમ બધારે મેળવવા ઉપર લક્ષ રાખવું જોઇએ છે, કેમકે બનાવેનો પરસ્પર સંબંધ એ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

આ વેળા ગૂજરાતી હિંદુઓનો સુધારો મુંબાઈમાં પોતાનાજ નવા જુસ્સાથી પ્રકાશવા લાગ્યો હતો. "બુદ્ધિવર્ધક સભા" સ્થાપન થઈ ચૂકી હતી. તેમાં જુવાન કરસનદાસ દાખલ થયો, અને દેશાટણ વિશે નિબંધ બાંચી થોડા વખતમાં ઓળખાયો. બુદ્ધિવર્ધકની નિશાળો તપાસવામાં, ભાષણો આપવામાં, રાસ્ત ગોફ્તારમાં હિંદુ સુધારા ઉપર લખવામાં આ વખતે એણે ઘણો કાળ ખરચ્યો. સને ૧૮૫૫માં હિંદુઓને માટે "સત્યપ્રકાશ" કાઢયું અને એ વખતથી એની ખરી પ્રસિદ્ધિનો ઉદય થયો. સને ૧૮૫૬ની બુદ્ધિવર્ધક સભાના વહીવટદારોમાં એનું નામ પહેલું છે. મહીપતરામ સેક્રેટરી, નર્મદાશંકર ઉપપ્રમુખ, ઝવેરીલાલ વહીવટદાર વગેરે સુધારામાં જાણીતા

અક્ષરથો એના આ વેળા સાથી હતા. સભાના ખરચને માટે ટીપ થઈ તેમાં કરસનદાસે પહેલે નંબરે ભર્યુંછે. એક મહીના પછી કાંઈ મત ભેદથી કરસનદાસ, મહીપતરામ વગેરેએ રાજીનામાં આપ્યાં. મતભેદ શી બાબતનો હતો તે ચરિત્ર નિરૂપકને યાદ નથી. એ કદાપિ બીજા સભાસદોને સાંભરતું હોય તો ઠીક.

આ અરસામાં કેટલાક વખતથી ગોકળદાસ તેજપાળની સ્કૂલના હેડ માસ્તરની જગા એને મળી હતી. ત્યાંનું રૂડું કામ તથા એની કીર્ત્તિ સાંભળી હોપસાહેબે ડીસાની જગા એને આપી. એ નોકરી ઉપર જવાને પ્રસંગે બુદ્ધિવર્ધક સભાએ માનપત્ર આપ્યું. સત્યપ્રકાશ મહીપતરામને સ્વાધીન થયું. પણ ડીસામાં દશ મહીના રહીને કરસનદાસભાઈ પાછા વળ્યા. ત્યાં ધાતુક્ષયનો રોગ થયો, દાકતરે ગોશ ખાવા ફરમાવ્યું, એણે ના પાડી, ત્યારે દાકતરે સિક સર્ટિફિકેટ આપ્યું નહિ, અને તેથી નોકરી છોડી મુંબાઈમાં દવા કરવા જવાની જરૂર પડી. કરસનદાસને ગોશને ગોરા દાકતર જોડે કાંઈ બારમા ચંદ્રમાજ હતા એમ જણાય છે. વિલાયતથી પણ માંસ ન ખાવાના આગ્રહને લીધેજ પાછું આવવું પડયું હતું, કેમકે ત્યાંના દાકતરે કહ્યું કે એમ નહિ કરિશ તો ઈગ્લાંડમાં રહ્યાથી મરી જઈશ. એ બાબત કરસનદાસના વિચાર શા હતા તે જો ખુલાસાથી અહિંયા લખાયા હોત, તો આ માંસાહારના યુગમાં કાંઈ ઉપયોગી થઈ પડત એમ અમે ધારીએ છઇએ.

મુંબાઈમાં આવી કરસનદાસે પોતાનું સત્યપ્રકાશ પાછું પોતાના હાથમાં લીધું. બીજીવારની સ્ત્રી મરી ગઈ હતી તેથી આ વેળા ત્રીજીવારના લગ્ન કર્યા. એ લગ્નથી પણ પોતાની પ્રસિદ્ધિમાં કાંઇક વધારો કરી લીધો. કેમકે વરઘોડાનો ઠાઠ ન કરતાં પગે ચાલીનેજ પરણવા ગયા અને સાસરીઆના આગ્રહ તથા ધમકીની કાંઈ પણ પરવાહ રાખી નહિ. આ વેળા ફટાણું નહિ ગવાયાં હોય એમ આશા રાખીએ છઇએ, પણ ન્યાતવરા કર્યા કે નહિ એ જાણવાની બહુ ખાએશ રહી જાય છે.

આ વેળા વલ્લભી સંપ્રદાયની ધર્મ સ્થિતિ જાણવાની જરૂર છે, કેમકે તેની સાથે આથડી કીર્ત્તિત થવાના પ્રસંગનો આરંભ આ વખતથી થાય છે. એ માર્ગ બગડતાં બગડતાં છેક દુર્દશામાં આવી બધાની બત્રીશીએ ચડી રહ્યો હતો. ધર્મને સ્થળે એવો અને એટલો અધર્મ ચા-

લતો હતો, અને તે વળી એવી જાહેર રીતે, કે ઘણા સમજુ વૈષ્ણવો જાતેજ કંટાળી ગયા હતા, અને બધા અન્ય માર્ગીઓ સાથે પોતાના પંથની વાત કરતા લાજતા હતા. તેમાં મુંબાઈમાં તો મહારાજોના અનાચારની કાંઈજ સીમા નહોતી. બધા વૈષ્ણવો તેનો અટકાવ કરવાને ઇચ્છતા હતા. આવે પ્રસંગે કરસનદાસનું ચિત્ત સ્વાભાવિક રીતેજ એ તર્ફ લાગ્યું અને ખરા જુસ્સાથી તે ટાળવા તરફ બહાદુરીથી મંડયું. એક બીજો પ્રસંગ આ સુધારકોને બહુજ અનુસરતો બન્યો. મહારાજોએ પોતાના મદમાં મૂર્ખાઇથી બ્રાહ્મણોને છેડી સૂતો સાપ જગાડ્યો હતો. બ્રાહ્મણોએ ભૂલેશ્વરનો છપનભોગ કર્યો તે તેમનાથી ખમાયું નહિ, અને તેથી શિવપ્રસાદ ખાનારા પતિત છે એવો શાસ્ત્રાધાર કાઢી આખા સબળ વર્ગની રોજી વૈષ્ણવો પાસે બંધ કરાવવાનો પ્રયત્ન કર્યો. ગૂજરાતી બ્રાહ્મણો આખા હિંદુસ્તાનમાંથી કોપી ઉઠયા, અને કાશી પર્યંત મહારાજ ઉપર દ્વેષ ભાવ ફેલાયો. એ સત્તાધારી વર્ગે મહારાજ સંબંધી જન વિચારમાં ઘણોજ ફેર પાડી નાંખ્યો, અને હડહડતા વૈષ્ણવ શિવાય બધાને એ પંથના દુરાચાર આરસીની માફક દેખાવા લાગ્યા. સારા સારા વૈષ્ણવો પણ બ્રાહ્મણોના પક્ષમાં ગયા. સુધારકો તો આવા અવસરની રાહ જોઇનેજ બેઠા હતા. તેઓ મહારાજો ઉપર કકડીને તૂટી પડયા અને મહારાજોનાં અનેક ભોપાળાં દરરોજ નીકળવા લાગ્યાં. તેમાં કરસનદાસના સત્ય પ્રકાશે તો ખૂબજ કીધી, એની કલમના ઝપાટાથી મહારાજો થર થર કાંપવા લાગ્યા, અને તેમને દેહેશત લાગી કે આપણા પંથનો પ્રલયકાળ પાસે આવ્યો છે. તેમજ કરસનદાસ મહારાજોના દુરાચરણને આરંભી વલ્લભપર્યંત એ પંથને જડમૂળથી ઉખેડી નાંખવાના મહા જોરાવર હુમલા કરવા લાગ્યો. વલ્લભી માર્ગોના ગ્રંથો સૂંથાવા લાગ્યા અને તેની ઉપર એવી શખ્ત ટીકાએ ચાલી, કે વૈષ્ણવો પણ બીધા અને પોતાના માર્ગ સંબંધી કાંઈ સંદેહમાં પડ્યા. મહારાજોએ હારી કરસનદાસને સમજાવવા સામદામ વગેરે ઘણા ઉપાય અજમાવ્યા પણ એ શૂર કશાથી ડગ્યો નહિ. વખત એવો આવી પડ્યો કે મહારાજ કે કરસનદાસ એ બેમાંથી એક પડવુંજ જોઇએ, અને તેથી મહારાજોએ એને છેક છૂંદી નાખવાનો વિચાર કર્યો. કરસનદાસ પણ ડોળા કકડાવીને સામો ઉભો રહ્યો અને બોલ્યો કે "આવો દુષ્ટો, તમારાથી થાય તે કરો. હું ડરતો નથી, હું એકલો

તમો સઘળાને પૂરો પડીશ અને નહિ સુધરો તો આ મારા સત્ય પ્રકાશ રૂપી સુદર્શન ચક્ર વડે તમને અને તમારા માર્ગને ગોલોકમાંજ મોકલીશ.”

એ રીતે એ સમયનો વલ્લભી સંપ્રદાયનો ઈતિહાસ તેજ કરસનદાસનો ઇતિહાસ છે. કરસનદાસના જિવનનું સર્વોપરી મહત્કર્મ એજ હતું કે પાપમાં પચેલા પુષ્ટિ માર્ગને જડમૂળથી હલાવવો, તેનું બળ ઓછું કરવું, અને તેને જગતમાં હલકો પાડવો. કરસનદાસના જિવનનું સાફલ્યજ એમાં છે. એ વડેજ આખા હિંદુસ્તાનમાં અને યૂરોપ સુધી એનું નામ પ્રસિદ્ધ થયું, અને એજ સંબંધમાં ગૂજરાતના સંસાર સુધારાના ઇતિહાસમાં એ વીર પુરૂષનું નામ અવિચળ રહેવાનુંછે.

આ ગ્રંથનું એજ મર્મસ્થળ છે અને એ સ્થળે ગ્રંથકારે ઠીક વિસ્તાર કરી પોતાની ઉત્તમ છટાથી લખ્યું છે એ જોઇને અમે ઘણાજ ખુશ થઇએ છઇએ. પણ આ સ્થળ એવું મનોરંજક, સુબોધકારી, અને સર્વેને જાણવા યોગ્ય છે કે આ વિષયના અંત ભાગમાં તેની નોંધ લેવાને બદલે આવતા અંકને સારૂજ રહેવા દઇએ છઇએ, અને એ દરમ્યાન આશા રાખીએ છઇએ અમારા વાંચનાર એ ચરિત્ર ગ્રંથ પોતાની મેળે વાંચી મૂકવાને ચૂકશે નહિ.

મહારાજો સાથે આથડવાને કરસનદાસ છચોક બહાર પડ્યા ત્યાં સુધી આપણે આ ચરિત્રની નોંધ લેતા, ગયા અંકમાં આવી પહોંચ્યા હતા. આજે હવે એ મહાભારત ઝગડાનું વર્ણન કરીએ છઇએ.

મહારાજોએ બ્રાહ્મણસાથનો વિરોધ'તો જેમ તેમ પોતાનો બોલ ઉંચો રહ્યો એમ દેખાય એવી રીતે પતાવી નાંખ્યો, પણ પોતે જગતમાં હલકા પડી ગયા હતા તેનાં કડવાં ફળ તેમને તુર્તજ ચાખવાં પડ્યાં. એક મહારાજે દિવાનીમાં ફરીઆદી કરી ત્યારે સામાની દરખાસ્ત ઉપરથી ઘણી તકરાર કર્યા છતાં કોરટમાં હાજર થવાનો હુકમ થયો. પૂર્ણપુરૂષોત્તમ થઇને પૂજાતા મહારાજોને આ કેમ ગમે? પણ કરે શું? હારીને ઘર મેળે પતાવ્યું અને પોતે કોરટમાંથી દાવો કાઢી લીધો. પણ ન્યાયના સ્થળમાં આવ્યાથી અપવિત્ર થઇએ એવા બોલ સાંભળી સુધારાવાળા વર્તમાનપત્રો જે કકળી ઉઠયા હતા તેની સાથે માહારાજોનું પત્યું નહિ. તે તો મહારાજ કેવા પવિત્ર છે તે બતાવવા મંડ્યાજ રહ્યા, અને “સુધરો, સુધરો” એમ આગ્રહથી માગવા લાગ્યા. સત્યપ્રકાશમાં આપેલી ઈનામની જાહેર ખબર ઉપરથી

ગુરૂ શિષ્યના ધર્મ વિષે એક એવો સબળ* નિબંધ રચાઇને બહાર પડ્યો કે મહારાજો ખરેખરા ભયભીત થઈ ગયા. મહારાજો ઉપર એવો તો ખુલ્લો હુમલો એમાં કરવામાં આવ્યો હતો, અને એની બાની એવી તો કડક હતી કે કોઇના ઉપર પણ એની અસર થયા વિના રહી નહિ. મહારાજોએ જોયું કે હવે ચૂપ બેસી રહેવામાં સાર નથી. પણ વિનાશકાળે વિપરીતજ બુદ્ધિ સુઝેછે. પોતાના માર્ગમાં ચાલતી જે અનીતિઓને સારૂ આ ઝગડો ચાલતો હતો તેમાં કાંઈ પણ નમ્રતાથી સુધારો કરવાનો સીધો રસ્તો મૂકી તેઓએ એક પત્રને લાંચ આપી સુધારાવાળાઓને ભાંડવા ઉભું કીધું, અને એવી બીજી પણ ખરા લખાણની સામા તાલ મેલીયા લખાણથી લડવાની મિથ્યા તજવીજો કરી. પણ અંતે હાથનાં કર્યા હૈયે વાગ્યાં. એ લાંચીઆ ચાબુકેજ એમને કોરટમાં ઘસડાવવાનો સમન કઢાવ્યો. આ સમન નીકળતાંજ મહારાજોએ મંદીર બંધ કર્યા અને તેમાંથી લાભ લેવાની ઠીક યુક્તિ ઉઠાવી. "મહારાજોને કોઈ પણ કોરટમાં બોલાવે નહિ એવો કાયદો કરાવવો" "કોઈ વૈષ્ણવે સમન કઢાવવો નહિ" "કોઈ કઢાવે, તો તેને ગમે તેમ કરીને પણ સમજાવવો" કોઈ વૈષ્ણવ મહારાજની વિરૂદ્ધ છાપે નહિ અને છાપે તો ન્યાત બહાર મૂકવો" વગેરે મતલબનું એક ખત કરી તે ઉપર જો વૈષ્ણવો સહી કરે તોજ મંદીર ઉઘાડીશું એવો એ મહારાજો આગ્રહ લઇને બેઠા. આ મંદીર બંધ થતાંજ દર્શનઘેલા ડોસાઓ અને મહારાજ ઘેલી રંડાઓ મહા મહા દુઃખ પામવા લાગીઓ, ઘેર ઘેર રાંધ્યાં ધાન રહ્યાં અને રડારોળ થઈ રહ્યો. સ્રીઓ રાંધે કે સિંધે નહિ, અને મહારાજની તર્ફનું ઘેર ઘેર ખરે ખરૂજ લાંઘણું મંડાયું. વૈષ્ણવો હાર્યા અને નીચે મોઢે તે "ગુલામી" ખત ઉપર સહી કરી.

વૈષ્ણવ વર્ગનો કરસનદાસ આ વેળા શું કરશે એ તર્ફ આખા મુંબાઇનું લક્ષ ગયું. સૌ આવતા સત્યપ્રકાશની રાહ જોવા લાગ્યા. હવે એ

---

*એ અને એવો એક બીજો નિબંધ કવિ નર્મદાશંકરે રચ્યો હતો, પણ કોઈ બીજાના નામથી પ્રથમ પ્રગટ કરવામાં આવ્યો હતો. પાછળથી એ નિબંધો એ ગ્રંથકારે કબુલ કર્યા છે એ વાત આપણા ચરિત્ર નિરૂપકને સૂચવીએ છઇએ. એ નિબંધનાં નાણાં કરસનદાસની તર્ફથી અપાયાં હતાં કે નહિ તે પણ ખબર કહાડવા જોગછે, કેમકે એ બાબત પહેલાં કાંઈ ફરીઆદ સાંભળી હતી.

મહારાજની સામા શી રીતે લખી શકશે? શું લખશે? એમ સૌના મનમાં થયા કરતું હતું. કરસનદાસ પણ સમજ્યા કે હવે ખરેખરો રણમાં ઉતરવાનો વખત આવ્યોછે. ખમવું પડશે—બહુ ખમવું પડશે—કે નહિ તો સુધારાના બોલ પાછા મોંમાં ઘાલવા પડશે. એણે એ અપજશ કરતાં મૃત્યુ વધારે પસંદ કર્યું. નીકળતા સત્યપ્રકાશમાં* એ મતને ગુલામી ખત કહીને તેને એવું તો ચૂંથી નાંખ્યું, મહારાજો ઉપર અને સહી કરનારા વૈષ્ણવો ઉપર એવી તો શખ્ત ટીકાઓ કરી, અને ટુંકામાં એ પ્રસંગે એણે એવું તો શૌર્ય બતાવ્યું કે બધાજ એની તર્ફ જોઈ રહ્યા. એની હિંમત જોઇને મહારાજને પણ શું કરવું તે સુઝયું નહિ. નાત બહાર મૂકવાની એને કોઇની હિંમત ચાલી નહિ, અને ખત ખતને ઠેકાણે રહ્યું. એક ખરા શૂરાથી ઘણી વેળા આમજ શત્રુનું દળ ચૂપ થાયછે.

સુધારા અને મહારાજ વચ્ચેનો ટંટો કાંઇક ટાઢો પડ્યો એટલે સુરતવાળા જદુનાથજી મહારાજ મુંબઈમાં આવ્યા, એ મહારાજ સમયને બરાબર ઓળખતા હતા અને તેથી મુંબઇમાં જ્યારથી સુધારાવાળાનો બળવો ઉઠ્યો હતો ત્યારથી સુધારાવાળા પસંદ કરે એવાં કેટલાંક કામ સુરતમાં આરંભ્યાં હતાં. હમણાં મુંબાઈમાં આવી સુધારાવાળા સાથે પ્રીતિથી હળવા મળવા લાગ્યા. એકવાર કન્યાશાળામાં પ્રમુખ થઈ ઈનામ વહેંચ્યાં. આ બધી કૃતિ છળભેદની હતી, કે સ્વાર્થ બુદ્ધિથી પણ સુધારાને અનુસરવાની હતી એ કહી શકાતું નથી, કેમકે થોડાજ વખતમાં સુધારાવાળાની એક ઉતાવળથી તેને તેમની વિરૂદ્ધ જવું પડયું. પુનર્વિવાહ કરવો જોઇએ એમ એ મહારાજની પાસે જાહેર કહેવડાવવાની તેમણે આશા રાખી, અને તેમ ન થયું ત્યારે કવિ નર્મદાશંકરે વાદ કરવા સારૂ સભા ભરવાની માગણી કરી. અમે ધારીએ છઇએ કે મહારાજ પોતાના દિલથી પૂનર્વિવાહના પક્ષમાં હોત. તોપણ તે પોતાનો અનુકુળ વિચાર જાહેર કર્યાથી કાંઈ પણ અજ્ઞાન વૈષ્ણવોમાં સારી અસર કરી શકત એમ અમે ધારતા નથી. એના કહેવાથી વિધવાનાં દુઃખ દૂર થાત એતો અમે માનતા નથી, અને તેથી આ પ્રયત્ન અમને અવિચારી લાગેછે. મહારાજે સભાની માગણી

---

* અમે ધારીએ છઇએ કે બીજી આવૃત્તિમાં આ આર્ટિકલ તમામ છાપી અમર રાખવો ઘટેછે. સત્ય પ્રકાશનો એ અંક મુંબાઇમાં કોઇને ત્યાં હોવો જોઇએ.

કબુલ કરી, પણ તે વેળા પહોંચેલા જદુનાથજીએ કવિરાજને એક એવા તરંગ ઉપર ચડાવી દીધા કે પુનર્વિવાહ અશાસ્ત્ર છે એની ચર્ચા તો ચાલીજ નહિ, અને સુધારાવાળા શાસ્ત્રને માનતા નથી એજ વાત પ્રસિદ્ધ થઈ. આથી મહારાજનું ગમતું થયું. સુધારાવાળા, શાસ્ત્રો ઇશ્વરકૃતછે કે નહિ એ વિષે જુસ્સાબંધ લખવા મંડી પડ્યા, અને મહારાજ થંડે પેટે નાસ્તિક કહીને કેટલાક પત્રોમાં અને ચોપાનીઆમાં તેમની ઠેકડી કરવા લાગ્યા. મહારાજનો વાદ અલબત્ત નિર્બળ અને બહુજ તાલમેલીયો હતો, પણ લોકો સુધારાવાળાને નાસ્તિક જાણી તેને કોઈ પણ પ્રકારે ખંડન થતું જોવાનેજ રાજી હતાં. અમે ધારીએ છઇએ કે જો આ પ્રમાણે સુધારાવાળાઓએ લોકની અપ્રીતિ ન મેળવી હોત, તો આગળ જે "લાઈબલ કેસ" ઉઠ્યો તેમાં મહારાજપક્ષમાં કોઈ પણ સારો વૈષ્ણવ ઉભો રહેત નહિ, અને મહારાજની હાર થઈ તેથી પણ વધારે થાત. પણ આમ થવાથી લોકોને લાગ્યું, કે આતો આપણા ધર્મનેજ નિર્મૂળ કરનારા છે, અને તેથી મહારાજની અનીતિ તર્ફ ન જોતાં ધર્મરક્ષણ કરવાની ઇચ્છાથી પણ ઘણા મહારાજને સહાયતા કરવા લાગ્યા. "મંદીરમાં ચાલતી અનીતિ દૂર કરો, તોજ અમે છપનભોગના ભોગ થઈ પડેલા બ્રાહ્મણોનાં ગોરપદાં બંધ કરીએ" એ વખતની અને આ વખતની સુધારા સંબંધી લોકોની રૂચિમાં બહુ ફેર પડી ગયો હતો. આ રીતે બાજીનો ઉલટો રંગજ થઇ જવાનું કારણ એ હતું કે પુનર્વિવાહની તકરાર મૂકીને ધર્મની ચર્ચામાં ઉતર્યા.

એ પ્રમાણે ધર્મની તકરારના આવેશમાં ૨૧ મી અક્ટોબર (૧૮૬૦) ના સત્યપ્રકાશે પેલો પ્રખ્યાત આર્ટિકલ લખ્યો, અને કરસનદાસને અમર કીર્ત્તિ આપનાર ચોખંડ પૃથ્વીમાં ચર્ચાએલા "લાઇબલકેસ" ને જન્મ આપ્યો. એ "કેસની" કેફીયતથી ઘણા ખરા જાણીતા છે અને તેનું સવિસ્તર પુસ્તક પણ પ્રગટ થયું છે એટલે તેની વધારે નોંધ લેવાની કાંઈ જરૂર નથી. એમાંથી "કાન્સ્પીરસી કેસ" ઉભો થયો, અને ૯ મોટા આબરૂદાર ભાટીઆઓ ડંડ આપતાં પણ કરસનદાસની રહેમ ભરેલી વિનંતિ ઉપરથીજ બચ્યા. ચોતર્ફ રસવટ વધી ગયો અને ગામે ગામના લોકોની નજર હાઇકોર્ટ ઉપર જઇને ઠરી. દેશમાંથી દૂધ ને પાણી જૂદાં થઈ ગયાં. સુધારાવાળા રાજી રાજી થતા કરસનદાસના સંપૂર્ણ વિજયની આશા રાખતા હતા, અને વહેમીનું બધું ટોળું "કળીજુગમાં ધર્મનો લોપ

થવા બેઠો છે" એવી કડવી ફરિયાદ કરવા લાગ્યું. બ્રાહ્મણો પણ આજ ગાડરીઆ પ્રવાહમાં ખેંચાતા હતા, પરંતુ લગાર ઉભા રહી મલકાઇને પૂછતા હતા કે બ્રહ્મદ્રોહ કરીને કોણ સુખી થયું છે. હાઇકોર્ટના ઠરાવે કોઈ પક્ષને બરાબર રાજી કર્યા નહિ. બંને પક્ષવાળા મનમાં સમજ્યા કે આપણે હાર્યા, પણ બારણેથી જીત્યા એમ બતાવવા લાગ્યા. લોકો કહેવા લાગ્યા કે સરકારે બધાના મત રાખ્યા. પણ અમે ધારીએ છઇએ કે જે ઇનસાફ થયો તે વાજબીજ હતો.

આ ફતેહથી કરસનદાસની કીર્ત્તિ યૂરોપિઅનોમાં થઇ અને તે વિલાયત સુધી ફેલાઈ. એ એકદમ સુધારાનો વીર ગણાયો, અને સંસારસ્થિતિ પણ ઘણી ઊંચી આવી. મોટા મોટા ઇંગરેજો અને શાહુકારો એની મુલાકાતથી માન સમજવા લાગ્યા. એ હજી એક નિશાળનો માસ્તરજ હતો, પણ એની પદવી પહેલા વર્ગના દેશીના જેવીજ થઈ રહી. આ પદવીને લાયક પૈસા મેળવવાનું મન એને થયું હોય એમ લાગે છે, કેમકે બીજે વર્ષેજ એણે કરસનદાસ માધવદાસના ગુમાસ્તા તરીકે ઘણી ફાયદેમંદ સરતોની સાથે વિલાયત જવાની તજવીજ કરી. આ સ્થળે આપણા ચરિત્રનિરૂપક ચોબીને કરસનદાસને ઠપકો આપેછે, અને જે ધર્મનો સુધારો શરૂ કર્યો હતો તેની પાછળજ એ ભાઈ મંડી ન રહ્યા તેને માટે બહુ દિલગીરી બતાવેછે. "લાઇબલ કેસ"થી ધર્મ સુધારામાં જોઇએ તેવો ફાયદો થયો નથી એ ખેદકારક વાતતો અમે કબુલ કરીએ છઇએ, પણ કરસનદાસે પાછળથી બીજો ધંધો પકડયો તેને માટે ઠપકો અમારી અલ્પ બુદ્ધિમાં તો યથાર્થ ભાસતો નથી. એને ધંધો કરવાની તો ફરજજ હતી, અને તે પસંદ કરવાની આપણે એને છૂટ આપવી જોઈએ. ધર્મ સુધારાનું કામ કેમ ન પકડયું એનો જવાબ તો અમારી નજરમાં એ આવેછે, કે કરસનદાસનું અંગજ ધર્મ સુધારકનું હતું નહિ. એ સંસાર સુધારક સારા હતા ખરા, પણ ધર્મપ્રવર્ત્તકોમાં એથી ઊંચા ગુણ, ઉદ્દેશ, અને વિચારોની જરૂર છે. *ધર્મ તર્ફ વળણ હતું એટલું પણ અમારા જાણવામાં નથી.

---

*પરલોકને માનતા નહિ અને ઇશ્વરના અસ્તિત્વ ઉપર પણ દૃઢતા નહોતી એમ અમે રાજકોટમાં સાંભળ્યું છે. કહેછે કે જાહેર સભામાં એ મતલબના વિચાર જણાવ્યા હતા. આ વાત કેટલેક દરજ્જે ખરી હશે તે અમે કહી શકતા નથી, પણ બીજી આવૃત્તિ વેળા આ પણ એક ખોળ કરવા યોગ્ય વિષયછે. એ વાત ખરી ઠરશે, તોપણ કરસનદાસનું સંસારસુધારક રીતનું જે ખરૂં માન તે કાંઈ ઓછું થવાનું નથી.

ધર્મનો આવેશ, અને ધર્મ સંબંધી જોઇતું જ્ઞાન તો નહોતુંજ, અને તે હોય એવું આ આખા ચરિત્રનિરૂપણમાંથી પણ કોઈ ઠેકાણેથી જણાઈ આવતું નથી. અમને નથી લાગતું, કે કરસનદાસ જો સંસાર સુધારો કરવાના અંદરખાનાના હેતુથી ધર્મની લાગણીઓ વિના ધર્મનો સુધારો કરવા પાછળ મંડત તો કાંઈ પણ સારૂં ફળ થાત. માટે, પોતાનો કાળ બીજે માર્ગે ખરચ્યો (સંસાર સુધારાનો વિષય જ્યાં ગયા ત્યાં એમણે વિસારે નાંખ્યો નથી), અને ધર્મ સુધારાનું મહાભારત કામ વધારે યોગ્ય પુરૂષને સારૂ રહેવા દીધું, એમાં કરસનદાસે કાંઈ ખોટું કર્યું હોય એમ અમને ભાસતું નથી.

તોપણ, પોતે તમામ વૈષ્ણવોના જાહેર શત્રુ થઇ રહ્યા પછી વિલાત જઈ તેમને વેર લેવાનું સાધન પૂરૂં પાડયું, એમાં તો ડહાપણ કાંઇ ઘણું વાપર્યું નહિ એમ અમે પણ ચરિત્રનિરૂપકની સાથે એક મત થઇને કહીએ છઇએ. પોતાને નાત બહાર મૂકાવાની પરવાહ કદાપિ નહિ હોય, તોપણ તેથી સુધારાને કેટલો ધોકો પહોંચશે તેનો વિચાર કરવો જોઇતો હતો. સારૂં કામ કરવા જતાં દુઃખ પડે તે એક માણસ કદાપિ ખુશીથી સહન કરે, પણ તેનાં દુઃખ જોઇને બીજા હજારો તો અટકે એમાં કાંઈ શક નહિ. બીજું, એકજણને બીજા દ્વેષથી પણ જો વિલાત જવાને બાહાને નાત બહાર મૂકયો, તો પછી નાતના લોકને બીજાને તેજ કારણ સારૂ તેવીજ શિક્ષા કરવાની લોકલાજને ખાતર પણ જરૂર પડેછે. માટે, કરસનદાસે જાણી જોઇને વિલાત બાબતનો ટંટો દેશમાં કાંઈ હોલવાઇ જવા આવ્યો હતો તેને ફરીથી જાગૃત કર્યો એ ઠીક કર્યું નહિ. એ ખરૂં કે અમે સૂચવ્યું તે પ્રમાણે કરસનદાસનો હેતુ વિલાત જવામાં પૈસો કમાવવાનોજ હશે, અને મહીપતરામભાઇની પેઠે એ માર્ગ ખુલ્લો કરવાનો નહિ હોય, તોપણ સુધારા ઉપર એ પગલું ભરવાથી શી અસર થશે તેનો એક સુધારક દાખલ વિચાર કરવાને કરસનદાસભાઇ બંધાએલાજ હતા. પણ અમે ધારીએ છઇએ કે કરસનદાસ આ વિચાર કરવો તો ભૂલ્યા નહિ હોય, પણ તે વિચારમાં ભૂલ ખાધેલી. આટલીવાર લોક વિરૂદ્ધ છચોક લખ્યાથી કાંઇ પણ થયું નહિ, તો માત્ર વિલાત જવાને સારૂ નાતના લોકો કાંઈ કરવાની મારી સાથે હિંમત ચલાવશે એ સંભવિત લાગ્યું નહિ હોય, તોપણ કરસનદાસ માધવદાસને એમ બને તો સાથી થવાનો લેખ કરાવી લેવાની પાકાઇ તો કરસનદાસે મૂળથી કરી ખરી.

થોડાજ માસમાં તબીએત સારી ન રહેવાથી કરસનદાસ પાછા આ-આ, અલબત નાત બહાર મૂકાયા, હુરે કરનારા સુધારાવાળા સંતાઈ ગયા, અને કરસનદાસ માધવદાસ જાતે એકલાજ અળે કે બળે એની જોડે જમ્યા. તે વેળા એ કરસનદાસ ચડતે કાંટે હતા તેથી મમતે ભરાયા અને આખી નાગરવાણીઆની નાતને પોતાને પક્ષે કરી લીધી. પણ જાતિભેદનો બંધ બહુજ સખ્ત છે. આખી નાત મહાજન બહાર મૂકાઈ અને ગામે ગામે ના-ગરવાણીઆઓ કરસનદાસના નામ ઉપર હાયપિટારો કરવા લાગ્યા. પણ એનો વગ આ વેળા જબરો હોવાથી કોઈ એની પાસેથી મુંબાઇમાં ખસ્યું તો નહિ, અને સુધારાવાળા આશા રાખવા લાગ્યા કે કરસનદાસ મૂળજીનો આ પ્રયોગ કાંઈ વધારે સુફળદાયક થશે ખરો, અને હવે વિલાતના દરવાજા બધાને સારૂ ઉઘડશે, કેમકે આખી નાતને મહાજન બહાર રહેવું એમાં કાંઈ ભારે દુઃખ નથી. પણ આ વિચારમાં પણ તેઓ ઠગાયા. નાગરવાણી-આઓ કાયર કાયર થઈ રહ્યા હતા, અને સ્વાર્થને સારૂજ સુધારાના પક્ષને બાઝી રહ્યા. થોડા વખતમાં એ સટોરીઓ કકડીને પડ્યો, ગરજ ગઇ, અને આખી નાગરવાણીઆની નાત મહાજનને પગે લાગવા દોડી, મૂછો નીચીતો શું પણ મૂળથીજ મૂડાવી નાંખી, અને વાલકેશ્વરની પાળે બૈરાંને છોકરાં સર્વેએ જરા પણ કમકમાટ વિના હરખાતાં હરખાતાં ગોમૂત્રાદિક પીધાં, અને બીજી નાતો સાથેનો "દુધ્પાક લાડુ"નો વહેવાર ફરીથી જારી થયો એ જોઈ સૌ પોત પોતના મનમાં કૃતકૃત્ય થયાં એમ સમજવા લાગ્યાં. પાછળથી કરસનદાસ માધવદાસે પણ નાચારીએ એમજ કર્યું, અને કરસ-નદાસભાઈ એકલાજ રહ્યા. ત્યારે શ્રાવકોની તર્ફથી બીજી વાર વિલાત જવા નીકળ્યા, અને તેના બદલામાં અમદાવાદના શેઠ પ્રેમાભાઈ વગેરેની જોડે *પંક્તિ ભોજનનું સુખ પ્રાપ્ત કરી લીધું. વિલાતથી પાછા વળી તુર્તજ કા; ઠીયાવાડમાં રાજકોટ ખાતે ડે. આ. પો. એજન્ટ નેમાયા, અને થોડાજ વખતમાં ત્યાંના શ્રાવક અને મેશ્રી તમામ મહાજને એમની સાથે ખાવા પીવાનો વહેવાર ઉઘાડ્યો તેથી અમે ધારીએ છઇએ કે એમને નાત બહારની ઘણી મૂઝણ લાગી નહિ હોય.

રાજકોટમાં વિજ્ઞાન વિલાસ ચોપાનીયું ઉભું થવામાં કરસનદાસની

---

*નાતની તર્ફની બે પરવાહજ કરસનદાસને હોય એમ તો આ ત-જવીજે ઉપરથી લાગતું નથી.

કેટલીક મદદ હતી, અને કેટલાક વિષયો પણ એમાં એ ભાઇએ લખ્યા હતા. વિદ્યાગુણપ્રકાશ સભા અને કન્યાશાળાના વહીવટમાં એ સારો ભાગ લેતા હતા. રાજકોટથી બદલી લીમડી થઈ હતી. લીમડી ગયા પછી પણ એક સુધારાનું મોટું કામ કર્યું. મુંબાઇના એક મોટા ખાનદાનના ઘરની વિધવા નામે ધનકોરને સમજાવી, હિમત આપી, યુક્તિ બતાવી, શેઠ માધવદાસ નામના એક આબરૂદાર વેપારી સાથે છચોક ભરમુંબાઈ શેહેરમાં પરણાવી, અને સુધારાનાં વાજાં વગાડાવ્યાં. રાજકોટમાં રહીને પાખંડ ધર્મ ખંડન નામના એક જૂના સંસ્કૃત નાટકનો તર્જુમો કરાવી પડેલા મહારાજો ઉપર બીજો ગોળો ફેંક્યો એ પણ ભૂલવું જોઇએ નહિ. રાજકાજ કેમ ચલાવ્યું તેની હકીકત અત્રે વધારે લખવાનું કાંઈ પ્રયોજન નથી. બંને ઠેકાણે પોતાની ચાલાકી બતાવી, બંને ઠેકાણે લોકોની પ્રીતિ અને પોતાના પ્રમાણિકપણાની છાપ બહુજ સારી મેળવી. રૈયત, ઈંગરેજ અમલદારો, અને જૂના કારભારીઓ એ સર્વેની પ્રીતિ એમના ઉપર સમાન હતી. હવે આપણે આ મહાપુરૂષના ચરિત્રને છેડે આવી પહોંચ્યા છઇએ. કાળ જે કોઇને છોડતો નથી તે એકાએક આ હજી જુવાન સુધારક ઉપર ટૂટી પડ્યો, અને ૨૮ મી અગષ્ટ સન ૧૮૭૧ ને રોજ ભૂંડા હરસના રોગથી લીંમડીમાંજ એમનો દેહ પડ્યો. આ માઠી ખબર સાંભળી કાઠીયાવાડમાંથી મુંબાઈ સુધી હાહાકાર થઈ રહ્યો, અને સરકારે પણ પોતાની દિલગીરી બહાર પાડી. આ પ્રમાણે આ સારા સુધારકનો શૂરો આત્મા પોતાના પ્યારા દેશને મૂકીને જતો રહ્યો છે, તોપણ તેના સુકૃત્યનું સ્મરણ હજી દેશનું ભલું કરવાને સમર્થ છે. સંસારસુધારામાં એ પહેલા વર્ગનો જોદ્ધો હતો, અને એનો દાખલો બધાએ લેવા જોગ છે. એની હિંમત અને સત્યને સારૂ આગ્રહ એ ખરેખર નકલ કરવાલાયક છે. એણે ગ્રંથો રચીને પણ દેશની ઘણી સેવા બજાવી છે, પણ તે નિરાળો વિષય જાણી સુધારાના ચરિત્રની નોંધમાંથી દૂર રાખ્યો છે. એ ગ્રંથમાંથી ઘણી સુનીતિ મળેછે, પણ એનું જિવન એજ ખરી સુનીતિનો ગ્રંથ હતો, અને તેથી અમે એનું ચરિત્ર વારંવાર વાંચવાની, વિચાર કરવાની, અને એવી સાચાઈ તથા હિંમત રાખવાની સર્વેને અને તેમાં વિશેષે ઉગતી પ્રજાને ભલામણ કરીએ છઇએ; અને અંતે ઈશ્વરની પ્રાર્થનાં કરીએ છઇએ કે દેશમાં એવા ઘણા શૂરવીરો થાઓ, સત્યને સારૂ મથો, દુઃખ ખમો, અને મથી મથીને આ દેશનો પાછો જિર્ણોદ્ધાર કરો!—

# મનના વિચાર.

તા. ૧૭ મી એપ્રિલ ૧૮૭૮. હાટકેશ્વરનો ઉત્સવ. બપોરે જમી ખાઇને બેઠા પછી ઉઠેલા વિચાર.

શામળ કવિની કવિતા વાંચતા હમણાં તે ટૂકડા ટૂકડા જેવી જણાય છે. એની વાર્તાઓમાં લહેર લાગેછે, પણ બીજા છપય મંગળાચરણ વગેરેમાં ક્લિષ્ટતાના ઉછાળા માલમ પડેછે. સંભારી સંભારીને લખેછે. જેટલા કડકા તે પ્રત્યેકમાં તો રસની લહેર ખરી, પણ બીજા કડકા સાથે લહેરની સળંગતા બિલકુળ નહિ. અફીણીના ડોળા જેવી એના મનની દૃષ્ટિ, સ્થિતિ છે.—મનમાં એકાગ્રતા નથી. ક્લિષ્ટ છે એમ છેક ન કહેવાય. પણ કડકા સાંધવામાં તો ક્લિષ્ટતા ખરી.—પ્રેમાનંદમાં અખંડ લહેરી લાગેછે.

Elegance અથવા પ્રૌઢિના વિચારથી મારી ભાષાની અર્થવ્યક્તિ ઉપર કાંઇક પડદો પડતો હતો એમ મને લાગેછે.—હાલના લોકની મનની સ્થિતિ બદલાઇ છે તેને ભાષાની conservative પ્રૌઢી કે નાગરત્વ ગમતું નથી.—નર્મદાશંકરની ભાષામાં પ્રૌઢી કે Elegance ની ખોડ દેખાતી હતી Conservative ભાષા દૃષ્ટિને કાં ન હોય ? તે વેળાની નર્મદાશંકરની પ્રસિદ્ધિ (popularity) નું કારણ એ દોષને લીધેજ ઉત્પન્ન થએલી perspicuity હશે એમ લાગેછે. એમ હોય તો એ ગદ્યમાં ત્યાર પછી બગડે છે. જેને આપણે સુધરવું ગણીએ છીએ તેજ બગડવું છે. શું હાલ થોડા લોક એની ભાષા સમજે છે ? શું થોડા વાંચેછે ? એમ હશે ખરૂં—મારી ભાષા શાળાપત્રમાં લખતાં લખતાં સરળ વધારે થવા લાગીછે. પ્રૌઢિ એટલે Eleganceને ભૂલ ભરેલા (?) વિચાર in practice છોડવા લાગેછે, પણ અત્યાર સુધી એમ જે નાખુશીથી કરૂંછું તે ખુશીથી કરવું જોઇએ, કેમકે perspicuity નો એ સુધારો છે. ત્યારે હાલની પ્રાકૃત ભાષાઓમાં perspicuity પ્રૌઢિ કે Elegance એકસંપ શી રીતે થઇ શકે? એનું પ્રમાણ શું ? નાગર લોકોની બોલી એમાં કેમ નહિ ચાલે? કે હાલના નાગર લોકોની બોલી classical ગૂજરાતી કરતાં દેશ કાળના યોગે જૂદી થઇ ગઇ છે—હાલના નાગરના મનમાં પહેલે નંબરે અંગ્રેજી વિચાર અને શબ્દ, બીજે નં·

બરે ફારસી અરબી અર્થ ને વિચાર, ત્રીજે નંબરે હિંદી અર્થ શબ્દ ભરાએલા છે તો તેની ભાષાનું નાગરત્વ એવું નવતરજ હોવું જોઇએ. એ classical standard of purity થી જૂદુ પડવુંજ જોઇએ. હાલ ભાષામાં purity શબ્દ કોને કહેવો એજ મોટો સવાલછે. નાગર શબ્દજ pure એ તો ખરૂં, પણ હાલ નાગર કોણ છે? ઇંગ્રેજી ભણેલા? શાસ્ત્રીઓ? દરબારીઓ? કે કોણ? હાલ નાગર કહેવા જોઇએ તે વર્ગના વાંચનાર–તેને અનુકુળ શબ્દ purity માં રાખવા એ તો ખુલ્લુ. For the પણ masses લોકની ભાષાજ જોઇએ. તે ભાષા કઈ?

જૂની આર્ય બુદ્ધિ (એટલે) mind and knowledge એ બને મળીને જે આર્યોમાં સામાન્યતત્વ પ્રથમ હતું તે, મુસલમાનના સંગથી કાંઇક જૂદી શક્તિની જૂદા વિચારની, અને જૂદા (taste) રસજ્ઞાનની, થએલી તે ઉપર ઈંગરેજી બુદ્ધિનો ઘા પડ્યાથી ચોંકી ઉઠીછે. અને કાંઈ ઓર જુદા વળણુની વિચારની અને રસજ્ઞાનની થઈ ગઇછે. એ સામાન્ય બુદ્ધિ જૂદી હોવીજ જોઇએ. એને હું પહેલા ધારતો હતો તેવી conservative નથી. હું એથી વધારે conservative જણાઉછું. In my standard of purity and feelings &c. હાલ જેને હું દોઢ ડાહ્યા સુધારાવાળા ગણુંછું તેજ હાલના જમાનાના નાગરછે, અને એમછે તો વખત હું ધારૂંછું તેટલો conservative નથી. એમછે તો નર્મદાશંકર સુધારાવાળા જુવાનીઓની—"બાની"પો લખતો હતો એજ તે સમયના નાગરની બાની હતી. તો "સુધારો" એજ—spirit of the time છે.—નર્મદાશંકરે લખ્યું તે વેળા કરતાં દેશ conservatism માં કાંઈ પાછો ઓસરવા લાગ્યો છે, તેનીજ અસર નર્મદાશંકરની હાલની ભાષા ઉપર થઇછે ત્યારે એ man of the mass જછે. હાલ Mass સુધારાવાળાની પાછળ પડ્યો છે અને તેની જોડે નર્મદાશંકરે કર્યુછે. આ ન્યાય કેવો યથાર્થ અને true to fact છે. માટે popularity ને માટે નાગરપણું નહિ પણ લોકે જેને નાગર માન્યા હોય તેની બોલી તેજ નાગરત્વ. દેશની advanced party ના બોલવામાં નાગરત્વ નહિ મનાય. આવો જ્યારે વખતછે ત્યારે મારી ભાષા સુધારા તર્ફ જવા માગેછે—Classical purity ને છોડવા તૈયાર થઈ છે. હું ધારૂંછું કે એનું ફળ સારૂંજ

થશે. મારી ભાષામાં જે Conservatism અત્યંત વધી ગયું હતું તે એટલું ઘટશે ત્યારે પણ ભાગ્યે લોકની ભાષાના radicalism ને મળશે. તે પાછું હઠેછે અને મારી ભાષા આગળ ધસેછે એટલે મેળાપ કદાપિ થાય. કદાપિ કહેવાનું એક એમ પણ બને કે મારી ભાષા તેને મળી શકે એટલામાં લોકોની ભાષા પાછી radicalism તર્ફ દોડે. મારી ભાષા radical તો કદી થવાની નથી. માટે મારૂ મન conservative છે એમ સિદ્ધ થાયછે. કારણ કે style એમાં મનનુંજ પ્રતિબિંબ પડે છે.—ત્યારે શું નર્મદાશંકર અરધા ભણ્યા માણસની પંક્તિનેજ યોગ્યછે, કેમકે એની style (વિચાર સહિત) તે વર્ગનેજ હાલ અનુસરતી આવે છે.—ત્યારે નર્મદાશંકરની પ્રખ્યાતિના વખતમાં એ ઉપલા વર્ગને કેમ ગોઠતી હતી? શું તે જમાનો એવો અર્ધા ભણ્યાનોજ હતો? ત્યારે તો સિદ્ધ થાયછે કે નર્મદાશંકર જમાનાની લહેરમાં પાછળ પડ્યો. એ રીતે પણ એની શક્તિ મધ્યમ વર્ગનીજ જણાય છે. મારા મનની સ્થિતિ નહિ સુધારામાં, નહિ શાસ્ત્રીઓમાં, બિલકુલજ નહિ સાધારણ લોકમાં, અને તેની સાથે બધા જાણે કે આપણામાંજ ઘણું કરીને હશે એવું સંદેહયુક્ત સાનંદાશ્ચર્યરહિત પણ કાંઈ પ્રીતિ અને કાંઈ આશ્ચર્ય યુક્ત, એવી જે મારા મનની ભૂમિકા તે independent thinker નું લક્ષણ બતાવેછે. એ popular તો થાયજ નહિ. તે માટે તો નર્મદાશંકરના જેવી જનબુદ્ધિ જોઇએ. પંડીત બુદ્ધિ જનપ્રિય થાયજ નહિ—જો મારા મનનું એવું લક્ષણ છે અને બધા વર્ગનામાં કાંઈ પ્રીતિ અને આશ્ચર્ય ઉપજાવેછે, તો ઉત્સાહનો હું જેને સુધારો હાલ સમજુછું તે જો પ્રવર્તાવવા માંડુ તો વધારે બધા વર્ગના લોકને અનુકુળ પડવાનો વધારે સંભવછે. મારામાં comprehensiveness વધારેછે એ સિદ્ધ, કેમકે બધાને અનુકુળ પડેછે. એમાં મસ્તી થોડી હોય એમાં (?) નહિ અને તેથી લોકોમાં નર્મદાશંકર જેટલી જનપ્રિયતા મેળવી શકાય નહિ. My writings may be admired but cannot be loved and even for the purpose of being admired, some labour (compromising spirit) is needed. મારી બુદ્ધિએ જનબુદ્ધિમાં હજી નીચે ઉતરવું જોઇએ. I must leave off the independent growth of my mind and

study the public growth at present and suit myself to assist in their further growth.

મારૂં મન કેટલીક વાતમાં Anglicised તર્ફજ,કેટલી વખત conservatism તર્ફછે. મારો સુધારો યુરોપના ઉપલા વર્ગના સુધારા જેટલોછે, અને conservatism વ્યાસ જેટલુંછે. My mind is a strange development of the mixture; of the two civilizations. I think this may be the future civilization of the world. I am conservative and therefore have the very kind of બુદ્ધિ that is required to lead a civilization that is preceded by a radical civilization. I think there is an oscillation even in the મહા સુધારા s. દેશે દેશના સુધારા-નાના સુધારામાં તો Oscillation છેજ પણ મોટામાં જણાયછે એ આશ્ચર્ય. એશિઆનો સુધારો conservative, યૂરોપનો radical, તો હવે પછીનો પાછો conservative જ હોવો જોઇએ અને એનું ફળ હું conservative છું.—એ ત્રીજો સુધારો હિંદુસ્તાનમાંથીજ શરૂ થવો જોઇએ. કદાપિ મારૂ મન દુનિયાના ત્રીજા સુધારાને અનુકૂળ નહિ હોય તોપણ હિંદુસ્તાનમાં જે conservative રૂપ પ્રથમ શરૂ થશે તેને અનુકૂળ તો છેજ. કદાપિ ઇરાન વગેરે પકડીને એને વધારે conservative કરશે અને પછી તેને જોડવીને યુરોપમાં પાછું radicalism તર્ફ વાળશે. પૃથ્વીના પ્રથમ સુધારામાં હિંદુસ્તાન કરતાં ઈરાન વગેરે પ્રથમ હશે એમ લાગેછે, હવે પહેલાં થવાનો હિંદુસ્તાનનો વારો આવ્યો છે એમ જણાય છે.

નવો સુધારો અમેરિકાથી કાં ન શરૂ થાય? અમેરિકાનો નર્મદાશંકરની વખતના સુધારાવાળાના જેવા ટચાક તોછે ખરા. એ જુવાન—અપરિપકવ બુદ્ધિ (અવસ્થા ઉમર, કે કોઈ પણ દેશકાળના કારણથી થએલી હોય તે)ની હમેશા નિશાની છે.

સામળ એના વખતનો નર્મદાશંકર બીજા વર્ગનો radical, અને પ્રેમાનંદ મારા જેવો પહેલા વર્ગનો conservative હશે. સામળ પ્રવૃત્તિ બુદ્ધિનો, અને પ્રેમાનંદ નિવૃત્તિ બુદ્ધિનો હતો.—શામળભટ એના વખતનો નાગર અને પ્રેમાનંદ શાસ્ત્રી. નાગરમાં અજ્ઞાન (બહારનું conser-

vatism)તો શાસ્ત્રી કરતાં વધારે હોય, અને તેથી શાસ્ત્રી conservative છતાં કોઈ મોટા અગત્યના (વિદ્યા કે ધર્મના) વિષયમાં નાગરથી ન મૂકાય એટલુ આગળ પગલું મૂકેછે. શાસ્ત્રી બુદ્ધીવાળો જ્ઞાનમાં તો હમેશાં સુધારા ઉપરજ છે.

સામળની બાનીમાં ટૂકડા ટૂકડા પડેછે. એજ મુગ્ધ દૃષ્ટિને લીધે, અને એથીજ વચલા વર્ગનાને (અધકચરાને) ગમેછે. પ્રૌઢ બુદ્ધિવાળાને પ્રૌઢ બાનીજ ગમે. મારાથી સામળ આ વખતે ખુશી સાથે વાંચી શકાતો નથી. લહરીખંડન ડગલે ડગલે થાયછે. બીજા લોકને એ ખંડનથી ખુશી થતી હશે ખરી ? એમ હોય તો પ્રૌઢબાની જનપ્રિય થાય નહિ. હોમર કેમ થયો ? એનામાં અખંડ લહરી છતાં ખંડભોગીને કેમ ગમ્યો ?

અખંડ લહરી અને ખંડલહરી એ બે જાતની style ની બાબતમાં મહા કવિઓ શેકસપિયર વિગેરે ફરીથી વાંચવા. હું ધારૂંછું કે બધા મહા કવિઓ અખંડ લહરીજ છે. ખંડલહરી તે novelist.

સામળની વાત કહેવામાં પણ ઘણી ઉતાવળ. કોઈ વસ્તુને ઠરીને જોતું કે ભોગવતુ નથી. ભમરની પેઠે સુગંધ લેતું જાયછે. ઉડતું જાયછે, અહંભાવ ભૂલી કદી તલ્લિન થતુ નથી, ઠરતુ નથી, સદા ગતિમાં છે, એ ગુણ ખોટો નહિ કહેવાય. Actionની ગતિ બતાવે છે ?

પ્રેમાનંદ વાંચવા માંડ્યો (રણયજ્ઞ), અને તેમાં અખંડલહરી જણાય છે. એમાં એક વિચારમાંથી બીજો, અને બીજામાંથી ત્રીજો, એ પ્રમાણે અખંડિત સ્ફુરણ થયાં કરેછે. મૂળ લગાડીને ધીમે ધીમે ઝાડ નવ પલ્લવ થઈ જતું પ્રત્યક્ષ દેખાય છે અને ધીમે ધીમે એમજ મોટું થતુ જાયછે. આખો ગ્રંથ એવા સ્વાભાવિક રીતે સદા વૃદ્ધિ પામતા ઝાડના જેવોજ છે. તે છતાં finite છે. એશી ખુબી ? Unity એના ગ્રંથમાં પરિપૂર્ણ છે—નખ શિખછે, સાંધે સાંધામાં છે—સામળમાં નથી.

રણયજ્ઞની ચોપડીના હાંસીઆ ઉપર પ્રેમાનંદના વિશેષ કવિત્વ વિષે કાંઇક વ ણી વિચારના મર્મ લખ્યા છે.

પ્રસિદ્ધિહતતા (શાસ્ત્ર, જ્ઞાન, અને રસ એ ત્રણ બાબતનું અમુક કાળનું વિશેષ સ્વરૂપ તે નાગરત્વ) નાગરત્વના પેટામાં મૂકવી. રામાયણના શાસ્ત્રવાં કે વાંદરાનાં યુદ્ધ હાલની અર્વાચીન શાસ્ત્ર પ્રસિદ્ધિનાં વિરોધી છે.

અને તેથી તે હાસ્યને પાત્ર થાયછે. દરેક કાવ્યમાં આવી થોડી નાગરતા તો આવીજ જોઇએ, અને તેથી તે બીજા કાળમાં તેટલુંજ જનપ્રિય થાય એ બહુ અઘરૂં છે. તેટલું તો થાયજ નહિ. કાળકાળના કાવ્ય જુદાંજ તોપણ બધા કાળમાં સામાન્ય રીતેજ જે માન્ય થાય તે ઉત્તમ કાવ્ય—Universal કાવ્ય. એક "એજ"ના (સમયના) કાવ્ય કરતાં એમાં જનપ્રિયપણું ઓછું, પણ કુલ જનપ્રિયપણું વધારે. પ્રેમાનંદ કરતાં સામળ એના વખતમાં વધારે જનપ્રિય હતો, હાલના કાળમાં કાંઇક છે અને થશે, પણ થોડા વખતમાં ડુબશે. નામ તો નહિ ભૂલાય. એની નવિનતા-વિશેષતા—સમયદર્શકતાને માટે—radicalism ને માટે યાદ રાખવામાં અને માન આપવામાં આવશે, પણ પ્રેમાનંદ તો ઉપલા રસિકોમાં વંચાશે. He will be a classic. સાધારણ લોકો નામ પણ ભૂલી જશે. શો અજબ ફેરફાર ? કુદરતનો કેવો સમતોલન કરનારો કાંટો ? ત્યારે અખંડલહરી પણ મધ્યમ વર્ગના કવિને અમર થવાની આશા થોડીજ—કોઈ કાળે પડેજ. હિંદુસ્તાનમાં વ્યાસ ને વાલ્મીક કયારના પક્યાછે, કાળીદાસ વગેરે પણ પક્યાછે, કેશવદાસાદિઓ વચમાં થયા હતા તે પણ નવા જમાનાનીજ નજરમાં પક્યાછે, અને હવે તેની જગાએ Mass ને માટે કવિઓ જોઇએ છઇએ.—જમાનાનો કવિ હિંદુસ્તાનને જોઇએ છઇએ. જમાનાનો ગુરૂ જોઇએ છઇએ, જમાનાનો શાસ્ત્રી જોઈએ છઇએ, જમાનાનો પુરાણી જોઇએ છઇએ, જમાનાનો વેદ Encyclopedia of knowledge દર્શન, વગેરે બધુ જોઈએ છઇએ ? નવું civilization શરૂ કરવું છે. પ્રથમ તો કવિ જોઇએ. તે ગુરૂ રૂપ હોઈ શકે ? રૂષિ જોઈએ છઇએ. હજી વેદ સંગ્રહ કરનાર વ્યાસનો વખત નથી આવ્યો, હજી અદૃશ્ય વેદને જોનારા જોઇએ છઇએ. વેદનો પ્રથમ કાળ શરૂ થવા ઉપર છે. તો શ્રદ્ધા બહુજ અને દર્શન થોડું એમ જોઈએ. પ્રાચીન આર્ય ઉપર શ્રદ્ધા એ બળેજ ધર્મ નીકળી શકે ?—

મારૂ "રસશાસ્ત્ર" પાછલા બે સુધારામાં સંપૂર્ણ પણ આવતા સુધારામાં વેદ જેવોજ obscure થશે. ત્યારે મારા શાસ્ત્રમાં કાંઈ નવો સિદ્ધાંત-નવું રસનું Standard જ દાખલ થવું જોઇએ. "કુદરતને સુધારવી" એમ જે Bacon કહેછે અને Aristotle ની નકલ એ બે વિચારનું લગ્ન થવું જોઇએ. આર્ય વિચાર Bacon ને મળતો છે.

અને હું conservative ને તે અનુકૂળ પડેછે. કેવો યોગ ? મારા સંબંધમાં અને Baconના સંબંધમાં Utility નો આચાર્ય તે ખરા રસ શાસ્ત્રનો માર્ગ દર્શાવે અને તેનો લાભ લઈ અર્થબુદ્ધિશૂન્ય હિંદુસ્તાન અર્થબુદ્ધિયુક્ત રસશાસ્ત્ર નવા જમાનાને સારૂ રચે. બેકને ઉપલું સત્ય દીઠું તે પોતાના radical ગુણને લીધેજ. તેણે જોયું કે મારી અર્થબુદ્ધિની કુદરતમાં "કવિતા નથી." એરિસ્ટોટલ વગેરે કવિતાશૂન્ય કુદરતને જોતા નહોતા. એટલું conservatism હતું. કવિતા અથવા રસ એજ conservatism જણાય છે. કાંઈક કવિતા ખરી કુદરતમાં છે એમ બતાવવું આ જમાનાના નવા રસશાસ્ત્રનું કામ છે અને તેને માટે કુદરતની હદ વધારવી પડશે. Bacon કરતાં પણ વધારે ઝીણી રીતે કુદરતને જોવી જોઈએ. એના Novum Organum કરતાં ઉચી philosophy જોઇએ છઇએ. એણે Logic ને તોડયું તો હવે એને પણ તોડવું જોઇએ છઇએ. એને તોડનારજ રસશાસ્ત્ર. એવી philosophy ઉપર રચાએલું કે Aristotle (પહેલા સુધારાનો શાસ્ત્રી) અને Bacon (બીજા સુધારાનો શાસ્ત્રી) એ બનેને જવાબ આપી શકે અને તેને ચૂપ કરે. પણ જો એ બે જમાનાની છેક અંતે શાસ્ત્રીઓ આવ્યા, તો આ ત્રીજાનો હમણાં ક્યાંથી હોય ? રસશાસ્ત્ર પણ વેદના જેવુંજ ગુઢ અને દર્શનહિત હોવું જોઈએ.—

તા૦ ૧૮મી અપ્રિલ ૧૮૭૮.

આજે સામળભટની વાર્તા (વિધાત્રીની) વાંચવા માંડી તો વંચાઈ અને કાંઈક રસ પણ લાગ્યો. હજી પણ ઉપર ઉપરથી વર્ણન કરેછે. ગાઢી મરતી નથી. એમ તો લાગેછેજ. શું novelistનું એ લક્ષણજ હશે ? સ્કાટ, બુલવરમાં તો મસ્તી છે. ફિલ્ડિંગ જિલબ્લાસમાં નથી, અને તેનેજ કેટલા novelists ગણેછે.

સામળ સંભારીને અનુભવ ઉપરથી લખતો હોય એમ જણાય છે. Inspiration નથી. તેનાજ કડકા પડેછે. એ ગુરુ પ્રસાદથી ઉલટો દેખાય છે. ક્લિષ્ટતા છે. કવિ પોતાનું કર્તાપણું કદી ભૂલતો નથી. પ્રેમાનંદ વિષયવશ થઈ જાયછે.

સામળ બીજા લોકના વિચારમાં વધારે ઉતરતો જણાય છે. સાધારણ અજ્ઞાન લોકને કેમ લાગે એ જાણે છે. એ કવિ છે તેવી કુદરત—

Massesમાં માલમ પડતી કુદરતનેજ ચીતરે છે. એ દિવ્ય કવિ નથી.

સામળ નવી Manners and જુના વિચાર ચિતરનારો છે. વહેમની બાબતમાં પ્રેમાનંદ કરતા પણ વધારે વહેમને માન આપનારો જણાય છે. એના કોઈ convictions કાંઈ સઘન નથી. પ્રેમાનંદ થોડો વહેમી પણ સિદ્ધાંતી છે. માનેછે તે પૂર્ણ મનથી માનેછે અને તે માનવું કોઈ પ્રસંગે ભૂલતો નથી. પ્રેમાનંદનું જ્ઞાન, અધ્યાત્મ, અને રસજ્ઞાન એ ત્રણે ભેગા થઈને એક ઘાટ ઘડાયો છે. સામળમાં એ ત્રણે નોખાંજ રહેલાં છે. વખતે એક એકથી ઉલટાં પણછે, અને તેથી શું માનવું તે એને સુઝતું નથી. પ્રેમાનંદ Earnest મનનો છે, અને સામળ વિલાસી (Light) સ્વભાવનો છે. પ્રેમાનંદ contemplative છે, અને સામળ practical અથવા Energetic છે. પંડીતનો—બ્રાહ્મણનો—કવિ પ્રેમાનંદ અને વાણીઆ એટલે સંસાર બુદ્ધિવાળાનો કવિ સામળ. લહેરીનો પ્રેમાનંદ અને છુટક રંગીનો (જે રંગને ચાહે પણ અર્થની હદમાં પેસવા ન દે તેવાનો) કવિ સામળ હોવોજ જોઇએ. અને એક સુરતમાં અને બીજો અમદાવાદમાં પૂજાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. અમદાવાદીઓને સામળ કરતાં ઉંડો રસ જોઇતો નથી, સમજાતો નથી, જીરવાતો નથી, અને તેમની (ધન?) અર્થ બુદ્ધિને ગાંડાઈ ભરેલો લાગેછે.

સામળ objective કહેવાય? લહરિઓ objective હોય? હું જાણુંછું કે objective and subjective બને લહેરીજ હોઈ શકે, પણ objective આત્મદર્શી અને subjective જિવદર્શી છે. એનજ ફેર. આત્મામાં પિંડ બ્રહ્માંડ છે અને તે સઘળી શક્તિઓ જેનામાં યથાયોગ્ય કેળવાએલી છે તે objective અને તેમાંની એક શક્તિજ જેની કેળવાએલી છે તે subjective. Development of the whole man and the Development of a fraction even as far as સ્વભાવ is concerned.



# महेताजी दुर्गाराम मंछारामनुं चरित्र.

આ વીર પુરૂષનું નામ ગૂજરાતના આ છેડાથી પેલા છેડા સુધી સઘળે પ્રસિદ્ધ છે. મહેતાજી કહીએ એટલે હજી પણ દુર્ગારામજ સમજાય છે. આ

કીર્તિ અધિકાર સંપત્તિ કે કુળને બળે નહિ, પણ પોતાની બુદ્ધિ, ખંત ને હિંમતને બળેજ મેળવી હતી. દુર્ગારામ તો ઘણા વખત સુધી સુરતમાં માત્ર એક ગૂજરાતી નિશાળનાજ મહેતાજી હતા, પણ તે દરમ્યાન એમની કીર્તિ સઘળે પ્રસરી ગઇ હતી, અને હાલ મોટા દેશી અમલદારો પણ માન નથી પામતા તેટલું એને મળતું હતું. ખરૂં કહીએ તો એના નામનો દેશમાં ડંકોજ વાગી રહ્યો હતો, અને એનું નામ સાંભળી વહેમ તથા જુલમ થરથર કાંપતા હતા. એણેજ ગૂજરાતમાં પહેલે વહેલો સુધારાનો પોકાર ઉઠાવ્યો અને તે એવી સ ઘન વાણીથી કે સઘળાને એકદમ જાણ થયું કે દેશમાં જ્ઞાનનો સૂર્ય ઉગવાની તૈયારી છે. એના અવાજે આખા પ્રાંતને ઘણા યુગની ભરનિદ્રામાંથી ચોંકાવ્યો અને તે બાવરૂં બાવરૂં જોવા લાગ્યો કે આ શું છે. એનું કહેવું નવું ઘણુંજ નવું, વિપરીત લાગ્યું, પણ એમાં સત્ય છે એમ સઘળાને દેખાયું, કેમકે હાલ સુધારાને કુધારા વચ્ચે જેવું ધાડું, મમતી, નિરાશાનું વેર ચાલેછે તેવું તે વેળા ઉભું થયું નહોતું. બંને પક્ષવાળા તે વખત આશા રાખતા હતા કે વાદવિવાદથી કાંઈ સમાધાની ઉપર આવીશું. આખા ગૂજરાતમાં તે વેળા એક તરફ મહેતાજી અને બીજી તરફ નાનાં મોટાં સઘળાં હતાં. સઘળા સાથે મહેતાજી નિડરપણે ભરોસાથી સુધારાની વાતો કરતા; અને લોકોને તે રૂચતી નહિ તોપણ એકાગ્રચિત્તે સાંભળતા તથા એના ખરાપણાને માન આપતા. પાછળથી મહેતાજીની કીર્તિ કાંઇક ઝાંખી પડી હશે. તોપણ મૂઆ ત્યાં સુધી તે ગૂજરાતી સુધારાના મૂળ પુરૂષ અને દેશના ખરા મિત્ર ગણાતા હતા.

આવા પુરૂષોના ચરિત્ર લખવાંજ જોઇએ. એવા પુરૂષો કાંઈ ઘડીએ ઘડીએ જોવામાં આવતા નથી. તેઓ તો પુરૂષત્વના નમુના છે, અને કુદરત એવા નમુના પ્રસંગે પ્રસંગેજ માણસોને નકલ કરવા સારૂ તેમની આગળ મૂકેછે. તેઓના મહત્કૃત્યો તથા ઊંચા મનોભાવ જાણ્યાથી માણસ પોતાના ઊંચા કર્તવ્યો સમજે છે. આપણા દેશમાં જન્મ ચરિત્રો લખવાની રીત ન હોવાથી આપણને ઘણું નુકશાન થયછે. લોકોને સારા નમુના માલમ પડતા નથી, અને તેથી પોતાની ક્ષુદ્ર બુદ્ધિને અનુસરી ક્ષુદ્રગતિજ કર્યા જાયછે. જ્યારે મહત્કર્મનાં દૃષ્ટાંત આપવાં હોયછે ત્યારે ઘણીવાર આપણને પેલે છેડેના ઠેઠ યૂરોપખંડમાં તે ખોળવા જવું પડેછે, કેમકે આપણા દેશના જોઇએ તેવા ઐતિહાસિક ઉદાહરણો મળતાં નથી. એનું મુખ્ય કારણ તો એ છે કે આ-

પણામાં વાસ્તવિક ચરિત્રો લખવાનો ધારો નથી; અને તેથી મહાપુરૂષો હોયછે ત્યાં સુધીજ તેના દાખલાનો લાભ મળેછે અને પછીથી તે જન્મ્યાજ ન હોય તે પ્રમાણે તે મળતો બંધ પડેછે. અથવા કોઈ વખતે તે મહત્કર્મો આપણી પતિત પ્રજાને પોતાની શક્તિની બહારજ એટલે દરજ્જે લાગેછે કે તેને અલૌકિક ગણેછે, અલૌકિક ગણતાં અદ્ભુત કથાઓ તેમાં ઉમેરે છે અને એ પ્રમાણે તેને સંપૂર્ણ અદ્ભુત રૂપ આપી પૂજવા મંડેછે. પણ તેઓ નકલ કરવા જોગ પુરૂષ થઈ ગયા છે એ વાત તો તેમની કલ્પનાથી પણ દૂર રહેછે. આથી લાભમાં એજ થાયછે કે પતિતપણું વધેછે. આપણા દેશની કરૂણામય સ્થિતિનું આ પણ એક કારણ છે, અને તેથી મહાપુરૂષોના મહત્કૃત્યો મનુષ્ય ભાવે વર્ણવાની, એટલે, સ્વાભાવિક જિવનચરિત્રો લખાવવાની હાલને સમયે બહુજ જરૂર છે.

અમારો આવો વિચાર હોવાને લીધે રાવસાહેબ મહીપતરામ રૂપરામે આ વિષયને મથાળે લખેલાં પ્રતાપી પુરૂષના ચરિત્રનો પહેલો ભાગ છપાવી પ્રસિદ્ધ કર્યોછે તે જોઇને અમે ઘણા રાજી થયા છીએ, ગયે વર્ષે અમે એજ ચરિત્રનિરૂપકના બનાવેલા કરસનદાસ જિવનનું વિવેચન હર્ષથી કર્યું હતું, અને એટલી મુદતમાં એવોજ બીજો વિષય એ ભાઇએ લખીને બહાર પાડ્યો એ એમની સુધારકોના ચરિત્રનિરૂપણ વિષે કેટલી કાળજી છે તે સારી પેઠે સાબીત કરેછે. આ પ્રથમ ભાગમાં મહેતાજી ૩૫ વર્ષના થયા ત્યાં સુધીનું બ્યાન સમાયું છે પ્રસ્તાવનામાં લખેછે તે પ્રમાણે આ ભાગમાં ચરિત્ર નિરૂપકનું લખાણ તો માત્ર વીશેકજ પાનાંછે, અને બાકીના આશરે દોઢસો પાનામાં તો ખૂદ મહેતાજીનુંજ લખાણ છે. એ લખાણ ઘણુંજ ઉપયોગી અને મનન કરવા જોગછે. સુરતમાં માનવ ધર્મ સભા મહેતાજીએ સ્થાપી હતી તેનો મહેતાજીએ પંડે લખેલો એમાં હેવાલ છે, અને એ સભાનો આત્મા અને શરીર એ બંને મહેતાજીજ હતા તેથી એ દફતર દુર્ગારામના જિવન ચરિત્રમાં ઘણુંજ ઉપયોગી હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. એ વાંચ્યાથી માલમ પડશે કે મહેતાજીના શા વિચાર હતા, તે પ્રગટ કરવાને કેવી ખંત રાખતા, અને તે પ્રગટ કરતાં કેવું ડાહાપણ, ચાતુર્ય અને નિડરપણું વાપરતા.

મહેતાજીના ચરિત્રનું વિવેચન કરવા માંડવા પહેલાં એના નિરૂપણ વિષે એક બે બોલ બોલવાની અમને જરૂર લાગેછે. અમે ગઈ વેળા કહ્યું

હતું કે ચરિત્ર નિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક, અને વર્ણન શક્તિ એ ચાર ગુણની જરૂર છે અને પહેલા ગુણ વિષે અમે કાંઇક અસંતોષ બતાવ્યો હતો. તે વેળાએ દોષ ગોણ રૂપે દર્શાવવાનું કારણ હતું કે ગૂજરાતી ભાષામાં તે પહેલ વહેલુંજ પ્રયત્ન હતું. પણ આ બીજા પ્રયત્નમાં પણ જ્યારે તે ખામી નજર આવેછે ત્યારે તે તર્ફ એ ગ્રંથ કર્તાનું લક્ષ ખેંચવું એ અમે અમારી ફરજ સમજીએ છઇએ. કદાપિ બીજા ભાગમાં વધારે શોધનાં ફળ માલમ પડશે, અને અમે ઇચ્છીએ છઇએ કે તેમ થાય પણ થવાને માટે અહિયાં જે સૂચના કરીએ છઇએ તે નકામી નહિ ગણાય. સત્યતા, વિવેક, અને વર્ણન શક્તિ રાવસાહેબ સારી બતાવે છે, પણ જોઇએ તેટલી ખોળ થતી નથી એમ અમને લાગેછે, અને એ ગુણ તો ચરિત્રનિરૂપકમાં પહેલે દરજ્જે જોઇએજ. ખોળ કરી સંપૂર્ણ હકીકત મેળવ્યા પછી તેનો આકાર ઘડતી વખતે બીજા ગુણોનો વિશેષે કરીને ખપ પડેછે, અને પહેલી બાબતમાં જે કસર રહી ગઈ હોયછે તેનો બદલો પાછલા ગુણોથી વળી શકતો નથી. બીજા ગુણોની ખામી હોય, તો કદાપિ ચાલે, કેમકે જો વિગતવાર હકીકતો એકઠી કરી હોય તો પાછળથી બીજો કોઈ પણ વિવેક અને વર્ણન શક્તિ વાપરી સારા આકારમાં ગોઠવી શકે, અને પોતાના તર્કથી સત્યતા સંબંધીની ખામીઓને પણ કાંઈ કાંઈ સુધારી શકે. મતલબ કે સવિસ્તર હેવાલ તો મેળવવોજ જોઇએ. આ ચરિત્ર લખવામાં માનવ સભાનું દફતર અને મહેતાજીના છોકરાએ જે ખબર લખી મોકલી છે તે સિવાય બીજા સાધનો એમને મેળવ્યા હોય એમ જણાતું નથી. બીજા ભાગમાં પોતાનો અનુભવ તથા તે સમયના બીજા મિત્રોની યાદદાસ્ત મદદમાં આવશે એમ અમે ધારીએ છઇએ, તો પણ જે સમયે મહેતાજીનું મન ઘડાયું, સુધારા તર્ફ વળ્યું, અને ઘણું કરીને સઘળી કીર્તિ મેળવી ચૂક્યું તે જૂના સમયની બેશક વધારે હકીકત જોઈતી હતી. અમે જાણીએ છઇએ કે એ વખતના ઘણા ખરા લોકો હાલ હયાત નથી, હયાત હશે તે પણ પોતાની મેળે ચરિત્ર નિરૂપકને હકીકત મોકલે એવા નથી, આપણા દેશમાં બીજાનો હેવાલ નોંધી રાખવાની ટેવજ નથી, વગેરે અનેક કારણોથી સવિસ્તર ચરિત્ર તૈયાર કરવું એ ઘણુંજ અઘરૂં કામછે, અને બીજો કરવા નીકળ્યો હોત તો એટલો પણ સંગ્રહ કદાપિ કરી ન શકત; એ બધું જાણીએ છઇએ તોપણ અમારૂં મન એમ કહેછે કે વધારે હકીકતો મેળવી હતી અને તે વધારે પૂછપરછ

કરી હોત તો તે મળત. આપણા દેશની હાલ એવી સ્થિતિ છે કે લખીને ખબર માગીએ તો સુધરેલા કહેવાતામાંના પણ થોડાજ મહેનત લઇને લખી મોકલે. જાતે જઈ તેમની રૂચી તથા અવકાશને અનુસરીએ, તજવીજથી વારંવાર તે વાત કાઢીએ, એક પાસેથી કોઇનો પત્તો લાગે તો તે બીજાને જઇ પકડીએ, તેની પણ એવીજ રીતે સાધના કરીએ, ત્યારે એક નાની સરખી હકીકત મળે. એમ ઘણી મુદત સુધી પંડે ખોળ જારી રાખીએ ત્યારે ચરિત્ર લખવાના સાધનો એકઠાં થાય. તેનો આકાર બાંધતી વખત વળી કાંઈ વિશેષ શોધવાની જરૂર પડે, અને તે કરીએ ત્યારે કાંઇક મનમાનતું ચરિત્ર લખી શકાય. આટલી મહેનત સઘળા દેશમાં ચરિત્ર નિરૂપકને પડેછે અને તેથીજ નિરૂપકમાં નિરૂપ્યતર્ફ ગુરૂભાવ હોવાની જરૂર ગણાય છે. તો, હવે, આપણા દેશમાં કેટલી વધારે પડે? એ એટલી બધી છે કે વાંચનારને સહેજ વિચાર પણ આવવો મુશ્કેલ છે અને તેથી કહીએ છઇએ કે રાવ સાહેબ મહીપતરામે સંગ્રહ કર્યોછે તે પણ કરવો સહેલ નથી, અને એમનો પરિશ્રમ સ્તુત્યજ છે. અહિંયા જે ટીકા કરી છે તે માત્ર તેઓ વધારે ખોળમાં પ્રવૃત્ત થાય એવા મિત્રભાવથીજ કરીછે.

કેવી કેવી જાતની હકીકતો જિવન ચરિત્રમાં જરૂરની છે તે વિષે અમે કરસનદાસના વિવેચનમાં કાંઇક વિસ્તારથી લખ્યું છે એટલે તે અહિંયા ફરીથી લખવાની જરૂર નથી. મહેતાજીના મિત્રો, સગાં સંબંધીઓને પણ અત્રે કહેવું જોઈએ કે તમારી ફરજ છે કે બીજો ભાગ પ્રગટ થાય તે પહેલાં જે જે વાત એઓ જાણતા હોય તે બધાની નોંધ કરી આ ચરિત્ર નિરૂપકને આપવી ખરેખરૂં મહેતાજીનું આ વેળા શ્રાદ્ધ થાયછે અને તેમાં તેના સ્નેહીઓએ શ્રદ્ધાથી પોતાની તર્ફનો પિંડ આપવોજ જોઇએ.

હવે, એ ચરિત્રનાજ વિવેચન ઉપર આવીએ. દુર્ગારામનો જન્મ ઇસવીસન ૧૮૦૯ માં ૨૫ મી ડિસેંબરે (ખ્રિસ્તમસના દિવસમાંજ) સુરતમાં થયો. બાપ વડનગરો નાગર બ્રાહ્મણ હતો પણ તે જકાત ઉઘરાવવાનું કામ કરતો હતો તેથી છોકરાને પણ બ્રાહ્મણ વૃતિમાં ન રાખવાના હેતુથી વાણીઆઈ ભણતરજ ભણાવ્યું. આઠ વર્ષની ઉમરે એને બધા આંક અને લખતાં વાંચતાં આવડી રહ્યું. ૧૧ મે વર્ષે મા મરી ગઈ અને માસીએ એને પોતાની પાસે રાખ્યો. પછીથી એને એક શાહુકારની દુકાને નામુ શીખવા મૂકયો, અને તેને ત્યાં કેટલેક વખતે ગુમાસ્તી લખાઈ. સને ૧૮૨૫ માં

એટલે સોળ વર્ષની ઉમરે જોઇએ છઇએ તો દુર્ગારામ પોતાની માસીને લઇ મુંબાઈ જાયછે. એમ કરવાની શુભ સલાહ કોણે આપી, એ વેળા એનો બાપ જિવતો હતો કે નહિ વગેરે કાંઈ જણાતું નથી, કહેછે કે મુંબાઇમાં સરકારી નિશાળ જોઈ ત્યાં ભણવાનું મન થયું અને ત્યાં એક વર્ષ ભણી ૧૮૨૬ માં સુરતમાં હરિપરાના મહેતાજી થઇને આવ્યા. મુંબાઇમાં ભણાવનાર કોણ હતું, ત્યાં સુધારાનો બોધ એને કોઇની તર્ફથી મળ્યો હતો કે નહિ, વગેરે બાબતોની ખોળ ખસૂસ થવી જોઇએ. આ ચરિત્રમાં બાળગંગાધર શાસ્ત્રીનું નામજ ન દેખતાં અમે ઘણા નાઉમેદ થયા છીએ. એના હાથ નીચે તૈયાર થએલો વર્ગ આખા ગૂજરાતમાં વિદ્યા અને વિચારને વાસ્તે હજુ સુધી પ્રખ્યાત છે, અને તેથી એ શિક્ષક સંબંધી કાંઇક હકીકત દુર્ગારામના ચરિત્રમાં જોવાની સ્વાભાવિક રીતેજ ઇચ્છા થાય છે. બીજું આ ચરિત્રનિરૂપકની એવી કલ્પના જણાય છે કે સુધારાના વિચાર દુર્ગારામના મનમાં પોતાની મેળે પોતાના અનુભવ ઉપરથીજ ઉત્પન્ન થયા, પણ અમને એમ લાગે છે કે દુર્ગારામના આત્મામાં સુધારાનો ફણગો તો મુંબાઇએજ રોપ્યો હશે, અને જમીન માફક આવવાથી ત્યાં તે પાછળથી ઉગીને પ્રફુલ્લિત થયો. મુંબાઇથી આવ્યા ત્યારથીજ અમને તો એમની વર્તણુંક સુધરેલા વિચારવાળાના જેવી લાગેછે. સુધારક રૂપે તે બહાર પડતાં કેટલાક વર્ષ લાગ્યા ખરાં, પણ મૂળથીજ એ મહેતાજી પ્રપંચક અને વહેમ વિનાના જણાયછે, એમને પ્રપંચક અને વહેમ રહિત કોણે કર્યા ? અમે સ્વભાવબળને પ્રથમ ગણીએ છઇએ તોપણ તેને સંસ્કારની જરૂર છે એમ માનીએ છઈએ, અને તેથી ધારીએ છઈએ, કે એમને કાંઈ સંસ્કાર—આકાર માત્ર પણ—કોઇની તર્ફથી મળવોજ જોઇએ. આ મહેતાજીની જિંદગીમાં ખરો અણીનો વખત હતો. જો આ વખતે દુર્ગારામ મુંબાઈ ગયા ન હોત, તો સુધારાનો ઉદય એમના અંતઃકરણમાં થાત કે તે સ્વભાવિક વળણ યોગ્ય પ્રસંગો વિના દબાઈ જાત એ કાંઈ કહી શકાતું નથી. તો પણ એટલું તો ખરૂં કે જો એ નાગર બ્રાહ્મણ રૂપે સુરતને હવાડીએ ચકલેજ બેસી રહ્યા હોત, તો ગૂજરાતમાં સુધારાનો પોકાર એક બે દશકા મોડો તો ઉઠતજ.

હરિપરેથી છ મહિનામાં ઓરપાડ બદલી થઈ અને ત્યાં ચારેક વર્ષ રહી સને ૧૮૩૦ માં સુરતની પહેલા નંબરની નિશાળમાં આવ્યા. આ જગો

ઉપર એઓ ઘણાં વર્ષ સુધી રહ્યા, પાછી ખરી કીર્તિ આ જગા ઉપર રહીનેજ મેળવી, અને મહેતાજી નામને સઘળે ઠેકાણે તેજસ્વી કર્યું. જાણવું જોઇએ કે દુર્ગારામ સુધારક તરીકે જેટલા પ્રખ્યાત છે તેટલાજ મહેતાજી રીતે પણ પ્રખ્યાત હતા. એમનું શિક્ષણ સઘળે વખણાતું હતું, અને આજ પણ એમની હાથ નીચે ભણેલા પરિપક્વ બુદ્ધિ અને વિચાર કરવાની ટેવને માટે વખણાયછે. એક વખત સુરતમાં એમ કહેવાતું હતું કે દુર્ગારામ મહેતાજીનો કોઈ નિશાળીઓ મૂર્ખ નહિ અને પ્રાણશંકરનો ભાગ્યહીન નહિ. પ્રાણશંકરની નિશાળે મુત્સદી લોકોના છોકરા ભણતા હતા અને તેથી એના નિશાળીઆઓ પોતાના વગવસીલાવડે મોટે દરજ્જે સહજ ચઢી જતા હતા. દુર્ગારામની નિશાળમાંના ઘણાને એમ થતું નહિ અને તેથી ઉપલી કહેવત નીકળી હતી, તોપણ તેજ બતાવી આપેછે કે લોકો દુર્ગારામની શિક્ષણ શક્તિને માટે ઘણોજ ઉંચો વિચાર ધરાવતા હતા, ખરેખર ઘણા વર્ષ સુધી આખા ગૂજરાતમાં દુર્ગારામની નિશાળ સર્વોપરી ગણાતી હતી એટલુંજ નહિ, પણ તે બધામાં એ એક કૉલેજ જેવી હતી ગણિતમાં તો તે વેળા દુર્ગારામની નિશાળમાં એટલું બધું શીખવાતું હતુ કે તેટલું હાલ ઇંગ્રેજી કૉલેજો સિવાય કોઇ ઠેકાણે પણ શીખવાતું નથી. પદાર્થવિજ્ઞાન પણ સારૂં શીખવાતું હતું, અને સૌથી વધારે એ કે એ મહેતાજીની શીખવવાની એવી પદ્ધતિ હતી કે વિચાર શક્તિ કેળવાઇને એના નિશાળીઆ બહુજ ઠરેલ બુદ્ધિના થતા હતા ઠરેલ પણાની સાથે એ મહેતાજીનો ઉત્સાહ પણ બધામાં થોડો ઘણો આવ્યા વિના રહેતો નહિ અને તેથી તેઓ બધાના સરખા સુધારકોજ થઇ ફરતા હાલ તે બધા મોળા થઈ ગયા હશે, તોપણ તેઓના મન ઉપર મહેતાજીની છાપ પડીછે તે કદી ભૂસાઈ જતી નથી. આટલે વર્ષે પણ દુર્ગારામના નિશાળીયા બહુ વાત ચિત્ત કરીએ તો ઝટ ઓળખાઈ આવે અને માલમ પડે કે સુધારાના બીજ જે મહેતાજીએ તેમના મનમાં ખંતથી રોપ્યાં છે. તે હજી પણ છેક મરી ગયાં નથી. તેથી અમે ધારીએ છઇએ કે મહેતાજી રીતે પણ કાંઇક વિસ્તારથી આ ચરિત્રમાં દુર્ગારામને વર્ણવ્યા હોત તો ઠીક. એથી ઘણા મહેતાજીને એક સારો દાખલો મળત "ગૂજરાતના લ્યૂથર" એ નામને તો કદાપિ દુર્ગારામ લાયક હોય કે નહિ, પણ "ગૂજરાતના આર્નલ્ડ" નામને તો અમારા વિચાર પ્રમાણે એ બરાબર લાયક છે. શિક્ષકમાં જે જે સ્વભાવિક ગુણો જોઇએ તે[illegible]ા ઘણા ખરા એનામાં

સંપૂર્ણ રીતે હતા. તોપણ પાછળથી શિક્ષક કરતાં સુધારાની તરફ એમનું મન વધારે વળેલું હતું એમાં કાંઈ શક નથી, અને તેથી. એના સુધારક રૂપનો જે હવાલ આપ્યો છે તેનીજ હવે આપણે તપાસ ચલાવીએ.

પહેલા નંબરની નિશાળમાં આવ્યા પછી મહેતાજીએ આઠેક વર્ષ સુધી શું કર્યું તે જણાતું નથી મહેતાજીપણામાં પંકાવાને માટે ખર્ચ પીને મંડ્યા હશે એમાંતો કાંઈ શકજ નથી. એ વેળા ખાનગી અભ્યાસ પણ વધાર્યો હશેજ, કેમકે દશવર્ષ પછી જ્યારે ગૂજરાતના મહેતાજીઓને મુંબાઇમાં બોલાવી થોડા માસ ભણાવીને પરીક્ષા લીધી ત્યારે તેમાં એ હીરાની માફક દીપી નીકળ્યા હતા. પાછલી ઉમરમાં મહેતાજીમાં કેટલુંક સંસ્કૃત જ્ઞાન જણાતું હતું તે તેમણે ક્યારે મેળવ્યું હશે તેની કાંઈ ખબર નથી. ચરિત્ર.નિરૂપક ધારેછે કે તે આ વેળા મેળવ્યું હોય.

સને ૧૮૩૮માં મહેતાજીની પહેલી સ્ત્રી મરણ પામી, અને લગભગ તે વખતથી મહેતાજી સુધારક રૂપે બહાર પડ્યા જણાય છે. અને વિરહ દુખ વેઠવાથી, નિરૂપક કહેછે, કે એમને વિધવાઓની વેદના સમજાઈ, અને તેથી તેમણે હજારો વર્ષથી ન સંભળાએલો એવો વિધવા વિવાહનો પોકાર એકદમ હિંમતથી ઉઠાવ્યો. રાતને દહાડો, જ્યાં જાય ત્યાં, ચોરે ને ચૌટે, ઘરડાં ને બાળક સૌની આગળ, મહેતાજી ખુલ્લી રીતે પુનર્વિવાહનો બોધ જુસ્સાથી કરવા લાગ્યા. ધિક્કાર, હાંસિ, કે અભાવની લેશ માત્ર પણ ફિકર રાખી નહિ. કોઇએ મશ્કરી કરી કે તમારી માસી (જે આ વેળા ૬૦ વર્ષની ડોસી હતી) તેનેજ નાતરૂ કરાવોની, તોપણ મહેતાજીએ તો પોતાના ઉપદેશની શાંત શૈલીમાં કાંઈ પણ ભંગ પાડ્યા વિના નરમાશથીજ જવાબ વાળ્યો, સ્વામીનારાયણના સાધુઓએ એ પુનર્વિવાહ પ્રબોધકના જવા પછી તે ઠેકાણે અબોટ કરાવી નાંખ્યો તો ભલે, પણ તે સાંભળીને એ શૂરપુરૂષે કાંઈ પોતાનો ઉદ્યોગ જરાએ નરમ પાડ્યો નહિ. મહેતાજી મંડ્યાજ રહ્યા અને બધા લોકો તો ઉથલપાથલ થઈ ગયા અને આખા શહેરમાં હાહાકાર થઈ રહ્યો. ગૂજરાતમાં આટલી બધી અસર કોઈ પણ એક વક્તાથી એટલા થોડા વખતમાં થએલી અમે જોઈ નથી.

પણ અમે લખવાને દિલગીર છઇએ કે મહેતાજીએ પુનર્વિવાહનો પોકાર પાંચ વર્ષ પછી [illegible]ી દાબ્યો, અને ૧૮૪૩માં ફરી પરણ્યા અને તે

કન્યાને પક્ષામાં જીભની સ્વતંત્રાજ આપી દીધી ! પુનર્વિવાહનો જાહેરમાં બોધ નહિ કરૂં એવી કરડી શરત મહેતાજીએ કન્યાને સારૂ કબૂલ કરી ! આ કૃત્યનો કોઈ પણ રીતે બચાવ થઈ શકતો નથી. પોતે પરણવાને સારૂજ વિધવાઓના દુઃખની વાત કરતા હતા એમ જે સામા પક્ષના માણસો ટાણાં મારવાં માંડ્યાં તે છેક ગેર વ્યાજબી કેમ કહેવાય ? મહેતાજીનો બોધ પરમાર્થને સારૂ નહિ, પણ સ્વાર્થને સારૂ છે, એમ જે લોકોમાં વિચાર ઉત્પન્ન થયો તેમાં લોકોનો શો વાંક ? આ મહેતાજીની પેલી શરમ ભરેલી શરત કરવાનું સ્વભાવિકજ પરિણામ હતું. મહેતાજીને માટે અમે ઘણું માન ધરાવીએ છીએ, તો પણ આ ચાલને તો શરમ ભરેલીજ કહેવી પડે છે. અમે એમ નથી કહેતા કે મહેતાજીએ આ વેળા કોઈ રાંડીરાંડને પરણી પોતે દાખલો આપવોજ હતો અને તે ન આપ્યો માટે તેને અમે વખોડીએ છીએ. તે સવાલતો આઘો રહ્યો. પણ અમે એમ કહીએ છઇએ કે તેમ કરવું પોતાને દુરસ્ત ન લાગ્યું અથવા કુંવારી કન્યા પરણવાનીજ ઇચ્છા હતી તો તેમ કરવું હતું, પરંતુ પુનર્વિવાહનો બોધજ ન કરવો એવી મહાભારત શરતે પરણવા અતો બહુજ ખોટું શરમ ભરેલું, અને વહુ ઘેલાનુંજ કામ કર્યું. આજ પ્રસંગે પેલી બિચારી ગંગુ(?)ના સંબંધમાં પણ મહેતાજીની વર્તણુક તપાસવી જોઇએ. કહેછે કે એ ડુંગરપરી વિધવા મહેતાજીને વરવા તૈયાર થઈ હતી હવે, પેહેલો સવાલ તો એ ઉઠેછે કે એને કોણે તૈયાર કરી હતી? ગામમાં પુનર્વિવાહનો પોકાર મહેતાજીએ ઉઠાવ્યો હતો તેનો પડછાયોજ તેના કાન ઉપર પડવાથી તે ઉશ્કેરાઈ હતી, કે મહેતાજીએ પંડે જઇને તેને બોધ કર્યો હતો? એ બોધ કરતાં મહેતાજીએ પરણવાની ઇચ્છા બતાવી હતી કે નહિ? જો એમ હોય, તો તો મહેતાજીનો આ બીજો મોટો ગુનોહ છે. એક બેણી અબળાને એણે ઠગી તથા દુનિયામાં નકામી ફજેત કરી ! પણ આ બાબત વધારે ખબરની જરૂર છે, અને તેમ થાય ત્યાર પછીજ મહેતાજીની વર્તણુક વિષે ઘટતો વિચાર આપી શકાય.

તો પણ મહેતાજીનું મન ખરેખરૂં સુધરેલું હતું, સુધારાના રંગ છેક હોડે લાગેલા હતા, અને એનામાં શહેરસુધારકનો ખરો ઉત્સાહ હતો. તેથી એના સાસરીઆએ તેને એક નકામી ખાળ્યું. તો તે બીજે માર્ગે વળ્યું, અને તે એટલા જોરથી કે અત્યાર સુધી તો તે વહેમરૂપી વૃક્ષની એક શીખાને

જ તોડવા માંડયું હતું, પણ હમણાં તે ધર્મના અજ્ઞાનરૂપી હજારો વર્ષથી બંધાઈ ગએલા વિસ્તીર્ણ મૂળનેજ જુસ્સાથી ઉખેડવાના સાધનો યોજવા લાગ્યું. મહેતાજીએ માનવધર્મ સભા ઉભી કરી અને તેમાં છચોક ચાલુ ધર્મનું ખંડન કરવા માંડયું. મહેતાજીના સાથીઓના નામ પણ નોંધી રાખવા જોગછે. એ બધા શહેરમાં પાંચ દદા એ નામથી ઓળખાતા, કેમકે બધાના નામનો પહેલો અક્ષર દદ્દો હતો. દુર્ગારામ, દાદોબા, દલપતરામ માસ્તર (સુરતના માજી ડેપ્યુટી માજીસ્ટ્રેટ મોતીભાઈના બાપ) દિનમણિશંકર શાસ્ત્રી) અને દામોદરદાસ. કોઇને મોઢે છેલ્લું નામ અમે દોલતરામ સાંભળ્યુંછે. તે નાગર બ્રાહ્મણ હતા અને પાછળથી દિનમણિશંકરની પેઠે સુધારાની તથા દુર્ગારામ વગેરે સુધારકોની વિરૂદ્ધ પડયા હતા, તો પણ પહેલાં છાપખાના ચલાવવા વગેર સુધારાની કેટલીક ધામધૂમ શહેરમાં ચલાવતા હતા. દામોદરદાસ કોણ હતા તેની ખબર નથી. દાદોબા સુરતની ઇંગ્રેજી સ્કૂલના તે વેળા માસ્તર હતા. એ ગૃહસ્થ હજી હયાત છે, ધર્મ સુધારાનો ઉદ્યોગ પોતાની રીતે ચલાવ્યાજ કરેછે. એ પાંચ જણે પ્રથમ સુરતમાં પુસ્તક પ્રસારક મંડળી કાઢી, છાપખાનું આણ્યું. અને પુસ્તકો છાપવાં શરૂ કર્યાં. ગૂજરાતમાં પહેલવહેલું છાપખાનું નીકળ્યું તે એજ. કયા કયા પુસ્તકો છપ્યાં તે માલમ પડે, તો એ મંડળીનું વલણ કેવું હતું તે સમજાય.

એ માનવ ધર્મ સભા સને ૧૮૪૪ ના જુન માસની ૨૨ મી તારીખે સ્થાપન થઈ. એની હકીકતનું દફતર મહેતાજીએ પોતેજ લખેલુંછે. તેમજ ૨૭ મી જાન્યુઆરી સને ૧૮૪૩ થી મહેતાજીએ પોતે ખાનગી નોંધ રાખવા માંડી હતી. એ બંને લેખો ઉપરથી જણાય છે કે મહેતાજી ફરી પરણ્યા, તો પણ સુધારાના વિચારમાં અને ઉદ્યોગમાં પહેલા જેટલાજ નિમગ્ન રહેતા હતા. એ ઉપરથી સાફ જણાયછે કે મહેતાજી જાણતા હતા કે પોતાનો અવતાર દેશ સુધારાને અર્થેજ છે. અને તેમ કરવામાંજ તે કાઢવો જોઇએ. એ મોટા કામ તરફ એની અગળ દૃષ્ટિ રહેતી હતી. સૂતાને ઉઠતા દેશનું કલ્યાણજ એ ઝંખ્યા કરતા હતા. દેશના કલ્યાણના સઘળા પ્રકારો એટલે સઘળી જાતના સુધારા એમની નજરમાં હતા. ધર્મ સુધારા ઉપર જેટલું ધ્યાન આપતા હતા, તેટલુંજ સંસાર સુધારા ઉપર કે રાજસુધારા ઉપર પણ આપતા હતા. પણ બાહેરના સુધારા લેવાને લાયક થવા અંદ-

રના સુધારાની જરૂર છે એમ જાણી દેશના અજ્ઞાન અને નઠારા ચાલ તર્ફે એમનો વધારે હુમલો ચાલતો હતો. એમના વિચાર ઘણા વિશાળ, પ્રૌઢ, અને ઠરેલા હતા. બોધ કરવાની શૈલી ગંભીર, રસિક, અને વખતે ચતુરાઈ ભરેલી હતી. ધર્મ પ્રચારકનો મુખ્ય ગુણ જે અક્રોધ તે મહેતાજીમાં સંપૂર્ણ રીતે હતો. એ કદી પણ તપી કે ચીડવાઈ જતા નહિ, પણ ગમે એવું વાંકું કે કડવું બોલે તેને હાઉકાઇથી પાંસરોજ જવાબ દેતા. એના આત્મામાં સુધારાનો અગ્નિ સદા પ્રજ્વલિત હતો, તોપણ ભાષણમાં બધાને મીઠા પાણીના જેવા શિતળજ લાગતા. સુધારાની લહેર રૂંએ રૂંએ વ્યાપી રહી હતી તેનું પરિણામ એટલુંજ થતુ કે વખતે પાત્રનો વિચાર કર્યા વિનાજ જે મળે તેને બોધ કરવા મંડી જતા. કતલની રાતે હજારો મુસલમાનોને છાતી કૂટતા જોઈ દયા આણી બોધ કરવા જવાનુંજ મહેતાજીને મન થયું હતું, અને હોડીમાં બેઠાં બેઠાં એક ઘરડી ડોશીને જાતિભેદ તોડવાનો બોધ કરીને ખુબ ભડકાવી હતી. હિંદુ, મુસલમાન, પારસી કે ખ્રીસ્તી જેની પાસે જાય તેની નઠારી રૂઢિઓ વખોડવાનોજ વિચાર હોય એમ પણ જણાતું પરંતુ બધાની સાથે હમેશાં વાતચિત્ત માન સન્માન, અને મીઠાશથીજ કરતા.

આ સભાના નિયમો ઉપર સહી કરનાર તો બહુજ થોડા માણસ જણાયછે, પણ એમાં કાંઈ નવાઇ નથી. હાલની પ્રાર્થના સમાજના નિયમો કરતાં પણ એમાંના કેટલાક વધારે સ્પષ્ટ વક્તા હતા. એવીતો એક પ્રતિજ્ઞાજ હતી કે સભાસદે જે મળે તેને પોતાના અંતઃકરણના વિચાર ખુલ્લી રીતે કહેવા અને સુધારાનો બોધ કરવો. આ પ્રતિજ્ઞા દુર્ગારામ તો શબ્દેશબ્દજ પાળતા હતા, અને નથીજ શ્રોતાનો વિચાર કર્યા વિના પણ વખતે બોલતા. અમે મહેતાજીનેજ મોઢે સાંભળ્યું હતું કે થોડાં વર્ષ સુધીતો એમણે એવો નિયમ રાખ્યો હતો કે દરરોજ આટલા હજાર શબ્દ સુધારા સંબંધી ગમે તેની આગળ પણ બોલવાજ. કોઈ ન મળે, તો રસ્તામાં કે ચકલે ઉભા રહીનેજ બોલવું. દિનમણિશંકર સ્પષ્ટ રીતે અને દલપતરામ માસ્તર કોણ જાણે શી રીતે સભામાં સહી કરતી વખતતો છટકી ગએલા જણાયછે. બાકીના ત્રણ દશ સિવાય એ સભામાં હાઇસ્કૂલમાં ભણનારાનાંજ નામ જણાય છે. એમાંના કોઇએ આગળ દેશ સુધારામાં કાંઈ પણ શુકરવાર કર્યો નથી તેથી તે તો દાદોબા માસ્તરને ખુશ કરવાજ કે જુવાનીઆના વલવલાટ કોઇને

સીધેજ માંહે બિલાડાં ચીતરવા ગયા હોય એમ લાગેછે. સભાસદોમાં ખરેખરા ગણીએ તો બેજઃ—દાદોબા, અને દુર્ગારામ. અને તેમાં પણ બધું બોલનાર, કરનાર. અને નવા નવા મુદ્દા ઉઠાવનાર તો દુર્ગારામજ. સભામાં આવનારા શ્રોતાઓની પણ સંખ્યા ઝાઝી જણાતી નથી. તે છતાં પણ ખંતી, હોંસીલા, અને આવેશી દુર્ગારામે એકલા એકલા પણ આખા શહેરમાં સભાનું નામ અને તેના વિચારો થોડા વખતમાં ફેલાવી દીધા. દદાઓ બધે વગોવાવા લાગ્યા અને બધા ચોંક્યા કે આતો આપણા વહેમના જડમૂળજ કાપવા તૈયાર થયાછે. સમજુક અને પ્રતિષ્ઠિત લોકોમાં જે આંધળી શ્રદ્ધા ચાલતી હતી તે બંધ પડી, વિચાર કરવા લાગ્યા, અને સુધારાની વાતમાં કાંઈ તો સત્ય છે એમ ભાસવા લાગ્યું. ખરેખરૂં ગૂજરાતમાં સુધારાનું મૂળ આ વેળા નંખાયું. સુધારાના બી દુર્ગારામે ચોતરફ ફેંક્યા, અને તે પૂરાં તો હજીએ પાંગર્યાં નથી, તો પણ જમીનને એવાં બાઝયાં કે તે બહારી કઢાય એમ રહ્યાં નહિ.

આ સભાનું વ્યવહારી પ્રત્યક્ષ ફળ તો જાદુ સંબંધી થયું. વિચાર પ્રસિદ્ધ કરવાની જુક્તિ દુર્ગારામમાં સરસ હતી. જાદુના વહેમમાંથી લોકને મુક્ત કરવા સારૂ તે ખોટો છે અને જો કોઈ ખરો કરી આપે તો તેને અમે ઈનામ આપવા તૈયાર છૈએ એવી મતલબની જાહેર ખબરો છપાવી ભાગોળે, દરવાજે, અને ચકલે ચકલે ચોડી દીધી; અને જે મોટા મોટા ભુવાઓ કહેવાતા હતા તેને ઘેર પણ મોકલી. મહેતાજીની સો જાહેર ખબરથી પણ જબરી જીભે એ વાત ફેલાવી હશે તેતો જુદીજ શહેરમાં હોહા થઈ ગઈ. આવતી સભાને દિવસે એકદમ બેહજાર આદમી ભેળું થઇ ગયું. સો બસે સભાના માળમાં માયા, અદીશેંક તે માળની અગાસીમાં બેઠાં, અને બાકીના બધાં બારણેજ ઉભા ઉભા ધક્કા મુક્કી કરવા લાગ્યા, જાદુનો ફાંકો ધરાવનારા પણ આવ્યા હતા, મહેતાજીએ એ બધી ઠઠ સાંભળે તે પ્રમાણે જાદુ ખોટો છે એવું હમેશની ઢબે ભાષણ આપ્યું, જાદુથી ઠગાએલા ચાર પાંચ જાણીતા માણસો (જેને સભામાં ખસુસ સમજાવી આણ્યાતા) તેઓએ ઉઠીને પોતાની જાતની વીતેલી હકીકત કહી સંભળાવી, અને છેવટે મહેતાજીએ બારીએ જઈ બુમ પાડી કે કોઈ જાદુગર કે મંત્ર શાસ્ત્રી છે? હોય, તો આવે, અને જાદુ ખરો કરી આપે. જાદુગરો સામા ઉભા હતા, પણ કોઇની હિંમત ચાલે નહિ. એમ કેટલીકવાર બુમ પાડ્યા

પછી, તથા રાહ જોયા પછી સભામાંથી એકે પોકારીને કહ્યું કે જાદુની વાત ખોટીજ છે અને તેથી કોઈ ખાવી શકતું નથી ! આ રીતે પહેલે તડાકેજ સુધારાનો ડંકો થયો. લોકને આ વાતનો રસ વધ્યો, અને તેમાં વળી કરીને એક જુસ્સાવાળો પણ ભોળો ભૂઓ હતો તે પોતાની પાસે તો જાદુ નહિ છતાં જાદુ ખોટું કેમ હોય એવા ભરમને ખાતરજ સામો થયો, લખો, આથજો, ને બહુ બહુ તરકટીયાં મચ્યાં. આથી મહેતાજીની જીત સંપૂર્ણજ થઇ. સામસામા જાહેરનામાંઓ ચાલ્યાં, ચાર પાંચ વાર સભાઓ મળી. સુલેહનો ભંગ થવાનો વખત પાસે આવવા લાગ્યો, મારા મારીની તૈયારી થઇ, ફોજદારે ડરીને એ બે પક્ષવાળાને તકરાર કરતા અટકવવા ઉપરી પર લખાણ કર્યું, અને છેલ્લી સભાને દહાડે તો છ થઇ ગએલા છૂમંતરવાળા ૨૦૦ ઠગારાઓનું ટોળું તાલીઓ અને ચીસો પાડતું મહેતાજીની પૂંઠે લાગ્યું અને મહેતાજીના ભાગ્ય કે ચાલતાં દાદરાના ખબર આવી પહોંચ્યું નહિ તો પેલા દુષ્ટો હાડકાં ભાગીજ નાંખત. દુર્ગારામનો આ જેવો તેવો પરાક્રમ નહોતો અને એથી ફાયદો પણ સુધારાને થોડો થયો નથી. રાવસાહેબ મહીપતરામ આ પ્રસંગનો ઉપસંહાર એવા રસિક શબ્દોમાં આપે છે કે તેજ અમે અહિંયા ઉતારી લઇએ છઇએ.

"જેઓ માનવ ધર્મ સભાના સભાસદોને તથા તેમના આગેવાનોને નાસ્તિક તથા ધર્મભ્રષ્ટ કરી નિંદતા અને ધીક્કારતા હતા, તેઓ આ જયથી તાજુબ થઇ નરમ પડ્યા. ભૂત, ડાકેણ, અને જાદુના વહેમને મોટો ધોકો લાગ્યો. ઉગતી પ્રજાના મન ઉપર સારી અસર થઇ, અને મોટી ઉમરના જે માણસો થોડો ઘણો વિચાર કરી શકે તેવા હતા તેઓ પણ કાંઇક ચેત્યા. ઉંચ વર્ણની સ્ત્રીઓમાં ભૂવા ઓછાં આવવા લાગ્યાં; તેમના મનમાં ફજેતી થવાની ધાસ્તી પેઠી. બહાદુર મહેતાજીએ આ મોટું સ્તુત્ય કામ કરી પોતાના "દેશી જનો ઉપર ભારે ઉપકાર કર્યો. એમની કીર્તિ હવે પૂર્ણ કળાએ પહોંચી." એ કોઇ વિલક્ષણી પુરૂષ છે એવું ઘણા માણસને લાગ્યું. જેમના મત મહેતાજી ખંડન કરતા હતા, અને જેઓની ઠગાઇ ઉઘાડી પાડતા હતા, તેઓ નારાજી થઇ તેમને ભાંડે તેમાં નવાઇ નથી. પણ જેમનો સ્વાર્થ બગડતો હતો તેવા ઘણા માણસો એમના ઉપર આસ્થા કરવા લાગ્યા. કેટલાક એમને નવો પંથ ચલાવનાર આચાર્ય ગણ્યા. લોકને વહેમની જાળમાંથી છોડવાનો પ્રયત્ન તથા તેમને સંસાર તથા ધર્મ સુધારા સંબંધી બોધ કરવાનો

ઉદ્યોગ મહેતાજી વધારે ઉમંગથી કરવા લાગ્યા. સભામાં ભાષણ કરે એટલુંજ નહિ; રસ્તામાં લોક ટોળે મળે અને દુર્ગારામ તેમને હિંમતથી સત્ય સમજાવે. એ વેળા એમનું વય ૩૫ વર્ષનું હતું."

આ રીતે મહેતાજીનુ પાંત્રીશ વર્ષ સુધીનું પ્રતાપી પુણ્ય ચરિત્ર આપણે અવલોક્યું. બાકીનું બીજા ભાગમાં આવશે. તે છપાઈને જલદીથી બહાર પડો એવું આતુરતાથી ઇચ્છીએ છઇએ. અમને મહેતાજીનું ચરિત્ર ઘણુંજ મનોરંજક તથા સુબોધકારી લાગ્યું છે. અમારા મેજ ઉપરથી એને દૂર કરવું ગમતું નથી. સુધારા અથવા દેશકલ્યાણને સારૂ જેઓ કાંઈ પણ કાળજી રાખતા હોય, જેને અધ્યાત્મ વિષયોમાં કાંઈ પણ રસ લાગતો હોય, જેો ધર્મની બાબતમાં સત્ય મેળવવાની ઈચ્છા હોય. તે સઘળાને અમે આ પુસ્તક પોતાની પાસે હમેશાં રાખવાની ભલામણ કરીએ છઇએ. એ પુસ્તક ઉંડા સદ્વિચારોનો ભંડાર છે. અમે ઉપરતો માત્ર હકીકતોનોજ સાર આપ્યો છે. પણ મહેતાજીના સદ્વિચારો (જેથીજ આ પુસ્તક ઘણું કરીને ભરાઈ ગયું છે) તેનું તો વિવેચન કે સાર આપવાનું અમારાથી બની શકયુંજ નથી, કેમકે તે એટલા બધા છે કે તેમાંના એકનીજ બરાબર તપાસ લેવા બેસીએ તો અમારો આખો અંક ભરાઈ જાય. એ વિચારો વિષે અમારો સામાન્ય મતનો કેટલો ઊંચો છે તે અમે ઉપર જણાવી ચૂક્યા છીએ. મહેતાજીના બધા વિચારની સાથે અમે એકમત થઇએ છીએ એમનો કહી શકાય નહિ, તોપણ મહેતાજીના સઘળા વિચાર ઠરેલ, દીર્ઘ દૃષ્ટિવાળા, અને મનન કરવા જોગછે. દુર્ગારામને વિષે ઊંચું મત ધરાવનારા પણ આ પુસ્તક વાંચ્યા પછી એની બુદ્ધિ તથા જ્ઞાનની વધારે તારીફ કરશે. જે લોકો એમ ધારે છે કે ઈંગ્રેજી ભણ્યા વિના સુધારાની બાબતમાં પરિપક્વ વિચાર પામીજ ન શકાય, તેઓ દુર્ગારામના ગૂઢ અને અમૂલ્ય બોધ સાંભળીને પોતાની ભોજ ભૂલી જશે, અને આ ગૂજરાતીજ ભણેલા બુદ્ધા મહેતાજીના જેવા પુખ્ત વિચારતો ઘણા ઈંગ્રેજીના ખાંઓમાં પણ હજી ઉગ્યાજ લાગ્યા નથી. વિચારની પુખ્તાઇ એકજ વિષયમાં નથી. પણ સઘળામાં છે. બાળલગ્ન સિવાય (આ મહા અગત્યના વિષય ઉપર મહેતાજીનું લક્ષ કેમ નહિ દોરાયું તે બરાબર સમજાતું નથી-પણ) સુધારાના બીજા બધા વિષયો, ધર્મના તથા અધ્યાત્મના વિષયો, રાજા પ્રજાના ધર્મ, અને વિદ્યાના સવાલો પણ મહેતાજીએ લીધાછે; અને તેમાં વિચારનું પરિપક્વપણું બતાવ્યું છે. દુર્ગારામના

વિચારોની મુખ્ય ખૂબી એછે કે તેઓ સંક્ષિપ્ત હોવાથી ઘણા નવા વિચારોના તે વ્યંજક ( snggestive ) થઈ પડેછે, અને તેથી જેમ જેમ વધારે વાર વાંચીએ છઇએ તેમ તેમાં તેમાં વધારે રસ લાગેછે.

# ગૂજરાતી શબ્દમૂળદર્શકકોષ.

## ગ્રન્થ વિવેચન.

આ કોષની પહોંચ અમે ગયા અંકમાં આંપીછે. એ ગ્રંથ માત્ર પહોંચ કરતાં વધારે ને લાયક છે. અમારો અભિપ્રાય કદાપિ બધી રીતે સાનુકૂલ નથી, તોપણ જે વર્ગનો એ ગ્રંથ છે, અને તે રચવામાં જે અસાધારણ પરિશ્રમ લેવો પડ્યો હશે તે તર્ફ જોતાં કાંઈક સવિસ્તર વિવેચન કરવું એતો સઘળા ટીકાકારોનો એવા ગ્રંથ તર્ફ ધર્મજ છે.

કચ્છના સગીર રાવશ્રી ખેંગારજીના શિક્ષક રાજ્યશ્રી છોટાલાલ સેવકરામે એ ગ્રંથ બનાવ્યો છે. ભાઈ છોટાલાલ ગૂજરાતી ભાષાના જુના અભ્યાસી છે, અને ભાષા શોધનનો ઘણા વખતથી ખંત રાખતા આવેછે. ગૂજરાતી ગ્રંથકારમાં પણ છેક અજાણ્યા નથી. મોરિસકૃત હિંદુસ્તાનના ઇતિહાસનું ગૂજરાતી ભાષાંતર એ ભાઇએ ટ્રાન્સ્લેટર આફિસમાં નોકર હતા ત્યારે કર્યું હતું, અને તેજ અત્યાર સુધી નિશાળોમાં ચાલતું હતું. એ ભાષાના કાઠિન્ય સંબંધી નિશાળોમાં ઘણો પોકાર ઉઠયો હતો ખરો, તોપણ એજ ભાષાંતર ઉપરથી ભાઈ છોટાલાલની શબ્દશુદ્ધિ વિષેની તર્ફની ખંત જણાઈ આવેછે, અને એજ વાત આ પ્રસંગે આપણને જાણવા યોગ્ય છે. શબ્દોની ખોળમાં તે વખતથીજ એમનું મન રોકાએલું હતું એમ સાફ જણાય છે, અને એ વેળાથીજ એ ભાઇએ આ કોષની સામગ્રી ભેગી કરવા માંડી હશે એમ સંભવે છે. છેલ્લા પાંચ સાત વર્ષ તો એ ગ્રંથ તયાર કરી સુધારવામાં ગુજારેલાં જણાય છે. ગ્રંથપુનરાવર્તન વેળા સરકારી બુક કમિટી તર્ફથી કાંઇક સૂચનાઓ પણ મળી હતી. એ રીતે આ કોષને પરિપૂર્ણ કરવામાં કર્તાએ હોંશ, ઉદ્યોગ કે ખંતની કાંઈ કસર રાખી નથી, અને તેથી એ સઘળી મહેનતનું ફળ જેવુંછે તેવું ગૂજરાતી વિદ્વાનોએ આદર અને સત્કારની સાથે સ્વીકારવું જોઇએ.

આ કોષમાં પહેલી હારમાં સંસ્કૃત શબ્દો વર્ણાનુક્રમે આપ્યા છે અને તેની સામા તે શબ્દ ઉપરથીજ ઉત્પન્ન થએલા ગૂજરાતી શબ્દો લખ્યાછે. એ સંસ્કૃત શબ્દની કોઈ ઠેકાણે વ્યુત્પત્તિ સમજાવી છે અને કોઈ ઠેકાણે નથી સમજાવી. એમાં કાંઈ પણ ધોરણ રાખ્યું હોય એમ જણાતું નથી. એ સંસ્કૃત શબ્દોના અર્થ કોઈક ઠેકાણે આપેલા છે અને ઘણે ઠેકાણે નથી આપ્યા. પ્રાકૃત ને સંસ્કૃતમાં એકજ અર્થ હોય ત્યાં તો એ આપવાની જરૂર પણ નહોતી, પરંતુ જ્યાં અર્થ જૂદા થાયછે ત્યાં તો ખામુખા આપવાજ જોઇતા હતા કે વ્યુત્પત્તિકારની કલ્પના કેટલે દરજ્જે સંભવિત છે તેનો તોલ કરવાનું વિવેકી વાંચનારને બની આવે. તેમજ જે શબ્દો સંસ્કૃત વ્યાકરણ નિયમે બનાવી શકાય ખરા પણ તે ભાષામાં વપરાએલા જણાતા નથી તેવા નવા શબ્દો તો સ્વકલ્પિત છે એમ ખુલ્લું જણાવવુંજ જોઇતું હતું કે વાંચનાર ઠગાય નહિ. કોઈ સંસ્કૃત કોષમાં પણ નહિ આપેલાં શબ્દને સંસ્કૃત છે એમ કહેવા અગાઉ કયા ઘરખૂણીયા ગ્રંથમાં તે દીઠામાં આવ્યોછે એ સૂચવવું જરૂર છે. આવે પ્રસંગે શાસ્ત્રીય પદ્ધતિ શીછે તે બેનફાઇનો સંસ્કૃત કોષ જોવાથી સહજ માલમ પડત.

સંસ્કૃત ઉપરથી ઉત્પન્ન થએલા શબ્દો ઉપર કહ્યું તે પ્રમાણે સામા આપ્યાછે. એમાં વર્ણાનુક્રમ રાખ્યોછે તે ન રાખતાં શબ્દની કુંટુંબવાર વર્ગણી કરી હોત તો વધારે ઠીક. એમાં મૂળ શબ્દને મળતું રૂપ પહેલું લખવું હતું, ત્યારપછી તેને મળતું એ પ્રમાણે, અને પછી એ દરેક રૂપના પેટામાં તે દરેકનો પરિવાર સૂચવવો હતો. વ્યુત્પત્તિ લખવાનો આ રસ્તો શાસ્ત્રીય અને ઉપયોગી કહેવાય—વર્ણાનુક્રમ નહિ. એમ કરવાથી એક શબ્દનાં વાસ્તવિક રૂપાંતર ખરાક્રમે જાણવામાં આવે, અને વ્યુત્પત્તિ શાસ્ત્રમાં પ્રવેશ થાય. અમારૂં કહેવું એક બે ઉદાહરણ લઇને જોવાથી વધારે સ્પષ્ટ સમજાશે. करंड ઉપરથી આ કોષમાં કંડીયો, કરંડીયો અને કંડીલ એ અનુક્રમે ત્રણ શબ્દ આપ્યાછે. હવે જો કરંડીયો પહેલો અને કંડીઓ બીજો લખ્યો હોત, તો કંડીઓ એ વધારે આધુનિક અને વધારે અપભ્રંશ રૂપછે એ વાંચનારના લક્ષમાં સહજ ઊતરત, વર્ણાનુક્રમ રાખવાથી એ શબ્દના ઇતિહાસ સંબંધી ખોટો વિચાર વાંચનારના મનમાં ઉત્પન્ન થાયછે. તેમજ मृत्तिका'ની સામા મટોડી, મરડીયા, માટી, મૈડ, મટકું, માટલી એ રીતે લખ્યું છે. અમારા વિચાર પ્રમાણે પ્રથમ मिट्टी રૂપ જે જૂની ગૂજરાતીમાં વપરાતું અને હાલ

હિંદી આદિ બીજી પ્રાકૃતો ભાષાઓમાં ચાલેછે તે સૌથી પ્રથમ લખવું હતું, અને ત્યારપછી મટ્ટી, માટી, માટલું, માટોડી વગેરે શબ્દો લખવા હતા. ગટોડી જે માટોડી ઉપરથી નીપજેલું ઘણુંજ આધુનિક રૂપછે તે સૌથી આદિસ્થાને ચડીને બેઠેલું જોઈ અમને ઘણું વિપરીત લાગેછે. મટકાને મિટ્ટી નાજ પરિવારમાં મૂકાય. મરડીયા. મૈડીયા, મૈડ વગેરેની જૂદીજ કુલશાખા પાડવી હતી.

આ ઠેકાણે એ પણ સંભારવું જોઇએ કે સંસ્કૃત શબ્દની જોડે પ્રાકૃત ભાષાનાં રૂપ પણ બને ત્યાં લખ્યાં હોત તો વધારે સારૂં. એ મૂળ શબ્દને મળતાં રૂપ તો હાલ જે જે પ્રાકૃત ભાષાઓમાં ચાલેછે તે બધાંએ લખ્યાં હોત તો ગ્રંથ વિદ્વાનોને વધારે ઉપયોગી થાત. કદાપિ કોઈ એમ પૂર્વ પક્ષ કરે કે એમ કરવાથી ગ્રંથ અતિશાસ્ત્રીય થઈ સામાન્ય લોકોને અરૂચિકર થઈ પડત. પણ આવા ગ્રંથો વિદ્વાનોનેજ ઉપયોગી છે. આવા ગ્રંથ શાળોપયોગી કે જનોપયોગી તો થઇ શકતાજ નથી, અને તેથી શાસ્ત્રીય પદ્ધતિ જેટલી ઓછી તેટલી ખામીજ ગણાય.

બીજું, ઉત્સર્ગ નિયમો અવશ્યે આપવાજ જોઇતા હતા. તે વડે આખા કોષમાં જે શબ્દો આવ્યાછે તેની પ્રક્રિયાઓ સકારણ દેખાત અને હાલ વાંચનારને અંધારી નેળમાં ચાલવું પડેછે તેને બદલે ડગલે ડગલે અજવાળું પડત, રસ લાગત, અને શાસ્ત્રબુદ્ધિ કેળવાત.

કોષને અંતે એક મોટું સૂચીપત્ર આપ્યું છે, તે બહુ સારૂ કર્યુંછે. કોષમાં આવી ગએલા સઘળા ગૂજરાતી શબ્દોની એ અક્ષરવારી ટીપછે, અને તેની જોડે આંકડા લખ્યાછે તે વડે અમુક ગૂજરાતી શબ્દ કયા શબ્દ ઉપરથી નીકળ્યો છે તે ટપ નીકળી શકેછે. પ્રસ્તાવના ઉપરથી જણાય છે કે પ્રથમ એ કોષ ગૂજરાતી શબ્દને અનુક્રમે લખ્યો હતો, પણ બુક કમિટીની ભલામણ ઉપરથી હાલના આકારમાં મૂકવામાં આવ્યો છે. આ અગત્યનો સુધારો કર્યો એ ઠીક કર્યું છે. એથી ગ્રંથને શાસ્ત્રીય રૂપ મળ્યું છે, જગાની કિફાયત થઈછે. અને સૂચીપત્રની મદદવડે ગૂજરાતી શબ્દનું મૂળ રૂપ શોધનારને પણ કાંઈ અઘરૂં પડે એમ રહ્યું નથી.

એ ગ્રંથની સંકળનાનો તો વિચાર થઈ રહ્યો. હવે એની રચનાનો કરીએ. એક ટીકાકારે તો બેધડક એમજ અભિપ્રાય આપ્યોછે કે કોઈ શાસ્ત્રીને બતાવ્યા વિના એ ભાઇએ આ કોષ પ્રગટજ કરવો નહતો. શાસ્ત્રીઓ આવા

પ્રાકૃત ભાષાના વિષયમાં બહુજ ઉપયોગી થઈ પડત એમ તો અમે માનતા નથી, પણ તેના સંસ્કૃત જ્ઞાનનો લાભ લઈ પોતે પોતાનો વિવેક વાપર્યો હોત તો આ કોષમાં જે હાલ દોષ દેખાય છે તે ઘણાખરા દૂર થાત એમ અમને પણ લાગેછે ખરૂં. ફક્ત સંસ્કૃત કોષની મદદે આવા ગ્રંથ રચી શકાતા નથી. ફક્ત મળતાં રૂપ જોઇને વ્યુત્પત્તિ સિદ્ધ થતી નથી. મૂળ ભાષામાં તે શબ્દ એવાજ અર્થમાં વપરાતો હતો કે નહિ એ પ્રથમ નિશ્ચય કરવું એ અવશ્યનું છે, અને જો કાંઈ શહેજ જૂદા અર્થમાં વપરાતો હતો તો હાલનો લાક્ષણિક અર્થ ક્યારે વળગ્યો તે મૂળ ભાષાની, વચગાળાની ભાષાઓની, અને હાલની ભાષાની રૂઢિમાં શોધીને મુકરર કરવું જોઇએ. મૂળ અર્થમાંથી આવો લાક્ષણિક અર્થ થઈ ગયો હશે એમ ફક્ત કહેવું એ બસ નથી. એથી તો કપોલકલ્પિતજ વ્યુત્પત્તિ થાય અને તે હાંસિપાત્રજ ગણાય. જેમકે સંસ્કૃતમાં અક્રોટ એટલે સોપારી છે તે ઉપરથી સ્ત્રીઓના કાનની અકોટીનું નામ પડયું, કેમકે તેનો આકાર સોપારીને મળતો છે. એવું જે આ ગ્રંથમાં કહ્યુંછે તે બસ નથી. સંસ્કૃતમાં સોપારી શબ્દને એવો અર્થ પાછળથી લાગવા માંડ્યો હતો કે નહિ એ પ્રથમ નિશ્ચય કરવું જોઇએ અને તે વાત સંસ્કૃત ભાષાના કાવ્યાદિ ગ્રંથો વાંચનારનેજ માલમ પડે. આવે પ્રસંગે કોષકારમાં જો એટલું સંસ્કૃતજ્ઞાન ન હોય તો શાસ્ત્રીની મદદ લેવી જોઇએ. જો તે એમ નહિ કરે, અને વિલસન વગેરેના સંસ્કૃત કોષ ઉથલાવીને મળતા રૂપ જોઈ જોઈ અને પોતાની કલ્પનાના ઘોડા દોડાવીજ ગૂજરાતી શબ્દોના મૂળ શોધવાજ મંડી જાય, તો તેની વ્યુત્પત્તિઓ કપોલકલ્પિત અને ભાષા શાસ્ત્રીઓને અન્યજ થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. તેમ તેને શબ્દોનાં મૂળ શોધવાં અઘરાં પણ પડે નહિ, કેમકે જ્યા સુધી એની કલ્પનાશક્તિ પરમેશ્વર સલામત રાખે ત્યાં લગી એને વ્યુત્પત્તિ શોધમાં અટકાવનાર કોણછે? અમને ખાત્રી છે કે જો "ગુજરાતના કવીશ્વર"ને ગુજરાતી કોષ રચતી વેળા તેનાં મૂળ શોધી કાઢવાનું કામ સોંપ્યું હોય, તો તે પોતાની મશહુર કલ્પના વડે કોઈ પણ શબ્દની વ્યુત્પત્તિ શોધી આપ્યા વિના રહેત નહિ. પણ એ ચાલ 'કવીશ્વર' નેજ બોજે—ગંભીર કોષકારને તો હાંસિનું પાત્રજ કરી નાંખે.

ભાઈ છોટાલાલે કલ્પનાજ ચલાવીછે એમ કહેવાનો અમારો હેતુ નથી, તોપણ કલ્પના તર્ફ વલણ છે ખરૂં. એ વલણ કેવું ખોટું અને વ્યુત્પત્તિ શોધવાની ભાષા શાસ્ત્રઓમાં શા રીતછે તે દર્શાવવાને માટે ઉપલો વિસ્તાર

કરવો પડ્યોછે. અમે આ ગ્રંથની પહોંચ આપતાજ કહ્યુંછે કે એમાં કોઈ કોઈ ઠેકાણે કલ્પના અને કોઈ કોઈ ઠેકાણે ખોટીજ વ્યુત્પત્તિ જોવામાં આવે છે. अज ઉપરથી ઓઝો (કુંભાર), अक्षर ઉપરથી આખરવું, इष्टि ઉપરથી આડી, कोकिल ઉપરથી કોયલો, खातवत्स (નવો બનાવેલો શબ્દ) ઉપરથી ખાબોચીઉં, खिल ઉપરથી ખાલી (ફારસીમાં ચોખો ખાલી શબ્દ છે એમ જાણ્યા છતાં), गूट ઉપરથી ઘોડીયું, स्तोकक ઉપરથી છોકરો, धंध ઉપરથી ધંધો, धेनु ઉપરથી ઘેણ, चित्रित ઉપરથી ચિઠ્ઠી, ताम्रकूट ઉપરથી તંબાકુ, दाढा ઉપરથી દાઢ, न्यून ઉપરથી નાનું, अफेन ઉપરથી અફીણ, रहस्थान ઉપરથી રહેઠાણ, लड्डु ઉપરથી લૂંડો, વગેરે આ કોષનાં પાનાં ફેરવતાં અનેક વ્યુત્પત્તિ મળી આવેછે કે જેમાંની કેટલીક છેક ખોટી, કેટલીક સંદેહભૂત અને કેટલી છેક હસવું આવે એવી કલ્પનાનિજ છે. खातवत्स એવોજ નવો શબ્દ કલ્પવાનો વ્યુત્પત્તિકારને હક નથી. તે છતાંએ એ ઉપરથી ખાબોચીઉં રૂપ શી રીતે નીકળી શકે ? स्तोकक શબ્દ છોકરાના અર્થમાં કોણે સંસ્કૃત ગ્રંથમાં વાપર્યો છે? ધેનુનો અર્થ દૂઝણી ગાય સિવાય બીજો સંસ્કૃતમાં થતો હોય, તો કયે ઠેકાણે એ બતાવ્યા વિના એ ઉપરથી ઘેણ શબ્દ નિકળ્યો એમ ઠોકી શકાય નહિ. ઘેણ શબ્દ તો વળી ધન્ય ઉપરથી પણ કાઢયોછે. એ ઉપરથી સાફ જણાયછે કે આ વ્યુત્પત્તિકારનું અટકળ સિવાય બીજું કાંઈ ધોરણ નથી. તંબાકુ અમેરિકાથી યુરોપમાં આવ્યો, તેથી યૂરોપની સઘળી બોલીમાં એને મળતાજ શબ્દો વપરાયછે, હિંદુસ્તાનમાં યૂરોપ થઈનેજ આવ્યો અને તેનો ઉપયોગ પ્રથમ અટકાવવાને માટે ઇંગ્લાંડના જેમ્સ રાજાની પેઠે જહાંગીર બાદશાહે ફરમાન કાઢયા, વગેરે ઇતિહાસ જગત્પ્રસિદ્ધ છતાં, એની વ્યુત્પત્તિ ताम्रकूट ઉપરથી શા માટે ભાઈ છોટાલાલે સ્વીકારી તે અમે સમજીજ શકતા નથી. જે ઠેકાણે શાસ્ત્રીઓનો અભિપ્રાય કાંઈ કામનોજ નથી તે ઠેકાણે એ ભાઇએ માથે ચડાવ્યો જણાય છે. ત્યારે શાસ્ત્રીઓની પેઠેજ અફીણની વ્યુત્પત્તિ अहिफेन ઉપરથીજ શા માટે ન કરી? તે કપોલ કલ્પિત તો છેજ, પણ अफेन જેવો તો સંસ્કૃત ભાષામાં એ અર્થનો શબ્દજ નથી. दाढा ઉપરથી દાઢી નીકળે ખરી, પણ दाढा શબ્દ સંસ્કૃતમાં ક્યાં વપરાએલો છે? પ્રાકૃત વ્યાકરણકારો તો એનું મૂળ दंष्ट्रा કહેછે અને તેમાં કાંઈ વાંધો જણાતો નથી. लड्डु ઉપરથી લાડુ તો થયોછે, પણ લૂંડો શી રીતે થાય? કયો ઉત્સર્ગ લાગ્યો? કયો યુરોપના ભા-

પાશાસ્ત્રનો નિયમ લાગ્યો? ઘણે ઠેકાણે ઉત્સર્ગ તર્ફ તો અનાદરજ જણાય છે, અને તે આવા મોટા ગ્રંથમાં અવસ્યના છતાં નથી આપ્યા તેનું કારણ પણ એ અનાદરજ હોય એમ અમને વખતે સંભવેછે, એ ઉત્સર્ગો ઘણી વખત કલ્પનાના ઘોડાને બેડી જેવા થઈ પડેછે ખરા, પણ સાચા વ્યુત્પત્તિ શોધક તો તેની સહાયતા વિના એક ડગલું પણ ભરતા નથી, કેમકે તેઓ જાણેછે કે નહિ તો એ ઉન્મત્ત ઘોડો નિશ્ચય કોઈ ખાડીમાં જઇનેજ ફેંકયા વિના રહે એવો નથી. એ નિયમો ઉપરાંત પણ બીજા ઘણી જાતના બંધનો અને વિચારો ભાષાશાસ્ત્રીઓ પોતાની સલામતીને માટે રાખેછે, પણ આ તો અવસ્યના છે.

અર્થાત્:—એમાં ભૂલો, કલ્પના, અને ખોટી પદ્ધતિ તો છેજ, પણ તે કેટલે દરજ્જે છે તે વિચારવું જોઇએ, અને તે વિચાર ઉપરજ આ ગ્રંથની ખરેખરી તુલના આધાર રાખેછે. આ ગ્રંથકારે જે કામ આરંભ્યું હતું તે એવું તો મોટું હતું કે તેમાં પ્રયત્ન કરવો એજ સ્તુતિ પાત્ર છે, અને તે એવું વિકટ હતું કે તેમાં ભૂલોનો સંભવ ઘણોજ હતો. એવા વિષયમાં મોટા મોટા વિદ્વાનો પણ ભૂલ કર્યાં વિના રહેતા નથી. તેમાં ભાષા શાસ્ત્રીઓની કૃતિ તો યૂરોપમાં પણ થોડી ઘણી કલ્પનાજનિત હોયા વિના રહેતી નથી. અને થોડા વર્ષ ઉપર તો હાસ્યાસ્પદજ ગણાતી. માટે આ કોષમાં કેટલી ભૂલો છે તેનો અવશ્યે વિચાર કરવો જોઇએ. સરાસરી દરેક પાનામાં એક બે સંદિગ્ધસ્થળો અમારી નજરે પડેછે, અને વધારે બારીકીથી તપાસવા બેસીએ, તો વધારે પણ નીકળે ખરી. તોપણ હાલ આપણા લોકમાં દેશી ભાષાનું શાસ્ત્રીય જ્ઞાન કેટલું છે, તે મેળવવાનાં સાધનો કેટલાં થોડાંછે, અને તે જ્ઞાનની પાછળ હોંસ ઉત્પન્ન કરે એવી સ્થિતિજ નથી, વગેરે બાબતોનો જ્યારે વિચાર કરીએ છઇએ, ત્યારે અમને એમ લાગેછે આવા ગ્રંથમાં આટલી ભૂલો કાંઈ ઘણી નથી, અને દશ વીશ વર્ષ સુધી વગર ઉત્તેજને અને વગર પ્રાપ્તિની આશાએ સ્વભાષાની સેવામાં એકાગ્ર બુદ્ધિ રાખી ભાઈ છોટાલાલે જે પરિશ્રમ કર્યો તેની ઘટતી કદર સઘળા વિચારવંત દેશીઓએ બક્ષીજ જોઇએ. એમાંનો ઘણો ભાગ ઠીકછે. માંહે છાલાં છે એમ જાણી બધી ડાંગર ફેંકી દેવી ન જોઇએ. એમાં ઘણી તો શુદ્ધ વ્યુત્પત્તિનોંજ સંગ્રહ કર્યો છે. અશુદ્ધજ કહી શકાય એવા શબ્દ તો થોડા છે. કલ્પનાજનિત વ્યુત્પત્તિનો ભાગ કાંઈ વધારે છે, પણ તેને તે રીતે ગણી તેનો જે યથાર્થ

ઉપયોગ કરી જાણેછે તેને એ તર્કની કાંઈ આઝી હરકત નથી. શિખાઉને એવો ગ્રંથ ભમાવનાર થઈ પડે ખરો, પણ તેવાને માટે તો અમે ઉપર કહ્યું છે તે પ્રમાણે આ ગ્રંથજ નથી. આપણા દેશમાં જે જે લોક વિદ્વાન છે તે સઘળાને અમારી ભલામણ છે કે આ ગ્રંથ તેઓએ પોતાની પાસે રાખવો અને ભાઈ છોટાલાલે જે સંગ્રહ કર્યોછે તેનો વિવેકથી ઉપયોગ કરવો. ભાષાની શોધમાં આ કોષ તેમની કેટલીક મહેનત ઉગારશે, કેટલેક ઠેકાણે નવો માર્ગ માલમ પડશે, અને સઘળે ઠેકાણે શોધ કરવાની અભિરૂચિ તો વધાર્યા વિના નહિજ રહે.

આ કોષ પોતાના સ્વર્ગવાસી મિત્ર આપારાવ ભોળાનાથને અર્પણ કર્યો છે અને તેની સાથે તે ભાઇનું દશેક પાનામાં જન્મચરિત્ર પણ આપ્યું છે. "સ્વતંત્રવાળો" અમારો તરૂણ મિત્ર ખોડ કાહાડે છે કે આ ગ્રંથની સાથે એ જન્મચરિત્ર આપવું જોઇતું હતું. કોષ જેવા ગ્રંથની સાથે જન્મ ચરિત્ર છપાવવું એ કાંઇક અશાસ્ત્રિય તો ખરૂં, પણ જ્યાં ગ્રંથકારને પુસ્તકો છપાવવાની બહુ બહુ મુસ્કેલીઓ છે ત્યાં ૨૦૦ પાનાના પુસ્તકની જોડે એક જુદાએદા વિષયનાં દશ પંદર પાનાં છપાવી દે, તો તે સમે આવો સાંકેતિક દોશ કાઢવો એ અમને ઠીક લાગતું નથી, અને વળી અર્પણપત્રિકાને સંબંધે આ જીવનચરિત્રનો પણ કોષ સાથે એક જાતનો સંબંધ ઉત્પન્ન થાયછે. જો અર્પણપત્રિકામાંજ એ ચરિત્ર દાખલ કર્યું હોત તો તે લાંબીછે એમ કદાપિ કહેવાત, પણ અવ્યવસ્થાનો દોશ કાઢી શકાત નહિ. ત્યારે તે ચરિત્ર છૂટું આપ્યું એટલા માટે કાંઈ દોશ કાઢવાની જરૂર જણાતી નથી, અને આ દોષ કોઈ કાઢે છે એ વાત અમે સંભારત નહિ, પણ અમને એ જિવન ચરિત્રમાંજ એક બે દોષ બીજી જાતના અને બહુ અગત્યના માલમ પડે છે તેથી એમ કરવાનું ઉચિત ધાર્યું છે. પ્રથમ તો આવા જન્મ ચરિત્ર માં સંક્ષેપથી રસભરી હકીકતોજ આપવી જોઇએ. જરાપણ ટાહેલું કરવું એ મોટો દોષ ગણાય, કેમકે એ ચરિત્ર ગ્રંથના વિષયથી પરાઈ વસ્તુ છે. બીજું ચરિત્ર પુરૂષના વિવેચક થવાનો તો એવે પ્રસંગેહકજ નથી અને તેથી એ મરનાર ભાઇએ શ્રીમંત વર્ગના છતાં સરકારી નોકરીની લલુતા રાખી અને સ્વતંત્ર ધંધો કરવાનું મનન કર્યું વગેરે ખરી પણ સમયાનુચિત વાતોનું તજવીજથી ડહાપણ કર્યું છે એ અમને ઘણુંજ ખોટું અને અરસિક લાગે છે. એ ડહાપણ વાપરવાનો ખરો સમય આપારાવની હયાતીમાં હતો. છોટાલાલ તે વેળા

મિત્રતો હતાજ ત્યારે એ પ્રમાણે શામાટે સલાહ આપીનહિ. આ વખતે તેનાજ જિવનચરિત્રમાં એ ડહાપણ ક્યાંથી સાંભરી આવ્યું? જો તે વેળા પોતામાં એવી રીતની સમજ નહોતી આવી એમ હોય, તો આપારાવમાં પણ નહોય એમાં કાંઈ નોંધવા લાયક વાત અમને જણાતી નથી. અમે ઉપરજ કહ્યું છે સ્વતંત્ર ચરિત્રનિરૂપકનાં સઘળા હક આ કોષકારને નથી. કોષ સાથે પોતાના મિત્રનું ચરિત્ર પ્રેમભાવને નિમિત્તેજ આપી શકાય. પણ જ્યાં પ્રેમ ભાવ વીસરી પંડિત થવા માગે ત્યાં વાંચનારને હક છે કે તેને અટકાવે અને કહે કે જો તમારે એટલી બધી પંડિતાઈ કરવી હોય તો નિરાળું ચરિત્ર છપાવો અને કોષના ભોગીને નકામા ઠગાઇથી કનડો નહિ. આથી પણ એ ચરિત્રમાં બીજે ઠેકાણે વધારે અરસિકતા બતાવી છે. આપારાવના લગ્ન પ્રસંગનો લાભ લેઈ નાતવરા વગેરેનો ખૂબ પક્ષ ખેંચ્યો છે, અને તે વિરૂદ્ધ બોલનારા સુધારાવાળાને ઘણી ડાહી ડાહી શીખામણો દીધી છે. કદાપિ આ વાતને "મર લખે" એમ ગણી કાઢીએ તો કહાય, કેમકે જ્યાં પ્રેમ ભાવ એજ ચરિત્ર લખવાનુ માન્ય કારણ છે ત્યાં પાત્ર સંબંધી બનાવોનો પક્ષ કરે એમ આશાજ રાખવી જોઇએ. પણ દિલગીરીની સાથે કહેવું પડેછે કે આ બધા પંડિતનું કટાક્ષ એથી ઉલટુંજ જણાય છે આપારાવના પિતા રાવબાહાદુર ભોળાનાથ સારાભાઈ અમદાવાદી સુધારાના હાલ અગ્રેસર છે એ વાત કોઇને અજાણી નથી. હાલતેઓ નાતવરા, બાળલગ્ન, મૂર્તિ પૂજા વગેરેની સામા ખુલ્લા બાહાર પડેલા છે. છચોક પુનર્લગ્નને ઉત્તેજન આપેછે, અને ટુંકામાં જેને ભાઈ છોટાલાલ તિરસ્કારની સાથે "નવા મતવાદી" કહેછે તેઓના કદાપિ અગ્રેસર નહિ, તો પણ ખરા દિલથી સહાય આપનારાતો છેજ. આ બધીવાત જાણ્યા છતાં આપારાવના લગ્ન પ્રસંગે લખલૂટ કરેલો ખર્ચ સંભારવો. વખત બદલાઈ ગયો એમ કહી છૂપી રીતે પણ ચતુરથી અજાણ્યો નરહે એવો ઊંડો નિસાસો મૂકવો, અને પછી નવા મત વાદીઓને મારૂનો મગ અને હાડા રજપૂતોની કહેવતોપ્રમાણે નહિ વરતતાં વિચારવંત અને કેળવાએલા ગૃહસ્થોએ દેશ કાળ, આચાર *રૂઢિઓને લક્ષમાં લેઇને પોતાના ઉપાયો ચલાવવા" એવો મોટા ડોળથી બોધ કરવો એ કાંઈજ નહિ પણ ભોળાનાથભાઈ ઉપર કટાક્ષ અને તેમની પ્રાર્થના સમજમાં અપાતા બોધનો જવાબજ હોય એમ

---

* ડોશી શાસ્ત્ર પણ આ ટીપમાં ગણાવ્યું હોત તો ઠીક.

લાગેછે. એ સમાજના બોધ સંબંધી અમે કાંઈ પણ અભિપ્રાય આપી શકતા નથી, અને આ લખનાર ખાનગી રીતે પણ હાલ તેથી અલગછે, તોપણ એ સમાજ શુદ્ધ બુદ્ધિથી જે માનેછે તે પ્રવર્તાવવાને ખુલ્લી રીતે પ્રયાસ કરે છે એ વાત સ્તુતિ પ્રાત્રછે. માનવું કાંઈ અને કહેવું કાંઈ એ ધર્મ તથા નીતિ બંનેથી વિરૂદ્ધછે. "ધીરે ધીરે સુધારાનો સાર" એ બોધ ધોળ ગાનારી બાઇડીઓનેજ અનુસરતોછે એમ અમે માનીએ છઇએ. અમે તો "सत्यंजयति" એ મહાવાકયનેજ ખરી નીતિ ગણીએ છઇએ, અને કદાપિ અર્થ બુદ્ધિવાળાઓને તે નહિ પરવડતું હોય તોપણ અમારૂં અંતઃકરણ તો તેજ માન્ય કરી શકે છે, તે છતાં દલપતરામ અને તેના શિષ્યોને "ધીરે ધીરે સુધારાનો સાર" એમ બોધ કરવાનો સંપૂર્ણ હકછે, અને ભાઈ છોટાલાલે તેમ કર્યું માટે અમે તેનો કાંઈ પણ વાંક કાઢતા નથી. પણ અમારૂં કહેવું એટલુંજ છે કે પ્રેમને વિષે લખવા માંડેલા ચરિત્રમાં આ કટાક્ષ રસિક કે કુલીનને મોંઢે શોભે એવું નથી, અને તેમ કરવાથી આ ગ્રંથમાં એ ચરિત્ર દાખલ કરવાનો હક જતો રહેછે. પ્રેમભાવ જ્યાં હોયછે ત્યાં પ્રિયના સઘળા સંબંધી ઉપર પણ સહજ પ્રેમ થાયછે. પ્રિયના પૂજ્ય તે પોતાના પૂજ્ય થઇ પડેછે, અને વળી તે પ્રિયના મરણ પછી તો તેમ વિશેષે કરીનેજ થાયછે. પ્રિયના તીર્થરૂપ તર્ફ કદી કટાક્ષબુદ્ધિ થાયજ નહિ, અને મર્મ વચન તો બોલાયજ કેમ? જો સ્વતંત્રજ ચરિત્ર છપાવ્યું હોત, તો આ બંધન નડત નહિ, અને ત્યાર પછી એ સમાજ કે ગમે તો બધા સુધારાવાળાની મર્જીમાં આવે તેટલી ધુળ ઝાટકી હોત તો તે કરવાને એ ભાઈ સંપૂર્ણ મુખ્તીઆર હતા. પણ આ ઠેકાણે તો એમ કર્યું તે જરા ઠીક કર્યું નહિ એમ અમારે કહેવું પડેછે. અમે આશા રાખીએછઇએ કે આ કટાક્ષ જાણી જોઇને નહિ, પણ "નવા મતવાદી" ઉપરનો જુસ્સો ઉભરાઈ જવાથીજ લખાઈ ગયું હશે, અને તેથી આ કોષની બીજી આવૃતિ છપાવવાનો સમય આવે તો એ ચરિત્રમાંનું સઘળું પાંડિત્ય દૂર કરવાને એ ભાઈ ચુકશે નહિ. પ્રિયમિત્રનું અગીઆર પાનાનું ચરિત્ર લખવા બેસવું તેમાં ચારેક પાના તો સુધારા સંબંધી પોતાના વિચારોની સફાઇમાંજ રોકવાં એ બહુ અજુગતું દેખાયછે; અને કાંઈ કાર્યસિદ્ધિ થતી નથી, કેમકે એમ ઓઠે રહી કાંકરા મારવાથી એ "મતવાદીઓનો" કોટ તૂટી પડવાનો નથી. જો મર્જી હોય તો "ધીરે ધીરે સુધારાનો સાર" એ મહાસૂત્ર ઉપર ભાષ્ય લખી પ્રગટ કરવું, અને

તેમાં ચાહે તેટલી "દેશ, કાળ, આચાર, રૂઢિ" વગેરેને લક્ષમાં રાખીજ વર્તવાની ભલામણ કરવી.



# सुधारानुं इतिहासरुप विवेचन.

( An Historical Review of Reform ).

## (૧) શું સુધારો પડી ભાગ્યો ?

કવિ તો હાલ ગાજી વગાડી ચોખું કહેછે કે, હા હા, સુધારો પડી ભાગ્યો. કોણ? કવિ, કવિ નર્મદાશંકર લાલશંકર, નર્મ કવિતાના કર્તા, સુધારાના સાથી-રે મૂળ સ્તંભ, જેનું "યા હોમ કરીને પડો" એજ સુધારાના દળને આજ્ઞા વચન હતું, અને જેને લડાઇનો ઝુંડો લઇ આગળ ઘૂમવાના મહા મહા કોડ, અને જેણે સુધારાની ફતેહના વત્તાળો કાઢી આગળથીજ વધાઈ માગેલી, તે કવિ નર્મદ હાલ એવો જોપ જોયછે કે સુધારો પડી ભાગ્યો, પડી ભાગવો જોઇતોજ હતો, અને પડી ભાગ્યો તે બહુ સારૂં થયું! શો કાળનો અજબ ફેરફાર? એક દશકામાં કવિના વિચાર તદન બદલાઈ ગયાછે. તેમાં અશમાન ને જમીનનું અંતર પડી ગયુંછે. તે પશ્ચિમથી છેક પૂર્વ બિંદુએ આવી ચડ્યા છે—પૃથ્વીની દૈનિક ગતિને અનુસરી પ્રથમ જ્યાં કવિની હતી ના, ત્યાં થઈ છે હા; અને હા હતી ત્યાં ના ના ને ના. જેણે જાહેરમાં હિંદુઓને મદ્ય માંસની પણ તજવીજથી ભલામણ કરતાં આચકો ખાધેલો નહિ, તે હાલ કહેછે કે આચાર વિચાર સંભાળો, વર્ણાશ્રમ પાળો, વગેરે વગેરે. જેણે એક વાર ઉંચે સ્વરે "બહુ ધર્મ વ્હેમે, બહુ ધર્મ વ્હેમે આડા કોટ રચાયા" એમ ગાઇ તેને તોડી પાડવા બધાના હાથમાં ચાંચવા પાવડા આપેલા, તે હાલ ગંભીર સાદે પુરાણી ઢપથી હિંદુઓને પોતાના સ્વધર્મનું રક્ષણ કરવા ઉપરા ઉપરી હાક મારેછે, અને તે સ્વધર્મ પણ કયો? નહિ વેદનો, કે નહિ સ્મૃતિકાળનો, પણ હાલના સમયનોજ!

એટલું તો કદાપિ એ ઠીક, પણ કવિ તો એથી આગળ જાય છે. બહુ આગળ જાય છે. *સુધારાની ગંધજ અણગમતી થઈ પડીછે—તે કવિને અનાર્ય, મ્લેચ્છ લાગેછે. સુધારાના આજ સુધીના સઘળા ઉદ્દેશ, માર્ગ, ને

---

* સુધારો શબ્દ અત્રે સઘળે ઠેકાણે ચાલુ વ્યવહારી અર્થેજ, સમજવો, મૂળ વાચ્યાર્થમાં નહિ.

ઉદ્યોગો કવિને નિષ્ફળ, તુચ્છ, ને અનિષ્ટ દેખાય છે. નર્મદાશંકર, પોતાના જૂના સાથી જે સુધારાવાળા, તેનાપર ઠોક પાડી તેમને સારૂ કહેછે કે, ભાઇઓ આપણે ભૂલ્યા, ભૂલ્યા, ને સોવાર ભૂલ્યા; આપણી ભૂલથી દેશની બહુ ખરાબી થઈ ને થાયછે; માટે હજીએ ચેતો, સમજો, ને (મારી પેઠે) ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. ટુંકામાં સુધારાના 'બ્યૂગલ'નો રાગ કવિમુખે બ. દલાઈ ગયોછે. સૂર નીચા પડ્યા છે, ગત ધીમી ચાલેછે, ને "યા હોમ" વગેરે પહેલાના મસ્ત બોલને ઠેકાણે "ભાઈ, ભૂલ્યારે પાછા હઠો, હઠે દુખ ભાગે" એવું કાંઈ દૂરથી રણ મેદાનમાં કાને પડેછે.

હોય! કાળની ગતિ ન્યારી છે. ચાંચલ્ય એજ જગતનું લક્ષણ છે. જ્યાં કાંઇજ સ્થિર નહિ, ત્યાં માણસના વિચાર પણ કેમ સ્થિર હોય? બધાના વિચાર નિરંતર બદલાય છે. પછી કોઇના થોડા ને કોઇના ઘણા, ફર્યા એમ પોતે કોઈ જાણે અને કોઈ ન જાણે, કોઈ જાણે પણ કહે નહિ અને કોઈ કહી દે. છેક વ્યુત્ક્રમ ફેરફાર પણ વખતે કોઈ કોઇના વિચારમાં થાયછે. હિંદુના મુસલમાન, ને મુસલમાનના *હિંદુ પણ પરંપરાથી પ્રસંગે થતાજ આવ્યા છે. પાપીના મહા સાધુ, ને સાધુના મહાપાપી થવાનાં ઉદાહરણ પુરાણ ઈતિહાસમાં જોઇએ તેટલાં મળેછે. ભલા ભલાએ પોતાના મત, માર્ગ, ને પક્ષ ફેરવ્યા છે. બાંકા સેનાનીઓ સેન છોડી નાસી ગયા છે, ખરા રાજભક્તો વિમુખ થઈ વર્ત્યા છે, અને પરમ આજ્ઞાંકિત શિષ્યોએ સામા પંથ ઘડીમાં ઉઠાવ્યા છે. અર્થાત:—નર્મદાશંકરના વિચાર ફરે અને તે હાલ સુધારાવિરૂદ્ધ બોલે લખે એ કાંઈ મહા વિપરીત કે બહુ નવાઇ જેવુંજ હોય એમ નથી.

પણ નવાઈ જેવું એ છે ખરૂં કે આખો સુધારાસાથ નર્મદાશંકરનાં આવાં વેણ વીહીલે મોઢે સાંભળી રહ્યો છે. ગયા (ઇ. સ. ૧૮૮૧ ના) વરસથી કવિ નર્મદાશંકરે સુધારા વિરૂદ્ધ જાહેર, ખુલ્લું, સયુક્તિક, ખંતભેર બોલવા માંડયું છે, અને બીજી અકટોબરે આ પત્રમાં "સુધારો ને સુધારાવાળા" એ વિષય સમાપ્તિએ પહોંચાડી પોતે (પોતાને નવા પણ હિંદુઓના) જૂના વિચારની "જય વાર્તા" મહારંગત રંગે ચડી વિજયા દશમીને મુહૂર્તે સર્વેને નિવેદી છે.. એ આર્ટિકલોમાં કવિએ સુધારાવાળાઓને પોતાનું પરપક્ષગમન પ્રગટપણે દર્શાવી તથા પ્રબોધી તેમની તર્ફ ખુલ્લું લડાઇનું મોજું તિર-

* અલબત્ત વિચારમાંજ, કેમકે આચાર પડવા માટે તો હિંદુઓના વર્ણાશ્રમમાં પેસવું જોઇએ અને તેમ તેઓ કોઈ બીજાને કરવા દેતા નથી.

રકારથી ફૂંકેલું દેખાય છે. એ વાતને ત્રણ માસ થઈ ગયા તોપણ હજી સુધારાનો જોદ્ધો ગૂજરાતના આ છેડાથી પેલા છેડા સુધીમાંથી કોઈ એકે લલકારી ઉઠયો નથી, કોઇએ તેનું ખંડન કર્યું નથી, કોઇએ એનો ઉત્તર આપ્યો નથી, અને કોઇએ એનો+ નકાર માત્ર પણ હજી વિગતવાર કર્યો નથી. ખાનગી મંડળોમાં શી ચર્ચા ઉઠી તે બરાબર માલમ નથી, પણ સઘળાં +વર્તમાનપત્રો તથા ચોપાનીયાં તો એ વિષે અખંડ મુનિવ્રતજ ધારણ કરીને બેસી રહ્યાં છે. હાલ કવિએ જે કહ્યું તેનો એક લક્ષમાંશ પણ ૧૮૬૦–૬૫ માં કોઇએ કહ્યો હોત, તો તેની સામા રાસ્ત ગોફ્તાર, ડાંડિયો, ગૂજરાત મિત્ર, શાળાપત્ર, ટીકાકાર, ચંદ્રોદય વગેરે તે કાળના સુધારાના અનંતમુખે ( organs ) ચોતર્ફથી મોટો સિંહનાદ ઉઠાવી, તેને એવો કાચો ને કાચોજ કરડી ખાધો હોત, કે તેનું તે અભાગ્યું એકાદ વાક્ય કટાક્ષ રૂપે પણ જે પુસ્તકમાં હોત, તે આખું પુસ્તકજ ધિક્કારાઈ જાત, અને તે ઉપરજ એટલી કપાળકૂટ ચાલત કે તે બિચારો ફજેત ફજેત થઈ દુનિયામાં ફરીથી મોં પણ બતાવી શકત નહિ. પણ હાલ નર્મદાશંકર સુધારાવિરૂદ્ધ ચાહે તેમ બોલેછે, અને સઘળા તે સાંભળ્યું ન સાંભળ્યું કરી નાંખેછે. એ શું? શું, નર્મદાશંકર કહેછે તેમ સુધારો ખરેખર પડીજ ભાગ્યો છે? જૂના વિચારના કોઈ કોઈ આ રમુજ જોઈ એમજ માનવા તથા હરખથી કહેવા લાગ્યા છે.

તે છતાં એટલાજ ઉપરથી સુધારો પડી ભાગ્યો એવું અનુમાન બાંધવું એ વાજબી કહેવાય નહિ. સુધારો કવિનું સાંભળી રહ્યોછે, ખરો પણ તેનાં અનેક કારણો હોઈ શકે. પ્રથમ તો એ પ્રૌઢ લેખ બધાથી જોઇએ તેવો સમજાયોજ ન હોય, કેમકે હાલ કવિની વાણીમાં ગાંભિર્યની સાથે શબ્દસંસ્કૃતિ, વાક્યવૈપરિત્ય (Inversion of sentences) અગમ્યવાદ ( Mysticism ) ઇત્યાદિએ કેટલોક પ્રવેશ કરવા માંડ્યોછે. તોપણ હિંદુ વિદ્વાનોને એ સબબ લાગુ પડે નહિ અથવા લાગુ પડવો જોઇએ ન-

---

+ નકારાનો કાંઇક અવાજ અમદાવાદમાંથી નીકળ્યો હતો ખરો. રાવ સાહેબ મહીપતરામે હીમાભાઈ ઈન્સ્ટીટ્યુટમાં એ વિષે કાંઈક ભાષણ આપેલું જણાય છે, અને તેનો સાર હિતેચ્છુમાં છપાયો છે. હિતેચ્છુએ પોતે પણ પહેલાં કાંઇ એ વિષે લખ્યું હતું.

હિ. તેમને તો કવિનો વાદ કાંતો પૂરો કે કાંઈ અંશે મંજુર પડ્યો હોય, કે કાંતો તેઓ એવી શંકાગ્રસ્ત સ્થિતિમાં પોતેજ હોય કે એક નિર્ણયપર આવી શકાય નહિ, કે કાંતો કવિ જેવાની સામે મેદાન પડતા આચકોખાતા હોય, કે કાંતો સુધારાના વિષયમાં આજકાલ નિસ્પૃહી થઈ રહ્યા હોય, કે કાંતો એમજ મનવાળ્યું હોય કે પરપક્ષગામી તો સ્વપક્ષદ્રોહી હોયજ અને તેને જવાબ આપવામાં કાંઈ સાર નથી; કે કાંતો પોતે સુધારાને સ્વસિદ્ધ દેખી પિષ્ટપેષ્ટન ન્યાયે ધ્યાનાનંદમાંજ નિમગ્ન રહ્યા હોય, કે કાંતો પછી તેમને પણ કવિની વાણીનું રહસ્ય પૂરેપૂરૂં સમજાયું હોય નહિ.

ઉપર કારણો કલ્પ્યાં તે બધાંમાં ઘણું કરીને કાંઈ કાંઈ સત્યછે અને તે બધાના એકત્ર બળથી સુધારો આ પ્રસંગે ચુપ રહ્યોછે એમ સંભવેછે. પણ એ સારૂં નથી. સુધારાના લાભમાં, કે સત્યના લાભમાં, કે દેશોન્નતિના લાભમાં પ્રથમ તો કવિ જેવા પ્રસિદ્ધ લખનારના આવા વિલક્ષણ વાદથી આપણામાં કાંઈ ચર્ચા ન ઉઠે એ આપણા વિદ્યાનંદને કે વિદ્યાબળને શોભા આપતું નથી. નર્મદાશંકર એક વિચક્ષણ વિદ્વાન, વિદ્યાનંદી અને નિરંતર દેશભક્તિનો વિચાર કરનારછે કે જેની તો આપણામાં ખેદદાયક મોટી ખોટછે. એવાનું લખાણ સર્વદા મનન કે ચર્ચાને યોગ્ય હોવુંજ જોઇએ. જો કવિનો વર્તમાનવાદ ખોટોછે, તો તેની સામા સબલ પ્રતિવાદની જરૂરછે. કવિ હવે કાંઈ ખુણામાં બોલતા નથી, પણ જાહેર, સભાઓમાં, વર્તમાનપત્રોમાં, અને ચોપાનીયામાં એમણે પગથીએ પગથીએ નિયમિત ખંતથી બોલવા માંડયુંછે. બોલવું પણ સામાન્ય નથી. તેમાં વાદ, વિવાદ, રદીયા, પુરાવા, તકરાર, ને તજવીજ પુષ્કળ આવેછે. પોતાના મતમાં પ્રજામતને કેળવવા એક અનુભવી, ખંતી, ને વિદ્વાન અગ્રણી જે જે કરી શકે તે તે સઘળું કવિએ હાલ સુધારા વિરૂદ્ધ કરવા માંડયુંછે, જુના વિચારમાં ગયા તે ઉપરથી જો કોઈ કવિની બુદ્ધિ કે શક્તિ ક્ષિણતાએ પહોંચીછે એમ ધારતા હશે, તો તે મોટી ભૂલ કરેછે. અમને તો ઉલટું પૂર્વના ચાપલ્યની સાથે કાંઇક ગાંભિર્ય ( Depth ) તથા વૈશાલ્ય ( Breadth ) વધેલું દેખાયછે. શૈલી પણ જુદી તથાપિ પહેલાના જેવીજ અસરકારક વાપરવા માંડીછે. બીજું કાંઈ નહિ તોપણ કવિની પોતાના નવા મતમાં આત્મપ્રતીતિ તો અક્ષરે અક્ષર જણાઈ આવેછે, અને તન્મય નિશ્ચયાત્મક ભાષણ એજ ઘણાના મન ખેંચી લેવાને બસછે. માટે જો કવિનો વાદ ખોટોછે, તો સુ-

ધારાએ જાગૃત થઈ તેનું સવેળા ખંડન કરવું, કારણ કે નહિ તો પ્રજામત તેનીજ વિરૂદ્ધ બંધાઈ જવાની દહેશત રહેછે. જો કવિ ખરૂં કહેછે, તોપણ તેને ચર્ચવાની જરૂરછે કે સત્યાસત્ય વધારે સ્પષ્ટ થાય અને દેશોન્નતિના ઉદ્યોગો દેશકાળની વધારે સમજણથી ચલાવી શકાય.

આવા વિચારથી હું એ વિષયપર ('ગૂજરાતી'ની આર્જવપૂર્વક ઈચ્છાએ) અંતે લખવા માંડુંછું, તોપણ મારી મૂળ આશંકા જતી નથી કે સુધારાના કોઈ પ્રમુખેજ એ કામ ભળાવ્યું હોત તો વધારે સારૂં. મારા વિચાર *ઉભયપક્ષને વખતે વસમા લાગશે, કેમકે હું ઘણા વર્ષથી વિદ્વાન સુધારકો સાથે પરસ્પર મૈત્રીમાન, તથા દેશભક્તિના સમભાવથી નિકટ જોડાએલો છતાં સુધારાના આચરણીય વિચારમાં કાંઈ કાંઈ જૂદોજ પડતો આવ્યોછું. પણ હવે એમ જાણી મન વાળુંછું કે પ્રશ્નનું સમાધાન પક્ષાપક્ષીવાળા કરતાં મધ્યસ્થથી સારૂં થાય.

એ વિવેચન ઈતિહાસરૂપે લખવા ધાર્યુંછે કે કાર્ય કારણનો સંબંધ બરાબર દર્શાવાય અને હાલ સુધારાની જે સ્થિતિ હોય તે યથાસ્થિત સમજાય. કવિના નિબંધમાં કેટલોક ઈતિહાસ ભાગછે, પણ ઘણું કરીને તેની પુનઃકથની તો નહિ થાય કેમકે તે ટાંચણ તો પુરૂષપ્રાધાન્યછે અને અત્રે તો સમયનુંજ પ્રાધાન્ય રાખવાનો વિચારછે. સમયના, એટલે સમસ્ત સુધારા સાથના, ગુણ કર્મનું વિસ્તારથી વર્ણન તથા વિવેચન કરવામાં આવશે, અને જરૂર પડેજ સમયમૂર્ત્તિઓ વિષે સામાન્ય હશે તે અવલોકીશું. આ પદ્ધતિ નકામી તારી મારીને દૂર કરેછે એટલું નહિ, પણ ઇતિહાસ લખવાનો ખરો માર્ગજ એછે. ઈતિહાસવેત્તાઓ જાણેછે કે કહેવાતા અગ્રણીઓ વસ્તુતઃતો સમયનાજ પૂતળાંછે, અને તેની સઘળી શક્તિ પ્રસિદ્ધિ સમયના બળને પરાવર્ત્તન પમાડવામાંજ રહેલી છે. સમય ગયે પરશુરામની પેઠે તેઓ ચાલુ સમયની મૂર્ત્તિ આગળ સહજ નિસ્તેજ થઈ જાય છે.

કવિએ સુધારાના સઘળાં અંગ છેડ્યાંછે, પણ તે સર્વેનું યથેચ્છ વિવેચન થોડામાં થઈ શકે નહિ અને ઉપર ઉપરથી હા ના કહી જવામાં

---

* આશાછે કે કવિ આ મારો પ્રતિવાદ (કે સમાંતરવાદ છેવટે જે નીવડે તે) પૂરો થાય ત્યાં સુધી તત્સંબંધી જે કાંઈ કહેવું હોય-તે મુલતવી રાખશે. બીજાને પણ એજ વિનંતિછે.

કાંઈ માલ નહિ એમ ધારી, અત્રે તેનાં સંસારસુધારો અને ધર્મસુધારો એ બેજ અંગ લેવાં ધાર્યાછે, અને તેમાં પણ ધર્મસુધારા બાબત તો સંસારસુધારાને સંબંધે બોલવું જરૂર પડશે તેટલુંજ બોલીશું. તેમજ ગૂજરાતી હિંદુ સુધારાનેજ વળગી રહીશું, અને પારસી તથા દક્ષિણી સુધારા સાથે જો કે તેનો સંબંધ ઘણોછે તોપણ તે વિષે બોલીશું નહિ અથવા બોલીશું તો તે સંબંધ દેખાડવા જેટલુંજ.

---

## ૨ સુધારાનો આરંભ.

ગૂજરાતના તેમજ દક્ષિણી, બંગાળી, ને ભરતખંડના સઘળા ભાગના આધુનિક સુધારાનો આરંભ ઇંગ્રેજી કેળવણીની સાથેછે. કેળવણી એજ સુધારાનો ખરો રામબાણ ઉપાયછે. અને તે દુનિયામાં જ્યાં જ્યાં અજમાવવામાં આવ્યોછે ત્યાં ત્યાં તે પોતાનો ગુણ આપ્યા વિના રહ્યો નથી. યૂરોપમાં જ્યારે પંદરમા સૈકડામાં ગ્રીક લાટિન ભાષાનો અભ્યાસ હોંસ ભેર વધ્યો, ત્યારે લોકોની બુદ્ધિ આપોઆપ જાગૃત થઇ, સો પોણોસો વર્ષમાં સુધારાને ધોરી માર્ગે પડી, અને પછીથી તે ઉત્તરોત્તર કેવી ફતેહ કરતી ચાલી આવે છે તે આપણે સઘળા જાણીએ છઇએ. ભરતખંડની પ્રાચીનકાળમાં જે તેજોમય ઉન્નતિ હતી અને જેનું આપણે વાજબી રીતે ઘણું અભિમાન ધરાવીએ છઇએ, તેનું પણ મૂળ જોવા જઇશું તો કેળવણીજછે. તે સમેના આપણા પૂર્વજોએ તો કેળવણીને એવી વ્યવસ્થિતને ઠરી ઠામ કરી દીધી હતી કે તે બ્રહ્મચર્યાશ્રમ એવા પવિત્ર નામથીજ ઓળખાતી હતી, તે વિષે મુનિઓએ વિગતવાર નિયમો બાંધ્યા હતા; અને તે અમલમાં આણવા એ પોતાનો ખાસ ધર્મછે એમ રાજા ને પ્રજા બધાં સમજતાં હતાં. એજ કારણથી આપણો દેશ સુધારામાં વધ્યો, ચઢ્યો, પંકાયો, ને તે સમે દેશેદેશ જગદ્ગુરૂ રૂપે પ્રેમ ભક્તિથી પૂજાયો.

હિંદુસ્તાનમાં ઇંગ્રેજસરકારનો અમલ જામવા માંડ્યો ત્યારથી રૈયતને કેળવણી આપવા તર્ફ તેણે લક્ષ આપવા માંડ્યુંછે. છેક હેસ્ટિંગ્સના વખતમાંજ કલકત્તાની મદ્રેસા તો સ્થાપન કરવામાં આવી હતી: ઈ. સ. ૧૭૮૧. બનારસની સંસ્કૃત પાઠશાળા ઈ. સ. ૧૭૯૨માં સ્થપાઈ. મુંબાઈ ઈલાકાખાતે પેસવાઈ હાથ આવ્યાને ત્રણ વર્ષ ન થયાં એટલામાં પૂનાની પાઠશાળા

સરકારે કરીઃ ઇ. સ. ૧૮૨૧. પણ આ સઘળી પાઠશાળાઓ સંસ્કૃત કે ફારસી આરબી ભણતરની હતી, અને તે કાઢવામાં કાંઈ રાજકિય હેતું પણ હતો. આ શાળાઓથી શો લાભ થયો તે જોવાની સુધારાના ઇતિહાસમાં કાંઈ જરૂર નથી કેમકે એ સબંધમાં તો તે નિષ્ફળજ નીવડી.

હવે સરકારનું મન ઇંગ્રેજી કેળવણી આપવા તર્ફ જવા લાગ્યું. લોકો પણ રાજભાષા ભણીએ તો સારૂં એમ સમજતા થયા હતા. બંગાળાના ખાનગી હિંદુ ગ્રહસ્થોની મહેનતથી ૧૮૧૬માં (ઇંગ્રેજી) હિંદુકાલેજ સ્થપાઈ અને દાક્તર ડફે ખ્રીસ્તીધર્મપ્રસારક મંડળી તર્ફથી ૧૮૩૦માં પોતાની પ્રખ્યાત પાઠશાળા કાઢી. લાર્ડ બેનટિકના વખતમાં ચોખું ફરમાન નીકળ્યું કે યૂરોપની સાક્ષરતા ( Literature ) દેશીઓમાં વધારવી એ સરકારનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ, અને ઇંગ્રેજી ભણતર પાછળ કેળવણી ખાતે કાઢેલાં નાણાં જેમ વધારે વપરાય તેમ સારૂ. આ સમયથી હિંદુસ્તાનના આધુનિકસુધારાનો ગર્ભરૂપે ઉદય થયો એમ જાણવું. આ પ્રસંગે ઇંગ્રેજી ભાષાનો નામીચો ફાંકડો ગ્રંથકાર મેકાલી (જે આ સમે કલકત્તે સરકારી નોકરીમાં હતો) તેણે એક જબરદસ્ત મિનિટ લખીછે તેમાં ઇંગ્રેજી કેળવણીના ફાયદા અને સંસ્કૃત આરબીનું નિરૂપયોગીપણું પોતાની હમેશની ઢપે છટાબંધ દર્શાવ્યુંછે.

મુંબાઈ ઈલાકામાં પણ લોકોને ઇંગ્રેજી ભણવાનો ફાયદો પોતાની મેળે દેખાવા લાગ્યો હતો, અને તેથી કોઈ ખાનગી જેવું તેવું ભણતા. ઇસ્કોલો પહેલ વહેલી પાદ્રીઓએ કાઢી ત્યારથી ઇંગ્રેજી ભણતર કાંઇ રસ્તે પડયું. આ ભણતરનો લાભ લેવા પહેલવહેલા પરભુ શણુવી ને પારસી આગળ પડ્યા. હજી આ નવી ગતિ માત્ર મુંબાઈ, ને થોડીક સુરતમાં હતી. આ વેળા જેને ઇંગ્રેજી લખતાં વાંચતાં આવડે, તે મહા કીટ કહેવાતો. કેળવણી પામેલો એમ કહેવાય એવો તો એક આખા ગૂજરાત ખાતે સુરતમાં ઇંગ્રેજી ભણેલો દલપતરામ માસ્તરજ આ સમે થયો. મુબાઇમાં એવાની સંખ્યા કાંઈ ગણવા લાયક થવા આવી હતી અને તેવાની પ્રેરણાએ ત્યાં નેટિવ એજ્યુકેશન સોસાઇટી ઉભી થઇઃ ઈ. સ. ૧૮૨૬. તેણે કેટલીક ગૂજરાતી નિશાળો કાઢી, અને નવી ઢપનું ભણતર શરૂ કર્યું. પણ આપણે તો સુધારાનો આરંભ ઈ. સ. ૧૮૪૦થીજ ગણીશું કે જ્યારથી બોર્ડ આવ એજ્યુકેશન સ્થપાઇ, તેણે કેળવણી ઉપર નિયમિત ધ્યાન આપવા માંડયું, અને સર-

કાર તરફની ઇંગ્રેજી સ્કૂલો સુરત, અમદાવાદ, ભરૂચ વગેરે કેટલેક ઠેકાણે લાગ જોઈ ટપોટપ કાઢી.

ઇંગ્રેજી કેળવણી એ આપણા સુધારાનો મૂળ પાયો, સુધારાનું પરમ બળ, ને સુધારાની જિવન શક્તિછે એમાં કાંઇ શક નથી. એ બાબત કોઇને પણ કાંઈ વાંધો હોય એમ અમે ધારતા નથી. કવિ એમના સઘળા પૂર્વ કાળના ગદ્ય પદ્ય ગ્રંથમાં ઠેકાણે ઠેકાણે "ભણો ભણોરે ભણો" એમજ કહેતા આવ્યાછે, અને સુધારાની શૂરવીર પચ્ચીશીમાં તો ગમે તે વિષયનો બોધ ચાલતો હોય તોપણ દરેક પદની છેવટે તજવીજથી એ વાત આણ્યા-વિના રહ્યા નથી કે સઘળા સુધારાનો મૂળ પાયો કેળવણી છે. હાલ પણ એનું અગત્ય સુધારાના સંબંધમાં કવિ ઓછું સમજતા હોય એમ અમે માનતા નથી. તોપણ એ બાબત કાંઈ વિસ્તારથી બોલવાની અમને જરૂર જણાય છે. જે વાત જગતપ્રસિદ્ધછે તેને પ્રતિપાદન કરવા જેવું, એ સૂર્યને દેખા-ડવા દીવો લેવા જઇએ તેના જેવું થાયછે ખરૂં, તોપણ સુધારો પડી ભા-ગ્યો એવો જે કવિનો મુખ્ય વાદ તેનો સઘળો આધાર આ વાત ઉપર એટલો બધો રહેલોછે કે આ સ્થળે કાંઇ વિવાદ તથા વિસ્તાર કર્યા વિના વિષયનું બરાબર નિરાકરણ થવું અશક્ય થઈ પડેછે.

કવિ હાલના તકરારી લખાણમાં સુધારાની ઉત્પત્તિ બાબત "ગૂર્જર પ્રજામંડળમાં સુધારો દાખલ કરનાર તે અંગ્રેજ સરકાર પોતે, અંગ્રેજોની પ્રેરણાએ ઉભી થએલી સભાઓ, અને અંગ્રેજી ભણેલા જુવાનોએ સ્વતંત્ર ઉભી કરેલી ભાષાઓ" એટલુંજ લખી એકદમ પોતે કે પોતાના સાથીઓએ સુધારાના શાશા જશ (એમના હાલને મતે તો અપજશ) ઉડાવ્યા તેનુંજ ટિપ્પણ લખવા બેસી ગયાછે, અને બિચારી કેળવણીનું નામ તો માત્ર નીચે ટીપમાંજ સુચવ્યું છે અને તેપણ એટલુંજ કહેવાને કે અમે તે વિષે આ વિષયમાં કાંઈ લખીશું નહિ. હોય! જેને જે વધારે ભાવ્યું તે ખરૂં, પણ સુધારાની ઉત્પત્તિ બાબત એમનો વિચાર હાલ શોછે તે તો યથાસ્થિત નિશ્ચિત થવું જોઇએ કે, સરકાર સભાઓ, ને સુધારાવાળા એ ત્રણેને કવિ દાખલ કરનારા કહેછે—જાણે આપણો સુધારો યૂરોપથી સંચામાં બની તૈયાર થઈ-નેજ આવ્યો હોય, અને તે દાખલ થવા માંચેસ્ટરીઆઓના કાપડની પેઠે લાગ વગનીજ.રાહ જોઈબેસી રહ્યો હતો. આપણા આચાર, આપણા વિચાર, આપણો ધર્મ, ને આપણી સ્થિતિ, એમાં ફેરફાર કરવાનો ઘાટ તે યૂરોપથી

શી રીતે ઘડાઈ આવે, જ્યાંના પંડિતો પણ આ બાબત તે સમે છેક અ-જાણ હતા, અને હાલે ડોળને ઘોંઘાટ ગમે એટલો કરે પુણ વસ્તુ રૂપે આપણા સંબંધી થોડુંજ સમજે છે! પણ ઘણું કરીને કવિનો અર્થ આ ઠેકાણે એમ કહેવાનો સંભવે છે કે યૂરોપના સુધારાનું સત્વ ( Spirit ) દાખલ થયું એમ હોય, તો તે કહેવું વાજબી છે, પણ તે સત્વ શું તે જોવા જઇશું તો માલમ પડશે કે ઇંગ્રેજી કેળવણી કે ઇંગ્રેજી સાક્ષરતામાં જે સમાએલુ છે તેજ. એ દાખલ કરવાનું માન બેશક સરકારને છે અને સરકારનેજ. સભાઓ, ને સુધારાવાળાઓએ ઇંગ્રેજી કેળવણી દાખલ કરવામાં શો મોટો વાઘ માર્યોછે કે તેમને પણ સરકારની સાથે એ માનના સુમભાગીયા ગણાય? એ જોતાં ઉપલું અર્થ ગ્રહણ (Interpretation) બંદ સ્તુ નથી.

જો કવિની મતલબ એ ત્રણને આપણો સુધારો—જેને પણે હાલ સુધારો કહીએ છઇએ તે—ઉત્પન્ન કરનાર તરીકેજ ગણવાની , તો અમે કહીએ છઇએ કે ના. સરકાર, સભાઓ, ને સુધારાવાળા એ કોઈ પણ અમારે મતે આપણા સુધારાનું ઉત્પન્ન કરનાર નથી, પણ ઇંગ્રેજી કેળવણીજ છે. સરકાર કેળવણી આપેછે તેથી તેને સુધારો ઉત્પન્ન કરનાર કહેતા હોય, તો એમાં અમારે કાંઈ વાંધો નથી; પણ કારણના કારણ સુધી જવાનું અમને કાંઈ પ્રયોજન ન હોવાથી અમે ઇંગ્રેજી કેળવણીનેજ સુધારાની ઉત્પાદક શક્તિ ગણીએ, તો તેમાં એમને પણ કાંઈ વાંધો હોવો જોઇએ નહિ. પણ જો કવિ, સરકારને વિદ્યા પ્રદાતા રૂપે નહિ, પણ બીજી રીતે સુધારાનું મૂળ સ્થાન ગણતા હોય, તો અમે તેમાં એક મત થઈ શકતા નથી. ધર્મ મિશ્ર વાતથી અલગ રહેવું એ સરકારની અખંડ રાજનીતિ છે; અને કોઈ કોઈ કાયદા કાનુન તેણે સુધારાના લાભમાં કર્યાછે, તો તે સઘળા આ રાજનીતિને અનુસરતા કે યથાન્યાયજ છે. કેળવણીમાં કોઇ પણ વિશેષ ધર્મનો બોધ ન જ કરવો. એ બાબત તેનો એવો આગ્રહ છે કે તેથી ઘણાક નારાજી થઈ ઊલટા એવી બૂમ પાડેછે કે સરકાર નિરીશ્વર (Godless) કેળવણી આપેછે. મતલબ એ કે આપણા સંસાર કે ધર્મ સુધારાથી સરકાર દૂરજ રહીછે, દૂરજ રહેવા માગેછે, અને તેજ સારૂ છે.

તેમ સુધારો કોઈ પણ સરકારથી થઈ શકે એજ અમે મૂળે સ્વીકારતા નથી. સુધારો લોકને હાથ રહ્યોછે અને તે તેમનાથીજ થઈ શકે **યથા રાજા તથા પ્રજા** એ સમજ આપણી પ્રાચીન છે ખરી, પણ આપણા

અર્વાચીન ઇતિહાસે તો તેને ખોટી પાડીછે અને એમાં કાંઈ હિણ્પત નથી પણ્ ઓર શાબ્બાશી છે. આપણી ઉપર પાદશાહી ૬૦૦ વરસ સુધી રહી તે બડી મુસલમાન હતી, તો એ આપણે પાર વિનાનો દ્રોહ વેઠતાં છતાં આપણા આચાર વિચારમાંથી ખસ્યા નહિ, ઉલટા વધારે દૃઢ થયા, અને છેવટે મુસલમાનોનેંજ કાંઇ આપણી આર્યતાનો પાશ લગાડ્યો. આ જોતાં તો યૂરોપનું ઉલટું પણ્ ગંભીર મહાકાંક્ષી વાક્ય **"तथा राजा यथा प्रजा"** આપણે અનુભવે પણ્ (જો કે જૂદે માર્ગે ને જૂદે દેશે) ખરૂં પડેછે.

પાદશાહી વારામાં રાજ્યશ્રીઓની દેખા દેખીએ આપણી બોલી, ચાલી, પહેરવેશ, વગેરે ઉપલી રીતભાતમાં ઘણો ફેર થયો હતો ખરો, અને તેઓ તો આ રાજથી હાલ થાયછે એમાં કાંઈ સંદેહ નથી, પણ અંદરનો, વિચારનો, સુધારો તો ઇંગ્રેજી રાજથી કે ઇંગ્રેજોના સંગથી નહિ પણ્ કેળવણીથીંજ થયો છે અને થાયછે.

તેમજ સુધારાની સભાઓને કે તેના આગેવાનોને પણ અમે સુધારો ઉત્પન્ન કરનાર ગણતા નથી. એ નવાઈ જેવું લાગશે ખરૂં, પણ અમારો ભાવાર્થ એ છે કે તેઓમાં જે બળવ્યાપી રહ્યું છે, જે વડે તેઓ ઉભા થયા છે, અને જેવડે તેઓ ઘુમેછે, તે બળ ઇંગ્રેજી કેળવણીનું છે. ઇંગ્રેજી કેળવણીથી જે જ્ઞાન તથા વૃત્તિઓ ઉત્પન્ન થાયછે તેજ સુધારાનું આદિ કારણ છે, અને સુધારાવાળાઓને પણ તેજ કારણે ઉત્પન્ન કર્યાછે. આ ઉપરથી સુધારાવાળાના જશ અમે ઓછા કરવા માગીએ છઇએ એમ નથી; પણ કારણને કારણ રૂપે ને કાર્યને કાર્ય રૂપેજ ગણવું એ વધારે શાસ્ત્રીય ને વિષયનિર્ણયમાં ભૂલ થાપને દૂર કરનારૂં છે.

આ બધું કદાપિ કોઇને અતિપાંડિત્ય કે નકામી ખેંચ જેવું લાગશે, પણ તેમ નથી. એ નકામી શબ્દની લડાઈ નથી, પણ મુદ્દાની છે. જ્યાં સુધારો મરી ગયો કે જીવેછે એજ સવાલ છે, ત્યાં સુધારાનું મર્મ સ્થાન જાણવાની ખાસ જરૂર છે. જો ઇંગ્રેજી કેળવણી એજ સુધારાની જિવન શક્તિછે એમ સ્વીકાર્યું છે, તો પછી કવિનો સઘળો વાદ આપોઆપ તૂટી પડેછે; કેમકે ઇંગ્રેજી કેળવણી તો પ્રત્યક્ષ જીવતી, ને હરતી ફરતી, ને પૂર જોરમાં છે. જો સુધારાની જિવન શક્તિ હયાત છે, તો તે મરી ગયો એમ કહેવું એ દેખતી આંખમાં ધૂળ નાખવા જેવું થાયછે. જિવન શક્તિ નિર્ભય જોરમાં છે, તો સુધારો પણ નિર્ભય જોરમાંજ છે. કદાપિ બે દહાડા દૈવ

યોગે કાંઈ મંદવાડમાં સપડાયો હશે, તોપણ ફિકર નહિ. તે મંદવાડ આફણીએ જતો રહેશે, અને સુધારો પાછો ઘોડા જેવો દોડતો થશે.

આ કોટિએ જોતાં સુધારો જીવતો, જાગતો, ને ટટારજ આપોઆપ સિદ્ધ થઈ આવેછે, અને એજ કોટિ હાલની ચર્ચામાં ખરી છે. સુધારાની હયાતીનો સવાલ અમુક સુધારક કે સુધારા ટોળીની હારજીત ઉપર રાખવો એ અમને ગેરવાજબી તથા ટુંકી નજરનું કામ દેખાય છે. *કરસનદાસ મરી ગયા, કવિરાજ ફરી ગયા, ને (માનો કે) મહીપતરામ ડરી ગયા, તોપણ થયું શું? સુધારાની મૂળશક્તિ જીવેછે કે નહિ તેજ માત્ર આ સ્થળે જોવાનું છે, અને તેતો આપણે જોઇએ છઇએ કે પહેલાના જેવીજ પૂર જોરમાં છે.

હવે વિવેકી વાંચનારને ખુલ્લુ માલમ પડયું હશે કે અમે જે પ્રથમ ઈંગ્રેજી કેળવણી સિવાય બીજી કોઇને પણ સુધારો ઉત્પન્ન કરનાર કહેવાને ના પાડતા હતા તે નકામી શબ્દની લડાઈ નહોતી, પણ મહા મુદ્દાની વાત હતી. ચાલુ વાદ પ્રતિપાદનું મર્મ સ્થળજ એછે, અને તે ભેદાયું એટલે હવે કવિ તર્કનો પૂર્વપક્ષ એટલોજ હોઈ શકે એમ છે કે ઇંગ્રેજી કેળવણીએ સુધારાની જિવન શક્તિ નથી. એજ જિવન શક્તિ છે એ અમે આગળ સંક્ષેપમાં બતાવીશું, પણ અત્રે ફરીથી ઉપર સંહાર રૂપે કહીએ છઇએ કે સુધારાની મૂળ શક્તિ નથી ઇંગ્રેજી રાજ, નથી ઇંગ્રેજોનો સંગ, નથી પર પ્રેરિત કે સ્વયંભુ દેશી સભાઓ, કે નથી પેલા સુધારા વાળા જુવાનીઆ કે જેને મોખરે કવિ એક સમે ખૂબ ઘૂમતા અને હજીએ જેના પરાક્રમ પોતે મમતાથી સંભારતા જણાય છે. એ સઘળી ઉપશક્તિઓ છે ખરી; અને અમે તેને તે રૂપે વંદીએ પણ છઇએ; અને વળી એમ પણ જાણીએ છઇએ કે જગતની વૃત્તિ મૂર્તિમાન અવતારી શક્તિઓને પૂજવા તર્ફ સ્વભાવિક વધારે હોયછે; અને તદનુસાર તે વ્યવહારમાં પૂજાય તોપણ (સમજ

---

* કરસનદાસને કવિ કૃષ્ણદાસ કરી લખેછે તે ઉપર જરા રમુજને માટે ટીપ મારીએ છઇએ કે ભાઈ, કરસનદાસ જે મહારાજ કુળનાહડહડતા શત્રુને વૈષ્ણવી સંપ્રદાયનો ખોડોજ કાઢી નાંખવા નીકળેલા તેનુ નામ જે તેની વાણીયણ ફોઇએ પાડેલું, પોતે જન્મ પર્યંત બોલેલું લખેલું, ને જે વડેજ જગતમાં જણાએલા, તે ફેરવી નાંખી તમે તમારી એક શબ્દ સંસ્કૃતિની ખાતર તેને **કૃષ્ણસ્યદાસઃ** શા માટે કરી નાંખોછો? શું એને પણ સનાતન માર્ગમાં પાછો આણવો છે?

બરાબર હોય તો) તે કંઈ ખોટું નથી એટલે સુધી પણ કદાપિ અમે સ્વીકારીએ છઇએ; તોપણ જ્યાં જ્ઞાન પક્ષે તેનું તોલ કરવા બેઠા છઇએ ત્યાં તો તે સત્તા રહિત, તુચ્છ, કાંઈ નહિ, એમજ કહેવું જોઇએ. અને બધાને સાફ પોકારીને જણાવવું જોઇએ કે સભાઓ ને સુધારાવાળાઓ ગમે એવા બળવાન છે તોપણ તે ઇંગ્રેજી કેળવણીએ હયાતીમાં આણેલા, આગળ ચલાવેલાં ને નિરંતર ચલાવાતાં પૂતળાંજ છે, અને તેની સઘળી સત્તા, સઘળુ બળ તો પેલી એક મૂળ શક્તિ ઉપરજ આધાર રાખેછે. અર્થાત;—ઇંગ્રેજી કેળવણી એજ સુધારાની મૂળ, પરમ, **આદ્યશકિત** ઇષ્ટ દેવીછે, સુધારાની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય (થયો કે થવાનો હોય તે) એજ શક્તિ વડેછે, અને બીજા કોઈ પણ વડે નથીજ.

---

## ૩ ઇંગ્રેજી સુધારાનું સ્વરૂપ.

અમે કહી ગયા કે સુધારાની જિવન શક્તિ ઇંગ્રેજી કેળવણી છે અને અત્રે વિશેષ કહીએ છઇએ કે આપણા પ્રાચીન યશસ્વી પણ હાલ છેક નિર્ભાગી ભરતખંડને પુનર્જિવન આપનાર કોઈ શક્તિ ઇશ્વરે સર્જી હોય તો એજછે. એણે અત્યારમાંજ દેશને કાંઈ જગાડ્યોછે અને તે એવો કે પાછલાં ઓછામાં ઓછા હજાર વર્ષમાં તો કોઇ વાર પણ જાગ્યો નહોતોજ. હાલ એ જાગૃતિ ઉચ્છેદન તર્ફ જતી જણાયછે ખરી, અને નવું કાંઇ હાંસલ થતું દેખાતું નથી, પણ મરામતની શરૂઆત પહેલવહેલી એવીજ દેખાય; અને આપણી પૂર્વોન્નતિ એ પહોંચવા અર્થે આપણી આ સમાની નીતિ રીતિમાં ઘણી ઘણી મરામત કરવાનીછે એ વાતની તો કોઈ પણ ના કહી શકે એમ નથી. પછી ઉન્નતિ બાબત આપણામાંના દરેકની તૃષ્ણાઓ ગમે એવી ભિન્ન ભિન્ન કે ઊંચી નીચી હો, પણ સઘળા દેશાભિમાનીઓ આટલું તો એક મતે સમજી ચૂક્યાછે કે એમાંની અલ્પ તૃષ્ણા પણ પરિપૂર્ણ કરવાની આપણામાં હાલ યોગ્યતા નથી, તે યોગ્યતા મેળવવી જોઇએ, અને તે મેળવવાનો રસ્તો એજછે કે આપણી નીતિ રીતિમાં બગાડો પેસી ગયોછે તે કહાડી નાખવો જોઇએ એમ કર્યાવિના આપણી ઉન્નતિ કોઈ પણ પ્રકારની થવાની નથી. આમ જે સમજવું અને એમ સમજી તે ઉદ્દેશે દેશદાઝે યથા શક્તિ વર્ત્તવું તેનું નામ ખરો સુધારોછે આ અર્થે સ-

માજીઓ સુધારાવાળાછે, કવિ એ સુધારાવાળા (હાલ પણ)છે, અને જે જે માણસો ઇંગ્રેજી કેળવણીના પ્રતાપે ચંચળતા પામી એમ સમજતા થયાછે કે દેશની હાલ અવસ્થા નઠારીછે અને ટાળવાને આપણે યોગ્ય થવું જોઇએ, તે તે સઘળા માણસો સુધારાવાળાજછે, અને આગળ જતાં જ્યારે વધારે અભ્યાસ મનનને અનુભવથી તેઓ સર્વદેશી યથાર્થતાપર આવશે, ત્યારે તે બધાએ એકમત પણ થશે એમ આશા બાંધી શકાય. હાલ તેમની સમજ, વિચાર, ને પ્રયત્નો પરસ્પરવિરોધી અનિષ્ટે હશે, પણ ઉદ્દેશ—દેશનો જીર્ણોદ્ધાર કરવો—એ સર્વેમાં સામાન્ય છે, અને સર્વેમાં એવી સામાન્ય વૃત્તિ ઉત્પન્ન થઈ એ આપણા દેશના જીર્ણોદ્ધારનું મંગળાચરણ થયું એમ અમે સમજીએ છઇએ—પુનર્જિવનનું પ્રથમ ચાંચલ્ય.

આ નવું, રૂડું, શુભ ચાંચલ્ય શી રીતે આવ્યું અને આવ્યું તો તેણે છેક ઉચ્છેદક રૂપ શા માટે પકડયું તે જાણવાને માટે ઇંગ્રેજી વિદ્યાની મન પર અસર તથા આપણા લોકની ત્રિવિધ વર્તમાન સ્થિતિ બરાબર જાણવી જોઇએ. એ બંને બાબત વિસ્તારથી બોલવા જતાં યૂરોપના હાલના સુધારા તથા આપણા (એશિયાના કહીએ તોપણ ચાલે.) *પ્રાચીન સુધારાનાં જૂદાં જૂદાં સ્વરૂપનું વિવેચન કરવા ઉપર આવી જઇએ છઇએ, પણ તે મોટા મહાન ગંભીર વિષયમાં પૂરા ન ઊતરતાં ઇંગ્રેજી વિદ્યાની મોટી મોટી બે ચાર અસર તપાસી જોઇશું તો એ બસછે.

**जगतनुं सामान्य ज्ञान.** એ ઇંગ્રેજી કેળવણીનો પહેલો ખુલ્લો લાભ છે. આ બળની પૂરે પૂરી અસર ક્યારે સમજાશે કે જ્યારે આપણા લોકના સામાન્ય **ज्ञान**ની સ્થિતિ કેવી હતી તેનો આપણે બરાબર વિચાર કરીશું. ઇંગ્રેજી કેળવણી આવી તે સમે આપણા લોક કદાપિ જોઇએ તેવા કેટલીક વિદ્યા કળામાં નિપુણ, શાણા, સમજુ, ભલા, ને વ્યવહાર કુશળે હતા, તો પણ તેમને આ પૃથ્વિનું, આપણી આસપાસના દેશનું, પોતાનાજ દેશનું,

---

* પ્રાચીનકાળમાં અલબત્ત આપણે આવા બે ખબર નહોતા, તોએ તે સમે પણ જગદ્જ્ઞાન કરતાં આત્મજ્ઞાન તર્ફ આપણું વલણ બહુ વધારે હતું, અને તેથી અંતર્દૃષ્ટિએ માલમ પડતી વિદ્યાઓમાં આપણે પરિસીમા કરીછે તે છતાં બાહ્યદૃષ્ટિની બાબતમાં મધ્યમજ હતા. પ્રાચીનકાળના સઘળા સુધારાઓને આ વાત થોડી ઘણી લાગુ પડેછે. બાહ્યદૃષ્ટિ પ્રધાન પદને તો અર્વાચીન યૂરોપિઅન સુધારામાંજ પામીછે.

અને અરે પોતાનાજ ગામની અનેક વસ્તુઓ સંબંધી ખરૂં જ્ઞાન થોડું, બહુ થોડું, શુન્યજ હતુ એમ કહીએ તો ચાલે. ચીન વિલાયતનાં નામ જાણતા, પણ તે ક્યાં હશે તેનો સ્વપ્નામાં એ ખ્યાલ નહોતો, અથવા હતો તો એક એ બે દેશ પાસ પાસે દુનિયામાં કોઈ ઠેકાણે હશે, અને તેથી પૂછતા કે માર્ગમાં પહેલુ ચીન આવે કે વિલાયત. કાશી ક્યાં ને જગન્નાથપુરી ક્યાં તેનું એ ઘણાને પૂરૂં જ્ઞાન નહોતું. પૃથ્વિનો નકશો શું એ તો કોઇએ બાપ જન્મારામાં કાને પણ સાંભળ્યું નહોતું. ખગોળ વિષેના અજ્ઞાનનું તો કહેવુંજ શું? તારાને મોટા તપસ્વી સમજતા અને કોઈને ખરતો દેખે તો રામ રામ કહી ઉદાસ થતા. ગ્રહણ તો ચાંદા સૂરજને ભંગીઓ અભડાવવા આવતો તેથી થતાં એમ તેમની પૂરી ખાત્રી હતી. પણ વિદ્યા વિષય આઘો રાખી વ્યવહારી જ્ઞાન જોઇશું તો તે પણ તેવુંજ અલ્પ હતું. હુનરી કે કુદરતી વસ્તુઓ દરરોજ દેખે પણ તે ક્યાં ને શી રીતે થઈ હશે તેની તેમને કનવારજ નહોતી. નગરવાસી ઘઊંનાં ઝાડ કેવડાં હશે એમ પૂછી ગામડીઆથી વધારે ગમાર બનતા, ને ગામડીઆતો શહેરમાં આવી ત્યાંની સાદામાં સાદીપણ ચીજ દેખી ગાંડાઘેલાજ થઈ જતા. એક પ્રાંતના બીજા પ્રાંતની ઉપજ નિપજ, ખાનપાન, સ્થિતિ રીતિ, કે આચારવિચાર વિષે પણ થોડુંજ જાણતા. પ્રાંત પ્રાંતતો શું પણ ગામ ગામના લોક એક બીજાની રીત ભાતથી પરદેશીની માફકજ અજાણ્યા રહેતા, સુરત અમદાવાદના લોક એક બીજાને પરદેશી સમજતા, ને પરસ્પર ધિક્કારતા. વર્ણપરત્વે પણ તેવુંજ અજ્ઞાન ને અભાવ હતો. બ્રાહ્મણ, વાણીઆની સ્થિતિ રીતિ વિષે થોડુંજ સમજતા કે પરવાહ રાખતા, ને તેમજ વાણીયાનું બ્રાહ્મણ વિષે સમજવું. ટુંકામાં જગદ્જ્ઞાનની સઘળી જિજ્ઞાસા ને અવલોકનશક્તિ બેહેર મારી ગઈ હતી, ને દરેક માણુસ પોતાનો ધંધો, ઘર, ને નાત એટલીજ વાતનું ને તે પણ નહિ ચાલતું જ્ઞાન ધરાવતા, બીજી સઘળી બાબતોમાં તેમની આંખઆડો મોટો ઘટ્ટ—અંધકારનો પડદો નિરંતર આવી રહેલો હતો,અને વળી વધારે નઠારૂં —એ કે તેથી તેઓ જરાએ મુઝાતા નહિ. '**ब्रह्मसत्यं जगद्मिथ्या**', એમ પૂર્વેના જ્ઞાનીઓએ કથ્યુંછે પણ તેનો પૂરે પૂરો અનુભવતો આ લોકેજ લીધેલો જણાયછે. તેઓતો જ્ઞાન ચક્ષુએ જગત્‌ને મિથ્યા દેખતા હતા પણ આ કળિકાળના લોકનેતો ચર્મ ચક્ષુવડે જોતાં પણ જગત્ શૂન્યકારજ દેખાતું હતું.

એથી ઉલટું ઇંગ્રેજી વિદ્યાનું મુખ્ય સ્વરૂપ **जगद्ज्ञान** છે અને બલ્કે એજછે. આ ભૂગોળ ને ખગોળ ઉપરની અનંત ઝીણી ઝીણી વિગતો પણ ખંતથી ખોળી કાઢીછે, અને તે ખોળવામાં હજી યૂરોપનો સુધારો રાત દહાડો મંડ્યો રહેછે. એ ટપની સાધારણ હલકામાં હલકી કેળવણીમાં પણ જગદ્જ્ઞાનનો એટલો બધો ભાગ આવેછે કે આપણી ગૂજરાતી નિશાળમાં ભણનારા સાધારણ છોકરાની આગળ પણ તે બાબતતો આપણા જૂના શાસ્ત્રીઓ પર્યંત સઘળાએ અજ્ઞાન ઠરેછે. ઇંગ્રેજી ભણેલાને તો નવો અવતાર લેવા જેવુંજ થઈ રહેછે. આખું જગત તેને સાક્ષાત્કાર દેખાયછે, જગત્નાં ભૂત ને વર્તમાન તેની આંખ આગળ આવીને આરસીની માફક ઉભાં રહેછે, અને તેમ થવાથી તેની બુદ્ધિ સર્વ સંસારી વાતમાં પ્રકાશમય થઈ જાયછે. તેનામાં અવલોકન શક્તિ, વિચારશક્તિ, ને જગતના લાભાલાભ ઓળખવાની તથા ખોળવાની શક્તિ આવેછે. હવે તે આપણા દેશની સંસારી સ્થિતિરીતિ યથાર્થ દેખતો થાયછે. સુધારાનો ઉદય થવાને આટલુંજ બસછે, પણ આ સમે એક બીજું મહા જોરાવર બળ ઇંગ્રેજી સાક્ષરતામાંથી આવી તેની સાથે જોડાઇ જાયછે, અને તેજ આપણા સુધારાનું મોટું બળ તથા વિશેષ લક્ષણછે. તેનું નામ **बुद्धिवाद,** કહીએ.

**बुद्धिवाद** ( Rationalism ) એટલે, પોતાની બુદ્ધિ કહે તેજ સત્ય, અને પોતાની બુદ્ધિ ન કબુલ કરે તે સઘળું ખોટું, એવો મનનો દ્રઢ સિદ્ધાંત. કોઇને એમ લાગશે કે સઘળાજ પોતાની બુદ્ધિને આધારે ખરૂં ખોટું પારખેછે, અને એમાં કાંઇ નવિન નથી. વાતખરી. સઘળા પોતાનીજ બુદ્ધિને અનુસારજ સમજે વર્ત્તે છે, પણ તદ્રુપ સિદ્ધાંત થઇ મનમાં અખંડ રહેવો એ જૂદી વાત છે, અને તેમ થાય ત્યારેજ બુદ્ધિવાદ ઉઠયો એમ જાણવું. ઊંડું જોતાં એતો મહા અસાધારણ, વિલક્ષણ જગત્ની સઘળી મર્યાદાને તોડી નાંખનારૂં જબરદસ્ત બળ દેખાયછે. તેણે યૂરોપની રહેણી કહેણી રાજ ને ધર્મ પર્યંત તમામ ઉથલાવી નાખી છે. અને હજી વધારે ઉથલાવવા મંડયોજ છે. એની ઉત્પત્તિ યૂરોપમાં પણ ૧૬૦૦ ની સાલથી છે, અને જોરમાંતો છેક અઢારમા સૈકડાથીજ એ આવ્યો છે.

એ પહેલાં આપણો દેશ કેવળ પ્રમાણ વાદી હતો, એટલે, બુદ્ધિ શું કહેછે તે કરતાં પ્રમાણ પુરૂષો શું કહી ગયા છે તે ઉપરજ આપણે વધારે લક્ષ આપતા, અને ઘણીવારતો બુદ્ધિને કાંઈ પણ ન પૂછતાં કોઇ પણ વાતના નિર્ણયને માટે આપણે પ્રાચીન ગ્રંથનાજ પાનાં ફેરવવા મંડી જતા. પ્રાચીનકાળથી પ્રમાણવાદજ આપણા લોકમાં બળવત્તર મનાતો આવ્યો છે. બુદ્ધિવાદ ઘણીવાર ઉઠ્યો ને મથ્યો હતો ખરો, પણ તે ફાવી શક્યો નહોતો, અને છેવટે તો તે (મતવાદ એ નામે) આપણામાં બહુ નિંદ્ય ને તુચ્છ થઈ પડ્યો.

આ બે વાદનું સત્યાસત્ય તોળવાનું અત્રે આવશ્યક નથી, પણ એટલીજ હકીકતજ નોંધવી બસછે કે ઇંગ્રેજી કેળવણીને યોગે આપણા દેશમાં બુદ્ધિવાદે ઠરી ઠામ વાસ કર્યો છે, અને તેના પરિણામમાં આપણે જેને હાલ સુધારો કહીએ છઇએ તે સઘળો આપોઆપજ નીકળતો જાયછે.

આ રીતે જગતનું ભાન થયું અને બુદ્ધિનો અહમેવ ઉઠ્યો કે સુધારાનો સૂક્ષ્મદેહ બંધાઈ ચૂક્યો એમ સમજવું. હવે તેને અવતાર પામવા તેનામાં ભાવને રાગવૃત્તિ ઉઠવાનીજ જરૂર છે, અને તે પણ એને ઇંગ્રેજી સાક્ષરનાંમાંથીજ પુષ્કળ અતિ પુષ્કળ મળી આવેછે.

**जन सामान्य भाव** (Equality of men) એટલે, સઘળા માણસ સરખા છે, સઘળાના હક સરખા છે, નીચ ઊંચ કોઈ નથી, બધા એક પરમેશ્વરનાં બચ્ચાં–ભાઇઓ છે, બધાને સરખું સુખ ને સરખી છૂટ મળવી જોઇએ, ને એમાં જે ભેદાભેદ રહે તે ખોટો ને જુલમ ભરેલો છે, એમ પોતાના મન સાથે નિશ્ચયતાથી જાણવું—માનવું તે. આ ભાવ સત્તાધિન જનોના સ્વાભિમાન ને ઉન્નતિમંથનને જેટલો ઉત્તેજક તથા પોષક છે, તેટલોજ તે સત્તાધીશનો પ્રતિજ્ઞાધારી શત્રુ છે. એણે યૂરોપની ધર્મ, રાજ, તથા સંસારની સ્થિતિમાં મોટા ફેરફાર કરી નાખ્યોછે, અને તે છતાં હજી તેને તો પોતે બાળ ક્રીડાજ લેખી ભવિષ્યને માટે મોટા મોટા તરંગો બાંધેછે. આ મોટું વિકરાળ બળછે, તેણે દુનિયાને નવી જૂનીજ કરી નાખવા ધારી છે, અને તેને જોઈ યૂરોપના ઉપલા વર્ગના લોકો ભયભીત થઈ બેઠાછે. તે છતાં એ ભાવ વસ્તુ રૂપે ત્યાં નાના મોટા સઘળામાં છે. અને સિદ્ધાંતરૂપે સર્વેને માન્ય છે.

આપણા લોકમાં અસલથી **जने विशेष भाव** જ માનવા સમજવા

તથા વર્ત્તવામાં બહાર પડતો આવ્યોછે. જેના પૂર્વ સંસ્કાર ઉત્તમ તે ઉત્તમ પદ પામે એમાં શું આશ્ચર્ય એમજ આપણે પરંપરાથી સમજતા આવ્યા છઇએ. સમવિષમનો સંયોગ એજ આપણી સંસાર વ્યવસ્થાની વ્યાખ્યા છે. બધા પાલખીએ બેસે તો ઊચકે કોણ એ આપણું એક સાધારણ એ વિષેનું દૃષ્ટાંત છે. આપણે માનીએ છઇએ કે તન, મન, ને ધનની શક્તિ પ્રત્યેક જનની (સંસ્કાર પરત્વે) જૂદી જૂદીજ છે અને તે જૂદી જૂદી છે તો સ્થિતિ જૂદીજ હોવી જોઇએ. આ સમજથી આપણા લોક સઘળી સ્થિતિમાં સંતોષી રહેછે ને તેમાંથી છૂટવા કાંઈ પણ મથનજ કરતા નથી.

**स्वातंत्र्यभाव** એ ઉપલાનું પરિણામજ છે, વળી એ ભાવ તો પ્રાણી માત્રને સ્વભાવીક છે, પણ આપણી જૂની કેળવણી તેને નરમ પાડવા તર્ફ હતી, ને યૂરોપની તેને ખંતથી પાળે પોષેછે. ઈંગ્રેજી—સાક્ષરતાનો જોવા જઇએ તો સર્વત્ર એજ સ્થાયી ભાવછે; અને તેની અસર ભણનાર ગમે એવી સ્થિતિમાં હોય તો પણ તેની ઉપર કેટલીક થયા વિના રહેતી નથી.

સ્ત્રીઓનું પુરૂષની સાથે બરોબરીયાપણું, સ્વતંત્રતાનો હક, વગેરે વાતો ઉપલા એભાવનું એક ખુલ્લુ અનુમાનછે. આ બાબત પણ હિંદુઓની પ્રાચીન સમજ જૂદી છે. તે તેને અર્ધાંગના ગણે છે પણ ડાબા ડાબા જમણાનો ભેદ રાખીને વ્યવહારમાં ધણી, સ્વામી, વગેરે શબ્દો ઉપરથીજ તેની સ્થિતિ સાફ જણાઈ આવેછે.

**रागवृत्ति** આપણામાં વધેલી જોઈ કવિ વિરાગનો બોધ કરે છે,પણ અમને એ નકામું પાણી વલોવવા જેવું લાગે છે. રાગવૃત્તિ મૂળે મનુષ્ય માત્રને બાઝેલીતો છેજ, અને તેને ઇંગ્રેજી કેળવણી વધારે છે. વિરાગ એ વસ્તુજ યૂરોપના આધુનિક સુધારામાં નથી, અને કોઇ ખુણામાં તેવું કાંઈ દેખાય તો તે અર્થવાદી હશે પણ મોક્ષ માર્ગી તો નહિજ. ત્યાંના અધ્યાત્મે ધર્મ, અર્થ, ને કામ એ ત્રણ પદાર્થજ (વ્યુત્ક્રમપણે) વત્તા ઓછા દીઠાછે.

આ રાગવૃત્તિ માણસમાં નાના પ્રકારની વાંચ્છનાઓ ઉત્પન્ન કરી તેને અચૂક ઉદ્યોગમાં પ્રેરેછે. વિરાગથી બહુધા ઉદ્યોગ ઉત્પન્ન થતો નથી, પણ થાય તો તે કેવળ પારમાર્થિક હોય. રાગવૃત્તિ જન્ય ઉદ્યોગમાં કાંઇક અંશ સ્વાર્થનો હમેશાં રહેલો હોય છેજ, અને જ્યારે તે સાર્વજનિક રૂપે પકડે છે ત્યારે પણ થોડો ઘણો સ્વાર્થની પાછો ખેંચાતોજ રહેછે.

उद्योगप्रतीति એ ઇંગ્રેજી કેળવણીની છેલ્લી મોટી અસરછે. આપણે દૈવવાદ ને દૈવ પ્રતીતિમાં શયન કર્યું હતું તેને આણે આવી એકદમ જગાડયા છે. ઇંગ્રેજી સાક્ષરતા ઉદ્યોગ પ્રતીતિથી મદમસ્ત છે અને તેની અસર સઘળાપર થાયછે. યૂરોપમાં સિદ્ધાંતે દૈવવાદી ઘણા હશે પણ વ્યવહારી પ્રસંગે તો તેઓ પણ અંતઃકરણમાં (માલમ કે બેમાલમ) રહેલી ઉદ્યોગ પ્રતીતિજ આચરણ દ્વારે બહાર નીકળે છે.

આ રીતે નવાં જ્ઞાન, બુદ્ધિ, ભાવ, વૃત્તિ, ને પ્રતીતિ એ સઘળાં આપણી જૂની વાતોથી વિરૂદ્ધ, અને પોતાનું અમલમાં આણવા તલવાર પકડી ઉભાં રહેલાં છે. આવા વિરલ યોગાનુંયોગે સુધારો ઉભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય ?



# श्रवण पितृ भक्ति नाटक.

પ્રથમ આર્યધર્મપ્રકાશમાં આ છપાતું હતું, તેને હાલ એના બનાવનાર ભટ્ટ ભોગીલાલ મહાનંદે છૂટું પ્રસિદ્ધ કર્યુંછે. એની એક નકલ અમને બે માસથી પહોંચી છે, પણ જગાના સંકોચને લીધે અત્યારસુધી અમે તેની ભેટ લઈ શક્યા નહોતા.

નાટક, કાવ્ય, વગેરે મોહનગ્રંથીના પુસ્તકોની તુલના કરવામાં ત્રણ વાતનો વિચાર રહેલોછેઃ–વસ્તુસંકળના, પાત્રભેદ, અને રસ. જે કથા ઉપર આખું કાવ્ય રચાએલું હોય તેને અલંકારના ગ્રંથોમાં વસ્તુ કહે છે, અને તે કથાના જૂદા જૂદા ભાગને સુધારી વધારી અનુકુળ આકારમાં ગોઠવવાની જે જુક્તિ તેને વસ્તુસંકળના (Plot) કહીએ. કાવ્યમાં આવેલા સ્ત્રી પુરૂષના જૂદા જૂદા સ્વભાવ પ્રમાણે તેમની કૃતિ, મતિ, તથા રીતિ જુદી જુદી વર્ણવવી તેને પાત્રભેદ (Characters) અથવા નાયક નાયકાભેદ કહેછે આમ કરવાથીજ નાટકપાત્રમાં જિવ આવે છે, અને એજ મહાકવિનુ લક્ષણ છે. જેમ જગતમાં દરેક માણસ પોતાના ચેહેરાથી ઓળખાઈ આવે છે, તેમજ ચતુર કવિના કલ્પેલાં નાયક નાયકાદિ પણ પોતપોતાની વિશેષ પાત્રતા ઉપરથી ઝટ ઓળખાઈ શકેછે. પાત્રભેદ અને વસ્તુસંકળના ઉપરજ નાટક કે મહાકાવ્યનો સઘળો રસ આલંબન કરીને રહેલો હોય છે. જિવને જેમ દેહની આવસ્યકતા છે, તેમજ રસને એ બંનેની છે. તે વિના

રસ જામી શકતો નથી, અને જો એ બેવાનાં જોઇએ તેવાં હોય તો આપોઆપજ કેટલોક રસતો તેમાંથી ઉત્પન્ન થાયછે. માટે આ નાટકમાં વસ્તુસંકળના અને પાત્રભેદ કેવા પ્રકારનાં છે તેનુંજ કાંઈ આપણે વિવેચન કરીશું.

શ્રવણની પિતૃભક્તિ આખા દેશમાં ઘણીજ પ્રસિદ્ધ છે. એના નામથી કોઈ અજાણ્યું નથી. એ કથા મૂળ રામાયણની છે, પણ તેમાં ઉપાખ્યાન રૂપે સંક્ષેપમાંજ વર્ણવેલી છે. આ બંને વાત સંકળના કરનારને લાભકારી છે. વસ્તુ પ્રસિદ્ધ હોવાથી સઘળાને તેનો રસ સમજવો સરલ પડે છે; અને મૂળમાં સંક્ષિપ્ત હોવાથી કવિ પોતાની મર્જી મુજબ તેમાં ફેરફાર કે વિસ્તાર કરી શકેછે. ફેરફાર કરવાનો હક સઘળા કાવ્ય શાસ્ત્રોએ માન્ય રાખ્યો છે અને નાટકાધીશ શેકસપિયરની કૃતિઓમાં તે સુજ્ઞવિવેચકને ઠેકાણે ઠેકાણે પ્રત્યક્ષ જણાયછે. આવો ફેરફાર, પ્રસિદ્ધ કથા મૂળથી વિસ્તારાએલી હોય, તો બની શકે નહિ; કેમકે તેમ કર્યાથી પ્રસિદ્ધિવિરોધનો દોષ લાગી રસનો ભંગ થાય. જેમકે, ગૂજરાતના જયશિખરી વિષે આપણે વાર્તા રચવા બેઠા હોઇએ, તો મર્જી માફક આપણી કલ્પનાને રમાડી શકીએ; પણ સિદ્ધરાજ જેવા પ્રસિદ્ધ મહારાજની વર્ત્તણુક તથા સ્વભાવ જો અન્યથા વર્ણવા માંડીએ તો ઇતિહાસના જાણનારને હસવુંજ આવે. અર્થાત્ શ્રવણાખ્યાનના આ બે ગુણ નાટક સંકળનાને ગોઠે એવા છે. તોપણ કેટલાક બીજા ગુણને લીધે આ કથા આખ્યાન રૂપને જેટલી યોગ્ય છે તેટલી નાટકરૂપને નથી. પણ તે બધાનું વિવેચન ન કરતાં આ નાટકમાં કેવી રીતે વસ્તુસંકળના કરીછે તે તર્ફજ આપણું લક્ષ લગાડીએ. પાત્રભેદનો પણ ભેળો વિચાર કરતાં જઇશું.

સૂત્રધાર સભાને નાટકનો વિષય નિવેદન કરી રહેછે કે વિદૂષક આવે છે, અને તે અર્ધા નાટક સુધી રહીને એક ઉપયોગી પાત્રનું કામ સારેછે. એ વિદૂષક બીજાના જેવો છાલકો નથી. પ્રસંગે હસામણું બોલે ચાલે છે ખરો, પણ એની અંતર્વૃત્તિઓ ગંભીર જણાય છે. પિતૃભક્તિના નાટકમાં આવો વિદુષક ખોટો ન કહેવાય. એ પોતાનાં મા બાપ તથા છોકરાં ઉપર સઘન પ્રીતિ રાખનારો હતો, અને જ્યારે ઋતુ વિષે નટી ગાવા માંડે છે ત્યારે તેમાં બાળક્રીડા પણ કાંઈ આણવાની એ ખાસ ફરમાસ કરેછે. એ સંગીતની છેલ્લી કડીમાં "માતા, માતા, તેડ મને" એવા બોલ આ-

વેછે તે સાંભળીને છોકરાને સારૂ તરસતી કોઇ બાહ્ડી ભ્રાંતિમાં પડી રંગ ભૂમિ ઉપર બાવરે વેષે પ્રવેશ કરેછે. એનું નામ જ્ઞાનવતી હતું, અને તે સર્યું નદી ઉપરના આશ્રમમાં રહેનાર શાંતનુ ઋષિની પત્નિ હતી. એને કાંઈ સંતતિ ન હોવાથી હમેશાં હિજરાયા કરતી. તેવામાં તેણીએ ઉપલા કાલા બોલ સાંભળ્યા, અને તેથી તેનું મન એકદમ આકુળવ્યાકુળ થઈ ગયું. તે ચોધાર આંસુએ રોઈ રહી છે એવામાં શાંતનુ ઋષિ આવી પહોચ્યા, અને તેનું સમાધાન કરવાને અર્થે છોકરાં ગર્ભમાં રહે છે ત્યાંથી તે મોટાં થાય છે ત્યાં સુધી મા બાપને કેવાં કેવાં કષ્ટ વેઠવાં પડે છે તેનું એણે દયામણે ભાવે વર્ણન કર્યું. આ કરતાં ઋષિએ જ્ઞાન માર્ગની વાત કરી હોત તો પોતાની પાત્રતાને વધારે શોભા આપત. જ્ઞાનવતીના પ્રત્યુત્તરમાં તો કેટલોક વત્સરસ છે ખરો, પણ શાંતનુ ઋષિ તો શઠ બુદ્ધિનાજ જણાય છે.

આ ઠેકાણે સામટું કહી નાંખીએ તો ઠીક કે શ્રવણ શિવાય આ આખા નાટકમાં કોઈ પણ પાત્ર ઋષિ કાળના આચાર વિચાર બરાબર ધારણ કરનારૂં હોય એમ નથી. તેઓ સઘળાં હાલનાં અજ્ઞાન, વેહેમી, ને અનીતિમાન માણસોનાંજ પ્રતિબિંબ માત્ર છે આ અમે પાત્રની કલ્પનામાં મોટી ભૂલ અને રસહાનિતું કારણ સમજીએ છીએ. નાટકકારે કદી એમ ધાર્યું હશે કે મા બાપને દાંતીયાં કરનારાં ડોસાં કલ્પવાથી શ્રવણની પિતૃભક્તિને શોભા મળશે, પણ અમારા વિચારમાં તો એની પાત્રતાજ એ કારણથી અસંભવિત થઈ પડી છે. આ નાટક વાંચતાં ઘણીવાર એમ લાગે છે કે શ્રવણ જેવા સિદ્ધ પુરૂષના મા બાપ આવાં હોયજ નહિ. તેઓને આવો સુપુત્ર શોભતોજ નથી, અને તેથી વખતે એમ પણ ખ્યાલ જાય છે કે આ નાટકમાં પિતૃ ભક્તિને હદની બહાર લઈ જવામાં આવી છે. બુદ્ધિમાં પણ એવાં અપંગ એમને ચીતર્યા છે કે તેઓ છેક બીજી પશુવત બાલ્યાવસ્થામાં આવી પડેલાં દેખાય છે. આ સ્થિતિ સામાન્ય જનને ગમે એટલી સ્વભાવિક, તોપણ શ્રોતામાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે એવી તો નજ કહેવાય. આ વેળા પુત્રનો ધર્મ એછે કે તેમને બાળકની પેઠે ફોસલાવી પટાવી સંભાળવાં.' આ વેળા તેમની આજ્ઞા માનવી એ બોલ તો કંઈ વિપરીત જેવા ભાસે છે, કેમકે જેની બુદ્ધિ અસ્ત થવા આવી છે તેની તે આજ્ઞાજ શી? વળી એ પણ ભૂલવું ન જોઇએ કે માણસને માબાપ પ્રત્યે જેવા ધર્મછે

તેવાજ સ્ત્રી પ્રત્યે, પુત્ર પ્રત્યે, અને આખા સંસાર પ્રત્યે પણ છે. તે બધાનો લોપ કરવો એ સુધર્મ કે ડહાપણ નહિ કહેવાય. ખરે, આ નાટકમાં કોઈ બોલે છે તેમ શ્રવણને ઘેલુંજ લાગ્યું હોય એમ વખતે વાંચનારના મનમાં પણ વસી જાય છે. આ બધી હાનિનું કારણ તો એજ છે કે નાટકકારથી શ્રવણના મા બાપની પાત્રતા યથાયોગ્ય કલ્પી શકાઈ નહિ. જે કાળમાં શ્રવણ જેવા પુત્ર થતા હતા તે કાળમાં મા બાપનાં જ્ઞાન ધર્મ પણ હાલથી છેક જુદાંજ હતાં. ઋષિ અને ઋષિપત્નિ એ શબ્દજ કેવી નિર્મળ અને તેજોમય મૂર્ત્તિ આપણી આંખ આગળ ઉભી કરેછે! નિરંતર ધર્મનીજ ચર્ચા, ધર્મનોજ બોધ, અને ધર્મનુંજ આચરણ! આવા ઋષિઓના બાળક પિતૃ ભક્તિ પાળે એમાં તો આશ્ચર્યજ શું! ખરે, ઋષિઓના આશ્રમોમાં અપાતી આચાર વિચારની કેળવણી જ્યારે સંભારીએ છઇએ, ત્યારે શ્રવણની પિતૃભક્તિ એ એક ત્યાંનો સાધારણ બનાવ દેખાય છે. પણ જ્યારે આ નાટકમાં ચીતરેલાં માબાપના સંબંધમાં વિચારીએ છઇએ ત્યારે તે અસંભવિત લાગે છે અને શ્રવણ પોતાની સ્ત્રી પ્રત્યેના ધર્મ તો વીસરીજ ગયો એમ કહેવું પડે છે. ઋષિ કાળમાં બાળલગ્નજ કયાં હતાં કે તેને દાખલ કરી નાટકકારે નકામો આ પ્રમાણે ધર્મવિરોધ ઉભો કર્યો, અને મૂળ નાયકનીજ પાત્રતામાં અસંભવ દોષ આણ્યો? આ નાટકમાં તો શું થયુ છે કે શ્રવણ એક યુગનો અને બીજા પાત્ર બીજા યુગનાં થઈ ગયાંછે. આ બેનું સામ્ય તે શી રીતે થાય? મિયાં મહાદેવને કેમ બને? બન્યું એમ વર્ણવીએ, તો તે કેમ શોભે કે કેમ મનાય? મતલબ કે શ્રવણમાં જેમ ઋષિકાળના જ્ઞાન, ધર્મ, તથા આચારનું આરોપણ કર્યુંછે તેમજ બીજા પાત્રમાં પણ કર્યું હોત તો એની પાત્રતા સ્વભાવિક દેખાત રસવધત, અને નાટકનો કેટલોક ભાગ હાલ કેવળ પ્રહસન રૂપજ થઈ પડ્યો છે તેમ ન થાત અને પિતૃ ભક્તિનો સચોટ બોધ મળત.

તોપણ, આ નાટકમાં પાત્ર ભેદ છે ખરો અને એ એની એક વખાણવા લાયક ખૂબી છે, કેમકે હાલના ઘણા ગૂજરાતી ગ્રંથોમાં પાત્રભેદની ખામીજ છે, તેમાં જે પાત્ર હોયછે તે ઘણું કરીને નામનાંજ—નિર્જિવ ખોખાં જેવા હોય છે. જેના મોંમાં જે બોલ ફાવે તે ઘોંચી ઘાલેલા માલમ પડેછે, પણ પાત્રનો કશોએ વિચારજ કરેલો જણાતો નથી. આવા ગ્રંથમાં એકના બોલ બીજું બોલ્યું એમ ધારીએ, તો પણ કાંઈ હરકત નડે નહિ.

આવા કાવ્ય ગ્રંથતો પાત્રશૂન્યજ કહેવાય અને નાટકમાં પાત્રશૂન્યતાના જેવો બીજો દોષ નથી. પણ આ નાટક એથી ઉલટુંજછે. એમાં સ્વચ્છંદી સંભાષણની ગૂંથણી કરી નથી પણ પ્રસંગાનુસાર પાત્ર પરત્વે જે રસના ઉદ્દગાર નીકળે છે તેજ ઘણે ઠેકાણે આણવાનો પ્રયત્ન કર્યો છે. આ નાટકમાં પાત્ર ભેદ છે એટલુંજ નહિ, પણ ઘણે ઠેકાણે તે ચોખો અને સરસ છે. આવો ગુણ હોવાને લીધેજ અમે એમાં કાળદોષ થઇ ગયો છે તે સમજાવવાને માટે ઉપર કાંઇક મહેનત લીધી છે કે આ નાટકકાર ફરીથી જ્યારે આવો ગ્રંથ રચવા બેસે ત્યારે પોતાની પાત્રભેદ્દ શક્તિને આવા ઉપકારણથી દૂષિત થવા દે નહિ.

હવે પાછા અમે એ કથાને પ્રવાહેજ ચાલીએ છઇએ. શાંતનુએ તો વસ્તારની વેઠ બહુએ વર્ણવી, પણ તેથી જ્ઞાનવતીની તૃષ્ણા કાંઈ ઓછી થઇ નહિ. ઉલટું એનું મન પણ તેણીએ ડગાવ્યું. પોતાના જવાબમાં જ્ઞાનવતીએ ઘડપણમાં છોકરાં કેવાં ખપ લાગે છે તેનું એવું બ્યાન કર્યું કે ઋષિનું મન તે તર્ફ લોભાયું. પરંતુ પુત્રપ્રાપ્તિને અર્થે કયા દેવને ઉપાસવા તે પોતાને સૂઝયું નહિ તેથી સ્રીને પૂછયું, અને તેણે ટપ બતાવ્યું કે ચાલો મહાદેવની ઓળંગ કરીએ. જ્ઞાનવતી ગુરૂપણામાં ડાહી તો ખરી કે કાંઇ કપરૂં તપ કે સાધના બતાવ્યું નહિ, કેમકે છોકરાંને સારૂ એવાં કષ્ટબષ્ટ વેઠે એવાં કાંઇ આ ડોસો જણાતો નથી. હજી તો એના મનમાં પુત્રપ્રાપ્તિ લાભકારક છે કે નહિ તેનોજ ડગડગો હતો. એણે નજર પોહોંચાડી કે પુત્ર થયો પણ તેણે કદાપિ ઘડપણમાં ચાકરી નજ કરી તો? પછી તો આટલી બધી વિટંબણા વેઠેલી તે છૂટીજ પડો પિંડના ગોળા મૂકવાને પુત્ર જોઇએ એવો વહેમ તો આ સુધરેલા ઋષિના સ્વપ્રામાંએ હતોજ નહિ. તોપણ એના પિતૃઓને ભાગ્યે એક જણે આવી એના મનનો સધ્રળો ખરખરો દૂર કર્યો અને પછી એ રાજી રાજી થઇ પુત્ર માગવા પોતાની સ્રી સાથે હિંડ્યો. આ પ્રમાણે શાંતનું કાકાનું મન ફેરવી નાખનાર બીજું કોઈ નહિ પણ પેલો વિદૂષકજ હતો. વિદૂષકને ઘેર "કરતાં હોય તે કરો ને છાસની દોહોણી ભરો" એવું બોલનારી રાંડ હતી અને તેથી તેનો નાદડો ઉતારવા" હાથમાં મૂશળ, ખેમને કુશળ'નો ખેલ એણે તેના પીયેરીઆં પાસે ભજવવાની વેતરણ કરી મૂકી હતી. તે જોવા તેમને એ બજારમાં તેડી ગયો અને તે ભવાઇ જોઇ ઋષિ મહારાજ રાજી થયા કે

આખરે હાડ હસે ને લોહી તપે, પછી પૂશીની સાથે સ્ત્રી જોડે કૈલાસમાં ગયા. દર્શન તો ગયાં તેવાંજ થયાં.

મહાદેવ એવી સરતે પુત્ર આપવા કબુલ થયા કે મોટો થાય ત્યારે તમે બંને આંધળાં થશો. આ સાંભળી જ્ઞાનવતી આગળ પડીને બોલી કે ઘડપણમાં આંખનું તેજ બધાનું જાય છે તેમ અમારૂંએ જશે તો કાંઈ ફિકર નહિ, પણ છોકરો હશે તો તે વેળા ચાકરી થશે. આ દલીલ ભટજીને ગળે ઉતરી અને ત્યારે તેણે પણ હા ભણી, અને શિવે 'તથાસ્તુ' કહી વિદાય કર્યાં કે તેઓ હરખાતાં હરખાતાં પોતાને આશ્રમે આવ્યાં. આ પ્રમાણે પહેલા અંકમાં શ્રવણની ઉત્પત્તિની કથા કલ્પી છે.

સોળ વર્ષે નાટકનો પડદો પાછો ઉઘડેછે અને બીજો અંક શરૂ થાય છે. એ દરમ્યાન શ્રવણ જન્મ્યો, પરણ્યો, અને સોળ વર્ષનો થયો. જન્મ્યાની જોડેજ પરણ્યો કહેવાનું કારણ એછે કે એ ઋષિ મહારાજે (પોતાને છોકરાને ગુરૂગુરૂને ત્યાં ભણવા મોકલ્યો કે નહિ તે તો કાંઇ જણાતું નથી પણ) ગૂજરાતની સનાતન રૂઢિ પ્રમાણે તેને બાળપણથીજ પરણાવ્યો હતો એ સંતોષકારક વાત તો ખુલીજ છે, કેમકે આ વેળા ઘરમાં ક્યારનીએ કોઇ પારકી જણી વહીતરૂં કરવા આણેલી નજરે પડેછે. આ સાવિત્રી વહુ બોલવા ચાલવામાં પ્રૌઢા જેવાં દેખાયછે, અને તેથી વખતે એમ પણ વહેમ જાય છે કે ભટજીએ ઘરડા વરડાની આબરૂ રાખવાને ચાર પાંચ વર્ષનું કજોડુએ જોયું હોય. પણ આપણે ભૂલ્યા. આ બિચારા કળિકાળના ભટજી તો (ઇશ્વરના ધ્યાનમાં કે પછી અફીણની ઝૂમમાં, રોજ શૂનમૂન જેવાજ ઘરમાં બેશી રહેતા, અને ઘરમાં સઘળી ઘડભાંગ કરનાર તો જ્ઞાનુકાકીજ હતાં. એ જ્ઞાનુકાકી છેક નિર્દયતો નહોતાં, પણ વહુવારૂઓને પલોટવામાં પહેલા નંબરના જણાયછે. વાત કરતાં બિચારી સાવિત્રી ઉપર રોજ ઉતરી પડે અને તેની સાત પેહેડી ઉકેલે તેમાં જ્યારથી મહાદેવના કહ્યા પ્રમાણે અંધાપો આવ્યો ત્યારથી તો એ ડોસીએ દાંતીયાજ કાઢવા માંડ્યા.

વાત કરતાં વચકું પડે. હરઘડી લડવાના છીડાં શોધે, અને જ્યારે બોલે ત્યારે મોંમાંથી ફૂલજ ગરે. કરને કારવતે પણ વહુના ભાઇ બાપ તો દહાડામાં સોવાર મરે. એટલું કરીને પણ ડોસીમાં ધરાતાં નહિ: વારે વારે શ્રવણને બાઇલો બાઇલો કહી ઉશ્કેરવાનું કરે. એના મનમાં તો વહુની પૂંજા પાત્રી કરાવવાની બહુ મર્જી હતી, અને તેમ શ્રવણે કર્યું નહિ માટે

એમ ધારીએ છઇએ કે કાંઈ તો મરતી વખત પણ એ તર્ફનો ઓરીઓ નાનુકાકીના જિવમાં રહીજ ગયો હશે.

સાવિત્રીબાઇ પણ કાંઇ બહુ ભલાં તો નથી. લોક લાજે ઘર ધંધો ને સાસુસસરાની ચાકરી તો કરે છે, પણ તેમની સેવાકરવી એ મારો ધર્મ છે એ વાત તો તેના સ્વપ્નામાંએ નથી. એના મનમાં તો હરઘડી એમ થયા કરેછે કે કયારે હું આ વેઠમાંથી છૂટું. વખતે સામો ચપ જવાબ આપવામાં પણ કાંઈ ચૂકે એવી નથી. એક વખતે ઓસડ મર્ચાં વાળે ઓરસીએજ વાટી લાવી સાસુસસરાની આંખે ચોપડ્યું.ભૂલ થઇ એમ માનીએ તોપણ કામ કરવામાં બે ફિકરી ને ફુઅડ તો ખરીજ. ધણીના કાન ભરવા એ તો એનો ધંધોજ હતો. એણે બહુએ સ્ત્રીચરિત્ર કર્યાં, પણ જ્યારે શ્રવણ ડગ્યો નહિ ત્યારેજ તે હારીને બેઠી.

એક શ્રવણનું મન શુદ્ધ ને ઉંચી જાતનું હતું. છોકરાં ઉપર માબાપ કેટલું હેત રાખેછે તે તર્ફ એનું નાનપણથીજ લક્ષ ગયું હતું, અને તેથી એને નિશ્ચય થયો હતો કે તેનો બદલો કદી પણ છોકરાંથી વળી શકે એમ નથી. માબાપ ઉપર એ બેહદ પ્યાર રાખતો, તેમનો અવગુણ એના મનમાં કદીએ વસતો નહિ, તેમની સેવામાંજ મચ્યો રહેતો, અને હરઘડી એમજ ઝંખ્યા કરતો કે એમનો પાડવાળવાનો કાંઈ પણ પ્રસંગ કયારે આવે કે મારો જન્મ કૃતાર્થ થાય. એ ખરેખરો માબાપની ભક્તિમાં તદાકારજ થઈ રહ્યો હતો. પણ આવી સ્થિતિમાં એ પ્રમાણે સર્વદા કરવું એ કેટલું મુશ્કેલ પડતું હશે તે નીચેના એક દિવસનાજ એના ચરિત્ર ઉપરથી સહજ સમજ્યામાં આવશે,

માબાપની આંખે દર્દ થયું કે તુર્ત એણે વૈદ્યને બોલાવ્યો. ગામડીયા વૈદ્ય પાસે અંજન બંજન તો કયાંથી હોય તેથી તેણે કોઈ ઝાડના પાનડાં બતાવ્યાં. તે લેવા શ્રવણ તત્કાળ પાદરે દોડયો. ખોળતો ખોળતો વનમાં છેક આઘો ગયો ત્યારે તે ઝાડ હાથ લાગ્યું,પણ તેનું થડ બહુ સીધું હોવાથી તેપર ચડવાની હિંમત ચાલી નહિ ત્યારે એક સોટું શોધી લાવ્યો, પણ તે પહોચ્યું નહિ. પછી નાચાર થઈ છલંગો મારી મારી સોટાથી પાનડાં પાડવા લાગ્યો. રંગભૂમિ પર આ ખેલ પણ એક જોવા જેવોજ રંગ થઈ રહ્યો કલાકેક મથ્યો ત્યારે ખપ જોગાં પડી રહ્યાં, અને પછી તે ઘર તર્ફ વળ્યો. પણ રસ્તામાં કોળી મળ્યા. એની પાસેથી લેવાનું તો શું હોય પણ

ગામમાં જઈ ખબર ન કરે એમ ધારી એને, એક ઝાડ સાથે બાંધી કોળીઓ ચાલતા થયા. કેટલીક વારે કોઈ સવાર આવ્યો તેણે એને છોડ્યો. એ રીતે એને પાછો ઘેર પહોંચતાં છેક પાછલો પહોર થઈ ગયો. સવારનો ભૂખ્યો ને તરસ્યો હતો તેમાં વળી આવાં આવાં કષ્ટો વેઠયાથી છેક થાકીને લોથ થઈ ગયો હતો. પણ આ કંકાસીયા આશ્રમમાં આવેથી ક્યાં તે તુર્ત રોટલો પામે એમ હતું? માબાપ કાંઈ જંપ્યાં હતાં તેથી એટલીવારમાં હું પરવારી લઉં એમ ધારીને રસોડામાં ગયો. ત્યાં નાહી ધોઈ રહ્યો ત્યારે બાઇડીએ તો કહ્યું કે આવો ઉંની ઉંની રસોઈ જમી લો, પણ માબાપને જમાડ્યા પહેલા શ્રવણ જમતો નહિ. એટલામાં ડોસીમા જાગી ઉઠયા અને શ્રવણને બૂમ પાડી. એ ધસ્યો ધસ્યો તુર્ત ત્યાં ગયો., પણ આવીને રસોડામાં બેઠો હતો એટલું સાંભળતાંજ "હત! પીટયા બાઇલા" એમ કહીને એની ધોકણીજ ધોવા માંડી. જ્યારે એ ઉભરો સમ્યો ત્યારે ફોસલાવી પટાવી જમવા તેડી ગયો પણ વડાં કેમ કર્યાં ને અડદની દાળ કેમ ન કરી એ બાબત ભારે ઝગડો ઉઠયો. શ્રવણે જેમ તેમ સમજાવી ફરીથી દાળ ઓરાવી તે થઈ ત્યારે ડોસીમાને કાચી પડી અને છૂટી વાડકીજ વહુને મારી રસોડામાંથી રીસાઇ ગયાં. ઝગડો ખૂબ જામ્યો. પણ કેટલીકવારે તે પણ શ્રવણે કળથી પતાવ્યો અને પોતેજ રસોઈ કરવા બેઠો. લસલસતા શીરાની સોરંભથી ડોસીમા પ્રસન્ન થયાં ખરાં, અને વહુને બોલાવી કે આવ આપણે સઘળાં જોડે જમીએ. ત્યારે આ વખતે "તમે આ વખતે "તમે તમારે જમો! મારે તે નથી જમવું." એવો વહુજીએ તોર બતાવ્યો. કજીઓ પાછો વધ્યો, ને કહેવત પ્રમાણેજ રાંધ્યાં ધાન્ય રહ્યાં. ડોસી કહે કે વહુ ન જમે તો હું એ ન જમું. આ બધું જુધરાણુ ગાજી રહ્યું હતું તે વેળા પેલા ભટજી મહારાજ તો પોતાના સ્વભાવ પ્રમાણે શ્રી કે કૃષ્ણ કાંઈ બોલતાજ નથી, અને તેમ તેને કોઈ બોલાવતુંએ નથી. પણ પેલા બિચારા શ્રવણનો બે તર્ફથી મરો થયો. આમ એની મા બાઇલો બાઇલો કહી ભાંડેછે, તો પેલી તર્ફ એની પરણીયલ માવડીમુખો કહી એના નામનો છેડોજ વાળીને બેઠીછે. તોપણ આખરે વહુ સમજી અને કજીઓ પત્યો. પછી શ્રવણે માબાપને પેટભરી જમાડ્યાં અને તેઓને સુવાડી આવ્યો. પછી ધણી ધણીઆણી સામસામા જમવા બેઠાં. પણ એ લા'વો તે શ્રવણના નશીબમાં હોય? એટલામાં ડોસીમા

જાગ્યાં ને બૂમ પાડી કે "શ્રવણ, મારે ઝાડે ફરવા જવુંછે!" શ્રવણ જમતો જમતો ઝટ હાથ ધોઇને ઊઠ્યો અને માને ભાગોળે દોરી ગયો!

આ ભવાઇના છેલ્લા ભાગે તો હદજ વાળી છે. આ આખો અંક હાસ્ય રસથીજ ભરપુર છે. અને ઘણે ઠેકણે નાટકની હદ મૂકી ફાર્સમાં ચાલ્યો જાયછે. શ્રવણની પિતૃભક્તિ વખાણવા કરતાં આ સાસુ વહુની ભવાઈ જોવા તર્ફ આપણું લક્ષ વધારે રહેછે. અને એજ ગંભીર રસમાં હાસ્ય મૂકવાનો ગેરફાયદો છે. તોપણ આપણી હાલની સંસારી સ્થિતિનાં તે ખરેખરાં પ્રહસન છે, અને તે એકલાં વાંચતાં સારો રસ ઉપજેછે.

હજી પણ શ્રવણની પિતૃભક્તિ તો દીનપર દીન વધતી ચાલી. એના જાણવામાં આવ્યું કે મા બાપે મારે માટે દૂધ શાકરની બાધા લીધી છે. તુર્તજ એણે પોતાની પાસે પૈસા તો મળે નહિ તેથી, કાવડમાં બેસાડી ખાંધે લઇનેજ ચાર ધામની જાત્રા કરાવવાનો નિશ્ચય કર્યો. આ સાંભળી એની બાઇડીને બહુજ દુઃખ લાગ્યું, અને બહુજ બોલવા લાગી ત્યારે શ્રવણે જરા એમ કહ્યું કે "જા મારા મોઢા આગળથી દુષ્ટ." કે તે પ્રમાણેજ તે રીસમાં ચાલી નીકળી હવેથી નાટકનો રસ ને કાળ કાંઈક ફરેછે. સાવિત્રિ ચાલતી ચાલતી કોઈ જોગીના આશ્રમમાં જઇ ચડી અને બહુ તરસ લાગી હતી તેથી બૂમ પાડીને પાણી માગ્યું. જોગેશ્વરની સમાધિમાં ભંગ થવાથી રાતો પીળો થઈ ગયો. એની આંખ જોઇનેજ પેલી બળું બળું થવા લાગી,અને તેથી કરગરી પડી. પછી જોગીએ ઘડો દોરડું બનાવ્યું તે વડે પાણી કાઢીને પીધું એવામાં કોઈ બીજી સ્ત્રી ત્યાં આગળથી પોતાના પિત્તિયા ધણીને સારૂ ગંગાનુ પાણી ભરીને જતી હતી. જોગીએ તે ગંગાજળ માગ્યું, ને તેણીએ ચોખી ના કહી, ત્યારે શ્રાપની ધમકી આપી; તોપણ તે તો કાંઈ ડરી નહી અને કહ્યું હું પતિની સેવા કરૂંછું તેથી મને કોઇનો પણ શ્રાપ લાગવાનો નથી. સાવિત્રી સમજી કે આ બધો સ્વામી સેવાનો પ્રતાપ છે, અને જોગેશ્વર પણ અભિમાન મૂકીને પગે લાગ્યો. તે બાઇએ જોગીને કહ્યું કે હું તને બોધ કરવા યોગ્ય નથી. પણ જો તારે તારો સ્વધર્મ જાણવો હોય તો ધર્મપુરીમાં ધર્મસ્ત નામનો એક મહાપુરૂષ વસે છે તેની પાસે જા. તે પ્રમાણે તેઓ બંને ત્યાં ચાલ્યાં.

આ મહાપુરૂષ તો ચમાર નીકળ્યો. તે પોતાના ઘરમાં દેવને સ્થાને મા બાપને બેસાડી નવાડતો, સુવાડતો, થાળ ધરાવતો, આર્તી ઉતારતો વગેરે.

રોહીદાસ ચમારની જે ભક્ત માળમાં વાત છે તેજ અહિંયા જુક્તિથી સંક્ષેપમાં મૂકેલી છે. પેલો જોગેશ્વર તો આ ચમારનું ઐશ્વર્ય જોઈ પોતાનાં ભગવાં કાઢી નાંખ્યાં ને મા બાપની સેવા કરવા ચાલ્યો. સાવિત્રીએ પણ જાણ્યું કે મારો સ્વામી તો મહાધર્મનું કામ કરે છે અને તેથી તેને સહાય કરવાને પાછી ઘર તર્ફ વળી. એટલામાં શ્રવણ કાવડ બાવડ ઘડીને તૈયાર થઈ રહ્યો હતો. એનો વિચાર જાણી ગામના લોક તો હસવા લાગ્યા. મા બાપના મનમાં અંદરખાને તો ગમતુ હોય એમ જણાય છે, તો પણ તેઓએ પણ એને બહુ વાર્યો. પણ શ્રવણ તો એ વાતનો મમત લઇનેજ બેઠો હતો. જાત્રાની વાત ભાગી પડાવવા સારૂ વિદૂષકે આવીને કાકા કાકી આગળ "સાસુ વધાવીને આવ્યા" ની જે વાત આપણા લોકમાં ચાલે છે તે પોતે અનુભવી હોય એ પ્રમાણે કહી સંભળાવી આ સાંભળી કાકી મા ચમક્યાં ને બોલ્યા કે રખેને મારી વહુ પણ કોઈ દિવસ એમજ કરે. વિદુષક કહે કે એ તો મર્ચાંના પાટા બંધાવવા વાળી છે તેથી સંભાળીને જજો, નહિ તો જાત્રામાં તમારૂં કાટલુંજ કાઢી નાખશે. આ ઉપરથી કાકીમા સમ ખાઇને બેઠા કે એ વહુ આવે તો મારે જાત્રા આવવું નથી. વિદુષક બિચારો કરવા ગયો કાંઈ ને આ તો થઈ ગયું કાંઈ. શ્રવણ પોતાની પ્રતિજ્ઞા છોડે એવો નહોતો. તેણે શીખામણ દઈ વહુને પિયર વિદાય કરી, ને પોતે ખાંધે કાવડ ચડાવી "પરિબ્રહ્મ નારાયણની જે" કરીને નીકળ્યો તે બિચારો પાછો ઘેર આવવાજ પામ્યો નહિ. આ રીતે ત્રીજો ને ચોથો અંક પૂર્ણ થાયછે.

એ રીતે બ્રહ્મચારીને વેષે શ્રવણ માબાપને કાવડમાં બેસાડી ચાર ધામ કરાવવા નીકળ્યો. ચાર ધામ કહ્યાં એટલે તેમાં બધી જાત્રાઓ આવી રહી. આ ગામ મૂકીને બીજું લે; એક તીર્થથી નીકળી બીજે તીર્થે જાય. એમ કરતાં કરતાં બાર વરસ વહી ગયાં અને એ આખો ભરતખંડ ફરી વળ્યો. એની પિતૃ ભક્તિ જોઈ લોકો છક થઇ ગયા અને ગામે ગામ એના ગુણ ગવાવા લાગ્યા. એકલી જાતે, પગે ચાલતાં, માગી તાગીને પેટ ભરતાં, મા બાપને કાવડપર ઉપાડી, અને તેમને ઉનો વા પણ ન વાય એવી રીતે બરદાશ લેતાં, એક દહાડો નહિ પણ આખાં બાર વરસ સુંધી એણે જરા પણ કંટાળ્યા વિના ઉમળકાની સાથે એક મને જે મા બાપની ભક્તિ કરી તે જોઇને ઇંદ્રને પણ એમ લાગ્યું કે એની આગળ મારૂ પણ તપ કાં-

ઇજ નથી, અને તેથી તેનું ઇંદ્રાસન ડોલવા લાગ્યું. નારદજી ત્યાં આવ્ય હતા તેણે શીખામણ આપી કે તું જઇને તેના તપમાં ભંગ પાડ. તે ઉપરથી ઇંદ્ર સિંહનું રૂપ ધારણ કરી એક વનમાં લાગ જોઈ ઉભો રહ્યો. એ કાવડ મૂકી જરા કાંઈ આઘો ખસ્યો કે પેલાં ઘરડાં મા બાપની તરફ તે ઘુઘવીને ધાયો. એ ડોસાં તો કાગારોળ કરવા લાગ્યાં. શ્રવણ ભટ પાછો દોડ્યો અને તેમની ને સિંહની વચમાં આડો આવીને ઉભો. સિંહ બોલ્યો "ખસ આઘો, મૂર્ખા તું શું કામ મરેછે" એણે કહ્યું કે "મને ખાવો હોય તો ખા, પણ હું ખસનાર તો નથી." ત્યારે સિંહે ચીડવાઇને કારમી ચીસ પાડી એના શરીરપર ધસારો કર્યો. "અમને માર, અમને માર" એમ બોલી મા બાપ તો મૂર્છા ખાઇને પડ્યાં. પણ શ્રવણ તો જરાએ ડર્યો નહિ મા બાપની ઢાલ થઇને જ્યાં ઉભો હતો ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. પણ શો ચમત્કાર! આંખ ઉઘાડી જોય છે તો સિંહ કે બિંહ કોઈ મળે નહિ. આ તો કોઇ દેવનું કૃત્રિમ છે એમ બોલી શ્રવણે મા બાપને ઉઠાડી આસના વાસના કીધી અને પછી પોતાને પંથે પડ્યો.

ઇંદ્રનું આમ ફાવ્યું નહિ ત્યારે તેણે બીજો છળ આરંભ્યો. બ્રાહ્મણને વેષે એને ભમાવી કુરૂક્ષેત્રને માર્ગે લઇ ગયો. આ પાપિણી ભૂમિપર પગ મૂક્યો કે એની બુદ્ધિ ચળવિચળ થવા લાગી. તો પણ મનને પ્રબોધી પ્રબોધી અર્ધે સુધી તો ચાલ્યો. મધ્યે આવ્યો કે એની બુદ્ધિ હાથ રહી નહિ, ને મા બાપને જોસાં લપકા કરવા માંડ્યા. આગળ જતાં તો ચીડવાઇને કાવડ ભાંયપર મૂકી ચાલતો થયો. પણ થોડેક દૂર ગયો કે દયા આવી, ને પાછી કાવડ ઉપાડી. એમ દશ વીશવાર કર્યું. છેલ્લી વારતો બહુજ અડે ભરાયો. મા બાપે કાલાવાલા કર્યા, રડી પડ્યાં, અને લાલચ બતાવી ત્યારે વળી સમજ્યો. તો પણ એમ કરી કરીને એ મા બાપને ચલાવ્યા વિના એણે એ વિગ્રહ ભૂમિ પસાર કરી. હવે એનું કર્તવ્ય પરિપૂર્ણ થયું, ને પોતાના આશ્રમની લગભગ આવી પહોચ્યાં. એવામાં ભોગજોગે મા બાપને તૃષા લાગી. હમેશાં પાણી ભરી રાખતો હતો પણ આ વખતે તે થઈ રહ્યું હતું તેથી તે સર્યૂ નદીમાં સિરોહી ભરવા ગયો, અને ત્યાં મહા કરૂણાજનક બનાવ બન્યો. દશરથરાજા શિકાર કરવા નીકળ્યા હતા તેણે એ પાણી ભરતો હતો તેનો ભડભડાટ સાંભળી હાથી છે એમ ધારી અંધારામાં શબ્દને આધારે બાણ માર્યું અને તે એની છાતીમાંજ આવી ભચ વાગ્યું. "અરે રામ મારા ધ-

રડાં માબાપની શી વલેહ” એમ બોલી તે ધરણીએ ઢળ્યો. દસરથદે-ડતો દોડતો ત્યાં ગયો અને પોતાને હાથે જે અઘોર કર્મ નીપજ્યું તેનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. શ્રવણે આંખ ઉઘાડી કહ્યું ‘મારા માબાપ તરસ્યાં છે તેને તાકીદથી જઈને આ પાણીપા’ અને એ બોલની સાથેજ એના પ્રાણ છૂટ્યા. દશરથ ધ્રુજતો ધ્રુજતો ઘરડાં માબાપની પાસે ગયો અને અણબોલ્યાંજ પાણીનો લોટો હાથમાં આપ્યો, માબાપ તુર્ત ચેતી ગયાં કે આ શ્રવણ ન હોય. શ્રવણ હોય તો આદર સત્કારના મિષ્ટ ભાષણવિના કદી પાણી આપે નહિ. સઘળું જાહેર થઈ ગયું. ઋષિને ઋષિપત્નિ પુત્ર-વિયોગે ટળવળવા લાગ્યાં. પોતાના પુત્રના સબને બાઝી બાઝી ખૂબ રોયાં અને પછી પોતે અગ્નિ પ્રવેશ કરવા તત્પર થયાં. દશરથ રાજાને રૂએ રૂએ પશ્ચાત્તાપ વ્યાપી રહ્યો અને તે બોલ્યો કે આ હત્યામાંથી મુક્ત કરવાને મને શ્રાપ દો. ત્યારે તે ઋષિએ કહ્યું કે જા તુ પણ પુત્ર વિયોગે આમજ ટળવળીને મરજે. પછી તેઓએ અગ્નિ પ્રવેશ કર્યો, વિમાનમાં બેસીદિવ્ય સ્વરૂપે શ્રવણ આવ્યો, અને તેમને તેડી નિરંતર સેવા કરવાને સારૂ સ્વર્ગમાં જઈ વસ્યો.

એ રીતે આ કથાની સમાપ્તિ થાયછે. અમે એ માંહેલો સઘળાં કા-ર્યનો હુંડો ઉપર એવી રીતે આપ્યો છે કે વાંચનારે પોતાની મેળેજ જોઈ લીધું હશે કે આ નાટક વાંચવા લાયક, સુબોધકારી અને રમુજીછે. તેથી હવે એની ભાષા તથા રસ વિષે બે શબ્દ બોલી અમે અમારૂં વિવેચન બંધ કરીએછીએ. એમાં હાસ્ય, શાંત, અને કરૂણા એ ત્રણ રસ અનુક્રમે સારાછે, પણ નાટક રૂપમાં જેટલું ચાંચલ્ય જોઈએ તેટલું તેમાં નથી. છેલ્લો કરૂણાત્મક ભાગ ઉત્તમ રીતે લખાયો નથી. શ્રવણે મરતી વખતે દશરથ સાથે જે સંવાદ વણઝારાના રાગમાં ચલાવ્યો છે તે જનસ્વભાવથી ઉલટો અને કાર્ય સિદ્ધિમાં અંતરાય કરનારો છે. કાર્યસિધિ તો આખા નાટકમાં ધીમીજ ચાલી જાય છે, પણ તેનો પ્રવાહ નિરંતર વહ્યા કરે છે એ ઠીક છે. કાર્યની સાથે કાંઈ સંબંધ ન હોય એવો પ્રસંગ એમાં એકે નથી. કેટલાક પ્રસંગો રસ ભર્યા અને ધામધૂમીઆ પણછે. તેથી શ્રોતા-ઓને રંગભૂમિ ઉપર આનંદ પમાડે એવો પણ કેટલોક ભાગ એમાં છે. નાટકની ભાષા શુદ્ધ અને પ્રૌઢછે—માત્ર કોઈ કોઈ ઠેકાણે ચરોતરી પ્રાંત-ભેદ તરફ જરા ઝોકી જાયછે. પાત્ર પરત્વે ભાષા ન બદલાતાં એકે જાતનીજ

પ્રે ઢી બધે ખાલી રહે છે એ ઠીક નથી. વળી વાક્યરચનામાં કાંઇક દીર્ઘ સૂત્રતા પણ જણાયછે, તોપણ બધી રીતે જોતાં આ નાટકની ભાષા તથા રસ એ બંને સારાં છે, અને ભાઈ ભોગીલાલે નાટક જેવા કઠિણ વિષયમાં ઘણે દરજ્જે ખરેખરી ફતેહ મેળવી છે. આખા ગ્રંથમાંથી બોધ પણ સારો મળેછે. એ બોધ કેવા ઉલટથી આપવાને યત્ન કર્યું છે તે જાણવાને સારૂં અમે એ નાટકમાંથી બે સવૈયા નીચે ઉતારીએ છઇએ.

ઇંદ્રવિજય છંદ.

માત તણા ઉપકાર બરાબર, અન્ય નહી ઉપકારજ એણે;
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કુણ લેખે ?
માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધથી અધકી છે;
માત તણી મમતા તણી કિંમતથી અવધી અવધી અવધી છે !
પૂતન સેવત માતપિતા પદ, પૂત કપૂતે તે જન્મ ધર્યો કાં?
પૂતનો પ્રેમન માતપિતા પદ, પૂત કપૂત જિવ્યો જનમી કાં ?
પૂતનો માતપિતા ન ભજ્યો,તવ પૂતન પથ્થર પેટ પડ્યો કાં ?
પૂતન સેવત માતપિતા તવ, ફોકટ ભાર વહ્યો જનની કાં ?

## જ્યોર્જ વાશિંગ્ટન અને વિલિયમ ટેલનાં ચારિત્ર.

એ નામનું પુસ્તક તેના બનાવનાર રાજ્યશ્રી ગણપતરામ વેણીલાલ ઓઝાની તરફથી મળ્યું તેની પહોચ ઉપકારની સાથે કબુલ કરીએ છઇએ. એ ચરિત્રો ઇંગ્રેજી ઉપરથી ભાષાંતર કરેલા છે. આ ગ્રંથ કર્તાએ પ્રથમ પણ એવાજ કામથી દેશની સેવા બજાવેલી છે અને એમનું નામ અમે આશા રાખીએ છઇએ કે વાંચનારાઓને છેક અજાણ્યું નહિ હોય. એ ભાઈ ભાષાંતરને માટે ઘણાજ ઉપયોગી વિષય પસંદ કરે છે અને પછીથી પોતાની શાંત સુઘડ ભાષામાં એવી રીતે લખે છે કે તે તર્જુમા છે એમ ભાગ્યેજ કોઇને માલમ પડી શકે. ભાષા હમેશાં શુદ્ધ અને પ્રાંતભેદની જરા પણ છાયાવિનાની માલમ પડેછે. આ ગ્રંથમાં *'ખબર' ને નરજાતિ લગાડીછે

*આ 'ખબર' શબ્દની ખાસખબર લેવાનું કારણ એ છે કે આ દોષ કાઠીયાવાડમાં હાલ ઘણોજ સાધારણ થઈ પડ્યોછે અને એ વિષે લખવાની પણ કેટલાક ગૃહસ્થો તરફથી અમને ભલામણ થઈ હતી. કવિ દલપતરામ

તે સિવાય બીજી એકે કાઠીયાવાડી ઢપ એમાં નથી. તેમજ આ ઇંગ્રેજીમાંથી ભાષાંતર છે તો પણ એમાં ઇંગ્રેજી રીતની વાક્ય રચનાને ખંતથી દુર રાખી છે. અગર જો કે, "જેમકે" "જે કે" વગેરે શબ્દાવળીઓ કોઈ કોઈ ઠેકાણે વાપરી છે તે ગૂજરાતી રૂઢિની વિરૂદ્ધ તોપણ તે સ્થળે તે વાક્યોના અર્થ રસને જાળવવા એવી અવશ્યની જણાય છે કે તે દોષ છે એમ અમે કહેતા નથી. માત્ર એ તર્ફ આ અનુભવી ભાષાંતર કર્તાનું લક્ષણ ખેંચવાને અર્થે અમે તે વાત સંભારીએ છઇએ.

વાશિંગ્ટન અને ટેલ એ બંને પુરૂષોનાં ચરિત્ર એવાં તો અગત્યના ને સુબોધકારી છે કે તેની માત્ર નોંધ લઇનેજ બેસી ન રહેતાં કાંઇક સાર આપવો દુરસ્ત ધારીએ છઇએ.

અમેરિકામાં સ્વતંત્ર સંસ્થાનો કહેવાય છે તેમાંના વર્જિનિયા સંસ્થાનમાં જ્યોર્જ વાશિંગ્ટન ૧૭૩૨ માં જન્મ્યો. તે વેળા આ સંસ્થાનો સ્વતંત્ર નહોતા, પણ ઇંગ્લાંડની સરકારને તાબે હતા કેમકે એ સંસ્થાનોમાં વસેલા લોક મૂળ ગ્રેટબ્રિટનથીજ આવેલા હતા. એ સંસ્થાનોએ સ્વતંત્રતા મેળવી તેમાં ઘણી મહેનત વાશિંગ્ટનની હતી, અને એ માટે એનું નામ જગતમાં અમર થઈ રહ્યું છે. એ એક પાટીદારનો છોકરો હતો. પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાવવા લાગ્યાં. છોકરાઓની ટુકડીઓ કરી તેમને કવાયત કરાવતો તથા કિલ્લાઓ સર કરવાની રમત રમતો. જે કામ કરતો તે ધ્યાન તથા ખંતથી ચોખુંજ કરતો, ને પોતાની ફરજો બજાવવા તર્ફેજ એનું હમેશાં લક્ષ રહેતું.

એને કેળવણીમાં તો માત્ર લખવું વાંચવું, હિસાબ, અને કર્તવ્ય ભૂમિતિ એટલુંજ શીખવ્યું હતું. ઉંચી કેળવણીને માટે તો તે વેળા ઇંગ્લાંડ જવું પડતું, અને તેમ તો અમેરિકાના થોડાજ માબાપ કરી શકતા હતા. પણ જેટલું ભણ્યો હતો તેટલું પાકું ને સચોટ હતું. ૧૬ વર્ષની ઉમરે એને

(જે કાઠીયાવાડના વતની છે) તે કહે છે કે હું નાનો હતો ત્યારે એ શબ્દ કાઠીયાવાડમાં નારિજાતિમાંજ બોલાતો હતો, પણ એક પ્રસંગે લાંગ સાહેબ નરજાતિમાં બોલ્યા, તેમનું સાંભળી રાજસ્થાની કામદાર બોલવા લાગ્યા, અને છેવટે ધીમે ધીમે એ રીતે સઘળાના બોલવામાં પેઠી. આ રીતની ઉત્પત્તિ ગમે તેમહો, તોપણ ગૂજરાતી ભાષા બોલનારા બધા લોક નારિજાતિ બોલેછે તેમજ બોલવું એ શુદ્ધ કહેવાય એમાં કાંઈ શક નથી.

સારૂ સરકારી દરીઆઈ નોકરીનો પટ્ટો એના ભાઇએ મેળવી આપ્યો, પણ એની માએ ના પાડવાથી તે વિચાર બંધ પડ્યો. બે એક વર્ષ પછી એ મોજણીદારનો ધંધો કરવા લાગ્યો. એમાં એણે સારૂ મન તથા પૈસા મેળવ્યા, કેમકે એ કામ તે બહુ સારી રીતે કરતો. એ દરમ્યાન એનો મોટો ભાઈ માંદો પડવાથી એણે એ કામ છોડી દીધું અને તે પાણી ફેર જતો હતો ત્યાં તેની મહાવજત રાખવાને સારૂ જોડે ગયો. પણ એના ભાઇને આખરે સારૂં થયું નહિ. તે મરી ગયો ત્યારે પોતાની સઘળી મિલ્કત પોતાની છોકરીને આપતો ગયો, પણ પાછળથી તે છોડી સંતતિવિના મરી જવાથી જ્યોર્જ વાશિંગટન પોતાની બાપીકી જાગીર માંઉટવર્નનનો ખુદ માલીક થયો.

આ વેળા અમેરીકામાં ફ્રાન્સ ને ઈગ્લાંડની સરહદ બાબત તે બંને રાજ વચ્ચે તકરારો બહુ ઉઠવા લાગી હતી. તેથી ત્યાં સંસ્થાનિક શિરબંધી લસ્કર તૈયાર કરવામાં આવ્યું. અને તેમાં વાશિંગ્ટનને મેજરની જગા મળી. એ કામ એણે એવા ડાહાપણથી બજાવ્યુ કે ફ્રેંચ લસ્કરમાં કોઇને કોલકરારને નિમિત્તે મોકલવાનો ઠરાવ થયો ત્યારે ઇગ્રેજી ગવર્નરે એને તે કામનો કમિશનર નીમ્યો. કોલકરાર તો થયા નહિજ, પણ જે જે મતલબ સર એને મોકલવામાં આવ્યો હતો તે એણે ફતેહમંદીથી પૂરી પાડી. અંતે એ બે રાજ વચ્ચે લડાઇનો વખત આવી પહોંચ્યો અને તેમાં એને લેફ્ટેનેન્ટ કર્નલની જગા મળી. પેહેલી લડાઇમાં એણે સારી ફતેહ મેળવી અને થોડા વખતમાં જનરલ મરી જવાથી એને તે અધિકાર મળ્યો.

આ લડાઈ આગળ વધતાં ઇગ્લાંડથી સનંદી લસ્કર આવ્યું. તેના જનરલે એની પ્રથમની પદવી સાથે પોતાના હાથ નીચે "એડી કાંગ" કરીને એને રાખ્યો. આ જનરલની આડાઈ તથા અણસમજને લીધે લડાઇનું પરિણામ ઘણુંજ નઠારૂં નીપજ્યું, પણ તેમાં વાશિંગ્ટનને તો જશજ મળ્યો અને દુનિયામાં જાહેર થયું કે જો એની સલાહ પ્રમાણે જનરલ ચાલ્યો હોત તો ઇગ્રેજ સરકારની ફતેહ થાત. આ હારથી અમેરિકાના ઇગ્રેજોનો જુસ્સો ઉસ્કેરાઇ આવ્યો અને તેઓએ પોતાના ખરચથી પાછું સિરૂબંધી લસ્કર એકઠું કરી ફ્રેંચ સંસ્થાનો ઉપર વેર વાળવાનો નિશ્ચય કર્યો. આ વેળા એની આબરૂ એટલી વધી ગઇ હતી કે વર્જિનિયા તર્ફના લસ્કરનો એને સેનાપતિ કર્યો અને ઇ. સ. ૧૭૫૫ માં એ આખા

લશ્કરનો મુખ્ય સેનાપતિ થયો. સંસ્થાનિક સત્તાધારીઓની દીર્ઘ સૂત્રતા તથા સુસ્તીને લીધે આ લડાઇમાં એને કાંઈ ભારે પરાક્રમ કરી બતાતવાનો પ્રસંગ મળ્યો નહિ. પણ રક્ષણ કરવાની લડાઇનો એને ઘણો અનુભવ થયો અને આગળ જતાં તે એને તથા એના દેશને બહુજ કામ લાગ્યો.

આ લડાઈ થઈ રહ્યા પછી એ નવ વર્ષ સુધી ઘેર જઇને પોતાના પાટીદારના કામમાં ગુંથાયો. એની પાસે ભાંયભાડું બહુજ હતું અને તેથી તેની દેખરેખમાં એનો સઘળો વખત જતો. દરરોજ તે સવારથી સાંજ-સુધી ખેતરોમાં ફરતો, સઘળાને કામ ચીંધતો તથા તપાસતો. આગળ મોટા અધિકાર ઉપર ગયો તે વેળા પણ દર અઠવાડીએ તે પોતાની ખે-તીની હકીકત તથા હિસાબ મંગાવતો, અને એ હુકમ લખી મોકલે તે પ્રમાણેજ એના મહેતાથી થતું. હમણાં તો નાનામાં નાનું કામ પોતે જાતે જઈ તપાસતો અને બીજાને ભરોસે રહેતો નહિ. એ મહેમાનદારી પણ ખરા જમીદારની પેઠે કરતો. એને મોજ શોખમાં ફક્ત શિકાર કરવાની ટેવ હતી, અને તે પણ એવી નહિ કે તેથી એનું કામ બગડે. આવી રીતે પોતાના ઘર ધંધામાં લાગેલો છતાં સાર્વજનિક કામોમાં તેટલોજ ઉદ્યોગી તથા ખંતી હતો. રાજસભામાં ચૂંટી કાઢ્યાથી જે જે એને માથે કામ આવી પડતું તે જાણે પોતાના ઘરનું હોય તેવીજ કાળજીથી કરતો.

પણ હવે એને પોતાના દેશને માટે બહાર પડવાનો વખત પાસે આવ્યો હતો. ઇગ્લાંડને અમેરિકાના સંસ્થાનો વચ્ચે ક્યારની બેદિલી ચાલતી હતી તે ૧૭૭૩–૭૪ માં ઘણીજ વધી ગઈ, અને બધા સંસ્થાનોએ મળીને ઇંગ્લાંડની સામા થવાને કાનગ્રેસ નામની સભા સ્થાપી. વર્જિનિયા તર્ફના સાત ગ્રહસ્થો એ સભામાં ગયા તેમાં વાશિંગ્ટન પણ હતો. તેણે ત્યાં જઈ પોતાનો હમેશનો ખંતી સ્વભાવ જણાવ્યો અને થોડા વખતમાં તે આખી સભામાં સંપૂર્ણ વાકેફગારી અને ઊંડી વિચાર શક્તિને માટે સર્વો-પરી ગણાવા લાગ્યો. આ સભાએ કાયદાસર ઘણા ઉપાયો લઇને ઇંગ્લાંડના રાજા આગળ પોતાની દાદને પહોંચવાની ઘણી મહેનત કરી, પણ કાંઈ વળ્યું નહિ અને તેથી સંસ્થાનોના સ્વરક્ષણને સારૂ એક સૈન્ય ઉભું કર-વાનો ઠરાવ કર્યો. આ વેળા સર્વાનુમતે વાશિંગ્ટન મુખ્ય સેનાધિપતિ થયો. આ વખત એની ઉમર ૪૩ વર્ષની હતી. હવે પછીના આઠ વર્ષ સુધીનું એનું ચરિત્ર એ અમેરિકાનોજ ઇતિહાસ છે તેથી તે અહિંઆ વિસ્તારવાની જરૂર નથી.

ઈંગ્લાંડ એવા જોરાવર રાજની સાથે આથડીને સ્વતંત્રતા મેળવવી એ કાંઈ નાનું સૂનું કામ નહોતું. સંસ્થાનોના લશ્કરમાં કાંઈ પણ ઢંગ કે ધડો નહોતો. તેને સારી સ્થિતિમાં આણવા તર્ફ વાશિંગ્ટને પ્રથમ પોતાનું ધ્યાન લગાડયું. એને જે સુધારો કરવો હતો તે સિપાઇઓની મર્જીની વિરૂદ્ધ, અમલદારોની પરસ્પરની અદેખાઇની સામે, અને અનિશ્ચિત ને બહુ વિચારની કાંગ્રેસને સમજાવીને કરવાનો હતો પણ એ પોતાની ખંતથી મચ્યો રહ્યો અને ડાહાપણથી ને તજવીજથી લશ્કરની સ્થિતિ સુધારવાને શક્તિમાન થયો. એણે ઇંગ્રેજોની સામા સંસ્થાનોનો સારો બચાવ કર્યો ને તેમને ફાવવા દીધા નહિ.

આખરે વાશિંગ્ટન વગેરે શાણા પુરૂષોની ઇચ્છા પ્રમાણે સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતાનો ઢંઢેરો બહાર પાડ્યો. આથી લડાઈ વધી. આ વેળા એમની મદદે ફ્રાન્સથી લશ્કર આવ્યું. આ આખી સ્વતંત્રતાની લડાઈમાં પણ કોઈ ભારે પરાક્રમ નોંધી રાખવા લાયક બન્યા નથી. કેમકે ઇંગ્રેજો આ બંડ સાંભળીને ભયભીતજ થઈ ગયા હોય તેમ, તેઓએ કાંઈ પણ જુસ્સાથી લડાઇ ચલાવી નહિ, અને છેવટે તેમની સ્વતંત્રતા કબુલ રાખી.

આ સમયે વાશિંગ્ટનની નિર્મળ દેશભક્તિ બતાવનારો એક અજાયબ જેવો દાખલો બન્યો. ઘણા વખતસુધી લડાઈ પહોંચવાથી લોકો કંટાળી ગયા, ટોળાંઓ પડી ગયાં હતાં, અને કેટલાક એમ ધારવા લાગ્યા હતા કે પ્રજાસત્તાક રાજ કદી પણ નીભી શકનાર નથી. તેઓનો એમ વિચાર હતો કે રાજા તો જોઇએજ. લશકરનો ઘણો ભાગ આ મતનો હતો અને તેમના વિચારથી એક મોટા અમલદારે વાશિંગ્ટન ઉપર એક લાંબો કાગળ લખીને તેમાં છેવટે વિનંતિ કરી કે તમે રાજા એ નામે નહિ તો ડિરેક્ટર એ નામે સઘળું રાજ તમારા હાથમાં લો. ઘણા દેશમાં સ્વતંત્રતાનો બેડો છેક કીનારે આવી આ પ્રમાણે ભાગી ગયોછે. લોકો મથેછે, લડેછે, અને જીતેછે પણ ખરા પરંતુ છેવટે લશ્કરી બળ વધી જાયછે અને તેનો સેનાપતિ રાજા થઈ પડેછે. ક્રામવેલ અને બોનાપાર્ટે એમજ કર્યું હતું. પણ વાશિંગ્ટન જૂદા પ્રકારનોજ મહા પુરૂષ હતો. આ કાગળનો જે તેણે જવાબ લખ્યોછે તે તેનું મહાત્માપણું સંપૂર્ણ રીતે દર્શાવેછે. એણે એ સૂચના ગુસ્સાની સાથે તુચ્છકારી નાંખી એટલુંજ નહિ પણ તેને સમજાવી એવા

વિચાર પોતાના મનમાંથી કાઢી નંખાવ્યા. વાશિંગ્ટનના જેવા ખરેખરા નિર્લોભી દેશભક્ત આ જગતમાં થોડાજ થયા હશે. ધન્યછે, એના માતપિતાને કે રાજના લોભમાં કાંઈ પણ ન ખેંચાતાં પોતાના દેશનું શી રીતે ભલું થાય તે તર્ફજ હમેશાં પોતાની દ્રષ્ટિ રાખી. લડાઈ પૂરી થઈ કે તેની સાથેજ પોતાના ઓધાનું રાજીનામું આપી જાણે કાંઈ થયુંજ નહિ હોય તે પ્રમાણે પાછો માંઉટવર્નનમાં જઇને પાછો પોતાના ખેતીવાડીના કામમાં હરખથી લાગ્યો, અને તેની સઘળી રીતભાત તથા વર્તણુક પહેલાંના જેવીજ હતી.

પણ આ શાંતિ તે ઘણા વખત સુધી ભોગવી શક્યો નહિ. હજી એના દેશને એની સેવાની જરૂર હતી. એ સંસ્થાનીઓએ ઈંગ્લાંડની ઝૂંસરીતો ફેંકી દીધી પણ રાજ ધોરણ બાંધવાનું મહાભારત કામ બાકી હતું. સ્વતંત્રતો થયા પણ એક બીજાનો સ્વાર્થ તાકતાં બધા સંસ્થાનો પાયમાલ થઈ જાય એવો પણ સંભવ હતો. ઘણા સંસ્થાનોનો વિચાર એવો હતો કે 'કાંગ્રેસ''ને ઝાઝો અખ્તિયાર ન આપતાં પોતપોતાનાજ હાથમાં રહેવા દેવો. વાશિંગ્ટનના જેવા થોડાક શાણા માણસો સમજતા હતા કે આ ખરાબીનો ઉપાય એકતાજ અને મુખ્ય સત્તાને સર્વોપરી કર્યા વિના રાજ ચાલેજ નહિ. તેથી વાશિંગ્ટને ખાનગી તથા જાહેર પત્રો લખી બધાને સારી શિખામણ આપી, અને આખરે રાજધોરણ મુકરર કરવાને માટે દરેક સંસ્થાનો તર્ફથી માણસો મોકલવાનો વખત આવી પહોંચ્યો. વર્જિનિયા તર્ફથી એનેજ પસંદ કર્યો અને એની આ વેળા ત્યાં જવાની મર્જી નહોતી તો પણ બધાનો આગ્રહ જોઈ કબુલ કર્યું. એ નેમણુક થતાંની સાથેજ તે ઇતિહાસ તથા રાજનીતિના ગ્રંથોનો અભ્યાસ કરવા મંડી ગયો. આ પ્રમાણે તૈયાર થઈ તે ફિલેડેલ્ફિયામાં ગયો અને ત્યાં સઘળા સભાસદોએ એકમતે એને પ્રમુખસ્થાન આપ્યું ત્યાં લગભગ ૪ મહીના સુધી સાંજના ૫–થી ૬ કલાક સુધી બેસીને એણે એક રાજબંધારણ ઘડી કાહાડયું. એવા ડાહાપણથી તથા સમયને અનુસરી રચ્યું હતું કે તે સઘળાને પસંદ પડયું, અને અમેરિકાના સ્વતંત્ર રાજનો પાયો ઘણોજ મજબૂત નંખાયો.

આ રાજ બંધારણની રૂએ હવે બધા દેશની તર્ફથી એક માણસને પ્રેસિડંટ દાખલ ચૂંટી કાઢવાનો સમારંભ ચાલ્યો. આખાદેશે એક અવાજે આ મોટા જોખમ તથા માનભરેલા સર્વોપરી ઓધાને માટે વાશિંગ્ટનનેજ

પસંદ કર્યો. એની આખી જિંદગીમાં આ દાહાડો ખરેખરો વિજયનો હતો. એ પોતાનો નવો ઓદ્દો લેવાને ન્યુયાર્ક જવા નીકળ્યો તેવારે ગામેગામ જ્યાં જાય ત્યાં બધા લોક જેજેકારના પોકાર કરે, ખુશહાલીના ઘંટનાદ થાય, અને ઉપરા ઉપરી તોપોનો બાહાર કરવામાં આવે. (ઈ. સ. ૧૭૮૭.)

એણે પ્રમુખસ્થાને જતાં વારજ જૂદા જૂદા ખાતાઓના ઉપરીઓની નેમણુક કરવામાં પોતાનું ડાહાપણ તથા નિષ્પક્ષપાતપણું બતાવ્યું. રાજ પ્રકરણી વિચારમાં ટોમસ જાફર્સન એનો છેક સામાવાળોજ હતો તોપણ તેની યોગ્યતા જોઇને તેને રાજ્ય ખાતાનો પ્રધાન ઠેરવ્યો. એજ પ્રમાણે બીજી નેમણુકો પણ યોગ્ય માણસોનીજ કરી. પછીથી એણે દરેક ખાતામાં શી રીતે કામ આજપર્યંત ચલાવવાનો રિવાજછે તેના વિગતવાર રીપોર્ટ માગ્યા અને તે આવ્યા પછી તેને ધ્યાન દઈ વાંચી પોતે પોતાને હાથેજ તેનું ટાંચણ કરી લીધું. તેમજ યુદ્ધ પૂરૂં થયું અને પોતે પ્રમુખ થયો તે દરમ્યાન જે જે બન્યું હતું તેની સવિસ્તર હકીકત મેળવી પોતે સંક્ષેપમાં લખી લીધી. આ રીતે જોઇતુ જ્ઞાન મેળવી તેણે પ્રજાની સ્થિતિ સંપૂર્ણ રીતે સમજી લીધી અને પછી પોતાનો અમલ ધાનતદારી તથા ડહાપણથી ચલાવવા લાગ્યો.

એમ કરતાં એના પ્રમુખપણાની મુદત ભરાવા આવી અને તેથી લોકોમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઈ, કેમકે આ વેળા રાજમાં બે ટોળીઓ બંધાઈ ગઈ હતી અને તે બંનેને સમજાવી રાજના વાહાણને સલામત ચલાવી શકે એવો આખા રાજમાં વાશિંગ્ટન શિવાય બીજો કોઈ પણ માણસ નહોતો. તેથી એના મિત્ર તથા દેશહિતેચ્છુ પુરૂષોએ એને વીનવ્યો કે તું બીજી એકવાર પ્રમુખપણું લેવાને કબુલ થા. એણે તે કબુલ કર્યું અને તે બીજીવાર સર્વાનુમતે પ્રમુખ નીમાયો. આ વેળા પણ એનું પ્રમુખપણું ડાહાપણ તથા જશની સાથે પૂરૂં થયું. એનું ચોખાપણું તો એટલે દરજ્જે હતું કે એ કોઇને ત્યાં જમવા પણ જતો નહિ. પણ તેની સાથે એનું મિલનસારપણું કાંઈ ઓછું હતું નહિ. રવિવાર શિવાય દરરોજ તે પોતાને ત્યાં જમવાને ઘણા માણસને વારાફરતી તેડતો હતો.

દેશમાં બે ટોળીઓ વચ્ચેનો વિરોધતો આ વેળા બહુજ વધી ગયો હતો, પણ હવેતો એણે પ્રમુખ થવાની નાજ પાડી અને મુદત પૂરી થયે પોતાને વતન જઈ ખાનગી ગૃહસ્થ દાખલ રહ્યો. ત્યાં એણે પાછો પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો અને એનું શરીર એવું નીરોગી હતું કે હજી તે ઘણાં વર્ષ આયુષ્ય ભોગવશે એમ સઘળાને લાગતું હતું. પણ એમ બન્યું નહિ. ત્યાં તે બે વર્ષ સુખશાંતિમાં રહ્યો અને પછીથી વર્ષાદમાં પલળ્યાથી રસ થઈ આવી એકાએક રોગ એટલો બધો વધી ગયો કે બે દિવસમાં તેણે પોતાનો દેહ ત્યાગ કર્યો. સને ૧૭૯૯ ડીસેંબરની ૧૪મી તારીખે આ મહાત્મા દેવલોક થયો અને એ માઠા સમાચાર એકદમ અમેરિકા તથા યૂરોપમાં બધે ફેલાઈ ગયા. બધે ઠેકાણે હાહાકાર થઈ રહ્યો અને એનું સ્મરણ રાખવાને ગામેગામ લોકોએ પુણ્ય દાન કર્યા.

આવા પુરૂષના સદ્‌ગુણ વિશે શું વિવેચન લખીએ? એવા જગતમાં થોડાજ પુરૂષ થઈ ગયાછે અને જ્યાં સુધી અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનો હયાત રહેશે ત્યાં સુધી તેજ એની કીર્તિના અવિચળ સ્તંભછે. ઇતિહાસમાં ઘણા મહાત્મા થઈ ગયછે, પણ આ વાશિંગ્ટનની જોડી કોઈ પણ ઠેકાણે શોધી જડતી નથી. ધન્યછે એવા પુરૂષના જીવતને અને ધન્યછે આ જગતને કે જેમાં આવા પુરૂષ ઉત્પન્ન થાયછે.

ગયા અંકમાં વાશિંગટનના ચરિત્રનું આપણે વિવેચન કરી ગયા. અને આજે વિલિયમટેલનું કરવાનો વિચાર રાખીએ છઇએ.

વિલિયમટેલનું નામ યૂરોપખંડની કાહાણીઓમાં ઘણુંજ મશહુરછે. એના નામથી બાળક પણ અજાણ્યું નથી. એ મોટો દેશભક્ત ગણાયછે. અને એના પરાક્રમની ઘણી વાતો ચાલેછે. એ સ્વિત્સરલૅંડમાં તેરમા સૈંકડામાં થઈ ગયો અને તે દેશની સ્વતંત્ર સ્થિતિનું મૂળ કારણ એ ગણાય છે. તે વેળા અહિંયા જર્મનીના પાદશાહનો હુકમ ચાલતો, પણ મુલક પહાડી હોવાથી તે નામનોજ હતો, ને ખરે ખરૂં જોઇએ તો લોકો સ્વતંત્રાજ ભોગવતા. એવામાં પાસેના આસ્ત્રિયાના મુલકમાં એક ઠાકોર મહા રાજ લોભી ને જબરો નીકળ્યો. તેણે સ્વિઝ લોકના ગામડા એક પછી એક પોતાને કબજે કરી લીધાં અને કહ્યું કે તમે જર્મનીના પાદશાહને બદલે મને તમારો અધિરાજ ગણો. તે લોકોએ એ વાત કબુલ કરી નહિ, અને તેથી એની તર્ફનો ઘણો જુલમ થવા લાગ્યો.

ગેસ્લર નામના અમીરને એ પ્રાંતનો સુબો ઠેરવ્યો હતો તે પોતાના ધણી કરતાં પણ ઘણો નઠારો હતો. એના અમલમાં બહુબહુ જુલમ ગુજર્યાં, ને વહુ દીકરીની પણ લાજ લૂટવા લાગી. શૂરા સ્વિઝ આટલું બધું સાંખી રહે એવા નહોતા. લાજ લૂટનારને તો તેઓએ તે ઠેકાણેજ ઠાર કરી નાંખ્યા, અને ઠેકાણે ઠેકાણે આ પરદેશીઓની ઝૂસરી કેમ કાઢી નંખાય તેની મસલતો થવા લાગી.

દેશ છૂટકારાના આ ઉદ્યોગમાં વિલિયમટેલ સૌથી આગળ પડતો હતો. તે ઈ. સ. ૧૨૭૫ માં લુસર્ન સરોવર ઉપર ઉરિ પ્રગણાનાં બ્યુગ્લેન નામના એકાંત ગામમાં જન્મ્યો હતો. તે ખેડુનો ધંધો કરતો અને તેમાં તે મહા ઉદ્યોગી, ખંતી, તથા પ્રમાણિક હતો. આખા મુલકમાં એના જેવો કોઈ પણ તીર મારનારો નહોતો, અને તેમજ લુસર્ન સરોવરમાં હોડી ચલાવવામાં કોઈ ખારવો પણ તેની બરાબરી કરી શકતો નહિ એ આવો બહાદુર ને પરાક્રમી હતો તેની સાથે ડાહ્યો પણ તેવોજ હતો. હજીસુધી દેશમાં જે જુલમ થતો હતો તે મૂગે મોઢે જોયાજ કરતો, પણ બીજા ઉછાંછળાઓની પેઠે બોલી બગાડતો નહિ. એ વિચારતો કે કાંઈ કરતાં પણ એ જુલમગાર પોતાની મેળે સમજે તો સારૂં. પણ એનો તો જુલમ વધતોજ ગયો અને આખરે એણે જોયું કે હવે બહાર પડ્યા વિના છૂટકો નથી. આજસુધી પોતાના મનમાં જે વિચાર ઘોળાયા કરતા હતા તે એણે ઘરમાં પણ કોઇને કહ્યા નહોતા. પણ એ દહાડે સાંજે એણે પોતાની સ્ત્રીને એકાંતમાં બોલાવી ગંભીરાઇથી કહ્યું કે હવે મારે દેશને માટે બહાર પાડવાનો વખત આવ્યો છે, અને તેથી તારે મારી તર્ફની કાંઈ ફિકર રાખવી નહિ. એવી વાત થાયછે એટલામાં એના પરમમિત્ર આર્નોલ્ડના ઘરડા બાપને તેની દીકરી ત્યાં દોરી લાવી અને જોયછે તો પેલા ચંડાળ અમલદારે તેનાં ડોળા ડામ દઇને ફોડી નંખાવ્યા હતા. આર્નોલ્ડ ક્યાંછે એમ પૂછતાં માલમ પડ્યું કે તેને તો પોતાના જીવને માટે ડુંગરામાં નાસી જવું પડ્યુંછે. આ સાંભળી વિલ્યંમટેલ ટપ ઉઠ્યો અને તે ક્ષણથી પોતાની જિંદગી દેશ કલ્યાણમાં અર્પણ કરી. હવેથી એ જુલમગારનું રાજ શી રીતે જાય તેનીજ તજવીજમાં મંડ્યો રહ્યો; વરૂના ચામડાનો ડગલો પહેરી તે રાત્રે ડુંગરોમાં ભટકી લોકોને ઉશ્કેરવા એક તર્ફ ગયો અને બીજી તર્ફથી પોતાના છોકર વાલ્ટરને મોકલી આર્નોલ્ડને કહાવ્યું કે તું

પણ તે તર્ફ બધે ફરી વળીને લોકોને તૈયાર કર. એ રીતે કેટલાક વખત-સુધી ભારે ઉદ્યોગ ચાલ્યો. લોકો રાત્રે ડુંગરો ઉપર ભેળા થાય, મસલત કરે અને મરવું કે મારવું એવી પ્રતિજ્ઞા લઈ છુટા પડે. વિલિયમટેલ બધાને રોકતો કે વગર સમજી ઉતાવળ કરશો નહિ, અને તેથી જ્યારે તે ડુંગરા સળગાવે ત્યારે બધાએ એકદમ બહાર પડવું એવો બેત કરી રાખ્યો હતો. મુસલમાનોની સાથે લડવામાં મરાઠાઓએ પણ શિવાજીના વખતમાં બંડનું આ ચિન્હજ રાખ્યું હતું.

આ પ્રમાણે જુક્તિઓ ચાલેછે એટલામાં એક બનાવ એવો બન્યો કે વિલયમટેલને એકદમ બહાર પડવાની જરૂર પડી. એ બધે બંદોબસ્ત કરીને પાછો પોતાના ગામમાં આવ્યો, ત્યારે જોયછે તો ગામના ચોક બ-જારમાં લસ્કરની એક ટુકડી ઉભીછે, વચમાં ઊંચે એક પાદશાહી ટોપી ટાંગીછે, અને તેને સઘળા રાહદારીઓ નીચા વળીવળીને સલામ કરી ચા-લ્યા જાય છે. કંસરાજાએ મથુરામાં પોતાનું ધનુષ્ય પૂજાવ્યું હતું તેના જેવું આ થયું. બહાદુર વિલયમ આ ટોપીને કેમ નમે? તેતો જોઇજ રહ્યો, અને વિચારમા પડ્યો કે શું મારા દેશીઓ છેક આવા નીચ થઇ ગયાછે કે આ જુલમગારની ટોપીને પણ નમતાં લજવાતા નથી! એ-વામાં સિપાઇઓએ આવી એનું કાંડું ઝાલ્યું, અને બળાત્કારે સુબાની આગળ ઘસડી ગયા, કેમકે તેમને વરદી આપી મૂકી હતી કે જે મારી ટોપીને ન નમે તેને પકડી લાવવો. સુબાની હજુરમાં કાંઈ પણ ગભરાયા શિવાય વિલિયમટેલે જવાબ દીધો કે ટોપીને નમવાનો આપે હુકમ કાઢ્યો છે કે કાઢશો એ મારા જાણવામાં નહોતું. આગલે દિવસે ટેલના છોકરા વાલ્ટરને પણ કાંઈ સ્વતંત્રપણે બોલવાને માટે પકડીને કેદ કર્યો હતો, અને તેનું મોઢું એને બહુ મળતું આવવાથી સુબાએ પુછ્યું કે તારૂ નામ શું? એણે જવાબ દીધો કે વિલિયમટેલ. આ સાંભળતાંજ એણે નિશ્ચય કર્યો કે આ નામીચા બાણાવળીને ગમે તે કરે તો પણ જીવતો જવા દેવો નહિ. તે છતાં છાકેલા અમલદારોના સ્વભાવ પ્રમાણે એણે હસીને કહ્યું કે તું આ-ખા મુલકમાં જબરો તીરંદાજ કહેવાયછે તે વાતનું મારે પારખું જોવુંછે. તારા છોકરાના માથા ઉપર એક સફરજંગ મૂકું, અને તું સો પારને છેટેથી વિંધી નાંખે, તો જાઓ તમારા બંનેનો ગુનોહ માફછે. આ જંગલી નિર્દય બોલ સાંભળી વિલિયમટેલે કાંઈ પણ જવાબ આપ્યો નહિ. ત્યારે પેલાએ

ચીડવાઇને કહ્યું કે જો મારી સરત કબુલ કરતો નથી, તો તારી નજર આગળજ તારા છોકરાને હું પહેલવહેલો મારી નંખાવુંછું અને પછીથી તારો વરો.

જ્યારે જોયું કે કાંઈ બીજો ઇલાજ નથી ત્યારે વિલિયમટેલે ઠીકછે એમ કહીને પોતાનાં ધનુષ્યબાણ મંગાવ્યાં; અને એક ઝાડને ટેકીને ઉભો રહ્યો. પેલા પાપી સુબાએ સોવાર મપાવી વાલ્ટરને ત્યાં ઉભો રાખ્યો અને તેના માથા ઉપર એક સફરજંગ મૂક્યું. વિલિયમટેલે ઇશ્વરનું નામ લઈ તીર મૂક્યું, ને તે પેલા સફરજંગને આબાદ વિંધીને ચાલ્યું ગયું, અને છોકરાનો એક વાંકો વાળ પણ થયો નહિ. આ જોઈ ચોતર્ફથી આ બાણાવળીનો જેજેકાર થઈ રહ્યો, અને બધા એની ચતુરાઇના એક અવાજે વખાણ કરવા લાગ્યા. વાલ્ટર હરખભેર પોતાના પ્રતાપી પિતાને ભેટવા દોડ્યો. પણ તે તો હરખથી મૂર્છા ખાઈને હેઠે પડ્યો હતો. બધાએ મળી એને જાગૃત કર્યો પણ એ ગરબડમાં સુબાએ જોયું કે એણે એના કમરપટ્ટામાં એક બીજું તીર સંતાડી રાખ્યું હતું, અને તેથી તેમ કરવાનું તેને કારણ પૂછ્યું. વિલિયમે પ્રથમ ઉડાવાનું તો કર્યું પણ જ્યારે સુબાએ સાચેસાચું કહી દેવાનો આગ્રહ કર્યો અને જાહેરમાં વચનમાં આવ્યું કે તને કાંઈ કરીશ નહિ, ત્યારે એ બોલ્યો કે "હે જુલમગાર, જો મારા દીકરાને કાંઇ ઇજા થઈ હોત તો આ બીજું તીર તારી છાતીને વિંધવા સારૂ રાખ્યું હતું" આ બોલ સાંભળીને સુબો તો પોતાના સીપાઇઓની પાછળ દોડીને ભરાઈ ગયો અને થરથર ધ્રૂજવા લાગ્યો. છેવટે એ બાયલા પાપીએ પોતાનું વચન તોડ્યું અને ભલા ટેલને બેડીઓ જડાવી કિલ્લામાં મોકલી દીધો. પણ નઠારા કામ કરનારના ચિત્તને કદી પણ ચેન પડતું નથી. ચોતર્ફથી બળવાની અફવાઓ થોડી ઘણી એના કાન ઉપર આવતી હતી અને એણે હવે જાણ્યું કે જો બલવો થયો તો સૌથી પહેલો મનેજ મારશે. તેથી એણે પોતાના સરદારને અધિકાર સોંપી વતન નાસી જવાનો વિચાર કર્યો. એ માટે એણે એક મોટી હોડી તૈયાર કરાવી અને તેમાંથી પોતાની જોડે ચૂંટી કાઢેલા ત્રીશ સિપાઇઓ રાખ્યા. વિલિયમટેલને પણ બમણી બેડીઓ જડાવી હોડીમાં નાંખ્યો કે રખેને એ અહિંયા રહીને તોફાન કરે. એ રીતે તાબડતોડ સઘળી તૈયારીઓ કરી અને રાતોરાત હોડી હંકારી મૂકી.

આ વેળા પવન સારો હતો અને હોડી સડસડાટ ચાલી. વિલિયમટેલના મનમાં આ વખત કેવું લાગતું હશે તે વર્ણન કરવા કરતાં પોતાની મેળેજ સહેલથી તમે ધારી શકશો. પણ એટલામાં ડુંગરપર ભડકા દેખાવા લાગ્યા. એ સમજી ગયો કે હું પકડાયો તે છતાં મારા દેશીભાઇઓએ બેત પ્રમાણે સ્વતંત્ર થવાનો ઉદ્યોગ જારી કર્યોછે ખરો અને તેથી એના જિવને દિલાસો મળ્યો. એવામાં જાણે ઇશ્વરની મર્જી પણ આ જુલમગારને મારવાની હોય તેમ પવન એકદમ બદલાયો અને ભારે તોફાન ઉઠયું. હોડી ડાલમડોલ થવા લાગી અને માંહે બેઠેલા માણસો એક બીજા સાથે ધમોધમ અથડાવા લાગ્યાં. ખારવાઓ નિરૂપાય થઈ પડ્યા અને હોડી કાંઠા તરફ ખેંચાઈ જઈ હમણાં ખરાબાની સાથે અથડાશે એવી સઘળાને દહેશત લાગી. આ પ્રાણઘાંટીના સમયમાં તેમને સાંભરી આવ્યું કે વિલિયમટેલ હોડી ચલાવવાના કામમાં બહુજ કુશળછે અને તેથી તેને છૂટો કરી હોડી તેના હાથમાં આપી. એણે તુર્ત હોડીનું સુકાન પાછું વાળ્યું, અને તેમને મરણભયમાંથી ઉગાર્યા. એ પ્રમાણે પોહો ફાટવાનો સમય થયો ત્યાં સુધી એણે કાળજીથી હોડી ચલાવી, અને પછી તેઓ જોયછે તો જ્યાંથી નીકળ્યા હતા ત્યાંજ ઘણું કરીને પાછા આવેલા માલમ પડ્યા. સુબાએ ગુસ્સો કરવા માંડ્યો પણ તેને ન ગણકારતાં એકદમ સુકાન કાંઠા તર્ફ ફેરવ્યું. અને કાંઠાને હોડી અડી કે તુર્તજ પોતાનું ધનુષ્ય ખાંધે ચડાવી જમીનપર કૂદી પડ્યો. સઘળા એના સામું જોય છે એટલામાં એ કોતરોમાં ક્યાંનો ક્યાં નાસી ગયો.

સુબાના માણસો જેમ તેમ કરી હોડીમાંથી સંભાળીને નીચે ઉતર્યા અને ઘોડા મંગાવી ગામમાં જવા નીકળ્યા. વાટે ચાલતાં ચાલતાં એક મોટા ઝાડની પોલમાં વિલિયમટેલ ભરાઇને બેઠો હતો ત્યાં થઇને તેઓ પસાર થાય છે તેવામાં એણે સાંભળ્યું કે તેઓ મને પકડવાની અને ન પકડાઉં તો મારા કુટુંબ ઉપર વેર કાઢવાનો વિચાર કરેછે. તેથી તે બહાર નીકળી આવ્યો અને એક બાણ એવું સફાઇથી માર્યું કે પેલા જુલમગાર સુબાનો પ્રાણ એકદમ નીકળી ગયો. સુબાની સાથેના સવારો તો ભયભીતજ થઈ ગયા અને એ નાસીને કોતરોમાં થઇને પોતાના ભાઇબંધોને જઈ મળ્યો. એને જોઈ તેઓને આનંદ આનંદ થઈ ગયો અને સુબાની મરણની ખુશ ખબર સાંભળીને તેઓને એટલો તો જુસ્સો ચડ્યો કે તેઓએ ઝપાટાની સાથે સઘળા આસ્ત્રિઅનોને હાંકી કાઢ્યા.

ત્યાર પછી કેટલાક વર્ષ સુધી લડાઈ પહોંચી ખરી, પણ તેઓએ જે આ પ્રસંગથી સ્વતંત્રતા મેળવી તે આજ પર્યંત કોઇથી પણ લઇ શકાઈ નથી, અને સઘળા સ્વિઝ લોકો પ્રેમભક્તિથી વિલિયમટેલનું અહોનિશ સ્મરણ કરે છે.

આ ચરિત્રમાં સ્વિતઝર્લાંડની હાલની સ્થિતિ તથા વચગાળાના ઇતિહાસનું પણ કેટલુંક વર્ણન આપ્યુંછે, અને ટુંકામાં આ પુસ્તક ઘણું ઉપયોગી તથા વાંચવા લાયકછે.



# करणघेला एक—वारता.

બનાવનાર મી. નંદશંકર તુલજાશંકર.

કરણઘેલો અથવા ગુજરાતનો છેલ્લો રજપુતરાજા એ નામની એક વારતા આપણી ભાષામાં છપાઇને કેટલો વખત થયા બાહાર પડીછે, અને તેનો સાર અમે એક અમારા પાછલા અંકમાં ઘણા સંક્ષેપથી આપી ચૂકયા છઇએ. એ જાતનાં પુસ્તક ગુજરાતી ગદ્યમાં અત્યાર લગી ઘણા થોડાંજ લખાયાંછે, અને લખાયાંછે તે (સાસુ વહુની લડાઇ) એ નામની ન્હાની હાસ્યરસ વાર્તા શિવાય, સઘળાંપર ભાષાના તરજુમાછે અથવા એવી ઢપછપથી લખાયછે કે ગુજરાતમાં પ્રસીદ્ધી પામ્યા નથી. તેથી એ ગ્રન્થકાર કહેછે તેમ ખરેખર એ ગુજરાતીમાં પહેલી નાવેલ ( Novel ) છે, અને એ કારણને માટે અમે બારીકીથી એના ગુણ દોષનું વિવેચન કરીને બીજા અમારા ભાઇબંધોને પણ તેમ કરવાની ભલામણ કરીએ છીએ, કેમકે નવા વિષયને જનમ આપનાર ઉપર નકામા શક્ત થવું એ જેમ એક હાથ ઉપરથી ગેરવાજબી અને અવિવેકીછે, તેમજ તેના ગુણની ઘટતી તારીફ કરીને તેને ઉત્તેજન "ન" આપવું અથવા તેના દોષને વિવેકથી ખુલ્લા ન પાડી તે જાતના દોષને આપણા દેશમાં વસવા દેવો એ આપણી જાહેરાંત ફરજોને ભુલી જવા સરખુંછે.

રસિક પુસ્તકના રસ, રીતભાત, અને સુવિચાર એ ત્રણ અંગેછે અને તેમાં રસ (જેના કે નામ ઉપરથીજ એવાં પુસ્તકો ઓળખાયછે તેનું પ્રબળ તો નિશ્ચય વધારે હોવુંજ જોઇએ. કાવ્ય, નાટક, અને વારતાઓ બહારની અને અંદરની સઘળી કુદરતનું ચિત્ર પોતાની શક્તિ પ્રમાણે આપવાને યત્ન

કરેછે, અને તે પ્રત્યેકની ખુબી તે ચિત્રની સાચાઈ ઉપર આધાર રાખેછે ભાતભાતના પ્રસંગવડે માણસના મનમાં જે ભાતભાતના વિકાર ઉત્પન્ન થાય છે તેના ખરેખરા વર્ણનનું નામ તે રસ અને એમાંના સાધારણ વિકારો જગતમાં જુદા જુદા દેશકાળે પ્રગટ થાયછે તેને રીતભાત કહીએ તો ચાલે સુવિચાર એટલે માણસના વ્યવહાર જે કાર્ય કારણનો સંબંધ રહેલોછે તે શોધી કહાડવો તેને અને તે ઉપરથી સિદ્ધાંત બાંધવા જે પુસ્તકમાં કાવ્ય અથવા નાટકમાં રસ બીજા અંગ કરતાં એટલો વધારે હેવો જોઇએ કે તેજ રસમુર્તિછે એમ કહીએ તો કહી શકાય. જેમાં રીતભાતનું વર્ણન વધારે હોય અને ખરા રસની માત્રજ છાંટ હોય તેને વારતા અથવા નૉવેલ કહેછે. સુવિચાર તો સદા સહાયકારક અંગનુંજ કામ સારેછે. કરણઘેલામાં રીતભાતના વર્ણન ઘણાંજ અને ભભકદારછે તેથી અમે ઘણા સંતોષ પામીએ છીએ, કેમકે વારતામાં અમારા વિચાર પ્રમાણે એમજ હોવું જોઇએ, અને જો એ ભાગ સારો લખાયો તો તે ગ્રન્થ કર્તાના માથાનું અર્ધું જોખમ ઉતરી ચુક્યું એમ જાણવું. મી. નંદશંકરની રીતભાત વર્ણવાની શક્તિ ખરેખરી ઘણીજ અદભૂતછે. માધવના મેહેલનું બ્યાન વાંચતા તે આપણી નજર આગળ આવીને ઉભો રહેછે રાજદરબાર, સમી પૂજન, લશ્કરી રમતો, વાઘને હાથીની લડાઈ, આતસબાજી, સ્મશાન સતી થતી વખતનો દેખાવ, મંત્ર સાધન, ભુવા લોકોની છટા, જોશી પુરાણીઓની કળા, ઇત્યાદી વિષયોનું વર્ણન કેવી છટાથી કીધુંછે; એ સઘળા વર્ણનો એવા સારાછે કે તેમનો કયો ભાગ બતાવવો ને કયો ભાગ પડતો મુકવો તેની અમને સુજ પડતી નથી, તોપણ વાંચનારને તેનો કંઈ વિચાર આપવાને માટે ચુંટી કહાડીને નહિ. પણ સહજ જે હાથમાં આવે છે. તે નીચે ટાંગીએ છઈએ.

હવનનું કામ હવે પુરૂ થવા આવ્યું. છેલ્લા નાળિએરની આહુતી આપવાને અગ્નિને વધારે જાગૃત કીધો. બ્રાહ્મણો વધારે જોરથી ભણવા લાગ્યા સઘળા લોકો સમાપ્તિની ઘણી એક આતુરતાથી રાહ જોવા લાગ્યા. એ વામાં ગડબડાટ થઈ ગઈ; to પ્રસાદ લઇને ઉઠયા. &c.&c. બાઇડીઓ, તથા ભાયડાઓ to તમામ છોકરાં વેરાઈ ગયાં.

બીજા વર્ણનો પણ એજ ઢબનાંછે હિંદુની ખાનગી રીતભાતનું જ્ઞાન મેળવવાને બીજી જાતનાને લોકો ચાહાતા હશે તેમને કેટલીક બાબત આ

વારતા ઘણી ઉપયોગી થઇ પડશે એવો અમારો પક્કો અભીપ્રાયછે, અને સાધારણ વાંચનારને પણ એ વર્ણોની સાચ્ચઈ અને તેની સાથે વચમાં વચમાં જે છુટી મજાકો મુકીછે તેથી એક જાતની ખુશી અને રમુજ મળ્યા વગર રહેશે નહીં. માધવની સ્ત્રીનું હરણ કરવાને રાજાના માણસો શી રીતે ચઢી આવ્યા, તેનું રક્ષણ કરવાને અર્થે તેનો દીયર કેશવ કેવી બહાદુરીથી લડ્યો, અને કેવાં કેવાં પરાક્રમો કરીને તેણે અંતે પોતાનો પ્રાણ ખોયો. એ સઘળુ ઘણા જુસ્સાથી ચીત્રેલુંછે. મુગલાઇના વખતમાં કેટલો ગેરબંદોબસ્ત ચાલતો હતો, હિંદુને કેવી કેવી જાતનાં દુ:ખ દરરોજ સહન કરવાં પડતાં હતાં, એ ઉપયોગી બાબતોનું યથાયોગ્ય ચિત્ર પાંચમા પ્રકરણમાં આવેલુંછે. તે વખતે જે કાજીએ ઇનસાફ કીધોછે તે તે કાળના ઇનસાફનો ખરેખરો નમુનો છે. ગોકુળ મથુરાની સંગવાળી ડોસીની આડ કથાનો પહેલો ભાગ ઘણો રમુજી અને દુનિયામાં દીઠામાં આવે એવોછે. વેદાંતી ચોરની અસંભવીત તથાપી રમુજી ઉપકથામાં સઠજ્ઞાનીઓની વિષયા શક્તિને ઠીક અન્યોક્તિથી ઠોક માર્યાછે.

અગર જો વેદાંતનો સિદ્ધાંત પ્રગટ કરવામાં એ ગ્રન્થકર્ત્તાએ એક બે ઠેકાણે સજડ ભૂલ ખાધીછે.

આ વાર્તામાં વન વર્ણન અને કાળવર્ણન ઘણાંછે. પોતાની સ્ત્રીનું હરણ થયું એ સાંભળીને બાંધવનું લોહી ક્રોધથી આકુળવ્યાકુળ થઇ વેર લેવાને માટે ઉછાળા મારતુ હતુ તે સમયની રાત્રીનું ભયંકર વર્ણન કીધુંછે તે ઘણુંજ સારૂ અને એ વારતા બનાવનારની ચતુરાઈ બતાવનારૂ છે. તોપણ એ વર્ણનો અતિષય બારીક અને સમયે ખરા રસ જ્ઞાનને પ્રતિકુળ હોવાથી તેની અસર વાંચનારના મન ઉપર સારી નથી, અને વખતે તે સઘળું લખાણ લંબાણ અને તાલમેલીયુ છે એવી શંકા ઉત્પન્ન કરી કંટાળો આપે છે. કાળ વર્ણનમાં એક જગ્યો ઉપર એ ગ્રંથકર્ત્તાએ એક મોટી બે-ફિકરાઈ કીધી છે તે જોઇને અમે ઘણા દલગીર છઇએ અમારા કેટલાક મીત્ર ફરીયાદ કરે છે કે એ વાતતો ખરીછે.

અમે એ વિચાર બાંધ્યો છે કે કરણઘેલો, યાદીની અને અનુભવના ખજાનામાંથી (પ્રાણસાદીક શક્તિથી નહિ) ઉત્પન્ન થયોછે અમારો એવો વિચાર હોવાને લીધે અમે એ પ્રભાતીઆની બાબત લખનારનો બેફિકરાઈ શિવાય અમે બીજો દોષ કાઢી શકતા નથી.

સૃષ્ટિના સૌંદર્યની માણસના મન ઉપર શી અસર થાયછે તે વિષેના બે વાક્યના અમે નીચે દાખલા કરીએ તેવા સરસ ગુજરાતી ગદ્યમાં હજી અમારા જોવામાં આવ્યા નથી

જ્યાં ઈશ્વરે &c., to શું આશ્ચર્ય ? "પાનું ૬૬ મું એવી રળીયામણી જગાઓમાં to એમાં કાંઈ આશ્ચર્ય નથી" પાનું ૧૪ મું ૧૯

સુવિચાર આપવામાં અને રીતભાતનું અથવા જોએલી વસ્તુઓનું વર્ણન કરવામાં એ ગ્રંથકારની કલમ પાણીના રેલાની પેઠે ચાલી જાય છે, અને એ પોતાનું સામર્થ્ય એને માલમ હોય એમ જણાયછે, કેમકે રસ પોતાથી સારો લખાશે નહિ એમ આગળથી જાણીનેજ રીતભાત, ઇતીહાસ, અને રાસમાળા તથા ટાડના રાજસ્થાન વગેરે અંગ્રેજીમાં ગુજરાત દેશ "અને હિન્દી ધર્મ" સબંધી બંધારણ રાખેલું છે. કુતુબમીનાર, અંબાજી, આબુ, અચળગઢ અને દેવલવાડાના વર્ણનનો અને તે સબંધી જેટલી દંત કથાઓ ચાલે છે તે, દિલ્લિ પાસેના કાળીકાના દેહેરામાં માતાના ભગનો કેવું ભયંકર કરેછે તે, બ્રાહ્મણનું માહાત્મ, રાજાના ધર્મ, સન્યાસી થવાની વીધી, જોગીઓની વિકટ તપશ્ચર્યા, ઇત્યાદી પ્રકરણો અંગ્રેજી પુસ્તકોને આધારે આ વાર્તામાં દાખલ કીધાછે—એ પ્રકરણો જાતે સારાં અને ઠીક લખાયલાં છે. તોપણ તેથી વાર્તાનો રસ તુટી જાયછે અને કોઈ વખત વાંચનારને ગુસ્સાથી એમ પુછવાનું મન થાયછે કે માધવ તે પોતાનું વેર લેવાને અલ્લાઉદીન પાસે દોડતો હતો કે તે મોજને માટે જુદા જુદા મુલક અને ધામ જોવાને, અને જોગી પંડીતો સાથે વાદવીવાદની મોજમારવાને માટે રખડુવા નીકળ્યો હતો. અલ્લાઉદીનતો ઇતિહાસ પણ ઘણો લાંબો છે તેણે પોતાના ભત્રીજાઓને કેવાં કેવાં દુખ દીધાં એ વાતનો ગુજરાતના રાજા કરણઘેલાની વાર્તા સાથે શો સબંધ છે તે અમે સમજતા નથી. જે દેશમાં અલ્લાઉદીને ખુની એવું ભુંડું ઉપનામ મેળવ્યું તે દેશમાં એણે કેવાં કેવાં ક્રુર કામો કીધાં તેનું ચિત્ર આપ્યું હોતતો સઘળા રસીક વાંચનારાઓનાં મન બેશક વધારે પસંદ થાત.

હવે એ વાતનું રસ સબંધી વિવેંચન ટુંકામાં કરવાને અમે ઇરાદો રાખીએ છીએ. રસના આપણી ભાષામાં "બે" અર્થ થાયછે, પણ અમે જે ઉપર અર્થ કીધોછે તેજ અર્થમાં આ શબ્દ અમે આ વિવેચનમાં વાપરીએ છીએ એમ વાંચનારે વાંચતી વખતે "નજર"માં રાખવું. જેને

અંગ્રેજીમાં Interest કહેછે તેનો સાધારણ ભાષામાં રસ એવો અર્થ થાયછે, અને એ જગોપર ચોપડીના જે ગુણને લીધે "આપણને" વાંચવાનું મન થાય અને વાંચવા માંડ્યા પછી હાથમાંથી છોડવી ગમે નહિ તે ગુણને રસ કહેછે. અમે એને મઝા કહેવા ધારીએ છીએ. આ વાર્તામાં મઝા સાધારણ છે, પણ રસ (જેનો અર્થ Delineation of passions એમ અમે ઉપર કીધો છે) તેનો ઘણોજ થોડોછે, અને તેમ થવાનું કારણ એછે કે ઘણાખરા મનોવિકારના ચિત્રોમાં કુદરતની સાચાઈ જોવામાં આવતી નથી. કરણરાજાએ રૂપસુંદરીનું હરણ કીધું તે વેળાએ તેણીએ જે લાંબો દોઢ પાનાનો વિલાપ કીધો છે તે કેવળ તાલમેલીયો દેખાયછે એટલે જેમ હિંદુનાં બૈરાં નાતમાં કુટતી વેળા મલાવી મલાવીને જૂઠા રાગડા તાણેછે તેના જેવો ઢોંગ ભરેલો અને દીલ વગરનો છે. ધણીના વિયોગનું દરદ અને તે વિયોગ પડાવનારા દુષ્ટ પ્રીતમનો પ્રેમ જતો રહેશે એવી ચિંતા— એ બે મનોવૃત્તિ કદી એકજ સમે હોઈ શકતી નથી, કરણ પડવાના સમાચાર પાટણમાં આવ્યા ત્યારે જે તેની રાણીઓએ કલકલાટ કરી મુકયોછે તે પણ તેવોજ તાલમેલીયોછે. અરે ! તેઓનો કીર્તી વિષે નિયમસર લખેલો નીબંધજ ભણી જતી હોય એમ લાગેછે ; સતીના પ્રકરણમાં વર્ણનની જેટલી ખુબી છે તેટલાજ રસની ભૂલોછે. પોતાનો ઉગતો પ્રેમ જડ મુળથી બળીને ભસ્મ થઈ ગએલો જોઇને જુવાન રૂપવાન સ્ત્રીનું કોડ અને હોંસથી ઉભરાતું અંતઃકરણ એક ક્ષણમાં દાઝીને ચમકી ઉડે, અને આત્મ રક્ષણની સ્વભાવિક પ્રેરણાનું તોડી ધણીની ચિતામાં ઝંપલાવે તે મનની વૃત્તિનો વિચાર કરતાંજ માણસની બુદ્ધિ ચકિત થઈ રહેછે. એ સમયે સ્વાર્થનો એક અંસ પણ રહેતો નથી, અને તે કારણને લીધેજ જગત્તમાં બીજા આત્મઘાતીઓ કાયર અને હલકાં ગણાયછે; તેમ ગણાય તે બદલી સતી હમેશાં આશ્ચર્ય અને બ્રિક, અને કંપારી જોનારામાં પૈદા કરેછે, પણ તેના ઉપર તિરસ્કાર અને ક્રોધ કદી આવતો નથી. એવા ગંભીર સમય ગુણ સુંદરિને રૂદ્રાક્ષની માળા અને ધોળાં લુગડાં વિધવાએ પહેરવાં પડેછે, તેના રોદણા રડાવા વહાલાં લુગડાંને નામે પોકાર શ્રાધ કરાવવું અને અપશુકનિયણ રાંડ રાંડ કહેવાના ભયથી બૅકડો મુકાવવો એનો ખરેખર બહુજ નઠારૂ, સતીની સ્તુતીમાં હદથી પણ વધારે પોષ્ટછે, જુના વિચારની ધણી પછવાડે બળવા નીકળેલી હિંદુસ્રીને સ્વપ્નામાં પણ એવું ભજન કરવાનું ન

સૂજે કે હે પરમેશ્વર, ભાનુ, ચંદ્ર, સાગરગીરી, ઝાડપાન એ સઘળી તારી કૃતિછે, અને સતી થવાના અદભૂત ભયાનક રસની સાથે વનનું લલીત વર્ણન મુકવું એ સમસાનમાં બળતા મુડદા આગળ દાદરો ઠુમરી ગાવા જેવું રસીક જનને વિપરિત લાગેછે.

આ પ્રમાણે ત્રણે ઠેકાણે રસભંગ થવાનું કારણ એ છે કે કરણરાજા સિવાય ઘણું કરીને સઘળા ગુણ ચિત્રોના છુટા છુટા અંગને સંગારવાને જેટલો શ્રમ લીધોછે તેટલો તે એક એકને અનુકુળ કરવામાં કીધો નથી, પણ જેમ હાસ્યરસ વિલક્ષણ વર્ણનથી વધારે જામેછે, તેમજ બીજા સઘળા રસ કુદરતની અને રીતભાતની સાચઈ વિના લય પામેછે. વાર્તાના રસનો મુળ પાયો જે સંભાષણ તે રચવાની કળા તો આ ગ્રંથમાં ઘણીજ થોડી જણાયછે. વાર્તાના જે ભાગમાં ગ્રંથ કર્તા જાતે ચિત્રછે અથવા શું વીચાર આવેછે (અને એ ભાગ ઘણોજછે), ત્યાં અક્ષરે અક્ષરે પણ થોડી ઘણી રમુજ પડ્યા વગર રહેતી નથી, પણ જ્યાં એ બીજાને બોલાવાનું કરેછે કે ગડબડગોટા વળવા માંડેછે, તોપણ ગુણચિત્ર અને સંભાષણના દોષનો વિસ્તાર કરવાને બદલે આપણી ભાષામાં પેહેલ વેહેલી લખાએલી અને બધુ ગણતાં સારી વાર્તાના ગુણ તરફ નજર કરવો અમને વધારે પસનછે. શૃંગારરસ એમાં થોડોજછે, પણછે તે ઉપલા વર્ણન રીતે ઠીકછે. માહાદેવનું પુજન કરી જે આવતી રૂપસુંદરીનું, અનેવાડીમાં કામા વ્યાકુળ થએલી દેવળદેવીનું વર્ણન કીધુંછે તેની છાપ વાંચ્યા પછી મન ઉપરથી સહેજ ભુંસાઈ જતી નથી. રૌદ્રરસમાં "વર્ણન" એ ગ્રંથકારની કલમ ઘણીજ સારીછે, સતી માએ જે કરણરાજાને શ્રાપ દીધોછે તે ઘણોજ જુસ્સાવાળોછે, અને માધવ ક્રોધના આવેશમાં વેર લેવા બાબત જે ભાષણ કરેછે તે વાંચતાં તો ખરેખર રૂદ્રની મુર્તિજ આંખ આગળ આવીને ઊભી રહેછે. અમે દલગીર છઇએ કે જગાના સંકોચને લીધે એમાંનો થોડો ભાગ અમે દાખલ કરીશકીયે છીએ.

અરે ! ક્રોધપુત્ર વેર to કોઈ વેર લે નહિતો દુનિયાં ચાલેપણ નહિ. હવે રસની બાબતમાં આ વાર્તાનું વિવેચન કરતાં આંચકો ખાઇએ છીએ, કેમકે એમાંના વર્ણનથી ગમત પામેલા અમારા મનને દોષ કહાડવા ગમતા નથી પણ જે રીતભાત વર્ણવાની અને શું વિચાર આવવાના ગુણથી અમારૂ મન મોહિત થયું છે તે ગુણ ખરી રસીક્તાની સાથે જોડીઇને કરણ-

ઘેલા કરતાં પણ સારી જાતની વાર્તાને આપણી ભાષામાં જન્મ આપે એવી આશાથી .રસ સબંધી કેટલોક વિચાર સંક્ષેપમાં આપીએ છીએ.

ઠેકાણે ઠેકાણે ડાહ્યા અને નીતી ભરેલા વિચારનો એ વારતામાં એટલા બધા દેખાયછે કે તે ઘણાછે એટલોજ શક ભરેલો દોષ કોઈ વાંચનાર કાઢી શકશે. એ વાર્તામાં જૂદા જૂદા વિષયો ઉપર જેવા શું વિચાર આપેલા છે તેવા ફક્ત ગૂજરાતી ભાષા જાણનારને હમણાં બીજી જગ્યોએ જડવા અશક્ય નહિ તો મુશ્કેલતો છેજ, અને લોકોના મનની હમણાંની હાલત ઉપર નજર પોચાડતાં અમને એમ લાગેછે કે રશીક પુસ્તકમાં મી. નંદશંકરે શું વિચારને અસાધારણ મોટી જગ્યા આપીછે તેથી "એશક" વાંચનારાઓના ગ્નાનમાં ઘણોજ સુધારો થશે.

એ વાર્તાની ભાષા શુદ્ધ ગુજરાતી નથી એમ કદાપી કેટલાએક બાજબીપણાથી કહી શકે ખરા તોપણ વાક્ય રચના ઘણી સરળ, કાનને સારી લાગે એવી, અને ગુજરાતી ગદ્ય લખવા નીકળેલા જુવાનને અભ્યાસ કરવા લાયક છે.

એ વાતનીતો કોઇથી પણ ના પાડી શકાવાની નથી. વાક્ય રચના કંઈ વીસ્તીર્ણ તોપણ ઠરેલ કેળવાએલી કળામાંથી નીકળેલીછે, અને આપણી ભાષામાં એક જાણવા જોગ નમુનો છે—આ ટુંકુ વિવેચન પુરૂ કરતી વળા મી. નંદશંકરનો આ સારી વાર્તાને માટે ઉપકાર માની એવી આશા રાખવાની રજા લઇએ છઇએ કે એ ગ્રન્થકાર એક આ વાર્તા લખ્યાથી સંતોષ પામી બેશી રહે નહિ, પણ જે જાતની શક્તિ ઇશ્વરે બક્ષેલીછે તેનો ઉપયોગ કર્યા કરશે. પોતાનામાં થોડી મુદતમાં મનોવિકાર ઉપર ઊંડી નજર રાખી, અને લંબાણની ટેવ, કેટલીક ઓછી કરી બીજી એક સરસ વાર્તા વાંચવાનો લાભ ગુજરાતી બાઇઓને આપશે.

૩૧ મી માર્ચ સને ૧૮૬૭ ના ગૂજરાતમીત્રના અંકમાં છપાવ્યું છે.



# कान्ता.

દ્વિવેદિ મણિલાલ નભુભાઇને ગ્રંથકાર મંડળમાં આવકાર આપતાં અમને ખરેખરો હર્ષ ઉત્પન્ન થાયછે. એ તરૂણ ગૃહસ્થે બી. એ. ની પદવી સંપાદન કરી એલ્ફિન્સ્ટન પાઠશાળામાં થોડોક વખત ઓનરરી ફેલોનું કામ કર્યુ હતું, અને હાલ મુંબાઈ શેહેરની ગૂજરાતી નિશાળોના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર છે. ઇંગ્રેજી ભાષાની સાથે એ સંસ્કૃતના સારા અભ્યાસી છે. આપણા

ગ્રાજ્યુએટો કેટલાંક વર્ષથી સ્વભાષા લખવા વાંચવાના કામમાં એવો અનિષ્ટ અનાદર બતાવતા આવ્યાછે કે મી. મણિલાલની આવૃત્તિને અમે ઘણી સ્તુત્ય, આશાજનક, તથા ઉત્તેજન યોગ્ય ગણીએ છઇએ. સને ૧૮૮૧ ના વર્ષમાં"ગૂજરાતી"ના અધિપતિએ એવી ખેદકારક વાત જાહેરમાં મૂકી હતી કે તેમાં લખાતા કવિ નર્મદાશંકરના વિષયો અમે સમજતા નથી. એમ તેના ગ્રાજ્યુએટ મિત્રોની તર્ફથી તેને જવાબ મળ્યો હતો. આમ હોય, તો એ વર્ગની તર્ફથી ગૂજરાતીમાં પુસ્તકો લખાવાની તો આશાજ શી, અને આતો અનુભવ સિદ્ધ છે કે પાછલાં કેટલાંક વર્ષોથી કોઇપણ ગ્રાજ્યુએટે ગૂજરાતી ભાષામાં એકે પુસ્તક પ્રગટ કર્યું નથી. પણ હાલ એ લજ્જાસ્પદ સ્થિતિ બદલાઈ જવાના સુચિન્હ* કેટલેક ઠેકાણેથી દેખાવા લાગ્યાંછે, અને એ શુભ રૂપાંતરના અગ્રણીભાઈ મણિલાલ થયા તેને માટે તેમને અમે માન-પૂર્વક મુબારકબાદી આપીએ છઇએ. અમારા એ સાહસિક તરૂણ મિત્રને અમે ભલામણ કરીએ છઇએ કે અમણાં જે શુભવૃત્તિ પોતાના આત્મામાં પ્રાદુર્ભાવ થઇછે તેને ફરજ સમજી વળગી રેહેવું, અને પ્રથમ પ્રયત્નોમાં કદાપિ જોઇએ તેટલી સિદ્ધિ કે જશ ન મળે, તોપણ તે વાતથી નાઉમેદ ન થતાં સ્વભાષાની ભક્તિ શુદ્ધ ભાવથી કાયમજ રાખવી, અને શાળાપ્રાપ્ત જ્ઞાનને હવે પછીના અનુભવ, વિચાર, તથા અભ્યાસથી પરિપક્વ કરી તેનો લાભ દેશીઓને આપવા નમ્રપણે નિરંતર ખંતી રહેવું. એમ કરવાથી છેવટે સિદ્ધિ, યશ, ને કૃતાર્થતા છેજ.

મહાકવિ ભવભૂતિકૃત માલતી માધવ નામના એક સંસ્કૃતભાષા માંહેલા અત્યુત્તમ નાટકનું સટીક ભાષાંતર ઘણી સંભાળથી કરીને એ ભાઇએ બે ત્રણ.વર્ષ ઉપર પોતાનું વિદ્યાબળ દાખવ્યું હતું. તે સમે ભાષાંતર કર્ત્તા તર્ફથી એ પુસ્તક અમારી ઉપર ન આવવાથી તેના ગુણદોષ વિષે બોલવું એ અમને ઉચિત લાગ્યું નહોતું, અને હાલ તે આવ્યું છે. તથાપિ અમે ધારીએ છઇએ કે તેનું વિવેચન અવકાશ ઉપર રાખવાથી હવે કાંઈ ખાટું મોળું થનાર નથી. હાલ તો મિ. મણિલાલે કાન્તા નામનું જે સ્વકલ્પિત નાટક બનાવ્યું છે તેનીજ તપાસ અત્રે ચલાવીએ.

---

*એ ગૂજરાતીનોજ દેશ હિતેચ્છુ એડિટર એક સુરતી બી. એ. છે. નાગર ઉદય વગેરે ચોપાનીઆના સંબંધમાં અમદાવાદનો એક નાગર બી. એ. ગૂજરાતી લખાણ કોડભેર કરેછે.

રસ, પાત્ર–ભેદ, અને વસ્તુસંકળનાં એ જે ત્રણુવાનાં નાટકાદિની ગ્રંથીમાં અવશ્યના છે તે પ્રત્યેકની રચનામાં મુશ્કેલીઓ પણ એજ અનુક્રમે ઉત્તરોત્તર વધતી છે. રસનુંમૂળ સ્વભાવમાં હોવાથી, તે પ્રાપ્ત કરવો સહજછે. કુદરતે આપ્યો હોય તેનેજ એ વાતતો ખરી. રસબુદ્ધિનું માણસ હશે, તો તેની વાણીમાં સ્વભાવિક રીતેજ રસ આવ્યાવિના રહેશે નહિ. ફક્ત તેણે દોઢડાહ્યું કે ડોળ કરવું નહિ એટલુંજ જરૂરનું છે, કેમકે ડોળ એ જેટલું ધર્મપક્ષે તેટલુંજ રસપક્ષે પણ વિનાશકારી છે. આજ કારણને લીધે કેટલાક કેવળ અભણ પુરૂષો સારા કવિ નીવડેલા છે. તેઓ કેવળ સ્વભાવનેજ વશ રહેછે, અને તેથી તેમનું કવન તેના સહજ રસથી હૃદયને વિંધી નાખે એવું થાયછે. પણ કાંઈ ભણ્યા પછી માણસ પોતાનું ડાહાપણ ચલાવેછે, અને ત્યારે ચતુર ચાર ઠેકાણે ખડાયા જેવું થઈ રહેછે. અધભણ્યાની સમજ, જેમ બીજી બાબતમાં તેમ, રસમાં પણ પૂરી ચાલતી નથી, અને એજ કારણથી હાલ આપણા પ્રાંતમાં દોઢડાહી કે કંટાળા ભરેલી ડોળવાળી કવિતા વાર્તાઓથી ઉકરડો ભરાઈ જવા લાગ્યોછે, તે સમે ખરો રત્નરૂપ રસ કોઈ કોઈ ઠેકાણેજ સોધ્યો જડેછે. કાવ્યમાં વિવેક વાપરવો, તો તે પૂરો વાપરવો જોઇએ, અને તેને માટે ઊંચી કેળવણી તથા રસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ અવશ્યનો છે. ત્યારેજ શુદ્ધ રસજ્ઞતા ( Taste ) પ્રાપ્ત થાયછે. ઊંચને નીચ, સારી કેળવણી પામેલો ને લેભાગું એ પોતાની રસજ્ઞતાથી ટપ ઓળખાઈ આવેછે. તાલમેલથી ટાહેલાં કરી શકાય, પણ ખરી રસજ્ઞતા આવતી નથી. તે તો સ્વભાવ કે પૂર્ણ સંસ્કારનેજ સાધ્ય છે.

આ તરૂણ નાટકકારની રસજ્ઞતા શુદ્ધ સંસ્કારી જોઈ અમે પ્રસન્ન થયા છઇએ. એ રસજ્ઞતામાં ઇંગ્રેજીને સંસ્કૃત સાક્ષરત્વ એ બંનેનાં રંગછે, પણ સંમિશ્રણ એવી રીતે થએલું છે કે તે સ્વભાવિક ને સુંદર દીસેછે. કાદંબરી જેવા કૃત્રિમ સરકાવ્યની છાંટ કોઈ કોઈ ઠેકાણે તેમાં જણાયછે ખરી, પણ તે એટલી થોડી ને આછીછે કે કાળે કરીને તે આપોઆપ ધસાઈ જશે એમ અમારી ધારણા પહોંચેછે.

રસ એજ ખંડકાવ્યોમાં એટલે છૂટક કવિતામાં બસછે. પદ ગરબી વગેરે લખનારોમાં એટલું હોય તો તે કૃતાર્થ થયો, કેમકે તેવી કવિતામાં તો પોતાના આત્મામાં જે જે ઉર્મીઓ ઊઠે તે દર્શાવી એટલે થયું, અને તે તો પોતામાં રસ હોય તો તે સ્વાભાવિક રીતેજ થઈ જાય. આવી કવિ-

તાને સ્વાનુભવી અથવા અંતઃસ્થિત. (subjective) કવિતા કહેછે. સંગીત કવિતા આ વર્ગની છે. પણ નાટક કાવ્યોમાં એથી જૂદાજ—બહુ ઊંચી જાતના—કવિત્વનો ખપ પડેછે. એમાં ફકત પોતાના અંતરમાં અનુભવેલા રસનું વર્ણન કરવું એ બસ નથી અથવા વખતે કાંઇજ કામનું નથી. એમાં તો ભિન્નભિન્ન પ્રકૃતિવાળા બીજાને ભિન્નભિન્ન પ્રસંગે કેવું લાગેછે તેનું વર્ણન કરવાનું છે. એક તર્ફ પરદુઃખભંજન સાધુ પુરૂષ તો બીજી તર્ફ ચોર ને ખૂની, એક તર્ફ પતિવૃતા તો બીજી તર્ફ કુલટા, એક તર્ફ કૃપણ તો બીજી તર્ફ ઉદાર, એક તર્ફ પ્રેમી, તો બીજી તર્ફ શઠ, વગેરે ભાતભાતના મનુષ્યોના મનમાં કેવી કેવી વિવિધ ઉર્મીઓ ઉઠેછે, તે એવી રીતે વર્ણન કરવી કે જાણે તેના હૃદયમાંજ પેસીને જોઈ આવ્યો હોય, એ નાટય કે વાર્ત્તિક કવિનું કામ છે. એને અંતઃસ્થિત નહિ પણ બાહ્યસ્થિત, સ્વાનુભવી નહિ પણ સર્વાનુંભવિ—કવિત્વ (objective) કહેછે.

જૂદા જૂદા માણસોના મનોભાવ જેમ હોય તે પ્રમાણે જૂદા જૂદા વર્ણવા એને પાત્ર ભેદ કહેછે, અને એ કરવાનો સઘળો આધાર માણસમાં સર્વાનુભવી કવિત્વ કેટલું છે તેની ઉપર છે. સંસાર વ્યવહારના લક્ષ પૂર્વક અવલોકનથી આ બળ કેટલુંક પ્રાપ્ત થાયછે, પણ ઘણે દરજ્જે તે સ્વાભાવિક છે. કેટલાક અંતઃસ્થિત કવિતા ઉત્તમ પ્રકારની કરી શકેછે, પણ બીજાના અનુભવના બે બોલ પણ બરાબર કથી શકતા નથી. તે પોતાની લાગણીઓ—પોતાનું દુઃખ—રોઈ જાણેછે. પણ બીજાના અંતઃકરણની તેને કાંઇ ખબર નથી. ગૂજરાતી ભાષામાં આજ પર્યંત આટલા બધા કવિઓ થઈ ગયાછે પણ સર્વાનુભવી રસને જાણનાર તો ગણ્યા ગાંઠયાજ છે અને તેમાં પણ તેને શેકસપિયરની પેઠે પરિપૂર્ણ દર્શાવનાર તો વડોદ્રાવાળો પ્રેમાનંદ ભટ્ટ એકલોજ.

આ નાટકમાં પાત્રભેદ શક્તિ કેટલીછે તેનો વિચાર વસ્તુ સંકળનાની ભેળોજ કરીશું. વસ્તુને સંકળવી એ કામ સૌથી અઘરૂંછે. એમાં ઘણા વિવેકનો ખપ પડેછે, અને તેથી તે ઘણો અનુભવ થયા વિના કદી પણ બરાબર થઈ શકતું નથી. સ્વાભાવિક બુદ્ધિ સારી હોય તો પ્રથમ પ્રયત્નેજ રસને પાત્રભેદના કામમાં કોઈ ફતેહ પામે ખરો, પણ શીખાઉને હાથે વસ્તુ સંકળના નિર્દોષ ઉતરવી એ અશક્ય નહિ તો અસંત દુર્લભ છે. મહા કવિઓના પણ ઉત્તમ સંકલિત કાવ્યો તેમની મધ્ય કે ઉત્તરાવસ્થામાંજ

બનેલાં છે. રસગ્રંથીનો સ્વાભાવિક ક્રમ આ પ્રમાણે જણાયછેઃ—પ્રથમ પ્રસં- ગોપાત્ત છૂટક પદ્યો, પછીથી નાની વાર્તાઓ, અને એ પ્રમાણે કેટલાંક વર્ષ સુધી કાવ્યકળા ખેડાઇ રહે ત્યારેજ મહાકાવ્ય કે નાટક. આપણા આ ગ્રંથ કારે પ્રથમથીજ જાહેરમાં તો છેલ્લે પગથીએ પગ મૂકયોછે, અને તેથી તેમાં જોઇએ તેટલો યશ નહિ મળેલો સાબીત થશે, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. તે છતાં અમારો સામાન્ય અભિપ્રાય એવોછે કે આ પગલામાં જેટલું સાહસ રહેલું છે, તે પ્રમાણે અસિદ્ધિ થઇ નથી, અને એટલું તો એ ગ્રંથકારે સાબીતજ કરી આપ્યું છે એનામાં આવા પુસ્તક રચવાની સ્વાભાવિક શક્તિ છે અને તે અભ્યાસે કરી મન મા- નતી ખીલશે.

હવે આ નાટકની વિગતવાર તપાસ ચલાવીએ. એની મૂળ વાત ગૂજરાતની એક ઐતિહાસિક દંતકથા ઉપરથી સૂઝેલી છે. આપણા ઇતિ- હાસના આરંભમાંજ જ્યારે કલ્યાણીના ભૂવડે એકાએક આ દેશ સર કર્યો, આપણો શૂરો જયશિખરી રણમાં પડ્યો, અને પ્રતાપી સુરપાળ પોતાની ગર્ભવંતી બેહેનના રક્ષણાર્થે રાજાની આજ્ઞાએ મનમાં મૂઝાતો વનમાં વસેલો છે, તે સમે આ ભૂમિ ઉપર જે પરદેશી અમલથી દારૂણ દુઃખોનો વરસાદ વરસ્યો તેમાં આ બનાવ એક એવો ભયંકર બન્યો કે તે લોકોની યાદ દાસ્તમાં અખંડ કોતરાઈ રહ્યો. ભુવડ સઘળું રાજ પોતાના કુંવર કરણને સોંપી ગયો હતો. તે મહાજુલ્મી, ક્રૂર, ને દુરાચરણી હતો. એણે ભલીભલી રૂપવાન સ્ત્રીઓની બળાત્કારે લાજ લેવા માંડી. સુરપાળની સ્ત્રી જેને યોગા નું યોગે વનવાસમાં સાથે લીધી નહોતી, તે આ પાપી કુંવરને હાથ પક- ડાઈ અને તેણે છળ બળથી તેને વશ કરવાને ઘણું માથું ફોડયું. પણ તેતો રૂપે તેવીજ ગુણે ખરી પદ્મિનિ હતી. તેણે પોતાનું રજપૂતાણીપણું પ્રથમ- થીજ એવું બતાવ્યું કે બળ વાપરવાની તો એ દુષ્ટની હિમતજ ચાલી નહિ. છેવટે એ પાપીને એવો બુટ્ટો ઉઠયો કે જો એ સ્ત્રી એમ જાણે કે મારો સ્વામી ગત થયો, તો પછી તે કદાપિ મારે વશ થાય ખરી. એ વિચારથી તેણે કોઈ બીજાનું માથું મંગાવી તે સ્ત્રીને એમ મનાવ્યું કે આ તેના ધણીનુંજ માથું છે. પણ આ દુષ્ટ છળનું પરિણામ તેણે ધાર્યું હતું તેથી ઉલટુંજ થયું. તે જોતાંજ એ પતિવ્રતા સ્ત્રી તો વિરહાગ્નિથી પ્રજળી ઉઠી, અને કોઇની મણ રોકી ન રોકાતાં આખા નગરના હાહાકારની સાથે તે પેલું માથું પોતાના ખોળામાં લઇને બળી મુઈ.

અમને તો આ કથા કરૂણપરિણામક નાટકને જોઇએ તેવી લાગે છે. પણ મિ. મણિલાલને એમાં અસંભવ એ લાગ્યો કે તે સ્ત્રી પોતાના ધણીનું માથું ઓળખ્યા વિના કેમ રહે. ઉપલક જોતાં આમ લાગે એવું છે ખરૂં, પણ તે પ્રસંગને અનુસરતા તર્કની દૃષ્ટિએ જોયું હોત, તો એ અસંભવ સઘળો દૂર થઈ એ બનાવ સર્વાંગે સ્વાભાવિકજ દેખાત. છળ કરવાજ નીકળેલો જે કારણ તેણે પારકાનું માથું અવિછિન્ન મંગાવીને એ સતીની આગળ ધર્યું હોય એમ આપણે ધારવુંજ જોઈએ નહિ. કપટ ન પકડાય તેને માટે તેણે તજવીજો પૂરી કરીજ રાખી હશે. આ મહાદારૂણ યુદ્ધનો બીજો દિવસ હતો. ગઈ રાત્રેજ હજારો જોદ્ધા કપાઈ મૂઆ હતા, ગામની સમીપે હજી હજારો મૂડદાં પડેલાં હતાં. હજી કાક ગૃધ્રાદિક પોતાની મીજબાનીમાંથી પરવાર્યા નહોતા, રૈયતની નાસાનાસ ને ભાગાભાગ હજી પૂરી સમી નહોતી, એવે સમે જયશીખરી મૂઓ એટલે માજી રાજ સાથે મુખ્ય સંબંધ ધરાવનારો જે સુરપાળ તેને કોઈ જીવતો કે મૂઓ દરબારમાં પકડી લાવશે તો તેને મોં માગ્યું ઇનામ આપશું, એવો નવા રાજની તર્ફથી ઢંઢેરો ફરે; ચોતર્ફ શોધા શોધ ચાલી રહે; અને તેવામાં એકા એક થોડાક સવારો ઘોડા ફેંકતા ત્યાં આવી પહોંચે, તેનો જમાદાર ટપ ઉતરીને ધબધબ દરબારમાં ધાયો આવે. રૂમાલમાંથી કાઢી લોહીચૂતું એક માથું રાજાને નજરે કરે, અને સુરપાળ મરતાં મરતાં કેવી બહાદુરીઓ કરી પરિણામે છિન્ન ભિન્ન થઈ પડ્યો, તેની બનાવટી હકીકત કહી સંભળાવી હરખથી વધામણી માગે; તેને માટે મોટા મોટા ગામ ગ્રાસો જાહેરમાં અપાય;—અને શત્રુ પક્ષમાં દુંદભીના નાદની સાથે જય જયકાર તથા વતનીઓમાં ત્રાહે ત્રાહેના પોકાર ઉઠી રહ્યા છે, તે સમે થરથર ધ્રુજતી દુ:ખમાં દિગમૂઢ થઈ ગએલી પ્રથમથીજ દરેક ક્ષણે માઠાની શંકા ધારણ કરી રહેલી પેલી સ્ત્રી આગળ આજ કરણરૂપી વિકરાળ દૈત્ય જઇને ઉભો રહે; સમભાવનું ડોળ બતાવે; અને છેવટે પેલું માથું દેખાડી તેને દિલાસાને બાહાને જૂઠી જૂઠી તેના સ્વામીના પરાક્રમની હકીકતો કહે; તો તે વેળા આવા દુ:ખમાં—આવી જડતાની સ્થિતિમાં અને તેમાં વળી જ્યારે પોતાનીજ વિશ્વાસુ દાસી ફુટીને એ છળમાં સામેલ થએલી છે ત્યારે— પેલી બાપડી ઠગાય, ખરૂં માને, ને એકાએક જુસ્સાથી "જગદંબે" કરી સતી થવા નિકળે, તો તેને કોણ રોકનાર છે, અને તેમાં શું અસંભવિત

છે ! અમ તો કહીએ છઇએ કે ઉલટું આવે પ્રસંગે એ ન ઠગાય એજ અમને મહા અસંભવિત લાગેછે.

તે છતાં અમે આટલાજ ઉપરથી નાટકકારનો કાંઈ દોષ કાઢતા નથી, કારણ કે વાતમાં ફેરફાર કરવાનો તેને હક છે, શેકસપિયરના વિવેચક વાંચનારા જાણે છે કે તેણે ઘણું કરીને પ્રત્યેક નાટકમાં મૂળ વાતને ઘણે દરજ્જે ફેરવી નાંખી છે. ગ્રીક નાટકકારો પણ એમજ કરતા, અને આપણા દેશમાં તો નાટચ શાસ્ત્રનો અર્વાચીન પ્રમાણ ગ્રંથ જે દશ રૂપક તેમાં આ રીતનો નિયમજ આપ્યોછે.

यत्तत्रानुचितं किंचिन्नायकस्य रसस्यवा,
विरुद्धं तत्परित्याज मन्यथावा प्रकल्पयेत्

અર્થ;—તેમાં જે વસ્તુ નાયકને અનુચિત દેખાય અથવા રસને વિરૂદ્ધ હોય, તે ત્યાગ કરવી અથવા તેને બીજી રીતે કલ્પવી.

આ નિયમ જાહેર ઐતિહાસિક વાતને કેટલેક દરજ્જે લાગુ પાડી શકાય એ એક તકરારી સવાલ છે પણ અહિંયાં આ નાટકમાં તો મિ. મણિલાલે પાત્રો તથા સ્થળનાં પણ નામ ફેરવી નાંખી એ નાટક ઐતિહાસિક છે એમ ન ગણતાં તેને માત્ર પ્રકરણ એટલે સ્વકલ્પિત નાટકજ ગણવાની પ્રસ્તાવનામાં વિનંતિ કરી છે, ત્યાં એ ફેરફારને માટે કોઈ ટીકાકારને કાંઈ પણ બડબડવાનો હક નથી. હવે જોવાનું એટલુંજ રહ્યું કે એ સ્વકલ્પિત સંકળના કેવા પ્રકારની છે.

એના ચાર અંક પાડ્યા છે. એમાં નાન્દી આમુખાદિક કાંઈ સંસ્કૃત નાટકોની પેઠે રાખ્યું નથી, પણ ઇંગ્રેજી ઢપે એકદમજ વસ્તુનો આરંભ કર્યો છે. ઘણું કરીને આખા નાટકનું સ્થળ પાટણજ છે. સુરસેન ભુવનાદિત્યને દૂરથીજ પાછો હઠાવી આવ્યો હતો, તેની ખૂશહાલીમાં જયચંદ્ર રાજાએ તેને ઘેર પધારવાનું કબુલ કર્યું હતું. સુરસેન, જે રાજાનો સેનાપતિ ને મંત્રી તેમજ સાળો ને પરમ મિત્ર થાય, તેને ઘેર રાજાની આ પધરામણી નિમિત્ત ભારે સમારંભ ચાલી રહ્યો હતો. સભા મંડપમાં ચિત્રાદિકની રચના સુરસેનની સુઘડ સ્ત્રી કાન્તાએ સ્વહસ્તે કરી હતી, અને તે પરિપૂર્ણ થએલી જોવાને એ સ્ત્રી પુરૂષ તે મંડપમાં ફરેછે, ત્યાંથી એ નાટકનો પહેલો અંક શરૂ થાયછે. એ પ્રસંગે તેમના પરસ્પરનાં સંવાદદ્વારે તેમનો શૃંગારી સ્વભાવ સારો વર્ણવ્યોછે—બલ્કે સુરસેન જેવા નિત્યના

સહવૈયાને, કે આગળ સતી થવાની છે એવી આ ગંભીર વૃત્તિની કાંતાને શોભે તે કરતાં કાંઇક વધારે લાલિત્યમય આ ચિત્ર થઈ ગયુંછે. અગાશીમાં બંને જણ ભોજનની તૈયારી કરેછે. એવામાં રાજાનો અનુચર એકાએક સુરસેનને તેડવા આવેછે. એતો ઝટ ખૂશી સાથે જવા ઉભો થયો, પણ કાન્તા આ પ્રમાણે રંગમાં ભંગ થવાથી ઘણી ગળગળી થઈ ગઈ. તેણે ભોજનનું નામ દઈ જવાય નહિ એમ વાંધો ઉઠાવ્યો, પણ સુરસેન જેવા રાજભકતે અલબત્ત તે માન્ય રાખ્યો નહિજ, પરંતુ.

(શિખરિણી છંદ)

તૃષા ત્યાં ના પીડે, મિઠું પિયૂષ વાણી તણું પિયે;
ક્ષુધા પીડેશાની, શરીર ભરીયું ભક્તિ વિષયે.
ગમે ત્યાંથી અન્ય સ્થળ ભણી જવું કેમજ કદી;
પ્રિયે! જ્યાં વે'તીછે સતત પ્રીતિ હાસ્યામૃત નદી.

આ પ્રમાણે રાજ સમાગમનો આનંદ પોતાની પ્રિયા આગળ વિયોગને સમેજ વખાણવો એ કાંઈ નહિ તો પ્રથમ્ દર્શાવેલા શૃંગારી સ્વભાવથી તો વિરૂદ્ધ છેજ. આ વિયોગ, જે આગળ જતાં હમેશનોજ હોવાને સર્જિત છે, તે વિયોગને સમે બંનેના દિલમાં કાંઇ ગેબી ઉદાસી ઉઠી હોત, તો તે દેખાવ વધારે સ્વાભાવિક કે રસમય થઈ પડત.

દરબારમાં જઇને જોયછે તો રાજા બહુ ગાભરો થઈ ગએલો માલમ પડેછે. એને ખબર મળી હતી કે શત્રુઓ એકાએક પાછા ફરી બહુ ધસી આવ્યાછે, અને પોહોર બે પોહોરે પાટણ ઉપરજ હલ્લા થવાનાં. રાજનું કેવું અંધેર આટલેસુધી વાત આવી ત્યાંસુધી કોઇને ખબરજ ન પડી. રાજાતો બીહીજ ગયો. એણે પોતાની રાણી યૌવનશ્રી જે ગર્ભવંતી હતી તેને સુરસેન સાથે પાસેના ગામડામાં મોકલાવી દેવાનો નિશ્ચય કર્યો હતો, અને તે આવ્યો એટલે તુર્ત તેને તેમ કરવાની નાચારીએ જરૂર પાડી. સુરસેને પોતાની સ્ત્રીને ત્યાં બોલાવી મંગાવી તેને તથા તરલા નામની રાણીની દાસી હતી તેને જોડે લઈ તે સઘળાંએ જંગલ તર્ફ ઘોડા ફેંકી મૂક્યા. ઠકરાણી કાંતાને તેની નણંદની આશ્વાસના સારૂ ભેળી રાખી એમાં કાંઈ અમને ખોટું લાગતું નથી, પણ એની સેવા સારૂ પણ એકાદ દાસી જોઇતી હતી ખરી.

પછી જંગલના ભોળા ભીલોનો દેખાવ નજરે પડેછે. તેમની ભાષા

કાંઈ વિલક્ષણ જણાયછે એમાં સુરતી, ચરોતરી વગેરે અનેક ગામડીઆ બોલીનો ખીચડો થએલોછે, અને સાધારણ વાંચનારને મહા મુશ્કેલીએ સમજાય એવીછે. એ નીમકહલાલ લોક રાણી વગેરેનું પ્રતિપાલન મહા ઉત્સાહથી પોતાને માથે રાખેછે. છુટા પડતી વેળા બહુ રડારોળ થઈ રહેછે, અને સુરસેન પણ સ્ત્રીઓ જેટલોજ ગળગળો થઈ જાયછે. સુરસેને, પોતાના કુશળ સબંધી કાંતા વગેરેનો ઉચાટ દૂર કરવા, પોતાના કંઠની મુક્તામાળા કાંતાને પહેરાવી કહ્યું, કે મારા એક પત્નિવ્રતના બળે સંધાએલા આ હારના મોતી જ્યાંસુધી વિખુટાં ન પડે ત્યાંસુધી તું નિશ્ચય જાણજે કે હું સલામત છું.

આ મુક્તામાળા આગળ જતાં મોટા ઉત્પાતનું મૂળ થઈ પડવાની છે માટે તે વિષે કેટલીક ટીકા અવશ્યે કરવી જોઇએ. પ્રથમતો એક પત્નિવ્રતના બળે સંધાએલી માળા, તે પત્નિવ્રત ટૂટે ત્યારેજ ટૂટવી જોઇએ અને તેનો સુરસેનની કુશળતા સાથે કાંઈ સંબંધ હોવો જોઇએ નહિ. તે છતાં એક અદ્ભુતમાં બીજું અદ્ભુત આપણે કબુલ રાખીએ, તોપણ નાટકમાં એ અદ્ભુત રસ અખંડ તો રહેવોજ જોઇતો હતો, એટલે, મોતીની માળામાં જે ગુણ કલ્પ્યો તે છેવટ સુધી ખરોજ છે એમ વાતનું બંધારણ રાખવું હતું. પણ અહિંયાં તો એથી ઉલટુંજ કર્યું છે. આગળ જતાં એ હારનો દોરો દગાખોરને હાથે ટપ કાતરી શકાય છે, ત્યારે સાફ માલમ પડી આવેછે કે એ દોરો તે સાધારણ દોરોજ, સુરસેન એક ગાંડો બડાઇખોર ઠગારો, અને કાન્તા તે એક અક્કલ વગરની એવી વહેમી બાઇડી હતી, કે આવા ગાંડા બોલ ઉપર ભરોસો રાખી આ સુતરનો દોરો ટૂટ્યો એટલે પોતાનો ધણી મૂઓ એમજ માની લઈ સતી થવા નીકળી. અને મોટું આશ્ચર્ય એછે કે તેને જીવતે ધણીએ સત પણ ચડ્યું! શી નવાઈ! કેવું અશક્ય! ધર્મ કે રસના કોઈ પણ તરંગથી આ કેવું વિપરીત! ખરે આખા કાવ્યશાસ્ત્રમાં અદ્ભુત કાર્યના સંભવાસંભવનો વિચાર મહા સૂક્ષ્મ છે તોપણ તેની ઘટનામાં ભાઈ મણિલાલે આવી મોટી ભૂલ કરવી નહોતી. આ કારણથી તો એક કરુણપરિણામક ગંભીર નાટક પ્રહસન રૂપ (ફાર્સ જેવું) થઈ પડ્યું છે. આ કરતાં મૂળ વાતનું બંધારણ સો દરજ્જે સારૂં હતું. તેમાં કાંઈ અસંભવ નથી એ અમે પાછળ બતાવી ગયા છઇએ. જો હારનીજ કલ્પના કરવી હતી, તો તેની સાથે વિશેષ એમ પણ કલ્પવું

હતું કે તે મૂળહાર ઊંઘમાં દાસીએ ચોરી લીધો, બીજો ઘાલ્યો, અને તે બીજો હાર તૂટેલો જોઈ બિચારી કાંતા ઠગાઈ. એમ કર્યું હોત તો વાતનું ચોકઠું કાંઇપણ બંધ બેસત, અને શુદ્ધ રસજ્ઞને કંટાળો આપનારૂં છેક હાલના જેવું ચિત્ર થઈ જાત નહિ.

આ સમે પાટણનું શું થયું હતું તે જોઇએ. શું થવાનું હતું ? મુલકની અગાઉથી ચેતવણી ન રાખેલી, શત્રુસેના છેક એક મજલ આવી પહોંચી ત્યાંસુધી કાંઈ ખબર પડેલી નહિ, અને ખબર પડી ત્યારે પણ સુભટ મંડળને ભેગું કરી નગર રક્ષણના ચાંપતા ઉપાયો લેવાને બદલે હિંમત હારી પોતાની રાણીને વનમાં મોકલી દેવાનીજ ખટપટમાં ગુંથાએલા જયચંદ્ર રાજાનું, હાર સિવાય બીજું શું થવાનું હતું? જયચંદ્રમાં રાજગુણ એટલોજ દીઠામાં આવેછે કે નાસી ન જતાં છેવટે જેટલાં માણસ ભેગાં થયાં તેટલાંને લઈ તે સામો ગયો, અને બહાદૂરીથી લડી પોતે મરી છૂટ્યો. આટલામાં થોડાં માણસે નગરની બહાર નીકળી યુદ્ધ આપ્યું એ પણ એક મોટી ભૂલ ગણાય. પણ અહિંયાં જયચંદ્રને એક મૂર્ખ રાજા જેવોજ નાટકકારે (જાણે કે અજાણે) ચીતર્યો છે, અને તે આપણો ઐતિહાસિક જયશિખરી તો કોઇપણ રીતે સંભવતો નથી. ઉપકાર માનો કે નામ ફેરવ્યું છે.

સુરસેન વાટે આવતાં યુદ્ધસમાપ્તિનાં ચિન્હો જોયછે અને એ પ્રસંગે તેના મુખમાંથી કેટલીક કવિતા નીકળેછે તે પાત્રતાને કાંઇક પ્રતિકૂળ પણ સરસ વર્ણનથી ભરેલી છે. રસખરો બિભસ્ત છે. તેમાંના બેચાર નમુના અત્રે આપીએ છઇએ.

**મંદ્રાક્રાંતા.**

ભાસે ભાનું રૂધિર કણથી છાયલો રક્ત અંગે,
કાલાં અભ્રો રૂધિર થકી શું સે'જ રાતાશ મારે;
ચક્રે ઉડે સમળી, કકળે કાગડા *સ્યેન પૂઠે,
ઝાલી પંઝે મુખથી કરડે ખોપરી ખોતરીને.

ઉપલા બે ચરણમાં કવિની પ્રૌઢોકિત સમજવાને યાદ રાખવું જોઇએ કે એ સમય પ્રભાતનો હતો, અને સૂર્યોદયની રાતાશ દેખી યુદ્ધ યુદ્ધ ઝંખી રહેલા જોદ્ધાને તે રૂધિરવતજ દેખાય. એ ખોપરી ખેંચી જતા શિયાળવાને નીચે પ્રમાણે વર્ણવે છે.

---

*સેન શબ્દ હશે.

**સૃગ્ધરા.**

ગાલી મોઢા વિષેને ટપકતિ રૂધિરે ખોપરી ચોટલીથી,
નાસે, મોઢેથી વેંતી ટપ ટપ ગળતી લાળ સ્વાદે થએલી;
કેડે બીજા ફુલાવી પુછડી ઘરઘરે ખેંચને તાણુકતા,
એવાં દોડે શિયાળો સિમપર સઘળે ઓળવા ખોળી લેતાં.

રણભૂમિપર પડેલાં મસ્તકો જોઈ કહેછે.

**(શાર્દુલ વિક્રિડિત.)**

જેમાં તર્ક વિતર્ક રાજ્યરણના વાંકાચુંકા મા'લતા
સંસારી સુખ પ્રાપ્ત થાય જગમાં તેની હતી જ્યાં સીમા
રાત સ્વેત કદાપિ શામ નિપજે ગોળા ઉડી જાય જ્યાં
તે આજે વરૂ વ્યાલ દંત કરડેછે ધૂળ દુર્ગંધમાં.

**સોરઠો.**

ચઢતા જે શિરતાજ, ઝગ ઝગ ઝગ જોતે થતા;
તેપર રે પ્રભુ આજ! ધૂળ ન ચપટી ઢાંકવા

એવામાં એને હરદાસ નામનો એક એનો જુનો મિત્ર સામો આવી મળ્યો, અને તેણે જયચંદ્ર પડ્યાના સમાચાર કહ્યા. એ સાંભળી એને બહુ ખેદ થયો. ચાલતાં ચાલતાં, પૃથ્વીના પેટમાં સઘળા પ્રાણીઓ છેવટે સમાય છે એવું જોઈ તે બોલ્યો કે

**શાર્દુલ વિક્રિડિત.**

ખાધા અર્જુન કર્ણ લક્ષ્મણ સખા રામાદિ ઝાઝાજનો
ખાધા ન્યાય સભા સુભૂષણ વળી દાતા અદાતા ગણો.
ખાધા વંશ ઉજાળનાર સુતને તોએ રહી ભૂખડી
ખેંચે હાથ પસારી રોજ જનને પામે જુવાની નવી

એ સાંભળી હરદાસ કહેછે કે એમ મા બોલો. ગૂર્જર ભૂમિ તો આ સમે દુઃખથી છેક ઘાયલ થઈ ગઈ છે.

**વસંતતિલકા.**

હાથે કુટે શિષ રડે મુકી પોક પોતે
ને ત્રાહિ ત્રાહિ વદતી જયચંદ્ર જાતે.
ક્યાં રોઉં દુઃખ સુણશે મુજ વાત કોણ ?
તે બાંહિ મુજ પકડે નહિકો સપૂત.

હરદાસનાં આ બોલ સાંભળી સુરસેન કવિતાની લહેર છોડી પોતાનાં સ્વદેશ પ્રત્યે શાં કર્ત્તવ્ય છે. તેના વિચારમાં પડેછે. પણ હરદાસ કોઈ ખટપટી વાણીઓ જણાય છે. તે એને આડો દગા ફટકાનોજ માર્ગ બતાવે છે, અને તે માર્ગે ભોળો સુરસેન પોતાની સંઘળી ક્ષત્રીવટની લાગણીઓ ભૂલી એકદમ દોરાયછે. આ નાટકમાં હરદાસ તથા રત્નદાસ બે મહા અગત્યના પાત્રછે તેથી એ ખટપટી જોડીની આ પ્રસંગેજ વાંચનારને કાંઇક ઓળખાણ કરાવવી જોઇએ. આ બે પાત્ર સ્વકલ્પિતછે.

હરદાસ, પહેલાં સુરસેનનો તનમદન દોસ્તદાર હતો, એટલે સુધી કે તેની નવ જોબના સ્ત્રી કાંતા સાથે તેને યથેચ્છ વાતચિત્ત કરવાની છુટ હતી. આ મૂર્ખ તે પદ્મિનીનું નિર્દોષ સ્વભાવિક લાલિત્ય જોઈ એમ ધારવા લાગ્યો કે તે મારીપર આસક્ત છે. તેથી એના મનમાં ભૂંડી વાસનાઓ ઉઠી, અને તે કાંતાને જણાવી પણ ખરી. એવામાં લોકોએ તેમના સહવાસનું વગોણું બહુ કરવા માંડયું હતું તે સુરસેનને કાને પડવાથી તેણે ધમકાવીને પૂછ્યું ત્યારે તેણીએ બધું માની દીધું, અને તે વખતથી એના ઘરમાંથી હરદાસનો પગ ટળ્યો. આવું ગોળ ગોળ વર્ણન કાંતા જેવી સતીના સંબંધમાં ગ્રંથકારે શા હેતુથી કર્યું હશે તે કાંઈ સમજાતું નથી. જો તે ખરી પતિવ્રતા હતી, તો તો તેણીએજ એને એવો તુચ્છકારી કાઢવો હતો કે તે પોતાની મેળે ફરીથી મોં દેખડાવવા પામે નહિ. "માની દીધું" એ શબ્દ તો લગભગ તેને કલંક રૂપજ થઈ પડેછે. પણ નાટકકારનો આશય એમ જણાય છે કે તે તો શુદ્ધ હતી, પણ હરદાસ બેવકુફીથી ઉધું સમજ્યો. બેવકુફ તો તેના સઘળા આચરણ ઉપરથીજ એ જણાય છે, પણ પ્રસ્તાવનામાં મિ. મણિલાલ એને ભલો માણુસ કહે છે તેમ અમે એને ગણવાને રાજી નથી. પોતાના મિત્રની સ્ત્રીને છળવાનો ખસુસ પ્રયત્ન એ પાપીએ કર્યો, અને છેવટે એણે તેના પતિવ્રતની કસોટી કરવા કરણ રાજાને હાથ પકડાવી દીધી એ કામ જેટલું મૂર્ખાઇનું તથા મિત્રદ્રોહનું છે, તેટલુંજ પોતે જે પ્રેમીપણાનો દાવો કરેછે તેને જાૂઠો પાડનાર તથા તથા એનું અધમપણું દર્શાવનારછે.

કાંતાને પકડાવી આપવાના કુબુદ્ધિ સુઝાડનાર રત્નદાસ હતો. તે પોતાના નામ પ્રમાણે રતનજ—સઘળા દુર્ગુણનો ભંડાર હતો. તે કરણ રાજા જોડે તેના વંઠેળ ખાસ મંડળ ભેળો અહિંયા આવ્યો હતો. તે કર-

ણુનો ઘણો માનીતો હતો, પણ પોતે તેની ઉપર છાનુંવેર રાખતો કેમકે એની કોઈ પ્રિયા ઉપર તે લંપટ રાજકુંવરે બળાત્કાર કર્યાથી તે મરણ પામી હતી. આ જુલમ એના મનમાં હરઘડી સાલ્યા કરતો હતો, અને તેથી કોઇ પણ પ્રકારે તેનું કાટલું કાઢવાની તજવીજમાં ફરતો. એણે જોયું કે હરદાસ સુરસેનનો શત્રુ કહેવાતો હતો તે ઉપરથી કરણે તેને દાન સન્માનથી દરબારમાં રાખ્યો છે; અને તે રહ્યો પણછે, પરંતુ તેની વૃત્તિ અંદરથી પોતાની સ્વભૂમિને સ્વતંત્ર કરવા તકેછે. તેથી તેને મળી કરણ રાજપાટ ખોઇ માર્યા જાય એવી જુક્તિ તે કરવા લાગ્યો, અને એ અર્થે હરદાસ ઉપર કરણની પ્રીતિ વધારે થવા સ્વર્ગવાસી જયચંદ્રની રાણી યૌવનશ્રી તથા કાંતાને પકડી આપવાની સલાહ મૂર્ખા હરદાસને આપી, અને તેને એમ સમજાવ્યો કે એ ઉપરથી કાંતાનું પતિવ્રત કેટલે સુધીછે તે પણ જોવાની તને બરાબર તક મળશે. આવું કાવત્રું લુચ્ચા રત્નદાસના સ્વભાવને તો બરાબર બંધ બેસતુંજ આવેછે, પણ એક આશંકા ઉઠેછે કે રાજની ઉથલ પાથલ જેવું મોટું કામ તે આ બેવ-કુફ હરદાસ જેવાથી કેમ થશે તેનો એને કાંઈ વિચારજ અગાઉથી સૂઝયો નહિ.

રાજની ઉથલ પાથલ હરદાસે આ રીતે કરવા ધારી હતી. કરણ રાજના માનીતા થવું, તેનો વિશ્વાસ મેળવવો, અને એ દરમ્યાન અંદર ખાનેથી લોકોને ઉશ્કેરતા રહેવું કે, તેઓ બંડ ઉઠાવે અને પછી તેમાં ભળી જઈ કરણને મારી સુરસેનને ગાદી અપાવવી, કેમકે સુરસેનને તે હજી પેહેલાં જેટલોજ પોતાના અંતઃકરણથી ચાહતો હતો. આટલે સુધી તો તજવીજ ઠીકછે, પણ કરણનો વિશ્વાસ મેળવવાને સારૂ પ્રથમ તો એકવાર સુરસેનને પકડી આપવો એ રસ્તો અમને બકરી કાઢતાં ઊંટ પેસાડવા જેવો લાગે છે. કોઈ પણ અનુભવી ખટપટીઓ એ પ્રમાણે કરે નહિ.

શૂરો સુરસેન આવો વાંકો બેવકુફી ભરેલો, અને પોતાની રજપૂતીને લાજ લગાડનારો રસ્તો કબુલ કરેછે એ અમને મહા અચંબા જેવું લાગીછે. એવો લોક પ્રિય સરદાર તો છૂટો હોય તોજ ચોતર્ફ ફરી તે રાજ ભક્તોની ટોળી પાછી જાગૃત કરી શકે. હરદાસ શું કરવાનો હતો? એનામાં તો બુદ્ધિ કે વગ કાંઈ હતાંજ નહિ, પણ હોત તોએ આવા

પ્રસંગોપર દૂધને દહીં બંનેમાં પગ રાખનારાઓથી કાંઈ થઇ શકતું નથી. એવે સમે તો કેટલાકે ખૂણામાં પણ ખુલ્લીરીતે મરણીઆ થઈ ગામેગમ રખડવાની જરૂર છે, અને તે દરબારમાં રહેનારથી કદી પણ થઈ શકે નહિ.

આ રીતનો બેત બીજા અંકના પહેલા પ્રવેશ સુધીમાં રચાઈ રહેછે. બીજા પ્રવેશમાં કરણ રાજાનું દારૂડીઊં ખાસમંડળ નજરે પડેછે. બધા જગદંબેની પ્રસાદી લઈ લહેરી આંખે ને થરથરતી જીભે ફાટુંફાટું બોલેછે. આ પ્રસંગે સમયવિરોધનો દોષ માથે વોહોરી લઈ પણ નાટકકારે હાલના દારૂડીયા સુધારાને એક બે ઠેકાણે ચાબખા ઠીક લગાવ્યા છે તેમ તેમનો આનંદાનુભવ પણ નીચલી કવિતા વડે ઠીક વર્ણવ્યો છે. મદ્યના પ્યાલામાં ચંદ્રનું પ્રતિબિંબ ચમકતું જોઇ કરણ કહેછે કે—

(શાર્દૂલ વિક્રીડિત.)

જેની દૈવી મિઠાશ શ્રેષ્ટ ગણીને મધ્યે ડુબ્યો ચંદ્રમા,
તેપી વારૂણી ડોલતો ડગમગે ગાતો શકે એ મઝા;
આવી સાગરમાંથી બેન ગણતો ધિક્કારતો ના કદી,
તેને માનવ મર્ત્ય જે તુચ્છ ગણે, તે છે ભુંડો પાતકી.

આવી દુષ્ટ નિશાબાજી ચાલી રહીછે તેવામા સ્ત્રી રૂપી મદોન્મત્ત નીશો પાવાને તૈયાર થએલા પેલા બે અધમોધમ પાપી કલાલ રત્નદાસને હરદાસ ત્યાં આવી પહોંચેછે. મનીબાઈ દૂધ પીશો તો કે ટાંપીજ રહ્યાં છઇએ એમ અહિયા થયું. નીચ હરદાસે કાંતાના સ્વરૂપના વખાણ કરવા માંડ્યાં કે તેની સાથેજ કરણે તે વાત ઉપાડી લીધી, ને તેને પ્રાપ્ત કરવા તલપાપડ થઈ રહ્યો. પાછલી રાતનાજ ગૂંપચૂપ તે અબળાઓને પકડવા નીકળી પડવું એવો ત્યાં ઠરાવ થયો. આ ઠેકાણે કરણરાજાનો વિરહ દર્શાવવા કેટલીક કવિતા મૂકી છે તે જાતે તો ઠીક છે પણ કરણ જેવા પશુસમ વિષયીને મોઢે તે શોભતી નથી. આ વર્ણનથી બીજો ને ત્રીજો બે પ્રવેશ ભર્યા છે.

ચોથા પ્રવેશમાં કાન્તા વિગેરે શી રીતે પકડાયાં તેનું ધમક ભર્યું વર્ણન છે. તેમણે જે ગામડામાં આશ્રય લીધો હતો ત્યાંથી કેટલેક દૂર તળાવ હતું ત્યાં પોહો ફાટવા પહેલાં પેલી દુષ્ટ ટુકડી આવી પહોંચી. બન્યું એમ કે આ વેળાજ ત્યાં તે સ્ત્રીઓ નાહાવા આવી હતી. તેમનો અવાજ સાંભળી

આ રાક્ષસોએ ધસારો કર્યો. યૌવનશ્રી જે કમળ લેવા તળાવના મધ્યભાગ સુધી છેક ગએલી હતી તે આ હોકારો સાંભળતાંજ ભયભીત થઈ પડી અને ડુબી મૂઈ. કાન્તા ને તરલા પાળપર હતાં ત્યાંજ તે બેશુદ્ધ થઇને પડયાં. એ હાલતમાંજ તેમને ઉઠાવી કરણને રત્નદાસ ચાલતા થયા, કેમકે તેમણે ધાર્યું કે એ બેમાં એક યૌવનશ્રીને બીજી કાન્તા હશે.

આ પ્રમાણે એ પાપીઓની એક ધારણા તો બરાબર પાર પડી, અને તેમાં તેમની ચતુરાઈ કરતાં એ સ્ત્રીઓની ન મનાય એવી મૂર્ખાઇ અમને વધારે લાગેછે. આવા હંગામાના વખતમાં છેક પાછલીરાતે ઘર છોડી આટલે દૂર સુધી આવવું અને તે પણ પોતાના ભોળાપણ નીમક હલાલ રખવાળ જે ભીલો તેમાંના કોઇને સાથે લીધા વિનાજ, એ બેશક જાણી જોઇને સિંહના મોઢામાંજ ઘસી જવા જેવું સાહસ કર્યું હતું. જો આ સમે એક પણ ભીલ સાથે હોત તો અમને નિશ્ચય છે કે આ બાઇલાઓને કાળે મોઢે પાછાજ ફરવું પડત.

હવે સુરસેનનું શું થયું તે ત્રીજા અંકમાં જોઇએ. મૂર્ખા હરદાસે તેને ભમાવી પોતાની જોડે લઈ જઈ બંદીખાને નાખ્યો હતો. કરણની પ્રીતિ પરિપૂર્ણ પોતાની ઉપર થઈ રહે કે તેને છોડી મૂકવાનો એ વિચાર રાખતો હતો. પણ તેમ થતાં ઘણા દહાડા વહી ગયા, ને છેવટે જ્યારે રત્નદાસને લઈ તેમ કરવા બંદીખાનાને પાછલે બારણે જાયછે ત્યારે તે ઉઘાડું માલમ પડેછે, અને ખડકીમાં આગળ જતાં સુરસેન તો નહિ પણ કોઈ બીજોજ માણસ દુખીઆરી હાલતમાં સામો મળેછે. તેતો કરણ રાજાનો ખાનગી ખવાસ હતો. એને જોતાંજ હરદાસના મનમાં ધાસકો પડેછે, અને એકદમ ગુસ્સાથી બોલી ઉઠેછે કે સુરસેન કયાં છે? ધ્રુજતો ધ્રુજતો તે જાહેર કરેછે કે રાજાનો હુકમ થવાથી હું એ કેદીને મારવા આવ્યો હતો. એ કોણ છે તે હું જાણતો નહોતો, પણ અંદર છાનોમાનો આવ્યો ત્યારે તેને મેં વિકરાળ સ્થિતિમાં દીઠો. તે ગુસ્સાથી કાંઈ કાંઈ બોલતો, ને પોતાના ખડગને વારે ઘડીએ આમતેમ ફેરવતો હતો. હુંતો બીહીને એક ખૂણામાં બેસીજ ગયો. થોડીવારમાં તે શાંત પડી મહા ઉદાસીમાં દેખાયો, ને પાછો તુર્ત રૂદ્રસ્વરૂપ બની ગયો. એવામાં હું જ્યાં ભરાઈ રહ્યો હતો ત્યાં નજર પડવાથી તે વાઘની પેઠે મારી ઉપર ધસી આવ્યો, ને મને એક પગતળે દાબી દઈ વીજળી જેવી તરવાર ચપ દેઇને ઝળકાવી. મેંતો કરગરીને સઘળું માની દીધું, ને

એને દયા આવી તેથી મને થાંભલા સરસો બાંધી મારો ઝભ્ભો ઓઢી એક દમ ચાલતો થયો. હરદાસે પૂછ્યું કે એ વાત ક્યારે બની તો કે પહેલી રાતે. ત્યારનો હું મારા બંધ છોડવાને મથતો હતો, પણ તે એવા મજબૂત હતા કે હું હમણાંજ તેમ કરવાને માણુ માણ શક્તિમાન થયો છું હરદાસે કહ્યું કે ત્યારે તો એ ક્યાંનો ક્યાં નીકળી ગયો હશે; અને પછી એ સર્વે ઉદાસીમાં પોતપોતાને ઠેકાણે ગયા.

આ પ્રસંગે રત્નદાસની કાંઈ કાંઈ સ્વાગત વાણીપરથી જણાયછે કે એ થોડોઘણો સુરસેનને મારી નંખાવવાની પેરવીમાં સામેલ હતો. પોતાના વેરની વાત (મૂળેજ ખરા હોયતો.) હાલ બિલકુલ ભૂલી ગયેલો જણાયછે. એતો હાલ કરણને વિષયાસક્તપણામાં ગરકાવ કરી રાજકાજ પોતાના હાથમાં લઈ સ્વાર્થ કેમ સાધવો તેનીજ લહેમાં પડ્યો હતો.

હવે તો હરદાસ એને એક કામમાં આડખીલી જેવો લાગવા માંડ્યો; અને તેથી તેનું કાટલુંજ કઢાવવાનો નિશ્ચય કર્યો. એ કામ કાંઈ અઘરૂં નહોતું. કરણને જઈ સુરસેનના નાસી જવાની ખબર કહી, અને તેમ કરાવનાર એજછે એમ તેને સમજાવ્યું. એને ઝેર દેઈ મારી નાંખવો, પણ તે તજવીજે લાગ જોઈ કરવું એમ ઠરાવ થયો.

એ દરમ્યાન સુરસેન નાઠો તે ભીલોના મુકામપર આવી પહોંચ્યો. ત્યારે તેને પોતાની બહેન તથા સ્ત્રી વિગેરે ખોવાઈ ગયાના સમાચાર મળ્યા. તે સાંભળી તે ગાંડાની પેઠે તેને આખા વનમાં ઘુંડવા લાગ્યો આ સમે એને મુખે શૃંગારો દ્દીપન જે વન વર્ણન થાય છે તે પ્રસંગાનું-સાર નથી. તેમજ આવા નાયકને આવે પ્રસંગે વિરહના ઉન્માદની અવસ્થામાં નિમગ્ન થએલો વર્ણવવો એ પણ અનુચિત લાગેછે. ઉન્માદ અવસ્થાને માટેજ અમારો એવો વિચારછે કે તે લલિત કેશોત નાયકને જેટલી અનુકૂળ છે તેટલી ઉદાત કે ઉદ્ધત નાયકને નથી, ને બેશક આવે પ્રસંગે તો સુરસેન તળાવમાં પડવા જતાં મૂર્છાવશ થયો તે કરતાં એણે ક્ષત્રીવટથી બળી ઉઠી કાંઈ સાહસ આદર્યું હોતતોજ તે અમને વધારે પસંદ પડત.

ચોથા અંકમાં નાટકની સંહતિ છે માટે તેને વિશેષ ધ્યાનથી તપાસવો જોઇએ. કાંતા તથા તરલાને બેભાન અવસ્થામાં પકડી લઈ ગયા ત્યાં સુધી આપણે પાછલ કહી ગયા છઇએ. આ બેશુદ્ધિ બાર

ગાદીની વાટે આવતાં પણ દૂર થએલી જણાતી નથી. કરણે તેમને એક મહેલમાં ઉતાર્યાં. અને સાવધ થવાની રાહ જોઈ બેઠો. તરલાને પ્રથમ ભાન આવ્યું તે જોઈ એ કામાંધ પુરૂષ રાજી રાજી થઈ ગયો, કેમકે એ મૂળથીજ એને કાંતા છે એમ સમજતો હતો. ભાન આવતંજ તે બોલી ઉઠી કે ઓ માતા યૌવનશ્રી ને કાંતા તમે ક્યાં છો. ત્યારે કરણે જાણ્યું કે આતો કાંતા ન હોય. પણ તેના રૂપપર પોતે મોહિત થઇ ગયો હતો તેથી, તથા તે વશ થાય, તો કાંતાને ફસાવવામાં ખપની છે એવા બેવિરૂદ્ધ ભાવથીજ તેણે તેના પ્રેમની યાચના કરવા માંડી, લૂંડી જાતની નીતિ કે કૃતા ક્યાં સુધી નભી શકે? જરા આનાકાની કરી તે તાબે થઈ ગઈ, ને ઝટવારમાં પટ્ટરાણી થવાને તરંગે ચઢી.

આખા નાટકમાં તરલાની પાત્રતા સરસ ચીતરાએલી છે. તે અધીર ચિત્રિણિ હતી. નામ પ્રમાણેજ એની વૃત્તિએ અતિ ચપળ પળેપળ બદલાતી હતી, ને એણે આ સમે નહિ કરવાનાં ઘણાં કમ કર્યાં, તો પણ એના આત્માનું મૂળ વળણ ભલાઇંજ તર્ફ હતું. વખતે માન આપી તેણીએ કરણની યાચના કબુલ રાખી તો પણ એના અંતઃકરણે પાછલા રાજકુળની ભક્તિ છોડી નહોતી. પાટે બેસવાની લાલચે કરણ સાથે તેણે પ્રેમના લટકા ચટકા દાખવ્યા. તો પણ તે કાંતાનું દ્રઢ પતિવ્રત જોઇ પોતાના મનમાં લાજી મરતી હતી. એ લાજમાંથી દૂર થવા તે કાંતાને પોતાજેવી કરવા મથી, તો પણ તેજ વેળા તેનું અંતઃકરણ કહેતું હતું કે તરલા તું આ મહા ખોટું કામ કરેછે. આમ એના અંતઃકરણે રોકી, તો પણ એ તેને છટકારી કાંતાને ફસાવવા ગઈ. પણ ક્ષત્રાણી કેમ ફસાય, ફોસલાવવાનો લગારજ એના મોમાંથી ઇશારો નીકળતાં તે સિંહની પેઠે એવી ગાજી ઉઠી કે તરલાને માફી માગવાની પણ પૂરી શુદ્ધિ રહી નહિ. માફી માગી તો પણ એને જે તિરસ્કારથી કાઢી મૂકી તેનો એવો ચટકો લાગ્યો કે તેણીએ તત્કાળ નિશ્ચય કર્યો કે મારે કોઈ પણ છળભેદથી એની આબરૂ લેવડાવવીજ—તરલા તે છેવટ સુધી તરલાજ રહી.

આ રીતે તરલા કાંતાને ફોસલાવવા ગઇ હતી તે સમે કરણ હરખાતો હરખાતો પોતાના મિત્રમંડળમાં બેઠો હતો બિચારો ભોળો હરદાસ ધાર્યુંતું શું ને થઈ ગયું શું તે જોઇ વિચારમાં ને વિચારમાં રહેતો. કરણે પૂછ્યું કે તમે ઉદાસ કેમ દેખાઓછો. એણે જવાબ દીધો કે—

(હરિણી છંદ)

દિવસ દિસતો ઝાંખો આજે, પ્રભાત ન પાધરો;
ઘુવડ ઘુઘવે, ત્રાસી નાસે નહિ રવિથી પ૧.
શુકથી ડરીને નાસંતો મેં દિઠો વળી બાજને;
નિરખિ અવળું એવું ઝાઝું, ડરે ચિત શું થશે?

આ બોલ બેશક મર્માળા દેખાય છે. હામ્લેટના ઊંડા મહેણાંઓની કાંઈ અત્રે પ્રતિધ્વનિ હોય એમછે, પણ અમને આવું વાકચાતુર્ય હરદાસ જેવાની બુદ્ધિથી તો પર હોય એમ લાગેછે, અને જેણે કેવળ નીચ પ્રપંચ માર્ગજ પોતાની કાર્યસિદ્ધને માટે સ્વીકારેલો તેણે આવું ઉન્મતાઈ ભર્યું બોલવું એ પણ એક મોટી નાદાની છે. પણ કરણે જાણ્યું અજાણ્યું કરી એવા સ્વપ્નથી ડરી ન જવું એમ શીખામણ દીધી, ને એની ઉદાસી દૂર કરવા રતનદાસને આજ્ઞા કરી કે પેલી "ઔષધી દેવી" લાવો. એ ઔષધી દેવી તે બીજું કાંઈ નહિ પણ મદિરાજ. ચોખા હરદાસે એ વાતની ચોખી ના પાડી. કરણે કાંઈ પણ ગુસ્સો ન લગાડતાં ત્યારે દૂધના પ્યાલા મંગાવ્યા. રતનદાસભાઈ લેવા ગયા તે દૂધના પ્યાલા લઇનો આવ્યા પણ પોતે એટલો દારૂ ચઢાવતા આવ્યા કે એના પગ કે જીભ જરાએ કહ્યું કરે નહિ. ખાડો ખોદે તેજ પડે એ કહેવત હમણાં ખરી પાડવાની હતી. હરદાસને ઝેર દેવાનો બેત હતો, તે આ સમે પાર પાડવા નિધાર્યું હતું. રતનદાસ એક પ્યાલામાં હળાહળ ઝેર ભેળીને આવ્યો પણ તે પ્યાલો કરણને રતનદાસે ઓળખાવવા ઇશારો કરતાં આવી મધપી અવસ્થામાં કોઇને ઠેકાણે કોઇજ બતાવાઇ ગયો. કરણે તે પ્રમાણે વહેંચી આપ્યા આ દારૂડીઆ ટોળીને "*હેલ્થ" લેવાનો કાંઈ કાંઈ બહુજ શોખ જણાયછે, કેમકે આ દૂધના પ્યાલા પીતાં પણ તેમણે તેમજ કર્યું. રતનદાસે ધાર્યું કે ચાલો હવે હરદાસનું કાટલું નીકળ્યું, પણ પરમેશ્વરે એ દુષ્ટનુંજ કાટલું કાઢવા નિધાર્યું હતું. એની ભૂલથી ઝેરનો પ્યાલો એનેજ ભાગે આવ્યો અને તેથી ઘેર જઇને સૂતો તે સૂતોજ.

---

*એક બીજાની "હેલ્થ" લેવાની રીત હાલના કોઈ કોઈ સુધારાવાળામાં સામાન્ય થઈ પડી હશે, પણ ભાઈ મણિલાલે તે જયશિખરીના સમયમાં શા માટે વર્ણવી હશે તે કાંઈ સમજાતું નથી. તેમ રાજા પોતાને હાથે પ્યાલા વેહેંચે એ પણ રજવાડાની રીતભાતથી ઉલટુંજછે.

કાંતાને તરલાએ તુચ્છકારી કાઢ્યા પછી કરણ પોતે તેને સમજાવવા ગયો. એણે સામદામાદિક બહુ કર્યા, પણ ક્ષત્રાણી આગળ તેનું શું ચાલે? આખરે એ દુષ્ટ નાયકે બળાત્કારની ધમકી આપી. તે સાંભળતાંજ એ શૂરી ચતુરા પાસેની બાગીમાં દોડી ગઈ, ને ત્યાં ઉભી રહી બોલી કે હે મૂર્ખા જોયું આ મારા પતિવ્રતનું રક્ષણ દ્વાર. કરણ તો દિગ્મૂઢ બની આ-લ્યોજ ગયો. આ પ્રવેશ મધ્યમ રીતે લખાએલો છે. હવેથી નાટકનું કાર્ય વેગથી દોડેછે, અને ઘણાખરા પ્રવેશો અત્યંત રસમય છે. તેમાં ચોથો તો બેશક બેનમુનજ છે.

કરણે જઈ તરલાને કહ્યું કે હવે તું એનો હારતોડ, એ સિવાય બીજો કાંઇ ઉપાય નથી. તરલા તો જાણતી હતી કે કાંતા પોતાનો સ્વામી મુઓ એમ માનશે તોપણ તે કાંઈ એ પાપીને વશ થવાની નથી, પણ એને રાજી કરવા તથા પોતાના મનમાં જે વેર વસ્યું હતું તે વાળવા એ દુષ્ટ કામ પોતાને માથે લીધું. કાંતા કરણ ગયો ત્યારથી પોતાના બા-રણા બંધ કરીને બેઠી હતી ને અન્નજળ લાવનારને પણ ઉઘાડતી નહોતી, તો તરલાને તે કેમજ ઉઘાડે. તે ઊંઘતી હોય ત્યારે બારીએથી જવું એમ તરલાએ નિશ્ચય કર્યો, અને લાગ સાધી તે પ્રમાણે કર્યું ઓરડામાં પેસતાં-જ એનો વિચાર ચળ વિચળ થવા લાગ્યો. એકક્ષણે એમ થાય કે આ દુષ્ટ કર્મ મારે શા માટે કરવું જોઇએ, અને બીજે ક્ષણે એમ થાય કે કરવુંજ. હાથ પગ ધ્રૂજેછે, ડોળા બાવરા થઈ ગયા છે, અને સંકલ્પ વિકલ્પો આત્મામાં વિજળીને વેગે ઉપરા છાપરી થયા જાયછે. આવું અઘોર કર્મ કરતાં ચંદ્રની નિર્મળ ચંદની જોઈ એકદમ એનો આત્મા પાછો હઠેછે, અને બીજેજ ક્ષણે તે દુષ્ટતામાં દૃઢ થઈ આ પ્રમાણે બોલેછે.

(હરિગીત છંદ.)

જા ચંદ્ર, તું સંતાઈ નભમાં શિદ અહીં ઉભો રહ્યો ?
તારા, બુજાઈ જજો સહુ નવ દેખશો કશુએ તમો;
*ભૂત પ્રેત પિશાચ રાત્રિ પ્રસંગ દેવ કરાલતે,
સહુ આવી વસજો હૃદયમાં કરમાં વળી મારા હવે.

---

*આ ઠેકાણે છંદ બેમાત્રા ખૂટેછે. હરિગીતની રચનામાં આ નાટક-કાર નર્મદાશંકરની પેઠે કેટલેક ઠેકાણે ઠોકરાઇ પડ્યા છે. તોપણ બધતાલમાં તરતું નથી એટલે અમે તેમાં અત્રે કાંઇ દોષ ગણતા નથી.

એમ બોલી દૃઢતાથી કાંતા સુતેલીછે ત્યાં જઇ પહોંચી. તેના કંઠનો હાર જોતાંજ તેનું રક્ષણ કરવા સુરસેન તરવાર કાઢી ત્યાં ઉભો છે એવી એને ભ્રમણા થઈ, અને તેથી મનમાં બુમ પાડી ઉઠી કે. "અરે !"

છંદ્ર વિજય.

આંખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ આ કરનો અહિં ઊભો,
ખડગ રહ્યું ઝળકે કરમાં મુજને હણવા નયને મનસૂબો;
દૃષ્ટિ કરૂં જવ હાર ભણી તવ એ ધસનો ઝટ ખડગ ઉગામી.
નાકરૂં નાકરૂં હું કશું એ મનમાં સહુ તર્ક ગયા મુજ વામી;

એમ કહી નાસવા માંડેછે, અને પાછી આવેછે એમ બોલતી કે નાના એતો મારા મનની ઝંખનાજ છે. કાતર કાઢી કાપવા જાયછે કે "અરે! એ શાનો અવાજ થયો" એમ બોલતી ભડકીને બારીએ જોવા જાયછે. પાછી આવી મનને ધીમું પાડવા કહેછે કે.

સોરઠો.

રે દિલ બી'કણ રાંક થર થર તું ધીમું પડી;
બાળ ભાવ સહુ છાંડ, એકજ વાર *મનુષ્યથા.

એ રીતે આખરે મન કઠણ કરી દાંત પીસીને હારનો દોરો કાતરી નાખેછે, અને તેની સાથે પાછું પણ જોવા ન રહેતાં એકદમ બારીએથી હેઠે ઉતરી પડેછે.

અનુષ્ટુપ્ છંદ.

નાશરે વેગથી વ્હેલો, પાય કાં અટકી પડે !
નિહાળી ન શકે ચક્ષુ, ફરી આ અપકીર્તિને.

રાત એકદમ (જાણે આ ચંડાળ કર્મથીજ) અંધારી ઘોર થઈ ગઈ. ભયંકર ગડગડાટ ને ચમકારા થવા લાગ્યા. અને તેમાં ઉતરીને તેણીએ ચાલવા માંડયું કે તરલા જેનું મન મૂળથીજ ચગડોળે ચડયું હતું તે છેક ગાભરી પાપોન્માદ અવસ્થામાં આવી ગઈ. ફરીએ ફરીએ એને પશ્ચાત્તાપની જવાળા પ્રગટી, શરીર થરથર ધ્રૂજવા લાગ્યું શું કરૂં ને કયાં જાઊં તેની તેને કાંઈ સૂઝ પડવા લાગી નહિ, રાજલોભ સઘળો નાસી ગયો, અને એની દૃષ્ટી આગળ એનું કાળું કર્મ ભયાનક રૂપે ભૂતની પેઠે નિરંતર આવી એના

---

*આ ઇંગ્રેજી ઢપ છે. બહાદુર એ અર્થ વાચક મનુષ્ય શબ્દ ગૂજરાતીમાં નથી, ને આવે પ્રસંગે લક્ષણા રૂઢિ મૂળજ કરવી જોઇએ.

આત્માને કેવળ કંપાયમાન કરવા લાગ્યું. મરવું એજ આ દુઃખમાંથી છૂટવાનો ઉપાય છે એમ તેને ભાસ્યું. એવામાં તેને વ.ટે હરદાસ મળ્યો તેની આગળ એ છાટીફાટ રડી પડી હરદાસ સાથે દીર્ઘસૂત્રી સંવાદ તો, બહુ ચાલ્યો છે, પણ તેનો સાર એછે કે તેણે તરલાના વ્યગ્ર પશ્ચાતાપને અગ્રવંત કર્યો. એટલે, તેણે સૂચવ્યું કે તેં જે દુષ્ટ કર્મ કર્યુંછે તેનો બદલો—ખરૂં પ્રાયશ્ચિત એજ છે કે બીજું એક પાપ વધારે કરી સ્વભૂમિના કંટકને ઉખેડી નાખ. આ સાંભળી તરલાના આત્માને શાંતિ નહિ, તો સ્થિરતા તો મળીજ. કરણને ઝેર દેવાને મનસુબે તે રાજમહેલમાં દૃઢ પગલે ગઈ, અને હરદાસ જે પોતે પણ પોતાની પાત્રતાના પ્રમાણમાં પશ્ચાતાપથીજ પીડાનો હતો તે વનમાં આ સઘળા સમાચાર સુરસેનને કહેવા દોડ્યો; કેમકે તેને ખાત્રી હતી કે વહાણું વાહાતાં કાન્તા જાગીને જોશે કે તુર્તજ સતી થવા નીકળશે, અને તે સમે સુરસેન ત્યાં આવી પહોંચે તોજ તેનો પ્રાણ બચવાની કાંઇપણ આશા હતી. સુરસેન તો હજી પ્રથમ વર્ણવેલી ઉન્માદ અવસ્થામાં એટલે ઘેલછામાંજ હતો તે કયાંનો કયાં વનમાં દરરોજ રખડયા કરતો હતો, તેથી તેની ભાળ મેળવતાં હરદાસને કેટલીક વાર લાગી, અને તેમાં હરદાસે પોતાની રીત પ્રમાણે ટાહેલું કરવામાં, ને સુરસેને તરંગી કવિતા બોલવામાં કેટલોક કાળ નકામો ખોયો.

તેઓ આવી પહોંચ્યા તે પહેલાં પાટણ શહેર તો બે ઉથળ થઈ ગયું હતું. પતિવ્રતા કાન્તાએ ઉઠી પોતાનો પેલો અમુલ્ય મમાળો હાર ત્રૂટેલો દીઠો કે તુર્ત તેની સાથે સતી થવાનો નિશ્ચય કર્યો. આવે પ્રસંગે સ્વભાવિક ક્રમ અમારા વિચારમાં તો એવો છે કે કેવળ પ્રેમનિમગ્ન સ્ત્રીને પોતાના પિયુના મરણની ખબર થતાં પ્રથમ તો તિવ્રશોક થાયછે, પછી તે પળે પળે ગાઢો થવા માંડેછે, અને તે અવસ્થામાં હવે જીવવું એ મિથ્યા પ્રેમદ્રોહ છે એમ આત્માની પ્રતીતિ થતાં એકદમ સહગમનનો વિચાર ઉઠી આવેછે, અને એમ થયા પછીજ શૂર, સત્ય, આનંદ વગેરે અનેક અલૌકિક ભાવ બહાર પડેછે. એ એક વિરહની ગંભીર ઉન્માદ અવસ્થા છે, અને તેનું સ્થાઇપણું તે બાઇના સ્વભાવ, ધર્મજ્ઞાન, ને તે સમયના જનમંડળની કેળવણી ઉપર આધાર રાખેછે. પણ અત્રે એવો કાંઈ ક્રમ ન દર્શાવતાં સત્ય ચડીને તે ધ્રૂજવા લાગી ત્યાંથીજ આરંભ કરી સારૂં ચિત્ર આપ્યું છે. આ સમેના અનંત મનોભાવમાંનો એક નીચલી કવિતામાં ઠીક દર્શાવ્યોછે.

(હરિગીત છંદ.)

ઊંચી કહું હું સ્વર્ગભણી જળ થળ નમે નીચાં નીચાં,
ગાન શુણું શુભ કાનમાં મુજ અંગ સર્વ ગળ્યાં ગળ્યાં;
ઓ પ્રિય પતિ કર દ્વય પસારી ઉભા રહ્યા દ્દઢ ભેટવા,
રે ચાલ ચરણ ઉતાવળો કયમ અટકીને ઉભો હવાં.

એમ બોલી દરવાજા આગળ જાયછે કે તે આપોઆપ ઉઘડી ગયા. પછી તે કંકુ કાઢતી, આશિશો દેતી, તે જેજેના પોકારની સાથે પુરમાંથી ચાલી જાય છે, અને લોકોનાં ટોળેટોળાં તેની પછાડી ઉત્સાહભેર દોડેછે. નગરની બહાર નીકળી સતીએ પોતાના હાથ ઘસી તેને અંગારા છાંટયા, ને શ્રાપ દીધો કે એ દુષ્ટ રાજાના કુળનો સંહાર થજો.

સ્મશાનમાં કેટલાક ભાવિક લોકે આગળથી ચિતા વગેરેની તૈયારી કરી રાખી હતી. ત્યાં એને પિયળ કાઢી, ફુલના હાર ઘાલ્યા, અને સતીએ પ્રસન્ન થઇ તેના આગેવાનને કંકુનો ચાંલ્લો કર્યો તથા મહા આશિરવાદ રૂપ શ્રીફળ આપ્યું–પછી ચીતાપર ચઢી.

(હરિગીત.)

તું કાષ્ટ નથી પણ કાષ્ટનું વૈમાન છે શું સ્વર્ગનું,
આનંદ તુજને નિરખતાં વાધે ઘણો તુલમાં મળું;
તું લેઈ જા મુજને હવે પ્રિયપતિ જહાં વાસો વસે,
જઈ તેહ સહ મુજ દેહ સહુ સુખ દુઃખ ત્યાંના અનુભવે.

એમ બોલી અને હું જો સતી હોઊં તો તેના બળે આ ચિતા પોતાની મેળે સળગી ઉઠજો એમ ચિંતવન કરતાંજ તેમાંથી ભડકો નિકળ્યો, ઢોલ નગારાં ને ભૂંગોળો વાગવા લાગી, લોકોએ ચારે તરફથી ફુલ ને અક્ષતનો વર્ષાદ વરશાવ્યો, અને જેજેજેજે કરી સૌ પોકારવા લાગ્યા.

આ સમે હરદાસ સુરસેનને લઇ ત્યાં આવી પહોંચે છે. તેને લથડતી લથડતી તરલા આવી કરણનો પ્રાણ લીધાના સમાચાર કહી પોતે પણ ત્યાંજ મરણ પામેછે, કેમકે તેને વિષપાન કરાવી આ દેહથી કંટાળેલી તરલાએ પોતે પણ તે પીધું હતું. આ બનાવથી પાટણનું રાજ પાછું સ્વતંત્ર થયું. પણ વિરહી અભાગીયા સુરસેનને તે શા કામનું? ચિતામાંથી છેલ્લો સાદ "પ્રાણનાથ" કરીને નીકળ્યો ને તે સાંભળતાં એણે "આવ્યો પ્રિયે ધીરજ ધાર ચીત્તે" એમ ઇંદ્રવજતાનું છેલ્લું ચરણ ઉચ્ચારી

તેમાં ઝંપાપાત કર્યો અને તે જોઇ હરદાસ મૂર્છા ખાઇ હેઠ પડયા. પણ ત પાછો જાગૃત થયો અને આખા નાટક પાત્રોમાંથી તેજ જીવ્યો. બસે જીવ્યો એ મૂર્ખ ઠંડો પાપી-પોતાની મૂર્ખાઇ જીંદગી પર્યંત પસ્તાવો કરવાને—તોપણ વખતે એમ થાયછે કે પકડીને કોઇએ એને અગ્નિમાં નાંખી દીધો હોત, તો બહુ સારૂં થાત. '

આ રીતે નાટક પૂરૂં થાયછે, અને અમારે અમારૂં વિવેચન પણ વિસ્તાર બહુ થઇ ગયો છે તેથી હવે એકદમ પૂરૂં કરવું જોઇએ. એમાં દોષ ઘણા છે અને કેટલાક અમે વિગતવાર બતાવ્યા પણછે, પરંતું આ સંહાર સંધિ એવો રસમય ને ઉત્તમ દૃશ્યતાના ગુણથી ભરેલો છે. કે આ સમે તો અમે એટલુંજ કહીએ છઇએ કે બધું જોતાં આ નાટક બહુ સારૂંછે, અને એ ગ્રંથકાર હવેથી પાત્રતાને વસ્તુ સંકળન ઉપર બારીકીથી જો વધારે ધ્યાન આપશે, તો તે આથી પણ આગળ જતાં વધારે સારાં નાટક લખવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છઇએ.



# अंधेरीनगरीनो गर्धवसेनः--एक उटंगवार्त्ता.

આ ચોપડી એના બનાવનાર મિ. હરગોવિંદદાસ કાંટાવાળાની તર્ફથી ત્રણેક મહીનાથી અમારી પાસે આવીછે, આ ભાઈ ગૂજરાતી ભાષાના એક જાણીતા લખનાર છે. હાલ એમણે નવોજ દેશ પકડયો છે અને તેથી તેમાં બરાબર સિદ્ધિને ન પામે તો કાંઈ નવાઈ જેવું નથી એમ જાણતાં છતાં આ પૂસ્તકે અમને નાઉમેદ કર્યાછે.

"દેશીકારીગરીના ઉત્સાહી" પ્રચારકની નિર્મળ, સરળ, ને ઉછળતી ભાષા, કે "પાણીપત" ના કવિની રસિકતા અમને આ ઉટંગ વાર્તામાં કોઇ પણ ઠેકાણે માલમ પડતી નથી. ભાષા બાબત તો એ ભાઇ એક નવા અશાસ્ત્રિય મતનાજ સ્થાપનાર થવાનો અનિષ્ટ લોભ રાખતા હોય એમ જણાય છે. બિચારી આપણી ગૂર્જરી માતાને ભીખ માગતી ગણી તેનો શબ્દ ભંડાર વધારવા ગામડીઆ ને પ્રાંત ભેદના બોલ વાપરવાનો પ્રસ્તાવનામાં લાંબો બોધ કર્યો છે. મિ. હરગોવનદાસ જાણતાતો હશે કે બધી ભાષામાં ગ્રામ્ય ને પ્રાંત ભેદના શબ્દો અતિ નિંદ્ય ગણાય છે, પણ એમ શા માટે ગણાંયછે તેનાં કારણો વખતે સમજ્યામાં ન હોય એમ અનુમાન

થાયછે, ગામડાયા શબ્દ સુશિક્ષિત વાંચનારના મનમાં તિરસ્કારજ ઉત્પન્ન કરેછે અને તેથી તે ગમે એવા ગ્રંથની પ્રૌઢિનો ભંગ કરવાને બસછે. પ્રાંત ભેદના શબ્દનું તો મોટું દુઃખજ એ છે કે તે પોતાના પ્રાંતમાં ગમે એટલા રૂઢને શુદ્ધ હોય, પણ બીજા પ્રાંતમાં તે સમજાતાજ નથી, અને ન સમજાય તો પછી તે લખવાનો શો ફાયદો? ન સમજાય એવાજ લખવા હોય તો તો પછી ચિનાઇ કે જંગબારી ભાષાના બોલ લખતાં પણ શી હરકત છે? અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દ લખવાની રીતને પણ અમે તો પસંદ કરતા નથી, પણ તેમ કરવું આ કરતાં સારૂંછે, કેમકે તે શબ્દ સંસ્કૃત ભણેલાને તો સમજાય અને એટલું સંસ્કૃત જાણનારા હાલ ગૂજરાતમાં જે વર્ગના વાંચનારા છે તેમાં ઘણાછે. અને તે દિનપર દિન વધતા જાયછે. પણ આ પ્રાંત ભેદના શબ્દતો પરપ્રાંતનો શાસ્ત્રી કે ગામડીઓ કોઇએ સમજે નહિ.

આ તો એ ભાઈ જે નવતર મત ફેલાવવાની તજવીજ કરીછે તેનું વિવેચન થયું. બાકી ગ્રંથમાં તો એટલે દરજ્જે એ ભાઇએ કાંઈ અજુક્તા શબ્દો વાપર્યા નથી એ જોઇ અમે ખૂશી થઇએ, અને અમે કહીએ છઇએ કે સારો ગ્રંથકાર કુતર્કે ચડી પોતાની ભાષા બગાડવા માગે, તોપણ તે એટલે દરજ્જે તેનાથી બગાડી શકાતી નથી. તો પણ આવો કુતર્ક એ ભાઈ સવેળાશીજ સમજીને છોડીદે તો સારૂં, કેમકે એની માઠી અસર આ ગ્રંથની ભાષા ઉપર ઠેકાણે ઠેકાણે થયા વિના રહી નથી. ઘરખુણીયા શબ્દની સામા અમારે કાંઈ વાંધો નથી, પણ ઉલટા તે નાટકાદિના પુસ્તકોમાં વધારે વપરાય તેમ સારૂ એમ અમે માનીએ છઇએ. પણ એ ઘરખુણીયા શબ્દો ગામડીયા કે પ્રાંત ભેદના તો નજ જોઇએ. એવો શબ્દ કોઈ માર્મિકજ હોય અને તેની ખોટ કોઈ પણ બીજા માન્ય શબ્દથી પૂરી ન પડતી હોય, તો તે વાપરવો. પણ તેની સાથે સમજુતીને માટે નીચે એક ટીપ આપવી. આજ અમને ભાષાને શ્રીમંત કરવાનો ખરો માર્ગ જણાયછે.

ઘરખુણીયા શબ્દોને વાક્યોજ વાપરીશ એવી પ્રતિજ્ઞા કર્યાં છતાં વાક્ય રચના તો એ ગ્રંથકારની હમેશની સરળતા છોડી ડોળ ભરી કિલષ્ટતા તરફ દોડી ગઇછે. આ ચોપડીનું પહેલુંજ વાક્ય અડધા પાનાનું છે. અને તેનો આરંભ કેવો ડોળ ભરેલો! "કાદમ્બરી નામના ઉત્તમ પુસ્તકમાં જેવી શિક્ષા પ્રધાને રાજકુંવરને આપેલી" વગેરેથી આરંભ થાય છે. એ

વાતાના વાંચનારામાંથી કેટલાએ કાદંબરીનું નામ સાંભળ્યું હશે વારૂ ? અને નામ થોડાકે સાંભળ્યું હશે તોપણ તેમાંના કેટલા થોડાએ એ ગ્રંથ વાંચ્યો હશે (કેમકે એ ગ્રંથ સંસ્કૃતમાંજ પ્રસિદ્ધ છે), અને તે સંસ્કૃત વાંચનારામાંથી એ કેટલા થોડાને એ શિક્ષા શી હતી તેનું આ વખતે કાંઈ પણ સ્મરણ હશે ? આવી જાતની વાક્ય રચનાને ડોળ નહિતો બીજું શું કહેવું ?

હરગોવનદાસ જેવા અત્યાર સુધી શુદ્ધ ને અક્લિષ્ટ લખનારમાં આવું વલણ જોવું એ અત્યંત ખેદકારક છે, પણ અમે ધારીએ છીએ કે પ્રસ્તાવનામાં એ ભાઈ લખેછે કે "જૂદે જૂદે સ્થળે, જૂદે જૂદે સમયે, અને મનની જૂદી જૂદી સ્થિતિની અંદર" આ વાર્તા લખાએલી છે તેનુંજ આ પરિણામ હશે, અને અર્થ ભાગમાં પણ જે જે ખામીઓ દેખાયછે તેનું કારણ આપણે ઉદારતાથી એજ ગણવું જોઇએ. માટે હવે અર્થ ભાગ પર આ રીતની ટીકા વિસ્તારવાને બદલે ટુંકામાંજ પતાવી હંસની પેઠે 'નીર' નો ત્યાગ કરી "ક્ષીર" ગ્રહણ કરીએ છીએ.

કોઈ કલ્પિત અંધેરી નગરીમાં ગર્ધવસેન કરીને રાજા હતો. કયે સમે તે કહ્યું નથી અને કાળ ચીતરવા કોઈપણ રીતનો બંધ રાખ્યો નથી કે વાંચનાર તે અટકળી શકે. એમાંના વર્ણન હાલના સમયને બરાબર જેમ બંધ બેસતા આવતા નથી, તેમ સો ઉપરના કે હજાર ઉપરના કાળને પણ લાગુ પડતા નથી. દેશ ને કાળ વિનાની આ વાર્તા ગ્રંથકાર પોતે કહેછે તેમ ઉટંગજ છે. એ ગર્ધવસેન એના નામ પ્રમાણે ગધેડોજ અને નગરી અંધેરી તે અંધેરીજ હતી. એનો પ્રધાન ગંડુપુરી નામે કોઈ બાવો, દુર્બળસિંહ સેનાપતિ, બોથડપંત ખજાનચી, અજ્ઞાનભટ ન્યાયાધીશ, જુલમેશ્વર જકાત ખાતાનો ઉપરી. કપટચંદ મહેસુલખાતાનો વડો, ને હજુરનો પહેરેગીર અબુધ કરીને કોઈ આરબ હતો ! પાત્રતા તો જોવા જેવાં ભેગાં થાયછે, પણ પાત્રતા ઉપર ગ્રંથકારનું કાંઈ પણ લક્ષ ન હોવાથી બધો રંગનો ભંગ થઈ ગયોછે.

આમાંના ઘણાખરાને લુચ્ચા કલ્પ્યા તે તો ઠીકછે પણ તે ને તેજ માણસને બીજે પ્રસંગે છેક બેવકુફ—ઘેલાજ કહેવાય એવા ચીતર્યાછે એ શું ? પણ થયુંછે એમકે રજવાડાને લગતી અંધેર ને જુલમની કાહાણીઓ ભાટ લોકોની તર્ફથી દેશમાં ચાલેછે તેને આ ગ્રંથમાં આડી અવળી જેમ આ

વે તેમ ગોઠવી દીધીછે, અને તેથી એમાં પાત્રતાની આશાજ રાખવી એ ફોકટછે. આ પ્રત્યેક કાહાણીઓ છૂટી છૂટી વાંચતાં ફાર્સ જેવી પણ રમુજી છે, અને તે દેશી રજવાડાના અંધેર ઉપર અચ્છા ઝપાટા ગણાય. પરંતુ એ મૂળે તો ભાટની કાહાણીઓ અને તે આ વાર્તાના પાત્ર જોડે જોડાઈ એટલે તેનું અસંભવિતપણું સંભવની પણ બહાર જતું રહ્યુંછે.

વળી, આ કહાણીઓ એટલી બધીછે કે તે મૂળ વાતમાં ભંગાણ પાડી વાંચનારના રસને તોડી નાંખેછે. આ વાર્તાની સંકલનામાં આવી આડકથાઓ દાખલ કરતાં ઘટતો વિવેક ન વાપરી શકાયો તેથીજ બધી ખરાબી થઇછે. બાકી એ મૂળવાત તો ઘણીખરી સંભવિત, હાલના રાજાઓને ચાનક આપનારી, તથા સમજે તેને સુબોધકારીછે.

મૂળવાત આ પ્રમાણે છે. ગર્ધવસેન એના બાપને ઘડપણનો એકને એક કુંવર હોવાથી છરાયો ને લાડઘેલો તો હતોજ તેવામાં એને ગાદી મળી. એને બગાડવા ચોતરફથી નઠારાં માણસો ભેગાં થયાં. સારા ને ભલા કારભારીઓ દૂર થયા, ને લુચ્ચા માણસોના પોબાર પડવા લાગ્યા. ગંડુપુરી કરીને એક બાવો હતો તેને એ નાનપણથી મામો મામો કહી બોલાવતો અને તેના ઉપર ઘણી પ્રીતિ હતી. તેને એ મૂર્ખાએ પ્રધાન કર્યો. એ બાવો મહા લુચ્ચો, ને સ્વાર્થી હતો. એણે રાજાને કુછંદમાં નાંખી પોતાના હાથમાં સઘળો અધિકાર લઇ લેવા ધાર્યું, પણ તેમાં એને રાજાની સગુણસુંદરી નામની રાણી તરફથી કેટલીક હરકત નડી કેમકે તે ડાહી ને ભલી હતી. માટે એ રાણી ઉપર અભાવો કરાવવા તે બહુ મથ્યો, અને આખરે રાજાને ઝેર દેવાનું રંજેરજ જૂઠું આળ ઉભું કરી તે બાપડીને તે મુરખ રાજા પાસે મહેલના એક ખુણાના ઓરાડામાં કેદ દાખલ રાખવાનો હુકમ કરાવ્યો. હવે રાજાને કોઇ શીખામણ આપનાર રહ્યું નહિ, અને તેમાં વળી કૌભાંડમતિ નામની એક કુપાત્ર રાણી કારભારી પરણાવી લાવ્યો તેણીએ તો રાજાને કોડીનો કરી નાંખવા અફીણ ને દારૂ પર ચઢાવી દીધો. નવીરાણીના હાથમાં જતો રહેલો જોઈ, પેલા પાપી પ્રધાને તાની નામનો એક ફાંકડો તાયફો બોલાવી રાજાને તેના છંદમાં ફસાવ્યો. પણ આતો ગંડુને બકરૂં કાઢતાં ઉંટ પેઠા જેવું થયું. રાજાને તાનીનું તા એટલું લાગ્યું કે આખા રાજની તે *ફીસખાતણજ મુખ્રિયાર થઈ પડી માંડમતિ કે ગંડુપુરીનો રાજમાં કોઈ ભાવ પૂછે નહિ, પણ સઘળા પેલ નાયકાને ઘેર ધક્કા ખાય. આ જોઈ પેલાં બે સમ દુ-

ખીયાં સમજ્યાં ને એક સંપ થઈ એકાએક રાત્રે તે ગુણકાને કેદ કરી લીધી. કેફની ધુનમાં રાજા "તાની, તાની" કરતો તેની પાસે ગયો ત્યારે તેનો વેશ લઈ કોભાંડમતિએજ ત્યાં આવી તેને રાજી કર્યો. બીજે દિવસે કેફ ઉતરી ત્યારે પણ રાજાએ તાનીની કાંઈ તપાસ કરી કે નહિ તેનો આ કઢંગ વાર્તામાં કહ્યુંજ નથી, પણ હવેથી રાજા કોણ જાણે શી રીતે, પણ બિલકુલ આ બે જણને તાબે થઇ ગએલો વર્ણવામાં આવ્યોછે.

હવેથી આ કુભાર્જા રાણીને હરામખોર કારભારી બધી રીતે એક થઈ ગયાં. ગોલાગોલી, ખાસ ખવાસ, ને ચોકી પેહેરાવાળા એ સઘળાં પોતાની તર્ફના રાજાની આસપાસ મૂકી તેને કેદી જેવોજ કરી નાંખ્યો. પછીથી બંનેજણ મનમાને તેમ માહાલવા લાગ્યાં. ગંડુપુરી રાત દહાડો રાણીના મહેલમાં પડી રહે, મોજ મજાહ મારે, ને બંને ભેગાં મળી રાજ પચાવી પાડવાના દરરોજ તર્કટો રચે. ગર્ભ રહ્યોછે એમ વાત ચલાવી પૂરે દહાડે કોઇનો છોકરો લાવીને એડવી દેવાનો તેમણે વિચાર કર્યો. તે જુની રાણીના કુંવર જયસિંહ વિષે અનેક ઘાટ ઘડ્યા. ચાલે તો રાજા પાસે કહેવડાવવું કે એ મારા પેટનો નથી, અને તેમ ન થાય તો તેને ઠાર મરાવવો એમ આ ચંડાળ જોડાએ નિશ્ચય કર્યું.

આ દરમ્યાન રાજાને રાણીની ચાલ ઉપર કાંઇક વહેમ ગયો. તેથી જયારે તેણીએ દાહાડા રહેવાની વાત કાઢી, ત્યારે રાજાએ બરાબર કાને ધરી નહિ. બીજો પ્રસંગ શોધી રાણીએ રડી કકળી બહુ સ્ત્રી ચરિત્ર કરી એધાણી માગી, પણ તે વેળાએ તેને રાજાએ ઉડાવી. એણે હવે વ્યસન થોડું કરવા માંડયું, ને પોતાની હાલતનો અફસોસ કરવા લાગ્યો. આવી સ્થિતિમાં એક પ્રસંગે જૂની રાણીને જ્યાં કેદ કરી હતી ત્યાં જઈ પહોંચ્યો, ને કોટડી કૂદી તેના ઓરડામાં ગયો. સજળ આંખે બંનેનો બાર વર્ષે મેળો થયો અને એકબીજાએ પાછલા સઘળા ખુલાસા કર્યા. ભૂંડી શોકયે રાજાના કેવા હાલ કરી નાંખ્યા હતા તે સાંભળી સગુણસુંદરીને ઘણો શોક થયો. હવે શું કરવું તેનો વિચાર કરવા તેઓ હવે ચોરી છુપીથી એક બીજાને મળવા લાગ્યા, અને તે કામમાં એક જુનો નિમકહલાલ ખવાસ હોંસથી સહાય થયો.

પેલી તર્ફ કોભાંડમતિને ગંડુપુરીનાં કાવત્રાં ધમધોકાર ચાલી રહ્યાં હતાં. જયસિંહ તેના મોસાળમાં સુખે ઉછરતો હતો ત્યાં તેનું કાટલું કાઢી નંખાવવા ભારે લાલચ આપી નારાજી નામના એક વિકરાળ બહાર-

વટીયાને મોકલ્યો, કેમકે તે રાજમાં એવો બંદોબસ્ત હતો કે કાચા પોચાને તો આવું કામ માથે લેવાની હિંમતજ ચાલે નહિ. આ મકવાણો પોતાના જેવા ચાર પાંચ સાથીઓને લઈ જયસિંહના મામાને ગામ ચાલ્યો. સાપ રમાડનારને વેષે ગામમાં દાખલ થઇ ગઢની નિરીક્ષા કરવા સાંજ પહોરને તે ગોસાંઇને વેષે બહાર નીકળ્યો. ગઢની ઉંચાઈ, કિલ્લા, ખાડી, ને પહેરેગીરોનો જાપતો જોઈ એ ડર્યો તો ખરો, પણ માથું આધું મૂકી આરંભેલું કામ પૂરૂ કરવાનો તેણે નિશ્ચય કર્યો. પછી રાત્રે આ વિકટ જગામાં હજારો સાહસ ધર ફાડુઓની જુક્તિ વેઠી તથા પૂરેપૂરી કરી, તે મહેલના ઉપલા ઓરડામાં કુંવર સૂતો હતો ત્યાં ગૂપચૂપ દાખલ થયો. શિકારમાં એ કુંવરની આંગળીએ કાંઇ ઘા વાગેલો તેનો તે રાત્રે તાડ થઇ આવ્યાથી દવાદારૂ કરવા મામીએ પોતાના ઓરડામાં સુવાડ્યો હતો. મામી ને ભાણેજ એ બંનેની જરા આંખ મીચાઈ ગઇ હતી તે વખતે પેલો ખુની ત્યાં જઇ પહોંચ્યો, ને જેવો કટાર કાઢી મારવા જાયછે કે છોકરાની જોડે કોઈ આધેડ બાઇડીને દીઠી આતો કોઇ મા દીકરો સુતાંછે એમ તે કહીને અચકાયો અને તેની સાથેજ. એના હાથને કંપારી છુટતા કટાર હાથમાંથી ધપ હેઠે પડી ગઈ. આ ખડખડાટ સાંભળતાંજ ચપ લઇને પેલી રજપૂતાણી જાગી ઉઠી ને પાસે ઉઘાડું ખડગ ટાંગેલું હતું તે ફેરવીને લગાવ્યું. લોહી ચૂતો તે ઉભી પુછડીએ નાઠો. ને પાછળથી તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. આ ખુનીની કટાર પડી રહી હતી તે તપાસી જોતાં મામી ભાણેજ મહા વિચારમાં પડ્યાં. તે ઉપર "ગર્ધવસેન"—એ કુંવરના બાપનુંજ નામ—કોતરેલું હતું.

આ ખબર અંધેરી નગરીમાં પહોંચી ત્યારે સગુણસુંદરી તથા રાજાને મહા શોક થયો. રાજાએ કટારની વાત ઉપરથી તુર્ત ખ્યાલ બાંધ્યો કે આ ભૂંડું કામ પેલી પાપિણી કોભાંડમતિએજ નારાજી મકવાણાની માર્ફતે કરાવવા ધારેલું. એ રાજા આટલો બધો વિચક્ષણ ક્યાંથી થઈ ગયો એ નવાઇ જેવું તો છે, પણ આ પુસ્તકમાં પાત્રતાનું ઠેકાણુંજ નથી એટલે એમાં કાંઈ કહેવાનું રહ્યું નથી. બાકી આ અભણ મૂર્ખા ગર્ધવસેન આ ઠેકાણે ઉંચી ભાષા તથા વિચારો ટપોટપ દર્શાવ્યો જાયછે તે ચતુર વાંચનરને મહા વિપરીત લાગેછે. તોપણ કૃતિમાં તો એ હતો તેવો ને તેવોજછે. આટલું આટલું થાયછે પણ એનાથી કાંઇ થઇ શકતું નથી. કોભાંડમતિને ગંડુ-

પુરી તો આ પ્રયત્ન નિષ્ફળ થએલો જોઇ વધારે ને વધારે કાવત્રાં ઉતાવળથી કરવા લાગ્યાં. એક ઘાંચણ, એક ઢેડી, એક રબારણ, એ રીતે દશબાર ઠેકાણે છોકરો લેવાની ગોઠવણ કરી મૂકી; ને મહારાજને વધામણી મોકલી વાજાં વગડાવવાનો બેત સવારમાં જ્યેષ્ઠા નક્ષત્ર બેસે તે વેળાજ રાખ્યો કે રાજા છોકરાનું મોં જોવા માગે તોપણ તે ન બતાવવાનું બાનું કાઢી શકાય. બેત પ્રમાણે ઢેડીનું છોકરૂં આવ્યું, ને સવારમાં ઢં ઢં નોબતો વાગી. વાંચનાર માનશે કે આ ખટપટની રાત્રે પેલો કારસ્તાનનું મૂળ ગંડુપુરી તો ક્યાંહી બીજે ઠેકાણેજ રોકાઇ રહ્યો હતો, અને આ બધી ઉઠવેઠ પેલી એકલી રાણીએજ કરી ? બીજે દહાડે આ આણેલો છોકરો તો મરી ગયો, ને ત્યારે અગાઉથી નીમી રાખેલી એક રબારણનો કાળો ભૂત જેવો છોકરો મંગાવી લીધો. તેનું નામ રાયભાણજી પાડયું.

પણ આટલાંથી કૌભાંડમતિનો લોભ તૃપ્ત થયો નહિ. શોકયનો પાટવી કુંવર જ્યાં સુધી જીવેછે ત્યાં સુધી મારૂં શું વળ્યું? જયસિંહને મરાવવા જતી ભૂવા શોધ્યા, પણ તેથી તો કાંઇ વળ્યુ નહિ. આખરે એણીએ ગંડુપુરી સાથે મહા અઘોર કર્મની ગોઠવણ કરી. રાજાને મોટી જયાફત આપી, નાચ રંગ કરાવ્યા, કેફમાં ગરકાવ કરી નાંખ્યો, ને જ્યારે ખૂબ રંગ જામ્યો ત્યારે સભા બરખાસ્ત કરી રાણીએ હજુરમાં આવી એક લેખ હાથમાં આપ્યો. કેફમાં ચકચુર છતાં રાજાએ પૂછ્યુ કે એમાં શુંછે. કહ્યું કે રાયભાણજી આપના પેટનો કુંવર છે એટલુંજ એમાં લખ્યુંછે. ગધેડા રાજાએ ખુશી થઇ તે ઉપર સહી કરી એટલુંજ નહિ, પણ પોતાનો કટાર તથા રૂમાલ નિશાન તરીકે આપ્યાં. બીજો દસ્તાવેજ એથી પણ વધારે કપટનો હતો. તેમાં તો જયસિંહ મારા પેટનો નથી અને તેથી તેને ગાદી ન મળે એવો એ કરાર કરેલો હતો. રાજાએ કહ્યું કે જોઉ વાંચો. એમાં શું છે ? ગંડુપુરીએ ખોટું ખોટું વાંચી સંભળાવ્યું એટલે એ ઉપર પણ રાજાએ પોતાનું બિલાડું ચીતરી આપ્યું. આટલેથી પણ પાપી ધરાયાં નહિ. હળાહળ ઝેર નાંખેલા સરાબનો પ્યાલો પેલી ચંડાળ કુભાર્જાએ પ્રેમનું ડોળ કરી પોતાના સ્વામીની આગળ ધર્યો. એકવાર પડી ગયો તો બીજો, ને બીજો પડી ગયો. તો ત્રીજો પ્યાલો એવો ને એવો રાજાની આગળ ધર્યો. એ સમે એકાએક પાયગાના પડઘા સંભળાયા, અને રાજા એ પ્રાણઘાતક પ્યાલો મોડે માંડવા જાયછે એટલામાં ચાર જવાન નાગી તરવારે ઉપર ધશી આવ્યા. એક લાત

મારી તે પ્યાલો ફેંકી દીધો, બીજાએ ગંડુપુરીને પકડી મુસ્કેટાટ કર્યો ત્રીજાએ રાણીને ખેંચી ઓરડીમાં પૂરી. ને ચોથાએ મૂર્છા પામેલા રાજાની આસના વાસના કરવા માંડી.

આ અણીની વખતે આવી બાજીનો રંગ તદન ફેરવી નાંખનાર એનો કુંવર જયસિંહ તથા તેનો મામો કેસરીસિંહ હતા. તેમને આ ખટપટની બાતમી મળતાંજ તેઓ લશ્કર લઈ દોડમાર કરતા અંધેરી નગરી આવી પહોંચ્યા સગુણસુંદરી આ ટાણે પોતાના પુત્રને જોઈ રાજી રાજી થઈ ગઈ, અને ગર્ધવસેનને લાગ્યું કે મારે પેટ ખરેખરૂં રત્ન પેદા થયું છે. એણે તો ખૂશીથી એને ગાદીએ બેસાડવાની ઇચ્છા દેખાડી, પણ એવું અજુકતું થાય નહિ એમ કહી જયસિંહે બાપને નામે રાજનો સઘળો બંદોબસ્ત કરી નાંખ્યો. આ દેશમંગળનું મહા કાર્ય કરવામાં એના અનુભવી મામાએ ત્યાં રહી ઘણી મદદ કરી. થોડા વખતમાં અસલ જેટલું અંધારૂં હતું તેટલુંજ હવે અજવાળુ થઈ ગયું, ને લોકો સુખી તથા યુવરાજને આશિર્વાદ દેતા થયા. કેટલેક કાળે પોતાનો બાપ દેવલોક થયો ત્યારે એ ગાદીએ બેઠો. ત્યાર પછી મન માનતાં લગ્ન કર્યાં. પછી એણે મુલકમાં કેવી પદ્ધતિથી રાજ ચલાવ્યું તે વિગતવાર વર્ણવ્યુંછે અને તે નવા જુવાન રાજાને ખરેખરૂં અભ્યાસ કરવા લાયક છે.

આ રીતે આ વાતનો છેડો આવેછે. આ મૂળ વાત છેક અસંભવિત છે એમતો જે રજવાડાથી કાંઈ પણ વાકેફગાર હશે તે કહી શકશે નહિ. ભૂલ એટલીજ છે કે દુનિયાનું સઘળુ નઠારૂં એક ઠેકાણે બતાવ્યુ છે. કાવ્ય શાસ્ત્રમાં દૈવી, માનુષી, ને આસુરી એવાં ત્રણ જાતનાં કવનો કહ્યાં છે. દુનિયામાં ન હોય અથવા કવચિતજ હોય એવા સદ્‌ગુણીનું વર્ણન કરવું તે દૈવી, માણસમાં ગુણ દુર્ગુણ સામાન્યપણે હોય છે તેવાંજ ચીતરવાં તેનું નામ માનુષી કાવ્ય, અને દુનિયામાં ન હોય અથવા કવચિતજ હોય એવા જ દુર્ગુણમય આ શ્રષ્ટિને વર્ણવવી તે આસુરી. આપણા આર્ય પૂર્વજોએ તો આ છેલ્લા વર્ગના કાવ્યને અતિ નિંદ્ય ગણી ત્યાગ કર્યુંછે. ઇંગ્રેજીમાં પણ તેને સારા લોકો પસંદ કરતા નથી, કેમકે એવા દુર્ગુણના રસમય ચિત્રોથી ( પરિણામે દુ:ખ વર્ણવ્યું હોય છે તો પણ ) જુવાન માણસના મન ઉપર નઠારી અસર થાયછે. અને પ્રૌઢ બુદ્ધિવાળાને તો તે ચિત્ર રૂચતાંજ નથી. ઇંગ્રેજીમાં રેનલ્ડ આ વર્ગનો લખનાર છે. આ ગ્રંથનો રેનલ્ડની સાથે

ા તે માત્ર આ બાબતમાંજ સમજવો. તેની ચિત્રણ
ેકાણે તો અહિઆં શૂન્યજ છે, પણ એનો એટલો
કે અહિંયા દુર્ગુણોનાં ચિત્રો મનોહર ન હોવાથી વાંચનાર
નહિ કરે. એથી ઉલટું આ ગ્રંથમાં જે ખાસ બોધ ભાગ
ને છટાથી લખાએલો છેજ. માટે નીતિ સંબંધી આ ગ્રંથન
વાંધો લેતા નથી.

ે તો અમે જે જે કહ્યું તે ઉપરથી અમારો અભિપ્રાય જણ'
. આડકથાઓ ન નાંખી હોત, અથવા નાંખતા પાત્રા'
ર્યો હોત, તો ગ્રંથસંકળના સારી કહેવાત. મૂળ વાતમાં ગંધર્વસ-
ડો ન બનાવતાં માણસ રાખ્યો હોત, તો વાંચનારને વધારે રસ
ને સારી અસર થાત. જો આ ગ્રંથથી રાજ વર્ગને બોધ કરવાની
ી હશે, તો તો તે ફોકટજ છે. તેઓ તો આ ગર્ધવસેનનું નામ
ચીડવાશે, અને બોધ લેવાને બદલે અમારો નકામો ગિલોજ
સમજશે; તોપણ બીજા લોકને અને તેમાં વિશેષે કરીને પર-
આપણા રજવાડાની છુપાએલી કાળપ જાણવાનું કાંઇક અતિશ-
ાગું, તોપણ બહુધા ખરૂં સાધન એ થઇ પડશે એમ અમને લાગેછે.

---

# सुबोधचिंतामणि विवेचन.

ા ગ્રંથની પહોંચ નોંધ્યાને ત્રણેક માસ થઇ ગયા છતાં દિલગીર
કે તેમાં વચન આપ્યા પ્રમાણે અમે અત્યાર સુધી તેનું યથાસ્થિત
ન કરી શક્યા નહિ. પણ આ ચોપાનીઆનું કદ નાનું અને વળી
ખાસ બાબત શાળોપયોગી હોવાથી હરકોઈ માસમાં બહારના વિ-
ન માટે થોડીજ જગા બાકી રહેછે. તેમાં વિવેચન આપવું ત્યારે કાંઇક
સ્તારથીજ આપવું એમ અમારો વિચાર હોવાથી તેની જગા કરવા
શાં કેટલોક વખત અવશ્યેજ થોભવું પડેછે. આ કારણથી અમે
નિયમ રાખ્યો છે કે કેટલાંક પુસ્તકની તો માત્ર પહોંચજ આપ'
ાંક વિષે તેજ સ્થળે સામાન્ય વિચાર પાંચ દશ લીટીમાં દર્શાવી
ી જે થોડાં પુસ્તક ઉત્તમ પ્રતિના માલમ પડે તેનેજ વિસ્તીર્ણ
ાને માટે રહેવા દેવા. વિવેચન બાબત અમારૂં ધોરણ ઘણા

ડ ચાલેછે. એ વાત ચતુર વાંચનારના તો લક્ષમાં હ
ા જાણુને માટે અત્રે તે સ્પષ્ટપણે જણાવીએ છઇએ કે
ખાય નહિ. આવું ધોરણ રાખવાથી ઘણી વખત એ
ચોપડીને ઠીકછે એમ કહી પતાવી દઈએ છઈએ, ન
વેચન અ ીએ છઇએ તેમાં તેના દોષ વિસ્તારથી બતા
આ ઉપરથી. એમ કદી સમજવું નહિ કે પેલી ઠીક કહેલી
રતાં સારી હશે, પણ તેથી ઉલટું અનુમાન તો એજ લેવાનું
દર્શાવ્યા છે તોપણ તે પેલી ચોપડીયો કરતાં તો સર્વથા
... ગઈ વખતે કાંતાના વિવેચનમાં અમે તેના ઘણાક દોષ
સમજાવ્યા છે. પણ તેજ ઉપરથી સમજવાનું એછે કે એ ઉ
નાટક છે, અને બીજી નમાલી કવિતા વાર્તા કે, નાટકો જે
બોલની પહોંચમાં વિદાય કરીએ છઇએ તેના કરતાં એ અલ
રીતેજ સારૂંજ છે. વિવેચન યોગ્ય અમે ગણ્યું એજ તેના ઉ
સાબીતી છે. પછીથી તે ઉત્તમ વર્ગના પુસ્તકો જોડે સરખાવાય
તદનુસાર તેની તુલના થાયછે, અને તે તુલનામાં તે દોષિત દ
જેને તે તુલનાજ શોભતી નથી તેના કરતાં તે સારૂંજ હોવું જોઈ

શેઠ વલ્લભદાસ પોપટનું આ સુબોધચિંતામણિ કાવ્ય અમા
ચારમાં વિવેચનને યોગ્ય છે. એની શૈલી, એના વિચાર, ને એન
પા એ સર્વે લંબાણથી ચર્ચા કરવા જોગ છે. પણ એ સઘળું ય
સ્વતંત્ર વિવેચનનું મોટું ત્રિમાસિક હોય તેમાંજ થઈ શકે, અને
ઘણાક વખતથી એવા ત્રિમાસિકની આપણી ભાષામાં પૂરેપૂરી ખોટ
જણાવા લાગી છે. એવા ત્રિમાસિકની ગેરહાજરીમાં એ બાબત
અમારાથી બનતું કરીએ છઈએ; અને તે રીત મુજબ હવે આ ક
ગુણદોષ તપાસીએ.

"પુસ્તક વાંચી કેવળ રચનાની પ્રશંસાથી સંતોષ નથી" એમ
વલ્લભદાસ લખેછે તે ખરૂં છે—અગર જો મારી પુસ્તક રચનાની પ્રશં
ેજ એમ પોતે ઈશારો કરવો એમાં કેટલીક કડકાઈ રહેલી છે ખ
ુસ્તક તેની શૈલી કરતાં તેના વિચારને માટે વધારે ચર્ચાવું જોઈ
ારાનો ગ્રંથ છે, અને તે ખરા અંતઃકરણના જુસ્સાથી લ
એના બરાબર તુલના કરતાં આખા સુધારાના વિષયને તોળ

પડે એમ છે, અને તે કરવા અમે આ સ્થળે તૈયાર નથી, તોપણ તેનું સ્વરૂપ કેવું છે તે અમે અત્રે કાંઇક દર્શાવીએ છઇએ.

આ ગ્રંથ મહુવા બંદરના કોઈ જૂવાન વાણીઆએ બનાવ્યો છે. એ ગ્રંથ રૂડો કે ભૂંડો જેવો છે તેવો પણ તે માટે કાઠીયાવાડે બેશક અભિમાન ધરાવવું જોઇએ, કેમકે કાઠીયાવાડમાં સુધારાનું ચાંચલ્ય પેઠું તેની એ અચૂક સાબીતી છે. ખરે પાછલા ચાર પાંચ વર્ષથી કાઠિયાવાડે સુધારામાં ખૂબ બહાર પડવા માંડયું છે. હાલ કાઠિયાવાડમાંથી નાનાં નાનાં પણ ચાર પાંચ ચોપાનીયાં નીકળે છે, અને મુંબાઇમાં છપાતાં *ત્રિમાસિક, આર્યધર્મપ્રકાશ, સ્વદેશવત્સલ વગેરેમાં પણ આગળ પડતો હાથ સોરાષ્ટ્રીઓનોજ હોય એમ દેખાય છે. મુંબાઈ ઈલાકામાં હાલ જે હિંદુઓ તર્ફથી ગૂજરાતી ચોપડીઓ છપાય છે, તેમાં ઘણો ભાગ કાઠીઆવાડ તર્ફનોજ માલમ પડશે. પુનર્લગ્નાદિક સુધારાના કામ પણ હાલ કોઈ કોઈ ઠેકાણે થતાં સાંભળીએ છઇએ તે કાઠીયાવાડ અથવા કાઠીયાવાડીથીજ. હાલ સુધારાના ચાંચલ્યે જાણે ગૂજરાતમાંથી આવી અત્રે વાસ કર્યો હોય એમ દેખાય છે, અને એનું જોર તો હાલ બેશક કાઠીયાવાડના જુવાનીઆમાં ઉભરાઈ જાયછે.

ઈ. સ. ૧૮૬૦–૬૫ માં જેવો સુધારાનો જુસ્સો ગૂજરાતમાં ચાલી રહ્યો હતો તેવો હાલ કાઠીયાવાડમાં ઉઠેલો દેખાયછે. ગૂજરાતમાં જેમ તે જુવાનીઆમાં હતો તેમ અહિંયા પણ નવસોઢીયા નિશાળ છોડીને તુર્તજ બહાર પડેલા જુવાનીઆઓમાં તે ઉછળી રહ્યો છે. ત્યાં જેમ તે સુધારો અંતઃકરણ પૂર્વક, પણ ઊછંકળ અને અભિમાન મસ્ત હતો, તેમ અહિંયા પણ તેવીજ પ્રતિનો દેખાય છે. ત્યાંના અને અહિંયાના સુધારામાં ફેર એટલો છે કે તે સુધારકો ઇંગ્રેજી ભણેલા જુવાનીઆ હતા, અને આ માત્ર ઘણાખરા ગૂજરાતી સાત ચોપડીના જોર ઉપરજ કૂદનારા જણાય છે. આ કારણથી બંનેના વિદ્યાબળમાં કેટલોક તફાવત માલમ પડેછે ખરો, તથાપિ એ બંને સુધારાનું સ્વરૂપ તો એકજ છે, અને લખાણ

---

* એ વગેરે કેટલાક લખનાર "સુધારા" ના નહિ, પણ જૂના મતના પ્રતિપાદક છે. પણ તેનું વિદ્યાચાંચલ્ય જોઈ સુધારાના સામાન્ય અર્થમાં તેને અહિં ગણ્યા છે. કાઠીયાવાડના આ સુધારાનું ખાસ લક્ષણ એછે કે સંરક્ષકને ઉચ્છેદક એવા બે પક્ષ એક કાળેજ ઉભા થયા છે.

પઢાણની શૈલીમાં પણ ધારીએ તેટલો ફરક નથી કેમકે પાછલા સુધારાના લખાણ આ સુધારાને નકલ કરવા સારૂ ભાષામાં તૈયારછે.

જેમ ૬૦–૬૫ ના ગૂજરાતી સુધારાની સમય મૂર્તિ કવિ નર્મદાશંકર હતા, તેમ આ કાઠીયાવાડી સુધારાનો *કવિ આ શેઠનેજ ગણવો જોઇએ. પહેલાં નર્મદાશંકર પોતાની નર્મકવિતાના મોટા ચોપડાને કોઇ કોઇ વખત "સુધારાનું બૈબલ" કરીને કહેતા, પણ તે કરતાંએ આ "વણિક વલ્લભદાસ"નો સુબોધ ચિંતામણિ ગ્રંથ અમને તો કાઠીયાવાડના આધુનિક સુધારાનું બૈબલ કહેવડાવવાને વધારે લાયક દેખાય છે, અને એ ભાઇના જુવાન સાથીઓમાં તે એવી રીતનીજ વાહવા પામશે એમાં અમને કાંઇ શક નથી.

આ ઉપરથી જણાશે કે આ ગ્રંથના વિચારોનું સ્વરૂપ કેવુંછે. એ ગ્રંથ ખરેખરૂં કહીએ તો હડહડતા સુધારાનો, દરિયા પારના સુધારાનો, કેવળ ઉચ્છેદક સુધારાનો છે. એમાં સુબોધ ચિંતામણિ એ નામ સિવાય બીજું કાંઇ પણ જૂનું સ્વીકાર્યું નથી, અને એ જૂનું નામ રાખતાં પણ શેઠ વલ્લભદાસનો સુધરેલો જીવ બહુજ કચવાયો હોય એમ જણાય છે કેમકે તે બાબત માફી માગવામાં આશરે દશ બાર લીટીઓ રોકી છે તોપણ એ માફી ન આપતાં અમે તો કહીએ છઇએ કે એવું વહેં નામ નહોતુંજ રાખવું, અને તેને બદલે 'સુધારા બોધ' કે એવુંજ કનવું પાડવું હતું. એ શબ્દ કપોલ કલ્પિત, કઢંગો, ભાષાની પ્રૌઢિ વિરૂદ્ધ થખરો, પણ નવા વિચારના સુધારાવાળા જવાનો કાંઈ માન્યમાન્ય રૂઢિનો પરવાહ રાખતા નથી, અને એ શેઠને તો તે નથીજ એ પોતે અહિંયા જે લખ્યુંછે તે ઉપરથી સાફ જણાઇ આવેછે. આવું સીધું નામ રાખવાનો મોટો ફાયદો તો એજ થાત કે લોકો ઠગાત નહિ અને એમાં શો વિષયછે તે નામ વાંચતાંજ તુર્તજ સમજી જાત.

નવું તેટલું બધું સારૂંજ, જુનું તે ખોટુંજ—જો વિલાયતી મતને મળતું આવે નહિ, બ્રાહ્મણોપર ગાળોનો વર્ષાદ, તેમણે પોતાના સ્વાર્થને માટેજ

---

*કવિ ભવાનીશંકર ગદ્યપદ્ય બંને લખવામાં કાઠીયાવાડ ખાતે પ્રછે, પણ તેને "સુધારા" નોજ કવિ કહી શકાય એમ નથી. "સુધાર કરતાં સાક્ષરતા તર્ફ તેનું વળણ વધારે છે, અને વળી તેણે તો કાઠીયાવડમાં આ ચાંચલ્ય આવ્યું તે પહેલાં ઘણા વર્ષથી લખવા માંડયુંછે.

શાસ્ત્રો બાંધ્યાછે એવો આશેપ, ને કદાપિ તેઓ ગમે એવા વિદ્વાન તે કાળે હશે પણ હાલ હું જે સમજુંછું અને બોધુંછું તે કરતાં તો બેહદ ઉ-તરતાજ એવો અંતરનો ભાવ, વગેરે કેટલીક વાતો તો આવા ગ્રંથમાં હશે એમ આપણે અગાઉથી જાણવુંજ જોઇએ, અને એવાં વેણો તો સુધારા વાળાનું મન ધરાય ને વળી વધે એટલે સુધી બોલતાં આ જુવાનીઆએ જરાપણ આચકો ખાધો નથી. મુખ પૃષ્ટ ઉપરજ જે શ્લોક મૂકયોછે તેમાં વાંચનારને સાફ કહેછે, કે આવો મારા હાથનો (ગાળોરૂપી) તમાચો ખાવા કે તેથી તમારૂં કલ્યાણ થાય. શી ફક્કડાઇ! શેઠ વલ્લભદાસ તો પૂર્વ કાળના નર્મદાશંકરને પણ એક કોરે બેસાડે એવા જણાયછે. પ્રસ્તાવનાને આરંભેજ એક દોહરામાં શો ઝપાટો માર્યોછે.

પ્રથમ પુરણ પ્રસ્તાવના વાંચી થા વાકેફ,
ઉતરશે નહિ એ વિના ક્રોધ રૂપી તુજ કેફ.

ક્રોધ જે માણસને ચંચળને ઉદ્યોગી કરેછે તેને આળસને એદીપણું ઉત્પન્ન કરનારી જે કેફ તેની ઉપમા શી રીતે આપી શકાય, તે વાત આ-ધી મૂકી અત્રે અમારા કહેવાની મતલબ એછે કે લોકને કડવું લાગે એવું લખાણ અત્રે જાણી જોઇનેજ કરેલું છે, અને એમ કરવુંજ વાજબી છે એવું પ્રતિપાદન કરવા પ્રસ્તાવનામાં કાંઇક વિસ્તારથી મહેનત કરીછે. વ્યાસથી માંડીને દયારામ સુધીના સંસ્કૃત કે ગૂજરાતી કવિઓને કલમના એક ઝપાટાની સાથે તુચ્છકારી નાખવામાં પણ ખરેખરી નર્મદાશંકરીજ કરીછે, પણ તેની વિદ્વત્તા કે રસિકતાનો તે સ્થળે એકે છાંટો નથી. આ બધું લખી કહેવાનુ હાર્દ તો એજ જણાય છે, કે નીતિ બોધક કવિ તો હાલ હું મહુવામાં ઉગ્યો તે પહેલાં આ (વિદ્યાકળામાં વખણાએલાને મોક્ષ મૂલર સરખાને સાનંદાશ્ચર્યથી ભરી નાખનારા,) દેશમાં કોઈ થયોજ નથી, શુકન મુહુર્ત, ને ભૂત પ્રેતને ઉત્તેજન આપવાનું તોહોમત અખા પર્યંત તમામ જુના કવિઓ ઉપર સાબીત કરી તેમને વર્ન્ય ઠેરવ્યા તો ખેર, કેમકે પ્રેમાનંદ, શામળ, ને બિભત્સ દયારામ વગેરે પોતાના માત્ર કવિત્વ બળેજ શેકશપિયરને બાઈરનની પેઠે ભાષામાં અમર રહેવાને પૂર્ણ શક્તિ માન છે, પણ અમને આશ્ચર્ય લાગેછે કે ભલા, વિવેકી, ને સદાનીતિનો બોધ કરનાર બિચારા સુધારાના કવિ દલપતરામને પણ વિસારી મૂકી ની-તિબોધક કવિની ખુરશી પોતાને માટેજ ખાલી પડી રહેલી છે એમ આ

જુવાન શેઠ શા ઉપરથી માની બેસેછે. તેમજ એ ખોટ પૂરી પાડવા માટે ગીતાવળી લખવી છે, દાઢાનિષેધક નિબંધ લખવો છે, આયુષ્ય નિર્માણ લખવું છે, વગેરે જે કહ્યુંછે તે પણ સુઘડ રસિકતાથી ઉલટું છે. એ બધું આપવડાઇના તડાકા જેવું દેખાય છે, અને વિવેકી વાંચનાર ઉપર સારી અસર થતી નથી. અમે તો ધારીએ છઇએ કે આવી ઢપની લાંબી ૫૦ પાનાની પ્રસ્તાવના લખી છે તેથી માથા કરતાં પાઘડી મોટી થઈ ગઈછે, એટલુંજ નહિ પણ તેથી આખા કાવ્યને નકામું લોકમાં અપ્રિય થવાની દહેશતમાં નાંખ્યું છે. ગ્રંથકારમાં અને તેમાં વિશેષે કરીને નવા જૂવાન ગ્રંથકારમાં નમ્રતા જેવી શોભા આપનારી છે તેવું અહંપદ કે તડાકા ભડાકા નથીજ. એમ કરવાથી તેને પોતાના ઉદયમાં થોડોક કાળ કદાપિ કાંઈ પુષ્ટી મળતી હશે, પણ પાછળથી સામટો અસ્ત થઈ જાયછે. માટે હવેથી આ ભાઇ પોતાની એ ઢપ બદલે તો સારૂં.

ઉપર પ્રમાણે ઉછંકળ હુંપદનો કેટલોક દેખાવ છે તે બાદ કરતાં એમાં સ્પષ્ટપણે ને જુસ્સાથી પોતાના વિચાર જે છે તે દર્શાવ્યા તેને માટે અમે કાંઈ દોષ કાઢતા નથી, પણ ઉલટા તેને એ કાવ્યના ગુણ ગણીએ છઇએ. એ બધા વિચારની સાથે અમે અત્રે એક મત નથી, કેટલાકને તો અમે ખોટાજ સમજીએ છઇએ. કેટલેક ઠેકાણે કૂવાના દેડકા જેવું કરી નાંખેલું માલમ પડેછે, કેટલેક ઠેકાણે અમે જોઇએ છઇએ કે વધારે અનુભવ ને વિદ્વાનોનો સમાગમ થશે ત્યારે જે ટુંકી નજરનું લખાણ છે તે આપોઆપ દૂર થશે, અને કેટલેક ઠેકાણે મતભેદની વાતો છે, તોપણ ગ્રંથકારનું એ કામ કે પોતાના જે વિચારો હોય તે સ્પષ્ટપણે જુસ્સાભેર વાંચનારની આગળ મૂકવા તે કરવામાં શેઠ વલ્લભદાસે સંપૂર્ણ ફતેહ મેળવી છે. જો મર્યાદામાં રહી, રૂચતું રૂચતુંજ કહ્યું હોત, તો ઘણા લોક સુધારાની વાત સાંભળત એ વાત ખરી છે, પણ તેમ તેની અસરે થોડીજ થાત. હાલ થોડા પણ ભાવથી વાંચનારા જે વલ્લભદાસને મળશે, તે વાંચી સુધારામાં એના જેવાજ તદ્રુપજ થઇ જશે, જે કદી પણ મોળાં, દહીંને દૂધમાં પગ રાખનારા, લખાણથી થઈ શકત નહિ. ખરી વાત તો એછે કે આ એકપક્ષી ગ્રંથછે, અને સઘળા એકપક્ષી ગ્રંથોનું કામ એજ છે કે પોતાના પક્ષને બળવાન જુસ્સાવાળો કરવો. પ્રતિપક્ષીઓને સમજાવવાને અર્થે તે છેજ નહિ. એકપક્ષી ગ્રંથ પ્રતિપક્ષમાં જેટલો નિંદાય છે તેટલોજ તે સ્વપક્ષમાં

વંદાયછે. તે વાંચી પોતાના પક્ષના લોક ધારેલું કામ કરવા ઉશ્કેરાઈ ટપોટપ તૈયાર થાયછે. એકપક્ષી ગ્રંથોનો આ હેતુ તથા લાભ ન સમજાયાથી કેટલાક સ્વપક્ષી પણ આવા ગ્રંથને નિંદેછે, અને કહેછે, કે વિવેકથી લખ્યું હોત તો લોકોના દિલમાં ઉતરત. પણ પ્રતિપક્ષીઓના દિલમાં ઉતારવું એ આવા ગ્રંથનું કર્તવ્યજ નથી, અને આ ભેદના અજ્ઞાનને લીધે વખતે ગ્રંથકાર પોતે પણ લોકનો અનાદર જોઈ નાઉમેદ થાયછે કે મારૂં કહ્યું કોઇ સાંભળતું નથી. પણ એવા લખાણથી પોતાના પક્ષના કેટલા સબળ તથા સતેજ થયા તેનો તે વિચાર કરતો નથી. સ્પષ્ટવક્તાપણું એજ ખરો ધર્મછે; એજ ખરૂં ડહાપણ છે; અને એજ સરસ લખાણનું રહસ્ય છે. આવા ગ્રંથનો જો કદાપિ ચોતર્ફથી ફિટકાર થાય, તોપણ ભલા ગ્રંથકારનો એજ ધર્મછે કે **सत्यमेवजयति** એ વાક્ય ઉપરજ ભરોસો રાખી પોતાના ઉદ્યોગમાં અખંડ સદ્બુદ્ધિથી મંડયા રહેવું, અને તેમ કરવાથી અમે ઉપર કહ્યું તે પ્રમાણેનો ફાયદો થશે અને તે કાંઇ નાનોસૂનો નથી. સેનાને સશૌર્ય કરવી એ એનું જે કામ તે યુદ્ધ કાળે પરમોપયોગીછે.

પ્રતિપક્ષીને પણ સમાન અસર કરી શકે એવા ગ્રંથ તો જૂદીજ રીતના હોયછે, અને તેના ગ્રંથકાર પણ જુદા વર્ગના હોય છે. તેવા ગ્રંથકારને તો ખરૂં કહીએતો પક્ષાપક્ષજ નથી. તેઓ સર્વ પક્ષમાંથી સારા શોધનારા, મહા ઊંચી બુદ્ધિના, શાંત પુરૂષો હોયછે. તેમના સિદ્ધાંતો સામાન્ય ને ગંભીર હોયછે કે તેમાં સર્વે પક્ષના ખરા વિચારોનો સમાશ થઈ રહેલો હોયછે, અને સર્વે પક્ષની ભૂલચૂકોથી તે દૂર હોયછે. સિદ્ધાંતીઓ જે પુસ્તક રચેછે તે એક પક્ષી ન નીવડતાં સર્વ પક્ષી માલમ પડેછે, અને તેમાંથી સઘળા પક્ષ પોતપોતાની શક્તિ પ્રમાણે સાર ગ્રહણ કરેછે, અને એકે પક્ષમાં તે પુસ્તક છેક જનપ્રિય થઈ પડતું નથી. જનપ્રિય પુસ્તક તો એકપક્ષી હોય તેજ થાય—અલબત્ત તેજ પક્ષમાં, સર્વપક્ષી પુસ્તક ભાષામાં સ્થાયી રહેછે, અને એક પક્ષી પુસ્તક થોડો વખત લોકોમાં ઘણી હોહા કરી મૂકેછે.

શૈલી શાસ્ત્રનો આટલો મર્મ અત્રે સ્પષ્ટ કરવાનું કારણ એ છે કે હાલ આપણા લોકમાં એ બાબત મોટો મતભેદ ચાલેછે. કેટલાક કહેછે કે "ધીરે ધીરે સુધારાનો સાર, સજ્જન સ્નેહ સહિત સંભળાવજો" અને કેટલાક કહેછે કે કહેવા બેસવું ત્યારે તો એક મગની બે ફાડજ કરીને

આપવી. ઉપલી સમજુતી ઉપરથી માલમ પડશે કે એ બંને વાત યથાર્થ સમજવામાં આવે તો ખરીછે, અને એ બંનેમાં કશો વિરોધ નથી પણ એ ઉપરથી એમ અર્થ નીકળતો નથી કે કોઇએ પણ પોતાના મનના વિચાર પડદામાં રાખી સભાશોભતુંજ બોલવું. એતો ચોખું જુઠાણું છે. એક પક્ષીએ જેવા પોતાના વિચાર હોય તે પ્રમાણેજ જણાવવા, અને તેમ કરવાથીજ પોતાના વિચારના હકમાં ફાયદો થાયછે. એ ફાયદો કેવી ને કઈ રીતે થાય છે તે ન સમજાયાથી બંને મતવાળા એક બીજા સાથે નકામા લડી મરેછે.

આ પુસ્તકના ચાર ભાગ પાડેલા છે, અને તે દરેકમાં ઘણું કરીને એકનો એકજ છંદ રાખેલો છે. પિંગળ રીતના છંદ પસંદ ન કરતાં દેશી ગરબીઓ રાખી એ સારૂં કર્યું છે. સંસ્કૃત ઢપના અક્ષર છંદો તો આપણા સમૂહને છેક અજાણ્યાજ છે, અને તે ગૂજરાતી ભાષાને અનુકૂળ પણ નથી. અર્થ ક્લેશ કે ભાષાની ખેંચતાણ કરીને તે જોડયા કરતાં માત્રિક છંદમાં સરલ કવિતા કરવી એ ઘણું ડાહ્યું કામ છે. દશવીશ વર્ષપર ગૂજરાતી સાક્ષર મંડળને ગરબી વગેરેનો ઘણો તિરસ્કાર હતો તે હાલ ઘણો ખરો દૂર થએલો જોઇ અમે ઘણા રાજી થઇએ છઇએ, કેમકે એવી ગેર સમજથી પ્રાચીન ગૂર્જર ભાષાનો અમૂલ્ય ભંડાર ફેંકી દેવા જેવુંજ રહેતું હતું. ભાષા ભાષાના પદ્યબંધો તેના સ્વભાવને અનુસરતા જુદાજ હોય છે, અને તેમાં જે જાતના છંદો શિષ્ટ કવિઓ લખી હોયછે તે છંદોજ પાછળથી બીજા કવિઓ વાપરે છે. ઇગ્લાંડમાં પ્રથીકલાટિન વિદ્યાનું પુનર્જિવન થયું તે વેળા કેટલાક પાંડિત્યનું ડોલ ધરાવનારાઓ તે ભાષાના છંદ ઈંગ્રેજીમાં દાખલ કરવાને બહુ મથ્યા હતા. પણ ફળ એટલુંજ થયું કે તેમની કવિતા ગાંધીની દુકાને પડીકાં બંધાવવાનાજ કામમાં છેવટે આવી. આ ઉપરથી આપણામાં સંસ્કૃત છંદોના બહુ શોકી હોય તેમણે બોધ લેવાનો છે. સંસ્કૃતમાં પણ કાળને અનુસરી જૂદા જૂદા છંદ લખાતા આવ્યા છે. વૈદિકકાળમાં ત્રિષ્ટુપ્, રામાયણકાળમાં અનુષ્ટુપ્, પછીથી ઇંદ્રવજ્રાદિક, ત્યારકેડે આર્યા, અને છેવટે ડંડક પર્યંતછંદો વપરાવા લાગ્યા. મતલબ એ કે લોકોમાં સામાન્ય રીતે જે છંદો એક કાળે બહુ પ્રસિદ્ધ હોય તેજ છંદમાં લખે તો તે પુસ્તક દેશમાં વંચાય.

જોઈએ. સઘળી ભાષામાં સંગીત કવિતા આ નિયમેજ જોડવામાં આવેછે, જેનો દાખલો લઈ આપણા કેટલાક ગૂજરાતી ભાઇઓ ભર્માયા છે, તે સંસ્કૃતને ઇંગ્રેજી ભાષાનાજ કોઈ પણ કવિએ સંગીત કવિતા એક વૃત્તમાં રચવાનો ખ્યાલ સ્વપ્ને પણ કર્યો નથી. જો સકળ કાવ્યશાસ્ત્ર સંપન્ન જે જયદેવ તેણેજ ગીત ગોવિંદમાં વિવિધ બંધ પસંદ કર્યા, તો આપણે સંસ્કૃતનું ઓઠું લઈ ગરબીઓ ગાવામાં એકવૃત્ત રાખવાની ગાંડાઈ શા માટે કરવી જોઇએ? ગૂજરાતી સઘળા કવિઓ હારીઆં પદ એક વિષયપર ઘણુંકરીને ચાર સુધીજ લખતા આવ્યા છે અને એ નિયમ આપણે માટે, અમેતો ધારીએ છઇએ કે, જોઇએ તેવો બસછે. છંદોબદ્ધ કવિતામાં પણ એક વૃત્તના કાવ્યોવાળી ભાષાની પદવીએ પહોંચતાં હજી ગૂજરાતીને વાર છે, અને તે વખત આવવા પહેલાં અવશ્યનું એ છે કે કવિતા ગાવાની રીત જઈ આપણામાં તે બોલવાની રીત પડવી જોઇએ.

હવે આ પ્રત્યેક ભાગમાં શું છે તે આપણે ઉપર ઉપરથી કાંઈ ખેચરદૃષ્ટિએ જોઈ લઈએ. "હરિ ભજન વિના દુખદરિયા સંસારનો પાર ન આવે" એ ગરબીનો ઢાળ પહેલા ભાગમાં રાખ્યોછે, અને તેનું લખાણ બીજા સઘળા ભાગ કરતાં સારૂં છે. એમાં મરણ, લગ્ન, સાધારણ સુધારો, સામાન્ય વહેમ, ને કેળવણી સંબંધી, એ રીતે છ વિષયો અનુક્રમે વિગતવાર ચિત્ર પાડતી બાનીએ વર્ણવ્યા છે. છેલ્લી બાબતપર લખતાં શેઠ વલ્લભદાસે ઇંગ્રેજી ભાષાના અભ્યાસ વિરૂદ્ધ કેટલાક કટાક્ષ ફેંકયા છે તે જોઈ અમે દિલગીર થયા છઈએ, કેમકે એ ઉપરથી માલમ પડી આવેછે કે એ બાઈના સમજવામાં ઇંગ્રેજી અભ્યાસનું મહત્વ બરાબર નથી. ગૂજરાતી છએ, ધોરણ પૂરાં કર્યા વિના ઇંગ્રેજીનો આરંભજ ન કરવો એ વિચાર ખોટો છે, અને હાલ જે સરકારે ચોથું ધોરણ ભણી રહ્યા પછી ઇંગ્રેજીમાં દાખલ થવાની છૂટ રાખીછે તે દૂરદેશી ભરેલી, યોગ્ય, ને ઉંચી કેળવણીને લાભકારક છે. ઇંગ્રેજી સ્કૂલોમાં ગૂજરાતી ઉપર કદાપિ ઘટતું લક્ષ અપાતું નહિ હોય, તોપણ તે માટે બંને ભાષા જોડે ભણવાની વર્તમાન પદ્ધતિનેજ દૂષિત ગણવી એ વાજબી નથી. તેમજ "આ કલમ ઘડી આપો મારૂં આ બાગ નઠારૂં કે સારૂં, બેટ કિયાં આવ્યું વારૂં." એવું બોલતો કોઇ પણ ઇંગ્રેજી ભણેલો હિંદુ થઈ ગયો હોય એ અમે માની શકતા નથી, અને એ બાબત ભાઈ વલ્લભદાસ પોતાના અનુભ-

વની સાક્ષી આપેછે તોપણુ એમાં કાંઈ અતિશયોક્તિ કે ગેરસમજુતી હોવી જોઇએ. મુસલમાન, કે કદાપિ પારસી શિવાય ગૂજરાતના કોઈ પણુ ભાગનો દેશી એમ બોલેજ નહિ. એ અભ્યાસનો નહિ, પણુ જન્મ ભાષાનો સ. વાલ છે, અને તેમાં આવી ભૂલ કોઇ પણુ માણુસ શી રીતે કરી શકે? જો એવો કદાપિ ધારો કે નીકળ્યો, તોપણુ તે માટે ઇંગ્રેજી સ્કૂલો કરતાં તેના માબાપનો વાંક કાઢવો બહેતર છે, કેમકે એને નાનપણુમાં પોતાની ભાષા બરાબર બોલતાં ન આવડી તેનો દોષ તેમનેજ માથે છે. કલમ, બાગ, ને બેટ એ શબ્દો નાનપણુથી ઘરમાં વપરાતા સાંભળવામાં આવે એવા હોવાથી તેની જાતિમાં જો કોઈ ભૂલ કરે, તો તે તેના માબાપનીજ છે એમ સમજવું જોઇએ.

બીજો ભાગ દેવાનંદની "અંતકાળે સગું નહિ કોઇનુંરે" એ ઉછળતી ગરબીના રાગમાં જોડેલો છે, અને લખાણુ પણુ પહેલા ભાગ કરતાં વધારે ઉછળતાં જુસ્સાવાળું છે, અગર જો તેજ કારણુથી તેની ભાષા, વિચાર, કે પદ્યબંધમાં તેટલું વ્યવસ્થિતપણું રખાઈ શક્યું નથી. ત્રીજાને ચોથા ભાગને પણુ આજ ટીકા સામાન્યપણે લાગુ પડેછે. ભોજા ભગતના ચાબખાની રાહપર ત્રીજો ભાગ રચ્યો છે, અને તેમાં તો સત્તર સત્તર કડી સુધીના લાંબા પદના કાફીયા મેળવતાં ભાષા ને શબ્દોનું કચ્ચરઘાણુ વાળી નાંખ્યું છે. આત્માને આતમો, અગીઆરમું બારમું એને ઠેકાણે અગીયારમો બારમો, ઘરસૂત્રને ઘરસૂતરો, વગેરે વગેરે જેમ જેમ જડતું આવ્યું તેમ ઠોકી માર્યું છે. ભોજાભગતની પેઠેજ જડસી ભાંડણુ ભાષા પણુ કોઇ કોઇ ઠેકાણે મન મૂકીને વાપરી છે. એટલું બધું છતાંએ અમે કહીએ છઇએ કે આવા ગામડીયા પોશાકની અંદર ખરા કવિત્વની મૂર્ત્તિ રહેલી છે, અને પ્રાસાનુપ્રાસ પણુ ઘણેક ઠેકાણે સ્વબુદ્ધિની, સાભિપ્રાય, ને સરસ છે.

ચોથા ભાગમાં વિવિધ રાગની પદ ગરબીઓ છે, અને વિષય પણુ વિવિધ છે તથાપિ ઘણો ભાગ બાળલગ્નને લગતો છે. અત્રે તો ઘણોખરો "બાળલગ્ન, બત્રીશી"માંથી ભાષાફેર ઉતારોજ છે, અને તેમ છે એ વાત કવિએ પ્રસ્તાવનામાં પોતે કબુલ કરી તેનું કારણુ આ પ્રમાણે જા. હેર કર્યું છે "આ પુસ્તકમાં જે ચોથો ભાગ છે તેમાંની કેટલીક ગરબીનો ભાવાર્થ બાળલગ્ન બત્રીશીના પુસ્તકમાંથી ઉતારા તરીકે છે. તે લઘુ ગ્રંથ.

ની કાવ્ય મને ઘણી ઉત્તમ લાગી, પરંતુ તેમાં મૂકેલા રાગ અમારા તર્ફ અપ્રસિદ્ધ હોવાથી ખાસ નવરાતરમાં પુરૂષોને ગાવા લાયક રાગોમાં તે ભાવાર્થ સમજાવ્યો છે. તેના વિદ્વાન કર્ત્તાની પાસે તે બાબતની ક્ષમા ચાહુંછું."

આખા કાવ્યની શૈલી પણ "બાળલગ્ન બત્રીશી" ને અનુસરતી રાખવા ઉપર શેઠ વલ્લભદાસનું લક્ષ અખંડ જણાય છે, અને તે બાબત પણ પ્રસ્તાવનામાં આ રીતનો સ્પષ્ટ ખુલાસો કર્યો છે. "નવલ બત્રીશીની કાવ્ય પણ એ વિષે લખાએલા વિષયમાં સર્વોત્કૃષ્ટ છે. ભાષા જુસ્સાભેર હૃદય લાગણીને રોશન કરનારી છે. આ ગ્રંથમાં મેં તેવીજ પદ્ધતિ પસંદ કરી છે." આ બે ઉતારા અત્રે આપવા એમાં કાંઇક અવિવેક જેવુંછે ખરૂં, પણ હાલ આપણા પ્રાંતમાં કવિતાની જે ત્રણચાર શાળાઓ (Schools) ચાલેછે તેમાં કોની જોડે આ કાવ્ય સંબંધ ધરાવે છે એ સવાલ પોતે કવિએજ ઉઠાવ્યો છે, તો તેનું કાંઇક નિરાકરણ આ વિવેચનમાં થવુંજ જોઇએ. એ આખું કાવ્ય ધ્યાન દઇને વાંચતાં અમારો એવો નિશ્ચય થાયછે કે એ દલપતશાળાનું તો નથીજ. આ ઉગતા કવિનું લક્ષ શબ્દ કરતાં અર્થ ઉપર વધારે છે એ વાતજ તેને તે શાળામાંથી મુક્ત કરવાને બસ છે. ભાષાશુદ્ધિનો કેવળ અનાદર, કેટલોક ક્લિષ્ટાન્વય, અને વિચારોની પણ કોઈ કોઈ ટપછપ જોતાં હાલ એની વિશેષ ઝોક નર્મદશાળા તર્ફ દીઠામાં આવેછે. પણ તેમજ નિર્દંભ અર્થલક્ષીપણું અને પારદર્શક સ્પષ્ટવક્તા વાણી, એ નવલશાળાના જે ખાસ લક્ષણો તે પણ અત્રે બહાર પડતાં છે, માટે અમારો મત એ મુજબનો થાયછે કે હાલ એ કવિ આ બંને શાળાની મધ્યેછે, પણ મનનું વલણ આગળ જતાં બીજીની તર્ફ જવાનું છે.

અમે જોઇને પ્રસન્ન થઇએ છઇએ કે આ કાવ્યમાં શેઠ વલ્લભદાસે ઉત્તમ પદ્યકારોનાં કેટલાંક લક્ષણો દર્શાવ્યાં છે. શૈલીએકાગ્ર, બંધ અર્થલક્ષી તથા કાંઈક ઘટ્ટ, ને પ્રાસ્યાનુપાસ સ્વબુદ્ધિની છે. સંક્ષીપ્ત અથવા એકાગ્રશૈલી (Concise) એટલે મુદ્દાની વાતનેજ વળગી રહી આડા અવળા જવું નહી. આ શૈલીમાં દરેક શબ્દ સાભિપ્રાય એટલે અર્થમાં જરૂરનો વધારો કરનાર હોય તેજ મૂકવામાં આવેછે, અને કાંઈ પણ પુનરૂક્તિ કે અંગ વિસ્તારી પણ ઝાઝો કરવામાં આવતો નથી. સર્વાગ્રદષ્ટિવાળી શૈલીમાં

(Diffused style) યથાર્થતા તો એટલીજ રહેલી હોયછે, પણ અંગ-અંગીનો વિસ્તાર મર્યાદિત હોતો નથી. આ બંને શૈલી સારીછે, અને જેની બુદ્ધિ જે શૈલીને અનુકુળ હોય તેને અનુસરી તે પ્રમાણે લખે, તો બંને શૈલીના ગ્રંથ સમાનજ રસ આપેછે, તોપણ અમે એકાગ્રહ શૈલીને વધારે ઊંચી ગણીએ છઇએ. એ શૈલીમાં અત્તરની સીસી પેઠે સઘળું સારસ્યજ ભરેલું માલમ પડેછે. આવી સર્વોત્તમ શૈલી આ જુવાન કવિને એકદમ જોઇએ તેવી સાધ્ય થએલી છે એમ કહેવાનો અમારો અર્થ નથી, પણ એના મનનું તે તર્ફ સ્વાભાવિક વળણ છે એમાં કાંઈ શક નથી, અને એજ વાત તેને મુબારકબાદી આપવાને અમે બસ સમજીએ છઇએ.

અર્થલક્ષી બંધ એપણ એક બુદ્ધિમાન કવિનું લક્ષણ છે. આજ કાલનાં ઘણાખરા નાનકડા કવિઓ શબ્દલક્ષીજ દીઠામાં આવેછે. તેઓનું ઘણું લક્ષ તાલ, માત્રા, ઝડ, ઝમક, વગેરે ગોઠવવામાંજ રોકાએલું હોયછે, અને જાણે શબ્દ પહેલા ને અર્થ પછી એમજ સમજતા દેખાય છે. વખતે નિરર્થક શબ્દો પણ પાદપૂરણાર્થે ઘોચી દેતા કાંઈ આંચકો ખાતા નથી. વિશેષણો તો સાભિપ્રાય કે સપ્રયોજન જોઇએ તેનો વિચાર પણ તેના સ્વપ્નામાં આવતો નથી, અને જાણે તે માત્રાનું ભરણું કરવાનેજ અર્થે હોય એમ સમજે છે. આમ હોવાથી તેમનું કવન ઢમઢોલ ને માંહે પોલ જેવુંજ કેવળ થઇ જાયછે, અને તે જોઇ સમજવાર કે રસિક પુરૂષો તો બહુજ કંટાળેછે કેમકે તેમને તો અર્થલક્ષી પદ્યબંધજ ગમે. અર્થની ઉપરજ અખંડ લક્ષ, અને તેના સર્વે ભાવ પરિપૂર્ણ રીતે પરાવર્તન પમાડવાને માટેજ ભાષા છે, એમ સમજી જે યથાયોગ્ય પદ્યરચના કરવી તેને અમે અર્થલક્ષી પદ્યબંધ કહીએ છીએ.

આ વિવેચન બહુ ચાલ્યું. હવે તો એ પૂરૂં કરવું જોઇએ, કેમકે ચર્ચાજોગ બાબતો તો આ પુસ્તકમાં ખૂટે એમ નથી.

અર્થલક્ષીબંધ અને એકાગ્રશૈલી, એ બે દુર્લભ સુગુણો આ કાવ્યમાં છે, એમ અમે પાછલ બતાવ્યું. એમાં સિદ્ધિ કેટલી થઇછે તે હવે જોવાનું છે. એક અર્થલક્ષી બંધજ સિદ્ધિએ પહોંચાડવો બહુ મુસ્કેલ છે, તો તેની સાથે એકાગ્રશૈલી ભળી એટલે તે કામ બહુજ મુસ્કેલ અને ઘણાને તો અસાધ્યજ થઇ પડે એમાં કાંઈ આશ્ચર્ય નથી. એમાં પૂરેપૂરી

તો ઘણી મહેનતે, ઘણે અભ્યાસે, ને સ્વાભાવિક યોગ્યતા બહુ સારી ૭, તોજ કોઈ વિરલાને મળેછે. એ સિદ્ધિ એટલી દુર્લભછે કે તેને ળા કવિઓ પ્રસાદજ ગણેછે. આપણી ભાષામાં આ જાતની શૈલી સંપૂર્ણ તો ગુજર ભૂષણ પ્રેમાનંદ ભટ્ટમાંજ જોવામાંછે, અને તેનાથી ઉતરતે જે દયારામમાં. સામળની બાની એકાગ્ર નથી, પણ કાંઇક વ્યગ્ર ને વિસ્તર્ણ છે. અખાનો બંધ કેવળ અર્થલક્ષી ને એકાગ્ર છે, પણ મ કરવા જતાં ભાષા બગડી ગઇછે, આ શૈલીમાં ત્રણ વાતનો મોટો ય રહે છો—ક્લિષ્ટતા, કઠોરતા, અને અનાગરત્વ ( Inelegance ) ટલે શુદ્ધિ, રૂઢિ, પ્રૌઢિ વગેરેનો ભંગ થઈ વાણી ખીચડા જેવી ગામડાયા દેખાય છે. અખામાં કઠોરતા નથી, પણ અનાગરત્વ તથા ( વિષયનું કાઠિન્ય બાદ કરતાં પણ) ક્ષ્ટિતાનો કેટલોક દોષ લાગ્યો છે. ત્યારપછી એ શૈલી નર્મદાશંકરે પકડી તેણે અનાગરત્વનો દોષ ઘણોખરો દૂર કર્યો, પણ તેમ કરતાં વાણી કાંઇક ક્લિષ્ટ થઇ ગઇ ને જોઇએ તેવી મીઠાશ ાવી નહિ.

એમછે, તો આ શિખાઉ કવિની ભાષા એ શૈલીનો આશ્રય લેતાં મનમાનતી ન નીવડે એમાં કાંઇ નવાઈ નથી. પણ ટીકા કરવા જોગ એછે કે "મારી સરલ કવિતામાં કાઠીયાવાડી શબ્દો કેટલેક ઠેકાણે આવ્યા છે. પ્રાંત ભેદના શબ્દો પણ હશે; તથાપિ એ પદ્ધતિ મને પસંદછે" એમ કહી એ સઘળા દોષમાંથીજ છટકી જવા માગેછે. પ્રથમ તો કહેવાનું એછે કે કાઠીયાવાડના સર્વોપરી વિદ્વાન મણિશંકરભાઈ, કવિ ભવાનીશંકર, તથા હાલ ભાવનગર વગેરે અનેક ઠેકાણે જે જુવાન લેખકો બહાર પડવા લાગ્યાછે, તેમાંના કોઇને પણ દેશની સામાન્ય ભાષામાં લખતાં અઘરૂં લાગતું નથી, તો આ ભાઇનેજ તેમ શામાટે થવું જોઇએ? પ્રથમ પ્રયાસે અઘરૂં લાગે, પણ આગ્રહથી સઘળું થઈ શકેછે. ગમે તેમ હો પણ કાઠીયાવાડીનું પ્રાંતાભિમાન ઉસ્કેરી તેની હેઠે પોતાની શૈલીના દોષો છુપાવવા એ અમને બિલકુલ વાજબી લાગતું નથી. પણ પ્રાંતભેદના શબ્દોનો સવાલ બહુ મોટો છે તેથી તેને બીજા પ્રસંગને માટે રહેવા દઈ, અમે કહીએ છઇએ કે આ ચોપડીમાં કાઠીયાવાડી શબ્દો એજ મુખ્ય દોષ નથી, પણ ભાષા સંબંધી અનેક રીતના ગડબડ ગોટા છે.

**એમાં કેટલાક શબ્દો તો કાઠીયાવાડી નહિ પણ ગોહિલવાડીજ છે.**

અને તેથી તે હાલારી કે ઝાલાવાડી પણ સમજી શકતા નથી, તો રાતના બીજા લોકોનું શું કહેવું. કેટલાક તો કાઠીયાવાડી કે ગોહિલવાડી પણ હડહડતા ગામડીયા શબ્દજ છે. નખોદને ઠેકાણે નખ્ખોદ, મિં ઠેકાણે મિંઢોસ, વૈધ્રતને ઠેકાણે વૈધ્રટ, મલકાયની જગોપર મરકાય, ગળ ગલકી ( ? ), અખાડાની જગોપર અખેડો, અફસોસને ઠેકાણે અપરે જાપતાને ઠેકાણે જાબતો, ધુમને ઠેકાણે ધોમ, પૂડાને ઠેકાણે પોડા. વ ગણતાં પણ પાર ન આવે એટલા શબ્દોછે તે કાંઈ કાઠીયાવાડી નહિ પ ગામડીઆ અથવા તોતળી જાતનાજ બોલ કહેવાય. કાઠીયાવા પ્રાંતભેદનું તો ખરેખર *નિમિત્તજ છે—ખોટીજ ઢાલ ઉભી કરી વાગેછ, બોલેછ, એવા સુરતી પ્રાંતભેદ પણ ફાવતું આવ્યુંછે ત્યાં ઘમઘો ક્કાર દાખલ કર્યોછે. સુરતી પ્રાંતભેદ તો શું પણ કેટલેક ઠેકાણે પારસં રૂપ પણ છૂટથી વાપરીછે. "જો તોડે કુદરતનો કાયદો, તો જાય તંદુરસ્તી ફાયદો, આ મત અર્વાચિન ઇલાયદો" આ લીટીઓ તો મુંબાઇના પેલ મનસુખ સાહેરનીજ કવિતાને (?) યાદ કરાવે એવીછે, અને ખરે ક નહોય તો કોઇપણ એમ ધારે નહિ કે એ કાઠિયાવાડના એક હિંદુ ગૃહસ્થની બનાવેલી હશે. તેમજ "અંગીકારી રીતે એજન '(હિસાબી ખાતાને શબ્દ) ઉલટું આપ્યુંછે ઉત્તેજન (સંસ્કૃત શબ્દ) તેથી સ્થંતી સુધરી એકન (વિલાત જોડણી) એમાં જે પ્રાસ મેળવવા ભાષાનો અજાયબ ખીચડે કર્યોછે તેતો પેલા ફક્કડ લાવણી બનાવનારાઓને પણ બેશક ખૂણે બેસાડે એવાજ જણાય છે. તેમજ કેટલેક ઠેકાણે વ્યાકરણ ભંગ પણ કરતાં આંચકો ખાધો નથી "ધૂત્તાનો" ને ઠેકાણે ધૂતાનો, કળશીઓની જગોપર કળશે, વધાર્યોજને ઠેકાણે વધારેજ, કેફ કરીને ઠેકાણે કેફ કર્યો, ભ્રમણાને ભ્રમના, એટલુંનું અટલું, ઉપાયને ઉપા, ને અગીયારમું બારમું તેને ઠેકાણે અગીઆરમો બારમો, વગેરે અનેક ગ્રામ્યતાની, પ્રાંતભેદની, ને બેપરવાહીની ભૂલો આ પુસ્તકમાં ડગલે ડગલે માલમ પડેછે. ટુંકામાં ભાષા

---

*અમે જોઇએછીએ કે જ્યાં પ્રાસ મેળવતાં ગુંચવણ પડેછે અથવા પદ્ય બેસતું નથી તેવે ઠેકાણેજ આવા દોષિત શબ્દો વાપર્યા છે. એ કાંઈ પ્રાંતભેદની પ્રીતિ નહિ, પણ શિખાઉ પદ્યકારની અધીરાઇજ કહેવાય. આવા અધીર જો સંસ્કૃત શ્લોક રચવા બેસે, તો બેશક પાણીનિ ને દોટડાઓ ઠેરવી દેશનિકાલજ કરે ને પછી બીજી વાત.

કપોલ કલ્પિત થઇ ગઇ છે કે તેને ગૂજરાતી, કાઠીયાવાડી, મુંબઇગરી, કહેવી તેની અમને કાંઇપણ સૂઝ પડતી નથી, ને કેટલેક ઠેકાણે કવટે કોષ આપ્યોછે તેની મદદ લેતાં પણ અમારાથી તો બરાબર ઝ શકાતી નથી.

પણ બસ. એ બાબત વધારે ચૂથણું ચલાવવું અમને ગમતું નથી. મે તો અગાઉથીજ કહ્યુંછે કે એ શૈલી કઠિણછે, અને પ્રથમ પ્રયાસે સિદ્ધ થતી નથી. આ શેઠ વલ્લભદાસનો એ બાબત પ્રથમ પ્રયાસ છે ! જોતાં તો અમે કહીએ છઇએ કે અનાગરત્વ શિવાય સઘળા દોષ એ ાઇ દૂર કરી શકયા એજ મોટી વાત છે, અને જો પ્રાંતાભિમાન જે ાલ મિથ્યા આગળ કર્યુંછે તેને છોડી દઈ અભ્યાસ જારી રાખશે, તો ભાષાની શુદ્ધિ રૂઢિ પણ મેળવવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છઇએ, કેમકે એના લખાણ ઉપરથી એણે ઘણું વાંચ્યું હોય એમતો માલમજ પડેછે. અમે જૂના કવિઓનો ભાષાને માટે અભ્યાસ કરવાની જે એ ભાઇને રૂચે તો) ખાસ ભલામણ કરીએ છઇએ. તેમાં જે શબ્દો આવે તે ગૂજરાતમાં સર્વેને માન્ય સમજવા.

માટે હવે એ અપ્રિય ચર્ચા છોડી એ કાવ્યના ગુણ વિવેચન તર્ફ પાછા હર્ષથી જઇએ. ખરે એ કાવ્યના કેટલાક ગુણ સુજ્ઞ વિવેચકને મહા હર્ષ આપે એવાછે, અને તે જ્યારે અમે સંભારીએ છઇએ ત્યારે ભાષા સંબંધી જે અનેક દોષોછે તે એકદમ વિસારે પડેછે. ચતુર વાંચનારે જોયું હશે કે આ વિવેચનમાં અમારૂં મન વારંવાર પ્રસન્નતા ને અપ્રસન્નતાની છેવટ મર્યાદા સુધી વારાફરતી પરિક્રમણ કર્યાં કરેછે, અને તેનું કારણ એજ છે કે એમાં જેમ દોષ તેમ ગુણ પણ મહા મોટાછે.

જુસ્સો, સાચો અંતઃકરણનો જુસ્સો, ઉભરાતો ઉછળતો જુસ્સો, જે પોતાના સત્ય સ્વરૂપમાં તલ્લિન થઈ ગએલો છે અને બીજાને કેમ લાગશે તેની કાંઈપણ પરવાહ રાખતો નથી, એવો સ્વયંપ્રકાશક સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષે કરીને સંગીત કવિતાનો તો અવશ્ય આત્માજ છે. એ વિના સઘળો પદ્યબંધ શબવત છે, અને જ્યાં આવો સાચો ઉભરાતો જુસ્સો છે, ત્યાં બીજા ગમે એવા ને ગમે એટલા દોષ હોય, તોપણ કવિત્વ—મનોહર કવિત્વ—અવશ્યેજ રહેલું છે. ભાઈ વલ્લભદાસના કાવ્યની સઘળી મોહની આ જુસ્સામાંજ રહેલી છે. પહેલે પાને "અવસાન કાળની ગરબીઓ અ-

ણુસમજુ, અધર્મ્રુઆને મારી કાં પૂરૂં કરો! જિવતા જમદૂત! છા ચડી ધોંચો શું કંઠે છરો?" શરૂ થાયછે ત્યાંથી તે કાવ્ય સમાપ્તિએ ' કરંતા વારિયે, ધરમ કરંતા હા; એ મારગ બતલાવિએ, પછી ગમે જાય" વગેરે શબ્દોમાં જે વાંચનારને છેવટ વિનંતિ કરીછે ત્યાં સુધી સ આખા કાવ્યમાં આવોજ ઉભરાતો અને સાચો જુસ્સો ચાલ્યો જાય અને તેના પ્રવાહમાં રસજ્ઞ વાંચનારનો જીવ કદી પણ ખેંચાયા વિ રહેતો નથી. વચમાં કોઈ કોઈ ઠેકાણે કવિના ટુંકા વિચાર જોઈ સ્મિત હાસ્ય આવેછે, ભાષાની ગ્રામ્યતા વારંવાર કંટાળો ઉપજાવેછે, "એજન ઉત્તે- જન" જેવી પ્રાસોતો ખડખડ હસાવી મારેછે, તોપણ એ કાવ્યમાં અખંડ રસ લાગ્યોજ રહેછે, અને છેવટે 'આ' કોઈ ખરો કવિછે, એમ બોલાયાવિના રહેવાતું નથી. માટે આ પ્રસંગે મહુવાના એ તરુણ મિત્ર માત્ર ૨૩—૨૪ વર્ષ- નીજ ઉમરવા અને મધ્યમ કેળવણી પામેલા વણિક વલ્લભદાસ પોપટ શેઠને અમે જાહેર રીતે કવિપદ આપીએ છઇએ, અને એમ કહેતાં અમને ખરેખરો હર્ષ ઉત્પન્ન થાયછે, કેમકે આજકાલ તાલમેલીયું લખનાર તે બહુ વધી ગયાછે પણ ખરૂં કવિત્વ હમેશની પેઠે દુર્લભજ છે.

રસ એટલે ખરા જુસ્સાની સાથે આ જુવાન કવિમાં ચિત્રણ શકિત પણ સારી છે. જે વિષય લેછે તેનો ચિતાર એવો આબેહુબ પાડેછે કે તે દેખાવ આપણી નજર આગળજ આવીને ઉભો રહેછે. તેમાં અતિશયો- કિત, મિથ્યા ગૌરવ જરા પણ નથી, પરંતુ વાતનું રૂપક બાંધવાને જરૂરની તેટલીજ તેમાં રૂપરેષા દોરેલી. આ ચિત્રણ શક્તિમાં રમુજી હાસ્યરસ જેને ઇંગ્રેજીમાં Humour કહેછે તે સારો માલમ પડેછે. એ હાસ્યરસ હમેશાં સુઘડ સુશિક્ષિત નથી, પણ કોઈ કોઇ પ્રસંગે ગ્રામ્યતા ભરેલો દેખાયછે, જેમકે મરણ સમયના ખોટા રિવાજનું વર્ણન કરતાં ઠેકડીઓ કરવી એ ઊંચ માણસને સારૂં લાગતું નથી. તેમજ ખરી કે ખોટી રીતે પણ જન સમૂહમાં પૂજ્ય મનાએલા બ્રાહ્મણોને.

"બ્રાહ્મણ ભટ્ટા! નિત લાડુનું ગાડું હવે નહિ ચાલશે
ભિક્ષાવૃત્તિ ભૂંડામાં ભૂંડી ગણિ ધંધો ઝાલજે
તું માગીખાય ચપટી ચપટી, તને લાજ નથી પડતાંજ લંટી
તારૂં ડહાપણ રાખ બધું દપટી, બ્રાહ્મણ ભટ્ટા—
તને હાથ પગો પ્રભુએ આપ્યા, નથિ ભાગી પડ્યા નથિરે કાપ્યા
નથિ મોટા કરિ તમને થાપ્યા, બ્રાહ્મણ ભટ્ટા—"

વગેરે ઉભાળ બોલથીજ સંબોધવા એમાં જુસ્સો રહેલો છે ખરો, પ-નાગરત્વ (elegance) તો નથીજ. સુઘડ ગૃહસ્થ આવે પ્રસંગે જૂદીનું હાસ્ય કરે, અને તે તેના ભભાળ સૌદર્યથી વધારે અસરકારક પડે. એ ખરૂં છે કે કેટલાક જૂના કવિયો એથી પણ વધારે ભાંડણ ભા વાપરી ગયાછે, પણ પ્રથમ તો તે પોતાના આત્માને સંબોધી ગાળો છે, વિષય પણ પરલોક સંબંધી અંધત્વનો હોવાથી તે બાબત શબ્દમાં શબ્દ ઠપકો સાંભળવાને મનની અમુક સ્થિતિમાં માણસ આતુર હોયછે. અને એટલું છતાં એ એવી ભાંડણ કવિતા કરનારા સભ્ય મંડળમાં જડ-રાજ ગણાયછે. "નરભો કહે ફટ્ટ ગધેડીના" એવું વાંચતાં કયા નાગર પુરૂષની મુખમુદ્રા સંકોચાઈ તેની આંખો એ ગામડીયા કવિત્વપરથી ખસીને નોને તે પુસ્તક શા માટે હાથમાં પકડ્યું તે માટે ઘડીભર લજ્જાયમાન થતી નથી ?

આ પ્રમાણે અમારો આ કાવ્ય વિષે સમગ્ર વિચાર છે. એ કા-વ્યમાં ગુણદોષ એવા સમતોલન થઇ રહ્યા છે કે વાંચનારોમાં તે સંબંધી બે વિરૂદ્ધ મતજ ઉભા થવાના. કેટલાએક એને છેક તુચ્છકારી નાંખશે, અને કેટલાકને એ પ્રાણપ્રિય થઈ પડશે. એ દ્વિધા ભાવ અમારા વિવે-ચનમાં પ્રસંગોપાત બતાવ્યો છે અને તેનાં કારણો પણ તે સ્થળે દર્શાવ્યા છે. એમ કરતાં જગા એટલી રોકાઈ ગઇછે કે હવે એમાંના કાંઈ પણ નમુના અમે દાખલ કરી શકતા નથી. અમારો સાધારણ દસ્તુર તો એવો છે કે કોઈ પણ પુસ્તક વિષે સંક્ષેપમાં અમારા વિચાર જણાવી તે પ્રત્યેક વિચારની જોડે તે પ્રતિપાદન કરવા તેમાંથી થોડોક ઉતારો આપ-વો કે અમારા વિવેચનની યથાર્થતા વાંચનાર પોતાની મેળેજ સમજી લે. આ પ્રસંગે તેમ ન કરતાં અમારા અભિપ્રાયના કારણો ઉપરજ અમે કેટલોક વિસ્તાર કર્યોછે, કેમકે અમને આ ત્રણ ગ્રંથકારનાં અહિંયા ને અન્યત્ર લખાણ ઉપરથી લાગ્યું કે એ રસ વિવેચનને પાત્ર છે, અને પોતાની ભૂલો જો સવિસ્તર સમજે તો હવે પછી જે કવિતા કરે તેમાંથી તે દૂર કરી શકે એમ છે. માહેશ્વર વિરહની સંસ્કૃતઢબી શૈલીમાંથી એક-દમ નીકળી આવી ઉલટીજ બાની જે પકડી શક્યો, તે ધારે તો ગ્રામ્યતા-દિકના દોષો દૂર કરી શકે ખરો; કેમકે એ દોષ ટાળવા એ પ્રસાદનું ફળ નથી. પણ તે શૈલીશાસ્ત્રની ખરી સમજ અને અભ્યાસ પ્રયાસેજ

આધીન છે. હાલ એનં કાવ્યકળાનો ખરો માર્ગ લાધ્યોછે, પણ વારે જે ગંદી નેળમાં લપટાઇ ગયોછે ત્યાંથી પાછો બોલાવી રાજમાર્ગપર ણવો એ અમે અમારી ફરજ સમજીએ છઇએ.

આ વિવેચન પૂરૂં કરતાં એ ભાઇએ બાળલગ્નનિષેધક સભાને (શક ગેર સમજુતીથીજ) જે અન્યાય આપ્યોછે તે તર્ફ એનું લક્ષ ખેંચીએ છઇએ કે બીજી આવૃત્તિમાં તે દૂર કરવામાં આવે. એ સભાનો એવો નિયમ નથી કે બાળકીની શાસ્ત્ર પ્રમાણે ઉમર થાય કે તેને પરણાવવીજ જોઇએ. તે કલમનો ભાવાર્થ એથી ઉલટોજ છે. એટલે તેની મતલબ એમછે કે શાસ્ત્રનો બાધ ન આવે એટલી ઉમર સુધી તો તેને બને ત્યાં સુધી કુંવારી રાખવીજ, અને તે ઉપરાંત જો કોઈ વધારે વર્ષની કરે તો તેની વડાઇ એમ એ વાક્યનો વ્યંગ્યાર્થ છે, અને એમ એ સભાના કોઈ કોઇ ગૃહસ્થોએ કર્યું પણ છે. વાત એમ છે કે ગૃજરાતમાં સાધારણ રીતે છોડીઓને લોકો નવ વર્ષમાંજ પરણાવી દેછે, અને તેથી તે અટકાવવાને શાસ્ત્રનો બાધ ન નડે ત્યાં સુધી તો તેને કુંવારી રાખવીજ એવી અત્રે ભલામણ કરીછે. તેમજ અગીઆર કે બાર વર્ષનું નામ ન પાડતાં શાસ્ત્ર ઉપર વાત નાંખવાનું કારણ એછે કે શાસ્ત્રમાં ૧૧—૧૨ વર્ષનીજ મર્યાદા બાંધી હોય એમ કાંઈ નિર્વિવાદ સાબીત થઈ શકતું નથી. મતલબ કે એ કલમનો ભાવ એછે કે બને તેટલી છોડીને મોટીજ કરીને પરણાવવી, ને ન બને તો એ સભા તર્ફનું કશુંએ બંધન નથી. ખરૂં જોતાં એ સભાનો બંધ પુત્રના લગ્ન સંબંધીજ કેટલોક છે, અને પુત્રિ સંબંધી નથી, પણ એ સભાના સમજવામાં એમ છે કે અર્ધું થાય તો અર્ધું કરવું એ સારૂં, પણ આખાની બૂમો પાડી કરવું કાંઇએ નહિ એ કેવળ નિરૂપયોગી દંભછે. એ સભાને ઇનસાફ ખાતર અમારે એ પણ કહેવું જોઇએ કે આખા ગૃજરાત પ્રાંતમાં કાંઈ પણ જાતે કરવું એવી પ્રતિજ્ઞા ધરાવનારા સભાસદોની મંડળી એ એકજ છે. બીજી બધીઓ તો માત્ર બોધ કરનારીજ છે. અમદાવાદની બાળલગ્ન નિષેધક સભા થોડું—અલ્પ પણ કાંઇએ કરી બતાવવાનું માથે છે, અને તે માટે તેને સાચા સુધારકો તર્ફથી નિંદા નહિ પણ ઉત્તેજનજ ઘટેછે એમ અમારો તો વિચાર છે.

(સંપૂર્ણ.)

# વિધવાનો વકીલ.

લી. રામેશ્વર. હ. અમે સાંભળ્યુંછે કે એ લખનાર આ ચોપડી છપાવવાના કારણથી નાતબહાર થયોછે. એમ હોય તો અમે દિલગીર છઈએ, કેમકે દરેક માણસને પોતાની મરજીમાં આવે તેમ લખવા છપાવવાની છૂટ હોવી જોઇએ. જો એમાં કોઇના ગેરવાજબી રીતે છિદ્ર ઉઘાડાં પડ્યાં હોય, તો તેને માટે લાઈબલની ફર્યાદ કરવી જોઇતી હતી, પણ આ રસ્તો તો નાતે બેશક જુલમનો પકડ્યોછે. તે છતાં આ પ્રસંગે આવા જુવાનીઆઓને પણ એક બે શીખામણ દેવાની છે. ભાઇઓ, તમે આવાં છેક લોકવિરોધ કડવાંજ લખાણથી શો સાર કાઢવાની આશા રાખોછો? શું આવાં લખાણથી લોકો સુધારામાં દોડ્યા આવશે એમ તમે ધારોછો? પવનને સૂરજની વાતનો સાર કેમ ભૂલી જાઓછો? જો લોકોને હસ્તે તમે સુધારો કરાવવા ચાહતા હો, તો તો તમારે તેમને મીઠાશથી રીતસર બોધ કરવો જોઇએ, ને જો તમારે તેમની કાંઈ પરવાહ ન હોય અને તમારે એકલી જાતેજ સુધારા કરવા હોય તોતો આ બધા બકબકાટનું શું કારણ છે? કહોછો તેમ તમારી મેળે કરો, અને નાતજાતને તેની મરજીમાં આવે તેમ કરવા દો. તેને ગાળો ભાંડી કે દબાવી, તમારા વિચાર તેની પાસે મનાવવા પ્રયત્ન કરવાનો તમને શો હક છે? જો તમને તેમ કરવાનો હક છે, તો તે લોક પણ તમને તેમના વિચારને તાબે કરવા શા માટે ગાળો નહિ ભાંડે કે દબાણ નહિ વાપરે? તેનું તો જૂથ મોટું તેથી ફાવશે પણ ખરા, અને થાયછે પણ તેમજ. માટે આવા ઉછંકળપણામાં કાંઈ સાર નથી, ને તે વાજબી પણ નથી, ને જેને દેશની ખરી દાઝછે તેણે એમ કરવું પણ નહિ જોઇએ એ દેશ દાઝનો નહિ. પણ પોતાના લખાણની નાદાની ભરેલી ફક્કડાઈ બતાવવાનોજ રસ્તોછે. મહેતાજીએ તો આ બાબત ખસુસ સંભાળ રાખવાની જરૂર છે, કેમકે આવી બોલીચાલીથી નિશાળપરથી લોકોની પ્રીતિ ઉઠી જાયછે, અને જે કામ કરવાને માટે સરકાર પગાર આપે છે તે ટૂટી પડેછે.

# બુદ્ધિ અને રૂઢિની કથા.

આ એક કદમાં નાની, પણ ગુણમાં મોટી ચોપડી અમને મળી છે. એનાં માત્ર ૩૨ જ પૃષ્ઠે, પણ આજકાલ જે ઘણાખરાં પુસ્તકો છપાય છે તેનાં ૩૨૦ પૃષ્ઠ કરતાં પણ અમને એ વધારે કિમતી લાગેછે. એ ચોપડી નિર્દોષ છે એમ અમારો કહેવાનો હેતુ નથી, અને દોષછે તે નીચલા વિવેચનમાં છુટથી બતાવતાં જરા પણ આચકો ખાવાનો અમારો વિચાર નથી પણ અહિંયા આમ બોલવાની મતલબ એછે કે આ ચોપડીની ગ્રંથી ઉત્તમ પ્રકારની અને લખનાર એક સારી કેળવણી પામેલો ગંભીર ગૃહસ્થ જણાય છે.

આ ચોપડી અમદાવાદ ડીસ્ટ્રિક્ટ કોર્ટના વકીલ રા. કેશવલાલ મોતીલાલે બનાવી પ્રસિદ્ધ કીધીછે. અમે ભૂલતા નહિ હોઇએ તો વકીલ વર્ગમાંથી ગ્રંથકાર તરીકે પહેલ વહેલો દેખાવ આ ભાઇજ આપેછે, અને તે જારી રાખશે એમ અમે આશા રાખીએ છીએ. આ ચોપડીનો ઘણો ભાગ બાળલગ્ન નિષેધક પત્રિકા (જે પહેલાં અમદાવાદમાં નીકળતી અને જે હાલ અમે દિલગીર છીએ કે કોણ જાણે શા કારણથી બંધ પડી છે) તેમાં એ ભાઇએ પોતાના અધિપતિપણામાં પ્રગટ કર્યો હતો, અને તેમાં હાલ ચારેક અધ્યાય ઉમેરી અત્રે વળણુ વાળી દીધું છે. પહેલો ભાગ જેવી હોંસ ને ધીરજથી લખ્યો તે હોંસ ને ધીરજ છેવટ સુધી કાયમ રાખી હોત, તો બેશક વધારે પસંદ કરવા જોગ કામ થાત. પણ હવે તો જે છે તેનીજ તુલના કરીએ.

આ ચોપડી વાર્તાના રૂપમાં છે પણ એ વાર્તા નથી. એ એક રૂપક ગ્રંથી (Allegory) છે. રૂપકગ્રંથી એટલે માણસના ગુણ, સ્વભાવ, આચારવિચાર વગેરે અદૃશ્ય નિરાકાર ભાવમાં સજિવનારો પણ કરી તે હરતા ફરતા દેહધારીજ હોય તેમ તેનું વર્ણન તેનાં લક્ષણ તથા કાર્ય કારણોને અનુસરી કરવું તેને અમે રૂપક ગ્રંથ કહીએ છીએ. બીજો વિષય ચાલતો હોય અને તેમાં પ્રસંગોપાત કોઈ ગુણને આવું રૂપ આપવું તે તો માત્ર રૂપકાલંકારજ થાયછે, પણ જ્યારે આ રૂપક સર્વાંગે વિસ્તાર પામી એક વાર્તાનુંજ રૂપ પકડે, ત્યારે તે રૂપક ગ્રંથી કહેવાય. આપણી ભાષામાં સર્વ જનપ્રિય

એવી રૂપક ગ્રંથીનું પુસ્તક પ્રેમાનંદકૃત વિવેક વણઝારોછે. રૂપક ગ્રંથીનો સર્વોત્કૃષ્ટ નમુનો સંસ્કૃતમાં આખું પ્રબોધચંદ્રોદય નાટકજ તથા ઇંગ્રેજીમાં પેલા અભણ પણ ભક્તિમસ્ત બનીઅન કંસારાનું બંદખીનામાં પડ્યા પડ્યા ઉત્સાહભેર બનાવેલું (Pilgrim's Progress) ભક્ત પર્યટન છે. રસશાસ્ત્ર આવાં કાવ્યને પહેલું આસન આપતું નથી એ વાજબીજ છે, તો પણ તે એક જાતનું કાવ્ય અને લખતાં આવડે તો ઘણું સરસ કાવ્યછે એમાં તો કાંઈ શક નથી.

સારી રૂપક ગ્રંથી ગુંથવી એ કાવ્યકળામાં અઘરામાં અઘરૂં કામછે. એમાં રસકલ્પનાદિકનો જેટલો ખપ પડેછે તેટલોજ બલ્કે તેથી પણ વધારે તોલન પ્રથક્કરણાદિક શક્તિઓનો પણ પડેછે. રૂપક ગુંથનાર એક કવિ તેમજ સારો તત્વવેત્તા જોઇએ. એ કારણથી દુનિયામાં થોડીજ રૂપક ગ્રંથીઓ સારી નીવડેલી છે, અને દોષરહિતજ હોવું એતો મહા દુર્લભ છે. કવિ શિરોમણિ પ્રેમાનંદ પણ વિવેક વણઝારામાં કેટલેક ઠેકાણે *લથડી ગયોછે, પણ રસભાગ એનો આબાદ હોવાથી તે સાધારણ વાંચનારના લક્ષ્યમાં આવતું નથી. રૂપક ગ્રંથીનું પહેલું ખોખું શાંત અવલોકન અને બારીક તોલન શક્તિનીજ સહાયતાથી ઘડાયછે, અને પછીથી રસ કલ્પના આવી તેમાં જિવ મૂકેછે ત્યારે તે મૂર્ત્તિ તેજોમય થઈ રહેછે. ગમે એવાં રૂપાળાં પણ નિર્જિવ મડદા કરતા કાંઇક બદશિકલ પણ આરોગ્યતાને તેજથી ભરપૂર એક ચહેરો ઘણો વધારે મનોહર લાગેછે તેમજ આ મહા રૂપકનું પણ છે. જો એમાં રસરૂપી જિવ નથી, તો તત્વજ્ઞાને આપેલાં હાડપાસળા કેવળ મિથ્યા અને કંટાળો ઉપજાવનારાં છે. એજ કારણથી "જીવરાજની મુસાફરી"માં તત્વજ્ઞાનની ચોટ સઘળે ઠેકાણે આબાદછે, તોપણ તે કોઈ પણ કવિતાના ભોગીને વાંચવી ગમતી નથી. એ કરતાં "હુનરખાન" જેમાં મહા રૂપકની છાયાજ માત્રછે તોપણ તે બહુ રસિક લાગેછે.

---

*જેમ કે વણઝારાની મૂર્ખાઈ દેખાડવવા એમ વર્ણવ્યુંછે કે તેણે લોઢું, અફીણ, મીઠું, કાપડ, વગેરે કિંમતી વસ્તુઓ ખરીદ કીધી એ વણઝારાના અંગમાં જરાએ બંધ બેસતું નથી. એને બદલે ક્ષણિક નાશવંત તથા જેનું કાંઇજ ઉપજે નહિ એવી વસ્તુઓ વોહોરી એમ કહેવું જોઇતું હતું.

આ એક નાની ચોપડીના નાના વિવેચનમાં ઉપલો વિસ્તાર કાંઈ અતિપાંડિત્ય જેવો દેખાયછે, પણ તેમ કરવાની ખાસ જરૂર હતી કેમકે રૂપકગ્રંથી અથવા મહારૂપક એ શબ્દજ અમારી તર્કનો નવોછે, અને એ બાબત આપણી ભાષામાં એક અક્ષર પણ કોઈ ઠેકાણે અત્યારસુધી લખાએલો નથી. આટલી સમજુતીવિના મહારૂપક શું તેજ અમારા વાંચનારથી સમજાય એમ નહોતું, અને તેથી એ સમજુતી આપી મહા રૂપકના પ્રકાર તથા ઉદ્દેશ કેવા કેવા હોયછે તથા તે પ્રમાણે તેની તુલના કેવી રીતે થાયછે તે વિગતમાં ન ઉતરતાં અમે આ બુદ્ધિ ને રૂઢિની કથા ઉપરજ એકદમ આવીએ છઇએ.

આ મહા રૂપકની સંકલના નીચે પ્રમાણે છે. ગૂર્જરદાસ કરીને કોઈ (અમે ધારીએ છીએ કે) વાણીઓ હતો. તે બુદ્ધિદેવી વેરે પરણ્યો હતો. તે બાઈ ઊચ કૂળની હતી. તેના ભાઇનું નામ જ્ઞાનદેવ તે પણ ગૂર્જરદાસને ત્યાં ગુમાસ્તી કરતો હતો. આવા યોગથી બધા સુખી હતાં એવામાં યવનરાજનો અમલ થયો, અને તે બુદ્ધિદેવી તથા જ્ઞાનદેવ ઉપર બહુ વેર રાખવા લાગ્યો જે સ્વભાવિકજ છે. એથી જ્ઞાનદેવ બેહોશ અને બુદ્ધિદેવી એંશી વર્ષની ડોસી કરતાં પણ નબળી થઈ ગઈ. આ જોઈ ગૂર્જરદાસનું મન તેની ઉપરથી ઉઠી ગયું, અને એવો લાગ જોઈ એની બહેન કુમતિએ આગળ પડી રૂઢિદેવી નામની એક મનોહર પણ ગુણરહિત સ્ત્રી સાથે તેનું ચોકઠું બેસાડી દીધું. એ રૂઢિદેવીનો બાપ નિર્વિચારદેવ અને મા અવિદ્યાદેવી હતી. આ ચંડાળ માબાપનો પગ તો ગૂર્જરદાસના ઘરમાં પહેલાંથીજ હતો, અને તેઓ બુદ્ધિદેવીને કાઢી મૂકાવી તેને ઠેકાણે પોતાની આ પુત્રીને બેડવી દેવાની ઘણા વખતથીજ તજવીજ કરતા હતા. તેઓ ગૂર્જરદાસના કાન ભરતા, ને બુદ્ધિદેવી તથા જ્ઞાનદેવ ઉપર અરૂચિ ઉત્પન્ન કરાવતાં. ગૂર્જરદાસ આગળ તેઓ પ્રસંગ કાઢી પોતાની રૂઢિ દીકરીના વારંવાર વખાણ કરતા, અને કોઇ કોઈ વાર રોફ મરાવી તેની નજર આગળ ફેરવતા. આખરે એનું મન ચળ્યું, ને કુમતિબહેનને કહે તુર્તાતુર્ત રૂઢિદેવી સાથે ઉપર કહ્યું તે પ્રમાણે લગ્ન કર્યાં. ખરે, કુમતિબાઇના આ ભાઇ ગૂર્જરદાસ તો બુદ્ધિદેવી જેવા કાંઇ ઊંચ ખાનદાનના હોય એમ આ ચોપડી ઉપરથી જણાતું નથી. અમે તો ધારીએ છઇએ કે એના બાપનું નામ અણઘડદાસ ને માનું નામ પત્થરાબાઇ હશે. આ વૈશ્યને. દેવી

ઉપનામ ધારણ કરનારી બુદ્ધિદેવી સરખી ક્ષત્રાણી કેમ મળી શકે એજ અમને તો પ્રથમ મોટું આશ્ચર્ય લાગેછે, ને તેથી બધી વાત અસંભવિત દેખાયછે. ખરે, આ ગ્રંથકારે દેવી, દાસ વગેરે ઉપનામ કયાં ને કોને લગાડવા એ બાબત કાંઇ વધારે વિવેક વાપર્યો હોત, તો વધારે સારૂં થાત એમ અમને લાગેછે.' એ દોષ છે તો નાનો, પણ રસહાનિ મોટીછે.

તેમજ બુદ્ધિદેવીનું પડી ભાગ્યું ત્યારેજ રૂઢીદેવી ઘરમાં પેઠી એમ જે રૂપક બાંધ્યુંછે તે અમારી નજરમા યથાર્થ નથી. જિવરાજની સેવામાં બુદ્ધિ તથા રૂઢિ એ બનેજ હમેશાં તત્પર હોયછે, પણ તેમાં રૂઢિએ માત્ર બુદ્ધિની દાસીછે, અને તે વધારે ચપળ હોવાથી ઘણીવાર તેની હસ્તકજ બુદ્ધિદેવી પોતાના સ્વામીની સેવાનું કામ લેછે, પણ જરૂરને પ્રસંગે તેને ટપ રોકી પોતાને જે તે પ્રસંગે ઉચિત લાગે તેમજ કરેછે. આ પ્રમાણે યથામર્યાદા જ્યાં સુધી આ ત્રણેનો વ્યવહાર ચાલ્યો જાયછે, ત્યાં સુધી એ ત્રણે સુખી રહેછે. ઘણા પરિચયથી જ્યારે આ રાજા દાસી ઉપર મોહિત થઈ પડેછે, અને તેનેજ પટ્ટરાણી પદ આપી દેછે, ત્યારે એની તથા એના તમામ રાજની અવદશા આવેછે. પણ એ આડી કલ્પના પડતી મૂકી આ રૂપક પ્રમાણેજ ગૂર્જરદાસનું આગળ શું થયું તે જોઇએ.

રૂઢિદેવી સાથના લગ્નથી નિર્વિચાર દેવ તથા અવિદ્યાદેવીની સત્તા ગૂર્જરદાસના ઘરમાં સ્થાયી થઇ. હવે તેઓ હક કરી પોતાની સત્તા બજાવવા લાગ્યાં. તેમનું જોર ઘરમાં એટલું વ્યાપ્યું કે બુદ્ધિદેવી તથા જ્ઞાનદેવી ખાવેપીવે પણ હેરાન હેરાન થવા લાગ્યાં. આખરે બુદ્ધિને છેડે ફાડી આપી ગૂર્જરદાસે બહાર કાઢી મૂકી. તલાક આપવાનો અરૂઢ વિચાર આપણી રૂઢીદેવીને સૂઝ્યો એને તો અમે આ સુધારાના સમયનો ચમત્કાર એ શિવાય બીજું કાંઇ કહી શકતા નથી.

આમ થવાથી બંને ભાઇબહેન વાહાણમાં બેસી પશ્ચિમ તર્ફ ચાલ્યાં. યુરોપરાજે તેમનો સારો સત્કાર કર્યો. જ્ઞાનદેવ પ્રધાનપદ પામ્યો, અને બુદ્ધિદેવીએ યુરોપજ સાથે પુનર્લગ્નજ કર્યું. પુનર્લગ્ન કર્યું કે નાતરે ગઈ ગમે તે કહો, પણ બુદ્ધિદેવી જેવી કુળવાન પદ્મિનિ પોતાનો ધણી જિવતો છતાં ઘૅરઘરણું કરે તો અમને મહા જુગુપ્સા ભરેલું લાગેછે, અને એમ એકવાર કર્યા પછી પાછા આ મુલકમાં આવી ગૂર્જરદેશના ઘરમાં સત્તા મેળવવાનો પ્રયત્ન કરેછે એનેતો હડહડતા કુલટાપણા શિવાય શું કહેવું

તેની અમને સૂઝજ પડતી નથી. રૂપક બાંધવામાં બેશક આ મોટી ભૂલ થઈ ગઇછે જો આટલુંજ વર્ણવ્યું હોત તો બસ હતું કે ઉદર નિમિત્તે ભાઈ બહેને પરદેશમાં જઇને વાસ કર્યો અને ત્યાં બહુ પૂજાયાં.

હવે ગૂર્જરદાસના ઘરમાં શું ચાલેછે તે આપણે જોઇએ. હવે તો રૂઢિદેવી વગેરેની સત્તા ચાલવામાં કશીએ આડખીલી રહી નહિ. એવામાં એને એક પુત્ર પ્રસવ્યો અને પછી તો એના પ્રબળનું પૂછવુંજ શું. એ છોકરાનું નામ બાળવિવાહ પાડયું, અને નામ પ્રમાણેજ તે બે વર્ષનો ન થયો એટલામાં તેનો ચાર વર્ષની એક છોડી સાથે વિવાહ કરી દીધો. નવી વહુનું લાડનામ નિર્બળતા દેવી પાડયું. પછીથી થોડા વખતમાં મોટી ધામધૂમથી છોકરાને પરણાવી બધાને છક કરી નાંખ્યા. રૂઢી દેવીનો આ ઠાઠ જોઇ બીજા પણ તેની નકલ કરવા લાગ્યાં, અને થોડા વખતમાં એમ થઈ રહ્યું કે રૂઢિદેવીએ કહ્યું તે તો પરમેશ્વરેજ કહ્યું.

બાળવિવાહ ભાઈને તો હજી પોતીયુંએ પહેરતાં નથી આવડતું એટલામાં તો નવી વહુ કોડભેર સાસરે આવ્યાં, અને થોડાજ વખતમાં તેને અધરણી આવ્યું. આ જોઈ રૂઢિદેવી થઈ તો રાજી પણ લોકલાજને ખાતર છોકરાને લહેલૂર ધોતીયું, અંગરખામાં બેચાર બદન, તથા ટોપી ફેંકી દઇને એક મોટું પાઘડું પહેરાવવા લાગી. તેણે મહા હર્ષથી સીમંતનો વરો કર્યો, અને જ્યારે વહુને દીકરો અવતર્યો ત્યારે તો એ પોતાને કૃતકૃત્ય થઈ એમજ સમજવા લાગી. ગૂર્જરદાસના એ પૌત્રનું નામ વ્યભિચારદેવ પાડવામાં આવ્યું. આ છોકરાનો તો જન્મ થયો તે પહેલાંજ જો છોકરો આવે તો અમારી છોકરી વેરે વિવાહ કરજો એમ ઘણાએ કહી રાખ્યું હતું, હવે પુત્રનો પ્રસવ થયો કે એણીએ એક સારામાં સારે ઘેર તુર્ત સાટું નકી કરી દીધું.

બાળવિવાહ સિવાય રૂઢિદેવીને બીજી સંતતિ પણ ઘણી થઈ હતી. વટાળદેવ, વહેમદેવ, અને અધર્મદેવ એવા બીજા ત્રણ દીકરા, અને બાળહત્યા તથા અનીતિ એ નામની બે દીકરીઓ હતી. તે સઘળાંને પણ એણે અલબત્ત ક્યારના પરણાવી દીધાં હતાં, અને તેથી પુત્રપૌત્ર, દુહિત દુહિતરો તથા વહુ જમાઇની વાડી એવી ખીલી હતી કે તે જોઈ રૂઢિદેવીને આકાશ માત્ર બે આંગળજ આઘું રહ્યું હતું.

વટાળદેવની સ્ત્રીનું નામ આભડછેટદેવી હતું. તેમને જ્ઞાતિદેવી એ નામની એક દીકરી હતી, પણ તે તો સો દીકરાનું કામ સારે એવી હતી. એણે તો પોતાના પ્રતાપવડે સઘળાને પાંસરાદોર કરી નાંખ્યા. બધા લોક પાસે એણીએ પોતાનું, પોતાના માબાપનું, તથા રૂઢિદેવીનું ઐશ્વર્ય નિર્વિવાદ પણે કબુલ કરાવ્યું. હવેથી સઘળા લોક બેસતાં ઉઠતાં, ખાતાં, પીતાં, નહાતાં, ધોતાં, વસ્ત્ર પહેરતાં, દેશ પરદેશ જતાં, વેપાર રોજગાર કરતાં, ભોગ વૈભોગ કરતાં, અને ટુંકામાં કાંઈ પણ નાનું કે મોટું કામ કરતાં પહેલાં તેઓ આ જ્ઞાતિદેવી અને રૂઢિડોશીની રજા લેવા આવવા લાગ્યાં, અને જો એની જરાપણ ના મર્જી દેખે તો લાખેલાખનો લાભ હોય તોપણ તેમાંથી એકે માણસ તેમ કરવાનો સ્વપ્નામાં પણ વિચાર કરે નહિ એમ થઈ રહ્યું.

યુરોપરાજને ત્યાં બુદ્ધિદેવી તથા જ્ઞાનરાજના પગલાં થયાં ત્યારથીજ તેનો દિનપરદિન ઉદય થવા લાગ્યો. એ સમજતો હતો કે આ સઘળા પુણ્યપ્રતાપ આ બે ભાઈબહેનનાંછે. અને તેથી તેમને તે સદાકાળ અછો અછોજ કર્યા કરતો. આ કારણથી થયું એમ કે વિદ્યાકળા, રિદ્ધિસિદ્ધિ, બળપરાક્રમ, તથા રાજવૈભવ વગેરે સઘળી વાતમાં એ સર્વોપરી મનાયો ગયો. અગ્નિદેવ, વરૂણદેવ, વાયુદેવ, આદિ મહાન અને બળવાન જિન જે અત્યાર સુધી માણુસ જાતથી અજિત હતા તે પણ એનું દાસત્વ કેવળ આધિનપણે કરવા લાગ્યા. એનું રાજ દિનપરદિન વધતુંજ ગયું, અને તેણે ઝપાટાની સાથે યવરાજને ઉખેડી નાંખ્યો.

આ કારણથી બુદ્ધિદેવીનું પાછું પોતાના વતનમાં આવવું થયું. સુખદેવ, ધનદેવ, પ્રીતિદેવી, વિદ્યાદેવી વગેરે જે એનો પહેલીવારનો પરિવાર હતો તે પણ એની જોડેજ હતો, કેમકે અહિંયા ગૂર્જરદાસના ઘરમાં નમાયાંપણા પછી તેમની એવી હાડછેડ થવા લાગી હતી કે તેઓ અંતે હારીને નીકળી નાઠાં હતાં, અને રખડતાં રખડતાં કોઈક કાળે પોતાની માતાને યૂરોપમાં જઈ મળ્યાં હતાં. બુદ્ધિદેવીને નવા પરણેતરથી જે છોકરાં થયાં હતાં તેનાં નામ રાજ્યદેવ, વૈભવદેવ, સ્વતંત્રતાદેવી, તથા કળાદેવી વગેરે, એ પણ અલબત્ત એની જોડેજ અત્રે આવ્યાં. એ સઘળાં છોકરાંઓ રૂષ્ટપુષ્ટ, બળવાન, ડાહ્યાં, સુનીતિમાન, ને મહા પરાક્રમી હતાં કેમકે તેને તો રૂઢિદેવીના ઝગધાંની પેઠે નાનપણમાં ન પરણાવતાં તને ને

મને સંપૂર્ણ કાળજીથી કેળવ્યાં હતાં, ને જ્યારે કેળવાઇને પુખ્ત થયા ત્યારે તેમણે પોતપોતાને જેની સાથે ફાવતું આવ્યું તેની સાથેજ પરમપ્રીતિથી ઉત્સાહ યુક્ત લગ્ન કર્યા હતાં.

બુદ્ધિદેવીએ જોયું કે મારી આ જન્મભૂમિમાં કોઈ મને ઓળખતુંજ નથી, તો પછી મારો પક્ષ કરે એની તો આશાજ શી ? તોપણ તેણીએ પોતાની તથા પોતાના ફરજંદોની સત્તા પાછી અહિંયા બેસાડવાનો નિશ્ચય કર્યો. આ એનો વિચાર રૂઢિદેવી જલદીથી ચેતી ગઈ, અને તેથી તેણીએ ખૂબ પછાડા માર્યા. એ તો નીકળી ગએલી, ભ્રષ્ટ, પતિત, વટલેલી છે એવો પોકાર ઉઠાવી કોઈ પણ તેને પડછાયેજ ન જાય એમ તેણીએ કરી મૂક્યું. પણ બુદ્ધિદેવીએ સબુર પકડી પોતાનો ઉદ્યોગ કળેકળે જારી રાખ્યો, અને છેવટે તેની સંપૂર્ણ ફતેહ થઇ. (તથાસ્તુ)

આ રીતે એ મહારૂપક પૂરૂં થાયછે. પેલા ગૂર્જરદાસનું શું થયું તે જણાતું નથી. એની બહેન કુમતિ અને રાંડ રૂઢિ એ એને કર્મે ચોંટયા હતાં તે છૂટયાં કે નહિ એ બરાબર જણાતું નથી. પણ એમ લાગેછે કે સુધરીને બુદ્ધિદેવીનું કહ્યુંજ કરવા લાગ્યા હશે. પણ જ્યાંસુધી બુદ્ધિદેવી ધણીયાણી તો પારકાનીજ થઈ રહીછે ત્યાં સુધી તે ગૂર્જરદાસના ઘરની બાબતમાં જોઇએ તેવી મસલત આપનારી તો નજ થઈ શકે એમ અમને દહેશત લાગેછે. પણ આ બાબત ગ્રંથકારના હાથમાં કાંઈ ઉપાય રહેલો જણાતો નથી, કેમકે એકવાર નાતરૂં કરાવ્યું તેમ પાછું એની પાસે પોતાના પૂર્વેના ધણિ સાથે બીજીવાર કરાવે તોજ આ રૂપકનો ઘાટ બરાબર બંધ બેશી શકે એમછે.

ઉપર જે અમે લખ્યું તે તો માત્ર આ મહારૂપકનો હુંડોજ માત્ર છે. આ હુંડામાં રંગ પૂરીને ઘટતાં વર્ણનથી આ રૂપકને કેટલું રસિક કરવામાં આવ્યુંછે તે જાણવાને માટે અમે એ ચોપડીજ વાંચવાની ભલામણ કરીએ છીએ. ભાષા અત્યંત રૂઢ, સરળ, બહુધા શુદ્ધ, અને રસ ભરીછે. રસની સાથે એ ચોપડી વાંચવાથી ડગલે ડગલે બોધ ને વિચાર કરવાનું મળે એવી છે. એની કિમત માત્ર આનો દોઢજ રાખેલી છે એ પણ સારૂં કર્યુંછે, કેમકે એ સવળાને લેવી પરવડશે, અને એ સઘળાએ વાંચવા જોગછે એમ તો આટલા વિવેચન પછી અમારે કહેવાનીજ જરૂર નથી.

# *एक चित्रदर्शन.

### હરિગીત છંદ.

કવિઆદ્ય વ્રાલ્મિક, વ્યાસ, કાલીદાસ આદિ વિનાશથી;
[1]ગંધર્વ વેદ પ્રકાશ નારદકળા[2] શારદ જ્યાં શમી:
જ્યાં વિશ્વકર્માદી[3] કળાધર સ્મરણ[4] રણુ રઝળ્યા પછી–
પ્રતિ રસિક હૃદય રસાવતી થઈ ચિત્ર વિદ્યા અણુછતી! ૧
જ્યાં ચિત્રપ્રતિમાકાર, ગાયક, કવિ રૂડા ભુજ મુખ નહિ—
ઉદ્વેગ પામી સ્વતંત્ર બળકળ વિકળ ધારી તું રહી!

---

*આ વિષયનું નામ સાંભળીજ આપણા આજ કાલના નાનકડા કવિઓ અથવા ખરૂં કહીએ તો જોડકણું જોડનારાઓ આશ્ચર્ય પામશે ખરા, પણ એ એક ઊંચી કવિતાને પરિપૂર્ણ અનુકૂળ વિષય છે એમ અમારા સુશિક્ષિત વાંચનારાઓને કહેવાની કાંઈજ જરૂર નથી. એ કવિતા અમને અમારા એક તરૂણ મિત્ર તથા સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવનારા બી. એ. ની તર્ફથી મળીછે. આપણા પ્રાંતના પ્રખ્યાત સુરતનિવાસી ચિતારા હાંસજીનું પેલું વન લીલાનું ચિત્ર જે ભરૂચ પ્રદર્શનમાં બહુ વખણાયું હતું તે આ જુવાનના જોવામાં હાલ આવ્યા ઉપરથી આ ઉન્નત કવિતા રચેલી છે. એમાં હંશ શબ્દ વાપર્યો છે ત્યાં હાંસજી સમજવો અને ઘણું ખરૂં તે ચિત્રનુંજ વર્ણન એમાંછે. આ સૂચના આપવાની જરૂર અમને એ ઉપરથી પડીછે કે એનું ભાષાકાઠિન્ય એટલું બધુ છે કે અમને દહેશત લાગેછે કે એ સૂચના છતાં પણ અમારા વાંચનારાને એ કવિતા પૂરેપૂરી ભાગ્યેજ સમજાશે. એ જાતની ભાષા સંબંધી અમે અમારો વિચાર જોડનાજ વિષયમાં આપ્યો છે, પણ અત્રે કહેવું જોઇએ કે આ કવિતાના વિચારમાં ઉત્તમ પ્રતિનું કાવ્ય રહેલું છે અને જો એ કવિતા અમારા સાધારણ વાંચનારા મહેનત લઇને સમજી શકશે, તો તેઓને ઇંગ્રેજી સંસ્કૃતાદિ બહુજ ખેડાએલી ભાષાઓમાં કેવા પ્રકારનું કવન લખાયછે તેનો કાંઇ ખ્યાલ આવશે.

એ. ગૂ. શા.

૧ સંગીત શાસ્ત્ર. ૨ શરદઋતુના ચંદ્રની કળા જેવી. ૩ કળા ધારણ કરનારા, શિલ્પ શાસ્ત્રીઓ. ૪ યાદદાસ્ત રૂપી રણમાં રઝળી ગયા.

હા ! નૂર ક્યાં તુજ ઉડી ગયું ? શું શૂર પણ સ્વપ્નું થયું ?
ઉલ્લાસને ઉત્સાહનું પણ પૂર હાય ! ગયું વહ્યું !
થા ભરત ભૂમિ સચેત ! તુજ મૂર્છા હવે પાછી વળો ! ૨
તુજ [1]કળા શ્રી ઝળકાવતો પામો ઉદે દિન ઉજળો !
સંમૃદ્ધિ સર્વે પ્રકારની ગઈ, નિરખિ દુખિ સરસ્વતી*
નિજ હંસ ગુણુ અવતંસ ચિત્ર કળાંશ પ્રેરે ભાવથી ! ૩
વાહન [2]વિના તેહના આ સૌભાગ્ય કયાં બીજે ખીલે;
કલ્પના રૂપી કમળ તંતુ નહંસ મુખતો કયાં મળે;
જન સૃષ્ટિનું સૌંદર્ય તાદૃશ દાખવે ચેતન દઇ !!!
[3]વરતર્કે મુક્તાફળ ચરે, પછી સંભવે શું ત્યાં નહિ !!! ૪
અરણ્ય આ રમણીય રેખા, રાગ, રસ, ! સૌભાગ્યથી
અવનવું આ લેખ્યું સુ અદ્‌ભુત, ગુણુ પરાગ અથાગથી !
શીઝરણી વાંકી ચુકી વે'છે ધરણિ આ સફળા કરી—
સુ-વનસ્પતિ રોમાંચ શોભિત ગિરિ ચરણુ ચુંબન-કરી !!! ૫
[4]આકાશમાં શરદભ્ર મંડળ વિમળ શું શોભી રહ્યું !
જુગ પક્ષી [5]દૃગ આનંદતું મન મોરનું લોભી રહ્યું !
શુભ શ્વેત પુષ્પની ચમરિથિ દીપતી, માળા મુગટથી—
હરિયાળી ક્ષેત્ર ભુમીશી ઝળકી આરહી અહિં ઓપતી ! ૬
આ કોર ખેડુત, બાપડો તરૂ છેદવા વાંકો વળે !
આ મસ્તકે, ધરી ઘાસ કે જળ-પાત્ર વનિતાદિક વળે !
ત્યાં [6]સુધા ધવળ સુખંધથી દીપતા કૂપન આગળે !
[7]ધોરી ધુરંધર ધીર થંભિ રહ્યા, રહ્યું થાળે જળે !
શી પગથિ કાપી કાઢિ છાયા શી આલેખી સમસ્તની !
અહિં ખુશનુમા કુદરતી ખુબી ચિતરી ! કલમે મસ્તશી !
આ વૃક્ષ શોભિત સામસામાં વાત અભ્રથિ કરિ રહ્યાં—
નિજ વિમળ પત્ર પ્રભાથિ ઉજળી ડાળો બાહુ ભિડી અહા ! ૮
કપિદળ સ્વછંદ રમણુ કરે ભ્રમણા વિશે ન ભુલાં પડે !
કંઈ કોઈ જોડ ધચુમલે તરૂને ઠરે કોડે વડે !
આ ચડે વૃક્ષ વિલોકિ વિમુખ કપી, ભિડે એ બાથ ત્યાં

---

૧ શ્રી=શોભા. ૨ તેહનું સરસ્પતીનું વાહન, હંસ. ૩ વર=સારાં. ૪ સરદઋતુના વાદળાંનો સમુદાય. ૫ દગ=આંખ. ૬ સુધાં=ચૂનો. ૭ ધોરી=બળદ.

ધુરકી રહ્યો વાનર ! ખભે વાંસી ધરી ભરવાડ જ્યાં ! ૯
આ આમ તેમ છુટાં છવાયાં અજા જુથ નિડર ચરે
ત્યાં હરિણુ મંડળ હરખમાં નિઃશંક એહ હરે ફરે !
એ ઉતરવા તત્પર થઈ વૃક્ષાગ્રથી કેકી નમે !
ગંભીર રસ શૃંગારપ્રતિમા સરસ સારસ આભમે ! ૧૦
ગિરિ શિખર શોભા ખડક ખૂબી–નદીના સુ પ્રવાહમાં
ચકચકિત સર્વ સફેત સડ ફરફરે એવાં નાવઆ—
ગુલ મ્હોરઆદિ સ–પુષ્પ વૃક્ષ અનેકની રચના રૂડી—
વીંટાતિ વેલડિ આ અહિં તહીબધાથી હદ વળી વડી!!! ૧૧
આ દૂર પર્વત ટોચ ઉપર પૂર્ણ ચંદ્ર કળા સમી
શી દેરડી ઝળકી રહી ! પવને ધજા શી રહી નમી !
તે માર્ગ ચડતા ઉતરિ વળતો ખિણુ વિશેક ગિરિશિરે—
સુવિચિત્ર વેષથી ભકત જન ભાવિક સ્થળેસ્થળ તરવરે ! ૧૨
એક ચકિત અશ્વ વિલોકિ મહિષ તથા પુરૂષ બીજો વળી
પગ ખડગ આગળ વક્રધારી, પુંઠ વરણે ઉજળી
ધરી—તરતિ કરતો ચમર પુચ્છે જર્જપીએ મન મોહતું—
એમ જોડુ જંગલી હય તણું સરિતા પ્રવાહે સોહતું ! ૧૩
આભો બનેલો આ ઉભો રાભો ગ્રહી કર રાસડી
ભડાક ભડકી જડ ભેંસ પણ પાણી પિયેના એ ઘડી !!!
એવી રિતે ચિતરી અલૌકિક રસ ભરી નાના વિધે–
વન ગ્રામ લીલા સૃષ્ટિનું સૌંદર્ય જેની ખુબિ વધે ! ૧૪
આ ચિત્રમાં મુજ ઉકિત નબળી કયમ કરી પુરિ વર્ણવે !
સાનંદ આશ્ચર્યથી દ્રષ્ટીસ્થળે સ્થળ જ્યાં ઠરી રહે !!!
મુજ ધન્ય ગૂર્જરભૂમિતું ! બડ ભાગ્ય આ તુજ બાળથી !
પૂરધન્ય વીર–ક્ષેત્રતું ! દીપતું તેજ વિશાળથી ! ૧૫
અંકે લહી આનંદ માને આજ ચિત્રક હંસઆ !!!
ગાયન તથા કવિતા તણા શશિ સુરજ પણ તારા અહા !!!
તે પૂર્યું [૧૨] પ્રેમાનંદ અનુપમ બક્ષમૌલા [૧૩] સાથમાં
દિન દિન કળાથી ધવળ! ઉજવળ હંસ ઉદયે રો'સદા !!! ૧૬

---

૧૨ ગૂજરાતી ભાષાનો અભિમાન રાખવા જોગ મહાકવિ પ્રેમાનંદ ભટ.
૧૩ ગાયન 'શાસ્ત્રનું આજ સર્વોપરી જ્ઞાન ધરાવનાર મૌલાબક્ષ વડોદરામાં છે તે.

# संस्कृतमय गूजराती.

ઉપલી કવિતા દાખલ કરતાંજ અમે કહ્યું છે કે અમે તેની ભાષાને માટે નહિ પણ અર્થને લીધેજ દાખલ કરીએ છઇએ. એના અર્થ ગૌરવને માન આપી અમે દાખલ કરી છે, અને તે પણ અગ્રસ્થાને, અને વળી તે સમજવા મહેનત કરવાની વાંચનારને ભલામણ કરીછે. પણ હવે વાંચનારને ઇનસાફ ખાતર અમારે અત્રે એ પણ કહેવું જોઇએ કે એની ભાષા વિલક્ષણ અથવા ખૂરેખરૂંજ કહીએ તો સંસ્કૃત ઇંગ્રેજી ભણેલા પણ સ્વભાષાના બળાબળથી અજાણ્યા જુવાનીઆઓ જે સ્વચ્છંદ અને ગૂર્જરી રૂઢિને ધિક્કારતી કપોલ કલ્પિત વાણીમાં લખેછે તેનોજ આ એક નમુનો છે. આવી ભાષાનું લખાણ વગર ટીકાએ અત્રે દાખલ કરવું એ અમને ઉચિત લાગતું નથી, અને આશા રાખીએ છઈએ કે એ પ્રસંગવશાત્ અમે જે બે બોલ શીખામણના નીચે લખીએ છઇએ તે એવી ઢપનું લખનારા અમારા મિત્રોને વિષમ નહિ લાગે.

આવી જાતની ભાષાને અમે સંસ્કૃતમય ગૂજરાતી કહીએ છઇએ. અમને સંસ્કૃત શબ્દનો અનાદર નથી. અમે બજારની કે બૈરક ભાષાનો પક્ષ કરનારા નથી. અમને ગામડીયા ભાષાનો તો તિરસ્કારજ છે. અમને ભાષા પ્રૌઢિ કેટલેક દરજ્જે ગમે પણ છે. અમે કદી પણ લખાણની ભાષાને બોલાતી ભાષાનીજ હદમાં રોકી રાખવાની ગાંડી ભલામણ કરતા નથી. અમારા લખાણમાં અમે સંસ્કૃત શબ્દો છૂટથી વાપરીએ છઇએ, અને આ વિષય લખવામાં અમે અમારા હમેશના રિવાજ કરતાં પણ કાંઇક તેમ વધારે કર્યુંછે, એવા હેતુથી કે અમે કેવા શબ્દો પસંદ કરીએ છઇએ તે વાત સામાન્ય બોલવા કરતાં વિશેષ ઉદાહરણોથી કાંઈ વધારે સરળતાથી સમજાય. સવાલ એટલોજ કે કેવા સંસ્કૃત શબ્દો કે શબ્દાવળી ગૂજરાતીમાં વાપરી શકાય અને કેવા નહિ. આ બાબત અમારા એ મિત્રોને, ઇંગ્રેજી વગેરે ભાષામાં જે લખનારાને માટે એક સાધારણ નિયમ ગણાયછે તે અમે અત્રે સંભારવાની રજા લઇએ છઇએ. તેઓ જાણેછે કે કોઈ પણ શબ્દની શુદ્ધાશુદ્ધિ કે રૂઢારૂઢિનું પરમ પ્રમાણ શિષ્ટ ગ્રંથકારો (Classical Authors) એજછે,* અને તેથી સાધારણ લખનારને માટે એજ નિયમ છે કે કોઈ પણ શબ્દ માન્ય છે કે નહિ તેનો

નિર્ણય કરવા પહેલાં તે શબ્દ શિષ્ટગ્રંથોમાં વપરાએલો છે કે નહિ તેનો વિચાર કરવો, અને જો તે શબ્દનો પ્રયોગ થએલો માલમ પડે તોજ તે શબ્દ વાપરવો. કેટલાક સારા લખનાર તો પોતે જે શબ્દ વાપરે છે તે પ્રત્યેકને માટે એ શિષ્ટ ગ્રંથોનું પ્રમાણ આપવાને શક્તિમાન હોયછે. આ રૂડો સુશિક્ષિત નિયમ અમારા તરૂણ મિત્રો ગૂજરાતી લખતી વેળા કેમ છેકજ વિસારે નાંખતા હશે તે અમારાથી સમજી શકાતું નથી.

જો ઇંગ્લાંડના પાઠશાળા વાળાઓ ગ્રીકને લાટિન ભાષાના શબ્દોનો રેડ ઇંગ્રેજીમાં રેડવા મંડી જાય, તો તેમનું બોલવું લખવું ત્યાં કેવુ ગણાય તેનો વિચાર કરવાનું અમે આપણા એ તરૂણ વિદ્વાનોનેજ સોંપીએ છઇએ, અને જો એવું કામ ઇંગ્રેજી ભાષા બોલનારા મહાનિંદ્ય અને તિરસ્કારને પાત્ર ગણેછે, તો હાલ જે કેટલાક ગૂજરાતીને કેવળ સંસ્કૃતમયીજ કરવા ધારેછે તેને ગૂજરાતીઓ કેમ હસી કાઢે નહિ? રાંક ગૂજરાતીઓ તો બિચારા કાંઈ પણ તિરસ્કાર બતાવ્યાવિના "અમને એમાં સમજ પડતી નથી" એમ કહી એવાં પોથાંને આઘુંજ નાંખેછે, પરંતુ તેમના આ સાદા ભોળા ભાવના આચરણમાં શૈલીશાસ્ત્રનો કેવો ઉંડો મર્મ રહેલોછે? જેને સમજાવવા કે રીઝવવા લખવું, તે તો તેમાંનો એક શબ્દ પણ બરાબર સમજે નહિ, એ કેવું વિલક્ષણ લેખકચાતુર્ય? જો વાંચનારને પ્રથમ લખનારની ભાષા શીખવાજ મોકલવો ધાર્યોછે, તો પછી બધુંજ સંસ્કૃતમાં કાં ન લખવું? એમ કરવાથી તે ભાષા જાણનારા તો તે સમજી શકે. આવી સંસ્કૃતમયી ગૂજરાતીમાં લખાએલાં કેટલાંક પુસ્તકો અમે શાસ્ત્રીઓને બતાવેલાં, તો તેઓ પણ તે સમજવાને અશક્તિમાન માલમ પડેલાં, અને તેનાં કારણ અમારી નજરમાં બે આવેછે. એકતો એ કે શબ્દ તો સંસ્કૃત પણ વાક્યની ગૂંથણી કેવળ ઇંગ્રેજી ઢપને અનુસરતી કરવામાં આવી હોયછે, અને બીજું જે સંસ્કૃત શબ્દો વાપરેલા હોયછે, તે તે ભાષાના રૂઢ વપરાતા શબ્દો નહિ- પણ ઇંગ્રેજી બોલનું ભાષાંતર કરવાને અર્થે બહુધા નવાજ કલ્પી કાઢેલા હોયછે. અલબત તે વિદ્વાનના લખાણમાં સંસ્કૃત વ્યાકરણ નિયમે શુદ્ધ ખરા, પણ તે રૂઢ ન હોવાથી તેનો અર્થ શાસ્ત્રીઓને પણ પ્રતીત થતો નથી. તો પછી સામાન્ય ગૂજરાતી જાણનાર બિચારાના શા આસરા?

આ સ્થળે આ વાત પણ નોંધી રાખવી અમને યોગ્ય જણાયછે કે

માત્ર સંસ્કૃત જાણનારા કેટલાક લેખકો હાલ મુંબાઈમાં લખેછે તે અગર જો સંસ્કૃતમય શૈલીનું હોયછે તો પણ તે આટલું દૂષિત થતું નથી, અને ઉપલા વર્ગના સુશિક્ષિત ગૂજરાતીઓ તો તે સમજી શકેછે ખરા. પણ આ તો ખરૂં કહીએ તો સંસ્કૃતમય ગૂજરાતી નહિ, પણ ઇંગ્રેજી—સંસ્કૃતી ગૂજરાતી ભાષા થઈ જાયછે. એ ઇંગ્રેજી-સંસ્કૃતની ઢપનું લખનાર તો પોતાનું લખ્યું પોતેજ સમજે તો બહુ એમ ઘણીવાર બનેછે. આ અમે કટાક્ષભાવથી બોલતા નથી. અમે અમારા પોતાના અનુભવ ઉપરથી જાણીએ છઈએ કે ઇંગ્રેજી ભણેલાને પ્રથમ પ્રયાસે શુદ્ધ તથા સરળ ગૂજરાતી લખવું એ મહાં મુસ્કેલ કામ છે, અને ઇંગ્રેજી કેળવણી બીજી રીતે ગ્રંથકારને ગમે એટલી અમૂલ્ય છે, તોપણ એ કામમાં તો તે મોટા અંતરાય રૂપ થઈ પડેછે, કેમકે ઇંગ્રેજી જ્ઞાન અમુક સ્થિતિએ પહોંચ્યા પછી વિચાર પ્રથમ ઇંગ્રેજીમાંજ સૂઝેછે, અને પછીથી સ્વભાષામાં તેનો તર્જુમો કરવા જેવુંજ ગ્રંથરચનાનું કામ થઈ પડેછે. એ તો ખુલ્લુંજ છે કે તર્જુમા કદીપણ જોઇએ તેવી સરળતાને પામે નહિ. આ રોગનો ઉપાય એજછે કે ગૂજરાતી ભાષાનો હોંસથી અભ્યાસ કરવો, એટલે, ગૂજરાતી ગ્રંથો અને તેમાં વિશેષ કરીને સુધારાનો કાળ શરૂ થયો ને પહેલાનાં શિષ્ટ પુસ્તકો ભાષારસ સંબંધી પૂર્ણ પ્રેમશ્રદ્ધાથી વાંચવા, એક વિદ્યાર્થી દાખલ તેમાંના વિવિધ શબ્દ શબ્દાવળી તથા વાક્યગૂંથણીનું અવલોકન કરવું, લોકમાં ચોતરફ બોલાતી ભાષા સાંભળી વિવેકથી શુદ્ધાશુદ્ધિ તથા રૂઢારૂઢિનું માપ પોતાના મનમાં બરાબર ઠસાવવું, અને જોવું કે લોકો પોતાના વિવિધ મનોવિકાર કેવી રીતે વ્યવહારમાં બહાર પાડી શકેછે, અને પછી પોતે લોકો સમજે એ વાત ઉપર અખંડ લક્ષ રાખીને બોલવા લખવાનો નિરંતર મહાવરો પાડવો. જ્યારે પણ ક્લિષ્ટતાનો દોષ આપણે માથે આવે ત્યારે "લોક તો અભણ મૂર્ખા છે" એમ બોલી પોતાના મદમાં ઘુમવું નહિ, પણ વિચાર કરવો કે આપણે આટલું સરળ કરવા જતાં પણ લોકને કેમ સમજાયુ નહિ. જો આપણે શાંતિથી વિચાર કરીશું તો ઘણી વેળા માલમ પડશે કે ફલાણો શબ્દ, ફલાણી રીતની વાક્યરચના, કે ફલાણા ઘરના વિચાર આપણા મનથી ગમે એટલા સરલ છે, તોપણ લોકો ન સમજી શકે એમાં કાંઇ આશ્ચર્ય નથી. આમ જાણી તેવી જાતના દોષથી દૂર રહેવાને હવે પછી પ્રયત્ન કરવો, અને એમ કરતાં કરતાં કેટલેક કાળે શુદ્ધ સબળ શૈલી હાથ લાગશે.

ભાષાની બાબતમાં લોક વિચારને માન આપવાનો કવિ દલપતરામનો દાખલો નકલ કરવા જોગછે. આ લખનારની સાથે એક વખત ભાષાની સરળતાનો વિષય નિકળતાં એ કવિએ કહ્યું કે મારો એવો ધારોછે કે હું ચિત્રકાવ્ય કરૂંછું તોપણ તે પ્રથમ સાધારણ સ્ત્રી પુરૂષો જેને સુધારાવાળા કદાપિ અભણુજ ગણે તેની આગળ હું વાંચું છું અને જો માલમ પડેછે કે તેમનાથી તે કવિતા સમજાતી નથી તો તે હું ફાડીજ નાંખું છું. બેશક એ કવિએ પોતાના અભ્યાસ કાળમાં એમજ કર્યું હશે, અને તેથીજ તેમની શૈલીમાં સમયાનુકુળ શુદ્ધિની સાથે યથેચ્છ સરળતા આવીછે. એવા પ્રયાસનું ફળ પણ પ્રત્યક્ષ છે. દલપતરામની કવિતાના રસ કે ગાંભિર્ય સંબંધી ઢુંકા સાક્ષર મંડળમાં ગમે એવા વિવિધ અભિપ્રાય હો, પણ એ વાત તો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં સર્વોપરી જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગુજરાત પ્રાંત ખાતે દલપતરામજ છે. તે છતાં અમે બધાનેજ કાંઈ દલપતરામ જેટલું છેક સહેલું લખવાનું કહેતા નથી. જો કોઈને એમ લાગે કે મારા વિષયને ઊંચી ભાષાની જરૂરછે, અને લોકના જે વર્ગને ઉદ્દેશીને હું લખું છું તે તો મારી ભાષાને સમજી શકશે, તો ભલે તે ઊંચી ભાષા લખે. એક દેશમાં એક કાળે અનેક શૈલીઓને માટે જોઇએ તેટલી જગા હોયછે, અને જો પ્રૌઢ ભાષા પણ અનુભવી વિદ્વાન ગૃહસ્થથી લખાએલી હોયછે તો તે સાધારણ લોકથી એ કાંઈ સમજાતી નથી એમ નથી. પ્રૌઢ ભાષા સાધારણ લોકને અપ્રિય કે અગ્રાહ્ય નથી તેનું પ્રત્યક્ષ ઉદાહરણ ભોળાનાથભાઇની "ઈશ્વર પ્રાર્થનામાળા" છે. આ પુસ્તકની પ્રૌઢ ભાષા સંબંધી અમે અમારો *વિચાર પૂર્વે એકવાર કાંઈ વિસ્તારથી દર્શાવી ચુકયા છીએ એટલે તે બાબત હાલ વધારે બોલવાની જરૂર નથી. પણ કહેવાની મતલબ એ છે કે જો કે

*તે ઠેકાણે જે વિચાર દર્શાવ્યા છે તેનો ભાવાર્થ સુબોધ ચિંતામણીનો હોંસીલો કવિ કાંઈ ઊંધો સમજ્યો જણાય છે. અમે ત્યાં એ પુસ્તકની પ્રૌઢ ભાષા વખાણી છે પણ દલપતરામ વગેરે કવિઓને કવિતાના વિષયમાં હરાવ્યા એમ અમારો લખવાનો હેતુ નથી; અમારી વિવેચન દૃષ્ટિથી તો પ્રૌઢ ભાષાથી તેટલીજ વ્યવહારી ભાષાથી રાજી થાય છે, જો વિષયને અનુકૂળ હોય તો, અને કવિત્વ અને ભાષાથી વસ્તુતઃ જૂદોજ વિષય છે.

એ પુસ્તક સંસ્કૃત શબ્દોથી કેવળ ભરપૂર છે, ફારસી આરબી શબ્દો તો ઘણું કરી આખા પુસ્તકમાં એકે શોધ્યો પણ જડશે નહિ, અને અપભ્રંશ શબ્દો પણ ન ચાલેજ વાપરેલા દેખાય છે, તોપણ તે ભાષાની બાબતમાં સર્વ માન્ય થઈ પડયુંછે, અને જૂની કેળવણીના માણસો પણ તે હોંસે હોંસે વાંચેછે. આમ થવાનું કારણ શું? એજ કે એમાં ગમે એટલા અને ગમે એવા સંસ્કૃત શબ્દો વાપર્યા છે, તોપણ સઘળા ગૂજરાતની શિષ્ટ ભાષાને માન્યછે, એટલે, તે પ્રાચીન ગ્રંથોમાં વપરાએલા છે અને અદ્યાપિ દેશના શિષ્ટમંડળમાં હમેશાં બોલાતા છે. એ શબ્દો તર્જુમીઆ કે "લેખિનિનૃત્યાલય" ના જેવા કપોલ કલ્પિત નથી. ગ્રંથકારોને અમારે કહેવાનું તાત્પર્યજ એજ છે કે ભાષાના રૂઢ, શિષ્ટ, શબ્દો વાપરો, અને પછી તે ગમે તેવા કઠિણ હોશે, તોપણ ઝાઝી ચિંતા નથી અને જો વિષય ઉંચો હશે તો તે ગ્રંથને દૂષિત કરવાને બદલે સર્વ પ્રકારે ભૂષિતજ કરશે, પણ તર્જુમીઆ તથા કપોલ કલ્પિત શબ્દ તે વાક્ય રચનાથી તો નિરંતર દૂરજ રહો. બધામાં તમારો સુધારો ચાલશે, પણ ભાષા જે સર્વે સુધારાનું હથીઆર છે તેમાં તમારાથી સુધારો થઈ શકવાનો નથી, પણ ઉલટું જે સુધારા કરવા ધારોછો તેમાં પણ અયોગ્ય હથીઆર વાપરવાથી તમારી તમામ મહેનત નિષ્ફળ જશે. ભાષામાં સુધારો વધારો થાયછે ખરો પણ તે આપોઆપ કાળે કરીને, માણસના પ્રયાસથી નહિ. કહેછે કે લાટિન ભાષાનો સર્વોપરી ગ્રંથ કર્તા સીસરો પણ આખી જિંદગીમાં માત્ર ત્રણજ શબ્દ ભાષામાં નવા દાખલ કરી શકયો હતો, અને તે પણ ભાષાના નિયમે અને જાણીતા ધાતુ ઉપરથી ઘડેલા.

અમે લખવા બે બોલ ધાર્યા હતા, પણ લખતાં તો બહુ લખાઈ ગયું. એનું કારણ એછે કે અમે જે વર્ગ તરફથીજ ગૂર્જરી ગ્રંથોની ઉન્નતિ થવાની આશા રાખીએ છીએ, તે વર્ગને ભાષા સંબંધી દોષથી પોતાના ઉદ્યોગમાં નિષ્ફળ થતો અને છેવટે નિરાશ થઈ દેશીઓના બેકદરપણા ઉપર ધિક્કાર નાંખતો જોઇ, અમારા દિલમાં ઘણું લાગેછે અને નિરંતર મનમાં એમ થાયછે કે એ વર્ગ જો શુદ્ધ, રૂઢ, અને સબળ ભાષાનું હથીઆર હસ્તગત કરી શકે, તો ભાષામાં કેવા ઉત્તમ ગ્રંથો વધે અને સઘળો સુધારો થવો સવળ પડે. હાલને સમે ઇંગ્રેજી નહિં ભણેલા એવા ગમે એટલું લખશે પણ તેથી કાંઈ સારૂં ફળ થએલું જોવાની અમે થોડીજ

આશા રાખીએ છીએ. હાલ ચીંથરીઉં લખાણુ ઘણું વધી ગયુંછે એમ જે ચોતર્ફથી ફરીઆદ ઉઠેછે તેનું કારણુ એજછે કે તે કામ હાલ અધભણ્યા માણસોના અથવા ઘણી વખત તો છોકરવાદનાજ હાથમાં ઘણું ખરૂં આવી પડયુંછે. સારી ઉત્તમ, કેળવણી પામેલા ગૂજરાતીમાં લખવાની પરવાહજ રાખતા નથી, અને કોઈ લખેછે તો ઘટતું ઉત્તેજન ન મળવાથી થોડા વખતમાં મોળા પડી જાયછે. ચીંથરીઆં અથવા ટાહેલાં ભર્યા લખાણને દેશમાં કેમ ઉત્તેજન મળેછે અને આવા કેળવાએલા ગ્રંથકાર શા માટે નાઉમેદ થાયછે એ વિષય ખરેખરો હાલને સમે સમજુ માણસોએ ખૂબ વિચાર કરવા જોગ છે, પરંતુ તે એવડો મોટોછે કે તેને સ્વતંત્ર વિષય તરીકેજ છેડી શકાય. અહિંયા તો આ વિષયની સાથે જે એ બાબતનો સંબંધ છે તેજ માત્ર સૂચવીએ છીએ, અને તે એછે કે ઇંગ્રેજી ભણેલા પોતાની ભાષા લોકને અનુસરતી એટલે શુદ્ધ ને રૂઢ કરવા જરાપણુ ફિકર રાખતા નથી, અને ઘણું તો પોતાના વર્ગિયો જે હાલ કાંઈ કપોલકલ્પિત ભાષામાં બોલે ચાલેછે તેમાંજ ઘણું તો લખવાની મહેનત કરેછે, અને એ વર્ગ તો સ્વભાષાના પુસ્તકો વાંચતોજ નથી. ત્યારે શી રીતે એવાં પુસ્તકની કદર થાય ?

માટે અમારો એ દૃઢ મત છે કે દરેક લખનારે પોતાના વાંચનાર ઇંગ્રેજી કે સંસ્કૃત ભણેલા નથી એમ ઉદ્દેશીને લખવું જોઇએ. એ કામ ઘણું અઘરૂં છે એતો અમે ઉપર કબુલજ કર્યું છે, પણુ જાણવું જોઇએ કે દરેક દેશના વિદ્વાનોને એમજ કરવું પડેછે. એ વાત ખરી કે તેમની પેઠે આપણા દેશમાં હાલ આપણને સ્વભાષાની સારી કેળવણી મળતી નથી, અથવા કેળવણી નામને યોગ્ય તો કાંઇજ નથી મળતી એમ કહીએ તો પણુ ચાલે. નિઃસંદેહ આ એક યોગ પરમ ખેદકારક છે. એથી ગૂર્જરી વિદ્યાના હકમાં અને તદ્દ્વારે પ્રજાના બીજા સઘળા લાભમાં કહેવાય નહિ એટલાં નુકસાનો થાય છે. એ નુકસાનોનો બદલો અન્યતર કોઇપણુ ઉપાયે વળી શકે એમ નથી. ઉંચી ઇંગ્રેજી કેળવણી આપવાથી જે જે લાભો દેશને થવાની સર ચાર્લ્સ વુડે આશાઓ બાંધેલી તે આ બનાવથી ઘણી ખરી હવામાંજ ઉડી જાયછે. આ બનાવ અગમબુદ્ધિવાળા દેશ શુભેચ્છકોએ મહા ગંભીર મનથી અખંડ ચિંતા કરવા જોગછે. છતે તાં એનો ઉપાય આપણે હાથ થોડોજ છે અને દેશકાળ જોતાં સરકારે આ

ઉપાય કાઢવો એ પણ મહા ગુંચવણ ભરેલું તથા વિકટ કામ છે. પરંતુ જે તરૂણ વિદ્વાનો દેશહિતના ભાવથી, સાક્ષરી માનની તૃષ્ણાથી, કે કેવળ શોખથીજ ગૂર્જરી ભાષામાં ગ્રંથકાર થવાને પ્રવર્ત્તમાન થાયછે, તેના હાથમાં પોતાને માટે તો સ્વભાષાજ્ઞાન વધારવાનું છેજ. એ ચાહે તો થોડા વખતમાં પોતાની ભાષામાં જોઇએ તેવી સરળતાથી લખવાને શક્તિમાન થઇ શકે. એ અર્થે શું કરવું જોઇએ તે અમે ઉપર કહી ગયા છઇએ, અને અત્રે એટલુંજ પાછું સંભારીએ છઇએ કે શિષ્ટગ્રંથોનો અભ્યાસ પ્રેમને શ્રદ્ધા પૂર્વક કરવો, એટલે, એ ગ્રંથકારોમાં તો કાંઇ માલ નથી પણ ફક્ત ભાષાને માટેજ વાંચીએ છઇએ એમ કદી થવું જોઇએ નહિ; તેઓ ખરેખરા સમર્થ ગ્રંથકાર થઈ ગયા છે એમ જ્યાંસુધી આપણા અંતરમાં પ્રતીત થતું નથી ત્યાં સુધી તેની શૈલીની ખૂબી આપણાથી કદી સમજાતી નથી, અને કોઈ પણ ગ્રંથકારની શૈલી ઉપર આસક્ત થયા વિના તેની છાપ આપણી શૈલી ઉપર પડતી નથી.

શિષ્ટભાષાની શુદ્ધિ રૂઢિનેજ વળગી રહેવાની અમારી આ ભલામણની સામા અમે જાણીએ છઇએ કે કેટલાક એવો પૂર્વપક્ષ ઉઠાવશે કે ગૂજરાતી ભાષા બરાબર ખેડાએલી ન હોવાથી નવા શબ્દો દાખલ કરવાની ખાસ જરૂર પડેછે. આ પૂર્વપક્ષ કાંઈ નવો નથી. આશરે વીશેક વર્ષ ઉપર ગૂજરાતી સાક્ષરમંડળમાં એ વિષય ઉપર ભારે ઝઘડો ઉઠ્યો હતો, અને ઇંગ્રેજી ભણેલાઓ ગૂજરાતી ભાષાને જંગલી જંગલી કહીનેજ ભાંડવા મંડી ગયા હતા. એના પ્રત્યુત્તરમાં કવિ હીરાચંદે વગેરે એ જે

"ઘણા માસ્તરો અસ્તરો લૈ ફરેછે
ગુણી ગૂર્જરી બોડવાનું કરેછે
કવિ લૈ પવિ પાસ પો'રા ફરેછે"

પવિ કહેતાં ઇંદ્રના વજ્ર સમાનજ શબ્દબાણ માર્યાં હતાં તે હજી અમને યાદછે. એ સમે તો નવા સંસ્કૃત શબ્દજ નહિ પણ ફારસી આરબી વગેરે ગમે તેવા નવા શબ્દો દાખલ કરવાનો હક એ નવા વિદ્વાનો માગતા હતા, અને મતલબ એજ હતી કે પ્રેમાનંદાદિની પ્રૌઢ નિર્મળ વાણીને પારસી ગૂજરાતી અથવા જેનું એજ હીરાચંદ કવિએ મુંબાઇગરી ગૂજરાતી એવું નામ પાડ્યું હતુ તેજ અધમ રૂપમાં આણી મૂકવી. પણ ઉપર કહ્યું તે પ્રમાણે ભાષા કાઇથી ફેરવાતી નથી, અને શુદ્ધ ગૂજરાતીને ભાંડનારા

પોતેજ ધીમે ધીમે શુદ્ધ લખવા તર્ફ મન લગાડવા લાગ્યા. પારસી ગૂજરાતી પણ હિંદુ ગૂજરાતી તર્ફ આવવાને બનતી મહેનત લેવા લાગી અને તેની પરિપૂર્ણતા કાઠિયાવાડ દેશની વાર્તાઓ તથા વિદ્યા વિનોદ નામના પારસી વિદ્વાનોએ પ્રગટ કરેલાં પુસ્તકોમાં મન માનતી રીતે જોવામાં આવેછે.

નવા ફારસી શબ્દો દાખલ કરવાના આ પ્રયત્નની સામા પ્રત્યાઘાત દાખલ સંસ્કૃત શબ્દો વધારે વાપરવા તર્ફ કેટલાકનું વળણ થયું અને તેમાં ભાઈ મનઃસુખરામ સૂર્યરામે અગ્રેસરપણું લીધું. આ વળણની સામા કેટલાક વખત સુધી કાંઈ ચર્ચા ઉઠી નહિ; પણ પછીથી બધાને લાગવા માંડયું કે આ પણ કાંઈ ઠીક થતું નથી, અને મેજને માટે "લેખિનિન્યાલય" જેવા શબ્દો લોકે પોતેજ કલ્પીને એ નવી શૈલીની હાંસિ કરવા લાગ્યા. પણ આ વળણ ઘણું ચાલ્યું નહિ, કેમકે ઘણા લખનારમાં તો સંસ્કૃત જ્ઞાનજ ન હોય, તો પછી તે પ્રમાણે તેઓ શી રીતે કરી શકે? પણ જ્યારથી હાઇસ્કૂલોમાં સંસ્કૃત શીખવાની જરૂર પડી, ત્યારથી સંસ્કૃત જાણનારા કાંઈ કાંઈ વધવા લાગ્યા, અને ત્યારથી સંસ્કૃત મય શૈલીએ પોતાનું ખરૂં રૂપ પકડવા માંડયું છે, અને હવે પાછી પહેલાનીજ તકરાર આગળ આવીને ઉભી છે કે ગૂજરાતી ભાષા બિન ખેડાએલી હોવાથી તેમાં નવા વિચારો અમે નવા શબ્દો વાપર્યા વિના શી રીતે દાખલ કરી શકીએ.

અમે કહીએ છઈએ કે ગૂજરાતી ભાષા બિનખેડાએલી નથી. વિદ્યાદિક વિષયના વિચારને માટે શબ્દો નથી. પણ એતો દરેક ભાષામાં નવી વિદ્યા દાખલ થાયછે ત્યારે હરકત નડેછે, અને ત્યાં જેમ થતું આવ્યુંછે તેમ થવું જોઇએ. જૂના શબ્દોની મેળવણીથી તથા ભાષાના વળણને અનુસરી નવા શબ્દ યોજવામાં આવ્યા હોય તો તે ભાષામાં ચાલી શકેછે, અને તે માટે કોઇ દોષ કાઢતું નથી. વિના કારણ એક શબ્દ પણ નવો નજ લખવો જોઈએ. તેમાં કવિતાના વિષયમાં તો જે માણસ ગૂજરાતી ભાષાને અપૂર્ણ સમજતો હોય, તે ભૂલજ કરેછે. જો ગૂજરાતી ભાષામાં પ્રેમાનંદ જેવાં મહા કવિના સર્વ રસના સઘન વિચારો સમાઈ શક્યા, જો સામળભટની પોતાના સમયને ચીતરતી તથા સંસારને અવલોકતી પ્રબોધતી કલમને ગૂજરાતી ભાષાથી કાંઈ આંચકો પડ્યો નહિ, જો દયારામની અતિ સૂક્ષ્મ લાગણીઓ સ્વચ્છંદપણે પોતાનો પ્રકાશ કરી શકી,

જે મુક્તાનંદ બ્રહ્માનંદ વગેરે નવા ધર્મનો ગંભીર તથા ઉછળતો જુસ્સો તડાકાની સાથે બીજાને દર્શાવી શક્યા, જે નિષ્કુલાનંદનો તિવ્ર વૈરાગ્ય તેની દરેક લીટીમાં સંપૂર્ણ સમાઈ રહ્યોછે, તથા ધીરો, દેવાનંદ ભોજો ભગત વગેરે કેટલેક દરજ્જે અભણ હતા તો પણ તેમણે તપીને ભૂલમાં અથડાતા જગતને જે વેણ સંભળાવ્યાં તે તેના સફળ સ્પષ્ટવક્તાપણાને માટે અદ્યાપિ મશહુર છે;— તો એવી જે સબળ ગૂજરાતી ભાષા તેને કવિતા કે સદુપદેશને માટે નબળી ગણવી એ કેવો અનાહુત અન્યાયછે! એ માત્ર બોલનારનું એ ભાષા સંબંધી અજ્ઞાન કે અશક્તિજ પ્રગટ કરેછે. ઉપર લખેલા સઘળા કવિઓને નવાજ વિચાર કે ગૂજરાતી કાવ્યમાં નવોજ પ્રદેશ દેખાડવાનો હતો, પણ તેમનામાં ભાષાબળ જોઇએ તેવું હોવાથી તે કામ તેઓને હાથ કેવું સફળ થયું તે ગુજરાતની તમામ પ્રજા જાણેછે. પ્રયાસ, અભ્યાસ, ને સૂક્ષ્મ બુદ્ધિ, એ તેમને બેશક બહુજ વાપરવાં પડ્યાં હશે, અને તે પ્રમાણે જો હાલના લખનાર કરે તો તેમને પણ માલમ પડે કે ગુજરાતી ભાષા મનના ધાર્યાં વિચાર બહાર પાડવાને કેવી બળવાન છે. આ તો રેવરંડ ટેલર એ બાબત કહેછે તેવુંજ થાયછે. "ઇંગ્રેજીમાં કહેવત છે કે મૂઢ સુથાર વાંસલા વિંધણાનો વાંક કાઢે." એ સ્વર્ગવાસી વિદ્વાન પરદેશી હતો તે પરધર્મનો પ્રસારક છતાં એને ગૂર્જરી ભાષાનું સમજની સાથે સારૂં અભિમાન હતું, અને તેનાજ જુસ્સા ભરેલા શબ્દમાં અમે આ વિષય પૂરો કરીએ છીએ."ગૂજરાતી,—આર્યકુળની—સંસ્કૃતની,— ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સાખા! તેને કોણ કદી અધમ કહે?" આવાં વચન પરદેશીના મુખથી સાંભળી કયો ગૂજરાતી પોતાની જન્મ ભાષાને જંગલી કહેતાં નહિ લાજી મરે એ અમે અમારા વાંચનારાને સવાલ પૂછીએ છઈએ.



## દુષ્ટભાર્યા દુઃખદર્શક.

બનાવનાર ઓઝા લલ્લુભાઈ કાળીદાસ. એ એક નાટક છે. આ ચોપડી છપાયાને વર્ષેક દહાડો થઈ ગયોછે તેથી હાલ અમારા ગમે એવા અભિપ્રાયથી એની ખપત ઉપર ખરાબ અસર નહિ થાય એમ ધારી અમે ખુલ્લે ખુલ્લું કહીએ છઈએ કે આ કોડીલા જુવાને આ નાટક છે એમ નથી લખ્યું એજ આ આખી ચોપડી બનાવવામાં એણે ડહાપણ

વાપર્યું છે. પાત્રતા કે સંભવાસંભવ એ શું છે તેનું જરાપણ જ્ઞાન વિના હાલ કેટલાક નાટક વાર્ત્તાઓ લખવા મંડી જાયછે, અને લાગવગથી તેના ઘરાકો પણ મળેછે એ ખરેખર આપણા પ્રાંતની સાક્ષર સ્થિતિ સંબંધીપર ખેદકારક બનાવ છે. આ નાટકને આ છેડેથી પેલા છેડા સુધી તપાસી જોતાં માત્ર બે કવિતા સિવાય એક લીટી પણ વાંચવા જોગ અમને જ- ણાતી નથી. સઘળાં પાત્રો ગાંડાની પેઠે કેવળ બકબકાટોજ કરેછે. દુષ્ટ કે મૂર્ખ સ્ત્રીઓ દેશમાં બેશક હજારો છે, અને તેથી તેમનાં ધણીઓને મ- હાભારત દુઃખ સોસવાં પડેછે, પણ ગંગાવહુ તો એક અશક્ય મૂર્ખાઇનુંજ પૂતળું છે. એ નાટકનો નાયક નરભેરામ તો ભલો માણસ નહિ પણ કેવળ ગધેડોજ જણાય છે. જો એકજવાર તેને આંખ ફેરવીને બોલતા આવડયું હોત, તો એ કુભાર્જા ક્યારની ઠેકાણે આવી હોત. પણ એ ગધેડો તો આખા ગામના લોકને ભેળા કરી બાળલગ્નથી ગુણનાં કજોડાં થઇ લોકની ખરાબી થાયછે તે વિષે લાંબુ ભાષણ આપેછે—અને પછી કોઈ પણ કહી શકશે કે તે શું કરેછે ? એતો પછી પોતાના પેટમાં છરી મારી પ્રાણ ત્યાગ કરેછે ! શી હસામણી મૂર્ખાઈ ! ભાઈ લલ્લુને અમારી તો ભલામણ એ છે કે હાલ કેટલાક વખત સુધી નાટક ફાટક લખવાનું ચેટક મૂકી દઈ છૂટક કવિતા બનાવવામાંજ મંડ્યા રહેવું, કેમકે તે તર્ફ એનું વલણ ઠીક અને તેમાં જશ મેળવી શકવાનો સંભવ છે.



## પ્રિયા પ્રેમદર્શક.

રચનાર મહાશંકર પીતાંબર જોશી. અમે અમારી વિવેચન બુદ્ધિમાં ભૂલતા નહિ હોઇએ, તો કેટલાંક વર્ષ ઉપર મલારરાવના વિયોગ નિમિત્તે રામારત્ન નિરૂપણ નામનું એક નનામું વિપ્રલંભ શ્રૃંગારનું કાવ્ય પ્રગટ થયું હતું તેનો કર્ત્તા ને આધણી એકજ જણાય છે. એમ હોય, તો કાળ ક્રમણે કાંઈ સુધારો કર્યો નથી. તે છતાં બાનીનું ઐક્ય રહેવું એજ સ્વબુદ્ધિનું લક્ષણછે એમ માની અમારી નાઉમેદીને અટકાવીએ છઇએ. તે સમે જે અમે એની કવિતાનું સ્વરૂપ આપેલું હતું તે હમણાં પણ સર્વાંગે લાગુ પડી શકેછે. "આ કવિતામાં રસ ઠીક છે. રસ કરતાં ચાતુર્ય (કલ્પના જનિત વર્ણન) નું જોર વધારે છે. હિંદુસ્તાનની કવિતાની ઢપ છપ ઉપર ઉત્પ્રેક્ષા

ઠીક યોજીછે, પણ તેમાં નવિનતા ઘણી નથી. શૈલી સોનાના સાંકળા જેવી (ઘટ્ટ) નથી, પણ ટીપીને લાંબુ પત્રુ કર્યું હોય તેના જેવી છે. કવિતા ઠરેલ, રસિક, અને નીતિમાન છે." તે સમે જેમ રસ કે કલ્પના ઉછાળાની ખામી અમે બતાવી હતી તે અત્રે પણ કાયમજ છે. કવિતાનો વેગ ધીમો જાણે બળાત્કારેજ ચાલતો હોય તેવો કાંઇક કંટાળા ભરેલો છે. ભાષા તથા પદ્યબંધ પણ તદનુસારજ છે. તે છતાં એ જાતે કવિતાજ છે. એમાં ખરો રસ એ કવિતાના ગજા પ્રમાણે આવ્યોછે, અને ભાઈ મહાશંકરની ગૂજરાતી ભાષાના આધુનિક કવિઓના બીજા વર્ગમાં બેશક ગણના થઈ શકે; આ નાના કાવ્યમાં એક સ્ત્રી મરણ ખાટલે પડવાથી તે પ્રેમી જોડાને કેવું લાગ્યું તેનું વર્ણન ઉપર કહેલી શૈલીએ કર્યુંછે. એના પૃષ્ટ પર ને કિમત આઠ આનાછે. આખી કવિતા "ભાઇઓ જેની ભારજા ભૂંડીરે" એ રાગમાં તથા પાછળથી બીજા એક ઢાળમાંજ રચેલી છે. પૂરંતુ ઉછાળા વિનાની કવિતામાં એકનો એક બંધ એ દોષ નહિ પણ રસાનુસારીજ ગણાય. એમાં જે કાંઇ કંટાળાપણું છે તે કવિતાનાજ સ્વરૂપમાં રહેલુંછે.

---

## યોગતત્વ.

ધર્મ સંબંધી વિષયોપર કેટલાક ચોપાનીઆ લખી હાલ પ્રસિદ્ધ થએલા શ્રી નારાયણ હેમચંદ્રની કૃતિ આ હોય એમ જણાય છે, અને તેમ હોય તો હીમાલયની યાત્રાએ તેના વિચારમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો જણાય છે. અત્યાર સુધી એ ભાઇના અધ્યાત્મજ્ઞાનની સ્થિતિ બુદ્ધિવાદમાં ( Rationalism )માં હતી, પણ હાલ તેને ઠેકાણે અગમ્યવાદ ( Mysticism ) તર્ફ એનો આત્મા ચલન કરતો જણાય છે. થિઓસોફિસ્ટ વાળા જેવું યોગ્ય માહાત્મ્ય ખુલ્લે મોઢે ગાય છે, એમ તો અત્રે કીધું નથી, પણ અધ્યાહાર રૂપે તે સઘળું અહિંયા અંગીકારેલું જણાય છે. હાલ યોગ તર્ફ મડમ બ્લાવેટસ્કી વગેરેની વાતોથી ઘણાનું ચિત્ત લાગેલું છે, અને તેને અશક્ય માનનારા મતવાદીઓ આપણા કેળવાએલા વર્ગમાંથી દિનપર દિન ઓછા થતા માલમ પડેછે ખરા. તેથી એ ભાઇની વૃત્તિ યોગ તર્ફ ગઈ હોય તો કાંઈ આશ્ચર્ય નથી, અને અમે તેને ખોટું પણ કહેતા નથી, પણ યોગ બળના શક્યાશક્યનો વિચારજ આ પુસ્તકમાં પ્રથમ કર્યો હોત, તો વધારે ઉચિત થાત. અહિંયા તો મનોવૃત્તિની જુદી જુદી

અવસ્થા, અને છેવટે તે કેવે અનુક્રમે સમાધિ રૂપમાં સિદ્ધ થાયછે તેનુંજ ટુકું વર્ણન આપ્યુંછે.



## સત્યવિજય નાટક.

રચનાર જયસુખરામ લક્ષ્મીરામ તથા નરભેરામ જમીએતરામ. એમાં કેટલોક રસ ને સુબોધ છે, પણ નાટક નામને એ લાયક નથી. કેટલાક પ્રવેશના પ્રવેશ આત્મ સંભાષણથીજ ભરેલા છે. લખનારોમાં સ્વાભાવિક શક્તિ ને પાત્રતાનું જ્ઞાન કાંઈક જણાય છે, પણ અતિશયોક્તિની લાહેમાં તેની સારી અસર થતી નથી. વાર્ત્તા રૂપેજ એ કલ્પના ઠાઉકાથી લખી હોત, તો એ બે કોડીલા જુવાન એક સરસ ચોપડી લખી શકત એમ અમે ધારીએ છીએ.

---

# માલતીમાધવ.

પ્રખ્યાત ભવભૂતિનું બનાવેલું આ નાટક છે. એ કવિનું બીજુ નામ શ્રીકંઠ પણ હતું. એ વિદર્ભ (બંદરનો) વતની હતો અને ગોંડવ વનના મોટા પાહાડ તથા વનોમાં ઉછર્યાથી એનામાં ભવ્ય સૃષ્ટિ શોભાનું વર્ણન કરવાની શક્તિ અદ્ભૂત રીતે કેળવાઈ હતી. સૃષ્ટિ વર્ણનમાં Sublimity ને માટે ભવભૂતિ સઘળા સંસ્કૃત કવિઓમાં એક્કો ગણાય છે. ઉજ્જનનું સવિસ્તર વર્ણન કરેછે તે ઉપરથી તે કટલાંક વર્ષ ત્યાં જઇને રહ્યો હશે એમાં કાંઇજ સંદેહ નહિ. દશરૂપક ગ્રંથમાં માલતી માધવનું નામ આવેછે તે ઉપરથી ભવભૂતિ અગીઆરમા સૈકડાની પૂર્વે તો થઈ જવોજ જોઇએ, અને ભોજ પ્રબંધનું લખાણ કાલ્પનિકજ છે તેનો આ ઉપરથી એક વધારે પૂરાવો મળેછે. રાજ તરંગિણીમાં સાફ લખ્યું છે કે કનોજના રાજા યશોવર્માના દરબારમાં ભવભૂતિ કવિ હતો. એ રાજા ઈસવીસન ૭૨૦ માં થઈ ગયોછે.

આ નાટકને પંડિતો શકુંતલાથી ઉતરતા દરજ્જાનું ગણેછે, અને પ્રોફેસર વિલસન પણ એનાં સારાં વખાણ કરેછે. એમાં પ્રધાન રસ શૃંગાર છે અને ભાષા પ્રૌઢ પણ કિલષ્ટ નથી. તે છતાં પ્રસ્તાવના ઉપરથી અનુમાન થાયછે કે ભવભૂતિના વખતમાં ભજવી બતાવવામાં આવ્યું હશે, ત્યારે એ જન

પ્રિય થયું નહિ હોય, કેમકે સૂત્રધાર કહેછે કે "અમારી નિંદા કરેછે તેનું જ્ઞાન કેવું અલ્પ છે; આ રસ તેમને માટે નથી. કદાપિ અમારા જેવો રસજ્ઞ કોઈ હાલ હશે અથવા હવે પછી થશે, કેમકે કાળ અણહદ છે અને દુનિયા બોહોળી છે" એ વચન આ નાટકને બરાબર લાગુ પડેછે. બેશક આ બોલ ઊંડી નાઉમેદીના જેવા જણાય છે. ઘણું કરીને એમ થયું હશે કે એ નાટક ભજવવામાં ફતેહ નહિ પામ્યું હોય, પણ તે કાળના પંડિતોએ આશ્ચર્યની સાથે પોતાને આનંદ બતાવ્યો હશે, કેમકે એમાં શૃંગ કાવ્યને લાયકનો રસતો ઘણોજ અને ઉત્તમ પ્રતિનો છે. પ્રસ્તાવનામાં એમ પણ કહ્યુંછે કે ભવભૂતિને વેદ, ઉપનિષદ, અને યોગ તથા સાંખ્ય શાસ્ત્રનું સારૂં જ્ઞાન હતું.

આ નાટકમાં કથનની સાથે વર્ણન ભાગ ઘણોછે. માધુર્યાદિક ગુણને અનુસરતુંજ જ્યાં જોઇએ તેવું સૃષ્ટિ વર્ણન કર્યું છે અને તે ઉદ્દીપનાર્થે જરૂરતું જાણીજ કર્યું હશે, તો પણ નાટકના action ને નડતર જેવું થઈ પડેછે ત્યાં તે દોષજ ગણાવો જોઇએ. બધા ભાવ વર્ણવી રસનું અંગ સંપૂર્ણ કરવાને સારૂજ કથન પણ દાખલ કરેલું જણાય છે. સંસ્કૃત કવિઓ action કરતાં રસનું પ્રાધાન્ય વધારે ગણતા જણાય છે, પણ આમ કરવાથી રસ જામવાને બદલે ઉલટો વાતનો રસ ભંગ થઈ જાયછે.

આ નાટક રસના અંગ સંપૂર્ણ આણવાના હેતુથી રચેલું જણાયછે. રત્નાવળી નાટક પહેલું કે આ એ એક મોટો વિચારવાનો પ્રશ્ન છે. action ની પરિપૂર્ણતામાં તે ચડે અને રસની પરિપૂર્ણતામાં આ ચડે. ત્યારે પહેલું કયું ? રસ વિચાર પહેલો.

ભવભૂતિ મહાકવિ છે ખરો, પણ એનામાં પાત્રતા અને સંભવિતતાનો થોડોજ વિચાર જણાય છે. તેમાં પાંચમો અંકતો બેશક બહુજ ભૂલ ભરેલો છે. અઘોરી બાવા જેવા વિકરાળ જોગીએ પોતાના બળીને મારવાને તરવાર ઉગામેલી તે વેળા કોની તાગાદછે કે આવીને તેને ઉપાડી લે! ઉપાડી લે અને વળી નાસે નહિ પણ નિરાંતે વાતો કરવા બેસે ! એ શી ગાંડાઈ! ઘડી પછી સંભારીને લડવા માંડે એતો છેકજ હસવા જેવું છે. આ શૃંગારરસ નાટકમાં આવો છેક બિભત્સ રસ ભેળવવાની જરૂર શી હતી ? માલતીની ભયાનક સ્થિતિ બીજી રીતે નહોતી આણી શકાતી કે માણસના માથાની માળા પહેરનાર જોગટાંનેજ બોલાવવા પડ્યાં ? તેમજ

સુઘડ માલતીનો સુઘડ નાયક મશાણમાં જઈ "લ્યો માણસનું માંસ, લ્યો માણસનું માંસ" એમ પોકારતો ભૂતોને કડકી કડકી પોતાને હાથે નાંખે એ છેક કમકમાટ ઉપજાવે એવો દેખાવ છે. કોઈ પણ સુઘડ નાયકા એ બિભત્સ પ્રાણીનું કેમ ગ્રહણ કરી શકે ? શું માધવને કોઈ પણ માનુષી સાધન, દૈવીસાધન, કે આથી થોડું કાંઈ આસુરી સાધન ન સૂજ્યું કે માણસનું માંસજ ભૂતને આપવા ગયો ? શું આ અતિ દુષ્ટકર્મના કરતાં માલતીને લઈ રાતો રાત નાસી જવું એ ભવભૂતિ શાસ્ત્રીને વધારે પાપીષ્ટ કર્મ લાગ્યું ? બેશક યોગશાસ્ત્રના અભ્યાસથી ભવભૂતીની અક્કલ ભમી ગઈ હશે એમ લાગે છે કે તેને આપસંદ પડચું અને દુષ્યંત શકુંતલાના જેવી કે અનિરૂદ્ધ ઉષાના જેવી પ્રીતિનિંદિત લાગી. એ કવિ સ્વયંવર લગ્નનું વર્ણન કરે છે ખરો પણ જાણે તે રૂઢિનો પોતે શત્રુ હોય એમ નાટકની આખી સંકળના ઉપરથી જણાઈ આવે છે. એના વખતમાં સ્વયંવર લગ્ન બેશક બંધ થએલાંજ, અને બાળલગ્ન પણ થવાં જોઇએ એમ શાસ્ત્રીઓની નજરમાં આવવા લાગેલું જણાય છે. ઘણું કરીને માલતી માધવની વાત પહેલાં ખરે ખરી બનેલી હશે, પણ ભવભૂતિના વખતમાં અસંભવિત, રૂઢિ—વિરૂદ્ધ દેખાય તેને સારૂ એણે ફેરવી નાખી તે શુદ્ધ શૃંગાર રસ વાર્ત્તાનો ગોળો વાળી નાંખ્યો. મૂળ વાર્તામાં બંનેના બાપની મર્જી પણ નહિ હોય, અને તે જોડું એક બીજાને ચાહી નાસી ગયું હશે અને કદાપિ નાસવાના કામમાં કોઈ જોગી આર્જાઓની મદદ લીધી હશે ખરી, પણ આવા પૂતળાના નાચ જેવું તો નહિજ થયું હોય. આતો કામંદકી બંને પુતળાંને જેમ નચાવેછે તેમ નાચે છે, અને એ બંનેમાં પોતાનો પ્રેમ સફળ કરવાના જરા પણ હોશ જણાતા નથી. માલતીને માધવ બંને એવા બાલ બુદ્ધિના અને ઉત્સાહ રહીત દેખાય છે કે નાટકમાં બંનેને જુવાન કહ્યા છે તો પણ વખતે એમ ભાસે છે કે હાલની પેઠે માત્ર દશબાર વર્ષનુંજ જોડું હશે.

છઠો અને સાતમો અંક એ બંને સરસછે. એમાં action વધારે છે કે કાર્ય વિચાર પહેલો ? હું ધારૂં છું કે નાટકો ભજવાતાં બંધ પડે ત્યારેજ કાર્ય વિચારનું પ્રાધાન્ય જતું રહે અને કથન વર્ણનાદિકથી ઉપજતો રસ પણ નાટકમાં રસ ગણાય. તેમ હોય તો રત્નાવળી બેશક પહેલું, નાટક ભજવાતાં હતાં તે કાળનું છેલ્લામાં છેલ્લું. પછીથી ભજવાયાં હશે તો

પણ પંડિતો આગળજ રાજવર્ગમાંના સમજવાને શક્તિમાન થોડાજ રહ્યા હશે અને સામાન્ય જનમંડળમાં તો રાસ કે ભવાઇએજ ધુમી રહી હશે.



# नाटकशाळा ने गोपीचंद नाटक.

નાટકશાળા એ સુધારાની નિશાની છે. કાળીદાસાદિકના સર્વોત્તમ નાટકો સંસ્કૃતમાં છે એજ તે કાળનો આપણા સર્વોત્તમ સુધારાની અચૂક સાબીતીઓ ગણાયછે. વિદ્યાના ગ્રંથ તો તે બનાવનારનીજ બુદ્ધિનો પૂરાવો હોય. કાવ્યો પણ ગણ્યો ગાંઠયો અમુક વર્ગજ સુધરેલો હતો તે કરતાં વધારે સિદ્ધ કરી શકતા નથી. ચોપાનીયાં ને વર્તમાનપત્રોની વિદ્વત્તા પણ શું બતાવેછે ? એજ કે તેના વાંચનારાઓ એવી વાતો સમજવાને લાયકછે ખરા. પરંતુ આખો જનસમૂહ જ્ઞાન, વિચાર, તથા મનોવૃત્તિમાં કેવોછે તેની ખરેખરી આરસી તો નાટકશાળાજ છે, કેમકે ત્યાં તો વાંચનાર ને નવાંચનાર આખું આલમ વખતો વખત આવી જાયછે, અને તેથી તે બધાને ગમતા, સમજાતા, અને રસ લાગતાં નાટકોજ ત્યાં ભજવવામાં આવે. માટે જે દેશના નાટકો સુઘડ, સુરસ, ને સૂક્ષ્મ વિચારથી ભરેલા, તે દેશના લોક પણ સુઘડ, સુરસ, ને સૂક્ષ્મ વિચાર કરવાની સ્થિતિએ પહોંચેલા છે એમ જે માનવામાં આવેછે તે સામાન્ય પણે વાજબીજ છે.

એજ કારણથી નાટકશાળા એ સર્વોત્તમ શિક્ષાગુરૂ ગણાયછે. પાઠશાળા કે પુસ્તકશાળાથી પણ એની સત્તાને પહોંચી શકાતું નથી. લોકના-જ્ઞાન, નીતિ, ને વિચાર ઉપર નાટકશાળાને દ્વારે જેટલી અસર કરી શકાય છે તેટલી કોઇ પણ બીજે રસ્તે કરવી એ અશક્યજ છે. એક ઇંગ્રેજી વિદ્વાન કહી ગયોછે કે મારા હાથમાં કોઈ પણ દેશનાં ગીત બનાવવાનું કામ આપો, અને પછી તેની ઉન્નતિને માટે ત્યાંના કાયદા બાંધનારા કેવું ડહાપણ કે મૂર્ખાઈ વાપરે છે તેની હું જરા પણ પરવાહ રાખીશ નહિ. આપણે આપણા દેશના ખુદ અનુભવ ઉપરથી જાણીએ છે કે જ્યાં સુધી આપણા ભાટચારણો ભટાઇ કરનારા નીચ અભાગીયા થઈ ગયા નહોતા, ત્યાં સુધી તે આપણો શૂરાતનનો કાંટો મદોન્મત્ત વિદેશી વિજયીઓની સામા

પણ કેટલો ઉંચો રાખવાને શક્તિમાન થયા હતા—એટલો ઊંચો કે તેના ગુણગાનમાંજ રાજસ્થાનને ઇતિહાસ કર્ત્તા ટોડસાહેબ પાને પાને ગુલતાન થઈ ગએલો માલમ પડેછે. તેમજ જારભક્તિનાં ગીતોએ દેશની કેટલી ખરાબી કરીછે તે કોઇને અજાણ્યું નથી. ટુંકામાં ગીત કાવ્યની અસર સારી કે નઠારી બેહદજ છે. તે છતાં ગીત દેશમાં એકવાર ફેલાય ત્યાર પછીજ એવી અસર કરી શકે. પણ નાટકશાળાતો જન સમૂહની વચ્ચેજ સાદ કરતી ઉભી રહે છે, અને તેનો મનોહર સાદ સાંભળી લોકો દોડ્યા આવે છે. આખા દેશની મનોવૃત્તિને નાટકશાળા જે માર્ગે વાળવા ચાહે, તે માર્ગે વાળી શકે.

નાટકશાળાનો બોધ સારો કે નઠારો માણસના મનમાં ચોંટી બેસેછે તેવો તેને કોઇનો પણ બેસતો નથી. નાટકના તખ્તા ઉપર સીતા શૈલનું સાક્ષાત અનુકરણ જોનારના મન ઉપર પતિવૃતાધર્મની જેટલી છાપ પાડે તેટલી કોઈ પણ કથાપુરાણથી પડી શકતી નથી. રાવણવધ જોઈ જુલમગાર રાજાને જેટલી ચાનક મળે, તેટલી બીજે કયે માર્ગે મળવાની હતી? શકુંતલાનો એક એક્ત સ્વયંવરનો જેટલો બોધ કરે, તેટલો કરોડો નિબંધોથી પણ થઈ શકે નહિ. પ્રજામતને અનુસરવું એના જેવો રાજાનો બીજો કોઈ પણ ધર્મ નથી એ વાત ભવભૂતિએ સીતાપરિત્યાગના સંબંધમાં કેવી સરસ રીતે ઉત્તરરામચરિત્રમાંપ્રબોધી છે! અલબત્ત એ નાટકો તેવી રીતે ઉસ્તાદોના હાથથી લખાએલાં જોઇએજ, અને તેમ થાય એ હેતુથી તો અમે આ વિષય હાથમાં લીધો છે, પણ કહેવાની મતલબ એ છે કે દેશમાં સુબોધ કે કુબોધ ફેલાવવાનું નાટકશાળા જેવું એકે સાધન નથી. દેશને સુરસિક, શૂરવીર, કે ફુઅડ, ને બાયલો કરવો, એ નાટકશાળાના વ્યંગ્ય પણ સફળતમ બોધની ઉપરેજ બહુધા આધાર રાખેછે. નાટકશાળા એ સુધારા, કે કુધારાનું એક મહા જબરદસ્ત હથિયાર છે, અને વિચારવંત સુધારકો હમેશાં તેને પોતાના પક્ષમાં લેવા કદી ચૂકતા નથી.

અમારો હેતુ એમ નથી કે નાટકો બોધપ્રાધાન્ય હોવાં જોઇએ. નાટક લખનારે બોધ કરવા ઉપર લક્ષ રાખવું જોઇએ, એમ પણ અમે કહેતા નથી. અમારા વિચારમાં તો બોધ કરવો છે એ વાતજ તે ભૂલી જાય તો સૌથી સારૂંછે. જેમ શ્રોતા ઉપર મારે અસર કરવીછે એમ ધારી જે ભાષણ આપેછે, તે કદી, પણ અસર કરનારો વક્તા થઈ શકતો નથી, તેમજ

બોધ ઉપર નજર રાખનારા નાટકો તો નકામાં ટાહેલાંજ સમજવાં, કે જે ધોબીના કૂતરાંની પેઠે નહિ ગામનાં કે નહિ ઘાટનાં. એવાં ટાહેલાંતો હાલ બહુએ લખાયછે, પણ તેને કોઇએ નાટકશાળા હાથમાં પકડતી નથી, અને હાથમાં પકડવાં નજ જોઇએ. રસ, જે કાવ્ય નાટકોનું લક્ષણ, તે જેણે છોડયું, તે કાવ્યનાટકે તો પોતાનો સ્વધર્મજ છોડયો, અને તેમ થયું એટલે તે કશા કામનું રહ્યું નહિ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળછે, પણ તેનો ઉદ્દેશ નથી. શુદ્ધને ઉચ્ચા રસમાં સ્વાભાવિકપણેજ સારો બોધ સમાએલો છે, પણ તે બોધનરૂપે નહિ, અને બોધનરૂપે નથી તે માટેજ તે વધારે અસર કરેછે. જેમ કહેણી કરતાં રહેણીજ ખરેખરી બધાને સુબોધદાયક ગણાય છે, તેમ સરસ નાટકનાં પાત્રો ભાષણો આપીને નહિ પણ પોતાના મહાન આચરણોથીજ સુનીતિનો બોધ રામબાણ રીતે કરેછે. આ કારણથી વ્યવહારમાં તો સારાં નાટકોથી રસ ને સુબોધ બંને મળેછેજ. રસ એજ કાવ્ય નાટકોનો ઉદ્દેશ છે એમ કહેવું એ માત્ર રસશાસ્ત્રની સાંકેતિકજ કોટિછે. પરંતુ એ કોટિને અહિયાં છેડવાની જરૂર એટલા માટે પડીછે કે હાલ સુધારકોમાં થોડાક ટાહેલાંપક્ષી નીકળ્યા છે તે નીતિના ભાષણોજ કાવ્યનાટકમાં જોઇને રાજી થાયછે, અને તેની પેઠે અમે પણ એવાં ટાહેલાંજ માગતા હઇશું એમ સમજી, રસીકમંડળ (કે જેનોજ આ વિષયની સાથે ખાસ ઇલાખો છે) તે અમારી આ દેશોપયોગી સલાહને મોં મચડી કાનેજ ધરે નહિં એવી અમને દહેશત રહેતી હતી. અમે પણ કાવ્યનાટકોને રસમય, ને રસોદ્દેશીજ જોવાને ઇછીએ છીએ, અને તેવાં નથી તેથીજ ભારે ખરાબી થાયછે એ અમારે આ ઠેકાણે ફરીયાદ કરવાની છે.

નાટકશાળાઓની સામા ફરીયાદ કાંઈ આજકાલની નથી. મુંબાઇના વર્તમાનપત્રો બુમ પાડી પાડીને થાકી ગયા,અને હવે તો સભ્ય ગૃહસ્થોએ ત્યાં જવુંજ ઘણું કરીને માંડી વાળ્યું છે તોપણ નાટકશાળાઓ ન સુધરતાં ઉલટી બગડતીજ જાયછે. છેલ્લા આઠ દશ વર્ષથી તો આ ચેપ ગૂજરાતને લાગી ત્યાં પણ એનો ફેલાવો બહુજ થયોજ છે. જ્યાં જોઇએ ત્યાં પથરા બોધક ને રાખબોધક એવાં ખોટાં ખોટાં ઠગાઈ ભરેલાં નામો ધારણ કરી દેશની નીતિરીતિમાં કેવળ બગાડો કરતીજ (કોણ જાણે ક્યાંથી ઉત્પન્ન થઈ) અજ્ઞાન ને અણઘડ નાટકમંડળીઓ ભીખારીના ટોળાંની પેઠે ગામે-

ગામ રવડતી માલમ પડેછે. એ ટોળીઓ થોડી હતી ત્યાં સુધીતો કાંઈ સ લાગતું, પણ હવે તો મુંબાઇની પેઠેજ ગૂજરાતના લોક કાયર થવા માંડયા છે. મુંબાઇની પેઠેજ અહિંયા પણ છોકરાઓ ભણવું ગણવું છોડી જ્યાં જઇએ ત્યા નાટકના બિભત્સ રાગડાજ કાઢતાં જોવામાં આવેછે. કેટલાક તો એની પછાડી નીકળી પણ જાયછે.

આ રીતે ચોતર્ફ ગૂજરાતમાં પોકાર ઉઠી રહ્યોછે, તોપણ એનો ખરો ઉપાય કોઇને સૂઝતો નથી. માત્ર પોકારથી કાંઈ પણ ફાયદો થવાનો નથી. તેમજ સારા માણસો કંટાળી એવા નાટકો જોવા જવાનુંજ છોડી દેવા લાગ્યા છે તેથી પણ તેનું જોર કાંઈ ઓછું થઈ જાય એમ અમને લાગતું નથી. એથી તો ઉલટું ફળ એ થાય છે, કે સભ્ય માણસોને જોઈ પહેલાં જે કાંઈ સંકોચ પડતો હતો તે દૂર થઈ નાટકોમાં મૂર્ખાઈ, ને અસભ્યતા વધતી જાયછે. માટે સમજુને શાણા માણસની તો ફરજ એછે, કે નાટકો જોવા જઈ તેની જે ખોડખાંપણો માલમ પડે તે જાહેરમાં મૂકવી. આપણા ગૂજરાતી વર્તમાનપત્રોને માલમ નથી, પણ વિલાતમાંતો તેઓ પોતાનું એક એ કામજ સમજે છે કે આગલી રાત્રે જે નાટક થયું હોય તેને વિષે બીજે દહાડે પોતાના વિચાર પ્રગટ કરવા. આમ કર્યા વિના બિચારા નાટકવાળા પોતાના ગુણદોષ શી રીતે જાણે, અને ન જાણે તો પછી પોતપોતાને ઊંધે રસ્તેજ ચાલ્યા જાય તેમાં નવાઈ શી ? વર્તમાનપત્રોએજ નહિ, પણ ખાનગી ગૃહસ્થોએ પોતાના મિત્રમંડળમાં નાટક કેવી રીતે ભજવાએલું તેની ચર્ચા કરવી જોઇએ,કે સુધરેલું લોકમત બંધાય, અને સુઘડ લોકમત બંધાયા પછી નાટક ટોળીઓની તાગાદ નથી કે તેઓ હાલના જેવા ઢંગ કે ઢાળવિનાના નઠારાં નાટકો તખ્તા ઉપર આણવાની હિંમત કરે.

હાલ નઠારાં નાટકો થાયછે તેનો ઘણો દોષનો અમે નાટક ટોળીઓ કરતાં નઠારા લોકમતનેજ આપીએ છીએ. સભ્ય ગૃહસ્થો કંટાળીને કે ગમે તે કારણથી તેને પૂરૂં ઉત્તેજન આપતા નથી, અને તેથી તેનો મોટો આધાર નીચવર્ગના લોકનેજ રાજી કરવા ઉપર રહેલો છે. જો એ નાદાન શ્રોતા વિદૂષકનું મૂર્ખાઈ કે બેહાદ ભર્યું બટકબોલું સાંભળીનેજ રાજી થઈ તાબોટા પાડતા દેખાય, તો સ્વભાવિકજ છે કે નાટકમંડળીઓ એવું બટકબોલુંજ આખા નાટકમાં આણવાના જો જોનારાને દાદરા ઠુમરી કે ખ્યાલ ટપ્પાજ કે ગઝલ રેખ્તાપર વિશેષ ભાવ હોયછે, તો નાટકમાંના રાજા

બુઠ્ઠા પંડિતો પણ ઠોલીઆ બની ભરસભામાં કાને હાથ દઈ રાગોટાજ કાઢવા મંડી જાય છે. જો એવા લોકને બિભત્સ વાતના ઇશારા ગમે છે, તો સભ્યનાટક મંડળી પણ તજવીજે તજવીજે તેમજ કરવા દોરાવાની, ને દોરાયછેજ, અરે અમને તો દહેશત લાગે છે કે જો આ નાટકોનું વલણ સુમાર્ગે વાળવામાં જલદીસર નહિ આવે, તો તે બગડીને જતે દહાડે ભવાઈના જેવાંજ થઈ જશે.

આવી હાલ આપણી નાટકશાળાઓની સ્થિતિ આખા ગૂજરાતખાતે છે, અને તેને સુધારવાનો ખરો ઉપાય એજછે કે તેનું વિવેચન, નિરંતર વિવેચન, ખરા રસિક પુરૂષોની તર્ફથી થવું જોઇએ. નાટકનો શોખ એક-વાર લોકમાં ઉત્પન્ન થયો છે તે જતો રહેવાનો નથી, અને નાટકટોળીઓ ગમે એવી છે પણ તે દિનપર દિન વધતીજ જવાની એ નિશ્ચય કરીને જા-ણવું. માટે એને સુધારવી, સુમાર્ગે વાળવી, અને લોકની આંખ આગળ શુદ્ધ ને ઊંચા રસના નાટકો મૂકવાં કે સ્વભાવિક રીતેજ તેઓ તેને પસંદ કરશે. અને હાલના કચરા કે ટાહેલાંને ધિક્કારતા શીખશે. બાળકના હાથમાંથી જોખમકારી રમકડું લઈ લેવું હોય, તો તેનો સર્વોત્તમ ઉપાય એજ છે કે બીજું રમકડું નિર્દોષ પણ તેથી એ રઢીયાળું તેની આગળ ધરવું. તેમ ન કરતાં ખેંચતાણ કરવા જઇએ, તો બેમાંથી એકનો હાથ કપાય એજ ફળ થાય. અર્થાત નઠારાં નાટકને કાઢવાનો ઉપાય એજ છે, કે સારાં નાટકને ઓળખી તેને ઉત્તેજન આપવું, અને તેનાં જે દોષ હોય તે વિવેકથી બતાવવા.

ગોપીચંદ નાટકનો વિષયતો કયાંનો કયાં રહ્યો, અને અમેતો નાટકશા-ળાના નિરાળા વિષય ઉપરજ બહુ ઉતરી પડયા એમ કોઇને લાગશે ખરૂં, પણ આ વિવેચન આરંભવા પહેલાં તેમ કરવાની જરૂર હતી, આ નાટક અમારા હાથમાં આવ્યું ત્યારે પ્રથમ વાંચીને તો એમાં કાંઈ ઝાઝો માલ નથી એમ કહી તેની એક સાધારણ નોંધ લેવાનોજ ઠરાવ કર્યો, પણ તેમ કરવા જતાં અમારા મનમાં ઉપલા વિચારો એક પછી એક ઉઠયા ગયા, અને છેવટે અમને લાગ્યું કે આવા ભજવાતા નાટકનુંતો વિસ્તારથી વિવેચન કરવું એ અમારી હાલને સમે ખાસ ફરજ છે.

નાટક બે પ્રકારનાં કહેવાય છે:—વાંચવાનાં, અને ભજવી બતાવ-વાનાં. એમાં ભજવી બતાવવાનાં તેજ નાટક ખરાં, અને ઉપર જે નાટકનું

બળ વર્ણવ્યું તે એવાંજ નાટકોનું સમજવું. વાંચવાના નાટકતો ફક્ત બીજાં પુસ્તક જેવાં છે, અને તેની અસર ટુંકી હદમાંજ રોકાઈ રહેછે. આપણી ભાષામાં વિદ્વાનોએ કેટલાંક નાટક લખ્યાં છે, પણ તે માત્ર વાંચવા લાયક છે. કેટલાંક વર્ષ ઉપર સુરતની કોઈ નાટક મંડળીએ "ભટનું ભોપાળું" કેટલીકવાર ભજવી બતાવ્યું હતું, અને "લલિતા દુ:ખદર્શક" કેટલાક ફેરફારની સાથે કોઈ કોઈ વખત નાટકના તખ્તા ઉપર આવ્યા કરેછે ખરૂં, પણ તે સિવાય એમાંનું કોઇ પણ બીજું નાટક ભજવવાને પ્રયત્ન થયો એમ અમારા જાણ્યામાં નથી.

ભજવાતાં નાટકતો હાલ આપણા દેશમાં કાંઈ ઓરજ પ્રકારનાં છે. ઘણીક નાટકમંડળીઓ પાસેતો લખેલાં નાટકજ હોતાં નથી, પણ કથાભાગ યાદ રાખી પાત્રો પોતાની જેમ મર્જીમાં આવે તેમ તે પ્રસંગાનુસાર બોલી લેછે. આવા બિનતૈયારીના બકબકાટમાં તે કાંઈ પણ ભલીવાર શી રીતે હોઈ શકે? કેટલીક મંડળીઓ પાસે પદ્યબંધ આખ્યાનો હોય છે. તે આખ્યાન સૂત્રધાર ગાઈ બતાવે છે ત્યારે પાત્રોને શું બોલવું તેની ખબર પડે છે. આના જેવુંતો અસ્વિભાવિક કે હસવા જેવું એકે નથી. સૂત્રધાર રાગડો કાઢી રહે, કે તેનો ભાવાર્થ અભણ પાત્રથી જેમ સમજાય તેમ ભાગી તૂટી ભાષામાં બોલે, અને તેમાં છેવટે અગત્યનો પ્રશ્ન પૂછ્યો હોય કે જેનો જવાબ સામા પાત્રે જુસ્સાથી તત્કાળજ દેવો જોઇએ એમ હોય, તો પણ તે બિચારૂં સામું પાત્ર મોં વકાશીને ઉભુંજ રહે છે, અને શો જવાબ દેવો તે સૂત્રધાર તાનમાનથી રાગ ઘૂમાવતો દોઢપહોરે ગાઈ રહેછે, ત્યારેજ તેને માલમ પડે છ. આતો દૃશ્ય કાવ્ય નહિ, પણ શ્રવ્ય કાવ્યજ થયું એવા નાટક કરતાં તો પડદા બડદા આઘા ફેંકી દેવાડી એકલા સૂત્રધારનેજ સામો બેસાડી બધું આખ્યાન ગવડાવ્યું હોય, તો વધારે રસ પડે, અને તે બિચારા સૂત્રધારને પણ પોતાનું સંગીતચાતુર્ય દેખાડવાનું બરાબર બની આવે. આ રીત પ્રથમ દક્ષિણીઓએ હાલનાં નાટક ઉભાં કર્યા ત્યારે અજ્ઞાનને આળસુ પાત્રોથી પાઠ તૈયાર થઈ શકે નહિ એમ ધારી દાખલ કરી હતી, પણ પાછળથી તેમને માલમ પડ્યું કે દરેક પોતપોતાનો થોડો પાઠ તૈયાર કરવો એ અજાણ્યાંને જેવું લાગે છે તેવું કાંઈ તે અઘરૂં કામ નથી. હાલ પૂનાની સારી નાટક મંડળીઓએ એ અણઘડપણાની રીત ઘણા વખતથી છોડી દીધી છે, અને સંસ્કૃત કે ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણેજ નાટક કર્યાં જાય છે. ગૂજરાતીઓએ પણ હવે તો તેમ કરવુંજ ઘટે છે.

થોડીક આપણી મંડળીઓ પાસે લખેલાં નાટક હોય છે ખરાં, અને તે પ્રમાણે ભજવવાને પાત્રોનો પોતાની તર્ફથી બનતી મહેનત પણ કરે છે, પરંતુ તેમાં બધો દોષ નાટક લખનારનોજ હોય છે. એ નાટકો એવીતો અણઘડ રીતે લખાયલાં હોય છે કે જેણે તે જોયાં નથી તેને તેનો વિચાર પણ આવવો મુશ્કેલ પડશે. આ નાટકો ઘણું કરીને છપાતાં નથી, અને તેથી તે વાંચનારી આલમની નજરે કવચિતજ પડે છે. એમાંના કોઈ કોઈ છપાય છે, પણ તેના બનાવનારનીજ હિંમત કોઈ વર્તમાનપત્ર કે ચોપાનીયા ઉપર અભિપ્રાયને માટે મોકલવાની થતી નથી. બેચાર વર્ષ ઉપર એવું એક ચિથરૂં અમારી ઉપર આવ્યું હતું, પણ તેણે અમારી ઉપર મોકલવાની હિંમત ચલાવી તે ઉપરથીજ અમે અટકળ બાંધી હતી, કે એ ભજવાતું નહિ પણ ભજવાતાં નાટકો જોઈ કોઈ જુવાનીઆએ બનાવેલું નાટક હશે. એવાં બીજાં પણ હાલની નઠારી નાટકશાળાના નકલી નઠારાં નાટકો હાલ ઘણાં છપાય છે, અને તે ઉપરથી જણાયછે કે નાટકશાળાના દોષ શુદ્ધ પુસ્તકવર્ગમાં પણ પેસવા માંડયા છે.

ભજવાતું નાટક તેના બનાવનાર તર્ફથીતો અમને આ પહેલવહેલુંજ મળે છે, અને તેથી તેનું વિવેચન અમારે કાંઇક વિસ્તારથીજ કરવું જોઇએ. અલબત્ત એનું વિવેચન બીજા પુસ્તકોનું જેવા માપથી કરીએ છઇએ તેવા માપે કરવું એ વાજબી કહેવાય નહિ. હાલ ભજવાતાં નાટકોના ગુણદોષ તો ઉપર કહેલી નાટકશાળાની સ્થિતિનો વિચાર કરી રહેમ નજરથીજ બતાવવા જોઇએ, કેમકે એવાં નાટકો વિવેચક કે વિદ્વાન વર્ગને નહિ, પણ સામાન્ય શ્રોતાજનોને પ્રસન્ન કરવાને અર્થેજ લખાયલાં છે. ઉપર અમે વર્ત્તમાન પત્રોને દરેક ખેલની નોંધ લેવા ભલામણ કરીછે ત્યાં તેણે પણ હાલ આવી રહેમ નજરથીજ વર્ત્તવું જોઈ એમ અમારો અભિપ્રાય છે.



## "बाळलग्न अने बळात्कारनुं वैधव्य."

આ નામનું એક નાનું ચોપાનીયું—ખરેખર ચાર પાનાનુંજ—તેણે શો મોટો પરાક્રમ કરેલો જણાયછે! એનું છેવટ ફળ ગમે તે થાઓ, અને અંધપરંપરાના મમત્વમાં ડુબેલો આપણો અભાગી દેશ આથી પણ જા-

ગીને પોતાના આ મહા વિનાશકારી રિવાજો દૂર કરવા પ્રવર્તમાન થશે કે નહિ તે અમે મુકરર કહી શકતા નથી. પણ આટલો જશ તો એના ચંચળ ને રસમય લખનાર મિ. મલબારીને આપવોજ જોઇએ, કે આખા દેશનું આ છેડાથી પેલા છેડા સુધી એટલે ગૂજરાતી, મરાઠી, બંગાલી, મદ્રાસી, પંજાબી, ને તમામ–કન્યાકુમારીથી સેતુબંધરામેશ્વર અને જગન્નાથપૂરીથી દ્વારકા સુધીમાં વસનારા તમામ હિંદુ કોમના મુખીઓનું લક્ષ એકી વખતે આ વિષયો ઉપર કોઇએ પણ અગાઉ ખેંચ્યું નહોતું. આગળ આ બાબતોપર ઘણુંએ લખાયું ને ઘણુંએ બોલાયું છે, ને તેથી આપણે કાંઇક કંટાળી પણ ગયાછઇએ, તોપણ તે લખવું બોલવું પ્રત્યેક પ્રાંત ખાતે ને કોઈ કોઈ વખતતો ગામેગામ ખાતે નિરનિરાળું ને જૂદે જૂદેજ વખતે હતું. હાલ તો મિ. મલબારીએ આખા ભરતખંડને આ દેશદુ:ખોનો વિચાર કરવા ભેગો કર્યો છે, સમસ્તદેશના દુ:ખ સમસ્ત દેશેજ વિચારવા જોઇએ. કપાળે કપાળે મત જૂદી, એ કહેવત પ્રમાણે કોઇને પણ આ દુખમાંથી છૂટવાનો ખરો ઉપાય ઇશ્વર કૃપાએ સૂઝી આવે.

ઉપાય શોધવા એજ આ ચોપાનીયાનો હેતુ છે અને તેથી એને કોઈ પટપટારો કહે. તો અમે તેની તિરસ્કારથી ના પાડીએ છઇએ. અત્યાર સુધીના લખાણમાં અને એમાં એજ મોટો ફેરછે. બાળલગ્ન અને બળાત્કારથી વિધવાઓને પરણવા ન દેવાની રૂઢિઓ બહુજ નઠારી છે, એ તો ક્યારનું સિદ્ધ થઈ ચૂક્યું છે; અને તે બાબત લાંબા લાંબા ભાષણો લખવાં એ બેશક નકામો પટપટારો કહેવાય, અને તેને તો અમે પણ ઘણા વખતથી ધિક્કારતાજ આવીએ છઇએ. રોગ તો જણાયો, અને હવે તે ઉપર કઈ માત્રા ગુણ આપશે એજ વિચારવાનું રહ્યુંછે. તે વિચારની ચર્ચા આખા દેશમાં સઘળે ઠેકાણે એકી વખતેજ ઉઠાવવી એ મિ. મલબારીના અતિ ટુંકા, પણ મોટા નિબંધો કરતાએ વધુ અસરકારક, આ ચોપાનીયાનો ઉદ્દેશ છે, અને તે તો ફળીભૂત થયોજ એ એના શત્રુઓએ પણ કબુલ કરવું જોઇએ.

આ ઉદ્દેશ પાર પાડવા પોતાની રસિક કલમને કામે લગાડી બેસી ન રહેતાં, આ ઉત્સાહી, નરે જાતમહેનત પણ અત્યંત લીધેલી જણાય છે. જાતે સિમ્લે જઈ ગવરનર જનરલ, તેના કાઉન્સલરો, સેક્રેટરીઓ વગેરે સઘળા મોટા મોટા અમલદારોમાંના દરેકની મુલાકાત લઈ એણે આ દે-

શદુઃખની ફરીયાદ કરી; અને તેમની આગળ કરગરી કરગરીને કહ્યું કે તમે હવે અમારા ડુબતા દેશને કોઇપણ પ્રકારે તારો.*આ પ્રમાણે તે-ઓનાં મન ચંચળ તથા સજ્જ કરી, આ ચોપાનીયાંની ૪૦૦૦ નકલો છપાવી હતી તેમાંથી અકેકી આખા ભરતખંડના વર્ત્તમાનપત્રો વગેરે ઉપર, તેમજ હિંદનું ભલું ઇચ્છનારા દેશી કે ઇંગ્રેજી ગૃહસ્થો ઉપર મોકલાવી, વિનંતિ કરી કે તમે તમારો અભિપ્રાય મારી ઉપર મોકલી દેવાની મહેરબાની કરશો. આમ થવાથી મોટા મોટા ઓધેદાર, વિદ્વાન, તથા સ્વદેશાનુરાગી પુરૂષોના વિવિધ અભિપ્રાય દરરોજ આવ્યા જાયછે, અને તે પોતાના વિચારને મલતા કે પ્રતિકૂળ હોયછે તોપણ તે બધાને મિ. મલબારી પોતાના ખુલાસા સાથ મુંબાઇના ટાઇમ્સને ગેઝિટની મોટી કટારોમાં છપાવે છે, તે હાલ દેશહિતેચ્છુઓને વાંચવાનો એક મોટો રસિક વિષય થઈ પડ્યો છે. સૈંકડો વર્ત્તમાનપત્રો પોતપોતાના વિચાર પ્રાંતે પ્રાંતમાં દર્શાવવા મંડી પડ્યાછે તે તો જૂદાજ. આ બધા અભિપ્રાયોનું મોટું પુસ્તક બનાવી મિ. મલબારી તે સરકારની તથા આખી આલમની આગળ મૂકવા ધારેછે, અને તે વેળા કયા ઉપાયો ઘણામતે પસાર થયા તે જણાવી સરકાર તથા આલમને ફરીથી વિનવવામાં આવશે. ખરે મિ. મલબારીના આ ભગીરથ પ્રયત્નને માટે દરેક હિંદુએ પોતાના અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ, અને તેમ કરવાનું વિશેષ કારણ એ છે કે એ ગૃહસ્થ જાતે પારસી છે. તન મન ને ધન એ ત્રણેથી મહેનત કરવી કહેવાય છે, તે પ્રમાણેજ આ વિદ્વાન પારસીએ કરેલું પ્રત્યક્ષ દેખાયછે, અને તેના આ પરમોત્સાહી કેવળ પરમાર્થનાજ ઉદ્યોગો સફળ થાઓ એમ કયો હિંદુ પોતાના ખરા અંતઃકરણથી સાનંદાશ્ચર્ય ભેર કહ્યાવિના રહેશે?

આ ચોપાનીયાનો તરજુમો આપવા ધાર્યો હતો તેને માટેજ અમે જગા કરી શકતા નથી, તો ઉપર કહેલા અનેક લખનારોના જે અભિપ્રાયો પ્રગટ થાયછે તેનો સાર માત્ર પણ અત્રે બરાબર સૂચવવો એ કેવળ અશક્ય છે. એ બધા લખનારા એ વાતમાંતો એકજ મતજ છે, કે આ બે રૂઢિયો ઘણીજ નઠારી છે, અને તેમાં પણ બાળલગ્નની રીતતો જેમ બને તેમ જલદી નીકળીજ જવી જોઇએ, નહિતો દેશનું આગળ જતાં શું થશે તે કહી શકાતું નથી. આપણામાં માઠી રૂઢિઓતો અપાર છે, પણ બાળલગ્નથી જે ખરાબી થાયછે તે સૌથી વધારે અને દેશના ભવિષ્યને માટે

અત્યંત નાઉમેદી ઉત્પન્ન કરનારી છે. બધા લખનારા એક અવાજે પોકારીને કહેછે કે જેમ કોઇ ઝાડના મૂળમાં ઉધાઈ લાગી હોય, તો તે ગમે એવું ફળ્યું ફુલ્યું હોય તોપણ થોડા વખતમાં ખવાઇને નાશ પામ્યાવિના રહેતું નથીજ, તેમ આ બાળલગ્નની રાક્ષસી રૂઢિ આપણી આર્ય જાતિનો નાશ તને, મને, ને ધને સંપૂર્ણ કરવા બેઠી છે. એણે આ ઉમદા જાતને નિર્વીર્ય કરી નાખી રાજ્યપ્રકરણી બાબતમાંતો નાબુદ કરી નાખી છેજ,પણ જો હજુએ આપણે ચેતીને નહિ ચાલીએ, તો આગળ જતાં દુનિયાંમાંથી એ નાબુદ થઈ જઇશું. જેમ ઘણી મહેનતે, કે પેટપૂર ખોરાક ન મળવાથી, કે કુઠામ વાસથી, કે કોઇપણ કારણથી, ઘોડાની જાત ઉતરી જઈ ટટવાંજ થઈ જાય છે, અને કાળાંતરે તે પૃથ્વીની સપાટી ઉપરથી નાબુદજ થાય છે, તેમ એકવાર બળ, બુદ્ધિ, ને પરાક્રમથી પંકાએલી આ આર્ય જાતિ બાળલગ્નના કારણથી છેકજ ઉતરી ગઈ છે, અને ઉતરતી જાયછે. તનની સાથેજ મનનો સંબંધ હોવાથી તે કેટલાક લક્ષણોમાં જેમકે સાહસ, આગ્રહ, ઉત્સાહ, સ્વાર્પણ વગેરે અમૂલ્ય સદ્દગુણોમાં આપણા લોકનું મન ચોખું ક્ષિણતાને પામેલું જણાયછેજ, અને સ્મરણ તર્કાદિક કેટલીક શકિતઓ સલામત છે તે પણ બાળલગ્ન વધારે વખ્ત ચાલુ રહ્યા તો ધીમે ધીમે ક્ષિણતાને પહોંચ્યાવિના રહેવાની નથીજ, એ ડાર્વિનના ઉત્તરોત્તર વૃદ્ધિહાનિના સિદ્ધાંત પ્રમાણે નિશ્ચયજ જાણવું, એમ શરીરવિદ્યાના નિપુણ પુરૂષો પોતાનો અભિપ્રાય આપેછે. નિશાળમાં હિંદુ બાળક ઇંગ્રેજી છોકરા કરતાં બહુધા હોંશિયારજ માલમ પડેછે, પણ આગળ જતાં તેની બુદ્ધિનું ખીલવું અટકી જઈ તે ઇંગ્રેજોની પાછળ પડી જાયછે તેનું કારણ પણ બાળલગ્નજ છે. શરીરતો આપણાં નબળાં થઈ ચૂકયાં છેજ, અને જો બુદ્ધિબળ વધારે ક્ષિણ થયું, તો પછી આપણાથી હાલના પડાપડીના વખતમાં શી રીતે ટકી શકાશે? હાલ ભણવાનું એટલું બધું વધી ગયું છે કે છોકરા પાંચ વર્ષની ઉમરથી ભણવા માંડેછે તે વીસ પચ્ચીશ વર્ષના થાયછે ત્યાં સુધી પહોંચ્યા કરેછે, અને એટલી મહેનતે ઊંચી કેળવણી લીધા પછી પણ પેટ કેમ ભરવું તેનો મોટો વિચાર થઈ પડયો છે. આવી શખ્ત મહેનતને લીધે ૫૦ વર્ષમાં વૃદ્ધાવસ્થા પામી આપણા અગ્રણીઓ મરણ પામવા તો લાગ્યાજ છે, તો જો બાળલગ્ન ચાલુ રહેવાથી આપણા શરીરની સાથે બુદ્ધિ પણ વધારે ક્ષિણ થઈ, તો ભણવું ઘણું ને લણવું થોડું એવા આ સમામાં

આપણા લોકના કેવા બેહાલ થશે, તેનો એક લખનારે મહા શોકજનક ચિતાર આપ્યો છે. બેશક બાળલગ્નની બેહદ ખરાબીઓતો દેશી ને પરદેશી, દાક્તરો અને સાધારણ પુરૂષો, સઘળાએ એક મતથી કબુલ રાખી છે, અને તે દૂર કરવાને માટે ચાંપતા ઉપાયો લેવા જોઇએ એમ સર્વેની ભલામણ છે.

તેમજ બળાત્કારનું વૈધવ્ય એથી ઉતરતે દરજ્જે પણ કેટલીક મોટી ખરાબીઓનું અચૂક મૂળ છે તેની કોઇથી પણ ના કહી શકાઈ નથી. બાળલગ્નની ખરાબી મહા વિશાળ ને આખી જાતને જડમૂળમાંથીજ ઉખેડવા મંડેલી છે, તોપણ તેની અસર સૂક્ષ્મ અને ઊંડી હોવાથી વિચારવંત માણસ સિવાય થોડાનીજ દૃષ્ટીએ તે પૂરેપૂરી મૂર્તિમાન થઈ શકેછે. પરંતુ વિધવા દુ:ખતો ઉઘાડાં, આંધળાથી પણ દેખાય એવાં છે. એ કારણથીજ બાળલગ્ન નિષેધકો થોડા, ને પુનરવિવાહોત્તેજકો આપણા સાધારણ સુધારાવાળામાં ઢેર ઢેર જોવામાં આવેછે. જૂનામાં જૂના વિચારની ડોશી પણ કોઇની છોડી રાંડી એમ સાંભળતાં હાય હાય કરી ઉઠેછે. જો લોકની લાગણી ઉપરજ રહ્યું હોત, તો વિધવા લગ્ન સૌથીજ પહેલું આપણામાં દાખલ થઈ ગયું હોત. પણ કમનશીબથી એ વાત ધર્મની સાથે ઇલાખો રાખેછે એમ ઘણાને સમજાઈ જવાથી, એ સુધારામાં જ્ઞાતિબંધન પોતાના સઘળા બળથી સામું પડ્યું છે, અને તેથી જેને માથે પડેછે તે એકલાંએજ પોતાનું ફોડી લેવાની જરૂર પડેછે. આવી સ્થિતિનું પ્રતિબિંબ મિ. મલબારીએ જે ગૃહસ્થોના અભિપ્રાય મંગાવ્યા છે તેમાં પણ બરાબર પડેલું માલમ પડેછે. ઘણાકે એ વિષય પડતોજ મૂકયો છે, અને જેણે લીધો છે તે બધા એમ કહેછે કે સરકારની મદદવિના કાંઇપણ થઈ શકે નહિ. સરકારની મદદ માગવી મુનાસબ છે કે નહિ, સરકારે મદદ આપવી જોઇએ કે નહિ, આપવી તો કેવા પ્રકારની અને કઈ રીતે, એ બાબતો ઉપર જણ જણ દીઠ જૂદો અભિપ્રાય દિસેછે. ટુંકામાં વિધવાવિવાહ શી રીતે થઈ શકે એ બાબત હજી કોઇથી સઘળા કબુલ રાખે એવો એકે ઉપાય બતાવી શકાયો નથી.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન અભિપ્રાય અપાઈ જે મહાભારત, સહસ્રમુખી ચર્ચા ચાલી રહી છે, તેનો અણુમાત્ર સાર પણ અમે આપી શકયા નથી, પણ તેમાં શું છે તેનો કાંઈ ભાસ થવાજ ઉપલી હકીકત આપી છે. આ પ્રસંગે અમારે દિલગીરીની સાથે ગૂજરાતી છાપાને બે બોલ કહેવા પડેછે. આવી મોટી ધનગર્જના માથા ઉપર ચાલી રહી છે, તોપણ તેનો

પ્રતિધ્વનિ પણ અતિ અલ્પ, નહિ જેવોજ, તેમાં પડેલો માલમ પડેછે. ઘણાખરા ગૂજરાતી વર્ત્તમાનપત્રો અને માસિકોએ મિ. મલબારીના ચોપાનીયાની નોંધ લઈ એ બે સુધારાના લાભમાં લખાણ કર્યુંછે એ ખરૂં, પણ તે માંહેલી ભલામણો જોઇએ તેવી રીતે ચર્ચી નથી, તો બીજા ગૃહસ્થોની ભલામણો સંબંધી પોતાના વિચાર જણાવવાની તો આશાજ શી રીતે રાખી શકાય? મહાદેવ ગોવિંદ રાનેડે સરખાં મુંબાઈ ઇલાકા ખાતે સર્વોપરી દેશી વિદ્વાન, અને સાચા દેશહિતેચ્છુએ સરકારને ભલામણ કરી છે કે ૧૨ વર્ષની ઉમર પહેલાં છોકરી, અને ૧૮ વર્ષની પહેલાં છોકરાનાં લગ્ન કરી શકાય નહિ એવો કાયદો કર્યો હોય તો કાંઇપણ હરકત નથી. આવા મોટા કસાએલા પ્રજામિત્રની આવી મોટી ભલામણનું કોઇપણ ગૂજરાતી છાપાએ વિવેચન કર્યું હોય એમ અમારા જાણવામાં નથી. તેમજ ગૂજરાત મિત્રનો એક ઇંગ્રેજી લખનાર કહેછે કે પુનર્વિવાહ કરનારને જો કોઈ નાત બહાર મૂકે, તો સરકારે વચમાં પડી તેમને તેમ કરવા દેવું નહિ. બે ત્રણ વર્ષ ઉપર એક કલકત્તાના સાહેબે ભલામણ કરી હતી કે યુનિવર્સિટીએ પાંચ વર્ષની મુદત આપી ત્યારકેડે બી. એ. વગેરેની પરીક્ષામાં પરણેલાને દાખલ કરવા નહિ. એ ભલામણ હાલ મિ. મલબારીએ ઉચકી લીધીછે. વળી એ એમ પણ કહેછે કે સરકારી નોકરીને માટે બે ઉમેદવાર હોય તેમાંથી ન પરણેલો બીજી રીતે યોગ્ય હોય, તો તેનેજ તે નોકરી આપવાનો સરકારે હુકમ કરવો જોઇએ. વિધવાને પોતાના પહેલા ધણીની તર્ફનો વારસો મળશે નહિ એવી જે ૫૬ ના કાયદામાં કલમ નાખી છે તે રદ થવી જોઇએ. કન્યાવિક્રયને ગુનો ગણવો; અથવા લીધેલાં નાણાં વરકન્યાનેજ અપાવવાં; એવા અનેક અભિપ્રાય અનેક જણે આપ્યા છે. આતો ફક્ત નમુના દાખલ કહ્યું. હવે દેશી વર્ત્તમાનપત્રોની ફરજ છે કે વારાફરતી એમાંની ભલામણ ઉપર વિચાર જણાવવા અને ચર્ચાપત્રીઓને છૂટથી તે બાબતને ચાહે તેમ ચર્ચવા દેવી. એમ ઘણે ઠેકાણે થાય, ત્યારેજ આલમને પોતાનો અભિપ્રાય બાંધવાનાં સાધનો મળે. એ રીતનો કોઈ જન વિચાર પાકે પાયે બંધાય, ત્યારેજ આ સુધારા દાખલ કરવાના કયા કયા માર્ગ શકય છે અને કયા કયા નથી, તે સર્વાનુમતે સાબીત થઈ આવે. માટે ગૂજરાતી છાપાને આ બાબતો હજી પણ ઉઠાવી લેવાની ભલામણ કરીએ છીએ, અને અમે જે ઉપર તેમનો દોષ દેખાડયો છે તે માત્ર મિત્રભાવથી તેમની આ ફરજ તર્ફ તેમનું લક્ષ

ખેંચવાનેજ માટે તે કડવો રસ્તો પકડ્યો છે. અમે પણ ગૂજરાતી છાપામાંજ છઇએ અને તે દોષથી અમે પોતાને પણ મુક્ત કરતા નથી. પણ જ્યારે અને જેટલું આપણાથી દેશહિતને માટે બની શકે, તે કરવું એ અમે હાલને સમે દેશી છાપાની ખાસ ફરજ સમજીએ છઇએ.

આ વિષયોની ચર્ચા ઉઠાવવાની ભલામણ કરતાં અમારે કેટલી સાવચેતી પણ આપવી જોઇએ. ઘણાના મત લેવાય, ત્યાં મત ફેરતો હોયજ. માટે આપણા મતથી બીજાને વિરૂદ્ધ દેખી મમતે ભરાવું નહિ, પણ બીજાના મતને ગંભીરતાથી ઘટતું માન આપવું. બીજું, મમત વધી જવાથી ઘણીવાર મૂળ મુદ્દા ઉપરથીજ ખસી જવાય છે, પણ તેમ કદીએ કરવું નહિ. જેમકે સરકારી મદદનો વિચાદ પસંદ ન હોવાથી આ બે સુધારાનીજ જરૂર નથી એમ એક બે લખનારનો આશય અમને માલમ પડ્યો. એમ કદી પણ થવું જોઇએ નહિ. અમને જાતનેજ સરકારી મદદ પ્રગટ કે પરોક્ષ કોઇપણ રીતે પસંદ નથી. અમે એને મળી ચુકેલા પ્રજાસ્વાતંત્ર્યનું સંસારી સુધારાની આશાએ બળીદાન આપવુંજ સમજીએ છઇએ. સ્વરાજ્યની માગણીના આ કાળમાં આપણે સરકારને જઇને કહેવું કે તમારી તે તમારા અમલદારોની સહાયતાવિના અમે અમારા છોકરાં પણ ઘટે તેમ પરણાવવાને શક્તિમાન નથી, એ અમને તો પોતાના હાથપગ પોતાને હાથેજ કાપવા જેવું દેખાયછે. સામાપક્ષના આપણી આ કબુલાતને પકડી લઈ, શું એમ નહિ પૂછે કે જો તમે તમારાં છોકરાંના આખા ભવના સુખ દુઃખની વાત પણ નાતના ભયથી જોઇએ તે પ્રમાણે કરી શકતા નથી, તો અમને શી રીતે ભરોસો પડે કે જ્યુરી જેવા ઇનસાફના તથા મ્યુનિસિપાલીટી જેવા લાખો રૂપિયાના કારખાના ચલાવવાના કામમાં, તમે નાતની શરમ કે ભયથી અન્યથા નહિ ચાલો? તેમજ જો સરકાર કે સરકારી અમલદારોને આપણી ઘરસંસારી બાબતમાં આપણે જઇનેજ બોલાવી લાવીશું, તો પછી જ્યારે જ્યારે તેની નજરમાં આપણી સંસારી રીતભાતો નઠારી લાગશે, ત્યારે તે પોતાની મેળેજ તેમાં હુકમની સાથે માથુ ઘાલવા આવશે એમ દહેશત રાખીએ તો તે ખોટી ન કહેવાય. ફિકર રહે છે કે રખેને બકરી કાઢતાં ઊંટ પેસાડ્યા જેવું થાય. હાલતો નિરાંત છે કે સરકાર એમ સમજીનેજ બેઠીછે કે સંસારી કામમાં તો આપણાથી પડાયજ નહિ, અને અમેતો એને મોટું પ્રજાસ્વાતંત્ર્ય સમજીએ છીએ. જો આ સમજ

એકવાર દૂર થઇ, અને ઇંગ્રેજી અમલદારોને માલમ પડ્યું કે સરકારે પોતાની નીતિ ફેરવી છે, તો આપણી સઘળી રીતભાતો તથા સ્વભાવ તેમનાથી એટલાં બધાં જૂદાં છે કે તેમને ઘડીએ ઘડીએ તેમાં માથું ઘાલવાનું મન થશે, અને આમ થવાથી આપણને તથા સરકારને મોટો ગેરફાયદોજ છે એમ અમારૂં સમજવું છે.

આ પ્રમાણે અમારો મત આ એક પેટા બાબતપર આટલો બધો ઉતરતો છે, તોપણ તે ઉપરથી બાળલગ્ન જવલ્લેજ થાયછે અને વિધવાઓ પંડેજ ઘણીખરી વૈધવ્ય પાળવાને ચાહે છે, એમ જો અમે તકરારમાં લાવીએ તો તે મહા જુઠું ને દેશ દ્રોહીનુંજ કામ કહેવાય. બતાવેલો ઉપાય પસંદ ન પડવાથી રોગજ સંતાડવા જવું એ કેવી બાળચેષ્ટા, અને તેના જેવો શરીરને બગાડવાનો બીજો રસ્તો પણ કયો છે ? માટે અમારા ભાઇબંધોને અમારી એ આર્જવ પૂર્વક ભલામણ છે કે, બધાના અભિપ્રાયો શાંતપણે સાંભળવા, આપણાથી વિરૂદ્ધ અભિપ્રાય આપતા હશે તે મૂર્ખ અને આપણેજ ડાહ્યા એમતો જગતમાં હોયજ નહિ એમ નમ્રતાથી સમજવું, પોતાના ને પારકાના અભિપ્રાયોનું ગંભીર બુદ્ધિએ તોલન કરવું, અને છેવટે પોતાને જે સારો લાગે તે રસ્તાની વિવેકથી સર્વને ભલામણ કરવી. આ કામ આપણા મતવાદ ચલાવવાનું નથી; પણ દેશનું એટલે આપણા સર્વેનું તથા તેની સાથે આપણી સઘળી ઓલાદનું પણ ભલું શી રીતે થાય તેનો વિચાર કરવાનું છે. એમાં અભિમાન કે અજ્ઞાનથી ભૂલ થઇ તો તે આપણનેજ નડશે, અને તેમ કાંઈ તાબડતોબ કરવું તો જોઇએજ એવી વસમી દશાએ આપણે આવી પહોંચ્યા છઇએ. માટે થાઓ જાગૃત, વહેલાવહેલા કાંઈ પાકા ઠરાવપર આવો, અને ઇશ્વરનું નામ લઈ હોંશથી મંડો તે કામે, અને ફત્તેહ મળે ત્યાં સુધી તે કામમાં અડગ હિંમત, અખંડિત હોંસ. અને પરસ્પર સંપથી મંડ્યાજ રહો, એવી આ લખનારની નમ્રતાભરી અર્જ સઘળા દેશી ભાઇઓને છે.



## અલંકાર ચંદ્રિકા.—

આ પુસ્તક લખીને કવિ. સવિતા નારાયણે આપણી ભાષાના નાના ખજાનામાં અગત્યનો વધારો કર્યો છે. એ ભાઈ ગૂજરાતી ભાષાના એક સુઘડ લખનાર છે, અને અલંકારના વિષયનો ઘણા વરસથી અભ્યાસ કરતા આવે છે, તે આ પ્રસંગે સાર્થક કર્યો જણાય છે.

## રાણકદેવી.

રચનાર અનંતપ્રસાદ વિ. ત્રીકમલાલ વૈષ્ણવ. આ એક મોટી વાર્તા અથવા જેને ઈંગ્રેજીમાં નોવેલ કહેછે તે જાતની ચોપડી છે. રાણકદેવીની મૂળ વાત કોઈ પણ ગુજરાતીને અજાણી નથી એટલે તેનો સાર અત્રે આપવાની કાંઈ જરૂર નથી. એ સોરઠીઆણી સતીની કથા જાતેજ ભયકરૂણાદિક ઊંચા રસોથી ભરપૂર છે. એમાં યોગ્ય રંગ પૂરીને બાઈ અનંતપ્રસાદે સારો વિસ્તાર કર્યોછે, અને "કરણઘેલો" જેની લોકપ્રિયતાથી ઉશ્કેરાઇને, એ ગ્રંથ કર્ત્તા કહેછે, કે મેં આ વાર્ત્તા લખી છે તેની બરોબરી કરી શકે એવી તો આ થઈ નથીજ, તોપણ તે વર્ગની છે એમાં કાંઈ શક નથી. અત્યારસુધી કરણઘેલાની જે બે ત્રણ નકલો થઇછે તેમાં અમે આ રાણકદેવીને સર્વોપરી ગણીએ છઇએ. વર્ણનશૈલી લગભગ તેના જેવીજ છે, પણ કલ્પનાજનિત રસ કાંઇક ઓછોછે. વર્ણનમાં કયે સ્થળે વિસ્તાર કરવો અને કયે સ્થળે સંક્ષેપ કરી નાખવો એમાંજ રસિક વાર્ત્તાકારનું ચાતુર્ય રહેલું છે, અને તે મેળવવા તર્ફ આ બાઈ લક્ષ રાખશે તો આગળ જતાં આથી પણ વધારે સારી વાર્ત્તા લખવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છઇએ. બોધ ભાગ પણ આ વાર્ત્તામાં એટલોજ વિસ્તીર્ણછે, પણ તેમાં જોઇએ તેટલું ઊંડાણ નથી. સંહારપ્રકરણોમાં સારો રસછે, અને બધું જોતાં આ ચોપડી તેના બનાવનારને એક મોટી મુબારકબાદી આપવા જોગ નીવડીછે. અમે દિલગીર છઇએ કે એનું વિસ્તારથી વિવેચન કરવા જેટલી જગા અમારી પાસે નથી.



## शिवरात्रि.

૧૪ ફેબ્રુઆરી ૧૮૮૫.

એક જમાનાના માણસોમાં વિચારોનો પ્રવાહ બહુજ વિવિધ રીતે વહેતો હોય છે. એને ઉંડા ને વિશાળ મહાસાગરની ઉપમા આપી શકાય. જ્યાં સૂર્ય કિરણનો પ્રકાશ ચોતર્ફ ચળકી રહ્યો છે અને વિશાળ ક્ષિતિજ પર્યંત પ્રભાત રંગનો આનંદ બિછાવાઈ ગયો છે, એવી સમુદ્રની સપાટી ઉપર નાના મોટા સઢ ધારણ કરી વત્તે ઓછે વેગથી ચાલતા મોટી મનવારો તથા વેપારીની ઝાઝ તથા પાદશાહી મોજની પાદશાહી આગબોટોથી

માંડીને તે નાના મચ્છવા ફતેહમારીઓ, તથા Pleasureboats પર્યંત જે નૌકાઓ ઘણી છતાં સમુદ્રની વિશાળતા આગળ છૂટી છૂટી, ને થોડીજ દેખાય છે તે હોડીઓ એક બીજાની પ્રથકપણે મરજીમાં આવે તેમજ ચાલે છે અને તેમાંની થોડીક સંગમાં ચાલે છે તોપણ તે એ સ્વશક્તિને સ્વસુગમતાને અનુસરતે અંતર જેટલીતો આઘે આઘે ખરીજ. આ હોડીઓ તે દેશના પોતાના આત્મબળને અનુસરતી ઉત્તમ કેળવણી પામેલા સ્ત્રી પુરૂષો સમજવા.

પણ આતો Society રૂપી સમુદ્રની કેવળ સપાટીજ થઈ. અંદર અનંત મચ્છો જૂદી જૂદી ઉંડાઈએ ઘૂમી રહ્યા છે એ મચ્છમયજ બધું મહાસાગરનું પેટ છે એમ કહીએ તો ચાલે. એ મચ્છની સંખ્યા એટલી બધી છે, તેણે એટલો બધો દરીયો રોકી મૂક્યો છે કે જાણે સમુદ્ર ન હોય પણ માત્ર દોડતા કૂદતા ઉછળતા મચ્છોનોજ દરીઓ હોય એમ ભાસે છે. એના ઉછાળા પછાડા, ને દોડાદોડમાં જળ ક્યાં વસેલું છે તે જણાતું નથી જેમ વર્ષાદ બહુ આવતો હોય છે ત્યારે વાતાવરણ જળકણમયજ દેખાય છે.

તે છતાં જળ છે અને તેના પ્રવાહમાં એ બધાં મચ્છ બેશક ખેંચાયા જાય છે. એ મચ્છના દરિયામાં સપાટી નીચે બે ત્રણ વાંસપૂર નીચે જોઇએ તો ત્યાંના મચ્છ જળ પ્રવાહમાં ખેંચાવવાને ન ઈચ્છતાં ઉપર ઉછાળો મારી સપાટી ઉપર આવવાનું પ્રયત્ન કરેછે. ઉપર તો છેક નથી આવી શકાતું પણ કાંઈક ઉંચે અને બહુનો પ્રવાહ તરફજ તે ખેંચાયા જાય છે. પ્રવાહ જોર એટલું બધું છે કે એક ફુટ ઉંચાઈમાં ચડતાં ચડતાં તો તે ક્ષિતિજ સમ સૂત્ર દિશામાં પાંચ દશ મૈલ ખેંચાઈ જાય છે.

આ ઉપલા ભાગનું વહન જે દિશામાં જાય છે તેની ઉલટી દિશામાંજ નીચેનું સઘળું પાણી વહ્યું જાય છે. એમાંના મચ્છો ઉપર જવાને જરાપણ ઈચ્છતા કે પ્રયત્ન કરતા નથી. તેતો પોતે જે ઉંચાણ ઉપર છે તેમાં કેવળ સંતોષ પામી પ્રવાહની દિશામાંજ જવાનો પોતે પણ પ્રયત્ન કરેછે. એને (Uneducated,) કેળવણીનો કાંઈ પણ સંસ્કાર જેને નથી થયો એવા માણસો સમજવા. તેઓથીજ દુનિયા ભરેલી છે તો આ સમુદ્રમાં તેનોજ મહા ડુંગર અને તે ઉપર કેળવણી લીધેલા એટલે ઉપર કૂદવાની ગતિ કરનારા મચ્છોનો થર તો ડુંગર ઉપરના બરફના પડ જેવડોજ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

હવે આ ઉપલા થરમાં એટલે Educated, Progressive Section of Society (સુધારા સાથમાં) ઘણાં ઘણાં પગથીયાં છે. તેનાં કારણ. જ્ઞાનભેદ. બુદ્ધિસંસ્કારભેદ, લાગણીસંસ્કારનો ભેદ, ને માયાપાશ એટલે Worldliness નો ભેદ. જેનો બુદ્ધિસંસ્કાર પૂર્ણ થયો છે તે મૃગ રૂપને ત્યાગ કરી લોકાધિપતિ મનુષ્યરૂપને પામી જાયછે, અને તેઓ સપાટી ઉપર પ્રવાહને અનુસરી અથવા બુદ્ધિબળથી તેને યથાશક્તિ અવરોધી ને પણ પોતાની મરજીમાં આવે તેમ ગમન કરેછે. કઈ દિશામાં ગતિ કરવી એ લાગણી, તથા જ્ઞાનના સંસ્કારમાં જે અપૂર્ણતા રહેલી હોય તથા Worldlinessનો જેટલો પાસ રહેલો હોય તે ઉપર આધાર રાખે છે.

પણ એતો સપાટીની વાત થઈ. પણ તેની નીચેનાં પડ જોવાં જોઇએ.

આપણા દેશમાં National Education ન હોવાથી બહુજ ભણેલા Anglicized થઇ જાય છે. દેશી નામનેજ ધિક્કારે તેને દેશાભિમાન પણ શું હોય? એના અંતર્વાસના તો હું કોઈ યુરોપિયન કેમ જનમ્યો નહિ અને બનતું હોય તો ત્યાં જઈ વસવાની પૂર્ણ વાસના દેશદેશીઓની અપાત્રતા જોઇએ તેના સુધારાની કેવળ નિરાશી. દરિયો ચોતરફથી ફરી વળે તોજ હિંદુસ્તાનના દુઃખનો નિકાલ આવે એમ જો એ બોલે તો કાંઈ આશ્ચર્ય નથી. પણ એટલું બોલનારમાં તો કાંઈ દેશાભિમાનછે એમ જાણવું, પણ પેલા સ્વદેશ ત્યાગ કરવા ઈચ્છનારને તો દેશ ખાતે મૂઓજ જાણવો અથવા તેથી પણ નઠારો. એને તો શત્રુપક્ષનોજ સમજવો. એને જેનું લાગે છે તેનુંજ એ પર્યંતે તાણવાનો એમ નિશ્ચય જાણજો. અર્થાત National Education ની ઘણીજ જરૂર છે, કેમકે બધા એટલે દરજ્જે નહિ પણ થોડાઘણા તો Anglicized થાયછેજ.ને હાલની કેળવણી બધાને Denationalize કરવા મથે તો છેજ પણ જેનું જાતિ દેશાભિમાન વધારે તે આ ઘસારા છતાં પણ સારા દેશાભિમાની રહી શકે છે. જો દેશકેળવણી દેશાભિમાનને ઉત્તેજક હોય તો હાલ કરતાં વધારે જબરદસ્ત અને સાચું દેશાભિમાન આપણા દેશના અગ્રણીઓમાં આવે એમાં કાંઇ શક નથી.

હા Denationalized થઈ ગયાછે તે ધર્માચારના સુધારામાં કેવળ radical હોઇને પોતે સંસાર બહાર પડ્યા હશે. એટલે હવે એને ને દેશને એ બાબતમાં તો કાંઈ લાગે કે વળગે એમ નથી. મૂએ સ્નાન આવે એમ પણ એક બીજાને રહ્યું નથી.

Political સુધારામાં એ વર્ગના સામિલ થાયછે,તો તે પણ પોતાના સ્વાર્થને માટેજ. એતો એમ જાણેછે કે આ જંગલીઓ સ્વરાજ્યેક સ્વતંત્રતાને માટે લાયક નથીજ, પણ હું લાયકછું. માટે ચાલ હું તેમને નામે તથા મદદથી તેમ થઈ બેસવાને પ્રયત્ન કરૂં. Civil Serviceની સામાજ આ વર્ગ એક સંપે અને ખરા ખંતથી બોલેછે, અને તેમાં તેમનોજ સ્વાર્થ છે એ તો ખુલ્લું છે.

સંસ્કૃત શીખવાય છે એટલું સારૂં છેકે તેના યોગથી છેક Anglicized થઈ જતા નથી. કાંઈપણ પોતાના પૂર્વજોને માટે માન ઉદય થાયછે. વિદ્યામાં તેમજ શાસ્ત્રમાં અને ઉપયોગી કળાઓ તથા રાજનીતિમાં આર્યો એક્કા હતા એમ જ્યારે શાળાઓમાં શીખવાશે, ત્યારે નિશ્ચય જે દેશાભિમાની પુરૂષો નીવડશે તેને મુકાબલે જોઇએ તો હાલના આપણા દાદાભાઈ તથા રાનેડે પણ દેશદ્રોહીજ લાગશે.



# मृच्छकटीक.

એ નાટકની પ્રસ્તાવના પ્રમાણે શુદ્રક નામના કોઈ રાજાનું એ બનાવેલું છે. નાટકકાર સો વરસનો થઇને અગ્નિ પ્રવેશ કરી મરી ગયો એમ એમાં લખેછે. તે ઉપરથી એ પ્રસ્તાવના તેની પોતાની તો નહિજ લખેલી હોવી જોઇએ. બલ્કે પ્રસ્તાવના પોતે લખવાનો ધારોજ તે વેળા નહિ પડ્યો હોય. એ રાજા ક્યારે અને ક્યાં થઈ ગયો તે કહ્યું નથી. પુરાણીઓમાં દંતકથા છે કે ચંદ્રગુપ્ત અને વિક્રમાદિત્યના વચલા કાળમાં એ નામનો ચક્રવર્તિ રાજા થઇ ગયો છે. તોપણ એ નાટક બેશક જુનું તો હોવુંજ જોઇએ. ઘણાખરા સંસ્કૃત નાટકો વિદ્વાનને પ્રિય લાગે એવી રચનાવાળા જણાયછે, પણ તેથી ઉલટું આ નાટક સામાન્ય જન મંડળની સમક્ષ ભજવવાને રચ્યું હોય એમ જણાયછે. એ વેળા હિંદુસ્તાનની પડતીનો વખત તો ખરોજ. એ તો આ નાટકની પાત્રતાનો વિચાર કરતાંજ માલમ પડશે, પણ રલાવળીના વખત જેવા છેક બધા શિથિળ, પ્રપંચી, કે વિષયાશક્ત થઈ ગએલા નહિ. બલ્કે એ બંને કાળ વચ્ચે ઉદયનો એક બીજો કાળ જવો જોઇએ. બુદ્ધનો જીર્ણોદ્ધાર શરૂ થયો તે પહેલાંના આર્ય સુધારાની શિથિળતા એમાં દેખાય છે.

**દલપતસતસાઈ**—આ ચોપડી છપાયાને કેટલાક માસ થઈ ગયા છે

અને તે આપણા લોકપ્રિય કવિ દલપતરામની કૃતિ હોવાથી એ વિષે વધારે બોલવું એ નિરર્થક છે. દોહરા, શ્લોક, કે કોઈ જાતના પણ સાતસેં છંદને સપ્તશતી અથવા સતસાઈ કહેછે. વ્રજભાષામાં બિહારીદાસ અને વૃંદની સતશઇઓ બહુજ પ્રસિદ્ધ છે. આ સતસઈ વૃંદની ૬૫ ૭૫ ઉપર એટલે દ્રષ્ટાંતિક છે. અર્ધાક દુહા પહેલાના અને અર્ધાક નવા કરેલા જણાય છે. નવાના કરતાં જૂના બેશક બહુ સારા છે. અમે ધારતા નથી કે એ ઉત્તર અવસ્થાનું પરિણામ હોય, પણ એ વૃદ્ધ કવિરાજ આજકાલ પોતાની કવિતા બનાવવામાં જોઇએ તેટલી કાળજી રાખતા ન હોય એમ અમારા જોવામાં કેટલાક વખતથી આવ્યું છે, અને તેને માટે બહુજ દિલગીર છીએ. તે છતાં આ પુસ્તક સમગ્ર રીતે જોતાં વાંચતાં ગમે એવું અને બોધકારક છે, અને આશા રાખીએ છીએ કે જે લોકને દલપતકાવ્ય લેવું પરવડતું નહિ હોય તે આપણા કવિની આ પ્રસાદી તો રાખી શકશેજ. આપણી ભાષામાં અત્યારસુધી એકજ સતસઈ લખાએલી છે, અને તે પણ હમણા થોડાજ વખત ઉપર મહુવાવાળા કવિ વલ્લભદાસ શેઠની તર્ફથી. આ બે સતસઇઓ મુકાબલો કરવા જોગ છે પણ સ્થળ સંકોચને લીધે નાચાર.



# रत्नावळी.

આ નાટક Art નો એક નમુનો છે genius નથી, પણ Taste and judgment સંપૂર્ણ પણે બતાવ્યો છે. એ કારણથીજ સાહિત્ય દર્પણે એના ઉદાહરણ ઘણાં આપ્યાં છે. એની મોટામાં મોટી ખૂબી એછે કે પહેલાથી છેડા સુધી એક શબ્દ પણ કોઈ પાત્રના મોંમાથી એવો નીકળ્યો નથી કે જેનો વસ્તુની સાથે સંબંધ નહિ હોય. Unity of action નો પ્રવાહ પહેલાથી છેડા સુધી અખંડ ધારે ચાલ્યો જાયછે. કાર્ય સિદ્ધિને અર્થેજ બધું બોલાય ચલાય છે. અને તેની સાથે રસિક પ્રસંગો ઉઠતા જાયછે, વાણીથી રસ જામતો જાયછે અને પાત્રની પાત્રતા પ્રગટ થતી જાયછે. આ પ્રમાણે વસ્તુનો નિરંતર પ્રકાશ થવો એજ નાટકનું મુખ્ય લક્ષણ છે, અને એ પ્રકાશ કરતાં રસિક પ્રસંગ, રસમય વાણી, પાત્રપ્રકાશ કરવો એજ કવિકળાનું સાફલ્ય છે.

આ નાટકમાં પાત્રતા બધાની બરાબર જળવાઈ છે. સાગરિકાનું મુગ્ધા

પણું, મધ્યા વાસવદત્તાનો ખરો પ્રેમ અને સભ્યતા, કાંચન માળાની કઠોરતા, અને સુસંગતા તથા વસંતકનો કોમળ સ્વભાવ એ નાટકમાંથી આરસીની માફક સાફ દેખાય છે. વત્સને દક્ષ નાયક ઠીક ચીતર્યો છે પણ એ મંદવૃત્તિનો બહુ જણાય છે. પ્રેમમાં કામ વાસના અને ધર્મમાં કુળ મર્યાદા સિવાય કોઈ પણ એનામાં લાગણી કે સજીવન હોય એમ લાગતું નથી. વખતે તો એમ દેખાય છે કે રાજકાજમાં પ્રધાનને અને ઘરખટલો રાણીને સોંપી એ તો મોજ મઝામાંજ ગરક થઈ રહ્યો હતો. તોપણ એની મોજ મઝા સુઘડ અને કેળવાયેલા મનની હતી. ઊંચી લાગણી મંદ પડી ગઈ હતી, પણ તેને ઠેકાણે દુષ્ટ લાગણીનો ઉદય થયો નહોતો. હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે અથવા તે પહેલાં એક બે સૈકડા ઉપર આપણા દેશમાં રાજાઓની આવી સ્થિતિ થઈ હશે અને તેથીજ તેઓ પરદેશીથી જીતાવાને યોગ્ય થયા હશે. વૈભવની ઉંચામાં ઉંચી સ્થિતિ હતી. હવે દુષ્ટતા, બાયલાપણું, અને પરાધિનપણું આવ્યા વિના રહેજ નહિ એમ જણાયછે. વત્સ જેવા વિષયી અને નબળા રાજા ક્યાં સુધી રાણીનું માન રાખવાને શક્તિમાન થાય. તેનો જાહેર અનાદર, જાહેર જુલમ, અને જાહેર બેશરમપણું આવતાં કેટલી વાર લાગે. તેમજ* પ્રધાનો અખ્તીઆર પોતેજ પચાવી પડે, સ્વાર્થી થાય, ફુટેલ થાય, એમાં પણ કાંઇ ઘણું આશ્ચર્ય નથી. તેમજ રાણીઓ વાસવદત્તાનું સુધાપણું મૂકી પ્રપંચી, પ્રધાનો સાથે હળેલી, પરેસાઉ, ધણીનું ખુન કરનારી થઈ પડે એને પણ કાંઈ ઝાઝીવાર હોય એમ જણાતું નથી. વત્સને જે સુઘડ કેળવણી મળી હતી તે થોડા વખતમાં રાજાઓને નકામી, અને આસપાસનાઓ ને હરકત કર્તા લગવાથી બંધ પડી હશે. ધીમે ધીમે બ્રાહ્મમિત્રો જઇને ખવાસ થયા હશે.

* Unities of time and place પણ અજાયબ જેવી રીતે પળાઈ છે.

આ નાટક શ્રી હર્ષદેવ રાજાનું બનાવેલું કહેવાયછે. કાશ્મીરના એ રાજાએ જાતે બનાવ્યું હોય કે કોઈ એના કવિએ બનાવ્યું હોય પણ એતો નિશ્ચય છે કે એના રાજમાં બનેલું. હર્ષદેવ ઇ. સ. ૧૧૧૩ માં ગાદીએ બેઠો અને ૧૧૨૫ માં માર્યો ગયો. તેથી આ નાટક એ વખતની દરમ્યાન બનેલું હોવું જોઇએ. સોમદેવકૃત બૃહત્કથા પણ લગભગ એજ અરસામાં બનેલી છે.

# वांचनमाळा केवी जोइए ?

આપણી હાલ નિશાળોમાં ચાલતી વાંચનમાળાની સામા મિ. મણિલાલે લખેલા ચોપાનીયાની પહોંચ અમે પ્રથમ આપી ચૂક્યા છઇએ, અને દિલગીર છઇએ કે સ્થળસંકોચના કારણથી અત્યારસુધી એ અગત્યના વિષય ઉપર અમે કાંઈ પણ બોલી શક્યા નથી; નિશાળમાં ઘણા પ્રકારની ચોપડીઓ ચાલે, પણ તે સર્વેમાં જેને વાંચનચોપડી કહીએ છઇએ તે ઘણીજ અગત્યની છે, અને કેળવણીનો ઘણો આધાર તેની ઉપરજ છે. આવતો જમાનો કેવા વર્ણનો નીવડશે એ ઘણું કરીને તે સમે નિશાળમાં ચાલતી વાંચનમાળા ઉપરથી નિશ્ચય થાય છે, એ કારણથી શાણા દેશહિતેચ્છુઓ જનકેળવણી ઉપર અને તેમાં પણ વિશેષે કરીને ચાલતી વાંચનમાળા ઉપર ખસુસ ધ્યાન આપેછે. એ કારણથીજ ભરતખંડનું ભલું ઇચ્છનારા લાર્ડરિપન તથા વર્ડસ્વર્થ સાહેબ વગેરે કેટલાક વિદ્વાનો એવી ભલામણ કરેછે કે જનકેળવણી લોકે પોતાનેજ હસ્તગત કરવા યોગ્ય થવું જોઇએ, કેમકે આવતો જમાનો કેવો કરવો જોઇએ તે લોક પોતે જેવું જાણે તેવું સરકારથી જાણી શકાય નહિ.

આવા અગત્યની બાબત ઉપર મિ. મણિલાલે ચર્ચા ઉઠાવવાને પ્રયત્ન કર્યું તેને માટે અમારા એ ઉત્સાહી તરૂણ મિત્રને અમે શાબાસી આપીએ છઇએ, અગર જો એ ચર્ચા ગૂજરાતી પ્રજાએ બરાબર હોંસથી ઉઠાવી લીધી નહિ તે ઉપરથી સાબીત થાયછે કે એવા વિષય ઉપર વિચાર બાંધવાને આપણે હજુ સામાન્યપણે યોગ્ય થયા નથી. એક બે ઠેકાણે એ વિષય કાંઇક ચર્ચાયો તેમાં પણ જોઇએ તેવું ગાંભિર્ય અમને દેખાતું નથી. હજી શિક્ષણશાસ્ત્ર સંબંધી આપણે ઘણાજ બેદરકાર અથવા શોકજનક અજ્ઞાન ધરાવનારા છઇએ. માટે વાંચનમાળાઓ કેવી જોઇએ એ સામાન્ય વિષય ઉપરજ અત્રે કાંઈ અમે લખીએ તો તે વધારે ફાયદાકારક થઈ પડશે એમ અમને લાગેછે.

લાન્ડન નામનો આધુનિક મહા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી નીચે પ્રમાણે વાંચનમાળાના ચાર ઉદ્દેશ વર્ણવેછેઃ—

૧. વાંચવાનો તથા વાંચીને વિવિધ જ્ઞાન મેળવવાનો શોખ બાળકના મનમાં ઉત્પન્ન કરવો.

૨. ભાષાજ્ઞાન આપવું—એટલે ભાષાનું બળ તથા સૌંદર્ય બાળકોના અંતઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે એમ કરવું.
૩. રસદ્વારે નીતિની એવી પરોક્ષ કેળવણી આપવી કે બાળકોની સુવૃત્તિઓ કેળવાઈ મોટી ઉમરે તેઓ ઉમદા કામ કરતા થાય.
૪. વિવિધ શાસ્ત્રોનાં મૂળતત્વોનું એવું સચોટ પ્રત્યક્ષ જ્ઞાન આપવું કે તે બાબત પછી ગમે એટલું જ્ઞાન મેળવવા ચાહે તો તેઓ પોતાની મેળેજ પુસ્તકો વાંચીને મેળવી શકે.

આ ચાર ઉદ્દેશમાં ફલાણો વધારે અને ફલાણો ઓછા અગત્યનો છે એમ કહી શકાય નહિ પણ જો ભેદ પાડવા બેસીએ તો બેશક રસદ્વારે નીતિનો બોધ એજ ઉત્તમ કામ છે. જે વાંચનમાળાથી ઊંચી લાગણીઓ ઉશ્કેરાય, એટલે જે ભણવાથી બાળકના મનમાં હોંસ, ઉદ્યોગ, શૌર્ય, સાહસ, મમતા, સાર્વજનિક બુદ્ધિ, સુજનતા, પરમાર્થ, વગેરેની વૃત્તિઓ પ્રફુલ્લિત થાય, આત્મદમનનો મહીમા સમજાય, અને ટુંકામાં ઊંચા યશસ્વી કામો કરવા તર્ફ તેનો આત્મા આતુર થઈ જાય, તેના જેવું બીજું દેશને કાંઈ પણ શ્રેયકારક નથી. એના મોઢાગળ સામાન્ય જ્ઞાન, ઇતિહાસ ભૂગોળ, પદાર્થ વિજ્ઞાન, કે કળાકોશલ્યની વાતો પાંચ વધારે કે ઓછી શીખવાઈ તો તેમાં શી વિસાદ છે? જે ગુણોવડે પોતાનું તથા પારકાનું ભલું કરવાની શક્તિ મળેછે તે ગુણોજ આ લોક અને પરલોકને અર્થે ખરા કામના છે, અને જો એ ગુણો ન કેળવાયા તો બીજી સઘળી કેળવણી કાંઈ પણ કામની નથી. ત્રિવિધ કેળવણીમાં નીતિની કેળવણી એજ ઉત્તમ કેળવણી છે, પણ તે આપવી બહુ મુશ્કેલ છે. એ કાંઈ ભણાવવાથી આવતી નથી. સુનીતિ આપવાને માટે તો વૃત્તિઓજ સુમાર્ગે વળવી જોઇએ, અને તે જેવી વાર્તાઓ કે દૃષ્ટાંતથી વળેછે તેવી વ્યાખ્યાનબોધથી કયારે પણ વળતી નથી. તે માટે રસ એજ નીતિની કેળવણીનું ખરૂં દ્વારછે.

રસિકતા એ ૧ લો ઉદ્દેશ પાર પાડવાને માટે પણ એટલીજ અવશ્યની છે. વાંચનમાળાની ચોપડીઓ એવી જોઇએ કે બાળકો પોતાની ગમતને માટે નવરાં પડ્યાં હોય ત્યારે પણ હોંસે હોંસે વાંચે. ખાનગી વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનું પ્રથમ સાધન એજ છે, અને તેથી વાંચનમાળામાં કદાપિ પણ કઠિણ, કંટાળા ભરેલા, કે ગોખણીયા વિષયો દાખલ કરવા જોઇએ નહિ, અને શૈલી તો સઘળે સ્થળે વિચિત્ર તથાપિ મનોહરજ જોઇએ.

બીજાં બધાં પુસ્તકો કરતાં વાંચનમાળામાં વિશેષતા એ રહેલી છે, કે તેતો ઉત્તરોત્તર જેનાં જ્ઞાનબુદ્ધિ વૃદ્ધિ પામતી જાયછે તેવાને માટે લખવાની છે, અને તેથી વાંચનમાળામાં ભાષા તથા અર્થ ઉત્તરોત્તર વૃદ્ધિજ પામતા જવા જોઇએ, અને વળી તે વૃદ્ધિ બાળકના જ્ઞાનબુદ્ધિ જે અનુક્રમમાં વૃદ્ધિ પામેછે તેની સમાંતરજ ચાલી જવી જોઇએ. બાળકમાં જે ઉમ્મરે જે શક્તિ વધારે ખીલવાપર આવેલી હોય, તે શક્તિને અનુસરતાજ પાઠ તે ઉમ્મરે ભણવાની વાંચન ચોપડીમાં આવવા જોઇએ. ઉપરના વિચારથી વાંચનમાળાની ચોપડીઓના ત્રણ પગથીયાં પડેછે, અને તે દરેક પગથીએ ઉપર કહેલા ચારે ઉદ્દેશ રહેલા હોયછે, તોપણ તેનું સંમિશ્રણ તથા વ્યવસ્થા જુદી જુદી રીતેજ કરવી જોઇએ.

**૧ લું પગથીયું.** આ પગથીએ બાળકના હાથમાં પહેલ વહેલીજ ચોપડી આવીને પડેછે. એની ઉમ્મર હજી માત્ર પાંચસાત વર્ષનીજ હોયછે. હજી એનામાં માત્ર ઇંદ્રિયજ્ઞાનની શક્તિઓજ ખીલેલી છે, અને તે પણ જોઇએ તેવી નહિ. વસ્તુઓનાં નામ અને તેના થોડા ગુણ એજ એના જ્ઞાનની પરિસીમા છે. શબ્દજ્ઞાન પણ એજ પ્રમાણમાં બહુ થોડું—નહિ જેવું છે. બાળક પોતાના વ્યવહારનાજ શબ્દો જાણેછે. મોટાની બોલી એ હજુ બરાબર સમજી શકતું નથી, અને પુસ્તકી ભાષા તો કેવળ પરભાષા સમાનજ છે, જે એને ધીમે ધીમે પણ પર્યંતે બરાબર શીખવવી એ એક વાંચનમાળાનો મોટો ઉદ્દેશ છે. માટે આ પહેલા પગથીયાની વાંચન ચોપડીનું પહેલું કામ તો એજ છે કે દરેક પાઠમાં થોડા થોડા નવા શબ્દ શીખવવા અને પાછળ આવી ગએલા શબ્દોને તેમાં પુનરાવર્ત્તન કરી પાકા કરાવવા. આ શબ્દો નવા ખરા પણ એવા જોઇએ કે જેના અર્થનું જ્ઞાન બાળકને પોતાના અનુભવ ઉપરથી થએલું હોય, એટલે, જે વિચાર તો બાળકના મનમાં ઉત્પન્ન થયાછે પણ તેને માટે કયા શબ્દો વાપરવા જોઇએ તેની તેને ખબર નથી. એવા શબ્દોજ ચતુરાઇથી ધીમે ધીમે એ ચોપડીમાં દાખલ કરવા જોઇએ. જેમ શબ્દો, તેમજ પાઠની મતલબ પણ, બાળકો જે ચીજો રોજ જોયછે સાંભળેછે તે સંબંધીજ જોઇએ, અને તે વાતચિત્તની ઢબે કે વાર્ત્તા રૂપેજ લખવી જોઇએ. એ વાર્ત્તાના પાત્રો પણ બેશક બાળકોજ જોઇએ. કોઈ વેળા માબાપ કે મોટા ભાંડુની સાથે સંવાદ ચાલતો હોય એમ પણ લખી શકાય, તોપણ ભાષા તો બાળકને અનુસ-

રતીજ રાખવી જોઇએ. અનુસરતી એટલે બાળક ભાગ્યુ તૂટું બોલતા હોય તેવીજ એમ નહિ, પણ તેની રચના કાયમ રાખી આપણે તેને સુધારી આપીએ તેવી. બાળકથી સમજાય એવી અને તે એમ જાણે કે આતો મારીજ બોલી છે એવી ભાષા હોવીજ જોઇએ. મોટાની બોલીમાંના શબ્દો કોઈ કોઈ આવે તો ચાલે, પણ વાક્ય રચના તો બાળભાષાને મળતીજ જોઇએ.

મતલબ કે આ પગથીએ નવું જ્ઞાન આપવા કરતાં વાંચવામાં રસ લાગે અને શબ્દોનો ભંડોળ વધે એ ઉપરજ વિશેષ લક્ષ રાખવાનું છે.

**૨ જું પગથીયું.** આ પગથીએ વંચકસિદ્ધિ થઈ ચૂકી છે. એને પોતાના અનુભવની વાતચિત્ત યોગ્ય ભાષામાં કરતાં આવડયું છે. એની ઉમ્મર ઓછામાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઇજ ચૂકી છે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું એનાથી જ્ઞાન મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યો છે, એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયો છે. હવે પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાંભળી કે વાંચીને મેળવી શકે એવો થયોછે. અલબત્ત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવીજ જોઇએ, પણ હવે એની નજર આગળનીજ વસ્તુઓ વિષેજ પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયોછે અને તેની મદદ વડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમે વાતચિત્તનું રૂપ મૂકી વર્ણન કે કથન રૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રી પુરૂષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓજ, તથા નીતિબોધ કથાઓ પણ જો અસંભવિત ને ટાહેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંસે હોંસે વાંચશે અને તેથી જ્ઞાતનીતિમાં ઘણો વધારો થશે વિવેચન રૂપનું લખાણ પણ થોડું ને સરલ અને અતિશયોક્તિ રહિત હશે, તો બાળકને સમજાશે અને રૂચશે, પણ આ પગથીએ વાંચવામાં રસ લગાડવો એજ મુખ્ય કામ છે, અને તે કલ્પના શક્તિને લાયકના પાઠ દાખલ કરવાથી મનમાનતી રીતે બની શકે છે. આવા પાઠથી કલ્પના શક્તિ તથા રસિકતા ખીલેછે એટલુંજ નહિ, પણ મનની ઊંચી વૃત્તિઓ ઉશ્કેરાય છે, અને સુઘડ સુનીતિની કેળવણી મળેછે. હજી તોલનશક્તિનો ઉદય

થયો નથી અને તેથી તદદ્વારે નીતિબોધ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો એ કેવળ નિરર્થકજ નહિ, પણ તે ઉપર અભાવ ઉત્પન્ન કરનારો ઘણી વખત થઈ પડે છે. નાના કે મોટા સર્વેમાં નીતિનો આધાર જેટલો લાગણીઓ ઉપર રહેલો છે તેટલો તોલનશક્તિઓ ઉપર રહેલો નથી, અને તેથી કલ્પિત કે થઈ ગએલા મહાપુરૂષોના રસમયા પરાક્રમો સાંભળી વૃત્તિઓ જેટલી મહાન કર્મો તર્ફ વળેછે તેટલી કદી પણ સૂકા ધર્મબોધથી વળતી નથી. આ વાત પણ બાળકેળવણીના રક્ષકોએ કદી પણ ભૂલવી જોઇએ નહિ, કેમકે સુવૃત્તિઓનું યથાયોગ્ય પરિપોષણ ન કરતાં માત્ર તોલન શક્તિનેજ કેળવ્યાથી તો માણસો બહુધા સ્વાર્થિ, ખંધા, અને પાપિષ્ટ પણ નીવડે છે. પદાર્થ વિજ્ઞાનનો પિતા અને તોલન શક્તિનો નમુનો જે લાર્ડબેકન તે કેવો સ્વાર્થી, ખુશામતિઓ, લાંચીઓ, અને કૃતઘ્ની નીવડ્યો હતો તે તો જગત મશહુર છે. મતલબ કે આ પગથીએ કલ્પના શક્તિ તથા રસજ્ઞાતાને પડતાં મૂકી સામાન્ય જ્ઞાન કે તોલનશક્તિ ઉપર વિશેષ લક્ષ આપવું એ બાળકની કેળવણીમાં પરિણામે બહુજ વિનાશકારક છે, અને ઘણા બાળકમાં તો આ અવસ્થાએ તોલનશક્તિ કેળવવા જોગજ થએલી હોતી નથી.

**૩ જું પગથીયું.** ઘણું કરીને ૧૨ વર્ષની ઉમરે શરૂ થાય છે. હવે વાર્તાઓ થોડી, અને સઘન જ્ઞાન મળે તથા વિચાર શક્તિ કેળવાય એવા પાઠ વધારે આવવા જોઇએ. તેમજ પાઠ છેક નાના નાના પણ ન જોઇએ, આ પગથીઆના છેલ્લા ભાગમાં તો વિષયને પોતાની મેળે તથા અખંડ લક્ષ આપીને શીખવાની શક્તિ પણ બાળકમાં કેળવાય એવી રીતે રચના કરવી જોઇએ. એ માટે પ્રત્યેક વિદ્યાના મૂળતત્વોનું ટુંકામાં પણ સંબંધિત વ્યાખ્યાન એક સ્થળે આપ્યું હોય, તો વધારે ફાયદો થાય. પણ આ પ્રમાણે વાંચનમાળાની છેલ્લી ચોપડીમાંજ થઈ શકે. તે પહેલાંની ચોપડીઓમાં તો એ વિદ્યાઓમાં પ્રવેશ કરાવી શકે એવા સૂચક ને સંવાદ રૂપ પાઠજ આવવા જોઈએ.

આ પગથીએ સૃષ્ટિ સૌંદર્યનાં વર્ણન, ટુંકા જિવન ચરિત્રો, ઐતિહાસિક બનાવો, મોટા શોધોની હકીકત, સાધારણ વિષયો ઉપર નાના નિબંધો, તથા ભૂતળાદિક અનેક પદાર્થ વિજ્ઞાનની શાખાભૂત વિદ્યાઓનાં મૂળતત્વ શીખવવાં જોઇએ. મતલબ કે હવે કલ્પના રંગને છોડી સત્યના રંગની

ખુબી પિછાનતાં બાળકોને શીખવવું જોઇએ. રસને સારૂજ નહિ, પણ જ્ઞાન મેળવવાને સારૂ પણ વાંચન છે એ વાતની બાળકને હવે સમજ પડવી જોઇએ. એવા યથાર્થતાથી બોલીએ તો કાલ્પનિક વાતોમાંજ નહિ, પણ આ વિશ્વના સત્ય સ્વરૂપના દર્શનમાંજ ખરો રસ રહેલો છે એ વાતનો હવે બાળકને કાંઈ અનુભવ કરાવવો જોઇએ. એને એના અનુભવથી બતાવવું જોઇએ કે વાર્તાની પેઠેજ વિદ્યાના પાઠ પણ સમજીને વાંચી શકીએ તો આનંદ આપેછે. એને અનુભવ થવો જોઇએ કે કલ્પના શક્તિને વાપરવાથી જેમ મઝા પડેછે તેમજ નવિન જ્ઞાન સંપાદન કરવાથી અથવા તોલનશક્તિ વાપરવાથી પણ મનને હર્ષ ઉત્પન્ન થાયછે.

આ પગથીએજ ભાષાશૈલીનો રસ પણ બાળકો સમજતા થશે. એકની એક વાત આમ લખવાથી સારી દેખાય છે અને આમ લખવાથી બગડી જાયછે એ સમજવાનું આ ટાણુંછે. ભાષાનું બળ કે સૌંદર્ય તે શું થતું હશે તેની હવે આ પગથીએ કાંઈ સમજણ પડી શકે, આ પ્રસંગે બાળભાષા છોડી એને શિષ્ટ ભાષામાં પ્રવેશ કરાવવાનો છે. શિષ્ટ ગ્રંથકારોની જે વિવિધ શૈલીઓ—વિચાર તથા ભાષા બનેની—જે શૈલીઓ હોય તેથી એને વાકેફગાર હવે કરવો જોઇએ, અને તે અર્થે તેવા ગ્રંથોમાંના કેટલાક ઉતારા ખસુસ આ પગથીએ આપવા જોઈએ.

સુવૃત્તિઓને કેળવવાનું ઉત્તમ સાધન જે કવિતા તે ત્રણે પગથીએ જરૂરની છે, તોપણ બીજે પગથીએ તે છૂટથી વાપરી શકાયછે અને આ પગથીએ તો તર્કશક્તિ તથા રસજ્ઞતાને પરિપૂર્ણ કરવા માટે તેનોજ મુખ્ય આધાર છે. ગદ્યપદ્યના વિષયોમાં તથા શૈલીમાં કેટલો ફેર છે તેનો કાંઈક ભાસ આ પગથીઆની વાંચનચોપડીઓ વાંચતાં ભણનારને થવો જોઇએ અને આ પગથીએજ તે ગદ્ય અને પદ્યના જૂદા જૂદા સ્વાદને ઓળખનો તથા ચાહાનો થવો જોઇએ.

આ રીતે પગથીયાવાર વાંચનમાળાની ચોપડીઓમાં ઘણો ફેર રાખવાનો છે, તોપણ તેમાં કેટલાક ગુણ સામાન્ય પણ હોયછે. ભાષા તથા અર્થની ઉત્તરોત્તર વૃદ્ધિ એ તો આપણે પ્રથમજ ગણાવી ગયા છઇએ, અને એ ગુણ વિનાની વાંચનમાળા તો ગમે એવી સારી હોય, તોપણ કાંઇજ કામની નહિ, પણ એ ઉપરાંત બીજા પણ કેટલાક ગુણ જરૂરના છે. વાંચનમાળા નીચેના છ ગુણવાળી જોઇએ. ૧. મનની સઘળી શક્તિઓને

કેળવે એવી. ૨. ભણનારની ઉમ્મરે જે શક્તિઓ ખીલવા માંડી હોય તેને વિશેષ કેળવણી આપે એવી. ૩. વિવિધવિષયોથી ભરપૂર. ૪. વિવિધિશૈલીમાં લખાએલી, ૫. વાંચતાં રસ ઉપજે એવી. ૬. મન ઉપર છાપ પાડી શકે એવાં થોડીજ વિગતવાળાં પણ ચોખાં અને સુંદર ચિત્રોવાળી.



# हिंद अने ब्रिटानिया.

આ સુંદર પુસ્તક તેના દેખાવથીજ તેમ તેની અંદરના રસથી ઝળાંઝળાં થઈ રહેલું અમારા ટેબલ ઉપર આવીને બિરાજ્યું ત્યારથી તેણે અમારૂં મનહરણ કરી લીધુંછે. એ પુસ્તકનો વિષય, તેની સંકળાના, અને તેની ગ્રંથી એવા પ્રકારની છે કે કોઇ પણ દેશાનુરાગી પુરૂષના ચિત્તને તે પ્રફુલ્લિત કર્યાં વિના રહે એમ નથી, અને તેની સાથે એમાં આપેલા વિચારો એવી શાણી દીર્ઘદૃષ્ટિના છે કે તે રાજભક્તને પણ તેટલુંજ આનંદદાયક થઈ પડવાનો સંભવ જણાયછે. આ પુસ્તક લૉર્ડરિપન જેવા ઇંગ્લાંડના ખરેખરા રાજ્યસ્તંભ અને હિંદમાં ત્રાતારૂપે સર્વત્ર પૂજાએલા ધર્મવીરને અર્પણ કરવામાં આવ્યું છે; એ સઘળી રીતે ઉચિતજ કામ થયુંછે, અને અમે કહીએ છીએ કે એ શુભ નામ જેમ આ ગ્રંથને શોભા આપેછે તેમજ એ ગ્રંથ તે નામને પણ છાજતા અને શોભા આપતા વિષય ઉપરજ સુંદર છટાથી લખાયો છપાયો છે.

આ એક ભરતખંડની ઇંગ્લાંડના સંબંધમાં વર્તમાન સ્થિતિનું રાજકિય ચિત્ર અથવા વાર્તા છે. એમાં એ બંને દેશને રૂપક બાંધી દેવી અથવા સ્ત્રીરૂપે વર્ણવ્યા છે. ભરતખંડ તે હિંદ અને ઇંગ્લાંડ તે બ્રિટાનિયા. એકનું વાહન વાઘ અને બીજીનું સિંહ, એ સિવાય દેશહિત નામનો પુરૂષ અને સ્વતંત્રતા દેવી એ પણ આ મનોહર કાદંબરીનાં મુખ્ય પાત્રછે.

આ વાર્તાનો આરંભ આ રીતે થાયછે. વિંધ્યાચળના ઊંચા શિખર ઉપર એક સમે સૂર્યોદય થવાનેજ વખતે એક મહા ભવ્ય દેખાવનો પુરૂષ માલમ પડ્યો. તેનું નામ દેશહિત હતું અને તે સંપૂર્ણ ધીરવીર છતાં ભરતખંડની આધુનિક પરમ દુર્દશા જોઈને તે મહા ખેદમાં ગરકાવ થએલો હતો. તે કાંઈક વ્યાકુળ ચિત્તથી વારંવાર સંતાપ કરતો હતો, કે જ્યાં મારા દેશબંધુઓજ આવા થઈ પડ્યાછે, ત્યાં હું તેમની ઉન્નતિને માટે જે જે

વિચારો અને ઉપાયો કર્યું તે શા કામનાં ? ઉન્નતિ તે કોની કરવી ? શું આ સ્વાર્થી, ખુશામતીઆ, અને બાઇલા લોકની ? આવા લોકની ઉન્નતિ કરવાને બ્રહ્મદેવ પણ શકિતમાન નથી ! આ પ્રમાણે મુઝાતો, ક્ષણે ક્ષણે નિસાસા નાંખતો, અને હૈયાની કેવળ નિરાશામાં આર્યજનનિ જે ભારતી અથવા હિંદદેવી તેને પોકારતો ઉભોછે, એવામાં તે દેવી પોતેજ ત્યાં પોતાના દિવ્ય પણ હાલ છેક પરમ ગ્લાનિને પામેલા સ્વરૂપે પ્રગટ થાયછે. તેના આ હાલ જોઈ, એ ચોંકીને બોલી ઉઠેછે કે "વિના અપરાધની મારી શાપિત માતુશ્રી દેવી, તારી આ શી અવસ્થા છે" અને તેની સાથે છિન્નભિન્ન હૃદયે પૂર્વના ભરતખંડના યશ, કીર્તિ, સમૃદ્ધિ, વિદ્યા, જ્ઞાન, અને મહાપુરૂષો સંભારી પૂછેછે કે એ સઘળું તારૂં કયાં ગયું અને તું હાલ આવી કેમ નિર્માલ્ય તથા દયામણી દેખાયછે.

એના જવાબમાં "તે સર્વ બ્રિટાનિયા પાસે છે" એમ બોલી પોતાનાં રાજકિય દુઃખ રડવા માંડેછે, અને જાણે તેજ એની પડતીનું સઘળું કારણ હોય એવો એક જબરો બળાપો બહાર કાઢે છે. એવામાં સૃષ્ટિનો રંગ ઘનઘોર થઈ જાયછે, અને ગાજવીજના કડાકા તથા ચમકારાની સાથે એકાએક ત્યાં બ્રિટાનિયા દેવી સિંહારૂઢ સ્થિતિમાં આવી પડી, અને હિંદ તરફ ગંભિર પણ તિરસ્કારમય કાંઈક ચીડવાએલે ચેહેરે થોડીકવાર જોઇજ રહી. એવામાં આ સિંહ ને હિંદનો વાઘ એક બીજા તરફ ઘુરકતા લડવાની તૈયારીપર આવી ગયા. તે જોઈ બ્રિટાનિયા બોલી ઉઠી કે "અરે હિંદ, તું તારા વાઘને પાછો બોલાવી લે. નહિતર હમણાં—" અને તેની સાથેજ હિંદ કકળી ઉઠેછે, અને પછીથી થોડા વખતમાં એ પોતાના વાઘને બોલાવી લેછે ખરી, તો પણ એ બંને દેવીઓ એક બીજા સાથે વાણીના ઝડાકા લેવા માંડેછે તે છેક એ ચોપડીના ૭૫ પ્રષ્ટ સુધી ચાલુ રહેછે. એમાં ભાતભાતની તકરારો બંને પક્ષ ઉભરાથી બહાર કાઢેછે, અને તે તેના સંપૂર્ણ રસભાવથી વાંચનારના ચિત્તને તલ્લિન કરી નાંખે છે. બંનેની તકરારો એક પક્ષી પોતાના મમત્વનીજ છે, અને જેમ જેમ તે જારી રહેછે તેમ તેમ પરસ્પર વૈરભાવમાં વધારોજ થતો જાયછે. છેવટે હિંદ પોતાની નિર્બળતા કબુલ કરતી, ચોધાર આંસુથી નાહી ગએલી. તો પણ લાલચોળ આંખે અને ગદગદતિ તરડાએલે અવાજે "મારો દહાડો આવશે ત્યારે હું તને જોઈ લઈશ" એમ બોલતી બોલતી તે સ્થળેથી જવાની તૈયારી કરે છે

એટલામાં મિષ્ટ મનોહર ગાયનથી પોતાનું આગમન સૂચવી પરમ સુંદરતાનું પાત્ર જે સ્વતંત્રતા દેવી તે વાયુના વેગને પણ હઠાવે એવા, એક મહા તેજોમય અગ્ન્યસ્ત્ર ઉપર બેસીને ત્યાં આકાશમાંથી ઉતરી પડે છે.

આ સ્વતંત્ર દેવીને જોતાંજ સ્વદેશહિતે તુર્ત પોતાનું માથું તેનાં ચરણાંબુજે લગાડયું. હિંદે તો આ દેવીને ઓળખીએ નહિ, પણ તે કોઈ દેવાંશી છે એટલુંજ જાણી તેને યોગ્ય પ્રમાણ કર્યા. તે કે સ્વીકારતાં સ્વતંત્ર દેવીએ પણ મૂગે મોઢેજ પ્રતિપ્રણામ કર્યા, પણ તેનાં હસતાં પ્રેમ મગ્ન લોચનીયાં જાણે એમ કહેતાં હોય કે હિંદ, તું માન અને પ્રીતિ એ બંનેને પાત્રછે એમ દેખાયું.

બ્રિટાનિયાને તો એની સાથે જૂનું ને ગાઢું ઓળખાણ હોય એમ જણાયું. પણ તે કોણ જાણે કેમ એને જોતાંજ એવી બીહીલી પડી ગઈ કે તેનાથી સાધારણ માણસોઈની રીતનોએ કાંઈ પણ આવકાર થઈ શકયો નહિ. ઉલટી બ્રિટાનિયા તેનાથી કાંઈ બીહીતી હોય એમ જણાયું, કેમકે તે પોતાનાં હથીઆર સજ્જ કરી સાવધપણે તેની તરફ ઘુરકતી ઉભી. પણ જાણે એના અસ્ત્રશસ્ત્રોને તે તૃણવતજ ગણતી હોય એમ એની આ ચેષ્ટાને કાંઈ પણ પરવાહ ન રાખતાં કાંઈ તિરસ્કારની સાથે સ્વતંત્રતા દેવીએ કહ્યું કે "કેમ, પ્રિય બ્રિટાનીઆ, તું અહિંયાં શું કરેછે ? આ ગરીબ બાપડીને વિના પ્રયોજન તું સતાવવા શિદ બેઠી છે, કે જે વેળા તું તારૂંજ ઈંગ્લાંડમાં રહી સંભાળે તો સારૂં." આ ઉપરથી તે ભડકીને કેટલીક પડપૂછ કરેછે અને તે પ્રસંગે જે વાતચિત થાય છે તે ઉપરથી માલમ પડેછે કે બ્રિટાનિયાને સ્વતંત્રતા દેવીએ પૂર્વે એક બીજાના સહાયક, પણ હાલ કેટલેક દરજ્જે વિરોધી થઈ પડ્યાં છે. સ્વતંત્રતા દેવી કહેછે કે તું મને તારી શત્રુ ગણેછે એજ તારી ભૂલછે અને તારૂં ખરૂં હિત મારી સાથે મિત્રતા રાખવામાંજ રહેલું છે. પણ બ્રિટાનીયાને એ વાતની સમજ ન પડવાથી સ્વતંત્રતાની સાથે હુંકારા તુંકારાપર આવી જાયછે. પણ તે દેવી પોતાનું ભયંકર રૂપ દેખાડી એના સામી એવી એક કરડી નજર ફેંકે છે કે તે પોતાનો સઘળો ફુંફાટો છોડી કરગરીને કહેવા લાગેછે કે આપણા સહીપણામાં તારે આમ મારી તર્ફ ક્રૂર નજરથી જોવું, એ તને છાજતું નથી. મહા તેજસ્વી સદા હસમુખી દેવી સ્વતંત્રતા હસીને કહેછે કે તું તારૂં હિત સમજતી નથી તેથીજ આમ બોલેછે, પણ હાલ તો હું તારી જોડે લડવા નહિ, પણ આ

હિંદ સાથેનો તારો ટંટો પતાવવાજ હું અત્રે આવીછું. એમ કહી તેણીએ હિંદ તરફ પોતાની નજર ફેરવી, અને પ્રેમમય વાણીથી પૂછ્યું કે બાઈ, તને શું દુ:ખછે તે કહે.

હવે હિંદ તો સ્વતંત્રતા દેવીને બ્રિટાનિયાની બહેનપણી છે એમ જાણ્યું ત્યારથી મ્લેચ્છ પક્ષનીજ ગણવા લાગી હતી, પણ જ્યારે આમ પોતાને પૂછ્યું ત્યારે તેણીએ ધ્યાન ધરીને જોયું તો માલમ પડ્યું કે એતો જગતનું કલ્યાણ કરનારી પરમદયાળુ શક્તિ છે. તેની સાથેજ તે પોતાના હમેશના શુદ્ધ ભક્તિભાવના સ્વભાવને અનુસરી તે મહાદેવીને ચરણે નમી, અને કહ્યું કે તારી ઉપાસના મારા સિરસાટે છે. આ ઉપરથી સ્વતંત્રતા દેવીએ પ્રસન્ન થઈ કહ્યું કે બોલ, તારી શી ઈચ્છાછે છે? આવી વરદાઈ પણ હજી પ્રચ્છારૂપમાંજ નીકળેલી વાણી સાંભળીને હિંદ જે સ્વભાવે સુધી, ઊંચી લાગણીઓ વાળી, અને ઘણા દુ:ખે અધીર થઈ રહેલી હતી, તે એકદમ માગી ઉઠી કે મને બ્રિટાનીયાથી મુક્ત કરો. મહાદેવીએ કહ્યું કે તું હજી સ્વતંત્ર થવાને શક્તિમાન થઈ નથી, અને તેમાં તારૂં હિત પણ હાલ જરાએ નથી. હિંદે પોતાની શક્તિ તથા યોગ્યતાની બારે બારે વાતો કરવા માંડી, પણ તે સ્વતંત્રતા દેવીએ શાંત પણ મજબુત તકરારોથી સઘળી તોડી પાડી, અને જ્યારે વાદવિવાદમાં વ્યાજબી રીતે એક અક્ષર પણ બોલવાનો રહ્યો નહિ, ત્યારે બિચારી હિંદ રડી પડી એટલુંજ બોલી દિલાસો લેવા લાગી કે ઈશ્વરને કાંઈ અશક્ય નથી, અને હું ગમે એવી અયોગ્યછું તો પણ તે પોતાના કૃપાભાવથી કોઈ વેળા પણ મારા દુ:ખ નિવારણ કર્યા વિના નહિજ રહે. આ પ્રસંગના પચ્ચીશેક પાના સઘળા દેશાભિમાની તરૂણોએ લક્ષ પૂર્વક મનન કરવા જોગ છે.

આ પ્રમાણે પોતાની નિર્બળતા કબુલ કરી હિંદ જ્યારે ચૂપ થઈ બેઠી ત્યારે બ્રિટાનિયાનું ઘડી વાગ્યું, અને તે હર્ષથી કહેવા લાગી કે, બહેન સ્વતંત્રતા દેવી, તેં આ ઘેલીને આજ ઠીક ઝાપટીને નરમ પાડી, અને હું પણ એને વારંવાર એજ કહુંછું કે હું જે તારી ઉપર સત્તા ભોગવુંછું તે તારા ભલાનેજ માટે છે, અને મારે તો એમાં કાંઇપણ સ્વાર્થ નથી. એમ કહી તે પોતાના ગુણાનુવાદ ગાવા પોતે મંડી જાયછે, પણ સ્વતંત્રતા દેવી તેનું ટાહેલું વધારે ચાલવા ન દેતાં તેનું સ્વાર્થિપણું પચ્ચાશેક પાનાના લાંબા ભાષણથી ઉઘાડું પાડેછે. એમાં કેટલેક ઠેકાણે તો અતિશયોક્તિજ છે, અગર

જો વસ્તુતઃ એમાં કેટલુંક સત્ય છે. તોપણ એ ભાગ આટલો બધો લંબાવ્યો નહોત, તો વધારે સારૂં થાત એમ અમારૂં નમ્ર મત છે. એવા વિસ્તારથી જે હેતુ ગ્રંથ સમાપ્તિએ થવો ધાર્યો છે તે હેતુ ઉલટો વધારે દૂર જાયછે.

આ પોતાની પૂર્વપીઠિકા બ્રિટાનિયાને વજ્રબાણ જેવી લાગેછે, પણ તેમાં કાંઈ સબળ વાંધો ઉઠાવી શકાય એવું ન હોવાથી તે કાંઇ બોલતી નથી, પણ તજવીજથી એટલુંજ કહેછે કે દેવી, તારા કહેવાથી મેં ઘણું જાણ્યું છે, તેં ખરી દલીલો બતાવી છે, પણ આ રાંકડી હિંદને તું આશ્રય ન આપે, તો એનામાં કાંઈ શક્તિ છે ખરી, અને એને સહાય થવાનું તને શું કારણ પડ્યું છે. અમારો કલહ અમે બંને સારી રીતે સમજી શકત નહિ?" આ સાંભળી મહાદેવી તપી ઉઠી, ને "નહિજ! જો તેમ હોત, તો આટલો કાળ વીતત? કદી નહિ!" એમ કહી હિંદ રાંકડી નથી, પણ ઊંચા તુખ્મની શરીરે બેઠી છે એમ તેના પૂર્વના ઈતિહાસ ઉપરથી પ્રતિપાદન કરેછે, અને પછી પોતે ફ્રેંચ પ્રકૃતિક્ષોભના સમયનું પોતાનું ચંડી સ્વરૂપ દેખાડી તેને કહેછે કે બોલ તારે શું મારા આ સ્વરૂપની સાથેજ આથડવાની ઈચ્છા છે. આ જોઈ બ્રિટાનિયા નરમ પડી વિનય પૂર્વક કહેછે કે હે સ્વતંત્રતા દેવી, "નહિ, નહિ, મેં કદી તારા સામા મમત ધર્યો નથી, ને ધરવાને ચાહાતી પણ નથી. એમ કહી હિંદનું ખરૂં હિત થાય તે પ્રકારે રાજ્ય કરવાને તે કબુલ થાય છે.

તે ઉપરની સ્વતંત્રતા દેવી હિંદને પૂછેછે કે આ ગોઠવણ તારે કબુલ છે. પ્રથમ તો હિંદ પાછી પોતાને મદે ચડે છે," એને કેમાણે ગમે તે કોઈ બીજો, પણ એ તો "નહિજ" એવો મમત ચલાવે છે, પણ છેવટે સ્વતંત્રતા દેવીના બોધથી પરિપૂર્ણ ઈનસાફ મળે તો બ્રિટાનિયાને આધીન રહેવા પોતાના ખરા દિલથી કબુલ થાય છે. હવે એટલુંજ બાકી રહ્યું હતું કે આ બ્રિટાનિયાની કબુલાત પ્રમાણે યથા ન્યાયે રાજ્ય કરી શકે એવા કોઈ મહા પુરૂષને ખોળી કાઢવો. સ્વતંત્રતાએ કહ્યું કે જો તારી ભાવના શુદ્ધ છે તો એવો પુરૂષ પણ હું તને મેળવી આપુંછું. આટલું તે બોલી નહિ એટલામાંજ "પર્વતમાં મધુરૂં ગાયન થયું. સર્વ સ્થળેથી આનંદના વાજિત્ર વાજવા લાગ્યાં, અને ચોપાસથી ખુશબોના બહેકાટથી મગજ તર થઈ જતું હોય તેમ વાયુ વા'વા માંડ્યો. જ્યાં આ મહાત્મા મંડળી મળી હતી તેની પડોશમાંથી એક દિવ્ય સિંહાસનપર વિરાજિત થએલા એક પુરૂષને ઉચકીને

એ અપ્સરાઓ બહાર નીકળી આવી, અને પર્વતથી અધર તે સિંહાસનમાં વિરાજમાન થએલા પુરૂષને ઉચકીને ખડી રહી. જેના મસ્તકપર છે શ્વેત છત્ર, મુખપર સત્ય પ્રતિજ્ઞાનું તેજ, ને મેઘ જેવું શિતળ છે જેનું સ્વરૂપ તેને જોતાંજ સૌ વિસ્મય થયા" મહાદેવી બ્રિટાનિયા પ્રતિ બોલ્યાં "જો આ તારો તેજ પુત્ર કે જેના ઉપર દેવતા પણ આજે પુષ્પ વૃષ્ટિ કરે છે. એ મહાપુરૂષને તું હિંદના પુત્રનું રાજ્ય સોંપ કે જે સર્વ સ્થળે જય પ્રવર્ત્તાય ને સર્વ સ્થળે એવોજ આનંદ થાય, અને તે આનંદથી આ પુરૂષને નીરખી ગર્જના કરવામાં આવે કે **રીપન રાજેંદ્ર દીર્ઘાયુ ભવ"** આ પ્રમાણે આ દિવ્ય મૂર્તિ રીપનને ભરતખંડનું રાજ્ય સોંપતાં તે તથા બ્રિટાનિયા બંને સુખી થયાં, અને **"હિંદ બ્રિટાનિયાની સામ્રાજ્ય કીર્ત્તિ અવિચળ રહો"** એવા હર્ષ યુક્ત નાદ સર્વેના અંતઃકરણમાંથી ઉઠી ગગનમાં ગાજી રહ્યા.

આ પ્રમાણે આ અનુપમ સુંદર વાર્ત્તા પૂરી થાયછે. પંદર વીશ વર્ષ ઉપર ભાવનગરમાંથી મનોરંજક રત્ન નામનું રત્નવત્‌જ એક માસિક નીકળતું હતું તેમાં જાતના ઇગ્રેજ પણ બધી રીતે દેશીરૂપ થઈ વસેલા પરમોત્સાહી વિદ્વાન મુરાદઅલીની કલમથી લખાતો (ગિરિશિખર) એ નામનો વિષય જેણે વાંચ્યો હશે તેને કહેવાની જરૂર નથી કે આ પુસ્તક તેની છાયાને આધારેજ રચેલું છે, અને તે વિષય જ્યાંથી અપૂર્ણ રહ્યો હતો ત્યાંથી એવી તો રસિક રૂપે આગળ ચલાવી લીધોછે કે જો એ સ્વર્ગવાસી નર અત્યારે જિવતો હોત, તો તે જાતે પણ આ જોઇને રાજી થયા વિના રહેત નહિ. લૉર્ડ રિપનનો સંબંધ જોડી દઈ આ વાતને ઘણુંજ શિક્ષણીય તથા મનોહર રૂપ આપી દીધું છે, અને તેને માટે તથા આ પુસ્તકની સઘળી પોતાની રચનાને માટે એના લખનાર ભાઈ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ ગુજરાતી પત્રના તંત્રીને ખરેખરી સાબાશી ઘટેછે.

---

# નાતસુધારો.

આ નામની એક નાની પણ મહા અગત્યની ચોપડી તેના કર્ત્તા રાવસાહેબ હરગોવનદાસ કાંટાવાળાની તરફથી મળી તે આદરસાથે સ્વીકારીએ છઇએ. આ ચોપડી વેચવા માટે નહિ, પણ પોતાની દીકરી બહેન ચંચળાના લગ્ન પ્રસંગે લોકમાં લાહાણી કરવાને અર્થે પ્રગટ કરીછે. આવે

પ્રસંગે પુસ્તકનું લાહાણું કરવાનો રવૈયો પ્રથમ મુંબાઈના એક ગૃહસ્થે થોડા વર્ષ ઉપર પહેલ વહેલો કાઢયો હતો, અને તેવો આ બીજો દાખલો બનેલો જોઈ અમને આનંદ થાયછે. વાસણ વગેરેના લહાણા કરતાં આ લેનારને વધારે માનપ્રદાયક તથા લાભકારક છે. જો પ્રસંગને અનુસરતાં, અને બધાંને પ્રિય લાગે એવાં પુસ્તકોનું લાહાણું કરવામાં આવે, તો અમે ધારીએ છિયે કે આ રવૈયો ધીમે ધીમે સાધારણ થઈ પડવામાં કાંઈ ઘણી હરકત લાગે નહિ. દાનમાં તો પુસ્તક સર્વોત્તમ, એ આપણા દેશમાં પ્રાચીનકાળથીજ મનાતું આવેછે.

હરગોવનદાસ એ ગૂજરાતી ભાષાના એક જાણીતા સુંદર લખનારછે. અને તે પ્રમાણેજ આ ચોપડીની ભાષા પણ શુદ્ધ, સુંદર, અને હોંસે હોંસે વંચાય એવી સરળ નીવડી છે, જેમ ધોએલો સફેદ વસ્ત્રમાં એક નાનો સરખો પણ શાહીનો ડાઘો આંખને મહા માઠો લાગેછે તેમ આ ચોપડીમાં નજર ચુકથી કોઈ કોઈ સ્થળે જોડણીની ભૂલો જે રહી ગઇ છે તે દીઠામાં ન આવતી હોત તો વધારે સારૂં. કુળવાનને ઠેકાણે કૂળવાન, મોડું ને ઠેકાણે માંડું, તથાપિને ઠેકાણે તથાપી, વગેરે થોડીએક ભૂલો બીજા લખનારોમાં ગમે એવી જુજ, તોપણ આવા લખનારની કલમને તો દૂષણજ લગાડેછે. પ્રૂફ તપાસવાની ગફલતથીજ એ ભૂલો બેશક રહી ગએલીછે. પણ આજ કાલ કાચા લખનારા એનેજ શુદ્ધરૂપ સમજી એ પ્રમાણે આગ્રહથી લખ્યા કરે એવા હોવાથી, સારા લખનારે એ બાબત ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

આ ચોપડીનો વિષય જેમ ઘણો ઉપયોગી, તેમજ પ્રસંગાનુસાર છે. જે વેળા મેસર્સ અરદેશર ફરામજી અને છોયા જેવા કાબેલ પણ પારસી લખનારા પોતાના ઇંગ્રેજી ચોપાનીઆથી આ વિષયને ખૂબ ચર્ચી રહ્યાછે, તે સમે એક અનુભવી હિંદ ગૃહસ્થના એ બાબત શા વિચાર છે તે જાણવું એ ખરેખરૂં અગત્યનું છે. એ પારસીભાઇઓ મિ. મલબારીના વાવટા હેઠે પોતાની કલમ કસી સરકાર કે કાયદાની મદદ અમુક હદમાં વ્યાજબી ગણેછે. આ બાબત રાવસાહેબ હરગોવનદાસનો અભિપ્રાય સ્પષ્ટ તો જણાતો નથી, પણ વિરૂદ્ધ હોય એમ ભાસ થાયછે. તે છતાં એ પારસી ગૃહસ્થો પ્રથક હિંદુસુધારકોને યાહોમ કરવાની જે ભલામણ કરેછે તેની તો કેવળ વિરૂદ્ધજ હરગોવનદાસ પોતાનો વિચાર આપેછે. એ બાબત તો

તેઓ સાફ લખેછે કે "નાતશાહી રિવાજ નાતશાહી બંદોબસ્તથીજ દૂર થઈ શકે" અને નાતશાહી બંદોબસ્ત કરી શી રીતે સુધારો કરવો એજ આ નિબંધનો વિષય છે.

પહેલાં એક બે પૃષ્ટમાં નાતોની ઉત્પત્તિ અને લાભાલાભનો કાંઇક વિચાર કર્યોછે. મૂળ ચારનીજ ચોરાશી અને તેથી પણ વધારે નાતો થઈ ગઈછે, એ સૌ કોઇના જાણવામાં છે. મૂળે એ ચારમાં પણ કન્યાવ્યવહાર હતો. હરગોવનદાસ ત્રિવર્ણમાંજ હતો, એ શા આધારથી લખતા હશે? મનુસ્મૃતિમાં બ્રાહ્મણસાથે શુદ્રીના પણ લગ્નનું વિધાન છે. પણ એ કન્યા વ્યવહાર પરસ્પરનો હતો નહિ. ઊંચવર્ણના નીચવર્ણમાંથી કન્યા નિર્બાધપણે લેતા, પણ આપી શકતા નહિ. માટે કન્યા લેવા દેવાનો વ્યવહાર હતો, એમ ભાઈ હરગોવનદાસ લખેછે, તે પણ અમને યથાર્થ લાગતું નથી. નાતોના લાભાલાભમાં હાલ તો અલાભજ છે, પણ નાતને લાહાણીમાં આપવાના નિબંધમાં એ બાબત વધારે ન વિસ્તારી તે માટે અમે કાંઈ દોષ કાઢી શકતા નથી. કન્યાની તાણ એજ નાની નાતોનો ગેરફાયદો તેમના દિલમાં વસે એવોછે, અને તે વિષે અહિંયાં સારૂં વિવેચન કર્યું છે.

ઇંગ્લાંડમાં પુરૂષ કરતાં સ્ત્રીઓની સંખ્યા સૈંકડે બે ત્રણ વધારે થાય છે એથી ઉલટું હિંદુસ્તાનમાં સૈંકડે સ્ત્રીઓની સંખ્યા ઓછી થાયછે. ગાયકવાડી રાજ્યનું છેલ્લું વસ્તીપત્રક થયું તેને આધારે એ ભાઈ નીચેના ાંકડા આપેછે તે ગૂજરાતના બીજા ભાગને પણ લાગુ પડી શકે ખરા. વસ્તીની સરેરાશ કાઢતાં સ્ત્રીની સંખ્યા સૈંકડે ૮.૨૬ ઓછી માલમ પડે ... જોઇએ,તો તેમનામાં સૈંકડે નવની ખાધ હોયછે,વાણીઆમાં ...ી છે એવી ગણત્રી થઇછે. બ્રાહ્મણો કરતાં વાણીયામાં ... હોવાથી આ બે આંકડા ઉપર અમને કાંઈ શક ...યે ખરૂં. બ્રાહ્મણોની પેટાજ્ઞાતિઓ લઇએ, તો અ...ડામાં ૨૨, વળાદરામાં ૪૧, અને ખડાયાતામાં ૫૦ ...યછે? એટલી થોડી સ્ત્રીઓમાંથી પણ વિધવાઓ ...મકે તે એમાં ગણાઈ ગઇ છે. જ્યાં સ્ત્રીઓની ...ે નાતોનું ભવિષ્ય ખરેખર ભયંકરજ દેખાયછે. ...તા ઉપાયો નહિ લેવામાં આવે, તો મોડી વહેલી ... એમ સાફ દિસેછે.

આ પ્રમાણે અમુક નાતોમાં સ્ત્રીઓની સંખ્યા અસાધારણપણે ઓછી માલમ પડે છે, તેનું કારણ તો એજ, કે તે સમે બીજી નાતોમાં તેની સંખ્યા વધારે હશે; અને એ દુઃખનો આરો તો એજ. છે કે એવી નાની નાની નાતોએ ભેગી થઈ એક મોટી નાત બનાવવી જોઇએ, કે તેમાં સ્ત્રી પુરૂષની સંખ્યામાં ઘણો તફાવત પડવાનો સંભવ રહે નહિ. તોપણ સરાસરી બધીજ નાતોમાં જ્યારે સ્ત્રીઓની સંખ્યા કાંઇને કાંઈ ઓછીજ માલમ પડે છે, ત્યારે તેનાં કાંઈ ખાસ કારણ હિંદુની સંસાર સ્થિતિને લગતાં પણ હોવાં જોઇએ. છોકરીઓ ઉપર માબાપનો અભાવ અને તેથી તેને ઉછેરવા બેદરકારી, કાચી ઉમરેજ તેમની પાસે ઘરસંસાર મંડાવવો, હલકી જાત બૈરાંઓનું ખાનપાન, મંદવાડવેળા તેમને ઓસડવેસડ કરવામાં આળસ ખુલ્લી હવામાં હરવા ફરવાના પ્રસંગ થોડાજ, શ્રીમંતોની સ્ત્રીઓને તો કોઇ જાતની શરીર કસરતજ નહિ, વગેરે જે જે કારણો ભાઈ હરગોવનદાસ બતાવેછે તે વાજબીજ છે અને એ સિવાય પણ બીજાં હશે.

ઉપલા કારણરૂપ અનાચારોને સંબંધે ગ્રંથકર્ત્તા આપણા દેશની અનેક માઠી રૂઢિઓ ઉપર ઉતરી પડેછે, અને પોતાની રમતી કલમથી ઉપલક ઉપલક સારૂં વર્ણન કરેછે. એમાં જનાના સ્કૂલો વિષેની સૂચના, આ પ્રાંત ખાતે નવી અને ધ્યાન આપવાજોગ છે. બંગાળા વિગેરે કેટલાક મુલકો જ્યાં જનાનાની રસમ બહુ જોરપર હોવાથી કન્યાશાળાઓ જામી શકતી નથી, ત્યાં ખ્રીસ્તી મડમો જનાનામાં જઈ પોતાના ધર્મની સાથે સામાન્ય કેળવ આપવાનો પ્રચાર પરમાર્થદાવે ચલાવેછે. રાવસાહેબ હરગોવનદાસ ભલ કરેછે કે આ ઢપને અનુસરી મોહોલ્લાદીઠ પાછલા પહોરના શીખવવાને સારૂ સ્વધર્મી પગારદાર સ્ત્રીશિક્ષકો રાખ અબળાવર્ગ નકામા કુથલામાં પોતાનો વખત ન કાઢત લેવાને શક્તિમાન થાય.

આ બધી માઠી રૂઢિયોમાંથી બને તેટલી નાત કાઢી નાંખવા પ્રત્યેક નાતના સમજુક ગૃહસ્થોએ આખા નિબંધનું નિશાન છે; અને તે પ્રસંગે જે તે દરેક સુધારકે ધ્યાન દઈ મનન કરવાજોગ ખરૂંજ છે, કે નાત એક નાના પાયા ઉપર પ્ર આગેવાનો કાઊન્સલના અધિકારી કે પાર્લામેંટ

જ્યસત્તા ભોગવેછે. સરકાર પણ ન કરી શકે એવી ભારે સજા અથવા કાળાપાણી કરતાં પણ વધારે લાગે એવી સજા તેઓ કરી શકેછે, અને તે એવી આપઅખ્તીઆરીથી કે તેનાપર અપિલ સાંભળવાનો પણ કોઇને અધિકાર નહિ. આવા અધિકારવાળા આગેવાનો ધારે તો શું ન કરી શકે?" પણ, કોઈ જુવાન સુધારક પોકારી ઉઠશે કે, એ આગેવાનોજ નઠારા મૂર્ખ ને વહેમી છે, ત્યાં નાતસુધારાની શી આશા? વાત ખરી, પણ અમે કહીએ છિએ કે તમે સારા, વિદ્વાન, ને સુધરેલા છે, તો આ આગેવાની પોતાને હસ્તગત કરવાને માટે શા માટે મહેનત કરતા નથી? સ્થાનિક સ્વરાજ્યની ચૂંટણીમાં ચૂંટાઈ જેટલો તમે દેશને લાભ કરી શકશો, તેથી પણ દશગણો લાભ નાતની આગેવાની તમારા હાથમાં આવશે તો તમે કરી શકશો. એ આગેવાની મેળવવી કાંઈ અશકય નથી, અગર જો એ આગેવાની મેળવવાને વાસ્તે અલબત્ત બીજે સ્થળે મેળવવાના જે રસ્તા છે તે અહિંયા પણ હુંસ ને ખંતથી વાપરવા તો જોઇએજ. જો આપણા લોકની ચૂંટણીમાંજ ચૂંટાઈ નાતરૂપી પાર્લામેંટમાં સત્તાધીશ થઈ શકાતું નથી, તો ઈંગ્લાંડમાં જઈ ..ના પરધર્મી, અને પરદેશી લોકોને હાથે ત્યાંની શેહેનશાહી રાજ્યસભા ..ટાવાની આશા રાખવી એ કેવળ ફોકટ છે. પણ શુદ્ધભાવથી નિરાભિમા..ણે મહેનત કરે તો વિદ્વાનપુરૂષો પોતાની નાતમાં આગેવાની પામ્યા વિના નહિજ, એમ અમારૂં માનવું છે. ગ્રંથકર્તા આ પ્રસંગે જે લખેછે તે ..બીજ છે. "દરેક નાતમાં થોડા ઘણા ભણેલા ને શુભચિંતક પુરૂષો હોય ..ઓ જો નાતીલાને તથા નાતના આગેવાનોને ઉપદેશ કર્યા કરે તો તેથી ..ર રહે નહિ. નાતભાઇઓનો તેમના ઉપર વિશ્વાસ બેસવો ..ા વર્ગના છે, તેઓ નાતના સારાને માટેજ કહેછે, ..ા નથી, તેમનો હેતુ ધર્મ ખંડન કરવાનો કે નાતને ..ી જો લોકોની ખાત્રી થાય, તો લોકો જરૂર તેમનું ..ેય સુધારકને પોતાના વિચાર દેશકાળની મર્યાદામાંજ ..ક) રાખવાની જરૂર પડેછેજ, તેમ જો સંસાર સુ..ં માન આપી દેશકાળને અનુસરતા સુધારાનુંજ ..તેને ઘણા સમવિચારીઓ ભળી આવે, એના ..નપરદિન વધતુંજ જાય, અને છેવટે એનું ધા..કે એમાં અમને કાંઈ શક રહેતો નથી.

મિ૦ હરગોવિંદદાસ છેવટે ખેડાવાળ બ્રાહ્મણોની નાતે જે સુધારા હાલ પોતામાં દાખલ કર્યા છે તેનું વિગતવાર વર્ણન કરે છે. એ પ્રમાણે અમલ કેટલે દરજ્જે થાયછે તે હવે પછી જોવાનું છે,.તોંપણ નાતસમસ્ત એકઠી થઈ કન્યાવિક્રય, કજોડાં, એક સ્ત્રીપર બીજી કરવી, વગેરે કેટલીક નઠારી રૂઢિઓ સંબંધી કાયદો (ઇંગ્રેજી કાયદાની ઢપનોજ) બાંધે એ થોડું આશ્ચર્યકારક નથી. એ બનાવ એટલું તો સાબીત કરી આપેછેજ, કે નવા જમાનાની કેળવણી પામેલા ગૃહસ્થો યોગ્ય રીતે યોગ્ય સુધારા તરફ મંડે, તો તે નાતને સમજાવી તે પ્રમાણે કરાવી શકે ખરા. આ દાખલો બીજી નાતના પણ સમજુક ગૃહસ્થોએ ખરેખર નકલ કરવા જોગ છે.



# મીઠી મીઠી વાતો.

આ લઘુ પુસ્તક પણ કેળવણીનેજ લગતું છે. નીતિનો બોધરસ દાન કરવાને સારૂ—અને એ રીતેજ તે ઉત્તમ રીતે થઈ શકે છે—મિસ. એજવ… નામની એક બાઇએ ઇંગ્રેજીમાં કેટલીક સરસ વાર્તાઓ રચી છે, … તેમાંના "Parents Assistant". (માબાપનો સાહાયક) એ નામ… એક પુસ્તકને આધારે સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રા… સાહેબ ગણપતરામ અનુપરામે આ ચોપડી બનાવી છે. હવે, વાર્તાદિ… પરભાષામાંથી તર્જુમો કરવો એ ઘણુંજ વિકટ કામ છે, અને તે ભા… મનમાનતી રીતે પાર પડેલું જોવામાં આવે છે. ઘણીવાર એમ મ… પડેછે કે ભાષાંતર શુદ્ધ, સરળ, અને રૂઢ હોયછે, તોપણ મૂ… શોધ્યો જડતો નથી. આમ થવાનું કારણ એછે કે … ભાષાંતર કરવામાં ફક્ત ભાષા ફેર કરવો એજ બસ ન… તમામ બનાવો તથા વિચારને પણ જે લોકને સારૂ તેના દેશકાળને અનુસારી કરી નાંખવા એ પ્રથમ જ… પ્રાચીન કવિઓએ સંસ્કૃતમાંથી જે આખ્યાનો ગૂજર… નિયમ અવશ્યે પાળ્યો છે. અને તે કારણથીજ તે… એટલી ખામી હશે, તોપણ તે આજપર્યંત લોક… કોઇ કવિઓ આ નિયમનું અગત્ય ને સમજત… ગયા છે, તેના ગ્રંથો ઉધાઇનોજ ભક્ષ થઈ પડ…

કરવો એ ભાષાંતરકારનું કામ નથી એમ કેટલાક લોક સમજે છે, અને એ કારણથી જ્યારે તેઓ મૂળ સંસ્કૃતથી કાંઈ ભિન્ન દેખે છે ત્યારે તુર્તજ પ્રેમાનંદ જેવા સર્વોત્તમ કવિની કૃતિને પણ દૂષિત ગણવા તત્પર થાય છે, અને કહેછે કે એને ભાષાંતરજ કેમ કહેવાય. એને ભાષાંતર કહો કે ગમે તે કહો, પણ એ પદ્ધતિથીજ મૂળ ગ્રંથનો રસ તથા બોધ શ્રોતાઓને સાક્ષાત્કાર થાય છે, અને તે સાક્ષાત્કાર થવાના હેતુને માટેજ મૂળ ગ્રંથકારો પોતાનાં કાવ્ય કે આખ્યાન લખી ગયા છે. અમે તો એને ભાષાંતરજ કહીએ છિએ. અમારા વિચારે ભાષાંતર ત્રણ પ્રકારનાં છેઃ—શબ્દાનુસારી, અર્થાનુસારી, અને રસાનુસારી. રસાનુસારી ભાષાંતરમાં શ્રોતાના દેશકાળને અનુસરવાની પ્રથમ જરૂર છે, કેમકે નહિંતો રસને સ્થળે વિરસ કે કુરસ થઇ જાય. રસાનુસારી ન કહેવું હોય, તો એને દેશકાળાનુસારી (Adaptation) કહો, પણ એમ કર્યા સિવાય એક દેશનું કે એક કાળનું કાવ્ય બીજા દેશકાળના લોકને કદી પણ ધારેલો રસ આપી સકશે નહિ. શેકસપિયરે પોતાના નાટકો દેશકાળાનુસારી કર્યાં છે તેથીજ તે ઇંગ્રેજીમાં મહાપ્રસિદ્ધિને પામ્યાં, અને જો તેને હિંદની ભાષાઓમાં ઉતારવાં હોય તો પુનરપિ અહિંયા તેમ કર્યા વિના કદી પણ તે લોકપ્રિય થાય નહિ.

રસશાસ્ત્રનો આ નિયમ ન જાણવાથી હાલ આપણામાં કાવ્યોના તર્જુમા થાયછે તે લોકોને એવાતો નિરૂપયોગી માલમ પડેછે, કે ગ્રંથકારો ...ા તેમના વાંચનાર એ બંનેના લાભની ખાતર આ પ્રસંગે આટલું ... વિવેચન પ્રદર્શિત કરવું એ અમને ઉચિત લાગ્યું છે, અને વળી ... વાર્ત્તાના ભાષાંતરની સાથે નિકટ સંબંધ છે. ભાઈ ગણ... બરાબર રસાનુસારીજ છે, અને તે એટલે દરજ્જે ... પ્રસ્તાવનામાં સૂચવી ન હોત, તો અજાણ્યા વાંચ... ન લાગત કે આ વાર્ત્તાઓ મૂળે ઇંગ્રેજીમાંથી લીધેલી ...ંજ તે દેશની સ્થિતિ કે રીતભાતને લગતું કાંઈ ... સારી ભાષાંતરમાં પણ આવ્યા વિના ન રહેજ, ...ાઈ કોઈ સ્થળે એવો વિચક્ષણ વાંચનારને ભાસ ... સાધારણપણે આ વાતો જાણે આપણા દેશની ... એમ પાને પાને પ્રતીત થાયછે. ભાષા પણ ...ા, શુદ્ધિ, અને રૂઢિથીજ રચાએલી છે, દોષ

કાઢવા બેસીએ, તો અતિશ્ફલત્વનોજ કદાપિ નીકળી શકે એમ છે, જેમકે ચોપડીનું નામજ "મીઠી મીઠી વાતો" એમ ન પાડતાં મનમોહન વાર્તાઓ કે કાંઈ એવું જરા વધારે ગંભિર પાડયું હોત, તો તે વધારે ઉચિત થાત એમ કોઈ કહી શકે.

એમાં ચાર વાર્તાઓ છે, અને તે દરેક સુબોધકારક રસથી ભરેલીછે. એના મુખ્ય પાત્રો અલબત્ત બાળકોજ છે, અને તેમની રીતભાત, ઉદ્યોગ, તથા રમતનાં વર્ણન આબેહુબ આપણા દેશને લાગુ પડતાં છે. પાત્રોનાં આચરણ ઉપરથી ઉત્તમ નીતિનો બોધ મળેછે, અને સંકળના રસ એવો છે કે છોકરૂં હાથમાં લે તો તે વાર્તા પૂરી થાય ત્યાંસુધી તેને એ ચોપડી પાછી મૂકવાનું મન થાય એમ નથી. સરકારે પોતેજ ઇનામો તથા કન્યા શાળાઓના ઉપયોગને માટે મંજુર કરી એ ચોપડી છપાવી, એ બહુ સારૂ કામ કર્યું છે, અને અમે ઇચ્છીએ છિયે કે ઇનામોમાં આ ચોપડી ડેપ્યુટી સાહેબો છૂટે હાથે વાપરે.

---

## सावीत्री नाटक.

એ વિષયનું પરમપવિત્ર આખ્યાન મહાભારતમાં છે તેતો સર્વેના જાણ્યામાં હશે. યુરોપની પણ કેટલીક ભાષાઓમાં એનો તર્જુમો થઈ ચૂકયો છે એવું એ મૂળમાં અદ્‌ભૂત મનોહર છે. એ મૂળને આધારે આપણા શી
કવિ શંકરલાલ માહેશ્વરે સંસ્કૃતમાં એક મોટું નાટક બનાવી થોડાક
પર પ્રસિદ્ધ કર્યું હતું, તેનું આ ગૂજરાતીમાં વિશ્વનાથ વિ
કેશવલાલ હરિરામ ભટે ભાષાંતર કીધું છે. ભાષા શુદ્ધ
સાથે સમજાય એવી છે. સંસ્કૃતમયી ગૂજરાતીને વખે
એકાદવાર કહી ચૂકયા છઇએ કે હાલ કેટલાક શાસ્ત્રી
લખેછે તેમાં સંસ્કૃત શબ્દો પારવિનાના હોયછે, તો
દોષને પાત્ર થતી તથી, કેમકે તેમણે યોજેલા શ
પણ સંસ્કૃત પ્રાકૃતમાં વપરાએલા માન્ય શબ્દો
સંસ્કૃતમયી ગૂજરાતી ભાષાનો આ પુસ્તક
કેટલાક માસિકમાં પણ આવી ભાષા લખનાર

આ નાટક રંગભૂમિને યોગ્ય નથી, આ

એ કાંઈ નિર્દોષ નથી. પાત્રોના સંભાષણમાં દીર્ઘસૂત્રી પાંડિત્ય એ અમને એનો એક મોટો દોષ લાગેછે. પણ વસ્તુ રસમય, વાણી ગંભિર, અને સંકળના સતત્ચાતુર્યમય હોવાથી અભ્યાસાલયમાં વાંચતાં તો બેશક સારો રસ ઉપજાવે એવું એ નાટક છે. એની સૌથી મોટી ખૂબી તો એ છે કે એમાંથી પ્રત્યક્ષરે સુનીતિનો બોધ મળેછે, અને સ્ત્રીઓને માટે તો એવું કોઈ બીજું પુસ્તક નથી. સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો ગૂજરાતીમાં નથી એવી ફરીયાદ કરનારને તે પૂરી પાડવાનું આ એક સર્વોત્તમ સાધન છે. એનો પરમ ઉપયોગ આ દિશામાં હોવાથી સ્ત્રીવર્ગ હોંસથી વાંચે એવી સરળ ગૂજરાતી ભાષામાં લખ્યું હોત તો વધારે સારૂં થાત, અગર જો એ ભાષા સામાન્યતઃ તો નિર્દોષજ છે એમ અમે ઉપર કહી ચૂકયા છિયે.

**चण्डीपाठना गरबा** તો કેટલાક વખતથી આચાર્ય વલ્લભજી હરિદત્તના પરિશ્રમથી પ્રગટ થઈ ચુકયાજ હતા. પણ આ આવૃત્તિનું વિશેષ લક્ષાકર્ષણ એ છેકે તેની સાથે એના કર્ત્તા શ્રી રણછોડજી અમરજી દિવાનનું જન્મચરિત્ર આપણા એક જાણીતા લખનાર ભાઈ ગણપતરામ વેણીલાલ ઓઝાની કલમથી લખાઈને બહાર પડયું છે. આ ચરિત્રની બહુજ જરૂર હતી, કેમકે રણછોડજી દિવાન આપણા જુના મુતસદીઓમાં ખરેખરા એક નમુના લાયક પુરૂષ હતા, તેઓ જેવા રાજકાજમાં, તેવાજ યુદ્ધકળામાં કુશળ હતા; તથા
રીતે રાજકાજ તથા યુદ્ધોમાં રોકાએલા છતાં તેઓ હમેશાં કેટલોક
ખાનગી વિદ્યાનંદમાં પણ કાઢી શકતા હતા. એમને સંસ્કૃત તથા
પારૂં જ્ઞાન હતું, અને વ્રજ તથા ગૂજરાતીમાં પોતે હમેશાં
ંઇ કાંઈ જોવામાં આવ્યું છે તે ઉપરથી ગૂજરાતી
ન અમને વધારે પસંદ પડેછે, અને તેથી અમે ઈ-
ગણપતરામે આ છપાએલા ગરબા ફરીથી છપાવ-
નાં જો એકાદ રણછોડજીકૃત નાનું સરખુ હિંદુ-
તો વધારે સારૂં થાત, જેમકે કુવલયાનંદનું એમણે
મ જે અત્રે કહેવામાં આવ્યું છે તે કેવું હશે
નહિ થાય? તેમજ ધર્મશાસ્ત્રનું ભાષાંતર કર્યું
હોવુંજ જોઈએ. માટે કોઈપણ સૌરાષ્ટ્રીભા-
ા પુસ્તકોનો સંગ્રહ તો ટીકાસહિત છપાવવો-

જ જોઇએ, અને તેવા પુસ્તકનેજ રજવાડામાંથી ઘટતો આશ્રય હાલને સમે તો મળ્યાવિના નહિજ રહે. રણછોડજીદિવાને ફારસીમાં તારીખે સોરઠ નામનું ઐતિહાસિક પુસ્તક બનાવ્યું છે તેની સઘળે પ્રશંસા થાયછે, અને તેનું ભાષાંતર મુંબાઈ ઇલાકામાં જાણીતા વિદ્વાન જેમ્સ બર્જેસ સાહેબે ઇંગ્રેજીમાં કર્યુંછે. એમ છે તો રણછોડજી દિવાને પોતાની સ્વભાષા અથવા સ્વભાષા જેવીજ જે વ્રજ તેમાં બનાવેલાં પુસ્તકોની પ્રસિદ્ધિ તેના દેશી- બાઇઓ તર્ફથી હજી થઈ નથી એ આપણનેજ ઘણુંજ શરમાવા જેવુંછે.

---

# कादम्बरी.

પઆ છગનલાલ હરિલાલ બી. એ. એ આ નામાંકિત પુસ્તકનો ત- ર્જુમો કરીને ગૂજરાતી ભાષાના ટુંકા ગ્રંથભંડોળમાં અગત્યનો વધારો કર્યો છે. એ મૂળગ્રંથનો કર્ત્તા સંસ્કૃતમાં બાણપંડિત છે; એણે પોતાના કાવ્યમાં શોધી શોધીને એટલા બધા અલંકાર ભર્યાછે કે હવે પછીના કવિને ન[illegible] એક પણ ઉપમાન ઉપમેય મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. એ ઉપરથી વિ- દ્વાનવર્ગમાં એક કહેવત ચાલે છે કે बाणोच्छिष्टं जगत्सर्वं, એટલે, દુનિ- યામાં બીજા કવિયોમાં જે જે રસાલંકાર હોય તે બાણના ઉચ્છિષ્ટ એટલે તેના ગ્રંથમાંથી લીધેલાજ સમજવા.

આ ગ્રંથ રસચાતુર્ય શૈલીનો એક સર્વોત્તમજ નહિ, પણ અ- નમુનો છે. એની જગતમાં જોડીજ નથી. જેમ દુનિયામાં જીપ્તના પિરામીડ, ને ચીનનો કોટ, તેમ આ કાદમ્બરી ગ્રં એકોજ, અનુપમ, ને જેનો વિચાર વાંચ્યા વિના બંધ એક ગ્રંથ છે.

આવા ગ્રંથનું વિવેચન કરવું કાંઈ હાંસિ ખે તાં કવિની આખી જીંદગી પૂરી થઇ અને તેના એ પૂરો કર્યો, તે ગ્રંથનું યથાર્થ વિવેચન ઘણા કરવું એ અનાહુત અન્યાયજ કહેવાય. માટે હા ષાંતર વિષેજ કાંઇક અમારા વિચાર આપીએ આપણા પેલા જુવાન કોડીલા લખનારાઓને

પીએ છીએ કે તમે એની નકલ કરવાપર ઉતરી પડશો નહિ, કેમકે એ ચાતુર્ય શૈલી બાણ કવિને હાથે રસમય નીવડી એ ખરૂં, પણ તે એવી અસ્વાભાવિક છે કે એનું છેવટ બહુધા રસહીન કંટાળાભરી શબ્દને અર્થની ક્લિષ્ટતામાંજ આવી રહેછે.

આ ભાષાંતર અસાધારણ કાળજી, સમજ, તથા ચતુરાઇથી કરેલું જણાય છે. કાદમ્બરીની ગુંથણી સંક્ષિપ્ત અને ડગલે ડગલે શબ્દાલંકારથી ભરપૂર હોવાને લીધે એનું ભાષાંતર કરવું બહુજ મુશ્કેલ અને સંસ્કૃત સાથે નિકટનો સંબંધ ધરાવનારી આપણી પ્રાકૃત ભાષાઓ સિવાય બીજીઓમાં તો તે થવોજ અશક્ય એમ અમારો દૃઢ મત છે. તે છતાં આ ભાષાંતરતો ગૂજરાતી વિદ્વાનને હર્ષથી વાંચવા યોગ્ય થયું છે, એ આ ભાષાંતરકારની અત્યંત કાળજી તથા ચતુરાઇનુંજ ફળછે. ભાષા સર્વત્ર પ્રૌઢ, શુદ્ધ, અને રૂઢ પણ છે. એમાં સંસ્કૃત શબ્દો પુષ્કળ છુટથી વાપરેલા છે એમાં જરા પણ સંદેહ નથી, પણ તે સંસ્કૃત શબ્દો બહુધા ગૂજરાતી શિષ્ટ ગ્રંથો કે શિષ્ટ મંડળમાં વપરાતા અથવા વપરાઇ શકે એવા છે. શ્લેષપદના ભાષાંતરમાં તો ઘણીજ ચતુરાઈ વાપરી છે. આવે સ્થળે ભાષા કાઠિન્ય આવ્યાવિના રહેજ નહિ, પણ તે છતાં નોટની મદદથી ગૂજરાતી વાંચનારને તે સમજાઈ શકે એવાં છે.

ભાષાંતરકારે પ્રથમતો મૂળ ગ્રંથનો રસ પોતે સમજવા સારી મહેનત ।ધેલી જણાય છે, અને એ પ્રમાણે રસવૃત્તિનો ગંથકારસાથે સમભાવ
આ ભાષાંતર સરસ નીવડયું છે. એ રસ વાંચનારને દેખા
સ્થળે સંક્ષિપ્ત પણ સફળ ઇસારા કર્યા છે. ગ્રંથને અંતે
બ્દોનો કોષ આપ્યો છે, તે પણ સાધારણ વાંચનારને
ડશે.

ાણભટ્ટનું જિવન ચરિત્ર તથા તેની ગુણ ગણના
. ત્યાર પછી કાદમ્બરીની કથાનો સાર સંક્ષેપ
ા જરૂરનોજ હતો. બાણભટ્ટે વસ્તુસંકળના
કરી છે, અને પૂર્વાર્ધના લગભગ અંત સુ-
ાજ રહેછે, કે કેટલાક શાસ્ત્રીઓ પણ એનો
ા. એની કથાનો સાર એકઠો કરવો એ

દરિયામાં ડુબકી મારી મોતી કાઢવા બરાબર છે. વાતનોતો કાંઈ પત્તો લાગતો નથી એમ કહી ઘણા સાધારણ વાંચનારને સંસ્કૃત કાદમ્બરી છોડી દેતા અમે જોયા છે, અને એમ છેતો ગૂજરાતી વાંચનારને તો બેશક આ-વી સહાયતાની જરૂરજ હતી.

અર્થાત:—આ કાદમ્બરીનો દુર્લભ સ્વાદ ગૂર્જર પ્રજા ચાખે તેને માટે જેટલી સુગમતાઓ કરી આપી શકાય તેટલી કરી આપવામાં બાઇ છગ-નલાલે કાંઈ પણ કસર રાખી નથી, અને હવે એનો સ્વાદ પરિપૂર્ણ ચાખ-વો એ વાંચનારની શક્તિ ઉપરજ આધાર રાખેછે, કેમકે ગમે એટલી સુ-ગમતા ભાષાંતરકાર કરી આપે, તોપણ કાદંબરી એ ગ્રંથજ એવો છે કે સંપૂર્ણ લક્ષ અને ક્ષણેક્ષણ વિચાર કર્યા વિના સાધારણ વાંચનારથી કદી પણ પૂરેપૂરો તેના રસની સાથે તે સમજાય એમ નથી. એક વૃજભાષાના કવિએ નીચલો સોરઠો લખ્યો છે તે આવા કાવ્યને બરાબર લાગુ પડેછે.

**मिस्रीपान समान, छूँवत कठिन लागत कहति;**
**जौ कीजे रसपान, तौ जानै रसना रसहि.**

ભાવાર્થ:—"શેરડી અડકયાથી કઠિણ લાગેછે અને તેને ચાવતા મહેનત પડેછે, પણ જ્યારે તેના રસનું પાન કરીએ છીએ, ત્યારે જીભ જાણેછે કે આ સ્વાદ કાંઈ ઓરજ છે. તેમ કાવ્યના રસનું છે." અમે કહીએ છીએ કે બીજા કાવ્યનું તો હો કે નહિ; પણ બાણભટ્ટની વાણીનું તો એમજ છે.

---

# ગૂજરાતી પુસ્તકવૃદ્ધિ

ગૂજરાતી ભાષામાં પુસ્તકો વિગેરેની વૃદ્ધિ ઉત્તરોત્ત
ઘણો સંતોષ થાયછે. કાંતો વાચક વર્ગ વધ્યોછે કે કા
તરફથી હવે વિદ્યાને આશ્રય મળવા લાગ્યો છે.
વિશેષ બળવત્તર હો, પણ એ બનાવ આખા
બાદીજ આપવા જોગ છે, અગર જો એ વૃ
તો તે આપવામાં યોગ્યાયોગ્યતાનો વિવેક
લખાણ વધી પડવાનો પણ સંભવ રહેછે

આપણા પુસ્તકોની વૃદ્ધિનો ઇતિહાસ જોતાં રાજસ્થાનો તર્ફથી એ કામમાં કેટલોક વિવેક વપરાતો હોય એમ માલમ પડેછે. એ વૃદ્ધિ એ અરસા ઉપર છપાનીયા કે ચીંથરીઆ ચોપડીઓથી શરૂ થઈ પણ હાલ જોઇએ છિયે તો માલમ પડેછે કે જે છપાનીયાં નમાલાં હતાં તે ઘણાંખરાં આપોઆપજ સ્વાભાવિક મોતને આધીન થઈ ગયાં છે, અને ચીંથરીઆ ચોપડીઓ પણ હાલ થોડીજ નીકળે છે.

એથી ઉલટું હાલ જે પુસ્તકો નીકળેછે તેમાંનાં ઘણાંક તો ખરેખરાં સારાંજ માલમ પડે છે. સારાં તે વિષયમાં, શૈલીમાં, કદમાં, અને છપાઇમાં પણ. હમણાં અમારી ટેબલ ઉપર ૨૮ પુસ્તકો ગયા પાંચ માસમાંજ ભેગાં થઇને પડેલાં છે તેમાંનાં ૧૦ તો દેખાવમાં ઇંગ્રેજી પુસ્તકો જેવાં છે, અને તેનું સરાસરી કદ આઠ પેજી ૩૦૦ પૃષ્ટ કરતાં પણ વધારે થવા જાયછે. એમાંના ત્રણ તો લગભગ ૯૦૦ પૃષ્ટનાં છે અને બીજાં ત્રણ સુંદર સોનેરી પૂઠાનાં છે. એ અઠાવીસે ચોપડીઓમાં એકે છેક નમાલી કહેવાય એમ નથી, અને લગભગ અર્ધોઅર્ધ તો તે પોતપોતાના વિષયમાં વખાણવા લાયકજ છે, જેમાંનું એક પણ દશ વર્ષ ઉપર પ્રગટ થયું હોત, તો અમે તેને બેશક નાના સરખા પણ છૂટા વિવેચનનેજ જોગ ગણત. પણ હાલ તો પુસ્તકોની વૃદ્ધિ એટલી બધી છે કે તેની ટુંક પહોંચ પણ લખવી મુશ્કેલ થઈ પડેછે. ગયા જ્યુન માસમાં અમે ૩૩ ચોપડીઓની માત્ર નામાવલિજ આપી હતી, અને તેમાં વચન આપ્યા મુજબ અમે તેની ટુંક નોંધ લઈ ચૂક્યા
[illegible] બીજી ૨૮ વિવેચનને માટે રજુ થઈ ચૂકી છે.

તકોની વૃદ્ધિ એટલે દરજ્જે આવી પહોંચીછે કે હવે
વેચન”ની ખાસ જરૂર છે, અને તે તર્ફ અમે
ધ્યાન ખેંચીએ છિયે. હવે ગૂજરાતી પ્રજાએ
ચાલુ માસિકોથી થઇ શકશે. એ કેવળ મિથ્યા
ીડવાય, પણ વર્ત્તમાનપત્રોએ તો એ કામ
ે એ કામને યોગ્ય પણ નથી. માસિકો હજી
ે. પણ અમે તો કબુલ કરીએ છિયે કે
હાલ કેટલાંક પુસ્તકો તો એવાં પ્રગટ
નેજ યોગ્ય છે.—જેમકે મિ. ત્રિપાઠીકૃત
સ્વબુદ્ધિજન્ય તેવીજ પંડિતાઈ ભરે.

લી, અને પંડિતાઈ ભરેલી તેટલીજ રસમય છે. ઇંગ્રેજી ભાષામાં લખાએલી નામીચી નૉવેલો સાથે એનો મુકાબલો કરી શકાય એમ છે, અને એ કરણઘેલો છે તે કરતાં પણ કેટલીક બાબતોમાં બહુ ચઢીયાતી છે. અલબત્ત એમાં કેટલાક ગંભીર દોષો પણ છે, પરંતુ તેટલા માટેજ અમે કહીએ છિયે કે આવા પુસ્તકને ઘટતો ન્યાય મોટા ત્રૈમાસિક વિના કદી પણ આપી શકાય નહિ.

તેમજ **ब्रहत् काव्यदोहन**નાં જે બે મોટાં પુસ્તકો (આશરે નવસેં નવસેં પાનાનાં) પ્રગટ થયાં છે તે અને હવે પછી બીજાં આઠ પ્રગટ થનાર છે, તેના જેવું ગૂજરાતી ભાષાને બીજું અભિનંદનીય શું હોઈ શકે ? જ્યાં સુધી આપણે આપણા શિષ્ટકાવ્યો પ્રગટ કરી ચૂક્યા નથી, ત્યાંસુધી આપણામાં જે સાક્ષરત્વ કાંઈ દેખાય તે માત્ર વેળુની ભીંતના જેવુંજ સમજવું. **श्री विक्टोरियानुं जीवनचरित्र** એક ખરેખરૂં ઉમદા પુસ્તક છે. એજ કર્ત્તાની **अरेबियन नाइट्स** પણ એક ફક્કડ ભાષાંતર છે. **घरसत्ता** એ બાઈ મહાલક્ષ્મીકૃત સ્માઈલના "સુલક્ષણ" નામ ગ્રંથના એક પ્રકરણનું મહા સુબોધકારી ભાષાંતર છે, અને બીજા એના ગુણ ન ગણીએ તો પણ કર્ત્તા સ્ત્રી છે એજ વિવેચક તરફથી સારો સત્કાર મળવાનું સબળ કારણ છે. **प्रमाण सहस्त्री** એ એક મહાસ્તુત્ય ગ્રંથ છે, પણ એનું નામ સંભારતાં અમને ખેદ થાયછે, કેમકે અમે એનું હોંસભેર કાંઈક વિવેચન કરવાનો વિચાર રાખતા હતા એ દરમ્યાન એના [illegible] ગજી ઠાકરશીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો છે.

**वीरमंडळ**નો બીજો ભાગ, **इंद्रजितवध** [illegible]
લાંક પુસ્તકો વિવેચન યોગ્ય છે, અને બનશે તો
લાંક વિષે અમે બોલીશું, પરંતુ આ સ્થળે અ[illegible]
આવાં આવાં અને આટલાં પુસ્તકોનું તોલન [illegible]
હવે દેશમાં જરૂરનું થઈ રહ્યું છે. સારૂં વાર્ત્તિ[illegible]
લેખક વર્ગને પણ ઉપકારક છે. જ્યાં ઘણા
કયા છે અને કોને આશ્રય આપવો જોઇએ
પડેછે, અને તે ખોટ સારા ત્રૈમાસિક [illegible]
તો વાંચનારા ગુંચવાડામાં પડે અને [illegible]

ર ભાજી ને ટકે શેર ખાજાં એમ સાક્ષરત્વ નગરીમાં થઈ જાય. તેમજ સારા વાર્તિકવિના ગ્રંથકારને પોતાની ખામીઓ માલમ પડતી નથી, અને તેથી તે જે ખોટી લઢણપર ચઢ્યો હોય છે તેને વળગી રહી પોતાની શૈલીમાં ઘટિત સુધારો કરી શકતો નથી.

**स्थानिक स्वराज्य.** બનાવનાર રાવસાહેબ કેશવલાલ મોતીલાલ વકીલ તથા છપાવી પ્રસિદ્ધ કરનાર ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી. **स्थानिकराजकीय स्वसत्ता,** રચીને છપાવી પ્રસિદ્ધ કરનાર રાવસાહેબ મરામ શંભુનાથ, પેન્શનર ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

આ બંને પુસ્તકો એકજ વિષયના અને વર્નાક્યુલર સોસાઇટીની માગણી ઉપરથી લખાએલાં છે. આમ હોવાથી બંનેનાં પેટાવિભાગો લગભગ સરખાજ છે. બંનેના ગુણદોષ પણ એકજ વર્ગના છે. બંનેમાં સામાન્ય ભૂલ થએલી એ માલમ પડેછે કે સ્વરાજ્યને પ્રજાસત્તાકરાજ્ય સાથે એક રૂપ અથવા તેનું પેટારૂપજ ગણી નાંખ્યું છે. યોગાર્થ ( Etymological meaning ) નેજ વળગી રહીએ તો એમ ભાસ થાય ખરો પણ એનો રૂઢાર્થ કેવળ જૂદો છે અને આ નિબંધોમાં તેનુંજ કામ હતું, તે છતાં 'સ્થાનિક સ્વરાજ્ય' એ શબ્દ હાલ નવોજ ઘડાએલો છે તેથી આવી ભૂલ થાય એ ાં અમને કાંઈ વિશેષ આશ્ચર્ય લાગતું નથી.

રાજકાજના બે ... ડી શકેછે—પાદશાહી અને સ્થાનિક. સમસ્ત
જે કામો કરવાના હોય તે પાદશાહી; અને
કે પ્રાંતના હિતને સારૂં અને તેનેજ લગતાં
ાનિક કામો તે સ્થાનના લોક પોતપોતાની
નિક સ્વરાજ્ય કહેવાય છે, અને તે અ-
ભાષામાં ચાલુ થયોછે.

મયારામે. ભરતખંડનો ઇતિહાસ આર્યો
ના છેવટ સુધીનો બે સ્કંધમાં આપ્યો
છે, અગર જો તે જાતે રસિક અને
નકમાં મંત્રીમંડળો કેમ રાખવા વિગેરે
નો ટાંકો વ્યાખ્યાન કર્યુંછે તે પણ

સ્થાનિકસ્વરાજ્યની સાથે કાંઇપણ સંબંધ ધરાવતું નથી, અગર જો તેપ
સુબોધદાયક તથા રસભર્યું તો છેજ. આ પ્રમાણે રાજધર્મ ઉપર ઉતર્ટ
પડવા કરતાં સ્થાનિક કામકાજ આપણા દેશમાં અસલથીજ લોકો પોતાની
મેળે કરતા આવેછે એમ દેખાડવાની વધારે જરૂર હતી, અને આ બા-
બત ભાઈ કેશવલાલે કાંઇક ઠીક ઇશારા કર્યાછે. તોપણ હિંદુઓના ગ્રામ-
મંડળ (Village communities) વિગેરે પુસ્તકોની સહાયતા લીધી
હોતતો એ વાત એથી પણ વધારે નિર્વિવાદપણે પુરવાર થઈ શકત, ખરી
વાતતો એછે કે આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્ય બીજા કરતાં પણ એ-
ટલુંબધું હતું કે આટલાંબધાં પરરાજ્યો થઈ ગયાં અને તે ઘણાં જુલમ-
ગાર હતાં, તોપણ દેશીઓને તે જુલમ ઘણો જણાયો નહિ, કેમકે પોતાને
દરરોજના સંબંધના તમામ કામકાજોતો તેમના પોતાનાજ સ્વાધીનમાં
હતાં, અને એમ હોવાથી તે રાજ્યોની સામા થવાની ગ્રામમંડળોને જરૂર
પડી નહિ.

કાળે કરી જૂની સ્વરાજ્યની પદ્ધતિઓ ઈંગ્રેજ સરકારનું રાજ્ય થયું
તે વેળા શિથિલાવસ્થાને પહોંચી હતી, અને પાછલા સો દોઢસો વર્ષની
અંધાધુંનીથી લોકો એવા સાર્વજનિક બુદ્ધિ વિનાના, ટુંકી નજરનાં, આપ
આપનુંજ જોનારા, તથા બીકણ ને કાયર થઈ ગયા હતા, કે તેમનાથી
તે શિથિળ થઈ ગએલી પદ્ધતિઓ પણ બરાબર ચાલી શકતી નહોતી.
આ બધાં કારણોથી તે બંધ કરવામાં આવી [illegible]
દરકાર રાખી હોય એમ જણાતું નથી. પર
માલમ પડવા લાગ્યું કે આવા મોટા રાજ્યનો
સામિલ રાખ્યા વિના જોઇએ તેવો ચાલ
લોકને સ્વરાજ્યની સત્તા કેમ અને કેટલી અ
ગ્યો. અગાઉ લાર્ડ નાથર્બ્રુકે કાંઇક આરંભ
ત્તાનો મજબૂત પાયો નાંખવાનું માન લે
સાહેબને હાથે તા. ૧૮ મી મે સને ૧૮૮
રકારે મોટો ઠરાવ બહાર પાડ્યો તે
સ્વરાજ્ય સત્તાનો મોટો પટો ગણાશે
સરકારે જે બે આક્ટ (સને ૧૮૮

છે તેની સમજ આ બંને પુસ્તકમાં ઠીક આપી છે, પણ રાવસાહેબ કે-શવલાલ વકીલે પરિશિષ્ટરૂપે તે મૂળ આકારમાંજ આપ્યાછે તેથી એમની ચોપડી વધારે કિંમતી થઈ પડે છે.

આ બંને પુસ્તકોનો મુકાબલો-કરવા બેસીએ તો સોસાઇટીની પેઠે અમારે પણ છેવટ પસંદગી ભાઈ કેશવલાલનાજ પુસ્તકને આપવી જોઇએ. રાવસાહેબની ભાષા સારી અને શૈલી રસવાળીછે, પણ પ્રસ્તુત વિષયનો વિસ્તાર થોડો, અને કોઇક ઠેકાણે અનુચિત પણ છે. સરકારી વહીવટની સામા જોઇએ તે કરતાં વધારે સખ્તાઇથી લખવામાં આવ્યુંછે, અને તે છતાં છેવટે લોકને તો તેમની યોગ્યતા માટે મોટું આમળા જેવડું મીડુંજ મયારામભાઇએ આપ્યું છે. પોતે લખેછે કે "હજુ સુધી એ કામ લોકોથી કરાવવાનો સમય આવ્યો નથી. તે કયારે આવશે? તો તે વિષે કહેવું પ્રાપ્ત છે ને જ્યારે ઇંગ્રેજી ભાષા શીખવાની સ્કૂલો પ્રગણે પ્રગણે તથા કસ્બે કસ્બે થશે અને તે સસ્તે મૂલે મળશે અને તે કેળવણી પૂરી યુનિવરસિટીની પ્રવેશક પરીક્ષામાં પાસ થવાય તેટલે સુધી મળશે. ત્યાર પછી ૭–૮ વરસે તે વિદ્યાની કેળવણી લીધેલા લોકો પોતાના ધંધામાં પડશે, અનુભવ મે-ળવશે, તથા ખરૂં ખોટું સારાસાર સમજવા લાગશે; નિરિચ્છપણે કામ પોતાના દેશકલ્યાણાર્થે કરવાને મન કરશે; અને દેશકલ્યાણાર્થે તન મન ધનનો ખરચ કરવાની ઉત્કંઠા ધરશે; ત્યારે અને ત્યારેજ એ સમય આ-વશે."!!! મયારામભાઇનું આમ થશે, આમ થશે, એ બધું નોંધતાં મારાં [illegible] ણ અકડાઈ ગયાં, અને સાર નીકળ્યો એકે આ બ-[illegible] ને યોગ્ય મયારામભાઇની ગણત્રીએ થવાના ન-[illegible] વચાર છે, પણ એમાં અમને આશ્ચર્ય [illegible] તો પછી સરકારી સત્તાથી જે કામો [illegible] ના શું કામ હદપાર જઇને પોતાની કલમ [illegible] એતો એ કામ કરવાં જોઈએજ.

૨૬. આ નાનું પુસ્તક આવ્યું છે તો [illegible] એની વિશેષ પહોંચ આપવી એ અમને [illegible] (વાર્ત્તાઓ) નો શોખ ઉત્પન્ન થયોછે, [illegible] દર્શાવનારી એક પણ સારી વાર્ત્તા [illegible] "સદ્ગુણી વહુ" ને દરેક હિંદુ

ઘરમાં પધારવાનું પ્રેમપૂર્વક આમંત્રણ કરીએ છીએ. આ વાર્ત્તા હિંદુ સં- સારસ્થિતિનું એક ઉત્તમ, રસભર્યું, અને આબેહુબ ચિત્ર છે. એ પ્રથમ બંગાળીમાં કોઈ દેશી ગૃહસ્થે રચ્યું છે, અને તેનો ઇંગ્રેજીમાં તર્જુમો પણ થએલો છે. આ ગૂજરાતી ભાષાંતર મૂળ બંગાળી ઉપરથી કે ઇંગ્રેજી આધારે કર્યુંછે તે આ ચોપડીની. પ્રસ્તાવના જોતાં સ્પષ્ટ સમજાતું નથી. તેમજ ભાષાંતર કર્ત્તાનું નામ પણ આપ્યું નથી. એ બાબતોગમે તેમ હો, પણ અમે તો કહીએ છીએ કે એ જાણે ભાષાંતર નહિ પણ ગૂજરાતી ભાષાનો સ્વતંત્ર ગ્રંથજ હોય એવું શુદ્ધ ને રૂઢ ભાષામાં લખાએલુંછે. એની સંકળનાદિક બાબતોનું જો બીજી ભાષાના સાહિત્ય ગ્રંથોને મુકાબલે તો- લન કરવા બેસીએતો એમાં ઘણુંક કહેવા જોગ છે, પણ આપણી ભાષાની સ્થિતિ જોતાંતો એ વાર્તા એક નમુના લાયક, અને જેવી સુબોધકારક તેવી. એ રસમય છે.

આ પ્રસંગે અમારા ગૂજરાતીભાઇઓ જે ઇંગ્રેજી તો ભણી શકતા નથી, પણ વિદ્યાની હોંસ હોવાને લીધે કેટલોક ખાનગી અભ્યાસ કરવાને આતુર હોયછે, તેમને અમે બંગાળી ભાષા ભણવાની ભલામણ કરીએ છીએ. એની લિપિ એક જૂદી છે એટલુંજ, બાકી મરાઠીની પેઠે એ છ મહીનામાં બરાબર ભણી શકાય એવી ભાષા છે, અને હાલ આપણી સઘળી પ્રાકૃતોમાં એ ઘણીજ ખેડાએલીછે. એમાંથી જેમ જ્ઞાન વધારવાનું તેમજ ભાષાંતર કરવાનું પણ ઘણું મળી આવશે. ભાઈ નારાયણ હેમચંદ્રના લ- ખાણનું ઘણું જોર તે ઉપરજ આધાર રાખે છે, અને અમે [illegible]એ છિ[illegible] કે બીજા પણ બંગાળનું વિદ્યાદ્રવ્ય ગૂજરાતમાં આણ[illegible]

—

## નર્મ કવિતાની ?

નર્મકવિતાને પ્રસ્તાવનાની જરૂર શી? પરિશ્રમાદિક સંબંધી જે પૂર્વકથની, તે તો હોય. પ્રસિદ્ધ પુસ્તકોનું નામ એજ તેની [illegible] વું શું, અને સૂર્યને ઓળખાવવો શો?

એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ તે એજઃ—નર્મદાશંકર અને દલપત

ઇએ તેટલા છે, અને તેમાં થોડાક સારા કવિ પણ છે, પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના મનમાં આ એમાંનાજ કોઇ એકની થાયછે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એજ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં મતભેદ છે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષ પાત્રજ ઠેરવવા મથતા હશે, તોપણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્ય મૂર્તિના પ્રતિબિંબ રૂપે સમાનજ પ્રકાશતા માલમ પડેછે. દેશ કાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બંનેની હવે પછીના જમાનામાં યથાર્થ પણે થાય, પરંતુ જો એ બંનેની શૈલીનું કાંઈ પ્રથક્રૂપણે સ્વરૂપ જાણ્યું હોય, તો મિથ્યા ખેંચાખેંચ કોઇને રહે નહિ.

દલપતરામનીકવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઇની ભરી, અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે; વ્યવહારની મર્યાદા એજ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઈપણ રસની મસ્તિ એ આ કવિતાને મન ગાંડાઈ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારી પયોગી બોધ લેવા, એ દલપત શૈલીને સૌથી વધારે રૂચિકર છે. એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાંજ મોટું સુખ માણેછે. ઠાઉકું હાસ્ય, (Humour) મર્માળાં કટાક્ષ (Wit. ...ોની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે ...સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાંછે. દલપતરામની ...કરવા ઉપરજ રહેલી હોયછે, અને તેમાં તે ...શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે ...ામાં છે.

...થા ઉદ્દેશ આથી ઉલટાંજ છે. એ સભાને રંજન ...રનો ઉભરો બહાર કાઢવાજ કવિતા કરેછે. ...મ શ્રોતાની મૂર્તિ આવીને ઉભી રહેછે ...ાતાની શૈલીનો ઘાટ ઘડેછે તેમ અહિંયા ...કવિની રગેરગમાં વ્યાપી રહેછે, અને ...કરેછે. નર્મદની લાગણી કવચિતજ

વિનોદી, પણ બહુધા.તો ગંભીર અને આતુર એટલે દર્દથી ઉછળતી હોય છે. એ કારણથી નર્મદ શૈલી હમેશાં પોતાનાજ તાનમાં મસ્ત રહેછે. વખતે મદોન્મત્ત થઈ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ એ તોડી નાખેછે. શાંતવૃત્તિમાં પણ નર્મદની કાવ્યદેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય, કે કાલ્પનિક પ્રદેશમાંજ ભ્રમણ કરવાનું પસંદ કરેછે. નર્મદ શૈલીમાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું, પણ ચાતુર્યનું થોડુંજ દીઠામાં આવેછે.

પ્રાકૃત કવિઓ કવિતાના અંગમાં રસ ને ચાતુર્ય એવાં બે વાનાં જૂદાં ગણાવતા આવ્યા છે. કોઇ પૂછશે કે ચાતુર્ય તે જૂદું અંગ કેમ સંભવે ? રસ વિનાની તે કવિતાજ કેમ કહેવાય ? અમારી સમજમાં એનું સમાધાન આ પ્રમાણે છે. આ ઠેકાણે રસ શબ્દનો અર્થ " रसात्मकंवाक्यंकाव्यं " એ સિદ્ધાંતમાં જેટલા બાહુલ્યથી થાયછે તેમ કરવો નહિ, પણ એમાં ગંભીર મસ્ત રસ છે તેટલાજ ગણવા, અને હાસ્યાદિક લલિત રસોને અથવા રસનાં લલિત રૂપોને ચાતુર્યના પેટામાં મૂકવાં; કવનવેળા કવિના ચિત્તની સ્વસ્થતા, પદ્યબંધ કળાનું પરિપૂર્ણ કૌશલ્ય, અને શ્રોતાને રંજન કરવાની વૃત્તિ તથા શક્તિ, એ ચાતુર્ય શૈલીની કવિતાનાં મુખ્ય લક્ષણ છે; ચાતુર્ય શૈલી રાજદરબારે તથા સભાઓમાં બહુ પોષાય છે, અને તેથી અમે તેને અહિંયા સભારંજની કહી છે.

છેવટે ટુંકામાં એકજ શબ્દમાં કહીએ, તો દલપતરામની શૈલી સભારંજની, અને નર્મદાશંકરની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય (Incommensurable) એટલે એક બીજા સાથે માપી ... ...જ નથી. તે પોત પોતાને સ્થળે ઉત્તમજ છે. દેશ મ... પ્રથક્ પ્રથક્ શૈલીઓ આ બે કવિઓએ વાપ... જૂદે રૂપે પણ એક જાતનું અને સમાનજ થ... માડી ધીમે ધીમે લોકને વહેમો ઉપર અનાદર "યાહોમ કરીને પડો" એવી મસ્ત વાણીથી ... કર્યા. આ બંનેની કવિતાનો કેટલોક ભાગ ... લાંબા વખત સુધી રહે એવોછે.

સુધારણાનું નામ લેતાં અમને ... રૂપેજ નહિ પણ અનેક રૂપે આ ...જ ગુજરાતી ભાષામાં પ્રથમ કોશકાર, પ્ર...

સમજ આપનાર, અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર તે નર્મદાશંકરજ છે. નોકરી ધંધો છોડી કલમનેજ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહામાન નર્મદાશંકરનેજ છે. દેશાભિમાન શબ્દ પેહેલ વહેલો નર્મદાશંકરેજ ગૂજરાતી ભાષાને આપ્યો, અને તે લાગણીના ઉત્તમ નમુના રૂપ એમનું જીવન હતું. રાજકીય બાબતો ઉપર પેહેલ વેહેલો વિચાર કરનાર ને લખનાર પણ આ કવિજ, કે જે વેળા આખા સુધારા સાથ માત્ર ઉચ્છેદક સંસાર સુધારાની ચર્ચામાંજ ગુંથાએલો હતો. સંસાર સુધારાને તો કવિએ આખા દેશમાં એકવાર ગજાવી મૂકયો હતો, અને તેને ઉચ્છેદક રૂપ આપનારામાં કવિ સૌથી મોખરે હતા. આજ કાલ જે આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મ સંરક્ષણ તરફ દેખાય છે તેની અસર પણ ગુજરાત ખાતે પેહેલ વેહેલી નાજુક પારદયંત્રની (Barometer) પેઠે નર્મદાશંકરનાજ અંતઃકરણ ઉપર થઇ; અને તે થઇ એટલે એણે પોતાનું મતાંતર જાહેર કરવામાં કંઈ પણ ખોટી લજ્જા ન રાખતાં, તે દૃષ્ટિએજ દેશહિતના ચાર પ્રબોધનારામાં અગ્રણી પદ ધારણ કર્યું. ટુંકામાં આ જમાનાની એ પાછલા ત્રીશ પાંત્રીશ વર્ષમાં ગુર્જર મંડળના ચિન્મય આકાશમાં જે જે લ. 'એ થઇછે તેની ખરેખરી મૂર્ત્તિ નર્મદાશંકર છે. નર્મદાશંકરનેજ આ કા. સમયમૂર્તિ અમે ગણીએ છિયે.

આવ પયમૂર્તિ પુરૂષ જો કવિ હોય છે, તો તેના કાવ્યમાં તે સમયનું સર્વાંગ ... ના વિવિધ રંગ, પ્રકાશ ને છાયા સહિત આવી જાયછે. ર્મકવિતા આ... નું પુસ્તક છે, અને તેથી તે જેટલું મસ્ત શૃંગારના ...ગીને તેટલુંજ ઉછળતા સુધારકને અને જેટલું ઉછરતા સુધારકને તેટલુંજ વિચારતવંત દેશ હિતૈષીને પ્રિયછે. સ્વાતંત્ર્ય તથા દેશભક્તિનું મસ્તાન કરવાનું તો આખા ગુર્જર કાવ્ય પ્રદેશમાં આજ વિરલું સ્થળછે.

આવી અનેક રસમય, અનેક ગુણમય, ને આ જમાનાના અંતરાત્મા-પ્રત્યક્ષજ આરસી તેનો તે પ્રસ્તાવ અમે શું કરીએ ! વાંચો, એનો રસ ખો, ઉચ્ચ વૃત્તિઓ ખીલવો, ને નર્મદ કવિની દેશાભિમાન રૂપી અમૂલ્ય ...દી પામી મવ રણમાં પ્રેમ શૌર્યથી ઘૂમો ! " તથાસ્તુ. !



## કવિ નર્મદાશંકરનાજીવનમાંથી દોહન.

### દુહા.

...મંદ ! મમમિત્ર ! તુજ કરૂં આ... હું આજ !

લે ! અર્પું યશ અંજલી—પિતૃ લોક પ્રિય ખાજ.
શ્રદ્ધાથી સંભારવા, ગંભિર થઇ ગત જંન,
તેનું નામજ શ્રાદ્ધ છે, બુદ્ધિ શુદ્ધિ સાધંન.
શ્રાદ્ધ મિત્રનું શાસ્ત્રમાં, લખી ગયા રસ જાણ,
સહજ સ્વભાવે આજ હું કરૂંછું તે નિર્વાણ.
પિંડદાન, જલદાન, એ આદિક વિધિ વિવિધ,
તથાપિ પંડિત શ્રાદ્ધમાં યશાંજલીજ ઉચિત.

૧ સને ૧૮૫૦ અને તે પછીના સમયમાં ગૂજરાતમાં કેળવણીની સ્થિતિ.

ગૂજરાતી કેળવણી તે વેળા મળી શકે તેટલી બધીજ કવિએ પ્રાપ્ત કરી હતી, અને આ યાદ રાખવું જરૂરનું છે કે તે વેળાની કેળવણીમાં હાલ મળેછે તે કરતાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણુંજ વધારે મળતું. ગૂજરાતી કવિતા તો તે વેળા નિશાળોમાં નહોતી અને ખાનગી રીતે નર્મદાશંકરે કાંઇ પણ વાંચ્યું જણાતું નથી–અલબત્ત ગીત ભજનો વિગેરે થોડુંક કાંઈ સાંભળ્યું હશેજ, પણ તે વિદ્યાર્થીના ભાવથી નહિ. સુરતમાં આવ્યા પછી એ કહે કે મેં શામળભટની વાર્તાઓ વાંચી અને પ્રેમાનંદનું ઓખાહરણ વાંચ્યું . શાંભળ્યું તો હશેજ. પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ . એટલોજ. કવિપણું કરવા ધાયું તે વખત પછી નર્મદાશંકરે અ[illegible] ગુજરાતી કવિતા ઘણી વાંચેલી પણ બાળ કેળવણીની આ ખા[illegible] લીધેજ અમે ધારીએ છિયે કે એનો પદ્યબંધ જોઇએ તેવી સરળત[illegible] વખત સુધી પામી શકયો નહિ. તે છતાં આ તો ખરૂં છે કે ત્ય.. ગુજરાતી શિષ્ટ કાવ્ય વાંચવા માંડેલાં, ત્યારે તે હાલના નિશાળીઆઓને જેમ કવિતા ભણે છતાં પણ દુર્ગમ્ય લાગેછે, તેમ નર્મદાશંકરને લાગ્યું નહિ હોય, કેમકે એ ડેના વખતની વાંચનમાળાથી શબ્દજ્ઞાન તો બહુજ મળતું

ઇંગ્રેજી સ્કૂલોનું આથી કાંઇ તે[illegible] જુદુંજ સ્વરૂપ હતું. એ સ્કૂ માં પાંચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતું તે હાલના મેટ્રિક્યુલેટેડના ટલું કુલ સર્વાળે ગણાય, પણ એ બે જ્ઞાનની જાતિમાં [illegible] ફેર છે. સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે [illegible]. તે કરતાં હાલ અક્ષર, ઉચ્ચાર, અને અનુલેખન (Dic[illegible] [illegible] વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણવાળ[illegible]
વેળા કૉલેજમાં જનારા પણ આમજ લખવા,

ણુ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિતજ્ઞાન તે વેળાનું વધારે
. વર્ગ સમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહ તો બધીજ
લોમાં શીખવતા, અને સુરત જેવીમાં તો ગણિત શૂન્ય લબ્ધિ પર્યંત
ત્તું જે હાલ એમ. એ. નાજ અભ્યાસમાં છે. ઇતિહાસ હિંદુસ્તાન અને
ંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગતના પ્રાચીન અને
ચીન ઇતિહાસનાં ટેલરકૃત એ બે મોટાં પુસ્તકો વધારામાં. ખગોળાદિક
ઓ હાલના કરતાં વિગત ભાગે થોડી અને સિદ્ધાંત ભાગે વધારે શી-
તી. કોઈ કોઈ ઠેકાણે અર્થ વિદ્યા પણ ચાલતી પરંતુ આટલું બધું
તે વેળા બધાજ છોકરા મેળવતા એમ સમજવું નહિ. ગણિત અને
નના તો તે વેળા વર્ગજ જુદા હતા, અને જેની જેમાં બુદ્ધિ ચાલે
તે આગળ વધતા. વળી વર્ગના તમામ છોકરાને સમાન કેળવણી
ા ઉપર તે વેળા કાંઇ વિશેષ આગ્રહ નહોતો, કેમકે વાર્ષિક પરીક્ષામાં
ાર કોઈ અભ્યાસ જોતું નહિ, પણ વર્ગ સામાન્ય દેખાવ કેવો દીધો
૪ શિક્ષક સારો નઠારો કહેવાતો—અગર જો તે વેળાના શિક્ષકો
થી પોતાના કામમાં ઉત્સાહીજ હતા. વળી તે વેળાના અભ્યાસ
જી વાંચનની ચોપડીયો હાલ કરતાં થોડી આવતી. ઇંગ્રેજી ગદ્ય
.ાષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં ચાલતા નહિ, અગર જો તે હાલ
૪ કરે છે કે કેમ એ શક પડતું છે, કારણ કે બહુધા તે છોકરાના
.ક્તની ઉપરાંતનાજ હોયછે, અને સાક્ષરત્વની કેળવણીમાં એ અવ-
છે કે જે પુસ્તકો વાંચવાં તે વેઠ દાખલ તૈયાર કરવાનાં નહિ, પણ
ગતાથી સમજાઈ જઈ રસ ઉપજાવે એવાં જોઇએ. બીજું તે વેળા
ા વર્ગ સિવાય ગુજરાતીનો ઇંગ્રેજીમાં તર્જુમો કરાવતા નહિ, પણ ઇંગ્રેજી
જરાતીમાં શબ્દશઃ ભાષાંતર કરાવવા ઉપરજ મુખ્ય લક્ષ રહેતું. આ
થી અંગ્રેજી ભાષા સમજવાની શક્તિ સારી આવતી. બલકે હાલ
કાંઇક વધારે; પણ તે બોલવા લખવાનું સામર્થ્ય હાલ કરતાં થોડું.
ઇંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોંધવા
છે. એ બંને વાંચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત,
ર્મનીતિ બોધક વાર્તા કે વિવેચનોથીજ ભરપૂર હોવાને લીધે બાળકો-
ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ, તથા દેશ સુ-
ઉત્સાહિ થઈ નીકળતા.

---

# જુવાનીનું ચગડોળ.

૨. વિદ્યાનો આટલો પરિપાક આ વખતે એટલે ૧૮૫૧ માં નર્મદાશં-
રને થએલો નહોતોજ. આ વખતે તો એની ઉમર ૭ ૧૭ વર્ષની
હતી. અને એનું મન પહેલવહેલુંજ જુવાનીને ચગડોળે ચડ્યું હતું. અ
માણસની જિંદગીમાં આ સમય કાંઈ કારમોજ કહેવાયછે. એ સમે પ
નહિ અનુભવેલી એવી અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે, આત્મા ચગ
ચડે છે, અને છેવટે જે સ્થાયી વળણુ તે લે છે તેની ઉપરજ ઘણો
આખા ભવના અને પરલોકના પણ સુખ દુઃખનો આધાર રહે છે.
આત્મમંથનમાંથી વિવિધ રત્નો પણ નીકળે અને ઝેર પણ નીકળે. કા
જિંદગીમાં ૧૭ થી ૨૨ વર્ષની ઉમ્મર સુધીના સમયને અમે એનો ચ
મંથન કાળ કહીએ છિયે. આપણામાં ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો
સાધારણ રીતે ગદ્ધાપચીસી કહેવાય છે, અને જો તે માણસને વિ
ગદ્ધાઇમાંજ ડુબાવી મારે તો તે નામ ખરૂં છે. પણ આ સમે સ્ત્રી
નાનોજ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહે
વ્યક્ત થઈ પ્રવૃતિ શોધે છે. આ સમે જેટલો સ્ત્રીવાસનાનો તેટલોજ
ક્રમ કરવાનો કે નામાંક્તિ થવાનો જુસ્સો પણ આત્માને ડોહોળી
કવિની શબ્દ વર્ગણીમાં બોલીએ, તો પ્રેમ અને શૌર્ય એ બંનેનં
આ સમે વાંસના ઉગવાની પેઠે મોટા ઉછાળાની સાથે થાયછે. આ
ઉછાળાથીજ આખો આત્મા ડોહોવાઈ જાય છે. પછી જેનો જેવો સ
તે પ્રમાણે તેનું રૂપ ઘડાયછે. સ્ત્રીવાસના સારા સંસ્કારે પ્રફુલ્લિત થઈ
ઇનામાં પૂર્ણ પ્રેમ એટલે શુદ્ધ નિઃસ્વાર્થી સ્વાર્પણનું દિવ્યરૂપ ધારણ કરે
કેટલાકમાં વિલાસીપણેજ અટકે છે, કેટલાકમાં વ્યવહાર મર્યાદિત થઈ ર
છે, અને કેટલાકમાં પશુવત શઠતામાંજ ઉતરી પડે છે. તેમજ પ્રસિ
ઇચ્છાએ કોઇને ઘેલાઈ ને પતરાજી કરવા, કોઇને ધન પ્રાપ્તિ કરવા, કે
માન મર્તબો મેળવવા, અને કોઇને વિદ્યા, ધર્મ, કે યુદ્ધનાં પરાક્રમો
પ્રેરેછે. છેલ્લા વર્ગના પુરૂષોમાં આ લાગણી પર્યંતે નિર્મળ વિદ્યાભક્તિ,
ભક્તિ, કે દેશભક્તિમાં કૈવલ્યને પામે છે. ઘણામાં તો પ્રેમ ને શૌર્ય એ
વૃત્તિઓ પચીશ વર્ષની ઉમ્મર સુધીમાં શિથિળ થઈ જઈ તેમને
દુનિયાદારીનાં માણસ બનાવે છે. કમાવું, કુટુંબને પોષવું,
ને પૈસા મળેતો ખરચી નાતજાતમાં સારા કહેડાવવું એજ ચ

ળમાં સાધારણ હિંદુઓ પોતાનું કર્ત્તવ્ય સમજે છે. એથી ઉચ્ચ લાગણીઓ આ કે પરલોકની ક્વચિતજ જોવામાં આવેછે, અગર જો સ્વધર્મ શ્રદ્ધા મોઢે તો અપ્રવૃત્તિકાળે બહુ બોલાય છે.

## આત્માર્પણ—કવિએ નોકરી છોડી.

૩. આ પ્રમાણે કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહા પ્રયત્ન નર્મદાશંકરનો છેક સને ૧૮૫૯ની આખર સુધી ચાલ્યો, અને હવે પછી પણ પ્રસંગ આવે કાવ્યશાસ્ત્રનું જ્ઞાન વધારવાને ચૂકતા નહોતા, તો પણ આ પ્રયત્નકાળનો આપણે અંત ૨૩ મી નવેંબર સને ૧૮૫૮ થીજ ગણીશું તો સુગમ પડશે, કેમકે આ દિવસે નર્મદાશંકરે પોતાની આખી જિંદગીનો જેપર આધાર એવું એક પગલું ભર્યું. આ દિવસે*નોકરીનું રાજીનામું આપ્યું (અત્યારસુધી કાંઈ કાંઈ નોકરી કર્યા કરતા હતા), અને વળી મનથી નિશ્ચય કર્યો કે હવે પછી નોકરી ન કરતાં બધું જીવન શારદા સેવનનેજ અર્પણ કરવું. કવિ લખેછે કે "મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઊં." ઉભરાઈ જતા હૈયાના આ બોલ વાંચી કયા વાંચનારની આંખ પણ સાનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે? અને જ્યારે વિચાર કરીએ છિયે કે આ પ્રતિજ્ઞાથીજ પૈસાટકા સંબંધી તો કવિને પોતાની લગભગ અર્ધી જિંદગી બહુ દુ:ખમાં કાઢવી પડી, ત્યારે એ સાનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઈ આપણાથી એમ બોલી ગયા વિના રહેવાતુ નથી કે "ધન્યછે, કવિ, તારી આ ઉંચી મનોવૃત્તિને! નર્મદાશંકરની આ નિસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને

---

* નોકરી છોડયા પછી ઉદર નિર્વાહને અર્થે ચારપાંચેક વર્ષ સાહેબ લોકને ગુજરાતી ભણાવવાનું કામ નર્મદાશંકરે કર્યું હતું ખરૂં, અને એ દરમ્યાન હરદાસ થવાનો, કાઠિયાવાડના નવા સ્વામીનારાયણ સાથે મળી જવાનો, તથા છેવટ સુધારાવાળા પાસે 'મિશન' કઢાવી તેના એક પ્રચારક થવાનો, વિગેરે ઘણાક મનસુબા તથા કાંઈ કાંઈ પ્રયત્નો કર્યા હતા કે તેથી ખહાલી જીવાઈ મળે અને બધોકાળ વિદ્યાને લગતા કામોમાંજ જાય. આ તો હાલ આપણા દેશમાં કેળવણીખાતાની નોકરીજ ઘણે દરજ્જે પૂરો [illegible]ડી શકેછે, પણ તે તો કવિને પસંદ ન પડવાથી આવા બુટ્ટા ઉઠાવ્યા અને તે [illegible]ળ વિરૂદ્ધ હોવાથી નિષ્ફળ ગયા. એકવાર મુંબાઇમાં હરદાસની કથા પણ હતી, ને ૫૦ રૂપિયા મળ્યા હતા.

તો બેહદ લાભ કીધોજ છે, અને એના પણ આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં એજ મહા સાધનભૂત થઈ હતી.

આજ વરસમાં (સને ૧૮૫૮ ના એપ્રિલમાં) ઉપર મુજબ કાવ્યશાસ્ત્રોનું સારૂં જ્ઞાન મેળવ્યા પછીજ—નર્મદાશંકરે અત્યાર સુધીમાં જે કવિતાઓ બનાવી હતી તેને 'નર્મકવિતા' એ નામથી પહેલ વહેલી અંકોમાં પ્રગટ કરવા માંડી. આ વખત બે અંક બહાર પડ્યા, અને એજ વર્ષના પાછલા ભાગમાં ત્રીજો પણ છપાયો. નર્મકવિતા અંક રૂપે હમણાંજ બહાર પડી, પણ ખાનગી કે જાહેરમાં કવિ મુખે વંચાવાથી, એના ગદ્યનિબંધ બેચાર છપાયા હતા તેમાં કેટલીક આવી જવાથી તથા બુદ્ધિવર્ધકમાં કેટલીક છપાયાથી, નર્મદાશંકરનું કવિરૂપે દર્શન તો કયારનું ગૂજરાતમાં બધે થઈ ચૂક્યું હતુંજ. પિંગળ પ્રવેશથી એ કીર્તિમાં ઘણો વધારો થયો હતો, અને અલંકાર તથા રસ પ્રવેશો પ્રગટ થતાંજ બધાને એમ ભાસ્યું કે કવિતાના પ્રદેશમાં આ કોઈ નવો સૂર્ય ઉગે છે. મુંબાઇમાં તો વિશેષે કરીને બધાજ નર્મદાશંકરની રસમસ્ત શૈલી ઉપર મોહિત થઈ ગયા. આ વખતે ગૂજરાતી પંડિત દાખલ એની ખ્યાતી સરકાર સુધી પહોંચી જવાથી ગૂજરાતી જોડણી છેવટની મુકરર કરવા જે કમિટી નીમાઈ તેમાં કવિ નર્મદાશંકરને તે વેળાના ડિરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન મિ. હાવર્ડની તર્ફથી માનપૂર્વક આમંત્રણ થયું, અને તે એણે કબુલ રાખ્યું.

## દલપતરામ અને નર્મદાશંકર.

૪ સને ૧૮૫૯ ના મે માસમાં આંખનું ઓસડ કરાવવા સારૂ કવિ દલપતરામનું મુંબાઇમાં આવવું થયું. આથી મુંબાઇમાં એ બંને કવિનો સ્વભાવિકપણેજ લોકો મુકાબલો કરવા લાગ્યા. કેટલાકની ઇચ્છા બંનેને ભેગા કરી તે દરેકની કેવી કવિતા છે તે જોવાની થઈ, અને એવો એક મુકાબલો વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે વિનાયકરાવ (તે વેળાના ઓરિએન્ટલ ટ્રાન્સલેટર) ના આગ્રહથી થઈ પણ ગયો. દલપતરામે હોપ સાહેબ અને દોલતરાય એ બે નામની બાહ્યાંતરલાપિકાનું ચાતુર્ય દેખાડ્યા પછી જાદવાસ્થલી મોટેથી પોતાના ભાણેજની મદદથી ગાઈ સંભળાવી. નર્મદાશંકરે હાલજ રસપ્રવેશ બનાવ્યો હતો તેના છંદ મોઢેથી ગાઈ બતાવ્યા. વર્તમાન પત્રોમાં ચર્ચા ઉઠી કે એ બેમાં શ્રેષ્ટ કવિ કોણ, અને કેટલાક નર્મદાશંકરની કવિતાને વધારે વિદ્વત્તા ભરેલી છે એમ કહી દલપતરામને

ખોડવા લાગ્યા. બંને કવિ જાતે પણ સરસાસરસીપર આવેલા ખરાજ, પણ તે દરેકનો આ અનિષ્ટ ઝગડામાં કેટલો ભાગ હતો તે નિર્ણય કરવાનું આ સ્થળ નથી. 'પારસી પંચે' તો એક રમુજી ચિત્રમાં બંનેને એક બીજાની ચોટલી પકડાવી ખુબ લડાવ્યા છે ! આ ઝગડાનું ફળ એ થયું કે એ બંનેનાં મન એક બીજાથી ઊંચાં થયાં, અને તે થયાં તે થયાંજ. હવેથી તેઓ એક બીજાપર પોત પોતાની રીતે કટાક્ષજ ફેંકતા રહ્યા.

આજ વરસમાં આટલી બહારની ઉપાધિ છતાં નર્મ કવિતાના અંક ૪-૫-૬-૭-૮ બહાર પાડ્યા. ૫ મો તથા ૬ ઠો અંક એ વૈધવ્ય ચિત્રથીજ ભરેલા છે. આ વૈધવ્ય ચિત્રે દેશમાં હોહા કરી મૂકી, સુધારા પક્ષ બહુ જોરપર આવ્યો, અને જૂના પક્ષને લાગ્યું કે આ કોઈ સમર્થ પુરૂષ સામો આવ્યોછે. આ વખતથી કવિની કીર્તિ ઇંગ્રેજી ભણેલાને સુધારાવાળાની હદમાંથી બહાર નીકળી સામાન્ય લોકમાં પ્રસરી.



## નર્મગદ્ય.

૫ નર્મદાશંકરનો કવિ રૂપે ઉદય વર્ણવતાં, તેણે જે ગુર્જર ગદ્યકાર દાખલ એથી પણ વધારે કીર્તિ આ સમે મેળવી હતી, તે બાબત તો બોલવુંજ રહી ગયું છે. ગુજરાતી ગદ્ય તો ૧૮૫૫ થી નિઃશંકપણેજ લખવા માંડયું હતું. અત્યાર સુધી જે આડંબરી સંસ્કૃત ગુજરાતી ચાલતી હતી તે કાઢી નાખી રૂઢ, રમતી, મર્માળી વાણી ગુજરાતી ગદ્યમાં દાખલ કરવાનું મહા માન નર્મદાશંકરનેજ છે. હોપ સાહેબે ગુજરાતી નિશાળોને માટે જે વાંચન માળા રચાવી તેમાં કેવળ સરળતા ઉપરજ લક્ષ રાખતાં ભાષાનો મરોડ પણ નીકળી ગયો હતો. નર્મદાશંકરનું ગદ્ય જેવું સરળ તેવુંજ રૂઢ, અને જેવું રૂઢ તેવુંજ પ્રસંગસર પ્રૌઢ પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા ને ન ભણેલા સઘળાને એ વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાનજ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણ બુદ્ધિવર્ધક ચોપાનીયામાં આ સમે ઘણું આવતું અને તે ખાતર તેના નવા અંકને માટે વાંચનાર તલપી રહેતા હતા. કવિએ કેટલાએક માસ ૧૮૫૮માં બુદ્ધિવર્દ્ધકનું અધિપતિપણું પણ ચલાવ્યું હતું.

આ બધા લખાણના સામટા સંગ્રહનું મોટું પુસ્તક "નર્મગદ્ય" એ નામે છપાઇને ૧૮૬૫માં બહાર પાડ્યું. ૧૮૬૬ના પાછલા ભાગમાં કવિએ "ડાંડિયો" નામનું એક પખવાડીયાનું નાનું સરખું પત્ર. (કે ચોપાનીઊં જે કહો તે) કાઢ્યું હતું. તેણે તો તેના હસામણા પણ વજ્રપાત જેવા લખાણથી આખી ગુજરાતને ઉથલ પાથલ કરી નાંખી. એમાં કવિએ પંડે તો કોઇની જાત ઉપર હુમલો ક્વચિતજ કર્યોછે, પણ જેની ઉપર આ વજ્રપાત પડ્યા તે બધાની સાથ વેર તો અલબત્ત નર્મદાશંકરનેજ બંધાયું, કેમકે એડિટર પોતે. એ અદાવત પાછળથી એને કેટલેક દરજ્જે નડી પણ ખરી, પરંતુ આ વેળા તો કવિની કલમ વખાણાઇ, અને ડંકો થઈ રહ્યો. મોટા મોટા પણ ડરવા લાગ્યા.

૬ **નર્મકોશ.** એ નર્મદાશંકરના લાંબા ધીર ઉદ્યોગ, ભાષાજ્ઞાન, અને શાંત સૂક્ષ્મ બુદ્ધિનો મોટો કીર્ત્તિસ્તંભ છે. ગુજરાતી ભાષામાં મૂળે કોશ નહિ, ત્યાં આવડો મોટો અને આવો સારો, એકજ માણસના ઉદ્યોગથી, અને તે પણ બીજા સાક્ષર સંસારી કામો અને ઉપાધિની વચમાં બનવો એ ગુર્જર ભાષાને ખરેખરી અભિવંદના આપવા યોગ્ય વાતો છે. હિંદુસ્તાની મરાઠાની અંગ્રેજી સમજુતીવાળા કોશ આથી પણ સારાછે ખરા, પણ સ્વભાષાજ જાણનારને ઉપયોગી પડે એવો મોટો એક નથી. આ મહા કોશનો પ્રથમ મનસુબો નર્મકવિતામાં આવેલા તમામ કઠણ શબ્દોની ટીપ તૈયાર કરતાં ઉઠ્યો, અને તે આગળથી ઘરાકો મેળવી ભાગોમાં કાઢવાનું ઠર્યું. એનો પહેલો ભાગ ૧૮૬૧ માં, બીજો ૬૨ માં, અને ત્રીજો ૬૪ માં બહાર પડ્યો. ૪ થો ૬૬ માં છપાઇને તૈયાર થયો તે બહાર ન કાઢ્યો, કેમકે મૂળ ઘરાકોમાંના ઘણા ખરા તે વેળા તુટી ગયા હતા. આ વખતે "તગારૂં" શબ્દ સુધી કોશ આવી પહોચ્યો હતો અને કામ હજી અર્ધોઅર્ધ બાકી હતું. આ જોઈ, કાંઈ પણ આશ્રય નહિ, અને આ વેળા સંસારની પણ ચિંતાઓ ઘણી, તેથી નર્મદાશંકરનું મન ભાગી ગયું; અને બેએક વર્ષ કોશને પડતો મૂક્યો. પણ ધીરવીર નર્મદ આરંભેલું કામ અધુરૂં મૂકે એવો નહોતો. જાણે એકદમ ચમકી ઉઠ્યો હોય તેમ તેણે ૧૮૬૮ માં કોશનું કામ પાછું હાથમાં લીધું, અને રાતને દહાડો તેનીજ પછાડીમંડી ? વર્ષ પૂરૂં થતાં પહેલાં ગ્રંથની સમાપ્તિ કરી નાખી. હવે એમ વિચાર થયો કે આટલો ભાગ છૂટો છપાવવા કરતાં પાછલા ભાગો પણ સુધારા સાં

ફરી છપાવી એક સામટો મોટો ગ્રંથજ બહાર પાડવો. ગ્રંથ મોટો લખવા કરતાં પણ તે છપાવવો એ ગરીબ ગ્રંથકારને મહા મહા મુશ્કેલી અને દુઃખનું મૂળછે, તે બિચારા નર્મદાશંકરે પૂરેપૂરૂં આ વેળા અનુભવ્યુ. આશ્રય સારૂ એણે જે આ પ્રસંગે તરફડીયાં માર્યાં, અને ચોતર્ફથી એને જે અન્યાય કે બેકદરપણું મળ્યું તે ત્રાસ ઉપજાવે એવું છે, પણ તે વર્ણવવાનો અત્રે અવકાશ નથી. ધન્યછે નર્મદાશંકરની સબુરીને કે આવા મોટા ગ્રંથની પ્રસ્તાવનામાં આ કે પોતાના બીજા પરિશ્રમ વિષે કાંઇપણ નબોલતાં આટલુંજ લખ્યું છે "પ્રવૃતિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણાવડે આ કોશ રચાયો છે ને છપાયો છે." આ કેવા મોટા મનનો સ્વાભિમાની આત્મસંતોષ! મહારાજોની ધૂળ ઝાડી નાખનાર અને ડાંડીયામાં ભલભલાને ધ્રુજાવનારી કલમમાં તે આ શી પ્રૌઢ શાંતિ! પણ ખરી વાત એ હતી કે કવિએ નાના પ્રકારના કોડમાં રમી, દુનિયાને દોરંગી દેખી, ઉચ્છેદક સુધારાવાળાનું મિથ્યાત્વ સમજી, તેમનાથી વિરક્તતા પામી, પોતાના આત્માને નિવૃત્તિ માર્ગ તરફ વાળવા માંડ્યો હતો, અને આ વેળા તે નિવૃત્તિતો હજી સાધ્ય થઈ નહોતી, પણ અણસમજુને ઠોક મારવા પણ વૃથા છે એમ જાણી નર્મદાશંકરે તે સમયની લાગણી અને પોતાની ઉચ્ચવૃત્તિ એ મહાગ્રંથ ગુજરાત દેશનેજ અર્પણ કરી વ્યંગ્યમાં દર્શાવી, કે હાલના બેકદર બડેખાંઓમાંથી કોઈ પણ આ ગ્રંથાર્પણને પાત્ર નથી. સમસ્ત દેશને આ ગ્રંથ અર્પણ થયો એજ સારૂં થયું છે. આવી મહેનતે અને આવા જોખમે આવો મોટો ગ્રંથ પ્રગટ કરવાની હિંમત જે દેશના સુપુત્રે કરી તે દેશને તો અભિનંદનજ ઘટેછે કે

"જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમ શૌર્ય અંકીત
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને પ્રેમ ભક્તિની રીત.
ઊંચી તુજ સુંદર જાત
જય જય ગરવી ગુજરાત."

## કવિનો ભોજ.

૭ આથી પણ વધારે ઉચ્ચવૃત્તિ નર્મકવિનાના મોટા પુસ્તકના ગ્રંથાર્પણ પ્રસંગે અમારા ખુદ જોવામાં આવી હતી. બધો ચોપડો છપાઈ રહી છેલ્લાં

પ્રૂફ આવ્યાં હતાં, તે દિવસે રવિવાર કે શનિવાર હોવાથી હું મારા હમેશના રિવાજ પ્રમાણે સાંજના ચારવાગે કવિને મળવા જાઊં છું, તો તેમને બારીએ મારી રાહ જોઇનેજ ઉભેલા દીઠા. ઉપર જઇને, જોતાં કોઈ દિવસ પણ નહિ દીઠેલી એવી ઉદાસીમાં તેમને દીઠા. જાણવું જોઇએ કે મારી સાથે સાત આઠ વર્ષનો ગાઢો પરિચય હતો, તો પણ પોતાની ખાનગી મુઝવણો (દ્રવ્ય સંબંધી કે બીજી) કદી પણ ઉચ્ચારતા નહિ, અને કોઈની આગળ પણ તે પ્રદર્શિત કરવાનો સ્વભાવ નહતોઃ—આવું એનું ધૈર્ય જોઈ બધાને આશ્ચર્ય થતું. આજે તો મને જતાં વારજ બહુ ખિન્ન અવાજથી કહ્યું કે "તમે કાંઈ જાણો છો ? કરસનદાસ ભાગ્યા!" શેઠ કરસનદાસ માધવદાસ કવિના મોટા મિત્ર અને ગુણગ્રાહક હતા. નર્મદા કવિનો ભોજ તે એજ. નર્મદાશંકરને કોઇની તરફથી પણ સારો આશ્રય મળ્યો એમ કહેવાય, તો એની આખી જિંદગીમાં આ કરસનદાસ તર્ફથીજ. અત્યારસુધીમાં એની તર્ફથી નર્મદાશંકરને ૧૦–૧૨ હજાર રૂપિયા મળ્યા હશે. બીજાઓ તર્ફથી ક્વચિત મળેલા તે સો બસેંજ અને તે બધાનો કુલ સર્વાળો ભાગ્યે એક હજાર થાય. આ ઉપકાર બદલ નર્મદાશંકરનો વિચાર આ મોટો ચોપડો કરસનદાસનેજ અર્પણ કરવાનો હતો. અને છપાઈ ખર્ચ જેટલું તો મળશેજ એમ ખાત્રી હતી. પણ નર્મદની સઘળી આશાનો આ સ્તંભતો શેરસટ્ટાના ઝપાટામાં એકા એક આ રીતે ભાગી પડયો. તેની ખબર એજ દહાડે સુરતમાં આવી હતી. કવિએ મને શોક નિમગ્ન -હૃદયના ફીકા હાસ્યથી કહ્યું કે "જોયું, યોગનું માહાત્મ્ય ? પુરૂષ પ્રયત્ન શું ચાલે!!" પછીથી કરવું શું તેની મસલત ચાલી. કોઈ વ્યવહાર બુદ્ધિના મિત્રે સલાહ આપી હતી કે કરસનદાસને મૂકી હવે ગ્રંથાર્પણ કોઈ બીજાને કરવું અને તેની પાસે છપાઈ ખરચ મેળવવી. આ વાત કવિને ગળે ઉતરી નહોતી, અને એનો ટેકી આત્મા બહુ ગભરાતો હતો. એના મનમાં મૈત્રી ધર્મમાં ચૂકવું નહિ એવો તો દૃઢ નિશ્ચય અને તેની સાથે વ્યવહાર નીતિમાં ભૂલ્યો એમ પણ કહેવાય નહિ તેની મોટી લોલુપતા. જ્યાં એ બેનો વિરોધજ આવી પડેલો, ત્યાં તે બંનેનું સમાધાન શી રીતે થઈ શકે ? મેં કવિને પૂછ્યું. કે તમે કરસનદાસ સાથે અર્પણ કરવાને બંધાઇ ચૂકયા છો ? એણે કહ્યું "કે બંધાઈ ચૂકયા જેટલે દરજ્જે તો વાત થઈ નથી; અને તેમ એણે પણ હું છપાઈ ખરચ આપીશ એમ કાંઇ સ્પષ્ટ કહ્યું નથી; પણ હું ગ્રંથ અર્પણ

કરીશ અને એમને ખરચ કરતાં પણ વધારે આપશે એમં અમારા એકેકના મનમાં તે સમયની વાતચિત ઉપરથી લાગેલું ખરૂંજ" હું જાણતો હતો કે કવિને માથે આ વખતે ભારે કરજ હતું (કવિએ તો હજી સ્પષ્ટ ન કહેલું તોપણ) અને હાલ આ મોટા ગ્રંથની છપાઇનો ખરચ એનાથી કદી પણ આપી શકવાનો નથી, તેથી મેં કહ્યું કે કરસનદાસ સમજુ માણસછે, અને તેથી તમે જો વખતને માન આપશો તો હું નથી ધારતો કે તેને ખોટું લાગે. સાચો સ્નેહી હોયતો તેજ આ વખતે તમને એમ કરવાની સલાહ આપે. કવિએ કહ્યું કે એતો ખરૂં, પણ સવાલ એ છે કે એ બિચારો હાલ પૈસા આપવાની સ્થિતિમાં ન રહ્યો, માટે મારે શું જે પ્રેમવૃત્તિ દેખાડેલી તેમાંથી પાછા હઠવું જોઇએ." આનો જવાબ શો દેવાય! ચર્ચાતો ગંભીર રસ સાથે કલાકેક ચાલી, પણ એનું પરિણામ એજ થયું કે એ પ્રૂફોની સાથે અર્પણપત્રિકા કરસનદાસના નામનીજ કવિએ બીજે દહાડે લખી મોકલી. "ધીર ધર ધીર ધર" નું પદછે તે કવિએ આ પ્રસંગ ઉપરજ બનાવીને મોકલ્યું હતું, અને તે લખવાનો ઉદ્દેશ કરસનદાસ કરતાં પણ પોતાના જિવને ધીરજ આપવાનો વધારે હતો. આ સમેની કવિના મનનો દ્રવ્ય સંબંધી ગભરાટ આ મોટા પુસ્તકને અંતે "દુઃખ છે દુઃખ સંસારમાં" તેમાંથી કાંઇક માલમ પડી આવશે.

આ રીતે કવિનાં બધાંજ ગ્રંથાર્પણ જોશો તો તે અર્થ બુદ્ધિથી નહિ, પણ રસવૃતિએજ થએલાં માલમ પડશે. પિંગળ પ્રવેશ પોતાના પિતાને, અલંકાર પ્રવેશને નર્મગદ્યદાકતર ભાઉ દાજીને, ઋતુ વર્ણન તો 'સકળ રસિક નરનારિઓ' નેજ, રસપ્રવેશ નભુલાલ કવિને, નાયકા વિષય પ્રવેશ કાંઈક શ્લેષભાવે પોતાની સ્ત્રી ડાહીગૌરીને, અને નર્મકોશ સમગ્ર **ગુર્જર જનની** નેજ અર્પણ કર્યોછે.

## કવિ મુંબાઈ છોડી સુરત ગયા.

૮ આ જોતાં ગ્રંથાર્પણથી તો દ્રવ્ય પ્રાપ્તિ કવીએ ઈચ્છેલીજ નહિ. કોઈ પોશિંદો ખુશીથી આપે તો તે અને પુસ્તકોના વેચાણ ઉપરજ આધાર રાખેલો. કરસનદાસ સિવાય બીજા તો કેટલા પોશિંદા નીકળ્યા તે આપણે ઉપર સૂચવી ગયા છિયે. પુસ્તકોના વેચાણથી શરૂઆતમાં તો કંઇક ઠીક કમાઈ થયેલી ખરી, તોપણ પૂરૂં થાય એટલી નહિ; બહાલી નોકરી છોડી દીધા પછી ઇંગ્રેજોને ગુજરાતી ભણાવી તથા કન્યાશાળામાં કે ખાનગી ગૃહ-

સ્થોને ઘેર કવિતા શીખવી નર્મદાશંકર મુંબાઇમાં હતા ત્યાંસુધી પોતાનું પૂરૂં કરતા, એની "હકીકત"માં નાણાંની તાણનો પોકાર અને કરજના ભણકારા તો મૂળથીજ છે, પણ સને ૧૮૬૪થી તે બહુજ વધવા માંડેછે— આ વખતે ચોપડીઓનું વેચાણ તો લગભગ બંધજ થઈ ગયું હતું, અને એનું કારણ એમ લાગે છેકે અત્યારૂ સુધી એમનાં પુસ્તકો પારસીઓમાં બહુ ખપતાં, તેમણે બે એક વર્ષથી કવિની કાંઇક વર્ત્તણુકથી ગુસ્સે થઇ તે વાંચવાંજ બંધ પાડયાં હતાં. કવિનું મન પણ એ પ્રસંગ પછી મુંબાઇ છોડી પ્રવાસે રખડવા તર્ફ લાગ્યું હતું, અને છેવટ સને ૧૮૬૫ના જુલાઇમાં સુરત આવીનેજ નિવાસ કર્યો ત્યારેજ એના મનની વ્યગ્રતા સમી. સુરતમાં વસવાનાં કારણો કવિ સંક્ષેપમાં દેખાડે છે, "શેર બજારની પડતી આવેથી ચોપડીઓનું વેચાણ બંધ પડેથી, લોકને શીખવવા જવાનું તો બે વરસ થયાં બંધ રાખેલું તેથી કમ ખરચ રાખવાના હેતુથી, મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમાં ઘણી ખલેલ પહોંચવા લાગી તેથી અને મુસાફ્રી કરવાને જીવ વલખાં મારે છે માટે આગળથી સ્ત્રીને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબાઈમાંથી ઉઠાવી સુરતમાં નાંખ્યો." આ લખનારને ગાઢો પરિચય આ વખતથી થયો, અગર જો એ પહેલાં પાંચ છ વરસથી સારો સ્નેહભાવ બંધાએલો હતો.

## કવિ સુધારો અને વિચારમાં ફેરફાર.

૯ સુધારા સંબંધી નર્મદાશંકરના મૂળ વિચારો નર્મ કવિતા વગેરેમાં મોજુદ છે. એ લખેછે કે હું પહેલ વહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૯માં થયો. એ વિચારો પછીથી બદલાઇને કેવા થયા હતા તે નર્મદાશંકરે પોતેજ 'ધર્મ વિચારમાં તેનાં કારણ સાથે દર્શાવ્યા છે. એ બાબત અમારો તો અભિપ્રાય એવો છે કે નર્મદાશંકર કેટલીક બાબતમાં એક છેડેથી છેક બીજે છેડેજ જઈ બેઠા હતા, પણ અતિ ઉત્સાહી પ્રકૃતિ મધ્યમપણામાં રહી શકતીજ નથી એ આપણે ભૂલવું જોઈએ નહિ. તે છતાં આ વિચારોનો વ્યત્યય એકાએક નહિ. પણ ક્રમાનુસાર અને દેશ હિતની લાગણીથી ઘણે કાળે થયો હતો એ અમે અમારાં ખાનગી જ્ઞાનને આધારે ખાત્રી પૂર્વક કહી શકીએછિએ.

જદુનાથજી માહારાજ સાથે પુંનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કરસનદાસ બાવો (જે જબરો તાલીમબાજ હતો) તેને સાથે લઇ એકલા

જતું પડયું ત્યારથીજ કવિનું સુધારાવાળાપરથી તો દીલ ઉઠવા માંડયું હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ખાત્રી થવા લાગી કે સુધારાવાળામાં લોક વિચારની સમા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી. એ હિંમત આણવી એ વીરરસના પદોનો એક હેતું હતો. સુધરેલ "મિશન હાઉસ" કાઢવાના તરંગો પણ આ હેતુસર હતા.. એ બધુ કરતાં પણ જ્યારે કાંઈ ફાવ્યું નહિ, ત્યારે એને સહજ ભ્રાંતી પડવા લાગી કે આજે સુધારાની વાતો કરીએછીએ તે કોઈ દિવસ પણ લોકમાં માન્ય થવાનો સંભવછે કે નહિ ? તેછતાં હજી સુધારાના હોંસ જેવાને તેવીજ હતી. મને યાદછે કે "ગુજરાતીની સ્થિતિ" વિષે નિબંધ લખ્યો ત્યારે તેમાં છેવટે જે ત્રીસ વર્ષમાં આઠઆટલા સુધારા થશે એમ તડાકા માર્યા છે તે બાબત મારે ઘણી તકરાર થઈ હતી, અને તે વેળા એમ કબુલ કર્યું હતું કે એ માત્ર મારૂં મન રીઝવવાની અટકળો છે, અને શાંત રીતે જોતાં તો તો આપણા ધર્માંધ લોકો કદી પણ સુધારાની વાત સ્વીકારશે કે નહિ એ શક પડતું છે. હવેથી નર્મદાશંકરના મનની સ્થિતિ કેટલોક વખત આ પ્રમાણે રહીઃ—સુધારો ખરા દિલથી પસંદ, પણ તેની શકયતા બાબત અંદરખાને ગંભીર સંદેહ. એવામાં રાજ્યરંગ લખવાનો પ્રસંગ આવ્યો.

"રાજ્યરંગ" લખવાની તૈયારીમાં નર્મદાશંકરે ઘણા ઈતિહાસ વાંચ્યા. અને તેથી પણ વધારે તે બાબત વિચાર કર્યા. અને તે બધામાંથી એ સિદ્ધાંત હાથ લાગ્યો કે કોઇપણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથીજ બદલાઇ શકે છે, અને એ દરમ્યાન ગમે એવો પુરૂષ ગમે એવા પ્રયત્નો કરે તોપણ તે ફલીભૂત થતા નથી. આવું જ્ઞાન અનુભવમાં તો કેટલાક વખતથી આવેલુંજ, અને તે જ્યારે શાસ્ત્રીય સિદ્ધાંતથી પ્રતિપાદિત થયું ત્યારે નર્મદાશંકરને લાગ્યું કે અરે મેં દેશ હિતને સારૂ જે જે પ્રયત્નો અત્યાર સુધી કર્યા તે બધા ઊંધા માર્ગનાજ હતા, અને એવે માર્ગે દેશનું કદી પણ શ્રેય થવાનું નથી. આવી મનની સ્થિતિમાં સુધારા સંબંધી જે પોતાના ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલ કરવા માંડયું અને તેમાં એને ઘણી ખામીઓ દેખાઇ, અને તે જેમ જેમ દેખાતી ગઇ તેમ તેમ એણે પોતાના વિચાર ફેરવવા માંડયા. ધર્મસંબંધી જોઇએ તો નર્મદાશંકરનો વિચાર ઘણું તો ૧૮૬૦—૬૧ સુધીજ બ્રહ્મસમાજી અથવા જેને કેટલાક કટાક્ષમાં ખ્રીસ્ત વિનાનો ખ્રીસ્તી ધર્મ કહેછે તેવા હતા. પછીથી તે

કંઇક કપોલ કલ્પિત વેદાંતના થયા હતા. એને એક જાતનું જડ અદ્વૈત (Material Pantheism) કહીએ તો કહી શકાય. એમાં પ્રવૃત્તિનુંજ ઐશ્વર્ય મનાએલું હતું. ૧૮૬૫—૬૬થી એમાં ચિદ્ભાગ, અને કાળ કે યોગ બળ રૂપે પ્રારબ્ધ દાખલ થવા લાગ્યું. નર્મદાશંકરના ધર્મ વિચારોનું આ ઉત્તરોત્તર રૂપાંતર એના આ વખતના ગદ્યપદ્ય લખાણમાં પણ વિચક્ષણ વાંચનારને દૃષ્ટિ ગોચર છે. પછીથી જ્યારે ઇતિહાસના અધ્યયનથી. કાળ માહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું, ત્યારેજ છેવટે પરમસુખ સાધનમાંથી પ્રવૃતિને કાઢી નિવૃતિને ગણવા માંડી. નિવૃતિની દૃષ્ટિએ જોતાં આર્ય નીતિ રીતિઓ વધારે પ્રીતિકર લાગવા માંડી, અને તેમ થતાં અધ્યાત્મિક ज्ञाने પૌરાણિક વેદાંતનું રૂપ પકડવા માંડયું. આમ થતાં ચાર પાંચ વર્ષ લાગ્યાં, અને એ દરમ્યાન કવિ ચૂપજ રહ્યા હતાં; પણ આ સંશયી સ્થિતિમાં એ બહુ અકળામણ થતી, અને કોઈપણ એક સિદ્ધાંત ઉપર આવવાની મનમાં બહુ આતુરતા રહેતી.

પોતાના સુધારા સંબંધી વિચારો (ઉપર કહ્યું તે પ્રમાણે) જ્યારે બદલાઇ ગયા, ત્યારે તે જાહેર કરવાજ જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માંડયું. એને માલમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઇ પડીશ, અને કોઇને પણ "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાન વૃત્તિથીજ ગમતું નથી, તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથીજ પોતાના મનમાં જે મનાયું તે નિડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડયું અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાયલા વિચારો પોતાના મનમાંજ રહેવા દેછે અથવા ખાનગી મંડળોમાંજ સાથીઓનાં મોં જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડો ઘણો સુધારાનોજ ડોળ રાખ્યા કરેછે. આવી અપ્રમાણિક ભીરૂ કેહેણી રહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણીજ શાબાસી આપીએ છીયે. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનુંજ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિ લોભ જઇને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતજ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને

જે દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્ત્તવ્ય સમજીને જણાવ્યો.

નર્મદાશંકરના ફેરવાએલા વિચાર ખરાછે કે ખોટા એ જૂદો સવાલ છે, પણ એણે વિચાર ફેરવ્યા માટે એની બુદ્ધિ ક્ષિણતાને પહોંચી હતી એમ માનવાને કોઇક સુધારાવાળા પ્રયત્ન કરેછે તે અમે બિલકુલ નાપસંદ કરીએ છિયે. છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવીજ તેજદાર અને સ્વસ્થ રહી હતી. ધર્મનો વિષયજ એવો છે કે તેમાં ભલા ભલામાં પણ મત ભેદ પડ્યા વિના રહેતો નથી. તેમજ એકવાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ* પાંડિત્યને દુષણ લગાડનારૂં છે એમ બોલવાનેજ અમે અપાંડિત્ય ગણીયે છિયે. દુનિયામાં કેટલાક મહાપંડિતોએ પોતાના વિચાર ફેરવ્યા છે. એનો તાજો દાખલો ઇગ્લાંડમાં દાકતર ન્યુમેનનો મશહુર છે. એ આકસફર્ડ વિદ્યાલયનો એનમુન હીરો અને એપિસ્કોપલ માર્ગનો એક મહાકુશળ અને ઉત્સાહી ધર્મ ગુરૂ હતો. આ પ્રમાણે વીશ વર્ષ સુધી જાહેરમાં બોલ્યા તથા લખ્યા પછી એણે પોતાના વિચાર ફેરવ્યા, અને એ+ રોમન કાથોલિક માર્ગ ( જે ત્યાં વહેમનોજ ભંડાર મનાય છે) તેમાં દાખલ થયો. એણે આમ કર્યું તે બધાને નઠારૂં લાગ્યું, પણ તેટલા માટે કોઇએ પણ એમ તો ન કહ્યું કે એને બુદ્ધિભ્રમ થયો છે એણે હવે રોમન કાથોલિક ધર્મના (તમારી નજરમાં આવે તો કહો વહેમના) પ્રતિપાદક

---

*ખરૂં જોઇયે તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવસ્યનું પગથીયું છે. અધિક અનુભવને વિચારને યોગે નિરંતર પોતાની ભૂલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથીજ માણસ ડાહ્યું થતું જાયછે, અને દુનિયાનો સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથીજ થએલો છે. માટે, પોતાના વિચાર ન ફેરવવા જોઈએ એવી મતાંધ સમજને કોઇએ અને તેમાં વિશેષ કરીને સુધારા પક્ષે તો નજ ઉત્તેજન આપવું જોઇએ. વિચારનું સ્વાતંત્ર્ય એજ તેમણે તો પોતાનું મહા વાક્ય કરીને રાખવું જોઇએ—પછી તે સ્વાતંત્ર્ય પોતાની તર્ફ કે પોતાની સામા વપરાય તો પણ શું ?

+લાર્ડરીપન સાહેબ—ધર્મ મૂર્ત્તિ રિપન—એણે પણ પ્રાટેસ્ટંટ ધર્મ છોડી રોમન કાથોલિક માર્ગ ૧૫-૨૦ વર્ષથી સ્વીકારેલો છે. એતો સર્વના જાણ્યામાં હશેજ. એને કોણ કહેવાની હિંમત ધરશે કે ધર્મ ભ્રમ અથવા બુદ્ધિ ભ્રમ થયો છે? અલબત ઇગ્લાંડના મતાંધ પ્રાટેસ્ટંટો તો એમ કહેછે.

ગ્રંથો ઘણાક રચ્યા, અને સર્વે કબુલ કરેછે કે તે ગ્રંથો એના બુદ્ધિ વિદ્યા બળના ઉત્તમ નમુના છે, અગર જો એમ કહેનારને એ ગ્રંથના સિદ્ધાંતો માન્ય નથીજ. કેટલાક વર્ષ ઉપર કોઇ લખનારે એની ઉપર આ ધર્માંતર બાબત હુમલો કર્યો, તેને એણે એક દશ લીટીનાજ ચર્ચાપત્રથી એવો શેહેમાત કરી નાખ્યો હતો, કે આખુ યુરોપ હસી પડયું, અને બધાએ કહ્યું કે, અલ્યા તને તે તારી કાદંબરીઓ મુકી આ જમાનાના સર્વોપરી નૈયાયિકનીજ સાથે વાદના રણમાં ઉતરવાનું તે ક્યાંથી સૂઝ પડયું; મતલબ કે સમજુ માણસો બીજાના ધર્માદિક વિષયમાં જુદા મત જોઈ તેની બુદ્ધિ, વિદ્યા, કે પ્રમાણિકપણા વિષે કદી પણ ઊંધો વિચાર લઇ જતા નથી.

આપણા દેશમાં તો હાલ આવી મતાંતરક્ષમાં (Spirit of Toleration) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશ ભકિતનું કામછે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઈ પડયું છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી, ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષકમાં નહિ રાખીશું, તો પ્રજા ઐકયને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવોજ પેસનાર છે. આપણામાં જુના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષતો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠાજ છે, અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલીછે; અને જો તેમાં આપણે ભોળવાયા, તોપછી આપણા કુસંપનો કાંઈપણ પાર રહેવાનો નથી. અત્યારમાંજ ઘર સંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલવા લાગ્યા છે, અને અમે ઊંડા ખેદથી જોઇએ છિયે કે એ નામના અન્યોન્ય દ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરૂષોમાં પડી જવાનો સમય બહુજ પાસે આવતો જાયછે.

એવાં રૂપાંતર (Transition) ને સમે માણસ નવીન વિચારો બાંધે, બાંધેલા ફેરવે, ફેરવીને પાછા ઠેકાણે આવે, એવા અનેક ચમત્કારો સ્વભાવિકપણેજ થાય તે જોઈ આપણે ચકિત કે કોપિત થવું ન જોઇએ. મતાંતર ગ્રહણ એ આવા સમયની એક સાધારણ નીપજ છે. આપણે વારંવાર જોઇએ છિયે કે આપણા જુવાનો ભણતા હોય છે ત્યારે એને ભણી રહ્યા પછી થોડાક વર્ષ સુધી 'સુધારા' ને રંગે ખૂબ ચઢેછે અને પછી તે ધીમે ધીમે મોળા પડી ક્યાંના ક્યાં ભરાઈ જાયછે કે તેનો પત્તોજ લાગતો નથી. આ વેળા જે નવું જુવાન ટોળું ઉભું થયું હોય છે તે તેમને

જુઠા, ખધા, કે બાઇલા કહી પાછલો તેમણેજ ઉઠાવેલો સુધારાનો પોકાર જારી રાખેછે. એ ટોળીનું પણ કેટલેક વર્ષે એમનું એમ થાયછે. આ શી વિપરીત વાત! શું સમજ, સત્ય, અને દેશ દાઝ એ આપણા દેશમાં કાચી તરૂણાવસ્થામાંજ રહેલી છે, અને જ્યાં પચ્ચીશી પૂરી થવા આવી કે તેનો નાશ થઈ જાય? ઘણા સમજે છે કે હા એમજ છે. તેઓ માને છે કે સંસારમાં પડ્યા પછી ભણેલા આપ સ્વાર્થી થઈ જઈ સત્યને દેશદાઝનો ત્યાગ કરે છે. જો આ અપવાદ ખરો હોય, તો આપણને એમજ માનવું પડશે કે કેળવાયલામાંથી સેંકડે ૯૫* તો જુઠા અને એકલ પેટા બાઇલાજ પર્યંતે નીવડેછે.

અમે તો આ અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યા-રોપ (લાઇબલ) ગણીએ છીએ, અગર જો આપણામાંજ ઘણા જણ એ પ્રમાણે માને છે. એ દેશીઓએ પોતા ઉપર બિન સમજે પોતેજ અંગીકાર કરેલી મિથ્યા બદનામી છે. આ આરોપનું તકલેદીપણું જો હાલ સુધારાનો મત આપણા પ્રત્યેક જણમાં કેમ ઘડાય છે તેનો વિચાર કરીશું, તો ઝટ માલમ પડી આવશે. બાળપણથી આપણને પાશ્ચિમાત્ય કેળવણી મળે છે અને તે આધારે ૧૫-૨૦ વર્ષની ઉમરમાં ધર્મ અને સંસાર સુધારાના વિ-ચારો અમુક રૂપ પકડે છે. હવે આટલી ઉમરમાં બાંધેલા વિચારો આ-ગળ જતાં ફેરવવા પડે, તો એમાં શું મોટું આશ્ચર્ય કે ગુન્હા ભરેલું છે? અમે તો એ વિચારો ન ફેરવવા પડે એનેજ મોટું આશ્ચર્ય સમજીએ છિયે. આખી દુનિયામાં આખી દુનિયા ઢુંડી વળીશું તોપણ એવો એક માણસ નહિ માલમ પડે કે જેને ૨૦ વર્ષની ઉમરે બાંધેલા વિચારોમાંથી કાંઈ પણ ફેરવવું પડ્યું નહિ હોય? દુનિયામાં પણ આપણા દેશી તરૂણોની તો સ્થિતિ ખાસ જુદી છે. તેમની તમામ કેળવણી વિદેશીજ-વિદેશી ધ-

---

* આ ૯૫ તો જુના પક્ષમાં બધી રીતેજ એક સરખા થઈ રહેછે. બાકી જે પાંચ રહ્યા તે વિચાર અને વાણીમાં સુધારા પક્ષે રહેછે, પણ તેની એ રહેણીતો (અળે કે બળે) બધાના સરખીજ-અગર જો ખાનગી ખાનપાનાદિકમાં 'સંસ્કારી' સુધારાપણું પ્રસંગોપાત ખરૂં. એ પાંચમાંના ચા-તો બાળલગ્ન કરે, અને પુનર્લગ્ન કરનાર સાથે ભોજન વ્યવહાર રાખનાર । હજારમાં પણ એકે નહિ. જાહેર રહેણી લેવા બેસીએ, તો સોએ સોજ પાછા જુના પક્ષમાં ભળી જાય છે.

મને વિદેશી સંસારસ્થિતિ જન્ય છે. તેમને આ વેળા સ્વધર્મ કે સ્વદેશની સંસારીસ્થિતિનું કાંઈ પણ જ્ઞાન હોતું નથી. હવે આવા જુવાનોને જ્યારે સંસારમાં પડયા પછી આ વિષયોનું જ્ઞાન થવા લાગે, ત્યારે તેમને તેમના વિદેશી વિચારોમાં કાંઈ ફેરફાર કરવો પડે અથવા તદન બદલી નાખવા પડે, તોપણ તેમાં શી મોટી નવાઇની વાત છે? તેમ નહિ, ને તે વિચારો અમલમાં આવી શકતા નથી એમ માલમ પડવાથી તેને તે અળસાવે, તોપણ તેના આ કૃત્યને સંસાર ભીરૂત્વ (Moral Cowardice) કહી જગતમાં વગોવવું એ કાંઈ વાજબી જણાતું નથી. રાજકીય અને સંસારી કર્તવ્યોની યોગ્યાયોગ્યતા ભૂમિતિ કે પદાર્થ વિજ્ઞાનના સિદ્ધાંતની પેઠે કાલ્પનિક તોલનથી નિર્ણય થતી નથી. એમાંતો અમુક કરવા ધારેલો સુધારો શક્ય છે કે નહિ તે ઉપરથીજ તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય થાય છે. જો આપણામાંથી સેંકડે ૯૫ અથવા ખરૂ કહીએ તો સોએ સોની રહેણી એમ કહેછે કે અમારા વિદ્યાર્થી અવસ્થાના ઉચ્છેદક વિચારો હાલની હિંદુ સંસાર સ્થિતિને લીધે અમલમાં આવી શકે એવા નથી, તો તેમની ઉપર ભીરૂત્વનો ક્રૂર આરોપ મૂકવા કરતાં એ વિચારો હાલ શક્ય (practicable) નથી એમ કહેવુંજ અમને વધારે ન્યાયયુક્ત લાગે છે. "શક્ય નહિ હોય તેજ કરે તે સૂરો" એમ જો અમને કોઈ નર્મદની અસલ શૈલીમાં કહેશે, તો અમે તેને એટલોજ જવાબ આપીશું કે એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારમાં તો કોઈ કર્મની શક્યતા એજ તેની યોગ્યતાની મોટી કસોટી છે. સૌ જાણે છે કે ઇગ્લાંડમાં પોતાની મરનાર વહુની બહેન સાથે કોઈ લગ્ન થઈ શકતાં નથી, અને એ બંધી કાઢી નાખવા ત્રીસ ત્રીસ વર્ષથી મહાપ્રયત્નો ચાલે છે અને છેલ્લે બે ચારવર્ષથીતો રાણીસાહેબ પણ એ સુધારાને ખાનગી રીતે ઉત્તેજન આપતા સંભળાયછે, તોપણ હજી ત્યાંના સુધારકોથી કાંઈ પણ થઇ શકયું નથી. માટે શું આપણે તેમને સંસાર ભીરૂ તથા બીજા બધા જન સમૂહને ધર્માંધ કહી ભાંડવા એજ વાજબી છે? નહિજ. તેમજ આપણા કેળવાએલા દેશી બાઇઓ ભીરૂઓ નથી, ને કવિતાની લહેરને રંજિત કરનારા શૂરવીરે નથી; પણ માત્ર સંસારમાં રહેવાને ઇચ્છતા વ્યવહાર બુદ્ધિના બધે હોય છે. તેવા તે પણ માણસો છે. સંસારને છોડી પોતાના ઉન્નત વિચારોની લહેરમાં એકલાજ રહેવું જે અંગીકાર કરે છે તેને અમે દિવ્યપુરૂષ દાખલ સંપૂજન

કરવાને તત્પર છઇએ, પરંતુ એવી સમાધીષ્ટ મૂર્તિને ઉભી કરી તેનેજ માપે સસાર વ્યવહારી માણસોને માપી તેમને નિંદવા એ કેવળ ગેરવાજબી છે. સંસાર વૈરાગી થયો નથી અને થવાનો પણ નથી, તો પછી તેની સઘળી નીતિરીતિ વૈરાગ્યના ધરની નહિ, પણ વ્યવહાર બુદ્ધિનીજ હોવાની, અને તે પ્રમાણેજ સઘળા દેશોમાં થાયછે, અને તે કારણથીજ સઘળે સંસાર સુધારો બહુ* મોડો થયો છે. માટે હાલ આપણે અધીરા કે આકળા ન થતાં સૌએ પોતપોતાના વિચાર મીઠાશથી લોકમાં ફેલાવવાને સતત પ્રયત્ન કર્યા કરવું એજ સુધારકનો વ્યવહાર ધર્મછે. અલબત્ત વૈરાગ્ય બુદ્ધિનો ધર્મ જુદોજ છે, પણ તેવો પુરૂષ કોઈ દેખાયો નથી ત્યાં સુધી તો સંસારીઓ પોતપોતાની રીતે વ્યવહાર બુદ્ધિએ ચાલ્યા જતા હોય તેમાં તેને નકામા વખોડી નાઉમેદ કરવાથી દેશને ફાયદા કરતાં ગેરફાયદા વધારે થાય છે. પોતેપોતાનેજ ભીરૂ માને, એના જેવું ઉત્સાહને હાનિકર બીજું શું હોવાનું હતું?

---

## વૃદ્ધાવસ્થામાં વિપત્તિ.

૧૦. પણ હવે એ સુધારક ધર્મોનું સામાન્ય વિવેચન પડતું મૂકી નર્મદાશંકરની ખાસ આર્થીય સ્થિતિ ઉપરજ લક્ષ આપવાની જરૂર છે. નર્મકવિતાના ગ્રંથાર્પણ પ્રસંગે અમે એટલું તો સૂચવી ગયા છઇએ કે તે વેળા એને માથે કેટલુંક કરજ હતું. આ કરજ થવાનું વિશેષ કારણ એનું સરસ્વતિ મંદીર એટલે પોતાના ઘરની સામે જમીન લઈ એક બંગલો બાંધ્યો તેજ હતું. આ બંગલો પોતાના કરતાં જાહેરના ઉપયોગ માટે વધારે હતો; અને તેથીજ જ્યારે પાછળથી વેચવા કાઢયો હતો ત્યારે તેનું કોઈ પણ ઘરાક મળી શક્યું નહિ. આ બંગલામાં કવિની ખાનગી પુસ્તકશાળા રહેતી, અને

* આ બાબત ઉપર મહાપંડિત પ્રોફેસર વર્ડસ્વર્થે 'બોમ્બે ગેઝટ'માં થોડાક વખત ઉપર આપેલા ગંભીર વિચારો જોવા. અમે ભૂલતા નહિ હોઇએ તો સર આલેકઝાંડર ગ્રાંટે આ દેશ છોડતી વેળા જે ભાષણ કર્યું હતું તેમાં પણ સંસારી સુધારાનો વેગ બહુજ ધીમો છે એ વાત બતાવી હિંદુ કેળવાએલાઓને ભીરૂત્વના આરોપમાંથી મુક્ત કરતાં ઉલટું એમ કહ્યું હતું કે 'વિદેશી આચારો ગ્રહણ કરવામાં વિલંબ એ બુદ્ધિના ગાંભીર્યનીજ નિશાની છે.'

કોઈ વખતે ત્યાં લખવાનું કામ કરતા હતા. બહુધા તેનો ઉપયોગ ભાષણની બેઠકને.માટેજ હતો. આ બંગલો કાંઇક વિશાળ, અને એક માળ તથા સળંગ અગાશી સહિત બાંધેલો હતો. આગળ બે નાના ફુલ બાગના કિત્તા પાડ્યા હતા, અને મોટા દરવાજાની કમાન ઉપર "કવિ નર્મદાશંકર લાલશંકર" એમ લખી નીચે એક ગુલાબનું ફુલ તથા કલમ ચીતરી તેની સાથે પોતાનું જીવનસૂત્ર (Motto) "પ્રેમ શૌર્ય" એ બાળબોધ અક્ષરે લખ્યું છે. આ બંગલો બાંધતાં ૧૨–૧૩ હજારરૂપિયા આશરે ખરચ થયા હતા.

આ વેળા કવિને આઠેક હજારનું કરજ થઈ ગયું હતું, અને તે વાળવાનું સાધન નહોવાથી એમાં દહાડે દહાડે વધારો થતો ગયો. કેટલાક વખતથી પોતાના ઘર ખરચ જેટલી પણ નર્મદાશંકરને પ્રાપ્તિ થતી નહોતી. એનો ઘર ખરચ સારા ગૃહસ્થની રીતનો હતો, અને કોઈ કોઈ બાબત તેથી પણ વધારે. રોજ એક રૂપિયો તો પાનસોપારી અને ચાહનાં પતાસાં દૂધને સારૂજ લાગતો. મુંબાઇમાં હતા ત્યારે પારસી મિત્રોની રીતનો સરભરા ખરચ થતો હશે તેતો જૂદોજ. ઘણું કરીને હમેશાં બે કારકુનો અને કોઈ વેળા ત્રણ પણ રાખવા પડતા હતા. સુરતમાં હતા ત્યારે ઓછામાં ઓછા મહીને સોએક રૂપિયાનો ખરચ હશે એમ અમારૂં ધારવું છે.[1]

આ વખતે દાક્તર બુલ્હર જે આ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને એની કદર પિછાનનારા હતા, તેણે એના પુસ્તકોને નિશાળોની લાઈબ્રેરી વગેરેને સારૂ ખરીદ કરી તથા નર્મગદ્ય વગેરે, ખાતાને માટે તૈયાર કરવાનું કામ સોંપી પોતાથી બનતી મદદ સારી કરી હતી. આ મદદથી થયું એટલું કે કેટલાક વખત સુધી કવિનો ગુજારો ચાલ્યો, પણ નર્મકોશ છપાવ્યા પછી કુલ કરજ (અમારા જાણવા પ્રમાણે) બાર તેરહજારનું થઈ ગયું હતું તે વાળવાનું કોઈ પણ બારૂ દેખાયું નહિ. આ વખતે કવિના મનની મુંઝવણ અપાર વધી પડી, અને છેવટે નિશ્ચય કર્યો કે પાછા મુંબાઈ જઈ વસવું અને જો બીજો માર્ગ હાથ ન લાગે, તો પોતાના જન્મનો ટેક મૂકી નોકરી લઈને પણ પોતાનું દેવું વાળવા બનતો પ્રયત્ન કરવો.

ઈ. સ. ૧૮૭૬ માં મુંબાઇમાં જઈ નર્મદાશંકરે નાટકશાળાને માટે

---

૧ પાછળની સ્થિતિથી સંકડાયલા કવિએ મુંબાઇમાં રૂ.૫૦) થી વધારે ખરચ રાખ્યો નહોતો.મુંબાઇમાં એકાદ બે વખતે રૂ.૬૦) ની માસીક આવકનો આવરેજ આવ્યોછે.

લખવાનું તથા એવાં બીજાં કેટલાંક પરચુરણ કામો ઉદરે નિમિત્તે કરવા માંડ્યાં. આ [2]નાટકો જેવા ઉદ્દેશથી લખાયલાં તેવાંજ છે એટલે તે કવિની કીર્તિમાં કાંઈ વધારો કરે એવાં નથી. આ વખતની સમર્થકૃતિતો "ધર્મ વિચાર" અને તે જાતનાં લખાણજ છે. એમાં ભાષા, શૈલી, અને વિચાર એ ત્રણેમાં નર્મદાશંકર પોતાનાં પૂર્વનાં લખાણો કરતાં જુદોજ દેખાવ આપે છે, અને તેમાં વિવેચન જોગ ઘણાં સ્થળો છે, તોપણ એટલું તો કહેવુંજ જોઇએ કે એ લખાણ ગંભીર અને ઘણા વિચારનું ફળછે. એમાં કવિના વિચાર બુદ્ધિવાદ (Rationalism) મૂકી અગમ્યવાદ (Mysticism) તર્ફ ઘણે દરજ્જે ઝોકી ગયા છે, અને તે ઝોક નર્મદાશંકરે જાણી બુઝી, વિચારીનેજ આપીછે એમ અમે જાણીએ છિયે, અગર જો "સુખે સોનીને દુઃખે રામ" એ કહેવત મુજબ પણ કવિના મનને કેટલુંક અજાણતાં થએલું ખરૂંજ.

પણ આવાં પરચુરણ કામોથી કાંઇ નિર્વાહ ચાલી શકયો નહિ, *અને

---

૨ નર્મદાશંકરનું કવિત્વ સ્વાનુંભવ રસિક (Subjective) જ હોવાથી, નાટકાદિમાં બરાબર સિદ્ધિને પામી શકતું નહોતું. પાત્ર પરત્વે રસ વર્ણન કરવામાં સર્વાનુભવ રસિક (objective) કવિત્વ જોઇએ છિયે. એ કવિત્વ ગૂજરાતીમાં તો પ્રેમાનંદભટમાંજ પરિપૂર્ણપણે જોવામાં આવે છે.

પ્રથમ દ્રૈપદિદર્શન નાટક લખ્યુંછે. એ નાટકના ૨૬ પ્રયોગ થયા હતા. સીતાહરણ નાટક, મુંબાઇની 'નાટક ઉત્તેજક મંડળી' માટે રચ્યો હતો, તેના વીસેકને આસરે પ્રયોગ થયા હતા. સાર શાકુન્તલ નાટકના ૬ પ્રયોગ થયા હતા. બાળકૃષ્ણ વિજય નાટકના ૩ પ્રયોગ થયા હતા. પણ તે નાટકની સીનરી વગેરેનો મોટો ખરચ નાટક મંડળી કરી શકી નહિ તેથી બરાબર ફતેહ પામ્યો નહિ. પરંતુ એ નાટકના ત્રણે પ્રયોગ વખતે નાટકશાળામાં ૧૦૦૦ થી ૧૨૦૦ માણસ આવતું-ને ટીકીટ મળતી નહિ. મૃચ્છકટીક નાટક લખવા માંડ્યો હતો, પણ તેનો પ્રારંભજ થયો. પર્સુરામની માતા રેણુકાનો નાટક પણ લખવો શરૂ કીધો હતો. નાટકથી કવિને આશરે ૧૩૦૦)મળ્યા હતા.

* મુંબઇમાં આવ્યા પછી એક પારસી ગ્રહસ્થે નનામે રૂ.૫૦૦) ની બેંક નોટ બક્ષીસ તરીકે મોકલી હતી.

છેવટે પોતાનો મમત મૂકી નોકરી શોધવી પડી. એક મિત્રની ભલામણથી ઈ. સ. ૧૮૮૨માં ગોકળદાસ તેજપાલના ધર્મખાતાના સેક્રેટરીની રૂ.૧૦૦) ની જગા મળી + ( પાછળથી રૂ.૨૦૦ થયા હતા. ) આમ નોકરી લીધાથી કવિનો નિર્વાહ તો નિશ્ચિંતે ચાલતો થયો. પણ પોતાના જન્મનો ટેક મૂકતાં એનું કલેજું બળીને ખાખ થઇ ગયું. આ વખત પછી કવિને કદીપણ મેં ખરા આનંદથી હાસ્ય કરતાં જોયા નથી. અને આ નોકરી કરતા તે સંબંધી તો કોઇ દાહાડો પણ એક શબ્દ બોલવો ગમતો નહિ. એ સંબંધી કોઈ વાત પૂછે તોપણ તે ઉડાવી નાખતા અથવા ઊંડો નિસાસો નાંખી સ્પષ્ટજ એમ કહેતા કે જવાંદો એ અપ્રિય વાત.

---

+ગોકળદાસ તેજપાળના ધર્માદા ખાતામાં નોકરી કરવાની કવિની જરાપણ ઇચ્છા હોયજ કયાંથી? પરંતુ કવિની સ્થિતિ તરફ જોઇ એ ત્રણ મિત્રોએ ભલામણ કીધી. કવિએ એ ખાતામાં નોકરી લેવાને અરજી સરખી પણ કરેલી નહિ, તે છતાં ભાઇશંકર નાનાભાઇના આગ્રહથી કવિની નિમણુક થઇ. નોકરીનો પત્ર મળ્યા પછી પણ કવિએ ઘણો વિચાર કર્યા કીધો હતો. અંતે નોકરીએ જવાનું ઠરાવ્યું —ખાસ કરીને મિત્રોને કુટુંબના આગ્રહથી. તા. ૨૦મી જાનેવારીને દિને ઘેરથી નોકરીએ જતી વખતે એત્રણ મિત્રો હતા, તેઓએ કંઇ હસીને કવિ સામું જોયું, એટલે કવિ મ્લાન વદને બોલ્યા, 'શું જુઓછો? ચોવિસમા વર્ષે ટેક મુકાવ્યો છે. ચોવીસ અવતારે પણ લજ્જા નથી રાખી એ પણ પ્રારબ્ધની લીલા છે. જોતા જાઓ હવે વળી શું બનેછે તે આ જુઓ; આજે દાસપણું કરવા અમે ચાલ્યા!" આટલું બોલી નિચે મોઢેજ દાદરેથી ઉતરી પડયા. જેઓએ આ ચિત્ર જોયું હતું તેઓ કહેછે કે કવિના ટેકનો વિચાર કરતાં તેઓને પણ બહુ સંતાપ થયો હતો.

કવિએ ધર્મ ખાતામાં પણ ઘણાં કામો કીધાંછે. બોર્ડિંગ સ્કૂલ, સંસ્કૃત પાઠશાળા, ભાટિઆ નિરાશ્રિત ખાતાંઓ, નળિયા, વિંઝણ, જખાઉની સ્કૂલો ઉઘાડી છે. ધર્મખાતાની વ્યવસ્થા રાખવા માટે જે ધારા ઘડયા છે તે પણ કવિનાજ છે, ને તે પ્રમાણે અદ્યાપી પર્યંત સઘળું કામકાજ ચાલે છે. ધર્મખાતાની મેનેજીંગ કમિટી અદ્યાપી માનેછે કે કવિના મૃત્યુથી તે ખાતાને મોટી ખોટ ગઇછે. કવિએ એ ખાતામાંથી તા. ૧૯મી જુલાઇ ૧૮૮૫ને દિને રાજીનામું આપ્યું હતું; એટલે આ નોકરી સાડા ત્રણ વર્ષ હતી.

અમને પણ આ અપ્રિય, કવિની જીંદગીનો અત્યંત દુઃખકારી કાળ વિસ્તારીને વર્ણવવો બહુ અળખામણો લાગેછે. માથે કરજ, ઉપજ નાહ, ઘેર ખરચતો હાથીનો, એવી સ્થિતિમાં કવિએ આટ આટલાં વરસ કેમ કાઢયાં તે એનુંજ મન જાણે. આ લખવા માંડયા પછી હમણાજ ભરોસાદાર ઠેકાણેથી અમારા સાંભળવામાં આવ્યું છે કે એક વખત બે દહાડા સુધી કવિને ફક્ત પહુંઆ, દૂધ ઉપરજ મુંબાઇમાં રહેવાની જરૂર પડી હતી. !

કવિને છેલ્લામાં છેલ્લો મોટો આશ્રય કર્નલ વાટસનની ભલામણથી કાઠીયાવાડ ગેઝેટિયરના ભાષાંતરનું કામ મળ્યું એ હતો. એ પુસ્તક લખી સાથેજ છપાવી આપ્યા બદલ નર્મદાશંકર મૂઆ અગાઉ મહીના ઉપરજ એને અઢીહજાર રૂપિયા મળ્યા હતા. આ મદદ અને કવિના બીજા પરિશ્રમોથી એનું બધું દેવું છેવટ સુધીમાં પતિ રહ્યું હતું કે નહિ એ અમે જાણતા નથી; પણ ઘણું કરીને કાંઇપણ બાકી હશે, ને બાઈડી છોકરાં તો નિરાધારજ રહ્યાંછે એમાં કાંઈ શક નથી. કવિની પાછળ રાંડનાર બાઈ— ડાહીગૌરી, નર્મદાગૌરી અને તેણીનો સત્તર અઢાર વર્ષનો એક છોકરો હયાત છે તેના નિર્વાહને માટે કાંઇ પ્રયત્ન ચાલ્યો હતો જેમાં થોડાંક નાણાં જમાં થયાંછે.*

---

## કવિનુ મૃત્યુ.

૧૧. આધિ દુખમાં તો કવિની લગભગ અર્ધી જીંદગીજ ગઈ હતી, પણ છેવટે વ્યાધિએ આવી તે તમામ પૂરી કીધી સંધિવા કે એવી જાતના કોઇ બીજા રોગથી છેલ્લા ૭–૮ મહિના કવિના પગ અટકી ગયા હતા કોઇની મદદ વિના ઉઠાતું બેસાતું નહિ. છેલ્લા મંદવાડમાં જો કોઈ કવિને બેઠેલા જોયને એમનું ઉત્સાહ ભર્યું બોલવું સાંભળે તો તેને કદીપણ નહિ લાગે કે કવિને કાંઈ મંદવાડ હશે. દેહ છોડયો તેના એક કલાક અગાઊ એમની બુદ્ધિ હતી તેવીને તેવીજ રહી હતી. અનેક વૈદ્ય દાક્તરોનાં ઔષધ કર્યાં, પણ તેથી કાંઇ ફાયદો નથતાં સને ૧૮૮૬ના ફેબ્રુઆરીની તા. ૨૫મી ને ગુરૂવારે આ આપણા ગુર્જર કવિ અને *સાચા દેશ ભક્તે આ દુઃખરૂપ

---

*આસરે અઢીહજાર રૂપિયાનું ફંડ થયું છે.

*આર્યજનથી પોતાનું જાતી સૌજન્ય કદીપણ વીસરાતું નથી. હિંદુ ગમે એવો હશે, પણ કોઇનાં મૃત્યુ સમે તેની નિંદા નહિજ કરે. મડદાને

સંસારનો ત્યાગ કરી કૈલાશવાસ કર્યો. આ સમર્થ, ટેકી, અને સાચા નરના મરણથી આખા ગુર્જર પ્રાંતને ભારે ખેદ થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઉઠવા લાગ્યા. વિરૂદ્ધ મતના પણ તમામ આર્યો એના ગુણજ સંભારવા લાગ્યા; અને વસ્તુતઃ બધાને એમ લાગ્યું પણ ખરૂં કે ગમે એવો હતો તોપણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો તેની ખોટ જલદીથી પૂરી પડવાની નથી. વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટવાણી, નિસ્પૃહીભાવના, ઊંચો ટેક, અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથીજ પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહિ કહે? અને ભાગ્યશાળી પણ શામાટે નહિ ? સંસારી દુઃખતો બહુ વેઠવાં પડયાં, પણ ધન્ય છે, નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઊંચ નીતિ તારા જિવનને માટે ઉછળતી જુવાનીમાંજ ઓળખી કાઢી, અને તે પ્રમાણેજ તારૂં આખું જિવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો! "નવ કરશો કોઈ શોક" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઊથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારોવાર વાંચેલું સાંભળેલું તોપણ આજે.જ્યારે ફરીથી જોઇયે છીયે ત્યારે માલમ પડેછે કે અહો તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા ઊંચા જિવનની મૂર્તિ (ideal of life) બાંધી રાખી હતી, અને કેવા દારૂણ તપો બળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી! તેં તારૂં જિવન ખરે ખરૂંજ કૃતકૃત્ય કર્યુંછે, અને તેમ છે તો પછી આ નીરૂપણ, તને સદા અણગમતો શબ્દ "બિચારો" બોલીને, શામાટે પુરૂં કરવું જોઇએ ? તુંજ ખરો યશસ્વીને ભાગ્યશાળી હતો!

વાંચનાર, તને છેલ્લી સલામ કરતાં પહેલાં અમે છેવટે એ પદ નીચે આપીએ છિયે તે વાંચ, એમાં સહજ શૃંગારનો ભાવછે તે પ્રસંગ વિરૂદ્ધ જાણીને છોડી દે, અને પછી તું જો કે એમાં નર્મદાશંકરે પોતાનું પ્રકૃતિ ચિત્ર કેવું ઓળખ્યું છે, તે કેવી ઊંચી પ્રતિનું છે, અને તે લખાએલું તે

---

ચૂથતું એ કાગડાનું કામછે, અને તેજ કરે. મુંબાઇમાં કવિની નાતના જુદે જુદે ઠેકાણેના અને અત્યાર સુધી એની ઉપર બહુજ કોપેલા હતા, તોપણ આસમે ડહાપણ વાપરી પ્રેતદહન ક્રિયામાં કાંઇપણ આનાકાનીવિના સામેલ થયા હતા, અને પછીથી સુરતની નાતે ડાહીગૌરીને નાતમાં લેવાની પણ ઇચ્છા દેખાડી હતી.

વેળા આપણને ગમે એવું અભિમાનની ઉકિત જેવું ભાસતું, પણ પર્યંતે તે આળેહુબ કેવું ખરૂં પડયું છે, અને પછી તું કહે કે અમે નર્મદાશંકરને કૃતકૃત્ય અને ભાગ્યશાળી કહીએછિયે તેમાં શું ખોટું છે? આ દુઃખમય સંસારમાં દુઃખતો કોઇને કોઇ પ્રકારનાં સર્વેને માથે સરજેલાંજ છે, પણ જે તેનાથી પરાભવ ન પામતાં પોતાના ધર્મકર્મમાં અચળ ટેકીજ રહેછે, અને એવી આંચમાં પોતાના આત્માને કંચનવત અધિક શુદ્ધિએ પહોંચાડી આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારૂ ઉતમ નમુનો મૂકી જાયછે તેનુંજ જિવન ધન્ય, કૃતકૃત્ય, અને ભાગ્યશાળી છે.।

# गूजराती भाषानुं ऐक्य.

આપણામાં કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય. એનો અર્થ એમ નથી કે એક ગામથી બાર ગાઉ ગયા કે ત્યાં જૂદીજ ભાષા ચાલતી હોય. ભાષા તો તેની તે પણ હોય, પરંતુ કેટલાક શબ્દો, કેટલાક વ્યાકરણ નિયમો, ને વિશેષે કરીને તો ઉચ્ચારના લહેકા જૂદી જૂદી તરેહના માલમ પડેછે. જંગલી લોકોમાં આ ભેદ એટલો બધો હોયછે કે તે જૂદીજ ભાષા છે એમ કહી શકાય. ચીનાઈ તાતારના વેરાન મુલકમાં રખડતી તુરાની ટોળીઓમાં પ્રત્યેકની ભાષા જૂદી હોયછે એટલુંજ નહિ પણ ૩૦-૪૦ વર્ષે તેજ ભાષા એટલી બધી બદલાઈ જાય છે કે તેને નવીજ ભાષા કહેવી પડે. મતલબ કે જેમ જેમ લોક જંગલી અને પરસ્પરનો સહવાસ ઓછો, તેમ તેમ તે લોકમાં ભાષાભેદ વધારે, અને જેમ જેમ તેઓ સુધરતા જાય તેમ તેમ આ ભાષાભેદ ઓછો થતો જાય.

આપણો ગૂજરાત સેંકડો વર્ષથી ભાષાના ઐક્યને પામી ચૂકયો છે. નરસિંહ મહેતા, ભાલન, ભીમ, પ્રેમાનંદ, સામળ ને દયારામ વિગેરે અનેક કવિઓ જે ભાષામાં કવિતા કરી ગયાછે તે સર્વેને માન્યછે. નરસિંહમહેતો તો જુનાગઢી, ભાલનભીમ પટણી, પ્રેમાનદ વડોદરી, સામળ ચરોતરી, કે દયારામ રેવાકાંઠી ભાષા લખી ગયો છે એમ કહી ગૂજરાતના કોઈ પણ ભાગના લોક પોતાનું અંધ મમત્વ દર્શાવતા નથી, અને તે દર્શાવવાનું તેમને કારણ પણ નથી, કેમકે એ કવિઓ પ્રાંતભેદને દૂર રાખી સામાન્ય ભાષામાંજ લખી ગયાછે. જૂદી જૂદી બોલીઓ ભેગી થઈ એક ભાષા થવામાં પ્રથમ વાત એજ અવશ્યની છે કે દરેક બોલીવાળાએ પોતાનો અંધ મમત્વ છોડી સામાન્ય ગ્રહણ કરવું. એ જ્યાં પ્રાંત પ્રાંતના લોકને હળવું

મળતું ઘણું થાયછે ત્યાં સ્વભાવિકપણેજ કરવું પડેછે, અને જે લોક રાજ-કાજ, વેપાર રોજગાર, ધર્મવિદ્યા, વગેરેના કારણથી પરસ્પર ઘણીવાર હળેમળેછે તેમના મુખદ્વારે સામાન્ય ભાષા પોતાનાં નિર્મળરૂપે જન્મ પામે છે. આ લોક માન્યવર્ગના કહેવાય છે, અને ધીમે ધીમે તેમની બોલી ફેલાવો પામી છેવટે કેવળ પ્રાંત્ય શબ્દો, ઉચ્ચારણો, તથા વ્યાકરણભેદો માત્ર ગ્રામ્યમંડળમાંજ પોતાનું મોં છૂપાવતા ભરાઈ રહેછે.

આ ભાષા ઐક્ય અધિક સહવાસથી જેમ વધતું જાયછે, તેમ સહ-વાસમાં ભંગ પડવાથી ઓછું પણ થઈ જાયછે. આશરે સાતસેં આઠસેં વર્ષ ઉપર જોઇશું તો માલમ પડશે કે આપણું ભાષા ઐક્ય હાલ છે તેથી પણ બહુજ વધારે હતું. એ સમયના ગ્રંથો અને પ્રાકૃત ભાષાના અર્વા-ચીન શોધકોના કહેવાથી સાબીત થયુંછે, કે એક વખતઉપર ગૂજરાતમાંજ નહિ પણ પંજાબ, સિંધ, કચ્છ, મેવાડ, મારવાડ, વ્રજ, ખાનદેશ, ઉડિયા અને ઠેઠ બંગાળા સુધી લગભગ એક સરખીજ ભાષા બોલાતી હતી. હાલ પણ એમ કહેવાયછે કે ઉડિયાની ભાષા ગૂજરાતીને બહુજ મળતી છે. આ સમયે લગભગ એક ભાષા હોવી જોઇએ એ વાતનો કાંઈ અં-કુર તો ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ જાણનારના મનમાં સ્વભાવિકપણેજ ઉઠવો જોઇએ, કેમકે તેમાં આપણે વારંવાર વાંચીએ છિયે કે રાજપુત્રો, કવિઓ, ધર્મગુરૂઓ, અને વેપારીઓ એ મુલકોમાંથી સહેજ કામે અહિંયાં આવતા અને અહિંના ત્યાં ઘણા જતા. જો હાલના જેટલો તે વેળા ભા-ષાભેદ હોયતો એ પ્રમાણે બની શકેજ નહિ. દક્ષિણ અને છેક તૈલંગણ સુધી પણ તે વેળા આપણો વ્યવહાર એવીજ સરળતાથી ચાલતો. એ તર્કનું ગમે તેમ હો, પણ બાકીના મુલકોની ને ગૂજરાતી ભાષા તે વેળા સરખીજ હતી એ સિદ્ધ છે. અલબત્ત તે ભાષા ગૂજરાતી કે હિંદી એ ના-મથી ઓળખાતી નહોતી, પણ અપભ્રંશ એવું તેનું સામાન્ય નામજ હતું. બેશક તેમાં પ્રાંતભેદ ઘણાજ હશે—હાલ જે જુજ પ્રાંતભેદોને માટે કેટ-લાક મિથ્યા ઝગડા ઉઠાવવા તત્પર જણાય છે તેના કરતાં સોગણા વધારે તોપણ તેણે એક સામાન્યરૂપ પકડેલું, અને માન્યવર્ગે અંધમમત્વ છોડી તેજ આનંદથી સ્વીકારેલું.

પણ મુસલમાનો આવ્યા અને બીજા ઐક્યની સાથે આપણું ભા-ષાઐક્ય પણ ટૂટ્યું. ઠેકાણે ઠેકાણે લડાઇના રણશિંગા ફૂંકાવા લાગ્યાં, મા-

રફાડ ને નાસભાગ ચાલી, બધા પોતપોતાના પ્રાંતમાં પ્રયત્નવડે સંતાઈ રહેવા લાગ્યા. અને પરસ્પરનો સહવાસ એટલો બધો બંધ પડી ગયો કે એક પ્રગણાના લોક બીજા પ્રગણામાં પણ ભાગ્યેજ જવાની હિંમત ચલાવતા. આવી સ્થિતિમાં પ્રાંતભેદે જોર પકડી પોતાના ખાસ લક્ષણો ખીલવી, ભિન્ન ભિન્ન ભાષારૂપે • વછૂટા પડવા માંડ્યું, એટલે, ગૂજરાતી, કચ્છી, મેવાડી, મારવાડી, પંજાબી, વ્રજ વગેરે હાલની ભ.પાઓ ઉત્પન્ન થઈ, અને તેમાં પણ નાના પ્રાંતભેદો મોટું રૂપ ધારણ કરી પોતાની શાખામાં પણ તડાં પાડવાની તૈયારીપર આવ્યા.

સારા ભાગ્યે દેશમાં સ્વસ્થતા કેટલેક દરજ્જે પાછી આવી. પાદશાહી બંધાઈ ચૂકી, અને પ્રાંતો ઠરી ઠામ પડ્યા. હજી પણ ઝગડાનો જારીજ હતા, અને હાલ આ રાજ્યમાં આપણે જે સ્વસ્થતા ભોગવીએ છિયે તેનો તો એક શતાંશ પણ નહોતો, તો એ પ્રત્યેક પ્રાંતમાં ફરવું હરવું ઘણે દરજ્જે પાછું સલામતી ભરેલું દેખાવા લાગ્યું. આ જોઈ ધર્મબોધકો બહાર પડચા. તેઓ ઘણાખરા વૈષ્ણવ મતના હતા. આ કાળની શરૂઆત વિક્રમના પંદરમા સૈકડાથી ગણી શકાય. ધર્મપ્રસારને અર્થે કવિતાનો ઘણો ઉપયોગ થયો, અને તેથી આ સમયથી તે ઠેઠ દયારામભાઇના વખત સુધી ગૂજરાતી ભાષાનું ઐક્ય સ્થાપન કરવામાં કવિઓએજ મુખ્ય ભાગ લીધો. ભજનમંડળીઓ અને કથાભટો એ કવિઓનું લસ્કર હતું, અને તે વડે આપણી ભાષાનું ઐક્ય સરકારી નિશાળો નીકળી તે સમે લગભગ જોઇએ તેવુંજ સ્થાપન થઈ ચૂક્યું હતું.

“લગભગ” કહેવાનું કારણ એ છે કે આ સમે અગર જો ખાસ પ્રાંત ભેદના શબ્દો અને વ્યાકરણ નિયમો ઘણાખરા ગ્રામ્ય ગણાઇ ભાષાનું સામાન્યરૂપ સિદ્ધ થઇ ચૂક્યું હતું, તોપણ ઉચ્ચારણભેદનું મમત્વ કોઇ પ્રાંતના લોકે મૂક્યું નહોતું. તેઓ એક બીજાના ઉચ્ચારને હસતા અને અંતઃકરણથી ધિક્કારતા, અને તે વેળા એટલે ૪૦-૫૦ વર્ષ ઉપર જે આપણામાં ઉચ્ચારણભેદ હતો તે અને હાલના ઉચ્ચારણભેદમાં અસમાન જમીનનો અંતર પડી ગયોછે.

આપણી ભાષાનું આ ઐક્ય કરનાર મુખ્યત્વે કરીને સરકારી નિશાળો, છાપખાનાં, અને રેલવે છે. નિશાળોમાં માન્ય અને અમાન્યવર્ગ તમામના બાળકો એક સામાન્ય ભાષામાં કેળવણી લેછે, અને એજ સામાન્યભાષા

પુસ્તકો, ચોપાનીયાં, અને વર્ત્તમાનપત્રોમાં સર્વ લોક વાંચે છે. ભાષા ઐક્ય-માં રેલવેનું પણ પરાક્રમ જેવું તેવું નથી. જે વર્ગના લોક ઉપર નિશાળો અને છાપખાનાની અસર થોડીજ થવાનો સંભવ, તે લોક પણ રેલવેમાર્ગે પરગામમાં વારંવાર જઇ અથવા વસીને પોતાનો પ્રાંતભેદ વીસરી સામાન્યભાષા સ્વાભાવિકપણેજ શીખેછે.

આ ત્રણ કારણોના શુભયોગથી આપણી ભાષાનું ઐક્ય કેટલું વધી ગયુંછે તે વખતે ભાષા જેવા ઝીણા વિષયનું અવલોકન કરવાની ટેવ નહિ હોય તેનાથી તો પૂરેપૂરૂં સમજાશે પણ નહિ. હાલ જે છંપાયછે તેની ભાષા ઉપરથી થોડાજ કહી શકશે કે તેનો લખનાર ફલાણા પ્રાંતનો છે. સુરતી, ચરોતરી, કે કાઠીયાવાડી હાલ જે ભાષા લખેછે તે એકસરખીજ જોવામાં આવેછે. પુસ્તકો ચોપાનીયાં તો હાલ જ્યાંથી નીકળેછે ત્યાંથી એક સામાન્ય ભાષામાં બરાબરજ લખાએલાં હોય છે, અને વર્ત્તમાનપત્રોમાં પણ પ્રતિષ્ઠિત પત્રોની ભાષાતો બિલકુલ પ્રાંતભેદ રહિતજ હોય છે. આ ફેરફાર કેવડો મોટોછે તેનો પૂરેપૂરો વિચાર બાંધવો હોયતો સ્વામીનારાયણવાળાનાં 'વચનામૃત' કે દયારામની સતસઇ ઉપરની ટીકા વાંચવી, અને તે જોતાં માલમ પડશે કે ગદ્યલખાણમાં પ્રાંતભેદ તે વખત કેટલો ચાલતો હતો અને હાલ તે કેવો શુન્ય જેવોજ થઇ ગયો છે. આ થોડો રહ્યોછે તે પણ અમને તો નિશ્ચયછે કે આવતા ૧૫–૨૦ વર્ષમાં (જો કોઇ કારણથી પ્રાંતભેદનું અંધમમત્વ પાછું નહિ વધેતો) બિલકુલ આપણા લખાણમાંથી નીકળી જશે.

બોલાતી ભાષામાં જે ઐક્ય થયુંછે તે પણ કાંઇ થોડું નથી. હાલ કેળવાએલા હિંદુગૃહસ્થો મુંબાઇના, સુરતના, ભરૂચના, નડીયાદના, અમદાવાદના, ભાવનગરના, રાજકોટના, કે જુનાગઢના હો, પણ તેની ભાષા એક સરખીજ સાંભળવામાં આવે છે. મધ્યમ કેળવણીવાળામાં વખતે કાંઇક પ્રાંતભેદ દેખાય ખરો, પણ નહિ જેવોજ. પહેલા જેવો હાસ્ય ઉપજાવતો, અને તિરસ્કાર પેદા કરતો પ્રાંતભેદતો કનિષ્ટ કેળવણીના કે અભણમાંથી પણ ઘણે દરજ્જે નીકળી ગયો છે. પ્રાંત પ્રાંતના ખાસ ઉચ્ચારણ અને લહેકા પણ કોઇ ન ધારે તેટલે દરજ્જે હાલ ઓછા થઇ ગયા છે. કેટલાક-ની બોલી ઉપરથી તો તે કયા પ્રાંતનાછે તે બરાબર પારખીજ શકાય નહિ. બીજા ઓળખી શકાય, પરંતુ તે બહુધા લહેકા ઉપરથીજ. ખરેખરા ઉચ્ચારણ દોષ જોવા જઇએ તો થોડાજ માલમ પડે.

આ સ્થિતિએ આપણું ભાષાઐક્ય આવી પહોચ્યું છે અને દરેક ગૂજરાતીની ફરજછે કે ત્યાં તેને કાયમ રાખવા અને બનેતો વધારવા પણ કાળજી રાખવી અને તેનું ખંડન તો કોઇ નિમિત્તે પણ થવા દેવું નહિજ.

---

# गूजराती भाषानी हालनी जोडणीनी पद्धति विषे विचार.

આ નામનું પચાસેક પૃષ્ટનું ચોપાનીઉં ભાઈ નરસિંરાવ ભોળાનાથ બી. એ. નું રચેલું બુદ્ધિપ્રકાશના વધારા દાખલ મળ્યું તે વાંચી અમને અત્યંત આનંદ થયો છે. એ આનંદ અમને એમાંના બધા વિચાર સંમતછે એ માટે નહિ, પણ ગ્રંથકર્ત્તાના અસાધારણ વિદ્યાબળ અને સાક્ષરત્વનો ઉત્સાહ જોઇને થયોછે. એ સ્વર્ગવાસી શ્રી ભોળાનાથ ભાઇના એક કુળદીપક ચિરંજીવી છે, અને બી. એ. ની પરીક્ષામાં પોતાના ખાસ વિષય દાખલ પણ (જે થોડાજ કરેછે) ઇંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓજ લીધી હતી. કુસુમમાળા જેની અમે નોંધ લીધી હતી, તે જેમ એ ભાઇના રસિક પાંડિત્યનો તેમ આ એમના સઘન ભાષાશાસ્ત્રના અભ્યાસનો ઇષ્ટ પરિપાક જણાયછે. આ ચોપાનીયા ઉપરથી એ ભાઇએ વરરૂચિ હેમચંદ્ર આદિ પ્રાકૃત ભાષાના વ્યાકરણકારોનું પ્રેમપૂર્વક મનન કરેલું જણાય છે, અને બુદ્ધિનું વલણ પણ ભાષાશાસ્ત્રના ખોળ તર્ફ સારૂં જણાય છે. આ ચોપાનીઉં એવુંતો ભાષાશાસ્ત્રીયમયછે કે એની પ્રસ્તાવનામાં દહેશત રાખનામાં ...ીછે તેમજ અમને પણ લાગેછે કે ઘણા વાંચનારાતો તેનાં બે ...ચી તે શુષ્ક જાણી પરિત્યાગ કરવાનેજ પ્રવર્ત્તમાન થવાના. ...ત્ત વિષયનો જેને શોખ હોય તેને અમે આ નાનું પણ અતિ ... વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. ભાષા કાંઇક વ... ...ખી હોતતો સારૂં–શાસ્ત્રીય વિષયમાં અસાંકેતિકભાષા ખાસ ... એ એક અગત્યનું લેખકચાતુર્ય છે.

...લેખનસામર્થ્ય વિષે થયું. ગૂજરાતી જોડણી સંબંધી આ...ના વિચાર શા શા અને કેવા પ્રકારના છે તે આ નાની ...ી શકાતા નથી, પણ અત્રે એટલુંજ કહીએ છીએ કે તે બધા

ગંભીર અને કેટલાક કેટલેક અંશે ગ્રહણ કરવા જોગ પણ છે. પરંતુ તેનો ઘણોક ભાગ આપણી હાલની જોડણીને નવી જૂનીજ કરી નાંખે એવો, અને વળી વધારે ખેદકારક તો એછે કે તે ભાષાના પ્રાંત ભેદનો ઝગડો હાલ જે સમી ગએલો છે તેને પાછો પૂરજોશમાં સઘળી તર્ફ જાગૃત કરે એવો છે. મળતી જોગવાઇએજ અમે આ વિચારોનું વિવેચન કરવાનો ઇરાદો રાખીએ છિએ, પણ તે દરમ્યાન આ *અંકમાં "ગૂજરાતી ભાષાનું ઐકય" એ મથાળા નીચે કેટલીક હકીકતો લખી છે તે આ તરુણ નિબંધકારને તેમજ બધાને હાલ વાંચી મૂકવાની વિનંતિ કરીએ છીએ, કેમકે આપણું ઐકય કોઇ પણ પ્રકારનું તૂટી માંહોમાંહે વિરોધ ન વધે એવા ધોરણ ઉપરજ અમે સઘળા સંસારવ્યવહારી સવાલોનો સિદ્ધાંત બાંધીએ છીએ, અને તેમાંજ અમારી સમજ પ્રમાણે છેવટે સિદ્ધિ રહેલી છે. એને પછી સંરક્ષક મત કહો કે સમાધાનીનો મત કહો.

**अस्तोदय तथा नळ दमयन्ती**ની "વર્દ્ધિત શોધિત તૃતીયાવૃત્તિ" તેના કર્ત્તા તરફથી મળી તે પ્રેમપૂર્વક સ્વિકારીએ છીએ. આવા જાણીતા ગ્રંથકારની આવી જાણીતી ચોપડીને અમારી તરફના ઓળખાણની જરૂર નથી અને આ સ્થળે વિવેચન તો થઇ શકે નહિ.

જાણે ગૂજરાતી જોડણીના સંબંધમાં ઉચ્છેદક તરંગોનોજ કાંઇ હાલ ગ્રહયોગ આવ્યો હોય, તેમ આ પાકી વયના નામાંકિત ગ્રંથકારે પણ એક એવો વિચિત્ર જોડણી નિયમ આ વખતે સ્વીકાર્યોછે કે રા. રા. નરસિંહરાવની નવીન ભલામણોને પણ તે તત્કાળ ભૂલાવી નાંખેછે. વાંચનાર માનશે કે પોતાના જન્મ નામને પણ શુદ્ધ કરી **मनःसुखराम सुर्यराम** લખનાર હવેથી "હું આવ્યો, તે આવ્યું" વગેરે શબ્દોને ઠેકાણે આતું" જ લખવાનો હવેથી સંપ્રદાય પ્રસાર કર્યોછે ? અમે કે આવો નવીન સંપ્રદાય કાઢવાના કાંઇક સબળ કારણો મનમાં હશેજ, અમે તેની કાંઇ અટકળ પણ કરી શકીએ આવી દેખીતી અતિઅશુદ્ધ જોડણીને સંસ્કારી કરવા લખાણની નીચે એક તુક્કો મૂકવાની રીત એમણે દાખલ

---

* સ્થળ સંકોચને લીધે આ વિષય પણ આ રાખવો પડ્યો છે.

આવો મોટો રૂઢિવિરોધ માત્ર હાસ્યાસ્પદજ જગતમાં ગણુવાનો, અને તે અમારા આ મિત્રને હાથ થએલો જોઇ અમને ઘણો ખેદ થયા વિના રહેતો નથી.

Common thoughts on serious subjects. એટલે **"गंभीर विषयो उपर सामान्य विचार"** એ નામનું સવાસો એક પૃષ્ટનું અંગ્રેજી પુસ્તક આપણા પ્રાંતમાંની રાજકુમાર કૅાલેજના જાણીતા પ્રિન્સિપાલ ચેસ્ટર મેકનોટન સાહેબે બનાવી પ્રગટ કર્યુંછે તેની એક પ્રત અમને મળીછે તે માન પૂર્વક સ્વીકારતાં બે બોલ અત્રે લખવાની અમે જરૂર સમજીએ છિએ.

એ પુસ્તકમાં જે વિષયો છપાયાછે તે પ્રથમ સિહોરના કુમાર રામસિંઘજી, જામનગરના રણજિતસિંઘજી, મૂંડેટીના શિવસિંઘજી, બગસરાના ગિગાવાલા, વળાના અખેરાજજી, જસદણના મનસુરખાચર, સાયલાના મદારસિંઘજી, તથા વઢવાણના માધવસિંઘજી, અને તદ્દ્વારા રાજકુમાર કૅાલેજના તમામ વિદ્યાર્થીઓને દર અઠવાડીએ ખાનગી વખતમાં ભાષણ રૂપે કહેવામાં આવ્યા હતા.

એ ભાષણનો હેતુ રાજકુમારોને સામાન્ય ધર્મનો બોધ કરવાનો હતો, અને એ હેતુ ઘણોજ સ્તુત્યછે, કેમકે રાજાઓને વિદ્યાદિકના જ્ઞાન કરતાં પણ પોતાના કર્ત્તવ્ય કર્મોનું બરાબર ભાન હોવું એ વિશેષે કરીને વધારે અગત્યનું છે. હાલ સાધારણ લોકોની કેળવણી પણ કેવળ સંસારીજ (secular) હોવાથી ઘણાં નુકસાન થાયછે એમ જોઈ કેટલાક સમજુ માણસો ધર્મયુક્ત (Religious) કેળવણીની વાંચ્છના કરવા લાગ્યા છે, તો જે કુંવરો હવે પછી રાજા થઈ લાખો જણના સુખ દુઃખ ઉપર ભારે સત્તા ચલાવનારા થઈ પડવાના છે, તેની કેળવણીમાંતો ધર્મબોધની પ્રથમજ જરૂર છે એની કોઈથી પણ ના કહી શકાય એમ નથી, અને અમે જોઈને અત્યંત રાજી થઇએ છિએ કે આપણા પ્રાંતની રાજકુમાર કૅાલેજના આ ઉત્સાહી પ્રિન્સિપાલ ધર્મયુક્ત કેળવણી ઉપર બનતું ધ્યાન આપેછે. આવા પ્રયત્નો છતાં પણ જો તે નઠારા નીવડે તો તેમાં એ કાલેજના શિક્ષણનો નહિ, પણ તેમની આસપાસ જે દુરાચરણી વાતાવરણ જન્મથીજ વીંટાઈ વળેલું છે. તેનું તે પરિણામ સમજવું.

આ પુસ્તકમાં જૂદા જૂદા ૧૮ વિષયો છે, તેમાં પહેલો "ઇશ્વરના સાન્નિધ્ય" વિષે છે, અને તેમાં સારી રીતે દેખાડયુંછે કે જો આપણાથી પ્રગટપણે હમેશાં સમજાએલુંજ રહે કે ઈશ્વર આપણી પાસે સાક્ષીરૂપ નિરંતર ઉભો ને ઉભોજ છે, તો આપણી કહેણી રહેણી સ્વાભાવિકપણેજ નિર્મળતાને પામે. બીજો વિષય "આસ્થા" વિષે છે તેમાં કર્ત્તાહર્તા શ્રી પરમેશ્વર ઉપર દૃઢ આસ્થા રાખવાનો બોધ કર્યો છે. ત્રીજામાં પ્રાર્થનાનો વિષયછે. સચરાચર પરિબ્રહ્મને નિરંતર અનુભવવો એ પરાભક્તિ છે એમ દેખાડી વ્યવહારી પ્રાર્થનાના બે ભાગ પાડ્યા છે:—એક માનસિક સુખને માટે અને બીજી શારીરિક સુખને માટે. શારીરિક સુખ ઈશ્વરે બાંધેલા અચળ નિયમોને વશ હોવાથી તે ઇશ્વર આપશે કે નહિ એ સંદેહ ભૂત ગણી આત્મશુદ્ધિની પ્રાર્થના ફળીભૂત થયા વિના રહેતી નથી એ બાબત સારો બોધ કર્યોછે. ચોથો વિષય ફરજનો છે અને અમે ઇચ્છિએ છિએ કે જે આતુરતાથી અહિંયા તે બાબત બોધ કરવામાં આવ્યો છે તેનો કાંઈ અંશ શ્રોતાઓના હૃદયમાં અખંડ નિવાસી થાય, પછીથી કાયિક, વાચિક, ને માનસિક સત્ય, અને "આપણી કોલેજ"ના વિષયો આવેછે તે પણ સારાછે. શુદ્ધાચરણનો વિષય જુવાનોમાં જે દુર્ગુણનો સંભવ બહુ બળવત્તરછે તેનું ખંડન મર્યાદામાં રહી સારી રીતે કરે છે. "જેનટલમેન" તે કોને કહેવાય એનું નિરાકરણ ઊંચ રસિકતાથી પંડિતાઈ ભર્યું કર્યુંછે, અને તે જેટલું રાજકુમારોને તેટલુંજ બીજા પણ "જેનટલમેન" કહેવડાવતા ને ગંભીરતાથી વાંચવાજોગ છે. નાની ફરજોનું મહત્વ એ વિષય ઘણોજ ઉપયોગી અને સુબોધકારક છે, કેમકે ખરૂંજ છે કે મોટી ફરજો બજાવવાના પ્રસંગ તો કવચિતજ આવે છે, પણ નાની નાની ફરજોથી માણસ પ્રતિપળે ઘેરાએલું છે, તે બજાવવામાં કાંઇ કાઠિન્ય કે ભારે આત્મનિગ્રહ રહેલો નથી, અને તે છતાં તેને નજીવી ધારી તે ઉપર દુર્લક્ષ કરવાથીજ જનમંડળમાં ઘણાં દુઃખ ઉત્પન્ન થાય છે. પછીથી મૈત્રી, આપણા પાડોશી સંબંધી રહેમથી વિચાર બાંધવા, મહારાણી શ્રી કૈસરેહિંદ, જાનવરો ઉપર દયા, ખેતરના ફુલો, રમત અને ઘર વિષયો પણ તેવીજ બોધક શૈલીથી લખાએલા છે.

છેવટે અમે ફરીથી ઇચ્છિએ છિએ કે ધર્મયુક્ત કેળવણી આપવાનો આ શુભ ઉદ્યોગ સુસાધનો પામી ફળીભૂત થાઓ, અને આપણા પ્રાંતના

ભવિષ્યના રાજાઓ પોતાના કર્ત્તવ્યકર્મોમાં સમજતા થઈ આ દેશના જી-
ર્ણોદ્ધારમાં પોતાના મહત્વ પ્રમાણે ઉપયોગી નીવડવાનો વિરલો દિવસ
ભરતખંડને દેખાડો ! આ પુસ્તક ઇંગ્રેજી છતાં પણ એનું અમે કાંઈ વિવે-
ચન કર્યુંછે તેનું કારણ પણ એજ કે એની અસર ગૂર્જર પ્રજાના લાખો
માણસ સાથે અતલકનો સંબંધ ધરાવે છે. અને જો આપણો રાજા વર્ગ
પોતાની ફરજો પોતાની પ્રજા અને દેશ તરફ સમજતો થાય, તો દેશસુ-
ધારાના ઘણાં કાર્યો હાલ મધ્યમ વર્ગનાની વાણીમાંજ રહેલાં છે, તે કૃતિ-
રૂપે બ્હાર પડી ભરતખંડને પાછો તેજસ્વી કરે.





# नवलग्रंथावलि.

## ભાગ ૩.

### શિક્ષણ શાસ્ત્રના વિષયો.



# ભાગ ૩ જો.

## મહેતાજીનો ધંધો.

"ઓ મહેતાજી, તારૂં નામ જેમ મોટું છે તેમજ તારૂં કામ પણ
ડું છે; માટે તું હિંમત ધરીને મનરૂપી ખેતરની ખરી ખેતી કાળજીથી
." આ અર્થનો દોહોરો આ વર્ષથી કહેવત રૂપે આ †ચોપાનીઆં ઉપર
યો છે. એમાં "ધરિ હામ" એમ જે કહ્યું તે કેટલાએક કવિઓ પ્રાસ
ી કરવાને કરેછે તેમ નહિ, પણ એક અગત્યની મતલબ જણાવવાને
ં છે. આજકાલ મહેતાજીનું કામ ઘણા લોકો બહુ હલકું ગણેછે, અને
આસપાસ એ પ્રકારનું ઉત્તેજન ન હોવાને લીધે એ કામ સારી રીતે
ગ્ને ઘણાજ મજબૂત મનની જરૂરછે. જે મહેતાજીઓનું મન મજબૂત
થી, અથવા પોતાને જે સારૂં લાગ્યું તે બીજાની દરકાર રાખ્યાવિના
ી કર્યા જવાની હિંમત હોતી નથી, પોતે પણ તે વમળમાં
યછે, અને પોતાનો ધંધો હલકો ગણેછે. ... ામ માત્ર એજ
યછે કે તેઓ જાતે દુઃખી, અને પોતાનું કામ બરા.. કરવાને અશ-
ામાન થઈ જાયછે, કેમકે ઉમંગ વિના કોઈ કામ સારૂં થતું નથી.

લોકોનો આ વિચાર ઘણોજ ભૂલ ભરેલોછે એમાં તો કાંઈ સંદેહ નથી.
રેક ધંધો જે જે કારણોથી ઉંચો ગણાય છે તે સઘળા કારણો અત્રે જોવા-
આવેછે. પ્રથમતો જેમ મનની મહેનત વધારે તેમ તે ધંધો વધારે
ગણાય છે. હવે મહેતાજીના કામમાં તો ફક્ત મનનીજ મહેનતછે,
ધંધો નીચો કેમ ગણાવો જોઇએ? બીજું જે વસ્તુ ઉપર માણસ
ો ઉદ્યોગ ચલાવેછે તે વસ્તુના ઊંચા નીચાપણા પ્રમાણે તે ધંધો
નીચો મનાયછે;—જેમકે તેલનો વેચનાર તે નીચો અને અત્તરનો
ર તે ઊંચો. એમ છે, તો માણસના મન જેવી ઉમદા વસ્તુ દુનિ-
જી કઇ છે? તથા જે માણસ એ અમુલ્ય વસ્તુને કેળવી આ લોકને
રલોકને લાયક કરેછે તે માણસનું કામ કોઈ રીતે પણ કે, હલકું
કે? ત્રીજું, લોકોપયોગીપણું લઇએ, તો તો મહેતાજીપણા જેટલું
પણ નથી. શાસ્ત્રના બાંધનારા અને ધર્મના ચલાવનારા જેટલા

† ગૂજરાતશાળાપત્ર જાન્યુઆરી ૧૮૭૨

ઉપયોગના છે, તેટલાજ ઉપયોગના વિદ્યા ભણાવનારાછે, અથવા ખરૂં જો-ઇએ તો તેથી પણ વધારે ઉપયોગના છે, કેમકે જો મેહેતાજીએ મનક્ષેત્રને બરાબર ખેડીમૂક્યું નહિ હોય, તો શાસ્ત્રનાં અને ધર્મનાં બીજ ક્યારે પણ જોઇએ તેટલાં ખીલી નીકળવાનાં નહિ.

મહેતાજી, તું યાદ રાખકે સમજુ માણસો કદી પણ તારો ધંધો હલકો ગણતા નથી. જે જે પ્રજાઓ દુનિયામાં ઊંચી અવસ્થાને પામીછે તે સઘળી તારી કદર બરાબર જાણે છે. યૂરોપના દરેક ગામડામાં પાદરી અને મહેતાજી એ બે મોટા પ્રતિષ્ઠાનાં પાત્ર ગણાય છે, અને શિક્ષાગુરૂએ દેશમાં મોટું માન ભોગવેછે. આપણા દેશમાં પણ, મહેતાજી, જેણે તને આવું મોટું [1]ઉપનામ આપ્યું તે શું તારા કામનું મહત્વ નહોતા જાણતા ગુરૂ શબ્દ એથી પણ વધારે માનસાથે બોલાયછે. જૂનાં ગ્રંથોમાં જોઇએ છીએ, તો માલમ પડેછે કે અસલના વખતમાં ગુરૂની પદવી સૌથી વધ ઊંચી ગણાતી હતી. હાલ મહેતાજીનો ધંધો હલકો પડી ગયોછે તેનાં ઘ કારણો છે, અને એમાં ફકત ોકનોજ વાંક નથી. મહેતાજી, અસલ ગુરૂ હતા તેવો તું શક્તિમાં ' ભાવમાં થા, અને અમને આશા તને પણ તેવુંજ મા . જ્યાં લગી તું પેટનોજ વેઠીઓ થઇને કરેછે, અને તાર ાગનું પવિત્રપણું તું સમજતો નથી, ત્યાં સુધી તા ઊંચા માનની આશા રાખવી એ મિથ્યાજ છે. જો તું તારા ઉદ્યોગનું પવિ-ત્રપણું સમજતો હોય, તો લોકના માનની આટલીબધી પરવાહ રાખે નહિ, પણ તારી નજર એથી ઊંચી રહે. તું એમ સમજે કે ઉદરનિમિત્તે બીજા બધા ઉદ્યોગ કરેછે તેમ હું આ કરૂંછું, પણ મારૂં વિશેષ ભાગ્ય એછે કે આવો અપૂર્વ પરમાર્થ કરવાનો સારો લાગ મળ્યોછે; તું એમ સમજે મન જેવી અમુલ્ય વસ્તુ મારે હાથ કેળવવાને આવી પડીછે માટે કામમાં હું જેટલો શ્રમ લઊં તેટલો ઓછો; તું એમ સમજે કે હાલ મારી આગળ બાળકોનું ટોળું બેઠુંછે તે થોડા વર્ષમાં મોટું થઈ સંસ પડશે, ત્યારે તેનાં કર્મ તથા સુખ દુઃખનો હું કેટલે દરજ્જે ઇશ્વરની અ જવાબદાર થઇશ. મહેતાજી, તું નિશ્ચય જાણકે તારો ધંધો જેવો તેવોજ પવિત્રછે, આગળના જમાનાનો ખરેખરો ઘડનાર તુંજછે. આગ જમાનો મુર્ખકે વિદ્વાન, સંપત્તિવાન કે નિર્ધન, ધર્મી કે અધર્મી, શ

---

૧ મહિતા, મોટા.

કાયર થવાનો એ બધું, મહેતાજી, તું યાદ રાખજે કે તારા ઉપરજ આધાર રાખેછે. જો તારામાં પરમાર્થ કે દેશ ભક્તિનો એક અંશ પણ હશે, તો તને તારા કામમાં ઉમંગથી લગાડવાને આ વિચાર બસછે. આવા વિચારવાળો શિક્ષક આસપાસના અનાદરથી કદીપણ મનમાં મુઝાતો નથી. તે નિરંતર પરમાર્થ બુદ્ધિએ પોતાના કામમાં ઉમંગથી મચ્યો રહેછે, તે મન ક્ષેત્રની ખેતી કરવી એમાંજ પરમ આનંદ અને કૃતાર્થપણું સમજે છે, અને જે પરમેશ્વરની પ્રીત્યે તે પોતાના પવિત્ર કામમાં સદા નિમગ્ન રહેછે તે પરમેશ્વરની કૃપાથી તે જગતમાં ઘણોજ લાભ કરનાર અને પ્રસંશા પાત્ર થાય છે. એવા શિક્ષકો અલબત્ત થોડાજ હોયછે. પણ દુનિયામાં સઘળીજ સારી વસ્તુ થોડીછે, માટે અમે ઉપર કહેલો દોહરો પાછો અત્રે સંભારીએ છઇએ.

મે'તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;
કર ખંતે મનક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ.

---

# *વાંચનમાળાની જોડણી.

ગૂજરાતી જોડણીને નિયમિત કરવાને ઘણા પ્રયત્ન થયા છતાં આજ પર્યંત અનિશ્ચિત ને અનિશ્ચિત ચાલી આવેછે એ વાત સૌને જાણીતીછે. જૂદા જૂદા ગ્રંથકારો જૂદી જૂદી રીતે લખે છે તેની તો વાત આઘે મૂકી કેળવણી ખાતામાંજ જોડણી શીખવવાનો કાંઈ ઢંગધડો જણાતો નથી. હાલ એક પાંચ લીટીના વાકયમાં સરખી જોડણી રાખનારા બે માણુસ પણ આખા કારખાનામાં ભાગ્યેજ મળી આવશે; સૌ સૌના વિચાર એમાં જૂદા ચાલેછે, અને કોઈ માણસને નાનાથી તે મોટા સુધી પોતાના મનમાં સંપૂર્ણ નિશ્ચય નથી કે જે રીતે હું લખુંછું તે ખરૂંજ છે. અલબત્ત જોડણીના નવા નિયમો આ કારખાનાના માણસો સરકારી કામમાં પાળવાને બંધાએલા છે, અને અમે જાણીએછીએ કે તે પ્રમાણે શીખવવાને તેઓ બનતી કોશીશ કરેછે, પણ એ નિયમ અમલમાં આણવા જતાંજ કોટિધા મતભેદ ઉત્પન્ન થયાં છે. ખરૂં કહીએતો એ નિયમોએ તો પેહેલા જે ગુંચવણ હતી તેમાં દશ ગણો વધારો કીધો છે, અને કેટલીએક વિચિત્ર હસવા જેવી જોડણીઓ આજ કાલ છપાતાં કેટલાંએક પુસ્તકોમાં જોવામાં

---

* ગૂજરાતશાળાપત્ર માર્ચ ૧૮૭૨

આવેછે તે એ નિયમો બરાબર ન સમજવાનાં અથવા તે બરાબર અમલમાં આણુતા ન આવડવાનાં ફળ છે.

આ સાંભળી ગૂજરાતી વાંચનમાળાથી અજાણ્યો માણુસ સહજ પ્રશ્ન કરશે કે કેળવણી ખાતાના પુસ્તકોમાં જોડણી છે તે જોઇને શીખવતાં નથી આવડતું એવા તે મેહેતાજીઓ કેવા મૂર્ખ હશે! અને સરકારે એટલું કરીને બસ ન રહેતાં નિયમો બાંધી આપ્યા તોપણ તેઓથી જોડણી બરાબર શીખવી શકાતી નથી એ કેવી નવાઇની વાત છે? પણ જેણે વાંચનની ચોપડીમાં જોડણી કેવી રીતની છે તે જોયું હશે તેતો એથી ઉલટોજ વિચાર આપશે. એ ચોપડીમાંની જોડણીજ તેઓને વધારે ગોથાં ખવડાવે છે. ચોપડીમાં જે રીતે જોડણી કરી છે તેનું પ્રથક્કરણ કરીયે તો પાણિનિ સંરખો વૈયાકરણરાજ પણ એ નિયમો ખોળી કહાડી શકે એમ નથી. એક શબ્દની એમાં અનેક રીતે જોડણી કરેલી માલમ પડેછે, અને તે ફેર હસ્તદોષ અથવા છાપાની ભૂલથી થએલો હોય એમ પણ થોડે ઠેકાણેજ જણાય છે. હવે જ્યારે ચોપડીઓનો તો આધાર રહ્યો નહિ ત્યારે બચારા મહેતાજીઓ શું કરે? બેશક તેઓ પોતાની શક્તિ પ્રમાણે એ નિયમો અમલમાં આણવા જવાના, પણ ઘણાથી એ નિયમો પોતાનાજ બળે અમલમાં આવી શકે એવા નથી. એક શબ્દને એમાંનો અમુક નિયમ લગાડ્યા પહેલાં તો તે કઈ ભાષાનો છે, અપભ્રંશ છે કે શુદ્ધછે, અપભ્રંશછે તો થોડો કે ઘણો, વગેરે ઘણી બાબતો જાણવી જોઇએછે, અને અમે કહીએ છઇએ એટલું વ્યુત્પત્તિજ્ઞાન તો આજકાલ ગૂજરાતમાં બધે ઠેકાણે દુર્લભ છે. સાધારણ મહેતાજીઓ તો કોઈ ઠેકાણે એટલું જ્ઞાન સંપાદન કરી શકયા નથી અને કરવાના પણ નથી. ત્યારે આવી બાબત જ્યાં મહેતાજીનેજ સોંપવામાં આવી, ત્યાં પછી તેના માઠાં પરિણામ થાય એમાં શી નવાઇ! દરેક માણુસને જેમ સૂઝે છે તેમ શબ્દને શુદ્ધ કે અપભ્રંશ ઠોકી બેસાડે છે, અને પછી તે પ્રમાણે વિપરીત જોડણીઓના વરસાદ નિશાળોમાં વરસી રહે છે. તેઓનો એમાં કાંઇ ઉપાય નથી; એમ થયાજ કરવાનું, અને તેમાં તેઓનો કાંઇ વાંક નથી. ખરેખરૂં તો એ નિયમો બંધાયા તે વખતે એ નિયમ બાંધનારી કમિટીએ એક ગૂજરાતી ભાષાના સઘળા શબ્દનો કોષ તૈયાર કરવો જોઇતો હતો, અને તેમાં ઘણી કાળજીથી એ નિયમો પ્રમાણે સઘળા શબ્દોની જોડણી આપવી જોઇતી હતી

અમે ભૂલતા નહિ હોઇએતો અરસાપર અથવા બલકે તેની અગાઉ એક એવા કોષની જાહેર માગણી પણ થઈ હતી. એમ થયું હોત તો પાછળથી જે ગોટાળો આટલો બધો વધી પડ્યો તે મૂળમાંથીજ ઉખડી જાત. એ કોષનું કામ ગમે તે કારણથી પણ જો ન થઈ શકે એવું હતું, તો જે ચોપડીઓ ત્યાર પછી છપાઈ તેમાં તો અચૂક એજ નિયમ પ્રમાણે બધે જોડણી કરવી જોઇતી હતીજ. પણ એમ ન થયું, અને ઉતાવળથી ટપોટપ બધી નવી *આવૃત્તિઓ બહાર પાડી. વધારે અફશોસની એ વાત છે કે એ આવૃત્તિઓ સ્ટીરિઓટાઇપ થઈ છે; અને તેથી આપણે થોડા વરસ સુધી તેમાં સુધારાની કાંઈ આશા રાખી શકતાં નથી. જો સાધારણ ચોપડીને પણ [1]સ્ટીરિઓટાઇપ કરાવતી વખત તેનાં "પ્રુફ" અસાધારણ કાળજીથી વારંવાર તપાસવાં પડે છે, તો જે ચોપડીઓ નિશાળમાં ચાલવાની હતી, જેની જોડણી હજારો બાળકોને તથા મહેતાજીઓને આધાર ભૂત થઈ પડવાની હતી, અને જે ચોપડીઓમાં પહેલ વહેલાજ જોડણીઓના નવા નિયમ લાગુ પાડવામાં આવ્યા હતા, તે ચોપડીઓને કેટલી સંભાળથી તપાસવી જોઇતી હતી તેનો વિચાર કરવાનું એ કમિટીનેજ સોંપીએ છઇએ. પણ થનાર થઈ રહ્યું અને તે વિષે આ [2]ચોપાનીઉં વધારે બોલી શકતું નથી.

આ પ્રમાણે લખવાનો પ્રસંગ અમને બારેજાના મહેતાજી પુરૂષોત્તમ મુગટરામની સીધી અને બહાદુરી ભરેલી ચાલથી મળ્યો છે. જ્યારથી આ નિયમો નીકળ્યા, અને નવી આવૃત્તિઓ બહાર પડી, ત્યારથી અમે આશ્ચર્ય પામતા હતા, કે જોડણી શીખવવી અને તપાસવી એ અશક્ય જેવું થઈ ગયું છે, તોપણ એ વાત કોઈ ઇન્સ્પેક્ટર સાહેબને કાને નાખતું કેમ નથી. કોઇ પણ નિશાળમાં એ હરકત જણાયાવગર રહી નહિ હોય, અને કોઇપણ પરીક્ષકને નાના પ્રકારના વાંધાનો નિવેડો સ્વચ્છંદે કરવો નહિ પડ્યો હોય એમ નથી. તે છતાં કોઇએ પણ આજ પર્યંત એ બાબત સરકારી લખાણ કીધું જણાતું નથી, પણ હવે એ દુઃખ દૂર થવાના ચિન્હ જણાય છે એ સાંભળી બધા બેશક ખુશ થશે. ઉપર કહેલા મહેતાજીએ પોતાના ડેપ્યુટી સાહેબની મારફતે સાતમી ચોપડીમાં વિરૂદ્ધ જોડણીઓ

---

૧ અમારા વિચાર પ્રમાણે તો સ્ટીરિઓટાઇપ કરાવવાનોજ એ વખત નહતો. ૨ ગૂ. શા. માર્ચ ૧૮૭૨

ક્યાં ક્યાં છે તેનું એક પત્રક રજુ કીધું છે, અને પોતાની અરજીમાં એ બાબતની સઘળી હરકતો જાહેર કીધી છે. એ ઉપરથી મેહેરબાન બૂલર સાહેબે આ પત્રના એડિટર ઉપર તે સઘળી ભૂલો સુધારીને એમાં છાપવાની ફરમાશ કીધી છે.

પણ એ હુકમ મુજબ વર્તતાં અમને ઘણી હરૂકત માલમ પડી છે. બારીકીથી અવલોકન કરતાં અમને માલમ પડેછે કે જોડણીના નિયમોમાંજ ઘણી ગુંચવણ છે, અને જ્યાં લગી એનો અર્થ એક મતે સઘળાથી કબુલ થયો નથી ત્યાં સુધી અમારાથી સુધારાપત્રક આપવું એ અશક્ય છે. તેથી અમે પ્રથમ એ નિયમોનો અર્થ શી રીતે સમજીએ છઇએ તે કારણો સહિત આ *અંકથી જાહેરમાં મૂકવાનો વિચાર કીધો છે. એ સઘળી ટીકાની મતલબ એ નિયમો બાંધનારના મનમાં શો અર્થ રહ્યો હશે તે શોધી કહાડવાની છે; અને એ બાબત અમારી જાતના નવા નિયમ આપવાની નથી, અથવા અમારા ખાસ વિચાર પ્રગટ કરવાની નથી. અમે આશા રાખીએ છીએ કે કમિટીના ખરા અર્થનું અમે ગ્રહણ કીધું છે, તે છતાં અમે જાણીએ છીએ કે એ બધાથી ભૂલ થાય એવું બારીક કામ છે, તેથી કોઇની તરફથી પણ એ વિષે કાંઈ તકરાર આવશે તો તેને અમે ખૂશીથી તાબડતોબ આવતા અંકમાં જગા આપીશું. અને જો અમારી ખાત્રી થશે તો અમારો વિચાર ફેરવતાં અમે જરા આચકો ખાનાર નથી.



# जोडणीना नियमनुं अर्थ ग्रहण.

**૧ શબ્દના સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડોજ ફેર હોય તો તેને મૂળ પ્રમાણે લખવો; જેમ દાશી ને બદલે દાસી, પરમાણે ને બદલે પ્રમાણે, મારગ ને બદલે માર્ગ, વના ને બદલે વિના.**

આ નિયમ દેખીતો બહુ સરલ છે, પણ એને અમલમાં આણતાં હજારો હરકતો ઉઠે છે, કેમકે થોડો ફેરફાર કોને કહેવો અને ઘણો કોને કહેવો એ દરેક માણસના વિચાર ઉપર આધાર રાખેછે. એક માણસ જેને થોડો ફેરફાર ગણે તેને બીજો માણસ મોટો ફેરફાર પણ કહે. જોઇએ, એનાં ઉદાહરણો આપ્યાંછે તે ઉપરથી આ ગુંચવણનો ખુલાસો મળે છે? ઉદાહરણો ઉપરથી એક આવો નિયમ નીકળે ખરો, અને તે પ્રમાણેજ ખરે ઘણા

* ગૂ. શા. માર્ચ ૧૮૭૨

એનો અર્થ સમજે છે. તેઓ એવો અર્થ કરે છે કે એક અક્ષરને ઠેકાણે બીજો અક્ષર થઈ ગયો હોય, જોડાઅક્ષર છૂટા પડી ગયા હોય, અથવા સ્વરનો લોપ થયો હોય, ત્યાં એમ જાણવું કે થોડો ફેર પડ્યો છે, અને તેથી મૂળ પ્રમાણે લખવું. આ અર્થ સ્પષ્ટ છે અને અમલમાં આણતાં કાંઇ પણ હરકત પડે એવું નથી; પણ સવાલ એ છે કે એ અર્થ ખરો છે? એ અર્થ ગ્રહણ પ્રમાણે સાતે ચોપડીઓમાં લખ્યું છે? સાતે ચોપડીઓનું ધ્યાનથી અવલોકન કરતાં અમારી તો ખાત્રી થાય છે કે કમિટીના મનમાં એવો અર્થ બિલકુલ હતો નહિ. જો એક અક્ષરજ બદલાઈ ગયો હોય તો તે ઠેકાણે મૂળનો અક્ષર લખવો એમ આપણે લઇયે, તો કાળ, જળ, પ્રબળ, ખાર, ખીર વગેરેને ઠેકાણે કાલ, જલ, પ્રબલ, ક્ષાર, ક્ષીર, વગેરે લખવું જોઇએ. ખરેખર એ નિયમે તો ગુજરાતીમાંથી "ળ" અક્ષરજ ઘણું કરીને નીકળી જાય. તેમજ જોડાઅક્ષર મૂળ પ્રમાણેજ લખવાનો ધારો રાખીએ તો હાલની બોલાતી ભાષામાં અને લખાતી ભાષામાં બહુજ ફેરફાર થઈ જાય. ફારસી શબ્દમાંતો બેહદજ ફેરફાર થઈ જાય, હુકમને ઠેકાણે હુક્મ, અમલને ઠેકાણે અમ્લ એવા અસાધારણ અને વિપરીત ફેરફાર કોણ પસંદ કરશે? ફક્ત સ્વરના ફેરફારને જાુજ ગણતાં પણ એવીજ હરકતો છે. એમ હોય, તો સાહિબ, માલિક, હાકિમ, ધૂળિ, જાતિજ, લખવું પડે. એવા તો અનેક દાખલા મળી આવશે. એ પ્રમાણે કોઈ પણ લખતું નથી, અને કોઈ લખવાની ભલામણ પણ કદી નહિ કરે. કોઇપણ એમ નહિ કહે કે ભાખવું તેને ઠેકાણે 'ભાષવું,' પડવું તેને ઠેકાણે "પતવું," જવને ઠેકાણે યવ, જાનને ઠેકાણે યાન, 'જૂ' ને ઠેકાણે 'યૂ,' જણને ઠેકાણે જન, જમણને ઠેકાણે જમન, ચાલણીને ઠેકાણે ચાલની વગેરે વગેરે બોલવું જોઇએ. તે છતાં આ નિયમને જો આમ સમજીએ છઇએ તો એ પ્રમાણેજ કરવું પડેછે.

ત્યારે આપણે આ નિયમને શી રીતે સમજવો? ઉપર જે અર્થ કર્યો તેના કરતાં થોડો ફેરફાર તે શી રીતે થઇ શકે? થોડામાં થોડો ફેર એટલે એક અક્ષરનો ફેર, એથી તે ઓછો ફેરફાર કયો થવાનો હતો? અને એવા ફેરનેજ થોડો ફેર માની ઘણા શબ્દની જોડણી ચોપડીઓમાં કરીછે એ વાતની પણ ના કહેવાય એવું નથી. ત્યારે આપણે "થોડો ફેર" એનો જે ઉપર અર્થ કીધો તે ખરો છે, પણ આ નિયમજ જાતે અપૂર્ણ દીસે છે. એમાં એ નિયમ કયારે વાપરવો એ લખવાનું ભૂલી ગયા હોય એમ જ-

ણાય છે. એ આપણે શોધી કહાડવું જોઇએ. એના ઉદાહરણો બારીકીથી તપાસીશું તો કાંઈ રસ્તો હાથ લાગશે. પહેલું ઉદાહરણજ સકારને શકારની તકરારનું છે. આપણે જાણીએ છઇએ કે ગૂજરાતના કેટલા ભાગનું વળણ સકાર તરફ, કેટલાનુ શકાર તરફ, ને કેટલાનુ ષકાર તરફ છે. એમાં વિદ્વાન અ-વિદ્વાન કે ઉંચ નીચનો ભેદ પણ થોડોજ કામ લાગેછે. સઘળા પોત પોતાના ભાગનું ઉચ્ચારણજ પસંદ કરે છે, ત્યારે આ વિરોધ મટાડવાને માટે અને આખા ગૂજરાતનું ભાષા સંબંધી ઐક્ય કરવાના શુભ હેતુને માટેજ આ નિયમ કાં ન કહાડ્યો હોય? એ માટેજ બેશક કહાડ્યોછે, પણ અહિંયા આપણે ઉપર અર્થ કર્યો તેનું કાંઈ સંકોચન કરવું જોઇએ. મેઘને ઠેકાણે મેહ, માઘને ઠેકાણે માહ, કાકને ઠેકાણે કાગ, બકને ઠેકાણે બગ વગેરે શબ્દ બોલાયછે તેમાંથી એકે ખોટો થાય એમ નથી. માટે સકારનો ફેરફાર એજ માત્ર થોડો ફેર ગણવો. તેજ પ્રમાણે માર્ગ, વિના વગેરે કેટલાએક શબ્દના ઉચ્ચાર દેશમાં બધે બે રીતે થાયછે. ઉપલા વર્ગનાં લોકોમાં પણ પરમાણે, મારગ, વના, વગેરે બોલનારા માલમ પડી આવે છે, અને તેમ શુદ્ધ રીતે બોલનારા પણ છે. હવે કોનું કહ્યું ખરૂં માનવું? અહીંયાં પણ પેલા સ-કારની તકરારની પેઠે શબ્દનું શુદ્ધ સાચું સ્વરૂપ શું છે તેના ઉપર આ બાતનો ખુલાસો રાખ્યો છે. આ રીતે વિચાર કરતાં આ નિયમનો અર્થ બરાબર બંધ બેસે છે, અને પહેલાં જે હજાર રીતના વાંધા ઉઠતા હતા તે બધા દૂર થાય છે. એ ખુલ્લું જણાય છે કે આ નિયમ બધે ઠેકાણે વાપરવાનો નથી. જ્યાં તકરાર હોય, એટલે જ્યાં એક ભાગના અથવા એક વર્ગના લોકો એક શબ્દનો ઉચ્ચાર એક રીતે અને બીજા બીજી રીતે કરતા હોય ત્યાંજ આ નિયમ વાપરવાનો છે. જ્યાં બધા લોકો એક રીતેજ ઉચ્ચાર કરે છે, ત્યાં મૂળ શબ્દ લખવા જવું, ત્યાં એના જેવું બીજું દહોડડાહ્યુ કયું? ત્યાં તો બોલાતો હોય તેમજ લખવું. આ પ્રમાણે અર્થ કરતાં આ નિયમ વાજબી અને ડહાપણ ભરેલો જણાય છે. બાકી જ્યાં બધાં એક રીતે બોલે છે ત્યાં એમ નહિ પણ આમ બોલો એમ કહેવાતો કોનો અધિ-કાર છે? વૈયાકરણીનું કામ ભાષામાં ફેરફાર કરવાનું નથી, પણ તેમાં જે નિયમો રહેલા તે શોધીજ કહાડવાનું છે. જૂદે જૂદે ઠેકાણે વિરૂદ્ધ નિયમ માલમ પડે ત્યારેજ એમાં પસંદ કરવા જોગ કયોછે એ કહેવાનો વખત છે. બુક કમિટીએ આમ આપખુદી અખત્યાર ધારણ કર્યો હોય એમ આપણે

ધારવું ન જોઇએ, અને તેમણે તે ધારણુ નથીજ કીધો એ ઉપલા વિવેચ-નથી સ્પષ્ટછે. જો એ નિયમને નીચે પ્રમાણે સુધારીને મૂકયો હોય, તો આટલી બધી આશંકા અને વાદનું નિવારણ ઝટ થઈ જાય.

**जो एक भागमां अथवा एक वर्गमां कोई शब्द मूळ प्रमाणेज बोलातो होय, अने बीजा भागमां अथवा बीजा वर्गमां थोडाज फेरफार साथे बोलातो होय, तोते शब्द तेना मूळ स्वरुप प्रमाणेज लखवो. एक स्थानना सकारने ठेकाणे बीजा स्थाननो सकार थइ गयो होय, जोडाक्षर छूटा पडी गया होय, अथवा एकज स्वरनो लोप थई गयो होय, तो थोडोज फेरफार पड्यो एम जाणवुं.**

અમે જે આ ઉપર નિયમ કહ્યાંઓ તેમાં એક બાધ કોઈ વખત લાગે ખરો. કદાપિ કોઈ શબ્દ એવો નીકળે કે તે ગામડામાં, અભણમાં, અથવા નીચ વર્ણમાં શુદ્ધ રૂપે બોલાતો હોય, અને ઉપલા વર્ગમાં થોડાજ ફેરફારે અપભ્રંશ બોલાતો હોય તો તે ઠેકાણે શું કરવું? બધી ભાષાઓના નિયમ પ્રમાણેતો ઉપલા વર્ગનીજ ભાષા માન્ય હોવી જોઇએ, પણ આ નિયમ પ્રમાણે એથી ઉલટુંજ કરવું પડે. આવો પ્રસંગ આવવો ઘણું કરીને અશકયજ, પણ કદાપી આવ્યો, ત્યારે આ નિયમથી ઉધું થાય ખરૂં. ફારસી શબ્દ તો કેટલા એવા નીકળશે કે જે પારસીઓ અને ગૂજરાતી બોલનારા મુસલમાનો શુદ્ધ રૂપે બોલતા હશે, અને બધા હિંદુઓએ તેને અપભ્રંશ કરી નાંખ્યો હશે. અમારા વિચાર પ્રમાણે તો એવે પ્રસંગે આ નિયમ લાગુ ન પાડવો જોઇએ; અને તેથી ઉપલા નિયમમાં વર્ગની જોડે માન્ય વિશેષણ વધારીએ, તો એ નિયમ સંપૂર્ણ થાય.

યાદ રાખવું કે આ પહેલો નિયમ થોડો ફેરફાર થએલા શબ્દોનેજ લાગે છે. ઘણો ફેરફાર થયો હોય, ત્યાં તો મૂળમાં "સ" છે કે "શ" છે, હ્રસ્વ છે કે દીર્ઘ છે વગેરે કાંઇજ જોવાનું નથી. ત્યાં તો*અપભ્રંશ શબ્દના જે નિયમો નીચે આવે છે તેજ લાગુ પાડવા, અને મૂળના રૂપનો કાંઇ પણુ વિચાર ન કરવો.

**૨. "અસલ અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય, તો આ.**

**ભતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવા; જેમ માર્ગશીર્ષને બદલે માગશર, ક્ષેત્રને બદલે ખેતર, ગૃહને બદલે ઘર.''**

પહેલા નિયમમાં આપણે થોડા ફેરનો અર્થ મુકરરે કર્યો છે એટલે ઘણો ફેર કોને કહેવો એ સમજવું મુશ્કેલ નથી. ઉપર જે ફેર બતાવ્યો તેના કરતાં જે વધારે, તેને ઘણો ફેરફાર ગણવો એ ખુલ્લુંજ છે.

પણ એ ઘણો ફેરફાર અભણની ભાષામાં થએલો હોય તો તે કાંઈ આ નિયમ નીચે આવતો નથી. ઘણા લોક શબ્દને ઠેકાણે સબદ, ગ્રહને ઠેકાણે ઘરે વગેરે બોલ્યાજ જાયછે, પણ એ ઉચ્ચાર આપણે કદીએ માન્ય કરી શકવાના હતા? આ વાત સઘળા નિયમોને લાગુ પડે છે એમ જાણવું, અને જ્યાં બોલાતો હોય એમ લખ્યું હોય, ત્યાં માન્ય વર્ગમાંજ બોલાતો હોય એમ સમજવું. આ વિચાર વારંવાર સઘળા નિયમો ઉપર આપવાની અમને જરૂર દીસતી નથી, માટે હવે પછીના સઘળા વિવેચનમાં આ વાત લક્ષમાં રાખીને અમે બોલીએ છીએ એમ જાણવું.

હવે આ નિયમનો અર્થ તો ચોખ્ખો થયો, પણ હજી એક મોટી તકરાર બાકી છે. શું આવે પ્રસંગે આપણે અપભ્રંશ રૂપજ કબુલ કરવું, અને શુદ્ધ બોલનારને ગૂજરાતીમાં અશુદ્ધ બોલોછો એમ કહેવું? માર્ગશિર્ષ ન બોલવું એમ કહ્યું તે તો ઠીક છે, કેમકે ગૂજરાતી વિદ્વાનોમાં પણ એવું તો કોઇજ બોલતું હશે; પણ શું એ નિયમને અનુસરી આપણે ભાદ્રપદ આશ્વિન, વગેરે શુદ્ધોચ્ચારણ કરનારાને ખોટા કહેવા? શું સોનાને સુવર્ણ કહેવા ન દેવું? કુવાને કૂપ, વાવને વાપિ, અચરજને આશ્ચર્ય, રાતને રાત્રી, સુરજને સૂર્ય, નાચને નૃત્ય, વગેરે જે શબ્દના બએ રૂપમાં ભાષામાં ચાલે છે તેનું શું કરવું? એમાંથી અપભ્રંશ રૂપજ કબુલ રાખવું એવો કમિટિનો વિચાર હોય એમ અમને લાગતું નથી, કેમકે આશ્ચર્ય, સૂર્ય વગેરે કેટલા શબ્દ વાંચનમાળામાંજ દાખલ કીધા છે. એ નિયમનો જે ઉપલક અર્થ આ નિકળે છે તે જો કબુલ કરીએ તો આપણા જૂના અને નવા સઘળા ગ્રંથકારોના પાનાપર ઠેકાણે ઠેકાણે હડતાળ ફેરવવી પડે, અને કેમ બોલવું તે શીખવા સારૂ વિદ્વાનોને વાણીઆની દુકાને મોકલવા પડે. આવો ગાંડો નિયમ બુક કમિટી બાંધેજ નહિ, અને બાંધે તો માન્ય થાય પણ નહિ.

કમિટીના શબ્દમાંથી જે અર્થ નિકળે છે તે તેના મનનો નથી એમ આપણે ઉપર સમજાવ્યું, અને તેની વધારે સાબીતી એક બીજી

જાતના વિચાર ઉપરથી મળે છે. એ જોડણીના નિયમ કહેવાય છે ખરા, પણ જે કમિટી ભેગી થઈ હતી તેની મતલબ જોડણીના નિયમ બાંધવા કરતાં કાંઇક વધારે હતી, અને તેથી એ નિયમોમાં જોડણીની બાબત કરતાં કાંઈક બીજું પણ આવી ગયું છે. જેમકે પાંચમો નિયમ ફક્ત જોડણી લખનારને શા કામનો છે? એકજ અર્થના ભાગમાં જૂદા જૂદા શબ્દ બોલાય છે કે નહિ તેનું જોડણી લખનારને કાંઇ પણ કામ છે? એ બિચારાને જે શબ્દ લખાવે તે લખવાનો છે, તેમાં એને આટલી બધી માથાફોડ શા માટે જોઇએ? પણ બારીકીથી જોઇશું તો એ નિયમ જોડણી કરનારને સારૂ બાંધ્યોજ નથી, અને જો તે જાણી જોઇને એ માથાફોડમાં પડવા ચહાય છે તો એની મરજી. એ નિયમ તો ગ્રંથકારને કામનો છે ખરો. તેમજ આ બીજા નિયમ વિષે કેટલું એક સમજવાનુંછે. એ નિયમ કમિટીએ પોતાના ગ્રંથકારપણાના કામમાં પોતાનેજ મદદ કરવાને સારૂ બાંધ્યો છે. એટલે ટુકામાં કહીએ તો વાંચનમાળા લખતી વખતે એ કમિટીએ વિચાર કીધો કે વાંચનમાળામાં આપણે આ નિયમને અનુસરી શબ્દ પસંદ કરવા. આ રીતે આ નિયમ સમજતાં બધે ઠેકાણે અજવાળું થઈ જાય છે. આપણે જાણીએ છઇએ કે જે હોપના નામથી ઓળખાતી વાંચનમાળાએ પાછળથી ચાલતી આવેલી ભાષાશૈલીમાં એક મોટો ફેરફાર કરવાનો આરંભ કીધો હતો, અને તેની અસર આજ પર્યંત ઘણાના લખાણમાં માલમ પડે છે. પાછલી વાંચનમાળા પ્રૌઢ શૈલી અને સંસ્કૃતમય વાણીમાં નિમગ્ન હતી. આ વાંચનમાળા તેને બીલકુલ હસી કહાડવા લાગી અને બજારમાં બોલાતી, ચોરામાં સમજાતી, અને ઘરમાં ગવાતી જે ગૂજરાતી ભાષા તેજ ખરી ગૂજરાતી છે એવો સિદ્ધાંત નિર્ભયપણે પ્રગટ કરવા લાગી. એ સિદ્ધાંત કેટલે દરજ્જે ખરો છે તે તપાસવાનું અત્રે આપણું કામ નથી, પણ એતો નિશ્ચય છે કે વાંચનમાળાની ચોપડીઓમાં તો સરળતા જોઇએજ, અને તેને માટે આ નિયમ જે તેઓએ બાંધ્યો હતો તે ખરેખર વાજબીજ હતો. કદાપિ એ વાત ખરીછે કે છઠ્ઠી ને સાતમી ચોપડીમાં ભાષા વધારે ચઢતી લેવી જોઇતી હતી, તોપણ સામાન્ય રીતે જોતાં એ નિયમ કોઈ રીતે વાંધો ઉઠાવવા જેવો નથી. જે ઠેકાણે વાંચનમાળામાં એ નિયમનું ઉલ્લંઘન કીધું છે, એટલે સૂરજને ઠેકાણે સૂર્ય, અચરજને ઠેકાણે આશ્ચર્ય વગેરે જે શુદ્ધ રૂપ લખ્યાં છે, તે ઠેકાણે તે કોઇને

પણ ના પસંદ પડે એમ અમને લાગતું નથી. એથી ઉલટું ઘણા એકનો વિચાર તો એમછે કે એથી પણ ભાષાનો ચઢાવો ઉપલી ચોપડીઓમાં રાખવો જોઇતો હતો. માટે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થયું કે એ નિયમ કમિટીએ પોતાનેજ સારૂ બાંધ્યો હતો, અને એમાંથી વિરૂદ્ધ કોઈ ઠેકાણે કીધેલું જણાયછે ત્યાં સમજીનેજ તેમ કીધું છે.

આ નિયમ ખરેખરૂં જોતાં તો જોડણી લખનારને તો કામનોજ નથી, કેમકે એને તો જે લખાવે તે લખવાનું કામછે. તે છતાં કોઈ પ્રસંગે ગુંચવણ પડે એમ ધારી આ વિવેચન અમે કીધુંછે, અને તે કમિટીએ પોતાને સારૂ જ એ નિયમ બાંધ્યોછે એ વાત આઘી મૂકી એક સર્વોપયોગી નિયમ તે ઉપરથી કહાડીએ તો આ પ્રમાણે નીકળે છે.

**जो कोइ शुद्ध रुपे अने कोइ घणा अपभ्रंशरुपे एक शद्धने बोलता होय, तो ते शद्धने बेमांथी मरजीमां आवे ते रीते लखवो.**

**૩. શુદ્ધ સંસ્કૃત કે ફારશી શબ્દ આવે તો તેને અસલ પ્રમાણે લખવા; જેમકે સૂક્ષ્મદર્શક, દૂરબીન.**

અહિંયાં પહેલો સવાલ એ ઉઠે છે કે મૂળ ભાષામાં લખાતો હોય તે પ્રમાણે, કે મૂળ ભાષામાં બોલાતો હોય, તે પ્રમાણે કોઈ શબ્દ લખવો ? આ નિયમની શબ્દ રચના ઉપરથી એકે અર્થ સ્પષ્ટ નીકળતો નથી, પણ કદાપિ ખેંચી તાણીને કહાડવા જઇએ તો "લખાતો હોય" એવો અર્થ નીકળે ખરો. પણ એ બેમાંથી કયો અર્થ વાંચનમાળામાં અમલમાં આવ્યો છે એ આંપણે નિશ્ચય કરી શકીએ ત્યારેજ આ નિયમનો અર્થ સ્પષ્ટ થાય.

સંસ્કૃત શબ્દમાં આ વાંધો લેશમાત્ર નડતો નથી, કેમકે એ ભાષામાં તો ચોખી વાતછે કે બોલવું તેવું લખવું, ને લખવું તેવું બોલવું. ફારશી લખવામાં ઘણે ઠેકાણે બોલવા કરતાં જાદું લખાય છે ખરૂં, પણ તે માત્ર લખનારનું આળસ, ભૂલ, અથવા ફક્કડાઈ ગણાયછે. જેમ બોડીઆ અક્ષર વાણીઆઓ ઉત્તર ગૂજરાતમાં લખેછે તેમજ એ જાણવું. એ પ્રમાણેજ લખવું તે શુદ્ધ એમ કોઈ કહેતું નથી. તેમજ ફારશીમાં લિપિના નિયમ ચોખા છે અને તે બરાબર ઉચ્ચારને અનુસરતા છે. તેથી ફારશી શબ્દને પણ આ નિયમ લાગુ પાડતાં કાંઈ હરકત નથી. હરકત માત્ર બધી ઇંગ્રેજી શબ્દોમાં આવી પડેછે. એ શબ્દોમાં કયો નિયમ પાળ્યો છે તે આપણે વાંચનમાળા જોઇને શોધી કહાડવું જોઇએ છે. એશિઆ શબ્દમાં જે "આ"

લખાયછે તે ઇંગ્રેજીમાં 'a'છે તે ઉપરથી પણ જો જોડણીજ કબુલ રાખવી, અને ઉચ્ચાર તરફ ન જોવું એમ ઠરેતો, એડિનબરો, મોંટ્ગોમરી, વગેરે શબ્દનાં જે રૂપ ચોપડીઓમાં જોવામાં આવેછે તે કયાંથી આવ્યાં? અમારા જોવામાં તો એમ આવેછે, કે વાંચનમાળાની જોડણી અનિશ્ચિત તો છેજ પણ તેના ઉપર આધાર રાખી શકીએ, તો તેનું વળણ ઉચ્ચાર તરફ જણાયછે. માટે અમે એનો પેટા નિયમ આ પ્રમાણે કહાડીએ છઇએ,

**अ. जे भाषामां उच्चार अने जोडणी एक सरखां नहोय त्यां उच्चार प्रमाणे लखवुं.**

આ ત્રીજા નિયમને ઘણા અપવાદ લાગતા હોય એમ જણાતું નથી. થોડાજ દાખલામાં એ નિયમ પડતો મૂકયો હોય એમ લાગે છે. સંસ્કૃતમાં કેટલાએક શબ્દને અંતે વ્યંજનો આવેછે જેમકે વિદ્વાન્, બુદ્ધિમાન્ જગત્ વગેરે. ગૂજરાતીમાં એ શબ્દોનું ઉચ્ચારણ પણ વ્યંજનાંતજ થાયછે, અને તેઓ ખરેખરા આ નિયમ નીચે આવેછે; પણ ચોપડીઓમાં કોઈ ઠેકાણે મૂળ પ્રમાણે જોડણી કીધી નથી. બીજા ગ્રંથકારો પણ ઘણુંકરીને વ્યંજનાંત શબ્દ લખવાનો કેવળ અભાવજ બતાવેછે. કદાચિત્ અને અર્થાત્ શિવાય થોડાજ શબ્દમાં કોઇને છેલ્લો અક્ષર ખોડો કરતાં અમે દીઠોછે. પ્રાકૃત ભાષાનો એક ઉત્સર્ગ પણ એવો છે કે **હલંત** શબ્દ સ્વર સહિત લખાય માટે આ બધી વાતનો વિચાર કરતાં અમારો નિશ્ચય થાય છે કે કમિટીએ ત્રીજા નિયમનો આ એક અપવાદ કબુલ રાખ્યોછે. એ અપવાદ કબુલ રાખવાનું એક બીજું પણ કારણ મળી આવે છે. ગૂજરાતીમાં દેવ, રામ, વગેરે ઘણા શબ્દનો ઉચ્ચાર છેલ્લો અક્ષર ખોડો હોય એ પ્રમાણેજ થાયછે, અને તેથી એમ વિચારવામાં આવ્યું હશે કે જેમ આવા ઘણા હલંત ઉચ્ચારમાં સ્વર લખવા છતાં ઉચારતો હલંતજ થાયછે, તેમ ખરા હલંત શબ્દમાં સ્વર ભેળીને લખીશું તોપણ તેનો ઉચ્ચાર તો કરવો જોઇએ તેમજ થશે, અને એમછે ત્યારે લિપિમાં જાણી જોઇને નકામી ગુંચવણ શું કામ નાખવી? હવે પછીના લોકો આ ધારણા કબુલ કરશે કે નહિ એ શક ભરેલું છે, કેમકે વ્યુત્પત્તિ જ્ઞાન દેશમાં દિન પર દિન વધતું જાય છે, અને વખતનું વળણ શુદ્ધ સંસ્કૃત શબ્દો લખવા તરફ સ્પષ્ટ જણાયછે. તે છતાં હાલ દેશમાં ચાલેછે તે તરફ જોતાં અને વાંચનમાળામાં જે પદ્ધતિ પકડી છે તેનું પ્રથકરણ કરતાં આપણા કામને માટે તો આ પેટા નિયમ કહાડી શકાયછે.

## ब. व्यंजमांत शब्दो तो शुद्ध रुपे बोलाता होय, तो ए तेमां 'अ' मेळवीनेज लखवा

બારીકીથી કામ કરવા જઈએ તો તો આટલા ખુલાસા સાથે પણ આ નિયમને અમલમાં આણતા ઘણી ગુંચવણ માલમ પડે; કેટલા ઉચ્ચારણો આપણને એવા માલમ પડશે કે તેનાં ચિન્હજ આપણી લિપિમાં નથી. મોરપક્ષી ને આંબાનો મોર, કોઠીનું ઝાડ ને દાણા ભરવાની કોઠી વગેરે કેટલાએક ગૂજરાતી ઉચ્ચારણોનો આપણી લિપિમાં સમાવેશ થઈ શકતો નથી, તો આરબી કે ઇંગ્રેજી ભાષાના ઉચ્ચારણો આપણે આ નિયમ પ્રમાણે શી રીતે બરાબર લખી શકવાના હતા? આવે પ્રસંગે આપણે આપણા આ નિયમને ઢીલો મૂકવાની જરૂર છે, અથવા એમ પણ વાદ કરી શકાય કે તે શબ્દ આપણી ભાષામાં આવ્યા પછી જૂદા ઉચ્ચારણનો થઈ ગયોછે, અને તેથી આપણે તેના મૂળ રૂપ પ્રમાણે લખવાને બિલકુલ બંધાએલાજ નથી. એ પણ ખરી વાતછે કે એક ભાષાની લિપિનું કામ કાંઈ બીજી ભાષાના ઉચ્ચારણો લખવાનું નથી, અને એ કાર્ય જો તે ન કરી શકે તો કાંઈ તેનો તેમાં જરાએ દોષ ગણાય નહિ. દુનિઆની બધી ભાષાનાં ઉચ્ચારણોનાં ચિન્હ કદી પણ આપણે આપણી લિપિમાં આણી શકીએ નહિ, અને તે આણવા જવું એ આપણું કામ પણ નથી. "એ" ને "ઓ"-ના જે બે ઉચ્ચાર આપણી ભાષામાં ચાલેછે તેને માટે નવા ચિન્હ કલ્પવા કે પહેલાં ચાલતા હતા ને હમણાજ આપણે વિસારી મૂક્યાં છે તેને પાછાં તાજાં કરવા એ જૂદી વાતછે. ગૂજરાતી લિપિમાં "ઇ" "રૂ" ને "જી" ના હ્રસ્વ ને દીર્ઘ રૂપમાં તો ભેદ રાખવાની જરૂરજ છે, અને કેટલાએક ગ્રંથકારો એ ભેદ તો પોતાના લખવામાં રાખે પણ છે. એ ભેદ લિપિમાં બતાવવો એ કાંઈ અઘરૂં કામ નથી.

આપણી લિપિમાં પરભાષાના ઉચ્ચારણો સમાય તે રીતેજ આ નિયમ લાગુ પાડવો એ આપણે ઉપર સિદ્ધ કીધું. હવે માત્ર આટલુંજ કહેવાનું રહ્યું છે કે કયા નવા ઉચ્ચારને માટે આપણી લિપિનો કયો અક્ષર વાંચનમાળામાં કબુલ રાખ્યો છે. એ બાબતના ઉચ્ચારમાં કાંઇક મત ભેદ ચાલે છે. કેટલા મૂર્ધન્ય ને કેટલા દંત્ય અક્ષર લખે છે. આપણી ચોપડીઓમાં મૂર્ધન્ય કબુલ રાખ્યો છે. અને અમારા કાનને પણ એજ વધારે પસંદ પડે છે. મરાઠી ટ્રાન્સલેટર, અને તેનું દેખાદેખી થોડા એક ગૂ-

જરાતી લખનારાઓ દંતસ્થાની અક્ષર વાપરે છે, પણ આપણે તો વાંચનમાળાનો રિવાજ કબુલ કરવો જોઇએ; બીજા કેટલાએક ઉચ્ચારણને માટેજ છેક આવો નિર્વિવાદ તો નહિ પણ કાંઈ એક નિયમ હોય લાગેછે ખરો. એ બધાનો સાર નીચેના પેટા નિયમમાં અમે સમાવીએ છઇએ. એ ઈંગરેજી ઉચ્ચારણને માટેજ ફક્ત છે. સંસ્કૃતમાં કાંઈ પંચાત નથી, અને ફારશી ઉચ્ચારણો આપણાં જેવાં છે અથવા તેને આપણે તેવાં કરી નાખ્યાં છે.

क. T નો ટ, D નો ડ, Z નો ઝ, ટુંકા A નો આ, Clyde જેવા શબ્દમાં ક્લાઈડ, અને Point માં પોઇંટ એ પ્રમાણે લખવું.

આ ઉપનિયમના છેલ્લા ભાગમાં એટલે "આઈ" ના ઉચ્ચારમાં કાંઇક તકરાર છે. કોઈ એ, ને કોઈ આઈ લખેછે. એમાં "આઈ" જ વધારે પસંદ કરવા લાયક છે એમ અમે કહી શકતા નથી, પણ કમિટીનો વિચાર એ પ્રમાણેનો અમારી નજરે આવે છે.

એક બીજી તકરાર પણ આ નિયમને લગતી કહેવાની રહી જાય છે. કેટલાએક ઈંગરેજી શબ્દોની વચમાં હલંત અક્ષર આવે છે, અને તેને ઘણે ઠેકાણે અકાર સહીત લખેલો જોઇએ છઇએ. એ બાબત વાંચનમાળામાંથી કાંઈ ખુલાસો મળતો નથી, કેમકે કોઈ ઠેકાણે આમ ને કોઈ ઠેકાણે એમ લખેલું છે. પણ અમે ધારીએ છઇએ કે અહીંયા તો કાંઈ છૂટ લેવાની જરૂર દીસતી નથી. સ્કાટ્લંડ નહિ પણ સ્કૉટ્લંડજ લખવું. અક્ષર જોડવો અઘરો પડેછે માટે અને બીજા પણ કાંઈક કારણને લીધે એવે ઠેકાણે તે અક્ષર ખોડવાનો રિવાજ રાખ્યો હોય તો વધારે સારૂં.

**૪ ગૂજરાતી શબ્દો ગૂજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા.**

વ્યુત્પત્તિ પ્રકરણમાં કોઈ શબ્દને પણ ગૂજરાતી છે એમ કહી શકાતું નથી; કેમકે ગૂજરાતી એ કાંઈ મૂળ ભાષા નથી. તેમજ ગૂજરાતીમાં જેટલા શબ્દ વપરાય છે તેને ગૂજરાતી કહ્યા છે એમ પણ આ નિયમનો અર્થ થઈ શકતો નથી. ત્રીજા નિયમથી સંસ્કૃત કે બીજી ભાષાના શુદ્ધ શબ્દ તો બાદ થએલાજ છે. પેહેલા નિયમમાં થોડા ફેરફારવાળા શબ્દને પણ મૂળ પ્રમાણે લખવાનું કહ્યુંછે તેથી આ ઠેકાણે ઘણો ફેરફાર થએલા શબ્દ જેને વિષે બીજો નિયમ છે તેજ સમજવા.

આ નિયમ જેમ વાજબી છે તેમ હવે અર્થમાં ખુલ્લો છે, પણ અમલમાં આણવો સૌથી અઘરો છે. ઘણા ભાગમાં કયું ઉચ્ચારણ સાધારણ છે તે જાણ્યા અગાઉ તે શબ્દ ગૂજરાતના બધા ભાગમાં શી રીતે બોલાય છે તે જાણવું જોઇએ. એટલું જ્ઞાન થોડામાંજ હોઈ શકે, પણ એ બાબત કાંઈ પણ વિશેષ નિયમ આપવો એ અશક્ય છે, કેમકે જૂદા જૂદા ભાગમાં શબ્દ બોલવાની કાંઇ અમુક રીતિઓ નથી. સુરતજીલ્લામાં બધે સ બોલે છે, ચરોતરમાં કનો ચ, -હ્રસ્વ ઇકનો લોપ, દીર્ઘ ઇકનો ગુણ વગેરે જે કાંઈ નિયમસર ઉચ્ચારભેદ છે તે નીચલા વર્ગના લોકોમાંજ ચાલે છે, અને તેથી ફલાણા ભાગમાં આ નિયમ પ્રમાણે ઉચ્ચાર થાય છે એમ કહી શકાતું નથી. એ તો દરેક ભાગના વતનીઓ એકઠા મળી દરેક શબ્દના રૂપ વિષે નિશ્ચય કરે ત્યારેજ થાય. કમિટી એ ધોરણ મુજબ જ ભેગી થઈ હતી, અને તેથી જે શબ્દ તેમણે મુકરર કર્યા તે પ્રમાણે જો શુદ્ધ છપાયા હોત તો આપણે કોઈ વાતની અડચણ રહેત નહિ, પણ તેમ થયું નથી ત્યારે તો ઘણે ઠેકાણે શી રીતે કીધું છે તે ઉપર નજર રાખવી જોઇએ.

નિયમ તો કોઈ બરાબર નીકળી શકતો નથી, તે છતાં સુરત, ઉત્તર ગૂજરાત, અને કાઠીયાવાડ એ ત્રણ ગૂજરાતના મોટા ભાગ છે, અને એ ત્રણ ભાગની ભાષા કેટલીએક રીતે એક બીજાથી નોખી પડે છે એ વાત યાદ રાખવી. અમે સાંભળ્યું છે કે કમિટીએ પણ એ ભાષાના એવા મોટા ત્રણ વિભાગજ પાડ્યા હતા, તેથી એ ત્રણે ભાગમાં હરકોઈ શબ્દ શી રીતે બોલાય છે તેની તપાસ કરીએ તો તે કાંઈ ઘણું અઘરૂં પડે એવું નથી.

**૫. એકજ અર્થના છેક જૂદા જૂદા શબ્દો ગૂજરાતના જૂદા જૂદા ભાગમાં બોલતા હોય તો તે બધા રાખવા.**

આ નિયમ જોડણી લખનારને કાંઈ કામનો નથી. એ તો ગ્રંથકારને ઉપયોગનો છે. તેમજ એ નિયમમાં સમજવું કાંઈ મુશ્કેલ નથી. "છેક જૂદાજૂદા શબ્દ" એમ જે કહ્યું તે ઉપરથી એટલુંજ સમજવાનું છે કે એક શબ્દના અનેક અપભ્રંશ રૂપ થતાં હોય તો તે બધાં રૂપ જૂદા શબ્દ જાણીને ભાષામાં ન લેવા. ત્યાં તો ઉપલા નિયમો લાગુ પાડવા. એ નિયમ

તો જ્યાં જૂદા જૂદા મૂળના એક અર્થ વાળા શબ્દ બોલાતા હોય તેને માટેછે.

**૬. સંસ્કૃત તથા હિંદી ધાતુપરથી ક્રિયાપદ બને તેની જોડણી મૂળ પ્રમાણે રાખવી.**

આ નિયમની વાક્ય રચના કાંઈ ઓરજ તરેહની જણાયછે. બીજા નિયમોમાં તો કાંઈ વધઘટ કરતાં કાંઇ પણ અર્થ ખુલો જણાયછે, પરંતુ આ નિયમને જેમ જેમ જોઇએ છીએ તેમ તેમ વધારે અર્થ રહિત માલમ પડે છે, અથવા એના શબ્દ ઉપરથી ક્યારે પણ અર્થ ન કહાડી શકાય એવો અર્થ એ કમિટિના મનમા હશે એવી કલ્પના કરવી પડે છે.

પ્રથમ તો એમાં "તેની જોડણી" એમ જે લખ્યું તે કોની જોડણી એ બરાબર સમજાતું નથી. ઉપર ટપકે જોતાં કોઈ સ્વભાવિક રીતે એ સંબંધી સર્વનામનો અન્વય 'ક્રિયાપદ' જોડે કરે, પણ જરા જો વિચાર કરે તો તે અન્વય ખોટો છે એમ તુરત લાગે. સંસ્કૃત અથવા હિંદી પ્રમાણે ક્રિયાપદનું રૂપાખ્યાન કરવું એવો અર્થ હોયજ નહિ. "કહેવું" એને ઠેકાણે **कथितव्यं** કે **कहनो** કહેવું એવો તે કોનો અભિપ્રાય હોય? પણ વાક્યનો એજ અન્વય સ્વભાવિક છે, અને બીજી રીતે એનો અન્વય કરીએ છઇએ એટલે 'ધાતુ' ની સાથે એનો સંબંધ બેસાડવા જઇએ છીએ તોપણ ઉપર કહ્યો તેવોજ અનર્થ થઈ જાય છે.

ધારો કે એ નિયમનો એવો અર્થછે કે સંસ્કૃત અથવા હિંદી ધાતુઓ તો તે મૂળ ભાષામાં હોય, તે પ્રમાણેજ લખવા અને તેનું રૂપાખ્યાન ગૂજરાતી વ્યાકરણના નિયમે પણ પેલા શુદ્ધ રૂપને ગૂજરાતી ધાતુ માનીને કરવું. આ અર્થ એક ઘડી પણ નીભી શકતો નથી. એમાં પ્રથમ તો સંસ્કૃત અને હિંદી એ બંને મૂળની વાત કરી છે, પણ ઘણા ખરા હિંદી ધાતુઓતો ગૂજરાતીની પેઠે સંસ્કૃતમાંથી નીકળેલા છે. ત્યારે હવે મૂળ રૂપ તે સંસ્કૃતમાંનું લેવું કે હિંદીમાંનું લેવું? આ નિયમ તો હિંદી ભાષા જાણે કોઇ સ્વતંત્ર ભાષા હોય એવા ભાવથી લખ્યો છે. એ મુશ્કેલી આઘી મૂકીએ, અને સંસ્કૃત કે હિંદી એ બેમાંથી જે ફાવે તે રૂપ લેવું એમ કબુલ કરીએ તો પણ એ નિયમ ગૂજરાતી ભાષાને મારી નાખ્યા શિવાય અમલમાં આણી શકાતો નથી. કહેવું એનો મૂળ ધાતુ સંસ્કૃતમાં તો "**कथ्**" છે, ત્યારે શું કથ્ ધાતુ આપણે એને ઠેકાણે હમેશાં વાપરવો? કોઇ કહેશે કે આ ઠેકાણે તો હિંદી રૂપ **कह** કબુલ રાખવું તો તે કબુલ રાખ્યું, પણ મૂળ ધાતુનું

સંસ્કૃત કે હિંદી એ બંનેમાં मिल રૂપ છે તેનું શું કરવું? શું હોરાની પેઠે “મિલતું નથી” એમ બોલવું? એવા कृ, चल्, छिद्, . तुल, तु, मुच् વગેરે અનેક ધાતુઓ છે, કે જેના સંસ્કૃત કે હિંદી રૂપ આપણી ભાષામાં કદી પણ આપણે દાખલ કરી શકવાના નહિ. આવો ગાંડો અર્થ એ કમિટીના નિયમમાં નથીજ રહેલો એમાં શો સંદેહ? ત્યારે એનો અર્થ શો હશે?

અમે તો એ નિયમનો અર્થ આ પ્રમાણે સમજીએ છીએ. એ વાત ખરી છે કે એ શબ્દોમાંથી એ અર્થ શી રીતે નીકળ્યો તે અમે સમજાવી શકતા નથી, અને એજ અર્થ ધારેલો હોય તો એ નિયમ ઉપર ઘણીજ અપૂર્ણ ભાષાનો દોષ આવી પડે; તો પણ જો એમાં કાંઇ અર્થ રહેલો છે તો અમે જે નીચે લખીએ છઇએ તેજ છે.

**कहे, रहे वगेरे हकारवाळा धातुओ आवे त्यारे पाछला अक्षर साथे हने न जोडी देवो.**

આ નિયમ શા માટે બાંધવો પડયો હશે તે અમે સમજી શકતા નથી. કહ્યું, કહીએ વગેરે કેટલા રૂપાખ્યાનમાં “હ છૂટો પડે છે અને મૂળ વ્યુત્પત્તિમાં હ છૂટો છે તેથી એ કદાપિ કહાડયો હશે, પણ એ ફેરફાર દરશાવવો એ વ્યાકરણકારનું કામ છે, અને એ ફેરફાર દર્શાવવો પડે માટે જોડણીમાંથી તે ભેદજ કહાડી નાંખવાનો હુકમ કરવો એ તો કોઇ પ્રકારે અમને વાજબી લાગતું નથી. સંસ્કૃત ભાષાના રૂપાખ્યાનમાં આટલું બધું અનિયમિતપણું છે તે છતાં તેના વ્યાકરણકારો થાકયા નહિ તો આપણે આટલી હરકતથી કેમ ડરી જવું જોઇએ?

આ રીતની જોડણીની એક એવી અસર થઇ છે કે કહેવું, કહે છે વગેરે જે જોડણી હાલ પસરી છે તે ઉપરથી ઉચ્ચાર પણ કેટલાએક વાંચનારાઓ ખોટા કરે છે અને કેટલાએક મહેતાજીઓ એવા ઉચ્ચાર શીખવવા એમ પોતાની ફરજ સમજે છે. બીજું બોલવું તેમજ લખવું એજ આપણી લિપિનું લક્ષણ છે તેમાં આ નિયમથી એક મોટો વિરોધ આવીને પડે છે. તે છતાં અમારૂં કામ અહીંયાં તો અર્થ ગ્રહણ કરવાનું છે તેથી અમારા વિચાર પ્રમાણે એનો શો અર્થ થાયછે તે અમે ઉપર આપ્યો.

૭. ઇકરાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઇ દીર્ઘ રાખીને તે સ્વર લખવો. પણ હ્રસ્વ ઈ કરીને ય ઉમેરે તોએ ચાલે:—જેમ, નદી ન-

દીઓ અથવા નદિયો ઉકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઉજ રાખવું; જૂ. જૂઓ; લીંબુ, લીંબુઓ.

૮. કાંસું, રાતું, વાંચવું વગેરે શબ્દોમાં નાન્યતર જાતિ જણાવનારો જે સ્વર તે અનુસ્વારવાળો -હ્રસ્વ ઉકાર છે, અને અંત્યાક્ષરી ઉ -હ્રસ્વ લખવો. જૂ, લૂ વગેરે ઉકારાંત એકાક્ષરી શબ્દોમાં અંત્ય સ્વર દીર્ઘ છે. બે અક્ષરના શબ્દોમાં ઉકાર પછીનો અક્ષર -હ્રસ્વ હોય તો તે ઉકાર દીર્ઘ છે; જેમ રૂટ, દૂધ, ધૂળ, ચૂક, મૂક, ખૂમ, ઇત્યાદિ. તેમજ ઉકારની પછીનો અક્ષર દીર્ઘ હોય ત્યાં પણ એજ નિયમ ઘણું કરીને લાગે છે; જેમ ચૂનો, ખૂણો, ઇત્યાદિ અને તેમજ ધાતુ કે નામમાં ઉ -હ્રસ્વ કે દીર્ઘ હોય તેને પ્રત્યય આવ્યાથી અથવા સમાસમાં પણ ઉપલો નિયમ ફરતો નથી. જેમ મૂકનાર, સૂવાળો, દૂધભાઈ વગેરે; બેથી વધારે અક્ષરોના શબ્દોમાં પહેલા અથવા વચમાંના ઉકારની પછીનો અક્ષર -હ્રસ્વ હોય તો તે ઉ દીર્ઘ કરવો. અને જો તે અક્ષર દીર્ઘ હોય તો તે ઉ -હ્રસ્વ લખવો. જેમ કૂબડો, કૂટડો, ખુશાલ વગેરે. ઈકરાંત શબ્દોમાં જે ઈકાર છે તે દીર્ઘછે, જેમ ઘી, કઢી, નાખો. બે અને તેથી વધારે અક્ષરના શબ્દોમાં ઈકાર -હ્રસ્વ અને દીર્ઘ ઉકાર સંબંધી નિયમપ્રમાણે લખાય છે; જેમ બીક, કીડી, ખીચડી, નાળિએર. રૂપિઓ ઈત્યાદિ.

૯. ગૂજરાતી શબ્દોમાં 'સ' હોય તેમાં ઈ કે ય મળવાથી તાલુ 'શ' બોલાય છે, જેમ ડોસો હોય પણ ઈ આવવાથી ડાશી, માસો માશી, પીરસો પીરશ્યું વગેરે એ નિયમ સુરત ભરૂચ સિવાય આખા ગૂજરાતમાં ચાલેછે માટે તે રીત ચોથા નિયમને આધારે રાખવી.

અત્યાર સુધીતો અમે અકેકો નિયમ લઇને તે ઉપર અમારૂં વિવેચન આપ્યું પણ આ ઠેકાણે અમે અટકી પડીએ છઇએ. ઉપર અમે બતાવ્યું છે કે આ નિયમો કોઈ ઠેકાણે ધારેલા અર્થ કરતાં અધિક ને કોઈ ઠેકાણે ઓછું બતાવે છે. પણ આ ત્રણ નિયમમાં તો ઘણો ગોટાળો કરી નાખ્યો છે. જેને અપવાદ દાખલ બીજા નિયમના પેટામાં લખવા જોઇતા હતા તેને સ્વતંત્ર નિયમ પ્રમાણે છૂટા લખ્યા છે અને જે છૂટા નિયમો છે તેને એક નિયમમાં મારી મચરડીને ઘોંચી ઘાલ્યા છે. આઠમા નિયમમાં અર્થ અને ભાષાની અત્યંત ગુંચવણ કરી નાખી છે. એમાં ખરેખરા ચાર સ્વતંત્ર નિયમ સમાવી દીધા છે. માટે અમે ધારીએ છઇએ કે આ ત્રણ નિયમોનું

પ્રથક્કરણ કરીને તેના યથાયોગ્ય નિયમ બાંધી તે ઉપર અમે અમારૂં વિવેચન આપીએ તો શીખનારને વધારે સમજણ પડે. એ નિયમ અમે પાડીએ છીએ, અને તે ઉપર નંબર અમે અમારી તરફનો આપીએ છીએ, તોપણ એ નિયમ અમારી તરફના છે એમ ન જાણવું. એ વિષે જે અમારે કહેવાનું હશે અથવા તેમાં જે ફેરફાર કરવાનું અમારી નજરમાં વાજબી લાગશે તે તો અમે ઉપર પ્રમાણે તે દરેક નિયમના પેટામાંજ લખીશું. નીચે અમે જે ચાર નિયમો આપીએ છીએ તે એમાં ત્રણ નિયમો છે તેની જગોપર કમિટીનાજ હોય એમ સમજવું.

### ૭. નાન્યતર જાતિના પ્રત્યયમાં ઉકાર -હ્રસ્વ છે.

આ અને એની નીચેના બે નિયમ -હ્રસ્વ દીર્ઘના ભેદ વિષે છે. એ બધા નિયમો સંસ્કૃત કે પર ભાષાના શુદ્ધ અથવા જરા ફેરફાર પામેલા શબ્દને લાગુ પડતા નથી, પણ ઘણા અપભ્રંશ અથવા દેશ્ય શબ્દનેજ લાગુ પડેછે. એ વાત ઉપર સમજાવીજ છે, પણ ઘણા લોકો સૂખ દૂખ વગેરે વિપરીત જોડણીઓ આ ભેદ ન સમજ્યાને લીધે કરે છે, તેથી જેટલી વાર એ વાત તેમની આગળ મૂકીએ તેટલી વાર કામનીજ છે. સંસ્કૃત કે ફારસી શબ્દ તો તે ભાષામાં હોય તે પ્રમાણેજ -હ્રસ્વ દીર્ઘ લખવા, અને આ નિયમો ઉપર કાંઈ પણ ધ્યાન આપવું નહિ.

ગૂજરાતી અથવા અતિ અપભ્રંશ શબ્દમાં હ્રસ્વ દીર્ઘ લખવા વિષે ત્રણ મત હાલ આપણા દેશમાં ચાલે છે. કેટલાએક બોલાય છે તે પ્રમાણેજ લખવું એમ કહેછે, અને ખરૂં જોતાં આપણી લિપિની રૂઢિને એ વિચારજ અગત્યનો છે. પણ ઉચ્ચારણ ઉપરથી -હ્રસ્વ દીર્ઘનો ભેદ ઓળખવો એ અશક્ય નહિ તો બેશક બહુજ અઘરૂં કામ છે. બોલવાની ઉતાવળમાં ઘણાં ઉચ્ચારણ ટુંકાં થઈ જાય છે અને જો એ ઉપર ધોરણ રાખવા જઇએ તો કેમ, ઘેર, આવે છે વગેરે ઘણા શબ્દોમાં ખુલ્લા ગુરૂ અક્ષર છે તે પણ લઘુ જેવા લાગે. તેમજ -હ્રસ્વ દીર્ઘનો ભેદ જાણવાના મનસુબાથી આપણે એકાદો શબ્દ ચાંપી ચાંપીને બોલવા લાગીએ તો તેમાં તે દીર્ઘ ઉચ્ચારણ છે એમ દીઠામાં આવે. ટુંકામાં, બોલાતી પ્રાકૃત ભાષાઓમાં -હ્રસ્વ દીર્ઘનો ભેદ નહિ જેવો થઇ ગયો છે. આ કારણને લીધે કેટલાએક તો એ ભેદ ગૂજરાતીમાંથી કહાડી નાખવો એવો વિચાર આપે છે અથવા તેઓનો વિચાર પરિણામે એવોજ છે. તેઓ કહેછે કે બધે દીર્ઘ ઇને -હ્રસ્વ

ઉ લખવું. વાણીઆઓ પોતાના દરરોજના વહેવારમાં એ ગજ કરેછે. પણ આવો વિચાર ધરાવનારાની સંખ્યા વિદ્વાન વર્ગમાં બહુજ થોડી છે, એ વિચાર ઘણા કારણથી પસંદ કરવા લાયક નથી, અને એ વિચાર પ્રમાણે ગૂજરાત હવે વર્તશે એવું વલણ દેખાતું નથી, તેથી અમે એ વિચારને ફક્ત અહીંયા સૂચવીનેજ પડતો મૂકીએ છઇએ. ત્રીજો મત એવો છે કે શબ્દની ઉપર, પ્રાકૃતભાષા ઉપર, અને પ્રાકૃત ઉત્સર્ગો તરફ નજર રાખી શબ્દની જોડણી કરવી. એ મત કેટલીએક રીતે ઠીક છે અને જ્યારે બોલાતી ભાષામાં હ્રસ્વ દીર્ઘનો ભેદ બરાબર પકડાતો નથી ત્યારે પસંદ કરવા જોગ પણ છે. પરંતુ એ મતના સામી મોટી હરકત એ છે કે દરેક શબ્દનાં મૂળ જાણવાં એ અશક્ય વાત છે. ભાષામાં હાલ ઘણા એવા શબ્દ મળી આવશે કે જેની વ્યુત્પત્તિ આખા પ્રાંતમાં કોઇ પણ કહી શકશે નહિ, તો પછી તેમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ નિર્માણ કરનારો આપણે ક્યાંથી લઇ આવીશું? બીજું એ હિસાબે તો વ્યુત્પત્તિ જ્ઞાન જેમ દેશમાં વધતું જાય તેમ શબ્દની જોડણી ફરતી જાય.

આ ત્રણે મતમાંથી થોડો થોડો સાર લઇને બુક કમિટીએ મધ્યમ રસ્તો પકડ્યો હોય એમ અમને લાગે છે. ઉપર અમે એ નિયમોની ભાષા વિષે કાંઇ શકત શબ્દો બોલ્યા હતા, પણ અત્રે અમારે કહેવું જોઇએ કે તેઓએ જે ઠરાવ કર્યો છે તે ઘણા વિચારનું ગંભીર ફળ છે. એ નિયમોથી જોડણી નિશ્ચિત થાય છે, ઉપલી રીતોમાં હરકતો છે તે દૂર થાય છે, અને કોઇ મતથી પણ ઘણાં ઉલટાં રૂપ સધાય છે એમ નથી.

ઉપર હ્રસ્વ દીર્ઘના સઘળા નિયમો વિષે સાધારણ વાત કહી. હવે જે અમુક નિયમ મથાળા ઉપર મૂકયોછે તે વિષે કાંઇક બોલવાનુંછે. એમાં 'નાન્યતર જાતિનો પ્રત્યય' એમ લખીને મર્યાદા બાંધીછે, તેથી એવું બનેછે કે હું, તું, લખું વગેરે ઘણા શબ્દો આ નિયમોમાંના કોઇ નિયમ હેઠે પણ આવી શકતા નથી. કદાપિ અંત્યસ્થાની ઉકારનો જે નિયમ નીચે આવે છે તેના પેટામાં એ શબ્દોની વ્યંવસ્થા કોઇ કરવાનું કહે, તો તેનો જવાબ એ છે કે ઉકારના પેટામાંજ જો ઉંકાર ગણ્યું હતું તો નાન્યતરજાતિના પ્રત્યયને પણ જૂદો પાડવાની કાંઇ જરૂર નહોતી. અમારો વિચારતો એમ પણછે કે ઊનો જૂદો નિયમ ન કરતાં તેને ઉકારમાજ ગણ્યું હોત તો ચાલત, પણ જ્યારે બુક કમિટિએ એ ભેદ જૂદો પાડયોછે ત્યારે તે કહાડી નાંખીને કાંઇપણ ક્લિષ્ટતા આ નિયમોમાં આણવાને અમે ચાહના નથી. તેથીજ અમે આ નિયમ લખ્યોછે.

હવે જ્યારે ઉકારના પેટામાં ઉં ન ગણવું એમ ઠર્યું, ત્યારે તો હું, તું, લખું, વગેરે ઉપર દર્શાવેલા ઘણા શબ્દોનું શું કરવું એ સવાલ આપણે માથે ઉભોજ હજી રહેછે. વાંચનમાળામાં બધે એવા શબ્દોમાં ઉ-હ્રસ્વજ રાખ્યું છે, ઘણા ગ્રંથકારો પણ હાલના એમ લખેછે, સાધારણ બોલવામાં દીર્ઘ હોય એમ કાંઇ નિશ્ચય થઈ શકતો નથી, અને વ્યુત્પત્તિ તરફ જોતાં પણ જે ઉપરથી નાન્યતર જાતિનો પ્રત્યય થયોછે તેવાજ અથવા આખરે અપભ્રંશ થઇને તે રૂપે થઈ ગએલા પ્રત્યય ઉપરથીજ હું, તું વગેરે શબ્દોમાં ઉં આવ્યુંછે. ત્યારે એક ઠેકાણે ઊં -હ્રસ્વ રાખ્યું તો બીજે ઠેકાણે પણ -હ્રસ્વ રાખવુંજ જોઇએ. માટે અમે ઉપલા નિયમમાંથી પેલું મર્યાદા કરનારૂં ઉપવાક્ય કહાડી નાંખી તેને નીચે પ્રમાણે મૂકીએ છઇએ.

## उं प्रत्ययमां उकार बधे ठेकाणे -ह्रस्वज छे.

**૮. શબ્દના છેડાનો ઇકાર દીર્ઘ અને ઉકાર -હ્રસ્વ લખવા, પણ એકાક્ષરી શબ્દમાંનો ઉકાર દીર્ઘ લખાય છે.**

આ નિયમ ઉપર કહ્યું તે પ્રમાણે જે લોકો ઇ દીર્ઘ અને ઉ-હ્રસ્વ હમેશાં લખવાનું કહે છે તેના મતને અનુસરીને બાંધ્યો જણાય છે. તેમજ ઘણા ઇકારાંત શબ્દમાં વ્યુત્પત્તિ તરફ જોતાં ઇ દીર્ઘજ છે. પણ યાદ રાખવું કે એ મત અંત્યાક્ષરને માટેજ કબુલ રાખ્યો છે, અને તેમાં પણ એકાક્ષરી શબ્દોને એ નિયમમાંથી બાતલ કરી ત્યાં દીર્ઘ ઉ લખવાનું કહ્યું છે. આ અપવાદ રાખ્યો તે ઠીક કીધું છે. એમાંના કેટલાએક શબ્દોમાં વ્યુત્પત્તિ પ્રમાણે ઉ દીર્ઘજ છે, અને વળી તેઓ પ્રથમ અક્ષર હોવાને લીધે તેના ઉપર જે ભાર આવેછે તેથી બોલવામાં પણ દીર્ઘ જેવાજ સંભળાય છે.

શબ્દની અંતે નહિ પણ આરંભે અથવા વચમાં જ્યારે એ સ્વરો આવે ત્યારે શી રીતે લખવું તે બાબતનો નિયમ નીચે આવેછે.

**૯ શબ્દને છેડે નહિ આવ્યા હોય એવા ઈકાર કે ઉકાર લખવાનો નિયમ એ છે, કે જો તેની પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ, અને ગુરૂ અક્ષર આવે તો લઘુ લખવા; પણ બે અક્ષરના શબ્દમાં પછીનો અક્ષર ગુરૂ હોય તો પણ એ ઘણું કરીને દીર્ઘજ લખાય છે.**

આ નિયમનો ઉપલો ભાગ વ્યુત્પત્તિની ધોરણે બાંધ્યો નથી, પણ ઉચ્ચારણની સરળતાને લીધે જેમ સ્વભાવિક રીતે બોલાય છે તેને અનુસરીને બાંધ્યો છે, અને ઉચ્ચાર પ્રમાણે લખવું એ ઉત્તમ માર્ગજ છે.

પાસે પાસે આવેલા બે અક્ષરનું લાંબું કે ટુંકું એક તરેહનું ઉચ્ચારણ બોલવામાં તેમજ સાંભળવામાં સારૂં લાગતું નથી, અને તેથી બોલનાર પોતાની મેળે એક ઉચ્ચારણ લઘુ હોય છે, તો બીજાને ગુરૂ કરે છે અને એક ગુરૂ હોય છે તો બીજાને લઘુ કરે છે. એ રીતે બોલવું બધાને સ્વાભાવિકજ છે, અને તેથી અમે આ નિયમને સ્વાભાવિક નિયમજ કહીએ છઇએ.

આ નિયમના બીજા ભાગમાં એનો અપવાદ બતાવ્યો છે. છેલ્લા નિયમના અપવાદ પ્રમાણે એકાક્ષરી અક્ષરમાં તો ઇકાર કે ઉકાર દીર્ઘ છેજ, અને આ અપવાદથી બે અક્ષરના શબ્દમાંના પણ ઈકાર કે ઉકારને દીર્ઘ લખવા એમ ઠેરવ્યું. જો એ અપવાદ ન આવ્યો હોત, તો આ નિયમ પ્રમાણે તેની પછી લઘુ અક્ષર આવત ત્યારેજ એ દીર્ઘ થાત, પણ આ નિયમથી તો તેની જોડે ગુરૂ અક્ષર આવ્યો હોય તોએ તે દીર્ઘ લખી શકાયછે; જેમકે ચૂનો, કીડી વગેરે. આ અપવાદ વ્યુત્પત્તિ ઉપર નજર રાખીને કહાડ્યો હશે. એવી તરેહના ઘણા શબ્દમાં પ્રાકૃત ઉત્સર્ગો પ્રમાણે સ્વર દીર્ઘ થાયછે. ઉચ્ચારણ પણ કદાપિ દીર્ઘ જેવું લાગે ખરૂં. પણ આ અપવાદમાં "ઘણું કરીને" શબ્દ મૂક્યો છે તેથી કદાપિ એ નિયમ શાસ્ત્રીય રીતે વધારે સારો થતો હશે, પણ એનું ઉપયોગીપણું તો એકદમ નાશ પામેછે. વિદ્યાર્થી જે અમુક શબ્દ લખવા બેઠો હોય, તે આ નિયમ બાંધનારના "ઘણુંકરી" માં આવી ગયો કે નહિ એ જાણવું કેવળ અશક્ય છે, અને તેથી આ અપવાદ તેને નકામો થઈ પડે છે. કયા ધોરણ પ્રમાણે આ અપવાદ લાગુ પાડવો તેનો જરા ઈશારો પણ આ નિયમમાં કીધો નથી. તેથી આ નિયમમાં ફેરફાર કરવો અવશ્ય છે. પણ કયા ધોરણ ઉપર એ અપવાદ રાખ્યો છે તે જ્યાં સુધી જણાતું નથી ત્યાં સુધી એનું સ્પષ્ટીકરણ કરવું અશક્ય છે. વ્યુત્પત્તિ અને પ્રાકૃત ઉત્સર્ગ તરફ એ અપવાદનું લક્ષ જણાય છે ખરૂં, પણ તે ઉપરથી શીખાઉને ઉપયોગી પડે એવો નિયમ કહાડી શકાનો નથી. શીખાઉને વ્યુત્પત્તિ આવડતી હોય અને ઉત્સર્ગ તે લાગુ પાડી શકતો હોય ત્યારે તો પછી આ બધા નિયમ બાંધી આપવાની શી જરૂર છે? ત્યારે તો તે પોતાની મેળેજ શુદ્ધ જોડણી કાં ન લખી શકે?

અમારી નજરમાં આ હરકત ટાળવાનો ટુંકો રસ્તો એજ છે કે જેમ ઘણા મેહેતાજીઓ આ નિયમ અમલમાં આણતી વખતે કરેછે તેમ એમાંથી એ તકરારી ઉપવાક્યજ મૂકી દેવું, અને સઘળે ઠેકાણે એ નિયમને લાગુ પા-

ડવો. એમ કીધાથી કેઈ પ્રસંગે વ્યુત્પત્તિ વિરૂદ્ધ જોડણી થશે ખરી, પણ બધી હરકતો એ વિના દૂર થઈ શકે એવો બીજો રસ્તો નથી. શુદ્ધ સંસ્કૃત શબ્દને અથવા થોડા અપભ્રંશ શબ્દને તો આ નિયમ લાગતોજ નથી એટલે ઘણી વિરૂદ્ધતા તો નહિ આવે.

**૧૦ મૂળ શબ્દ ઉપર પ્રત્યય અથવા સામાસિક શબ્દ આવેથી તેની મૂળ જોડણીમાં કોઈ નિયમને અનુસરી ફેર પડવા દેવો નહિ; પણ ઇકારાંત શબ્દની પછી સ્વર પ્રત્યય આવે તો તે ઇને મરજીમાં આવે તો -હ્રસ્વ કરીને જોડના સ્વરમાં ય ઉમેરાઈ શકે, અને તેમજ "સ" માં ઈ કે ય મળતો હોય ત્યાં તેને ઠેકાણે "શ"** થાય છે;—જેમકે ગાડીવાન, ગાડી ઘોડા; નદીઓ અથવા નદિયો, માશી, પીરશ્યું.

આ નિયમ પણ બહુ લાંબો છે તથાપિ બધી વાત એક સંબંધની છે. પેહેલા ભાગમાં એક સાધારણ નિયમ છે અને બીજા ભાગમાં તેના બે અપવાદ બતાવ્યા છે.

આ નિયમની મતલબ શબ્દના રૂપને દ્દઢીભૂત રાખવાની છે. જો એવો નિયમ નહિ બાંધ્યો હોય, તો ઉપલા નિયમને અનુસારે દરેક શબ્દની જોડણી વાદળાની છાયાની પેઠે ક્ષણે ક્ષણે બદલાતી જાય. જેમ 'ચૂનો' એ શબ્દમાં ઉ એકવાર દીર્ઘ લખ્યું અને પછી તેના ઉપર વાળો પ્રત્યય આવ્યો એટલે પાછું તેને "ચુનાવાળા" એમ લખવું પડે, કેમકે હવે તો એ કાંઈ બે અક્ષરનો શબ્દ રહ્યો નથી. તેમજ 'ચોપડી' શબ્દમાં ઈ છેલ્લી છે એમ જાણી ને દીર્ઘ લખી, પણ "માં" પ્રત્યય આવ્યો કે તેને -હ્રસ્વ કરીને "ચોપડીમાં" એ પ્રમાણે લખવું પડે. ઉપલા નિયમના વિવેચનમાં કહ્યું તે પ્રમાણે બને જોડના અક્ષરને -હ્રસ્વ કે દીર્ઘ બોલવા સ્વાભાવિક નથી, અને તેથી કદાપિ ઉચ્ચારમાં "ચુનાવાળો" એમજ બોલાય, તોપણ શબ્દને સદા એક રૂપી રાખવાને સારૂ આવું બંધન રાખવાની જરૂર પડેછે.

તે છતાં સાધારણ ઉચ્ચારણને માન આપી બે અપવાદ કબુલ રાખવા પડ્યા છે. આ નિયમ પ્રમાણે નદી શબ્દમાં મૂળ ઈ દીર્ઘ છે તેથી તેના ઉપર ઓ પ્રત્યય આવ્યા છતાં પણ તેજ કાયમ રાખી નદીઓજ લખાય, અને નદિયો લખે તો ખોટું ગણાય. ઉચ્ચારમાં 'ઈ' બેશક -હ્રસ્વ થઈ જાયછે, અને તેની ખાત્રી કરવી હોય તો કવિતા કે જેમાં લખનારાઓ કાને પરખાતા ઉચ્ચારણો ઉપરજ ધ્યાન આપીને લખેછે, તેમાં આપણે જોઈશું તો ઘણે

ઠેકાણે નદિયે, કરિયે, બોલાવિયે, વગેરે જોડણીજ માલમ પડશે. તે છતાં કેટલાએકનો એવો વિચાર છે કે બાપણુની ત્વરાથી ટુંકા થઈ ગએલા રૂપને વ્યાકરણ નિયમે સ્વીકારવા ન જોઇએ, અને એક પક્ષે એ કહેવું ખરૂં છે. પણ જો શબ્દને એક રૂપી રાખનાર આ સરળ નિયમને અપવાદ લગાડવા કબુલ કીધા, તો નદિયો જેવા શબ્દનો આ અપવાદમાં આવવાનો પહેલ વહેલો હક છે. આ અપવાદ અત્રે કબુલ રાખ્યો છે, તોપણ વાંચનમાળામાં તો કદીએ અમલમાં આણ્યો નથી. ખરૂં કહીએ તો એ અપવાદ કાંઈ કબુલ રાખ્યો નથી, પણ કેટલાએક વિદ્વાનો લખેછે તેને ખોટા ન કહેવા એટલોજ આ નિયમનો ઉદ્દેશ જણાય છે. અમારા વિચારમાં તો એ અપવાદ જરૂરનો છે. સંસ્કૃત ભાષામાં પણ નદી, સ્ત્રી વગેરે શબ્દોના રૂપાખ્યાનમાં કેટલેક ઠેકાણે ઈ હ્રસ્વ થઈ જાયછે, જૂના ગૂજરાતી લખાણમાં અમે હમેશાં એ પ્રમાણેજ જોડણી કરેલી જોઇએ છઇએ, ઉચ્ચારમાં પણ એવો ફેરફાર સ્પષ્ટ માલમ પડેછે. જો એ અપવાદ કબુલ ન રાખીએ તો જેમ સુધરેલી ભાષાઓમાંછે તેમ ગૂજરાતી કવિતાની જોડણી કદીએ વ્યાકરણ શુદ્ધ થવાની નહિ, વગેરે કારણોથી અમારો મત એ અપવાદની તરફમાંજ પડેછે, અને તે એટલે સુધી કે એ રીતે લખવું તેજ વાજબી ગણાય એવો નિયમ થવો જોઇએ. એમ હોય તો "મરજીમાં આવે" વગેરે જે શકના શબ્દ એમાં મૂકયા છે તે કહાડી નાંખવા જોઇએ.

તેમજ બીજો અપવાદ એટલો અગત્યનો છે કે નહિ એ શક પડતું છે. તોપણ કમિટીએ તો એને વધારે જોર આપ્યું છે અને એની વિરૂદ્ધ ચાલવાની છૂટ આપી નથી. એ અપવાદ આગળ પાડવાની મતલબ એટલીજ જણાય છે કે સુરત ભરૂચ સિવાય ગૂજરાતના બધા ભાગમાં એ પ્રમાણે ઉચ્ચારણ થાયછે. જો એટલુંજ કારણ હોય તો પહેલો અપવાદ જેના પ્રમાણે કે આખા દેશના લોકો બોલેછે તે જો શક પડતો રાખ્યો, તો આને નિશ્ચય રૂપમાં મૂકવાની કાંઈજ જરૂર નહતી. જો એ અપવાદ પાળવો અવશ્યજ ઠેરવ્યો તો ઉપલો અપવાદ અવશ્ય પાળવો જોઇતો હતોજ. એ ઉપરથી અમે આ અપવાદની વિરૂદ્ધ જતા હોઇએ એમ નથી. અમારી મતલબ ઉપલી અપવાદને જે ગેર ઇનસાફ મળ્યોછે તેનો પક્ષ કરવાની છે, અને જો મૂળ શબ્દના સ્થિર રૂપને છેડવા નહિ એવોજ સિદ્ધાંત હોય તો બીજા અપવાદને દૂર કરવો. બાકી આ બીજા અપવાદનું વળણ પણ સ્વભાવિક નિય-

મને માન આપવા તરફ છે. ઈ ને ય એ અક્ષરો તાળુસ્થાની હોવાને લીધે એ જે સકારની સાથે ભેળાય છે તેનો ઉચ્ચાર તાળુમાંથી કરવો સરળ પડેછે અને તેથી બેશક વાણીની મધુરતામાં વધારો થાયછે. સુરત ભરૂચ શકારનો છેક અનાદર કરેછે તે છતાં પણ ત્યાંએ આવા યોગમાં કોઈક પ્રસંગે ઝપટના બોલનારથી આ અપવાદ પ્રમાણે બોલી જવાય છે કે; જેમકે બેશી જાઓ, નાશી ગયો.

બૂક કમિટીએ જે જોડણીના નિયમ બાંધ્યા છે તેનું તો અર્થ ગ્રહણ અમે ગયા અંકમાં *પૂરૂં કરી ચૂકયા છઇએ. અમને આશા છે કે એની સહાયતાથી હવે એ નિયમો બરાબર સમજાશે, અને શબ્દોની જોડણી બાબત જે હાલ અંધાધુંની ચાલે છે તેમાં ઘણો ઘટાડો થશે; પણ અમને ઘણું અવલોકન કરતાં માલમ પડે છે કે આ નિયમમાં નથી આવી જતા એવા કેટલાએક શબ્દો છે અને તેની જોડણી વિષે જૂદા જૂદા મત ચાલે છે. વાંચનમાળામાં પણ કોઇ ઠેકાણે આ રીતે લખેલું છે અને કોઇ ઠેકાણે બીજી રીતે લખેલું છે. એ ગુંચવણની વેળાએ કયે રસ્તે ચાલવું તે બાબત કશોએ નિયમ મળે નહિ. અમે જાણીએ છઇએ કે એ વિષે કાંઇપણ નિયમ ઠરવા જોઇએ. એ નિયમ ઠરાવવા એ અમારૂં કામ નથી, તોપણ બુક કમિટીને એ બાબત સૂચના દાખલ અમને જે જે નિયમોની ખોટ માલમ પડે છે તેની અમે નીચે ચર્ચા ચલાવીએ છઇએ.

૧. ઘણા શબ્દોમાં જોડાએલો હ સંભળાય છે, અને તે હને શી રીતે લખવો એ બાબત વાંચનમાળામાં જૂદી જૂદી ચાર રીતો જોવામાં આવે છે. કેટલેએક ઠેકાણે એ સમૂળગો કહાડી નાખવામાંજ આવેછે, જેમકે

*અમે જે એ બાબત ચર્ચા ઉઠાવવા માગતા હતા તેમાં તો અમે બિલકુલ નાઉમેદ થયા છઈએ. અમારા અર્થગ્રહણની સામા કોઇએ પૂર્વપક્ષ ઉઠાવ્યો નહિ, અને તેમજ કેળવણીખાતાના કોઇ સંબંધીએ અમારા વિચારને પુષ્ટી આપવાની પણ તસ્દી લીધી નથી. તે છતાં અમને સંતોષ છે કે ટેલર સાહેબ અને કવિ દલપતરામ જેવા બહારના વિદ્વાનોએ અમારા અર્થગ્રહણ વિષે પોતાનો સારો વિચાર અમને પોતાની મેળે જણાવ્યો છે. દાકતર બૂલર સાહેબનું તો અમને આ કામમાં મૂળથીજ ઉત્તેજન છે. તોપણ જે વર્ગના માણસોના ખાસ લાભને સારૂ આ મેહનત ચાલેછે તેઓએ કાંઈ વધારે ચંચળતા બતાવવી જોઇતી હતી. ગૂ. શા. જુલાઈ ૧૮૭૨ માં

મોટો, નાનો, અમે, તેને વગેરે. કેટલેક ઠેકાણે હ કહાડી નાંખીને એની જોડે ડકાર આવ્યો હોય છે તેનો ઢકાર કરે છે. જેમકે, કાઢવું, ચઢવું, વઢવું, મોઢું વગેરે. તેમજ કેટલેએક ઠેકાણે જોડાએલો હકાર છુટો કહાડીને તેના ઉપર પાછલા અક્ષરનો સ્વર નાંખે છે, જેમકે શહેર, લહેર, પહોર (પ્રહર), નહોર ( નખર ). તેની સાથે કાંઈ પણ નિયમભેદ વિના કોઈ વખત એ સ્વર બંને અક્ષર ઉપર પણ મૂકવામાં આવે છે; જેમકે પેહેલો, વાહાલો કાહાડો, મોહોડું.

ઉપર જે ચાર રીતો કહી તે જૂદે જૂદે ઠેકાણે વાપરી છે એમ ન જાણવું, પણ વાંચનમાળાનું ગમે તે પાનું ઉઘાડીને જોશો તો માલમ પડશે કે એકજ શબ્દને વખતે બે રીતે, ત્રણ રીતે, અને કોઇ વખત ચારે રીતે લખેલો માલમ પડશે. મોઢું, મોહોડું, મહોડું; વીલો, વીહીલો; વાલો, વહાલો વાહાલો; કાઢો, કહાડો, કાહાડો; વગેરે. એ ચાર રીતો તો વાંચનમાળાની કહી, પણ દેશમાં કવિ નર્મદાશંકર વગેરે કેટલાએક ગ્રંથકારો એક પાંચમી રીતજ વાપરે છે. એ રીતે બેશક સ્વાભાવિક અને સરળ છે. એ "હને" જ્યાં જોડાએલો સંભળાય છે ત્યાં પૂર્વાક્ષરની સાથે જોડી દેછે. આથી કાંઇ જૂદી તરેહનો પણ હ જોડી દેવાનોજ નિયમ બોર્ડની વખતમાં પળાતો હતો, એટલે, અહ્મારો, તહ્મારો વગેરે લખતા. ટેલર સાહેબનો એવો વિચાર છે કે "પેહલો" વગેરે લખવું, અને કહે છે કે ઉતાવળથી એ હકાર અર્ધો બોલાય છે માટે તે કહાડી નાંખવો અથવા આઘો ખસેડી નાંખવો ન જોઇએ.

આ પ્રમાણે એક હકારવાળા શબ્દને લખવાની સાત રીતો આપણા દેશમાં હાલ ચાલે છે. હવે આપણે એ સાતે રીત જોઇ જવી જોઇએ, અને તેમાંથી કોઇ આપણે અનુકુળ પડતી હોય તો તે પસંદ કરવી. આ ઠેકાણે વાંચનમાળાનું વલણ ક્યા નિયમ તરફ છે એ તપાસવું નિરર્થક છે, કેમકે કોઇ પણ અમુક નિયમ નજરમાં રાખીને એવા શબ્દ લખ્યા હોય એમ જણાતુંજ નથી, અને જો કોઇ અમુક નિયમ ઠેરવ્યો હોય તો કમિટી પોતાના નિયમોમાં મૂકયા વગર રહે પણ નહિ. એ બાબત પ્રથમની કમિટીએ કાંઇ ઠરાવ કર્યો હશે, પણ તે એકે અભિપ્રાય મંજુર રખાયો હોય એમ જણાતું નથી; તોપણ એમ તો જણાયછે ખરૂં એ ચાર સિવાયની બીજી રીતો નામંજુર કીધેલી. તે છતાં અમને તો એ સાતે રીતોનું સાથે વિવેચન કરવું ઠીક લાગે છે. અમે સાતે રીતને નિયમ રૂપે બ્લેક અક્ષરમાં મૂકી નીચે વિવેચન આપતા જઈશું.

**क. ઘણાં અપભ્રંશ શબ્દોમાં હનું કાંઈક ઉચ્ચારણ થતું હોય, તોપણ તેનો લોપ થયોછે એમ સમજી તેને જોડાક્ષરમાં લેવો નહિ.**

આ નિયમ ઉપર ટપકે જોતાં તો કેવળ સ્વચ્છંદીજ જણાય છે. પણ વિચાર કરતાં માલમ પડેછે કે છેક એમ નથી. મી. હોપ, જેના નામથી આ વાંચનમાળા ઓળખાય છે, અને જેના સક્ત ઉપરીપણા નીચે લખાએલી છે, તે સાહેબના સમજવામાં કાંઇ એવું આવી ગયું હતું કે ઘણા શબ્દોમાં હકારનું ઉચ્ચારણ થાયછે તે ફક્ત સુરતી લોકોજ કરેછે, અને બીજા ભાગમાં એમ બોલાતું નથી, અને એ ટેવ મુસલમાનોના સહવાસથી સુરતીઓને પડી. એ બાબતનો શેરો એ પોતે પોતાના વ્યાકરણમાં મારી દીધો છે. તે વખતે ગૂજરાતી ભાષાના ઇતિહાસનો શોધ થયો નહોતો, એટલે આવી ભૂલ ચાલી જાય એમાં કાંઈ પણ નવાઇ જેવું નથી. બાકી એ વિચાર કેવળ ખોટો છે. મુસલમાનોએ હિંદુસ્તાનમાં પગલુંએ નહોતું મૂક્યું અને તેનો ધર્મ પણ સ્થાપન નહોતો થયો તે પહેલાં જે પ્રાકૃત ભાષા આ દેશમાં બોલાતી હતી તેમાં નિઃસંશય અહ્મે, તહ્મે વગેરે લખાતું હતું; અને વળી એ હકાર પ્રાકૃત બોલનારાની ગાંઠનો નહોતો, પણ સંસ્કૃતમાંના સ વગેરે કેટલાએક અક્ષરોનો બરાબર ઉત્સર્ગાનુસાર અપભ્રંશ હતો. એ હકાર ગૂજરાતી ભાષાએ કોઇ વખત પણ ત્યાગ કીધો નહોતો એ અમે આવતા અંકમાં બસેંચારસેં વરસના જુના પુસ્તકો ઉપરથી સિદ્ધ કરી આપવાની આશા રાખીએ છઇએ, પણ હાલ તો સવાલ એ છે કે એ શું સુરત સિવાયના બધા ભાગોમાં હનો ઉચ્ચાર નથી થતો? અમે તો જેટલી તપાસ કીધીછે તે ઉપરથી અમારી ખાત્રી થાયછે કે ખેડા અને અમદાવાદમાં પણ એ હકાર એટલાજ જોરથી બોલાય છે, અને "મ્હારો"ને ઠેકાણે "મારો" લખીએ છઇએ ત્યારે "કોને મારૂં" એવો મજાકનો સવાલ પૂછનારા અનેક મળી આવે છે. ફક્ત કાઠિયાવાડમાં હકાર બિલકુલ બોલાતો નથી એ વાત ખરી. કવિ દલપતરામ જે કે મૂળ કાઠિયાવાડના રહેવાસી છે અને જેમને સુરતી ભાષાનો પક્ષ નથી એતો ખુલ્લુજ છે, તે પણ પોતાના બોહોળા અનુભવ ઉપરથી સાચેસાચું કબુલ કરેછે કે સાબરમતીની દક્ષિણે બધે હકાર બોલાય છે, અને તેથી એ મુજબ લખવાની રીત પણ માન્ય કરવી જોઇએ.

હવે જો એ વાત નિઃસંશય છે કે કાઠિયાવાડ સિવાય બધે ગૂજરાતમાં હકાર બોલાય છે તો એ હકારને ન લખવો એ કોઈ રીતે વાજબી ન કહે-

થાય. વળી કાઠિયાવાડમાં હકારનો કેટલે દરજ્જે લોપ થાય છે તે જાણવું પણ જરૂરનું છે. ત્યાં તો બધા શબ્દમાંજ એવા હકારનો લોપ થાય છે. કહેવું ની જગોએ 'કેવું', 'પેહેલું'ની જગોએ 'પેલું' વગેરે બોલાય છે. એ રીતે લખવું તો હકારનો કટ્ટામાં કટ્ટો શત્રુ પણ હાલ કબુલ કરશે નહિ.

અર્થાત:—એવા શબ્દમાં હકારને લખવો જોઇએ, અને કદાપિ કાઠિયાવાડ મોટો છે એ એમ જાણીને તથા તેનો ઉચ્ચાર આ વાંચનમાળાના ફેલાવાની સાથે બહુ ફેલાઇ ગયો છે એમ જાણીને એ હકારનો લોપ પણ કબુલ રાખવો જરૂર જણાય તો તેમ કરનારને એ રીતની છુટ આપવી. પણ ખરૂં લખનારને ખોટા કહેવા તો નજ જોઇએ. એ છૂટ આપવાની સાથે પણ તે શબ્દની સંખ્યા મુકરર કરવી જોઇએ, કેમકે બધેજ કાઠિયાવાડી હને ઉડાવી દે છે તેમ કરવું તો હાલ કોઇ પણ વાજબી નહિ કહે.

**ख. એવા હકારની જોડે ડકાર આવ્યો હોય તો હ કહાડી નાંખીને ડનો ઢ કરવોઃ**—જેમકે કાઢવું, વઢવું, વગેરે.

આ ઢબ પણ કઠિયાવાડીજ છે. કાઠિયાવાડમાં એ પ્રમાણેજ બોલાય છે, પણ ગૂજરાતના બીજા બધા ભાગમાં કોઈ એમ બોલતું નથી. "મોઢું" નથી બોલાતું, પણ 'મોહોડું'. અમને લાગે છે કે હકાર તો જોડવો નહિ એમ આગમથીજ ઠેરવી મૂકેલું. હકાર કહાડી નાંખતાં તો અર્થનો અનર્થ થઈ જવા લાગ્યો, અને બીજી રીતીઓએ પણ મન માનતી જોડણી થઈ શકી નહિ, વગેરે કારણોથી આ કાઠિયાવાડી જોડણી કબુલ કરવામાં આવી હશે. મુખડું એ શબ્દ ઉપરથી મુહડું, અને તે ઉપરથી મોહડું થયું, અને તે પ્રમાણે બોલાય છે, તે છતાં ઢઢ્ઢાને ખોળવા જવું એ ઢઢ્ઢાના જેવુંજ કઢંગું છે.

માટે આ નિયમ ઉપર પણ અમારો વિચાર તો પાછળ કહ્યું તેવોજ છે.

**ग. घ. હકારની પેહેલાના અક્ષરનો સ્વર કહાડી લઇને અથવા ત્યાં રેહેવા દઇને હકાર ઉપર તે સ્વર લખવોઃ**—જેમકે, શહેર, વહેલો વગેરે.

આ બંને રીતીની જોડણી વાપરવામાં કાંઇક વાચનમાળામાં ફેર છે ખરો, તોપણ તે ભેદ બરાબર પ્રથક્કરણમાં આવી શકતો નથી. તેથી અમે વિકલ્પરૂપ નિયમ એકજ ઘડી કહાડયોછે.

આ બંને રીતીઓ ખરૂં જોઇએ તો ઉચ્ચારની વિરૂદ્ધ છે. શહેર નથી

બોલાતું, પણ શેહૅર બોલાય છે. તેમજ વાહાલો નહિ વાહ્લો. શહેર શબ્દ ફારસી શહર ઉપરથી અને વાહાલો સંસ્કૃત વલ્લભ ઉપરથી નીકળ્યો છે. પ્રાકૃત ભાષાઓની એક ખુબી છે કે શબ્દોને બગાડી તો નાંખે છે, પણ તેના માપમાં કવચિતજ ફેર પડવા દે છે, જેમકે દંતના અનુસ્વારનો થડકારો કહાડી નાંખ્યો તો તેના બદલામાં પાછલા સ્વરને દીર્ઘ કરીને દાંત શબ્દની માત્રા ત્રણની ત્રણજ રાખી. આજ શ્રુતિશુદ્ધપણાને અનુસરી ગૂજરાતી ભાષા શહર અને વલ્લભ શબ્દની માત્રાઓ છે તેટલીજ કાયમ રાખીને શેહ્ર અને વાહ્લો એવાં ઉચ્ચારણ ચલાવે છે.

શહેર ને વાહાલો લખવા કરતાં તો કાઠિયાવાડી રીતે શ્હેર અને વાલો લખાય તે ગૂજરાતી ભાષાના સ્વભાવને વધારે અનુકુળ છે. કોઇ પણ કવિએ શહેરની ચાર માત્રા અને વાહાલાની છ કે ગમે તો પાંચ પણ ગણી હોય એમ અમને કોઇ બતાવી આપે તો અમે અમારો વાદ છોડી દેવાને કબુલ છઇએ. આ નિયમો જાણીને તેને અનુસરતી જોડણી લખવાને સારૂજ જે કવિતા લખી હોય તેની વાત અલબત્ત જૂદી છે, પણ અમે તો સ્વાભાવિક વલણની વાત કરીએ છઇએ. અમે પાછળ એક ઠેકાણે કહ્યું છે કે ગૂજરાતી કવિતાની જોડણી વ્યાકરણશુદ્ધ કરવાને અર્થે જરૂરનું છે કે એ જોડણીના વ્યાકરણ નિયમોજ સ્વભાવિક હોવા જોઇએ, અને એ તરફ જોતાં આવી કૃત્રિમ જોડણીઓ ઉભી કરવી એ કવિતા વર્ગપર અન્યાય અને તેને બંડ ઉઠાવવાની ફરજ પાડવા બરાબર છે. એવા નિયમો બાંધીને કોઈ દિવસ પણ ગૂજરાતી કવિતાની જોડણી શુદ્ધ રાખવાની આશા રાખવી નહિ.

માટે અમે આ બંને રીતિઓને બિલકુલ પસંદ કરી શકતા નથી.

**ड. જે અક્ષરની પછી હકાર સંભળાતો હોય તે અક્ષરની સાથેજ તેને જોડી દવો.**

આ રીત બોર્ડના વખતમાં કેટલાએક શબ્દોમાં ચાલવા માંડી હતી, અને નર્મદાશંકરે તો એને સર્વત્ર વાસ આપ્યો છે. આ રીતથી એ કવિ પોતાના શબ્દનું માપ બરાબર પોતાની જોડણીમાં કાયમ રાખી શકેછે, અને એજ એ રીતની મોટી ભલામણ છે. બાકી ખરા ઉચ્ચાર પ્રમાણેની તો એ પણ જોડણી નથી. ઉપલી બધી રીતિઓ કરતાં એ રીત ઉચ્ચારને વધારે અનુસરતી છે એ ખરૂં, પણ બારીકાઇથી જોઇએછઈએ, તો માલમ પડે છે કે એમાં પણ કાંઇ કસર છે. જે અક્ષરની સાથે નર્મદાશંકર હકાર

જોડે છે તેમાં હ તેની જોડે જોડાએલો નથી, પણ ઉચ્ચારમાં તો તે અક્ષર પછી હલંત રૂપે સાંભળવામાં આવે છે; જેમકે મ્હારો એમાં મ વ્યંજનની પછી હ હોય એમ નથી પણ "મા" સ્વરયુક્ત અક્ષર પછી હ સંભળાય છે. તેમજ ત્હમે એમાં હ તકારની જોડે જોડાએલો નથી. તેની પાછળ હ આવે છે અથવા એક રીતે કહીએ તો એ હ મની સાથે તો જોડાએલો છે ખરો.

આ રીતિમાં બીજું એક દૂષણ એ છે કે કોઈ વખત એને અનુસરતાં અતિ વિપરીત અને સાધારણ અક્કલથી પણ ઉલટી જોડણીઓ કરવી પડેછે. નર્મદાશંકરના લખાણમાં ઠેકાણે ઠેકાણે અહમે અહેને અહાં વગેરે અજબ જોડણી જોવામાં આવે છે જે જોઇને પંડિતો ખડ ખડ હસે છે. વ્યંજનની સાથે તો વ્યંજન આવે ત્યારે જોડાક્ષર થાય, પણ સ્વરની સાથે વ્યંજન આવીને જોડાક્ષર થાય એ તો બધા વ્યાકરણ ઉપર પાણી ફેરવ્યા સરખું છે. અમે એમ નથી ધારતા કે કવિ નર્મદાશંકરના અજાણમાં આ ભૂલ જતી હોય, પણ પોતે જે નિયમ કહાડ્યો તેને ગમે તે પ્રકારે પણ વળગી રહેવું. અને સર્વદા શાસ્ત્રીય બંધનમાંજ ન દબાઈ રહેવું એવા વિચારથી આ પ્રમાણે વિપરીત જોડણી ચલાવતા હશે. ગમે તે હો, પણ આવી દૂષણ ભરેલી રીતતો નજ કબુલ રાખી શકાય, અને અમને લાગે છે કે આવા પરિણામથી ભડકીનેજ વાંચનમાળામાંથી હકાર જોડવાનોજ વિચાર હાંકી કહાડ્યો હશે.

**ચ. હકારને તેની પછીના અક્ષર સાથે જોડી દેવો અથવા અ ઉમેરીને લખવો.**

આ રીતનો પહેલો ભાગ બધા કરતાં વધારે પસંદ કરવા જોગ જણાય છે. એ રીત બોર્ડના વખતમાં ચાલતી, અને 'ગૂર્જરી ગદ્યના પિતા' રણછોડદાસ ગિરધરભાઈની પ્રસાદી જણાય છે. એ જોડણી ઉચ્ચારણને ઘણું કરીને આબેહુબ મળતી છે. કદાપિ કોઇ એવો વાદ ઉઠાવી શકે ખરો, કે બ્રહ્મ શબ્દમાં જેવો હનો સંપૂર્ણ ઉચ્ચાર છે તેવો તહ્મેમાં નથી. એ વાતતો ખરી કે નાનો, મોટો, મારો વગેરે ઘણા શબ્દમાં છેલ્લો અક્ષર જોડાએલો બોલાય છે ખરો પણ સંસ્કૃત જોડાક્ષરના જેવો થડકારો આપતો નથી. એ કારણથીજ કદાપિ હકારને સમૂળગોજ ટાળવાનો વિચાર નીકળ્યો હશે. પણ ખરી વાતતો એ છે કે સઘળા પ્રાકૃત જોડાક્ષરમાં થડકારો થતોજ નથી. "રહ્યો" એમાં આપણે હને ય જોડીએ છઇએ. માટે શું "બાહ્ય" શબ્દમાં

જેવો થડકારો થાયછે તેવો એમાં સંભળાય છે? ચર્ય શબ્દમાં અને કર્યો એમાં રેફના ઉચ્ચાર બેશક જૂદાજ છે. ટુંકામાં જોડાક્ષર બે તરેહના થાય છે:—એક સંસ્કૃતમાંથી આવેલા, અને બીજા પ્રાકૃતમાં ઉત્પન્ન થએલા. તેમાં સંસ્કૃત જોડાક્ષર થડકાતા બોલાય છે, અને પ્રાકૃત ઘણું કરીને થડકાતા નથી. માટે જો હકાર જોડાયા છતાં થડકાતો બોલાતો નથી માટે તેને જોડવો નહી એ તકરાર બિલકુલ રદ થાયછે.

આ રીતમાં બીજો વાંધો એ છે ખરો કે હની સાથે બીજા અક્ષર જોડવાની લેખન ક્રિયા બહુજ અઘરી છે, અને તેથી ઝપટના લખનારથી એ રીત કદાપિ અમલમાં આણી શકાય નહિ.

અ ઉમેરીને લખવાની રીત ફક્ત જોડાક્ષરની ખટપટ દૂર કરવાને અર્થેજ છે. ઘણા શબ્દોમાં તો વ્યુત્પત્તિ પ્રમાણે એ હલંતજ છે, અને કદાપિ તેમ ન હોય તોપણ હાલ ઉચ્ચારમાં સ્વર રહીત છે, એટલે ફક્ત લખવાની આળસને લીધેજ ઉચ્ચાર ફેરવવો, શબ્દનું માપ ફેરવવું, અને ચાલતી રૂઢીઓથી ઉલટા જવું એ અમને ઠીક લાગતું નથી.

**१. माटे अमे बधी वातनो विचार करतां ज्यां एवा हकारनुं उच्चारण संभळातुं होय त्यां ते हकारनी साथे पछीनो अक्षर जोडी देवो, अथवा हने छूटो लखीने खोडवो, अथवा सौथी वधारे सारुं ने सरळ एके ह कहाडी नांखीने ते ठेकाणे "एपोस्ट्रोफी", कहाडवी. ए रीतने सर्वोत्तम रीत गणीये छइए;** જેમકે મેહતાજી, મેહ્તાજી, અથવા મે'તાજી.

# शिक्षणशास्त्रनी जरूर.

બધાં કામ કરવામાં થોડી ઘણી શાસ્ત્ર અને કળા એ બંનેની જરૂર છે. કોઈ પણ કામ સારૂં અને સહેલથી કરવાની રીતિઓનું જે અનુભવજ્ઞાન તેને કળા કહે છે. માણસ જ્યારે કોઈ પણ કામ કરવા માંડેછે ત્યારે તેને ધીમે ધીમે તે કરવાની સહેલી અને સારી યુક્તિઓ માલમ પડતી જાયછે; વધારે અનુભવથી સુઝેલી યુક્તિઓમાં કઈ કઈ ખામી છે તે જણાતી જાય છે; અને આખરે ઘણો ફેરફાર થઇને તેના મનમાં તે કામ કરવાના નિયમો એવા

મુકરર થઈ જાય છે કે તે પ્રમાણે તે પોતાનું કામ સંચાની માફક ઝપટથી કર્યો જાયછે. પેલા માણસે આટલી મહેનતથી સંપાદન કરેલા નિયમો બીજો માણસ શીખે છે, અને તે માણસ પાછો પોતાના અનુભવથી તેમાં સુધારો કરતો જાય છે. એ મુજબ ઘણા બુદ્ધિમાન માણસોથી સુધારો વધારો પામીને નિયમો સિદ્ધ થઈ રહે છે તે કળાને નામે ઓળખાય છે, અને તે નિયમો જાણવા તથા અનુભવથી તેને વાપરી જાણવા એ તે ધંધામાં પ્રથમ અવસ્યનું કામ થઈ પડે છે. સુથાર, લુવાર, સોની, કડિઆ વગેરે લોકોને પોતાનો ધંધો કરવા માંડ્યા અગાઉ તે કળાના જાણનારાને ત્યાં રહીને તે કળા શીખવી પડે છે.

પણ કળાનું સંપૂર્ણજ્ઞાન શાસ્ત્ર જાણ્યા વિના પ્રાપ્ત થતું નથી. શાસ્ત્ર એટલે કળાના નિયમોના કારણ જાણવા અથવા તે નિયમો જે કારણ ઉપરથી બંધાયાં છે તે સમજવું. હવે એ તો ખુલ્લુંજ છે કે જ્યાં સુધી તે એ નિયમોના કારણ ન જણાયાં ત્યાં સુધી તે બરોબર સમજવાના નહિ, ભૂલી ગયા તો યાદ કરવા મુસ્કેલ, કદી પણ તે બરોબર રીતે તો વાપરતા નહિજ આવડે, અને એ નિયમોમાં કાંઈ ભૂલ હોય તો તે સુધારવી એ તો અશક્યજ. શાસ્ત્ર વિના કળા જાણનારો માણસ આંધળા સરખો છે. તેને જેમ દોરી જાય તેમ દોરાય છે, પણ પોતાની તરફનું એકે પગલું ભરવાની તેનામાં શક્તિ નથી. તેના મનની સઘળી ચંચળતા નાશ પામે છે, અને વગર સમજ્યો તે બીજાની પગથીએ ચાલ્યો જાયછે. તેવામાં જો કોઈ કારણથી આડો ઉતરી ગયો તો તે કપાળે હાથ દઇને ત્યાંજ બેસેછે. તેને કાંઈ રસ્તો સૂઝતો નથી અને પોતાની ભૂલ સુધારવાનું તેના હાથમાં એકે સાધન નથી, કેમકે તે પોતે શું કરે છે તેજ સમજતો નથી, તો વચમાં આવેલી નવી હરકતનું કારણ શોધીને તે કયાંથી દૂર કરવાનો હતો? જેમકે બીજાનું જોઇને શીખેલો માણસ ઘડીયાલને કુંચી આપે તો ખરો અને તેમ કીધાથી તે કેટલો એક વખત બરાબર ચાલીએ જાય, પણ જો વચમાં કોઈ કારણથી તે અટકી પડી, તો એની પણ અકલ તેનીજ સાથે અટકી પડવાની. જો એ ઘડીયાળ શા કારણથી ફરેછે, એમાં કેવી કેવી યંત્ર રચના કીધી છે, વગેરે બાબત જાણતો હોય તોજ એ એ અટકવાનું કારણ સમજી શકે, અને એ કારણ સમજ્યા વિના તે હરકત દૂર થઈ શકવાની નહિ એતો ખુલ્લું જ છે. તેમજ કોઈ વીજળીનો તાર જોઈ જોઇને ચલાવતા શીખ્યો, માટે

શું હવા વગેરેના હજારો કારણથી તેમાં જે વિઘ્ન આવી પડેછે તેનાં કારણ તે કદી પણ સમજવાનો? એજ પ્રકારે સઘળી કળાનું છે. શાસ્ત્ર જાણ્યા વિના માત્ર કળાનો અનુભવ અંધારામાં અથડાવા જેવો છે.

માટે આપણે પ્રથમ કહ્યું હતું તેમ સઘળા ધંધામાં કળા અને શાસ્ત્ર એ બંનેની જરૂર છે. સુથાર, કડિઆના કામનાં પણ શાસ્ત્ર છે, અને તે કળા ઘણા મહાવરાથીજ શીખાય છે. ત્યારે માણસના મન જેવી વસ્તુને કેળવવી એમાં કાંઇ કળા કે શાસ્ત્રની જરૂર નથી એમ ઘણા લોકો સમજે છે એ નવાઈ જેવું નથી? પણ એમજ છે. ઘણા લોકો એમજ જાણે છે કે છોકરા ભણવવા એમાં તે શું? ફક્ત મહેતાજીએ થોડું ભણવું જોઇએ, અને પછી પોતાને આવડતું હોય તે છોકરાના મનમાં ભરવું એમાં તે શું ભારે કામ છે? તેઓના સ્વપનામાં પણ એવો વિચાર નથી આવતો કે ભણાવવામાં તે કાંઇ શાસ્ત્ર કે કળા રહી હશે. તેઓનું એવું અજ્ઞાન છે કે તેઓ કબુલ કરશે કે ખેતર ખેડવામાં ઘણા અનુભવ અને જ્ઞાનની જરૂર છે, પણ પોતાના છોકરાના મનની ખેતી કરનારને એ કામનો અનુભવ કે જ્ઞાન છે કે નહિ તેની જરાપણ દરકાર રાખતા નથી. તેઓ પોતાના ઘરમાં વાસણ ઘસનારા નોકરને રાખતી વખત પણ પ્રથમ તપાસ કરશે કે તેણે તે કામ કોઇ ઠેકાણે કીધુંછે કે નહિ; પણ મેહેતાજીને શિક્ષણકળા અને શાસ્ત્ર આવડે છે કે નહિ એ પૂછવું તેને હસવા જેવું લાગે છે. લોકો તેમ ઘણા મહેતાજીઓ પણ એ બાબત એવીજ ભૂલ કરેછે. તેઓ પણ એમજ સમજે છે કે આપણામાં વિદ્યા છે તો છોકરાને ભણાવતા કેમ નહિ આવડે? નિશાળથી તરત ઉઠેલો છોકરો પોતાના મનમાં એમ સમજે છે કે હું પ્રથમના મહાવરા વગર કારકુન, દલાલ, સુથાર કે સોનીનું કામ તો નહિ કરી શકું, પણ જો મને એક નિશાળ સોંપેતો તેનું કામ હું ધમધોકારે ચલાવું. તેને એમ કહીએ કે શી રીતે ભણાવવું તે તારે જાણવું જોઇએ એટલુંજ નહિ, પણ તે પ્રમાણે શીખવવાના કામનો કોઈ કામેલ ગુરૂના હાથ હેઠે મહાવરો કરવો જોઇએ. તો તેને બહુજ નવાઈ જેવું લાગશે. અને બેશક હસીને આપણા સામું ટકટક તે જોયા કરશે. પણ એ મોટી ભૂલ છે. એમ જેઓ સમજે છે તેઓ પોતાનો ધંધો પોતાની મેળેજ હજામ કરતાં પણ હલકો ગણે છે, કેમકે હજામના છોકરાથી પણ કેટલી રીતે હાથ ઠેરવ્યા વિના પોતાનો ધંધો થઈ શકતો નથી. આપણે

પાછળ મહેતાજીના મહત્વ વિષે કહ્યું હતું, પણ જ્યાં પોતેંજ પોતાના કામનો આવો હલકો વિચાર રાખે, એ કામને અનુસરતા ગુણો મેળવવાની કાળજી રાખે નહિ, અને એ ગુણો વિના અવશ્યેજ પોતાનું કામ સારી રીતે કરી શકે નહિજ, ત્યાં પછી બીજા લોકો તેને હલકો ગણે એમાં શી નવાઈ?

માટે મહેતાજીનું કામ કેવું છે, જે વસ્તુને કેળવણી આપવી છે તે એટલે મન એ કેવી વસ્તુ છે, તે શી રીતે કેળવી શકાય છે, કેળવણી એટલે શું, કેળવણી આપનારમાં કેવા કેવા ગુણ જોઇએ, તે કેવી રીતે વર્તે તો પોતાનું કામ સારી રીતે કરી શકે વગેરે બાબતનું સવિસ્તર વર્ણન હવેથી અત્રે આપવાનો વિચાર કર્યો છે. ટુંકામાં કહીએ તો શિક્ષણકળા અને શિક્ષણ શાસ્ત્રના વિષયો ઘણું કરીને દરેક આંકમાં આવશે, કેમકે અમે સમજીએ છઇએ કે એ બાબત લખવું એ આ ચોપાનીઆનો મુખ્ય ધર્મ છે.



# નિશાળનો વખત.

હાલ* મદ્રાસ ઇલાકાના કેટલાએક મહેતાજીઓએ નિશાળનો વખત ઓછો કરાવાને ત્યાંના કેળવણી ખાતાના ડીરેકટરને અરજી કરીછે, અને એ બનાવની નોંધ લેતાં અમદાવાદનું "મંથલીવિઝિટર" નામનું અંગરેજી પત્ર ભલામણ કરેછે કે એ બાબત ઉપર અત્રે પણ કાંઇ ધ્યાન આપવામાં આવે તો સારૂં. એ વિષય અમારા મનમાં પણ ઘણો વખત થયાં ઘોળાયા કરેછે, અને અમારો પણ એજ નિશ્ચય છે કે નાના છોકરાંને હાલ જેટલો વખત આપણી નિશાળોમાં અભ્યાસ કરવો પડેછે તેમાં ઘણોજ ઘટારો કરવાની જરૂર છે. પણ દેશકાળ જોતાં હાલ એ થઇ શકે એમ અમને લાગતું નથી. તે છતાં જ્યારે હમણાં એ વિષયની ચર્ચા ઉઠીછે ત્યારે એ વિષયનું અગત્ય, નડતી અડચણો, અને તે ટાળવાના ઉપાય થોડા ઘણા વાંચનારની આગળ મૂકવા એ અમને ઉચિત જણાય છે.

નાની કે મોટી સઘળી સરકારી નિશાળમાં હાલ ભણાવવાનો વખત ૭ કલાક છે, અને કેટલેએક ઠેકાણે વચમાં અર્ધા કલાકની રજા મળેછે. પણ તેમ ઘણા ગામમાં તો મેહેતાજીઓ લોકોને પ્રસન્ન રાખવા સારૂ પોતાની ખુશીથી એથી પણ વધારે વાર નિશાળનું કામ ચલાવેછે. તેઓ ગામઠી નિશાળની રીત પ્રમાણે સવારમાં છોકરાઓને બોલાવેછે, બપોરે

---

* ગૂ. શા. નવેંબર ૧૮૭૩.

જમવાની રજા આપેછે, અને પછીથી પાછલે પહોરે નિશાળ ભરેછે તે દીવા થાય ત્યારે બંધ કરેછે. એટલે બધો વખત ભણવામાંજ જાયછે એમ અમે કહેતા નથી, પણ કૂમળાં છોકરાંઓને એટલો વખત નિશાળમાં ગોંધાઇ રહેવું એતો અવસ્યજ છે. ૭ કલાક કામ કરવાને તો સઘળા મહેતાજી બંધાયલાજ છે.

હવે સવાલ એ છે કે સઘળી ઉમરના છોકરાઓને ૭ કલાક ભણાવવા એમાં આગળ જતાં લાભ થાયછે કે નુકશાન? આપણા સાધારણ લોકો તો બેશક એમાં લાભજ સમજે છે, અને તેમનું ચાલે તો બાર કલાક સુધી પણ પાંચ વરસના છોકરાને ચોપડી ને સ્લેટ પેન લઇને બેસાડી મૂકે. કેટલાએક તો નહીં ભણે તો એ એટલો વખત મસ્તી કરતો રહ્યો એમ સમજી નિશાળમાં ગોંધી મૂકાવવા ચાહેછે. પણ કોઇ કેળવાએલો માણસ તો બેશક આવા વિચારમાં પોતાનું અનુમત નહિજ આપે. આ વિચાર કેળવણીના મૂળતત્વથીજ તદન ઉલટો છે. રમવું એતો બાળકનું મુખ્ય કામજ છે, અને એ સમાન કેટલીએક ઉમર સુધી તો બીજી કેળવણીજ નથી. રમવાથી એનું શરીર કસાઇને વૃદ્ધિ પામેછે, મન પ્રફુલ્લિત અને સુદ્દઢ થાયછે, અને એની અવલોકન શક્તિ પોતાની મેળેજ કેળવાઇને અગત્યનું જ્ઞાન ભેળું કરેછે. પરમેશ્વરે બાળકોમાં જે રમવાનો સ્વભાવ મૂકયોછે, અને જે મૂર્ખ માબાપોના તથા મહેતાજીના ગમે તેટલા દાબથી પણ દાબ્યો રહેતો નથી, તે સ્વભાવ પરમેશ્વરે બહુજ વિચાર કરીને મૂકયોછે, છોકરાની રમત લઇ લીધાથી કોઈ પણ પ્રકારનો લાભ નથી. શરીરને નુકશાન થાયછે તે તો ખુલ્લુંજછે, પણ જે લોકો એમ સમજતા હોય કે એથી મન સારૂ થાયછે તો તે પણ મોટી ભૂલછે. એનું મન ઘણુંજ નબળું થઇ જાયછે, અને આગળ જતાં તે છોકરો મૂર્ખજ નીવડે છે. એથી ઉલટું જો એ વખતે શરીરને ઘટતી રમતથી પ્રફુલ્લિત થવા દીધું હોય તો તેની સાથે મનની શક્તિઓ પણ પ્રફુલ્લિત થતી જાયછે, અને આગળ જતાં જ્યારે અભ્યાસપર મંડશે ત્યારે એનું મન શરીરના જેવુંજ સુદ્દઢ માલમ પડશે. માટે બાળકને રમવા ન દેવાં એવી સમજ તો ગાંડીજ છે, અને રમતના ફાયદા એટલા ખુલ્લાછે કે કોઇ પણ એને તદન બંધ કરવાનો તો મત નહિજ આપે. ખરેખરી તકરારતો કેટલોક વખત રમવા દેવા, અને કેટલો વખત ભણાવવાં એ બાબતમાં આવી પડેછે, ભણાવવું કયારે શરૂ કરવું એ પણ એક ભારે તકરારની વાત

છે. કેટલાએકનો વિચાર એવોછે કે આઠ દશની ઉમર પછીજ ભણાવવાનું શરૂ કરવું. અમે તો ધારીએ છઇએ કે આટલી બધી ઉમર સુધી બિલકુલ વિદ્યાભ્યાસથી બાળકને દુર રાખવાની કાંઇ જરૂર નથી, પણ બેશક એટલી ઉમર સુધી અભ્યાસ કરતાં રમતનો વખત વધારે તો જોઇએજ. બીજા શબ્દમાં બોલીએ તો •એટલી ઉમર સુધી• મનની કેળવણી કરતાં તનની કેળવણી ઉપર વધારે લક્ષ આપવું જરૂર છે. માટે અમે બેશક એમ કહીએ છઇએ કે આઠ વરસની અંદરના છોકરાને છ કલાક નિશાળમાં ગોંધી મૂકવા, સ્વભાવથીજ હરવા ફરવા ને ટમટમી રહેલા નાનાં અવયવોને જોગીની પેઠે આસનવાળી બેસાડી મૂકવા, એક મિનિટમાં હજારો વિષય ઉપર ભમરાની પેઠે ભમનારા ચપળ મનને મૂર્ખ શિક્ષકની કુથળી ઉપર જડી મૂકવાં, એ ઘણુંજ નિર્દય, અસ્વભાવિક, બેવકુફી ભરેલું, તથા પરિણામે બેહદ નુકશાન કરનાર છે. એ કરતાં તો છોકરાને એટલી ઉમર સુધી બિલકુલ છુટો રમવા દેવો એ વધારે સારૂં છે. હાલના સમયના જુવાનીઆ શરીરે માયકાંકલા, ઘડીઘડીમાં તબીયત બગડી જતાં વાર ન લાગે એવા, મહેનતના કાયર, અને ઉત્સાહ તથા દમ વિનાના ઘણા દેખાય છે તેનું એક કારણ આજ છે. ઘરડાઓ વધારે સુદ્દઢ, જુસ્સાવાળા, અને મહેનતુ દીઠામાં આવેછે તેનું મુખ્ય કારણ એ છે કે તેઓના વખતમાં નાનપણમાં ભણાવવાની આટલી લાહે ન હોવાથી તેઓ સ્વચ્છંદ રીતે બારતેર વરસ સુધી ખેલતા, કસરતબાજી કરતા અને કુદરતના ખરા કાયદા પ્રમાણે તનને તથા મનને લાયક કેળવણી આપતા હતા. હાલ વિદ્યાનો વધારો ઘણોજ થયોછે એ વાત ખરી છે, પણ તેની સાથે અંગબળ, ઉત્સાહ, અને આનંદી સ્વભાવ જે વડેજ ઘણું કરીને સંસારના બધાં કાર્ય થાયછે તે ક્ષિણ થવાથી એ વિદ્યાનો વધારો કેટલે દરજ્જે સંતોષ પામવા જોગછે એ શક પડતું છે.

માટે અમે ધારીએ છઇએ કે બાળકો ઉપર જે અસ્વાભાવિક વેઠ નાંખવામાં આવીછે તે ટાળવાના કાંઈ ઉપાય.કામે લગાડવાની ઘણીજ જરૂર છે. પણ એકે ઉપાય બરાબર કામે લાગે એમ જણાતું નથી. એના બે રસ્તાછે; એક તો આઠ વર્ષની અંદર છોકરાને નિશાળમાં મૂકવાજ નહિ. અથવા તો ઉત્તમ માર્ગએ [illegible] કે નિશાળનો વખત સરકારે ઓછો કરવો. પેહેલો ઉપાય સરકારના હ[illegible] નથી. નવા ધોરણ બાંધનારનો ઇરાદો તો આઠવર્ષ પછી છોકરા [illegible]ાવે એવોજછે, પણ હાલ લોકોમાં વિદ્યાનો શોખ એટલો

વધ્યોછે અથવા બીજા ધંધા ભાગવાથી વિદ્યાનો ઉપયોગ એટલો માલુમ પડ્યા છે કે છ સાત વર્ષના છોકરાને નિશાળે મૂકવા એ એક સાધારણ રિવાજ થઈ પડ્યો છે. મોટા મોટા ગામમાં અને મુત્સદી લોકોમાં તો એમ થાયજ છે, અને હાલનો સમય જોતાં એમ કરવાની જરૂર પણ છે. ભણવાનું એટલું બધું છે અને નોકરી મેળવવી એટલી અઘરી છે કે હાલ પહેલાંની પેઠે છોકરાને બિલકુલ રમવા દેવો એતો તેઓને બોજી શકે એવુંજ નથી. સિવિલ સર્વિસ તરફ નજર તો થોડાંજ માબાપ રાખતાં હશે, પણ જો રાખતાં હોય તો તેને તો પાંચ વરસથી છોકરાને વિદ્યાભ્યાસ કરાવવા માંડ્યા વિના છૂટકોજ નથી. એકવીસ વરસની ઉપર તે પરીક્ષાની વખતે એક દીવસ થઈ ગયો કે થઈ રહ્યું, બ્રાહ્મણના જનોઈકાળ જવા કરતાં પણ વધારે સખ્ત પરિણામ. તેનો તો કાંઈ પણ ઉપાય શાસ્ત્રમાંથી નિકળે, પણ આનો એકે ઉપાય નથી.

ત્યારે આઠ વરસની અંદર લોકો તો છોકરાને નિશાળે મોકલવાનાજ, અને તેમ કરવાની તેમને જરૂર પણ છે. હવે ઉપાય એકજ રહ્યો કે નિશાળનો વખત ઓછો કરવો. આ ઉપાય અમે ઉત્તમ કહ્યો છે તેનું કારણ એ કે અમે એમ માનીએ છઇએ કે આઠ વરસ સુધી છોકરાને કાંઈ પણ કેળવણી ન આપવી એ ખોટુંછે. સારી પદ્ધતિ પ્રમાણે ત્રણ વર્ષના છોકરાને પણ કેળવણી આપવી શરૂ કરી શકાય છે. એક અનુભવિ પદ્ધતિકાર કહેછે કે છોકરાની કેળવણી તે જન્મે છે ત્યાંથીજ શરૂ થાયછે, અને એ વાત ખરીજ છે. પણ એ વખતે શિક્ષકમાં ઘણુંજ ડહાપણ, ચાતુર્ય અને ઉત્તમ પદ્ધતિનું અનુભવ સિદ્ધ પાકું જ્ઞાન જોઇએ છઈએ. બાળ કેળવણી કદી પણ મન માનતી રીતે સાધારણ શિક્ષકથી આપી શકાવાની નહિ.. માબાપ જો જાતેજ ચતુર શિક્ષક હોય તો તેના જેવું બીજા કોઇથી પણ એ કામ થઈ શકે નહિ. બાપને તો ઘણું કરીને એટલો અવકાશ ભાગ્યેજ હોય, અને તેથી એ કામ ખરેખરૂં માના હવાલાનું દુનિયામાં ગણાય છે. પણ આપણા દેશમાં જ્યાં સ્ત્રી કેળવણી હજી માત્ર નામ ગણાવાનીજ છે, અને જ્યાં સ્ત્રીઓ ખાવા પીવાની તથા લૂગડાં ઘરેણાં શિવાયની બીજી કોઈ પણ વાત કરી શકતી નથી, ત્યાં એવી માતાઓની આશા રાખવી એતો રણમાં ગંગાની લહેર ખોળ્યા જેવું છે.. માટે જે થાય તે તો નિશાળ ' થવાનું. માટે આવી આવીને સવાલ તો એજ રહેછે કે નિશાળનો વખ છો કર્યો હોય તો ફાયદો કે ગેરફાયદો?

ઉપલા સવાલનો પણ નિકાલ કરવો કાંઈ સહેલ નથી. પ્રથમ તો જો સરકાર એમ કરે તો લોકોને પસંદ નહિ પડવાનું. તેઓ તો સાધારણ રીતે એમ સમજે છે કે છોકરૂં જેમ થોડું રમે અને ઘણું ભણે તેમ સારૂં. તેથી જો નિશાળનો વખત ત્રણ કે ચાર કલાક કરીએ તો સરકારી નિશાળોને છોડી તેઓ છોકરાને ગામડી નિશાળોમાં ભરે એવી દહેસત વાજબી રીતે રાખી શકાય. બીજું, ખરી પદ્ધતિતો એમ કહેછે કે નાનાં છોકરાંને દહાડામાં ત્રણ ચાર કલાકજ તજવીજથી ભણાવ્યાં હોય તો તેઓ હમણાના કરતાં શરીરે વધારે સુઘડ થાય એટલુંજ નહિ, પણ તેઓના મનની શક્તિ વધારે પ્રફુલ્લિત થાય, અને વધારે જ્ઞાન પણ રેમુજની સાથે આપી શકાય. હાલની રીતથી જે તેઓના મન જડ થઈ જાય છે તે ન થતાં તેઓના મનનું સામર્થ્ય દિનપર દિન શરીરની સાથે વધતુંજ જાય. જો હાલના કેળવણી ખાતાથી આ પ્રમાણે કરી બતાવાનું હોય તો તો પરિણામે અમે ધારીએ છઇએ કે છોકરાની સંખ્યામાં ઘટારો ન થાય, અને બેલાશક નિશાળનો વખત ઓછો કરી શકાય. પણ એમ થવું અઘરૂં છે. હાલ ગૂજરાતી નિશાળોમાં પદ્ધતિનું સારૂં જ્ઞાન ધરાવનારા થોડા છે, અને તેમાંના પણ થોડાજ તે ઉપર ધ્યાન આપે છે. તેમાં વિશેષે કરીને જે આસિસ્ટંટોના હાથમાં એ નાની ઉમરના છોકરાઓ આવી પડેછે તે તો એવા અજ્ઞાન, પદ્ધતિરહીત, અને બેદરકાર માણસો છે કે તેઓ તરફથી કાંઈ પણ એવી આશા રાખવી એ મુસ્કેલ છે. તેઓને કોઇ ઠેકાણે એક, કોઈ ઠેકાણે બે, અને ઘણામાં ઘણા સાત આઠ રૂપીઆ દરમહીને મળે છે. એ ઉપરથીજ એવા માણસોની કેળવણી તથા લાયકીનો સહેજ વિચાર બાંધી શકાશે. તેઓ તો ઘણામાં ઘણું ગોખણ કરાવી શકે અને એ ગોખણથીજ અમે ઉપર કહ્યું તેવો બાળકેળવણીનો માઠો પરિણામ થયો છે. એ માણસોની જગા ઉપર ઊંચી પંક્તિના એટલે સારૂં પદ્ધતિ જ્ઞાન ધરાવનારા માણસો એકદમ આણવા એ પણ અશક્ય છે. પ્રથમ તો મોટી હરકત પૈસાની છે. હાલ જે ખરચ થાયછે તેના કરતાં ઘણોજ વધારે ખરચ કર્યા સિવાય કદી પણ સારા બાળશિક્ષકો મળવાના નહિ. ટુંકામાં કહીએ તો બાળ કેળવણીના હાલ નિશાળોમાં બિલકુલ સાધનો નથી, અને ત્યાં સુધી એ વખત ઓછો કરવો એ નહિ કરવા જેવુંજ છે. ફક્ત ફાયદો એટલો ખરો કે છોકરાઓને બંધીખાનું થોડું ભોગવવું પડે, પણ તેની સાથે એ પણ દહેસત રાખવાની

છે ખરી કે એમં થએથી તેઓ પેલા ચાબખો લઇને બેસનાર ગામઠી મહેતાજીના ધૂળને ઢગલે ભરેલા ભયંકર બંધીખાનામાં જઇને ન પડે.

અમે પ્રથમ કહ્યું હતું તે પ્રમાણે અત્રે નિશાળનો વખત ઓછો કરવાની જરૂર, અને તેને નડતી અડચણો, વિષે બોલી ચૂક્યા છઇએ, અને અમે વિચારવંત દેશ હિતેચ્છુઓને તથા કેળવણી ખાતાને એ વિષે ખૂબ વિચાર કરવાની ઘણા આર્જવથી વિનંતિ કરીએ છઇએ. એ વિષય બહુજ અગત્યનો છે, અને એના ઉપર આવતા જમાનાનું એટલે આ પ્રાંતનું ભવિષ્ય આધાર રાખે છે. કાંઈ પણ ઘટિત ઉપાય કાઢવાની બહુજ જરૂર છે. અમે ઉપર તો એકે ઉપાય બતાવ્યો નથી, પણ ઉલટું કાંઈ પણ કરવા જતાં કેવી કેવી અડચણો નડેછે તેજ બતાવ્યું છે. એમ કરવાનું અમારૂં કારણ એટલુંજ છે કે એકે ઉપાય રામબાણ છે એમ અમે છાતી ઠોકીને કહી શકતા નથી, તોપણ આ પ્રમાણે થોડોએક ઇસારો કરવાની રજા લઈએ છઇએ. અમને લાગેછે કે હવે સારા પાયા ઉપર (Infant schools) બાળ નિશાળો કહાડવાનો વખત આવ્યો છે. એનો ખરચ બેશક સાધારણ નિશાળો કરતાં વધારે થવાનો, અને તેમ થયા વિના એનો કાંઈ લાભ પણ નથી. એવી નિશાળો સવારમાં બે કલાક અને પાછલે પહોરે બે કલાક કામ કરે, અને તેમાં પણ વચમાં કેટલો એક વખત રમવાનો આપ્યો હોય તો કાંઈ હરકત નથી. એના ધોરણો જા[illegible]જ પ્રકારનાં હોવાં જોઇએ. એમાં શિખવવાની પદ્ધતિ પણ જૂદીજ તરહની રાખવી જોઇએ, અને શિક્ષકો ઘણાજ સરસ એટલે ભણેલાજ એમ નહિ પણ પદ્ધતિના જાણ અને અનુભવે તથા સ્વભાવે ચતુર એવા રાખવા જોઇએ. આવી નમુના નિશાળો જો સુરત અમદાવાદ જેવાં બે ચાર મોટાં ગામમાં કહાડવામાં આવે, તેના ઉપર સારી દેખરેખ રહે, અને પરિણામે કરીને લોકોને એના લાભનો ઉપદેશ કરે, તો થોડા વખતમાં આવી નિશાળો ઠેકાણે ઠેકાણે વૃદ્ધિ પામે, અને દેશમાં કેળવણી સારા પાયાપર આવે.

---

## शिक्षापद्धतिनी समजुती.

કોઈ પણ કામ કરવાની જે રીત અનુભવ અને વિચારથી સિદ્ધ થએલી છે તેને પદ્ધતિ કહેછે. હલકામાં હલકું કામ પણ કરતાં આવડ્યા પહેલાં તેની પદ્ધતિ જાણવાની જરૂર છે. સુતાર, લુહાર, કે કડીયા વગેરેને પોતાનું

કામ શીખવાને માટે તે કામના અનુભવીઓ પાસે રહેવું પડેછે; અને તેમની પાસેથી અનુભવ સહિત પદ્ધતિ શીખી લેછે, ત્યારેજ તેઓ પોતાની મેળે કાંઇ પણ કરવાને શક્તિમાન થાયછે. એક લૂગડાને દોરો ભરવો અથવા જોડાને થીગડી દેવી એના જેવું બીજું કાંઇ પણ હલકું કામ નથી, તો પણ તે કરવાની રીત પ્રથમ જાણ્યા વિના તે બરાબર થઇ શકતું નથી. જો એ પ્રમાણે બધા કામમાં પદ્ધતિ જાણવાની જરૂર છે, તો માણસની બુદ્ધિ કેળવવી એ મોટા કામમાં પ્રથમ પદ્ધતિનું જ્ઞાન અનુભવ સાથે મેળવવું જોઇએજ એમાં કાંઈ પણ શક નથી. એને શિક્ષણ કળા કહેછે. એ ઘણી મહેનતે, ઘણા અનુભવે ઘણો વિચાર કર્યા પછી માણસને સંપૂર્ણ પ્રાપ્ત થાયછે.

બીજા કામ કરતાં મહેતાજીના કામમાં એક નવીજ હરકત નડે છે તે કદી ભૂલવું ન જોઇએ. બીજા બધા કામમાં જો પદ્ધતિનું જ્ઞાન મેળવ્યું, અને હાથમાં હથીઆર આવ્યાં, તો તે માણસ તે કામ કરી શકે છે, અને તેનું ફળ માત્ર તેના પોતાના ઉદ્યોગના પ્રમાણમાંજ થાય છે. જો ફળ ઓછું થાયછે તો તેને પોતા સિવાય બીજા કોઇનો વાંક કહાડવાનો નથી. પણ મહેતાજી ગમે એવો પદ્ધતિમાં કુશળ હોય, તથાપિ જો જેમને કેળવવા છે તે જો એને સહાય ન થાય, તો એનું કાંઈ પણ વળી શકે નહિ. ઘણી વાર મહેતાજીઓ બૂમ પાડે છે કે અમારી મહેનતનું ફળ પારકાના હાથમાં છે. એ એક અર્થમાં ખરૂં છે, કેમકે જો તે પોતે પોતાના કામમાં જેવો લક્ષી છે તેવોજ જો ભણનારાઓને પણ તે કામમાં સમલક્ષી કરી શકતો નથી, તો તેની બધી મહેનત મિથ્યા જાયછે. બીજા કારીગરોને જડ પદાર્થ ઉપર પોતાની કળા વાપરવાની છે અને તેથી તે પોતાની મર્જી પ્રમાણે કરી શકે છે. મહેતાજીને તો ચંચળ વિવિધ વૃત્તિના બાળકો ઉપર પોતાનું કામ કરવું છે. અને તે જડની પેઠે એ જેમ કરે તેમ કરવા દે એ ધારવું અશક્ય છે. માટે ભણનારાઓને સમલક્ષી કરવાની અથવા પોતાના મદદગાર કરી લેવાની એને બહુજ જરૂર છે. જ્યાં સુધી મહેતાજી જે કરવાને ઈચ્છે છે તે કરવાને છોકરાઓ પણ પોતાના મનથી તત્પર થયાં નથી ત્યાં સુધી એ સઘળી એક હાથની તાળી છે. એનું કાંઈ ફળ થવાનું નહિ. નિશાળની ફતેહ મહેતાજી અને છોકરા એ બન્નેની એકસંપી મહેનતના ઉપર આધાર રાખે છે.

ત્યારે છોકરાઓ મહેતાજીની ઈચ્છાજ પોતાની ઈચ્છા કરીને વર્તે એ

શી રીતે થાય? એ બાળકો શી રીતે વશ થાય? એ શી રીતે હાથમાં રહે? એ સવાલનો જવાબ પહેલ વહેલો મુકરર કરવો જોઇએ. એ શિક્ષા પ્રકરણ, અમલ ચલાવવાની યુક્તિ, બાળ રંજન કળા, વગેરે અનેક નામથી નિશાળ પદ્ધતિમાં ઓળખાય છે. શિક્ષા પ્રકરણ અધ્યાપન કળાથી પણ વધારે અગત્યનું છે, કેમકે એ વિના સઘળું અધ્યાપન કળા મિથ્યા જાય છે.

## શિક્ષા પ્રકરણ.

મહેતાજી જે આપણને કહેછે તે સારૂંજ કહેછે, એમાંજ આપણો લાભ રહેલો છે, એ પ્રમાણે આપણે કરવુંજ જોઇએ, અને એ પ્રમાણે આપણે ન કર્યું તે કદી પણ ચાલવાનુ નથી. એમ જે નિશાળનાં સર્વે છોકરા સમજે છે અને એમ સમજી તે પ્રમાણે સદા ઉમંગથી વર્તે છે, તે નિશાળની શિક્ષા ઉત્તમ કહેવાય છે. જો ઉત્તમ શિક્ષા મળી હોયછે, તો ગુરૂને આજ્ઞા કરવાની પણ વખતે જરૂર પડતી નથી, પણ શિષ્યો તેની ઈચ્છાએ વર્તીને પોતાની મેળેજ તેમ કરેછે. ગુરૂને પ્રસંન કરવામાંજ શિષ્યો પરમ સુખ સમજે છે. સારી શિક્ષામાં ટેવાયેલા બાળકો જ્યાં જાયછે ત્યાં પોતાની રીત ભાતથી ઓળખાઈ આવેછે, અને તેના ઉપર ગુરૂ શિક્ષાની જે છાપ પડીછે તે કોઈ ઠેકાણે પણ ઢાંકી રહેતી નથી. તે સઘળે ઠેકાણે પોતાના શિક્ષકની કીર્તિના પ્રત્યક્ષ સ્તંભ છે, એટલે તેમને જોતાંજ તેમના ગુરૂનું ગુરૂત્વ સઘળાના જાણવામાં આવેછે.

આવી શિક્ષા જે નિશાળમાં અપાએલી છે તે નિશાળના મહેતાજીને પોતાનું કામ કંટાળા ભરેલું લાગવાને બદલે ઘણુંજ આનંદકાર લાગેછે. એ વાત ઉપર જે કહ્યું તે ઉપરથી સમજાશે. છોકરાં સાથે "માથા ફોડ કરવી બહુ ખોટી" એમ જે ઘણે ઠેકાણે બોલાય છે તેનું કારણ એજ છે કે ઘણા મહેતાજીઓને શિક્ષાકળા બરાબર આવડતી નથી, અને જ્યાં છોકરાંઓ સુશિક્ષિત થયાં નથી ત્યાં ખરેખર મહેતાજીનું કામ મહા કંટાળા ભરેલું છેજ. બાળકો જ્યાં કાગારોળ કરી રહ્યાછે, મહેતાજીની આજ્ઞા માનતા નથી, અને બે અદબીથી વર્તેછે ત્યાં એક ક્ષણ માણસને રહેવું અશક્ય છે. આશ્ચર્ય છે કે એવા સ્થાનમાં કેટલા મહેતાજીઓ પોતાની જીંદગી કહાડી શકેછે. એવા મહેતાજીઓ અને તેનું જોઈ બીજા લોકો છોકરાની માથાફોડ બહુજ નઠારી એમ ગણે એમાં કાંઈ નવાઈ નથી. પણ એમાં વાંક કોનો છે તે વિચારવો જોઇએ. જો મહેતાજીમાં સારી શિક્ષા આપવાની શક્તિ નથી,

તો તેણે મહેતાજીનું કામજ પોતાને માથે ન લેવું જોઇએ. શિક્ષાની બાબતમાં સારો મહેતાજી જરા પણ આળસ રાખતો નથી. શિક્ષા કળા પદ્ધતિ જ્ઞાનથી પણ વધારે અગત્યની છે, કેમકે મહેતાજી ગમે તેવો ભણાવવામાં કુશળ હોય, પણ જ્યાં સુધી તે નિશાળનો બંદોબસ્ત બરાબર રાખી શકતો નથી, ત્યાં સુધી તેની સઘળી કુશળતા મિથ્યા જાયછે, અને તેને તથા તેના નિશાળીઆઓને કાંઈ પણ ફાયદો થઈ શકતો નથી. માટે ભણાવવાને અર્થે પણ શિક્ષા કળાની જરૂર છે.

આ વાંચી કેટલાક મહેતાજી કહેશે કે "એ બધું અમે બરાબર સમજીએ છઇએ. પણ વાંદરાનું સેન શી રીતે વશ થાય? મોટા માણસ હોય, તો સમજ્યાએ સમજે કે દબાવ્યા દબે, પણ આતો બાળક પોતાનો લાભ ઓળખતા નથી, અને સજાનો ડર પણ ઘણી વાર સુધી દિલમાં રાખી શકતા નથી." આ વાત ખરી છે, પણ તે છતાંએ અમે કહીએ છઇએ કે બાળકને વશ કરવાં એ કામ ચતુર મહેતાજીને અઘરૂં નથી. સૌ જાણે છે કે મોટા માણસ કરતાં બાળકની પ્રીતિ મેળવવી સહેલી છે, અને તેમ છે તો મહેતાજી શા માટે ન કરી શકે તે અમે સમજતા નથી. મોટી ભૂલ તો મહેતાજી એજ કરેછે કે બાળકની પ્રીતિ મેળવવા તરફ જરા લક્ષ ન રાખતાં ઘણીવાર તે ભયથીજ તેને જેર કરવાનો વિચાર કરેછે, અને પછી સ્વભાવિક રીતેજ તે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થાયછે. ભય કરતાં પ્રીતિથી વશ કરવાનો માર્ગ કેટલો ઉત્તમ છે તે આગળ બતાવવામાં આવશે, પણ આ પ્રસંગે તમને આ કહેવાની મતલબ એટલીજ છે કે તમે જાણો કે "વાંદરાનું સેન કેમ વશ થાય" એમ જે લોકો બોલેછે તેઓ ખરી શિક્ષાની રીત જાણતા નથી, અને તેથી તેમને એ કામ અશક્ય લાગે એમાં કાંઈ નવાઈ નથી.

મહેતાજી બાળકને આ ત્રણ બળે વશ કરી શકેછે:—**પ્રતિષ્ઠાબળ, સ્વભાવ જ્ઞાનનું બળ, અને અધિકાર બળ.**

### પ્રતિષ્ઠાબળ.

પ્રતિષ્ઠા એટલે એક માણસના ગુણનો જે પ્રતાપ સામા માણસના મન ઉપર પડેછે તે. એના સમાન બીજું બળ નથી. સઘળા માણસને સઘળી સ્થિતિમાં એ બહુ ઉપયોગી છે. એનાજ આધારે ઘણું કરીને બધા માણસો એક બીજાથી દોરાય છે. રાજાની આણ, શાહુકારની હૂંડી, અને પંડીતનું

વચન સર્વત્ર માન્ય થાય છે તેનું કારણ તેની પ્રતિષ્ટા અથવા શાખજ છે. તેમ મહેતાજીને પણ બાળકો ઉપર સત્તા ચલાવવાને તેમનામાં પ્રતિષ્ટા બંધાય એ બહુજ અગત્યનું છે.

પ્રતિષ્ટા કોઇની પણ ઢોંગથી બંધાતી નથી એ હમેશાં યાદ રાખવું. કાગળની હોડી ઘડીપણ પાણીમાં ટકતી નથી. પોતાનામાં ખરે ખરા ગુણ હોય અને તે ઉપરથી જે લોકમાં પ્રતિષ્ટા બંધાય તેજ પ્રતિષ્ટા સાચી અને ખરી ઉપયોગી છે. મહેતાજીની પ્રતિષ્ટા નિશાળમાં પડવાને સારૂ તેનામાં આ પાંચ ગુણ અવશ્યના છે:—**વિદ્યા, માયાળુપણું, ન્યાય, દૃઢતા,** અને **ઉત્સાહ.**

વિદ્યા.— શાહુકારની સાખનો મૂળ પાયો જેમ પૈસો છે, તેમ શિક્ષકની આબરૂ તેની વિદ્યાના ભંડોલ ઉપર આધાર રાખેછે. વિદ્યા લેવાને માટેજ બાળકો એની પાસે આવેછે, અને જો તેજ વસ્તુ એની પાસે નથી તો તેઓ એને તુચ્છ ગણે એમાં શી નવાઇ? એ રીતે નિશાળમાં હલકા પડવાની સાથેજ તેની સઘળી સત્તા પરવારે છે. તેમજ જો મહેતાજી વિદ્વાન છે એમ તેના નિશાળીયા માને છે, તો તેનામાં બીજા ઘણા દોષ હશે તો પણ તેઓ એનું કેટલું એક માન તો રાખ્યા વિના નહિજ રહે. વિદ્વાન સર્વત્ર પૂજાયછે એ કહેવત શિક્ષકને તો વિશેષે કરીનેજ લાગુ પડેછે. માયાળુપણું વિદ્વાન મહેતાજીને તેના નિશાળીયા માન તો આપશે એ વાત ખરી, પણ ફક્ત માનનીજ ...તેથી કોઇ વશ થતું નથી. જેને વાસ્તે આપણા મનમાં માન હોય તેનું કહ્યું આપણે કેટલેક દરજ્જે કરીએ છીએ ખરા, પણ તે કરવામાં ઘણો ઉત્સાહ હોતો નથી. ઉત્સાહ તો જેના ઉપર આપણો પ્રેમ છે તેનું કામ કરવામાં ખરે ખરો જણાયછે. માટે ઉત્સાહથી મહેતાજીનું કહ્યું નિશાળીઆઓ કરે તેને માટે તેઓનો એના ઉપર પ્રેમ હોવો જોઇએ. પણ પ્રેમ પ્રેમથીજ ઉત્પન્ન થાયછે, અને તેથી એ મહેતાજીએ બાળકોના ચિત્ત હરણ કરવાં હોય, તો પોતેજ તે બાળકોના ઉપર પ્રેમ રાખવો જોઇએ. સંસાર વ્યવહારમાં આપણે જોઇએ છઇએ કે માયાળુ પણું એજ મોટું વશીકરણછે; અને એજ ગુણ વડે માણસો જગતમાં ઘણા ઉપર સત્તા ચલાવી શકેછે. બાળકના તો એવા કોમળ અને નિઃસ્વાર્થ મનછે કે જો તમે એક ક્ષણ તેણી ભણી ખરા પ્રેમથી જોશો, તો તે સદા રાજી રાજી થઇને તમારા કહ્યા પ્રમાણે વર્તવા તત્પર રહેશે. ફરીથી સંભારીએ છઇએ કે પ્રેમનું બળ મોટુંછે, અને એને

મૂકી જે ભયથી બાળકોને વશ કરવાનો પ્રયત્ન કરેછે તે વાંકી, વિકટ વાટજ પકડે છે અને પરિણામે ધારેલે મુકામે બરાબર કદી પહોંચનાર નથી.

**ન્યાય**—એ તો સંસારનો મોટો સ્તંભ છે. જેનામાં ન્યાય નથી તેના ઉપર ભરોસો રાખી શકાતો નથી. તેનો હાલ આપણા ઉપર પ્રેમ કદાપિ હશે પણ તે કાયમ રાખશે, અને કાલે આપણી સાથે કઠોરપણે નહિ ચાલે તેનો કાંઈ ભરોસો નથી. જે ન્યાયથી વર્તતો નથી તેનામાં બીજા ગમે એટલા સારા લક્ષણો હોય તોપણ તે સંપૂર્ણ પ્રતિષ્ટિત કદી થતો નથી. આ વાત મહેતાજીને જરા પણ ઓછી લાગુ પડતી નથી. માણુસ કરતાં પણ બલ્કે બાળકોને નિષ્પક્ષપાતપણું વધારે વહાલું છે, અને જો તેમની નજરમાં મહેતાજી અન્યાયી લાગ્યો તો તેને તે કદી પણ ચાહાવાના નહિ, ઉલટું તેના ઉપર વૈર રાખવાના, અને તેનું ધાર્યું તોડી પાડવાને સદા તજવીજ કરવાના. મોટી ઉમરના અથવા હિમતવાળા છોકરા હમેશા એની સત્તા તોડવાને ઉભા થશે, અને તે પ્રસંગે તેમની તકરાર વાજબી હશે કે, ગેરવાજબી પણ બીજા છોકરાઓ તેને પછાડીથી શાબાસી આપવાના. જેમ જુલમી રાજાની સામા બાથ ભીડનારાઓ બહારવટીયા હોયછે તોપણ લોકોમાં બહુજ માન પામી વીર પુરૂષની પેઠે પૂજાય છે, તેમ એ બંડખોર છોકરાઓનું નિશાળમાં થાયછે, અને તેથી તેને મહેતાજીનો અમલ ઉથેો વાળવામાં વધારે ઉત્તેજન મળેછે, અને ઘણીવાર તેઓ આખરે ફતેહ પણ પામેછે. માટે અન્યાયનો જરા આરોપ આવી શકે એવું પણ મહેતાજીએ કદી કાંઈ કરવું નહિ.

**દઢતાના** ગુણ વિષે બીજે ઠેકાણે બોલવામાં આવશે, પણ આ ઠેકાણે એટલુંજ કહેવું બસછે કે દૃઢતા વિના મહેતાજીની બરાબર પ્રતિષ્ટા બેસતી નથી એ યાદ રાખવું. પોચા મતના માણુસ હમેશાં તિરસ્કાર પામેછે, અને તિરસ્કાર પામેલાં માણુસનો કદી પણ અમલ ચાલતો નથી. "મહેતાજી મારે પણ નહિ ને ભણાવે નહિ" એ બોલ મહેતાજીને બહુજ નીચું ઘલાવનારા છે. એવો દૃઢતા વિનાનો મહેતાજી કાંઈ પણ સત્તા છોકરા ઉપર મેળવી શકતો નથી. બીજું એ પણ યાદ રાખવું કે દઢતા અને કઠોરતામાં બહુ ફેર છે.

**ઉત્સાહ**. એવી વસ્તુ છે કે તે એકમાં હોયછે તો તે જોઇને બીજામાં પણ ઉત્પન્ન થાયછે. ઉત્સાહી મહેતાજીના નિશાળીયા પણ ઉત્સાહી થયા

વિના રહેતા નથી. માટે ઉત્સાહનો એક તો એ મોટો ફાયદો છે, અને બીજો એ છે કે ઉદ્યોગી, ખંતી અને ઉત્સાહી માણસની તરફ બધા માણસ માનથીજ જોયછે. ખંતી મહેતાજીને તેના નિશાળીઆઓથી માન આપ્યા વિના રહેવાતુંજ નથી; અને માન ઉત્પન્ન થયું કે આપણી સત્તા અર્ધી તો સ્થાપન થઈજ ચૂકી એ આપણે ઉપર સમજાવ્યું છે.

## પદ્ધતિ પ્રકરણ.

પદ્ધતિ શબ્દ હાલ ઘણા જૂદા જૂદા અર્થમાં વપરાય છે. આખું જે શિક્ષણ શાસ્ત્ર છે તેને પણ પદ્ધતિ કહેછે, અને અધ્યાપનની જે બે રીતિઓ (સૂચક અને વ્યાખ્યાન,) તેનેજ કેટલા પદ્ધતિ કહેછે, તેમજ પ્રશ્નોત્તરાદિ જે શૈલીઓ છે તેને પણ પદ્ધતિ કહેછે. અહિયાં એ શબ્દ એના અતિ વિસ્તીર્ણ અર્થમાંજ રાખેલો છે, અને તેના જે બીજા સંકોચિત અર્થ થાય છે તેને માટે બીજા શબ્દ રાખ્યા છે.

**१. भणाववानी बेज रीतिओ छेः—सूचक रीति अने व्याख्यान रीति.**

**२. जे ज्ञान विद्यार्थीने प्राप्त कराववुं छे, ते पोतानी मेळेज ते शोधी कहाडी शके. एम जे भणाववानी रीत तेने सूचक रीति कहे छे.**

જેને સંયોગકરણ રીતિ કહેછે તે આજ. જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર લઈ જવાની રીત પણ આજ.

**३. अजाणी वात भणनारने प्रथम पोतेज कहेवी अने ते विषे पछीथी जे समजुती आपवी तेने व्याख्यान रीति कहेछे.**

વ્યાખ્યાન રીતિને પ્રથક્કરણ પ્રકાર કહેછે, કેમકે એમાં એક અજાણી સત્યતા ભણનારની આગળ મૂકી તેના કડકે કડકા પાડી તે શા માટે સાચી છે તે બતાવવામાં આવેછે. અજાણી સત્યતાના કડકા પાડેછે ત્યારે જાણીતાં સત્ય નજરે પડેછે. સંયોગીકરણ રીતિમાં પ્રથમ જાણીતાં સત્ય એક પછી એક ભણનારની આગળ મૂકવામાં એવી રીતે આવેછે કે તેને પોતાની મેળેજ તે અજાણી સત્યતા સૂઝી આવે છે. એ માટેજ એને સંયોગીકરણ રીતિ કહેછે.

આ બે રીતિઓનું યથાર્થ જ્ઞાન એટલું બધું અગત્યનું છે (આખા શિક્ષણશાસ્ત્રનું એજ હૃદય છે) કે તે વિષે દાખલા આપી સવિસ્તર ખુલાસો આપવો જોઇએ.

ધારો કે હોપકૃત વ્યાકરણમાંથી નામના પ્રકાર શીખવવા છે. અધમ મહેતાજી તો એટલુંજ કહેછે કાલે ૩૧મી કલમ ગોખી લાવજો, બીજે દહાડે તે કવિતાનો મુખ પાઠ લેતો હોય તેમ ગોખી આવ્યા છે કે નહિ તે પ્રત્યેકને પૂછીને તપાસી જાયછે, અને કદાપિ ચોપડી બહારના એક બે ઉદાહરણ પૂછે તો એના બાપનાં પૂરાં ભાગ્ય સમજવાં. પણ આતો *શીખવવાની સૂચક કે વ્યાખ્યાન એકે રીત નથી. એ તો મૂર્ખ, એદી, અને નિરૂત્સાહી માણસને પોતાનો કાળ મિથ્યા કહાડવાનોજ એક માર્ગ છે. આ રીતે વર્તનારો મહેતાજી પાંચ દશ કલમો તૈયાર કરવાની ઘણીવાર આપે એમાં શું આશ્ચર્ય? એમ તે બે મહીનામાં વ્યાકરણ પૂરૂં કરી જાય છે, પુનરાવર્તન કરાવ્યા કરેછે, અને પછી જ્યારે છોકરાને કાંઈ આવડતું નથી એમ પરીક્ષામાં સિદ્ધ થાયછે, ત્યારે તે મૂર્ખો ભણનારની બુદ્ધિનો વાંક કહાડે છે અથવા કહેછે કે વ્યાકરણનો વિષયજ એવો છે. પણ એને સુઝતું નથી કે હું વ્યાકરણ શિખવતોજ નથી તો એને આવડે કયાંથી? કહેવાની મતલબ એ છે કે એતો સૂચક કે વ્યાખ્યાન એકે શીખવવાની રીત નથી, એ શીખવવુંજ નથી.

व्याख्यानरीतिए શીખવનારો આ પ્રમાણે કરે છે:—પ્રથમ તો ૩૧મી કલમ કડકે કડકે વાંચેછે અથવા વંચાવે છે. પછીથી કહેછે કે તમે જાણો છો કે વિભક્તિ અથવા બહુ વચન લગાડવાને સારૂ નામની ઉપર પ્રત્યય લગાડવા પડેછે, પણ કેટલાં એક નામ એવાં હોયછે કે તેના ઉપર પ્રત્યય લગાડવા પહેલા તેના રૂપમાં ફેરફાર કરવો પડેછે. એને પહેલા પ્રકારનાં નામ કહેછે. પછી તે એ કલમનો પહેલો ભાગ ફરીથી વાંચી જાયછે, અને તે

---

* આ રીતે શિક્ષકે શીખવ્યુંજ શું? આતો પરીક્ષા થઇ. દલગીરીની વાત છે કે કેળવણીખાતામાં એવા ઘણા માણસો છે કે જે આ રીતેજ પોતાનું કામ કર્યાં જાયછે, અને સ્વપ્નામાં પણ વિચાર કરતા નથી કે આપણે શિક્ષક કહેવાયા છતાં વરસના ત્રણસેને પાંસેઠે દહાડા ઈન્સ્પેક્ટરનું કામ કર્યા જઇએ છઇએ. કાંઈ પણ નવું જ્ઞાન આપવું તેનું નામ શીખવવું છે. આતો બાળકો પોતાની મેળે શીખેછે, અને આળસુ શિક્ષક તે તપાસવું એજ પોતાનું કામ સમજે છે.

વેળા છોકરો એ 'શબ્દના છોકરાથી અને છોકરાઓ એ રૂપો કરતાં શી રીતે ફેરફાર કરવો પડ્યો તે સમજાવે છે. પછી બે ચાર ઉદાહરણ બીજાં લઇને એ નિયમ શી રીતે લાગુ પડેછે તે બધાને બતાવે છે. એટલું થઈ રહ્યા પછી એ કલમોનો બીજો ભાગ વાંચી સમજાવે છે કે જેમાં ઉપર કહ્યો તેવો, ફેરફાર થતો નથી, તેને બીજા પ્રકારનાં નામ કહેછે. અંતે ફેરફાર થાય તે પહેલા પ્રકારના અને ન થાય તે બીજા પ્રકારના એવું છોકરાંઓને યાદ રખાવી પોતાનો પાઠ પૂરો કરેછે.

શીખવવાની આ રીત ઉપર કહ્યું તેના કરતાં અલબત્ત બહુજ સારીછે, જેમકે શુન્ય કરતાં ગમે તે રકમ લઇએ તે અનંત ગણી મોટી થાયજ. આ રીતે છોકરાં કેટલું શીખી શકે ખરા, પણ તે નાની ઉમરના, ચપળ ચિત્તના, અને કાચી બુદ્ધીના હોય તો તેના મનમાં એ વાત પૂરી ઠસે નહિ, અને થોડા વખતમાં ઘણું કરીને જેટલું થોડુ સમજ્યા હોય તે પણ વીસરી જાય. એવાને માટે તો સૂચકરીતીજ ખરે ખરી ફાયદા ભરેલી છે.

**सूचक रीति** જાણનારો ચતુર શિક્ષક જુદીજ રીતે પોતાનો પાઠ આરંભેછે. તે વ્યાકરણ તો હાથમાં લેતોજ નથી અને ૩૧મી કલમ શીખવવીછે એટલું પણ તેને કહેતો નથી. એતો છેક જાણીતી વાતથીજ શરૂ કરે છે. વિભક્તિના અને બહુ વચનના કયા પ્રત્યયછે અને તે શી રીતે લગાડાયછે તે દાખલા ઉપર દાખલા લઇનેજ બતાવવા મંડી જાય છે. એમ કરવામાં છોકરાંઓ પોતાની મેળેજ એટલું સમજતાં થાયછે કે નામની ઉપર પ્રત્યય લખી દીધાથી વિભક્તિ તથા બહુ વચનનાં રૂપ ઘડાયછે. માણસ, ઘર, ચોપડી, લાકડી, વગેરે શબ્દો ઉપર પ્રત્યય લગાડતાં તેમને બરાબર આવડયું કે તુર્ત તે છોકરો શબ્દ તેમની આગળ મૂકે છે, અને તેને જ્યારે કોઈ વિભક્તિ લગાડવા જાયછે ત્યારે કાંઈ ફેરફાર કરવો પડેછે એ તેમને પોતાની મેળેજ જોતા કરે છે. બહુ વચનના પ્રત્યય લગાડતાં પણ એમજ થાયછે તે પછીથી બતાવેછે. આટલું કરયા પછી છોકરાંઓ સમજે છે કે માણસ અને છોકરો એ બે નામ તો છે ખરાં, પણ તેના પ્રકાર જુદાછે. આ વેળા તે ૩૧ મી કલમ વાંચી જાયછે અથવા તેનો ભાવાર્થ મોડેજ કહી જાયછે, અને ભાષાનો આ નવો નિયમ આપણે આજ શોધી કહાડ્યો તે તમે યાદ રાખજો, એ કહી પોતાનો પાઠ પૂરો કરેછે.

દુનિયામાં જે જે શોધ થયા છે અને થાય છે તે સઘળા આ રીતેજ

પોતાની મેળે નવું જ્ઞાન મેળવવાનો આજ શક્ય માર્ગ છે, અને તેથી એ માર્ગે જવાની બુદ્ધિને ટેવ પાડવી એજ ખરી કેળવણી છે, એમાં કાંઇ શક નથી. આપ બુદ્ધિવાળા પુરૂષોને એજ માર્ગે જ્ઞાન મેળવવું ગમે છે, અને એ માર્ગે મેળવેલા જ્ઞાનના જેવું બીજુ કોઈ પણ જ્ઞાન સચોટ નથી.

**૪ सूचक रीति स्वाभाविक, विचार शक्तिने केळवनारी, रसिक, तथा बाळकोने भणाववामां अवश्यनी छे.**

આ રીતિ વિના કદાપિ એકાદો વિષય બાળકને ભણાવી શકાય, પણ કેળવણી એટલે વિચાર શક્તિ ખીલવવાનું જે મુખ્ય કામ તેતો નજ થઈ શકે. જો દેશમાં શોધકબુદ્ધિના પુરૂષો ઉત્પન્ન કરવા હોય, તોતો બાળપણમાં સૂચકરીતિએજ ભણાવવું જોઇએ.

**५. व्याख्यान रीतिए शीखवतां थोडो वखत लागेछे, अने ए पाकी ठरेल बुद्धिना माणसोने अनुकुळ छे.**

વખત થોડો લાગે છે, અને શીખવનારેના મનને મેહેનત થોડી પડેછે એજ કારણને લીધે આળસુ શિક્ષકને વ્યાખ્યાન રીતિ બહુ પસંદ પડેછે. શિક્ષક આળસુ કે ઉત્સાહી છે તે ઘણું કરીને તે જે રીતિએ શીખવતો હોય તે ઉપરથી માલમ પડેછે. ઉત્સાહી શિક્ષક પદ્ધતિ ન શીખ્યો હોય તો પણ પોતાની સ્વબુદ્ધિથીજ સૂચકરીતિએ શીખવવા લાગે છે, અને પદ્ધતિ શીખેલો પણ મંદસ્વભાવનો માણુસ આપોઆપ થોડે વખતે વ્યાખ્યાન રીતિમાંજ જઈ ઠરેછે.

એ રીતે પદ્ધતિના ગ્રંથોમાં વ્યાખ્યાન રીતિ બહુ નિંદાય છે તે છતાં તે સર્વ કાળ ત્યાગ કરવા જોગ છે એમ નથી. વખતનો બચાવો થાય છે એ પણ ધ્યાનમાં લેવા લાયક એનો એક ફાયદો છે, અને બીજું જો ભણનારની બુદ્ધિ પાકી અને ઠરેલ હોયતો તેને એ રીતે શીખવતાંજ ઘણો ફાયદો થાય. ભૂમિતિનો *ગ્રંથ વ્યાખ્યાન પદ્ધતિએ શીખવવાનો એ ઉત્તમ નમુનો છે, અને તે ઊંચામાં ઊંચી કેળવણી આપી શકેછે, એ એક જાહેર વાત છે. માટે વ્યાખ્યાન રીતિએ મન કેળવી શકાય નહિ, એમજ

* ઘણું કરીને બધી જાતના બોધન ગ્રંથો વ્યાખ્યાન રીતિએજ લખાએલા હોયછે. મોટી ઉમરના માણુસને બોધ કરવાની બધે એજ એક સામાન્ય રીતિ છે.

કહીએ તો તે ખોટું છે. પણ મહેતાજીને તો બહુધા કાચી ઉમરના બાળકોનેજ શીખવવાનું છે, અને બાળકોને તો વ્યાખ્યાન રીતિએ નજ કેળવી શકાય એમાં કાંઈ સંદેહ નથી.

રસિકતામાં તો વ્યાખ્યાન રીતિ બંધાને માટે કાંઈ ઉતરતી છેજ. એજ કારણથી ભૂમિતિ ઘણાને અપ્રિય લાગેછે, પણ મોટી ઉમરનાને અપ્રિય લાગે ત્યારે તો જાણવું કે બુદ્ધિનું ઠરેલપણું એટલું એનામાં ઓછુંછે. પાકી બુદ્ધિવાળાને વિચાર કરવા ઉપર અભાવ હોવો જોઇએ નહિ. પણ બાળકને તો બને ત્યાં સુધી વ્યાખ્યાન રીતિએ નજ શીખવવું જોઇએ; વ્યાખ્યાન રીતિએ શીખવી શકાય એવા વિષય હોય, તોપણ તેમાં થોડી ઘણી સૂચક રીતિ ભેળવવી જોઇએ કે બાળકનાં મન થાકી ન જાય, અને તેને રસ ઉપજે.

**૯ તેથી સૂચકરીતિજ નિશાળમાં બહુધા વાપરવા યોગ્યછે.**

સૂચક રીતિ એટલી બધી કઠિણ છે કે તે સંબંધી નીચેના નિયમો હમેશાં ધ્યાનમાં રાખ્યા હોય તો શિખાઉ શિક્ષકને બહુ ઉપયોગી થઈ પડશે.

**૧ અર્ધા કલાકમાં શીખવી શકાય તેટલોજ વિષય રાખવો, અને થોડું પણ પાકું શીખવવું એમાંજ મહેતાજીને પરિણામે લાભ થાયછે.** આ નિયમ શિખાઉ શિક્ષક બરાબર સમજતા નથી. વિષય ખૂટી પડશે તેની તેને બહુ ધાસ્તી રહે છે અને તેથી બહુ લાંબો વિષય રાખે છે. એથી એને બહુ દોડાદોડી કરવી પડે છે, અને કાંઈ પણ પાકું શીખવાતું નથી. સૂચક પદ્ધતિ બરાબર ન આવડતી હોય તો વિષય ખૂટી પડે એ વાત સંભવિત છે, પણ જ્યાં સૂચક પદ્ધતિજ શિક્ષકે શીખવી છે ત્યાં આમ કરવાથી શો ફાયદો છે. જો નોટ બહુ લક્ષ આપીને કરી હોય, તો વખત ખૂટી પડે નહિ. શીખાઉએ કદી પણ સંક્ષિપ્ત નોટ કરવી નહિ. પૂર્ણ નોંધજ કરવી, અને તેમ કરશો તો બે ચાર વખતના અનુભવ ઉપરથી જોશો કે વિષય ખૂટી પડેછે કે નહિ. વિષય ખૂટી પડતો માલમ પડે તો વિષયમાં વધારો કરવા કરતાં નોટનો વિસ્તાર વધારવો, એ શીખાઉને માટે વધારે સલામતી ભરેલું છે.—સૂચક રીતિએ ઘણામાં ઘણો અર્ધા કલાકનોજ પાઠ બાળકો લઈ શકે છે. જો સમયપત્રકમાં કોઈ વિષયને વાસ્તે વધારે વખત ઠરવેલો હોય, તોપણ શીખવવામાં તો અર્ધો કલાકજ રાખવો. બાકીનો વખત તે વિષયનો પાછલો ભાગ પૂછવામાં કહાડવો. સૂચક-

રીતિએ તો શીખવાયજ છે, પણ તે બાળકોએ તૈયાર કર્યું કે નહિ તે જાણવાને માટે બીજા વખતની જરૂરછે. એ ખોટ આ વધેલા વખતથી પૂરી પડેછે. **२ जाणीती अने सहेली वातथी पाठ शरू करवो.** આ કરવાને માટે જે વિષય શીખવવો હોય તેનું પ્રથક્કરણ કરતાં આવડવું જોઇએ. પ્રથક્કરણ કરતાં જે જાણીતા અને સહેલા સત્ય માલમ પડે તે લેવાં, અને તે એવાં અનુક્રમે ગોઠવવાં કે તે ઉપરથી જે અજાણ્યું સત્ય શીખવવું છે તે બાળકોને સૂઝી આવે. **३.जाणीती वात उपरथी पगथीए पगथीए चडता जवुं.** ઉપર જે અનુક્રમે ગોઠવવાનું કહ્યું, તે પ્રમાણે ગોઠવીને જો શીક્ષકે નોટ કરી હશે તો આ કામ અઘરૂં નહિ લાગે. **४, बाळकनी समजवानी शक्ति केटली छे तेनो नोट करती वखत,ने शीखवती वखत, अने पाछळथी पण बहुंज विचार करवो.** આ વાતનો વિચાર ન હોવાને લીધે ઘણા શિક્ષકો મહેનત કરયા છતાં પોતાના કામમાં ફતેહ પામતા નથી; સૂચક રીતિએ શીખવવામાં તો બાળબુદ્ધિમાં પેસી જોવાની શકિત શિક્ષકમાં અવશ્ય જરૂરની છે. પાઠ આપી રહ્યા પછી જો શિક્ષક ફુરસદને વખતે દરરોજ વિચાર કરે કે છોકરો સમજશે એમ મેં ધાર્યું હતું પણ કંઈ કંઈ બાબતોના ઉત્તર ન આપી શકયા, તો થોડા વખતમાં તેનામાં આ શકિત આવશે. આગળથી નોટ કરવી એ જેવું ઉપયોગી છે તેવુંજ પાછળથી આ વિચાર કરવો એ પણ ઉપયોગીછે. **५ सूचक रीतिमां शिक्षकने कही देवुं पडे एना जेवुं बीजुं कांइ पण शरम भरलुं नथी.** જો વિષયને ગોઠવવાની ને પાયરીબંધ ઉપર ચડવાની ચતુરાઈ નહિ હોય, અથવા બાળક કેટલું સમજી શકેછે તેનું યથાર્થ જ્ઞાન નહિ હોય, તો શિક્ષકને કહી દેવું પડશેજ; પણ કેટલા તો સૂચક રીતિમાં કહી દેવું એ મોટો દોષછે તેજ સમજતા નથી, અને નોટમાં પણ કેટલો કહી દેવાનો ભાગ લખી લાવેછે. તેણે યાદ રાખવું કે એકે અક્ષર કહી દેવાનો નથી, પણ સૂચક રીતિમાં સઘળું ભણનારાઓની પાસેથીજ કઢાવવાનું છે. શિક્ષકનું કામ પ્રશ્ન પૂછયા જવું એજ છે, પણ તે પૂછવામાં એવી ચતુરાઈ જોઇએ કે ધારલો વિષય પોતાની મેળેજ છોકરાઓના મોંમાંથી ચાલ્યો આવે. "અડચણ ખસેડવી નહિ, પણ ખસેડતાં શીખવવું,"

"છોકરાને પોતાની મેળે સૂઝે એમ કરવું," "નવો એક પણ શબ્દ આપ્યા પહેલાં તેની શી જરૂર છે તે બાળકે જાણવી જોઇએ," અથવા "અર્થ પહેલો ને શબ્દ પછી" "નિયમના પહેલાં ઉદાહરણ" "વિશેષની પછી સામાન્ય" વગેરે જે શિક્ષણ શાસ્ત્રના પ્રસિદ્ધ સૂત્રો છે તે સઘળાનો અર્થ એજ છે કે શિક્ષકે કહી દેવું નહિ પણ બાળક શોધી કહાડે એમ કરવું. સૂચક રીતિનું એજ મુખ્ય લક્ષણ છે, અને એ જ્યાં નથી ત્યાં સૂચક રીતિજ નથી એમ નિશ્ચય જાણવું. **६ भाषा हमेशां बहुज सहेली राखवी जोइए.** આ નિયમ સઘળી રીતિએ શીખવવામાં જરૂરનો છે, પણ આ રીતિમાં તે વિના ચાલે એવુંજ નથી.

**७. सवाल जवावने रस्तेज शीखववानु घणुं खरुं काम चाल्युं जाय तेने प्रश्नोत्तरशैली कहेछे.**

**८. शिक्षक पोतेज बोल्यो जाय अने भणनारा ते सांभळीने शीखे तेने भाषणशैली कहेछे.**

**९. भाषणशैली करतां प्रश्नोत्तरशैलीज शिक्षके निशाळना काममां तो बहुधा वापरवी जोइए.**

પ્રશ્નોત્તર શૈલીને મનનું હળ કહ્યુંછે તે બધી રીતે ખરૂં છે. એથી ભણનારના જ્ઞાન તથા બુદ્ધિ કેટલાં છે તે પ્રત્યક્ષ થાયછે, અને મનની ફળદ્રુપતા બહુજ વધેછે.

મોટી ઉંમરના માણસોને બોધ કરતી વેળા અલબત્ત ભાષણ શૈલીજ વપરાય છે. પણ તેનાં બે કારણ છે. એક તો તે બોધકના શ્રોતાઓ તે વિષય સાંભળવાને આતુર અથવા સમજવાને શક્તિમાન હોયછે; અને બીજું તેવા તેઓ ન હોય તોપણ વિવેકના કાયદાથી તેમ માની તેમને પ્રશ્ન પૂછી શકાતા નથી. વળી જનભાષણોમાં નવું શીખવવાનું થોડુંજ હોયછે. પણ જ્યાં ગુરૂશિષ્ય ભાવ રહેલો છે અને જ્ઞાનનો નવો દેશજ પ્રગટ કરવાનો છે ત્યાં પ્રશ્નોત્તર શૈલીજ સ્વાભાવિક છે. એ વડે સાંભળનારનું લક્ષ ઘણું ખેંચાય છે, વિષયની સાથે જડાઈ જાયછે, તેને વિચાર કરવાની જરૂર પડેછે, પાઠમાં રસ લાગેછે, અને તેને જ્ઞાનની સાથે ઉત્તમ કેળવણી સરળતાથી આપી શકાય છે. માટે, નિશાળમાં મોટી ઉંમરના વિદ્યાર્થી હોય તોપણ બહુધા પ્र-

શ્નોત્તર શૈલીજ રાખવી જોઇએ, અને બાળકને ( કાં સૂચક કે વ્યાખ્યાન રીતિએ) શીખવતાં તો પ્રશ્નોત્તર શૈલી અવશ્યનીજ છે. યાદ રાખવું કે સૂચક ને વ્યાખ્યાન બંને રીતિઓમાં પ્રશ્નોત્તર શૈલી વાપરવા યોગ્ય છે. વ્યાખ્યાન પદ્ધતિમાં કેટલોક ભાષણભાગ આવે તોપણ જેમ પ્રશ્ન વધારે હોય તેમ સારૂં. સૂચક પદ્ધતિનું તો ઘણું ખરૂં બળ પ્રશ્નોત્તર ઉપરજ આધાર રાખે છે. તોપણ પ્રશ્નોત્તર શૈલી તેજ સૂચક પદ્ધતિ છે એમ ન જાણવું. પાછળ બે રીતિઓ સમજાવતી વેળા જે ઉદાહરણ આપ્યું છે તેમાં પ્રશ્નોત્તર શૈલી વાપરીજ નથી. એ ભાષણ શૈલી છે. એને પ્રશ્નોત્તરના રૂપમાં મૂકશો તો તમને એક શિક્ષણશાસ્ત્રનું મનોયત્ન મળશે, અને તમે જોશો કે પ્રશ્નોત્તર શૈલીથી એકની એક વાત કેવી સરળ, અને રસિક થઇ જાય છે.

**૧૦. સૂચક અને પરીક્ષક એવા બે તરેહના પ્રશ્ન થાયછે.**

જે વાત બાળકો જાણે છે તે તપાસવાને સારૂ જે પ્રશ્ન પૂછવામાં આવેછે તેને પરીક્ષક પ્રશ્ન કહે છે. પાઠના આરંભ ભાગમાં અને પુનરાવર્તન ભાગમાં શિક્ષકે આવા પ્રશ્ન પૂછવા જોઇએ. પાઠના મધ્યભાગમાં વખતે ભણનારનું લક્ષ છે કે નહિ તે તપાસવાને સારૂ અથવા જે વાત શીખવતા હોઇએ તે તે વેળાજ ગોખાવવા જોગ હોય તો તેમ કરવાને સારૂ પણ પરીક્ષક પ્રશ્ન પૂછી શકાય છે. પણ યાદ રાખવું કે એનું નામ છે તે પ્રમાણેજ એ પરીક્ષકના પ્રશ્ન છે, અને શિક્ષકને એની ઘણી નિસ્બત નથી. શિક્ષકને હમેશાં વાપરવાના તો સૂચક પ્રશ્ન છે. જે પ્રશ્નવડે અજાણી વાત બાળકને પોતાની મેળે સૂઝે તેને સૂચકપ્રશ્ન કહેછે. સૂચકપ્રશ્ન એ શિક્ષકનું સબળ હથિયાર છે, અને સૂચક પ્રશ્ન ઉપરથીજ સારા નઠારા શિક્ષક ઝટ ઓળખાઇ આવે છે. જે માણસ એક વિષયના ભાગ પાડી તે પ્રત્યેકને ચોખ્ખી રીતે સમજતો નથી, અથવા બાળકની બુદ્ધિમાં પેસીને જોવાની શક્તિ જેનામાં નથી, તેનાથી સૂચક પ્રશ્ન સારા પૂછી શકાતા નથી, અને સારા સૂચક પ્રશ્ન વિના સૂચક રીતિનું શિક્ષણ એ એક માત્ર વેષજ છે તેથી તે કદી પણ સારો શિક્ષક થઇ શકતો નથી. માટે સઘળાએ સારા સૂચકપ્રશ્ન પૂછવાનું સામર્થ્ય ખંતથી મેળવવું જોઇએ.

**૧૧. શિક્ષકે હમેશા પ્રશ્ન પૂછવા પહેલાં વિચાર કરવો કે આ પ્રસંગે મારે કઈ જાતનો પ્રશ્ન પૂછવો જોઇએ, અને પછી તે જે જાતનો પ્રશ્ન હોય તેના નિયમોને અનુસરીને પૂછવો.**

આ વિચાર બહુ અગત્યનો છે કેમકે એ બે જાતના પ્રશ્ન એવા જૂદા પ્રકારના છે કે તે પૂછવાના નિયમો પણ ઘણાજ એક બીજાથી જૂદાછે. તે છતાં કેટલાક નિયમ બંનેને સામાન્ય પણ છે. **૧.પ્રશ્નના બોલ જેમ બને તેમ સહેલા અને થોડા હોય તેમ સારું.** શું પૂછવું એ વાતનો જ્યારે સાંભળનારને વિચાર કરવો પડેછે, ત્યારે એનું લક્ષ આડીજ વાત તરફ દોરાય છે, તેના મનનું બળ નકામું એ કામમાં ખર્ચાયછે, અને તેથી તેની ઉત્તર આપવાની શક્તિ ઓછી થાયછે તથા કેટલોક કાળ મિથ્યા જાયછે. માટે પ્રશ્નની ભાષા એવી સરળ રાખવી કે તેનો અર્થ કોઇથી પણ સમજાયાવિના રહેજ નહિ. સવાલ લંબાવવાથી તે સમજવો મુશ્કેલ પડેછે, અને તેથી સવાલમાં થોડા શબ્દ હોય તેમ સારૂં. તે છતાં શબ્દ ઓછા કરવા જતાં તેનો અર્થ કઠણ કે સંદેહભૂત થઈ જતો હોય, તો કદી પણ તેમ કરવું નહિ. શબ્દ ઓછા રાખવાનું કારણ એજ છે કે તે સવાલની મતલબ સમજવી બાળકને સહેલ પડે. **૨.જેના ઉત્તર અનેક આપી શકાય એવો અનિશ્ચિત પ્રશ્ન પુછવો નહિ.** અનિશ્ચિત પ્રશ્ન શિક્ષકની અણઘડતા બતાવેછે, અને તેને ધારેલો જવાબ મેળવવા સારૂ સવાલને ફરીથી ઉથલાવવો પડેછે. સવાલ એવો પૂછવો કે તેનો ઉત્તર એકજ આપી શકાય. એમ ન કરવાથી વર્ગનો કેટલો વખત મિથ્યા જાયછે, અને છોકરાને ઠોકવાની ટેવ પડેછે, અથવા ખરૂં કહીએ તો શિક્ષક તેને તેમ કરવાની જરૂરજ આવા સવાલથી પાડેછે. **૩ પ્રશ્ન બાળકની બુદ્ધિ તથા જ્ઞાનને અનુસરતાં જોઈએ.** એટલે તે એવાં જોઇએ કે તેનો જવાબ છોકરાં સમજીને તુર્ત આપી શકે. સવાલ ઘણા અઘરા પણ નહિ જોઇએ, અને સહેલા પણ ન જોઇએ, જો બહુ અઘરા હશે, તો છોકરાથી જવાબ નહિ આપી શકાય, અને વર્ગમાં કંટાળો તથા આળસ ઉત્પન્ન થશે. બહુ સહેલા સવાલથી પણ એમજ થાયછે, કેમકે છોકરાના મનને કાંઈ કસરત મળતી નથી. બાળબુદ્ધિને કસરત મળે અને થાક ન લાગે એવી તરેહના પ્રશ્ન જોઇએ. **૪.સહેલા પ્રશ્નથિજ આરંભ કરવો,અને પછી ધીમે ધીમે અઘરી વાત ઉપર ચડતા જવું.** આ નિયમ સૂચક પ્રશ્નમાં તો અવશ્યનો છે એ સૌ કબૂલ કરશે, પણ અમે કહીએ છઇએ કે પરીક્ષક પ્રશ્નમાં

પણ એજકરવું એજ ઉત્તમ માર્ગછે. જ્યાં લગી મન જાગૃત થયું નથી, ત્યાં સુધી જાણેલી તોપણ અધરી વાતનો જવાબ આપવો તેને બહુજ અઘરો પડેછે. માટે સહેલા પ્રશ્નથી તેને જાગૃત કરવું, અને પછી તેને આગળ દોડાવીશું તેટલું દોડશે. સારા અને નઠારા પરીક્ષકનો ભેદ આ ઠેકાણેજ જણાઈ આવેછે. ૫. **जवाब चोखा अने संपुर्ण लेवा.** આવા જવાબ આવવા એ ઘણું કરીને પ્રશ્ન પૂછવાની ચતુરાઈ ઉપર રાખેછે. જો પ્રશ્ન અનિશ્ચિત હોય, તો ઉત્તર કયાંથી ચોખો આવી શકે? તો પણ પ્રશ્ન સારો હોવા છતાંએ વખતે બાળક આળસથી ચોખો અને સંપૂર્ણ જવાબ નથી આપતો, અથવા પોતાને ન આવડવાના કારણથી ગમે તેમ ઠોકે છે. આ ટેવ બહુ માઠીછે. એને મૂળથીજ અટકાવવી જોઇએ, અને તેનો ઉપાય આ નિયમમાં કહ્યો તેજ છે. વિચાર કરી, જે પૂછયું હોય તેનો યથાર્થ જવાબ દેવાની ટેવ પાડવા તર્ફ શિક્ષકે હમેશાં લક્ષ રાખવું. અનિશ્ચિત કે અપૂર્ણ જવાબ કદી પણ કબૂલ ન કરતાં, તે માણસ પાસેજ સુધરાવીને યથાર્થ જવાબ કઢાવવો. પ્રથમ થોડા દિવસ આમ કરવું શિક્ષકને તથા બાળકને પણ કાંઇક કંટાળા ભરેલું લાગશે ખરૂં, પણ વિવેકથી એ પાછળ મંડી રહેશે તો પાછળથી એનો બહુ ફાયદો માલમ પડશે. એમ કરવાથી મન ચોખી રીતે વિચાર કરતા શીખેછે, અને તેમ થવાથી આગળ શિક્ષકની ઘણી મહેનત દૂર થાયછે. આ પ્રમાણે જવાબ લેવાને સારૂ કેટલોક વખત બાળકને વિચાર કરવાનો અલબત આપવો પડશે ખરો, પણ તે એટલો બધો વધારે ન આપવો કે તેઓ ધીમા થઈ જાય. ચપળતાથી ચોખો અને સંપૂર્ણ જવાબ આપવો એ સુશિક્ષિત બુદ્ધિનું લક્ષણછે. આ નિયમ વિશેષે કરીને પરીક્ષક પ્રશ્નને લાગુ પડેછે. સૂચક પ્રશ્નના ઉત્તર હમેશાં યથાર્થ મળવા મુશ્કેલ છે, કેમકે વિષય અજાણ્યોછે. તે છતાં ભાષાની યથાર્થતા તો સૂચક પ્રશ્નના જવાબમાં પણ તેમની પાસેથી માગવીજ, અને જેમ બને તેમ અર્થમાં પણ ચોખો જવાબ લેવાય તેમ લેવો. પરીક્ષક પ્રશ્નમાં કોઈ વાતની કાંઈ પણ છૂટ મૂકવાની જરૂર નથી.

**૬. भुल पकडी सुधारवी, वधा जवाब फरीथी पूछवा नहि.** આ નિયમથી વખતનો બહુ બચાવો થાયછે. ઘણી વખત શિક્ષક ખોટું ખોટું એમ કહેતો આખા વર્ગને પૂછી વળે છે, પણ પરિપૂર્ણ ઉત્તર કોઇની તર્ફથી મળતો નથી. પહેલો છોકરો એક ભૂલ કરેછે, તો બીજો બીજી;

અને એ પ્રમાણે ચાલ્યુંજ જાયછે. ભાષાની ભૂલ ઉપર લક્ષ આપતા હોઇએ છઇએ ત્યારે તો વિશેષે કરીનેજ આમ થાયછે. એવે પ્રસંગે પહેલાજ છોકરાએ ભૂલ કરી કે તે પકડીને તેને સુધરાવવા માંડીએ તો ટપ સુધરી જાય, અને બધા વર્ગને જ્ઞાન મળે. **७. उत्तरमां चोपडीना बोल वापरवा देवा नहि.** બાળકે પોતાની ભાષામાંજ જવાબ આપવો જોઇએ, નહિતો તે ખરેખરૂં શું સમજેછે તે કદી જણાશે નહિ. ચોપડીમાંથી ભણી જવાની ટેવને કદી પણ ઉત્તેજન આપવું નહિ. વ્યાખ્યાન જેવા વિષયો જે ગોખવાજ જોઇએ ત્યાંતો અલબત્ત ચોપડીનાજ શબ્દ લેવા, પણ તપાસી જોવું ખરૂં કે સમજે છે કે નહિ. નાના બાળકથી ઈતિહાસના લાંબા લાંબા પ્રશ્નનો ઉત્તર પોતાની ભાષામાં નહિ આપી શકાય એ વાત ખરી છે, પણ તેનો ઉપાય ચોપડીમાંનું બકી જવું એ નથી પણ શિક્ષકે એવા નાના સવાલ પૂછવા કે તેઓ પોતાની મેળે પોતાનાજ શબ્દમાં જવાબ આપી શકે. **८. असाधारण कठिण प्रश्ननो जे जवाब आपे तेने हमेशां शाबाशी आपतां रहेवुं अने तेमज छेक सहेला सवालनो पण जवाब न आपे तेने योग्य ठपको आपवो.** આ નિયમ ખરેખરો શિક્ષા પ્રકરણનો છે પણ એની એટલી બધી અસર અધ્યાપન ઉપર થાયછે કે તેને અહિંયાં સંભાર્યા વિના ચાલતું નથી. વર્ગની ચંચળતાનો ઘણો આધાર આ ઉપર રહેલો છે.

પ્રશ્નોત્તર સંબંધી સામાન્ય નિયમ ઉપર કહ્યા. હવે એ જાતના પ્રશ્ન જે થાય છે તેના વિશેષ નિયમ શાછે તેનો વિચાર કરીએ. પરીક્ષક પ્રશ્નનો હેતુ તેને નવું સૂઝાડવાનો નથી, પણ જે આવડે છે તે તપાસી જોવાનો છે, અને તે ઉપરથી નીચેના નિયમો નીકળે છે? **१. शीखेली वातोज पूछवी, पण तेनो सघळो सार प्रश्नमां आवी जवो जोईए.** નહિ શીખવેલી વાત પૂછવામાં આ પ્રસંગે કાંઇ ફાયદો નથી. એથી કોઇ છોકરાની વિશેષ બુદ્ધિ કે વિશેષ જ્ઞાન જણાય, પણ આપણે તો અહિંયાં બધા કેટલું ભણ્યા તે તપાસવા બેઠા છઇએ. જે શીખવ્યું હોય તેમાંનું કાંઈ પૂછતાં રહી જાય એ પણ ઠીક નહિ. કેટલાક શીક્ષકો મૂળથી એવી ઝીણી ઝીણી વાતો પૂછવા લાગે છે કે પરીક્ષાનો વિષય અધુરો રહી જાયછે; અને બધો પાઠ તૈયાર કર્યોછે કે નહિ તે જાણી શકાતું નથી. માટે પાઠનો બધો સાર

પ્રશ્નમાં આવે તે ઉપર લક્ષ રાખવું. આ નિયમ નિત્યની પરીક્ષાને લાગુ પડેછે તેટલો અઠવાડીયાની, માસિક, કે વાર્ષિક પરીક્ષાને લાગુ પડતો નથી. એ પરીક્ષાઓમાં શીખેલો બધો વિષય તો પૂછી શકાયજ નહિ; તો પણ અગત્યની મોટી મોટી જેટલી બાબતો એક વિષયની હોય તેટલી બધી બાબતો ઉપર એક બે પ્રશ્ન પૂછવાજ જોઇએ.. આ રીતે વિગતભર્યા ઉત્તર ઘણા નહિ માગી શકાય અને ઝીણી વાતો યાદ છે કે નહિ તે નહિ માલમ પડે. પણ તેનો ઉપાય એ છે કે એક બે પ્રશ્ન વિગતના પણ વાનગી દાખલ પૂછવા. **૨ प्रश्न घणुं करीने विषयना अनुक्रम प्रमाणे पूछवा, पण वांचन चोपडिना शब्द जेम बने तेम थोडा वापरवा. ३. वखते उंधा चत्ता, अनुक्रम विना,अने जुदा आकारमां पण प्रश्न पूछवा.** આ નિયમો એક બીજાથી કેટલી રીતે ઉલટા છે. બીજામાં કહ્યું કે વિષયના અનુક્રમે પ્રશ્ન પૂછવા. બહુધાતો આ નિયમજ અમલમાં આણવા જોગ છે, પણ જ્યારે છોકરા તે વિષયમાં પાકા થયા હોય ત્યારે તે તપાસવાને માટે ત્રીજા નિયમમાં કહ્યું તેમ ઊંધા ચત્તા પણ પૂછી શકાય, અને ત્યારે તેમજ પૂછવા. પણ શીખાઉ એમ કરવાથી ગભરાઇ જાય અને જેટલું સમજતો હોય તે પણ કહી શકે નહિ. પરંતુ શબ્દતો હમેશાંજ ફેરવી નાંખવા, કેમકે નહિ તો સમજે છે કે ગોખી લાવ્યો છે તે કદી પરીક્ષકથી જાણી શકાય નહિ. **४ उत्तरनी कांइ पण सूचना थाय एवा प्रश्न न जोईए.** પરીક્ષક પ્રશ્નનું આજ વિશેષ લક્ષણ છે. સૂચક પ્રશ્ન એથી ઉલટાજ હોય છે. આ નિયમના પેટામાંજ જેનો હા કે ના જવાબ આવે એવા સવાલ ન પૂછવા એ વાત આવી જાયછે. **५ उत्तर देनारने कांइ पण सहायता न करवी.** સૂચના આપવાની તો ઉપર ના કહી અને અહિંયા કોઈ પણ જાતની સહાયતા ન કરવી. તે બે શબ્દ બોલે કે ઠીક એમ કહીને બાકીનું કહી દે અથવા તે ભૂલ કરતો જાય તો તે સુધારી લેતો જાય એમ કેટલાક શિક્ષક કરેછે તે ખોટી રીત છે. જેને પૂછ્યું તેણેજ સંપૂર્ણ જવાબ આપવો જોઇએ. વાક્ય રચનામાં પણ શિક્ષકે સહાયતા કરવી ન જોઇએ. નહિતો એને બે વાક્ય પણ પૂરે પાંસરાં બોલતાં નહિ આવડે, અને લેખન પરીક્ષામાં તો તેની બહુજ ફજેતી થશે.

સૂચક પ્રશ્ન આથી જુદી જુદી તરેહના હોયછે. **१. अजाणी बाबतनी पहेलां जाणीती, मिश्रनी पहेलां सादी, गुण पहेलां वस्तुनुं प्रदर्शन, नियम पहेलां उदाहरण, अने बोधनी पहेला वात आवे एवी रीतना प्रश्न होय तोज ते सूचक कहेवाय.** આ સૂચક પદ્ધતિનું લક્ષણજ છે. એ રીતે પૂછ્યા વિના પ્રશ્ન સૂચક થઇ શકેજ નહિ. **२. सघळा प्रश्नोत्तर एक बीजा साथे एवा संकळायला जोईये के एक उपरथी बीजा उत्पन्न थाय.** પરીક્ષાના પ્રશ્નમાં પણ કાંઇક સંબંધ આવો રહેલો હોય છે ખરો, પણ તે ત્યાં અવશ્યનો નથી. સંબંધ રહિત તે પ્રશ્નો તો હોય, અને સંબંધ હોય ત્યાં પણ આવો નિકટનો હોતો નથી. અહિયાં તો એક પ્રશ્નના ઉત્તરમાંથી બીજો પ્રશ્ન ઉભો થવો જોઇએ. એ એક ઉપરથી બીજા ઉપર, અને બીજા ઉપરથી ત્રીજા ઉપર જાણે ચઢવાને માટે પગથાર ગોઠવ્યા હોય તે પ્રમાણે સૂચક પાઠના પ્રશ્નોત્તર હોવા જોઇએ. અજાણી વાત ઉપર ચઢાવનારા તે પગથીયાં છે. **३. एक प्रश्नोत्तर उपरथी बीजा प्रश्नोत्तर उपर सहेले अने स्वाभाविक पगथीए चढवुं.** સૂચક પાઠની પ્રશ્નોત્તર શ્રેણિ પગથારના જેવી છે એ ઉપર કહ્યું. હવે એ પ્રશ્નોત્તર પગથાર રૂપ હોય એટલુંજ બસ નથી. દરેક પગથીયું સ્વાભાવિક અને સહેલથી ચડી શકાય એવું જોઇએ. પગથાર બાંધ્યો પણ તેના પગથીયાં બહુ ઊંચાં રાખ્યાં હોય તો તે કાંઈ કામમાં આવે નહિ. તે પ્રમાણેજ પ્રશ્નોત્તર શ્રેણિનું સમજવું. એ પગથીયું કેટલું સહેલું જોઇએ તે ભણનારની શક્તિ અને જ્ઞાનના ઉપર આધાર રાખે છે. આ પગથીયાં ગોઠવવામાં શિક્ષકની ચતુરાઈ તથા અનુભવ માલમ પડેછે. **४.ए सघळा प्रश्नोत्तरनुं बेमालम वलण अजाणी शीखववानी वात सूझाडवा तरफज होवुं जोईये.** બીજા અને ત્રીજા નિયમને અનુસરી પ્રશ્નોત્તર શ્રેણિ રચી હશે તો તેનું વલણ એ.પ્રમાણેનુંજ થશે. એ વલણ બેમાલમ હોવાથી ભણનારને બહુ રસ લાગે છે. જ્યારે ભણનાર જાણી જાય કે શિક્ષક આવો જવાબ માગેછે અથવા આ વાત આપણા મોઢામાંથી કહેવડાવવા મથે છે, ત્યારે તેને વિચાર કરવાનું મન થતું

નથી, અને તેથી સૂચક પદ્ધતિએ શીખવવાનું મુખ્ય ફળ જે મનની કેળવણી તે તેને કાંઈ પણ મળતી નથી. સારી રીતનો સૂચક પાઠ હોય, તો શું શીખવવાનું છે તે ભણનારા છેવટેજ જાણે; અને એ બધો વખત ઉમંગ ભરેલી મનની કસરતમાં જાય. **५. कोई प्रश्ननो उत्तर नहीं मळे तो ते कही देवो नहीं.** સૂચક પ્રશ્નનો ઉત્તર જ્યારે કોઈ છોકરાથી ન અપાય ત્યારે જાણવું કે તે પ્રશ્નની ભાષા કાંતો તેનાથી સમજાય એવી નહિ હોય, અથવા કાંતો તે વિષય તેના જ્ઞાન શક્તિની ઉપરાંત હશે. જો ભાષા કઠણ હોય, તો તેને સહેલી કરી નાંખવી; જો વિષય જ્ઞાનની કે શક્તિની ઉપરાંત માલમ પડે, તો તે વિષયને તેટલો નીચે ઉતારવો. એમ થાય ત્યારે જાણવું કે પગથીઉં બહુ મોટું પડ્યું, અને તેથી તેને તોડીને તેના ત્રણ ચાર પ્રશ્ન કરવા. એમ કરવાથી ધારેલો જવાબ મળશે. પરીક્ષક પ્રશ્નમાં ઉત્તર કહી દેવો પડે તો ફિકર નહિ. તેમજ જે વિષય વ્યાખ્યાન રીતિએજ શીખવી શકાય એવો છે, એટલે જેનું જ્ઞાન કહી દીધા વિના પોતાની મેળે સૂઝે એવું નથી તેમાં અલબત્ત કહી દેવું. પણ સૂચક પદ્ધતિએ શીખવતાં એમ કરવું નહિ.

**१२. वाक्यपूर्त्ति ए एक प्रश्नोत्तर शैलीनोज भेद छे, अने ए वापरवाना घणा खरा नियम सरखा छे.**

વાક્ય પૂર્ત્તિની રીતે શીખવવાથી નીચે પ્રમાણેના ફાયદા થાય છે. **१. शिक्षणमां भंग पडतो नथी.** પ્રશ્ન પૂછવાથી શિક્ષણમાં કેટલો ભંગ પડે છે તે વાક્ય પૂર્ત્તિથી થતો નથી. શિક્ષક બોલતાં અટકી જાય છે, કે ટપ નિશાળીઆ જોઇતો શબ્દ પૂરી દેછે, અને પ્રશ્ન પૂછવાની મતલબ બધી સરે છે. **२. प्रश्नोत्तर करतां ए संक्षिप्त छे, अने तेथी थोडो वखत ले छे.** વાક્ય પૂર્ત્તિ એ પ્રશ્નોત્તરનું સંક્ષિપ્ત રૂપ છે એજ બંને રીતીમાં ફેર છે. **३. वाक्यपूर्त्तिनी मददथी प्रश्नोत्तर शैलीने विचित्रता मळे छे, अने भणनारने सारुं लागे छे.** વાક્ય પૂર્ત્તિ વડેજ બધો પાઠ ચાલે એમ તો કદી થઈ શકતું નથી. એ માત્ર પ્રશ્નોત્તર શૈલીની મદદનીશ છે. પ્રશ્ન અને ઉત્તર વારંવાર આવ્યાથી કેટલોક કંટાળો વર્ગમાં ઉત્પન્ન થાયછે તે આ રીતિથી દૂર થાયછે. તેમજ પ્રશ્નોત્તર કરતાં વાક્ય પૂર્ત્તિમાં શુ-

રૂશિષ્ય વચ્ચે સમભાવ વધારે દેખાય છે, અને તેથી ભણનાર જાણે સંભાષણમાં ભાગજ લેતો હોય એવો તેને આનંદ થાયછે.

વાક્ય પૂર્તિવિષે વિશેષ નિયમ આ છે. **१. पूरवानां शब्द थोडा अने सहेला जोईए.** આ નિયમ ઉપર લક્ષ ન રાખીએ તો છોકરાં ગૂંચવાઈ જાય. **२. पूरवाना शब्द अनिश्चित होवा न जोईए.** એટલે, આ શબ્દ પૂરે તો પણ ચાલે, અને પેલો પૂરે તોપણ ચાલે, એમ કદી હોવું જોઇએ નહિ. **३. वाक्यपूर्त्तिने हमेशां प्रश्नोत्तरना रूपमां मूकी शकाय.** આ પ્રમાણે કરી જોશો તો તમને માલમ પડશે કે આ રીત કેટલી સંક્ષિપ્ત છે. તેમજ જ્યારે એ પ્રશ્નોત્તરનોજ એક ભેદ છે ત્યારે પ્રશ્નોત્તરના જે નિયમો ઉપર કહ્યા તે બધા એને લાગુ પડે એમાં શો સંશય?

**१३. पृथक् शिक्षण करतां समूह शिक्षणमां केटलोएक विशेष विचार रहेलो छे.**

અત્યાર સુધી અધ્યાપન ભાગમાં જે આપણે કહ્યું તે બધું એકને શીખવાતા હોઈએ કે અનેકને શીખવતા હોઇએ તોપણ સરખુંજ ઉપયોગી છે, અને મૂળતત્વો એ બંને શિક્ષણમાં એકજ છે. તોપણ કેટલીએક બાબતમાં એકને કે આખા વર્ગને શીખવવાની પદ્ધતિ જૂદી પડેછે. મહેતાજીને વર્ગજ શીખવવાનો છે, તેથી અહિયાં તેનોજ વિચાર કરીએ છઇએ.

**शिक्षके याद राखवुं के मारुं काम एकने नहिं पण आखा वर्गने शीखववानुं छे.** આ વાત પ્રત્યક્ષ છે પણ કોઈ શિક્ષકો ઘણીવાર ભૂલી જાયછે. તેઓ ઉપલા બેચાર હોંશિયાર છોકરાની સાથેજ બોલ્યા કરે છે, અને તેથી તે બેચાર ગમે એટલા હોંશિયાર થાયછે તોપણ આખો વર્ગ કાંઈ ભણતો નથી, અને આખરે નિશાળની ફજેતી થાયછે.

**२. सुस्त छोकरा उपर वधारे लक्ष आपवुं.** ઘણા ખરા પ્રશ્ન એવાનેજ પૂછવા એ ઉત્તમ માર્ગ છે. સારા છોકરાને તો એના જવાબ આપવાની અને વિચાર કરવાની જરૂર નહિ પાડીએ તો તે ધ્યાન આપશે નહિ, વિચાર કરશે નહિ, અને તેમ થવાથી કાંઈ પણ ભણશે નહિ. બીજું પ્રશ્ન પૂછવા અથવા પાઠ આપવો તે પણ એવા સુસ્ત છોકરાની શક્તિનોજ વિચાર કરીને આપવો. થોડા છોકરાને આગળ દોડાવી મૂકી વર્ગ ખરાબ

કરવો નહિ. ३. सवाल पूछवामां चपळता राखवी अने वर्गनुं घणुं खरुं काम इशारेज चाल्युं जाय एम करवुं. આ કામ કરવાની મતલબ બે છે. એક તો ભણનારના મન જાગૃત રહે, અને વર્ગનો વખત નકામો જાય નહિ.

१४. सांभळनारनी इंद्रियो आंगळ कोइपण वस्तुने साक्षात्कार करवी तेने प्रदर्शन कहेछे, अने एम करीने शीखववानी जे रीत तेने प्रदर्शन शैली कहीए.

આપણા સઘળા જ્ઞાનનું મૂળ ઇંદ્રિયો છે, અથવા આપણા સઘળા જ્ઞાનનો મૂળ પાયો ઇંદ્રિયોથી મળેલું જ્ઞાન છે. જે જ્ઞાન ઇંદ્રિયોની મા-ર્ફતે મળ્યું નથી તે જ્ઞાન ચોખું અને સંદેહ રહિત હોતું નથી. સાકર ગ-ળી છે, અને ગુલાબનો રંગ સુંદર છે એ વાતનું જ્ઞાન જ્યાં સુધી આપ-ણે આપણી જીભ અને આંખની માર્ફતે મેળવ્યું નથી ત્યાં સુધી તે જ્ઞાન જોઇએ તેવું છે એમ કદી નહિ કહેવાય. આપણે બીજાના અનુભવ ઉ-પરથી તેમ માની લઇશું, પણ તેનો ચોખો વિચાર આપણા મનમાં ન-હિજ બંધાય, અને તેના તે ગુણ સંભારી આપણા મનમાં કાંઇ ઉમળકો પણ નહિ આવે. કોઇ પણ વસ્તુનું જ્ઞાન ચોખું અને રસ ભર્યું થવાને માટે તે ઇંદ્રિયોની માર્ફતે મળવું જોઇએ. એમ કરવાની જે રીત તેનેજ પ્રદર્શન કહેછે, અને તે કેટલી અગત્યની છે તે તમે આ ઉપરથી સમજશો.

ઉપર જે પ્રદર્શનનું વ્યાખ્યાન કર્યું તે રીતે કોઇ વસ્તુ ચખાડી જોવી, સુંઘાડી જોવી, અડકાડી જોવી, વગેરે પાંચે ઇંદ્રિયની માર્ફતે તે જ્ઞાન આપવાની રીત તેને પ્રદર્શન કહી શકાય, અને તેજ અર્થ પદ્ધતિના ગ્રંથોમાં લેવો જોઇએ. એ વાત ખરી કે પ્રદર્શન શબ્દ બહુધા તો લોચનદ્વારાએ જ્ઞાન આપવાની ક્રિયાનેજ લાગુ પડેછે, પણ તેનું કારણ એ કે પાંચે ઇંદ્રિયોમાં આંખએજ્ઞાન મેળવવાનું મોટામાંમોટું સાધનછે. "चक्षुर्भिसत्यं" એ વાક્ય બોલનારા સાફ કબૂલ કરે છે કે જ્ઞાનના સઘળા સાધનમાં આંખ સર્વોપરી અને સૌથી વધારે વિશ્વાસ લાયક છે. જે મહેતાજી કાનનો ઉપ-યોગ કરી શીખવવા માગે છે, અને આ સર્વોપરી ઇંદ્રિયને ઉપયોગ કરતો નથી તે કદી પણ પોતાના કામમાં ફતેહ નહિ પામે.

**१५. कान करतां पण आंखनी मार्फते बाळकना मनमां उतारवा तर्फ वधारे लक्ष राखवुं जोइए.**

આ નિયમ ઉપરથી એ જરૂરનું અનુમાન નીકળે છે કે મહેતાજીએ જેમ બને તેમ કાળા પાટીયાનો વધારે ઉપયોગ કરવો. આગગાડીને ચાલવાને માટે લોઢાની સડક જેટલી જરૂરની છે તેટલુંજ કાળું પાટીયું મહેતાજીનું કામ ધોરણસરબંધ ચાલે તેને માટે જરૂરનું છે. કાળું પાટીયું, ચાક, અને લુછવાનો કકડો એટલાંવાનાં તો દરેક વર્ગમાં હમેશાં હાજરજ હોવાં જોઇએ. નિશાળમાં કોઇ પણ કારણથી એ ન હોય એમ કદી થવું ન જોઇએ. એ ત્રણ વસ્તુ બહુ સાદી અને સોંઘી છે, પણ નિશાળમાં એની કિંમત બહુજ વધારે છે. એ વિના નિશાળનું કામ ચાલેજ નહિ.

**१६. ज्यारे कोई वस्तु जाते बाळकोनी इंद्रियो आगळ आणी शकाती नथी, त्यारे नमुना, चित्र, नकशा, प्रयोग, उदाहरण, अने शब्दचित्रणनी सहायताथी ते घणे दरजे साक्षात्कार थई शकशे.**

બધી વસ્તુઓ વર્ગમાં નજ આણી શકાય અને તેથી આ નિયમ મહેતાજીએ અવશ્ય સમજી લેવો જોઇએ.

નમુના મૂળ વસ્તુના જેવડાજ કદમાં નથી હોતા, અને તેથી તે વડે વસ્તુનું જ્ઞાન આપતાં જેટલી અપૂર્ણતા રહી જતી હોય તે શિક્ષકે સંભારવી. લાકડાનો વાઘ અને પૃથ્વીનો ગોળો એ બંને જોતાં મૂળ વસ્તુનું ઘણું ભાન થશે, અને પછી તે વસ્તુઓ કઈ કઈ વાતમાં જૂદી છે તે જાણવું જોઇએ.

ચિત્ર એ નમુનાથી ઉતરતા પ્રકારનું સાધન છે પણ એ હમેશાં શિક્ષક વાપરી શકે એવુંછે. દરેક શિક્ષકે થોડું ઘણું ચીતરતાં શીખવુંજ જોઇએ.

નકશા એ એક જાતના ચિત્રજ છે. ભૂગોળવિદ્યા નકશો મોઢા આગળ રાખીનેજ શીખવવી જોઇએ. કદી પણ ચોપડીમાંથી ગોખાવી જવી નહિ.

નમુના, ચિત્ર, અને નકશા એ સાકાર પદાર્થો વિષે જ્ઞાન આપવામાં અવશ્યનાં સાધન છે; પણ શીખવવાના કેટલા વિષય તો નિરાકાર છે; જેમકે વિદ્યા, વ્યાકરણ વગેરે. હવે એ વિષયોને સાક્ષાત્કાર કેમ કરવા.

ગુરૂત્વાકર્ષણ દેખાતું નથી, પણ તેની અસર દરેક પદાર્થ ઉપર થાયછે. તે આપણે દેખી શકીએ છઇએ. તેથી તે અસર પ્રથમ બતાવવી જોઇએ. આ પ્રમાણે વિદ્યાંકળાના કામમાં કહી બતાવવું તેને પ્રયોગ કહેછે. પ્રયોગ-વિના કોઈ કળા આવડતી નથી, અને વિદ્યાનું જ્ઞાન જોઇએ તેવું સાક્ષાત્કાર થતું નથી. વ્યાકરણાદિ શાસ્ત્રના નિયમો આટલા પ્રત્યક્ષ કરી શકાતા નથી, તોપણ તે જે ઉદાહરણો ઉપરથી ઉત્પન્ન થએલાછે તે ઉદાહરણો બાળકની આગળ મૂકવાથી તે નિયમોને તેઓ દેખશે.

જ્યારે શિક્ષક કોઇ પણ ઉપલા સાધનથી પોતાના વિષયને સાક્ષાત્કાર કરી શકતો નથી, ત્યારે અથવા જ્યારે તે સાધનો અમુક વિષયમાં લાગુજ પડી શકતા નથી, ત્યારે શિક્ષકને શબ્દદ્વારેજ તેનું જ્ઞાન આપવાની જરૂર પડેછે;—એટલે વર્ણન આપવું પડેછે; વર્ણન કરવામાં એવી યુક્તિ રહેલીછે કે જો તે કરનાર ચતુર હોય તો સાંભળનારના મનમાં શાક્ષાત ચિત્ર પડેછે અને જોયું હોય તેથી પણ વધારે ચોખ્ખું જ્ઞાન થાયછે. આ શક્તિને લીધેજ સઘળા કવિઓ જન પ્રિય થાયછે. મહેતાજીને આ ગુણની કેટલે દરજ્જે જરૂર છે, અને તે મેળવવાની હમેશાં તેણે ખંત રાખવી જોઇએ. શબ્દ-દ્વારાએ બીજાના મનમાં એક વસ્તુ વિષે ચિત્ર પાડવાની જે કળા તેને **શબ્દચિત્રણ** કહેછે.



# શાળાપદ્ધતિની સમજુતિ.

## સ્વભાવજ્ઞાનનુંબળ.

પાછળ આપણે કહ્યું કે પ્રેમ અથવા માયાળુપણું એ મોટું વશીકરણ છે; તોપણ પ્રેમનું ફળ જે પ્રેમ તે બરાબર થવાને સારૂ એક બીજી વસ્તુની જરૂર છે. આપણા મનમાં ગમે એટલો પ્રેમ હોય, અને તેને પ્રસન્ન કરવાને ગમે એટલું ઇચ્છતા હોઇએ, તોપણ જ્યાં સુધી આપણને તેના સ્વભાવનું જ્ઞાન નથી ત્યાં સુધી આપણે તેનું હિત કે પસંદ પડતું થોડુંજ કરી શકીશું. તેને શું ગમેછે, તેને શું જોઇએ છે, એ જાણ્યા વિના આપણો ઘણો ખરો પ્રેમ મિથ્યા જશે; અને આપણે તેને સારૂં કરવા જતાં વેળાએ છેક અ-પ્રિય થઈ પડીશું, અને તેમજ તેનું હિત થવાને બદલે વખતે આપણે હાથે તેનું અહિતજ થશે. અર્થાત્ જેનું મન આપણે વશ કરવું છે તેના સ્વભા-

વનું જ્ઞાન પ્રેમની સાથે મળે, તોજ આપણે જે ઉપર કહી તે પ્રમાણેની અસર બરાબર કરી શકીએ. બાળકોના સામાન્ય સ્વભાવનો, અને પ્રત્યેક બાળકના વિશેષ સ્વભાવનો તેણે નિરંતર અભ્યાસ કરવો જોઇએ, અને જેમ જેમ આ બાબત એનું જ્ઞાન વધતું જશે તેમ તેમજ એની સત્તા તેઓની ઉપર વધતી જશે. આ જ્ઞાન વિના કોઈ પણ સારો મહેતાજી થઈ શકતો નથી. શિક્ષા અને અધ્યાપન એ બંને કામમાં બાળકોના સ્વભાવ જાણવાની બહુજ જરૂર છે.

બાળકોના જે સ્વભાવ વડે તેઓ મહેતાજીને વશ થઈ શકેછે તેમાંના મુખ્ય મુખ્ય અહિયા ગણાવ્યા' છે. **१ जिज्ञासा, २ कर्मनो आनंद. ३ अडचणो दूर करवानो संतोष. ४ सारुं काम करवानो आनंद. ५ बीजानी बराबरी करवानो कोड. ६ वखणाववानी इच्छा ७ आगळ सुख मळे ते सारु पहेलांथी तैयारी करी राखवानी इच्छा. ८ सुधारा वधारानी इच्छा.**

**जिज्ञासा** એટલે નવું જાણવાની ઇચ્છા. એ તો એક જાહેર વાત છે કે આ ઈચ્છા જેવી બાળકમાં બળવાન છે તેવી કોઈનામાંજ નથી. પરમેશ્વરે તેનું ચિત્ત જ્ઞાન તરફ લઈ જવાને માટે આ સ્વભાવિક સાધન કરીજ મૂક્યું છે, પણ મૂર્ખ મહેતાજીઓ પોતાની મૂર્ખાઈથી વિદ્યા એ એક મહા અળખામણીજ વસ્તુ બાળકને કરી મૂકેછે. એમાં બિલકુલ વાંક મહેતાજીનોજ છે. નવું જ્ઞાન મેળવવાને બાળક ન ચહાય એ વાતજ હું મૂળથી માનતો નથી. એથી ઉલટું, હું તો કહુંછું કે, મહેતાજી બાળકોને નવું જ્ઞાન નથી આપતા તેથીજ તેઓ કંટાળી જાયછે, અને નિશાળમાં આવવા ચહાતા નથી. આ વચન તમને કદાપિ હમણાં વિપરીત લાગશે, પણ આગળ અધ્યાપન પ્રકરણમાં જ્ઞાન શી રીતે આપવું તેની ચર્ચા ચાલશે ત્યાં સઘળો ખુલાસો કરવામાં આવશે. પણ આ ઠેકાણે એટલુંજ ખાત્રીથી જાણશો તો બસ છે કે બાળકમાં જિજ્ઞાસા અથવા નવું જ્ઞાન મેળવવાની ઇચ્છા બહુજ હોયછે, અને જો તે તમે પૂરી પાડી શકશો, તો બેશક તે રમત મૂકીને પણ તમારો વર્ગ ચાલતો હશે ત્યાં હાજર રહેવાને તત્પર થશે. એ કેમ પૂરી પાડવી એમાંજ બધી શિક્ષણ કળા રહેલી છે. સારો મહેતાજી, એ જિજ્ઞાસાને વિદ્યાના શોખનું રૂપ આપી દેછે, અને આ પ્રમાણે થવા ઉપરજ

બાળકની આગળની બધી વિદ્યાનો આધાર રાખેછે. ફરીથી કહુંછું કે આ ઈચ્છા બાળકમાં બહુજ બળવાન છે; અને જો તે પાછળથી નબળી પડી જાયછે, તો તે અઘોર કર્મ કરનારો મૂર્ખ મહેતાજીજ છે.

**कर्मनो आनंद**—સઘળા માણસને યોગ્ય કામ કર્યાથી આનંદ થાય છે. પરમેશ્વરે એવી આપણા શરીર અને મનની રચના કરી છે કે તેને યોગ્ય કસરત મળેછે ત્યારેજ આપણા જીવને ચેન પડેછે. તન કે મનના ઘટિત કામથી માણસને ખુશીજ છૂટે છે. એથીજ હાથ પગ બાંધીને બેશી રહેવા કરતાં ફરવું હરવું, અને મૂગા બેશી રહેવા કરતાં વાત ચિત્ત કરવી સર્વને વધારે ગમે છે. અર્થાત્—કર્મનો આનંદ સ્વભાવિક છે, અને મહેતાજી જો પોતાના નિશાળિયાને તનનું ને મનનું યોગ્ય કામ આપશે, તો તેઓ આનંદજ પામશે, અને એનો ઉપકાર માનશે. છોકરાંને નિશાળનું કામ કરવું ગમતું નથી એ ફરીયાદ બિલકુલ ખોટીછે. હા, મહેતાજીને યોગ્ય કામ આપતાં આવડવું જોઇએ એ વાત ખરી. તે નથી આવડતું તેથીજ છોકરાંઓ પાસે નિશાળનું કામ બળાત્કારે લેવું પડે છે. પણ હમેશાં મહેતાજીએ યાદ રાખવું કે પ્રાણી માત્રને યોગ્ય કામ કર્યાથી આનંદ થાયછે, અને તે જો એના નિશાળિયાઓને નથી થતો તો તેમાં કામ બતાવનારનોજ કાંઈ વાંક છે.

બાળકોને કામનો આનંદ સ્વભાવિક હોય છે એટલુંજ નહિ, પણ **તે કામમાં સંપૂર્ણ તેનું મન રોકાય તો તેનો આનંદ સંપૂર્ણ થાયછે.** મહેતાજી જ્યારે તેનું સંપૂર્ણ મન પોતાના પાઠમાં રોકી શકતો નથી, ત્યારે જેટલું મન નકામું બેશી રહ્યું હોયછે તે કાંઈ કામ શોધવા જાયછે અને તેથીજ વાત ચિત્ત વગેરે વર્ગમાં થાયછે. વાત ચિત્ત બંધ કરશો તો આડું જોશે, મનમાં કાંઈ કાંઈ બૂટા ઉડાવશે, પણ તેનું મન નકામું બેશી રહેવાનુંજ નથી. માટે બાળકોનું મન સંપૂર્ણ રોકયા વિના વર્ગમાં તેઓ કદી પણ શાંત રહેવાના નહિ. તેઓ તો બિચારા આ રીતે મહેતાજી પાસે સંપૂર્ણ કામ માગી લેછે, પણ અણઘડ મહેતાજી તેમ કરી શકતો નથી અને તેથી તેઓ પોતાની શેષ શક્તિઓ બીજે નિરૂપયોગી માર્ગે લગાડે છે.

**अडचण दूर करवाथी पण सघळाने संतोपज थायछे,** અને એ સંતોષ મેળવવાને માટે પણ માણસ ઉદ્યોગ કરેછે. એક નાનું બાળક હજી ચાલી પણ શકતું નથી તેને જો એકાદી વસ્તુ ગમે છે, તો તે લેવાને

સારૂ હાથ પગ પછાડી કેવું મથે છે, અને તે જ્યારે પ્રાપ્ત થાયછે ત્યારે કેવું હરખાય છે! એ જોઇને કોણ કહી શકશે કે બાળકમાં અડચણ દૂર કરવાનો સંતોષ નથી? એ વાત ખરી કે તેની શક્તિ અલ્પ છે, અને તેથી જો તેને ભારે અડચણો નડેછે, તો તેનાથી ખસેડાતી નથી; અને ઘણી વાર એવી અડચણોનોજ સમાગમ થવાથી તેનું મન હારી બેસેછે, અને પછીથી અડચણો દૂર કરવાની હોંસ તેનામાંથી બિલકુલ જતી રહે છે. આ તે બાળકને મોટું નુકસાન થાયછે. એની નઠારી અસર જન્મ સુધી નડ્યા કરવાની. આ જિંદગીમાં અડચણ ખસેડવાની ટેવના જેવું બીજું કાંઈ પણ ઉપયોગી નથી, કેમકે માણસનું જિવન અડચણોથીજ વીટાએલું છે. માટે આ ટેવ બાળકને પડે તે ઉપર હમેશાં લક્ષ રાખવું જોઇએ. સુશિક્ષિત બાળકો, આરંભેલું કામ પૂરૂં થાય ત્યાં સુધી કદી પણ જંપતું નહિ એવી ટેવ જન્મ સુધી રાખેછે, અને તેથી પોતાને તથા પોતાના દેશને કૃતાર્થ કરે છે. સઘળા મહાપુરૂષોનું આ એક અગત્યનું લક્ષણ છે.

માટે બાળકની શક્તિનો હમેશાં વિચાર કરવો, અને તેનાથી ખસેડાઈ શકે તેટલી અડચણો તેની આગળ મૂકવી. આમ કરવામાં ઘણું સ્વભાવ જ્ઞાન અને પદ્ધતિ કૌશલ્ય જોઇએ છીએ. સારો અને નઠારો મહેતાજી આ ઠેકાણેજ ઓળખાઈ આવેછે. અણઘડ મહેતાજી ભારે અડચણો વચમાં નાંખેછે, છોકરાંથી ખસેડાતી નથી, અને પછી આખરે પોતેજ તે ખસેડી નાંખેછે. પણ એ બિલકૂલ ખોટું છે. **મહેતાજીએ છોકરાંની શક્તિ જોઇને વચમાં અડચણો મૂકવી, અને પછી તે પોતે ખસેડવી નહિ, પણ તેમને ખસેડતાં શીખવવું,** આમ કર્યા વિના ખરી કેળવણી કદી આપી શકાતી નથી.

**કામ સંપૂર્ણ રીતે કરવાનો આનંદ**—કામ કરવું અને સંપૂર્ણ રીતે કરવું એમાં ફેર છે. કામ બધાને કરવું પડેછે અને કરેજ છે, પણ બધા સંપૂર્ણ રીતે કરતા નથી. ઘણા માણસ ઉપર ઉપરથી કામ કરી જાયછે. એથીજ કેટલાએક ઉત્તમ અને ઘણા પોતાના કામમાં મધ્યમ ગણાય છે. કર્મનો આનંદ સઘળાને સ્વાભાવિક છે એમ આપણે ઉપર કહ્યું, અને તેમજ સંપૂર્ણ રીતે કામ કરવાનો આનંદ પણ સ્વાભાવિક છે. તથાપિ તેનું બળ એટલું નથી. એને આળસનું જબરૂ બળ નડેછે, અને તેથી ઘણા

માણસ પોતાનું કામ સંપૂર્ણ રીતે કરતાં નથી. તે છતાં એ આનંદ સ્વાભાવિક છે તો તે કેળવી શકાય, એને તે ઉપર મહેતાજીએ અવશ્ય લક્ષ રાખવું જોઇએ. અમે તે રીતે નહિ, પણ સંપૂર્ણ રીતે કામ કરવાનો આનંદ કેવો ઊંચો છે, તે અનુભવવાની ટેવ તજવીજથી મહેતાજી બાળકને પાડી શકે.

**बीजानी बराबरी करवानो कोड** આ સ્વભાવ માણસ જાતમાં બહુજ સાધારણ છે. અને એ ઘણા કર્મનું કારણ છે. આ કોડ અને **वखणावानी इच्छा** એ બે ગુણને કેટલાએક તુચ્છ ગણેછે અને કહેછે કે મહેતાજીએ એનો ઉપયોગ કરવો ન જોઇએ, કેમકે તેમ કર્યાથી અભિમાન અને અદેખાઇને ઉત્તેજન મળેછે. પણ એટલું બધું કહેવું અમને વાજબી લાગતું નથી. એ ગુણો ઉપર કહ્યા તેના જેવા ઊંચા નથી, તોપણ હદમાં રહ્યા હોય ત્યાં સુધી કાંઇ ખોટા નથી. જ્યારે બીજાની બરાબરી કરવાને સારૂ જાતે ઘટતો ઉદ્યોગ ન કરતાં તેની મોટાઇ જોઇને માણસ બળે અથવા તે તોડી પાડવાની કોશીશ કરે, ત્યારે તે ખરેખર મોટો દુર્ગુણ થાયછે. પણ વાજબી રીતે બીજાની બરાબરી કરવાની અથવા લોકોમાં માન મેળવવાની ઇચ્છા કરવી એ મનોભાવ ફાયદા ભરેલો અને ઘણોજ સ્વાભાવિક છે. એ મનોભાવ માણસમાં એટલો બળવત્તર છે કે જો મહેતાજી તેનો ઉપયોગ ન કરે, તો તે એક પોતાનું જબરૂં હથીઆર ખોય એમાં કાંઈ સંદેહ નથી.

**वखणावानी इच्छा**—બધા માણસમાં થોડી ઘણી એ ઇચ્છા હોયજ છે. પણ કોના વખાણ મેળવવા તરફ માણસ લક્ષ રાખેછે તે ઉપરથી તેના ફળ સારાં કે નઠારાં થાયછે. કાં બાળકે કે કાં મોટાંએ, યોગ્ય જનના વખાણ મેળવવાની ખંત રાખવી એ સારૂંછે. નિશાળમાં છોકરાં મહેતાજીના મોંનું એક સારૂં વચન એને મોટામાં મોટું ઇનામ ગણે, એના જેવું બીજું કંઈ સુચિન્હ નથી. બાળકની આ વૃત્તિ આ રીતે વાળવા તર્ફ મહેતાજીએ હમેશાં લક્ષ રાખવું. પણ જો એ કરતાં નહિ આવડે, તો તેના બહુ માઠા પરિણામ થશે એ અમારે અગાઉથી સૌને ચેતાવવા જોઇએ.

**आगळ सुख मळे तेने सारु पहेलांथी तैयारी करी राखवानी इच्छा** આ ઇચ્છા બાળકમાં બહુ થોડી હોયછે, કેમકે તેનામાં ભવિષ્યનો

વિચાર કરવાની ઘણી શક્તિ નથી. આ મનોભાવથી મોટાં છોકરાંઓ જલદીથી વશ થાય, તોપણ નાનાં છોકરાંઓની આ બુદ્ધિ કેળવી તેનો ઉપયોગ કરી શકાય ખરો. કોઈ રમુજી વાર્તાની ચોપડી બતાવી હોય તો તેનો રસ પ્રાપ્ત કરવા યોગ્ય થવાની લાલચે પોતાનું વાંચન સુધારવા તર્ફ છોકરાં મંડી જાય ખરાં. તેમજ સંસારિક કામમાં આગળ ભણતર કેવું ઉપયોગી પડેછે તે તજવીજે તજવીજે બતાવ્યું હોય તો તેઓ તે વધારે ધ્યાનથી ભણે એમાં કાંઈ શક નથી. આ વાત હિંદુના છોકરા ઘણું કરીને સારી પેઠે સમજેછે, અને તેમને એ બાબત થોડોજ બોધ કરવાની અગત્ય મહેતાજીને માલમ પડશે."

**वधारानी इच्छा**—એ ઈચ્છા ઘણી સ્તુત્ય છે, અને તેથી તેને બનતું ઉત્તેજન હમેશાં આપવું. નંબર ચઢાવવો, વર્ગ ચઢાવવો, ઈનામ આપવાં વગેરે કામ છોકરાંની વધારની ઈચ્છા પૂરાં પાડનાર છે, અને તેથી તે કામમાં બરાબર નિષ્પક્ષપાતપણું વાપરી તેમને મહેતાજીએ સ્પષ્ટ બતાવી આપવું જોઇએ કે તેમનો સઘળો વધારો તેમના હાથમાંજ રહેલોછે. "નશીબમાં હશે તે થસે" એવો મહા માઠો ઉદ્યોગ શત્રુ વિચાર કદી પણ આ ટાણે તેમના મનમાં પેસે એવો પ્રસંગ મહેતાજીએ આપવો ન જોઇએ.

## अधिकार बळ.

ઉપર જે બે બળ કહ્યાં તે વડે સારો મહેતાજી ઘણું કરીને નિશાળનો ઉત્તમ બંદોબસ્ત રાખી શકેછે. તે છતાં સારા મહેતાજીને પણ અધિકાર બળ વાપરવાની વખતે જરૂર પડેછે, અને હમેશાં તેને તે સહાય કરનાર તો છેજ. મહેતાજી થયો ત્યાંથીજ બાળકો જાણેછે કે આપણે એની આજ્ઞા માનવાને બંધાએલા છઇએજ, અને મહેતાજી બેવકુફી ભરેલી રીતે નથી વર્તતો ત્યાં સુધી એ વિચાર તેમના મનમાં હમેશાં કાયમજ રહેછે. તેથી ડાહ્યા મેહેતાજીનો નિશાળમાં સઘળો ભાર તેના નામને પ્રતાપેજ પડેછે. તેને અધિકાર બળ વાપરવાની જરૂરજ પડતી નથી.

પ્રસંગે અધિકાર બળ વાપરવાની પણ સઘળાને જરૂર પડે, એ અમે કબુલ કરીએ છઇએ, તોપણ આ વાત હમેશાં યાદ રાખવી કે જેમ તે પ્રસંગ ઓછા તેમ તે મહેતાજી વધારે સારો એમાં કાંઈ સંદેહ નથી. સજા એ બંદોબસ્ત રાખવાનો અધમ પ્રકાર છે. બળાત્કારે કામ કરાવેલું કદી સારૂ થતું નથી, અને કદી થયું તોપણ બાળકની નીતિમાં તે બહુ

ખગાડે કરેછે; સારૂં જાણીને હોંસથી કરવાનો જે અમુલ્ય•સદ્‌ગુણ તે તેમ-નામાં કદી આવતો નથી, અને પારકી મરજીનેજ અનુસરીને વર્તવાની ટેવ પામ્યાથી તેમનામેં ગુલામના સઘળા દુર્ગુણો આવેછે. આ રીતે ઉછરેલાં બાળક દુનિયામાં આગળ શો ઉજેશકાર કરે તે અમે બિલકુલ સમજી શકતા નથી.

## सजा.

સજા કરવાની મતલબ બે હોયછે:—એકતો જે અપરાધ કર્યો તેનો બદલો આપવો. અને બીજી એકે તેમ કરવાથી ફરી એવા અપરાધ થતા અટકે, એ રીતે સજા અપરાધની **प्रतिफळदायक** છે, અને **निवारक पणछे.** સજા કરનારના મનમાં એ બે હેતુ હોય કે નહિ, પણ તેની અ-સર એ બંને રીતનીજ થાયછે. તોપણ એ બે હેતુમાં **निवारकपण** વધારે અગત્યનુંછે, અને તેથી તે ઉપર વધારે લક્ષ રાખવું જોઇએ. જે સજા કરવાથી તે ગુનોહ ફરીથી ન થવાનો સંભવ કાંઈ ઘણો લાગતો નથી, તે સજા કરવી નકામીછે. નિવારક સજા કરવાથી અપરાધનો બદલો તો એકને મળેછે, પણ તે ઉપરથી ચાનક ઘણાને મળેછે, અને એજ સજા કરવાનો મોટો લાભ છે.

સજા મુખ્યત્વે કરીને નીચેજ પ્રમાણેની હોયછે.—૧. વર્ગમા નિચે ઉતારવો, ૨ વર્ગમાંથી કે નિશાળમાંથી થોડો વખત દૂર રાખવો. ૩. કહાડી મૂકવો. ૪. ઠપકો. ૫ ઘેરથી લખી અથવા ગોખી મ઼ગાવવું' ૬. શરીરશિક્ષા.

એમાંની પહેલી ત્રણ જાતની સજા કનિષ્ટ મેહેતાજીની નિશાળમાં સજા દાખલ ગણાવાને બદલે એક ખૂશીનું કારણ થઇ પડે. તેમાં પણ વર્ગમાંથી કે નિશાળનાંથી દૂર થવું એ મોટી શિક્ષા એતો ઉત્તમ પદ્ધતિવાળા મહેતાજીનીજ નિશાળમાં ગણાશે. જ્યારે છોકરાંઓને પાઠ સાંભળવામાં ઘણો રસ લાગતો હોય અથવા તેના લાભ ઘણા સમજાયા હોય, ત્યારેજ તેમને આ સજા તે સજાછે એમ લાગશે. માટે સામાન્ય મહેતાજીઓએ આ બીજી જાતની સજા કવચિતજ કરવી એવી અમારી સલાહછે.

**वर्गमां निचे उतारवानी सजा**—ઘણું કરીને બધાં છોકરાંને લા-ગેછે, કેમકે એમાં ખુલ્લી ગેર આબરૂ છે. તે છતાં એ સજા કરવામાં જો વિવેક રાખવામાં નહિ આવે તો છોકરાં નઠોર થઈ જશે, અને એક નં-

બાર કહાડશો તે દશા જઇને બેસશે. તેમજ ચતુર મહેતાજીના નિશાળીયાને એક નંબર જવાનો હુકમ સાંભળતાં આંખમાં આંસું ભરાઈ આવશે. આ બધુ થવું, ક્યારે અને કેટલા નંબર કહાડવા તેના ઉપર આધાર રાખેછે. તો પણ બધી સજાને માટે આ એક સાધારણ નિયમછે તે કદી ભૂલવો નહિ કે જેમ સજા થોડીવાર અને ઘણા વિચારની સાથે કરવામાં આવશે, તેમ તેની અસર નિશાળમાં ઘણી થશે, અને તેથી તે કરવાની જરૂર પણ થોડીવારજ પડશે.

બીજું એ પણ યાદ રાખવું કે નંબર એ ખરેખરૂં વિદ્યાભ્યાસનું ઇનામછે, અને તેથી ભણવાનું આળસ, અલક્ષ્ય, તથા ગેરહાજરીને માટેજ એ સાધારણ રીતે નંબર કહાડવાની સજા કરવી. બીજા અપરાધને માટે વખતે એ સજા કરવી પણ તેમ કરવાથી તેનું ભણવા ઉપરથી દિલજ ઉઠી જાય એવી ગાંડી રીતે કદી કરવી નહિ.

**घेरथी गोखी मगाववा करतां लखी मंगाववुं** એજ સજા દાખલ તો સારૂંછે, કેમકે તે છોકરાએ આપણી આજ્ઞા કેટલી પાળી તે પ્રત્યક્ષ માપી શકાયછે. ગોખવાનું કહ્યું, અને તે બીજે દહાડે આવીને કહેશે કે ગોખ્યું તો ખરૂં પણ યાદ ન રહ્યું ત્યારે મહેતાજી મહા ગુચવણમાં પડશે, કેમકે બળાત્કારે ગોખેલું યાદ ન રહે એ પણ ઘણું સ્વભાવિકછે. લખવાની શક્તિ તો બધામાંછે કે નહિ તે આપણે સહેજ જાણી શકીએ, અને લખતાં લખતાં ( ગોખાવવું હોય તો ) તે કામ પણ કેટલેક દરજ્જે થાયછેજ.

**ठपको**—એજ સારા મહેતાજીની તો સાધારણ સજાછે. એ સિવાય બીજી જાતની સજા કરવાની એને ભાગ્યેજ જરૂર પડેછે. અને એ સજા પણ તે વખતેજ અને ઘણા વિચારથી કરેછે; સુશિક્ષત નિશાળિયા મહેતાજીનું મન જરા કચવાએલું કે તેની ભમર ચઢેથી જોઇનેજ મનમાં પસ્તાયછે, અને ઠપકાનો એક શબ્દ પણ નીકળતાં તેઓ એવા લજવાઇ જાયછે કે નીચેથી ઊચું જોઇ શકતા નથી. આવી રૂડી અસર નિશાળમાં ઉત્પન્ન કરવાને સારૂ પ્રથમ તો જરૂરનું એછે કે મહેતાજીએ હમેશાં નિશાળિયાઓ સાથે હેત પ્રીતથી વર્તવું જોઇએ, અને ઠપકો નાચારીએ અને નાખુશીથીજ શાંત રીતે દેવાની ટેવ પાડવી જોઇએ. ઘડી ઘડી ઘાંટા કહાડવા અને કઠોર શબ્દનો વરસાદ વરસાવવો એ સજા નથી, પણ બાળકોને

નઠોર કરવાને અચૂક રસ્તોછે; અને એમ નઠોર થઈ જાયછે તેથીજ બીજી જાતની સજાઓ ઘણી નિશાળોમાં સાધારણ થઈ પડીછે. સારી નિશાળમ તો ઠપકાની સજા પણ સાધારણ નથી, ક્વચિતજ મહેતાજીને ઠપકાના એક બે બોલ બોલવાની જરૂર પડેછે, અને તે પડેછે ત્યારે એવી ગંભીરાઇથી અને પોતાનેજ તે બોલતાં માઠું લાગતું હોય એવી રીતે બોલેછે કે તે ગંભીર બોલ સાંભળતાંજ આખો વર્ગ ધીમો પડી ચકિત થઈ જાયછે, અને તેની અસર સર્વેના ઉપર રામબાણ થાયછે.

**शरीरशिक्षा.** આ ગ્રંથમાં કબૂલ રાખીછે તોપણ તે અંતનો ઉપાય છે એ નિશ્ચય જાણવું અને તેનો જેમ ઉપયોગ થોડો કરવો પડે તેમ સારૂં. એ કોઈ નઠોર અને બગડેલા છોકરાને સારૂજ છે; નિશાળમાં ઘણા છોકરા એવા હોયજ નહિ, અને હોય તો તે સ્વભાવિક રીતે નહિ, પણ મેહેતાજીની મૂર્ખાઈથી થઈ ગએલા એમ જાણવું. મહેતાજી નાના મોટા સઘળા અપરાધને માટે વારંવાર નિશાળિયાઓને સજા કર્યા કરે તો તે સજાનું માન ઘણું ઓછું થઈ જાય એમાં શું આશ્ચર્ય? નિશાળની સાધારણ રીત ભાત તો એવી જોઇએ કે કોઈ પ્રસંગે સોટી મંગાવવાનો હુકમ આપે કે તે સાંભળતાંજ સઘળી નિશાળ ભયભીત થઈ જાય, અને આજે એક નવાઇનો બનાવ બન્યો એમ ગણે. એવી નિશાળની સ્થિતિ હોય ત્યારેજ શરીર શિક્ષાની સારી અસર થાય.

શરીર શિક્ષા ઘણા પ્રકારની કરવામાં આવેછે, પણ તેમાં સોટી મારવી એજ ઉત્તમ છે. મહેતાજીએ મૂકી, તમાચો વગેરે મારવાની રીત કદી પણ ન રાખવી. એ રીત જંગલી, મહા નુકસાનકારી અને મહેતાજીના ઓદ્ધાને હલકો પાડનારી છે. મહેતાજીને ગુસ્સામાં કેટલું અને ક્યાં મારવું તેનું ભાન રહેતું નથી, અને પછીથી તેનેજ ભારે પસ્તાવું પડેછે. એવા મારથી વખતે બાળક મરી પણ જાયછે, અપંગ થાયછે, અથવા તેના શરીરમાં કાંઈ દારૂણ રોગ ઉત્પન્ન થાયછે. સોટીનો માર ધાર્યો અને માપેલો છે. એમાં વાજબી રીતે જેટલી સજા કરવી ઘટે તેટલીજ થઈ શકેછે. સોટીને વાસ્તે પણ એવો નિયમ રાખવો જોઇએ કે કોઈ વખત ખપ પડે ત્યારેજ કોઈ દૂરના ઓરડામાં રાખી મૂકી હોય ત્યાંથી મંગાવવી. કેટલાએક મહેતાજીઓ હમેશા હાથમાં લઇને ટેબલપર ઠોક ઠોક કર્યા કરેછે એજ બહુ માઠી ટેવ છે. એથી સોટીનો દેખાવ સાધારણ થઇ પડેછે, અને તેનો બધો ડર ભાગી જાયછે.

બીજું સોટી દૂર રાખી હોય તો તે મંગાવતાં જે કાંઈ વખત જાય એટલામાં મહેતાજી અને નિશાળિયાનો ગરમ થએલો મિજાજ ઠંડો પડવા આવે છે. મહેતાજીને શાંતપણે કેટલી શિક્ષા કરવી જોઇએ તેનો વાજબી વિચાર કરવાનો વખત મળેછે, અને છોકરાએ તે વેળા તો ઉશ્કેરાઇને કદાપિ બેઅદબી કીધી હોય તોપણ એટલામાં તેને વિચાર કરી પોતાની ભૂલ તથા મહેતાજીને તાબે થવાની ફરજ સમજવાનું કેટલે દરજ્જે બની આવે છે.

સોટીની શિક્ષાનો ભાર વધારવાને મહેતાજી પોતાને હાથે ન મારતાં નિશાળના સિપાઈ પાસે અથવા કોઈ અમુક આસિસ્ટંટ પાસે મરાવે તો એથી પણ વધારે સારૂં. એમ કર્યાથી પોતાને ગુસ્સો લાગ્યો હોય તેને પ્રગટ થવાનો કાંઇ પણ અવકાશ મળતો નથી, અને તે શુદ્ધ ન્યાયાધીશના જેવોજ ગંભીર દેખાય છે. પણ બીજાને હાથે મરાવીએ ત્યારે પક્ષા પક્ષ ન થાય તેની તપાસ રાખવી જરૂર છે.

બીજી શરીર શિક્ષામાં ઉભા કરવાની સજા ઠીક છે. એ સોટી મારવા જેટલી શખત નથી અને મધ્યમ અપરાધને માટે બસછે. તે છતાં એ શિક્ષા પણ બાળકના ગજા ઉપરાંત ન થઈ જાય તેની હમેશાં ફીકર રાખવી. આ બે પ્રકારનીજ શરીર શિક્ષા અમે કબૂલ રાખીએ છઇએ.

**निशाळमांथी कहाडी मूकवुं.** આ સજા મહેતાજીએ કોઇ વખત પણ કરવી કે નહિ એ શક ભરેલું છે. જે મહેતાજી એ શિક્ષા કરેછે તે ખુલ્લી રીતે પ્રગટ કરેછે કે હું મારૂં કામ કરવાને શક્તિમાન નથી, કેમકે જો એનાથી એ છોકરો સુધરી શકતો નથી તોજ એ કહાડી મૂકે છે. જો સુધરતો હોય, તો બીજી કોઇ પણ સજા કરી એને રાખી સુધારવો એજ મહેતાજીનું કામછે. જે છોકરો કોઈ ઉપાયે પણ સુધરી શકતો ન હોય, અને તેની સોબતથી બીજા બગડવાનો સંભવ હોય, તોજ એ શિક્ષા વાજબી કરી શકાય. તેમ જે છોકરો મહેતાજીની આજ્ઞા નથીજ માનતો તેને આ શિક્ષા કર્યા વિના છૂટકો નથી. પણ બીજે કોઈ પ્રસંગે પણ આ શિક્ષા કરવી નહિ. એથી બાળકનો જન્મ ખરાબ થાયછે, અને મહેતાજીની નાલાયકી સિદ્ધ થાયછે.

**निशाळना वखत पछी छोकरांने सजा दाखल रोकी राखवा.** એ ઉપર બાળકની સજામાં ગણાવી નથી, પણ વખતે કરી શકાય. પણ ઘણા રોકાણથી તેની તનદુરસ્તીમાં બગાડ ન થાય, તોજ એ જાતની સજા

કરવી. એ જાતની સજા કરવામાં એક હરકત એ છે કે મહેતાજીને જાતે રોકાવું પડેછે, પણ તેમ ન કરતાં રોકેલો છોકરો આજ્ઞા ઉલ્લંઘીને જતો ન રહે એવી ભરોસાદાર ગોઠવણ થઈ શકે તો આ હરકત દૂર થાયછે. ગમે તે રીતે પણ આજ્ઞા ઉલ્લંઘન કરવાની ટેવ ન પડે એની તો બહુજ કાળજી રાખવી, અને જેમાં એમ થવાની દહેશત લાગે તે સજા કરવીજ નહિ એ સર્વોપરી નિયમ કદિ પણ ભૂલવો નહિ.

## सजा करवाना नियम.

આ નિયમો વિશેષે કરીને શરીર શિક્ષાને અર્થેછે, તોપણ બીજી જાતની સજાને તે થોડા ઘણા લાગુ પડેછે.

### १ जेम जेम उमर वधती जाय तम तेम शिक्षा ओछी करवी.

સોળ વર્ષની ઉમર પછી શરીર શિક્ષા ન કરવી એ કહેવું વાજબી છે. એ ઉમરે જે શીખામણથી નહિ સુધરે, તે શિક્ષાથી સુધરે એમ ધારી શકાતું નથી.

### २ भारे गुनाहने माटेज शिक्षा करवी जोईए.

### ३ शिक्षा नियमभंगने माटेज होवी जोइए, पण कोण करनार छे तेनो कांइ विशेष विचार आणवो न जोइए.

મહેતાજીનું અપમાન થયું છે અથવા ગુસ્સો લાગ્યો છે માટે શિક્ષા કરેછે એમ કંઈ હોવું ન જોઇએ. અપરાધ કર્યો માટે નિયમ પ્રમાણે શિક્ષા હોવી જોઇએ, અને તેજ માટે મહેતાજી કરેછે એમ બાળકોને સમજાવું જોઇએ. તેમજ મેં કર્યું તો શિક્ષા થઈ, અને ફલાણાએ કર્યું હોત તો ન થાત એવો કદિ વહેમ પણ તેમના મનમાં ન આવે એવી રીતે વર્તવું જોઇએ. મહેતાજીએ કેવળ નિષ્પક્ષપાત રહેવું એતો એનો મુખ્ય ધર્મછે, અને તે વિના તેનો જરા પણ નિશાળમાં ભાર પડે એમ ધારવું અશક્ય છે. સરખા ગુનાહને માટે બધાને સરખીજ શિક્ષા હોવી જોઇએ. તે છતાં યાદ રાખવું કે સજાનું સરખાપણું તે ખમનારાઓને કેવું લાગેછે તેના ઉપર આધાર રાખેછે. એકને ઠપકાના બે બોલ, બીજાને બે નંબર કહાડવા અને ત્રીજાને બે સોટી મારવી, એ વખતે સરખીજ સજા હોઈ શકે, અને તેવે પ્રસંગે ઠપકાનેજ લાયક બાળકને બે સોટી મારીએ તો તે સજા તેને ભારે પડે અને તેનાં પરિણામ ખોટાં નીપજે. આવો ભેદ વિવેકથી રાખ્યો હોય

તો બાળકો પક્ષપાત કર્યો એમ નહિ કહે, તોપણ એવો ભેદ કોઈ વેળાજ અને ઘણો વિચાર કરીનેજ રાખવો.

### ४ ते निश्चित अने थवा वगर नज रहेवी जोइए.

આ નિયમ બહુ અગત્યનો છે, અને એના ઉપર બધો નિશાળનો બંદોબસ્ત આધાર રાખેછે. જ્યાં સુધી અપરાધ કરીશું તો શિક્ષા થશે એ વાતનો નિશ્ચય નથી, ત્યાં સુધી વખતે વખતે ગમે એટલી ભારી શિક્ષા કરવામાં આવશે પણ તેનું કાંઇ ફળ નહિ થાય. સારા મહેતાજી ઘણી અથવા ભારે શિક્ષા કરતાજ નથી, પણ તેમ કોઈ અપરાધને શિક્ષા થયા વિના જવા દેતા નથી. એથીજ નિંશાળનો બંદોબસ્ત સુધરે છે, અને થોડે વખતે શિક્ષા કરવાની જરૂર થોડી રહેછે.

દરેક અપરાધની શિક્ષા નિશ્ચિત હોવી જોઇએ એટલું નહિ, પણ હમેશાં તે સરખીજ હોવી જોઇએ. એક દહાડો એક અપરાધને સારૂ ભારે શિક્ષા કરી, અને બીજે દહાડે હલકી કરી, તો પછી મહેતાજી એ અપરાધને ભારે ગણેછે કે નહિ તેનો બાળકોના મનમાં સંદેહ ઉત્પન્ન થાયછે, અને તેથી શિક્ષા કરવી એ મહેતાજીની સ્વચ્છંદ મરજી ઉપર આધાર રાખે છે એમ સમજી તેઓ અપરાધ કરતાં થોડાજ ડરેછે. તેમ તેઓના મનમાં પક્ષપાતનો પણ વહેમ પેદા થશે.

### ५ जे सजा करीए ते सफळ थवी जोइए.

સજા કરવાની મતલબ એ છે કે જેને કરીએ તેને લાગે અને તેથી તેનું મન ફરીથી તેવો અપરાધ કરવાનું ન થાય. આ ફળ જ્યાં ઉત્પન્ન થયું નહિ, ત્યાં તે શિક્ષા નિષ્ફળ ગઈ એમ જાણવું. શિક્ષા સફળ કરવાને સારૂ નિશાળિયાના સ્વભાવનું જ્ઞાન બહુ જોઇએ છીએ. તે જાણતા હોઇએ તોજ આપણને માલમ પડે કે આ પ્રકારની અને આટલી સજા એને કરીશું તો એને લાગશે અને ચાનક આવશે. આથી વધારે શિક્ષા કદિપણ કરવી નહિ.

### ६ ए स्वैच्छिक होवी न जोइए, एटले कोइ नियमने अनुसरती राखवी.

### ७ शिक्षा कर्या पछी अभाव न राखवो.

આ નિયમ બહુ સારો છે, અને એના ઉપર શિક્ષાનું સારૂં ફળ ઘણું

કરીને આધાર રાખેછે. ત્રીજા નિયમ પ્રમાણે જે મહેતાજી વર્તતો હશે તેને આ કામ અઘરૂં નહિ પડે. ઘણું કરીને શિક્ષા કર્યા પછી તેણે છોકરા સાથે હમેશની પેઠે.માયાળુપણેજ વર્તવું. તેના ઉપર અભાવ રાખવો નહિ અને તેને બીજાની સમાનજ ગણવો. તેના જે અવગુણ દીઠા હશે તે ભુલાશે નહી, અને મહેતાજીએ તે ભુલવા પણ નહિ, પરંતુ તે સંબંધી અભાવ રાખવો નહિ, અને વિશેષે કરીને તો પોતાના સામા જે અપરાધ થયો હોય તેનું પાછળથી કાંઈ પણ મનમાં વેર અથવા ગુસ્સો રાખવો નહિ. યાદ રાખવું કે એ બધા બાળક છે અને તેની ચાલ ચલગત સુધારવી એજ આપણું કામછે.

## હાજરી.

આ એક નિશાળ વ્યવસ્થાનો અથવા શિક્ષા પ્રકરણનોજ વિષય છે તોપણ અહિયાં એને જૂદો ગણ્યોછે, કેમકે બીજી વ્યવસ્થા જેટલી મહેતાજીનાજ હાથમાં છે તેટલી આ નથી. છોકરાંની હાજરી તેમના માબાપની સમજ ઉપર પણ આધાર રાખેછે. તે છતાં સારા મહેતાજીની નિશાળમાં હાજરી જ્યાં જાયછે ત્યાં હોયજછે એમાં કાંઈ સંદેહ નથી.

આ વિષય અધ્યાપનની પહેલાં લેવાનું કારણ એછે કે જ્યાં સુધી ભણનારાંઓ બરાબર હાજર રહેતાં નથી ત્યાં સુધી ભણાવનારાની બધી કળા ફળીભૂત થતી નથી. માટે નિશાળનો બંદોબસ્ત હાથમાં લીધા પછી હાજરીની બાબત ઉપર મહેતાજીએ જરૂર લક્ષ આપવું.

**હાજરી બે પ્રકારની છેઃ—હરરોજની હાજરી અને વેળાસર હાજરી.** જે છોકરો મહિનામાં ત્રણ દહાડા આવતો નથી, અને જે દરરોજ આવેછે તો હમેશાં ૦॥ કલાક મોડો આવેછે, એ બંને છોકરા ગેરહાજરીના ગુનેહગાર છે.

એ બંને જાતની ગેરહાજરીથી અભ્યાસમાં હરકત પડેછે. એ ચાર દિવસ ગેરહાજરી રહીને જે છોકરો વર્ગમાં આવેછે તેના પાછલા પાઠ પડેછે, એટલુંજ નહિ, પણ ત્યાર પછી જે પાઠ તેને હાજરીના દિવસે શીખવવામાં આવેછે તેપણ તેનાથી પૂરા સમજાઈ શકાતા નથી; વળી એ કારણથી તેનામાં સુસ્તી આવેછે અને તેનો ચેપ વર્ગમાં પાઠ ચાલતી વખતે બીજાને પણ લાગેછે. વેળાસર હાજર ન થવાનાં પરિણામ એથી

પણ વર્ગમાં વધારે નઠારાં થાયછે. મહેતાજીને કેટલીએક મિનિટ સુધી વખત થયા પછી પણ છોકરાઓ ભેગા થવાની રાહ જોઇને બેસી રહેવું પડેછે. એના કરતાં બીજું શું શરમ ભરેલું છે? કેટેથી દશ બાર છોકરા ભેગા થાયછે, અને મહેતાજી પાઠ ચલાવવા માંડેછે, પણ તેનાથી પોતાનું કામ સ્વસ્થતાથી થઈ શકતું નથી, તે ભણાવવાના રંગમાં આવવાની તૈયારી ઉપર હોયછે કે એક નવો છોકરો આવીને ઉભો રહેછે અને તેના બાનાં સાંભળવામાં મહેતાજીને લાગવું પડેછે. એમ વારે ઘડીએ તેને થાયછે અને તેનાથી પહેલા કલાકનો પાઠ જે કે ઘણું કરીને સૌથી વધારે અગત્યનો હોયછે તે અવિધિન ઉત્સાહે કદી પણ શીખવી શકાતો નથી. આવું છેક થાય તેના કરતાં મોડા આવનારને પાઠનો લાભ ન આપતાં વર્ગમાં બહાર રાખવા એ બહુ સારૂંછે, તે છોકરાને જો આ શિક્ષારૂપ ન લાગતું હોય, તો વર્ગની નીચે જેમ આવે તેમ વગર બોલે બેસાડતાં જવું, અને પછીથી પાઠ થઈ રહ્યા પછી તેઓની તપાસ કરવી એજ સારો રસ્તો છે.

## हाजरी बराबर राखवाना नियम.

### १ निशाळना काममां छोकरानुं मन लागे एम करवुं.

આ નિશાળની સઘળી વ્યવસ્થાની કુંચીછે, ને ભણાવવાની ઉત્તમ પદ્ધતિ અને ઉત્સાહ એ બે વિના છોકરાના મનરંજન થવાનાં નહિ. પણ એ વિષે આપણે ઉપર કાંઇ કહ્યુંછે, અને આગળ બહુ કહેવાનુંછે. તેથી તેનો વિસ્તાર અત્રે કરતા નથી.

ચારે નિયમમાં આ સૌથી વધારે અગત્યનો છે.

### २. तमारुं शीखववुं किमती छे एवी छोकराना माबापनी खात्री करो.

આ નિયમનો એવો અર્થ નથી કે તમે મોટો ડોળ કરીને લોકોને છેતરો, અથવા જ્યાં જાઓ ત્યાં તમારી બડાઈ કરતા ફરો. આ તો હલકા પડવાનોજ ચોખો ઉપાયછે. કહેવાની મતલબ એ છે કે તમે તમારી નિશાળનો બંદોબસ્ત એવી સરસ રીતે રાખો, છોકરાંઓને એવું સારૂં ભણાવો, અને તેમને એવી ઉત્તમ કેળવણી આપો કે બધા લોકોની પોતાની મેળેજ ખાત્રી થાય કે તમારી નિશાળમાં પોતાના છોકરા મૂકવામાં બહુ લાભ રહેલો છે. જો એમ તેઓ સમજતા થશે તો તેઓ બને ત્યાં સુધી પોતાના બાળકને ગેરહાજર નહિજ રાખે.

ઘણુંકરીને ઘણા માબાપ શિક્ષકની લાયકી પોતાના છોકરાના કહેવા ઉપરથી અને તેની વર્તણુક ઉપરથીજ માપેછે; જો તે પોતાના છોકરાને ઘેર હરખથી પોતાનો પાઠ કરતો, અને મહેતાજી તથા નિશાળની વારંવાર વાતો કરતો જોયછે, તો તેઓ અનુમાન કરેછે કે શિક્ષક સારોછે, અને આ તેઓનું માપ કાંઈ ખોટું નથી. જો મુહેતાજીને છોકરા વખાણતા હોય તો તે બહુધા વખાણવા જોગજ હોયછે. અર્થાત્ આ બીજો નિયમ અમલમાં લાવવા માટે પણ પહેલો નિયમ પ્રથમ પાળવો જરૂરનોછે.

લોકોને ઉપયોગી અથવા પ્રિય હોય એવા વિષય ઉપર આ અર્થે ભણાવતી વખત ખસુસ લક્ષ આપવું એ પણ એક તેમને નિશાળની કિંમત સમજાવવાનો રસ્તો છે, અને તે બને ત્યાં સુધી મહેતાજીએ કદી ભૂલવો નહિ.

## ३ दरेक छोकरानी दररोजनी हाजरीनुं पत्रक राखो.

દરેક નિશાળમાં રજીષ્ટર રાખવુંજ પડેછે એટલે એના જે અનેક લાભછે તે બતાવવાની કાંઈ ઘણી જરૂર નથી. તેમજ તે શી રીતે રાખવું તેના નમુનાઓ તૈયારછે એટલે અહિંયા આપતા નથી. તોપણ આ પ્રસંગે એટલું કહેવું જોઇએ કે મોઢેથી આપણે કોઈ છોકરાને કે તેના માબાપને કહીએ કે એ આ મહીનામાં આટલા દિવસ ગેરહાજર રહ્યો તેના કરતાં રજીષ્ટર કહાડી તારીખે તારીખે કહી બતાવીએ અને તે મહીનાનો કેટલામો ભાગ થયો તે સમજાવીએ, તો તેમના ઉપર ઘણી અસર થાયછે. હાજરી આપણે એટલી અગત્યની ગણીએ છઇએ કે તેને નોંધી રાખીએ છઇએ એ જોઇનેજ છોકરાને અને તેના માબાપને તેની કિંમત સમજાશે. ઘણાં તો ગેરહાજરીમાં કાંઈ ગુનોહછે તેજ સમજતાં નથી. તેને માટે રજીષ્ટર બહુજ જરૂરના છે. આપણી રીતભાત ઉપરથી જેટલું રજીષ્ટરને અગત્ય આપીશું તેટલું અગત્ય તેમના મનમાં સમજાશે.

## ४. जे छोकरो गेरहाजर छे तेना मावापने चीठी लखी खबर आपवी.

મોંહે કહાવવા કરતાં ચીઠી મોકલવાના ફાયદા બેશક વધારેછે, કેમકે તેની અસર બહુ થાયછે. પણ જ્યાં માબાપ વાંચી શકતા નથી અને ચીઠી જોઇને ભડકે એમ હોય ત્યાં તેમ ન કરવું અને મોહે કહાવીનેજ સંતોષ

પામવું પણ માબાપને ગેરહાજરીની ખબર કર્યાવિના કદિ પણ રહેવું નહિ. માબાપથી અજાણ્યા જે ગેરહાજર રહેછે તે તો બેશક બંધજ પડશે, અને વારેવારે રાખતાં પણ તેઓ કાંઇક આચકો ખાશે.

### હાજરી વેળાસર કરવાના ઉપાય.

### १. महेताजीए पंढे वेळासर हाजर थवुं.

પ્રથમ તો મહેતાજી વેળાસર આવતો નથી, તો છોકરાંને વેળાસર બોલાવવાનુંજ કાંઇ ઝાઝું પ્રયોજન નથી. પાઠમાં મોડા પડે માટે તો છોકરાને વેળાસર બોલાવવાનો આપણે આગ્રહ રાખીએ છઇએ, પણ જ્યાં મહેતાજી નથી ત્યાં પાઠ યથાયોગ્ય ચાલી શકવાનાજ નહિ અને તેથી તેમને વેળાસર ન આવવાથી કાંઈ ઝાઝું નુકસાન નથી. બીજું જો પોતે કોઈ કોઈ વખત પણ મોડો આવેછે, તો મોડા આવવાને માટે બાળકોને શિક્ષા કરતાં તેને સ્વભાવિક રીતેજ કેટલો સંકોચ રહેશે, અને તે વાજબી છે. હમેશાં યાદ રાખવું કે "પોથીમાંના રિંગણા" કર્યાથી સફળ બોધ બીજાને કદિ થઈ શકતો નથી, પણ આપણે માત્ર તિરસ્કારને પાત્રજ થઇએછઇએ.

### २ आववानो वखत मुकरर करवो, ने त्यारपछी जे जरापण मोडा आवे ते सघळाने मोडाज गणवा.

આ કામને માટે મહેતાજીને ઘડીયાળ કે વખત જાણવાનું સારૂ સાધન જરૂર જોઇએ.

મુકરર કરેલા વખતની પાછળ એક મિનિટની પણ છૂટ આપવી ન જોઇએ, કેમકે એમ કરતાં એ છૂટ એટલી લંબાતી જશે કે તેનો પાર નહિ આવે, અને વેળાસર આવવાની ટેવ બાળકોને કદી નહિ પડે. કેટલાએક મહેતાજી એ કામને સારૂ પાંચ દશ મિનિટની છૂટ મુકરર કરી રાખેછે, પણ એ અમને બિલકુલ પસંદ નથી. એ નિશાળનો વખત એટલો મોડો રાખ્યાનીજ બરાબર છે, અને ત્યારે તે વખતેજ નિશાળનો વખત ખુલ્લી રીતે રાખવો એ વધારે સારૂં ગણાય. કેમકે તેમ કરે છોકરાંઓને ગેરહાજરીના અપરાધી ઠરવાની તો ટેવ ન પડે.

પણ નિશાળનો વખત મુકરર કરવા પહેલાં છોકરાઓને આવવું ક્યારે સુગમ પડશે તેનો વિચાર કરવો જરૂર છે, અને નિશાળનો વખત તે પ્રમાણેજ રાખવો જોઇએ. આ પ્રમાણે નહિ કર્યું હોય તો આ ચારે નિયમો પ્રમાણે ચાલતા પણ છોકરાં વેળાસર નહિજ આવી શકે. મહેતાજીને પણ

અનુકુળ પડતો તે વખત હોવો જોઇએ ખરો; પણ મહેતાજી કરતાં તે છો-કરાં અથવા તેના માબાપની અનુકુળતા ઉપર વધારે લક્ષ આપવું યોગ્ય છે.

### ३. पेहेलो पाठ सौथी वधारे अगत्यनो अने छोकराओ वधारे किमती गणता होय एवो राखवो.

પેહેલે કલાકે છોકરાંનાં મન બહુ તાજાં અને તેથી જે ભણાવીએ તે સહેલથી ભણવાને લાયક હોયછે. એ કારણ પણ પહેલો પાઠ વધારે અગત્યનો રાખવાનું છે. પણ આ ઠેકાણે તેની કિંમત છોકરાંઓ સમજતા હોય, તોજ ધારેલી મતલબ પાર પડે, અને નહિતો ઉલટા જાણી જોઇને મોડા આવે. માટે આ નિયમને અનુસરવા જતાં અગત્યનો પાઠ ચૂંથાઈ જાય નહિ એ વાતની હમેશાં ફિકર રાખવી. એની મતલબ બાળકોને લલચાવી વહેલાં આવે એમ કરવાની છે, અને જો તેમ ન થઈ શકે અને અઘરો પાઠ બધા બરાબર રીતે ભણી ન શકે એમ માલમ પડે, તો તુર્ત એ ધારો દૂર કરવો, અને બીજો વધારે પ્રિય વિષય એ વખતને સારૂ પસંદ કરવો.

જો શિક્ષકના કાચા અનુભવને લીધે અથવા બીજા કોઈ પણ કારણથી છોકરા મોડુ આવવાની ટેવ છોડે નહિ તો પ્રથમ અગત્યનો પાઠ રાખ્યાને બદલે તે વખતે કવિતા બોલવા જેવો કે અક્ષર લખવા જેવો કોઈ સહેલો વિષય રાખવો. એવા વિષયમાં મોડા આવનારને ઘણું નુકસાન થતું નથી, અને વર્ગમાં તેમના આવવાથી ગરબડ પણ થોડી થાયછે. તે છતાં યાદ રાખવું કે આ હારી બેસવાનો રસ્તો છે. ચાલે ત્યાં સુધી તો પ્રથમ અઘરો પાઠ રાખવો અને વેળાસર બધા હાજર થાય એમ કરવું એજ ઉત્તમ માર્ગ છે.

### ४. मोडा आववानुं कारण हतुं एवी घेरथी चीठी न लइ आवे तेने ते माटे शिक्षा कर्या विना रहेवुं नहि.

માબાપને ચીઠી લખી આપવાનો એટલો કંટાળો હોયછે કે તે ઘણું કરીને છોકરાને સહેજ કામ સારૂ મોડો નહિજ થવા દે, અને તેમ છોકરો પણ ચીઠી વિના જઇશું તો શિક્ષા થશે એમ ધારી પોતાની મેળેજ વખતસર આવવાની ફિકરમાં રહે છે.

વખતે છોકરો હાથેજ ચીઠી લખી લાવે એવો સંભવ છે, પણ મહેતાજીમાં વિચક્ષતા હોય, તો એમ બનતું અઘરૂં છે.

માબાપ ચીઠી લખી ન શકતા હોય, અને તેથી તે જાતે અથવા કોઇની મારફતે આપણને ખબર કરે તો તે કબુલ કરવી એમાં કાંઇ હરકત નથી, પણ ખબર લાવનાર માણસ ભરોસાદાર જોઇએ.

ચીઠી છતાં પણ નંબર કહાડવા જેવી જુજ શિક્ષા તો તેને મળવીજ જોઇએ. ચીઠી નહિ લાવનારને તો આ ઉપરાંત ખસૂસ મોટી શિક્ષા કરવી જોઇએ.

**५. आ चीठी आववा छतां पण सजामांथी छेक ते बची जवो न जोईए.**

નંબર ખોવાની સજા તો તેને મળવીજ જોઇએ. એતો સજા નથી પણ મોડા આવવાનું અચુક પરિણામ છે એમ સઘળા છોકરાઓને સમજાવવું જોઇએ. ચીઠી ન લાવનારને માટે અલબત્ત એથી ભારેજ શિક્ષા રાખવી. એ અપરાધને માટે વર્ગ બહાર કાઢવો અથવા નિશાળના વખત પછી રાખવો એ સજાની સારી રીતો છે, વર્ગ બાહર કાઢ્યો હોય ત્યારે તેને કાંઇ પણ કામ કરવા દેવું નહિ, નિશાળના વખત પછી રાખીએ, તો તે રહેછે કે નહિ તે જાણવાની યોગ્ય ગોઠવણ કરવીજ જોઇએ. નહિતો ફાયદાને બદલે આખી નિશાળને નુકસાન થશે.

## અધ્યાપન ભાગ.

### शिक्षक संपत्ति.

વિદ્યાર્થીમાં કેવા ગુણ જોઇએ અને ન હોય તો ગુરૂએ શી રીતે આણવા, ને શિક્ષાપ્રકરણમાં કહ્યું. હવે વિદ્યાભ્યાસ કરાવવાને સારૂ ગુરૂમાં શું હોવું જોઇએ? શું એનો ધંધો વગર ભંડોળનોજ છે? શું એને કાંઇ સંપત્તિની જરૂર નથી? સંપત્તિ વિના જગતમાં કોઇપણ વ્યાપાર ચાલતો નથી. મેહેતાજીને જે સંપત્તિ જરૂરની છે તે રૂપિઆ અને મોહોરોના જેવી સાકર અને ખણખણાટ કરતી નથી, પણ એના ઉદ્યોગનો વિષય જે મનુષ્યાત્મા તેના જેવીજ તે અદૃશ્ય, અનુપમ, અને મૂલ્યવિનાનીછે.

શિક્ષક પોતાનું કામ સારી રીતે કરી શકે તેને માટે તેને આ પાંચ વાતની જરૂર છે:—**१. शीखववाना विषयनुं जोईतुं ज्ञान. २. बाळकना मनमां पेसी जोवानी शक्ति. ३. उत्तम पद्धत्तिनुं अनुभव सिद्ध ज्ञान. ४. लक्ष अकर्पण करवानी कळा. ५. दररोज पोते पाठ तैयार करीने आववुं.**

**૧. શીખવવાના વિષયનું જોઈતું જ્ઞાન.**—આ વાતની જરૂર તો આળસુમાં આળસુ મહેતાજી પણ કબુલ કરશે, પરંતુ "**જોઈતું જ્ઞાન** તે કેટલું એમાં ઘણા ભૂલ ખાયછે. હમેશાં યાદ રાખવું કે **એક વિષય ઉપર જેટલું શીખવવું હોય તેના કરતાં બહુજ વધારે શિક્ષકને જાણવાની જરૂર છે.** શીખવવાનું બહુ થોડું હોય, પણ તેટલું થોડું સારી રીતે ક્યારે શીખવી શકાય કે જ્યારે શિક્ષકનું જ્ઞાન તે વિષય ઉપર બહુજ વધારે હોય. એ વધારાનું જ્ઞાન છોકરાઓને આપવાને સારૂ જરૂરનું છે એમ નથી, પણ તે જ્ઞાન જો એના મનમાં હશે તો તેનું અજવાળું જે શીખવવાનું છે તે ઉપર એટલું પડશે કે તે ભાગ બાળકો આગળ મનોહર રૂપે મૂકી શકાશે. જો શિક્ષકના મનમાં એ વિષય ઉપર કોઈ ઠેકાણે પણ અંધારૂં હશે, તો તે અંધારાને લીધે શીખવેલો વિષય બાળકોથી ઝાંખો ઝાંખોજ દેખાશે. માટે શિક્ષકમાં **સચોટ અને વિસ્તીર્ણ જ્ઞાન** જોઇએ સચોટ એટલે ચોખું જેમાં કાંઇ પણ ભૂલ ભાલ નથી, અને જ્યારે જોઈએ ત્યારે તૈયારનું તૈયાર. ધુંધવાતું જ્ઞાન અથવા જે જ્ઞાન ખોતરી ખોતરીને કહાડવું પડે તે શિક્ષકને પોતાના ધંધામાં કાંઇ પણ કામનું નથી. એ તો હમેશાં તાજું, રસ ભર્યું, અને વિગતવાર હોવું જોઇએ. તેમજ. એ જ્ઞાનનો વિસ્તાર વધારે જોઈએ એ વિષે તો આપણે પ્રથમજ સમજાવ્યું.

આવી રીતનું જોઇતું જ્ઞાન શિક્ષક ખપ પડે ત્યારે મેળવી શકવાની આશા રાખે તો ફોકટ છે. અણીની વખતે અભ્યાસ કર્યાથી સારૂ જ્ઞાન મળતુંજ નથી. એ વખતે તો ઘણામાં ઘણું કરી શકીએ તો ઉપરચોટીયુંજ જ્ઞાન પ્રાપ્ત થાય, અને આપણે ઉપર સમજાવ્યું છે કે શિક્ષકમાં **વિસ્તીર્ણ અને સચોટ જ્ઞાન** હોયા વિના તેનાથી હલકી બાબત પણ અસરકારક રીતે બાળકોને સમજાવી શકાતી નથી. માટે, **મેહતાજીએ હમેશાં કાંઇ કાંઇ પણ નવુ વાંચવાની ટેવ રાખવી જોઇએ** જે મહેતાજીને વાંચવાની ટેવ નથી, તેનું ભણેલું પણ કટાઇ જઇ નાશ પામે છે, અને આખરે કેટલેએક વખને તે પોતાનું કામ કરવાને બિલકુલ નાલાયક ઠરેછે, અને તેના મોઢાગળના છોકરાઓ તેનાથી ચઢીઆતા કહેવાવા લાગેછે. આવી શરમ ભરેલી હાલત તેની કદી પણ ન થાય, જો તે દરરોજ ખાનગી વાંચનથી પોતાના જ્ઞાનમાં વધારો કર્યા કરે; પણ તેથી ઉલટો

તે હમેશાં બીજા કરતાં જ્ઞાનમાં આગળનો આગળજ રહે, અને અનુભવ બળે પદ્ધતિમાં તો એવો કુશળ થાય કે તરૂણ મહેતાજીઓ તેની તરફ સદા માનની નજરથી જુએ તથા ગુંચવણની વખતે એના ખુલાસા ઉપર બહુ વજન રાખે. દરેક માણસનો ધર્મ છે કે જમાનાની સાથે પોતે પણ આગળ વધતા જવું. તેમ તે નહિ કરે તો જમાનો તેનેસારૂ થોભવાનો નથી; પણ તે માત્ર પાછળ પડી જઇ હાંસીને પાત્ર થશે. શિક્ષક વર્ગને આવી માઠી હાલતમાં જોવો એ બહુ ખેદકારક છે, કેમકે દેશની સઘળી ભાવી સ્થિતિ તેમની ઉપર ઘણીખરી રહેલી છે. આ બધાનો રામબાણ ઉપાય એજ છે કે શિક્ષકે વાંચવાનો અને વિચાર કરવાની ટેવ રાખવી. મહેતાજીએ શું વાંચવું તેની કાંઇ હદ બાંધી શકાતી નથી. એ તેની રૂચિ અને શકિત ઉપર આધાર રાખેછે, અને નિશાળના વિષયોથી છેક નિરાળી બાબતોનું જ્ઞાન પણ ચતુર મહેતાજી દૃષ્ટાંતાદિકદ્વારે પોતાના કામમાં ઉપયોગી કરી શકે છે. તે છતાં મહેતાજી નીચેના આ બે નિયમો ઉપર લક્ષ રાખશે તો તેને બહુ ફાયદો થશે.

**जे वांचवुं ते समजीने वांचवुं अने ते उपर विचार करवो.**

ઝપઝપ પાના ઉથલાવી જવા, અને પોતાની બાળ જિજ્ઞાસાનેજ તૃપ્ત કરવાની કે અમે આટલા પુસ્તકો વાંચ્યા છે એમ બતાવવાની ઉમેદ રાખવી એ વાંચવાનો અધમ પ્રકાર છે, અને એથી ફાયદા કરતાં નુકશાન બહુજ વધારે થાયછે. એ રીતના વાંચવાથી વિચાર કરવાની શકિત નાશ પામેછે, અને આવી અમૂલ્ય વસ્તુનો ભોગ આપીને જે કાંઈ પરચુરણ તથા ઉપર ચોટીયું જ્ઞાન મેળવવામાં આવેછે તે થોડા વખતમાં જતું રહેછે, અને કયારે પણ તેને અવસર ઉપરતો ખપ આવતુંજ નથી. માટે આ નિયમ સઘળા વિદ્યાર્થીઓએ પ્રતિક્ષણે ધ્યાનમાં રાખવા જોગ છે; અને મહેતાજીએ પાકું સમજવું કે જે જે માણસ જ્ઞાનમાં વધારો કરવા ઈચ્છેછે તે વિદ્યાર્થીજ છે. વિદ્યાર્થી અવસ્થામાં જે અભ્યાસની પદ્ધતિછે તેજ પદ્ધતિ ખાનગી વાંચનની વેળા પણ રાખવી જોઈએ. સંસાર વ્યવહારના કાર્યોમાં પડ્યાથી તે વેળાના જેટલો વખત વિદ્યાપછાડી અલબત્ત થોડાથીજ ખરચાઈ શકાશે, તો પણ તે માટે અભ્યાસની પદ્ધતિ બિલકુલ ફેરવી નાંખવી, એ કોઇ પણ રીતે પ્રતિપાદન થઇ શકશે નહિ. મહેતાજીએ દરરોજ થોડો પણ અમુક વખત દરરોજ કાંઇ વાંચવામાં કહાડવો જોઇએ, અને તે વેળાએ નોંધ કહાડવી,

વિચાર કરવો વગેરે અભ્યાસનો જે ઉત્તમ વિધિ છે તે વિધિને અનુસરિજ તે કામ કરવું.

**वांचवुं भणाववाना काममां उपयोगी थई शके ए उपर सदा लक्ष राखवुं.** ઉપર કહ્યું તે પ્રમાણે ચતુર મહેતાજી આડી અવળી બાબતોના જ્ઞાનને પણ નિશાળમાં ઉપયોગી કરી શકે છે, અને ઉપયોગી ન કરાઇ શકાયું તોપણ મહેતાજીની બુદ્ધિમાં ( માત્ર જ્ઞાનમાં નહિ ) જેટલો વધારો થાય તે નિશાળના લાભને અર્થેજ છે, એ બે કારણોને લીધે ભણાવવાના કામમાં જે વિષયો ન આવે તે નજ વાંચવાં એમ તો કહી શકાતું નથી, તોપણ વિશેષે કરીને શાળોપયોગી બાબતોનાજ ગ્રંથ વાંચવાની મહેતાજીને ભલામણ કરવી એ ખોટું નથી. એમ કર્યાથીજ નિશાળમાં જે જ્ઞાન જોઇએછે તે એનું તાજું રહેશે અને વધશે. છેક આડા વિષયોના અભ્યાસમાં પડયાથી તે વિસારે પડેછે, અને વખતે ઉપયોગી વિષયો ઉપર અભાવ પણ ઉત્પન કરેછે. વળી કેવળ સ્વાર્થી વાંચનથી બાળકના મનમાં પેસી જવાની શકિત પણ મહેતાજીની ક્ષિણ થાયછે. મહેતાજીના જ્ઞાન બુદ્ધિ અને બાળકના જ્ઞાન બુદ્ધિમાં હમેશાંજ કેટલોએક ફેર તો એવો રહેલોછે કે તેને બાળકની મુસ્કેલીઓ સમજવી અઘરી પડેછે તો જ્યારે તે આડા વિષયમાં ઊંડો ઉતરી પડે ત્યારે તેનાથી નિશાળીયાની સાથે સમભાવ શી રીતે થઇ શકાય? અને તેમના વિષયો અને તેમની મુસ્કેલીઓ તુચ્છ, ન જવાબ દેવા લાયક, અને કંટાળા ભરેલી લાગશે; અને એમજ જ્યાં થયું ત્યાં તેનાથી શી રીતે છોકરાઓના મનમાં પેસી કાંઇ પણ અસરકારક રીતે શીખવી શકાય? ભણાવવાના વિષયો તાજા, રસ ભર્યા, અને વિગત ભર્યા મહેતાજીના મનમાં રહેવાની બહુજ જરૂર છે, અને તેથી એમ થાય એવી રીતનુંજ વાંચન મહેતાજીએ ખાનગી વખતમાં બહુધા તો રાખવું જોઇએ.

**बाळकना मनमां पेशी जवानी शक्ति.**—ઘણા શિક્ષકો જાતતોડ મહેનત કરવા છતાં પોતાના કામમાં બરાબર ફતેહ પામતા નથી તેનું કારણ આશકિતની ખામી છે. આશકિતથી શિક્ષકને મહા ચમત્કારિક બળ પ્રાપ્ત થાયછે, અને અધ્યાપન કર્મ તેને એક સરળ અને આનંદનું સ્થાન થઇ પડેછે.

આ શકિત સ્વભાવિક રીતેજ કેટલાકમાં ઓછી અને કેટલાકમાં વધારે માલમ પડેછે. તે છતાં જો માણસ ખંત રાખે તો કેટલેએક દરજ્જે

મેળવી શકે એમાં કાંઇ શક નથી. એ શકિત શિક્ષકમાં આ ચાર વસ્તુ કેટલી છે તેના ઉપર આધાર રાખેછે:—१. पोतानी बाल्यावस्थानुं रसभर्यु स्मरण. २. बालक मात्र उपर स्वाभाविक प्रीति. ३. तर्क शक्ति. ४ पोताना कामनो उत्साह. એમાંની ત્રણ બાબતોતો સ્વભાવિક છે, અને તેથી તે ઉપર શિક્ષકની સત્તા ઘણી ચાલતી નથી એ કબુલ કરીએ છઇએ. પણ ઉત્સાહ રાખવો તો એના હાથમાં છે, અને તેવડે પોતાના કામ જેટલું તો તે બાળકના મનમાં નિશ્ચય પેસી શકશે.

નીચેના નવ નિયમો પ્રમાણે જો શિક્ષક ઉત્સાહથી વર્તે, તો થોડા વખતમાં તે આ શક્તિ ઘણે દરજે મેળવી શકે એમ અમે માનીએ છઇએ: १. वाल्यावस्था उपर प्रीति राखवी. २.बालकोनो सहवास वधारवो, अने तेना स्वभावनो सर्वत्र अभ्यास करवो. ३. पोतानी बुद्धिने नीची नमावी बाळबुद्धिने प्रयत्नवडे अडाडवी. ४. निशाळमां प्रतिक्षणे चिंता राखवी के हुं समजावुं छुं ते बाळको समजशे के नहि. ५. समजावती वेळा अने समजाव्या पछी ते समजेछे के नहि तेनी तपास कर्याज करवी. ६ नहि समज्यो एम कहेनारने कदि पण ठपकानी शिक्षाए करवी नहि, पण ते कहेवानुं सर्वेने उत्तेजन आपवुं. ७ नहि समज्या तेनुं कारण शुं ते पोते विचारवुं अने शोधि काढवुं. ८. शीरीते शीखवुं तो बाळकना मनमां सहेलथी ऊतरे ए वातनुं अहोनिश चिंतन कर्या करवुं, अने जे रीत सुझे तेने प्रयोग करी कसी जोवी. ९. शिक्षकभाईओ साथे आ विषयनी चर्चा करवी.

ફરીથી અમે કહીએ છઇએ કે સઘળી શિક્ષણ કળાનો આ શક્તિ જીવ છે. એ શક્તિવિના સારામાં સારી અધ્યાપન પદ્ધતિ મડદાના જેવી નિરૂપયોગી અને વેઠ રૂપ છે. શિક્ષા પ્રકરણમાં આ શક્તિ કેટલી ઉપયોગી છે તે તે ઠેકાણે સૂચવ્યું છે. કેળવણી અને વિશેષે કરીને નીતિની કેળવણી, શિક્ષકમાં આ શક્તિવિના બિલકુલ આપીજ શકાતી નથી. માટે જે મહેતાજીને પોતાના કામમાં કાંઈ પણ યશ મેળવવાની ઈચ્છા હોય તેણે બાળ-

કના મનમાં પેસીને જોવાની શક્તિ મેળવવા તર્ફ તન મનથી અહોરાત્ર મંઆ રહેવું જોઇએ.

**शिक्षा पद्धत्तिनुं अनुभव सिद्ध ज्ञान**—શીખવવાની પદ્ધતિઓ કઈ કઈ છે અને કયે અવસરે કઈ વાપરવી જોઇએ એ પદ્ધતિ પ્રકરણમાં વિસ્તારથી કહેવામાં આવશે. આ ઠેકાણે એટલુંજ કહીએ છઇએ શીખવવાની બેજ રીતિ છેઃ—૧ **संयोगी करण**, અથવા, **सूचक रीति;** અને **प्रथक्करण रीति**, અથવા **व्याख्यान रीति**. એ પ્રત્યેક પદ્ધતિ વાપરવાની ૩ શૈલી છેઃ—૧ **प्रश्नोत्तर शैली**, ૨ **भाषण शैली**, ૩. અને **प्रदर्शन शैली** વળી **समूहशिक्षणविचार** અને **प्रथकूशिक्षणविचार** એ બે પણ પદ્ધતિમાં મોટા વિચ્ચારછે, અને તે પ્રત્યેકના પેટામાં ઘણા વિચાર આવી જાયછે.

આ સ્થળે વિશેષ કહેવાનું એછે કે કોઈ પણ મહેતાજીનું કામ કરવા નીકળે તે પેહેલાં તેણે શિક્ષા પદ્ધતિનું જ્ઞાન અવસ્ય મેળવવું જોઇએ, અને એ જ્ઞાન માત્ર પુસ્તક પ્રાપ્તજ નહિ પણ અનુભવ સિદ્ધ હોવું જોઈએ. મતલબ એ કે તે "ટ્રેન" થવોજ જોઇએ, એટલે શિક્ષણ શાસ્ત્રમાં ભણ્યો ને ગણ્યો બંને હોવો જોઇએ મોટા વિદ્વાન કરતાં એવો મહેતાજી સામાન્ય વિદ્યાવાળો છતાં જે કામ ઉપર નીમાયોછે તે કામ વધારે સારૂં કરી શકેછે.

**४. लक्ष आकर्षण करवानी कळा**.—બધી વાત સમજવાનું આદિકારણ લક્ષછે, અને ઘણું કરીને જૂદા જૂદા માણસની સમજમાં ફેર માલમ પડેછે તે સમજવાની શક્તિમાં ફેર હોવાને લીધે નહિ, પણ જૂદા જૂદા માણસ એક વાત ઉપર વત્તું ઓછું લક્ષ આપેછે તેને લીધેછે. સંપૂર્ણ લક્ષ આપતાં એકાદી વાત ન સમજી શકે એવા થોડાજ હોયછે. તેમજ સ્મરણ શક્તિનું પણ મૂળ કારણ લક્ષજ છે. જે વાત ઉપર આપણું ચિત્ત વધારે લાગેછે તે વાત વધારે યાદ રહેછે. માટે બુદ્ધિની કેળવણીને અર્થે કે માત્ર અધ્યાપનને અર્થે લક્ષ આપવાની ટેવ બહુ કામનીછે.

બાળકો લક્ષ આપે તેને માટે મહેતાજીને નીચેના નિયમો બહુ ઉપયોગી માલમ પડશે. ૧ **वर्गनुं स्थळ बाळकोनी इंद्रियोने बहार आकर्षे एवुं न जोईए** એ કારણને લીધે ભર બજારમાં નિશાળ હોય

તે સારી નહિ. તેમજ એક વર્ગની ચર્ચા બીજા વર્ગમાં જોઈ શકાય એ ગોઠવણી ઠીક નથી. વર્ગમાં તમાસો કરવા જેવા પદાર્થ રાખવા નહિ એ પણ આજ પેટામાં કહી શકાય, અને એજ કારણથી પ્રદર્શનની વસ્તુઓ પણ પ્રસંગ ગયો કે બાળકોની નજર આગળથી દૂર કરવી જોઇએ. તેમજ મહેતાજીના રૂપ કે વેષમાં એવી વિચિત્રતા હોવી ન જોઇએ કે બાળકનું ચિત્ત પાઠ તરફ આકર્ષણ પામ્યાને બદલે તે તે તરફજ લાગી રહે.—

**२. शिक्षकनी आंख सघळा उपर फरती रहेवी जोईए.** આ કામને માટે પગથાર (ગ્યાલરીની) બેઠક નિશાળમાં બહુ કામની છે. એ ગોઠવણથી શિક્ષકની નજર હેઠે સઘળા છોકરા આવી જાયછે. પણ સઘળા પાઠમાં એ બેઠક કામમાં લઈ શકાતી નથી, અને તેથી ચારે તર્ફ ફરતી નજર રાખતાં મહેતાજીએ શીખવુંજ જોઇએ. કોઈ એમ કરવાને કાકદૃષ્ટિની ઉપમાં આપેછે, એ ઉપમાં અગર જો હસવા જેવી તુચ્છ છે, તોપણ આપણે જે સમજાવવું છે તેનો સાદૃશ વિચાર આપવાને સંપૂર્ણ શક્તિમાન છે.

**३. शिक्षकनुं लक्ष वर्गना काममां संपूर्ण होवुं एज प्रथम तो अवश्यनुं छे.** શિક્ષકોનેજ જો પોતાના કામમાં રસ લાગતો નથી, તો બાળકોને લાગશે એવી આશાજ ન રાખવી. તેમજ લક્ષી માણસના બોલવા ઉપર સ્વાભાવિક રીતેજ સાંભળનારનું લક્ષ જઇને ચોંટે છે.

**४ बाळकनी जेम वधारे ईंद्रियो पाठमां रोकाय तेम सारुं.** કાનની સાથે આંખનો હમેશાં ઉપયોગ કરવો. પાઠમાં રસ લાગવાનું મોટું કારણ કાળું પાટીયું છે. એનો જેને બરાબર ઉપયોગ કરતાં આવડ્યો તેને અર્ધી તો અધ્યાપન કળા આવડીજ એમ સમજવું. સામાન્ય જ્ઞાનના પાઠમાં એ બેથી વધારે ઇંદ્રિયો કામે લગાડી શકાય છે. **५. पाठ एवी रीते आपवो जोईए के बाळकनुं आखुं मन कामे लागे.** એ નિયમમાં બે વાત આછે. એકતો માણસના મનમાં વિવિધ પ્રકારની શક્તિઓ રહેલી છે તે સઘળીઓ બાળકોને વાપરવી પડે એમ થવું જોઇએ. સ્મરણ શક્તિ, કારણ શક્તિ, કલ્પના શક્તિ વગેરે સઘળી શક્તિઓને ઓછું વત્તું પણ બધા પાઠમાં કામ મળવું જોઇએ. નહિ તો જે શક્તિ નકામી બેશી રહેશે, તે બીજા કામમાં પોતાની મેળે લાગશે, અને તેથી વર્ગમાં તે બાળકથી સંપૂર્ણ લક્ષ નહિ અપાય. બીજી વાત એ છે કે એ દરેક

શક્તિમાં જેટલું બળછે તેટલું બધું ખરચવું પડે એવો પાઠ જોઇએ, નહિ તો તે શેષ બળ બીજે કામે લાગશે. જ્યારે વર્ગમાં બહુ સહેલા પ્રશ્નો પૂછાય છે ત્યારે આ પ્રમાણેજ થાયછે. તેમ એ બળની ઉપરાંત જાય એવા સવાલ આવશે તો એ મન એ કામ કરવું અશક્ય ધારી કંટાળીને આડેજ માર્ગે લાગશે. બાળકમું સંપૂર્ણ મન રોકનાં આવડ્યું એ આખી અધ્યાપન કળાનું ફળ છે, અને તેથી આ કલમને લગતોજ આખો **અધ્યાપન ભાગ છે એમ સમજવું.— ६. शिखववानी धमक उत्साही अने असरकारक जोईए.** ધમક એટલે છટા. એ બહારનો દેખાવજ છે, પણ બહારનો દેખાવ દુનિયામાં ઘણું કામ કરેછે. એક શિક્ષકની બોલવાની રીત એવી હોય છે કે તેના મોંમાંથી એક શબ્દ નીકળે છે તેની જોડે નિશાળીયાઓના ચિત્ત તે તર્ફ મોહ પામી દોડેછે, અને બીજો શિક્ષક એવી રીતે બોલે છે કે તે અક્ષરે અક્ષર તેના જેવુંજ શીખવતો હોયછે, તોપણ બળાત્કાર કરતાં પણ બાળકનું ચિત્ત તે તર્ફ લાગી શકતું નથી. શીખવતી વેળા બોલવા ચાલવાની ઢપ ધીમી માંદી કદી પણ રાખવી નહિ. પોતાના સઘળા શરીરમાં ચંચળતા આણી મૂકવી, અને ઉત્સાહ ભર્યુંજ બોલવું. શિક્ષકનું ઉચ્ચારણ સ્પષ્ટ, બધાથી સંભળાય એવું, (નહિ ધીમે ને નહિ તાણીને) અને કંઠની બિલકુલ કઠોરતા વિનાનું હોવું જોઇએ. વાણીની સાથે આંખ અને સઘળા અવયવોમાંથી ઉત્સાહ પ્રકાશી નીકળવો જોઇએ. ઘણી વખત એવી ધમકજ સાંભળનારનાં મન હરણ કરવાને શક્તિમાન થઇ પડેછે. આવી ધમક મેળવવી એ અશક્ય નથી. ઘણું ખરૂં એ ટેવનું કારણ છે, અને જો સઘળા મૂળથી ઉત્સાહ ભરેલીજ ધમક રાખવાની ટેવ પાડે તો પડી શકે.

## दररोज शिक्षके पाठ तैयार करीने आववुं.

શિક્ષકને તે પાઠ આવડતો ન હોય માટે તૈયાર કરી આવવું એમ નથી. આવી ખોટી સમજણને લીધે કેટલાક શિક્ષકને પાઠ તૈયાર કરી લાવવાનો નિયમ શરમ ભરેલો લાગેછે. આ નિયમનો અર્થ એ છે જે પાઠ શીખવવાનો હોય તે શિક્ષકે ઘેર વિચારી તે કેમ શીખવવો તેની "નોંધ" (નોટ) કરી લાવવી. એમ વિચાર કરી આવ્યા વિના કદી પણ સારૂં નહિ શીખવાય એ નિશ્ચય જાણજો. પાઠ ઘેર તૈયાર કરવાની રીત આ પ્રમાણેઃ—

પ્રથમ ઘેર પાઠ વાંચી જવો, અને पाठमां शुं शुं शीखववा जोग छे ते तारवी कहाडवुं પછી ते तारवी कहाडेलुं छोकराओने शी री ते शीखवीशतो ग्रहण करी शकशे तेनो विचार पोताना वर्गनी शक्ति तरफ जोईने करवो..ત્રીજું તે વિષય શીખવતી વેળા सरळ अने रसिक करवाने केवां उदाहरण दृष्टांत वगेरेनी जरुर छे तेनी अगाउथी योजना करी मुकवी. આ રીતે પાઠ તૈયાર કરવો પ્રથમ તો કપરો લાગશે, પણ ઘણા મહાવરાથી એ પાંચ મિનિટમાં કરવાને શકિતમાન થશે.

"નોટ" કહાડવાનો વિષય બહુ લાંબો છે, અને તેનું જૂદું પ્રકરણજ કરી શકાય. એ બાબત "કથિત પાઠ"માં કાંઇક વિસ્તાર છે. આ પ્રસંગે તો એટલુંજ કહેવું બસછે કે "નોટ" સામાન્ય જ્ઞાનના પાઠનીજ કહાડવાની છે. એમ ન સમજશો. જે પાઠ નિશાળમાં શીખવવાના છે તે સઘળાની અવશ્યે કહાડવી જોઇએ "નોટ" કહાડી નથી ત્યાં સુધી મહેતાજીએ તે પાઠ તૈયાર કર્યોજ નથી એમ જાણવું. મહેતાજીએ આસિસ્ટંટો "નોટ" કહાડી લાવેછે કે નહિ તે ઉપર નજર રાખવી જોઇએ. એ આખા દહાડાના કામનો નુકસો છે. એ વડે શું કરવું અને કેમ કરવું તે શિક્ષકને ટપ સૂઝે છે, અને પોતાનું કામ સારી રીતે અને થોડા વખતમાં કરી શકેછે. પોતાનો પાઠ તૈયાર કર્યા વિના નિશાળમાં આવવું એ જેમ છોકરાઓને માટે નઠારૂં અને શરમ ભરેલું ગણાયછે તેમ મહેતાજીને માટે પણ છે. હું કહુંછું કે એનો અપરાધ નિશાળીયા કરતાં પણ વધારે છે. એક કામ કરવાને બંધાવું અને પછી તે કરવાની સઘળી યોગ્યતા પોતે મેળવવાની મહેનત ન કરવી એ ખરે ખરૂં વિશ્વાસઘાતનું અને લુણ હરામીનુંજ કામછે—ખરો, શિક્ષક સંપત્તિઓ પ્રાપ્ત કર્યા વિના નિશાળમાં શિક્ષક થઇને પણ મૂકવો એના સમાન બીજી ઠગાઇ નથી. એ માણસ જગતનો અને ઈશ્વરનો ચોર થાયછે. અને માણસોની ઉમરમાં અમૂલ્ય કેળવણીનો સમય જે બાળાપણ તે પેલા અભાગીયા બાળકોનો વણુસાડી તેમનો તથા દેશનો તે મોટો શત્રુ ઠરેછે.

— ❦ —

# सिक्षणनी प्रथक पद्धति.

અમે પહેલાં શિક્ષણ શાસ્ત્ર વિષે ઘણું લખી ચુક્યા છઇએ, થોડાંક વર્ષ ઉપર ફાઉલર કૃત શિક્ષા પદ્ધતિનો તમામ સાર સરળ તથા સોગી સમજાય એવી ભાષામાં આપ્યો હતો. ત્યાર પછી વાંચનાદિ વિષયો કેમ શીખવવા તે વિસ્તારથી બતાવી ગયા છઈએ. તે છતાં શિક્ષણનો વિષય ખૂટે એમ નથી. એમાં ઘણું ઘણું કહેવાનું તથા જાણવાનું છે. એ શાસ્ત્રનો વિષય એવો અગત્યનો છે કે તે ઉપર ભણાવવાનો ધંધો કરનારાઓએ તો ખસુસ ધ્યાન હમેશાંજ આપવું જોઇએ. અને તેમાં જેટલી આળસ રાખેછે તે પ્રમાણમાંજ તેના પરિશ્રમનું ફળ ઓછું થાય છે.

ફાઉલરનો સાર આપતી વેળા તેમાં "શિક્ષણ વિચાર" ન હોવાથી તે બાબત અમારી તર્ફથી દશબાર લીટી લખીનેજ સંતોષ પામ્યા હતા, પણ હાલ તે વિષે કાંઈ વિસ્તારથી બોલવા માગીએ છઈએ.ત્યાં અમે કહ્યું છે કે "શિક્ષણવિચાર" ના બે મુખ્ય પ્રકાર છે:—પ્રથક શિક્ષણ વિચાર, અને સમૂહ શિક્ષણ વિચાર. એકજ છોકરાને એકજ વખતે જે ભણાવવું પૂછવું વગેરે તેને પ્રથક શિક્ષણ કહેછે, ઘેરની કેળવણીમાં તો અલબત્ત પ્રથક્શિક્ષણ શિવાય બીજો વિચારજ રહેલો નથી. તોપણ ઘેરની કેળવણી એજ કાંઈ પ્રથક્શિક્ષણ નથી. નિશાળમાં પણ તે હોઈ શકેછે, અને તેનાજ લાભા—લાભનું તોલન કરવા અમે આજ ધારીએ છઇએ. અત્રે એનું લાંબુ નામ છોડીને અમે માત્ર એને પ્રથક્ પદ્ધતિજ કહીશું.

પ્રથક્ પદ્ધતિનું સ્વરૂપ તે નિશાળમાં વપરાતી હોય ત્યારે આ પ્રમાણે છે. એવી નિશાળ ઓરડાબંધી નહિ, પણ એક પુષ્કળ લાંબી પહોળી શાળાજ હોય છે, અને હોવી પણ તેમજ જોઇએ. એવી શાળામાં એક ઊંચે સ્થાને મહેતાજીની બેઠક રાખેલી હોય છે, અને ત્યાં બેશી તે તમામ છોકરાઓ ઉપર દેખરેખ રાખતો પોતાનું કામ કર્યો જાય છે. છોકરા તે દહાડાને માટે ફરમાવેલા પાઠ તૈયાર કરવામાં તથા ગોખવામાં, લખવામાં, હિસાબ ગણવા વગેરેમાં, પોત પોતાની મેળે રોકાએલા હોય છે, અને પોતાને જ્યાં મુસ્કેલી લાગે છે ત્યાં મહેતાજીને આવી પૂછતા જાય છે. મેહેતાજી છોકરાઓએ લખી આણેલું બેઠો બેઠો તપાસે છે, અને જેની સ્લેટ કે ચોપડી તપાસાતી હોય તેને તે વેળા બોલાવી તેની તે ભૂલચૂક

દેખાડે છે. વાંચવાને માટે પણ તે વારાફરતી એક છોકરાને બોલાવી તેને શીખવે છે તથા શીખેલું તપાસી જોયછે. એ વખતે બીજા બધા છોકરાઓ તો પોતપોતાનાજ અભ્યાસમાં લાગેલા હોય છે.

મેહેતાજીને ઘણું કરીને કોઇપણ આસિસ્ટંટ હોતો નથી. છોકરા વધી પડે છે, ત્યારે તપાસવાના અને શીખવવાના કામમાં પણ બીજા છોકરાની મદદ લે, તોપણ તે અમુક હદમાંજ. તેમાં વર્ગ નોખા પાડી આપી તે તમામ કોઇને પણ સ્વાધિન કરી દેતો નથી, કેમકે છોકરાના વર્ગ ન પાડતાં તેમને તેમની શક્તિ પ્રમાણે એક એકથી છૂટા શીખવવા એજ આ પદ્ધતિનું ખાસ લક્ષણ છે. નિશાળના બધા છોકરાનો ખરો શિક્ષક હજી તેજ છે. બધા શું ભણેછે અને તેમાં કેમ ચાલેછે તેની એને બરાબર ખબર હોય છે, અને દરેક છોકરાના અભ્યાસ ઉપર દેખરેખ રાખનાર તેમ દોરવનાર તથા તે મુકરર કરનાર તેજ છે. જ્યારે એક માણસથી પહોંચી ન શકાય ત્યારે તે બીજા માણસને પોતાની મદદમાં રાખી લેછે, અને તે બંને જણ નિશાળનું કામ પોતપોતામાં વહેંચી લેછે. બંને જણ મહેતાજી કહેવાય છે, અને બંનેનો અધિકાર તથા આવડત લગભગ સરખાંજ હોય છે. આ પ્રમાણે માણસ વધે છે, તોપણ નિશાળ ચલાવવાની રીત પૂર્વવતજ ચાલી જાય છે. વર્ગ પાડી કામ વહેંચી લેતા નથી, પણ સમગ્ર કામનીજ માંહો માંહે વહેંચણી કરી લેછે.

પ્રથક્ પદ્ધતિનું આ સ્વરૂપ જોતાં વાંચનારને લાગશે કે આતો આપણી અસલી ગામઠી નિશાળોનુંજ વર્ણન થયું. હા, તેમજ છે. આપણા દેશમાં ઇંગરેજ સરકારે નિશાળો કાઢી, તે પહેલા સઘળે ઠેકાણે ભણાવવાની આપણામાં પ્રથક્ પદ્ધતિજ હતી. શાસ્ત્રીઓની શાળામાં કે મહેતાજીની એકડીયા નિશાળમાં સઘળેજ ભણતર એ રીતે ચાલતું હતું.

પણ એ પ્રમાણે એ રીત અસલ આપણા દેશમાંજ ચાલતી હતી એમ સમજશો નહિ. લગભગ ૧૮ મો સૈકડો પૂરો થયો ત્યાં સુધી આખા યુરોપખંડમાં શાળા કે નિશાળ ચલાવવાની એજ રીત હતી, અને હજી પણ કોઈ કોઈ ઠેકાણે ખૂણેખોચરે ત્યાં રહી ગઈ હશે. તેમજ એ રીત કાંઈ સર્વ પ્રકારે નિંદવા જોગ નથી. એના ગેરફાયદા તેમજ ફાયદા પણછે.

**પ્રથક્ પદ્ધતિના ફાયદા.** ૧. એક વખતે એકજ છોકરાને આ પદ્ધતિમાં ભણાવવાનું હોવાથી, તેની ખાસ શક્તિ અને આવડતને અનુસરતી

રીતેજ સમજુતી આપી શકાય, છોકરાએ સંપૂર્ણ લક્ષ આપવું પડે, અને તેને ન સમજાય, તો તેનો ખુલાસો તત્કાળ જોઇએ તેટલો અને જોઈએ તેવી રીતે માગી લેવાનું તેને બની શકે.

૨. પ્રત્યેક છોકરાએ પાઠ પૂરેપૂરો કર્યો છે કે નહિ તે તપાસી શકાય (**વર્ગપદ્ધતિમાં** તો પાંચ દશ લીટીજ તપાસી શકાય છે,) અને તે જેટલો કાચો રહ્યો હોય તે પ્રમાણમાંજ ગોખી લાવવા, લખી લાવવા, વગેરેની શિક્ષા કહી શકાય.

૩. વર્ગના નબળા છોકરાની ખાતર સારા છોકરાને હાલ રોકી રાખવા પડે છે, તેમ ન કરતાં જે જેમ ભણી શકે તેમ તેને આગળ ચલાવ્યા જવાય. તેમજ કાચા છોકરાને એક પાઠ પણ તેની શક્તિ ઉપરાંત આગળ દોડાવવાની જરૂર રહે નહિ.

છોકરો દરરોજ કેટલી મહેનત કરી લાવ્યો છે તે આ પદ્ધતિથી બરાબર જાણી શકાય છે. એટલુંજ નહિ, પણ પ્રત્યેક છોકરાની શક્તિ કેટલી તથા કેવા પ્રકારની છે, એનો સ્વભાવ કેવો છે, અને કેવી રીતે સુધરી શકે વગેરે બાબતો પ્રથક્ શિક્ષણમાં જેટલી જાણી શકાય તેટલી કદીપણ વર્ગ શિક્ષણથી બની શકે નહિ.

૪. મહેતાજીની નજરહેઠે પાઠ તૈયાર કરવાની જરૂર પડવાથી તેને પોતાની મેળે અભ્યાસ કરવાની ટેવ પડે છે (જે પાઠશાળામાં અને પછીથી ખાનગી અભ્યાસની વેળાએ અવશ્યકજ છે), તથા નાનપણથી આપબળે વર્તવાનો, ઉદ્યોગનો, ખંતનો, અને મુશ્કેલીથી નહિ હઠીજવા વગેરેના અમૂલ્ય ગુણો તેનામાં કેળવાઇને આવે છે.

૫. આપબળ વગેરે સદ્દગુણો જે સંસારમાં પરમ ઉપયોગી તથા કેળવણીના ખરેખરા તથા મુખ્ય ઉદ્દેશ છે, તે પ્રથક્ પદ્ધતિથી સારી રીતે ખીલી શકે એટલુંજ નહિ, પણ નિશાળમાં ઘણો વખત છોકરાને પોતાના પાઠ તૈયાર કરવાનો વખત મળવાથી, તેને ઘેર જઈ થોડુજ કામ કરવાનું રહે, અને તેમ થવાથી તેને રમવા કુદવાનો તથા લોકોમાં હરીફરી દુનિયાનું જ્ઞાન મેળવવાનો પણ ઘણો વખત મળે. હાલ જે વિદ્યાભ્યાસથી શરીરક્ષીણ થઈ જવાની તથા વેદીયા નીવડવાની ફરીયાદ ઉઠે છે તે પ્રથક્ પદ્ધતિ હોય તો ઉઠે નહિ.

**આ પ્રમાણે એ પદ્ધતિના લાભ છે, પણ ગેરફાયદા એટલાજ અથવા એથી પણ વધારે છે.**

**પ્રથક્ પદ્ધતિના ગેરફાયદા.** ૧. નિશાળમાં છોકરા થોડા હોય, ત્યાં સુધીજ એ પદ્ધતિથી ફાયદો થઈ શકે. જેમ છોકરા વધારે, તેમ નિશાળ નઠારી, કેમકે મહેતાજીથી કોઇના પણ અભ્યાસ ઉપર પૂરતું લક્ષ આપી શકાય નહિ, અને એમ થાય એટલે આપણે જે ફાયદા ગણાવ્યા તે બધાજ ગેરફાયદા રૂપ થઈ પડે. છોકરાની સંખ્યા ૪૦ કે ઘણું તો ૫૦ ઉપરાંત વધી કે એક મહેતાજીથી પૂરા પડી શકાય નહિ. હવે તો મદદમાં બીજો મહેતાજી રાખવોજ જોઇએ, પણ આ ખર્ચ સંબંધી હરકત વર્ગપદ્ધતિવાળી નિશાળને પણ કેટલેક દરજ્જે તો નડે છે ખરી.

૨. મેહેતાજીની શક્તિ, બુદ્ધિ, તથા વખતનો ઘણો ભાગ એવા કામમાં જાય છે, કે જે હલકો માણસ કે છોકરો પણ કરી શકે. એ કામ વળી એવું કંટાળા ભરેલું થઈ પડે કે મેહેતાજીને તે કરવાનું મન થાય નહિ, અને તેથી થોડાજ ખરી દયાનતદારીથી કરે. વારંવાર એકની એકજ ભૂલ સુધારવી પડે. અને એકની એક વાતનીજ સમજુતી આપવી પડે. એવી માથાફોડમાં બીજી હેરાનગતી પણ ઘણી. એક છોકરો કઠણ શબ્દનો અર્થ પૂછવા આવે, તો એક અક્ષર બતાવવા આવે; એક પિશાબપાણીની રજા માગવા આવે, તો એક હિસાબ બતાવવા આવે કે સમજવા આવે; વગેરે પળેપળ પોતાનું કામ કરવામાં મહેતાજીને અનેક હરકતો વેઠવી પડે.

૩. મહેતાજીનું ચિત્ત એક છોકરાની ઉપરજ લાગેલું, અને બાકીના તમામ છોકરાને છૂટા રાખેલા, એટલે પૂરતી દેખરેખ કાંઈ પણ રાખી શકાય નહિ, અને તેઓ ભણવાને બદલે તોફાન ને શોર બકોરજ કર્યા કરે. એમ થવાથી બાળકોનો વખત નકામો જાય એટલુંજ નહિ, પણ તેઓ આળસું, તોફાની, તથા મારામારી કે ગાળાગાળી કરવાનીજ કેળવણી પામે.

૪. આ શોરબકોર ને તોફાન અટકાવવાને માટે ભય શિવાય બીજો કાંઇપણ ઉપાય એ મેહેતાજીના હાથમાં રહેતો નથી, અને તેથી ક્રૂર શરીર શિક્ષા એજ પ્રથક્ પદ્ધતિની નિશાળોનું ખાસ ચિન્હ સઘળે ઠેકાણે માલમ પડે છે.

૫. જો સારો બંદોબસ્ત રહી શકયો, તો કાંઈ પણ ફેરફાર સિવાય એકને એક ઠેકાણે આખો વખત બેસી રહેવું એ છોકરાઓને ઘણુંજ અણગમા ભરેલું લાગે છે, અને તેમનાં શરીર તથા મનને બહુજ નુકસાન પહોંચે છે.

૬. દેખાદેખી, સરસાસરસી, અને સમૂહસમભાવના જે અમૂલ્ય લાભ તેતો આવી નિશાળમાં મળવા સ્વભાવિકપણેજ અશક્ય છે. વર્ગના જેવું બુદ્ધિચાંચલ્ય કદીપણ પ્રથક્શિક્ષણમાં ઉશ્કેરાઈ શકે નહિ.

બધું જોતાં આ પદ્ધતિ એકલી તો પાઠશાળા શિવાય કોઇપણ ઠેકાણે લાયક નથી, અને ત્યાં પણ થોડા વિદ્યાર્થી હોય તોજ. બીજી પદ્ધતિ સાથે કેમ અને કેટલી એને ભેળી દીધી હોય, તો તે ફાયદા ભરેલી નિવડે અને તે પદ્ધતિઓના ખાસ અલાભને દૂર કરે, એ ઘણી સૂક્ષ્મ વાત છે, અને બનશે તો બીજી પદ્ધતિઓને એ પ્રમાણેજ વર્ણવ્યા પછી કોઈ વખત તે ઉપર અમે અમારા વિચાર આપીશું.



## પરસ્પર શિક્ષણ પદ્ધતિ.

પાછળ કહ્યું તે પ્રમાણે મૂળતો યૂરોપમાં પણ આપણા દેશની પેઠેજ પ્રથક્ શિક્ષણની પદ્ધતિ ચાલતી હતી. એને મૂળ પદ્ધતિ કહીએ તોપણ ચાલે, કેમકે પ્રથમ માણસ છોકરાઓને ભેળા કરી શીખવવા માંડે ત્યારે જેમ એક છોકરાને પહેલાં શીખવતા હતા તે રીતેજ બધાને છૂટું છૂટું શીખવવાનો રસ્તો સૂઝવો એ સ્વાભાવિક છે. જ્યારે એક મેહેતાજીથી પૂરા પડી ન શકાય એટલા નિશાળીયા થઈ જાય, ત્યારે તેને કાંઈ બીજી જુક્તિઓ શોધવાની જરૂર પડે. એ જુક્તિઓમાં પહેલી સૂઝે એવી એજછે, કે નિશાળીઆને એક બીજાને શીખવવાના કામમાં લગાડવા, અને એ પ્રમાણે તો દરેક દેશમાં નિશાળો નીકળી હશે, ત્યારથીજ છોકરાની મદદ લેવાતી આવેછે. એ કાંઈ પદ્ધતિ ફેર થયો એમ કહી શકાય નહિ, કેમકે એમાં દરેક છોકરાનું શિક્ષણ તો હજી પ્રથક્જ છે. બધાના પાઠ લેવા આપવા એ મહેતાજીથી ન બની શકવાથી તે કામનો કેટલેક ભાગ વડા નિશાળીયાને સોંપવામાં આવેછે, તોપણ દરેક છોકરાને પાઠ આપવો લેવો તે છૂટોજ એ જે પ્રથક પદ્ધતિનું ખાસ લક્ષણ તે હજી કાયમજ છે.

જ્યારે નિશાળીયાઓના વર્ગ બાંધી તે બધાને એકજ પાઠ લેવો આપવો રાખ્યો હોય, ત્યારે તે સમૂહશિક્ષણ કહેવાય છે અને જ્યારે એવું સમૂહશિક્ષણ નિશાળીયાઓની મારફતે લેવામાં આવે, ત્યારે તે પરસ્પર શિક્ષણ અથવા માનિટોરિયલ પદ્ધતિ કહેવાય છે. આપણી તરફ આ

પદ્ધતિ પહેલ વહેલી સરકારી નિશાળોની સાથે આવી, અને તેને ઇંગ્લાંડમાં નીકળ્યાને પણ તે વેળા ચાલીશેક વર્ષજ બહુ તો થયાં હશે.

દાક્તર બેલ નામનો એક પાદરી હિંદુસ્તાનમાં આવી ગયો હતો, અને ત્યાં તેણે મદ્રાસમાં પહેલ વહેલી એ પદ્ધતિ કાઢી. એણે ઇંગ્લાંડમાં જઈ એ વિષે ૧૭૯૭ માં એક પુસ્તક પ્રગટ કર્યું, અને બીજે વર્ષે તે ઢપની એક ત્યાં નિશાળ કાઢી. એનું જોઇને પણ તેમાં કેટલોએક ફેરફાર કરી લાંકેસ્ટર નામના એક ચંચળ, ઉત્સાહી, અને વગવાળા પુરૂષે બીજી નિશાળ કાઢી. તે તરફ ઘણા લોકનું ધ્યાન ખેંચાયું, ત્રીજા જાર્જ રાજા સુધી એની ખ્યાતિ પહોંચી, અને તેણે એને મુલાકાત આપી એની પદ્ધતિ વખાણી. થોડા વખતમાં આ બે પદ્ધતિકારોની વચ્ચે ઝગડો ઉઠયો, અને બંનેએ પોતપોતાની રીત ઉત્તમ છે એમ સાબીત કરવા બહુ પ્રયત્ન કર્યો. આથી આ પદ્ધતિ બહુજ ચર્ચાઈ, બધા લોકનું ધ્યાન તે તરફ ગયું, અને કોઇએ આ રૂપે તો કોઇએ પેલે રૂપે તે પસંદ કરી. ઇંગ્લાંડમાં ઠેકાણે ઠેકાણે પરસ્પર પદ્ધતિની નિશાળો નીકળી. આ પોકાર યૂરોપ સુધી જઈ પહોંચ્યો, અને ત્યાં પણ ઘણાખરા દેશે નિશાળોમાં એ પદ્ધતિજ દાખલ કરી.

**પરસ્પર પદ્ધતિનું સ્વરૂપ** પહેલું તો એજ કે નિશાળીઆઓના વર્ગ બાંધી તે દરેક વર્ગને તેમાંનાજ હોશીયાર છોકરા કે ઉપલા વર્ગવાળા પાસે શીખવાવવું. ભણાવનાર છોકરાને માનિટર કહેછે. તેઓ વારંવાર બદલાય, અને દરરોજ થોડો વખત પોતે ભણવામાં અને થોડો વખત બીજાને ભણાવવામાં કાઢે. દાક્તર બેલ ભણાવવાના કામને માટે અને બદોબસ્ત રાખવાને માટે વર્ગદીઠ જૂદા જૂદા માનિટર મોકલતો. લાંકેસ્ટર બંને કામ એકનેજ સોંપતો, પણ તે દશ કરતાં કદી પણ એક વર્ગમાં વધારે છોકરા રાખતો નહી. દાક્તર બેલની રીતે વર્ગમાં ૩૦-૩૫ છોકરા રહેતા, અને તેથી થોડા માનિટરનો ખપ પડતો, થોડાનો ખપ હોવાથી તે જોઇએ તેવા યોગ્ય મળી શકતા, અને વર્ગમાં વધારે ચંચળતા આવતી; પણ એટલા બધા છોકરાને કબજામાં રાખવા એ એક બાળશિક્ષકથી બની શકે નહિ. અને તેથીજ એ બંદોબસ્તના શિક્ષક બીજા રાખતો. લાંકેસ્ટરની રીતમાં વર્ગ દશ સુધીનાજ રાખવાથી એક છોકરો તેને બરાબર સંભાળી તથા શીખવી શકતો, અને તે ઉપરાંત બીજો ફાયદો પણ હતો વર્ગ મોટો હોય તો નરમગરમ છોકરાને ભેગા કર્યા વિના છૂટકો થતો નથી. ૧૦ ના વર્ગમાં તો ચુંટેલા દમોદમીયાજ જ્ઞાન બુદ્ધિના છોકરા દાખલ કરી શકાય, અને

તેથી કોઇને કોઇની ખાતર દોડવું કે પાછળ પડવું પડે નહિ. નાનો વર્ગ હોવાથી દરેકને ભાગ વાંચવું તથા સવાલો પણ ઘણા આવી શકે. પણ તેથી નુકસાન એકે એવી નાની ટુકડીઓને બેસવા, સમાલવા, અને શીખવવામાં ઘણી ગુચવણો નડે, અને તેમાં કાંઇપણ કચાસ રહે તો શોરબકોર તથા ગડબડાટ થઈ રહે.

મહેતાજીનું મુખ્ય કામ માત્ર એજ કે દરરોજ માનિટરોને શું શું તથા તે કેમ કરવું તે બાબત સૂચના આપવી, તેમના કામ ઉપર આખો દહાડો દેખરેખ રાખવી, અને તેમને જે જે મુસ્કેલીઓ આવી નડે તે દૂર કરી આપવી. દાકતર બેલની રીતમાં મહેતાજી હસ્તક શીખવવાનું કે પરીક્ષા લેવાનું પણ જરાએ કામ રાખ્યું નહોતું, અને જ્યારે માનિટર હસ્તકજ આખી નિશાળનું કામ લેવાનું ઠર્યું, તો પછી તેમની દેખરેખ ઉપરજ મહેતાજીએ ખાસ ધ્યાન આપવું જોઇએ એમાં કાંઈ શક નથી. પણ એમ થવાથી મહેતાજીની વિદ્યા તથા બુદ્ધિનો લાભ તો ભણનારને કાંઈજ રહ્યો નહિ, અને એ વાત કોઈ પણ પસંદ કરે નહિ. તેથી એ પદ્ધતિની નિશાળોમાં પાછળથી એમ ઠર્યું કે મહેતાજીએ મધ્યસ્થળે બેસી રહી કે ફરીને દેખદેખ રાખ્યા કરવી નહિ, પણ વારાફરતી એક વર્ગ પોતેજ શીખવવાના કામમાં નિરંતર ગુંથાયા રહેવું, અને વર્ગ શીખવતા શીખવતાંજ બીજા વર્ગોની દેખરેખ રાખવી. નિશાળના વખતની બહાર માનિટરોને ભણાવવા અને તેમને પોતાનું કામ કરતાં શીખવવું એ પણ મહેતાજીનું એક મુખ્ય કામ ગણાયું.

નંબર આપવો લેવો એતો આ પદ્ધતિનો પ્રાણાત્મા હતો. એ સિવાય માનિટરના હાથમાં વર્ગ રહીજ શકે નહિ. નંબર ચઢાવવા, ઉતારવા, ઠપકો દેવો, શાબાસી આપવી, ઇનામ આપવાં, વગેરે રીતો આ પદ્ધતિથી બહુજ વિસ્તાર પામી. દાકતર બેલ અને લાંકેસ્ટર એ બંને સખ્ત શરીર શીક્ષાની વિરૂદ્ધ હતા, પણ છેલ્લો હાંસિ અથવા ફજેતી કરી કે ભભકાદાર ઇનામો આપી છોકરાને વશ કરવા ઉપર પોતાનું ધોરણ વધારે રાખતો હતો, દાકતર બેલ મોટા ગુનાહને માટે છોકરાનો ઈનસાફ છોકરાની જ્યુરી બરીનેજ કરાવતો.

**પરસ્પર પદ્ધતિના ફાયદા.** ૧. થોડે ખરચે મોટી નિશાળ ચાલી શકે, એમાં ફક્ત એક સારા મહેતાજીનોજ પગાર ખરચ બેસે, અને છો-

કરા ગમે એટલા શીખવી શકાય. પ્રથક્ શિક્ષક કે વર્ગબંધી શિક્ષણમાં એક શિક્ષક ઘણામાં ઘણા ૪૦—૫૦ છોકરા ભણાવી શકે, પણ આ પરસ્પર પદ્ધતિથી તો તે એક માણસ ૫૦૦ છોકરાની નિશાળ પણ સારી રીતે ચલાવી શકે. આ પ્રમાણે કેળવણીની કિંમત ઓછી થવી એ સાર્વજનિક કેળવણીના સવાલમાં બહુજ અગત્યની વાતછે. જો દેશના તમામ છોકરાને આપણે ભણાવવા ચહાતા હોઇએ, તો આ પરસ્પર પદ્ધતિ વિના છૂટકો જણાતો નથી ૪૦—૫૦ છોકરે અકેકો શિક્ષક રાખવો કદી પણ આખા દેશમાં પરવડે નહિ, અને નામને પગારે છોકરાઓનેજ આખા દહાડાના શિક્ષક કરી નીમ્યાથી નામમાંજ માત્ર ફેર પડેછે, પણ પરસ્પર પદ્ધતિના જે ગેરફાયદા છે તે કાંઈ દૂર થતા નથી.

૨. છોકરા બીજાને શું શીખવી શકે એ આ પદ્ધતિના સામો મોટો પૂર્વ પક્ષછે, પણ અનુભવી પુરૂષોના જોવામાં આવ્યું છે કે કેટલીક બાબતોમાં તો છોકરાઓ મોટા માણસ કરતાં પણ વધારે સારૂં શીખવી શકેછે. બાળક બાળકની મુસ્કેલીઓ વધારે સમજી શકેછે, તે ટાળવાના ઉપાય તેને વધારે સહેલથી સૂઝી આવેછે, અને સમજાવવાની રીત તથા ભાષા બાળકને અનુસરતી સ્વાભાવિક રીતેજ હોયછે. તેમજ ભણનારની જડતા કે મંદપણાથી તેઓ મોટા માણસ જેટલા કંટાળી જતા નથી, પણ ઉલટા હોંસે હોંસે તે ટાળવાની તજવીજમાંજ મંડ્યા રહેછે.

૩. કેટલીક બાબતોમાં મહેતાજી જેવું શીખવણ થઇ ન શકે, તો પણ હલકા વર્ગની નિશાળમાં એટલે છેક ગરીબોના છોકરાને જેટલું ભણવું છે તેટલું તો માનિટરોની માર્ફત ભણાવી શકાય ખરૂં.

૪. ભણાવવાના કામમાં રોકાએલા છોકરા પોતાનો અભ્યાસ ચૂકે તેનું કેમ એના જવાબમાં એવું કહેવામાં આવ્યું છે કે ભણાવવાથી પોતાનું શીખેલું વધારે પાકું થાયછે અને તેમ કરવાની તેને જરૂર પડે છે, તથા સંભાળ, ડહાપણ, સ્થિરતા, અને વિશ્વાસ પાત્ર થવાના ગુણ માનિટરોમાં આવેછે. માનિટરની પદવીએ પહોંચ્યાથી તેઓ વધારે કહ્યાગરા, ઉદ્યોગી, તથા પ્રમાણિક થાયછે. વળી ભાડુતી હલકા આસિસ્ટંટ કરતાં તેઓ મહેતાજીએ સોંપેલું કામ વધારે હોંસ, શ્રદ્ધા, અને એકનિષ્ટાથી કરેછે.

૫. પ્રથક્ પદ્ધતિમાં છોકરા ઘણો વખત છુટા રહેવાથી તોફાન કરતા, અને સખ્ત દેખરેખ હોય તો નાચારીએ વેઠીયાવાડજ કરતા તેને ઠેકાણે

હવે એક બીજાના સોબતમાં હોંસેહોંસે ભણેછે, અને એમ રસ લાગવાથી નિશાળની હાજરી ઘણીજ સારી થાયછે, ગુનાહ ઓછા થાયછે, અને શિક્ષાની જરૂર થોડીજ પડેછે. આ બધા લાભ પરસ્પર શિક્ષણનાજ નહિ, પણ વર્ગ બાંધવાના છે.

૬. છોકરામાં ધ્યાન આપવાની, અવલોકન કરવાની, અને ઝડપથી વિચાર કરવાની તથા જવાબ દેવાની શક્તિ કેળવાય છે. આ પણ વર્ગ બાંધવાનોજ ફાયદો છે.

ગેરફાયદા. ૧ પરસ્પર પદ્ધતિનો મોટામાં મોટો દોષ એ છે કે શિક્ષણકળાથી કેવળ અજાણ એવા જે છોકરા તેનેજ આપણે નિશાળનું ઘણુંખરૂં શીખવણુ સ્વાધિન કરી દઇએ છીએ.

૨. અશિક્ષિત (અનટ્રેન્ડ) માનિટરો હોવાથી બુદ્ધિને કેળવવાનું કામ તો બિલકુલ થઇ શકતુંજ નથી. તેમજ નીતિની કેળવણી પણ છોકરાની સત્તાથી આપી શકાય નહિ. મતલબ કે બુદ્ધિ અને નીતિ બંનેની કેળવણી નહિ, પણ માત્ર ભણતર અને તેમાં પણ વિશેષે કરીને ગોખણ ભણતરજ નિશાળમાં ચાલી શકેછે. તે છતાં પ્રથક્ શિક્ષણમાં પણ ઘણું. ખરૂં પરિણામ આવુંજ થાયછે. ખરી કેળવણી તો વર્ગવાર સુશિક્ષિત સારા મહેતાજીઓ હોય ત્યારેજ આપી શકાય, અને તેમ જ્યાં ખરચના કારણથી થઇ શકતું નથી, ત્યાં પરસ્પર પદ્ધતિ કાંઇ વિશેષ નુકશાનકારક છે એમ કહી શકાય નહી.

૩ માનિટરો પક્ષપાતી, વેર રાખનારા, અને વખતે લાંચીઆ, તથા બીજા છોકરા ખુશામતીયા સ્વભાવના થવાનો ઘણો સંભવ રહે છે. આવું પરિણામ સહેજસાજ તો પરસ્પર પદ્ધતિમાં થયા વિના રહે નહિ, પણ જો મહેતાજી વિચક્ષણ, ખંતી, અને જબરી દેખરેખ રાખનારો નહિ હોય, તોજ એ ખરાબી બહુ વધી પડેછે.

૪ મહેતાજીમાં ઉત્સાહ, બુદ્ધિ તથા શરીરનું ચાપલ્ય, ઉદ્યોગ, અને ખંત એ અસાધારણપણે જોઇએ છીએ, અને તેમ બહુધા ન હોવાથી આ પદ્ધતિ કેળવણી કે વિદ્યાભ્યાસની નહિ, પણ માત્ર છોકરાઓને નકામે કામે વળગેલા દેખાડી પોતાને તથા દુનિયાને ઠગવાનીજ કળા થઇ રહેછે.

૫ નિશાળ સારી હોય તો તો ઠીક, પણ નહિતો માનિટરો જોઇએ

તેટલા અને તેવા મળી શકતા નથી, અને ત્યારે તો એ નિશાળની પૂરીજ કમબખ્તી સમજવી.

૬ છોકરાને માનિટર કરવા કે માનિટરની મારફતે ભણાવવા એ તેમના માબાપને પસંદ પડતું નથી.



## ધ્યાન આપવાની શક્તિ.

આ શક્તિનું મહત્વ થોડાજ શિક્ષક હજી બરાબર સમજે છે. માણસના મનની સઘળી શક્તિઓમાં આ સર્વોપરી તથા વિદ્યાભ્યાસ કે સંસારી કામકાજમાં જ્યાં જુઓ તો સૌથીજ વધારે ઉપયોગી છે. એ મનની એક પ્રથક્ શક્તિ નથી, પણ સઘળી શક્તિઓને દોરવનાર તથા સફળ કરનાર આત્માની એક અદ્વિતીય શક્તિછે. બીજી સઘળી શક્તિઓને ચલન વલન પમાડનાર એજછે. એ વડે મન એક વસ્તુ ઉપર એકાગ્રતાથી જોઇ શકેછે, અને જેમ સૂર્યના કિરણોને એક બિંદુ ઉપરજ એકાગ્ર કરવાથી તે મહાબળવાન થઇ પડેછે, તેમ માણુસના મનનું જોર પણ આ શક્તિના પ્રમાણુમાંજ વનું ઓછું દીઠામાં આવેછે.

ધ્યાનનીશક્તિવિના બીજી મનની કોઈ પણ શક્તિ પોતાનું કામ કરી શક્તી નથી. ધ્યાનશક્તિ એ બુદ્ધિનું મૂળ ચૈતન્યછે, અને જગતમાં જે જે મહા બુદ્ધિશાળી પુરૂષો વખણાઇ ગયાછે તે બધાનું સામાન્ય લક્ષણ એ હતું કે તેઓ પોતાના ધારેલા વિષય ઉપર એકાગ્રતાથી અખંડ ધ્યાન ઘણા વખત સુધી આપી શક્તા હતા. સ્મરણ શક્તિનો પણ જોવા જઇશું તો એ એક મૂળ પાયોછે. જેમ એક વસ્તુ ઉપર વિશેષ લક્ષ રાખવામાં આવેછે, તેમ તે વધારે યાદ રહેછે, અને તેથી ફલાણાની સ્મરણશક્તિ સારીછે એમ જ્યાં બોલીએ છઇએ, ત્યાં ઘણું કરીને તો એમજ સમજવું કે તે જે જે વિષયો ભણેછે તે ઉપર ભણતી વખતે એકાગ્ર અને અખંડ લક્ષ આપી શકેછે.

ધ્યાનશક્તિનું જોર એટલું બધુ છે કે જો માણુસનું મન એકાદા વિષય ઉપર સંપૂર્ણપણે લાગેલું હોય તો તેને શારીરિક દુઃખો પણ કાંઈ જણાતાં નથી. રાબર્ટહૉલ નામના એક ઇંગ્લાંડના ધર્મવક્તાને વાસ્તે એમ કહેવાયછે કે તેને મહાવેદના કારક એક રોગ હતો, તો પણ જ્યારે વક્તા

સન ઉપર ચડી તે બોધ કરવા માંડતો, ત્યારે તે તેમાં એવો તો તલ્લિન થઈ જતો કે તેને તે સમે આ રોગની વેદના જરા પણ જણાતી નહિ. અને આતો એક જગત મશહુર વાત છે કે સિપાહીઓ રણસંગ્રામમાં જ્યારે ઘૂમતા હોયછે ત્યારે તેમના ઉપર જે સાધારણ ઘા પડેછે તેનું તેમને કાંઇ પણ ભાન રહેતું નથી જ્યારે લડીને પરવારેછે ત્યારેજ તે તેમના જાણવામાં આવેછે.

અર્થાત:—ધ્યાનશક્તિનું અગત્ય જેટલું ગણીએ તેટલું થોડુંછે. બાળકને ધ્યાન આપવાની ટેવ પાડવી એના જેવી બીજી કોઇ પણ કેળવણી નથી, અને તેથી શિક્ષકોએ ગમે તે જાતના અભ્યાસમાં પણ ધ્યાન આપવાનીજ ટેવ પાડવા બનતી મહેનત કરવી જોઇએ.

ધ્યાનને ઉત્પન્ન કરનારાં બે કારણોછે. ૧ લું વિષયનું આકર્ષણ. ૨ જું પોતાનું ઇચ્છાબળ. એમાં પોતાના ઇચ્છાબળેજ ધ્યાન આપી શકવું એ ખરૂં પુરૂષાર્થછે, અને એમ જ્યારે માણસ કરી શકે ત્યારેજ તેની ધ્યાન શક્તિ કેળવાએલીછે એમ કહી શકાય. ઉપર જે આપણે ધ્યાન શક્તિનાં વખાણ કર્યાં તે આ પ્રકારની પોતાની ઇચ્છાને સંપૂર્ણ આધીન એવી જે ધ્યાન શક્તિ–તેનેજ વિશેષે કરીને લાગુ પડેછે. જે માણસ પોતાના ઇચ્છાબળથી ગમે તે વિષય ઉપર અને ગમે એટલું ધ્યાન આપવાની શક્તિ ધરાવેછે, તે આ જગતમાં ઘણો બળવાન અને સઘળી સિદ્ધિનો ધણી થવા જોગછે. એને કાંઈ અસાધ્ય નથી. એ શક્તિ પ્રાપ્ત થઈ કે તે આપો આપ મહાત્મા થઈ ગયો. પણ એ શક્તિ મેળવવીજ મહા દુર્લભછે, માણસના મનની સઘળી શક્તિઓમાં ધ્યાન શક્તિ ઘણીજ મોડી પ્રફુલ્લિત થાયછે. તોલન શક્તિ અને તર્ક શક્તિ કેળવાઇ રહેછે ત્યાર પછી પણ કેટલેક કાળે અને ઘણા અભ્યાસથી આ શક્તિ પરિપક્વ થાયછે, અને ત્યારે પણ પોતાના મનના દઢ આગ્રહવિના તે કામ કદી પણ બરાબર થઈ શકતું નથી, કેમકે એ શક્તિનો સઘળો આધાર ઇચ્છાબળની ઉપરજ રહેલોછે અને જો માણસ પોતાનું ઇચ્છાબળ બરાબર વાપરે નહિ, તો એ શક્તિ શી રીતે જોઇએ તેવીતો પ્રફુલ્લિત થઇ શકે? પુખ્ત ઉમરના પણ ઘણા જણ એવા જોઇએ છીએ કે જે લાંબા વખત સુધી એક વિષયપર પોતાનું ચિત્ત રાખી શકતા નથી, અને સહેજમાં કંટાળી જાયછે. કેટલાકંતો એવા કાચા મનના હોયછે, કે કોઈ વાત અણગમતી

હોય, તો તે ઉપર પોતાનું મન લગાડી વિચારજ કરી શકતા નથી–જાણે વિચાર ન કરવાથી તે અપ્રિય બનાવ બનતો અટકવાનો હોય. ધ્યાનશક્તિની આવી બાળચેષ્ટાથી આફતની વેળાએ બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ તેને બદલે તેઓ છેવટ સુધી તે વાતના વિચારોને જાણી જોઇને દૂરનાદૂરજ રાખે છે, અને જે દુઃખો અગાઉથી થોડો વિચાર કર્યો હોત, તો દૂર થઇ શકત, તે દુઃખના તેઓ ભોગ થઇ પડેછે. ગમતા કે અણગમતા વિષયો ઉપર વિચાર બરાબર કરી શકાય ત્યારેજ જાણવું કે ધ્યાનશક્તિ ઈચ્છાબળને બરાબર વશ થઈછે.

હવે, મનની સઘળી શક્તિઓમાં આવી જે મોટી, દુર્લભ, અને પારસમણિ સરખી અમૂલ્ય, તેને શી રીતે કેળવી શકાય તેનો કાંઈ વિચાર કરીએ. આ શક્તિ બાળકોમાં તો પ્રથમ નહિ જેવીજ હોયછે, અને તેમ હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આ સમે એનામાં ઇચ્છાબળ હજી કાંઈ પણ કેળવાએલું નથી. આ સમે તો વિષયના આકર્ષણથીજ તેનું ધ્યાન ખેંચી શકાય એમછે. માટે બાળ કેળવણીમાં તો શિક્ષકે પાઠ એવી રીતે રચવા જોઇએ કે છોકરાનું ધ્યાન તે તર્ફ આપોઆપજ ખેંચાય. આ સમે ધમકી કે ઇનામની લાલચ આપી ધ્યાન આપવાનું બાળકને કહેવું એ નિરર્થક છે. આ સમે "ધ્યાન આપો" એમ આજ્ઞા કરવાને બદલે શિક્ષકે તો એમ કરવું જોઇએ કે છોકરાં રમત મૂકીને પણ એની વાત સાંભળવાને દોડ્યાં આવે. બાળ કેળવણીને માટે તો કિંડરગાર્ટન નામની જે પદ્ધતિ કહેવાય છે તેજ બરાબર યોગ્યછે. આ સમે તો છોકરાં જાણે કે અમે રમીએ છીએ, અને તેની સાથેજ તેને ઉપયોગી જ્ઞાન તથા મનની કેળવણી મળતી જાય એમ શિક્ષકે કરવું જોઇએ. પુષ્કળ પ્રદર્શન અને તેની સાથે સામાન્ય જ્ઞાનના પાઠ એજ બાળ કેળવણીનું પહેલું પગથીઉં છે. પછીથી પણ પ્રદર્શન તો જારી રહેવુંજ જોઇએ પણ તેની સાથે હરકોઈ જાતના પાઠને રસિક કરવાની કળા શિક્ષકને આવડવી જોઇએ. પાઠને રસિક કરવામાં અને મનની શક્તિઓને કેળવવામાં શબ્દ ચિત્રણના જેવું એકે બીજું હથીયાર નથી, શબ્દચિત્રણની કળા સઘળા શિક્ષકોએ મેળવવી જોઇએ, એની ઉપરજ પાઠના રસિકપણાનો ઘણોખરો આધાર રાખેછે. પ્રદર્શન, શબ્દચિત્રણ, અને સૂચક પદ્ધતિ એ ત્રણેવાનાં જોઇએ તેવી રીતે મળ્યાં, તો પછી બાળકોના મન પાઠ સાથે તલ્લિન થઈ જંવામાં કાંઇપણ

બાકી રહેતું નથી, અને બેશક જો શિક્ષક એ ત્રણે હથીઆરને વાપરવામાં કુશળ હોય છે, તો બાળકો હોંસે હોંસે ભણેછે, અને તેમના મનને ઉત્તમ કેળવણી મળેછે."

કદાપિ કોઈ પૂછશે કે આ તો વિષયના આકર્ષણથી ધ્યાન ખેંચવાની વાત થઈ, પણ બાળકો પોતાની ઇચ્છાને બળેજ ધ્યાન આપે, તેમ તો કાંઈ થયું નહિ. એ ખરૂંછે, પણ વિષયાનુસારી ધ્યાનશક્તિ કેળવાયાથીજ ઇચ્છાનુસારી ધ્યાનશક્તિનો પાયો રોપાય છે. મનની બીજી શક્તિઓની પેઠેજ ધ્યાન આપવાની શક્તિ પણ મહાવરાથી ધીમે ધીમે વૃદ્ધિ પામે છે. પહેલાં જેનું મન પાંચ મિનિટ પણ એક વિષયપર ઠરીને બેસતુ નહોતું, તે હવે અર્ધા કલાક સુધી હર્ષભેર એક વિષયનો વિચાર કરી શકેછે. રસના કારણથી તો રસના કારણથી, પણ અર્ધા કલાક સુધી પોતાના મનને એક બાબત ઉપર રોકી રાખવાની શક્તિ આવી એ મોટી વાત થઇ, અને એટલું ઇચ્છાબળ કેળવાયું છે, તો હવે આ સમે નીરસ બાબત ઉપર પણ એ ધારશે તો પાચ દશ મિનિટ પોતાનું મન રોકી શકશે. હવે આ સમે શિક્ષકની ચતુરાઇજ એમાં રહેલીછે કે વિષયાનુસારી અને ઇચ્છાનુસારી બંને ધ્યાનશક્તિઓને તેના ગજા પ્રમાણે કામ આપવું. આ સમે અપ્રિય વિષય ઉપર પણ લક્ષ આપવું પડે એવા નાના નાના પાઠ કે મનોયત્ન આપવા, અને તેમ કરવા જ્ઞાનની તૃષ્ણાથી, નંબરની લાલચથી, કે શિક્ષકના વખાણ કે ભયના કારણથી નિશાળીયાઓ દોરાશે. આ સમે આવી ઇચ્છાનુસારી ધ્યાનશક્તિનો ખપ પડે એવા વિષયો ઉપર તેમણે ધ્યાન આપ્યું છે કે નહિ તેની ખંતથી તપાસ રાખવી. ઘેર લખવા આપેલા મનોયત્ન વિગેરે ઉપર તો શિક્ષકે ખસુસ લક્ષ આપવું, કેમકે તેજ ઇચ્છાનુસારી ધ્યાનશકિતને કેળવનારાં સાધનો છે. જેમ જેમ બાળકોની ઉમર વધતી જાય, અને જેમ જેમ ઇચ્છાનુસારી ધ્યાનશક્તિ વધતી જાય, તેમ તેમ તેનો ખપ પડે એવા પાઠ વધારતા જવું અને તેવાં કામ વધારે બતાવતા જવું. પણ તેમ કરતી વેળા છોકરાઓની શકિતનો બરાબર વિચાર કરવો, અને તેને ભારે પડવાથી નિરાશ કે કંટાળી જાય એમ કરવું નહિ. કેમકે એમ થવાથી તો ઇચ્છાનું સારી ધ્યાનશકિત કેળવાયાને બદલે પારકાના બળાત્કારથીજ કામ કરવાની ટેવ પડશે. તેમજ પોતાની શકિત છતાં છોકરા આળસ કરે, તો તે પકડી પાડવામાં પણ કદી શિક્ષકે પછાત પડવું નહિ.

આ પ્રમાણે ચતુરાઇથી વર્ત્તે તો ધીમે ધીમે પણ અચૂક છોકરાઓની ઇચ્છાનુસારી ધ્યાનશક્તિ કેળવાતી જાય, અને છેવટે તેઓ પાંચ છ કલાક સુધી પણ એક વિષય ઉપર પોતાનું મન ચોંટાડવાને શક્તિમાન થાય. જર્મન વિદ્વાનો દહાડામાં ૧૮ કલાક એટલે સૂવાના ૬ કલાક સિવાય બીજો બધોજ વખત અભ્યાસમાં અને તે પણ ઘણું કરીને એકજ વિષયના અભ્યાસમાં ગાળી શકેછે. તેનું કારણ એજ કે તેઓની ધ્યાનશક્તિ સ્વભાવ અને અભ્યાસથી ઘણીજ કેળવાએલી હોયછે. એમ જે કહેવાય છે કે શાળાઓનું કામ ભણાવવાનું નથી પણ પોતાની મેળે ભણવાની શક્તિ તેમનામાં આણવી એજ છે, તેનો અર્થ પણ મુખ્યત્વે એજ થાયછે કે ધ્યાનશક્તિને કેળવવી. આપણ સાધારણ ભાષણમાં કહીએ છીએ કે ફલાણાની તો ઠરેલ બુદ્ધિછે, પણ તેનો વિચાર જોઇશું તો એજ અર્થ નિકળશે કે ઠરીને લાંબા વખત સુધી એક વિષય ઉપર વિચાર કરવાની શક્તિ તે માણસમાં છે. અને તેથી તે જે કામ મનપર લેછે તેમાં તે સિદ્ધિને પામેછે. યોગીઓની સિદ્ધિનું વાસ્તવ્ય ગમે તેવું હો, પણ એ વાત તો ખરી કે ધ્યાનશક્તિને તેઓ પુરૂષાર્થનું મૂળ ગણેછે તે વાસ્તવિકજ છે. શિક્ષણ શાસ્ત્રમાં તો ધ્યાનશક્તિ એ મહા અદ્‌ભૂત પરાક્રમ ભરેલીછે એમાં કાંઇ શક નથી.

ધ્યાન શક્તિના અંગ ત્રણછેઃ—તલ્લિનતા, અખંડતા, અને સ્વાધીનતા. પહેલું તો વિષયમાં તલ્લિન એટલે સઘળું મન રોકવાનો મહાવરો પડવો જોઇએ. જ્યાં સુધી આ શક્તિ બરાબર કેળવાઇ નથી, ત્યાં સુધી માણસ ધ્યાન આપશે પણ પૂરેપૂરૂ નહિ, એક અભ્યાસમાં મન જોડયું હશે ત્યારે પણ થોડુંક તો આસપાસના પદાર્થોના અવલોકનમાં અથવા વખતે ઇલાએધા વિચારમાંજ તે દોડયા કરશે. આમ અન્ય વિષયમાં તે કદાપિ લુબ્ધ નહિ થાય, તોપણ મંદ પડી જઈ પોતાની જેટલી શક્તિછે તેટલી બધી તે અભ્યાસમાં વાપરશે નહિ. અધમણના મગદળીયા ફેરવવાનું જોર જેનામાં હોય, તે ૨ બશેરના ફેરવે તેના જેવું થશે. મતલબ કે મનને એક વિષય ઉપર રોકયું તો ખરૂં પણ તેને જાણે વેઠ કરવી પડતી હોય તેમ કંટાળીને અભાવથી તથા ખોટાઈથી થોડુંજ કામ કરશે. આમ થાય તો તો બહુજ ખોટું એમ થવાથી તો મનની સઘળી શક્તિઓજ ધીમે ધીમે મંદ થઈ જાય. મૂર્ખ અથવા જુલ્મી શિક્ષકના પાપે કેટલાકની બુદ્ધિ જડ થઇ જાયછે. તે આમજ. માટે ધ્યાન આપવાની તાકીદ અપાતી વેળા એ વાત કદી પણ

ભૂલવી નહિ કે એ ધ્યાન બળાત્કારી અથવા કંટાળાનું નહિ, પણ હોંસભેર અને રસ લાગવાથીજ આપવાનું છે. છેક છેવટને પગથીએ અપ્રિય અને કંટાળા ભરેલા વિષયો ઉપર પણ ધ્યાન આપતાં માણસે શીખવાનું છે ખરૂં, પણ તે આવી મંદી રીતે નહિ, પ્રિય કે અપ્રિય જે વિષય ઉપર અભ્યાસી ધ્યાન આપે.ત્યારે તે ધ્યાન પોતાના મનની સંપૂર્ણ શકિતથીજ અપાવવું જોઇએ. પછીથી વિષય રસિક નહિ હોય, તોપણ તેના ફાયદાનો વિચાર કરી માણસમાં હોંસ આવશે અને હોંસથી રસભેર તે કામ કરશે. આ પ્રમાણે પૂર્ણ હોંસભેર મનનું સઘળું બળ કોઇ અભ્યાસમાં રોકવું, અને તેને જરા પણ બીજી બાબતમાં રમતું રહેવા દેવું નહિ, તેને તલ્લિનતા કહેછે, અને ધ્યાન શકિતની એવી તલ્લિનતા કેળવવા તરફ દરેક માણસે કાળજી રાખવી જોઇએ, અને શિક્ષકે પણ પોતાથી બને તેટલું કરવું. શોરબકોર થઇ રહ્યો હોય, મોઢાગળ ચિત્તાકર્ષક અનેક પદાર્થો પડેલા હોય, અને પોતાના આત્માને વ્યગ્ર કરી નાંખે એવા બનાવ હમણાંજ બન્યા હોય, તોપણ જે માણસ પોતાના ધ્યાનમાંથી ચુકતો નથી, તેની ધ્યાન શક્તિ સંપૂર્ણ કેળવાઈ છે એમ સમજવું. નેપોલિઅન બોનાપાર્ટ દારૂણ યુદ્ધ ચાલતું હોય તેમાંજ જો દશ પંદર મિનિટની ફુરસદ મળતી તો તેટલો વખત તે તુર્ત નિરાંતે ઊંઘી લેતો, અને તેટલી મિનિટ વીતી કે તુર્ત ઉઠીને તે પાછો યુદ્ધમાં જોડાતો. વારનહેસ્ટિંગસને માટે કહેવાય છે કે ભારે ખટપટને જોખમ વેઠી નંદકુમારને ફાંસી દેવડાવ્યો, તેજ દહાડે ઘેર જઇએણે દાકતર જાન્સનની ઉપર કાગળ લખ્યો તેમાં આ પ્રસંગની વ્યાકુળતા કાંઇ પણ ન જણાતાં વિદ્યા વિષયોની શાંતને લાંબી ચર્ચાજ માલમ પડે છે. ઐસાકન્યુટન પોતાના અભ્યાસમાં બેસતો, ત્યારે ત્રણ ત્રણ કલાકથી ખાનું ટાઢું પડી જાય છે તેનું એને જરા પણ ભાન રહેતું નહિ. આતો મહાપુરૂષોની તલ્લિનતાનું વર્ણન છે. એટલે દરજ્જે બધાથી પોતાની ધ્યાનશક્તિ કબજે કરી શકાય નહિ એમ આપણે કદાપિ કબુલ કરીએ, તોપણ યાદ રાખવું કે તેમનામાં પણ એટલું બધું ઇચ્છાબળ મહાવરાથીજ કેળવાએલું હતું, અને તે પ્રમાણે જો હરકોઈ માણસ મનનો આગ્રહ રાખે તો તે પણ ઘણે દરજ્જે પોતાનું ધ્યાન પોતાને કબજે કરી શકેજ.

અખંડતા એટલે લાંબા વખત સુધી એકના એક વિષય ઉપર જોડી રાખવું તે. એ ધ્યાનશકિતની કેળવણીમાં બીજું પગથીયું છે. એકવાર

તલ્લિનતાનું બળ આવ્યું, તો પછી તે ધીમે ધીમે અભ્યાસથી વધતું જશે. પાંચ મિનિટ એક વિષય ઉપર સ્થિર ચિત્ત રહ્યું, તો અભ્યાસથી તે પચાસ મિનિટ સુધી રહેતાં પણ શીખે.

ધ્યાન શક્તિની સ્વાધિનતા એટલે ચાહે તેટલું એક વિષય ઉપર ધ્યાન આપવું, અને ચાહે ત્યારે તે વિષય ઉપરથી ખસેડી તુર્તજ બીજા વિષયની સાથે જોડી દેવું. સાધારણ રીતે દુનિયામાં જોઇએ છીએ તો જેના ધ્યાનમાં અખંડતા વધારે હોયછે તેનામાં સ્વાધીનતા ઓછી હોય છે, અને સ્વાધીનતા વધારે હોયછે તો અખંડતા ઓછી દીઠામાં આવે છે. એટલે, કેટલા માણસ એક કામમાં લાંબા વખત સુધી મંડી રહેવાને શકિતમાન હોયછે, પણ તે કામ છોડી બીજા કામમાં જ્યારે જોડાવું પડે છે, ત્યારે તેમ કરતાં તેને મહેનત પડેછે, તથા વાર લાગે છે. મતલબ કે એક કામમાં એકાગ્રતા તેનાથી મરજી માફક છોડી કે જોડી શકાતી નથી. એથી ઉલટું કેટલાક માણસ એવા હોયછે કે લાબા વખત સુધી એક કામમાં પોતાનું ચિત રોકી શકતા નથી, પણ તે કામ છોડી બીજા કામમાં લાગતાં તેની ધ્યાનશક્તિ પૂર્વવત્ ઉત્સાહી અને બળવાન થઇ જાય છે. આવી પ્રકૃતિને અનુસરવાને અર્થેજ અભ્યાસ પત્રકમાં જુદા જુદા વિષયોને એક પછી એક ગોઠવવામાં આવે છે. એમ કરવાથી જુદા જુદા વિષયોનો પણ લાંબા વખત સુધી અભ્યાસ કરવાને તે શકિતમાન થાયછે, અને બાળકોને સારૂ તેમ કરવાની ખાસ જરૂરજ છે, કેમકે તેમનામાં ધ્યાનની અખંડતા હજી કેળવાએલી હોતી નથી. એ શકિત જેમ જેમ વધારે કેળવાતી જાય, તેમ તેમ તેમને વધારે વખત સુધી એકજ વિષયમાં ધ્યાન આપવાની જરૂર પાડતા જવું.

એમ કરવાથી બધામાં સરખીજ અખંડતા તો કયારે પણ આવશે નહિજ, અને તેમ સંપૂર્ણપણે આવવાની સંસારોપયોગી કેળવણીમાં જરૂર પણ નથી. અખંડતા હદપાર જવાથી સ્વાધીનતા ઓછી થઇ જાયછે અને તે સંસારોપયોગી કેળવણીમાં તો થવું જોઇએજ નહિ. ચિત્ત એક વિષય ઉપર એવું ચોંટી જાય કે ખસેડયું પણ ખસે નહિ, એ ગુણ કવિ પંડિતોને મહા ઉપયોગી. પણ સંસાર વ્યવહારમાં તો અનેક કામ ઉપર માણસને વારાફરતી ધ્યાન આપવાની જરૂર પડેછે, અને તે તરેહની શક્તિ જેનામાં કેળવાએલી હોય તેજ વ્યવહારી કામમાં સારો નીવડે. તે છતાં સંસારીને પણ એ વાતની તો અવશ્ય જરૂર છે કે થોડો કે ઘણો પણ જે-

ટલો વખત કોઇ કામમાં ધ્યાન આપે તે વખત સુધી તો તેનું ધ્યાન તે કામમાં સંપૂર્ણપણે લાગવું જોઇએ. રસળતું ઉડતું મન તો પંડિતને તેમજ સંસાર વ્યવહારી માણસને પણ સમાનજ હાનિકારક છે, અને નઠારી કેળવણીની તે અચુક નિશાની છે. સંપૂર્ણ ધ્યાન આપવાની ટેવ તો બાળકને માબાપ કે મહેતાજીએ હમેશાંજ પાડવી. અધુરૂં, ઉપલેકીયું, કાચું કામ કરી લાવે તો કદી પણ તે કબુલ રાખવું નહિ, પણ સંપૂર્ણ ધ્યાન આપીને સંપૂર્ણ કામ કરે એવી હમેશાં તાકીદ રાખવી. ઘણું કામ કદી બાળકને બતાવવું નહિ, કેમકે માથે ઘણું કામ આવી પડવાથી તેને તે અધુરૂં, ઉપલેકીયું, અને કાચુંજ કરી લાવવાની જરૂર પડેછે, અને તેમ કરવાથી એવી કુટેવ પડેછે કે તેનાં નુકશાન તેને જન્મ સુધી નડ્યા કરેછે. સંસારમાં પણ એવુંજ ઉપલેકીયું કામ કરનારો થશે, અને તેથી તે ગમે તે ધંધામાં પડશે પણ તેને તેમાં જશ કે જોઇએ તેવો લાભ કદી પણ મળવાનો નહિ. જ્યાં જશે ત્યાં એ ઉપલેકીયો, ઉડેલ, ઠોળીયો માણસ ગણાશે; બધા કહેશે કે એના કામમાં તે શી ભલીવાર હોવાની હતી, અને સોંપેલું કામ એ બરાબર કરી લાવશે એવો કોઇને પણ ભરોસો પડશે નહિ, અને જ્યાં એવી શાખ પડી ત્યાં તે માણસ દુનિયામાં કોડીનો થઇ રહેછે. માટે સંપૂર્ણ ધ્યાન આપી પોતાને સોંપેલું કામ સંપૂર્ણપણે કરવાની ટેવ દરેકને પડાવવી એ કેળવણીમાં ખરેખરૂં ઉપયોગી કામ છે, અને દરેક વિદ્યાર્થીએ પણ સમજવું કે આ અમૂલ્ય શક્તિ સંપાદન કરવાને હું મારા ખરા દિલથી પરમ પ્રયત્ન કરીશ નહિ ત્યાં સુધી માબાપ કે શિક્ષકથી કાંઇ પણ થઈ શકવાનું નથી, કેમકે આતો ઇચ્છા શક્તિનું કામ છે, અને તે પોતા શિવાય કોઇને પણ આધીન નથી.

## વર્ગ પદ્ધતિ.

જ્યારે વર્ગો પાડી દરેક વર્ગને સારૂ એક મોટી ઉમરનો સુશિક્ષિત શિક્ષક હોય, ત્યારે તેને વર્ગાનુબંધી શિક્ષણ પદ્ધતિ કે માત્ર વર્ગ પદ્ધતિજ કહેછે. આ પદ્ધતિનું ખરૂં સ્વરૂપ બહાર પાડવાનું માન ડેવિડસ્ટોનનેછે, અને તે ઉપરથી તે સ્ટોની પદ્ધતિ પણ કહેવાય છે. કેટલાક એને ગાલેરી સિસ્ટમ પણ કહેછે, કેમકે એમાં ગાલેરી બહુજ અગત્યનીછે. સ્ટોએ પોતેતો એનું ટ્રેનિંગ સિસ્ટમ એટલે કેળવણીની પદ્ધતિ એવું નામ પાડયું હતું,

અને ભણતર નહિ પણ કેળવણી એજ નિશાળનું મુખ્ય કામ છે એ વાત એણેજ લોકોને પહેલ વહેલી પોકારીને કહી. એજ એની પદ્ધતિનું ખાસ લક્ષણ છે.

**ટ્રેનિંગ સિસ્ટમનું સ્વરૂપ**—૧ લું અને મુખ્ય તો એજ હતું કે મેહેતાજીએ વિશેષ લક્ષ ભણતર ઉપર નહિ, પણ કેળવણી ઉપર આપવું, અને તે કેળવણી પણ માત્ર બુદ્ધિનીજ નહિ પણ નીતિ તથા શરીરની પણ અવશ્યે જોઇએ. સ્ટોએ જે પદ્ધતિ લખી છે તેમાં તે નીતિની કેળવણી વિષે ઘણામાં ઘણું જુસ્સાભેર બોલ્યો છે, અને તે બધું વાજબીછે, કેમકે બુદ્ધિના વિસ્તાર કરતાં પણ સુનીતિનો અભ્યાસ એ સંસારમાં બેશક વધારે શ્રેયદાયક છે. તેમજ શરીર કેળવણી તર્ફ પણ નિશાળોનું ચિત્ત ખેંચનાર એજ હતો. નિશાળમાં ખેલ અથવા કસરતશાળા તો એની પદ્ધતિમાં અવશ્યનીજ છે.

સમૂહશિક્ષણ માનિટર પદ્ધતિવાળાઓએ કાઢ્યું હતું, પણ તે મહેતાજીનું કામ સુતર કરવાને માટેજ. પ્રથક શિક્ષણ જ્યારે એકથી થઈ શક્યું નહિ, ત્યારે તે ચલાવી લેવાની માત્ર આ જુક્તિઓ હતી. માનિટર પદ્ધતિવાળાઓએ માનિટર રાખવાના ફાયદા કેટલાક દીઠા તે બતાવ્યા, તો પણ સમૂહ શિક્ષણમાં જે ખાસ ફાયદા રહેલા છે તેની તેમને કાંઈ ખબર નહોતી. સમૂહ શિક્ષાણજ શિક્ષણ તરીકે ઉત્તમ છે એમ બતાવનાર તો મિ. સ્ટોજ પહેલ વહેલો હતો. એણે સ્પષ્ટપણે અસરકારક ભાષામાં કહ્યું કે સમૂહના સમભાવથી દરેક બાળકનું મન જેટલું પ્રફુલ્લિત તથા ચંચળ થાય છે, તથા સારે કે નઠારે માર્ગે ચાલવાને માટે જે જુસ્સાથી તે તૈયાર થાયછે, તે ચાંચલ્ય તથા જુસ્સો બાળકને એકલું શીખવવાથી કદી પણ તેનામાં ઉત્પન્ન થતો નથી. આખો સંસાર સમભાવને બળે બળવાન છે અને તે બળ કેળવણીના કામમાં બેશક વપરાવું જોઇએ.

સમૂહસમભાવનું બળ નિશાળમાં સર્વદા વાપરવાના વિચારથી આ પદ્ધતિમાં સર્વોક્ત જવાબ અને સર્વોક્ત વાંચન પર્યંત સઘળુંજ નિશાળનું કામ સમૂહમાં થવું.

શીખવવું અને શીખવેલું તપાસી જોવું એ બે કામ જુદાં છે. એ બતાવનાર પણ પહેલ વહેલી આ પદ્ધતિજ હતી. પરીક્ષા લેવા કરતાં ભણાવવું એ મેહેતાજીનું પહેલ વહેલું કામ છે અને તે ઉપરજ વિશેષ લક્ષ આ પદ્ધતિ આપે છે. ભણાવવાના પાઠ પરીક્ષાના પાઠથી વખતપત્રકમાં

જૂદાજ નોંધવા માંડ્યા, અને તેનું નામ કથિત પાઠ પડયું. વળી એ કથિત પાઠ ભણાવવાને અર્થેજ નહિ, પણ માત્ર બુદ્ધિને કેળવવાની ખાતર પણ અપાતા. એને સામાન્ય જ્ઞાનના પાઠ કહેતા.

કથિત પાઠ કે સામાન્ય જ્ઞાનની વખતે છોકરાનું મહેતાજી ઉપર અને મહેતાજીનું છોકરા ઊપર અખંડ ધ્યાન રહેવું અવશ્યનુંછે, અને તે માટે જે બેઠકની યોગ્ય ગોઠવણી કરી છે તેને ગ્યાલેરી કહે છે. ગ્યાલરી વિના આ ટ્રેનિંગ સિસ્ટમની નિશાળ ચાલીજ શકે નહિ, અને તે દરેક ઠેકાણે બે ત્રણ હમેશાં હોયજ છે.

પ્રદર્શન અને તેથી પણ વિશેષ શબ્દ ચિત્રણની અગત્યતા વિષે સ્ટો સાહેબ ડગલે ડગલે લખેછે, અને અગર જો તે વર્ગ પદ્ધતિ સિવાય બીજી પદ્ધતિમાં પણ એટલાંજ અગત્યનાં છે, તોપણ એ વાત બતાવવાનું માનતો આ અપૂર્વ પદ્ધતિકારનેજ છે. સ્ટોસિસ્ટમ પ્રગટ થયા પછીજ કેળવણી ખરા અને શાસ્ત્રીય પાયાપર આવી. આ રીતે જોતાં સ્ટોની પદ્ધતિ એ એકલી વર્ગ પદ્ધતિજ નથી પણ સકળ શિક્ષણ શાસ્ત્રનો સાર છે. સદાચારની ટેવ પાડવી અને મનની સઘળી શક્તિઓને કેળવવી એ અગાઉ વીસારીજ મૂકવામાં આવ્યું હતું. તોપણ તે કાંઈ પ્રથક શિક્ષણથી થઈ શકે નહિ એમ નથી, અને તેથી વર્ગાનુબંધી પદ્ધતિના જે લાભાલાભ અમે નીચે બતાવીએ છઇએ તેમાં તેને ન ગણતાં માત્ર વર્ગ બાંધવાથી જે ફાયદા ગેરફાયદા થાય તેજ ગણાવવા અમે વાજબી ધારીએ છઈએ, કે તે ઉપરથી તેનો પ્રથક પદ્ધતિ સાથે વાજબી મુકાબલો થઈ શકે.

**વર્ગ પદ્ધતિના ફાયદા ગેરફાયદા.** ૧ લો ને મોટો ફાયદો તો એજ છે કે સમૂહ સમભાવનું બળ કેળવણીના કામમાં લપરાઈ શકે છે. એ બળ કેટલું અગત્યનું છે તે બધા જાણે છે, અને તેથી કોઈ પોતાના છોકરાને એકલો ઘેર ભણાવતા હોય, તોપણ તે વખતે તેને બે ચાર સાથી હોયતો વધારે સારૂં એમ બધા સમજે છે. જેમ સાથીઓ વધારે તેમ આ સમભાવ બળ વધારે એમાં કાંઈ શક નથી, પરંતુ એ સમભાવ બળને સુમાર્ગે દોરવનાર જે મેહેતાજી તેનું બરાબર ધ્યાન તે સમૂહના દરેક જણ ઉપર કયાં સુધી આપી શકાય તે ઉપર તેનો નિશાળમાં ફાયદો ગેરફાયદો થવો આધાર રાખે છે.

જો છોકરા સરખા જ્ઞાન અને શક્તિના હોય, તો તો ગમે એટલા

હોય તોપણ તેમને અનુસરતું શિક્ષણ આપી શકાય. સરાસરી સરખા જ્ઞાનનો વર્ગ બાંધી શકાય ખરો, પણ શક્તિ તે બધાની સરખી હોવી એ અશક્યછે. મોટી નિશાળમાં સરખા જ્ઞાનના ચાળીશેક છોકરા સહેજ મળી શકે, પણ તેમાં જોવા જઇશું તો દશેક સારી બુદ્ધિના, વીશેક મધ્યમ બુદ્ધિના, અને પાછા દશેક છેક કનિષ્ટ બુદ્ધિના માલમ પડશે. આ બધાનો વર્ગ બાંધી બધાને ભેળા શીખવવાથી ઉત્તમ અને કનિષ્ટ બંનેની ખરાબી થાયછે. બધા હાલ મધ્યમ બુદ્ધિના નીવડેછે એમ જે અહિયા તેમજ ઇંગ્લાંડમાં ફરીયાદ ઉઠેછે, તેનું કારણ આ પ્રમાણે વર્ગ પદ્ધતિમાં બધાનેજ એકી લાકડીએ હાંકવાથી થાયછે, અને લોકો કહેછે કે અસલ પ્રથક પદ્ધતિમાં એમ થતું નહિ, અને તે કારણથીજ તે સમે થોડા પણ અસાધારણ જ્ઞાન બુદ્ધિવાળા પુરૂષો નીકળી આવતા હતા.

આ કહેવું ઘણેક દરજ્જે ખરૂંછે, પણ અમે ધારીએછીએ સ્ટોતો ટુકડીઓ પાડવાની શખ્ત મના કરતો હતો, તોપણ જો શિક્ષક એક વર્ગની ત્રણ ટુકડી મોટા વિષયોમાં તેનું શિક્ષણ પરીક્ષણ જાદું જુદુંજ લે, અને એ રીતે પોતે એક ટુકડીમાં રોકાએલો હોય ત્યારે બીજી ટુકડીઓમાં હલકા વિષયો (જે માત્ર ગોખણ કરાવવા તપાસવાનાજ હોય) તે માનિટર હસ્તક પોતાની નજર આગળ લેવડાવે, તો ઉપર લખેલાં નુકસાનો થવાનો જરા પણ સંભવ રહે નહિ, અને પરસ્પર પદ્ધતિનો પણ યોગ્ય ઉપયોગ થઈ શકે.

ગમે તેમ કરો, પણ વર્ગાનુબંધી પદ્ધતિજ મહેતાજીના કામને સરલ તથા રસ ભર્યું કરેછે. એકેકને ભણાવવા તથા તપાસવામાં જે કંટાળા ભરેલી મહેનત રહેલી છે તે ગમે એવા ઉત્સાહી અને દયાનતદારી વાળા મહેતાજીથી પણ થઇ શકે નહિ. એકનું એક સમજાવવાનું કે પૂછવાનું હોય, તો તે બધાને ભેળુંજ સમજાવવું કે પૂછવું એ સ્વાભાવિક રસ્તો છે, અને તેથી અગરજો વર્ગ પદ્ધતિમાં ઉત્તમ કનિષ્ટ ને કેટલુંક નુકસાન થતું હશે. તોપણ તેના હકમાં એ બધું જોતાં પ્રથક શિક્ષણ કરતાં વધારે ફાયદો થતો હશે એમાં અમને કાંઇ શક નથી. તે છતાં જો જરૂર પડે તો વર્ગના અતિ ઉત્તમ અને અતિ કનિષ્ટ છોકરાને દહાડામાં કેટલોક વખત પ્રથક શિક્ષણ મળે એવી ગોઠવણ કાંઈ તજવીજથી કરી શકે, તો એ નુકસાન પણ નહિ જેવુંજ થઈ રહે.

આ પદ્ધતિની સામા બીજો એક વાંધો લેવામાં આવેછે તે એવોછે કે સમૂહ ઉપરજ લક્ષ રાખવાથી પ્રત્યેક વિશેષ ઉપર લક્ષ અપાતું નથી, અને તેથી તે પ્રત્યેકનો અભ્યાસ, સ્વભાવ, તથા બુદ્ધિ તપાસી જે ઉપાયો લેવા જોઇએ તે કાંઈ પણ લઇ શકાતા નથી. ખરૂં જોઇએ તો આ દોષ વર્ગ પદ્ધતિનો નથી, પણ વર્ગ જોઇએ તે કરતાં બહુ મોટો રાખવાનો છે. અમે જે ઉપર ટુકડીઓ પાડવાની સૂચના કરીછે તેમ કરવામાં આવે, તો આ હરકત દૂર થાય, અને તેની સાથે વર્ગ પણ મોટો રાખી શકાય. વર્ગ તો કાંઇ પણ મોટો રાખ્યાવિના છૂટકોજ નથી. કાંઈ દશબાર છોકરે અકેકો શિક્ષક રાખવો મોટી નિશાળમાં પરવડી શકે નહિ.

એથી પણ મોટો વાંધો આ પદ્ધતિ સામા એછે કે એમાં શિક્ષકના-જ સઘળા પ્રયત્ન ઉપર ધોરણ રાખવામાં આવ્યું છે. છોકરાને ભણતર સરળ કરી આપવાથી તેની બુદ્ધિ પોતાની તર્કનો વિચાર કરવામાં કે પોતાની મેળે મહેનત કરવામાં મંદ પડી જાયછે. તેમજ ભણતરમાં કારણ ભાગ વધારે સમજતા થતા હશે, પણ જેમાં પંડે મહાવરો કરવાની ઘણી જરૂરછે, તેવી બાબતોમાં તેઓ કાચા રહી જાયછે. વાંચન, લેખન, હિસાબ ગણવા વિગેરે કામ એ છોકરાઓ જોઈએ તેવી ઝપટ અને સફાઇથી કરી શકતા નથી, અને તેમાં ભૂલો પણ બહુ કરેછે. આ ટ્રેનિંગ સિસ્ટમનો નહિ, પણ શિક્ષકનો દોષ સમજવો. કથિત પાઠ આપી તે સંતોષ પામે, અને તે વેળા જે શીખવ્યું તેનો મહાવરો છોકરા પાસે કરાવે નહિ, તો બેશક બધું કાચું રહેજ. વળી જેમ જેમ છોકરા મોટા થતા જાય તેમ તેમ તેને સૂચવવાનું ઓછું કરતાં જઈ તેઓ પોતાની મેળેજ મથે અને મથ્યા પછી જ્યાં અટકી પડે ત્યાંજ તેને મદદ કરવી એવી રીત વધારે ને વધારે-જ રાખતા જવું જોઇએ. પાઠશાળાની કેળવણી અથવા તેથી પણ પેલી તર્કની કેળવણી જે ખાનગી અભ્યાસ તેને માટે યોગ્ય કરવા તર્ફ બેશક બાળકની કેટલીક ઉમર પછી ખસુસ લક્ષ રાખ્યાજ જવું એ અમે કબુલ કરીએ છઇએ, અને તેમ કરવાને તથા વર્ગ પદ્ધતિને કશો પણ વિરોધ નથી. વિવેક વિના કોઇ પણ પદ્ધતિથી નુકસાન થાયજછે, પણ તે માટે તે પદ્ધતિનો દોષ કાઢવો એ કદી પણ વાજબી કહેવાય નહિ.

આ રીતે અમે ત્રણે પદ્ધતિની સ્વરૂપ, તથા ફાયદા ગેરફાયદા બતાવી ગયા. એ બધામાં ટ્રેનિંગ સિસ્ટમ સર્વોત્તમ છે. ભણતર એજ કાંઈ કેળવણી નથી; એ મહાતત્વ જેણે પ્રસિદ્ધ કર્યું તે સઘળી પદ્ધતિઓએ

સ્વીકારવા જોગછે. તેમજ બુદ્ધિની સાથે નીતિ તથા શરીરની કેળવણીની પણ તેટલીજ અથવા ખરૂં કહીએ તો વધારે જરૂરછે એ વાત પણ હાલ સઘળાએ કબુલ રાખીછે. ભણતર ઉપરાંત બુદ્ધિ કેળવણીના ખાસ પાઠ રાખવા જોઇએ એ એક બહુજ કિંમતી ભલામણ છે, અને બુદ્ધિ કેળવણીને માટે સૂચક પદ્ધતિજ યોગ્ય છે. બાળકની નિશાળે તો બેશક આ સઘળા નિયમોને બિલકુલ અનુસરતીજ હોવીજ જોઇએ, અને કિશોર વયના વિદ્યાર્થિઓને માટે પણ વાપરતાં આવડે તો એજ પદ્ધતિ ઉત્તમ છે. નાના બાળકને કાચ કે પતાસાનો પાઠ આપીએ છીએ, તેવોજ પાઠ મહેતાજી મોટી ઉમરના છોકરાંને આપે તો બેશક તે કેવળ નિરૂપયોગી અને નુકસાની ભરેલું પણ છે, પરંતુ એમાં મહેતાજી સિવાય બીજા કોઇનો વાંક નથી. ખગોળ, ભૂસ્તર, રસાયન, યંત્રશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોના પ્રવેશક પાઠ સામાન્ય જ્ઞાનની પદ્ધતિ ઉપર આવા છોકરાઓને તો આપવા જોઇએ, અને એ પ્રમાણે સૂચક પદ્ધતિએ પ્રવેશ કરાવ્યા પછી ગ્રંથોના વ્યાખ્યાનમાં નાંખ્યા હોય, તો થોડા વખતમાં પાકે પાયે એ વિદ્યાઓમાં નિપુણ થાય. તેમજ આ પગથીએ ઉપર કહ્યું તે પ્રમાણે છોકરાઓને પ્રથક પણ પોતાની મેળે મથવાનો મહાવરો પણ અવશ્ય પાડવો જોઇએ. આ પ્રસગે પરસ્પર સહાયતાનો પણ કેટલોક ઉપયોગ કરી શકાય, અને તેમ કરવાથી તેના પણ જે ખાસ લાભ છે તે મળી શકે. મતલબ કે ત્રણ પદ્ધતિઓનું યોગ્ય મિશ્રણ કરતાં મહેતાજીને આવડવું જોઇએ, અને તેમ તે કરે ત્યારેજ મન રૂપી અમૂલ્ય વસ્તુને ખીલવવાનું પરમપૂજ્ય કામ પરમેશ્વરે તેને સોંપ્યુંછે તેમાં તે પૂર્ણ જશ મેળવી કૃતાર્થ થઈ શકે.



## અવલોકન શક્તિની કેળવણી.

આપણે પાછળ સમજાવી ગયા કે અવલોકન એ સઘળા જ્ઞાન તથા મનની શક્તિઓનો મૂળ પાયો છે. હવે એ અવલોકન શક્તિ કેવી રીતે શાળાઓમાં કેળવી શકાય તેનો આપણે કાંઈ વિચાર કરીએ.

જ્યાંસુધી બાળક કુદરતને આધીન છે, એટલે, શિક્ષકના હાથમાં આવ્યું નથી, ત્યાંસુધી તો બાળક સ્વચ્છંદે આમ તેમ ભ્રમણ કરતું થકું બહારની વસ્તુઓ સાથે પોતાની ઇંદ્રિયોને યથા પ્રસંગ સંન્નિકર્ષ કરતુંજ રહે છે; અને આ કુદરતી રીતે બાળકેળવણી ચાલવાથી તેના જ્ઞાન તથા બુદ્ધિમાં

વધારો. થોડી મુદતમાં કેટલો બધો થાય છે તે (વિચાર કરીશું તો) ઘણોજ આશ્ચર્ય કારક માલમ પડશે. બાળક ત્રણ વર્ષનું થાય છે એટલામાં પોતાના ઘર મધ્યેની અને બહારની ઘણીખરી વસ્તુઓનાં નામ, તેના ગુણ, તથા ઉપયોગથી ઘણે ખરે દરજ્જે વાકેફ થઇ રહે છે. પાંચ વર્ષે તો વિચાર કરતું, અને પોતાના વિચાર વાણીદ્વારે બીજાને બરાબર સમજાવી શકવાની શક્તિ ધરાવતું થાય છે. ખરે, આ કુદરતી રીતે બાળક જેવી ત્વરાથી પોતાની ભાષા ભણે છે, તેવી ત્વરાથી તે કદી પણ આગળ બીજી ભાષા શાળામાં ભણતું નથી, અને તેનું કારણ એજ છે કે આ પ્રસંગે ભણવાની રીત કુદરતી અને શાળાઓમાં કૃત્રિમ ચાલે છે.

અફસોસની વાત છે કે ઘણા ખરા માબાપો એમજ સમજે છે, કે બાળક પાંચ છ વર્ષનું થયું અને નિશાળે મૂક્યું, એટલે, બાહ્ય વસ્તુઓનો એની ઇંદ્રિયો સાથે સંન્નિકર્ષ કરાવવાનો વખત થઈ ચુક્યો, અને હવે તો એના માથામાં જ્ઞાન ભરવાનું તથા વિચાર કરતાંજ શીખવવાનું બાકી રહ્યું છે. શું પાંચ વર્ષની ઉંમરમાં બાળક બધું વિશ્વ જોઇ રહ્યું ? આ સવાલનો જવાબ તો કોઇપણ હા ભણશે નહિ, પણ અમને દહેશત લાગે છે, કે ઘણા એમ કહેશે ખરા કે એમ બધું જોવા જાય તો પછી એ વિદ્યા ક્યારે ભણે. વિદ્યા ! વિદ્યા એટલે શું ? વિદ્યા એટલેજ આ જડચિદાત્મક વિશ્વનું જ્ઞાન; અને તે વિશ્વનું જ્ઞાન તો તમે હવે એને એક ઓરડામાં ગોંધીજ આપવા માગો એ કેવી વિપરીત મતિનું કામ છે ! આ અનંત—અગમ્ય—વિશ્વને અવલોકવાનું છોડાવી તમે પુસ્તકોના પાનામાંથીજ એને એ જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહોછો તે શી રીતે બની શકે એમ છે? અમે પુસ્તકોનો અનાદર કરતા નથી. પુસ્તકો તો અમારાં પ્રાણપ્રિય છે, અને અમારી અહોનિશ વાંચ્છનાજ એ છે કે આપણા દેશમાં બાળ, યુવા, ને વૃદ્ધ પર્યંત બધાંજ પુસ્તકાનુરાગી થાય. પુસ્તકો કેળવણીનું અવશ્ય સાધન છે, પણ તે ક્યારે કે જ્યારે તે વિશ્વના અવલોકનની સહવર્તમાન હોય ત્યારેજ. માટે શાળાના અભ્યાસમાંથી અવલોકન શક્તિને બાતલ કરવી એના જેવી બીજી કોઇપણ ભૂલ નથી, અને એમ કરવાથી બાળકની બુદ્ધિ ખીલવાને બદલે ઉલટી જડ થઇ જાય છે. વિશ્વનું અવલોકન દુર રાખવાથીજ આપણા દેશનો શાસ્ત્રીયવર્ગ વેદીયાઢોરમાં ખપી ગયો છે, અને આધુનિક ઇંગ્રેજી કેળવણી પામેલાનું પણ ભણતર દેશના ઉદ્યોગને બહુધા નિરૂપયોગીજ માલમ પડેછે.

વળી, વિદ્યાઓ સારા ને ખરા પાયા ઉપર ભણાવવાનો પણ એજ રસ્તો છે, કે તે વિદ્યાની જે વસ્તુઓ હોય તે પ્રથમ બાળકોની ઇંદ્રિયોને સંન્નિકર્ષ કરવી, તેનો ઘણો સહવાસ પડાવવો, અને પછી બાળકના તર્ક વિચારોનો ઉપયોગ કરી તેની પાસેજ તે વિદ્યાના મૂળ સિદ્ધાંતો કઢાવવા. ભૂસ્તર વિદ્યા ભણે અને તેમાં કહેલો એક જાતનો ખણ પથરો બાળકે ન જોએલો હોય, તો તે વિદ્યા ભણ્યાથી શો ફાયદે. ! ખગોળની મોટી મોટી વાતો કરે, પણ આકાશમાં શુક્રનો તારો ક્યાં છે તેનુંજ ભાન ન હોય, તો પછી એ ભણ્યાનું શું ફળ! એજ પ્રમાણે સઘળી વિદ્યાનું સમજવું. વિદ્યા સંસાર વ્યવહારના ઉપયોગમાં આણવાને માટે છે—કાંઇ શાળાઓની પરીક્ષામાં પાસ થવાનેજ માટે નથી. પણ વિદ્યા જ્યારે અવલોકન શકિતનો ઉપયોગ કરી શીખવેલી હોય, ત્યારેજ ઉપર કહ્યું તેવી રીતે સંસાર વ્યવહારના કામમાં વપરાઈ શકે, અને ત્યારેજ વિદ્યા ભણેલી સાર્થક થાયછે.

આ પદ્ધતિએ વિદ્યા શીખવવાથી તે વિદ્યા ખરી અને આગળ ઉપયોગી થઈ શકે એવી રીતે શીખવાય છે એટલુંજ નહિ, પણ અવલોકન શકિત કેળવાય છે, અને અવલોકન શકિત કેળવાવી એ વિદ્યા ભણ્યા કરતાં પણ બહુજ લાભકારી કામછે. નિશાળમાં કદીપણ જોઈએ તેટલી વિદ્યાઓ શીખવી શકાતી નથી, અને શીખવાયછે તેટલી પણ બધાને આગળ સંસારના કામમાં થોડીજ ખપ આવે છે, પણ એથી જો અવલોકન શકિત રૂપી સબળ હથીઆર કેળવાયું હશે, તો તે માણસ જે કામમાં પડશે તે કામમાં ફતેહ કર્યા વિના રહેનાર નથી.

આ કારણથી સઘળા ઉત્તમ પદ્ધતિકારોનો તો એવો વિચાર છે કે બાળકેળવણીના જેમ વાંચન, લેખન, અને ગણિત એવા ત્રણ વિષય ગણાયછે, તેમજ પ્રદર્શન પાઠ એ નામનો ચોથો વિષય પણ તેમાં દાખલ થવો જોઈએ. વાંચન, લેખન, અને વિશેષે કરીને ગણિત શીખવવામાં પ્રદર્શન કરી અવલોકન શકિતનો ઉપયોગ શિક્ષક ચતુર હોયતો જોઈએ તેટલો કરી શકેછે, તોપણ તે બસ નથી. એમાં વિશેષ લક્ષ સ્વભાવિક રીતેજ વાંચનાદિ વિષયો શીખવવા ઉપરજ રહેલું હોયછે, અને અવલોકન શકિતની કેળવણીતો ગૌણ પક્ષેજ આપવામાં આવેછે. માટે જરૂરછે કે અવલોકન શકિતની કેળવણી ઉપરજ વિશેષ લક્ષ આપવામાં આવે, એવા સ્વતંત્ર પાઠજ નિશાળના ધોરણોમાં હોવા જોઈએ; અને તેને અમે પ્રદર્શન પાઠ કહીએ છઈએ. સા-

માન્ય સાનના પાઠ જે કહેવાયછે તે એને મળતાજ છે, અથવ તેનોજ આ એક પેટાભાગ છે, પણ પ્રદર્શન પાઠમાં સામાન્ય વસ્તુઓનું જ્ઞાન આપવા કરતાં વધારે હેતુ રહેલો છે, અને એ સામાન્યજ્ઞાન આપ્યું એટલે પ્રદર્શન પાઠનો ઇલાખો બંધ પડેછે એમ નથી. પ્રદર્શન પાઠનો હલકામાં હલકી કેળવણીથી તે યુવાવસ્થાની ઉંચી કેળવણી સુધી હમેશાંજ કાયમ રાખી શકાય એવાછે.

બાળકોને માટે પ્રદર્શન પાઠ આપવાનો વિધિ લાંબા વિસ્તારથી જર્મન દેશના મહા પ્રસિદ્ધ આદિ પદ્ધતિકાર ફ્રોબલે ઉપજાવી કાઢયો છે, અને તે કિન્ડરગાર્ટન એ નામથી ઓળખાયછે. એમાં બાળકોની તમામ તનમન તથા નીતિની શક્તિઓ કેળવવા ઉપર ઉપયોગી જ્ઞાનના મૂળતત્વો મનમાં સૂચક પદ્ધતિએ ઠસાવવા ઉપર, તથા હુનરી કામ કરવાનો અભ્યાસ પાડવા ઉપર ઘણું ધ્યાન આપવામાં આવ્યું છે. ટુંકામાં બાળપણ કેળવણીની એ ઉત્તમ પદ્ધતિછે પણ આપણામાં છેક બાળપણમાં છોકરાંને કોઈ નિશાળે મૂકતું નથી, તેવી નિશાળો પણ આપણા દેશમાં નથી, અને હોયતો ઉત્તમ સુશિક્ષિત મેહેતાજી તથા કિમતી સાહિત્યોની તેમાં એટલી જરૂરછે, કે તે આપણે હિંયા ચાલવીજ મુશ્કેલ પડે. તોપણ મોટા શેહેરો જેમાં શ્રીમંત માણસો પોતાનાં છોકરાંને પાંચ વર્ષની ઉમરથી નિશાળે મોકલે છે, અને ત્યાં ચાલતી પદ્ધતિથી તે છોકરાંને તને તથા મને ફાયદો કરતાં નુકશાન વધારે થાય છે, ત્યાં જો તેવા શ્રીમંતો પોતાને ખરચે અને પોતાની દેખરેખ નીચે કિન્ડરગાર્ટનની નિશાળો કાઢે તો બેશક ઘણો ફાયદો થાય ખરો. શ્રીમંત વર્ગના છોકરાને સારૂજ તે નિશાળ હોવાથી, તેમાં કિન્ડરગાર્ટનની પદ્ધતિથી અલબત્ત કેટલોક ફેરફાર કરવો પડશે, પરંતુ ઘણી બાબતમાં તે રીતેજ એ બાળશાળાઓ ( Infant Schools ) ચાલી શકશે. એ બાળશાળામાં તો ત્રણ વર્ષની ઉમરથી છોકરાં દાખલ થઈ શકશે, અને રમત ગમત કરતાંજ તન તથા મનની યોગ્ય કેળવણીની સાથે સાધારણ ભણતરનો પણ મજબૂત પાયો ત્યાં નાંખી શકશે. ફકત ભણતરની બાબતજ લઇએ તો સાત વર્ષની ઉમરમાં તો તેણે એટલો અભ્યાસ કર્યો હશે, કે આપણી સામાન્ય નિશાળોમાં ત્રીજા કે ચોથા ધોરણમાં દાખલ થવાને લાયક માણુસ પડશે જે હાલ પાંચ વર્ષની ઉમરથીજ નિશાળોમાં ગોંધ્યાથી કદી પણ બની શકતું નથી. પણ ભણવા કરતાં પણ મોટો ફાયદો તો એ થશે કે શરીરની, મનની,

તથા નીતિની બાળપણમાં જેવી જોઇએ તેવી તેને ઉત્તમ રીતની કેળવણી મળેલી હશે, અને હવે પછી તેને વિદ્યાભ્યાસ કરવો ઘણોજ સરલ પડશે. પણ જ્યાં સુધી આવી શાળાઓ થઈ નથી, ત્યાં સુધી તો આપણી ચાલુ નિશાળોમાં પ્રદર્શન પાઠ કેવી રીતે આપી શકાય તેનોજ વિચાર કરીયે. માજી ઇનસ્પેક્ટર હોપ સાહેબના વખતમાં કથિત પાઠનો પદ્ધતિગ્રંથ તૈયાર થયો છે તે, તથા તેમાં અવલોકન શક્તિ કેળવવાની જે પદ્ધતિ પ્રદર્શિત કરી છે તે દરેક મહેતાજીએ ખસુસ ખસુસ અભ્યાસ કરવા જોગ છે. એમાં સામાન્ય જ્ઞાનની જે નોંધો તે વિશેષે કરીને બાળશાળાને યોગ્યની છે, તોપણ તે આપણી નિશાળોના નીચલાં પહેલાં અથવા બીજા ધોરણસુધી ભણનાર છોકરાની ઉમરને સાધારણ રીતે લાયકજ છે, અને એ બધા પાઠ કદાપિ નહિ તોપણ કથિત પાઠના પાંચે ભાગના થોડા થોડા તો નિશાળોમાં મહેતાજીએ પોતે આપવા જોઇએ. એમ કરવા ઇન્સ્પેક્ટર સાહેબનો સરક્યુલર પણ છે, પરંતુ દિલગીરીની વાતછે કે એ વિષય ધોરણ બહારનો હોવાથી મહેતાજીઓ ભાગ્યેજ તે અમલમાં આણે છે. પણ એમાં તેમની મોટી ભૂલ છે. સ્વાર્થ બુદ્ધિથીજ જોતા હોય, તોપણ તેઓને એ કસુરથી નુકસાનજ છે. સામાન્ય જ્ઞાનના પાઠ ડીપુટી સાહેબોની પરીક્ષામાં ખપ નહિ લાગે એ ખરૂં છે, તોપણ એમ કરવાથી અવલોકન શક્તિ કેળવાઇ હશે તો છોકરાં ધોરણના વિષયો સારી રીતે થોડા વખતમાં તૈયાર કરી શકશે.

સામાન્ય જ્ઞાનના પાઠ આપી રહ્યા એટલે પ્રદર્શન પાઠ થઈ રહ્યા એમ સમજવું નહિ. એતો એક બાળકેળવણીનો પ્રકાર છે. હવે ભૂગોળ, ખગોળ, પદાર્થ વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, વગેરે અનેક વિદ્યાઓ જે નિશાળમાં વાંચનમાળાને દ્વારે શીખવવાની છે તેને વિષયભૂત કરી મહેતાજીઓએ પ્રદર્શન પાઠ આપવા જોઇએ. દરેક વિદ્યાનો મૂળ પાયો તો પ્રદર્શનથીજ નાંખવો. એ પ્રમાણે પાયો નંખાયા પછી માત્ર વ્યાખ્યાન કે પુસ્તકોથી વધારે જ્ઞાન આપવામાં આવશે તો કાંઇ હરકત નથી, અને પછી તો બેશક એમ કરવુંજ પડશે, કેમકે જે જે શીખવવાનું છે તે બધું કદીપણ પ્રદર્શિત થઇ શકે નહિ. પરંતુ પાયો ખરી પદ્ધતિ ઉપર નંખાયો હશે, તો તેની ઉપર સારી ઇમારત રચી શકાશે.

પ્રદર્શન પાઠ આપવાને માટે વસ્તુઓનો, યંત્રનો, નમુનાનોં, નકશાનો, વગેરે અનેક રીતનો સારો સંગ્રહ તો અલબત્ત નિશાળમાં જોઇએજ, અને

તે પૂરાં પાડવો એ તેને લાગતા વળગતાનું કામ છે. પણ તેની સાથે મહેતાજીમાં ખંત અને ચીવટ એ વધારે અગત્યની છે. ખગોળના પ્રદર્શનને માટે તો આકાશનો ગોળ નિરંતર આપણા માથા ઉપર ઉભોજ છે, તોપણ કેટલા થોડા મહેતાજી તેનો ઉપયોગ કરતા હશે? ભૂગોળ કે ભૂતળના પ્રવેશક પાઠ આપવાને સારૂ કેટલા થોડા મહેતાજી બાળકોને પાદરે લઈ જઈ તે તે વસ્તુઓનું પ્રદર્શન કરાવે છે? મહેતાજી આમ નથી કરતા તેથીજ એ વિદ્યાઓ છોકરાને અળખામણી લાગે છે, અને બિચારા ગોખી ગોખીને મરે છે તોપણ યાદ રહેતી નથી. માટે મહેતાજીઓને અમારી ખાસ ભલામણ છે, કે જો તેઓ સ્વાર્થ કે પરમાર્થ બેમાંથી એકેની મનમાં પરવાહ રાખતા હોય, તો તેમણે અવલોકન શક્તિ કેળવવાના આ પાઠ આપવામાં કદીપણ આળસ કરવું નહિ.



# बहु गोखणना गेरफायदा.

મુંબાઈમાં છપાતું લોકમિત્ર કેટલાક વખતથી કેળવણી ખાતાની ખામીઓ એવા મથાળા નીચે કેળવણીના વિષય ઉપર પોતાની કલમ ચલાવેછે. એના બધા વિચારોની સાથે એકમત થયા શિવાય અમે એ જોઇને ખૂશી થયા છઇએ, કેમકે કેળવણી બાબત ઉપર લોકો તથા જાહેર લખનારાઓનો અત્યાર સુધી અમે અનાદરજ જોતા આવ્યા છઇએ. નિશાળમાં કેમ શીખવવું જોઇએ અને એ પ્રમાણે થાયછે કે નહિ એ વિષે ઘણા ખરા લોકો કાંઈ પણ પરવાહ રાખતા નથી, અને વર્તમાન પત્ર તથા ચોપાનીયામાં પણ એ બાબત ભાગ્યેજ કાંઈ ચર્ચા જોવામાં આવેછે. તોપણ વિચાર કરીને જોશે તેને તો માલમ પડશે કે પોતાના છોકરાનો ભવ જે ઉપરથી બંધાવાનો છે તે સ્થળ કેવી સ્થિતિમાં છે તે જાણવા સમાન આ સંસારમાં થોડાજ અગત્યના વિષયો છે. માટે લોકમિત્રના આ ઉદયોગથી અમને ખૂશી પેદા થઇછે. એના ૯ મી જ્યુનના *અંકમાં ઘણા ગોખણથી કેવા ગેરફાયદા હાલ થાયછે તે વિષે કાંઈ લખાણ કર્યું છે તેમાંથી અમે અમારા વાંચનારાઓને સારૂ અહિંયા થોડો ઉતારો કરીએ છઇએ. એમાં લખ્યું છે તે જિલ્લાઓ કરતાં મુંબઈ શહેરને વિશેષે લાગુ પડેછે તોપણ એ વિષય સર્વેને વિચાર કરવા જોગછે એમાં કાંઈ સંદેહ નથી.

* ગૂજરાત શાળાપત્ર સને ૧૮૭૮.

છોકરાઓને શીખવવાની રીતમાં પણ આગળ કરતાં ઘણોં વાંધા ભરેલો ફેરફાર થઈ ગયોછે. આગલા વખતમાં છોકરાઓને જે શીખવવાનું હોય તે સઘળું વર્ગમાંજ શીખવવામાં આવતું હતું. આથી શીખનારાં છોકરાઓને ત્રણ જાતના સંગીન ફાયદા થતા હતા.

૧. સઘળાઓને વર્ગમાં સારી પેઠે સમજવાને અથવા શીખવવાને બની આવતું.

૨, તેમને ઘરમાં ફુરસદનો અથવા રમવાનો વખત મળતો હતો, જેથી તેમની તંદુરસ્તીમાં સુધારો થતો અને શીખવાની શક્તિ મજબૂત રહેતી હતી;

૩. શીખવાનું કામ સહેલું હતું, જેથી ઘણાઓ ખૂશીથી નિશાળોમાં જઈ કેળવણી લેતા હતા.

હાલમાં શીખવવાની રીત એવી થઈ પડી છે કે વર્ગમાં સમજાવવું અથવા શીખવવું થોડું, અને ઘરનાં લેસનને માટે રાખવું ઘણું. સરકાર તરફથી શીખવવાનાં તથા પરીક્ષા લેવાનાં ધોરણ બાંધવામાં આવ્યા છે, અને તેમાં ચોકસ અભ્યાસો ઠરાવવામાં આવ્યાછે, તે કોઈ પણ રીતે પૂરા કરવા એ આજે સઘળા શિક્ષકોના નેમ હોય છે. તે નેમ પૂરી પાડવાને તેઓ વખત પ્રમાણે અભ્યાસના ભાગ કરેછે, અને તે છોકરાઓ પાસે જેમ તેમ કરીને પૂરા કરાવે છે. દરેક બાબતનું લેસન ઠરાવીને તે ઘેર કરવા આપે છે. અને તે કરી લાવ્યાછે કે નહિ તેની તપાસ કરવી અથવા તે લેઈ જોવું, એ વર્ગમાંના કામનો મુખ્ય ભાગ થઈ પડેછે. વળી અભ્યાસના ભાગ કરતાં અથવા દરરોજનું લેસન આપતાં પણ જે વિવેક શિક્ષકો તરફથી વપરાવો જોઇએ, તે પણ બરાબર વપરાતો નથી. કેટલીકવાર એટલું બધું તો લેસન આપવામાં આવેછે કે સઘળો ફુરસદનો વખત તેમાં રોકવા ઉપરાંત, મોડી રાત સૂધી છોકરાંઓને ઉજાગરો પણ કરવો પડેછે. જ્યારે એટલું બધું ભારે લેસન હોતું નથી, ત્યારે પણ છોકરાઓનો એળે તે વખત તેમાં રોકાય છે કે ફુરસદ જેવું તેમને માટે કશું રહેતું નથી. એથી આગલી રીતથી જે ત્રણ જાતના ફાયદા છોકરાંઓને થતા ઉપર જણાવ્યા છે, તે હાલના વખતમાં ગુમ થયછે. છોકરાઓની તંદુરસ્તીપર માઠી અસર થાયછે, અને તેમનાં તન તથા મન બંને નબળાં પડી જાયછે. તેમનું શીખવાનું જોર કમતી થાયછે, એટલુંજ નહિ પણ તેઓ સદાના

રોગી અને નબળી હાલતમાં થઈ પડેછે. ઘણા છોકરાંઓ શીખવાનો મોટો કંટાળો બતાવે છે, અને કેટલાંકો થોડા ઘણા આગળ વધી અટકી જાય છે. આથી તેમનો સ્વાર્થ સઘળો બગડેછે, અને દુનિઆમાં તેઓ સદાની ગરીબાઈ અને સંકટનો ભોગ થઈ પડેછે. તેવો વખત આવે તેની આગમચ તેમની અવસ્થા હડકાયા કૂતરાના સરખી બને છે, કારણ કે તેઓ ઘરમાં તેમજ બહાર સઘળે હાડમાર થાયછે, અને આળસુ, ઠોઠ, અભાગીઆ, વગેરે શબ્દોના ટાણા ખાતાં બેજાર થાયછે. એમાં જે સખત દીલનાં છોકરાં હોય છે તે ઓછી પરવાહ કરીને ચલાવેછે, પણ નરમ અને કાંકણા દીલનાં છોકરા ભારે ઊદાસ, દુખી, અને નાસીપાસ થઈ જાયછે, અને કેટલીકવાર નાદાન બુદ્ધિએ પણ દુનિઆં અને ઘરબાર તેમને અકારાં થઇ પડેછે. એવી વેળાએ શિક્ષકો તરફથી તો નહિ, પણ માબાપો તરફથી બીજે વિવેકનો ઉપયોગ થવો જોઇએ, અને બચ્ચાંની હાલત કેવી થઈ પડીછે તે સારી પેઠે જોવી તથા ધ્યાનમાં લેવી જોઇએ, તે પણ બનતુંનથી.



# वांचन शिखववानी रीत.

**१. वांचनना पाठमां वांचवुं, समजवुं, अने सार याद राखवो ए त्रण वात उपर शिक्षके लक्ष राखवानुं छे.**

આ નિયમ સહેલો અને સ્વભાવિક છે, તોપણ ઘણા મહેતાજીઓ જાણતા હોય એમ લાગતું નથી. હાલ ઘણી નિશાળમાં તો શું જોવામાં આવેછે. કે એક છોકરો ઉઠીને અસ્પષ્ટ અને અશુદ્ધ ઉચ્ચારણ કરતો દોડ્યો જાયછે, અને પછી ચોપડી બંધ કરી એમાંના જે બોલ યાદ રહ્યા હોય તે સંબંધ અને અર્થ રહિત બકી જાયછે. એ વખત શિક્ષક ઘણું તો અશુદ્ધ ઉચ્ચારણ કાંઇક સુધારે છે, પણ બીજું પોતાનું કાંઇ કામ છે કે નહિ તેનો જરા પણ વહેમ આણ્યા વિના બેઠો બેઠો ઊંઘ્યા કરેછે. આમ થવાથી જે પાઠ સૌથી વધારે રસિક અને અગત્યનો તે નીરસ અને નિરૂપયોગી થઇ પડેછે.

વાંચનના જે ત્રણ અંગ ઉપર કહ્યા તેમાંથી એકે ઓછું ધ્યાન આપવા જોગ નથી, તોપણ ભણનારની અવસ્થા પ્રતવે તેમાં કાંઇ ફેર પડે છે. શિખાઉ પહેલે પગથીએ હોય, ત્યારે તેના વાંચવા ઉપર સૌથી વધારે કા-

ળજી રાખવી. ભણનાર બીજે પગથીએ આવે, ત્યારે સમજ ઉપર, અને છેક છેવટે સાર યાદ રાખવા ઉપર શિક્ષકે વધારે ધ્યાન્ આપવું જોઇએ. તોપણ કોઇપણ અવસ્થામાં એ ત્રણે બાબતો કદી પણ વીસરવી જોઇએ નહિ. જો કેટલાક પગથીઆ સુધી એમાંની કોઇ બાબત પડતી મૂકવી ઘટે છે, તો તે છેલ્લી છે, પણ આપણી નિશાળોમાં તો એજ ઉપર કાંઇક ધ્યાન આપવામાં આવે છે, અને અવશ્યની બાબતોને શિખવનારની બધી અવસ્થામાં છેક ભૂલી જવામાં આવે છે. એનો પરિણામ એ થાય છે કે એ ત્રણેમાંની એકે બાબત નિશાળમાં તૈયાર થતી નથી, કેમકે યાદ રાખવું કે ચોપડીમાંના આડા અવળા દશવીશ શબ્દ બકી જવા અને પાઠનો સાર યાદ રાખવો એ બે કેવળ જૂદીજ વાત છે.

**૨. વાંચવું શુદ્ધ, સરલ, અને રસ ભર્યું હોવું જોઈએ.**

શુદ્ધતા, સરલતા, અને રસિકતા એ વાંચવાના ઉપરા ઉપરી ચ્હડતા પગથીઆં છે. તેથી તે ઉપર એ અનુક્રમે ધ્યાન આપવું. શુદ્ધતા આવ્યા વિના સરળતા આવવાની નથી, અને તેમજ રસિકતાનું સમજવું.

**૩. કેવા કેવા ઉચ્ચાર, શા શા કારણથી, વાળકો અશુદ્ધ છે તેની શિક્ષકે નોંધ કર્યા કરવી, અને તેનો ઉપયોગ ચતુરાઈથી વાંચનની વેળા કરવો.**

એમાંની મોટી મોટી ભૂલો શીખાઉને સારૂ નીચે નોંધીએ છીએ. એ ભૂલોના પાંચ વર્ગ પડી શકે છે. **મળતા આકારના અક્ષરની ભુલ.** જેમકે. ખ ને બ, ઘ ને ધ, ઠ ને ઢ, ભ ને મ, વગેરે અક્ષરોના આકાર કાંઇક મળતા હોવાના સબબથી તેમાં પહેલ વહેલા શીખઉઓ ભૂલ કરશે. મૂળાક્ષર ભણનારાને ખસુસ આ અક્ષરો કેટલા મળતા અને કેટલા જૂદાછે એ વિષે કચિત પાઠજ આપવો જોઇએ, અને પછીથી પણ જ્યારે જ્યારે એ ભૂલ માલમ પડે ત્યારે પાટીઆ ઉપર લખીને તે તર્ફ તેમનું ધ્યાન ખેંચતાજ રહેવું જોઇએ **૨. કાનામાત્રનીભૂલ.** નવા શિખાઉથી આ ભૂલ થવી એ સ્વભાવિક છે, કેમકે તેનું એ સંબંધી જ્ઞાન હજી કાચું છે. પણ વખતે વધારે શીખેલા છોકરા પણ એવી ભૂલો કરે છે. એ ભૂલો થવાના બે કારણ છે:—વાંચવામાં બહુજ ઉતાવળ, અને વાંચતી વેળા અર્થ ઉપર નજર ન રાખવાની કુટેવ. માટે ધીરજથી સમજીને વાંચવાની ટોકણી કર્યાં કરીએ,

તો આ જાતની ભૂલો વર્ગમાંથી થોડા વખતમાં છેક નાબુદ થઇ જાય. ૩. સ્થાન પ્રયત્નની ભૂલો. ત વર્ગને ઠેકાણે ટ વર્ગ, ટ વર્ગને ઠેકાણે ત વર્ગ; શ, ષ, સ, એ અક્ષરો એક બીજાને ઠેકાણે વગેરે બોલે તે સ્થાનક ભેદની ભૂલ કહેવાય. કને ઠેકાણે ખ અથવા ગ બોલે એ પ્રયત્નની ભૂલ. નીચ વર્ણના છોકરામાં સ્થાન ભેદની ભૂલો ઘણી સાધારણ હોય છે. કોઇ કોઇ વખતે જીભમાં ખોડ હોવાથી પણ આવી ભૂલો થાય છે. ઘણી વખત તો તેનું કારણ નાનપણની ખરાબ ટેવ, અને બેફિકરાઇ એજ હોય છે. શિક્ષક શુદ્ધ બોલી બતાવે, જે સ્થાને જીભ અડકયાથી તે અક્ષર બોલાતો હોય તે પ્રમાણે કરીને બાળક પાસે ઉચ્ચાર કરાવે, અને કદી પણ એવી ભૂલો વર્ગમાં ચાલી જવા ન દે, તો આ કુટેવ દુર થાય. આ નીચવર્ણનો છે માટે એનાથી ઉચ્ચાર થઈ શકતો નથી એવું કદી પણ મહેતાજીએ બાનું બતાવવું જોઇએ નહિ, કેમકે તે વાજબી નથી. શિક્ષકના જાતના ઉચ્ચાર અલબત્ત શુદ્ધ જોઇએજ, અને તેને અક્ષરોના સ્થાન પ્રયત્નનું પણ વ્યાકરણ જ્ઞાન જોઇએજ. પણ એ વ્યાકરણ જ્ઞાન બાળક છોકરાને શાસ્ત્રીય રૂપમાં આપવાની જરૂર નથી. ૪. ભાષાના પ્રાંત ભેદની ભૂલો. ઉપલા ત્રણ પ્રકારની ભૂલો તો છેક શિખાઉ હશે તેજ કરશે. ઉપલા વર્ગમાં એવી ભૂલો થોડીજ દીઠામાં આવશે. પણ જે ભૂલની આપણે અહિંયાં વાત કરીએ છીએ, તે તો બધાજ વિદ્યાર્થીઓ કરશે, અને તેથી તે ઉપર શિક્ષક જો નિરંતર વિશેષ લક્ષ નહિ આપે, તો તે કદી પણ દૂર થવાની નથી, કેમકે જે ભાષા માણસ જન્મથી બોલતું આવ્યું છે અને જે ભાષા જ્યાં જાય છે ત્યાં ચોપાસ બોલાતી સાંભળે છે તે મૂકીને શુદ્ધ બોલવું એ બહુજ ખંતવિના થઇ શકતું નથી. માટે શિક્ષકે પ્રાંત ભેદની કેવી કેવી ભૂલો થાયછે તેની એક સવિસ્તર ટીપ કરવી જોઇએ, તે પ્રમાણે ઉચ્ચાર પોતે ખાનગી કે સરકારી વખતે ન કરવા, અને બાળકોનું વાંચન બોલવું વગેરે જે કાંઈ સાંભળવામાં આવે તે વખત આ ભૂલો સુધારતાજ રહેવી. સુરત જિલ્લામાં બધે ઠેકાણે સં, અને ચરોતરમાં શ બોલે છે એ પ્રાંત ભેદનો એક દાખલો છે. ૫. ગામડીયાપણાની ભૂલો. સને ઠેકાણે હ જેવું કાંઇ ઉચ્ચારણ ગૂજરાતના સઘળા ગામડીયા કરે છે. એવી બીજી પણ ઘણી ભૂલો થાય છે. નીચ વર્ણના ખોટા ઉચ્ચારણ પણ આજ પેટામાં ગણવા. આ ભૂલો સુધા-

રવાના ઉપાય પ્રાંતભેદની ભૂલો સુધારવાને સારૂ જે બતાવ્યા તેના જેવાજ છે. આ ભૂલો સુધારવી અઘરી છે પણ ઉપરના જેટલી નથી, કેમકે ગામડીયા ભાષા બોલનારો જાણે છે કે એ અશુદ્ધ છે અને તેથી લાજે છે.

**૪. सांभळनारने समज पडे एम स्वाभाविक रीते वांचवुं ते सरल वांचवुं कहेवाय.**

ઉચ્ચારની સ્પષ્ટતા, ઘટતી ઉતાવળ, અને અર્થજ્ઞાન એ ત્રણ વાનાં વિના વાંચવામાં સરળતા આવતી નથી. માટે વાંચવાનો કેટલોક મહાવરો થયા પહેલાં શિખાઉમાં વાંચવાની સરળતા આવી શકે નહિ એ તો ખુલ્લુંજ છે. તોપણ જે જે પગથીઆની ચોપડી ભણતો હોય તેને અનુસરતી સરળતા બાળકમાં આવી શકે ખરી. પહેલી અને સાતમી ચોપડી ભણનારાની વાંચવાની સરળતામાં અલબત બહુજ ફેર છે, તોપણ પહેલી ચોપડીના પાઠ જેવી સ્વાભાવિક રીતે વાંચવા જોઇએ તેમ બાળક વાંચે, તો તે સરળતાથીજ વાંચે છે એમ જાણવું. ચોખું, અને અર્થજ્ઞાનની સાથે વાંચવું તો બધે પગથીએથી ઘણું ખરૂં બની શકે એમ છે. વાંચવાની ઉતાવળ જૂદે જૂદે પગથીએ જૂદી જૂદી છે, તોપણ તે જ્યાં જેટલી ઘટતી હોય તેટલી તો જોઇએજ.

જે વાંચે તેના અક્ષરે અક્ષર સ્પષ્ટ સમજાય, ત્યારે તે વાંચવું સ્પષ્ટ ચોખું છે એમ સમજવું. બહુ ઉતાવળ કરવાથી, અથવા વચે વચે સાદ ધીમો પાડી નાખવાથી ઉચ્ચારણ ચોખું સંભળાઈ શકાતું નથી. શબ્દના છેલ્લા અક્ષરો અને વખતે આદ્યો પણ મૂકી દેવાની ઘણાને ટેવ હોય છે, અને તેથી એ અક્ષરો ચોખા બોલાવવાની કાળજી રાખવી. વખતે જોડાક્ષરમાંનું એકાદું વ્યંજન પણ કોઈ મૂકી દે છે. વાંચવામાં સ્પષ્ટતા આવવાને માટે ઉતાવળની ટેવ છોડવવી પ્રથમ જરૂરનું છે. અને તેથી **"धीमे धीमे दरेक अक्षर ठोकीने संभाळथी वांचो"** એ શીખામણ સારો મહાવરો પડે ત્યાં સુધી આપ્યાજ કરવી.

સ્પષ્ટતાની બાબતમાં બીજી પણ બાળકમાં આવે વખતે કટેવ હોયછે.

**૧. अचकातां अचकातां वांचवुं.** કેટલા દોઢ પહોરે એકેકો અક્ષર વાંચી શકે છે અને વચમાં અ–અ–અ–અ કર્યા કરે છે. કેટલાક વચગાળામાં રાગડો કાઢે છે, એ ખોડ વંચક સિદ્ધ પૂરી નહોવાના કારણથી

ઉત્પન્ન થાય છે. જુની રીતના વાંચનારાઓ વાંચતાં જે લહેકા કરે છે તેનું મૂળ કારણ એજ છે કે તેમનામાં વાંચવાની સરળતા નથી. રાગડો કાઢવાની કે અ–અ–અં કરવાની ટેવ કદી પણ છોકરાને પડવા દેવી નહિ. જો છોકરા શિખાઉ હોય, તો ધીમે ધીમે વાંચે તેની ફિકર નહિ, પણ વચે સ્વર પૂરવાની કાંઈ પણ જરૂર નથી. કેટલાક છોકરા બહુ ઉતાવળ અને તેથી ઉત્પન્ન થતા ગભરાટના કારણથી પણ અચકાય છે. તેને ધીમે ધીમે વાંચવાનું કહેવું અને બીહીતાં હોય, તો મીઠાશથી વાત કરી તેને હિંમત આપવી. જીભમાં કાંઇ ખોડ હોવાના કારણથી પણ કોઈ અચકાય.પણ ઘણી વખત તો બીક અને ગભરાટ એજ તેનું ખરૂં કારણ હોયછે. જે ઘરમાં ઠીક બોલી શકે અથવા કવિતા ઠીક ગાઇ શકે, અથવા પોતાના શિક્ષકના મોઢા આગળ ઠીક વાંચે, પણ અજાણ્યા પરીક્ષકની આગળ અ–અ–અ કરવા લાગે ત્યારે નિશ્ચય જાણવું કે એની જીભમાં ખોડ નથી, પણ બીકણ છે. જીભની ખોડ પણ ધીરજ અને મહાવરાથી દુર થઇ શકે છે. કહે છે કે ગ્રીસનો ડીમાસ્થનીશ જેની જગતમાં હજી વકતૃત્વમાં જોડી થઇ નથી, તેની જીભ જુવાનીમાં અટકતી હતી, અને તેથી તેણે દરરોજ દરીઆ કાંઠે જઇને પોતાની જીભ ઉપર કાંકરા મૂકી એકાંતમાં ભાષણ કરવાનો મહાવરો પાડ્યો હતો. **शब्द के अक्षर बेवडवा.** કેટલા અચકાતા નથી, ત્યારે એમ કરે છે. " બાપા " એ શબ્દ વાંચવો હોય તો બા–પા–બાપા અથવા બા–બાપા એમ વાંચે. એનાં બે કારણ હોય. કાંતો વંચકસિદ્ધિ કાચી, અથવા કાંતો અણુઘટતી ઉતાવળ. વાંચતાં થોડું આવડયું હોય, તો પણ એમ શબ્દ કે અક્ષર બેવડવા તો નજ દેવા. ધીમ છૂટું છૂટું વાંચે, તો ફિકર નહિ.

ઉતાવળની બાબતમાં યાદ રાખવું કે ઉતાવળા કરતાં ચોખું વાંચવું વધારે અગત્યનું છે. જો ચોખું વાંચતાં આવડશે, તો પછીથી ઉતાવળ એની મેળે વધતી જશે. પ્રથમ અક્ષરે અક્ષર, પછી શબ્દે શબ્દે, અને પછી ઉપવાકયે ઉપવાકયે, અને છેવટે વાકયાંતેજ સંપૂર્ણ અટકે એવા વાંચન શીખવાના ચાર પગથીઆં છે, અને તેથી જે છોકરો જે પગથીઆનો હોય ત્યાં તેને અનુસરતું અટકવા દેવું. વખતે ઉતાવળથી વાંચવાની તાકીદ રાખવાને લીધેજ ઘણી નિશાળનું વાંચન ધિક્કારવા યોગ્ય નઠારૂં માલમ પડેછે. બધી જાતની અશુદ્ધતા અઘટિત ઉતાવળથી વાંચવામાં આવે છે. માટે બધે પગથીએ એ ઉપર નજર રાખવી.

જે વાંચે તેનો અર્થ વાંચનાર બરાબર સમજતો નહોય, તો તેના વાંચવાથી સાંભળનારને સમજાવો અશક્ય છે. તેથી વાંચનારને અર્થજ્ઞાન જરૂર હોવું જોઇએ. પણ ઘણા બાળકો વાંચે છે ત્યારે અર્થ ઉપર ધ્યાન બિલકુલ આપતા નથી, અને તેથીજ મતલબ કહેતી વખતે થોડું ઘણું ચોપડીમાં જોવાની તેને જરૂર પડે છે. એવી કટેવ મહેતાજીઓજ ઘણું કરીને છોકરાને પાડે છે. ઉતાવળ કરવાની એટલી બધી લાહે હોય છે, કે વાંચવાને બદલે આગગાડીની પેઠે છોકરાંઓને બકી જવાની ટેવ પડે છે. રસ ભર્યું વાંચવાને માટે તો અર્થજ્ઞાનની વિશેશે કરીને જરૂર છે. માટે મહેતાજીએ મૂળથીજ સમજીને વાંચવાની બાળકોને ટેવ પાડવી. વાંચતાં શીખવાનો મુખ્ય હેતુજ એ છે, કે વાંચીએ તેની મતલબ સમજીએ. મોટ-પણે આપણા દેશમાં થોડાજ જ્ઞાન મેળવવા સારૂ ખાનગી વાંચે છે, અને તેનું મોટું કારણ એ છે કે વાંચે તેની મતલબ સમજવાની શકિત મહેતા-જીએ તેઓને આપી નથી. વાંચ્યા પછી મતલબ સમજવાને સારૂ વાકયે વાકય મનમાં વાંચી જવાની તેને જરૂર પડે છે, અને તેથી એવી બેવડી મહેનતથી કંટાળી તે ખાનગી વાંચવુંજ મૂકી દે છે, અને તેમ થવાથી તેના જ્ઞાનમાં કાંઈ વધારો થવાને બદલે દિનપર દિન તે અજ્ઞાન અને વહેમી થતા જાય છે. ખાનગી વાંચવાનો શોખ ઉત્પન્ન કરવો એ મહેતાજીની એક કિંમતી ફરજ છે, અને તેને માટે વાંચે તેજ વખતે સમજીને વાંચે એવી ટેવ પાડવી જોઈએ.

## ૯. લખનારના મનનો બધો ભાવ સાંભળનારને પ્રત્યક્ષ જ-ણાય એવી રીતે જે વાંચવું તે રસ ભર્યું વાંચવું કહેવાય છે.

આ કામ ઘણુંજ અઘરૂં છે. રસભર્યું વાંચનાર ખરેખરા તમને મોટી ઉમરના પણ થોડાજ માલમ પડશે. એનું કારણ એ છે, કે રસભર્યું વાંચ-નારે લખનારનો બંધો અર્થ સમજવો જોઇએ એટલુંજ નહિ. પણ તે લ-ખતી વેળા તેના મનમાં જે જે જુસ્સાઓ જેટલે દરજ્જે પેદા થયા હોય, તે તે જુસ્સાઓ તેટલે દરજ્જે વાંચનારે જાણવા જોઇએ, તે તેજ રૂપે તે-ના દિલમાં લાગવા જોઇએ, અને તે પ્રમાણે તેને બતાવતાં આવડવા જોઇએ.

તે છતાં પણ રસભર્યું વાંચતાં શીખવું એ ઘણીજ ઉપયોગી કળા છે. સારાવકતૃત્વનો પાયો એ ઉપરથી ચણાય છે. આપણા દેશમાં સુભાષિત બોલનારાઓની ખોટ છે તેનું એક મજબુત કારણ એ છે કે બાલ્યાવસ્થા-

માં રસભર્યું વાંચવા ઉપર (અને તેના મુખ પાઠ ઉપર) કાંઇજ લક્ષ આપવામાં આવતું નથી.

રસભર્યું વાંચતા શીખવાને માટે ખરો નિયમ તો એજ છે કે **तमेज जाते बोलता हो, एम समजीने वांचो.** એ વેળા વાંચનારે લખનારની સાથે એકરૂપ થઇ જવું, તેના વિચાર તેજ પોતાના વિચાર કરી નાંખવા, તેના જેવીજ પોતાની લાગણીઓને જાગૃત કરવી, અને પછી તે બોલતો હોય તે પ્રમાણેજ પોતે બોલવું. તમે જોશો કે રસભર્યું વાંચવામાં અર્થજ્ઞાન કેટલું અવશ્યનું છે. એ વિના સારૂં વાંચન થઇ શકતુંજ નથી, અને તેથી મહેતાજીએ વાંચવું સારૂં કરવાની મતલબે પણ સમજણની ઉપર ખૂબ ધ્યાન આપવું ઘટે છે.

ખરો નિયમ તો રસભર્યું વાંચવાનો ઉપર કહ્યો તેજ છે તોપણ નીચેના બે નિયમ ઉપર ધ્યાન રાખવાથી ઘણી મદદ મળશે. **१. विराम चिन्ह आगळ घटती रीते अटकवुं.** વિરામ ચિન્હનાં નામ ને ઓળખતાં, અને તે પ્રત્યેકની આગળ કેટલું અટકવું જોઇએ વગેરે બાબતો આ પગથીએ તો ભણનારને શીખવવીજ જોઇએ. પણ માત્ર એટલું શીખવ્યાથી ફાયદો થવાનો નથી. એ સમજનો ઉપયોગ કરવાનો તેમને ખંતથી મહાવરો પાડવો જોઇએ. મહાવરો થયા પછી એ કામમાં ભણનારને કે ભણાવનારને કાંઇ મહેનત નહિં પડે. **जोरवाळा शब्द घटता जोरथी वांचवा.** વાકયમાં કેટલા શબ્દ ઉપર વિશેષ ભાર મૂકવાનો હોય છે અને તે પ્રસંગે સ્વર પણ જુદી રીતે કરવો પડે છે, એ બાબત ઉપર જેમ તેમ વાંચનારનું મૂળથીજ ધ્યાન ખેંચવું. એ બધાનો આધાર લખનારના અર્થ ઉપર અથવા ભાવ ઉપર રહેલો છે. જ્યાં ભાર મૂકવો જોઈએ ત્યાં ન મૂકતાં બીજે ઠેકાણે મૂકવાથી અર્થનો કેવો અનર્થ થઇ જાયછે એ એક નીચેના દાખલા ઉપરથી માલમ પડશે. "હું કાલે મુંબઈ જવાનો છું." એમાં જો "હું" ઉપર ભાર મૂકીને વાંચીએ તો એવો અર્થ થાય કે મારો ભાઇ નહિ પણ હું કાલે મુંબાઈ જવાનો છું. "કાલે" ઉપર ભાર મૂકીએ તો આજે કે પરમ દહાડે નહિ એવો અંદરથી અર્થ નીકળી આવેછે. એજ પ્રમાણે મુંબઈ બોલ ચાંપીને બોલતાં એવો અર્થ જણાય કે કોઇએ "તમે કાલે સુરત જવાના છો" એમ કહ્યું હોય અને તેના ઉત્તરમાં તેની ના પાડી મુંબઈ જવાંનો છું એમ તે કહેતો હોય "છું" શબ્દ જોરવાળો કરતાં એમ

જણાય કે "નહિ•કેમ? હું કાલે મુંબઇ જવાનો છુંજ." 'જવાનો' બોલ પણ ભાર મૂકવાથી જુદોજ અર્થ સૂચવે. "હું જવાનો છું. હું કાલે મુંબાઇથી આવ્યો એમ તમને કોણે કહ્યું" એવો ભાવ સમજાય..આ પાંચ બોલના વાકયના આ રીતે પાંચ અર્થ થઇ શકે છે, અને એ બધાનો આધાર ફ્કત ભાર મૂકવાની ઉપરજ રહ્યો છે. આ ઉપરથી તમે જોશો કે આ વિષય વાંચનમાં કેટલો અગત્યનો છે, વિરસ કે નીરસ વાંચવું આ જાતની ગફ્લતને લીધેજ થાયછે. પણ એ વાત ખરી કે ભાર મૂકતાં આવડવાને માટે તે વાકયની આગળ પાછળના વાકય વાંચી તેનો અર્થ તથા સઘળા ભાવ વાંચનારે જાણવાજ જોઇએ. ફરીથી કહીએ છઇએ કે અર્થ—જ્ઞાન વિના તો સારૂં વાંચવાની આશાજ ન રાખવી. એ માટેજ વાંચનનો પાઠ ઘેરથી ભણનારે તૈયાર કરી આવવાની જરૂર છે. એમ ઘણો મહાવરો થયા પછી વાંચનારના હાથમાં જે આપ્યું તે ટપ રસભરી રીતે તે વાંચી શકશે.

**३. जेवो रस होय ते प्रमाणे स्वरभेदादि अनुभाव पण कांईक करवा जोईए.** પ્રીતિનું. મશ્કરીનું, દિલગીરીનું, ઉત્સાહનું. આશ્ચર્યનું, ભયનું, કંટાળાનું, કે શાંતિનું બોલતી વખતે આપણે સ્વર તથા હાથ માથા વગેરેના હાવા ભાવો કેવા જુદા કરીએ છઇએ તે સૌ જાણોછો. એમાંનું કાંઇક કરી બતાવવું એ પણ એક રસભર્યા વાંચનનું લક્ષણ છે, પણ **अनुभाव ढोंग भरेला न थाय अथवा रागडो न नीकळे"** તે ઉપર હમેશાં લક્ષ રાખવું.

## વાંચન શીખવવાની રીત. ભાગ ૨ જો.

**१. वांचनपाठ चलाववानी त्रण मतलब छेः—१. वांचवानी कळा शीखववी. २. भाषा ज्ञान वधारवुं ३. जूदा जूदा विषयोनुं सामान्य ज्ञान आपवुं.**

આ ત્રણે હેતુ પાર પાડવાને માટે યોગ્ય વાંચનમાળા અવશ્યની છે. પેહેલો હેતુ તો ઘણું કરીને ગમે તેવી વાંચનની ચોપડીથી પાર પડી શકે. ગામઠી મહેતાજીઓ કક્કો ને પદ શીખવીને કોઇ પણ વાંચન ચોપડી વિના એ હેતુ કેટલે દરજ્જે પાર પાડી શકેછે, પણ બીજા બે હેતુ બિલકુલ દુર રહી જાયછે. વંચકસિદ્ધિ કરાવવાને માટે પણ યોગ્ય ચોપડીઓની કેટલીક જરૂરતો છેજ.

બાળકોને વાંચવાની ચોપડીઓ ભાષા અને મતલબમાં અનુક્રમે ચડતી જાય એવીજ જોઇએ. ગૂજરાતમાં હાલ વાંચનમાળા ચાલે છે તે ઠીક છે. ભાષાનો અનુક્રમ જોઇએ તેવો નથી, પણ મતલબનો છે.

ગમે તે વાંચનમાળા ચાલતી હોય, તોપણ મહેતાજીએ આ ત્રણ હેતુ પાઠ ચલાવતી વેળા વીસરી જવા જોઈએ નહિ. અમને દહેશત લાગે છે, કે ઘણા તો એનો પહેલો હેતુજ હાલ સમજે છે. પેહેલો હેતુ યોગ્ય રીતે ક્યારે પાર પડે તે સંબંધી ઉપર સમજાવ્યું. બીજા બે હેતુ પાર પાડવાને માટે સમજણ આપવાની અને સાર યાદ રખાવવાની જરૂર છે. તે શી રીતે થાય તે હવે કહીએ છીએ.

**१. भाषा, अर्थ, के भाव समजतां बाळकोने कये ठेकाणे कठिण पडशे ते महेताजीए पोतानी नोंध तैयार करती वखते शोधी काढवुं.**

મેહેતાજીની ચતુરાઇ આ ઠેકાણેજ જણાય છે. અનુભવી અને બુદ્ધિમાન મેહેતાજી બાળકોની મુશ્કેલીઓ તુર્ત જાણે છે. બાળકની બુદ્ધિમાં પેસી જોવાની શક્તિનો આ વેળા મહેતાજીને બહુ ખપ પડેછે. બાળક કેટલું જાણેછે એ વાત અનુભવથી માલમ પડે. અને એટલો અનુભવ મહેતાજીને હોવો જોઇએ. પાઠમાં જે નવું આવ્યું તે સમજવાની શક્તિ બાળકમાં છે કે નહિ તે વિચક્ષણ મહેતાજી જાણે છે.

**२. भाषानी कठिणता शब्दना अर्थ, पर्याय, व्युत्पत्ति, अने पदच्छेद जणाव्याथी दुर थाय छे.**

ભાષાની કઠિણતા બે પ્રકારની છે:—શબ્દની અને વાક્ય રચનાની. બાળકોને શબ્દ કઠણ ત્રણ કારણથી લાગે. ૧. તે શબ્દ બાળકોના બોલવા ચાલવાના વ્યવહારમાં ન આવે એવો હોય. જે શબ્દ બાળકો ઘરમાં કે માંહો માંહે બોલતા હોય તે તો તે જાણે અને તેનો અર્થ પૂછવાની ઘણું કરીને જરૂર નથી. પણ ભાષામાં બાળકો બોલે છે તે કરતાં ઘણાજ શબ્દો વધારે છે એટલુંજ નહિ, પણ મોટા માણસોના બોલવામાં પણ લખાએલી ભાષામાં જેટલા શબ્દ વપરાય છે તેટલા બધા આવતા નથી. માટે બાળ ભાષામાં જે જે બોલ ન બોલાતા હોય તે શિક્ષકે ઓળખી કાઢવા જોઇએ, અને તે પાછલી ચોપડીમાં કે શીખવવામાં આવી ગયો છે કે નહિ તે યાદ

ફરી જવું. ૨. પાછલી ચોપડીમાં કે શીખવામાં તે કઠિણ શબ્દ આવ્યો નહિ હોય. આવા શબ્દ ઘણું કરીને સારી વાંચનમાળાની ચોપડીઓમાં પાઠને મથાળે લખ્યા હોય છે, પણ તેજ ઉપર આધાર રાખી બેશી રહેવું નહિ. એ શબ્દ તો શીખવવાજ, પણ તે ઉપરાંત પણ ઘણા શબ્દ શીખવવા લાયક હોય છે તેને ભૂલી જવા નહિ. ૩. જે વિષયનો બોલ હોય તે વિષયજ બાળકના અનુભવથી દૂર હોય. એવા શબ્દ સહેલા દેખાય, તોપણ બાળકને નજ આવડતા હોય. જે વસ્તુ જોવામાં નથી આવી તે વસ્તુનું નામ એને ખબર ન હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. માટે એ વિષય બાળકને જાણીતો હશે કે નહિ તેનો શિક્ષકે હમેશાં વિચાર રાખવો. આ બાબત શહેરના અને ગામડાના છોકરાના જ્ઞાનમાં બહુ ફેર હોય છે, અને તેથી દરેકને નડતી જુદી જુદી મુશ્કેલીઓ શિક્ષકે વિચાર કરીને ઓળખી શકવી જોઇએ. વિદ્યાના વિષયો તો બાળકને નવાજ છે, અને તેથી તેના પ્રત્યેક સાંકેતિક શબ્દ સહેલા દેખાય, તોપણ બાળક નહિ સમજતા હોય એમજ જાણવું

પણ શબ્દના અર્થ જાણવા છતાં પણ વાકય રચના કઠિણ હોય, તો તેનો અર્થ બાળકથી ન સમજાય. ક્રિયાપદનો કર્ત્તા, વિશેષણનો વિશેષ્ય, સર્વનામનું નામ વગેરે કેટલીક બાબતો ન જણાય, તો અર્થ ન સમજાય અથવા સમજાય તો ઊંધોજ. માટે વાકય રચના કયાં કઠિણછે તે પણ બાળકની બુદ્ધિ અને જ્ઞાનનો વિચાર કરીને શોધી કાઢવું જોઇએ. જ્યાં વાકયનો વિષય અજાણ્યો હોય, ત્યાં આવી અણસમજણ હોવાનો ઘણો સંભવ છે, વાર્ત્તા કરતાં વિદ્યાના પાઠમાં વાકયનો અન્વય બાળકો બહુજ થોડો સમજી શકે. એ રીતે જયાં પણ કાંઇ નવો વિચાર હોય, ત્યાં બાળક વાકય રચનામાં ભૂલ કરશે એમ જાણવું. કેટલેક પ્રસંગે ગ્રંથકારની રચનાજ ગુંચવણવાળી હોવાના કારણથી છોકરાઓને તે વાકય કઠિણ લાગેછે. એવાં વાકય શિક્ષકે અવશ્ય ચૂંટી કાઢવાં જોઇએ, અને તે કેમ સુધરી શકે તે પણ (બાળકોનું ભાષા જ્ઞાન કાંઇ કેળવાએલું હોયતો) તેમની પાસે કઢાવવું. એથી બાળકને ઘણો રસ લાગશે, તથા નિબંધ રચવામાં ઘણો ફાયદો થશે.

શબ્દની કઠિણતા અર્થ, પર્યાય, અને વ્યુત્પત્તિ જાણ્યાથી દુર થાય. કઠણ વાકય સમજવાનું મુખ્ય સાધન પદચ્છેદ છે.

પર્યાય એટલે એક અર્થના જે જે શબ્દ હોય તે બધા જાણવા:—જેમકે 'યોગ્ય' એના પર્યાય "લાયક," "ઘટિત," "ઘટતુ," "મુનાસિબ,"

"જોઇએ તેવું" વગેરે. *પર્યાય જાણ્યાથી બાળકનું ભાષા જ્ઞાન વધે છે, તે ખોળતાં વિચાર કરવાની ટેવ પડેછે, અને વર્ગને રસ લાગેછે. પણ ઘણી વખતે પર્યાય આપી શકાતા નથી, અથવા તે આપ્યાથી પણ શબ્દનો જોઇએ તેવો ખુલાસો થતો નથી. એને માટે અર્થ સમજાવવાની અથવા વ્યાખ્યા આપવાની જરૂર પડેછે. એ કામ પર્યાય કહેવા કરતાં ઘણું અઘરૂં છે, અને નાનાં બાળક તે કરવાને કેવળ અશક્તિમાન માલમ પડશે. મોટા માણસ પણ એ કામ થોડાજ સારી રીતે કરી શકે છે. પણ જેટલું એ કામ અઘરૂં, તેટલુંજ કેળવણીના કામમાં વધારે અગત્યનું છે. એથી પર્યાય કહેવાં કરતાં ઉંચી જાતની કેળવણી મળેછે. પણ એમ કરાવતાં મહેતાજીને બરાબર નહિ આવડે તો ફાયદાને ઠેકાણે નુકશાન થાય. બાળકો પાસે વ્યાખ્યા કઢાવવા પહેલાં શિક્ષકે એ સંબંધી આ નિયમો સમજવા જોઇએ ૧. વ્યાખ્યા કરવી એટલે એક વસ્તુનો સામાન્ય વર્ગ અને તેના વિશેષ લક્ષણો કહેવાં જેમકે, હાથી, એ સુંઢ વાળું મોટું ચોપગું જનાવર છે. એમાં હાથી, એ ચોપગું જનાવર છે એમ કહીને તેનો વર્ગ જણાવ્યો અને તે વર્ગમાં "મોટું અને સૂંઢવાળું" એ ગુણોથી જુદો પડે છે. તે વિશેષ લક્ષણો બતાવ્યાથી એની વ્યાખ્યા થઇ. ૨. વાંચનના પાઠમાં આ શાસ્ત્રીય રૂપેજ વ્યાખ્યા લેવાની જરૂર નથી, પણ તે કડકે કડકે સૂચક પ્રશ્નવડે કઢાવવી. ૩. સાદા અને જાણીતા વિચારની વ્યાખ્યા કરાવવી નહિ. એક યાદ રાખવું કે જેમ વિચાર સાદો તેમ તેની વ્યાખ્યા આપવી અઘરી છે, અને તે વ્યાખ્યાની જરૂર ઓછી છે. ૪. શાસ્ત્રીય વિષયના સઘળા શબ્દની વ્યાખ્યા શાસ્ત્રીયરૂપેજ જોઇએ. ૫. શાસ્ત્રીય વ્યાખ્યામાં એક શબ્દ વધારવા ઘટાડવાથી કેટલો અર્થભેદ થઇ જાય છે તે તરફ વિદ્યાર્થીનું લક્ષ વખતે ખેંચતા રહેવું. એમ કરવાથી તોલન—શકિત કેળવાય છે, ભાષાની યથાર્થતા આવે છે, અને ઉત્તમ પ્રકારની કેળવણી મળે છે.

## ४. व्युत्पत्ति अने पदच्छेद ए समजुतीना मोटा मददनीश छे, पण ते. वांचनना पाठमां मददनीशज छे.

કેટલાક ઉત્સાહી, પણ કાચા શિક્ષકો વાંચન પાઠનો ઘણો વખત આ બે વિષયથીજ રોકેછે. એ ખોટું છે. તેમ વ્યુત્પત્તિ અને વ્યાકરણ શીખવવાને

---

*પર્યાયની જોડે વિરૂદ્ધાર્થ શબ્દ પૂછવાથી પણ ઘણો ફાયદો થાયછે.

છુટા વખતની જરૂર નથી એમ કોઇ સમજતા હોય, તો તે પણ ભૂલ છે. સમજુતીમાં એ બે વિષયો મદદ કરેછે માટે તેને વાંચનના પાઠમાં બોલાવવામાં આવેછે, પણ એ મદદે આવેલા ઘરધણી (થઇ) બેસે એ કાંઇ વાજબી નહિ. માટે આ નિયમ હમેશાં યાદ રાખવો, કે સમજુતીમાં મદદ કરે તેવાજ શબ્દની વ્યુત્પત્તિ અને પદચ્છેદ વાંચનના પાઠમાં પૂછવાં જોઇએ.

વ્યુત્પત્તિ જાણ્યાથી શબ્દની વ્યાખ્યા પૂછવાની જરૂર દૂર થાયછે એમ ન જાણવું. ઘણી વખતે ભાષામાં ચાલુ અર્થ વ્યુત્પતિના અર્થ કરતાં જૂદોજ હોયછે. એ બતાવવાની હમેશાં જરૂર છે. મૂળ અર્થ શો, પછીથી અર્થ શો ફર્યો. એ ફરવાનું કારણ શું, વગેરે વાતનો વિચાર કર્યાથી ભણનારને સારી કેળવણી તથા ઉપયોગી જ્ઞાન મળેછે, અને પાઠ રસિક થાયછે.

જે શબ્દનો સંબંધ વાકયમાં બાળકને ગુંચવણમાં નાંખે એવો હોય તે શબ્દનું પદચ્છેદ પૂછવાનોજ સાધારણ નિયમ રાખવો, પછી તે સાથે વ્યાકરણના બીજા નિયમો પૂછી જોઇએ, અને વ્યાકરણનો વિષય તાજો કરાવીએ, તો કાંઈ હરકત નથી. એવી રીતે વ્યુત્પત્તિ જ્ઞાન પણ તાજું કરાવી શકાય. જેમ એક ચોપડીના શબ્દમાં બાળકોએ 'તા' પ્રત્યય ઓળખ્યો તો પછી તેનાં બીજાં ઉદાહરણ, ભાવવાચક નામના ભાષામાં બીજા પ્રત્યયો કેટલા ચાલેછે, તેનાં ઉદાહરણો વગેરે ઝપ ઝપ પૂછી શકાય. એમ કર્યાથી વર્ગમાં રસ અને ચાંચલ્ય વધે, તોપણ સમજુતી જે મુખ્ય કામછે, તે ગૌણ થઈ જાય અને આ ઉપવિષયો મુખ્યપદને પામે એમ કદી થવું જોઇએ નહિ.

## ૯ અર્થની કઠિણતાના ઉપાય પ્રદર્શન, ઉદાહરણ અને સ્પષ્ટી કરણ છે.

શબ્દ કે વાકયરચના સરલ હોય, તોપણ અર્થ એવો કઠણ હોય કે છોકરાંથી સમજાય નહિ. ભાષાની કઠિણતા ઘણું કરીને થોડી ઘણી દૂર સાથી થઈ શકે, પણ જ્યાં અર્થજ જાતે કઠિણ, ત્યાં ચતુર મેહેતાજીનો ખપ પડેછે. એ ઠેકાણે સામાન્ય માણસનું કાંઇજ ચાલતું નથી.

આપણી વાંચનમાળામાં જ્યાં કઠણપણું છે ત્યાં અર્થનુંજ છે અને તેથી તે કેમ દૂર કરી શકાય તે ધ્યાન રાખીને શીખવું જોઇએ.

વાકયની અર્થકઠિણતા ત્રણ કારણથી ઉત્પન્ન થાયછે. ૧ અનુભવમાં નહિ આવેલી વસ્તુનું અથવા વાતનું તેમાં વર્ણન કર્યું હોય. એનો ઉપાય

પ્રદર્શનંજ છે એટલે વસ્તુનો તેને અનુભવ કરાવવો. ૨ અનુભવમાં આવેલી વાત વિશેષ રૂપમાંથી કહાડીને સામાન્ય રૂપમાં મૂકેલી હોય બુદ્ધિ કેટલેક દરજ્જે કેળવાયા વિના સામાન્ય રૂપે કહેલી વાત સમજાતી નથી, નિરાધાર વસ્તુ પૃથ્વી ઉપર પડેછે. એમ કહીએ, તો થોડાજ બાલક સમજે, પણ આ ચોપડીને હાથનો ટેકો ન આપીએ તો શું થાય એમ પૂછીએ, તો તેઓ પોતાની મેળેજ જવાબ આપી શકશે. હવે જોઇશું તો એ બે રીતના બોલવામાં ફેર માત્ર રૂપનોજ છે, પણ વિશેષ રૂપે બાળક જાણેછે અને સામાન્યરૂપે જાણતા નથી. સામાન્ય રૂપમાંથી કાઢીને વિશેષ રૂપમાં એક વિચાર મૂકવો તેને ઉદાહરણ કહેછે. ૩. જાણીતા અને અજાણ્યા વિચાર એક બીજા સાથે ગૂંચવાઈ ગયા હોય, અથવા વિકટ અનુક્રમમાં ગોઠવાએલા હોય, અથવા બાળકને જોઈએ તેવડાં નાનાં પગથીઆં તેમાં ન પાડ્યાં હોય, તો તે બાબત તેમનાથી ન સમજાય. આ સ્થળે શિક્ષકે સ્પષ્ટીકરણ કરવું જોઇએ આ કામ અઘરૂં છે. પ્રથમતો શિક્ષકે તે વિષયના પોતાના મનમાં કડકા પાડી જવા, તેમાંથી કઈ બાબતો બાળકને જાણીતી છે અને કઈ અજાણી છે તે તપાસી જવું, પછી તેને યોગ્ય અનુક્રમમાં ગોઠવવી, અને જે જે ઠેકાણે પગથીઆં ખૂટતાં હોય ત્યાં પોતાની તર્ફથી પૂરવાં. અર્થાત્ પ્રથક્કરણ, સરલ રચના, અને ઘટતા વિસ્તારથી અઘરામાં અઘરા પાઠનું સ્પષ્ટીકરણ થઇ શકેછે.

## વાંચન શીખવવાની રીત ભાગ. ૩

### ૬ પાઠને લગતું પણ તેમાં ન આપ્યું હોય એવું કેટલુંક જ્ઞાન વાંચનની સમજુતી વેળા આપવાની જરુર છે.

**અ.** વિચક્ષણ મહેતાજીના નિશાળીઆ તેઓના સામાન્યજ્ઞાનથી મોટપણે પણ ઓળખાઈ આવે છે. એનું કારણ એછે કે એવા મહેતાજી પોતાના દરેક પાઠમાં કાંઈ કાંઈ બહારનું જ્ઞાન આપતાજ રહેછે, અને તે એવી રસિક રીતે આપેછે કે પાઠની વાત કરતાં પણ છોકરાંઓને તે વધારે યાદ રહી જાયછે. વાંચનતો વિશેષ કરીનેજ બહારનું જ્ઞાન આપવાનું ઠેકાણું છે. પરંતુ તે જ્ઞાન પાઠને લગતું અને મુખ્ય વિષયને ઢાંકી ન નાંખે એટલુંજ જોઇએ.

**બ.** તે છતાં થોડું ઘણું બહારનું જ્ઞાન આપવાની જરૂરજ છે એમ જાણવું. ગમે એવી ઉત્તમ વાંચનમાળા હોય તોપણ શિક્ષકની તર્ફના વ-

ધારાની જરૂરતો હમેશાં રહેલી હોયછે, કેમકે જૂદે જૂદે ઠેકાણેના જૂદા જૂદા ઉમરના અને જૂદા જૂદા જ્ઞાનના છોકરાને તે બધી રીતે અનુસરતી કદી પણ હોઇનજ શકે. બાળકના વિશેષપણાનો વિચાર કરી વિશેષ હકીકત આપવાની છે. કેટલીક વિશેષ હકીકત તો પાઠના સ્પષ્ટીકરણને અર્થે આપવી પડેજ છે, અને તેનું વર્ણનતો આપણે ઉપર વિસ્તારને નામે કરી ગયા છઈએ. એ ઉપરાંત પણ છોકરાઓ, પાઠમાં જેજે જ્ઞાન જોઇએ, તેમાં અધુરા હોય, તો તે તે જ્ઞાન આપવાની જરૂર હમેશાં રહેવાનીજ. જેમકે, વાંચનના પાઠમાં જાણે 'પારિસ' નામ આવ્યું. હવે જે છોકરા યૂરોપની ભૂગોળ નહિ ભણ્યા હોય તેને એ ફ્રાંન્સની રાજધાની છે એવી કેટલીક હકીકત કહેવીજ જોઇએ. ઘણું કરીને એનો એક નિયમજ રાખવો, કે ભૂગોળ કે ઇતિહાસનું કોઇપણ નામ આવે, તો તે સંબંધી પ્રશ્ન પૂછી અજ્ઞાન માલમ પડે. તો વિશેષ હકીકત આપવી. એવા પાઠની વખતે નકશો હાજરજ રાખવો. વિશેષ હકીકત આપવાના એવા જૂદા જૂદા પ્રસંગો આવેછે, કે તે બધા બતાવી શકાતા નથી, પણ ચતુર શિક્ષક તુર્ત તેને ઓળખી શકેછે.

क. પાઠની બહારનું જ્ઞાન આપવાના બે હેતુ હોયછેઃ—સામાન્ય જ્ઞાન અથવા ભાષાજ્ઞાન વધારવું. એ બંને હેતુ અગત્યના છે, પણ સામાન્યજ્ઞાન ઉપર વિશેષ લક્ષ રાખવું ઘટે છે.

ड. એ બહારનું જ્ઞાન હમેશાં "નોટ" ના આકારમાં લખાવવાની જરૂર નથી. ઉત્તમતો એ છે કે એવી વિશેષ હકીકત છોકરાઓને એવી રસિક લાગે કે તે પોતાની મેળેજ યાદ રાખે અથવા લખી લે. ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વગેરે ઘણી બાબતની નોટ છોકરા એ પ્રમાણેજ લઇ લે એવી ટેવ પાડવી જોઇએ. તોપણ વિદ્યા જેવા કેટલા કઠણ વિષયની વિશેષ હકીકત આપતાં, "આ બહુ જાણવા લાયક છે, તપાસીને લખી લેજો" એમ કહીને તેઓનું ધ્યાન તથા કાળજી તે તરફ ખેંચી લખાવવાની પણ જરૂર પડે છે, માટે "નોટ" લખાવવી કે વાતમાંજ કહી જવી એ બેમાં કયું સારૂં તે કહી શકાતું નથી, પણ ઘણું કરીને પ્રથમ જ્યાં સુધી નોટ લેવાની ટેવ પડી નથી ત્યાં સુધી લખાવવું, અને પછી તેઓ ધીમે ધીમે પોતાની મેળે પોતાને અનુસરતું લખી લેતાં શીખે એવી તજવીજ રાખવી એ સારો રસ્તો છે.

## ७ लखनारनो भाव समजाय अने सांभळनारना हृदयमां लागे त्यां सुधी तेनो अर्थज बराबर समजायो नथी एम जाणवुं

શબ્દાર્થ સમજવો, ભાવ સમજવો, અને ભાવ સમજી તેમાં તદાકાર થઈ જવું એ ત્રણે વાત જૂદી છે. ફક્ત શબ્દાર્થ જાણ્યાથી વાંચનનો હેતુ થોડોજ પાર પડેછે. ભાવ સમજ્યાવિના માત્ર શબ્દાર્થ જાણવાથી સૂનું સૂનું લાગે છે અને કાંઈ પણ રસ લાગતો નથી. લખનારના ભાવમાં તદાકાર થવું એટલે જે વિકારથી તેણે લખ્યું હોય તેજ મનોવિકારમાં વાંચનારે આવી જવું. એ ભાવ સમજવામાં ટોચનું પગથીઉં છે, અને એથીજ વાંચવું સાર્થક થાયછે

રસભર્યું વાંચવાને માટે ભાવ સમજી તેમાં ઉતરવાની કેટલી જરૂર છે તેતો આપણે પૂર્વે કહી ગયા છઈએ.

ભાવના તદાકાર થવાને માટે સ્વાભાવિક શક્તિ અને અનુભવ એ બે વાતની જરૂર છે. જેનામાં વીરરસ નથી તે વીરવાર્તા વાંચી કદી પણ ઉશકેરાવવાનો નહિ. નિર્દય માણસનું હૃદય ગમે એવા કરૂણારસથી પણ પીગળવાનું નહિજ. તેમ જેને જેનો અનુભવ નથી તેને તે રસ લાગવાનો નહિ. બાળકથી શૃંગાર અને વૈરાગ્ય સમજાતા નથી, કેમકે તેને હજી એનો અનુભવ થયો નથી. અર્થાત:—સ્વાભાવિક શક્તિ અને અનુભવ રહિતને ભાવ સમજાવો અશક્ય છે, તોપણ મહેતાજીને વ્યવહારમાં એ તર્કની થોડીજ હરકત માલમ પડશે, કેમકે માણસ જાતિના સ્વભાવ સામાન્ય રીતે એવા સરખા છે, કે બધાંને સરખાં કારણથી ઘણું કરીને સુખદુખ સરખુંજ ઉત્પન્ન થઇ શકેછે. મરણનું વર્ણન વાંચી કોઇને પણ હસવું આવવું, તો અશક્ય છે–થોડી ઘણી દિલગીરી બધાને થશેજ. માટે સાધારણ વાંચન પાઠનો ભાવ જાણવાને માટે સ્વાભાવિક શક્તિ બધામાં છેજ એમ માની મહેતાજી વર્તશે, તો તે ઘણી ભૂલ નહિ કરે. દેશકાળના કારણથી અમુક વૃત્તિનું વળણ અમુક વિષયમાં બદલાઇ ગએલું લાગે, તો ઘટતા વિસ્તારથી અથવા વિશેષ વર્ણનથી તે ઠેકાણે આણી શકાય. જે પ્રસંગનું વર્ણન ચાલતું હોય તેનો જો બાળકોને અનુભવ ન હોય, તો તેના જેવા બીજા પ્રસંગ તેમના અનુભવમાં આવ્યા હોય તેનું સંક્ષેપમાં સ્મરણ કરાવ્યાથી ધારેલો મનોભાવ પેદા થશે. ટુંકામાં, **स्वाभाविक शक्ति बधामां छेज एम**

**मानी समानुभवनुं स्मरण कराववुं ए सम भाव उत्पन्न करवानुं शिक्षकना हाथमां सवळ साधन छे.**

## પાઠનો સારસંગ્રહ.

આપણે આ વિષયને આરંભેજ કહ્યું છે કે વાંચવું, સમજવું, અને સાર યાદ રાખવો એવાં ત્રણ અંગ વાંચન પાઠના છે. હવે, એમાંનું છેલ્લું જેની પછાડી આપણા મહેતાજીઓ ગાંડા થઇ ગયાછે તેનું વર્ણન અત્રે કરીએ છીએ, અને તે ઉપરથી તેઓ જોશે કે તેઓ સમજે છે તે કરતાં આ બાબત કેવી જૂદી રીતેજ ચલાવવા જોગ છે.

**१. जो पाठनो अर्थ संपूर्ण तथा रसभरी रीते समजायो हशे, तो तेनो सार भणनारने आपोआपज याद रहेशे.**

આ ઉપરથી સમજાશે કે સાર યાદ રાખવાને માટે પણ સમજુતી ઉપર ધ્યાન આપવાની કેટલી જરૂર છે. જે સમજાયું નથી અથવા જેમાં રસ લાગ્યો નથી, તે યાદ રહેવું અશક્ય છે. માત્ર શબ્દ યાદ રાખવાથી તો કાંઇપણ ફાયદો નથી, અને તે સમજ્યાવિના લાંબી મુદત યાદ પણ રહેતા નથી. માટે, પાઠના શબ્દ નહિ પણ મતલબ યાદછે કે નહિ તે તપાસવું ઘટેછે, અને તે પાઠ સારી રીતે સમજાવ્યો હશે ત્યારેજ યાદ રહેશે.

**२. पाठनो सार वांचनारने जन्म पर्यंत याद रहे एवो शिक्षके उद्देश राखवो जोइए.**

નિશાળમાં જ્ઞાન આપવાનો મુખ્ય હેતુ એજછે કે તેને મોટપણે ખપ લાગે, અને તેથી તે મોટપણે યાદ રહે એવી રીતેજ આપવું જોઇએ. નિશાળ છોડે તેની સાથે મહેતાજીએ આપેલું જ્ઞાન મહેતાજીને સોંપતા જાય એમ હોય, તો તેને નિશાળમાં એટલા વર્ષ ગોંધી રાખવાનું કાંઇ વિશેષ *પ્રયોજન નથી.

પણ ઘણા મહેતાજીતો જન્મ પર્યંતતો શું, પણ એક દિવસ કે એક કલાક પણ વાંચનપાઠનો સાર છોકરાંને યાદ રહેશે કે નહિ તેની જરાપણ

*બુદ્ધિની કેળવણી મળે તો તે મોટો ફાયદો કહેવાય ખરો, પણ જે મહેતાજી એવી રીતે શીખવે છે કે તેનું આપેલું જ્ઞાનજ છોકરાઓને લાંબી મુદત યાદ રહેતું નથી, તે મહેતાજીની પદ્ધતિથી બુદ્ધિની કેળવણીતો જરાપણ મળતી હોય એમ આશા રાખવી એજ ફોકટ છે.

પરવાહ રાખતા નહોય એમ લાગેછે. તેઓતો માત્ર છોકરાએ વાચ્યું તેજ ક્ષણે તેને કાંઇ સાર યાદ છે કે નહિ એટલુંજ જાણવા માગે છે. તેમજ આખા પાઠનો સંબંધ પૂર્વક સાર યાદછે કે નહિ તે જાણવાની પણ તેઓ કાળજી રાખતા નથી. વાંચેલા ભાગનો પણ સાર ન માગતાં, ઘણાતો આડા અવળા કેટલાક શબ્દથીજ સંતોષ પામેછે. તેઓ માત્ર સારસંગ્રહને શબ્દનું ગોખણજ સમજે છે, અને તેથી તેઓ વિચાર કરેછે કે બિચારા છોકરા બધું તે બરાબર કયાંથી બોલી જાય. પણ બધું બોલી જવાનું માગેછેજ કોણ? આ ઠેકાણેતો સાર યાદછે કે નહિ તે જોવાનું કામ છે, પણ તે પરીક્ષકને ન આવડવાથી ગોખવાનો બોજો છોકરા ઉપર પોતે નાંખે છે. ઘણી નિશાળોમાં સાર કહી જવાને માટે ચોપડીના પાઠેપાઠ ગોખી જવાનો એક સાધારણ ધારો છે! અને મહેતાજીઓજ તેમ કરવા તેની ભલામણ અને વખતે આગ્રહ કરેછે!

ખરી વાતતો એછે કે મતલબ કહી જવાને ઘણા સમજુતીની તપાસને ઠેકાણે ગણેછે, અને સમજે છે કે નહિ તે તપાસવાની પોતાનામાં શક્તિ ન હોવાથી ચોપડી બંધ કરાવી તેની શબ્દગોખણ શક્તિનીજ પરીક્ષા લેછે. સમજણ અને સારસંગ્રહ જાણવાને માટે કેવી રીતે પરીક્ષા લેવી જોઇએ તે આગળ કહેવામાં આવશે, પણ હાલ એટલુંજ કહેવું બસછે કે હાલ ઘણે ઠેકાણે મતલબ પૂછવામાં આવેછે તેથી સમજેછે કે નહિ તે પણ જણાતું નથી અને સાર યાદછે કે નહિ તે પણ જણાતું નથી. માત્ર મહેતાજી તથા નિશાળીઆનો કાળ મિથ્યા જાયછે.

## ૩. બાળકોને સારસંગ્રહ કરતાં શીખવવાને માટે સમજુતી, પાઠનું પ્રથક્કરણ અને મોઢાની તથા લેખી પરીક્ષા એ જરૂરનાં છે.

પાઠની સમજુતી કેવી રીતે આપવી તે આગળ સમજાવવામાં આવ્યું છે. સમજુતીની પરીક્ષા કેમ લેવી તે આગળ પરીક્ષાના વિષયમાં સમજાવવામાં આવશે.

પાઠનું પ્રથક્કરણ એ બહુ અગત્યની બાબત છે, અને એની ઉપરજ પાછળથી સાર યાદ રહેવો એ આધાર રાખેછે. પાઠમાં કયા કયા મુદ્દા અને તે દરેક મુદ્દાના પેટામાં કઈ કઈ વાત કહેવામાં આવીછે એ બાબતનું ચોખું જ્ઞાન પાઠના પ્રથક્કરણથીજ થઈ શકેછે. સહેલા પાઠ હોયતો બાળકો પોતાની મેળેજ એ કરી શકશે, અને તે જાણવાને માટે શિક્ષકને માત્ર

સારી રીતે પરીક્ષા લેતાંજ આવડવું જોઇએ. પણ વિદ્યા જેવા અઘરા વિષયના પાઠમાં થોડાજ છોકરાની બુદ્ધિ એ કામમાં પોતાની મેળે પહોંચી શકશે. માટે શિક્ષકે એવા પાઠના મુદ્દા અથવા મોટા પેટાં ક્યાં છે તે સમજુતીની વખતેજ છોકરાંને બતાવવા, અને વધારે જરૂરનાં માલમ પડે તો નોટમાં પણ ઉતરાવવા. પરીક્ષાની વખતે પણ એકેકા મુદ્દો લઇને તે પેટાની કઈ કઈ હકીકતો છે તે જો પૂછવાની ટેવ રાખી હોય, તો છોકરાંઓને વિષયનું પ્રથક્કરણ અને ચોખી રીતે વિચાર કરતાં આવડે, અને એમ થયાપ છી તેમને હરકોઈ પાઠ સમજવો અથવા યાદ રાખવો બહુ સહેલો માલમ પડશે.

પરીક્ષાનો વિષય એટલો બધો ઉપયોગી અને લાંબોછે કે તેને જુદોજ હવે પછી આપીશું.

# उपशिक्षकोने सुचना.

## १ वर्गना सामा मध्य भागे शिक्षके उभा रहेवुं.

**अ.** વર્ગની બેઠક સમાંતર પગથાર ઉપર હોય તો બહુ સારૂં. પગથારની છેલ્લી હાર ઉપર સમબાજુ ત્રિકોણ કાઢીએ, તો તેના શિરોબિંદુ આગળ શિક્ષકને ઉભા રહેવાનું સ્થાન આવે.

**ब.** ઉભા રહેવાનું કારણ એછે કે શરીરમાં જાગૃતિ રહે અને આખા વર્ગ ઉપર ધ્યાન અપાય. ઇંગ્લાંડમાં તો બધા શિક્ષકો આખો વખત ઉભાજ રહેછે, પણ જો આપણાથી એમ ન બની શકે તો તેમ કરવાની જરૂર નથી. તોપણ બને તેટલો વખત ઉભા રહેવું એ સારૂંછે. જ્યારે એટલો થાક લાગે કે શરીરમાં જાગૃતિ આવવાને બદલે આળસ પેદા થાય. ત્યારે બેશી જવું એજ બહેતરછે. યાદ રાખવું કે પલાંઠી વાળીને કે કોઈ એવી બીજી જંગલી રીતે તો કદાપિ પણ બેસવું નહિ. અને બને ત્યાંસુધી ઉભા રહેવા ઉપરજ લક્ષ રાખવું. જુવાન શિક્ષક લાગલાગટ એક કલાક, અને આખા દિવસમાં બધુ મળીને ત્રણ કલાક તો ઉભા રહેવાને શક્તિમાન હોવોજ જોઇએ એમ અમે ધારીએ છઇએ.

**क** શિક્ષકે વર્ગમાં ફરવું અથવા છોકરાની પાસે જઇને ઉભા રહેવું એ ઠીક નથી, એથી શિક્ષક ચોતરફ નજર કરી શક્તો નથી; અને તેથી વર્ગમાં બરાબર બંદોબસ્ત રાખી શકાય નહિ. મધ્ય ભાગમાં ઉભા રહેવાનું

કારણજ એછે કે બધા છોકરાની ઉપર નજર તે કરી શકે, અને બધા છોકરા તેને જોઈ શકે.

**ड** કાળું પાટીઊં એ મધ્ય સ્થળની પાસેજ મૂકેલું હોવું જોઇએ. તેની એક બાજુએજ શિક્ષકે ઉભા રહેવું.

**२. दरेक वर्गमां काळु पाटीउं, चाकनो लखवा लायक कडको, अने लुछवानुं लुगडुं, ए हमेशांज हाजर जोईए.**

કાળા પાટીઆનો ઉપયોગ કરવામાં શિક્ષકની ઘણીખરી ચતુરાઈ રહેલીછે. માટે દરેક શિક્ષકે જેમ બને તેમ એનો વધારે ઉપયોગ કરવો, અને સારી રીતે એનો ઉપયોગ કરતાં શીખવું. પાટીઊં તો બધા ભરે, પણ શી રીતે ભરવું એમાંજ ચતુરાઈ અને ફળ રહેલું છે.

**३. शिक्षके वर्गनो बंदोवस्त राखवा उपर सौथी पहेलुं ध्यान आपवुं.**

બંદોબસ્તના પેટામાં ચાર વાત આવી જાયછેઃ—૧. ચૂપકી ૨. પાઠમાં બધાનું ધ્યાન. ૩. હાજરી. ૪. શિક્ષકનું કહ્યું કરવું. **अ** વર્ગમાં શોરબકોર થાય એના જેવું બીજું કાંઈ પણ નુકસાન કરનાર કે શરમ ભરેલું નથી. એથી શિક્ષકની બીજી બધી આવડત પાણીમાં જાયછે, અને પાસેના વર્ગોને પણ હરકત કરેછે. છોકરાંઓને ચૂપ રાખવાને સારૂ આ નિયમ બહુ અગત્યના છેઃ—૧. શિક્ષકે પંડે મોટે સાદે બોલવું નહિ, ૨. એક કરતાં વધારે છોકરાને કોઈ પણ કારણસર (સંયુક્ત જવાબ શિવાય) એક વખતે બોલવા દેવા નહિ. ૩. શિક્ષકે જાગૃતિ રાખવી, અને છોકરાંના કહેવા ઉપર હમેશાં ધ્યાન આપવું. ૪ શિક્ષકે કદી ભૂલવું નહિ કે ચૂપકી સૌથી વધારે અગત્યની છે.

**ब** છોકરા ચૂપ રહ્યા પછી વર્ગમાં જે કામ ચાલેછે તે ઉપર બધાનું ધ્યાન છે કે નહિ એ જાણવાની બહુજ જરૂરછે, કેમકે જો ધ્યાન નહિ આપે, તો શીખવવામાં શિક્ષક જેટલી ખંત તથા ચતુરાઈ રાખતો હશે તેનું કાંઈ પણ ફળ નહિ થાય. છોકરાંઓનું ધ્યાન ખેંચવાને માટે અને તેમને ચૂપ રાખવાને માટે શિક્ષકે રસિક રીતે પાઠ આપવા જોઇએ. ઘણું કરીને તો છોકરાંને પાઠમાં રસ ન લાગવાથીજ શોર કરેછે અથવા આડું અવળું જોયછે અર્થાતઃ—એમાં બહુધા તો શિક્ષકનોજ વાંક હોયછે. તોપણ

વખતે રમતીઆળાં છોકરા રસિક પાઠનો પણ અનાદર કરે. માટે શિક્ષકે ઘડીએ ઘડીએ એવા છોકરાઓને છેલ્લો શબ્દ અથવા બીજાને પૂછેલા પ્રશ્નનો જવાબ પૂછીને જોવું કે તેઓ ધ્યાન આપે છે કે નહિ, અને ધ્યાન નહિ આપનારને ઘટતી શિક્ષા કદી પણ કરવાને ભૂલવું નહિ.

क વર્ગમાં હમેશાં બધા ઘણું કરીને હાજર રહે એ બાબત ખંત રાખવી જોઇએ. તેમજ તે વેળાસર આવે એ પણ એટલુંજ અગત્યનુંછે. મોડા આવનારને વર્ગની હેઠે બેસાડી મૂકવા એ એક સાધારણ રીતે સારો ઉપાયછે. તેમજ નિશાળમાં હાજર થયા પછી કામ ચાલતી વખતે પિશાબ પાણીની રજા માગ્યા કરે એ ઠીક નહિ. બને ત્યાંસુધી બધાને એવા કામ સારૂ અમુક વખતે ભેગીજ રજા આપવી એ બહુ સારૂંછે. ક્ષણે ક્ષણે વર્ગમાં કોઈ છોકરો રજા લેવા આવે એમ તો કદી બનવુંજ ન જોઇએ.

ड શિક્ષક જે કહે તે પ્રમાણે બાળકોએ ખુશીથી કરવું જોઇએ. શિક્ષકના સામી તકરાર કોઈ કરે, તો તે ઉપરથી માલમ પડેછે કે તેને વર્ગનો બંદોબસ્ત રાખતાં આવડતો નથી.

## ४. शिक्षके भय करतां मायावडे छोकरांने वश करवा तरफ वधारे काळजी राखवी.

ભયથી ઘણું તો માત્ર ઉપરનોજ બંદોબસ્ત રાખી શકાય છે, પણ બાળકો મનમાં શિક્ષકની વિરૂદ્ધજ રહેછે. માયાથી તે તેને વશ થઈ જાય છે. માયાથી જે વર્ગમાં બંદોબસ્ત રખાયછે તે વધારે સારો અને ખરો જાણવો.

ભયનો કાંઈજ ઉપયોગ ન કરવો એમ કહેવાની મતલબ નથી. પણ તે જેમ થોડો થાય તેમ વધારે સારૂં. ભયનો ઉપયોગ કરવો પડે ત્યાં પણ બાળકને મારવાની તો અમે ઉપશિક્ષકોને મનાઈજ કરીએ છઇએ. એથી ઉતરતી શિક્ષા તેઓને કરવાની છૂટ આપીએ છઇએ, પણ તે વખતેજ અને બહુ વિચાર કરીને કરવી જોઇએ.

વર્ગનો બંદોબસ્ત રાખતાં આવડવો એ મોટી કળાછે, અને તે શિક્ષકને ધીમે ધીમે આવડશે,

## ५. शिक्षके शीखववाना पाठ तैयार करी आववा जोईए.

આગલે દહાડે ઘેર વિચાર કરી જોવો કે કાલે આપણે શું શું શીખવવું છે, તે શી રીતે શીખવી શકાશે. અને પછી તેની નોંધ તૈયાર કરવી.

જો પોતાને કોઈ વિષય કેમ શીખવવો તેની સમજ ન પડે તો મહેતાજીને પૂછી જોવું, અને તેની સલાહ લઇને નોંધ તૈયાર કરવી.

નિશાળમાં કામ ચલાવવા પહેલાં સઘળા ઉપશિક્ષકોએ ઘેરથી તૈયાર કરી આણેલી નોંધો મહેતાજીને સ્વાધીન કરવી જોઇએ. મહેતાજી તે નોંધમાં ભૂલ હશે તે બતાવશે, અને તે પ્રમાણે શીખવેછે કે નહિ તે પણ જોશે.

## ૬. પાઠ આપતી વેળા ઉત્સાહ ભરેલી ધમક રાખવી, પણ બાવરા થઈ જવું નહિ.

કેટલાક નઠારા મહેતાજીને ભણાવવાના કામ ઉપર અભાવ અને કંટાળો હોયછે, અને તેથી તે જે કામ કરેછે તે જાણે તેને મારવા કાઢયા હોય તેવી રીતે કરે છે. તેમ તો તમારામાંનો કોઈ પણ નહિ કરે એ મને નિશ્ચય છે, કેમકે તમારે મોટામાં મોટું અહિંયા શીખવવાનુંજ શિક્ષણ કળાછે. તેથી આશાછે કે તમે ભણાવવાના કામમાં હોંસ અને ખંત રાખશોજ. તે છતાં આટલું કહેવાની જરૂર છે, કે કેટલાક ઘણી ખંત તથા હોંસ હોયછે, તોપણ તેની ઢપ એવી માંદી અને ઠંડી હોયછે કે તેથી બાળકોને કાંઈ પણ રસ લાગતો નથી, અને જોનાર પણ ધારેછે કે શિક્ષકમાં કાંઈ હોંસ કે દમ નથી. માટે હમેશાં શીખવવાની રીતનો મૂળથીજ ઉત્સાહી અને ધમકભરેલી રાખવી. ધીમે ધીમે અભ્યાસથી એ રીત તમને સ્વાભાવિક થઈ જશે અને પછી કાંઈ મહેનત નહિ પડે. તેમજ મૂળથી જો શીખવવાની રીત મોળી પડી જશે, તો પછીથી તે છોડવી બહુ અઘરી પડશે, અને તે નહિ છૂટે ત્યાં સુધી નિશાળમાં કે લોકોમાં તમને કદી જશ મળશે નહિ.

કેટલાક ઉત્સાહી ધમક રાખવા જતાં બહુ ગાભરા થઈ જાય છે. મોટો ધાટો કાઢે છે, ઝપટથી બોલ્યા જાય છે, અને પોતે શું પૂછે છે કે છોકરા શું જવાબ દેછે તેનું તેને બરાબર ભાન રહેતું નથી. વખતે તો તે છેક બેભાનજ થઇ જાય છે. એવા શિક્ષણથી કાંઈ પણ ફાયદો થતો નથી. પણ માત્ર સઘળે હાંસિ થાય છે. માટે ધીરજ એ ઉત્સાહના જેટલીજ ઉપયોગની છે. ઉત્સાહ અને ધીરજ એ બંને જ્યારે સરખા પ્રમાણમાં મળેછે ત્યારેજ ઉત્તમ પ્રકારની ધમક ઉત્પન્ન થાય છે.

મતલબ એ કે શીખવવામાં ચપળતા રાખવી, પણ ગભરાઈ જવું નહિ. ઉતાવળ વિનાનો શિક્ષક માંદા જેવો દેખાય છે, અને જો ઉતાવળની સાથે તેનામાં ધીરજ નહિ હોય તો વખતે તે છેક ગાંડા જેવોજ દેખાશે. અભ્યાસથી એ બને ગુણ પ્રાપ્ત થાયછે.

## ૭. शिक्षके ज बोलवुं ते शुद्ध भाषामांज बोलवुं.

અશુદ્ધ બોલનારો શિક્ષક મૂર્ખ ગણાય છે. શુદ્ધ શબ્દ કયાછે અને કયા શબ્દ ગામડીયા કે પ્રાંતભેદના દોષવાળા છે તે શુદ્ધ ગૂજરાતી પુસ્તકોના અભ્યાસથી માલૂમ પડે છે. તોપણ ઘણીવાર ઉપશિક્ષકો ખોટી ટેવને લીધે શુદ્ધરૂપ જાણતા છતાં અશુદ્ધ બોલેછે એવી બે ફિકરાઇ કદી રાખવી નહિ, અને પોતાના ઉચ્ચાર ઉપર હમેશાં લક્ષ રાખવું.

## ૮. वर्गमां बोलवा चालवानी रीत मीठाश भरेली जोईए.

કેટલાક શિક્ષકો વર્ગમાં મોટો ઘોઘળો કાઢીને બોલ્યા જાયછે, અને ધમકાવતા હોય તેવી ઢપથીજ પ્રશ્ન પૂછેછે. એ બહુ ખોટુંછે. બધાથી સંભળાય અને ઉત્સાહ દેખાય એવી રીતે બોલવું, પણ તેથી વધારે ઘાંટો કદી પણ કાઢવો નહિ. આ દોષને લીધેજ ઘણા શિક્ષકોને ક્ષયી રોગ થાય છે. તેમ ધમકાવીને તો કોઇ છોકરાને જરૂર વિના કાંઇ કહેવુંજ નહિ, બોલાવવાની રીત માન તથા પ્રેમ ભરેલી રાખવાથી બાળકના ચિત્ત પ્રફુલ્લિત થાય છે. આપણે સમજાવીએ તે જલદીથી સમજે છે, અને આપણને કાળ જેવા ગણવાને બદલે માયા રાખે છે.

## ૯. पाठ एवी रीते आपवो के भणनारने रस लागे.

રસ લાગ્યા વિના બાળકના ચિત્ત પાઠમાં બળાત્કારે કદી પણ ચોંટવાનાં નથી. શીખવવાનું ઘણું ખરૂં ફળ પાઠ રસિક કરતાં શિક્ષકને કેટલે દરજ્જે આવડે છે તેના ઉપરજ આધાર રાખે છે. જે શિક્ષક પોતાના પાઠ રસિક કરી જાણેછે તેનામાં આવડત ઓછી હોયછે, તોપણ તેનો વર્ગ પરીક્ષામાં સારો નીકળે છે, અને તે જાતે આગળ જતાં સારો શિક્ષક થાય છે.

પાઠ રસિક કરવાનો મુખ્ય રસ્તો એ છે કે દૃષ્ટાંત તથા ઉદાહરણો ઘણાં તથા રોજ દીઠામાં આવતી હોય એવી વાતનાં આપવાં, તથા પાઠમાં જે જે નવી જાણવાજોગ ચીજોના નામ આવે તેનું પ્રદર્શન કરવું.

## ૧૦. सरकारी चोपडीओना आरंभमां घणुं करीने ते शी

**रीते शीखववी ते समजावेलुं होयछे. तेनो अगाउथी अभ्यास करवो अने ते प्रमाणे शीखववानी खंत राखवी.**

એ ઠેકાણે દરેક વિષય શીખવવાની સંપૂર્ણ રીત આપેલી છે એમ ન જાણવું. શીખવવાનું તો એક મોટું શાસ્ત્રછે અને તેમાંનું થોડું તમને ધીમે ધીમે શીખવવામાં આવશે. પણ તે પહેલાં તમને આ ચોપડીમાંની સૂચનાઓ ઘણી ઉપયોગી માલમ પડશે.

દરેક વિષય કેવી રીતે શીખવવા તે હવે પછી તમને વિસ્તારથી બતાવવામાં આવશે, અને કથિત પાઠ વખતે તમે તે પ્રત્યક્ષ જોશો.

**११. सूचक अने व्याख्यान पद्धतिमां शो फेर छे ते चोखुं समजी राखवुं, अने बंने रीतिओ वापरवानो महावरो मेळववो.**

**१२. गमे ते पद्धतिए शीखवता हो, पण बधां छोकरां बराबर समजेछे के नहि तेनी पळेपळ मनमां चीवट राखवी.**

પાઠ આપતી વેળા કદી પણ કઠણ શબ્દ વાપરવા નહિ. મોટી ઉમરનાને જે શબ્દ અથવા વાત સમજાય તે બાળકને પાહાડ જેવી લાગે છે. એ કેટલાક શિક્ષકો બિલકુલ ભૂલી જાય છે. માટે ઉપર લખેલી સૂચના આપવાની બહુજ જરૂર છે. શિક્ષકે બાળકની બુદ્ધિ અને જ્ઞાનનો શીખવતી વેળા હમેશાં વિચાર કરવો, અને તે પ્રમાણે પોતાનું શિક્ષણરૂપી વાહાણ ચલાવવું.

**१३. घणुं खरुं शीखववानुं काम प्रश्नोत्तर वडेज चलाववुं जोईए.**

પ્રશ્ન પૂછવામાં બહુ હોશીઆરી જોઇએ છઇએ, એ કળા વિષે તમને આગળ વિસ્તારથી સમજાવવામાં આવશે.

**१४. केळवणीनो हेतु ज्ञान आपवा करतां पण मननी सघळी शक्तिओने विस्तार पमाडवी ए वधारेछे.**

આ ઉપરથી આ નિયમો નીકળેછે તે શિક્ષકે કદી ભૂલવા નહિ. ૧. જેમ બને તેમ ગોખણુ ઓછું કરાવવું. ૨. નવી વાત કહી દેવા કરતાં છોકરાં પોતાની મેળેજ શોધી કહાડે એવી તજવીજ કરવી. ૩. છોકરાં કાંઇ ભૂલ

કરે તો તે બતાવી ન દેતાં, તેની પાસેંજ શોધી કઢાવવી. ૪. કાંઈ સમજ-વામાં અથવા જવાબ દેવામાં બાળક અટકી પડે, તો કાંઇક સહાયતા મળે એમ પ્રશ્નને ફેરવવો, પણ બધી અડચણ ખસેડી આપવી નહિ.

## ૧૯. શરીરની, બુદ્ધિની, તથા નીતિની કેળવણી ઉપર સરખુંજ ધ્યાન આપવું.

કેટલાક મહેતાજીઓ માત્ર બાળકના મનમાં જ્ઞાન ભરવા ઉપરાંત બુદ્ધિની કેળવણીનો એ વિચાર રાખતા નથી, તો પછી તે શરીર તથા નીતિની કેળવણી ઉપર શું ધ્યાન આપે? પણ એ ત્રણે પ્રકારની કેળવણી એક સરખાજ ઉપયોગની છે, અને એમાંની એકે વીસરવી ન જોઇએ. શરીર વિના મન શું કરી શકેછે ? નીતિ વિનાનું માણસ તો જગતમાં પોતાને તથા બીજાને કેવળ દુઃખનુંજ કારણ છે.

માટે છોકરાની તનદુરસ્તી ઉપર હમેશાં ધ્યાન આપવું, અને તેમાં બિગાડ થાય એવું કાંઈ પણ કરવું નહિ.

છોકરાને હમેશા સાચું બોલવાની ટેવ પડાવવી, અને તેની સુઘડતા તથા રીતભાત ઉપર લક્ષ રાખવું. કોઇ પણ છોકરાના હાથ પગ કે મોં ગંદાં જોવામાં આવે તો તુર્તજ ધોઈ આવે એવી તાકીદ રાખવી, જો લુગડાં મેલાં હોય, તો તે નદી કે કૂવે જાતે જઇને ધોવાની ભલામણ કરવી, અને ફાટાં માલમ પડે તો તે સાંધતાં અથવા દોરો ભરતાં જાતે શીખવાની સૂચના કરવી.



# વાંચનપાઠની પરીક્ષા.

## ૧. વાક્યની પ્રથક્કૃતિ પ્રથમ પૂછવી, પણ તે પૂછતાં સાંકેતિક શબ્દો વાપરવા નહિ.

વાક્યની પ્રથક્કૃતિ અથવા રચના વિચાર જાણ્યા વિના કોઈ પણ વાક્ય સમજાતું નથી. ઉદ્દેશ્ય, વિધેય, અને તે દરેકના વિવિધ સ્તુત્યર્થવાદ જાણ્યાથીજ વાક્યનો અર્થ ચોખો સમજાય છે. માટે વાક્યની પ્રથક્કૃતિ પૂછવી એ છોકરાને વાક્ય સમજાવવાનો અથવા તે સમજે છે કે નહિ તે જાણવાનો ખરો રસ્તો છે.

પણ આ ઉપરથી એમ ન સમજવું કે વ્યાકરણ શાસ્ત્રના શબ્દમાંજ એ પ્રથક્કૃતિ પૂછવી. ઘણે પગથીએ ભણનારા તો રચના વિચારના સાંકેતિક શબ્દ જાણતાજ નહિ હોય, અને જાણતા હોય તોપણ તે રીતે પૂછવાની જરૂર નથી. એ રીતે પૂછવાથી બાળકના મન ઉપર પડદો પડેછે અને ચોખું જ્ઞાન થતું નથી. રચના વિચાર જાણતા હોય, તો વખતે કર્તા શું, ક્રિયાપદ શું, સ્તુલ્યર્થ વાદ કયા કયા છે એમ પૂછી શકાય, પણ ઘણી વેળા તે નીચે બતાવી રીતેજ બધા વર્ગમાં પ્રથક્કૃતિ પૂછવી એ ઠીક છે.

કોણે કર્યું? શું કર્યું? ક્યારે કર્યું? કેમ કર્યું? ક્યાં કર્યું? શા માટે કર્યું? એ કેવો હતો? વગેરે પ્રશ્નો જો પૂછતાં આવડે તો રચના વિચાર સઘળો પૂછી શકાય અને તેમ પૂછવાથી વાક્ય સમજે છે કે નહિ તે બરાબર માલમ પડે.

**२. पेहेले पगथीए अवलोकन शक्तिने, बीजो तोलन तथा कल्पना शक्तिने अने त्रीजे* अगोचर तथा सामान्यकरण शक्तिने अनुसरता प्रश्नो विशेषे करिने पूछवा.**

જેમ કે બીજી ચોપડીમાં સૂર્ય ચંદ્રનાં નામ આવે, તો તેઓ સંબંધી ખગોળ જ્ઞાન આપવા ન જવું, પણ તેઓ કેવા દેખાય છે, ક્યારે ઉગેછે વગેરે અવલોકન શક્તિથી જણાય એવી બાબતોજ તેમની પાસેથી કહાવવી. તેમજ એવે ઠેકાણે ઋતુ શબ્દ આવે તો તેનાં કારણ સમજાવવા ન બેસવું, પણ દરેક ઋતુનાં ખાસ લક્ષણો શાં છે તેજ પૂછવાં.

તોપણ એ ત્રણ જાતના પ્રશ્ન હમેશાં જૂદા જૂદા પગથીઆને માટેજ રહેવા દેવા અથવા તેમ બની શકે છે એમ અમારો કહેવાનો અર્થ નથી. દરેક પગથીએ એ ત્રણે પ્રકાર ભળી જવાનાજ, અને તેમ થવુંજ જોઇએ, કેમકે બાળકમાં પણ થોડી ઘણી બધી શક્તિઓ રહેલી છે, પરંતુ એ નિયમની મતલબ એ છે કે જૂદી જૂદી જાતના પ્રશ્ન જે જૂદા જૂદા પગથીઆને અનુસરતા હોય તે પગથીએ તેજ જાતના વિશેષે કરીને પૂછવા.

**પરીક્ષાના ઉદાહરણ.**

ઉપર જે નિયમો પરીક્ષા લેવાને સારૂ આપ્યા તે બરાબર સમજાય

---

* Abstraction and generalization.

તેને સારૂ ઉદાહરણ દાખલ બે ત્રણ ટુંકા પરીક્ષપ્રશ્નના નમુના અમે અત્રે આપીએ છીએ. વાંચતાં આવડે છે અને સમજુતીની બાબત પાઠ ચલાવવો છે એમ આ નોંધ તૈયાર કરતી વખત ધાર્યું છે.

ધારો કે નીચલા વર્ગમાં આ પ્રમાણે કોઈ છોકરાએ વાક્ય બરાબર વાંચ્યું.

**कोईएक छोकरो सीममां बकरां चारतो हतो. तेणे एक दहाडो रमतमां अमथी बुमो पाडी जे ओ वाघ आव्यो ओ वाघ आव्यो.**

કોણે બૂમ પાડી? **પેલા છોકરાએ.** એ છોકરાનું નામ શું? **નામતો ચોપડીમાં નથી આપ્યું.** ત્યારે ચોપડીમાં કેવો છોકરો કહ્યો છે? **કોઈએક છોકરો.** એ છોકરો શું કરતો હતો? **બકરાં ચારતો હતો.** બકરાં તમે દીઠાં છે? તેને કેટલા પગ હોય છે? **ચાર** કેવા રંગના હોય છે? **ધોળા કે કાળા.** બકરાં કેમ બોલે છે? બેંબેં. એ પ્રમાણે કોઇને બરાબર બોલતાં આવડે છે? કોઈ છોકરો બોલી બતાવે છે. (આમ કરવાથી વર્ગમાં હસાહસ થઈ રહેશે અને છોકરાઓનો બધો થાક ઉતરી જશે) ઠીક, પણ લોકો બકરાંને પાળતાં શું કામ હશે? **તે દૂધ આપેછે.** એ આપણને દૂધ આપે તેમ આપણે એને કાંઈ આપવું પડતું હશે ખરૂં કે? **જવાબ નહિ.** બધા લોક બકરાં કે ગાય કેમ નહિ પાળતા હોય? **તેને ખવડાવવાને પૈસા જોઇએ છીએ.** પૈસા શું કામ જોઇએ? **ઘાસ લાવવું પડે** બીજું કાંઈ? **દાણો નાંખવો પડે.** વારૂ એટલું કર્યાથી પણ એનું પૂરૂ પેટ ભરાય કે? **ના, ચરવા મૂકવી પડે.** બકરાં શિવાય બીજા કોઈ જનાવરને ચરવા જતાં તમે જોયા છે? **હા સાહેબ, ગાય, ભેંસ, ઘેટાં.** એ ગાય ભેંસની જોડે કોણ હોય છે? **ગોવાળીઓ.** ત્યારે આ છોકરો કોણ હશે એ તમને સૂઝે છે? **ગોવાળીઓ.** ઠીક, એ બકરાંનો ગોવાળ હતો. એ સીમમાં બકરાં—ચારતો હતો. ચરાવવું એટલે શું? **ચરાવવું.** ચરાવવું એટલે શું? **બકરાં ચરે તે.** એતો ખરૂં, પણ એ છોકરો ચરતો હતો એમ કહેવાય? **ના. ત્યારે તો છોકરો ચરતો હતો એમ થઈ જાય.** ઠીક, ચરવું એટલે? **ઘાસ** ખાવું. ત્યારે છોકરો ચરતો હતો એમ કહીએ તો શો અર્થ થઈ જાય? **છોકરો ઘાસ ખાતો હતો.** બરાબર, જોયું? ચારતો હતો એમાંથી એક કાનો કાઢી નાખી ચરતો હતો એમ કહેતાં કેવો ઉંધો હસવા જેવો અર્થ

થઈ જાય છે. માટે તમે વાંચવામાં કે લખવામાં કાનામાત્ર ઉપર બહુ ધ્યાન રાખજો.

એ છોકરો ક્યાં બકરાં ચારતો હતો? **સીમમાં.** સીમ કોને કહે છે? **ગામની બહાર છૂટી જમીન પડી હોય તે.** ત્યાં શું કામ લઈ ગયો હશે? **ત્યાં ઘાસ બહુ ઉગેલું હોય.** સીમમાં એક દહાડો એણે શું કર્યું? **વાઘ આવ્યો વાઘ આવ્યો એમ બૂમ પાડી.** કોણે બૂમ પાડી? **એ છોકરાએ** કયા છોકરાએ? **ગોવાળીઆના છોકરાએ.** કેવી બૂમ પાડી? **ઓ વાઘ આવ્યો ઓ વાઘ આવ્યો.** વાઘ તમે દીઠો છે? જુઓ, તમને હું એનું આ ચિત્ર દેખાડું, એનો રંગ કેવો હોય છે? **પાળો.** તે ઉપર શું હોય છે? **કાળા પટા.** એ રંગ કેવો દેખાય છે? **સારો** ત્યારે માણસો એને જોવાને ચાહાતા બહુ હશે? **ના.** કેમ? **એતો મારી નાખે એવોછે.** એને જોઇને માણસને શું થાય છે? **બીક લાગેછે.** છોકરાએ ત્યારે એ બૂમ શા માટે પાડી હતી? **બીક લાગી તેથી.** ના, ચોપડી ધ્યાન દઇને ફરીને વાંચો. **ના, સાહેબ, એણેતો અમથી બૂમ પાડી હતી.** અમથી બૂમ તે કેવી? **નકામી.** ત્યારે વાઘ આવેલો ખરો કે નહિ? **ના.** ત્યારે બૂમ પાડવાની મતલબ શી? **લોકોની મશ્કરી કરવી.** એમાં લોકોની મશ્કરી કેમ થઈ? **લોકો બિચારા દોડતા દોડતા આવે, અને પછી વાઘ ન જોય ત્યારે નકામો ધક્કો ખાઇને પાછા જાય?** પણ એણે કેમ જાણ્યું કે લોકો આવશે? **લોકોતો જિવ બચાવવાને આવે.** કોનો જિવ? **એ છોકરાનો.** બીજા કોનો? **બકરાંનો.** એ છોકરાનો અને બકરાંનો જિવ બચાવવાનું લોકોને શું કામ હતું? **સાહેબ, માણસને દયા આવ્યા વિના ન રહે.** એ માણસમાં ગુણછે તે સારો કે નઠારો? **બહુ સારો.** ત્યારે તમે રમતાહો તેમાં કોઈ પડી જાય, તો બીજાએ શું કરવું જોઇએ? **તેની પાસે જઇને ઉઠાડવો. આશાનાવાશના કરવી.** એમ ન કરતાં કોઈ છોકરો ઉભો જોયા કરે તો તે કેવો જાણવો? **બહુ નઠારો.** તેના ઉપર બીજા છોકરા હેત રાખે ખરા કે? **ના.** ત્યારે પાસેના ખેતરમાંથી જે લોક દોડી આવ્યા તે કેવા જાણવા? **સારા.** એ ભરવાડનો છોકરો કેવો? **નઠારો, બહુ નઠારો.** કેમ? **જૂઠું બોલ્યો.** જૂઠું તે કેવો? **નઠારો.** એ શું કામ જૂઠું બોલ્યો હતો? **મશ્કરી કરવાને.** કોની? **એને મદદ કરવાને જે આવ્યા હતા તેની.** આપણને દયાથી મદદ કરવા આવે તેનીજ આપણે મશ્કરી કરીએ એ કેવો ગુણ?

**બહુજ નઠારો** એવાં કામ જોઇને પરમેશ્વર રાજી થાય ખરો કે? **ના! બહુ ગુસ્સે થાય.** પરમેશ્વર ગુસ્સે થાય એવાં નઠારાં કામ કરીએ તો આખરે **આપણી** બહુ **ખરાબી થાય.** હવે તમે આ પાઠમાં જોશો કે એ છોકરાને પોતાના પાપી કામનું કેવું ફળ મળ્યું.

## ઉદાહરણ ૨ જું.

ધારોકે છઠી ચોપડીમાંનો પાઠ ૧૧૦ મો (સેનાપતિ વાશિંગટનને) વર્ગમાં શીખવવાનો છે. પ્રથમ વાશિંગ્ટન શબ્દનો ઉચ્ચાર તથા જોડણી બધાના મનમાં ઠસાવવી કેમકે એમાં ભૂલ કરવાનો ઘણો સંભવ છે. વંચાવવા માંડ્યા.

દુનિયાંનો નકસો હાજર રાખી નીચે પ્રમાણે પૂછી વિશેષ જ્ઞાન આપવું.

વાશિંગટન કોણ હતો? **સેનાપતિ.** એ શબ્દના ભાગ પાડો અને અર્થ સમજાવો? **સેના એટલે લશ્કર, અને પતિ એટલે ધણી.** સામટો અર્થ? **લશ્કરનો ધણી.** એટલે? **સરદાર.** સરદાર કઈ ભાષાનો શબ્દ છે? **ફારસી.** ઇંગ્રેજીમાં સરદારને શું કહેછે તે કોઈ જાણેછે? બ્રિટિશ ઇંડિયાના ઇતિહાસમાં ઘણીવાર એ શબ્દ આવી ગયો છે. યાદ કરો. **જનરલ.** બરાબર. સંસ્કૃતમાં જનરલને શું કહે? એ શબ્દ આ પાઠમાંજ છે. **સેનાપતિ.** આ પાઠ કયા જનરલ વિષેનો છે? **જનરલ વાશિંગ્ટન.** એ કોનો સરદાર હતો? **સ્વતંત્ર સંસ્થાનનો.** સ્વતંત્ર સંસ્થાન આ નકસામાં બતાવો. (બતાવે છે). અહિંયા કઈ જાતના લોક રહેછે? **અમેરિકન.** અમેરિકામાં રહે તે બધા અમેરિકન કહેવાય એ રીતે તમે કહ્યું તે ખરૂં, પણ મારો અર્થ પૂછવાનો અર્થ એછે કે અહિંયા વસેછે તે, લોક કઈ જાતના છે. **ઇંડિઅન.** ના, ઇંડિયન તો થોડાજ છે. **હાલ અમેરિકા ખંડમાંથી એ મૂલવતનીઓની વસ્તી ઓછી થઈ ગઈ છે અને તેની જગો ઉપર—યુરોપીઅન લોકો આવીને વસેલા છે.** બરાબર, ત્યારે સ્વતંત્ર સંસ્થાનમાં કઈ જાતના યૂરોપિઅનો વસ્યા છે? **કોઈ ઠેકાણે મેં વાંચ્યું હતું કે ત્યાં ઇંગ્રેજની જાતનાજ લોકો જઇને વસેલા છે.** શાબાસ, પરચૂરણ વાંચેલું આવે પ્રસંગે ખપ લાગેછે. **સ્વતંત્ર સંસ્થાનના** ઘણાખરા લોકો ઇંગ્રેજી જાતના છે, અને તેઓની બોલી, **ધર્મ** તથા રીત ભાત સરખાંજ છે. **સરખાંજ** કેમ **હશે? કેમકે મૂળ ઇંગ્લાંડથી આવેલા છે.** ઠીક. સ્વતંત્ર સંસ્થાનમાં રાજ કોનું ચાલે છે? **ઇંગ્લાંડનું.** ના.

વગર જાણે ઠોકવું એ બહુ ખોટી ટેવ છે. પ્રથમ અહિંયા આવીને વસ્યા ત્યારે તેમ હતું ખરૂં પણ હાલ નથી. સ્વતંત્ર દેશ કોને કહેછે તે તમે જાણો છો? **પરદેશી લોકનું રાજ ન હોય તે.** જ્યાં પરદેશીનો અમલ ચાલતો હોય તે મુલુક કેવો કહેવાય? **પરતંત્ર.** પરતંત્રથી ઉલટો શબ્દ શો? **સ્વતંત્ર.** એના ભાગ પાડો. સ્વ એટલે **પોતે** અને તંત્ર એટલે તાબે અથવા બંધાએલે; ત્યારે એ સંસ્થાનોને સ્વતંત્ર કેમ કહેતા હશે? **કેમકે પહેલાં ઇંગ્લાંડને તાબે હતા પણ હાલ કોઈ પરદેશીને તાબે નથી.** એ કયારે અને શી રીતે સ્વતંત્ર થયા તે જાણોછો? સાંભળો, હુંજ કહું. ઇગ્લાંડથી અસલ આવેલા એટલે તેઓ ઘણા વર્ષ સુધીતો ત્યાંનાજ રાજાને તાબે સ્વાભાવિક રીતે રહ્યા. પણ તમે જાણોછો કે ઇંગ્લાંડમાં એવો ધારો છે કે લોકો પસંદ કરીને મોકલે તે લોકો જે કાયદા બાંધે તે પ્રમાણેજ રાજાથી અમલ થઈ શકે છે. એવા પસંદ કરેલા ગૃહસ્થોની સભાને પાર્લામેંટ કહેછે. હવે અમેરિકાના ઇંગ્રેજોએ કહ્યું કે અમારી તર્ફના માણસો તમે પાર્લામેંટમાં કેમ બોલાવતાં નથી, એ બાબત અરજીઓ અને તકરાર ઘણા વર્ષો સુધી ચાલી, પણ ઇંગ્લાંડના લોકોએ તેમને ગાંઠ્યા નહિ. એવા વખતમાં અમેરિકનો ઉપર એક વેરો (ઈન્કમટેકસ) નાંખ્યો ત્યારે એ લોકોએ કહ્યું કે જ્યાં સુધી અમારી તર્ફના માણસ બોલાવ્યા નથી, અને તેમણે એ બાબતમાં સંમતિ આપી નથી ત્યાં સુધી અમે એ કર આપનાર નથી. રાજાએ તાણ કરી, અને તેથી મોટું બંડ ઉઠયું. સાત વર્ષ ઈ. સ. ૧૭૭૬ થી ૧૭૮૩ સુધી ભારે લડાઈ ચાલી. પરિણામે ઇગ્લાંડની હાર થઈ અને અમેરિકનો જિત્યા. તેમણે ઇગ્લાંડની ઝૂંસરી ફેંકી દીધી અને પોતાના મુલકનું નામ સ્વતંત્ર સંસ્થાન પાડયું, હાલ ભૂગોળમાં સ્વતંત્ર સંસ્થાનને શું કહે છે? **યુનૈટેડસ્ટેટ્સ.** ઠીક, એનો અર્થ જોડાએલાં સંસ્થાન એવો થાયછે? (ઉપર જે હકીકત આપી તે બે ચાર પ્રશ્ન પૂછીને છોકરા સમજ્યા છે કે નહિ તે તપાસી જોવું અને પાકું કરાવવું.)

ઇગ્લાંડના રાજાથી સ્વતંત્ર થવા પછી યુનૈટેડસ્ટેટસના લોકોએ રાજનો બંદોબસ્ત શો કર્યો તે કોઈ જાણે છે? **પોતાના દેશનો કોઈ રાજા કર્યો હશે.** હા, એ પણ એક રસ્તો છે, પણ એ લોકોએ તો તેમ કર્યું નહિ. રાજાનો રાજ સિવાય બીજી જાતનું રાજ કાંઈ થાયછે? **હા સાહેબ પ્રજાસત્તાક રાજ.** શાબાસ. પ્રજાસત્તાક રાજ એટલે શું? **જ્યાં રાજાવિના**

**લોકો પોતાની મેળેજ રાજ ચલાવે તે.** બરાબર, પણ બધા લોકો ધંધો રોજગાર કરે કે રાજ ચલાવવા જાય? **લોકો પોતાની તર્ફના માણસો પસંદ કરે તેજ રાજતો ચલાવે.** એમ પસંદ થએલા માણસોની સભાને અમેરિકામાં શું કહેછે? **પાર્લેમેંટ,** ના, પાર્લમેંટતો ગ્રેટબ્રિટનની રાજસભાને કહેછે ખરા. સાંભળો અમેરિકામાં રાજસભાને સેનેટ કહેછે. બધા જોડે બોલો; શું કહેછે? **સેનેટ,** અસલ રોમમાં જ્યારે પ્રજાસત્તાક રાજ હતું ત્યારે તેની રાજ સભાને પણ—**સેનેટ કહેતા હતા.** અમેરિકાની સેનેટના ઉપરીને શું કહેછે? આ પાઠમાંજ તે બોલ આવેલો છે. **પ્રમુખ.** બરાબર પ્રમુખને ઇંગ્રેજીમાં પ્રેસિડંટ કહેછે. પ્રમુખ શબ્દની વ્યુત્પત્તિ? **પ્ર એટલે આગળ અને મુખ એટલે મોંડું,** સભાના મોઢા આગળ એટલે મોખરે જે હોય તેને—**પ્રમુખ કહેછે.**

(હવે પહેલી કલમ વંચાવે છે.) ધારો કે બરાબર વાંચી. ત્યાર પછી.

તમે વાંચ્યું તેમાં કયા બે માણસની વાત આવે છે? **વોશિંગ્ટન અને તેના દોસ્તદારની.** એ દોસ્તદાર કોણ હતો? **ત્યાંનો મુખ્ય અધિકારી.** હેં! દોસ્તદાર મુખ્ય અધિકારી હતો? **હા, ચોપડીમાં એમજ કહ્યુંછે ( એમ કહી પહેલું વાક્ય વાંચે છે)** એ વાક્યનો અર્થ એમ થાય ખરો, પણ તમે બધો પાઠ વાંચી આવ્યા છો કે નહિ? **હા સાહેબ.** ત્યારે એ પાઠમાં નોકરી આપવાની વાત છે તે કોને? વાશિંગ્ટનને કે તેના દોસ્તદારને? કે **એના દોસ્તદારને આપવાની.** એ આપવાની કોના હાથમાં હતી? **વાશિંગ્ટનના.** ત્યારે જે નોકરી આપે તે મુખ્ય અધિકારી હોય કે લે તે હોય? **ના, ના! સાહેબ, મુખ્ય અધિકારીતો વાશિંગ્ટનજ હતો.** ઠીક. ત્યારે પહેલું વાક્ય તમે ફરીથી વાંચો (વાંચેછે.) **હા,** હવે એ બરાબર વાંચ્યું. મૂળ તમે વાંચ્યું ત્યાંથીજ મને લાગતું હતું કે તમે અર્થ ઊંધો સમજતા હશો. પણ વાક્યની રચનામાં પણ ખોડ છે કે એવા બે અર્થ થઈ શકેછે. કોઈ એને સુધારી શકોછો? **હા, મુખ્ય અધિકારી વાશિંગ્ટનને એક મિત્ર હતો.** બરાબર, અને અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાં છે તેને ઠેકાણે પણ સંસ્થાનના કરીએ તો વધારે સારૂં. હવે બે અર્થ થઈ શકે ખરા? **ના.** ત્યારે એ મિત્ર કોણ હતો? **મુખ્ય અધિકારી નહિ.** એ શું નહિ હતો એમ હું પૂછતો નથી, પણ એ કોણ હતો તે પૂછુંછું: કેમ, કોઇને સૂઝતું નથી? શી નોકરી કરતો હતો તે પાઠમાં કોઈ ઠેકાણે નથી કહ્યું?

**સિપાઈગીરીની.** ઠીક, ત્યારે એ કોણ હતો? **સિપાઈ.** વોશિંગ્ટન કોણ હતો? **મુખ્ય અધિકારી.** અમેરિકામાં મુખ્ય અધિકારીને શું કહેછે? **પ્રમુખ.** ત્યારે વાશિંગ્ટન તે સેનાપતિ હતો કે મુખ્ય અધિકારી હતો? બંને **હોય એમ જણાયછે.** એ વાત તો ખરી, પણ એકજ વખતે સેનાપતિ અને પ્રમુખ હોઈ શકે? સેનાપતિ કયારે હશે અને પ્રમુખ કયારે થએલો? **જ્યારે ઇંગ્લાંડની સાથે લડાઈ ચાલી ત્યારે સેનાપતિ અને પ્રજાસત્તાક રાજ થયું ત્યારે પ્રમુખ થયો હશે.** બરાબર, ઠીક તર્ક દોડાવ્યો. ત્યારે આ વેળા વાશિંગ્ટન કોણ હતો? **પ્રમુખ.** એનો મિત્ર કોણ હતો? **સિપાઈ.** પણ હું પૂછુંછું કે પ્રમુખ જેવા માણસે એક સિપાઈ સાથે તે શું દોસ્તી કીધી હશે? **એના ઘરનું કામ કરતો હતો તેથી.** શું! આપણા ઘરનું કામ કરે માટે તે દોસ્તદાર કહેવાય કે? દોસ્તી કોની કોની વચ્ચે કહેવાય? **બરોબરીઆ વચ્ચે.** ત્યારે આ સિપાઈગીરી કરનારને દોસ્તદાર કેમ કહ્યો છે? **સિપાઈગીરીના કામમાં મોટો ઓધેદાર હશે.** બરાબર સિપાઈ એટલે લડવાનો ધંધો કરે તે. પછી તે મોટો હોય કે નાનો હોય. હાર્ડિંગ, વેલિંગટન, વગેરે સિપાઈ હતા એમ કહી શકાય. સિપાહી કઈ ભાષાનો શબ્દ છે તે જાણોછો? તુર્કી, અને એનો અર્થ લડવૈયો એટલોજ થાયછે. ત્યારે આ મિત્ર સિપાઈ હતો એમ કહ્યું ત્યાં શું સમજવું? **લશ્કરીખાતાનો કોઈ મોટો અમલદાર.** એને વાશિંગ્ટન સાથે કયારથી દોસ્તી હતી? **બ્રિટીશ લોકો સાથે લડાઈ થઈ ત્યારથી.** તે વેળા એ કયાં હતો? **લશ્કરમાં એની સાથેજ.** બે દેશ વચ્ચે લડાઈ પતે તેને શું કહે? **સલાહ*** ત્યારે ઇંગ્લાંડ સાથે સલાહ થઈ તે વેળા તો એ બંને મિત્રો છૂટા પડ્યા હશે? **ના.** એ બંને સાથેજ રહ્યા. **રોજનો સોબતી એટલે?** રોજ સાથે ને સાથે રહે તે.

વારૂ, ત્યારે આટલી બધી દોસ્તી હતી એટલે એને વાશિંગ્ટને તે જગા આપી હશે? **ના સાહેબ.** કેમ? **તેનામાં કારભાર કરવાના ગુણ નહોતા.** એટલે? **એનામાં કાંઈ ઝાઝી બુદ્ધિ નહોતી.** ત્યારે એ લશ્કરનો અમલદાર કેમ થયો હશે? **લશ્કરી કામમાં કાંઈ એટલી બુદ્ધિ જોઇતી**

---

*સલાહની વેળાએ તેનો રોજનો સોબતી હતો એ વાકયમાં સલાહ શબ્દના અર્થ ઘણા છોકરા ઉલટો સમજે છે તેથી શિક્ષકે એ ઉપર વિશેષ લક્ષ રાખવું.

**નથી.** શું! પ્લાસીની લડાઈમાં ક્લાઈવની જગા ઉપર ગમે તે હોત, તોપણ ઇંગ્રેજ લોકો જીતતજ કે? **ના. સરદારમાં બુદ્ધિનો જોઇએ.** ત્યારે એમ કેમ કહોછો કે લશ્કરી કામમાં ઓછી બુદ્ધિ જોઇએ છે? એજ ક્લાઇવ જ્યારે વેપારી ખાતામાં હતો ત્યારે કેવો ગણાતો હતો? **નઠારો.** લશ્કરી ખાતામાં કેવો ગણાયો? **બહુજ સારો** તેમજ લશ્કરી ખાતામાં નઠારો ગણાતો હોય પણ વેપારી ખાતામાં જાય તો વખતે તે—**સારો ગણાય.** બરાબર, દરેક કામમાં જુદી જાતની બુદ્ધિ જોઇએ છે. એક માણસની એક કામમાં બુદ્ધિ ચાલે અને બીજામાં ન ચાલે; આ વાશિંગ્ટનના મિત્રની કયા કામમાં બુદ્ધિ ઠીક ચાલે એવી નહોતી? **કારભાર કરવામાં.** માટે એનામાં બુદ્ધિ નહોતી એમ કહેવાય કે? **ના.** કયા કામમાં સારી ચાલતી હશે? **લશ્કરી કામમાં.** જેની લશ્કરી કામમાં બુદ્ધિ ચાલતી ન હોય તેને લશ્કરી કામ સોંપીએ તો શું થાય? **લશ્કર માર્યું જાય.** જેની બુદ્ધિ રાજ-કારભારમાં ન ચાલતી હોય તેને કારભાર સોંપીએ તો—તે **બરાબર ન ચાલી શકે.** રાજકારભાર બરાબર ન ચાલે ત્યારે દેશમાં શું ચાલે? **જુલમ, ગેરઇનસાફ.** તેથી કોને નુકસાન થાય? **બધા લોકને.** એ બધાં દુઃખનું મૂળ કારણ જોઇએ તો શું? જેનામાં રાજકારભાર ચલાવવાની બુદ્ધિ ન હોય તેને સોંપવો એજ? એમ કોઈ અધિકારી કરે તો કેવો કહેવાય? **નઠારો.** તેથી કોને નુકસાન થાય? **બધા લોકને.** ત્યારે અમલદારનો ખરો ધર્મ શો છે? **જેને જે લાયક હોય તેજ કામ સોંપવું.** એમ ન કરે તે કેવો કહેવાય? **પક્ષપાતી.** પક્ષપાત એ ગુણ કેવો? **નઠારો. દુનિયાને નુકસાન કરનારો.**

ત્યારે લોકોએ કેમ ધાર્યું કે વાશિંગ્ટન એ જગા એને આપશે? **કેમકે એના ઘરના કામમાં ઘણો ઉપયોગી માણસ હતો.** ઉપયોગી એટલે? **કામમાં આવે એવો.** એમ ધારવાનું બીજું પણ કાંઈ કારણ કહ્યું છે? શું? **એણે લશ્કરી ખાતામાં નોકરી કરી હતી.** તેમાં આ નોકરી શું કામ આવે? **રાજનો જૂના અને ખરી વખતનો નોકર જાણી.** ઠીક. હવે હું તમને કેટલાક શબ્દ પૂછુંછું. સંસ્થાન, અધિકારી, ઉપયોગી, મહેરબાની, ખૂશમિજાજ એની વ્યુત્પત્તિ? પગાર એ કઈ ભાષાનો શબ્દ છે? મળતાવડાથી ઉલટો શબ્દ? ખૂશમિજાજને માટે સંસ્કૃત શબ્દ? નકાર એટલે? બ્રિટિશ કયા વર્ગનો શબ્દ છે? કયા નામ ઉપરથી નીકળ્યો છે?

અમેરિકા નામ શા ઉપરથી પડયું? તેની ચાલ આગળી પડવાની હતી એટલે શું? (આ જવાબ સહેલા જાણી અહિયાં લખ્યા નથી.)

# कविता शींखववानी रीत.

## १. कविता ए वांचननोज भेदछे तेथी वांचन शीखववाना सघळा नियमो ए शीखववाने पण लागु पडे छे.

**गद्य** અને એ. વાણીનાં બે રૂપ છે, અને તે ભણનારને સરખાંજ અગત્યનાં છે. વાંચનમાં ગદ્ય અને પદ્ય બંને પાઠ આવેછે, અને તે સરખી કાળજીથી શીખવવાં જોઇએ. પદ્ય મોઢે કરાવવામાં આવેછે તે ઉપરથી તે જૂદી જાતનોજ પાઠછે એમ કાંઈ ઠરતું નથી.

તે છતાં કવિતા શીખવનારમાં વિશેષ ચાતુર્ય અને ખબડદારી જોઇએ છઇએ એમાં કાંઈ શક નથી, કેમકે ગદ્ય કરતાં પદ્ય વાણીનું ચડીઆતુ રૂપછે.

ગદ્ય શીખવતાં જે જે નિયમો પાળવાના વિષયમાં કહ્યા તે સઘળા નિયમો કવિતા શીખવવામાં પાળવા જોઇએજ, પણ તે પ્રત્યેક નિયમમાં પદ્યરૂપને લીધે કાંઈક વિશેષ લક્ષ આપવાનું છે. તે અહિયાં ટુંકામાં બતાવીએ છઇએ.

## २. समजूती पेहेलांज कविता वर्गमां वंचावी जवी ए सारो रस्तो छे.

તે દહાડે જેટલી કવિતા શીખવા ધારી હોય તેટલી બધી કડકે કડકે વર્ગમાં બધા પાસે છૂટક છૂટક અને ભેગી વંચાવી ગયા પછીજ સમજુતી શરૂ કરવી. કેટલાક સારા શિક્ષકો તો ગદ્ય પાઠમાં પણ એરીતેજ ચલાવે છે, અને કેટલેક પ્રસંગે એ પદ્ધતિ સારીછે તોપણ અમે ગદ્યને માટે ભલામણ કરી નથી. તે છતાં અમે કહીએ છીએ કે પદ્ય શીખવવામાં તો એ ઉત્તમ છે, અને તેનું કારણછે. ગદ્ય કરતાં પદ્યના વાંચવામાં પિંગળ વગેરે એટલી બધી વધારે બાબતો ઉપર ધ્યાન રાખવાનું છે કે તેની સાથે સમજુતી ચલાવતાં એકે પેટા વિષય બરાબર ચલાવી શકાતો નથી. વળી કવિતા બોલવાની અખંડધારા ચાલવાથી નબળા છોકરા પણ સ તાલ અને સ સ્વર દેખાદેખી વાંચી શકેછે, અને સમજુતી દાખલ કરવાથી જો તેનો ભંગ પડે તો તેઓ

તેમ કરી શકે નહિ. બીજું, અર્થ ઉપર દૃષ્ટિ રાખવા જતાં વાંચવું પ્રફુલ્લચિત્ત થતું નથી અને પ્રફુલ્લચિત્ત વિના કવિતાનું વાંચન સારૂં થાયજ નહિ.

### ૩ कवितानु वांचवुं रस भर्यु थवाने सारु ताल, स्वर, अने भाव उपर ध्यान आपवुं जोईए.

શુદ્ધિ, સરળતા, અને રસિકતા જે વાંચવાના ત્રણ ગુણછે તે ત્રણે કવિતામાં વિશેષપણે હોવા જોઈએ, અને કવિતા એ રસ પ્રધાન્યજ વસ્તુ છે તેથી રસિકતાની સંપૂર્ણ રીતે જરૂર છે. ગદ્ય વાંચવામાં હદની બહાર ભાવ બતાવવા જતાં વખતે હસવા જેવું થઈ જાયછે, પણ કવિતાની વાંચનમાં તેથી શોભા મળેછે. હાથ મોંના જે ચાળા ગદ્યમાં નાટક રૂપ દેખાય તે પદ્યના વાંચનમાં સમયોચિત ગણાય, તે છતાં કવિતાનું વાંચન પણ ઢોંગ ભરેલું તો નજ થવું જોઇએ. મતલબ કહેવાની એટલીજ છે કે કવિતામાં ભાવાનુભાવ દર્શાવતાં વધારે છૂટ લઈ શકાય છે. એનું માપ તો લખનારનો મનોભાવ વાંચનારના મનમાં કેટલે દરજ્જે આબેહૂબ ઉતર્યો છે તેના ઉપરજ આધાર રાખેછે. તેમ થયા વિના બધું ખોટું.

ગૂજરાતીમાં ઘણીખરી કવિતા ગવાય છે તેથી તેના સ્વર અથવા રાગ ઉપર પણ ધ્યાન રાખવાની જરૂર છે. હિંદુસ્તાની કવિતામાં માત્ર તાલજ છે તો તે તેમ વાંચવી.

### ૪ हाथ उपर ताल नांखीनेज कविता बोलवानी टेव पाडवी.

જો કવિતા સરળતાથી વાંચતા આવડતી હશે, તો સ્વભાવિક રીતેજ છોકરાં પોતાની મેળે ઘટતે ઠેકાણે તાળી પાડશે. માત્ર થોડી ટેવ પાડવાની જરૂર છે. જો તાલ નાંખવામાં ભૂલ કરે તો ઘણું કરીને બોલવામાં તાલની ભૂલ હશે એમજ જાણવું, અને બોલવામાં તાલની ભૂલ હોય તો તે સુધારવાનો ઉત્તમ માર્ગ એજછે કે શિક્ષકે શુદ્ધ રીતે વાંચી સંભળાવવું. શિક્ષકને તાલ અને સ્વર સાથે કવિતા વાંચતા આવડવીજ જોઇએ. ફલાણા અક્ષર ઉપર તાલ નાંખ એમ કહ્યાથી ઘણો ફાયદો થતો નથી અને છોકરાં નાનાં હોય તો તો ફાયદાને બદલે ગેર ફાયદો થાયછે, કેમકે એ સ્વભાવિક નહિ પણ કૃત્રિમ માર્ગછે. પિંગળ શીખવતી વખતે એ બધું શીખવાશે, પણ કેટલાક વર્ગમાં તો તે શીખવવાનુંજ નથી અને શીખવવાનું હોય તોપણ તેનો આ સમય નથી. સારૂં વાંચ્યા પછી છંદના નિયમ કઢાવવા એજ ખરી સૂચક પદ્ધતિ કહેવાય.

તાળ ઉપરજ ધ્યાન રહ્યાથી વખતે કેટલાક છોકરા રીંગ બહુજ બગાડી નાંખેછે, પણ તેમ ન થાય તે ઉપર શિક્ષકે ધ્યાન રાખવું. સ્વર અને તાલ એ બંને હોય ત્યારેજ કવિતા બોલવી શોભેછે.

**૫ પિંગળ શીખવવામાં પ્રથમ તાલ અને યતિ, અને સાર પછી છંદનુ માપ શીખવવું. એ બધું પાટીઆ ઉપર સાક્ષાત્કાર કરવું જોઇએ.**

કેટલાક દોહરામાં તેર અને અગીઆર માત્રાછે એટલું કહ્યું એટલે પિંગળ શીખવી રહ્યા એમ સમજે છે. પણ એમા કરતાં વધારે અગત્યનું એ જાણવાનું છે કે એમાં તાલ કેટલા અને કયાં કયાં છે, કેમકે કવિતાનું સરસ વાંચવું એના ઉપર આધાર રાખેછે. સરસ વાંચવામાં કુલ માત્રા જાણવાથી કાંઇ ફાયદો થતો નથી. અક્ષરછંદ હોય તો તો કયા કયા ગણ આવ્યાછે એટલુંજ જાણવું બસ ગણી શકાય, પણ માત્રામેળછંદમાં ઘણી વિગતની જરૂર છે.

નવો છંદ આવ્યો હોય ત્યારે તો તે વાંચી રહ્યા પછી તેનું માપ વિસ્તારથી શીખવવું જોઇએ. જાણેલા છંદ હોય, તો આરંભ પ્રશ્નની રીતે તેનું માપ યાદ છે કે નહિ તે તપાસી જવું. નવા છંદને માટે સૂચક અને જાણીતાને માટે વ્યાખ્યાન પદ્ધતિ યોગ્યછે. માત્રા, તાલ, અને ગણ એટલે શું એનો હમેશાં પૂછી પૂછીને તાજુંજ રખાવ્યા કરવું જોઇએ. પિંગળના પાઠના એજ આરંભ પ્રશ્નછે.

૪થા નિયમ પ્રમાણે સતાલ વંચાવ્યું હશે તો પછી અક્ષરોઉપર તાલ માંડી જતાં છોકરાંઓને સહજ આવડશે. પ્રથમ આ રીતે પાટીઆ ઉપર તાલ માંડી જવા, અને તેને લીધે માત્રિક ગણ કેટલા પડ્યા તે બતાવવું.

ભોજન | આજ જ | મ્યા જે | અમો

હવે, દરેક તાલ અથવા માત્રિક ગણમાં કેટલી માત્રાછે તે છોકરાંઓ પાસે ગણાવી જોવી કે તે ઉપરથી જણાય કે એ છંદ ત્રિ માત્રિક, ચતુર્માત્રિક પંચમાત્રિક, ષણ્માત્રિક, સપ્તમાત્રિક તાલનો છે. યાદ રાખવું કે બધા છંદમાં એક તાલ જેટલી માત્રાનો હોય તેટલીજ માત્રાના બીજા બધા તાલ પણ આવેછે. એટલે, પહેલો તાલ ચાર માત્રાનો, બીજો ત્રણનો, ત્રીજો સાતનો ચોથો પાંચનો એમ કદી હોયજ નહિ. એ સાક્ષાત્કાર કરવાને સારૂ પાટીઆ ઉપર દરેક અક્ષરની કેટલી માત્રાછે તે તેની ઉપર લખવી અને તેનો સર્વાળો

તાલને અંતે માંડવો. તાલના માપનો સર્વાળો કરતાં છંદની કુલ માત્રા નીકળશે. એ બધું લખવાની રીત નીચે પ્રમાણે છે.

```
    ૨ ,૧૧=૪    ૧ /૧   ૧=૪/૨/  ૧=૪ ૧ /૧
  | ભોજન   |  આજ જ|| મ્યા જે | અ મો=૧૫
  |   ૧    |   ૨   ||   ૩    | ૪
```

એમાં આઠ માત્રાએ યતિછે તે દર્શાવવાને બેવડી લીટી દોરીછે. ચોથા તાલમાં એક માત્રા ખૂટેછે ખરી, પણ ચોપાઇનો નિયમજ એવોછે કે છેલ્લી ત્રણ માત્રા રાખવી અને એકની ખોટ તાનથી પૂરી પાડવી. ચરણાકુલકછંદ તાન રહિત છે તો હેનો ચોથો તાલ પણ બરાબર ચાર માત્રાનોજ થાયછે.

કોઈ પણ માત્રિક છંદનું માપ ચિન્હોથી લખી લાવો એમ કહ્યું હોય, તો છોકરાઓને ઉપર પ્રમાણે લખતાં આવડવું જોઇએ અને તેથી તેનો મહાવરો પાડવો. આ વાત અગત્યની જાણી અમે એક બીજો નમુનો આપીએ છઇએ.

```
 ૧   /૨૧ ૨  ૧૧=૭ /૨૧ ૨  ૧૧=૭ /૨૧  ૧૧  ૧=૭    /૧- ૧૧
 હે | દેવના પણ   | દેવ તું તત—|| ખેવ દિલમાં   | ધર દયા=૨૮
    |       ૧    |     ૨      ||     ૩        |
```

આ છંદ સપ્ત માત્રિક છે. સાત માત્રાની વ્યવસ્થા કેવી રીતે જોઇએ તે આ લખવાથી દર્શાતું નથી, પણ મોઢે શીખવવું જોઇએ. હરિગીત વગેરે કેટલા છંદમાં ત્રીજી માત્રાથી તાલ શરૂ થાયછે અને તેથી પહેલી બે માત્રાને તાલ બહાર રાખવી પડેછે. છેલ્લા તાલમાં પાંચ માત્રા આવેછે. બીજા ચરણની આદિ બે માત્રા સાથે મળવાથી તે પૂર્ણ થાયછે તે અપૂર્ણતા દર્શાવવાને માટે છેલ્લો તાલ છેડેથી લીટી વડે ન બાંધતાં છૂટો રાખ્યો છે. ઉપલા ચોપાઈના માપમાં પણ છેલ્લો તાલ અપૂર્ણ રાખ્યોછે ખરો, પણ તેમ કરવાનું વિશેષ કારણ નથી. તે છતાં જ્યાં માત્રા ખૂટે ત્યાં છેલ્લો તાલ અપૂર્ણ દર્શાવવો એ નિયમ શીખાઉને સહેલો પડે એમ ધારી અમે તે પ્રમાણે કર્યુંછે.

ગરબી વગેરે દેશી કવિતાનું માપ પણ આ રીતે દર્શાવી શકાય. એવી કવિતા તો નિયમ બહારજ છે એમ કેટલાક ધારેછે તે બહુ મોટી ભૂલછે. બધામાં અમુક જાતના અમુક તાલ હોયછે, અને તે છે તો કુલ માત્રાનું પ્રમાણ પણ છેજ. માત્ર એવી કવિતા બનાવનારાઓ ઘણાખરા અશિક્ષિત હોવાથી લઘુને ગુરૂ અને ગુરૂને લઘુ ગણવાની છૂટ હદથી જ્યાદે લેછે, પણ તે સઘળું આ રીતે માપ લખવાથી જણાઈ આવશે.

અક્ષર છંદનું માપ તો લખવું સહેલું છે. માત્રિક છંદમાં જેમ તાલ જૂદા પાડીએ છઇએ તેમ ગણ જૂદા પાડી જવા અને પ્રત્યેક ગણના સ્વરૂપ ઓળખવાને માટે તેના અક્ષર ઉપર લઘુ ગુરૂના ચિન્હ માંડવા.

| હતો હું | સુતો પા- | રણે પુ- | ત્રે નાનો | =૪ યગણ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | |

પછી તાલ અને યતિ એમાં વધારવાની મરજી હોય, તો સહેલથી વધારી શકાશે.

**६. कविता शीखववानी त्रण मतलब विशेषपणे आ प्रमाणेछे:**

**१. वांचवामां रसिकता आणवी. २ भाषानुं उत्तम ज्ञान आपवुं. ३. जूदा जूदा पदार्थो अथवा बनावोनां चित्र बाळ अतःकरण उपर पाडी जूदी जूदी जातनी उंची मनोवृत्तिओने जगाडवी.**

વાંચનની જે ત્રણ મતલબો છે તેના કરતાં આ કાંઈ જૂદી નથી, પણ માત્ર કેટલુંક વિશેષપણું એમાં રહેલુંછે. આ ભેદ એ બંનેનો મુકાબલો કરવાથી માલમ પડશે.

**७. कविता शीखववानी मतलबोमां जे विशेषपणुं रहेलुंछे ते विशेषपणाने अनुसरती शीखववानी रीत राखवी जोइए.**

આ નિયમ પ્રમાણે કવિતાના વાંચવામાં કઈ બાબતો ઉપર વિશેષ ધ્યાન આપવું તે આપણે કહી ગયા. વાણિરસ અને પિંગળજ્ઞાન એ બે વધારાની વસ્તુઓછે. વાણીરસને સારૂ તાલ, સ્વર અને મનોભાવ ઉપર લક્ષ આપવાનુંછે, અને છંદનું સ્વરૂપ સાક્ષાત્કાર કરી બતાવવું એ પિંગળ જ્ઞાનમાં આવી જાયછે.

હવે, સમજુતી વિષે બોલીએ.

**८. कवितामां भाषा अने अर्थ ए बंने उपर समान लक्ष अपायछे.**

ગદ્ય લખનારનું મુખ્ય લક્ષ અર્થ ઉપર હોયછે, અને તેથી શીખવનારે પણ તેમ કરવું યોગ્યછે. પદ્યમાં વાણી અને અર્થ એ બંને સમાન

અભ્યાસનાંછે. કવિ અર્થ ઉપર જેટલું ધ્યાન આપેછે તેટલુંજ ભાષાના ગુણ દોષ ઉપર પણ આપેછે. જેટલા અને જે શબ્દો તે લખેછે તેમાં કાંઈ પણ ફેરફાર કરવાથી તે કવિતાની ખૂબી બગડેછે. કવિતામાં વાણીની શુદ્ધતા, યથા યોગ્યતા, યથાર્થતા, અને સુવર્ણતાએ ચારે ગુણો સંપૂર્ણ રીતે દીઠામાં આવે છે, અને એ કારણને લીધેજ કોઈ ભાષાનું ઉત્તમજ્ઞાન મેળવવાને માટે કવિતા એ અવશ્યનું સાધનછે. માટે જે પ્રમાણે કવિતામાં ભાષા ઉપર ધ્યાન અપાએલું છે તે પ્રમાણેજ તે શીખવનારે પણ આપવું જોઇએ, અને તેમ કરવાથીજ એ કેળવણીનો હેતુ પાર પડે.

ભાષા ઉપર કવિતામાં ગદ્ય કરતાં વધારે ધ્યાન આપવું એમ ઠર્યું, તો ભાષાની કઠિણતા દૂર કરવાના જે ચાર ઉપાય પ્રથમ બતાવ્યાછે તેનો ઉપયોગ આ પાઠમાં અલબત્ત વધારે કરવોજ જોઇએ. કવિતામાં પદચ્છેદ વગેરે ગમે એટલું પૂછીએ, પણ ઘણું કરીને તે વધારે નહિ ગણાય. એ સિવાય **समानार्थ शब्दना भेद, एक शब्दना अनेकार्थ, अने विरुद्धार्थ शब्द** પણ આ વિષયમાં ધોરણ જોઇને યથેચ્છ પૂછી શકાય, કેમકે ભાષાની કેળવણી આપવી એ એક મુખ્ય હેતુ છે.

**९. कवितामां जे विलक्षण रुपो आवे ते वाळको पासे नोंधावता जवां अने ते उपरथी कवितानुं विशेषव्याकरण शीखववुं.**

ગદ્ય અને પદ્યના વ્યાકરણ નિયમ કેટલીક રીતે જૂદા હોયછે. "તણો" 'કેરો' વગેરે પ્રત્યયો ગદ્યમાં નથી વપરાતા અને પદ્યમાં વપરાયછે. અર્વાચીન ગૂજરાતી ગદ્યમાં 'લખે' એમાં નિશ્ચયાર્થે વર્તમાનકાળનો અર્થ રહ્યો નથી, પણ પદ્યમાં બહુધા એજ અર્થે વપરાયછે. ઘણા શબ્દ એવાછે કે તે પદ્યમાં વપરાય પણ ગદ્યમાં ન વપરાય. કેટલા અપભ્રંશ શબ્દો ગદ્યમાં લખ્યા હોય, તો અશુદ્ધ ગણાય પણ; તેજ શબ્દો કવિતામાં દોષરહિત કહેવાય. વાક્ય રચનાનો ક્રમ પદ્યમાં જૂદો હોયછે એતો સઘળાનાજ દીઠામાં આવ્યું હશે. આ બધી વાતો જાણવી જરૂરછે અને એને પદ્યનું વિશેષ વ્યાકરણ કહેછે.

કવિઓ જોડણીમાં ફેર કરેછે અથવા શબ્દો તોડી નાંખેછે એ પણ વિશેષ વ્યાકરણના પેટામાં આવી જાય. કેટલેક ઠેકાણે એ છૂટ લઈ શકાય એવી હોયછે અને કેટલેક ઠેકાણે નથી પણ લઈ શકાતી. એ સઘળી વાતનો વિચાર કવિતાના ભણનારે જાણવો જોઇએ.

**१०. कविता वंचावी रह्या पछी शब्दे शब्दना अर्थ खूब पूछी जवा अने पछी अन्वय कराववो.**

શબ્દે શબ્દનો અર્થ કહ્યા એટલે માર્મિક શબ્દાવળી અને ઉપવાક્યના અર્થ પણ પૂછવા એમ સમજવું.

શબ્દના ચાર પ્રકારના અર્થ થઈ શકેછેઃ—મૂળાર્થ, વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, અને વ્યંગાર્થ. ઘણા શબ્દનો મૂળાર્થ અને વાચ્યાર્થ એકજ હોયછે, પણ તે જૂદાએ હોયઃ—જેમકે પંકજ એ શબ્દનો મૂળાર્થ કાદવમાં ઉત્પન્ન થએલું એવોછે, પણ વાચ્યાર્થ એટલે ભાષામાં ચાલુ અર્થ કમળજ છે. અલંકૃત ભાષામાં વાચ્યાર્થની સાથે લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ સમજવાના હોયછે, અને કવિતામાં અલંકાર વધારે હોયછે તેથી આ ચારે પ્રકારના અર્થ ઉપર ધ્યાન આપવાની વિશેષ જરૂર છે. આગળ ચિત્ર પાડવાનું અથવા અલંકારનું સાદૃશ્ય બતાવવાનું કહ્યુંછે તે જો શબ્દના આ જૂદા જૂદા અર્થ સમજાવ્યા હશે તો સહેલથી થઈ શકશે.

અન્વય કરાવવા પહેલાં આ રીતે વ્યુત્પત્તિ અને પદચ્છેદ સહવર્તમાન અર્થ પૂછવાની જરૂર છે. તેમ કર્યા વિના અન્વય કરતાં નહિ આવડે અને આવડશે તોપણ બાળક તેમાં સમજે છે કે નહિ તે માલમ પડશે નહિ.

**११. गद्यना व्याकरण नियम प्रमाणे पद्यने गोठववुं तेने अन्वय कहेछे, अने तेज कवितानो अर्थ समजववाने सारु बस नथी. चरितार्थ लख्याथी कवितानो अर्थ स्पष्ट थायछे.**

ઘણાખરા અન્વય કરીનેજ બેસી રહેછે. ચરિતાર્થ લખવો તે શું એ જાણતાજ નથી. તેને માટે અન્વયની અહિંયા વ્યાખ્યા આપવી પડીછે. એ શબ્દાર્થ કર્યા પછીનું બીજું પગથીયું છે. હજી એક ત્રીજું પગથીયું બાકીછે. અને તે સૌથી અગત્યનું છે. એને ચરિતાર્થ અથવા ભાવાર્થ કહેછે.

**१२. पद्यनो सघळो अर्थ तथा भाव गद्यमां सारी छटादार भाषामां लखी वताववो एने चरितार्थ कहेछे.**

અન્વય કરવામાં તો ગદ્યના નિયમ પ્રમાણે શબ્દોનો અનુક્રમ ફેરવી તથા જરૂરનાજ "જો, તો, અને, છે" વગેરે થોડા શબ્દો ઉમેરીને વાક્ય ઘડવાનું છે. ગદ્યમાં ન વપરાતો હોય તોજ તે શબ્દ બદલી શકાય.છે. આવી રીતે

રચેલું વાક્ય ગદ્યમાં ઘણુંજ કઢંગું દેખાયછે અને તેનો અર્થ અજાણ્યાથી સમજાતો નથી. કેટલાક અન્વય કરનારા તો ઉપર કહ્યું તે પ્રમાણે થોડા જરૂરના શબ્દ ઉમેરી શકાય છે તે પણ ઉમેરતા નથી, અને તે છતાં જે વાક્યજ ન કહેવાય એવો લવારો બોલીને ભાવાર્થ સમજાવી ગયા એમ પોતાના મનમાં માનેછે. એમ કદી થવું જોઇએ નહિ અને તેથી અમારે અન્વય અને ચરિતાર્થ એવા બે ભેદ અત્રે પાડવા પડ્યાછે. ચરિતાર્થની જે ઉપર વ્યાખ્યા આપીછે તે પ્રમાણે કવિતાનો અર્થ લખતાં આવડવું જોઇએ. એ રીતે લખે તો પછી તેને અન્વય, ભાવાર્થ, કે ગમે તે કહે, તેની અમને કાંઈ દરકાર નથી.

ચરિતાર્થની વાત જ્યાં જ્યાં અમે ઉપર કરી ત્યાં તે લખવાનું કહ્યુંછે તે ઉપરથી તે મોઢે કહી ન શકાય એવો અમારો અર્થ નથી. ચરિતાર્થ મોઢેથી પણ કહેવડાવી શકાય અને કહેવડાવો જોઇએજ, પણ એ વાત ખરી છે કે તે લખાવવાથી વધારે ફાયદો થાયછે, અને મોઢે બોલાવ્યો હોય તોપણ લખાવી જોવાની જરૂર રહેછે ખરી.

ચરિતાર્થ સારી રીતે લખવો એ એક જાતનો નિબંધજ છે અને તેથી ભાષાશૈલીની કેળવણી ઠીક મળેછે.

આ ઠેકાણે સંભારવું જોઇએ કે કેટલાક કવિતાનો અર્થ ચરણ પ્રમાણે જૂદી જૂદી લીટીઓમાં લખેછે તે ખોટુંછે. અન્વય કર્યા પછી જેને ચરિતાર્થ કરવો છે તે કદાપિ પ્રથમ એ પ્રમાણે લીટીબંધ પાટીઆ ઉપર લખી જાય તો ફિકર નહિ, પણ જે અન્વય અને ચરિતાર્થ એકજ સમજે છે તેણે તો એમ નજ કરવું જોઇએ, કેમકે ગદ્ય લખાણના લીટીમાં ભાગ પડતા નથી. ગદ્ય તો ચાલતી લીટીએજ લખાય તેના વિરામચિન્હ વડેજ ભાગ પાડવા જોઇએ.

છોકરાઓને કવિતા મોઢે હોયછે તેથી ઘણું કરીને ઘણી ગુજરાતી નિશાળોમાં તેનો અર્થ કરતી વખતે ચોપડી બંધ કરવાનીજ ટેવ પડી ગઈ હોય છે. એ એકદમ દૂર થવી જોઇએ. ચરિતાર્થ લખવો કે કહેવો એ કેવું મોટું કામછે તે જે મહેતાજીઓ સમજેછે તેતો કદીપણ એ વેળા છોકરાની ચોપડી બંધ રહેવા નહિજ દે. કવિતાનો અર્થ સમજ્યા પહેલાં તે મોઢે કરાવવી એજ મોટો પદ્ધતિ દોષછે. પણ તેમ થયું હોય તો એ અર્થ કરતી વેળા કવિતાની ચોપડી ઉઘાડીજ રાખવાની કાળજી રાખવી. મોઢે હોય તોપણ ચોપડીમાં જોયાથી અર્થ કરવો વધારે સરળ પડેછે.

**१० कवितामां समभाव कराववो एज ए अभ्यासनो मुख्य हेतुछे.**

ગદ્ય અને પદ્ય શીખવવાની ત્રીજી મતલબમાં જે કાંઈ ભેદછે તેને લીધે આ ભેદ ઉત્પન્ન થાયછે. ગદ્ય શીખવવામાં જ્ઞાન આપવું એ મુખ્ય હેતુ છે અને સમભાવ કરવું એ ગૌણપણેજ રહેલુંછે. કવિતા તો રસપ્રાધાન્ય વસ્તુછે અને તેથી સમભાવના ઉપરજ શીખવનારનું લક્ષ રહેવું જોઇએ. કવિનું લક્ષ ઊંચી મનોવૃત્તિ ઉત્પન્ન કરાવવા તરફજ અખંડ રહેલું હોયછે. કવિતાથી જ્ઞાન મળતું હોય, તોપણ, કવિનો તે મુખ્ય હેતુ નથી, અને ઘણી કવિતામાંથી તે થોડુંજ મળેછે. પણ તે ઉપરથી કવિતાનો અભ્યાસ ઓછું અગત્ય ધરાવે છે એમ ઠરતું નથી. જ્ઞાન પામવા કરતાં પણ ઊંચી મનોવૃત્તિ થવી એ વધારે ઉપયોગીછે, કારણ કે મનુષ્ય જે સઘળા કાર્ય કરેછે તેનું મૂળ વૃત્તિઓજ છે. વૃત્તિઓ રૂડાં કે ભૂડાં, મોટાં કે નાનાં, કામ કરવાનું મન કરેછે ત્યારેજ બુદ્ધિ તે કરવા મંડેછે અને તેમ કરવામાં તેને જ્ઞાનની સહાયતાનો ખપ પડેછે. એ રીતે ઉપયોગીપણામાં જ્ઞાન ત્રીજે તો, બુદ્ધિ બીજે, અને ઊંચી મનોવૃત્તિ જગાડવી એજ પેહેલો દરજ્જો ધરાવેછે. ઊંચી મનોવૃત્તિઓને જગાડવી એ ઉત્તમ કવિતાનું કામછે, અને તેથી સારી કેળવણીમાં કાવ્ય એ સઘળા દેશમાં અવશ્યનાં ગણાયછે.

માટે, ગદ્ય વાંચનમાં ભાવને અર્થની સમજુતીમાં ગણ્યો હતો તેમ ન ગણતાં કવિતાના પાઠમાં રસને મુખ્ય ગણવો. ચિત્રપણ એ ભાવને પ્રગટ કરવાને અર્થેજછે, પણ ચિત્ર પ્રગટ થયા વિના ભાવ સમજાતો નથી. તેથી કવિએ શબ્દવડે જે ચિત્ર ચિતર્યાં હોય તે ચીત્ર **देखाडवां अने मन उपर न भूसाई जाय एवी रीते ठसाववां** એ કવિતા શીખવવામાં મુખ્ય કામછે અને તે અર્થની સમજુતીને ઠેકાણેછે.

આ શીખવવામાં અર્થ કઠિણતાના જે ઉપાય બતાવ્યાછે તેજ કામે લગાડવાનાછે. આ વિષય શીખવનારમાં **शब्द चित्रण शक्ति** બહુ જોઇએ છીએ પ્રદર્શન કરતાં પણ શબ્દ ચિત્રણ વધારે ઉપયોગીછે. કવિએ તો શબ્દ ચિત્રણ ઉત્તમ રીતે કર્યું હોયછે, પણ ઘણું કરીને તે પરિપક્વ અને કેળવાએલી બુદ્ધિને અનુસરતું હોય. બાળકને માટે લખેલી કવિતાઓ પણ બાળબુદ્ધિને છેક અનુસરતી હોતી નથી. પદ્ય રૂપજ કેટલીક વાણી અને અર્થની પ્રૌઢિ માગેછે અને તેથી બાળકના મનમાં બરાબર ચિત્ર પાડવાને

તથા સમભાવ ઉત્પન્ન કરવાને સારૂ શિક્ષક તરફથી બાળકની સ્વભાવિક ભાષામાં શબ્દ ચિત્રણની જરૂર રહેછે. સારી કવિતામાં એક શબ્દમાં જે અર્થ સમજાવેલો હોય તે સાક્ષાત્કાર કરવાને સારૂ ઘણું કરીને એક વાક્યની જરૂર પડેછે. યાદ રાખવું કે કવિતાનું રૂપ સ્વભાવિક પણેજ સંક્ષિપ્તછે અને બાળકને સારૂ તેને વિસ્તીર્ણ કરવું એ શિક્ષકનું કામછે.

શબ્દ ચિત્રણ કરવામાં **अलंकारमां सादृश्यपणुं क्यां रहेलुछे ते विस्तारथी प्रगट बताववुं** એ મોટો પ્રકારછે.

શબ્દાલંકાર પણ શીખનારની યોગ્યતા પ્રમાણે પાઠની સાથે બતાવતા રહેવું, કેમકે ભાષાનું બળ તે ઉપર કેટલેક દરજ્જે આધાર રાખેછે.

— ❦ —

# व्याकरण शीखववानी रीत.

## व्याकरणनो पाठ बिलकुल सूचक पद्धतिएज चलाववो जोइए.

બાળકોને શીખવવામાં સૂચક પદ્ધતીજ ઉત્તમ છે એ આપણે જાણીએ છઇએ, અને તેથી સારો શિક્ષક સઘળા વિષયો એ રીતેજ શીખવવાની મેહેનત કરેછે. પણ કેટલાક વિષયો એવા હોયછે કે તેમાં થોડું ઘણું વ્યાખ્યાન કર્યા વિના ચાલતું નથી. પરંતુ વ્યાકરણમાં તો વ્યાખ્યાન કરવાની લેશ માત્ર પણ જરૂર પડતી નથી અને તેથી જો શિક્ષક આખો પાઠ સૂચક પદ્ધતિએ નથી ચલાવતો, તો તેમાં એનોજ વાંકછે.

ઘણીખરી નિશાળોમાં નબળામાં નબળી બાબત જોઇશું તો વ્યાકરણ જ છે એમ માલમ પડશે. તેમજ છોકરાઓને એના જેવું બીજું અળખામણું ભણતર નથી. આમ થવાનું કારણ એજછે કે શિક્ષકો વ્યાખ્યાન પદ્ધતિએ શીખવે છે. બાકી એ જાતેતો રસિક વિષય છે અને છોકરાંથી ન શીખી શકાય એવો નથી. શિક્ષકના અણઘડપણાને લીધે એ સઘળી ખરાબી થાયછે, અને તે એટલે સુધી કે ઉપલા ધોરણ સુધી ભણેલા મોટી ઉમરના પણ વ્યાકરણ ખરી રીતે સમજતા હોય એવા થોડાજ દીઠામાં આવેછે:

માટે, શિક્ષકે સૂચક પદ્ધતિએજ પાઠ ચલાવવો જોઈએ એમ ઉપર કહ્યું છે, અને તેમ કરવામાં નીચલા નિયમો ધ્યાનમાં રાખવાથી શિક્ષકને સારી મદદ મળશે. **अ. ભાષા ઉપરથી વ્યાકરણ નીકળ્યું છે એ શિક્ષકે કદી ભૂલવું નહિ.** આ વાત પ્રત્યક્ષ છે પણ ઘણા નહિ સમજતા હોય અથવા સ

મજતા હોય, તો પોતાના કામમાં ભૂલી જતા માલમ પડેછે. જો ભાષા ચાલે છે તે જોઇને પંડિતે નિયમો શોધી કાઢયાછે એમ જો શિક્ષક સમજતો હોય, તો ભાષા ઉપરથી વ્યાકરણ એટલે ભાષાના નિયમ છોકરા પાસે કઢાવવાનો સ્વભાવીક રસ્તો મૂકી દઇને શા માટે નિયમો પેહેલવેહેલા શીખવે? છોકરાંએ પ્રથમતો ભાષા કેવીછે તે જાણવું જોઇએ, અને પછી પેલા પંડિતોની પેઠે તેઓએ પોતાની મેળેજ વ્યાકરણના નિયમો શોધી કહાડવા જોઇએ. એમ કરાવવું એનું નામજ સૂચક પદ્ધતિએ વ્યાકરણ શીખવવું છે, અને એ રીતે શીખે તોજ બુદ્ધિ કંટાળ્યાને બદલે સારી રીતે કેળવાય. અર્થાત્:—(ब) **વ્યાકરણના પાઠ ઉદાહરણોથીજ આરંભવો તે ઉદાહરણોમાં કયા નિયમો રહેલા છે તે બાળકો દેખે એવી રીતના સૂચક પ્રશ્નો પૂછવા, છોકરાઓ પાસે ભાતભાતના ઉદાહરણો અપાવવા, અને પછી એ રીતે કડકે કડકે કઢાવતાં જે નિયમ પાઠને અંતે સિદ્ધ થાય તે પાટીઆ ઉપર લખી છોકરાઓ પાસે યાદ રખાવવો.** આ નિયમ ઉપરથી તમે જોશો, કે ઉદાહરણ આપવાં અને લેવાં એજ વ્યાકરણના પાઠમાં મુખ્ય કામછે, અને તેમાં એવી ચતુરાઈ જોઈએ કે જે વ્યાકરણના નિયમ શીખવવા ધાર્યા હોય તે આપોઆપ છોકરાની આગળ પ્રગટ થતા જાય. કાળા પાટીઆનો જેટલો ખપ આ પાઠમાં પડેછે તેટલો કોઈ પણ બીજા પાઠમાં પડતો નહિ હોય. ચાક ને પાટીઆને એક ક્ષણ પણ આ પાઠમાં વિસામો મળતો નથી. પણ નઠારો શિક્ષક તે જાણતો નથી અને ચોપડી લઇને કૂટકૂટજ કર્યા કરેછે. (क) **વ્યાકરણના પાઠમાં ચોપડીનો ઉપયોગજ નથી.** સૂચક પદ્ધતિથી જે જે પાઠ શીખવીએ તેમાં ચોપડીનો ઉપયોગ પડતો નથી, અને કરવો પણ ન જોઇએ. તેમાં પણ વ્યાકરણ તો ચોપડી વાંચ્યાથી કે ગોખ્યાથી બાળકોને આવડશે એમ ન જાણવું. તેથી કેટલેક પગથીએ, તેઓ ચડે ત્યાં સુધી તેમની પાસે *વ્યાકરણ ખરીદ પણ ન કરાવવું. અમે તો એટલે સુધી કહીએ છઇએ કે

*વ્યાકરણના સૂચક પાઠને અંતે નિયમ કઢાવીને "નોટબુક"માં છોકરાઓ પાસે લખાવે તેજ ઘણા વખત સુધીતો તેની વ્યાકરણની ચોપડી છે એમ સમજવું. કદાપિ વ્યાકરણ ખરીદ કરાવ્યું હોય, તો પછી "નોટબુક"માં લખવવાની જરૂર નથી. પણ તે વ્યાકરણનો ઉપયોગ પાઠના અંત સુધી નજ કરાવવો. સૂચક રીતે નિયમ કાઢ્યા પછીજ નોટમાં લખાવવાને બદલે વ્યાકરણની ચોપડીમાં કયા છે તે બતાવવો.

હું વ્યાકરણ શીખવું છું એમ જણાવવાની પણ કેટલાક વખત સુધી જરૂર નથી. છોકરાં જાણે કે કાંઈ ગમત થાયછે અને તેની સાથે વ્યાકરણ શીખવતાં જઇએ સૂચક પદ્ધતિની ખુબીછે. શિક્ષકે ભણાવતાં વેળા વ્યાકરણ હાથમાં ન રાખવું એમતો કહેવાની જરૂર નથી, કેમકે સઘળા પાઠ ચોપડી વિના શિક્ષકે આપવા એ એક સામાન્ય નિયમ છે અને વ્યાકરણને તે વિશેષે કરીને લાગુ પડેછે.

**૨. ग्रंथनो अनुक्रम न राखतां नीचला चार पगथीयां प्रमाणे व्याकरण शीखववुं,**

આ નિયમનું અગત્ય ઘણા મહેતાજી સમજતા નથી અને પેહેલે પાનેથી અનુક્રમેજ શીખવવા મંડી જાયછે. પણ એ મોટી ભુલછે. ગ્રંથ વ્યાખ્યાન પદ્ધતિએ લખાય છે અને તેથી તેનો અનુક્રમ સૂચક રીતે શીખવનારને કામનો નથી. પણ વ્યાકરણના મૂળ ગ્રંથકારે એ અનુક્રમે જ્ઞાન મેળવ્યું નથી. તેણેતો પ્રથમ ભાષા જોઈ અને તે ઉપરથી નિયમ બાંધતો ગયો. મોટા મોટા નિયમો એણે પ્રથમ દીઠા અને ઝીણા નિયમોતો મોડેથી તેણે અથવા ઘણી વાર તો તેની પછીના વ્યાકરણકારોએ શોધી કાહાડ્યા. ઘણા કાળ સુધી એ પ્રમાણે શોધ થયા પછી તે બધાનું દોહન જુદાજ અનુક્રમે શાસ્ત્રીય ગ્રંથમાં લખાયછે. સૂચક પદ્ધતિ જે સ્વાભાવિક રીતનેજ વળગી રહેનારી છે તેને આ શાસ્ત્રીય અનુક્રમ ચાલવું ન જોઇએ, તેણે તો જે સ્વભાવિક રીતે એ મૂળ વ્યાકરણના નિયમ ખોળાયા તે સ્વાભાવિક રીતેજ પાઠ ચલાવવો જોઇએ. એમ કર્યાથી બાળકો ગોખણીઆનું નીચપદ ખોઇને શોધકની પદવીને પોહોંચે છે, અને જો શિક્ષક ચતુર હશે તો એ પદવીનું કામ તેઓ ફતેહ અને ઉમંગથી બજાવશે. આથી મન કેટલું બધું કેળવાશે એતો સ્પષ્ટજ છે, પણ એ અઘરો વિષય એજ પદ્ધતિએ સરળ અને રસિક પણ થશે.

આ નિયમ એટલો બધો અગત્યનો છે કે નવા ધોરણોમાં મહેતાજીના પદ્ધતિજ્ઞાન ઉપર ભરોસો ન રાખતાં તેને વ્યાકરણના પગથીઆં પાડી આપ્યાં છે. અમે તેજ પગથીઆ અહિંયા લખતા નથી, પણ તેમાં, ને અમે જે નીચે બતાવીએ છઇએ તેમાં વસ્તુતઃ કાંઇપણ ફેર નથી એ વિચારી જોશો, તો માલમ પડશે.

**अ. શબ્દના વર્ગ ઓળખવા**—આ, ધોરણમાં છે તેમજ પૂરેપૂરા

એક વર્ષનું કામ છે. ઘણાને આ પગથીઉં બહુ સહેલું લાગે છે અને તેથી વિભક્તિ વગેરેની કેટલીક બાબતો ઉપલા ધોરણમાં ખપ લાગશે એમ ધારી અસારથીં ચલાવે છે. સહેલું લાગેછે તેનું કારણ એટલુંજ કે તે શિક્ષક હોપકૃત વ્યાકરણમાં એ બાબત જે દશવીશ લીટીઓ છે તેજ જોયા કરે છે. જો એને ખબર હોય, કે એ દશવીશ લીટીમાંની દરેક લીટી ઉપર દશવીશજ દહાડા સુધી પહોંચે એટલા પાઠ તથા મનોયત્ન આપવાના છે, તો તે કદી એમ ધારે નહિ. આ પગથીઉં કાચું રહેછે તેથીજ આગળ વ્યાકરણજ્ઞાન સદા કાચું રહેછે. આ પગથીએ કંટાળો ઉપજાવે એવું ગોખણ બાળકને માથે આવી પડે છે તેથી તે જન્મ સુધી વ્યાકરણના વિષયને વેઠરૂપ ગણે છે.

પાંચ વર્ગ ન શીખવતાં આઠે શીખવવા એમ અમારો વિચાર છે, કેમકે ખરા વર્ગ આઠજ છે. એટલે, અવ્યયના ચાર પ્રકાર પણ આ પગથીએજ શીખવવા.

પ્રથમ નામ તથા સર્વનામ, પછી ક્રિયાપદ, ત્યાર પછી વિશેષણ અને ક્રિયા વિશેષણ, તે કેડે શબ્દયોગી અને ઉભયાન્વયી, અને છેવટે કેવળ પ્રયોગી ઓળખતા શીખવવા. નામ અને ક્રિયાપદતો બહુજ પાકી રીતે ઓળખાવવા, કેમકે તે પ્રધાન શબ્દછે અને તેના ઉપર બીજા બધા શબ્દો આધાર રાખેછે.

**ખ. દરેક વર્ગના પેટા વર્ગ**—આ બીજું પગથીઉં છે. પહેલા પગથીઆની સાથે ભેળી નાંખ્યાથી બાળકોના મન ગૂંચવાઈ જાયછે અને એક વાતનો પૂરો વિચાર બાંધી શકતા નથી. મોટા વર્ગ ઓળખતાં આવડશે ત્યાર પછી તેના પેટા વર્ગ સમજવા સેહેલા પડશે.

નામના સામાન્ય, વિશેષ, તથા ભાવ વાચક, એવા જે વિભાગ છે તે, અથવા ક્રિયાપદના સકર્મક અકર્મક એવા વિભાગ થાયછે તે વિષે બધું શીખવવાનું આ બીજે પગથીએ છે. પેહેલું પગથીઉ પાકું હશે, તો આ શીખતાં ઘણીવાર નહિ લાગે, અને ત્રીજું પગથીઉં આને આ વર્ષમાંજ આરંભ થઈ શકશે. જો ક્રિયાવિશેષણાદિક અવ્યયોના પણ પેટા વિભાગ શીખવવા બેસીએ, તો આ પગથીઉ પણ એક વર્ષનું ગણાય, પણ તે બાબતો હોપકૃતમાં નથી અને તેનું અગત્યપણ ઘણું નથી, તેથી તે આ વખતે ધોરણોમાં દાખલ કરી નથી.

(क) નામ ક્રિયાપદ વગેરેના રૂપાખ્યાન—હવે એક શબ્દમાં કેવો કેવો અને શા માટે ફેરફાર થાયછે તે સમજવાને લાયક થાયછે. તેથી વચન, વિભક્તિ, કાળ, ભેદ વગેરે સહેલથી તેઓ શીખી શકશે.

ડ. દરેક શબ્દ વાક્યમાં શું કામ કરેછે તે—આ સૌથી ઉપલા ધોરણની બાબત છે. હવે બાળક શબ્દને મૂકી વાક્યનો વિચાર કરતાં શીખે છે. વિભક્તિના અર્થ અને વાક્ય રચનાના બીજા નિયમો આ પગથીએ શીખવાય.

## ३. व्याकरण अने पदच्छेदना पाठ जूदा छे एम समजवुं नहि.

સારી રીતે જો વ્યાકરણનો પાઠ આપ્યો હોય, તો તેની જોડેજ પદચ્છેદ આવડે છે, અને જો સારી રીતે પદચ્છેદ લેતાં આવડતું હોય, તો વ્યાકરણના નિયમ તેની જોડે પૂછતા તથા શીખવાતા જાય.

પદચ્છેદ એ માત્ર વ્યાકરણનું મનોયત્ન છે. જેમ અંકગણિતની રીતો દાખલા વિના શીખાતી નથી, તેમજ વ્યાકરણના વિષયમાં પદચ્છેદનું છે.

વ્યાકરણ શીખવવાના ઉપર જે પગથીઆં ગણાવ્યાં તે પ્રમાણેજ પદચ્છેદના પગથીઆં છે. જે પગથીએ હોય તે પગથીઆને અનુસરતુંજ પદચ્છેદ પૂછવું જોઇએ. શબ્દના વર્ગ શીખનારની પાસે સંપૂર્ણ પદચ્છેદ માગીએ, તો તે નજ આપી શકે અને વખત ફોકટ જાય. એ પગથીએ નામના જાતિવચન વગેરે પણ નજ શીખવવા એકે પદચ્છેદમાં માગવા. જેને આ પગથીઉં કેવી રીત શીખવવું તે આવડતું નથી તેઓને એ બહુ ટુંકું લાગેછે અને તેથી બીજી બાબતો શીખવવા માંડેછે. પણ એ તેઓની મોટી ભૂલ છે. એમ કરવાથી જે કરવું જોઇએ તે થતું નથી અને પાયો બહુ કાચો રહે છે. શબ્દના વર્ગ ઓળખવા એ આખા વ્યાકરણ જ્ઞાનનો પાયો છે. એ વિષે ભણનારને ચોખા અને ભૂલ વગરના વિચાર મનમાં ઠસવા જોઇએ. જો એ વાત તેઓથી બરાબર સમજાઈ હશે તો આગળ તેમને બહુ સેલું પડશે અને નહિંતો એ અંધારાને લીધે તેઓ સદા ભૂલમાંજ ભમ્યા કરશે.

## ४. व्याकरणनो पाठ सारी रीते आपतां आवडे, तो निबंधनो पाठ पण ए थइ शके अने शिक्षके तेम करवुंज जोइए.

ભણનાર પાસે ઉદાહરણો કઢાવવા એ નિબંધજછે. એને માટે એટલી જરૂર છેકે ઉદાહરણ ઘણું કરીને વાક્યમાં આપવા તથા લેવાની ટેવ રાખવી ફક્ત: છૂટા શબ્દ કબૂલ રાખવા નહિ.

નામ તથા ક્રિયાપદ, વિશેષણ તથા ક્રિયાવિશેષણ, વગેરે બાબતો ઉપરજ સારી રીતે કથિત પાઠ આપ્યો હોય, તો તે ઉદ્દેશ્ય, વિધેય, અને તે બંનેના સ્તુત્યર્થ થાય જ સમજાવ્યાની બરાબર. નામ આપી ક્રિયાપદ, અથવા ક્રિયાપદ આપી નામ આવે એવાં વાક્ય જોડાવી મંગાવવા, અને પછી વિશેષણ ક્રિયાવિશેષણો વગેરેથી તે વાક્યોને વધારી લાવવાનું કહેવું એ વ્યાકરણ તથા નિબંધ એ બંને પાઠમાં સામાન્ય કામજ છે.

## बधी जातना पाठ व्याकरणना मनोयत्न थई शके.

વાંચનના પાઠનેજ નહિ, પણ સઘળા પાઠને વ્યાકરણ જોડે સંબંધ છે. બધા પાઠમાં બાળકોને બોલવું કે લખવું પડેછે, અને જ્યાં બોલવું લખવું છે ત્યાં વ્યાકરણનો વિચાર આવેછે. જ્યાં જ્યાં બોલવા લખવામાં છોકરાં કાંઈપણ ભૂલ કરેછે ત્યાં ઘણું કરીને વ્યાકરણદોષજ હોયછે, અને તેથી તે સુધરાવતાં વ્યાકરણ શીખવવાનો અથવા પાકું કરાવવાનો વખત પળેપળે મહેતાજીને મળે છે. તે છતાં પણ વ્યાકરણ શીખવી શકાતું નથી એ કેવું આશ્ચર્ય?

એ માટે જરૂરછે કે ગમે તે પાઠમાં છોકરાં વ્યાકરણ દોષ કરે, તો તે સુધરાવવોજ જોઇએ. મતલબ ખરી છે માટે ભાષાની ભૂલો ઉપર ક્યાં માથું ફોડ્યા કરીએ એમ કદી કરવું નહિ. એમ કરવાથી સો ગણી માથાફોડ વધશે. વ્યાકરણનું જ્ઞાન કદી પણ તેમનું ચોખ્ખું થશે નહિ, અને જો આ પ્રમાણે વ્યાકરણયુક્ત બોલવા લખવાની ટેવ પાડી હશે, તો તેઓને વ્યાકરણનો ઉપયોગ સમજાશે, તેમાં રસ લાગશે. સામાન્ય નિયમો વિશેષ રૂપે જોવાથી ઝટ મનમાં ઉતરી જશે, તેઓ સારૂ બોલનાર તથા લખનાર થશે, વ્યાકરણ જ્ઞાન થોડા વખતમાં પાકું થઈ જશે, અને સૌથી વિશેષ એકે તેઓની બુદ્ધિને અમૂલ્ય કેળવણી મળશે.



# લેખન.

## સુઘડ અને વંચાય એવા અક્ષર લખતાં તો બધાંજ છોકરાંને શીખવી શકાય.

નિશાળમાં જેટલા વિષયો શીખવવાના છે તેમાં લેખન એ સૌથી સહેલામાં સહેલો વિષયછે. એ વિષય શીખવતાં બાળકમાં ઘણી બુદ્ધિ કે શિક્ષકમાં ઘણી શિક્ષકસંપત્તિની કાંઈપણ જરૂર પડતી નથી. એ વિષય બુદ્ધિનો નથી, પણ હાથનોજ એમ કહીએ તો ચાલે. શિક્ષકને એ વિષય કેમ શીખવવો તે માલમ હોય તો થોડી મહેનતે છોકરાંઓનાં અક્ષર સારા કરાવી શકે.

આ કારણથી અક્ષરની બાબતમાં બધા બાળકોમાં ઘણે દરજ્જે સમતા આણી શકાયછે. બીજા વિષયોમાં શિક્ષક ગમે એટલું કરે, તોપણ બાળકો ચઢતા ઉતરતા માલમ પડવાનાજ, પણ અક્ષર તો બધાના સરખા થઇ શકે. એજ કારણથી એક મહેતાજીના નિશાળીઆઓના અક્ષર તુર્ત ઓળખાઈ શકેછે, અને વખતે મોટા થયા પછી પણ તે એવા સરખા રહેછે કે કોણે લખ્યા હશે એ વાત જાણવામાં હરકત પડેછે.

સારા નઠારા અક્ષર લખવાની શક્તિ બાળકોમાં જૂદી જૂદી રહેલીછે એ વાતની અમે ના કહેતા નથી. એ તેની રસબુદ્ધિ ઉપર આધાર રાખેછે. કોઈની આંખમાં વાંકોચૂકો અક્ષર ખુંચ્યાજ કરેછે અને તેનો સુંદર આકાર જોય ત્યારેજ તેનું ચિત્ત પ્રસન્ન થાયછે. બીજાને તેમ તેટલે દરજ્જે થતુ નથી. આ સ્વભાવના ભેદને લીધે અક્ષરમાં ભેદ પડે એમાં નવાઈ નથી. પણ આ રીતે જેનામાં રસિકતા ઓછી છે તેને કેળવીને વધારવી એ એક આ પાઠની મતલબ છે. પોતાની મેળે કદાપિ અક્ષરનું કદરૂપાપણું તે દેખી નહિ શકે, પણ સારા નમુના તેની આગળ મૂકયા હોય, તેનો અને નઠારા અક્ષરનો ભેદ સૂચક રીતે તેને દેખાડ્યો હોય, તો તે સુંદરપણું શુ અને કદરૂપાપણું શું તે સમજતો થશે. બધામાં એ ભેદ ઓળખવાની થોડી શક્તિ હોયજ છે, અને તે કેળવ્યાથી વધી શકે.

તે છતાં, આપણે ઉપલા નિયમમાં સુંદર કહેવાને બદલે સુઘડ તથા વંચાય એવાજ અક્ષર કહ્યા છે, અને તેતો બધાને શીખવી શકાવાજ જોઇએ.

**૨ ખરડો ઘૂંટવો, કાપી લખવી, અને વ્યવહારી લેખન એ આ વિષય શિખવામાં અનુક્રમે ત્રણ પગથીઆં છે.**

આ દેશની જૂની રીત પ્રમાણે વતરણે લખવું, કિત્તે લખવું અને કલમે લખવું, એવાં ત્રણ પગથીઆં હતાં. પાટી ઉપર છાણથી મોટા અક્ષરો લખી આપતા, અને તે ઉપરથી પ્રથમ કેટલાક વખત સુધી વતરણું ફેરવી જવાનું કહેતા. પછીથી પાટી ઉપર ધૂળ નાંખી લખેલા અક્ષરો ઘૂંટવાનું કામ કેટલાક વખત સુધી ચાલતું, અને ત્યાર કેડે છોકરો થાળીએ બેસતો એટલે ચાકથી થાળી ઉપર કિત્તાવડે કાપી લખવી શરૂ થતી.

ધૂળ વાપરવાની રીત ઘણી ગંદી હતી, પણ અક્ષર ઘૂંટાવવા એ સમજ વાજબી હતી. હાલ ધૂળને પાટીને ઠેકાણે સ્લેટ તથા પેન વપરાય છે. સ્લેટ પેન કઠણ હોવાથી તે અક્ષર સુધરવાના કામમાં સારાં નથી. તેથી થોડાજ દિવસ પેનવડે ઘૂંટાવવાનો મહાવરો પાક્યા પછી તુર્તજ ચાક ને કિત્તાનો ઉપયોગ શરૂ કરવો એ વધારે સારૂ છે. તોપણ આછા અક્ષર શિક્ષક લખી આપે અને તે ઘૂંટી ઘૂંટીને જાડા કરે એ કામ તો હજી કેટલીક મુદત સુધી જારી રાખવું, કેમકે અક્ષરનો મરોડ મૂળ ઘુંટવા ઉપરજ વધારે આધાર રાખે છે.

નમુનાની એક લીટી લખી આપી હોય તે પ્રમાણે જોઇ જોઇને લખવું તેને ઇંગ્રેજીમાં કાપી કહેછે. એને પહેલાં નિશાળોમાં કિત્તો કહેતા. હવે ઘૂંટવાનું કામ પૂરૂં થયું તેમાં બીજાના લખેલાનો ઘણો આશ્રય મળતો હતો એ બીજાએ પાડેલે ચીલે ચાલવા જેવું હતું. પણ હવે પોતાનાજ બળ ઉપર આધાર રાખવો પડે છે. તોપણ સ્વબળે છેક તેમ ન થઈ શકે અથવા એની આંખમાં અક્ષરોનાં ખરાં સ્વરૂપ ઠર્યા નથી એમ જાણી એના મોઢા આગળ સારા અક્ષરનો નમુનો મૂકવામાં આવે છે.

અક્ષરનું ત્રીજું પગથીઉં ઘણાના જાણવામાં હોય એમ લાગતું નથી; અગર જો ખરૂં જોઇશું તો એ પગથીએ ચઢવાને માટેજ પાછલાં બે પગથીઆં છે. વ્યવહારમાં વંચાય એવા અને સારા અક્ષર લખી શકવાને માટેજ નિશાળમાં કાપી વગેરે ચાલેછે. પણ કેટલાક એમ ધારેછે કે ઘણી "કાપી" લખી અક્ષર વાળ્યા હશે તો વ્યવહારમાં સારા અક્ષર લખશેજ, પરંતુ એ અટકળ અનુભવસિદ્ધ નથી. ઘણીવાર માલમ પડેછે કે કાપીમાં સારા અક્ષર લખનાર જ્યારે કાગળ લખેછે ત્યારે તેના અક્ષર નહિ વં-

થાય એવા ગંદા અને નઠારા અક્ષર હોય છે. એનું કારણ એ છે કે અતિ કષ્ટે અને ઘણી કાળજીએ એ સારા અક્ષર કાઢતાં શીખ્યોછે પણ એનામાં સરળતા આવી નથી, અને વ્યવહારી કામમાં હમેશાં કાંઈ કાપીના જેટલી કાળજી તથા મહેનત લઇ શકાયજ નહિ ,અને તેથી તેનું પરિણામ એ થાય છે કે તે વેળા અક્ષર નઠારા નીકળેછે. માટે સરળતાથી સારૂ લખતાં શીખવાની જરૂર છે અને તે નિશાળમાંજ ઘણે દરજ્જે થવું જોઇએ. એ કામને અમે વ્યવહારી લેખન કહ્યું છે. એને ઇંગ્રેજીમાં કરંટહાન્ડ કહેછે. અક્ષરનું એ છેલ્લું પગથીઉં છે અને તે વિદ્યાર્થીના અભ્યાસના પાછલા ભાગમાં શરૂ કરવું. એ પગથીએ અક્ષરનો કાંઈપણ નમુનો ન આપવો, અથવા બધી લીટીમાં એકનું એકજ ન લખાવવું, પણ ચાલુ વાતનું એક પાનું સારે અક્ષરે ઘેરથી લખી લાવવાનું કહેવું.

**૩. छापेली कोपीओ न होय, तो शिक्षके पाटीआ उपर सारे अक्षरे एक लीटी लखवी.**

બધા છોકરાઓની ચોપડીમાં અથવા પાટી ઉપર લખી આપે, તો પણ ચાલે. પરંતુ બધાને લખી આપવામાં શિક્ષકને મહેનત બહુ પડશે, અને બધાને લખી આપી રહેશે એટલામાં તો વખત પૂરો થવાથી નીચલા છોકરાંઓ કાંઇજ લખવા નહિ પામે.

પાટીયા ઉપર લખવું તે બે લીટી વચે ઠરાવીને મરોડદાર અક્ષરથી છાપેલી કાપી હોય તે પ્રમાણેજ લખવું જોઇએ. કયા બોલ લખવાના છે તે કહેવાને માટે નહિ, પણ કેવી રીતે લખવું તેનો નમુનો બતાવવાને સારૂ શિક્ષકે લખવાનું છે એ વાત કદી ભૂલવી નહિ.

શિક્ષકના અક્ષર તો અલબત સારા હોવાજ જોઇએ. પાટીઆ ઉપર લખવાને માટે તો શું પણ છાપેલી કાપીઓ હોય, તોપણ શિક્ષકના અક્ષર સારા હોવાની જરૂર છે અને તે નહિ હોય તો આ પાઠનું ફળ જોઇએ તેવું કદી થશે નહિ.

## લેખન ભાગ ૨ જો.

**૪. घाट, कद, अंतर, अने सूघडता ए चार वात उपर ध्यान आपवाथी अक्षर सुधरे छे.**

અક્ષરનો મરોડ જૂદી જૂદી તરેહનો થાયછે. કોઈ એક તરેહનો મરોડ

લખે અને કોઈ બીજી તરેહનો લખે; અને તે છતાં તે બંને જાતના અક્ષર સુંદર હોય. તેમજ કોઈને કોઈ જાતનો મરોડ પસંદ હોય છે—અને કોઈને કોઈ જાતનો, માટે. શિક્ષકે એક જાતનો મરોડ પસંદ કરવો અને તે પ્રમાણે બધાને લખવાની ભલામણ કરવી.

તોપણ બધી જાતના મરોડમાં ઉપલી ચાર વાત ઉપરતો લક્ષ આપેલું હોયછે. પ્રથમતો અક્ષરનો ઘાટ કેવો છે તે નજરમાં ખુંચી રહેવો જોઈએ. કયે ઠેકાણેથી સીધો, ક્યાંથી વાંકો, કેટલો વાંકો, વગેરે લક્ષ પૂર્વક ચિત્તમાં રાખવું જોઈએ કે તે પ્રમાણે પોત પોતાને કાઢવાનું બની શકે. આમ થવાને સારા નમુનાના અક્ષર ઘણી મુદત સુધી ઘૂંટવા જોઈએ.

ઘાટની સાથે કદપણ જાણવું જરૂરછે. કેટલો જાડો, કેટલો ઊંચો, કેટલો પહોળો એક અક્ષર જોઈએ તે પણ જાણવું જોઈએ. એક અક્ષર નાનો અને એક અક્ષર મોટો હોય, તો તે દરેક અક્ષરનો મરોડ ગમે એવો સારો હોય, તોપણ તે અક્ષર નઠારા લાગશે. નાના છોકરા કાપી લખતા શીખેછે ત્યારે પ્રથમ આ જાતનીજ ભૂલ બહુ કરેછે. તેથી સમાનતર આંકેલી બે લીટીની વચે લખવું જોઇએ, અને બંને લીટીને અક્ષર અડકે છે કે નહિ તે શિક્ષકે હમેશાં તપાસવું.

એજ પ્રમાણે દરેક અક્ષરની વચ્ચે અંતર પણ સરખુંજ જોઇએ. એને માટે ઉભી સમાંતર લીટીઓ દરેક અક્ષરની વચ્ચે દોરવાની કેટલાક ભલામણ કરેછે. પણ એવી કાપીબૂકો થતી નથી. તોપણ દરેક શબ્દની પછી સમાંતર ઉભી લીટીઓ હાથે આંકીને કાપી લખવાની રીત કેટલીક નિશાળોમાં ચાલેછે તે બહુ સારીછે અને તે પ્રમાણે દરેક મહેતાજી કરશે તો ફાયદો માલમ પડશે. કાપીમાં હોય તેટલા બધા શબ્દ છોકરાના લખવામાં માય નહિ અથવા જગા વધી પડે એમ ઘણીવાર કેટલાક છોકરાએ લખેલી કાપીબૂકમાં જોવામાં આવેછે. તેમ આ પ્રમાણે કર્યું હશે તો કદી થશે નહિ. અંતર બરાબર ન રહેવાથી આખા અક્ષરનો ઘાટ બગડે છે અને કાપી લખવાથી ફાયદો થવાને બદલે નઠારો મરોડ હાથે ચડેછે.

ડપકા પાડવા નહિ; પછા તો ડાઘો પાડવા દેવો નહિ; કાપી, હાથ, તથા લૂગડાં બગાડવાં નહિ; પાસેની જગાએ છાંટા ઉરાડવાં નહિ; કાપીબૂકને વળી જવા દેવી નહિ;—વગેરે ઘણી બાબતો સુઘડતામાં આવી જાયછે. સુઘડતાની ટેવ પાડવી એતો અક્ષરના પાઠમાં નીતિ કેળવણીના સંબંધનો મુખ્ય

હેતુછે, અને તેથી કદી પણ ગંદાપણાને ચલાવી લેવું નહિ. આપણે પેહેલા નિયમમાં કહ્યુંજ છે કે લેખનમાં સૌંદર્ય નહિ આવે તોપણ સુઘડતા તો આવવીજ જોઇએ. એ માત્ર મહેતાજીની ખંતની ઉપર આધાર રાખેછે.

## ५. अक्षरोनां मूळ पांखडां ठराव्याथी बधा अक्षर सारा थायछे.

ઇંગ્રેજી લિપિના મૂળતત્વો શોધી કહાડી તેને અનુસરતી કાપીબૂકો બનાવેલી હોયછે. તેવડે અક્ષર વાળવાનું કામ ઘણું સુગમ થઈ પડે છે, કેમકે તેનાતેજ પાંખડાંઓ બધા અક્ષરમાં આવેછે. તેથી તે પાંખડાં સુધર્યાં એટલે બધા અક્ષર સુધરી જાયછે. આપણી લિપિના હજી મૂળ પાંખડાં શોધી કહાડવામાં આવ્યા નથી, અને તેથી આ નિયમ લાગુ પાડી શકાતો નથી. તોપણ ઘણા અક્ષરમાં કાના જેવું પાંખડું સામાન્ય છે, તેમજ માત્રા અનુસ્વાર વગેરેનો દરેક ઠેકાણે ખપ પડે છે. તેથી તે ઘૂંટીને વાળવા તર્ફ વિશેષ લક્ષ રાખવું જોઇએ.

## ६. छापेली कापीबूक होय, तो उभी लीटिओ अंकावी दरेक लीटी लखे के भूल बताव्ता जवुं.

ઘણી જાતની કાપીબૂકો મળતી હોય, તો તેમાં કોનો મરોડ સારોછે, સારી પદ્ધતિને અનુસરતી કઈછે, વગેરેનો વિચાર કરી એક પસંદ કરવી.

છાપેલો કિત્તો સામો મૂકી બીજી ચોપડીમાં જોઈ જોઇને લખવાની રીતછે, પણ એમાં ખોડ એ છે લખવાની ચોપડીમાં લીટીઓ હાથે આંકવી પડેછે. જેમાં એ લીટીઓ છાપેલી હોય તે વધારે સારી, કેમકે હાથે આંકતાં બધે ઠેકાણે સરખું અંતર કદી સરખું નહિ રહે. એ કારણથી છાપેલી કાપી બૂકોજ વાપરવી એ સારૂં છે.

ઘૂંટી શકાય એવી પણ કેટલાક નંબર સુધીની કાપીબૂકો હોય, તો વધારે સારૂં. તેવી ન હોય, તો ઘૂંટાવવાનું પગથીયું તે કારણથી છોડી દેવું નહિ, પણ પોતે સિલેટ કે પાટી ઉપર તેઓ એમ કરી શકે એટલી ગોઠવણ કરવી. ઘૂંટવાની ઉપર પછીના અક્ષરનો ઘણો આધાર રાખેછે એ કદી ભૂલવું નહિ.

આતો કાપીબૂકો કેવી જોઇએ તેની વાત થઈ. હવે પછી આ નિયમમાં કહેવાનું તો એ છે કે તેમાં શબ્દે શબ્દની આગળ સીસાપેનથી બારીક ઉભી લીટીઓ દોરાવવી. આટલું કર્યું કે પોતાનું કામ થઈ રહ્યું એમ શિક્ષકે સમ-

જવું નહિ. મોઢા આગળ સારા અક્ષરનો નમુનો મૂક્યો છે; એટલે છોકરાઓ તે જોઇને લખ્યા જશે એમ કેટલાક સમજે છે, પણ તેમાં તેઓની મોટી ભૂલ છે. કેટલાક છોકરા તો નમુના તરફ જોયા વિનાજ લખ્યા જાયછે. તેઓ સમજે છે એ અક્ષર મને આવડે. છે અને તેથી નમુનો જોવાની કાંઈ જરૂર નથી. એને તો જ્યારે અક્ષર કાઢતા નથી આવડતો ત્યારેજ તે કૉપીમાં જોય છે. પણ આ કેવી ભૂલ? અક્ષર કાઢતા શીખવાને માટે કૉપીબૂક નથી, પણ અક્ષરનો ઘાટ બરાબર નજરમાં નથી ઠસ્યો તે ઠસાવવાને માટેછે. પ્રત્યેક અક્ષર લખતી વેળા એ નમુના તરફ કૉપી લખનારે જોવું જોઇએ,

ઘણાક છોકરા પહેલી લીટી તો નમુનો જોઇને લખેછે, પણ પછીથી પોતે લખેલી લીટીનીજ નકલ કરવા મંડેછે. તેમ તેઓ ન કરે માટે કહ્યુંછે કે દરેક લીટી લખી રહે કે ભૂલ બતાવવા જવું. એ ભૂલ જાણેતોજ બીજી લીટીમાં સુધારો કરી શકે. નમુનામાં અને તેમના અક્ષરમાં ક્યાં ફેરછે તે તેઓ પોતાની મેળેજ જોઈ શકે એવી પદ્ધતિથી તેની ભૂલ બતાવવી જોઇએ. ક્યાં વાંકો ગયો, કેટલો વાંકો ગયો, કયો અક્ષર નાનો મોટો થયો, ક્યાં અંતરમાં ફેર પડ્યો, ક્યાં મરોડ ખોટો નીકળ્યો, વગેરે ખામીઓ બાળકો પોતે પોતાની મેળે પારખી શકે એ તરફ શિક્ષકે મુખ્ય લક્ષ રાખવું.

### ૭. कलम के किता सारो घडेलो जोईए अने ते बराबर पकडे छे के नहि ते उपर निरंतर ध्यान आपवुं.

આ નિયમ દેખીતો હલકો, પણ ઘણોજ કામનો છે. નઠારા લખનારા થાયછે તેનું મોટું કારણ જોઇશું તો એજ માલમ પડશે. સારા લખનારની કલમ વડે જે લખતાં શીખે છે તે ઘણું કરીને સારા અક્ષર લખનારોજ પરિણામે થાય છે અને નઠારી કલમથી લખનાર નઠારોજ રહે છે.

જ્યાં સુધી બાળકને સારી કલમ ઘડતાં આવડતી નથી, ત્યાં સુધી મહેતાજીએજ ઘડી આપવી, લેખનનો પાઠ ચલાવવા માંડ્યા પહેલાં બધાની કલમો સારી છે કે નહિ તે જોઇ જવું. નઠારી કલમે કદીપણ કોઈને લખવા દેવું નહિ. આમ કરવાથી છોકરાં ધીમે ધીમે કલમ સારી બનાવતા શીખશે.

કલમ પકડવાની બાબતમાં બીજો કાંઈ નિયમ ન આપતાં એટલુંજ કહીએ છીએ. કલમની કત બરાબર કાગળના પૃષ્ટને અડકે એ રીતે પકડવી. એમ કરવાથી અક્ષર ભરેલા અને મરોડદાર આવશે. એ રીતે પકડવાની ટેવ નહિ હશે, તો બાળકને ફાવશે નહિ અને તેથી પોતાની જૂની રીતે પ-

કઢવાની તજવીજ કરશે, પણ તેમ કરવા દેવું નહિ. થોડું તો થોડું પણ બ-રાબર રીતે કલમ પકડીનેજ લખાવવું.

કલમ પકડ્યા પછી કેટલો ભાર મૂકવો તે લખનારને મહાવરાથી માલમ પડશે. ડપકા પડે કે કલમ તતડે ત્યારે જાણવું કે બહુ ભાર મૂકેછે, થોડો ભાર મૂકવાથી અક્ષર આછા ને પાતળા આવશે. એ બેની મધ્યમ રીતે ભાર મૂકવો જોઇએ. મહેતાજી છોકરાંને લાયકની કલમ ઘડી આપે તો આમ થવાનો સંભવ ઓછો રહે.

## ८. आरंभमां मोटा अने पछीथी धीमे धीमे नाना अक्षरनी कॉपी लखाववी जोइए.

આ નિયમને અનુસરી કૉપીબૂકો બનાવેલી હાલ આપણી નિશાળો-માં ચાલેછે એટલે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી. છેક છેવટે કાગ-ળપત્રમાં લખવા લાયક નાના અક્ષર ઉપર ભણનારને આણી મૂકવા.

## ९. व्यवहारी लेखन अक्षरने वखतेज शीखवनुं एम नहि, पण निशाळमां जे जे लखवुं पडे ते व्यवहारी लेखननोज पाठछे एम शिक्षके तथा निशाळीआओए जाणवुं जोइए.

બાળકો મનોયત્નના જવાબ લખતા હોય, નિબંધ લખતા હોય, ડિકટે-શન (અનુલેખન) લખતા હોય તે વેળા તેઓ અક્ષર ઉપર બે પરવાહી રાખે નહિ એવી મૂળથીજ ટેવ પાડવી. કૉપીબૂક લખવાના જેટલી કાળજી રાખવાની આ વેળા નથી, પણ તેથી બેપરવાહીએ અક્ષર સંકોડી નાંખે, બગાડી નાખે, ગુંચવી નાંખે, અધુરા રાખે, એમ કદી પણ થવા દેવું નહિ. વંચાય એવા પૂરેપાંસરા, અને સુઘડતાઈવાળા અક્ષર ગમે તે બાબત લખતા હોય પણ તે વેળા લખવા જોઇએ. એટલું કરીને, પછી તેમનાથી જેટલી ઉતાવળ થાય તે કરવાની તેમને છૂટછે. ધીમે ધીમે એ પ્રમાણે કરવાથી લખવાની છાંટ વધતી જશે અને અક્ષરનો મરોડ નહિ બગડે. માણસને ઘણું લખ-વાનું આપેછે ત્યારે ઝપટનો આપોઆપ વધેછેજ, પણ અક્ષર બગડીને ઝપટ આવે તે ઠીક નહિ.

એમ કેટલીક મુદત સુધી કાળજીથી કરશે તો અક્ષરે ઠરશે, પાકા થશે. અને પછી તે બગડવાની કાંઈ દહેશત નથી. હવે પછી તે ગમે એટલી ઉતાવળથી લખશે, તોપણ અક્ષર દીવા જેવાજ રહેશે.

---

# अनुलेखन.

## ( ડિક્ટેશન. )

**१.. गूजराती भाषामां जोडणी बराबर लखवी ए बहुज सहेलुं कामछे, अने तेथी छोकरा तेम नहि करे तो तेमां शिक्षकनोज वांक जाणवो.**

અમે જાણીએ છઇએ કે આ કહેવું કેટલાકને બહુ વિપરીત લાગશે. અમે જાણીએ છઇએ કે ઘણા લોક ગૂજરાતી જોડણીના સામો બહુજ પોકાર કરે છે, અને કેટલાક તો શુદ્ધ લખવું અશક્યજ સમજી પોતાના લખાણમાં જોડણીની ગમે એવી ભૂલો કરેછે, તોપણ તેને માટે જરાએ શરમાતા નથી. આ પ્રમાણેની સઘળી ફરિયાદ પાયા વગરનીજ છે એમ કહેવા માગતા નથી, તોપણ એમતો કહીએ છઇએ કે ઇંગ્રેજી ભાષાને મુકાબલે ગૂજરાતીમાં શુદ્ધ લખવું એ નાના છોકરાની રમત જેવું છે.

એનું કારણ પણ ખુલ્લુંજ છે. ગૂજરાતી જોડણીનો મુખ્ય નિયમજ એ છે કે બોલવું તેમ લખવું. ઇંગ્રેજીમાં બોલાયછે કાંઈ અને લખાયછે કાંઇ; એ કારણથી ઇંગ્રેજીમાં શુદ્ધ વાંચવું કે શુદ્ધ લખવું એ મહામોટા પરિશ્રમનું કામ થઈ પડે છે. ઘણુંકરીને દરેક શબ્દની જોડણી અને ઉચ્ચાર ગોખી રાખવો પડેછે. આવું વિકટ કામ પણ દેશીઓ ફતેહમંદીથી કરી શકે છે, તો તેઓ પોતાની ભાષા જે બોલાય છે તેમજ લખાય છે તે શુદ્ધ કેમ ન લખી શકે? ગૂજરાતીમાં શુદ્ધ લખતાં શીખવું એ માત્ર થોડાજ વખતનું કામછે, અને તે ન થઈ શકવાનું કારણ પોતાની ભાષા તરફ અનાદર અને આલસ્ય એ શિવાય બીજું કાંઈ પણ કારણ નથી. ઇંગ્રેજોને તો પોતાની ભાષા શુદ્ધિનું એવું અભિમાન હોય છે કે જોડણીમાં કોઈ જરાએ ભૂલ કરે છે તો તેને છેક અભણજ ગણી કાઢેછે, અને તેથી દેશીઓ ઇંગ્રેજી જોડણી તરફ અપૂર્વ લક્ષ આપે છે. ગૂજરાતી જોડણીને માટે તેમને કોઈ વખોડનાર નથી, *પોતામાં ભાષાશુદ્ધિનું અભિમાન નથી, અને તેથી

*ગૂજરાતમાં જોઇશું તો કેટલાક ગ્રંથકારો અને કેળવણી ખાતાની ગૂજરાતી શાખાને લગતા થોડાક ગૃહસ્થો શિવાય કોઈ પણ જોડણીની જરાએ પરવાહ રાખતું નથી. એ બહુજ ખેદકારક વાત છે, પણ ખરી છે.

તેઓ બેધડક ગૂજરાતીમાં એવું અશુદ્ધ લખેછે કે જો તેમાંની સોમા હિસ્સાની ભૂલ પણ ઇંગ્રેજીમાં કરી હોય તો તેઓજ કબુલ કરે કે અમે કોડીને પણ લાયકના કોઈ ઇંગ્રેજ આગળ ગણાઇએ નહિ.

જોડણીના નિયમો ગૂજરાતીમાં હજી સઘળાએ માન્ય કર્યા નથી એ વાત ખરી છે. તેમજ કેળવણીખાતાએ બાંધેલા નિયમો બરાબર રીતે અમલમાં આણવા મુશ્કેલ છે, તોપણ એ ઉપરથી સ્વચ્છંદ રીતે મરજીમાં આવે તેમ લખવાની સઘળાને છૂટછે અને કોઇને કાંઈ પૂછવાનો અધિકાર નથી, એ બોલવુંતો ગાડુંજ કહેવાય. મતભેદ કરી શકાય એવા શબ્દો ગૂજરાતીમાં થોડા છે, તે બાદ કરતાં તો સઘળાએ (કેળવણી ખાતાવાળાએ કે તે બહારનાએ) શુદ્ધ સરખી રીતે લખવુંજ જોઇએ. કેળવણી ખાતાવાળાઓને માટે તો નિયમો મુકરર થએલાજ છે અને તે પ્રમાણે સમજીને તેઓએ લખવાનો મહાવરો પાડવોજ જોઇએ.

કેળવણી ખાતાએ બાંધેલા જોડણીના નિયમો અમલમાં આણતાં મહેતાજીઓને કેવી કેવી હરકતો નડે છે, તે શી રીતે દૂર થઈ શકે, વગેરે બાબતો ઉપર પહેલાં અમે વિસ્તારથી લખ્યું છે અને પ્રસંગે હવે પછી પણ લખીશું, પરંતુ આ ઠેકાણે તો સામાન્ય રીતે અનુલેખનનો વિષય કેમ શીખવવો તેની પદ્ધતિ બતાવવી એજ અમારો હેતુ છે.

**२. जो छोकराने गूजराती लिपिनुं पाकुं ज्ञान होय, तो मात्र तेनो कान केळव्यार्थीज ते घणुंखरुं अनुलेखन तो शुद्ध करी शके.**

બોલવા પ્રમાણેજ ઘણુંખરૂં ગૂજરાતીમાં લખાયછે તેથી જો લખાવનાર શું બોલે છે તે લક્ષપૂર્વક સાંભળવાની ટેવ પડે, હ્રસ્વ દીર્ઘ કે જોડાક્ષર ઉચ્ચાર ઉપરથી પરખી શકે, અને જો પોતાને બારાખડીને જોડાક્ષરનું જ્ઞાન હોય, તો છોકરો સહેલથી સારૂં અનુલેખન કરેજ. કોઈ કોઈ વખતે અનિમિયત એટલે બોલવાથી જૂદી રીતેજ લખાતા શબ્દો આવેછે ખરા, અને તે વિષે અમે આગળ નિયમ આપીશું, પણ એવા શબ્દ બહુજ થોડાછે, અને તેથી આ પ્રમાણે કરવાથી શિક્ષકને ઘણો ફાયદો થશે.

**३. अनुलेखन पाठनो हेतु एछे के बाळको शुद्ध जोडणी करतां शीखे अने पोताना कोईपण लखाणमां जोडणीनी भुल करे नहि.**

અનુલેખનનો આ હેતુ ઘણા શિક્ષકોના જાણ્યામાં હોય એમ લાગતું નથી. તેઓ એટલુંજ સમજેછે કે કોઈ પાંચદશ લીટી લખાવે, તે શુદ્ધ લખતાં આવડયું એટલે અનુલેખન શીખી રહ્યા. આ વિષયનું એ પહેલું પગથીયું છે ખરૂં, પણ તેટલું થયું કે શીક્ષક પરવાર્યો એમ તેણે કદી જાણવું નહિ. આખી ભાષાની જોડણી શીખવાને માટે અનુલેખનનો પાઠ છે. કોઇનું લખાવ્યું કે પોતાની મેળે, નિશાળમાં કે ખાનગીમાં, જ્યાં લખે ત્યાં શુદ્ધજ લખે એવી જ્યારે ટેવ બાળકોને પડી જાય, ત્યારેજ અનુલેખન પાઠનો હેતુ પાર પડ્યો એમ સમજવું.

## ૪. जोडणी मोढे पूछ्याथी तथा अनुलेखनथी शीखवी शकाय छे, पण तेमां अनुलेखननी रीत वधारे फायदा भरेलीछे.

છેક આરંભમાં મોઢેથી જોડણી કરાવવી એ ઠીક છે, પણ કાંઇક લખવાની સરળતા આવે કે તુર્ત અનુલેખનજ કરાવવા માંડવું, કેમકે તેમાં લખવાથી છોકરાંને વધારે વિચાર કરવો પડે છે અને તે જોડણી મનમાં ઠરી જાય છે.

અનુલેખનને પગથીએ આવ્યા પછી કોઇ વેળા મોઢે જોડણી પૂછવીજ નહિ એમ પણ ન સમજવું. કોઈ વખને નજરમાં આવે તો એમે કરવું, અને દરેક વખતે અનુલેખન કરાવ્યા પછી અઘરા શબ્દની જોડણી કેટલાક છોકરાને મોઢે પૂછી જવીજ. પણ કહેવાની મતલબ એટલીજ છે કે ઘણો વખત અનુલેખનમાં કાઢવો.

## ૫. अनुलेखन शीखववामां त्रण पगथीआं छे—शब्द लखाववा, वाक्य लखाववां, अने कागलपर लखाववुं.

શરૂઆતમાં તો વાક્ય લખીજ શકે નહિ. તે વેળાતો શબ્દજ લખાવ્યા વિના છુટકો નથી. ધોરણોમાં પણ એજ રીતની વ્યવસ્થા છે.

પણ વાક્ય લખે એટલું જ્ઞાન છોકરાંનું વધે, તોપણ શબ્દ લખાવવાની રીત ઘણાક વખત સુધી જારી રાખવાની જરૂર છે. એ વેળા બે દહાડા શબ્દ લખાવવા તો એક દહાડો વાક્ય લખાવવાં. જે ધોરણોમાં લીટીબંધ અનુલેખન જોઇએછીએ તે ધોરણમાં ઉપર કહ્યું તે પ્રમાણે કર્યાથી શિક્ષકને ઘણો ફાયદો માલમ પડશે. લીટીઓ લખાવવામાં મોટું નુકશાન એછે કે તેમાં કામના તો ચાર પાંચ શબ્દોજ આવી જાયછે, અને પાઠમાં આવેલા

બીજા નવા અને જાણવા લાયક શબ્દોની જોડણી ભણનારના મનમાં ઠસી છે કે નહિ, તે તપાસવાનો અવકાશ મળતો નથી. માટે પાઠમાં જેટલા નવા શબ્દો આવ્યા હોય અને જેની જોડણીમાં ભૂલ કરવાનો સંભવ દેખાય તેટલા શબ્દો શિક્ષકે ચૂંટી લાવવા અને તેજ વર્ગને લખાવવા. આમ કરવાથી દરરોજ નવા શબ્દો આવશે તેની જોડણી ઉપર લક્ષ રાખવાની બાળકોને ટેવ પડશે અને જો એવી ટેવ પડી તો થોડા વખતમાં તેઓનું અનુલેખન પોતાની મેળે ઘણું સુધરી જશે. બીજું એવા ગણ્યા ગાંઠ્યા શબ્દ લખાવતાં અને તપાસતાં ઘણો વખત નહિ જાય, કેમકે દરેક પાઠમાં ભાગ્યેજ દશબાર કરતાં વધારે નવા શબ્દો દરરોજ આવશે; તેથી પાછલા પાઠમાંના શબ્દો પણ તે ભેળા લખાવવાનું બની શકશે. પાઠના શબ્દ અનુલેખનમાં કહ્યા તેનો અર્થ વાંચનપાઠનાજ એમ ન સમજવું. વ્યાકરણ, ભૂગોળ, ઇતિહાસ, વગેરે સઘળા પાઠમાં જે અઘરા શબ્દો આવે તેની જોડણી વખતે વખતે અનુલેખનના પાઠમાંજ લેતા જવી. આ બાબત ઉપર લક્ષ ન આપવાથીજ "વિશેષણ, ભૂગોળ, સિદ્ધરાજ" જેવા રોજ વપરાતા શબ્દો પણ છેક છઠ્ઠા ધોરણ સુધી ચડેલા છોકરાને બરાબર લખતાં આવડતા નથી અને જોડણીમાં બહુજ શરમ ભરેલી ભૂલ કરેછે.

આ રીતે છૂટા શબ્દો લખાવવાની અમે ભલામણ કરીએછીએ પણ તે ઉપરથી વાક્ય લખાવવાની રીત ના પસંદ કરતા હોઇએ એમ નહિ સમજવું. એના ફાયદા જુદીજ જાતના છે. છૂટા શબ્દ ગમે એટલા શુદ્ધ લખતા હશે, પણ જો વાક્ય લખવાનો મહાવરો નહિ હોય, તો તેઓ ગભરાઇ જશે, વખતસર લખી નહિ રહે, અને સેહેલા સહેલા શબ્દોમાં ઘણી ભૂલ કરશે. માટે વાક્ય પણ લખાવવાંજ. તે બંને રીત કેટલે દરજ્જે વાપરવી તે બાબત ઉપર ઇશારો કર્યો છે. જ્યાં સુધી સ્લેટ ઉપર અનુલેખન શીખવાને પગથીએ છે ત્યાં સુધી વખતે વખતે શબ્દ પણ લખાવતાજ રહેવું.

કાગળ ઉપર લખાવવાનો પણ મહાવરો પાડવાની જરૂર છે, કેમકે સંસાર વ્યવહારમાં કાગળ ઉપરજ લખવાનું છે. એ લખાવવાની રીત તો સ્લેટ ઉપર લખાવવાના જેવીજછે. એમાં કાંઈ વિશેષ નથી, તે છતાં એ પગથીયું જૂદું પાડવાનું કારણ એછે કે સ્લેટ ઉપર ભૂંસીને સુધારવાનું મળેછે અને કાગળ ઉપર તેમ થઈ શકતું નથી, તેથી કેટલોક મહાવરો પડ્યા વિના બાળકો કાગળ ઉપર સારૂ અનુલેખન કરી શકતા નથી. માંહે ડપકા પાડેછે

ભૂંસેછે,' ચેહેરેછે, અને જોવો પણ ન ગમે એવો કાગળને કરી નાખે છે. કાગળ ઉપર અનુલેખન કરાવતા હોઇએ ત્યારે ચહેરવાની કે કાક પત્ર મૂકી ઉમેરવાની પણ કંઈ છૂટ આપવીજ નહિ. આ પગથીએ એમ ન કરે એજ શીખવવાનું છે—બાકી શુદ્ધ લખતાં તો પાછલે પગથીએથીજ તેમને આવડી ચુકયું છે.

અનુલેખન વેળા આંકવા દેવું કે નહિ એવો સવાલ ઘણીવાર પૂછવામાં આવેછે. અમારો વિચાર એમછે કે ત્રીજા ચોથા ધોરણમાં આંકવા દેવું અને પછીથી નહિ. ખરેખરૂં તો એ વાત લેખનકળામાં કેટલા કેળવાએલા છે તેની ઉપર આધાર રાખેછે. જો વગર લીટીએંજ લખીજ શકતા ન હોય, અથવા એવું નઠારૂં લખે કે વાંચવું પણ મુશ્કેલ પડે, તો પછી તેને આંકવા દેવાની છૂટ આપવીજ પડે, અને તેવાનેજ એ છૂટ આપવી.

હાલ ધોરણોમાં બાળબોધમાં અનુલેખન કરાવવાનો ધારો છે તેથી મહેતાજીએ પણ તેમાંજ ટેવ પાડવી જોઈએ. બાકી બાળબોધમાંજ અનુલેખન હોવાની કાંઈ જરૂર નથી.

**૯. अनुलेखन वेळा शिक्षके शुद्ध उच्चारण स्पष्ट रीते एकजवार करवुं, अने लखावी रह्या पछी पण फरीथी बोली जवानी कांइ जरुर नथी.**

કેટલાક શિક્ષકો આ નિયમને હસવા જેટલે દરજ્જે હદની બહાર લઈ જાયછે. "દૂર" શબ્દ લખાવવો હોય તો ઉકાર ઉપર ભાર મૂકીને એટલો લાંબો કરે કે જાણે બે ગાઉજ દૂર તેને ખેંચી લઈ જતો હોય. હ્રસ્વને પણ તેવોજ હસવા જેવો ટુંકો કરી નાંખેછે અને તેની જોડે સાદનો લટકો અને 'જોજો તપાસજો" એવી સૂચનાઓ બરાડતોજ જાયછે. અનુલેખન લખાવવાની એ રીતજ નથી. એને કદાપિ મૂળાક્ષર કે બારાખડી લખાવવાની રીત કહીએ તો ચાલે; પણ અનુલેખન નામનેજ એથી લાજ લાગેછે. કેળવાએલો શુદ્ધ માણસ બોલતો હોય તે રીતેજ માત્ર બોલવું જોઇએ, અને પછી તે ઉપરથી છોકરાં હ્રસ્વ દીર્ઘાદિનો ભેદ ઓળખી શકે એટલા તેના કાન કેળવવાજ જોઈએ. ખરેખરૂં જોઇએ તો લખાવનારના ઉચ્ચારણની સાથે જોડણીના પાઠનો કાંઈ સંબંધ નથી. અમુક શબ્દોની જોડણી છોકરા જાણે છે કે નહિ, તે શબ્દ પોતે નિબંધ કે કાગળમાં લખવા બેઠા હોય તો પોતાની મેળે શુદ્ધ લખી કે નહિ એ વાતની જ્યાં તપાસ કરવાની છે, ત્યાં

લખાવનારના ઉચ્ચાર સાથે તેના જ્ઞાનનો કાંઈ પણ સંબંધ હોવો જોઇએ નહિ.

નિયમમાં શુદ્ધ ઉચ્ચારણ કહ્યું છે તેનું કારણ તો એજ કે શિક્ષકનું ઉચ્ચારણ સર્વદા શુદ્ધ જોઇએ એમછે, તો અનુલેખનમાં તો વિશેષે કરીનેજ હોવું જોઇએ; તેમ નહિ હોય, તો છોકરાઓ ગભરાઈ જાય, અને પોતે શુદ્ધ જોડણી જાણતાં છતાં પણ વખતે શિક્ષકને ભરોસે ભૂલાય. આવી વેળા તો છેક ઉપલા ધોરણવાળાજ બહુ કેળવાએલા હોય તો સમજીને શુદ્ધ લખી શકે.

કેટલાક "કહેછે, દહાડો, કૂતરો" વગેરે શબ્દોની જેવી જોડણી થાયછે તે પ્રમાણેજ અનુલેખનમાં બોલેછે. પણ એ વાજબી નથી. એવા શબ્દો તો આપણી લિપિનું મૂળતત્વ જે બોલવું તેમ લખવું તેના અપવાદ છે અને તે એટલા થોડાછે કે ભણનારે યાદ રાખવાજ જોઇએ. શુદ્ધ ઉચ્ચારણ કરવાનો અર્થ એટલોજછે કે કેળવાએલા માણસો હમેશાં જે પ્રમાણે બોલતા હોય તે પ્રમાણે બોલવું. અનુલેખન વેળા એમાં કાંઈપણ ફેર કરવાની જરૂર નથી. માત્ર જરા ધીમાશથી ચોખ્ખી રીતે બોલવું એટલે બસછે.

સ્પષ્ટ એટલે એવી રીતે બોલવું કે બધા લખનારથી અક્ષરે અક્ષર સંભળાય. બહુ ધીમેથી પણ ન લખાવવું, તેમ ઘણી બૂમ પણ ન પાડવી. ઘણી બૂમ પાડવાથી તો છોકરા ઉલટું થોડું સમજી શકે છે, અને ગભરાઇ જાયછે. અક્ષરે અક્ષર સાફ સંભળાય તે ઉપર વધારે લક્ષ રાખવું.

એકવાર બોલવાનો નિયમ રાખવાથી શિક્ષકને તથા બાળકોને—લખનાર તથા લખાવનાર બંનેને ઘણો ફાયદો થાયછે. વારે વારે બોલવાથી છોકરાને ધ્યાન આપવાની જરૂર રહેતી નથી, તેથી બરાબર લક્ષ દઈ સાંભળતાંજ નથી, કાંઈ લખતા હોય ને કાંઈ બોલ કાને પડેછે, અને તેથી તેઓ ગભરાઈ જઈ વિના કારણ ઘણી ભુલો કરેછે. ઘણીવાર બોલવાની રીત રાખી હોય છે ત્યારે "શું શું" એમ કરી પૂછવાનું છોકરાને મન થાય છે, અને એમ થયું એટલે વર્ગમાં શોરબકોર થઈ રહેછે, કોઇથી પૂરૂં સંભળાતું નથી, શિક્ષકનું માથું પાકી જાયછે, અને અનુલેખનમાં ઘણીજ ભૂલો સ્વભાવિક રીતે થાયછે. માટે એકવાર બોલવું એ સારૂંછે.

છોકરાને બધું યાદ રહે નહિ એ વાત ખરી, પણ તેનો ખરો ઉપાય ઘણીવાર બોલવું એ નથી. યાદ રહેવું એ તો આપણે એકી વખતે કેટલા

શબ્દ ભેગા બોલીએ છીએ તેની ઉપર આધાર રાખેછે. એકી વખતે કેટલા શબ્દ બોલવા એનો કાંઈ નિયમ આપી શકાતો નથી. એ છોકરાની શક્તિ ઉપર આધાર રાખેછે. નીચલા ધોરણોમાં બે ત્રણ શબ્દોજ બોલીએ તો કાંઈ હરકત નથી. અનુલેખનમાં વાક્યના સંબંધ પ્રમાણેજ અટકીને લખાવવું એવો કાંઈ નિયમ બધે ઠેકાણે પાળી શકાતો નથી. એ તો છેક ઉપલાજ ધોરણમાં થઈ શકે અને ત્યાં તો બને ત્યાં સુધી તેમજ કરવું. બીજા ધોરણોમાં છોકરા યાદ રાખી શકે તેટલાજ શબ્દ ભેગા બોલવા.

છોકરાઓ લખી રહ્યા કે નહિ તે જાણવાને સારૂ મધ્યમ છાંટવાળા કોઈ છોકરાને કહી રાખવું કે તે લખી રહે એટલે છેલ્લો શબ્દ તાણીને બોલે. તે બોલ્યો કે બધા છોકરા તૈયાર થઈ જશે અને પછી શિક્ષકે બીજો કડકો લખાવવો. આ નિયમ અવસ્યનોજછે એમ કાંઈ નથી. ચતુરને અનુભવી શિક્ષક પોતાની મેળે પણ જાણી શકે કે છોકરા લખી રહ્યાકેનહિ.

એ વચગાળામાં જેમ થોડો વખત જાય તેમ સારૂં. કેમકે નહિ તો તે વખત બીજાએ જે લખ્યું છે તે જોવામાંજ ઘણું કરીને તે કાઢશે. એટલી ઉતાવળથી લખાવવું કે લખી રહ્યા પછી બીજામાં જોવાનો વખત મળે નહિ. તેમ નીચલા છોકરાને લખવાનું રહી જાય એટલી બધી ઉતાવળ કરવી નહિ. એ માટેજ ઉપર મધ્યમ છાંટવાળાનું ધોરણ રાખવાનું કહ્યુંછે. નબળાને નવરાશ મળે એટલું ધીમું તો ક્યારે પણ લખાવવુંજ નહિ. એને તો કાંઈ દોડવું પડે એમજ રાખવું. એથી તેની છાંટ વધશે એ પણ એક ફાયદોજ છે.

જો ઉપર કહ્યું તેમ ઘટતી રીતે અનુલેખન કરાવ્યું હશે તો લખી રહ્યા પછી સામટું વાંચી સંભાળવવાની જરૂરજ નહિ રહે, અને મૂળ જો નઠારી રીતે લખાવ્યું હશે તો પછીથી ગમે એટલું વાંચી સંભળાવશો તો પણ છોકરાઓ બધું કદી પણ સુધારી શકવાનાજ નહિ. સામટું વાંચતી વેળા થોડાજ મેળવવા બેસેછે—ઘણા તો એક બીજામાં જોવાનુંજ પ્રયત્ન કરશે. તેમ શિક્ષકનું લક્ષ વાંચવામાં હોવાથી તે વર્ગ તર્ફ જોઈએ તેટલી નજર રાખી શકતો નથી. માટે સામટું વાંચી સંભળાવવા ફાયદો કાંઈ નથી અને ગેરફાયદાનો સંભવ રહે છે.

**૭ અનુલખન કરાવ્યા પછી શિક્ષકે સંભાળથી તપાસવું અને જેને જે શબ્દોમાં ભૂલ પડી હોય તે શબ્દો તેની નોંધમાં બીજે દહાડે ઘેરથી મંગાવવા.**

સંભાળથી અનુલેખન તપાસવાની બહુજ જરૂર છે. તે વિનાં અને ભૂલો સુધારી નોંધમાં લખ્યા વિના એ પાઠથી થોડોજ ફાયદો થશે.

શિક્ષકે જાતેજ તપાસવું એમ કાંઈ નથી. છોકરાઓ પાસે પણ તપાસાવે તો ચાલે, અને મોટો વર્ગ હોય તો શિક્ષકનો તેમ કર્યા વિના છૂટકોજ નથી. પણ ભૂલો આળસ કે દગાથી સુધારવાની રહેવા દે નહિ એ વાતની શિક્ષકે ખસૂસ કાળજી રાખવી. છોકરા પાસે સુધરાવ્યા પછી થોડીક સ્લેટો માંથી તેણે જાતે તપાસવી એટલે કોઈ ગરબડ કરવા નહિ પામે. લખનાર પાસેજ તેની સ્લેટ તપાસાવી હોય તોપણ ઘટતી કાળજી રાખી હોય તો કાંઈ હરકત નહિ નડે. સાધારણ રીત સ્લેટ બદલાવવાની છે. જો સ્લેટ બદલાવવી હોય તો સામસામી બદલાવવી નહિ, પણ વર્ગને ચક્રાકારગણી સૌને કહેવું કે ઉપલાને, નીચલાને. બે મૂકીને, ચાર મૂકીને સ્લેટ આપી દો. છેક નીચલા કે ઉપલાની સ્લેટ એ રીતે ઉપલા કે નીચલાના હાથમાં જશે. આ પ્રમાણે ગમે તેવી રીતે સ્લેટ બદલાવી હશે તોપણ શિક્ષક તર્ફની તપાસ તો જોઇએજ.

**૮. अनुलेखननो घणो महावरो थया पछी "जोडणीना नियमो" शीखववा.**

તેમાં પણ છેલ્લા ત્રણ નિયમો બહુ ધ્યાન આપી શીખવવા.

**९. छोकरा मनोयत्न वगेरे जे कांइ लखे ते बधामां सुद्ध जोडणीने सारू तेमने टोक्याज करवा.**

એ કર્યા વિના એકલા અનુલેખનથી જોડણી કદી પણ જોઈએ તેવી સારી થતી નથી એ શિક્ષકે હમેશાં યાદ રાખવું.

---

## भूगोळविद्या शिखववानी रीत.

**१. नामो याद रखावत्रां एज कांइ भूगोळविद्या शीखववानो हेतु नथी.**

જગાઓનાં નામ જાણવાં એનેજ ઘણા ભૂગોળવિદ્યા સમજે છે. નામની સાથે જો તે નકશામાં બતાવતાં આવડ્યાં તો તો તેઓની સમજ પ્રમાણે કાંઈ બાકીજ ન રહ્યું. પણ આ તો માત્ર સ્થળવિદ્યા થઈ, અને

એ ભૂગોળવિદ્યામાં કાંઈ મુખ્ય નથી. આ પૃથ્વીના ગોળાને લગતી તમામ બાબતો વિષે સામાન્ય જ્ઞાન મેળવવું તેનેજ ભૂગોળવિદ્યા કહેછે. એનો બધી વિદ્યાઓ સાથે સંબંધ છે. ભૂતળવિદ્યા તો એનું અવશ્યનું અંગજ છે અને ઘણી વખત સ્થળવિદ્યા કરતાં વધારે અગત્યનું છે. મોટી ઉમરે જગાઓના નામ કરતાં ભૂતળજ્ઞાન વધારે ઉપયોગી થઈ પડશે એમાં કાંઈ શક નથી. તેમ નામો ગોખવાથી બુદ્ધિને કેળવણી થોડીજ મળેછે. મતલબ એ કે સ્થળવિદ્યા નકામી નથી, પણ ભૂગોળવિદ્યાનું તે એક માત્ર પેટુંજ છે તે કદી પણ શિક્ષકે વીસરી જવું નહિ. આ વાત વીસરી જવાથી અને નીચલા નિયમમાં કહ્યું છે તે પ્રમાણે ન શીખવાયાથીજ આ વિષય છોકરાંને અપ્રિય થઇ પડેછે. બાકી જાતે એ વિષય ઘણો મનોરંજક અને આખા વર્ગને ચંચળ કરી નાંખે એવો વિષય છે.

२. जाणीता उपरथी अजाण्या उपर लईजईनेज वाळकोने भूगोळविद्या शीखववी.

એમ ન કરતાં કેટલાક મહેતાજીઓ અજાણ્યા ઉપરથી જાણીતે ઠેકાણે લાવેછે. પ્રથમમાં દુનિઆથી શરૂ કરેછે, પછી ખંડ ઉપર આવે છે, પછી દેશ ઉપર, અને એમ કરતાં કરતાં પોતાને ગામ પહોંચતાં તો બિચારા બાળકને કેટલાં વર્ષ વહી જાયછે. ભૂગોળના ગ્રંથો એ અનુક્રમે લખ્યા હોયછે ખરા, કેમકે શાસ્ત્રીય ગ્રંથો વ્યાખ્યાન પદ્ધતિએ લખવા વધારે સુગમ પડેછે, પરંતુ મહેતાજીએ તો સૂચક પદ્ધતિએ શીખવવાનું છે, માટે તેણે એથી જુદેજ અનુક્રમે ચાલવું જોઇએ. હાલ ધોરણો બંધાયાછે એટલે ઉપર કહ્યું તેવી ઉંધી રીતે તો આ ઇલાકાના મહેતાજીઓ નહિજ શીખવે, એ અમે જાણીએ છઇએ, તોપણ આ વાત યાદ રાખવાથી પોતાના ધોરણમાં જે શીખવવાનું છે તે સારી રીતે શીખવતાં આવડશે. હોપસાહેબની ભૂગોળવિદ્યાઓ નીકળી તે પહેલાં આપણા આખા પ્રાંતમાં સારા સારા મહેતાજીઓ પણ ચોપડી પકડીને ઉપર કહેલી અસ્વાભાવિક રીતેજ શીખવતા હતા.

સ્થળવિદ્યા (topography) સિવાય ભૂગોળવિદ્યાની બીજી સઘળી બાબતો શુદ્ધ સૂચક પદ્ધતિએ શીખવી શકાય એવીછે, એટલે, બાળકોનાં મોંમાંથી આપણે તે સૂચક પ્રશ્નવડે કઢાવી શકીએ, અને નામોની બાબતમાં પણ જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જઇએ તો તે સૂચક પદ્ધતિજ

થઈ. કક્ષાવિના નામ નહિ આવડે એ વાત ખરીછે, પણ એમ તો સઘળી વિદ્યાઓમાં સાંકેતિક નામો તો કહેવાજ પડેછે. પણ તે ઉપરથી એ પદ્ધતિ કાંઈ વ્યાખ્યાન કરતી નથી. જાણીતા ઉપરથી ચાલતાં ચાલતાં કાંઈ અજાણ્યું આવે, તે શું છે તે બરાબર જણાય, અને પછી તેનું નામ પૂછે ત્યારે આપણે કહીએ, એ સૂચક પદ્ધતિજ છે.

સ્થળોની બાબતમાં જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર શી રીતે જવું એ હોપકૃત ભૂગોળના પહેલા ભાગની પ્રસ્તાવનામાં વિસ્તારથી સમજાવ્યું છે તેથી તે અહિંયાં લખવાની કાંઈ જરૂર નથી.

**३. भूगोळविद्यानो नियमसर अभ्यास कराववा मांड्या पहेलां केटलाक प्रवेशक पाठ आपवा जोइए.**

આ નિયમ બધી વિદ્યાઓના અભ્યાસને લાગુ પડે છે. ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, વ્યાકરણ વગેરે ઘણા વિષયોમાં બાળકોથી પ્રવેશ થઈ શકતોજ નથી; અને ઘણાં વર્ષ તેમાં કૂટાયા છતાં પણ નિશાળ છોડેછે ત્યારે થોડા વખતમાં ભૂલી જવાના છે એવું પોપટીઉં જ્ઞાન લઈનેજ છોકરાઓ જાયછે તેનું કારણ એજછે કે તેને આવા પ્રવેશક પાઠ મળેલા નથી. ભૂગોળ ઇતિહાસ ભણી રહ્યા કે છોકરા ભૂલી જતા માલમ પડેછે તેનું પણ એક કારણ આજ છે.

પ્રવેશક પાઠ આપવાની રીત સામાન્યજ્ઞાનના પાઠ અપાય છે તેના જેવીજ છે. એમાં ચોપડીનો ઉપયોગ ભણનાર કે ભણાવનારે કાંઈ પણ કરવાનો નથી. ખરૂં જોઈશું તો કોઈ પણ જાતના સૂચક પાઠમાં ચોપડીની જરૂરજ નથી, અને જો મહેતાજી સૂચક પદ્ધતિએ શીખવે છે તો બાળકોની પાસે ચોપડી લેવડાવવાનીજ જરૂર થોડી પડશે.

**४. भूगोळ विद्याना प्रवेशक पाठमां दिशाओ, व्याख्याओ पेदाश, हवा वगेरे बाबतोनुं अने पछी नकशाओनुं सामान्य ज्ञान आपवुं.**

આ બધું એક બે દિવસમાં શીખી શકાશે એમ ધારશો નહિ. એમાંની દરેક બાબત ઉપર એક કરતાં વધારે પ્રવેશક પાઠ આપવા પડશે. દિશામાંજ બાળકોને બે પાઠથી ભાગ્યે પૂરી સમજ પડશે વ્યાખ્યાઓમાં તો દરેકને માટે લગભગ એકેકો પાઠ જોઇશે.

આ નિયમમાં જેજે બાબતો શીખવવાની કહીછે તેપ્રત્યેક છૂટી છૂટીજ શીખવવી એમ નથી. કેટલીક ભેગીજ શીખવવી વધારે સુગમ પડશે અને બાળકને પણ વધારે રસ લાગશે. સામાન્ય જ્ઞાનના પાઠ બધા શાસ્ત્રીય મર્યાદામાં રાખવાથી ધારેલી મતલબ ઉલટી ઘણે દરજ્જે ઊંધી વળેછે. એવા પાઠમાં તો પ્રસંગોપાત જે વિવિધ વાતો આવે તેને છેડતા જવું જોઇએ કે બાળકમાં વિશાળ જ્ઞાનનો પાકો પાયો બંધાય, બુદ્ધિ કેળવાય, તર્કશક્તિ પ્રફુલ્લિત થાય, અને મન સઘળી બાબતોનો રસ લેતાં શીખે. મોટી ઉમરે ભણેલા શાસ્ત્રોના જ્ઞાનનું પણ સાક્ષાત્કારપણું આવા પ્રવેશક પાઠની ઉપર આધાર રાખેછે. તે વિના સઘળું શાસ્ત્રજ્ઞાન ઝાંખું ઝાંખું, સંસાર વ્યવહારથી અલગ, અને ભાસવત્‌જ દેખાયા કરેછે. તેની અહોનિશ જે ઉપયુક્તતા છે તે કદી સમજાતી નથી, અને સઘળું શાસ્ત્રજ્ઞાન તો બહુધા વ્યવહારમાં ઉપયોગ કરવાને વાસ્તેજ છે.

આવા બધાએ પ્રવેશ પાઠ પૂરા થઈ રહ્યા પછીજ નિયમસર અભ્યાસ શરૂ કરવો, એમ અમારો કહેવાનો અર્થ નથી. એક બાબતના પ્રવેશક પાઠ આપી રહ્યા પછી તે બાબતનો નિયમસર અભ્યાસ શરૂ કરવો. કેટલીક બાબતો તો ભૂગોળવિદ્યામાં કેટલુંક ચાલી ગયા પછી શરૂ કરવાની હોયછે તો તેના પ્રવેશક પાઠ અગાઉથી આપવા એ નિરર્થક છે. પ્રવેશક પાઠમાં બધીજ વ્યાખ્યાઓ શીખવવી અથવા જે શીખવવી. વ્યાખ્યાના રૂપમાંજ શીખવવી એમ પણ નથી. જેની વ્યાખ્યા હોય તેને વિષે અનુભવસિદ્ધ સામાન્ય વિચાર આપવો એજ આ પાઠનો હેતુછે કે આગળ જ્યારે નિયમસર તે વસ્તુઓ વિષે વાંચે ત્યારે એના મનમાં તે બાબત ચોખો વિચાર બંધાય.

## ૯. પ્રવેશક પાઠ નિશાળના મકાનની બહાર ખુલ્લી હવામાં અપાય તો વધારે સારું.

ગામ બહાર છોકરાંઓને મેદાનમાં સાંજ કે સવારે લઈ જઈ ફરતાં ફરતાં વાતચિત્તની સાથેજ નદી પર્વત વગેરે બાબતોનું જ્ઞાન આપીએ, તો તેમના મનમાં વધારે ઠસીને બેસે.

નિશાળમાં પણ આવા પાઠ આપી શકાય ખરા, પણ તેમ હોય ત્યારે ઘણી વખત પ્રત્યક્ષ અનુભવ આપવાને બદલે તેઓના ખાનગી અનુભવમાં આવેલી વાતો સંભારી તેનો ઉપયોગ કરતા શિક્ષકને આવડવું જોઇએ.

६. प्रवेशक के नियमसर पाठमां सौथी प्रथम डुंगरो, पछी नदीओ, पछी देशनी जमीन तथा निपज, पछी शहेरो, ए अनुक्रम राखवो जोईए.

રાજકિય ભૂગોળ કરતાં સ્વભાવિક ભૂગોળ એટલે ભૂતળ ઉપર પ્રથમ લક્ષ આપવું. તેમાં પણ ડુંગરોની રચના સૌથી અગત્યની છે. પર્વતો હરેક દેશનું હાડપિંજર કહેવાય છે, કેમકે તેના ઉપર નદીઓનો પ્રવાહ, શહેરોનું વસવું, લોકોનો ધંધો, અને હવા વગેરે ઘણી વાતો આધાર રાખેછે.

પર્વતોની ઉંચાઈ આપણે કહીએ છઇએ, પણ તેથી આંકડો જાણ્યા સિવાય તેઓના જ્ઞાનમાં થોડોજ વધારો થાયછે. ઉંચાઈ અને અંતર વિષે બાળકોના મનમાં ચોખો વિચાર હોતો નથી. તેથી પ્રવેશક પાઠમાં તે આણવાની તજવીજ કરવી જોઇએ. બાળક કરતાં મહેતાજી કેટલો ઊંચોછે, મહેતાજી કરતાં નિશાળની છત કેટલી ઊંચીછે, તે કરતાં છાપરૂં, છાપરા કરતાં ગામમાં કોઈ હવેલી, દહેરૂં, કે મિનારો હોય તે કેટલો ઊંચોછે. એ અનુક્રમે માપની સાથે બતાવવા જવું કે તેમના મનમાં ઊંચાઇનો વાસ્તવિક વિચાર આવે. પછી ગામની પાસે કાંઈ ટેકરો, ધાર, કે ડુંગરી હોય ત્યાં તેમને લઈ જવા; અને તે ગામ કરતાં કેટલી ઊંચીછે, તેનો દેખાવ અને આકાર કેવોછે, તેના ઉપર શું ઉગ્યુંછે, તે પત્થર રેતી કે શેની બનેલી છે, તે કઈ દિશામાં જાયછે, તેના ઢાળ કઈ દિશામાં આવેલા છે, વગેરે ઘણી બાબતો તેમને જાતે જોતા અને શોધી કહાડતા કરવા. એ પ્રમાણે પાયો નાંખ્યા પછી મોટા મોટા પર્વતનું પણ ચિત્ર બાળકના મનમાં પાડી શકાય.

પર્વત પછી નદીનું જ્ઞાન આપવું. તેને માટે ગામની પાસે કોઈ નાળું કે વહેળો હોય તેનો નમુનો લેવો. એનાં પાણી હમેશાં વહ્યાંજ કરેછે, અમુક દિશામાંથી આવી અમુક દિશામાંજ જાયછે, એમ શા માટે થાયછે, એનો માર્ગ વાંકો ચૂકોજ છે, સીધી કેમ વહેતી નથી, કાંઠે કાંઠે બને બાજુએ ચાલ્યા જઇએ તો ક્યાં જઈ પહોંચીએ—ક્યાંથી નીકળે છે અને કોને મળેછે, કયે કયે ઠેકાણે ધોધ થાયછે તે કેવા અને શામાટે, એને કાંઠે કેવી વનસ્પતિ અને પ્રાણીઓ થાયછે ખેડુતોને એનો શો ફાયદો છે, નાળું શું કામ બાંધ્યું છે, બારેમાસ પાણી રહેતાં હોય ત્યારે હોડી વહાણની જરૂર, વેપારને ફાયદો, બંદરનું વસવું અને વસ્તીનો અત્યંત વધારો, મોટાં મોટાં શહેરો નદી કે

દરીઆને કાંઠેજ શા માટે હોયછે, વગેરે બાબતો દેખાડતાં દેખાડતાં ઊંચા ભૂગોળ જ્ઞાનનો સારો પાયો રોપાય અને એ રીતે શીખવાય તો છોકરાને એવો રસ લાગે કે કહ્યામાં આવે નહિ.

એજ પ્રમાણે વનસ્પતિ અને ખનિજ વસ્તુઓ અમુક પ્રદેશમાં કેવી કેવી થાયછે તે ઓળખાવી તેથી માણસોમાં કેવો ઉદ્યોગ ઉભો થાયછે તે સમજાવવું.

## ભાગ ૨ જો.

### नकशा अने गोळो भूगोळविद्याना अभ्यासमां अवश्यनाछे.

નકશા વિના ભૂગોળવિદ્યા કદી પણ શીખવી શકાતી નથી. પહેલો નકશો અને તે ઉપરથી ભૂગોળવિદ્યાનું જ્ઞાન એ અનુક્રમ રાખવો જોઇએ.

આખી પૃથ્વીનો ખરો વિચાર બંધાવવાને સારૂ તથા અક્ષાંશ રેખાંશ વગેરે સમજાવવાને સારૂ ગોળો પણ ખરેખર જરૂરનો છે. ગોળાર્ધના ચપટા નકસા જોઇને બાળકના મનમાં વખતે ખોટા વિચાર ઉત્પન્ન થાયછે.

ભૂશિર, સામુદ્રધૂની, સરોવર વગેરે વ્યાખ્યાઓ બરાબર સમજવાને માટે ગોળો અથવા ગોળાર્ધના નકશા વધારે ઉપયોગી છે, કેમકે અમુક દેશના નકશામાં એ બધી વસ્તુઓ જોઇએ તેટલી હોતી નથી. માટે, વ્યાખ્યાઓ શીખવતી વેળા એનો ઉપયોગ કરવો. બેટને સરોવર, ભૂશિરને સામુદ્રધૂની, અખાતને દ્વિપકલ્પ, વગેરે વસ્તુઓ એક બીજાથી કેવી ઉલટી છે તે બાળકો પાસે નકસા ઉપરથી કઢાવવું.

નકસા ઘણી તરેહના થાય છે. માત્ર હદ બતાવનારા નકસા, નામ ભરેલા નકસા, ઉંચાણ નીચાણ બતાવનારા નકસા, હવા બતાવનારા નકસા વગેરે. એમાંના કેટલાક ભૂતળવિદ્યાને લગતા છે, પણ તે જો નિશાળમાં હોય તો છોકરાને બતાવ્યાથી આ પૃથ્વી વિષે વધારે ચોખું જ્ઞાન મળશે.

એ શિવાય એક બીજી જાતના નકસા થતા નથી, પણ તે હોવાની બહુજ જરૂર છે. તે નકસા એવા પદાર્થના બનવા જોઇએ કે તે ઉપરથી નામ લખીએ ત્યારે લખાય અને ભૂંસી નાખીએ ત્યારે ભૂંસી નંખાય. આવા નકસા• ભૂગોળવિદ્યા ભણાવનારને તથા પરીક્ષા લેનારને બહુ ઉપયોગી થઈ પડે. એ ન હોવાથી મહેતાજીને પાટીયા ઉપર નકસો ચીતરવો પડે છે અને પરીક્ષકને નામ લખેલો આગળ રાખીજ પૂછવું પડેછે. ચપળ છો•

કરી પોતાની આંખનોજ ઉપયોગ કરીને પૂછેલી જગા બતાવી શકે, અને તે અગાઉથી જાણતો હતો કે નવિ તે પરીક્ષકથી જાણી શકાય નહિ. આનો કાંઈક ઉપાય એ છે કે પરીક્ષા વખતે દૂરથી લાકડીવડે આવે કે તુર્તજ બતાવે એ વાતની પરીક્ષકે ચીવટ રાખવું. પણ જો આવા નકસા (સિલેટજેવડા) હોય તો દરેક છોકરાને પૂછેલી બાબતો યોગ્ય ઠેકાણે લખી લાવવાનું કહીએ કે તુર્ત લખી લાવે, આપણે તુર્ત તપાસી શકીએ, અને તેમના ભૂગોળ જ્ઞાનની આપણે ખરી કસોતી કરી શકીએ. નકસા વિનાનું "ગોખણીઉ" ભૂગોળ કેટલાક આળસુ મહેતાજીના નિશાળીઆમાં હાલ હોય છે તે કદી પણ આવી પરીક્ષામાં નિભી શકે નહિ. આવા નકસા ન હોવાથી મહેતાજીએ નીચે પ્રમાણે કરવું.

**૮. पाटीयापर पोते नकसो काढवो, शीखववानी बाबतो एक पछी एक अमुक नियम प्रमाणे कढावी तेनां नाम लखतां जवुं, वारंवार उलट पालट प्रश्नथी ते नाम पाकां कराववां, दरेक नामने लगती हकीकत ते देती वेळाज जणाववी, हकीकतथी विषयने रसिक करवा तर्फ लक्ष राखवुं, जरुर देखाय त्यां नोट लखी लेवानुं कहेवुं, अने छेवटे चीतरेलो नकसो भुंसी नांखी छापेला नकसामां शीखवेलानुं पुनरावर्तन करी जवुं.**

તે વખતે ને તે વખતેજ પોતાથી નકસો નહિ નીકળી શકાતો હોય, તો અગાઉથી ચીતરી મૂકવો. આકાર ચાલે એવોતો જોઇએજ. પણ પાઠ ચાલતો જાય અને નકસો નીકળતો જાય એ વધારે સારૂં છે.

નકસાની હદના નામ લખવાને ભૂલવું નહિ, કેમકે તે વડેજ તેનું જ્ઞાન બીજા દેશના જ્ઞાનની સાથે જોડાઈ શકે છે.

એક પછી એક નામો કઢાવવાને માટે એકજ નિયમ રાખવો એમ નથી. બહુધા દિશાને ક્રમે ચાલ્યા જવું એ વધારે સારૂં છે. તે છતાં કોઈ વખત બીજો પણ ક્રમ વધારે ફાયદા ભરેલો હોય છે. તેજ દેશના પર્વતમાંથી તેની નદીઓ નીકળતી હોય તો તે એક પર્વતનેજ તેમાંથી કઈ કઈ નદીઓ નીકળે છે તે જોઈ જવું એ વધારે સારૂં છે. તેમજ એકજ ક્રમને માટે ઘણા ગામ પ્રસિદ્ધ હોય તો તેને તેજ સંબંધમાં ભેળાં લેવાથી બાળકોને વધારે યાદ રહેછે.

નામ યાદ રખાવવાં એ એક જાતનું ગોખણુજ છે અને તેથી એનો વારંવાર ઉલટપાલટ પ્રશ્ન પૂછ્યાવિના કદીપણુ યાદ નહિ રહે અને પુનરાવર્તન વેળા શિક્ષકની ફરજેતી થશે.

ભૂગોળાવદ્યાની ચોપડીઓમાં નિપજ છેવટે આપી હોય છે તો પણ જે જે ગામના નામ આવે તેની નિપજ વગેરે હકીકત તે વેળાજ શીખવવી. ઇતિહાસમાં શા માટે પ્રખ્યાત છે તે પણ શીખવવું જોઇએ. જે જે હકીકત રસિક જેવી લાગે તે બધી આવે પ્રસંગે કહેવી.

નોટ લખાવવાથી વિષય વધારે યાદ રહેછે અને ઘેર ગોખવાને માટે ચોપડીની જરૂર રહેતી નથી. ભૂગોળનો પાઠ આપ્યા પછી ઘેર ગોખવાને આપવામાં કાંઈ હરકત નથી, પણ પાઠ આપ્યા પહેલાં આટલું ઘેરથી તૈયાર કરી લાવજો એમ કદી પણ કહેવું નહિ, એ આળસુ અને અશિક્ષિત મહેતાજીની નિશાની છે.

પુનરાવર્તન વેળા છાપેલો નકસો વાપરવાને કદી ભૂલી જવું નહિ. હવે પછી બાળકને એ નકસા સાથેજ કામ છે અને તે નકસાનું પાટીયા ઉપર ચીતરેલા નકસાથી કદ જૂદું હોવાના કારણથી તેમાં તેને વખત ગુંચવણ પડવાનો પણ સંભવ છે.

નકસાનો ઉપયોગ કરવાની બાબતમાં એક વાત સંભારવી જોઇએ કે લાકડી વિના કદી પણ પોતે કે છોકરાઓએ નકસાને અડકવું એ બહુ ગંદી રીત છે. એથી નકસા બગડી જાય છે. આ સૂચના ઘણી નાની છે, પણ ઘણા તે પ્રમાણે અમલ કરતા દેખાતા નથી તેથી અહિયાં લખવાની જરૂર પડી છે. બીજું નકસા બતાવવાની બાબતમાં એ પણ યાદ રાખવા જોગછે કે શેહેરોના નામો ન બતાવતાં તેના બિંદુ ઉપરજ લાકડી મૂકવી જોઇએ. તેમજ દેશ, પર્વત, વગેરેને બતાવતી વખત નામ ન બતાવવું પણ તેનો તમામ વિસ્તાર બતાવવો. વળી નદી બતાવવાની સ્વભાવિક રીત એ છે કે તેના મૂળ આગળથી લાકડી ફેરવતા ફેરવતા મુખ આગળ જવું. કદી પણ મુખ આગળથી મૂળ તરફ જવું નહિ.



# શરિર કેળવણીની જરુર.

કહેવત છે કે "પહેલું સુખ જે જાતે નર્યા." બધા કહેછે ભણવું, ગણવું, રળવું, ખપવું, એ સઘળું શરીરની પછાડી છે. બધા જાણેછે કે

આપણે ગમે એટલું ભણ્યા ગણ્યા હોઇશું, તોપણ જો શરીર રોગિષ્ટ ને નિર્બળ હશે, તો આપણાથી આપણું કે દેશનું હિત કોઈપણ રીતે બરાબર થઈ શકશે નહિ. આપણે જાણીએ છઇએ કે નીરોગી સુદૃઢ લોહીના આનંદમય એક ધબકારા આગળ કોટયાવધિ દ્રવ્ય કે માનપ્રતિષ્ટાનું સુખ કાંઈ પણ લેખામાં નથી. જુઓ, પેલો જુવાન ભૈયનજી કેવા આનંદમગ્ન સૂરથી આલાપદારી ઉઠાવતો ચાલ્યો જાયછે. એના મોંપર, એના અવાજમાં, એની ચાલમાં, એને રૂએરૂએ આનંદ વ્યાપી રહેલો છે! એને આઠ રૂપરડીનો પગાર મળેછે, ઘરમાં મણ પણ દાણાનો સંગ્રહ નથી, તનપર જે લુગડાં જાઓછો તેજ, એના માબાપને કુટુંબકબીલો અહિંયાથી પાંચસે ગાઉ દૂર કયાંનેકયાં પડેલાં છે, અને તેમને ક્યારે મળીશ તેનો એને કાંઈપણ ભરોસો નથી—ટુંકામાં ઉપર આભ ને હેઠે પૃથ્વી એવી સ્થિતિમાં એ અહીંઆ માત્ર ઉદર નિર્વાહને અર્થેજ કાળક્રમણ કરેછે, તોપણ એ જે આનંદનો ઉપભોગ કરેછે તે આનંદનો એક અંશ પણ મહા શ્રીમાન, બુદ્ધિમાન, કે સત્તાવાનમાં તમે જોયોછે? એના આ અતુલ્ય ઈર્ષાયોગ્ય આનંદનું કારણ શું છે? એક એજ કે એની શરીર સંપત્તિના સુખ આગળ એને બીજા દુઃખ ગમે એવાં હશે પણ તે કાંઇજ જણાતાં નથી, અને જિંદગીના આનંદનો એ ખરેખરો ઉપભોગ કરે છે. એનો કેવો આનંદી, ઉત્સાહી, શૂરો સ્વભાવ! કેવી સાચી, ઉદાર બુદ્ધિની, પરમાર્થી લાગણીઓ! અને વિદ્યા સંસ્કાર ન પામેલો છતાં પણ એ કેવો ઉમદા તેજસ્વી પ્રાણી દેખાય છે!

આટલું જોયા જાણ્યા છતાં આપણા લોક પોતાના બાળકની શરીર કેળવણી સંબંધી જે બેપરવાઈ રાખેછે તે ખરેખરી આશ્ચર્યકારક છે. જાણે તેઓ પોતાના બાળકને નીરોગી, સુદૃઢ, ને દીર્ઘાયુ કરવાને ઇચ્છતાજ ન હોય તેવી તેમની સઘળી વર્તણુંક દીઠામાં આવેછે. લાડમાં તેને વખતે ગળ્યું ગળ્યું ખવડાવે છે અને ઘરેણા ઘાલી જાનનું જોખમ વહોરી લે છે ખરા, પણ શરીર પોષાઇને બળવાન થાય એવો ખોરાકપોશાક આપવાનો તેમના મનમાં વિચારજ આવતો નથી. કદાપિ માબાપની સ્થિતિ સારી હોયછે, તો ખોરાક પોશાક ઘણુંકરીને ઠીક મળેછે, પણ કસરત જે શરીરનો બાંધો મજબુત થવાનું મુખ્ય કારણ છે તે તો લેશ માત્ર પણ આપવામાં આવતી નથી. ઈશ્વરની પરમકૃપાળુ રચના એવીછે કે બાળક હરતું ફરતું

થાયછે ત્યાંથી તેને બેસી રહેવું ગમતુંજ નથી, અને રમવા કૂદવાને નિમિત્તે તે જોઇએ તેટલી કસરત પોતાની મેળે લઈ શકે છે, પણ મૂર્ખ માબાપો કુદરતની પણ આંડે આવેછે. રખેને કોઈ લઈ જશે અથવા મારી નાંખશે એવી દહેશતથી તેને ઝાઝું ઘરની બહાર હરવાફરવા દેતા નથી. ઘરમાં પણ જો વધારે દોડે કૂદેછે, તો ભાઈ તને વાગશે એમ કહી શાંત બેસી રહેવાનીજ ભલામણ કરેછે. એવાં ડાહેલાં માબાપો ઘણીવાર બાળકને કહે-છે કે ભાઈ બેઠી રમત રમીએ! બેઠી રમત! બાળકના નવા ઉછળતા લોહીને બેઠી રમત કેવી? શું નવલોહ્યું બાળક નીચું માથું ઘાલી શેતરંજ, સોગટાં, કે ગંજીફા રમવા બેસે? એ તો ઘરડા, જેના હાથપગ નરમ પડી ગયાછે, શરીરમાં સત્વ રહ્યું નથી, લોહી મોળું પડી ગયુંછે, તેની રમતો છે, અને જે બાળકને એમાં રૂચિ લાગી, તેનું ભવિષ્ય ખરેખરૂં ખેદકારક છે. બાળકને જુવાન એની ખરેખરી રમત તો દોડવું, કૂદવું, ઉછળવું, બાથંબાથા કરવી એજછે, અને એ જો ડહાપણની મર્યાદામાં રહીને કરવામાં આવે તો એના જેવું શરીરને નીતિની કેળવણી આપનારૂં બીજું એકે સાધન નથી. મોટી ઉમરના યુરોપીયનોને ક્રિકેટની રમતમાં દોડાદોડ ને હોકારા કરતાં જોઈ આપણા લોક હાસ્યની સાથે આશ્ચર્ય પામેછે, પણ વિ-ચાર કરતા નથી કે તેમની જે આવી ઉત્તમ શરીર સંપત્તિ છે તેનું કારણ એવી રમતોજ છે, અને એવી શરીર સંપત્તિ છે માટેજ તેને આવા કૂદ-કારા અને હોકારા કરવાનું સૂઝ પડેછે. આપણા લોક બિચારા નાનપણથીજ કસરત વિના લોહીમુઆ થઈ રહેલા તેને આ યુરોપીયનોનો શરીરોલ્લાસ હાંસિપાત્ર લાગે એમાં કાંઈ આશ્ચર્ય નથી.

આપણા લોકમાં પણ જોઇશું તો માલમ પડશે કે ગરીબના છોકરાં ખોરાકપોશાક સારો મળતો નથી તોપણ શ્રીમંતના છોકરાં કરતાં શરીરે સુદૃઢ ને હિંમતવાળા હોયછે, કેમકે માબાપ ધંધાર્થું હોવાથી તેને નાનપણમાં ઘરને ખૂણે રોકી રાખવાની કોઈને ફુરસદ મળતી નથી, અને કાંઈક મોટાં થવા આવે છે કે તેમની પાસે મહેનત મજુરી તેમના ગજાસર લેવામાં આવે છે. આથી તેઓનાં શરીર કસાઈ પલોટાઈ નીરોગી ને મજ-બુત થાય છે.

પાંચ સાત વર્ષનાં છોકરાંને છ કલાક સુધી તો નિશાળમાં ગોંધાવી રાખવાં, અને ઘેર આવે ત્યાર પછી પણ બે ચાર કલાક ખાનગી અભ્યા-

સમાં બળાત્કારે મોકલવાં, એ તેનાં કૂમળાં શરીરરૂપી વૃક્ષને મૂળમાં ' હિંગ સિંચી નાંખવાજ બરોબર છે. એથી આખા શરીરનું બંધારણ તૂટી જાય છે, બુદ્ધિ જડ થઈ જાય છે, અને તેનામાં મોટપણે કાંઇ હોસ જોવામાં આવતી નથી. દાકતરોનો એવો અભિપ્રાય છે દશ વર્ષની ઉમર સુધી તો બાળકને દહાડામાં છ કરતાં વધારે કલાક અભ્યાસમાં કદી પણ રાખવું નહિ પણ આપણા લોક તો ચોવીશે કલાક બાળક ચોપડી લઇને માથું ફોડ્યાં કરે તો રાજી રાજી થઈ જાય એવા છે.

અમે જાણીએ છઈએ કે બધાં માબાપ કાંઈ આવા લાંબા અભ્યાસના માઠા પરિણામથી અણવાકેફ નથી. આજ કાલ એ બાબત ઉપર મા બાપોનું લક્ષ દોરાવા લાગ્યું છે એ કાંઈક સંતોષકારક છે, તોપણ બાળકો ઉપર પડતો બોજો ઓછો કરવા કોઇની તર્ફથી કાંઈ પણ પ્રયત્ન થએલું હજી જેવામાં આવ્યું નથી. નિશાળોનો અભ્યાસ બહુ વધી ગયો એમ બૂમ પાડેછે, પણ પોતેજ પોતાના છોકરાને સારૂ ખાનગી શિક્ષક રાખી તેના બોજામાં વધારો કરવા કદી પણ ચૂકતા નથી. અમારો તો એવો વિચાર છે કે મહેતાજી જો પદ્ધતિસર પોતાનું કામ બરાબર કરે, તો ખાનગી અભ્યાસને સારૂ શિક્ષક રાખવાની કદી પણ જરૂર પડે નહિ. જ્યારે માસ્તર કાંઇ શીખવે નહિ, અને આખો વખત પરીક્ષાજ લે લે કર્યા કરે, ત્યારે અલબત્ત તે પાઠ તૈયાર કરાવવાને માટે ઘેર ખાનગી શિક્ષક રાખવા પડેજ, પણ એ માસ્તરની ભૂલ છે—ધોરણની નથી. તે છતાં ધોરણોજ ભારે પડતાં હોય, તો માસ્તરે અને માબાપે તે ઓછાં કરાવવાં તર્ફ વળતી મહેનત કરવી, પણ લાંબા વખત સુધી બાળકને અભ્યાસના બોજા નીચે ગુંગળાવી નાંખવો નજ જોઇએ એમ અમારો આ પ્રસંગે કહેવાનો હેતુ છે.

ખરી વાત એજ છે કે આપણા લોક શરીર સંપત્તિની કિંમતજ સમજતા નથી. તેઓ તેને તુચ્છ ગણેછે, ધિક્કારેછે, અને તેની ઉપર અભાવ રાખે છે. તેમણે શરીર સંપત્તિનું સુખ જાતે અનુભવ્યું નથી, અને તેથી તે પોતાનાં છોકરાંને આપવા કાંઈ પણ ઈચ્છા રાખતા નથી. બલ્કે તેઓ શરીર સંપત્તિને એક નડતર રૂપ ગણેછે. તેઓની અહોનિશ તૃષ્ણા એટલીજ હોયછે કે છોકરાં વહેલાં વહેલાં ભણે, વહેલાં વહેલાં ભણે, વહેલાં વહેલાં કમાતાં થાય, વહેલાં વહેલાં પરણે, અને વહેલાં વહેલાં છોકરાંનાં માબાપ થઇ બેસે. તેમને ખબર નથી કે આજ રસ્તો વહેલાં વહેલાં મર-

વાનો પણ છે, અને જે અલ્પાયુષ્ય ભોગવશે તેમાં પણ દ્રવ્ય પ્રાપ્તિ વિગેરેનાં જે સુખ ધારેલાં છે તે સબળને ઉત્સાહી શરીર વિના શી રીતે મળી શકવાનાં હતાં ?'.

માબાપનું દેખાદેખી છોકરાં પણ જલદીથી શરીર કેળવણી ઉપર અભાવ રાખનારાં થઈ પડેછે. હાલ જ્યારે સરકાર તર્ફથી રમતો અને કસરત કરાવવાની મહેતાજીઓ ઉપર તાકીદ ચાલે છે તે સમે જોઈશું તો તેની સામા માબાપો મૂર્ખાઇથી પોકાર ઉઠાવી મૂકેછે, અને છોકરાંને પણ કાંઇ બળાત્કાર જેવું કરેછે, ત્યારે તેઓ કસરતશાળામાં દાખલ થાયછે. તે છતાં બાળકને તો રમત કસરત સ્વાભાવિક પણેજ પ્રિય હોવાથી તે બાળકોને પ્રિય લાગે એવી રીતે જો ચલાવવામાં આવે, તો તેમાં તેમની તર્ફની હરકત તો સહજ દૂર થાય એમ છે. માબાપોનું અજ્ઞાન દૂર કરવા સમજુક દેશી ગૃહસ્થોને ઘટેછે કે તેઓ તેમને બોધ કરે અને પ્રસંગોપાત કસરતશાળામાં જઈ ઈનામ વિગેરે આપી તેઓના મનમાં ઉતારે કે શરીરકેળવણી એ ઈચ્છવા અને પ્રસંશાજોગ વસ્તુ છે.

હવે તે કેવી રીતે આપવી તથા તે આપવામાં કેવા કેવા વિચાર તથા ચતુરાઈ રહેલી છે તેનું કાંઈ વિવેચન કરીએ.

અભ્યાસ એ સઘળી જાતની કેળવણીનો મહા મંત્રછે. વારંવારના અભ્યાસથીજ મનની શક્તિઓ કેળવાય છે, વારંવારના અભ્યાસથીજ સદાચરણની ટેવ પડેછે, અને તેમજ વારંવાર શરીરના ચલનવલનથીજ શરીર કસાઇને મજબૂત થાયછે. એ ચલનવલન કેવી રીતે કરવું કે ઘણામાં ઘણો ફાયદો થાય તે વિષે હવે વિચાર કરીએ.

નિશાળીઆઓનાં શરીરને ચલનવલન કરાવવાનાં ત્રણ પ્રસંગ છેઃ—

૧. કવાયદ. ૨. રમત. ૩. અને કસરત.

નિશાળ કે વર્ગમાંથી જતી આવતી વખતે ઉભા થવું, ચાલવું, અને બેસવું વગેરે શરીરની ક્રિયાઓ બાળકને અવશ્યે કરવીજ પડેછે, પણ જ્યારે તે મહેતાજીની આજ્ઞાને અનુસાર અને એક સરખી સુશિક્ષિત ઢબથી કરવામાં આવેછે, ત્યારે તે કવાયદ કહેવાય છે. એક સિપાઈઓની ટુકડી તમે રસ્તામાં કૂચ કરતી જોશો, તો તમને માલમ પડશે કે માણસના ચાલવા ચાલવામાં પણ કેટલો ફેરછે. સિપાઈઓ છાતી કાઢી, માપેલ ડગલે હાર-

બંધ, કેવી છૂટથી, આનંદદાયક રીતે ચાલ્યા જાયછે! તેઓ એક બીજા સાથે જરાપણ ગુંચવાઈ કે અથડાઈ જતા નથી, અને થોડા વખતમાં ઘણું કામ સરળતાની સાથે કરી શકેછે. નિશાળની કવાયદમાં એટલી બધી શરીરની અક્કડાડ રાખવી એ ઉચિત નથી, પણ ચાલવા હાલવામાં ધમક તથા નિયમતિપણું તો હોવુંજ જોઇએ. એમ થવાથી બાળકોની હિલચાલ ઘણી રમણિક લાગેછે, અને તેમના શરીરને કેળવણી મળેછે.

ઉઠાડવા બેસાડવાનો પ્રસંગ ન હોય. તોપણ વર્ગમાં ને વર્ગમાંજ ઉઠાડી, ડાબાજમણા ફેરવી, બેસાડી દીધાથી છોકરાંઓની સુસ્તી ઉડી જાય છે, અને ભણતરનું કામ વધારે હોંસભેર ચાલી શકેછે. તે છતાં પણ નિશાળમાં આ પ્રમાણે કવાયદ કરાવવાના પ્રસંગ થોડાજ મળવાના, અને એથી કદીપણ બાળકના શરીરને જેટલું ચલનવલન જોઇએ છિયે તેટલું મળી શકવાનું નહિ; માટે શરીર કેળવણીને સારૂં ફક્ત કવાયદ બસછે એમ મહેતાજીએ કદીપણ સમજવું નહિ, અને રમત તથા કસરતને માટે જોઈતી ગોઠવણો કરવીજ.

૨. રમત એ શરીર કેળવણીનો બાળકને માટે કુદરતી રસ્તો છે. એ વિના બાળકનું શરીર કદીપણ કેળવાય નહિ. નિશાળના વખતમાં અર્ધો કલાક જે છુટીનો આપવામાં આવેછે, તે મનની આશાએશ અને શરીરની કસરતને માટેજ છે. આ રમવાનો વખત પાઠ કરવામાં ગાળવાની કદીપણ નિશાળીઆઓને ભલામણ કરવી નહિ, પણ તેમની સાથે જઈ રમવા કૂદવામાં ખસુસ ઉત્તેજન આપવું. એટલો અર્ધો કલાક પણ શરીર કેળવણીને માટે બસ નથી, અને તેથી નિશાળ છૂટયા પછી કલાકેક સુધી સારી રીતે છોકરા રમી શકે એવી મહેતાજીએ ગોઠવણ કરી આપવી જોઇએ, તથા ઘેર પણ તેઓને પાઠ કરવાની વેઠ ભારે ન પડે તેને માટે હમેશાં કાળજી રાખવી.

આ પ્રમાણે દશબાર વર્ષની ઉમર સુધી તો શરીર કેળવણીનો ઘણો આધાર રમવા કૂદવા ઉપરજ રાખવો. એ રમતો કેવી રીતે વ્યવસ્થિત કરી હોય, તો ઘણામાં ઘણો ફાયદો થાય એ હવે પછી બતાવવામાં આવશે, પણ આ ઠેકાણે કહેવાની મતલબ એ છે કે નાનપણમાં ઘણો વખત શરીર કેળવણીની પછાડી કાઢવો એ અવશ્યનું છે. આ ઉમરે સામટી ભારે કસરત થઈ શકતી નથી, અને તેમ કરવા જાય તો ઉલટું નુકસાન થાય છે.

આ વખતે તો હરવું, ફરવું, દોડવું, કૂદવું, એવી સાધારણ ચલનવલનની ક્રિયાઓજ લાંબો વખત સુધી કરવાથી શરીરને ફાયદો થાય છે.

૩. કસરત. એટલે થોડા વખતમાં શરીરને ઘણો પરિશ્રમ પહોંચાડી શરીરને જોઇએ તેટલું ચલનવલન આપવું. દશબાર વર્ષની ઉમર પછી આ પ્રમાણે શરીરને રફતે રફતે કેળવવાની જરૂર પડે છે. હવે શરીરની સ્નાયુઓ વિગેરે કસાઇને કાંઇક મજબૂતી ઉપર આવી છે, તે ભારે મહેનત કરવાને શક્તિમાન થઈ છે, અને હવે એના શરીરને સાધારણ રમતની કસરત કરતાં કાંઈ વધારે મહેનત ન આપીએ, તો જોઇએ તેવી શરીર કેળવણી મળે પણ નહિ. વળી, હવે એને વિદ્યાભ્યાસના વિષયો એટલા બધા વધી પડયા છે, કે પહેલાની પેઠે એને રમતમાં ઘણો વખત ગાળવો ઓસે એમ પણ નથી. પાઠશાળાના અભ્યાસની વખતે તો એને આખા દહાડામાં ભાગ્યેજ દોઢ બે કલાક શરીર કેળવણીને માટે ફાજલ પડી શકશે, અને તે વખતે એનું જુવાન શરીર એવું પ્રફુલ્લિત થયું હશે કે તેને જોઇતી મહેનત આપવાને માટે તો સવારથી સાંજ સુધી ફર ફર કરે તોપણ તે બસ પડે નહિ. માટે આવે સમયે શરીરની યોગ્ય કેળવણી આપવાનો હેતુથી ડંડ, મુગદળ, કુસ્તી, વગેરે અનેક યુક્તિઓ માણસે કાઢી છે, અને તેજ કસરત એ નામથી ખરેખરી રીતે ઓળખાય છે. આ જુક્તિઓ એવી છે, કે માણસ જો એક કલાક સુધી એવી કસરત કરે, તો બાર ગાઉ ચાલ્યા કરતાં પણ એને વધારે મહેનત પડે, શરીરે પરસેવો પરસેવો છૂટે, લોહી વેગથી દોડવા માંડે, કડકડીને ભૂખ લાગે, અને આખું શરીર કસાઇને એકદમ સુદૃઢ થાય.

૪. પણ કેવળ કસરત નિશાળીયાઓને પ્રિય લાગતી નથી, અને કસરતમાં મનનો ઉલ્લાસ એ શરીરને પ્રફુલ્લિત કરવાને સારૂં અવશ્યનો છે. તેમજ કેવળ કસરત કાંઇક પાકી ઉમર થયા વિના લાભકારક પણ નથી એમ આપણે ઉપર કહી ગયા. માટે શરીર કેળવણીની શાળોપયોગી પદ્ધતિને માટે તો રમતને કસરત એ બંનેનું સંમિશ્રણ કર્યું હોય, તોજ સારામાં સારૂં ફળ થાય.

કિન્ડરગાર્ટનની જે શિક્ષણપદ્ધતિ કહેવાય છે તેમાં આ સંમિશ્રણ ઉત્તમ પ્રકારે કર્યું છે, અને તેની સાથે હુન્નરી તથા સંસારોપયોગી કામો આવડે તે ઉપર પણ ખસુસ લક્ષ રાખ્યું છે. કિન્ડરગાર્ટનની પદ્ધતિએ

જો કેટલાક ફેરફાર સાથે આપણા દેશમાં શીખવાતું હોય, તો હુન્નરી કેળવણીને માટે હમણાં જેવી બૂમ પડેછે તેવી પડે નહિ એમ અમે ધારીએ છીએ; એ ગમે તે હોય, પણ શરીર કેળવણી નિમિત્ત મહેનત કરાવવાની તેમાં હુન્નરી કામ આવડે એવો પણ એક ઉદ્દેશ રાખ્યો હોય તો તે કાંઈ ખોટું નથી.

૫ શરીર કેળવણીની પદ્ધતિ મુકરર કરવામાં આ ચાર ઉદ્દેશ મનમાં રાખવા જોઇએ:—૧ શરીરના તમામ અંગ, તથા ઇંદ્રિયોને કેળવી મજબૂત તથા ચાલાક કરવાં. ૨. એ કસરતો બાળકને હોંસ તથા રસ ઉપજે એવી જોઇએ, ૩. આગળ સંસારમાં કામ લાગે એવાં શરીરના ચલન વલનનો આ કસરતોથી મહાવરો પડવો જોઇએ. ૪. આવાં ચલનવલન કરતાં હુન્નરી કામો પણ કેટલાંક આવડે, તો વધારે સારૂં.

૬. એમાં પહેલો ઉદ્દેશ તો સર્વોપરી છેજ. એ અર્થેતો આ બધું કરવાનું છે, અને તે બાબત કોઈ પણ પદ્ધતિ ભૂલ કરે એમ સંભવતું નથી. તે છતાં કહેવું જોઇએ કે કેટલીક કસરતો એવી હોયછે કે જેથી અમુક અંગને કસરત મળેછે અને અમુક અંગને મળતી નથી; જેમકે ચાલવાથી નીચલા અંગની સ્નાયુઓને કામ મળે છે, પણ હાથ, પેટ, છાતી, વગેરેને થોડુંજ અથવા કાંઈ કામ મળતું નથી. બેઠક અથવા ઉઠબેસથી પણ એમજ થાય છે. એથી ઉલટું મુગદળ ફેરવવાથી હાથ, છાતી, પેટ વગેરે ઉપલા અંગ સારી રીતે કેળવાય છે, પણ શરીરનો નીચલો ભાગ બધો તે વખત કાંઈ કામ કરતો નથી. માટે શરીર કેળવણીની પદ્ધતિમાં બેઠક ને મુદ્દગળ એ બંનેને જોડી દેવામાં આવે છે. હવે ડંડ પીલવાથી ઉપલા ને નીચલા અંગ તમામ કસરત પામે છે, અને તેથી એ એકલીજ બસ છે, પણ જાતે એ કસરત બહુ ભારે હોવાથી એનો ઉપયોગ થોડી મિનિટ સુધીજ થઈ શકે.

બીજાં અંગની પેઠે ફેફસાં અને કંઠને પણ કસરત આપવાનીજ છે. માટે રમતાં છોકરાં હોકારા તથા બૂમાટા કરે તેથી કંટાળવું નહિ, પણ માત્ર લડાલડી ન કરે તેનીજ સંભાળ શિક્ષકે રાખવી જોઇએ. રમતમાં ગાયન આવતું હોય, તો તે રમત વધારે સારી સમજવી.

આવોજ ભેદ જૂદી જૂદી રમતોમાં રહેલો હોય છે. એક રમત આ અંગને કસરત આપે છે, તો બીજી બીજાને. માટે રમતોનો એવો ક્રમ ગોઠવવો જોઇએ કે બધાં અંગને પૂરતી કસરત મળી શકે.

બધાં અંગનેજ નહિ, પણ ઈંદ્રિયોનેએ મજબુત ને ચાલાક કરવી, એ વિષય શરીર કેળવણીનાજ પેટાનો છે. આંખ, કાન, હાથ, પગ, વગેરે કેળવાઈને એવાં થવાં જોઇએ કે ધાર્યું કામ ટપ દઇને કરી શકે. જે કસરત કે રમતોમાં ફેંકવું, તાકવું, વગેરે આવેછે તે ઇંદ્રિયોને પણ કેળવનારી કસરતો છે. ઇંદ્રિયોને કેળવવાની પણ બહુજ જરૂર છે, કેમકે સ્નાયુઓ જબરી થઈ, પણ જ્ઞાનતંતુઓ કહેલું કામ કરવાને તત્પર તથા કુશળ થયા નથી, ત્યાં સુધી સ્નાયુબળ ધાર્યું કામ કાંઈ પણ કરી શકશે નહિ.

૭. શરીર કેળવણીમાં બાળકને રસ તથા હોંસ ઉપજે એમ કરવું એ કાંઈ અઘરૂં નથી, કેમકે શરીરના ચલનવલન નીરોગી માણસને સ્વાભાવિકપણેજ આનંદદાયક છે. તે છતાં સાધારણ કસરત કરતાં રમત બેશક વધારે પ્રીતિ ઉપજાવે છે, તેનાં કારણ છે. પહેલું તો એકે, રમવું એ બળાત્કારનું નહિ, પણ રાજી ખુશીનું કામ છે. કસરતમાં સ્વાભાવિકપણે જે આનંદદાયકપણું રહેલુંછે તે પણ બળાત્કારના વિચારથી જતું રહેછે. માટે નિશાળીયા કસરતની ઉપર વેઠની દૃષ્ટિએ ન જુએ તેની શિક્ષકે ખસુસ ફિકર રાખવી જોઇએ. બને ત્યાં સુધી તેમને મરજીમાં આવે તે અને તેટલી કસરત કરવા દેવી એજ ઉત્તમ રસ્તો છે, અને રમતમાં તેમ થઈ શકેછે તેથીજ તે વધારે પ્રિય લાગેછે. બીજું રમતમાં મનની શક્તિઓનો પણ ઉપયોગ આવેછે, અને તેજ એના વિશેષ રસનું તો મુખ્ય કારણછે. ત્રીજું રમત પ્રત્યક્ષ સપ્રયોજન છે, એટલે, અમુક હેતુ પાર પાડીશું તો ફતેહ મળશે, એ વિચાર રમતમાં હમેશાં રહેલો હોય છે, અને તેથી તે હોંસ તથા હરખ ભેર કરવામાં આવેછે. એથી ઉલટું સાધારણ કસરતમાં તે સમે તો હેતુ વિનાની મહેનત કરવી પડે છે, અને તેથી ભવિષ્યને માટે તૈયારી કરવાનો સ્વભાવ જેનો બરાબર કેળવાયો નથી તેને તે કરતાં આળસ તથા કંટાળો ઉપજે છે. મોટી ઉમરનાંને પણ આપણે જોઇએ છિયે કે ક્રિકેટ રમવી, ફુટ બોલમાં દોડવું, હોડી હલકારવી, ઘોડા દોડાવવા, વગેરે રમતો જેટલી ગમે છે, તેટલા ડંડ મુગદળ ગમતા નથી. તો, બિચારાં બાળકનો શો વાંક ? માટે કસરતને જેમ બને તેમ રમતનું રૂપ આપવામાં આવે તેમ વધારે સારૂં. ચોથું કારણ એ છે કે રમતમાં હારજીતની સ્પર્ધા જબરી લાગી રહેલી હોય છે. આ કારણથીજ બાળકને વખતે રમતની લત લાગી જાય છે, અને પોતાના શરીરને જોઇએ તે ઉપ-

રાંત મહેનત આપી ઘસી પણ નાખે છે. આમ ન થાય તેની પણ સંભાળ રાખવી જોઇએ, અને તે કારણને લીધે અમે સ્પર્ધાનો બહુજ ઉપયોગ કરવો એ પસંદ કરતા નથી. માટે જે રમતમાં પક્ષ (પાર્ટી) પાડવા ન પડે તે સૌથી સારી, અને પાડવા પડે તો જેમ તે પક્ષ મોટા તેમ વધારે સારૂં. જે રમતમાં જણ જણના પક્ષ પડી જાય, અને દરેક જણ એમ જાણે કે સૌથી આગળ નીકળું તો વધારે સારૂં, તે રમતનો ઉપયોગ કોઈ કોઈ વખતજ કરવો.

૮. આવી રમતો અથવા કસરતથી મોટપણે સંસારમાં ખપ લાગે એવી રીતે શરીરને વાળવું તથા પલોટવું એ પણ ખરેખરૂં ઉપલા ત્રણ ઉદ્દેશના જેટલુંજ અગત્યનું છે. ચાલવું, દોડવું, કૂદવું, છલંગ મારવી, ભૂસકો મારવો, તાણવું, ઘોડો દોડાવવો, ગાડી હાંકવી, તરવું, હલેસાં મારવાં, કુસ્તી, લાકડી, પટ્ટા, તીર ફેંકવું, ગોળી મારવી, વગેરે અનેક ક્રિયાઓ સંસારમાં પ્રસંગોપાત બધા માણસનેજ જરૂરની છે, અને તે ગજા પ્રમાણે આવડ્યા વિના શરીરની કેળવણી મળી એમ કહી શકાયજ નહિ.

૯. કસરતને વખતે શરીરની મહેનત કરવીજ છે, તો તે કરતાં હુનરી કામ જો આવડી શકતાં હોય, તો તે ખોટું નથી. બીજું કાંઈ નહિ તોપણ પાવડો, કૂવાડો, વાંસલો, વિંધણું, આરી, હથોડો, વગેરે ઓજારો વાપરતાં આવડે, તો એવો ધંધો કરવો હોય તેનેજ નહિ પણ સઘળા માણસને આગળ જતાં તે કોઈ વખત મહા ઉપયોગી થઈ પડે. બાળકો ખોદીખાદી બાગનો એક કિત્તો તૈયાર કરે એના જેવું કાંઇપણ ઉપયોગી કે આનંદદાયક નથી. છોકરો પોતાની રમત ઓજારવડે એક નાની સરખી પેટી બનાવે એના જેવું બીજું સુંદર શું છે! ઇંગ્લાંડનો પ્રધાન ગ્લાડસ્ટોન રોજ પોતાના બાગમાં લાકડાં ફાડેછે એ તો સર્વેના જાણ્યામાં હશે. દિલગીરીની વાત છે કે આપણા લોક ઘરકામની મહેનતને મજુરી સમજી તુચ્છ ગણવા લાગ્યા છે. અસલના વખતમાં રાજપુત્રો પણ ગુરૂને ઘેર વિદ્યાભ્યાસને સારૂં જતા, ત્યારે તેઓ ત્યાં ખુશીથી નીચામાં નીચું પણ ઘરકામ કરતા. હાલ ફ્રાન્સની નિશાળોમાં કસરતને વખતે ઉપયોગી હાથ મહેનતની મજુરી લેવામાં આવે છે.

તે છતાં અમે આ નિયમને વિકલ્પરૂપેજ મૂક્યો છે, કેમકે તમામ અંગ ઇંદ્રિયોને સર્વોત્તમ કેળવણી આપવી એજ શરીર કેળવણીનું મુખ્ય ધોરણ રહેવું જોઇએ. તેમ કરતાં થકાં જો હરખની સાથે છોકરાં કોઈ હુનર કામ

શીખે એવી ગોઠવણ થતી હોય, તો ખોટી શરમના વિચારથી તેમ કરતાં આચકો ખાવો નહિ એજ અમારો કહેવાનો આ સ્થળે હેતુછે.

૯ શરીર કેળવણી આપનારે તનદુરસ્તીના કેટલાક નિયમો તો અલબત્ત જાણવાજ જોઇએ, પણ તે વિષય એવડો મોટો છે કે તે એકાદા સ્ફુટલેખમાં દર્શાવી શકાય નહિ. એ માટે તો માબાપે તથા મહેતાજીઓએ શરીર વિદ્યા ( Anatomy ) તથા અંગવિજ્ઞાન ( phisyology ) ના કેટલાંક મૂળતત્વોનો દાક્તરની યથાર્થતા સાથે નહિ, તોપણ સામાન્યપણે અભ્યાસજ કરવો જોઇએ. સાત ચોપડીઓમાં આ બાબતના કેટલાક પાઠ છે અને વિશેષ જ્ઞાનને માટે દાક્તર ત્રિભુવનદાસ વિગેરેના પુસ્તકો વાંચવા જોઇએ. બનશે તો અમે હવે પછી આરોગ્યતાના સંબંધમાં અંગવિજ્ઞાનનો કેટલોક વિસ્તાર લખીશું.

---

# દેશી પિંગળ.

છંદનાં સ્વરૂપ સમજાવનારા શાસ્ત્રને પિંગળ કહેછે. સંસ્કૃતમાં પ્રથમ એ શાસ્ત્ર પિંગળ નામના નાગે રચ્યું, તે ઉપરથી એ આચાર્યનું નામજ છંદ શાસ્ત્રવાચક થઈ પડયું છે. પિંગળ નાગે દર્શાવેલા છંદો શિવાય પાછળથી એ શાસ્ત્રમાં ઘણાં છંદો વધારવામાં આવેલા છે. અને વ્રજભાષામાં તો મૂળ સંસ્કૃતમાં જણાએલાજ નહિ એવા ઘણા છંદો લખાયા તથા તે છંદોનું નિરાકરણ થયું, તોપણ એ વિષયના ગ્રંથો પિંગળ નામથીજ ઓળખાતા આવેછે.

કોઈપણ પિંગળમાં જેનાં નામ શોધ્યાં ન જડે એવા ઘણી તરેહનાં પદ્યબંધ ગૂજરાત પ્રાંતમાં અસલથી આજ પર્યંત ચાલ્યા આવેછે. એ કોઇને અજાણ્યું નથી. એ પદ્યબંધને [1]દેશી કહેછે, કેમકે બીજા પ્રાંતોમાંથી

---

૧ કેટલાએક લોકો પ્રેમાનંદ વગેરે વાર્તિક કવિતા લખનારા જે ઢપનું પદ બંધન કરી ગયાછે તેનેજ દેશી કહેછે, અને સંગીત કવિતાની રીતીને દેશી કહેવા ઇચ્છતા નથી. એ વિચારે તો ગરબી, ધોળ, પદ, પ્રભાતિયાં વગેરે જે અનેક દેશી રીતિઓ છે તેને દેશી કહી નહીં શકાય. અમારા મતે તો એ પ્રમાણે એ શબ્દનો સ્વભાવિક અર્થ સંકોચી નાંખવાની કાંઈ જરૂર નથી. અને કદાપિ વ્યવહારમાં એજ અર્થ ખરો હોય, તો અમે આ નિબંધમાં એને સાંકેતિક અર્થમાં વિસ્તર્ણી રીતે વાપરીએ છઇએ એમ જાણવું. પીંગળ પ્રદર્શિત રીતિ વિના જેટલી રીતિ ગૂજરાતમાં ચાલેછે તેને અમે દેશી કહીએ છઇએ.

અથવા સંસ્કૃતમાંથી એ રીતો આવી નથી, પણ આપણા પ્રાંતની ખાશ રીતિઓ છે. ગૂજરાત પ્રાંતમાંજ છે એમ ન જાણવું. આખા હિંદુસ્તાનમાં બે તરેહના પદ્યબંધ ચાલેછે:—એક સંસ્કૃત અને એક દેશી, દક્ષિણમાં ઓવી, અભંગ, કટાવ વગેરે ચાલેછે, તે ત્યાંના દેશી પદ્યબંધજ છે, અને વ્રજભાષામાં દોહરા, ચોપાઈ, છપય, કુંડળિયા, કવિત વગેરે ઘણી રીતીઓ ચાલેછે તે પણ ત્યાંની દેશીજ છે. માત્ર વ્રજ ભાષામાં કાવ્ય શાસ્ત્ર વધારે ખેડાયાથી ત્યાંના પંડીતોએ દેશીઓનું પ્રથક્કરણ કરીને તેના નિયમો બાંધ્યા, અને એમ સંસ્કાર પમાડી તેને છંદ એવા શાસ્ત્રીય નામે પિંગળમાં જગા આપી. ગૂજરાતની એકે દેશી હજી એવો સંસ્કાર પામી નથી. કદાપિ સોરઠો ગૂજરાતમાંથી વ્રજપિંગળમાં ગયો હોય, તોપણ એને સંસ્કાર પમાડનાર તો બેશક વ્રજભૂમિજ હશે.

ગૂજરાતી કવિતા તો બધી દેશીમાંજ લખાઈ છે એમ કહેવામાં કાંઈ ઘણી અતિશયોક્તિ નથી. દયારામભાઈના વખત સુધી તો પ્રાચીનકાળથી ગૂજરાતી કવિઓ દેશીમાંજ લખતા આવ્યાછે. માત્ર સામળ કવિએજ વ્રજદેશના થોડાએક છંદ સર્વત્ર ઠેકાણે વાપર્યા, અને દેશીનો ત્યાગ કર્યો. એને અનુસરી બે ત્રણ કવિઓ કોઈ કોઈ વખત એ પરદેશી પદબંધન પોતાની કવિતામાં વાપરી ગયા છે. બાકીના બીજા બધા તો ગરબી ધોળ કે બીજી જાતની દેશીમાંજ પોતાની વાણીનો પ્રકાશ કરી ગયાછે. હાલના વખતમાં છંદનો કાંઈ વધારે પ્રસાર થવા લાગ્યો છે ખરો. કવિ દલપતરામે પ્રથમ છંદનો સામળ કરતાં ઘણો વધારે ઉપયોગ કીધો, અને ઘણા માત્રામેળના તથા કેટલાએક અક્ષર છંદથી ગૂજરાતીઓને જાણીતા કીધા. પછી કવિ નર્મદાશંકરે તો અક્ષર છંદનો મહીમા ઘણોજ ગજાવ્યો. એવામાં નર્મદાશંકર, દલપતરામ, અને હીરાચંદનાં પિંગળ બહાર પડ્યાં, અને છંદનું જોર મજબૂત પાયા ઉપર આવ્યું. એ સ્થિતિમાં સ્વભાવિક રીતે દેશી લખનારાઓ હલકા ગણાવા લાગ્યા, અને છંદમાં લખવું એ કવિનું પરમ પુરૂષાર્થ છે એમ માનવામાં આવ્યું. તે છતાં પણ દેશીઓનું પ્રબળ બહુ ઓછું થયું એમ સમજવામાં બહુ ભૂલછે. એ કદાપિ કોઇને આશ્ચર્ય જેવું લાગશે, પણ નિસંશય ખરૂંછે, કે છંદનો એ પ્રમાણે ગૂજરાતમાં અપૂર્વ પ્રસાર કરાવનારા કવિઓ નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો પણ ઘણો ભાગ છંદમાં નથી, પણ દેશીઓમાંજ છે. એ બેઉની અજમાયશ ઉપરથી એતો સિદ્ધજ થઈ

સૂચવ્યું છે કે સંગીત કવિતામાંતો દેશીઓ રહેવાનીજ, અને મોટા કાવ્યમાં અક્ષરછંદ બધે ફતેહમંદીથી ગૂજરાતીમાં વાપરી શકાય એ વાત પણ અસંભવિત સરખી બધાને લાગેછે. અર્થાત:—દેશીઓ ગૂજરાતમાં ઘણી વપરાતી આવીછે અને આગળ પણ વપરાવાનીજ. વળી હાલ પ્રાચીન કવિતાનો અભ્યાસ નિશાળોમાં દાખલ થયો છે, અને તેથી તે કવિતાનાં બંધારણ જાણવાની ઘણી જરૂર છે. એ સઘળા કારણોને લીધે એ દેશીઓનું પિંગળ રચાવું હાલ અવસ્ય થઈ રહ્યુંછે.

આ બારીક વિષય ઉપર અમે થોડું થોડું લખવાનો વિચાર રાખીએ છઇએ. આ જાતનો ગૂજરાતી ભાષામાં પ્રથમજ પ્રયત્ન થાયછે અને તેથી આશાછે કે વિદ્વાન મિત્રો એતું ઉદાર દૃષ્ટિથી અવલોકન કરશે. એક ભાષાનું પ્રથમ વ્યાકરણ રચવું એ કઠણ અને મહાભારત કામછે તેના કરતાં પણ પ્રથમ પિંગળ રચવું એ વધારે કઠિણ અને મહાભારત કામછે. વ્યાકરણ રચનારને બોલાતી ભાષાનું ઘણુંજ અવલોકન કરવું પડેછે અને જો અવલોકન કરવામાં કાંઇ ખામી રહી જાયછે તો તે દોષ તેને આગળ નડ્યા વિના રહેનો નથી. જેમ દૂધમાંથી અતિશ્રમે માંખણ નીકળે છે તેમ ભાષામાંથી ભાષાના નિયમ ખેંચી કાહાડતાં પરિશ્રમ અને બુદ્ધિબળનો બહુજ ખરચ કરવો પડેછે. એ સઘળી મુસ્કેલીઓ પેહેલાં પિંગળકારને નડેછે, અને તેમાં વિશેષ એકે તેને ઘણીજ શ્રવણશુદ્ધિ, અને કાવ્યશાસ્ત્રની સ્વાભાવિક સમજ જોઇએ છઇએ. જો તેનો કાન જરા પણ કાંઈ ભૂલ કરે તો તેની બધી રચના મિથ્યા જાય, અને જો છંદશાસ્ત્રના ઊંડા મર્મ સમજતો ન હોય તો દેશીઓની ખરી પદ્ધત્તિને ખોટી ગણી સ્વછંદી નિયમજ ગોઠવવા તત્પર થઈ જાય.

અમે જાણીએ છઇએ કે ગૂજરાતમાં છંદ શાસ્ત્રીનું જ્ઞાન ઘણુંજ થોડું છે તે છતાં જે બેચાર વિદ્વાનમિત્રો એ વિષયમાં નિપુણ છે તેને આર્જવ પૂર્વક વિનંતિ કરીએ છઇએ કે વિષયમાં જ્યાં પણ કાંઈ મતભેદ જેવું લાગે ત્યાં અમને સૂચવતાં આચકો ખાવો નહિ. અમારો હેતુ દેશીઓનું પ્રથક્કરણ કરી ખરા નિયમ બાંધવાનો છે;—મતભેદ ખેંચવાનો નથી.

દેશી પિંગળનો આરંભ કરવાની પૂર્વે પિંગળ શાસ્ત્રનાં સામાન્ય મૂળ તત્વં સમજવાં જોઇએ. પિંગળના ગ્રંથોમાં એ શાસ્ત્રના વિશેષ નિયમો બહુ આપ્યા હોયછે, પણ સામાન્ય મૂળતત્વને બિલકુલ છેડતાજ નથી. આ

છંદમા આટલી માત્રા, ગણ તથા આ ઠેકાણે યતિ, અને આ છંદમાં આ પ્રમાણે, એ બહુજ વિસ્તારથી લખ્યું હોયછે–એટલે સુધી કે ગૂજરાતીઓને મન પિંગળનો અર્થ નકામું લાંબુ કથનજ થઈ રહ્યોછે–પણ તેનાં કારણ લેશમાત્ર પણ આપતા નથી. પિંગળના મૂળ સમર્થ ગ્રંથકારો એ કારણોથી અજાણ હતા એમ અમારો કહેવાનો હેતુ નથી. એથી ઉલટું તેઓએ કેટલાએક સૂક્ષ્મ નિયમો બાંધ્યાછે તે ઉપરથી સાફ લાગેછે કે તેઓ એ કારણ બરાબર જાણતા હતા. પણ આપણા સઘળા શાસ્ત્રના ગ્રંથોની પેઠે પિંગળમાં બોધન શૈલીજ વાપરીછે, અને શોધનનો જરા પણ ઉપયોગ કીધો નથી તેથી કારણોની સમજ તે સમજનારમાંજ રહી, અને પાછળથી તો ઘણા પિંગળપાઠી વેદપાઠીના જેવાજ વિવેકરહીત થયા.

પિંગળ એ પદ્ય રચનાનું શાસ્ત્રછે, ત્યારે પ્રથમજ એ પ્રશ્ન ઉઠેછે કે પદ્ય એટલે શું? ઘણા લોકો પદ્ય ને કવિતામાં શો ભેદછે તે ન સમજી તે બંનેને એક રૂપ ગણેછે, પણ ખરૂં જોઇએ તો દેહ અને આત્મા એ બે જેવી નિરાળી વસ્તુછે, તેવીજ કવિતા પદ્યથી જુદીજ વસ્તુ છે. કવિતા અર્થમાં રહેલીછે, અને પદ્યરચના શબ્દની ધ્વનિમાં રહેલીછે. અજાણી પરભાષાના પદ્યની ખુબી આપણે અનુભવી શકીએ. પણ તે ભાષા સારી પેઠે ભણ્યા શિવાય તેનો કવિતારસ ક્યારે પણ સમજાવાનો નહિ. એ વાત ખરી કે કવિતા અને પદ્ય બહુધા જોડેજ જોવામાં આવેછે, અને કવિતાનો સંપૂર્ણ સમાવેશ પદ્ય વિના બીજા રૂપમાં થઈ શકતો નથી, તોપણ એ નિરાળી વસ્તુઓ છે એ જાણવું બહુ અગત્યનું છે. પદ્ય કવિતા વિનાનું હોય, અને ગદ્યમાં કવિતારસ કેટલોએક તો ઘણીવાર આવી શકે છે.

પદ્ય જેમ એક બાજુએ કવિતાની હદમાં પેસી જાયછે તેમ બીજી બાજુએ તે સંગીતની હદમાં જતું રહેછે. ઘણા લોકો ગાયન ને પદ્ય એક રૂપજ ગણેછે, અને ખરેખર એ બે વચ્ચેનો ભેદ તો ઘણો ઘણોજ સૂક્ષ્મ છે. એ બન્ને એટલે પદ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રને અર્થની સાથે કામ નથી, પણ શબ્દની ધ્વનિ સાથે કામ છે. એ શબ્દ માધુર્યના નિયમોનાં શાસ્ત્રછે, અને ખરૂં જોઇએ તો સંગીતશાસ્ત્રનોજ પદ્યશાસ્ત્ર એક વિષયછે. સંગીતશાસ્ત્રના બે વિષય છે:—સ્વર. અને તાલ; સ્વર એ સંગીતશાસ્ત્રનો ખાસ વિષયછે, અને તાલનું જ્ઞાન એ બંનેમાં જોઇએ છઇએ. હાલ આપણામાં કવિતા જે ગવાયછે તેમાં અવશ્ય કાંઈ સ્વર ભેદ થાયછે ખરો,

પણ તે એટલા નથી કે સંગીતશાસ્ત્રની ગણત્રીમાં ગણવાજોગ કહેવાય, અને જેમ જેમ ભાષાઓ વધારે ખેડાતી જાયછે તેમ તેમ તેનું વળણ એ સ્વરભેદ દૂર કરવા તરફ છે. ઘણી ખેડાએલી ભાષાઓમાં, જેમકે ઇંગરેજી, વ્રજ વગેરેમાં છંદ ગવાતા નથી, પણ બોલાયછે. પંડીત કવિઓની ક્ષણે ક્ષણે અનેક રસમાં ઉડતી વાણીને ગાયનનો એક રસ ઉદ્દીપન કરવાને બદલે તેને પ્રતિકુળ થઈ પડેછે. માટે પદ્યની વ્યાખ્યા એમ કરીએ તો ચાલે કે શબ્દના ઉચ્ચારણ સંબંધી સ્વરભેદ વિના બીજા કાંઈ નિયમો રાખીને જે રચના કીધી હોય તે પદ્ય. ગદ્યમાં શબ્દ રચના અર્થ અને વ્યાકરણ નિયમને અનુસરીજ કરવામાં આવેછે, પણ પદ્યમાં તે ઉપરાંત શબ્દના સ્વરૂપ ઉપરજ, અને તે સ્વરૂપના સંયોગે ઘડાતા શ્રવણ માધુર્ય ઉપર અવસ્ય ધ્યાન આપવામાં આવેછે.

દુનિયામાં પદ્ય રચનાનાં બે ધોરણ જાણવામાં આવ્યાંછે. એ બે શિવાય બીજાં છે, પણ તે આ બેના પેટામાંજ મૂકી શકાયછે. મુખ્ય તો એ રીત છે કે પદ્યની પ્રત્યેક લીટીના અમુક ભાગ પાડ્યા હોય તો તે દરેક ભાગને બોલતાં સરખોજ કાળ જાય. એ રીતે સરખો કાળ જવાથી ઉચ્ચારણ નિયમિત થાયછે અને કાનને સ્વભાવિક રીતેજ પ્રિય લાગેછે. એ પ્રત્યેક કડકો બોલતી વખતે કાંઈ ભાર મૂકવામાં આવેછે, અને એ કડકા સમાન કાળ અંતરે હારબંધ સ્વરનો કડકો લેતા લેતા હારબંધ ચાલ્યા જાયછે. કાંઈ વધારે થોભવાનું આવેછે ત્યારે એમ કહેવાયછે કે લીટી અથવા ચરણ પૂરૂં થયું, અને એવા ચરણના અમુક જુથને છંદ કહેછે. ઘણું કરીને આપણા દેશના છંદ ચાર ચરણનાં હોયછે. સંગીત કવિતા વિના ત્રણ ચરણી શ્લોક જોવામાં આવતો નથી પણ બે ચરણી દોહરો અને છ ચરણી છપ્પો તો બધે પ્રસિદ્ધ છે.

ઉપર કહ્યું તે શિવાય બીજી રીત પદ્યરચનાની છે. પ્રથમની રીત તો આપણા દેશની સામાન્ય રીત છે એટલે ઉદાહરણ વિના પણ સમજાઈ હશે. તથાપિ આ રીતનું ઉદાહરણ વિના સ્પષ્ટીકરણ કરવું અશક્યછે. ઇંગરેજી વગેરે કેટલીએક યૂરોપીઅન ભાષાઓમાં એ ચાલેછે. સંસ્કૃત, ગ્રીક, લેટિન, સઘળી હિંદુસ્તાનની પ્રાકૃત, આર્બી વગેરે ઘણી પ્રાચીન અને અર્વાચીન ભાષાઓમાં પહેલી રીત ચાલેછે. એ બધાના પદ્ય સમકાળી વિભાગની ઉપર આધાર રાખેછે. પણ એ સમકાળી વિભાગ કઈ ભાષાઓ

માં થઈ શકે કે જેના ઉચ્ચારણમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ ચોખ્ખો રહેલોછે. ઇંગરેજી ભાષામાં એ ભેદ ચોખ્ખો નથી. અને લિપિતો એ ભેદ સમજતીજ નથી. ત્યારે એવી ભાષાઓએ પદ્યરચનાની બીજી યુક્તિ કહાડી છે. અથવા ખરૂં જોઈએ તો સંસ્કૃત, ગ્રીકમાં જે ઊંચી પદ્ધતી ચાલતી હતી તેની સ્વસામાર્થ્યને અનુકુળ પડતી એક અપભ્રંશ રીત પકડી છે. એ બે ભાષાઓએ સમકાળી નિયમ શિવાય એક વધારે નિયમ સ્વિકાર્યો હતો. સમભાગમાં અક્ષર સંખ્યા પણ સરખીજ રાખતા હતા કે તે ભાગ સઘળી રીતે સરખાજ થઈ જાય. એ વિશેષ નિયમ એ ભાષાઓએ રાખ્યો, પ્રત્યેક ભાગમાં જેમ ભાર મૂકવામાં આવતો હતો તેમ મૂકવાનું કાયમ રાખ્યું, પણ સમકાળની વાત પોતાની અશક્તિ જાણી છોડી દીધી. એ રીતે આપણને એવી નવી છે કે વખતે એમ પણ લાગે કે એમાં તે પદ્યપણું ક્યાં રહ્યું, તોપણ એ રીતથી એ કેટલું એક શબ્દ માધુર્ય સંપાદન થઈ શકે છે, અને કવિતા રસનો ભાગ બેશક તે ઝીલવાને સમર્થછે; ટુંકામાં સમકાળ ભાગની, અને સમસંખ્યા વર્ણવાળા ભાગની એવી બે રીતિઓ પદ્યરચનાની છે,

હવે ગૂજરાતી દેશિઓનું બંધારણ કઈ રીતિનું છે? પહેલી કે બીજી? એ જાણવું બહુજ અગત્યનું છે, પણ એનો ઉત્તર કાંઈ અઘરો નથી. બીજી રીતિએ એટલે અક્ષરના સામ્ય ઉપર તો દેશીઓ નથી રચાઇ, એતો જરા મહેનત લઈને કોઈ ગમે તે દેશીનું પ્રથક્કરણ કરશે તો તેને ઝટ માલમ પડશે. એક લીટીમાં સોળ અક્ષર માલમ પડશે, તો બીજીમાં ચૌદ, ત્રીજીમાં ૨૦) અને ચોથીમાં હરાડ. અક્ષરનો નિયમ છેજ નહીં. ત્યારે માત્રાનો નિયમ હોવો જોઇએજ, કેમકે જો તે નિયમ પણ નહીં હોય તો તો એ પદ્યજ નથી, અને જો પદ્યજ નથી તો ગાધર્વો જે સારંગી નરઘાં લઈ ગાયછે, અને ગૂજરાતીઓ હરખથી સાંભળે છે તે બધું પશુથી પણ અધમ પ્રાણીના જેવો ખેલજ સમજવો.

આ ઠેકાણે અમારે એક વાત સંભારવી જોઇએ. પદ્યના નિયમ પાળવા, અને મજૂરની માફક મહેનતે માત્રેમાત્ર મેળવી જવી એ બંને જૂદીજ વાત છે. ખરા કવિને માત્રા ગણવી પડતી નથી. તે ગણતા નથીજ, અને જગતમાં જેટલા મોટા કવીઓ થઈ ગયા છે તેમની વાણી સ્વભાવિકજ છે. જેમ ગદ્યનો કોઇપણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણ

નિયમનો વિચાર કરતો નથી, પણ પોતાની કલમને ઉછાળાબંધ મનના વેગની પછાડી ફેંકતો ચાલ્યો જાયછે, તેમ કવિઓના મુખાર્વિંદમાથી સરવસ્તી આપોઆપ ખળખળાટ ચાલીજ જાયછે, અને તે વખતે પિંગળશાસ્ત્રનાં બંધનમાં ચાલુંછું એમ તેને લેશમાત્ર પણ માલમ પડતું નથી. એ ખરૂં કે એટલો સ્વચ્છંદ વેગ છતાં પિંગળશાસ્ત્રનું બંધન બરાબર જળવાયછે, પણ તેતો સ્વાભાવિક રીતેજ તેનાથી થઈ જાયછે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણ નિયમ સહજ પળાઈ જાયછે, તેમ ખરા કવિની ઉભરાતી વાણીમાં સ્વભાવિકજ પિંગળ નિયમ રહેલા છે. ખરે, જો એ પિંગળ નિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહી હોય, તો પછી એ શાસ્ત્રજ શેનું અને એને માન્ય પણ કોણ કરે?

ઉપર કહ્યું તે પ્રમાણે ગૂજરાતી કવિઓ સ્વભાવિકજ કવિતા કરી ગયા છે અને તેમાં કાંઈ નિયમ હોવાજ જોઇએ. પણ ફક્ત સ્વાભાવિક રીતેજ અને શાસ્ત્રની સહાયતાની સાથે કામ કરવામાં જે ફેર પડેછે તે બેશક અહીંયાં નજરે પડેછે. શાસ્ત્રના નિયમ જાણ્યાથી કળા સંપૂર્ણ થાયછે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણ નિયમ ખોળીઓળીનેજ લખતો નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ થાયછે. તેમ સ્વભાવિક કવિઓ પિંગળ ન ભણ્યા હોય તો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને તે ગુરૂ કરે અને ગુરૂને લઘુ કરે, અને તેને ખબર ન પડે કે હું આ ઠેકાણે છૂટ લઊંછું. તેનો કાનતો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છે કે નહી તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણજ ભાષાના નિયમથી ઉલટું હોય તો ત્યાં તેને કાંઈ સહાય કરી શકતો નથી. ખરૂં કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધજ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તૂટવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવેછે. જો પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરૂંછું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રહેવાનું અને છૂટ લઊંછું એમ સમજ્યો કે તેને જેમ બને તેમ થોડીજ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણું કરીને કાંઈજ છૂટ લેતા નથી. વૃજભાષાના કવિઓ ઈકારને ઉકારવાળા અક્ષર શિવાય બીજે ઠેકાણે થોડીજ લેછે, અને આપણા જૂના ગૂર્જર કવિઓ તો સઘળા સ્વભાવિક કવિજ છે એટલે

મ૦ જીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લેછે. તે છતાં તેમનું લખાણ નિયમત છે એતો નિઃસંશયજ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધી છે. સારા કવીઓમા એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારે કરનારી છૂટછે, પણ એ વિષય આગળ કાંઈક વિસ્તાર આવશે.

# ભાષાશાસ્ત્ર.

ભાષાઓ શી રીતે ઉત્પન્ન થાયછે અને વૃદ્ધિ પામેછે એ વિષયનું જે શાસ્ત્ર તેને ભાષાશાસ્ત્ર કહેછે. વ્યાકરણ અને ભાષાશાસ્ત્ર એ બંનેના વિષય એક બીજાથી જૂદાજ છે. સાધારણ રીતે વ્યાકરણ તો એકજ ભાષાનાં લક્ષણો જુએ છે, અને તે જોવાની મતલબ ભાષાઓ શી રીતે ઉત્પન્ન થઈ અને વૃદ્ધિ પામી તે જાણવાની નથી, પણ તે અમુક ભાષામાં જે જ્ઞાનના ભંડાર રહેલા છે તે પ્રાપ્ત કરવાની કુંચી હાથમાં લેવી એ મતલબ છે. વ્યાકરણનો અભ્યાસી એક ભાષા ભણેછે તે તે માંહલા ગ્રંથો વાંચવાની શક્તિ મેળવવાને સારૂ ભણેછે, પણ તે ભાષાજ જાણવાને સારૂ ભણતો નથી. ભાષા શાસ્ત્રીનો ઉદ્દેશ એથી જૂદોજ છે. તે જે ભાષાઓ ભણેછે તે ભાષાઓ વિષે શોધ કરવાને સારૂજ ભણેછે. ભાષાઓ ભણ્યાથી તેને પણ તે ભાષામાં રહેલું જ્ઞાન મળેછે અને તેનો લાભ લેછે એમાં કાંઈ શક નથી, તોપણ એની નજર હમેશાં જૂદીજ વાત ઉપર રહેલી છે. અર્થાત્‌—ભાષા ભણવી એજ ભાષાશાસ્ત્રીનો પ્રધાન ઉદ્દેશ છે, અને તે ભાષાવડે બીજું જ્ઞાન મેળવવું એ ઉદ્દેશ ગૌણછે. ભાષાશાસ્ત્રી તો, જેમ પ્રાણી વિદ્યાવાળો પ્રાણીનો, વનસ્પતિ વિદ્યાવાળો વનસ્પતિનો, ખગોળ વિદ્યાવાળો ખગોળનો અભ્યાસ કરેછે, તેમજ પોતે આડી અવળી નજર રાખ્યા સિવાય ભાષાઓનો અભ્યાસ કરેછે. જેમ પ્રાણી વિદ્યાવાળા પ્રાણીઓનાં લક્ષણો જાણવાં, તેના વર્ગ બાંધવા, તેની ઉત્પત્તિનો વિચાર કરવો, એજ પોતાનું મુખ્ય કામ સમજે છે, તેમ ભાષા શાસ્ત્રી પણ ભાષાઓ વિષે ખોળ કરવી, વિચાર કરવા, અને ટુંકામાં ભાષાનું શાસ્ત્ર બાંધવું એજ પોતાનું મુખ્ય કામ સમજે છે, અને આમ થાય ત્યારેજ કોઈ પણ જ્ઞાન શાસ્ત્ર નામને યોગ્ય ગણાવું જોઇએ.

ખરેખરૂં ભાષાશાસ્ત્ર યૂરોપખંડમાં આજ કાલજ હજી ઉત્પન્ન થયુંછે. ભાષા વિષે સામાન્ય તરંગો યુનાની કોઈ કોઈ પંડીતો ચલાવવા જતા હતા,

પણ જે લોકો પોતાની શિવાય બીજી બધી ભાષાને બર્બર એટલે જંગલી કહીને ધિક્કારતા હતા, અને જે લોકો પોતાનીજ ભાષામાં શબ્દના પાંચ વર્ગ પણ ઓળખવાને શક્તિમાન થયા નહોતા, તે લોકો ભાષાશાસ્ત્રમાં કાંઈ પણ પાયાસર વિચાર ચલાવી શકે એ આશા ફોકટ છે. ખરેખર યુનાની લોકો બીજા બધા વિષયમાં ઘણા ઉત્કૃષ્ટ થઈગયાછે, પણ શબ્દ શાસ્ત્રમાં તો છેક નાના બાળકના જેવાજ હતા. જૂના લોકોમાં વ્યાકરણના મહાભારત શોધ કરનાર, અને શબ્દશાસ્ત્રમાં યથેચ્છ રીતે રમણ કરનાર તો માત્ર ભરતખંડના આર્ય લોકોજ હતા. બીજા લોકો હજી અર્થથી શબ્દને જૂદો પાડી તે વિષેજ વિચાર કરવાને પાત્ર થયા નહતા. યુનાની પ્રકાશના પ્રાચીનકાળથી તે છેક છેલ્લા સેંકડા સુધી યૂરોપખંડમાં ભાષાશાસ્ત્ર શું તે પણ કોઈ સમજતું નહતું, કદાપિ કોઇનું મન ભાષાઓ શી રીતે ઉત્પન્ન થઈ તે વિષે ખોળ કરવાનું થાય તોપણ તે સમયે જે ભાષાના મૂળ વિષે ભૂલ ભરેલા વિચારો ચાલતા હતા તેને લીધે તે ખોળથી કાંઈ પણ સારૂં પરિણામ નીપજતું ન હતું. હીબ્રુ અથવા યાહુદી એ મૂળ ભાષાછે એમ ધર્માભિમાની પાદરીઓએ અસલથી ઠોકી બેસાડ્યું હતું, અને તે પ્રમાણે બધા માન્યાજ આવતા હતા એટલે શોધને ખરે માર્ગે કોઇથી પણ પડી શકાતું નહતું, તેમજ ધર્મની આડ ન ગણનારા પંડિતોએ પણ મૂળથી એક એવો કપોલકલ્પિત સિદ્ધાંત ચલાવી મૂક્યો હતો કે તેને લીધે ભાષાશાસ્ત્ર કદી પણ ઉત્પન્ન થાયજ નહિ. તેઓ એમ માનતા હતા કે ભાષાઓ માણસે પોતાની મેળે પોતાની મરજી પ્રમાણે બનાવીછે, જ્યારે માણસો સુધરતા સુધરતા એવી સ્થિતિમાં આવ્યા કે તેઓથી પોતાના મનના સઘળા વિચાર પોતાના શરીર તથા મ્હોંના હાવભાવથી બતાવી શકાયા નહી, ત્યારે તેઓએ પરસ્પર સંપ કરીને વાણીનાં ચિન્હ મુકરર કર્યાં, અને એક મતે એવો ઠરાવ કર્યો કે આ શબ્દનો અર્થ આ પ્રમાણે સમજવો, અને આ શબ્દનો અર્થ આ પ્રમાણે; આ મત દેખીતોજ ખોટોછે, તોપણ ઘણા કાળ સુધી નાસ્તિક વિદ્વાનોમાં એ સંદેહ વિના મનાયો જતો હતો. લૉક, આડમસ્મિથ, અને ડયુગલ્ડ સ્ટુઅર્ટ જેવા ફિલસુફોએ પણ એ મત કબુલ કરી તેનું વધારે સ્પષ્ટીકરણ કર્યું. આ બે ભ્રમણાઓને લીધે ભાષાશાસ્ત્રના શોધકો આંડે રસ્તેજ કૂટાયા કર્યા. બધી ભાષાઓનાં મારી મચડીને હીબ્રુમાંથી મૂળ કહાડવાને સારૂ ૧૭ મા અને અઢારમા સેંકડામાં ઘણાઓએ અ-

ત્યંત પરિશ્રમ તથા વિદ્યાનો ખરચ કર્યો, પણ વેળુમાંથી તે તેલ શી રીતે નીકળે? ૧૮મી સદીના ઘણા ફિલસુફો માણસે પોતાની મેળે ભાષાની શી રીતે યોજના કરી હશે તેની અટકળો કરવાજ મંડી ગયા, પણ કેવળ અટકળથી શું થઈ શકે? પ્રથમ પ્રત્યક્ષ વિના અનુમાનજ્ઞાન નથી, એવો જે તર્કશાસ્ત્રનો સિદ્ધાંત તે તો તેઓ બિલકુલજ ભૂલી ગયા. એ વાતનું પહેલ વહેલું સ્મરણ તેઓને લીબનિટ્ઝ નામના મહાપંડીત અને તત્વવેત્તાએ કરાવ્યું. એણે ચોખું બતાવી આપ્યું કે " જે આ તમે શ્રમ કરોછો તે સઘળો ફોકટછે, જો તમારે ભાષાના શાસ્ત્રનો શોધ કરવોછે, તો જેમ બીજા શાસ્ત્રની ખોળ કરોછો તેમજ એની પણ કરો. નકામા તરંગો ન દોડાવો, તેમજ અગાઉથી એક હઠસીમૂઠ બાંધીને ન બેસો, પણ પ્રથમ કેટલીએક સત્ય વાતોનો સંગ્રહ કરો અને પછી તે ઉપર તમારી અનુમાન શક્તિ વાપરો. પ્રથમ જૂદી જૂદી ભાષાઓ તો ભણો, તેના શબ્દોનો સંગ્રહ તો કરો, તેના વ્યાકરણ નિયમોની વિશેષતા તો જુઓ, અને પછી તે ભાષાઓના સરખાપણા અથવા ઉલટાપણા વિષે તમારી કલ્પના ચલાવવા લાગો. જ્યારે તમે એ પ્રમાણે દુનિયાની ઘણી ભાષાઓના કોષ તથા વ્યાકરણ એકઠાં કરશો, ત્યારેજ તમે બરાબર રીતે કહેવાને શક્તિમાન થશો, કે મૂળ ભાષા કઈછે, તે કેવી હતી, તેમાંથી કઈ કઈ અને શી રીતે ઉત્પન્ન થઈ વગેરે વગેરે ".

આ સમર્થ જ્ઞાનીના વચન તથા પરિશ્રમના પ્રતાપે ધર્મ પ્રચારકો, પ્રવાસીઓ, અને બીજાઓ પોતપોતાના પ્રસંગાનુસાર ભાષાઓ અને ઉપભાષાઓના શબ્દસંગ્રહ કરવા લાગ્યા, અને ઇસવી સન ૧૮૦૦ માં એક જેસ્યુટ પ્રચારકે સ્પેનિષ ભાષામાં ૭ પુસ્તકભર એક મોટો ગ્રંથ રચ્યો તેમાં ૩૦૦ ભાષાના નમુના આપ્યા, તે દરેકની હકીકત લખી, અને ઘણે ઠેકાણે તેઓનો પરસ્પર સંબંધ પણ દૈવયોગે બરાબર બતાવ્યો. ૭ સાત વર્ષ પછી એ ગ્રંથને તથા રૂશિઅન સરકારે સંગ્રહ કરાવ્યા તેને આધારે બર્લિનમાં એક બીજું પુસ્તક રચાયું. માટે ખરૂં જોઇએ તો ૧૮૦૦ નું વર્ષ એટલે ૧૯ મા સૈકડાનો આરંભજ ભાષાશાસ્ત્રનો આરંભ છે. આ પ્રમાણે ભાષાશાસ્ત્ર ખરે રસ્તે પડયું; તોપણ એ માર્ગમાં અંધકાર અને કેવળ ગુંચવણુજ દીસતી હતી, માર્ગ બતાવનારૂં અજવાળું કોઈ ઠેકાણે પણ દેખાતું હતું નહિ. અંધારામાં હાથ પસારી મહા અરણ્યમાં

ચાલવા સરખું એ હતું. એ અંધારામાં—એ ગુંચવણમાં—સંસ્કૃત ભાષાના જ્ઞાને એકદમ અજવાળું કરી મૂક્યું, એકદમ એથી અવ્યવસ્થામાં વ્યવસ્થા દીસવા લાગી; એકદમ ધોરી રસ્તો નજરે પડ્યો, અને ભાષાશાસ્ત્રરૂપી મહા અરણ્યના શોધકો આપોઆપ આનંદભેર આગળ ધસવા લાગ્યા. ટુંકામાં સંસ્કૃત વાણીએ યૂરોપીઅન વિદ્વાનોના હાથમાં ભાષાશાસ્ત્રની કુંચીજ મૂકી દીધી, અને તેથી તેને પ્રતાપે પાછલા બે હજાર વર્ષમાં જે થઈ શક્યું નહોતું તે થોડાજ વર્ષમાં સહેજ થઈ ગયું—એટલે **ભાષાશાસ્ત્રનો મજબુત પાયો રોપાયો અને હાલ તેનું વધીને મોટું વૃક્ષ થઈ રહ્યું છે.**

સંસ્કૃત ભાષાનું ઓળખાણ પ્રથમ યૂરોપિઅન લોકોને કરાવવાનું અને તે તરફ તેઓનું લક્ષ ખેંચવાનું માન સરવિલિયમ જોન્સને છે. એ વિદ્વાને શકુંતલાનું ભાષાંતર પ્રગટ કરીને સંસ્કૃત ભાષાનો રસ યૂરોપને ચખાડ્યો, અને કોલબ્રુકના લખાણે ભરતખંડના અધ્યાત્મશાસ્ત્ર તરફ યૂરોપને પાછું કાંઈ માનપૂર્વક જોતાં શીખવ્યું. અર્વાચીન યૂરોપ ચમક્યું, અને જે લોકોને આજ પર્યંત જંગલી કહીને પોતાના અજ્ઞાનમાં નિંદતું હતું તે લોકો એક વખત રસિક,વિદ્વાન, અને શાણા હતા એમ કહેવાની જરૂર પડી. એ પ્રસંગે સરવિલિયમજોન્સે પોકારીને આખા યૂરોપને કહ્યું કે "સંસ્કૃત, ગ્રીક, અને લાટિન એક મૂળમાંથી નીકળીઓ છે એમ કોઈપણ ભાષાશાસ્ત્રીનો કહ્યા વિના છૂટકો નથી. યૂરોપની હાલની ઘણીખરી અર્વાચીન ભાષાઓના મૂળ પણ સંસ્કૃતમૂળને મળતાંજ છે, અને જૂની ફારસી ભાષા પણ એજ કુટુંબની છે." પણ ઇંગ્લાંડની ભાષા તે સમયે યૂરોપમાં એટલી પ્રસિદ્ધ નહોતી, ઇંગ્લાંડના લોક વિચાર મૂર્તિમાન થાય તે પહેલાં તેને ઝીલી લે એવા નથી, વગેરે કારણોને લીધે એ પોકાર યૂરોપમાં બધે સંભળાયો નહિ. ઇંગ્લાંડમાં તો ભાષાનું, અને ભાષાનું સિદ્ધ થયું એટલે જાતિનું પણ ઐક્ય આ ઉપરથી સિદ્ધ થવા લાગ્યું તેજ ઘણાને પરવડ્યું નહિ, અને ડ્યુગલ્ડસ્ટુઅર્ટ જેવો પંડીત પણ એવાં બ્હાનાં બતાવા લાગ્યો કે સંસ્કૃતભાષા કંઈ ખરી ભાષાજ નથી, પણ એતો બ્રાહ્મણોએ ગ્રીક અને લાટિન ઉપરથી નવીજ ઘડી કાહાડેલી ભાષા છે. પણ એ પોકાર જર્મનીના સ્લેજલ નામના ઉત્સાહી પંડીતે સાંભળ્યો, અને સાંભળતાંજ એ પ્રાચીન ભાષાના અભ્યાસમાં નિમગ્ન થયો. અભ્યાસ કરીને તુર્તજ "હિંદુઓની ભાષા અને વિદ્યા" એ નામનું રસભર્યું એક પુસ્તક

પ્રગટ કર્યું, અને એ પુસ્તકથી આખા યૂરોપખંડમાં સંસ્કૃત ભાષાનું મહત્વ જાહેર થયું. જેમ સરાવલિયમજોન્સને યૂરોપમાં સંસ્કૃત ભાષા ઓળખાવવાનું માન ઘટેછે, તેમ આ પંડીતને એનું મહત્વ પ્રગટ કરવાનું માન છે. એ ગ્રંથ સને ૧૮૦૮ માં બહાર પડ્યો હતો. એ સમયથી જર્મન લોકો સંસ્કૃત અભ્યાસ તરફ ખૂબજ મંડ્યાછે, સંસ્કૃત વિદ્યાન્તે જર્મનનીજ થઈ પડી છે, અને ઇગ્લાંડ જેના કે તનુજો હજારો બંધ હિંદુસ્થાનમાં વસેછે, જેણેજ એ ભાષાની ખોળ કરી, જેણેજ એ ભાષા પ્રથમ યુરોપમાં દાખલ કરી, તે દેશને સંસ્કૃતના શિક્ષાગુરુઓ જર્મનીથી હાલ મંગાવવા પડે છે. ખરેખર ભરતખંડનું સંપત્તિ સુખ ઇગ્લાંડ ભોગવે છે, અને વિદ્યાસુખ જર્મની ભોગવે છે. જર્મન લોકો એ સંસ્કૃતના મેટા મોટા વ્યાકરણ અને કોષ રચ્યા છે, વેદ સરખા ગ્રંથોના પણ ભાષાતર કરવા માંડ્યાં છે, અને આર્ય સમયનું બરાબર ચિત્ર પોતાના મનમાં યથા શક્તિ ઉતાર્યું છે. જર્મન દેશ, ખરે પોતે કહેછે, તેમ "શર્મન્" દેશજ થઈ પડ્યો છે. મોટા મોટા ભાષાશાસ્ત્રીઓ દેશમાંજ થઈ ગયા છે–ઇગ્લાંડનો હજી એકે ભાષાશાસ્ત્રી કહેવાયો નથી. ફ્રેંચે પાછળથી સંસ્કૃત અભ્યાસ કરવા માંડ્યો છે, અને જેમ સઘળા વિષયમાં એ વિચક્ષણ લોકો સિદ્ધિ પામે છે તેમ આમાં પણ પામ્યા છે, અને હાલ ભાષાશાસ્ત્રમાં જર્મનની દમોદમ આવી પહોંચ્યા છે. તોપણ હજી સંસ્કૃતીઓની સંખ્યા તો જર્મનીમાંજ સૌથી વધારે છે.

ઉપર કહ્યું તે પ્રમાણે સંસ્કૃત ભાષાનું જ્ઞાન મળ્યા પછી યૂરોપમાં ભાષા શાસ્ત્રની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ. સન ૧૮૧૬ માં **બોપ** નામના પ્રખ્યાત સંસ્કૃતીએ પોતાના ગ્રંથ પ્રગટ કરવાનો પ્રારંભ કર્યો, અને "આર્ય વર્ગની ભાષાઓનું વ્યાકરણ" એ નામનું મહા પુસ્તક રચી પોતાના શ્રમની પરિસીમા આણી. આ ગ્રંથોમાં ગ્રીક, લાટિન, જર્મન વગેરે યૂરોપની ઘણી ખરી ભાષાઓને એશિયાખંડની સંસ્કૃત વગેરે આર્ય ભાષાઓ સાથે પંડીતાઈથી સરખાવીછે. સાન્વય વ્યાકરણ આ ગ્રંથોથી ઉભું થયું અને સાન્વય વ્યાકરણના એજ ગ્રંથો સારામાં સારા નમુનાછે. સાન્વય વ્યાકરણ અને ભાષાશાસ્ત્ર એ બહુ મળતાં છે, પણ ફેર એટલોજ છે કે સાન્વય વ્યાકરણમાં બે કે બેથી વધારે અમુક ભાષાઓનોજ મુકાબલો કરવામાં આવેછે, અને ભાષાશાસ્ત્રનો વિષય સામાન્ય રીતે સઘળી ભાષાઓ છે. તેમાં સાન્વય વ્યાકરણનો **બોપ** તે બાપજ છે. હજી એના જેવો બીજો સાન્વય

વૈયાકરણી કોઈ થયો નથી. એ પંડીતના ગ્રંથો ઉપરથી સાન્વય વ્યાકરણ કિશોરાવસ્થામાંજ જન્મ પામ્યું એટલું નહિ, પણ ભાષાશાસ્ત્રને વિસ્તીર્ણ અને અચળ પાયો મળ્યો. એ પાયા ઉપર જે મોટી ઈમારત રચાઈ છે અને હવે પછી રચાશે તેને કાંઈ પણ પડવાનો ભો નથી.

બોપના સમયેજ પોટ નામનો• વિદ્વાન પણ ભાષાશાસ્ત્રમાં સારા સારા શોધ કરવા લાગ્યો હતો. ગ્રીમનું જર્મન ભાષાઓનું મહા વ્યાકરણ પણ ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં ઓછું અગત્યનું નથી. જો કે એનો વિષય આર્ય ભાષાઓની એક શાખા, ટ્યુટોનિકજ છે, તોપણ તે એવું સંપૂર્ણ છે કે એ શાખાનો તો એ વ્યાકરણાંચાર્યજ ગણાયછે. વિલ્હમવાન હંબોલ્ડ ભાષાનું સામાન્ય શાસ્ત્ર બાંધવા તરફ તનમનથી મંડ્યો. એણે વાણી અને મન એ બંનેનો પરસ્પર સંબંધ તથા એ બંનેની એક બીજાપર શી અસર થાયછે તે ઉપર ઘણા ઘણા વિચાર કીધા, અને ઘણા ઝીણા ભેદોને અજવાળામાં આણ્યા. પાછળથી એજ વિષયમાં સ્ટીન્થાલ નામના વિદ્વાને ઘણા અગત્યના શોધ કીધા છે.

આ રીતે આર્ય વર્ગની ભાષાઓને તપાસતાં જે શોધન પદ્ધતિ હાથ લાગી અને સંપૂર્ણ થઈ તેજ પદ્ધતિ બીજી ભાષાઓનું વિવેચન કરતાં પણ કામે લગાડવામાં આવીછે, અને તેથી માણસની સઘળી ભાષાઓના વર્ગ બાંધવામાં, અને તે સંબંધી સામાન્ય વિચાર કરવામાં ઘણી મદદ મળીછે. એ શોધન પદ્ધતિથી અને એ મદદથી ભાષાશાસ્ત્રે કયા કયા સામાન્ય સિદ્ધાંતો સંપાદન કર્યાછે, તેનો કાંઇ વિસ્તાર કોઈ બીજે પ્રસંગે આપીશું.



# ભાષાઓના વર્ગ.

દુનિયામાં બહુ ભાષાઓ ચાલે છે. દેશ દેશની ભાષા જૂદી હોય છે એટલુંજ નહિ, પણ પ્રાંત પ્રાંતની અને પરગણા પરગણાની પણ ભાષાઓ જૂદી હોય છે. હિંદુસ્તાનમાંજ જોઈશું તો કેટલી બધી ભાષાઓ ચાલે છે, અને ગુજરાતમાં પણ કાઠીયાવાડી, સુરતી, ચરોતરી, વગેરે કેટલા બધા ભાષા ભેદ છે. આપણામાં કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય, અને એટલામાં પણ જાત અને ધંધા પ્રમાણે જૂદા જૂદા લોકોની બોલી જૂદી હોયછે. એ પ્રમાણે જોઇશું તો આ જગતમાં ઘણીજ ભા-

ષાઓ ચાલે છે. એ ૯૦૦ની ઉપર હશે એમ હાલ જાણવામાં આવ્યું છે.

આ ભાષા બોલનારા એક બીજાનું બોલ્યું સમજી શકતા નથી. સાધારણ માણસને ભાષાઓનું મળતાપણું માલમ પડતું નથી અને તેથી કદી પણ તેમના ખ્યાલમાં આવતું નથી કે આ જૂદી જુદી ભાષાઓ ચાલે છે તેમાંની કેટલીએક એક મૂળમાંથીજ નીકળી હશે. મળતાપણા કરતાં ફેર ઉપર તેનું મન વધારે દોડે છે, કેમકે વ્યવહારમાં તે જાણવાની વધારે અગત્ય છે. તે છતાં વિચારવંત માણસના જાણવામાં જ્યારે બીજી ભાષા આવે છે ત્યારે તે પોતાની ભાષા સાથે કેવી રીતે મળતી આવે છે તે પણ તેના દીઠામાં થોડું ઘણું આવ્યા વિના રહેતું નથી. પ્રથમ તો શબ્દનું યવન ગોત્રની કહીએ તો પણ ચાલે. રૂશિયા અને રૂશિયાને લગતા ભાગની ભાષાઓને સ્લેવોનેક કહેછે. જર્મની (જેમાં આસ્ત્રિઆ પૃશિયાનો સમાવેશ થાયછે) તે અને ઈગ્લાંડની ભાષા ટયુટોનિક કહેવાય છે. ડેન્માર્ક, સ્વીડન, નોર્વે અને આઇસલાંડમાં જે ભાષા બોલાય છે તેનું ગોત્ર જુદુંજ પાડયું છે. અને તેને સ્કાંડિનેવિયન કહે છે.

આર્ય વર્ગથી ઉતરતી સેમિટીક વર્ગની ભાષાઓ છે. એ વર્ગમાં આરબી, હીબ્રુ, ખાલ્ડી, સીરિઆક અથવા સૂર્યાની ભાષાઓ છે. અસલ બાબીલન અને નાઈનીવાહમાં જે ભાષા બોલાતી હશે તે આ વર્ગનીજ હશે એમ શિલા લેખો ઉપરથી જણાય છે તેથી અરબસ્તાન તથા તુર્કસ્તાનના ઘણાખરા ભાગમાં તથા તેને લગતા પ્રદેશમાં આ વર્ગની તથા આરબી ભાષા બોલાય છે. ઈજીપ્ત વગેરે આફ્રિકાના ઉત્તર ભાગની તથા આબીસિનિયાની ભાષા આ વર્ગનીછે એમ કેટલાએકનું કહેવું છે, પણ તે હજી નિઃસંદેહ સાબીત થયું નથી.

તુરાની વર્ગમાં ઘણીજ ભાષાઓ છે, પણ તેમાંની ઘણીખરી જંગલી તથા લોકો પણ તેવાજ છે તેથી તે વિષે વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. એના પણ ઉત્તર તથા દક્ષિણ એવા બે ભાગ પાડેલા છે; એશિઆના મધ્ય તથા ઉત્તર ભાગમાં બોલાતી અપાર બોલીઓ, તથા યૂરોપમાં તુર્કસ્તાન, હંગરી, લાપલાંડ વગેરે બાકી રહી ગએલા ભાગમાં જે ભાષાઓ ચાલે છે તે સઘળીને ઉત્તર તુરાની કહેછે. બ્રહ્મદેશ, શિવાય, ટિબેટ, ભૂતાન વગેરે હીમાલય પર્વતની તળેટીનો પ્રદેશ, મલાયા, પોલિનિશિયા, તથા હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ એ ઠેકાણેની ભાષાઓને દક્ષિણ તુરાની કહેછે,

કાનડી, તામિલ, તેલેગુ, ગોંડ વગેરે હિંદુસ્તાનમાંની ભાષાઓ તુરાનીછે. હાલ એક શોધકે એ આર્ય છે એનો પૂર્વ પક્ષ ઉઠાવ્યો છે. નાગ લોકની ભાષાઓ પણ આજ વર્ગમાં ગણાય છે.



# वाक्यविचार.

## સામાન્ય વ્યાખ્યાઓ.

૧ માણસના મનનો એક નિર્ણય જેવડે સંપૂર્ણ પ્રકાશ પામેછે તેને વાકય કહેછે.

શબ્દવડે વિચાર અથવા ભાવ તો જણાય, પણ નિર્ણય જણાવવાને સારૂ વાકય અવસ્ય છે. આપણે ઘોડો જોયો, અને તેવડે જે વિચાર ઉત્પન્ન થયો તે "ઘોડો" એ શબ્દવડે સંપૂર્ણ જણાઈ શકેછે તેમજ તેને ચરતાં દેખીને જે વિચાર ઉત્પન્ન થાયછે તે "ચરતો" એ શબ્દ બોલ્યાથી સંપૂર્ણ બતાવી શકાયછે. પણ "તે ઘોડો ચરેછે" એવો જે મનનો નિર્ણય તે વાકય વિના કોઈ પણ રીતે સંપૂર્ણ પ્રગટ થતો નથી.

બારીક નજરથી વિચાર કરીશું તો નિશ્ચયાર્થ, સંશયાર્થ, પ્રશ્નાર્થ વગેરે સઘળી જાતના વાકયોમાં કોઈ જાતનો નિર્ણયજ રહેલો છે. એ સઘળાં વાકયોવડે આ હું નિશ્ચય જાણુંછું, આ વાતમાં મને સંદેહ છે, આ કામ કરાવવાની મારી ઈચ્છાછે, આ વાત હું જાણવાને ચાહુંછું વગેરે મનના નિર્ણયજ પ્રગટ થાયછે. આ કામ કરાવવાની મારી ઈચ્છાછે, વ્યવહારમાં આ ન્યાયશાસ્ત્રની કોટિ કદાપિ કઠિણ લાગે, તો એ સઘળાને પ્રથક્ પ્રથક્ જાતના વિચાર ગણવામાં કાંઈ હરકત નથી, પણ જ્યાં શબ્દ અને વાકયનો ભેદ સમજવો છે ત્યાંતો આટલું ઊંડું ઉતર્યા વિના છૂટકો નથી.

વાકયમાં અધ્યાહારાદિક કારણોથી એક શબ્દ પણ હોય, પરંતુ વસ્તુતઃ તે શબ્દનો સમુદાયજ હોય છે.

૨. શબ્દો કેવી રીતે ગોઠવાઇને વાકય થાયછે તેનો જે વિચાર તે **વાકય વિચાર.**

૩. **અધિકાર વિચાર, અનુસાર વિચાર, અનુક્રમ વિચાર,** અને **રચના વિચાર** એવા સાધારણ રીતે વાકય વિચારના ચાર વિભાગ ગણાયછે.

એમાંના પહેલાં ત્રણ શબ્દવિચારના પેટામાં પણ આવી શકે. રૂપ પ્રકરણ, અધિકાર પ્રકરણ, અનુસાર પ્રકરણ, અને અનુક્રમ પ્રકરણ એ ચારે ખરેખરાં શબ્દવિચારનાજ પ્રકરણ છે, તથાપિ રચનાવિચાર કેટલોએક જાણ્યા વિના એ ત્રણ બાબતો મન માનતી રીતે સમજાવી શકાતી નથી, અને તેથી એ ત્રણ પ્રકરણને વાકય વિચારમાં મૂકવાં પડે છે એટલુંજ નહિ, પણ તેની પહેલાં રચનાવિચાર ચલાવવો પડેછે.

વાકયવિચારને બહુજ લગતો વાણીવિચાર અથવા શૈલીવિચાર છે. જૂદા જૂદા બોલનાર અથવા લખનારની જે જૂદી જૂદી બાની અથવા ઢબ હોય છે તેનુ તેમાં વિવેચન કરેલું હોય છે. નિબંધકળા શીખનારને તે જાણવું અવશ્યનું છે, તે છતાં એ ભાગ એટલો વિસ્તીર્ણ છે કે તેનો વ્યાકરણનાં ગ્રંથોમાં સમાવેશ થઈ શક્તો નથી, અને તેથી તે વિષે સ્વતંત્ર પુસ્તક રચવાની રીત પડેલી છે.

૪. વાકયના અંગ કયાં કયાં હોઈ શકે છે, તેના કેવા કેવા વર્ગ પાડેલા છે વગેરે બાબતોનું જેમાં વર્ણન આવેલું હોય તેને રચના વિચાર કહીએ.

૫. અમુક શબ્દ અમુક રૂપે આવીને વાકયમાં જે કાંઈ કામ કરે છે, તે તેનો અધિકાર કહેવાય છે, અને એ અધિકાર વ્યાકરણના જે ભાગમાં નિર્માણ કરવા આવ્યો છે તેને અધિકાર વિચાર કહીએ.

આ પ્રકરણમાં વિભક્તિ, વચન, કાળ વગેરેનાં અર્થોનું વિવેચન આવી જાયછે.

૬. વાકયમાં એક શબ્દ બીજાને અનુસરી કેવું રૂપ ધારણ કરેછે એનો જેમાં વિચાર કર્યો છે તેને અનુસાર વિચાર કહીએ.

જે શબ્દ બીજાને અનુસરે તેનું નામ અનુસાર્ય, અને જે અનુસરવાની જરૂર પાડે તેને અનુસારક કહીએ. વાકયમાં કોઈ શબ્દ અનુસરે છે (agrees) and કોઈ શબ્દ અનુસારે છે (governs) એટલે અનુસરવાની બીજાને જરૂર પાડે છે. આ નવા શબ્દો પદચ્છેદ કરતી વખત બહુ અગત્યના માલમ પડશે.

૭. વાકયોમાં શબ્દો એક બીજાની પછી કયા અનુક્રમ આવે છે તેનો જયાં વિચાર કર્યો છે તેને અનુક્રમ વિચાર કહેછે.

# रचनाविचार.

૮. સઘળાં વાકયમાં અવશ્યનાં પદ અથવા શબ્દ બે છેઃ—ઉદ્દેશ્ય (કર્તૃપદ) અને **વિધેય** ક્રિયાપદ.) જો ક્રિયાપદ સકર્મક હોય, તો **વિધેય પૂરણ** (કર્મ) પણ અવશ્યે જોઇએ.

૯. જે વસ્તુ વિષે બોલવું છે—જે વસ્તુ દેખાડવાની છે—તેને **ઉદ્દેશ્ય**, અને તે વસ્તુ વિષે જે કાંઈ બોલવાનું છે તે **વિધેય** કહેવાય છેઃ—જેમકે "છોકરો રમેછે" એ વાકયમાં "છોકરો" એ **ઉદ્દેશ્ય** અને "રમેછે" એ **વિધેય.**

ઇંગ્રેજી ન્યાયશાસ્ત્રમાં **ઉદ્દેશ્ય, વિધેય,** અને **સંયોજક** એવાં ત્રણ પદ અવશ્યનાં ગણ્યાં છે. ઉદ્દેશ્ય અને વિધેયને જોડનારૂં જે પદ તે **સંયોજક.** "આત્મા અમર છે" એ વાકયમાં "આત્મા" એ **ઉદ્દેશ્ય,** "અમર" એ **વિધેય,** અને "છે" એ **સંયોજક.** આપણી રીતમાં "અમરછે" એ બેગુંજ **વિધેય** ગણાય.

" છોકરો રમે છે " એ વાકયનું પ્રથક્કરણ ન્યાયશાસ્ત્રી આ પ્રમાણે કરેઃ—"છોકરો" એ **ઉદ્દેશ્ય,** "[1]રમતો" એ **વિધેય,** અને "છે" એ **સંયોજક** બેશક આ પ્રમાણે વિચારમાં તો ત્રણ પદ સમાએલાંજ છે, પણ ભાષામાં ઘણી વખત **વિધેય** અને **સંયોજક** મળીને, આ ઉદાહરણમાં જોયું તેમ, એકજ [2]શબ્દ થએલો માલમ પડેછે, અને તેથી વ્યાકરણમાં **ઉદ્દેશ્ય** અને **વિધેય** એવાં બેજ પદ ગણાયછે તે ઠીકજ છે.

---

૧ "રમેછે" એનો અર્થ " રમતોછે" એવોજ છે. કેટલીક ભાષામાં વર્તમાનકાળના રૂપ એ રીતેજ સધાય છેઃ—જેમકે હિંદુસ્તાનીમાં "लडका खेलताहै" ઇંગ્રેજીમાંThe boy is playing &c.ગૂજરાતીમાંપણ વિષેધાર્થે વર્તમાનના રૂપ એ રીતેજ થાયછેઃ—જેમકે " તે રમતો નથી."

૨ સંયોજક અને વિધેય મળીને જે એક શબ્દ થાયછે તે ક્રિયાપદ. જો એ બે ભેગાં મળતાં ન હોય તો કોઈ પણ ભાષામાં " હો " ધાતુ સિવાય કોઈ પણ ધાતુના રૂપાખ્યાનની જરૂરજ ન પડે. બીજા ધાતુના કૃદંતો અને " હો " ધાતુના રૂપાખ્યાન એવડે ભાષાનો ઘણું કરીને સઘળો વ્યવહાર ચાલી શકે. સંસ્કૃત ભાષામાં આટલું વિસ્તીર્ણ રૂપાખ્યાન છતાં પાછળથી નિરૂપયોગી થઈ પડયું, અને કૃદંતોજ આગળ પડ્યા તેનું કારણ નૈયાયિક પદ્ધતિએ ગ્રંથ કર્તાઓ વિચાર કરવા લાગ્યા હોય એમ લાગે છે.

ન્યાયશાસ્ત્રીએ 'કર્મને નિરાળું પદ ન માનતાં, તેને વિધેયપૂરણ' કહી વિધેયનુંજ અંગ માને છે.

૧૦. ઉદ્દેશ્ય અને વિધેય એ પદ વડેજ જે બોલવામાં આવે છે, તેને મૂળવાદ કહીએ.

૧૧. મૂળવાદમાં કોઈ પણ અર્થનો વધારો કરવાને સારૂ જે વિશેષ બોલવામાં આવેછે તેને [1]સ્તુત્યર્થવાદ કહે છે.

નાના પ્રકારના વિચાર અને રસથી ભરેલા મનુષ્યનો વ્યવહાર મૂળવાદથી નજ ચાલી શકે એ ખુલ્લુંછે. અને તેથી સઘળી ભાષામાં મૂળના એ નાના વાક્યને વધારી સ્તુત્યર્થ વાદ કરવાની જરૂર પડેછે, નાના બાળકને પણ જલદીથી માલુમ પડે છે કે ઉદ્દેશ્ય અને વિધેયથીજ સઘળા વિચાર કહી શકતા નથી.

૧૨. એક અથવા અનેક શબ્દથી, એક અથવા અનેક શબ્દાવળીથી, અને એક અથવા અનેક ઉપવાક્યથી સ્તુત્યર્થવાદ થઈ શકે છેઃ—જેમકે,

તમારો છોકરો બહુ રમેછે. (ઉદ્દેશ્ય અને વિધેયમાં એકેકો શબ્દ વધાર્યાથી)(તમારો) (મોટો) છોકરો (રોજ) (બહુ) રમેછે. ॥ ॥ બબે ॥ ॥

(તમારા ભાઇનો) છોકરો (પેલા ખેતરમાં) રમેછે. ॥ ॥ એકેકીશબ્દાવળી. ॥

(તામારા ભાઈનો) છોકરો (પેલા ખેતરમાં) (બીજા છોકરા ભેગો) રમેછે — ઉદ્દેશ્યમાં એક અને વિધેયમાં બે શબ્દાવળી વધાર્યાથી.

(તમારા ભાઈનો)(સોળ વરસનો)(પેલો) સૌથી મોટો) છોકરો (છગન) (આજે) (દયાળ પટેલના ખેતરમાં) નાના છોકરાં ભેગો) (શરમાયા વિના) (કેમ) રમેછે? — ઉદ્દેશ્યમાં અને વિધેયમાં બે શબ્દ અને ત્રણ શબ્દાવળી વડે સ્તુત્યર્થયોછે.

(જે છોકરો કાલે વાંચતો હતો) તે (આજ) રમેછે! — ઉદ્દેશ્યમાં એક ઉપવાક્ય અને વિધેયમાં એક શબ્દ વધાર્યાથી

---

[1] એમાં સ્તુતિજ હોય એમ ન સમજવું. નિંદા પણ હોય, અને ગમે તે રીતની અર્થવૃદ્ધિ હોય, ઉદ્દેશ્ય, વિધેય, સ્તુત્યર્થ વગેરે અહિયાં જે શબ્દો લીધા છે તે સંસ્કૃત ભાષાના શાસ્ત્ર ગ્રંથોમાં વપરાતાજછે. એ મૂકી નવા શબ્દ શા માટે ઘડવા જોઇએ?

આ રીતે એક વાકય સ્તુત્યર્થ વાદથી મરજીમાં આવે તેટલું વધી શકે. શબ્દથી થોડી, શબ્દાવળીથી વધારે, અને ઉપવાકયથી સૌથી વધારે વાકયવૃદ્ધિ થાયછે, માટે સ્તુત્યર્થની ત્રણ પદવી ગણી શકાય:—સ્વલ્પ સ્તુત્યર્થ વાદ, સામાન્ય સ્તુત્યર્થવાદ, અને વિશાળસ્તુત્યર્થવાદ.

૧૩. શબ્દો એક બીજા જોડે કાંઇ સંબંધે બંધાએલા હોય, પણ તેમાં કોઇ ક્રિયાપદ ન હોય, તો તે શબ્દાવળી કહેવાય.

૧૪. કર્તાક્રિયાપદ યુક્ત જે શબ્દ સમુદાય જાતે વાકયજ છતાં બીજાની સાથે મળીને એક વાકય કરવાના કામમાં આવે છે તેને ઉપવાક્ય કહીએ.

૧૫. જે વાકયની ઉપવાકયવડે વૃદ્ધિ થઇ નથી તે **સરળ વાકય** કહેવાયછે:—જેમકે "હું રોજ સવારમાં સંસ્કૃત ગ્રંથ વાંચુંછું."

૧૬. જે વાકયની વૃદ્ધિ ઉપવાકયવડે થઇછે પણ જો એક ઉપવાકય બીજા વાકયના પેટામાં ભરાઈ ગયું હોય તો તે વાકયને **સંમિશ્ર** કહેવું:—જેમકે "હું રોજ સવારમાં તમે જે સંસ્કૃત ગ્રંથ આપ્યોછે તે વાંચુંછું."

૧૭. જે વાકયની વૃદ્ધિ ઉપવાકયવડે થઇછે, અને તે ઉપવાકયો એક બીજા સાથે બંધાએલાં છતાં એક બીજાથી સ્વતંત્ર રહેલાં છે. તે વાકયને **સંબંધીત વાકય** કહીએ:–જેમકે "હું રોજ સવારમાં વહેલો ઉઠુંછું, અને સંસ્કૃત ગ્રંથનો અભ્યાસ કરવા બેસુંછું"

આ વાકયમાં જરા ફેર કરીએ તો વર્ગ બદલાઇ જાય છે. "હું રોજ સવારમાં વહેલો ઉઠીને સંસ્કૃત ગ્રંથનો અભ્યાસ કરૂંછું," આ સંમિશ્રવાકય પણ ન રહ્યું. એ એક સરળ વાકયછે.

## સરળ ઉદ્દેશ્ય વાકય.

૧૮. **મૂળવાદક, સ્વલ્પ સ્તુત્યર્થવાદક,** અને **સામાન્ય સ્તુત્યર્થ વાદક** એવાં ત્રણ પ્રકારનાં સરળ વાકય થાયછે.

૧૯. મૂળવાદકમાં ઉદ્દેશ્ય **નામ, નામવત્ શબ્દ,** કે **નામરૂપ શબ્દાવળી** હોય:—

જેમકે,

| | |
|---|---|
| ૧ નામ. | રાજારામ બેઠો છે. |
| ૨ નામવત્ શબ્દ. | |
| (અ.) કૃદંત નામ, | લડવું ઠીક નહિ. |

(ब.) સર્વનામ. તે બેઠો.

(क.) વિશેષણ. આંકડો બકે છે.

૩ નામવત્ શબ્દાવળી. માંહોમાંહે લડાઈ કરવી ઠીક નહિ.

૨૦ ઉદ્દેશ્યનો સ્તુત્યર્થવાદ નીચે પ્રમાણે થાયઃ—

૧. વિશેષણવડે. બળવાન રાજારામ બેઠો છે.

૨. વિશેષણવત્ શબ્દવડે.

(अ.) વર્તમાન કૃદંત. ધાવતું છોકરૂં બેઠું છે.

(ब.) ભૂત કૃદંત. 'હાર્યો જુવારી બમણું રમે'.

(क.) વિશેષ ભૂતકૃદંત. થાકી ગએલો રાજારામ બેઠોછે.

(ड.) ષષ્ઠયંત નામ. સતારાનો રાજારામ બેઠોછે.

(इ.) સમાનાર્થ નામ. રાજારામ મહારાજ બેઠા છે.

૩. વિશેષણ રૂપ શબ્દાવળીવડે.

(अ.) વર્તમાન કૃદંત. સાહુથી પણ પરાક્રમમાં ઉતરતો. રાજારામ બેઠોછે.

(ब.) ભૂતકૃદંત. આશાતૃષ્ણા ભર્યો રાજારામ બેઠોછે.

(क.) વિશેષ ભૂતકૃદંત. શિવાજીથી ઉતરેલો રાજારામ બેઠોછે.

(ड.) ષષ્ઠયત નામ. શિવાજીના વંશનો રાજારામ બેઠોછે.

(इ.) સમાનાર્થ નામ. શિવાજીનો વંશજ રાજારામ બેઠોછે.

## વિધેય.

૨૧. વિધેયપદ એકલું ક્રિયાપદ હોય, અથવા નામ સર્વનામ કે વિશેષણ યુક્ત કે તદ્રૂપ શબ્દાવળી યુક્ત ક્રિયાપદ હોયઃ—જેમકે

૧. એકલું ક્રિયાપદ. તે છે.

૨. શબ્દ યુક્ત ક્રિયાપદ.

(अ.) નામ. તે બ્રાહ્મણ છે.

(ब.) સર્વનામ. તે હું છું.

(क.) વિશેષણ. તે ડાહ્યો છે.

૩. શબ્દાવળી યુક્ત ક્રિયાપદ.

(अ.) નામરૂપ શબ્દાવળી. — તે ભાષણ આપનાર છે.

(ब.) વિશેષણ રૂપ શબ્દાવળી. — તે સાંભળવા લાયક છે.

૨૨. વિધેયપદનો સ્તુત્યર્થવાદ નીચે પ્રમાણે થાયછે:—

૧. ક્રિયા વિશેષણવડે. — ખલાસી ઉપર ચડેછે.

૨. ક્રિયા વિશેષણવત્ શબ્દવડે.

(अ.) વિભક્ત્યંત નામ. — ખલાસી છાપરે ચડેછે.

(ब.) નામયોગ્યંત નામ. — ખલાસી છાપરા ઉપર ચડેછે.

(क.) સંબંધક કૃદંત. — તે કૂદકારો મારીને ચડેછે.

(ड.) વિશેષણ વર્તમાન કૃદંત — તે બોલતો બોલતો ચડેછે.

(ई.) અવ્યય વર્તમાન કૃદંત. — તે બોલતાં ચડી ગયો.

(फ.) ભૂતકૃદંત. — તે છાકયો છાકયો ફરેછે.

૩. ક્રિયા વિશેષણ રૂપ શબ્દાવળી.

(अ.) વિભક્ત્યંત નામ. — તેણે લોઢાની લેખણથી લખ્યું છે.

(ब.) નામયોગ્યંત નામ. — તેણે લોઢાની લેખણવડે લખ્યું છે

(क.) સંબંધક કૃદંત. — તેણેલોઢાની લેખણ લઇનેલખ્યું છે

(ड.) વિશેષણ વર્તમાન કૃદંત. — શત્રુઓના સેનનેહરાવતો હરાવતો શિકંદર હિંદુસ્તાનમાં આવ્યોછે.

(ई.) અવ્યય વર્તમાન કૃદંત. — શિકંદર સાથે લડતાં પરમાર રાજા ફાવ્યોનહિ.

(फ.) વિશેષ ભૂત કૃદંત. — અનેક શસ્ત્રે ઘવાણો ઘવાણો તે લડ્યોજ જાય છે.

(ग.) ભૂતકૃદંત. — શરમનો*માર્યો તે બોલ્યો નહિ

જુદી જુદી વિભક્તિઓ અને નામયોગી અવ્યયો કેવી રીતે જુદા જુદા સ્તુત્યર્થવાદના કામમાં આવે છે તેનો વિસ્તાર અધિકાર વિચારમાં આવશે.

---

* અહિયા કૃદંતના કેટલાંક ઉદાહરણ આપ્યાંછે તેનાં તે ઉદ્દેશ્યનો સ્તુત્યર્થવાદ કરેછે એમ પણ કહી શકાય. મૂળ જોતાં તો એ પ્રમાણેજ છે, પણ રૂઢિથી વિધેય સાથે સંબંધ ધરાવતા હોય એમ દેખાય છે.

૨૩. ક્રિયા વિશેષણ જેમ ચાર પ્રકારનાં છે તેમ વિધેયના સ્તુત્યર્થવાદ પણ ચાર પ્રકારના થઈ શકે છે.

| | |
|---|---|
| કાળવાચક સ્તુત્યર્થવાદ. | તમે ગઈ કાલે આવ્યા હતા. |
| સ્થળવાચક સ્તુત્યર્થવાદ. | તમે મારે ઘેર આવ્યા હતા. |
| રીતિવાચક સ્તુત્યર્થવાદ. | તમે પગે ચાલીને આવ્યા હતા. |
| કાર્ય કારણવાચક સ્તુત્યર્થવાદ. | તમે મને મળવા આવ્યા હતા. |

### વિધેય પૂરણપદ.

૨૪. વિધેય પૂરણપદનું સ્વરૂપ તથા સ્તુત્યર્થવાદ ઉદ્દેશ્યના જેવાજ છે.

જે જે વર્ગના શબ્દ અથવા શબ્દાવળી ઉદ્દેશ્ય થઈ શકેછે તે વિધેય પૂરણ પણ થઇ શકે, અને જે જે સબળા શબ્દ અથવા શબ્દાવળીવડે ઉદ્દેશ્યના અર્થમાં વધારો થઈ શકેછે તે તે શબ્દ અને શબ્દાવળી વડેજ વિધેય પૂરણની પણ વૃદ્ધિ થાયછે.

૨૫. સંમિશ્રવાકયમાં એક મુખ્ય અને એક અથવા અનેક ગૌણ ઉપવાક્ય હોયછે.

૨૬. એ ગૌણ ઉપવાકય નામરૂપ, વિશેષણરૂપ, કે ક્રિયા વિશેષણરૂપ હોય; જેમકે—

(अ.) નામરૂપ ઉપવાકયઃ—રજપૂત લડાઈમાં પાછો હઠે એ સંભવિત નથી.

(ब.) વિશેષણરૂપ વાકયઃ—લડાઈમાંથી નાશી આવે તે રજપૂતને તેની સ્ત્રીઓ પણ તુચ્છ ગણાતી હતી.

(क.) ક્રિયા વિશેષણરૂપ ઉપવાકય { જ્યારોરે શૂરવીર રણમાં પડેછે ત્યારે તે સ્વર્ગમાં જાયછે એમ રજપૂતો માનતા હતા.

૨૭. નામરૂપ ગૌણ વાકય ને મુખ્ય વાકયની જોડે જોડવાને સારૂ "એ તે" "કે" એવા દર્શક શબ્દ વાપરવા પડેછે, અને નામરૂપ ઉપવાકય (નામના ધર્મ પ્રમાણે) ઉદ્દેશ્ય, વિધેય, કે વિધેય પૂરણનું કામ વાકયમાં કરે છે. જેમકેઃ—

ए. પાપી માણસ સુખી થાય એ સંભવિત નથી. (ઉદ્દેશ્ય)

(के) બાળકનો ધર્મ છે કે મા બાપની આજ્ઞા માનવી (વિધેય)

(ते.) તમે કહ્યું તે હું કબુલ કરૂંછું. (વિધેયપૂરણ)

૨૮. વિશેષણરૂપ ઉપવાકયને આરંભે "જે," જેવું."જેટલુ" "જેવડું" એવાં તત્પદાપેક્ષક પદ આવેછે, અને તેનું ઉત્તરપદ (વિશેષ્ય સહિત કે વિશેષ્યને અધ્યાહાર રાખી.) મુખ્ય વાકયમાં ઉદ્દેશ્ય, વિધેયપૂરણ, કે વિધેય સ્તુત્યર્થ-વાદકનું કામ કરેછે. જેમકે:—

(જે.) જે માણસ ભણેછે તે ડાહ્યું થાયછે. (ઉદ્દેશ્ય)

(જેવું) તમારે જેવું જોઇએ તેવું લો. (વિધેયપૂરણ)

(જેટલુ.) તમે જેટલું કહ્યું તેટલું ખરૂંછે. (ઉદ્દેશ્ય.)

(જે) અમે રહેતા હતા તે ઘરમાં. હાલ કોણ રહેછે? (વિધેય સ્તુત્યર્થ વાળું.)

(જેવડું.) { આજે જેવડો સાપ જોયો તેવડો કોઇ દહાડો મેં દીઠો નહતો. } (વિધેયપૂરણ.)

૨૯. ક્રિયાવિશેષણરૂપ ઉપવાકયને આરંભે "જ્યાં," "જ્યારે," અને "જેમ," એવા ક્રિયા વિશેષણ આવેછે, અને તેનું ઉત્તરપદ (ત્યાં, ત્યારે, તેમ) મુખ્ય વાકયના વિધેયપદનો સ્થળ, કાળ, કે રીતિ સંબંધી સ્તુત્યર્થ વાદ કરેછે. જેમકે:—

(જ્યાં.) જ્યાં જાઓ, ત્યાં નશીબ બે ડગલાં આગળનું આગળ. (સ્થળ)

(જ્યારે.) જ્યારે જોશો, ત્યારે જાણશો. (કાળ)

(જેમ.) જેમ ચાહે, તેમ એ કરેછે. (રીતિ.)

૩૦. નામરૂપ ઉપવાકયની જોડે નામયોગી અવ્યય મળ્યાથી ક્રિયા વિશેષણરૂપ થઇ જાયછે, પણ તે જોડાતાં પહેલાં વચમાં "એ," "તે" એવા શબ્દ મૂકવા પડેછે.

હું બોલ્યો એમાં મેં શું ખોટું કર્યું? (સ્થળ.)

તમે આવ્યા તે પહેલાં તે ગયો હતો. (કાળ.)

આપે ફરમાવ્યું તે મુજબ મેં કર્યું છે. (રીતિ.)

૩૧. વિશેષણરૂપ ઉપવાકયના ઉત્તરપદની જોડે વિભકત્યંત અથવા નામયોગ્યંત નામ જોડાયાથી ક્રિયાવિશેષણરૂપ ઉપવાક્ય થાય છેઃ—જેમકે

તમે જે ગામમાં ગયા હતા તે ગામમાં કોનું રાજ છે? (સ્થળ.)

હું રહુંછું તે ઘરની પાસે નિશાળ છે. (સ્થળ.)

તમે આવ્યા તે વખતે હું બહાર ગયો હતો. (કાળ)
એણે જેટલા દહાડા રાજ કર્યું તેટલા દહાડા સુધી પ્રજા દુખી હતી. (કાળ)
તમે કહ્યું તે રીતેજ મેં તેને કહ્યું છે. (રીતિ.)
તમે બતાવી તે રીત પ્રમાણે મેં હિસાબ ગણ્યોછે. (રીતિ.)

## वाक्य विचार संबंधित वाक्य:

૩૨ સબંધિત વાક્યનાં ઉપવાક્યો સહગામી કહેવાય છે, કેમકે વાક્યમાં તે બધાં સરખાજ અધિકારનાં છે.

એ ઉપવાક્યોમાં કોઈ મુખ્ય અને કોઈ ગૌણ હોય એમ નથી. સઘળાં એક બીજાથી નિરાળોજ અધિકાર ચલાવેછે. **સહગામી** એટલે જોડે આવનારાં.

એ રીતે એ ઉપવાક્યો જાતે સ્વતંત્ર વાક્ય છતાં એક બીજા સાથે કાંઈ સંબંધ ધરાવતા હોયછે. અને તે બધા મળીને સંયુક્ત પણ એકજ નિર્ણય થાયછે, તેથી તે નિરાળાં વાક્ય ન ગણાતાં એક વાક્યનાં અંગજ ગણાયછે.

૩૩ સહગામી ઉપવાક્યો વચ્ચે અનુકુળ સંબંધ, પ્રતિકુલ સંબંધ વિકલ્પ સંબંધ, કે કાર્ય કારણ સંબંધ હોયછે.

**"हुं आव्यो अने ते गयो"** એમાં "હું આવ્યો" અને "તે ગયો" એ બે ક્રિયા એક બીજાને અનુકુળછે તેથી આ અનુકુળ સંબંધિત વાક્ય કહેવાય.
**"हुं आव्यो पण ते जतो रह्यो."** એ બે ઉપવાક્યમાં જે બે ક્રિયાઓછે તે એક બીજાથી પ્રતિકુલ છે અને તેથી એ વાક્યને પ્રતિકુલ સંબંધિત વાક્ય કહીએ.

**"हुं आवीश के तमे आवजो."** હું આવું કે તમે આવો એ બે વાતનો અહિંયા વિકલ્પ રહેલોછે તેથી એ વિકલ્પ સંબંધિતવાક્ય કહેવાય.

**"हुं आव्यो केमके तमे मने बोलाव्यो हतो."** એમાં બીજું વાક્ય કારણ અને પહેલું વાક્ય કાર્ય છે.

**"हुं आव्यो; माटे तमारे पण आववुं जोइये."** એમાં પહેલું વાક્ય કારણ અને બીજું વાક્ય કાર્ય છે. „

કાર્યકારણ સંબંધિત વાક્ય અને કાર્યકારણદર્શક ક્રિયાવિશેષણરૂપ ઉપવાક્યથી થએલું સંમિશ્ર વાક્ય એ ઘણીવાર રૂપમાં એવાં સરખાં દેખા-

પછે, કે તેને ઓળખતાં મહેનત પડેછે. "हुं आव्यो माटे तमारे पण आववुं जोइये." એ સંબંધિત વાક્ય નથી, પણ સંમિશ્ર વાક્યછે; તથાપિ વિરામ ચિન્હના ફેર સિવાય બીજો ફેર ઉપર જે સબંધિત વાક્ય આપ્યુંછે તેના કરતાં એમાં કાંઈ પણ રૂપમાં જણાતો નથી. પણ અર્થમાં ફેર મોટો છે. "हुं आव्यो माटे तमारे पण आववुं जोइए." એમ જે બોલેછે તેના મનમાં મુખ્ય વાત કહેવાની તો એજછે કે "તમારે આવવું જોઇએ" અને તેનો કારણદર્શક સ્તુત્યર્થવાદ કરવાને સારૂજ "હું આવ્યો" એમ બોલેછે. એથી ઉલટું "हुं आव्यो; माटे तमारे पण आववुं जोइए." એમ બોલનારના મનમાં "હું આવ્યો" અને "તમારે આવવું જોઇએ" એ બંને વાત મુખ્યછે, અને એ બંને વાતને કાર્ય કારણના સંબંધમાં રાખવીછે માટેજ તે બંનેને એક વાક્યમાં બોલે છે. વળી એક વાક્યમાં "માટે" નામ યોગીછે અને બીજામાં વાક્ય યોગીછે. એથી, તેથી, વગેરે શબ્દોથી જોડાએલાં વાક્યોને તો સંબંધિત નજ ગણવા.

हुं आवुं, तो तमे आवजो" એ વાક્યમાં પણ બંને ઉપવાક્યો વચ્ચે કાર્ય કારણનોજ સંબંધછે. જ્યારે બે ક્રિયાઓ નિશ્ચયાર્થમાં નથી, પણ તેમાંની એક ક્રિયાનું બનવું બીજી ક્રિયાના બનવા ઉપર આધારરાખેછે ત્યારે તે બે ઉપવાક્યને જોડવા સારૂ "जो, तो" વપરાયછે; અને જો નિશ્ચયાર્થની ક્રિયાઓ વચ્ચે કાર્ય કારણનો સંબંધ હોય તો "माटे, केमके" વગેરે વાક્યયોગીઓ વપરાય છે.

ઉપલા વાક્યને કેટલાક સંમિશ્ર કહેછે અને "તમે આવજો" એને મુખ્ય વાક્ય ગણેછે. અર્થમાં "હું આવું" એ ગૌણ વાક્ય છે ખરૂં પણ વાક્ય રચનામાં તે ગૌણ નથી. રચનાની રીતે તે મુખ્ય વાક્યમાંનું કાંઈ પણ કામ કરે એમ નથી, અને કારણદર્શક છે માટે એ મુખ્ય વાક્યનો સ્તુત્યર્થ વાદ કરેછે; એમ માનીએ તો પછી કારણ દર્શક સંબંધિત વાક્ય કોઇજ રહેશે નહિ. મુખ્ય વાક્યનું રચના વિચારે કાંઇ પણ કામ કરે તેજ ઉપવાક્યને ગૌણ ગણવું એ નિયમ સારોછે.

## संबंधितवाक्यनुं संकोचन.

૩૪ સહળામી ઉપવાક્યોમાં જ્યારે ઉદ્દેશ્ય, વિધેય, વિધેય પૂરણ,

કે કોઈ સ્તુલ્યર્થવાદ સામાન્ય હોય છે, ત્યારે બહુધા તેની પુનરૂક્તિ કરવામાં આવતી નથી, અને તે પ્રસંગે તે સંબંધિત વાક્ય સંકોચાએલુંછે એમ બોલાય છે.

૩૫ માટે સંબંધિતવાક્યમાં (अ) બે અથવા અધિક ઉદ્દેશ્ય અને એક વિધેય, (ब) બે અથવા અધિક વિધેય અને એક ઉદ્દેશ્ય, (क) એક વિધેય અને બે અથવા અધિક વિધેય પૂરણ, (ड) એક વિધેય અને તેના બે અથવા અધિક સ્તુલ્યર્થવાદ હોઈ શકેછે.

(अ) **"काळो घोडो अने राती गाय चरेछे"** એ સંબંધિત વાક્ય છે અને "કાળો ઘોડો ચરેછે" અને "રાતી ગાય ચરેછે" એ બે એનાં સહગામી ઉપવાક્યછે. સામાન્ય પદ "ચરેછે" એની પુનરૂક્તિ ન કરવાને સારૂ એ વાક્યનું સંકોચન કર્યુંછે.

(ब) **"हवा गरमीथी फूलेछे अने हलकी थायछे."** એમાં બંને વિધેય પદનો ઉદ્દેશ્ય "હવા" શબ્દજછે તેથી તેની પુનરૂક્તિ કરી નથી. જો એ વાક્યને ન સંકોચીએ તો "હવા ગરમીથી ફુલેછે, અને હવા ગરમીથી હલકી થાયછે" એ પ્રમાણે બોલવું પડે.

(क) **" तेणे पांच रुपिआ अने छ आना आप्या. "** એમાં "તેણે પાંચ રૂપિઆ આપ્યા" અને "તેણે છ આના આપ્યા" એવાં બે સહગામી વાક્યો મળેલાંછે.

(ड) **" उद्योग अने खंत विना कांई थई शकतुं नथी "** એ સંકોચાએલા સંબંધિત વાક્યને હતું તેવું કરીએ તો આ પ્રમાણેથાયઃ– ઉદ્યોગ વિના કાંઈ થઈ શકતું નથી, અને ખંત વિના કાંઈ થઈ શકતું નથી".

ઉદ્દેશ્ય અને વિધેયપૂરણના પણ અનેક સ્તુલ્યર્થવાદ વાક્યમાં આવેછે અને તે વેળા તેને સંકોચાએલું સંબંધિત વાક્ય ગણીએ, તો ગણી શકાયઃ—જેમકે "સદ્ગુણી અને શાણા લોકો સુખી થાયછે" એમાં "સદ્ગુણી લોકો સુખી થાયછે" અને "શાણા લોકો સુખી થાયછે" એવાં બે સહગામી વાક્ય ગણીએ તો ગણાય, તો પણ એ વાક્યને સરલ ગણવું એ વધારે સારૂં છે. તેમજ વ્યાસ અને વાલ્મીકના કાવ્યને ઇંગરેજ લોકો બહુ વખાણેછે" એમાં બે સહગામી વાક્ય ન પાડતાં વિધેય પૂરણ

'કાવ્ય'નોજ " વ્યાસ અને વાલ્મીકના " એ વધારોછે એમ ગણીએ તો કાંઈ હરકત નથી.

## વાક્યનો રચના વિચાર લખી બતાવવાની રીત.

૧. વાક્યમાં ક્રિયાપદ અધ્યાહાર કે પ્રગટ રૂપે કેટલાંછે તે શોધી કહાડવાં, અને પછીજો તે એક હોય જો તે વાક્ય સરળછે એમ જાણવું.

કૃદંત અને ક્રિયાપદનો ભેદ આ પ્રસંગે ભૂલવો નહિ. કૃદંતનો કર્તા વાક્યમાં કર્તા રૂપે હોતો નથી, અને ક્રિયાપદને હમેશાં કર્તા હોયજછે.

સંકોચાએલા સંબંધિત વાક્યમાં પ્રગટ ક્રિયાપદ એકજ માલમ પડે, પણ અધ્યાહાર રૂપે ઘણા હોયછે, અને તેથી એવા વાક્ય ઘણી વાર સરળના જેવા દેખાય તો પણ તેના દેખાવ ઉપરથી ભુલ ન ખાવી.

૨. જો એકથી અધિક ક્રિયાપદ માલમ પડે, તો તે ક્રિયાપદ જે ઉપવાક્યમાં આવેલાંછે તે સહગામી છે, કે મુખ્ય ગૌણનો પરસ્પર સંબંધ રાખનારછે તે વિચારી જોવું, અને તે ઉપરથી તે સંબંધિત કે સંમિશ્ર વાક્ય છે તેનો નિશ્ચય કરવો.

૩. આપેલા વાક્યની જોડેજ તે કયા વર્ગનું વાક્ય છે તે જણાવવું, અને તેનો પેટાવર્ગ પણ સૂચવવો:—જેમકે સંકોચાએલું સંબંધિત વાક્ય, મૂળવાદક સરલવાક્ય, વગેરે.

૪. સરલવાક્યનો રચનાવિચાર અથવા પ્રથક્કૃતિ લખી બતાવવાને સારૂ પ્રથમ ત્રણ મોટાં ખાનાં પાડવાં અને તે દરેકમાં બે પેટાખાનાં પાડવાં. પહેલા ખાનાની પહેલી હારમાં ઉદ્દેશ્ય તથા તેના સ્તુત્યર્થવાદ લખવા, અને બીજી હારમાં તે સંબંધી વિશેષ હકીકત લખવી. તેમજ બીજા ખાનામાં વિધેય, અને ત્રીજામાં વિધેયપૂરણ તથા તેના સ્તુત્યર્થવાદ તથા વિશેષ હકીકત લખવી.

૫. સંમિશ્ર તથા સંબંધિત વાક્યના બધાં ઉપવાક્ય હારબંધ લખવાં, તેના ઉપર **अ ब क** વગેરે અક્ષરોની નિશાની માંડવી, અને તેની સામા તે પ્રત્યેક ઉપવાક્ય બીજા ઉપવાક્ય સાથે કેવો સંબંધ ધરાવે છે તે લખવું.

**आ सर्वशिक्षकसंपत्तिसंपन्न महेताजी तमारी बगडी गएली निशाळने निश्चय थोडा वखतमां सुधारशे**—સામાન્ય સ્તુત્યર્થવાદક સરળ વાક્ય.

| ઉદ્દેશ્ય તથા તેના સ્તુત્યર્થવાદ. | વિશેષ હકીકત. | વિધેય તથા તેના સ્તુત્યર્થ. | વિશેષ હકીકત. | વિધેય પૂરણ તથા તેના સ્તુત્યર્થવાદ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| મહેતાજી. | નામ. | સુધારશે. | એકલું ક્રિયાપદ. | નિશાળ. | નામ. |
| ૧. આ | વિશેષણવત્. સર્વનામ. | ૧. નિશ્ચય. | ક્રિયાવિશેષણવત્ નામયોગ્યંત નામ. | ૧. તમારી. | વિશેષણવત્ષષ્ઠ્યંત સર્વનામ. |
| ૨. સર્વશિક્ષક સંપત્તિ સંપન્ન. | વિશેષણ. | થોડા વખતમાં. | ક્રિયા વિશેષણ રૂપ નામ યોગ્યંત શબ્દાવળી. | બગડી ગએલી. | વિશેષણવત્ વિશેષ ભૂત કૃદંત. |

तेणे कह्युं के ज्यारे हुं तमने मळीश, त्यारे तमे जे वात सांभळी छे तेनो हुं बधो खुलासो करीश—સંમિશ્રવાક્ય.

अ તેણે કહ્યું — ब નું મુખ્ય વાક્ય.

ब. કે હું બધો ખુલાસો કરીશ — अ નું નામ રૂપ ગૌણ ઉપવાક્ય–વિધેયપૂરણ અને ક તથા ડ નું મુખ્ય વાક્ય.

क. તમે જે વાત સાંભળી છે તેનો — ब નું વિશેષણ રૂપ ગૌણ ઉપવાક્ય—વિધેયપૂરણનો સ્તુત્યર્થવાદ.

ड. જ્યારે હું તમને મળીશ ત્યારે — ब નું ક્રિયા વિશેષણ રૂપ ગૌણ ઉપવાક્ય—કાળદર્શક સ્તુત્યર્થવાદ.

आपणे केटलीक वार सत्कर्म करीए, त्यारपछी ते सहेलां लागेछे; अने ज्यारे ते सहलां लागेछे, त्यारे तेमां आनंद उपजवा मांडेछे; अने ज्यारे तेमां आनंद उपजेछे, त्यारे ते आपणे वारंवार करीए छईए—સંબંધિતવાક્ય.

अ આપણે કેટલીકવાર સત્કર્મ કરીએ ત્યારપછી — બનું કાળદર્શક ક્રિયાવિશેષણ રૂપ ગૌણ ઉપવાક્ય.

ब. તે સહેલાં લાગેછે— अ નું મુખ્ય ઉપવાક્ય.

| | |
|---|---|
| क. અને જ્યારે તે સહેલાં લાગેછે ત્યારે. | ड નું કાળદર્શક ક્રિયાવિશેષણ રૂપ ગૌણ ઉપવાક્ય. |
| ड. તેમાં આનંદ ઉપજવા માંડેછે— | क નું મુખ્ય અને व નું સહગામી ઉપવાક્ય |
| इ. અને જ્યારે તેમાં આનંદ ઉપજેછે ત્યારે | फ નું કાળદર્શક ક્રિયાવિશેષણ રૂપ ગૌણ ઉપવાક્ય. |
| फ. તે આપણે વારંવાર કરીએ છઈએ | इं નું મુખ્ય અને व તથા ड નું સહગામી ઉપવાક્ય. |



# अक्षरलिपिनी उत्पत्ति.

"બચ્ચા, બાવનનો વિસ્તાર" એમ હાલ કહેવું અને સમજવું બહુ સહેલ છે, પણ પ્રથમ ભાષાનાં તમામ ઉચ્ચારણોનું પ્રથક્કરણ કરી તેનાં મૂળતત્વોને જૂદાં પાડવાં તથા તેને માટે એકેકું લેખી ચિન્હ કલ્પવું એ સહેલી વાત નથી. એ કરવા કરતાં પણ તેમ કરવાનો વિચાર ઉઠવો એ વધારે મુસ્કેલ છે. કદાપિ કોઈ અસાધારણ બુદ્ધિનો પુરૂષ એમ પણ કરી શકે એમ અમે ધારીએ, તો પણ બધા લોક તે કબુલ રાખી તે પ્રમાણે લખવા માંડે એ પણ તેવીજ અસંભવિત વાત છે. મતલબ કે હાલ કક્કો લખતાં વાંચતાં શીખવું એ બાળક્રિડા સમાનજ આપણે ગણીએ છઈએ; તોપણ ગંભીરાઇથી વિચાર કરીએ છીએ ત્યારે જેમ બીજા રોજના સહવાસથી સહેલા થઈ પડેલા પણ મૂળ જોતાં મહા વિકટ શોધેની પેઠેજ લિપિની ઉત્પત્તિ પણ માણસની અક્કલને ગભરાવી નાંખેછે. આ કારણથીજ લિપિદાન તો કોઇ દેવ દેવીએ અમને કર્યુંછે એમ અસલના સઘળા લોક માનતા હતા.

લિપિની ઉત્પત્તિ વિષે યુરોપના વિદ્વાનોએ હાલ ઘણા ઘણા શોધ અને અવલોકન ઉપરથી એવો સિદ્ધાંત કર્યોછે કે દુનિયામાં પ્રથમ વસ્તુ ચિત્ર લિપિ નીકળી, ત્યારપછી તેણે શબ્દ ચિત્ર લિપિનું રૂપ પકડ્યું અને તેમાંથી ધીમે ધીમે શબ્દલિપિ અને છેવટે હાલ જે આપણામાં અક્ષરલિપિની રીત ચાલેછે તે ઉત્પન્ન થઈ આવી. આ શીરીતે થયું તેની સમજ નીચે પ્રમાણે છે.

વસ્તુ ચિત્રલિપિ એટલે જે વાત કહેવી હોય તે બધી ચીતરી બતા-

વવી. બેશક પોતાના મનના વિચાર દૂરના માણસને જણાવવાનો આ રસ્તોજ સ્વાભાવિકપણે પહેલ વહેલો સૂઝી આવે એમછે; અને અદ્યાપિ કેટલાક જંગલીલોકો એ પ્રમાણેજ કરેછે. ઉત્તર અમેરિકાના સુપિરિયર સરોવરની પાસે એક ખડક ઉપર ત્યાંના જંગલી ઇંડિયનોએ પોતાનો કીર્તિલેખ કોતર્યોછે. તેની લિપિ વસ્તુચિત્રનીજછે. એ કીર્તિલેખનો પ્રસંગ એવો જણાયછે કે એ ટોળીના સરદારે જળમાર્ગે જઈ કોઈ શત્રુ ટોળીનો સંહાર કર્યો હતો, અને તે વેળા તેની મદદે બીજી ટોળીનો સરદાર બગલા નામે કોઈ હતો. આ લડાઇનો ઇતિહાસ તે જંગલી લોકે ખડક ઉપર આ રીતે કોતર્યો છે. તેમણે પ્રથમ તો પાંચ હોડકાં ચીતર્યાં છે, અને તેમાં બધાં મળીને એકાવન માણસ દેખાયછે. એની આગળ એક ઘોડેસ્વાર કાઢ્યો છે, અને એ ટોળીઓના સરદાર જેવો દંડ રાખેછે તેવો તેના હાથમાં આપ્યોછે. એની પાસે એક બગલું ચીતર્યું છે. તે ઉપરથી જણાય છે કે એ સરદારે એકાવન માણસની સાથે હોડકાંમાં બેસી એ હુમલો કરેલો અને તે વેળા તેનો મિત્ર બગલો પણ તેની જોડે હતો. સામે કાંઠે જતાં તેમને કેટલા દહાડા લાગ્યા, તે જણાવવાને સારૂ આકાશનો ઘૂમટ કાઢી તેમાં ત્રણ વાર સૂરજ ચીતર્યો છે. એ ઉપરથી સમજાયછે કે એ જળ પ્રયાણને ત્રણ દિવસ લાગેલા. સામે કાંઠે જઈ પહોંચ્યા એ વાત કહેવાને સારૂ કાચબો કાઢ્યોછે. ઘણા ચિત્રલેખમાં કાચબો એ પૃથ્વિવાચક ચિન્હ છે.

કોઇને એમ લાગશે કે આનો માત્ર ચિત્રામણજ થયાં. એને લેખન કળા કોઈ પણ પ્રકારની શી રીતે કહી શકાય? પણ એમાંજ લેખનકળાનાં કાંઇક મૂળ આવી ગયાંછે. એમાં તમે જોશો કે એ સરદારના મિત્રને માણસરૂપે ન ચીતરતાં તેનું નામ જે બગલો હતું તેનુંજ ચિત્ર પાડ્યુંછે. આ વસ્તુનું નહિ પણ માત્ર શબ્દનું, ધ્વનિનુંજ ચિત્ર થયું. વસ્તુને પડતી મૂકી તેના શબ્દને, ધ્વનિને, ઉચ્ચારણનેજ પકડવું, એ ચિત્રકળામાંથી નીકળી લેખનકળામાં આવવાનું પહેલું પગલું છે. હજી એમાં ચિત્રલિપિનું અંગ પણ રહેલું છે એ વાત ખરી, પણ તેની સાથે શબ્દલિપિ પણ દાખલ થઈ ચૂકી. માટેજ અમે એને શબ્દ ચિત્રલિપિ કહીએ છઇએ.

વિલાતમાં છોકરાંઓ "રેબસ" નામની એક લખવાની રમત કરેછે. તે એક જાતની શબ્દચિત્રલિપિજ છે;—જેમકે "જુવાળ" શબ્દ લખવો હોય તો પહેલી એક જુ અને પછી વાળ ચીતરી પૂછે કે વાંચો આ શું

લખ્યું.*આ રમતની વધારે સમજ પડવા સારૂ પહેલાં સ્રીબોધ વગેરે પારસી ચોપાનીયામાં એવી રમુજો આવતી હતી તે વાંચી જોવી.

હાલ જે છોકરાંઓની માત્ર રમતજ થઇ પડીછે તે કોઈ સમે ગંભીર માણસોની લેખનકળા હશે એમ કહેવું એ કાંઈ કલ્પનાનુંજ નથી. અમેરિકાના મેક્સિકન લોકો જ્યારે પહેલવહેલા જોવામાં આવ્યા, ત્યારે તેમનામાં આ બીજા પ્રકારની લિપિ ચાલતી હતી, અને તેઓ સ્પાનિયર્ડને તાબે થયા, સહવાસમાં આવ્યા, અને ખ્રીસ્તી થયા તો પણ તે કોઈ કોઈ વખત એ લિપિજ વાપરતા. "આમેન" શબ્દ તેઓ પાણી અને એગીયાના ઝાડનું ચિત્ર પાડી લખતા, કેમકે તેમની ભાષામાં "આ" નો અર્થ પાણી અને "મેન" નો અર્થ એગીઓ થાયછે.

આ પ્રમાણે કરતાં પણ ભાષાના શબ્દો જેમાં ઘણા તો નિરાકાર વસ્તુ કે ભાવક્રિયાવાચક છે, તે બધાજ શબ્દો ચિત્ર પાડીને લખી બતાવવા એ બેશક બહુ મુશ્કેલ છે. પણ માણસની બુદ્ધિ આગળ કાંઇ અશક્ય જણાતું નથી. મિસરના અસલી લોક જે તેમની વિદ્યા કળાને માટે અમર કીર્ત્તિ મૂકી ગયાછે, તે પોતાના અધ્યાત્મિક વિચારને પણ શબ્દ ચિત્રલિપિથી બરાબર લખવાને શક્તિમાન થયા હતા. ઉદાહરણ દાખલ અનાદ્યંતતા જણાવવાને તેઓ કુંડાળું કાઢતા, કેમકે કુંડાળા ઉપર આંગળી ફેરવ્યા કરીએ તો તેનો કદી પણ છેડો આવતો નથી. સર્પને મહાબુદ્ધિવાળું પ્રાણી જાણી તેનું ચિત્ર પાડી ડહાપણ શબ્દ સૂચવતા. એ રીતે ચિત્રમાર્ગેજ એ લોક બધા પોતાના વિચાર જણાવતા અને તેની મદદથી કીર્ત્તિ લેખોજ નહિ પણ ગહન વિષયો ઉપર પુસ્તકો લખી શક્તા. એ જૂના મિસરીઓની લિપિ "હાઇરોગ્લિફિક્સ" એટલે પવિત્ર લેખ એ નામથી ઓળખાયછે. ઇજીપ્તના મોટા હેરત ઉપજાવનારા પિરામીડો ઉપર ઠેકાણે ઠેકાણે આ લિપિમાંજ લખેલું છે, અને તે ઉકેલવાની કુંચી યૂરોપના પંડિતોએ ઘણા પરિશ્રમથી શોધી કાઢીછે.

આ પ્રમાણે શબ્દચિત્રલિપિનો જ્યારે એવો વિસ્તાર થાય કે દરેક શબ્દને માટે એકેકુ ચિત્ર મુકરર થાય, ત્યારે પછી એ દરેક ચિત્રને બરાબર મૂળ વસ્તુ પ્રમાણે ચીતરવાની જરૂર રહેતી નથી, કેમકે હવે તે વસ્તુસૂચક નહિ પણ શબ્દ સૂચક થઈ રહ્યુંછે. હવે તો એટલુંજ લખનારે ધ્યાન રાખવાનું છે કે એક ચિત્ર બીજા ચિત્રથી ઓળખાઈ શકે એમ

લખવું. એક ચિત્રનો બધો આકાર ન પાડતાં જે બાબતમાં તે બીજા ચિત્રોથી જૂદું પડતું હોય તેજ બાબત ઉપર ખસુસ લક્ષ આપી તે ચીતરવું. જેમકે આપણી લિપિ તો અક્ષરની છે તોપણ તેનો દાખલો લઇએ, તો ખ ને બ લખવામાં સરખા થઈ ન જાય એ ઉપરજ સારો લખનાર વધારે ધ્યાન આપેછે. એ ખ મૂળ સંસ્કૃત ख ઉપરથી નીકળ્યો છે અને તેથી એનાં ર ને વ જેવા બે અક્ષર બરાબર દેખાડવા ઉપર કોઇપણ લક્ષ આપતું નથી, અને ઘણા તો જાણતા નથી કે એ રીતે ગૂજરાતી ખખો ઉત્પન્ન થયોછે. એજ પ્રમાણે ચિત્ર લિપિના ચિત્રોને ટુંકાવી નાંખી છેવટે સંજ્ઞા રૂપ ચિન્હો રાખ્યાં. શબ્દચિત્રલિપિ જ્યારે આવી સ્થિતિએ સુધરીને આવેછે, ત્યારે તેને માત્ર શબ્દલિપિ કહેવી એજ વધારે ઉચિત છે, કેમકે હવે એ લિપિમાં દરેક શબ્દને માટે જૂદાં જૂદાં લખવાના ચિન્હ મુકરર થઈ ગયાં હોયછે. એને ઇંગ્રેજીમાં "હાઍરેટિક" કહેછે.

શબ્દ લિપિનો સંપૂર્ણ નમુનો હાલ ચીના લોકમાં તૈયાર છે. ફટાકાની પેટી ઉપર ચીનાઈ અક્ષર આવેછે તે તો સૌએ જોયા હશે. એ ચીન દેશની લિપિ છે. એ લિપિમાં વિલક્ષણપણું એછે કે આપણે જેમ "બાવન" થીજ સઘળું લખીએ વાંચીએ છીએ તેમ ન કરતાં એ લિપિમાં તો દરેક શબ્દને માટે એકેકો અક્ષર જૂદોજ કલ્પેલો છે. તેથી ચિનાઈ વિદ્યાર્થિનો જન્મારો કક્કો ભણવામાંજ જતો રહેછે. વ્યવહારી કેળવણી લેનારને ૩૦૦૦ ૪૦૦૦ અક્ષરો શીખવવા પડેછે, અને પછી જેમ વિદ્વાન વધારે તેમ તે વધારે અક્ષર ભણેલો છે એમ સમજવું. આ લિપિની કડાકુટ આવી તમે જોશો, ત્યારેજ તમને સમજાશે કે આપણી અક્ષરલિપિ કેવી સુધરેલી, સુગમ, ને ફાયદાકારક છે.

અક્ષરલિપિની ઊત્પત્તિની માટે ગ્રીક લોકમાં એવી દંત કથાછે કે કાડમસ નામના એક પુરૂષે તે પ્રથમ ગીસમાં દાખલ કરી, અને તેને તેઓ ઈશ્વરી માન આપતા. એ જાતે ફિનિશિયાનો રહેવાસી હતો. ઈતિહાસકાર ટાસિટસ એ બાબત લખેછે કે મિસરી લોક ચિત્રલિપિથી લખતા અને તેની પાસે શીખીને જાણે પોતેજ શોધક હોય તેમ ફિનિશિયાના વેપારીઓએ અક્ષરલિપિ ગ્રીસમાં દાખલ કરી, આ વાત ખરીછે. અક્ષરલિપિની નવાણું ટકા ખોળતો મિસર દેશમાંજ થઈ ચૂકી હતી. ઈ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ ઉપરના જે " પવિત્ર લેખો" છે તે જોતાં પણ માલમ

પડેછે કે વસ્તુ ચિત્ર મૂકી શબ્દ ચિત્ર લખવાનું પસંદ કરે તો તેમ કરવાની કળા એ લેખકોના હાથમાં હતી. એમ ભાસેછે કે "રેબસ"ની રમતનીરીતે શબ્દ ચિત્ર દાખલ થયા પછી એક નવીજ જુક્તિ માણસને લખવાની સૂઝી આવી. વસ્તુનું નહિ પણ તેના ઉચ્ચારણનુંજ ચિન્હ જરૂરનું છે એટલું સમજાયા પછી સ્વાભાવિકપણેજ તે વસ્તુના આકારને મૂકી તેના ઉચ્ચારણ ઉપર વધારે લક્ષ આપવા માંડયું. એ અરસામાં કોઇને એમ લાગ્યું કે "જુ" ને "વાળ" એવાં પદ પાડી ચીતરીએ છીએ તે કરતાં દરેક અક્ષરનેજ પકડીએ તો કેમ, અને અક્ષર લખવાને માટે એમ કરવું કે તે જેનો આદ્યાક્ષર હોય તે વસ્તુનું ચિત્ર પાડવું. એટલે ક લખવો હોય તો કમળ, ખ લખવો હોય તો ખાજું, ગ લખવો હોય તો ગાય ચીતરવી. એને આદ્યાક્ષર સૂચક શબ્દ ચિત્રલિપિ કહીએ તો ચાલે. આવી લિપિતો મિસરી લોકોએ પરિપૂર્ણતાએ પહોંચાડી હતી એમ તેમના લેખો ઉપરથી સાફ જણાય છે. ખામી એમાં એટલીજ હતી કે તેઓ આ પ્રમાણે અક્ષરવાર જોડણી કરીને શબ્દો લખતાં; અને વળી તે આખા શબ્દનું ચિન્હ પણ તેની જોડે ચીતરતા. જાણે બીહીના હોયકે અક્ષરલિપિ કોઇને ન ઉકલે તો આ શબ્દ ચિત્રથી પણ તે વાંચી શકે. મતલબ કે તેમના લખાણમાં શબ્દચિત્રલિપિ અને અક્ષરલિપિ સેળભેળ થઈ ગએલી હતી ધર્મના લેખ ચિત્રલિપિમાંજ બહુધા હોવાથી ચિત્ર કાઢી નાંખવા એ લોકને રૂચ્યાં નહિ હોય. જૂના ધર્મલેખ વાંચવા લખવાને માટે શબ્દ ચિત્રલિપિનો અભ્યાસ જરૂરનો પણ હતો, અને તે જાણીજ ધર્માલયોની શાળામાં એ બંને લિપિ સેળભેળ શીખવવાનો ધારો રાખ્યો હશે. વ્યવહારી કામમાં તો કેવળ અક્ષરલિપિજ વાપરતા હોય એમ પણ બને એમ છે. એ ગમે તેમ હો, પણ વ્યવહાર બુદ્ધિના ફિનિશિયન વેપારીઓએ તોજોયું કે હવે વસ્તુનાં ચિત્રામણની રીત નિરૂપયોગી છે, અને તેમણે અક્ષરચિત્રજ વાપરવા માંડયાં. તેમના સંબંધમાં આવવાથી ગ્રીક લોકોને પણ અક્ષરલિપિનું જ્ઞાન થયું.

દુનિયામાં જે હાલ હજારો મૂળાક્ષર લખાય છે તેમાંના ઘણાખરાનું મૂળ આ ફિનિશિયન લિપિજ છે. યુરોપના સઘળા દેશોમાં જે એબી સી ચાલેછે તે બધીજ ગ્રીક લોકના "એલ્ફા બેટા" ઉપરથી ચાલે છે. ફારસી અરબીના "અલેફબે" તો ખુલ્લીજ રીતે તેના નામ ઉપરથી પણ એ

ફિનિશિયન મૂળની સાક્ષી આપેછે, હીબ્રુભાષાનો પહેલો અક્ષર અલેફ છે અને અલેફ શબ્દનો અર્થ તે ભાષામાં બળદ એવો થાય. બીજો અક્ષર "બેથ" છે તેનો અર્થ ઘર. ત્રીજો અક્ષર જિમલ એટલે ઊંટ, વગેરે, વગેરે. પ્રથમ અલેફને માટે બળદીયોજ ચીતરતા હશે, અને પછીથી ધીમે ધીમે તે સંકોચાઈ ફેરવાઈ એક શબ્દચિન્હજ થઇ ગએલું, અને પર્યંતે તે શબ્દચિન્હ ટળીને તેના આદ્યાક્ષર ઉપરથી માત્ર અકારનુંજ તે ચિન્હ થઈ રહ્યું, બીજા અક્ષરોનું પણ એ પ્રમાણેજ સમજવું.

સૂક્ષ્મ અવલોકન કરનારા શોધકો સાબીત કરી આપેછે કે ઇજિપ્તના મૂળ વસ્તુચિત્ર, શબ્દચિત્ર, અને છેવટના આદ્યાક્ષર ચિત્ર અથવા અક્ષર એ એક બીજા ઉપરથીજ ઉત્પન્ન થએલાં છે. ફિનિશિયનના મૂળાક્ષર એ બીજું કાંઈજ નથી પણ જુજ ફેરફારની સાથે ઇજિપ્તના આદ્યાક્ષર ચિત્ર, ગ્રીક લોકો તો કબુલ કરેછે કે અમારૂં અક્ષરજ્ઞાન ફિનિશિયનો તર્ફથીજ મળેલું છે. એ ગ્રીક લોકોના મૂળાક્ષર ઉપરથી યુરોપની હાલની સઘળી લિપિયો નીકળીછે. કાળાંતરે આકારમાં ઘણો ફેર પડી ગયો છે, તોપણ તે એક મૂળનાછે એમ સ્પષ્ટ દેખાય છે. વર્ણનો અનુક્રમ પણ મુળ " અલેફબે " નોજ સઘળે હજી કાયમછે, અને એ ક્રમ પોતની ભાષાઓને બરાબર બંધ બેસ્તો નથી, તોપણ તેમાં તેમણે થોડાજ ફેરફાર કર્યા છે. એ કારણથીજ ઇંગ્રેજી વિગેરે યુરોપી ભાષાઓ લખવી વાંચવી અઘરી અને કઢંગી થઈ ગઇછે.

આ ઉપરથી તમે જોશો કે પ્રથમ વસ્તુનાં ચિત્ર પાડતાં પછીથી શબ્દનાં ચિત્ર થયાં, પછીથી આદ્યાક્ષર ચિત્ર નીકળ્યાં, અને છેવટે ચિત્ર ભાગ ઘસાઈ જઈ એ આદ્યાક્ષરો અક્ષર ચિન્હજ માત્ર થઈ રહ્યા. આપણી સંસ્કૃત અથવા દેવનાગરી લિપિપણાના સઘળા ગુણને પરિપૂર્ણપણે પામી છે. અલેફબે કે એબીસી એવાં વસ્તુ સૂચક નામ કાઢી નાંખી અઆ ને કખ વગેરે મૂળાક્ષરોનાં મૂળ નામજ ઓળખી અતિશાસ્ત્રીય અનુક્રમમાં ગોઠવી તે દરેકને માટે નિરનિરાળા એવાં ચિન્હ મુકરર કર્યાંછે કે તે વાંચવા લખવામાં લેશપણ ભ્રાંતિજનક રહ્યાં નથી. સંસ્કૃત ભાષાનાં સઘળા ઉચ્ચારણને માટે એકેકું ચિન્હછે. એ ચિન્હો જોઇએ તે કરતાં ઓછાં પણ નથી અને વધારે પણ નથી. ઇંગ્રેજીમાં "જી" અક્ષરના ઉચ્ચાર કોઈવેળા "જ" ને કોઈવાર "ગ" થાયછે તેમ આ સંસ્કૃત લિપિમાં કદી પણ થતું

નથી: લખાણું તે વંચાણું એ બોલ ખરેખરી યથાર્થતાથી તો સંસ્કૃત લિપિ-નેજ લાગુ પડેછે.

આ દેવનાગરી લિપિ કેમ અને કયારે ઉત્પન્ન થઈ એ બાબત આપણા શાસ્ત્રોમાં કાંઈપણ કહ્યું નથી. યુરોપીયન વિદ્વાનોનું કહેવું એમછે કે એ પણ ફિનિશિયન મૂળાક્ષરો ઉપરથીજ નીકળવી જોઇએ. એમ પણ હોય, પરંતુ એ અટકળની સામા કેટલાક જબરદસ્ત વાંધા ઉભા થયા છે. છેક વેદના અંગમાં હાલ આપણે ભણીએ છીએ તેવોજ મૂળાક્ષરનો પાઠ આપેલો છે, એ પાઠ આપવાનો હેતુ લિપિ શીખવવા શીવાય બીજો શો હોઈ શકે? વળી ભાષાનું પ્રથક્કરણ કરી આ પ્રમાણે મૂળ ઉચ્ચારણોનો યથાર્થ અનુક્રમ કરી શકયા, તે લોક લિપિ વિનાના હોય એ માણસની અક્કલમાં ઉતરી શકતું નથી. જેણે શબ્દે શબ્દને ચૂંથી વિવિધ પ્રકારે તોડીજોડી દુનિયામાં અપૂર્વ ને અતુલ્ય એવું વ્યાકરણ શાસ્ત્ર ઉભું કરેલું તે લોકને ભાષાનાં જે મૂળ ઉચ્ચારણો રોજ ભણીજતા હતા તેને માટે લખવાના ચિન્હ કલ્પવાનું માત્રજ સૂઝે નહિ એ મનાઈ શકતું નથી. માકસમૂલર પણ કબુલ કરેછે કે એ ઘણું ચમત્કારિક તો ભાસેછે, પણ વસ્તુતઃ પાણિનિના કાળમા લિપિ નહોતી એ સાબીત કરવા અષ્ટાધ્યયી લેઇને કહેછે કે જુઓ એમાં એક શબ્દ લેખન-કળાને લગતો એમાં માલમ પડેછે. પણ આ તર્કનું ગોલ્ડસ્ટકરે મહા વિસ્તાર અને યથાર્થતાથી ખંડન કરી નાખ્યું છે. અને ત્યાર પછી થોડાજ સંસ્કૃતીઓ હાલ યુરોપમાં એમ કહેવાનીહિંમત ધરાવે છે કે પાણિનિના કાળમાં અક્ષર-લિપિ નહોતી. અમારો તો એજ વિચાર છે કે લિપિ હોયા વિના વ્યાકરણ શાસ્ત્રનો સૂક્ષ્મ વિચાર માણસથી થઇ શકેજ નહિ. માટે વ્યાકરણ કાળની પૂર્વેજ ગમે ત્યારે અને ગમે તે રીતે અક્ષર લિપિ ભરતખંડમાં દાખલ થઈ હશે એમ માનવું એ વધારે સલામતી ભરેલું છે.



# स्वभाषाना अभ्यासनुं अगत्य.

યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ગૂજરાતી ભાષા દાખલ કરાવવાની અર્જી જે ઇંગ્રેજીમાં અમદાવાદની ગૂજરાતવર્નાક્યુલર સોસાઈટીએ તૈયાર કરીછે તેનો ખરડો અમારી પાસે આવ્યો તે વાંચી અમને ઘણો આનંદ થયોછે, અને આ મહા ઉપયોગી પગલું ભરવાને માટે અમે એ સોસાઇ-

ટીને તથા તેના સેક્રેટરીને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપીએ છિયે. સેસાઇટી લખેછે તે ખરૂં છે કે કેટલાક વખતથી ગૂજરાતી ભાષા ઇંગ્રેજી કેળવણીના પચ્છાત પડી ગઈ છે, અને એતો નિર્વિવાદ છે કે હિંદુસ્તાનના લોકનો પુનઃસંસ્કાર પર્યંતે દેશી ભાષાની માર્ફતેજ થવો શક્ય છે, તો પછી ઇંગ્રેજીનો પ્રસાર દેશી ભાષાને ઉત્તેજક થઈ પડે તે પ્રમાણમાંજ તે દેશસમગ્રને ખરો ઉપયોગી ગણી શકાય, ઇંગ્રેજી કેળવણીની શરૂઆતમાં એમહતું અને કેટલાક ઇંગ્રેજી ભણી સ્વભાષા માર્ફતે પોતાના તે જ્ઞાનનો લાભ દેશી ભાઇઓને આપવા સમર્થ થયા. આપણા ઘણાખરા મોટા ગ્રંથકર્તા અને સુધારકો આ કાળના છે, તેમ તેઓ કરી શકતા હતા તેનું કારણ એકે તે સમે સ્વભાષાની કેળવણી પાઠશાળા પર્યંત સારી અપાતી હતી. યુનિવર્સિટી નીકળ્યા પછી પણ થોડા વર્ષ એમજ ચાલ્યું, અને તેથી કાંઈ ફર્યાદ કરવાનું કારણ મળ્યું નહિ.

યુનિવર્સિટીની પરીક્ષાઓમાં પહેલાં તો દેશીભાષાઓ હતી, પણ ઘણાં વર્ષથી તે કાઢી નાંખવામાં આવી છે અને એ વખતથી દેશી ભાષાઓના અને તત્સંબંધે દેશી સુધારાના કાળચંદ્ર બેઠાછે. યુનિવર્સિટીએ ઠરાવ કર્યો કે હવેથી દેશી ભાષાને સ્થળે વિદ્યાર્થીઓએ કોઇ શિષ્ટ ભાષા જેમકે સંસ્કૃત, લાટિન, વગેરે લેવી જોઇએ; અને એ ઠરાવની સામા અગમબુદ્ધિથી ડાક્તર વિલસન જેવા ભાષા શાસ્ત્રીએ જબરી બાથ ભીડી તોપણ છેવટે તેનું કાંઈ ચાલી શક્યું નહિ, અને પાઠશાળાઓના અભ્યાસમાંથી વિદ્યાર્થીની સ્વભાષાને સામટોજ દેશવટો આપી શિષ્ટ ભાષાઓને સંસ્થાપી. આટલેથીજ આ નુકસાન અટક્યું નહિ, પણ ધીમે ધીમે હાઇસ્કૂલોમાંથી પણ દેશી ભાષાઓ સ્વભાવિકપણેજ નીકળી ગઈ, કેમકે શિષ્ટ ભાષા ન ભણેલાને પાઠશાળામાં દાખલ કરે નહિ અને ત્યાં દાખલ થવાજોગ છોકરાને તૈયાર કરવા એજ આજ પર્યંત હાઇસ્કૂલોનું કર્તવ્ય મનાએલું છે. હાલ હાઈસ્કૂલોના ચોથા, પાંચમા, ને છઠ્ઠા ધોરણોમાં તો ગૂજરાતી બિલકુલ ચાલતુંજ નથી, અને સાતમામાં અગર જો જેની હિંમત માટ્રિક્યુલેશનમાં શિષ્ટ ભાષા લેવાની ચાલતીજ નથી તેને છેવટના બે ચાર મહીના ગુજરાતી શીંખવવામાં આવેછે તોપણ તે માત્ર નામનુંજ. એથીતો ઉલટી અસર છોકરાઓના મન ઉપર એવી થાય છે કે ગૂજરાતીમાં શીખવાનુંજ કાંઈ નથી, અને એતો અમે જન્મ્યા ત્યાંથીજ શીખી ચૂક્યા છઇએ.

• બ્રાંચસ્કૂલોના ધોરણમાં ગૂજરાતી છે અને તે અઠવાડીયામાં એકાદ કલાક બધે શીખવાયછે પણ ખરૂં, પરંતુ માસ્તર તથા છોકરા બનેનું વિશેષ લક્ષ ઇંગ્રેજી અભ્યાસ સારો દેખાડવા તર્ફ રહેવાથી ત્યાં પણ આપણી સ્વભાષા અનાદર અને દુર્લક્ષજ પામેછે. આ બધાનું પરિણામ એ થાય છે કે છોકરો આશરે દશ અગીયાર વર્ષની ઉમરે ઇંગ્રેજી ભણવા માંડેછે ત્યાંથીજ ગૂજરાતી ભાષાને પડતી મૂકી પરભાષાના અભ્યાસમાં એવો મંડે છે, કે ૨૦-૨૨ ની ઉમરે જ્યારે તે બી. એ. થઇને બહાર નીકળે છે ત્યારે સ્વભાષાની રૂઢિ, વ્યાકરણ, શિષ્ટગ્રંથો, અને અક્ષર જોડણીથી પણ લગભગ એક પરદેશી જેવોજ અજાણ્ માલમ પડે છે. હવે તે એનું બધું ભણતર દેશને કોડી પણ કામનું શી રીતે થઇ શકે? વાત ખરી કે આ વખતે એ પોતાનું ગૂજરાતી તૈયાર કરવા ધારશે, તોતે જલદથી કરી શકશે; પણ તેમ કરનારા વિરલાજ, અને બાળપણનો અભ્યાસ ન હોવાથી કવિતાદિ કેટલીક બાબતમાં તો સરળતા મેળવવી એ લગભગ અશક્યજ માલમ પડશે. સંસ્કૃત જ્ઞાન ગૂજરાતી ગ્રંથકારને અમે કેટલેક અંશે અવશ્યનું માનીએ છિએ, તોપણ ગૂજરાતીને પડતુંજ મૂકી તેનો અભ્યાસ કરવાથીકેવો અનિષ્ટ અને હસામણો ભાષાદંભ ઉભો થાય છે તે આપણા શાસ્ત્રી વર્ગના ઉદાહરણ ઉપરથી આપણે સ્પષ્ટ જોઇએ છિયે; અને એવો અનિષ્ટ બનાવ જ્યાં ઇંગ્રેજી જેવી છેક જુદીજ પરભાષાના વિશેષ અભ્યાસમાં પોતાનો વિદ્યાકાળ કાઢ્યો હોય, અને તજ્જન્ય પાશ્ચિમાત્ય વિચારોનોજ પ્રસાર કરવાનું જ્યાં કર્ત્તવ્ય આવી પડ્યુંછે, ત્યાં વિશેષે કરીનેજ બનવાનો ઘણો સંભવ રહે છે. જ્યારે જ્યારે આવા લખાણનું ભાષાવિવેચન કરવું પડેછે ત્યારે અમે તે ઘણીજ નાખુશી, સંકોચ, અને લખનાર સાથે પૂર્ણ સમભાવથીજ કરીએ છિએ. તેનું કારણ એજ છે કે અમે પાકુ સમજીએ કે એમાં એ લખનારનો કાંઇ પણ વાંક નથી, અને એતો એનાથી બનતું જે કરેછે તે ઘણી સાબાશીનેજ લાયક છે, એમાં જે દોષોછે તેતો ખોટી અસ્વાભાવિક હાલ ચાલતી યુનિવર્સિટીની શિક્ષણપદ્ધતિનુંજ અનિવાર્ય *પરિણામ છે.

*અહા! હાલ કેળવણી જેવી ઉંચી આટલા બધા તરૂણો લેછે, તેવી જો સ્વભાષાનીજ માર્ફતે અપાતી હોત, તો આપણો દેશ વિદ્યાદિ સર્વે બાબતોમાં કેટલીબધી સુધારણાને પામ્યો હોત! એનો જ્યારે કાંઇ તર્ક કરીએ છિયે, ત્યારે અમારો આત્મા છેક છિન્નભિન્ન થઇ જાયછે, અને વખતે એવો નિર્વીર્યકારી વિચાર પણ બળવત્તર થઇ પડેછે કે જ્યાંસુધી સ્વભાષાએ પોતાનો એ સ્વાભાવિક હક સંપાદન કર્યો નથી, ત્યાંસુધી તે દ્વારા જે વિશેષ પ્રયત્નો વિદ્યાવૃદ્ધિના કરવા તે નિષ્ફળજ છે!

આ ફરીઆદ આજકાલની નથી. છેક સને ૧૮૭૦–૭૧ ના કેળવણી ખાતાના રીપોર્ટમાં તે વેળાના ડિરેક્ટર મિ. પીલે કડવા શબ્દોમાં લખ્યું છે કે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સ્વભાષામાં લખવાને બરાબર શક્તિમાન નથી. અને તે ખામી ટાળવા તેમણે યુનિવર્સિટીને ભલામણ કીધી હતી કે માટ્રિક્યુલેશનની પરીક્ષામાં સ્વભાષાનું જ્ઞાન તપાસવાની વિશેષ ગોઠવણ કરવી જોઇએ. એ ભલામણ મંજુર ન થવાથી ઇંગ્રેજી સ્કૂલોના ધોરણમાં એ સાહેબે શિષ્ટભાષાની સાથે સ્વભાષાપણ દાખલ કરી હતી. તે વેળા (૧૮૭૨ ના જાનેવારી માસમાં) અમે પણ એ સંબંધી ચીડવાઇને એમ લખ્યું હતું કે "દેશના આટલાબધા પૈસા ખરચીને જે માણસોને સરકાર ભણાવેછે તેઓ જો આખરે પોતાના દેશીભાઇઓને આ રીતે મેળવેલા જ્ઞાનનો કાંઇએ લાભ આપવાને અશક્તિમાન અને નારાજી માલમ પડે, તો અમે કહીએ છીએ કે તે અમુક માણસોના લાભ શિવાય દેશને તે પૈસા કાંઈ પણ કામે આવ્યા નહિ. દેશીભાષાને બરાબર જાણનારા અને (તેમ હોય ત્યારે) તેનો સ્વભાવિક રીતેજ શોખ રાખનારા વિદ્વાનો જ્યાં લગી આપણી યુનિવર્સિટી પેદા કરતી નથી ત્યાં સુધી તે દેશને થોડોજ લાભ કરે છે" પણ નગારખાનામાં તુતીનો અવાજ કોણ સાંભળે ? પીલસાહેબ સરખાની અનુભવી અને ઓદ્ધાની રૂએ કરેલી ભલામણ પણ યુનિવર્સિટીએ રદ કરી નાંખી, તો આ બાપડા ખુણામાં પડેલા ચોપાનીયાનું આક્રંદ તે કોને ટાને જાય ! તે વેળા દેશીછાપો રાજકિય અને વિદ્યાપ્રકરણી બાબતમાં બાળપણની મૂગી અવસ્થામાં હોવાથી, તેણે તો એ વાત ઉપર કાંઇજ ચર્ચા ઉઠાવી નહિ. દેશીછાપો વિદ્યાપ્રકરણી બાબતમાં તો બોલતો થવાને પાંચ છ વર્ષજ ભાગ્યે થયાં હશે, અને હજી પણ તેમાં સતત્ કે ગંભીર ચર્ચા ચલાવવાને શક્તિમાન જણાતો નથી. અમારાવિચાર પ્રમાણે તો દેશી છાપાએ ગૂજરાતી ઇંગ્રેજી નિશાળો કે પાઠશાળાના ધોરણો, શિક્ષણ પદ્ધતિ, વગેરે ઉપર હમેશાં ખસુસ લક્ષ આપવું જોઇએ, કેમકે રાજકિય સુધારા કરતાં પણ દેશની ભાવીસ્થિતિ ઉપર એ સારી કે માઠી અસર વધારે કરનાર છે. રાજકિયાદિ સર્વે સુધારણાઓનું મૂળ કેળવણીજ છે. એ કદી આપણે ભૂલવું જોઇએ નહિ. હાલ આ અર્જીની બાબત ઉપર બધો દેશી છાપો એક અવાજે બોલી ઉઠ્યો એ ઘણી સંતોષકારક વાતછે, અને આશાછે કે તે પ્રત્યેકના તંત્રીઓ પોતાની એ બાબત હોંસ મોળી પડવા દેશે નહિ.

યુનિવર્સિટીએ દેશી ભાષાઓના અભ્યાસને ખાસ ઉત્તેજન આપવું

જોઇએ તેનું એક વિશેષ મહાભારત કારણછે તે ઉપર હમેશાં લક્ષ રાખવાની અમે દેશહિતેચ્છુઓને વિનંતિ કરીએ છિએ. એ કારણ એવું તો નવાઈ જેવુંછે કે તે ઉપર થોડાનુંજ લક્ષ ગએલુંછે એ જોઈ અમને ઘણું આશ્ચર્ય લાગેછે. એવું કોઈ દેશમાં થતું નથી, થયું નથી, અને થવાનું પણ નથી. એ ભરતખંડની હાલ ચમત્કારી સ્થિતિનુંજ ચમત્કારી ફળછે. શિષ્ટ અને વિદેશી ભાષાઓના અભ્યાસ તો બધા દેશમાં ચાલે છે, તે ઉપર વિશેષ લક્ષ પણ ઘણે ઠેકાણે સ્વદેશી ભાષાનો પાઠશાળામાં મુદ્દલજ અભ્યાસ થતો નહિ હોય, પણ તે બધે ઠેકાણે એ વિદેશી ભાષાની કે બીજી કેળવણી તમામ અપાયછે તે પોતાના દેશનીજ ભાષામાં, અને તેમ હોવાથી અગર જો સ્વભાષાનો અભ્યાસ નામનો બંધ પડેછે, તોપણ તેમાંજ વિદેશી ભાષાની કે વિદ્યાઓની ચર્ચા પળેપળ શાળાઓમા ચાલવાને લીધે સ્વભાવિકપણેજ સ્વભાષામાં તમામ વિચાર પ્રગટ કરવાની શક્તિ કેળવાતી જાયછે. ઑકસફર્ડમાં ગ્રીક વિગેરે અનેક પરભાષાઓ ઉપરજ બહુ લક્ષ આપવામાં આવે છે, પણ તે સંબંધી પ્રોફેસરો જે ભાષણો આપે છે તે ઇંગ્રેજીમાંજ અને એ પ્રમાણેજ બીજા તમામ વિષયોનું સમજવું. આમ હોય, તો પછી સ્વભાષા આપોઆપજ વિદ્યાર્થીની કેળવાય. પણ એથી ઉલટું આપણા દેશમાંતો છોકરો ઇંગ્રેજી ચોથું ધોરણ શીખવા લાગ્યો કે તેને વર્ગમાં ઇંગ્રેજીજ બોલવું પડેછે, અને માસ્તરોતો તમામ સમજુતી અલબત્ત ઇંગ્રેજીમાંજ આપેછે. આમ થવાથી છોકરાને સમજવું કેટલું મુસ્કેલ પડે છે, ગોખણને કેવું ઉત્તેજન મળેછે, અભ્યાસમાં કેટલો કાળ મિથ્યા જાય છે, અને પરિણામે સ્વબુદ્ધિનો ઉઠાવો નાશ પામી વેદીયાપણું કેટલું આવેછે, એનું નિરાકરણ કરવું એ જૂદોજ વિષયછે અને તે બાબત અમે આ સ્થળે કાંઈ પણ બોલવા માગતા નથી, પરંતુ આ પ્રમાણે ૧૩–૧૪ વર્ષની ઉમરથીજ ગંભીર અને વિદ્યાના વિષયોમાં પરભાષાનેજ અવલંબી રહેલા માણસ મોટપણે પોતાના દેશીભાઇઓ સાથે એવા વિષયોની વાતચિત્ત સ્વભાષામાં કરવા કેવળ અશક્તિમાન થઈ ગએલોજ માલમ પડે તો તેમાં શું આશ્ચર્ય? લોકોને ઉપયોગી પડે એવાં પુસ્તકો લખી શકવાની તો આશાજ શી? આશ્ચર્યતો એ છે કે આવી કૃત્રિમ સ્થિતિમાં ઉછર્યા છતાં કેટલાક પોતાના આત્મબળથી તેમ કરવાને કેટલેક દરજ્જે પણ શક્તિમાન થાય છે. ખરૂંજ કહીએ, તો તો જ્યાં સુધી

આપણી નાની કે મોટી સઘળીજ શાળાઓમાં *સ્વભાષાની માર્ફતેજ કેળવણી અપાતી થઈ નથી, ત્યાં સુધી જોઇએ તેઓ વિદ્યાભ્યાસ કે તેનો દેશમાં પ્રસાર થવાનો નથીજ, અને એમ થશે ત્યારેજ આપણા દેશનું ખરૂં સાક્ષરત્વ પોતાને રૂપે પ્રકાશી વૃદ્ધિંગત થતું જશે.

સ્વભાષાની માર્ફતેજ બધી કેળવણી આપવી એ અમે જાણીએ છીએ કે હાલ અનેક કારણોને લીધે બની શકે એમ નથી, અને તેમ કરવાની અમે ભલામણ પણ હાલ કરતા નથી, પરંતુ અમારો કહેવાનો હેતુ એ છે કે સ્વભાષાને આમ રવડતી નાંખવાનું તો પ્રાપ્ત થયુંછે, તો પછી તે બદલ કાંઈ આડકતરી રીતે તેના હક જાળવી શકાય તેમ કરવું એનો યુનીવર્સિટીની ખાસ ફરજ અને એક સામાન્ય દયાનું કામછે. પરંપરાના હકદાર રાજાને પદભ્રષ્ટ કરવો એમ તો ઠર્યું, તો પણ તેના નિર્વાહ અર્થે કાંઈ જાગીર બાંધી આપવી એતો નિર્દયમાં નિર્દય વિજેતા પણ પોતાની ફરજ સમજેછે. હાલતો આપણી સ્વભાષાઓ પદભ્રષ્ટ થઇછે એટલુંજ નહિ, પણ યુનિવર્સિટી તેને જીવાઈ જેટલું પણ આપતી નથી. એ બિચારીઓ હાલ માગી ભીખી જેમ તેમ કરતાં પોતાનું પેટ ભરેછે, અને લોકો તેને મરવા તો દેવાનાજ નથી, પણ આમ તેને ભૂખે મરતી અવસ્થામાં રીબાતી રાખ્યાથી યુનિવર્સિટી શો ફાયદો ધારેછે તે અમે બિલકુલ સમજી શકતા નથી. એણે તો એની પદભ્રષ્ટ સ્થિતિ જોઈ જેમ બને તેમ સઘળા વિષયો કરતાં એને વિશેષ આપવું જોઇએ, કે બીજા વિષયોની કેળવણી પણ દેશમાં ખરી ફળદ્રુપ થાય.

તે છતાં શિષ્ટ ભાષાઓને કાઢી નાંખી ગુજરાતીને ઉત્તેજન આપવાનું

---

*અત્રે એ વાત કાંઈ વિસ્તારવાનો પણ હેતુ માત્ર એજછે કે તે તર્ફ દેશહિતેચ્છુઓનું લક્ષ ખેંચવું. એમ થવું એ હાલ શકય નથી, પણ તે શકય થાય એવી સ્થિતિએ પહોંચવું. એ આપણો સદા ઉદ્દેસ્ય તો હોવોજ જોઇએ, અને તેમ થવામાં સાધનભૂતો કારણોને પ્રસંગ આવે ઉત્તેજન આપવું જોઇએ. સ્વભાષાની માર્ફતે કેળવણી આપવાનું મહત્વ હજી દેશહિતેચ્છુઓમાં પણ થોડીજ સમજેછે, અને કેટલાક સમજેછે તે તે હાલ શકય નથી માટે સદાશક્યજ રહેશે એવા મોહમાં પડી તે સંબંધી કેવળ નિરપેક્ષ થઇ વર્ત્તેછે—તે તર્ફ એક નાનું પગલું ભરવાનો પણ ઉદ્યોગ કરતા નથી.

અમે કહેતા નથી, એને સોસાઇટીની માગણી પણ તેવા પ્રકારની નથી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ શાળામાં દાખલ થયાથી ઘણા ફાયદા થયાછે અને થાયછે. પ્રોફેસર મણિલાલ, મિ. નરસિંહરાવ, મિ. ત્રિપાઠી, મિ. ધ્રુવ વગેરે પાંચ સાત લેખકો આ દશકામાં તૈયાર થયાછે તે સંસ્કૃત અભ્યાસનાજ પુણ્ય પ્રતાપે, અને તે ઉપરંત સામાન્ય રીતનો જે સંસ્કૃત જ્ઞાનનો પ્રસાર ચોતર્ફ થયોછે તે દેશને એથી પણ વધારે લાભકારકછે. એથી પાશ્ચિમાત્ય વિચારોની સાથે પૂર્વ તર્ફના વિચારોનું ઘટિત સંમિલન થાયછે, દેશાનુરાગ વધેછે, અને સ્વભાષાને કેળવવાના સબળ સાધનો હાથ લાગેછે. એ સાધનો અલબત્ત સ્વભાષાના યોગ્યજ્ઞાન વિના નકામાંજછે, પણ તે ઉપરથી તેના સાધનપણાનું મહત્વ કાંઈ ઓછું થતું નથી. જ્યાં કર્ત્તાનો અભાવ ત્યાં કારણ શું કરે? અમારો તો મૂળથીજ એવો વિચાર છે કે દેશીઓની હાલ કેળવણીમાં સ્વભાષા, ઇંગ્રેજી, અને સંસ્કૃત એ ત્રણે અવસ્યનાં છે, અને તેમ થવાનો દિવસ પણ પાસેજછે એમ એમ જોઇએ છિએ, અગર જો હાલના આ સોસાઇટીના પ્રથમ પ્રયત્નથીજ સિદ્ધિ મળશે કે નહિ એમ કહી શકતા નથી.

આ પ્રમાણે ત્રણ ભાષાઓનો અભ્યાસ પાઠશાળામાં દાખલ કરવાથી વિદ્યાર્થિઓ ઉપર બોજો નહિ વધી પડે તેની સંભાળ રાખવાની બેશક ઘણીજ જરૂરછે. કેમકે તે વર્ગ હાલ છે તેટલાથીજ ગોખણમાં પૂરો દબાઈ ગએલો છે. પણ એનો ઉપાય સોસાઇટી બતાવે છે તે પ્રમાણે સરળજ છે, એટલે, બીજા વિષયોમાંથી કાંઈ કાંઇ ઓછું કરવું. અમે ધારીએ છિએ કે માત્ર ઇંગ્રેજી સિવાય બધામાંથી કેટલુંક ઓછું થઈ શકે એવુંજ છે. પ્રથમ તો હાલ માટ્રિક્યુલેશનમાં જેટલું બધું સંસ્કૃતજ્ઞાન માગવામાં આવેછે તેટલાની કાંઈ જરૂર નથી. વ્યાકરણના સામાન્ય જ્ઞાન સાથે હિતોપદેશ કે પંચતંત્ર છોકરા સમજે તો બસછે. કલ્પનામાં તો હાલનું ધોરણ એટલુંજ છે.પણ પરીક્ષકો સ્વચ્છંદપણે કાંઈ પણ મર્યાદા રાખતા નથી. એનો ઉપાય એજછે કે (ઇંગ્રેજીમાં તો નહિ) પણ સંસ્કૃતમાં મદ્રાશની પેઠે એક ચોપડી મુકરર કરવી અને તેમાં વિશેષે કરીને ભાષાંતર ઉપરજ લક્ષ રાખવું. તેમજ પેહેલી બી. એ. માં સંસ્કૃત બહુજ છે. વેદ, ન્યાય, કાદંબરી, અને ભવભૂતનાં નાટક એ અકેકો વિષય અકેકી કઠિણમાં કઠિણ શૈલિનો નમુનો છે, અને તેમાંનો એકજ જોઇએ તેવો કરતાં ખરેખરૂં કહીએતો ઓ-

છામાંઓછું એક વર્ષ લાગેજ, તો તે ચારેને એક વર્ષમાં ગોખી દેવાથી નિરર્થક ગોખણ શિવાય બીજો લાભ શો થઇ શકે? આવા ગોખણથી વૈદિક કે નૈયાયિક કોણ થયો અથવા થવાનો છે? એ કરતાં કાવ્યાદિ સાહિત્ય ગ્રંથોનું જ્ઞાન યથાર્થતા ભર્યું થતું હોય તોજ બસ છે. વેદને ન્યાય એમ.એ. નેજ માટેજ રહેવાદો. એજ પ્રમાણે ગણિતમાં કેટલુંક ઓછું થઇ શકે એમ છે, અને પ્રિવિયસમાંથી logic (ઇંગ્રેજી ન્યાય) કાઢી નાંખ્યો હોય અથવા ઇચ્છા ઉપરજ રાખ્યો હોય તો ઠીક. એ કરતાંતો અર્થ વિદ્યાનું જ્ઞાન દેશને આજ કાલ વધારે ઉપયોગી થઈ પડે, અને પરીક્ષકો સ્વચ્છંદી ન થતાં એકજ પુસ્તકને વળગી રહે, તો વિદ્યાર્થિઓને ભારે પડે એમ પણ અમને લાગતું નથી. ઇતિહાસ સાથે અર્થ વિદ્યાનો બી. એ. માં યોગ્ય અમને તો અનુચિત લાગે છે.

તે છતાં કયા વિષયો કેટલા ઓછા કરવા એ યુનિવર્સિટી પોતાની મરજીમાં આવે તેમ કરે, પણ વિદ્યાર્થિઓપર બોજો વધી પડે નહિ અને પાઠશાળામાં બી. એ. પર્યંત સ્વભાષાનો પંડિતાઈ ભર્યો અભ્યાસ દાખલ થાય એજ આપણને જોઇએ છિએ. અમે ફરીથી આવા શુભ કામમાં સોસાઇટીએ આગેવાની કરી છે તે માટે તેને ધન્યવાદ આપીએ છીએ. આશા રાખીએ છિએ કે દેશી છાપો પોતાનો અવાજ આ *અર્જીમાં આગ્રહથી સામિલ રાખશે, અને સ્થળે સ્થળના દેશી અગ્રણીઓ આ બાબત નિરાળી અર્જીઓ પણ વેળાસર યુનિવર્સિટીપર મોકલી તે આ માગણી કબુલ રાખવામાં આવે ત્યાં સુધી જંપશે નહિ એમ અમે અમારા અંતઃકરણથી ઇચ્છિએ છિએ. તથાસ્તુ !

---

* પારસીઓની ભાષા સંબંધી એ અર્જીમાં લખ્યુંછે તે અવાસ્તવિક તો નથી, પણ ન લખ્યું હોતતો સારૂં, કેમકે તેની વિરૂદ્ધ એમાં લખવાનું વિશેષ કારણ અમને કાંઈ જણાતું નથી. હજી પણ અમેતો એ ફકરો કાઢી નાંખવાની ભલામણ કરીએ છિએ કે નકામો કુસંપ દેશીછાપામાં એ બાબત ઉભો થાય નહિ.



# नवलग्रंथावलि.

## ભાગ ૪.

### સામાન્ય જ્ઞાનના વિષયો.



# ભાગ ૪ થો.

## મેદાનો તથા અરણ્યો.

પૃથ્વીનો પૃષ્ટ ભાગ ઘણેજ દૂર સુધી એક સરખો સપાટ હોય છે ત્યારે અથવા થોડો ઘણો ઉતરતો ચડતો હોય છે ત્યારે તેને મેદાન કહેછે. મેદાનમાં હવા અને જમીન જેવી સારી કે નઠારી હોયછે, તે પ્રમાણે તે ફળદ્રુપ કે ઉજડ હોયછે. ગ્રેટબ્રીટન બેટમાં બંને પ્રકારના મેદાનો છે, પણ નાનાછે. એવા બેટોપર મોટા મેદાનો નહોય. મહાદ્વિપોપરજ તે હોવાનો સંભવ છે. તે પર હજારો મૈલ લંબાઇનાં મેદાનો હોયછે. યુરોપની ઉત્તર અને ઈશાન તરફના ભાગમાં કંઈ ઊંચાપણુંછે ખરૂં, તે વગર બાકીનો સર્વ પ્રદેશ એક મોટું મેદાનજ છે. આ મેદાનનો વિસ્તાર જર્મન સમુદ્રથી યુરલ પર્વતની તળેટી સુધી છે. નેધરલાંડ, ડેનમાર્ક જર્મનીનો ઉત્તર ભાગ અને યુરોપના રૂશીઆ દેશનો કેટલોક ભાગ એ મૂલકો તે મેદાનમાંજ છે, આ મોટા પસરેલા મેદાનની એક સરખી સપાટીનો ભંગ કરનાર ધ્યાનમાં લેવા જોગ ઊંચાઇવાળો વાલદૈ નામે પર્વત રૂશીઆ દેશમાંછે, પણ તેના ઘણા ઊંચા શિખરની ઊંચાઈ જોઈ તો તે ૧૨૦૦ ફુટ કરતાં વધારે નથી. રૂશીઆ દેશમાં સ્ટેપ નામે મેદાન છે તે ઉજડ છે, અને યુરોપ ખંડમાં નેતેમાં પણ ઘણું કરીને બાલટીક સમુદ્ર અને જર્મન સમુદ્રના કીનારાપરના દેશમાં કોઈ કોઈ ઠેકાણે ઉજડ જમીન છે; એ ઉજડ જમીન શિવાય બાકીના સઘળાં મેદાનો ફળદ્રુપ છે. અરણ્ય નામ જેને છાજે એવો મોટો વિસ્તારવાળો પ્રદેશ યુરોપખંડમાં નથી. પણ બીજા ખંડમાં તો માત્ર અરણ્યજ કહેવાને લાયક જગાઓ છે.

પૃથ્વી ઉપર સર્વથી મોટું અને ઘણું પ્રસિદ્ધ અરણ્ય સહારા નામે એક આફ્રિકા ખંડમાં છે; તે અરણ્ય એટલે કેવળ રેતીનો સમુદ્રજ છે, અને સહારા શબ્દનો અર્થ પણ તેવોજછે. આ અરણ્યમાં ઘણા જોરથી પવન વાયછે એટલે સમુદ્રની પ્રમાણે રેતીના મોટા મોટા મોજા ઉછળેછે; તે કોઈ કોઈવાર પર્વત જેટલા ઊંચા થાયછે, અને તેનો જવાનો વેગ ઘણો મોટો થાય છે; તેથી મુસાફરોના ટાફલાને કાફલા તે મોજામાં ગુમ થવા એવું

પણ કોઈ કોઈ વખત બનેલુંછે. વાદળાં સુધી ઊંચા જનારા વંટોળીઆએ ઉઠાવેલા રેતીના સ્થંભો કદી કદી ફરેછે. એટલુંજ નહિ પણ એગણીશવીશ ત્રીશ ત્રીશ સ્થંભો એકદમ એકજ દિશામાં જતાં જોવામાં આવેછે. એવા સ્થંભો સૂર્યોદય વખતે પૂર્વ તરફ જતાં કોઈ પશ્ચિમ તરફથી તેની તરફ જુવે તો તે કેટલા મોઠા ને ભયંકર લાગે તેની કલ્પના પણ થઈ શકતી નથી.તે એટલા ભયંકર દેખાવાનું કારણ એવું છે કે તેમાંથી સૂર્યના કીરણો જાય, તેથી જોનારને આગના ભભુકા ચાલ્યા જતા હોય એવું લાગેછે* સારાંશ એકે અરધી પૃથ્વીપર પસરેલો જે પાસિફિક મહાસાગર તેમાંથી જવા કરતાં આ રેતીના સમુદ્રમાંથી જવું વધારે મુશ્કેલ છે. સમુદ્રમાં જેવા બેટો જડેછે તેમ આ અરણ્યમાં વચમાં વચમાં જેના ઉપર લીલુછમ ઘાસ ઉગેલું એવી વિસામાની જગા નજરે પડેછે. એવી જગા જો વચેવચે ન હોત તો એ અરણ્યમાંથી કોઈનાથી પાર જવાત નહિ. તાપથી વ્યાકુળ થએલા અને થાકેલા મુશાફરો આ સુખકારી જગામાં પોતાના ઊંટ સુધ્ધાં વિશ્રાંતિ લેછે. એક કવિએ ઊંટને અરણ્યનું નોકા કહ્યું છે; આ તેની ઉપમા લાયક અને વાજબીછે. આ રમણિય જગાપર વેપારી લોકોના કાફલા આવ્યા એટલે તે મોટી મોટી મસકોમાં પાણી ભરી લઈ આગળ ચાલવા માંડેછે. પરંતુ આટલી તજવીજ કીધા છતાં તે તૃષાના દુખથી મોકળા થતા નથી. કારણ કે તે મહા અરણ્યમાં કોઈવાર ચમત્કારી ઉનો વા વાયછે. તેણે ક-રીને મસકમાં ભરી રાખેલું પાણી નહિ જેવું થાય છે. અને એવું થયું એટલે પાણી ભરી લેવાને આગળ પાછળ કંઈ પાસે ઝરો જડ્યો તો ઠીક, નહીતો તે મુશાફર અને તેના ઊંટો વગેરે તૃષાનું દુઃખ ખમીને મરણ પામે છે. એવા દુઃખના વખતમાં તે લોકને પોતાના ઊંટને મારીને તેના કોઠા-માંથી જે પાણી મળે તે પીવું પડે છે. કોઈવાર એવું પણ બને છે કે પાસે પાણીનો ઝરો હોયછે તોપણ પેલા ઉના પવનથી સુકાઈને કોરો થઈ જાયછે. ઈ. સ. ૧૮૦૫ માં ટિંબકતુ નામે શેહેરથી તારીલેટ જતાં વેપારીના એક

---

* સમુદ્રમાં જેમ પાણી વગર બીજું કંઈ નજરે પડતું નથી, તેમ આ અરણ્યમાં રેતી વગર બીજું કંઈ માલમ પડતું નથી. ને ચાલી ગ-એલાં માણુસના પગલાની નિશાની પણ રહેતી નથી તેથી મુસાફરોને રસ્તો જડતો નથી વાસ્તે જેમ સમુદ્રમાં હોકાયંત્ર ને તારથી રસ્તો કાઢે છે તેમ અહિંઆ પણ કાઢવો પડેછે.

કાફલાને રસ્તામાં એક મુકામે પીવાને પાણી જડ્યું નહિ તેથી ૨૦૦૦ માણસનો કાફલો અને ૧૮૦૦ ઊંટ એ મેદાનમાં મરણ પામ્યાં.

આરબસ્તાન, સિરિયા, અને ઈરાન દેશોમાંનાં અરણ્યો પણ નાનાં સરખાં સહારાજ છે, વાસ્તે તેનું વર્ણન કરવાની જરૂર નથી, ઇરાન દેશમાંના અરણ્યની વધારે વાત એછે કે તેના પર ઠેકાણે ઠેકાણે ખારની પોપડી ઓ બાઝેલી હોયછે. તેપરથી તેનું નામ ક્ષારારણ્ય પડેલું છે. ઈરાની લોક તેને દર્યા કુબીર એટલે ક્ષાર સમુદ્ર કહેછે, અને રેતીના અરણ્યને સહારા કહેછે આ ક્ષારારણ્યની લંબાઈ ૭૦૦ મૈલ કરતાં વધારેછે. અલબુર્જ પર્વતની તળેટીની ઉત્તરેથી સુમારે ૩૬૦ ઉત્તર અક્ષાંશપરથી તે અરણ્યનો આરંભ થાયછે, અને આગળ કરમાન્યના અરણ્યની સાથે મળીને તે દક્ષિણે આશરે ૩૦૦ સુધી ગએલું છે, અને ૫૧મા રેખાંશથી ૬૦મા રેખાંશ સુધી પૂર્વ પશ્ચિમ ગયેલું છે. ઇરાન દેશનો મધ્ય ભાગ અને પૂર્વ ભાગ તેમાં છે. તેમાં કાંઇ લીલોત્રીવાળી જગા છે, પણ તે સ્થળાનો વિસ્તાર દર સો મૈલના પ્રમાણમાં પાંચ મૈલ જેટલો નથી.

હિંદુસ્થાનમાં ગંગાની શાખા અને સિંધુ નદીની વચે મોટાં મોટાં રેતીનાં મેદાનો છે; પણ તે પાછળ કહેલાં અરણ્યો સરખાં ઉજડ નથી.

એશીઆના મધ્ય ભાગમાં જમીન ઉંચી છે ત્યાં કોબી અથવા ગોબીનું અરણ્ય છે. તે અરણ્યને મધ્ય ભાગે શામો (રેતીનો સમુદ્ર) એવા નામનું એક રેતીનું મેદાન છે. કોબીના અરણ્યની લંબાઈ સુમારે ૧૨૦૦ મૈલ ને પોહોળાઈ ૫૦૦થી ૭૦૦ મૈલ સુધી છે. તેમાં શરૂઆતથી છેડા સુધી પૂર્વ પશ્ચિમ સામો નામનું મેદાનછે તેની પોહોળાઈ ૧૫૦થી ૨૫૦ મૈલ લગી છે. એ અરણ્ય ઘણું ઉંચુ અને સહરાના કરતાં વિષુવૃતથી વધારે આઘું છે, તેણે કરીને સહારા જેવી આકરી ગરમી ત્યાં નથી; પણ તે અરણ્ય પ્રમાણે ત્યાં પણ ઝાડપાલો હોતો નથી, અને ફક્ત ઉંટની મદદથી તે અરણ્યમાંથી જઈ શકાય છે.

અમેરિકા ખંડમાં પણ મોટાં મોટાં મેદાનો અને અરણ્યો છે. ઉત્તર અમેરિકામાં એક મોટું મેદાન છે, તેની એક બાજુએ રોકી અને આલેગાની નામે પર્વતો છે, અને બીજી બાજુએ મોટા સરોવરોને મેક્સિકોનો અખાત છે. એ મેદાનના દક્ષિણ ભાગમાં જમીન ઘણી ફળદ્રુપ છે, અને પાક પણ સારો થાયછે; પણ તેના પશ્ચિમ ને વાયવ્ય તરફના ભાગમાં મોટાં

મોટાં અરણ્યો ને સાબાના અને પ્રાયરી નામે ઘાસના રાનો છે. એના પશ્ચિમ ભાગમાં ઓઝાર્ક અને રોકી પર્વતની વચે એક મહા અરણ્ય છે,તેની પોહોળાઈ સુમારે ૪૦૦ મૈલ છે અને રોકી પર્વતની ઓળની આપણે જ્યાં સુધી માહીતી મળેછે ત્યાં સુધી એ મેદાન પસરેલું છે. એ મેદાનની જે જગામાંથી પ્લાત નદી વહેછે, તે જગા એશીઆ ખંડના સેપ નામે ઉજડ અરણ્યના જેવી છે. ત્યાંની જમીન અને ખડકમાં ખાર હોય છે તેનાપર ખારની પોપટી બાઝેછે, અને વનસ્પતિ ક્ષારવાળી જગામાં ઉગે છે તે ત્યાં થાયછે. ઝાડ અને વેલાનું તો ત્યાં નામજ નહિ. ઉનાળામાં સૂર્યના કીરણથી તે ઘણું તપે છે, અને શિઆળામાં ઠંડાગાર વાથી તે ઠરી જાય છે.

સાવાન્ના અને પ્રાયરી નામના રાનમાં ઘણું કરીને એક જાતનું ઝાડું ઘાસ ઉગેછે. તેની ઉંચાઇ માણસ બરાબર હોયછે. ઓહીઓ અને મિસિસિપી નદીના કાંઠાપર તે વિશેશ મિસસિપી નદી અને રોકી મોંટન્સના વચેની જગામાં એવાં ઘણાં મેદાનો છે. ન્યુયોર્કના સંસ્થાનના પશ્ચિમ ભાગમાં કેટલાંએક નાનાં નાનાં પ્રાયરી નામે મેદાનો છે. એ શિવાય આમાઝોન, લાપલાટા, ઓરીનોકો એ નદીઓ પાસે કેટલાક મોટાં મોટાં મેદાનો છે, તેમાં મોટાં મોટાં સાવાન્ના નામે અરણ્યો છે, તેમાં ચોમાસામાં ઝાડપાલો અને નાનું ઘાસ ઉગે છે; પણ ઉનાળામાં તે સઘળું સુકાઇ જઇને રાન બની જાયછે. વેનેજ્યુઇલા દેશમાં આવા અરણ્યોને લાનોસ કહેછે. અને બુનોસએરીસમાં એને પાંપસ કહેછે. વેનેજ્યુઇલાના લાનોસ અરણ્યનો આરંભ ઓરિનોકો નદીના મૂખ આગળથી થાયછે, ને છેવટ આંદીસ પર્વતની તળેટીમાં આવેછે. તેનો વિસ્તાર સુમારે ૬૦૦ મૈલ છે. બુનોસએરીસનું પાંપસ નામે અરણ્ય પારાગુઆ નદી ને આંદીશ પર્વતની વચે છે. તેનો વિસ્તાર ઘણો મોટો છે. એ મોટા મેદાનમાં રાની પશુઓના મોટાં મોટાં ટોળાં ફરેછે.

અમેરિકામાં ઉંચાઈ વિશે પ્રખ્યાત જે જગા છે તેમાં તીતીકાકા નામે એક સ્થળ છે તેનું ક્ષેત્રફળ આશરે ૧૮૦૦૦ ચોરસમૈલ છે ને તેની સરાસરી ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૧૩૦૦૦ ફુટ છે. વળી કુનાદ્રૂપ અને જેમાં લોકોની સંખ્યા વધારે એવીભિકતો ઉંચાણનો પ્રદેશ જેની ઉંચાઈ શુમારે ૯૬૦૦ ફુટછે, ને મેકિસકો દેશમાં અનાહુવાક નામે અતિવિસ્તૃત ઉંચાઇની જગા છે તેની ઊંચાઈ ૬૦૦૦ ફુટથી ૮૦૦૦ સુધી છે.

# પવનોનાં કારણ.

બધી જાતના પવનનું મુખ્ય કારણતો પૃથ્વી ઉપર જૂદે જૂદે ઠેકાણે સૂર્યનો તાપ વત્તો ઓછો પડેછે તે છે. જો બધે ઠેકાણે સરખો તાપ પડતો હોય, તો હવામાં ગતિ અશક્યજ હતી. પણ ઉષ્ણકટિબંધમાં સૌથી વધારે તાપ પડેછે, જમીન પાણી કરતાં ગરમીને વધારે ચૂસેછે અને વધારે પરાવર્તન પમાડેછે, વગેરે કારણોથી હવામાં ગતિ એવી નિરંતર ચાલ્યા કરેછે કે પવન ચપળતાની એક મુખ્ય ઉપમા થઈ પડયો છે.

૧ વ્યાપાર પવનના બે કારણછે. ઉષ્ણ કટિબંધમાં સૂર્યનો તાપ વધારે પડેછે તે, અને પૃથ્વીનીદૈનિક ગતિ.

ઉષ્ણકટિબંધમાં અને તેને લગતા પ્રદેશોમાં સૂર્યનો તાપ વધારે પડવાથી દુનિયાના બધા ભાગકરતાં ત્યાંની હવા બહુજ પાતળી થઈ જાયછે, અને તેથી તે ઊંચે ચઢેછે ત્યારે તેની જગા પૂરવાને ઉત્તર અને દક્ષિણ તરફથી ઠંડી હવા વિષુવવૃત્ત ભણી દોડી આવેછે. બીજા શબ્દમાં કહીએ, તો સમસીતોષ્ણ અને સીતકટિબંધની ઠંડી હવા ઉષ્ણકટિબંધ ભણી ત્યાંની ઉંચે ચઢી ગએલી હવાની જગા રોકવાને સારૂ ધશી આવે છે તેનું નામ વ્યાપાર પવન. આ રીતે એ પવનને ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફની અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનીજ ગતિ હોત તો કાંઇ બીજું સમજાવવાનું બાકી રહેત નહિ. પણ આપણે ઉપર બતાવ્યું છે કે એમ નથી. પવનની એ પ્રથમ ઉપજ થએલી દિશાને મરડી નાખનાર પૃથ્વીની દૈનિક ગતિછે. જો પૃથ્વી સ્થિર હોત, તો વ્યાપાર પવનની દિશા બરાબર ઉત્તર કે દક્ષિણજ હોત.

એક એ વાત જાણવી જોઇએ કે જ્યારે કોઇ ગમેતે ગોળો ફરતો હોય, ત્યારે તેની મધ્યરેષા આગળના ભાગમાં ઘણામાં ઘણી ગતિ હોવી જોઇએ, અને જેમ જેમ ધ્રુવ તરફ જતા જઇએ તેમ તેમ તે તરફના ભાગોમાં ગતિ ઓછી થતી જવી જોઇએ, કેમકે અમુક વખતમાં વિષુવવૃત્ત આગળના ભાગને ઘણો ચકરાવો ફરવો પડેછે, અને ધ્રુવને કાંઇજ ફરવું પડતું નથી. એ સાધારણ નિયમ પ્રમાણેજ પૃથ્વીના વિષુવવૃત્તને તથા તેને વીટાએલી હવાને ઘણામાં ઘણો વેગ હોયછે, અને જેમ જેમ ત્યાંથી આઘા જતા જઇએ છઇએ તેમ તેમ એ વેગ ઓછો થતો માલમ પડેછે. હવે, જ્યારે ઉષ્ણકટિબંધ તરફ જવાને ધ્રુવ તરફની હવા નીકળેછે, ત્યારે તેનામાં

તો જે પ્રદેશોમાં જવુંછે તેના કરતાં વેગ ઓછો હોયછે, અને તેથી પોતાંના જડત્વ ગુણ પ્રમાણે તે પછાડી પડી જાયછે, અથવા, જે પ્રદેશમાં તે જઇ પહોંચેછે તેની સાથે તે ફરવા માંડે એટલામાં તો તે પ્રદેશ પોતાની વધારે ગતિને લીધે આગળ જતો રહેછે. એ બધાનો પરિણામ એ થાયછે કે તેને જાણે પશ્ચિમની ગતિ હોય એમ જણાયછે. બાકી, ખરૂં જોઇએ તો એ પવન પશ્ચિમ તરફ જતા નથી, પણ તેની સામા પશ્ચિમ તરફનો પ્રદેશ પોતાની મેળે આવેછે. હવે, આપણે ઉપર કહ્યુંછે કે ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફનો, અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનો વેગ એ હવાને પોતાની તરફનો છે, અને પૃથ્વીની ગતિ અને પશ્ચિમ તરફનો વેગ આપેછે તેથી એની ખરેખરી ગતિ એ બંને દિશાની વચમાં થાયછે. એટલે ઉત્તર ગોળાર્ધમાં અગ્નિ ખૂણા તરફનો હોયછે, બધા અક્ષાંશ ઉપર પવનની દિશાનો વાંક સરખોજ હોયછે એમ ન જાણવું. જેમ જેમ વિશુવવૃત્તની પાસે એ પવન આવતો જાયછે, તેમ તેમ તે પશ્ચિમ તરફ વધારે ને વધારે મરડાતો જાયછે. ધ્રુવ આગળથી નીકળેછે ત્યારે ઘણું કરીને તેનો વેગ સીધોજ હોયછે, અને ઉષ્ણકટિબંધમાં આવેછે ત્યારે ઘણું કરીને પૂર્વમાંથીજ આવતો હોય એમ જણાયછે. એનું કારણ ખુલ્લુંજ છે. ધ્રુવ આગળ પૃથ્વીનો વેગ બહુજ ઓછો હોય છે, અને ઉષ્ણકટિબંધમાં ઘણોજ હોયછે.

નિત્યવાહી પવનના પ્રદેશની હદ ઉપલી બાજુએ ફરતી રહે છે તેનું કારણ સૂર્યનું ઉત્તરાયણ અને દક્ષિણાયન છે. સૂર્ય જ્યારે ઉત્તર ગોળાર્ધમાં આવે છે ત્યારે એનો તાપ ઉત્તરમાં પ્રથમ કરતાં વધારે દૂર સુધી પહોંચે છે, અને દક્ષિણગોળાર્ધમાં તેટલા અક્ષાંશ સુધી તાપ ઓછો થઈ જાયછે. તેથી ઉત્તરગોળાર્ધમાં નિત્ય પવનના પ્રદેશની હદ ઉંચે વધે છે અને દક્ષિણગોળાર્ધમાં ઓછી થઈ જાય છે. તેમજ જ્યારે દક્ષિણાયનના સૂર્ય થાય છે, ત્યારે દક્ષિણગોળાર્ધમાં એની હદ વધે છે અને ઉત્તરગોળાર્ધમાં ઓછી થઈ જાય છે તે પણ સૂર્યના ખસવાને લીધેજ.

**૨. શાંત વાયુ.** વ્યાપાર પવનનું કારણ સમજ્યાં પછી કદાપિ કોઈ પ્રશ્ન કરશે, કે ઘણી ગરમીને લીધે નિત્યવાહી પવન થાયછે, તો વિશુવવૃત્તની આસપાસનો પ્રદેશ જ્યાં કે ઘણોજ તાપ છે, ત્યાં તો પવન બિલકુલ શાંત કે અનિયમિતજ રહે છે તેનું કારણ શું? જો બારીકીથી એ કારણોનો વિચાર કરશે. તો એ પ્રશ્ન પૂછનાર પોતેજ પોતાના મનનું સમાધાન કરી શકશે. ગરમીજ નિત્યવાહી પવનનું કારણ નથી, પણ આસપાસના પ્રદેશ

કરતાં ત્યાં ગરમી વધારે પડે છે એ કારણ છે. જો દુનિયાના બધા ભાગમાં કદાપિ આફ્રિકાના રણો જેટલો તાપ બધે સરખોજ પડતો હોત. તોપણ પવનની એક લહેર ઉત્પન્ન થાત નહિ. વત્તો ઓછો તાપ પડે છે તેથીજ પવન પેદા થાય છે. હવે વિષુવવૃત્તની બંને દિશાએ થોડા એક અંશ સુધી ઘણોજ તાપ પડે છે તથાપિ તે બધે ઠેકાણે સરખોજ છે, અને તેથી ઉત્તર દક્ષિણથી હવાને ત્યાં ધસી આવવાની જરૂર રહેતી નથી. આસપાસથી આવનારી હવા પણ તેટલીજ ગરમ અને પાતળી છે તેથી તે પોતેજ થોડી થોડી ઉંચે ચડે છે. એ શાંતવાયુના પ્રદેશમાં વખતે શ્વાસ લેવાનું પણ અઘરૂં પડે છે તે એ કારણને લીધેજ.

એ પટો એ સૂર્યની સાથે ફરે છે તેનું કારણ પણ નિત્યવાહી પવનના પ્રદેશના ફરવાનું કારણ સમજાવ્યું તેજ.

નિત્યવાહી પવનના પ્રદેશમાંથી શાંતવાયુના પ્રદેશમાં આવતાં થોડો એક પ્રદેશ વચમાં આવે છે ત્યાં પવનનું ઠેકાણું નથી.

૩ **સમયવાહી પવનનું** કારણ જમીન અને પાણીની જૂદી જૂદી ઉષ્ણુતા વાહનશક્તિ છે. જમીન બહુ જલદીથી ગરમીને ચૂસે છે, અને બહુજ જલદીથી પાછી કહાડી પણ નાંખે છે. પાણીમાં ગરમી જલદી જતી પણ નથી, અને ગઈ તો જલદીથી પાછી નીકળી શકતી નથી. તેથી સમુદ્ર તથા તેના કિનારાપરના દેશનું ઉષ્ણુતામાન બહુ જૂદું જૂદું થાય છે, અને ઉષ્ણુતાનું માન ફર્યું કે પવન થાય એતો આપણે પ્રથમજ સમજાવી ચૂક્યા છઇએ.

**મોસમનો પવન**. બધા મહાસાગરો કરતાં હિંદી મહાસાગરનો વિસ્તાર ઘણો થોડો છે, અને તેની ઉત્તરે જે જમીન આવી છે તેનો પૂર્વ પશ્ચિમ ફેલાવો ઘણો છે. પહેલાં કહ્યુંછે તે ઉપરથી સહેજ માલમ પડશે કે શિયાળામાં તો આ પવનની અને વ્યાપારે પવનની દિશા એકજ છે, ઉન્હાળામાં એ દિશા બદલાઇને ઉલટી થઈ જાય છે, અને એ ફેરફાર થવાનું કારણ એ ઉન્હાળોજ છે. ઉન્હાળામાં તાપ બહુ પડેછે ત્યારે તે દહાડામાં સમુદ્ર કરતાં જમીન વધારે ગરમ થઈ જાય છે, અને તેથી ત્યાંની હવા સમુદ્ર ઉપરની હવા કરતાં વધારે પાતળી થઈ જાય છે એ રીતે એશિયાખંડના દક્ષિણ કિનારાપરના દેશોની હવા હિંદી મહાસાગર ઉપરની હવા કરતાં પાતળી થાય છે, અને તેથી તે ઉપર ચડે છે ત્યારે તેની જગા

પૂરવાને હિંદીમહાસાગર ઉપરની એટલે દક્ષિણ તરફની હવા તે દેશોમાં આવવાને નીકળેછે. પણ એનો વેગ તો જે મુલકમાં જાય છે તેના કરતાં પૂર્વમાં જવાનો વધારે છે, અને તેથી તે પશ્ચિમમાંથી આવતો હોય એમ જણાયછે. એ બે કારણો ભેગાં થવાથી એ પવનની દિશા નૈરૃત્ય બણીની થાયછે. દક્ષિણ ગોળાર્ધમાં એથી ઉલટું થાયછે તેનાં કારણ પણ એવાંજ છે.

આફ્રિકાને પશ્ચિમ કિનારે અને બીજા દેશોના પણ કિનારા આગળ મોસમનો પવન થાયછે તેનું કારણ પણ ઉપર સમજાવ્યું તેવુંજ જાણવું. હિંદીમહાસાગરના ઘણા ભાગમાં મોસમનો પવન થાયછે માટે એ હિંદીમહાસાગરનો પવન વિશેષે કરીને કહેવાયછે.

**દરીઆઈ અને જમીનની લહેર.** જેમ મોસમના પવનનો સંબંધ ઋતુભેદની સાથેછે, તેમ દરિયાઈ અને જમીનની લહેર રાત દિવસના ભેદની ઉપર આધાર રાખેછે. વર્ષના જેમ એક અરધા ભાગમાં વધારે તાપ પડેછે અને બીજા અરધા ભાગમાં ઓછો પડેછે, તેમજ એક દિવસમાં પણ હમેશાં થાયછે; અને એ કારણને લીધે તેવોજ ફેરફાર પવનમાં થાય એ સ્વાભાવિકજ છે. દહાડે જે તાપ પડે છે તે જમીન ચૂસી લઈને હવામાં ફૂંકેછે, અને પાણી પોતાની પાસેજ રહેવા દેછે. એ કારણથી દહાડે જમીન ઉપરની હવા ઘણીજ ગરમ અને પાતળી થઈ જાયછે. તે પાતળી થઈ થઇને દહાડાના છેલ્લા ભાગમાં ઉપર ચઢવા માંડેછે, અને તેની જગોપર દરિયા તરફની ઠંડી હવા આવે છે. એમ આખી રાત જમીન દહાડે લીધેલી ગરમી હવામાં ફૂંક ફૂંક કર્યા કરે છે, અને તે એટલે સુધી કે પાછલી રાતે તે પાણી કરતાં પણ ઠંડી થઈ જાયછે; અને તે ઠંડી થઈ, એટલે તે ઉપરની હવા પણ ઠંડી થઈ જાયછે. એ વખતે દરિયા ઉપરની હવા એના કરતાં કાંઈ વધારે ગરમ હોયછે, અને જમીન તરફની હવા દરિયા તરફ જાયછે. બપોર અને મધરાત પછી થોડો એક વખત એ ગતિ બંધ પડેછે અને પછીથી બીજી જાતની લહેર પ્રવેશ કરેછે.

મોટી નદીઓને કિનારે પણ સાંજ સવાર એ કારણને લીધેજ લહેર આવે છે.

૪. **સ્વચ્છંદવાહી પવન.** વ્યાપાર પવનની હદ મૂકી આપણે આગળ જેમ જેમ ચાલતા જઇએ, તેમ તેમ હવાને ગતિ આપનાર જે સૂરજનો તાપ તે બહુ નબળો પડતો જાયછે. તેમજ રાતને દહાડાની લંબા-

ધમાં જૂદી જૂદી ઋતુમાં ફેર વધારે પડતો જાય છે. તેમજ વળી ઉત્તર ગોળાર્ધમાં તો એ ઉપલા અંક્ષાશોમાં જમીન બહુજ આવીછે, વાતાવરણમાં ફેરફાર કરનાર જે વીજળી તેનું જોર પણ બહુ ચાલેછે. માટે આવાં આવાં અનેક કારણો એકઠાં થવાથી હવાને વખતે વખતે એવી જૂદી જૂદી તરેહની ગતિ મળેછે કે તેનો એક નિયમ કદી પણ બંધાઈ શકે નહિ. તે છતાં એ પવનો નિયમ રહીત આવે છે એમ ન સમજવું. તેનાં કારણો તો અલબત છેજ, અને તે કારણોને અનુસરીનેજ હિસાબસર એ પવનો આવેછે, પણ કહેવાની મતલબ એટલી કે તે કારણો એવાં વિવિધ પ્રકારના છે કે માણસથી તેનું હમેશાં બરાબર પ્રથક્કરણ થઈ શકતું નથી.

**મધ્ય અક્ષાંશનો પવન**—ઉષ્ણકટિબંધમાં તપીને ઉંચે ચઢી ગઈ હતી તેજ હવા આ છે. તે ધ્રુવ તરફ શા કારણથી ચાલીને ગઈ તેની સમજુતી આ પ્રમાણે છે. એ હવા પ્રથમ તો ઉંચે ચઢી, અને તેની જગા ખાલી પડી તે પૂરવાને સારૂ પૃથ્વીની સપાટી ઉપરની હવા ધ્રુવ ભણીથી ત્યાં ખેંચાઈ આવી એતો આપણે સમજાવી ગયા. હવે જે ઠેકાણાની સપાટી ઉપરથી હવા ઉષ્ણપ્રદેશમાં આવી તે ઠેકાણે જે જગા ખાલી પડી તે પૂરવાને સારૂ ત્યાંની ઉંચેની હવા નીચે ઉતરશે, અને તે આકાશમાં ઉંચે તેની જે જગા ખાલી પડશે તે પૂરવાને સારૂ ઉષ્ણકટિબંધમાં જે પેલી હવા ઉપર ચઢી ગઈછે તે ધશીને ત્યાં આવશે. એ રીતે ખરેખરૂં જોઈએ, તો ઉષ્ણપ્રદેશના તાપને લીધે હમેશાં વાતાવરણમાં બે પ્રવાહ ચાલ્યા કરેછેઃ— એક પૃથ્વીની સપાટી ઉપર ધ્રુવથી વિશુવવૃત તરફ જનારો ઠંડો પવન, અને બીજો વાતાવરણના ઉપલા ભાગમાં વિશુવવૃત તરફ જનારો ઠંડો પવન, અને બીજો વાતાવરણના ઉપલા ભાગમાં વિશુવવૃત ભણીથી ધ્રુવ તરફ જનારો [1]ગરમ પવન, પેહેલા પ્રવાહ વિષેતો આપણે પ્રથમ વિસ્તારથી બોલી ચૂકયા છઇએ. હવે આ બીજો પ્રવાહ જેમ જેમ ઉષ્ણપ્રદેશથી

---

૧ ઉપલા વાતાવરણમાં નીચે કરતાં વિરૂદ્ધ દિશાનો પવન ચાલે છે એનાં ઘણા પ્રત્યક્ષ દાખલા પણ મળે છે. ટેનેરીફના શિખર ઉપર (૧૨૦૦૦ ફુટ ઉંચાઇએ) જે પવન માલમ પડેછે તેની દિશા તળેટી આગળ જે વ્યાપર પવન ચાલેછે તેથી ઉલટી હોયછે. તેમજ વેસ્ટ ઇંડિસના જ્વાળામુખીઓમાંથી વખતે ધુળ ઉડીને પૂર્વમાં સેંકડો કોષ દૂર સુધીના વહાણમાં જઈ પડે છે.

આઘો જતો જાયછે, તેમ તેમ તેની ગરમી આસપાસ વેહેંચાઈ જઈને ઓ- છી થતી જાયછે, અને તે પોતે ધીમે ધીમે તે કારણથી નીચે ઉતરતો જા- યછે. ૨૮ કે ૩૦ અક્ષાંશ આગળ તે પૃથ્વીની સપાટી ઉપર બરાબર આવી પહોંચે છે, અને તેને વિશુવવૃત તરફ જનારો સપાટી ઉપરનો પવન ત્યાં સામો મળે છે. એ બંનેના સામસામા વેગને લીધે એ ઠેકાણે શાંતતા મા- લમ પડેછે, કે તોફાનો થાયછે.

પણ આ પવનનો વેગ સિધો ધ્રુવ તરફ ન રહેતાં, પૂર્વ તરફ મર- ડાઈ જાય છે તેનું કારણતો ખુલ્લુંજ છે. એનો પૃથ્વીની સાથે ફરવાનો વેગ વધારે છે, અને તેથી જે ભાગમાં તે જાયછે તેના કરતાં તે આગળ પૂર્વમાં વહેલો દોડી જાય છે.

**ધ્રુવ તરફનો પવન.** ઉષ્ણપ્રદેશની હવા ઉંચી ચઢી ગયાથી ખાલી પડેલી જગા પૂરવાને ધ્રુવ તરફથી જે હવા આવવા નીકળે છે તેજ એ. થોડે લગીતો એની દિશા ઘણુંકરીને ઉત્તર કે દક્ષિણ જે હોયછે તેજ રહે છે, અને એમ રહે છે ત્યાંસુધી એજ મથાળે લખેલા નામથી ઓળખાય છે. એજ હવા આગળ જતાં વ્યાપાર પવનમાં ભળીજાય છે, પણ તે વખતે વ્યાપાર પવન કહેવાય છે, અને એની દિશા પશ્ચિમ તરફ ઘણી મરડાઈ ગએલી હોય છે.

**વંટોળિઓ** એનું મુખ્ય કારણ સામસામી દિશાના પવનનું મળવું છે તેમજ પર્વત વગેરે કાંઈ અંતરાય નડ્યાથી પણ એ જાતનો પવન થાયછે.

---

# વાદળાં, ધૂમસ વગેરે.

૧ સૂર્યના તાપથી પ્રવાહી પદાર્થનું વરાળરૂપ થઈ જાયછે તેને બાષ્પ ભવન કહે છે.

બધા પદાર્થોના ત્રણ રૂપ થઈ શકે:—નક્કર રૂપ, પ્રવાહી રૂપ, અને વરાળ રૂપ; જેમકે બર્ફ, પાણી, અને વરાળ. એ રૂપાંતરનું કારણ ગરમી છે. નક્કર પદાર્થને વધારે ગરમી લાગે તો પ્રવાહી, અને પ્રવાહીને ઘણી ગરમી લાગે તો તેનું વરાળ રૂપ થાયછે. તેજ પ્રમાણે ગરમી ઓછી થઈ જાય તો ઉલટા અનુક્રમમાં એનાં રૂપ બદલાય છે. નક્કર રૂપનું વિશિષ્ટ ગુરૂત્વ સૌથી વધારે, પ્રવાહીનું તેથી ઓછું, અને વરાળનું સૌથી ઓછું

હોયછે, કેમકે ગરમી પદાર્થને પ્રસારણ પમાડી તેનું વિશિષ્ટ ગુરૂત્વ ઓછું કરે છે તે છતાં એ સાધારણ નિયમ પાણીને બરાબર લાગુ પડતો નથી. પાણી કરતાં વરાળ અને બર્ફ બંને હલકાં થાયછે.

બાષ્પભવનની ક્રિયા જગતમાં નિરંતર ચાલ્યાંજ કરે છે. મહાસાગર, સાગર, નદીઓ, અને સરોવર એ વરાળ પૂરી પાડનારા મહા મોટા ભંડાર છે. સઘળી ઋતુઓમાં અને સઘળા કટીબંધોમાં બાષ્પભવન થોડું ઘણું તો હમેશાં થયા વિના રહેતું નથી. જ્યાં તાપ વધારે અને પાણીનો સમુદાય મોટો ત્યાં એ ક્રિયા વધારે બળવાન હોય છે.

એ પ્રમાણે જગતમાં બધે ઠેકાણે સૂર્યના તાપથી વરાળ થાયછે અને સપાટી ઉપરના વાતારણ કરતાં હલકી હોવાના કારણથી ઉંચે ચઢે છે. ત્યાં હવાની સાથે તે મળી જાયછે, અને તેની જોડે તે જ્યાં જાયછે ત્યાં પોતે પણ જાય છે.

૨. **વાદળાં.** વરાળ જ્યારે એટલી સંકોચાઈ જાય કે તે દેખાઈ શકે ત્યારે તે વાદળું કહેવાય છે.

જ્યાં સુધી વરાળ હવા સાથે ભળેલી રહે છે, અથવા, રસાયણ શાસ્ત્રના શબ્દમાં બોલીએ, તો તે હવામાં જ્યાં સુધી ઓગળી ગએલી રહે છે ત્યાં સુધી તે આપણાથી આંખે દેખી શકાતી નથી. પણ એ ગાળવાની અથવા મિશ્રણ શક્તિની હદ છે. પાણીમાં આપણે કેટલુંએક મીઠું નાંખીશું તો તે તેમાં ઓગળી જશે, અને આપણે તેને દેખી શકીશું નહિં. જ્યારે પાણીમાં એટલું મીઠું ભળ્યું હોય કે તેમાં જરા પણ વધારે સમાઇ શકે નહિ, ત્યારે સંપૂર્ણ મિશ્રણ થયું એમ કહેવાય છે, અને પાણીને સંપૂર્ણ મિશ્રિત કહે છે. ઘણામાં ઘણું ઓગાળવાની જે હદ તેને મિશ્રણ શક્તિ કહે છે. જેમ જેમ હવામાં ગરમી વધેછે તેમ તેમ તેની મિશ્રણ શક્તિ વધે છે, અને જેમ જેમ ઓછી થાય છે તેમ તેમ એ શક્તિ ઓછી થાય છે.

માટે, જ્યારે હવાની મિશ્રણ શક્તિ ઉપરાંત વરાળ વધી જાય છે અથવા હવામાંની ગરમી ઓછી થઈ જાય છે, ત્યારે વરાળ હવામાં લટકતી દેખાઈ શકેછે. વાદળાનું ઘટ્ટ પણું, ઊંચાઈ, રંગ, અને આકાર અનેક રીતના હોય છે. જેમ ઘટ્ટપણું ઓછું તેમ તેનો રંગ ધોળો અને ઊંચાઈ વધારે, અને જેમ ઘટ્ટપણું વધારે તેમ તેનો રંગ કાળો અને તે પૃથ્વીની પાસે વધારે હોય છે.

વાદળાં, વરસાદ, કરા, અને બર્ફ એ સઘળા વરાળના સંકોચનથી થએલાં રૂપ છે. જેમ જેમ સંકોચન વધારે થાય છે, તેમ તેમ ઉપલા અનુક્રમ પ્રમાણે વરાળના રૂપ અનેનામ ફરતાં જાય છે. વાદળાંમાં સૌથી ઓછું સંકોચન થએલું છે.

**૩ ધૂમસ.** પૃથ્વી તરફ પડતાં અથવા પૃથ્વીને અડકેલાં વાદળાંને ધૂમસ કહે છે.

ધૂમસ થવાનું કારણ એ છે કે પૃથ્વીની સપાટી પાસેના વાતાવરણનું ઉષ્ણતામાન તેમાં રહેલી વરાળના કરતાં ઓછું થઇ જાયછે. એમ થવાથી વરાળ કેટલુંએક સંકોચન પામેછે અને નીચે ઉતરેછે.

નદી કિનારે, સમુદ્ર કિનારે, અને પર્વતની બાજુઓ ઉપર ધુમસ વધારે પડેછે, અને તેનું કારણ એજ છે કે પાસેની જમીન અને પાણીના ઉષ્ણતામાન જૂદાં જૂદાં છે. ધૂમસનો ઘણો ખરો વખત સાંજનો પણ એ કારણથીજ છે.

ધૂમસ ઘણું કરીને ઠંડા દેશમાં વધારે પડેછે. ગરમીના મુલકોમાં તે સૂર્યના તાપ આગળ નાસી જાયછે, અથવા ઊંચે ચઢીને વાદળા રૂપેજ દર્શન આપેછે. ન્યુફાંઉડલાંડ વગેરે સીતકટિબંધના ભાગોમાં એ ઘણીવાર પડેછે, અને તેથી ત્યાં વહાણ ચલાવવામાં બહુજ સાવચેતી રાખવી પડે છે. પીરૂ વગેરે કેટલાએક દેશમાં ધુમસ નિયમિત વખતે આવે છે અને તેની અસર વરસાદ અને ઝાકળની માફક વનસ્પતિ ઉપર બહુજ સારી થાય છે.

૪. **વરસાદ** જ્યારે વાદળાં વધારે ઘટ્ટ થઇને વાતાવરણમાંથી પ્રવાહી રૂપે પૃથ્વી ઉપર પડે ત્યારે તેને વરસાત કહેછે. **કારણ**—જ્યારે જૂદા જૂદા ઉષ્ણતામાનવાળા. પણ સંપૂર્ણ મિશ્રિત વાતાવરણના બે જથા પાસ પાસે આવે છે અને એક બીજા સાથે મળી જાયછે. ત્યારે વરાળ સંકોચાઇ જઇને પાણી રૂપે પૃથ્વી ઉપર પડેછે. હવામાં એવો ગુણછે કે તેની મિશ્રિણ શકિત ઉષ્ણતામાન કરતાં વધારે ઝપટથી ઓછી થાયછે, એટલે ઉષ્ણુતામાન અરધો અરધ જાણે ઓછું થાય, તો મિશ્રણ શકિત તે વખત હતી તેના અરધા કરતાં પણ વધારે ઓછી થઇ જાય. તેથી જ્યારે જૂદા જૂદા ઉષ્ણુતામાન વાળી હવાના બે જથા એકઠા થાય છે ત્યારે તે સમસ્ત હવાનું ઉષ્ણુતામાન ઓછું થાય છે તેની સાથે તેની મિશ્રણ શક્તિ તે

પ્રમાણ કરતાં પણ વધારે ઓછી થઇ જાયછે. આ રીતે મિશ્રણ શક્તિ ઓછી થવાથી પેહેલા વધારે મિશ્રણ શક્તિના બળે જેટલી બધી વરાળ તે હવામાં ઠાંસી ઠાંસીને ભરાઇ હતી તેટલી હવે આ હવામાં ટકી શકવાની નહી, અને તેનો પરિણામ એ થવાનો કે તે છૂટી પડીને સંકોચન પામીને પાણી થવાની અને પાણી થઈ એટલે પૃથ્વી ઉપર પડવીજ જોઇએ. ઉપર કહેલા કારણને લીધે ઉષ્ણતામાનના થોડાજ ફેરવાળી બે હવા એકઠી થવાથી મોટો ભારે વરસાદ પડી શકે.

વરસાદનું સામાન્ય કારણ ઉપર કહ્યું, પણ દરેક ઠેકાણે કેટલો વરસાદ આવવો જોઇએ. તે મુકરર કરવાને ઘણી વાત જાણવાની જરૂર છે. વરસાદને મુકરર કરનારા મુખ્ય કારણ ચાર છેઃ—૧ વિશુવવૃત્તથી અંતર. કેમકે ઘણામાં ઘણી વરાળ અત્યંત ઉષ્ણતાનું ઠેકાણું જે વિશુવૃત ત્યાં થાય છે, અને જેમ જેમ ત્યાંથી દૂર જતા જઇએ છઇએ તેમ બાષ્પભવન અને વરસાદ ઓછો થતો જાય છે;—૨. પવનની દિશા અને જાત, કેમકે વરાળને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જનારા પવન છે;—૩ તે જગાનું ઉંચાણ, કેમકે નીચાણમાં ઉષ્ણતામાન વધારે હોવાથી વરાળ વધારે રહે; ૪. તે પહાડી મુલક છે કે મેદાન છે, કેમકે ત્યાં વાદળાં પર્વતને અથડાઇને પાણી રૂપે પૃથ્વી ઉપર પડે છે;—૫ તે દરિયા કિનારે છે કે દેશના વચલા ભાગમાં છે, કેમકે દરિયા કિનારે વધારે વરાળ થાયછે અને તેથી ત્યાં વધારે વરસાદ આવેછે.

આ કારણોને લીધે દુનિયામાં જૂદે જૂદે ઠેકાણે બહુજ વત્તો ઓછો વરસાદ આવે છે અને તે આવવાનો વખત બહુજ જૂદો જૂદો હોય છે. સાધારણ સૂચના દાખલ વરસાદ સંબંધી પૃથ્વીના આટલા વિભાગ પડી શકે છે. ૧ લું. નિત્યયાયી વરસાદનો પ્રદેશ. એ ઘણુંકરીને શાંતતાનાં પ્રદેશની સાથેજ મળતો છે. તોપણ અહિંયા હમેશાંજ વરસાદ આવે છે એમ નથી. અહિંયા પુષ્કળ વરસાદ આવેછે ૨. સમયાયી વરસાદ, નિત્યવાહી પવનના અને સમયવાહી પવનના પ્રદેશમાં મુકરર કરેલે વખતે વરસાદ આવે છે અને તેમાં પણ સમયવાહી પવનના પ્રદેશમાં તો બહુજ નિયમિત છે. ૩. સ્વચ્છંદયાયી વરસાદ. એ સ્વચ્છંદવાહી પવનના પ્રદેશની સાથે મળતો પ્રદેશ છે. ૪. વરસાદ વગરનો પ્રદેશ. એ પ્રદેશ પશ્ચિમ રેખાંશ ૧૬° થી તે પૂર્વરેખાંશ ૧૧૬° સુધી, અને ૧૫° થી ૪૭° ઉત્તરઅક્ષાંશની

વચમાં આવેલો છે, એમાં શહરાનું રણ, ઈજીપ્ત, અરબસ્તાન, ઇરાન, મોંગોલિઆ, અને ટીબેટનો કેટલોએક ભાગ આવેલો છે. હમેશાં આ પ્રદેશમાં વરસાદ નથીજ આવતો એમ તો નથી, પણ ક્વચિત આવે છે. કોઈ વેળા સાત સાત વરસને આંતરે આવે છે. વરસાદ નહિ આવવાનું મુખ્ય કારણ એ છે કે ત્યાં વાદળાં આવવાનો લાગ થોડો છે, અને જે થોડાં આવેછે તે વાતાવરણની અત્યંત ગરમીમાં ચૂસાઈ જાયછે. અમેરિકામાં પણ બહુજ થોડોએક ભાગ એવો છે.

અનિયમિત વરસાદના મુલુકમાં વરસાદ આવનારા દહાડા ઘણા હોયછે પણ કુલ વરસાદ ઓછો પડે છે, અને ઉષ્ણ કટિબંધમાં વરસાદના દહાડા થોડા પણ વરસાદ બહુજ છે.

**વર્ષાઋતુ.** ઉષ્ણ કટિબંધમાં અરધું વરસ વરસાદનું અને અરધું સુકાણાનું ગણાય છે. વેસ્ટઇંડિસ વગેરે કેટલેક ઠેકાણે વરસમાં બે વર્ષાઋતુ અને બે સુકાણાની ઋતુઓ પણ થાયછે.

ઉષ્ણ કટિબંધમાં વર્ષના જે અર્ધમાં ઉન્હાળો હોયછે તેમાંજ વરસાદ આવે છે, અને તેની પેલી તરફના મુલકોમાં વરસાદ ઘણું કરીને શિયાળામાં આવેછે. ઉત્તર ઉષ્ણકટિબંધમાં અપ્રેલથી અકટોબર સુધી, અને દક્ષિણ ઉષ્ણકટિબંધમાં સપટેંબરથી માર્ચ સુધી વર્શાઋતુ ચાલે છે. વરસાદ શરૂ થવાનો વખત બધે ઠેકાણે સરખો નથી; જેમ જેમ કોઇ જગા વિશુવવૃતથી વધારે દૂર તેમ ત્યાં વરસાદ વધારે મોડો.

---

# जनावरमां प्रेरणा शक्ति.

દરેક પ્રાણીમાં જે શકિત જન્મથીજ ઇશ્વરે મુકેલીછે તેને પ્રેરણા શક્તિ અથવા અંગજ્ઞાન કહેછે.

પ્રાણીમાત્રમાં બળવાન આજતો બે જોવામાં આવેછે. કામ વાસના અને ભૂખ. પહેલી પોતાની જાત વૃદ્ધિ માટે અને બીજી પોતાના શરીરના રક્ષણ માટે જરૂરનીછે.

એ અજાયબ જેવુંછે કે નર માદા પોતાના બચાં ઉછેરવા પાછળ જે સંભાળ લેછે તે પ્રાણીઓમાં વંશ પરંપરા ચાલ્યું આવેછે. કેટલાંક પ્રાણી પોતાનાં બચાં ગમે ત્યાં મુકીદેછે અને પાછળથી તેની કંઈ સંભાળ રાખતાં

નથી, જેવાં કે જંતુઓ અને કેટલીક જાતનાં માંછલાં. એથી ચઢતી કિસમનાં કેટલાંક પ્રાણી ઇંડાં મુકવાની સારી જગા ખોળી કહાડેછે ને ત્યાં ઇંડાં મુકેછે જેમ સાપ, મગર, અને આસ્ટ્રિચપક્ષી. વળી એથી ચઢતાં પ્રાણી ઇંડાં ને સેવેછે ને બચાં પોતાની મેળે હાલતાંચાલતાં થાય ત્યાં લગી સંભાળ લેછે.

જે નિયમથી અમૂક જાતના પ્રાણીઓ અમૂક તરેહનાંજ માળા બાંધેછે અને જે નિયમથી તે જાતના સઘળાં પ્રાણી એકજ નમુને માળાબાંધે જાયછે તે નિયમ કયો હશે? એ કંઈ નકલ કરવી એટલે એકનું જોઈ બીજો તે પ્રમાણે કરેછે એમ કહેવાય નહિ કેમકે જો એક કાગડો મરઘીના ખડામાં ઉછેર્યો હોય ને કાગડા કેવી જાતનાં માળા બાંધે છે તે તેને જોવા પણ ન દીધું હોય તો પણ તે કાગડા જેવી જાતના માળા બાંધે છે તેવીજ જાતનો માળો પોતાને માટે બાંધશે, એ કંઈ કારણ શક્તિ પણ કહી શકાય નહિ. કેમકે ધારો કે જનાવરોને માણસના જેટલી કારણ શક્તિ આપેલી છે તો માણસને રહેવાનાં ઘર જેવી રીતે એક બીજાથી જૂદાં પડેછે તેવાંજ એક જાતના પક્ષીના માળા ઘાટમાં જૂદી જૂદી તરેહના થવાના કેમકે ત્યારે તો તેઓ પોતાની સગવડ પ્રમાણે નાના મોટા કે મરજીમાં આવે તેવા ઘાટના માળા બાંધશે.

પ્રાણીઓમાં આ પણ અજબ તરેહનુંછે કે માબાપનો પ્યાર જ્યાં સુધી રહેછે ત્યાં સુધી તે અતિ જુસ્સા ભરેલો હોય છે અને બચાંને જાળવવાની જ્યારે જરૂર રહેતી નથી ત્યારે તે પ્યાર બીલકુલ નાબુદ થઇ જાયછે તે એટલે સુધી કે પછી તેઓ પોતાના બચાંને ઓળખતાં પણ નથી.

આવી જાતનો સ્વભાવિક પ્યાર પ્રાણીઓમાં ઘણો જુસ્સા ભરેલો છતાં પરમેશ્વરે બચાંને ઉપયોગમાં આવે અને માબાપને પીડાકારી ન થઇ પડે તેને માટે સંભાળ લીધી જણાય છે! કેમકે બચાંને માબાપની મદદની જરૂર પુરી થઈ કે તરત માબાપ તેમને તજેછે. વળી આ જાતની પ્રેરણામાં વધારે નવાઈ સરખું એછે કે જ્યાં બચાંને વધારે લાંબી મુદત સુધી તેની માદાની સંભાળની કોઇ કારણથી જરૂર પડેછે ત્યાં માનો પ્યાર તેટલી મુદત વધી શકેછે. કોઇ પક્ષીનાં બચ્ચાં પોતાની મેળે ખોરાક મેળવી શકે એવી હાલતમાં આવતા અગાઉ જો આપણે તેમને પકડી પાંજરામાં અગર કોઇ એવી જગોમાં પુરીએ કે જયાં તે પક્ષી આવીને તેનાં બચાંને ખવરાવી શકે તો ખસૂસ પક્ષી ઘણી મુદત સુધી પોતાની ચાંચમાં દાણા ભરી લાવી પોતાનાં બચાંને ખવરાવી જશે.

આ સ્વભાવિક પ્યાર બચ્ચાંનો માબાપ તરફ હોતો નથી કેમકે પ્રાણીઓની હયાતીને માટે તેની જરૂર પડતી નથી. સમજુ પ્રાણીઓ જેમાં કારણ શક્તિ રહેલીછે તેમની અંદર પણ માબાપનો છોકરાં તરફ જેટલો પ્યાર હોયછે તેટલો પ્યાર છોકરાંનો માબાપ તરફ હોતો નથી કેમકે પ્યાર અથવા વહાલ જેટલાં રક્ષણ કરવાથી અને ઉપકારથી વધે છે તેટલાં સલામતી, લાભ કે જીવતદાન લીધાથી વધતાં નથી.

સંસારમાં સઘળે પ્રસંગે કારણનો તો ખપ પડેછેજ પરંતુ પ્રાણીઓના પોતાના રક્ષણને માટે અને વંશવૃદ્ધિને માટે જેટલું જરૂરનું છે તે સિવાય વધારે વિચાર તેમને કરવાની જરૂર રહેતી નથી. જનાવર માણસ કરતાં વધારે ડાહ્યાં છે પરંતુ તેમનું ડહાપણ સાંકડું અને થોડીજ બાબતોને માટે છે. જો કોઇ જનાવરને તેની પ્રેરણા બુદ્ધિથી વિરક્ત કીધું તો પછી તેનામાં બિલકુલ સમજણ રહેનાર નથી. મરઘી પોતાનો માળો કેવી એકાંત ને છાની હરકત વગરની જગામાં સંભાળથી કરેછે, પોતાનાં ઇંડાં મુકયા પછી પોતે તેમને ઢાંકીને બેસેછે તે વખત દરેક ઇંડાને પુરતી ગરમી મળે તેટલા સારૂ તે કેવી સંભાળથી ફેરવેછે એટલું કર્યા પછી જ્યારે તે પોતાને જરૂરનો ખોરાક લેવા સારૂ તેમને મુકીને જાયછે ત્યારે તેઓ ઠંડાં ન પડી જાય અને જીવ સાંચરવાને નિરૂપયોગી ન થઇ જાય તેટલા માટે કેવી નિયમિત વખતે પાછી આવેછે ઉનાળાની મોસમમાં પોતે વધારે છૂટ લેછે તે વખતે બબે કલાક સુધી પોતાના ઇંડાંની સભાળ લેતી નથી પરંતુ શીઆળાની રૂતુમાં જ્યારે સકત ટાઢથી ઇંડાં નકામા થઇ જવાની ધારતી હોયછે તે વખતે પોતે વધારે સંભાળ રાખેછે ને બહાર તેથી અરધો વખત પણ ગાળતી નથી. જ્યારે ઇંડાંમાં જીવ સાંચરી બચ્ચા તૈયાર થાયછે ત્યારે તેમના કેદખાનામાંથી તેમને છુટાં કરવાને તે કેટલી મદત કરે છો મરઘી જેટલા હુનરથી અને સંભાળથી પોતાનાં બચ્ચાંને સેવે છે તેટલા હુનરને સંભાળથી તો કોઇ રસાયણ શાસ્ત્રી પોતાનીરસાયણ ક્રિયા પણ કરી શકતો નથી.

મરઘીની અંદર વંશ વૃદ્ધિને માટે જોકે ઇશ્વરે આવી બુદ્ધિ મુકેલી છે તોપણ તેનામાં સાધારણ વિચાર કે અકલ (માણસમાં છે તેવાં) નથી એતો સ્પષ્ટ છે, જો તમે એક ચાકનો ગાંગડો ઇંડાંના ઘાટનો કરી તેના ખડામાં મુકી દેશો તો તે પોતાના ઇંડા ઉપર જેવી રીતે સેવન કરવા બે-

સશે તેવીજ રીતે તેના ઉપર બેસશે. પોતાનાં મુકેલાં ઇંડાંની સંખ્યા વિષે તેને કંઈ ભાન નથી એટલે તેમાંથી વધ ઘટ થાયતો તેને કંઈ માલમ પડતું નથી. તેનાં ઇંડાં લઈ જઈ કોઈ બીજાં ઇંડાં તેને બદલે મુકયાં તો તે વિષે પણ તેને કંઈ ભાન નથી અને તે ઇંડાંનું પોતાના ઇંડાંના જેટલુંજ જતન કરશે; અર્થાત પોતાના કે પોતાના બચ્ચાંના નિર્વાહને અર્થે જેટલી સમજણની જરૂર તેટલીજ સમજણ તેનામાં હોયછે અને બીજી બાબતોમાં તો તે કેવળ મૂર્ખ છે.

આવી જાતની પ્રેરણા બુદ્ધિ એ એક કુદરતની અજાયબી છે, કેમકે ઉપર બતાવ્યા પ્રમાણે તે કોઈવાર કારણ શક્તિથી પણ ચઢેછે ને બીજે વખતે તે કારણ શક્તિથી ઉતરે છે પણ ખરી. એ કંઈ પદાર્થનો (પ્રાણીના શરીરનો) ગુણછે એમ કહેવાઈ શકાતું નથી, તેમજ કોઈ કોઈ વાર તે એવી તરેહવાર વર્ત્તણુંક ચલાવે છે કે તે આત્માને લગતી (શરીર—પદાર્થનો નહી) એક શક્તિ (કારણ શકિત) છે એમ પણ કહી શકાતું નથી.

હુંતો એને પદાર્થોમાં રહેલા આકર્ષણ જેવી ગણુંછું અને તે સર્વ શક્તિ માન પરમેશ્વરે પ્રાણીઓમાં મુકેલીછે.

# भूगोळविद्या—मनुष्यनी जातिओ.

સને ૧૮૭૪

પૃથ્વી ઉપર માણસની હાલ વસ્તી ૧૧૬૨૦૦૦૦૦૦ ગણાય છે. એ બધાં એકજ જાતના પ્રાણી છે ખરાં, પણ ભૂગોળવિદ્યામાં તેના રૂપ રંગ વગેરેના ભેદ ઉપરથી કેટલાએક વર્ગ પાડવામાં આવ્યા છે તેને જાતિ અથવા કુળ કહેછે. કુવિયર નામનો પ્રતાપી ફ્રેંચ તત્વજ્ઞાની મનુષ્યની ત્રણ જાતિઓ ગણેછે. **કાકેશિઅન, મોગલ, અને સીધી.** બ્લ્યુમેનબક નામનો જર્મન પંડીત એમાં મલાઇ, અને ઇંડિઅન બે જાતિ વધારીને પાંચ વર્ગ પાડે છે, અને કેટલાએક એથી પણ વધારે વર્ગ પાડે છે. પણ બધાના કહેવાનું હાર્દ એકજ છે. જે થોડા વર્ગ પાડે છે તેના વર્ગ બહુ મોટા છે અને તેના પ્રત્યેક વર્ગમાં બીજા નાના વર્ગ સમાઇ જાય છે, જેમકે મલાઇ જાતિનો કુવિઅરના કાકેશિઅન વર્ગમાં અને ઇંડિઅનનો મોગલમાં સમાવેશ થઈ જાય છે. તે છતાં હાલ પાંચ જાતિઓ ગણવાનો પ્રચાર ઘણો ચાલે છે તેથી તે પ્રમાણેજ અહિંયા થોડુંએક વર્ણન કરીએ છઇએ.

૧. **કાકેશિઅન** જાતિના મુખ્ય શરીર લક્ષણ એ છે:–ઇંડાના જેવી ગોળ ખોપરી અને મોઢાનું તથા શરીરનું પ્રમાણ યુક્ત બંધારણ. ચેહેરો ઇંડાના જેવો લંબગોળ, તેનો ઘાટ મધ્યમ ઉપડતો, કપાળ ધનુષાકાર, ગાલના હાડકાં થોડાંએકજ ઉપસેલાં, મુખદ્વાર નાનું, હડપચી ભરેલી તથા ગોળ, ચામડીનો રંગ ઘણું કરીને ઉજળો, અને વાળ જૂદા જૂદા રંગના પણ ઘણું કરીને કાંઇક વળ ખાઇ જાય એવા.

**કાકેશિઅન** જાતિમાં મુખકોણ. બીજી બધી જાતિઓ કરતાં વધારે મોટો માલમ પડે છે. ખોપરીના અર્ધમુખ ચિત્ર ઉપર જ્યાંથી કપાળ તરતું નીકળે છે ત્યાંથી તે ઉપલા જડબાના અગાળુ સુધી એક લીટી દોરી હોય, અને બીજી નાકના પાયાથી તે કાનના છિદ્ર સુધી દોરી હોય, તો એ બે લીટી મળવાથી જે ખૂણો થાયછે, તેને મુખકોણ કહે છે. કાકેશિઅન જાતમાં ૮૦ અંશનો અને તેથી વધારે મોટો પણ એ ખૂણો હોયછે, પરંતુ બીજી જાતિઓમાં ક્વચિતજ ૭૦ ઉપર દીઠામાં આવે છે, અને કેટલીએક અધમ જાતિઓમાં તો એથીએ ઓછો હોય છે. કેટલાએકના મતે આ ખૂણાની મોટાઇ ઉપર માણસની બુદ્ધિ તથા સૌંદર્ય આધાર રાખે છે.

આ જાતિને કાકેશિઅન કહેવાનું કારણ એ છે કે કાકેશિઅસ પર્વત આગળના મુલકોમાં એ જાતિના શરીર સૌંદર્યના સરસમાં સરસ નમુના જોવામાં આવે છે. સિરકાશિઆ અને જોર્જિઆના સ્ત્રી પુરૂષો સુંદરપણાને માટે બધે ઠેકાણે જાણીતા છે, અને કોઇ વિદ્વાન એમ પણ કહેછે કે એ સ્થાનથી ગમે તે દિશામાં માણસ જેટલો દૂર વસેછે તેમ તેનું રૂપ ઓછું થતું જાય છે.

રંગ તરફ જોતાં કેટલાએક એને ઉજળી વર્ણ કહે છે, તો પણ એ જાતના બધા લોકનો રંગ એક સરખોજ ઉજળો અથવા ગોરો છે એમ ન જાણવું. ઉત્તર યુરોપના અને દક્ષિણ યુરોપના એજ જાતના લોકોના રંગમાં ફેર છે, અને દક્ષિણ યુરોપના લોકોનો રંગ આરબસ્તાન અને હિંદુસ્તાનના લોકો કરતાં વધારે ગોરોછે, તો પણ બીજી જાતના મુકાબલામાં એને ઉજળી વર્ણ કહેવામાં કાંઇ હરકત નથી.

**પશ્ચિમ એશિઆ**, છેક ઉતરના કાંઇક ભાગ શિવાય બધો યુરોપ ખંડ, અને આફ્રિકાનો ઉપલો પટો એ કાકેશિઅન જાતનું રહેઠાણ છે

એમ વિશેષે કરીને કહી શકાય. એ મુલકોમાંથી જઇને તેઓએ અમેરિકામાં, દક્ષિણ આફ્રિકામાં અને આસ્ટ્રેલિઆ વગેરે અનેક ઠેકાણે સંસ્થાન વ- સાવ્યાં છે, અને હાલતો ખરૂં કહીએ તો જ્યાં જ્યાં જમીન છે ત્યાં એ જાતના લોકો માલમ પડેછે. યુરોપની આખી વસ્તીનો ૯/૧૦ આ જાતનો છે. બાકીના એક દશાંશમાં તુર્ક, લાપલેંડર, ફ્રિન વગેરે કેટલીએક તરેહના લોકો આવી જાયછે. એશિઆમાં એ જાતના લોકોની સંખ્યા ઓછી છે તો પણ એમાં આરબ, ઇરાની, અફગાન, અને હિંદુ વગેરે મોટી પ્રજાઓ આવી જાયછે. અમેરિકામાં એ જાત દિનપરદિન મૂળ વતનીઓને ઉખેડી નાંખી પોતે ફેલાતી જાયછે, અને હાલ કુલ વસ્તીના બે તૃતીયાંશ કાકેશિ- અન જાતના છે.

**૨ મોગલ અથવા મોંગોલિઅન જાતિ.** ખોપરીનો આકાર ઉપરથી જોતાં ચોરસને વધારે મળતો આવેછે, તથા ગાલના હાડકાં બહુજ આગળ પડતાં છે. એ કારણને લીધે ચેહેરાની બાજુઓ ઉપરથી લીટીઓ દોરી હોય તો તેઓ એક બિંદુએ મળેછે અને ડોકાનો સામટો દેખાવ પીરામિડ જેવો થાયછે. કપાળ નીચું અને ઢળતું, મોં ને નાક પોહોળાં તથા ચપટાં, આંખો ડૂબેલી અને એક છેડો નાકની તરફ વળેલો, રંગ પીળચટો, વાળ કાળા તથા પાતળા, દાઢી મૂછ થોડાં થોડાં, બાંધો પહોળો ચોરસ અને દ્દઢ, ખભા ઉંચા, અને ડોક જાડી તથા મજબૂત.

મધ્ય એશિઆમાં મોંગોલિઆનું જે ઊંચું મેદાન છે તે ઉપરથી આ જાતિના લોકોનું નામ પડયું છે. ખરેખરા ત્યાંના મોગલ શિવાય ચીનની મહાભારત વસ્તી અને બ્રહ્મદેશ, શિયામ તથા પૂર્વ એશિઆના રહેનારાઓ એ વર્ગમાં આવેછે. તેમજ સૈબીરીઆના વતનીઓ એજ જાતના છે. યુ- રોપમાં તુર્ક, મગ્યર, ફ્રિન્સ, લાપલેંડર વગેરે, તથા નવા મહાદ્વીપમાં ઉત્તર- માં એસ્કવીમાક્સ નામના લોકો એ જાતિના છે. એશિઆની વસ્તીનો ૩/૫ તથા જગતની વસ્તીનો ૧/૨ કરતાં વધારે મોગલ જાતિનો છે.

રંગ ઉપર નજર રાખતાં એ જાતને પીતવર્ણ કહી શકાય.

૩. **સીધી.** કાળી ચામડી, ઉનના જેવા વાળ, જાડા હોઠ, અને લાં- બીખોપરી એ એ જાતિનાં વિશેષ લક્ષણ સઘળે માલમ પડેછે. ઘણી વખત એની હાથેલી અને પગના તળીઆં ચપટાં, તથા હાથ પગનો આકાર બેડોળ હોયછે.

શહરાના રણની દક્ષિણ ભણીનો આફ્રિકાનો જે ભાગ છે તે સીધીઓનું વતન કહેવાય. સેનીગળ, અને નાઇજરની દક્ષિણે, ચાડ સરોવરની પાસે, તથા આબિસિનિઆના ઉંચા મેદાનો ઉપર શુદ્ધ સીધી જાતના લોકો વસેછે. આફ્રિકાના દક્ષિણ ભાગમાં હાટેંટોટ તથા કાફ્રી લોકો વસેછે તે પણ સીધીનાજ કાંઈ જુદા ભેદછે. ગુલામના વેપારની લાહેને લીધે દુષ્ટ લોકો એ જાતિને અમેરિકામાં પણ લઈ ગયા છે અને તેથી ત્યાં પણ તેની વસ્તી ઘણી થઈ છે.

**મલાઈ.** એ જાતનું વર્ણન ગ્રંથોમાં આ પ્રમાણે કરવામાં આવેછે.— વાળ કાળા, ખડબચડા, ભાગી જાય એવા, અને ગુંછળા વળતા છે. મોંના હાડકાં મોટાં અને બહાર પડતાં, નાક ભરેલું અને નશકોરાં આગળ જાડું; અને આંખો વાંકી ગોઠવાયલી છે. એઓનું કદ કાકેશિઅન અથવા હબસી કરતાં નીચું અને આકૃતિ ચોરસ તથા મજબુત છે. તે છતાં એમાં બે મોટી ઉપજાતિઓ છેઃ—શુદ્ધ મલાઈ અને પાપ્યુઅન; એ બંનેમાં ઘણો ફેર છે. શુદ્ધ મલાઇનો રંગ તપખીરીઓ, અને પાપ્યુઅનનો શામળો છે. એઓની ઉત્પત્તિ પણ જૂદી માનવામાં આવેછે. શુદ્ધ મલાઇ મોગલમાંથી, અને પાપ્યુઅન સીધીમાંથી નીકળેલા કહેવાય છે.

મલાયા, એને લગતા ટાપુઓ, માદાગાસ્કર, ન્યુઝીલાંડ, તથા સાંડવીચથી તે ફ્રેંડલી ટાપુઓ સુધીના પોલીનેશિઆના સઘળા બેટોમાં શુદ્ધ મલાઇ જાત વસેછે, તથા પાપ્યુઅન જાત અથવા આસ્ટ્રલ સીધીની વસ્તી આસ્ટ્રેલિઆ, ટાસમેનિઆ, ન્યુગીની, ન્યુહીબ્રાઈડીસ વગેરે ટાપુઓમાં માલમ પડે છે.

**૫. અમેરિકન અથવા ઇંડિઅન** જાતિનાં મુખ્ય લક્ષણ રતુમડો રંગ અથવા તામ્રવર્ણ, લાંબા ખડબચડા વાળ જે કે કદી ભાગી જતા નથી અથવા વળખાતા નથી, અને થોડી દાઢી એ છે. ગાલના હાડકાં બહાર પડતાં છે, પણ મોગલ કરતા વધારે ધનુષાકાર છે, અને એટલાં અણીઆળાં નથી.

એ લોકોનું વતન અમેરિકાખંડ છે. તેઓમાં ઘણી ઘણી જાતછે, પણ એમની વસ્તી યુરોપિઅન લોકોના સહવાથી બહુ ઓછી થઇ ગઇછે.

**પાંચે જાતિની મન શક્તિ.** પ્રત્યેક જાતિમાં એવી જૂદી જૂદી સ્થિતિના લોકો આવી જાયછે અને તેમના જ્ઞાનમાં એટલું બધું અંતર છે કે

પ્રત્યેક જાતની ખાશ મન શક્તિનો મુકાબલો કરવો અઘરો છે, તોપણ તે વિષે કેટલીએક સામાન્ય વાત જાણવા જોગછે.

**કાકેશિઆન** અથવા ઉજળી વર્ણમાંથીજ આજ પર્યંત ઘણું કરીને દુનિયાની પ્રાચીન કે અર્વાચીન સુધરેલી પ્રજાઓ નીકળેલી છે. હાલના સમામાં એ વિદ્યા, કળા, અને બળમાં સૌથી ચઢીઆતી છે. એ જ્યાં જાય છે ત્યાં તેની આગળ બીજી જાતિઓ ટકી શક્તી નથી, પણ ધીમે ધીમે નાશજ પામવા લાગેછે.

એથી ઉતરતી **મોગલ** જાતછે. એની ઉપજાતિઓ એક બીજાથી બહુજ જૂદી પડેછે, તોપણ તે કાકેશિઅન કરતાં ઉતરતી, ઓછી ઉત્સાહી અને સુધારામાં મંદ ગતિવાળી છે. એની પ્રકૃતિ ઉદાસછે, અને બુદ્ધિ થોડા વિસ્તારવાળી હોવાથી છુટક છુટક વિગતો ઉપર ધ્યાન સારૂં આપી શકેછે પણ વિદ્યા અને ફિલસુફીના ઉંચા વિચાર અથવા તરંગ ચલાવવા જેટલું ઉંચે ચઢી શક્તી નથી. ઉપયોગી હુનરના કામમાં ચતુર, શોધક, અને ડાહીછે, પણ તે ઉપરથી સામાન્ય નિયમો કહાડવાને તે અશક્તિમાન છે. આ પૃથ્વી તરફજ એની નજર હોવાથી, ઉપર જે વિચારની અથવા ચૈતન્યની દુનિયા છે તેના બારણાં એને સારૂ કદી ઉઘડતાં દેખાતાં નથી. નીતિના નિયમો અને ધર્મ બુદ્ધિની જે વાતો વિના સંસાર નીભેજ નહિ તેમાંજ એનો સઘળો ધર્મ અને ફિલસુફી આવી રહ્યાંછે. એ જાતના સારામાં સારા નમુના ચીના અને જાપાની છે.

અમેરિકાના **ઇંડિયન** લોકોના ગુણ ઘણી રીતે મોગલને મળતા આવેછે. મોગલ લોકોની પેઠેજ તેઓ પણ સુધારામાં થંભીને ઉભા રહ્યા છે, પણ તેઓનું અટકવાનું ઠેકાણું બહુજ નીચુંછે. તેઓ શિકારીની અવસ્થામાંજ અટકીને ઉભાછે. માત્ર મેક્સિકો અને પીરૂના અસલ વતનીઓ કાંઇ ઠીક સુધરેલી અવસ્થામાં માલમ પડ્યા હતા. ઇંડિયન જાતનો સ્વભાવ ઠંડો, અત્યંત સહન શીલ, અને રસ શુન્યછે. એની આંખમાં એક આંસુ કે હાસ્યનો ઝળકારો દેખાય તો તે એની જીંદગીમાં નવાઇની વાત થઈ એમ જાણવું. એને ગમે એટલો જંગલી રીતે મારેછે પણ જરા મોઢેથી ઉં કરતો નથી. તે છતાં એનામાં ખંત ને ઉદ્યોગ નથી. એની જમીન બહુજ માતબર છે, પણ એને તે કોડી કામની નથી, કેમકે પોતાનું પોષણ એ પૃથ્વી પાસે માગી જાણતો નથી. આટલો બધો ચારો છતાં

એને ઢોર પાળવાનું સૂઝતું નથી. ઘણું કરીને જ્યાં જોઇએ ત્યાં શિકારની પાછળ દોડતો માલમ પડેછે. જોવાની, સાંભળવાની, તથા સૂંઘવાની એની ઇંદ્રિયો અસાધારણ રીતે તીવ્ર કહેવાયછે, અને તેનું કારણ ઘણી પેઢીઓ સુધી શિકારીનો ધંધો કર્યા કર્યો એજ હોય એમ લાગેછે.

સીધીની જાત ત્રણે વર્ણમાં અધમ ગણાયછે. હમેશાં એ જાત જંગલી અવસ્થામાં ચાલી આવેછે, અને તેથી તેઓ પ્રાચીન કાળથી એક બીજાની કે પારકી ગુલામગીરીજ કરતી આવેછે. સુધરે તો સીધી કેવા થઇ શકે એ સવાલ જુદોછે પણ એટલું તો ખરૂં કે આજ પર્યંત એ વર્ણ અથવા એ ઉપરથી ઉત્પન્ન થએલી બીજી સંકર જાતિઓ કોઇ ઠેકાણે બુદ્ધિના કે સંસારના સુધારાને બહુ લાયક હોય એમ બતાવી આપ્યું નથી. સીધીને અનુકુળ પડતી જે આફ્રિકાના મધ્ય ભાગની હવા ત્યાં પણ તે બેફિકરો, આળસું, ઇંદ્રિયભોગી, અને ગુલામ થતો કે ગુલામ કરતોજ માલમ પડેછે. કોઇ ઠેકાણે પણ રાજ્ય રચનાનો કે વિદ્યાનો વિચાર કરતો દેખાતો નથી.

મલાઈ જાતની મન શક્તિ તો તેના મૂળ ઉપર આધાર રાખેછે. પાપ્યુઅનના ગુણ સીધીને અને શુદ્ધ મલાઇના ગુણ મોગલને વધારે મળતા આવેછે.



# જળસ્તંભ.

પરમેશ્વરના કરેલાં સઘળાં કામો ચમત્કારથી ભરપૂરછે. જે લોકો મહાસાગરમાં સદા વહાણ ખેડયા કરેછે, તેઓના જોવામાં તે ઠેકાણે નાના પ્રકારનાં ખેલ આવેછે. મહાસાગરમાં થતા સઘળા દેખાવોમાં જળસ્તંભ એ બહુજ ભવ્ય અને અદ્ભુત દેખાવછે.

જળસ્તંભ એટલે પાણીના થાંભલા. એને દરિઆના વંટોળિયા કહીએ તોપણ ચાલે. પવનના વંટોળિયાથી પાણીમાં એવું તોફાન થાયછે, કે એક ઠેકાણેથી પાણી ઊંચું ચઢીને તેના મોટા થાંભલા બંધાયછે. આ બનાવનું પહેલ વહેલું ચિન્હ એછે કે આકાશમાં એક કાળું વાદળું દેખાયછે, અને તેની નીચે દરિયામાં ભારે તોફાન થવા લાગેછે. આસરે એક સો વાર વ્યાસની જગાનું પાણી જોરથી વમળે ચઢેછે, અને ધસી ધસીને એક મધ્યબિંદુ તરફ એકઠું થવા માંડેછે. થોડીવારમાં ત્યાં પાણીનો અથવા જળમય

વરાળનો મોટો જથો એકઠો થાયછે, અને પછી તે શંકુ આકારમાં સર્પની ગતિએ પેલા વાદળા તરફ ચઢવા લાગેછે. એજ વખતે ઉપરથી વાદળામાંથી બીજો શંકુ થવા લાગેછે, પણ તેની સ્થિતિ એના કરતાં ઉલટી હોયછે. એટલે, જળના શંકુનું શિખર ઉપર હોયછે, અને વાદળાના શંકુનું શિખર નીચેની તરફથી હોયછે. આ બે શંકુઓ ધીમે ધીમે વધીને એક બીજાની પાસે આવતા જાયછે, અને અંતે તેઓના શિખર સામસામાં મળી જાયછે. ત્યાં તેઓ સ્થિર રહેતા નથી, પણ પવનથી આમ તેમ દોડેછે, અને કોઈ વખત મોટા ધડાકાની સાથે ફાટી જાયછે. આ પ્રમાણે આકાશ અને પૃથ્વીનો સંયોગ થતો જોવો એ ખરેખરૂં બહુજ આશ્ચર્યકારકછે. એ આખા સ્તંભનો રંગ તેની ધરી આગળ ખુલ્લાં રંગનો હોયછે, પણ બાજુઓ આગળ એવો કાળો ઘેરો હોયછે કે જાણે એ પોલા થાંભલા હોય એમ લાગેછે. એમાં દરિયાનું પાણી ચઢતું કોઈ સમે સ્પષ્ટ રીતે દીઠામાં આવેછે. ધૂમાડીઆમાં ધૂમાડો ચઢતો હોય તેવી રીતે એ ભૂંગળામાં તે ચઢતું જણાયછે. એકજ ઠેકાણે ઘણી વખત વારંવાર એવા સ્તંભ થાયછે, અને ભાગી જાયછે. એ ઠાંકણે આખો વખત પાણી તો ઉકળી જાયછે અને તોફાન જારીનું જારી રહેછે. આવે પ્રસંગે વહાણની વિપતનું તો પૂછવુંજ નહિ. નાનાં વહાણનો તો બિલકૂલ નાશ થઈ જાયછે, અને મોટાં વહાણ પણ છેક બચીને અણીશુદ્ધ ચાલ્યા જાય એ વાતની તો કદીએ આશા રખાતી નથી.

એ થાંભલાઓનું કદ ઘણું જૂદું જૂદું થઈ શકેછે. એનો દૃશ્ય ભાગ ૨૦૦૦ થી ૬૦૦૦ ફૂટ ઊંચો હોયછે, દરિઆમાં જે જળસ્તંભ દીઠામાં આવ્યાછે તેનો નીચલો પાયો ૧૦૦ થી ૧૦૦૦ ફૂટ વ્યાસમાં હોયછે, અને મધ્ય ભાગ કોઈ સમે બે કે ત્રણ ફૂટ કરતાં કાંઈ વધારે હોતો નથી. જેમ એ સ્તંભ મોટા તે પ્રમાણે તે વધારેવાર ટકેછે. સાધારણ રીતે તે અડધા કલાક કરતાં વધારેવાર સુધી રહેતા નથી. કોઈ સમે તે ત્યાંના ત્યાંજ ઘણું કરીને સ્થિર રહેછે, અને કોઈ સમે તે અનિયમિત વેગે આગળ ચાલ્યા જાયછે. એનો વેગ એક કલાકમાં આઠથી ૩૭ માઇલ સુધીનો હોયછે. આ જળસ્તંભને થોડી ઘણી ગતિ પોતાના આંસ ઉપર ફરવાની પણ હમેશાં હોયછે. વીજળીની અસર એની જોડે જોવામાં આવેછે, અને ઘણીવાર કાંઇક અવાજ અને ગંધકની વાસ પણ હોયછે. તે છતાં વહાંણ ઉપરથી પણ ચાલ્યા જાયછે તો એ તેની અસર હોકાયંત્રના લોહચૂંબક ઉપર તો થતી જણાતી નથી.

રણમાં રેતીના તથા ધૂળના થાંભલા વંટોળિયો ઉભા કરેછે તેમે આ દેખાવ બહુ મળતો આવેછે. પવનથી બર્ફના પણ સ્તંભ કોઈ વખત થાયછે. બર્ફના થાંભલા કોઈ વખત નાના જળસ્તંભ જેવડા થાયછે. જળસ્તંભ, રેણુસ્તંભ, અને બર્ફના થાંભલા એ ત્રણે બનાવો એક બીજાને બહુ મળતાછે, અને તેનાં કારણ પણ ઘણું કરીને સરખાંજછે. સામસામી દિશામાં દોડનારા પવનના બે પ્રવાહ ભેગા થવાથી હવામાં વમળ થાયછે, અને એ રીતે ફરવા લાગેલી હવા પોતાનાજ જોરથી સંકોચન પામીને અને નીચે કે બાજુપરથી જવાનો લાગ ન મળવાથી ઉપર ચક્કર ચક્કર ફરતી ચઢી જાયછે. આ રીતના વંટોળીઆ જુસ્સાવાળા હોયછે, એકાએક થાયછે, અને તેનો વિસ્તાર લાંબો હોતો નથી. આંવા વંટોળિયા ઘાસની ગંજીઓને હવામાં ઉંચે ચઢાવેછે, ઘરના છાપરા ઉછાળી મૂકેછે, અને રાચરચીલાને ઉપાડી જાયછે, તો પણ જે વંટોળીઆથી જળસ્તંભ થાયછે તે કાંઈ જૂદીજ તરેહના હોયછે. સાધારણ વંટોળિયામાં, ઊંચી ગતિ એ હવા સંકોચાઇને ભરાવાનું કારણ નથી, પણ પરિણામછે. એમાં તો મધ્ય બિંદુ આગળ હવા બહુજ દબાએલી હોયછે, અને યાંત્રિકબળ તેની ઝપટની ગતિને લીધે ઉત્પન્ન થાયછે. એથી ઉલટું સાઇક્લોન એટલે જે વંટોળિઆથી જળસ્તંભ ઉત્પન્ન થાયછે તેના મધ્યની હવા બહુજ પાતળી થઈ ગએલી હોયછે, અને તેથી તેમાં શૂન્યાવકાશની પેઠે પાણી ઉપર ચઢેછે. જ્યારે આ જાતના વંટોળિયા દરિયામાં થાયછે, ત્યારે જળસ્તંભ બનેછે.

ફ્રાન્સમાં સેન્ટ ઓમરની પાસેના એક ગામડામાં આવા જળસ્તંભથી ભારે નુકસાન થયું હતું. ચાલતાં ચાલતાં એક ઘરની વાડ એણે ભાગી નાંખી, ખળીને ઊંધી વાળી, અને ઘર મજબુત બાંધેલું હતું તોપણ તેને એવો ધક્કો લાગ્યો કે તે ખેડુત ધરતીકંપની સાથે તેનો મુકાબલો કરતો હતો. વાડ ભાગીને મહાબળવાન વૃક્ષોના ઉપલા ભાગને તોડી પોતાની સાથે તે સ્તંભ ખેંચી ગયો હતો. એમાંના વીસ ત્રીસ એવી રીતે ઊંધા વળ્યા હતાં કે તે ઉપરથી તે ગોળ ફરેછે એમ શાબીત થયું હતું. બીજા ઉચકાઇને સાઠ સીતેર ફૂટ ઊંચે બીજા ઝાડની ઉંચી ડાળો ઉપર જઇને પડયા હતા. એક મોટાં ઝાડને મૂળથી ઉખેડી ૬૦૦ યાર્ડ દૂર નાંખ્યું. મજૂર લોકો જમીન ઉપર લાંબાસોટ પડી હળને મજબૂત પકડી રહ્યા ત્યારેજ ઉડી જતાં જતાં બચ્યા. ડરબીશાયરમાં વંટોળિયો એકવાર એવો થયો

હતો કે મોટાં મોટાં ઝાડ ઉખેડીને ૩૦ યાડ સુધી ઉડશાં ગયાં હતાં, અને ગાયો એક ખેતરમાંથી ઉડીને બીજાં ખેતરમાં જઇને પડી હતી.

જ્યારે જમીન ઉપર વંટોળીઆનું આટલું બધું બળ ચાલેછે, ત્યારે સમુદ્ર ઉપર તો તે પોતાના પૂર્ણ પરાક્રમથી મહાલે એમાં શી નવાઈ? વંટોળીયો અને જળસ્તંભ એ એકજ જાતના બનાવછે; એ આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાયછે કે એજ વંટોળીયાને જ્યારે વાટમાં તળાવ કે સરોવર મળેછે ત્યારે તુર્ત તે પાણીને ચૂસીને ઉપર લઈ લેછે. માંછલાં થાય એવાં તળાવો પણ કોઈ વખત વંટોળીયાના આ જુલમને લીધે ખાલી થઈ જાયછે, અને પાણીનો એ મોટો ડુંગર કોઈ બીજે ઠેકાણે જઇને પડેછે. માંછલાં અને દેડકાંઓનો વરસાદ આવેછે એવી જે આશ્ચર્યકારક કહાણીઓ ચાલેછે તેનું કારણ આજ હશે.



# શુક્રનું અંતર્ગમન.

*ગયા ડીસેંબર માસની ૯ મી તારીખે સવારમાં સઘળા સુધરેલા દેશોમાં અને વિદ્વાન વર્ગમાં ઘણીજ ધામધૂમ થઇ રહી હતી. એ દિવસે શુક્રનું અંતર્ગમન થવાનું હતું, અને તેથી તે જોવાને સારૂ દુનિયાના સઘળા સમજણા માણસો આતુર થઇ રહ્યા હતા. એ પ્રસંગે યથાર્થ નિરીક્ષા કરવાને અર્થે યૂરોપખંડમાં લાખો રૂપિયા ખરચીને ઘણા માસ અગાઉ ગોઠવણ કરી મૂકવામાં આવી હતી. એ અંતર્ગમન યૂરોપખંડમાં સંપૂર્ણ રીતે દેખાવાનું ન હતું, તેથી પરદેશમાં જઇને જોવા સારૂ વિદ્વાનોની મંડળીઓ ત્યાંના ઘણા ખરા રાજ્યોની તરફથી મોકલવામાં આવી હતી એટલુંજ નહિ, પણ ખાનગી શ્રીમંત ગૃહસ્થો પણ એ અવસરે વિદ્યાવૃદ્ધિની ઉત્કંઠામાં એટલાજ તત્પર જણાયા હતા. એ રીતની આશરે ૮૦ મંડળીઓ દુનિયાના જૂદા જૂદા ભાગમાં સૂર્યનું અવલોકન કરવામાં રોકાએલી હતી; કઈ કઈ જગાઓ એ અવલોકનને સારૂ યોગ્યછે તે પણ અગાઉથી નિર્ધારવામાં આવ્યું હતું, અને તેથી એ દિવસે સવારમાં વિદ્વાન

*ડીસેંબર ૧૮૭૪ ગૂ. શા.

મંડળીઓ નાના પ્રકારના યંત્રો તથા દુરબીનો લઈને જગતના સર્વે ભાગોમાં વિદ્યાની સેવામાં તત્પર થઇને ઉભી હતી. કોઇ સૂર્યના તે સમયના ચિત્ર લેછે, તો કોઇ તેનું માપ કહાડેછે, કોઇ તે અંતર્ગમનનું બારીક દૂરબીન વડે એક ચિત્તે દર્શન કર્યા કરેછે, તો બીજો કદી ફેર ન પડે એવા કાળ માપક યંત્રમાં તેનો સમય પકડવા પુંઠાડીજ લાગી રહ્યોછે. એ પ્રસંગે કેવાં કેવાં અને કેટલા કેટલા યંત્રો કામે લગાડવામાં આવેછે તેનો વાંચનારને જરા આ વાત ઉપરથી વિચાર આવશે કે તેને ગોઠવવામાંજ એક માસ કરતાં વધારે વખત ગયો હતો.

આ ધામધૂમની હકીકત તો ઘણા અમારા વાંચનારે કદાપિ વર્તમાન પત્રોમાં વાંચી હશે, પણ અમને સંદેહ લાગેછે કે તે શામાટે થાયછે, અને આટલો બધો ખરચ કરવાનું શું પ્રયોજનછે તે થોડાનાજ સમજ્યામાં આવ્યું હશે. ઘણાએક તો સૂર્યનું અંતર્ગમન અથવા ટ્રેન્ઝિટ એટલે શું તેજ ભાગ્યે સમજ્યા હશે. તેઓને પ્રથમ તો એટલુંજ કહીએ છઇએ કે એક જાતનું એ સૂર્ય ગ્રહણજ હતું. માત્ર ફેર આટલો કે સાધારણ સૂર્ય ગ્રહણ જેમ પૃથ્વીને સૂર્યની વચ્ચે ચંદ્ર આવ્યાથી થાયછે, તેમ આ શુક્રના આવવાથી થયું હતું. અંતર્ગમન એટલે વચમાં આવવું. એ દિવસે શુક્રની ગોળ છાયા બરાબર સાદા કાચમાંથી પણ જોવામાં આવી હતી. એ ગ્રહણ અમદાવાદમાં સાત વાગ્યા પછી તુર્તજ દેખાયું હતું, અને અગીઆર વાગવાને સુમારે મુક્તિ થઇ હતી. ગ્રહણ થાયછે એમ સાંભળીને લોકોને બહુ આશ્ચર્ય લાગતું હતું, અને તેમ લાગે તેમાં કાંઈ નવાઈ નથી, કેમકે આપણા જ્યોતિષ્યના ગ્રંથોમાં એવા યોગ વિષે કંઇક લખ્યુંછે, પણ તેનો વર્તારો કહાડવાના કાંઇ નિયમો નથી અને તેથી એ ગ્રહણ પાળવાનો આપણામાં બિલકુલ સંપ્રદાય નથી.

ગ્રહણ પાળવાનીજ વાત નીકળી ત્યારે અમારાથી એટલું કહ્યાવિના રહેવાતું નથી કે જુઓ આપણી અને યૂરોપિયન લોકોની ગ્રહણ પાળવાની રીતિઓમાં કેટલો ફેરછે. આપણે એને મોટું પર્વ ગણીએ છઇએ, તેમ તેઓ પણ ગણેછે; આપણે જેમ તે સમયે કામકાજ છોડી એના વિચારમાંજ લાગીએ છીએ તેમજ તેઓ કરેછે; આપણે જેમ એ પ્રસંગે દાન કરવું અવશ્ય સમજીએ છઇએ, તેમ તેઓ પણ એ અવસરે બહુ ઉદાર થાયછે. પણ આપણ

બનેની રીતિમાં કેટલો ફેર! બધા દેશીભાઇઓ, જુઓ કે સુધરેલા લોકો ગ્રહણનો દિવસ કેવી રીતે પાળેછે, અને વિચાર કરો કે તમારા પૂર્વજોએ એવા પર્વ ઉપર તમને જે ધ્યાન આપવાનું ફરમાવ્યુંછે તેનો શું કાંઇ યૂરોપિયનો કરેછે તેવોજ હેતુ નહિ હોય? ગ્રહણને જોઇએતો પાતકી થઈએ એમ તેઓ પણ સમજતા હોત, તો તમને જ્યોતિષ્ય વિદ્યા વારસામાં આપી ગયાછે તેનો લેશ માત્ર પણ તેઓથી શોધ શી રીતે થઇ શકત!

જ્યારે સૂર્ય, શુક્ર, અને પૃથ્વી ફરતાં ફરતાં એક સીધી લીટીમાં આવેછે ત્યારે શુક્રનું અંતર્ગમન થાયછે. ૧૨૧ાા, ૮, અને ૧૦૫ાા વર્ષોને અંતરે શુક્રનું અંતર્ગમન થયાં કરેછે. છેલ્લું સને ૧૭૬૯ ની ૩ જી જ્યૂને થયું હતું, આ (સને ૧૮૭૪ ની) ૯ મી ડીસેંબરે થયું, બીજું આઠ વર્ષ પછી એટલે ૧૮૮૨માં થશે તે હિંદુસ્તાનમાં દેખાવાનું નથી, અને પછી ૨૦૦૪ માં ૧૨૧ વર્ષને અંતરે થશે, તે જોવાને તો આપણામાંનો કોઇ રહેનાર નથી. માટે વસ્તુતઃ જોઇએ તો આપણને તો શુક્રનું અંતર્ગમન જોવાનો જિંદગીમાં ખરેખરો એ એકજ પ્રસંગ હતો.

તો પણ આટલું જોવાને સારૂજ એટલો બધો ખર્ચ અને ધામધૂમ થઈ રહી હતી એમ ન સમજવું. એ પ્રસંગે તો ખગોળવિદ્યાની ઘણી ઘણી વાતોનો ખોળ કરવાનો હતો. એ અંતર્ગમનની નિરીક્ષા ઉપરથી તો સઘળા ગ્રહો સૂર્યથી કેટલે અંતરે દૂરછે તે બરાબર જાણવામાં આવશે. એ વાત ખરી કે ગ્રહોના અંતર હાલ માલમ છે ખરા, તો પણ તેમાં કેટલી એક ભૂલછે; અને તેથી હિંદુઓના વર્તાળા કરતાં યુરોપિઆનોના વર્તાળામાં થોડી ભૂલછે તો પણ થોડા સેકંડની એમાંએ ભૂલ વખતે આવેછે ખરી. એ વર્તાળાની ભૂલનું કારણ અંતર જાણવામાં જે ભૂલછે તેજ છે. ૧૦૫ વર્ષ ઉપર શુક્રનું અંતર્ગમન થયું હતું તે વખતની નિરીક્ષા ઉપરથી ગ્રહોના અંતર કહાડવામાં આવ્યાંછે, પણ તે સમયના નિરીક્ષાયંત્રો બહુજ ઉતરતી જાતના હતા તેથી તેમાં ઘણી ભૂલો ચાલી આવેછે. હાલના યંત્રો બહુજ બારીક થાયછે, અને તેથી હવે થોડીજ ભૂલ રહી જશે એમ ધારવામાં આવેછે.

શુક્રનું અંતર્ગમન જોયાથી ગ્રહોનું અંતર શી રીતે નીકળે એ ખગોળવિદ્યાના ગણિત ભાગની ઘણી ઝીણી વાતછે, તો પણ સાધારણ વાંચનારને કાંઇક સમજવા સારૂ એમ થોડોએક ખુલાસો કરીએ છીએ

કેપ્લર નામના પ્રખ્યાત ખગોળ વેત્તાએ એવો નિયમ સિદ્ધ કર્યોછે કે કોઈ પણ બે ગ્રહના ગમનકાળના વર્ગ જેમ એક બીજાને છે તેમ સૂર્યથી તેઓના અંતરના ઘન એક બીજાને થાયછે.

હવે સઘળા ગ્રહોના ગમનકાળ. એટલે કેટલા વખતમાં ફરી રહેછે તે તો અવલોકનથી બરાબર માલમ પડેલુંછે. તેથી એ પ્રમાણમાંના બે પદ તો જાણ્યાં, અને ત્રીજું પદ માલમ હોયતો ચોથું માલમ પડે. એટલે જો કોઈ એક ગ્રહનું અંતર બરાબર માલમ પડે તો તે બીજા ગ્રહોનું અંતર કહાડવું એ તો માત્ર ત્રૈરાશિનુંજ કામછે, જો સૂર્યથી પૃથ્વી કેટલી દૂરછે તે જો આપણે જાણીએ, તો બધા ગ્રહો કેટલા દૂરછે તે પણ આપણે સહેજ ઉપલા પ્રમાણ ઉપરથી કહાડી શકીએ. અર્થાત્ જો શુક્રના આ અંતર્ગમનથી પૃથ્વીનું અંતર નીકળે તો સઘળા ગ્રહનું અંતર નીકળ્યું એમ જાણવું.

સઘળા ગૃહોનું સૂર્યથી અંતર માપવાનો શુક્રનું અંતર્ગમન એ સારો પ્રસંગ છે, અને તેમાં એ પણ છે કે જો પૃથ્વીનું અંતર બરાબર માપી શકીએ, તો બીજા ગૃહોનું અંતર કહાડવું એ તો એક સાધારણ ત્રૈરાશિનું કામ છે. હવે પૃથ્વીનું અંતર એ અંતર્ગમન ઉપરથી શી રીતે માપવામાં આવેછે તેનું કાંઇક વર્ણન કરવાનો ઇરાદો રાખીએ છઇએ.

પણ એ સમજવાને સારૂ લંબન એટલે શું અને તે શી રીતે મપાયછે તે જાણવું જોઇએ. એ વિષયની બરાબર સમજ પડવા સારૂ બે આકૃતિઓ આપી છે. એમાંની પહેલી આકૃતિમાં હમણા જુઓ. ધારો કે તમે अ સ્થળે ઉભાછો, અને પૃથ્વીના પૃષ્ટ ઉપરના क પદાર્થ તરફ જુઓછો. એ વખતે તમને એ પદાર્થ न स આકાશના ह બિંદુની સામો દેખાશે. હવે તમે જો अ સ્થળેથી ब સ્થળે જઇને જોશો તો એજ પદાર્થ આકાશના ई બિંદુની સામો દીઠામાં આવશે, अ થી ब આગળ તમારૂં સ્થાન

બદલવાને લીધે એ પદાર્થની દેખીતી સ્થિતિ ड થી ई આગળ જે બદલાઈ ગઈ તેને **લંબન** કહે છે. ड ई એ क પદાર્થનું લંબન કહેવાય. એનું માપ ड क ई અથવા अ क ब ખૂણા જેટલું છે. એજ પ્રમાણે જો ल પદાર્થ લીધો હોય તો તેનું લંબન ड न થશે. તમે જોશો કે ड ई કરતાં ड न નાનુંછે. પદાર્થ જેમ વધારે દૂર તેમ તેનું લંબન ઓછું થાયછે. તેજ પ્રમાણે જો प સ્થળ સુધી ચાલ્યા જશો તો क પદાર્થ म આગળ દેખાશે, અને તેનું લંબન ड म થશે. એ લંબન ड ई કરતાં મોટુંછે, અને જેમ જેમ તમે વધારે દૂર જતા જશો તેમ તેમ એ લંબન વધારે ને વધારે થતું જશે.

પૃથ્વીના મધ્ય બિંદુ આગળથી, અને પૃષ્ટ ઉપરના કોઈ ઠેકાણેથી જોતાં આકાશના પદાર્થોનું જેટલું લંબન દેખાયછે તેટલું તે આકાશી પદાર્થોનું લંબન કહેવાયછે; જ્યારે એ પદાર્થ શિરોબિંદુ ઉપર આવે ત્યારે તેનું લંબન શુન્ય થઈ જાયછે, અને જ્યારે ક્ષિતિજમાં આવેછે ત્યારે તે ઘણામાં ઘણું હોયછે. એને ક્ષિતિજલંબન કહેછે.

હવે શુક્રના અંતર્ગમનની નિરીક્ષા ઉપરથી સૂર્યનું લંબન શી રીતે શોધી કહાડવામાં આવેછે તે સમજાવીએ છઇએ. બીજી આકૃતિમાં ब अ ड ई એ પૃથ્વીના વિશુવવૃતનો પરિધછે, क એ મધ્ય બિંદુછે, श એ શુક્રછે, फ ल એની કક્ષાનો ભાગછે, स એ સૂર્યનું પૂર્વ બિંદુ, અને ओ न म એ આકાશનો ઘુમટછે. હવે ધારો કે શુક્રનું મધ્ય બિંદુ, अ આગળ ઉભેલા માણસને સૂર્યના પૂર્વ બિંદુને સ્પર્શ કરતું માલમ પડેછે. એને આકાશના म સ્થળે એમ થતું દેખાશે. અહિંયાથી ૯૦ અંશ દૂર ई સ્થળે બીજો માણસ ઉભોછે એમ ધારો. જે સમય अ આગળનો નિરીક્ષક શુક્રને સૂર્ય ઉપર આવતો દેખેછે, તે સમયે આ બીજો માણસ સૂર્યને આકાશમાં न આગળ અને શુક્રને ओ સ્થળે દેખશે. આ પ્રમાણે થ-

વાનું કારણ લંબન છે. **ड** આગળ શુક્રનું લંબન **ओ म** અને સૂર્યનું **न म** છે. તે માટે એ બંને લંબનનું અંતર **ओ न** છે. જો લંબન ન થતું હોત, તો **ड** અને **ब** એ બંને સ્થળે શુક્રનો સ્પર્શ એકજ ખરેખરા સમયે દેખાત. પણ લંબનને લીધે ત્યાં એ સ્પર્શ મોડો દીઠામાં આવેછે. એ સ્પર્શ જેટલો મોડો દેખાય તેટલો વખત શુક્રને **ओ न** માર્ગે ફરતાં લાગ્યો એમ જાણવું. હવે **अ** અને **ड** સ્થળે ઉભા રહેલા નિરીક્ષકો એ અંતર્ગમનનો સ્પર્શ કાળ ઊંચા ઘડીઆળોની મદદથી બરાબર નોંધી લેછે એ કામ બહુજ અગત્યનું છે. સ્પર્શ કાળ બરાબર નોંધાયો એટલે પછી જે બધું કરવાનુંછે તે તો ગણિત શાસ્ત્રી પોતાના ઓરડામાં બેસીને કરી શકેછે. એ સ્પર્શ કાળમાં તફાવત તો જૂદા જૂદા રેખાંશને લીધે હશેજ, પણ તે બંને જાણીતી જગાઓ છે તેથી તેના રેખાંશ પ્રમાણે ગણીને સ્થાનિક કાળનો તફાવત પ્રથમ કહાડી નાખવો. એ બાદ કરતાં પણ જે તફાવત રહે, તે પેલા લંબનને લીધેજ એમ જાણવું, અને ખરેખરો એજ તફાવત છે એમ સમજવું. એટલો વખત શુક્રને **ओ न** માર્ગે ફરતાં લાગ્યો એમ નિશ્ચય થયું. હવે શુક્ર અને સૂર્ય એ બંનેની ગતિ કેટલીછે તે આપણે જાણીએ છઇએ, અને તેથી સૂર્યને પકડી પાડવા શુક્ર કેટલા વખતમાં કેટલા અંશ આગળ ધસેછે તે પણ આપણે જાણીએ છઇએ. તે ઉપરથી આપણે કહી શકીશું કે ઉપર કહ્યો તેટલો શેષ રહેલો વખત શુક્રને કેટલા અંશ ચાલતાં લાગ્યો હશે, અને તેટલા અંશનો **ओ न** કડકો છે એ માલમ પડયું. આ રીતે સૂર્ય અને શુક્રના લંબનનું અંતર મપાયું.

હવે **ओ न** નું માપ જાણ્યાથી પૃથ્વીનું અંતર શી રીતે માલમ પડેછે તેનો વિચાર કરીએ. એતો ખાસ ગણિત શાસ્ત્રનો વિષયછે તોપણ અમને આશાછે કે ભૂમિતિનું તથા ત્રિકોણમિતિનું સામાન્ય જ્ઞાન જેને હશે તેને એ વિષય ઘણો ખરો સમજાશે.

પ્રથમજ આપણે કહ્યુંછે કે કોઈ પદાર્થનું લંબન તે જોનારથી કેટલો દૂરછે તેના ઉપર આધાર રાખેછે. માટે આ પ્રમાણ નીકળેછે.

**ओम: नम** :: **सक** (સૂર્યનું અંતર): **शाक** (શુક્રનું અંતર)

પહેલા પદમાંથી બીજું, અને ત્રીજામાંથી ચોથું બાદ કરતાં

**ओम—नम: नम :: सक—शाक: शाक.**

પાછલ આપણે કહી ગયા છઈએ કે એક ગૃહનું અંતર માલમ હોય તો બીજા ગ્રહનું અંતર માલમ પડી શકેછે. કેમકે તે બંને વચ્ચે અમુક પ્રમાણ રહેલુંછે, અને એ પ્રમાણ તો આપણે બીજા નિ- રાળા સાધનથીજ જાણીએ છઈએ. પૃથ્વી અને શુક્રનાં અંતર ૧૦૦૦ અને ૭૨૩ ના પ્રમાણમાં રહેલાંછે. માટે જો **सक** ૧૦૦૦ હોય તો **शास** ૭૨૩ થાય. એમછે તો એ બંનેની બાદબાકી જે **शाक** તે ૨૭૭ હોવા જોઇએ. એ કિંમત ઉપલા પ્રમાણમાં મૂકતાં નીચલું પ્રમાણ હાથ લાગેછે.

**ओम—नम: नम ::** ૧૦૦૦–૨૭૭: ૨૭૭

એટલે જ્યાં બાદબાકીછે તે બાદ કરી નાંખતાં.

**ओन: नम: :** ૭૨૩: ૨૭૭ અથવા

$$\frac{\text{ओन}}{\text{नम}} = \frac{७२३}{२७७}$$

હવે **ओन** નું માપ તો આપણે સ્પષ્ટ કાળની બરાબર નિરીક્ષા ઉ- પરથી કહાડયુંછે. માટે **नम** નું માપ માલમ પડશે. **नम** એ સૂર્યનું ક્ષિતિજ લંબનછે તે નીકળ્યું. હવે સૂર્યના ક્ષિતિજ લંબન વિષે નીચેનું પ્રમાણ ગણિત વિદ્યાથી સિદ્ધ થએલું છે.

$$\text{સૂર્ય ક્ષિ. લંબનની ભૂજ્યા} = \frac{\text{પૃથ્વીની ત્રિજ્યા}}{\text{પૃથ્વીનું સૂર્યથી અંતર}}$$

માટે

$$\text{પૃથ્વીનું સૂર્યથી અંતર} = \frac{\text{પૃથ્વીની ત્રિજ્યા}}{\text{સૂર્યના ક્ષિ. લંબનની ભૂજ્યા.}}$$

પૃથ્વીની ત્રિજ્યા માલમછે, સૂર્યનું ક્ષિ. લંબન આપણે હમણાંજ કહાડયું, અને તેથી પૃથ્વીનું અંતર નીકળ્યું.

પૃથ્વીનું અંતર કહાડ્યા પછી બીજા ગૃહોનું અંતર કેમ નીકળેછે તે તો ઉપર સમજાવ્યુંછે.

એ જાણ્યા પછી ગ્રહોનો વ્યાસ અને કદ જાણવા એ કાંઈ અઘરૂં નથી. કોઇપણ ગ્રહનો વ્યાસ આપણી આંખ ઉપર કેટલો ખૂણો કરેછે તે માઇક્રોમેટર નામના યંત્રથી માલમ પડેછે. આ ખૂણો જેમ તે ગ્રહના ખરા વ્યાસને છે તેમ તેનું ક્ષિતિજ લંબન પૃથ્વીની ત્રિજ્યાને છે એવો નિયમ ગણિત શાસ્ત્રમાં સિદ્ધ થએલોછે. એ પ્રમાણમાં પેલો ખૂણો, પૃથ્વીની ત્રિજ્યા અને તે ગ્રહનું ક્ષિતિજ લંબન, એ ત્રણ જાણીતા પદછે તેથી તેનો ખરો વ્યાસ ઝટ કહાડી શકાયછે.

કોઈ ગ્રહનું ઘનફળ તેના વ્યાસના વર્ગને પરિઘે ગુણી, છએ ભાગ્યાથી નીકળી શકેછે.

આ ઉપરથી માલમ પડશે કે શુક્રના એક અંતર્ગમનની બરાબર નિરીક્ષા કર્યાથી ખગોળ વિદ્યામાં કેવી કેવી અગત્યની બાબતોનો ખોળ કરવાનો સંભવ હતો. અને એ કારણને માટેજ યૂરોપની વિદ્વાન પ્રજાઓએ લાખો રૂપિઆનો ખરચ કરી પોતાના વિદ્વાનોને દેશદેશ નિરીક્ષા કરવાને સારૂ મોકલ્યા હતા. અમે વિષયની સમાપ્તિએ ફરીથી કહીએ છઇએ કે આપણા આર્ય લોકો આવી રીતે ગ્રહણ પાળતાં ક્યારે શીખશે!

# નાએગરાના ધોધ.

નદીઓનાં જળ ઊંચી સપાટી ઉપરથી નીચી સપાટી તરફ વહેતાં જાયછે. બધી નદીઓનાં પાત્ર કંઇએક તો ઢળતાંજ હોયછે, પણ જે ઠેકાણે એ ઢાળ વધારે હોયછે, ત્યાં પ્રવાહનો વેગ વધારે માલમ પડેછે, અને ફીણ તથા પરપોટા બહુ થાયછે. જ્યારે એ ઢાળ એટલો બધો હોયછે કે નદીને ઉપરથી નીચે પડવા જેવુંજ થઈ રહેછે, ત્યારે પ્રવાહ નામ જઇને તે ધોધ અથવા ધોધવા કહેવાયછે. ઘણી નદીઓમાં કોઈ કોઈ ઠેકાણે ધોધ હોયછે. પહાડી પ્રદેશમાંથી મેદાનમાં ઉતરતા સુધીમાં તો કોઈ ઠેકાણે પણ ધોધ થયા વિના રહેતાજ નથી, જ્યાં જ્યાં એવા ધોધ હોયછે ત્યાં ત્યાં લોકોનું લક્ષ તે તરફ ખેંચાયછે, અને તેની સૃષ્ટિના ચમત્કારમાં ગણના થાયછે. આખી દુનિયામાં નાએગરાના ધોધ ઘણાજ ભવ્ય અને ભયાનકછે.

ઉત્તર અમેરિકામાં એરીસરોવરમાંથી નીકળીને નાએગરા નામની એક નદી ઉત્તર તરફ આન્ટારિઓ સરોવરમાં જઈને મળેછે. એની લંબાઈ ૩૬ મૈલછે, અને એ બે સરોવરની સપાટીમાં ૩૩૪ ફુટનું અંતરછે. જ્યારે એરી સરોવરમાંથી નિકળેછે, ત્યારે તો એ નદીનો પટ ફકત પોણોજ માઈ-લછે, પણ જેમ જેમ આગળ વહેતી જાયછે તેમ તેમ આનો પટ વધતો જાયછે, અને તેમાં ઘણા ટાપુને પણ જગા મળેછે. એમાં એક બેટછે તે ૧૨ માઈલ લાંબો અને બેથી તે સાત માઈલ પોહોળોછે. એ ટાપુના છેડા આગળ એ નદી પાછી સંકડાઇને પોહોળાઇમાં ૨ા માઈલ થઈ જાયછે, અ-ને આગળ જાયછે તેમ એનો પટ વધારે ને વધારે ઓછો થતો જાયછે. આ કારણને લીધે તથા એ ઠેકાણે પાત્રનો ઢાળ એક માઇલે ૫૦ ફૂટછે તેથી, ઘણાજ વેગવાળા વહેન થાયછે અને બધી નદી ફીણથી ઢંકાઈ જાયછે. અહીંયાં પાણીનો વેગ એક કલાકમાં ત્રણથી સાત આઠ માઇલનો હોયછે, અને કાંઠા દશ પંદર ફૂટ ઊંચા માલમ પડેછે. પછીથી એનો માર્ગ મરડા-યછે, અને થોડી વાર એનો વેગ નરમ પડેછે. પણ આગળ વધતાં એક ટાપુથી એના બે ફાંટા પડી જાયછે. તેમાં એક નાનો અને એક બહુ મો-ટોછે. અહિંયા જમીન એકદમ બહુ નીચી આવવાથી બધા પાણીનો મોટો જથો એકા એક નીચે ખડખડાટ કરતો ૧૫૦ ફૂટની ઊંચાઈથી ગબડી પ-ડેછે. એ પાણીનો ઘણો ભાગ કાનડાની એટલે પશ્ચિમ બાજુએ પડેછે. એ ધોધની પોહોળાઈ છેક ૬૦૦ યાર્ડછે. પાણીનો બાકીનો ભાગ અમેરિકા-

ની બાજુ ઉપર પડેછે તેના એક ખડકથી બે ભાગ થઈ જાયછે. એની પોહોળાઈ કાનડીઅન ધોધથી ઉતરતી, તથાપિ બહુજછે. એ ૩૨૦ યાર્ડ પોહોળોછે. કાનડીઅન ધોધને "હૉર્સશૂફૉલ" એટલે ઘોડાની નાળના જેવો ધોધ કહેછે, કેમકે જે ખડક ઉપરથી નીચે પડેછે તેનો આકાર પહેલાં એવી તરેહથી વળેલો હતો. નીચેના અખાતમાં પડયા અગાઉ પાણીના આ બંને જથાઓ એક બીજા સાથે મળી જાયછે; એ ખડકની બહાર નીકળતી આકૃતિને લીધે તથા એ વહેળાના ભયંકર વેગના કારણથી કાનડીઅન ધોધના પાણી ઉછળીને એ ખડકના પાયાથી ૫૦ ફુટ દૂર પડેછે અને તેથી મુસાફરો એ ધોધવાની નીચેથી ખડકના પાયામાં એક ગુફાછે તેમાં કાંઈ પણ દહેશત શિવાય જઈ શકેછે. પાણીના આ મોટા પડદામાંથી એ ગુફામાં લીલાશ પડતું અજવાળું આવેછે.

આ સૃષ્ટિના એક મોટા ચમત્કારને જોવા સારૂ પાસેની એક ટેકરી ઉપર નાનો મિનારો બાંધ્યોછે. નીચેથી પણ એ ધોધવો બંને તરફથી જોવાઈ શકેછે, અને મુસાફરોને સઘળું સુખ આપવા સારૂ ત્યાં મોટી ભભકાદાર હૉટેલ (વીસીઓ) બાંધેલીછે.

એ બંને એકઠાં થએલાં પાણી ઘણું કરીને ભેગાંજ પડેછે, અને નીચેના ખડક ઊપરથી ફીણનો મોટો જથો ઉપર આવેછે ત્યાં સુધી પહોંચતાં એ ઘેરા લીલા રંગના દેખાયછે. પછી તે દેખતાં બંધ પડેછે, અને વરાળનું વાદળું ખડકની ઉપર ૧૦૦ ફુટ ઊંચું ચડેછે. તે ૭૦ માઈલથી દેખાયછે. જેમ ત્રીકોણાકાર કાચમાં કિરણોનું પ્રથક્કરણ થઇને ભાત ભાતના રંગ દેખાયછે તેમ અહિંયા પણ હમેશાં થાયછે. કોઈ કોઈ વાર સંપૂર્ણ ત્રણ ત્રણ મેઘધનુષ્ય તેમાં થાયછે, અને તેના રમણિક રંગોથી આંખને અત્યંત આનંદ પ્રાપ્ત થાયછે. અહિંયા પડયા પછી એ નદી ચાર માઈલ સુધી ઝપટથી ચાલી જાયછે. પછી ત્યાં મોટાં વમળ થવા લાગેછે, અને ઉભી ટેકરીઓ વચેના સાંકડા રસ્તામાં થઇને તે અંતે આન્ટારિઆ સરોવર પાસેના સપાટ પ્રદેશમાં ઉતરેછે.

આ ધોધવાનો ગડગડાટ સાધારણ રીતે ૧૮–૨૦ માઈલ સુધી સંભળાયછે, પણ કોઈ કોઈવાર તે ૪૬ માઈલ દૂર પણ સંભળાએલો છે ખરો.

એ ધોધવાની નીચેના અખાતમાં ઘણી મરી ગએલી માછલીઓ માલમ પડેછે. તે વહેનના જોરથી નીચે ઘસડાઈ આવેલી હોયછે. જંગલી કૂકડાંઓ પણ કોઈ વખત ગફલતથી અથવા ઊંઘતા હોય તે વેળા જો જરા

એ ધોધની પાસે હોયછે તો લાગલાજ ધસડાઇને હેઠે પડેછે. કેટલાંએક વર્ષ ઉપર અજમાએશ દાખલ એ•ઠેકાણેથી અર્ધ માઇલ દૂર એક હોડી આણવામાં આવી હતી, અને ત્યાંથી તેને છૂટી મૂકતાં ધસડાઇને ચાલી ગઇ, સઢ તૂટી ગયા, અને ખડકાના છેડા આગળ આવતાંજ એવા જોરથી નીચે પડી કે તેના ચૂરેચૂરા થઈ ગયા. ત્યાંથી દૂર કેટલાએક માઈલ પર તેના નાના નાના કકડા શોધ કરતા માલમ પડયા હતા. એમાં બે રીંછ અને બીજાં કેટલાંએક નાના જાનવરો મૂકવામાં આવ્યા હતા. રીંછ તો હોડી ધસડાવા લાગી ત્યાંથીજ કાંઈ પોતે ચેતી ગયાં કે શું, પણ તેઓ તો અગાઉજ બહાર કૂદી પડયા, અને તાણથી અરધા રસ્તા સુધી ખેંચાઈ ગયાં તોપણ ઘણી ઘણી મહેનતે તરીને અંતે તેડ ઉપર જઇને પોતાના પ્રાણ બચાવ્યા. પેલાં નાનાં જાનવરોનો તો કાંઈ પત્તો લાગ્યોજ નહિ.



# મેઘધનુષ.

મેઘધનુષ કેવું રળીઆમણું દેખાય છે! જયારે આકાશના એક છેડાથી બીજા છેડા સુધી મેઘધનુષ તાણીને નાના પ્રકારના રંગ ઝળકાવી રહે છે ત્યારે જે શોભા થાયછે તેનું શું પૂછવું! મેઘધનુષના જેવો જગતમાં એક પણ બીજો રમણિક દેખાવ નથી. એ જોતાંજ માણસનો આત્મા પ્રસન્ન પ્રસન્ન થઈ જાયછે અને સઘળાની દૃષ્ટિ એ સૃષ્ટિની લલિત લીલા ઉપર જડીત થઈ જાયછે. મેઘધનુષ, ચિત્રિણી સ્ત્રીની પેઠે, જોનારના મનને નયન એક ક્ષણેજ હરણ કરેછે. એને કોઈ ઇંદ્રધનુષ પણ કહેછે, પરંતુ જો એને ઇંદ્રધનુષ કલ્પીએ, તો તેનું વજ્ર અને આ એ બંનેને વાપરવાના એ સ્વર્ગરાજે છેક જૂદાજ સમય રાખ્યા હશે એમ પણ ધારવું જોઇએ. વજ્ર જેમ મેઘદેવનું સામર્થ્ય બતાવેછે, તેમજ આ તેનું પરમ લાલિત્ય સૂચવેછે. જો દુષ્ટ દૈત્યોનો સંહાર કરતી વખતે ઇંદ્ર વજ્ર સજીને જતો હશે, તો અમે ધારીએ છઇએ કે કલ્પવૃક્ષોની કુંજમાં અપ્સરાઓના સાથમાં રાસરમણ વેળાએ આ ધનુષ ધારણ કરતો હશે. બીજા શબ્દોમાં બોલીએ તો વજ્ર એટલે વીજળી એ મેઘરાજાના ભયાનક રૂપનું ચિન્હ છે અને ઇંદ્રધનુષ એ તેની વિશ્વપાળક દયાને સૂચવે છે.

વરસાદના વખતમાંજ મેઘધનુષ દેખાય છે, પણ તે સમયે એક દિશામાં સૂર્ય ખૂબ પ્રકાશતો જોઇએ, અને સામી દિશામાં વરસાદ આવતો

જોઇએ. એવે પ્રસંગે જો સૂર્ય તરફ પીઠ કરીને ઉભા રહીએ તો ઘણું ક-રીને સામાં વાદળાંઓ ઉપર એક મોટું ભવ્ય તોરણ વિચિત્ર રંગથી ઝળ-કતું દેખાશે. એ રંગ નાના પ્રકારના છે, તથાપિ તેમાં સામ્ય એવું રહેલું છે, અને તે એક બીજામાં એવી રીતે પેસી ગએલા છે કે એક રંગનો પટો ક્યાં પૂરો થયો, અને બીજો ક્યાંથી શરૂ થયો એ ઓળખવું અશક્ય થઇ પડશે. જો વધારે વરસાદ હશે, તો તે સમે આ કમાનની બહાર એક બીજી કમાન પણ દેખાશે. પરંતુ તેના રંગ એટલા પ્રકાશિત નહિ માલ-મ પડે. એ બંને તોરણોમાં રંગ આજ અનુક્રમે હમેશાં દેખાય છેઃ—લા-લ, નારંગીઓ, પીળો, લીલો, વાદળી, ભાગો જાંબુઓ અને જાંબુઓ. પણ તેની ગોઠવણમાં ફેર છે. પેહેલા ધનુષમાં નીચલી કોર જાંબુઆ રંગની અને ઉપલી લાલ રંગની હોયછે પણ બહારના ધનુષમાં ઉપલી કોર જાં-બુઆ રંગની અને નીચલી કોર લાલ રંગની દેખાયછે.

આ રમણિક ચમત્કારનું કારણ એ છે કે સૂર્યના કિરણમાં ઘણા રંગ રહેલા છે. ઘણા સાધારણ લોક એમ સમજે છે કે ધોળામાં રંગજ નથી, પણ એથી ઉલટું ધોળો તો બધા રંગનો બનેલો છે, કાળો એ રંગજ નથી, એ તો રંગનો કેવળ અભાવ બતાવેછે. ધોળામાં ઘણા રંગ રહેલા છે. એ-નો જો કોઈને પ્રયોગ કરીને અનુભવ લેવો હોયતો તે બહુ સહેલી વાત છે. ઝુમ્મરનાં લોલકો થાયછે તે અથવા ત્રીકોણાકાર પાસા પડેલા કોઈ પ-ણ બિલોરી કાચને લઇને તેમાંથી જોશો, તો તુર્ત માલમ પડશે કે એક ધોળા કિરણમાંનો સાત રંગ રહેલા છે. જો એથી બારીક પ્રયોગ કરી જો-વો હોય તો એક ઓરડામાં બિલકુલ અંધારૂં કરવું અને બારીમાં એક બ-હુજ નાનું કાણું પાડીને તેમાંથી સૂર્યનાં એક કિરણને આવવા દેવું. એમ કર્યાથી જમીન ઉપર ઓરડામાં અજવાળાનું ટપકું દેખાશે. હવે પછી પેલા બારીના છિદ્રમાં એક ત્રીકોણાકાર કાચનો કડકો ઘાલીને જોશો, તો ભોંય ઉપર કાંઈ અજવાળું દેખાયાને બદલે સામી ભીંત ઉપર સુંદર રંગનો પટો પડી રહેશે, અને તે બધી રીતે એક નાના મેઘધનુષના જેવોજ દેખાશે આ શોધ પ્રથમ સર આઈસાક ન્યૂટને કરી અને ત્યારથી માલમ પડયુંછે કે સૂર્યના કિરણમાં સાત રંગ છે અને તે દરેક જૂદી જૂદી રીતે વક્રીભવન થાયછે; પાછળથી મૂળરંગ ત્રણજ છે અને બીજા રંગતો એ ત્રણની મેળવ-ણી ઉપરથી પેદા થાયછે એવો મત ચાલેછે, તોપણ તેથી કાંઈ મેઘધનુષનાં કારણ સમજાવામાં ફેર પડતો નથી.

ધનુષ્યની રચનામાં વરસાદનાં ટીપાં કિરણને વક્રીભવન પમાડવાનું તથા પ્રથક્કરણ કરવાનું કામ કરેછે. એક ઘટત્વના પ્રવાહીમાંથી જૂદા ઘટત્વના પ્રવાહીમાં જ્યારે કિરણ જાયછે ત્યારે તે વક્રીભવન પામેછે એટલે વાંકુ વળે છે. પાણીમાં લાકડી બોળીએ છઇએ તો સીધી છતાં પણ તે વાંકી દેખાય છે તેનું કારણ પણ એજછે. હવા કરતાં પાણીનું ઘટત્વ વધારે છે અને તેથી પાણીમાંની લાકડી ઉપર થઇને જે કિરણો હવામાં આવેછે તે વક્રીભવન પામેછે અને તેથી આપણી આંખને પાણીમાં રહેલો લાકડીનો ભાગ વાંકો દેખાયછે. સૂર્ય ઉગ્યા અને આથમ્યા પહેલાં જે અજવાળુ દેખાયછે તે પણ અજવાળાના વક્રીભવન થવાના ગુણને લીધેજ. સૃષ્ટિમાં ઘણા ઘણા ચમત્કાર વક્રીભવનથી થાયછે પણ તે બધાનો અત્રે વિસ્તાર થઇ શકતો નથી. વક્રીભવન થાયછે ત્યારે તે પદાર્થ મોટો દેખાય છે, અને એ ગુણના ઉપર દૂરદર્શક તથા સૂક્ષ્મદર્શક યંત્રોની ઘટના આધાર રાખેછે. તેમજ વક્રીભવન થવાથી કિરણનું પ્રથક્કરણ થાયછે એટલે તે જે જે રંગનો બનેલોછે તે સઘળા રંગ છૂટા પડેછે. અને તેથી આપણે મેઘધનુષમાં સાત રંગ ઉપર કહ્યું તે પ્રમાણે જોઇએ છઇએ.

પહેલા ધનુષમાં સૂર્યના કિરણ બેવાર વક્રીભવન અને એકવાર પરાવર્તન પામેછે, પણ બીજા ધનુષમાં એકવાર વધારે વક્રીભવન પામે છે તેથી તેમાંના રંગનો અનુક્રમ ઉલટાઈ જાયછે. બેજ ધનુષ એક સમયે થાય એમ નથી. ત્રણ પણ થાય, પરંતુ ત્રીજીવાર પરાવર્તન પામવાથી તેનો રંગ એટલા ઝાંખા થઈ જાયછે કે તે ભાગ્યેજ દેખાઈ શકેછે.

બધા માણસો એક વખતે ઇંદ્રધનુષ જોય છે, પણ તે બધા એકજ ધનુપ જોયછે એમ ન જાણવું. એ વાંચી કેટલાને આશ્ચર્ય લાગશે, પણ એ ખરીજ વાત છે. બધા જોનારા જૂદાંજૂદાં ધનુષ જોયછે. જે વરસાદનાં ટીપાં વડે પ્રથક્કરણ થઇને એકની આંખે મેઘધનુપ દેખાયછે તેજ ટીપાં વડે બીજાને મેઘધનુષ દેખાતું નથી. તે જે મેઘધનુષ દેખે છે. તે તો બીજાંજ ટીપાંથી ઉત્પન્ન થયેલું હોયછે. એ બધા જોનારની આંખ કાંઇ એક સ્થળે નથી કે એકજ ટીપાંમાંથી આવેલું કીરણ સઘળાની આંખમાં પ્રવેશ કરી શકે, અને જો જૂદાં જૂદાં ટીપાંમાંથી પ્રથક્કરણ થએલા જૂદા જૂદા કિરણને લીધે એ બધા મેઘધનુષ જોયછે, તો એ મેઘધનુષ જૂદાં જૂદાંજ હોવા જોઇએ. ઘણું કરીને એ સમે બધાં ટીપાંનું ઘટત્વ સરખુંજ

હોયછે. તેથી એ મેઘધનુષ જૂદાં તથાપિ સરખાંજ હોયછે. પરંતુ કોઇ વખત એમ પણ બને કે તે સરખાં ન. પણ હોય.

જોનાર ઉંચી જમીન ઉપર ઉભો ન રહ્યો હોય, તો મેઘધનુષ ક્યારે પણ અર્ધગોળ કરતાં મોટું દેખાય નહિ. જો વાદળાં થોડાં હોય તો અર્ધ ગોળ કરતાં ઓછું દેખાય ખરૂં. જ્યારે વાદળાંથી આકાશ ઘણું છવાઈ ગયું હોયછે ત્યારેજ સંપૂર્ણ ધનુષના દર્શન થાયછે. કોઈ સમયે વાદળા વગરના ભૂરા આકાશમાં પણ ધનુષ ખેંચાયછે અને કોઇ વખત જમીન ઉપર પણ થએલું દેખાયછે. વાદળાં વગર પણ થાયછે તેનું કારણ એ છે કે હવામાં તે સમે ન દેખાય એવી પાતળી વરાળનો જથો હોયછે અને તેમાંથી પણ કિરણ વક્રીભવન થાયછે. જમીન ઉપરના ઘાસ તથા વનસ્પતિ ઉપર વરસાદનાં ટીપાંઓ બહુજ વળગી રહ્યાં હોયછે, ત્યારે પૃથ્વી ઉપર પણ મેઘધનુષ થવાનો યોગ આવેછે. ધોધવા અથવા ફુવારાના ફીણુંમાં પણ મેઘધનુષના જેવીજ રમુજ કોઇ વખત થઇ રહેછે. ઝાકળથી પણ એવોજ પરિણામ થઇ શકેછે. ઉત્તર મહાસાગરમાં હમેશાં બહુજ ઝાકળ પથરાએલી રહેછે તેથી ત્યાં આવાં ધનુષો પાણી ઉપર ઘણી વાર જોવામાં આવે છે.

પહાડી અને તોફાની મુલકોમાં મેઘધનુષ ઘણાં અને સરસ દેખાય છે. ચંદ્રના કિરણથી પણ કોઈ કોઈ વખત એમ થઈ શકેછે, પરંતુ તેના રંગતો બહુજ ઝાંખા હોયછે.



# હિમપ્રવાહ

આલ્પસની આસપાસના મુલકમાં હિમપ્રવાહ એ એક મહા ભવ્ય અને અદ્દભૂત દેખાવ આપેછે. તે બર્ફના મોટા ઢગલા હોયછે, અને ઊંચીખિંડ અથવા ઊંચા પર્વતના માળ પ્રદેશ તેથી ભરાએલા હોયછે, બર્ફના આ મોટા પ્રદેશની શોભા અનુપમ થઇ રહેછે, પણ જેણે તે જોયા નથી તેને એનો યથાસ્થિત વિચાર આપવો અશક્યછે. એ વિચાર આણવાને માટે જોનારાઓ એમ કહેછે કે તમે તમારા મનમાં ધારો કે એક બે માઈલ પોહોળી અને ઘણી ઊંડી નદી પર્વતની બાજુ ઉપરથી મોજાંના ઉછાળા મારતી ઉતરતી હોય, એકા એક અટકી જઈ તેનો બર્ફ બંધાઈ જાય,

મોટા વિકરાળ મોજા ઊચાં ને ઊચાંજ મોં ફાડી ઉભાં રહેલાં માલમ પડે, અને તેનો સઘળો પટ સૂર્યના પ્રકાશથી દેદિપ્યમાન થઈ રહે. આ પ્રમાણે કલ્પના દોડાવતાં એ હિમપ્રવાહનો કાંઈક વિચાર આવેછે.

સર્વેને માલમ છે કે સમુદ્રની સપાટીથી જેમ જેમ આપણે ઉંચા જઈએ છીએ, તેમ તેમ હવા ઠંડી થતી જાયછે, અને અમુક ઊંચાઈની પેલી તરફ તો બારેમાસ બરફના ઢગલાજ પડેલા હોયછે. કેટલી ઊંચાઈએ બર્ફ ઠરી રહેછે, તે તે ઠેકાણેના ઉષ્ણતામાન ઉપર આધાર રાખેછે. વિશુવવૃત આગળ ૧૬૦૦૦ ફૂટની ઊંચાઈ એ કોઈ પણ ઋતુમાં બર્ફ ઓગલતો નથી. સ્વિતઝરલાંડના આલ્પસ પર્વત પર ૮૭૦૦ ફૂટે એ પ્રમાણે થાયછે, અને છેક ઉત્તર તરફના અક્ષાંશ આગળ તો સમુદ્રની સપાટી ઉપરજ બરફ સઘળી રૂતુમાં માલમ પડેછે.

દરશિયાળે પૃથ્વી ઉપર જે બર્ફ વરસે તેનો ઘણો ભાગ ઊંચા પર્વત ઉપર પડેછે. અને ત્યાં સૂર્યના કિરણથી પણ તે ઓગળી શકે નહિ એટલી ઠંડી હોયછે તો તે જથાબંધ એકઠો થાયછે. તે એકઠો થતાં થતાં એટલો બધો વધી જાયછે કે પર્વતના ઢાળ ઉપરથી પોતાના ભારને જોરેજ અથવા પવનના તોફાનથી નીચે ગડબડી પડેછે; આ ઉપલા પ્રદેશનો બર્ફ વસંત ઋતુના તાપથી પણ નીચે ધસડાઈ આવેછે. બર્ફના ઓગળ્યાથી જે પાણી થાયછે તે નીચે છેક ઊંડાણ સુધી ઉતરી જાયછે, અને ત્યાં તે પાછું ઠરીને બર્ફ થાયછે. આપ્રમાણે વર્ષો વર્ષ થયા કરેછે. બરફની લીટીની ઉપર જે બરફ પડેછે તે પીગળતો નથી. પણ જો જોરથી પડતાં નીચે ઉતરી જાયછે, તો ઓગળેછે અને તેનો પાછો બરફ થાયછે. પણ હવે એ વિષે જે મોટી ચમત્કારીક વાતછે તે બનેછે. આ મોટા બર્ફના પ્રદેશો જ્યાં બંધાયછે ત્યાંના ત્યાંજ સ્થિર રહેતા નથી, પણ ચાલેછે, ઊંચા પર્વતોના માળ અને ખિંડની ઉપર બર્ફના ઢગલા થાયછે, અને પછી આંખે ન દેખાય એવી રીતે પણ નિશ્ચય ધીમે ધીમે આગળ ધસેછે. ઊંચી ખિંડમાંથી નીચી ખિંડમાં ધીમા પણ ન અટકાવાઈશકે એવા વેગથી તે ઉતરે છે. માટે એને હિમપ્રવાહ કહીછે. એ બર્ફની નદી ધીમે ધીમે આગળ ચાલતીજ જાયછે. એક વરસમાં ૫૦૦ ફુટ કરતાં વધારે તો એ નહિ ચાલતી હોય, પણ જેટલું એ ચાલેછે તેને અટકાવવાની માણસમાં જરાપણ શક્તિ નથી. એ એક ઝપાટાની સાથે ખેડુતના ઝુંપડાં અને ફળદ્રુપ ખેતરોનો ઘાણવાળી નાંખેછે.

આ બરફના ઢગલા ઉપર સૂર્યના કિરણની કાંઈ પણ અસર થતી નથી. એ ઢગલા કેવડા હોયછે તેનો વિચાર કરીશું, તો બિલકુલ આપણને કાંઈ પણ નવાઈ જેવું નહિ લાગે. એ ઘણું કરીને છેડા આગળ ૧૦૦૦ ફુટ ઊંચા, એક માઇલ પહોળા, અને વખતે વીસ વીસ માઇલ લાંબા હોયછે. એના ઉપર તો ઉન્હાળો ગમે તેટલો લાંબો હોય, અને ગમે તેટલો સ્વિતઝરલાંડમાં તાપ પડે, તોપણ આ બર્ફના ડુંગરો ઉપર તો તેની શી અસર જણાય? પરંતુ કેટલાએક કારણથી એ બરફ ઓછો થઈ જાયછે ખરો. એ બર્ફના ડુંગરની તળેટી આગળ જોઈએ, તો એક બરફની ગુફા દીઠામાં આવેછે, અને તેમાંથી બહુજ થંડા પાણીનું ઉતાવળું ઝરણ નીકળતું માલમ પડેછે. આ વહેળો બરફ ઓગળી જવાથી પેદા થએલોછે; તે પાણી ખાડાઓ અને છિદ્રોમાં થઇને નીચે ઉતરી પડેછે, અને ત્યાંથી ગૂફા પાડીને રસ્તો કરતું કરતું અજવાળામાં બારણે આવેછે. બરફના ડુંગરમાંના આવા વહેળાઓ ઘણા વેગવાળા અને બળવાન હોયછે. ઉન્હાળામાં તેનું જોર બહુજ માલમ પડેછે, અને મધ્યાન્હ વેળા તો તે બહુજ ઉભરાયછે અને ગર્જના કરેછે. પાછલા પહોરથી પાણી ઓછાં થવા લાગેછે, અને રાત્રે છેક નહિ જેવાં થઈ જાયછે.

એ ઢગલાના છેડા આગળનું બરફ હમેશાં ઓગળી જાયછે, અને તે ભાગ ઘણો ઘસાઈ જાયછે, પણ તે ઠેકાણે તો આવક એટલીછે કે એ ખોટ નજરે પડતી નથી. એ ડુંગર હમેશાં આગળ ધસતો રહેછે, અને મોટા હાથી હાથી જેવડી ગદાઓ આગળ ઉછાળ્યાજ કરેછે. આ ગદાઓ એ બર્ફના ડુંગર ઉપર કાંઈ નિયમ પ્રમાણેજ પથરાયછે, અને તેને મોરેન કહેછે. એ ગદાઓની ઉત્પત્તિ આ પ્રમાણેછે. વરસાદ અને બર્ફ ઓગળ્યાથી જે પાણી થાયછે. તે પોલાણમાં ભરાઈ રહેછે, અને જ્યારે શિયાળામાં તે ઠરી જાયછે ત્યારે તે સમયે જે પ્રસારણ થાયછે તેને લીધે પચાશ પચાશ ફૂટ સુધીની મોટી ગદાઓ ફૂટી પડેછે. મૂળ ખડકની સાથે પ્રથમ તો તે બર્ફથી સંધાઈ રહેછે પણ જ્યારે જરા પણ તાપ પડેછે ત્યારે આ ઝાળણ ઓગળી જાયછે, અને ગદાઓ ગડગડ કરતી બર્ફના ડુંગર ઉપર ચાલી આવેછે. આ કારણને લીધે એવે ઠેકાણે પ્રવાસ કરવો એ બહુજ ભયં ભરેલું થઈ પડેછે. જેમ જેમ હિમપ્રવાહ આગળ ચાલતો જાયછે તેમ તેમ આ પથરા પણ તેની જોડે ઘસડાતા જાયછે, અને એમ કરતાં કરતાં કોઈ વખત છેક તેને છેડે ખેંચાઈ જાયછે. કેટલા પથરા ઉડીને હિમપ્રવાહની

બાજુઓ ઉપર પડેછે. જો હિમપ્રવાહના કિનારાપરના પર્વતની બાજુઓ સીધીને સીધી હોયછે, તો પર્વત અને બરફની વચમાં જે પોલાણ રહ્યાં હોયછે તેમાં તે જઇને પડેછે, અને ત્યાં તેનો દબાઇને ભૂકો થઈ જાયછે. તેથી તે પર્વત ઘસાઇને ઝળકારા મારતો થાયછે, અને જે દિશામાં હિમપ્રવાહ ચાલેછે તે દિશામાં તે ઉપર કાપા અથવા જાળી પડી રહેછે. આ એંધાણી ઉપરથી તો જ્યાં હાલ હિમપ્રવાહ સ્વપ્નામાં પણ ન ધારી શકીયે ત્યાં અસલ હતો એમ જાણી શકાયછે, જ્યારે કિનારા ઢળતા હોયછે, ત્યારે ગદાઓ બાજુ ઉપર જઇને પડેછે, અને બરફ જમીનની ગરમીથી નીચે બેસી જઈ તે ત્યાં એકઠો થાયછે તેથી ત્યાં એકકી નેળ થઈ રહેછે, અને તેમાં ગદાઓ જઇને પડેછે. જ્યારે હિમપ્રવાહમાં પૂર આવેછે ત્યારે તેની જોડે પેલી ગદાઓ પણ ઉપર ચઢેછે, અને જ્યારે શિયાળામાં તે સંકોચાઇને નીચે બેસી જાયછે, ત્યારે તે તો ઊંચેજ ઘણીવાર પર્વતની બાજુઓ ઉપર ભંડારીઆના ખાંના જેવી બહાર પડતી રહેછે.

બે નદીઓની પેઠે જ્યારે એક ખિંડમાં બે હિમપ્રવાહ એક બીજાને મળેછે ત્યારે તેની પથરાની કોરો એક બીજા સાથે મળી જાયછે. પણ કેટલાએક માઇલ સુધી તે હિમપ્રવાહ તો જૂદાને જૂદાજ રહેછે.

હિમપ્રવાહનો મધ્ય ભાગ ઘણું કરીને વધારે સપાટ હોય છે. અને તેથી મુસાફરને તે ઠેકાણે ચાલવું મુકાબલે સુતર પડેછે. તોપણ ત્યાં પ્રવાસ કરવો એ કાંઈ સહેલું કામ નથી. વચમાં મોટા મોટા ખાડાઓ આવેછે, અને તેથી વાટે મુસાફરને ઘણું ચક્કર ખાવું પડેછે. એ ખાડા આઠ દશ ફીટ પોહોળા, અને સાઠ સાઠ ફીટ લાંબા હોયછે. કોઈ વખત તો તે વાટમાં એટલા બધા આવેછે કે અજાણ્યો માણસ ભયભીતજ થઈ જાયછે. આ ખાડાની ઊંડાણ જુદે જુદે ઠેકાણે જૂદી જૂદી હોયછે. એમાં જોતાં બરફ સુંદર ભૂરા રંગનો દેખાયછે. પણ દૂર સુધી આંખ પહોંચી શકતી નથી. જ્યારે એ કોતરોની ઉપર બરફ થોડો થોડો ઢંકાએલો હોયછે, ત્યારે તો તે ખરેખરાજ ભયના સ્થાનછે ઘણા મુસાફરો અને શિકારીઓ ભૂલાઇને તેમાં પડી મરણ પામ્યાછે.

જો ચોખા ઉઘાડને દિવસે આ હિમપ્રવાહ ઉપર ચઢ્યા હોઇએ, તો ગરમીની અસર બરફ ઉપર શી થાયછે. તે સાફ માલમ પડેછે. નાનાં નાનાં પાંણીનાં ખાબોચીયાં જ્યાં ત્યાં ભરેલાં માલમ પડેછે, નિર્મળ ચળ-

કતાં પાણીનાં ઝરણો જ્યાં ત્યાં ફુટતાં નજરે પડે છે, ને ઝરણો એકઠાં થઈ મોટાં નાળાં બંધાય છે, અને તેના વખતે મોટા ધોધ મોટી શોભાની સાથે નીચે પડતા જોવામાં આવે છે. કોઈ ઠેકાણે તો ઘંટીના જેવો ઘોર સદા સંભળાય છે.

એ તો આપણે ઉપર કહી ગયા છઇએ કે હિમપ્રવાહ નદીની પેઠે નિરંતર ઢળતી જગા તરફ વહ્યોજ જાયછે. એનો વેગ ઘણો બે માલુમ પડેછે, તોપણ તે માપવાની વિદ્યાનો એ સરસ યુક્તિયો શોધી કહાડીછે. તે વડે માલમ પડ્યુંછે કે શિયાળો ને ઉન્હાળો એ સઘળી ઋતુઓમાં એનો પ્રવાહ બંધ પડતો નથી. જ્યુનથી સપ્ટેંબર સુધીમાં દરરોજ ૧૭ ઇંચ આગળ ચાલેછે, અકટોંબરથી ડીસેંબર સુધીમાં ૧૬ ડીસેંબરથી ફેબ્રુવારીમાં ૧૩ાા, અને એ વખતથી એપ્રિલ સુધીમાં ૧૭ કરતાં પણ વધારે ચાલે છે. આ ઉપરથી એની ગતિ નિરંતર તે સિદ્ધ થાયછે.

તેજ પ્રમાણે એ બરફનો ડુંગર વખતે વખતે કેટલો ઊંચો કે કેટલો નીચો થાયછે તે પણ માલમ પડી શકેછે, જ્યુનમાસમાં દરરોજ એક હિમપ્રવાહ ચાર ઇંચ નીચો સસી જતો માલમ પડ્યો હતો. પણ આગળ જતાં એનું હેઠળ બેસવાનું જોર ઓછું થતું ગયું અને સપટેંબરમાં તે માત્ર ૨ાા ઇંચજ નીચો ગયો. કોઈ કોઈ વખત તો એક દિવસમાં એક ફૂટ પણ નીચે બેસેછે. આ પ્રમાણે એ બરફ ઘસાઈ જવાના કારણ ઘણાંછે. પ્રથમ તો સૂર્યના તાપથી અને વરસાદથી ઘણાં ઝરણો અને ધોધ દોડતા થાયછે. અને તે કેટલો એક બરફ ઓછો કરી નાખેછે. બીજું ઉપલો પ્રદેશ ઓગળી પણ કેટલોએક જાયછે. વળી એ હિમપ્રવાહની તળે જે વહેળો વહેછે તે ઘણો પહોળો અને વેગવાળો હોયછે. તે ઘણા બરફને ઉખેડી ઘસડી લઈ જાયછે, અને મોટા મોટા કોતરો પાડેછે. તેમજ હિમપ્રવાહનો ઉપલો ભાગ નીચલા ભાગ કરતાં કાંઇક વધારે વેગથી ચાલેછે, અને તેથી પણ એ બર્ફના ડુંગરનું ઊંચાણ ધીમે ધીમે ઓછું થતું જાયછે.

જો હિમપ્રવાહની ઉપર વધારે ચડીએ, તો ત્યાં ઉપરથી પડેલો અધગળ્યો બરફ પુષ્કળ માલમ પડેછે. જો સૂર્યનો તાપ પુષ્કળ પડતો હોયછે, તો ઘુંટણ સુધી પગ પેસી જાય એવો તે ઢીલો હોયછે, એ ઠેકાણે હિમપ્રવાહને હમેશાં ટકાવી રાખનારાં અને નીચલા ભાગમાં જે ભારે ઘસારો પહોંચેછે. તેનું સારુ વાળી આપનારાછે. અહિંયાં દરશિયાળે બરફનો ભંડાર ભરાયોજ

જાયછે. અહિંયાં જે બરફ પડેછે તે પીંગળી જતો નથી, પણ તેનો ખૂણા પડતો આકાર બંધાઈ જાયછે. એ જેમ જેમ નિચો જતો જાયછે તેમ તેમ બર્ફ સફેદ રંગ ધારણ કરેછે, પણ આ વખતે લીલાસ પડતો હોયછે. આવા બરફમાં પણ ઘણાં કોતરો પડેલાં હોયછે. કોઈ કોઈ ઠેકાણે મોટી મોટી ગુફાઓ, અને તેના ઘૂમટમાં મોટી મોટી બરફની શિલાઓ લટકતી માલમ પડેછે, જેવી પર્વતની ગૂફાઓમાં શુશોભિત રચના જોવામાં આવેછે તેવીજ અહિંયા દેખાયછે, અને તેથી વિશેષ એકે આ સઘળા પદાર્થો અત્યંત પારદર્શક, ચળકતા, અને એક જાતનું લીલું અજવાળું એની બાજુઓમાંથી નીકળેછે તેના યોગે ઝળાં ઝળાં પોતાની મેળેજ થઈ રહેલા હોયછે.

આ હિમપ્રવાહ ઉપરથી નીચે ઉતરતાં જ્યારે મોટા વૃક્ષોની પછવાડે સૂર્ય આથમી જાયછે, ત્યારે વરાળ જે તેના પ્રતાપ આગળ સ્થિતિ સ્થાપક અને અદૃશ્ય થઈ રહી હતી તે સંકોચવા લાગેછે, અને જાણે કોઈ ઉપરથી જાળીવાળો કાળો પડદો નાંખતું હોય તે પ્રમાણેજ તે પર્વતના શિખર ઉપર પસરી જતી માલમ પડેછે. પેલા ઊંચા વૃક્ષો થોડાવખત સુધી સોનેરિ રંગથી પ્રકાશી રહેછે, પણ પછીથી સઘળો દેખાવ ફેરવાઈ જાયછે. બીહામણું કાંઈક ભૂરૂં અજવાળું બધે પથરાઈ રહે. એ હિમપ્રવાહની સપાટી જે અત્યાર સુધી પોચી હતી તે કઠણ કાચના જેવી થવા લાગેછે, પાણીના ઝરણો જે તડકામાં દોડા દોડ કરી રહ્યા હતાં, તે સંકોચાઈ જાયછે અથવા બિલકુલ અલોપ થાયછે, તળાવમાં બરફના પાસા પડવા લાગેછે, અને દરેક ઠેકાણે પગ મૂકતાં જમીન કઠણ થઈ ગઈછે તેના ઉપર ખડખડાટ સંભળાયછે.



# बर्फना डुंगर.

ધ્રુવ તરફના મહાસાગરમાં બર્ફના મોટા ઢગલા ને ઢગલા પડેલા માલમ પડે છે તેને બર્ફના ડુંગર કહેછે. તે બે પ્રકારના થાયછેઃ-સ્થિર અને તરતા. હોર્નસૌન્ડની ઉત્તરમાં એક સ્થિર બર્ફનો ડુંગરછે તે અગિઆર માઈલ લાંબો સમુદ્ર કિનારે પડેલો છે.

આર્કટિક અને અન્ટાર્કટિક મહાસાગરોમાં તરતા બર્ફના ડુંગરો ઘણા સાધારણ છે, અને પ્રવાહના જોરથી જ્યાં થાય છે. ત્યાંથી બહુ દૂર સુધી

તણાયા જાય છે. હડસનની સામુદ્રધુનીમાં ડેવિસની સામુદ્રધુનીમાં, બાફિનના ઉપસાગરમાં, અને ઉત્તર આટલાંટિકના કેટલાએક ભાગમાં, તેઓ ઘણા અને મોટા કદવાળા હોયછે. ઘણું કરીને તેની એક બાજુ લંબ હોયછે અને બીજી બાજુ તરફ ધીમે ધીમે તે ઢળતા હોયછે. તેઓના ઉપલા પૃષ્ટના પ્રમાણમાં પાયો ઘણો મોટો હોય છે.

બર્ફના ડુંગરો વાદળાની પેઠે નાના પ્રકારના આકારવાળા હોય છે. કોઈ મહેલના જેવા, કોઈ કિલ્લા જેવા, કોઈ બુરજ જેવા, અને કોઈ ફળસબંધ દહેરાના જેવા જણાય છે. થોડા એક માઈલ દૂરથી જો તે જોયા હોય, તો તે પહાડી પ્રદેશના જેવા દેખાયછે. આ ડુંગરના બર્ફનો રંગ સુંદર લીલાશ પડતો કાંઈક અશમાનીને મળતો હોય છે, પણ દૂરથીતો તે સફેદ સ્ફટિકના જેવોજ દેખાયછે, વાતાવરણની સ્થિતિ પ્રમાણે તેનો દેખાવ જૂદો થાયછે ખરો. તેના યોગે તે નાના પ્રકારના રંગ ધારણ કરેછે અને ઇંદ્રધનુષની પેઠે તેની શોભા ખરેખરી જોવા લાયક થઈ રહેછે.

અન્ટાર્કટિક મહાસાગરમાં બર્ફના તરતા ડુંગરો પાંચ માઈલ સુધી ઊંચા વહાણવટીઓના જોવામાં આવેલા છે. સાધારણ રીતે તેઓ સો બસેં ફૂટ ઊંચા હોયછે. તેની બાજુઓ વખતે એવીતો સાફ હોયછે કે જાણે વીધણું લઇને સલાટેજ આરસીની દીવાલો બનાવી હોય એમ લાગેછે. સમુદ્ર તરફ તેમાં મોટી ગુફાઓ હોયછે તેમાં પાણી આવ જા થવાથી મોટી ગર્જના થઈ રહેછે. કેટલીએક ગુફાઓમાંથી પક્ષીઓ ઉડેછે, પાછા આવેછે, એ જોઇને જાણે તે કોઇ ઉજડ કિલ્લોજ હોય એમ લાગેછે.

જે સમુદ્રમાં આવા ડુંગરો બહુ હોયછે ત્યાં મુસાફરી કરતી વખતે માણસનું મન શાંત થઈને ઈશ્વરની અગાધ શક્તિ તર્ફ વળ્યા વિના રહેતું નથી. તે જાણેછે કે આ જોખમમાંથી એ સર્વ શક્તિમાન નિયંતા શિવાય કોઈની પણ એને બચાવવાની તાકાદ નથી. આવા સમુદ્રમાં મુસાફરી કરતાં કેટલાંએક વહાણ ગુમ થઈ ગયાંછે, તેને માટે એમ ધારવામાં આવેછે કે તે આવા બર્ફના બે ડુંગરની વચ્ચે આવવાથી ચગદાઈ ગયાંછે. દૂરથી બર્ફનો ડુંગર પાસે આવવા લાગેછે ત્યાંથી હવા ઠંડી થવા માંડેછે. તેથી રાત્રે વહાણવટીઆને ચેતવણી મળેછે.

સમુદ્રમાં પાણીની ભરતીની જોડે એ ડુંગરો ઊંચા આવેછે, અને ઓટની સાથે નીચા પડેછે. નીચા પડે ત્યારે મોટા ભયંકર અવાજ થાયછે,

પણ તે ઘણું ખરાં આચકાથી કાંઈ ભાગી જતા નથી. એનો નાશ કરનારતો સૂર્યના કિરણ જેવું બીજું કાંઈ નથી. એ પ્રમાણે અથડાતા અથડાતા તેઓ સહી સલામત આટલાંટિક મહાસાગરમાં આવી પહોંચેછે અને ત્યાં સૂર્યનો તાપ લાગવાથી ધીમે ધીમે તે ઘસાવા લાગેછે. તેમાંથી કડકાઓ ખરી પડવા લાગેછે, પોલાણ પડેછે, અને આખરે એક કડકાની સાથે તે વેરણ ખેરણ થઈ જાયછે. એ કડાકાથી પાણીમાં કેટલા મૈલ સુધી પહોંચે એવા પાણીના મોજા થાયછે.

બર્ફના ડુંગરમાં જે પોલાણ હોયછે તેમાં બહુજ સ્વચ્છ પાણી ભરેલું હોયછે. વહાણમાં જ્યારે પાણી ખૂટી ગયું હોયછે ત્યારે તેમાં પીપલઈ જઈને અથવા ત્યાંથી નળી વાળીને પાણી લેછે.



# મહાસાગર.

સાગર એ ખારા પાણીનો મોટો જથો છે. એના વિસ્તાર આગળ નદીઓ, તળાવો, અને સરોવરો એ કાંઈ લેખામાં નથી. મહાસાગરે આખી પૃથ્વીનો આશરે પોણો ભાગ રોકી લીધોછે.

ખરેખરૂ જોઇએ તો મહાસાગર એકજછે, પણ એના જમીનથી ત્રણ મોટા જથા પડેલાછેઃ—આટલાંટિક, પાસિફિક, અને હિંદી. ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ આગળ પાણીના જે જથાછે તે કાંઈ એવી રીતે છેક છૂટા પડેલા નથી, એના પાણી બીજા મહાસાગરના પાણી સાથે સેળભેળ થઈ ગએલા છે.

સમુદ્રના પાણી હમેશાં બધે ઠેકાણે ખારાંજ હોયછે. એ ખારાટ પાણીમાં કેટલીએક જાતના ખાર ગળવાથી આવેછે. ઘણું કરીને સમુદ્રના પાણીમાં સેંકડે ત્રણ ચાર ભાગ ખારના હોયછે. એ ખારાટ બધે ઠેકાણે સરખીજછે, તોપણ થોડો એક ફેર પડેછે ખરો. ઉત્તર તરફના મહાસાગર કરતાં દક્ષિણ તરફના મહાસાગરના પાણી કાંઇ વધારે ખારાં હોયછે, અને તેમજ વિશુવવૃત્તની ઉત્તર દક્ષિણ વિસ વિસ અંશ સુધીના પાણીમાં પણ વધારે ખારાટ માલમ પડેછે. એનું કારણ એ છે કે ત્યાંથી ઘણું પાણી બાષ્પભવન થઇને જતું રહેછે, અને તેથી સમુદ્રમાં ખાર વધારે ઠરી રહેછે. તેમજ જે સાગરોને ઘણી નદીઓ આવી મળેછે તેનાં પાણી કાંઇક ઓછાં

ખારાં હોયછે; લાલ•સમુદ્રને કોઇ નદી મળતી નથી, તો એનાં પાણી વધારે ખારાંછે; અને ભૂમધ્ય સમુદ્રને નદીઓ ઘણી એક આવીને મળેછે. તોપણ એમાં બાષ્પભવન વધારે થવાથી પાણીની ખારાટ ઘણી માલમ પડેછે. તેમજ સમુદ્રની સપાટી ઉપરનું પાણી નીચેના પાણી કરતાં કાંઈ ઓછું ખારૂં હોયછે, કેમકે વરસાદ, નદી વગેરે કારણોથી જે મીઠું પાણી આવેછે તે ઉપરના ભાગ સાથેજ મળી જાયછે. શુદ્ધ પાણી કરતાં દરિયાનું પાણી ૧.૦૨૭૫ ગણું વધારે ભારેછે, અને જેમ ખાર વધારે તેમ વધારે ભારે થાય છે.

પાણી એ પદાર્થ થોડો એક દબાઈ શકે એવોછે, અને તેથી દરિયાની સપાટી ઉપરના પાણી કરતાં તળિયાનું પાણી વધારે ભારે હોયછે. એક માઇલ ઉડાણે ઉપલા પાણીનો દર ચોરસ ઇંચે ૨૩૨૦ પાંઊડ ભાર પડેછે એવી ગણત્રી કરવામાં આવીછે. આ ઉપલા ભાગના કારણને લીધે બૂચબંધ સીસાને દરિયામાં ઊંડા ઉતારેછે, તો તેના બૂચ આપો આપ ઉઘડી જાયછે, અને લાકડાના કડકા દબાઇને એવા કઠણ અને તેથી ભારે થઈ જાયછે કે તે સપાટી ઉપર કહાડ્યા પછી તરી શકતા નથી.

મહાસાગરનું ઉંડાણ બધે સરખું નથી. કોઇ ઠેકાણે બહુજ થોડું અને કોઇ ઠેકાણે આઠદશ માઇલ પણછે. જે પ્રમાણે પૃથ્વી ઉપર કોઈ ઠેકાણે ખાડા, કોઈ ઠેકાણે મેદાન, કોઇ ઠેકાણે ટેકરા, અને કોઇ ઠેકાણે મોટા મોટા ડુંગરો હોયછે, તે પ્રમાણે દરિયાનું ઉંડાણ પણ જુદું જુદુંછે. એમ જાણવામાં આવ્યુંછે. જે ઠેકાણે કિનારા તરફનો મુલક ધીમે ધીમે ઢળતો જઇને સમુદ્રને મળેછે ત્યાં આગળના દરિયાનું ઉંડાણ પણ ધીમે ધીમે વધતું જાયછે, અને જ્યાંનો કિનારો એકદમ નિચો પડી જાયછે ત્યાં આગળ દરિયો પણ એકદમ ઉંડો માલમ પડેછે. આટલાંટિક મહાસાગરનું સરાસરી ઉંડાણ (૩ થી ૫ માઇલ સુધીનું) પાસિફિક કરતાં વધારેછે, હિંદી અને દક્ષિણ મહાસાગર વધારે ઉંડાછે (૪ થી ૬ માઇલ સુધી) અને દક્ષિણ મહાસાગર જેમ જેમ ધ્રુવ તરફ જતા જઇએ તેમ તેમ ઉંડાણમાં ઓછો થતો જાયછે.

પાણીનું ઉષ્ણતામાન ઘણું કરીને બધે સરખુંજ રહેછે, તોપણ સપાટી ઉપરના પાણીનું કાંઈ વત્તું ઓછું થાયછે ખરૂં વિશુવવૃત આગળ સપાટીનું પાણી ગરમ અને ધ્રુવ આગળ ઠંડું હોયછે.

પાણી રંગ વિનાનું કહેવાયછે, પણ તેનો થોડો જથો હોય ત્યાંજ સમુદ્રના પાણી ઘણા રંગનાં દેખાયછે, આકાશના રંગ ઉપરથીજ સમુદ્રના પાણીનો રંગ બદલાયછે એમ નથી. કિનારા આગળ કાંઈ લીલાશ પડતો રંગ હોયછે, અને જેમ જેમ તેનું ઉંડાણ વધતું જાયછે, તેમ તેમ તેનો રંગ કાળાશ પડતો થતો જાયછે. ભર દરિયાના પાણીનો રંગ ગળીના જેવો હોયછે. ઘણા ઊંડાણને લીધે કે માંહે ઘણા ખાર ભળેલા હોયછે તેના યોગે આવા રંગ દેખાયછે. તે નિશ્ચય થયું નથી. પણ કાળા પાણી જે આપણા લોક સાધારણ ભાષામાં બોલેછે તે વાત ખોટી નથી. કેટલેએક ઠેકાણે તળીયાના રંગ ઉપરથી, નદીઓના પાણી આવવાથી, અથવા વનસ્પતિ અને નાના પ્રકારના જંતુ તેમાં પાકેછે તેને લીધે પણ દરિયો જાૂદી જાૂદી જાતના રંગ ધારણ કરેછે. રાતો સમુદ્ર, કાળો સમુદ્ર, ધોળો સમુદ્ર, પીળો સમુદ્ર, લીલો સમુદ્ર, વગેરે જેના નામ પાડેલાંછે તે આવાજ કારણો ઉપરથી. તે છતાં સાધારણ રીતે સમુદ્રના પાણી નિર્મળછે, અને ૩૦૦–૪૦૦ ફુટ નીચેના પદાર્થો દેખાઈ શકેછે. કોઈ કોઈ સમે સમુદ્રના પાણીમાં એક ખાસ ચળકાટ દીઠામાં આવેછે.

સમુદ્રના પાણી સદા ગતિમાન હોયછે. એ નાના પ્રકારની ગતિમાં લહરી, ભરતી, અને વહન એ મુખ્યછે. લહરી ઘણું કરીને પવનથી થાયછે, પણ કોઈ વખત ભૂકંપ પણ એનું કારણ હોયછે. લહરીનાં મોજાં કોઈ કોઈ વખત ૪૦ ફૂટ સુધી ઊંચા જાયછે, અને કોઈ વખત માત્ર સપાટી ઉપર છરછરાટ કરીનેજ રહી જાયછે. ધરતી કંપથી ઉત્પન્ન થએલા મોજાં ૬૦થી ૮૦ ફૂટ સુધી ઊંચાં જતાં માલમ પડેછે. મહાસાગરના મોજાં છસેં છસેં ફૂટને અંતરે ચાલ્યાં જાયછે, અને એક કલાકમાં ૩૨ માઈલ ચાલેછે. જેમ મોજાં મોટાં, તેમ તેનો વેગ વધારે હોયછે. જ્યાં પાણીને રોકણ પહોંચેછે ત્યાં મોજાં બહુ ઊંચાં ચઢેછે. મોજાંનું જોર તેના કદ અને વેગના ઉપર આધાર રાખેછે. સાધારણ રીતે એવું માલમ પડયું છે કે એક ચોરસ ફૂટ ઉપર ૬૦૦૦ પોંડનું તે જોર કરેછે.

ભરતી ઓટ એ સમુદ્રમાં નિત્યનો બનાવછે. ભરતી ઓટનું કારણ સૂર્યનું તથા વિશેષે કરીને ચંદ્રનું આકર્ષણ છે. એ આકર્ષણ તો જમીન અને પાણી એ બે ઉપર સમાનજ થાયછે, પણ પાણીના રજકણો એક બીજાથી છૂટાં હોવાને લીધે તે ઉપર ખેંચાઈ શકેછે. ચંદ્ર પૃથ્વીની બહુ પાસેછે

તેથી સૂર્ય કરતાં એના આકર્ષણનું જોર આગળ પડેછે. પૃથ્વીનો જે ભાગ ચંદ્રની હેઠે આવેછે ત્યાંના પાણી ઉપસીને ઊંચાં આવેછે તેને ભરતી કહેછે. એ પાણી ઊંચાં આવ્યાથી તે ઠેકાણેની જગા પૂરવાને સારૂ આસપાસના પાણી ખેંચાઈને ત્યાં આવેછે. અને આસપાસની જગાએ પાણી આછાં થઈ જાયછે તેને ઓટ કહેછે. જો પૃથ્વી સૂર્ય ચંદ્રના સંબંધમાં સ્થિર હોત, તો તો તેની તળેના ભાગ સદા ઉપસેલાજ અને બીજે ઠેકાણેના દબેલાજ રહેત. પણ પૃથ્વીનો પ્રતિક્ષણે પોતાના અંશ ઉપર ફરેછે તેથી પૃથ્વીના ઘેરાવામાંનો દરેક ભાગ વારાફરતી સૂર્યને ચંદ્રની નિચે આવી જાયછે, અને તે કારણથી દરેક ઠેકાણે વારાફરતી ભરતી ઓટ થાયછે. પૃથ્વીનો જે ભાગ ચંદ્રની તળે હોય, ત્યાં તો ભરતી આવે; પણ તેની સામી બાજુએ પણ તેજ ક્ષણે શામાટે પાણી ઊંચાં આવેછે; આ સવાલનો ખુલાસો એ છે કે એ ઠેકાણેના પાણી ઉપર ખેંચાતા નથી, પણ તે જે પૃથ્વી ઉપરછે તે પૃથ્વીને ચંદ્રનું આકર્ષણ પાછળથી થવાને લીધે તે પાછળ ખેંચાયછે, અને તેથી પાણી ઉપર ઉપસી આવ્યાં હોય એમ લાગેછે.

સૂર્ય દૂર હોવાથી તેના આકર્ષણનું જોર પાણી ઉપર બહુ જણાતું નથી, તોપણ તે ચંદ્રની જોડે અથવા સામો આવેછે ત્યારે, એટલે અમાસ પૂનમે તે ભરતીમાં વધારો કરી શકેછે. સાતમ આઠમે સૂર્યનું આકર્ષણ વિરૂદ્ધ પડવાથી, ભરતી ઘણીજ આવી શકેછે. દિવસમાં બેવાર ભરતી ઓટ થાયછે. જો ચંદ્ર દિવસ અને સૂર્ય દિવસનું માન સરખુંજ હોત, તો એક ઠેકાણે હમેશાં એકજ વખતે ભરતી ઓટ થાત પણ તેમ થતું નથી. ઘણું કરીને દરરોજ અકેક કલાક મોડી ભરતી દરરોજ ચડેછે એનું કારણ એકે પૃથ્વી તો પોતાના અંસ ઉપર ૨૪ કલાકમાં ફરી વળેછે, પણ ચંદ્રની ગતિને લીધે એક ઠેકાણાને બીજે દિવસે ચંદ્રની નીચે આવતાં ૨૪ કલાકને ૫૪ મિનિટ લાગેછે. તેથી દરરોજ ૫૪ મિનિટ મોડી આવેછે.

જો પૃથ્વી ઉપર બધે ઠેકાણેજ પાણી હોત, તો ઉપર કહ્યું તે પ્રમાણેજ હમેશાં ભરતીઓટ થયા કરત, પણ વચમાં ઘણી જમીનનું રોકાણ થવાથી આ પાણીનો ચડાવો બધે એકજ દિશામાં થતો નથી. જૂદે જૂદે ઠેકાણે ભરતી કયારે આવેછે તે નોંધી રાખીને તે કઈ દિશામાં જાયછે તે જાણવામાં આવ્યું છે, અને ભૂતળ વિદ્યાના નકસામાં તે બતાવવાને લીટીઓ દોરી હોયછે તેને ભરતીની લીટી કહેછે.

———

# धरतीकंप तथा ज्वाला मुखी पर्वतो.

ધરતીકંપ ને જ્વાલામુખી પર્વતો એ જગતમાં બહુ ભયાનક તથા નાશકારક બનાવો છે. એના મુકાબલામાં ખુનરેજી, દુકાળા કે મરકી એ નાનાં દુઃખ છે જોત જોતાંમાં ધરતીકંપ એક મોટા શહેરનો કે આખા દેશનોજ તેની સમસ્ત વસ્તી સાથે નાશ કરી શકેછે. સને ૧૭૮૩થી સને ૧૮૫૭ સુધીમાં ફકત એક પોણોસો વરસની મુદતમાં નોલસના રાજ્યે ધરતી કંપથી ૧૧૧૦૦૦ અથવા ૬૦ લાખ માણસની વસ્તીમાંથી દરવર્ષે સરાસરી દોઢ હજાર માણસો ખોયાંછે. જ્વાલામુખી પણ એટલાજ જુલમ ગારછે. એફાટેછે ત્યારે હજારો માણસોનો નાશ થઈ જાયછે. એટલુંજ નહિ પણ જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ થઈ જાયછે.

કોઈ દેશ પણ ધરતીકંપ તથા જ્વાલામુખીની નાશકારક નિશાની વિનાનો નથી. આપણા પ્રાંતમાંજ કાઠીયાવાડનો દ્વીપકલ્પ એ રીતે થએલોછે. એ સમે બેટાપુ હતો એમ ધારવાનાં ઘણાં કારણો છે, અને દ્વારકાનો નાશ થયો એમ જે કહેવાયછે તે આવે પ્રસંગે થયો હોય એ કાંઈ અસંભવિત નથી. આરાસુર ઉપરના વિમળશાહ વાળા સો દહેરાને તોડી નાંખનારી દેવી જ્વાલામુખીજ હતી તેના તો પ્રમાણ ત્યાંના પથરા જોતાજ અનુભવી માણસો પ્રત્યક્ષ દેખેછે. "પટ્ટણ સો ડટ્ટણ" એ ભયાનક વાક્યયુક્ત ઠેકાણે ઠેકાણે જે વાતો ચાલેછે એમ જે કહેવાય છે તે પ્રમાણે કેટલેએક દરજ્જે ખરૂંછે. લિસ્બન શહેર હાલના વખતમાં અર્ધોઅર્ધ પાયમાલ થઈ ગયું હતું. ઈટાલી દેશમાં અસલ પોમ્પીઆઈ અને હરકયુલેનિયમ વિસુવિયસનો જ્વાલામુખી ફાટવાથી દટાઈ ગયાં હતાં તે હાલ ખોદી કહાડવામાં આવેછે.

આવા ભયાનક બનાવો તરફ પ્રાચીન કાળથી માણસોના મન ખેંચાતા આવેછે એમાં કાંઈ નવાઈ નથી, અને દરેક બનાવનું કાંઈ પણ કારણ કલ્પ્યા વિનાતો માનવીના ચિત્તને કળ વળતી નથી તેથી એ વિષે ઘણી ગાંડી ગાંડી અટકળો માણસે ચલાવીછે. આ સૈકડાની લગભગ શરૂઆત સુધી એ બાબત દુનિયાના બધા દેશમાં ઘણા ઘણા વહેમો ચાલતા હતા. એને હમેશાં મોટી આફતની નિશાની ગણતા હતા, અને એનાથી જે સ્વભાવિક રીતે નુકસાન થાયછે તે ન થયું હોય તોપણ કલ્પિત નુકસાનોની ધાસ્તીથી માણસો અણુસરજ્યું દુઃખ પોતાને માથે ખેંચી લેતા હતા. પણ

હાલ વિદ્યાના પ્રકાશની સાથે ધરતીકંપ તથા જ્વાળામુખીના કારણો અજવાળામાં આવ્યાંછે, અને જો કે તેનું નિર્વિવાદ સ્પષ્ટીકરણ થયું નથી તોપણ પૃથ્વીના પેટામાં જે બળતો રસ છે તેથી એ થાયછે એમાં કાંઈ શક નથી.

અનુભવથી માલમ પડ્યું છે કે જેમ જેમ પૃથ્વીમાં નીચે ઉતરીએ છઇએ, તેમ તેમ ગરમી વધતી જાય છે. પચાશ સાઠ ફૂટે ફેહીનૈઇટ ઉષ્ણતામાફક યંત્રનો એક અંશ ગરમી વધેછે. એ હિસાબે ૨૦૦ માઇલના અંતરે પૃથ્વીમાં એટલી તો ગરમી હોવી જોઇએ કે તેના જોરે કઠણમાં કઠણ પદાર્થ પણ ગળી જઇને તેનો ત્યાં ઉકળતો રસજ હોઈ શકે. આ પ્રમાણે જોતાં આ પૃથ્વી બળતા રસનોજ ગોળો છે, અને લીંબુ ઉપર જેમ છાલ હોયછે તેટલુંજ માત્ર તેના ઉપર જમીનનું પડછે. હવે જો એ પ્રમાણેછે, તો આ નાના પડ ઉપર કોઈ કારણથી કાંઇ વધારે ભાર થઈ જાય તો તેના દબાણથી બીજે ઠેકાણે એ પ્રવાહી રસ જોર કરે, તેનો આચકો લાગે, અને જો જોર વધારે હોય તો તે પડને ફાડીને બહાર પણ નીકળે. હવે આ પૃથ્વી ઉપર ભાર તો વત્તો ઓછો નિરંતર થયાજ કરે છે. નદી તથા દરીઆના ઘસારાથી જમીન ધોવાઈ ધોવાઇને સદા મહાસાગરને તળીએ જઇને બેસેછે, તેમજ કોઈ ઠેકાણે જમીન નવી નીકળે છે, અને કોઈ ઠેકાણેથી જતી રહેછે. તેથી માહેલા રસની ઉપરનું દબાણ વત્તું ઓછું નિરંતર કોઈ કોઈ ઠેકાણે થયાજ કરેછે, અને તેમ થાયછે એટલે બીજા કોઈ ભાગમાં ધરતીકંપ અથવા જ્વાળામુખી પ્રગટ થાયછે. સરજાન હર્ષન કહેછે કે મહાસાગરના મધ્ય ભાગમાં ઘણામાં ઘણો ભાર એકઠો થાયછે, અને થોડામાં થોડો દરિયાના કિનારા આગળ રહી જાયછે. એથી દરિયા કિનારા ઉપરજ આ ઉપદ્રવ વધારે થતા કે થએલા માલમ પડેછે.

ધરતીકંપની ગતિ ચાર પ્રકારની માલમ પડીછેઃ— એકતો માત્ર કંપારોજ, બીજી સમુદ્રના મોજાની પેઠે જમીન ઝોલા ખાતી દેખાયછે તે, ત્રીજી ઉછાળો મારીને પૃથ્વી ઊંચી આવેછે તે, અને ચોથી ચક્રાકાર ગતિ. પહેલા પ્રકારની ગતિ આગબોટમાં કે હીંચકા ઉપર બેઠા હોઇએ ને જેમ લાગેછે તેવીછે. આવા કંપારાથી કવચિતજ નુકસાન થાયછે. એવા કંપ દક્ષિણ અમેરિકાના પાસિફિક તરફના કિનારા ઉપર બહુજ સાધારણછે. એ કોઈ વખત એક ક્ષણમાંજ બંધ પડેછે, અને કોઈ વખત કેટલા દિવસ સુધી જારી રહેછે. બીજી જાતની ગતિથી પૃથ્વી ઊંચી જાયછે અને નીચી આવેછે, અને

મજબુત આચકો લાગેછે. એથી કોઈ કોઈવાર નુકસાન થાયછે. પણ મહા ત્રાસદાયક તો ત્રીજી ગતિછે. એ સમે તો સુરંગ ફુટી હોય તેમ મોટા બડાકાની સાથે જમીન ઉંચી ઉછળેછે, અને ચોતરફ નાશ નાશ થઈ રહેછે. એથી પણ વધારે ભયંકર એની ચોથી ચક્રાકાર ગતિછે. જ્યારે દરિયામાં મહા તોફાન ચાલેછે, અને સામ સામી દિશાના મોજાંઓ આમથી આમ ને આમથી આમ આવી અથડાયછે, તેવી સ્થિતિજ ત્યાં આગળ પૃથ્વીની થઈ રહેછે. એ વખતે તો પૃથ્વી ચગડોળે ચડેછે, અને ત્યારે જે નુકશાન થાયછે તે તો કહ્યામાં આવે એવું નથી. ઘણા એમ ધારેછે કે ધરતીકંપ તો અમુક ભાગમાંજ થાયછે. પણ એમ નથી. પૃથ્વીનો કોઈ પણ ભાગ એવો નથી કે ત્યાં ધરતીકંપ કોઈ વખત પણ થયો નહિ હોય. જો પૃથ્વીના સઘળા ભાગની હમેશાં ખબર મળી શકતી હોય તો માલમ પડે કે કોઈ ઠેકાણે ધરતીકંપ થયા વિના રહેતો નથી. તેમજ જ્વાળામુખીના ઉત્પાત ન થતા હોય એવી પણ કોઈ જગ્યા નથી. કેટલાએક ઠેકાણે તો જ્વાળામુખીઓ સદા બળ્યાજ કરેછે. બર્ફના મુલકોમાં જ્વાળામુખીનું જોર વધારે માલમ પડેછે. આઈસલાંડ ભયંકર જ્વાળામુખીથીજ ભરેલોછે, અને દક્ષિણ મહાસાગરમાં ધ્રુવથી ૧૯॥ માઈલ દૂર એક ચાલુ જ્વાળામુખી વહાણવટીઓએ હમણા શોધી કહાડ્યોછે તે નિરંતરના બર્ફની ઉપર ૧૨૦૦૦ ફૂટછે.

ધરતીકંપ જે મુલકોમાં ભારે ઉત્પાત વારંવાર કરે છે ત્યાંના પ્રાણીઓને કોણ જાણે કોઇ રીતે પણ તે થયા અગાઉજ ખબર પડેછે. કાંઈ પણ અવાજ નથી સંભળાતો તે પહેલાં માણસો ચેતી જાયછે, અને ઘરબાર મૂકીને દોડવા માંડે છે. થોડીએક મિનિટ અગાઉ ગાય, બળદો, બકરાં, તથા ઘેટાંઓ દયામણી બૂમો પાડે છે; બંધનો તોડી નાંખે છે; અને આડાં અવળાં દોડવા લાગેછે. ઘોડાઓ અધવચ ચાલતા અટકી જાયછે અને ભયના પોકાર પાડે છે; બિલાડીઓના વાળ ઉભા થાય છે; દરમાંથી સસલાંઓ બહાર નીકળે છે; માછલીઓ સમુદ્ર છોડી કિનારાપર આવીને ધબોધબ પડે છે; અને કીડીઓ તો આચકો જણાય તે પેહેલાં કેટલાએક કલાક અગાઉ પોતાનાં દર છોડી રસ્તાઓપર ધોળે દહાડે બાવરી બાવરી દોડવા લાગે છે. કૂતરાઓ ભસી ભસીને અને ન જાગે તો ખેંચી ખેંચીને પણ ધણીને જગાડે છે. આ વર્ણન કર્યું તે પ્રમાણેજ નેપલસમાં ૧૮૦૫ માં ધરતીકંપ થયો ત્યારે જોવામાં આવ્યું

હતું. ધરતીકંપ થયા પહેલાં જે પૃથ્વીમાંથી કેટલીએક દુર્ગંધી નીકળે છે તે ઉપરથી તેનું આવવું બધાં પ્રાણીઓ જાણી શકતા હશે એમ ધારવામાં આવે છે.

ધરતીકંપથી પૃથ્વીમાં મોટા ચિરાડા પડી જાય છે. એ ચિરાડા ઘણીવાર પાછા સંધાઈ જાયછે, પણ કોઈ કોઈ વખત તેમના તેમ પણ રહેછે. સમુદ્રને કિનારે ધરતીકંપ થાયછે, ત્યારે પાણી ધસીને જમીનપર આવે છે, પાછું જાયછે, પાછું આવે છે, અને એમ કેટલીએક વાર થયા પછી હોય ત્યાંનું ત્યાં રહેછે, કે જમીન ઉપર ફરી વળેછે. આ સમયે જથાબંધ માછલાઓનો પણ નાશ થઈ જાય છે, તો જે વહાણો દરિયાપર હોય તેની શી અવસ્થા તે કહ્યા કરતાં કલ્પનાથી વધારે સમજાઈ શકશે.

એવું જાણવામાં આવ્યું છે કે જે ઠેકાણેથી પહેલ વહેલો આચકો માલમ પડે છે તે ઠેકાણે તેનું જોર સૌથી વધારે પ્રગટ થાય છે. એ સ્થળને મધ્યબિંદુ કરી ધરતીકંપ નિયમિત રીતે ફેલાય છે. કોઈ વખત ત્યાંથી અમુક દિશાઓ તરફ સીધી લીટીમાંજ ચાલ્યો જાય છે, અને કોઇ વખત તે મધ્યબિંદુની આસપાસના ગોળ પ્રદેશમાં સઘળેજ માલમ પડેછે, પાહાડી મુલકમાં પેહેલા પ્રકારના ધરતીકંપ વધારે થાયછે. અને પર્વતની હારની સમાંતર લીટીમાં તળેટીથી થોડેજ દૂર ચાલ્યા જાયછે. બીજા પ્રકારના ધરતીકંપ મધ્યબિંદુની ચોતરફ બધેજ ફેલાય છે. તો પણ એ મધ્યબિંદુ ફરે ખરૂં, અને કોઈ વખત એકથી વધારે પણ એવા મધ્યબિંદુ હોઈ શકે છે. કોઈ સમે બંને પ્રકારના ધરતીકંપ ભેગા પણ થઈ જાય છે.

ધરતીકંપની સાથે હમેશાંજ નહિ, પણ ઘણું ખરૂં, પૃથ્વી માંહેથી ગડગડાટ પણ સંભળાય છે. એ અવાજ કોઇ વખત વરસાદની ગર્જના જેવો, કોઈ વખત પથ્થરના રસ્તા ઉપર ગાડી જતી હોય તેના જેવો, કોઇ વખત લોઢાની સાંકળો જોરથી ખડખડતી હોય તેવો, અને કોઈ વખત જાણે પૃથ્વીની ગુફાઓમાં કઠણ ખડકોનો ભૂકો થઈ જતો હોય તેવો સંભળાય છે.

આ પ્રમાણે ધરતીકંપનું આવવું જાણીનેજ જો પ્રાણીમાત્રમાં ગભરાટ ઉઠે છે, તો જ્યારે એનો આચકો લાગેછે ત્યારે જે દેખાવ થઇ રહેછે તેનું શું પૂછવું? સઘળાના જીવ એકદમ ઉડી જાયછે, અને કેવળ ત્રાસની

મૂર્તિજ સઘળે ઠેકાણે દીઠામાં આવેછે. પ્રથમ તો ઘર છોડીને મેદાનમાં જવું એ પ્રાણીમાત્રનો પ્રયત્ન છે. તે•સારૂ જે જેમ, તેમજ ઉઠીને રસ્તામાં દોડવા લાગે છે. કોઈ ખાતું, કોઈ નાહાતું, કોઇ ઉઘાડે માથે, કોઈ ઉઘાડે શરીરે, જેમ હોય છે તેમજ ઉઠીને નાસવા લાગેછે. પરમ મમતાનું સ્થાન જે પોતાનું ઘર તે એ સમયે કાળસ્વરૂપ દેખાયછે. રસ્તામાં ટોળેટોળાં માણસનાં નાસતા માલમ પડે છે. કોઈ પોતાના વહાલાં બચ્ચાઓને કોટે બાઝાડીને દોડે છે, કોઈ તેને વીસરે છે, કોઈ તેને લેવા પાછા દોડે છે, કોઈ સાંભર્યાં છતાં પણ પોતાનો જિવજ વાહાલો કરેછે. રાજમાર્ગપર મોટો હોકાર વર્તી રહે છે. કોઈ રડે છે, કોઈ છાતી કૂટે છે, કોઈ પોકો મૂકે છે, કોઈ ભેગા થઈ મોટે અવાજે ઈશ્વરની પ્રાર્થના કરે છે, કોઈ માનતા માને છે, કોઈ ગાળો દેછે, અને સઘળાના ચિત્તમાં મરણ મરણ એજ શબ્દ ઘૂમી રહેછે. તેવામાં કડાકા થાયછે, કરામાં ફાટ પડે છે, ઘરો તૂટી પડે છે, માણસોના ઘાણ વળે છે, અને વખતે શહેરનું શહેર ગરક થઈ જાયછે. એ સમે કોઇનું કાંઈ ડહાપણ ચાલતું નથી. મરનાર મરેછે અને ઉગરનાર ઈશ્વરના કરવાથી અચાનક ઉગરી જાયછે. દશ દશ દહાડા સુધી ડટાઈ રહેલા માણસો પાછળથી ખોદી કહાડતાં જીવતા નીકળ્યા છે.

જે મુલકોમાં ધરતીકંપનું ભારે દુઃખ હોયછે, તે મુલકના લોકો એ આફતની વેળા આતુર નજરથી જ્વાળામુખી તરફ જોય છે, અને જો, તેને ફાટવાના ચિન્હ દેખે છે તો તેને ઘણી ધીરજ મળે છે. કેમકે જ્વાળામુખી એ ધરતીકંપના જોરની નાઠાબારી છે. જ્વાળામુખીમાંથી જો પૃથ્વી માહેલા ઉછળેલા રસને જવાનો માર્ગ મળે છે, તો તેનું જોર ઓછું થઈ જાયછે, અને થોડા વખતમાં તે પીડા સમી જાયછે. ખરેખર જ્વાળામુખી એક એવી નળી છે કે તે ભૂકવચના અંતર્ભાગને પૃથ્વીના પૃષ્ટ સાથે સંબંધ કરાવે છે, અને વારંવાર તેમાં વધેલા રસને બારણે કહાડે છે. જ્વાળામુખીનો આકાર ઘણું કરીને બરાબર શંકુ હોય છે, અને તેના શિખર ઉપર ગોળ ઊંડો ખાડો હોયછે. એ ખાડામાંથી નીકળેલા પદાર્થો ચારે તરફ પડવાથી એનો શંકુ આકાર થાયછે.

જ્વાળામુખીના ચાર વર્ગ ગણાયછે. ૧લો, હોલવાઈ ગયેલા જ્વાળામુખી જેનો કે અંતર્ભાગની સાથે સંબંધ ઘણા કાળથી બંધ પડયો છે; ૨ જો, અરધા હોલવાઈ ગયેલા જ્વાળામુખી જેનો સંબંધ બિલકુલ બંધ પડ્યો નથી, પણ

સાંકડી ફાટોમાંથી વરાળ અને ગ્યાસને નીકળવા દેછે; ૩જો, પ્રસંગે ફાટનારા, જે કે કોઈ કોઈ વખત ઉકળતો રસ ફેંકે છે; ૪થો, નિરંતર ચાલતા જ્વાળામુખી જેમાંથી ઉકળતો રસ અને બળતા પદાર્થ હમેશાંજ નિકળ્યા કરેછે.

હોલવાઈગયેલા જ્વાળામુખીઓ ઘણાજ છે, અને તેણે પૃથ્વીના પૃષ્ટ ઉપર ઘણીજ વિચિત્રતા કરી નાંખી છે, તોપણ એ સંબંધી કાંઈ વિશેષ જાણવાનું હાલ રહ્યું નથી. અરધા હોલવાએલા જવાળામુખીઓમાંથી જે વરાળરૂપ પદાર્થો નીકળે છે તે ઠંડા વાતાવરણને અડકતાં સંકોચન પામેછે, અને તેથી ગંધક, સોમલ લોહુ તાંબુ વગેરે અનેક પદાર્થોના મિશ્રણ તે જ્વાળામુખીઓની જાળી ઉપર બાઝી રહે છે. કોઈ ઠેકાણે એ પદાર્થો જાળીની કારણ ઉપરજ બાઝી રહે છે, અને કોઈ કોઈ ઠેકાણે તેનો વિસ્તાર ઘણે દૂર સુધી પહોંચે છે. એ વરાળ જે નીકળે છે તે કોઈ ઠેકાણે એવી હોયછે કે તે લેતાં માણસને બહુજ ઉધરસ આવેછે, ગુંગળાટ થાયછે. અને માથું ભમી જાયછે; અને કોઈ ઠેકાણે તે એવા શુદ્ધ પાણીનીજ હોયછે કે કે તે ઉપર વેલા નાંખી ઠંડી પાડીને ભરવાડો પોતાને તથા પોતાના ઢોરને સારૂ પીવાનું પાણી તૈયાર કરે છે.

પ્રસંગે ફાટનારા શાંત હોયછે, ત્યારે તો અરધા હોલવાઈ ગયેલા જ્વાળામુખીના જેવાજ જણાય છે—માત્ર એ ખડબચડા અને ચળકતા પદાર્થથી ઢંકાઈ ગયેલા હોયછે, અને જમીનમાં જે ઠેકાણે ઉપસાણ હોય છે તેમાં એના માર્ગ ઢંકાએલા રહે છે. અરધા હોલવાએલા જ્વાળામુખીના ખાડાનું તળીયુંતો લાવાના પથ્થર વડે ઢંકાએલું હોયછે, અને તેનો દેખાવ ધોળો થઈ ગયો હોયછે. પ્રસંગે ફાટનારા જ્વાળામુખી જ્યારે ફાટવાના હોયછે. ત્યારે તે પહેલાં તેના પાયાના પ્રદેશમાં ભારે ભૂકંપ ચાલે છે, દરિઓ આઘો પાછો થઈ જાયછે, કૂવાનાં પાણી ઓછાં થઈ જાયછે કે વખતે બિલકુલ સુકાઈ જાયછે; જ્વાળામુખી ફાટવાની અગાઉ એના ખાડામાં ઘણો ફેરફાર થાય છે, એનું તળીયું ધીમે ધીમે ઊંચું આવતું જાયછે, અને અંતે ઉપર સુધી ધસી આવે છે. પછી તે ધડાકા સાથે ફાટીને ઉકળતો રસ ચારે તરફ વહેવા માંડેછે. એ વખતે જ્વાળામુખીમાંથી તોફાને ચઢેલા દરિયા જેવો મ્હોટો ભયંકર ઘુઘવાટ સંભળાયા કરે છે, અને આંતરે આંતરે મોટા કડાકા થાયછે, પ્રથમ જે ધોળો ધૂમાડો શંકુમાંથી નીકળતો હતો તે હવે કાળો મેશ જેવો

દેખાય છે, અને તેના ગોટેગોટા એના શિખર ઉપર ચાલ્યા જાયછે. ધૂમાડા ભેગા ભાત ભાતના પદાર્થો ઊંચે ચઢે છે. ખડકની મોટી મોટી ગદાઓ પણ એ રીતે ઉછળી ઉપર જાયછે, અને થોડી મિનિટ પછી કડાકાની સાથે હેઠે પડે છે. કેટલીતો તેના મુખમાંજ પાછી પડે છે અને કેટલી પહાડના ઢોળાણ ઉપર મોટા અવાજની સાથે ગબડતી ગબડતી જાયછે, અથવા ફાટી જઇને આસપાસના પ્રદેશમાં ચળકતા અંગારાનો વરસાદ વરસાવી મૂકે છે. પણ એ ધૂમાડામાં ઘણો ભાગ રેતી અને રાખોડીનો હોયછે. દૂરથી પણ આ ધૂમાડાનો દેખાવ જોનારને દહાડે તો મહા ત્રાસજ લાગે છે, પણ રાત્રે તો અગ્નિના એ તળાવનું તેજ પરાવર્તન પામી ધૂમાડાના ગોટાને એવા તેજસ્વી અને રંગીત કરેછે કે તે જોતાં ભયની સાથે સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

જ્યારે આ પ્રમાણે કેટલાએક વખત સુધી ચાલે છે, અને તેનું જોર નરમ પડવા આવેછે, ત્યારે એ દેખાવ બદલાવા માંડે છે. ખડકની ગદાઓ ઓછી અને નાની દેખાવા લાગે છે, અને રાખોડીનો ભાગ વધતો જાયછે. આ કારણથી ધૂમાડો વધારે ઊંચે ચઢે છે, અને અમુક હદ સુધી ઊંચે જઈ તે ચારે તરફ ફેલાવા લાગે છે. એ વખતે એનો દેખાવ જોવા જેવો થઈ રહ્યો છે, અને રાતને સમેતો એની શોભામાં કાંઈજ મણા રહેતી નથી, એ રત્નજડીત સોનાના છત્ર જેવું જણાય છે. ધુમાડો જે ગોળાકૃતિમાં બધે ફેલાઈ ગયો છે તે છત્રીના ઘૂમટ જેવો બરાબર દેખાયછે, અને રાત્રે જ્વાળામુખીના તેજથી ઝળકી રહે છે. તેમાં જે રેતી અને રાખોડીના લાખો રજકણો હોયછે તેતો હીરાના જેવા પ્રકાશે છે. એ ઘૂમટના મધ્યબિંદુથી જ્વાળામુખીના શિખર સુધી તે જાડા ધુમાડાનો પ્રવાહ ચાલ્યો જાયછે. તે મોટા ભવ્ય છત્રનાં ડંડ જેવોજ દેખાય છે. એ સમયે વીજળીના ઝબકારા થઈ રહેછે, અને ગર્જનાની નોબતો વાગે છે તે જોઈ માણસનું મન સાનંદાશ્ચર્યથી ભરાય છે, અને એ પીડાની પૂર્ણાહુતિનું ચિન્હ છે એમ જાણી પ્રસન્ન પ્રસન્ન થઈ જાયછે. આ રીતે થોડાએક કલાક સુધી ચાલ્યા પછી ધૂમાડો ઓછો થવા લાગે છે, અને ધીમે ધીમે એ પ્રલયકાર બંધ પડેછે. ચાલુ જ્વાળામુખીમાંથી એટલી બધી રાખોડી નીકળે છે કે તે ન મનાય એટલી છે. સને ૧૮૨૨માં વિશુવિયશ ફાટ્યો ત્યારે રાખ બાર દિવસ સુધી પડ્યા કરી હતી. એની પાસેના ગામોમાં હવા રાખોડીથી એટલી

ભરાઈ ગઈ હતી કે દહાડે પણ માણસોથી ફાનસ લીધા વિના હરી ફરી શકાતું નહિ. જ્યારે રાખોડી બહુ પડેછે ત્યારે તે ભારે નુકસાન કરે છે. ઇમારતોને છૂંદી નાંખેછે, ગામડાંઓને દાટી દેછે, અને માણસોને ગુંગળાવી મારે છે. રાખોડી થોડી પડે છે ત્યારે ઝાડ, ખેતરોનો તો બહુ નાશ થાયછેજ, પણ તેથી જમીનનો કસ એટલો વધે છે કે ઘણા માણસ એમ કહેછે કે એનાથી જેટલું નુકશાન થાય છે તેનો બદલો થોડા વખતમાં એ પુષ્કળ વાળી આપે છે.

જ્વાળામુખીમાંથી ગદાઓ ભારે જોરથી બહાર ઉડે છે. સેન્ટવિન્સંટના જ્વાળામુખીની ધુળ પૂર્વમાં બસેં માઇલ્સ સુધી ગઈ હતી. વિસુવિયસમાંથી શિખરની ઉપર ૩૯૦૦ ફુટ સુધી ગદાઓ ઉંચે ઉછળીછે, અને કાટાપાકસીએ ૨૦૦ ટનનો એક ખડક દશ માઇલ્સ દૂર ફેંક્યો હતો. જ્વાળામુખીમાંથી જે ઉકળતો રસ નીકળે છે તેની નદીઓ ચાલી રહેછે. એ અગ્નિના પ્રવાહનો પટ બહુ પોહોળો હોયછે, કોઇ વખત તેનો રંગ ધગધગતા અંગારાના જેવો લાલચોળ હોય છે, કોઇ વખત ઉપરથી કાળા, અને વચ્ચે વચ્ચે અગ્નિના ભભુકા નિકળે છે, અને સમાન ગતિથી તે નદીઓ જૂદી જૂદી દિશામાં ચાલી જાય છે, એ પ્રવાહ બહુજ દૂર જતા નથી, પણ જેટલા પ્રદેશમાં તે ફરી વળે છે ત્યાંની જમીનને ઉજડ પથ્થરની કરી મૂકે છે.

ઘણાખરા જ્વાળામુખીમાંથી તો ઉકળતો રસજ નીકળેછે ખરો, પણ થોડાએક એવા પણ જ્વાળામુખીછે કે તેમાંથી માત્ર પાણી,કાદવ, કે હવાજ નીકળે છે. દક્ષિણ અમેરિકામાં કિવટો શહેરની પાસે ઘણીવાર જ્વાળામુખીમાંથી પાણી તથા કાદવના પ્રવાહ વહેતા જોવામાં આવ્યા છે. એમાં એક જાણવાજોગ વાત એ છે કે કોઈ વખત એમાં નાની નાની માછલીઓ પુષ્કળ જોવામાં આવે છે. એ વિષે હંબોલ્ડ એમ ધારેછે કે તે પૃથ્વીની પોલાણમાં રહેતી હશે અને ત્યાં વધતી હશે. દક્ષિણ અમેરિકામાં કાર્યં જેનાથી ૨૦ માઇલ્સ ઉપર એવા પંદર વીસ જ્વાળામુખી પાસે પાસે એક જંગલને કિનારે ભેજવાળી જગામાં આવેલાછે. ત્યાંના ભોળા લોકો કહેછે કે પહેલાં તો એમાંથી અગ્નિ નીકળતી હતી, પણ એક સાધુએ મંત્રેલું પાણી નાંખી દેવતા હોલવી નાંખ્યો અને તેને પાણીના જ્વાળામુખી કરી નાખ્યા છે. પણ એમાંથી ફક્ત પાણીજ નીકળેછે. એમ નથી. હવા પણ નીકળેછે.

જો એના ઉપર ચઢીને જે કાણુંછે તેમાં જોઇએ તો એનું મુખ પાણીથી ભરેલું માલમ પડેછે, અને ઉપરે હવાના પરપોટા થતા દેખાયછે. એ જ્વાળામુખીઓ ૧૯ થી ૨૫ ફુટ ઊંચા હોયછે, એના પાયા આગળનો પરીઘ ૭૮ થી ૮૫ યાર્ડ સુધીનોછે. એમાં હવા ઘણા જોરથી ચઢેછે, અને કડાકો કરી પાણીને બહાર ફેંકેછે. એ હવા નીકળવાના કેટલાએક છિદ્ર તો સપાટ મેદાન ઉપર પણછે. દેશીઓ કહેછે કે વીસ વરસ થયાં એ શંકુના આકાર કે સંખ્યામાં કાંઈ ફેર પડ્યો નથી, અને ઉન્હાળામાં પણ એના મુખમાં પાણી ભરેલુંજ માલમ પડેછે. બબે મિનિટે એમાંથી પાંચ પાંચ ધડાકા સંભળાયછે. એમ ધારવામાં આવેછે કે એ શંકુઓ માંહે દબાએલી હવાના જોરથી ઉપસી આવેલાછે અને નીચેની જમીન પોલીછે.



# अरुण प्रकाश.

ઘણું કરીને અમારા સઘળા વાંચનારા જાણતા હશે, કે ધ્રુવ આગળ છ મહીનાની રાત અને છ મહીનાનો દહાડો થાયછે. ધ્રુવૃત્તમાં કેટલાએક એવા મુલક છે કે જ્યાં કેટલાએક મહીના સુધી અંધારૂં ને અંધારૂંજ રહે છે અને સૂર્ય દેખાતો નથી. આ ઠેકાણે માણસને વસવું ખરેખર અશક્ય જેવુંજ થઈ રહેત, પણ પરમેશ્વરની કળા અપાર છે. તે સમયે એ મુલકોમાં જૂદી જૂદી તરેહના અજવાળાં આકાશમાં થાયછે, અને તેથી માણસોનો ઘણો વ્યવહાર સૂર્યવિના પણ સારી રીતે ચાલી શકે છે. એ અજવાળામાં ઉત્તર અરૂણ પ્રકાશ મુખ્યછે, અને તેની હકીકત જાણવા લાયકછે.

એનું જે નામ પાડ્યું છે તે યથાયોગ્યજ છે. ઘણું કરીને એનો પ્રકાશ અરૂણ એટલે સુર્યોદયની કાંઈક પહેલાં જે અજવાળું દેખાયછે તેના જેવો છે. અરૂણપ્રકાશ ઇંગ્લંડમાં પણ વખતે દેખાય છે ખરો, તથાપિ એનો ખરો બહાર ધ્રુવવૃત્તમાંજ જોવાનો છે. દક્ષિણ ધ્રુવવૃત્તમાં પણ આ ચમત્કાર થાયછે, પરંતુ ઉત્તરમાં ઘણીવાર દીઠામાં આવ્યો છે તેથી એ સાધારણ રીતે ઉત્તર અરૂણ પ્રકાશ એ નામથીજ ઓળખાય છે. ઉત્તર અરૂણ પ્રકાશ વખતે વખતે ભાત ભાતના ભવ્ય દેખાવ આપે છે. કોઈ સમે અજવાળાના એક મધ્ય બિંદુમાંથી ચળકતા અને નાચતા કિરણોનો સુમૂદાય નીકળેછે, અને ઝપટથી ઉપર જઈ ચંદ્રના જેવો રૂપેરી ઝળકારો મારે છે. ઘણીવાર

અજવાળાનું એક મોટું ધનુષ્ય દેખાયું છે, અને તેની સાથે બીજાં નાનાં ધનુષ્ય પણ ઘણા હોય છે. આ ધનુષ્યો વેગથી એક બીજા તરફ દોડે છે, અને એકાએક એકઠાં થઈ જઈને અજવાળાનો એક મોટો ભભુકોજ પેદા કરે છે. તેમ કોઈ સમે મોટું ભવ્ય તેજોમય ધનુષ્ય ધીમેધીમે ઠસ્સાથી ચાલતાં એકાએક ફાટીને અનેક નાનાં ધનુષ્ય કે અગણિત તારાઓ થઈ જાય છે. કોઈ સમે આ ધનુષ્યો કે મધ્યમાં સૌથી વધારે તેજસ્વી હોય છે, અને કોઈ સમે છેડા આગળ તેનો બધો ભપકો રહેલો હોયછે.

અરૂણપ્રકાશ સાધારણ રીતે સફેદ રૂપાના રંગનો હોય છે, પણ કોઈ કોઈ વખત મેઘધનુષ્યના સુંદર તથા વિચિત્ર રંગ પણ એમાં જોવામાં આવે છે. છેક ઉત્તર તરફના અક્ષાંસમાં તો બહુધા એનો રંગ ધોળો કે કાંઈ પીળચટોજ હોયછે, પણ જ્યારે આકાશ સ્વચ્છ હોયછે ત્યારે એના રંગનો ભપકો તથા વિચિત્રતા બહુજ જણાય છે. બાફિનનાં ઉપસાગરમાં એનો રંગ લાલ, નારંગીઓ, પીળો, અને લીલો પણ જોવામાં આવ્યો છે. હડસનના ઉપસાગરમાં પ્રકાશ એ એટલો બધો પડેછે, કે તેનું અજવાળું છેક પૂર્ણ ચંદ્રના જેટલુંજ પડે છે. લાપ્લાંડ અને સ્વીડનમાં એથી પણ એનો ઝળકારો વધારે હોય છે. અને તે ઘણું કરીને સ્થાયીજ રહેછે. સૈબીરીયાના ઈશાન ખૂણામાં જેઓ સુંદર દેખાવ આપેછે તેનું તો વર્ણનજ થઈ શકતું નથી. આકાશ જાણે સોનાનોજ ઘુમટ હોય અને તેમાં અપાર માણેક તથા નીલમણિ જડયાં હોય એવો બહાર થઈ રહેછે. એ કારણને લીધે ઉત્તર તરફના વસનારા લોકોને અરૂણપ્રકાશ એ એક મોટો આર્શિવાદ છે. અને એવડે તેમની ઘણી અવઘડો દૂર થાય છે. શેટલાંડના ટાપુમાં એ પ્રકાશ ઘણીવાર દેખાય છે, અને તેને જોઈ લોકો ખૂશ ખૂશ થઈ જાય છે, અને તેઓ તેને આનંદી નાચ કરનારીઓ કહે છે. સાંજનું ઝળઝળીયું થવા માંડે છે ત્યારથી તે દૃષ્ટિમર્યાદામાં દેખાવા લાગે છે, પણ પછી ધીમે ધીમે તેનો પ્રકાશ વધે છે, અને નાના પ્રકારના રંગ તથા આકાર ધારણ કરે છે. અરૂણપ્રકાશના ઝરણમાંથી આરપાર તારાઓ આવેલા હોય છે તે દેખાય છે, અને ઘણું કરીને એ કારણથી તારાઓનું તેજ કાંઈ ઘણું ઝાંખુ પડતું હોય એમ લાગતું નથી.

પૃથ્વીથી કેટલે ઉંચે અરૂણ પ્રકાશ થાય છે, તે હજી બરાબર નિશ્ચય થયું નથી; જૂના નિરિક્ષકો તો તે વાતાવરણની પણ પેલી તરફ થાય છે

એમ માનતા હતા, પણ હાલ એ વાત અશક્ય ઠરી ચૂકી છે. એના દેખાવ ઉપર પૃથ્વીની દૈનિક ગતિની કાંઈ પણ અસર થતી નથી અને તેથી એ પણ એક બીજા વાતાવરણી ચમત્કારના જેવોજ આ પૃથ્વી સંબંધનો ચમત્કાર જાણવો. તે છતાં ઘણી વખત વાતાવરણમાં એ બહુ ઊંચે રહે છે એમાં કાંઈ શક નથી. કોઈ વખત પૃથ્વીની પાસે પણ આવે છે, અને તે એટલે સુધી કે જાણે તેને અડે છે એમજ જણાય. તો પણ ઓછામાં ઓછું ૨ાા માઈલનું ઊંચાણ તો હમેશાંજ હોય છે.

કેટલાએક કહેછે આવે પ્રસંગે કાંઈ અવનવા અવાજ સંભળાયછે. કોઈ કહેછે કે એ અવાજ રેશમના લૂગડાંના ખડખડાટના જેવો, કોઈ કહેછે કે આતશબાજીના કડાકા જેવોજ, કોઈ કહેછે કે બત્તીના સામો પવન આવતો હોય ને ચડચડાટ થાય તેના જેવો સંભળાયછે. એમ કહેવાયછે કે છેલ્લા પ્રકારનો અવાજ સૈબિરિયામાં થાયછે. અને તે સમે શિકારીના કૂતરા એકદમ ભયભીત થઇને પૃથ્વી ઉપર લાંબા સોટ પડેછે. પણ કેટલાએક પાછળના મુસાફરો તો એ અવાજની વાતનોજ ઈનકાર કરેછે. એ બાબત હજી બરાબર કાંઈ નિશ્ચય થયું નથી. જ્યાં સુધી અરૂણ પ્રકાશ આકાશમાં કાયમ રહેછે, ત્યાં સુધી લોહચૂંબકની સળીયો પોતાની હમેશની દિશામાંથી પલટાઈ જાયછે. પ્રથમ તો તે ઘણુંકરીને પશ્ચિમ તરફ વળેછે, અને પાછળથી પૂર્વ તરફ સુધી વળણ કરેછે. આ અસર જ્યાં અરૂણ પ્રકાશ નથી દેખાતો, ત્યાં સુધી પણ જઈ પહોંચે છે, તેથી આપણા ગોળાર્ધમાં આઘે પણ અરૂણ પ્રકાશ થતો હોય તો તે લોહચૂંબકની સળી ઉપરથી કળી શકાય છે.

વીજળીના તારના સંચા ઉપર પણ અરૂણ પ્રકાશની અસર લાગી શકેછે, અને તેમાં જે લોઢાના નાના ગજીયા હોયછે તે એ વડેજ લોહચૂંબક થઈ જાયછે. તેથી એ સંચો વખતે ત્રણ ત્રણ કલાક સુધી બંધ પડેછે. અને અરૂણ પ્રકાશ પોતાની મરજીમાં આવે તેમ તારના કાંટાને રમાડેછે, તે બેઠા બેઠા જોયાજ કરવું પડેછે; હાલ એવું સાધારણ રીતે માનવામાં આવેછે કે અરૂણ પ્રકાશને વીજળીની સાથે કાંઈ અગત્યનો સંબંધ છે, અને ઘણુંકરીને એ વીજળીના કારણથીજ થાયછે. વીજળીના યંત્રનાં એવાં રમકડાં કરવામાં આવેછે કે તેની મદદવડે આપણે અરૂણ પ્રકાશની બરાબર નકલ કરી શકીયે છીએ, અને તેથી વીજળીજ એનું કારણ છે તે વાતને

ટેકો મળેછે. તેમજ, આ વાત પણું એ મતને પુષ્ટિકારકછે, કે જે દેશમ અરૂણ પ્રકાશનો વધારે ઝળકારો જોવામાં આવેછે ત્યાં લોહચૂંબકની સળી ઉપર તેની અસર વધારે થતી માલમ પડેછે. અરૂણ પ્રકાશનું કારણ સાધારણ રીતે આ પ્રમાણે ધારવામાં આવેછે. પૃથ્વી ઉપરના પાણીની જે વરાળ થઈ ઊંચી જાયછે તેમાં સમવિદ્યુત ભરેલી હોયછે. પૃથ્વી ઉપરની હવામાં વિષમ વિદ્યુત હોયછે. હવાનાં નીચલા થરમાં ભેજ હમેશાં થોડો ઘણો હોયછે તેને લીધે એ બે પ્રકારની ઉલટી વીજળીઓનો સંયોગ થાયછે, અને તે એક બીજાનું બળ ખંડન કરી નાખેછે. પણ ધ્રુવ તરફના પ્રદેશમાં તો જ્યાં બરફના ઢગલાજ સદા પડી રહેછે, ત્યાં વરાળ જલદીથી ઠરી જાયછે, અને તેથી તે બંનેનો સંયોગ ત્યાં વધારે થાયછે. વળી વિષુવવૃત તરફ વરાળ ભરેલી હવા ઊંચે ચઢી ધ્રુવ તરફ આવવા નીકળેછે ત ધીમે ધીમે નીચે ઉતરી ધ્રુવની પાસેના પ્રદેશમાં પૃથ્વીને છેક લગોલગ અડેછે, તે સમયે સમ અને વિષમ વીજળીઓ એક બીજાને જોરથી ભેટી પડેછે અને તેથી અજવાળું ઉત્પન્ન થાયછે. બીજી રીતે વાતાવરણ ઉપર અરૂણ પ્રકાશની કાંઈ અસર નથી; ઉષ્ણુતામાંના ભેજ, કે વાતાવરણનું દબાણ એને લીધે કાંઈ ફરતું નથી, અને તેમ અરૂણ પ્રકાશનો પવનની સાથે કાંઈપણ સંબંધ નથી. ઘણુંકરીને તો એનું સ્થળ અવકાશમાં એટલું ઊંચુંછે કે વાયુમાપક યંત્રો ઉપર તેની કાંઈ અસર થઈ શકતી નથી.



# મહાસાગરના વહન.

જેમ વાતાવરણમાં પવન પ્રવાહ નિરંતર ચાલ્યા જાયછે અને તે સૃષ્ટિના અમુક નિયમોને આધીનજછે, તેમ મહાસાગરમાં વહન વહ્યા કરે છે. જેમ જમીન ઉપર નદીઓ વહેછે, તેમજ સમુદ્ર ઉપર આ વહન બીજાં પાણીથી થએલા એવાંજ વહ્યાં જાયછે, અને અનુભવી નાવિકને તે બહુજ ઉપયોગી પડેછે.

આટલાંટિક મહાસાગરમાં પાંચ વહન મુખ્યછે. તેનાં નામઃ—

૧ મેક્સિકોના ઉપસાગર આગળનું વહન, ગ્રીનલાંડ આગળનું વહન, વિશુવવૃત તરફનું વહન, બ્રાઝિલનું વહન અને ગીનીનું વહન.

૨ મેક્સિકોના ઉપસાગરનું વહન ઘણુંજ અગત્યનું તથા બળવાન છે.

એને ઉપસાગરનું વહન એમ પણ કહેછે. એ વહન મેક્સિકોના ઉપસાગરમાં ઉત્પન્ન થઈ ફ્લારિડાની સાંકડી ખાડીમાં થઇને ઇશાન તરફ વહ્યું જાયછે. આગળ જતાં ન્યુફાઊંડલાંડના કિનારા આગળ છેક એની ગતિ પૂર્વ તરફની થઈ જાયછે, અને ત્યાંથી આટલાંટિકમહાસાગરને ઓળંગી આ ઝોર્સના ટાપુઓની પાડોશમાં બીજા પાણીની સાથે મળી જાયછે. એ વહનનું પાણી આસપાસના પાણી કરતાં વીસ ત્રીસ અંશ વધારે ગરમ હોય છે. એ વહન મૂળ આગળ સાંકડું અને ઉતાવળુંછે. જેમ જેમ પોહોળું થતું જાયછે તેમ તેમ એની ગતિ ઓછી થાયછે. એનો રંગ પણ આસપાસનાં પાણીથી ઝટ ઓળખાઈ આવે એવોછે. તે લીલાશ પડતો હોયછે, અને આનો રંગતો ગળીના જેવો માલમ પડેછે. સમુદ્રની વચમાં જૂદાજ રંગનાં અને ઉન્હાં પાણીનું આ વહન જોવું એ ઘણું ચમત્કારિક લાગે છે. આ વહન જે જે મુલકો આગળ જાયછે ત્યાંની હવામાં ગરમીનો વધારો કરે છે.

ગ્રીનલાંડના વહનનું પાણી ઠંડુછે અને એની અસર ઉપર કહેલા વહનથી હવા ઉપર ઉલટીજ થાયછે. એ લાબ્રેડોર અને ન્યુફાઊંડલાંડના કિનારા આગળ, બાફ્નિના ઉપસાગરના ઠંડા હીમમય પાણીને આણી, આટલાંટિકના પાણીમાં ભેળી દેછે; એ વહનની અસર ૪૦ અક્ષાંસ સુધી માલમ પડેછે. સ્વતંત્ર સંસ્થાનના ઇશાન ખૂણા તરફ એ અને મેક્સિકોનું વહન પાસે પાસે સામ સામી દિશામાં વહ્યાં જાય છે, પણ તે ભેળાં થતાં નથી.

૩ વિશુવવૃત્તનું. વહન. એ વિશુવવૃત્ત આગળ પૂર્વથી પશ્ચિમમાં જાયછે.

૪ બ્રાઝિલનું વહન. એ ઉપલા વહનનીજ શાખાછે. એ બ્રાઝિલના કિનારા આગળથી નીકળી નૈરૃત્ય તરફ વહેછે.

૫ ગીનીનું વહન એ આફ્રિકાના પશ્ચિમ કિનારા આગળથી નીકળેછે, અને દક્ષિણ તરફ વહેછે.

હિંદી મહાસાગરમાં મુખ્ય વહન ત્રણછે:—વિશુવવૃતનું વહન (પૂર્વથી પશ્ચિમ તરફ જનારૂં.) મોઝાંબિકનું વહન નૈરૃત્ય અને પશ્ચિમ તરફ વહેનાર અને દક્ષિણ તરફનું વહન એ પૂર્વ તરફ વહેછે.

પાસિફિક મહાસાગરમાં છ વહન મુખ્યછે ૧ વિશુવવૃત આગળનું વહન. ૨ દક્ષિણ મહાસાગર આગળનું વહન. એ ઉત્તર તરફ એટલે વિ-

શુવવૃત તરફ વહેછે. ૩ પીરૂનું વહન. દક્ષિણથી ઉત્તર તરફ; ૪ કેપહાર્નનું વહન પૂર્વ તરફ જાયછે. એ બંને વહન બીજા વહનનીજ શાખાઓછે. ૫ જાપાની વહન, એ પશ્ચિમ પૂર્વ તરફ જાયછે. એવું ધારવામાં આવ્યુંછે કે આ વહન મેક્સિકોના વહનને મળતુંછે. જાપાની લોકો એને કાળું વહન કહેછે. એ વહનમાં ઘસડાઈને ચીન અને જાપાનના લાકડા અમેરિકાને કિનારે જઈ પડેછે. કહેછે કે ઍલ્યુશિયન ટાપુઓમાં કાંઈ પણ લાકડું ઉગતું નથી ત્યાંના લોકોનો બધો આધાર એ બાબત આ વહન ઉપરજછે. ૬ મેક્સિકોનું વહન. એ મેક્સિકોને તથા મધ્ય અમેરિકાને કિનારે વહેછે. શિયાળામાં અગ્નિખુણા તરફ અને ઉન્હાળામાં વાવ્યખુણા તરફ એની ગતિછે. મેક્સિકોના ઉપસાગરનું વહન જે ઉપર કહ્યુંછે તે આથી જૂદુંજછે. અને એ કારણને માટેજ તેને ઉપસાગરનું વહન કહેછે.

આ બધાં વહન વિષે સંક્ષેપમાં એમ કહી શકાય કે સંક્રાંતિવૃત્ત મહેલા વહનો પશ્ચિમ તરફ, સમશિતોષ્ણ કટિબંધમાંના પૂર્વ તરફ, અને તેથી આગળના ધ્રુવથી વિશુવવૃત્ત તરફ વહેછે.

આ બધાં વહનમાં મુખ્ય કારણ ત્રણછે. પ્રથમ તો પાણીનું પૃથ્વી ઉપર જૂદે જૂદે ઠેકાણે જૂદુ જૂદુ ઉષ્ણતામાનછે તે એક મોટું કારણછે.

ઉષ્ણકટિબંધનાં પાણી ઉન્હાં અને શિતકટિબંધના ઠંડાં એતો સૌના જાણવામાં હશે. હવે જેમ પાણી ગરમ થાયછે તેમ તે પાતળું થાયછે. અને તેથી વધારે જગા રોકેછે. એ કારણથી વિશુવવૃત્ત આગળના પાણી ગરમ થતાં ઉપસી આવેછે. અને ધ્રુવ તરફ ઢળતાં જાયછે. એથી ઉલટું ધ્રુવ આગળ ટાઢથી પાણી સંકોચાઈ જાયછે અને નીચાં ઉતરી પોતાની ઉપર પેલાં પાણી આવેછે તેને સારૂ જગા રોકેછે. આ રીતે પૃથ્વી ઉપરના સઘળા પાણીમાં બે વહન ઉત્પન્ન થાયછે. વિશુવવૃત આગળના ગરમ પાણી સુમુદ્રની સપાટી ઉપર ધ્રુવ તરફ વહેતાં જાયછે, અને ધ્રુવ તરફનાં ટાઢા પાણી સમુદ્રના નીચલા ભાગમાં વિશુવવૃત્ત તરફ વહેછે. એ પ્રમાણેજ એ ઉષ્ણ વહનની દિશા બધે ઠેકાણે રહેતી નથી એ વાત ખરીછે, પણ તેનાં ઘણાં કારણછે. મુખ્ય કારણ તો એછે કે જનનો અટકાવ નડેછે, અને તેના પ્રત્યાઘાતથી તે વહનની દિશા પળટાઈ જાયછે.

ઉષ્ણકટિબંધમાં અતિશય બાષ્પભવન થાયછે એ વહનનું બીજું કારણ છે. ઉષ્ણકટિબંધમાં મહાસાગરનાં પાણી વરાળ થઇને એટલાં

બધાં ઓછાં થઈ જાયછે, કે ત્યાં તેની જગા ખાલી પડેછે અને તે પૂરવાને સારૂ ધ્રુવ તરફના પાણી ધસીને આવેછે. છેક ધ્રુવ તરફના બર્ફના ઢગલે ઢગલા •સમશિતોષ્ણ કટિબંધમાં ખેંચાઈ આવેછે તે આજ કારણને લીધે.

ત્રીજું કારણ• પૃથ્વીની દૈનિક ગતિછે, અથવા ખરેખરૂં કહીએ તો એ વહનનું કારણ તો નથી, પણ એ વહનો અમુક દિશામાં શામાટે વહેછે તેનું એક મુખ્ય કારણછે. વહન ઉત્પન્ન કરનારાં કારણ તો આપણે ઉપર કહ્યા તેજ બેછે:—પણ તે બે કારણથી જે દિશામાં વહન ચાલવા લાગેછે તે દિશામાંથી મચડીને ખૂણા તરફ લઈ જનાર પૃથ્વીની દૈનિક ગતિ છે. પવન પ્રવાહ ઉપર અને પાણીના વહન ઉપર આ ગતિની અસર સરખીજછે. આપણે ઉપર કહ્યું તે પ્રમાણે પહેલા કારણને યોગે વિશુવવૃત્ત તરફના પાણી ધ્રુવ તરફ જવા માંડે, તેની ઉત્તર ગોળાર્ધમાં તો સીધી ઉત્તર તર્ફનીજ અને દક્ષિણ ગોળાર્ધમાં દક્ષિણ તર્ફની ગતિ હોય, પણ આપણે વહનોનાં વર્ણન તપાસતાં માલમ પડેછે કે તે પ્રમાણે થતું નથી. એની દિશામાં જે આ ફેરફાર પડ્યો તેનું કારણ પૃથ્વીની દૈનિક ગતિછે. એ પાણી ઉત્તર ગોળાર્ધમાં સીધાં ઉત્તરેજ જવાનું કરેછે. પણ પૂર્વ તરફ મરડાઈ જાયછે, કેમકે એનામાં પૃથ્વીની દૈનિક ગતિને લીધે પૂર્વ તર્ફ જવાનો વેગ આવેલોછે. પૃથ્વીના જૂદા જૂદા ભાગમાં એ પૂર્વ તર્ફ જવાનો વેગ જૂદો જૂદો છે. વિશુવવૃત્ત આગળ સૌથી વધારે, અને ધ્રુવ આગળ કાંઈજ નહિ. આ પાણીતો વિશુવવૃત્ત આગળના હોવાને લીધે, તેનો વેગ જે ભાગમાં જવા માંડેછે તે ભાગના વેગ કરતાં વધારે હોવાથી તે પાછળ પડી જાયછે, અને પોતે પૂર્વ તર્ફ નીકળી જાયછે, તેથી ઉષ્ણ વહનોનો વેગ ઈશાન તર્ફનો થાયછે. તેમજ ઉતર તર્ફથી આવનારા વહનોની ગતિમંદછે અને તેથી દક્ષીણ તરફ આવવા નીકળેછે, પણ પોતે પાછળ પડી જાયછે, અને પશ્ચિમ તર્ફ અથડાયછે.

આ વહનનાં કારણો અમે સંક્ષેપમાંજ અહિયાં સમજાવ્યાંછે, કેમકે એ પવનપ્રવાહના કારણોને મળતાં જતાં, અને તે વિશે અમે બહુ વિસ્તાર કર્યોછે.



# નવાં તામ્રપટ્ટ.

ગૂ. શા. ૧૮૭૬

આપણા વિદ્વાન અને વિદ્યા શોધમાં અહોનિશ મચી રહેલા ઇંસ્પેક્તર સાહેબ દાક્તર બૂલરે કેટલાંક તામ્રપટ્ટ હાલ પાછાં ઇંડિયન આન્ટિક્વરીમાં પ્રગટ કર્યાં હતાં તેને છૂટાં છપાવી જે બે ચોપાનીઆં વહેંચવાને સારૂ કઢાવ્યાંછે તે અમને પહોંચ્યાંછે અને તેની પહોંચ અમે ઘણા માન તથા ખૂશીની સાથે કબુલ કરીએછીએ.

પહેલા ચોપાનીઆમાં વલ્લભીવંશના રાજાઓએ આપેલાં ત્રણ તામ્રપટ્ટનું યથાસ્થિત વર્ણન છે. તે તામ્રપટોની નકલ, તેનો હાલની લિપિમાં ઉતારો, તથા વિવેચન સાથે તેની મતલબનો સાર એમાં આપેલોછે, પહેલું તાંબાપત્ર પહેલા ધારાસેનનું છે. તે ૨૫૯ ના સાલમાં વલ્લભીપુર પાસેના એક *વિહોર આપવામાં આવ્યું હતું. બીજું સૌરાષ્ટ્ર પ્રાંતના કાલાપકવ નામના કોઈ પરગણાનું ભસતનામે ગામ (હાલનું ભેંસા) સંવત ૩૪૦ માં બીજા ધ્રુવસેને ગોહલવાડના ભિક્ષુકોને આપ્યું હતું તે સંબધી છે. ત્રીજા તામ્રપટ્ટ ઉપરથી જણાયછે પાંચમાં શિલાદિત્યે સંવત ૪૪૧ માં ગોદ્રહક નામે વિજયસ્થળથી સૂર્યપુર પ્રાંતનું વપોઈકા નદીના તીર ઉપરનું બહુ બટક નામનું ગામ કોઈ અથર્વેદી બ્રાહ્મણને આપ્યું હતું. એ ચોપાનીઆમાં એ સાહેબ એક ઠેકાણે એવું લખેછે કે વલ્લભી રાજ્ય જેવડું મોટું ધારવામાં આવેછે તેટલું નહોતું એમ ધારવાના કારણ દિનપરદિન વધારે માલમ પડતાં જાયછે.

બીજા ચોપાનીઆમાં દક્ષિણના રાઠોડવંશી ત્રીજા ગોવિંદનું એક નવું તામ્રપટ્ટ રાધણપુર તરફથી હાથ લાગ્યું છે તે ભાષાંતર તથા ટીકા સાથે છે. એમાં એક સ્થળે બીજા તામ્રપટ્ટોની સહાયતાથી એ વંશનો સંક્ષિપ્ત

ઇતિહાસ આવે છે તે અમને અહિંયા ઉતારી લેવા જોગ જણાયછે. એ સાહેબ કહેછે કે—

એ રાઠોડો ચાલુકય વગેરેની પેઠે મૂળે ઉત્તર તરફના આર્યક્ષત્રી એટલે રજપૂત હતા કે નહિ તે મુકરર કહી શકાતું નથી. તેમજ દક્ષિણમાં એ રાજ પ્રથમ કયારે સ્થાપન થયુંતે કહી શકાતું નથી. પણ આટલું નિશ્ચય છે કે ચોથા અને પાંચમા સૈંકડામાં દક્ષિણના કેટલાક ભાગમાં

---

*જૈન કે બૌધ મંદીરને વિહાર કહેછે.

રાઠોડવંશ રાજ કરતો હતો. એ વંશાવળીમાં પ્રથમ નામ ગોવિંદ, કર્ક, અને ઇંદ્રના અનુક્રમે આવે છે, લેખમાં અલબત્ત એના વખાણો કર્યાછે, પણ કાંઈ વિશેષ પરાક્રમ સૂચવ્યાં નથી તે ઉપરથી ધારી શકાય છે કે તેઓનો પ્રતાપ કાંઈ ઝાઝો નહિ હશે; અને ચાલુક્યો સાથેનું યુદ્ધ હજી જાગ્યું નહોતું. એ ત્રણ રાજાના વર્ષ ઈસવીસનં ૬૬૦, ૬૮૫, અને ૭૧૦ આપી શકાય.

આ વંશનો ચોથો રાજા દંતિદુર્ગ પહેલા ઇંદ્રનો છોકરો મહા પ્રતાપી નીકળ્યો અને તેથી કેટલાક લેખમાં એને મૂળ પુરૂષજ ગણેલો છે. એણે કર્ણાટક દેશનું લશ્કર વારંવાર હરાવ્યું, વલ્લભ નામના રાજાને તાબે કર્યો અને રાજા ધીરાજ પરમેશ્વર એ નામથી ઓળખાવા લાગ્યો. એની પછી એનો કાકો કૃષ્ણ ગાદીએ બેઠો અને એમ શક જાયછે કે એ પોતાના ભત્રીજાનો ઘાત કરીને બેઠો હોય. આ પાંચમો રાજા કૃષ્ણ પરાક્રમી નિકળ્યો. એણે પણ ચાલુક્યો ને નમાવવાનું કામ જારી રાખ્યું, અને ઇલાપુરમાં એક ગઢ અને શિવનું દહેરૂં બાંધ્યું. એ આશરે ઇસવી ૭૫૫ માં ગાદીએ બેઠો, અને એ પાછલા પ્રતાપી રાજાનો કાકો હતો તેથી એણે ઘણાં વર્ષ રાજ કર્યું હોય એમ સંભવતું નથી, તેથી એનું રાજ ઇસવીસન ૭૬૫ માં સમાપ્ત થયું એમ ધારીએ તો ચાલે.

એની પછી એના બે પુત્ર બીજો ગોવિંદ અને ધ્રુવ એમણે અનુક્રમે રાજ કર્યું. કેટલાએક લેખમાં ગોવિંદનું નામ પણ નથી, અને કોઈ ઠેકાણે એની વિશેષ હકીકત કાંઈ આપી નથી તે ઉપરથી અનુમાન થાય છે કે એને એના નાનાભાઇએ પદ ભ્રષ્ટ કર્યો હશે. આ ધ્રુવ રાજાના નિરૂપમ, ધૌર અથવા ઘોર વગેરે ઘણાં બિરદ હતાં. એણે ગંગ નામના રાજાનો પરાભવ કરી તેને કેદ કર્યો, અને વત્સ રાજાએ ગૌડ પ્રાંત જીત્યો હતો તેને હરાવી મારવાડના રણમાં હાંકી મૂક્યો અને પોતે સઘળા મુલકનો ધણી થયો. દક્ષિણમાં વલ્લવ રાજાને જીત્યો હતો એમ પણ જણાય છે. આ રાજા ઇસવી ૭૭૦ માં ઘણું કરીને ગાદીએ બેઠો હશે.

ત્યાર કેડે ત્રીજો ગોવિંદ રાજપાટ પામ્યો. જગત્તુંગ, જગદ્રુદ્ર એવાં એણે ઉપનામ મેળવ્યાં. આ વંશમાં સૌથી વધારે પરાક્રમી રાજા બેશક એજ હતો. ગાદીપતિ થયો કે તુર્તજ રાષ્ટ્રકૂટનો અભ્યુદય તોડવાને બાર રાજાઓ એક સંપ થયા હતા તેની સામે એને પોતાની કુમારી તલવાર ઝબકાવવી પડી. એણે એ સઘળાના દળને તારાજ કરી નાખ્યું, પછી ગૂર્જર રાજાની ઉપર એણે ચડાઈ કરી. અને તેને હરાવ્યો. પછી માળવાના

રાજાનો વારો આવ્યો, પણ તે તો નીતિશાસ્ત્રનો જાણ હતો તેથી સમય ને અનુસરી ક્ષત્રી ધર્મને સરતો મૂકી શરણેજ આવ્યો. એમ વિજય કરતો કરતો તે વિંધ્યાચળના ઘાટ સુધી જઈ પહોંચ્યો. ત્યાંનો રાજા મારશર્વ કીમતી ભેટ લઇને સામો આવ્યો. શ્રીભવનમાં વર્ષાઋતુ એણે કહાડી. કેટલાક દેશમાં ગુજર રાજનું નામ નથી, અને એજ વાત આપણા પ્રાંતના ઇતિહાસને વધારે જરૂરની છે. બીજા ઘણાક લેખો ઉપરથી માલમ પડે છે કે ઈસવીસનના પાંચમાં સૈંકડામાં મધ્ય ગૂજરાતમાં ગૂર્જર રાજાઓ રાજ કરતા હતા. તેઓની રાજધાની નંદીપુર ભરૂચની પૂર્વમાં ઝાડેશ્વર દરવાજા પાસે હતી. સાતમા સૈંકડામાં ભિનમાળમાં ગૂર્જર રાજાઓના રાજ હતાં. ગૂજરાતના રાઠોડ રાજાઓના તામ્રપટ્ટ ઉપરથી જણાય છે કે મહી અને તાપી નદી વચ્ચેના લાટ દેશને ત્રીજા ગોવિંદે જીતી પોતાના ભાઈ ઇંદ્રને સ્વાધીન કર્યો હતો. આ બનાવ ઘણુંકરીને ઈસવીસન ૮૧૨ ની કાંઈક પહેલાં બન્યો. આ બધા લેખોનો સમગ્ર વિચાર કરતાં ગૂજર અને રાઠોડ વંશનાવ ખતનો સંબંધ આપણે જાણી શકીએ છઇએ.

પછી વેંગી એટલે ગોદાવરી અને કૃષ્ણા નદી વચ્ચેના સમુદ્રકાંઠા ઉપરના મુલકના રાજાને પોતાની રૂબરૂ બોલાવ્યો અને એની મદદે એક નગર કોટકિલ્લા સાથે વસાવ્યું. આ રીતે એનું રાજ્ય પૂર્વથી પશ્ચિમ કાંઠા સુધી, અને ઉત્તરમાં મારવાડના રણ તથા વિંધ્યાચળ પર્વતથી દક્ષિણમાં તુંગભદ્રા સુધી હતું. ઇસવીસન ૮૧૨ ની પહેલાં તે મરી ગયો હતો એમ જણાયછે.

એના પછી એનો પુત્ર થયો. તેનું બિરદનામ અમોઘવર્ષ હતું, એના સંબંધી એટલીજ વાત જણાએલી છે કે એની રાજધાની માન્ય ખેત હતી. હાલ નિજામના રાજમાં માલખેડ છે તેજ એ હશે. આ વાત અગત્યની છે કેમકે મુસલમાન ભૂગોળવિદ્યા લખનારાઓ "બાલકારાય" નામના બિરદ ધરાવનારા માનકીરમાં પ્રતાપ પામેલા રજપૂત વંશ વિષે જે લખી ગયા છે તે આ હશે એમ સિદ્ધ થાયછે, અને વલ્લભી રાજને એ લાગુ પડે છે એમ જે ટૉડ સાહેબની કલ્પના ચાલતી હતી તે ખોટી ઠરે છે. બાલકારાય એ ભટ્ટાર્કનું અપભ્રંશ રૂપ થઈ શકે. એના રાજનો અંત ઈસવીસન ૮૩૫ માં મૂકી શકાય, એની પછી અકાળવર્ષ રાજા થયો. ત્યાર પછીના વંશની ખબર હજી થોડીજ છે. એ વંશનો છેલ્લો રાજા કક્કલ હતો.

# स्वभाविकं धर्म.

દુનિયામાં અનેક તરેહના જૂદા જૂદા ધર્મ છે. દરેક ધર્મના લોક પોતાના ધર્મને ઘણું કરીને સર્વોત્કૃષ્ટ માને છે અને અન્ય ધર્મને ધિક્કારે છે, અમારો ધર્મ ઈશ્વરોક્ત છે એમ ધર્મનિષ્ટ લોકોનું માનવું છે. આ વાત કેટલે દરજ્જે ખરી હશે અથવા કયો ધર્મ ઈશ્વરોક્ત છે અગર કયો ધર્મ સર્વથી સારો છે એ તકરારી બાબતો વિષે વિવેચન કરવાની જરૂર નથી. પરંતુ કેટલાક વિદ્વાન લોકો કોઈ અમુક ધર્મને સ્વિકાર્યાને બદલે સર્વને સામાન્ય એવા સ્વાભાવિક ધર્મ વિષે ઊંચુ મત ધરાવે છે અને તે બધા ધર્મનું તારણ છે, અથવા સ્વભાવિક ધર્મમાં જે તત્વો આવે છે તે ઘણું કરીને સઘળા સારા ધર્મમાં સમાએલાંછે, તોતે ધર્મ તે કયો ? અને તેમાં શું કહ્યું છે તે વિષે અત્રે ખુલાસો કર્યો છે.

પરમેશ્વર સંબંધી જે સત્યતાઓ માણુસ પોતાના મન વડે ખોળી કહાડી શકેછે તેજ સત્યતાઓ સ્વભાવિક ધર્મ બતાવે છે. તેમાં કોઇ અમુક શાસ્ત્ર યા ધર્મનો આધાર જોઇતો નથી કેમકે તેવી મદત સિવાય માણુસ એ સત્યતાઓ શોધી કહાડે છે. આપણી આસપાસની કુદરત અથવા સૃષ્ટીમાંથીજ આપણુને ઇશ્વર સંબંધી જ્ઞાન મળેછે. તે આપણો પરવરદિગાર અથવા પાલકછે તે પણ એ કુદરતથી માલમ પડેછે અને એજ કુદરતના અજવાળાથી શરીરની અંદર રહેલા આત્મા તથા મન વિષે પણ સમજ મળેછે. માટે કુદરત ઉપર જે ધર્મનો આધારછે તે સ્વભાવિક ધર્મ કહેવાય છે.

તત્વવેત્તાઓએ સ્વભાવિક ધર્મ ઉપર ઘણાં પુસ્તકો રચ્યાંછે તે સઘળામાં નીચેની બાબતોનો સમાવેશ થાયછે.

૧ પરમેશ્વરના અસ્તિત્વ વિષે તો થોડાક નાસ્તિક લોક બાદ કરતાં સઘળી દુનિયાના તે સર્વ ધર્મના લોકોમાં તકરાર નથી, અને એ તકરાર સ્વભાવિક ધર્મમાં તો રહી શકેજ નહી. હવે પરમેશ્વર છે તો તે કેવો હશે એ વિષે માણુસના મનમાં પહેલો વિચાર ઉત્પન્ન થાયછે; સ્વભાવિક ધર્મ પરમેશ્વરને નીચેના ગુણ વાળો ગણેછે.

૧ નિરંતર એટલે જેને આદિ કે અંત નહી. ૨ પોતાની મેળે ઉત્પન્ન થએલો એટલે જેને કોઈ બનાવનાર નહી. ૩ સ્વતંત્ર ૪ એકપણું એટલે

પરમેશ્વર એક છે, અનેક નથી. ૫ અપાર ૬ નિર્વિકારી ૭ નિરાકાર, ૮ સર્વશક્તિમાન, ૯ સર્વવ્યાપક, ૧૦ સર્વજ્ઞાન, ૧૧ પવિત્ર, ૧૨ ન્યાયી, ૧૩ સદ્ગુણી ૧૪ સાચો.

૨ સઘળી વસ્તુઓ પરમેશ્વરે બનાવી છે, સર્વને તે પાળેછે, અને સર્વ ઉપર તેની સત્તાછે.

૩ પાપછે. પરમેશ્વર તેનો બનાવનાર નથી. તે એને ધિક્કારેછે અને શીક્ષા કરેછે. અનીતિથી ચાલવું તે પાપ. નીતિ પરમેશ્વરે ઉત્પન્ન કરી પણ અનીતિને એટલે નીતિની ગેરહાજરી અથવા નીતિ પ્રમાણે ન કરવું તે કોઇ બનાવનાર જોઇએ નહિ. જેમ અજવાળાની ગેરહાજરી તે અંધારૂં તેમ નીતિની ગેરહાજરી તે પાપ છે માટે પાપનો કરનાર ઇશ્વર નથી.

૪ માણુસ એ ઇશ્વરનું બનાવેલું એક પ્રાણીછે અને દરેક સુખને માટે તેને ઇશ્વર ઉપર આધાર રાખવાનો છે. ઇશ્વરને સર્વથી શ્રેષ્ટ ગણી તેની સેવા અથવા ભક્તિ કરવી એ માણુસનો ધર્મ છે. હું નીતિથી વર્તનાર પ્રાણીછું એમ માણુસે માનવું. ઇશ્વરના પવિત્ર નીતિમાન રાજની હું રૈયતછું એમ તેણે ગણવું. પાપને માટે શિક્ષા અને પુણ્યને માટે સારો બદલો મળવા સારૂ મારે બીજો અવતાર લેવો પડશે અથવા બીજી સ્થીતિમાં આવવું પડશે એમ સમજવું. હું પાપીછું અને ઘણી વાતે અસુખીછું.

૫ માણુસને આ દુનિઆમાં ત્રણ ફરજો અદા કરવાની છે. એકતો તેને પોતા તરફની, બીજી ઇશ્વર તરફની, અને ત્રીજી પોતાના જાતિ બાઇઓ એટલે મનુષ્ય માત્ર તરફની. પોતાના તરફની ફરજોમાં પોતાનું સંરક્ષણ કરવું, ઉદરનું પોષણ કરવું તેને માટે વ્યાપારવણજ કરવો, પોતાના આત્માનું કલ્યાણ થાય એવે નીતિ ને શુભ રસ્તે ચાલવું વગેરે. પરમેશ્વર આપણો સૃજનાર ને પાલન કરનાર છે; આપણા પાપ પુણ્ય પ્રમાણે શિક્ષા કે ફલ આપનારછે તેનો આપણા પર મોટો ઉપકારછે અને તે આપણો રાજાછે માટે તેનાથી બીહીવું. તેની ભક્તિ કરવી અને તેના કાયદાને માન આપી તેજ પ્રમાણે હમેશાં ચાલવું કે તેથી તેને આપણા ઉપર નાખુશ થવાનું કંઈ કારણ રહે નહી. પરમેશ્વરે સર્વ માણુસ ઉત્પન્ન કર્યા માટે આપણે એક મહત બાપની પ્રજા છીએ, આપણે સર્વ ભાઇઓ છીએ માટે એક બીજાને જરૂરને વખતે મદત કરવા બંધાએલા છીએ એટલુંજ નહે પણ આપણે ક્ષણ પ્રતિક્ષણ એક બીજાની સાહાતા જોઇએ છીએ માટે એક બીજાને મદદ કરવાની ને દયા રાખવાની ખરેખરી જરૂરછે.

# एक अजाएब जेवुं झाड.

ઈશ્વરની કૃળા અકળ છે. એની લીલા અપાર છે. જોયું તેજ ખરૂં અને તે સિવાય બીજું હોયજ નહિ એમ કહેવું એ માણસની પરમ મુર્ખાઈ છે. ઈશ્વરની લીલાનો પાર કદી પ્રમાતો નથી. ઈશ્વરની અપાર શક્તિને કદી પણ આપણા અલ્પ અનુભવની સાથે એક રૂપ ગણવી નહિ. પાણીના પરપોટા જેવા ક્ષણિક અને જંતુઓના જેવા પામર માટીના માનવીને ઘટે છે કે કદી પણ તે ઈશ્વર સંબંધી વાતોમાં અભિમાનથી અશક્ય એ શબ્દ ન બોલે, પણ નમ્રતાથી તથા દીન ભાવે એ અણહદ શક્તિની લીલાઓ ખોળી ખોળીને નીરખે, તથા પોતાના સામર્થ્ય પ્રમાણે તેનું મનન કરી સચ્ચિદાનંદના તેજોમય સ્વરૂપનું દર્શન પામે.

હાલ વર્તમાન પત્રમાં એક હકીગત વાંચ્યાથી આ પ્રમાણે અમારો ભક્તિભાવ ઉભરાઈ આવ્યો છે, અને અમારે કહેવાની મતલબ એજ છે કે કુદરતના કામોની કદી પણ હદ બાંધવી નહીં; હમણા માદાગાસ્કરના ટાપુમાં એક અદ્ભુજ અજાયબ જેવું ઝાડ માલમ પડયું છે, અને તેના ગુણો એવા તો વિલક્ષણ છે કે તેનું વર્ણન સારા આધાર ઉપરથી આપવામાં આવ્યું છે તોપણ તે માનતા આપણું મન આચકો ખાય છે. આપણે વસ્તુઓના તથા વનસ્પતિઓનાં ઘણા ગુણ જાણીએ છઇએ, ઘણા અજાએબ ગુણો વિદ્યાઓ ખુલ્લા કરે છે, અને માણસની તરંગ શક્તિએ એથી પણ ઘણા અજાએબ ગુણોનું તેમાં આરોપણ કીધુંછે, તોપણ માણસને કચડી નાંખીને તેનું ભક્ષણ કરી જાય એવાં ઝાડ વિષે સ્વપ્નામાં પણ સાંભળ્યું નથી. પણ એવુંજ આ ઝાડ કહેવાય છે, અને એ ભયાનક કામ કરતી વખતેજ જોનારા એક શખસે તેની હકીગત પ્રગટ કરી છે. એ હકીગત પ્રથમ ડાક્તરની અનુકુળ ટીકા સાથે એક ચોપાનીઆમાં છપાઈ હતી, અને તેમાંથી ન્યુયાર્કના વરલ્ડ નામના વર્તમાન પત્રે ઉતારો કરી તે વાત વધારે પ્રસિદ્ધ કરી. એનો ઉતારો હાલ મુંબાઇના ટાઈમ્સ નામના માનવંતા અને આબરૂદાર પત્રે તા. ૧૮મી સપટેંબરના અંકમાં કર્યો છે, અને તેમાંથી થોડી હકીગત અમે અહિંયા અમારા વાંચનારા આશ્ચર્યને સારૂ દાખલ કરીએ છઇએ. એ બધું મૂળ જોનારનાજ શબ્દમાં છે.

"(અહિયાંના વતની) મ્કોડા લોકો ઘણાજ જંગલી બિલકુલ નાગા

ફરનારા માણસો છે, અને આ ઝાડને જે ભયંકર માન આપે છે તે વિનાં કાંઈ પણ ધર્મમાં સમજતા નથી. ત્યાંના પર્વતોની સૂચના ખડકની ટેકરીઓમાં ખોદી કહાડેલી ગુફાઓમાં તેઓ રહેછે.અને ઘણાજ ઠીંગણા લોકોછે.તેઓ ૫૬ ઈંચ કરતાં ક્વચિતજ ઉંચા માલમ પડેછે.***જંગલમાં ફરતાં ફરતાં એક મોટું સરોવર આવ્યું તેમાંથી એક નાળું નીકળતું હતું, તે બળાત્કારે એક બહુજ ઘાડા જંગલમાં જતું હતું. એ ભયાનક વનમાં જવાનો એક રસ્તો હતો. અમે એ રસ્તે ચાલ્યા અને અમારી પછાડી એ લોકોનું ટોળું ચાલ્યું; તેમાં સ્ત્રી પુરૂષો અને છોકરાં સર્વે હતાં, ચાલતાં ચાલતાં તેઓ એકા એક બુમ પાડી ઉઠયા કે "ટેપી ટેપી" અને અમે જોયું તો એ ધીમું નહેરના જેવું નાળું વાંકુ વળેલું હતું, અને એના માર્ગમાં ખાલી રહેલી જગાએ એક વિલક્ષણ ઝાડ ઉગ્યું હતું; જો તમે આઠ ફૂટ ઉંચું અને તે પ્રમાણેજ જાડું એક અનાસનું ઝાડ પાયા ઉપર ઉભેલું અને બધાં પાતરાં જતાં રહેલાં એવું ધારશોતો તે તમને આ ઝાડના થડનો કાંઈક વિચાર આવશે. પણ તેનો રંગ તેવો નહોતો,પણ શામળો ધૂળના જેવો ભૂરો હતો. અને તે લોઢાના જેવું કઠણ દેખાતું હતું.

એક શંકુનુ શિખર ઉપરથી કેટલુંએક કાપી નાંખ્યું હોય તેવો એ થડનો આકાર છે. એ મથાળાનો વ્યાસ ૨ ફૂટ છે અને ત્યાંના મોટા આઠ પાતરાં સીધાં જમીન ઉપર લટકે છે તે જાણે બારણાં ઉઘાડાં મૂકયાં હોય તેવાં દેખાય છે. એ પાંતરાંઓ શિખર સાથે સરખે અંતરે જોડાયેલાં છે. તે અગીયાર બાર ફૂટ લાંબા હશે, એનું દળ ઘણા જાડા બાગમાં બે ફૂટ સુધી થાય છે, અને પોહોળાઈ ત્રણ ફૂટની છે. તેની અણી ગાયના શિંગડાના જેવી છે. એ પાંતરાંની બહારની એટલે હમણાં નીચલી બાજુ બહુ બાહ્યગોળ, અને માંહેની એટલે હમણાં ઉપલી બાજુ જરા અંતર્ગોળ છે; આ અંતર્ગોળ સપાટીની ઉપર ઘણા મજબુત કાંટા જેવા આંકડા હતા. એનો રંગ ઘેરો લીલો હતો, અને તે કેવળ ગતિ વિનાના હતા, તોપણ તેનું કૌવત ઓકના રેસા જેટલું જણાતું હતું. એ થડનું મથાળું ગોળ સફેદ રંગતું, અને રકાબીમાં રકાબી ગોઠવી હોય તેવું અંતર્ગોળ દેખાતું હતું. એ ફૂલ નહોતું પણ એક ખરેખરૂં વાસણજ હતું. તેમાં એ ઝાડમાંથી સ્વચ્છ ગોળ જેવો મીઠો, અને ઘણોજ કેફી તથા બેભાન કરનારો રસ આવીને એકઠો થતો હતો; એમાંની નીચલી રકા-

બીનાં કારણ નીચેથી લાંબા વાળ જેવા આંતરડા સરખા લીલા રેસાઓ દરેક દિશામાં દૃષ્ટિમર્યાદા તરફ ફેલાયા હતા. તેઓ સાત આઠ ફૂટ લાંબા હતા, અને જાડાંઇમાં ચારથી અરધા ઇંચ સુધીનો વ્યાસ ઉતરતો ઉતરતો થતો હતો. તે છતાં લોઢાના ગજીઆની પેઠે સીધા ને સીધા ફેલાઈ રહ્યા હતા. જાણે લાંબા હાથજ કર્યા હોય તો, અને હાથ પણ એટલા સીધા તો ન રહે. એની ઉપર ઉપલા અને નીચલા પ્યાલાંની વચ્ચે છ ધોળા, ઘણું કરીને પારદર્શકજ (વાંદાની મૂંછ જેવા) તાંતણા તે નિરંતર અમળાયા કરતા હતા, અને ચક્કર ચક્કર અજાએબ જેવી ઝપટથી ફર્યા કરતા હતા, તોપણ વારે વારે તેનું માથું આકાશ તરફજ આવીને રહેતું હતું. એ તાંતણા બરૂ જેવા પાતળા, અને કવીલના જેવા નબળા દેખાતા હતા, તોપણ તે છ ફૂટ લાંબા હતા, અને તેઓ એવી ઝપટથી ફરતા હતા અને તેથી હવામાં એવો સુસવાટો થતો હતો કે હું તો તે જોઇને થર થર ધ્રૂજ્યો અને લાગ્યું કે ચામડી ઉતારી નાખેલા સાપ પોતાની પૂંછડી ઉપર નાચેછે કે શું? આ બધું વર્ણન મે પાછળથી તપાસ કરીને સંપૂર્ણ કર્યુંછે. તે સમયે તો પેલા લોકોએ સેતાની ઝાડની સ્તુતિનાં ગીત ગાવા મંડી ગયા હતા, તેનો શોર બકોર થઈ રહ્યો હતો. કેટલીએકવાર એમ કર્યા પછી તેઓ એથી પણ વધારે ચીસો પાડતા અને ગીતો ગાતાં એક બૈરીની આસપાસ જઇને ઉભા, અને કટારીઓ ઉગામીને તે બિચારીને એ સેતાનનું બળિદાન થવાની જરૂર પાડી. નાચારીએ તે ઉઠીને ધીમે ધીમે થડ ઉપર ચઢી, અને મથાળા ઉપર જઈને ઉભી. પેલા તાંતણા અથવા ચમરી એની આસપાસ ચક્કર ચક્કર ફરીજ રહી છે એટલે પેલા જંગલીઓએ "પી! પી!" એમ બૂમ પાડી, અને તેણીએ નીચાં વળી પેલા પ્યાલામાંનો માદક રસ પીધો, અને પીને પાછી ઉભી થાયછે એટલામાં એની આંખમાં વિકરાળ નીશો આવી ગયો અને એનું અંગ ખેંચાવા લાગ્યું. તુરતજ એ ભૂસકો મારીને ઉતરી પડવા જતી હતી, પણ એટલામાંતો પેલું ખુની માણસ ખાનારૂં ઝાડ જો અત્યાર સુધી મુડદાં જેવું સ્તબ્ધ દેખાતું હતું, તેનામાં એકાએક ભયંકર જીવ આવ્યો. પેલા નાજુક તાંતણાઓ એક ક્ષણ તેના માથાની પ્રદક્ષિણા કરીને એકદમ ભૂખ્યા સાપની પેઠે તેની ડોક અને છાતીએ એવા જુસ્સાથી વીટલાઇ ગયા કે પેલીએ બૂમો બૂમ પાડી મૂકી. એટલામાં તો પેલા લાંબા રેસાઓ ખરેખરા સેતાનનાજ જુસ્સાથી ઉભા થયા, અને અજગરની પેટે તેની આસપાસ

ચુડ ઉપર ચુડ ભેરવીને એવી રીતે દાબી મારવા લાગ્યા કે એનું બોલવું બંધ થયું, અને ફક્ત ઉંઉંજ સંભળાવા લાગ્યું- હવે પેલા મોટા રાક્ષસી પાંદડાંઓ ધીમે ધીમે હવામાં ઉભાં થયાં, એક બીજાની પાસે આવ્યા અને એક મોટા દાબવાના સંચાની પેઠે પેલા મુડદાને વચમાં લઇને તેનાં ચુરેચુરા કરી નાંખવા લાગ્યાં. આ મહાભારત ઉચ્ચાલનના પાયા એક બીજા તરફ જુસ્સાથી દબાણ કરી રહ્યા, અને એ વખતે તેમાંથી રસની નદીઓ વહેવા લાગી. તેમાં પેલી મરનારનુંલોહી પણ ભળેલું દેખાતું હતું. આ જોઇને પેલા જંગલી લોકો ગાંડાની પેઠે બુમ પાડતા દોડ્યા, એ ઝાડને ભેટયા, અને જેમ ફાવે તેમ પ્યાલામાં, ખોબામાં, હાથે, જીભે, હરેક રીતે એ પ્રસાદીનું થાય તેટલું પાન કરવા મંડી ગયા. પીને તેઓ છેક મદમસ્ત થઈ ગયા, અને એવું તો તોફાન કરવા મંડી ગયા કે લખ્યામાં ન આવે, અને એમ કરતાં કરતાં આખરે તો ખરેખરી ગાંડાઈ અને મૂર્છાની અ-વસ્થામાં આવવા લાગ્યા. એ વખતે મારો દોસ્તદાર મને ઘસડીને જંગલમાં લઈ ગયો, અને અમે એ જંગલી જનાવરોની સોબતમાંથી સંતાઇને ભરા-ઇ બેઠા. પરમેશ્વર મને આવો દેખાવ ફરીથી ન દેખડાવે! આ રાક્ષસી ઝાડની શક્તિ અને ઝપટ તો આ એક વાત ઉપરથીજ માલમ પડશે. એક નાનું ચંચળ વાંદરૂં કાંઈ ભૂલથી એ જાતના એક નાના ઝાડ ઉપર કૂદીને પડયું, અને તે મારા તરફ જોયછે અને દાંતિયાં કરેછે, એટલામાં તો તે પકડાઇ ગયું, અને નાસવાનું બહુએ કર્યું પણ તે ફાવી શકયું નહિ. પાછળથી મેં મારા દોસ્તદારની મદદથી અને પેલા લોકોના મુખીઓની રજા લઇને એમાનું એક નાનું ઝાડ કાપ્યુંછે, (તે વખતે જોવા તો પેલા લોક નોહોતાજ આવ્યા,) અને તપાસથી મેં તેના ભાગે ભાગ જુદા પાડ્યાછે, પણ એ બધી હકીગત આવતામાં મોકલીશ."

આ વર્ણન વાંચી કોને આશ્ચર્ય નહિ લાગે? આતે કેવું ભયંકર ઝાડ? આવું તે ઝાડ હોય? તે છતાં એમછે, એમ આપણને સારા આધારથી ઉ-પર કહેવામાં આવેછે, અને વનસ્પતિ વિદ્યાથી પણ એ વાત માનવાનાં કે-ટલાંએક કારણ મળેછે. કેટલીએક વનસ્પતિ માંસાહારી હોયછે એ તો સાબીત થઈ ચૂકયુંછે. એ શોધ પણ ઘણી જૂની નથી, તથાપિ જાણીતીછે. મી. ડારવીન નામના વિદ્વાને એવા કેટલાએક ઝાડની તપાસ કરાવીછે. એવા ઝાડના પાંદડાં ઉપર માંસ મૂકયું હોય તો તે પાંદડું બીડાઈ જાયછે,

અને ત્યાં માણસના જઠરની પેઠે પાચનક્રિયા ચાલે છે, અને તે થઈ રહ્યા પછી તે પાંદડું ખુલ્લું થાય છે. એ ક્રિયા જઠર માંહેની ક્રિયાના જેવીજ બધી રીતેંછે.

આપણા દેશમાં આવાં ઝાડને કાંઇક મળતું લાજાળુનું ઝાડછે ખરૂં, પણ તે માંસ ભક્ષીછે એમ તો કોઇમાં જાણવામાં નથી. તે છતાં એ વિષે કોઇએ કાંઈ તપાસ કરવી જોઇએ. લાજાળુ કોઇના પણ સ્પર્શથી સંકોચાઈ જાયછે. અને એજ ગુણને આપણે હજારો ગણો વધેલો ધારીએ તો આપણા ઉપલા વર્ણનનું સંભવિતપણું કાંઇક સમજાશે.



# काकेशिअन जात.

પાછલ આપણે કહ્યું છે કે આ જાત સૌથી વધારે આગળ પડતી છે, અને આ દેશના લોકો પણ આ વર્ગમાંજ આવી જાય છે. એ બે કારણોને લીધે એ જાત વિષે કાંઈ વધારે હકીગત આપવી અમને ઠીક લાગેછે.

આ જાતનું નામ કાકેશસ પર્વત ઉપરથી પડ્યું અને ત્યાંના લોકો એ જાતના સારામાં સારા નમુના ગણાયછે, તોપણ જાણવું જોઇએ કે પાછળના કેટલાએક વિદ્વાનો એ નામ કબુલ કરતા નથી, અને એ લોકોને એ જાતમાંથીજ બાતલ કરીને ભાષા વિગેરેના કેટલાંએક કારણો ઉપરથી મોંગલ જાતમાં મૂકેછે.

કાકેશિઅન જાતના બે મોટા વર્ગ પાડવામાં આવ્યા છે—આર્ય, ઇંડો યૂરોપિઅન, અથવા ઇંડો જર્માનિક; અને શેમિટિક અથવા સાઇરો આરેબિઅન. ભાષાના તફાવત ઉપરથી આ બે ભેદ પાડવામાં આવ્યા છે. આર્ય વર્ગની જૂનામાં જૂની ભાષા સંસ્કૃત, અને શેમિટિક વર્ગની હીબ્રુ અથવા યાહુદી છે, કોઈ શેમિટિક વર્ગની જૂની ભાષા અરબીને પણ ગણેછે.

**આર્ય વર્ગ.**—એ શબ્દ સંસ્કૃત ભાષાનોછે. એનો મૂળ અર્થ ઉત્કૃષ્ટ, પૂજ્ય એવો થાયછે, અને વેદમાં જાતિવાચક અર્થે પણ વપરાએલો જણાયછે; આરીઈ, આરિઆના, ઐરાન અથવા ઈરાન વગેરે ઝંદ ભાષાના શબ્દો પણ આજ મૂળ ઉપરથી ઉત્પન્ન થએલા જણાયછે. કેટલાએક ધારેછે કે

લાટિન ધાતુ આર એટલે ખેડવું છે તેને મળતાજ કોઈ ધાતુ ઉપરથી એ શબ્દ નીકળ્યો હશે, અને વળી એમ કહેછે કે સામાવાળી તુરાની અથવા તુર્ક જાત જે ફક્ત ભરવાડ અવસ્થામાં હતી તેનાથી ઓળખાવાને માટે આર્ય અથવા ખેતી કરનારા એવું ઉંચું નામ તેઓએ ધારણ કર્યું હશે. તે ઉપરથી એ શબ્દ હાલ એક કાકેશિઅન જાતના એક મોટા વર્ગને સારૂજ વાપરવામાં આવે છે. ઇંડો યુરોપિઅન એટલે હિંદુસ્તાન અને યુરોપમાં જે એક જાતના માણસો વસેછે તેને સારૂ એ શબ્દ હાલ નવોજ ઘડવામાં આવ્યોછે.

એ વર્ગની બે શાખા ગણાય છે; પૂર્વ શાખા, અને પશ્ચિમ શાખા. પૂર્વ શાખામાં આર્મેનિઆ, ઇરાન, અફગાનીસ્થાન, અને હિંદુસ્તાન. પશ્ચિમ શાખામાંતો ઘણો ખરો બધો યૂરોપ આવી જાયછે. જે કાકેશિઅન લોકો અહિંયા વસેછે તે સઘળા આર્ય વર્ગનાજ છે.

એ આર્ય લોકોનો મૂળ વાસ કાસ્પિઅન સમુદ્રની પૂર્વે અને હિંદુકૂશ પર્વતની ઉત્તરે કોઈ ઠેકાણે હતો એમ ઘણાં કારણો ઉપરથી ધારવામાં આવેછે. એનું ઠેકાણું બરાબર મુકરર કરી શકાતું નથી, અને તેઓ વિષે ઇતિહાસમાંથી કાંઈ પણ જ્ઞાન મળી શકતું નથી, કેમકે જગતનું જૂનામાં જૂનું પુસ્તક જે વેદ તેની પણ પહેલાની આ વાત છે. તો પણ ભાષા શાસ્ત્રની મદદથી એ પ્રાચીન લોકોનો કાંઈ એક આભાસ આપણને મળી શકે છે. આર્ય વર્ગની સઘળી ભાષાઓમાં જે શબ્દો સામાન્ય છે તે મૂળ આર્ય ભાષામાં બોલાતા હશેજ એમ ધારવું વાજબી છે, અને તે લોકોમાં એવા શબ્દો બોલાતા હતા એમ આપણે નિશ્ચય કરીએ તો તે શબ્દના અર્થને અનુસરતી વસ્તુઓ અથવા વિચાર તેઓમાં હતા એ સિદ્ધજ છે. આ ધોરણે તપાસ કરીને માકસ મૂલર નામનો પ્રખ્યાત ભાષાશાસ્ત્રી લખેછે કે "તેઓમાં માબાપ, ભાઈ, બહેન વગેરે સ્વાભાવિક સંબંધનું જ્ઞાન હતું એટલુંજ નહિ પણ સાસુ, સસરા, સાળા વગેરેના સંબંધમાં પણ સમજતા હતા; ગાય અને બળદ એ તેઓની મુખ્ય દોલત હતી, ઘર બાંધી જાણતા હતા, નગરો વસ્યાં હતાં, અને રાજાઓનાં રાજ સ્થાપન થયાં હતાં. મુખ્ય ધંધો ગાય ઢોર પાળવાનો હતો, પણ ખેતી થવા લાગી હતી. અનાજ પકવતા, દળતાં અને રાંધતાં તેઓને આવડતું હતું; લૂગડાં વણી તથા શીવી જાણતા હતા, અને લોઢા સરખા ધાતુનો પણ ઉપયોગ તેઓ કરી જાણતા

હતાં. સો સુધી સંખ્યાના નામો તેઓએ પાડ્યા હતાં, અને હજાર એ શબ્દની તેઓને જરૂર પડી નહોતી" એ લોકોમાં દેવોની, દૈતોની, રાક્ષસોની, અને વીર પુરૂષોની વાર્તાઓ ઉઠી તે બધે ઠેકાણે કાંઈ જાદે જાદે રૂપે ફેલાઈ ગઈ. એ લોકો ભલા, અને હળીમળીને ચાલનારા હતા. એનો એક અજાએબ જેવો પૂરાવો એછે કે લડાઈના અને શિકારના શબ્દો આર્ય વર્ગની સઘળી ભાષાઓમાં જૂદા જૂદા છે, પણ સલાહ સંપવાળા હુનરોના શબ્દો બધામાં સાધારણ છે. એ ઉપરથી સાફ જણાયછે કે આર્યસ્થાનમાં ઘણા વર્ષો સુધી સલાહ સંપ અને સારો ઉદ્યોગ ચાલ્યો હશે, અને ત્યાંથી જ્યારે કાફલા પરદેશમાં જવા લાગ્યા ત્યારેજ તેઓને લડાઈના શબ્દોની જરૂર પડી, અને તેથી સૌ સૌએ પોતાને સારૂ નવા શબ્દ બનાવી લીધા.

જે સમયે યૂરોપખંડ માત્ર એક મોટું જંગલ હતું અથવા જે સમયે ફિન અથવા કદાપિ અમેરિકાના ઇંડિઅનને મળતી જાતના લોકો અહિંયાં વસતા હતા, તે સમયે આ મૂળ વતનમાંથી આર્ય લોકોના કાફલા પશ્ચમ તરફ જવા લાગ્યા. સૌથી પેહેલા જે નીકળ્યા તે કેલ્ટ અથવા સેલ્ટ નામથી હાલ ઓળખાય છે. એક વખતે યૂરોપમાં ઘણે ઠેકાણે એ લોકોની વસ્તી હતી. ગૉલ અને બ્રીટન લોકો આ શાખાનાજ હતા. તેઓ ઘણાજ ચંચળ, અને ઉત્સાહી હતા, પણ કહેવાય છે કે વ્યવસ્થા બુદ્ધિ થોડી હતી. ત્યાર પછી ઘણાએક વર્ષે ઇટાલીઅન, ગ્રીક, અને *ટ્યુટાનિકલોકોના પૂર્વજો યૂરોપ તરફ આવવા નીકળ્યા. એ સઘળા ઇરાન અને એશિઆ માઇનરમાં થઇને હેલેસ્પૉંટ ઓળંગીને અથવા કાસ્પિઅન અને કાળા સમુદ્રની વચેના પ્રદેશમાં થઇને યૂરોપમાં આવ્યા. [1]સ્લેવાનિક લોકો કાસ્પિઅનની ઉત્તરે થઇને યૂરોપમાં પેઠા હોય એમ લાગેછે. આ બધા કાફલાઓ જઈ

---

* એ લોકોના હાલ બે મુખ્ય ભાગ છેઃ—૧ સ્કાંડિનેવિઅન (એમાં ડેન, સ્વીડ, નારવીજીઅન, અને આઈસલંડર) તથા જર્માનિક (એમાં જર્મન ભાષા બોલનારા, જર્મની તથા સ્વિટઝરલાંડના લોકો, નેધરલાંડના રહેનારા, અને ગ્રેટબ્રીટનનાં આંગ્લો સાકસનના વંશજો). અસલ ગોથ, લાંબર્ડ, વાંડલ, અને ફ્રાંક લોકો કહેવાતા હતા તે આજ શાખાના હતા.

૧. એલ્બથી કામારકાટા સુધીના મુલકોમાં રહેનારા. રૂશિઆ દેશ બધો એજ જાતથી વસેલો છે.

રહ્યા પછી એમ લાગેછે કે મૂળ વતનીઓના બે ભાગ પડી ગયા અને તે-માંથી એક શાખા હિંદુકૂશ ઓળંગીને ગંગાકિનારાના મુલકોમાં વસીને આબાદ થઈ અને બીજી ઇરાનમાં જઈને ઇતિહાસમાં પરશિઅન અને મીડ એ નામથી પ્રસિદ્ધિને પામી.

શેમિટિક વર્ગમાં સાધારણ રીતે આ લોકો ગણાય છેઃ—આસિરિ-અન, ખાલડિઅન અથવા બાબિલોનિઅન, સીરિઅન, ફીનિશિઅન, હીબ્રુ અથવા યાહુદી, આરબ, અને ઇથિઓપિન. આ વર્ગની ભાષાઓ આર્ય ભાષાઓથી મૂળ બંધારણમાંજ ઘણી જૂદી પડેછે, અને તે એક મૂળનીજ છે એમ પણ કહેતાં ભાષાશાસ્ત્રી આચકો ખાય છે. વિદ્યામાં એ વર્ગ આર્ય વર્ગથી ઉતરતો માલમ પડ્યો છે, પણ યાહુદી, ખ્રીસ્તી, અને મુસલમાની જેવા દુનિઆના મોટા ત્રણ ધર્મને ઉત્પન્ન કરનારો એ વર્ગછે. ઊંચી નીતિ-નો બોધ અને એકજ ઇશ્વર ઉપર દૃઢ આસ્થા એ આ વર્ગના માન ભર્યા લક્ષણો ગણાયછે. કળાકૌશલ્યમાં પણ જગતને એ વર્ગે ઘણો લાભ કીધો છે, અને લિપિ પ્રથમ આપનાર તો એજ વર્ગ છે એ પણ આપણે ભૂલવું નહિ જોઇએ.

# ગાંધર્વ નગર.

આપણો સર્વ શિરોમણિ કવિ પ્રેમાનંદ ભટ પોતાના જનપ્રિય ઓખાહરણમાં,

"ગાંધર્વ નગરને ગગનકુસૂમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ."

લખીને ગાંધર્વ નગરને સ્વપ્ન સરખું માત્ર ભાસમાન તથા અસ્થિર ગણે છે. તે છતાં ઘણા લોક ગાંધર્વ નગર શું છે અને તે શા કારણથી દેખાય છે તે બિલકુલ જાણતા નથી. વહેમી લોકો એમ ધારેછે કે આકા-શમાં ખરેખરૂં ગાંધર્વ લોકોનું નગર છે અને તે દેવાંશી માણસોની દૃષ્ટિએ કોઈ સમે પડે છે. જે થોડા લોકો આ જગતમાં કાંઈ પણ અદ્ભુતછે એમ માનવાનેજ ઈછતા નથી તેઓ આ ગાંધર્વ નગરને કવિની કલ્પનાજ ગણે છે, પણ નીચેની હકીકત ઉપરથી અમારા વાંચનારને માલમ પડશે કે ભોળા લોકો સમજે છે તેમ આકાશમાં એવું નગર નથી, અને તેમજ એને જેઓ કેવળ કવિ કલ્પિના ગણે છે તેમ પણ નથી.

દુનિયામાં કેટલેએક ઠેકાણે એવાં ચમત્કાર ઘણે પ્રસંગે જોવામાં આવે છે, અને યુરોપના વિદ્વાનોએ તેનાં કારણ પણ શોધી કાઢ્યાં છે. મેસિનાની સામુદ્રધુનીમાં સિસિલી અને ઈટાલીના કિનારાની વચ્ચે આ બનાવ ઘણી વાર બને છે. એની અદ્ભુતતાને લીધે ત્યાંના લોકો એને "ફેટા માર્ગના" અથવા "માર્ગનાપરી" એમ કહેછે. જ્યારે ઉગતા સૂર્યના કિરણ રેગિયોના સમુદ્ર ઉપર ૪૫ અંશનો ખૂણો કરીને પડેછે, અને જ્યારે પાણીનું પ્રકાશિત પૃષ્ટ પવન અથવા પ્રવાહથી હાલતું નથી, ત્યારે શેહેરમાં ઊંચી અગાસી ઉપર સૂર્ય તરફ પીઠ અને સમુદ્ર તરફ મેં કરીને ઉભા રહેલા માણસ કોઈ સમે મોટા મોટા મહેલો તેના ઝરૂખા તથા બારીઓ, ઊંચા મિનારા, જંગલમાં ચરતાં ઢોરનાં ટોળાં, અને પાયદળ તથા હેદળ દરિયા ઉપર ઝપટથી દોડતાં દેખે છે. અલબત આ કિનારાપરની ઈમારતોનાંજ ચિત્ર છે, અને જો ત્યાં પ્રાણીઓ હોય છે તો તે પણ જોવામાં આવે છે.

જો આ સમયે હવા વરાળથી ભરાએલી હોયછે, તો સમુદ્ર ઉપર જે લીલા ચીતરાઈ રહેછે તે સઘળી અવકાશમાં સમુદ્રથી ૨૫ ફુટ ઊંચે પણ જોવામાં આવેછે. આ ચિત્ર સમુદ્ર ઉપર જેવાં ચોખાં પડેછે તેવાં હવામાં પડતાં નથી એ વાત તો ખરીછે. જો હવા ધૂમસવાળી હોયછે, તો તો સમુદ્ર ઉપરજ એ છબીઓ પડેછે, પણ જાણે ત્રીકોણાકાર કાચમાંથી જોતાં હોઇએ તે પ્રમાણે રાતા, પીળા અને ભૂરા રંગના તેના ઉપર ચટાપટા દેખાયછે.

જ્યારે આ ચમત્કાર થાયછે. ત્યારે રેગિઓના લોકો ખૂશીથી તાળીઓ પાડતા, અને "મોર્ગાના, મોર્ગાના, મોર્ગાનાપરી" એમ બૂમ પાડતા દરિયા કિનારા તરફ દોડેછે.

ગ્રેટબ્રિટનમાં પણ આવા બનાવ છેક નથી બનતા એમ નથી; કાર્નવાલમાં લાંડસ એંડની પાસે એવો એક દાખલો બન્યો હતો, તેનું વર્ણન એક જાતે જોનાર આ પ્રમાણે કરેછે. "દરિયામાં દૂર જ્યાં કે અમે જાણતા હતા કે કાંઈ પણ જમીન નથી ત્યાં એક ટાપુ દેખાયો, અને તેમાં ડુંગરા, ઘરો, રસ્તા, દેવલ, અને ઝુંપડાઓમાંથી નીકળતા ધૂમાડા સુધાં સઘળો દેખાવ વસ્તીવાળા ટાપુના જેવો હતો. ચકિત થઈ ગએલો અમારો ભોમિયો પહેલાં તો એમ કહેવા લાગ્યો કે એ સિલી ટાપુછે, પણ પાછળથી એને યાદ આવ્યું કે તેતો બીજી દિશાએછે. પણ થોડી વારમાંજ

ધીમે ધીમે એ માયા અલોપ થઈ ગઈ, અને ઘણું કરીને તો જે કિનારા ઉપર અમે ઉભા હતા તેનુંજ એ ચિત્ર હતું".

જ્યારે જમીનની સપાટી ઘણી ગરમ થઈ જાયછે ત્યારે તે ઠેકાણેની હવા પ્રસારણ પામેછે, અને તે હજી ઉપલી હવાને ટેકવી રાખેછે તો પણ તેનું સ્થિતિસ્થાપકપણું વધવાથી તે કમી થએલા ઘટત્વથીજ તેમ કરી શકેછે. એ પ્રસંગે દૂરના પદાર્થ ઉપરથી આવતાં વાંકા કિરણ જમીનને પહોંચ્યા પહેલાં વક્રીભવન થાયછે, અને જાણે સમુદ્રની સપાટી ઉપરથી પરાવર્તન પામીને ચાલ્યાં આવતાં હોય એમ ચાલ્યાં જાયછે. આ પ્રમાણે જે જોનારની તરફ પરાવર્તન પામેલા અને વક્રીભવન થએલાં બંને તરેહનાં કિરણો આવેછે, તેને તે પદાર્થ અને તેની પરાવર્તન પામેલી છબી એ બંને એકજ વખતે દેખાશે. એક છબી સવળી અને એક અવળી, અને તે બંનેના પાયા જાણે શાંત પાણીના તળાવમાંથી નીકળતા હોય એમ દેખાશે. ગરમ મેદાનોમાં ઉન્હી હવાનો થર બરાબર પાણીના પડના જેવોજ હોયછે. અમુક પ્રસંગે આવો ગરમ હવાનો થર ઘણુંકરીને કોઈ ઉન્હી રેતીના પ્રદેશમાંથીજ આવીને દરિયા કિનારા ઉપર બહુ ઊંચે ઉભો રહેછે, અને તેમાં જાણે આકાશમાં આરસો લટકાવ્યો હોય તેમ વહાણની અવળી, અને કુવાથી કુવા સુધીની સઘળી છબીઓ દેખાયછે, અને કોઈ વખત તો એ બંનેની ઉપર એજ છબીઓની બીજી હાર દેખાયછે.

ઉત્તર મહાસાગરમાં જેનો આઇસબ્લિંક અથવા હીમ પ્રકાશ કહેછે તે વડે ઘણાજ દૂરથી તરતા બર્ફના ઢગલા આવે છે તે માલમ પડેછે; બરફની સપાટી ઉપરથી સામા વાતાવરણ તરફ વાંકી રીતે પરાવર્તન પામીને અજવાળાનો ભભુકો જવાથી સફેદ ચળકતો એક પટો દેખાય છે તેને હીમ પ્રકાશ કહે છે. આકાશ નિર્મળ હોયછે ત્યારે આ પટો ઘણો પ્રકાશિત દેખાયછે અને તે ઉપરથી અનુભવી નાવિક સાધારણ દૃષ્ટિની હદ્દથી વીશ ત્રીશ માઈલ દૂર હોયછે તોપણ તે બરફનો વિસ્તાર, આકાર, અને જાત પણ પારખી શકે છે. પૃથ્વી ઉપર થયેલા બર્ફનો અથવા ચખનો પ્રકાશ શુદ્ધ સફેદ રંગનો હોય છે, અને આકાશમાંથી પડેલા બર્ફના મેદાનોમાંથી નીકળેછે, તેનો રંગ પીળચટો હોય છે.

હીમપ્રકાશ વહાણવટીઓ બહુજ અગત્યનો છે, કેમકે બરફમાં પાણીના જે ગાળા હોય છે તે પ્રમાણે એમાં કાળા ડાઘા અથવા પટા દેખાયછે, અને

તે ઉપર જોઇને વહાણવટીઓ બરફથી ઘેરાઈ ગયા હોયછે ત્યારે તે પાણી તરફ જવાની તજવીજ કરેછે. હીમ૦ પ્રકાશથી ઘણી વખત દૃષ્ટિ મર્યાદા આગળના પદાર્થો બેઢંગા, બેવડાએલા, અને હવામાં ઊંચે ગએલા માલમ પડેછે. ગ્રીનલાંડના નહિ શોધાએલા કિનારા તરફ એક વહાણવટી જઈ પહોંચ્યો હતો, તેને જમીન એવી સાફ ખુલી દિસવા લાગી કે તેને તેનો નકશો કહાડી લેવાનું મન થયું, પણ તેમ કરવા જતાં તેને માલમ પડયું કે એની હદ તો ક્ષણે ક્ષણે બદલાતી જાયછે. દૂરબીનમાંથી કિનારો જોતાં તેનો દેખાવ "એક મોટાં જૂના શહેરના જેવો હતો, અને તેમાં કિલ્લા, મિનારા, દેવાલયો, તથા બીજા મોટાં મોટાં મકાનોના ખંડેરો ઘણાં જણાતાં હતાં. કેટલાએક ડુંગરાની ઉપર કોટ, કળશ, અને કાંગરા દેખાતા હતા. અને જે એક બેવાર પરાવર્તન પામ્યા હતા તેતો ખરેખરા હતા તેના કરતાં ઘણાંજ ઊંચે આકાશમાં લટકતા મોટા ખડકના જેવા દેખાતા હતા. એ સઘળો દેખાવ મોટી ઇદ્રજાળના સરખો હતો. એક ભાગનો આકાર બરાબર બંધાઇ રહેતો હતો તે પહેલાં તો તે બદલાઈ જતો હતો, અને એક કેવળ જૂદાજ પદાર્થનું રૂપ ધારણ કરતો હતો. ઘડીમાં કિલ્લો તો ઘડીમાં મોટું દેવાલય, અને ઘડીમાં મોટો મિનારો તો ઘડીમાં સપાટ થઈ જઇને પાસેના પહાડો સાથે જોડાઇ એક મોટા ભવ્ય તોરણનો પૂલજ બની જતો હતો. આટલું બધું રૂપાંતર ચાલી રહ્યું હતું તે છતાં જેટલા ક્ષણ સુધી એક રૂપ દેખાતું હતું તેટલા વખત સુધી તો તે સાક્ષાત્ ખરેખરા પદાર્થ જેવુંજ દેખાતું હતું."

એજ વહાણવટીએ બીજે પ્રસંગે હવામાં વહાણની અવળી છબી જોઈ, અને તેનું અવલોકન કરતાં માલમ પડયું કે એનો બાપ જે વહાણમાં કપતાન હતો તેજ હતું. પાછળથી તપાસ કરતાં એ વાત ખરી જણાઈ પણ તે સમયે તે વહાણ દૃષ્ટિ મર્યાદાથી ૧૭ માઇલ દુર હતું.

કેટલેએક પ્રસંગે હવામાંના આ પ્રતિબિંબો બે, ત્રણ, કે ચાર વાર મણ પડેછે; જેમકે વહાણનો આકાર પ્રથમ હવામાં દેખાયછે, પછી તે ઠેકાણાની ઉપર તેજ પદાર્થ અવળો દેખાય છે, પછી પાછો તે સવળો દેખાય છે. અને ચોથી વાર તે પાછો અવળો દેખાયછે.

—❦—

# अग्निदाह.

આપણામાં ત્રણ પ્રકારના દાહ એટલે મુએલા માણસના શરીરને દૂર કરવાની રીતિઓ ચાલેછેઃ—અગ્નિદાહ, ભૂમિદાહ, અને જળદાહ; એ ત્રણે રીતિઓ શાસ્ત્રોક્તછે, તથાપિ તેમાં કાંઈ વ્યવસ્થાછે. નાનાં છોકરાંઓ-ને ભૂમિદાહ કરવામાંજ આવેછે, અને અમુક ઉમરનું થયા પછીજ તે અગ્નિદાહને યોગ્ય ગણાયછે. જોગી સન્યાસીઓને પણ ભૂમિદાહજ કરવામાં આવે છે. દેરડી બાંધવાની કદાપિ શક્તિ ન હોય તો જલદાહ કરવામાં આવેછે, એટલે નદી વગેરેમાં તેના સબને પથ્થર બાંધી ડૂબાવી દે છે. ગંગા કાંઠેના મુલકોમાં ગ્રહસ્થીના શબને થોડું ઘણું બાળી ગંગાજીમાં પધરાવી દેવાનો રિવાજછે ખરો, પણ અગ્નિસંસ્કાર અવસ્યનો ગણાય છે. સન્યાસીઓનેજ અગ્નિ સંસ્કાર કરી શકાતો નથી. એ પ્રમાણે એ ત્રણ દાહની આપણામાં વ્યવસ્થા છે, અને તે જોતાં હિંદુઓમાં મુખ્ય દાહ અગ્નિનોજછે. શાસ્ત્રમાં એને ઘણોજ અગત્યનો ગણેલોછે, અને મરનાર અગ્નિ સંસ્કાર પામવાના જેટલી કોઈ પણ વાતની મરતી વખતે ફિકર રાખતો નથી. અગ્નિદાહ જો યથા વિધિ ન થાય તો તેની અવગતિ થાય એમ માનવામાં આવેછે. એ કારણને લીધે, વાટ કુવાટે મરણ પામ્યાથી કોઈ માણસને અગ્નિદાહ થઈ શકતો નથી અથવા થાયછે તો ઉતરતી વર્ણ-નાને હાથે થાયછે, ત્યારે તે માણસને નિમિત્ત એક પૂતળું કરી તેનેજ મરનારનું શબ સમજી બધી વિધિ સાથે તેનાં સગાં વહાલાં અગ્નિદાહ કરે છે. અગ્નિદાહ કરવો એ ગોત્રીઓની ફરજ ગણાયછે, અને જ્યાં સુધી તેઓ તેમ યથા વિધિ કરે નહિ ત્યાં સુધી તેઓ નાત જાતના વ્યવહારને યોગ્ય ગણાતા નથી. અર્થાત્ શાસ્ત્ર અને રૂઢિ એ બંનેએ અગ્નિદાહને બ-હુજ અગત્યનો ગણ્યોછે.

ઉપર જે ત્રણ દાહ ગણાવ્યા તે સિવાય ચોથી જાતનો પણ એક દાહ થઈ શકેછે. તેને વાયુ દાહ કહીએ તો ચાલે. તે રીત એવી છે કે મુડદાંને એકાંત જગામાં મૂકવું કે ગીધ, કાગડા વગેરે મૃતમાંસાહારી પ્રાણીઓ તેને ખાઈ જાય, એ રીતથી હિંદુઓ તથા દુનિયાના ઘણા ખરા લોકો બહુજ કંટાળો ખાયછે. કાગડા કૂતરાં મુડદાંને ખાઈ જાય એના જેવું આપણને બીજું કાંઈ ભયંકર લાગતું નથી, તોપણ પારસીઓમાં,

અને ટીએટીઓમાં એજ રિવાજછે, અને તેઓને એ બહુ સારો લાગેછે. તેઓ કહેછે કે મરનાર મરી ગયુ અને હવે શબનો કોઈ પ્રકારે પણ નાશ કરવોજછે, ત્યારે જે રીતથી બીજા પ્રાણીઓનું પોષણ થાય તે રીત શા માટે નાપસંદ કરવી જોઇએ?

અસલ મિસરદેશના લોકો મુડદાંઓમાં મસાલો ભરી તેને રાખી મૂકતા હતા. એ મસાલાના જોરથી મુડદાં ગંધાઈ ઉઠવા પામતાં નહિ. એ દેશના પિરામીડોમાંથી આજ બે હજાર વર્ષ થઈ ગયાં તોપણ હજી માણસનાં ખોખાં માલમ પડેછે. મિસરી લોકની આ ઉત્તર ક્રિયાને કોઇ એક પ્રકારનો દાહ ગણીએ તો ગણાય, પણ ખરૂં જોતાં એ દાહ નથી. પણ તે મુડદાંને જાળવી રાખવાની રીતિછે. દાહનો ખરેખરો અર્થ તો બાળવુંછે, પણ અગ્નિસંસ્કાર આપણામાં બહુજ સાધારણ હોવાથી એ શબ્દ મુડદાંનો નાશ કરવાની સઘળી જાતિવાચક થઈ ગયોછે. એટલો ફર્યોછે તે છતાં મુડદાંને જાળવી રાખવાની યુક્તિનેજ એ શબ્દ લાગુ પાડવો એ તો બહુ વિપરીત કહેવાય, અને એ પ્રકારની ઉત્તર ક્રિયા હાલ કોઈ દેશમાં ચાલતી નથી અને અસલ મિસરમાં ચાલતી હતી ત્યારે પણ તે બધાં માણસની પાછળ થઈ શકતી હોય એમ સંભવતું નથી. તેથી એ વિષે બોલવાની કે દાહના વર્ગમાં ગણવાની કાંઈ જરૂર નથી.

ઉપર જે ચાર પ્રકારના દાહ ગણાવ્યા તેમાંથી વાયુદાહ દુનિયામાં પહેલ વહેલો નીકળ્યો હોય એમ માનવાનાં ઘણાં કારણ છે. પ્રથમ તો એ રીતિ ઘણીજ સ્વાભાવિકછે. જ્યારે જગતમાં માણસની બહુજ થોડી વસ્તી હતી, બધી જગા ખાલીને ખાલી પડેલી હતી, અને માણસનાં રહેઠાણ તે હાલના નઠારામાં નઠારાં ઝૂપડાં કરતાં પણ બહુ ઉતરતાં હતાં, ત્યારે જો કોઈ મરી જાય તો તેનાં કુટંબીઓ ભયભીત થઇને તે મુડદાને ત્યાંનું ત્યાંજ પડતું મૂકીને બે ચાર ગાઉ દૂર જઇને નવું ઝૂંપડું બાંધી રહે એમાં કાંઈ નવાઈ જેવું નથી. સુરત જિલ્લાના માંડવી વગેરે પરગણાઓના ખુણામાં જે અનાર્ય જંગલી લોકો વસેછે તેઓ આજ પણ એમજ કરેછે. તેઓનાં ઝૂંપડાં એવી હલકી જાતનાંછે કે એક ઠેકાણેથી ઉપાડી લઈ જઈને બીજે ઠેકાણે ઉભાં કરવાં એમાં કાંઈ ઘણી મહેનત નથી. વાયુદાહની આ પ્રમાણે રીત નીકળ્યા પછી જ્યારે વસ્તી વધવા લાગી હશે અને ઝૂંપડાં બાંધવાની કળા સુધારાપર આવી હશે ત્યારે ઠામ બદલવો એ કામ અઘરૂં

થઈ પડેલું, અને તેથી વસ્તી બહાર મુડદાંને નાંખી આવવાનો રિવાજ નીકળેલો. એથી પણ જ્યારે વસ્તી બહુ વધી, અને મુડદાંની ગંધથી બીજા લોકોને હરકત જણાવા લાગી, ત્યારે મુડદાંને પર્વતો ઉપર નાંખી આવવાનો ધારો નીકળ્યો.

પર્વતો ઉપર નાંખી આવવાનો ધારો નીકળ્યો તેજ સમયે જ્યાં પર્વતો ન હશે તે મુલખોમાં જળદાહનો ધારો નીકળેલો એમ ધારી શકાય છે. એ પણ બંને રીતિઓમાં વસ્તીના વધારાની સાથે જલદીથી બહુજ અવધડ માલમ પડવા લાગી હશે. પર્વતો ઉપર અને નદીઓમાં તે કેટલાં મુડદાં નાંખી શકાય? એથી તો પર્વત અને નદીઓ થોડા વખતમાં ગંધાઈ ઉઠ્યા વિના રહે નહિ. એવી સ્થિતિમાં મુડદાંને દાટવાનો ધારો નીકળ્યો હશે. જે પાહાડી મુલખમાં વાયુદાહનો પ્રચાર બહુ ચાલ્યો હશે, અને એ દાહ ધર્મનો ભાગ ગણાવા લાગ્યો હશે ત્યાંના લોકોને બીજા પ્રકારનો દાહ દાખલ કરવો ગમ્યો નહિ, અને તેથી ભસ્તા વગેરે બાંધવાની યુક્તિઓ કહાડી એ હરકત દૂર કરવાની તજવીજ કીધી. પણ ઘણે ઠેકાણે તો ભૂમિદાહનો સંપ્રદાય ચાલુ થયો. જમીનમાં ઊંડો ખાડો ખોદી મુડદાંને દાટી દેવું કે તેમાંથી કાંઈ બદબો બારણે ન નીકળે એના જેવું આ ગુંચવણના વખતમાં કાંઈ બીજું સ્વભાવિક નહતું. આ સમયે મુડદાંને જાળવી રાખવા અથવા તેને હોય તેમના તેમ રહેવા દેવા એ વિચાર તો ઘણો ખરો જતો રહ્યો હતો. એનો નાશ કેમ થાય એ ભ્રાંતિ તો તદન ટળી ગઈ હતી. તેઓએ જાણ્યું કે મરનાર સંબંધી તો ઉડી ગયો અને આ તો ખાખનો ઢગલો પડી રહ્યોછે. એના ઉપર નકામી ખોટી પ્રીતિ રાખવાની કાંઈ જરૂર નથી. એ આપણી તનદુરસ્તી બગાડો કરેછે, ઇંદ્રિઓને નઠારાં લાગેછે, અને મનમાં નકામો ભય પેદા કરેછે. એ બધાં કારણોથી એનો નાશ કરવો એજ ઉત્તમ ઉત્તર ક્રિયા છે. એમ સઘળાને સમજાવા લાગ્યું, અને તેથી દાટવું એ તેઓને એમ કરવાનો સહેલામાં સહેલો રસ્તો માલમ પડ્યો.

ધીમે ધીમે દાટવાનાં પણ નુકશાન માણસને માલમ પડવા લાગ્યાં. જે દેશમાં ઘણી વસ્તી તથા ખેતી વધી ગઈ, અને જમીન ફાલતુ થોડીજ માલમ પડવા લાગી, ત્યાંના લોકોને ભૂમિદાહ કરવાનાં ઠેકાણાં મળવાં મુશ્કેલ થવા લાગ્યાં. વળી ભૂમિદાહ બીજા દાહ કરતાં ગમે તેટલો ઉત્તમછે

તોપણ તેથી ગંદકી કેવળ દૂર થતી નથી. કબરસ્તાન આગળથી હમેશાં ઝેરી હવા નીકળ્યા કરેછે અને આસપાસના લોકોની તનદુરસ્તીમાં બગાડો કરેછે. આ સમયે મુડદાંને જાળવી રાખવાના વહેમથી તો માણુસ સંપૂર્ણ મુક્ત થયો હતો. તેથી આ સઘળી અડચણો નિવારણ કરવાને સારૂ છેલ્લા-માં છેલ્લો સુધારો એ કાઢયો કે તેને બાળીને ભસ્મ કરી નાંખવું. અગ્નિ-દાહથી જો કાંઈ ગંદકી થાયછે તો થોડાજ વખત સુધી મુડદાંને બાળી મૂકે કે પછી કોઈ પણ રીતે માણુસને તે નડતું નથી, જમીન નકામી રોકાતી નથી, અને ગંદકીના સ્થાયી મુકામ રહેતા નથી.

પ્રાચીનકાળના ઘણાખરા સુધરેલા દેશો આ સ્થિતિને પહોચ્યા હતા. હિંદુસ્તાનમાં અગ્નિદાહ વેદના વખતથી ચાલ્યો આવેછે. ગ્રીસ અને રોમના લોકો પોતાનાં મુડદાંને બાળવામાં માન સમજતા હતા, અને દાટવું એ તે-ઓમાં શુદ્રનું લક્ષણ ગણાતું હતું.

પણ અગ્નિદાહનો ધારો સામાન્ય થવામાં એક નવી તરેહની હરકત આવી નડી. જ્યારથી મુડદાં વસ્તીને હરકત કરનાર છે એમ સમજાવા લાગ્યુ ત્યારથી એનો કોઈ પણ રીતે નાશ કરી નાંખવો એ ઉત્તર ક્રિયાનો મુખ્ય ઉદ્દેશ ગણાવા લાગ્યો હતો, અને તે નાશ કરવાનું કામ મરનારના સંબંધીઓનો મુખ્ય ધર્મ ગણાયો. શાસ્ત્રકારો ઉત્તર ક્રિયાની ઘણી પ્રશંસા કરવા લાગ્યા, અને માણસો પણ ધીમે ધીમે ઉત્તર ક્રિયા માણુસના ઉદ્ધારને અર્થે ઘણીજ જરૂરનીછે એમ માનવા લાગ્યા હતા. એ કારણથી જે જે જાતનો દાહ લોકોમાં ચાલતો હતો તે ધર્મનો ભાગ ગણાતો હતો, અને તે વિરૂદ્ધ ચાલવું લોકોને પોતાના ધર્મ વિરૂદ્ધ ચાલવા જેવું લાગ્યું તેથી અગ્નિદાહનો સુધારો ઘણોજ અગત્યનો હતો તોપણ ધર્મના વહેમને લીધે બધાએ સ્વીકાર કર્યો નહિ. તેથી દુનિયામાં જૂદી જૂદી જાતના દાહ આગળ જૂદી જૂદી જાતના લોકો અટકી રહ્યા. ખ્રીસ્તી ધર્મના મૂળ પ્રવર્તકો ભૂમિ દાહ સુધી આવી પહોચ્યા હતા, અને ત્યાંજ તેઓએ બીજાને દૃઢીભૂત કર્યા મુસલમાન ધર્મના લોકો પણ ભૂમિદાહજ એ કારણથી કર્યા જાયં છે.

આજ કાલ યૂરોપમાં એ વિષે ઘણી ચર્ચા ચાલે છે. બધા સમજણા માણુસો અગ્નિદાહનું અગત્ય કબુલ કરે છે, પણ રૂઢિ વચ્ચમાં આવે છે. તે છતાં પણ કેટલા માણુસોએ જર્મની અને ફ્રાન્સમાં એમ કરવાના એકઠા

કર્યાં છે. સ્વતંત્ર સંસ્થાનમાં તો ૮૦ ગામને અગ્નિદાહની છૂટ મળી છે. એક જણે બાળવાનો સંચો પણ એવો શોધી કહાડયો છે કે અર્ધા કલાકમાં કાંઈ પણ દુર્ગંધ આપ્યા શિવાય મુડદું બિલકુલ બળીને ભસ્મ થાયછે. દહાડે દહાડે એ રિવાજ વધતો જવાના ઘણા ચિન્હ જણાય છે. કેટલાએક ધર્માંધ્યક્ષોએ પણ એ સુધારા સામો વાંધો ઉઠાવેવો મૂકી દીધો છે. હજી એ સુઘડ રીત નથી એમ સાધારણ લોકોની ફરિઆદ પણ તેનો જવાબ ઠીક આપવામાં આવે છે કે ગ્રીક લોકોના જેવા કોઈ સુઘડ કે રસીક નથી, અને ભૂમિદાહથી જો વિચાર કરીએ તો અગ્નિદાહ કરતાં પણ વધારે કંટાળોછૂટે એવું છે. આ અર્થબુદ્ધિના જમાનામાં ગમે તે હો પણ આ વાંધો તો ઘણી વાર નીભે એમ લાગતું નથી. કોઈ કાળે અગ્નિદાહ સર્વ માન્ય થશે.



# पाषाणकारी झरण.

ઝરણ ગમે એટલા પારદર્શક અને શુદ્ધ જણાતાં હોયછે તોપણ તેમાં કેટલાએક ખનીજ પદાર્થ ભળેલા હોય છે. તે પદાર્થના કણ તેમાં એવાં ઓગળી ગએલા હોય છે કે પાણી સ્વચ્છ અને ચળકતા દેખાય છે. ઘણીવાર એ મિશ્રણથી તો પાણી સ્વાદિષ્ટ અને પાચનકારી થાય છે, માટે એ પદાર્થ ભળે છે તે ખોટું છે એમ કહેવાનો અર્થ નથી પણ હમેશાં ઝરણના પાણીમાં કાંઈ પણ ખનિજ પદાર્થનું મિશ્રણ હોયછે એ વાત ખરી છે.

એ પ્રમાણે કેટલાં ઝરણમાં એવા પદાર્થના રજકણ ભરેલા હોયછે કે તે પાણી પાષાણકારી થાય છે. એટલે, જે ચીજ ઉપરથી તે વહે છે તે ચીજના ઉપર પાષણનું આચ્છાદન થઈ જાય છે, અને તે પાષણ હોય એમજ જણાય છે. આવાં ઝરણ ઈંગ્લાડમાં અને બીજા દેશોમાં ઘણાં માલમ પડે છે. યોર્કશિયરમાં એક એવું ઝરણ છે, તે ત્યાં બહુ પ્રખ્યાત છે. તે ચૂનાના ખડક આગળથી એક નદી તર્ફ વહેછે. થોડી એક વાર સુધી એમ વહીને તે ટેકરી ઉપર પથરાઈ જાયછે, અને ત્યાંથી ઘણી જગોએ ઝરી નીકળેછે. એવું ગણવામાં આવ્યું છે કે એક મિનિટે ૨૦ ગેલન પાણી ગળેછે. જ્યાં સુધી એનો વેગ વધારે હોયછે, ત્યાં સુધી એમાંથી થોડાજ રજકણો બીજા પદાર્થ ઉપર વળગી રહેછે, પણ જ્યારે એની ગતી નરમ પડેછે ત્યારે ઘાસ ઉપર, ડાળીઓ ઉપર, પથરાઉપર, અને જે જે

ચીજો ઉપરથી તેના પાણી વહેતાં જાયછે તે ચીજ ઉપર પાષણનું એક સુંદર પડ ચડી રહેછે. આ ઠેકાણે જે જે પદાર્થો જોવામાં આવેછે તેનો દેખાવ સુંદર પાષણના જેવોજ દેખાયછે. ઘાસ, ફળ, છોડ, લાકડીઓ, ડાળીઓ, પક્ષીના માળા વગેરે વસ્તુઓ પાષણ રૂપજ દીઠામાં આવેછે. સાધારણ પાણી કરતાં આ ઝરણનું પાણી એક પિંટે ૨૪ ગ્રેન વધારે ભારે હોયછે.

જ્વાળામુખીના પ્રદેશમાં અથવા જ્યાં થોડા કાળ ઉપર ધરતીકંપ થએલા હોયછે ત્યાં આવાં ઝરણ માલમ પડેછે. ઈટાલીના ઘણા ભાગમાં આવાં ઝરણમાંથી સફેદાના રજકણ એટલાં બધાં છૂટાં પડેછે કે તેના મોટા ડુંગરા થઈ રહેલાછે. ટસ્કનીમાં એક ઝરણમાંથી ૨૦ વર્ષે ૩૦ ફૂટ જાડાઇનું પડ જમીન ઉપર બંધાયછે એવો અડસટ્ટો કહાડવામાં આવ્યો છે. એમાં ચૂનો અને મેગનિશિયા હોયછે. આ ઝરણની આસપાસ આવા ઘણા થર જોવામાં આવેછે. તે સવાસવા માઈલ લાંબા ¾ માઈલ પોહોળા, અને કેટલેએક ઠેકાણે ૨૫૦ ફીટ જાડા હોયછે. એ રીતે બનેલા થરમાંથી ખોદીને પથરા કહાડી લઈ જવામાં આવેછે. રોમ શહેરના સારા સારા મકાનો આ પથ્થરના બનાવેલાં છે.

એશિઆ માઈનરના પશ્ચિમ ભાગમાં પાષણકારી ઝરણો ઘણાંછે, અને નદીઓ પણ ખનિજ પદાર્થના રજકણથી ભરપૂર હોયછે. પ્રાચિનકાળમાં હાએરોપોલીસ નામનું શહેર હતું ત્યાં આવાં ઝરણથી થએલો એક સુંદર ડુંગર છે. એવું કહેછે કે એ શહેરના બાગબગીચાને વાડ કરવી હોય ત્યારે એવો ધારો હતો કે નદીના પાણીવાળીને ત્યાં લઈ આવવાં એટલે એની મેળે થોડા વખતમાં પથ્થરની ખાસી મઝેની વાડ ઝરણમાંથી બંધાઈ રહેતી હતી. એ રીતે મોટા મોટા રસ્તા બાંધેલા પણ હાલ ત્યાં માલમ પડેછે.



# વિદ્યાર્થીઓની જગદ્યાત્રા.

પ્રવાસથી શીખેલી વાતોનું પ્રત્યક્ષ જ્ઞાન થાયછે, નવું નવું જોવામાં આવેછે, અને ઘણા માણસનો સમાગમ થયાથી દુનિયાદારીમાં હોંશિયાર થવાયછે. એ કારણથી પ્રવાસ એ કેળવણીને પૂર્ણ કરનાર કહેવાયછે. સઘળા સુધરેલા દેશના લોકો સમજેછે કે શાળામાંથી જે જ્ઞાન મળેછે તે અપૂર્ણછે,

અને તેને પૂર્ણ કરવાને સારૂ વિદ્યાર્થીને પ્રવાસ કરવાની જરૂરછે. અસલ જ્યારે આપણો દેશ સારી સ્થિતિમાં હતો ત્યારે દ્વિજ વર્ગમાં સાધારણ એક એવો સંપ્રદાય હતો કે આઠવર્ષની ઉમરે, બ્રહ્મચર્ય દીક્ષા લઇને કોઇ સમર્થ ગુરૂની શાળામાં વિદ્યાભ્યાસ કરવા જાય, વિદ્યાભ્યાસ કરી રહ્યા પછી ભરતખંડમાં યાત્રાને અર્થે બેચાર વર્ષ ફરે, અને પછી પોતાના બાપને ઘેર આવી ગૃહસ્થાશ્રમ માંડે. એ સંસ્કાર જેવો ઊંચો હતો તે પ્રમાણે લોકો પણ તે વેળા તેવા ઊંચા થતા હતા. પાછળથી એ સંપ્રદાય ઓછો થવા લાગ્યો અને તેની જોડે આપણી ઉન્નતિમાંથી પણ આપણે નીચે પડતા આવ્યા છઇએ. યાત્રા એ કેળવણીનું કેવું સબળ સાધનછે તે આપણે હાલ ભૂલી ગયા છઇએ, અને તેથી તે વહેમી તથા મૂર્ખ લોકોને સ્વાધીન કરવામાં આવીછે. હાલ યાત્રા શબ્દમાંજ વહેમનો અર્થ ભરાઇ ગયોછે, પણ મૂળ એનો અર્થ એવો નહોતો તે એ શબ્દના વ્યુત્પત્તિ ઉપર નજર કરતાં માલમ પડશે.

યુરોપના લોકો જ્ઞાનવૃદ્ધિને માટે યાત્રાની કેટલી જરૂર સમજેછે તે નીચેની હકીકત ઉપરથી જણાશે. ઘણા વર્ષથી ઇંગ્લાંડમાં એવો ધારોછે કે પાઠશાળામાં અભ્યાસ કર્યા પછી છોકરાને યુરોપની યાત્રા કરવા મોકલવો, અને વધારે શક્તિ નહોય તો પણ ફ્રાન્સ તથા ઇટાલીમાં તો ફરી આવેજ. બીજા દેશમાં પણ એવી તરેહની રીત હતી. આગગાડી વગેરેની મદદથી મુસાફરી જેમ જેમ સહેલી થતી ગઈ તેમ તેમ વધારે દૂરની મુસાફરી કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થતી આવીછે. હાલ વિદ્યાર્થીઓએ યુરોપનીજ યાત્રા કરવી એ બસ ગણાતી નથી, અને ઉત્સાહી પુરૂષો અમેરિકા, હિંદુસ્તાન, આસ્ટ્રેલિયા, વગેરે દુનિયામાંના બીજા મુલકોમાં પ્રવાસ કરી આવવાની હોંશ રાખેછે. કેળવણી પરિપૂર્ણ કરવાને આખા જગતની યાત્રા થાયતો સારૂ એમ વિદ્યાર્થીઓ સમજેછે, અને કેટલા તે પ્રમાણે કરી પણ આવેછે. એવાને ઉત્તેજન આપવાને સારૂ તથા તે યાત્રાનું પરિપૂર્ણ ફળ પ્રાપ્ત કરાવવા સારૂ ફ્રાન્સમાં એક મંડળી ઉભી થઇછે. તે મંડળીએ એવી ગોઠવણી કરીછે કે એકના એક સારા વહાણમાં ચહાય તે વિદ્યાર્થી થોડે ખરચે એક વર્ષમાં જગયાત્રા કરી આવે. એ વહાણમાં જે જે દેશમાં જાય તે વિષે મુસાફરીમાં ભાષણ આપવાને શિક્ષાગુરૂઓ રાખવામાં આવશે. તે અર્થવિદ્યા, વિવિધપદાર્થ વિદ્યાઓ, ઇતિહાસ, અને દેશ દેશના

હવાપાણીના શાસ્ત્રવિષે ભાષણો આપશે. પ્રવાસના ગ્રંથોનો એક સારો ભંડાર તથા જૂદા જૂદા દેશની નીપજનું સંગ્રહસ્થાન પણ તેઓને ઉપયોગ આવે એવો બંદોબસ્ત કરશે. એ યાત્રા ઘણું કરીને અગીઆર માસ પહોંચશે તે દરમ્યાનમાં આફ્રિકા, અમેરિકના બંને ખંડ. આસ્ટ્રેલિયા, જાપાન, ચીન, હિંદુસ્તાન, અને ઇજીપ્ત ફરીને વહાણ પાછું આવશે. એ દરેક દેશની અંદરનો ભાગ જોવાને સારૂ પણ સુગમ પડે એવી ગોઠવણ એ સભાજ કરી રાખશે. એ સભાએ વળી પ્રખ્યાત પુરૂષોનો વગ મેળવ્યોછે તેથી તેમનું ભલામણ પત્ર લઇ જનારને એવો સમાગમ મળશે કે તેઓને જોઇતું જ્ઞાન ઉત્તમપાત્ર દ્વારાએ પ્રાપ્ત થઇ શકશે.

આ જગયાત્રાને માટે ઘણા હોંસીલા તૈયાર થયા છે. અને એ વહાણ ૧૮૭૭ના મે માસમાં પોતાની અપૂર્વ ધારણા પાર પાડવાને નીકળવાનું હતું, અને સને ૧૮૭૮ નું પારિસ પ્રદર્શન થવાનું છે તે વેળા પાછું આવનાર છે.

આ ઉપલી હકીકત વાંચી યુરોપિઅન લોકો જે ઉન્નત્તિને પહોચ્યા છે તે ઉન્નત્તિને તેઓ કેવા યોગ્ય છે તે સહેજ માલમ પડેશે, અને આપણે આપણી દુર્દશામાં શા કારણથી આવી પડયા છઇએ તેપણ સમજાશે. એમનો જ્ઞાનની વૃદ્ધિ કરવા તરફ કેટલો શોખ! કેટલી ખંત! અને કેટલું સાહસ! આપણો વિદ્યા સંબંધી કેટલો અનાદર, કેટલું આળસ, અને વિદ્યાર્થીના બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ અને યાત્રા એ ત્રણ સ્માર્ત કર્મ તરફ આપણું કેટલું વૈર!

---

# ગૂજરાતના ચાલૂ ઇતિહાસમાં કેટલીક ભૂલો.

સર્વેના જાણવામાંછે કે ગૂજરાતીમાં ભાષામાં જે આપણા પ્રાંતના નાના ઈતિહાસો લખાએલાછે તે બધાનું મૂળ ફાર્બસ સાહેબની બનાવેલી ઇંગ્રેજી રાસમાળાછે. ફાર્બસ સાહેબને એ ગ્રંથ લખ્યાને ઘણાં વર્ષ થઇ ગયાં અને એ દરમ્યાન પ્રાચીન શોધકોને જે એ બાબત ઉપર કેટલુંક નવું અજવાળું મળ્યુંછે. સોમેશ્વરકૃત કીર્ત્તિકૌમુદી, રાજશેખરનો પ્રબંધકોષ, અને હર્ષગણીકૃત વસ્તુપાળચરિત્ર એ સાર પછી હાથ લાગ્યાછે, અને એથી પણ વધારે અગત્યના જે તામ્રપટ્ટો તે પણ ઘણાંજ શોધવાંમાં આવ્યાછે. એ ઉપરથી રાસમાળાને આધારે રચાએલા ગૂજરાતના ઇતિહાસમાં હાલ કેટલીક ભૂલો માલમ પડે એમાં કાંઈ આશ્ચર્ય નથી,

અને તેથી એ યશસ્વી મૂળ ગ્રંથ કર્તાનો યશ કાંઈ પણ ઓછો થતો નથી.

વિદ્વાન વર્ગમાં એ ભૂલો સુધારવાને માટે આપણા "પંડિત ઇન્સ્પેક્ટર દાક્તર બૂલર સાહેબે ગયા વર્ષમાં મુંબાઈમાં છપાતા "ઇંડિયન એન્ટિકવેરી" નામના માસિકમાં તકરારી બાબતો ઉપર ઘણા સકારણ વિવાદની ગૂજરાતના ઇતિહાસનો સંક્ષેપ આપ્યો હતો, અને તે છૂટો છપાયો ત્યારે તેની એક નકલ અમારી ઉપર મહેરબાનીની રાહે મોકલી હતી. અમે દિલગીર છઇએ કે એનો અમે ઘટતો ઉપયોગ અત્યારસુધી આ ચોપાનીઆમાં કરી શકયા નહિ, પણ આજે જે જે બાબતોની ગુજરાતના ઇતિહાસમાં એ સાહેબે ભૂલો બતાવીછે તેનો સારાંશ અત્રે આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે અમારા વાંચનારાને ખાસ ઉપયોગ થઈ પડશે.

ગૂજરાતના ઇતિહાસમાં ત્રણ મોટાં સંદેહના સ્થળછે. ૧ લું, ભૂવડનું કલ્યાણ તે કયું? એ દક્ષિણમાં આવ્યું એમ ઇંગ્રેજી શોધકો માનતા આવ્યા છે. ગુજરાતી રાસા લખનારાઓ એકમતે એ કનોજમાં હતું એમ કહેછે, અને તેને આધારે હાલના થોડાક ગૂજરાતી વિદ્વાનો એ ભૂલને માટે ફરિયાદ કરતા હતા. પણ સંતોષ ઉપજેછે કે આપણા શોધક ઇન્સ્પેકટરે હાલ એ ભૂલને સબળ વાદથી ઉખેડી નાંખીછે. ૨ જું. મહમુદે સ્વારી કરી ત્યારે ગૂજરાતની ગાદીએ કોણ હતું, મહમુદે રાજમાં શો ફેરફાર કર્યો વગેરે બાબતોમાં દેશી અને મુસલમાનોની હકીકતમાં એટલો બધો તફાવત માલમ પડેછે, કે ખરૂં શું ને ખોટું શું છે તે કાંઈ સમજાતું નથી વલ્લભ ગાદીએ હતો કે નહિ એ વાતમાં મતભેદ ચાલેછે. એ મુદ્દાનો ફેસલો પણ દેશી ગ્રંથકારોના લાભમાં આવેછે. ૩. બીજા ભીમદેવે કેટલાં વર્ષ રાજ કર્યું અને તેના રાજના પાછલા ભાગમાં શાશા બનાવો બન્યા એ બાબત પણ વધારે ખુલાસાની જરૂર જણાતી આવીછે. એ ત્રણે સવાલના કેવા મનમાનતા ખુલાસા કર્યાછે તે નીચેનું વાંચ્યાથી માલમ પડશે.

## ૧ ભૂવડનું કલ્યાણ તે કયું!

પ્રથમતો મૂળરાજ કયાંનો હતો અને એને શી રીતે ગાદી મળી એ એક મોટી તકરારી બાબતછે. ગૂજરાતના ઘણાખરા જૈનગ્રંથકારો એમ

લખી ગયા છે કે કનોજ પ્રાંતની રાજધાની કલ્યાણના રાજા ભુવનાદિત્યનો કુંવરરાજ બે ભાઇઓની સાથે ખાનગી વેશે સોમનાથની યાત્રાને અર્થે ગૂજરાતમાં સંવત ૯૯૮ માં આવ્યો હતો. તે વેળા એનું અશ્વ ચાતુર્ય જોઇને પાટણના સામતસિંહે પોતાની બહેન લીલાદેવી પરણાવી. લીલાદેવી પુત્ર પ્રસવતાં મરણ પામી, અને એ પુત્ર (જે મૂળરાજ) તેણે મોટા થતાં પોતાના મદ્યપી મામાને મારી ગાદી પોતાના હાથમાં લીધી. મેરૂતુંગ કહેછે કે સામતસિંહ ૯૯૧ માં રાજા થયો અને ૯૯૮ માં માર્યો ગયો. તો આટલી સાત વર્ષની ટુંકી મુદતમાં ઉપર કહેલો સઘળો બનાવ કેમ બની શકયો એ સમજવું મુશ્કેલછે, અને વળી.વધારે આશ્ચર્ય એ છે કે રાજને પાટણમાં આવવાનું વર્ષ અને સામતસિંહને પડવાનું વર્ષ એ એકજ (૯૯૮) આપેછે. આ બધું જોતાં વધારે સંભવિત તો એ દિસેછે કે કલ્યાણના કોઈ પરદેશી રાજાએ આવીને ચોરા વંશના એ મૂર્ખ છેલ્લા રાજાને પદચ્યુત કર્યો હશે. કદાપિ તે તેનો સગો થતો હશે, પણ એના આશ્રયમાંજ ઉછરવાની તો બધી વાત ખોટી લાગેછે. એ શકને દ્વયાશ્રય કોષથી પુષ્ટિ મળેછે. મૂળરાજ ચાલુકય વંશનો હતો એટલુંજ તેમાં લખેછે.

આ બધી શક પડતી હકીકત રાસમાળામાં કબુલ રાખીછે. પણ ગામનું ઠેકાણું બતાવવામાં ગૂજરાતી ગ્રંથકારો ભૂલે એ સ્વાભાવિક ધારી એ કલ્યાણને એલ્ફિન્સ્ટન સાહેબની સાથે એકમત થઇ દક્ષિણનું કલ્યાણ ગણ્યુંછે. દાક્તર બૂલર કહેછે કે મારો પણ એ બાબત પહેલાં એવોજ વિચાર હતો, પણ હવે નિશ્ચય થયો છે કે દેશી ગ્રંથકાર ખરૂં લખી ગયાછે. એને દક્ષિણનું કલ્યાણ ધારવાનાં કારણ એજ છે કે કનોજ તાબે એ નામનું કોઈ ગામ હાલ નથી, અને દક્ષિણનું કલ્યાણ આઠસે વર્ષ સુધી ચાલુકયોની રાજધાની હતું. અને એ દક્ષિણી ચાલુકયો પોતાના તામ્રપટ્ટમાં વારંવાર લખી ગયાછે કે ગૂજરાત તેઓને તાબે હતું. ભરૂચ તરફનો મુલુક એ ચાલુકયોના હાથમાં હતો એવું સંવત (ઘણું કરીને શાકે) ૩૯૪માં લખાએલું એક શાસનપત્ર જડયું છે તે ઉપરથી સાબીત થાયછે. તે છતાં એ કલ્યાણ દક્ષિણનું નહિજ હોય એ વાતના પૂરાવા વધારે મજબૂતછે. ૧. દક્ષિણમાં તેઓ ચાલુકય કહેવાતા હતા, અને ગૂજરાતના આ વંશી રાજાઓ તો ચોલુકય અને તેના અપભ્રંશ શોલુંકી અથવા શોલંકી નામથી ઓળખાતા હતા. ચાલુકય અને ચોલુક્ય એ બંને એ મૂળે એકજ શબ્દછે

એમાં કાંઈ સંદેહ નહિ, પણ તે પ્રાંત ભેદ બતાવેછે. જો પાટણમાં ગાદી સ્થાપનારો દક્ષિણમાંથી આવ્યો હોય તો પોતાનું ચાલુ નામ ચાલુક્ય શું કામ ધારણ કરે એ સમજાતું નથી. પણ જો એ ઉત્તર તરફથી આવ્યો હોય, તો તે પોતાના પ્રાંતમાં ચાલતું નામ ચૌલુક્ય વાપરે એમાં કાંઈ આશ્ચર્ય નથી. ૨ દક્ષિણી ચાલુક્યનો ઇષ્ટ (કુળદેવતા) વિષ્ણુ હતો, અને ગૂજરાતના ચૌલુક્ય શૈવ હતા. પ્રજાના ધર્મને રાજાએ માન આપવું જોઇએ એવો વિચાર હિંદુસ્તાનના ઘણા રજપૂતોમાં કેટલે દરજ્જે હતો એ વાત ખરી, પણ *ગૂજરાતના લોક એવા હડહડતા શૈવ હતા એમ કાંઈ આપણા જાણવામાં નથી. ચોરાવંશે શિવ અને નંદીની પૂજા સ્વીકારી હોય એમ કોઇ ઠેકાણેથી જણાતું નથી. ૩. ચાલુક્યનું ચિન્હ વરાહ અને ચૌલુક્યનું નંદીછે. ૪. દક્ષિણના તામ્રપટ્ટમાંથી જે ત્યાંના રાજાઓની વંશાવળી મળી આવેછે તે અને મૂળ રાજની વંશાવળી મળતી નથી. ગૂજરાતના ગ્રંથકારો કહેછે કે કનોજના કલ્યાણ કટકના રાજા ભૂયડ. ભૂવડ કે ભૂવડ કે ભૂપતિ જેણે જયશેખરને હરાવી વિક્રમના ૭૫૨ મે વર્ષે ગૂજરાત લીધું હતું, તેની પછી કલ્યાણની ગાદી ઉપર કરણાદિત્ય, ચંદ્રાદિત્ય સોમાદિત્ય, અને ભુવનાદિત્ય થયા. એ ભુવનાદિત્યનો રાજ અને રાજનો મૂળરાજ આ વંશાવળી દક્ષિણના કલ્યાણને બિલકુલ લાગુ પડી શક્તી નથી. ૫ મું. દક્ષિણના ચાલુક્યો સાથે તે મૂળરાજને કાંઈ પણ મિત્ર ભાવ નહોતો એતો સ્પષ્ટજછે, કેમકે એણે ગાદી મેળવી કેતુર્તજ તૈલંગણના તૈલપે એની ઉપર બારપના હાથ નીચે મોટું સૈન મોકલ્યું હતું. ૬ ઠું મૂળરાજ અને તેના વંશજોએ ગરાસ આપીને ઉત્તર તર્ફના બ્રાહ્મણો બોલાવ્યા જે અદ્યાપિ ઔદિચ્ય (એટલે ઉત્તરના) એ નામથી ઓળખાયછે. જો મૂળરાજ દક્ષિણનો હોત તો તૈલંગી અને કરણાટકી બ્રાહ્મણોનેજ બોલાવત. વડોદરામાં દાક્ષિણીઓનું

* જનધર્મતો ઘણું કરીને એ વેળા જૈન કે બૌદ્ધ હોય એ વધારે સંભવિતછે. ગૂજરાત એ માર્ગીનું મોટું આશ્રય સ્થળ એ વેળા હતું અને વલ્લભી રાજાઓ ઘણાખરા વેદબાહ્ય ધર્મના હતા એ પણ સિદ્ધછે. માટે એ પ્રજાનો ધર્મ જોઇને એ ચાલુક્યોને ધર્મ સ્વીકારવો વાજબી લાગ્યો હોય, તો તો શૈવ માર્ગી થવાની કાંઈ જરૂર જણાતી નથી. વળી જો શૈવમાર્ગનું પ્રબળ એટલું ગૂજરાતમાં તે વેળા હોય, તો મૂળરાજને દેશમાં બ્રાહ્મણની ખોટ માલમ પડે અને પરદેશથી મોટે ખરચે મંગાવે એ સંભવિત નથી.

રાજ્ય થયું તો તેઓએ કેટલા દક્ષિણી બ્રાહ્મણોને આશ્રય આપી ગૂજરાતમાં વસાવ્યાછે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છઇએ.

આ છ કારણોને લીધે બૂલર સાહેબ એવો નિશ્ચય કરેછે કે એ ક॰લ્યાણ તે દક્ષિણનું નહિ પણ . કનોજ પ્રાંતનુંજ સમજવું જોઇએ. એ વાદ પૂરો કરતાં વિશેષ કહેછે, કે કનોજમાં ચાલુકય રાજ હોય અને બે કલ્યાણ હતાં એ વાત કાંઈ એટલી બધી નહિ માનવાજોગ નથી. આઠમા સૈકડાનાઆરં-ભમાં યશોવર્માના કાળથી તે અગીઆરમાં સૈકડામાં રાઠોડનું રાજ્ય થયું ત્યાં સુધી કનોજનો ઇતિહાસ તૂટકજ છે. આ તૂટનો સમય ભુવડ અને તેના વંશજોનો જે કાળે ગૂજરાતી ઈતિહાસકારો બતાવે છે તેની સાથે ઘણો ખરો એક રૂ॰પજ થઈ જાય છે, કેમકે ઈસવીસન. ૬૯૫–૯૬માં ભૂવડ રાજ કરતો હતો અને ૯૪૧-૪૨માં મૂળરાજ ગાદીએ બેઠો એમ તેઓ કહે છે. વળી દક્ષિણ ચાલુકયો પોતે કબુલ કરે છે કે અમે મૂળ ઉત્તરથી આવેલા છઈએ અને અમારા પૂર્વજો અયોધ્ધાદિક નગરીઓમાં રાજ કરતા હતા. વાવ્ય પ્રાંતના ગેઝેટિયર ઉપરથી જણાય છે કે આજ પણ કનોજ પ્રાંતમાં ચાલુકય રજ॰પૂતોની ઘણી વસ્તી છે. કલ્યાણ નામનું બીજુ ગામ કેમ હોય એવી આશંકા કરવી યોગ્ય નથી. એ નામ કાંઈ અસાધારણ નથી. મુંબાઈ પાસેનું કલ્યાણ જેણે પુનાનીઓ કલાએણી કહી ગયા છે તે અને દક્ષિણનું કલ્યાણ એ બેતો પ્રસિદ્ધજ છે. અપ્રસિદ્ધ કલ્યાણ હિંદુસ્તાનના નકસામાં ઘણા માલમ પડશે આ બધી વાતનો વિચાર કરતાં હું દેશીઓનું કહેવું માન્ય ક॰રૂંછું અને માનું છું કે કાબ્ય કુબ્જના કોઈ રાજાનો છોકરો મૂળરાજ હતો, અને ગૂજરાત જે એકવાર એના બાપૂકી ગાદીનું ઉપરીપણું હતું તે એણે ફરીથી જીતી લીધું એની આ ચોરાવંશની હશે રાસાઓ ઘણું કરીને ભા-ટની વાતો ઉપરથી રચાયા છે તેથી એટલું તેમાંનું કબુલ રાખવું યોગ્ય છે કે કેમકે ભાટ લોકો વંશાવળી ઉપર વિશેષ લક્ષ આપે છે.

## મહમુદે સ્વારી કરી ત્યારે ગૂજરાતની ગાદીએ કોણ હતું?

આ પ્રશ્નની ચર્ચા ચલાવવા, પહેલાં રાસા લખનારા મૂળરાજ પછીનો એ વખતં સુધીનો શો ઇતિહાસ આપેછે તેનો સાર કહી જવો ઠીકછે. મેરૂ॰તુંગ પ્રમાણે મૂળરાજની કેડે ચામુંડ થયો તેણે ૧૩ વર્ષ- એટલે ઈસવીસન

૧૦૦૯-૧૦ સુધી રાજ કર્યું. એની પછી એના પુત્ર વલ્લભરાજ અને દુર્લભરાજ થયા. તેમાં પહેલો તો છ માસમાંજ શિતળાથી મરણ પામ્યો, અને બીજો ઇસવીસન ૧૦૨૧-૨૨ સુધી ગાદી ઉપર રહ્યો. એ વર્ષે એણે સન્યસ્ત લીધું, અને રાજ પોતાના નાના ભાઈ નાગરાજના કુંવર પહેલા ભીમદેવને સોંપ્યું. આ અરસામાં માળવ સાથે દ્વેષ બંધાયો એટલીજ હકીકત એ લોકોએ નોંધીછે. મહમુદની સ્વારીનું નામજ નથી. મુસલમાન તવારીખ (આઇન અકબરી વગેરે) કહેછે કે એ સ્વારીની વખતે ગૂજરાતની ગાદીએ ચામુંડ હતો, અને જો એ પ્રમાણે ચામુંડ ઈસવીસન ૧૦૧૦ને બદલે ૧૦૨૪ સુધી ગૂજરાતની ગાદીએ હતો એમ ગણીએ, તો દેશીઓએ જે સાલ આપ્યાંછે. તેમાં બહુજ ગડબડાટ થઈ જાયછે, અને મુસલમાનો કહેછે કે મહમુદે અણહિલવાડની ગાદીએ "દાબિસ્લિમ"ને બેસાડ્યો તે ખરૂં માની તે દુર્લભસેનજ એમ જે હાલ ગણાયછે તેમ ગણીએ તો આ ગડબડાટમાં બહુજ વધારો થઈ પડેછે.

હવે, મહમુદની સ્વારીઓની તવારીખનું સંપૂર્ણ વિવેચન સરહેન્રી-ઇલિયટે હમણાં હિંદુસ્તાનનો ઇતિહાસ પ્રગટ કર્યોછે, તેમાં આપ્યુંછે. એ ઉપરથી જણાયછે કે સોમનાથની સ્વારીનું વર્ણન પહેલ વહેલું ઈબ્નઅસીરે કર્યુંછે. એ તો લખેછે કે "અણહિલવાડનો રાજા ભીમ મહમુદનું આવવું જાણતાંજ પોતાની રાજધાની છોડીને એક કિલ્લામાં સલામતીને સારૂ તથા લડાઈની તૈયારી કરવાને સારૂ તુર્ત નાસી ગયો" પછી દબલવાડાને રસ્તે મહમુદ સોમનાથ ઉપર ચઢ્યો અને તે શી રીતે લીધું તેની હકીકત આપેછે. ત્યાર પછી કહેછે કે "મહમુદને ત્યાં ખબર મળી કે અણહિલવાડનો ભીમ સોમનાથથી ૪૦ પરસંગ દૂર રણ તર્ફ કંડહટ નામના કિલ્લામાં ભરાયોછે મહમુદે ત્યાં જઇને તેને હાંકી મૂક્યો, અને પછી મંસુરા જવા પાછો વળ્યો" "આ હકીકતમાં ભીમનું નામ ચોખું બે વાર આપ્યુંછે" અને તેથી ૧૦૨૪ માં એ ગૂજરાતની ગાદીએ હતો એમ દેશીઓ લખી ગયા છે તે બિલકુલ યથાર્થજ છે એમ સિદ્ધ થાયછે. આ હકીકતમાં બીજી પણ એક વાત નોંધી રાખવા જોગછે. મૂસલમાનો ગૂજરાતમાં ઘણા વખત સુધી રહ્યા, અણહિલવાડની ગાદી દાબિસ્લિમને આપી વગેરે ગપાટા જે પાછલી ફારસી તવારીખોમાં મારેલાછે તેમાંનું આ હકીકતમાં કાંઈ પણ

જોવામાં આવતું નથી. આ વર્ણન ઘણું સ્વાભાવિકછે. એમાં કંડહતનો કિલ્લો કહ્યો છે તે કચ્છમાંનો કંઠ કોટ હશે.

હવે ભીમદેવના તામ્રપટ્ટો તપાસતા માલમ પડેછે કે તે સને ૧૨૦૯ માં અને ૧૦૩૬ માં ગાદીએ હતો. એ બંને તામ્રપટ્ટ અણહિલવાડમાંજ લખાએલાંછે અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે મહમુદના ગયા પછી એણે પાછા આવીને પોતાનું રાજ પોતાની મેળે ચલાવ્યું. માટે એ વાતનો નિશ્ચય થાયછે કે ગૂજરાતી ગ્રંથોમાં ભીમદેવના પટ્ટાભિષેકનું વર્ષ ૧૦૨૨ આપેછે તે ખરૂંછે. મહમુદની સ્વારીને વખતે એજ ગૂજરાતની ગાદી ઉપર હતો. જોરાવર શત્રુને જોઈ તે પોતાના કંઠકોટ કિલ્લામાં નાઠો (જ્યાં મૂળરાજ પણ એક વખ્ત ભરાઈ બેઠો હતો), અને ત્યાં પણ મહમુદે આવીને જ્યારે એને હરાવ્યો ત્યારે એ ત્યાંથી નાઠો અને મહમુદ ઉત્તરને રસ્તે (ઘણું કરીને રણમાંથી) મન્સુરા તર્ફ ચાલ્યો. આ રીતે પીડા પરબારી ચાલી ગઈ તે જોઇને ભીમદેવ પાછો પોતાની રાજધાનીમાં આવ્યો, અને ત્યાં આશરે ૫૦ વર્ષ વધારે રાજ કર્યું.

વલ્લભ ગૂજરાતની ગાદીએ હતો કે નહિ તે બાબત તો કાંઈ પણ હવે સંદેહ રહ્યોજ નથી. જે નવાં આઠ તાંબા પત્રો હાથ લાગ્યાંછે તેમાંના સાતે સંપૂર્ણ વંશાવળી આપેછે અને તેમાં વલ્લભનું નામ આપેલુંજ છે ફાર્બસના અને આઠમા તાંબાપત્ર માત્ર એનું નામ નથી આપ્યું તેનું કારણ તો સહજ ધારી શકાયછે કે એનું રાજ ૭ મહીનાનું ટુંકું જાણી તે લેખ કોતરનારાઓએ મૂકી દીધું હશે.

આપણે *અંકમાં સાબીત કર્યું કે મહમુદની સ્વારીને સમે ગૂજરાતની ગાદી ઉપર (દેશી ગ્રંથકારો લખે છે તેમ) ભીમદેવજ હતો, અને એ બિકરાળ લૂટારાના જવા પછી પણ એનાજ હાથમાં ગાદી રહી.

એ ભીમદેવના રાજના પાછલા ભાગમાં અથવા એના પુત્ર પહેલા કરણના રાજમાં શું બન્યું તે તામ્રપટ્ટો ઉપરથી કાંઈ જણાતું નથી. કરણના પ્રખ્યાત કુળદીપક જયસિંહને માટે આ તાંબાપત્રમાં લખ્યુંછે કે એણે અવંતિના રાજાને તથા બર્બરકને જિત્યા. એક લેખમાં ત્રિભુવનગંડને જિ-

---

* ગૂં. શા. જુલાઈ ૧૮૭૬.

ત્યો એમ પણ કહે છે, પરંતુ તે કોણ હશે તે જાણી શકાતું નથી. એ બર્બરક (બાબરો) કોણ હતો તે વિષે કાંઇ ચર્ચાની જરૂર છે. દ્વયાશ્રય કોષમાં કહે છે કે એ રાક્ષસોનો સરદાર શ્રીસ્થળમાં બ્રાહ્મણોને પીડા કરતો હતો તેથી જયસિંહે તેને જિત્યો પણ તેની સ્ત્રી પિંગળિકાની વિનંતિ ઉપરથી જીવતો રહેવા દીધો. પછી તેણે જયસિંહને મૂલ્યવાન્ નજરાણાં આપ્યાં અને બીજા રજપૂતોની પેઠે પોતે સેવા કરવા લાગ્યો. ફાર્બસ સાહેબ ધારે છે કે બર્બર એ માલવાના રાજાનું નામ હશે, પણ એ ભૂલ, ખુલ્લું છે કે "अवंतिनाथवर्वरकजिष्णु" એ શબ્દનો સમાસ ન સમજાવાથી થઈ છે. એ બહુવ્રીહિ નથી પણ દ્વંદ્વજછે, એટલે માળવાનો રાજા જે વર્વરક તેનો જિતનાર એમ અર્થ કરવાને બદલે માળવાનો રાજા તથા વર્વરક એ બંનેને જિતનારો એમ કરવો જોઇએ. આ અમારો વિચાર દ્વયાશ્રયને આધારે તો સિદ્ધ છેજ, પણ કેટલા પટ્ટોમાં એ બે નામની વચ્ચે ત્રીજું ત્રિભુવનગંડનું સમાસમાં ધાલેલું છે તે ઉપરથી ઘણી પુષ્ટિ મળે છે. વળી રાસા લખનારાઓ માળવાના રાજાને જિતવાની તથા બર્બરને જિતવાની વાત નોખી નોખીજ વર્ણવે છે. કીર્તિ કૌમુદીનો કર્ત્તા સોમેશ્વર આ પ્રમાણે લખે છે.

स्मशानेयातुधानेंद्रं बध्वाबर्बरकाभिधं
सिद्धराजोतिराजेंदुर्यो जज्ञेराजराजिषु.

અર્થ. સ્મશાનમાં ભૂતના રાજા બર્બરકનું બંધન કરીને એ રાજાઓનો ચંદ્ર રાજ મંડળમાં સિદ્ધરાજ એ નામથી ઓળખાયો. આ શ્લોક એમ તો બતાવેછે ખરો, કે સિદ્ધરાજને મૂઆને સો વરસ નહિ થયાં એટલામાં આ વાતને લોકોએ એક અદ્દભુત રૂપજ આપી દીધું હતું. શ્રીસ્થળને ઠેકાણે સ્મશાન, અને રાક્ષસને ઠેકાણે ભૂતોનો રાજા કરી મૂક્યો. માળવાના રાજા અને ત્રિભુવન ગંડની હારમાં જે લેખકારે વર્વરક લખ્યો તેના મનમાં તો એ માણસજ હતો એ સ્પષ્ટછે. દ્વયાશ્રય રાક્ષસ કહેછે, તોપણ તેનો ભાવ પણ એવોજ નીકળી શકેછે. સંભવિતતો એમ લાગેછે કે ઉત્તર ગૂજરાતમાં ઘણી અનાર્ય જાતીઓછે તેમાંની કોઇનો એ ઉપરી હશે, એટલે કોળી, ભીલ, કે કદાપી મેર. એવા લોકોના જંગલીપણા અને ક્રૂર સ્વભાવને લીધે તેઓને રાક્ષસ કહેવાનો એક સંપ્રદાયછે.

કુમારપાળના રાજની ઘણી મોટી મોટી બાબતોમાં માત્ર શિકંભરી-ના રાજાનો વિજયજ એ લેખોમાં જણાવ્યોછે. એ વિજયને રાસાવાળાઓ બહુજ વિસ્તારથી. વર્ણવેછે ખરા. બીજો રાજા અજયપાળ જૈનને ધિક્કારતો હતો તેથી એ જૈન ગ્રંથકારો તેને વિષે થોડુંજ લખી ગયાછે. તામ્રપટ્ટોમાં લખેછે કે એણે શિકંભરીના રાજાને ખંડિયો કર્યો, અને એ ઉપરથી લાગે છે કે કુમારપાળની ફતેહથી કાંઈ બાહાલી લાભ થયો નહિ હોય. એને "પરમ માહેશ્વર" ઉપનામ આપવામાં આવેછે તે ઉપરથી જણાયછે, કે એના વખતમાં જૈનને તોડી શૈવ માર્ગનો જિર્ણોદ્ધાર કરવાનો આરંભ એના વખતમાં થયો હતો, એવું કહેવાયછે કે હેમચંદ્રના શિષ્ય રામચંદ્રને એણે જિવતો અગ્નિ ઉપર સેકાવીને બાળી નાંખ્યો હતો, અને જૈન મંદીરો તથા ભંડારોનો છેક સંહાર વાળ્યો હતો. એની પછી બીજો મૂળરાજ થયો તેના રાજમાં મુસલમાનો સાથે કજીયો ઉઠયાનું જે રાસાવાળાઓ લખેછે તેને આ લેખો પુષ્ટિ આપેછે. એને માટે તેમાં લખેછે કે "જિતવાને મુશકેલ એવા ગર્જનકના અધિપતિને યુદ્ધમાં હરાવનારો રાજા" જાણવું જોઇએ કે ગજનવી શબ્દને સંસ્કૃત રૂપ આપીને એ રીતે પંડિતોએ સાર્થક (ગર્જના કરનાર) કર્યો છે. મેરૂતુંગ કોઈ ઠેકાણે ગજનક પણ લખેછે. સોમેશ્વર કહેછે કે બીજા મૂળરાજે તુરૂષ્કના રાજાને જિત્યો હતો. તે વાત કઈ ચડાઇને લાગુ પડેછે તે વિષે ફાર્બસ સાહેબે યથાર્થ તર્ક ચલાવ્યોછે.

ત્યારપછીના રાજા બીજા ભીમદેવના રાજને લગતા ઘણા ઉપયોગી લેખો મળી આવે છે ફાર્બસ સાહેબને જે રાસા મળ્યા હતા તે તો એને વિશે થોડુંજ લખે છે. અને હાલ બીજા જે હાથ લાગ્યા છે તે પણ તે જ્ઞાનમાં નામનોજ વધારો કરેછે મેરૂતુંગ કે સોમેશ્વરને ભીમના ઉપર કાંઇ ઉમરકો નહોતો' અણહિલવાડનું રાજ, હવે, તેમનાં ચિતપ્રફુલ્લિત કરતું નહતું ધવળગૃહ અથવા ધોળકામાં ગૂજરાતનો જે પ્રતાપી રાજા વીરધવળ થવાનો હતો તેના બાપ અ-ને તેના બે પ્રખ્યાત મંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળની ઉપર તેઓની દૃષ્ટિ પ્રતિપૂર્વક જઇને ચોટી હતી તેથી રાસમાળામાં જે એ રાજની કાંઇક હકી-કત આપી છે તે કેવળચંદને નામે ઓળખાતા પૃથિરાજ રાસો અને મુસ-લમાની તવારીખોને આધારેજ આપી છે. ચંદ તો ભીમદેવનો છેડો એના રાજના આદિભાગમાજ (ઈ. સ. ૧૧૯૩) માં આણી મૂકે છે. ફાર્બસ સાહે-બ, એનું મૃત્યુ ઈ. સ. ૧૨૧૫ માં ગણે એ આશ્ચર્યકારક છે કેમકે ઈ. સ. ૧૨૩૧ના આબુના લેખમાં ભીમદેવને રાજાધિરાજ લખ્યો છે અને એ લેખ-માંથી એ વારંવર ઉતારા કરે છે, અને મેરૂતુંગ પ્રબંધચિંતામણીમાં સાફ કહેછે કે

સંવત ૧૨૩૫થી ૬૦ વર્ષ સુધી (એટલે ઈસવીસન ૧૨૪૧-૪૨ સુધી) ભીમદેવે રાજ કર્યું. ભીમદેવના તામ્રપટ્ટો મેરૂતુંગના કહેવા સાથે બરાબર મળતા આવે છે. એનું છેલ્લું તાંબાપત્ર સંવત ૧૨૯૬નું છે અને એની પછીના ત્રીભુવનપાળનું એક સંવત ૧૨૯૯ નું એટલે ઈસવીસન ૧૨૪૨-૪૩ નું છે ભીમદેવની હકીકતમાં તો પ્રબંધચિંતામણીમાં એટલુંજ લખે છે કે માળવાના સોહડ (સુભટવર્મા) રાજાએ ગૂર્જરાત ઉપર ચડાઈ કરી હતી, પણ પ્રધાનના શબ્દ ચાતુર્યથી તે દૂર થઈ અને સોહડના છોકરા અર્જુનદેવે ગૂર્જરદેશનો ભંગ કર્યો. વળી એમાં મેરૂતુંગ લખેછે કે રાણા વીરધવળનો બાપ વ્યાઘ્રપાળ (વાઘેલ) લવણપ્રસાદ ભીમદેવનો રાજ્યચિંતાકારી હતો. આમ કહીને એ વાઘેલા અને તેના જૈન મંત્રીઓના ઇતિહાસ ઉપર ઉતરી પડે છે. વિચારશ્રેણિમાં મેરૂતુંગ માત્ર કહેછે કે ભીમ ૧૨૩૫ માં ગાદીએ બેઠો અને પછી ગજનકોનો અમલ આવ્યો સોમેશ્વર તો ભીમદેવને ઝાટકીનેજ વાત માંડે છે.

द्रुतमुन्मुलितेतत्र धात्राकल्पद्रुमांकुरे
उज्जगामानुजन्मास्यश्रीभीमइतिभूपतिः
भीमसेनेनभीमोयं भुपतिर्नकदाचन
बकापकारिणातुल्यो राजहंसदमक्षमः
मंत्रिभिर्मांडलिकैश्च बलवद्भिःशनैःशनैः
वालस्यभूमिपालस्य तस्यराज्यंव्यभज्यत.

**અર્થ.** બ્રહ્માએ કલ્પદ્રૂપ (બીજા મૂળરાજ) ના અંકુર વેગથી ઉખેડી નાંખ્યા ત્યારે તેનો નાનો ભાઈ શ્રી ભીમ રાજા થયો. *બાકાસુરનો નાશ કરનાર ભીમસેનના જેવો આ રાજા કાંઈ બળીઓ નહોતો અથવા રાજહંસને વશ કરવાને પણ શક્તિમાન નહોતો આ બાળ (ભોળા) રાજ ધીમે ધીમે બળવા મંત્રીઓ અને મંડળિકોમાં વહેંચાઈ ગયું

આવી ટીકા કરીને મેરૂ તુંગની પેઠેજ સોમેશ્વર વાઘેલાના ઈતિહાસમાં નિમગ્ન થાય છે.

---

*ભીમસેને બાકાસુરને માર્યો હોય એમ અમારા જાણવામાં નથી અને પ્રસિદ્ધ તો બેશક એ કામને માટે કૃષ્ણનીછે. એ શ્લોકનો અર્થ બીજી રીતે પણ થઈ શકે અને તેમ કરીએ તો આ હરકત દૂર થાય તથા કાંઈ રસ પણ વધે. "આ ભીમ ભીમસેનના જેવો કયારે પણ નહોતો એ તો બગલાને (નબળાને મારનારા જેવો અને રાજહંસને (રાજ વર્ગને નહિ) વશ કરવાને શક્તિમાન હતો."

બીજા ભીમદેવના રાજ સંબંધી રાસા લખનારાઓ કાંઇજ હકીકત આપતા નથી, તોપણ તેનું રાજ ઘણું લાંબું હતું એ આપણે પાછલ બતાવ્યું. હવે તામ્રપટ્ટો ઉપરથી જે કાંઈ વિશેષ જ્ઞાન મળી શકેછે તેઅત્રે નોંધીએ છઇએ.

રાસાના લખાણથી વિરૂદ્ધજ તાંબાપત્રો ઉપરથી જણાય છે કે એ રાજા કાંઈ એવો તૂચ્છ ન હતો. એ લેખોમાં એને **अभिनव, सिद्धराज, नारायणावतार, सप्तचक्रवर्ति**, વગેરે ઉપનામો આપવામાં આવ્યાં છે, અને એ પ્રમાણે એનાજ તાંબાપત્રમાં નહિ પણ જયતિસિંહ અને ત્રિભુવનપાળે આપેલામાં પણ દીઠામાં આવે છે. એ લેખો ઉપરથી વળી એમ પણ જણાયછે કે સાબરમતીની ઉત્તર તર્ફનો ગૂજરાતનો સઘળો ભાગ (પહેલા મૂળરાજના વખતમાં જેવડું રાજ હતું તેટલો) એના તાબામાં હતો, અને ચંદ્રાવતી તથા આબુના રાજાઓ એનું આધિપત્ય કબૂલ કરતા હતા. વર્ધિપઠક એટલે વઢિઆર જીલ્લાનાં ગામ દાનમાં આપેલાં છે વિષેના ત્રણ તાંબાપત્ર છે, એકમાં લખ્યું છે કે અંગભૂત અથવા ગંભૂત પઠકમાં એનું રાજ હતું, બીજામાં ચાલીસા પડકમાં, અને ત્રીજામાં વાલોય પઠકમાં હતું, એ પ્રમાણે લખ્યું છે. વળી આબુ ઉપરના લેખ (ઇસવીસન ૧૨૦૮–૯ તથા ૧૨૩૦–૩૧ માં લખાએલા) માં એને આબુનો અધિરાજ ગણ્યો છે.

એ તામ્રપટ્ટો ઉપરથીજ એમ પણ જણાય છે ખરૂં કે એનું રાજ નિષ્કંટક હતું નહિ. સંવત ૧૨૮૦ નું તાબાપત્ર જયંતિસિંહના નામનું છે. તેમાં એ રાજા પોતાની બડાઈ પુષ્કળ માર્યા પછી ભીમદેવની પછી તેને ઠેકાણે પોતે થયો એમ લખે છે. તેમજ એના પ્રથમ ભાગમાં એને અગંભૂત પઠકનો રાજાજ કહ્યો છે. એ ઉપરથી સાફ જણાયછે કે એ થોડા વખત સુધી ભીમદેવની ગાદી બથાવી પડ્યો હશે. સંવત ૧૨૮૮ નો બીજો લેખ ભીમદેવના નામનોજ અને અણહિલ પાઠકમાંજ લખાએલોછે તેથી નિશ્ચય થાયછે કે ભીમદેવે એ દરમ્યાન એને હરાવી કાઢી પાછો પોતે અધિપતિ થયો હશે. સંવત ૧૨૮૦ માંજ જયંતિસિંહે રાજ પળાવ્યું હશે એમ અમે કહી શક્તા નથી. સંવત ૧૨૬૬ નું અમદાવાદવાળું ભીમદેવનું તાંબાપત્રછે ત્યાર પછીનું એ મુદત સુધીનું એકે હજી જાણવામાં આવ્યું નથી, અને તેથી એ અરસામાં ગમે ત્યારે જયંતસિંહે રાજ મેળવ્યું હોય એ શકય છે.

આ પ્રમાણે ઘણા વિઘ્નોમાં ટકી રહીને ભીમદેવ પોતાનું રાજ સંભાળી શક્યો એ વાત જેવી નિશ્ચયછે તેવીજ એણે સાબરમતી અને નર્મદા વચ્ચેનો મુલક તથા ધંધુકા ધોળકા ખોયા એમાં પણ કાંઈ સંદેહ નથી. મેરૂતુંગે જેને એનો પ્રધાન કહ્યોછે તેજ એના સામો ફરી ગયો, અને ધોળકામાં વાઘેલા રાજનો પાયો નાંખ્યો. આ બંડ શા કારણથી અને શી રીતે થયું તેનું કાંઈ પણ વર્ણન રાસા લખનારાઓ આપતા નથી. કાંઈ પણ ખરો ઇતિહાસ આપવાને બદલે ગપાટા મારેછે કે લવણપ્રસાદની પાસે ગૂર્જરલક્ષ્મી આવી અને વિનયપૂર્વક બોલી "હું ગૂર્જરરાજાઓની લક્ષ્મી દેવીછું. તેઓની ઉપર શત્રુઓ ઘણા ફાવી જાય છે. હાય! શત્રુઓને સંહારનારા અને મને પોતાના હાથમાં રમાડનારા રાજાઓ જતા રહ્યા. તેમને ઠેકાણે જે ભોળો રાજા હાલ રાજ કરેછે તે શત્રુઓની સઘળી સેનાઓને જિતવા શક્તિમાન નથી. એના મંત્રી અને મંડળિકોમાં નથી શૌર્ય કે શાણપણ. હું એમના સ્વામીની સ્ત્રી છું તોપણ તેઓ મારી તર્ફ નજર કરવા સુધી હિંમત ચલાવે છે. મારૂં રક્ષણ કરનારો આમશર્મા પુરોહિત બિચારો ગયો! બંડખોર રજપૂતોને નમાવનારો મુંજલપુત્ર ગયો! પ્રતાપમલ્લ રાઠોડ નથી જેનાથી શત્રુના હાથીની વાસ પણ ખમી શકાતી નહોતી મારાજ લોકોએ મને આ પ્રમાણે નરમ કરી નાંખી છે. માત્ર જગદેવ નહિ. એણે શત્રુઓને રાજધાનીમાં આવતા અટકાવ્યા. મારી રાજધાની ઉજડ થઈ ગઈ છે, કોટ પડી ગયા છે અને માંહે શિયાળોના અવાજ સંભળાય છે. માટે, તું મને વર. અને તારા પુત્ર વીરધવળની સાથે ઉઠ, મારૂં રક્ષણ કર, અને દેશને બચાવ" લવણપ્રસાદ જે આવું સાંભળી ચોંકી ઉઠ્યો, અને પોતાના શિષ્ટ સોમેશ્વર (કીર્તિકૌમુદીનો કર્તાજ છે) તેને બોલાવ્યો. એણે આવી મુબારકબાદી આપી અને રાજ લેવાની સંમતિ આપી.

આ અદ્દ્ભુત કથાનો સાર તો એજ જણાયછે કે લવણપ્રસાદ અને કદાપિ વીરધવળ પણ પ્રથમ ભીમદેવની સેવામાં હતા અને પછી તેની બેવકુફી કે પતરાજીથી કંટાળી જઇને અથવા એના સઘળા શત્રુઓની સાથે લડવું અશક્ય છે એમ જાણી પોતે જૂદા પડ્યા, અને જે હાથમાં આવ્યું તે પચાવી બેઠા. આવી સ્પષ્ટ વાત સોમેશ્વરને લખતાં કાંઇક આચકો આવ્યો હશે. તેથી એણે આ સ્વપ્ન અને ગૂર્જરલક્ષ્મીનું તૂત ઉભું કર્યું. એજ કારણને લીધે ભીમદેવ સાથે લવપ્રસાદે કાંઈ યુદ્ધ કર્યાંજ હશે પણ તે લખ્યાં નહિ.

હવે પછી એના ગ્રંથમાં વીરધવળ જાણે સ્વતંત્ર રાજા હોય તેપ્રમાણે એ લખ્યો જાય છે. વીરધવળના બે પ્રધાન વસ્તુપાળ અને તેજપાળના લેખ જે આબુ ને ગિરનાર ઉપર છે તેમાં પણ ભીમદેવનું નામ એવાજ વિચારથી મૂકી દીધું છે. એજ વખતનો આબુ ઉપર બીજો લેખ છે તેમાં ભીમદેવને અધિપતિ લખ્યો છે.

લવણપ્રસાદ ક્યારે છૂટો પડ્યો એ વખતની અટકળ ગિરનારવાળા વસ્તુપાળના લેખ ઉપરથી બાંધી શકાય. તેમાં વસ્તુપાળ લખે છે હું ૧૨૭૬ (ઇસવીસન ૧૨૧૯–૨૦) થી ગૂજરાતમાં મંત્રી છું ધોળકા ધંધુકા શિવાય લવણપ્રસાદ અને વીરધવળે ચાલુક્ય રાજ્યમાંથી ખંભાત, લાટ, અને ગોધરા હસ્તગત કરી લીધાં હતા કાઠિઆવાડમાંના ચાલુક્ય રાજ્યના કડકા થઈ ગયા અને ત્યાંના જૂદા જૂદા રાજાઓ સ્વતંત્ર ભોગવવા લાગ્યા પ્રબંધ કોષમાં વઢવાણના રાજા માટે તે લખ્યુંજ છે કે તે સ્વતંત્ર થયો અને વીરધવળ સાથે લડ્યો.

સઘળા રાસામાં ચાલુક્ય વંશનો છેલ્લો રાજા ભીમદેવ હતો એમજ લખે છે. એક તામ્રપટ્ટમાં એના પછી ત્રીભુવનપાળનું નામ આપવામાં આવે છે એ ઉપરથી અનુમાન થઈ શકે છે કે એ નામનો કોઈ રાજાથયો હશે પણ તે બધે ઠેકાણે મનાયો નહિ હોય અને થોડા વખતમાં પદભ્રષ્ઠ કરવામાં આવ્યો હશે. વિચાર શ્રેણિમાં મેરૂતુંગ લખે છે કે વીરધવળનો છોકરો વિસલદેવ અણહિલવાડની ગાદીપર ઇસવીસન ૧૨૪૩–૪૪માં બેઠો.

વિસલદેવ વાઘેલા સંબંધી રાજશેખર અને હર્ષ ગણી લખે છે કે એનો બાપ વીરધવળ પોતાના પ્રખ્યાત પ્રધાનની પહેલાં થોડાકજ વખત ઉપર મરી ગયો હતો. એ પ્રધાનનું મરણ સંવત ૧૨૯૭માં થયું હતું એ આપણે જાણીએ છીએ તેથી એ રાણો ૧૨૯૫–૯૬માં મરી ગયો હશે ધારી શકાય વીરધવળને બે કુંવર હતા; વીરમદેવ અને વિસલદેવ એમાં વીરમ વડો હોવાથી ગાદીનો ખરો વારસ હતો, પણ એક વાણીઆ ઉપર જુલમ ગુજાર્યાથી પોતાના બાપ અને વસ્તુપાળ ઇતરાજીમાં આવ્યો હતો એને અને તેથી, વીરગ્રામ (વીરમગામ) દેશ નિકાલ કર્યો હતો. બાપના આખરના મંડવાડની ખબર સાંભળી એ ધોળકે આવી પોતાનોહક મેળવવાની તજવીજ કરવા લાગ્યો. પણ વસ્તુપાળ એના માથાનો હતો. એણે વિસલદેવને ગાદી અપાવી અને વીરમને નાશી જવાની જરૂર પડી. એણે કાંઈક જંગ ઉ-

ઠાવ્યો, પણ તેમાં ફતેહ પામ્યો નહિ. હારીને પોતાના સસરા નીબાળીના સરદાર ઉદ્દહસિંહની પાસે નાસરણે ગયો, પણ ત્યાં વસ્તુપાળના કાવત્રાંથી બિચારાને દગો દઈ મારી નાંખ્યો આ રીતે રાજ નિષ્કંટકતો કર્યું, પણ જો એમ કરીને વિસલદેવને પોતાને વશ રાખવાનીજ જો તેની ઈચ્છા હશે તો તે નિષ્ફળ ગઈ નવા રાણાએ પ્રધાનવટું નાગડ નામના કોઈ બ્રાહ્મણને આપ્યું, અને પેલા બે ભાઇઓના હાથમાં તો હલકા અધિકારજ રહેવા દીધા તેમને ઘણાં અપમાન પણ ખમવા પડયાં તે પૈસા ખાઈ ગયા નથી એમ બતાવવાને માટે એક વખત ઘટસર્પ નામનું દિવ્ય કરાવવાની એટલે સાપવાળા ઘડામાં હાથ મૂકાવવાની તૈયારી હતી, પણ નશીબ કે બચી ગયા. તેઓના મિત્ર સોમેશ્વરે કાંઈક પ્રસંગાનુસાર વાકય ચાતુર્યથી તેમને બચાવી લીધા. થોડા વખત પછી એક એવો બનાવ બન્યો કે તેથી વસ્તુપાળ બંડ કરવાનીજ અણી ઉપર રહ્યો. વસ્તુપાળના ગુરૂ (ગોરજીને) રાજાના મામા સામસિંહે તમાચો માર્યો, અને એ વાતની ખબર થતાંજ આ પ્રતાપી વણિક પણ મહાંકાંપી જૂના પ્રધાને હુકમ કર્યો કે "અહાં જુઓ છો શું? એ પાપીનો હાથ કાપી લાવો" એવા શબ્દ નીકળતાંજ એક એનો રજપૂત સેવક દોડયો અને કાંઈ અર્જી કરવાનું મિષ કહાડી રાણાના મામાની હજુરમાં જઈ તેનો હાથ કાપી લાવ્યો. વસ્તુપાળે પોતાના મહેલને આંગણે સૌને જોવા સારૂ ટાંગ્યો. સિંહના જાત ભાઇ સઘળા જેઠવા રજપૂતો એ મંત્રીનું નીકંદન કરવાને ઉછળ્યા. વસ્તુપાળે જીવવાની આશાતો છોડી, પણ જેઠવા અને રાણાની સામે થવાની તૈયારી કરવા લાગ્યો આ ટાણે પણ સોમેશ્વરે વચમાં પડીને સમાધાની કરાવી.

આ બનાવો પછી વિસલદેવ સંવત ૧૩૦૦ માં ગૂજરાતનો રાજા થયો ત્યાં સુધી તે સંબંધી રાસા લખનારાઓ કાંઈજ હકીકત આપતા નથી. પણ ચાલુકયનું સઘળું રાજ્ય એના હાથમાં એકદમ સલાહસંપથી તો નહિજ આવ્યું હોય સંભવ તો એવો દિસે છે કે ત્રિભુવનપાળને એણે સેનના બળે ઉઠાડી મૂકયો હશે. એક તામ્રપટ્ટ ઉપરથી જણાય છે કે અણહિલવાડમાં તેણે ગાદી કરી હતી અને ગાદી કર્યા પછી નિશ્ચિંત રાજ કર્યું હોય એમ કાંઈ નહોતું દેવગિરિના સિંઘણ નામના યાદવે વીરધવળ ઉપર સ્વારી કરી હતી, પણ તેને પાછો મારી કાઢવામાં આવ્યો હતો. વિસલદેવના તાંબાપત્રમાં લખ્યું છે કે એણે એ રાજાના લશ્કર રૂપી દરિઆને સૂકવી નાંખ્યો

હતો. એ ઉપરથી લાગે છે કે એણે ગૂજરાત ઉપર પાછી સ્વારી કરી હશે. અને વિસલદેવે તેને હઠાવી કાઢ્યો હશે. એ વખતે માળવામાં પૂર્ણમલ્લ રાજા હતો. માળવા સાથે તો પરાપૂર્વથી ગૂજરાતને વેર ચાલ્યુંજ આવતું હતું, એટલે એણે ચડાઇ કરી હોય પણ કાંઈ ફાવ્યું નહોય એમાં કાંઈ આશ્ચર્ય નથી આ તાંબાપત્રમાંજ પ્રથમ એવું લખ્યું છે કે મેવાડ (મેદપાટ, મેરનો મુલક) પણ સોળંકીઓ સાથે દુશ્મનાંઈ રાખતું હતું. એ મેવાડ તર્ફનો શત્રુ ઘણું કરીને તેજસિંહ હશે. આ શાશનપત્રમાં એક બીજી ઉપયોગી વાત એ લખી છે કે કર્ણાટકના રાજાની પુત્રી એને સ્વયંવરમાં વરી હતી. દ્વાર સમુદ્રના બલ્લાલ યાદવોમાંનો કોઈ આ રાજા હશે એમ લાગે છે એ લેખ સંવત ૧૩૧૭ નો છે અને એ કહેવું મેરૂતુંગના લખાણ સાથે મળતુંજ આવે છે, કેમકે વિચાર શ્રેણિમાં તે કહે છે કે વિસલદેવે સંવત ૧૩૧૮ સુધી રાજ કર્યું હતું. એ ગ્રંથકારનાજ લખવા ઉપરથી એની પછીના ત્રણ રાજાનો સમય આ પ્રમાણે મળે છે.

અર્જુનદેવ—સંવત ૧૩૧૮થી ૧૩૩૧ સુધી. ઈ. સ. ૧૨૬૧–૬૨થી ૧૨૭૪–૭૫

સારંગદેવ—સં. ૧૩૩૧થી ૧૩૫૩ ઈ. સ. ૧૨૭૪–૭૫થી ૧૨૯૬–૯૭

કર્ણઘેલો—સં. ૧૩૫૩થી ૧૩૬૦ ઈ. સ. ૧૨૯૬–૯૭થી ૧૩૦૩–૧૩૦૪

સોમનાથ પાટણમાં અને કચ્છમાં અર્જુનદેવના તથા આબુ ઉપર વસ્તુપાળના દહેરામાં સારંગદેવના લેખ છે. તે મેરૂતુંગના લખાણને પુષ્ટી આપે છે.

૧૩૦૪ માં ગૂજરાત મુસલમાનોને હાથ સંપૂર્ણ ફસાયું એ વાત તો જાણીતીજ છે.



# सत्यवादी रेग्युलस.

પ્રાચીનકાળમાં ઇટાલીમાં રોમનું રાજ બહુ બળવાન થઈ ગયું છે. રોમની ચઢતીના વખતમાં આફ્રિકાને ઉત્તર કાંઠે ટયુનીસના અખાતમાં કાર્થેજનું રાજ રોમનું સામાવાળીઉં હતું. કાર્થેજના લોકો ફીનીશીયન હતા. રોમને કાર્થેજ વચ્ચે સીસીલી બેટમાં પોતાનાં સંસ્થાનો માટે ટંટો થયો અને તેથી લઢાઈ સળગી. એ લઢાઈ આઠ વરસ ચાલી. રોમનોએ આફ્રિકાના

કાંઠા ઉપર લશ્કર મોકલી કાર્થેજ નજીકના કિનારા આગળ લઢાઈ ચલાવવા લશ્કર મોકલવાનો ઠરાવ કર્યો, અને તે લશ્કરના મેનલીયસ અને રેગ્યુલસ નામે બે સરદારો ઠરાવ્યા. દરિઆમાં કાર્થેજનાં વાહાણો સાથે એક જબરી લઢાઇ થઈ અને તેમાં રોમનોએ દરિઆઈ લઢાઇમાં આ પેહેલવેહેલી જીત મેળવી. તેથી તેઓને આફ્રિકાના કાંઠા ઉપર જતાં કાંઈ અંતરાય રહ્યો નહિ. પણ સિપાઇઓ આફ્રિકાને કાંઠે ઉતરવા ખુશી નહોતા. કેમકે રોમન સિપાઇઓ પોતાને ઘેરથી એટલા દૂર કોઇવાર ગયા નહોતા. વળી તેમને દુશ્મનોના માણસો કરતાં પણ રાક્ષસી કદના સાપ, સિંહ, હાથી, સિંગડાવાળાં ગધેડાં, રાક્ષસો તથા ઉપરથી સૂર્યનો સખત તાપ અને નીચેથી કલણ કીચડ એનો ડર વિશેષ હતો. સિપાઇઓ આગળ વધવાને આનાકાની કરવા લાગ્યા. પણ રેગ્યુલસે બધાઓને ચેતાવ્યા કે જેઓ આગળ વધવામાં આનાકાની કરશે તેને ફાંસીએ લટકાવવામાં આવશે. બધા ચૂપ થઈ ગયા અને સલામતીથી આફ્રિકા કાંઠે ઉતર્યા, અને કલીપીઆને કિલ્લેબંધીથી મજબૂત કરી ત્યાં મુકામ કર્યો, તથા આસપાસનો મુલક લૂટવા લાગ્યા. એવામાં રોમથી હુકમ આવ્યો કે મેનલીયસે પાછા રોમ આવવું અને રેગ્યુલસે લઢાઇનું કામ આગળ ચલાવવું. રેગ્યુલસને એથી બહુ દિલગીરી થઈ, કેમકે તે બહુ ગરીબ હતો. એની પાસે માત્ર સાત એકર જમીન હતી, અને પોતાની ગેરહાજરીમાં તે જમીન ખેડવાને જેને રાખ્યો હતો તે એની ગેરહાજરીમાં મરી ગયો હતો. તેથી મજુર રાખી ખેતી કરાવી હતી. પણ તે લુચ્ચો નીકળવાથી ઉલટો ઢોરઢાંકને ખેતીનાં ઓજાર લેઈ નાસી ગયો. તેથી રેગ્યુલસને ભય હતો કે જો "હું જલદીથી પાછો નહિ જાઉંતો મારી બૈરીને છોકરાં ભુખે મરશે. પણ રોમની રાજસભાએ એનાં બૈરાં છોકરાંની સંભાળ લેવાનું કબુલ કર્યાથી રેગ્યુલસ ત્યાં રહ્યો ને આસપાસના મુલકો ઉપર સ્વારીઓ કરવા લાગ્યો. એવામાં રોમનોને એક રાક્ષસી કદનો સાપ મળ્યો. તે ૧૨૦ ફુટ લાંબો હતો એમ કેહેવાયછે. તે એક નદીને કાંઠે રેહેતો હતો ત્યાં રોમનો પાણી લેવા જતા તેમને ગળી જતો.. રોમનો તેનો બહુ મુશ્કેલીએ નાશ કરી શક્યા.

આસપાસનો મુલક બહુ ફળદ્રુપ હતો. કાર્થેજના અમીર ઉમરાવોને શેઠ શાહુકારોની વાડીઓ હતી. રોમન સિપાઇ સાદા, મજબૂત, જંગલી, ને દયાહિન હતા; તેમણે એ મુલક બધો ઉજડ કર્યો. કાર્થેજના લશ્કરમાં ઘો-

ડેસ્વારને હાથીઓ ઘણા હતા પણ તેઓ ડુંગરામાં ભરાઈ બેઠા ને દેશનું રક્ષણ કર્યું નહીં. રોમનોથી બચ્યું તે જંગલી ન્યુમીડીયન લોકોએ પૂરૂ કર્યું. તેથી કંટાળીને કાર્થેજના લોકોએ સલાહનું કેહેણ મોકલ્યું. પણ રેગ્યુલસે એવી સખત સરતો કરવા માગી કે કાર્થેજીનીયનોએ તાબે થવા કરતાં મરવું વધારે ચાહ્યું. રેગ્યુલસ વિશે એમ કેહેવાય છે કે તેને બીજા લોકો કરતાં પોતાની દેહ ઉપર કાંઈ વધારે દયા નહોતી.

સલાહ થઈ નહીં ત્યારે કાર્થેજીનીયનોએ પોતાને દેવને નરમેધ કરી રાજી કરવા માંડયું. સારા સારા ઉમરાવોના છોકરાઓને પોતાના દેવની પ્રતિમા આગળ અગ્નિમાં હોમવા લાગ્યા. મોટા મોટા ઉમરાવો પોતાની ખુશીથી દેવને રાજી કરવા હોમાવા લાગ્યા. તેઓ એમ માનતા હતા કે તેથી દેવ ખુશી થશે ને દેશનો છુટકારો કરશે. નિરાશ થએલા કાર્થેજીનીયનોએ ગ્રીસથી ભાડાનું લશ્કર મંગાવ્યું, તેમાં ઝેન્થીપસ નામે એક સ્પાર્ટન પણ હતો. તેણે લશ્કરની સરદારી લીધી ને ઘોડેસ્વાર ને હાથીઓની લંઘર લેઈ લઢવાને મેદાન પડ્યો. રોમનો હાથીની લઢાઇમાં માહીતગાર નહોતા, તેથી તેઓની જબરી હાર થઈ. ઘણા રોમનો માર્યા ગયા ને ઘણા કેદ પકડાયા. રેગ્યુલસ પણ કેદીમાં હતો. કાર્થેજીનીયનોએ ખુશીમાં આવી ઉજાણીઓ કરી, તથા બહાદુર કેદીઓને દેવ રાજી કરવા અગ્નિમાં હોમી દીધા.

પણ રેગ્યુલસને હોમ્યો નહોતો. બે વરસ સુધી તેને સખત કેદમાં રાખ્યો. પણ રોમનો એથી નિરાશ થયા નહીં. તેમણે લઢાઈ જારી રાખી. તેમાં છેવટે કાર્થેજીનીયનોએ એક એવી સખત હાર ખાધી કે તેમને સલાહની માગણી કરવાની જરૂર પડી. તેમણે ધાર્યું કે રેગ્યુલસના જવાથી જેવી સરતો થશે તેવી બીજા કોઇથી થશે નહીં. માટે તેમણે પોતાના વકીલોની સાથે રેગ્યુલસને પણ મોકલ્યો. તેમણે રેગ્યુલસને કહ્યું કે જો સલાહ થાય નહીં અથવા કેદીઓ અદલાબદલી કરે નહીંતો તારે પાછા આવવું એ સરતે તેને સલાહ કરાવવા માટે મોકલીએ છીએ. પણ કાર્થેજીનીયનો જાણતા નહોતા કે એક ખરો રોમન બચ્ચો પોતાની દેહ કરતાં પોતાના શેહેરને અને પોતાની જીંદગી કરતાં પોતાના વચનને કેટલું વધારે વહાલું ગણેછે.

શરીરે ઘસાઈ ગએલો ને નિરાશ થએલો રેગ્યુલસ પોતાના શહેરના

દરવાજા સુધી આવ્યો પણ અંદર પેસવાને પોતે ના પાડી. તેણે કહ્યું કે હવે હું કાંઈ રોમનો રેહેવાસી નથી કે રોમમાં આવું. હમણાં હુંતો જંગલી લોકોનો ગુલામછું, અને રોમની રાજસભા (સેનેટ) અજાણ્યા ને અંદર પેસવા દેશે નહીં.

એની સ્ત્રી મર્શિઆ પોતાના બે દીકરાને લેઈ મળવાને દોડી આવી. તેના સામું પણ જોયું નહીં. અંદર જવાના કાલાવાલાને ગણકાર્યા નહીં એટલુંજ નહીં પણ પોતે જે ખેતરને એટલું બધું ચાહાતો હતો તે ખેતર જોવા જવાની પણ ના પાડી, અને શેહેરની બહાર રહ્યો. રોમની રાજસભાએ જોયું કે રેગ્યુલસ શેહેરમાં આવતો નથી ત્યારે તેઓ એને મળવાને શેહેર બહાર ગયા.

કાર્થેજના વકીલો પ્રથમ બોલી રહ્યા પછી રેગ્યુલસે ઉભા થઇને કહ્યું કે હું કાર્થેજીનીયનનો ગુલામ હોવાથી તેમના તરફથી તમારી સાથે સલાહ કરવા અને કેદીઓને અદલાબદલી કરવા આવ્યોછું. પછી તે કાર્થેજના વકીલો સાથે બહાર જવા લાગ્યો, કેમકે રાજસભાની ખાનગી મસલહતમાં પરદેશીને દાખલ કરવામાં આવતો નથી. પણ એના જુના દોસ્તદારોએ એને આગ્રહથી રાજસભાના સભ્ય તરીકે મત આપવાને સારૂ રોકાવા માટે કહ્યું. રેગ્યુલસ બે વાર રાજસભાનો પ્રમુખ થયો હતો. પણ રેગ્યુલસે રાજસભાનો સભ્ય થઈ એ પદવી હલકી પાડવાને ના કહી, કેમકે તે વખતે એ ગુલામ હતો. પણ એના કાર્થેજના વકીલોના હુકમથી સભ્યની જગા લીધા વિના સભામાં બેઠો.

પછી રેગ્યુલસ બોલ્યો. તેણે રાજસભાના સભ્યોને કહ્યું કે લઢાઈ ચાલુ રાખવી. મેં કાર્થેજની માઠી સ્થિતિ જોઇછે, અને જો સલાહ થઇતો તે તમનેજ લાભકારી થશે. પણ તે રોમને કાંઇ લાભકારી નથી. માટે હું ભલામણ કરૂંછું કે લઢાઇ જારી રાખવી. તેમજ કેદીઓની અદલા બદલીમાં મારે એ કહેવાનું છે કે કાર્થેજના જે સરદારો કેદ પકડાયલાછે તેઓ તનદુરસ્ત અને મજબૂતછે, અને હુંતો એટલો બળહિન થઇ ગયોછું કે હું ફરીને નોકરીપર જવા જોગ સ્થિતિમાં રહ્યો નથી, અને મને ખાતરી છે કે દુશ્મનોએ મને ઝેર દીધું છે કે જેથી હું લાંબી મુદત જીવીશ નહીં માટે તમારે કેદીઓની અદલાબદલી પણ કરવી નહીં.

પોતાની જીંદગી સામા રેગ્યુલસને બોલતો સાંભળી રોમનોને પણ

આશ્ચર્ય લાગ્યું. તેમનો મુખ્ય ધર્માચાર્ય આગળ આવી બોલ્યો કે દુશ્મનોએ એની પાસેથી જોરાવરીથી વચન લીધુંછે માટે તે વચન પાળવાને રેગ્યુલસ બંધાયલો નથી. માટે તેણે ગુલામ થવાને પાછા જવું નહીં. પણ એ વાત ઉમરાવ દિલના રેગ્યુલસે કાનપર ધરી નહીં. તેણે કહ્યું તમે શું મારી આબરૂ ખોવાનું નક્કી કર્યું છે. મોત અને સખતમાં સખત રીબામણ મારે માટે ત્યાં તૈયારછે તેથી હું કાંઈ અજાણ્યો નથી. પણ તે બધું અપકીર્ત્તિકારક કામ અને મનના કારી જખમ આગળ શી ગણતીમાં છે.। હું કાર્થેજનો ગુલામછું ખરો. પણ હજુ મારામાં રોમન બચ્ચાનો જુસ્સોછે. મેં પાછા જવાને સોગન ખાધાછે, માટે મારી ફરજ છે કે મારે પાછા જવું. બાકીનાની સંભાળ પરમેશ્વર લેશે.

રાજસભાએ રેગ્યુલસની સલાહ મુજબ ચાલવાને નક્કી ઠરાવ્યું. પણ તેથી રેગ્યુલસનો ઘાત થશે એ તેમને ઘણું દિલગીરી કરનારૂં હતું. તેની સ્ત્રીએ રડીને અને કાલાવાલા કરીને ત્યાં રાખવા ઘણુંએ કહ્યું પણ તે સઘળું વ્યર્થ. રાજસભ્યોએ માત્ર તેને રેહેવા માટે રજા આપી પણ તેથી તેનાથી ઉપર કાંઈ અસર થઈ નહીં. તેણે પોતાનો કાલ તોડ્યો નહીં અને પાછો કેદમાં ગયો અને જાણે પોતાને ઘેર જતો હોય તેમ ત્યાં મોતને આધિન થયો. ઈ. સ. પૂર્વે. ૨૪૯.

એવું કેહેવાય છે કે રેગ્યુલસને કાર્થેજીનીયનોએ બહુ રીબાવી રીબાવીને મારી નાંખ્યો હતો. પણ તે કદાચ સખત હવાને કેદખાનાના દુઃખથી શાંતિમાં પણ ગુજરી ગયો હોય. પણ રેગ્યુલસનું નામ ઇતિહાસમાં પ્રખ્યાત થએલા પુરૂષોમાં ગણાયછે તેનું કારણ તેણે મરવામાં ઘણું દુઃખ સહ્યું તે નથી પણ જે દૃઢ મનથી પોતની જીંદગી બચાવવા માટે પોતાના દેશને જોખમમાં નાંખ્યો નહીં અને પોતાના વચન પ્રમાણે વર્ત્યો તેથી છે. પરમેશ્વર રેગ્યુલસ જેવા એક વચની પુરૂષો આ સમામાં ઘણા ઉત્પન્ન કરો એવું અમે તે પરમ દયાળું પ્રભુ પાસે નમ્રતાપૂર્વક માગીએછીએ.



## मोराक्कोनुं आरगन झाड.

મોરાક્કોમાં વરસાદ વરસતો નથી ત્યારે જે ભાગમાં ઉપર લખેલા ઝાડો ઉગે છે તે ભાગના લોકોને અને જનાવરોને એ ઝાડ ઘણો આશરો

આપે છે. એ દેશમાં હાલા અને સ્પીધ્યા નામે પ્રાંતો છે તેમાં આરગન ઝાડોની ઉત્પત્તિ વિશેષ છે. ત્યાં ઝાડી વધારે હોવાથી વરસાદની તાણ ક્વચિતજ પડે છે. તથા મોંઘવારીના વખતમાં ત્યાંના રેહેવાસીઓને તથા ઢોરોને આરગન ઝાડ પોષણ આપે છે તેની હકીકત નીચે આપી આપણા દેશમાં મહુડા, આંબા, ને રાયણ મોંઘવારીનાં વખતમાં તેટલાંજ ઉપયોગી થઈ પડે છે. ગરીબ લોકો મહુડાં, કેરી, ને રાયણ ખાઈને કે વેચીને ગુજરાન ચલાવે છે. કાઠીયાવાડના જે ભાગમાં ઉપલાં ઝાડો બિલકુલ છેજ નહિ તે ભાગના લોકોને ૧૮૭૭ થી ૧૮૮૦ સુધીના વરસની મોંઘવારીએ કેવી તોબા પોકરાવી છે એ તે ભાગના લોકો ગામેગામ ભટકે છે તે ઉપરથી આપણે જોઈએછીએ ગૂજરાતમાં ને રેવાકાંઠામાં જ્યાં એ ઝાડો પુષ્કળ છે ત્યાંના લોકો આટઆટલી મોંઘવાવારી છતાં છેક ભીખ માગવાની સ્થિતિ ઉપર આવ્યા નથી તેનું કારણ ઉપલાં ઝાડોની બોહોળી છત છે. આ ઉપરથી કાઠીઆવાડના જે ભાગમાં ઉપલાં ઝાડો નથી તે ભાગમાં એ ઝાડો વાવવાની કેટલી અગત્ય છે તે માલમ પડે છે. જો બની શકે તો તેવા ભાગના લાગતા વળગતાઓને અમે એવાં ઝાડો ઉગાડવાની ભલામણ કરીએ છીએ.

આરગન ઝાડ હાલા સ્વીદમાને સુસ એ પ્રગણાંઓમાં થાય છે. એનાં ફળમાંથી ખેડુતો તેલ કહાડે છે, અને તે ખાવાના ને બાળવાના કામમાં વપરાય છે. આપણા દેશમાં મહુડાની ડોળીઓનું ડોળીઊં થાય છે તેવું એ હશે. જ્યારે ફળ પાકીને ઝાડ ઉપરથી નીચે પડે છે ત્યારે ગામડીઆઓ વીણી લે છે. એ ફળ વીણવામાં તેમનાં ઘેટાં ઘણી મદદ કરે છે. ઘેટાં ફળ ખાઈ જાયછે પણ તેમને પચી શકતાં નથી એટલે તે ફળ તેઓ પાછાં કહાડેછે તે તેમના ધણી લેઇ લેછે અને તેનું તેલ કહાડે છે.

ઘર કામના ઉપયોગ સારૂ ખેડુતો એ તેલ એકદમ ઝાઝું કહાડતા નથી તેઓ ફળને પથરા વડે ભાગે છે અને કાચલા એક માટીના વાસણમાં એ એકઠાં કરે છે. પછી તેનો દળીને લોટ બનાવે છે. પછી તે લોટમાં થોડુ પાણી નાંખી એક તપેલામાં મેળવે છે. પછી લોટના ગોળા વાળી ખૂબ દબાવીને તેલ નીચોવી લે છે. તેલને ચોખું કરે છે. એ તેલ વાપરવાના કામમાં આવે છે તલનું દીવેલીનું તેલ કહાડી લીધા પછી જેમ તેનો બાકી રહેલો કચરો (ખોળ) ઢોરના ખાધામાં આવે છે તેમ આ તેલ કહાડયા પછી જે

કચરો રહે છે તે પણ ઢોરોના ખાધામાં આવે છે. અને તે ઢોરોને બહુ પો-ષાણ થાય છે. મોઘવારીના વખતમાં એ રીતે આરગન ઝાડ ત્યાંના દેશી-ઓને બહુ ઉપયોગી થઈ પડે છે. કેમકે વરસાદ નથી આવતો તો પણ એ ઝાડ સુકાઈ જતું નથી તથા તે ઘણું કઠણ ને મજબૂત ઝાડ છે તેથી તેના ઉપર સૂકા વરસની કાંઈ અસર થતી નથી.

ફળનાં સુકાં છાલાં પણ ખેડુતોને ઉપયોગી થાય છે. તેઓ તેને બાળ-વાના કામમાં લે છે. એ ઝાડના કોયલા પણ ઘણા સારા થાય છે તથા બકરાં તેનાં પાંદડાંને ખાધામાં લે છે. તેઓ આરગન ઝાડનાં જંગલમાં ચ-રવા જાય છે ત્યારે તે ઝાડ ઉપર ચઢી જાય છે અને તેનાં પાંદડ ને ફળ ખાઈ તે ઉપર ગુજારો કરે છે. રખેને મોરાક્કોનું આરગન ઝાડ તે આપણા દેશનો મહુડોજ ન હોય!! મહુડા જેવુંજ તે ઉપયોગી ને દુકાળના વખતમાં ગરીબોને આશરો આપનારૂં છે.

ડાકટર જાર્જ બર્ડવુડ સી. એસ. આઇએ એ ઝાડને આપણા દેશના મહુડાના ઝાડને મળતુંજ કહ્યું છે અને તેના જેવુંજ ઉપયોગી ગણ્યું છે. આ-પણા દેશમાં આરગન ઝાડની રોપણી કરવા માટે કેટલીક તરેહથી કોશીસો કરવામા આવે છે તે કરતાં જ્યાં જરૂર જણાય છે ત્યાં તેને બદલે મહુડા ઉછેરવાની ડાકટર બર્ડવુડ ભલામણ કરે છે. આ ભાગની હવા ને પાણી મ-હુડાને માફક આવેલાં છે એટલે મહુડા સેહેલાઇથી ઉછરી શકશે. પણ આ-રગન ઝાડને આપણા દેશનાં હવા પાણી માફક આવશે કે નહીં તે અજમાવવાનું છે. એ અજમાશમાં કદાપિ નિસ્ફળ ગયા તો આપણી કરેલી મહેનત અને ખરચ નકામું જવાનું. માટે તેમ કરવા કરતાં તેટલી મહેનત અને ખરચ કરી આરગન જેટલાં ઉપયોગી મહુડાં વાવીશું તો ફતેહ મળશે અને ફાયદો થશે એવો ડાકટર બર્ડવુડનો અભિપ્રાય છે. અમારો અભિપ્રાય પણ એજ છે કે જો આરગનનો ઉપયોગ મહુડા કરતાં વધારે ન હોય તો જ્યાં જ્યાં વરસાદ ન આવતો હોય કે દુકાળ પડવાની ધાસ્તીને લીધે ગરીબો-ના ગુજારા માટે એ ઝાડ ઉગાડવાની અગત્ય જણાય ત્યાં ત્યાં મહુડા ઉગાડવા. મહુડાનું ઝાડ પણ ઘણુંજ મજબૂત છે એટલે એકાદ બે વરસ ન આવ્યાથી મોટું થયા પછી નાશ પામશે નહીં પણ હિંદુસ્તાનના જે ભાગમાં મહુડા નથી કે થાય એવા નથી તે ભાગમાં આરગન ઉગે એમ ખાતરી થાય તો ત્યાં એ નવાં ઝાડ વાવવાં એ ફાયદાકારી છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં, ઉત્તર હિંદુસ્તાનમાં, ને એઢીઆમાં મહુડાં જેવુંજ એક મોટું ઝાડ થાય છે તેનાં બીજમાંથી પણ તેલ નીકળે છે. પણ એ ઝાડ ગુજરાતમાં થતું હોય એવું જાણવામાં નથી. બ્રીટીશ બ્રહ્મદેશમાં હાલમાં એ ઝાડ ઉગાડયાં છે. ઇસ્ત ઇન્ડીસના બેટોમાં પણ એ ઝાડ પુષ્કળ થાય છે. એને કેલોફીલમ ઇનોફીલમ કહેછે. દક્ષિણમાં એને પુન કે પુને ઓઢીઆમાં પુનંગ અને ઉત્તર હિંદુસ્તાનમાં સરપુન કહે છે. ગુજરાતમાં એને મળતું એકે ઝાડ જાણવામાં નથી. એ ઝાડનાં બીજમાંથી બીજાં તેલીબીજના પ્રમાણમાં વધારે તેલ નીકળે છે. સુરપુનના એક મણ બીજમાંથી ચોવીશ શેર તેલ નીકળેછે. પણ એ તેલ દવા તરીકે વપરાતું નથી. માત્ર બાળવાના કામમાંજ આવેછે. તે માણસના કે ઢોરના ખ ધામાં પણ આવતું નથી. એ ઝાડનાં લાકડાં વહાણ બાંધવાના કામમાં આવે છે. એ ઝાડ વાવવાની રીત સહેલી છે. ઝાડ ઉપરથી એની મેળે નીચે બીજ પડીને ઉગે છે. એ ઉગેલા છોડવા નાના હોય ત્યારે જ્યાં વાવવા હોય ત્યાં લઈ જઈ વવાય છે. એ ઝાડ દરિયા કાંઠે રેતાળ જમીનમાં વધારે સારી રીતે ઉગે છે. એ ઝાડનો ફેલાવો માત્ર બેજ કારણથી આપણે ઈચ્છીએ; બાળવાના તેલ માટે એના મજબુત લાકડા માટે. કાઠીયાવાડ અને એવાજ બીજા મુલકમાં આવાં આવાં ઉપયોગી ઝાડોનો થએલો જોવાને અમે ઘણા ઇંતેજાર છીએ.



# अमेरिकाखंडनी जुनी वस्ती.

હાલતો આખો અમેરિકા ખંડ ઘણું કરીને યૂરોપિઅન લોકોથીજ ભરેલોછે. જયાં જોઇએ ત્યાં ગોરા લોકનાંજ રાજ અને ગોરા લોકનીજ વસ્તી માલમ પડેછે. જયાં જોઇએ ત્યાં યૂરોપનીજ રીત ભાત, યૂરોપનાજ ધંધા રોજગાર, અને યુરોપનોજ સુધારો જોવામાં આવેછે, અને ટુંકામાં અમેરિકા ખંડ ગોરા લોકનું નિવાસસ્થળ થઈ પડયુંછે; તો પણ વાંચનાર જાણેછે કે તેઓ કાંઈ અમેરિકાના વતની નથી. કોલંબસે આ નવો મહાદ્વીપ શોધી કાઢયો તે પહેલાં યૂરોપના લોક તેનું નામ કે ઠામ કાંઇ પણ જાણતા નહોતા. ઇસવીસન ૧૪૯૨માં અહિંયા એ લોકનું પહેલ વહેલું પગલું થયું, તે પહેલાં અહિંયાં જુદીજ જાતના લોક વસતા હતા. તેઓ તામ્ર વર્ણી અને ઘણું કરીને જગલી સ્થિતિમાં હતા. અને તેમનું યૂરોપિયનોએ ઇંડિયન

નામ પાડયું. એ વેળા તેઓજ આખી ભૂમિના ધણી હતા. હાલ તેઓ ઘણા ખરા નાશ પામી ગયાછે, નાસતાં ભાગતાં હાલ તો તેઓ ખૂણે ખોચરે શોધીએ તો લાખ દોઢ લાખથી વધારે નીકળે એમ નથી. તોપણ એક વેળા તેઓની સંખ્યા આથી હજારો ગણી હશે એમાં કાંઈ શક નથી. એ વેળા આખો ખંડ ઇંડિયનોથીજ ભરેલો હતો અને પીરૂ અને મેક્સિકો જેવે કેટલેક ઠેકાણે તો સુધરેલાં રાજ પણ કોઈ કાળથી સ્થપાઇ ચૂકયાં હતાં.

એ લોકો પ્રથમ અહિંયાં કયાંથી, કયારે, અને શી રીતે આવેલા? આ સવાલ કોઇના પણ મનમાં ઉઠયા વગર રહે એવો નથી, પણ એનો જવાબ આપવો બહુ મુસ્કેલછે. જે મુઠીભર ઇંડિયનો રહ્યાછે તેને તો કેટલાં વર્ષોથી પોતાના જીવનીજ પડીછે ત્યાં પાછલી દંત કથાઓ શી રીતે યાદ રાખે? પીરૂ મેક્સિકોમાં જે કાંઇક સુધરેલા હતા તેને તો આ પરદેશીઓએ કયારના નાબુદજ કરી નાંખ્યાંછે. યૂરોપિયનો આવ્યા તે વેળાજ તેઓએ જો આ બાબતની ખોળ કરી હોત, તો અમેરિકાખંડનો જૂનો ઇતિહાસ કાંઇક હાથ લાગત ખરો; પણ તે લોકો કયાં વિદ્યાની ખોળ કરવા આવ્યા હતા? તેઓ તો, સઘળા વિનાશનું મૂળ જે સોનું, તે જોઇને લોભાઈ અમેરિકામાં લૂટ ફાટ અને ખુન રેજીજ કરવા આવ્યા હતા. લોભી ને ધર્માંધ કાર્ટેઝની ટોળીનાએ કસાઇવેડા ચલાવ્યા હતા તે સંભારતાં કંપારી છૂટેછે, પણ આડી વાતપર ન જતાં એટલુંજ કહેવું બસછે કે સ્પાનિયર્ડ લોકોએ જૂના વતનીઓનો ઇતિહાસ ભણવાની કાંઈ પણ ઈચ્છા રાખી નહિ, અને તેથી તે મળવો અશકયજ હાલ થઇ રહ્યો છે. ફક્ત પીરૂના લોકની એક નાની સરખી દંત કથા રહીછે તે નીચે પ્રમાણે છે.

પીરૂમાં રાજાને ઇંક કહેતા હતા અને રાજકુળના લોકો ઇંક કહેવાતા. ઇંક લોકની એક ન્યાતજ જૂદી હતી અને તે સર્વેથી શ્રેષ્ટ મનાતી તથા સઘળી સત્તા તેમનાજ હાથમાં હતી. એ રાજપૂત્રનો વર્ગ આપણા રજપૂતોની પેઠે એમ માનતો કે અમે સૂર્યથી ઉત્પન્ન થએલા છીએ. તેને માટે એવી દંત કથાછે કે જ્યારે અમેરિકાના લોકોની ટોળીઓ એક બીજા સાથે લડાલડી કરી છેક દુઃખી થઈ જવા આવી ત્યારે સૂર્યનારાયણે દયા આણી પોતાના પુત્ર મનકો કપક તથા પુત્રી મમા આકાલો હવુકો એ બંનેને મૃત્યુ

લોકમાં મોકલ્યાં. તેઓ પ્રથમ ટિટિકાકાના સુંદર સરોવર ઉપર પ્રગટ થયાં અને પછી પોતે સ્ત્રીપુરૂષને સંબંધે રહી બધા લોકને સુખનો માર્ગ બતાવવા લાગ્યાં. પુરૂષે ખેતી તથા હુનર કળા શીખવી, અને શાસ્ત્ર બાંધ્યાં. આપણા મનુની કથાને આ બહુ મળતું આવેછે. સ્ત્રીએ કાંતતાં, વણતાં, ભરતાં, અને બીજા ઘરકામ કરતાં બાઇડીઓને શીખવ્યું. પછી તેઓએ કઝકો નામની જગોએ પોતાની રાજધાની કરી. ઈંકા લોક કહેતા કે અમે આ દેવતાઇ જોડાથી ઉતરેલા છઇએ. આપણા મૂળ રજપૂતોની પેઠે એઓનો ઇષ્ટ દેવ સૂર્ય હતો. રાજમાં મોટાં મોટાં સૂર્યનાં દેવસ્થાનો હતાં. ધર્મનો મોટા આચાર્ય પણ રાજાજ હતો. રાજાને તો સૂર્યનો અવતાર જાણી સઘળા પૂજતા, અને એનું શરીર મહા પવિત્ર ગણાતું. કોઈ પણ માણસ એની રૂબરૂ જોડા પેહેરીને આવતું નહિ. કેટલાક બીજા ધારા પણ હિંદુ લોકને બહુજ મળતા હતા. એ રજપૂતો (ઇંકા) પોતાના કાંન વિંધાવતા અને તેમાં મોટા મોટા સોનાના વાળા ઘાલતા. વળી એ ઇંકા લોક સિવાય બીજા કોઇને શાસ્ત્ર શીખવવાનો અધિકાર નહોતો. વળી જ્યારે રાજા મરી જતો, ત્યારે તેની રાણીઓ તથા નોકરોમાંથી ઘણાંને તેની જોડે પરલોકમાં સેવા કરવાને બળાત્કારે મોકલતા. આ રીતે આપણા બ્રાહ્મણ અને ક્ષત્રી એ બંનેની રીતભાત સામટી એ લોકોમાં આવીને વસી હોય એમ દેખાયછે. કેટલાક એમ ધારે પણ છે કે એ લોકો હિંદુસ્તાનના ક્ષત્રીજ હોવા જોઇએ. રામ સીતાના નામનો તેઓમાં એક ઓચ્છવ પણ હતો. પરંતુ આ વિષય કાંઈ નક્કી કહી શકાતું નથી, કેમકે જૂનો ઇતિહાસ નથી.

આ ઇંકા લોક અમેરિકામાં ક્યારે આવ્યા તે બાબત પણ જૂદી જૂદી અટકળો ચાલેછે. કોઈ કહેછે કે ઇસવીસન ૧૦૨૧માં આવ્યા, અને કોઈ કહેછે કે જળપ્રલય પછી ૫૦૦ વર્ષથીજ તેઓ અહિંયાં આવીને વસ્યા હતા. એ ક્યાંથી આવ્યા અને શી રીતે આવ્યા તે સંબંધી તો કાંઈ દંતકથા પણ નથી. પણ એ લોક ગમે ત્યારે અને ગમે ત્યાંથી આવ્યા હો, પણ તે કાંઈ અમેરિકાના મૂળવતની તો નહોતાજ.

ઇંકા લોક અમેરિકામાં આવ્યા તે વેળા જે લોક વસતા હતા તે કોણ હતા? તેઓ ક્યાંથી આવ્યા હતા? તેઓ કેવી સ્થિતિમાં હતા? આ વિષે તો દંતકથાનું નામ પણ નથી. તે છતાં એ લોકો પોતાની એંધાણી આખા ખંડમાં એવી રીતે મૂકી ગયા છે કે તેઓનાં પરાક્રમ કદી પણ ભૂલાય એમ

નથી. કાર્ડિલેરાસ અને આંડિસના ડુંગરોમાં પીરૂના આખા કિનારા ઉપર, અને વિશેષે કરીને મેકિસકોની ખિજુની પેલી તર્ફ, જ્યાં જોઇએ ત્યાં મિનારાઓ અને મોટાં મોટાં શહેરોનાં ખંડેરો સેંકડોબંધ દીઠામાં આવે છે. કિલ્લા, કોટ, અગાશીઓ, કારંજા, પૂલ, દહેરાંઓ, કબરસ્તાનો, આખા શહેરોનાં શેરો, તથા.સેંકડો માઇલ લાંબા ખાસા ફરસબંધી કરેલા રસ્તાઓ ઠેકાણે ઠેકાણે માલમ પડેછે. દરિયાકિનારે એ ઇમારતો ઇંટની અને પાહાડોમાં પત્થરથી બાંધેલી છે. હાલ એ ખંડેરોની ઉપર મોટાં જંગલનાં જંગલ ઉગી નીકળેલાં છે, પણ ખોદી જોતાં એવા મહાભારત કામો જ્યાં જુએછે ત્યાં માલમ પડે છે. આખા મુલકમાં જાળની માફક એ પ્રાચીન એંધાણીઓ ફેલાઇ રહી છે. એક મોટો આબાદ સુધરેલો મુલક જાણે કોઈ સિદ્ધપુરૂષના શ્રાપથી રસાતળ જઇ બેઠો હોય એવા ભણકારા એ ખંડેરોને જોતાં માણસના કાનમાં વાગેછે.

આવી મોટી ભવ્ય ઇમારતો બાંધી જનારા લોક બહુ સુધરેલા હોવા જોઇએ. આ વિષે તો ઈંકા લોક પણ કાંઈ જાણતા નહોતા. તેઓ એટલુંજ કહેતા કે અમારી પહેલાંના લોકોએ બાંધી છે. ત્યારે આ લોક તે કયા? અમેરિકાના જૂના વતનીઓ તો તેઓ જણાયછે. તેઓ કોણ હતા અને કયારે થઈ ગયા એ વિષે ઇતિહાસ કે દંતકથા કેવળ ચૂપજ છે, પણ ભૂસ્તરવેત્તાઓની શોધથી તે લોકના કાળ સંબંધી કાંઈક આશ્ચર્યકારક અજવાળું મળેછે.

પીરૂવિયન ગ્વાનો એ નામની ઘણીજ ફળદ્રુપ માટી ભૂસ્તરવિદ્યામાં પ્રસિદ્ધ છે. એ માટી જળકૂકડી વગેરે દરીઆઈ પ્રાણીઓનાં મળમૂત્ર શેષ ભાગ, અને ઇંડાંઓ કેટલા કાળ સુધી એકઠાં કચરાઈ જવાથી બનેલી છે. આ વાત પહેલ વેહેલી નામીચા ફિલસુફ હંબોલ્ડે ૧૮૦૪ માં સાબીત કરી આપી હતી, અને ત્યાર પછીથી સઘળા ભૂસ્તરવેત્તાઓએ કબુલ રાખીછે. પીરૂની પશ્ચિમે ચિંકા વગેરે નાના નાના ટાપુઓ છે ત્યાં ૫૦–૬૦ ફુટ સુધી ઉંડાં આ માટીનાં પડ બંધાઇ ગએલાં માલમ પડેછે. આવાં પડ બંધાતા કાળના કાળ જાય એ તો સ્વભાવિકજ છે. હંબોલ્ડેજ બતાવ્યું હતું કે સ્પાનિયર્ડોને આવ્યાને તે વેળા ૩૦૦ વર્ષ થઇ ગયાં હતાં તોપણ તે મુદતમાં એ માટીની થોડીજ લીટીઓ ભાગ્યે બંધાઈ હતી. એક ઇંચની બાર લીટી અને સો વરસે બે લીટી જેટલું પડ ચડે એમ માનીએ તોપણ ૩૬ ફુટનું પડ બંધતાં ૭૨૦૦૦ વર્ષ લાગે. જો સેંકડે એકેકી.લીટી ગણીએ, તો તો

૮૬૪૦૦૦ વરસનો ભયંકર આંકડો આવે. ભયંકર કહેવાનું કારણ એ કે એ વખતે માણસ હતું અને તે વળી સુધરેલી અવસ્થામાં હતું એમ અનુમાન કરવાની નીચલી હકીકત ઉપરથી જરૂર પડેછે. અને તેથી માણસ પેદા થવાને ૭૦૦૦-૮૦૦૦ વર્ષજ થયાં છે એમ જે યૂરોપના ઐતિહાસકો ગણેછે તે બધું ખોટું ઠરેછે. બાકી, એમાં આશ્ચર્ય તો કાંઈ નથી, કેમકે ભૂસ્તરના બધાજ આંકડા હિંદુઓના પુરાણીયુગની પેઠે લાખોને કરોડનાજ સાબીત થાય છે.

હીથ નામના ભૂસ્તરવેત્તાને ચિંકા ટાપુમાં જમીનની નીચે ૬૨ ફુટ ઉપર પત્થરની મૂર્ત્તિઓને વાસણ તથા ૩૫ને ૩૩ ફૂટપર લાકડાની મૂર્ત્તિઓ જડીછે. તેથી સાબિત થાયછે કે આ ૬૨ ફૂટનું પડ બંધાયું તે વેળા માણસ હતું અને ત્યારે તેનો પાષાણયુગ ચાલતો હતો. એથી પણ બીજી શોધ વધારે ચમકાવનારીછે. ટકિસલોની દક્ષિણે ગ્વાનાપી અને ઉત્તરે માકાબી ટાપુઓછે ત્યાં *મમી, પક્ષીઓ, પક્ષીઓનાં ઇંડાં, અને સોના રૂપાના પ્યાલા ૩૬ ફુટની ઊંડાઇએ માલમ પડ્યાં! આ શોધની વિગતવાર હકીકત એ વિદ્વાને ૧૮૭૮ના નવેંબર માસના વિદ્યા કળા વિવેચન નામના અમેરિકામાં છપાતા ચોપાનીઆમાં પ્રસિદ્ધ કરીછે. જો આ વાત ખરીછે તો ૭૨૦૦૦ વર્ષ ઉપર માણસ હતું એ તો સિદ્ધ થયું, અને તેઓજ આ અમેરિકાના જુના વતનીઓ ઠર્યા.



# आ जमानानो सर्वोपरी यंत्र शोधक.

## મિ. ઇડિસન.

આ પુરૂષે આજ કાલ થોડા વખતમાં એવા ચમત્કારિક શોધો કર્યા છે કે તે જોઈ દુનિયાં દંગ થઈ રહી છે. અને એ એક ઝપાટાની સાથે આ જમાનાના સર્વોપરી યંત્રશોધક ઠરી ચૂકયો છે. એણે વાટ, આર્કરાઈટ, સ્ટીવનસન, વગેરે પાછલા જમાનાના સઘળા જગ પ્રસિદ્ધ શોધકોને ભૂલાવી દીધા છે, અને ખરે દુનિયામાં એણે શોધનો એક એવો નવો માર્ગ ખુલ્લો કર્યો છે કે

* મસાલો ભરી દાટી મૂકેલાં મુડદાં. મિસર દેશની પેઠે અમેરિકાના જૂના વતનીઓમાં પણ મુડદાં સંઘરી રાખવાનો ચાલ તથા કળા હતી એ તો બીજે ઠેકાણેથી પણ જણાએલું છે.

રેલ્વે જેવી ચમત્કારી શોધો પણ આગળ જતાં નકામીને જંગલી ગણાય એમ દિસે છે. દુનિયાને નવી જુની કરનારો આ પુરૂષ માત્ર ૩૫ વર્ષનો છે, અને હવે પછી એ શું કરશે તે કાંઇ કહી શકાતું નથી.

એ ન્યુયાર્કનો રહેનાર જાતે એક અમેરિકન ઇંગ્રેજ છે—પ્રથમ એ કોઈ ટેલીગ્રાફ આફ્રિસમાં તારના સંદેશા લઈ જનારો નોકર માત્ર હતો. પછી તેજ આફ્રિસમાં એને કારકુની મળી. પણ એનામાં બુદ્ધિ મહા વિલક્ષણ હતી. જયાંથી વીજળીના સંચા જોયા ત્યારથી તેની બનાવટ તર્ફ એનું મન લાગ્યું. એ ખાઈ પીને તેનો અભ્યાસ તથા પ્રયોગ કરવા માંડ્યો. એણે થોડાજ વખતમાં વીજળી સંબંધી જે ગ્નાન વિદ્વાનો મેળવી ગયા હતા તે સંપાદન કરી લીધું, અને તેના યંત્રોની બનાવટથી પૂરે પૂરો વાકેફગાર થઈ ગયો. એટલું કરી રહ્યા પછી એની મહા પ્રચ્છક બુદ્ધિએ જોયું કે હજીતો વીજળી સંબંધી આપણે કાંઈ જાણતા નથી. એ સંબંધી તો હજી ઘણું ઘણું જાણવાનું છે. તે શોધવા તર્ફ ઇડીસન તન મનને ધનથી લાગ્યો. આ સમે કહેવાય છે કે એને ખાવા પીવાનું પણ પૂરૂં ભાન નહોતું, અને દિવસના દિવસ તે પોતાના પ્રયોગાલયમાં ભરાઈ રહેતો. જ્યારે કેટલીક શોધો કર્યા પછી એણે જાહેરમાં તેના પ્રયોગો કરી બતાવવાનો આરંભ કર્યો, ત્યારે ત્યાંના વિદ્વાનોએ એને એકદમ હસી કાઢ્યો. ઘણા તો કહેવા લાગ્યા કે એ ગાંડો થઈ ગયોછે. ૧૮૭૯ માં જ્યારે એણે જાહેર કર્યું કે વીજળીની વહેંચણ હું કરનારછું ત્યારે ફ્રાન્સનો નામીચો શાસ્ત્રી કૌંટડુમોન્સલ પોકારી ઉઠ્યો કે આ ઇડીસન કોઈ લેભાગુ જણાય છે કે જેને વિદ્યુત્શાસ્ત્રના મૂળતત્વ પણ હજી આવડતાં નથી.

પણ જેને હાથ કાંઈ પણ સત્ય લાગ્યું છે તે જગતના ઉપહાસથી ડરતો નથી. તે તો પોતાની લહેમાં લાગ્યોજ રહેછે. ઇડીસન એમજ કર્યું. એ પોતાના પ્રયોગાલયમાં ખંતથી મંડ્યો રહ્યો, અને થોડા વખતમાં જગતને બતાવી આપ્યું કે તે કેવા મહાભારત શોધની પાછળ લાગેલો હતો. ઉપર કહેલા રસાયનશાસ્ત્રી કૌંટડુમોન્સલનેજ બીજે વર્ષે પારિસ પ્રદર્શનમાં ઇડીસન તર્ફના નમુના આવ્યા તે જોઈ આનંદાશ્ચર્યથી પોતાની ભૂલ કબૂલ કરી સારૂં કહેવું પડ્યું કે વિદ્યામાં ઇડીસને ખરેખરો મહા અગત્યનો શોધ કર્યોછે. કળા કૌશલ્યમાં જે એણે અનેક યંત્રો શોધી કહાડ્યા છે તેનાં નામ ગણાવતાં પણ પાર આવે એમ નથી. આજ સુધીમાં એણે ૩૬૨ જૂદી જૂદી શોધની પેટંટ (સનંદો) મેળવી છે તેમાં વિદ્યુદ્દીપક, (Electric

Lamp) દૂરકર્ણક (Telephone), સૂક્ષ્માકર્ણક (Microphone), અને *વિદ્યુલ્લેખની એ તો એવા ચમત્કારિક યંત્રો છે કે તે જોઈ આખી દુનિયા છક થઈ ગઈ છે, અને તે વડે જગતનો ધંધો રોજગાર તદન બદલાઈ જવાનો સંભવ પાસેછે. આપણા દેશમાં પણ વિદ્યુદ્દીપક ને દૂરાકર્ણક યંત્ર તો આવી ચૂકયાછે.

વિદ્યુદ્દીપક એટલે વીજળીના દીવાથી ન્યુયાર્ક શહેરનો તો દેખાવજ જુદો થઈ ગયોછે. ત્યાંથી અંધારૂં અલોપ થયુંછે, અને રાતને દહાડો ત્યાં રળીયામણું અજવાળું પડ્યા કરેછે. એ કારણથી હાલ શહેરની શોભા એવી વધી ગઈ છે હાલના સમાની ઇંદ્રપુરી જે પારિસ તે લજવાઇને ઝાંખી પડીછે. વળી વીજળીની રોશની ગ્યાસની રોશની કરતાં સોંઘી પડે છે અને તોપણ હજી તેને વધારે સોંઘી કરવાનું કામ ઇડીસને માથે લીધુંછે. હાલ ન્યુયાર્કમાં વિદ્યુદ્દીપક તથા ટેલીફોનના તાર એટલા બધા નાંખવામાં આવ્યાછે કે જાણે શહેરને માથે એક જાળીજ ગુંથી લીધી હોય એમ દેખાય છે, અને એ કારણથી રાહદારીઓને સુરજનો તાપ મુદલ લાગતો નથી. ટેલીફોન હાલ ત્યાં ૮૦૦૦ વપરાય છે. ટેલીફોનની શોધ ઇડીસને કરી તેજ કાળે ઇંગ્લાંડમાં પ્રોફેસર બેલે કરી હતી, અને તેથી પહેલું માન કોને ઘટેછે એ બાબત કાંઇક તકરાર છે.

જે એક સમે તારના કાગળીઆ લઈ રસ્તામાં દોડતો હતો તેને ઘેર આજે સંચાઓ બનાવવાના કારખાનાઓ ધમધોકારે ચાલી રહ્યા છે. એના એક કારખાનામાંથી દર અઠવાડીએ હાલ લગભગ ૨૫ સંચાઓ તૈયાર થઈ નીકળેછે. એ દરેક સંચાથી ૬૦ દીવા પ્રગટાવી શકાયછે, અને તે દરેક દીવામાં ૧૬ મીણબત્તીની દીવા જેટલી રોશની રહેલીછે. બીજું કારખાનું વીજળીના છૂટા દીવા બનાવવાનું છે. ત્યાં ૮૦૦૦૦ દીવા એકી વખતે તૈયાર થાયછે. એ દરેક દીવામાં ૧૬ મીણબત્તી જેટલો પ્રકાશ હોયછે અને તે ૧૬૦૦ કલાક સુધી બળ્યાં કરેછે. ઇડીસનનો એક દીવો ૨૫૦૦ કલાક સુધી બળ્યા કર્યો હતો. તેના એક યંત્રની મદદથી એક વખતે ૧૦૫૦ દીવા સળગ્યા હતા, અને તે સઘળાનું તેજ ૧૬૦૦૦ મીણબત્તીઓ જેટલું માલમ પડયું હતું. તેણે મોટામાં મોટું યંત્ર બનાવ્યું હતું તેનું

* એ વડે વીજળીના સંદેશામાં આપણા હસ્તાક્ષર જઈ શકે છે, અને તેથી આપણા મિત્રોને આપણા હાથનો કાગળ મળ્યા જેટલુંજ સુખ તથા ખાત્રી થાયછે.

વજન ૧૫ ટનનું હતું. તે યંત્ર લંડન મોકલાવવામાં આવ્યુંછે. આવી આ-પબુદ્ધિની મહેનતે ઇડીસન જોતજોતામાં સહેજ તવંગર થઈ ગયોછે અને હજી બહુ થશે.

ઈડીસન ઉપર કહ્યું તે પ્રમાણે વિદ્યુદ્દીપકના મોટા મોટા યંત્રો બનાવેછે ખરો, પણ એને તે પસંદ નથી. ઘણી રોશની આપે એવા મોટા યંત્રો કરતાં તે બધાને ખપ લાગે એવા વીજળીના નાના દીવા બનાવવા તર્ફ વધારે ખંતીછે. એના મનમાં એમછે, કે ગ્યાસના દીવાથી ઉજાસ કાંઇક વધારે આપે પણ કિંમતમાં તેનાથી સસ્તા પડે એવા વીજળીના દીવા બનાવવા, એ વધારે લોકોપયોગી તથા ફાયદાકારક છે. એમ કરવાને પણ તે શક્તિમાન થયોછે, અને હાલ ન્યુયાર્ક ખાતે લાખો રૂપિયા ખર્ચી-ને ગ્યાસના જેવા નળ મૂકવામાં આવ્યાછે, અને તે વડે ઘેર ઘેર ને ઓર-ડે ઓરડે અજવાળું વેચાતું આપી શકાયછે. ઇડીસનની ધારણા તો એમછે કે થોડા વખતમાં ગ્યાસના દીવાઓ જઇને ગામેગામ વીજળીની રોશનીજ થઈ રહેશે.

ઇડીસનને શોધેલા વીજળીના પરાક્રમ એટલેથીજ બસ થતા નથી. જેમ વરાળથી બળ ઉત્પન્ન થાયછે તેમ વીજળી વડે બળ ઉત્પન્ન થઈ શકે અને વળી તે વરાળથી ઘણુંજ જોરાવર એમ એણે સાબીત કરી આપ્યુંછે. એટલુંજ નહિ પણ રોશનીની માફક એ બળ ઘેરઘેર વેચાતું આપી શકાય એવી પણ એણે ગોઠવણ કરીછે, અને તેમ કરી આપનારી એક કંપની ન્યુયાર્કમાં તેનું કામ ચલાવવા લાગીછે. આ શોધની અસર કારીગરીની ઉપર આગળ જતાં ઘણીજ થશે. હરેક કામના કોઈ માણસે, સંચા પોતાના ઘરમાં રાખ્યા હોય તો આ બળ ખરીદ કરી તે પોતાની મેળેજ પોતાનું કામ કરી શકશે. હાલ જે કાપડ વણવા વગેરેના મોટામોટા સંચાઓ છે તેની કાંઈ જરૂર રહેશે નહિ, કેમકે હાલ વરાળ બળ એકજ ઠેકાણે રહી શકેછે, અને તેથી તેને લાયક સંચા મોટા કરવા પડેછે. પણ વીજળીના કારખાના વડે વિદ્યુદ્બળ ઘેરઘેર જોઈએ તેટલું આપી શકાતું હોય, તો તો વણકરોને નાનાં નાનાં યોગ્ય સંચા મળે, તો તે પોતાની મેળેજ ઘેર બેઠા પોતાનું કામ કરી શકે. આપણા દેશી કારીગરીવાળાઓએ આ બે વાતની તપાસ કરતા રહેવું જોઇએ.

ઇડીસનની તૃષ્ણા તો આથી પણ મોટીછે. એ કહેછે કે વરાળ બળને કહાડી વીજળી વડેજ રેલવે ચલાવું ત્યારે હું ખરો. આ વાત નાના

પાયા ઉપર તો ન્યુયાર્ક, બર્લિન વગેરે કેટલેક ઠેકાણે અમલમાં પણ આવી ચૂકીછે. ન્યુયાર્ક ખાતે વીજળીનો રેલવે એવો ઉંચો બાંધેલો છે કે તેની હેઠળથી ટ્રામવે અને બીજી ગાડીઓ પસાર થઈ શકેછે. આ રેલવે ૪૦ મેલ લાંબો બાંધેલો છે. ઇડીસને પોતે પ્રયોગ કરી જોવાને માટે પોતાનો એક નાનો ૦ાા મૈલનો રેલવે બાંધ્યોછે. એ પ્રયોગમાં ફતેહ મળવાથી એણે બીજો ત્રણ મૈલનો બાંધ્યોછે, અને તેમાં ફતેહ મળશે તો તેની પાકી ગણત્રી કરી બીજા દેશો ખાતે વીજળીના રેલવેઓ બાંધવાનું કામ તે પોતાનેજ માથે લેવા ધારેછે. ઈડીસનના રેલવેનું માપ ૩ા ફુટનું અને એન્જીનો ૩ ટન ભારે રાખ્યાછે. દશ દશ મૈલ ઉપર સ્ટેશન બાંધવાં અને ત્યાં વીજળીનો યંત્ર રાખવો કે એન્જિન આવીને વીજળી ખપી ગઈ હોય તેને ઠેકાણે બીજી ભરી લે. ઇડીસનની ગણત્રી પ્રમાણે આ એન્જિનો દર કલાકે ૮ થી ૪૦ મૈલ સુધી દોડી શકશે, અગર જો એના પ્રયોગને માટે બાંધેલા રેલવે ઉપર તો ૧૦૦ મૈલ સુધી તે જાયછે. સપાટ જમીન ઉપર આ રેલવે બાંધવાનો દર મૈલે ૭૦૦૦ રૂપિયાનોજ ખરચ ગણવામાં આવ્યોછે. પણ ખર્ચનો ઘણો ઉગારો તો બાંધવા કરતાં ચલાવવામાંછે. એક હાંકનાર સિવાય બીજા કોઈ માણસનો એમાં ખપ પડતો નથી.

આ બધી હકીકત બેશક બહુ અચંબો ઉપજાવનારી છે. આ ઓ. ગણીસમો સૈકડોજ મહા દેવતાઈ જણાય છે. એણે પોતાની પહેલી વીસી પૂરી થતાંજ કળા કૌશલ્યના એવા ચમત્કાર દેખાડયા કે જેનું સ્વપ્નું પણ પાછલા જમાનામાં કોઇને આવ્યું નહોતું. આગગાડી, ટેલીગ્રાફ, ને ભાતભાતના વરાળ યંત્ર પહેલવહેલા આ સૈકડામાંજ નીકળ્યા, અને તે જોઈ અચંબામાંથી આપણે તો હજી બરાબર મુક્ત થયા નથી, અને બનાવવા કરવાનો તો ખ્યાલ પણ હજી આપણા મનમાં આવ્યો નથી, એટલામાં યૂરોપનો સુધારો ઠેકડો મારી આગળ જવા માગે છે. ખરે હાલ જેમ બળદની ગાડીને આપણે તુચ્છ જંગલી યંત્ર ગણીએ છઇએ, તેમ આગગાડીને પણ ગણાઈ જવાના દહા. ડા પાસે આવ્યા છે. વરાળનો જમાનો ઉતરી વીજળીનો બેસતો હોય એમ જણાય છે. હિંદુસ્તાન કયારે જાગશે ને સુધારાના આ પ્રવાહમાં ખેંચાશે! આપણે તો હજી વિદ્યાકળામાં હતા તેવાને તેવાને તેવાજ તુચ્છ છઇએ, અને યૂરોપ તો આ પ્રમાણે આગળ દોડયું જાય છે. દેશી વિદ્વાનો ઉઠો, તમારી ફરજો સંભાળો ને દેશના લાખો રૂપિયા તમારી કેળવણી પાછળ ખર્ચાય છે તેને પરમેશ્વર પ્રીતે કાંઈ પણ મજરે પાડો । તથાસ્તુ

# आरोग्यरक्षण चामडी.

આરોગ્યરક્ષણનો વિધિ દેખાડતાં પ્રથમજ અમે ચામડીનો વિષય લીધો તે જોઈ સાધારણ વાંચનારને આશ્ચર્ય લાગશે ખરૂં, પણ જેમ જેમ તે આગળ વાંચતો જશે તેમ તેમ, માલમ પડશે કે બેશક ચામડી તો આરોગ્યરક્ષણને ઘણાજ અગત્યની છે. એનો અથવા કોઈ પણ અંગનો રક્ષણવિધિ સમજવા માટે તત્સંબંધી શારીરિક વિદ્યાનું કેટલુંક જ્ઞાન જરૂરનુંજછે, અને તેથી અમે અંગના સહેજસાજ વર્ણન કરીએ તથા તેના ધર્મ સમજાવીએ તેથી ન કંટાળતાં તે ઉપર વિશેષ લક્ષ રાખવું એવી અમારી સર્વે જિજ્ઞાસુઓને પ્રથમ સૂચનાછે.

ચામડીને સાત પડ આપણામાં કહેવાય છે, પણ ત્રણ તો દાકતરોની શોધથી પ્રત્યક્ષ સિદ્ધ થયાં છેઃ—રક્ષકચર્મ, રંગિતચર્મ, અને ત્વચાચર્મ.

રક્ષકચર્મ (Cuticle) એ સાૈથી ઉપલું પડછે—ફોલ્લો થાય છે ત્યારે જે ઉપસી આવેછે તેજ. એ પડની ચામડી પાતળી, પારદર્શક, અને લાગણી વિનાની છે, તથા એમાં લોહીની નસો કોઈ પણ દેખાતી નથી. તેથી એ પડનેજ જ્યારે તજવીજથી કાપી કે છોલી નાંખવામાં આવે છે, ત્યારે લાગતું કે લોહી નીકળતું નથી. રક્ષક ચર્મનું કામ એ છે કે ત્વચાચર્મને બાહ્ય પદાર્થોના ઘર્ષણથી બચાવવું. તેને બાષ્પભવનથી અતિશય સૂકાઈ જવા ન દેવું, તથા વચમાં આવી તેની ઉપર અતિ તિવ્રપણે સ્પર્શજ્ઞાન થતાં અટકાવવું. રક્ષકચર્મ કેવું રક્ષણકર્તા છે તે આપણને જ્યારે કોઈ ઠેકાણેથી તે ઉખડી ગયું હોય છે ત્યારે બરાબર અનુભવમાં આવે છે. ત્યારે માલમ પડેછે કે નીચેનું પડ એવુંતો આળુંછે કે તેને જરાપણ સ્પર્શ થઈ શકતો નથી, અને એટલા સ્પર્શથી પણ મગજને કેવળ વેદના સિવાય બીજું કાંઈ જ્ઞાન થઈ શકતું નથી.

કુદરતની કેવી દયા છે કે હાથેલી તથા પગનાં તળીયાં જે પળે પળે કોઇને કોઇ વસ્તુનો સ્પર્શ કરવામાં રોકાએલાંજ છે, ત્યાંનું રક્ષક ચર્મ જન્મથીજ જાડું કરેલું છે, અને જેમ જેમ ત્યાં ઘર્ષણ વધારે થતું જાય તેમ તેમ તેમ તે વધારે કઠણ અને જાડું થતું જાંય એવો તેનામાં ગુણ મૂકેલો અને સ્ત્રી જેવી કોમળ જાતિની પણ આંગળીનું ટેરવું ભરવા સીવવાના બહુ અભ્યાસથી કેવું કઠણ થઈ જાય તે સર્વેને જાણ્યામાં છે.' નખ એ પણ એક

આ રક્ષકચર્મનું વધારે દૃઢ થએલું રૂપ છે, અને તેમાં સ્પર્શજ્ઞાન નથી એ આપણે સર્વે જાણીએ છીએ.

રંગીત ચર્મ એ પોચું, માવા જેવું અને નીચલા તથા ઉપલા પડની વચમાં વચમાં આવેલું છે. એમાં પણ રક્તરજ્જુઓ કે જ્ઞાનતંતુઓ નથી.

રંગીત ચર્મનો વિશેષ ઉપયોગ હજી બરાબર જાણ્યામાં આવ્યો નથી, પણ માણસોનો કાળો ગોરો રંગ એના ઉપર આધાર રાખે છે. જેમ એ પડનો રંગ કાળો, તેમ એની જાડાઈ વધારે માલમ પડે છે. એ કારણથી યૂરોપિયનોમાં એ પડ ભાગ્યેજ ઓળખાય એવું અને હબસી લોકમાં ઘણું દળદાર હોય છે.

ત્વચાચર્મ એ ઉપલા બે પડની નીચે તે બંનેથી જાડું, અને ચરબીની ઉપર આવેલું છે. એમાં નાના નાના રક્તરજ્જુ જ્ઞાનતંતુઓ એટલાબધા અનંત આવેલ છે કે જાણે એ ચર્મ તેનુંજ બનેલું હોય એમ દેખાય છે. સોયની અણી સરખી પણ શરીરના ગમે તે ભાગમાં ઘોંચીએ તો દુઃખ લાગી લોહી નીકળ્યા વિના રહેતું નથી. તેનું કારણ એજ છે કે ત્વચાચર્મમાં જ્યાં જુઓ ત્યાં રક્તરજ્જુ ને જ્ઞાનતંતુ કોઇને કોઈ આવેલો જ હોય છે. આ રક્તરજ્જુ ને જ્ઞાનતંતુ કેટલા બારીક તેનો વિચાર પણ તમે કરી શકશો નહિ.

ત્વચાચર્મના શરીરમાં ચાર કર્તવ્ય છે. ૧ પરિસ્વેદન રૂપે લોહીમાંથી બગડી ગએલા પદાર્થનો ઉત્સર્ગ (Exhalation) એટલે શરીરમાંથી તેને બહાર કાઢી નાંખવો—૨ શરીરના ઉષ્ણતામાનનું સમતોલન કરવું—૩ બહારના પદાર્થોનું ચોષણ (absorption) એટલે ચૂસીને શરીરમાં ગ્રહણ કરવું—૪ સ્પર્શજ્ઞાન એટલે બાહ્ય પદાર્થનો સ્પર્શ થયાથી તેનું જ્ઞાન મગજને પહોંચાડવું.

પરિસ્વેદન ક્રિયા બે રીતે ચાલે છેઃ—દૃશ્ય અને અદૃશ્ય. દૃશ્ય એટલે પરસેવાનાં ટીપાં બહાર આવતાં જણાય છે, ત્યારે તો બધા તેને દેખી શકે છે; પણ જે પરિસ્વેદન અદૃશ્ય ચાલેછે તેનો પૂરેપૂરો ખ્યાલ થોડાનેજ હશે. કેટલાકતો અદૃશ્ય પરિસ્વેદન થાય છે એ વાતજ જાણતા નથી, અને તેમની ખાત્રીને સારૂ અમે કહીએ છિયે કે અદૃશ્ય પરિસ્વેદન પાણી ન થતાં વરાળરૂપેજ બહાર નીકળી હવાની સાથે મળી જાય છે. જો તમારા શરીરના કોઇ પણ ભાગ ઉપર આરસીનું પૃષ્ટ થોડા વખત સુધી રાખશો, તો ત્યાંથી ખસેડીને તુર્ત જોતાં તેની ઉપર વરાળનાં બુંદ વળગેલાં તમને પ્રત્યક્ષ માલમ પડશે.

એક દિવસમાં એક માણસના શરીરમાંથી આ અદૃશ્ય પરિસ્વેદનદ્વારે કેટલો બધો મળ નીકળી જાય છે તે તમે જાણશો ત્યારે આશ્ચર્યજ પામશો, પણ તે ખરેખરી દાકતરોએ અનુભવથી સિદ્ધ કરેલી વાત છે. સાન્કટોરિયસ નામના પુરૂષે દરરોજ ત્રીશ વર્ષ સુધી પોતે જે ખાતો પીતો તથા મળોત્સર્ગ કરતો તે તોળી જોયું હતું, અને તે ઉપરથી તેને માલમ પડયું કે ૮ શેર બોજ અન્ન પાણીનો શરીરમાં આવતો તેમાંથી ૩ શેર ઝાડા પિશાબવાટે અને ૫ શેર પરસેવો થઈ નીકળી જતો. આ પ્રયોગમાં કસર એ હતી કે શ્વાસો શ્વાસની ક્રિયાવડે જે પદાર્થ નિરંતર શરીરમાંથી નીકળી જાયછે તેનો હિસાબ એમાં ગણવામાં આવ્યો નહોતો. માટે લેવોઈઝવર નામના પ્રસિદ્ધ ફ્રેંચ રસાયન શાસ્ત્રીએ પોતાના એક મિત્રની સાથે મળીને જૂદી રીતના પ્રયોગ આરંભ્યા. હવાની આવ જા ન થઈ શકે એવા પદાર્થનો એક કોથળો બનાવી તેમાં એક મિત્રને બેસાડી તે સીવી લીધો, અને તેનાં મોં સાથે એક નળી એવી ચોટાડી રાખી કે તેમાં થઇને તેનો શ્વાસોશ્વાસ કોથળાની બહાર નીકળી જાય, પણ પરિસ્વેદનથી જે વરાળ નીકળે તે કોથળાની કોથળામાંજ રહે. પછી કેટલાક વખત કેડે કોથળા સહિત તે માણસને તોળ્યો, અને જેટલું વજન ઓછું થઈ ગએલું માલમ પડયું તેટલું ફેંફસાંની માર્ફતે નીકળી ગયું એમ સિદ્ધ કર્યું. ત્યાર પછી કોથળામાંથી કાઢી તે માણસને તોળ્યો, અને જોયું કે એટલા વખતમાં એનો ભાર કેટલો ઓછો થયો છે. હવે જે એ માણસના તોલમાં ફેર માલમ પડ્યો તેમાંથી ફેંફસાંમાંથી નીકળી ગએલો ભાર બાદ કરતાં જે રહ્યું તે પરસેવાનું માપ છે એમ સાબીત થયું. આ રીતના કેટલાક પ્રયોગોથી લેવોઇઝરે નિશ્ચય કર્યો કે પ્રત્યેક મિનિટે માણસના શરીરમાંથી ફેંફસાંવાટે ૭ ગ્રેન, અને ચર્મદ્વારે ૧૧ ગ્રેન (એટલે ૨૪ કલાકમાં ૩૩ ઔંસ) મળોત્સર્ગ થાય છે.

આ ગણત્રીમાંએ કદાપિ કાંઇ અજાણ્યા કારણથી ફેર રહ્યો હશે, તોપણ જ્યારે આપણે વિચાર કરીશું, કે પરસેવાને નીકળવાનું એકજ અંગ નહિ, પણ શરીરનું પ્રત્યેક છિદ્ર છે, ત્યારે એ આંકડો આપણને બહુ મોટો નહિ જણાય. વળી એ પણ યાદ રાખવાનું છે કે માણસ માણસની પ્રકૃતિ, આહારવિહાર, અને વાતાવરણાદિક ઉપાધિઓના કારણથી, તેમાં એટલો ફેર પડી જાયછે કે એ આંકડો કાંઈ બધાને લાગુ પડી શકતો નથી. જમ્યા પછી, ઊંઘમાં, ચોળ્યા મસળ્યાથી, અને સૂકી ગરમ હવામાં વધારે; અને

જ્યારે પાચનશક્તિ મંદ પડી ગઇ હોય ત્યારે તથા ભેજવાળી હવામાં ઓછો પરસેવો થાયછે,

આતો અદૃશ્ય પિરસ્વેદની વાત થઈ. તાપ અથવા શ્રમ મહેનતથી જે પરસેવો છુટેછે તેતો એથી બેશક વધારેજ છે. મજબૂત માણસ એક કલાકજ ખરેખરી શ્રમ કસરત કરે, તો તેના શરીરમાંથી બશેર ત્રણશેર પાણી તેટલાજ વખતમાં નીકળી જાયછે.

આવા અગત્યની આ પરિસ્વેદનક્રિયા શા કારણથી મંદ પડી જાય છે, તથા તેમ થવાથી શા માઠા પરિણામ થાયછે તે હવે જોઇએ. ચામડીને જ્યારે ટાઢનો ઝપાટો લાગેછે, ત્યારે તેમાં રક્ત રજ્જુઓ જે આપેલી છે તે સંકોચાઇ જઇ લોહી મધ્યેના લાલ રજકણોને તે ત્યાં આવવા દેતી નથી. આ કારણથી ચામડી ફીકી, ખધાએલી, અને પોતાનું કામ કરવાને ઘણે દરજ્જે નાલાયક થઈ જાયછે. સ્પર્શશક્તિ પણ ઓછી થઈ જાયછે. પણ આટલેથીજ ખરાબીનો છેડો આવતો નથી. લોહીના રજકણોમાં જે મળ અથવા વિકૃત પદાર્થ રહેલો છે તે બહાર નીકળવા પામી ન શકવાથી શરીરમાંજ ફરતો રહેછે. હવે જો આ મળ શરીરમાં રહે, તો લોહીને બગાડી નાંખી ઘણી ખરાબી કરી નાંખે, અને તેથી ઇશ્વરની એવી રચના છે કે મળોત્સર્ગની જે બીજી ઇંદ્રિયો છે તેને એ વધારાનું કામ ઘણું કરીને કરવું પડેછે. આંતરડાં, ગુર્દા (Kidneys), કલેજું, અને ફેફસાં એ ચર્મની સાથે મળીને હમેશાં મળોત્સર્ગનું કામ કર્યા કરેછે. ચામડી જ્યારે ઉપર કહ્યું તે રીતે પોતાની તર્ફનું કામ કરવાને અશક્તિમાન થાયછે, અને તે કામ કેટલું બધું છે તેનો તો આપણે હિસાબ કાઢી ચૂક્યા છઇએ, ત્યારે આંતરડાં, ગુર્દા, કલેજું, અને ફેફસાં ઉપર ભારે બોજો આવી પડેછે, અને જો તે અસાધારણ મજબૂત નથી હોતાં તો તે રોગીષ્ટ થઇ જાય છે. ચોમાસામાં વધારે પિશાબ છુટેછે તેનું કારણ પરસેવો ઓછો થઈ ગયોછે એજ છે. પાણીમાં વધારે ફરવા હરવાથી ઝાડો લાગે એમ તો ઘરડાંઓ કહેતાંજ આવેછે. જો ફેફસાં નબળાં હોયછે, તો એ સરદીના વખતમાં ઉધરસ થાય છે, અને વખતે ક્ષયી રોગનો પાયો નંખાય છે. આ બધાનું ખરૂં કારણ એ અંગોના વિકારમાં રહેલું નથી, પણ એ છે કે શરદીથી ચામડીની પરિસ્વેદન ક્રિયા મંદ પડી ગઈ છે. એ પ્રમાણે ચામડીના સહાયી મળોત્સર્ગક અંગજ દુ:ખી થાય છે એટલું નહિ, પણ બીજા અધિકાર

ઘુળા અંગપણુ વખતે (sympathy) સમભાવના ધર્મથી રોગમાં ફસાઈ પડેછે. જો સ્નાયુઓ નબળી હોયછે તો સંધિવા, અને જ્ઞાનતંતુઓ નબળા હોયછે તો માથું દુખવા, વગેરેના તેને લગતા રોગો થાયછે.

પરસેવાથી લોહીમાંનો મળ નીકળી જાયછે એટલુંજ નહિ, પણ ચામડી નરમ તથા સ્નિગ્ધ થઇ રહેછે, અને તેથી એના જે જે ધર્મ છે તે બજાવવાને તે વધારે શક્તિમાન થાયછે.

હવે, ચામડી આપણા શરીરનું ઉષ્ણુતામાન શી રીતે જાળવી રાખે છે તે જોઇએ. નિરંતર આપણા શરીરમાં કેટલીક ક્રિયાઓથી ઉષ્ણુતા ઉત્પન્ન થયાં કરે છે. અને કેટલીક ક્રિયાઓથી તે ખપી જાય છે. જ્યાં સુધી ગરમીની પેદાશ ને ખપત સરખીને સરખી રહે છે, ત્યાં સુધી માણુસનું શરીર આરોગ્ય રહે છે. હમેશના માપ કરતાં ગરમી વધતી કે ઓછી થઈ ગઈ કે તુર્ત તનદુરસ્તીમાં બિગાડ થાય છે. માટે આપણા શરીરનું ઉષ્ણુતામાન કાયમ રહેવું એ ઘણીજ અગત્યની વાત છે, અને તે સારૂ પરમેશ્વરે આપણા શરીરનો સંચો એવી અજબ રીતનો બનાવ્યો છે કે માણુસ ગમે તો ભઠ્ઠીની પાસે જઇને બેસે કે બર્ફમાં ચાલે, શાહરાના ધગધગતા રણુમાં ખરે બપોરે મુસાફરી કરે, કે ઉત્તર ધ્રુવ તર્ફના મુલકો જ્યાં પાણી ઠરી ગએલું હોય છે ત્યાં જઇને વસે, પણ એના લોહીનું ઉષ્ણુતામાન એનું એજ રહે છે. મનુષ્ય દેહના આ ચમત્કારિક ધર્મને લીધેજ તે સાર્વભોમવાસી થઈ શકે છે. એમ જો ન હોત, તો જ્યાં જન્મ્યો ત્યાંજ તેને પોતાની જિંદગી પૂરી કરવી પડત. ગરમ દેશમાં જાત તો લોહી ઉકળીને, અને ઠંડા દેશમાં જાત તો ઠરીને, તે તત્કાળ ત્યાં મરણુ પામ્યા વિના રહેત નહિ.

આ પ્રમાણે ઉષ્ણુતામાનને જાળવી રાખનારાં સાધન બે છે:— ચામડી અને ફેફસાં. આપણે બેઠા અથવા સાધારણુ હરતા ફરતા હોઇએ છઇએ, ત્યારે શરીરમાં જે ગરમી ઉત્પન્ન થાય છે તે અદૃશ્ય પરિસ્વેદનથી બહાર નીકળી જાય છે. પણ જ્યારે ભારે મહેનત કરવામાં આવે છે, ત્યારે શરીરમાં વિશેષ ગરમી ઉત્પન્ન થાય છે. અને તેને નીકળી જવા માટે વિશેષ સાધનોની જરૂર છે. તેથી ફેફસાં વધારે ચંચળ થઈ ઝપાટાબંધ વધારે શ્વાસ બહાર કાઢવા લાગે છે. અને તેમ જ ચામડીમાંથી પરસેવાના ફૂવારા છૂટે છે. આમ થવાથી વધારાની ગરમી આપોઆપ શરીરમાંથી નીકળી જાય છે.તેમજ ઉન્હાળામાં વધારે તાપ પડવાથી શરીરમાં વધારે ગરમી પે-

સે છે, ત્યારે પણ તે એજ રીતે બહાર નીકળી જાય છે. જ્યારે આસપાસની હવા બહુ ઠંડી હોય છે, ત્યારે પણ આપણા શરીરની ચામડી તેનું ઉષ્ણુતામાન ઘણું કરીને કાયમજ રાખે છે. તેનું કારણ એ છે કે જેમ જેમ ચામડીની ઉષ્ણુતા બહારના વાતાવરણના સ્પર્શથી ઓછી થતી જાય છે, તેમ તેમ શરીરમાંની ગરમી ત્યાં આવી તેને પોતાના મિજાન ઉપરજ રાખવાનો પ્રયત્ન કરે છે. એવે સમે હમેશ કરતા શરીરમાં ગરમી વધારે ઉત્પન્ન થાય છે, અને પરિસ્વેદન મંદ પડી જવાથી તેનો તે કામમાં ઓછો ખપ પડે છે. શિયાળામાં મહેનત કરવાનું તથા ગરમી પેદા કરે એવા પદાર્થો ખાવાનું મન થાયછે એ સ્વાભાવિકજ છે, કેમકે એ સમે શરીરમાં વધારે ગરમી પેદા કરવાની જરૂર છે, અને તે કુદરત પોતાની મેળે માગી લેછે.

ચોષણ ક્રિયા ચામડીમાં કેટલીક એ કામ કરનારી રજ્જુઓ આવેલી છે તે વડે થાયછે. એને ચોષણ રજ્જુઓ કહીએ. જો ઉપલાં બે પડ ન હોય, તો તો ચામડીને જે જે પ્રવાહી પદાર્થોનો સ્પર્શ થાય તે બધા આ રજ્જુઓવડે શરીરમાં ચુસાઇ જાય. આ બે પડ છે, તોપણ તેમાં થઇને એ એ રજ્જુઓ કેટલુંક ચોષણ વખતે કરી શકેછે. પારાની ઓષધિઓ શરીરપર ઘસીને લગાડવામાં આવેછે, તો તેની અસર પેટમાં પણ વખતે થએલી માલુમ પડેછે. જમાલગોટા જેવા સખ્ત જુલાબનાં તેલ શરીરપર ઘસ્યાથી પણ માણસને જુલાબ લાગેછે. હવા તથા પાણીમાં ઘણીવાર રહેવાથી તેમાંના કાંઇ અંશ આપણા શરીરમાં ચુસાઇ જાયછે એમાં કાંઇ શક નથી, પણ કેટસે દરજ્જે તે હજી મુકરર થયું નથી. એક દાક્તરે પ્રયોગ ખાતર એક ઘરોળીને કેટલાક દિવસ સુધી ભૂખી રાખી બહુજ સૂકવી નાંખી, અને પછી એક પાણીનું વાસણ ભરી તેમાં પૂછડી તથા પાછલા પગજ બૂડે એવી રીતે કેટલાક વખત સુધી લટકાવી રાખી, તો તેનું આખું શરીર પાછું હતું તેવુંજ હૃષ્ટપુષ્ટ થઇ ગયું.

ચામડીનું ઉપલું પડ ખસેડી નાંખવાથી તો ચોષણક્રિયા ઝપાટાબંધ ચાલેછેજ. બળેલી કે, ફોલ્લાવાળી આળી ચામડી ઉપર ઝેરી ઔષધી ચોપડવાથી ઘણીવાર મૃત્યુ થએલાં છે. કોઈ વખત તાવના રોગમાં કવીનાઇનની પિચકારી મારવામાં આવે તે ખાધા કરતાં પણ વધારે સારી અસર કરે છે તેનું કારણ એજ કે ચોષણ રજ્જુઓની માર્ફત તુર્ત લોહીમાં તે કવીનાઇન ફરતું થાય છે. ઝેરી જાનવરોના ડંસથી માણસ મરણ પામે છે

તે પણ આ ચોષણ રજ્જુઓની ક્રિયા વડેજ. હવામાં ઉડતા રોગ તે શ્વાસ માર્ગે તેમજ ચામડીમાં થઇને પણ શરીરમાં પેસી શકેછે; મેલેરિયા એટલે વનસ્પતિના કોહ્વાવાણથી નીપજતું ઝેર શ્વાસ કરતાં પણ સ્પર્શદ્વારે વધારે પેસેછે એમ જાણવામાં આવ્યું છે. આ ઉપરથી પણ ચામડીને બને ત્યાંસુધી ઢાંકી રાખવાનું એક વિશેષ કારણ મળેછે. નાહાવા ધોવાની ચોખાઇ ન રાખવાથી ચામડી ઉપર જે મેલ એકઠો થાય છે તેનું પણ ઝેરી સત્વ આ ચોષણ રજ્જુઓની માર્ફતે પાછું શરીરમાં પેસી જાયછે.

સ્પર્શજ્ઞાન ચામડીમાં જ્ઞાનતંતુઓ આવેલા છે તેની માર્ફતે થાયછે. એ જ્ઞાનતંતુઓ નખ અને વાળ સિવાય બધે ઠેકાણે શરીરમાં જાળની પેરે સર્વત્ર પથરાઇ રહેલા છે. જો સ્પર્શજ્ઞાન ન હોત, તો આપણા શરીરને શું થાયછે તેનું કાંઇ પણ આપણને ભાન રહેત નહિ, અને વખતે તે બળીને કે છુંદાઇને નાશ થઇ જાત ત્યાંસુધી પણ આપણે કાંઇ જાણત નહિ. એક દર્દી જેના હાથપગના જ્ઞાનતંતુઓ છેક મરી ગએલાં હતાં, તેની આગળ ઉકળતા પાણીનું વાસણ પડેલું હતું. તેમાં તેણે એક પગ બોળ્યો ત્યારે કાંઈપણ લાગ્યું નહિ, પણ તેમાંથી કાઢીને જોયછે તો પગે એક મોટો ફરફોલો થઈ આવેલો. આ ઉપરથી સમજાશે કે સ્પર્શજ્ઞાન કેવા અગત્યનું છે. જેમ ગરમીનું, તેમજ ટાઢનું પણ સમજવું. જો ટાઢ વાયછે એ વાતનું જ્ઞાન આપણને આ તંતુઓની માર્ફતે થતું ન હોત, તો આપણે ગફલતથી ઠંડી હવામાં એટલીવાર સુધી બેસી રહેત, કે પરિસ્વેદન ક્રિયાજ બંધ પડત એટલું નહિ, પણ આખા શરીરની ગરમી ધીમેધીમે ઓછી થઈ આપણે વખતે મરણ પણ પામત.

આ ઉપરથી માલમ પડશે કે ચામડીનાં પરિસ્વેદનાદિક ચારે કર્મ કેવાં અગત્યનાં છે. એ ચાર કામ કરવાને લાયક સદા આપણા શરીરની ચામડી રહે તે માટે આપણે બહુજ કાળજી રાખવી જોઇએ, કેમકે એમ જો નહિ કરીએ, તો ચામડીજ નહિ પણ શરીરનો આખો સંચો ધીમે ધીમે બગડી ખરાબ થઈ જાય, અને પરિણામે દુઃખદાયક રોગોની સાથે મરણજ નીપજે.

પ્રથમ અગત્યની વાત તો એ બાબતમાં એ છે, કે પરસેવાથી જે મેલ નીકળે છે, તે ઠરીને ચામડી ઉપર એકઠો થવો ન જોઇએ. એ મેલ એકઠો. થવાથી શરીરનાં છિદ્ર પૂરાઈ જઇ ચામડીમાંથી બેમાલુમ પરસેવો

નીકળતો બંધ પડેછે, અને તેમ થયું એટલે લોહીમાંના વિકૃત પદાર્થો તેમાં ને તેમાંજ કાયમ રહી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાયછે. બીજું ચામડી પર ચોહોંટી રહેલો મેલ પણ ચોષણ ક્રિયાથી પાછો લોહીમાં જતો રહેછે.

શરીરને સ્વચ્છ રાખવામાં સંભાળથી દરરોજ નાહાવું ધોવું એ આપણી પહેલી ફરજ છે. નાહાવું તે નામનું—એક ક્રિયા દાખલજ નહિ,—પણ ચોળી મસળીને શરીરનો સઘળો મેલ નીકળી જાય એ રીતે નાહાવું જોઇએ. સાબુ અથવા તેવી હરકોઇ વસ્તુ મેલને કાપે એવી હોય તે શરીરપર ખૂબ ચોળી, શરીરના સાંધા વિગેરે જે ભાગમાં પરસેવો બહુ થવાથી મેલ ઘણો થાયછે, તે ભાગ વિશેષ કાળજીથી ચોળી ચોળીને સાફ કરવા. પાણીની કસર કરવી નહિ. નાહી રહ્યા પછી એક મોટા ખરબચડા અંગુચ્છાવડે આખા શરીરને ખૂબ ઘસી ઘસીને લૂછવું. એ ઘર્ષણથી ચામડી ઉપરનો મેલ નીકળી જાયછે એટલુંજ નહિ, પણ નીચેની સ્નાયુઓમાં લોહી ભરાઈ ચામડી તથા પોતાનું કામ કરવાને વધારે યોગ્ય થાય છે.

નદીના કે દરીયાના બહોળા પાણીમાં નાહાવાનું બની શકે તો, એના જેવું બીજું કાંઇ સારૂં નથી. જીવતા પાણીના પ્રવાહથી મેલ એની મેળે ઘસાઈ જાયછે, અને શરીરના છિદ્રોનાં મોં બહુજ સારી રીતે ઉઘડેછે. પણ નદીએ કે ઉઘાડામાં કોઇપણ ઠેકાણે નાહાતી વખતે ઠંડા પવનનો સપાટો ચામડી ઉપર લાગે એમ હોવું જોઇએ નહિ. ટાઢું પાણી ખમાઇ શકે, તો તે કાંઈ શરીરને નુકશાન કર્તા નથી, પણ ઉલટું ચામડીને કઠણ અને મજબૂત કરનાર છે.

ઓછામાં ઓછું એક વારતો દરેક માણસે દહાડામાં નહાવુંજ જોઇએ, અને ગરમ દેશમાં તો બે વાર નહાય તો વધારે સારૂં એમ દાક્તરો ભલામણ કરેછે; કેટલાક આળસુ માણસ છે કે ઠંડીના વખતમાં પરસેવો થતો નથી, તે વખતે કાંઈ હમેશાં નહાવાની જરૂર નથી, પણ આ તેઓની મોટી ભૂલ છે. આપણે પાછળ દેખાડી ગયાછિયે કે શિયાળામાં પણ બે માલુમ પરસેવો તો પુષ્કળ થયાજ કરે છે, અને તેથી મેલ કાઢી નાખવા દરરોજ નહાવું જોઇએ અને તે પણ ઉપર કહ્યું તે પ્રમાણે ચોળી ઘસીને પુષ્કળ પાણીએ.

શરીરશુદ્ધિને માટે નહાવું એજ બસ નથી. કપડાં પણ સાફ રાખવાં જોઇએ. પરસેવામાંથી જે મેલ નીકળે છે તે લૂગડામાં ભરાઈ જાય છે, અને તેમાંથી પાછો તે શરીરમાં સોષણ ક્રિયાવડે દાખલ થઇ શકેછે. માટે જેમ ચામડીને

તેમજ તેની ઉપર સ્પર્શ કરીને રહેતાં લૂગડાંને પણ દરરોજ ધોઇને સાફ રાખવાં જોઇએ. નાહીને નવાં નિર્મળ વસ્ત્ર ધારણ કરવાં એવો જેઆપણો પ્રાચીન આચાર તે ઘણોજ ડહાપણ ભરેલો છે, પણ હાલ તે નામનોજ આપણામાં રહેલો જણાય છે. કેટલાક લોક દરરોજ ધોએલાં ધોતીયાં પહેરે છે, અને તે બહુ સારૂં છે. પણ જેમ ધોતીયું, તેમજ ઓછામાં ઓછું બદન તો દરરોજ બદલવુંજ જોઇએ. અસલ આપણા લોક ધોતીયાં પહેરતાં અને અંગવસ્ત્ર ઓઢતા તેથી તે બંનેને દરરોજ ધોવાનો આપણામાં રિવાજ ચાલે છે, પણ હાલ આપણે બદન પહેરતા થયા છઇએ અને તેથી તેને પણ ખસુસ સાફ રાખવાંજ જોઈએ. અંગરખો ચામડીથી કાંઇક દૂર રહેછે તેથી તેને પાંચ સાત દહાડે બદલીએ, તો ચાલે, પરંતુ બદનતો ચામડીને સ્પર્શ કરી આખો દહાડો રહેછે, અને તેને જો મેલ ચોંટી રહે તો તે શરીરમાં પાછો ચૂસાઇ ગયા વિના રહેજ નહિ. પણ આ બાબત આપણા લોકોની ચાલ ઉલટીજ છે. અંગરખો બદલવાની કાળજી રાખેછે તેટલી બદન બદલવાની રાખતા નથી, કેમકે તેઓ સમજેછે કે એ કોણ દેખેછે, પણ શરીર કે વસ્ત્રની નિર્મળતા રાખવી તે કાંઇ લોકને બતાવવાને માટે નથી, પણ પોતાનું આરોગ્ય જાળવવાને માટે છે. માટે બદનતો ખસુસ દરરોજ બદલવાં. ધોબી પાસેજ તે ધોવડાવવાનો કાંઇ જરૂર નથી. બલ્કે આર નાંખેલું કપડું ચામડીના સ્પર્શમાં હમેશાં રાખવા કરતાં ઘરનું દરરોજ ધોવાતું બદનજ વધારે ફાયદાકારક છે.

પહેરવાનાં કપડાં નહિ, પણ સૂવાનાં બિછાનાં પણ સાફ રાખવાં જોઇએ. પાથરવાની ચાદર તથા રાત્રે ઓઢવાનું અંગવસ્ત્ર એતો ધોતીયા બદનની પેઠે દરરોજ ધોવાં એ વાતની આપણા લોકને કાંઈ સમજ નથી. દહાડા કરતાં રાત્રે ઉંઘમાં એ માલમ કે ખુલ્લો પરસેવો વધારે થાય છે, અને તેથી તે વેળા શરીરના છિદ્રો વધારે ઉઘડેલાં હોવાથી તે માર્ગે ચાદર કે અંગવસ્ત્રનો મેલ લોહીમાં પેસી જવાની વધારે દહેશત છે. ગોદડાં તળાઇ પણ ઘણાં મેલાં થઈ જવાં ન જોઇએ, અને તેને માટે ઉત્તમ રસ્તો એછે, કે દરરોજ સવારમાં તેને તડકે લટકતાં રાખવાં. એમ કરવાથી સૂરજની ગરમીવડે તેને લાગેલો પરસેવો ઘણોખરો ઉડી જશે.

શુદ્ધિની સાથે શરીરને ઢાંકયું રાખવાની પણ ઘણી જરૂરછે. જે વેળા શરીરમાંથી પરસેવો માલમ કે બે માલમ વધારે નીકળતો હોય છે, તે વે-

જાએ ચામડી ઉપર ઠંડો પવન લાગેછે, તો તેનાં છિદ્રો સંકોચાઇને બંધ થઈ જાય છે, અને તેમ થવાથી તેમાં તાજું લોહી આવતું બંધ પડે છે, ચામડીનો રંગ ફીકો પડી જાય છે, પરિસ્વેદનદ્વારે મળોત્સર્જન થતું નથી, અને તેમ થવાથી લોહીના વિકૃત પદાર્થો લોહીમાંજ રહી જઇ અનેક રોગને (પાછળ કહ્યું તે પ્રમાણે) ઉત્પન્ન કરે છે. આવા વિનાશકારી ઠંડા પવનનો સપાટો ન લાગે તેને માટે કસરત વિગેરે કોઇ પણ કારણથી પરસેવો થતો હોય તે વેળા ખસુસ સંભાળ રાખવી, અને બીજે વખતે પણ શરીર ઢાંકયું રાખ્યાથી એ દહેશત દુર થાય છે, કેમકે ઠંડો પવન એકાએક કયારે આવી પડશે તેનો કાંઇ નિર્ધાર નથી. અલબત્ત આ વાતની સંભાળ રાખવાની ઠંડા મુલકોમાં અથવા શિયાળામાં વિશેષ જરૂર છે, તોપણ સર્વ સ્થળે તથા સર્વ કાળે ચામડી ઉપર કપડાં રાખવાં એ ફાયદાકારકજ છે. કપડાં ઠંડીને તેમજ ગરમીને પણ શરીરમાં પેસતી અટકાવે છે, ઉન્હાળામાં કપડાં પહેરી રાખવાથી પરસેવો તો વધારે થાય છે, પણ તેથી અંદર શરીર કેવું ઠંડુ રહેછે તે સર્વને અનુભવસિદ્ધ વાત છે. વળી "મેલેરિયા" વગેરે ઉડતા રોગના પરમાણુઓ શરીર ઉપર વસ્ત્ર હોય છે, તો તે અંદર થોડાંજ પેસી શકેછે. ગરમ દેશમાં સૂતરનાં કપડાં ચામડીના રક્ષણને માટે ઘણું કરીને બસછે, પણ ફલાનલ નામના ગરમ કપડાનું બદન પહેરી રાખ્યું હોય તો તો તે વધારે સારૂં છે, અને ચોમાસા શિયાળામાં તો તે ખસુસ વાપરવુંજ. સૂતર કરતાં ઉન વધારે મંદ વાહક હોવાથી શરીરમાંની ગરમી બહાર કે બહારની ગરમી અંદર જવા થોડીજ પામે છે. ફલાનલ પહેરવી તો તે ચામડી ઉપરજ પહેરવી એ ઉત્તમ પક્ષ છે.

આપણા લોક નાનાં બાળકને ઘણું કરીને ઉઘાડાંજ રાખેછે, એ મોટી ભૂલ છે. બાળક જન્મે છે ત્યાંથી કેટલાક માસ સુધીતો તેને સારી પેઠે હમેશાં ઢાંકયું ઢુંમ્યું રાખવાની ઘણીજ જરૂર છે, કેમકે આ સમે તેના શરીરમાં ગરમી થોડી હોય છે, અને જો ટાઢમાં ઉઘાડું રાખ્યું હોય, તો તે જલદી બહાર નીકળી જાય છે. નાનપણમાં બાળકો ઘણાં મરે છે, તેનું આ એક મોટું કારણ છે.

તે છતાં હદપાર વધારે કપડાં ડિલપર રાખવાથીએ નુકસાન થાય છે. જોઇએ તે કરતાં વધારે પરસેવો થયાથી શરીર નાકોવત થઇ જાયછે, અને કેટલાક રોગનાં પણ મૂળ રોપાય છે. માટે શરીરને ટાઢ ન વાય અને

તેમ પ્રત્યક્ષ પરિસ્વેદન જોઇએ તે કરતાં વધારે ન થાય, એ બે વાત ઉપર લક્ષ રાખી દરેક માણસે પોતાના અંગ ઉપર લૂગડાંલત્તાં રાખવા એ સ્વાભાવિક નિયમજ શાસ્ત્ર પક્ષે પણ સુખાકારી ભરેલો માલમ પડે છે.

ચામડી ઉપર સૂરજના અજવાળાની અસર કેવી લાભકારી છે તે ખાણમાંજ ઘણો વખત રહેનારા માણસોના ફીકા નબળાઈ ભર્યા દેખાવ ઉપરથી તુર્ત સમજાઈ આવે છે; શેહેર કરતાં ગામડાના લોકનાં મોં લાલબુન જેવાં દેખાય છે. તેનું એક કારણ એ પણ છે કે તેઓ આખો દહાડો સૂર્યના અજવાળામાંજ કામ કરે છે. વનસ્પતિની વૃદ્ધિમાં છાંયડો એ કેવો વિઘ્નકર્તાછે તે સઘળા ખેડુતો જાણેછે, અને કેટલાક છોડતો છાયામાં ઉગીજ શકતા નથી. મતલબ કે વનસ્પતિ તથા પ્રાણીના જિવન ઉપર સૂર્યના કિરણ સારી અસર કરે છે, અને તેથી દિવસમાં અમુક વખત આપણા શરીરની ચામડી ઉપર સૂર્યના કિરણો પડે એ ઘણું લાભકારક છે.



# मननी शक्तिओनुं प्रथक्करण.

સુશિક્ષિત મહેતાજીઓ સઘળા જાણેછે કે તેમનું કામ જ્ઞાન આપવા કરતાં મનની શક્તિઓ કેળવવી એ વધારે છે. આપેલું જ્ઞાન મોડું વહેલું જતું પણ રહે, અને (એમ બને તો નહિ, તો પણ) કદાપિ બધું હમેશાં યાદ રહ્યું, તો એ તે બધા માણસને વ્યવહારી કામમાં ક્વચિત્જ ખપ લાગેછે. ઇતિહાસ ભૂગોળનીજ નહિ, પણ રસાયન તથા પદાર્થ વિજ્ઞાનની પરમ ઉપયોગી બાબતો પણ સંસાર વ્યવહારના કામમાં થોડીજ બધા માણસને દરરોજ કામમાં આવેછે. પણ જો મનની શક્તિઓ કેળવાઇ જરૂરી થઈ હોયછે, તો તે પળે પળે અને દરેક પ્રસંગે માણસને મહા લાભકારી થઈ પડેછે. એજ કારણથી કોઈ વખત ઘણું ભણેલા માણસ વેદીયા ઢેર, અને સાધારણ ભણેલા જગતમાં મહા યશસ્વી થઈ આવેછે.

મનની સઘળી શક્તિઓમાં અવલોકન શક્તિ એ સૌથી પહેલી અને બધી કેળવણીનો મૂળ પાયો છે. બાળક જન્મેછે ત્યારે તે કેવળ અજ્ઞાન હોયછે. સામી મસાલ બળતી હોયછે તેનું પણ તેને ભાન હોતું નથી. એ અવસ્થામાંથી નીકળી તે ધીમે ધીમે સમજતું, બોલતું અને વિચાર કરતું

થાયછે. આ સમજ, બોલી, અને વિચાર તેનામાં શીરીતે આવ્યાં તે આપણે તપાસી જોઇશું, તો માલમ પડશે કે એ બધાનું મૂળ અવલોકન શક્તિછે. આ વાતની ખાત્રી થવા બાળકમાં કેવી રીતે જન્મ્યા પછી જ્ઞાન આવવા માંડેછે તે લક્ષ પૂર્વક તપાસીએ.

પ્રથમ બાળકની આગળ દીવો ધરીએ, ત્યારે તેને ઉપર કહ્યું તે પ્રમાણે તેનું કાંઈ ભાન હોતું નથી, પણ આંખની ઇંદ્રિય તેનું કામ કરવા કુદરતી રીતે મંડી જાયછે, એટલે, દીવાના કિરણો આંખમાં પેસી તેની કીકી ઉપર પોતાની છાપ પાડેછે. અને તે જ્ઞાન તંતુઓ દ્વારે મગજમાં જઈ પહોચે છે. પણ આ પહેલુંજ દર્શન હોવાથી બાળકને તે સમજાતું નથી, રસ લાગતો નથી. અને તેનું લક્ષ તે તરફ ખેંચાતું નથી. પણ આમ વારંવાર થાયછે, ત્યારે દશ વીશ દહાડા પછી તેને દીવો જોઇ આનંદ લાગવા માંડે છે, તે તરફ લક્ષથી તે જોતા શીખેછે, અને બીજા પદાર્થો કરતાં કાંઇક આ જુદુંછે એમ તેને સમજાવા માંડેછે.

હવે દીવો જોઇ એ હરખાય છે; જેમ દીવાને ફેરવીએ તેમ એ પણ પોતાની નજર તે તરફ ફેરવે છે, અને અંધારૂં કરીએ તો એને નઠારૂં લાગેછે. સૂતાં સૂતાં દીવા તરફ ન્યાળ્યા કરવું એ એનો આ સમે એક મોટો આનંદ છે. હવે દીવો ઓળખતાં શીખ્યું, એનું નામ દીવો, દીપક, કે "લાઇટ" છે એ તો અલબત્ત હજીએ જાણતું નથીજ, પણ વસ્તુના નામ જાણવા એતો ભાષા જ્ઞાન થયું, અને આપણે તો અહિંયા વસ્તુનું જ્ઞાન મનમાં ને મનમાં શી રીતે ઉત્પન્ન થાયછે તેનો વિચાર કરીએ છીએ.

આજ પ્રમાણે બીજી ઇંદ્રિયો પણ જાગૃત થઈ ધીમે ધીમે પોતપોતાનું કામ કરતાં શીખેછે. કાનના ઢોલ ઉપર અવાજ તો મૂળથીજ પડેછે, પણ કેટલાક અભ્યાસ કેડેજ તેને માલમ પડેછે, કે આ ઘુઘરો વાગે છે, આ માણસ બોલેછે, અને આ તો મારી માનોજ અવાજ છે. આ કડવું છે, આ ગળ્યુંછે, અને આ તીખું છે, એનો ભેદ એને ધીમે ધીમેજ સમજાય છે. આ ભીનુંછે, આ ઉનું છે. આ કઠણ છે, આ પોચુંછે, આ મારી માનોજ ખોળો કે હાથછે તેની એને ધીમે ધીમે સમજ પડવા માંડેછે. દુર્ગંધ સુગંધનું જ્ઞાન આવતાં એથી પણ વધારે વાર લાગે છે, પણ જ્ઞાનનો ઉદય બધી ઇંદ્રિયોથી એકજ પ્રકારે થાય છે. ઇંદ્રિયો સાથે બાહ્ય વસ્તુ-

એનો સંબંધ થવો જોઇએ, અને ઘણીવાર એવો સંબંધ થવાથી એક વસ્તુ બીજી વસ્તુને કંઈ બાબતમાં મળતી અને કંઈ બાબતમાં જુદી છે તે જ્યારે જાણવામાં આવે છે, ત્યારેજ તે વસ્તુનું જ્ઞાન થયું એમ કહેવાય છે.

આ પ્રસંગે શબ્દ જ્ઞાનની જરૂર માલમ પડેછે. એક વસ્તુના ઉલટા-સુલટા ગુણ જાણી તેનું વિશેષ સ્વરૂપ ઓળખ્યું, તે સમે તે સંયુક્ત વિચારને એકપણામાં હમેશાં યાદ રાખવા તેનું નામ પાડવામાં આવે છે, અને તે શબ્દ કરીને કહેવાયછે. આ શબ્દ બાળક પોતાના માબાપની બોલી ઉપરથી શીખી લેછે, અને તે શીખતાં એને ઘણો આનંદ થાયછે, કેમકે એના મનમાં એક વસ્તુ વિશે અનેક વિચારો તો પોતાની અવલોકન શક્તિથી ઉત્પન્ન થયાછે, અને તે બધાને એકપણે મનમાં કેમ ગોઠવી રાખવા તેની ગુંચવણમાં હતું તે સમે આ એક શબ્દ હાથ લાગવાથી એનો ઘણો પરિશ્રમ સરળતાથી દુર થાયછે. તોપણ શબ્દ જ્ઞાનવિના મનમાં વિચારોની ઉત્પત્તિ થાયજ નહિ એમ કદી સમજવું નહિ. એમ હોય, તો તો બેહેરાં ને મૂગાં માણસો જન્મ્યાં તેવાંજ હમેશાં અજ્ઞાન રહે, પણ આપણે જોઇએ છીએ કે કોઈકોઈવખત બીજા કરતાં પણ એવા માણસોના વિચાર તથા મનની શક્તિઓ વધારે ખીલેલી માલમ પડે છે.

આ ઉપરથી સાબીત થાયછે કે માણસમાં જ્ઞાન ઉત્પન્ન થવાનો જે માર્ગ ઇશ્વરે નિર્માણ કરી મૂકયોછે તે એક એજછે કે બાહ્ય વસ્તુઓ સાથે ઇંદ્રિયોનો લક્ષ પૂર્વક સંબંધ થવો જોઇએ. એને રૂપદર્શન (Perception) અથવા અવલોકન શક્તિ કહેછે. આપણે ઝીણવટથી વિચાર કરી જોઇશું તો માલમ પડશે કે અવલોકન એ આપણા તમામ જ્ઞાનનો મૂળ પાયો છે એટલુંજ નહિ, પણ બીજી સઘળી મનની શક્તિઓ પણ માત્ર અવલોકન અને સ્મરણનાજ વિવિધ ભેદ છે. ઉપમાન–મુકાબલા શક્તિ (Comparison) એ કાંઇજ નથી પણ એક વસ્તુના અવલોકન જ્ઞાનને બીજી વસ્તુના અવલોકન જ્ઞાનપાસે મૂકીને તપાસવું. દૂધનું અવલોકન કરતાં તે ધોળું છે એમ માલમ પડેછે, અને પતાસું ધોળું છે એમ પૂર્વે અથવા તે કાળે અવલોકન કરવાથી, આપોઆપજ મનમાં વિચાર ઉઠેછે કે આ બાબતમાં દૂધ અને પતાસું એ બંને સરખાં છે. તેમજ દૂધ ધોળું એ કાળી શાહી

કરતાં જૂદા રંગનો પદાર્થ છે, એ જ્ઞાન પણ અવલોકનનુંજ સ્વાભાવિક પરિણામછે. આ ઉપરથી સ્પષ્ટ છે કે ઉલટસુલટ મુકાબલો એ અવલોકન શક્તિનોજ એક ભેદ છે, અથવા તેની ઉપરજ તે પોતાની યથાર્થતાને માટે ઘણો આધાર રાખેછે.

મુકાબલો થયો એટલે જાતિદર્શન (Classification) સ્વાભાવિક રીતેજ મન કરવા મંડી જાયછે. ઉલટાં સુલટા ગુણોનું જેમ જેમ વધારે અવલોકન કરવાની શક્તિ આવતી જાયછે, તેમ તેમ વર્ગણી વધારે સૂક્ષ્મ પડતી જાયછે. આપણે બહુ દૂરથી જોતા હોઇએ, ત્યારે એટલુંજ માલમ પડે કે કોઈ પદાર્થ છે ખરો. કાંઇક પાસે જતાં તેની હાલચાલ દેખાતાં આપણે અનુમાન બાંધીએ કે તે કોઈ પ્રાણી છે. તેથી કાંઈ વધારે પાસે જતાં માલમ પડે કે એ માણસ છે; અને જ્યારે બહુ નજદીક આવે, ત્યારે એતો સિપાહી અને ઓળખતા હોઇએ તો કાસમખાં સિપાહી છે એમ પણ આપણે કહી શકીએ છિએ. કાસમખાં, સિપાહી, માણસ, પ્રાણી, અને પદાર્થ એ જે જૂદા જૂદા વિચારો આપણા મનમાં ઉઠયા તેનું કારણ એજ છે કે આપણા અવલોકનમાં વત્તી ઓછી સૂક્ષ્મતા રહેલી હતી. જેમ જેમ વધારે સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકીએ, તેમ તેમ વર્ગણી વધારે સૂક્ષ્મ થતી જાયછે. બે ઘેટાં સાધારણ માણસને સરખાં દેખાયછે, પણ ભરવાડ તે બંનેને ઓળખી પાડેછે. તેનું કારણ એજ કે એનું અવલોકન સૂક્ષ્મ છે. બાળક આ પાંદડું છે એટલુંજ કહી શકેછે, પણ પીપળાનું કે વડનું તે જાણી શકતું નથી તેનું કારણ એજ છે કે બીજા પદાર્થો કરતાં પાંદડામાં ખાસ ગુણો કયા છે તે એણે અવલોકયા છે, પણ પીપળાના તથા બડના પાંદડાંનો હજી એણે મુકાબલો કર્યો નથી.

ગુણદર્શન (Abstraction) એ માત્ર જાતિદર્શનનોજ એક ભેદ છે. ગુણોનો મુકાબલો એજ તોલન અથવા અનુમાન શક્તિ છે. આ પ્રમાણે પ્રાપ્ત થએલાં રૂપ તથા ગુણનાં વિવિધ જ્ઞાન મનમાં સ્થાયી રહેવાં, તેનું નામ સ્મરણશક્તિ, અને તે બધાના સંમિશ્રણથી એક નવો ઘાટ ઉત્પન્ન થવો તે કલ્પના શક્તિ કહેવાયછે.

આ રીતે જોતાં મનની સઘળી શક્તિઓનો આધાર અવલોકન શક્તિ ઉપરજ છે, અને અગર જો એ પ્રત્યેક શક્તિઓને કેળવવાના પ્રકાર કાંઈ કાંઈ જૂદાછે, તોપણ અવલોકન શક્તિને કેળવવી એ સઘળી શક્તિઓને

કેળવવા બરાબર કેટલેક દરજ્જે થઈ પડેછે. માટે એ શક્તિ કેમ કેળવાય તેનો કાંઈક વિચાર હવે પછી કરીશું.



# एक प्राचीन विद्यालयनो अपूर्व महीमा.

ઇસવીસનની છઠી સદી ગઇછે. અપૂર્વ ઉત્સવ, વિપુલ સંપત્તિ લઇને સાતમી સદીએ ભરતખંડમાં પ્રવેશ કર્યોછે. એ સમયે ભારતનો હાલના જેવો મલિન વેશ નહતો, દીનતા હીનતાનો આવેશ નહતો, શોકનો ઉચ્છ્વાસ, નિરાશાનો આર્ત્તનાદ, કોલારાની કરાળ છાયા કંઈજ નહતી. એ સમયે ભારત પ્રફુલ્લ, સ્વાધીનતાના બળમાં બલવાન, ધન-સંપત્તિના મહિમામાં ગૌરવાન્વિત હતું. એ સમયે આર્ય-કીર્ત્તિ પૂર્ણતા પામી હતી. આર્ય સભ્યતાથી જગતમાં અતુલ્ય દર્શન-શાસ્ત્રની સૃષ્ટિ કરી હતી, મનોહર કવિતા વલ્લીના ઉપર મધુમય કુસુમવિકાસ પામ્યાં હતાં, મહારાજ હર્ષવર્દ્ધન શિલાદિત્યના શાસન-મહિમાથી ભારતભૂમિ વિપુલ સંપત્તિ-શાલિની થઈ હતી; માહારાષ્ટ્ર રાજ મહાવીર પુલકેશના વીરત્વથી ભારતની વીરત્વ-કીર્ત્તિ ઉજ્જવલતર થઈ પડી હતી, અને નલિંદમાં ભારતીની અપૂર્વ પૂજાથી ભારતનો ગૌરવ ચોતર્ફ પસરેલો હતો.

નલિન્દામાં વેદમાતા ભારતીની આ પૂજા ભારતની એક પ્રધાન કીર્ત્તિ છે. નલિન્દા ગયાની પાસેછે. કોઈ કોઈ હાલના બડગાવને પ્રાચીન નાલંદા કહીને નિર્દેશ કરેછે. ગમે તેમ હો, નાલંદા બૌદ્ધોનું પરમ પવિત્ર તીર્થસ્થાન જાણીને પ્રસિદ્ધછે. કહેવાનું આછે કે, એ સ્થાનમાં એક આંબાનો બગીચો હતો, કોઈ ધનાઢ્ય વણિકે એ બુદ્ધને આપ્યો. બુદ્ધ એ આંબાના બગીચામાં કેટલોક કાલ રહ્યો હતો. કાલ-સહકારે એ સ્થાનમાં એક વિદ્યાલય સ્થાપન થઈ ભિન્ન ભિન્ન સમયના ધર્મ-પરાયણ બૌદ્ધ ભૂપતિયોની દાનશીલતાથી ક્રમે ક્રમે એ વિદ્યા મંદીર સંપ્રસારિત અને ઉન્નત થઈ ઉઠયું. નાલન્દાનું વિદ્યા મંદિર એ સમગે સમગ્ર ભારત વર્ષમાં સર્વ પ્રધાન બૌદ્ધ વિદ્યાલય જાણીને પ્રસિદ્ધ હતું. બૌદ્ધોના અઢાર ભિન્ન ભિન્ન દલના દશ હજાર શ્રમણ અહીંયાં રહીને ધર્મશાસ્ત્ર, ન્યાય, દર્શન, વિજ્ઞાન, ગણિત, સાહિત્ય, અને ચિકિત્સાદિ વિદ્યા આલોચના કરતા. મનોહર વૃક્ષવાટિકામાં આ મહા પરિશોભિત હતી. છ ચાર માળાની હવેલીમાં શિક્ષાર્થીગણ રહેતા. ભિન્ન ભિન્ન વિષય-

માં ઉપદેશ આપવાને માટે એકસો ઓરડા હતા. એ સિવાય શાસ્ત્રીને પરસ્પર સંમિલનને માટે વચમાં ઘણાક મોટા મોટા ઓરડા સુસજ્જિત હતા. મહારાજશિલાદિત્ય શિક્ષક અને શિક્ષાર્થીઓને ખાવાનું, પેહેરવાનું અને ઔષધાદિનું સર્વ ખર્ચ આપતો. નગરની ગડબડ અહીંઆં શાંતિભંગ કરતી નહતી. સંસારિક પ્રલોભન એઓની પવિત્રતા વિનષ્ટ કરવાને સમર્થ થતી નહતી. શિક્ષાર્થીઓ આ પવિત્ર શાંતિ-નિકેતનમાં પ્રશાંતભાવે શાસ્ત્ર ચિંતામાં રહેતા. નાલન્દાનું પવિત્ર વિદ્યાલય કેવળ બહારની ખુબસુરતીનેજ માટે પ્રસિદ્ધ નહતું. અભ્યંતરીણ સૌન્દર્યમાં પણ એણે વિશેષ ખ્યાતિ મેળવી હતી. એના શિક્ષકો જ્ઞાનમાં અને અભિજ્ઞતામાં પ્રસિદ્ધ હતા. અને એના શિક્ષાર્થીઓએ શાસ્ત્રાલોચના અને શાસ્ત્ર-ચિંતામાં પ્રતિપત્તિનો સંચય કર્યો હતો. એ પ્રસિદ્ધ વિદ્યા-મંદિરના પ્રધાનઅધ્યાપકનું નામ શીલભદ્ર હતું. એ કેવળ વયમાં વૃદ્ધ હતો એટલુંજ પણ શાસ્ત્રજ્ઞાન પણ વૃદ્ધ મણીને સાધારણોની આગળ સંમાનિત હતો. સર્વ શાસ્ત્ર એના આયત્ત હતા. અસાધારણ ધર્મપરતાથી, અસાધારણ દૂર દર્શિતાથી અને અસાધારણ અભિજ્ઞતાથી એ વર્ષીયાન પુરૂષને નાલંદાની પવિત્ર વિદ્યાલયમાં અલંકૃત કર્યા હતો.

ચીનનો પ્રસિદ્ધ મુસાફર હિઉએન્થસઙ્ એ સમયે ભારત વર્ષમાં આવ્યો હતો. તે ભારતીની આ લીલા ભૂમિમાં જવાને નિમંત્રિત થયો. હિઉએન્થસઙ્ વિનમ્રભાવે નિમંત્રણ ગ્રહણ કરીને નાલંદામાં આવ્યો. વિદ્યાલયમાં પ્રવેશ સમયે બસો જ્ઞાન-વૃદ્ધ શ્રમણે પોતાના પ્રસિદ્ધ અતિથિને યથોચિત માનની સાથે લીધો. એના પછવાડે ઘણા બૌદ્ધ, કોઇએ રેશમી છડી પકડીને, કોઇએ નિશાન ઉડાવીને, કોઇએ ગંભીર સ્વરથી, અતિથિની પ્રસંશા ગીતિ ગાઇને તેને સેંકડો ગુણે મહીયાન કરી મૂક્યો એવા આદર અને સંમાનની સાથે હિઉએન્થસઙ્ વિદ્યાલયના અધ્યક્ષની આગળ આવ્યો. શીલભદ્ર વેદી ઉપર બેઠો હતો. હિઉએન્થસઙ્ વેદીની સામે આવીને વિનય નમ્રતાની સાથે વર્ષીયાન પુરૂષને અભિવાદન કર્યા, ત્યારથી હિઉએન્થસઙ્ શીલભદ્રની શિષ્ય-શ્રેણીમાં દાખલ થયો. જે ચીન સામ્રાજ્યમાં સર્વ પ્રધાન તત્વવિત જાણીને પૂજિત થયેલ હતો, દેશ વિદેશમાં પરિભ્રમણ કરીને નાના વિષયમાં અભિજ્ઞતા મેળવી હતી, સાધારણમાં જેની લોકાતીત જ્ઞાન-મહિમાની આગળ અવનત-મસ્તક થતા, તે આજ જ્ઞાન-સંચય

કરવાને વાસ્તે ભારતીની આ પવિત્ર લીલા-ભૂમિમાં ભારતના આ અભિજ્ઞ પુરૂષનો શિષ્ય થયો. ભારતનો આ માહાત્મ્ય આજે કોણ સમજશે?-વૈદેશિક સભ્યતા-પંકલ ભૂમિમાં કોણ આજ આ આર્ય-કીર્તિનું ગુણગાન કરશે? વિદ્યાલયનો એક ઉત્કૃષ્ટ ઓરડો હિઉએનથસહને આપવામાં આવ્યો. દશ માણુસ તેના અનુચર અને બે શ્રમણ રોજ તેની સેવાને માટે નિયુક્ત થયા. મહારાજ શિલાદિત્યે તેના સર્વ ખર્ચનો ભાર લીધો. હિઉએનથસડ્ સર્વનો આદરણીય થઇને પાંચ વર્ષ સુધીના લન્દાની વિદ્યાલયમાં રહ્યો. પાંચ વર્ષ સુધી મહા પ્રજ્ઞ શીલભદ્રના પાદ-મૂલમાં બેસીને પાણિનિનું વ્યાકરણ, ત્રિપિટક અને બ્રાહ્મણોના સમુદ્રય શાસ્ત્ર અધ્યયન કરીને, અભિજ્ઞતા મેળવી. હાલ આ પવિત્ર-વિદ્યા-મંદીરનો પૂર્વતન સૌન્દર્ય નથી. કાળના કઠોર આક્રમણથી વિદેશીય અધિપત્યના પ્રભાવથી ભારતીની આ લીલાભૂમિ હાલ ભગ્ન દશામાં પડીછે.



# मायानी गुफा.

યૂરોપખંડમાં પ્લેટો નામનો એક પ્રખ્યાત તત્વજ્ઞાની અસલના વખતમાં થઈ ગયોછે. એને એશિઆના લોકો અફલાતુન એ નામથી ઓળખેછે. એ યુનાન દેશમાં સર્વોપરી ફિલસુફ ગણાતો હતો, અને હાલના જમાનામાં પણ એ પ્રતાપી પુરૂષની કીર્તિ તેવીને તેવીજ પ્રકાશી રહીછે. એ તત્વવેત્તાનો 'રીપબ્લિક' નામનો એક ઉત્તમ ગ્રંથ વાંચતાં ઉપલા વિષય ઉપર કેટલુંએક ઘણુંજ સુંદર અને યોગ્ય લખાણુ અમારા જોવામાં આવ્યું; તેનો થોડોએક સાર અત્રે ઉતારી લેવાનો ઇરાદો રાખીએ છઇએ, કેમકે એમાં એક ઘણુંજ રસ ભર્યું ચિત્ર આપ્યુંછે અને તે ચિત્રની માંહે સમાવેલા વિચાર ગૂઢ તથાપિ આપણા લોકોથી ઘણા શ્રમ વિના સમજાય એવાછે. એમાં આ સંસાર વિષે માણુસનું મન જે રીતે બંધાએલું તથા પરમજ્ઞાનથી દૂર રહેલુંછે તેનો મુકાબલો એક ગુફામાં પડેલા માણુસના સ્થિતિ સાથે કર્યોછે, અને એ બંનેનું મળતાપણું આપણે જેમ જેમ વિચાર કરીએ છઇએ તેમ તેમ વધારે ને વધારે માલમ પડેછે.

ધારો કે પૃથ્વીની નીચે એક ગુફા જેવા આશ્રમમાં માણુસો વસેછે. એ ગુફાનું મોં અજવાળા તરફ ખુલ્લુંછે. તેમાંથી અજવાળું આવીને ગુ-

ફામાં બધે પસરી જાયછે એમાં જે મનુષ્યો વસેછે તે એ બારણાને પીઠ કરીને બેઠાછે; અને તેમના પગે તથા ડોકે એવી રીતની જન્મથી બેડી પડેલીછે કે તેઓથી હાલી ચાલી શકાતું નથી; તથા તેઓ સન્મુખ સિવાય કોઈ તરફ પણ નજર કરી શકતા નથી. તેઓની પછવાડે બહુ દૂર જમીન ઉપર દેવતા બળેછે ત્યાંથી એ ગુફામાં અજવાળું આવેછે અને એ દેવતાની તથા એ બંધીવાનોની વચ્ચે ઉપર ચઢવાનો એક રસ્તોછે. એની બાજુ ઉપર વાડના જેવી એક દિવાલ બાંધી લીધેલી છે. એ દિવાલ આગળથી બીજા માણસો ભાતભાતના યંત્રો અને પત્થર, લાકડા તથા બીજા પદાર્થોની બનાવેલી માણસોની તથા બીજા પ્રાણીઓની પ્રતિમાઓ લઇને ચાલ્યા જાયછે. તેમાંના કેટલાએક માંહોમાંહે વાત કરેછે, અને કેટલાએક મૂન્ય ગ્રહીનેજ રસ્તો કાપ્યા જાયછે. પણ એ બધું કાંઈ પેલા બંધીવાન પ્રત્યક્ષ જોઈ શકતા નથી. તેઓ તો ગુફાની સામી બાજુ ઉપર પેલા દેવતાને લીધે જેજે ઓળા પડેછે તે સિવાય પોતા વિષે કે પારકા વિષે કાંઈ જાણી શકવાના નહિ, કેમકે પેલી બેડીને લીધે તેઓ પોતાનાં ડોકાં ફેરવી શકતા નથી. તેઓની પાસે અને અંગ ઉપર જે જે વસ્તુઓ છે તેનું પણ એજ પ્રમાણે જાણવું. તેઓ કોઈ પણ ખરેખરી વસ્તુ નહિ, પણ તેનો પડછાયોજ દેખવાના.

હવે જો એ બંધીવાનોને પરસ્પર વાત કરવાની શક્તિ હશે, તો તેઓ જે જે જોશે તેનાં અલબત્ત નામ પાડશેજ. પણ જો હવે એ કારાગ્રહની સામી બાજુએ પડઘો પડતો હશે, તો જ્યારે એમાંથી કોઈ એકાદું બોલશે ત્યારે બીજા બધા એમજ ધારશે કે આપણી સામા જે પેલી છાયા દેખાય છે તેજ બોલેછે. ટુંકામાં એ બંધીવાનો છાયાઓનેજ સત્ય કરીને માનશે.

પછી ધારો કે કોઈ માણસ દૈવયોગે એ બેડીથી છૂટો થયો, અને ફરીને પાછળ દેવતા તરફ જોવા લાગ્યો. ત્યારે શું જે પદાર્થોની માત્ર પ્રથમ છાયાજ જોતો હતો તેને પ્રત્યક્ષ જોવાથી એની આંખ ઝંખવાઈ નહીં જાય? અને તે સમયે જો કોઈ એને કહે કે તું પ્રથમ તો માત્ર છાયાજ જોતો હતો અને હવે જે જોયછે તેમાં વધારે સત્ય રહેલુંછે, તો શું એ છૂટેલો બંધીવાન ગભરાટમાં નહિ પડે, અને એને એમ નહિ લાગે કે પ્રથમ જે હું જોતો હતો તેમાંજ વધારે સત્યતા રહેલી હતી? એ પ્રસંગે જો કોઈ એને બળાત્કારે પેલા ભડકાની સામા જોવડાવે, તો એની આં-

ખમી દરદ થયા વિના કેમ રહેશે, અને એ આંખ મીચી દીધા વિના કેમ રહેશે? પેહેલાં જે છાયા દેખતો હતો તે તરફ ફરીને એજ સત્ય અને સ્પષ્ટછે એમ કહ્યા વિના કેમ રહેશે? તેમાં વળી એ વખતે કોઈ એને ઘસડીને ઉપર લઈ જઈ સાક્ષાત સૂર્યના અજવાળામાંજ આણીને મૂકે, તો તે ચીડવાઇને લડવાજ માંડશે, અને એની આંખમાં ઝાંખ લાગ્યાથી હમણાંજ જે વસ્તુઓ સત્ય કહેતો હતો તેને પણ જોવાને અશક્તિમાન થશે.

એમ ઉપર ગયા પછી કેટલેએક કાળે ધીમે ધીમે મહાવરાથી એ આપણી પેઠે જોતાં અને તેની મઝા લેતાં શીખશે એ વાત ખરી. પ્રથમ તો એ છાયાઓને સ્પષ્ટ જોતો થશે; પછી પાણીમાં માણસ તથા પશુઓના જે પડછાયા પડેછે તે તરફ નજર માંડીને જોઈ શકશે અને પછી સઘળી વસ્તુઓ તરફ જોવાની શક્તિ આવશે. એટલો અભ્યાસ થયા પછી રાત્રે તે આકાશ તરફ તથા તારા અને ચંદ્ર તરફ જોતો થશે. એટલો બધો અભ્યાસ થયા પછી કેટલેએક કાળે સાક્ષાત્ સૂર્ય તરફ જોવાને શક્તિમાન થશે, ત્યારે એ દેદિપ્યમાન મૂર્તિના ગુણોચ્ચાર કરશે, અને જાણશે કે તાપનું, ટાઢનું, રૂતુઓનું, વનસ્પતિઓનું, અને એવા બીજા ઘણાં સુખોનું કારણ તો એજછે.

હવે એ જાણશે કે ખરૂં જ્ઞાન તો અહિંયાજ છે, અને આજ સુધી તો કેવળ અંધારામાંજ હું કૂટાતો હતો. એ સમયે જો કદાપિ એને એના પૂર્વ આશ્રમનું તથા ત્યાંના જ્ઞાનનું, ત્યાંના સુખનું, ત્યાંના માન મરતબાનું, અને ત્યાંના સાથીઓનું કોઈ સ્મરણ કરાવશે, તો એને કંપારી છૂટ્યા વિના કેમ રહેશે? એના સાથીઓની સ્થિતિનું સ્મરણ થતાંજ તેઓ ઉપર કેવી શાંત અને ગંભીર દયા ઉત્પન્ન થશે? ત્યાંના સુખ એને કેવાં તુચ્છ લાગશે? ત્યાંના માનનો એ કેવી જુસ્સાથી તિરસ્કાર કરશે? એને કોઇ સુખ તથા માનની લાલચ બતાવીને ત્યાં પાછા જવાની સૂચના કરશે, તો એ કેવા ક્રોધમયઆવેશથી ગાજી ઉઠશે કે ત્યાંના પરમ સુખ કરતાં અહીંયાની હલકામાં હલકી વેઠ ઉત્તમછે, ત્યાંનું ડહાપણ અહિંયાના દિવાનાપણા કરતાં પણું નઠારૂં છે, અને ત્યાંનું માન તો અહિંયાના અધમ અપમાન કરતાં પણ હજારો ગણું ઉતરતું છે? હવે વિચારો કે એવા મુક્ત જનને કોઈ કારણથી પાછું તે ગુફામાં જવું પ્રાપ્ત થાય, તો સૂર્યનો એકાએક વિયોગ થયાથી તે ત્યાં આંધળો ભીત જેવો થઈ રહેશે, અને ત્યાં જે પેલી છાયા-

ઓને બધાએ સત્ય વસ્તુ માનીછે તે વિષે જો કાંઈ વાત નીકળશે તો બંધાને તે જડભરત જેવો મૂર્ખજ લાગશે. તેઓ ધારશે કે આ બિચારો ઉપર જઈ આવ્યાથી આંખે તથા અક્કલે આંધળો થઇને આવ્યોછે. એને હવે દયાની ખાતર ઉપર જવા દેવો ન જોઇએ. ખરેખર એના જે સ્નેહીઓ હશે તેતો એને દિવાનાની માફક એક ખૂણામાં બાંધી મૂકવાનો નિશ્ચય કરશે, અને બધા એકમતે એવો કાયદો કરશે કે કોઈ નિર્દય માણસ સ્વચ્છંદે એ બાપડાને છોડી મૂકશે તો તેને દેહાંત દંડની શિક્ષા કરવી.

આ ચિત્ર કલ્પિત નથી. મનુષ્ય જાતની આ સંસારમાં એવીજ સ્થિતિ છે. ખરૂં જ્ઞાન પરમ કષ્ટે પ્રાપ્ત થાયછે. એ જૂઠાને સાચું માની બેઠાછે. જ્ઞાનનો સૂર્ય જે સચ્ચિદાનંદપરમાત્મા તેનાથી અત્યંત વિમુખ છે. એ સૂર્ય તો શું પણ તેનો જે ઉપર પ્રકાશ પડેછે તે તરફ પણ જોઈ શકતા નથી. જે કોઈ તે તરફ જોઈ શકેછે તેની વાત અસત્ય માનેછે, અને છાયા અસત્યછે એમ કહેનારપર બહુ રોષે ભરાયછે, એ અંધારી ગુફામાંથી પરમેશ્વર છોડાવે ત્યારેજ માણસ છૂટેછે, અને ત્યાં સુધી એ અસત્યને સત્ય માનવું એ એની સ્થિતિનુંજ સ્વાભાવિક પરિણામછે. માટે હે જ્ઞાનીઓ, તેમના જ્ઞાનરૂપમાનેલા અજ્ઞાન તરફ કરૂણા દૃષ્ટિએ જુઓ, અને જે પરમકૃપાળુ પ્રભુએ તમારા બંધ છોડ્યા તેની પ્રાર્થના કરો કે તેમની બેડીઓ પણ ટૂટે, આંખના પડળ ઉતરે, અને સત્યનું દર્શન પામે. તથાસ્તુ !

---

# વડાદરાઓનું ડહાપણ.

કહેવત છે કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ". જ્યારે કોઈ માણસના ઉપર દૈવ રૂઠેછે ત્યારે તેને ઊંધી ઊંધી મતિ સૂઝેછે, કોઈ કાંઈ સીધું કહે છે તો તેને વાંકુ પડેછે, અને જે તેનું હિત જાણીને સારી શીખામણ દેવા જાયછે તેને તે શત્રુ જેવા દેખેછે.

એ પ્રમાણેજ વડાદરા બ્રાહ્મણોને થયું હોય એમ જણાય છે. એ બ્રાહ્મણો હાલ પોતાનું સઘળું બ્રહ્મતેજ ખોઈ બેઠા છે. બ્રહ્મવિદ્યા કે સંસારિકવિદ્યા તેઓમાં કાંઇ રહી નથી. એનું સ્વાભાવિક પરિણામ એજ થયુંછે કે તેઓ ઘણાજ નિર્ધન, ભીખ માગતા, અને નીચ થઈ ગયા છે. વડાદરો કહ્યો એટલે સાંભળનાર જાણી લેછે કે એ ભીખ માગનારો

કે માતા વગેરે કહાડીને લોકોને છળનારો છે. એવી હલકી, લજામણી, અને દુઃખ રૂપ અવસ્થામાંથી છૂટવાનો ઉપાય સરસ્વતીદેવીનાજ હાથમાં છે. પણ એ દુર્દૈવવાન લોકોને ભણવું સૂજતું નથી, અને કોઇ શીખામણ દેછે તોપણ આંખ ઉપર જે અંધારી આવી ગઈ છે તેથી તેઓ સમજી શકતા નથી.

એ વિષય ઉપર ગુજરાત શાળાપત્રમાં બે ત્રણવાર કાંઇક લખાણ છપાયું હતું. એ લખનારને અમે જાતે ઓળખતા નથી, અને તેના લખાણમાં પણ કાંઈ ઝાઝો દમ હતો નહિ, પણ અમે તે દાખલ કર્યું હતું તેનું કારણ એટલુંજ કે એ અધમ સ્થિતિએ પોહોંચેલા બ્રાહ્મણો કાંઈ સુધરે, પણ અમે સાંભળીને ઘણાજ દિલગીર થયા છઇએ કે એ દુર્ભાગ્યવાન લોકોતો એ લખાણનો કાંઈ પણ લાભ લેવાને બદલે એ લખનાર કોણછે તેની ખોળમાં પડ્યા છે, અને જો પકડાય તો તેને ન્યાતબહાર મૂકવાની તજવીજમાં ફરેછે. તેઓ વિચારતા નથી કે એ લખનારની મતલબ પોતાની નાતનું ખરાબ કરવાની નહતી, પણ તેઓ જે દુઃખના ખાડામાં પડ્યા છે તેમાંથી કહાડવાની હતી. તેઓ વિચારતા નથી કે જે માણસે એ લખ્યું હશે તે એવી ખોટી ધમકીથી કેમ ડરશે? તેઓ જાણતા નથી કે હાલ સત્યનું રાજ્ય છે અને તેમાં કોઇથી પણ કાંઈ જુલમ થઈ શકવાનો નથી. તેઓ સમજતા નથી કે એમાં જે લખ્યું છે તે સઘળું ખરૂં છે, લખનાર સ્વજ્ઞાતિનું ભલું ઈછનારો છે, અને તેથી તેના ઉપર રીશે ભરાયાને બદલે ઉપકાર માનવો જોઇએ. બ્રાહ્મણ જેનો વિદ્યાભ્યાસ એ તો શાસ્ત્ર પ્રમાણે મુખ્ય ધર્મ છે તેને ભણવાનું કહેતાં ગાળ દીધી એમ સમજે તેના કરતાં કળિકાળનો બીજો પ્રતાપ કેવો!

પણ અજ્ઞાન ને બાળક એ બે સમાન છે. બાળકને કોઈ કડવું ઓસડ પાવા જાય, તો તે ચીઢવાઇને ઢોળી નાંખે છે, અને પાનારને પોતાનો શત્રુ ગણે છે. તેમજ આ લોકો પણ કરે એમાં કાંઈ અમને નવાઈ જેવું લાગતું નથી. જો સારી શીખામણની તેઓ કિંમત સમજતા હોય તો આવી દુર્દશામાં આવી પડે નહિ. માટે એમને જે એ લખનારે તેમના લાભને સારૂ સુબોધ કર્યો તે કડવો લાગ્યો હશે એ અમને સંભવિત લાગે છે. તે છતાં ન્યાતબહાર મૂકવા જેવું કાયદા વિરૂદ્ધ અને જોખમ ભરેલું કામ કરવાને તત્પર થાય એવાજ તે મૂર્ખ હોય એમ અમે ધારતા નથી.

તેઓ અજાણ્યુછે ખરા, તથાપિ ફરેલ અને પક્કાછે. તેઓ જાણેછે કે કોઇને ન્યાત બહાર મૂકવો એ કાયદામાં મોટો ગુનો ગણાય છે. એવાં તરકટ કરવામાં આગેવાની કરનારાઓ ઉપર દિવાની અને ફોજદારી કામ ચાલી શકે છે. સરકારી અમલદારોનું વળણ હમેશાં એવા ફિતુર કરનારાઓની સામા રહેછે. સુધારાવાળાઓ હાલ જોરપર છે અને ન્યાતના જુલમની સામે થવું એ તેઓ પોતાની મોટી ફરજ સમજે છે. આમોદવાળી પેલી બાઇ:—પુનર્વિવાહ કરવા નીકળી હતી તેને ડરાવવા સારૂ તેના ભાઇઓ વગેરે જુલમ કરવા મંડી ગયા હતા; તેઓની કેવી અવસ્થા થઈ હતી, અને ઠામ ઠામના સુધારાવાળાએ કેવા એકસંપથી તન મન ને ધનથી વહેમી લોકોના જુલમની સામે તરવાર બાંધી હતી તે એ વડાદરાઓને અજાણ્યું નહિ હોય. એ બધાં કારણોને લીધે અમે ધારતા નથી કે એ લોકો એ લખનારને એવી રીતે પીડા કરવાની બેવકુફી કરવાની હિંમત ચલાવે. તે છતાં જો એમજ હોય, અને વિનાશકાળે તેમને વિપરીત બુદ્ધિજ ઉપજી થઈ હોય, તો અમે એ લખનારને ભલામણ કરીએ છીએ કે એણે તેઓથી કાંઈજ ડરવું નહિ, પણ જે લોકો એવા તર્કટ કરતા હોય તેને સરકારમાં ઘસડાવવા, અને તેમની મૂર્ખાઈનું ફળ તેમને ચખાડવું. આ રાજમાં ન્યાતનો એવો જુલમ કદી ચાલી શકવાંના નથી, અને તેમ કરનારા અચૂક કાયદાના ગુનેગાર થાયછે.

અમારી ઉપર પ્રમાણે એ લખનારને સલાહ છે. એણે જરા પણ ડરવું નહિ, કેમકે ખુલ્લી રીતે કાયદો એની તરફ છે. એવી રીતેજ એ લોકોને પણ સલાહના બે બોલ કહેવાનું અમને મન થાયછે, પણ એમાંના ઘણા ખરા તો અમારૂં લખાણજ વાંચી શકે એવા નથી એટલે કાંઈ પણ લખવું એ અમે મિથ્યા સમજીએ છીએ. ફક્ત જે થોડા લોકો એ ન્યાતમાંથી કાંઈક ભણી ગણીને સમજણા થયાછે, અને અમારી ભેટ લઈ શકે છે તેને અમે કહીએ છીએ કે તેઓએ પોતાના ન્યાતીલાઓને બને તો સમજાવી આવી મૂર્ખાઈ અને ફજેતી ભરેલું ડગલું ભરતાં અટકાવવા અને એથી તેઓ કાયદાના પંજામાં કેવી રીતે સપડાઈ પડશે તેની કાંઈ સમજણ પાડવી.

— ❧ —

# હિંદુઓથી શસ્ત્રવૈદ્ય થવાય !

આજ કાલ ગૂજરાતી લોકોની સાધારણ સમજ એવી છે કે હિંદુઓથી શસ્ત્રવૈદ્ય ન થવાય, અને એજ કારણથી આપણે જ્યાં જોઇએ છઇએ ત્યાં ઇંગરેજ, પોર્ટુગીઝ, પારસી, કે દક્ષિણી દાક્તરો જોઇએ છઇએ. મુંબાઈની વૈદ્યકશાળામાં આજ પર્યંત પાંચ કરતાં વધારે ગૂજરાતીઓએ અભ્યાસ કરવા જવાની હિંમત ચલાવી નથી. એમાંના બે ઘણા વર્ષ થયાં પાસ થઇને દાક્તરનો ધંધો મુંબાઇમાં ચલાવેછે. એમાંનો ત્રીજો તો એથી પણ વિશેષ અભ્યાસ સારૂ વિલાયત જઈ આવ્યોછે અને હાલ સરકારી ઊંચા પગારની નોકરી કરેછે. બે હજુ શાળામાં ભણેછે. પહેલા વેહેલા બ્રાહ્મણોમાંથી એ કામનું શુભ પગલું ભરનારા એ બેજ જણાછે, અને અમને આશાછે કે એઓનો દાખલો જોઇને બીજા પણ બ્રાહ્મણપુત્રો આવા ઉપયોગી અને લાભકારી અભ્યાસથી દૂર રહેશે નહિ. હમણાના વખતમાં ગૂજરાત પ્રાંતમાં બધે ઠેકાણે સારા દાક્તરોની ઘણી ખોટછે. વૈદોનાં અને હકીમોનાં માન ઘટયાંછે, અને મોટાં ગામોમાં તો બધા સમજણા લોકો અંગરેજી વૈદકશાસ્ત્ર ભણેલાનુંજ ઓસડ કરવાને ચાહેછે. તેથી એવે ઠેકાણે ખાનગી વૈદું કરી પૈસા કમાવાનો તથા ધર્મ બુદ્ધિથી વર્તે તો દેશીભાઇઓના પ્રાણનું રક્ષણ કરી ઘણો ઊંચો પરોપકાર કરવાનો તરફ વિદ્યાર્થીઓને સારો લાગછે. સરકારતરફની નોકરીની ઉમેદ કાંઈ ઓછી થઇછે ખરી પણ જ્યાં સ્વતંત્ર રહીને ધર્મ અને અર્થ બંને પ્રાપ્ત થાય છે ત્યાં પરતંત્રતાની બેડી થોડાજ પસંદ કરશે એવી અમને આશાછે.

એવે પ્રસંગે હિંદુઓથી શસ્ત્રવૈદ્ય કેમ થવાય એવી જે કેટલાએકના મનમાં શંકા ઉઠેછે તેનું નિવારણ કરવું અમને ઠીક લાગેછે. એ વાત ખરી કે આવા વહેમથી કાંઈ હવે લોકો અટકી રહેનાર નથી; તે છતાં પણ લોકોના વહેમ દૂર થાય, સત્ય શું છે તે સમજે, અને ઉગતા જમાનાની આડે ન આવે તેને સારૂ અસલ આપણા લોકોમાં શસ્ત્રવૈદક હતું કે નહિ, હતું તો કેવા પ્રકારનું, અને તે શીરીતે કરતા હતા, તેનું કાંઈક વર્ણન અત્રે કરવાનો ઇરાદો રાખીએ છઇએ.

આપણા વિદ્વાન વૈદો તો સાફ કહેછે કે પહેલાં આપણા લોકો શસ્ત્રવૈદું સારી રીતે જાણતા હતા, પણ ઘણાખરા સાધારણ લોકોના મનમાં

એમછે કે હાથ પગ કાપવાની અને લોહી માંસ ચુંથવાની વિદ્યા તો મ્લેચ્છ લોકોનીજ હોય. આપણા લોકો એવું કામ કરે એ તેઓને સંભવિત લાગતું નથી. હાલનો કોઈપણ વૈદ્ય એ વિદ્યા જાણતો નથી એ ઉપરથી તેઓનાં વહેમને પુષ્ટિ મળેછે. એ વિદ્યા ભણતી વખતે મુડદાં વગેરે કાપવાં પડેછે એમ સાંભળીને જૈનમતથી કાયર થઈ ગએલા આર્યોને કંપારી છૂટેછે. તેઓ એ વિદ્યાનું અગત્ય બરાબર સમજેછે, પણ આવા વહેમને લીધે તે ભણવા જતાં તેઓની છાતી ચાલતી નથી, અને તેઓ ખરે એવી આશાએ નિરાંતે બેશી રહેછે કે આપણા હાથ પગ ભાગશે ત્યારે કોઈ પણ પારસી, મુસલમાન ભણી આવીને મલમ પટ્ટા કરશેજ, અને તે નહિ મળે તો ગામનો ગાંયજો તો બિચારો આપણે અસલનોછે તે કાંઈ મરી ગયો નથી. પણ હિંદુથી મુડદાં તે કેમ ચીરાય ? એ સવાલમાંથી હિંદુ શબ્દ કહાડીને ગુજરાતી એટલુંજ કહીએ તો વધારે વાજબી કહેવાય, કેમકે દક્ષણીઓ તો દાક્તર થઇને આવેછે તે તો આપણે પ્રત્યક્ષ જોઇએ છઇએ, અને હિંદુસ્તાનના બીજા ભાગમાં હાલ કોઈ એવો ગાંડો વહેમ રાખતું નથી.

આપણામાં શસ્ત્રવૈદક નહતું એમ જે સાધારણ લોકો સમજેછે તે કેવલ ખોટી વાતછે. એ કલ્પના પ્રથમ તો અસંભવિત, અને વૈદકશાસ્ત્રના ઈતિહાસથી ઉલટીછે. વૈદકશાસ્ત્રના બે ભાગછે:—શસ્ત્રવૈદક અને ઔષધિ-વિચાર અથવા જેને આપણે સાધારણ ભાષામાં વૈદુંજ કહીએ છઇએ તે. એ બે જાતના વૈદકમાંથી આપણે જો વિચાર કરીને જોઇશું તો માલમ પડશે કે દુનિયાની શરૂઆતમાં શસ્ત્રવૈદક વધારે અગત્યનું તથા શોધી કહાડવામાં આવે એવુંછે. એ સમયે મારામારી અને કાપા કાપી જગતમાં ઠેર ઠેર ચાલી રહી હતી, અને ઘાયલ થવું એ તો એક રોજનો બનાવ હતો. એવે સમયે તીર કહાડવું, ઘા રૂઝાડવો વગેરે બાબતો ઉપર માણસનું સ્વાભાવિક રીતેજ ધ્યાન દોરાય અને તેના રસ્તા પોતાની અક્કલ પ્રમાણે તેઓ શોધી કહાડે, તેમજ શરીરના અંદરના રોગ સમજવા, અને તેના ઉપચાર ખોળવા જવું એ તે સમયના જ્ઞાનથી થઈ શકે એવું ન'હતું. વળી રોગની શાંતિ કરતાં લોહી વહેતું અટકાવવું એ વધારે અગત્યનું જણાય એમાં કાંઈ નવાઈ નથી. એ બધાં કારણોને લીધે ઔષધિ-વિચાર કરતાં શસ્ત્રવૈદક જગતમાં પહેલું નીકળે એ બહુજ સ્વાભાવિકછે, અને વૈદકશાસ્ત્ર-

ના ઇતિહાસ ઉપરથી પણ એમજ માલમ પડેછે. યુનાન વગેરે દેશોમાં વૈદકશાસ્ત્ર ક્યારે નીકળ્યું, કેમ, નીકળ્યું, ઉત્તરોત્તર કેવી અવસ્થા થતી આવી વગેરે બાબતો માલમ પડીછે. તે સઘળા ઉપરથી એ તો સિદ્ધ થઈ ચૂક્યુંછે કે જગતમાં શસ્ત્રવૈદક પ્રથમ નીકળ્યું, અને જંગલી અવસ્થામાં વૈદોનો ઉપયોગ રોગ મટાડવામાં નહિ, પણ ઘા રૂઝાડવામાંજ કરવામાં આવતો હતો. હોમરની કવિતા ઉપરથી માલમ પડેછે કે ગ્રીક લોકોની છાવણીમાં જ્યારે મોટી મરકી પેદા થઈ હતી ત્યારે તેઓની જોડે જે બે મોટા વૈદ્ય હતા તેની પાસે કોઈ ઓસડ માગવા જતું નહતું, અને તે કોઇને ઓસડ આપવાનું કહેતા પણ નહતા, પણ જ્યારે કોઇને ઝખમ થતું હતું ત્યારે તેઓ તુર્ત ત્યાં જઇને તીર કહાડતા હતા, અને ઘા રૂઝાડવાના ઉપચાર કરવા ચતુરાઇથી મંડી જતા હતા. ભરતખંડમાં પણ શસ્ત્રવિદ્યાજ પ્રથમ હતી તે નીચેના વૈદકશાસ્ત્રના ગ્રંથોની હકીગત ઉપરથી માલમ પડશે.

આપણા વૈદકશાસ્ત્રના જૂનામાં જૂના ગ્રંથને આયુર્વેદ કહેછે. તે અથર્વેદનો ભાગ ગણાયછે; વૈદક વેદનો ભાગ હોય એમાં કાંઈ અસંભવિત જેવું નથી, કેમકે સઘળી વિદ્યામાં વૈદક અને જ્યોતિષ એ જૂનામાં જૂની વિદ્યાઓ છે, અને માણસો જ્યારથી કાંઇ પણ વિચાર કરતા થયા ત્યારથી એ બે બાબતો ઉપર થોડુંઘણુંપણ લક્ષ દોડાવતાજ આવ્યાછે. વેદનો ભાગ ગણાયો એટલે વૈદકના આદિશસ્ત્રનો પણ કર્તા બ્રહ્માજ હોવો જોઇએ. બ્રહ્માએ એ વિદ્યા દક્ષને, દક્ષે પ્રજાપતિને, અને પ્રજાપતિએ *સુર્યના બે પુત્ર અશ્વિનિ તથા કુમારને ભણાવી એમ કહેવાયછે. પછી અશ્વિનિકુમાર દેવતાઓના વૈદ્યય થયા. કોઈ પૂછે કે દેવતાઓ તો આધિવ્યાધિના દુઃખથી દૂરછે તેને વૈદ્યની શી જરૂર હતી, તો તેના જવાબમાં કહ્યુંછે કે તેમની તથા દૈત્યોની વચ્ચે વારંવાર યુદ્ધ ચાલતાં હતાં, તેમાં દેવતા અમર છતાં પણ ઝખમ પામતા હતા તેને સારા કરવા એ અશ્વિનિકુમારનું કામ હતું; તેમના એવા પરાક્રમોની અનેક કથાઓ ચાલેછે. બ્રહ્માનું જ્યારે પાંચમું મસ્તક રૂદ્રે કાપી નાંખ્યું ત્યારે એ દેવવૈદ્યોએ તે પાછું બેસાડયું હતું. આ ઉપરથીજ એ વિ-

---

*યુનાની લોકોમાં વૈદકશાસ્ત્રનો પ્રારંભ એસ્કુલેપિઅસ અને તેના બે પુત્રથી ગણાયછે તેની સાથે આ કથા અજાયબ રીતે મળતી આવેછે.

ઘામાં શાસ્ત્રવૈદક આપણા શાસ્ત્રકારોમાં પણ પ્રથમ મનાય છે તે સિદ્ધ થાય છે.

અશ્વિનિ કુમાર પાસેથી આયુર્વેદ ઇંદ્રને મળ્યો, અને ઇંદ્રે ધનવંત્રીને આપ્યો. બીજો રૂષિમત એવો પણછે કે ઇંદ્રે આત્રેયને, આત્રેયે ભારદ્વાજને, ભારદ્વાજે ચરકને અને ધનવંત્રીને એ વિદ્યા ભણાવી. ચરકનું રચેલું વૈદકશાસ્ત્ર તો હજી હયાત પણછે. ધનવંત્રીનું બીજું નામ કાશી રાજછે તે ઉપરથી તે કાશીનો રાજા હતો એમપણ ધારી શકાય. ધનવંત્રીને સુશ્રુત નામનો પ્રતાપી શિષ્ય હતો. તેનો રચેલો ગ્રંથ હજી ચાલુછે. એ ગ્રંથના ઉપર કાસ્મીરના વાગ્ભટે ટીકા લખીછે. એ ટીકાકાર બારમા તેરમા સૈકડામાં થઈ ગયો હોય એમ મનાયછે, અને એની પૂર્વે એ ગ્રંથના ઉપર ઘણા જણ ટીકા કરી ગયા હતા એ વાત પણ આપણે યાદ રાખવી જોઇએ. સુશ્રુતકૃત એ ગ્રંથના છ ભાગ અથવા સ્થાન પાડ્યાં છે:—સૂત્રસ્થાન એટલે વૈદકશાસ્ત્રની વ્યાખ્યાઓ, નિદાન સ્થાન એટલે રોગની ચિન્હ પરીક્ષા, શરીર સ્થાન એટલે શરીરના બંધારણ વિષે, ચિકિત્સાસ્થાન એટલે ઉપચાર કરવાની રીત, કલ્પસ્થાન એટલે ઝેર વગેરે ઉતારવાના ઉપાય, અને ઉત્તરસ્થાન એટલે નાક કાન વગેરેના પરચૂરણ રોગો વિષે. એ છ સ્થાનમાં ઠેકાણે ઠેકાણે ઔષધિ વિચારની વાત કાંઈ કાંઈ આવી જાયછે ખરી, પણ સુશ્રુતનું ઘણું લખાણ શસ્ત્રવૈદકના વિષય ઉપરજ છે.

કહેવાયછે કે હજારહજાર શ્લોકનાં સો પ્રકરણ આયુર્વેદમાં હતાં, પણ માણસના અલ્પઆયુષ તથા અલ્પબુદ્ધિને અનુકુળ કરવા સારૂ તેનાં આઠ પ્રકરણ પાડવામાં આવ્યાં હતાં. એ આઠ પ્રકરણનાં જે નામછે તે ઉપરથી હિંદુઓના મૂળ વૈદકશાસ્ત્રમાં કયા કયા વિષયોનો સમાવેશ થતો હતો તે જણાશે.

પહેલા પ્રકરણનો વિષય શલ્ય હતો. એ પારિભાષિક શબ્દનો એવો અર્થ કરવામાં આવેછે કે શરીરમાં ઘાસ, લાકડું, પથ્થર, ધાતુ, હાડકાં વગેરે હરકોઈ ચીજ પેંસી ગઇ હોય તેને કહાડવી, અને સોજો વગેરે આવ્યો હોય તેનો તથા એને મળતાંજ ગુમડાં ગુમડી જેવા રોગોનો ઉપાય કરવો. શલ્ય શબ્દનો મૂળ અર્થ તીર છે, અને એ ઉપરથી સાફ જણાયછે કે હિંદુ વૈદકશાસ્ત્રનો આ ભાગ લડાઈમાં વાગેલાં તીર કહાડવા ઉપરથીજ નીકળ્યોછે.

બીજા પ્રકરણને શાલાક્ય કહેછે, "અને એમાં આંખ કાન નાક વગેરે અંગમાં બાહારનો જે રોગ થયો હોય તેનો ઉપચાર કરવાનુંછે. શલાકા એટલે પાતળી સળી, અને એવા રોગ કહાડવાને સળી જેવા ઓજારોની જરૂર પડેછે તે ઉપરથી એ વિષયનું નામ શાલાક્ય પડયું હશે. એ વિષય પણ શસ્ત્રવૈદકનોજ કેવળછે."

કાય ચિકિત્સા નામનો ત્રીજો ભાગછે. તેનો અર્થ ખુલ્લોજછે. એમાં જેને આપણે વૈદું કહીએ છઇએ તેજછે. ચોથા ભાગને ભૂત વિદ્યા કહેછે. એમાં ભૂતથી ઉત્પન્ન થએલી પીડાઓ દૂર કરવા વિષેછે. યુનાની, આરબી, અને અર્વાચીન યૂરોપના પણ વૈદકશાસ્ત્રમાં પ્રથમ એ અગત્યનો ભાગ ગણાતો હતો, પણ જેમજેમ લોકોમાં જ્ઞાન વધતું ગયું તેમતેમ એ કળા નકામી થવા લાગી. પાંચમો ભાગ કૌમારભૃત્ય એટલે છોકરાંઓને શી રીતે ઉછેરવાં તે વિષેછે, અને છઠ્ઠા ભાગમાં અગદ એટલે વિષ વગેરેના પ્રતીકાર બતાવેલાછે. રસાયન એ સાતમો ભાગછે. એમાં કિમિયો અને આબેહયાતની બાબતો વધારેછે. આઠમો ભાગ વાજીકરણ એટલે મનુષ્ય જાતિની વૃદ્ધિ કરવાની યુક્તિઓ વિષેનોછે.

વૈદકશાસ્ત્રના એ આઠ વિષયમાંના શલ્ય એટલે શસ્ત્રવૈદક વિષે ધનવંત્રી પોતે બોલેછે કે "વૈદકવિષયોમાં શલ્ય આદિ અને ઉત્તમછે. બધા કરતાં એમાં કલ્પના કે અનુમાનના દોષ થોડા આવેછે, પવિત્રછે, સદા ઉપયોગનોછે, સ્વર્ગોપ્રાપ્તિને યોગ્ય અને નિશ્ચય કીર્ત્તિ આપનારોછે."

શલ્યવિદ્યાને આ પ્રમાણે ધનવંત્રી વૈદકના સઘળા વિષયમાં આદિ સ્થાન આપેછે, અને સુશ્રુત જેવા આદિ શાસ્ત્રકારો એ વિષયેજ મુખ્યત્વે કરીને લખી ગયાછે. શલ્ય પ્રકરણ બહુ વિસ્તારથી સંસ્કૃતમાં લખાએલું છે. એમાં છેદન, ભેદન, લેખન, વ્યધન ( છેદ પાડવા ) એષ્ય, અહાર્ય, વિશ્રાવણ અને સેવન એવી આઠ ક્રિયાઓ ગણાવીછે. એ વાઢ કાપની ક્રિયાઓ કરવાને સારૂ સો કરતાં વધારે ઓજારો બતાવ્યાં છે. ઓજારો યંત્ર અને શસ્ત્ર એ બે જાતના કહ્યાંછે. સુશ્રુત ૧૦૧ યંત્રનું વર્ણન કરેછે, અને વાગ્ભટ ૨૬ શસ્ત્ર વધારે ગણાવેછે. ચૂસી લઇને અથવા અગ્નિથી વાયુશુન્ય જગા કરવાની રીત પણ માલમ હોય એમ જણાયછે. તરૂણવૈદ્યને છેદન ભેદનાદિ સઘળી ક્રિયા કરવાનો મહાવરો પડવા સારૂ તથા એ ઓજારોને નિર્ભ્રાંતિથી વાપરતાં શીખવાને સારૂ જે નાના

પ્રકારની તજવીજો બતાવીછે તેમાં એમપણ લખ્યું છે કે વાળ જેથી કહાડી લીધા એવા તાજાં ગામડાંઓઉપર કાપા પાડતાં શીખવું, મુએલા જાનવરોના અંગ ઉપર કાપવાનો તથા છેદ પાડવાનો અભ્યાસ કરવો, માણસના અવયવની સારી રીતે બનાવેલી નકલો ઉપર પાટા બાંધવાનો મહાવરો કરવો વગેરે.

આ સઘળા ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાયછે કે શસ્ત્રવૈદક આપણા દેશમાં સારી રીતે ખેડાએલું હતું, અને એ વિદ્યાની નિંદા થવાને બદલે એ ઘણીજ સ્તુત્ય ગણાતી હતી. એ વિદ્યા ઉપરથી લોકોનો ભાવ કેમ ઉઠી ગયો, અને એની પડતી થતાં થતાં એટલી થઈ કે તે હજામોનાજ હાથમાં આવી પડી એ બાબતો ઘણી તપાસ કરવા જોગછે. પણ એ વાતતો ખરી કે હાલ જેમ લોહી માંસ ચૂંથવાનો ધંધો કોણ કરે એમ કહેછે તેમ આપણા પ્રતાપી પૂર્વજો તો કયારેપણ કહેતા નહતા. બૌધના ધર્મે આ દેશને કેટલાએક ગેરફાયદા કીધાછે તેમાંનો આપણ એક હશે એમ અમારી કલ્પના જાયછે.

---

# खरो देशाभिमान.

દેશાભિમાન એ મોટો સદ્ગુણ ગણાયછે. એ વિના માણસમાં બીજા ગમે તેટલા સદ્ગુણ હોય, તોપણ તે નકામા મનાયછે. સઘળા સદ્ગુણો દેશાભિમાનથી ઝળકી ઉઠેછે, અને દેશાભિમાન વિના ઊંચામાં ઊંચા ગુણો પણ ઝાંખા દેખાયછે, એમાં કાંઈ સંદેહ નથી. દેશાભિમાની પુરૂષોની સઘળે પ્રશંસા થાયછે, અને તે સર્વેની પ્રીતિ સહેજમાં સંપાદન કરેછે. દેશાભિમાનીમાં બીજા કાંઈ દુર્ગુણો હોયછે તોપણ તે આ સદ્ગુણના તેજમાં દબાઈ જાયછે. દેશાભિમાની પુરૂષો પોતાના બંધુઓને સદાપ્રિય લાગેછે, અને તે યોગ્યજછે કેમકે આપણા ઉપર જે પ્યાર રાખે તેના ઉપર આપણે પ્રેમ રાખવો એ આપણા મનનોજ સ્વભાવ છે. તેમજ દેશાભિમાન વિનાના પુરૂષો સઘળે નિંદાયછે. તેના બીજા સારા ગુણો તથા કૃત્યો તરફ લોકો નજર કરતા નથી, અથવા કરેછે તોપણ આ એક મોટી ખામીની આગળ તેઓ બીજા કશાની કિંમત ગણતા નથી. અને એ વાત ખરીછે કે દેશાભિમાન વિના માણસ પોતાના દે-

શને ઉપયોગી થઈ શકતો નથી. એવો માણસ બધે તુચ્છ અને કંગાલ ગણાયછે. એને કોઈ ચાહાતું નથી. ટુંકામાં દેશાભિમાન એ દેશીઓના ઐક્યનું મુખ્ય સાધનછે, અને એ જયાં નથી હોતું ત્યાં ઐક્ય થઈ શકતું નથી.

દેશાભિમાનનો ગુણ ઘણોજ ઉપયોગીછે. અંગજ્ઞાનથીજ માણસ માત્ર પોતાના પંડને સૌથી વધારે ચહાયછે. તેથી ઉતરતા પોતાના બંધુને ચહાયછે. પછી પોતાના સાથીઓને ચહાયછે. સાથીઓ કેડે પોતાની નાતજાતનાને, ગામના લોકોને ચહાયછે. એ પ્રમાણે ચઢતાં ચઢતાં માણસ પોતાના સમસ્ત દેશ ઉપર મમતા રાખતાં શીખેછે. દેશપ્રીતિમાં પોતાનોજ સ્વાર્થ કેવી રીતે રહેલોછે તે જ્યારે બરાબર સમજાય છે, એના રૂડા પરિણામો એટલે સમસ્ત દેશનો ઉત્કર્ષ બધાના જોવામાં આવેછે, અને જયારે એ ગુણ અભ્યાસથી માણસોમાં ઘણો કેળવાયછે, ત્યારે પાછળ કહેલી સઘળી પ્રીતિઓનું જોર નરમ પડેછે, અને દેશ પ્રીતિનું જોર ઝળકાટની સાથે બહાર પડેછે. માણસ ખૂશીની સાથે દેશના હિતને સારૂ ઘણી મહેનતે મેળવી રાખેલું ધન ઘડીમાં ખરચી નાંખેછે, પોતાના બીજા સંબંધની મમતા છોડી દેશની સેવામાં એક નિષ્ટાએ તત્પર રહેછે, અને પ્રસંગ આવેછે તો દેશને સારૂ પોતાના પ્રાણનો પણ પરમઆનંદથી ભોગ આપેછે. આ વખતે આ ગુણ મોટો સદ્ગુણ થઈ બિરાજી રહેછે. આ વખતે સ્વાર્થ બુદ્ધિ જઇને કેવળ પરમાર્થ બુદ્ધિજ વ્યાપી રહેછે. દેશાભિમાનની પ્રશંસા થાયછે તે આવા દેશાભિમાનનીજ. આવો દેશાભિમાન માણસ જાતનું એક મોટું ભૂષણ, અને સંસારની તેજીનું મુખ્ય કારણછે.

દેશીપ્રીતિ જેટલી ઉપયોગી છે તેટલીજ સ્વાભાવિક છે. દેશપ્રીતિના જેવું બીજું કાંઈ સ્વાભાવિક નથી. પોતપોતાનું સૌને સારૂં લાગેછે એ નિયમે માણસ માત્રને પોતાનું ગામ કે દેશ વાહાલો લાગેછે. ઉજડમાં ઉજડ મુલકના રહેનારને પણ તેજ મુલક વાહાલો લાગેછે. ગમે તેવા ફળદ્રુપ, સુંદર, દ્રવ્ય અને સુખ સામગ્રીથી ભરપૂર દેશમાં તે જાયછે તો પણ તેનું ચિત્ત અંદરથી પોતાની સ્વભૂમિ તરફજ ખેંચાયછે, અને પરદેશના મોટા મોટા મહેલો અને બાગ બગીચા જોતો થકો પણ પોતાના મનની દૃષ્ટિએ તો સ્વદેશના ડુંગરા અને રાનોજ ન્યાળ્યા કરેછે. ઇંગરેજી

સ્કાટ કવિ કહેછે કે "એવો કોઈ પણ માણસ દુનિયામાં વસેછે કે જે પરદેશથી પાછો આવતાં પ્રેમના ઉભરાથી એમ નહી બોલી ઉઠયો હોય કે આ મારી, આ મારી પોતાની જન્મ ભૂમિછે? અને જો કદાપિ કોઈ માણસ એવો હોય તો તે ચંડાળને ધિક્કારછે, ધિક્કારછે!" આ કહેવું ખરૂંજછે. સ્વદેશ પ્રીતિ એવી તો સ્વાભાવિકછે કે એ વિનાનો માણસ શી રીતે થઈ શકે તે પણ બરાબર આપણાથી સમજાતું નથી. સ્વદેશને ન ચાહાવો એ સૃષ્ટિના નિયમ વિરૂદ્ધ છે, અને એવા વિપરીત લક્ષણવાળાને જોતાં સાધારણ માણસને સ્વાભાવિક રીતેજ કંટાળો આવેછે. ખરૂં જોઇએ તો કેવળ દેશપ્રીતિ રહીત માણસ હોઈ શકતોજ નથી. માત્ર કેટલાએકમાં દેશપ્રીતિ વધારે કેળવાએલી અને જાગૃત થએલી હોયછે, અને કેટલાએકમાં બીજા વિકારોના દબાણથી દબાઈ રહેલી હોય છે. પણ દેશપ્રીતિના બીજ મનુષ્ય માત્રના મનમાંછે, અને તે યોગ્ય ખેતીનીજ રાહ જોય છે.

આ પ્રમાણે દેશાભિમાન સ્વાભાવિક, ઉપયોગી, તથા સ્તુત્યછે. તોપણ એ સદ્દગુણ શુદ્ધ રૂપે જોઇએ તેવી સ્થિતિમાં થોડેજ ઠેકાણે માલમ પડેછે. દેશાભિમાનના પડદામાં રહીને ઠગલોકો પોતાના સ્વાર્થ સાધેછે, માનના ભૂખ્યા માન મેળવેછે, અને અધિકારના લોભી અધિકાર હસ્તગત કરી લેછે તેની વાત અત્રે કરતા નથી. એ તો ખુલ્લોજ દુર્ગુણછે. બીજા સદ્દગુણોનો વેષ ધારણ કરીને પાપી લોકો પોતાની મતલબ હાંસલ કરી લેછે, તેમજ આ સદ્દગુણનું પણ તેઓ કરે એમાં કાંઈ નવાઈ નથી. અત્રે તો દેશાભિમાનની ખોટી સમજ તથા તેના ખોટા ઉપયોગ વિષે અમે બોલવા માગીએછીએ. ઘણા લોકો દેશાભિમાનનો અર્થ બરાબર સમજતા નથી, અને તેનો ઉપયોગ જોઈએ તેવી રીતે કરી જાણતા નથી.

દેશ ઉપર પ્રીતિ રાખવી, અને તેનો ખોટો અભિમાન રાખવો એ એમાં બહુ ફેરછે. દુનિયાના ઘણા ખરા માણસો પોતાના દેશની ખોટી તારીફ કરવામાં, અને બીજા દેશની નિંદા કરવામાંજ દેશપ્રીતિ આવી રહેલી હોય એમ સમજતા દેખાયછે. પોતાના દેશનું તે સારૂં, અને પરદેશનું તે ખોટું એવી એ લોકોની સાધારણ સમજછે. આવી સમજથી જ્યાં જાયછે ત્યાં તેઓ વાત કરતા લઢી પડેછે અને વખતે મારામારીપર પણ

આવી જાયછે. આવી સમજથી છતી આંખે આંધળા થઇને ફરેછે, અને રાતને દિવસ કહેતાં જરા પણ આચકો ખાતા નથી. આપણા લોકોમાં પણ આવો ખોટો અભિમાન ઘણોજ જોવામાં આવેછે. આપણી તે પવિત્ર ભૂમિ અને બીજા બધાએ મુલકના રહેનારા તે મ્લેચ્છ. આપણો દેશ સારો, આપણી વિદ્યા સારી, આપણો આચાર સારો, આપણી રીતભાત સારી, અને આપણું સઘળુંએ સારૂ એમ સાધારણ લોકો સમજેછે. એ વાત ખરી કે આજકાલ પરદેશીઓના પરાક્રમ અને કળા કૌશલ્યના કામો જોઇને એ અભિમાન ઓછો થવા લાગ્યોછે, તો પણ ધર્મ અને આચારની બાબતમાં તો હજી એટલોજ અભિમાન કાયમનો કાયમ છે. આપણામાં તો વિશેષે કરીને દેશાભિમાન શબ્દે એ ખોટા અભિમાનમાં ઘણો વધારો કર્યોછે. એ શબ્દ પ્રથમ ઘડનારે દેશપ્રીતિ શબ્દ રાખ્યો હોત તો વધારે સારૂં થાત; એમાં કેટલોએક અભિમાનનો ભાગ રહેલોછે ખરો, તથાપિ પ્રીતિનો ભાગ એમાં વધારેછે. તે છતાં એ શબ્દ એટલો પ્રચારમાં આવ્યોછે કે અમે પણ તેનો ત્યાગ કરી શકતા નથી.

આવી રીતે ખોટો અભિમાન રાખવાથી દેશને કાંઈ પણ ફાયદો નથી. જે વાત આપણામાં નઠારી હશે તેને જાણીને કે અજાણમાં આપણે સારી કહીશું તેથી કદી પણ તે સારી થવાની નથી. આપણે સારી કહીશું માટે બીજા લોક કદી સારી કહેવાના નથી. જાણીજોઇને નઠારી વાતને સારી કહેવી એના જેવી બીજી મૂર્ખાઈ નથી. નઠારી વસ્તુને સારી માનવાથી મોટામાં મોટું નુકસાન એ છે કે તેને કોઈ વખત પણ સારી થવાનો સંભવ રહેતો નથી. આપણા શરીરમાં રોગ થયો હોય ને આપણે અભીમાનથી એમજ માની બેસીએ કે આપણે આરોગ્ય છઇએ, નિશ્ચય એ અભિમાનનું પરિણામ મરણ સિવાય બીજું કદી પણ થવાનું નહિ. આપણે નિર્ધન છતાં ધનવાન છઇએ એમ માની મદમાં ફર્યા કરીએ તો આપણે દરિદ્રતામાં સડચાજ કરીએ એમાં શું આશ્ચર્ય ! આપણને એક પણ અક્ષર ન આવડતો છતાં મહા પંડીતનો ગર્વ રાખીને ફરીએ તો તેથી શું કદી પણ આપણે વિદ્યાના જે લાભછે તે મેળવવાને શક્તિમાન થઈશું ? જેવું એક માણસનું તેવુંજ દેશનું પણ સમજવું. દેશનો ખોટો અભિમાન દેશીઓ રાખે, તેના દૂષણો તરફ નજર ન કરે, દૂષણો દેખે તો પણ તેને ભૂષણ રૂપ માની લે, દેશની ખરાબી થતી દેખે તો પણ બડાઇને સારૂ બહુ આબાદછે

એવા તડાકા મારે, તો બેશક તે દેશ પાયમાલ થયા વિના રહે નહિ. એવા મિથ્યા-ભિમાનીઓને દેશાભિમાનીકહેવાને બદલે દેશના ખરેખરા દ્રોહી કહેવા જોઇએ. તેઓમાં દેશપ્રીતિ નથી, પણ મૂર્ખાઈનો ઘરનો બહુજ નાશકારક ગર્વછે.

જે માણસમાં ખરો દેશાભિમાનછે તેની સમજ તથા વર્તણુક આ-થી બિલકુલ જૂદીજછે. તે બડાઇને માટે પોતાના દેશની ઠાલી પતરાજી કરતો નથી. તે પોતાના દેશની ખામીઓ તરફથી નજર દૂર કરવાને બદ-લે તેને ખંતથી ખોળી કહાડેછે. પરદેશીઓના મહેણાં તેને બહુજ લાગેછે, પણ તેની જોડે તે સારૂં શબ્દયુદ્ધ મચાવવાને બદલે પોતાના મનમાં વિ-ચાર કરેછે કે એ મહેણાનું કાંઈ વાસ્તવિક કારણછે કે નહિ, અને જો કાંઈ યોગ્ય કારણ દીસેછે તો તે ખોડ બતાવનારની સાથે નકામી તારી-મારી કરવાને બદલે તે ખોડ શી રીતે દૂર થાય તેના ઉપાયની યોજનામાં સદા તત્પર રહેછે, કદી પણ કોઈ કલંકનો તે ઢાંકપીછોડો કરવા ચાહાતો નથી, પણ એથી ઉલટો કાંઈ કલંક જાહેર થાયછે ત્યારે મનમાં પ્રસંન્ન થાયછે કે ઠીક થયું, હવે એ ટાળવાનો આપણને પ્રસંગ મળશે. એને પોતાના દેશનો અભિમાન થોડોછે એમ નથી. એને જેટલો એ વિષે અભિ-માનછે તેટલો તો બીજા કોઇને પણ નથી. પોતાના દેશનું ઘસાતું સાંભ-ળીને એના કલેજામાં જેટલો ઊંડો ઘા પડેછે તેટલો કોઇના પણ કલેજામાં પડતો નથી. પોતાના દેશની વાહ્વા સાંભળીને એનું મન જેટલું પ્રફુલ્લિત થાયછે તેટલું કોઇનું પણ થતું નથી, એને પોતાના દેશનો બહુજ અભિ-માન છે, પણ તેની સાથે તે વાજબી, ડાહ્યો, અને પરિણામે લાભકારક અભિમાન છે. તે પોતાના દેશનો અભિમાન રાખેછે, પણ તેની સાથે તે પોતાના દેશને અભિમાનયોગ્ય જોવાને બહુ ખંતીછે, તે પોતાની જા-તનો જેમ ખોટો અભિમાન રાખતો નથી, તેમ તેને પોતાના દેશની ઠાલી પતરાજી કરવી ગમતી નથી. તે જાતે માનને યોગ્ય થવાને મથેછે, અને તેમજ પોતાનો દેશ પણ માનને યોગ્ય થાય એમ નિરંતર ઈચ્છેછે. ખોટું માન તે જાતે અપમાન સમજેછે, અને તેથી પોતાના દેશને સારૂ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

આવો સ્વદેશાભિમાન કેવો મોટો સદ્ગુણ છે તેતો વાંચનારને સેહેજ માલમ પડશે. આપણા આર્ય પૂર્વજોમાં આ જાતનો ઉત્તમ દેશાભિમાન હતો. તેઓ સઘળો સ્વાર્થ છોડીને રાત દિવસ દેશનો ઊત્કર્ષ કરવામાં

મંડ્યા રહેતા હતા. તેઓ ધર્મનો, અર્થનો, અને કામનો દેશમાં ઉત્કર્ષ કરવાના વિચારને વિચારમાંજ સદા નિમગ્ન રહેતા હતા. તેઓ પોતાના શરીરનું કે કુટુંબનું કાંઈ પણ સુખ ઇચ્છતા ન હતા, વનમાં જઇને વસ્તા હતા, વલ્કળ પહેરતા હતા, અને ઘણાજ સાદા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓનું સુખ દેશના સુખમાંજ રહેલું હતું. એવી રીતે આશ્રમમાં બેઠા બેઠા જ્યારે સંસાર સુખના તેઓ મોટા પાયા નાંખવાને શક્તિમાન થતા હતા, ત્યારે જે તેઓના ઉદાર દિલમાં આનંદનું પૂર ઉઠતું હતું તેનો કદી પણ આજ કાલના મતલબી અને ટુંકી નજરના હિંદુને ખ્યાલ આવવાનો નથી. વનમાં બેઠાબેઠા દેશીઓને સારૂ કાયદા બાંધતા હતાં, ધર્મનો બોધ કરતા હતા, અને શાસ્ત્રોના ગ્રંથ રચતા હતા. જો કોઇ અધર્મી રાજા શાસ્ત્રોનું ઉલ્લંઘન કરી રાંકડી રૈયતને સંતાપતો માલમ પડતો હતો, તો તેઓએ એકાંત વાસમાંથી દેવની પેઠે આવીને પોતાના નામના પ્રતાપવડે તે અસુરને પદચ્યુત કરતા હતા, અને તેની જગો ઉપર બીજા કોઈ ધર્મજ્ઞ રાજપુત્રને બેસાડી પાછા કેવળ નિર્લોભપણે અલોપ થઈ જતા હતા. દેશ કલ્યાણનો વિચાર કરવો, અને બધાને તે કલ્યાણ માર્ગનો બોધ કરવો એજ તેઓનું કામ હતું. ક્ષત્રયાદિ બીજી વર્ણો પણ એજ પ્રમાણે દેશાભિમાનથી ભરપૂર હતી. પોતાના એક પંડના હિત કરતાં સમસ્ત જન મંડળના હિત તરફ બધાનું લક્ષ વધારે રહેતું હતું. જન મંડળના હિતને સારૂ પોતાના પ્રાણનો ભોગ આપવાને હજારો તૈયાર થતા હતા, અને તેમાં જેને પ્રાણ આપી દેશની સેવા બજાવવાનો પ્રસંગ મળતો હતો તેને સઘળા મહાભાગ્યશાળી સમજતા હતા. જન સેવામાં હજારો રૂપિયા ખરચીને શ્રીમંતો કૃતાર્થ થયા એમ સમજતા હતા. જનોપયોગી કામ કરવામાં જન્મ્યાનું અને રળવાનું સાર્થક છે એમ સઘળા સમજતા હતા.

આવી જ્યાં દેશના ઘણા માણસોની સમજ ત્યાં તે દેશ ઉન્નતિને પહોંચે એમાં શી નવાઇ? આપણો દેશ એ કારણથી એકવાર ઘણી ઉન્નતિને પહોંચ્યો, અને જ્યાં ત્યાં એની વિદ્યા કળા તથા સંપત્તિના વખાણ થવા લાગ્યાં. દેશ દેશના પંડીતો અત્રે ભણવાને આવતા, અને દશબાર વર્ષ ગુરૂને ત્યાં નમ્રપણે રહી પોતાના દેશમાં વિદ્યાના બીજ રોપવાને સારૂ લઈ જતા. અહિંયાના વ્યાપાર અને લક્ષ્મીએ તો એક વખત આખી

દુનિયાને ગાંડીજ કરી મૂકી હતી." દૂર દૂર દેશના લોકો હિંદુસ્તાનમાં આવવું અને શ્રીમંત થવું એ એક રૂપજ સમજતા હતા. હિંદુસ્તાન જીતવાને પરદેશીઓનો શો આગ્રહ? હિંદુસ્તાનમાં જવાનો જળમાર્ગ શોધી કહાડવાને સારૂ કેટલી કેટલી મહેનત, કેટલો આગ્રહ, અને શોધી કહાડ્યા પછી તે પોતાનાજ હાથમાં રાખવાને સારૂ કેટલી તજવીજ અને કેટલી મારામારી!

પણ બધો વખત ફરી ગયો! હાલ તેમાંનું કાંઈ રહ્યું નથી! કીર્તિને ઠેકાણે જ્યાં ત્યાં એની અપકીર્તિ થાયછે. લોકો સઘળું પુરૂષાર્થ ખોઈ બેઠાછે. જગતમાં વહેમી અને મૂર્ખની છાપ પડીછે. લક્ષ્મીએ યુરોપમાં વાસ કીધોછે અને તેને ઠેકાણે આપણા દેશમાં નિર્ધનતાની આણ ચાલવા લાગીછે, આ સમયે ખોટું અભિમાન રાખવું એના જેવું બીજું કાંઈ ખોટું નથી. આ સમયે ખામીઓને છુપાવી મોડેથી બડાઈ મારવી એના જેવું દેશદ્રોહનું બીજું કાંઈ કામ નથી. રોગી માણસને નીરોગી માની લેવાથી કદી પણ તે જીવે એમ આશા રાખવી નહીં જોઇએ. એ સમયે ખરા મિત્રનું તો એ કામછે કે એ રોગને જોવો, ઓળખવો, અને ઘટતો ઉપાય કરવો. એ ઉપાય કદાપિ અણગમતો હોય, કદાપિ ઓસડ કડવું હોય, અને તેથી તે દરદી ન માનતો હોય, તો તેને પકડી બળાત્કારે પણ પ્રીતિભાવથી ઇલાજ કરતાં આચકો ખાવો ન જોઇએ. કદાપિ એ પોતાની ઘેલછામાં ચીડવાઇને લાત મારે, ગાળો દે, દુશ્મન ગણવા તૈયાર થાય તોપણ જો પેલો તેનો ખરો મિત્ર હોય તો તેનો ધર્મછે કે એ સઘળું વેઠીને પણ તેનું ભલું કરવું. અમે આને ખરો દેશાભિમાન કહીએછીએ. અમે આને ખરી દેશપ્રીતિ કહીએ છીએ.

દેશીઓ વિચાર કરો અને કહો કે તમારામાં આ જાતની ખરી દેશ પ્રીતિ કેટલીછે! હે મિત્રો તમારામાં જે સ્વદેશાભિમાનછે તે કઇ જાતનોછે તેનો તમેજ તમારા મનમાં તોલ કરો. આવો ઉત્તમ દેશાભિમાન બહુજ દુર્લભ વસ્તુછે એ કબુલછે. એ પ્રમાણે સહુળાથી થવાતું નથી એ તો અનુભવ સિદ્ધજ વાતછે. દુનિયામાં કોઈ પણ ઠેકાણે એવા ઘણા માણસો હોતા નથી એ વાત પણ કબુલ કરીએછીએ. પણ અમારો વિચાર કાંઈ તમને આ ઉપરથી એવો ઠપકો આપવાનો નથી કે તમારામાં એટલો ઊંચો દેશાભિમાન કેમ નથી. આ લખનારને કહેવાની મતલબ એ છે કે આ

જાતનો અભિમાન થોડો ઘણો પણ આપણામાં હોવો જોઇએ. આપણે આપણા મનમાં વિચાર કરવો જોઇએ, કે આપણે જે દેશાભિમાનને માટે અભિમાની થઈ ફરીએછઇએ તે અભિમાન ખરી જાતનો છે કે ખોટી જાતનોછે; આપણે જે અભિમાન તાણી મરીએ છઇએ તે દૂષણો સંતાડનારોછે, કે દેશના ભૂષણો વધારનારોછે; આપણે જે દેશાભિમાન કર્યા કરીએછઇએ તે દેશાભિમાનનું પરિણામ દેશની ઉન્નતિ કરવા તરફછે કે તેની પડતીમાં વધારે ગતિ આપવા તરફછે. આજ કાલ આ વિચાર અમને બહુ અગત્યનો લાગેછે. દેશાભિનાન ખોટે રસ્તે મરડાએલો અમારા જોવામાં ઘણે ઠેકાણે આવેછે, અને તેથી આ ચેતવણી આપવી અમને વાજબી લાગીછે. બીજો એપણ વિચાર કરવો લાજમછે કે જો ખરી જાતનો આપણામાં દેશાભિમાન અથવા દેશપ્રીતિછે તો દેશપ્રીતિ બતાવવાનું આપણે તન, મન, કે ધન વડે શું કર્યું? દાહાડામાં કેટલો વખત આપણે જનહિત કામના વિચાર કરવામાં કહાડીએછઇએ, દાહાડામાં તનવડે દેશની સેવા આપણે શી બજાવીએછઇએ, જીંદગીમાં આપણે કેટલો પૈસો એ કામમાં વાપર્યોછે; વરઘોડા કહાડવામાં અને નાત જમાડવામાં આપણે વધારે પૈસા ખરચીએ છઇએ કે સુધારો સુધારો આપણે જે હર ઘડી કર્યા કરીએછઇએ તેમાં, વગેરે કેટલીએક બાબતનો આપણે આપણા મનથીજ તોલ કરવો જોઇએ; એમાંથી પણ એક બીજો આંકડો બાદ કરવાનોછે. આપણે તન મનને ધનવડે દેશના હિતને સારૂં કાંઈ કર્યું માલમ પડે તેમાં કેટલું માનને અર્થે કર્યુંછે અને કેટલું શુદ્ધ દાઝથીજ કર્યુંછે. આ રીતે તારવતાં તારવતાં જે રહે તે ખરો દેશાભિમાન સમજવો. આવી રીતે આખર સરવાયું કાહાડવું. અમારા ઘણાખરા સુધારક મિત્રોને ગમશે નહિ, પણ એ બહુ જરૂરનુંછે. જિનસ બાકી બહુજ થોડી દેખાશે એમાંતો કંઈ શક નથી, પણ તે ખરેખરી કેટલીછે તે જાણવાના ફાયદા બધા વેપારી સમજેછે. જો આપણે ખરા વેપારી છઇએ, અને છળ ભેદની દુકાન માંડી નથી બેઠા તો તો આ જાણવાની મહેનત કરવીજ જોઇએ. ખરો દેશાભિમાન બહુ દુર્લભછે એતો અમે પ્રથમજ કહ્યુંછે. થોડો પણ ખરો દેશાભિમાન, જો આપણામાં આવીને વાસ કરશે, તો તે તેની મેળે ઉત્તરોત્તર વધીને મોટો થશે. થોડી પણ ખરી દેશ પ્રીતિની બહુ જરૂરછે, અને પેલા ખોટા દેશાભિમાનથી તો આપણે જેમ બને તેમ દૂર રહેવાનેજ યત્ન કરવું

જોઇએ. ખોટાનો અભિમાન રાખવા કરતાં દેશ અભિમાનને યોગ્ય કરવા તરફ મહેનત કરવી એમાં વધારે મર્દાઈ અને દેશપ્રીતિ રહેલી છે.



# अकबर बादशाहनो धर्म.

અકબર બાદશાહે કેવાં કેવાં પરાક્રમ કર્યા તથા કેવા કેવા પ્રકારની રાજ નીતિ ચલાવી એ સૌ જાણેછે. એ પણ સૌના જાણવામાં છે કે એ બાદશાહે ધર્મ સંબંધી પોતાની સઘળી પ્રજાને સમાન છૂટ આપી હતી. એથી વિશેષ જાણનારાને એ પણ ખબર હશે કે એને મુસલમાન ધર્મનો કાંઇક પક્ષ હોવાને બદલે ઉલટો તે ઉપર અભાવ હતો, અને તેથી તેને સ્વજાતિવાળાઓ કાફર અથવા નાસ્તિક કહીને નિંદતા હતા. નિસ્પૃહી વિચાર કરનારા આજતો જાણેછે કે એ પરાક્રમી તથા પુણ્યશાળી પાદશાહ નાસ્તિક એટલે ઇશ્વરના અસ્તિત્વને ન માનનારો કયારે પણ હતો નહિ. એ એવું તો માનતો ખરો કે કોઈ પણ ધર્મ ઇશ્વરપ્રેરીત નથી, પરંતુ એક ઇશ્વર ઉપર તો એને સંપૂર્ણ શ્રદ્ધા હતી. એના પહેલાં સો વરસ ઉપર કબીરજી થઈ ગયા તેણે જે આત્મપ્રેરીત એકેશ્વર મત ચલાવ્યો હતો તેને એ પાદશાહ અનુસરતો હતો એમ પણ કેટલાએક લોક માનેછે. પણ અમે ધારીએ છઇએ કે અમારા વાંચનારમાંના એકને ભાગ્યેજ ખબર હશે કે એ બાદશાહે તો પોતાનોજ એક જુદો ધર્મ ચલાવવાને ઘણી કોશીશ કીધી હતી. એ પાદશાહ તો જેટલો રાજ વધારવાને આતુર હતો, જેટલો રાજને પાકા પાયા ઉપર આણવાને આતુર હતો, જેટલો એ પાદશાહ કુશળ રાજનીતિથી પ્રજાને સુખ તથા સંપત્તિ વધારવાને આતુર હતો. અને ટુંકામાં એ જેટલો પરાક્રમી, અને ન્યાયી રાજા કહેવડાવાને આતુર હતો, તેટલોજ એ પોતે ધર્મ સ્થાપક થવાને પણ આતુર હોય એમ માલમ પડેછે, અને તે ઉપરથી જણાયછે કે મુસલમાનોનો જે ક્રોધ એના ઉપર હતો તે છેક વિના કારણ હતો નહિ. એણે રાજવ્યવસ્થામાં હિંદુ મુસલમાનનો ભેદ ગણ્યો નહિ, અને ખાનગી રીતભાતમાં પણ મુસલમાન ધર્મ ઉપર અશ્રદ્ધાજ બતાવી એટલું નહિ, પણ એ ધર્મનું પ્રગટ ખંડન કરી નવોજ ધર્મ ચલાવવાનો તે ભારે પરિશ્રમ લઈ બેઠો હતો. આશ્ચર્ય છે કે આવા કામનો સમારંભ માડયા છતાં લોકોની તેના ઉપર અપ્રીતિ ન થઈ.

તે સમયે મુસલમાનોનો અભાવ થયો હતો ખરો પણ તે અભાવ તે[1] અભાવ રૂપેજ રહ્યો હતો, અને હાલમાં તો હિંદુ કે મુસલમાનોમાં સાધારણ રીતે એનું નામ કેવળ સુકીર્તિમયજ રહ્યુંછે.

તવારીખમાં આ વાત વધારે ચર્ચાઇ નહિ તેનાં તો કારણછે. તવારીખ લખનારાઓ બધાજ મુસલમાન હતા, અને તેમને ઇસ્લામના દીનની જે તજવીજો બાદશાહ તરફથી ચાલેલી અને તે પણ વળી ફતેહમંદીથી, તે વિષે બોલવું ન ગમે એ સ્વાભાવિકજછે. હિંદુઓનો અસલથી બિચારા "મારીને મુસલમાન કરવા" એ પાદશાહી અમલનું લક્ષજ સમજતા આવ્યા હતા, અને જેણે ધર્મની બાબત હજારો જુલમ મૂગે મહોડે સહ્યા હતા, તેને અકબરે જે થોડો તેઓના ધર્માચારમાં હાથ ઘાલવા માંડ્યો તે જુલમને ઠેકાણે મહેરબાની જેવોજ લાગ્યો હશે. માટે એ થોડી બાબતોની હિંદુઓ પરવાહ રાખવાને બદલે તેમને જે એ રાજમાં ધર્મની છૂટ મળી હતી, જે તેઓના ઉપર ગૂજરતા જુલમો બંધ પડ્યા હતા, અને અકબરના નવા ધર્મમાં જે જે તેઓના મતને અનુસરતું હતું તે ઉપરજ નજર રાખીને તેઓ તો અકબર બાદશાહ ઉપર ફીદાફીદા થઈ ગયા, અને એક પોતામાંનોજ અંશી પુરૂષ ગણવા લાગ્યા. એવી સ્થિતિમાં તેઓ અકબરના નવા ધર્મ વિરૂદ્ધ કાંઇ લખે, અથવા કાહાણીરૂપ મૂકી જાય એ સંભવે એવું નથી. એ પ્રમાણે જ્યારે મુસલમાન તથા હિંદુ એ બંનેને ન બોલવાના કારણ હતાં, ત્યારે તવારીખમાં એ વિષય વધારે ન ચર્ચાય એમાં કાંઈ નવાઈ નથી. તોપણ તવારીખ લખનારાઓ કાંઈ કાંઈ ઈશારા કરી ગયા છે ખરા. એનઅકબરીમાં વારંવાર અકબર બાદશાહે જે જે ધર્મ સંબંધી ફેરફાર કરવા માંડ્યા તે વિષેની વાત આવેછે, પણ અબુલ ફજલ કોઈ ઠેકાણે તેનું સ્પષ્ટીકરણ કરતો નથી. અકબરના દરબારમાં જે ધર્મના વાદ વિવાદો ચાલતા હતા તે વિસ્તારથી દબીસ્તાનમાં લખ્યા છે, પણ એ રાજાએ જે પંથ કહાડ્યો હતો તેની હકીકત એમાં બિલકુલ આપી નથી.

---

[1] રાજનીતિના તથા ઇતિહાસના વિદ્યાર્થીઓએ આ વિષય મનન કરવા યોગ્યછે કે આ પરદેશી રાજકર્તા પોતાના સ્વજાતિઓની શત્રુતા મેળવ્યા છતાં શા કારણથી આ સમે યથેચ્છ રીતે રાજ ચલાવવાને શક્તિમાન થયો; રાજ પણ પોતેજ સ્થાપેલું હતું એમ કહીએ તો ચાલે.

પણ આ બાબતની સઘળી હકીકત અબદુલ કાદરની કરેલી મુંતખાબઅટ તવારિખ એ નામની કીતાબમાંથી મળી આવેછે. એ અબુલ ફઝલ તથા ફૈઝીનો હારીઓ, મોટો વિદ્વાન હતો. પાદશાહની એના ઉપર પણ એટલીજ મહેરબાની હતી, એણેજ મહાભારત તથા રામાયણનો ઘણો ભાગ ફારસીમાં તર્જુમો કર્યો હતો, અને એણેજ સંસ્કૃત ભાષામાંથી કાશમીરના ઇતિહાસનું ભાષાંતર પૂરૂં કર્યું હતું. અકબર બાદશાહના રાજના ૩૯ મા વરસે એને હુકમ મળ્યો કે એણે હિંદુસ્તાનના પાદશાહોની તવારીખ તથા એ રાજની વિશેષ હકીગત લખવી. એ પ્રમાણે એણે કરવા માંડયું, પણ ચારેક વરસ પછી• પાદશાહની એના ઉપર ઇતરાજી થઈ એમ એ પોતેજ કહેછે, અને પછીથી એણે એ ગ્રંથ અધુરોજ રહેવા દીધો તોપણ એણે જેટલું લખ્યું છે તેમાંથી આપણે જે જોઇએ છીએ તે બરાબર મળી શકેછે. પોતાનો સ્વાર્થ વિચારીને કે ડરનાજ કારણથી પણ અકબર બાદશાહ સંબંધી જે એમાં લખ્યું છે તે ખોટું તો એણે નહિ લખ્યું હોય એમ ધારી શકાયછે. એમાં લખેછે તે પ્રમાણે જો અકબર બાદશાહે કાનુનો ન કહાડ્યા હોય, તો કદાપિ પણ એમ લખવાની એની હિંમત ચાલે નહિ. એ ગ્રંથના આધારે માલમ પડી શકેછે કે અકબર બાદશાહના ધર્મ સંબંધી વિચારો કેવી રીતે ફેરવાતા આવ્યા, અને આખરે તે પોતે કયા નિશ્ચય ઉપર આવીને ઠર્યો હતો.

અકબર બાદશાહ પોતાના રાજના ચોવીસમા વરસમાં ફતેહપુર શીકરી આગળના નવા મેહેલમાં રહેતો હતો, અને ત્યાં ખરા મુસલમાનોના રીવાજ પ્રમાણે દરેક જુમારાત મોટા મોટા મુલ્લાં તથા શેખોને એકઠા કરી ધર્મની ચર્ચામાંજ ગાળતો હતો. એ વાદવિવાદમાં એ બુદ્ધિમાન તથા પૃચ્છક રાજા ઘણો ભાગ લેતો હતો, અને વહાણું વાહાય ત્યાં સુધી પણ થાકતો નહિ. પણ એણે જોયું કે એ વાદવિવાદ કરનારાઓ વ્યવહારની વાતેજ બોલવાને બદલે મતાભિમાન બહુ ચલાવતા હતા, અને જ્યારે તકરારમાં કાંઇ ફાવતું નહિ ત્યારે ગાળાગાળી પર આવી જતા હતા. શીયા અને સુન્નીનાતો પંથજ જૂદા છે, પણ સુન્નીમાંજ હનીફીઆ અને સાફીઆના બે તડાંઓ દરેક વાતમાં ટપ તડાતડી પર આવતાં વાર લગાડતા નહિ. હનીફીઆ જ્યાં ત્યાં અક્કલનો ઉપયોગ કરવા જાય, અને શાફીઆ કુરાનની શરેહજ સંભાર્યાં કરે. એ સમે વળી બે મોટા નામીચા મુલ્લાંઓ વચ્ચે એવું ગ્રંથયુદ્ધ ચાલતું હતું કે

બેપા મુસલમાનોના બે પક્ષ બંધાઈ ગયા હતા, અને પક્ષવાળા બીજાને ગાળો ભાંડવા સિવાય બીજું કંઈ કામજ કરતા નહતા. આ બધા બનાવોથી અકબર બાદશાહનું ચિત્ત ચળ્યું, ઇસલામી દીનના દુશ્મનોને કાન ભંભેરવાનો સારો લાગ મળ્યો, અને બીજાં પાંચ છ વરસમાં એવું બન્યું કે એ બાદશાહની સઘળી શ્રદ્ધા પોતાના ધર્મ ઉપરથી ઉઠી ગઈ.

તે છતાં પણ ઇશ્વર અથવા ધર્મ ઉપરથીજ શ્રદ્ધા ઉઠી ગઈ હોય એમ જણાતું નથી. આ અશ્રદ્ધાનું પ્રથમ પરિણામ એ થયું કે એણે દેશ દેશના અનેક ધર્માધિકારીઓને આદર સત્કારથી પોતાના દરબારમાં બોલાવ્યા, અને તેઓને પોતાના ધર્મનું સત્ય પ્રતિપાદન કરવાની સંપૂર્ણ છૂટ આપી. આ સમયે આ બાદશાહનું બધું ચિત્ત ખરા ધર્મની ખોળમાં લાગ્યું હતું. બાળપણથી પ્રાપ્ત થએલા સઘળા અભ્યાસી વિચારો એણે દૂર કર્યા, અને શુદ્ધ નિષ્પક્ષાત અંતઃકરણે સમાનભાવથી સઘળા ધર્મનું સત્યાસત્ય તપાસવા મંડયો. બીરબલનાં [1]નાગરત્વથી બ્રાહ્મણો ઉપર તો કેટલીએક વખત થયાં પ્રીતી થઇજ હતી. તેઓ રાત્રે એકાંતે મહેલમાં આવી કથા વાર્તા ચલાવતા હતા. એક પુરૂષોતમ શાસ્ત્રી તો ગુરૂ જેવોજ થઈ પડયો હતો. દેવીવ્યાસ રોળીકોળી વખતે મહેલમાં ઘૂસી બાદશાહના શયનગૃહમાં ઉંચે આસને બેસી એ પરાક્રમી પુરૂષને રામાયણના રસિક પરાક્રમનું આખી રાત પાન કરાવતો હતો. શાસ્ત્રીઓ મન્વાદિ સ્મૃતિઓના હાર્દ પ્રગટ કરતા હતા, વેદાંતિઓ માયા અને બ્રહ્મનું યથેચ્છ વિવેચન કરતા હતા, અને પુરાણીઓ પુરાણની અદ્‌ભુત કથાઓ વાંચી બ્રહ્મ સિદ્ધાંત સાથે સંધિ કરતા હતા. આ કારણોથી આર્ય વિદ્યા ઉપર પ્રીતિ પુનર્જન્મના સિદ્ધાંત પર શ્રદ્ધા એના અંતઃકરણમાં ઉત્પન્ન થઈ, અને મુસલમાનોનું જે મૂર્તિઓ સાથે હાડ વેર તે તદન નિર્મૂળ થઈ ગયું. એવા સમા પર

---

૧ મારા સાંભળવામાં આવ્યુંછે કે એક ફારસી કિતાબમાં લખ્યુંછે કે બીરબલ નાગર બ્રાહ્મણ હતો, પણ તેની હજી ખાત્રી કરવાનો અવકાશ મળ્યો નથી. નાગરત્વ શબ્દ જે અહિંયા વાપર્યોછે તે માત્ર ચતુરાઈ વાચકજ ગણશો. પ્રોફેસર એમ. એચ. વિલ્સનના કહ્યા પ્રમાણે તો એ ભાટ હતો, અને એનું મૂળ નામ મહીદાશ કે શીવદાશ હતું. અકબર એને કબિરાય કહેતો અને જ્યારે નગરકોટની જાહગીર આપી ત્યારે બીરબલ (વીરવર) નો ખિતાબ આપ્યો.

તાજુદીન નામના એક પ્રસિદ્ધ સુફીએ એટલે મુસલમાન ધર્મના વેદાંતિએ એક સમર્થ ગ્રંથ પ્રગટ કર્યો, અને તેથી બાદશાહે તેને હજુરમાં બોલાવી તેનો પણ બોધ લેવા માંડ્યો. આથી કાંઇ અધુરૂં હશે તે પૂરૂં થયું અને ચાલુ મુસલમાની ધર્મને એણે છેલ્લી સલામ કરી. હવે એ છચોક અન્ય ધર્મવાળાઓને મળવા લાગ્યો. અને જાહેર રીતે મુસલમાન ધર્મ ઉપર શંકા બતાવવા લાગ્યો. એ ભર સભામાં ભાત ભાતના ધર્મવાળાઓને ભેગા કરતો હતો, મુલ્લાંઓને બોલાવતો હતો, અને તેમને એક બીજા સાથે ખૂબ લડાવતો હતો. એ ધર્મ ચર્ચાને સારૂ એણે નવસારીથી પારસી દસ્તુરોને તથા ગોએથી ખ્રીસ્તિ પાદરીઓને બોલાવ્યા. ઇન્જિલ અથવા બાઇબલ ભણવા પોતાના શાહાજાદા મુરાદને બેસાડ્યો; અને અબુલ ફઝલને તેનો તર્જુમો કરવાનું સોપ્યું. એનીજ માર્ફત બૌધ ધર્મનીએ ખોળ કરાવી પણ તે સમે તે ધર્મના જાણ પુરૂષો ન મળી શકવાથી બરાબર થઈ શકી નહિ.

આ પ્રમાણે અકબર બાદશાહે અન્ય ધર્માધિકારીઓને આશ્રય આપ્યો તથા તેમની સાથે એખલાશથી વાતો કરી તે ઉપરથી મુસલમાનો જેટલા એના ઉપર કફા થયા તેટલાજ પેલા બધા પ્રસન્ન થયા, અને આપણે એને આપણો ધર્મ મનાવ્યો એમ સમજી ફૂલાવા લાગ્યા. પારસીઓ કહેછે કે અકબર બાદશાહ પારસી ધર્મ પાળતો હતો, પાદરીઓ કહેતાં હતા કે એને ખ્રીસ્તનો બોધ લાગ્યો હતો, અને હિંદુઓ તો એમજ સમજેછે કે એ હિંદુ ધર્મ બરાબર માનતો હતો એટલુંજ નહિ, પણ વૈષ્ણવાદિક જૂદા જૂદા પંથના લોકો તે પોતાના પંથમાં હતો એવો દાવો કરેછે અને તે બાબતની કહાણીઓ પણ બનાવી રાખીછે. અને એ બધાને એમ ભૂલાવાનું કેટલુંએક કારણ પણ એ બાદશાહ તરફથી મળયું હતું. એ પોતાના મહેલમાં આતશ બહેરામ રાખતો હતો અને નવરોજ જલાલીનો તહેવાર ઘણાજ દમામની સાથે પોતાના રાજની છેવટ સુધી પાળતો હતો. એ પ્રસંગે સાત દિવસ સુધી બાદશાહ વાર વારના પોશાક પહેરતો હતો, અને સવારે તથા મધરાત્રે હિંદુશાસ્ત્રની રીતે સૂર્યની સ્તુતિ ચાલી રહેતી હતી. ગાય મારવાની મનાઈ કરી હતી, અને ગાયનું છાણ પવિત્ર ઠેરવ્યું હતું. હકીમો પાસે એવો મત અપાવ્યો હતો કે ગોમાંસ ન પચે એવું અને ઘણા વ્યાધિનું મૂળછે. તેમજ એના મહેલમાં હિંદુ રાણીઓ હોમ કરતી હતી, અને તે સમે તે સાથે બેસતો હતો. એના રાજનું પચીશમું

વર્ષ બેઠું ત્યારે એણે જાહેર રીતે અગ્નિની પૂજા કીધી, અને સાંજે જ્યારે દીવા થયા ત્યારે સઘળા દરબારીઓએ ઉભા થઇને નમન કર્યું. એજ વર્ષે કન્યારાશીના સૂર્ય થયા પછી આઠમે દિવસે એણે ભર સભામાં ચાંલ્લો કરાવ્યો, અને બ્રાહ્મણોએ રક્ષા બાંધી. પછી અમીર ઉમરાવોએ નજરાણાં કર્યા, અને રક્ષા બંધાવી વદાય થયા. એ જોગીઓના મઠમાં રાત્રે એકલો જતો, તેઓ સાથે શિષ્યભાવે વાર્તચિત કરતો, અને યોગ શાસ્ત્રનો શોધ ખંતથી કરતો.

એ છતાં એણે કોઈ પણ ધર્મનો અંગીકાર કર્યો હોય એમ જણાતું નથી. અકબર બાદશાહનું મનતો મુસલમાન ધર્મનું યુક્તિથી ખંડન કરવામાં અને નવો પોતાનો ધર્મ ચલાવવામાંજ ખરેખરૂં લાગેલું હતું. અબુલ ફઝલ દરબારમાં મહમદના દીનની નિંદા ખૂબ કરતો હતો, અને કાજી સાથે પોતાના સઘળા ચાતુર્યથી વાદવિવાદ કરતો હતો, તે સાંભળી અકબર પ્રસન્ન થતો હતો. એનો પરિણામ એ થયો કે દરબારના ઘણાખરા માણસો અકબરના મતમાં ડરથી કે સમજીને દાખલ થયા. અબદુલ કાદર કહેછે કે હું તો આ અધર્મથી દૂર રહ્યો અને તેથી બાદશાહની ઇતરાજી થઇ. કાજી, મુફ્તી, અને બીજા કાયદા જાણનારાઓએ મળીને એવું ખત લખી આપ્યું કે ઈનસાફી બાદશાહનો ઠરાવ શરેહના જેટલીજ સત્તા ધરાવે છે, અકબર બાદશાહ ઇનસાફી અને અલ્લાને ગમતો છે, અને તેથી જ્યાં મતભેદ પડે ત્યાં એનો હુકમ એજ કાયદો સમજવો. એ સમયના ઘણાખરા ગ્રંથ કર્તાઓ હમેશનું મુસલમાની ધર્મ પ્રમાણે મંગળાચરણ જે "અલ્લૈઅલ્લાહ, મહમદરસુલઅલ્લા તેને ઠેકાણે "લાઇલ્લા ઇલ્લાહ, વઅલ્લ અકબર ખલીફાત અલ્લાહ" એ પ્રમાણે લખવા લાગ્યા. એનો અર્થ એવો થાયછે કે અલ્લા સિવાય બીજો અલ્લા નથી અને અકબર એનો ખલીફછે.

કુરાનમાં લખ્યુંછે કે સઘળા છોકરાંઓ દીનમાંજ જન્મેછે. એની તપાસ કરવાને સારૂ અકબરે વીશ બાળકને એકાંત વાસમાં ઉછેરવાને સારૂ રાખ્યાં, અને કોઈ સાથે પણ તે વાતચિત ન કરી શકે તેવો પાકો બંદોબસ્ત કર્યો. થોડા વરસ પછી કહાડયા ત્યારે તો જે બાળકો હયાત રહ્યાં હતાં તે આપણે અગાઉથીજ ધારી શકીએ તે પ્રમાણે બોલી પણ બોલી શકયાં નહિ. જ્યાં તેઓને રાખ્યાં હતાં તેનું એ ઉપરથી ગુંગળમહેલમાં એવું નામ પાડયું.

હવે કેટલાએક નવા કાનુનો કહાડયા. સરાબ પીવાની રજા આપી, પણ જે પીને છાકટો થાય તેને સારૂ શખત શિક્ષા ઠરાવી. તેના બંદોબસ્તને સારૂ દરબારની દેખ રેખ હેઠે પીઠાં કઢાવ્યાં અને ખરીદ કરનારના નામ ત્યાં નોંધાતાં હતાં. એવું કહેછે દારૂના પીપમાં ડુક્કરનું માંસ નાંખતા હતા. ગાનારા, નાચનારા, અને બીજા લુચ્ચા લફંગા લોકોને એક ભાગમાંજ રાખ્યા, તેનું નામ સેતાનપુર પાડયું, અને તેના ઉપર નજર રાખવાને સારૂ ખાસ ફોજદારી કારખાનું ઠેરવ્યું. જુગાર રમવાની કેટલીએક તપાસની સાથે છૂટ આપી, અને રમનારને સરકારી ખજાનામાંથી બારે વ્યાજે નાણાં ધીરવા લાગ્યા. એવું ફરમાવ્યું કે ડુક્કર કે કૂતરાને અડકયાથી નાપાક થવાતુંનથી. એ બંનેને મહેલમાં પાળવાનું શરૂ કર્યું, અને દર રોજ સવારે તેને ફરવા જાહેરમાં કાઢતા હતા. કૂતરા, બિલાડાં, ને વાઘનું માંસ ખાવામાં પાપ નથી. એમ જાહેર કર્યું. મૈયતની વખતે ખોરાક તથા ભીખ આપવાની મનાઇ કરી. તેમજ કાકા કાકીના છોકરાં પરણતાં હતાં તેથી જાતિ બગડી જાયછે એમ કહીને તે બંધ પાડયાં. એજ કારણને સારૂ સોળ વરસની અંદર છોકરાને તથા ચૌદ વરસની અંદર છોકરીને પરણાવવી નહિ એવો હુકમ કર્યો.

અકબરે પોતાના ધર્મનું નામ ઈલાહી પાડયું હતું. એમાં મોટા મોટા અમીર ઉમરાવો દાખલ થતા હતા, અને તે સમે તેઓ નીચે પ્રમાણેનું, પ્રતિજ્ઞા લખી તે ઉપર સહી કરતા હતા. "હું ફલાણો ફલાણો, ફલાણાનો છોકરો, રાજી ખૂશીથી મારી મરજીથી જાહેર કરૂંછું કે હું ઈસલામની જૂઠી વાતો બાપદાદાથી સાંભળતો આવ્યોછું તેનાથી હું હવે મુક્ત થયોછું, અને હું આથી કબુલ કરૂંછું કે હું અકબર બાદશાહના ઇલાહી ધર્મને માનુંછું અને તેને સારૂ હું દોલત, જીંદગી, કીર્તિ, અને ધર્મ છોડવાને ખૂશીછું" અકબર બાદશાહ એવું માનતો હતો કે મુસલમાની ધર્મની મુદત હજાર વર્ષની છે, અને તેનો થઈ ચૂકી તેથી એણે હિજરીનો ચાલુ સન કહાડી નાંખ્યો, અને તેને ઠેકાણે પોતે ગાદીએ બેઠો ત્યાંથી વરસ ગણવાનું શરૂ કર્યું. એ સનનું નામ તારીખ ઈલાહી પાડયું. મહીનાનાં નામ પણ બદલી નાંખ્યાં, અને તેની જગો ઉપર જૂના ઇરાની મહીનાનાં નામ દાખલ કર્યા. તેમજ મુસલમાની તહેવારો કહાડી પારસી તહેવારો પાળવા માંડ્યા. ફક્ત જુમાનો નીમાજ કાયમ રાખ્યો, પણ તે વખતે જૈયદનો ગરીબ સિ-

પ્રાય કોઈજ હાજર રહેતું નહિ. પછી આરબી ભાષા ભણનારને ઉત્તેજન આપવું બંધ પાડયું અને તેમાંના કાનુનો તથા ધર્મ ભણવાની તો મનાઈ કરી. પાછળથી આરબીમાંથી ગણિતશાસ્ત્ર, ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન, અને ફિલસુફી ભણવાની છૂટ આપી. એટલામાંજ એવી અસર થઈ કે આરબી લિપિનો ઉપયોગ ઓછો થવા લાગ્યો, અને કેટલાએક તો પોતાનું નામ મહમદ હશે તે ફેરવીને બીજું પાડવામાં મોટાઈ સમજવા લાગ્યા.

સને હીજરી ૯૯૧માં વળી બીજા કાયદા કહાડ્યા. રવિવાર ને દિવસે જાનવરની હિંસા કરવાની મનાઈ કરી. બાદશાહની તો ખરેખર માંસ ભક્ષણ બંધ કરવાનીજ મરજી હતી,' અને એ વરસમાં ઓછામાંઓછા છ માસનો જાતે તેથી દૂર રહેતો હતો. સૂર્યની ભક્તિ એણે બહુ વધારી. સવારે, સાંજે, બપોરે, અને મધ રાત્રે સૂર્યની પ્રાર્થના થતી હતી. બપોરે તો સૂર્યના· સહસ્ત્ર નામનો હિંદીમાં પાઠ ચાલતો. પાઠ કરનાર ચાંદલો કરે, ગાલ ઉપર હાથ મૂકી એકેક આંગળીએ એકેકો કાન બંધ કરે, અને પ્રદક્ષિણા ફરતો ફરતો સૂર્યના નામ ભણી જાય. બાદશાહ પોતે સવારમાં સૂર્યના દર્શન થાય ત્યાં સુધી નહાય કે ખાય નહિ. દર્શન કર્યા પછી તે માળા લેઈને તેના નામનો જપ કરે, અને પછી બારી આગળ નાના મોટા બધા લોકો એકઠા થયા હોય તેને પોતાના દર્શન આપે એટલે તેઓ લાંબા થઈને એને પગે લાગે.

બ્રાહ્મણો આ સમે કહેવા લાગ્યા કે તમે તો રામ ને કૃષ્ણના જેવા અવતારી છો. તેઓ કહેવા લાગ્યા કે અમારા શાસ્ત્રમાં લખ્યું છે કે ગોબ્રાહ્મણ પ્રતિપાળ અને ધર્મનો રક્ષક રાજા એક યવન કુળમાંથી થશે. તે તમેજ છો. એવાં અર્થનાં વચનો કહાડીને એની પાસે લઈ ગયા, અને તે એ કબુલ કરવા લાગ્યો. સૂર્યસહસ્ત્ર નામ પણ બ્રાહ્મણોએ એને સા· રૂજ ઉભું કર્યું. મુલ્લાં શિરિયે એને પ્રસન્ન કરવા હજાર શઈયા નામની હજાર બેતો બનાવી તેમાં સૂરજના ગુણ ગાયાછે. જોગીઓનાં પણ એના આશ્રયથી બહુ માન વધી ગયાં હતાં. તેમને સારૂં એણે મઠ બાંધ્યો હતો, ત્યાં તે વારંવાર જતો હતો અને તેની સાથે એકાંતમાં બોધ·પણ લેતો હતો, એ શીખા રાખતો અને યોગથી મુક્તિ સમજતો. શિવરાત્રિની સાધનામાં એ તેઓમાં સામેલ થતો હતો, અને ઘણી યોગકળાનું જ્ઞાન જાતે મેળવ્યું

હતું. એ કહેતો હતો કે હું તેમની પાસેથી રસ શોધન શીખ્યો છું, અને આ સોનું મેં બનાવ્યું એમ કહીને બીજાને બતાવતો હતો.

૯૯૦ હિજરીમાં સંક્રાંતિને દિવસે એણે મોટો ઉત્સવ કર્યો તે સમયે ઘણા માણસો એના ધર્મમાં આવ્યા. જેમણે એ ધર્મ સ્વીકાર્યો તેને બાદશાહની એકેકી છબી એને સણગારી તેઓ પોતાના શરીરપર, પાઘડી ઉપર, કે કોઈ બીજા ભાગપર ખુલ્લી રીતે પહેરવા લાગ્યા. અકબર પંથીઓ કાગળ પત્રમાં કે મળતી વખતે અલ્લાહુ અકબર કહેતા હતા. એક અલ્લાહુ અકબર કહે ત્યારે બીજો જિલ્લે જલાલહુ એમ બોલે. આશરે આ વખતપર શાહાજાદા શલીમના સોળ વરસની ઉંમરે રાજા ભગવાનદાસની કુંવરી સાથે લગ્ન થયાં. બાદશાહ કાજી અને બીજા કાયદા જાણનારાઓને સાથે લઇને રાજાના મહેલમાં ગયો અને ત્યાં તેઓની સમક્ષ સઘળી હિંદુ ધર્મની ક્રિયાઓ કરી.

૯૯૫માં વળી નવા ધારા કહાડયા. પહેલા સ્ત્રી વાંઝણીજ રહે ત્યાં સુધી બીજી પરણવાની મનાઈ કરી. વિધાવાઓને ફરીથી લગ્ન કરવાની રજા આપી, સતી થવાનો ચાલ બંધ પાડયો, પણ પાછળથી બળાત્કારે ન કરવી એટલીજ શખતી રાખી વચમાં એક હસવા જોગ રીત ચલાવી હતી. જો કોઈ સ્ત્રી અને કોઈ પુરૂષ એક વખતેજ રાંડે તો, તે સ્ત્રી પેલા રાંડનારને આપી દેવી, અને તેના મરનાર વરની સાથે પેલાની મરનાર બાયડીને બાળી મૂકવી. હિંદુ અને હિંદુ વચ્ચે કજીઆ ઉઠે તેનો ચૂકાદો બ્રાહ્મણ પાસે કરાવવો, અને મુસલમાન મુસલમાનનો કાજી પાસે. પૂર્વ તરફ મોં રાખીને મુડદાં દાટવાં, અને સૂવાનું પણ લોકોને એ રીતે ફરમાવ્યું હતું. કવિતાથી માણસના વિકાર ઉશકેરાય છે અને ફેલ ફિતુર કરતાં શીખે છે એમ જાણી તે ગાવાની નીચલા વર્ગના માણસને મનાઈ કરી હતી. ગાય, ભેંશ, ઘોડા, ઊંટ, અને બકરાનું માંસ ખાવાની બંધી કરી. બાર વરસની ઊંમર પહેલાં સુન્નત ન કરવી, અને ત્યાર પછી તેની ખુશી હોય તોજ થઈ શકે. સઘળા લગનની વખતે ઊંમરની કોટવાળ આગળ ખાત્રી કરી આપવી. સૌ સૌએ પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવો. પણ જો કોઈ હિંદુ સ્ત્રી મુસલમાન ઉપર આશક થઇને વટલવા તૈયાર થાય તો તેને થવા ન દેવી. સઘળા માણસને પોતાની મરજી પ્રમાણે દેહેરાં, મસીદ, કબર જે ગમે તે બાંધવાની છૂટ હતી.

આ પ્રમાણે અકબર બાદશાહે ધર્મ સંબંધી ફેરફાર કરવા માંડ્યો

હતો. આ જોતાં એટલું તો ખુલ્લું માલમ પડેછે,કે એ બધાનું વલણ મુસલમાન ધર્મ તોડવા તરફ હતું. બીજા ધર્મ તરફ એની જેટલી રહેમ નજર હતી તેટલીજ એ તરફ કરડી હતી. તોપણ કોઈ ધર્મનો વિશેષ પક્ષ હોય એમ જણાતું નથી. ઘણું કરીને એતો સુરીજ અથવા એકેશ્વર વાદી હતો. તે છતાં એને એમ લાગ્યું કે શુદ્ધ એકેશ્વર મત અજ્ઞાન લોકોને લાયક નથી, અને તેથી સૂર્ય પૂજાનો ઠાઠ પોતાના પંથમાં દાખલ કર્યો, અને પોતે વૈભવી સ્વભાવનો હતો તેથી એને તે પસંદ પણ પડ્યો હશે. ધર્મ કહાડવાનો મુખ્ય ઉદ્દેશ હિંદુસ્તાનની સંસારી સ્થિતિ સુધારવી એજ જણાય છે. એ મુસલમાને કુળમાં જન્મ્યો છતાં કેળવણી અને સહવાસથી વિચાર તથા લાગણીઓમાં હિંદુજ થઈ રહ્યો હતો, અને સુધરેલા હિંદુને પોતાના દેશના સુધારા સારૂ તથા દેશના શત્રુઓ તરફ જેવું લાગે તેવુંજ એને લાગતું હતું એમ જણાયછે. એ ફેરફારમાં પરમાર્થ બુદ્ધિની પ્રેરણા મુખ્ય જણાય છે, એણે પોતે ખલીફનું નામ ધારણ કર્યું અને ઇશ્વરી સેવા કબુલ કરી એ આત્મપ્રેરિત ધર્મના પ્રચારકને શોભે એવું નથી, પરંતુ એમ કરવાનું કારણ મિથ્યાભિમાન હોય એમ અમે ધારતા નથી. ધર્મની બાબતમાં ઇશ્વરી દાવા શિવાય લોકોની શ્રદ્ધા ચોંટતી નથી એમ ધારીનેજ એણે આ યુક્તિનો ઉપયોગ કર્યો હશે. તે છતાં ધર્મનો ફેરફાર એ રીતે કરવો એ કેવી અઘરી વાતછે તે તેઓની નિષ્ફળતા ઉપરથી સાફ જણાયછે. એનો ધર્મ એ રહ્યો ત્યાં સુધી થોડો ઘણો ચાલ્યો, પણ એના મરણ પછી છેક નાબુદ થઈ ગયો, અને આજ તો એણે એવો પ્રયત્ન કર્યો હતો તે પણ થોડા લોકજ જાણેછે. ધર્મના ફેરફાર યુક્તિ કે રાજબળથી થતા નથી. એ ઇશ્વરનો અગમ્ય ખેલછે, અને ધર્મનો પ્રસાર ધર્મ બળેજ થાયછે.



# ગૂજરાતી બળદ.

આ શઈશી મહાફેલ નામની ઊર્દુ ખિતાબમાં ગૂજરાતી બળદની ઘણી તારીફ કરેછે, અને તે વખતે ગૂજરાતમાં બળદની ગાડીઓ જે જે જાતની થતી હતી તેનું વર્ણન છટાથી કર્યુંછે. તે જાણવા લાયક છે, અને

તેથી અમે તેનો અહિંયા તર્જુમો આપીએ છઇએ. ઉર્દુ ભાષાનાં ગદ્યની શૈલી કેવીછે તે બરાબર દર્શાવવાને સારૂ બને ત્યાં સુધી અમે તેના શબ્દે શબ્દનેજ અનુસરતું ભાષાંતર આપીશું.

હિંદુસ્તાનના બળદોમાં ગૂજરાતી બળદ સઘળી તરેહથી સારો છે. અગરો નાગોરી પણ બીજા બળદોથી કેટલે દરજ્જે ચઢીઆતો છે. તોપણ એને ન પહોંચે, સુરત શિકલ એની બહુજ સારી, દિલડોળ બિલકુલ ખૂશકારી, કદ ને કીમતનાં પણ બુલંદ, બાદશાહ વજીરને ફકીર હરકોઇને પસંદ, પગલાં એવાં ભરેકે ઉતાવળો તુર્કી ન પહોંચી શકે, દોડે એવો કે ચાલાક આરબી પછાડી રહી જાય. એમ શાંભળ્યું છે કે પહેલાં કોઈ લૂટારા ઠગારા અમદાવાદ ગૂજરાતમાં ત્યાંના બળદોને ગાડીમાં જોડી સવાર થઈ ચોરી કરવા જંગલમાં આવતા હતા, અને માલ મતા મુસાફર સોદાગરોની લૂટ લઈ જતા હતા. અગર જો સવારઘોડા એની પછાડી નાંખતા, તોપણ તેની ગર્દ પણ ન પામતા. અને એ પણ મશહુર છે, કે ગાડી એ ખાસ શોધ હિંદુસ્તાનના લોકની છે. બેસવાવાળા એના, ગરમી સરદી આંધી વરસાદમાં બહુજ આરામ પામેછે. સહેલથી ચાર આદમી ગપાટા મારતા બેઠા (બેઠા) ચાલ્યા જાછે અને સરફમાં મઝા ઘરની ભોગવેછે, તોપણ એના પૈડાં બે હોયછે. છત્રીદાર હોય કે ઉઘાડી. અગર ઢાંચો એનો છોટાપણાની સાથે હલકો હોય, તો મંઝોલી કહેવાશે, અને બહુજ નાનો તથા હલકો હશે તો ગેણી. એના બળદ પણ બેહદ નાના હોયછે. એને ગેણા કહેછે. જાતજ એની જૂદીછે. અને જે ચાર પૈડાંના રથ હોયછે તેનાથી બહુ સારા હોયછે. ચાર પૈડાંના રથ એની સાથે મુકાબલો કરતાં ઊંચે નીચેથી ઓછા પડેછે. આચકાં પણ એમાં થોડા લાગેછે. અમીર ઉમરાવની સવારી લાયક હોય છે. ખરેખર કોઇતો એવાજ ખૂશડોળ, હલકા, નકશીદાર હોયછે કે દેખાવવાળા ભીતના ચિત્રામણ (જેવાજ) બની જાયછે. અને સાજ પણ એનાપર બનાતી સાદાકે કારચોબી વગેરે બિલકુલ સફાઇને ચળકવાળાં. અગર સૂરજ એ વખતે જમીનપર હોયછે તો પોતાના રથમાંથી ઉતરી એમાં આવીને બેસે, અને રાજા ઈંદ્ર પણ દેખે, તો પોતાના તખ્તપર ફરીથી પગ ન મૂકે. પણ એ ખૂબીઓની સાથે પણ અમીર ઉમરાવ લોકો એમાં મનની ગમતને સારૂ કોઈ કોઈ વારજ સવાર થાયછે. અને કોઈ મોટા માણસ

કવચિતજ એની ઉપર ચઢેછે, તોપણ હર મોસમનો સાજ તેની સવારીના રથપરં હોયછે, જેમકે ગરમીમાં ખસનો અને વરસાદમાં મીણકપટનો, શિયાળામાં બનાતનો. પણ બહુધા એમાં મહાજન, સરાફ, ઝવેરી, મુત્સદી શવાર થાયછે, અથવા ઓરતો હિંદુને મુસલમાનની, અને કોઈ બદચાલની બેગમો, અથવા બાંકો ફસબણો પોતાના રથપર ઝગઝગાટ સાજ સજાવી, બળદના ગળામાં ઘૂઘરા, શીંગડાંપર સોના રૂપાની શિંગોટીઓ, અને સાંગીઓમાં તાલ ઝાંઝ, જોતરમાં ચંગ લગાવીને સવાર થઈ બડા ઠસ્સાથી મેળા ઠેલામાં ફરેછે, અથવા બાગોની સહેલ કરેછે. ખરે એના આવંવાથી તમાસગીરોના હોસને હવાસ જાયછે, જાણે ઝણઝણ કરતા પરીઓનાં તખ્ત ચાલ્યાં આવતાં હોય નહિ!

અને સુચાલવાળી સ્ત્રીઓના રથ ઉપર ઘંટ ટોપ મોટા હોયછે, ચંદનીઓ કસી હોયછે, અને શી તાગાદ કે એક નિમાળા બરાબર પણ એમાં ફાટ કે કાણું હોય? નવાબખાન દોરાનને મુઝફ્ફરખાન મરહુમના જનાનાના રથોપર ઘણી મોટી ચેલી ચંદનીઓ રાખતા હતા તેજ પ્રમાણે મિયાનાઓ ઉપર પણ; તે છતાં એક ભાઈ મીરબખ્શી હતો અને બીજો હફ્ત હજારી (એટલે સાત હજાર સીપાઇનો સરદાર.) ખરે મર્જાદાની મતલબ એછે; કેમકે જેનો મિયાનો રથ ઝમકારાની સાથે નિકળે, મુકરર તમાશગીર બજારવાળાઓના જીવમાં આવે કે એમાં કોઈ ચમક ચાંદની રસ્કપરી ઝમકતી હશે. તેથી જનાની સવારીના રથકે મિયાનાનું સુશોભીત કરવું કોઈ અમીરોની આગળ પણ બહુ નાલાયકછે. મૂળ એ છે કે સવારી એની ખરેખરી સારીછે, તેની ઢપ છપ પોતપોતાની મરજી ઉપર આધાર રાખેછે. પણ આચકા બહુ ખોટા. અને એ સિવાય પણ બહુ જાતની સવારીઓ હુન્નરવાળા લોકોએ અને કારીગરોએ કરાવી અને કરીછે. અગર જો મલેકો અને સુલતાનોને વાસ્તે તખ્તને નાલકી, અમીરોને સારૂ ઝાલરદાર પાલખી, અને શાહજાદીઓ વજીરજાદીઓ તથા અમીરજાદીઓને વાસ્તે મહાડોળ સુખપાળ મિયાના, અને ગરીબોની ઓરતોને સારૂ ડોળી, એટલા માટે કે કોઈ કુળવાન સારા ઘરની પગ પ્યાદે ન નીકળે અને એના હાથ પગ કોઈ અજાણ્યા ન દેખે.

—❧—

# અમદાવાદ પ્રાર્થના સમાજમાં આપેલો ઉપદેશ.

જુન–૧૮૭૬.

## ओं ! सच्चीदानंद नमः

આ જગતમાં ધર્મના જેવું બીજું કાંઈ પણ અગત્યનું નથી, અને ધર્મજ્ઞાનની સમાન બીજું જ્ઞાન નથી, બીજાં બધાં જ્ઞાનછે તે સારાંછે, ઉપયોગીછે, આનંદકારકછે, તથાપિ ધર્મનું જ્ઞાન સૌથી વધારે સારૂ, સૌથી વધારે ઉપયોગી, અને સૌથી વધારે આનંદકકારકછે. એની જોડે બીજા જ્ઞાનનો મુકાબલોજ નથી, અને તેથી આપણી રૂઢ ભાષામાં જ્ઞાન શબ્દનો અર્થજ પરમાર્થનું જ્ઞાન એજ થાયછે. હવે એ જ્ઞાન શી રીતે માણસને પ્રાપ્ત થઈ શકેછે તેનો હું કાંઈ વિચાર કરવાને ચાહુંછું.

આ વિચાર ચલાવવાની જરૂર મને એટલા ઉપરથી પડેછે કે આપણે જે રીતે આ સમાજમાં ભક્તિ ચલાવીએછઇએ તેના સામા કેટલીએક તરફથી એવો પોકાર ઉઠાવવામાં આવેછે કે આ બધું તમે કરોછો તો ઠીક, પણ તમારો આધાર શોછે, તમારા પ્રમાણ શાંછે, પ્રમાણ વિના તમારૂં બીજા માન્ય કેમ કરશે. આ પ્રમાણે આપણા આર્ય ભાઇઓ બોલેછે, અને અન્ય ધર્મ તેઓ તો એથી પણ આગળ વધારે જાયછે. તેઓને તો આપણું અસ્તિત્વજ આંખના પાટા જેવું લાગેછે, અને તેનું કારણ હું આગળ સમજાવીશ તે ઉપરથી સ્પષ્ટ સમજાશે, પણ આ ઠેકાણે તો માત્ર હું એ વાત સંભારવાજ માગુંછું. ત્યારે હવે જો એ પ્રમાણે બધા એકઠા થઇને પ્રમાણજ માગેછે, તો આપણે તેમને આપણા પ્રમાણ બતાવીએ, તેમના પ્રમાણની સાથે મુકાબલો કરીએ, અને કોના પ્રમાણ સબળછે તેનો વિચાર અહિંયા ચલાવીએ તો તે કોઈ રીતે પણ ગેરવાજબી નહિ કહેનાય એમ હું આશા રાખુંછૂં.

હવે પ્રથમતો બીજી બધી જાતના જ્ઞાનછે તે શી રીતે પ્રાપ્ત થાયછે તેનો વિચાર કરીએ. ન્યાયશાસ્ત્ર જેનો વિષયજ જ્ઞાનના સાધન શાસ્ત્રીય રીતે મુકરર કરવાનોછે તે શું કહેછે તે જોઇએ. ઇંગ્રેજી ન્યાય શાસ્ત્ર એટલે Logic માં પ્રત્યક્ષ અને એનું માન એ બેજ જ્ઞાનના પ્રમાણ માંનવામાં આવેછે. ગૌતમાદિ અનેક આપણા ન્યાય શાસ્ત્રીઓ ચાર પ્રમાણ ગણેછે:—

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ. પ્રત્યક્ષ એટલે આંખ કાન વગેરે ઇંદ્રિયોદ્વારે જે બહારના પદાર્થનું જ્ઞાન મળેછે તે. એજ વર્ગમાં આત્મા પોતાના સ્વરૂપનું દર્શન કરીને જે જ્ઞાન મેળવેછે તે પણ આવી જાય. અનુમાન એટલે કાર્ય કારણનો અટકળ સંબંધ વિચારી કાર્ય ઉપરથી કારણ કે કારણ ઉપરથી કાર્ય તે. ધૂમાડાનું અને અગ્નિનુ દૃષ્ટાંત સાધારણછે. જ્યાં જ્યાં ધુમાડો હોય ત્યાં તે અગ્નિ હોયજ, આ પર્વત ઉપરથી ધુમાડો નીકળેછે, માટે આ પર્વત ઉપર અગ્નિછે એમ જે તર્ક કરવો તેનું નામ અનુમાન છે. આપણું ઘણું ખરૂં જ્ઞાન આ પ્રમાણની ઉપરજ આધાર રાખેછે. અનેક વિદ્યાઓ એ વડેજ સ્થાપન થએલીછે. ઉપમાન એટલે મુકાબલો, અને ન્યાય શાસ્ત્રમાં એનો એવો દાખલો આપવામાં આવેછે. આપણે એવું સાંભળ્યુંછે કે ટીબેટમાં ગાયલ કરીને પશુ થાયછે. તે ગાયને મળતું આવેછે અને આપણે જો તેને ત્યાં જઇને જોઇએ તો ગાયની સાથે મળતું જોઇને તુર્ત કહી શકીએ કે એ ગાયલછે. આ પ્રમાણ અનુમાનનોજ એક પ્રકાર છે અથવા તેને મળતું છે, પણ એ વિષે અહિંયા વિસ્તાર કરવાની કાંઈ જરૂર જણાતી નથી. ચોથું પ્રમાણ જે શબ્દ તે વિષે કાંઈ ખુલાસો જરૂરછે. શબ્દનો અર્થ તો એટલોજ કે બીજાના શબ્દને આધારે કાંઈ માનવું પણ બીજાનો શબ્દ એજ બધા જ્ઞાનનો આધાર એ બોલવું તો વ્યવહારમાં ઘડીભર પણ પરવડે એવું નથી, અને તેથી ન્યાય શાસ્ત્રવાળા તેની એવી વ્યાખ્યા કરેછે કે આ પ્રવચન અને પ્રામાણિકનું વચન તેજ શબ્દ પ્રમાણ જાણવું. આ કહેવું તો યથાર્થ છે. આ પ્રવિશેષણ નથી સઘળી હરકતો દૂર થઈ જાય છે. અને જ્ઞાનનો એક સાધારણ માર્ગ જાણવામાં આવે છે. આપણે વિચાર કરીને જોઇશું તો આપણને માલમ પડશે કે આપણે જે જે બધું જ્ઞાન ધરાવીએ છઇએ તેમાંનું ઘણું ખરૂં આપણે શબ્દ પ્રમાણ ઉપરથીજ મેળવેલું છે. ઇતિહાસ, ભૂગોળ, અને અનેક શાસ્ત્રની વાતો તમે જાણોછો અને સાચી માનોછો અને સાચી છેજ, પણ તેમાંની તમે કરેલી પ્રત્યક્ષ કે અનુમાનથી અનુભવી પોતાની કરીછે. ઇંગલાંડ કરીને એક દેશછે, તેમાં લંડન નામે મોટું નગરછે, અને ત્યાં રાણી વિકટોરિયા રાજ્યકરેછે એવી એક સાધારણ વાત પણ આપણે શબ્દ પ્રમાણથીજ મેળવેલી છે. અર્થાત શબ્દ પ્રમાણ મોટું અને ઘણું સાધારણ છે, અને તેથી એને પ્રમાણમાં

ગણ્યુંછે તે ઠીકજ કીધુંછે. તે છતાં 'એ પ્રમાણના પણ પ્રમાણ હોય છે. એ ચારે પ્રમાણનું પરમ પ્રમાણતો અનુમાન અથવા વિવેકજ છે. શબ્દ જ્ઞાનની જે ન્યાય શાસ્ત્રીઓ વ્યાખ્યા કરેછે તે ઉપરથીજ સાફ જણાયછે કે એ જાતે અપૂર્ણછે અને અનુમાન પ્રમાણની અપેક્ષા રાખેછે. આ પ્રવચન તે શાબ્દ એમ કહ્યું તે ઉપરથીજ અમુક વચન આ પ્રમાણેછે કે નહિ તેનો નિર્ણય કરવો; આપણને પ્રથમ પ્રાપ્ત થયો અને તેનો અનુમાન પ્રમાણથીજ નિર્ણય થતો માટે શબ્દ પ્રમાણ અનુમાન પ્રમાણમાંજ સમાઈ જાયછે, અને અનુમાનની વિરૂદ્ધ જવાનો તેને કયારે પણ અધિકાર છે નહિ. શબ્દ તો શું, પણ હું કહુંછું કે, પ્રત્યક્ષ જ્ઞાન પણ અનુમાન વડેજ પ્રમાણ્ય છે. આંખે કમળો થયો હોય તો આપણે આ બધું પીળું દેખીએ પણ અનુમાન પ્રમાણ ટપ આવીને કહેશે કે આંખ તો જૂઠીછે, અને આપણે અનુમાનનુંજ કહ્યું માનીશું. પ્રતિદિન આપણે સૂર્ય ચંદ્રાદિ અનેક ગોળાઓને લઈ આકાશને ફરતું જોઇએ છઇએ, તે છતાં તેને ભ્રમણા ગણી પૃથ્વી જે કે દેખાયછે તો જડિતજ તેને ગબડગબડ ફર્યા કર્યા કરેછે એમ આપણે માનીએ છઇએ. તેનું કારણ શું? કારણ એજ કે અનુમાન અથવા વિવેક એ સૌથી બળવતર છે. એ સઘળા પ્રમાણોનું પ્રમાણછે. એના ઉપરજ માણસનું સઘળું જ્ઞાન આધાર રાખેછે.

આ રીતે આપણે જોયું કે સઘળા જ્ઞાનનું પરમ પ્રમાણ વિવેકજ છે. માણસને જે જે જ્ઞાન મળ્યુંછે તે બધાનું મૂળ વિવેકજછે, મળેછે તે પણ વિવેકથીજ મળેછે, અને મળશે તેપણ વિવેક બુદ્ધિના પ્રતાપેજ. સઘળાઓની વિદ્યાઓ, અને કળાઓ એ વિવેક બુદ્ધિનાજ પ્રસાદછે. માણસનું માણસપણુંજ એના ઉપર આધાર રાખેછે. એ વિના માણસ કેવળ પશુ રૂપજ રહેત. તે છતાં એક મંદા આશ્ચર્યની વાતછે કે ધર્મ જેવા મહા અગત્યના વિષયનું જ્ઞાન મેળવવામાંજ વિવેકની જરૂર નથી એમ કેટલાએક સમજેછે. આ બાબત જગતમાં બે મોટા મતછે. એક આર્યમત અને બીજો કિતાબીઓનો અથવા પેગામબરીઓનો મત. ખ્રીસ્તી મુસલમાન કિતાબી કહેવાય છે, કેમકે તેઓનું ધર્મ સંબંધી પરમ પ્રમાણ કોઈ કિતાબ એટલે ચોપડીજછે. તેઓ કહેછે કે પ્રત્યક્ષાદિ જે પ્રમાણ ન્યાયશાસ્ત્રમાં ગણાયછે એવો એવો અનાર્ય વિચાર તેઓ પકડી બેઠાછે.' તેઓ એમ માનેછે કે એ જ્ઞાનતો પરમેશ્વર પોતાની તરફથી ખાશ જાસૂસ

મોકલી આપણને આપે ત્યારેજ મળે. તેઓ સમજેછે કે માણસને પેગામની અવશ્ય જરૂર છે. અને તેઓ કહેછે કે અમારા ઉપર તો પેગામ આવી ચૂકયાછે, અને તમારે સાંભળવા હોયતો અમારી પાસે દોડતા આવો. એ પેગામ લાવનારાને પેગામબર કહેછે. અને તેના નામથી ચાલતી કિતાબને પરમેશ્વરનો કાંયદો કરીને ગણેછે. કદાપિ કોઈને સંદેહ ઉત્પન્ન થશે કે હિંદુઓ પણ પોતાના કેટલાએક પૂસ્તકોને સદા પ્રમાણ ગણેછે તે છતાં તેને અહિંયા જૂદાજ કેમ ગણ્યા? પણ હું નિશ્ચય કહુંછું કે આર્યધર્મનો સિદ્ધાંત એથી કેવળ ઉલટો છે. માણસ પોતાની મેળે ઈશ્વરનું જ્ઞાન મેળવવાને અશક્તિમાન છે એમ માનવાને બદલે તેતો વિચારનેજ પરમ પ્રમાણ ગણેછે. તે એમ માનેછે કે જ્યાં જ્યાં માણસ છે ત્યાં ત્યાં ધર્મનો અંકુર આપોઆપજ ફૂટેછે, અને તેથીજ તે સઘળા ધર્મને એક અર્થે ખરા કહેછે. તે જ્યારે ધર્મનો બોધ બીજાને કરેછે ત્યારે એમ નથી કહેતા કે જો આ અમારા ઉપર પેગામ આવ્યો છે, અને જો તમે એને ન માન્યો કે તેમાં શંકા ઉઠાવીતો માર્યાજ જશો. તેતો એમ કહેછે તું તારા આત્મામાં જો, વિચાર કર, તારી વિવેક બુદ્ધિને રમાડ, અને ધર્મનો પ્રત્યક્ષ માર્ગ અમે જે જોઇએ છઇએ તે તું પણ જોતો થા. આત્માનો ગુરૂ આત્માજ એ એક આર્યોની સાધારણ કહેવત છે. પાનાં પોથાંને માત્ર સહાયકારીજ ગણેલાં છે. તેને પેલા ખિતાબીઓની પેઠે ઇશ્વરી અધિકાર આપી દીધો નથી. એજ કારણથી આપણામાં પેગામ અને પેગામબર એ શબ્દજ પરદેશી જેવા હજી રહ્યાછે. રામકૃષ્ણાદિ અવતારિક પુરૂષો માનેલાંછે ખરા, પણ ધર્મ પ્રવૃત્તિની સાથે તેને કાંઈપણ સંબંધ નથી. આપણામાં અવભૂતત ચમત્કારોની અપાર વાતોછે, પણ તે ધર્મ ફેલાવવાને અર્થે કરેલા એવું લેશ માત્ર પણ નથી. ઈશ્વરી જ્ઞાન માણસ સ્વભાવિક રીતે ન માની શકે માટે પેગામની જરૂરછે, અને પેગામ આવે તો પણ માણસ ન માને માટે તેને સારૂ મોહોર છાપ દાખલ ચમત્કાર કરી બતાવવા જોઇએ એ વિચારજ કેવળ અનાર્ય છે. આર્ય તો સદા જ્ઞાનીજ પ્રશંસા કરતા આવ્યા છે, અને તેના સાધન સહજછે એમજ માનતા આવ્યાછે. એમણે બધી વાતમાં વિવેકનેજ પરમ પ્રમાણ ગણ્યુ છે.

केवळशास्त्र माश्रित्यं न कर्त्तव्योहि निर्णयः
युक्तिहीने विचारे तुं धर्महानिःप्रजायते.

આર્યોનો તો અનાદિકાળથી એમજ સિદ્ધાંત ચાલ્યો આવેછે, અને એમજ કારણથી પોતાના પ્રમાણ ગ્રંથને વેદ એટલે જ્ઞાન નામ આપ્યુંછે, અને આર્ય મતનું ખરૂં હાર્દ સમજનારતો વેદને અનાદિ અને અદૃશ્યજ ગણેછે. જે વેદ પુસ્તકમાં લખાએલોછે અથવા વાણીથી પ્રકાશ થયેલો છે તેને તો પેલા સનાતન વેદની માત્ર છાપજ ગણેછે. આ સમજથી જોતાં વેદ એ કેવળ જ્ઞાનનુંજ બીજું નામછે.

આ રીતે ધર્મજ્ઞાન મેળવવા વિષે બે મતછે. તેમાં આર્ય મતજ ખરો અને આર્યછે એ તમે જરા વિચાર કરી જોશો તો તુર્ત માલમ પડશે. કિતાબીઓના મતમાં મોટો વાંધો તો એછે કે એ મત પરમ ચતુર અને પરમદયાળુ પરમેશ્વરને અપમાન કરનારોછે. પરમેશ્વરે માણસને સઘળાં જ્ઞાન મેળવવાની શક્તિ આપી, પણ પોતાના કલ્યાણનો માર્ગજ ન જાણી શકે એવો ઘડ્યો એ કેવી નવાઈ? આવી રીતનો ઘડી આ સંસારમાં નાંખ્યો એના સમાન બીજો જુલમ શું કહેવાય? જે જ્ઞાની ઉપર એના અમર આત્માનું અનંતકાળ સુધીનું સુખ આધાર રાખેછે તે જ્ઞાનતો આ કિતાબીઓ માણસને અશક્યજ ઠેરવેછે. ओं. शांति. शांति.



# बापदादानो धंधो करवा विषे.

બાપદાદાનો ધંધો કરવા વિષે આજથી વીશ પચીશ વર્ષ ઉપર આપણા દેશના ઇંગ્રેજી ભણેલા જુવાનીઆઓએ છાતી ઠોકીને એવો મત ફેલાવ્યો હતો કે એ ચાલ ઘણોજ મૂર્ખાઈ ભરેલો અને નુકસાનકર્ત્તા છે. જ્યારે જ્યારે દેશ સુધારાની વાત નીકળે ત્યારે આ રિવાજ ઉપર તેઓ પૂર્ણ જોશથી ફિટકાર પાડ્યા વિના રહેતા નહિ. જાતિભેદ કરતાં પણ પરંપરાના ધંધાને તો તેઓ બહુજ હાનિકારક સમજતા, અને જો એક મોચીનો છોકરો મહેતાજી કે કારકુનનો ધંધો કરવાને સમર્થ થતો અથવા બ્રાહ્મણનો છોકરો મોચીનો તો ક્યાંથી પણ સુથાર લુહારનો ધંધો પકડવાનું મન દેખાડતો, તો તેઓ રાજી રાજી થઈ જતા અને એમજ સમજતા કે દેશના ઉદયનું આ મંગળાચરણ મંડાયું.

હાલ પણ આવોજ વિચાર આપણા સુધારાવાળામાં ચાલેછે, પણ તે તેના નીચલા વર્ગમાં. સુધારાવાળાના અમે બે વર્ગ પાડીએ

છિયે. જે સુધારાવાળા ઇંગ્રેજી વગેરે ભાષા ઉત્તમ રીતે ભણેલાછે અને તે દ્વારે પોતાના જ્ઞાન વિચારમાં નિરંતર વધારો કરતા જાયછે તેને અમે પહેલા વર્ગના સુધારાવાળા ગણીએ છિયે, કેમકે સુધારાના વિચારમાં પણ નિરંતર સુધારો થતો જાય તોજ તે સુધારાના નામને પાત્ર ગણાય. એ સિવાયના જે રહ્યા તે બીજા વર્ગના સુધારા વાળા. તેઓ ફકત ગૂજરાતી સાત ચોપડીઓ વગેરે ભણીને તેમાંથી જે જ્ઞાન મળ્યું તે ઉપરજ ટકી રહેલાછે, તેમને પોતાના વિચારમાં સુધારોવધારો કરવાના કાંઈ પણ સાધન ન હોવાથી જે વિચાર વિદ્યાર્થી અવસ્થામાં સંપાદન કર્યા તેનેજ પૂર્ણ શ્રદ્ધાથી વળગી રહે એમાં કાંઈ આશ્ચર્ય નથી માટે સ્વભાવથીજ, આ વર્ગ ગમે તેમ પોતે પોતાને માટે ધારે પણ, તે સુધારક નહિ પરંતુ સંરક્ષકજ છે. એટલે જે આચારવિચાર એકવાર પકડ્યા તેને જડતાથી તે બાઝી રહેછે. ઉપલોજ વર્ગ ખરો સુધારક એટલે જમાનાની સાથે ચાલતો અને પોતાના વિચારમાં નિરંતર ઘટતો ફેરફાર કરનારો છે. નીચલો વર્ગ તો ઓગણીશમા સૈંકડાને આરંભે કે તેની પણ પૂર્વે યૂરોપમાં જે વિચારો માન્ય હતા ત્યાંજ અટકી ઉભોછે. પણ હવે તો ઓગણીશમો સૈંકડો લગભગ પૂરો થઈ રહેવા આવ્યોછે, અને આ પોણા સૈંકડામાં યૂરોપના વિચારમાં અપાર ફેરફાર થઈ ગયોછે. તેમાં છેલ્લા ૨૦-૨૫ વર્ષમાં તો યૂરોપના વિચારે ઘણી ઘણી ભૂલો સુધારી, ન માને તે માની, અને માનેલું તે તજીને, નવુંજ રૂપ પકડવા માંડયુંછે, અને વીસમો સૈંકડો કેવો આવશે તેનો કાંઈ આભાસ પણ દીર્ઘદૃષ્ટિ માણસોના મન ઉપર પડવા માંડ્યોછે. આવો જે ફેરફાર યૂરોપના પંડિતોના વિચારમાં શરૂ થયોછે તેની કાંઇક છાયા એ તદ્દેશીય અભ્યાસીઓ ઉપર પણ પડવીજ જોઇએ, અને તે પ્રમાણે પડીછેજ. હાલ આપણી ઇંગ્રેજી પાઠશાળાઓમાંથી ભણીને જે જુવાનીઆઓ બહાર પડેછે તેનાં તથા જૂનામાંના જે લોકે પોતાનો અભ્યાસ કાળની સાથે જારી રાખ્યોછે તેનાં સુધારા સંબંધી વિચાર, ઉદ્દેશ, ને સમજ પચીશ વર્ષ ઉપર આપણા દેશમાં પ્રવર્તમાન હતાં તેનાં કરતાં કેટલીક રીતે જૂદાજ માલમ પડેછે એ કોઇને અજાણ્યું નથી.

આ રીતે ઉપલા વર્ગના સુધારાવાળાના મત ધીમે ધીમે ઘણી બાબતમાં ફરીને છેક બીજી બાજુએજ જઈ બેઠાછે: તેનો તાજો અને

અસરકારક દાખલો, મુંબાઇનું રાસ્તગોફતાર છે. એ નીકળ્યું ત્યારથી તે આજસુધી સુધારાની ભારે જુસ્સાભેરૂ હિમાયત કરનારૂં પત્રછે, અને મુંબાઈ ઇલાકાના સઘળા વર્તમાનોમાં એ સુધારાનું વાદ્ય ગણાયછે તે વાજબીજ છે. એજ પત્રે ગયા એપ્રિલ માસની ૨૨ મી તારીખના અંકમાં સૌથી અગ્રસ્થાનેજ "ધંધાના વારસ" એ મથાળા નીચે જે વિષય લખ્યોછે તે વાંચી આપણાં નીચલા વર્ગના અથવા સંરક્ષક સુધારાવાળા બેશક ચમકી ગયાજ હશે. એમાં બાપદાદાનો ધંધો કરવાના ફાયદા કાંઇક શાસ્ત્રીય રીતે બતાવ્યાછે અને તેમ કરવાની ખુલ્લી રીતે જુસ્સાભેર ભલામણ કરીછે. એ વિષય એટલો બધો અગત્યનો છે કે અમે તે બધો તેના શબ્દમાંજ નીચે ઉતારીએ છીએ. તે પારસી લખાણ હોવાથી જ્યાં મોટા વ્યાકરણદોષ થઈ ગએલો અથવા હિંદુ વાંચનારથી નહિ સમજાય એવું માલમ પડ્યું ત્યાંજ ફક્ત કોઇ કોઇ શબ્દ ફેરવ્યોછે.

"એકજ બીના આપણા લોકોના બાપદાદાના ધંધાઓ બંધ પડવા વિષેની તકરારમાં અમે ઉમેરવા માગીએ છિએ, તે બીના ઉમેરીને આ તપાસ આજે સમાપ્ત કરીશું. તે બીના એક દીકરાને બાપના ધંધાના મળતા કુદરતી વારસા વિશે જણાવવાની રહી છે. એ એક આ જમાનાની વિદ્યાએ નકી કરેલી અગતની શોધ છે, અને આપણા જે જુવાનો શીખ્યા નહિ શીખ્યા એટલે નોકરીઓ ઉપર ઝંપલાવી પડે છે તેઓએ સિદ્ધ પદાર્થવિદ્યાનો એ સિદ્ધાંત યાદ કરવા જોગ છે. દુનિયાં જેમ જૂની થાયછે તેમ ડાહી થાય છે એ તો એક સાધારણ કહેવત છે. પણ એ કહેવતનો ખરો અર્થ આ જમાનામાં જેટલો આપણે જાણ્યો છે તેટલો આગળ કદી આપણ શીખ્યા નથી. અનુભવથી માણસ સુધરેછે એતો ખરૂંછે પણ એ અનુભવ એકજ જીંદગીની હદમાં રહેતો નથી. એક અનુભવી આદમી મરણ પામ્યો એટલે તેનો અનુભવ ખતમ થતો નથી, ને તેના વારસને તે અનુભવ કામ લાગ્યા વગર નવેસરથી અનુભવ મેળવવા જવું પડતું નથી. અનુભવ એક જીંદગીનો કે એક જમાનાનોજ એકઠો થતો નથી. લાંબી સદીઓથી તે એકઠો થતો આવેછે, અને દરેક નવી ઓલાદને આગલી સઘળી ઓલાદોના એકઠા અનુભવનો લાભ મળે છે. પણ તે અનુભવ તવારીખમાંજ સઘળો એકઠો

થતો નથી. દરેક નવી ઓલાદ પોતાના લોહીમાં પોતાના જન્મથીજ તે અનુભવનું બીજ લઈને આ દુનિયામાં આવેછે. બાપની જગા દીકરો રાખેછે, અને બાપ કરતાં સરસ રાખેછે. જે ધંધો બાપે ચલાવ્યો હોય તે ધંધામાં તેનો દીકરો વધારે પ્રકાશી નીકળે છે, આપણી આસપાસના ઘણા દાખલાઓમાં તેમ જોઈએ છીએ; એક સુતારનો દીકરો બાપીકા ધંધાને દીપાવે છે. તે ફક્ત ખુદ પોતાના મેળવેલા અનુભવનુંજ પરિણામ જણાતું નથી. એતો તે સુથારનો દીકરો છે તેનું પરિણામ છે. એ તેના ખમીરની ખાશીયત, તેના ખુદ લોહીની અસર છે. જેમ માબાપનો ઘાટ અને આકાર, રંગ અને રૂપ બચ્ચાંને વારસામાં મળેછે—જેમ—માબાપના દુઃખો અને રોગો વારસામાં મળે છે—તેમજ માબાપની સારી કયા માઠી ચાલ ચલણનો પણ બાળક કુદરતથીજ વારસો લેતું આવેછે—અને તેમજ બાપની મનશક્તિ, ચાલાકી, અનુભવ એ સઘળું બચ્ચું જન્મથી, ખુદ ખુનથીજ બલકે જન્મ અગાઊથી બચ્ચાંની જીંદગીના ઉપલા બીજા ગુણોનું જે બી રોપાયું છે, તેનીજ અંદર બાપીકી ચંચળાઈ અનુભવ અને કાબેલિયતનો ગુણ પણ ગોયા પહેલેથીજ રોપેલો છે. એક ગણીત શાસ્ત્રીનો દાખલો લો, તેનો દીકરો ગણીતમાં બાપને ઠકર મારેછે. ચિતારાનો દીકરો બચપણથી ચીત્ર પાડવા બેસેછે, અને એક ગાનારનો દીકરો છેક બચપણથીજ ઉગી નીકળે છે. અને તેટલા માટે તે કુદરતથીજ વારસમાં મળેલો ગુણ ઠરે છે. હવે જેમ આ વારસો લાંબી મુદતનો હોય, એક બાપીકો ધંધો જેમ ઘણી પેહડીથી ચાલતો આવ્યો હોય તેમ પેહડી દર પેહડી તે અનુભવ વધારે ને વધારે એકઠો થતો જાયછે અને દરેક નવી ઓલાદ તે વારસામાં વધારે માતબર—તે ધંધામાં વધારે કુશળ થતી જાયછે. એજ પ્રમાણે ત્યારે ઉલટી હાલતમાં પણ જલવાઈ રહેછે. કયાને જે ધણી બાપીકો ધંધો છોડી દેછે તે પોતાનો અનુભવ ગુમાવે છે, એટલુંજ નહી પણ અસલી પરંપારાનો એકઠો થયલો અનુભવ સઘળો ખોઈ દેછે.—પેહેડી દર પહેડી ઉતરી આવેલો આખો વારસો ખોરવાય છે, એ ખોટ એકલા તેનીજ નથી. પણ પ્રજાની જાહેર ખોટછે. સુતાર કયા ધોબીનો દીકરો સ્કુલમાસ્તર થવા જાય તેની આગળ ધોબીના કયા સુથારના ધંધામાં પ્રવીણ થઈ શકેછે અને પોતાની પ્રવીણતાથી પોતાના અનુભ-

વમાં નવો અનુભવ ઉધારી શકેછે. પણ એક નવા માણસને તે ધંધો શીખવા જતાં તેને એટલી સહેલાઈ મળતી નથી, એક મીસ્તરીને માસ્તર થવાને જેટલું કઠણ પડે છે તેટલુંજ એક માસ્તરને મીસ્ત્રી થવા જવું કઠણ લાગે છે. એ સર્વેનો વિચાર કરીએ છીએ ત્યારે બાપીકા ધંધા છોડી દેવાની ભૂલ બમણી મોટી દેખાયછે. જેટલા અગત્યના ધંધા ઓછા થાયછે તેટલી પ્રજાની સગવડોમાં ઘટાડો થાયછે, અને તેમાં બાપીકા ધંધામાં પેહડી દર પેહડીનો એકઠો થએલો અનુભવ જ્યારે ગુમાવી દેવામાં આવે તથા તે ધંધા જ્યારે તદન નવતરા હાથમાં નવો સવો જાય ત્યારે નીપજતી અવગઢ અને ખોટનું વર્ણન તે શું કરીશું? ખચીત બાપીકા ધંધા છોડી દેનારા આપણા જુવાનો પોતાની બેરોજગારી તથા ગરીબાઈમાં વધારો કરેછે એટલુંજ નહિ પણ અગત્યના ધંધાઓને મારી નાખી પ્રજાને નુકસાન કરેછે."

ઉપલા વિષયમાં એમ કહ્યું કે બાપનો અનુભવ દીકરાને મળેછે એ દેખીતુંજ ખોટુંછે—એમ હોયતો દીકરાને તે ધંધો શીખવા જવાનીજ જરૂર નહિ પડે એ શબ્દદોષછે. ભાવાર્થ એછે કે બાપની શક્તિઓ મનની, તનની તથા ઇંદ્રિયોની દીકરાને વારસામાં મળેછે. તેના લોહીમાં અ પ્રકટરૂપે જન્મની સાથેજ આવેછે, અને યોગ્ય પ્રસંગ મળે ખીલી નીકળેછે. બળવાન માબાપના છોકરાનું શરીર સ્વભાવિક રીતેજ બળવાન થવાની શકયતા પોતામાં રાખેછે. જે માબાપે મનન ચિંતનથી પોતાનું મગજ પ્રફુલ્લિત કર્યુંછે તેના છોકરાનું મગજ જન્મની સાથેજ મોટું હોયછે અને જો યોગ્ય કેળવણી મળેછે તો તે બીજા કરતાં સરસજ ખીલી નીકળેછે. જે કારીગરે પોતાની આંખ કે આંગળીને ઝીણું કામ કરવાના ઘણા અભ્યાસથી સારી રીતે કેળવીછે તેના છોકરાની આંખ કે આંગળીઓ જન્મથીજએવું ઝીણું કામ કરવાની વિશેષ શકયતા ધરાવેછે. મતલબ એ કે એક માણસે જે ઉદ્યોગ ચલાવ્યો અને તેથી જે તેનાજ્ઞાનતંતુ મગજ ઇંદ્રિઓ વગેરેમાં જે યોગ્ય રૂપાંતર થયું તે તેની ઓલાદે ઉતરેછે.એ વાત શરીરશાસ્ત્રે હાલ નિઃસંદેહ કરીછે. આ વિચારને અનુસરતુંજ દાકતર હંટર જે હાલના એજ્યુકેશન કમિશનનો સરકાર તર્ફથી પ્રમુખ નીમાયોછે અને જે જાતે એક સારો પંડિત ગણાયછે તે પોતાના હિંદુસ્તાનના ગાઝીટીયરમાં લખેછે કે બબેહજાર વર્ષથી માત્ર વિદ્યાભ્યાસાદિક કર્મમાંજ બ્રાહ્મણો રોકાએલાં પરંપરાએ તેમના મગજ એવાં બીજા કરતાં વિશેષ પ્રફુલ્લિત થતાં આવ્યાંછે કે

હાલ ભરતખંડમાં જ્યાં જોઇએ ત્યાં ગમે તેવી સ્થિતિમાં હોયછે તોપણ તે વર્ણ પોતાના બુદ્ધિબળથી ટપ ઓળખાઈ આવેછે. આ રીતે જોતાં પરંપરાનો ધંધો કેટલીક રીતે બહુ લાભકારક ઠરે છે.

તે છતાં રાસ્તગોફ્તારના બધાજ વિચારની સાથે અમે કાંઈ એકમત નથી. અમારા એ ઉત્સાહી ભાઇબંધે પોતાની હમેશની રીત પ્રમાણે અહિંયાં જુસ્સામાં એક પક્ષીજ લખાણ કર્યુંછે. બાપદાદાનો ધંધો કરવાની રીતને અહિંઆછેક છાપરેજ ચડાવી દીધીછે તે અમે તેટલે દરજ્જે કબુલ કરી શકતા નથી. બાપદાદાનો ધંધો ન કરવાના પણ વાજબી પ્રસંગો હોય છે, અને ઝીણવટથી જોતાં રિવાજ સામાન્ય થઇ પડવાથી કેટલાક સાર્વજનિક ગેરલાભો પણ છે. પરંતુ બાપદાદાનો ધંધો કરવાની રીતને કેવળ જંગલી અને હાનિકારકજ પહેલાં આપણા સુધારાવાળા ગણતા હતા તે બેશક ખોટું અને તેમનું માત્ર પરંપરા ધર્મનું અજ્ઞાન બતાવનારૂંજ હતું. અમારૂં તો હમેશાં કહેવુંજ એ છે કે બેઉ બાજુ તપાસો અને તમે એમ કરશો તો બને પક્ષના બોલવામાં એટલું સત્ય માલમ પડશે કે પછી સમજુને તો કાંઈ ઝગડાનુંજ કારણ રહેશે નહિ.



# हालना जमानानी धर्मदानबुद्धि.

ગૂજરાતવર્નાક્યુલર સોસાઇટીને હાલ ૨૦૦૦ રૂપિઆની ભેટ અણધારી અને વગર પ્રયાસે મળીછે. મૂળ સુરતના, પણ મુંબાઇમાં જઇ કમાઇ કરનાર એક મધ્યમ વર્ગના ગૃહસ્થ નામે શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ પોતાના મૃત્યુપત્રમાં એ ભેટ લખી હાલ દેવલોક થયાછે. એ ગૃહસ્થને દીકરીઓછે. દીકરો થયોજ નહોતો અને તે વાતનો એ સમજુ શેઠને ઘણો હરખ શોક પણ નહોતો. સંસારસુધારા સંબંધી નિબંધ રચવાને માટે સોસાઇટીને એ ભેટ આપીછે. બીજી પણ એવીજ સુવિચારતથા ખરા પરોપકારની ખેરાત એ શેઠ લખતા ગયાછે એમ સંભળાયછે. આ ખરા સ્તુત્યકર્મની નોંધ ગૂજરાતી વર્તમાનપત્રો તથા ચોપાનીઆમાં સાનંદાશ્ચર્યથી લેવાઈ ચૂકીછે અને તેમાં અમે પણ ખુશીથી ભાગ લઇએ છઇએ.

આ ભેટની હકીકત વાંચતાં અમારા દિલમાં નાના પ્રકારના વિચાર ઉત્પન્ન થયા. આ ભેટ માત્ર મધ્યમ રકમની છે, તોપણ આટલું બધું સાનંદા-

થયે શા માટે ઊત્પન્ન કરેછે એવો પ્રથમ મનમાં પ્રશ્ન ઉઠયો અને તે સંબંધી વિચાર કરતાં હાલના જમાનાને અનુસરતાં ધર્મદાન કયાંછે, તે કરવાની બુદ્ધિ આપણા લોકમાં હાલ કેટલીછે, અને હાલ તે કેટલે દરજ્જે તથા કેવી રીતે થાયછે, વગેરે બાબતો ઉપર અમારૂં લક્ષ સ્વાભાવિકપણેજ દોરાયું. એ વિચારો દેશને ઉપયોગી ધારી તેનો સાર અત્રે લખીએ છીએ.

ઇંગ્લાંડના સમાચાર વાંચનારને એક આ વિલક્ષણપણું લાગ્યા વિના નહિ રહ્યું હોય, કે દરેક વખતે કોઇને કોઈ સુધારાના કામમાં ભારે રકમ મૂકી મરી ગયો એમજ આપણા વાંચવામાં આવેછે. હાલજ વાંચીએ છીએ કે પોતાની દવાની ગોળીથી જગતપ્રસિદ્ધિને પામેલો હોલોવે એક કરોડ રૂપિઆ ખર્ચીને સ્ત્રીઓને સારૂં એક શાળા સ્થાપન કરીછે. આ માત્ર એક ઉદાહરણ છે. પોતાના મૃત્યુપત્રમાં કાંઈ પણ રકમ ધર્મને કામે અર્પણ કરી જવી, એ એક સાધારણ રિવાજજ ત્યાં થઈ પડેલો જણાયછે; નાનાં ને મોટાં સઘળાં એ પ્રમાણે યથાશક્તિ વર્તેછે. એ દેશના મોટાં મોટાં વિદ્યાખાતાંઓ અને દવાખાનાંઓ બધાં આવી ખાનગી ઉદારતાથીજ ઉભાં થએલાંછે.

સુધારાનું કામ ઉભું કરવું હોયછે, ત્યારે તેઓ આપણી પેઠે સરકારને અરજી કરવા જતા નથી, પણ તે કામના હોંસીલાઓ પોતપોતામાં ઉઘરાણું કરી આપ તે ઉભું કરેછે. ટીપ ભરાવવાને સારૂ પણ જોડા ફાડી ખુશામત કરવાની જરાએ જરૂર પડતી નથી. ઘણાં ખરાં નાણાં તો એક ફકત જાહેર ખબર ઉપરથી લોકો પોતાની મેળેજ મોકલી દેછે.

આવી વિલાતની હકીકત વાંચી ઘણા દેશીઓ નાઉમેદ થઇ જાયછે, અને પોતાના જાતભાઇઓની કૃપણતા ઉપર ફિટકાર નાખી કહેછે કે આવા લોકોમાં સુધારો થવો એ અશકયજછે. અમે પણ કબુલ કરીએ છીએ કે આ મુકાબલો આપણને શરમ તથા કાંઇક નાઉમેદી ઉપજાવે એવોછે ખરો, તોપણ તે ઉપરથી દેશીઓ કૃપણછે એમ સિદ્ધ થતું નથી. એથી ઉલટું અમે તો માનીએ છીએ કે હિંદુ લોકમાં પરોપકાર બુદ્ધિ કે ધર્મદાનબુદ્ધિ ઘણામાં ઘણીછે. આપણા દેશમાં ખાનગી સખાવતથી જેટલાં ભુખે મરતાં લોકોનું પોષણ થાયછે તેટલું કોઈ પણ દેશમાં થતું નથી. ગરીબમાં ગરીબ માણસ પણ ભીખારીને કકડો રોટલો ખરા ભાવથી આપેછે. આ બેહદ ખાનગી સખાવતને લીધેજ હિંદુસ્તાનમાં નિરાશ્રિતગૃહો કે ઉદ્યોગશાળાઓ કા-

કવી પડતી નથી. આ ખાનગી ઉદારતી આડે માર્ગે વપરાયછે, હદની બહાર જાયછે, એથી નુકશાન થાયછે, એ બધી વાત ખરીછે; તોપણ તે ઉપરથી પરોપકારબુદ્ધિ નથી એમ અનુમાન કરવું એતો મહા વિપરીત કહેવાય. ઉલટું એમ સિદ્ધ થાયછે કે એ પરોપકાર બુદ્ધિને સંકોચિત કરવાની જરૂરછે. હિંદુ લોકમાં પરોપકારબુદ્ધિ નથી એ કહેવુંજ દેખતી આંખમાં ધૂળ નાંખવા બરાબર છે. ગામો ગામ જ્યાં જોઇશું ત્યાં હિંદુની ખાનગી ઉદારતાના ઉદાહરણ પ્રત્યક્ષ માલમ પડશે. કોઈ ઠેકાણે વાવ, તો કોઈ ઠેકાણે તળાવ કોઈ ઠેકાણે દેવાલય તો કોઈ ઠેકાણે સદાવ્રત, લાખો રૂપિયા ખરચીને સ્થાપન કરેલાં આપણને માલમ પડેછે. પાલીતાણા અને આબુ વગેરેની અમૂલ્ય ઇમારતો ખાનગી માણસોથીજ બહુધા બંધાએલીછે, અને તે જોતાં છતાં કોની તાગાદછે કે આ દેશમાં ઉદારતા નથી એમ ઉચ્ચારવાની હિંમત ધરી શકે?

કદાપિ કોઈ કહેશે કે અસલના હિંદુલોકો ઉદાર બુદ્ધિવાળા હશે, પણ હાલના તો સ્વાર્થ અને કૃપણ થઈ ગયાછે, અને એમ નહિ હોય તો સુધારાના કામમાં વિલાતની પેઠે પૈસા આપવાને કેમ તૈયાર થતા નથી. અમે કહીએ છઇએ કે ઉદારબુદ્ધિ તો પહેલાં હતી તેટલીજ ઘણું કરીને છે, પણ હાલના જમાનાને અનુસરતો ધર્મદાનનો વિવેક તેઓમાં નથી, અને તેથી પરિણામ એ થાયછે કે જ્યાં પૈસો નહિ ખરચવો જોઇએ ત્યાં ખર્ચેછે અને ખર્ચવો જોઇએ ત્યાં ખરચતા નથી. સમયપરત્વે ધર્મદાનના વિષયો બદલાતા જાયછે. જે માણસો અને જે કામો એક કાળે સત્પાત્ર હોય તે બીજે કાળે કુપાત્ર થઈ જાય, અને એક કાળે જે કામો ધર્મદાનના ન ગણાતાં હોય તે બીજે કાળે દાનના ઉત્તમ પાત્ર થઇ પડે. પણ રૂઢિને ચીલે ચાલનારને આ વાતની ખબર પડતી નથી, અને તેથી તે સઘળુ ઔદાર્ય ક્ષાર ભૂમિની ખેતી જેવું નિષ્ફળ થાયછે, અથવા વખતે રોગીને ઘૃતદાનની પેઠે અત્યંત પ્રાણ ઘાતક પણ થઈ પડેછે. હાલ લોકો શી રીતે વર્ત્તેછે તે તપાસી જોઇશું, તો આ વાત બરાબર સમજાશે.

હાલ આપણા દેશમાં જે ધર્મદાનની રૂઢિઓ ચાલેછે તે હજાર બે હજાર વર્ષ ઉપરના કાળને અનુસરતીછે. સાધારણ લોકો બ્રાહ્મણ અને સાધુ સંતને આપવું એ મોટામાં મોટું દાન ગણેછે. જો બ્રાહ્મણ એટલે વિદ્યા ગુરૂઓ, અને સાધુસંત એટલે સુધર્મનો પરમાર્થ દાવે બોધ કરનારા, એમ જે

એનો મૂળ અર્થછે તે પ્રમાણે સમજીએ, તો બેશક એ ઉત્તમદાનજછે; અને તે પ્રમાણે કરવુંજ જોઇએ. એક સમે દેશમાં એ અર્થ પ્રમાણેનાજ બ્રાહ્મણો અને સાધુસંત હતા, અને તેથીજ તેને દાન આપવું એ ઉત્તમ ગણાયું. પણ હાલ કેવી રીતના બ્રાહ્મણો અને સાધુસંતછે તે વર્ણવાની જરૂર નથી—સર્વે જાણેછે. હવે એવા મૂર્ખ, વિદ્યાદ્રોહી. દુરાચરણી, અને દુર્વ્યસની માણસોને આપવું એ મોટામાં મોટું કુપાત્રદાન છે, અને તે આપનારો સર્વ શાસ્ત્ર પ્રમાણે મહા પાતકી થાયછે. પણ અંધપરંપરાએ ચાલનારથી એ દેખાતું નથી. તેઓ બ્રાહ્મણ અને સાધુ એ શબ્દોનેજ બાઝી રહ્યાછે, પણ બ્રહ્મત્વ અને સાધુત્વ શેમાં રહ્યું છે તે સમજતા નથી. એજ પ્રમાણે બીજી પણ ઘણી ખરી જૂની ધર્મદાનની રૂઢિઓનું સમજવું. મૂળ જ્યારે તે નીકળેલી ત્યારે સારીજ, અને સિદ્ધાંત સમજનારને તો હમેશાંજ તે સારી છે. સિદ્ધાંત સમજનાર હાલના અક્ષરશત્રુ બ્રાહ્મણોને બ્રાહ્મણજ ગણતા નથી પણ વિદ્યારૂપી જેનામાં બ્રહ્મત્વ દેખેછે તેને પૂર્ણ પ્રેમથી પૂજેછે. પાઠશાળાઓ કાઢવી, સ્કાલરશિપો સ્થાપવી, ગ્રંથકારોને ઉત્તેજન આપવું, વગેરે શુભ કામો કરેછે તેજ લોકો ખરેખરૂં શાસ્ત્રનું રહસ્ય સમજે છે, અને તેજ બ્રહ્મત્વને પૂજેછે. રામ, ધર્મ, વિક્રમ, ભોજ વગેરે અસલના દાનવીરો આ કાળમાં હોત તો એ પ્રમાણેજ કરત; અને નામનાજ બ્રાહ્મણ, પણ ખરેખરા શુદ્ર જનોને, સાફ કહેત કે તમે શુદ્રછો માટે જો બ્રહ્મવૃત્તિ ચલાવશો તો તમને એકદમ શિક્ષા કરવામાં આવશે.

પણ આ પ્રમાણે જ્ઞાની પુરૂષોથીજ સમજાય અને વર્તાય. સામાન્યજનોતો ભાસનેજ દેખે અને રૂપનેજ પૂજે. તેઓ તો બ્રહ્મત્વમાં જનોઇ અને સાધુતામાં ભગવાં લૂગડાંજ દેખે. એવા માણસોને તો દેખાડવું જોઇએ કે તમે જે ધર્મદાનના ખરા માર્ગ સમજી બેઠાછો તે ખોટાછે, અને ખરા માર્ગ તો આછે. એવા માણસોને તો કહેવું જોઇએ કે કાળપરત્વે ધર્મ જુદા જુદા છે; અને હાલના સમયના ધર્મ તો આછે માટે તમે તે પ્રમાણે વર્તશો તોજ તમારૂં કલ્યાણ થશે; પણ રૂઢિગ્રસ્ત બુદ્ધિને નવી વાત સમજતાં બહુવાર લાગેછે, અને સમજ્યા પછી તેને આચારમાં આણતાં તેથીએ વધારે કાળ જાયછે. એ વચગાળાના, એટલે, રૂપાંતર કાળમાં મનનું ચાપલ્ય ઘણું હોયછે, પણ બુદ્ધિ નિશ્ચયાત્મક સ્થળે ઠરીને નહિ બેસવાથી કર્મમાં શિથિળતા માલમ પડેછે. જુના આચારો તરફ મનોવૃત્તિનું જવું મોળું પડી ગયુંછે અને નવો આચાર પાડતાં તે ડરેછે.

આપણો દેશ હાલ એવી સ્થિતિમાં સઘળી બાબતમાંછે. હાલ આપણા દેશમાં સુધારાની ઘણી વાતો ચાલેછે, ગ્રંથો લખાયછે, અને કાંઈ કાંઈ થાયછે, તોપણ હજી નવા વિચારો ઠરીને આચાર રૂપને પામ્યાં નથી. નવા વિચારોજ હજી તો ઘણાના મનમાં જડીભૂત બેઠા નથી. વાતો કરનારા ઘણા માલમ પડશે, પણ તેમાં તે બાબત પોતાના આત્મામાં નિશ્ચય કરેલા થોડાજ. સુધારાના બી હજી જમીંને ઉપરજ પડયાંછે તે ઉંડાં ગયાં નથી. હજીએ રૂપાંતર કાળનો આરંભજ–પહેલો પહોરજછે. હજી ઘણા તો નિર્ભાતે જૂને ચીલે ચાલ્યાજ જાયછે. કેટલાએક ચોકીને ઉભા રહ્યાછે, થોડાક નવે ચીલે જવાનો વિચાર કરેછે, અને કોઈ વિરલાજ તે ઉપર પગ મૂકી કેટલાક કદમ આગળ ધસ્યાછે.

ધર્મદાનની રૂઢિઓમાં પણ એ પ્રમાણેજછે. ઘણા લોક ભાવે કે કભાવે, અળે કે બળે, પણ જૂની રૂઢિઓ પ્રમાણે ધર્મને નામે હજારો રૂપિઆ બગાડયાજ જાયછે. કેટલાએકે એ ખરચ બહુ ઓછો કરી નાંખ્યોછે, તોપણ તેને ઠેકાણે નવી રીતનો ખરચ કરવાનું સંભારતાજ નથી. થોડાજ નવી રીતે ધર્મદાન કરતાં શીખ્યાછે.

તોપણ નવી રીતનો વિસ્તાર છેક નાઉમેદ થવા જેવો નથી. કરોડાધિપતિઓના વર્ગમાંથી જૂની રૂઢિ નીકળી જવા આવીછે, અને નવીએ કેટલોક પ્રવેશ કર્યોછે. હાલ આરસના દહેરા પછાડી લાખો રૂપિઆ ખર્ચી કીર્તિ મેળવવાની આશા રાખવા કરતાં દવાખાનું કે પાઠશાળા સ્થાપ્યાથી વધારે કીર્તિવાન થઇશું એમ તેઓ સમજતા થયાછે. હાલ નવાં અન્નક્ષેત્રો થોડાંજ બંધાયછે. કીર્ત્તિને લોભેજ આવા મોટાં કામ કરનારાછે એમ નથી. પોતાની આપબુદ્ધિની અને પાદશાહી ઉદારતાને માટે પારસીમાં સર જમશેદજી જીજીભાઈ, અને હિંદુમાં ગોકુળદાસ તેજપાળનાં નામ પ્રખ્યાતછે. એવા બીજા પણ થોડા થોડા છે. આપબુદ્ધિથી નહિ તો કોઈ સારા માણસની ભલામણ ઉપરથી પણ એવાં કામમાં હાથ લાંબો કરે એવા કરોડપતિના વર્ગમાં ઘણા મળી આવશે. રાજધાનીના શહેરમાંજ એ પ્રમાણેછે એમ નથી. જિલ્લામાં પણ અમદાવાદવાળા શેઠ હઠીભાઈ તથા મગનભાઈ પોતાની પાછળ સારી નામના મૂકી ગયાછે. ટુંકામાં સૌથી ઉપલા વર્ગમાંતો ધર્મદાનની નવી રૂઢિનો પ્રચાર થયોછે અને આશાછે કે થોડા વખતમાં તે આચાર રૂપ પણ પકડશે.

પણ એથી ઉતરતા વર્ગમાં એ સંપ્રદાય કેટલો દાખલ થયો છે એ જાણવું વધારે અગત્યનું છે. લખપતિઓમાં કાંઇક દાખલ થયો છે, પણ મન માનતો નહિ. તેથી ઉતરતા લોકમાં તો નહિજ જેવોછે. આ મધ્યમ વર્ગની તરફથી તો વધારે આશા રાખવી જોઇએ, કેમકે સુધારાને પ્રવર્તાવનારા ઘણા ખરા એજ વર્ગનાછે. બીજાું એજ મોટો વર્ગછે અને એમાં જ્યાં સુધી એક આચાર ફેલાયો નથી ત્યાં સુધી તે દેશમાં દાખલ થયો નથી એમજ જાણવું. મધ્યમ વર્ગમાં દાખલ થયા પછી એને નીચલા વર્ગમાં ઉતરી પડતાં વાર લાગશે નહિ. મધ્યમ વર્ગ જાતેજ નવા વિચારને જન્મ આપનાર છતાં તેને પોતાની શક્તિ પ્રમાણે અમલમાં નથી આણતો તેનાં ઘણાં કારણો છે તોપણ એ ઘણું ખેદદાયક અને લજ્જામણું છે. મધ્યમ વર્ગની શક્તિ ઉપલા વર્ગ કરતાં ઘણી ઓછી છે એતો ખુલ્લુંજ છે, પણ અમારો કહેવાનો ભાવાર્થ એવો છે, કે એ અલ્પ શક્તિ પ્રમાણે પણ કરવામાં મધ્યમ વર્ગ પાછળ પડેછે અને જે શેઠીઆઓને એ વર્ગ વારંવાર નીંદેછે તેજ શેઠીઆઓ અનુભવને કાંટે ચડીઆતા નીકળેછે.

હવે, માત્ર મૃત્યુપત્રકનોજ વિચાર કરીએ. મરણકાળ એવો છે કે તે વેળા સ્વાભાવિક રીતેજ માણસનું મન ધર્મદાન તરફ દોડેછે. હયાતીમાં જેના હાથથી એક પણ પૈસો છૂટેલો નહિ તે પણ આ પ્રસંગે ઉદાર થઈ જાયછે. આ સમે સંતતિ વિનાના તો પોતાની ઘણું કરીને સઘળી પૂંજી પરમાર્થના કામમાંજ અર્પણ કરી જાયછે. આ દુનિયામાં મોટી મોટી ખેરાતો એવા માણસોથીજ થએલીછે. આપણા દેશમાં હાલ પણ જૂની પદ્ધતિએ ચાલનારા અપુત્રવાન એમજ કરેછે. દશ બાર હજારની પૂંજીવાળો પણ પોતાનો ઘણોખરો પૈસો ધર્માદાયમાં ખર્ચવાની કાંઈ ગોઠવણ કરી જાયછે. કોઈ પોતાની પાછળ સારા સારા નાતવરા, લાહાણાં, બ્રહ્મભોજ, પુણ્યદાન કરાવે છે, અને કોઈ દેવસ્થાન, પાંજરાપોળ, કે નાતના સાજનામાં બાકીની રકમ આપી જાયછે. જો વધારે પૈસા હોય છે તો કોઈ ચોરાશી જમાડે છે, કોઈ બ્રહ્મપુરી આપે છે, કોઈ તળાવ બંધાવે છે, કોઈ કૂવો ખોદાવે છે, કોઈ આરા બંધાવેછે. અને ધર્મશાળા કે દેવાલય સ્થાપન કરેછે. એ રીતે તેની બુદ્ધિ પ્રમાણે તેને જે ધર્મનું કામ જણાયછે તેમાં પોતાની ઘણીખરી કમાઈ આપી જાયછે. આ ધર્મદાનની રીત આ જમાનાને અનુસરતી નથી, તે ખોટીછે, એ વાત ખરી, તોપણ તે ધર્મ બુદ્ધિથીજ ઉત્પન્ન થાય

છે. હવે, જે લોકો આ રીત ખોટી સમજેછે તેઓ કઈ રીતે વર્તે છે તે જોવાનું રહ્યું. લખવાને દિલગીરી ઉપજેછે કે મધ્યમ વર્ગના નવા વિચારવાળામાંના ઘણા ખરા તો હાલ ધર્માદા ખાતે કોડી પણ મૂકી જતા નથી. જૂની રીત પસંદ નથી અને નવી રીતે વર્તવાનું સૂઝતું નથી. જો વખતે કાંઇક ખર્ચવાનું લખી જાયછે, તો તે જૂની રીત પ્રમાણેજ. પણ તે માત્ર લોકલાજને ખાતર હોયછે. અને તેથી તેમાં ઘણો પૈસો ખર્ચાતો નથી. તેઓ તો જાણે જેના નશીબનો હોય તે ખાઓ એવી નિરાશ વાણીથી પોતાનો પૈસો જેમને તેમજ મૂકીને આવ્યા તેવા ચાલતા થાય છે.

આતો અપુત્રવાનની વાત થઈ. તેઓમાંજ જો નવી રીતના ધર્માદાનની બુદ્ધિ આટલી બધી થોડી છે, તો જેઓ પોતાની પાછળ છોકરાં છૈયાં મૂકીને મરેછે તેમાં સ્વાભાવિક રીતેજ ઘણી થોડી હોવી જોઇએ. તેઓમાં તો મરણકાળે એ શૂન્યજ હોયછે એમ કહીએ તો કાંઈ પણ અતિશયોક્તિ નથી. મધ્યમ વર્ગનો પુત્રવાન માણસ પોતાના મૃત્યુપત્રમાં સુધારા સંબંધી કાંઈ પણ સારી ભેટ લખી ગએલો આજ સુધી જાણવામાં આવ્યો નથી. આ સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસના જેવા અપુત્રવાન પણ મરણ સમે સુધારાને સંભારનારા વિરલા છે, તો પુત્રવાનને એ સમે પોતાનો દેશ કે તેનો સુધારો ક્યાંથી સાંભરે? સુધારામાં ભાગ લેનારા અને કેટલાક તો અગ્રેસરોજ બે ચાર લાખ સુધીની પૂંજી મૂકીને મરણ પામેલા, પણ તેના મૃત્યુપત્રકમાં ધર્માર્પણ ખાતે એક પૈસો પણ લખેલો માલમ પડ્યો નથી. જૂની પદ્ધતિ પ્રમાણે ચાલનારા પુત્રવાન છતાં પણ સો બસે, પાંચસે, કે હજારલો પોતે માનેલા શુદ્ધ ધર્માદાના કામમાં મૂકીજ જાયછે. આટલા બ્રહ્મભોજ કે મંદીરમાં ભેટ, નો કાંઇપણ પૂંજી હોય તો લખી ગયા વિના રહેજ નહિ; ને કહી ન જાય તોએ તેના છોકરા પણ એટલો ધર્મ તો કરેજ. પણ નવા વિચારના મધ્યમ વર્ગવાળા એમ કરતા નથી. એનું કારણ શું? એ ઉપરથી એમ વહેમ ન જાય કે તેઓ જે વાતો કરેછે તેનો પોતાનેજ મન સાથે નિશ્ચય નથી? અને તેથીજ તેઓને તે સઘળી વાતો મરણ સમે સાંભરતી નથી. જો પોતે એ ઉત્તમ ધર્મ માન્યોછે, તો જે વેળા કઠોર પાતકીની પણ બુદ્ધિ ધર્મ તરફ વળેછે તે વેળા તે તેને કેમ સાંભરતો નથી?

અમે છેક ઉપલા ભાગમાં કહ્યું છે તે પ્રમાણે આ રૂપાંતરનો સમય

છે અને તેથી મધ્યમ વર્ગના ઘણા માણસો અચકીને ઉભા છે. તેઓએ જુના સંપ્રદાય છોડી દીધા છે પણ નવા સ્વીકાર્યા નથી. પણ આતો અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ થવા જેવું થાયછે. નવા આચાર પાડવાજ જોઇએ. મરણ સમે પુણ્યદાન કરવાનો રીવાજ સારોછે, અને સુધરેલાઓએ તે સુધરેલી રીતે રાખવોજ જોઇએ. આચાર હમેશાં બે ચારના કરવાથી પડેછે. તેથી જો આ હરિવલ્લભદાસના જેવા થોડા ગામે ગામ નીકળે, તે સંબંધી સમાજોમાં બોધ આપવામાં આવે, અને અગ્રેસરો પુત્રવાન કે અપુત્રવાન હોય તોપણ એવે પ્રસંગે ફુલ નહિ તો ફુલની પાંખડી પણ દેશાર્પણ કરવીજ જોઇએ એમ સમજી દૃઢતાથી વર્તે, તો થોડા વરસમાં એવો ધારોજ પડી જાય એમ અમે ધારીએ છઇએ.



# नात वरा ने वरघोडा.

આ મુર્ખાઈ ભરેલી રૂઢિઓથી થતા ગેરફાયદા વિષે વ્યાખ્યાન આપવાનો કાંઈ અમારો વિચાર નથી. એ રૂઢિઓ દેશમાં ઘણા વર્ષથી ચર્ચાયછે અને ચર્ચાઇને તેનો કુચો થઈ ગયોછે. એ બાબત હજારો ભાષણો અપાઈ ચૂકયાંછે, હજારો વાર તેના ઉપર જોસ ભર ફિટકાર નાંખવામાં આવ્યાછે, અને હજારો વાર તે બંધ કરવાના વિચાર થયાછે. એના ગેર ફાયદા સમજવામાં કાંઈ બાકી રહ્યું નથી. હાલ નાના બાળકને પૂછશો તો તે પણ કહેશે કે એ રૂઢિઓ ગાંડી, નુકશાન કરતા, અને દેશમાંથી કાઢી નાખવા જોગછે. સઘળા જાણેછે કે હિંદુ નાત વરા અને વરઘોડાના ખર્ચ કરવાને માટે પોતાની આખી જીંદગી દુઃખમાં અને કંગાલીઅતમાં ગુજારેછે. તે આખી જીંદગી પોતાનું પેટ બાળેછે, ચિથરે હાલ ફરેછે, ધિકારવા લાયક કરકસર કરેછે, સંસારમાં સુખ શુંછે તે તરફ આડી નજરે પણ જોતો નથી, અને એટલાથી પણ ન ધરાતાં અનેક કાળાં ધોળાં કરેછે, ઇશ્વરનો ચોર થાયછે, રાજનો ચોર થાયછે, લોકમાં બે આબરૂ થાયછે, અને આ બધું કરેછે તેની મતલબ એજછે કે જીંદગીમાં એવા બે ચાર પ્રસંગ આવે ત્યારે નાતો જમાડવામાં અને વરઘોડા કાઢવામાં પોતે લખલૂટ ખર્ચ કરી શકે ખરો. હિંદુઆ સંસારમાં પરમપદાર્થ નાત વરા અને વરઘોડાનેજ માનેછે. નાતવરા કર્યા અને વરઘોડા કાઢયા એટલે આપણે કૃતકૃત થયા એમજ તેઓ સમજેછે.

જેમ માણસને સારૂ ખેતી કરવા બળદને સરજ્યો છે તેમ જાણે તેઓને નાતવરા કરવા અને ઢોલ વગડાવવા સારૂજ પરમેશ્વરે સરજ્યાં હોય એમ તેઓ વર્તેછે. જે બાતે પાઇનું શાક ના ખાય, ભૂખે મરતાને મોઢે એક પણ દાણો ન નાંખે, અને પોતાનો એકનો એક છોકરો મરવા પડ્યો હોય તોપણ વૈદ્યને એક રૂપિઓ ન આપે, તે માણસ જ્યારે કોઇ વેળા હજારો માણસને ઉજાણી આપવામાં અને વરઘોડા કાઢવામાં જનમની કમાઈ ઉડાવી દે, ત્યારે તેને શું કહેવું તે અમને સૂઝતું નથી. એને કસરીઓ કહેવો કે ઉડાઉ કહેવો કે નિર્દય કહેવો? દયાવાન કહેવો? કોડીલો કહેવો કે સૂમ કહેવો? એને કાંઈજ કહી શકાતું નથી પણ એટલુંજ કે એનું ચિત્ત ઠેકાણે નથી, એ દિવાનોછે, પશુમાં જેટલી વિવેક બુદ્ધિ હોય છે તેટલી પણ એનામાં રહી નથી. એ કેવળ રૂઢિવશ જડ પૂતળુંછે. એનામાં કાંઈજ ચેતન નથી. જિંદગીમાં બે ચાર ટાણે ફૂલણજી થઈ ફરવાને સારૂ આખી જિંદગી દુઃખ વેઠવું એના જેવી બીજી ગાંડાઈ કઈ?

આ પ્રમાણે હાલ સૌ બોલેછે અને સમજે છે. બુઢાઓને પણ લાગે છે કે આ નકામા ખરચમાં ઘટાડો થવાની હાલ દેશકાળ જોતાં ખરેખરી જરૂરછે. પણ કોઇથી કાંઈ થઈ શકતું નથી. સુધારા રૂપી બાળકને આપણા દેશમાં જ્યારથી કાંઈ પણ જીભ આવી ત્યારથી તેણે આ રૂઢિઓને નામે પોક મૂકવા માંડીછે. પણ શશ્વત હિંદુમંડળના કાન ઉપર તે હજી કાંઇ અસર કરી શકી નથી. એમાં ધર્મ સંબંધી જરાએ બાનું કાઢી સકાય એવું નથી, બારમા તેરમા વગેરે કેટલીક જમણવારોમાં તો જમવું એજ શાસ્ત્રવિરૂદ્ધ છે, ગોસાંઇજી મહારાજ જેવા સત્તાવાન ધર્માધિકારી વરા બંધ કરવાની ભલામણ તથા આજ્ઞા કરેછે, તોપણ એ રૂઢિ જરાએ ડગતી નથી. પુનર્વિવાહ જેવા કેટલાક સુધારામાં ધર્મનો વહેમ તથા નાત બહાર મૂકવાની ઘણી દહેશત છતાં પણ તે કેટલેક દરજ્જે આગળ ચાલ્યાછે, પણ નાતવરાને વરઘોડાની મૂર્ખાઇઓ તો ઉલટી દિનપર દિન વધતીજ જાયછે.

આ બાબત લોકોમાં આટલી બધી જડતા કેમ વ્યાપી રહીછે, બીજા સુધારા કાંઇ પણ થાયછે, અને આ સહેલામાં સહેલો તથા પ્રત્યક્ષ ફાયદા ભરેલો સુધારો શા માટે થઈ શક્તો નથી, આ નાશકારક રૂઢિઓનું બળ તોડવામાં કઈ કઈ જાતની હરકતો નડે છે, જ્ઞાતિભેદનો એ મુખ્ય કોટ

છે એજ આ હરકતોનું અંદરખાને મુખ્ય કારણ કાં ન હોય, એને તોડવાને સારૂ કેવા કેવા ઉપાયો અને કઈ કઈ રીતે કામે લગાડવા જોઈએ, વગેરે ઘણી જાતના સવાલ એક લગનસરાની ધામધૂમ જોઇને વિચારવંત માણસના મનમાં ઉત્પન્ન થાય છે. પરંતુ તે વિષે પણ આ સ્થળે કાંઈ વિવેચન ન કરતાં એના દુકાળના સમામાં એ ધામધૂમ કેવી કઢંગી, નાદાની ભરેલી, અને પાપિષ્ટ દેખાય છે તેજ માત્ર અમે દેખાડીએ છઇએ.

૧૮૭૬ ના વરસથી આપણા ગૂજરાત પ્રાંતમાં ભારે મોંઘવારી ચાલે છે અને ગયા* વરસથી તો દુકાળ કહેવાઈ ચૂકયોછે. હાલ ગૂજરાતના સઘળા ભાગમાં લોકો ઘણાજ હેરાનછે. મોટા મોટાને પણ કાળ વિષમ લાગેછે. કેટલાક માણસો દહાડામાં એકવાર ખાઇનેજ ચલાવેછે. હજારો માણસનાં ટોળાં ભૂખના માર્યા ગામે ગામ રખડે છે, તેઓના દુર્બળ અને રોગિષ્ટ શરીર જોઇને સઘળા દયાળુ જનમાં કંપારી છૂટેછે, બધાના મોંમાથી દુકાળનો પોકાર ઉઠી રહ્યો છે, ભૂખમરાથી કેટલા લોકો છચોક લૂટફાટ કરવા નીકળી પડ્યાછે, રાજકિય પુરૂષો પણ આ દરવર્ષે પડતા દુકાળને જોઈ ઊંડા વિચારમાં પડ્યા છે, અને ટુંકામાં દુકાળ એ મોટામાં મોટો હાલ સાર્વજનિક વિષય થઈ પડ્યો છે. સઘળા લોકો પોકાર કરે છે કે દેશમાં અટળ નિર્ધનતા પેશી ગઇછે અને હવે આગળ શું થશે તેનો વિચાર કરતાં ઊંડો નિસાસો મૂકી ગંભીરતાથી માથું ધૂણાવેછે.

પણ બીજી તર્ફ જ્યારે હાલ સુરત અમદાવાદ જેવા શહેરોમાં અથવા નાનામાં નાના ગામડામાં પણ લગનગાળાને લગતા ખર્ચા થતા જોઇએછીએ, ત્યારે મનમાં એમ લાગેછે કે આ દુકાળનો પોકાર બિલકુલ ખોટોછે અને લોકો હાલ ઘણીજ સુખી સ્થિતિમાંછે. વરઘોડાનો શો ઠાઠ! સાબેલાઓ શું મઝાથી ઝળાંઝળાં થઈ રહ્યાંછે. રોશનીનો શો ભભકો! બગીઓ અને ઘોડાઓના સોનેરી રૂપેરી સાજનો શો અજબ ઝળકાટ! વાજાંઓમાં શું સુંદર રાગરાગણીઓ ધૂમી રહીછે! સ્ત્રી પુરૂષોની શી માહાલામાલ! આ જોઇને કોણ કહી શકશે કે આ દેશમાં દુકાળ છે? દુકાળ! દુકાળ તો દુષ્ટના મોં માંજ રહો, અને આ દેશ તો મહા સુખમાં નિમગ્ન થએલો જણાય છે. ભૂખે મરવાની કોણ વાત કરે છે? અહિંયા તો હજારો માણસની પંગત જમાડનારા પડયાછે અને તે જમણ પણ કેવા! ઘેબરને ખાજાં, જલેબીને

* જુન ૧૮૭૫ ગૂ. શા.

સાટવા, પાંચે પકવાન, સાતે પકવાન બાસુદી પૂરી શિખંડ પૂરી, બરફી પૂરી ને ઉપર મિરંજને દૂધ! શાક તરકારી અને ભજીઆની તો આટલી બધી જુક્તિ કે ગજીઆ–પત્રાળી પણ હાલ નાની ગણાયછે. અને આ પ્રમાણે જમાડનારા કોઈ વિરલાજ હશે એમ ધારશોમા. એવા ઉદાર પુરૂષો તો હાલ શેરીએ શેરીએ અને ઘેર ઘેર દેખાયછે. ધન્યછે એ પુરૂષોની ઉદારતાને, અને ધન્યછે આ દેશને તથા ધન્યછે આ જમાનાને કે જ્યાં આવા ઉદાર પુરૂષો ઉત્પન્ન થયાછે. પેલું આળસુ કંગાળ ટોળું શા માટે ભૂખ ભૂખ કરી રહ્યુંછે! હજી પણ તમે ધરાતાં નથી? આવા રૂડા ભોજનો છતાં પણ, અભાગીઆઓ તમે કેમ દુબળા જણાઓછો? શું તમારા પેટમાંજ દુકાળ રૂપી અગ્નિએ આવીને વાસ કર્યોછે કે તમે પુષ્ટ થવાને બદલે લેવાનાંજ જાઓછો? પેલાં નાના છોકરાં કેમ મરવા જેવા દેખાય છે? પેલો ઘરડો ડોસો કેમ ચાલતાં લથડી પડેછે? પેલી અભાગણી બાઇડી પોતાના બાળકના હાથમાંથી કોહેલા રોટલાનો કડકો ખૂચીને આટલી આતુરતાથી શા માટે ખાયછે? ભૂખે મરોછો? જાઓ, સામી પોળમાં ધનપાળશાહ શેઠને ત્યાં બે હજાર માણસ જમેછે. નહિ તો પાછલી શેરીમાં ફકીરાભટ્ટ પોતાના બાપની પાછળ અશોષ કરેછે.જવાબ મળેછે કે અમને તો એક દાણો પણ એમાંથી મળનાર નથી અમે તો ભૂખે મરી ચાલ્યાં! ઘર છોડયાં, બાર છોડયાં, ધરમ છોડયાં, છોકરાં છોડયાં તોપણ અમને ખાવાનું મળતું નથી. અમારાંમાંના ઘણાં મરી છૂટયાં, અને અમે પણ મરીશું ત્યારેજ આ પાપી ભૂખના દુઃખમાંથી છૂટીશું!

ગંભીરાઇથી વિચાર કરીએ તો આ પ્રસંગે એક સૂકા રોટલાને માટે માણસો ટળવળી મરે છે તે વેળા તેની સામે નજર ન કરતાં જે આવી જમણવારોમાં તથા વરઘોડામાં પૈસા ખર્ચી નાંખે છે તે કેવા નિર્દય અને દુષ્ટ પતરાજી ખોર જાણવા. આ બધા પૈસાનો એક દશમો ભાગ પણ ભેગો કરી જો દુકાળીઆની મદદમાં આપ્યો હોય તો કેવું રૂડું તથા ધર્મનું કામ થાય! પોતાના દેશીભાઇઓ દુકાળથી મરવા બેઠાછે તે વેળા આવાં જમણ કોમળ માણસના મોંમાં જાયછેજ કેમ એ મહા આશ્ચર્યની વાતછે. મુડદાંના માથા ઉપર બેસીને ઉજાણી કરવા જેવું આ રાક્ષસી કર્મછે. જે પૈસા આવે પ્રસંગે આ બાપડાં નોધારાને જીવાડવાને સારૂ વાપરવા જોઇએ તે પૈસાના નાતવરા જમવા એ તેમના લોહી તથા માંસ ખાવા બરોબર છે. જમનાર અને જમાડનાર બંને બહુજ દુષ્ટ તથા પાપી ઠરેછે.

પણ આ વાંચી કદાપિ કોઈ કહેશે કે જનમમાં બારણે કોઈવાર પગરણ આવે અને તે વેળા ઘરડા વરડાની આબરૂ પ્રમાણે ખરચ કર્યા વિના કેમ ચાલે ? પછી રળ્યુંખપ્યું શા અર્થે આવવાનુંછે ? આવે વખતે એ કાળીઆનો કોણ વિચાર કરે ? તે મરેછે તો ભોગ તેના ! આપણે કોને કોને પાળવા જઇએ ? તેને માટે આપણે વરા ન કરીએ એ કેવી હસવા જેવી વાતછે ! આવી રીતનું નિર્દય બોલનારને ધર્મપક્ષે કાંઈ કહેવાનું નથી. ધર્મ શુન્ય બુદ્ધિવાળાની આગળ દયા ધર્મની વાત કરવી એ બહેરા આગળ શંખ ફૂંક્યા બરાબર છે. માટે દયાની વાત આઘી મૂકી આપણે તેમને એટલું પૂછીએ છઇએ કે તમે મોઘવારીની શા માટે બૂમ મારોછો. મરનાર મરેછે. પણ તમેતો જાને સુખીછો ? તમે શા માટે કહોછો કે અમારાથી લાઇસેન્સટેક્સ અપાતો નથી ? શું, આવે ઠેકાણે હજારો રૂપિઆ ખર્ચવા મળેછે અને સરકાર જ્યારે બે ચાર રૂપિઆ માગે છે ત્યારે તે તમને નથી મળતા ? તમે કદાપિ કહેશો કે આતો અમે મોં પર તમાચો મારીને લાલ રાખીએ છઇએ એ વાત ખરી; તમે મરતે મુસલમાન થાઓછો, ઘરમાં વાંસ ફરેછે એ વાત સમજી ખરાછે, અમે જાણીએ છઇએ, સઘળા દેશીઓ જાણે છે, પણ આવી તમારી સ્થિતિથી બિલકુલ વિરૂદ્ધ ચાલ જોઇને તમારૂં કહ્યું સરકારથી કેમ મનાય? સરકાર શી રીતે માને ? તમે ગમે એટલો ગણગણાટ કરો, ગમે એટલાં આસોશિયનો મેળવો અને ગમે એટલાં અર્જો કરો, પણ જ્યાં સુધી તમે આવા નકામા ઉડાઉ ખર્ચ કરશો ત્યાં લગી સરકાર કદીપણ માનનાર નથી કે તમારામાં નાનો સરખો એક કર આપવાની શક્તિ નથી. જે લોકો આવા મોટા ખર્ચ કરેછે તે લોકો છેક નિર્ધનતામાં ડૂબી ગયાછે એ વાત અજાણ્યાને હસવા સરખીજ લાગે. પરદેશીઓ ઘણા કાળથી તમારો ઠાલી ઠાઠ જોઇને ઠગાતા આવ્યાછે અને હજી પણ ઠગાય છે. તેમાં તેઓનો કાંઈ વાંક નથી. રાત ને દહાડો હા ને ના, પાપ ને પુણ્ય જેમ જોડે રહી શકતાં નથી, તેમ નિર્ધનતા અને આવો વૈભવ જોડે હોઈ શકે નહિ એમ જો તેઓ માને તો તે ખરેખરૂં સ્વભાવિકજ છે. પતરાજીમાં આપણું બધું ગયુંછે અને રહ્યું સહ્યું કાંઈ હશે તે પણ છેકજ જશે. આખરે આપણા હાલ અમેરિકન ઇંડિયનો જેવાજ થનાર છે અને તેમાં મુખ્ય વાંક આપણો પોતાનોજ જણાય છે. આપણે છતી આંખે આંધળા થઈ ફરીએ છઇએ, આપણે છતે કાને બેહેરાજ થઈ બેઠા છઇએ, આપણે છતી સમજે અણસમજુથી પણ નઠારી રીતે ચાલીએ છઇએ, અને આપણે પ્રત્યક્ષ કૂવાને દેખી અને જાણી તેમાં ઝંપલાવીએ છઇએ અને

પછી ડુબતી વેળા નકામો પોકાર કરીએ છઇએ તેથી શું વળે? તે વેળા પણ કોઈ કાઢવા ઉતરે છે, તો તેને ગાળો દઇએ છઇએ, લાતો મારીએ અને તે ઉપર ખેંચવાને જેટલું બળ કરેછે તેથી દશગણું બળ કરીને આપણે ઉંચે ન આવતાં તેને પણ નીચેજ પાડવાની તજવીજ કરીએ છઇએ. હવે આપણે શી રીતે તરીએ? તરવાની આશાજ રાખવી જોઇએ નહિ.

આવી રીતની જ્યાં આપણા મનની સ્થિતિ થઈ રહી છે ત્યાં શું કરવું તે કાંઈ સૂઝતું નથી. બોધની અસર થતી નથી, મર્મવચનના પ્રહારથી અસર થતી નથી, લાભાલાભ સમજાવ્યાથી અસર થતી નથી, જાતે સમજ્યાં છતાં કાંઈ અસર થતી નથી, એ જડતા કેમ ટળે? અમેતો ધારીએ છીએ કે શાણા અને વિચારવંત દેશીઓએ મળીને સરકારને વિનવી એવો કાયદો કરાવવો જોઇએ કે નાતવરા ને વરઘોડા ઉપર ભારે કર મૂકાવવો. અમેતો ધારીએ છઇએ કે એ કર કોઈ રીતે ગેરવાજબી કહેવાશે નહિ. જે માણસ આટલા બધા પૈસા નકામા પતરાજીના ખર્ચમાં ફેંકી દેવા નીકળ્યો છે તે દેશમાં જાનમાલ સચવાય છે તેની કિંમત આપવાને શક્તિમાન હોવા જોઇએ. બીજા કેટલાક કર ગરીબો ઉપર પડેછે તેમ ન થતાં આ કર પૈસાવાળા અથવા ઉડાઉ લોકો ઉપરજ પડશે. હાલ સરકારને નાણાંની ઘણી તાણછે તેમાં એ કરની ઉપજ ઘણી મદદ લાગશે. વળી જો લોકો પોતાની મેળે આમ થવાથી સમજીને પોતાનાં આવાં ઉડાઉપણાં ઓછાં કરતા જશે તો તે પણ ફાયદોજ છે, કેમકે આ કરની મુખ્ય મતલબજ એ છે કે આવાં ઉડાઉપણા દૂર થાય. કોઈ વેળા સરકાર આપોઆપજ આવો કર મૂકશે પણ દેશહિતેચ્છુઓ પોતે એ પ્રમાણે કરવાનો જશ લે અને પોતે પોતાનું નામ સાર્થક કરે તો વધારે સા[...] એ કર એટલો જોઇએ (જાણે સેંકડે ૨૫ ટકા) કે લોકો નાતવ[...] વરઘોડામાં પૈસા બગાડતા પોતાની મેળેજ અટકે; થોડો હો[...] માત્ર વધારો થશે અને તેથી લોકોનો પોકાર વધારે ઉ[...] તે ઘણોછે એમ કહી તેઓ માંહો માંહે સંપ કરી[...] નાતના ઠરાવથીજ બંધ કરશે અને એમ થ[...] નથી; સારાસાર સમજાવાથી થયું નથી[...] પોતાની મેળેજ થશે અને દેશમાંથી[...] એટલુંજ નહિ પણ તે જવાથી બી[...]

---